---

## ઓર્ડર ૨૧ મો.

### હુકમનામાં તથા હુકમની બજાવણી વિશે.

---

## આર્ડર ૨૨ મો.

પક્ષકારોનાં મરણ,લગ્ન, અને તેમની નાદારી વિશે.



---

## આર્ડર ૨૩ મો.

ફરીયાદો કાઢી લેવા તથા માંડીવાળવા વીશે.

---

કલમો.

## આર્ડર ૩૪ મો.

સ્થાવર મિલકતના ગીરો બાબતની ફરિયાદો વિશે.

૧. ગીરો છોડવવાનો હક્ક રદ કરાવવા બાબતની, વેચાણ કરાવવા બાબતની તથા ગીરો છોડવવા બાબતની ફરિયાદ ના પક્ષકાર.
૨. ગીરો છોડવવાનો હક રદ કરાવવા બાબતની ફરિયાદમાં કરેલું પ્રાથમિક હુકમનામું.
૩. દેવી થયેલી રકમ ભરવામાં આવે પછી શું કરવું.
ગીરો છોડવવા બાબતનો હક રદ કરવા બાબતનું પાકું હુકમનામું.
મુદત વધારવાનો અધિકાર.
કરજ વળવા બાબત.
૪. વેચાણ કરાવવા બાબતની ફરિયાદમાં પ્રાથમિક હુકમનામું.
ગીરો છોડવવાનો હક રદ કરાવવા બાબતની ફરિયાદમાં વેચાણ કરવા બાબતનું હુકમનામું કરવાનો અધિકાર.
૫. વેચાણ કરવા બાબતની ફરિયાદમાં પાકું હુકમનામું.
૬. ગીરો ઉપર લેહણી રહેલી બાકીનું વસુલ
૭. ગીરો છોડવવાની ફરિયાદમાં, પ્રાથમિક હુકમનામું.
૮. ગીરો છોડવવાની ફરિયાદમાં પાકું હુકમનામું.
રકમ ભરવામાં ન આવે તો, ગીરો છોડવવાનો હક રદ કરવો અથવા મિલકત વેચવી.
કરજ વાળવા બાબત.
મુદત વધારવાનો અધિકાર.
૯. કાંઈ પણ લેહેણું ન નીકળે અથવા ગીરો રાખનારને વધારે રકમ પોહોંચી હોય ત્યારે હુકમનામું.

કલમો.

૧૦. હુકમનામું થયા પછીનો ગીરો રાખનારનો ખરચ.
૧૧. વચલા ગીરો રાખનારનો ગીરો છોડવવાનો, તથા ગીરો છોડવવાનો હક બંધ કરવાનો હક.
૧૨. અગાઉના ગીરોનો બોજો હોય એવી મિલકતનું વેચાણ.
૧૩. વેચાણના ઉત્પન્નની વ્યવસ્થા કેમ કરવી.
૧૪. ગીરો મિલકત વેચવા સારૂ વેચાણ કરવાની ફરિયાદની જરૂર.
૧૫. બોજા.

---

## આર્ડર ૩૫ મો.

ઇન્ટર પ્લીડર ( વીરૂધ હકોનો નિર્ણય કરવાની તિરાહિત કરે તે ફરિયાદ ) વીશે.

૧. ઇન્ટર પ્લીડર ફરિયાદમાં ફરિયાદ અરજી
૨. દાવો કરેલી વસ્તુ કોરટમાં મુકવાનું.
૩. પ્રતિવાદી વાદી ઉપર ફરિયાદ કરે ત્યારે કામ ચલાવવાની રીત.
ખરચ.
૪. પહેલી સુનાવણી વખતે કામ ચલાવવાની રીત.
૫. મુખ્ત્યાર અને ભાડુતને ઇન્ટરપ્લીડર ફરિયાદ માંડવાનો અધિકાર નથી.
૬. વાદીના ખરચનો બોજો.

---

## આર્ડર ૩૬ મો.

વીશેશ હકીકત ( કેસ ) વિશે.

૧. કોરટના અભિપ્રાય સારૂ હકીકત (કેસ) લખી આપવાનો અખ્ત્યાર.
૨. વિષયની કિમત કયારે લખવી.
૩. કરારનામું ફરિયાદ તરીકે ફાઇલ કરીને રજીસ્ટરમાં દાખલ કરવું.
૪. કરારનામું કરનારા શખસો ઉપર કોરટની હકુમત ચાલશે.
૫. કેસ સાંભળીને નિકાલ કરવાનું.

# પેહેલું પરિશિષ્ટ.

## ઑર્ડર ૧ લો.

### ફરિયાદના પક્ષકારો વિશે.

વાદીઓ તરીકે કોણ સામીલ થઇ શકે.

કલમ ૨૬.

**૧. (૧) એકજ કામના અથવા વ્યવહારના અથવા અનેક કામના અથવા વ્યવહારના સંબંધમાં અથવા એકજ કામ અથવા વ્યવહાર ઉપરથી અથવા ઘણા કામો અથવા વ્યવહાર ઉપરથી ઉત્પન્ન થતો દાદ માગવાનો કોઈપણ હકજે શખસોનો છે એમ કહેવામાં આવતું હોય તે બધા શખસોને, તેઓ જુદી જુદી ફરિયાદ માંડે તો, તે સઘળાને સામાન્ય એવો કોઇપણ કાયદાનો અથવા હકીકતનો સવાલ ઉભો થવાનો સંભવ હોય તે પ્રસંગે, વાદી તરીકે એકજ ફરિયાદમાં સામીલ કરી શકાય; પછી તે હક ગમે તો બધાનો મળીને હોય, કે પૃથક પૃથક હોય કે એકનો નહીં તો બીજાનો એમ હોય તેની ચિંતા નહીં.**

---

### સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૬.

**ટીકા**—આ રૂલ ફરીથી ઘડવામાં આવેલી છે અને તે ઇંગ્રેજી રૂલના ઓ. ૧૬, રૂ. ૧ માં સને ૧૮૯૬ માં ફેરફાર કરેલો છે તેના સરખુ ઠરાવેલુ છે. તે હાઇકોર્ટ તથા પ્રોવીનશીયલ સ્માલકાઝ કોર્ટોને લાગુ છે.

**તમામ શખસો કરી શકાયઃ**—સને ૧૮૯૭ ના જનરલ કલાઝ એક્ટ ૧૦ ની ક. ૩ (૩૯) પ્રમાણે "શખસ" એ શબ્દમાં કોઇ કંપની અથવા એસોશીયન અથવા સમુદાય જેઓનું ભંડોળ હોય કીંવા નહી પણ તેઓનો સમાવેશ થાય છે. એક મંડળીના તમામ અંગભુતોને વાદીઓ તરીકે સામેલ કરવાજ જોઇએ તે પ્રમાણે તે રૂલ વાંચવી ના જોઇએ. (બૈજલાલ વી. બુળકલાલ (૧૮૯૭) ૨૪ ક. ૩૮૫).

**તેનું તેજ કૃત્ય અથવા વ્યવહારઃ**—આ શબ્દો "દાવાના કારણ" એ શબ્દોની જગાએ દાખલ કરવાથી ઘણો અગત્યનો ફેરફાર કરેલો જણાય છે. જુના કાયદા પ્રમાણે તેના તેજ વારંટથી તેર શખસોને તુરગમાં મોકલવામાં આવેલા હતા તેથી તેઓએ નુકશાન બાબત એકઠો દાવો કરેલો હતો, પણ તેઓની દાવાઅરજી કાહાડી નાંખેલી હતી (અલીમીરંગ વી. બીઠન (૧૮૮૫) ૧૧ ક. ૫૨૪), અને તેવીજ રીતે ૭ સખસોએ એકઠો દાવો કરેલો હતો કે અમોને જીલ્લાની દેવસ્થાન કમીટીમાંથી દુર કરેલા છે તે કાયદેસર નથી એવું ઠરાવી આપો, પણ તે એકઠો દાવો ચલાવવાની પરવાનગી આપેલી ન્હોતી. (રામાનુજ વી. દેવનાયક (૧૮૮૫) ૮ મ. ૩૬૧). વળી એક વર્તમાનપત્રમાં છાપેલી આર્ટીકલથી કલકતા પોલીસના કેટલાક માણસોની ચાલ વીશે વીચાર થતો હતો તેથી તેઓને તે સબંધી એકઠો દાવો કરવાની પરવાનગી આપેલી ન્હોતી (એલડ્રીજ વી. બૈરો (૧૯૦૭) ૩૪ ક. ૬૬૨; ૧૧ ક. વી.

નો. ૬૮૦ ). તેવીજ નીયમ બરોબર જુનો ઇંગ્રેજી હતો તે પ્રમાણે ઠરાવેલું છે કે કેટલાક વહાણુ ઉપર માલ ચડાવનારાઓની પાસે એકજ આગબોટમાં માલ ચડાવ્યાના જુદા જુદા બોલો હતાં પણ તેઓને ઓછો માલ મળ્યા વીશે એકઠો દાવો કરી શકતા નથી ( સ્માર્થવેટ વી હેને (૧૮૯૪) અ સી. ૪૯૪ ). સામસામી અથડાયાની જે એકજ હકીકત બનેલી તેથી તેની તેજ હકીકત ઉપરથી બાસઠ શખસો નુકશાન બાબત એકઠો દાવો કરી શકતા નથી ( પી. અને એસ. એન. કંપની વી. સ્યુનકી જુમા ( ૧૮૯૫ ) એ. સી. ૬૬૧ ) તેમજ એક ખાણમાં રેલ આવવાથી પચાસ ખાણુ ખોદનારા ડુબી ગએલા હતા તેથી તેની તેજ કસુરના કારણથી તે ખાણુ ખોદનારાના વારસ વકીલોનો નુકશાન બાબતનો એકઠો દાવો ચાલી શકતો નથી. ( કાર્ટર વી. રીગબી ( ૧૮૯૬ ) ૨ કયુ. બી. ૧૧૨ ) આ બધા દાવાનો આ રૂલમાં સમાવેશ થાય છે અને તે ચાલવા લાયક છે એવું જણાય છે. તેના તેજ કૃત્ય અથવા વ્યવહારમાંથી વાદીઓના દાવાના કારણો ઉત્પન્ન થતાં હોય લો તે હાલ જુદાં જુદાં હોય અને એકસરખો કાયદાનો અથવા હકીકતના સવાલનો નીર્ણય કરવાનો હોય એવી જરૂર છે ( સ્ટ્રોડ વી. બોસન ( ૧૮૯૮ ) ૨ ક્યુ. બી. પા. ૫૨, ૫૪; બેડફોર્ડ વી. એલીસ ( ૧૯૦૧ ) એ. શો. પા. ૧૨ અને એન. પ્રેકટીસ ( ૧૯૦૮ ) પા. ૧૪૭ ).

**ઇંગ્રેજી ઠરાવો**:—આ રૂલ સમજવાને સારૂ ઉપયોગી આધાર તરીકે ઉપયોગમાં આવે તે સારૂ નવા ઇંગ્રેજી નીયમ પ્રમાણે નીચેના ઇંગ્રેજી ઠરાવો બતાવવામાં આવેલા છેઃ—

તેના તેજ પ્રોસ્પેકટસમાં બનાવેલી હકીકત ઉપર ભરૂસો રાખી તે વાદીઓએ એક કંપનીના ડીબેંચર લીધાં હતાં, પણ તે જુઠી છે એવું તેઓએ કહેલું તેથી તેઓને એકઠો દાવો કરવાની પરવાનગી આપેલી હતી. તેના તેજ વ્યવહાર એટલે તેજ પ્રોસ્પેકટસ કાહાડવાથી તેઓનો દાદ માગવાનો હક ઉત્પન્ન થએલો છે ( ડીનોક બીયર વી. વુડ (૧૮૯૯) ૧ ચ. ૩૯૩).

બજારના છ માળીઓએ એક બજારના માલેક ઉપર એવું ઠરાવવાને દાવો કર્યો કે તે બજારની જગા સંબંધી અમારા અમુક હકો જે કહેવામાં આવેલા છે તેમાંથી અમને બાતલ કરવાનો તે માલેકનો હક નથી એવું ઠરાવી આપો તો તે દાવો ચલાવવાને તેઓને પરવાનગી આપેલી હતી. ( એલીસ વી. બેડફોર્ડ ( ૧૮૯૯ ) ૧ ચ. ૪૯૪; ( ૧૯૦૧ ) એ. સી. ૧૨ )

પરંતુ વાદીએ પોતાની સામે અયોગ્ય રીતે ડીવીડંડ ઠરાવવામાં કપટ કરવાથી નુકશાન થએલું છે તે નુકશાન બાબત તથા પોતાની તરફથી બાજા શેરહોલડરો તરફથી એવું ઠરાવવાને દાવો કર્યો તે બાબત કરેલું ડેકલેરેશન કાયદા વીરૂધ છે અને તે પાછું લેવાને એક કંપનીના ડાયરેકટરો ઉપર દાવો કરેલો હતો. તેમાં ઠરાવેલું છે કે મતલબે બે વાદીઓ છે અને તેના તેજ વ્યવહાર ઉપરથી બે દાવાનાં કારણુ ઉત્પન્ન થએલાં નથી ( સ્ટ્રોડ વી. લાશન ( ૧૮૯૮ ) ૨ કયુ. બી. ૪૪ અને જુઓ એન. પ્રેકટીસ ( ૧૯૦૮ ) ૧૪૮ ).

આ ઠરાવ સાથે ( નસરવાનજી વી. ગોરડન ( ૧૮૮૧ ) ૬ મું. ૨૬૬, પા. ૨૭૫ ) ના ઠરાવનો મુકાબલો થઇ શકે છે. તે કામમાં એક કંપની અને તેના ડાયરેકટરો ઉપર એજંટોએ દાવો કરેલો હતો. તેમાં તે બે શેરહોલડરો હતા. તેથી તે વાદીઓને જે દાવાનું કારણ એક કરારની રૂઇએ હતું તે બે વાદીઓને શેરહોલડર તરીકે દાવો કરવાનું કારણ હતું તે સાથે સામેલ કરવાને પરવાનગી આપેલી નથી. જુના નીયમ ( સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૬ ) પ્રમાણે એક ન્યાતના કેટલાક અંગભુતોને બીનટ બરોબર નહી કરવા બાબત ટ્રસ્ટીયો ઉપર એક દાવો એકઠો કરવાને પરવાનગી આપેલી હતી ( ઠાકરસી વી. હરભમ ( ૧૮૮૩ ) ૮ મું. પા. ૪૫૦, અને જુઓ કાળીદાસ વી. ગોર પરજારામ ( ૧૮૯૦ ) ૧૫ મું. ૩૦૯ )

**અભાવે કરેલા અથવા વીરૂધ દાવાઓઃ**—"અભાવે" એ શબ્દ જે કામોમાં એક દાવાના કારણથી દાવો કરવાનો જે શખસનો હક થતો હોય તે શખસ બાબત શક હોય (લીંગમલ વી. વેંકટમલ (૧૮૮૩) ૬ મ. ૨૪૩, હરમણી વી. હરીચર્ણ (૧૮૯૫) ૨૨ ક. પા. ૮૨૫, ૮૪૦ માં જે કારણ બતાવેલું છે તે ફેરફાર કરેલા નીયમને લાગુ થાય છે એમ જણાતું નથી. અને વળી જુઓ (મોહીમ વી. આતલચંદ્ર (૧૮૯૭) ૨૪ ક.૫૪૦). જેમ બે વાદીઓમાનો એક વાદી દાવો કરી શકતો હોય તો બીજા વાદીને સાવચેપણા સારૂ સામેલ કરેલો હોય છે (બચુબાઇ વી. શામજી (૧૮૮૫) ૯ મુ ૫૩૬) પણ એવું જણાય છે કે જે શખસોનો દાવાવાળી બાબતમાં સામસામી અથવા વીરૂધ દાવો હોય તો આ રૂલને ઓ. ૧૧, રૂ. ૩ સાથે વાંચતાં તેઓને એકડો દાવો કરવાની પરવાનગી આપવામાં આવતી નથી જેમકે હિંદુ વિધવા અને તેણીનો દત્તક હોય તેને કુટંબની મીલકત લેવાનો એકડો દાવો કરવાની પરવાનગી આપવામાં આવતી નથી (લીંગમલ વી. વેંકટમલ (૧૮૮૩) ૬ મ. ૨૪૩). પણ એક વિધવાએ તથા દતક મરનારના લહેણાના નાણાં લેવાને એકઠો દાવો કરેલો અને તેમાથી બેમાંથી એકને આપવાને કરાર કરેલો હતો તો જુના કાયદા પ્રમાણે પણ તેઓનો દાવો ચાલવા લાયક હતો (ક. ૨૬) (મૃત્યુમજય વી. જનકમા (૧૯૦૩) ૨૬ મ. ૬૪૭) અને અમુક હકીકત કહીને તમામ વાદીઓના લાભમાં હુકમનામુ કરાવવાને અને તેમ નહિ તો તેમાંના એકના લાભમાં હુકમનામું કરાવવાને અરજ કરવાથી દાવા અરજી ખોટી છે એવું થતું નથી એવું કહેવામાં આવેલુ છે (લક્ષમદ્રા વી. નાગીરેડી (૧૯૦૫) ૨૮ મ. ૫૦૦).

જે કામોમાં વાદીના દાવો કરવાના હક વીશે સામી તકરાર કરવામાં આવેલી તેમાં થએલા ફેંસલાઓનો વીચાર કરવાની આ જગાએ સુગમ જણાય છેઃ—

**એજંટઃ**—દેવસ્થાન તરફથી એક કારયમ સમુદાયમ પોતાના નામથી દાવો કરી શકતો નથી (અની વી. નીલકંઠન (૧૮૮૨) ૪ મ ૧૪૧ વળી જુઓ રામસરર વી. ક્રીશનન (૧૮૮૦) ૩ મ. ૨૭૦; કંનજન નેરી વી. નીલાકુંદન (૧૮૭૮) ૨. મ. ૧૬૭). તેમ એક ગુમાસ્તો પોતાના નામથી ભાડાનો દાવો કરી શકતો નથી (કુંજબેહારી વી પુર્ણચંદ્ર (૧૮૮૨) ૧૨ ક. લા. રી. ૫૫; મધુસુદન વી. મોરન અને કંપની (૧૮૬૯) ૧૧ વી. રી. ૪૩). તેવીજ રીતે એક જમીનદારના ઉપર હક ઠરાવવાના દાવામાં જમીનદારને પક્ષકાર કરવો જોઇએ અને તેના કરીનદાને પક્ષકાર કરવાનો નથી (માધોરાવ આપા વી. ઠાકુરપ્રસાદ (૧૮૬૮) ૩ અ.આ, ૧૭૭) વળી તેમજ સને ૧૮૫૮ના એક્ટ ૩૫ પ્રમાણે નીમેલો વહીવટદાર દીવાની મીલકતનો કબજો લેવાનો દાવો પોતાના નામથી કરી શકતો નથી (નેમાવા વી. દેવેંદ્રાપા (૧૮૯૧) ૧૫ મુ. ૧૭૭).

**અસાઇનીઃ**—ઇંગ્લાંન્ડમાં દાવો કરવાનો હક "કોમનલા" પ્રમાણે બીજાને આપી શકતો નથી અથવા અશાઇન કરી શકાતો નથી કે જેથી અશાઇની પોતાના નામથી દાવો લાવી શકે; આ દેશમાં દાવાનું કારણ અસાઇન કરી શકાય છે એટલુંજ નહી પણ જવાબદારી બાબત દાવો થવાનો હોય તે પણ અશાઇન કરી શકાય છે (કીયર્નેસ વી. ભવાનીચર્ણ મીતર (૧૮૬૩) બં. લા. રી. એફ, બી. ૫૪) પણ જુઓ મીલકત તબદીલ કરવાના એક્ટ (સને ૧૮૮૨ ના એક્ટ ૪) ની ક. ૧૩૬ જુઓ તેમાં ઠરાવ્યું છે કે કોઇ જડજે, કાયદાનો ધંધો કરનારે અથવા ઇનસાફની કોર્ટ સાથે સબંધ રાખનાર અમલદારે ફરીયાદ કરવા લાયક દાવો ખરીદ કરી શકતા નથી. ચાર શખસોએ મીલકતનો કબજો લેવા દાવો કરેલો હતો. તેમાં ત્રણ વાદીયોના હકમાં એક વાદીનો ભાગ હતો તે દાવો કરવામાં હતો. તેમાં

ઠરાવ્યું છે કે ખોટી રીતે તે પક્ષકારો થએલા નથી (મુંદર જાહા વી. બંસમાન જાહા (૧૯૦૬) ૩૩ ક. ૩૬૭; ૧૦ ક. વી. નો. ૫૦૮).

**દાવો કર્યા પછી:**—ચાલતા દાવામાં એસામીઓને વધારી શકાય છે. અથવા એકની જગાએ બીજાને દાખલ કરી શકાય છે. જુઓ આગળ ઓર્ડર ૨૨. રૂલ ૧૦ જો એકની જગાએ બીજાને દાખલ કરેલો હોય તો તે મુદતની અંદર કરવો જોઇએ (હરખચંદ વી. દીનોનાથ શાહી (૧૮૯૮) ૨૫ ક. ૪૦, અબદુલ વી. અમીરઅલી (૧૯૦૭) ૩૦ ક. ૬૧૨ એફ. બી, ૫ ક. લા. જ. ૪૮૬) ના કામમાં પસંદ કરવામાં આવેલો છે; ૧૧ ક. વી. નોટ ૫૨૧ તેથી સુપનસીંગ વી. ઇશ્રીત (૧૮૮૦) ૫ ક. ૭૦૦ નો ઠરાવ રદ કરવામાં આવ્યો છે. વળી જુઓ રાંમજોયનાથ સરકાર વી. શંભુનાથ શાહ (૧૯૦૫) ૯ ક. વી. નોટ ૮૯૩) જુઓ આગળ ઓ. ૧ રૂલ ૧૦ (૨) તથા સને ૧૯૦૮ નો મુદતનો એકટ.

**બેનામીદાર:**—ફકત જાતીકી માગણીમાં જેમ કે બંગાળાના ખતો હોય તો જે સખમનું તે દસ્તાવેજમાં નામ હોય, તે શખસના નામથી દાવો કરી શકાય છે, પછી તેનું તેજ દસ્તાવેજમાં ખરૂં હીત ન હોય તેની ચીંતા નહિ અને ખરો માલેક પણ દાવો કરી શકે છે, પણ હક ઉપરથી મીલકત બાબતનો દાવો કરવાનો હેય તો ખરા માલેકે દાવો કરવો જોઇએ (ગોપીકીસ્ટો ગોસાંઇ વી. ગંગાપ્રસાદ (૧૮૫૯) ૬ મુર. ઇં. અ. ૫૩ પા. ૭૨; તમાઉન્નીસા વી. બુજલમની દાસી (૧૮૭૩) ૨૦ વી. રી. ૭૨; હરીગોવીંદ વી. અખય કુમાર (૧૮૮૯) ૧૬ ક. ૩૬૪. પરંતુ જુઓ મોહેન્દ્રનાથ વી કાળીપ્રસાદ જોહરી (૧૯૦૩) ૩૦ ક. ૨૭૧ ના ઠરાવમાં જસ્ટીસ બેનરજીએ કરેલું અવલોકન વળી જુઓ તીરમા લાયાપા વી. સ્વામી નાયકર (૧૮૯૫) ૧૮ મ. ૪૬૯). એકાદુ ગીરો છોડાવાનો હક બંધ કરવા બાબતનો દાવો એક બેનામીદાર કરી શકે છે (સચીતનંદ માહમત્ર વી. બલોરામ ગોરેન (૧૮૯૭) ૨૪ ક. ૬૪૪), તેમજ વળી ગીરોવાળી મીલકત વેચાવા બાબતનો દાવો (યાદરાંમ વી. ઉમરાવસીંગ (૧૮૯૯) ૨૧ અ. ૩૮૦), વળી ગીરો છોડાવાનો દાવો (દગડુ વી. બળવંત (૧૮૯૮) ૨૨ મું. ૮૨૦), અને નુકશાન બાબતનો દાવો (રાવજી વી. મહાદેવ (૧૮૯૮) ૨૨ મું. ૬૭૨), બેનામીદાર કરી શકે છે એકાદો બેનામીદાર એક પ્રોમીસરી નોટની રૂઇએ દાવો કરી શકે છે. (સરતચંદ્ર વી કેદારનાથ (૧૮૯૭) ૨ ક. વી. નોટ ૨૮૬). એક પ્રોમીસરી નોટમાં ખરી રીતે ત્રીજા સખસનું હીત હોય તે કારણથી તે નોટની રૂઇએ દાવો કરવાને જેને નાણાં લેવાના હોય તેને અને તે નોટના કબજેદારને દાવો કરવાને અટકાવ થતો નથી (બોઝામા વી. વ્યકંટરામાયા (૧૮૯૮) ૨૧ મ. ૩૦). અલ્હાબાદમાં (નંદકીશોર વી. અહમદઆટા (૧૮૯૬) ૧૮ અ. ૬૯), એવું ઠરાવેલું છે કે સ્થાવર મીલકત લેવાને એકાદો બેનામીદાર પોતાના નામથી દાવો કરી શકે છે પણ આ વીચારથી પ્રત્યક્ષ રીતે કલકતા હાઇ કોર્ટે જુદો ઠરાવ કર્યો છે. (બરોડા સુંદરી વી. દીનાબંધુ (૧૮૯૮) ૨૫ ક. ૮૭૪; ૩ ક. વી. નો. ૧૨; મોહેન્દ્રનાથ વી. કાળીપ્રસાદ (૧૯૦૩) ૩૦ ક. ૨૬૫), તેમાં એવું ઠરાવ્યું છે કે બેનામીદાર કબજો છોડાવાનો દાવો ચલાવી શકતો નથી (ઇસરચંદ્ર વી. ગોપાળચંદ્ર (૧૮૯૮) ૨૫ ક. ૯૮, ૩ ક. વી. નોટ ૨૦) એક પેટા ગીરો રાખનારે પ્રથમનો બોજો છોડાવાને દાવો કરેલો તે દાવો કહાડી નાંખ્યાના હુકમનામા ઉપર બીજી અપીલ કરવામાં આવેલી તે ઉપરથી એવો હુકમ કરવામાં આવેલો કે ગીરો આપનારને કામમાં દાખલ કરવો જોઇએ. વાદી ફકત નામનો ધીરનાર છે અને દાવાવાળા ગીરોની રૂઇએ તેણે કાંઇ હીત રાખવાનું છે એવો ઇરાદો રાખવામાં આવેલો નથી. એવું જણાય

છે તેથી મદ્રાસ હાઇકોર્ટે તે બીજી અપીલ કહાડી નાંખી. ( ચીનન વી. રામચંદ્ર ( ૧૮૯૨ ) ૧૫ મ. ૫૪ ) જમીનનો એક જથો લેવાના દાવામાં વાદીની હકીકત એવી હતી કે તેણે પોતાના ભાઇના નામથી બેનામી ખરીદ કરેલી હતી અને તેથી તેણે હલના પ્રતીવાદીઓ ઉપર સને ૧૮૮૭ માં કબજો લેવાને હાલના પ્રતીવાદીઓ ઉપર દાવો કરેલો હતો પણ તે દાવો ચલાવવામાં તે કસુરવાન થએલા તેથી તે કાઢી નાંખવામાં આવ્યો હતો, એવું માલમ પડેલું હતું કે તે દાવો ચલાવવામાં કાંઇ કસુર કરવામાં આવેલી નહોતી અને તે દાવો વાદીની માહીતી સાથે કરેલો હતો. ઠરાવ્યું છે કે પ્રથમના દાવામાં થયેલા હુકમનામાથી વાદી બંધાયલો છે અને પોતાના છુપા હકની રૂઇએ તે લઇ શકતો નથી ( શણગાર વી. કીષ્નાન ( ૧૮૯૨ ) ૧૫ મ. ૨૬૭). અપીલવાળા પાસેથી નાણા કરજે લઇને એક બેનામીદારે મીલકત ખરીદ કરી હતી અને પછી તે કરજની જામીની તરીકે તે ખરીદ કરેલી મીલકત અપીલવાળાને ગીરો આપી હતી પણ તે હક બેનામી રૂપનો છે એવું અપીલવાળો જાણતો હતો તેમાં બેનામીદાર અને ફાયદો લેનાર માલેકના ઉપર કરેલા દાવામાં એવું ઠરાવામાં આવ્યું છે કે જો કે તે ગીરો આપનારે તે મીલકતનો બળવાન સાન હક ઉત્પન્ન કરેલો નથી તોપણ વ્યાજબી રાહે અપીલવાળાને એવું ઠરાવાનો હક છે કે ધીરેલી રકમો વ્યાજ સાથે લેવાને તે મીલકત ઉપર જવાબદારી છે ( સરજુપ્રસાદ વી. બીરભદર ( ૧૮૯૨ ) લા. રી. ૨૦ ઇ. અ. ૧૦૮ ) એક ખરીદદાર એવો ડીફેન્સ આપવામાં નીષ્ફળ થયેલો હતો કે ગીરો હકનો આધાર છે અને તે ગીરો આપનાર બેનામીદાર છે એવી ખબર વીના શુદ્ધબુદ્ધીથી તેને ગીરો આપેલું છે પણ હાઇકોર્ટે અપીલમાં જ્યારે તેનો બચાવ કરવામાં આવ્યો ત્યારે તે મંજુર કરેલો હતો. તેમા ઠરાવ્યું છે કે તે ચાલવું જોઇએ ( મહમદ મેજ્જુદ્દર વી. કીશોરીમોહન ( ૧૮૯૪ ) લા. રી. ૨૨. ઈ. અ. ૧૨૯; ૨૨ ક. ૯ ૯ )

**ધર્માદાઃ**--ધર્માદા ફંડનો વહીવટ કરવાને તમામ દાવા ચલાવાને તથા જો તે બાબત બીજા પક્ષકારે દાવો કરેલો હોય તો સરકાર તરફથી હાજર થવાને એડવોકેટ જનરલનો હક છે ( એટરની જનરલ વી. બ્રોડી ( ૧૮૪૬ ) ૪ મુર ઈ. અ. ૧૯૦; નોસા સીનોરના વોર્ડન્સ વી. હાર્ટમેન ( ૧૮૫ ) પેરીઝ ઓરીએન્ટલ કેસીસ ૩૩૩; એડવોકેટ જનરલ વી. દામોદર (૧૮૫૨) સ. ૫૨૬ જુઓ પંચકોરીમલ વી. ચમરૂલાલ ( ૧૮૭૮ ) ૩ ક. ૫૬૩; ઠાકરસી વી. હરભમ ( ૧૮૮૪ ) ૮ મુ. ૪૩૨ ) કલમ ૯૨ પ્રમાણેના દાવામાં કેટલાક શખસો સામેલ થઇ શકે છે.

**કલબ સેક્રેટરીઃ**—માલકી વગરના કલબના એક અંગભુતને માલ પુરો પાડવામાં આવેલો હોય તો તેની કીંમત બાબતનો દાવો કલબના સેક્રેટરીના નામથી લાવી શકાતો નથી. ( ચીકેલ વી. બ્રોકસ ( ૧૮૯૧ ) ૧૪ મ. ૩૬૨ ).

**કબજો છોડાવોઃ**--એકાદી જાગીરના તમામ સહ ભાગીઆઓએ એક સાથે રાખનારને કબજો આપેલો હોય તો તેના ઉપર કબજો છોડાવવાનો દાવો કરવાનો હોય તેમાં તમામ ભાગીઆઓ સામેલ થાય નહિ તો તે લાવી શકાતો નથી ( ગૌરીશંકર વી. તીર્થમણી (૧૮૬૫) ૧૨ વી. રી. ૪૫૨; દીનોબંધુ વી. દ્રમોમોઇ ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૧૧૦; કીષ્નરાવ વી. ગોવીંદ ( ૧૮૭૯ ) ૩ મું. ૨૫ નોટ; રાધાપ્રસાદ વી. યુસફ (૧૮૮૧), ૭ ક. ૪૧૪. પણ જુઓ હરીપ્રીય વી. રામચરણ ( ૧૮૫૨ ) ૧૯ ક. ૫૪૧ ).

**પરરાજ્યના સ્વસ્થાનોઃ**--આ દેશમાં જે સ્વસ્થાનો સરકારે કબુલ કરેલાં છે તે સ્વસ્થાનો પોતાના ઓળખીતા નામોથી દાવો કરી શકે છે ( યુએસ. વી. વેગનર ( ૧૮૬૭ ) લા. રી. ચ. એપ. ૫૮૨; યુ. એસ. વી. મેકરે ( ૧૮૬૭ ) લા. રી. ૩ ચ. એપ. ૭૯ ). એક

રાજાની મીલકત બાબતનો દાવો પોલીટીકલ એજંટના નામ ઉપર કરી શકાતો નથી ( ગીરધારીદાસ વી. પાવલેટ ( ૧૮૮૦ ) ૨. અ. ૬૮૦ ) પરંતુ ઇંગ્લાંડમાં પરરાજ્યના સ્વસ્થાનનો એકાદો પ્રધાન હોય તેને સ્વસ્થાનની મીલકત સબંધી દાવો કરવાને પરવાનગી આપવામાં આવે છે ( કયાસ્ટાનેડા વી. કલાઇડબેંક ઇનજીનીયરીંગ કં. ( ૧૯૦૨ ) એ. સી. ૫૨૪ ).

ફુલ--ફરીથી દાખલ કરવાની શરતથી કરેલા દાવામાં તમામ પટે આપનારાઓએ વાદી તરીકે સામેલ થવું જોઇએ ( રીયાસતહુસેન વી. ચાટેવાર ( ૧૮૮૧ ) ૭ ક. ૪૭૦; ઇબ્રાહીમ વી. ખરસેતજી ( ૧૮૮૭ ) ૧૧ મુ. ૬૪૪ અને જુઓ હરીપ્રીય વી. રામચરણ (૧૮૯૨) ૧૯ ક. ૫૪૮ ). માટે પેટા પટો રદ કરવાને એક હીસ્સેદાર લાવી શકતો નથી ( દ્વારકાનાથપાળ વી. શ્રીવચંદ્ર ( ૧૮૮૧ ) ૬ ક. ૮૨૭ ).

દેવઃ—એક મંદીરની મીલકત કહેવામાં આવતી હોય તે સબંધીનો દાવો તે મંદીરમાંના દેવના નામથી લાવી શકાતો નથી ( રઘુનાથજી વી. શાહ લાલચંદ ( ૧૮૯૭ ) ૧૯ અ. ૩૨૦ ).

**હિંદુ વિધવાઓ, તેમના ઉપરના દાવા**—એક હિંદુ વીધવાએ દતવિધાન કરેલું તે વીશે વાંધો લેવાને દાવો અનુમાન પ્રમાણે પાછળથી જે વારસ થવાનો હોય તેણેજ કરવો જોઇએ પણ પરતુ વારસામાં વધારે નજીકના જે સખસો હોય તે વીધવા સાથે સાજસથી મળી ગયા હોય તો વધારે દુરનો સગો પણ તે દાવો લાવી શકે છે. ( આનંદકુંવર વી. કોર્ટ ઓફ વોર્ડસ ( ૧૮૮૧ ) ૬ ક. ૭૬૪; ગુરૂ લીંગસ્વામી વી. રામ લક્ષ્મન ( ૧૮૯૫ ) ૧૮ મ ૫૬; રામાબાઇ વી. રંગરાવ ( ૧૮૯૫ ) ૧૯ મું. ૬૧૪ ). હિંદુ વીધવાએ મીલકત બીજાને આપેલી હોય તો તે બાબતના કામમાં પણ તેજ નીયમ છે ( ઝલા વી. કાન્તપ્રસાદ ( ૧૮૮૭ ) ૯ અ. ૪૪૧ ) પણ જો સાજસથી મળી જવામાં આવ્યું ન હોય અથવા જાણ્યા છતાં દરકાર રાખી ન હોય તો વધારે દુરના વારસનો દાવો કરવાનો કાંઇ હક નથી ( ઇશ્વર નારાયણ વી. જાનકી ( ૧૮૯૩ ) ૧૫ અ. ૧૩૨ ) રઘુપતી વી. તીરૂમલાઇ ( ૧૫ મ. ૪૨૨ ) ના કામમાં એવું ઠરાવ્યું છે કે મદ્રાસમાં હિંદુ શાસ્ત્ર પ્રમાણે જો કે છેવટના પુરૂષ કબજેદારે એક છોકરી મુકેલી હોય અને તે દાવાની તારીખે હયાત હોય પણ તેણીને એક પક્ષકાર તરીકે દાખલ કરેલી ન હોય તો પણ તે પુરૂષ કબજેદારની વીધવાએ કરેલું વેચાણ નાબુદ ઠરાવાનો દાવો પાછળથી થનાર વારસને કરવાનો હક થાય છે.

**મજીઆરૂ હિતઃ**—જો કે કરાર કરનાર તમામ સખસો મીતાક્ષરા લાગુ થાય તેવા કુટુંબના મજીઆરે સખસો હોય તો તે તમામ સખસોને વાદી કરવા જોઇએ ( રામસેવક વી. રામલાલ કુંદુ ( ૧૮૮૧ ) ૬ ક. ૮૧૫; કાળીદાસ વી. નથુ ( ૧૮૮૩ ) ૭ મું. ૨૧૭, ( ૧૮૯૨ ) પણ જુઓ શેરેકુલી વી, અજબલ ( ૧૮૯૧ ) ૧૫ મું ૨૯૭ ) માટે એક હીંદુ કુટુંબનો એક અંગભુત વડાલોપારજીત નાણા ધીરવાનો ધંધો ચલાવતો હતો પણ તે વહીવટ કરનાર અંગભુત નહોતો તેથી કુટંબના લેણા બાબત દાવો કરી શકતો નથી ( જુગલકીશોર વી. ઉલાસીરામ ( ૧૮૮૬ ) ૮ અ. ૨૬૪ ) પણ જો એક સખસના નામથી તે કરાર કરેલા હોય તો પછી તે અવીભકત હીંદુ કુટંબમાં એક સગીર હોય તો પણ તે દાવો કરી શકે છે ( બંગસીસીંગ વી. સુદીસ્તલાલ ( ૧૮૮૧ ) ૧૦ ક. લા. રી. ૨૮૩; અનીનેમ બીયર વી. નીલકંઠન (૧૮૮૨) ૪ મ ૧૪૧; હરી વી. માધુ (૧૮૯૬) ૨૦ મું ૫૩૫; જગન્નાથદાસ વી. બાબી સેનાવટી (૧૯૦૩) ૮ ક. વી. નોટ ૩૨; એકનાથ રામચંદ્ર વી. વામન (૧૮૮૬) ૧૦ મું (૨૪૧) અને સામાન્ય રીતે પુરાવ ના હોય (રઘુ વીનાયક વી. દાઉદ (૧૮૮૯) ૧૩

મું ૫૧) અને તે કરાર જોતાં જે સખસનું નામ તેમાં બતાવેલું હોય તે સખસે એકલાએ તે કામ કરેલું છે એવું બતાવાને કાંઇ નહોય તો તે દાવો કરી શકે છે ( જગાભાઇ વી. રસ્તમજી ( ૧૮૮૫ ) ૯ મું. ૩૧૧ ). એક નાયબની નીમકહલાલી સારૂં પાંચ સખસોને જવાબદારી ભર્યા આપવા સારૂં એક ખત લખી આપવામાં આવ્યું હતું પછી તે નાયબને તે ખામી લેનારા પાંચ સખસોમાંના ફકત ત્રણ સખસો નોકર રાખ્યો. તેમાં ઠરાવ્યું છે કે તે નાયબ પોતે ખોટી વર્તણુક ચલાવે તેથી તે ત્રણ લખાતી લેનારા તે ખતની રૂઇએ દાવો કરી શકતા નથી ( પર્બતીનાથ વી. તેજેમાઇ ( ૧૮૮૦ ) ૫ ક. ૩૦૩ ) કેટલાક સખસોને જમીન વેચાણ આપવાને ફકત એક કરાર કરવામાં આવેલો તેથી તે તે કારનો વીશેશ રીતે અમલ કરવાને જો બીજા કરાર કરનારાઓ ના કહેતા હોય તો મજીઆરે કરાર કરનારાઓમાંના કેટલાક કરાર કરનારા તે કરારનો વીશેશ રીતે અમલ કરી શકતા નથી ( સફીયર રહેમાન વી. મેહરમુન્નીસા ( ૧૮૯૭ ) ૨૪ ક. ૮૨૨; ૨ ક. વી નોટ. ૨૪૨ ) ઇંગ્લાંડમાં એવો નીયમ છે કે જે સખસોનું મજીઆરૂં હીત હોય તે તમામ સખસોએ કાયદા પ્રમાણે દાવામાં સામેલ થવું જોઇએ પણ વ્યાજની રાહે દાવાવાળી બાબતમાં હીત રાખનારા તમામ સખસો વાદીઓ તરીકે અથવા પ્રતિવાદીઓ તરીકે કોર્ટની રૂબરૂ હાજર થાય તો તે બસ છે ( વીલકોન્સ વી. ક્રાય ૧ મ ૨. ૨૬૨; ગુરૂપ્રસાદ વી. રાસમોહન ( ૧૮૭૯ ) ૧ ક. લા. રી. ૪૩૧ ) અને કેટલાક ગીરો રાખનાર અથવા ટ્રસ્ટીઓમાંનો એક ગીરો રાખનાર અથવા ત્રસ્ટી જો બીજા ગીરો રાખનાર અથવા ટ્રસ્ટીઓ વાદીઓ તરીકે સામેલ થવાને અથવા અમુક કામ જેથી તેઓને અટકાવ થતો હોય તે કરવાને નાખુશી હોય તો. તે બીજાઓને સહ પ્રતીવાદી કરીને દાવો ચલાવી શકે છે. ( લ્યુક વી. દક્ષણ કેનહોટ. ક. ( ૧૮૭૭ ) ૭ સી. ડી, ૭૮૯; ( ૧૮૭૯ ) ૧૧ સી. ડી. ૧૨૧; કાળીદાસ વી. નથુ ( ૧૮૮૩ ) ૭ મું. ૨૧૭ ) પ્યારીમોહન વી. કેદારનાથ ( ૧૮૯૯ ) ૨૬ ક. ૪૦૯, ૩ ક. વી. નોટ ૨૭૧. આ પ્રમાણે બીરીસીંગ વી. નવલસીંગ ( ૧૯૦૨ ) ૨૪ અ. ૨૨૬ ના કામમાં ચાલવામાં આવેલું છે. અને જુઓ તારીણીકાંત વી. નંદકીશોર ( ૧૮૭૮ ) ૨ ક. લા. રી. ૫૮૮; બીશેશ્વર વી. બ્રીજકાંત ( ૧૮૯૬ ) ૧ ક. વી. નોટ ૨૨૧; પીરીયા વી. વીરાયમ્મ ( ૧૯૦૬ ) ૨૯ મ. ૩૬૨ નીચેના ઠરાવો રદ કરવામાં આવેલા છે. દ્વારકાનાથ મીત્ર વી. તારાપ્રસન્ન ( ૧૮૯૦ ) ૧૭ ક. ૧૬૦, સોશી શીખરેશ્વર વી. ગીરીશ્ચંદ્ર ( ૧૮૯૬ ) ૧ ક. વી. નોટ ૬૫૯ અને વળી જીબંતીનાથ વી. ગોકુળચંદ્ર ( ૧૮૯૨ ) ૧૯ ક. ૭૬૦ ), ના કામમાં એવું ઠરાવ્યું છે કે બે સહ કન્ત્રાકટરો હોય તેમાંનો એક કંત્રાકટર બીજા કટ્રાકટરને પ્રતીવાદી કરી દાવો કરે તો તે દાવો ફક્ત એવા કારણથી કહાડી નાંખી શકાતો નથી કે પોતાના સહ કંટ્રાકટરે વાદી સાથે સામેલ રહેવાને ના કહેલી હતી એવું તે વાદી સાબેત કરી શકયો નથી ( વેનજેલ્ડર વી. સોરબી સોસાયટી ( ૧૮૯૦ ) ૪૪ સી. ડી. ૩૪૪, જુઓ પા. ૩૫૪ ) વળી જુઓ બાર્ટન વી. નોર્થ સ્ટેફર્ડ શાયર રેલ્વે કંપની ( ૧૮૮૮ ) ૩૮ સી. ડી. ૪૫૮; કેન્ડેલ વી. હેમીલ્ટન ( ૧૮૭૯ ) ૪. એપ. કેસ. ૫૦૪ પા. ૫૧૬ ) ના કામમાં વાદીઓ અરજ કરતા ન હોય પણ જે સખસને કોર્ટના વીચારમાં સહવાદી કરવા જોઇએ એવું આવતું હોય તો તે સખસને પ્રતીવાદીમાં દાખલ કરવાને વાદીઓ હરકત લેતા ન હોય તો અપીલ કોર્ટની નજરમાં આવેલું છે કે તે સખસને પ્રતીવાદી તરીકે તે કામમાં દાખલ કરવાની જડજની ફરજ છે અને તે દાવો કહાડી નાખવાનો નથી. ઇકવીટીના રીવાજ પ્રમાણે હિંદુસ્થાનની કોર્ટો ચાલે છે જ્યારે એક દસ્તાવેજથી મજીઆરૂ બંધન ઉત્પન કરવામાં આવેલું હોય તો તમામ પક્ષકારો કામમાં દાખલ થવા

જોઇએ ગોપાળચંદ્ર ગુહુ વી જંગદંબા ડાસીના (૧૮૯૮) ૧૦ વી. રી. ૪૨૧; રામજાયસીંગ વી. નાગર કાઝી (૧૮૯૬) ૫ લા. રી, એકટ ૧૦, ૯૮) અને કાયદા પ્રમાણે જો બંધન ઉત્પન થયેલું હોય તો તેવીજ રીતે છે માટે નાણા સંબંધીના ખતનું લખાવી લેનાર મરણ પામે તો તે નાણાં વસુલ કરવાનો હક ખાસ હીસ્સેથી તેના વારસોને મળે છે તેથી દરેક વારસ તે ખતની રૂઇએ લેણા થતા નાણાંમાનો પોતાનો હિસ્સો લેવાને જુદો દાવો ચલાવી શકતો નથી (કાઉધીયા લાલ વી. ચંદ્ર (૧૮૮૫) ૭ અ. ૩૧૩).

તમામ મીલકત લીલામમાંથી ખરીદ કરનારને સને ૧૮૫૯ના એકટ ૧૧ પ્રમાણે આપેલ હકનો અમલ તે જો એક કરતાં વધારે ખરીદ કરનાર હોય તો તમાંમ ખરીદ કરનારાઓએ કરવો જોઇએ (જગમોહન વી. અખીલચંદ્ર (૧૮૯૭) ૨૪ ક. ૩૩૭).

**મજીઆરૂ કુટુંબ**—તેવીજ રીતે વડીલો પાર્જીત મીલકત લેવાના દાવામાં, મજીયારા કુટંબના તમામ અંગભુતોએ એકઠો તે દાવો કરવો જોઇએ: જે અંગભુતો ના કહે તેને પ્રતીવાદીમાં દાખલ કરવા જોઇએ [ રાજારામ તેવારી વી. લછમનપ્રસાદ (૧૮૬૭) ૧૨ વી. રી. ૪૭૮; મોંઘીરના કલેકટર વી. હરદે નારાયણ (૧૮૮૦) ૫ ક. ૪૨૫) અને તેઓ તરફથી કેટલાક અથવા એક સખસ દાવો કરી શકતો નથી ( બાલક્રીશ્ન વી. મહાડની મ્યુનીસીપાલીટી (૧૮૮૬) ૧૦ મુ ૩૨; હરીગોપાળ વી. ગોકલદાસ (૧૮૮૮) ૧૨ મુ. ૧૫૮) તેમ અવિભકત કુટંબનો એક અંગભુતનો કર્તા હોય નહી તો તે એકલો જડજમેંટનો હક ઠરાવવાનો દાવો કરી શકતો નથી. જો તે કરતા ના હોય તો, તમામ અંગભુતોએ વાદીઓ અથવા પ્રતીવાદીઓ તરીકે કામમાં દાખલ થએલા જોઇએ (અરૂનચેલ્લા વી. વીઠાયલીંગ (૧૮૮૬) ૬ મ. ૨૭) તેમ વાદીના અવિભકત બાપને લખી આપેલા ખતની રૂએ દાવો જો તે ખત જોતાં એવું જણાતુ ના હોય કે તે બાપ દીકરાના અવિભકત કુટંબને લખી આપેલું છે તો સને ૧૮૮૯ ના એકટ ૭ મા પ્રમાણે એક સર્ટીફીકટ રજુ કર્યા વીના તે દાવો કરી શકતો નથી (વેંકટ નરસીહ વી. કોટાયા (૧૮૯૧) ૧૪ મ. ૩૭૭) મજીયારા કુટંબની મીલકતમાંની ખાસ હીસ્સા બાબત તે કુટુંબનો એક અંગભુત દાવો કરે તો, તે દાવામાં તે કુટુંબના તમામ અંગભુતો પક્ષકાર કરવાની જરૂર છે (નાથુની માહાતન વી. મનરાજ (૧૮૭૬) ૨ ક. ૧૪૯. વળી જુઓ આલમ મનજી વી. આશદઅલ્લી ૧૬ વી. રી. ૧૩૮, ગોકુળપ્રસાદ વી. છટવારી માહાતો ૨૦ વી. રી. ૧૩૮) પરંતુ એવું ઠરાવેલું છે કે દરમીયાંન ઉપજ તરીકે નુકસાનીનો દાવો એક હીસ્સેદાર એવા કારણથી કરી શકે છે કે તે જમીનનો તેનો હીસ્સો તેના સ્વતંત્ર કબજામાં છે. (ચંદ્રચોઘ્રી વી. મેકનાટન (૧૮૭૫) ૨૩ વી. રી. ૩૮૬) અને જે મીલકતમાં મજીયારા અવિભકત હિંદુ કુટુંબના એક અંગભુતનો નક્કી થએલો હીસ્સો હોય તો, તે મીલકત નાશ કરવાથી તેને જે નુકશાન થએલું હોય તેનું કંપનસેશન લેવાને તે અંગભુતને દાવો કરવાને અટકાવ થતો નથી (ગોપીકીસન વી. રાયલેંન્ડ (૧૮૯૮) ૯ વી. રી. ૨૭૯).

**કારનાવાન**—તારવાડ મીલકત બાબત એકાદો કારનાવાંન એકલો દાવો કરી શકે છે (બેથામા વી. અવુલ્લા (૧૮૯૨) ૧૫. ૧૯), ઓ. ૧, રૂ. ૮ ની નોટ જુઓ.

**પટે લેનાર કબજા વગરનો પટે આપનારઃ**—પટાની તારીખે પટે આપનાર નો કબજો ના હોય તેથી પટે લેનાર દાવા કરે તે વીશે જુઓ ટયરી વી. ક્રીસ્તોધન બોસ (૧૮૭૩) લા. રી. ૧ ઇ. અ. ૭૬; લોકનાથ ગોઝ વી. જગબંધુરાય (૧૮૭૬) ૧ ક. ૨૦૭; અચાયા વી. હનુમંત્ર યુદ (૧૮૯૧) ૧૪ મ. ૨૬૯; ઊગરચંદ વી. મદાપા (૧૮૮૫) ૯ મુ. ૩૨૪; સુરજ વી. દલપતરાંમ (૧૮૮૨) ૬ મુ. ૩૮૦; અને વાસુદેવ વી. તાત્યા (૧૮૮૨) ૬ મુ. ૩૮૭.

**ગીરો રાખનારઃ**—ચડેલા મહેસુલ બાબત ગીરોવાલી મીલકતનુ વેચાણ રદ કરવાને ગીરો રાખનાર દાવો કરી શકે છે. ( ગોબીંદલાલ વી. બીપ્રદાશ ( ૧૮૯૦ ) ૧૭ ક. ૩૯૮ ).

**ઓફીશીયલ અશાઇની:**—એક શખસ ઉપર નાણાના કરજ બાબત દાવો કરતી વખતે અથવા દાવો ચાલતાની દરમીયાંનમાં તે નાદાર થાય તો તે દાવામાં ઓફીશીયલ અશાઈનીની જરૂરીયાત પક્ષકાર નથી. પરંતુ આવી હકીકતથી તે નાદાર ઉપર હુકમનામુ કરવામાં આવેલું હોય તો તે હુકમનામુ એવું મર્યાદાવાળુ હોવુ જોઇએ કે લેણદારોના સામાન્ય સમુદાય કરતાં બજાવણી કરીને ફાયદો લેવાને તે હુકમનામાના લેણદારને પરવાનગી મળે નહી ( ચંદુમલ વી. રાણીસુદી ( ૧૮૯૫ ) ૨૨ ક. ૨૫૯ ).

**વહેંચણઃ**—મજીયારા માલેકપણાના તમામ કામોમાં દરેક પક્ષકારનો વેહેંચણ કરાવવાનો હક છે ( મીટાકંથ વી. નીરંજન ( ૧૮૭૫ ) ૧૪ બં. લા. રી. ૧૬૬; પદમણી દાશી વી. જગદંબા દાશી ( ૧૮૭૦ ) ૬ બં. લા. રી. ૧૩૪; શામસુંદ્રી વી. જાર્ડીન સ્કીનર અને કંપની ( ૧૮૭૫ ) ૧૪ બં. લા. રી. ૧૬૭ ) ફુલબેંચે એવુ ઠરાવેલું છે કે કબજો તેમજ હીત વહેંચણ કરાવવાનો હક થવા સારૂ એકત્ર હોવાની જરૂર નથી, અને એકાદા શખસનુ હીત બીજાઓ કરતાં કમી હોય તેથી પક્ષકારોની વચે વહેંચણ થઇ શકે નહી એવો કાયદો બરોબર નથી ( હેમદ્રીનાથ વી. રમણીકાંત ( ૧૮૯૭ ) ૨૪ ક. ૫૭૫, પણ જુઓ મોકંદલાલ વી. લેહેરા ( ૧૮૯૨ ) ૨૦ ક. ૩૭૯ ), વહેંચણના દાવામાં જે મીલકતની વહેંચણી કરવાની હોય તે મીલકતમાં હીત રાખનાર તમામ શખશો શહહીસ્સેદારના હીસ્સાના ખરીદ કરનાર અથવા ગીરો રાખનાર સુધાંતના શખસોને પક્ષકાર કરવા જોઇએ ( સદુ વી. રાંમબીન ગોબીંદ ( ૧૮૯૨ ) ૧૬ મું. ૬૦૮; જુઓ તોરીતાભુશન વી. તારાપ્રશન ( ૧૮૭૯ ) ૪ ક. લા. રી. ૧૬૧ ), એક મજીયારા હિંદુ કુટંબના અંગભુતોની વચે વહેંચણ થએલી હોય તેથી જે અવિભક્ત મીલકત વહેંચણ કર્યા વીના રહેલી હોય તે મીલકત ઉપરના તેઓના હકમાં કાંઇ ફેરફાર થતો નથી, તે મીલકત સબંધી તેઓ એક અવિભક્ત હિંદુ કુટંબના અંગભુતો તરીકે એક બીજા સાથેના સબંધમાં રહે છે ( ગવરીશંકર વી. આત્મારામ ( ૧૮૯૪ ) ૧૮ મું. ૬૧૧ ) બે ગીરો રાખનારાઓનાં બે જુદા જુદા વાપર સાથેના ગીરો હતા, તેમાં એક બે ત્રતીયાંશ હીસ્સાનું અને બીજુ એક ત્રતીયાંશ હીસ્સાનું હતું. તે હીસ્સા જે મુઆફી જમીન તે હીસ્સાના માલેકોએ આપેલી હતી તે અવિભક્ત જમીનમાંના હતા. તેમાં ઠરાવ્યું છેકે જે દાવામાં તે ગીરો આપનારાઓમાંનો એક ગીરો આપનાર પક્ષકાર નથી તે દાવામાં એક ગીરો રાખનાર પોતાને ગીરો આપેલા હીસ્સાની વહેંચણ કરાવી શકતો નથી ( મંગવીપ્રસાદ વી. છત્રીપ્રસાદ ( ૧૮૯૬ ) ૧૮ અ. ૪૭૬ ). એકાદો હિંદુ બાળકનો વીલ અથવા વારસાથી કુટુંબના ધંધા રોજગારમાં હીત રાખવાનો હક થતો હોય તેથી તે ધંધો રોજગાર જે વહેપારની ભાગીદારી ચલાવવામાં આવતી હોય તેમાં અવસ્યે કરીને એક અંગભુત થતો નથી. માટે જુની કામ ચલાવવાની રીતી પ્રમાણે પણ જે પક્ષકારોને મીતાક્ષરાના નીયમ લાગુ હોય તેમાં વહેપારનું લહેણું લેવાને બાપ દાવો કરે તેમાં એક બાળકને શહવાદી કરવાની જરૂર નથી ( લછમનન વી. શીવપ્રકાશ ( ૧૮૯૯ ) ૨૬ ક. ૩૪૯ ).

**રીસીવરઃ**—મીલકત દરેક લેહણું હોય તે બાબત એકાદો રીશીવર એકલો દાવો કરવાને મુખત્યાર છે. ( બચુબાઈ વી. શાંમજી ( ૧૮૮૫ ) ૯ મું. ૫૩૬; પણ જુઓ દ્રબેમોઇ વી. ડેવીશ ( ૧૮૮૭ ) ૧૪ ક. ૩૨૩ પા. ૩૩૭. જુઓ ઓ. ૧૧, રૂ. ૧–૩ નીચે નોટ ).

**ભાડુઃ**—ભાડાના વહેંચણ કર્યા વીના ભાગ બાબતના દાવામાં બીજા સહમાલેકોને પ-

પક્ષકારો કરવા જોઇએ ( અભયગોબીંદ વી. હરીચર્ણ ( ૧૮૮૨ ) ૮ ક. ૨૭૭ ). બીજા સહ-હિસ્સેદારોએ દાવામાં સામેલ થવાની ના કહેતા ના હોય તો એક હીસ્સેદાર પોતાના ભાગનું ભાડુ વધારવાનો દાવો એકલો કરી શકતો નથી, અને તે બીજા હીસ્સેદારોને પ્રતીવાદીઓ કરવા જોઇએ. ( ગોપાળ વી. મેકનાટન ( ૧૮૮૧ ) ૭ ક. ૭૫૧; જોગેંદ્રચંદ્ર ઘોઝ વી. હરીશચંદ્ર ( ૧૮૮૨ ) ૮ ક. ૭૫૩, ૧૦ ક. લા. રી. ૨૩૧, કાલીચંદ્ર વી. રાજકીશોર (૧૮૮૫) ૧૧ ક. ૬૧૫ ) તેમ જમીન ઉપરનો હક મજીયારો હોય તો, એક હીસ્સેદાર પોતાના હીસ્સા બાબત કબુલત દાવો કરી શકતો નથી. ( ગનીમહમદ વી. મોહન ( ૧૮૭૯ ) ૪ ક. ૫૬; જોગેંદ્રચંદ્ર વી. નોબીનચંદ્ર (૧૮૮૨) ૮ ક. ૭૫૩). પણ જુઓ રાશબેહારી મુકરજી વી. સખીસુંદરી ( ૧૮૮૫ ) ૧૧ ક. ૬૪૪, અને ઇશ્વરચંદ્ર વી. રામકીશ્ન ( ૧૮૮૦ ) ૫ ક. ૯૦૨ ). જુદુ વસુલ લેવાનું ના હોય તો તમામ સહહીસ્સેદારોને પક્ષકારો કરવા તે યોગ્ય ઇલાજ છે ( ગંગાનારાયણ વી. શ્રીનાથ ( ૧૮૮૦ ) ૫ ક. ૯૧૫. વળી જુઓ જદુશત વી. કાદંબની ( ૧૮૮૧ ) ૭ ક. ૧૫૦; જગબંધુ વી. જદુઘોશ ( ૧૮૮૮ ) ૧૫ ક. ૪૭ અને પરગાશલાલ વી. બાલગોબીંદ ( ૧૮૯૨ ) ૧૯ ક. ૭૩૫ ), પરંતુ જમીન જો " ઇજમાલી " રહેલી ના હોય અને તેના જુદા જુદા ભાગ તે જુદા જુદા શખસોની મીલકત થતી હોય તો તેમાંનો હરકોઇ સહહીસ્સેદાર પોતાના હીસ્સાનુ જે ભાડુ લેહેણુ થતુ હોય તે બાબતનો ફક્ત દાવો કરી શકે છે ( અનોદાચર્ણ વી. કાલીકુમાર ( ૧૮૩૯ ) ૪ ક. ૮૯, વળી જુઓ લુતફુલહક વી. ગોપીચંદ્ર ( ૧૮૮૦ ) ૫ ક. ૯૪૧ ). અને એક સહહીસ્સેદાર પોતાના હીસ્સાનુ ભાડુ લેવાને એવુ કહીને દાવો કરે કે પટે રાખનાર બાકીના સહહીસ્સેદારો સાથે સાજસથી મળી જઇને મારા હીસ્સાનુ ભાડુ આપતો નથી અને બધા સહહીસ્સેદારોને મજીયારે આપે છે, અને તે દાવામાં તે પટે રાખનારને તથા તમામ સાજસથી મળી જનાર સહહીસ્સેદારોને પ્રતીવાદી કરેલા હોય તો તેમાં ઠરાવેલુ છે કે આવો દાવો ચાલવા લાયક છે. ( જદુદાસ વી. સધરલેન્ડ ( ૧૮૭૯ ) ૪ ક. ૫૫૬ ). પટે આપવા સબંધીના નવા એકટ પ્રમાણે વધારાનુ ભાડુ લેવાના અથવા ભાડુ વધારે લેવાના દાવામાં ( ગોપાળચંદ્ર વી. ઉમેશનારાયણ ( ૧૮૯૦ ) ૧૭ ક. ૬૯૫; હબીબરશાહા વી. રીહોદયસુંદરી ( ૧૮૯૨ ) ૧૯ ક. ૫૯૩; બીંદુબાશીની વી. પીયારીમોહન ( ૧૮૯૩ ) ૨૦ ક. ૧૦૭ ), અથવા તે એકટની ક. ૧૫૮ પ્રમાણે એકાદી અરજી કરવામાં ( મોહોબઅલી વી. અમી ( ૧૮૯૦ ) ૧૭ ક. ૫૩૮ ) અથવા વેચાણમાં તે જમીન ઉપરનો હક અથવા કબજાવાળી જમીન મળે તે પ્રમાણે તે જમીન ઉપરનો હક અથવા તે કબજાવાળી જમીન જપ્ત કરીને વેચાવવાને અરજી કરવામાં બધા માલેકોએ વાદીઓ થવુજ જોઇએ ( ભાબાનાથ વી. દુર્ગાપ્રસન ( ૧૮૮૯ ) ૧૬ ક. ૩૨૬; અને બેનીમાધબ વી. જાઓદઅલી ( ૧૮૯૦ ) ૧૭ ક. ૩૯૦; જુઓ સાંથનો એકટ, ઓ. ૧ રૂ. ૮ )

જુદો જુદો ઇનસાફ કરવાનો હુકમ કરવાનો કોર્ટને અધિકાર.

નવી કલમ.

૨. જ્યારે કોર્ટને એમ જણાય કે કેટલાક શખસોને વાદી તરીકે દાખલ કરવાથી ફરિયાદનો ઇન્સાફ કરવાના સંબંધમાં અડચણ થવાનો અથવા વિલંબ લાગવાનો સંભવ છે, ત્યારે કોર્ટને વાદીની મરજી પ્રમાણે કામ ચલાવવાનો અથવા જુદો જુદો ઇન્સાફ કરવાનો હુકમ કરવાનો અથવા યોગ્ય જણાય તેવો બીજો હુકમ કરવાનો અધિકાર છે.

**ટીકા**—વાદીઓને સામેલ કરવાથી દાવાની તપાસ કરવાને હરકત પડે તેવું થતુ હોય તો તે કામોની વ્યવસ્થા કરવાને આ રૂલ પ્રમાણે કોર્ટનો સંપુર્ણ અખત્યાર છે; વળી જુઓ આગળ ઓ. ૧૧ રૂ. ૬.

**પસંદગી**—જે વાદીઓને કાહાડી નાંખવામાં આવે તે વાદીઓની બાબતમાં દાવાઅરજી કાહાડી નાંખી કીયો વાદી તે દાવો ચલાવશે તે પસંદ કરવાને કોર્ટ વાદીઓને પરવાનગી આપવાને મુખત્યાર છે. ( સેંદશ વી. વીલ્ડસ્મીથ ( ૧૮૯૩ ) ૧ કયુ. બી. ૭૭૧; અને જુઓ એલડ્રીજ વી. બેરો (૧૯૦૭) ૩૪ ક. ૬૬૨; ૧૧ ક. વી. નો. ૬૮૦ અને ઓ. ૧૬ રૂ. ૧ નીચેની નોટ જુઓ. એન. પ્રેકટીસ ( ૧૯૦૮ ) ૧, ૧૪૮ ).

**૩.** જેમની વિરૂદ્ધ એકજ કામના અથવા વ્યવહારના અથવા અનેક કામના અથવા વ્યવહાર સંબંધમાં અથવા એકજ કામ અથવ વ્યવહાર ઉપરથી અથવા અનેક કામ અથવા વ્યવહારથી ઉત્પન્ન થતા રે દાદ માગવાનો, બધાનો મળીને અથવા પૃથક પૃથક અથવા એકનો નહીં તો બીજાનો એ રીતે પ્રાપ્ત થનારો કોઇપણ હક્ક છે એમ કહેવું હોય તે બધા શખસોને તેમની વીરૂદ્ધ જુદી જુદી ફરિયાદો કરવામાં આવે ત્યારે તે બધાને સામાન્ય એવો કોઇપણ કાયદાનો અથવા હકીકતનો સવાલ નિકળવાનો સંભવ હોય તે પ્રસંગે પ્રતિવાદી તરીકે સામીલ કરી શકાય.

પ્રતિવાદીઓ તરીકે કોણુ સામેલ થઇ શકે. કલમ. ૨૮.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક ૨૮ અને આર. એસ. ઓ. ૧૬ રૂ. ૪**

**ટીકા**—આ રૂલ હાઇકોર્ટ તથા પ્રોવીનશીયલ સ્માલકાઝ કોર્ટોને લાગુ છે. જુના કાયદાની ક. ૨૮ મા ફરીથા ઘડવામાં તેની તેજ બાબત સબંધી એ શબ્દો ઓહોળા કરેલા છે તેથી સને ૧૮૮૨ ના એકટ ૧૪ મા પ્રમાણે આ બાબત વીશે થએલા ઘણાક ફેંશલાઓ હવે કામમાં આવે તેવા હીત વાલા રહેલા નથી આ રૂલ ઓ. ૧૧. રૂ. ૬ સાથે વાંચતાં તે પ્રમાણે જુદા જુદા દાવાનાં કારણો કાયદાનો અથવા હકીકતનો એક સરખો સવાલ રહેલો ના હોય તો તે તદન જુદા જુદા કારણો એક દાવામાં સામેલ કરવાને બેશક કોર્ટ ના કહેશે. આગલ રૂ. ૫ સાથે મુકાબલો કરો અને જુઓ એન. પ્રેકટીશ, ૧૯૦૮, ૧, ૧૫૩. જુદા જુદા અપકૃત્ય બાબતના નુકશાન સંબંધી જુદા જુદા તે અપકૃત્ય કરનારાઓ ઉપર એક ફરીયાદમાં નુકશાનના દાવાઓ સામેલ કરવાને પ્રયત્ન કરવામાં આવે તો જેમ ઈંગ્લાન્ડમાં તે પેશ પોહોચતો નથી તેમ હિંદુસ્થાનમાં પેશ પહોચશે નહી ( ગોવરં વી. કોબબ્રીજ ( ૧૮૯૮ ) ૧ કયુ. બી. પા. ૩૫૨ સી. એ. સેડલર વી. ગ્રેટ વે. રે. કંપની ( ૧૮૯૬ ) એ. શી. ૪૫૦; બુલક વી. લંડન. જી. ઓમનીબશ કંપની ( ૧૯૦૭ ) ૧ કે. બી. ૨૬૪ શી. એ. અને જુઓ એન. પ્રેકટીશ (૧૯૦૮ ) ૧, પા. ૧૫૩,-૧૫૪ મેં બતાવેલા બીજા ઠરાવો).

**ખોટી રીતે સામેલ કરવું**:—ખોટી રીતે પક્ષકારોને દાખલ કરવા અને પક્ષકારો તરીકે દાખલ ના કરવા વીશે જુઓ આગળ ઓ. ૧, રૂ. ૯ અને તેની નોટ.

તેના તેજ કરાર ઉપરથી પક્ષકારો સામેલ કરવા લાયક; આગળ ઓ. ૧ રૂ. ૬ અને જ્યારે વાદી વીશે શક હોય ત્યારે, આગલ ઓ. ૧, રૂ. ૭

ઓ. ૧૧, રૂ. ૩-૫ માં દાવાના કારણો એકઠાં સામેલ કરવા વીશે વ્યવસ્થા કરેલી છે.

**બધા સખસો**:—વાદીના હકનો નીર્ણય કરતા અવલ ફક્ત જે શખશોના દાવાનો

અવશ્યે કરીને વીચાર કરવો જોઇએ તે બધા શખસોને દાવામાં પ્રતીવાદીઓમાં શામેલ કરવા જોઇએ ( ફરગ્યુશન વી. સરકાર ( ૧૮૬૮ ) ૫ વી. રી. ૧૫૮ ) અને એક દાવાના પરીણામથી જે પક્ષકારોને અશર થવાનો સંભવ ના હોય તેઓ દાવામાં દાખલ આવવા ના જોઇએ ( પદોલોચન વી. લાલચંદ ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૨૮૩ ). એકાદા પક્ષકારને જો કે "દાવાના પરીણામથી અસર થવાનો સંભવ હોય" તો પણ દાવાવાળી બાબતમાં કાંઇ હીતનો હક રાખતો હોય નહી અથવા દાવો કરતો હોય નહી તો તે દાવામાં પક્ષકાર તરીકે વધારવા લાયક નથી ( ફોગલર વી. પ્રસનોકુમાર ( ૧૮૭૯ ) ૨ ક. ૪૭૨ ). એક વાહાણ તે આ કલમના હેતુ પ્રમાણે એક શખસ છે ( ઓમબેસ્ટીમ કંપની વી. શપહર્ડ ( ૧૮૮૮ ) ૧૨ મું. ૨૩૭. પા. ૨૪૧ )

**અભાવેઃ**—એકાદા પક્ષકાર વીરૂધ માગેલી દાદ બીજા પ્રતીવાદી વીરૂધ અભાવે માગેલી દાદ સાથે જો કે અનુસરતી ના હોય તોપણ તે પક્ષકારને પ્રતીવાદી તરીકે વધારી શકાય છે ( ચાઇલ્ડ વી. સ્ટેનીંગ ( ૧૮૭૭ ) ૫ સી. ડી. ૬૯૫ ); બદ્રીદાશ વી. હોરમીલર અને કંપની ( ૧૮૮૨ ) ૮ ક. ૧૭૦ ) એક અથવા વધારે પ્રતીવાદીઓ વીરૂધ અભાવે દાદ મળવાનો દાવો શરી શકાય છે ( રાજધર વી. કાળીકીશ્ન ( ૧૮૮૨ ) ૮ ક. ૫૬૩ ) અમુક મુદતને માટે અમુક જમીન અ એ બ ને પટે આપી અને ત્યાર પછી ડ ને તે વેચાણ આપી તેથી અમુક તારીખથી તેનો ભાડુ લેવાનો હક થએલો હતો. ડ એ બ ને તે વસુલ આપવાને અરજ કરી પણ બ. એ કહ્યું કે તમામ ભાડુ મેં અગાઉથી અ ને આપેલુ છે. ઠરાવ્યું કે તે ભાડા બાબત અ અને બ ઉપર ડ દાવો કરી શકે છે અને તેમાં એવી દાદ માગી શકે છે કે બ ઉપર ભાડા બાબત હુકમનામુ કરી આપો, અથવા જો બ નુ કહેવું સાચુ હોય તો અ ઉપર હુકમનામું કરી આપો ( મદનમોહન વી. હોલોવે ( ૧૮૮૬ ) ૧૨ ક. ૫૫૫ ) નંબર ૧ ના પ્રતીવાદી ( જે શખસે વાદીનો કબજો લીધેલો છે ) જમીનનો કબજો લેવાને, સને ૧૮૭૬ ના એકટ ૭ પ્રમાણે વાદીનું નામ રજીસ્ટર કરવાનો હુકમ કરવાને, દરમીયાંન ઉપજ લેવાને અને વળી વાદીનો નંબર ૧ ના પ્રતીવાદી ઉપરનો દાવો નીષ્ફળ જાય તો નંબર ૨ ના પ્રતીવાદી પાસેથી વેચાણની કીમત લેવાને વાદીએ દાવો કરવાથી ઠરાવ્યું છે કે પક્ષકારો તથા દાવાનાં કારણો ખોટી રીતે સામેલ કરવાના કારણથી તે દાવો ખોટો નથી ( સીરાજુલહક વી. અબ્દુલરહેમાન (૧૯૦૨) ૨૯ ક. ૨૫૭; ૬ ક. વી. નો. ૩૦૦)

**કેન્ટોન્મેન્ટ કમીટી**—જુઓ કેન્ટોન્ટમેન્ટ કમીટી, પુના વી. બરજોરજી ( ૧૮૮૫ ) ૧૪ મુ. ૨૮૬ ).

**કંપનીયો**—સને ૧૮૮૨ ના એકટ ૬ પ્રમાણે જ્યારે એકાદી કંપની રજીસ્ટર કરાવેલી ના હોય અને વાદી તે કંપની ઉપર દાવો કરે તો વાદીએ તે કંપનીના દરેક અંગભુતને તે દાવામાં પ્રતીવાદી કરવો જોઇએ અને વાદી એમ કહે કે તે કંપનીનો દરેક અંગભુત શોધી કાહાડવાને હું શક્તીવાન નથી તો તેવું કહેવાથી તેને તે અંગભુતોને પ્રતીવાદીમાં સામેલ કરવાનુ જે બંધન છે તેમાંથી તે બચતો નથી ( ગણેશ વી. મંડી ફોરેસ્ટ કંપની ( ૧૮૯૫ ) ૨૧ અ. ૩૪૬ ) પણ જ્યારે તે કંપની એક ભાગીદારીની પહેડી તરીકે રોજગાર કરતી હોય તો આ પ્રમાણે કરવાની જરૂર રહેતી નથી; જુઓ આગળ ઓ. ૩૦.

**કલબ સેક્રેટરીઃ**—એકાદા કલબના સેક્રેટરીના પુર્વે થએલા સખસે તેઓ તરફથી કરેલા કરારથી તેની જાત ઉપર દાવો કરી શકાતો નથી તેમ તે કલબના મેંબરો તરફથી સેક્રેટરીના ઉપર એકઠો દાવો કરી શકાતો નથી (વાબ્યપ્રાંતનું કલબ વી. સદુલા (૧૮૯૮) ૨૦ અ. ૪૯૭); ઇંગ્રેજી નીયમ વીશે જુઓ એન. પ્રેકટીસ. ૧ પા. ૧૬૨.

**સરકાર:**—એક મજીયારી જાગીરના એક ભાગીદાર વહેંચણુ કરાવવાનો હક ઠરાવવાને દાવો કરે તેમાં જે વહેંચણુ કરવાનો હેતુ હોય તેથી સરકારના મહેસુલને ખાસ્તી પોહોચે તેવું ના હોય તો કલેકટરને એક પક્ષકાર કરવાની જરૂર નથી (બામાસુંદરી વી. કાશીકીશોર (૧૮૭૪) ૨૨ વી. રી. ૨૪૫) પણુ એક ખરીદ કરનાર પોતાને વેચાણુ આપનાર ઉપર રજીસ્ટરમાં પોતાનું નામ (મોહબદલો) દાખલ કરાવવાને તેને ફરજ પાડવાનો દાવો કરે તો, તે જરૂરીયાત પક્ષકાર છે (વીરાસામી વી. રામદાસ (૧૮૯૨) ૧૫ મ. ૩૫૦) વાદીની પુર્વે થઇ ગએલા સખસોને સરકારે કબજાના હકનો પટો કરી આપેલો હતો તેની રૂઇએ વાદીએ તકરારી જમીન ઉપર દાવો રાખ્યો હતો તેથી પ્રતીવાદીઓ ઉપર કબજો છોડાવવાનો દાવો કરેલો હતો, અને વાદીના પટા પછી સરકારે પ્રતીવાદીયોને કબજાનો હક આપેલો તેથી તે પ્રતીવાદીઓ તે જમીન ઉપર દાવો રાખતા હતા, તેમાં ઠરાવ્યું છે કે હુકમનામાથી બંધનમાં આવે તે કારણુથી જો કે સરકારને પ્રતીવાદીને પક્ષકારમાં સામેલ કરી શકાતા હતા અને હવે પછીનો કજીયો અટકાવી શકાતો હતો તોપણુ તે જરૂરીયાત પક્ષકાર નથી (કાશી વી. સદાશીવ (૧૮૯૭) ૨૧ મુ. ૨૨૯; જુઓ 'સરકાર" ઓ. ૧, રૂ. ૮, ૧૦, ૧૧).

**એકઠા અપકૃત્ય કરનારા:**—કબજા બાબત કેટલાક સખસો ઉપર દાવો ચાલે છે, એવા કારણુથી કે તેઓએ એકઠા મળીને એક જુઠો દસ્તાવેજ બનાવ્યો છે, અને તેની રૂઇએ તેઓએ ઇલાજ કરીને વાદી પાસેથી કબજો લીધો છે (ગજાધરપ્રસાદ વી. સાહેબરાય (૧૮૭૩) ૧૯ વી. રી. ૨૦૩), એકઠા મળીને કેટલાક સખસોએ હુમલો કરેલો તેથી તે સખસો ઉપર (રામેશ્વર ભટાચારજી વી. શીબનારાયણુ (૧૮૭૦) ૧૪ વી. રી. ૪૧૯; વરજલાલ વી. રામદન (૧૯૦૨) ૨૬ મુ. ૨૫૯), અને એકઠા રહી પ્રવેશ કરનારા ઉપર દાવો ચાલે છે (આમર વી. વેલાયત (૧૮૭૯) ૪ ક. લા. રી. ૪૫૫) અને વાદીઓએ જમીનનો રીતસર કબજો મેળવેલો, તેથી તે જમીન માપવાને તેઓએ યત્ન કરતાં કબજાવાળા સખસોએ સામી હરકત લીધી, તેથી ૮૬ પ્રતીવાદીયો ઉપર હક ઠરાવવાને દાવો કર્યો, એવા કારણુથી કે તેઓએ એકઠા થઇને મસલત કરીને મને કબજા બાહાર રાખેલો છે તો તે દાવો ચલાવવામાં આવેલો છે (લોકનાથ વી. કેશબરામ (૧૮૮૬) ૧૩ ક. ૧૪૭. અને જુઓ મનજી વી. કુંવરજી (૧૯૦૭) ૩૧ મુ. ૫૧૬; અને જુઓ એન પ્રેકટીશ (૧૯૦૮) ૧ પા. ૧૫૪).

**ગીરો:**—ગીરો છોડાવવાનો હક બંધ કરવાના દાવામાં દરેક જે પક્ષકારનો ગીરો છોડાવવાનો હક હોય તેને ખબર મળવી જોઇએ અને તેને પ્રતીવાદી કરવો જોઇએ, જેમકે ગીરો આપનારનો અસાઇની હોય તો તેને ખબર મળવી જોઇએ અને પ્રતીવાદી કરવો જોઇએ ( મોહનલાલ વી. ગોલકચંદ્ર ( ૧૮૬૩ ) ૧૦ મુ. ઈ. અ. ૧ ) અથવા પેટા ગીરો રાખનાર હોય તેનો તમામ અથવા થોડોક કબજો હોય તો તેની બાબત તેમજ થવું જોઇએ ( રાધાબાઇ વી. સામરાવ ( ૧૮૮૪ ) ૮ મું. ૧૬૮; નામદાર વી. કારમ ( ૧૮૯૧ ) ૧૩ અ. ૩૧૫ ) પણુ પેટા બોજાવાળાઓને પક્ષકાર કરવાની તદન જરૂર છે, એમ નથી તોપણુ જો તેઓને પક્ષકાર કરેલા ના હોય તો તેઓ હુકમનામાથી બંધનમાં આવતા નથી ( મહમદસમીયુદ્દીન વી. માનશીંગ ( ૧૮૮૭ ) ૯ અ. ૧૨૫; નામદાર વી. કારમ શાજી ( ૧૮૯૧ ) ૧૩ અ. ૩૧૫ ) અને તેઓ હુકમનામા વીશે કપટના કારણુથી વાંધો લેઈ શકે છે અથવા ગીરો છોડાવવાનો દાવો રાખી શકે છે ( સીતારામ વી. અમીરબેગમ ( ૧૮૮૬ ) ૮ અ. ૩૨૪; ફ·

લભદાસ વી. લક્ષ્મણદાસ (૧૮૮૬) ૧૦ મુ. ૮૮) ગીરોવાલી મીલકતમાં હીત રાખનાર બધા પક્ષકારો કોર્ટની રૂબરૂ ના હોય તો, ગીરો છોડાવવાનો દાવો ચલાવી શકાતો નથી (જમનાપ્રસાદ વી. ગંગાપ્રસાદ (૧૮૯૨) ૧૯ ક. ૪૧૧, જુઓ રઘુ વીનાયક વી. દાઉદ (૧૮૮૯) ૩ મુ. ૫૧).

**હીસ્સાનો માલેકઃ**—કેટલાક ગીરો રાખનારાઓમાંના એક ગીરો રાખનારનો હક ખરીદ કરનારનો દાવો જો બીજા ગીરો રાખનારાઓને કામમાં દાખલ કરેલા ના હોય તો, ચાલતો નથી (પરસોતમ સારન વી. મલુ (૧૮૮૭) ૯ અ. ૬૮) તેજ નીયમના આધારથી ગીરો છોડાવવાના હકના એક ભાગનો માલેક પોતાના હીસ્સા બાબત દાવો કરે તોપણ (નીલકંઠ વી. સુરેશચંદ્ર (૧૮૮૪) લા. રી. ૧૨ ઈં. અ. ૧૭૧ પા. ૧૮૦) તેણે પોતાના બધા શાહ હીસ્સેદારોને પક્ષકારમાં દાખલ કરવાજ જોઇએ (રાધોસાળવી વી. બાલક્રીશ્ન (૧૮૮૫) ૯ મું. ૧૨૮; ફકીરબક્ષ વી. સાદતઅલી (૧૮૮૫) ૭ અ. ૩૭૬; ગોબરધન વી. સજાન (૧૮૯૪) ૧૬ અ. ૨૫૮).

**વહેંચણઃ**—વહેંચણ બાબતના એક કરારનો વીશેષ રીતે અમલ કરવાના દાવામાં ઠરાવેલું છે કે જો કે ત્રીજો પ્રતીવાદી તે કુટુંબમાં સગીર અંગભુત છે અને તે કરારમાં પક્ષકાર નથી તોપણ તેને તે દાવામાં સામેલ કરેલો છે તે બરોબર છે (અલ્લાગાપા વી. મુદાલીયર વી. શીવરામસુંદર (૧૮૯૬) ૧૯ મ. ૨૧૧) વહેંચણ કરવાના દાવા જેવા દાવામાં મજીયારી મીલકતના જે શખસો કબુલ થએલા ભાગીયા હોય તે બધા ભાગીયાઓ કોર્ટની રૂબરૂ ના હોય તો, તેની વ્યવસ્થા યોગ્ય રીતે કરી શકાતી નથી (પાહાબધસીંગ વી. લછમણકુમતી (૧૮૯૯) ૧૨ વી. રી. ૨૫૬).

**રજીસ્ટર કરવાની ફરજ પાડવીઃ**—સને ૧૮૭૭ ના એકટ ૩ ની ક. ૭૭ પ્રમાણે રજીસ્ટર કરવા બાબતના દાવામાં રજીસ્ટરને પક્ષકાર કરવાની જરૂર નથી (વીશ્વંભર વી. પ્રભાકર (૧૮૮૪) ૮ મુ. ૨૬૯), રાધાકીશન વી. ચુનીલાલ (૧૮૮૦) ૫ ક. ૪૪૫)

**રસ્તે જવા આવવાનો કાંઇ હક નથી એવું ઠરાવવુંઃ**—જમીનના માલેકે એવો દાવો કર્યો કે મેજીસ્ટ્રેટે તે જમીન જાહેરાત રસ્તો ઠરાવેલો છે પણ તે જમીન ખાનગી મીલકત છે એવુ ઠરાવી આપો તો, તેમાં સેક્રેટરી ઓફ સ્ટેટ જરૂરીયાત પક્ષકાર નથી (ચુનીલાલ વી. રામકીશન (૧૮૮૮) ૧૫ ક. ૪૬૦; મુંબાઇ શીવાય બાલારામ વી. ઈંગતપુરીના મેજીસ્ટ્રેટ (૧૮૮૨) ૬ મુ. ૬૭૨,

**ભાડા બાબતના હકનો નીર્ણય કરવો તેઃ**—બે પ્રતીવાદીઓમાંનો એક પટે રાખનારને કીયા પ્રતીવાદીએ જમીનના માલેક તરીકે પટો કરી આપેલો છે તેનો નીર્ણય કરવાને તે પટે રાખનારનો દાવો કરવાનો કાંઇ હક નથી (કૈલાસચંદ્ર દત વી. ગોલબચંદ્ર પોદાર (૧૮૯૭) ૨ ક. વી નોટ ૬૧).

**જમીન બાબત દાવોઃ**—એક પટો કરાવી લેનારે બીજો પટો કરાવી લેનાર ઉપર દાવો કરેલો તેમાં તેઓની પાસેથી પટો કરી આપનારાઓને પક્ષકારો કરવાની જરૂર નથી (નાગરચંદ વી. દુર્ગાપ્રસાદ (૧૮૯૯) ૧૧ વી. રી. ૧૩૭) પણ તે સાથે જો વાદીને એવું ઠસાવવાની જરૂર હોય કે પ્રતીવાદી પાસેથી પટે લેનારાઓ જુઠા બનાવટના પટાની રૂઇએ કબજો રાખે છે તો તેઓને પક્ષકાર કરવા જોઇએ (દુખીના મોહન વી. અમીરદીન (૧૮૯૯) ૧૨ વી. રી. ૨૪૭).

**પટાની રૂએ સાંથ બાબતનો દાવો:**–એક ભાગીઆએ પોતાને માટે અને પોતાના સહ ભાગીઆને માટે સાંથ બાબતનો પટો કરી આપેલો હતો તેની રૂએ સાંથ બાબતના દાવામાં સહ ભાગીયાઓ યોગ્ય રીતે પક્ષકારો નથી (રઘુનાથદાસ વી. મોરાજી જુદા (૧૮૯૨) ૧૬ મુ. ૫૬૮).

**બીજા ઠરાવો:**—જમીન બાબતના એક દાવામાં પ્રતીવાદીની ઓરત એવો દાવો રાખતી હતી કે મારા ધણીએ મારા જુદા નાણુંથી તે જમીન ઉપર એક મકાન બાંધેલું છે તો તેણીને એક પક્ષકાર કરવી જોઇએ. (ગૌર ગોપાળદત વી. બીશેનાથ ગોઝ કોરીટન ૪૧) અને જો તે જમીન ગીરો આપેલી હોય તો ગીરો આપનાર અને ગીરો રાખનારના ઉપર એકઠો દાવો કરી શકાય છે (ઇંદરકુંવર વી. ગુરપ્રસાદ (૧૮૮૯) ૧૧ અ ૩૩).

**૪. ફરિયાદ અરજીમાં કંઇ દુરસ્તી—કર્યા વગર, ફેસલો,—**

સામાઇક પક્ષકારોમાંના એક અથવા વધારે પક્ષકારોને માટે અથવા તેમની વિરૂદ્ધ કોર્ટ ફેસલો આપી શકે.

**કલમ ૨૬–૨૮.**

**(અ) વાદીઓ પૈકી જે એક અથવા વધારે આસામીઓ કંઇ દાદના હકદાર માલમ પડે તેની અથવા તેમની તરફમાં તે અથવા તેઓ જેટલી દાદના હકદાર ઠરે તેટલી દાદનો;**

**(બ) પ્રતિવાદીઓમાં જે એક અથવા વધારે આસામીઓ જવાબદાર માલમ પડે તેની અથવા તેમની વિરૂદ્ધ તેમની પોતપોતાની જવાબદારી પ્રમાણે, આપી શકાય.**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની કલમ ૨૬ અને ૨૮ આર. એસ. ઓર્ડર. ૧૬ રૂલ, ૧–૪**

**ટીકા**—આ રૂલમાં ફેંસલા સબંધી જુના એકટની કલમ ૨૬, અને ૨૮ ના ઠરાવો હતા તે વધારે સુગમ ભરેલા રૂપમાં બતાવેલા છે; તેનો હેતુ દાદ અપાવાની હોય તેની તથા પક્ષકારોની જવાબદારીની વહેંચણી કરવાનો અખત્યાર હિંદુસ્થાન માંહેની કોર્ટોને ફકત આપવાનો છે. તે અખત્યાર અસલ ફકત ઇંગ્રેજી ચેન્સરી કોર્ટોને આપેલો હતો. જો કે આ રૂલ નવા રૂપમાં છે તોપણ સને ૧૮૮૨ ના એકટ ૧૪ પ્રમાણે હિંદુસ્થાનમાં કામ ચલાવાની રીતી જે સ્થાપીત થઇ ગઇ છે તેમાં કાંઇ ફેરફાર કરેલો નથી.

**૫. દરેક પ્રતિવાદીનો, તેના ઉપર માંડેલી કોઇપણ ફરીયાદમાં માંગેલી સઘળી દાદની બાબતમાં સંબંધ હોવો જોઇએ એમ સમજવું નહીં.**

માંગેલી સઘળી દાદમાં પ્રતિવાદીનો સંબંધ હોવાની જરૂર નથી.

**કલમ નવી**

**ટીકા**—આર. એસ. ઓ. ૧૬, રૂ. ૫. આ રૂલ હા. કો. તથા પ્રોવીન્શીઅલ સ્મોલકોઝ કોર્ટોને લાગુ છે.

**ફકત શોધના કારણસર અથવા ખરચ અપાવા સારૂ જે સખસોને પ્રતીવાદીઓ તરીકે સામેલ કરેલા હોય તે આ રૂલ પ્રમાણે મંજુર રાખવામાં આવતા નથી.**

જુઓ ઓ. ૧ રૂ. ૩ નીચેની નોટ.

ઈંગ્રેજી જે નીયમ પ્રમાણે ધારવામાં આવી શકે તે મુજબ તેઓને ઘણી મુશકેલી પડેલી છે. તે ઈંગ્રેજી નીયમ ફરીથી ઘડવામાં 'દાવાનું કારણ" એ શબ્દો છોડી દીધેલા છે.

**૬.** કોઇપણ એક કરારથી કંઇ શખસો પૃથક પૃથક અથવા એકમતે અને પૃથક પૃથક જવાબદાર થતા હોય, ત્યારે વાદીની મરજીમાં આવે તો તે બધાને અથવા તેમાંના કોઇને એકજ ફરિયાદમાં પક્ષકાર તરીકે સામીલ કરવાને વાદી મુખત્યાર છે. એક કરારથી પૃથક પૃથક અથવા એક મતે અને પૃથક પૃથક જવાબદાર થતા શખસોમાં, બિલ ઓફ એકસચેંજ હુંડી વાયદાચિઠ્ઠી (પ્રોમિસરી નોટ) ના પક્ષકારોનો સમાવેશ થાય છે.

એકજ કરારથી જવાબદાર થતા પક્ષકારોને સામીલ કરવાનું.

કલમ ૨૯

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૯, આર. એસ. ઓ. ૧૬, રૂ. ૬.**

**ટીકા**—આ રૂલ હાઈકોર્ટે તથા પ્રોવીન્શીઅલ સ્મોલકોઝ કોર્ટને લાગુ છે.

એકાદી હુંડીનો કબજેદાર દાવો કરે તેમાં તે લખનાર અને તે સ્વીકારનારને પ્રતીવાદીઓ તરીકે સામેલ કરી શકાય છે (પેસ્તનજી વી. મીરજા મહમદ (૧૮૭૮) ૩ ક. ૫૪૧; બીલ્સ ઓફ એકસ ચેઇનજના પક્ષકારો વચ્ચેની જવાબદારી કેવા પ્રકારની છે તે વીશે જુઓ ડંકન ફોકસ અને ક. વી. એન. એસ. ડબલ્યુ. બેંક, ૬ એપ. કેસીસ પા. ૧૧) એક વીલની રૂઇએ હીસાબ આપવાની જવાબદારીના કામ સબંધી આ રૂલ નથી અને તે ફકત કરારો સબંધીજ છે.

**સામેલ કરી શકાયઃ**—હિંદુસ્થાનનો કરાર એકટ મંજુર થયો ત્યારથી મજીઆરે કરાર કરનારાઓમાંના ફકત કેટલાકના ઉપર ફેંસલો મેળવેલો હોય તો બીજા મજીઆરે કરાર કરનારાઓ વીરૂદ્ધ તે કરારની રૂઇએ બીજો દાવો કરવાને કાંઇ અટકાવ થતો નથી (મહમદ અશકરી વી. રાધે રામસીંગ (૧૯૦૦) ૨૨ અ. ૩૦૭).

**૭.** જે શખસ પાસેથી દાદ મેળવવાનો પોતાનો હક છે તે શખસ કયો તે બાબત વાદીનો સંશય હોય ત્યારે, તે પ્રતિવાદીઓમાંનો કયો પ્રતિવાદી જવાબદાર છે તથા તે કેટલે દરજજે જવાબદાર છે તેનો નિર્ણય સઘળા પક્ષકારો વચ્ચે થાય તેટલા સારૂ બે અથવા વધારે પ્રતિવાદી સામીલ કરવાનો અધિકાર છે.

કોની પાસેથી દાદ માગવી તે બાબત વાદીને સંશય હોય ત્યારે

નવી કલમ.

**આર. એસ. ઓ. ૧૬ રૂ. ૭ આ રૂલ હાઇકોર્ટે તથા પ્રોવીન્સીઅલ સ્માલકાઝ કોર્ટને લાગુ છે.**

**ટીકા**--ઇંગ્રેજી રૂલો ઉપરથી પ્રત્યક્ષ રીતે આ એક બીજો નવો ઠરાવ લીધેલો છે.

**બે અથવા વધારે પ્રતીવાદીઓઃ**—જુદા જુદા પ્રતીવાદીઓ સામે એક દાવામાં જુદા જુદા દાવાના કારણ સામેલ કરવાને આ રૂલથી વાદી શકતીવાન થતો નથી (ફ્રેંકનબર્ગ વી. ગ્રેટ હોર્સલેસકૅરેજ કં. ૮૧ એ. ટી. ૬૮૪ અને રૂ. ૩ નીચે બતાવેલા ઠરાવો); પણ જ્યારે

કરારનો એક ભંગ થયલો હોય અને બે સખસોમાંથી કીયા સખસે તે ભંગ કરેલો છે એ વીશે શક હોય તો તે બે સખસોને સામેલ કરી શકાય છે. (થોમસન વી. લંડન સીટી. કં. (૧૮૯૯) ૧ કયુ. બી. ૮૪૦); અથવા એક પ્રતીવાદી ઉપર પ્રવેશને માટે અને બીજા પ્રતીવાદી (વાદીને પટે આપનાર) ઉપર શાંત રીતે ભોગવટા બાબતનો કરાર તેણે તોડેલો તે વીશે એકાદો દાવો ચાલી શકે છે (ચાઇલ્ડ વી. સ્ટોનીંગ (૧૮૭૯) ૧૧ સી. ડી. ૮૨)

**ખર્ચઃ**—ઇંગ્લાંડમાં જીતેલા પ્રતીવાદીનું ખર્ચ વાદીએ આપવું એવો હુકમ કરી શકાય છે. અને વાદી હારેલા પ્રતીવાદી વીરૂદ્ધ પોતાના ખર્ચમાં તે વધારી શકે છે, સેન્ડરસન વી. બ્લાઇથ (૧૯૦૩) ૨ કે. બી. ૫૩૩ સી. એ; જુઓ એન. પ્રેકટીસ (૧૯૦૮) ૧ પા. ૧૫૬

**૮.** (૧) કોઈ એક ફરીયાદમાં એકજ સંબંધવાળા ઘણા શખસો હોય ત્યારે, કોર્ટની પરવાનગી લેઇને, તેવા સંબંધવાળા બધા શખસોની વતી અથવા તેમના હિત સારૂ વાદી અથવા પ્રતિવાદી થવાને અથવા જવાબ કરવાને એવી ફરિયાદમાં તે શખસોમાંનો કોઇ એક અથવા વધારે શખસો મુખત્યાર છે. પણ આવે પ્રસંગે, તે ફરિયાદ માંડયાની નોટીસ એવા બધા શખસોને, વાદીના ખરચથી પ્રત્યેક કામમાં કોર્ટ ફરમાવે તે પ્રમાણે, જાતે પોંચાડવી, અથવા સખસોની સંખ્યા કે બીજા કોઈ કારણને લીધે, તે રીતે નોટીસ પોંચાડવાનુ વાજબીરીતે જોતાં બને તેમ ન હોય તો, તે બાબત પ્રસિદ્ધ જાહેરખબર આપીને ચાપવી.

એકજ સંબંધવાળા બધા પક્ષકારોની વતી, તેમાંનો કોઈ એક પક્ષકાર ફરિયાદ માંડી શકે અથવા જવાબ દઇ શકે.

કલમ ૩૦-૩૨.

(૨) જે કોઈ શખસની વતી અથવા જેના હિત સારૂ પેટા કાનુન (૧) મુજબ ફરિયાદ માંડી હોય અથવા જવાબ કર્યો હોય તે શખસને એવી ફરીયાદમાં પોતાને પક્ષકાર કરવા સારૂ કોર્ટને અરજી કરવાનો અધિકાર છે.

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની કલમ, ૩૦, ૩૨ આર. એસ. ઓ. ૬ રૂ. ૯**

ટીકા—આ રૂલ હાઇકોર્ટ તથા પ્રોવીન્સીયલ સ્માલકાઝ કોર્ટને લાગુ છે.

ભાગીદારીની પેઢીઓ દાવો કરે અને તેઓના ઉપર થાય; જુઓ ઓ. ૩૦ અને મરણ, લગ્ન, અથવા નાદારી થવાથી હાજર થવા વીશે જુઓ ઓ. ૨૨.

**આ રૂલમાં હેતુઃ**—સામાન્ય નીયમ એવો છે કે એકાદા દાવાના હેતુ સંબંધી તે દાવાવાળી બાબતમાં જે સખસોનું હીત હોય તે બધા સખસોને પક્ષકારો કરવા જોઈએ પરંતુ મોટા વર્ગના સખસોનું હીત તેનુ તેજ જે કામોમાં હોય તેમાં સુગમતાને સારૂ તે વર્ગમાંના એક સખસને પોતાની તરફથી અને બીજાઓ તરફથી હાજર થવાને તેઓને પરવાનગી કોર્ટ આપે છે (કોકબર્ન વી. થોમસન (૧૮૦૮) ૧૬ વેસ. ૩૨૧; ચુડાસમા સુરસંગજી વી. પ્રતાપસંગ ખેંગારજી (૧૯૦૪) ૨૮ મું. ૨૦૯) પણ સર્વે લોકો તરફથી એકાદો સખસ દાવો કરી શકતો નથી માટે ખાસ નુકસાનીની સાબીતી વીના જાહેરાત ધોરી રસ્તામાં કરેલી હરકત દુર કરવાના દાવાને પુષ્ટી થતી નથી (એડમસન વી. આરમગાંમ (૧૮૮૬) ૯ મ. ૪૬૩; સીવેશ્વર વી. કીશ્ન (૧૮૯૧) ૧૪ મ. ૧૬૭; તોપણ જુઓ ચુની વી.

રામકીષ્ણુ ( ૧૮૮૮ ) ૧૫ ક. ૪૬૯; અને "ખાસ ઇલાજ, જાહેરાત રસ્તા" પા. ૭૭. ) વળી વાદીને પોતાને દાવાનું કારણ હવું જોઇએ અને તેના તેજ હીતમાં તે હોવું જોઇએ. ( રઘુબર દયાળ વી. કેશો રામાનુજ ( ૧૮૮૯ ) ૧૧ અ. ૧૮; રાઘવ વી. રાજરત્નમ્ ( ૧૮૯૧ ) ૧૪ મ. ૫૭ ) તે કલમમાં "ઘણા પક્ષકારો" એવા શબ્દો લખેલા છે તે નક્કી થાય તેવા જોઇએ ( સાજેદર વી. બૈદનાથ ( ૧૮૯૩ ) ૨૦ ક. ૩૯૭ ).

ઈંગ્લાંડમાં એવો નીયમ છે કે જ્યારે એક સરખુ હીત અને એક સરખુ નારાજી-પણુ અને વાદીએ માગેલી દાદ તે જે સખસો તરફથી હાજર થવાને તે માગતો હોય તે તમામ સખસોને ફાયદા ભરેલું હોય તો આવો દાવો બરોબર છે. ( ડયુક ઓફ બેડફોર્ડ વી, એલીસ ( ૧૯૦૧ ) એ. સી પા. ૮ ના ઠરાવમાં જુઓ લોર્ડ મેકનેટન ) અને હિંદુ-સ્થાનમાં રજીસ્ટર કરાવ્યા વીનાની ધર્મ સંબંધી મંડળીના વહીવટદારને પોતાના નામથી તે મંડળીના તમામ અંગભુતો તરફથી દાવો કરવાને પરવાનગી આપેલી છે ( આત્માનંદ વી. બ્રમ ( ૧૯૦૭ ) અ. વી. નોટ ૨૨૯; મહામેદન એસોસીએશન વી. બક્ષી ( ૧૮૮૪ ) ૬ અ. ૨૮૪ ).

આ નીયમથી એકાદો શખસ શક્તીવાન થાય છે અને એકાદા સમુદાયના અમુક અંગ-ભુતો તે મંડળી તરફથી હાજર થતા ન હોય પણ પોતાના સ્વહકથી દાવો કરે તો તેમાં અટકાવ થતો નથી ( બૈનુલાલ વી. ભુલાખલાલ ( ૧૮૯૭ ) ૨૪ ક. ૩૮૫ ) એક ગામના અમુક મુસલમાનોએ દફન કરવાના કારણુ સારૂ ગામના રહેવાસી તમામ મુસલમાનની સરખા હકની જમીન હતી તે જમીન ઉપર પ્રતીવાદીઓએ એક દીવાલ બાંધેલી તે દીવાલ ખસેડવાને તેજ ગામના બીજા મુસલમાનો ઉપર દાવો કરેલો તેમાં બીજી અપીલ થવાથી ઠરાવેલું છે કે કોર્ટની રજા પરવાનગીની જરૂર નથી અને તે દાવો ચલાવાને વાદીઓનો હક છે ( તનુદીન વી. પાંડુ ૧૮૯૪ ) ૧૮ મું. ૬૯૯ એક કર આપનાર સખસની ખાએશ ઉપરથી એકાદી મ્યુનીસીપાલીટી પોતાના ફંડનો ખોટો ઉપયોગ કરે નહિં એવો તાકીદ હુકમ આપવાને સારૂ એકાદો દાવો ચાલે છે. ( વામન વી. સોલાપુર મ્યુનીસીપાલીટી ( ૧૮૯૮ ) ૨૨ મું. ૬૪૬ ).

**પરવાનગીઃ**—જો કોર્ટની પરવાનગી પ્રથમ મેળવેલી ન હોય તો દાવો કહાડી નાખ-વામાં આવે છે. ( જાંનઅલ્લી વી. અટાવર ( ૧૮૮૧ ) ૯ ક. લા. રી. ૪૩૩; ઓરીયેન્ટલ બેંક કંપની વી. ગોબીંદલાલ સીલ. ( ૧૮૮૩ ) ૧૩ ક. લા. રી. ૧૪૨; ( ૧૮૮૩ ) ૯ ક. ૬૦૪; જાંજીઅલી વી. રામનાથ (૧૮૮૨) ૮ ક. ૩૨; બર્દવાનના મહારાજા વી. તારાસુંદરી (૧૮૮૩) ૯ ક. ૬૨૪; લતીફુન્નીસા વી. નાઝીરન (૧૮૮૫) ૧૧ ક. ૩૩; ધનપત વી. પરેશ-નાથ (૧૮૯૪) ૨૧ ક. ૧૮૦; પણુ જુઓ સેક્રેટરી ઓફ સ્ટેટ વી. મથુરાબાઇ (૧૮૯૦) ૧૪ મું. ૨૧૩ અને રમાયાગર વી. કીષ્નાયાગર (૧૮૮૭) ૧૦ મ. ૧૮૫ ના કામના ઠરાવનો મુકા-બલો કરો અને મહમદ અઝમાન વી. લાલીબેગમ (૧૮૮૨) ૮ ક. પા. ૪૩૪) પણુ દાવો દાખલ કર્યા પછી જો કે પરવાનગી પ્રથમથી આપવાને ના કહેલી હોય તોપણુ તે આપી શ-કાય છે (ચેનુમેના વી. કીષ્નન (૧૯૦૨) ૨૫ મ. ૩૯૯) તે પરવાનગી સ્પષ્ટ હોવાની જરૂર નથી. તે અર્થાર્થ હોઇ શકે છે. (ચીફજસ્ટીસ સ્ટુઅર્ટ સાહેબે હીરાલાલ વી. ભેરન (૧૮૮૩) ૫ અ. ૬૦૨) ના કામમાં વીરૂદ્ધ વીચાર બતાવેલો છે, ધનપતસીંગ વી. પરેશનાથસીંગ (૧૮૯૪) ૨૧ ક. ૧૮૦ ના કામના ઠરાવથી જુદો ઠરાવ કરેલો છે; કલુખબીર વી. જાનમીયાં (૧૯૦૨) ૨૯ ક. ૧૮૦) આ રૂલ પ્રમાણે પરવાનગી બાબત અરજ કરવાને રહી ગયેલું હોય તો તેથી

એકાદો દાવો કહાડી નાખવાને કારણ થતું નથી પણ હરકત લેવામાં આવે તો દાવા અરજી દુરસ્ત કરીને જરૂરીયાત પરવાનગી મેળવવાની સરત શીવાય તે દાવો ચલાવાને પરવાનગી આપવી નહિ જોઇએ (શ્રીનીવાસ ચાર્યર વી. રાઘવ ચાર્યર (૧૯૦૦) ૨૩ મ. ૨૮ દુરસ્ત કરવું–નોટ રામપ્રતાપ વી. પ્રેમસુખ (૧૮૯૧) ૧૫ મું. ૪૩ ના ઠરાવમાં બતાવેલો વીચાર) મુંજુરી વીના એક સગીર તરફથી અને બીજાઓ તરફથી જો એકાદો દાવો કરેલો હોય અને ઇષ્ટમીત્ર તે સગીરના ફાયદા સારૂ કરેલો છે એવી કોર્ટને ખાત્રી કરતો ના હોય તો ખર્ચ તેની પાસેથી અપાવવામાં આવે છે (ગીરીબાલા વી. ચંદ્રકાંત (૧૮૮૫) ૧૧ ક. ૨૧૩).

**ખામી ભરેલો હુકમઃ**—આ કલમ પ્રમાણે કરેલા હુકમથી નક્કી બતાવેલા નામ વાળા સખસોને પરવાનગી આપેલી ન હોય અને નોટીસ કહડાવામાં આવેલી ન હોય તો તે હુકમ રદ બાતલ છે (કાળીકાંત વી. ગોરીપ્રસાદ (૧૮૯૦) ૧૭ ક. ૯૦૬ અને જુઓ રાઘવ વી. રાજરત્નમ (૧૮૫૧) ૧૪ મ. ૫૭).

**પરવાનગી નહિઃ**—જો કે બીજાઓની સાથે વાદી એક હક વીશે સરખી રીતે દાવો રાખતો હોય તોપણ જો તેને પરવાનગી મળે નહિ તોપણ તે દાવાનું પરીણામ ખરી રીતે કજીઆના જે પક્ષકારો હોય તેમને ફક્ત બંધનકારક છે. (થાંનાકોટી વી. મંનપા (૧૮૮૫) ૯ મુ. ૪૯૬; અને જુઓ રાઘવ વી. રાજરત્નમ (૧૮૯૧) ૧૪ મ. ૫૭; મે. વી. ન્યુટન ૩૪ સી. ડી. ૩૪૭ ના કામના ઠરાવનો મુકાબલો કરો).

**વદીઓઃ**—પક્ષકારો અવશ્ય કરીને વધારે હોવા જોઇએ, વીસ પક્ષકારો બસ થયેલા નથી (હેરીસન વી સ્ટુઅર્ટસન (૧૮૪૨–૩)૦૨ હેર ૫૩૦) ઇંગ્રેજી કોર્ટોમાં તે મતલબની રીતીસર હકીકતની જરૂર નથી અને જો દાવા અરજી ઉપરથી અથવા તે સાથે રજુ કરેલા દસ્તાવેજના પરીશીષ્ઠ ઉપરથી હકીકત જણાતી હોય તો તે બસ છે એવું ઠરાવેલું છે (વેલ્ડ વી. બોનહેમ (૧૮૨૪) ૨ સી મ, એસ. પા. ૯૩; વાદીઓ અથવા પ્રતીવાદીઓએ સ્પષ્ટ નક્કી કહેવું જોઇએ કે સબધવાળા તમામ પક્ષકારો તરફથી દાવો કરવાને અથવા અમારા ઉપર દાવો થવાને અમે મુખત્યાર છીયે (બોલ્ડવીન વી. લોરેન્સ (૧૮૨૪) ૨ સીમ અને એસ ૧૮; ગુડ વી. બ્લેવીટ (૧૮૦૭) ૧૩ વેસ્ટ ૩૯૭) જ્યારે ૪૦ ખલાસીની સંખ્યા હોય તેમાં ૬૪ સખસોએ બે એજંટ નીમેલા તેથી ફક્ત ૬૪ તરફથી તે એજંટોએ હીસાબ બાબત દાવો કર્યો અને બાકીના ૧૬ સખસોને કોઇ રીતે કોર્ટની રૂબરૂ રજુ કરેલા નહોતા તેથી ઠરાવ્યું છે કે કોર્ટની રૂબરૂ તે ૧૬ શખસોને લાવ્યા વીના તે હીસાબ લેવો અશક્ય છે (લે વી. થોમસ (૧૭૫૧) ૨ વેસ. (સ) ૩૧૨) એક મસજીદના તાબાની જમીનનો કબજો લેવાને તે મસજીદના એકલા પુજારીનો દાવો કરવાનો હક થતો નથી. જ્યારે એકાદો ટ્રસ્ટી હોય અને તેને પોતાના કામ ઉપરથી ખસેડેલો ના હોય તો તે કારખાનાની જમીન લેવાને દાવો કરવાને ફકત તે શખસનો હક છે. (કમા રજુ વી.: અશનાલી શેરીફ (૧૯૦૦) ૨૩ મ. ૯૯ પણ જુઓ મનમથ વી. હેરીશ (૧૯૦૬) ૩૩ ક. ૯૧૫; ૧૦ ક. ૭ વી. નો. ૮૬૭)

ઇંગલાંડમાં વાદી જે શખસો તરફથી દાવો કરતો હોય તે શખસોના નામ અને ઠેકાણું આપવાને તેને ફરજ પાડી શકાતી નથી (લીથલી વી. મેક એનડ્રયુ વી. નો. (૧૮૭૫) પા. ૨૬૮) હુકમનામું થતા સુધી તે દાવા ઉપર પોતાનો સ્વતંત્ર અખત્યાર રાખે છે અને તેની ખુશીમાં આવે તો તે કાહાડી નાખી શકે છે, પણ હુકમનામું થયા પછી તેજ વર્ગના શખસોને તે હુકમનામાના ફાયદામાંથી તે બાતલ કરી શકતો નથી (ડેનીયલ. ૨૧૫) ૨ એકસ. ડી. ૩૮૨) અને તેને આપેલો બચાવ તે દાવાનો બચાવ છે (લીથલી વી. મેક એંડરયું વી.

નો. ૧૮૭૬ પા. ૩૮; જુઓ આલફ્રા કંપનીના કામમાં (૧૯૦૩) હુકમનામા પહેલાં દાવો કાઢી નાખેલો હોય તો બીજાઓને તેથી દાવો કરવાનો અટકાવ થતો નથી, પણ હુકમનામાથી જો કપટ અથવા સાજસના હોય તો (સ્યુઅર્સના કમીશ્નરો વી. ગેટલી (૧૮૭૬) ૩ સી. ડી. ૬૧૦) એઉ બાજુઓ બંધનમાં છે (શ્રીકંઠા વી. ઈંદુ પુરમ (૧૮૯૮) ૩ મ. હા. કો. ૨૨૬)

**હિતઃ**—એક હિંદુએ પોતાના મર્ણ પહેલાં થોડા વખત ઉપર પોતાની સ્ત્રીને તથા માને એવું ફરમાવ્યું હતું કે મારી મીલકતના ભાગમાંથી એક ધર્માદા કારખાનું નભાવી રાખવું. તે ધર્માદા ટ્રસ્ટમાં કસુર કરવામાં આવી અને અર્પણ કરેલી જમીન દતકે પોતાના હકથી કબજે લીધી તેથી પડોસમાંના બે બ્રાહ્મણોએ કોર્ટની પરવાનગી લેઇને તમામ બ્રામણો તરફથી તે ત્રસ્ટીના કામ ઉપરથી તે વિધવાને ખશેડવાને અને દતક તે કામ કરવાને લાયક નથી એવું ઠરાવવાને અને એક નવો ત્રસ્ટી નીમવાને દાવો કર્યો. ઠરાવ્યું છે કે તે વાદીયો દાવો ચલાવી શકે તેવું તેઓનું તે ધર્માદામાં પુક્ત હિત છે. (ગણપતી વી. સાવીત્રી (૧૮૯૮) ૨૧ મ. ૧૦) આ કલમ પ્રમાણે એકાદા ગામની રૈયતમાંની કેટલીક રૈયત પોતાની તરફથી તથા બીજી રૈયત તરફથી પોતાનો સામાન્ય હક ઠરાવવાને તથા તે હકના ભોગવટામાં માલેક હરકત કરે નહી તેવો તાકીદ હુકમ કરાવવાનો દાવો કરી શકે છે (અહમદભાઇ વી. બાલકીશ્ન (૧૮૯૫) ૧૯ મુ. ૩૯૧) એકાદા ગામના કેટલાક માંછીયોએ એક દરીયાની નાહાની ખાડીમાંથી માછલા પકડવાનો પોતાનો સ્વતંત્ર હક ઠરાવવાને દાવો કરેલો તેમાં ઠરાવ્યું છે કે જે વાદીઓ પોતાની તરફથી તથા બીજા માછીઓ તરફથી દાવો કરેલો છે તે વાદીઓએ આ ઠરાવ પ્રમાણે ચાલવું જોઇતું હતું (ભંડારા પંડા વી. પાહલ પોસ (૧૮૮૮) ૧૨ મુ. ૨૨૧)

**તેનું તેજ હિતઃ**—પક્ષકારોનું તેનુ તેજ હિત હોવું જોઇએ માટે એક લેણદાર પોતાના તરફથી તથા મરનાર બીજા લેણદારો તરફથી દાવો કરી શકે છે, કારણ કે દરેકનો હેતુ તે મરનારની મીલકતમાં બની શકે તેટલો વધારો કરવાનો છે ( વેરાકર વી. પ્રાયર ( ૧૮૭૬ ) ૨ સી. ડી. ૧૦૯; વળી જુઓ વુલડ્રીજ વી. નોરીશ લા. રી. ( ૧૮૬૮ ) ૬ એક. ૪૧૦; રીઝરીવર કંપની વી. એટવેલ ( ૧૮૬૯ ) લા. રી. ૭ એક. ૩૪૭ ) પણ તે એકલો દાવો કરી શકતો નથી ( માનીકવેલુ વી. આરબથનટ ( ૧૯૮૨ ) ૪ મ. ૪૦૪; બરજોરજી વી. ધનબાઇ (૧૮૯૧) ૧૬ મું. ૧ ) પણ વળી એક વશીયત લેનાર પોતાની તરફથી તથા બીજા તમામ વશીયત લેનારાઓની તરફથી ( ગીરીબાલા વી. ચંદ્રકાંત ૧૧ ક. ૨૧૩ ), અને એક વીલ પ્રમાણે નીમેલો શખસ ( મેનીંગ વી. થેસીજર ( ૧૮૨૨ ) ૧ સીમ. અને એસ. ૧૦૬ ) અને એક વહેપારના માલેકોમાંના કેટલાક માલેકો પોતાની તરફથી તથા બીજા માલેકો તરફથી પોતાના શહભાગીઆ ઉપર હીસાબ બાબત દાવો કરે ( ચેની વી. મે. ફ્રીન્ચશ પ્રે. મે. માં ૫૯૨ ); અને એક શખસ પોતાની તરફથી તથા બીજાઓ તરફથી એક કરાર આપવો ના પડે તે બાબત દાવો કરે ( એટરની જનરલ વી. હાલીશ (૧૮૨૪) ૨ સીમ અને એસ. પા. ૭૬ ) દાવો ચાલતાની દરમીયાનમાં મીલકત સાચવવાને તથા મીલકત તફરકે કરે નહી તે વીશે એક શખસ પોતાની તરફથી તથા બીજાઓ તરફથી દાવો કરે ( ૧ ડેનીયલ, ૫ મી આવૃતી ૨૫૧ ) અને જમીનનો માલેક એક ગામના માણુસ ઉપર પોતાની તથા બીજાઓની તરફથી રસ્તાના હક વીશે દાવો કરે ( ચુની વી. રામકીશ્ન ( ૧૮૮૮ ) ૧૫ ક. ૪૬૦ ) તે ચાલે છે.

**સામેલ કરવાની હરકતઃ**—જે શખસોની તરફથી હાજર થવાને વાદી દાવો રાખતો હોય, પણ તે શખસોમાંનો કોઇ શખસની નજરમાં એવું આવે કે તે શખસ મારી તરફથી હાજર થતો નથી તો તે શખસનો યોગ્ય ઇલાજ કામમાં પોતાને દાખલ કરવાને કોર્ટને અરજ કરવાનો છે અને પછી તે પોતાને હરકત કાંકે જે બીજો શખસ લાગતો હોય તે શખસને દુર કરવાને તે અરજ કરી શકે છે અથવા વાદીના હાથમાંથી તે દાવો ચલાવવાનુ કામ લેઇ લેવાને તે અરજ કરી શકે છે ( વોટશન વી. કેવ ( ૧૮૮૧ ) ૧૭ સી ડી. ૧૯, ફ્રેઝર વી. કુપર ( ૧૮૮૨ ) ૨૧ સી. ડીઃ ૭૧૮; અને જુઓ મે વી. ન્યુટન ( ૧૮૮૬ ) ૩૪ સી. ડી. ૩૪૭ પા. ૩૪૯ ).

**કંપનીનો દાવોઃ**—એકાદુ કૃત્ય અખત્યાર ઉપરાંત કરવામાં આવતુ હોય તો, તે અટકાવવા સારૂ એક કોરપોરેશનનો એક અંગભુત પોતાની તથા બીજાઓ તરફથી દાવો કરી શકે છે (બ્લોકશેલ વી મેટરે કંપની ( ૧૮૫૮ ) લા' રી. ૩ ચે. એપ. ૩૩૭; કલીંચ વી. ફીનાનશીયલ કોરપોરેશન લા. રી. ( ૧૮૬૮ ) ૫ એક. ૪૫૦; લા. રી. ૪ ચે. એપ. ૧૧૭ ) વળી તે પોતાના નામથી દાવો કરી શકે છે ( હુલ વી. ગ્રેટ વેસ્ટર્નરે કંપની ( ૧૮૬૭ ) લા. રી. ૩ ચ. એપ. ૨૫૨ ), અથવા ડાયરેકટરો તથા બીજા શખસો થેડા શખસોના વી. કાંઇ કપટ ભરેલુ કરવાને પોતાનો અખત્યારે વાપરે તો તે દાવો કરી શકે છે ( એટવુલ વી. મેરાવેધર લા. રી. ( ૧૮૬૮ ) ૫ એક. ૪૬૪, નોટ; મેશન વી. હેરીશ ( ૧૮૭૯ ) ૧૧ સી. ડી. ૯૭ સીલટર નાઇટ કંપની વી. શીલમર ( ૧૮૭૯ ) ૧૨ સી. ડી ૭૧૭. અને એક ડાયરેકટર પોતાના નામથી બીજાઓ ઉપર એવો દાવો કરી શકે છે કે જો તે બીજાઓ મને ખોટી રીતે સારૂ ડાયરેકટરનું કામ કરતાં અટકાવ થાય અને મને હરકત થાય ( પુલ બુક વી. રીચમંડ કોનસલ માગ કંપની ( ૧૮૭૮ ) ૯ સી. ડી ૬૧૦ ), પણુ વધારે દાવા કરવા પડે નહી તે સારૂ ઇંગલાંન્ડમાં સમૂદાય એકઠા કરવાનો એક હેતુ હતો. બીજા બધા કામોમાં બધા સમૂદાએ દાવો કરવો જોઇએ. ( ગ્રે વી. લ્યુંઇસ ( ૧૮૭૩ ) લા. રી. ૮ ચ. એપ. ૧૦૫૧ મે. આવા દાવામાં એકાદી કંપનીને કયારે સહવાદી કરી શકાય છે તે વીશે જુઓ હારબત વી. ફીલીપ્સ ( ૧૮૮૨ ) ૨૩ શી. ડી. ૧૪ અને આ બાબત ઉપર થએલા થોડી મૂદત ઉપરના ઠરાવો એન. પ્રેકટીસ ( ૧૯૦૮ ) ૧, ૧૬૧ માં સંગ્રહ કરેલા છે; ઓ. ૧૬. રૂ. ૯ ની નોટ ).

**તેનુ તેજ હિત ના હોય તો**—જો પક્ષકારોનું દાવામાં તેનું તે હિત ના હોય તો આ કામ ચલાવવાની રીતી પસંદ કરી શકાતી નથી ( જોન્સ વી. ગેરસીયા. ડેલ. રાયો ૧ ટી. અને આર. ૨૯૭; એટરની જનરલ વી. હીલીશ, ર સીમ. અને એસ. ૭૬; વળી જુઓ વીલ વી. વેસ્ટ મીડલ સેકસ વેટર વર્કસ ૧ જે. અને ડબલ્યું. ૩૫૮ ), માટે જયારે એક શેરહોલડર ખોટું બતાવવાના કારણથી એવો દાવો પોતાની તરફથી તથા બીજાઓની તરફથી કોલ લેતાં અટકાવવાને તથા ડીપોઝીટ મુકેલાં નાણાં પાછાં લેવાને દાવો કરે તો ઠરાવ્યું છે કે તે કારણથી તે દાવો ચાલતો નથી, કારણ કે દરેક માણુસ ઠગાવવાની હકીકત દરેક શખસની પોતાની ખાસ હોય છે અને તે ઉપર દાવાનો આધાર છે ( હોલોશ વી. ફરની ( ૧૮૬૮ ) ૩ ચે. એમ. પાં ૪૭૧ ); તેમ એક શેરહોલડર પોતાની તથા બીજાઓની તરફથી એકાદુ જે કૃત્ય ફકત રદ કરવું હોય તો કદાચ તેવું હોય અને કંપનીના અંગભુતોને તે મંજુર રાખવા લાયક હોય અથવા અંદરના ફકત નીયમ સબંધી હોય તે બાબત દાવો કરે તો તે ચાલતો નથી ( રસલ વી. વેકફીલ્ડ વોટર વર્કસ ( ૧૮૭૫ ) , ૧ જે.

અને ડબલ્યુ. ૩૫૮ ) તેમ ભાગીદારી બંધ પાડવાનો કરવામાં આવે તો તે ચાલતો નથી ( લોંગ વી. યોંગ ( ૧૮૩૦ ) ૨ સીલ. પા. ૪૮૬ ) તેમજ જે કામોમાં પ્રથમ હક અથવા બીજી દાખલ કરેલી બાબતોથી વાદી અને બીજાઓની વીરૂધતા થાય તો તે ચાલવાની પરવાનગી આપવામાં આવતી નથી ( ન્યુટન વી. એગમોંટ ( ૧૮૩૨ ) ૫ સીમ ૧૩૭ ).

**બક્ષીસો**—એકાદા દેવને માટે ઉઘરાણું ભરનારા, તે દેવના પુજારીયો અથવા શેવકો વીશ્વાસ ઘાતની ફરીયાદ કરતા હોય તે સંબંધી આ કલમ નથી ( ઠાકરશી વી. હરભલ ( ૧૮૮૪ ) ૮ મું. ૪૩૨ ) મજીયારો હક ઠરાવવાને જો માગેલું હોય તો જુદી રીતે છે. ( કાલીદાસ વી. ઠોર પરજારામ ( ૧૮૯૧ ) ૧૫ મુ. ૩૦૯ ) તેમ જે કામમાં એકાદા સખસના હકનો ભંગ કરેલો હોય, પણ માગેલી દાદમાં ઘણા સખસોનું મજીયારૂ હિત ના હોય જેમ કે એક મસજીદનો બંદગી કરવાનો ઉપયોગ કરવાનો એકાદા સખસ ના હોય તો તે સંબંધી આ કલમ નથી ( જવાહર વી. અકબર ( ૧૮૮૫ ) ૭ અ. ૧૭૮; જાફરીયા વી. બખતાવર ( ૧૮૮૩ ) ૫ અલ્હા. ૪૯૭; રઘુબર દયાલ વી. કેશો રામાનુજ ( ૧૮૮૯) ૧૧ અ. ૧૮, તોપણ જુઓ જાનઅલી વી. રામનાથ ( ૧૮૮૫ ) ૮ ક. ૩૨; લતી ફુનીસા વી. નઝીરત ( ૧૮૮૫ ) ૧૧ ક. ૩૩. પણ જુઓ મહીયુદીન વી. સાઇદીન ( ૧૮૯૩ ) ૨૦૬. ૮૧૬ ) તેમજ ઘણા સહ હીસ્સેદારોમાંનો એક સહ હીસ્સેદાર મજીયારી મીલકતનો સ્વતંત્ર કબજો કેટલાક સખસો રાખે નહી તે બાબતના દાવા સંબંધી નથી ( હીરાલાલ વી. જોરન ( ૧૮૮૩ ) ૫ અલ્હા. ૬૦૨ ) એક ધર્મ કર્તાને કાહાડી મૂકવાને દાવો કરવામાં આવેલો હોય તો તે દાવામાં જીલ્લા કમીટીના બધા અંગભૂતોએ પક્ષકારોમાં સામેલ થવું જોઇએ ( વીરાસામી વી. અરૂનચેલા ( ૧૮૭૮ ) ૨ મ. ૨૦૦. જુઓ મૂસલમાન એસોસીએશન વી. બક્ષી ( ૧૮૮૪ ) ૬ અ. ૨૮૪ ) એક મંડળીની મીટીંગમાં થએલા ઠરાવ પ્રમાણે એક મંદીર બાંધવાને એક શખસ ઉઘરાણુ કરતો હતો અને તે સખસ તેઓને ટ્રસ્ટી તરીકે માનીને તે બાબતમાં દાવો આ રૂલ પ્રમાણે ફાઇલ કરવો જોઇએ. ( મહમદ નથુ વી. હુસન ( ૧૮૯૨ ) ૨૨ મુ. ૭૨૯ ).

**બીજા કામોઃ**—નીચે જેવાં કામો બતાવેલાં છે તેવાં કામોમાં આ કામ ચલાવવાની રીતી લાગુ થતી નથી; તેમાં તમામ હિત રાખનારા શખસો કોર્ટની રૂબરૂ રજુ કરવા જોઇએ એટલે ગીરો છોડાવવાનો હક બંધ કરવાના અથવા વેચનારના હક સબંધનો અમલ કરવાના દાવા ( એટરની જનરલ વી. સીટીગ ઓર્જ લા. રી. ( ૧૮૬૬ ) ૧ એક. ૬૩૬; વીનચેસ્ટરનાબીશપ વી. મીડ. હેંટસરે કંપની ( ૧૮૬૭ ) લા. રી. ૫. એક ૧૭).

**ખર્ચઃ**—પ્રતીવાદીએ પોતાનું ખર્ચ લેવા સારૂ બીજા શખસોનાં નામ વાદીમાં વધારવા સારૂ અરજ કરેલી હતી. ઠરાવ્યું છે કે તે કામમાં જે સવાલ રહેલો છે તેનો સંપુર્ણ ન્યાય કરવાને બીજા નામોની જરૂર છે, એવુ બતાવવામાં આવેલું નથી; અને ખર્ચ વીશે કોર્ટ દરમીયાન ગીરી કરી જામીન બાબત હુકમ કરી શકે છે ( ડી. હાર્ટ વી. સ્ટીવનશન ( ૧૮૭૬) ૧૦ કયુ. બી. ડી. ૩૧૨ ) આ રૂલ પ્રમાણે જે શખસોનું હીત હતુ તેઓની તરફથી એક દાવો કરવામાં આવેલો પણ તેઓ પક્ષકાર થતા નથી અથવા થએલા નથી તોપણ તેઓને હુકમનામું બંધનકારક થઇ શકે છે પણ ખર્ચ આપવાને તેઓને હુકમ કરવો ના જોઇએ ( શાજેદાર વી. બૈદનાથદેબ ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો ૬૫ ).

**પ્રતીવાદીયોઃ**—વાદીઓની માફક પ્રતીવાદીયો પણ ઘણા હોવા જોઇએ અને ફરીયાદ અરજીમાં એવુ કહેવું જોઇએ કે તે દાવો તેઓની જાત ઉપર કરેલો છે તથા બીજા-

ઓની તરફથી તેમના ઉપર કરેલો છે ( લેંકેસ્ટર વી. થોમસન ) ૧૮૨૦ ) ૫ મેડોકશ. ૪ ) જે પ્રતીવાદીઓ બતાવવામાં આવે તે એટલા બધા વધારે હોવા જોઇએ કે વ્યાજબી રાહે એમ કહી શકાય કે તેઓ વ્યાજબી રીતે તેઓની તથા બીજાઓની અને તમામ હિત રાખનારા શખશો તથા વાદીની વચમાંના કાયદેસર હકની તપાસ કરશે (આદેર વી. ન્યુરીવર કંપની ( ૧૮૦૫ ) ૧૧ વેસ. પા. ૪૪૪ ), તેઓનુ સરખુ હીત હોવું જોઇએ ( ટેંપરટન વી. રશબ ( ૧૮૯૩ ) ૧ કયુ. બી. ૪૩૫, સી. ઓ. ) અને વાદી વીરૂધના દરેક હક બતાવવા જોઇએ ( યોર્કનામેયર વી. પીલ કીંગટન ( ૧૭૩૭ ) ૧ એટકીન્સ ૨૮૨ ) ક્રેમર વી. બર્ડ (૧૮૫૮ ) લા રી. ૬. એક્. ૧૪૩ ), એક કામમાં પંદરસેં શખસોનો ખર્ચ બાબત એક શખસ ઉપર દાવો હતો અને તે બધા એકના એકજ સવાલ ઉપર એટલે અમુક સર્ટીફીકેટના બળવાનપણા ઉપર આધાર રાખતા હતા. તેમાં ઠરાવ્યું છે કે તે દાવાઓના બળવાનપણા વીશે ફેંસલો થાય ત્યાં સુધી તમામ શખસો જે કામ ચલાવતા હતા તે અટકાવવાને તે એક દાવો કરી શકે છે ( શેફીલ્ડ વોટર વર્કસ વી. યોમન્સ લા. રી. ૨ ચે. એપ. ૮ ) દાવામાં હીત જે શખસનુ હોય તે શખસના અભીપ્રાયમાં એવું આવે કે પ્રતીવાદી મારી તરફથી થતા નથી તો તે શખસે પ્રતીવાદી થવાને અરજ કરવી જોઇએ ( ફ્રેઝર વી. કુપર ( ૧૮૮૨ ) ૨૧ સી. ડી. ૭૧૮ ).

**કારનાવાનઃ**—મલબારમાં એવો રીવાજ છે કે તારવાડના પ્રતીનીધી તરીકે કારનાવાન દાવો કરે અને તેમના ઉપર દાવો કરવામાં પણ આવે પરંતુ આવો રીવાજ જ્યારી રાખવાને પરવાનગી આપવી જોઇએ કીંવા નહી અને આ કામોની આ રૂલ પ્રેમાણે વ્યવસ્થા કરવી જો ઇએકીંવા નહી એ શક ભરેલું છે ( મરીગા વી. વાલીયા તામબરાની ( ૧૮૮૪ ) ૭ મ. ૮૭. વળી જુઓ વાસુદેવન વી. નારાયણ ( ૧૮૮૩ ) ૬ મ. ૧૨૧; વરનાકોટ વી. વરનાકોટ (૧૯૦૮) ૨ મ. ૩૨૮; ફ્લ્યાયચેની દેથીલ વી. કેનટામકોર (૧૮૮૨) ૫ મ. ૨૦૧; મોઇદીન કુટી વી. કીશ્નાન ( ૧૮૮૭ ) ૧૦ મ. ૩૨૨, કોમાપન નાંમબીયર વી. ઉકારમનામબીયર (૧૮૯૪) ૧૭ મ. ૨૧૪ ).

**હુકમનામાની બજાવણીઃ**—જુઓ સાદા ગોપાચારી વી. કીશ્નામાચારી ( ૧૮૮૯ ) ૧૨ મ. ૩૫૫; સ્યુઅર્સના કમીશનરોઃવી. ગેલાટલી ( ૧૮૭૬ ) ૩ સી. ડી. ૬૧૦; રાઘવ વી. રાજરતનન ૧૪ મ. ૫૭ ).

**પેટા કલમ** ( ૨ )—વાદીઓ અથવા પ્રતીવાદી તરીકે પક્ષકારો વધારવા બાબત જુઓ આગલ ઓ. ૧ રૂ, ૧૦ ની નોટ.

**૯. ખોટી રીતે પક્ષકાર સામીલ કરવાને લીધે અથવા જે પક્ષકારને સામીલ કરવાના હોય તેને સામીલ નહીં કરવાને લીધે કોઇ ફરિઆદ નિષ્ફળ જવાની નહીં. અને દરેક ફરિયાદમાં પોતાની આગળ ખરેખરા જે પક્ષકાર હોય તેમના હક્ક તથા સંબંધ તંટાના વિષયને જેટલા લાગુ પડે તેટલા પુરતુ કામ ચલાવવાને કોર્ટ મુખ્ત્યાર છે.** **કલમ ૩૧**

ખોટીરીતે પક્ષકાર કરવા તથા જે પક્ષકારને સામીલ કરવાના હોય તેને સામીલ નહીં કરવા.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ માની ક. ૩૧ આર. એસ. ઓ. ૧૬, રૂ. ૧૧**

**ટીકાઃ—**આ રૂલ હાઇકોર્ટ તથા પ્રોવીનશીયલ સ્માલકોઝ કોર્ટોને લાગુ છે.

પક્ષકારોના મર્ણુ, લગ્ન અથવા નાદારી બાબત જુઓ ઓ. ૨૨ આગળ.

**પક્ષકારો કાહાડી નાંખવા અથવા વધારવા તેઃ** ખોટી રીતે દાખલ કરેલા અથવા દાખલ નહી કરેલા પક્ષકારોની બાબતમાં હવે પછીનો ( ઓ. ૧, રૂ. ૧૦ ) રૂલ છે તેથી પક્ષકારો વધારવાને એકની જગાએ બીજાને દાખલ કરવાને અથવા કાહાડી નાંખવાને કોર્ટના અખત્યારની વ્યવસ્થા કરેલી છે.

**ખોટી રીતે શામેલ કરવામાં આવે તેઃ**—ખોટી રીતે સામેલ કરવા બાબતના ઠરાવોના પાંચ વર્ગ કરી શકાય છેઃ—

(અ) વાદીયોને ખોટી રીતે શામેલ કરવા તે.

(બ) પ્રતીવાદીઓને ખોટી રીતે સામેલ કરવા તે.

આ બેઉ વર્ગોને આ રૂલમાં વ્યવસ્થા કરેલી છે અને આવી રીતે ખોટી રીતે સામેલ કરવાથી તે દાવો નીષ્ફળ કરી શકતા નથી તે હરકત પહેલી તકે લેવી જોઇએ, અને ઇંગ્લાંડમાં ફેંસલો થયા પછી તે ઘણું મોડું છે એવું ઠરાવ્યું છે ( બુરાક વી. લન્ડનજી ઓમનીબસ કંપની ( ૧૯૦૭ ) ૧ કે. બી. ૨૬૪, શી. એ. જુઓ ઓ. ૧, રૂ. ૧૦ ની નોટ.

(ક) દાવાના કારણ અથવા દાવાવાળી બાબતો ખોટી રીતે સામેલ કરવામાં આવે તે આ વર્ગની ઓ. ૨ રૂ. ૩,૬ પ્રમાણે વ્યવસ્થા કરેલી છે.

(ડ) વાદીઓ અને દાવાના કારણો અથવા દાવાવાળી બાબતો ખોટી રીતે સામેલ કરવામાં આવે તે.

તેના તેજ કૃત્ય અથવા વ્યવહાર અથવા કેટલાક કૃત્યો અથવા વ્યવહારો જુઓ પાછળ ઓ. ૧, રૂ. ૧ અથવા ઓ. ૧, રૂ. ૧૦ (૨) પ્રમાણે વાદીઓમાંના કેટલાક વાદીઓને દાવામાંથી કોર્ટ દુર કરી શકે છે અથવા દાવો કાહાડી નાખે છે ( રામનારાયણ વી. અનોદા ( ૧૮૮૭ ) ૧૪ ક. ૬૮૧; વળી જુઓ સુધેનદુ વી. દુરગા સદરહુ ૪૩૫).

(ઇ) પ્રતીવાદીઓ અને દાવાના કારણો અથવા દાવાવાળી બાબતો ખોટી રીતે એકઠી કરવી તે.

ખરી રીતે આ વધારે દાવાની બાબત છે અને આગળ ઓ. ૨ રૂ. ૩ ની નોટમાં તેનો વીચાર કરેલો છે.

**સામેલ ના કરવાથી હરકતકારક બીલકુલ છે એવું નથીઃ—**એક હિંદુ વિધવા એ પોતાના ધણીની વારસ એક સ્ત્રી હતી તેણીના ઉપર દાવો કર્યો અને દાવો ચાલતા દરમીઆનમાં અખત્યાર પ્રમાણે એક દીકરો દત લીધો; પ્રીવીકૌસીલમાં એવી હરકત લેવામાં આવી કે તે દીકરાને સામેલ કરવો જોઇતો હતો, પણ નામદાર સાહેબોએ તે હરકત રદ કરેલી છે (ધરમદાસ પાંડે વી. શામસુંદરી ( ૧૮૪૩ ) ૩ મું. ઇ. અ. ૨૨૯ ).

ઇનડેમનેટીના કરારની રૂએ વીમો ઉતારનાર વાદીએ જે શખસ બાબત તેણે ઇનડેમનીટી કરી આપેલી તે શખસ તરફથી વાદીએ આપેલાં નાણા લેવાને દાવો કર્યો, અને અપીલમાં ઠરાવ્યું છે કે જે શખસનો વીમો ઉતારેલો છે તે શખસને પક્ષકાર કરવો જોઇતો હતો, માટે તે દાવો કાહાડી નાખ્યો નહોતો પણ પાછો મોકલ્યો છે (લીમડીના ચીફ વી. સેક્રેટરી ઓફ સ્ટેટ (૧૮૯૦) ૧૪ મુ. ૨૯૯) બાપે ગીરોનો વ્યહાર કરેલો તેમાં ત્રણ ભાઇયોનુ

હીત હતું પણ તેમાંના ફક્ત બે ભાઇયોએ દાવો કર્યો તેમાં ઠરાવ્યું છે કે ત્રીજાભાઇને સામેલ નહી રાખવાથી દાવાને હરકત થએલી નથી (માહાબળ વી. કુનહેન (૧૮૯૮) ૨૧ મ. ૩૭૩) એક દાવામાં એવી હરકત લેવામાં આવી હતી કે વાદીએ પોતાના અવિભક્ત ભાઇને સહવાદી કરેલો નથી તેથી વાદીએ કુટુંબનો વહીવટદાર અને પ્રતીનીધી છું એવું પોતાનું વર્ણન લખીને દાવા અરજી દુરસ્ત કરેલી હતી. ઠરાવ્યું છે કે વાદીએ પોતાના ભાઇને સામેલ કરેલો નથી તેથી તે ફક્ત એક રીતની ખામી છે તેથી તે દાવાને નાશ કાર્ક નથી (રામાયા વી. વેંકટ રતનમ (૧૮૯૪) ૧૭ મ. ૧૨૨) ત્રણ પ્રતીવાદીઓ મજીયારા દેવાના જવાબદાર છતાં તેમાંના બે પ્રતીવાદીઓએ તે આપવાને વચન આપેલું હતું. તેમાં ઠરાવ્યું છે કે તે દાવો ફક્ત તે પ્રતીવાદીયો ઉપર ચાલી શકે છે (ભગુબથ ઠાકુર વી. વેંકટ રતનમ (૧૮૮૪) (૧૮૮૪) ૧૭ મ. ૧૨૨) ગીરોના દાવામાં બધા ગીરો રાખનારને સામેલ કરવા સંબંધી જુઓ હીરાલાલ વી' કીશ્નાલાલ ૧૯ અ. ૫૪૩, અને કીશ્નન વી. છદાપન (૧૮૯૪) ૧૭ મ. ૧૭) જ્યારે પક્ષકારોને મીતાક્ષરાના નીયમ લાગુ થતા હોય તો, એક બાળકને બાપ વેપારનું લેહેણુ લેવાને કરેલા દાવામાં સહવાદીમાં સામેલ કરવાની જરૂર નથી (લછમાનન વી. શીવપ્રકાશ (૧૮૯૯) ૨૬ ક. ૩૪૯).

**સામેલ નહી કરવાથી ક્યારે નાશવંત છે**—અમુક દાવામાં જો સામેલ નહી કર્યા બાબતની તકરાર વખતસર કરેલી હોય છે તો તે નાશવંત છે—જેમ એક સહીયારા કરારની રૂઇએ કરેલા દાવામાં બધા કરાર કરનારાઓ પક્ષકારોના હોય (રામ સેબક રામલાલ (૧૮૮૧) ૬ ક. ૮૧૫); અથવા ટ્રસ્ટવાળી મીલકતના ચાર વહિવટદારોમાંના ફક્ત ત્રણ વાહિવટદારો તે મીલકત બાબત દાવો કરે અને ચોથો વહીવટદાર તે કામમાં દાખલ થએલો ના હોય (રાજેન્દ્રનાથ વી. મહમદ (૧૮૮૨) ૮ ક. ૪૨; લા. રી. ૮ ઈ. અ. ૧૩૫: વળી જુઓ પરાલયન વી. શંકર (૧૯૦૦) ૨૩ મ. ૮૨, વળી રામા વસર વી. કીશ્ન (૧૮૮૦) ૩ મ. ૨૭૦), અથવા સહીયારૂ લેહેણું લેવાને બે અથવા વધારે પાછળ રહેલા ભાગીયા પૈકી ફક્ત એકે દાવો કરેલો હોય (ઇમામુદીન વી. લીલાધર (૧૮૯૨) ૧૪ અલહાબાદ ૫૨૪, પણ જૂઓ ઓ. ૩૦ આગળ, અથવા મજીયારા હિંદુ કુટુંબના ફક્ત એક અંગભુતે દાવો કરેલો હોય (કાળીદાસ વી. નથુ (૧૮૮૩) ૭ મું. ૨૧૭); અથવા જે ગીરોને મીલકત તબદીલ કરવાના એકટનો બાબ ૫ મો લાગુ થતો હોય તે ગીરોની રૂઇએ કરેલો દાવો (ગુલામ કાદર વી. મુસ્તહીમખાન (૧૮૯૬) ૧૮ અ. ૧૦૯; અને તેમાં બતાવેલા ઠરાવો; વળી જુઓ સુભન વી. અરૂણા ચેલમ (૧૮૯૨) ૧૫ મ. ૪૮૭) અને રાંમબક્ષ વી. મહંતરામલાલ (૧૮૭૪) ૨૧ વી. રી. ૪૨૮ જ્યારે બાપની મીલકત જે સખસોના કબજામાં હોય તે સખસો પક્ષકાર ન હોય ત્યારે એકાદો અનૌરસ દીકરો ખોરાકી પોશાકી સારૂ દાવો કરે તો તે દાવો (નારાયણ વી. લેીંગ (૧૮૭૮) ૨ મું. ૧૪૦); અથવા અવિભક્ત ભાઇને પક્ષકારમાં દાખલ કર્યા વિના એક મજીઆરા કુટુંબનો વહીવટ કરનાર અંગભુત જમીન બાબત દાવો કરે (અંગામથુ વી. કોલાંત દવેલું (૧૯૦૦) ૨૩ મ. ૧૯૦); અથવા ફાયદો લેનાર માલીકને વાદી કર્યા શીવાય જમીનનો કબજો લેવાને એક એનામીદાર દાવો કરે (કાળી પ્રસન્નો વી. દીનોનાથ (૧૮૭૩) ૧૯ વી. રી. ૪૩૪; જુઓ ઓ. ૧ રૂ. ૧ પાછળ); અથવા અમુક નાણાની રકમમાં જે સખસોનું તેનું તેજ હીત હોય તેમ છતાં તે બધા સખસોને પક્ષકારો કર્યા વીના તે રકમ વીશે હક ઠરાવવાને એકાદો સખસ દાવો કરે તો તેમાં વખતસર પક્ષકાર સામેલ નહિ કર્યાની તકરાર કરવામાં આવે તો તેથી નાશવંત પરીણામ થાય છે (હરણચંદ્ર વી. નંદગોપાળ (૧૮૭૪) ૨૨

વી. રી. ૭૧; અથવા કેન્ડાલ વી. હેમીલ્ટનના કામમાં બતાવેલા પ્રકારના દાવા ( ૧૮૭૯ ) ૪ એપ. કેસીસ ૫૦૪ ). વાદીએ અમૂક મીલકત ઉપર પોતાનો હક ઠરાવાને દવો કરેલો તેમાં એવું માલુમ પડેલું કે અમૂક સખસોએ પ્રતીવાદીઓ ઉપર હુકમનામાં મેળવેલાં છે અને તકરારી મીલકત જપ્ત કરાવેલી છે અને તે મીલકત ઉપર વાદીના દાવા સામે ફ્રેનેક બરેલી રીતે હરકત લીધેલી છે. તેમાં ઠરાવ્યું છે કે તે ગેર હાજર હુકમનામાવાળાઓને પક્ષકારો કરવાની જરૂર છે અને તે કામમાં તેઓને વાદીએ દાખલ કરેલા નથી તેથી દાવો ચાલવા લાયક નથી ( દૂર્ગાચરણ સરકાર વી. જ્યોતીચન્દ્ર મોહન ટાગોર ૨૭ ક. ૪૯૩. જુઓ વળી પ્રીયનાથ દાસ્તરાંમ તારણ ( ૧૯૦૩ ) ૭ વી. નો. ૬૦૧. સહવાદીઓને વધારવા વીશે જુઓ કાળીદાસ વી. નથુ ( ૧૮૮૩ ) ૭ મું. ૨૭૧; તે ઠરાવથી રામસેવક વી. રામલાલ ( ૧૮૮૧ ) ૬ ક. ૮૧૫ ના ઠરાવમાં જુદો ઠરાવ કરેલો છે. )

**મુદત**—પંત્યાળાના હીસાબ બાબત એક દાવો કરેલો હતો. પ્રતીવાદીની હરકત ઉપરથી એવું ઠરાવામાં આવ્યું હતું કે જરૂરીયાત પ્રતીવાદીને છોડી દીધેલો છે અને જે પ્રતીવાદી ઉપરના દાવાને મુદતની હરકત થયેલી હતી તે વખતે તેને એક પક્ષકાર તરીકે વધારેલો હતો. તેમાં ઠરાવ્યું છે કે તે તમામ દાવો કહાડી નાંખેલો છે તે બરોબર છે. ( રામદયાળ વી. જમેનજદ ( ૧૮૮૭ ) ૧૪ ક. ૭૯૧ ), બંગાળાના સાંથના એકટની કલમ ૧૨૧ પ્રમાણે ગેર કાયદે જમી કરવાથી કંપન્સેશન બાબત જમે કરેલા પાક ઉપર જે બે સખસોનો સહિઆરો હક હતો તે બે સખસોમાંના એક સખસે દાવો કર્યો તેમાં તે કામ ચાલતાં મોડી વખતે એક પક્ષકારને સામેલ નહિં કરવાના કારણથી હરકત લીધી હતી પણ તે પક્ષકારને પોતાની અરજ ઉપરથી એક વાદી તરીકે વધારવામાં આવેલો હતો પણ તેના દાવાને તે વખતે મુદતની હરકત થયેલી તેમાં ઠરાવ્યું છે કે તે તમામ દાવાને મુદતની હરકત નથી. ( જગદેવસીંગ વી. પદાનાથ આહિર ( ૧૮૯૮ ) ૨૫ ક. ૨૮૫ ).

વાદી તરીકે ભલતાજ પક્ષકારને નામે ફરિયાદ.

કલમ ૨૭ ૩૨, ૩૩.

**૧૦. (૧) જે શખસને વાદી કરવો ન જોઇયે તેનું વાદી તરીકે નામ દાખલ કરીને ફરિયાદ કરી હોય, અથવા ખરેખરા વાદીના નામથી ફરિયાદ કરી છે કે નહીં એનો સંશય હોય ત્યારે, વાજબી જણાય એવી શરતો કરીને, ફરિયાદની કોઈપણ પાયરીએ કોઈ બીજા શખસ અથવા શખસોને વાદીને બદલે વાદી કે વાદીઓ તરીકે દાખલ કરવાનો, અથવા તેમનામાં સામીલ કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખ્ત્યાર છેઃ પરંતુ તંટાની ખરેખરી બાબતનો નિર્ણય કરવાને તેમ કરવું જરૂરનું છે, તથા શુદ્ધબુદ્ધથી ભુલ થઇને એ રીતે ફરિયાદ માંડવામાં આવી છે, એમ કોર્ટની ખાત્રી થાય તો એ રીતે હુકમ કરવો.**

કોર્ટ પક્ષકાર કાઢી નાંખવાને અથવા સામીલ કરવાને મુખત્યારછે.

**(૨) કોર્ટ ચલાવેલા કામ દર્મ્યાન કોઈપણ વખતે કોઇપણ પક્ષકારની અરજી ઉપરથી કે અરજી શિવાય, પોતાને વાજબી લાગે એવી શરતો કરીને એવો હુકમ કરે કે—વાદી અથવા પ્રતિવાદી તરીકે અયોગ્ય રીતે સામીલ કરેલા કોઈ પક્ષકારનું નામ કાઢી નાંખવું તથા ફરીયાદમાં નીકળનારી**

બધી તકરારનો પૂર્ણ રીતે અને કાર્યસાધક ચોકશી કરીને નિર્ણય કોર્ટથી થઇ શકે એટલા સારૂ, કોર્ટની રૂબરૂ જેની હાજરીની જરૂર જણાય તેનું અથવા વાદી કે પ્રતિવાદી તરીકે જેનું નામ દાખલ કરવું જોઇતું હતું તેનું નામ સામીલ કરવું.

(૩) કોઇ પણ શખસને તેની પોતાની સંમતી શિવાય, ઇષ્ટ મિત્ર શિવાય ફરિયાદ કરનારા વાદી તરીકે અથવા કોઈપણ પ્રકારે નાલાયક થયલા વાદીના ઇષ્ટ મિત્ર તરીકે, સામીલ કરવો નહી.

(૪) પ્રતિવાદી સામીલ કરવામાં આવે ત્યારે, જો કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, જરૂર હોય તે રીતે ફરીયાદ અરજી દુરસ્ત કરવી અને સમનની તથા ફરીયાદ અરજીની દુરસ્ત કરેલી નકલો નવા પ્રતિવાદીને તથા, કોર્ટને યોગ્ય લાગે તો, મુળ પ્રતિવાદી ઉપર બજાવવી.

પ્રતીવાદી સામીલ કરવામાં આવે ત્યારે ફરીયાદ અરજી દુરસ્ત કરવી.

(૫) સને ૧૮૭૭ના હિંદુસ્તાનના મુદતના આકટની કલમ ૨૨ ના ઠરાવને પાત્ર કોઇપણ શખસનુ નામ પ્રતિવાદી તરીકે સામીલ કરવામાં આવે તેની વિરૂદ્ધ ચાલવાનું કામ. સમન પોંચે ,ત્યારથીજ માત્ર શરૂ થયું એમ સમજવું.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની કલમ ૨૭, અને ૩૨ આર. એસ. ઓ. ૧૬ રૂલ ૨, ૧૧, ૩૯.**

**ટીકા**--આ રૂલ હાઇકોર્ટ તથા પ્રોવીન્શીઅલ સ્માલકાઝ કોર્ટને લાગુ છે.

**શુદ્ધ બુદ્ધીથી થયેલી ભુલ.**

કામ કેવી રીતે ચલાવવું તેની ફરીથી ગોઠવણ કરવાને કોર્ટને આ કલમથી મર્યાદા વીનાનો અખત્યાર આપેલો નથી (તરકાંડ વી. ફીઅરન. ૪ કયુ. બી. ડી. ૨૮૦) તે કલમનો એવો હેતુ નથી કે એકાદા પક્ષકારની હકીકત એવી ઘડવી જોઇએ કે તે જીતે પણ તે એવી રીતે ઘડવી જોઇએ કે કોર્ટ તે ઉપરથી ઇનસાફ કરી શકે (લોન્ગ વી. ક્રોસલી ૧૩ સી. ડી. ૩૮૮ જુઓ વળી સ્મીથ વી. હેસલ ટાયર વી. નો (૧૮૭૫) પા. ૨૫૦ તોપણ જુઓ વાલદે ત્રાવર્સ કં. વી. લંડન ત્રામવે કં. ૪૮ લા. જે. સી. પી. ૩૧૨) જે કામમાં શુદ્ધ બુદ્ધીથી એકાદી ભુલ થયેલી હોય તો આ કલમ પ્રમાણે એકાદો વાદી ફકત વધારી શકાય છે. અમુક શખસોએ હીત ન છતાં ફક્ત આશા રાખીને વહીવટ બાબત એક દાવો કરેલો હતો પણ જે શખસોનું પ્રત્યક્ષ રીતે તેમાં હીત હતું અને દેખીતી રીતે હરકત કરતા હોય તેઓને પક્ષકાર કરેલા નહોતા તેમાં ઠરાવ્યું છે કે આ કલમ લાગુ થતી નથી (ગ્લોસ વી. હીસ્નીયાર્ડ (૪ સી. ડી. ૪૧૩) તે ભુલ કાયદાની તેમજ હકીકતની થઇ શકે છે. પ્રોસપેકટસમાં એકાદો કરાર બતાવેલો નહિ તેવો એક કરાર રદ કરવાને એક શેરહોલ્ડરે પોતાની તરફથી અને બીજાઓની તરફથી દાવો કર્યો. હરકત લેવા ઉપરથી તે કંપનીને તેમની કબુલત વીના સહવાદી તરીકે કોર્ટે વધારેલી હતી (ડયુકેટ વી. ગેવર ૬ સી. ડી. ૮૨; મેંસન વી. હેરીસ ૧૧ સી. ડી. ૧૦૬ વળી જુઓ સ્મીથ વી. હેસલ ટાઇન, વી. નો. ૧૮૭૫ પા. ૨૫૦; લોંગ વી. કોસલી ૧૩ સી.

ડી. ૩૮૮; આયસ્ કાઉથ વી. બલાર ૪૧ સી. ડી. ૩૪૧; હયુઝ વી. પંપ હાઉસ સી. (૧૯૦૨) ૨ કે. બી. ૪૮૫). શુદ્ધ બુદ્ધી થયેલી ભુલમાં એકાદા કલેક્ટર હક વીના દાવો કરે તો આ ઠરાવ લાગુ થાય છે (ક્રીષ્ન વી. તાંજોરના કલેકટર (૧૯૦૭) ૩૦ મ. ૪૧૯) આ કલમ પ્ર- માણે એકાદા શખસને વાદી કરેલો હોય તો તેનું નામ દુર કરવાને એકાદી અરજી ફક્ત તે પોતે કરી શકે છે (ડ્યુકેટ વી. ગોવર. ૬ સી. ડી. ૮૨; જદુપતી ચાતરજી વી. ચંદ્રકાંત (૧૮૬૮) ૯ વી. રી. ૩૦૯). દાવાવાળી બાબતમાં એક પ્રતીવાદીએ પોતાના તમામ હક એસાઇન કરેલા હતા માટે તેનો સહવાદી થવાનો હક નથી. એકાદો વાદી જે વખતે પોતાનો દાવો કરે તે વખતે તેનો દાવો કરવાનો હક ના હોય તો તે ખામી દુરસ્ત કરીને દાવો કરવાનો જે શખસોનો હક હોય તે શખસોને પોતાની સાથે સામેલ કરીને તે હક મેળવી શકતો નથી (અબદુલ હક વી. ગુલામ જીલાની (૧૮૯૬) ૨૦ મું. ૬૭૭; ભાનુવેદ કાશીનાથ (૧૮૯૬) ૨૧ મુ. ૫૩૭). ત્યારે એકાદા શખસનુ મદ્રાસના ઓરીશીયલ અસાઇનીના નીમેલા એક નેમ તરીકે વર્ણન કરવું જોઇતું હતું તેમ છતાં ભુલથી મુંબઇના ઓરીશીયલ એસાઇનીએ સમન કહડાવેલો હોય તે પ્રમાણે કહાડેલો હતો તેથી સુનાવણી વખતે આ કલમ પ્રમાણે તે ભુલ દુરસ્ત કરેલી હતી (સહારમલ વી. આરનવયાલ સભાપથી (૧૮૯૭) ૨૧ મુ. ૨૦૫). ભુલથી જ્યારે ખોટા પક્ષકારોનામથી દાવો દાખલ કરવામાં આવેલો હોય ત્યારે બીજી અપીલમાં દાવા અરજી દુરસ્ત કરવાને પરવાનગી આપવામાં આવે છે (સેશામ વી. ચેનાપા (૧૮૯૭) ૨૦ મ. ૪૬૭). જો વાદીએ પોતાના ખાનગી હકથી પ્રથમ ભુલથી દાવો કરેલો હોય તો તે એક વહીવટદાર તરીકે છે એમ બતાવામાં આવે તેવી રીતે એકાદી દાવા અરજી દુરસ્ત કરી શકાય છે (ગોપાળદાસ વી. બદ્રીદાસ (૧૮૯૬) ૧૩ ક. ૬૫૭; (૧૯૦૬) અ. વી. નોટ ૬૬૨).

**અપીલ**—ખોટા શખસના નામથી એકાદી અપીલ ફાઇલ કરેલી હોય તો તે અપીલને આ કલમ લાગુ થતી નથી (દ્વારકાનાથ બાશ્વાસ વી. દેવીન્દ્રનાથ ટાગોર (૧૮૯૯) ૪ ક. વી. નોટ. ૫૮).

**ખર્ચ**—દુરસ્ત કરવામાં આવે તે એક મહેરબાની છે. અને તેથી કહાડી નાંખેલું ખર્ચ અરજદાર પાસેથી હમેશાં અપાવામાં આવે છે.

### પક્ષકારો દુર કરવા અને વધારવા.

**કામ ચાલતા હરકોઇ વખતે**--આ શબ્દો જુના કાયદાની કલમ ૩૨ માં "પહેલી સુનાવણી વખતે અથવા તે પહેલાં" એવા શબ્દો છે તેની જગાએ દાખલ કરેલા છે અને તેથી ઇંગ્રેજી રૂલ પ્રમાણે ચાલવામાં આવેલું છે (જુઓ ઓરીએન્ટલ બેંક વી. ચાર્યલ (૧૮૮૬) ૧૨ ક. ૧૫૦; અને જ્યારે તે દાવો અપીલ કોર્ટ સુધી ગયેલો હોય ત્યારે કામ ચલાવાની રીતી વીશે જુઓ ચીહીરલાલ વી. ઇલ્યાસઅલ્લી (૧૮૯૬) ૧૮ અ. ૩૩૨. એવું કહેવામાં આવેલું છે કે એક નીયમ તરીકે કામમાં મોડી વખતે દુરસ્ત કરવાની પરવાનગી આપવી ન જોઇએ. લંડન અને મુંબઇબેંક વી. ભારુઝ (૧૮૮૭) ૨ મું. ૧૧૬. વી. તે હરકોઇ વખતે કરવાની પરવાનગી આપવી જોઇએ. ભાગમની વી. શુભનારાયણ (૧૯૦૫) અ. વી. નોટ ૩૫).

**હુકમનામા પછી**—સને ૧૮૮૨ ના એકટ ૧૪ પ્રમાણે.

જ્યારે એકાદા અરજદારનું દાવામાં આઠ આની હીત હતું ત્યારે તેનું નામ હુકમનામું થયા પછી વધારવામાં આવેલું હતું લીંગમલ વી. ચીના (૧૮૮૩) ૬ મ. ૨૨૭). અને

એક હીંદુ વીધવાના ઉપર મીલકત તરફથી હુકમનામુ થયેલું તેની બજાવણીમાં એક દત લીધેલા દીકરા તરફથી એક દાવો કરવામાં આવ્યો તેમાં ઠરાવ્યું છે કે તેને એક પક્ષકાર કરવો જોઇએ (સતીશચંદ્ર વી. નીલકમણી (૧૮૮૫) ૧૧ ક. ૪૫; સુબાના વી. બ્યંકટહીશ (૧૮૮૮) ૧૧ મ. ૪૦૮ માં બતાવ્યું છે; અબાલાદાદા વી. સખારામ (૧૮૮૫) ૯ મું. ૪૨૯; જુઓ વળી હર્ટે વી. હર્ટ. ૨૧ સી. ડી. ર૭૮; એટોર્ની જનરલ વી. બર્મીંગહામનું કોરપોરેશન ૧૫ સી. ડી. ૪૨૩. કેંપબેલ વી, હોલીલેંડ ૭ સી. ડી. ૧૬૬; અહમદભાઇ વી. વલીભાઇ (૧૮૮૪) ૮ મું. ૩૨૩ પા. ૩૩૦ ના કામમાં બતાવેલા ઠરાવો). અને વહેંચણ બાબતના એકાદા દાવામાં જ્યારે કમીશનરનો રીપોર્ટ મંજુર થઇ ગયેલો હોય ત્યારે પણ એકાદા પક્ષકારને વધારી શકાય છે (જ્યોતીંદ્રમોહન ટાગોર વી. બીજય (૧૯૦૫) ૩૨ ક. ૪૮૩, પણ જુઓ એ. ૧ રૂ. ૧૩) પરંતુ આ કામ ચલાવાની રીતી તમામ કામોમાં જરૂરની નથી અને એકાદો સગીર દતક એક હુકમનામાથી બંધાયેલો હોય તો તેના વાલીની મારફતે તેના ઉપર બજાવણી ખરી રીતે માગી શકાય કે આ તે કામમાં તેનું નામ દાખલ થયેલું નથી એ કાંઇ જવાબ નથી (હરીશરણ વી. ભુવનેશ્વરી (૧૮૮૯) ૧૬ ક. ૪૦; લા. રી. ૧૫૧, અ. ૧૫૫; અને મગનીરામ વી. ગુરશાહી (૧૮૯૦) ૧૭ ક. ૩૪૭ ના ઠરાવનો મુકાબલો કરો.) અને ફેંસલો થયા પછી એકાદા જે શખસે હક મેળવેલો હોય તો તે શખસને કોઇ કામમાં બજાવણીમાં વધારી શકાતો નથી (ગુડોલ વી. મસુરીબેંક (૧૮૮૮) ૩૦ અ. ૯૭).

**સામાન્ય નીયમ**—કોર્ટોએ ફક્ત પક્ષકારની ખામીને લીધે દાવો કહાડી નાંખવો ના જોઇએ પણ આ કલમથી તેમને જે કુલ અખત્યાર આપેલો છે તેનો તેમણે અમલ કરવો જોઇએ (રચપાળ વી. જોહરી (૧૮૬૬) ૧ આ. ૧૪૯; જનાબઅલી વી. ગોલામ અસાદ (૧૮૯૪) ૨૧ વી. રી. ૧૮૬. કુંદનલાલ વી. ફકીરચંદ (૧૯૦૫) ૨૭ અ. ૭૫). સામાન્ય નીયમ એવો છે કે દાવાવાળી બાબતમાં જે શખસોનું હીત હોય અને તે શખસોની ગેરહાજરીને લીધે તે દાવાની સંપુર્ણ તપાસ કરીને નીકાલ કરી શકાતો ના હોય તો તે તમામ શખસોને પક્ષકાર કરવા જોઇયે કે જેથી કરીને તેમાં ઉત્પન્ન થયેલા સવાલ તે દાવાના પક્ષકારો વચ્ચે ફરીથી ઉત્પન્ન થાય નહિ અથવા તેમાંના કોઇ અને ત્રીજા પક્ષકારોની વચમાં તે ઉત્પન્ન થાય નહિ (વિદ્યાનાધ્યન વી. સીતારામાયન (૧૮૮૨) ૫ મ. ૫૨ અને એકાદા જે શખસના હીતને કોઇ રીતે હરકત થતી હોય તો તેને તે કામમાં દાખલ કરવો જોઇએ (અહમદભાઇ વી. વલીબાઇ (૧૮૮૪) ૮ મું. ૩૨૩; સૈલાજનંદ દત વી. ઉમેશાનંદ દત (૧૯૦૦) ૪ ક. વી. નોટ ૪૬૨) પણ એકાદા શખસનું કાંઇ હીત ના હોય અને તેના વીરૂદ્ધ કાંઇ દાદ અપાવી શકતી ના હોય તો તેને પક્ષકાર કરવો ન જોઇએ (અબ્દુલ ગની વી. પગોસ (૧૮૬૯) ૧૨ વી. રી. ૪૩૬; ફરગ્યુસન વી. સરકાર (૧૮૬૮) ૯ વી. રી. ૧૫૮; નાગાચાયા વી. મીખાનમોન (૧૮૭૦) ૪ વી. રી. ૪૪૩; પદ્દોલોચન વી. લાલચંદ (૧૮૬૮) ૧૦ વી. રી. ૨૮૩). અને બીજા વાદીઓનું જે દાવાનું કારણ હોય તેનું તેજ દાવાનું કારણ જે શખસોનું ના હોય તો તે શખસોને સહવાદી કરવા ન જોઇએ (સરકાર વી. બોરીલુમીસ (૧૮૬૫) ૨ વી. રી. ૨૮૦). માટે એકાદો સખસ વાદી અને પ્રતીવાદીએ બેઉ વીરૂદ્ધ દાવો રાખતો હોય તો તેને પક્ષકાર કરવો નહિ જોઇએ (જય ગોવીંદ વી. ગવરી પ્રસાદ (૧૮૬૭) ૭ વી. રી. ૨૦૨). જો એકાદો સખસ વાદી તરીકે વધારવામાં આવે તો તે બાબત તે હરકત લેતો હોય તો તેને એક પ્રતીવાદી કરવો જોઇએ. (ઉમા સુંદરી વી. રામજી (૧૮૮૧) ક. ૨૪૨). આ કલમનો હેતુ જરૂર વીનાના કજીઆ અટકાવાનો છે અને

એવા ફેંસલાઓ થયેલા છે કે આ કલમથી જે કુલ અખત્યાર જડજને આપવામાં આવેલો છે તે અખત્યાર વાદી તે પ્રમાણે કરવાને છોડી દે તોપણ જડજે તે કુલ અખત્યાર વાપરવો જોઇએ ( મોતીચંદ વી. મોરાજી ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૪૩૨ ). જે સખસો કોરટની રૂબરૂ ના હોય તે સખસોને દાવાના પક્ષકાર તરીકે વધારવા તે કોરટના કુલ અખત્યાર ઉપર છે ( ગયારામ વી. ઇશર ( ૧૮૬૫ ) ૨ વી. રી. ૧૫૮ ) અને આ કલમના ઠરાવ પરવાનગીવાળા છે અને આજ્ઞા તરીકેના નથી ( પોરાન મંડળ વી. શામચંદ ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૨૨૮ ) અને બીજા પક્ષકારોને જો હરકત અથવા અગવડ પડતી હોય તો તે કુલ અખત્યાર ઘણુ કરીને વાપરવામાં આવતો નથી. ( જર્માનીકના કામમાં ( ૧૮૯૬ ) પા. ૮૪, ઓ. ૧૧, રૂલ. ૬. આગળ ).

**દાવામાં રહેલા સવાલો**—અસલ જે દાવાના કારણમાં એક અથવા બીજા પક્ષકારનું જે હીત હોય તેજ હીત અથવા તેને મળતું હીત જે સખસ સામેલ થવાને માગતો હોય તેનુ હોય તો તે અસલ દાવાના કારણમાંથી અને તેને લગતા પ્રત્યક્ષ રીતે જે સવાલો ઉત્પન્ન થતા હોય તે સવાલોનો હેતુ છે એમ સમજવું જોઇએ. ( નારાયણ કુંવર વી. દરજણ કુંવર ( ૧૮૮૦ ) ૨ અ. ૭૮, કનૈરાય વી. હૈદર ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૨૯. પણ જુઓ ગુરૂ પ્રસન્નચંદ્ર ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૩૮૮; વળી જુઓ ચુનીલાલ વી. કોફીલસીંગ ( ૧૮૭૩ ) ૧૯ વી. રી. ૨૪૮; ગદાધર વી. રાજકીસ્તો ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૭૩ ના ઠરાવ ) સહ પ્રતીવાદીઓ અથવા સહવાદીઓની વચમાં ઉત્પન થતા સવાલ સંબંધી તે છે ( હરનારાયણ વી. ખારંગસીંગ ( ૧૮૮૭ ) ૯ અ. ૪૪૭. કલ્યાણરાય વી. રામ રતન ( ૧૮૯૬ ) ૧૮ અ. ૩૫૬; જેમ કે એકાદા વાદી અથવા પ્રતીવાદીના કાયદેસર વારસ વકીલ કોણ છે તે વીશે નીર્ણય કરવામાં આવે ( મહમદ હુસેન વી. ખુશાલો (૧૮૮૮) ૧૦ અ. ૨૨; વીઠુ વી. હીન ( ૧૮૯૧ ) ૧૫ મું. ૧૪૫).

**નવું દાવાનું કારણ**—અને નવું દાવાનું કોઇ કારણ દાખલ કરવું ન જોઇએ. ( દેલ્ટન વી. ગાડીયન્સ ૪૭ એલ. ટી. ૬૪૯ ). માટે એવું ઠરાવેલું છે કે એકાદા જે સખસ વીરૂદ્ધ વાદીએ કાંઇ દાદ માગેલી ન હોય તો તે સખસને દાવામાં દાખલ કરવાને એકાદી કોર્ટ મુખત્યાર નથી; તેમ આવા સખસ પાસેથી લખેલ હકીકત લેવાને કોર્ટને કાંઇ અધીકાર નથી અથવા સુનાવણી વખતે હાજર થવાને તેને પરવાનગી આપવાનો કોરટને કાંઇ અધીકાર નથી સરતો મોઇ વી. મઇકુંદચંદ્ર ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૧૭. વળી જુઓ હોરવેલ વી. લંડન ઓમનીબસ કં, ૨ એક્સ. ડી. ૩૬૫ ). અને નમુનો જોઇને માલ ખરીદ કરનારે નુકસાન બાબત દાવો કરેલો હોય તો વેચાણ આપનારાઓએ પોતાને વેચાણ તેજ નમુનાથી આપનારને પક્ષકાર કરવાને અરજી કરેલી તેના મંજુર કરવામાં આવી હતી. ( મહમદ બાદશાહ વી. નીકલ ફ્લેમીંગ ( ૧૮૭૯ ) ૪ ક. ૩૫૫. )

**દાવાના પ્રકારમાં ફેરફાર કરવો ન જોઇએ**—પણ દાવાના પ્રકારમાં ફેરફાર કરવામાં આવેલો નથી એવી સંભાળ રાખવી જોઇએ. મરનાર સખસની મીલકતના પોતાના હિસ્સા બાબત વાદીએ દાવો કરેલો તેમાં ઠરાવ્યું છે કે કોરટ પક્ષકારો વધારી શકતી નથી અને તેને સામાન્ય રીતે વહીવટનો દાવો કરી શકતી નથી (હોલીંગટી વી. ઓકીની (૧૮૬૮) ૧૦ વી. રી. ૮૬ ). અને તેવી રીતે એક સખસ પોતાની તરફથી અને બીજા સખસો તરફથી દાવો કરતો હોય તો તેમાં મજીઆરા હીતવાળા પક્ષકારના નામો વધારવામાં આવતા નથી. ( ડી હાર્ટ વી, સ્ટીવનસન વી. નોટ. ( ૧૮૭૬ ) પા. ૮૩. જુઓ ઓ. ૧ રૂલ. ૮).

**પક્ષકાર વધારવો જોઇએ**—સહીયારા કરારની રૂઇએ દાવો હોય અને તે કરાર કરનારા પક્ષકારના હોય અને તે પ્રમાણે કરયા વીના દાવો ચાલનો ના હોય તો, ( રામસેબક વી. રામલાલ ( ૧૮૮૧ ) ૬ ક. ૮૧૫ ); અથવા મીલકત કબજે લેવા બાબતનો હોય અને સંપુરણ ઇનસાફ એકાદા ટ્રસ્ટીની ગેર હાજરી કરી શકાતો ના હોય ( રાજેંદ્રનાથ વી. મહમદ ( ૧૮૮૨ ) ૮ ક. ૪૨; લા. રી. ૮ ઇ. અ. ૧૩૫ ), અને તેને પ્રતિવાદી કરવામાં ના આવે તો તે દાવો કાહાડી નાંખવો જોઇએ ( જગદંબાદાસી વી. હરનચંદ્ર (૧૮૬૮) ૧૦ વી. રી. ૧૦૫ ) પણ પક્ષકારોએ હરકત લીધેલી જોઇએ, અને તે બાબતના પ્રશ્નનો નીર્ણય કરેલો જોઇએ. ( શરફઅલી વી. આજીબલ ( ૧૮૯૧ ) ૧૫ મુ. ૨૯૭; જુઓ ઓ. ૧ રૂ. ૯, જુઓ પક્ષકાર નહી સામેલ કરવાથી નાશકારક કયારે થાય છે.

**વાદીયો વધારવામાં આવે તે**—વાદીઓ વધારવા સબંધી આ ઠરાવ જે કામોમાં જે અસલ પક્ષકારે દાવો કરેલો હોય તે પક્ષકારનો દાવો કરવાનો કાંઇક હક હોય તો તે કામોને લાગુ થાય છે ( ચંદ્રકુમાર વી. ગોકુળચંદ્ર ( ૧૮૮૧ ) ૬ ક. ૩૭૦ ); પણ વાદીનું દાવો કરતી વખતે દાવાવાળી બાબતમાં કાંઇ હીત ના હોય તો જે શખસનું તેમાં હીત હોય તેને સામેલ કરવાથી વાદીની સ્થીતીમાં કાંઇ ફેરફાર થતો નથી અથવા દાવો કરવાને તેને કાંઇ હક આપવામાં આવતો નથી ( ભાનુ તુકારામ વી. કાશીનાથ ( ૧૮૯૬ ) ૨૦ મુ. ૫૩૭; સુબાઇવર વી. કીશ્નાઇવર ( ૧૮૭૬ ) ૧ મ. ૩૮૩ ). ફેંસલો થયા પછી એક વાદીના વારસ વકીલ તરીકે વધારામાં દાખલ થવાને ઇચ્છા રાખતો હોય તો, તેણે કોર્ટની એવી ખાત્રી કરવી જોઇએ કે તેને યોગ્ય રીતે વધારવામાં આવે તેવો તે યોગ્ય શખસ છે ( મહમદહુસેન વી. ખુશાલો ( ૧૮૮૭ ) ૯ અ. ૧૩૧ ) દાવાવાળી બાબતમાં પોતાના તમામ હકો એક પ્રતીવાદીએ અસાઇન કરેલા હોય અને પ્રતીવાદીનું તે દાવામાં કાંઇ હીત રહેલું ના હોય તો તેને સહવાદીમાં દાખલ થવાનો કાંઇ હક નથી (અબ્દુલહક વી. ગુલામજીલાની (૧૮૯૬) ૨૦ મુ. ૬૭૭)

એક હિંદુ વિધવાને પોતાના મરનાર ધણીના તરફથી વારસામાં એક હક મળેલો હોય અને ત્યારપછી એક દીકરો તે દત લે તો તે દતકને સહવાદીમાં સામેલ કરવો જોઇએ ( પારાવર્તની વી. અંબાલવના (૧૮૬૨) ૧ મ. હા. કો ૧૯૭) અને એક હિંદુએ કુટંબની મીલકતમાંનો પોતાના હીસ્સા બાબત પોતાના ભાઇઓ ઉપર દાવો કરેલો અને તેને સમુદ્રપાર કરવામાં આવ્યો તેથી તેના છોકરાને સહ વાદીઓમાં વધારવામાં આવેલા હતા. ( બાયરેડી વી. ચીના ( ૧૮૮૩ ) ૬ મ. ૩૩૧ ) સામાન્ય રીતે વાદીએ એક દાવાની ઉપજનો હીસ્સો અસાઇન કરેલો હતો અને તે કરાર નીરર્થક ના હોય તો તે અસાઇનીને પક્ષકાર કરવાને પ્રતીવાદી અરજ કરી શકે છે (ચંદ્રકાંત વી. રામકુમાર વી. (૧૮૭૪) ૧૩ બં. લા. રી. ૫૩૦; ૨ એપ. કેરાછ ૧૮૬ ).

**પ્રતીવાદીયો વધારવામાં આવે તેઃ**—કેટલાક મજીયારે કરાર કરનારામાંના એક કરાર કરનાર ઉપર એક દાવો કરવામાં આવેલો હોય તો તે પ્રતીવાદીનો બીજા કંત્રાકટરોને પ્રતીવાદીમાં વધરાવવાનો હક થાય છે ( પીલે વી. રોબીનસન ૨૦ કયુ. બી. ડી ૧૫૫; રાંમશેબક વી. રાંમલાલ ( ૧૮૮૧ ) ૬ ક. ૮૧૫; અને જુઓ ઓ. ૧, રૂ. ૯ જુઓ "નહી સામેલ કરવાથી તે કયારે નાશકારક છે." અને એક ખતની રૂઇના દાવામાં તે ખત લખી આપનારનુ એક બક્ષીસ મીલકતના વહીવટદાર તરીકે વર્ણન કરેલું હતું. તેના દીકરાઓએ તકરાર કરી કે તે બક્ષીસ મીલકતને ાસરૂ તે નાણુા કરજે લીધેલાં હતાં. તેમાં ઠરાવ્યું છે કે બક્ષીસ મીલકતના પ્રતીનીધીને તે દાવામાં વધારવામાં આવેલો છે તે બરોબર છે ( થીર્થસ્વામી વી. ગોપાલ ( ૧૮૯૦ ) ૧૩ મ. ૩૨ ).

**ગીરો છોડાવવાનો હક બંધ થાય તેઃ**—એક પેટા ગીરો રાખનારે ગીરો છોડાવવાનો હક બંધ કરવા બાબત દાવો કરેલો હોય તો, તે દાવામાં મીલકત તબદીલ કરવાના એક્ટની ક. ૮૫ પ્રમાણે પ્રથમના ગીરો રાખનારને એક પક્ષકાર કરવો જોઇએ ( સોરાબજી વી. રતનજી ( ૧૮૯૮ ) ૨૨ મુ. ૬૦૧ ).

**મજીયારૂ હિંદુ કુટુંબઃ**—એક મજીયારા હીંદુ કુટુંબના વહિવટદારે વહીવટદાર તરીકે એક પટો કરી આપેલો હતો, માટે તેની હયાતીમાં લેહેણી થએલી સાથ બાબત દાવો તેજ ફક્ત શખસને કરવાનો છે. તેના મરણ પછી તે વહીવટ તેના દીકરાને ઉતરોતર મળેલો નથી, માટે તે મજીયારા કુટુંબના બીજા અંગભુતોને પક્ષકારોમાં સામેલ કરયા વીના તે દીકરો દાવો કરી શકતો નથી ( ડાહ્યાભાઇ લલ્લુભાઇ વી. ગોપાલજી ડાહ્યાભાઇ (૧૮૯૪) ૧૮ મુ. ૪૧)

**મોહો બદલોઃ**—એક ખરીદ કરનાર પોતાને વેચાણ આપનાર ઉપર રજીસ્ટરમાં મોહો બદલો કરી પોતાનું નામ દાખલ કરાવવાને દાવો કરે તો, તે દાવામાં જીલ્લા કલેકટર એક જરૂરીયાત પક્ષકાર છે ( વીરાશાંમી વી. રામદાસ ( ૧૮૯૨ ) ૧૫ મ. ૩૫૦ ).

**વહેંચણઃ**—વહેચણ બાબતના એક દાવામાં વાદી પાસેથી એક ગીરો રાખનાર હોય તેને પક્ષકાર કરવાની જરૂર નથી (મોહિંદ્ર નુરાયણ વી. શોભીનુરાયણ (૧૮૮૦) ૫ ક. ૮૮૨), પણ તમામ હીસ્સા કોર્ટની રૂબરૂ રજુ કરવા જોઇએ (કલીકાંત વી. ગૌરીપ્રસાદ (૧૮૯૦) ૧૭ ક. ૯૦૬; રીમાપપાયા વી. લક્ષ્મીનારાયણ (૧૮૮૩) ૬ મ. ૨૮૪; તોપણ જુઓ ચંદુ વી કુનહમદ (૧૮૯૧) ૧૪ મ. ૩૨૪)

**ભાગીદારીઃ**—એક અવિભક્ત હિંદુ કુટુંબનો વાદી હતો અને તે કુટુંબનો ધંધો રોજગાર મોલમીનમાં ચાલતો હતો તેના વહીવટદાર તરીકે પ્રતીવાદીને ત્રણ વર્ષ કામ કરવાને સને ૧૮૮૭ માં વાદીએ નીમેલો હતો ૧૮૯૩ માં વાદીએ તે કુટુંબના બીજા અંગભુતોને સામેલ કર્યા વીના પ્રતીવાદીએ પોતાની નોકરીનો કરાર તોડવાથી નુકશાન લેવાને દાવો કર્યો; ઠરાવ્યું છે કે (૧) તે ધંધાના બીજા ભાગીયાઓની ગેરહાજરીમાં તે દાવો ચાલવા લાયક નથી; (૨) તેમ વાદીના નામથી તેના ભાગીયા આવેલા છે એમ સમજી શકાતું નથી અને (૩) અને વાદીના ભાગીયાઓનાં નામ અપીલમાં વધારી શકાતાં નથી, કારણ કે તેવા પ્રતીવાદીઓ મુદતની હરકત બાબતનો ડીફેંસ આપવામાંથી બાતલ થાય છે (અલાગપા વી. વેલીયન (૧૮૯૫) ૧૮ મ. ૩૩) પાછળ હયાત રહેલો ભાગીદાર અથવા ભાગીદારોએ અસાઇનમેંટ કર્યા વીના પાછળ હયાત રહેલા બે અથવા વધારે ભાગીયાઓમાંનો ફક્ત એક ભાગીયો તે પહેડીનું લહેણું લેવાનો દાવો કરવાને મુખત્યાર નથી (ઇમામુદીન વી. લીલાધર (૧૮૯૨) ૧૪ અ. ૫૨૪) હીસાબ બાબતના એક ભાગીદારીના દાવામાં એકવીસ પ્રતીવાદીઓ હતા તેથી તેમાંના ઘણા ખરા સાથે વાદીએ નીકાલ કરીને તે દાવો પાછો ખેંચી લેવાને મરજી બતાવી. તે પ્રતીવાદીઓમાંના બે પ્રતીવાદીઓએ પોતાને વાદીઓમાં દાખલ કરવાની અને વાદીને પ્રતીવાદી કરવાની અરજ કરી. તે અરજી મંજુર કરવામાં આવેલી છે (ગેદલજી વી. વલીભાઈ (૧૮૮૩) ૭ મુ. ૧૬૭ જુઓ ઓ. ૨, ૩૦

**કબજોઃ**—તેમ એક મજીયારા કુટુંબનો એક અંગભુત પોતાની અને બીજાઓની મીલકત બાબત દાવો કરી શકતો નથી (ગોકુળપ્રસાદ વી. ઇટવારી માહાતો (૧૮૭૩) ૨૦ વી. રી. ૧૩૮; નંદનલાલ વી. લોયડ (૧૮૭૪) ૨૨ વી. રી. ૭૪; બાળકીશ્ન વી. માહાડની મુનીસીપાલીટી (૧૮૮૬) ૧૦ મુ. ૩૨) પછી તે વહીવટદાર હોય તો પણ તે દાવો કરી શકતો નથી (હરીગોપાળ વી. ગોકળદાસ (૧૮૮૮) ૧૨ મુ. ૧૫૮) મજીયારી મીલકતના એક હી-

હીસ્સાનો કબજો લેવાને બીજા સહ હીસ્સેદારોને પક્ષકાર કર્યા વીના એક હીસ્સેદાર દાવો કરી શકતો નથી (ચંદાચોધરી વી. મેકનાટન (૧૮૭૫) ૨૩ વી. રી. ૩૮૬); અને ટ્રસ્ટવાળી મીલકત લેવાના દાવામાં તમામ ટ્રસ્ટીઓ અથવા "શીએતો" પક્ષકારો હોવાજ જોઇએ (રાજેંદ્રનાથ વી. મહમદ (૧૮૮૧) ૮ ક ૪૨; લા રી. ૮ ઇ. અ. ૧૭૫; બચુલાલ વી. ઓલીઉલ્લા (૧૮૮૫) ૧૧ ક. ૩૩૮) કબજો છોડાવવાના દાવામાં જે શખસોનો કબજો હોય તે જરૂરીયાત પક્ષકારો છે. (બાનુ બી. નરસીંગરાવ (૧૮૦૭) ૩૧ મુ. ૨૫૦)

**સાંથનો એકટઃ**–જુના કાયદા પ્રમાણે સાંથના ભાગ બાબત જુદો કરાર ના હોય અથવા તે જુદી વસુલ કરવામાં આવતી ના હોય તો તે સાંથના અપુર્ણ ભાગ બાબત એક ભાગીયો દાવો કરી શકતો નથી (મનોહર વી. મંઝર (૧૮૮૩) ૫ અલ્હા ૪૦; ગનીમહમદ વી. મોરાન (૧૮૭૯) ૪ ક. ૯૬) તો પણ એક ભાગીયો તેની વહેચણી કરાવવાનો દાવો કરી શકે છે (ઇશ્વરચદ્ર વી. રામકીશ (૧૮૮૦) ૫ ક. ૯૦૨; ૬ ક. લા. રી ૪૨૧), પણ તેણે પોતાના સહહીસ્સેદારોને પક્ષકારો કરવા જોઇએ (અભયગોવીંદ વી. હરીચર્ણ (૧૮૮૨) ૮ ક. ૨૭૮; તારાચંદ વી અમીરમંડળ (૧૮૭૪) ૨૨ વી. રી. ૩૯૮; બીહારીલાલ વી. રાધાનાથ (૧૮૭૪) ૨૨ વી. રી. ૨૨૯) અને તેવીજ હકીકતથી એકાદો સહહીસ્સેદાર સાંથ વધારે કરી શકતો નથી (બીકુ વી. ઉમરખાંન (૧૮૬૯) ૧ અ. હા કો. ૨૩૬; (પણ જુઓ દુરગાપ્રસાદ માઇતી વી. જયનારાયણ હઝરા (૧૮૭૦) ૨ ક ૪૭૪; રાધબીહારી વી. શખી (૧૮૮૫) ૧૧ ક. ૬૪૪; જોગેંદ્રચંદ વી. તોળીનચંદ્ર (૧૮૮૨) ૮ ક. ૩૫૩) તેમ તે માપી શકતો નથી (શાંતીનાથ પંજાકા વી. બૈકુંડનાથ પારીખ (૧૮૭૩) ૧૯ વી. રી. ૨૮૦; અબદુલહુશન વી. લાલચંદ (૧૮૮૪) ૧૦ ક. ૩૬), તેમ તે કબજો છોડાવી શકતો નથી (તુલશી પાંડે વી. લાલા બચુ (૧૮૮૨) ૧૨ ક. લા. રી. ૨૨૩; દેવી વી. ઇકરામઅલ્લી (૧૮૭૯) ૪ ક. લા. રી. ૬૩), હાયકોર્ટની અસુલ બાજુમાં બીજી રીતે છે (ઇબ્રાહીમ વી. કરશેટજી (૧૮૮૭) ૧૧ મું. ૬૪૪), વધારે સાંથ આપવાની નોટીસ એક પટે રાખનારને આપેલી તે પ્રમાણે તે ચાલેલો નહી તેથી તેની પાસેથી કબજો છોડાવવાનો દાવો એક સહહીસ્સેદાર જે પોતે વહીવટદાર પણ છે તે પોતાના નામથી બીજા સહહીસ્સેદારોની કબુલત સાથે પણ કરી શકતો નથી (બાલકીશ વી. મોરો (૧૮૯૭) ૨૧ મુ. ૧૫૪). માપણી કરયા પછી સાંથ નક્કી કરાવવા એક સહહીસ્સેદાર દાવો કરી શકતો નથી (બીંદુબાસીની વી. પ્યારીમોહન (૧૮૯૩) ૨૦ ક. ૨૮૫) વાદીયો અથવા પટે રાખનારાઓ પસેથી સાંથ લેવાનો હક હેય કીંવા નહી પણ તે સાંથ નક્કી કરાવવાને કરેલા દાવામાં પટનીદારોને ગ્યેગ્ય રીતે પક્ષકારો કરેલા છે. (રીદયનાથ વી. મોહોબતનીશા (૧૮૯૩) ૨૦ ક. ૨૮૫). હવે બંગાલા વીશે જુઓ સને ૧૮૮૫ ના એકટ ૮ ની ક. ૧૮૮, ઓ. ૧, રૂ. ૧ ની નોટમાં સાંથ (બાકુ) જુઓ.

**પાછલથી થનાર વારસઃ**—એક મરનાર હિંદુની મીલકતમાં વાદીએ દુરના પાછલથી થનાર વારસ તરીકે હીત રાખી વિધવાએ કરેલું દતવિધાન બળવાન નથી એવું ઠરાવવાને દાવો કરયો. વધારે નજીકના વારસ તે દતવિધાન વીશે વાધો લેવાને ના કહેતા હતા તે ઓને તે દાવામાં સામેલ કરેલા છે તે બરોબર છે (ગુરૂલીંગસ્વામી વી. રામ લક્ષ્મણ (૧૮૯૫) ૧૮ મ. ૫૩).

**સેટલમેંટ કરાવવાનો હકઃ**—એક "ચર" નો શેટલમેંટ કરાવવાને અને કબજા

સાથે હક ઠરાવવાને અને પ્રતીવાદી સાથે તે "ચર" નો કરેલો શેટલમેંટ રદ કરવાને એક દાવો કરેલો હતો તેમાં ઠરાવ્યું છે કે સરકારને એક પક્ષકાર કરવા જોઇએ ( કીશનલાલ વી. ભેરઅચંદ્ર ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૫૨; કેનન વી. બીશેનાથ (૧૮૮૦) ૫ ક. લા. રી. ૧૫૪ ); અને મુંબાઇમાં એક તાલુકદારી સેટલમેંટ બાબતના દાવામાં સેટલમેંટ ઓફીસરને એક પક્ષકાર કરવા જોઇએ ( સરદારશીંગજી વી. ગણુપતસીંગજી (૧૮૯૦) ૧૪ મુ. ૬૯૫, પા. ૬૯૯ ).

**બીજા ઠરાવોઃ**--નાણુા સંબંધી એક ખત લખાવી લેનાર મર્ણ પામેલો તેથી તેનો એક વારસ પોતાનો હીસ્સો લેવાને દાવો કરી શકતો નથી ( કાંધીયા વી. ચંદ્ર (૧૮૮૫) ૭ અ. ૩૧૩; પરસોતમ વી. લલ્લુ (૧૮૮૭) ૯ અ. ૬૮ ), પરંતુ જે ભાગીયો હયાત રહેલો હોય તે પોતાના વહેપારનુ લેહણું લેવાને મરનાર ભાગીયાઓના વારસોને પક્ષકાર કરયા વીના દાવા કરી શકે છે ( ગોર્બીંદપ્રસાદ વી. ચંદ્ર (૧૮૮૭) ૯ અ. ૪૮૬; વીરૂદ્ધ રામનારાયણુ વી. રામચંદ્ર (૧૮૯૧) ૧૮ ક. ૮૬; જુઓ ભાગીદારી એ. ૩૦ આગળ) "તારવાડ"નો એક અંગભુત ખોરાકી પોશાકી સારૂ અથવા મીલકતને બંધનકારક જે દસ્તાવેજ હોય તે રદ કરવાને સારૂ બીજા અંગભુતોને પક્ષકારો કર્યા વીના "કારનાવાન" ઉપર દાવો કરી શકતો નથી (મોઇદ્દીન વી. ક્રીશન (૧૮૮૭) ૧૦ મ. ૩૨૨; મમાલી વી. પાકી (૧૮૮૪) ૭ મ. ૪૨૮) અને ગીરો છોડાવવાના દાવામાં સબંધવાળા તમામ પક્ષકારો કામમાં દાખલ થએલા જોઇએ (રાઘો વી. બાલક્રીશ્ન (૧૮૮૫) ૯ મુ ૧૨૮; બાઉદીન વી. ધરમાજીલ (૧૮૮૭) ૧૧ મુ. ૪૨૫; રતગામ વી. ગંગારામ (૧૮૯૮) ૨૩ મુ. ૨૮૭; (તોપણ એકાદો હીસ્સેદાર તમામ ગીરો છોડાવી શકે છે-મોરા જોશી વી. રામચંદ્ર (૧૮૯૧) ૧૫ મુ. ૨૪); અને તેવીજ રીતે ગીરો છોડાવવાનો હક બંધ કરવાના અથવા વેચાણ આપનારના હક સબંધનો અમલ કરવાના કામમાં છે (એટરની જનરલ વી. સીટીંગ બોર્ન લા. રી. ૧ એક ૬૩૬), અથવા તકરાર કરનાર ગીરો રાખનારાના હકનો નીર્ણય કરવામાં (હયુઝ વી. દીલ્હીબેંક (૧૮૮૮) ૧૫ ક. ૩૫) અથવા ફાળા બાબતના કામમાં (પ્રેમનહુસેન વી રામદાઇ (૧૮૯૦) ૧૨ અ. ૧૧૦) તેવી રીતે છે.

પ્રતીવાદીના એજંટ તરીકે **અ** એ કરાર કરેલો તેની રૂઇએ લહેણા થએલાં નાણા બાબત અમુક શખસો ઉપર વાદીએ દાવો કર્યો. પ્રતીવાદીઓએ તે એજંશી ઇનકાર કરી ઠરાવ્યું છે કે **અ** નુ નામ તે દાવામાં દાખલ કરી દાવા અરજીમાં તે એજંટ ઉપર અભાવે દાદ માગવામાં આવે તે પ્રમાણે તે દાવા અરજી દુરસ્ત કરી શકાય છે (બદ્રીદાસ વી. હોરમીલર અને કંપની (૧૮૮૨) ૮ ક. ૧૭૦) એકાદો વશીયત લેનાર પોતાને જે વશીયત કરેલું હોય તે બાબત એકઝીક્યુટર ઉપર દાવો કરી શકે છે, અને તેવા દાવામાં તે વશીયત લેનાર પોતાના બચાવ સારૂ બીજા વશીયત લેનારાઓને પક્ષકારો કરવાને અરજ કરી શકે છે (પરસોતમ વી. કાળા ગોવીંદજી (૧૮૯૬) ૨૦ મુ. ૩૦૧)

**કયારે જરૂર વીનાના છે**—વાદીએ એક શખસ વીરૂદ્ધ જમીનનો કબજો મેળવવા માટે કરેલા દાવામાં ફતેહ મેળવ્યાથી દરમીયાન ઉપજ માટે દાવો દાખલ કર્યો આ કલમથી પ્રતીવાદીએ અરજી કરી કે વાદીની બહેન જેને તેણે ભાડુ આપ્યું હતું તેને પક્ષકાર કરવી જોઇએ. જસ્ટીસ આર્ચીબોલ્ડ સાહેબે ઠરાવ્યું છે કે તેને પક્ષકાર કરવી તે જરૂર વીનાનું છે (લોવેલ વી. ડોચાન્ડ વી. નો. (૧૮૭૩) પા. ૫૦) **અ** એ જમીનના કબજા માટે પટે આપનાર ઉપર દાવો કર્યો; **ક** પોતાનો હક તેના ઉપર રાખીને વચમાં પડયો; **ક** ને દાવામાં પક્ષકાર કરવો

જોઇએ (બચુસીંગ વી. માશુકઅલી (૧૮૭૧) ૧૫ વી. રી. ૫૭૨; જયગોવીંદ વી. ગુરૂપ્રસાદ શાહ (૧૮૬૭) ૭ વી. રી. ૨૦૨; જયકીશન વી. રાજકીશન (૧૮૭૧) ૧૬ વી. રી. ૧૦૧; પણ જુઓ કાળીપ્રસાદ વી. જયનારાયણ (૧૮૬૯) ૧૧ વી. રી. ૩૬૧; રામકુમાર વી. ચંદ્રકાંત (૧૮૭૭, ૨ ક. ૨૩૩ પા. ૨૪૦ માં તે પ્રમાણે બતાવામાં આવેલું છે; રામતરક વી. રાધાબલભ (૧૮૭૧) ૧૫ વી. રી. ૫૭) અ એ બ ની વીધવાઓ ઉપર દાવો કર્યો એવું બતાવીને કે બ ની બારઆની મીલકતનો હું હકદાર છું, અને તે વીધવાઓએ મેળવેલું સરટીફીકેટ રદ કરવાને માગ્યું તે મીલકતના એક ભાગના વારસ તરીકે હક રાખીને ક વચ્ચે પડ્યો અને તેને નીચલી કોર્ટમાં પ્રતીવાદી કરવામાં આવ્યો. ઠરાવામાં આવ્યું છે કે તે પ્રમાણે કરવાને પરવાનગી આપવી જોઇતી નોહોતી (અહમદહુસેન વી. ખોદેજા (૧૮૬૮) ૧૦ વી. રી. ૩૬૯ જુઓ વળી વીધાનંદાયન વી. સીતારામાયન (૧૮૮૨) ૫ મ. ૫૨; અહમદભાય વી. વલીભાય (૧૮૮૪) ૮ મું. ૩૨૩ પા. ૩૩૧ પણ દાવા પહેલાના ગીરો રાખનાર દાવો ચાલતાની દરમીયાનમાંના ખરીદ કરનાર અને એકઝીકયુટરો સામેના દાવામાં મુખ્ય વસીયત લેનાર વધારવામાં આવ્યા છે (અહમદભાઇ વી. વલીભાઇ (૧૮૮૪) ૮ મુ. ૩૨૩ પક્ષકારો વચ્ચેના દાવામાં જે દરેક શખસ હું હુકમનામાનો લેણદાર છું એમ તકરાર કરે તો હુકમનામાના દેણદારને પક્ષકાર કરવાની જરૂર નથી અબદુલ ગની વી. પેગોસ (૧૮૯૯) ૧૨ વી. રી. ૪૩૬). પરદેશથી લાવીને ઘડીયાળો વેચનાર વાદીએ મુંબાઇ અથવા હિંદુસ્થાનના બીજા ભાગમાં તે જેવી ઘડીયાળો લાવતો તથા વેચતો હતો તેવીજ પ્રતીવાદીને લાવતા તથા વેચતાં રોકવાને દાવો કર્યો. તે બનાવનારને દાવામાં સહવાદી કરવાને વાદી તરફથી એક અરજી કરવામાં આવી. ઠરાવ્યું છે કે અરજી ના મંજુર કરવી કારણ કે વાદીનું કામ તે બનાવનારના કામથી તદન જુદું છે. (હેનીજર વી. હોઝ (૧૯૦૧) ૨૫ મું. ૪૩૩).

**કોરપોરેસનઃ**--જ્યારે કોરપોરેશનના સમુદાયની તરફથી તેમના એજંટ ઉપર દાવો કર્યો હોય અને કોરપોરેશનના ઉપર ના કર્યો હોય તો તે દાવાના પરીણામથી કોરપોરેશનને અસર થતો નથી. માટે કોરપોરેશનને પક્ષકાર કરવાને અરજ કરવામાં આવેલી તે ના મંજુર કરેલી છે તે બરોબર છે (નુબીનચંદ્રપાલ વી. સ્ટીવનસન (૧૮૭૭) ૧૫ વી. રી. ૫૩૪; અમીર સાહેબ વી. વ્યંકટારામા (૧૮૯૩) ૧૬ મ. ૨૫૬) મ્યુનીસીપાલીટીના ઉપરના દાવામાં સેક્રેટરી ઓફ સ્ટેટ જરૂરના પક્ષકાર નથી (ક્રીપાયા વી. બેલારી મ્યુનીસીપલ કાઉંસીલ (૧૮૯૨) ૧૫ મ. ૨૯૨).

**સરકારઃ**--એક ગામનો વાદી કાદીમ નાયક છે એવું ઠરાવાને દાવો કરેલો હોય તેમાં સરકાર જરૂરીયાત પક્ષકાર નથી. (ઇરપા વી. આપાસાહેબ (૧૮૯૨) ૧૬ મું. ૬૪૯) મહેસુલ બાબત લીલામ થએલું તે રદ કરવાને દાવો કરવામાં આવેલો તેમાં સેક્રેટરી ઓફ સ્ટેટ જરૂરીયાત પક્ષકાર નથી. બાલમુકંદ વી. જીર્નુધન (૧૮૮૩) ૯ ક. ૨૭૭; બાળકીશનદાસ વી. સીમસન (૧૮૯૮) ૨૫ ક. ૮૩૩; લા. રી. ૨૫ ઇ. અ. ૧૫૧; અને ૨ ક. વી. નો. ૫૧૩; પણ સાર્વજનીક લ્હેણું લેવાના એકટ પ્રમાણેના એક દાવામાં લીલામ રદ કરવાને માગેલુ હોય તો તે જરૂરીયાત પક્ષકાર છે (ગોવીંદચંદ્ર વી. હેમતકુમારી (૧૯૦૪) ૩૧ ક. ૧૫૫; ૮ ક. વી. નો. ૬૫૭).

સેક્રેટરી ઓફ સ્ટેટને બદલે એકાદા મેજીસ્ટ્રેટ ઉપર દાવો કરેલો પણ સ્પેશીઅલ અપીલમાં તે દાવો દુરસ્ત કરવાને પરવાનગી આપેલી હતી (નીલકંઠાપા વી. સોલા રના મેજીસ્ટ્રેટ (૧૮૮૨) ૨ મુ. ૬૭૧; અને જુઓ મણીકાસંધન વી. કુક (૧૮૭૯) ૨ અ. ૨૫૬).

**મજીઆરૂ હીંદુ કુટુંબઃ**—મજીઆરા હિંદુ કુટુંબની પુંજીમાંથી પ્રતીવાદીને ધીરવામાં આવેલું હતું તેથી તેને આપેલી રકમ બાબતનું એક ખત તે મજીઆરા કુટુંબના અંગભુ-

તેમાંના એક અંગભુતના નામનુ કરેલું હતુ. ઠરાવ્યું છે કે તે કુટુંબના બીજા અંગભુતોને પક્ષકાર કરવાની જરૂર નથી ( હરી વાસુદેવ વી માધુ ( ૧૮૯૮ ) ૨૨ મુ. ૪૩૫ ).

**ગીરોઃ**—ત્રણ મીલકતો બાબત ગીરો કરી આપવામાં આવેલું તેથી તે ગીરોની રૂએ તે ગીરો છોડાવ્યા પછી કરેલા દાવામાં તે મીલકતમાંની એક મીલકતમાં એકાદા જે સખસનું હીત હોય તેને સામેલ કરવાની જરૂર નથી (નાઝીર વી. નીહાબ ( ૧૯૦૫) આ વી. નો ૧૫૧ ) ગીરોવાળી મીલકતના ફકત એક ભાગનુ ગીરો છોડાવાનો હક બંધ કરવા સારૂ જો એકાદો ગીરો રાખનાર દાવો કરે તો જે મીલકત બાબત દાવો કરેલો ના હોય તે ફકત મીલકતમાં હીત રાખનાર સખસોને સામેલ કરવાની જરૂર નથી ( શીવતાહાલ વી. શીવદન ( ૧૯૦૫ ) આ વી. નો. ૨૪૪ ); ગીરો આપનાર અને ગીરો રાખનારના વીરૂદ્ધ દાવો રાખનાર સખસોને એકાદા ગીરોનો અમલ કરવાના દાવામાં તે સખસો યોગ્ય પક્ષકાર નથી ( જોગેશ્વર વી. ભુબન ( ૧૯૦૬ ) ૩૩ ક. ૪૨૫; ૩ ક. લા. જે. ૨૦૫; તેમ એકાદા બીજા ગીરોનો અમલ કરવને કરેલા દાવામાં પેહલો ગીરો રાખનાર જરૂરીયાત પક્ષકાર નથી ( સુરજરામ વી. બ્રમદેવ ( ૧૯૦૫ ) ૧ ક. લા. જે. ૩૨૭; ગુરૂદેવ વી. ચન્દ્રીકા ( ૧૯૦૭ ) ૫ ક. લા. જે. ૬૧૧ ). જે સખસના હીત બાબત ગીરો રાખનારને ખબર હોય અને તે શખસનું ગીરો છોડાવાનું હીત હોય તો ગીરો રાખનારે તે ગીરોમાં હીત રાખનાર તમામ શખસોને કોર્ટની રૂબરૂ રજુ કરવા એવી તેની ફરજ છે. અને તેથી તેનું હુકમનામું ફળ વગરનું થતું નથી (ગંગાદાસ વી. જોગેન્દ્રનાથ (૧૯૦૭) ૫ ક. લા. જે. ૩૧૫)

**સાંથના દાવાઃ**—સાંથના દાવામાં વચ્ચે આવનારને પક્ષકાર કરવો કે નહિ તે બાબત બંગાળાનો છેલ્લો ફેંસલો એવી અસરનો છે કે તેને ન કરવો (લાડોઇમોલ્લા વી. કાલીદાસ રાય (૧૮૮૨) ૮ ક. ૨૩૮. જુઓ વળી ચુનીલાલ વી. કોકીલસીંગ (૧૮૭૩) ૧૯ વી. રી. ૨૪૮; ઇશરચંદ્ર વી. વીપીનબીહારી ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૧૩૨; ગુરૂપસન્નો વી. ગગન (૧૮૭૩) ૨૦ વી રી. ૩૮૩; રાધામલકર વી. શ્રીરતીનારાયન (૧૮૭૪) ૨૦ વી. રી. ૮૮; વ્યંકટ કયબરતો વી. સશીમોહન (૧૮૭૪) ૨૨ વી. રી. ૫૨૬; કાત્યારની વી. શ્રીશચંદર (૧૮૭૫) ૨૩ વી. રી. ૧૬૮) જમીનના માલેકે પોતાની પાસેથી પટે રાખનાર ઉપર કબજો છોડાવાને દાવો કરેલો હોય તો જે શખસ પાસેથી વાદી કબજો રાખતો હોય અથવા ત્રીજા પક્ષકાર તરફથી તે કબજ રાખવાનો દાવો રાખતો હોય તો તે શખસને અથવા તેવા ત્રીજા પક્ષકારને કોર્ટે તે કામમાં દાખલ કરવા ન જોઇએ ( શંકરન વી. અનંતનારાયા નારન (૧૮૯૭) ૨૦ મ. ૩૭૫) એક કબજો છોડાવાના દાવામાંના વાદી તે જમીન ઉપરનો પોતાનો કાયદેસર હક સાબેત કરે તો જે શખસના કબજામાં તો ખરી રીતે જે શખસ તરફથી તે જમીનનો ઇનસાફની રૂઇએ કબજો હોય તે શખસને દાખલ કર્યા વીના તે ઇનસાફની રૂઇએ જેનો કબજો હોય તેના ઉપર દાવો ચલાવાનો તેનો હક છે (કાશી વી. સદાશીવ (૧૮૯૭) ૨૧ મું. ૨૨૯

**જુદુ રજીસ્ટર કરવું તે**—સરકાર ઉપર એક એવો દાવો કરવામાં આવેલો કે કલેકટરે વાદીના નામનું જુદુ રજીસ્ટર કરવું એવો કલેકટરે હુકમ કરેલો છે તે અખત્યાર ઉપરાંતનો છે અને ગેર કાયદે છે માટે તે જમીન્દાર અને પટે રાખનારાઓ તે દાવામાં જરૂરીયાત પક્ષકારો નથી ૫.ર.ન વી. સેક્રેટરી ઓફ સ્ટેટ ( ૧૮૯૮ ) લો રી. ૨૬ ઇ. આ. ૧૬).

**વિશેશ રીતે અમલ કરવો તે**—એકાદા કરારનો વીશેષ રીતે અમલ કરવાના દા-

વામાં તે કરારમાં જે સખસ ન હોય તેવા અજાણ્યા સખસને પક્ષકાર કરવો ન જોઇએ ( લકમસી વી. ફેઝુલા ( ૧૮૮૧ ) ૫ મું. ૧૭૭; પણ જુઓ મોકંદ વી. છોટેલાલ ( ૧૮૮૪ ) ૧૦ ક ૧૦૬૧ ). અને એકાદા હીસ્સાનો પટો લેવાને કરાર હોય તો તે પટાના સામા દસ્તાવેજ બાબતના દાવામાં વાદીના સહદિસ્સેદારને સામેલ કરવાની જરૂર નથી ( પરશોતમ વી. રાજુ ( ૧૮૮૮ ) ૧૧ મ. ૧૧) એકજ કરારની રૂએ કેટલાક સખસોને જમીન વેચાણ આપવાને કરેલું હતું તેથી જો બીજા કંટરાકટ કરાવી લેનાર વીશેશ રીતે અમલ કરાવાને ના કહેતો તે વીશેષ રીતે અમલ કરવાને સારૂ સહિઆરા કરાર કરનારામાંના કેટલાક તે અમલ કરાવી શકતા નથી ( સાફર રેહમાન વીઃ માહરા મુન્નીસા ( ૧૮૯૭ ) ૨૪ ક. ૮૩૨ ).

**મુદત**—એવું ઠરાવેલું છે કે જ્યારે એકાદા સખસને સહ વાદી તરીકે વધારવામાં આવે તો તેના વીરૂદ્ધ મુદત દાવો ફકત દાખલ કર્યાની તારીખ સુધીની ગણવી જોઇએ. ( કાળીકીશોર વી. લખી દેબ્યા ( ૧૮૬૬ ) ૬ વી. રી. ૧૯૨; સને ૧૮૭૭ ના એકટ ૧૫ ની કલમ ૨૨ ). એકાદા જે વાદીના હકને મુદતની હરકત હોય તેને વધારવો ન જોઇએ ( કીશનલાલ ચોધરી વી ચંદ્રકુમાર રાય વી. રી ( ૧૮૬૪ ) પા. ૧૫૨ ). જો એ પ્રતીવાદીઓને એક વખતે જો તેઓએ દાવો કર્યો હત તો તેઓના દાવાને મુદતની હરકત થાત તેમ છતાં વાદીઓ કરવાને હુકમ કરેલો હોય તો તે હુકમ ગેર કાયદે ગણીને રદ કરવામાં આવે છે. ( ક્રીષ્ણ વી. મક્રામ પેરૂમા ( ૧૮૮૭ ) ૧૦ મ. ૪૪ ); પરંતૂ તે તકરાર પેહેલે લાગે લેવી જોઇએ ( શીરકઅલ્લી વી. અજુબાલ ( ૧૮૯૧ ) ૧૫ મું. ૭૯૭ ). એકાદી કોરટ એક દાવામાં એકાદા જરૂરીયાત પક્ષકારને વધારે તોપણ તેને વધાર્યા પછી સને ૧૮૭૭ ના મુદતના એકટથી તે દાવો કહાડી નાખવાને તેને ફરજ પડી શકે છે ( ઇમામૂદીન વી. લીલાધર ( ૧૮૯૨ ) ૧૪ અ. ૫૨૪; પાટેલી પ્રતાપ વી રૂદ્રનારાયણ (૧૯૦૪) ૨૬ અ ૫૨૮, રામસેવક વી. રામલાલ કુંદુ ( ૧૮૮૧ ) ૬ ક. ૮૧૫; કલ્યાણદાસ વી. નથુ ( ૧૮૮૩ ) ૭ મું ૨૧૭ ). કોરટને લીધે જ્યારે વાર લાગી હોય ત્યારે કેવો હુકમ કરવો તે વીશે જુઓ રામક્રીષ્ણ વી. રામાબાઇ ( ૧૮૯૩ ) ૧૭ મું. ૨૯ ).

**મુદત નથી**— ઓરીએન્ટલ બેંક વી. ચારીઅલ ( ૧૮૮૬ ) ૧૨ ક. ૬૪૨, તે પ્રમાણે દમાનચન્દ્રી વી. બૈજનાથ (૧૯૦૬) ૩ ક. લા. જ ૫૭૬ ના કામમાં ચાલવામાં આવેલું છે; રામકીંકર વી. અખીલચંદ્ર ( ૧૯૦૭ ) ૫. ક. લા. જ ૨૪૨; ૧૧ ક. વી. નો. ૩૫૦ અને જુઓ સુહુઆ વી. ખલકસીંગ ( ૧૮૯૧ ) ૧૩ અ. ૭૮; અને ક્રીષ્ન વી. મકમ પેરૂમાર ( ૧૮૮૭ ) ૧૦ મ. ૪૪ ના ઠરાવનો મુકાબલો કરો ) ના કામમાં ઠરાવ્યું છે કે આ રૂલની બીજી રકમથી કોર્ટને જે અખત્યાર આપેલો છે તો તે અખત્યાર કોર્ટે વાપરેલો હોય તો મુદત લાગુ થતી નથી. જે કામમાં કોર્ટે પોતાની મેળે એકાદા કરારનો એક પક્ષકાર હોય તેને અસલ પ્રતીવાદી તરીકે કરેલો હોય તો તેને વાદી કરવો એવો હુકમ કરે તો મુદતના એકટની કલમ ૨૨ લાગુ થતી નથી ( ખાદી મોઇદીન વી. રામનાયક ( ૧૮૯૪ ) ૧૭ મ. ૧૨)

દાવાને માટે ઠરાવેલી મુદત વીતી ગયા પછી પક્ષકારોને સામેલ કરેલા હોય તો તેને મુદતની હરકત લાગે છે કે નહિ તેનો આધાર યોગ્ય દાદ અપાવાને તે સામેલ કરવાની જરૂર હતી કે નહિ તે સવાલ ઉપર છે તેઓનું તથા સામાન્ય રીતે બીજાઓ જે દાવો રાખતા હોય તેઓનું હીત તદન તેનું તેજ હોય તો તે હીત સાચવવાને સારૂ જો નવા પક્ષકારો સબંધી દાવો દાખલ કર્યાના તારીખનો જે નીર્ણય થાય તેથી અસલ વાદીનો દાવો આગળ ચલાવા-

ના હક્કને હરકત થતી નથી ( ગુરૂવાયા વી. દતાત્રીય ( ૧૯૦૪ ) ૨૮ મું ૧૧ ). એક મીતાક્ષરાના નીયમ લાગુ થાય તેવા કુટુંબના સગીર અંગભુતને વાદી તરીકે વધારવામાં આવે થાકરમણી વી. દાઇરાણી ( ૧૯૦૬ ) ૩૩ ક. ૧૦૭૯ ના કામમાં ગુરૂવાયા વી. દતાત્રય ( ૧૯૦૪ ) ૨૮ મું. ૧૧ ના કામના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવ્યું છે ). અથવા એક ડેબેટર મીલકતના પ્રતીનીધી તરીકે એક પ્રતીવાદીને તે જાતે પ્રતીવાદી થાય તેની સાથે વધારવાને દુરસ્ત કરવામાં આવે તેથી દાવાને હરકત થતી નથી ( પ્યારીમોહન વી. નરેન્દ્રનાથ ( ૧૯૦૫ ) ૩૨ ક. ૫૮૨; ૯ ક. વી. નોટ ૪૨૧ ).

**સહ વાદી**—ભજીઆરા કરારની રૂઇએ કરેલા દાવામાં તમામ પક્ષકારો વધારવા જોઇએ પછી તેમના ઉપરના દાવાને મુદતની હરકત હોય કીંવા નહિ અને જો તે સહવાદીઓમાંના કેટલાક વીરૂદ્ધ મુદતની હરકત હોય તો તે દાવો કહાડી નાંખવો જોઇએ ( રામસેવક વી. રામલાલ ( ૧૮૮૧ ) ૬ ક. ૮૧૫ ) પણ જે વખતે દાવા અરજી રજુ કરવામાં આવે તે વખતે એકાદા શખસને વાદીઓમાંના એક વાદી તરીકે બતાવેલો હોય અને તેણે તે દાવો ના કબુલ કરેલો ના હોય તો તે કજીઆની શરૂઆતથી તે એક પક્ષકાર છે એમ ગણવું જોઇએ ( મોહીનીમોહન વી. બંસી ( ૧૮૯૦ ) ૧૭ ક. ૫૮૦ ) અને મુદત ગયા પછી જો એકાદો જરૂર યાત પ્રતીવાદી વધારવામાં આવેલો હોય તો તેજ નીયમ લાગુ થાય છે ( રામદયાળ વી. જનમેજય ( ૧૮૮૭ ) ૪ ક. ૭૫૧ ). **અ** તથા તેના ત્રણ ભાઇઓનું એક ભજીઆરૂં કુટુંબ હતુ **અ** એ તેઓની કબુલત સાથે એક ભજીઆરા લેણા બાબત દાવો કર્યો અને જ્યારે નહિ સામેલ કર્યાના કારણથી હરકત લેવામાં આવી ત્યારે તે ભાઇઓને સહવાદી કરવા તે ઘણુ મોડુ છે. તે દાવો કહાડી નાખવામા આવ્યો હતો ( કાળીદાસ વી. નથુ ( ૧૮૮૩ ) ૭ મું ૨૧૭ તોપણ જુઓ ઉમાસુંદરી વી. રામજી ( ૧૮૮૧ ) ૯ ક. લા. રી. ૧૬; ૭ ક. ૨૪૨ ). એકાદા અગ્ર ક્રીયાધીકારના દાવામાં વેચનાર અથવા ખરીદદાર વીરૂધ જો તે દાવાને મુદતની હરકત હોય તો તે દાવો કહાડી નાખવો જોઇએ ( હબાબુલ્લા વી. અચેમેર ( ૧૮૮૨ ) ૪ અ. ૧૪૫; જુઓ ફાતમાભાઇ વી. પીરભાઇ વીરજી ( ૧૮૯૭ ) ૨૧ મું ૫૮૦ ).

**અપીલમાં**—જો એકાદો શખસ દાવાનો પક્ષકાર હોય પણ તેમાં થયેલા ફેંસલા ઉપર થયેલી અપીલમાં પક્ષકાર ના હોય તો અપીલ કરવાની મુદત પુરી થયા પછી તેને પક્ષકાર કરી શકાય છે ( માણીકીયા વી. બરોડા ( ૧૮૮૨ ) ૧૧ ક. લા. રી. ૪૩૦; ૯ ક. ૩૫૫ ).

**સ** એ **ર** તથા **ન** નાણાં સબધી એકઠો દાવો કર્યો તેમાં અસલ કોર્ટે **ન** ઉપરના દાવામાં હુકમનામું કર્યુ અને **ર** સબંધી તે દાવો કહાડી નાખ્યો. **ન** એ અપીલ કરી પણ **સ** એ કરી નહિ, અપીલની પહેલી સુનાવણી વખતે **ર** ને અપીલનો પ્રતિવાદી કરવામાં આવ્યો પણ તે વખતે **સ** ને અપીલ કરવાને જે મુદત આપેલી હતી તે પુરી થઇ ગયેલી હતી. અપીલ કોરટે **ન** ઉપરનો દાવો કહાડી નાખ્યો અને **ર** ઉપર **સ** નું હુકમનામું કર્યું. ઠરાવ્યું છે કે **ર** ઉપર **સ** નું હુકમનામું કરવાને કોરટ મુખત્યાર નથી કારણ કે **સ** એ મુદતની અંદર અપીલ કરેલી નથી ( રણજીતસીંગ વી. સીવપ્રસાદ ( ૧૮૭૯ ) ૨ અ. ૪૮૭ અને જુઓ ક્રીષ્ણુ વી. ગોસ્તા ( ૧૯૦૭ ) ૫ ક. લા. જે. ૪૩૪ ). હાઇકોરટમાં અપીલ કરવાથી વાદીએ અમુક જે શખસોએ હુકમનામું કર્યા પછી કુટુંબની મીલકતના ભાગમાં પ્રતીવાદીનો જે હક અને હીસ્સો હતો તે બજાવણીમાં થયેલા લીલામમાંથી ખરીદ કરેલો હતો તે શખસોને અપીલના પ્રતીવાદી કર્યા; ઠરાવ્યું છે કે આવા શખસોને તે હુકમ-

નામાથી હરકત થયેલી નથી માટે તેઓને તે અપીલમાં જરૂર વીના પક્ષકાર કરેલા છે ( રેવાકીશન વી બચામન ( ૧૮૮૦ ) ૩ અ. ૧૧૮ )

ઓર્ડર ૪૧ રૂલ ૨૦ પ્રમાણે એકાદા શખસને અપીલનો પ્રતીવાદી કરવાને અપીલ કોરટનો જે અખત્યાર છે તેને મુદતના એકટની હરકત થતી'નથી ( સોહના વી. ખલકસીંગ ( ૧૮૯૧ ) ૧૩ અ. ૭૮; બીંદેશરી વી. ગંગાશરણ ( ૧૮૯૨ ) ૧૪ અ. ૧૫૪ વળી જુઓ કોરટ ઓફ વોર્ડસ વી. ગયાપ્રસાદ ( ૧૮૭૯ ) ૨ અ. ૧૦૮ )

**એસાઇનમેંટ**—મુદતના કાયદામાં ઠરવેલી મુદતની અંદર એસાઇનીઓને વધારવા જોઇએ. જો તેમ કરવામાં ન આવે તો દાવાને મુદતની હરકત થાય છે ( હરખચંદ વી. દેવનાથશાહી ( ૧૮૯૮ ) ૨૫ ક. ૪૦૫; તે ઠરાવ પ્રમાણે અબદુલ રહેમાન વી. અસીરઅલી ( ૧૯૦૭ ) ૩૪ ક. ૬૧૨; ૫ ક. લા. જ. ૪૮૬; ૧૧ ક. વી. નોટ ૫૨૧ )

**કોરપોરેશનઃ**—જ્યારે કોરપોરેશન ઉપર જે અમલદાર બરોબર નહિ તેવા અમલદારના નામથી દાવો કરવામાં આવે તો તેને મુદત લાગુ થતી નથી ( મણીકાસંધાન વી. કુક ( ૧૮૭૯ ) ૨ અ. ૨૯૬ ). પુનાની કેટોનમેંટ કમીટી તે એક કોરપોરેશન છે ( કેટોન્મેંટ કમીટી વી. બરજોરજી ( ૧૮૯૦ ) ૧૪ મું ૨૮૬ ).

**અરજીઃ**—પક્ષકારો વધારવાને એક તરફી અરજી કરી શકાય છે ( વી. નો. ૧૮૭૬ પા. ૨૩ ). પણ કામમાંથી પક્ષકારોને દુર કરવાને અથવા તેમાં બદલવાને અરજી કરવામાં આવે તો તે એક તરફી થઇ શકતી નથી ( તીલદેસલી વી. હારપર ( ૧૮૭૬ ) ૩ સી. ડી. ૨૭૭. તો પણ જુઓ હોરવેલ વી. લંડન ઓમનીબસ કં. ( ૧૮૭૦ ) ૨ એકસ ડી. ૭૬૫, ૩૭૯, ૩૮૨-૩ ) વાદીની બાબતમાં કબુલતની જરૂર છે. ( ઉમાસુંદરી વી. રામજી (૧૮૮૧) ૭ ક. ૨૪૨, ૯ ક લા. રી ૧૩ ), પણ જે સખસને વાદી તરીકે વધારવાને માગેલું હોય તે સખસની કબુલત તે કલમ પ્રમાણે લખેલી હોવાની જરૂર નથી. તેની તરફથી કોઇ સોલીસીટર જો કબુલ કરે તો બસ છે ( કોકસ વી. જેમ્સ ( ૧૮૮૧ ) ૧૯ સી. ડી. ૫૫ ).

**કોણ અરજ કરી શકે છેઃ**—એકાદો શખસ પક્ષકાર ના હોય તો પણ તે પક્ષકાર તરીકે વધવાને અરજ કરી શકે છે ( એથીયાપા વી. આયના ( ૧૮૮૫ ) ૮ મ. ૩૦૦; ઓરીયેન્ટલ બેંક વી. ચેરીયલ ( ૧૮૮૬ ) ૧૨ ક. ૬૪૨; રબાબા વી. નુરજહાંન ( ૧૮૮૬ ) ૧૩ ક. ૯૦ ). જે સખસ પક્ષકાર તરીકે વધારામાં થવાને અરજ કરે તે સખસની અરજીનો હેતુ તે રૂલનો નથી ( મોહિદ્રભુશણ વી. સશીભુશણ ( ૧૮૮૦ ) ૫ ક. ૮૮૨ ).

આ કલમ પ્રમાણે એકાદો વાદી એક બીજા શખસને સહવાદી તરીકે શામેલ કરવાને અરજ કરે તો તેને દાવાનું કારણ થયેલું હોવું જોઇએ. એક કંપનીએ પોતાની માલમીલકત અને સામાન તમામ સીકયુરીટીઓના ફાયદા સાથેના ગીરો સુદ્ધાંત નવી કંપનીને આપેલું હતું. તે ટ્રાન્સફર કર્યાની તારીખે આ ગીરો સંબંધી વીશ્વાસઘાત કર્યા બાબત તે જુની કંપનીએ દાવો કરવાનો હક રાખ્યો. તે નવી કંપનીએ દાવો કર્યો; ઠરાવ્યું છે કે તે દાવો કરવાનો હક તેઓને મળેલો નથી અને તેઓને દાવાનું કારણ થયેલું નથી માટે જુની કંપનીને સહવાદીઓ તરીકે તેઓ સામેલ કરી શકતા નથી ( ન્યુવેસ્ટમીનીસ્ટર બ્રુઅરી વી. હેના વી. નો. ૧૮૭૬ પા. ૨૧૫; દ્વારકાનાથ વી. ' શ્રીચંદ્ર ( ૧૮૮૧ ) ૬ ક. ૮૨૬; ચંદ્રકુમાર વી. ગોકુળચંદ્ર ( ૧૮૮૧ ) ૬ ક. ૩૭૦; ચીનાનન વી. રામચંદ્ર ( ૧૮૯૨ ) ૧૫ મ. ૫૪; પણ જુઓ મનીકસાધન વી. કુક ( ૧૮૭૯ ) ૨ અ. ૨૦૬ ).

**કબુલતઃ**—ઇંગ્રેજી રીવાજ પ્રમાણે જો એક જરૂરીયાત પક્ષકાર વાદી તરીકે સામેલ

થવાને ના કહે તો તેને ખર્ચમાંથી મોકળો કરવો જોઇએ અને પ્રતીવાદી કરવો જોઇએ 'કુલન વી. નોલ્સ (૧૮૯૮) ૨ કયુ. બી. ૬૮૦).

**નામ કહાડી નાખ્યું; તેનો અસરઃ**--જે પક્ષકારનું નામ કહાડી નાંખવામાં આવ્યું હોય તે પક્ષકારે રજુ કરેલો તમામ પુરાવ કામથી દુર કરવો જોઇએ (બચાસીંગ વી. માશુકઅલ્લી (૧૮૭૧) ૧૫ વી. રી ૫૭૨). જો એકાદુ નામ કહાડી નાખવામાં આવ્યું હોય પણ કોરટને તે કામની તપાસ કરવાને હકુમત ના હોય તો દાવાઅરજી યોગ્ય કોરટમાં આપવાને સારૂં પાછી આપવી જોઇએ (શ્રીધર વી. ચીમા (૧૮૭૩) ૧૦ મુ. હા. કો. ૧૭).

**વધારેલું નામ, તેનો અસરઃ**--વાદીઓને વેચાણ આપનાર ખરી રીતે દાવા વીશે તકરાર કરતા ના હોય અને તે વેચાણ આપનાર પાસેથી મીલકત લેવાના દાવામાં જે સખસ તે મીલકત ઉપર દાવો રાખનો હોય તેને પ્રતીવાદી કરવામાં આવે છે. ઠરાવ્યું છે કે અસલ પ્રતીવાદી વીરૂદ્ધ વાદીએ પોતાનો હક સાબેત કરેલો છે માટે વધારેલા પ્રતીવાદીએ પોતાનો કબજો સાબેત કરવાનો છે (બલમાકુંદુ વી. આદીકુંદા (૧૮૮૦) ૭ ક. લા. રી. ૫૬૦, તે પ્રમાણે જગદાનંદ વી. હમીદ (૧૮૮૮) ૧૦ વી. રી. ૫૨ તો પણ જુઓ રામતારક વી. રાધાબલભ (૧૮૭૧) ૧૫ વી રી. ૯૭; ભૈરબનાથ વી. મોહેશચંદ (૧૮૭૦) ૧૩ વી. રી. ૧૬૮) એકાદા કામમાં એક સખસને વધારવામાં આવેલો હોય તો કામમાં જે પુરાવ આવી ગયેલો હોય તે તેની કબુલત શીવાય તેના વીરૂદ્ધ ઉપયોગમાં લઇ શકાતો નથી (વોટસન અને કં. વી. હરગોવીંદ (૧૮૭૪) ૨૨ વી. રી. ૩૫).

**અપીલઃ**--કેટલાક શખસોમાંનો એક શખસ અપીલ કરી શકે છે, પણ જે શખસો મળતા આવતા ના હોય તે શખસોને તેણે અપીલના પ્રતીવાદી કરવા જોઇએ (બ્રાકેટ વી. એડવુડ (૧૮૮૧) ૧૮ સી. ડી. ૫૪) કોઇ શખસનું નામ જુના કાયદાની ક. ૩૨ પ્રમાણે એક હુકમથી વાદી અથવા પ્રતીવાદી તરીકે હોય તે કાહાડી નાખેલું હોય અથવા વધારેલું હોય તો તે હુકમ ઉપર અપીલ ચાલે છે, પણ જે હુકમથી એકાદા શખસને પક્ષકાર કરવાને ના કહેલી હોય તે હુકમ ઉપર અપીલ ચાલતી નથી (કરમાન વી. મીશરીલાલ (૧૮૭૯) ૨ આ. ૯૦૪; અબીરૂ નીશાવી. કમરૂનીસા (૧૮૮૬) ૧૩ ક. ૧૦૦) અને વાદીને પ્રતીવાદી કરવાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી (લક્ષમણ વી. પરમશીવ (૧૮૮૯) ૧૨ મ. ૪૮૯) પણ આ રૂલ પ્રમાણે ક. ૧૦૪ પ્રમાણે અથવા ઓ. ૪૩ પ્રમાણે એક હુકમ કરેલો હોય તે ઉપર અપીલ નથી અને તે હુકમ ઉપર આખરના હુકમનામા ઉપરની અપીલમાં હુમલો કરવો જોઇએ (ગુગલીશાહુ વી. પ્રેમલાલ (૧૮૮૧) ૭ ક. ૧૪૮) અને જો તે હુકમથી ગુણદોષને અથવા કોર્ટની હકુમતને અસર થએલો હોય તો ત્યારેજ ફક્ત તે ઉપર હુમલો કરી શકાય છે (સદહનાથ શાહાઇ વી. ગોપીશાહુ (૧૮૭૦) ૧૪ વી. રી. ૯૦; હરનારાયણ વી. ખરગ (૧૮૮૭) ૯ અ ૪૪૭) જો અસલ કોર્ટમાં અથવા પહેલી અપીલ કોર્ટમાં કાંઇ હરકત લેવામાં આવેલી ના હોય તો તે હુકમ બાબત સ્પેશીયલ અપીલ કરી શકાતી નથી (રખલ દોશમંડલ વી. પ્રતાપચંદ્ર (૧૮૬૯) ૧૨ વી. ૪૫૫) બીરચંદરાય વી. તમીમુદીન (૧૮૬૯) ૧૨ વી. રી. ૮૭; લાલમહમદ વી. નઝર (૧૮૭૨) ૧૮ વી રી. ૧૧૨; અને જો પ્રથમથી તે હુકમ વીશે અપીલ કરેલી ના હોય તો તે બાબત રેગ્યુલર અપીલમાં તકરાર કરી શકાતી નથી (કેવળશાહુ વી. ઇશરદયાલ (૧૮૬૯, ૧૨ વી રી. ૩૩૪) સાંથ બાબતના એક દાવામાં પ્રતીવાદીએ એક શખસનું નામ વાદીની મરજી વીરૂધ કામમાં પક્ષકાર તરીકે દાખલ

કરાવ્યું, એવું કહીને કે તે શખસનું વાદી સાથે હિત છે. સ્પેશીયલ અપીલમાં ઠરાવ્યું છે કે તે નામ વધારવામાં આવેલું હોય તો તે પ્રતીવાદી તરીકે વધારવું જોઇએ. (ગુગલી શાહુ વી. પ્રેમલાલ શાહુ (૧૮૮૧) ૭ ક. ૧૪૮) એક પ્રતીવાદીને વધારવાને કરેલા હુકમ ઉપર અપીલ કરવામાં આવેલી નહોતી અને તે દાવામાં થએલા હુકમનામા ઉપરની અપીલમાં તે વીશે કાંઇ હરકત લીધેલી નહોતી, માટે તે અપીલમાં આવા હુકમ વીશે મુખજુબાનીથી લીધેલી હરકત ના મંજુર કરવામાં આવેલી છે (બંસીલાલ વી. રામજીલાલ (૧૮૯૮) ૨૦ અ. ૩૭૦)

**અપીલ કોર્ટઃ**—દાવામાં અસલ જે પક્ષકારોને સામેલ કરેલા પણ નીચેની અપીલ કોર્ટમાં સામેલ કરેલા નહી તે શખસોને કામમાં દાખલ કરવાને બીજી અપીલમાં કોરટ મુખત્યાર છે (પાયા મઠાથીલ વી. કોવેમલ અમીના (૧૮૯૬) ૧૯ મ. ૧૫૧) અસલ દાવામાં જે શખસો પક્ષકાર ના હોય તે શખસોને અપીલમાં પક્ષકારો તરીકે વધારવાનો અપીલ કોરટનો અખત્યાર છે અને જે કામમાં સાર્વજનીક ટ્રસ્ટની બાબતની વ્યવસ્થા કરવાની હોય તે કામમાં આવા નવા પક્ષકારો સાર્વજનીક હીત સાચવવા સારૂ જરૂર ના હોય તો તેમને વધારવાનો અપીલ કોરટનો અખત્યાર રહેલો છે (ગ્યાંનનંદ આશરામ વી. ક્રીસ્નોચંદ્ર (૧૯૦૪) ૮ ક. વી. નો. ૪૦૪)

ફરીયાદ ચલાવવાનું કામ. **૧૧.** પોતાને યોગ્ય જણાય તે શખસને ફરિયાદ ચલાવવાનું કામ સોંપવાને કોર્ટ મુખ્ત્યાર છે. **કલમ ૩૨**

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૨; આર. એસ. ઓ ૧૬, રૂ. ૩૯**

ટીકા—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્માલકાઝ કોર્ટને લાગુ છે.

**ઇંગ્રેજી રીવાજ વીશે**—જુઓ એન. પ્રેક્ટીસ (૧૯૦૮) ૧ પા. ૧૮૮; ૧૮૯, ઓ. ૧૬, રૂ. ૩૯ ની નોટ.

ઘણાએક વાદી અથવા પ્રતિવાદીઓમાંનો એક બીજા તરફથી હાજર થાય. **૧૨.** (૧) એક કરતાં વધારે વાદીઓ હોય ત્યારે તેમાંનો કોઇ, પોતામાંના કોઇ એક અથવા વધારેને, ચાલતા કોઇ કામમાં પોતાની તરફથી કામ કરવાને અખ્ત્યાર આપી શકે; અને તેજ પ્રમાણે એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય ત્યારે, તેમાંનો કોઇ પોતામાંના કોઇ એક અથવા વધારેને સદરહુ પ્રમાણે કોઇ કામમાં પોતાની તરફથી હાજર થવાનો, પોતાનો પક્ષ લઇને બોલવાનો, અથવા પોતાની તરફથી કામ કરવાનો અખત્યાર આપી શકે. **કલમ ૩૫**

(૨) તે અખ્ત્યાર લખેલો જોઇયે અને તે ઉપર અખ્ત્યાર આપનાર પક્ષકારની સહી હોવી જોઇયે અને તે કોર્ટમાં દાખલ કરવો જોઇયે.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૫.**

**ટીકા**—આ રૂલ હાયકોર્ટ અને પ્રોવીનશીઅલ સ્માલકાઝ કોરટોને લાગુ છે.

એક હુકમનામા વાળાએ પોતાની તરફથી અને પોતાના ભત્રીજાની તરફથી જે હુકમનામું પોતાના તથા તે ભત્રીજાના બાપના લાભમાં થએલું હતું તે બજાવવાને દરખાસ્ત કરી તે દરખાસ્ત રદ કરવામાં આવી એવાં કારણથી કે-(૧) તે દરખાસ્ત કરનારે તે હુકમનામું બજાવવા બાબત આપેલા અખત્યારનું મુખત્યારનામું રજુ કરેલું છે તો પણ તે ખાસ છે અને તે આઠ આનાના સ્ટેંપ ઉપર છે અને સને ૧૮૫૯ ના એક્ટ ૮ માની ક. ૧૭ ની રકમ ૧

૬

પ્રમાણે ફુલ મુખત્યારનામું નથી; અને (૨) અને તે દરખાસ્ત સાથે તે મુખત્યારનામું રજુ કરેલું નથી. તેમાં આ કલમ પ્રમાણે ઠરાવ્યું છે કે તેમાં ફુલ મુખત્યારનામાની જરૂર નથી અને તે જડજે હુકમ કરતા પહેલાં તે મુખત્યારનામું ફાઇલ કરેલું છે, માટે તે દરખાસ્ત મંજુર કરવી જોઇતી હતી (અંબારામ વી. હીમતસીંગ (૧૮૬૪) ૨ મુ. હા. કો. ૧૦૩).

સને ૧૮૯૫ ના એકટ ૨૦ ની ક. ૪૦ થી કોઇ દાવેદારની તરફથી કોઇ ફરીયાદમાં, અપીલમાં અથવા બીજા કામમાં કોઇ દાવેદાર હાજર થઈ શકે છે, તકરાર કરી શકે છે પણ તે કાંઇ ફી અથવા ઇનામ લેઇ શકતો નથી.

**૧૩.** જોઇયે તેટલા આસામીઓને પક્ષકારો તરીકે સામીલ કરેલા નથી અથવા ભલતાજ શખસોને પક્ષકારો તરીકે સામીલ કર્યા છે, એ કારણને લીધે જેટલી હરકતો લેવાની હોય તેટલી બધી, હરકતનું કારણ પાછળથી ઉત્પન્ન થાય તે પ્રસંગ શિવાય, બની શકે તેટલી વહેલામાં વહેલી, અને મુદ્દા ઠરાવવામાં આવે છે તેવી સઘળી બાબતોમાં મુદ્દા ઠરાવવામાં આવે તે વખતે અથવા તે પહેલાં લેવી અને તેવી કોઇ હરકત એ રીતે નહીં લીધી હોય તો તે દુર કરી છે એમ સમજવું. **કલમ ૩૪**

પક્ષકાર સામીલ નહીં કર્યા બાબત તથા ખોટી રીતે સામીલ કર્યા બાબત હરકતો.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ માની કલમ ૩૪.

ટીકા—આ રૂલ હાયકોર્ટ અને પ્રોવીનશીયલ સ્માલકાઝ કોર્ટોને લાગુ થાય છે.

**મુદ્દા ઠરાવવામાં આવેલા વીગેરે**—આ શબ્દો "પહેલી સુનાવણી પહેલાં" એ શબ્દોની જગાએ છે.

**અપીલ**—એક હિંદુ વિધવાએ વહેંચણ બાબત દાવો કર્યો, પણ તે દાવો ચાલતો હતો અને તેણીએ એક પુત્ર દત લીધો તેમ છતાં તે વિધવા તે દાવો પોતાના નામથી ચલાવે ગઇ. તેમાં ઠરાવ્યું છે કે કાયદા પ્રમાણે તેણી તે દીકરાની વાલી તરીકે તે કજીયો ચલાવેલો છે એમ ધારવું જોઇએ અને તે દીકરો પક્ષકાર નથી, માટે તે દાવો કાહાડી નાંખવો ના જોઇએ (ધરમદાસ વી. શામસુંદરી (૧૮૪૧) ૩ મું. ઈ. અ. ૨૨૯; હરીશરણ વી. ભુબનેશ્વરી (૧૮૮૭) લા. રી. ૧૫ ઇ. અ. ૧૯૫; ૧૬ ક. ૪૦), અને એક મજીયારા કુટુંબના એક અંગભુતે તે કુટુંબની મીલકત બાબત દાવો કરેલો હતો. તેમાં પહેલી અપીલ કોરટમાં એવી તકરાર કરવામાં આવેલી કે તે એકલો દાવો કરી શકતો નથી, પણ તે તકરાર ઘણી મોડી કરવામાં આવેલી છે એમ ગણવામાં આવેલું છે (પર્મશીવ વી. ક્રીશ્ન (૧૮૯૧) ૧૪ મ. ૪૯૮; વળી જુઓ ઉમાસુંદરી વી. રામજી (૧૮૮૧) ૭ ક. ૨૪૨; (૧૮૮૮) ૯ ક. લા. રી. ૧૩) વાદીઓ તે પ્રતીવાદીના કાકાની વિધવા અને દતક છે અને તેઓએ હકની રૂઇએ દાવો કરેલો છે. પહેલી કોરટની નજરમાં વાદીઓનું હીત એક બીજા વીરૂધ છે તેથી ખોટી રીતે સામેલ કરયાના કારણથી તે દાવો કહાડી નાંખ્યો. ઠરાવ્યું છે કે આ હરકત ઘણી મોડી લીધેલી છે (ફકીરાપા વી. રૂદ્રાપા (૧૮૯૨) ૧૬ મુ. ૧૧૯) એક અગ્રક્રીયાધીકારના હકનો અમલ કરવાના દાવામાં વેચાણ આપનારને પક્ષકાર કરેલો નહોતો; ઠરાવ્યું છે કે આ હરકત સ્પેશીયલ અપીલમાં લેઇ શકાતી નથી (હીરાલાલ વી. રામજશ (૧૮૮૪)

૬ અ. ૫૭ ). માટે જ્યારે માને અને તેનાં છોકરાને એકઠી ખોરાકીઃપોશાકીનું હુકમનામું કરવામાં આવ્યું હતું તેમાં સ્પેશીયલ અપીલના એવી હરકત લીધેલી હતી કે તેમાં ત્રણ દાવાના કારણો હતાં અને જુદી જુદી રકમો ઠરાવવી જોઇતી હતી તે હરકત રદ કરવામાં આવેલી છે ( તુળશા વી. ગોપાળરાય ( ૧૮૮૪ ) ૬ અ. ૬૩૨ ).

**પછી ઉત્પન્ન થએલી**—મુદ્દા ઠરાવતી વખતે જો તે હરકત ના હોય તો યોગ્ય પક્ષકારની ખામી બાબત મુદ્દા ઠરાવ્યા પછી હરકત લેવાને પ્રતીવાદીને અટકાવ થતો નથી. ( મોઘે વી. ડુંગરે ( ૧૮૮૧ ) ૫ મુ. ૫૦૯ ).

**રીવાજ**—પક્ષકારો સંબંધીનો જો એકાદો સવાલ પહેલી સુનાવણી વખતે અથવા તે પહેલાં ઉત્પન્ન થએલો હોય તો તેની તપાસ જલદીથી કરવી જોઇએ ( રીચર્ડસ વી. બ્યુચર ૬ એલ. ટી. ૮૬૭ ). અને જો જડજોની નજરમાં તે હરકત બળવાન છે તો તેમણે ઓ. ૧ રૂ. ૧૦ પ્રમાણે ચાલવું જોઇએ અને દાવો કાહાડી નાખવો જોઇએ. ( વેનજેલ્ડર વી. સોઅરબી સોસાઇટી ( ૧૮૯૦ ) ૪૪ સી. ડી. ૩૭૪ ના ઠરાવમાં જસ્ટીસ બોવન સાહેબનો વીચાર.

## ઑર્ડર ૨ જો.

### ફરિયાદ તૈયાર કરવા વિશે.

ફરીયાદ શી રીતે તૈયાર કરવી.

**૧.** પ્રત્યેક ફરિયાદ, બને ત્યાં સુધી, એવી રીતે તૈયાર કરવી કે તેથી ટંટાની બાબતો ઉપર આખરનો ઠરાવ કરવાનું કારણ મળી આવે, અને તેથી તે બાબતોનો વધારે વાદ ચાલતો અટકે. **કલમ ૪૨.**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ માની ક. ૪૨.**

**ટીકા:**—આ રૂલ હાઇકોર્ટને લાગુ છે.

"તકરારી બાબત" એટલે પક્ષકારોના વચેના જે સંબંધનો નીર્ણય કરવાને દાવો લાવવામાં આવેલો હોય તે છે ( રામાશામી વી. વધથીનાથ ( ૧૯૦૩ ) ૨૬ મ. ૭૬૦ )

તમામ દાવો ફરિયાદમાં આવવો જોઇએ.

**૨.** (૧) પ્રત્યેક ફરિયાદમાં દાવાના કારણ સંબંધી જે દાવો માંગવાનો હક વાદીને હોય તે તમામ દાવો આવવો જોઇયે; પરંતુ કોઇ કોર્ટની હકુમતમાં ફરિયાદ લાવવાને માટે પોતાના દાવાનો કંઇ ભાગ છોડી દેવાને વાદી મુખત્યાર છે. **કલમ ૪૩.**

દાવાનો કાંઇ ભાગ છોડી દેવા બાબત.

(૨) જ્યારે વાદી પોતાના દાવાના કાંઇ ભાગ વિશેની ફરિયાદ કરવી રહેવા દે અથવા તે ભાગ બુદ્ધિપુર્વક છોડી દે ત્યારે એ પ્રમાણે રહેવા દીધેલા ભાગ વિશેની ફરિયાદ વાદી પછીથી આણી શકશે નહીં.

(૩) એકજ દાવાના કારણની બાબતમાં એક કરતાં વધારે દાદ મેળવવાનો જે શખસને હક હોય તે શખસ સદરહુ બધી દાદ અથવા તે પૈકી કોઈપણ દાદ મેળવવા વિશે ફરિયાદ કરવાને મુખત્યાર છે; પરંતુ કોર્ટની પરવાનગી મેળવી હોય તે શિવાયને પ્રસંગે, સદરહુ દાદો માગવાની ફરિયાદ કરવાનુ વાદી છોડી દે તો, એવી રીતે છોડી દીધેલી કોઇપણ દાદ બદલ પછીથી ફરિયાદ ચાલી શકશે નહીં.

ઘણા ઇલાજોમાંથી એક ઇલાજની ફરિયાદ કરવી છોડી દીધી હોયતો.

ખુલાસો:—આ કાનુનના કારણ સારૂ ખત અને તે પ્રમાણે વર્તવાને પેટા તારણ તરીકે જે દસ્તાવેજ કરી આપ્યો હોય તે તથા તેવા ખત ઉપરથી ઉત્પન્ન થતો એક પછી એક હક અનુક્રમે દાવાનું માત્ર એકજ કારણ છે એમ સમજવું.

દૃષ્ટાંત.

દરસાલ રૂ. ૧,૨૦૦ ભાડું કરીને અ એ બ ને ઘર આપ્યું. સને ૧૯૦૫, ૧૯૦૬ તથા ૧૯૦૭ એ ત્રણ સાલનું ભાડું લેણું થયું છતાં તે મળ્યું નહીં. ફક્ત સને ૧૯૦૬ ની સાલના ભાડા બદલ અ એ બ ઉપર ૧૯૦૮ માં ફરિયાદ કરી; તો પછીથી સને ૧૯૦૫ અથવા સને ૧૯૦૭ ની સાલના ભાડા બદલ બ ઉપર અ ની ફરિયાદ ચાલશે નહીં.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ માની ક. ૪૩.

ટીકા:—આ રૂલ હાયકોરટ અને પ્રોવીનશીયલ સ્માલકાઝ કોરટોને લાગુ છે.

દાવાનું કારણ:—જુઓ પાછલ ક. ૨૦ ની નોટ.

આ રૂલનો નિયમ અને તે લાગુ થાય તે:—જે નીયમના આધારથી આ રૂલ ઠરાવેલું છે તે એ છે કે દાવાનુ કારણ તેનુ તેજ હોય અને જે લેવાને બીજા દાવામાં માગવામાં આવતુ હોય તે માગવાનો વાદીને પ્રથમના દાવામાં લાગ હોય તો, પ્રથમ જે લેવામાં આવેલુ હોય તેથી બીજા દાવાને અટકાવ થાય છે ( નેલશન વી. કોંચ ૧૫ સી. બી. ( એન. એસ. ) ૯૯; અને જુઓ હનુમાન વી. હનુમાન ( ૧૮૯૦ ) લા. રી. ૧૮ ઇ. અ. ૧૫૮; ૧૯ ક. ૧૨૩; વાદીને પહેલા દાવામાં પોતાનો દાવો પુરેપુરો લેવાને લાગ ના હોય તો—બ્રનશ્ડેન વી. હમફ્રે, ( ૧૮૮૪ ) ૧૪ ક્યુ. બી. ડી. ૧૪૮; સેરાઓ વી. નોએલ. ( ૧૮૮૫ ) ૧૫ ક્યુ. બી. ડી. ૫૪૯; પા. ૫૫૬ ).

દરેક સ્પષ્ટ દાવાના કારણ સંબંધી જુદો દાવો કરવાનો તે ઠરાવનો હેતુ છે, તો પણ તે નીયમ કેટલોક સુધારો ઓ. ૨, રૂ. ૩-૫ માં બતાવેલો છે તે સાથે છે ( મલીક ફીદાહુસેન વી. શીવપ્રસાદ ( ૧૮૯૬ ) ૨૩ ક. ૮૨૧, પા. ૮૨૫ ).

આ રૂલ પ્રમાણે જો તેના તેજ વ્યવહાર ઉપરથી જે બધા હકો ઉત્પન્ન થતા હોય તે બાબત એકઠો દાવો કરવાની જરૂર છે માટે તે કરવામાં આવેલો ના હોય તો જે ભાગ છોડી દેવામાં આવેલો હોય તે છોડી દીધેલા ભાગ બાબત પાછલથી દાવો ચાલશે નહી, પણ તેના તેજ અથવા તેવાજ હકથી જે હકો હોય તે બાબત તેથી કાંઇ ગુન્હેગારી ઠરાવેલી નથી

માટે જે બાબત દાવો કરવાના હકથી જુદા જુદા મુદ્દાઓ તપાસવાના હોય અને જુદી જુદી તારીખે ઉત્પન્ન થતા હોય અને જુદા દાવાનાં કારણો થતા હોય અને તે વીશે ફકત એક પક્ષકાર હોય અથવા તદન જુદા પક્ષકારો હોય છે ( મથુરમોહન વી. ખેમનકરા ( ૧૮૬૬ ) ૫ વી. રી. ૧૮૨; આ નીયમ વાવ્ય પ્રાંતના સાંથના એકટ પ્રમાણેના દાવાઓને લાગુ થાય છે. માધો વી. મુરલી ( ૧૮૮૩ ) ૫ અ. ૪૦૬; અને સને ૧૮૫૯ ના એકટ ૧૦ પ્રમાણેના દાવાઓને લાગુ થાય છે. પરભુ વી. રામજીવણ, ( ૧૮૬૯ ) ૧ અ. હા. કો. ૧૯; રામસુંદર વી. ક્રીશ્ન ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૩૮૦; નારાયણકુમારી વી, રાઘો ( ૧૮૮૬ ) ૧૨ ક. ૫૦; અને દક્ષણના ખેડુતોના બચાવના એકટ પ્રમાણેના દાવાને લાગુ થાય છે. ભાઉ બાલાજી વી. હરી ( ૧૮૮૩ ) ૭ મું. ૩૭૭ ) તે જે દાવા પ્રથમ નવેશર દાવા કરવાની પરવાનગી સાથે પાછા ખેંચી લેવામાં આવેલા હોય તે દાવાના કામોને લાગુ થતો નથી ( વેંકટ વી. દંગા ( ૧૮૮૭ ) ૧૦ મ. ૧૬૦ ); મુલચંદ વી. ભીકારી ( ૧૮૮૫ ) ૭ અ. ૬૨૪ ), પણ એકાદો પરવાનગી વીના ખેંચી લીધો હોય અથવા શરતથી એટલે ખર્ચ આપવા બાબત ) ખેંચી લેવામાં આવેલો હોય અને તે શરતનો અમલ કરવાને વાદી ચુકયો હોય તો વાદીએ પોતાના પ્રથમ દાવામાં જે ભાગ છોડી દીધો હોય તે બાબત નવેસર દાવો ચલાવવાને અટકાવ થાય છે ( હરેનાથદાસ વી. શૈયદ હુશનઅલ્લી ( ૧૯૦૫ ) ૧૦ ક. વી. નો. ૮ )

**સગીરો;**--સગીરોના કરેલા જે દાવામાં તેઓના વાલીએ તેઓના દાવાનો ભાગ છોડી દીધો હોય તે નીયમ લાગુ થાય છે ( ગોપાલરાવ વી. નરસીંગ ( ૧૮૯૯ ) ૨૨ મ. ૩૦૯ ).

**લવાદનો ઠરાવઃ**--એકાદો જે શખસ કોરટમાં લવાદનો ઠરાવ કોરટમાં ફાઇલ કરવાને અરજ કરતો હોય અને પોતાના દાવાનો ભાગ છોડી દેવાની પરવાનગી માગતો હોય તેને તે લાગુ થાય છે ( ગીશચંદ્ર વી. બૈજનાથ ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૫૬ ).

**સામો દાવો** ( સેટોફ )—સામા દાવાને તે એકાદ સરખી રીતે લાગુ થાય છે ( નોબત પાટક વી. મહેશનારાયણલાલ ( ૧૯૦૫ ) ૩૨ ક. ૬૫૪; ૧ ક. લા. જે ૩૬૪ ).

**પ્રથમનો દાવો**—રેગ્યુલર દાવો થએલો હોવો જોઇએ, નાદારીમાં દાવો કરવાની પરવાનગી મળવાની અરજી રદ કરવામાં આવેલી હોય તેથી નવેસર દાવો કરવાને અટકાવ થતો નથી ( નારાયણસીંગ વી. જશવતસીંગ ( ૧૮૯૯ ) ૬૧ અ. ૩૫૯; પણ જુઓ વજેરામ વી. પરશોતમદાસ. ( ૧૯૦૫ ) ૭ ક. લા. જે. ૧૩૮ );

**બજાવણીના કામ**—હુકમનામાની બજાવણીના કામને આ નિયમ લાગુ થતો નથી ( રાધાકીશન વી. રાધાપ્રસાદ ( ૧૮૫૧ ) ૧૮ ક. ૫૧૫; સાધોશર્ણ વી. હવાલપાંડે ( ૧૮૯૭ ) ૧૯ અ. ૯૮ ).

**કોરટની પરવાનગી**—જે વખતે પહેલી સુનાવણી સારૂ કામ લેવામાં આવે તે વખતે તે પરવાનગી મેળવી શકાય છે ( પેસ્તનજી વી. અબદુલ રહીમાન ( ૧૮૮૧ ) ૫ મુ ૪૬૩ )

**પ્લીડીંગોનો મુકાબલો કરવો જોઇએ**--પહેલા દાવામાં દાવા અરજી તમામ જોતાં તેનુ તેજ દાવાનુ કારણ માલમ પડતુ ના હોય તો તેના તેજ વાદીને બીજો દાવો લાવવાને અટકાવ થતો નથી ( જીબંતીનાથ વી. શીબનાથ ( ૧૮૮૨ ) ૮ ક. ૮૧૯; તે પ્રમાણે કમળા કામીની વી. લોકનાથ ( ૧૮૮૨ ) ૮ ક. ૮૨૫ ના કામમાં ચાલવામાં આવેલું છે; અને નાનુસીંગ વી. આનંદસીંગ ( ૧૮૮૬ ) ૧૨ ક. ૨૯૧ ના કામમાં ચાલવામાં આવેલું છે ), અને બીજો દાવો તે પહેલા દાવામાં કરવો જોઇતો હતો એવો સવાલ હોય તો પહેલા કામના પ્લી-

ડીંગો અને ફેંસલો જોવો જોઇએ (જગતજીત વી. શરાબજીત (૧૮૯૨) ૧૯ ક. ૧૫૯; લા. રી. ૧૮ ઈ. અ. ૧૬૫), અ એ બ ઉપર પોતાના કબજાની અમુક મીલકત કઇ કઇ તે મીલકત મારી છે એવો હક ઠરાવવાને દાવો કરેલો છે. તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો એવા કારણથી કે દાવો ફાઇલ કરતી વખતે તે મીલકત તેના કબજામાં નહોતી. પછી કબજા બાબત એક દાવો કરેવામાં આવ્યો તેને અટકાવ થએલો નથી, એવું ઠરાવેલું છે (જી. બંતીનાથ વી. શીબનાથ (૧૮૮૨) ૮ ક. ૮૧૯; રામશેવક વી. નાકછેદ (૧૮૮૨) ૪ અ. ૨૬૧; મોહનલાલ વી. બીલાશો (૧૮૯૨) ૧૪ અ. ૫૧૨; અંબુ વી. કેતલીલાંમા (૧૮૯૧) ૧૪ મ. ૨૩ તુળશીરામ વી. ગંગારામ (૧૮૭૬) ૧ અ. ૨૫૨; દરયુ વી. કેશોરાય (૧૮૭૫) ૨ અ. ૩૫૬; અને હુસ્ટન વી. સ્લીગોના મારકવીશ (૧૮૮૫) ૨૯ શી. ડી. ૪૪૮).

તે રૂલ પ્રમાણે ફક્ત બીજા દાવામાં ચાલવાનુ છે અને પહેલા દાવામાં ચાલવાનુ નથી. (ચોશીંગ વી. બાહાદુરસીંગ (૧૮૬૬) ૧ આગ્રા. ૫૫; સુંદર વી. ખીલુમલ (૧૮૭૦) ૨ અ. હા. કો. ૯૦), જો પહેલા દાવામાં એવુ ઠરાવેલું હોય કે દાવાઅરજી ઉપરથી દાવાનુ કારણુ જણાતુ નથી તો બીજો દાવો ચાલવાને અટકાવ થતો નથી (રામસુંદર વી. કીશ્રચંદ્ર (૧૮૭૨) ૧૭ વી. રી. ૩૮૦)

એક રેલવેમાં અકસ્માત થવાથી એક શખ્સ મારી નાંખવામાં આવ્યો હતો તેથી તેની મીલકતનું વહિવટપત્ર તેની વીધવાએ લીધુ હતું. તેથી તે વિધવાએ લોર્ડ કેંપબેલના એકટ (જુઓ તેવોજ સને ૧૮૫૫ નો હિંદુસ્થાનનો એકટ ૧૩) પ્રમાણે નુકશાન બાબતનો રેલવે ઉપર દાવો કરીને કબુલતથી હુકમનામુ મેળવ્યું પછી તેણીએ મરનારની જંગમ માલ અને મીલકતને નુકશાન થએલું તે બાબત તે રેલવે કંપની ઉપર દાવો કરયો. ઠરાવ્યું છે કે પહેલા દાવાથી બીજો દાવો ચાલવાને અટકાવ થતો નથી (લીગટ વી. ગ્રેટનોર્ધન રેલવે કંપની (૧૮૭૬ કયુ બી. ડી. ૫૯૯) વાદી પોતાની ગાડી હાંકી જતો હતો અને પ્રતીવાદીના નોકરની કસુરથી તેની ગાડી તે વાદીની ગાડી સામી અથડાઇ તેથી વાદીને શરીરે ઇજા થઇ અને તેની ગાડીને નુકશાન થયુ તેથી તેણે તે ગાડીને થએલા નુકશાન બાબત પ્રતીવાદી ઉપર કૌન્દી કોટમાં દાવો કરયો. પ્રતીવાદીએ દાવાવાળી રકમ કોરટમાં ભરી અને તે દાવો ચાલતો બંધ કરવામાં આવ્યો. વાદીએ ફરીથી તે પ્રતીવાદી ઉપર પોતાને શરીરે જે ઇજા થએલી તે બાબત માહારાણીના ડીવીઝન બેંચમાં દાવો કરયો. ઠરાવ્યું છે કે બીજાને અટકાવ થએલો નથી (બ્રંસડન વી. હંફ્રી (૧૮૮૪) ૧૪ કયુ બી. ડી. પા. ૧૪૯).

આ ઠરાવ લાગુ કરવા બાબતની ખરી અજમાશ એ છે કે દાવાના કારણુના ભાગ પડેલા છે કીંવા નહી (ગોલાબસીંગ વી. રાવકરણસીંગ (૧૮૭૩) ૧૦ બં. લા. રી. ૧ પી. સી), અને એવુ કહેવામાં આવેલુ છે કે બેઉ દાવામાં દાવાનુ કારણુ તેનુતેજ છે કે નહી તેનો નીર્ણય કરવામા એક અજમાયશ એ છે કે તેજ દાવાથી બેઉ દાવાને મદદ થાય છે કે નહી (બ્રંશડેન વી. હંફ્રી (૧૮૮૪) ૧૪ કયુ. બી. ડી. પા. ૧૪૯)

આ રૂલ પ્રમાણેના કામોમાં આ સવાલનો નીર્ણય કરવા સારૂ દાખલા તરીકે જુના પ્રોસીજર કાયદા પ્રમાણે નીચેના ઠરાવો ઉપયોગમાં આવશેઃ—

તેનાતેજ દાવાના કારણુ સબંધી જે દાવા ઠરાવેલાં છે તે નીચેના દાવાને આ ઠરાવથી અટકાવ થએલો છે, એવું ઠરાવેલુ છે.—

**ખોટો ઉપયોગઃ**—વધારાની મીલકતનો ખોટો ઉપયોગ કર્યો બાબતનો દાવો પ્રથમની

ફરીયાદમાં અજ્ઞાનતાથી છોડી દીધેલો હતો તેથી તે વીશે નવેમ્બર દાવો કરેલો હતો (બઝલુર રહીમ વી. શમસુનીસા (૧૮૬૬) ૧૧ મુ. ઇ. અ. ૫૫૧; ઉદયાતેવાર વી. કટામાનામીયા (૧૮૬૪) ૨ મ. હા. કો. ૧૩૧; પણ જો કપટ થએલું હોય તો બીજા દાવાને હરકત નથી લછમનસીંગ વી. સતવાલસીંગ (૧૮૭૬) ૧ અ. ૫૪૩) એક મજીયારા હિંદુ કુટુંબના કર્તા ઉપર ખોટો ઉપયોગ કરેલો કહેવામાં આવેલું તે બાબત બીજો દાવો કરવામાં આવેલો હતો (રાધાકીશોરી વી. રામકુમાર (૧૮૬૯) ૩ બં. લા. રી. (એ. સી.) ૨૬૫; ૧૨ વી. રી. ૭૯) અને કુલ મુખત્યાર ઉપર કરેલો હતો (મનોહરદાસ વી. સીતલપ્રસાદ (૧૮૭૫) ૨૩ વી. રી. ૪૧૮).

**ખોરાકી પોશાકી:—**એક હિંદુ વિધવાએ ખોરાકી પોશાકી બાબત દાવો કરીને અમુક દરથી ખોરાકી પોશાકી લેવાનો તેણીનો હક છે એવું હુકમનામું મેળવેલું હતું, પછી તેણીએ પોતાની ખોરાકી પોશાકીની જવાબદારી કુટુંબની મીલકત ઉપર ઠરાવવાને દાવો કર્યો તો તે દાવો ચાલવાને હરકત છે, એવું ઠરાવેલું છે (રંગામા વી. વોહાલાયા (૧૮૮૮) ૧૧ મ. ૧૨૭; અને જુઓ સમરપુરી વી. શાજામગા (૧૮૮૨) ૫ મ. ૪૭; સાંમીનાથ વી. રગથામલ (૧૮૮૯) ૧૨ મ. ૨૮૫)

**સ્થાવર મીલકત:—**જમીન અને ઝાડ બાબત પહેલો દાવો કરેલો હતો. બીજો ઝાડના ફળની કીમત બાબત કરવામાં આવેલો તે ચાલવાને અટકાવ થાય છે (દેબીદયાલ વી. અજેબસીંગ (૧૮૮૧) ૩ અ. ૫૪૩)

જમીનના કબજા બાબત અને કબજો છોડેલો નહી તેથી નુકશાન બાબતનો દાવો કર્યા પછી વાદીએ એક બીજો દાવો જમીન લેવાને તથા તેની દરમીયાન ઉપજ બાબત કરેલો તેમાં હુકમનામું મેળવ્યું. ત્રીજો દાવો તેણે નુકશાન બાબત કર્યો તે પહેલા દાવાવાળી બાબતને. હતો તે ચાલવાને હરકત નથી એવું ઠરાવેલું છે (માહાબીરસીંગ વી. રામભજન (૧૮૮૯) ૧૬ ક. ૫૪૫)

જમીનનો કબજો લેવાને પહેલો દાવો કરેલો હતો માટે બીજો દાવો તે જમીન ઉપરના તાડના ઝાડો બાબત હક ઠરાવવાનો કરેલો તે ચાલવાને હરકત છે ( મકશદઅલી વી. નારજીકદાઈ ( ૧૮૯૩ ) ૨૦ ક. ૩૨૨; જુઓ રંગાશામી વી. ક્રીશ્ન ( ૧૮૯૯ ) ૨૨ મ. ૨૫૯ ).

**વેહેંચણ—**મજીયારા કુટુંબનું જે લહેણું હતું તેની વહેંચણ કરાવવાનો પહેલો દાવો વાદીએ એવું કહીને કરેલો હતો કે તે મજીયારા કુટુંબની બાકીની બધી મીલકત વહેંચણ કરેલી છે; તે દાવાનું સમાધાન થવાથી તે દાવો પાછો ખેંચી લીધેલો હતો. પણ પહેલી વહેંચણ વખતે અમુક જમીન વહેંચણ કર્યા વીના રાખેલી હતી તે જમીનની વહેંચણ કરવાને તેજ વાદીએ ફરીથી દાવો કર્યો. ઠરાવ્યું છે કે તે દાવો ચાલવાને હરકત છે ( ઉખા વી. દાગા ( ૧૮૮૩ ) ૭ મું. ૧૮૨ ).

**વીશેશ રીતે અમલ કરવા બાબત—**જમીન વેચાણ કરેલી તે બાબતના કરારનો વીશેષ રીતે અમલ કરવાને પહેલો દાવો કરેલો હતો તેમાં તે વેચનાર અને નોટીસ સામે ખરીદ કરનાર ઉપર હુકમનામુ કરવામાં આવેલું હતું. પછી બીજો દાવો વેચનાર ઉપર કરાર તોડવાથી નુકશાન બાબત કરેલો તે ચાલવાને હરકત છે ( શીબક્રીસ્તો વી. અબદુલ (૧૮૭૧) ૧૫ વી. રી. ૪૦૮ ).

ખરીદ કરનારાઓએ પોતાને વેચાણુ આપનાર ઉપર પોતાને વેચાણુ આપવાનો કરાર કરેલો તેનો વીશેષ રીતે અમલ કરાવવાને દાવો કર્યો તેમાં એવું માલુમ પડેલુ છે કે એજ પક્ષકારોએ પ્રથમ દાવો કરેલો તેમાં તે વેચેલી મીલકતનો કબજો માગેલો હતો અથવા તેમાં હરકત કર્યા બાબત કંપનસેસન માગેલું હતું. તે ખરીદ કરનારાઓએ પોતાના સામા દાવામાં હાલના દાવાવાળી દાદ માગેલી નહોતી તેથી ઠરાવ્યું છે કે તે દાવો ચાલી શકતો નથી ( રંગાપા વી. નનજીપારાવ ( ૧૯૦૦ ) લા. રી. ૨૮ ઇં. અ. ૨૨૧ ).

**ગીરો**—તેની તે મીલકતનાં બે ગીરો એક ગીરો રાખનારનાં હતાં તેથી પ્રથમના ગીરોમાં જે મીલકત ગીરો આપેલી હતી તે વેચાવી પાછલા ગીરો ઉપરના નાણા લેવાને તે દાવો કરી શકતો નથી ( કેશવરામ વી. રણછોડ ( ૧૯૦૬) ૩૦ મુ. ૧૫૬; ૭ મુ. લા. રી. ૮૧૧; શ્રીગોપાળ વી. પ્રીમીપાલ ( ૧૯૦૨ ) ૧૪ અ. ૪૨૯ ) તેમ પાછળના ગીરોની રૂએ કરેલો દાવો, પ્રથમના ગીરોનુ પાછળના ગીરો વીશે કાંઇ કહ્યા વીના હુકમનામુ મેળવ્યા પછી, અને ગીરોવાળી મીલકત વેચાવ્યા પછી ચલાવી શકતો નથી ( નાતુકીશ્ન વી. આનનગરા (૧૯૦૭) ૩૦ મ. ૩૫૩ ).

ગીરો રાખનારને વધારે નાંણા આપવામાં આવેલાં છે તે કારણથી ગીરો છોડાવવાનો દાવો કરવાથી તે વધારે વસુલ આપ્યા બાબતનો દાવો કરવાને અટકાવ થાય છે ( બાલોજી વી. ટામન ગોંડા ( ૧૮૬૯ ) ૬ મુ હા. કો. ૯૭ ), એપ્રીલ સને ૧૮૭૯ માં બ એ વાપર સાથેનુ ગીરો અ ને ચાર વર્ષની મુદ્દત સારૂ અને પછી ગીરો છોડાવવામાં આવે તે સુધીનુ કરી આપેલુ હતુ. અ ને કબજો આપવામાં આવેલો નહી અને સને ૧૮૮૨ માં જે આપ્યા વીનાનુ વ્યાજ રહેલું તે બાબત ત્યાર પછી દાવો કરવામાં આવ્યો. પછી મુદ્દલ તથા બીજા વ્યાજનો દાવો કરવામાં આવ્યો. ઠરાવ્યું છે કે કબજો નહી આપવાથી બેઉ કામમાં દાવાનું કારણ ઉત્પન્ન થએલું છે, માટે બીજો દાવો ચાલતો નથી ( હીકમતુલ્લા વી. ઇમામઅલ્લી ( ૧૮૯૦ ) ૧૨ અ. ૨૦૩ ) એક ગીરો રાખનારે પોતાના પૈસા બાબતના તે ગીરો આપનારના ઉપરના હુકમનામાની બજાવણીમાં તે ગીરોવાળી મીલકત વેચાવેલી હતી અને તે વેચાણ રદ કરવામાં આવેલુ હતુ. ઠરાવ્યું છે કે તે પોતાના ગીરોની રૂએ તે વેચાંણ કરવાને દાવો કરે તેમાં તેને અટકાવ થતો નથી ( ભોળાનાથ વી, મહમદ સાદીક ( ૧૯૦૪ ) ૨૬ અ. ૨૨૩; ગોવીંદહરી વી. પરશરામ ( ૧૯૦૧ ) ૨૫ મુ. ૧૬૧ ) ના કામમાં લેહેણુ થોડુક રોકડુ પાછુ વસુલ આપવાનો તથા થોડુક ગીરો ઉપર હતું અથવા જો તેમાં કસુર કરવામાં આવે તો, એક ગીરો લખી આપવુ એવો કરાર હતો. પ્રતીવાદીએ થોડુક રોકડેથી આપવાને કસુર કરી તેથી વાદીએ તે થોડાક લેહેણા બાબત વાદીએ દાવો કરીને હુકમનામું મેળવ્યુ ત્યાર પછી તેણે બાકીના લેહેણા બાબત ગીરો કરાવી લેવાનો દાવો કરયો તેમાં ઠરાવ્યું છે કે જો કે એક ગીરો રાખનારે આવી દાદ માગવાનો પોતાનો દાવો પોતાની ફરીયાદમાં કરેલો ના હોય તોપણ સને ૧૮૮૨ ના મીલકત તબદીલ કરવા બાબતના એકટની ક. ૯૦ પ્રમાણે મેળવવાને આ કલમથી ગીરો રાખનારને અટકાવ થતો નથી ( મી. સાહેબઝમાંનખાંન વી. ઇનાયતઉલ્લા ( ૧૮૯૨ ) ૧૪ અ. ૫૧૩; હમીદુદીન વી. કેદારનાથ ( ૧૮૯૮ ) ૨૦ અલ્હા. ૩૮૬ ).

**સાંથ**—જુઓ આગળ " ચઢેલી સાંથ. "

**પ્રતીનીધી**—અમુક ટ્રસ્ટીયોએ પોતે કરેલા દાવામાં હીસાબ માગવાને મુકી ગએલા હતા, તેથી તેજ હીત તરફથી એડવોકેટ જનરલે હીસાબ લેવા બાબત પાછળથી દાવો કરયો

તો તે દાવાને હરકત છે, એવુ ઠરાવેલું છે (મુંબાઇના એડવોકેટ જનરલ વી. પુંજાબાઇ (૧૮૯૪) ૧૮ મુ. ૫૫૧)

ક્ર્રાર—માલ વેચાણુ આપીને સ્વાધીન કરેલો તેથી માલની કીમત લેવાનો દાવો કરવાથી તેજ વેચાણના કરારની રૂઇએ બીજો માલ કબુલ નહી કરવા બાબત પાછળથી દાવો કરવામાં આવે તેને અટકાવ થાય છે (કંકન બ્રધર્સ વી. જીતમલ ગીરધારીલાલ (૧૮૯૨) ૧૯ ક. ૩૭૨. જુઓ પ્રીયનાથ વી. બીશ્વનાથ (૧૯૦૭) ૨૯ અ. ૨૫૬; અ. વી. નો. ૪૧) ખોટી રીતે કાહાડી મુકયા બાબત નુકસાનતુ પહેલા દાવામાં હુકમનામુ કરેલુ હતુ પછી તે કાહાડી મુકયા પછીની મુદતનો મુસારો લેવાનો દાવો ચાલવાને હરકત છે એવુ ઠરાવેલુ છે (સી. પસન વી. ડબીઓર્ન (૧૮૮૦) ૬ ક. લા. રી. ૯૧).

**સમાંતર જામીની**—ખુલાસાથી અટકાવ થાય છે. જુઓ ગુમાનીરામ પદારથ (૧૮૭૯) ૨ અ. ૮૩૮).

**તેનું તે દાવાનું કારણ નહી તે:**—એક મુસલમાન વીધવાએ પોતાના ધણીની મીલકતનો એક ભાગ અ. ને વેચાણુ આપેલો હતો અને ત્યારપછી બીજો ભાગ બ ને વેચાણુ આપવામાં આવેલો હતો. જે શખસને પાછળથી વેચાણુ આપવામાં આવેલું તે રદ કરાવવાને તે ધણીના વારસોએ તે વીધવા તથા બ. ઉપર દાવો કરયો અને ત્યાર પછી તેઓએ તે વિધવા તથા અ ઉપર અ ને આપેલું વેચાણુ રદ કરવાને દાવો કરયો. ઠરાવ્યું છે કે તે બીજો દાવો ચાલવાને હરકત નથી (જીહાંન વી. સેવક (૧૮૮૬) ૧ આગ્રા એફ. બી. ૧૦૯). અ એ ક્ષના નામથી મજીયારી પુંજીથી મીલકત ખરીદ કરેલી તેમાંનો પોતાનો હીસ્સાનો કબજો લેવાને અ એ બ ઉપર દાવો કરયો. પછી મજીયારી પુંજીથી બીજી મીલકત મ. ના નામથી ખરીદ કરવામાં આવેલી તે મીલકતના પોતાના હીસ્સાનો કબજો લેવાને તેના વારસે બ ઉપર દાવો કરયો. ઠરાવ્યું છે કે તેથી બીજો દાવો ચાલવાને હરકત નથી (રામહરી વી. મથુરમોહન (૧૮૭૩) ૨૦ વી. રી. ૪૫૦; તેવાજ ઠરાવ બાબત રીયાયા તુલ્લા વી. નાશીર (૧૮૮૪) ૬ અ. ૬૧૬, ના કામમાં વાદીએ તેના તેજ હકની રૂઇએ બે મકાન ઉપર દાવો રાખેલો હતો પણ પ્રતીવાદીના વકીલે જુદી જુદી વખતે વાદી પાસેથી કબજો લેઇ લીધો હતો.) અ. પોતાના વીલથી પોતાની સ્થાવરનો એક ભાગ બ. ને માટે રાખેલો હતો અને બીજો ભાગ ક ને માટે રાખેલો હતો અને પોતાની જંગમ મીલકત તેઓને સરખે હીસ્સે આપવાને તેણીએ ઠરાવેલું હતું. અ ના મર્ણ પછી ક એ તે સ્થાવર મીલકતનો બ નો ભાગ પોતાને નામે રજીસ્ટરમાં દાખલ કરવાને અજમાવ્યું. પછી બ એ ક ઉપર કબજા બાબત અને બ નો હક રજીસ્ટર કરાવવાનો ઠરાવવાને દાવો કરયો. પછી બ એ તે જંગમ મીલકતના નીમે ભાગ વીશે ક ઉપર દાવો કરયો. ઠરાવ્યું છે કે બીજો દાવો ચાલવાને હરકત નથી (પીતાપુરરાજા વી. સુર્યરાવ (૧૮૮૫) ૮ મ. ૫૨૦; લા. રી. ૧૨ ઈ. અ. ૧૧૬).

**ગીરો:**—ગીરોવાળી મીલકતના વેચાણુ બાબત એક ગીરો રાખનારે પોતાને ગીરો આપનાર ઉપર એક હુકમનામુ મેળવ્યું. તે દાવો દાખલ કર્યાની તારીખે તેમાંની કેટલીક મીલકત સાર્વજનીક કારણુસર સરકારે લીધેલી હતી અને ગીરો આપનારને નામે કલેકટરની કોર્ટમાં વેચાણુની ઉપજેલી રકમ અનામત જમે કરેલી હતી. તે ગીરો આપનારના જપ્ત કરાવનાર લેણદારો સામે તે ગીરો રાખનારે પાછળથી એવું ઠરાવવાને દાવા કરેલો હતો કે કલેકટરની પાસે જે નાણાં છે તેથી મારૂ ગીરો આવી જાય છે તેમાં ઠરાવ્યું છે કે તે દાવાને હર-

કત નથી ( ક્રીસ્તોદાસ વી. રામકાંત ( ૧૮૮૧ ) ૬ ક. ૧૪૨ ). અમુક ગીરેવાળી મીલકતમાંના એક હિસ્સો ગીરો છોડાવાના હક ખરીદ કરનારે કબજા સાથેના ગીરો રાખનાર ઉપર તમામ ગીરો છોડાવીને પોતાનો હીસ્સો લેવા બાબત દાવો કર્યો અને એક હુકમનામું મેળવ્યું તેથી તેને પોતાના હીસ્સાનો કબજો મળ્યો. ત્યાર પછી બાકીની ગીરેવાળી મીલકતમાં ગીરો આપનારનું જે હીત હતું તે સદરહુ ખરીદ કરનારે ખરીદ કર્યું અને તેના કબજા બાબત તેણે તે ગીરો રાખનાર ઉપર દાવો કર્યો ( બ્રહ્મનાયકી વી ક્રીષ્ણ ( ૧૮૮૬ ) ૯ મ. ૯૨ ).

એક બીજા ગીરોની રૂએ કરેલા દાવાથી પહેલા ગીરોની રૂએ કરેલા દાવાને અટકાવ થતો નથી ( મોરો વી. બાલાજી ( ૧૮૮૯ ) ૧૩ મું. ૪૫ ). એક ગીરો ખતમાનો એક કરાર દર વરસે વ્યાજ આપવાનો હતો તે તોડેલો હતો અને તે કરાર તે ગીરોની મુકરર કરેલી મુદત બાબત હતો એમ નહોતું અને ગીરો રાખનારનો મુદલ રકમ લેવાનો જે દાવો હતો તેથી કેવળ સ્પષ્ટ અને સ્વતંત્ર હતો પણ તે કરારનો અમલ જુદી રીતે કરવાને સાચવવામાં આવેલું હતું માટે એક સ્પષ્ટ દાવાનું કારણ ઉત્પન્ન થાય છે અને તેની રૂએ મુદલ બાબત દાવો કર્યા વીના દાવો થઇ શકે છે. અને વધારે લેણા થયેલા વ્યાજ બાબત આ ખતની રૂએ મેળવેલા હુકમનામાથી પાછળથી ગીરોવાળી મીલકત વેચાવીને મુદલ અને વ્યાજ લેવાને દાવો કરવામાં આવે તો તેને હરકત થતી નથી ( યશવંત વી. વીઠલ ( ૧૮૯૧ ) ૨૧ મું. ૨૬૭; વળી જુઓ બદીબીબી વી. સાંબપીલાઇ ( ૧૮૯૫ ) ૧૮ મ. ૨૫૭ ).

એક ગીરો ખતની રૂએ અ એ પોતાને ગીરો આપનાર ઉપર નાણાં સંબંધી હુકમનામુ મેળવ્યું અને પછી તે મીલકતનો ભાગ ખરીદ કરનાર ઉપર દાવો કરયો. ત્યાર પછી તેણે બાકીની મીલકત ખરીદ કરનાર ઉપર એક બીજો દાવો કરયો. તેમાં ઠરાવ્યું છે કે તે એક ખરીદ કરનારા ઉપર તે એક દાવો કરી શકાતો હતો, પણ તેમના ઉપર એક દાવો કરવાને તે બંધાયલો નહોતો ( હરીમોહન પ્રમાણીક ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૪૮૬; રામતેવારી વી. લછમનપ્રસાદ ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૧૫ ). અને આવા બધા સખસો ઉપર એક દાવો કરવાની યોગ્યતા વીશે જુઓ હીરાલાલ વી. પ્રસન્નો ( ૧૮૮૩ ) ૧૨ ક. લા. રી. ૫૫૬ અને ગીરો ખતની રૂએ ગીરો આપનારા ઉપર એક દાવો કરેલો હોય તેથી પાછળથી ગીરો આપનાર અને ત્યાર પછી જે ગીરો રાખનારાઓએ પોતાના કરતાં વાદીનો પ્રથમ હક ઇનકાર કરેલો તેમના ઉપર તે ગીરોના હક સંબંધનો અમલ કરવાને દાવો કરે તો તેને હરકત થતી નથી ( બંસીશીંગ વી. સુદીસ્તલાલ ( ૧૮૮૧ ) ૧૦ ક. લા. રી. ૨૬૩; ૭ ક. ૭૩૯ ).

**મહેર**—એક મુસલમાન વીધવાએ પોતાની મહેર બાબત પહેલો દાવો કરેલો હતો. પછી તેણે પોતાના મરનાર ધણીની મીલકતમાં હયાતી સુધીનું હીત હતું તે ઠરાવવાને તથા કબજો લેવાને તેના તે પ્રતીવાદી ઉપર દાવો કર્યો; ઠરાવ્યું છે કે તે બીજો દાવો ચાલવાને હરકત નથી ( મહમદ રીસાતલી વી. હાસીન બાનુ ( ૧૮૯૪ ) ૨૧ ક. ૧૫૭; લા. રી. ૨૦ ઈ. અ. ૧૫૫ ).

**ભાગીદારી**—અમુક ભાગીદારીના દાવામાં પ્રતીવાદીઓ અમુક ભાગીદાર થયેલા હતા એવું કહીને તે ભાગીદારીનો હીસાબ પ્રથમના દાવામાં એક અમીને કરેલો છે માટે તેઓએ તે અમીનના કરેલા હિસાબ પ્રમાણે લેણી થયેલી રકમ બાબત દાવો કર્યો. ઠરાવ્યું છે કે તે દાવો ચાલવાને હરકત નથી (ધનીરામશાહ વી. ભગીરથ શાહ (૧૮૯૫) ૨૨ ક. ૬૫૨).

**વહેંચણ**—એક હુકમનામાની બજાવણીમાં વાદીએ પોતાના હુકમનામાના દેણદારોની મીલકત ખરીદ કરીને તે વેચાણનું સરટીફીકેટ લીધું. પછી તેણે એક પછી એક એવી રીતે બે દાવા તે મીલકતના જે ભાગો પોતે ખરીદ કરેલા હતા તે ભાગ કબજા બાબત સદરહુ વેચાણના સરટીફીકેટ ઉપર આધાર રાખીને દાખલ કર્યા. બાકીની જમીન તે હુકમનામાના દેણદારોના વારસો અને બીજાઓના મજીયારા કબજામાં હતી તેથી તે વેચાણના સરટીફીકેટની રૂઇએ વહેંચણ કરાવાને એક દાવો કર્યો. ઠરાવ્યું છે કે તે દાવો ચાલવાને હરકત નથી (નારાયણ વી. શામરાવ ( ૧૯૦૩ ) ૨૭ મું. ૩૭૫ ).

પ્રતીવાદીને એક વેચાણ દસ્તાવેજ લખી આપવાની ફરજ પાડવાને વાદીએ દાવો કર્યો અને કોરટે વાદીના લાભમાં તે દસ્તાવેજ લખી આપ્યો અને વાદીએ આ વેચાણના દસ્તાવેજની રૂઇએ દાવો કર્યો તેમાં તે દાવો ચાલવાને હરકત નથી એવું ઠરાવેલું છે ( નથુ વી. બુધુ ( ૧૮૮૪ ) ૧૮ મું. ૫૩૭ ). મીલકતનો એક ભાગ છોડી દઇને મજીઆરી મીલકતના કબજા બાબત દાવો કરવાથી પ્રથમ જે ભાગ છોડી દીધેલો તે ભાગ સુધાંત મજીયારી મીલકતની વહેંચણ બાબતના દાવાનો અટકાવ થતો નથી ( અબદન નાસીર વી. રસુલન ( ૧૮૯૩ ) ૨૦ ક. ૩૮૫ ).

**હક**—જ્યારે એકાદા જડજની રૂબરૂ એક કામમાં એવી બે ભાગની હકીકત હોય કે તેમાં હકનો સવાલ અને હક ઉપર આધાર રાખે તેવા હીસાબને લગતો સવાલ હતો, તેથી પહેલા સવાલનો નીર્ણય કરવાને અને બીજો સવાલ આગળ તપાસ કરવા સારૂ અદબદ રાખવાને તેમને અખત્યાર મળવા સારૂ દીવાની કામ ચલાવાની રીતીના કાયદાના કોઇ ઠરાવની જરૂર નથી ( અબદુલમજીદ વી. અબદુલઆઝીઝ ( ૧૮૯૧ ) લા. રી. ૨૪ ઈ. અ. ૨૨ )

અમુક જમીન બાબત પ્રથમ એક દાવો વાદીએ કરેલો પછી તેણે કેટલીક બીજી જમીન બાબત દાવો કર્યો તે બેઉ દાવામાં હકનું કારણ સરખું હતું. પરંતુ પ્રતીવાદી જુદા જુદા હતા અને જમીન જુદી જુદી હતી. ઠરાવ્યું છે કે તે દાવો ચાલવા લાયક છે ( દમ્પનબોઇનામે વી. અદુલારામ સ્વામી ( ૧૯૦૨ ) ૨૫ મ ૭૩૬ ).

વાદીને એક ઇજા વેઠવી પડેલી હતી અને તે ઇજા એક મીલકતનો માલકી અથવા કાયમ હક હતો તે સંબંધી હતી અને વળી થોડી મુદતને સારૂ અથવા પટા યા કબજાના હીત બાબત હતી તેથી તેણે બે દાવા ફાઇલ કર્યા પણ દાવાના કારણો તેના તે નહોતા. (ઉપેન્દ્રલાલ વી. સેક્રેટરી ઓફ સ્ટેટ ( ૧૮૯૩ ) ૨૦ ક. ૭૧૬ ).

**પરચુરણ**—વાદીએ અમુક જમીન ઉપર ભરેલી છીપો ખસેડતાં પ્રતીવાદીને અટકાવા સારૂ એક તાકીદ હુકમ કઢાવાને દાવો કરેલો હતો. આ દાવો કહાડી નાખવામાં આવ્યો. કારણ કે તે ચાલે તેવો નહોતો પછી પ્રતીવાદીએ તે છીપો પોતાના ઉપયોગમાં લીધી તેથી વાદીએ તેની કીંમત બાબત દાવો કર્યો. ઠરાવ્યું છે કે તે દાવો ચાલવાને હરકત નથી (ચલાદમ થેલન વી. કાખેતકુન હેમબું ( ૧૯૦૨ ) ૨૫ મ. ૬૧૯ ) એક ર, ડ એ મ, ગ ઉપર સ ની મીલકતની રોકડ અને દાગીના બાબત દાવો કર્યો. બ ર તથા બ એ પ્રતીવાદીઓ થવાને અરજ કરવાથી તેઓને પ્રતીવાદીમાં વધારવામાં આવ્યા. હ લ જે ર ડ નો દીકરો હતો તેણે ત્યાર પછી બ ર અને બ તેજ મીલકતના તાબાનું એક મકાન હતું તેના કબજા બાબત દાવો કર્યો. ઠરાવ્યું છે કે તે દાવો ચાલવાને કાંઇ હરકત નથી ( હીંગુલાલ વી. બળદેવરામ ( ૧૯૦૨ ) ૨૪ અ. ૫૫૩ )

**વિશેષ રીતે અમલ કરવો**—એક વાદીએ નંબર ૩ થી ૭ સુધીના પ્રતીવાદીઓ ઉપર વેચાણના એક કરારનો વીશેષ રીતે અમલ કરાવાને એક હુકમનામું મેળવ્યું અને ત્યાર પછી તેઓના ઉપર તથા બીજા જે શખસોના લાભમાં તેઓએ એક વેચાણ ખત લખી આપેલું હતું તેઓના ઉપર કબજા બાબત દાવો કર્યો. ઠરાવ્યું છે કે તેના તેજ દાવાના કારણ ઉપરથી એ જથાના પ્રતીવાદીઓ ઉપર તે દાવો ઉત્પન થયેલો નથી અને કબજા બાબતનો તે દાવો ચાલવાને હરકત નથી ( અબદુલ મજીદ વી. બૈદનાથધર ( ૧૯૦૧ ) ૬ ક. વી. નોટ ૩૪૧; વળી જુઓ વ્યંકટરામ વી. વ્યંકટ સુબ્રમન્યન ( ૧૯૦૧ ) ૨૪ મ. ૨૭ ) એકાદા જે કરારની રૂએ એક "કાનમ" તાજુ કરવાને સારૂ પ્રતીવાદીએ માથે રાખેલું તે કરારની રૂએ નાણાંની એક રકમ વાદીએ પ્રતીવાદીઓને આપેલી હતી અને તે કરારનો વીશેશ રીતે અમલ કરાવાને તે પ્રતીવાદીઓ ઉપર પ્રથમ દાવો કરેલો હતો પછી વાદીએ તે નાણાં લેવાને દાવો કર્યો. ઠરાવ્યું છે કે જુના કાયદાની કલમ ૪૩ થી તે દાવાને હરકત થતી નથી ( પરાંન ગોદનનેર વી. પેરમ તોહુક ( ૧૯૦૪ ) ૨૭ મ. ૩૮૦ ).

**એક દસ્તાવેજ રદ્દ કરવો**—એક દાવો એક દસ્તાવેજ રદ્દ કરવાને એવા કારણથી કરેલો હતો કે તે લખી આપવામાં આવેલો નથી તેથી તે દાવો એક ફક્ત નામના કારણથી તે લખી આપવામાં આવેલો છે એવું ઠરાવાને દાવો કરવામાં આવે તેવો તે દાવો નથી ( નગાચલ વી. પનુસામી ( ૧૮૯૦ ) ૧૩ મ. ૪૪ )

**વહેંચણ**—વહેચણના એક દાવામાં એક ગીરો રાખનારના કબજામાં અમુક ખેતર હતુ તે આવી ગયેલું નહોતું. પણ પાછળથી વહેંચણના દાવામાં પ્રતીવાદીએ ગીરોથી છોડાવેલું હતું અને તેણે ક્ષને ગીરો આપેલું હતું પછી વહેચણના દાવામાં તે દાવાના પ્રતીવાદી ઉપર તથા ક્ષ ઉપર તે જમીનના પોતાના હીસ્સા બાબત વાદીએ દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે તે દાવો ચાલવાને હરકત નથી કારણ કે બીજા દાવામાં જે જમીન આવી ગયેલી છે તે જમીન જે વખતે પહેલો દાવો કર્યો તે વખતે વહેંચણ કરવામાં આવે તેવી નહોતી ( નારાયણ વી. પાંડુરંગ ( ૧૮૭૫ ) ૧૨ મું. હા. કો. ૧૪૮ ) એક કુટુંબના કેટલાક અંગભુતોએ તેજ કુટુંબના બીજા અંગભુતો ઉપર મજીઆરી મીલકતની વહેંચણ કરવા સારૂ દાવો કરેલો હતો તેથી તેજ વાદીઓએ પોતાના કુટુંબની તથા ત્રાહિત શખસોની મજીઆરી બીજી મીલકત હતી તે મીલકતની વહેંચણ કરવાને બીજો દાવો કરેલો હોય તો તેને અટકાવ થતો નથી ( પરસોતમ વી. આતમારામ ( ૧૮૯૯ ) ૨૩ મું. ૫૯૭; જો તે ઉપયોગમાં આવે તેવી હોય તો જુદી રીતે છે—ઉખા વી. દગા ( ૧૮૮૩ ) ૭ મું ૧૮૨; સુરજ વી. શીવલાલ (૧૮૮૫) ૩ વી. રી. ૨૫; મોરો વી. બાલાજી ( ૧૮૮૯ ) ૧૩ મું. ૪૫ ). વાદીઓએ અમુક જમીનનો જુદો કબજો પોતે ભોગવે જાય એવું ઠરાવાને હુકમનામું મેળવ્યું અને તેજ જમીનની વહેચણ કરવાને પ્રથમના પ્રતીવાદી ઉપર દાવો કરયો. ઠરાવ્યું છે કે તે દાવો કહાડી નાંખવો જોઇએ ( ઓદી વી. થાથા ( ૧૮૮૭ ) ૧૦ મ. ૩૪૭ ), અને સરકારની પ્રથમ પરવાનગી વીના પ્રથમના દાવામાં તે જમીન બતાવી શકાતી ના હોય તો ઠરાવ્યું છે કે દાવો કરતાં પહેલાં આવી પરવાનગી માગવાને વાદીને ફરજ છે એમ નથી ( પતરાવી વી. આહીમુલ્લા ( ૧૮૬૯ ) ૫ મ. હા. કો. ૪૧૯ જમુના વી. બામાસુંદરી ( ૧૮૬૫ ) ૨ વી. રી. ૧૪૮) વાદીએ પોતાના ભાઇ નં. ૧ નો પ્રતીવાદી કે જે પોતાના કુટુંબનો એક વહીવટ કરનાર અંગભુત હતો તેના ઉપર દાવાઅરજીનાં પરીશીષ્ટમાં બતાવેલા અમુક લેણા સાથેની કુટુંબની મીલકતની વહે-

ચણુ કરવાને એક હુકમનામુ પ્રથમ મેળવેલું હતુ તેથી તેણે વાદીની જાણુ વીના નં. ૧ ના પ્રતીવાદીએ બીજુ કુટુંબનું લેણું વસુલ કરેલું તે લેણાનો પોતાનો હીસ્સો લેવાને હાલ દાવો કરેલો છે તેમાં ઠરાવ્યું છે કે જુના કાયદાની ક. ૪૩ ( ઓ. ૨, રૂ. ૨ ) થી તે દાવાને હરકત થતી નથી.

વાદી કાલીકતનો "ઝેમોરીન" છે અને વાદીએ મલબાર મધેની અમુક મીલકતના નીમે ભાગ બાબત સને ૧૮૬૭ માં દાવો એવુ કહીને કરેલો હતો કે તે મીલકત મારા "સ્તેનમ" ની તથા પ્રતીવાદીની અવિભકત મીલકત સરખા હીસ્સાની છે અને તે પટે રાખનારાઓના કબજામાં છે; સને ૧૮૮૧ માં કાલીકતના "ઝેમોરીને" તે મીલકતની વહેચણુ કરાવવાને માગેલુ અને પ્રતીવાદીએ તે બાબત ના કહેલી ત્યારથી દાવાનુ કારણુ ઉત્પન્ન થએલું છે. પ્રથમ તે ઝેમોરીને પ્રથમ દાવા કરીને એઉ સ્તેનમો જે દરેક દાવામાં હાલના "સ્તેનમ" અને પટે રાખનારા જેઓનો કબજો હતો તેઓ પ્રતીવાદીમાં હતા અને તેમની એક સરખા હીસ્સાની મીલકતની જમીનના કેટલાક જથાની વહેચણુ બાબત તેઓના ઉપર હુકમનામા મેળવેલાં છે એવું જણાય છે; ઠરાવ્યું છે કે તે દાવો ચાલવાને હરકત નથી (પતાપન વી, માનવીક્રમ ) ૧૮૯૮ ) ૨૧ મ. ૧૫૩ ) વાદીયોએ તે મીલકતમાંના કેટલાક મકાનોની વહેચણુ રેવન્યુ કોરટથી થએલી છે એવું માનીને તેમાંનો પોતાનો હીસ્સો લેવાને દાવો કરેલો છે, એવું કહીને કે અમારી પાસેથી કબજો લેઇ લેવામાં આવેલો છે. તેઓ હારેલા છે, એવા કારણુથી તે મકાનોની ફકત જમીનની વહેચણુ રેવન્યુ કોરટ કરી શકે તેવુ હતુ. વાદીઓ તે મકાનની મીલકતની વહેચણુ કરવાને એક દીવાની કોરટમાં બીજો એક દાવો કરયો, તેમાં ઠરાવ્યું છે કે તે દાવો ચાલવાને હરકત નથી (બળભદ્રનાથ વી. રામલાલ (૧૯૦૪) ૨૬ અ. ૫૦૧ );—

**ગીરોઃ કબજોઃ**—તકરારી જમીન બ ને ગીરો આપેલી છે એવું કહીને તે જમીન ગીરોથી છોડાવવાને અ એ બ ઉપર દાવો કરયો. તે ગીરો સાબેત થયુ નહી તેથી તે દાવો કહાડી નાંખવામાં આવ્યો. પછી હકની રૂઇએ તે જમીનના કબજા બાબત અ. એ દાવો કરયો. ઠરાવ્યું છે કે તે દાવો ચાલવાને હરકત નથી ( નારો બળવંત વી. રામચંદ્ર ( ૧૮૮૯ ) ૧૩ મુ. ૩૨૬ ) તેમ ફકત કબજો છોડાવવાના દાવામાં નીષ્ફળ જવાથી એક ગીરો આપનારનો ગીરો છોડાવવાનો હક હોય તેનો અમલ કરવાને પાછળથી દાવો કરવામાં આવે તે દાવાને હરકત થતી નથી ( શ્રીધર વીનાયક વી. નારાયણુ ( ૧૮૭૪ ) ૧૧ મુ. હા. કો. ૨૨૪ પા. ૨ ૩૦; અમાનત વી. ઇમદાદ હુસન ( ૧૮૮૭ ) લા. રી. ૧૫ ઇ. અ. ૧૦૬; ૧૫ ક. ૮૦૦; નરસીંગ વી. વેંકટ નારાયણુ ( ૧૮૯૩ ) ૧૬ અ. ૪૮૧ ) જ્યારે એક વાદીએ એક ગીરોની રૂઇએ ગીરો આપનાર ઉપર દાવો કરીને તેની જાત ઉપર હુકમનામુ મેળવેલુ હોય ત્યારે આ ઠરાવથી તે ગીરો આપનારના મરણુ પછી તે ગીરો આપનારના દીકરાઓ ઉપરના દાવાને હરકત થતી નથી ( રામાયા વી. વેંકટ રતનમ ( ૧૮૯૪ ) ૧૭ મ. ૧૨૨ ) અમુક જમીન અ ને ગીરો આપેલી હતી તે બ ને વેચાણુ આપવામાં આવી. અ એ બ ને પક્ષકારમાં સામેલ કરયા વીના પોતાના ગીરોની રૂઇએ દાવો કરયો અને વેચાણુ બાબત હુકમનામુ મેળવ્યું અને તે હુકમનામાથી તે ખરીદદાર થયો પછી બ એ તેની પાસેથી કબજો છોડાવવાનો દાવો કરયો તેમાં એવી અરજ કરેલી હતી કે તે હુકમનામુ બ ને બંધનકારક નથી એવું ઠરાવી આપો. તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો તેથી તેણે હાલ ગીરો છોડાવવાને દાવો કરેલો છે, તેમાં ઠરાવ્યું છે કે તે દાવો ચાલવાને હરકત નથી. ( કાશીનાથ વી. વેં-

કટકશ્ન (૧૮૯૭) ૨૦ મ. ૮૨). પ્રથમના એક દાવામાં સને ૧૮૫૯ નુ એક "કાનમ" છોડાવવાને વાદીએ દાવો કરેલો હતો. તે "કાનમ" સાબેત થયુ નહી તેથી તે દાવો નીષ્ફળ ગયો. તે દાવો કરતી વખતે વાદીના જાણવામાં હતુ કે કબજાવાળા પ્રતીવાદીએ જુદા જુદા દસ્તાવેજોમાં કબુલ કરેલું છે કે વાદીની પુરવે જે હકવાળા શખસો હતા તેમની તરફથી તેઓ "કાનમદારો" છે તે બતાવેલી કબુલતોની રૂઇએ વાદીએ દાવો કરવાથી ઠરાવ્યું છે કે તે કબુલતની રૂઇએ વાદીએ પ્રથમ જે ગીરો તે શાબેત કરી શકયો નથી તે ગીરોની રૂઇએ દાવો કરવાને બદલે તે કબુલતની રૂઇએ તે અભાવે દાવો કરી શકતો હતો અને તેણે તે કરવો જોઇતો હતો માટે તે દાવાને હરકત છે (રંગશામી વી. ક્રીશ્ન (૧૮૯૯) ૨૨ મ. ૨૫૯). એક વાપર સાથેના ગીરો રાખનારે કબજા બાબત દાવો કરીને ફકત કબજા બાબતનુ હુકમનામુ મેળવેલું હતું. ત્યાર પછી તેણે દરમીયાન ઉપજ બાબત દાવો કરયો હતો. ઠરાવ્યું છે કે તે દાવો ચાલવાને હરકત છે (બાલજીમલ વી. હુલાશી (૧૮૮૧) ૩ અ. ૬૬૦) દક્ષણના ખેડુતોના બચાવના એકટ (સને ૧૮૭૯ ના એકટ ૧૭) ની ક. ૧૫ પ્રમાણે, જુના કાયદાની ક. ૪૩ નો ઠરાવ હતો તેમ છતાં, એક ખેડુત ગીરો આપનાર ગીરો છોડાવવાને અરજ કરયા વીના ફકત હીસાબ આપવાને દાવો કરી શકે છે (લાલુચંદ વી. ગીરાજાપા (૧૮૯૬) ૨૦ મુ. ૪૬૯) વળી જુઓ બાલમુકંદ વી. શણુગારી (૧૮૯૭) ૧૯ અ. ૩૯૯). તેની તેજ મીલકતના બે સ્વતંત્ર ગીરો હતાં તે ગીરોવાળાને તેમાંના દરેકના કરારથી વેચાણ કરાવવાને હુકમનામુ એક જુદા દાવામાં કરાવવાને અટકાવ થાય તેવું કાંઇ નથી માટે તે કાયદામાં તેવો અટકાવ થાય તેવું કાંઇ નથી. (સુંદર વી. ભોલું (૧૮૯૮) ૨૦ અ. ૩૨૨) પ્રતીવાદીએ વાદીને જમીન વેચાણ આપવાનો કરાર કરેલો હતો, પણ વેચાણ ખત લખી આપવાને તે ચુકયો તેથી વાદીએ તે કરારનો વીશેષ રીતે અમલ કરાવવાને દાવો કરીને એક હુકમનામું મેળવ્યું અને તે જમીનનુ વેચાણ ખત તેને કોર્ટે લખી આપ્યું. તેણે હાલ કબજા બાબત દાવો કરેલો છે. ઠરાવ્યું છે જે વખતે વેચાણ ખત લખાવી લેવાનો તેનો હક થએલ તેજ વખતે કબજો લેવાનો તેનો હક થએલો હતો, માટે તે દાવો ચાલવા લાયક નથી (નારાયણ વી. કુંદાશામી (૧૮૯૯) ૨૨ મ. ૨૪).

**કબજો અને હક**—મીતાક્ષરા લાગુ થાય તેવા એક કુટુંબના એક અંગભુત પાસેથી મજીયારી મીલકતમાનો એક હીસ્સો **અ** એ ખરીદ કર્યો, પણ તેનો કબજો લેવાનો દાવો કહાડી નાંખેલો હતો. પછી તેણે તે વેચાણની કીમતના નાણાં લેવાને દાવો એવા કારણથી કર્યો કે તેનો અવેજ નીષ્ફળ થએલો છે, તેમાં ઠરાવ્યું છે કે તે દાવો ચાલવાને હરકત નથી (હનુમાનકામત વી. હનુમાનમંદર (૧૮૮૮) ૧૫ ક. ૫૧). એક ખાસ ગીરો છોડાવવાને અથવા ખાસ પટાના આધારથી કબજો છોડાવવાને એક વાદીએ દાવો કરયો પણ તે ગીરો અથવા શાબેત નહી થવાથી તે દાવો નીષ્ફળ થયો હતો તેથી તે મીલકત એક બીજા ખાસ ગીરોથી છોડાવવાને અથવા હકની રૂઇએ કબજો છોડાવવાને દાવો કરવાને તેને અટકાવ થએલો નથી (રામસામી વી. વૈથીનાથ (૧૯૦૩) ૨૬ મ. ૭૬૦; વીરાના વી. મથુકુમાર (૧૯૦૩) ૨૭ મ. ૧૦૨).

**કબજો તથા દરમીયાન ઉપજ**:—ગીરો છોડાવવાના દાવાથી તે દાવાની તારીખ અને તેમાં થએલા હુકમનામાની બજાવણીમાં કબજો જે તારીખે આપવામાં આવે તે તારીખ વચેની દરમીયાન ઉપજ બાબત પાછળથી દાવો કરવામા આવે તેને હરકત થતી નથી (ગોર કીશન વી. શાહી (૧૮૬૭) ૭ વી. રી. ૩૬૪); શણોમોઇ વી. પ્રતાપચંદ (૧૮૭૦) ૧૩

વી. રી. ( એફ. બી. ) ૧૫ ) તેમ કબજો લેવાના અને વહેંચણુ કરાવવાના દાવાથી પણુ હરકત થતી નથી ( મનોહર વી. ગૌરીશંકર ( ૧૮૮૩ ) ૯ ક. ૨૮૩; નીરૂપની વી. નરસીંહ ( ૧૮૮૮ ) ૧૧ મ. ૨૧૦ ) એક હકકુલ થવાના કારણથી સ્થાવર મીલકતનો કબજો લેવાને અને તે મીલકત સબંધી તે હકકુલ થયાની તારીખ સુધીની સાંથ લેવાને એક વાદીએ દાવો કરેલો હતો તેમાં હુકમનામું મેળવીને પાછળથી પ્રથમનો દાવો દાખલ કરયાની તારીખથી દરમીયાન ઉપજ બાબત દાવો કર્યો; ઠરાવ્યું છે કે સદરહુ કરેલી મુદત બાબત દરમીયાન ઉપજ બાબતનો દાવો ચાલવાને હરકત છે ( મેવાકુંવર વી. બનારશીપ્રસાદ ( ૧૮૯૫ ) ૧૭ અ. ૫૩૩).

વીશેશ ન્યાયના એકટ પ્રમાણે કબજા બાબત એક સંક્ષેપ દાવો કરવાથી પાછળથી દરમીયાન ઉપજ સબંધી કરેલો દાવો ચાલવાને હરકત થતી નથી ( શીવકુમાર વી. નારાયણદાસ ( ૧૯૦૨ ) ૨૪ અ. ૫૦૧ ).

**ચડેલી સાંથની બાકી-હફતા-દ્રષ્ટાંત**—જે એક તારીખે ૧૨૮૧, ૧૨૮૨ અને ૧૨૮૩ ની સાલની સાંથ લહેણી થએલી તે તા. . . પટે આપનારે ફક્ત ૧૨૮૧ ની સાલની સાંથ લેવાને દાવો કરયો. ઠરાવ્યું છે કે ૧૨૮૨ અને ૧૨૮૩ ની સાલની સાંથ બાબત બીજો દાવો ચાલવાને હરકત છે ( તારકચંદ્ર વી. પંચુ ( ૧૮૮૧ ) ૬ ક. ૭૫૧; માધોપ્રકાશસીંગ વી. મુરલી મનોહર ( ૧૮૯૩ ) ૫ અ. ૪૦૬ ); નારાયણકુમારી વી. રાઘુમાહાપત્ર (૧૮૮૬) ૧૨ ક. ૫૦; બાલાજી શીતારામ વી. ભીકાજી ( ૧૮૮૪ ) ૮ મુ. ૧૬૪; અસતુલ્લા વી. તીર્થ બાશીની ( ૧૮૫૫ ) ૨૨ ક. ૬૯૧; ( ચંદીચર્ણ વી. જોગેંદ્રચંદ્ર ( ૧૮૯૭ ) ૧ વી નો. ૧૨૦; મદનમોહન વી. શીવશંકર ( ૧૮૮૬ ) ૪°ક. ૪૮૨; પણુ જુઓ બોલાકીલાલ વી. ચો ધ્રીબંગશી ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૩૦૯ વળી જુઓ મેકીનટોશ વી. ગીલ ( ૧૮૭૩ ) ૧૨ બં. લા. રી. ૩૭; ( હફતેથી આપવા બાબતની એક પ્રોમીશરી નોટની રૂઇએ દાવો); રૂકમની વી. રામમીહલ ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૨૨૩; ( દરમીયાન ઉપજ બાબતનો દાવો ); સાએગ વી. કમાલુદી ( ૧૮૬૪ ) ૨૨ વી. રી. ૪૨૪; ( કબજો લેઇ લેવાથી નુકશાન બાબતનો દાવો ) એક કરારથી ઉત્પન્ન થતા બધા દાવા એક ફરીયાદમાં સામેલ કરવા કીંવા નહી તે વીશે જુઓ એંડરસન વી. કાલગરલા ( ૧૮૮૬ ) ૧૨ ક. ૩૩૯; શીવશંકર વી. રીદય ( ૧૮૮૩ ) ૯ ક. ૧૪૩; અને શ્રી શેલાપા વી. બાલાપા ( ૧૮૮૩ ) ૭ મુ. ૪૪૬; તેમાં મુદલ તથા વ્યાજ લહેણુ થયા પછી ઉત્તરોતર બે દાવા વ્યાજ બાબત કરેલા હતા.) અલાગુ વી. અબદુલ્લા ( ૧૮૮૫ ) ૮ મ. ૧૪૭ ) ના કામમાં ઉત્તરોતર વરષોના ભાડા બાબત એકજ તારીખે બે દાવા સ્મોલકોઝ કોરટમાં ફાઇલ કરેલા હતા. હાયકોર્ટે તે દાવા પાછા ખેંચી લેવાને તથા યોગ્ય કોરટમાં એક દાવો લાવવાને વાદીને પરવાનગી આપી. ૧૨૮૯ ની સાલની વધારે લા દરની સાંથનો દાવો કરવાથી તેજ વરષની જુના દરથી સાંથ લેવાનો તેના તેજ વરષ બાબત દાવો કરવામાં આવે તેને હરકત થતી નથી ( સફરૂદીન વી. બેની માધબ ( ૧૮૮૮ ) ૧૫ ક. ૧૪૫; તેથી કનકચંદ્ર વી. ગુરૂદાસ ( ૧૮૮૩ ) ૯ ક. ૫૧૯ નો ઠરાવ રદ કરેલો છે; દાવાનુ કારણ જુદુ છે. વળી જુઓ બેલારૂનીસા વી. ખુદી ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૩૧૭; અને સુરસુંદ્રી દેબ્યા વી. ધોલમઅલ્લી ( ૧૮૭૩ ) ૧૯ વી રી. ૧૪૨; ૧૫ બં. લા. રી. ૧૨૫ નોટ ) જો કે પ્રથમના દાવામાં જે સાંથ માગેલી ના હોય તે સાંથ બાબત જમીનના માલેકને અટકાવ થઇ શકે છે તોપણુ તે સાંથ લેવાને કાયદાથી તેને કાંઇ બીજો ઇલાજ

મળેલો હોય તો તે ઇલાજ લેવાને તેને અટકાવ નથી ( ઇશ્વરદાસ વી. વેંકાતા રોયર (૧૮૯૮) ૨૧ મ. ૨૭૬ ) એક રજીસ્ટર કરાવેલા મુચરકાની રૂઇએ ફસલી ૧૩૦૫ ની સાલના " મહેવારમ" ની ચડેલી બાકી લેવાને વાદીએ દાવો કર્યો જવાબ એવો હતો કે વાદીએ ૧૨૦૬ની ફસલી સાલની સાંથ બાબત દાવો કરેલો હતો. માટે તે દાવાને હરકત છે એવુ ઠરાવેલુ છે ( શાન મગમ પીલાઇ વી. ધુલામઘોષ ( ૧૯૦૪ ) ૨૭ મ. ૧૧૬ )

રેવન્યુ કોરટમાં સાંથ બાબત દાવો કરવાથી પટો કરાવી લેનારે સાંથની જમીનીમાં તેને આપેલુ ગીરો વસુલ કરવાને દીવાની કોરટમાં દાવો ચાલવાને હરકત નથી ( ચુનીલાલ વી. બનસપત ( ૧૮૮૭ ) ૯ અ. ૨૩, બંદાજ. આબાદી ( ૧૮૮૨ ) ૪ અ. ૧૮૦; ઇમામીબેગમ વી. ગોબીંદપ્રસાદ ( ૧૮૮૨ ) ૪ અ. ૩૧૮ )

**" સબંધી ફરીયાદ કરવી રહેવા દે, અથવા બુદ્ધી પુર્વક છોડી દે, "**— સને ૧૮૫૯ ના એકટ ૮ માની ક. ૭ માં "દાવો કરવાને છોડી દેવામાં અથવા રહેવા દેવામાં આવે " એવા શબ્દો હતા અને એવુ ઠરાવેલું હતું કે આ શબ્દોમાં એક દાવાના કારણુમાંથી ઉત્પન થતા એટલે જે દાવાના કારણુથી દાવો કરવામાં આવે તે દાવામાંથી અકસ્માત અથવા બુદ્ધીપુર્વક નહી તેમજ બુદ્ધીપુર્વક છોડી દેવામાં આવે ( બઝલુરરહીમ વી. શમુનીસા (૧૮૬૭) ૮ વી. રી. પી. સી. ૩; ૧૧ મુર. ઇ. અ. ૫૫૧ પા. ૬૦૫, તે પ્રમાણે સૈયદ વી. હરીકીશન ( ૧૯૦૫ ) ૨ ક. લા. જે. ૪૯૦ ના કામમાં ઠરાવામાં આવેલુ છે ) તેનો સમાવેશ થાય છે (પીતાપુર રાજા વી. સુરીપા ( ૧૮૮૪ ) લા. રી. ૧૨. ઇ. અ. ૧૧૬; ૮ મ. ૫૨૦; વળી જુઓ રામચરણ વી. દ્રપોમોઇ ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૧૨૨; બળવંત વી. ચીતન ( ૧૮૭૧ ) ૩ અ. હા. કો. ૨૭ ). તે નીયમના આ ભાગ ઉપરથી એવું ધારવામાં આવે છે કે દાવો કરતાં પહેલાં વાદી કોઇક વખતે તે દાવાનો જાણીતો હતો અથવા તેને ખબર કરેલી હતી અથવા જે હકીકત ઉપરથી તેને દાવાનું કારણ થાય તે હકીકત તેના જાણુવામાં હતી ( વીર રાઘવ વી. ક્રષ્ણુસામ ( ૧૮૮૬ ) ૯ મ. ૩૪૪ ) કારણુ કે એકાદો જે હક એક કજીઆના પક્ષકારનો છે એવું તેણે જાણ્યા વીના અથવા કોઇ વખતે જાણેલુ ન હોય તો તે તેના દાવાનો એક ભાગ છે એમ ભાગ્યેજ ગણી શકાય છે ( અમાનંત વી. ઇમદાદહુસેન ( ૧૮૮૭ ) લા. રી. ૧૫ ઇ. અ. ૧૦૬; ૧૫ ક. ૮૦૦; અમ્મુ વી. કેતલાલામા ( ૧૮૯૧ ) ૧૪ મ. ૨૩; મેરીયા થોડી વી. આપુ ( ૧૮૯૨ ) ૧૫ મ. ૨૦૬; શંકરન વી. પાર્વતી ( ૧૮૯૬ ) ૧૯ મ. ૧૪૫) એકાદો વાદી પોતાના દાવાની અરજીમાં પોતાના દાવાના એક ભાગ બાબત બીજો દાવો કરવાનો હું ઇરાદો રાખુ છું એવું બતાવાથી તે ફરીથી દાવો કરવાનો પોતાનો હક અદબદ રાખી શકતો નથી ( સુંદર વી. ખીલુમલ ( ૧૮૭૦ ) ૨ અ. હા. કો ૯૦; મકસદઅલી વી. નાર્ગીસદાઇ ( ૧૮૯૩ ) ૨૦ ક. ૩૨૨ ). પરંતુ એકાદી કોરટની નાણાં સબંધીની હકુમતમાં દાવો લાવવાને સારૂ દાવાનો એક ભાગ છોડી દીધેલો હોય તો જો તે દાવો બીજી કોરટમાં ટ્રાન્સફર કરવામાં આવે અને તે કોરટને તમામ દાવાની હકુમત હોય તો તે છોડી દીધેલો ભાગ તે હકુમતવાળી કોરટમાં પાછો તાજો કરી શકાય છે ( [illegible] વી. બજહરી ( ૧૮૯૬ ) ૧ ક. વી. નોટ ૨૩ ) માટે વાદીએ પોતાના ખાતાના ચોપડાની રૂઇએ અમુક રકમ બાબત અસલ દાવો કરના હતો. પણ પ્રતીવાદીએ હરકત લેવાથી હાથ ચીઠ્ઠીની રૂઇએ જે રકમ લેણી નીકળતી હતી એવું કબુલ થયેલુ હતું. તે રકમ ખાતાની રૂઇએ કરેલા દાવાની રકમ સાથે વધારીને દાવો કર્યો અને તે પ્રમાણે દાવાઅરજી દુરસ્ત કરી. તેમાં ઠરાવ્યું છે કે તે દાવાઅરજી દુરસ્ત કરતાં પહેલાં જે દાવાનું કારણુ હતું તે સ્પષ્ટ હતું

તે પાછળથી એકઠું કરવામાં આવેલું છે માટે આ નીયમના ઠરાવ પ્રમાણે કાંઇ છોડી દેવામાં આવ્યું નથી ( રામતારણ વી. હુસેનબક્ષ ( ૧૮૭૮ ૩ ક. ૭૮૫)

**એકજ દાવાના કારણની બાબતમાં એક કરતાં વધારે દાદ મેળવવાનો જે શખસનો હક હોય વીગેરે**—સાંથ બાબતનો એકાદો દાવો કરવાથી તે સાંથ નહિ આપવાથી ડુલ થયા બાબત અમલ કરવાને બીજો દાવો કરવાને અટકાવ થાય છે (સુબારાયા વી. કૃષ્ણ ( ૧૮૮૩ ) ૬ મ. ૧૫૯ ) અને એકાદા કરારનો વીશેશ રીતે અમલ કરવાનો દાવો કરવાથી તે કરારનો અમલ નહિ કરયાથી થયેલા નુકશાન બાબત પાછળથી દાવો કરવામાં આવે તે ચાલવાને હરકત થાય છે ( શીવકીસ્તો વી. અબદુલસોભાન ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૪૦૮; અને અબદુલસોભાન વી. શીવકીસ્તો—રંગાયા વી. નરજાપા ( ૧૯૦૨ ) ૬ ક. વી. નોટ. ૧૭; ૨૮ ઇં. એ. ૨૨૧; ૨૪ મ. ૪૯૧ ).

સને ૧૮૮૨ નો એકટ ૬ મીલકત તબદીલ કરવા બાબતનો છે તે મંજુર થયા પછી એકાદા ગીરો રાખનારનું પોતાને ગીરો આપનાર ઉપર નાણાં સબંધી હુકમનામુ હોય તે ગીરોવાળી મીલકત ઉપર તે ગીરો રાખનાર બજાવી શકતો નથી પણ તેજ એકટની કલમ ૬૭ પ્રમાણે તેણે દાવો કરવો જોઇએ—જુઓ મીલકત તબદીલ કરવાના એકટની ક. ૯૫ ( કાવેરી વી. અનથાયા ( ૧૮૮૭ ) ૧૦ મ. ૧૨૯; અને આ વીશે જુઓ–દુર્ગાયા વી. અનંત ( ૧૮૯૧ ) ૧૪ મ. ૭૪; દીનેન્દ્ર વી. ચંદ્ર ( ૧૮૮૬ ) ૧૨ ક. ૪૩૬; ભુબોસુંદરી વી. રખલ ( ૧૮૮૬ ) ૧૨ ક. ૫૮૩ ). એક હિંદુ વીધવાએ પોતાના ધણી ઉપર ખોરાકી પોશાકીનુ હુકમનામુ મેળવેલુ હતુ તો તે બાબત અમુક જમીન ઉપર જવાબદારી ઠરાવાને બીજો દાવો તે એવા કારણથી લાવી શકતી નથી કે તે મીલકત તેણીની ખોરાકી પોશાકીની બાબતમાં તેણીને ઠગવા સારૂ બીજાને આપેલી છે. ( સામીનાથ વી. રંગથામલ ( ૧૮૬૯ ) ૧૨ મ. ૨૮૫ ).

જ્યારે એક ખતના કબજેદારે પોતાના તમામ ઈલાજો બાબત દાવો કરેલો હોય અને તે ખતમાં મીલકત સાંનમાં લખી આપી હોય અને તે મીલકત ઉપર તેનો હક, સબંધ ઠરાવ્યાનું હુકમનામું તેણે મેળવેલું હોય પણ તે જમીન વીશે કોરટની હકુમત ન હોય તો તેથી તે હુકમનામું ફળ વીનાનું છે. માટે ગીરો આપનાર પાસેથી પાછળથી ખરીદ કરનાર શખસ ઉપર તે પોતાના હક સબંધનો અમલ કરવાને બીજો દાવો લાવી શકે છે ( શ્રીશચંદ્ર વી. રામેશરી ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૩૦૮; બંસીસીંગ વી. સુદીસ્તલાલ ( ૧૮૮૧ ) ૧૦ ક. લા. રી. ૨૬૩; ૭ ક. ૭૩૯. એકાદા હક ઠરાવ્યાના હુકમનામા વીશે સને ૧૮૭૭ ના વીશેશ રીતના ન્યાયના એકટ ૧ ની ક. ૪૨ જુઓ; સરદારસીંગજી વી. ગણપતીસીંગજી ( ૧૮૯૦ ) ૧૪ મું. ૩૯૫ ).

**પ્રથમના ફેંસલાથી ઇનસાફ કરીને ઠરાવ કરવાને ના કહેલી હોય અથવા રહેવા દીધેલું હોયઃ**—જો પહેલા કામમાં જો કે તેના તેજ દાવાના કારણ ઉપરથી હોય તો પણ એક દસ્તાવેજના હેતુથી જડજે ઇનસાફ કરી ઠરાવ કરવાને ના કહેલી હોય તો પાછળથી તે બાબત દાવો ચાલે છે ( બેચરજી વી. પુંજાજી ( ૧૮૯૦ ) ૧૪ મું. ૩૧ પા. ૫૫ ) વીગત બતાવ્યા વીના જમીન ગીરોથી છોડાવાને કરેલા દાવામાં જે વધારો તે જમીનમાં કરેલો હોય તથા સુધારો કરેલો હોય અને તે ગીરો રાખનારના કબજામાં હોય

તે દરમીયાનમાં થયેલું હોય તો પણ તે દાવામાં આવી જાય છે; અને જો કોરટ દાવાના ભાગો વીશે ઇનસાફ કરી ઠરાવ કરવાને રહેવા દે તો તે ભાગ બાબત બીજો દાવો લાવવાને ગીરો આપનારને અટકાવ થતો નથી ( બક્ષીરામ વી. દરકુ તુકારામ ( ૧૮૭૩ ) ૧૦ મું. હા. કો. ૩૯૬ ).

**સ્ટેમ્પડયુટીઃ**—અમુક દસ્તાવેજ ઉપર યોગ્ય રીતે સ્ટેમ્પ ન હોય અને તે દસ્તાવેજની રૂઇએ વાદીએ દાવો કરેલો હોય તો તેને તે ડયુટીની તથા પેનલટીની રકમ આપવાને ફરજ પાડવામાં આવે છે. તે યોગ્ય સ્ટેમ્પનું ખર્ચ આપવાને પ્રતીવાદી બંધાયલો હતો. તેથી વાદીએ તે રકમ લેવાને પ્રતીવાદી ઉપર દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે આવી રકમ દાવાના ખર્ચ પૈકી ગણી શકાતી નથી અને તે લેવાને જુદો દાવો ચાલવા લાયક છે ( ઇરારદાસ વી. મસદખાંન ( ૧૮૮૪ ) ૬ અ. ૭૦ ).

દાવાનાં કારણ સામીલ કરવા બાબત. — કલમ ૪૫.

**૩. (૧) બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, એકજ ફરિયાદમાં, વાદી, તેનાં તેજ પ્રતિવાદી વિરૂદ્ધ અથવા તેના તેજ પ્રતિવાદીઓ મળીને તેઓની વિરૂદ્ધ, દાવાનાં ઘણા કારણ એકત્ર કરી શકે; અને જે ફરિયાદમાં તેના તેજ પ્રતિવાદી વીરૂદ્ધ અથવા તેના તેજ પ્રતિવાદીઓ મળીને તેઓની વિરૂદ્ધ જે કોઇ વાદીઓનો સમાન હક સંબંધ હોય તે વાદીઓ તેવા દાવાનાં સદરહુ પ્રકારનાં કારણ એકજ ફરીયાદમાં એકત્ર કરી શકે.**

**(૨) દાવાનાં કારણ એકજ ફરીયાદમાં એકત્ર કર્યાં હોય ત્યારે, તે ફરિયાદ માંડયાની તારીખે ફરિયાદના વિષયોની એકંદર કિંમત અથવા રકમ ઉપર, તે ફરિયાદ સાંભળવાને કોર્ટની હકુમત છે કે નહીં તેનો આધાર રહેશે.**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ મા નો કલમ ૪૫. જુઓ આર. એસ. ઓ. ૧૮ રૂ. ૧.**

**ટીકાઃ**—આ રૂલ હાઇકોર્ટ તથા પ્રોવીન્શીઅલ સ્મોલકોઝ કોરટને લાગુ છે.

**બીજી રીતે ઠરાવેલું હોય તે શીવાયઃ**—જુઓ ઓ. ૨ રૂ. ૪, અને ૫. આગળ અને ક. ૧૫–૨૦ પાછળ અને પક્ષકારો સામેલ કરવા બાબત જુઓ પાછળ ઓ. ૧, તેમાં વીશેશ કરીને રૂ. ૧ અને ૫ માં નવા જે ઠરાવો વધારેલા છે તે આ ઠરાવથી અમુક કરવાનું હોય તે કરી શકાય છે માટે ઓ. ૧ રૂ. ૩ અને ૫ ની મર્યાદા રાખેલી છે એમ ગણવું ન જોઇએ ( નરસીંગદાસ વી. મંગળ દુબે ( ૧૮૮૩ ) ૫ અ. ૧૮૭; જસ્ટીસ મહમુદ સાહેબ ).

**આ રૂલ લાગુ કરવી તેઃ**—જે કામોમાં એક વાદી, એક પ્રતીવાદી અને કેટલાક દાવાના કારણો હોય તેને અને જે કામોમાં વાદીઓ ( અથવા પ્રતીવાદીઓ ) બે અથવા વધારે હોય તો તે જુદા જુદા દાવાના કારણો સંબંધી એકઠા ગણી શકાય છે તો પણ તે કામોને આ રૂલ લાગુ થાય છે ( નરસીંગદાસ વી. મંગળ દુબે ( ૧૮૮૩ ) ૫. અ. ૧૬૩; ભગવતી વી. બંદેશરી ( ૧૮૮૪ ) ૬ અ. ૧૦૬. વધારે જુદા જુદા દાવાનાં કામોને તે લાગુ થતો નથી. જુઓ બરસ્ટોલ વી. એકસ ( ૧૮૮૪ ) ૨૬ સી. ડી. ૩૫ પા. ૩૯ ના ઠરાવમાં એલ. સી. હેલબોર્ન સાહેબના વીચાર ).

જુના કાયદા પ્રમાણે જુદા જુદા જથાના પ્રતીવાદીઓ ઉપર જુદા જુદા દાવાના કા-

રણો એટલે જે દાવાના કારણોમાં બધા પ્રતીવાદીઓનું એકત્ર હીત ના હોય તો તે તેના તે દાવામાં એકઠા થઇ શકતા નથી ( લીફાયતહુસેન વી શીવપ્રસાદ ( ૧૮૯૮ ) ૨૩ ક. ૮૨૬. જુના કાયદા પ્રમાણે આવા દાવા જુદા ગણવામાં આવેલા તેના બીજા દ્રષ્ટાંતો બાબત. જુઓ રામપ્રસાદ વી. સચીદાસી ( ૧૯૦૧ ) ૬ ક. વી. નો. ૫૮૫; સરલા વી. સરદાર (૧૯૦૬) ૨ ક. લા. જે. ૬૦૨; ગીરો આપનાર અને ગીરો રાખનારના વીરૂદ્ધ દાવો રાખનાર પક્ષકાર ગીરોના દાવામાં સામેલ કરવા નહિ જોઇએ ( જ્ઞાનેશ્વર વી. ભુબન ( ૧૯૦૬ ) ૩ ક. લા. જે ૨૦૫ પણ જુઓ ભજા વી. ચુનીલાલ ( ૧૯૦૭ ) ૫ ક. લા. જે. ૯૫. અને ઓકીનીલી સી. પ્રો. કોડ આ. ૬ પા. ૧૭૭, ૧૭૮ મે સંગ્રહ કરેલા ઠરાવો ). પણ આ કાયદા પ્રમાણે પાછળ ઓ. ૧ રૂ. ૧–૩ અને ૫ ના ઠરાવો લક્ષમાં રાખતા કોરટો આવા દાવા કેટલે દરજજે મંજુર રાખે છે તે જોવાનું છે. જુઓ આ રૂલોની નોટ.

દાવાનું કારણઃ—વાદીને જે દરેક હકીકત બાબત સાબીત કરાર હોય તો ફેંસલા માટે સાબેત કરવાની અગત્ય હોય તે દરેક હકીકતનો સમાવેશ આ રૂલના કારણસર આ શબ્દોમાં થાય છે. જુઓ ઓકીનીલીનો સી. પ્રો કોડ ઓ. ૬ પા. ૧૭૪ અને પાછળ ક. ૨૦ ની નોટ. દાવા અરજીમાં બતાવેલી હકીકત આપેલા ડીફેન્સ વીના ધ્યાનમાં લેવી જોઇએ ( શંકર વી. સદાશીવ ( ૧૯૦૫ ) ૭ મું. લા. રી. ૫૨૫ ).

**હકુમત**—પ્રતીવાદી સામે દાવામાં એક કરતાં વધારે દાવાનાં કારણો ઉમેરવાં એ પેહેલેથી જરૂરનું છે કારણ કે જે કોરટમાં દાવા અરજી દાખલ કરવામાં આવે તે કોરટને દરેક દાવાનાં કારણો બાબત હકુમત હોવી જોઇએ, (જીવરાજ વી. પરસોતમ (૧૮૮૪) ૭ મ. ૧૭૩)

**૪. સ્થાવર મિલકત લેવાની ફરિયાદમાં કોર્ટની રજા વગર, બીજા કોઇ દાવાનું કારણ સામીલ કરવું નહીં; પરંતુ—**

સ્થાવર મિલકત લેવાની ફરિયાદમાં અમુક દાવાજ માત્ર સામીલ કરવા.

કલમ ૪૪.

(અ) દાવાવાળી મિલકત સબંધી અથવા તેના કોઇ ભાગ સબંધી ચઢેલા ભાડાના અથવા તે સંબંધી દરમ્યાનની ઉપજના દાવા;

(બ) જે કરારની રૂએ તે મિલકત કે તેનો કંઇ ભાગ તાબામાં હોય તે કરાર તોડયાથી થએલા નુકસાનના દાવા; તથા

(ક) જે દાવાઓમાં માંગેલી દાદ તેજ દાવાના કારણ ઉપર આધાર રાખતી હોય તે દાવા.

તેમાં સામીલ કરવાની હરકત નથી,

પણ એવું ઠરાવ્યું છે કે ગીરો છોડવવાનો હક્ક બંધ કરયાની અથવા ગીરો હક્ક છોડવવાની ફરિયાદમાં ગીરો મિલકત પોતાના કબજામાં સ્વાધીન કરવાનો હુકમ માંગવામાં કોઇપણ પક્ષકારને આ કાનુન માંહેના કોઇપણ ઠરાવ ઉપરથી મના છે એમ સમજવું નહીં.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની કલમ ૪૪, રૂલ અ. આર. એસ. ઓ. ૧૮ રૂ. ૨**

**ટીકાઃ**—આ રૂલ હાઇકોર્ટને લાગુ છે.

**કોર્ટની રજા**—રજાની અરજી ફરીયાદ અરજી દાખલ કરતા પહેલાં કરવી જોઇએ (પીચર વી. હીન્ડસ (૧૮૭૯) ૧૧ સી. ડી. ૯૦૫; તોપણ પાકુ કારણ બતાવવામાં આવલું હોય તો ત્યાર પછી રજા આપી શકાય છે (અન્સએવ વી. સ્ટીવંસ વી. નો. (૧૮૮૧) ૫૦.

૧૬૩ કલારક વી. રે (૧૮૮૫) ૩૧ સી. ડી. ૬૮ અને જુઓ મર્ક્ન ડુઅર્કસ ૫૩ લા. જે. ક્યુ. બી. ૫૨૬)

**રજા . આપેલી:—** તેનાતેજ દસ્તાવેજમાં જયારે સ્થાવર અને જંગલ મીલકત બતાવેલી હોય ત્યારે તે બેઉ મીલકતો લેવાને એકઠી ફરીયાદ કરવાને રજા આપી શકાય છે. માટે એક ફરીયાદમાં જમીન કબજે લેવાના, તે જમીનની સાંથ પ્રતીવાદીઓ લેતા અટકાવવાને તાકીદ હુકમ કઢાવવાના, રીસીવર નીમવાના અને જે જમીન લેવાને માગેલું હોય ને જમીન એકાદા જે દસ્તાવેજ પ્રમાણે તે જમીન ઉપર મારો હક છે એવો દાવો રાખતો હોય તે સોંપી દેવાને તથા રદ કરાવવાના દાવા એકઠા કરવાને રજા આપેલી હતી (કુક વી. એંચમાર્ચ (૧૮૭૬) ૨ સી. ડી. ૧૧૧); અને જંગમ મીલકતનો વહીવટ કરવાનો દાવો તથા સ્થાવર મીલકત ઉપર હક ઠરાવવાનો દાવો એકજ વીલ ઉપર એક સરખી રીતે બેઉ મીલકત બક્ષીસ આપ્યાનો આધાર રાખવામાં આવતો હોય તો એકઠો કરવામાં આવે છે (વ્હેટસ્ટન વી. ડેવીસ (૧૮૭૫) ૧ સી. ડી. ૯૯; જુદા જુદા દાવાના કારણો એકઠા સામેલ કરવા સારૂ રજા લેવાને વાદીને કાયદાથી ફરજ પાડવામાં આવેલી નથી (શીવરતન વી. શીવશાહી (૧૮૮૪) ૬ અલ્હા. ૩૫૮; બેચરજી વી. પુંજાજી (૧૮૯૦) ૪ મું. ૩૧, પા. ૫૩)

**હરકત લેવાથી કામ ચલાવવાની રીતઃ—** દાવાના કારણો ખોટી રીતે એકઠા સામેલ કરયા બાબતમાં હરકત અસલ કોરટમાંજ લેવી જોઇએ ઘોંડીબા વી. રામચંદ્ર (૧૮૮૧) ૫ મું. ૫૫૪), અને અપીલમાં તે હરકત પહેલ વહેલી લેઇ શકાતી નથી (મૌલા વી. ગુલઝારસીંગ (૧૮૯૪) ૧૬ અલ્હા. (૧૩૦), અને જો કોરટ ફરીયાદ અરજી રદ કરવાને અથવા દુરસ્ત કરવાને તે પાછી આપવાને બદલે તપાસ ચલાવે તો ખોટી રીતે સામેલ કર્યાના કારણથી કોરટે તે દાવો પાછળથી કાહાડી નાખવો ના જોઇએ પણ તે દાવાનો ગુણદોષ ઉપર નીકાલ કરવો જોઇએ (કીશનરામ વી. રકમીની (૧૮૮૭) ૯ અ. ૨૨૧; જુઓ "ફરીયાદ અરજી પાછી આપવી." ઓ. ૭ રૂ. ૧૦)

**રૂલનો અર્થઃ—** એકાદી ફરીયાદ હાલના હકના આધારથી કરેલી હોય અને તેમાં તે હક ઠરાવવાને અથવા કબજા બાબત વાદી માગતો હોય તો તે ફરીયાદ સબંધી આ રૂલ છે (કટસ વી. બ્રોન (૧૮૮૦) ૭ ક. લા. રી ૧૭૧; (૧૮૮૧) ૬ ક. ૩૨૮) તેથી સ્થાવર મીલકત લેવાનાં જુદા જુદા દાવાના કારણો એકઠા સામેલ કરવાને અટકાવ થતો નથી, પણ તેવા દાવાના કારણોની સાથે ફક્ત જુદા પ્રકારના અમુક બીજા દાવાના કારણો એકઠા સામેલ કરવાને તેથી અટકાવ થાય છે (ચીદાંમબર વી. રામાસામી (૧૮૮૨) ૫ મ. ૧૬૧; વળી જુઓ શીવરતન વી. શીવશાહી (૧૮૮૪) ૬ અલ્હા. ૩૫૮) જો દાવાનું કારણ તેનું તેજ હોય તો સ્થાવર અને જંગમ મીલકત બાબત દાવો કરવાને વાદીને અટકાવ થતો નથી (ગીયાન વી. કંદાસામી (૧૮૮૭) ૧૦ મ. ૩૭૫, પા ૫૦૬; મઝાર અલીખાન વી. શાજદ હુસનીખાન (૧૯૦૨) ૨૪ અ ૩૫૮; ગ્લેડહીલ વી. હંટર (૧૮૮૦) ૧૪ સી. ડી. ૪૯૩; ગણેશદત વી. જેવધા ઠાકરની (૧૯૦૩) લા. રી. ૩૧ ઇ. અ. ૧૦) કબજા બાબત અને દરમીયાન ઉપજ બાબતના દાવા તે જુદા જુદા દાવા છે અને જુદા જુદા ચાલે છે. તે દાવાઓ એકઠા સામેલ કરવાને આ રૂલથી પરવાનગી આપેલી છે (લાલેશર બાબુઇ વી. જાનકી (૧૮૯૨) ૧૯ ક ૬૧૫) એક જમીનદારી હીસ્સા તથા "સર" જમીનનો તે સાથે કબજો હતો તે ખરીદ કરનારને તેના તેજ દીવસે જુદા જુદા દસ્તાવેજો લખી આપીને વેચાણ આપેલાં હતાં તેમાં ઠરાવ્યું છે તે હીસ્સા તથા "સર" જમીન બાબત અગ્રક્રીયાધીકાર ઠરાવવાના દાવા ખોટી રીતે એકઠા સામેલ કરવાના કારણથી નીશફળ થવા લાયક નથી (અંબીકાદત વી. રામઉદીત (૧૮૯૫) ૧૭ અ. ૨૭૪). એકાદી

ફરીયાદ જો સ્થાવર મીલકત લેવા બાબતની ના હોય તો, તે ફરીયાદને આ રૂલ લાગુ કરવા લાયક નથી આ કામોમાં પણ જો કોરટની રજા ફરીયાદ લાવતા પહેલાં લી઼ ી હોય તો જુદા જુદા દાવાની ખામી દુરસ્ત થાય છે ( નંદલાલ વી. નીસતારીની ( ૧૯૦૨ ) ૭ ક. વી. નો. ૩૫૩ ) એકાદા વાદી પાસે જુદી જુદી મીલકત સબંધી બે ગીરો ખત હોય તેથી તે મીલકત વેચવાના અથવા ગીરોથી છોડાવવાના હક બંધ કરવાંના બેઉ દાવા એકઠા સામેલ કરે તો તે વાદીના કામને તે રૂલ લાગુ થતો નથી ( રઘુબર દયાળ વી. જવાળાશીંગ ( ૧૯૦૩ ) ૨૫ અ. ૨૨૯ ).

**વેચાણ**:--ગીરો ઉપરનુ લહેણું લેવાને અને તે નહી તો ગીરોવાળી મીલકત વેચવાને અભાવે દાદ માગેલી હોય તેવી એક ફરીયાદ તે સ્થાવર મીલકત લેવાની ફરીયાદ નથી (ગોવીંદા વીમાન વી. વીક્રમન ( ૧૮૯૧ ) ૧૪ મ. ૨૮૪ ).

**ગીરો છોડાવાનો હક બંધ કરવો**:--ઈંગ્લાંડમાં એવું ઠરાવ્યું છે કે આ રૂલ પ્રમાણે ગીરો છોડાવાનો હક બંધ કરવાનો દાવો તે જમીન બાબતનો દાવો નથી માટે એક ફરીયાદમાં એક ગીરો દસ્તાવેજના ટ્રસ્ટોનો વહીવટ કરવા બાબત તથા ગીરો છોડાવાનો હક બંધ કરવા બાબતના દાવા એકઠા સામેલ કરવાને રજા આપવામાં આવે છે. ( ટેવલ વી. સ્લેક કંપની ( ૧૮૭૬ ) ૩ સી. ડી. ૬૨૯ ); અને આવી ફરીયાદોમાં કબજા બાબતનો દાવો વધારવામાં આવે તે દુરસ્ત જણાય છે ( વીઘોલ વી. નીકસન ( ૧૮૮૫ ) ૨૮ સી. ડી. ૪૧૩ ). આ રૂલના વીશેસ ઠરાવથી હિંદુસ્થાનમાં આ સવાલ વીશે હાલ નક્કી થયેલું છે.

**હક ઠરાવવાનો દાવો**:--ઈંગ્લાંડમાં જમીન ઉપર હક ઠરાવાનો અને સાંથ લેવાનો દાવો કરેલો હોય પણ તેમાં કબજા બાબત દાવો કરેલો ના હોય તો તે જમીન બાબતનો દાવો નથી ( ગ્લેહહીલ વી. હંટર ( ૧૮૮૦ ) ૧૪ સી. ડી. ૪૯૨ ) અને જુના કાયદાની કલમ ૪૪ નો નીયમ ફરી ઘડવામાં આ રૂલમાંથી આ ઠરાવ છોડી દીધો છે.

**ખરી રીતે અમલ કરવું તે**:--પ્રોમીસરી નોટોની રૂઇએ લેણું થયેલા નાણાં લેવાના દાવા સાથે એક મકાનનો હીસ્સો વેચવાના કરારનો વીશેસ રીતે અમલ કરવાનો દાવે. સામેલ થઇ શકે છે. ( કટસ વી. બ્રાઉન ( ૧૮૮૦ ) ૬ ક. લા. રી. ૧૭૧; ( ૧૮૮૧ ) ૬ ક. ૩૨૮ ).

**કોરટ ફી**:--તેના તેજ દાવાના કારણથી સ્થાવર મીલકતના કબજા બાબત અને દરમીયાન ઉપજ અથવા તે મીલકતનો ખોટી રીતે અટકાવ કર્યા બાબત નુકશાન લેવાનો દાવો તે સને ૧૮૭૦ ના એકટ ૭ ની ક. ૧૭ ના હેતુ પ્રમાણે બે અથવા વધારે જુદી જુદી બાબતનો દાવો નથી ( સને ૧૮૭૦ ના કોરટ ફી એકટની ક. ૫ પ્રમાણે રેફરન્સ (૧૮૯૪) ૧૬ અ. ૪૦૧ ).

મૃત્યુપત્ર ચલાવનારે, મૈયત મિલકતના વહીવટ કરનારે અથવા વારસે કરેલા અથવા તેમના ઉપર કરવાના દાવા.

**૫. મૃત્યુપત્ર ચલાવનાર તરીકે અથવા મૈયતની મિલકતનો વહિવટ કરનાર તરીકે અથવા વારસ તરીકે કોઇ દાવો કરે અથવા તે તરીકે તેના ઉપર દાવો થાય તેમાં, પોતાના જાતીકા હક્કથી કરે તે અથવા તે હક્કથી તેના ઉપર કરવામાં આવે તે દાવા સામીલ કરવા નહીં. પરંતુ મૃત્યુપત્ર ચલાવનાર તરીકે અથવા મૈયતની મીલકતના વહિવટ કરનાર તરીકે અ-** કલમ ૪૪.

થવા વારસ તરીકે જે ઈસ્ટેટ વિશે વાદીએ ફરિઆદ કરી હોય કે પ્રતિવાદીના ઉપર ફરિયાદ થઈ હોય તે ઇસ્ટેટના સંબંધમાં છેલ્લા કહેલા દાવા ઉત્પન્ન થયા છે એમ કહેવામાં આવતુ હોય અથવા જે મૈયતનો તે વારસ વકીલ હોય તેની સાથે મળીને તે હક્કદાર થાય કે તેના ઉપર જવાબદારી પડે એવા તે ( છેલ્લા કહેલા ) દાવા હોય તો તે સામીલ કરી શકાય.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક ૪૪ આર. એસ. ઓ. ૧૮ રૂ. ૫.

ટીકા:--રૂલનો હેતુ આ છે. એકાદા એકઝીકયુટર અથવા એડમીની સ્ટેટર ઉપર દાવો કરવામાં વારંવાર એવો સવાલ ઉત્પન્ન થાય છે કે તેના ઉપર કાયદેસર વારસ વકીલ તરીકે દાવો કરવો જોઇએ કે તેની જાત ઉપર દાવો કરવો જોઇએ તેથી તે રૂલના ઘડનારાઓનું લક્ષ એશબી વી. એશબી. ( ૧૮૨૭ ) ૭ બી. અને સી. ૪૪૪ ) ના કામના ઠરાવ ઉપર આપવામાં આવેલું છે અને તેજ વર્ગના ઠરાવો ઉપર બતાવામાં આવ્યું છે. ટફારહોલ વી. ફારહોલ ( ૧૮૭૧ ) લા. રી. ૭ ચ. એપ ૧૨૩ ), જે કામમાં એકઝીકયુકટર અથવા એક મીનીસ્ટ્રેટ મીલકતની વ્યવસ્થા કરતો હોય અથવા વહીવટ ચલાવતાની દરમીયાનમાં એકઝીકયુટર અથવા એડમીનીસ્ટ્રેટર તરીકે યોગ્ય અને વ્યાજબી રીતે કરારો કરતો હોય અને તેથી એવો સવાલ ઉત્પન્ન થાય છે કે તે કરારો તેણે જાતે કરેલા છે કે નહિં તેથી તેના ઉપર કાયદેસર વારસ વકીલ તરીકે અથવા તેની જાત ઉપર દાવો કરવો જોઇએ અને તે વહીવટ ચલાવતાની દરમીયાનમાં જો તેને બની શકે તો તે મીલકતમાંથી પાછળથી વસુલ લેવાને તેને રાખવામા આવે છે. તે ઠરાવનો:હેતુ આવી મુશકેલીઓ દુર કરવાનો છે. ( પેડવીક વી. સ્કોટ ( ૧૮૭૬ ) ૨ સી. ડી. ૭૩૬ ). એક મુસલમાનની વીધવાના એસાઇનીએ એસાઇન કરનારની મહેરનો ભાગ લેવાને તથા એસાઇનના મરહુમ ધણીની મીલકતનો ભાગ લેવાને એક દાવો કરવામાં આવે તેથી સને ૧૮૯૫ ના એકટ ૧૦ ની કલમ ૩૨૮ પ્રમાણે જુના કાયદાની કલમ ૪૪ ના ઠરાવનો ભંગ થતો નથી ( અમદુદીન વી. સીકંદર ( ૧૮૯૬ ) ૧૮ અ ૨૫૬ વળી જુઓ સ્મીથ વી. રીચર્ડસન ૪. સી. પી. ડી. ૧૧૨ ) કારણ કે તે મરનાર શખસની મીલકતનો કોઇ ભાગ લેવાને કસુર કરવા બાબત એકાદો એડમીની સ્ટેટર જવાબદાર છે ( ખુશરૂભાઇ વી. હોરમજશા ( ૧૮૯૩ ) ૧૭ મું ૬૩૭ ).

વારસ તરીકે—આ વીશે એવો હેતુ છે કે વાદી તદન એવું કહેવા ઉપર આધાર રાખે છે કે હુ એક બીજા શખસનો વારસ છું અને તેવા વારસ તરીકે પ્રતીવાદીઓ વીરૂધ એક હક નક્કી બતાવું છું ( આશાબાઇ વી, હાજી તૈયબ ( ૧૮૮૨ ) ૬ મું ૩૫૦ )

જુદો જુદો ઇન્સાફ કરવાનો હુકમ કરવાનો કોર્ટનો અધિકાર.

૬. જયારે દાવાનાં કોઇપણ કારણ એક ફરિયાદમાં એકત્ર કર્યાં હોય તે દાવાનો એકઠો ઇન્સાફ કે નીકાલ કરવો સોઇવાર નથી એમ કોર્ટને જણાય તે પ્રસંગે જુદો જુદો ઇન્સાફ કરવાનો હુકમ કરવાને અથવા યોગ્ય જણાય તેવો બીજો હુકમ કરવાને કોર્ટ મુખ્ત્યાર છે. કલમ ૪૫.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની કલમ ૪૫ આર. એસ. ઓ. ૧૬ રૂ. ૧—૯ અને ઓ. ૧૮ રૂ. ૧,

**ટીકા**—ઇંગ્રેજી રૂલોમાંના ઓ. ૧૮. રૂ. ૧ પ્રમાણે ઘણું કરીને બરોબર ચાલવાને આ રૂલની ભાષા દુરસ્ત કરેલી છે કારણ કે તે રૂલ પ્રમાણે એવું કહેવામાં આવેલું છે કે પક્ષકારો સબંધી દાવો યોગ્ય રીતે કરેલો છે એવું આ ઠરાવથી ધારવામાં આવે છે (હેની વી. સમરથવેટ (૧૮૯૩) ૨ કયુ બી. પા. ૪૨૫ મે લા. જે. બ્રાઉનુ સાહેબનો ઠરાવ).

પક્ષકારોએ અરજી કરવી એવી જરૂર નથી. અને આ રૂલ પ્રમાણે કોરટ પોતાની મેળે વર્તી શકે છે એવુ જણાય છે (જોએન, પ્રેકટીસ. (૧૯૦૮) પા. ૨૨૫; ઓ. ૧૮. રૂ. ૧ ની નોટ)

**જુદા જુદા પ્રકાર, તેમાં કામ ચાલવાની રીત**—સુબ્રમન્ય વી. સદાશીવ (૧૮૮૫) ૮ મ. ૭૫) ના કામમાં એક હીંદુએ પોતાના બાપ, ભાઇઓ, અને બીજા ૧૬ શખસો કે જેઓને જુદી જુદી વખતે બતાવેલી મીલકતના કેટલાક જથાઓ અયોગ્ય રીતે આપેલા હતા એવું કહેવામાં આવેલું છે તેથી તે શખસો ઉપર મજીઆરા કુટુંબની મીલકતની વહેચણુ બાબત એક દાવો કરવામાં આવેલો હતો. ફક્ત તે મીલકત લેનારા પ્રતીવાદીઓએ વાદીના દાવા વીશે સામી હરકત લીધી છે અને તેમના સબંધમાં ગુણુ દોશ ઉપરથી તે દાવો કહાડી નાંખ્યો છે. અપીલ કરવાથી હાઇકોરટે કહ્યું છે કે તે મીલકત બીજાને આપ્યા સબંધી જુદી જુદી તપાસો કરવાને અસલ કોરટે ઠરાવવું જોઇતું હતુ અને તેવાજ પ્રકારના એક દાવામાં થએલી સ્પેશીયલ અપીલમાં હાઇકોરટે કહેલું છે કે અપીલ કોરટે તે દાવાની જુદી જુદી તપાસ કરવી જોઇતી હતી (શરૂપ વી. મથુર મોહન (૧૮૬૫) ૪ વી. રી. ૧૦૯ વળી જુઓ જે કામ ચલાવાની રીતી પ્રમાણે ચાલવું જોઇએ તે બાબત—રતાું વી. ડમરી (૧૮૭૦) ૨. અ. હા. કો. ૧૫૩; વીઠુ વી. નારાયણુ (૧૮૬૭) ૫ મું. હા. કો. ૩૦; કુંદન વી. હીમતસીંગ (૧૮૭૧) ૩ અ, હા કો. ૮૬).

વધારે જુના ઠરાવોનો પરીણામ નીચે પ્રમાણે બતાવેલો છે (તારીણી વી. હંસમેન (૧૮૭૩) ૨૦ વી. રી. ૨૪૦ ના ઠરાવમાં જસ્ટીસ ફીઅર સાહેબના વીચારો વળી જુઓ રામદયાળ વી. રામદુલાલ (૧૮૬૯) ૧૧ વી. રી. ૨૭૩):—

"જો આ કારણથી એકાદી હરકત વીશે આગ્રહ કરવામાં આવે અને તે અસલ કોરટમાં ઠરાવ થાય ત્યાં સુધી તે હરકત કરવામાં આવે તો સ્પેશીઅલ અપીલ ઉપરથી પણુ જો એવું બતાવામાં આવે કે તે સારા આધારવાળી છે તો કોરટ તે હરકત લેનારને તેનો ફાયદો આપે છે. પણુ બીજી બાજુ તરફ જો કોઇ આગ્રહ કરેલો ન હોય અને અસલ કોરટમાં ઠરાવ થયેલો હોય અને જાણે તે હરકત લીધેલી ના હોય તેવી રીતે પક્ષકારો તપાસ કરાવે તો જો એવું ખુલ્લી રીતે જણાય નહિ કે જે દાવાના કારણો ખોટી રીતે સામેલ કર્યા બાબત હરકત લેવામાં આવેલી છે તે ઉપરથી અસલ તપાસમાં એક ખામી રહેલી છે. તો પાછળથી મોડી વખતે તે હરકતનો અમલ થતો નથી." અને કેટલાક કામોમાં હાઇકોરટ તે હરકત ના મંજુર કરે છે અને સ્પેશીઅલ અપીલમાં નીચેની કોરટના હુકમમાં હાથ ઘાલતી નથી (મહમદ હુસેન વી. પોટન (૧૮૭૩) ૨૦ વી. રી. ૧૪૭; શંકર વી. લાલા (૧૮૭૦) ૨ અ. હા. કો. ૪૩૩) તેનીતેજ બાબત સબંધી તેનાતેજ પ્રતીવાદી ઉપર કેટલાક વાદીઓએ જુદા જુદા દાવા કરેલા હતા; ઠરાવ્યું છે કે પ્રતીવાદીએ અરજ કરેલી છે તે પ્રમાણે તે દાવા એકઠા કરીને એક દાવા તરીકે તપાસ કરવો તે યોગ્ય ઇલાજ છે અથવા ગુણુ દોશ ઉપર

દરેક કામની જુદી તપાસ કરેલી જોઇએ; અને ફકત એક કામની તપાસ કરવી અને બીજા કામમાં તે પ્રમાણે ચાલવામાં આવે તે બરોબર નથી ( ન્યાલસીંગ વી. અલ્લીઅહમદ (૧૮૭૧) ૧૫ વી. રી. ૧૧૦ ).

એક જમીનના માલેક ચાર પટે રાખનારાઓના કબજામાં ત્રણ જુદી જુદી જમીનો હતી તેમના ઉપર દરેક જમીનની સાંથ વધારવાને દાવો કર્યો. ઠરાવ્યું છે કે જુદી જુદી તપાસો કરવાને હુકમ કરવો જોઇતો હતો ( જગતચંદ્ર વી. યારમહમદ ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૨૧૭ ) **અ** એ **બ** ઉપર કબજા બાબત દાવો કર્યો અને **ક** દાવાવાળી જમીન ઉપર દાવો રાખતો હતો તેથી **અ** અથવા **બ** એ હરકત લીધા વીના **ક** ને એક પક્ષકાર કરેલો હતો. ઠરાવ્યું છે કે તે કામમાંથી **ક** નું નામ દુર કરવાને કોરટને આ કલમથી અખત્યાર આપેલો નથી પણ જુદી જુદી તપાસો કરવાનો ફકત હુકમ કરવાને અખત્યાર આપેલો છે ( ખાદર વી. છોટેવી વી. ( ૧૮૮૪ ) ૮ મુ. ૬૧૬ ).

**દાવા અરજી પાછી આપવી તે:**—જ્યારે અપીલ કોરટ ખોટી રીતે સામેલ કર્યાના કારણથી એકાદુ હુકમનામું ફેરવે ત્યારે તે કોરટ દાવા અરજી દુરસ્ત કરવાને પાછી આપી શકે છે. (લીંગમલ્લ વી. ચીના ( ૧૮૮૩ ) ૬ મ. ૨૩૯. કલકતામાં દાવા અરજી રદ કરવાના રીવાજ ચાલે છે; જો આ કરેલું ના હોય અને લખેલી હકીકતમાં હરકત લીધેલી હોય તો તે બાબત જડજે એક મુદ્દો કહાડી તે વીશે ઠરાવ કરવો જોઇએ ( રામતેવારી વી. લછમન (૧૮૯૭) ૮ વી. રી. ૧૫; અથવા શક ભરેલા કામોમાં બીજા મુદ્દાઓની સાથે ખોટી રીતે સામેલ કર્યા બાબત એક મુદ્દો કહાડી શકાય છે પુરાવ લઇ શકાય છે અને બીજા મુદ્દાઓ વીશે ઠરાવ લખ્યા વીના ખોટી રીતે સામેલ કર્યાના કારણથી તે દાવો કહાડી નાખી શકાય છે (ઇશ્રીતનાથ વી. ધનપતસીંગ ( ૧૮૭૧ ) ૯ બં. લા. રી. ૨૪૧; અથવા વાદીએ કીયા પ્રતીવાદી વીરૂદ્ધ કામ ચલાવાનું છે તે પસંદ કરવાને વાદીને પુછી શકાય છે ( હરોમોની વી. અનુકુળ ( ૧૮૯૭ ) ૮ વી. રી. ૪૬૧ વળી જુઓ કાચાર વી. બાઇ રાથોર ( ૧૮૮૩ ) ૭ મું. ૨૮૯; મહમદ વી. કીષ્ટન ૧૧ મ. ૧૦૬ પા. ૧૧૧) અલ્હાબાદમાં અપીલ કોરટ તે દાવો કહાડી નાખે છે ( કરણસીંગ વી. મહમદ ( ૧૮૮૫) ૭ અ. ૮૬૦ પરંતુ બીહારીલાલ વી. કોદુનામ ( ૧૮૯૩ ) ૧૫ અ. ૩૮૦ ના ઠરાવમાં હાઇકોરટમાં એવું કહેવામાં આવેલું છે કે તેમાંના એકનું નામ કહાડી નાખીને વાદીઓને પોતાની દાવા અરજી દુરસ્ત કરવાને પરવાનગી આપવી જોઇતી હતી.

ભલતાજ દાવાનાં કારણો સામીલ કર્યા બાબત હરકતો.

**૭.** ભલતાજ દાવાનાં કારણો સામીલ કર્યાની જે હરકતો લેવાની હોય તે સઘળી હરકતો, હરકતનું કારણ પાછળથી ઉત્પન્ન થાય તે શિવાયને પ્રસંગે, બની શકે તેટલી વેહેલામાં વેહેલી અને મુદ્દા ઠરાવવામાં આવે તે સઘળી બાબતોમાં મુદ્દા ઠરાવવામાં આવે તે વખતે અથવા તે પેહેલાં લેવી. અને તેવી કોઈ હરકત એ રીતે નહીં લીધી હોય, તો તે મુકી દીધી એમ સમજવું. **કલમ ૩૪**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૪ આર. એસ. ઓ. ૧૬ રૂ. ૧૨**

**ટીકા:**—આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્શીઅલ સ્માલકાઝ કોરટને લાગુ છે.

**વહેલામાં વહેલો વખત:**—પક્ષકારોની ખામીની હરકત વહેલામાં વહેલે લાગે અને

પહેલી સુનાવણીના પહેલાં લેવી જોઇએ ( રાજનારાયણ બોઝ વી. યુનીવર્સલ લાઈફ્ એસ્યુરન્સ. કં. (૧૮૮૧) ૭ ક. ૫૯૪; અભય ગોવીંદ વી. હરીચરણ ( ૧૮૮૨ ) ૮ ક. ૨૭૭; વળી જુઓ ફુલબાસકુંવર વી. જોગેશર (૧૮૭૫) લા. રી. ૩ ઇં. અ. ૭ પા. ૨૫; ૧ ક. ૨૨૬.)

**વાદી:**--એક હીંદુ વીધવાએ વહેંચણ બાબત દાવો કર્યો અને તે દાવો ચાલતાંની દરમીયાનમાં તેણીએ એક દતક લીધો પણ તેમ છતાં તેણીએ પોતાના નામથી તે કજીઆ ચલાવેલો હતો. તેમાં ઠરાવ્યુ છે કે કાયદાની બાબત તરીકે એવું ધારવું જોઇએ કે તે દતકના વાલી તરીકે તેણીએ તે કજીઆ ચલાવેલો છે. અને તે દીકરો પક્ષકાર નથી તે કારણથી તે દાવો કહાડી નાખવો ન જોઇએ (ધરમદાસ વી. સામસુંદરી (૧૮૪૩) ૩ મુર ઇ. અ. ૨૨૯; હરીશરણ વી. ભુવનેશ્વરી (૧૮૮૭) લા. રી. ૧૫ ઇ. અ. ૧૯૫; ૧૬ ક. ૪૦). અને એક મજીઆરા હીંદુ કુટુંબના એક અંગભુતે કુટુંબની મીલકત બાબત દાવો કર્યો હતો અને પહેલી અપીલ કોરટમાં એવી તકરાર કરવામાં આવી હતી કે તે એકલો દાવો કરી શકતો નથી પણ તે તકરાર ઘણી મોડી કરેલી છે એવું વીચારવામાં આવેલું હતું (પરમાસીબા વી. કીષ્ણુ (૧૮૯૧) ૧૪ મ. ૪૯૧; વળી જુઓ સુંદરી વી રામજી (૧૮૮૧) ૭ ક. ૨૪૨; ૯ ક. લા. રી. ૧૩) વાદીઓ પ્રતીવાદીની વીધવા અને કહેવાયલો દતક છે અને તેઓએ હકની રૂઇએ દાવો કરેલો છે. પહેલી અપીલ કોરટની નજરમાં આવ્યું કે વાદીઓનું હીત એક બીજા વીરૂદ્ધ છે તેથી ખોટી રીતે સામેલ કર્યાના કારણથી તે દાવો કહાડી નાખ્યો; ઠરાવ્યું છે કે તે હરકત ઘણી મોડી લીધેલી છે ( ફકીરાપા વી. રૂદ્રાપા ( ૧૮૯૨ ) ૧૬ મું. ૧૧૯) અગ્રક્રીયાધીકારનો એક હકનો અમલ કરવાના દાવામાં વેચનારને પક્ષકાર કરેલો નહોતો; ઠરાવ્યું છે કે આ હરકત સ્પેશીઅલ અપીલમા લઈ શકાતી નથી ( હીરાલાલ વી રામજસ ( ૧૮૮૪ ) ૬ અ. ૫૭ ) માટે એક મા અને તેણીનાં બે છોકરાંની એકડી ખોરાકી પોશાકીનુ હુકમનામું કરવામાં આવેલું તેથી સ્પેશીઅલ અપીલમાં એવી હરકત લેવામાં આવી કે તેમાં ત્રણ દાવાના કારણો છે અને જુદી જુદી રકમો ઠરાવવી જોઇતી હતી પણ તે હરકત રદ કરવામાં આવેલી છે (તુળસા વી. ગોપાળરાય ( ૧૮૮૪) ૬ અ. ૬૩૨)

**પાછળથી ઉત્પન થયેલી:**--જો પહેલી સુનાવણી વખતે હરકત ના હોય તો પહેલી સુનાવણી કરયા પછી એકાદા પક્ષકારની ખામી વીગે હરકત લેવાને પ્રતીવાદીને આ રૂલથી અટકાવ થતો નથી (મોદો વી. ડુંગરે ( ૧૮૮૧ ) ૫ મું. ૬૦૯ )

**પક્ષકારો**—પક્ષકારો વીશે દેખીતી હરકત તો કોઇ કોઇ વખત જુદા જુદા દાવાના કારણોની રૂઇએ દાવો કરવાની કોશીશ કર્યાનો થાય છે ( સ્કાર્ફ વી. જાર્ડીન ( ૧૮૮૨ ) ૭ એપ. કેસીસ. ૩૪૦) લંડનબેંક વી. ભાણજી ( ૧૮૭૮ ) ૨ મું. ૧૧૬)

**રીવાજ**--પહેલી સુનાવણી વખતે અથવા તે પહેલા પક્ષકારો સબંધી એકાદો સવાલ ઉઠાવેલો હોય તો ઘણું કરીને તેની તપાસ જલદીથી કરવી જોઇએ (રીચર્ડસ વી. બ્યુચર. ૬૨ એલ. ટી. ૮૬૭) અને જો જડજની નજરમાં એવું આવે કે તે હરકત બળવાન છે તો તેમણે ઓર્ડર ૧ રૂ. ૧૦ (૨) પ્રમાણે ચાલવું જોઇએ અને દાવો કહાડી નાખવો ના જોઇએ (જુઓ વેનજેલ્ડર વી. સાવરલી સોસાયટી ( ૧૮૯૦ ) ૪૪ સી. ડી. ૩૭૪ ના ઠરાવમાં જસ્ટીસ બોવેન સાહેબના વીચાર)

**અપીલ:**--પક્ષકારોને ખોટી રીતે સામેલ કરવાની હરકત એવી નથી કે સ્પેશીઅલ અપીલમાં લેવાને પરવાનગી આપવી જોઇએ (હીલકચંદ્ર વી. મદનમોહન ( ૧૯૧૫) ૧૨ વી.

રી. ૫૦૪; લાલમહમદ વી. પીરનઝર (૧૮૭૨) ૧૮ વી. રી. ૧૧૬; લછમીધર વી. રઘુબર (૧૮૭૫) ૨૪ વી. રી. ૨૮૬; નઝમુદીન વી. ઝહુરન (૧૮૬૮) ૧૦ વી. રી. ૪૫; મગલુરી વી. નારાયણ (૧૮૮૧) ૩ મ. ૩૪૯)

## ઑર્ડર ૩ જો.

### કબુલ કરેલા મુખત્યારો અને પ્લીડરો.

હાજર થવા વિગેરેનું કામ જાતે અથવા કબુલ કરેલા મુખત્યાર મારફત અથવા પ્લીડર મારફત થઇ શકે.

કલમ ૩૬.

**૧.** કોઇ કોર્ટમાંની ફરિયાદના કોઈ પક્ષકારને તે કોર્ટમાં હાજર થવાની, કામ કરવાની અથવા અરજ કરવાની કાયદા પ્રમાણે જરૂર હોય અથવા અખત્યાર મળ્યો હોય, તે હાજર થવાનું, અરજ કરવાનું અને કામ કરવાનું, વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇ કાયદાની રૂઇએ બીજી રીતે સ્પષ્ટપણે ન ઠરાવ્યું હોય તો, પક્ષકાર પોતે જાતે અથવા પોતાના કબુલ કરેલા મુખત્યાર મારફત, અથવા પોતાની વતી કામ કરવાને યોગ્ય રીતે નીમેલા કોઇ પ્લીડર મારફત કરી શકે;

પરંતુ પક્ષકારને જાતે હાજર થવાને કોર્ટ ફરમાવે તો તેમ પક્ષકારે જાતે હાજર થવું પડશે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની કલમ ૩૬.

**ટીકા:**—આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્શીઅલ સ્મોલકોઝ કોરટને લાગુ છે.

**હાજર થવું;**—જો કે એક કબુલ કરેલો મુખત્યાર પોતાના મુખ્ય તરફથી કામ ચલાવી શકતો હોય તો પણ, તેની નજરમાં પોતાના મુખ્ય તરફથી કામ ચલાવવાને યોગ્ય છે એવું ના આવતું હોય તો, કોરટમાં તે ફકત હાજર હોય તેથી તે ફરીયાદમાં હાજર છે એમ થતુ નથી ( સુંદરલાલ વી. ગુરપ્રસાદ ( ૧૮૯૯ ) ૨૩ મુ. ૪૧૪ ).

**એટરની:**—ફરીયાદના એક પક્ષકાર તરફથી એક એટર્નીએ કામ કરીને પોતે છુટો થયો હોય તો પાછળથી તે સામા પક્ષકાર તરફથી કામ કરી શકતો નથી, અને તે પ્રમાણે કોરટ તેમને અટકાવ કરે છે ( રામલાલ વી. મુનીયાબીબી ( ૧૮૮૧ ) ૬ ક. ૭૯ ).

**અધિકાર:**—મુખત્યારના અધિકાર વીશે કોરટ તજવીજ કરવાને મુખત્યાર છે. જો ઓ. ૧, રૂ. ૧૦ પ્રમાણે કોરટ જો મુખ્યનુ નામ દાખલ કરે તો તેથી એજંટને અધીકાર હતો એવું તે ઠરાવતી નથી ( નેમનારાયણ વી. રઘુનાથ ( ૧૮૯૨ ) ૧૯ ક. ૬૮૮; લા. રી. ૧૯ ઈ. અ. ૧૭૫ ).

**કબુલ કરેલો મુખત્યાર:**—આ કલમ પ્રમાણે એક કબુલ કરેલો દાવો મુખત્યાર ( એજંટ ) પોતાના મુખ્ય તરફથી એકાદી અરજી ફાઇલ કરી શકે છે, અથવા હાજર થઇ શકે છે; તે પોતાના નામથી દાવો કરી શકતો નથી અથવા દાવાનો બચાવ આપી શકતો નથી અથવા હાજર થઇ શકતો નથી ( મોખાહરફરાજ વી. બીશેસર ( ૧૮૭૦ ) ૧૩ વી.

રી. ૩૪૪); ૩ બં. લા. રી. એપ. ૧૧; કાર્ટર વી. મીશરી (૧૮૭૦) ૨ આ. હા. કો. ૧૭૫), તેમ એકાદો દાવેદાર હાયકોરટમાં પોતે તકરાર કરી શકે છે તેમ તે મુખત્યાર કરી શકતો નથી (પ્રાણનાથ ચોધરી વી. ગ્યાનેંદ્રમોહન (૧૮૬૫) ૩ વી. રી. ૧૦૮).

**હરકત ના મંજુર કરવામાં આવેલીઃ**—કબુલ કરેલા મુખત્યારે ફરીયાદ અરજી ફાઈલ કરેલી નથી તે કારણથી પહેલી અપીલ કોરટે તે દાવો કાહાડી નાખવો જોઇએ નહી, કારણ કે આવી ભુલથી કામના ગુણદોષને હરકત થતી નથી (મનુડોશી વી. ઇશાનચંદ્ર (૧૮૭૧) ૧૫ વી. રી. ૨૪૫; જુઓ "એજંટ કામ કરતો હોય તેમાં હરકત" ઓ. ૩ રૂ. ૨ આગળ).

**નાદારીમાં દાવાઃ**—નાદારીમાં દાવો કરવાની અરજી કબુલ કરેલો મુખત્યાર કરી શકતો નથી (દેવગીરગુરૂ શમભાગીર એક તરફથી (૧૮૬૭) ૪ મુ. હા. કો. ૫૧; મખ્તા હરકરાજ વી. બીશેસર (૧૮૭૦) ૬ બં. લા. રી. એપ. ૧૧; (૧૮૭૦) ૧૩ વી. રી. ૩૪૪)

કબુલ કરેલા મુખત્યારો. **૨. પક્ષકારોના જે કબુલ કરેલા મુખત્યારોથી સદરહુ પ્રમાણે હાજર થવાનું, અરજ કરવાનું અને કામ કરી શકાય તે નીચે પ્રમાણે છે—** કલમ ૩૭.

**(અ) પક્ષકારોએ પોતાનીવતી હાજર થવાનો, અરજ કરવાનો અને કામ કરવાનો અખત્યાર જેમાં આપ્યો હોય તેવાં મુખત્યારનામાં જેમની પાસે હોય તે શખસો;**

**(બ) કોર્ટની હકુમતની જે સ્થાનિક હદમાં હાજર થવાનું, અરજ કરવાનું કે કામ કરવાનું હોય, તે હદમાં રહેતા ન હોય એવા પક્ષકારોનીવતી અને તેમને નામે વેપાર અથવા ધંધો ચલાવનારા શખસો, તે વેપાર અથવા ધંધાને લગતી બાબતમાંજ અને તે પણ સદરહુ પ્રમાણે હાજર થવાનો, અરજ કરવાનો અને કામ કરવાનો અખત્યાર સુદામ બીજા કોઇ મુખત્યારને આપ્યો ન હોય ત્યારે.**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૭.**

**ટીકાઃ**—આ રૂલ હાયકોરટ તથા પ્રોવીનશીઅલ સ્મોલકોઝ કોરટોને લાગુ છે, ઔદ વીશે જુઓ સને ૧૮૭૬ ના એકટ ૧૮ ની ક. ૧૮, અને અજમેર તથા મરવાર બાબત જુઓ અજમેર કોરટોના કાયદા (સને ૧૮૭૭ ના:૧) ની ક. ૨૮.

જુના કાયદાની ક. ૩૭ કરતાં આ રૂલના શબ્દો વધારે બોહોળા છે. હકુમતની બાહાર રહેવામાં આવી હોય તે વીશેની રકમ (અ) માં મર્યાદા નથી; માટે તમામ મુખત્યારનામ તે શબ્દો પ્રમાણે તેમાં આવી જાય છે (૭૪૮ પ્રમાણે કલકતા હાયકોરટમાં મુખત્યાર નામાના સાચાપણા વીશે કોરટ વધારે પુરાવ માગી શકે છે. મીલનના માલની બાબતમાં (૧૯૦૬) ૩૩ ક. ૫૨૫).

**ના કહેવાનો અખત્યાર**—એકાદા શખસની પાસે મુખત્યારનામુ હોય અને તેથી હાજર થઇને દાવામાં બચાવ કરવાને અખત્યાર આપેલો હોય તો તે અખત્યાર ઉપરથી પો-

તાની ખુશીમાં આવે તો તે કામ કરે અથવા ના પણ કરે સમન્સની બજાવણી કબુલ કરવાની ના કહેવાને તેને છુટ છે (લછમીચંદના કામમાં (૧૮૮૨) ૮ ક. ૩૧૭, પા. ૩૨૬)

**મુખત્યારો**—મુખત્યારો રકમ (અ) માં આવી ગએલા છે.

**ખાશ અખત્યાર**—ફકત દાવો કરવાનો અખત્યાર આપવાથી વ્યાજબી મહેનતનો બદલો વકીલને આપવાનો ઠરાવ કરીને એક વકીલ રાખી શકે તે કરતાં કાંઇ વધારે કરવાનો અખત્યાર તેને આપવામાં આવતો નથી (કેશવ વી. નારાયણ (૧૮૮૬) ૧૦ મુ. ૧૮), સામા પક્ષકારના સોગન એકાદા દાવાનુ છેવટ લાવવાને તેથી તે શકતીવાન થતો નથી (સદાશીવ વી. મારૂતી (૧૮૯૦) ૧૪ મુ. ૪૫૫); અને એકાદા કામમાં જોતા રહેવાનો ફકત અખત્યાર આપેલો હોય તેથી તે અખત્યારવાળો શખસ આ રૂલ પ્રમાણે કબુલ કરેલો મુખત્યાર થતો નથી (ભગવાન વી. નદલાલ (૧૮૮૬) ૧૨ ક. ૧૭૩) પા. ૧૭૮).

**રકમ (બ)**—સને ૧૮૫૯ ના એક્ટ ૮ ની કલમ ૧૭ માં એવા શબ્દો હતા કે "જ્યારે કોઇ બીજા મુખત્યારને ખુલ્લી રીતે અખત્યાર આપેલો ના હોય" તેથી ગર્ભીત રીતે એવુ થાય છે કે જે પક્ષકારો કોરટની હકુમતની અંદરના હોય તે પક્ષકારો તરફથી અથવા તેમના નામથી જે શખસો વહેપાર અથવા ધંધો ચલાવતા હોય તે ફકત એજંટો છે, અને "જે પક્ષકારો કોરટની હકુમતની અંદર ના હોય તે પક્ષકારો તરફથી અથવા તેમના નામથી જે શખસો વહેપાર અથવા ધંધો ચલાવતા હોય" એ શબ્દો એક ગુમાસ્તા અથવા એજંટ સબંધી છે અને એકાદા ભાગીયા સબંધી નથી (લછમીપત ડોગારે વી. શાબનારાયણ મંડલ (૧૮૯૨–૯૩) ૧ હાઇ. ૯૭) પાછળથી આ ફેંસલાથી રામચંદ્ર ઓસ વી. સ્નીડ (૧૮૭૧) ૭ બં. લા. રી. એપ. ૫૮) ના કામમાં જુદો ઠરાવ કરેલો છે, માટે તે બાબત હજુ નીર્ણય કરયા વીનાની ગણી શકાય છે. જમીનદારીનુ કામ જે મુખત્યારો અને "કરપાર દાઓ" કરે છે તે નોકરો અથવા એજંટો નથી કે જેમના ઉપર સમન્સની બજાવણી કરી શકાય (નોબીનચંદ્ર વી. બરોડાકાંત (૧૮૭૩) ૧૯ વી. રી. ૩૪૧. રેફરંશ. ૨૩ વી. રી. ૨૨૩).

**એજંટો નહી તે**—આ રૂલની રકમ (બ) અને ઓ. ૫ ના. રૂ. ૧૩ નો અર્થ એકઠો કરવાનો છે અને દાદની જે રીતીનો આધાર એવા વીચાર ઉપર હોય છે કે જ્યારે એકાદા એજંટને પોતાના મુખ્યની જગાએ અમુક હકુમતની અંદર વાસ્તવીક રીતે રાખેલો હોય તો (જે શખસોની સાથે વ્યવહાર ચાલેલો હોય તે શખસોની નજરમાં આવે તો) જે ધંધા અથવા કામમાં તે એજંટ એક સ્થાનીક મુખ્ય તરીકે યથાર્થ રીતે હોય તે ધંધા અથવા કામ ઉપરથી કાંઈ કાયદા પ્રમાણે કામ ઉત્પન્ન થાય તેમાં તે મુખ્યની જગાએ આવે છે તે રીતીનો અમલ કરવાનો તેથી ઇરાદો રાખેલો છે તે કાયદાનો જે વહીવટદારો અથવા એજંટોનો હેતુ છે તે જો કે તેઓને ચાલવાના આધાર તરીકે જે નીયમો અને સામાન્ય હુકમો ઠરાવેલા હોય તે પ્રમાણે ચાલવાનુ છે તોપણ જે શખસને પ્રથમ આરંભનો સ્વતંત્ર કુલ અખત્યાર હોય તે છે. ફકત હુકમનો અમલ કરવાને અથવા અમુક કામ કરવાને જે શખસને નોકર રાખેલો હોય અથવા એક દલાલ અથવા એજંટ જે પહેડી તરફથી તે કામ કરતો હોય તે પહેડીથી ઓળખાતો ના હોય તે આવો એજંટ નથી (ગોકળદાસ વી. ગણેશલાલ (૧૮૮૦) મુ. ૪૧૬). એક વાહાણના માલેક ઈંગ્લાન્ડમાં રહેતો હોય અને તે વાહાણ અમુક સફરે જાય તેમાં માલ ચડાવવા સબંધી મુંબાઇમાં એક પહેડીને રાખવામાં આવે તેથી સાધારણ હકીકત પ્રમાણે તે આ રૂલના હેતુ પ્રમાણે એજંટ નથી, માટે આ રૂલના હેતુ

પ્રમાણે અખત્યારવાળા તે એજંટો નથી ( રતનસી વી. શાનર્ડર્સ ( ૧૮૭૧ ) ૮ મુ. હા. કો. ૧૫૫ ) વળી જુઓ મુ. હા. કો. રી. વા. ૭ ને પાને ૧૧૧ મે રીપોર્ટ થએલો ઠરાવ.

સરકારના કબુલ કરેલા એજંટો સબંધી જુઓ ઓ. ૨૭ રૂ. ૨ અને ૪ અને રાજાઓ તથા ચીફોની બાબતમાં જુઓ ક. ૮૫ પોલીટીકલ એજંટ આવા કબુલ કરેલા મુખત્યાર નથી (વેંકટરાવ વી. માધવરાવ ( ૧૮૮૭ ) ૧૧ મુ. ૫૩ ).

**કામ કરનાર એજંટ સંબંધી હરકતઃ**—એકાદા એજંટનો મુખ્ય જ્યાં સુધી હકુમતની અંદર હોય ત્યાં સુધી એકાદો એજંટ કામ કરી શકતો નથી. માટે ભાગીયામાંનો એક ભાગીયો હકુમતની અંદર હતો અને તે પહેડીના વહીવટદારે નાણાની એક રકમ લેવાને દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે તે દાવા અરજી રજુ કરવામાં તે ભાગીયા અને એજંટે સાથે રહીને તે રજુ કરવી જોઇતી હતી અથવા એક વકીલ નીમવો જોઇતો હતો પણ જ્યાં સુધી તે ગેરશીરસ્તે થવાથી કામના ગુણદોષને હરકત થએલી ના હોય ત્યાં સુધી તે કારણથી અપીલ કોરટે તે દાવો કાહાડી નાંખવો જોઇએ નહી ( બીશનદાસ વી. લખમીચંદ કીશનચંદ ( ૧૮૬૯ ) ૬ મું. હા. કો. ૧૫૯ ) અને હરકત વીના જે કામમાં કબુલ કરેલા મુખત્યારે અપીલમાં એક હુકમનામું મેળવેલું હોય તો ઠરાવ્યું છે કે તેની તે કોરટમાં તે હુકમનામું તે એજંટ બજાવે તેમાં દેણદાર હરકત લેઇ શકતો નથી ( પારવતીબાઇ વી. વીનાયક ( ૧૮૮૮ ) ૧૨ મું. ૬૮ ) જુઓ " હરકત નામંજુર કરેલી " તે, ઓ. ૩ રૂ. ૧ પાછળ.

**એજન્સી બંધ પડે તેઃ**—એકાદી પહેડી બંધ થાય એટલે તે પહેડીનો ગુમાસ્તો તે પહેડીનો કબુલ કરેલો મુખ્ત્યાર રહેતો નથી ( મખાહરકરાજ વી. બીશેશર ૧૩ વી. રી. ૩૪૪ ) પણ એકાદી પહેડીએ રોજગાર કરવો બંધ કરયો હોય અને તે પહેડીનો મુનીમ તે પહેડીની મીલકત વસુલ કરતો હોય અને બીજી રીતે તે પહેડીનું કામ સમેટતો હોય તો તે પહેડીના માલેકનો તે કબુલ કરેલો એજંટ છે માટે જે પહેડીનું કામ તે સમેટતો હોય તે પહેડીના ધંધા સબંધી કરેલા દાવામાં તે પોતાના ગેરહાજર મુખ્ય તરફથી કબુલ કરેલા એજંટ તરીકે તે દાવો ચલાવી શકે છે અથવા તેનો બચાવ કરી શકે છે ( હોલ્કર વી. પીતાંબરદાસ ( ૧૮૭૧ ) ૯ મું. હા. કો. ૪૦૭ ).

**રહેવાસો:**—જુઓ રામચંદ્ર વી. કેસવ ( ૧૮૮૨ ) ૬ મું. ૧૦૦ ).

**વેપાર અથવા ધંધો ચલાવવો;**—જુઓ પાછળ ક. ૧૬ ની નોટ.

**૩.** (૧) પક્ષકારના કબુલ કરેલા મુખત્યારને જે પ્રોસેસો પોંચાડવામાં આવે તે, કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, જાણે તે પક્ષકારને હાથોહાથ પોંચાડી છે એમ સમજવું. **કલમ ૩૮.**

કબુલ કરેલા મુખત્યારોને પ્રોસેસ પોંચાડવાનું.

(૨) ફરિયાદના પક્ષકારને પ્રોસેસ પોચાડવાને આ કાયદામાં જે ઠરાવો કરેલા છે તેજ તેના કબુલ કરેલા મુખત્યારને પોંચાડવામાં લાગુ પડશે.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૮.**

**ટીકાઃ**—આ રૂલ હાઇકોરટને તથા પ્રોવીન્શીઅલ સ્મોલકાઝ કોરટને લાગુ છે આ કેસ બાબત જુઓ છેલ્લો રૂલ.

પક્ષકારોના પોતાના ઉપર નોટીસની બજાવણી કરવાને આ રૂલથી અટકાવ થતો નથી ( રામલાલ ચોધરી વી. સરદારી જાહ વી. રી. ૧૮૯૪ પ્ર. ૨૧ ).

એકાદા જે સખસને મુખત્યારનામું આપેલું હોય તે સમન્સની બજાવણી કબુલ કરવાને ના કહી શકે છે એટલે તે અખત્યારથી ઉપરથી કામ કરવાને ના કહી શકે છે ( લછમીચંદના કામમાં ( ૧૮૮૨ ) ૮ ક. ૩૨૬ ).

એટર્નીના ઉપર એક હુકમ બજાવવાને ફરમાવામાં આવેલું તેમ છતાં તે હુકમ એટર્નીના કલાર્ક ઉપર બજાવવામાં આવેલ બરોબર નથી ( ઇશ્રીતલાલ સાલીગ્રામ વી. કીડ ( ૧૮૬૪ ) ૨ હાબ્ડ ૧૧૬ ).

**૪.** (૧) કોઇપણ શખસ તરફથી હાજર થવા સારૂ, અરજ કરવા સારૂ અથવા કામ કરવા સારૂ પ્લીડર નીમવો તે લેખથી નીમવો અને તે લેખપર એક શખસે અથવા તેના કબુલ કરેલા મુખત્યારે અથવા આ અર્થે કામ કરવાને મુખત્યારનામા ઉપરથી યોગ્ય રીતે અધિકાર આપેલા બીજા કોઇ શખસે સહી કરવી જોઇએ.

પ્લીડર નીમવા બાબત. કલમ ૩૯.

(૨) એવી હરેક નિમણુક પ્લીડર કબુલ કરે ત્યારે તેનો લેખ કોર્ટમાં દાખલ કરવો, અને તે લેખ દાખલ થયો એટલે, પ્રસંગે પ્રમાણે અસીલ અથવા પ્લીડરની સહીનો બીજો લેખ કોર્ટમાં દાખલ કરીને કોર્ટની પરવાનગીથી તે પહેલો લેખ રદ થાય ત્યાં સુધી, અથવા અસીલ કે પ્લીડર ગુજરી જાય ત્યાં સુધી, અથવા અસીલ વિશેના ફરિયાદના બધા કામનું છેવટ આવે ત્યાં સુધી, તે અમલમાં છે એમ સમજવું.

(૩) સન ૧૮૫૧ ના હિંદુસ્તાનના હાઇકોર્ટો બાબતના આકટની રૂએ સ્થાપન થએલી કોઇપણ હાઇકોર્ટના અથવા કોઇપણ ચીફ કોર્ટના કોઇપણ આડવોકેટને, અને કોઇપણ બીજી હાઇકોર્ટનો જે કોઇપણ આડવોકેટ બારીસ્ટર હોય તેને કામ કરવાનો અખત્યાર આપ્યાનો કંઈ લેખ હાજર કરવાની જરૂર નથી.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૯.**

**ટીકાઃ**—આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્શીયલ સ્માલકાઝ કોરટને લાગુ છે.

પેરા ૩ થી તે હક તમામ બેરીસ્ટરો, હિંદુસ્થાનની હાઇકોરટોમાંની કોઇ હાઇકોરટે નીમેલા હોય તેમને લાગુ કરેલો છે.

**લખેલી નીમણુકઃ**—જો એકાદા કાગળ ઉપર યોગ્ય સ્ટેમ્પ હોય તો તેથી પુખ્ત અધીકાર થાય છે ( ભગબાનપ્રસાદ પંડયા વી. બેહીસેડી ( ૧૮૯૭ ) ૧ ક. વી. નો. ૨૦૮ ) તે નેમણુક લખેલી હોવી જોઇએ અને તે ઉપર પક્ષકારે અથવા તેની તરફથી કામ કરનાર શખસે અને કુલ મુખત્યારનામાથી મળેલા અખત્યાર પ્રમાણે જે શખસ હોય તે ઓ. ૩, રૂ. ૨ ની વાખ્યાના હેતુ પ્રમાણે તે પક્ષકારનો કબુલ કરેલો મુખત્યાર ન હોય તો તેણે તે ઉપર સહી કરેલ જોઇએ ( બદ્રીપ્રસાદ વી. ભગવતીધર ( ૧૮૯૪ ) ૧૬ અ. ૨૪૦ ) વકીલની નીમનોક લખેલી હોવી જોઇએ અને તે કોરટમાં ફાઇલ કરવી જોઇએ પણ તેણે તે કબુલ કરેલુ છે એવું લખેલુ હોવાની જરૂર નથી (શાંમપ્રસાદ ગોઝ વી. ટેકાંમલીક ( ૧૯૦૧ ) ૫ ક. વી. નો. ૯૧૬ ) એકાદો કાયદાનો ધંધો કરનાર શખસ પોતાના કામના કાગળો અલ્હા-

બાદ હાઇ કોરટના રૂલ પ્રમાણે મુખ જુબાનીથી બીજાને આપી શકે છે ( માતાદીન વી. ગંગાબાઇ ( ૧૮૮૭ ) ૯ અ. ૬૧૩ ) પણ એક પ્રતીવાદીનો વકીલ હાજર થઇ શકે નહિ અને સહ પ્રતીવાદીના વકીલને પોતાના કાગળો આપી શકે નહિ તો ઠરાવ્યું છે કે આ પ્રમાણે તે વકીલ પોતાનો અખત્યાર સોંપી સકતો નથી માટે જે પ્રતીવાદીનો વકીલ હાજર થયેલો ન હોય તે પ્રતીવાદી તરફથી કામમાં એક તરફી ફેસલો કરવામાં આવે છે ( શીવદયાળ ખેતુ વી. ગંગુ ( ૧૮૯૬ ) ૨૦ મું. ૨૯૩ ).

**વકીલાતનામા ઉપર સ્ટેમ્પની જરૂર છેઃ**—તે વકીલાતનામા ઉપર મુખ્યે અથવા મુખત્યારનામાવાળા કોઇ શખસે સહિ કરેલી જોઇએ પછી તે મુખત્યાર હોય કીંવા નહિ તેની ચીંતા નહિ ( નબીબક્ષ અરજદારના કામમાં ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૪૮૧ ) અને જે મુખત્યારનામાના આધારથી વકીલાતનામા ઉપર સહિ કરેલી હોય તે ઉપર તેમજ વકીલાતનામા ઉપર સોગન ઉપર પ્રતીજ્ઞા કરવાની જરૂર નથી. તે યોગ્ય રીતે લખી આપવામાં આવેલા તમામ દસ્તાવેજો છે તે વીશેની જવાબદારી વકીલને શીર છે ( બર્દવાનના મહારાજા અરજદાર ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૪૭૫ ) તમામ કામોમાં કાંઇ સરત વીના વકીલાતનામું કબુલ કરેલું હોવું જોઇએ ( ગોપીનાથ મદક અરજદાર ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૭)

તે કોરટની પરવાનગીથી અસીલે લખીને રદ કરેલું ન હોય ત્યાં સુધી તે ચાલુ રહે છે (કીંગ વી. કીંગ (૧૮૮૨) ૬ મું. ૪૧૬ પા. ૪૨૦; વોટકી વી. ફોકસ (૧૮૯૫) ૨૨ ક.૯૪૫).

**તમામ ચલાવેલાં કામો**—હુકમનામુ થયા પછી ચાલતા કોઇ કીંગમાં વકીલાતનામાની જરૂર નથી એટલે પ્રીવીકાઉસીલને અપીલ કરવા જેવા ચાલતા કામમાં પણ તેની જરૂર નથી ( શાહમખન વી. શ્રીકીશનસીંગ ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૯૨ ) અથવા નવેસર તપાસ કરવાની અરજીમાં પણ તેની જરૂર નથી ( સતોચરણ ગોસાળ અરજદાર ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૪૬૫ ) અથવા હુકમનામાની બજાવણીમાં તેની જરૂર નથી ( ગોપાળ જયચંદ વી. હરગોવીંદ ( ૧૮૬૭ ) ૫ મું હા. કો. ૮૩; સદાશીવ ગણપતરાવ વી. વીઠ્ઠલદાસ નાનચંદ (૧૮૯૬) ૨૦ મું ૧૯૮ ). તેમ પાછા મોકલેલા કામમાં હાજર થવાને તેની જરૂર નથી ( ૧૮૬૮ ) ૪ મ. હા. કો. ૪૩ ) અથવા કોરટ ઓફ વોર્ડસ તરફથી એક દાવામાં હાજર થવાને એક કલેકટરે એક વકીલને વકીલાતનામું આપેલું અને તે કલેકટર મરણ પામેલા હોય તો તેમાં પણ જરૂર નથી ( ક્રીષ્ણવીજય વી. મારૂત્તાનાયાગમ ( ૧૮૯૨ ) ૫ મ. ૧૩૫ ).

**કામ કરવું**—હાઇકોરટના નીયમો પ્રમાણે એકાદો એડવોકેટ વકીલાતનામું રજુ કર્યા વીના એકાદા વકીલની તમામ ફરજો બજાવી શકે છે ( બકતાવર વી. સંતલાલ ( ૧૮૮૭ ) ૯ અ. ૬૧૭ જુઓ "પ્લીડરો અને વકીલો" ક. ૨ (૧૫) પાછળ).

**કોર્ટ ઓફ વોર્ડસ**—જીલ્લાના કલેકટરે કોરટ ઓફ વોડર્સના એજંટ તરીકે એક સગીરનુ કામ ચલાવાને એક વકીલ રાખેલો તેથી તેને વકીલાતનામું આપેલું હતું. ફેંસલો થતાં પહેલાં તે કલેકટર મરણ પામ્યો. ઠરાવ્યું છે કે બીજા વકીલાતનામાની જરૂર નથી ( ક્રીષ્ણવીજય વી. મારૂત્તાયાગમ ( ૧૮૯૨ ) ૧૫ મ. ૧૩૫ ).

પ્લીડરને પ્રોસેસ પોંચાડવાનું.

**૫. કંઈ પ્રોસેસ-પછી તે પક્ષકારને જાતે હાજર થવા સારૂ હોય કે નહીં—પક્ષકારના પ્લીડરને પોચાડી હોય, અથવા તે પ્લીડરની આફિસમાં કે હમેશના રહેવાના ઘરમાં મુકી હોય તો, જે પક્ષકા-** કલમ ૪૦.

રનો તે પ્લીડર છે તે પક્ષકારને તે યોગ્ય રીતે પોંચાડી તથા જણાવી છે એમ અનુમાન કરવું; અને તે બધા કામ સારૂ, કોર્ડ બીજી રીતે ન ફરમાવે તો, જાણે તે પક્ષકારને હાથોહાથ આપી છે અથવા પોંચાડી છે એમ સમજવું.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૦

**ટીકા**—આ રૂલ હાઇકોરટ તથા પોવીન્શીઅલ સ્મોલકોઝ કોરટને લાગુ છે.

કામમાં જે અર્ટનીઓ હોય તેમના ઉપર કરેલી બજાવણી છેલા છુટકાના દાવામાં કારણ પુછવાનુ હુકમનામુ થયા પછી કરેલી હોય તે બરોબર છે એવું ઠરાવેલુ છે ( ઓકીનીલી. સી. પ્રો. કોડ પા. ૪૬૨ )

પ્રોસેસ લેવા સારૂ મુખત્યાર.

**૬.** (૧) કાનુન ૨ માં કબુલ કરેલા મુખત્યાર લખ્યા છે તે શિવાય કોર્ટની હકુમતમાં રહેનારા કોઇપણ શખસને પ્રોસેસ લેવા સારૂ મુખત્યાર નીમી શકાય. કલમ ૪૧.

નીમણુક લેખી હોવી જોઇએ અને તે કોર્ટમાં દાખલ કરવી.

(૨) એ નિમણુક વિશેષ અથવા સાધારણ હશે તોપણ ચાલશે, અને તે મુખ્યની સહી સુધાંતના લેખી દસ્તાવેજથી કરવી જોઇએ, અને તે દસ્તાવેજ અથવા તે નિમણુક સાધારણ હોય તો તેની સહી સુધાંતની નકલ કોર્ટમાં દાખલ કરવી.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૧.

**ટીકા**—આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્સીયલ સ્મોલકોઝ કોરટને લાગુ છે.

---

## ઑર્ડર ૪ થો.

---

### ફરિયાદો માંડવા વિશે.

ફરિયાદ અરજીથી ફરિયાદ શરૂ કરવી.

**૧.** (૧) પ્રત્યેક ફરિયાદ, ફરિયાદ અરજી કોર્ટને અથવા કોર્ટ તે બાબતને વાસ્તે નામે તે અમલદારને આપીને માંડવી. **કલમ નવી.**

(૨) દરેક ફરિયાદ અરજી, ઓર્ડર ૬ તથા ૭ માની કાનુનો જેટલે સુધી તેને લાગુ પડે તેટલે સુધી તે પ્રમાણે હોવી જોઇયે.

**ટીકા—ફરીયાદ અરજી**—આ નીયમ પ્રમાણે એકાદો દાવો એક ફરીયાદઅરજી કરી શરૂ કરવો જોઇએ, અને બીજી રીતે જે કામ શરૂ કરેલુ હોય તે આ કાયદાના હેતુ પ્રમાણે દાવો છે એમ જણાતુ નથી ( વેંકટચંદ્રાપા વી. વેંકટરામા ( ૧૮૯૫ ) ૨૨ મ. ૨૫૮ ), ફરીયાદ અરજી જે કહેવામાં આવેલી છે તેનો હેતુ જે અરજીમાં દાવાનુ કારણ; એક દાવો લખીને બતાવવામાં આવે તેવી અરજી કોરટમાં આપવામાં આવે તે છે તે શબ્દ ઉપરથી "એકાદી ફરીયાદ અરજી યોગ્ય સ્ટેંપ વાળી "અવશ્યે કરીને થાય છે એવુ નથી ( અસન

વી. પથુમા ( ૧૮૯૯ ) ૨૨ મ. ૪૯૫; જસ્ટીસ સુબ્રામાન્ય આયર સાહેબ; જુઓ ઓ. ૭ રૂ. ૧ આગળ ).

**ઓરડર ૬ અને ૭:**—આ ઓરડરોમાં પ્લીડીંગ્સ સબંધી જે નવા ઠરાવો છે તે પ્રમાણેજ બરોબર ચાલવાને કજીયાના પક્ષકારોને આ રૂલ પ્રમાણે ફરજ પાડવામાં આવેલી છે. ઓ ૬ અને ૭ ના રૂલો પ્રમાણે જો દાવા અરજી લખેલા ના હોય તો આ ઠરાવ પ્રમાણે તે કાહાડી નાખવા લાયક થાય છે.

**આપવાની મુદત:**—દાવો દાખલ કર્યાની તારીખ તે દાવા અરજી જે તારીખે આપેલી હોય તે તારીખથી ગણવી જોઇએ, અને પાછળથી જરૂરીયાત કોરટફી જે તારીખે રજુ કરેલી હોય તે તારીખથી ગણવાની નથી ( મોતીશાહુ વી. છત્રીદાશ ( ૧૮૯૨ ) ૧૯ ક. ૭૮૦; વળી જુઓયા કટુનીશા વી. કીશોરીમોહન ( ૧૮૯૨ ) ૧૯ ક. ૭૪૭ ) તેમ તે સ્વીકારવામાં જે તારીખે આવે તે તારીખથી ગણવાની નથી. દાવા અરજી એક કાગળમાં લખીને દાવાનો આંક કમી નહી બાંધેલો હોય પણ તે ઉપર યોગ્ય કોરટફી ના હોય અને તે કાગળ આપવામાં આવે તેથી મુદતના એકટની ૪ થી કલમના ખુલાસા હેતુ પ્રમાણે દાવો દાખલ કરેલો થતો નથી ( વેંકટ રામાયા વી. કીશ્નાયા ( ૧૮૯૭ ) ૨૦ મ. ૩૧૯ ) જ્યારે તેને તેજ દીવસે બે દાવાઓ ફાઇલ કરેલા હોય ત્યારે વીરૂધ શાબેત કરવામાં ના આવે ત્યાં સુધી દીવાની મુકરદમાના રજીસ્ટરમાં જે નંબરે તે દાખલ કરેલો હોય તે પ્રમાણે તે આપેલી હતી અને દાખલ થએલી છે, એવું અનુમાન કરવું જોઇએ ( મુર્તી વી. ભોળારામ ( ૧૮૯૪ ) ૧૬ અલ્હા. ૧૬૫ ).

**રવીવાર:**—એકાદી દાવા અરજી એક રવીવાર કોઇ બીજા તહેવારને દીવસે લઇને દાખલ કરી શકાય છે ( અનંતરામ વી. પ્રતાપચંદ્ર ( ૧૮૮૧ ) ૧૬ વી. રી. ૨૩૦; કુમાર વી. હરગોપાળ ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. એપ; ૧૧ વી. રી. ૫૩૯; રામદાસ વી. ઓફીશીયલ લીકવીડેટર, ( ૧૮૮૭ ) ૯ અ. ૩૬૬ પા. ૩૮૦ ) પણ તેવું કરવાની કાંઇ જરૂર નથી, કારણ કે મુદતના એકટની ક. ૫ પ્રમાણે જ્યારે કોરટો બંધ હોય ત્યારે જો મુદત પુરી થતી હોય તો, કોરટ ફરીથી જે દીવસે ઉઘડે તે તારીખે તે દાવો દાખલ કરી શકાય છે; અને તેવીજ રીતે કોઇ પણ અરજી દાખલ કરી શકાય છે ( પીયારીમોહન વી. અનુદા ( ૧૮૯૧ ) ૧૮ ક. ૬૩૧ ).

**તે આપવાની જગા:**—વાયવ્ય પ્રાંતમાં એકાદી દાવાઅરજી ઓફીસમાં આપવી જોઇએ, અને જ્યારે એક મુનસીફે ઓફીસ છોડયા પછી પોતાના ખાનગી રહેવાની જગાએ એક દાવાઅરજી લીધી હોય તો કોરટ જ્યારે ફરીથી બીજે દીવસે ઉઘડે તે દીવસે ફાઇલ કરેલી છે એમ ગણવામાં આવે છે ( જયકુંવર વી. હીરાલાલ ( ૧૮૭૫ ) ૭ અલ્હા. હા. કો. ૫ ) પણ લોઅર બંગાળામાં એક દાવાઅરજી એક સ્માલકાઝ કોરટના કલાર્કના ખાનગી રહેવાના ઘરમાં તેને આપેલી હતી તે યોગ્ય રીતે ફાઇલ કરેલી છે એવું ઠરાવેલું છે ( મદનમોહન ચકરબતી વી. તાબીર બીસવાસ ( ૧૮૬૩ ) સથ. સ. ક. રેફ. ૩૬ ), અને એક દાવા અરજી ટપાલ મારફતે મોકલેલી તે કબુલ કરવામાં આવેલી તેથી મદ્રાસમાં પુકત રીતે દાખલ કરેલી છે એવું ગણવામાં આવેલું છે ( શંકર નારાયણ વી. કુંજાપા ( ૧૮૮૫ ) ૮ મ. ૪૧૧ ) પણ મુંબાઇમાં વેકેશનમાં એક કોરટનો ચાર્જ એક કારકુનને સોંપેલો તેથી તે કારકુનને દાવા અરજી આપેલી હતી તે બળવાન નથી એવું ઠરાવેલું છે ( નંદવલભ વી.

અલીભાઇ ( ૧૮૬૫ ) ૬ મું. હા. કો. ૨૫૪ ), એકાદી સ્માલકાઝ કોરટના નાઝીરને દાવા અરજીયો લેવાને અખત્યાર આપેલો નથી, માટે તે તેમની પાસે ફાઇલ કરી શકાતી નથી ( રાજચંદ્ર ગોપ વી. જુગલ ગોપ ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૧૭૨ ).

સને ૧૮૮૨ ના એકટ ૧૪ માની ક. ૪૮ મી તેવી મળતી કલમ છે તે પ્રમાણે નીમેલા અમલદારને લોઅર બરમાની ચીફ કોરટ તરફથી નીમેલો તે વીશે જુઓ બરમાગેઝીટ (૧૯૦૦) ભાગ ૪ પા. ૨૬૪)

જ્યારે સબોર્ડીનેટ જજની કોરટ થોડી મુદતને માટે બંધ હોય ત્યારે જે અસલ કોરટમાં દાવો ફાઇલ કરવો જોઇએ તે અસલ કોરટ તે જીલ્લા જડજની કોરટ થતી નથી માટે તે ચાલેલું કામ નીરર્થક છે (રામાયા ઇલાપા વી. મહમદભાઇ (૧૮૭૩) ૧૦ મું. હા. કો. ૪૯૫; મોતીલાલ રામદાસ વી. જમનાદાસ ઝવેરદાસ (૧૮૬૪) ૨ મું. હા. કો. ૪૦; જુઓ વળી લેગર્ડ વી. બુલ (૧૮૮૫) લા. રી. ૧૩ ઇં. અ. ૧૩૪; ૯ અ. ૧૫૧)

ફરિયાદોનું રજિસ્ટર.

**૨. દિવાની ફરિયાદોનું રજિસ્ટર એ નામની એક બુક રાખીને તેમાં દરેક ફરિયાદની વિગતો કોર્ટે નોંધાવવી; અને ફરિયાદ અરજીઓ જે અનુક્રમ પ્રમાણે મંજુર થાય તે અનુક્રમ પ્રમાણે તે નોંધોના પ્રત્યેક વર્ષમાં નંબર પાડવા.** **કલમ ૫૮.**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૮.**

**ટીકા**—આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્સીઅલ સ્માલકાઝ કોરટને લાગુ છે.

જમીનદાર અને પટે રાખનારાઓની વચેનુ જુદુ જુદુ રજીસ્ટર રાખવાનો ઠરાવ કરવાના અખત્યાર બાબત જુઓ સને ૧૮૮૩ ના સેંટ્રલ પ્રોવીન્સના સાંથના એકટ ૯ ક. ૬૬ અને સને ૧૮૮૫ ના બંગાળાના સાંથના એકટ ૮ ની ક. ૧૪૬

---

## ઑર્ડર ૫ મો.

### સમન કાઢવા તથા પોંચાડવા વિશે.

#### સમન કાઢવા વિશે.

સમન.

**૧. (૧) ફરિયાદ અરજી યોગ્ય રીતે માંડયા પછી સમનમાં લખેલે દિવસે હાજર થઇ જવાબ આપવા સારૂ પ્રતિવાદીને સમન કાઢવાનો અધિકાર છે:—** **કલમ ૬૪.**

**પરંતુ ફરિયાદઅરજી આપવામાં આવે તે વખતેજ પ્રતિવાદી હાજર થઇને વાદીનો દાવો કબુલ કરે, ત્યારે સદરહુ સમન કાઢવો નહીં.**

**(૨) જે પ્રતિવાદીને પેટા કાનુન (૧) મુજબ સમન કાઢયો હોય તે—**

**( અ ) જાતે, અથવા**

**( બ ) કામની બરાબર સમજણ પાડેલા તથા ફરિયાદ બાબત જરૂરીઆત સવાલોના જવાબ દઈ શકે તેવા પ્લીડરની મારફતે, અથવા**

( ક ) તેવા બધા સવાલોના જવાબ દઈ શકે એવા કોઈ બીજા. શખસને પ્લીડર સાથે રાખીને તે પ્લીડરની મારફતે,

હાજર થવાને મુખત્યાર છે.

(૩) આવા હરએક સમન ઉપર જડજે અથવા તેણે નીમેલા અમલદારે સહી કરવી, તથા કોર્ટના શિક્કાથી શિક્કો કરવો.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની કલમ ૬૪

**ટીકા**—આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્શીઅલ સ્માલકાઝ કોરટને લાગુ છે.

**પરરાજ્યના સમન્સ**—પરરાજ્યના સમન્સો બ્રીટીસ હિંદુસ્થાનમાં બજાવવાના ઠરાવો જે સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૫૦ અ માં હતા તે આ કાયદાની ક. ૨૯ માં ફ રીથી ઠરાવેલા છે.

**દાવા અરજી દાખલ થતાં પહેલાં પ્રતીવાદી મરણ પામેલો હોયઃ**—જો પ્રતીવાદી દાવા અરજી દાખલ થતાં પહેલાં મરણ પામે તો કામ ચાલી શકતું નથી ( મોહનચંદ્ર વી. આઝીમ ( ૧૮૬૯) ૧૨ વી. રી. ૪૫; વીરાપા વી. ટીન્ડોલ પોનન ( ૧૯૦૮ ) ૩૧ મ. ૮૬ માં તે પ્રમાણે ચાલવામાં આવ્યુ છે).

**સગીર પ્રતીવાદીઃ**—જ્યારે દાવા અરજી ફાઇલિ થયેલી હોય ત્યારે પ્રતીવાદી સગીર હોય કીંવા નહિ પણ તેના ઉપર સમન્સ કરવો જોઇએ ( સુરેશ વી. આત (૧૮૮૭) ૧૪ ક. ૨૦૪ ).

**હાજર થવુંઃ**—ઓ. ૯ રૂ. ૧ પ્રમાણેં આ હાજર થવા સબંધી છે. હીરાધાઇ વી. હીરાલાલ ( ૧૮૮૫ ) ૭ અ. ૫૩૮ )

**ફરી સમન્સઃ**—પહેલો કાઢેલો સમન્સ કોરટમાં પાછો આવે ત્યાં સુધી હાજર થવાને ફરી સમન્સ કાઢવાને અરજી કરવી ન જોઇએ ( દોલત વી. ઉમરાવ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૩૩૬ ઇશરચંદ્ર વી. અસુતોશ ( ૧૮૬૬ ) ૧ ઇં. જ્યુ. એન. એસ. ૨૮૩); અને પહેલો સમન્સ બજાવાને સારૂ વાદી તરફથી મહેનત કરવામાં આવેલી તે નીષ્ફળ થયેલી છે. અને એવી કોઇ પ્રકારની તેની કસુરથી તે નીસ્ફળ થયેલો નથી એવી હકીકત માલુમ પડે તેવી અરજીથી તેને ટેકો મળવો જોઇએ ( અર્કહાર્ટ વી. ગીલ્બર્ટ ૧ ઇ. જ્યુ. એન. એસ. ૨૨૪) પરંતુ હેનલન વી. ઈંડીયાબ્રેંચ રેલ્વે ( ૧૮૬૨-૩ ) ૧ હાઇડ ૧૫૭ ) ના કામમાં કાંઇ અરજી વીના બજાવણીના પુખ્તપણા વીશે હરકત લેવા ઉપરથી ફરી સમન્સ કાઢવામાં આવેલો હતો.

**અપીલની ફરી નોટીસઃ**—એક અપીલના પ્રતીવાદી ઉપર અપીલની નોટીસ બજાવાને એક પક્ષકાર બાર મહિના સુધી નીષ્ફળ થયેલો હતો તેથી બીજી નોટીસની ના કહેવામાં આવેલી છે ( ડુલી વી. નીરબાન ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૬૨)

**સમન્સ કાઢવો નહિઃ**—જો પ્રતીવાદી ખુશીથી હાજર થાય તો સમન્સ કાઢવાનું કાંઇ કારણ નથી. જુઓ ઉપરનો વીશેષ ઠરાવ.

**સમન્સનો નમુનો**—જુઓ એપેન્ડીક્સ બ. નં. ૧, ૪ અને ૬

**સમન સાથે નકલ કે હકીકત જોડવી.**

૨. ફરિયાદ અરજીની એક નકલ, અથવા, જો રજા આપવામાં આવે તો, ટુંકી હકીકતની એક નકલ સદરહુ પ્રત્યેક સમન સાથે રાખવી.

કલમ ૬૫

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૫.

**ટીકાઃ**--આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્શીઅલ સ્માલકાઝ કોરટને લાગુ છે.

**ટુંકાણમાં હકીકતઃ**--જ્યારે દાવા અરજી ઘણી લાંબી હોય ત્યારે કોરટની પરવાનગીથી ટુંકાણમાં લખેલી હકીકત બજાવી શકાય છે. જુઓ ઓ. ૭ રૂ. ૯ આગળ.

પ્રતિવાદી કે વાદીને જાતે હાજર થવાને કોર્ટ હુકમ કરે.

**૩.** (૧) જ્યારે પ્રતિવાદીને જાતે હાજર રાખવાનું કોર્ટને કારણ જણાય ત્યારે સમનમાં લખેલ દિવસે પ્રતિવાદી એ જાતે કોર્ટમાં હાજર થવું એમ સમનમાં ફરમાવવું. કલમ ૬૬

(૨) જ્યારે તેજ દિવસે વાદીને જાતે હાજર રાખવાનું કોર્ટને કારણ જણાય ત્યારે તે પ્રમાણે હાજર થવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની કલમ ૬૬.

**ટીકાઃ**--આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્શીઅલ સ્માલકાઝ કોરટને લાગુ છે.

**૪.** કોઇપણ પક્ષકાર—

ચોકસ અંતરની અંદર રહેતો ન હોય તે પક્ષકારને જાતે હાજર થવાનો હુકમ કરવો નહીં

કલમ ૬૭.

[અ] કોર્ટની સાધારણ અવલ હકુમતની સ્થાનિક હદમાં, અથવા

[બ] તે હદની બહાર પણ કોર્ટના મકાનથી ૫૦ મૈલ કરતાં થોડા અથવા [ પક્ષકારનું રહેવાનું ઠેકાણું અને કોર્ટ બેસે છે તે ઠેકાણું એ બેની વચ્ચે જે અંતર હોય તેના પાંચ છષ્ટાંશ અંતરમાં આગગાડી અથવા આગબોટ ચાલતી હોય અથવા બીજું ઠરાવેલું સાર્વજનીક વાહન ફરતું હોય તો ] કોર્ટના મકાનથી ૨૦૦ મૈલ કરતાં થોડા અંતર ઉપર,

રહેતો ન હોય તો, તેને જાતે હાજર થવાનો હુકમ કરવો નહીં.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૭

**ટીકાઃ**--આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્શીઅલ સ્માલકાઝ કોરટને લાગુ છે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૭ પ્રમાણે જે છેટાની વધારે હદ હતી તેમાં હાલ ફેરફાર કરીને બસે માઇલ કરતાં ઓછી કરેલી છે; પરંતુ તેવા કોઇ કામ એકાદા પક્ષકારને જાતે હાજર થવાની હાલ જરૂર પાડી શકાય છે તે, તે છેટાના ⅚ પાંચ છષ્ટમાંસ રેલ્વે હોય તેને માટેજ નહિ પણ જ્યાં આગબોટ ચાલતી હોય અથવા તેટલા ભાગ સુધી સાર્વજનીક બીજું કાયમ વાહન હોય તેને માટે પણ તેને જાતે હાજર થવાને જરૂર પાડી શકાય છે.

**૫.** સમન કાઢવો તે માત્ર મુદ્દાજ ઠરાવવા સારૂ કે ફરિયાદનો આખર નિકાલ કરવા સારૂ કાઢવો, એ વાતનો સમન કરતી વખતે કોરટે ઠરાવ કરવો; અને તે ઠરાવ પ્રમાણે સમનમાં જણાવવું. કલમ ૬૮.

મુદ્દા ઠરાવવાનો કે આખર નિકાલનો સમન થાય.

પરંતુ સ્માલકાજ કોર્ટ સાંભળી શકે એવી પ્રત્યેક ફરિયાદમાં, ફરિયાદના આખર નિકાલનો સમન કરવો.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૮.

ટીકાઃ—આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્શીઅલ સ્માલકાઝ કોરટને લાગુ છે.

**૬.** કોર્ટમાં ચાલુ કામ કેટલું છે, પ્રતિવાદીને રહેવાનું ઠેકાણું કેટલું દુર છે, અને તેને સમન પોચાડવાને કેટલી મુદ્દત લાગશે, એ બધુ લક્ષમાં લઈને પ્રતિવાદીને હાજર થવાનો દિવસ ઠરાવવો; અને તે એવી રીતે ઠરાવવો કે ઠરાવેલે દીવસે હાજર થઈને જવાબ આપવાને પ્રતિવાદીને પુરતો વખત મળે. કલમ ૬૯.

પ્રતિવાદીને હાજર થવાનો દિવસ ઠરાવવા બાબત.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૯.

ટીકાઃ—આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્શીયલ સ્માલકાઝ કોરટને લાગુ છે.

**પુકત મુદ્દતઃ**—પુકત મુદત કેટલી છે તેનો નીર્ણય કરવા સબંધી સને ૧૮૮૨ના એકટ ૧૪ માની ક. ૬૯ નો છેલ્લો પેરા છોડી દીધેલો છે.

કોરટોએ પોતેજ જોવું જોઇએ કે પ્રતીવાદીને હાજર થઇને પોતાની લખેલી હકીકત ફાઇલ કરવાને પુકત મુદત આપેલી છે ( લોકનાથ વી. શોભનાથ ( ૧૮૬૬ ) ૫ વી. રી. એકટ ૧૦,૩૯ ) અને કામની હકીકત પ્રમાણે જો આપેલી મુદત ગેરવ્યાજબી રીતે ટુંકી હોય તો, અપીલ કોરટ તેમાં હાથ ઘાલી શકે છે. એક કામમાં જે પુકત મુદત હોય તે બીજા કામમાં બીલકુલ પુકત ના હોય; જે હક બાબત તકરાર હોય તે હકનો પ્રકાર, દાવાનું અગત્યપણું, કોરટોથી પક્ષકારો દુર છે અને વારંવાર જુદી જુદી હકીકતો હોય છે તે મુળ બાબતો વ્યાજબી રાહે પુકત મુદત ઠરાવવાને, અવશ્યની છે. મુસલમાનની શરેહના સવાલો એક છ હજાર રૂપીયાના દાવામાં હતા અને તે દાવામાં બે દીવસની મુદત બસ છે એવું ઠરાવેલું છે ( ખોદર વી. રહેમાન ( ૧૮૬૬ ) ૩ મ. હા. ૧૬૭ ).

**૭.** હાજર થઈને જવાબ આપવાના સમનમાં પ્રતિવાદીને ફરમાવવું કે, તમે તમારા પોતાના મુકદ્દમાની પુષ્ટીમાં જેના ઉપર આધાર રાખવા ધારતા હો તેવા જે સઘળા દસ્તાવેજ તમારા કબજામાં અથવા અખત્યારમાં હોય તે તમારે હાજર કરવા. કલમ ૭૦.

પ્રતિવાદી પોતે જેના ઉપર આધાર રાખે તે દસ્તાવેજો હાજર કરવાને પ્રતિવાદીને સમનમાં ફરમાવવું.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૭૦.

ટીકાઃ—આ રૂલ હાયકોરટ અને પ્રોવીનશીયલ સ્માલકાઝ કોરટને લાગુ છે.

આ રૂલથી એક અગત્યનો ફેરફાર કરેલો છે, કારણ કે હાલ પ્રતીવાદીને ફક્ત પોતાની

હકીકત સબંધીનાજ દસ્તાવેજો રજુ કરવાની જરૂર છે; અને સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૭૦ પ્રમાણે વાદીના દાવા સંબંધી તેના કબજા અથવા અખત્યારમાં જે કોઇ દસ્તાવેજ હોય તો તે રજુ કરવાની જરૂર નથી છેવટ બતાવેલા પ્રકારના જે દસ્તાવેજો પ્રતીવાદીના કબજામાં અથવા અખત્યારમાં હોય તે પાછળની વખતે શોધથી મેળવી શકાય છે. જુઓ ઓ. ૧૧ આગળ.

આખર નિકાલનો સમન કાઢતી વખતે પ્રતિવાદીને તેના સાક્ષી તથા દસ્તાવેજ હાજર કરવાને ફરમાવવું.

કલમ ૭૧.

૮. જ્યારે ફરિયાદના આખર નિકાલનો સમન કર્યો હોય, ત્યારે તેમાં પ્રતિવાદીને એમ ફરમાવવું કે, તમારા મુકદ્દમાની પુષ્ટીમાં જે સાક્ષીઓની શાહેદી ઉપર તમે આધાર રાખવા ધારતા હો તે સાક્ષીઓ તમારે હાજર થવાનો જે દિવસ ઠરાવ્યો છે તે દિવસે હાજર કરવા.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૭૧.

ટીકા:—આ રૂલ હાયકોરટને તથા પ્રોવીનશીયલ સ્માલકાઝ કોરટોને લાગુ છે.

ઓ. ૧૬, રૂ. ૧ પ્રમાણે દાવો દાખલ કરયા પછી હરકોઇ વખતે પ્રતીવાદી પોતાના સાક્ષીઓ ઉપર સમન્સ કરાવવાની દરખાસ્ત કરી શકે છે.

સમન પોંચાડવા સારૂ.

પોંચાડવા સારૂ સમન આપવા અથવા મોકલવા બાબત.

કલમ ૭૨.

૯. (૧) જે કોર્ટમાં ફરિયાદ માંડી હોય તે કોર્ટની હકુમતમાં પ્રતિવાદી રહેતો હોય ત્યારે, અથવા સદરહુ હકુમતમાં રહેનાર કોઇ જણને સમન લેવાનો અખત્યાર આપી તેનો મુખત્યાર નીમ્યો હોય ત્યારે, કોર્ટ બીજી રીતે ફરમાવે તે શિવાયને પ્રસંગે, તે સમન પોંચાડવા સારૂ યોગ્ય અમલદારને આપવો અથવા મોકલવો, અને પછી તે સમન તેણે જાતે અથવા તેના હાથ નીચેના કોઇ નોકરે પોંચાડવો.

(૨) સદરહુ યોગ્ય અમલદાર જે કોર્ટમા ફરિયાદ માંડી હોય તે શિવાયની બીજી કોર્ટનો અમલદાર હોઈ શકે, અને સદરહુ પ્રકારના અમલદાર હોય ત્યારે, સદરહુ સમન, ટપાલની મારફત અથવા કોર્ટ ફરમાવે તેવી બીજી કોઇ રીતે તેને મોકલવાનો અધિકાર છે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૭૨.

ટીકા:—આ રૂલ હા. કો. અને પ્રોવીનશીયલ સ્માલકાઝ કોરટોને લાગુ છે.

" કોરટ બીજી રીતે ફરમાવે તે શીવાય " એ શબ્દો નવા છે.

**પરરાજ્યનો મુલક:**—કોઇ કોરટના એકાદા ખાસ બેલીફને એકાદો દીવાની હુકમ બજાવવા વાસ્તે પરરાજ્યના મુલકમાં મોકલી શકાતો નથી ( કાસીમ આઝીમ વી. કાસીમ મહમદ ( ૧૮૫૮ ).

**યોગ્ય અમલદાર:**—જીલ્લા અંદરની કોરટોમાં નાઝીર યોગ્ય અમલદાર છે ( પરસોત્તમ વી. અબદુલ ( ૧૮૮૫ ) ૧૩ મું. ૫૦૦ ).

પોચાડવાની રીત.

**૧૦.** સમન પોંચાડવો તે એવી રીતે કે, જડજની અથવા તે કામને વાસ્તે જડજે નીમેલા અમલદારની સહીવાળી તથા કોરટના શિક્કાથી શિક્કો કરેલી સમનની નકલ આપવી અથવા આપવા માંડવી. કલમ ૭૩.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૭૩.**

ટીકાઃ—આ રૂલ હાઇકોરટને તથા પ્રો. સ્માલકાઝ કોરટોને લાગુ છે.

સને ૧૮૭૨ ના એક્ટ ૧૦ ની ક. ૧૫૪ ને મળતી આ કલમ છે તેથી એવું જણાય છે કે સમન્સની એક નકલ આપવા માંડયા વીના અથવા આપ્યા વીના તોહમતવાળાને ફક્ત બતાવવામાં આવે તેથી બરોબર બજાવણી થતી નથી ( માહારાણી વી. કરશનલાલ (૧૮૬૭) ૫ મું. હા. કો. ફો. ૨૦ ).

**કોરપોરેશનો અને કંપનીઓઃ**—જુઓ ઓ. ૨૯, રૂ. ૨૦.

**બંગાળામાં સાંથના દાવાઃ**—રજીસ્ટર કરાવેલા કાગળથી બજાવણી કરવાને કોરટ ફરમાવી શકે છે. સને ૧૮૮૫ ના એક્ટની ક. ૧૪૮ ની રકમ ( હ ) અને ક. ૧.

ઘણા પ્રતિવાદીઓને સમન પોંચાડવાનું.

**૧૧.** બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, જ્યારે એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય ત્યારે પ્રત્યેક પ્રતિવાદીઓને સમન પોંચાડવો. કલમ ૭૪. પે. ૧.

ટીકાઃ—આ રૂલ હાઇકોરટ તથા પ્રો. સ્માલકાઝ કોરટોને લાગુ છે

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૭૪ ના પહેલા પેરેગ્રાફને મળતી આ રૂલ છે. બાકીની કલમ ભાગીદાર ઉપર બજાવણી કરવા બાબતની છે તે ઓ. ૩૦, રૂ. ૩ બ. માં ઠરાવેલી છે.

બને ત્યાં સુધી પ્રતિવાદીને જાતે, અથવા તેના મુખત્યારને સમન પોંચાડવો.

**૧૨.** બની શકે ત્યાં સુધી ખુદ પ્રતિવાદીને સમન પોંચાડવો, પરંતુ તેણે સમન લેવાનો અખત્યાર આપીને કોઇ મુખત્યાર નીમ્યો હોય, ત્યારે તે મુખત્યારને સમન પોંચાડયો હોય તો બસ થશે. કલમ ૭૫.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૭૫.**

ટીકાઃ—આ રૂલ હાયકોરટ તથા પ્રો. સ્માલકાઝ કોરટોને લાગુ છે.

**અખત્યાર આપેલો મુખત્યારઃ**—પ્રતીવાદીની બાબતમાં ગુમાસ્તાઓ અને એમ મુખત્યારો દેખરેખ રાખતા હોય તે સાધારણ રીતે અખત્યારવાળા નથી ( રામસુંદ્રી વી. સરતસુંદ્રી ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૩૩ ) વળી જુઓ ઓ. ૩ રૂ. ૨ પ્રમાણેની નોટ,

હિંદુસ્થાનમાં રીવાજ પ્રમાણે પદવીવાળી હિંદુ સ્ત્રીની જાત ઉપર તાજ્જુ કરવાનો હુકમ બજાવી શકાતો નહોતો તેથી જ્યુડીશીઅલ કમીટીએ તેણીના દીવાન ઉપર બજાવણી કરવાને પરવાનગી આપેલી હતી ( ક્લાર્ક વી. મલીક ( ૧૮૪૦ ) ૨ મું. મૂ. અ. ૨૬૩ ).

**૧૩.** (૧) કંઇ ધંધા અથવા કામ સબંધી કોઈ શખસ ઉપર ફરયાદ હોય અને જે કોરટમાંથી સમન કાઢવામાં આવે તે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે શખસ રહેતો ન હોય ત્યારે, સમન પોંચાડતી વખતે તે હદમાં તે શખસની વતી તે ધંધો જાતે ચલાવનાર અથવા કામ કરનાર જે વહિવટદાર કે મુખત્યાર હોય, તેને સમન પોંચાડવાથી તે સમન બરોબર પોંચ્યો એમ સમજવું.

જેની મારફત પ્રતિવાદી ધંધો ચલાવતો હોય તે મુખત્યારને સમન પોંચાડવો.

કલમ ૭૬.

(૨) આ કાનુનના કારણ સારૂ વાહાણનો માસ્તર તેના માલેકનો અથવા નોરે માંડનારનો મુખત્યાર છે એમ સમજવું.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૭૬.

**ટીકાઃ**--આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્શીઅલ સ્માલકાઝ કોરટને લાગુ છે.

એકાદા એજંટ ઉપર સમન્સની બજાવણી કરવાને આ રૂલની સરતો પુરી પાડવાને સ્થાનીક હકુમત બહાર એકાદો સખસ રહેતો હોય પણ એક મેનેજર અથવા એજંટથી આ હકુમતની અંદર તે ધંધો અથવા કામ ચલાવતો હોય અને તેવા કામ સંબંધી તેના ઉપરનો દાવો હોય એટલે તે એજંટ અથવા મેનેજર ખરી રીતે તે ધંધો ચલાવતો હોય અથવા તે ધંધો જે બાબતનો વહીવટ કરવાને તેને નીમેલો હોય તે બાબત સંબંધીનો હોય એવું હોવું જોઇએ ( ગોકળદાસ વી. ગણેશલાલ ( ૧૮૮૦ ) ૪ મું. ૪૧૬ ).

**વહાણના એજંટ ઉપર બજાવણીઃ**--એકાદા વહાણના એજંટના ઉપર તે વહાણ મોકલેલું હતું તેથી આગળ તે વહાણ સબંધીની બાબત વીશે તે એજંટ ઉપરની બજાવણી તે વહાણના માલેક ઉપર બરોબર બજાવણી કરેલી થાય છે ( રાજારામ વી. બ્રાઉન (૧૮૭૦) ૭ મું. હા. કો. ૯૭ ).

**૧૪.** જ્યારે સ્થાવર મિલકત સંબંધી દાદ મેળવવાને અથવા સ્થાવર મિલકતને કરેલા નુકશાનનો બદલો લેવાની ફરિયાદમાં, ખુદ પ્રતિવાદીને સમન પોંચાડી શકાતો ન હોય, અને સમન લેવાનો અખત્યાર આપીને પ્રતિવાદીએ કોઇ મુખત્યાર નીમ્યો ન હોય ત્યારે, તે મિલકત પ્રતિવાદીના જે મુખત્યારના હવાલામાં હોય તેને સમન પોંચાડી શકાય.

સ્થાવર મિલકતની ફરિયાદોમાં જે મુખત્યારના હવાલામાં મિલકત હોય તેને સમન પોંચાડવો.

કલમ ૭૭.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૭૭.

**ટીકાઃ**--આ રૂલ હાઇકોરટને લાગુ છે.

ગીરો આપનાર તથા બે ત્રસ્ટીઓ કે જેઓને મીલકત આપેલી હતી તે ત્રસ્ટીઓ ઉપર ગીરો છોડાવાનો હક બંધ કરવા બાબતનો દાવો કરેલો હોય તેમાં તે ત્રસ્ટીઓનો જે એજંટના હવાલામાં તે મીલકત હોય તે એજંટ ઉપર બજાવણી કરવાથી બસ છે ( મીકેલી વી. અમીના ( ૧૮૮૩ ) ૧૩ ક. લા. રી. ૧૫૧ ( ૧૮૮૩ ) ૯ ક. લા. રી. ૭૩૪ ).

**૧૫.** જ્યારે કોઇ ફરિયાદમાં પ્રતિવાદી મળતો ન હોય અને પોતાની વતી સમન લેવાનો અખત્યાર આપીને તેણે કોઇ મુખત્યાર નીમ્યો ન હોય ત્યારે, તેની સાથે રહેનારા તેના કુટુંબમાંના કોઇ પાકી ઉમરના મરદને સમન પોંચાડી શકાય. કલમ ૭૮.

પ્રતિવાદીના કુટુંબના મરદને સમન ક્યારે પોંચાડાય.

**ખુલાસો:**—આ કાનુનનાં કારણ સારૂ ચાકર કુટુંબનો માણસ છે એમ સમજવું નહિ.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૭૮.

**ટીકા:**—આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્શીઅલ સ્માલકાઝ કોરટને લાગુ છે.

**૧૬.** જ્યારે સમન પોંચાડનાર અમલદાર સમનની નકલ પ્રતિવાદીને હાથોહાથ અથવા તેની વતી કોઇ મુખત્યારને કે બીજા શખસને આપે, અથવા આપવા માંડે ત્યારે તેને અસલ સમન પાછળ સમન પોંચ્યાનો શેરો લખીને તે ઉપર જેને એવી રીતે નકલ આપી અથવા આપવા માંડી હોય તેની સહી માગવી. કલમ ૭૯.

જેને સમન પોંચાડ્યો હોય તેણે સમન પોંચ્યાની સહી કરવી.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૭૯.

**ટીકા:**—આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્શીઅલ સ્માલકાઝ કોરટને લાગુ છે.

**સમન્સ બતાવવો:**—ફકત સમન્સ બતાવવાથી દેખીતી રીતે બસ નથી ( મહારાણી વી. કરસનલાલ ( ૧૮૬૭ ) ૫ મું. હા. કો. ફો. ૨૦ અને જુઓ મારૂતી વી. વીઠુ ( ૧૮૯૨ ) ૧૬ મું. ૧૧૭ ).

**સહી કરવાને અથવા લેવાને ના કહેવી:**—એકાદા સમન્સ પહોચ્યાની સહી કરવાને ના કહેવામાં આવે ( ભુનેશ્વરદતના કામમાં ( ૧૮૭૮ ) ૩ ક. ૬૨૧; મહારાણી વી. કાળીયા બીન ફકીર ( ૧૮૬૭ ) ૫ મું. હા. કો. ફો. ૩૪; મહારાણી કૈસરેહીંદ વી. ક્રીષ્ણાગોવીંદ ( ૧૮૯૩ ) ૨૦ ક. ૩૫૮ ), અથવા એકાદો સમન્સ લેવાને ના કહેવામાં આવે ( માહારાણી વી. પનામલાઇ ( ૧૮૮૨ ) ૫ મ. ૧૯૯; મહારાણી વી. આરમગા ( ૧૮૮૨ ) ૫ મ. ૨૦૦ નોટ ).

**૧૭.** પ્રતિવાદી અથવા તેનો મુખત્યાર અથવા ઉપર કહ્યા પ્રકારનો બીજો શખસ પોંચ્યા બાબતના શેરા ઉપર સહી કરવાની ના કહે, ત્યારે અથવા જ્યારે સમન પોંચાડવા જનાર અમલદારે સઘળી યોગ્ય તથા વાસ્તવીક હોશિયારી વાપરી છતાં તેને પ્રતિવાદી જડે નહીં, અને તેની વતી સમન લેવાને અખત્યાર આપેલો તેનો કોઇ મુખત્યાર ન હોય, તેમ જેને સમન પોંચાડી શકાય તેવો કોઇ બીજો શખસ ન હોય ત્યારે, સમન પોંચાડવા જનાર અમલદારે પ્રતિવાદી હમેશ જે ઘરમાં રહેતો હોય અથવા ધંધો ચલાવતો હોય કલમ ૮૦.

પ્રતિવાદી સમન લેવાની ના પાડે અથવા ન મળે, ત્યારે શી રીતે કરવું.

**અથવા ફાયદા માટે જાતે કામ કરતો હોય તે ઘરને બહારને બારણે અથવા કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર સમનની એક નકલ ચોઢવી, અને પછી અસલ ઉપર શેરો લખીને અથવા અસલ સાથે શેરો જોડીને તે અસલ સમન જે કોરટે કાડયો હોય તે કોરટમાં પાછો મોકલવો; તે શેરામાં, સદરહુ રીતે નકલ ચોઢી છે તે વાત તથા જે હકીકતોને લીધે તેણે તેમ કર્યું હોય તે હકીકતો જણાવવી અને જે શખસે તે ઘર ઓળખાવ્યું હોય તથા જેના દેખતાં નકલ ચોહડી હોય એવો કોઇ શખસ હોય તો તેનું નામ તથા પતો લખવાં.**

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની કલમ ૮૦**

***ટીકા***—આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્શીઅલ સ્મોલકોઝ કોરટને લાગુ છે.

**યોગ્ય હોશીયારી**—યોગ્ય અને વાસ્તવીક હોંશીયારી વાપરેલી એવા શબ્દો છે તે નવા છે. જુના રીવાજ પ્રમાણે જાત ઉપર બજાવવાની ત્રણ વખત જુદી જુદી મહેનત કરવાની છે તે રીવાજ આ રૂલ પ્રમાણે ઘણું કરીને જારી રાખવામાં આવશે.

( રાજેન્દ્ર વી. હાજી જાનમીયા ( ૧૮૯૮ ) ૨૬ ક. ૧૦૧; ૨ ક. વી; નોટ ૫૭૪ ) ના કામમાં જસ્ટીસ જેન્કીન્સ સાહેબે અવલોકન કરેલું છે કે " પ્રદીવાદીને સોધી કાઢવાને યોગ્ય ઉપાયો કરેલા હતા જેમકે બજાવનાર અમલદાર તે જગા અથવા જગાઓએ જે વખતે તે મળે એવી વાસ્તવીક રીતે આશા રાખવામાં આવે તે વખતે ગયો હતો એવું બતાવવું જોઇએ. કોરટની ખાત્રીપુર્વક આ સરતો સાબેત થયેલી છે કે નહિ તેનો આધાર દરેક કામની હકીકત ઉપર છે. આ પ્રમાણે જરૂર છે એવું તે કાયદાથી ઠરાવેલું છે અને તે કાયદાની બહારના રીવાજના કોઇ નીયમથી ઠરાવેલું નથી. માટે બારણાં વીગરે ઉપર સમન્સ ચોઢના પહેલાં ઓછામાં ઓછું ત્રણ વખત જવાની જરૂર છે એવો રીવાજનો કાંઇ નીયમ નથી."

વળી તે મકાનના કોઇ બીજા પ્રખ્યાત ભાગ ઉપર તે સમન્સ ચોઢી શકાય છે, તે મકાનમાં વળી પ્રતીવાદી સાધારણ રીતે ધંધો ચલાવે છે. અથવા ફાયદા સારૂં જાતે કામ કરે છે; એવો ઠરાવ છે અને તે બજાવનાર અમલદારના રીટર્ન અથવા રીપોર્ટમાં તે ઓળખાવનારનું નામ અને પતો બતાવવો જોઇએ.

**બજાવનાર અમલદારની તપાસ**—આગળના કાયદાના તેવાજ ઠરાવ પ્રમાણે ઠરાવેલું છે કે સમન્સ પાછો આવે એટલે કોરટે ઓ. ૫. રૂ. ૧૯, ૨૦ પ્રમાણે કામ ચલાવીને ઠરાવવુ જોઇએ કે તે સમન્સ યોગ્ય રીતે બજેલો છે કે નહિં; અને જો તે બજેલો ના હોય તો નવેસર સમન્સ કાઢવાનો છે અથવા એકની જગાએ બાજી રીતની બજાવણી ફરમાવાની છે ( નસરમહમદ વી. કાઝભાઇ ( ૧૮૮૬ ) ૧૦ મું ૨૦૨; મારૂતી વી. વીઠુ ( ૧૮૯૨ ) ૧૬ મું ૧૧૭; રાજેન્દ્ર વી. હાજી જાનમીયાં (૧૮૬૮) ૨૬ ક. ૧૦૧; ૨ ક. વી. નોટ–૫૭૪)

**સહિ કરવાને ના કહેવામાં આવે તે**—પ્રતીવાદી જાતે સહી કરવાને ના પાડે તો કોર્ટે આગળ રૂલ. ૧૭, ૧૯ અને ૨૦ પ્રમાણે કામ ચલાવવું જોઇએ ( ગંગાધર વી. રામચંદ્ર ( ૧૯૦૫ ) ૭ મું. લા. રી. ૧૫૯ ) જે શખસના ઉપર બજાવણી કરેલી હોય તે શખસની સહી કરાવેલી ન હોય તે સહી કરવાને ના કહ્યાનો પુરાવ ન હોય તો તે બજાવણી બરોબર થયેલી નથી ( માલજી વી. અંબી ( ૧૯૦૬ ) ૮ મું લા. રી. ૫૮૪ )

**પ્રતીવાદી જડી શકે નહિ**—જો તે બજાવનાર અમલદારને પ્રતીવાદી ગેરહાજર માલુમ પડે પણ તે કયાં છે તેવું જાણતો હોય તો તેને આગલે બારણે સમન્સ ચોઢવાથી (સકીના વી. ગૌરી (૧૯૦૨) ૨૪ અ ૩૦૨; ડોલી વી. જારહાંન (૧૮૭૩) ૨૦ વી. રી. ૬૨; કાળીનારાયણરાય વી બજુ (૧૮૯૮) ૩ ક. વી. નો. ૩૦૭), અથવા તે મકાનના બીજા પ્રખ્યાત ભાગ ઉપર ચોઢવાથી બજાવણી બરોબર થતી નથી.

જાત ઉપર બજાવાને કાંઇ કોશીશ કર્યા શીવાય અને બતાવેલા કારણોથી જાત ઉપર ઉપર બજાવણી કરી શકાતી નથી એવું હોવા શીવાય એકાદો સમન્સ અથવા નોટીસ યોગ્ય રીતે બજાવેલી થતી નથી (રખલ વી. સેક્રેટરી ઓફ સ્ટેટ (૧૮૮૬) ૧૨ ક. ૬૦૩; બરોડાકાંત વી. રાજચરણ (૧૮૭૫) ૨૪ વી રી. ૩૮૧; અને જુઓ રાશબીહારી વી. ખેતરનાથ (૧૮૭૭) ૧ ક. લા. રી. ૪૧૮) પ્રતીવાદીની જાત ઉપર બજાવાને યોગ્ય ઇલાજ કરેલા હતા (કોહન વી. નરસીંગ (૧૮૯૨) ૧૯ ક. ૨૦૧; રાજેન્દ્ર વી. હાજીજાનમીયાં (૧૮૯૮) ૨૬ ક. ૧૦૧; ૨ ક. વી. નો ૫૭૪; સુબ્રમન્ય પીલાઇ વી; સુબ્રમન્ય આયર (૧૮૯૮) ૨૧ ક. ૪૧૯). અને તે નાસ્તો ફરે છે (રામરાય વી. શ્રીધર (૧૮૭૯) ૪ ક. લા. રી ૩૯૭) એવું બતાવું જોઇએ. પ્રતીવાદી નાસ્તો ફરે છે અથવા બીજા કારણોથી સાધારણ રીતે તે સમન્સ બજાવી શકાતો નથી એવું માનવાને કારણ હોવું જોઇએ માટે પ્રતીવાદીની સ્ત્રીએ કહેલું હોય કે મારો ધણી અમુક બતાવેલી જગોએ ગયેલો છે અને તે કયારે પાછો આવશે તે હું જાણુતી નથી. અને જાત ઉપર સમન્સ બજાવાને વધારે ઇલાજ કરેલો ન હોય તો તેને બદલે બીજી રીતે બજાવણી કરવામાં આવે તે બરોબર નથી (અબ્રામ પીલાઇ વી. સ્મીથ (૧૯૦૬) ૨૯ મ. ૩૨૪).

એકાદો પ્રતીવાદી ઘરથી થોડી મુદતને સારૂ ગેરહાજર હોય અને તેના ઘર આગળ તેની તરફનો એકાદો એજંટ અથવા તેના કુટંબનો પુરૂષ અંગભુત ન હોય અને કરેલી તજવીજ ઉપથી એવો સંભવ હોય કે તે ઘરઆગળ આવવાનો સંભવછે તો પ્રતીવાદીના ઉપર તે સમન્સ બજાવાને પ્રતીવાદીને ઘેર તે ફરીથી મોકલવો જોઇએ (ભોમશેટી વી. ઉમાબાઈ (૧૮૯૭) ૨૧ મું. ૨૨૩; સુબ્રમન્ય પીલાઇ વી સુબ્રમન્ય આયર (૧૮૯૮) ૨૧ મ. ૪૧૯) પણ તે બજાવનાર અમલદારના રીટર્ન ઉપરથી એવું જણાયલું હોય કે તેને આપેલી ખબર પ્રમાણે યોગ્ય મુદતમાં પ્રતીવાદીની જાત ઉપર સમન્સ બજાવી શકાય તેવી કાંઇ આશા નથી તો ઠરાવેલું છે કે તે મકાનના બારણા ઉપર સમન્સ તે ચોઢે તે વ્યાજબી છે (શંકરલીંગ વી. રત્નસભાપતી (૧૮૯૮) ૨૧ મ. ૩૨૪; અને જુઓ નોટમાં ઠરાવ અને રૂલ ૨૦, પેટા રૂ. ૨ નીચેની નોટ આગળ).

**હમેશ રહેતો હોય**—જે ઘરમાં પ્રતીવાદી હમેશ રહેતો હોય અથવા કામ ધંધો ચલાવતો હોય અથવા ફાયદા સારૂ જાતે કામ કરતો હોય તે એવી રીતનો જોઇએ કે સમન્સની ખબર તેને પહોચે (અનંત વી. પેરીજાના (૧૮૬૯) ૫ મ. હા. કો. ૧૦૧) પ્રતીવાદી ખરી રીતે જે ઘર ઉપર સમન્સ ચોઢેલો હોય તે ઘરમાં રહેતો હોય અથવા ધંધો ચલાવતો હોય અથવા ફાયદા સારૂ જાતે કામ કરતો હોય અને હોંશીયારી ભરેલો શોધ કર્યા છતાં તે જડી શકતો ન હોય એવું હોવા શીવાય યોગ્ય બજાવણી થતી નથી (ખુદીરન વી. ચાતરધારી (૧૮૭૪) ૫૧ વી. રી. ૨૪૨; રાજેન્દ્ર વી. જાનમીયાં (૧૮૯૮) ૨૬ ક. ૧૦૧; ૨ ક. વી. નો. ૫૭૪). જો પ્રતીવાદીએ પોતાનું ઘર તથા ગાંમ અગાઉથી જે વરસ ઉપર છોડેલું

હોય તો પ્રતીવાદીના તે મકાન ઉપર સમન્સની એક નકલ ચોઢવામાં આવે તે બસ નથી (અનંત વી. પેરીજાન (૧૮૯૯) ૫. મ. હા. કો. ૧૦૧).

**રીટર્ન**—તે રૂલના શબ્દો એવા છે કે "પ્રતીવાદી હમેશ જે ઘરમાં રહેતો હોય અથવા ધંધો ચલાવતો હોય અથવા ફાયદા માટે જાતે કામ કરતો હોય," તે શબ્દો પ્રમાણે તે રીપોર્ટ કરવો જોઇએ (રામકુમાર વી. રામસુંદરસીંગ (૧૮૭૨) ૧૭ વી. રી ૩૬૨) ના કામમાં "બાર્તી" એ શબ્દનો અર્થ એક રહેવાનું મકાન છે એવું ઠરાવેલું છે.

અપીલનો પ્રતીવાદી જડ્યો નથી એવો રીપોર્ટ કરવામાં આવે તે બરોબર નથી; તેમાં એવું કહેવું જોઇએ કે તે જડી શકતો નથી. (સખારામ વી. પદમકર (૧૯૦૬) ૩૦ મું. ૬૨૩; ૮ મું. લા. રી. ૭૫૭)

**એકાદી રેલ્વે કંપનીના અથવા કોઇ સ્થાનીક અધીકારીના નોકરના ઉપરજ સમન્સની બજાવણી**—જ્યારે પ્રતીવાદી એકાદી રેલ્વે કંપનીનો અથવા કોઇ સ્થાનીક અધીકારીનો નોકર હોય તો બંગાળામાં સાધારણ રીતે નોકર ઉપર બજાવવાને સમન્સ જે ઓફીસમાં તે નોકર હોય તે ઓફીસના ઉપરી ઉપર જેમ ઓર્ડરના રૂ. ૨૭ પ્રમાણે સરકારી અમલદારોની બાબતમાં કરવામાં આવે છે તે પ્રમાણે મોકલવાનો છે.

કારપોરેશનો અને કંપનીઓ ઉપર સમન્સની બજાવણી કરવા વીશે જુઓ ઓ. ૨૯ રૂ. ૨ અને લશ્કરી માણસના ઉપરના દાવામાં જુઓ ઓ. ૨૮ રૂ. ૧.

અપીલનો પ્રતીવાદી જે જગોએ રહેતો હતો ત્યાં અપીલવાળાએ દાવો કરેલો હતો, તેથી તે જગોએ અપીલના પ્રતીવાદી ઉપર અપીલની નોટીસ અપીલના પ્રતીવાદી ઉપર બજાવવાને અરજ કરેલી હતી પણ અપીલવાળાને તે અપીલનો પ્રતીવાદી જડી શકતો નહોતો તો તેને આ રૂલથી તથા રૂ. ૧૯, ૨૧ (૧) થી કામ ચલાવવાની જે રીતી ઠરાવેલી છે તે લાગુ કરેલી છે (બંધુ વી. બનોમાલી (૧૮૯૯) ૧૧ વી. રી. ૪૯૬)

**૧૮.** કાનુન ૧૬ પ્રમાણે સમન પોંચાડયો હોય તેવે બધે પ્રસંગે સમન પોંચાડનાર અમલદારે, સમન કયારે પોંચાડયો અને તે શી રીતે પોંચાડયો એ વિશેનો અને જેને સમન પોંચાડવાનો હોય તેને ઓળખનાર તથા સમન આપ્યાની અથવા આપવા માંડયાની વાત જોનાર શખસ (જો કોઇ હોય તો) તેના નામનો તથા પત્તાનો શેરો અસલ સમન ઉપર કરવો કે બીજા પાસે કરાવવો, અથવા તે શેરો અસલ સાથે જોડવો કે જોડાવવો. **કલમ ૮૧.**

સમન પોચાડયાની રીતતથા વખતનો શેરો.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૮૧**

**ટીકા**—આ રૂલ હાયકોરટ અને પ્રોવાનશીયલ સ્મોલકોઝ કોરટને લાગુ છે.

ઓળખનારનુ નામ અને પત્તો બજાવનાર અમલદાર પાછો મોકલવાથી જે રીપોર્ટ કરે તેમાં હાલ બતાવવાનો છે.

નાઝીરનો રીપોર્ટ અથવા રીટર્ન તે બજાવણીની જોઇતી સાબેતી નથી (અખેચંદ્ર વી. અર્સકીન (૧૮૬૫) ૩ વી. રી. પરચુરણ ૧૧; રાજકીશોર વી. બૈદનાથ (૧૮૬૯) ૧૨ વી. રી. ૩૬૫; મેઘલાલ વી. શીબપ્રસાદ (૧૮૮૧) ૭ ક. ૩૫; મહમદઅબદુલ વી. અમતાલ (૧૮૮૯) ૧૬ ક. ૧૬૧, પા. ૧૭૧ ના ઠરાવ મુકાબલો કરવો).

સમન પોંચાડવા જનાર અમલદારની જબાની.

કલમ ૮૨. પે. ૧.

**૧૯.** કાનુન ૧૭ પ્રમાણે સમન પાછો આવે ત્યારે, જો સદરહુ કાનુનની રૂએ કરેલા શેરાના ખરાપણા વિશે સમન પોંચાડવા જનાર અમલદારે સોગનનામા ઉપર એકરાર કર્યો ન હોય ત્યારે, સમન પોચાડવા જનાર અમલદારની તેણે કરેલા કામ સંબંધી કોર્ટે સોગન ઉપર જબાની લેવી, અથવા બીજી કોર્ટ પાસે એવી રીતે તેની જબાની લેવડાવવી, અને જો તે શેરાના ખરાપણા વિશે સદરહુ રીતે એકરાર કર્યો હોય તો, સદરહુ કોર્ટને સદરહુ પ્રમાણે જબાની લેવાનો અથવા બીજી કોર્ટ પાસે લેવડાવવાનો અધિકાર છે. અને તે બાબતમાં પોતાને યોગ્ય લાગે તેવી વધારે તપાસ કરવાને કોર્ટ મુખત્યાર છે. અને પછી સમન બરોબર રીતે મળ્યો છે એમ કોર્ટે જણાવવું, અથવા પોતાને યોગ્ય લાગે તે રીતે સમન પોંચાડવાનો હુકમ કરવો.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૮૨ પેરા. ૧

**ટીકા.**—આ રૂલ હાઇકોરટ અને પ્રો. સ્માલકાઝ કોરટોને લાગુ છે.

રૂલ ૧૭ પ્રમાણે ચોહોડવામાં આવેલો છે એવું રીટર્ન જ્યારે કરેલું હોય તો તે આ રૂલ પ્રમાણે મંજુર રાખવામાં આવે નહી ત્યાંસુધી તે બજાવણી બસ નથી ( નસર વી. કાઝબાઇ ( ૧૮૮૬ ) ૧૦ મું. ૨૦૩ ) એકાદો શખસ પ્રતીવાદી છે એવું બતાવેલું ના હોય તેમ છતાં તે શખસને ટપાલ મારફતે સમન્સ આપેલો હોય તો તે બજાવણી બરોબર નથી ( જગનનાથ વી. સેસુન ( ૧૮૯૪ ) ૧૮ મુ. ૬૦૬)

બીજી રીતે સમન પોંચાડવો.

કલમ ૮૨. પે. ૨.

**૨૦.** (૧) કોર્ટની ખાત્રી થાય કે,—પોતાને સમન ન પોંચે એ હેતુથી પ્રતિવાદી ચુકલા ચુકવી કરે છે, અથવા બીજા કોઈ સબબથી હુમેશની રીતે સમન બજી શકે તેમ નથી એમ માનવાનું કારણ છે;—ત્યારે સમનની એક નકલ કોર્ટના મકાનમાં કોઈ પ્રસિદ્ધ ઠેકાણે ચોઢવી, અને એક નકલ, પ્રતિવાદી છેલ્લો કયા ઘરમાં રહેતો હતો અથવા ધંધો ચલાવતો હતો અથવા ફાયદા માટે જાતે કામ કરતો હતો એ જાણ્યામાં હોય તો, તે ઘરના કોઇ પ્રસિદ્ધ ઠેકાણે પણ ચોઢવી એવો, અથવા કોર્ટની નજરમાં બીજી જે રીત યોગ્ય જણાય તે રીતે સમન પોંચાડવાનો કોર્ટે હુકમ કરવો.

બીજી રીતે સમન પોંચાડવાનું પરિણામ.

(૨) કોર્ટના હુકમથી સમન બીજી રીતે પોંચાડયો હોય ત્યારે તે જાણે ખુદ પ્રતિવાદીને પોંચાડયો છે એમ ગણવામાં આવશે.

બીજી રીતે સમન પોંચાડવાનો હોય ત્યારે હાજર થવાની મુદત ઠરાવવી,

(૩) બીજી રીતે સમન પોંચાડવાનો કોરટે હુકમ કરેલો હોય ત્યારે, પ્રસંગ પ્રમાણે જરૂર હોય તેટલી મુદત પ્રતિવાદીને હાજર થવા સારૂ કોરટે ઠરાવવી.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૮૨ નો પેરા ૨**

**ટીકાઃ—**આ રૂલ હાયકોર્ટ તથા પ્રો. સ્માલકાઝ કોરટોને લાગુ છે

જુઓ રૂલ. ૧૭ નીચેની નોટ.

**કોર્ટની ખાત્રી થાયઃ—**કોર્ટની ખાત્રી થએલી છે, જે કારણથી ખાત્રી થએલી હોય તે કારણો, પ્રતીવાદી બજાવણી થાય નહી તે સારૂ ચુકવા ચુકવી કરે છે એવુ કોરટ કામ લખે નહી ત્યાં સુધી બદલે કરવાની બજાવણી બાબત હુકમ કરવો ના જોઇએ (રામરાય વી. શ્રીધર (૧૮૭૯) ૪ ક. લા. રી. ૩૯૭ ના ઠરાવમાં બોધસીંગ વી. દુધુરાયા વી. ગણેશચંદ્ર સેન (૧૮૭૩) ૧૯ વી. રી. પી. સી. ૬૫૬; ના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવેલુ છે. જુઓ પેટા રૂલ ૨ ની તેની નોટ) પ્રતીવાદી બજાવણી થાય નહી તે સારૂ ચુકવા ચુકવી કરે છે એવી ખાત્રી થએલી છે એવું કામમાં લખવાને બદલે પ્રતીવાદી જડી શકતો નથી એટલુંજ ફક્ત લખવામાં આવે તો, તે બશ થતુ નથી (શાંવદયાળ વી. ગ્રીબાન (૧૮૬૬) ૬ વી. રી. સી. સી. ૭૨, ૭૯) પણ રાજનારણ ગોઝ વી. ટેકલાલ શાહા (૧૮૯૬) ૧ ક. વી. નો. ૧૦૪; તેમાં વોલવરહેંપટન અને સ્ટેફર્ડ સાયરબેંકીંગ કંપની વી. બેન્ડ. ચ. ડી. ૨૯ વી. ૫૫૯ ના કામના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવેલું છે) ના કામમાં પ્રતીવાદી જડી શકતો નથી અને તેનો કાકો અને બાપ તે કયાં છે તે જાણતા નથી એવી સાબેતી ઉપરથી બદલાની બજાવણી કરવાને પરવાનગી આપેલી હતી. બજાવનાર સીપાઇની શાહેદી કે પ્રતીવાદીને મેં શોધેલો હતો પણ તે જડી શકયો નથી તે જો જડજ માને તો, તે સમન્સ બજેલો છે તે બાબત તે સંપુર્ણ કાયદા પ્રમાણે પુરાવ છેં (રામનારાયણ વી. રામસુંદર (૧૮૭૨) ૧૭ વી. રી. ૩૬૨; અને જુઓ નુરઅલી વી. અહસુતુલ્લા (૧૮૮૫) ૧૧ ક. ૬૦૮)

**પુરાવઃ—**એકાદી યોગ્ય કોરટે એવું રીટર્ન કરેલું હોય કે સમન્સ યોગ્ય રીતે બજાવેલો છે, અથવા બીજી રીતે બજાવણી કરેલી છે તો તે બજાવણી થએલી છે એવું અનુમાન થાય છે (નસર વી. કાઝબાઈ (૧૮૮૬) ૧૦ મુ. ૨૦૨)

**બીજા કોઇ સબબથી હુમેશની રીતે સમન્સ બજી શકે તેમ નથી-**(એક તરફી વેરબર્ગ (૧૮૮૩) ૨૪ સી. ડી. ૩૬૪) ના કામમાં બીજી રીતે બજાવણી કરવા વીશે જો કે કોરટનો નીયમ નહોતો તો પણ દેણદારની જાત ઉપર બજાવવાને અશકય છે, એવા પુરાવ ઉપરથી અપીલ કોરટે તે બીજી રીતે બજાવણી કરવાને મંજુરી આપેલી છે અને તેવીજ રીતે કામ ચલાવવાની રીતી તેવી હકીકતને લીધે પ્રીવીકૌશીલના નામદાર સાહેબોએ પસંદ કરેલી છે (ક્લાર્ક વી. મલીક (૧૮૪૦) ૨ મુ. ઇ. અ. ૨૬૮)

**છેલ્લો રહેતો હતોઃ--**એકાદી કંપનીની એસોશીએશનની આરટીકલમાં વારંવાર ઠરાવવામાં આવે છે કે એક અંગભુતના રજીસ્ટર કરાવેલા શીરનામાથી બજાવવામાં આવે તે બજાવણી બરોબર છે. આ ઠરાવથી કાયદો રદ થઇ શકતો નથી અને તે તેની છેલ્લી રહેવાની જગો ના હોય તો તે શીરનામાથી કાયદેસર પ્રોસીડીંગની બજાવણી બરોબર થતી નથી (એક તરફી ચેટરીના કામમાં (૧૮૭૫) લા. રી. ૧૦ ચે. એપ. ૨૨૭)

**આ રૂલનો પેરા ૨ઃ--**સને ૧૮૮૨ ના એકટની ક. ૮૩. આ પેટા રૂલ હાઇકોરટને તથા પ્રો. સ્માલકાઝ કોરટને લાગુ થાય છે.

**બીજી રીતની બજાવણીનો અસરઃ--**જાણે પ્રતીવાદીની જાત ઉપર બજાવણી કરેલી હોય તે પ્રમાણે બીજી રીતે કરેલી બજાવણી બરોબર છે.

**પ્રતીવાદીને નોટીસ ખરી રીતે ના પહોચે તેનો અસરઃ**--બીજી રીતે બજાવણી એક પ્રતીવાદી ઉપર કરેલી હતી, તેથી તેણે ફરી તપાસ કરાવવાને અરજ કરી, એવા કારણથી કે નોટીસ મને મળી નથી અને કામના ગુણદોષ ઉપર દાવામાં મારો સારો ડીફેંન્સ છે. તેમાં ઠરાવ્યું છે તે હુકમનામું રદ કરી શકાતું નથી. ( કીસરચંદ વી. ભુબનેસર, બર્ક ૨૭ ).

**અસરકારકઃ**--અસરકારક એટલે દાવો ચલાવવા બાબત ગણવામાં આવે તે છે. ( અલીબેગાની વી. હેદર ( ૧૮૭૮ ) ૨ મુ. ૪૪૯ ).

**બીજી રીતનો બજાવણાનો હેતુઃ**--વાદીને વધારે જલદીથી દાદ મળી શકે તે હેતુ છે, અને પ્લીડીંગની કાંઇ મુશકેલીમાંથી તેમને બચાવવાનો હેતુ નથી. વાદીએ એક કોલોનીના સરકારને એક કારપોરેશન તરીકે ગણીને "ન્યુઝીલેન્ડના સરકાર" ઉપર દાવો કર્યો, અને તે કોલીની તરફથી જે સોલીસીટર હતા તેમણે જો કે કહેલું હતું કે મને હાજર થવાનો અખ્તીઆર નથી તોપણ તે સોલીસીટર ઉપર બીજી રીતની બજાવણી કરીને તે કામ ચલાવવાની કોશીસ કરી હતી. ઠરાવ્યું છે કે જે કામોમાં ( તે કરતાં કાંઇ હરકત હોય નહી તો) જાત ઉપર બજાવણી કરી શકાતી હોય તે કામોનેજ બીજી રીતની બજાવણી લાગુ થાય છે, અને જે પક્ષકારો ઉપર વાદી દાવો કરવાને માગતો હતો તે પક્ષકારનું વર્ણન કેવી રીતે કરવું તે વાદી જાણતો નહોતો તેથી તેની જાત ઉપર બજાવણી કરી શકાતી નથી માટે તે બાબતમાં બીજી રીતની બજાવણી કરવાનો કોઇ દીવસ ઈરાદો રાખેલો નથી ( સ્લોમેન ન્યુઝીલેન્ડના સરકાર ( ૧૮૭૬ ) ૧ સી. પી ડી. ૫૬૩ )

**શેરો**--જે કામમાં જાત ઉપર બજાવણી કરવામાં આવેલી હોય અથવા રૂલ. ૧૭ પ્રમાણે શમન પાછો આવેલા હોય તે કામમાંજ ફક્ત શેરાની જરૂર છે. બીજી રીતની બજાવણી જે કામોમાં કરેલી હોય તે કામોમાં શેરાની દેખીતી રીતે જરૂર નથી ( ડાયમંડ વી. ક્રોફ્ટ ( ૧૮૭૧ ) ૩ સી. ડી. ૫૧૨ )

**આ રૂલનો પેરા ૩**--સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૮૪. આ પેટા રૂલ હાયકોરટ તથા પ્રો સ્મોલકોઝ કોરટોને લાગુ છે.

બીજી રીતે બજાવણીની ખબર પ્રતીવાદીને જ્યાં હોય ત્યાં પોહોચે તે માટે જોઇતી મુદત આપવી જોઇએ: ( અલીબેગાની વી. હેદર ( ૧૮૭૮ ) ૨ મુ. ૪૪૯. )

**૨૧.** જે કોરટે સમન કાઢયો હોય તે કોરટ તે સમન, તે પ્રાંતની અંદર અથવા બહાર, પ્રતિવાદીનું રહેવાનું ઠેકાણું હોય કોરટ શિવાયની બીજી જે કોરટની હકુમત હોય તે કોરટમાં, પોતાના કોઇ અમલદાર અથવા ટપાલ મારફતે મોકલવાનો અધિકાર છે.

પ્રતિવાદી બીજી કોઇ કોર્ટની હકુમતમાં રહેતો હોય ત્યારે સમન શી રીતે પોંચાડવા.

**કલમ ૮૫.**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૮૫.**

**ટીકા**--આ રૂલ હાયકોરટ તથા પ્રો. સ્મોલકોઝ કોરટોને લાગુ છે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૮૫ મી રૂપમાં તદન ફરીથી દાખલ કરેલી છે. તેમાંની થોડીક આ રૂલમાં છે, અને થોડોક ભાગ રૂલ ૨૩ મીમાં છે અને તેથી જે અખત્યાર આપેલો છે તે સામાન્ય રીતનો છે, અને જે કોરટમાં દાવો દાખલ કરેલો હોય તે કો-

ર્ટની સ્થાનીક હદની અંદર પ્રતીવાદીનો એકાદો એજંટ રહેતો ના હોય તે કામો સબંધીજ છે એવુ નથી.

**બજાવણી વીશે અનુમાનઃ**—તે સમન્સ મોકલનારી કોરટે બજાવણી સબંધી એક ફરીતપાસણી કરનારી કોરટ તરીકે વર્તવું ના જોઇએ, અને તે પ્રોશેસ બજાવનારી કોરટ જ્યારે તે બજાવણી યોગ્ય રીતે કરેલી છે, એવુ રીટર્ન કરે ત્યારે એવું અનુમાન કરી શકાય છે કે રૂલ ૧૭ અને ૨૦ અથવા રૂલ ૧૭ પ્રમાણે જાત ઉપર બજાવણી અથવા બીજી રીતની બજાવણી કરેલી છે. આ અનુમાન તે રીટર્નથી રદ થઇ શકે છે. માટે જ્યારે રીટર્ન નીચે પ્રમાણે હોય એટલે " તે પ્રોશેસની પીઠ ઉપર બેલીફના શેરામાં એવું કહેવામાં આવ્યું છે કે તા૦ ૨૨ ડીસેંબર સને ૧૮૮૪ ના રોજ સવારમાં ૯ વાગતાં પ્રતીવાદીના ઘર ઉપર સમન્સ ચોહોડેલો છે તે શેરો વાંચીને તે બાબતનો પુરાવ યોગ્ય રીતે અમે લીધેલો છે, માટે તે સમન્સ પાછો મોકલવોનો હુકમ કરવામાં આવે છે":–ઠરાવ્યું છે કે તે બસ નથી, કારણ કે બજાવણી યોગ્ય રીતે કરેલી છે, અથવા રૂલ ૧૭ પ્રમાણે તે ચોહોડવામાં આવેલો તે રૂલ ૨૦ પ્રમાણે મંજુર રાખેલું છે એવું જડજે કહેલું નથી ( નશર વી કાઝબાઇ ( ૧૮૮૬ ) ૧૦ મુ. ૨૦૨ ) જે કોરટથી તે સમન્સ અસલ કાહાડવામાં આવેલો હોય તે કોરટે, જે કોરટ તરફ બજાવણી સારૂ સમન્સ મોકલેલો હતો તે કોરટે કરેલી બજાવણી બસ છે કે નહી, તેનો નીર્ણય કરવાનો છે ( રોમનાથ વી. ગંગોહનંદન ( ૧૮૯૫ ) ૨૨ ક. ૮૮૯ ) પ્રોશેસની બજાવણી વધારે જલદીથી અને વધારે સોંઘી કરવાને સારૂ વાદીની અરજ ઉપરથી કોરટ પોતાની મરજીમાં આવે તો, જે કોરટની હકુમતની અંદરની જગાએ પ્રતીવાદી રહેતો હોય તે કોરટમાં તે પ્રોશેસ આપવાને સારૂ વાદીને અથવા તેના નીમેલા શખસને તે પ્રોસેસ આપે છે; આવો રીવાજ બંગાળામાં કેટલીક કોરટોમાં ચાલે છે.

**નમુનાઃ**—જુઓ એપેનડીકસ બ નંબર ૭ અને ૧૦.

**૨૨.** કલકત્તા, મદ્રાસ, મુંબઇ અને રંગૂન એ શહેરોની હદની બહાર સ્થપાએલી કોઇ કોર્ટે કાઢેલો કોઈ સમન સદરહુ કોઇ હદમાં પોંચાડવો હોય, ત્યારે જે સ્માલકાજ કોર્ટની હકુમતમાં તે સમન પોંચાડવો હોય તે સ્માલકાજ કોર્ટને તે મોકલવો. કલમ ૮૬.

બહાર ગામની કોર્ટોએ કાઢેલા સમન રંગુન અને ઇલાકાનાં શેહેરોમાં શી રીતે પોચાડવા.

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૮૬.**

**ટીકા**—આ રૂલ હાયકોર્ટ તથા પ્રો. સ્માલકાઝ કોરટોને લાગુ છે.

કલમ ૮૬ નો બીજો પેરેગ્રાફ રૂલ ૨૩ મામાં માલુમ પડે છે.

**૨૩.** જે કોર્ટને સમન કાનુન ૨૧ અથવા ૨૨ મુજબ મોકલવામાં આવે તે કોર્ટે, સમન પોચે એટલે, જાણે પોતેજ તે સમન કાઢયો હોય તેવી રીતે તજવીજ કરવી, અને પછી તેના સબંધમાં જે કાંઇ કામ ચલાવવામાં આવ્યું હોય તેનુ જો કંઇ લખાણ થયું હોય, તો તે સહિત તે સમન, પ્રથમ જે કોર્ટે કાઢયો હોય, તે કોર્ટમાં પાછો મોકલવો. કલમ ૮૫–૮૬.

જે કોર્ટને સમન મોકલલામાં આવે તે કોર્ટની ફરજ.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ક. ૮૫, ૮૬

ટીકા—આ રૂલ હાયકોર્ટ તથા પ્રો. સ્મોલકોઝ કોરટોને લાગુ છે.

તુરંગમાં હોય તે પ્રતિવાદીને પોંચાડવો.

**૨૪.** પ્રતિવાદીને કોઈ તુરંગમાં કેદ કર્યો હોય ત્યારે સમન પ્રતિવાદીને પોંચાડવા સારૂ તે તુરંગ. જેના તાબામાં હોય તે અમલદારને આપવો, અથવા તેના ઉપર ટપાલ મારફતે અથવા બીજી રીતે મોકલવો. કલમ ૮૮.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૮૦, ૮૮.

ટીકા—આ રૂલ હાયકોર્ટ તથા પ્રો. સ્મોલકોઝ કોરટોને લાગુ છે.

ક. ૮૭ નો બીજો પેરેગ્રાફ રૂ. ૨૯ (૧) માં નથી.

પ્રતિવાદી બ્રિટિશ ઇંડિયાની બહાર રહેતો હોય અને તેનો કોઇ મુખત્યાર ન હોય ત્યારે શી રીતે પોંચાડવો.

**૨૫.** જ્યારે પ્રતિવાદી બ્રિટિશ ઇંડિયાની બહાર રહેતો હોય, અને સમન લેવાને અખત્યાર આપેલો કોઇ તેનો મુખત્યાર બ્રિટિશ ઇંડિયામાં ન હોય ત્યારે, પ્રતિવાદી રહેતો હોય તે ઠેકાણાનુ સરનામુ કરીને તેને સમન મોકલવો અને તે ઠેકાણું તથા કોર્ટ બેસતી હોય તે ઠેકાણું એ બેની વચ્ચે ટપાલનો સંબંધ હોય તો તે સમન ટપાલ મારફતે રવાના કરવો. કલમ ૮૯.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૮૯.

ટીકા--આ રૂલ હાયકોરટ અને પ્રો. સ્મોલકોઝ કોરટોને લાગુ છે.

**રીવાજ**--રીવાજ પ્રમાણે સમન્સ રજીસ્ટર કરાવેલા "કવર" ( બીડા ) માં મોકલવામાં આવે છે અને જો પક્ષકાર હાજર થાય નહી તો એક પ્રતીજ્ઞાવાળી હકીકત એવી રજુ કરવી જોઇએ કે હાલ જે જગાએ તે સમન્સ મોકલેલો છે તે જગાએ તે રહે છે અથવા થોડી મુદથી રહે છે એવું તે ઉપરથી માલુમ પડે ( સનાતન વી. ગોપાળચંદ્ર ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૩૧.

**પહોંચની સાબેતી**—આ રૂલ પ્રમાણે બજાવણી સમંધી એવુ અવશ્યે કરીને સાબેત કરવાનુ છે કે સમન્સ ફક્ત ટપાલમાં બીડેલો છે એટલુજ નહી પણ પ્રતીવાદીને તે મળેલો છે ( ફકરૂદીન વી. ધફરૂદીન ( ૧૯૦૧ ) ૨૩ અ. ૯૫ )

**૨૬.** જ્યારે—

કલમ ૯૦.

પોલીટીકલ એજંટ અથવા કોર્ટ મારફત પારકા મુલકમાં સમન પોંચાડવાનું.

(અ) મલીક મુઆઝમને અથવા ગવર્નર જનરલ ઇન કૌંસિલને મળેલી પરમુલકની હકુમત ચલાવીને જે કોઇ પરમુલકમાં પ્રતિવાદી રહેતો હોય તે પરમુલકની અંદર પોલીટીકલ એજંટ નિમાયલો હોય, અથવા એકાદી કોર્ટ સ્થાપવામાં અથવા

ચાલુ રાખવામાં આવેલી હોય અને તે પોલીટીકલ એજંટને અથવા કોર્ટને આ કાયદાની રૂયે કોઈ કોર્ટે કાઢેલો સમન પોંચાડવાનો અધિકાર આપ્યો હોય ત્યારે, અથવા

(બ) ગવર્નર જનરલ ઇન કૌંસિલે ઇન્ડીઆ ગેઝીટમાં જાહેરનામુ છાપીને એવું પ્રસિદ્ધ કર્યું હોય કે સદરહુ રીતે કાઢેલો કોઈપણ સમન એવા કોઇ મુલકમાં આવેલી અને ઉપર જણાવ્યા પ્રમાણેની હકુમત ચલાવીને સ્થાપેલી અથવા ચાલુ રાખેલી ન હોય તે કોર્ટ પોંચાડી શકે,

ત્યારે તે સમન પ્રતિવાદીને પોંચાડવા સારૂ એવા પોલીટીકલ એજંટ ઉપર અથવા કોર્ટ ઉપર ટપાલ મારફતે અથવા બીજી રીતે મોકલી શકાય; અને આ કાયદામાં પાછળ બતાવી છે તે રીતે પ્રતિવાદીને સમન પોંચાડયો છે એવો પોતાની સહી સુધ્ધાનો શેરો લખીને તે પોલીટીકલ એજંટ અથવા તે કોર્ટનો જડજ અથવા બીજો અમલદાર તે સમન પાછો મોકલે તો, તે શેરો તે સમન પોંચાડવાનો પુરાવો છે એમ સમજવું જોઇયે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૯૦.

ટીકા—આ રૂલ હાયકોરટ તથા પ્રો. સ્મોલકોઝ કોરટોને લાગુ છે.

તે રૂલમાં (અ) તથા (બ) પ્રમાણે ઘણો ફેરફાર કરેલો છે તેથી ઘણુ કરીને તે તદન નવો નીયમ છે.

સરકારી સિવિલ અમલદાર, રેલવ નોકર અથવા સ્થાનિક અધિકારીને પોંચાડવા બાબત

**૨૭.** જ્યારે પ્રતિવાદી સરકારી અમલદાર હોય (પણ તે મલિક મુઆઝમની લશ્કરી અથવા દરિયાઇ ફોજનો અથવા મલિક મુઆઝમની ઇન્ડીઅન મરીન સર્વીસનો ન હોય) અથવા કોઇ રેલવે કંપનીનો અથવા સ્થાનિક અધિકારીનો નોકર હોય ત્યારે, પ્રતિવાદી જે આફિસમાં નોકર હોય તે આફિસના મુખ્ય અમલદારને સમનની એક નકલ પ્રતિવાદીને પોંચાડવા સારૂ મોકલવાથી ઘણી અનુકુળતાથી તે સમન પોંચાડી શકાશે એમ કોર્ટને જણાય તો, તે રીતે બજાવવા સારૂ તે સમન તે અમલદારને મોકલવાને કોર્ટ મુખ્તયાર છે. અને તેની સાથે તે સમનની એક નકલ પ્રતિવાદીને રાખવા સારૂ મોકલવી. કલમ ૪૨૨.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૨૨.

ટીકા—આ રૂલ હાયકોરટ તથા પ્રો. સ્મોલકોઝ કોરટોને લાગુ છે.

"સરકારી અમલદાર" એ શબ્દો હાલ "સીવીલીયનો" સબંધીજ છે. જુના કાયદામાં તે તદ્દન મોઘમ રાખેલા હતા.

**જ્યુડીશીઅલ ઓફીસર**--સને ૧૮૫૦ ના એકટ ૧૮માથી કોઇ શખસ ન્યાયની રૂઇએ કામ કરતો હોય તે પોતાનુ ન્યાયની રૂઇનુ કામ કરતાં કાંઇ કૃત્ય કરે અથવા તે કરવાને તેમણે હુકમ કરેલો હોય પછી પોતાની હકુમતની હદની અંદર કરેલુ હોય કીંવા નહી તો તેના ઉપર દાવો કરવા લાયક નથી. પણ તે વખતે તે શુધબુધીથી એવુ માનતા હતા કે જે કૃત્ય બાબત ફરીયાદ કરવામાં આવેલી છે તે કૃત્ય કરવાને અથવા તે કરવાનો હુકમ કરવાને પોતાની હકુમત છે એવું હોવું જોઇએ.

**હકુમત અંદરના કૃત્યો**--એકાદા જ્યુડીશીયલ અમલદાર પોતાની હકુમતનો અમલ કરતા હોય તો તેમના ઉપર બીલકુલ કાંઇ દાવો ચાલતો નથી ( પ્રલ્હાદ વી. વોટ ( ૧૮૭૩ ) ૧૦ મુ. હા. કો. ૩૪૬; અને જુઓ વેંકટ વી. આર્માસ્ટ્રૅગ ( ૧૮૬૫ ) ૩ મુ. હા. કો. એ. સી. ૪૭; સેસાઇયંગા વી. રઘુનાથ ( ૧૮૬૯ ) ૫ મ. હા. કો. ૩૪૫; એપ. કેશસ ( ૧૮૯૨ ) પા. ૬૪ ).

**હકુમતની ખાંમીની માહીતી**--પરંતુ એકાદા જડજની હકુમત ના હોય અને તે બાબત તેમને ખબર હોય અથવા તે જાણવાને તેમને સાધન હોય તો, તે જવાબદાર છે ( કેલડર વી. હેલકેટ ( ૧૮૩૯ ) ૨ મુ. ઇ. અ. ૨૯૩; ફોયના કામમાં ટે અને બેલ ૨૧૯; દરીયાના જકાતના કલેકટર વી. ચીથામબરામ ( ૧૮૭૬ ) ૧ મ. ૮૯ ); અમીઆપા વી. મહમદ ( ૧૮૬૪ ) ૨ મ. હા. કો ૪૪૩ )

**કૃત્યોના પ્રકાર**--કોરટોમાં કરેલા કૃત્યોને આ છુટાપણુ લાગુ છે એટલુજ નહી પણ ન્યાયની રૂઇના તમામ કૃત્યોને તે લાગુ છે; માટે પકડવાનુ વારંટ કાહાડવામાં આવે. ( રઘુનંદ વી. નાથામણી ( ૧૮૭૦ ) ૪ બં. લા. રી. ૩૭; વીનાયક વી. બાઇ ઇચ્છા ( ૧૮૬૫ ) ૩ મુ. હા. કો. ૪ એ. સી. જે. ૩૬; વીઠાબા વી. કોરફીલ્ડ ( ૧૮૬૫ ) ૩ મુ હા. કો. એપ. ૧; ટેયન વી. રામલાલ ( ૧૮૯૦ ) ૧૨ અ. ૧૧૫; કાલડર વી. હેલકેટ (૧૮૩૯) ૨ મુ. ઇ. અ. ૨૯૩ ) સને ૧૮૬૩ ના એકટ ૬ ની ક. ૩૪ પ્રમાણે પેનલ્ટી વીશે ઠરાવ કરવામાં આવે ( દરીયાના જકાતના કલેકટર વી. ચીથમબરામ ( ૧૮૭૬ ) ૧ મ. ૮૯ ); બજાવણીમાં થતુ લીલાંમ બંધ રાખવામાં આવે ( મેઘરાજ વી. ઝેકીર ( ૧૮૭૬ ) ૧ અ. ૨૮૦ ) તે ન્યાયની રૂઇનાં કૃત્યો છે.

**શુધબુદ્ધી**--બીજી બાજુ તરફ જો તે કૃત્ય જો તેમની હકુમત પ્રમાણેનુ હોય તો તેમનુ બીલકુલ રક્ષણ થાય છે અને શુધબુદ્ધિનો સવાલ ઉતપન્ન થતો નથી ( મેઘરાજ વી. ઝાકીર ( ૧૮૭૬ ) ૧ અ. ૨૮૦ ઓશલી વી. પ્લોડન ૧ બોલ. ૧૬૫; ટેયન વી. રામલાલ ( ૧૮૯૦ ) ૧૨ અ. ૧૧૫ ) માટે એક જડજ વાદી જે કામમાં પક્ષકાર હતો તે કામની તપાસ ચલાવતાં જુઠી રીતે દેશબુધીથી શબ્દો બોલેલા તે બાબત તેમના ઉપર દાવો કરવામાં આવ્યો તેમાં ઠરાવ્યુ છે કે એકાદી ઇનસાફની કોરટમાં ન્યાયાધીકારી જે શબ્દો બોલેલા હોય અથવા કૃત્ય કરેલાં હોય તે બાબત કાંઇ દાવો ચાલતો નથી ( સ્કોટ વી. સ્ટેનફોર્ડ ( ૧૮૬૭ ) લા. રી. ૩ ક. ૭૧૯; અલ્લીકરીમ વી. સેનડીશ, ૧ બોલ ૧; સીમત વી. નેઘર કલીફ્ટ ( ૧૮૭૬ ) ૧ સી. પી. ડી. ૫૪૦; ૨ સી. પી. ડી. ૫૩ ), પણ આ છુટાપણુ જડજ તરીકેનુ છે, માટે જો તેઉ એવુ જાણતા હોય કે તકરારી બાબત અથવા પક્ષકારો સબંધી તે તેવા નથી તેમનુ કાંઇ છુટાપણુ નથી ( કેલડર વી. હેલકેટવી ( ૧૮૩૯ ) ૨ મુ. ઇ. અ. ૨૯૩ ).

**દાવાનું કારણ ના હોય**—એક ફરીયાદ અરજીમાં એવુ કહેવામાં આવે કે એક જડજ જાણી જોઇને દૃશ્મણુથી ગેરકાયદે એક હુકમ કાહાડેલો છે તેથી દાવાનુ કારણુ જણાતું નથી તેમ તે એક જડજ દૃશ્મણુદ્ધીથી અને અખત્યાર વીના વરતેલા છે તે બસ નથી (ગીરધરલાલ વી. જગનનાથ (૧૮૭૩) ૧૦ મુ. હા. કો. ૧૮૨) તેમને હકુમત નહોતી એટલુંજ નહી પણુ વળી તેમને હકુમત હતી એવું ધારવાને વાસ્તવીક અને સંભવીત કારણુ નહોતું એવું તે દાવાઅરજીમાં કહેવું જોઇએ (પ્રલ્હાદ વી. વોટ (૧૮૭૩) ૧૦ મુ. હા. કો. ૩૪૬).

મ્યુનીસીપલ કમીશનરો જ્યારે મેજીસ્ટ્રેટો તરીકે કામ કરતા હોય ત્યારે તેમને તે હક મળવાનો હક થાય છે (હલીમુગુમા વી. હુગલીના ચેરમેન (૧૮૭૦) ૧૩ વી. રી. ૩૪૦). મુંબાઇમાં એકાદી મ્યુનીસીપાલીટી ઉપરનો આવો દાવો ફકત જીલ્લા જડજ સાંભળી શકે છે (અમદાવાદ મ્યુનીસીપાલીટી વી. મહમદ (૧૮૭૫) ૪ મુ. ૧૪૬) મદ્રાસના ગવરનર અને મદ્રાસની કોશીલ ગવર્નર અને કોશીલ ઉપર મદ્રાસ હાયકોરટની હકુમત નથી (વોલસના કામમાં (૧૮૮૫) ૮ મ. ૨૪).

**ગવરનર અને મુંબાઇની કોસીલ સેક્રેટરી ઓફ સ્ટેટઃ**—મુંબાઇના ગવરનર અને કોસીલના મેંબરોએ જે કૃત્યો સરકારી હોદ્દાની રૂઇએ કરેલાં હોય તે સબંધી સ્ટેટયુટથી હાયકોરટની હકુમતથી છુટા રાખેલા છે. આવા કૃત્યો સબંધી સેક્રેટરી ઓફ સ્ટેટ ઉપર દાવો ચાલતો નથી. જે બાબત સંબંધી ઇસ્ટ ઇંડીયા કંપની ઉપર દાવો ચાલી શકતો હતો તે સબંધી ફકત સેક્રેટરી ઓફ સ્ટેટ ઉપર દાવો ચાલી શકે છે એટલે જે બાબતો વીશે સ્પષ્ટ કાયદાના ઠરાવ છે તે બાબતો વીશે ખાનગી શખસો અથવા વહેપાર કરનાર કારપોરેશનો ઉપર દાવો ચાલી શકે તે બાબતો સબંધી તેમના ઉપર દાવો ચાલી શકે છે. સરકારના અથવા રાજ્ય કૃત્યો બાબત ઇસ્ટઇંડીયા કોશીલ ઉપર દાવો ચાલતો નથી, માટે તેવા કૃત્યો વીશે સેક્રેટરી ઓફ સ્ટેટ ઉપર દાવો ચાલતો નથી (જાંહાગીર વી. સેક્રેટરી ઓફ સ્ટેટ (૧૯૦૩) ૨૭ મુ. ૧૮૮).

**કારોબારી અમલદારોઃ**—આવું સામન્ય રક્ષણુ કારોબારી અમલદારોનું કરવામાં આવતુ નથી, માટે તેમના કૃત્યો બાબત હરકત લેઇ શકાય છે (આર વી. કોલીન્સ ૨ ક્યુ. બી. ડી. ૩૫; સીનકલેર વી. બ્રાટન (૧૮૮૨) ૯ ઇ. અ. ૧૫૨; મકુંદ વી. જયકુમારી (૧૮૬૪) ૧ વી. રી. ૧૬) ખાસ કામોમાં તેઓને માફી આપેલી છે (સને ૧૮૫૦ ના એકટ ૧૮ ની ક. ૧, સને ૧૮૬૧ ના એકટ ૫ ની ક. ૪૩; અને જયારે કોઈ એકટ પ્રમાણે તેઉ કામ કરતા હોય અને તેમનું ખાસ રક્ષણુ થતું હોય ત્યારે જો તેઓએ શુધ બુદ્ધીથી અને મુર્ખાઇ વીના એવું માનેલુ હોય કે અમો સ્ટેટયુટ અને કાયદા પ્રમાણે કરીએ છીએ તો, કાયદા કરનારાઓએ જે ખાસ રક્ષણુ તેમને આપવાને ઇરાદો રાખેલો છે તે ખાસ રક્ષણુ જો કે ગેરકાયદે તેમણે કરેલું હોય તોપણુ મળવાનો હક થાય છે તે કરતાં વધારે કાયદાનો કોઇ નીયમ નક્કી થએલો નથી (સ્પુનર વી. જડો (૧૮૪૬) ૪ મુ. ઇ. અ. ૩૫૩.)

ઓસલી વી. પ્લોડન (૧ બોલન ૧૬૫, અને આ નીયમોમાં ઠરાવેલી બાબતો વીશે જુઓ ટ્રેટ વી. હર્ટ ૯ એકસ રી. ૧૪; કોવન વી. મીલબોર્ન લા. રી. ૨ એકસ ૨૩૦; મથુર મોહન વી. બંગાળાબેંક (૧૮૭૮) ૩ ક. ૩૯૩) ના કામમાં નીચે પ્રમાણે નીયમો ઠરાવેલા છેઃ--

૧ લોઃ—જો એકાદો અમલદાર જે કામ કરતો હોય તે કરવાને તેમને કાયદા પ્રમાણે

અખત્યાર આપેલો હોય તો તે વ્યાજબી રાહે કરે છે. તે કરતી વખતે તેમનો જે હેતુ અથવા ઇરાદો હોય તો તે કરતી વખતે જે આધાર તેમણે રજુ કરેલો હોય, તેજ તેમને પોતાના ડીફેન્સમાં બતાવવાનો છે એમ નથી પણ પોતાના ચલાવેલા કામ સબંધી તેમની પાસે જે આધાર તે વ્યાજબી રાહે કામ ચલાવ્યા બાબત હોય તે બતાવી શકે છે. તોપણ જુઓ ગેસપર વી. માઇટન (૧ ટે. ૨૯૧).

૨ જો.—પણ એક નોકરને બરતરફ કરવામાં આવે તેવા કરાર તોડ્યાની બાબતમાં શેઠ વ્યાજબી રાહે બરતરફ કરી શકે છે તે જે કારણ બરતરફ કરતી વખતે તેમણે બતાવેલું હોય તે શીવાયના કારણથી પણ તે વ્યાજબી છે એવું બતાવી શકે છે, પણ તે વખતે તે કારણ હોવું જોઇએ, અને તે તેમના જાણવામાં હતું.

**મેજીસ્ટ્રેટ કારોબારી કામ કરે તેઃ**—સને ૧૮૮૧ ના એકટ ૬ પરીશીષ્ટ ૬. પ્રમાણે આપેલા અખત્યારનો અમલ કરીને એક મેજીસ્ટ્રેટ હરકત દુર કરે તો, તે એક કારોબારી એકટ છે અને જે શખસે હરકત કરેલી તે શખસનો દંડ કરવામાં આવેલો હોય તેથી જે શખસનો હક તે હરકત કરવાનો હોય તે બાબતના દાવાની તપાસ કરવામાં સને ૧૮૫૦ ના એકટ ૧૮ પ્રમાણે તે મેજીસ્ટ્રેટનું રક્ષણ થતું નથી ( ચંદ્રનારાયણ વી. બ્રીજો (૧૮૭૪) ૨૧ વી. રી. ૩૯૧ ).

રેવન્યુ અમલદારોએ જે કૃત્યો પોતાના અખત્યાર ઉપરાંતના કરેલાં હોય તે કૃત્યો બાબત તેઓ ઉપરના દાવાનો તપાસ કરવાને મદ્રાસ હાયકોરટની હકુમત છે ( દરીયાના જકાતના કલેકટર વી. મીથામબરમ ( ૧૮૬૬ ) ૧ મ. ૮૯ ).

**૨૮.** જ્યારે પ્રતિવાદી સોલજર હોય ત્યારે, તેને સમન પોંચાડવા સારૂ તેના કમાન્ડિંગ આફિસર ઉપર કોર્ટે તે સમન મોકલવો, તથા તેની સાથે તે સમનની એક નકલ પ્રતિવાદીને રાખવા સારૂ મોકલવી.

સોલજરને પોંચાડવા બાબત.

કલમ ૨૬૮.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૬૮.**

**ટીકાઃ**—આ રૂલ હાયકોરટને તથા પ્રો. સ્માલકાઝ કોરટને લાગુ છે.

**૨૯.** (૧) જ્યારે ૨૪ મી અથવા ૨૭ મી અથવા ૨૮ મી કાનુનની રૂએ પોંચાડવા સારૂ કોઈ શખસને સમન આપ્યો હોય અથવા મોકલ્યો હોય, ત્યારે તે શખસ તે સમન જો બની શકે તો પોંચાડવાને અને પ્રતિવાદીની લેખી કબુલાત સાથે તથા પોતાની સહી સાથે તે પાછો મોકલવાને બંધાયેલો છે, અને સદરહુ સહી તે સમન પોંચાડયાના પુરાવા તરીકે ગણાશે.

પોંચાડવા સારૂ સમન જે શખસને આપ્યો હોય અથવા મોકલ્યો હોય તેની ફરજ.

કલમ ૪૬૮. પેરા ૨-૩.

(૨) જ્યારે કોઇ પણ કારણને લીધે તે સમન પોંચાડી શકાય એમ ન હોય ત્યાં, તે સમન કોર્ટને પાછો મોકલવો અને તેની સાથે એવા કારણની તથા સમન પોંચાડવા સારૂ લીધેલાં પગલાંની વિગતવાર કેફિયત મોકલવી, અને એવી કેફીયત તે સમન ન પોંચાડયાના પુરાવા તરીકે ગણાશે.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૫૮ ના પેરા ૨ અને ૩.**

**ટીકા:**—આ રૂલ હાયકોરટ તથા પ્રો. સ્માલકોઝ કોરટને લાગુ છે.

**બજાવણીની સાબેતી:**—સીકંદ્રાબાદમાં પ્રતીવાદી હતો તેથી સીકંદ્રાબાદ કમાન્ડીંગ ઓફીસર ઉપર સમન્સની એક નકલ ટપાલ મારફતે મોકલેલી હતી અને તે નકલ પ્રતીવાદીની પોહોચના શેરો લઇને તથા તે યોગ્ય રીતે બજાવવામાં આવેલી છે એવા સર્ટીફીકટ સાથે પાછી આવેલી હતી પણ તેમાં એફીડેવીટ નહોતા: ઠરાવ્યું છે કે તે બજાવણી પુકત રીતે શાબેત થએલી છે ( હારીશન વી. હોપ ( ૧૮૭૧ ) ૮ બં. લા. રી. એપ. ૪૩ ).

**કમાન્ડીંગ ઓફીસરે બજાવવો જોઇએ:**—( મહમદ સાહેબ વી. આગા (૧૮૮૭) ૧૦ મ. ૩૧૯ ). નાણા લેવાના એક દાવામાં કોરટ કામીસરી ઓરડનંન્સ ઉપર પોતાના તાબાના એક પ્રતીવાદી ઉપર એક સમન્સ મોકલેલો હતો તે, તેમણે સને ૧૮૮૭ ના લસ્કરના એકટની ક. ૧૪૪ મી પ્રમાણે પોતાને તે પાછો મોકલવાનુ કારણ બતાવીને તે બજાવ્યા વીના પાછો મોકલેલો હતો. ઠરાવ્યું છે કે જો કે લસ્કરના એકટની ક. ૧૪૪ પ્રમાણે આપેલા હક બાબત તે પ્રતીવાદીનો હક થઇ શકે તેવું હોય તો પણ આ રૂલ પ્રમાણે કામીશરી ઓફ ઓરડનંન્સ તે સમન્સ બજાવવાને બંધાએલા હતા ( એબરાહામ વી. હોમ્સ (૧૮૮૮) ૧૧ મ. ૪૭૫ ).

**સોલજરનો સીવીલ પગાર:**—કમીશન વગરનો અમલદાર સીવીલ નોકરી ઉપર હોય તો, તેમનો સીવીલ પગાર બજાવણીમાં ઉપયોગમાં લેવા લાયક થઇ શકે છે ( કોહન વી. મેકાર્થી ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૨૩૧; ૪૪૧ જુઓ ક. ૬૦ નીચે નોટ.

સમનને બદલે પત્ર લખવો.

**૩૦.** (૧) આમાં અગાઉ ગંમે તેમ કહ્યું હોય તે છતાંએ, કોર્ટના અભિપ્રાયમાં એમ આવે કે સમનને બદલે પત્ર લખવો જોઇયે એવો પ્રતિવાદીનો મર્તબો છે ત્યારે, જડજની અથવા તે કામને વાસ્તે જડજ નીમે તે અમલદારની સહી સુધાંતનો પત્ર સમનને બદલે મોકલવાને કોર્ટ મુખત્યાર છે. કલમ ૯૧-૯૨.

(૨) સમનમાં જે જે વિગતો લખવી જોઇયે તે બધી વિગતો પેટા કાનુન (૧) ની રૂયે બદલે લખેલા પત્રમાં લખવી અને પેટા કાનુન (૩) માં ઠરાવ્યું છે તેને અનુસરીને બધી રીતે તે પત્ર સમન તરીકે ગણવો.

(૩) સમનને બદલે સદરહુ પ્રમાણે પત્ર લખવામાં આવે ત્યારે, તે ટપાલ મારફતે અથવા કોર્ટ પસંદ કરે તે મુદામ માણુસની સાથે અથવા કોર્ટને યોગ્ય લાગે એવી બીજી કાઇ રીતે, પ્રતિવાદીને મોકલવાનો અધિકાર છે; પણ સમન લેવાનો મુખત્યાર આપેલો પ્રતિવાદીનો કોઇ મુખત્યાર હોય ત્યારે તે મુખત્યારને તે પત્ર આપવાને અથવા મોકલવાને હરકત નથી.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૯૧ અને ૯૨.**

**ટીકા:**—આ રૂલ હાઇ કોરટ તથા પ્રો. સ્માલકાઝ કોરટને લાગુ થાય છે.

પરરાજયના મુલકમાં એકાદુ દીવાની પ્રોસેસ બજાવવાને ખાસ માણુસને મોકલી શકાય નથી ( કાસીમ આજીમી વી. કાસીમ મહમદ ( ૧૮૬૯ ) ૨ બં. લા. રી. ૫૬; ૧૦ વી. રી. ૩૪૯ ).

# ઑર્ડર ૬ ઠો.

## સાધારણતઃ પ્લીડિંગ વિશે.

**૧. "પ્લીડિંગ" એટલે ફરિયાદઅરજી અથવા લેખી કેફીયત.**

પ્લીડિંગ.　　　**કલમ નવી.**

**૨. દરેક પ્લીડિંગમાં તકરાર કરનારો પક્ષકાર, પ્રસંગ પ્રમાણે, પોતાના દાવાના અથવા બચાવના સંબંધમાં જેના ઉપર આધાર રાખતો હોય એવીજ માત્ર મુદ્દાની હકીકત ટુંકમાં લખવી જોઇયે. પણ તેમાં, જે ઉપરથી તે હકીકત સાબિત કરવાની હોય તે પુરાવો લખવો નહીં, અને જરૂર હોય ત્યારે તેના પારેગ્રાફ કરીને તેને એક પછી એક અનુક્રમમાં નંબર આપવા જોઇયે. તારીખો, રકમો તથા નંબર આંકડાથી બતાવવા જોઇયે.**

પ્લીડિંગમાં મુદ્દાની હકીકત લખવી જોઇયે, પુરાવો લખવો નહીં.　　　**કલમ નવી.**

**આર. એસ. ઓ. ૧૯. રૂ. ૪.**

**ટીકા**—આ રૂલ ઇંગ્રેજી ઓરડરોમાંથી તમામ લીધેલો છે અને બની શકે ત્યાં સુધી પ્લીડીંગની જે ઇંગ્રેજી હાલની પધતી છે તે દાખલ કરવાનો ઇરાદો રાખેલો છે એમાં કાંઇ શક નથી.

આ યત્નનુ પોહોચવાની તથા નીષ્ફળ થવાની બાબતનો આધાર મુખ્યત્વ કરીને ન્યાયાધીકારી ઉપર અને કામ ચલાવવાની રીતીના કાયદાની નવી સ્થાતી પ્રમાણે પ્લીડીંગોની જે રીતે તેઓ વ્યવસ્થા કરે તે ઉપર છે. આ નવા કાયદાની પહેલી આવ્રતીમાં સીલેકટ કમીટીના નીચે પ્રમાણેના વીચાર લક્ષમાં લેવા લાયક છે.

"ઈંગ્લાન્ડમાં જ્યુડીકેચર એકટ સામાન્ય રીતે દીવાની મુકરદમાઓમાં પ્લીડીંગોની સરસમાં સરસ રીતી છે એવુ કબુલ થએલુ છે તેથી તે એકટથી જે પ્લીડીંગની જે પધતી દાખલ કરેલી છે તેના આધારથી પ્લીડીંગો સબંધી તે કમીટીએ થોડાક રૂલો વધારેલા છે ઇલાકાના શહેર બહાર આ દેશમાં પ્લીડીંગો બાગેજ ચુક્તી ભરેલી રીતે લખવામાં આવે છે. તે ટુકાણમાં હતાં નથી તેમ ચોકશ પણ હતા નથી પણ કેટલીક મોઘમ અને સામાન્ય હકીકત તેમાં હોય છે તેથી તે ઉપરથી પક્ષકારો વચે તકરારી સવાલ નકી શો છે તેનો નીશ્ચય કરવો મુસ્કેલ હોય છે. આ પ્રમાણે પ્લીડીંગનો જે ફકત હેતુ છે તે વારંવાર નીષ્ફળ થાય છે. તેથી મુદ્દામાં વધારો થાય છે; તપાસમાં વાર લાગે છે, અને જે પક્ષકારોને અચંબો લાગે તેવું થાય છે તે પક્ષકારોને વધારે ખર્ચ કરવો પડે છે. વળી તેઓએ પરીશીષ્ટમાં નમુના બતાવેલા છે તે જ્યારે લાગુ કરવા લાયક હોય ત્યારે તમામ પ્લીડીંગો સબંધી તેનો ઉપયોગ કરવાનો છે. અમે જે નીયમો ઠરાવેલા છે તે વકીલને પોતાની વિવેક બુદ્ધીનો ઉપયોગ કરતાં અટકાવ કરતા નથી. તો પણ ખુલ્લું કરેલું છે કે જે સવાલોની તપાસ કરવાની હોય તે સવાલો બરોબર કેવા પ્રકારના છે તે વીશે વીશેષ કરીને કોરટને તથા બીજા પક્ષકારને જોઇતી ખબર મળવી જોઇએ" આ નીયમ ઉપર ઇંગ્લંડની સુપ્રીમ કોરટમાં પ્લીડીંગની તમામ પદ્ધતી ચાલુ છે તેનો આધાર રહેલો છે.

(અ) પ્લીડીંગોમાં ફકત મુદ્દાની હકીકત બતાવવી જોઇએ.

(બ) તેમાં ટુંકાણના રૂપમાં તે હકીકત બતાવવી જોઇએ.

(ક) તેમાં જે પુરાવથી તે હકીકતો સાબેત કરવાની હોય તે પુરાવ બતાવવા ના જોઇએ.

(ડ) તેમાં કાયદાના બતાવવા ન જોઇએ.

**ફકત મુદ્દાની હકીકતઃ**—ફકત જે મુદ્દાની હકીકત ઉપર પક્ષકારના પ્લીડીંગનો આધાર હોય તેજ હકીકત માત્ર પ્લીડીંગમાં હોવી જોઇએ. દરેક હકીકત જે વાદીના કારણને અથવા પ્રતીવાદીના બચાવને અવસ્યની હોય એટલે દરેક જે હકીકત જે તેઓએ સાબેત કરવી જોઇએ અથવા જે બાબત નીષ્ફળ થવું જોઇએ તે દરેક હકીકત મુદ્દાની છે (જુઓ એન. પ્રેકટીસ ૧૯૦૮ ) ૧, ૨૩૬, આર, એસ, ઓ. ૧૯ રૂ. ૪ ની નોટ. તે નીયમો ઉપરની વીસાળ ટીકા વીશે જુઓ ઓજર્સ ઓન પ્લીડીંગ, છઠ્ઠી આવૃતી.

પરંતુ જે પક્ષકાર તકરાર કરતો હોય તેણે પોતાની તમામ હકીકત બતાવીને દરેક મુદ્દામ હકીકત કે જે ઉપર સુનાવણી વખતે આધાર રાખવાને તે ઇરાદો રાખતો હોય તે તેમાં દાખલ કરવી જોઇએ અને એલ. જે. કોટન સાહેબે તે સામાન્ય નીયમ નીચે પ્રમાણે બતાવેલો છે ( ફીલીપ વી. ફીલીપ્સ ( ૧૮૭૮ ) ૪ કયુ.બી. ડી. પાનુ ૧૩૯).

" અમારા અભીપ્રાયમાં આવે છે કે અવશ્યે કરીને પ્લીડીંગથી પ્રતીવાદીઓને મુશ્કેલી પડવી ના જોઇએ પણ તેમાં તે હકીકતો કેવી રીતે બતાવવી જોઇએ કે જેથી પ્રતીવાદીઓ સાવધ રહે અને તપાસ ઉપર જ્યારે કામ આવે ત્યારે તેઓને શી બાબતનો જવાબ દેવાનો છે તે વીશે તેમને માલમ પડે. "

મુદ્દાની તરીકે હરકોઇ વીશેસ હકીકતની તકરાર કરવી જોઇએ કે નહી તેનો આધાર વીશેપ કરીને દરેક અમુક કામની ખાસ હકીકત ઉપર છે અને સને ૧૯૦૭ માં હીંદુસ્થાન માંહેના ઇલાકાના શેહેરોની અને જીલ્લા અંદરની એ બેઉ કોરટોમાં મુસદો કરનારના રીવાજો કરતાં આ નીયમો વધારે સખત છે તો પણ વકીલની વીવેક બુદ્ધીને સારૂ ઘણી બાબત રાખેલી છે.

**પ્રથમની સરતોઃ**—જુઓ ઓ. ૬, રૂ. ૬ આગળ

**દસ્તાવેજોનો મજકુરઃ**—જુઓ ઓ. ૬. ૯ આગળ.

**કપટઃ**—કપટની વીગતો, અઘટીત સત્તા અને તેવીજ બાબતો વીશે સંપુર્ણ રીતે તકરાર બતાવવી જોઇએ, જુઓ ઓડર ૬, રૂ. ૪ આગળ.

**દ્વેષ બુદ્ધીઃ**—અથવા મનની બીજી સ્થીતી, જુઓ ઓ, ૬ રૂ. ૧૦ આગળ.

**નોટીસઃ**—જુઓ ઓ. ૬ રૂ. ૧૧ આગળ.

**કાયદાના અનુમાનોઃ**—તે વીશે તકરાર કરવાની જરૂર નથી, જુઓ ઓ. ૬. રૂ. ૧૩ આગળ.

જથ્થાબંધ કાગળ અથવા વાતચીત વીશે સામાન્ય રીતે તકરાર કરી શકાય છે.:—જુઓ ઓ. ૬ રૂ. ૧૨ આગળ.

જે હકીકત વીશે પુરાવનો બોજો બીજા પક્ષ ઉપર હોય છે તે કોઇ હકીકતની બાબત બતાવવાની જરૂર નથી; જુઓ ઓ. ૬ રૂ. ૧૩ આગળ.

જેમ એવું કહેવામાં આવેલું હોય કે " પગથીયું આવતા પહેલાં કુદકારો માર્યા જેવું થાય છે " તેમ દાવા અરજીમાં પ્રથમથી બચાવની ધારણા કરવી નહી જોઇએ ( સર શલ્

બોવીના કામનો ઠરાવ ( ૧૬૭૩ ) વેંન્ટ ૨૧૭ ) અને તેવીજ રીતે દાવાઅરજીમાં જે દાવાનું કારણુ બતાવેલું ના હોય તે વીશે પ્રતીવાદીએ તકરાર કરવી ના જોઇએ ( રસમ વી. બજ ( ૧૮૫૩ ) એ ક્યુ.બી ૫૭૧; જુઓ એન, પેકટીસ ( ૧૯૦૮ ) વા. ૧ ઓ. ૧૯ રૂ. ૪ ની નોટ ).

**ઢુંકાણ રૂપઃ**--આગળથી રીવાજ ચાલે છે તે પ્રમાણે નંબરવાર પેરેગ્રાફો પાડીને પ્લીડીંગોના ભાગ પાડવા જોઇએ અને બધી તારીખો, નંબરો અને રકમો આંકડામાં બતાવવી જોઇએ એવું આ રૂલમાં ઠરાવ્યું છે.

એપેન્ડીકસ અ માં જે નમુના બતાવેલા છે તે ફરીથી તપાસીને વધારેલા છે અને આ ઓર્ડરના રૂ. ૩ પ્રમાણે હવે પછીના પ્લીડીંગો વીશે તેનો ઉપયોગ કરવાને આગ્રહ કરેલો છે. તમામ અગત્ય વગરની હકીકતો છોડી દેવી જોઇએ અને મુદ્દાની હકીકતો વીશે જેમ બની શકે તેમ થોડી વીગત સાથે તકરાર બતાવવી જોઇએ.

**દસ્તાવેજોઃ**--જ્યારે એકાદો વાદી પોતાના કબજા અથવા અખત્યાર પૈકીના કોઇ દસ્તાવેજની રૂઇએ દાવો કરે ત્યારે પણુ તેણુે આજ સુધી જે રીવાજ ચાલે છે તે પ્રમાણે પોતાની દાવાઅરજી સાથે તે દસ્તાવેજ જોડીને ફાઇલ કરવો જોઇએ. જુઓ ઓ. ૭ રૂ. ૧૪ આગળ, પણુ પોતાના દાવાના પુરાવ તરીકે બીજા જે દસ્તાવેજો ઉપર તે ઇરાદો રાખતો હોય તે દાવાઅરજી સાથે જોડેલી યાદમાં ફકત બતાવવા જોઇએ. જુઓ. ઓ. ૭ રૂ. ૧૪ (૨) આ છેવટ બતાવેલા રૂલમાં ફકત સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની કલમ ૫૯ નો ઠરાવ જે કેટલીક કોરટોમાં પ્રેકટીશીનરો લક્ષમાં રાખતા નથી તેમાં વીશેસે કરીને કલકતાની હાઇકોરટની અસલ બાજુમાં અસલ દસ્તાવેજો અથવા ખરીદ કરેલી અને વેચેલી નોટો જેવા પુરાવના દસ્તાવેજોની નકલો દાવાઅરજી સાથે જોડવાનો રીવાજ કાયમ થઇ ગયેલો છે માટે તે ઠરાવ માત્ર ફરીથી બતાવેલો છે. આ રૂલોના શબ્દોનો હેતુ હુંડીઓ, બીલ્સ ઓફ એકસચેંઇજ પ્રોમીસરી નોટો અને ગીરો જેવા અને તેવાજ ફકત દસ્તાવેજો સાથે જોડવાનો છે.

એકાદા દસ્તાવેજના ચોકસ શબ્દો મુદ્દાના ના હોય તો તેનો હેતુ સારાંસમાં બતાવવામાં આવે એટલે બસ છે--ઓ. ૬ રૂ. ૯ આગળ.

હરકોઇ હકીકત એકાદા પક્ષકારના કામને અગતની થયેલી ન હોય પણુ જો તે એમ ધારતો હોય કે તે પાછળથી અગત્યની થશે તો પણુ આગળ કહેવામાં આવેલું છે તે પ્રમાણે તેવી કોઇ હકીકત વીશે કોઈ પક્ષકારે તકરાર કરવી ન જોઇએ અને જે હકીકત તેના વીરૂદ્ધ કહેવામાં આવેલી ન હોય તે વીશે તેણુે તકરાર કરવી ન જોઇએ.

**પુરાવઃ**--કાયદાના અનુમાનો અને પ્રથમની શરતો અમલમાં લાવવા વીશે તકરાર કરવી ન જોઇએ. પરંતુ પ્લીડીંગો ચોકસ હોવા જોઇએ અને તેમાં તમામ મુદ્દાની તારીખો, નામો અને બીજી બાબતો વીગત માટે સામો પક્ષકાર લાગુ થઇ શકે નહી તે માટે બતાવવી જોઇએ. કે કેઇ વીગતો મુસદો કરનારે દાખલ કરવી અને કેઇ રહેવા દેવી એ વીશે આધાર બતાવવાને કાંઇ સામાન્ય નીયમ નથી પરંતુ એપેન્ડીકસમાં જે નમુના બતાવેલા છે તેથી ખરી જરૂરની વીગતો વીશે મજબુત રીતે બતાવેલું છે અને એલ. જે. કોટન સાહેબના બીજા પક્ષને સાવધ રહેવા સારૂ જે વીચારો છે તે આ સંબંધમાં ઉપયોગ ભરેલી રીતે બતાવી શકાય છે ( આ બાબત વીશે એન. પેકટીસ ૧૯૦૮, વા. ૧. ૨૩૮ વીગેરે, અને **એજર્સ ઓન પ્લીડીંગ છઠ્ઠી આવૃત્તી, પા. ૧૦૮ વીગેરે ).**

**પુરાવ નહી તેવી હકીકત**--"પ્લીડીંગમાં મુળ એક એવો નીયમ છે કે જ્યારે એકાદી રીતની હકીકત ઉપર આધાર રાખેલો હોય ત્યારે પેટાની જે હકીકત રજુ કરવાના સાધન તરીકેની હોય અથવા તે કહેવું ચાલે તે વીશે પુરાવ તરીકેની હોય તે પેટા હકીકત બતાવ્યા વીના ફકત તે એક રીતની હકીકત બતાવવામાં આવે તે બસ છે." (વીલીયમ્સ વી. વીલકોકશ અ. અને ઇ. પા. ૩૩૧ એન. પ્રેકટીસ (૧૯૦૮) (૧) ૨૩૮ માં ચીફજસ્ટીસ લોર્ડ ડેમન સાહેબનો ઠરાવ બતાવેલો છે).

"ઘણા ખરા કામોમાં મુદાવાળી હકીકત અને જે પુરાવથી તે સાબેત કરવાની હોય તે પુરાવ વચેની લાઇન ખુલી અને ચોખી હોય છે. તે વચેનો તફાવત બતાવવાને જો કે એટલો બધો સહેલો નથી તોપણુ તે સમજવાને સંપુર્ણ રીતે સહેલો છે" (ફીલીપ્સ વી. ફીલીપ્સ (૧૮૭૮) કયુ. બી. ડી. પા. ૧૩૩, એન. પ્રેકટીસ સદરહુમાં બતાવેલો છે તેમાં એલ. જે. બ્રેટ સાહેબનો ઠરાવ) દ્રષ્ટાંત તરીકે બીજી બાજુ તરફથી જે કબુલતો હોય તે પ્લીડીંગમાં બતાવવી ના જોઇએ અને આ નીયમના વધારે દ્રષ્ટાંતો રૂલ. ૬, ૯, ૧૦ અને ૧૧ થી પુરાં પાડવામાં આવે છે.

**હકીકત તે કાયદો નથી.**-પ્લીડીંગોથી ફકત હકીકત બતાવવાનો ઇરાદો રાખેલો છે. કરાર એકટની કલમ અથવા બીજા એકટના જે ઠરાવથી તે મુસદો કરનારે પોતાના દાવામાં અથવા ઇનકારીયતમાં જીતવાને આશા રાખતો હોય તે કલમ અથવા બીજા એકટનો ઠરાવની તકરાર કરીને સંતોષ રાખવો ના જોઇએ, પણુ તે એકટના ઠરાવની અંદર જે હકીકતથી પોતાના કામનો સમાવેશ થતો હોય તે હકીકત તેમણે બતાવવી જોઇએ, પણુ દ્રષ્ટાંત તરીકે દાવાઅરજીના પેરા. ૧ માં બતાવેલો કરાર અઘટીત સતા વાપરીને કરાવેલો છે અથવા અ. બ. મણુ પામેલો છે તેનો એકલો વાદી વારસ છે, એવુ કહેવામાં આવે તે પ્લીડીંગ બરોબર નથી. અઘટીત સતા કહેવામાં આવેલી તે બતાવવામાં આવે તેવી હકીકત તથા અ બ સાથેનુ વાદીનુ સગપણુ હોય તે બાબત સંપુર્ણ રીતે તકરારમાં બતાવવુ જોઇએ.

વળી જ્યારે ખોટુ સમજાવવામાં આવે તે, કપટ અને તેવીજ બાબત ઉપર એકાદા કરાર રદ બતાવવાને આધાર રાખવામાં આવતો હોય તો જે હકીકતથી તે તકરારોને પુષ્ટી મળતી હોય તે હકીકતો સંપુરણુ રીતે બતાવવી જોઇએ. ઓ. ૬ રૂ. ૪ આગળ. તે કરાર ફકત ઇનકાર કરવાથી ફકત તે કરાર બતાવવામાં આવે છે અને તે કરારના કાયદેસરપણુા અથવા કાયદા પ્રમાણે પુકતપણુા બાબતના આધારથી કાંઇ બચાવ કરવાને અટકાવ થાય છે ઓ. ૬ રૂ. ૮ આગળ. તેમજ એકાદુ દેવુ મનિકાર કરવાથી બસ નથી, માટે પ્રતીવાદીએ પોતાની વાદી તરફ જવાબદારી નથી એવુ માલુમ પડે તેવી હકીકત પ્રતીવાદીએ બતાવવીજ જોઇએ (જુઓ સામાન્ય રીતે એન. પ્રેકટીસ (૧૯૦૮) ૧, ૨૩૬; અને ઓજર્સ ઓન પ્લીડીંગ, ૬ આવૃતી પા. ૮૨).

પ્લીડિંગના નમુના.

**૩.** આ પુરવણીમાંના નમુના લાગુ પડતા હોય ત્યારે, તેમનો, અને તે લાગુ પડતા ન હોય ત્યારે બની શકે ત્યાં સુધી તેવીજ જાતના બીજા નમુનાનો, સઘળી પ્લીડિંગ સારૂ ઉપયોગ કરવો. **કલમ નવી.**

**આર. એસ. ઓ. ૧૯, ૩, ૫.**

**ટીકા**--આ રૂલમાં સ્પષ્ટ ઠરાવ છે કે તે એપેનડીકશમાં જે નમુના છે તે પ્રમાણે જેમ

બની શકે તેમ ચાલવુ જોઇએ, પણ તેવા મળતા નીયમ પ્રમાણે ઇંગ્લાન્ડમાં ઠરાવેલુ છે કે તે નમુના પ્રમાણેજ ચાલવાની જરૂર નથી અને પ્લીડરે પોતાની વીવેક બુધીનો ઉપયોગ કરવો જોઇએ ( જુઓ એન. પ્રેક્ટીસ ( ૧૯૦૮ ) ૧, ૨૪૧; બીજા નમુના બાબત જુઓ ઓજર્સ ઓન. પ્લીડીંગ, ૬ ઠ્ઠી આવૃતી દાખલાઓનુ એપી.

જરૂર હોય ત્યારે વિગત આપવી.

**૪.** જે બાબતોમાં તકરાર કરનારો પક્ષકાર કોઇપણ ગેરસમજુતીની, કપટની, વિશ્વાસઘાતની, બુદ્ધીપુર્વક કસુરની, અથવા ગેરવાજબી દાબની વાત ઉપર આ **કલમ નવી.** ધાર રાખતો હોય તેવી સઘળી બાબતોમાં તથા બીજી જે બાબતોમાં ઉપર જણાવેલા નમુનામાં નિર્દિષ્ટ કરેલી વિગતો ઉપરાંત વધારે વિગત લખવી જરૂર હોય ત્યારે તે સઘળી બાબતોમાં, પ્લીડિંગમાં ( જરૂર હોય તો તારીખ તથા રકમો સહિત ) વિગત લખવી જોઇયે.

આર. એસ. ઓ. ૧૯, રૂ. ૬.

**ટીકા**—વીગતો પાછળી રૂ ૧ પ્રમાણે જેમ છે તેમ આ રૂલ પ્રમાણે ચાલવાનો અર્થ કરવાને તેજ નીયમ લાગુ છે. જે સવાલોની તપાસ કરવાની હોય તે સવાલો બરોબર કેવા પ્રકારના છે તે વીશે કોરટને તથા સામા પક્ષકારને ખબર આપવા સારૂ તે બાબત કરારમાં બતાવવા જોઇએ ( એન. પ્રેકટીસ ( ૧૯૦૮ ) ૧, ૨૪૧ ). જે વીગત કહેવાની હોય તેનો આધાર દરેક કામની હકીકત ઉપર છે અને તે મુસદો કરનારને સાધારણ અકલના નીયમ પ્રમાણે વીવેક બુધી વાપરવાને આપેલી છે.

જ્યારે ખોટી રીતે સમજાવવામાં આવેલું, કપટ, કસુર અથવા ખોટી વર્તણુક કહેવામાં આવેલી હોય ત્યારે જે હકીકતના આધારથી તે કહેવામાં આવેલુ હોય તે હકીકત ખાસ તેના લક્ષણ સાથે સંભાળથી બતાવવી જોઇએ ( એન. પ્રેકટીસ ( ૧૯૦૮, ૨૪૧ ) કેટલાક વર્ષોથી હિંદુસ્થાનની કોરટોમાં આ નીયમ થએલો છે ( જુઓ બાલાજી વી. ગંગાધર ( ૧૯૦૮ ) ૩૨ મુ. ૨૫૫) અને ઓ. ૬ અને ૭ થી જે ફેરફાર કરેલો છે તેનો હેતુ પ્લીડીંગના જે નમુના હાલ છે તે કાંઇક ટુંકાણમાં કરવાનો છે. તોપણ આવા પ્રકારનું કહેવામાં આવે ત્યારે ઘણી સંપુરણ વીગતની હજુ જરૂર છે, ખોટી રીતે કાઢાડી મુકયાના દાવાના બચાવોમાં વાદીના નોકરની તરફથી જે નાલાયકાઇ અથવા અપ્રમાણીક પણું કહેવામાં આવેલું હોય તે સંપુર્ણ વીગતવાર બતાવવું જોઇએ, અને તેવીજ રીતે કસુર, તે મદદ થાય તેવી અથવા બીજી રીતની હોય, કામ કરવામાં કસુર, અક્કલની ખામી વીગેરે તેમાં સંપુર્ણ વીગતવાર બતાવવું જોઇએ ( સદરહુ ).

સબબ પ્રોમીશરી નોટો, હુંડીયો અથવા ખતોની રૂએ કરેલા અને તેવાજ દાવામાં બચાવમાં કપટ, અઘટીત સતાની તકરાર કરવામાં આવેલી હોય તો, જે હકીકતથી તે આરોપોને પુષ્ટી થતી હોય તે હકીકત ઘણી સંપુર્ણ રીતે બતાવવી જોઇએ.

આ નીયમ સામાન્ય રીતે હિંદુસ્થાનમાં સમજવામાં આવેલા છે, પણ ઇંગ્રેજી પુસ્તકોમાંના નીચેના દ્રષ્ટાંતો રેફરંસને સારૂ ઉપયોગી થાય છે,

**અકસ્માત**—" થયા વીના રહે નહી તેવા અકસ્માત " ના બચાવની વીગત વીશે હુકમ કરેલો છે ( માર્ટીન વી. મેકટેગાર્ટ ( ૧૯૦૬ ) ૨૧ આર. ૧૫૦ ઓજર્સ પા. ૧૭૫ મે બતાવેલો છે ).

**વ્યભીચારઃ**—લગ્ન સબંધીના દાવામાં દરેક જે કૃત્ય કહેવામાં આવેલું હોય તે પછી વ્યભીચારનું હોય અથવા ઘાતકીપણાનું હોય તેનો વખત અને તારીખ તકરારમાં બતાવવી જોઇએ માટે મોઘમ કહેવાથી બસ થતું નથી અને ઓ. ૬ રૂ. ૫ પ્રમાણે ફકત સામા પક્ષકારે એકાદી અરજી કરવાનું ત્યાર શકે છે (હારટોપ વી. હારટોપ એલ. ટી. ૧૮૮; બીશપ વી. બીશપ (૧૯૦૧) પા. ૩૨૫; જુઓ ઓજર્સ ૬ આવૃતી ૧૭૪)

**કરારઃ**—મુખજુબાનીથી અથવા લખીને તારીખ બાબત, પક્ષકારોના નામો બાબત તકરાર બતાવવી જોઇએ; લખેલી તે તકરાર બતાવેલી હોય તો તેમાં જે દસ્તાવેજ અથવા દસ્તાવેજો ઉપર આધાર રાખેલો હોય તે બતાવવા જોઇએ.

**નુકશાનઃ**—કાંઈ ખાસ નુકશાન કહેવામાં આવેલું હોય તો તે વીશે સંપુર્ણ અને ખાસ રીતે તકરાર બતાવવી જોઇએ. જેમકે વાદી એવું કહેતો હોય કે મારા ધંધા અથવા રોજગારમાં મને હરકત થએલી છે અને અસીલો અથવા ગ્રાહકો ખોએલાં છે તો તેણે તેઓનાં નામ બતાવવાં જોઇએ. પણ સામાન્ય નુકશાનની વીગતની કોઈ વખતે જરૂર રાખવામાં આવતી નથી (લંડનએંક વી. ન્યુનન્સ, ટાઇમ્સ, રી. ૪૩૩ નો ઠરાવ એન. પ્રેકટીસ (૧૯૦૮) ૧, ૨૪૮ માં બતાવેલો છે)

**વ્યાજબી ટીકાઃ**—જુઓ (ડીગબી વી. ધી ફીનાનશીયલ ન્યુઝ લીમીટેડ (૧૯૦૭) આઇ. કે. બી. ૫૦૨).

**કપટઃ**—કપટ બાબત મોઘમ કાંઇ કહેવામાં આવેલું હોય તો તે કોરટ લક્ષમાં લેતી નથી. જે કૃત્યો કહેવામાં આવેલાં છે તે કપટ ભરેલાં છે તે બતાવવાં જોઇએ, અને પછી બતાવવું જોઇએ કે તે કૃત્યો કપટ ભરેલી રીતે કરેલાં છે (એન. પ્રેકટીશ (૧૯૦૮) ૧, ૨૪૩; વોલીંગફોર્ડ વી. મ્યુચ્યુઅલ સોસાઇટી; ૫ એપ. કેશસ ૬૯૭, ૭૦૧ અને ૭૦૪)

**ઉશ્કેરણીઃ**—જ્યારે એવું કહેવામાં આવેલું હોય કે અમુક શખસે પ્રતીવાદીને અમુક કૃત્ય કરવાને ઉશ્કેરેલો છે તો તે ઉશ્કેરણીની વીગત પછી લખેલી હોય કે મુખજુબાની હોય તે અને તારીખ બતાવવાને હુકમ કરેલો છે. બ્રીટન વી. મેડીકલ એશોસીએશન વી. બ્રીટાનીયા ફાયર એશોસીએશન ૫૯ એલ્ટી. ૮૮૮).

**વ્યાજબીપણુંઃ**—"લાયબલ" અથવા નીંદા સબંધી નુકશાનના દાવામાં પ્રતીવાદીએ જ્યારે વ્યાજબીપણાની તકરાર બતાવેલી હોય ત્યારે જે ખોટી વર્તણુક ઉપર તે આધાર રાખતો હોય તે બાબત વાદી વીરૂદ્ધના ચોકસ આરોપની વાદીને સ્પષ્ટ ખબર મળે તેવી રીતે પુકત રીતે બતાવવી જોઇએ (ડેવરો વી. કલાર્ક કંપની (૧૮૯૧) ૨ કયુ. બી. ૫૮૨; મીરનબર્ગ વી. લેમોચર (૧૮૯૩) ૨ કયુ. બી. ૧૮૩; જુઓ એન. પ્રેકટીસ (૧૯૦૮) ૧, ૨૪૫).

**ખોટું સમજાવવુંઃ**—દરેક ખોટુ સમજાવવામાં આવેલું કહેવામાં આવેલું હોય તે બતાવવું જોઇએ (ન્યુપોર્ટ અને કંપની વી. પેઇન્ટર (૧૮૮૬) ૩૪ સી. ડી. (૧૯૦૮) ૧ ૨૪૫) તે કાણે અને કોહોને અને મુખજુબાનીથી અથવા લખીને ખોટું સમજાવેલુ છે તે બતાવવું જોઇએ; જો તે લખી ન હોય તો તે દસ્તાવેજ બતાવવો જોઇએ (સેલીગમેન વી. યંગ ડબલ્યુ. એન. (૧૮૮૪) ૯૩. જુઓ એન. પ્રેકટીસ. (૧૯૦૮) ૧, ૨૪૬).

**કસુરઃ**—જે કાંઈ કસુર મદદ કરે તેવી અથવા બીજી રીતની કહેવામાં આવેલી હોય તેની સંપુર્ણ વીગત બતાવવી જોઇએ (જુઓ વેસ્ટરેંન્ડ કંપની વી. રેકશ. (૧૯૦૫) ૨ કે. બી. પા. ૪૦૦; અને ઓજર્સ પા. ૭૭, ૧૩૩).

**કોરટમાં વસુલ આપવું તે:**--આગળ ઓ. ૨૪, રૂ. ૨ પ્રમાણે નોટીસ સાથે જ્યારે આવુ વસુલ આપેલું હોય ત્યારે તેની વીગત લખેલી ફેરીયતમાં હમેશાં બતાવવી જોઇએ (એન પ્રેકટીશ (૧૯૦૮) ૧, ૨૪૬) પરંતુ ઇંગ્લાન્ડમાં એવું ઠરાવેલું છે કે તે બતાવવામાં આવેલું ના હોય તો તેથી વસુલ આપ્યુ નથી એવું થતુ નથી (બેનીંગ વી. ઇલિફોર્ડ ગ્યાસ કંપની) (૧૯૦૭) ૨ કે. બી. ૨૯૦).

**રસ્તાનો હક:**--રસ્તાનો હક ઠરાવવાના દાવામાં દાવાઅરજીમાં જે રસ્તાનો હક કહેવામાં આવેલો હોય તે રસ્તાનો બરોબર માર્ગ અને તેનો છેડો બતાવવો જોઇએ (હેરીસ વી. જેનકીન્સ (૧૮૮૨) ૨૨ સી. ડી. ૪૮૧)

**નીંદા:**--જે શબ્દો વાપરવામાં આવેલા તે ચોકસ શબ્દો અને જે શખસોને કહેવામાં આવેલા હોય તે શખસોના નામ અને પ્રસીધ કરયાની તારીખ દાવાઅરજીમાં બતાવવી જોઇએ (રેશેલ વી. બ્યુકેનન (૧૮૮૬) ૧૬ કયુ. બી. ડી. ૬૫૬; જુઓ ઓજર્સ ઓન લાયબેલ અને સ્લેન્ડર, ૪ થી આવૃતી ૫૮૨)

**૫.** સદરહુ દાવાના અથવા બચાવના પ્રકાર બાબત વધારે તથા વધારે સારી હકીકત, અથવા કોઇપણ પ્લીડિંગમાં લખેલી કોઇપણ વાત બાબત વધારે સારી વિગત, ખરચ તથા બીજી બાબતના સંબંધમાં વાજબી હોય તે શરતે, લખી આપવાનો હુકમ કરવાનો સઘળે પ્રસંગે અધિકાર છે.

વધારે હકીકત તથા વધારે સારી હકીકત અથવા વિગત.

**કલમ નવી.**

**આર. એસ. ઓ. ૧૯ રૂ. ૭**

**ટીકા રીવાજ:**—આ રૂલ પ્રમાણે અરજ કરવાની રીતી દરેક હાયકોરટે કરેલા ધારાથી નક્કી ઠરાવવાની છે; ઇંગ્લાન્ડમાં ચેંબર્સમાં મારતરની રૂબરૂ સામા પક્ષકાર ઉપર સમન્સ કરવાથી આવી અરજીઓ કરવામાં આવે છે (જુઓ એન. પ્રેકટીસ (૧૯૦૮) ૧, ૨૪૯)

સામાન્ય નીયમ એવો જણાય છે કે જ્યારે દેખીતી રીતે એવું હોય કે દાવાની તપાસ વખતે બીજી રીતે અરજદાર જાણે નહી કે સામો પક્ષકારનો હેતુ મારા વીરૂધ શી બાબત તપાસ કરાવી સાબેત કરવાનો છે ત્યારે વધારે વીગત વીશે હુકમ કરવો જોઇએ (સદરહુ ૨૫૧) બીજી બાજુ તરફના શાક્ષીઓના નામ જાણવાને તેનો હક નથી તેમ તેઓના પુરાવની વીગત જાણવાનો પણ તેનો હક નથી, પણ તપાસ બાબત યોગ્ય રીતે તૈયાર થઇ શકે તે સારૂ જો આ બાબતો જાણવાની જરૂર હોય તો તે જણાવવી તે બંધ રાખી શકતા નથી (મેરીયટ વી. ચેંબરલેન (૧૮૮૬) ૧૭ કયુ. બી. ડી. ૧૫૪, ૧૬૧; ઝીવેનબર્ગ વી. લેબોચર (૧૮૯૩) ૨ કયુ. બી. ૧૮૭; ૧૮૮ જુઓ એન. પ્રેકટીસ. (૧૯૦૮); ૨૫૦) જો હકીકત મુદ્દાની ના હોય તેવી હકીકત કહેવામાં આવેલી હોય તો તેની વીગત બતાવવાને ઇંગ્લાન્ડમાં હુકમ કરવામાં આવતો નથી તેમને કહેલી હકીકત બાબત પુરાવનો બોજો અરજદાર ઉપર હોય તે હકીકતની વીગત બતાવવાને પણ હુકમ કરવામાં આવતો નથી (એન પ્રેકટીસ (૧૯૦૮.) ૨૫૧).

**દુરસ્ત કરવાની પરવાનગી**--શરતો કરીને કોરટ ખાસ પરવાનગી આપે તે શીવાય એકાદો પક્ષકાર પોતાની આપેલી વીગતથી બંધાએલો છે અને તેમાં જે બતાવેલી ના તે વીગતમાં સુનાવણી વખતે પેસવાને તે પક્ષકારને પરવાનગી આપવી ના જોઇએ (વુલી વી. બ્રાડ (૧૮૯૨) ૨ કયુ બી. ૩૧૭) માટે જો એકાદો પક્ષકાર જે નવી બાબત વીશે,

સુનાવણી વખતે પુરાવ આપવાને મરજી રાખે તેવી નવી બાબત તેને માલુમ પડે તો, તેણે પોતાનુ પ્લીડીંગ દુરસ્ત કરવાને અથવા તેમાં વધારો કરવાને અરજ કરવી જોઇએ (જુઓ યોર્કશાયર પ્રોવીડન્ટ કંપની વી. ગીલબર્ટ (૧૮૯૫) ૨ કયુ. બી. ૧૪૮; અને એન. પ્રેકટીસ (૧૯૦૮) ૧, ૨૫૨ મે બતાવેલા દાવા) આ બરોબર વખતે કરવુ જોઇએ કે જેથી કરીને બીજા પક્ષકારને પોતાની હકીકત તૈયાર કરવામાં હરકત થાય નહીં, અને ઇંગ્લાન્ડમાં તે વખતે વીગત દુરસ્ત કરવાની અરજી સાધારણ રીતે ના મંજુર કરવામાં આવે છે (એન. પ્રેકટીશ (૧૯૦૮) ૧, ૨૫૨)

અગાડીની શરત.

**૬.** જે કોઇ અગાડીની શરત પુરી કરવાના અથવા પાળ્યાના સંબંધમાં તકરાર કરવાની હોય તે શરત પ્રસંગ પ્રમાણે, વાદીએ અથવા પ્રતિવાદીએ પોતાની પ્લીડિંગમાં સ્પષ્ટ રીતે નિર્દિષ્ટ કરવી જોઇએ; અને તેને અનુસરીને વાદીના અથવા પ્રતિવાદીના દાવાને જરૂરની સઘળી અગાડીની શરતો પુરી કર્યાની અથવા પાળ્યા બાબતની ખાત્રી તેની પ્લીડિંગમાં ગર્ભીત રીતે દર્શાવવી જોઇયે. **કલમ નવી.**

આર. એસ. ઓ. ૧૯, રૂ. ૧૪.

**ટીકા**—આ રૂલના શબ્દોમાં દરેક પ્રકારની અગાડીની શરતો આવી જાય છે અને તે શરતો પ્રમાણે યોગ્ય રીતે ચાલ્યાની બાબત તપાસ વખતે કહેવામાં આવે તે શરતો બતાવવામાં આવે નહી તો તે શાંકીત રીતે બરોબર છે એવુ પ્રથમ જણાય છે પણ તેવાજ રૂલ પ્રમાણે ઇંગ્લાન્ડમાં ઠરાવેલું છે કે જે કહેલી બાબત ઉપરથી ખરી રીતે દાવાના કારણનો ભાગ થતો હોય તે બતાવવી જોઇએ (એન. પ્રેકટીશ. (૧૯૦૮) ૧. ૨૫૬) સરસમાં સરસ દ્રષ્ટાંત બીલ્સ ઓફ એકસચેંજ અને હુંડીયોની રૂએના અમુક દાવાને પુષ્ટી આપવાને વેચાય તેવા લેખોના એકટ પ્રમાણે નહી સ્વીકાર કર્યાની નોટીશનો છે આ હમેશાં કહેવુ જોઇએ તેમજ ઉઘરાણી આપવા માંડવાની બાબત અને વેચાણના કરારની રૂએના દાવામાં તૈયારી અને ખુશી બતાવવી જોઇએ તેથી કસોટી એવી જણાય છે કે:—તે કહેવાની બાબત દાવાના કારણનો ભાગ છે કીંવા નહી: જો તેમ હોય તો, તે વીશે તકરાર બતાવવી જોઇએ (આ રૂલ પ્રમાણે સરકારી અમલદારો ઉપરના દાવામાં આવા દાવાની નોટીસનો સમાવેશ થાય છે એવું જણાય છે; જો પ્રતીવાદી તે નોટીસ બાબતની તકરાર કરવાને મરજી રાખતો હોય તો, તે પોતાની લખેલી કેફીયતમાં તે તકરાર બતાવી શકે છે, પણ તે ખાસ રીતે કરે ત્યાં સુધી વાદી થોભી શકે છે. જુઓ ઓ. ૮, રૂ. ૨ આગળ.

પ્લીડિંગમાં ફેરફાર કરવો.

**૭.** કોઇપણ પ્લીડિંગમાં સુધારો કરવાનો હોય તે શિવાયને પ્રસંગે તેમાં, તે પ્લીડિંગ કરનારા પક્ષકારની અગાડીના પ્લીડિંગની વિરૂદ્ધ હોય એવા દાવાનો કોઈપણ નવો મુદ્દો કાઢવો નહીં અથવા તેવી કોઇપણ વાત બન્યાનું લખવું નહીં. **કલમ નવી.**

આર. એસ. ઓ. ૧૯. રૂ. ૧૬.

**ટીકા**—આ ઉપરથી ફકત એક નીયમ ઠરાવેલો છે તે પ્રમાણે દરેકોઈ બાબદ વકીલ

અલબત ચાલશે, નવીન અથવા બીજી રીતે જાણવાની એકાદો નવો દાવો અથવા બતાવવામાં આવેલા બચાવથી જુદો બચાવ બતાવવાની જરૂરી ઉપન્ન થાય તો, અસલ પ્લીડીંગ દુરસ્ત કરવાની પરવાનગી લેવાને અરજ કરવી તે સરસમાં સરસ હાલ ફકત ઇલાજ છે.

કરાર થયાની નાકબુલી. — કલમ નવી.

૮. જ્યારે કરાર થયો છે એમ કોઇપણ પ્લીડિંગમાં જણાવ્યું હોય ત્યારે, તે કરાર થયાની વાત વિરૂદ્ધ પક્ષ માત્ર નાકબુલ કરે તો, કરારથયાનું જણાવ્યું હોય તે કરાર બરોબર થયો નથી એમ અથવા જે ઉપરથી તે થયાનું અનુમાન થઇ શકે એવી મુદ્દાની બાબત નાકબુલ કરી છે એટલુંજ માત્ર સમજવું, અને એવા કરારનું કાયદેસરપણું અથવા કાયદા પ્રમાણે પુરતાપણું ના કબુલ કર્યું છે એમ સમજવું નહી.

આર. એસ. ઓ. ૧૯, રૂ. ૨૦.

**ટીકા**—આ રૂલ સદરહુ રૂલમાં ઠરાવેલા નીયમનુ મતલબે દ્રષ્ટાંત છે જો એકાદો પક્ષકાર એક કરાર રદ કરાવવાને મરજી રાખતો હોય તો તે વીશે શા કારણથી તે વાંધો લે છે તે તેણે સ્પષ્ટ રીતે બતાવવુ જોઇએ એટલે તે કરાર કર્યાની હકીકત ઇનકાર કરે છે અથવા તે કપટ, ખોટુ સમજાવવાથી અથવા ભુલ વીગરે કારણથી તે કરવાને લલચાએલો હતો તે તેણે બતાવવું જોઇએ જુઓ ઓ. ૮ રૂ. ૨ આગળ.

દસ્તાવેજની મતલબ લખવી. — કલમ નવી.

૯. જ્યારે જ્યારે કોઇપણ દસ્તાવેજનો મજકુર મહત્વનો હોય ત્યારે તે દસ્તાવેજના અથવા તેના કોઇ ભાગના ચોકસ શબ્દો મહત્વના હોય તે શિવાયને પ્રસંગે, કોઇપણ પ્લીડિંગમાં તે સઘળા દસ્તાવેજનો અથવા તેના કોઇપણ ભાગનો ઉતારો ન કરતાં તેની મતલબ બનતાં સુધી ટુંકમાં લખી હોય તો બસ થશે.

આર. એસ. ૧૯ રૂ. ૨૧.

**ટીકાઃ**—લાયબલ બાબતનું નુકશાનના દાવામાં ચોકસ શબ્દો મુદ્દાના છે અને જ્યારે એક વીલ અથવા બીજા દસ્તાવેજના અર્થ કરવાને માંગેલુ હોય ત્યારે જો તે બરોબર શબ્દો મુદ્દાના હોય તે પ્લીડીંગમાં બતાવવા જોઇએ ( ડરબીશાયર વી. લે ( ૧૮૯૬ ) ૧ કયુ. બી. ૫૫૮, ૫૫૯ જુઓ એન. પ્રેકટીસ ( ૧૯૦૮ ) ૧, ૨૬૪ ).

દ્વેષબુદ્ધિ માહિતી વગેરે. — કલમ નવી.

૧૦. જ્યારે જ્યારે કોઇપણ શખસના દ્વેષબુદ્ધિ વિશે અથવા તેના કપટના ઇરાદા વિશે અથવા તેની માહિતિ વિશે અથવા મનની બીજી સ્થિતિ વિશે ઉલ્લેખ કરવાનું મહત્વનું દેખાય ત્યારે, જે પ્રસંગો ઉપરથી તેવું અનુમાન કરી શકાય તેનું વર્ણન નહીં કરતાં તે હકીકત બન્યાનું જણાવવું બસ થશે.

આર. એસ. ઓ. ૧૯ રૂ. ૨૨.

**ટીકાઃ**—આ રૂલથી ફકત મુદ્દાની હકીકત તકરારમાં બતાવવી જોઇએ અને જે પુરા-

તલ થાય છે એવો પુરાવ થતો નથી ( રામબીજય વી. જગતપાળ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૧૧૧, અને જુઓ નાગપા વી. મપાપા ( ૧૮૬૪ ) ૨ મુ. હા. કો. ૩૪૧ )

**વર્ણન બાબત હરકતો**—વર્ણનની ખામી બાબતો હરકતો ઘણીજ વહેલી તકે અને પહેલી સુનાવણી પહેલાં દેખીતી રીતે લેવી જોઇએ ( રાજનારાયણ વી. યુનીવરસલ લાઇફ એસ્યુરંસ કંપની ( ૧૮૮૧ ) ૭ ક. ૫૯૪. પા. ૬૦૨ )

**આંક**—જોકે એવુ જણાતું હોય કે એક બીજી કોર્ટની હકુમત રહે નહી તેવી રીતે એક વીશેશ બાબત અયોગ્ય રીતે દાવો કરેલો છે તોપણ, એકાદા દાવાનો દાવા અરજી પ્રમાણે સમજવો જોઇએ ( હમીદુન્નીસા વી. ગોપાળચંદ્ર ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો ૫૫૬ )

**દાવા અરજના નમુના**—જુઓ પરીશીષ્ટ ૧ એપી. અ.

**૨.** જ્યારે વાદી પૈસા વસુલ કરવાની તજવીજ કરતો હોય, ત્યારે માંગેલી ખરેખરી રકમ ફરિયાદઅરજીમાં લખવી જોઇએ; કલમ ૫૦.

પૈસા બાબતની ફરિયાદમાં.

પણ જ્યારે દરમ્યાનની ઉપજની અથવા વાદી પ્રતિવાદી વચ્ચે રજુઆત ન થએલો હિસાબ નકી કરીને જે બાકી લેહેણી નીકળે તે લેવાની વાદી ફરિયાદ કરે, ત્યારે દાવાની, રકમનો અજમાસ કાઢીને તે રકમ ફરિયાદઅરજીમાં લખવી જોઇયે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૦.

**ટીકા**--આ રૂલ હાયકોર્ટને તથા સ્મોલકોઝ કોરટોને લાગુ છે.

**૩.** ફરિયાદનો વિષય સ્થાવર મિલકત હોય, ત્યારે તે ઓળખાવી શકાય તેટલું તેનું વર્ણન ફરીયાદ અરજીમાં લખવુ, અને તે મિલકત ચતુઃસિમાથી અથવા જમાબંદીના કે મોજણીના દફતરમાંના નંબરથી ઓળખાતી હોય તે પ્રસંગે, તે ચતુઃસિમા અથવા નંબર ફરિયાદઅરજીમાં લખવા, કલમ ૫૦.

ફરિયાદના વિષય સ્થાવર મિલકત હોય ત્યારે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૦.

**ટીકા**--આ રૂલ હાયકોરટ તથા પ્રો. સ્મોલકોઝ કોરટોને લાગુ છે.

**હદ**--હદ ઠરાવવાના દાવામાં હદનુ ઉલંઘન કરેલુ છે, એવુ બતાવવુ જોઇએ ( અમીરનીસા વી. ગોપાળ ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૧૩૪ ) એવું ઠરાવેલું છે કે એકાદો દાવો એવા કારણથી કાહાડી નાખી શકાતો નથી કે દાવાઅરજીમાં વર્ણન કરેલું છે તે પ્રમાણેની તકરારી જમીન ઓળખી શકાતી નથી ( કાઝીમશેખ વી. દાનેશશેખ ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો. ૫૭૪ ) અથવા પ્રતીવાદીના કબજાની જમીન દાવાઅરજીમાં બતાવેલી નથી ( રેઝાઅલી વી. પુર્ણાનંદ ( ૧૮૭૦ ) ૯ બં. લા. રી. એપ ૮૪; ૧૪ વી. રી. ૪૭૪. જુઓ વળી જનાબઅલી વી. ગુલામઆસદ ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૧૮૭ )

૪. વાદી વારસ વકીલ તરીકે ફરિયાદ કરે ત્યારે, ફરિયાદના વિષયમાં તેને પ્રત્યક્ષ ચાલુ હક સંબંધ છે એમ ફરિયાદઅરજીમાં દર્શાવવું જોઇએ એટલુંજ નહીં, પરંતુ તે બાબતની ફરિયાદ માંડવાને જે (કાંઇ) જરૂરની તજવીજ કરવી જોઇએ તે તેણે કરીછે તે પણ દર્શાવવું જોઇએ.

વાદી વારસ વકીલ તરીકે ફરિયાદ કરે ત્યારે.

કલમ ૫૦.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૦**

**ટીકાઃ**—આ રૂલ હાયકોરટને અને પ્રો. સ્માલકાઝ કોરટોને લાગુ છે.

**પ્રતીનિધી તરીકેની સ્થીતીઃ**—એક મજીયારા કુટુંબ તરફથી જો એક હિંદુ દાવો કરે તો તેણે પોતાની દાવાઅરજીમાં બતાવવું જોઇએ ( ગનસાવંત વી. નારાયણ ( ૧૮૮૩ ) ૭ મું. ૪૬૭) તેવીજ રીતે એક વિધવા ઉપર તેણીના મરનાર ધણીના વારસ તરીકે દાવો કરેલો હોય તો તેણીનુ વર્ણન તે પ્રમાણે કરવું જોઇએ ( ગીરધરલાલ વી. બાઇ શીવ. ( ૧૮૮૪) ૮ મું. ૩૦૫; લોકીમાહાતો વી. અઘોરી ( ૧૮૮૦ ) ૫ ક. ૧૪૪ ) માટે જો તે વહીવટદારના હોય અને લેહેણું કુટુંબનુ ના હોય ( હરીવીઠલ વી. જેરામ ( ૧૮૯૦ ) ૧૪ મું. ૫૯૭ ) નો આ સામાન્ય નીયમ છે ( શંકરન વી. પારવથી ( ૧૮૮૯ ) ૧૨ મ. ૪૩૭ ) મુસલમાન એકઝીક્ટરો કેટલાક શખસોના હોય અને ફક્ત એક શખસ દાવો કરવાને ઇચ્છા રાખતો હોય તો તેને દાવો કરતા પહેલાં પ્રોબેટ લેવાની જરૂર નથી, અને સને ૧૮૮૧ નો એકટ ૫ મો પાસ થયો ત્યારથી હિંદુ વીલોના એકઝીકયુટરોને તેજ નીયમ લાગુ છે ફીશ્રકીંકર વી. પંચુરામ (૧૮૯૦) ૧૭ ક. ૨૭૨; કનૈયાલાલ વી. મણી (૧૮૯૬) ૧૮ અ. ૨૬૦ ) પણ જુઓ ફાતમા વી એસા ( ૧૮૮૩ ) ૭ મું. ૨૬૬ તેમાં એવું ઠરાવેલું છે કે એક મરનાર મુસ લમાનનો એકઝીકયુટરે સને ૧૮૮૧ નો એકટ ૫ મો અમલમાં આવ્યો ત્યારથી પ્રોબેટ લીધુ ના હોય, ત્યાં સુધી વશીયત કરનારની મીલકત તરફથી તે હાજર થઇ શકતો નથી. હિંદુ વીલ એકટ પ્રમાણે હિદુ એકઝીકયુટરની બાબતમાં જુદી રીતે છે. મુલ્લા વી. ઇશા ( ૧૮૮૪ ) ૮ મુ. ૨૪૧, પણ જુઓ ભાગવતશંગ વી. બેચરદાસ ( ૧૮૮૨ ) ૬ મુ. ૭૩ એક કરારની રૂઇએ એક હિંદુના એકઝીકયુટરોએ દાવો કરેલો હતો, તેમાં એવી હરકત લેવામાં આવલી હતી કે વારસોને દાખલ કરવા જોઇએ તો તે હરકત ના મંજુર કરેલી હતી અને વાદીએ પ્રતીનાધી તરીકે વસુલ કરેલું છે, સદરહુ. વળી જુઓ બ્રજનાથ વી. આનંદમાઇ ( ૧૮૭૧ ) ૮ બં. લા. રી. ૨૦૮; રાજનારાયણ વી. યુનીવરસલ લાઇફ એસ્યુરંસ કંપની ( ૧૮૮૧ ) ૭ ક. ૫૯૪ ). એક દાવો પ્રતીવાદીનુ વર્ણન મીસસ સારાહા જી. બાર્લો, મસુરી એવું કરીને તેંણીના ઉપર કરેલો હતો અને તે દાવાઅરજીની અંદર એવું કહેવામાં આવેલુ હતુ કે તે ફેણુહારની એકઝીકયુટર સ્ત્રી છે તો તે દાવો તેંણીના ઉપર એક સ્ત્રી એકઝીકયુટર તરીકેનો છે ( મસુરીબેંક વી. બાર્લો ( ૧૮૮૭ ) ૯ અલ્હા. ૧૮૮ ).

**વારસાનું સર્ટીફીકેટઃ**—જુઓ સને ૧૮૮૯ ના એકટ ૮ ની કલમ ૪ ગુજરી ગયેલા લેણદારના એસાઇનીને વારસાના સરટીફકેટ વીના જે લેણું એસાઇન કરેલું હોય તે લેણા બાબત તે એસાઇની દાવો કરી શકતો નથી ( કરૂપસ્સામી વી. ૪૧૯) પીચુ (૧૮૯૨ ) ૧૫ મ. એકાદુ બતાવેલું લેણું અથવા લેણા વસુલ કરવાને સરટીફીકેટ આપી શકાય છે. (ઇંદ્રામનના

કામમાં ( ૧૮૯૬ ) ૧૮ અ. ૪૫ ) પણ એકાદા લેણાનો ફક્ત ભાગ વસુલ કરવાને સરટીફીકેટ આપી શકાતું નથી ( મહમદઅલ્લી વી. પટાન ( ૧૮૯૭ ) ૧૯ અ ૧૨૯ ) મદ્રાસમાં એકાદ ગામના મુનસીફની કોરટમાના દાવાને વારસાના સરટીફીકેટનો એકટ લાગુ થાય છે ( રાસીબી ચમાલ વી. હોલાગ પદેયાચી ( ૧૮૯૮ ) ૨૧ મ. ૧૧૫ ) વારસાના સરટીફીકેટનો એકટ અમલમાં આવતાં પહેલા જે કામ ચલાવેલું હોય તે સરટીફીકેટની જરૂર નથી ( અમાન વી. ગુરૂમુર્તી ( ૧૮૯૩ ) ૧૬ મ. ૬૪; ફતેહચંદ વી. મહમદબક્ષ ( ૧૮૯૪ ) ૧૬ અ. ૨૫૯ ). ને એકટના હેતુ પ્રમાણે એકાદા લેણાનો અનીશ્ચીત દાવો નથી ( સબજ્યુ વી. હુરદીન ( ૧૮૯૫ ) ૨૨ મ. ૧૩૫ ) એક વિધવા પોતાના ધણીની ત્રસ્ટી તરીકે વારસ થયેલી હતી અને તે ત્રસ્ટી એક બક્ષીસનું જે લેણું હતું તે બાબતનો હતો તેથી તે વીધવાએ કરેલા દાવામાં ઠરાવ્યું છે કે તાણીએ વારસાનું સરટીફીકેટ મેળવેલુ નહિં તેથી એક હુકમનામું મેળવવાનો તેણીનો હક જતો નથી ( મલીકારગ્જુન વી. શ્રી દેવામા ( ૧૮૯૭ ) ૨૦ મ. ૧૬૨; લા. રી. ૨૪. ઈ. અ. ૭૩. કયુરેટરના એકટ ( સને ૧૮૪૧ ના ૧૯ ) પ્રમાણે નીમાયેલા એક કયુરેટર્સ ક. ૪ પ્રમાણે સરટીફીકેટ લેવાની જરૂર નથી ( બનાસાબ વી. નસોપા ( ૧૮૯૬ ) ૨૦ મું. ૪૩૭ ). પાછળ હયાત રહ્યાના હકથી કુટુંબની મીલકત બાબત જ્યારે અરજદારનો દાવો હોય ત્યારે સરટીફીકેટની જરૂર નથી ( જગમોહન વી. ચાલુ મારીયા ( ૧૮૯૫ ) ૧૯ મું. ૩૩૮; પટેશરી વી. ભગવતીપ્રસાદ (૧૮૯૫) ૧૭ અ. ૫૭૮; પાલમન્જુ વી. બપાના ( ૧૮૯૯ ) ૨૨ મ. ૩૮૦ ). અથવા મજીઆરા કુટુંબનું જે લેણું હોય તે બાબત સરટીફીકેટની જરૂર નથી ( સુબ્રમન્યન વી. વી સર્વે ( ૧૮૯૭ ) ૨૦ મ. ૨૩૨; વ્યંકટ રામાનુંઆ વી. વ્યંકાયા ( ૧૮૯૧ ) ૧૪ મ. ૩૭૭; ભોજરાજ વી. ભૈરવપ્રસાદ ( ૧૮૯૬ ) ૨૩ ક. ૯૧૨; બંશનચંદ્ર વી છત્રપતસીંગ ( ૧૮૯૬ ) ૧ ક. વી નો ૩૨ ); અથવા એકાદા મરનાર શખસના મરણ પછી જે લેણું થયેલ તે બાબત સરટીફીકેટની જરૂર નથી ( નેમધારી વી. બીશેશરી ( ૧૮૯૭ ) ૨ ક. વી. નો ૫૯૧ ) જો દાવાવાળી સાંથ એક મરનારના મરણ પછી લેણી થયેલી હોય તો તે મરનારની મીલકત પૈકીની નથી માટે વારસાના સરટીફીકેટની જરૂર નથી ( રણછોડદાસ વી. બગુબાઈ ( ૧૮૯૪ ) ૧૮ મુ. ૩૯૪ ) પરંતુ બંગાળામાં વારસાના સરટીફીકેટ એકટની ક. ૪ ના હેતુ પ્રમાણે સાંથ એક લેણું નથી ( નાગેંદ્રનાથ વી. સતદળબાસીની ( ૧૮૯૯ ) ૨૬ ક, ૫૩૬; ૩ ક. વી. નો. ૨૯૪ ). અમુક ગીરોવાળી મીલકત વેચવાને એક હુકમનામું કરવામાં આવેલું હતું; ઠરાવ્યું છે કે આ હુકમનામું દેણદાર ઉપર પોતાનું દેવું આપવાનું નથી અને તેથી સરટીફીકેટની જરૂર નથી અને એક વાદીએ સરટીફીકેટ લીધેલું અને તે ગુજરી ગયેલો તેથી તેની જગાએ એક વાદીને દાખલ કરેલો તેની બાબતમાં તે એકટ લાગુ છે કીંવા નહિ તે શક ભરેલું છે ( બૈદનાથ વી. શામનંદ ( ૧૮૯૫ ) ૨૨ ક. ૧૪૩ ). મરનાર વાદીએ જે દાવો કરેલો હોય તે તેનો કાયદેસર વારસ વકીલ વહીવટનું સરટીફીકેટ લીધા વીના ચલાવી શકે છે. અવા કામમાં પ્રતીવાદી ફક્ત એટલો આગ્રહ કરી શકે છે કે હુકમનામું કરતાં પેહલાં તેની તરફથી સંપુર્ણ રીતે હાજર થવું જોઇએ ( ટોરઓસા વી. પ્રાગજી ( ૧૮૯૨ ) ૧૬ મુ. ૫૧૯ ).

**હિંદુ વીધવાઃ**—કજીઓ ચાલતાની દરમીયાનમાં દતક લીધેલો પણ તેને કામમાં દાદાખલ કરેલો નહિં તો તે દતક તરફથી એક હીંદુ વીધવા હાજર થઇ શકે છે ( [illegible]

વી. ભુવનેશ્વરી ( ૧૮૮૯ ) ૧૬ ક. ૪૦; લા. રી. ૧૬ ઈ. અ. ૧૫૫ ) મીતાક્ષરાનો નીયમ લાગુ થાય તેવા એક મજીઆરા હીંદુ કુટુંબનો એક અંગભુત મરણ પામે તો તે તેના લેણા બાબત મજીઆરી મીલકત જવાબદાર થાય તે પ્રમાણે તેની તરફથી વીધવા હાજર થઇ શ-કતી નથી ( ફુલબાસકુંવર વી. લાલા જોગેશ્વર ( ૧૮૭૬ ) ૧ ક. ૨૨૬; લા. રી. ક. ૪. અ. ૭ એકાદી વીધવાએ મુકેલી મીલકત તરફથી કોણ હાજર થાય તે વીશે જુઓ જાના વી. ભાઇશંકર ( ૧૮૯૨ ) ૧૬ મું. ૨૩૩ પા. ૨૩૭; રામકીશોર વી. કાળીકાંત ( ૧૮૮૧ ) ૬ ક. ૪૭૯ ).

**૫.** **ફરિયાદના વિષયમાં પ્રતિવાદીનો હિતસંબંધ છે, અથવા તેમાં મ્હારો હિતસંબંધ છે એમ પ્રતિવાદી કહે છે એમ અને વાદીની માગણીનો જવાબ દેવાને પ્રતિવાદી પાત્ર છે એમ ફરિયાદઅરજીમાં દર્શાવવું જોઇએ.** **કલમ ૫૦.**

પ્રતિવાદીનો હિત સંબંધ તથા તેની જવાબદારી દર્શાવવી જોઇએ.

## સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૦

**ટીકાઃ**—આ રૂલ હાયકોરટ તથા પ્રોવીન્શીઅલ સ્માલકાઝ કોરટને લાગુ છે.

જુના કાયદામાં આ ઠરાવ હતો તેનો ખુલાસો કરવાને નીચેનું દ્રષ્ટાંત આપેલું હતું.

**દ્રષ્ટાંતઃ**—(**અ**) **બ** નું મૃત્યુપત્ર ચલાવનાર તરીકે આ ફરીયાદ કરે છે, ત્યારે ફરીયાદ અરજીમાં દરશાવવું જોઇએ કે **અ** એ **બ** નું મૃત્યુપત્ર સાબીત કર્યું.

( **બ** ) ક ની મીલકતના વહીવટદાર તરીકે **અ** ફરીયાદ કરે છે, ત્યારે ફરીયાદ અરજી-માં દરશાવવું જોઇએ કે, ક ની મીલકતનો વહીવટ **અ** ને મળેલો છે.

( **ક** ) ડ એક નાની ઉમરના મુસલમાન છોકરાનો તન પાલન કરનાર તરીકે **અ** ફરીયાદ કરે છે. મુસલમાની સરેહ અને રીવાજ પ્રમાણે ડ નો પાલન કરનાર **અ** નથી. તારે ફરીયાદ અ-રજીમાં જણાવવું જોઇએ કે **અ** ને ડ ના મુકરર પાલન કરનાર નીમેલો છે.

**પ્રતીવાદીનો સબંધ તથા જવાબદારી જણાવવી જોઇએ**--ફરીયાદ અરજી-માં એમ દરશાવવું જોઇએ કે પ્રતીવાદીનો દાવાના વિષયમાં સબંધ છે. અથવા તેમાં મારો સબંધ છે એમ પ્રતીવાદી કહે છે અને વાદીની માગણીનો તેની પાસેથી જવાબ લેવાને તે પાત્ર છે.

**દ્રષ્ટાંતઃ**—પોતાના મૃત્યુપત્ર ચલાવનાર **બ** ને મૃત્યુ લેખ દાન લેનાર **ક** ને, અને પો-તાના સ્ટેટના દેણદાર ડ ને મુકીને **અ** ગુજરી જાય છે. ડ ના ઉપર ક ફરીયાદ કરે છે એવી રીતની કે ક ના મૃત્યુ લેખદાનને પેટે ડ ને તેનું કરજ અપાવવાની ફરજ પાડવી તારે ફરી-યાદ અરજીમાં એમ દરશાવવું જોઇએ કે બ એ તેના કારણ ડ ના ઉપર ફરીયાદ કરવાને ના પાડેલ છે અથવા ક ને દગો દેવાને બ ને ડ મળીને ગયા છે અથવા જેથી ક નો જ-વાબદાર ડ થાય એવી બીજી કાંઇ હકીકત બનેલી છે.

**મુદતનો કાયદો લાગુ ન પડવાનાં કારણોઃ**—દાવાનું કારણ ઉત્પન્ન થયા પછી ફરી-યાદ કરવાને કોઇ કાયદામાં સાધારણ રીતે જે મુદત કરેલ હોય તે મુદત વીતી ગયા પછી ફરી-યાદ કરી હોય તો તે કાયદો લાગુ ન પડવાનું કારણ ફરીયાદ અરજીમાં બતાવવું.

**અગાડીની સરત વીશેના ઠરાવનો અને તે બાબત ઓ. ૬ રૂ. ૬ માં પ્લીડીંગ છે**

તેનો મુકાબલો કરો.

ઠરાવેલું છે કે એકાદા મરનાર શખસની મીલકતનું વહીવટપત્ર એકાદા શખસને દાવો કરવાનો હક થાય તેવી રીતે આપવામાં આવેલું ના હોય તો તે મીલકતના વહીવટદાર તરીકે તે શખસે દાખલ કરેલો દાવો ચાલવા લાયક નથી બંગાળાના એડ મી. જનરલ વી. લલીતમોહનરાય ( ૧૯૦૮ ) ૧૨ ક. વી. નો. ૭૩૮ ); પણ છાપખાનામાં છાપવા આવતી વખતે આ ફેંસલા ઉપર અપીલ ચાલુ છે.

**૬.** મુદતના કાયદામાં જે મુદત કહી હોય તે મુદત વીતી ગયાપછી ફરિયાદ કરી હોય તે પ્રસંગે, તે કાયદો લાગુ ન પડવાનું કારણ ફરિયાદઅરજીમાં બતાવવું. (કલમ ૫૦)

મુદતનો કાયદો લાગુ ન પડવાનાં કારણો.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૦**

**ટીકા:**—આ રૂલ કોયકોરટ તથા પ્રોવીન્શીઅલ સ્માલકાઝ કોરટને લાગુ છે.

**મુદત:**—આ રૂલ હુકમ તરીકે છે. દાવાઅરજી જોતાંજ વાદી એવું બતાવવાને બંધાયલો છે કે મુદતની અંદર દાવાનું કારણ ઉત્પન્ન થયેલું છે ( બરૂક વી. ગીબન ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૪૭ ). અને મુદતની માફી મળવાને કાંઇ કારણ વીશે તેણે કાંઇ તકરાર કરેલી ન હોય તો તે કારણનો ફાયદો તે લઇ શકતો નથી ( જોગેશ્વરરાય વી. રાજનારણમીત્ર ( ૧૯૦૪ ) ૩૧ ક. ૧૯૫; ૮ ક. વી. નોટ ૧૭૧, વળી જુઓ બીનોદબીહારી મુકરજી વી. રાજનારણમીત્ર ( ૧૯૦૩ ) ૩૦ ક. ૬૯૯; ૭ ક. વી. નો. ૬૫૧ ).

**૭.** જે કાંઇ દાદ અથવા તેને બદલે બીજું જે કાંઇ વાદી માંગતો હોય તે દાદ અથવા તે બીજું દરેક ફરિયાદ અરજીમાં સ્પષ્ટ રીતે લખવું, અને સાધારણ અથવા બીજી દાદ માંગવાની જરૂર નથી; કારણ તે માંગેલી હોય તે પ્રમાણેજ, કોર્ટને યોગ્ય લાગે તેટલે સુધી આપવાનો હંમેશ અધિકાર છે. અને આજ નિયમ પ્રતિવાદીએ પોતાની લેખી કેફીયતમાં માંગેલી કોઇપણ દાદને લાગુ છે એમ સમજવું. (કલમ નવી)

જે દાદ માગી હોય તે સ્પષ્ટ રીતે લખવી.

**આર. એસ. ઓ. ૨૦ રૂ. ૬.**

**ટીકા**—એકાદી દાવા અરજીમાં દાદ માગવા સમ્બંધી ઇંગ્રેજી રીવાજ આ રૂલથી દાખલ કરેલો છે. માટે વધારે અને બીજી સામાન્ય દાદ બાબત દાવો દાખલ કરવાને વધારે જરૂર અથવા યોગ્ય નથી. સાબેત થએલી હકીકત ઉપરથી આવી બીજી અથવા સામાન્ય દાદ મળવાને વાદીનો હક થતો હોય તો તે કોરટો હવે આપશે પણ તે દાદ સ્પષ્ટ રીતે માગેલી દાદના વીરૂદ્ધ હોવી ના જોઇએ ( કાર્ગીલ વી. બાવર ૧૦ સી ડી. પા. ૫૦૮; એન. પ્રેકટી. ૧૯૦૮, ૧, ૨૭૬. જુઓ હીરાલાલ વી. મોતીલાલ ( ૧૮૭૦ ) ૫ બ લા. રી. ૬૮૨)

આ છેલ્લો વીશેશ ઠરાવનો હીંદુસ્થાનની કોરટોમાં લાંબી મુદતથી અમલ કરેલો છે ( કીસ્તોમોહીની વી. કાળીપ્રસન્ન ( ૧૮૮૧ ) ૬ ક. ૪૮૫; કોકરલ વી. ડીકન ૫, ૨ મુર. ઈ. અ. ૩૫૩. નોદીયારચંદ વી. પ્રાણનાથ ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૮ ). જે દાદનો પ્લીડીંગ ઉપર આધાર ન હોય તે એક નીયમત તરીકે અપાવી ન જોઇએ પણ જ્યારે વાસ્તવીક

બાબતોથી બધા પક્ષકારોનો હક થયેલો હોય અને તે બાબતો ઈસ્યુમાં આવેલી હોય અને પુરાવમાં સંપુરણ રીતે બતાવેલી હોય અને કોરટમાં તકરારો મુખ્ય બબત થયેલી હોય ત્યારે આવી બાબતનો તે રૂલમાં સમાસ થતો નથી માટે જો કે પક્ષકારોનો હક ઠરાવાનો આધાર પ્લીડીંગો ઉપર ના હોય તોપણ તે ઠરાવ થઇ શકે છે ( ગોવીંદરાવ વી, સીતારામ કેસો ( ૧૮૭૭ ) ૨ ક. વી. નો ૬૮૧, લા. રી. ૨૫. ઈં. અ. ૧૯૫; અને જુઓ રસુલ જહાંન વી. રામશરણ ( ૧૮૯૫ ) ૨૨ ક. ૫૮૯),

**અભાવે દાદ**—વાદી એક નહિ તો બીજી એ પ્રમાણે બે દાદો એક બીજા વીરૂદ્ધની હોય અને તે વીશે દાવો રાખે તો તેથી તેનો દાવો કહાડી નાખવાને તે હકીકતથી કારણ થતું નથી ( જીનો વી. મેનન ( ૧૮૯૬ ) ૧૮ અ. ૧૨૫ જુઓ જાગાપા વી. શેવાપા (૧૮૯૫) ૧૯ મું. ૩૨૩; ફીલીપ્સ વી. ફીલીપ્સ ૪ કયુ. બી. ડી. પા. ૧૩૪, મોર્ગનના કામમાં ૩૫. સી. ડી. ૪૯૨ ) જ્યારે અભાવે દાદો બાબત અરજ કરેલી હોય તો દરેક દાદ સબંધીની હકીકત જુદી જુદી બતાવી જોઇએ ( ડેવી વી. ગેરેથ ૭ સી. ડી. પા. ૪૮૯; અને જુઓ નીચેનો રૂલ ).

જુદા જુદા મુદ્દાને આધારે માગેલી દાદ.

**૮.** જુદા જુદા મુદ્દા ઉપર આધાર રાખતા હોય એવા અનેક જુદા જુદા હકના અથવા દાવાનાં કારણના સંબંધ ાં વાદી દાદ માંગતો હોય ત્યારે, તે મુદ્દા બની શકે તેટલે સૂધી, જુદા જુદા તથા સ્પષ્ટરીતે લખવા. કલમ નવાં

આર. એસ. ઓ. ૨૦ રૂ. ૭.

**ટીકા**—જુઓ પાછળ રૂલ ૭ ની નોટ.

ફરિયાદ અરજી મંજૂર કરવામાં આવે તો શી રીતે કરવું.

**૯.** (૧) વાદીએ ફરિયાદઅરજીની સાથે કોઈપણ દસ્તાવેજો હાજર કર્યા હોય તો તેમની યાદી તેણે ફરિયાદઅરજી નીચે શેરાથી લખવી, અથવા તે યાદી ફરિયાદઅરજી સાથે જોડવી, અને ફરિયાદ અરજી મંજુર કરવામાં આવે તો, જેટલા પ્રતિવાદીઓ હોય તેટલી ફરિયાદ અરજીની નકલો સાદા કાગળ ઉપર વાદીએ આપવી. પરંતુ ફરિયાદઅરજી લંબાણ હોવાના સબબથી, અથવા પ્રતિવાદીઓ ઘણા હોવાના સબબથી, અથવા બીજા કોઇ પુરતા કારણને લીધે, તેવી નકલોને બદલે,—દાવો કર્યો હોય તેના પ્રકારની અથવા ફરિયાદમાં માંગેલી દાદની—ટુંકી હકીકતની પ્રતિવાદીઓ હોય તેટલી નકલો હાજર કરવાની વાદીને કોર્ટ રજા આપે તો વાદીએ તેવી ટુંકી હકીકતની નકલો હાજર કરવી. કલમ ૫૮

ટુંકી હકિકતો.

(૨) વારસવકીલ તરીકે વાદીએ ફરિયાદ કરી હોય, અથવા તે તરીકે

પ્રતિવાદીએ કે પ્રતિવાદીઓ પૈકી કોઇ ઉપર ફરિયાદ થઇ હોય, ત્યારે શા સંબંધથી વાદીએ ફરિયાદ કરી છે અથવા પ્રતિવાદી ઉપર ફરિયાદ થઇ છે તે એ હકીકતમાં જણાવવું.

(૩) આ હકીકત ફરિયાદઅરજીની સાદે મળતી કરવાને માટે કોર્ટની રજાથી વાદી તે હકીકત દુરસ્ત કરવાને મુખત્યાર છે.

(૪) કોર્ટના મુખ્ય કારભારીને તે યાદ અને નકલો અથવા હકીકત તપાસતાં એમ માલમ પડે કે તે બરાબર છે તો તેણે તેમના ઉપર સહી કરવી.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની. ક. ૫૮.

ટીકા—આ રૂલ હાયકોરટ તથા પ્રોવીન્શીઅલ સ્મોલકોઝ કોરટને લાગુ છે.

દસ્તાવેજની યાદ-- જુઓ ઓ ૮ રૂ. ૧૪, ૧૫ આગળ.

ફરિયાદઅરજી પાછી આપવી.

૧૦. (૧) ફરિયાદઅરજી, ફરિયાદ ચાલતાં ગમે તે વખતે, તે જે કોર્ટમાં માંડવી જોઇતિ હતી તે કોર્ટમાં આપવા સારૂ, પાછી આપવી. કલમ ૫૭.

ફરિયાદઅરજી પાછી આપતી વખતે શું કરવું.

(૨) ફરિયાદઅરજી પાછી આપતી વખતે જડજે તેના ઉપર પોતાને હાથે શેરો કરવો. તેમાં, ફરિયાદઅરજી કોણે આપી, તે કઇ તારીખે આપી, તે કઇ તારીખે પાછી આપી, એ અને તે પાછી આપવાનાં કારણ, ટુંકામાં લખવાં.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૭.

ટીકા--આ રૂલ હાયકોરટ તથા પ્રોવીન્સીઅલ સ્મોલકોઝ કોરટને લાગુ છે, પણ સા- [illegible] હકુમત અથવા અસાધારણ [illegible] હકુમતનો અમલ કરવામાં તે લાગુ થતા નથી. જુઓ ઓ. ૪૧, રૂલ. ૩ આગળ.

અપીલ કોરટ--જ્યારે એકાદી અપીલ કોરટ એવું ઠરાવે કે દાવો સાંભળવાને નીચેની કોરટની હકુમત નથી ત્યારે તે કોરટે દાવા અરજી યોગ્ય કોરટમાં આપવા સારૂ વાદીને પાછી આપવી જોઇએ ( આઇ માહાકોર વી. ગુલામી ચકુ , ૧૮૭૬ ) ૧ મુ. ૫૩૮; વળી જુઓ શરતસુંદ્રા વી. ખેમનકરી ( ૧૮૬૬ ) ૫ વી. રી એકટ ૧૦ ૮૭; માહાતબચંદ વી. દામુદર વી. રી. ( ૧૮૬૪ ), ૬૫ ).

અપીલ--સને ૧૮૮૨ ના એકટ ૧૪ પ્રમાણે એક મુનસીફે દાવા અરજી પાછી આપવાનો હુકમ એવા કારણથી કરેલો હતો કે દાવાવાળી બાબત મારી હકુમતની નથી. માટે તે હુકમની ફરી તપાસણી કરવા લાયક છે ( સ્વામીકુવર વી. દીનુરાય ( ૧૮૮૬ ) ૮ અલ્હા. ૧૧૨ ): તે એક હુકમનામુ નથી ( માહારાજસીંગ વી. બીહારીલાલ ( ૧૮૯૧ ) ૧. અ. ૩૨૦ ) તોપણ ઠરાવ્યા પ્રમાણે બીજી કોરટમાં તે ફાઇલ કરે ત્યાં સુધી [illegible] તે હુકમ અપીલ કરવા લાયક છે ( બેનીમાહાધવદાસ વી. જોગીંદ્રમોહનટાગોર ( ૧૮૭૧ [illegible] ૧ ક. લા. જે. ૫૮૦ ) આ રૂલ પ્રમાણેનો એકાદો હુકમ તે આગળ ઓ. ૪૩ પ્રમાણે ૨૫૮ રીતે અપીલ કરવા લાયક ઠરાવેલો છે.

**રીવાજ**—મુંબાઇમાં જુના કાયદા પ્રમાણે તે રીવાજ નકી થએલો નથી. અપીલ બાજુમાં અને જીલ્લા અંદર તપાસ પુરી થયા પછી પણ જો કોરટની હકુમત ના હોય તો, દાવા અરજી પાછી આપવામાં આવે છે ( પ્રભાકરભટ વી. વીશ્વંભર ( ૧૮૮૪ ) ૮ મું. ૩૧૩ ); અને બીજી અપીલમાં પણ તે પાછી આપવામાં આવે છે ( બાબાજી વી. લક્ષ્મીબાઇ ( ૧૮૮૫ ૯ મુ. ૨૬૬ ) પણ અસલ બાજુમાં જુદી રીતે છે ( અમ્રીત વી. હરીભાઇ ( ૧૮૮૪ ) ૮ મુ. ૩૧૩ ) જે દાવાનો આ રૂલમાં સમાસ થતો હોય તે દાવો કોરટે કાહાડી નાંખવો ના જોઇએ ( પરતાપા વી. નીરભદ્રાપા ( ૧૯૦૫ ) ૭ મુ. લા. રી. ૩૯૩ ). મુંબાઇમાં જીલ્લા અંદર જેવો રીવાજ છે તેવો રીવાજ મદ્રાસમાં ચાલે છે ( જીવરાજ વી. શા પરસોતમ ( ૧૮૮૪ ) ૭ મ. ૧૭૧; ક. ૬ વી. કોંદા ( ૧૮૮૫ ) ૮ મ. ૬૨; ચંદુ વી. કોમ્બી ( ૧૮૮૬ ) ૯ મ. ૨૦૮; નગામા વી. સુભા ( ૧૮૮૮ ) ૧૧ મ. ૧૯૭ ) જો તે આ દાવાને રેવન્યુ કોરટ યોગ્ય કોરટ હોય તોપણ તે પાછી આપવાની છે ( મતીરૂલંદી વી. કોટાયન ( ૧૮૮૭ ) ૧૦ મ. ૨૧૧ ) કલકતામાં ફેસલાઓ તેજ મતલબના છે ( પ્રસાદદાસ મલીક વી. રસીકલાલ મલીક ( ૧૮૮૧ ૭ ક. ૧૫૭; ભાદેશ્વર વી. ગૌરીકાંત ( ૧૮૮૨ ) ૮ ક. ૮૩૪; મોસીંગન વી. મોઝારી ( ૧૮૮૬ ૧૨ ક. ૨૭૧; જયનાથ વી. લાલ બાહાદુર ( ૧૮૮૨ ) ૮ ક. ૧૨૬; ૧૦ ક. લા. રી. ૧૪૬ ) વળી આ રીવાજ વાવ્ય પ્રાંતોમાં પણ ચાલુ છે, એવું જણાય છે ( અબદુલ સામદ વી. રાજીંદ્ર ( ૧૮૭૯ ) ૨ અ. ૩૫૭ ). એક દાવા અરજીમાં એવી દાદ માગેલી હતી કે અમુક કર ગેરકાયદે છે એવું ઠરાવી આપો. અને વળી વાદીના મકાનમાં ગેરકાયદે પેઠા બાબત નુકશાન અપાવો એવી દાદ માગેલી હતી અને તે દાવા અરજી પહેલા વર્ગના સબોર્ડીનેટ જડજને આપેલી હતી. તે જડજે તે નુકશાન શીવાયની દાદ કાહાડી નાંખીને દાવા અરજી દુરસ્ત કરી અને તે અરજી સ્મોલકોઝ કોરટમાં આપવા માટે પાછી આપી, ઠરાવ્યું છે કે તે વખતે સબોરડીનેટ જડજે તે અરજી પાછી આપેલી છે તે વ્યાજબી નથી. જે રૂપમાં દાવા અરજી અસલ દાખલ કરેલી તે રૂપજ હકુમત બાબત અજમાશ છે ( મોટાભાઇ વી. સુરત શેહેરની મ્યુનીસીપાલીટી ( ૧૮૯૬ ) ૨૦ મુ. ૬૭૫. પણ મદ્રાસમાં જુદી રીતે ઠરાવેલુ છે ( ક્રીશ્નન વી. રવીવર્મા ( ૧૮૮૫ ) ૮ મ. ૩૮૪ ).

**મુદત**—જે તારીખે દાવા અરજી અશલ ફાઇલ કરેલી હોય તે તારીખ દાવાની તારીખ સમજવી જોઇએ ( ખેલાતચંદ્ર વી. નસ્રુનીશા ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૪૭ ).

**૧૧.** નીચેને પ્રસંગે ફરિયાદઅરજી નામંજુર કરવીઃ—

ફરિયાદઅરજી નામંજૂર કરવી.

(અ) તે ઉપરથીદાવાનું કારણ જણાતું ન હોય ત્યારે;

(બ) માગેલી દાદની કમી કિંમત બાંધી હોય, અને કોર્ટે ઠરાવેલી મુદતમાં કિંમતનો આંકડો દુરસ્ત કરી આપવાનું કહ્યા છતાં વાદી તેમ ન કરે ત્યારે; કલમ ૫૮

(ક) માગેલી દાદની બરોબર કિંમત બાંધી હોય, પણ કમી સ્ટાંપ મારેલા કાગળ ઉપર ફરિયાદઅરજી

જી લખી હોય, અને કોર્ટે ઠરાવેલી મુદતમાં જોઇતો સ્ટાંપ કાગળ પુરો કરી આપવાનું કહ્યા છતાં વાદી તેમ ન કરે ત્યારે;

(ડ) ફરિયાદઅરજીમાં લખેલા કોઇ પણ મજકુર ઉપરથી એમ જણાય કે કોઈ કાયદા ઉપરથી ફરિયાદ ચાલવાને પ્રતિબંધ થાય છે ત્યારે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૪.**

**ટીકાઃ**--આ રૂલ હાયકોરટ અને પ્રે. સ્મોલકોઝ કોરટોને લાગુ છે, પણ રકમ બ અને ક હાયકોરટને તેમની સાધારણ અથવા અસાધારણ અસલ દાવાની હકુમતમાં લાગુ થતી નથી. ઓ. ૨૯ આગળ.

મુંબાઇ ઇલાકાની જમીન સબંધી દાવાના કારણસર સને ૧૯૦૩ ના મુંબાઇના જમીન સબંધી હક નોંધવાના એકટ ૫ ની ક ૧૦ (૨) નો નીચે પ્રમાણેનો ઠરાવ દીવાની કાયદામાં વધારેલો છે એટલેઃ—"(જે હરકોઇ દાવામાં સને ૧૯૦૩ ના મુંબાઇના જમીનના હક નોંધવાના એકટની ક. ૧૦ લાગુ થતી હોય તો દાવાઅરજી સાથે તેમાં બતાવેલી દાખલાવાળી નકલ જોડેલી ના હોય અને કોરટના માગવાથી વાદી જે મુદત કોરટે આપેલી હોય તે મુદતની અંદર તે પ્રમાણે કરવાને કસુર કરે તો)"

**કમી સ્ટેંપઃ**--તે કાગળ ઉપર જ્યારે બીલકુલ સ્ટેંપ ના હોય ત્યારે તે બાબતનો તે વીશેના ઠરાવમાં સમાવેશ થાય છે કીંવા નહી તે એક સવાલ છે (બીશનાથ વી. જગરનાથ (૧૮૯૧) ૧૩ અ. ૩૦૫).

**ના મંજુર કરેલી નહી તેઃ**—દાવાના કારણની તારીખ ખોટી તારીખ બતાવેલી હોય પણ જો દાવાને મુદતની હરકત ના હોય તો ફરીયાદઅરજી નામંજુર કરવી જોઇએ નહી,—તે દુરસ્ત કરવી જોઇએ (શીવરાજશીંગ વી નુરખાન (૧૮૭૫) ૭ અ. હા. કો. ૩૫૪), તેમ બરોબર આંક બાંધવાથી ખોટ પુરી પાડવાને વાદીને મુદત આપ્યા વીના તે નામંજુર કરવી ના જોઇએ (પાટક વી. રામસુમરન (૧૮૬૯) ૧ અ. હા. કો. ૩૫૪); તેમ જે કોરટમાં તે આપવામાં આવેલી હોય તે યોગ્ય કોરટ ના હોય તો તેથી તે નામંજુર કરવી ના જોઇએ,—તે પાછી આપવી જોઇએ (ખંડુ વી. શીવજી (૧૮૬૭) ૫ મું. હા. કો. ૨૧૨; પ્રભાકર ભટ વી. વીશ્વંભર (૧૮૮૪) ૮ મું. ૩૧૩; કારતકનાથ વી. રાય નંદેપત (૧૮૭૫) ૨૩ વી. રી. ૨૬૩; શરણોમોઇ વી. દુરગામણી (૧૮૬૮) ૧૦ વી. રી. ૩૩૫; પણ જુઓ વૃન્દાનીસીંગના કામમાં (૧૮૭૦) ૬ બં. લા. રી. એપ. ૧૪૧); તેમ જે દસ્તાવેજના આધારથી વાદી દાવો કરતો હોય તે દસ્તાવેજ તે દાવાઅરજી સાથે ફાઇલ કરેલો ના હોય તે કારણથી તે નામંજુર કરવી ના જોઇએ (રામચંદ (૧૮૬૪) ૨ મું. હા. કો ૩૬૯). જ્યારે વાદીએ એક મુળ રૈયતી હક ઠરાવવાને વાદીએ દાવો કરેલો પણ તે હક સરકારના હુકમથી આપેલો નહોતો, અને વળી મુખ્તારની પદવી માટે, તથા કમીશનર અને ડેપ્યુટી કમીશનરના કારોબારી હુકમો રદ કરવાને માગેલુ હતું તેમાં નીચેની કોરટનો હુકમ ફેરવીને ઠરાવ્યું છે કે દાવાઅરજીમાં જે કહેવામાં આવેલું છે તે ઉપરથી તે દાવાની તપાસ કરવી જોઇતી હતી અને કાયદાના કોઇ નકી નીયમથી તે દાવાને હરકત છે, એવા કારણથી તે દાવાઅરજી નામંજુર

કરી શકાતી નથી ( નવાબસીંગ વી. ચર્ણ રાણા (૧૯૦૧) ૬ ક. વી. નો. ૪૧૧ ).

**નામંજુર કરેલી તે.**—જે દાવાઅરજી ઊપરથી દાવાનુ કારણ જણાતું ના હોય તે દાવાઅરજી દાખલ કરવી અથવા નામંજુર કરવી તે વીસેનો વીચાર કરવામાં જડજે તે દાવા અરજી સાથે જે દસ્તાવેજ જોડેલો ના હોય અથવા તે દાવાઅરજીમાં જે હકીકત બતાવેલી ના હોય તે દસ્તાવેજ અથવા હકીકત જોવી ના જોઇએ, તેમ વાદીને સવાલ પુછવા ના જોઇએ, પણ તેમણે તો તે દાવાઅરજીજ ફક્ત જોવાની છે ( ગીરધરલાલ વી. જગનનાથ (૧૮૭૩) ૧૦ મુ. હા. કો. ૧૮૨ ).

**દાવાનુ કારણ થએલુ ના હોય.**—એકાદી દાવાઅરજી ઊપરથી જો દાવાનું કારણ જણાતું ના હોય તો દાવાઅરજી નામંજુર કરવી જોઇએ, અને પાછી આપવી ના જોઇએ ( નગરમલ વી. મેકફર્સન (૧૮૮૦) ૩ અ. ૭૬૬ ); પણ જ્યારે દાવાનુ કારણ હોય અને તે ખોટી રીતે બતાવેલું હોય તો તે દાવાઅરજી સુધરાવવી જોઇએ ( દાભુજ વી. લવાજ (૧૮૧૯) ૧૧ વી. રી. ૨૨૩ ) અથવા પુખ્ત રીતે તે બતાવેલું ના હોય તો તે દુરસ્ત કરાવવી જોઇએ ( લખીપ્રીય વી. બ્રીંદાબન (૧૮૬૯) ૧૨ વી. રી. ૩૧૩ ); પણ પુરાવ ઊપરથી આવુ દાવાનુ કારણ પુરાવથી શાબેત થએલું નથી, ખાત્રી થયા વીના ફક્ત આ કારણથી એકાદી અપીલ કોરટ એકાદુ હુકમનામું ફેરાવી શકતી નથી ( શાહા અહમદ વી. તારીરાય (૧૮૮૧) ૭ ક. ૩૪૩. તે પ્રમાણે સેલંદ્ર વી. કરાસી ( ૧૯૦૫ ) ૨ ક. લા. જે. ૫૩૫ ના ઠરાવમાં ચાલવામાં આવેલું છે ). ફાળો લેવાના એક દાવામાં અસલ કોરટે હુકમનામું કરેલું હતું, પણ નીચેની અપીલ કોરટે તે દાવો કહાડી નાંખ્યો, એવા કારણથી કે દાવાઅરજીમાં દરેક પ્રતિવાદી કેટલી રકમનો ફાળો આપવાને જવાબદાર છે તે બતાવેલુ નથી, ઠરાવ્યું છે કે તે દાવો કાહાડી નાંખતાં જડજે પુરાવ ઊપરથી નકી કરવી જોઇતી હતી ( જાનો વી. પાલમ (૧૮૬૯) ૧૧ વી. રી. ૧૩૧ ). માટે એકાદા શખસને દાવાઅરજી આપવાનો અખત્યાર ના હોય તેમ છતાં તેણે દાવાઅરજી આપેલી હોય તો તે નામંજુર કરવી જોઇએ ( વેંકટરાવ વી. માધવરાવ (૧૮૮૭) ૧૧ મું. ૫૩ ). જ્યારે એક દીવાની કોરટમાં દાવાઅરજીમાં હકીકત કહેવામાં આવેલી હોય તે જો સાચી હોય તો તેમાં એવી તકરારી બાબત રહેલી છે કે તેને સને ૧૮૮૧ ( વાવ્ય પ્રાંતના સાંથના ) એકટ ૧૨ ની ક. ૯૩ અથવા ૯૫ મી લાગુ થાય છે તો આ રૂલ (ક) પ્રમાણે દાવાઅરજી નામંજુર કરવી જોઇએ, અથવા કેટલાક કામોમાં રૂલ ૧૦ પ્રમાણે બની શકે તો તે પાછી આપવી જોઇએ ( તારાપત વી રામરતન (૧૮૯૩) ૧૫ અ. ૩૮૭). જે દાવો કરેલો હોય તે ધર્માદા બક્ષીસના એકટ ( સને ૧૮૬૩ ના ૨૦ ) ની ક. ૧૮ મી પ્રમાણે મંજુર કરેલા દાવાથી જુદો છે તો તે દાવાઅરજી નામંજુર કરવી જોઇએ ( શ્રીનીવાસ વી. વેંકટ (૧૮૮૮) ૧૧ મ. ૧૪૮ ).

**હુકમનુ રૂપ:**—નામંજુર કરવાનો હુકમ કરવાનો છે અને તે દાવો કાહાડી નાખવાનો હુકમ કરવો તે બરોબર નથી ( મહમદ સાદીક વી. મહમદજાન ( ૧૮૮૯ ) ૧૧ અ. ૯૧; બળવંતરાવ વી. ભીમાશંકર ( ૧૮૮૯ ) ૧૩ મું ૫૧૭; શ્રીધર હરી વી. મીમા ( ૧૮૭૩ ) ૧૦ મુ. હા. કો. ૧૭; પણ જુઓ જયનાથ વી. લાલબાહાદુર ( ૧૮૮૨ ) ૮ ક. ૧૨૬; અને ગંગાનારાયણ વી. તીલકરામ (૧૮૮૭) લા. રી. ૧૫ ઇ. અ. ૧૧૯; ૧૫ ક. ૫૩૩ ના ઠરાવનો મુકાબલો કરો ) એકાદી દાવાઅરજીનો થોડોક ભાગ નામંજુર કરી શકાતો નથી ( રઘુબંસ વી. જોતીશ (૧૯૦૭) ૨૯ અ. ૨૨૫ ).

**જ મીનનુ અધુરૂ વર્ણન.**—આ રૂલથી દાવો એવા કારણથી કાહાડી નાંખવાને અ ખત્યાર આપેલો નથી કે દાવાઅરજીમાં વર્ણન કરેલી તકરારી જમીન ઓળખી શકાતી નથી ( કાઝીમ વી. દેનેશ (૧૮૯૬) ૧૬ વી. નો. ૫૬૪; જળધરમંડળ વી. કીનુમંડળ (૧૮૯૬) ૧ ક. વી. નો. ૧૮૫. વળી જુઓ દુરગાચર્ણ વી. કાળાચંદ (૧૯૦૨) વી. નો. ૬૧૫).

**કમી સ્ટેંપ લગાવેલી અપીલઃ**—આ રૂલમાં જે કામ ચલાવવાની રીતી છે તે પ્રમાણે અપીલમાં ચાલવામાં આવે છે, માટે જ્યારે એક અપીલ જોઇતા સ્ટેંપ ઊપર ના હોય અને તે ફાઇલ કરેલી હોય ત્યારે ઠરાવ્યું છે કે તે દાવો જરૂજે એકદમ કાહાડી નાંખવો જોઇએ નહી, પણ અપીલવાળાને ગોગ્ય સ્ટેંપ આપવાની એક તક આપવી જોઇએ ( નસરતઅલી વી. મહમદ કાનન (૧૮૯૯) ૧૧ વી. રી. ૫૪૧; પરસોતમલાલ વી. લછમન (૧૮૮૭) ૯ અ. ૨૫૨; ચેનાપા વી. રઘુનાથ (૧૮૯૨) ૧૫ મ. ૨૯; વીરૂધ—બાળકરણરાય વી. ગોબીંદનાથ ૧૮૯૦) ૧૨ અ. ૧૨૯).

**કોરટે ઠરાવેલી મુદતઃ**—જ્યારે રકમ (બ) અથવા રકમ (ક) પ્રમાણે કોરટ મુદત ઠરાવે ત્યારે તે મુદતની અંદર જોઇએ, દાવા બાબત સામાન્ય રીતે જે મુદત ઠરાવેલી છે તે વધારવાને આ રૂલથી કોરટને કાંઇ અખત્યાર આપેલો નથી (જંતીપ્રસાદ વી. બચુસીંગ (૧૮૯૩) ૧૫ અ. ૬૫. વળી જુઓ વેંકટ્રામાયા વી. ક્રીશ્નાયા (૧૮૯૭) ૨૦ મ. ૩૧૯; દુરગાસીંગ વી. બીસેસર (૧૯૦૨) ૨૪ અ. ૨૧૮; વીરૂધ, હરીમોહન વી. નેમુદીન (૧૮૯૫) ૨૦ ક. ૪૧; સુરેંદ્રકુમાર વી. કુંજબીહારી (૧૯૦૦) ૨૭ ક. ૮૧૪; ૪ ક. વી. નો. ૮૧૮; રાજકીશોરી મદનમોહનસીંગ (૧૯૦૪) ૩૧ ક. ૭૫; કોરટે ઠરાવેલી મુદતની અંદર ખુટતી કોરટ ફી ભરવામાં આવેલી ના હોય તો દાવાઅરજી રજીસ્ટર કરેલી હોય તોપણ તે નામંજુર કરવી જોઇએ ( બ્રમમોઇદાસી વી. આનંદાસાઇ (૧૯૦૦) ૨૭ ક. ૩૭૬. અસલ ઠરાવેલી મુદત પુરી થયા પછી પણ કોરટ મુદત વધારી શકેછે એવું ઠરાવેલું છે, ભગવાનદાસ વી. અબુઅહમદ (૧૮૯૨) ૧૬ મું. ૨૬૩; પણ જુઓ વિરૂધ, મહમદ અહમદ વી. મહમદ સીરાજુદીન (૧૯૦૧) ૨૩ અ. ૪૨૬. તે પ્રમાણે ચતરપાળ વી. જગતાલ (૧૯૦૫) ૨૭ અ. ૪૧૧ ના ઠરાવમાં ચાલવામાં આવેલું છે. વળી જૂઓ હરકુમાર વી. સકતુલા (૧૯૦૫) ૯ ક. વી. નો. ૮૪; ૨ ક. લા. જે. ૭૦; પદમાનંદ વી. અનંત (૧૯૦૬) ૪ ક. લા. જે. ૪૨૧).

**કોરટ ફી એકટઃ**—કોરટ ફી એકટની ક. ૧૨ પ્રમાણે એકાદી ફરીયાદ અરજી અથવા અપીલ ઉપર કોર્ટ ફી કેટલી લેવી તે નક્કી કરવા સારૂ દાવાના આંક સંબંધીના સવાલનો નીર્ણય તે દાવાઅરજી અથવા અપીલ જે કોરટમાં ફાઇલ કરેલી હોય તે કોરટો કરવાનો છે અને તે ઠરાવ આખરનો છે પણ તે ફરી તપાસણીને પાત્ર છે ( વીઠલ વી. બાળક્રીશ્ન (૧૮૮૬) ૧૦ મું. ૬૧૦ )

**અપીલઃ**—મદ્રાસમાં અમુક દાવો કીયા વર્ગનો છે તેનો નીર્ણય કરવાની અપીલ આ ઉપરથી અટકતી નથી ( અનામલાઇ ચેતી વી. કલોટ , ૧૮૮૨ ) ૪ મ. ૨૦૪; કનારામ વી. કોમાપન (૧૮૯૧ ) ૧૪ મ. ૧૬૯ ) અથવા કલકતામાં તે અટકતી નથી ( ઓમરાવ વી. જોન્સ (૧૮૮૨ ) ૧૨ ક લા. રી. ૧૪૮; અને વાવ્યપ્રાંતમાં—ચીના વી. રામદયાળ (૧૮૭૬ ) ૧ અ. ૩૬૦; બાળકરણ વી. ગોબીંદનાથ (૧૮૯૦ ) ૧૨ અ. ૧૨૯ ) મુંબાઇમાં જુદી રીતે છે (અનોપ વી. મુળચંદ ( ૧૮૮૫ ) ૯ મું. ૩૫૫ પણ જુઓ કાશીનાથ વી. ગોવીંદ (૧૮૯૧) ૧૫ મું. ૯૨; બળવંતરાવ વી. ભીમાશંકર (૧૮૯૭) ૧૨ મું. ૫૧૭)

**વધારે આપેલો અને વધારાનો સ્ટેંપઃ**—વધારે આંક બાંધવાથી જ્યારે વધારે સ્ટેંપ આપેલો હોય તો તે પાછો આપવો જોઇએ, (ગ્રેન્ટના કામમાં (૧૮૭૦) ૧૪ વી. રી. ૪૭) અને યોગ્ય કોરટમાં આપવા સારૂ જ્યારે દાવાઅરજી પાછી આપવામાં આવેલી હોય ત્યારે વધારાની કોરટ ફી આપવા લાયક નથી (પ્રભાકરભટ વી. વીસ્વંભર (૧૮૮૪) ૮ મું. ૩૧૩)

**અપીલઃ**--આ રૂલ પ્રમાણે કરેલા હુકમો ઉપર અપીલ ચાલે છે કારણ કે તેનો હુકમનામાની વાખ્યામાં સમાવેશ થાય છે; જુઓ પાછળ ક. ૨ અને આવા હુકમો ફરી તપાસણી કરવા લાયક છે (વીઠલકૃષ્ન વી. બાલકૃષ્ન (૧૮૮૬) ૧૦ મુ. ૬૧૦) આંક બાંધવામાં ભુલ હોય તે હકુમત સબંધીના હોય તો તે આધારથી અપીલ કરાય તેવી તે નથી (કાલાદીન વી. રાધોજી (૧૮૬૨) ૧ મુ. હા. કો. ૬૨) પણ તે જો અસલ કોરટની હકુમત સબંધી હોય તો અપીલ કોરટ તે દાવો કાઢી નાખી શકે છે દાવાઅરજી પાછી આપી શકે છે (જયનાથ વી. લાલબાહાદુર (૧૮૮૨) ૮ ક ૧૨૬; આ રકમ અને કોરટ ફી એકટની ક. ૧૦ વચ્ચે જે તફાવત છે તે વીશે જુઓ વાસીયા કેશવા વી. સુપાનેર (૧૮૭૮) ૨ મ. ૩૦૮) એક દાવાનો આંક રૂ. ૧૩૦) નો બાંધેલો હતો. તેમાં દાવાઅરજી નામંજુર કરેલી હતી, તેથી તે નામંજુર કરવાના હુકમ ઉપર અપીલ જીલા જડજને થાય છે અને હાયકોરટમાં થતી નથી (અંબા વી. પ્રાણજીવનદાસ (૧૮૯૫) ૧૯ મું. ૧૯૮)

**૧૨.** **ફરિયાદઅરજી નામંજુર કરવામાં આવે ત્યારે, તેવી મતલબનો હુકમ તથા તે હુકમ કરવાનાં કારણ જડજે લખી રાખવાં.** **કલમ ૫૫**

ફરિયાદઅરજી નામંજૂર કરવામાં આવે ત્યારે શી રીતે કરવું.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૫**

**ટીકાઃ**--આ રૂલ હાયકોરટને તથા પ્રો. સ્માલકાઝ કોરટને લાગુ છે.

કોરટનો એકાદો અમલદાર દાવાઅરજી નામંજુર કરી શકતો નથી પણ કોરટે તે નામંજુર કરવી જોઇએ (ઓકટની લીસી. પ્રો. કોડ ૬ આવૃતી ૨૦૨)

**૧૩.** આમાં ઉપર કહેલા કોઇપણ કારણને લીધે ફરિયાદઅરજી નામંજુર કરી હોય ત્યારે, તેટલાજ ઉપરથી તેજ દાવાનાં કારણની બાબતમાં નવી ફરિયાદઅરજી આપવાને વાદીને હરકત નથી. **કલમ ૫૬**

ફરિયાદઅરજી નામંજુર કરી હોય તો તે ઉપરથી નવી ફરિયાદ કરવાને કયારે હરકત ન થાય.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક ૫૬**

**ટીકાઃ**—આ રૂલ હાયકોરટ અને પ્રો. સ્માલકાઝ કોરટને લાગુ છે.

**કોરટ ફીઃ**--જ્યારે દાવાઅરજી યોગ્ય કોરટમાં આપવાને પાછી આપવામાં આવે ત્યારે કાંઇ વધારાની કોરટ ફી આપવાની નથી (પ્રભાકર ભટ વી. વીશ્વંભર (૧૮૮૪) ૮ મું. ૩૧૩; તેથી જગજીવન વી. મગદમ (૧૮૮૩) ૭ મું. ૪૮૭ નો ઠરાવ રદ કરેલો છે

## ફરિયાદ અરજીમાં જે દસ્તાવેજો પર આધાર રાખવામાં આવતો હોય તે દસ્તાવેજો વિષે.

**૧૪.** (૧) પોતાના કબજામાં અથવા અખત્યારમાં હોય તેવા દસ્તાવેજ ઉપરથી વાદી ફરિયાદ કરે ત્યારે, ફરિયાદઅરજી આપતી વખતે તેણે તે દસ્તાવેજ કોર્ટમાં હાજર કરવો. અને તેજ વખતે ફરિયાદઅરજી સાથે દાખલ કરવાસારૂ તે દસ્તાવેજ અથવા તેની નકલ તેણે આપવી. કલમ ૫૮

જે દસ્તાવેજની રૂએ વાદી ફરિયાદ કરતો હોય તે હાજર કરવા.

(૨) પોતાના દાવાની પુષ્ટીમાં પુરાવા તરીકે કોઇ બીજા દસ્તાવેજો ઉપર (પછી તે તેના કબજામાં અથવા અખત્યારમાં હોય કે ન હોય) વાદી આધાર રાખતો હોય ત્યારે, ફરિયાદ અરજીમાં સામિલ કરવાની અથવા તેની સાથે જોડવાની યાદમાં તેવા દસ્તાવેજો બતાવવા.

બીજા દસ્તાવેજોની યાદ.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૯**

**ટીકાઃ**—આ રૂલ હાયકોરટ અને પ્રો. સ્માલકાઝ કોરટોને લાગુ છે.

**પટાઃ**—જે પટાઓ ( અતાઉલ્લામંડલ વી. સકીઉદ્દીન તારૂપદાર વી. રી. ૧૮૬૪, પા. ૨૭૧ ) અને જે દસ્તાવેજોની રૂઇએ દાવા કરેલા હોય તેનો આ રૂલમાં સમાવેશ થાય છે ( લેખરાજ વી. મતીમાધબ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૯૫ ).

**પેનલ્ટીઃ**—જ્યારે આ દસ્તાવેજો મંગાવ્યા છતાં રજુ કરેલા ના હોય ત્યારે પેનલ્ટી તરીકે દાવાઅરજી ના મંજુર કરવાની નથી, પણ આગળ રૂ. ૧૮ માં બતાવેલી પેનલ્ટી છે એટલે જડજની ખાસ પરવાનગી વીના તે કામમાં રજુ કરી શકતો નથી ( ગોપાલ વી. વીશ્નુ ( ૧૮૯૮ ) ૨૨ મુ. ૯૭૧ ).

**૧૫.** તેવો કોઇ દસ્તાવેજ વાદીના કબજામાં કે અખત્યારમાં ન હોય ત્યારે બની શકે તો તેણે જણાવવું કે તે કોના કબજામાં અથવા અખત્યારમાં છે. કલમ ૬૦

દસ્તાવેજો પોતાના કબજામાં અથવા અખત્યારમાં ન હોય તો શું જણાવવું.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૦**

**ટીકાઃ**—આ રૂલ હાયકોરટ અને પ્રો. સ્માલકાઝ કોરટોને લાગુ છે.

**૧૬.** જ્યારે વેચાય એવા દસ્તાવેજની રૂયે કોઇ ફરિયાદ કરી હોય અને તે દસ્તાવેજ ખોવાયો છે એવું શાબિત કરવામાં આવે, અને તે દસ્તાવેજ ઉપરથી બીજો કોઇ શખસનો હક ઠરે તેને નુકસાની ભરી આપવાની કોર્ટની ખાત્રીલાયક વાદી હામી આપે ત્યારે, ફરિયાદઅરજી આપતી વખતે વાદીએ તે કલમ ૬૧

વેચાય એવા દસ્તાવેજો ખોવાયા હોય તેમની રૂયે કરવાની ફરિયાદો.

દસ્તાવેજ કોર્ટમાં હાજર કર્યો હોત તથા તેની નકલ ફરિયાદઅરજી સાથે દાખલ થવા આપી હોત, તો જે રીતે કોર્ટ હુકમનામું કરત તે રીતે હુકમનામું કરવાને કોર્ટ મુખત્યાર છે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૧

ટીકાઃ—આ રૂલ હાયકોરટ અને પ્રે. સ્માલકાઝ કોરટને લાગુ છે.

એક ચેક ગુમ થએલો હતો પણ તે ઉપર શેરો કરી આપનારે બીજો એક નવો ચેક આપવાની અથવા તેના આપેલાં નાણા પાછા આપવાની ના કહેલી છે તે કારણથી દાવો ચાલે છે. તે લખી આપનારને એક પક્ષકાર કરવો જોઇએ ( બાલદેવપ્રસાદ વી. મીરચંદ ( ૧૮૭૯ ) ૨ અ. ૭૫૪ ).

**૧૭.** (૧) સન ૧૮૯૧ ના પેઢીવાળાના ચોપડા પુરાવામાં લેવાના આકટમાં બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, જે દસ્તાવેજ ઉપરથી વાદી ફરિયાદ કરે તે દુકાનના ચોપડામાંનો અથવા હિસાબમાંનો દાખલો મજકુર હોય, અને તે ચોપડો તેના કબજામાં અથવા અખત્યારમાં હોય, ત્યારે ફરિયાદઅરજી દાખલ કરતી વખતે તે ચોપડો અથવા હિસાબ હાજર કરવો, અને તેની સાથે જે લખેલા મજકુર ઉપર વાદી આધાર રાખતો હોય તેની નકલ તેણે હાજર કરવી. કલમ ૬૨

દુકાનનો ચોપડો હાજર કરવાનું.

(૨) કોર્ટે અથવા આ કામને વાસ્તે કોર્ટ નીમે તે અમલદારે, તે દસ્તાવેજની ઓળખ રહેવા સારૂ લાગલોજ તેના ઉપર નિશાની કરવી; અને નકલ તપાસીને અસલ સાથે મૂકાબલ કર્યા પછી તથા તે નકલ બરાબર છે એમ જણાય તો તે ઉપર ખરી છે એવો દાખલો તે ઉપર લખવો અને વાદીને ચોપડો પાછો આપવો અને નકલ દાખલ કરાવવી.

અસલ નોંધ ઉપર નિશાની કરીને તે પાછો આપવો.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૨

ટીકાઃ—આ રૂલ હાયકોરટને તથા પ્રો. સ્માલકાઝ કોરટને લાગુ છે.

આ રૂલ પ્રમાણે દસ્તાવેજ તપાસવાને કોરટને જરૂર નથી, પણ ફકત જડજે અથવા અમલદારે તે દસ્તાવેજ ઓળખાવવા સારૂ તે ઉપર નીશાન કરવું જોઇએ ( આતમારામ વી. અમીરચંદ ( ૧૮૬૫ ) ૩ મુ. હા. કો. ૯૨ ).

**૧૮.** (૧) ફરિયાદઅરજી કોર્ટમાં આપતી વખતે વાદીએ જે દસ્તાવેજ કોર્ટમાં હાજર કરવો જોઇએ, અથવા ફરિયાદઅરજીમાં સામીલ કરવાની કે ફરિયાદઅરજી સાથે જોડવાની યાદમાં તે દાખલ કરવો જોઇયે, તે તેણે તે પ્રમાણે હાજર કર્યો ન હોય, તો પછી ફરિયાદના સુનાવણી વખતે કોર્ટની રજા શિવાય તેની તરફના પુરાવામાં તે લેવામાં નહીં આવે. કલમ ૬૩

ફરિયાદઅરજી દાખલ કરતી વખતે હાજર કર્યો ન હોય તે દસ્તાવેજ પુરાવામાં ન લેવાય.

**(૨) પ્રતિવાદીના સાક્ષીઓની ઉલટ તપાસણીને વાસ્તે હાજર કરેલા—અથવા પ્રતિવાદીએ કંઇ તકરાર બતાવી હોય તેના જવાબમાં હાજર કરેલા અથવા સાક્ષીની ફક્ત યાદદાસ્ત તાજી કરવાને વાસ્તે તેના હાથમાં આપેલા—દસ્તાવેજોને આ કાનુનની કોઇપણ વાત લાગુ પડતી નથી.**

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૬૩**

ટીકાઃ—આ રૂલ હાયકોરટ તથા પ્રો. સ્માલકાઝ કોરટને લાગુ છે.

કોઇ દસ્તાવેજ વાદીએ દાવાઅરજી ફાઇલ કરતી વખતે રજુ કરેલો ના હોય ( પ્રેમસુકચંદ્ર વી. રાજકીઓબીતર ૧ હાઇડ ૧૪૫ ) અથવા યાદમાં બતાવેલો ના હોય તો આ રૂલ પ્રમાણે કોરટને જે કુલ અખત્યાર આપેલો છે તેનો કોરટ અમલ કરે નહી તો, કાયદાના શબ્દો હુકમ તરીકેના છે, અને તેથી તે દસ્તાવેજનો ઉપયોગ કરવાને વાદીને અટકાવ થાય છે ( લોપેઝ વી. ડીબર્ગ વી. રી. ૧૮૬૪, એક્ટ ૧૦, ૬૭ ). જ્યારે દાવાઅરજી ફાઇલ કરી ત્યારે તે દસ્તાવેજ છે તે બાબતથી વાદી અજાણો હતો તો તે હકીકત એકાદો દસ્તાવેજ દાખલ કરવાને બસ છે ( રીચીરદુઅર્ટ અને કંપની વી. ગ્લેડસ્ટન, વાઇલી અને કંપની, ૧ ઇ. જ્યુ. ઓ. એસ. ૧૨૫ ) અથવા તે દસ્તાવેજ શુદ્ધ બુદ્ધીનો છે અથવા ભરૂસાને પાત્ર છે એવી કોરટની ખાત્રી થાય તો, ( અતાઉલ્લામંડળ વી. સર્કીઉદ્દીનતરફદાર વી. રી. ૧૮૬૪, પા. ૨૭૧ ) અને દાવાની તારીખે તે હયાતીમાં હતો એ વીશે જો કાંઇ શક ના હોય તો તે દાખલ કરવો જોઇએ ( દેવીદાસ વી. પીરજીદા (૧૮૯૪) ૮ મું. ૩૭૭ ). જ્યારે “ ખુશરા ” કાગળોથી દાવાનુ ખરૂ કારણ થતુ હોય અને દાવાઅરજી સાથે ફાઇલ કરેલા ના હોય અથવા ઠરાવેલી મુદતની અંદર રજૂ કરેલા ના હોય તો, તે પાછળથી પુરાવમાં રજૂ કરવાથી અસલ કોરટ તે નામંજુર કરે તો, તે વ્યાજબી છે ( અમરચંદ વી. રામરતન (૧૮૭૨) ૧૮ વી. રી. ૫૧૫ ) સદરહુ બતાવેલો એક હાઇડ ૧૪૫ નો ઠરાવ છે તેનાં જસ્ટીસ વેલ્સ સાહેબે ઠરાવ્યું છે કે તેને મળતી કલમમાં દરેક જે દસ્તાવેજ પુરાવમાં ઉપયોગમાં લીધેલો હોય તે દરેક દસ્તાવેજનો સમાવેશ થાય છે, પણ કાંમીનીડોસી વી. હરોમોનીડોસી ( મારીટન ૧૫૧ ) ના કામમાં ઠરાવેલું છે કે પ્રોમીસરી નોટ તથા વીલ ઓફ એકસચેઇનજ જે દાવામાં મુદ્દામાં હોય છે અને જેના આધારથી દાવાઅરજી કરેલી હોય છે તે પ્રોમીસરી નોટો અને વીલ ઓફ એકસ ચેઇનજનેજ ફકત તે મનાઇ લાગુ કરેલી છે. તે કામમાં અમુક જવાહીર લેવાનો દાવો હતો, તેમાં પ્રતીવાદીએ તે જવાહીરની યાદ દાખલ કરવા બાબત એવા કારણથી હરકત લીધી હતી કે તે યાદ દાવાઅરજી સાથે ફાઇલ કરવી જોઇતી હતી; તે હરકત રદ કરવામાં આવેલી છે.

**દાવા અરજી સાથે રજુ કરેલો નહી તે**—એક દાવો દાખલ કરતી વખતે એકાદો દસ્તાવેજ રજુ કરવાને છોડી દીધો હોય તો તેથી દાવા અરજી ના મંજુર કરવાને કારણ થતું નથી એકતરફી, રાયચંદના કામમાં ( ૧૮૬૪ ) ૨ મું. હા. કો. ૩૬૯; (ગોપાળ વી. વીસ્નુ ( ૧૮૯૮ ) ૨૨ મું. ૯૭૧ )

**પુરાવમાં લીધેલો તે**—એકાદા સાક્ષીને પોતાની યાદદાસ્ત તાજી કરવાને એકાદા દસ્તાવેજ ફક્ત આપવામાં આવે તેથી તે પુરાવમાં લીધો થતો નથી. ( રામજી વી. રંગાયા ( ૧૮૬૨ ) ૧ મ. હાકો. ૧૬૮ ).

**અપીલ**--પાછળથી કોરટની પરવાનગી સાથે પુરાવ દાખલ કરવામાં આવે તેથી અ-પીલનું કારણ થતું નથી ( તોટારામ વી. રીકમની ( ૧૮૬૯ ) ૧૩ મુર. ઇ. અ. ૭૭; ૩ બં. લા. રી. પી. સી. ૩૪ ); તેથી કામના ગુણ દોશને હરકત થતી નથી. રામચંદ્ર.વી. ચંદ્ર કુમાર ( ૧૮૬૯ ) ૧૩ મુર. ૨ ઇ. અ ૧૮૧ પા. ૧૯૮; ચીનાક્ષી વી. વેલુ ( ૧૮૮૫ ) ૮ મ. ૩૭૩ ); પણ તે લેવાને ના કહેવાથી એક પાકુ કારણ થાય છે ( મહાદેવાપા વી. શ્રીનીવાસ ( ૧૮૮૨ ) ૪ મ. ૪૧૭; દેવીદાસ વી પીરજાદા ( ૧૮૮૪ ) ૮ મું ૩૭૭ ) નીચેની કોરટમાં હરકત વીના એકાદો દસ્તાવેજ દાખલ તરીકે વાંચવામાં આવેલો હોય તો તે દસ્તાવેજ દા-ખલ કરવાને સાંકીત કારણોથી ના કહેવાનો અપીલ કોરટોનો હક નથી ( અકબરઅલી વી. બાઇલાલ ( ૧૮૮૧ ) ૬ ક. ૬૬૬ ).

---

## ઑર્ડર ૮ મો.

---

### લેખી કેફીયત તથા સામા દાવા વિશે.

**૧.** પ્રતિવાદીને, ફરિયાદનિ પહેલી સુનાવણી વખત અથવા તે પહેલાં અથવા કોરટ પરવાનગી આપે તે વખતની અંદર પોતાના બચાવની લેખી કેફિયત આપવાનો અધિકાર છે, અને તે આપવાને કોરટ ફરમાવે, તો તેણે તે આપવી જોઇયે.

લેખી કેફિયત. કલમ ૧૧૭

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૧૦.**

**ટીકા**--આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મોલકોઝ કોરટને લાગુ છે.

**પ્રતીવાદી**--એકાદો જે શખસ પક્ષકાર ન હોય તેની પાસેથી લખેલી કેફીયત લઇ શ કાતી નથી ( સરનોમોઇ વી. બાયકુંઠ ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૧૭ )

**ખરાપણાનુ અનુમાન**—પ્રથમ દર્શનીક રીતે એવું માનવું જોઇએ કે જે શખસ તરફથી પ્લીડીંગ ફાઇલ કરવામાં આવેલું છે તે શખસ તરફથી યોગ્ય રીતે લાયક શખસ ત-રફથી તે આવેલુ છે ( સુરેન્દ્રનાથ વી. હીરોમોની ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. પી. સી. ૩૫ ), અને એકાદો શખસ પ્લીડીંગમાં તે ફાઇલ કરનાર છે એવું કહેવામાં આવેલું હોય તો તેથી દાવામાં પક્ષકાર છે એવો પુરાવ થાય છે ( રાધાપ્રસાદ વી. લાલશાહ ( ૧૮૮૯ ) ૧૭. ઈ. અ. ૧૫૦; ૧૩ અ. ૫૩ ).

**આપવાનો વખત**--રૂલ ૬, ૯ માં બતાવેલી હકીકત હોય તે પ્રમાણે અને કોરટે માગેલી લખેલી કેફીયતોના જવાબમાં હોય તે શીવાય પક્ષકારોને પોતાને તૈયાર થવાને યોગ્ય અને વાસ્તવીક વખત મળે તે પ્રમાણે પહેલી સુનાવણી ઠરાવવી જોઇએ માટે તે સુનાવણી પછી લખેલી કેફીયતો લેવી ના જોઇએ ( લોકનાથ વી. સોબાનાથ ( ૧૮૬૬ ) વી. રી. એ-કટ ૧૦, ૩૯; મંચરેસા વી. ન્યુ. ધર્મસી. કં. ( ૧૮૮૦ ) ૪ મું ૫૭૬ ). ખોટી રીતે કહાડી મુક્યા બાબતના દાવામાં વાદીને કહાડી મુક્યા બાબત વ્યાજબીપણું બતાવવાને એકદા ખાસ વ્યવહારનો પુરાવ આપવાને જો એકાદો પ્રતીવાદી મરજી રાખતો હોય અને તે બાબત તેણે

પોતાની લખેલી કેફીયત દાખલ કર્યા પછી ને જણે તો પહેલી સુનાવણી પહેલા પુર્વેણી લ-ખેલી કેફીયતમાં તે બાબત બનાવીને તે દાખલ કરી જોઇએ. ( મંચેરશા વી. ન્યુ. કર્મસી. કં. ( ૧૮૮૦ ) ૪ મું. ૫૭૭ સહકરદુ; અને જુઓ આગળ રૂ. ૮ ).

**પ્રતીવાદી પોતાના ટપર વીરુ તકરાર કરી શકે છે**—એક વેચાણના રજીસ્ટર થયેલા દસ્તાવેજની રૂએ કબજો લેવાના દાવામાં પ્રતીવાદીએ તકરાર કરી કે તે દસ્તાવેજ અવેજ વીનાનો દગાથી દેખાડવાનો છે. અને પોતાના લેણદારોથી જમીન બચાવવાને તે લખી આપવામાં આવેલો છે; ઠરાવ્યું છે કે તે તકરાર બરોબર છે અને પ્રતીવાદી એવું બતાવી શકે છે કે મહારી અને વાદીઓના વચ્ચે ખરી રીતે વ્યવહાર એક ત્રીજા પક્ષકારને અથવા પોતાના સમાન્ય લેણદારોને ઠગવા બાબતનો છે ( બાલાજી વી. ગંગુ ( ૧૮૯૪ ) ૧૮ મું. ૩૭૨ પ્રીતનાથ કુવર વી. કાજી ( ૧૯૦૩ ) ૮ ક. વી. નો. ૬૨૦ ); પણ એકાદા જે કરારનો હેતુ ફરીયાદના બાબતને છેતરવાનો હોય નથી તે કાયદા પ્રમાણે બરોબર ના હોય તો તે કરાર એક બચાવ તરીકે તે બતાવી શકતો નથી ( હલસુખરામ વી. દાયેટન ( ૧૯૦૪ ) ૨૮ મું. ૩૨૬ ).

**લખેલી કેફીયતો ક્યારે મંજુર ગણવામાં નથી આવતી**—પ્રેસીડેન્સી સ્મોલકોઝ કોરટે પોતે માગ્યા શીવાય આ એ. ના રૂલ ૬ પ્રમાણે સામા દાવાના કામ શીવાય કોઇ લેખી કેફીયત તે કોર્ટ લેતી નથી અને ૧૮૮૨ ના એકટ ૧૫ ની ક. ૨૪ પરંતુ જુઓ પાછળ ક. ૭ અને ૮ નીચેની નોટ; ગંગાળામાં સાથ લેવાના દાવામાં કોરટની પરવાનગી વીના એકાદી લખેલી કેફીયત દાખલ કરી શકાતી નથી —સને ૧૮૮૫ ના એકટ ૮, ક. ૧૪૮ ( ખ ).

**૨. પ્રતિવાદીએ, પોતાની પ્લીડિંગમાં, ફરિયાદ ચાલે તેમ નથી અથવા કહેલું કામ કાયદા પ્રમાણે રદ છે અથવા રદ થવા જોગ છે એવું બતાવનારી સઘળી બાબતે, અને બચાવનાં જે કારણો** — કલમ નવી.

નવી હકીકત પ્લીડિંગમાં ખાસ દાખલ કરવી.

**દાખલ કરવામાં ન આવે તો વિરુદ્ધ પક્ષને ઘોંટાળામાં પડવાનો સંભવ હોય. અથવા ફરિયાદઅરજી ઉપરથી ઉભા થતા ન હોય એવા, દાખલા તરીકે, કપટ, મુદત, ફારગતી, પૈસા અદા કરવા, શરત પુરી કરવી, એવા હકીકતના મુદ્દા અથવા ગેરકાયદેસરપણું બતાવનારી બાબતો ઉત્પન્ન થાય તેવાં સઘળાં કારણો દાખલ કરવાંજ જોઇયે.**

**ટીકા**—આ રૂલ તેમજ રૂલ ૩, ૪, ૫ ( ચીરોશ દાવ શીવાય ) અને ૭ તે ઇંગ્લીશ રૂલો તથા ઓરડરોમાંથી લીધેલા છે. ઘણું કરીને શબ્દે શબ્દ ઇંગ્રેજી ઓ. ૧૯ જે સામાન્ય રીતે પ્લીડીંગ સબંધી છે તે ઓરડરના રૂલ ૧૫, ૧૭, ૧૯ અને ૧૩ સાથે મળતા છે અને આ ઓરડરનો રૂ, ૭ તે ઇંગ્રેજી ઓ. ૨૦ જે દાવાની હકીકત સબંધીનો છે તેના ૭ મા રૂલના પાછલા ભાગને બરોબર મળતો છે. ઘણા વરસો ઉપર હિંદુસ્થાનમાં ઠરાવામાં આવેલું હતું કે લખેલી કેફીયતોનો હેતુ પક્ષકારો વચ્ચેના ખરા તકરારી સવાલો શોધી કહાડવાનો છે માટે તે કેફીયતો ઘણી સંભાળથી ઘડેલી જોઇએ ( આનંદ વી. વોસમેસ, ૧ હાઇડ ૧૪૭ ) પ્રગટ દીવાની કાયદામાં ૩૫ વીશે ફકત જે જરૂરીઓ હતી તે સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક.

૧૧૪, ૧૧૫ અને ૧૧૬ માં ઠરાવેલી હતી એટલે તે સારાંશમાં હોવી જોઇએ અને તકરારી ન હોવી જોઇએ અને તેમાં ફકત મુદ્દાની હકીકત ( કલમ ૧૧૪ ) હોવી જોઇએ. જે લેખી કેફીયત તકરાર ભરેલી હોય અથવા નકામી લાંબી હોય અથવા નહિં લાગે તેવી જે બાબત દુરસ્ત કરાઇ શકાય અથવા ના મંજુર કરાઇ શકાય છે ( ક. ૧૧૬ ) અને તે એક દાવા અરજી ઉપર જે રીતે પ્રતીજ્ઞા કરવામાં આવે છે તે પ્રમાણે તેના ઉપર પ્રતીજ્ઞા કરવી જોઇએ ( ક. ૧૧૫ ) આ કલમો હવે નવા કાયદામાં જણાતી નથી; પણ કાંઇક તેવોજ ઠરાવ ઓ. ૬ રૂ. ૨, ૩, ૧૪, ૧૫ અને ૧૬ માં છે તેથી તે બાબત વ્યવસ્થા કરેલી છે,

નવા કાયદાની સાથે નમુનાનું એક પરીશીષ્ટ જોડેલ છે. આ નમુના જુના કાયદાના પરીશીષ્ટમાં જે નમુના હતા તે કેટલેક બાબતમાં પણ ભાગ્યેજ જુદા છે પણ એવી સુચના ભાગ્યે થઈ શકે છે કે ઓછામાં ઓછુ જીલ્લાઓની અંદર પ્લીડીંગના ઇંગ્રેજી નીયમો પ્રમાણે ચાલવના હેતુથી દેખીતી રીતે ઘડેલા છે તે ઉપર ઘણું અથવા કાંઇ પણ લક્ષ આપવામાં આવેલું છે.

હવે જે દરેક લખેલી કેફીયત લખવાની હોય તે ઇંગ્રેજી નીયમોથી ઠરાવેલી રીત પ્રમાણે વધારે અથવા ઓછી લખવાની જરૂર પડશે. ઓ. ૬ રૂ. ૩ થી તે પરીશીષ્ઠમાં જે નમુના છે તે અવસ્યના ઠરાવેલા છે અને બીજા કાંઇ નમુના પ્રમાણે લખેલી પ્લીડીંગો હોય અને તે ઠરાવોના વીરૂધ થતુ હોય તો તે કાહાડી નાંખવાની ( ઓ. ૬. રૂ. ૧૬ ) અરજીઓનો હિંદુસ્થાન માંહેની કોરટો બેશક વીચાર કરશે

**જે હકીકત વીશે ખાસ તકરાર કરવાની તે હકીકત**—ઓ. ૬, રૂ. ૨ માં એવુ ઠરાવવામાં આવેલું છે કે લખેલી કેફીયતમાં બચાવ બાબત જે મુદ્દાની હકીકત ઉપર આધાર રાખેલો હોય તે હકીકત આપવી જોઇએ જ્યારે દાવા અરજીમાં કહેલી બાબતનુ સાચાપણુ ફકત ઇનકાર કરવામાં આવેલુ હોય ત્યારે આ બસ થઇ શકે છે પણ ઘણાક કામો હોય છે તેમાં તે બશ થતું નથી. એવુ હોય છે કે દાવા અરજીમાં જે કહેવામાં આવેલુ હોય તે, અથવા તેમાંનુ કેટલુક સાચુ હોય છે, પણ વધારાની જે હકીકત દાવા અરજીમાં ના હોય તેથી તે કહેલી સાચી બાબતની અસર રહે નહી; અથવા દાવા અરજીમાં જે હકીકત કહેવામાં આવેલી હોય તે ઉપરથી સાધારણ રીતે જે પરીણામ થાય છે તે પરીણામ શા વાસ્તે ના થાય તેનુ કારણ, દાવાના પક્ષકારોના પરસ્પર સબંધ ઉપરથી કાયદા પ્રમાણે ઉત્પન થાય છે. આવી હકીકત હોય તે વીશે આ રૂલમાં ઠરાવ કરેલો છે, દાવા અરજીમાં જે હકીકત કહેવામાં આવેલી હોય તે પ્રતીવાદીએ કબુલ કરવાની છે, એવી જરૂર નથી. તે શાબેત કરવાને સારૂ વાદીને માટે રાખી શકે છે એટલે તે હકીકત પ્રતીવાદી કબુલ કરે નહી પણ દાવા અરજીમાં જે હકીકત કહેવામાં આવેલી હોય તે સાચી હોય અથવા તેમાંની કેટલીક સાચી હોય તોપણ જે વધારાની હકીકતથી વાદીનો પોતાના દાવામાં જીતવાનો હક રહે નહી તે વધારાની હકીકત તેણે સ્પષ્ટ રીતે કહેવી જોઇએ. આગળ જે રીવાજ હાયકોરટોમાં ચાલુ હતો તે રીવાજ આ રૂલથી મન્જુર રાખવામાં આવ્યો છે અને તે કાયદા પ્રમાણે તે વીશે મંજુરી આપી છે. (નવો ઓકીનીલી સી. પ્રો. કોડ પા. ૫૧૮ )

**બધી બાબતોની તકરાર કરવી જોઇએ**—જેમકે તે દ્રષ્ટાંતો તે તમામ રૂલ સબંધી છે એવું જણાય છે, અને દાવા અરજી ઉપરથી જે મુદ્દાઓ ઉત્પન્ન થતા ના હોય તે મુદ્દાઓ જે બાબતો ઉપરથી નીકળતા હોય તેજ ફકત બાબતો સબંધી છે, એવુ નથી.

**કપટ**—જ્યારે દાવા અરજીમાં કપટની બાબત કહેવામાં આવેલી હોય ત્યારે તે નક્કી અને વીશેષ રીતે કહેલી હોવી જોઇએ ( અબદુલ હુસેન વી. ટર્નર (૧૮૮૭) ૧૪ ઇ. અ. ૧૧૧, ૧૧ મું. ૬૨૦; અને વળી આ બાબત વીશે જુઓ ક ૯ તથા ઓ. ૭, રૂ. ૧ થી ૬ અને રૂ. ૧૭ નીચેની નોટ જુઓ ).

**મુદત**—સને ૧૮૭૭ ના એકટ ૧૫ ની કલમ ૪ માં ઠરાવ્યું છે કે ઠરાવેલી મુદત થઇ ગયા પછી દાખલ કરેલા દરેક જે દાવામાં જો કે બચાવ તરીકે મુદતની તકરાર કરેલી ના હોય તોપણ, તે કહાડી નાખવામાં આવશે; અને આ ઠરાવ ફરીથી નવા મુદતના એકટમાં ક-રેલો છે. માટે આ રૂલનો જે એવો ઠરાવ છે કે પ્રતીવાદીએ મુદતની તકરાર કરવી કે જેથી તે પ્રતીવાદી પોતાના લાભમાં તે સવાલ બાબત ઠરાવ કરાવી શકે તે ઠરાવ આ રૂલમાં છે તેથી પ્રતક્ષ રીતે સદરહુ ઠરાવ જુદો જણાય છે ( ઓકીનીલી સી. પ્રો. કોડ પાનુ ૫૧૯ ).

**ગેરકાયદે**—દાવાને અટકાવ થાય એવા કોઇ એકટ ઉપર આધાર રાખવામાં આવેલો હોય તો તે વીશે ખાસ રીતે તકરાર કરવી જોઇએ ( જુઓ કોલબોર્ન વી. સ્ટોકડેલ ૧ સ્ટ્ર. ૪૯૩ અને એન. પ્રેકટીશ (૧૯૦૮), પા. ૨૫૮ મે. ઓ. ૧૯, ૧૫ ની નોટમાં જે બીજા ઠરાવોનો વીચાર કરેલો છે તે ).

ઇનકાર સ્પષ્ટ હોવો જોઇયે.

**૩. વાદીએ જણાવેલાં કારણોનો પ્રતિવાદી પોતાની લેખી કેફિયતમાં સામાન્ય રીતે ઇનકાર કરે તો બસ થશે નહીં, પણ નુકસાનની બાબત સિવાય, દાખલ કરેલી જે જે બાબતનું ખરાપણું તે કબુલ કરતો ન હોય તે દરેકનું જુદુ જુદુ વિવેચન કરવું જોઇયે.** **કલમ નવી**

**આર. એસ. ઓ. ૧૯ રૂ. ૧૭.**

**ટીકા**—ઇંગ્રેજી ઓ. ૨૧, રૂ. ૧, ૧૨ માં કેટલીક જે ઇનકારીયતો રીવાજ પ્રમાણે વારંવાર કરવામાં આવે છે તે ઉપરથી આ રૂલનો ઇરાદો શો છે તે ખુલ્લી રીતે જણાય છે તેનો ખાસ દાખલો બતાવવામાં આવેલો છે. આર. એસ. ઓ. ૨૧, રૂ. ૧ માં કહેવામાં આવ્યું છે કે લહેણા અથવા નકી ઠરાવેલી નાણાંની માગણી બાબતના દાવામાં ફકત લહેણુ ઇનકાર કરવામાં આવે તે કબુલ કરવા લાયક નથી. અને રૂલ ૨ માં કહેલુ છે કે બીલ્સ ઓફ એકસચેંજના રૂપના દાવામાં અને ઇનકારીયતના બચાવમાં કેટલીક હકીકત ઇનકાર કરવી જોઇએ જેમ કે તે બીલ લખી આપ્યાની, તે ઉપર શેરો કરયા બાબત, તે સ્વીકાર્યા બાબત, દેખાડ કર્યા બાબત અથવા નહી સ્વીકાર્યાની ખબર બાબત ઇનકાર કરવી જોઇએ ( ઓકીનીલી સી પ્રો. કો. પાનુ ૫૧૯ )

તેવીજ રીતે ઓ. ૨૧ ના રૂ. ૩ માં ઠરાવ્યું છે કે માલનો સોદો કરીને તે વેચેલો હોય અથવા તે વેચીને સ્વાધીન કરેલો હોય તે બાબતના દાવામાં જે બચાવ હોય તેમાં આપેલા હુકમ અથવા કરાર, સ્વાધીન કર્યા બાબત અથવા દાવાવાળી રકમ ઇનકાર કરવી જોઇએ. આ વીશેનુ સારૂ દ્રષ્ટાંત કોપલી. વી. જેકશન ( ૧૮૮૪ ) વી. નો. ૩૯) ના કામના ઠરાવનુ છે.

ઉડાવનારો ઇનકાર.

**૪. જ્યારે ફરિયાદઅરજીમાં લખેલી કોઇ હકીકતનો પ્રતિવાદી ઇનકાર કરે, ત્યારે તેણે તે ઇનકાર ઉડાઉ રીતે ન કરતાં મુદ્દાના પ્રશ્નનો જવાબ આપવો જોઇયે, દાખલા તરીકે પૈસાની અમુક રકમ તેણે** **કલમ નવી**

**લીધી એમ કહેવામાં આવે ત્યારે, તેણે તે ચોકસ રકમ લીધી નથી એવો ઇનકાર કરશે તો ચાલશે નહીં; પણ તેણે તે રકમ અથવા તેનો કોઇપણ ભાગ લીધાનો ઇનકાર કરવો જોઇયે, અથવા તેણે કેટલી રકમ લીધી તે લખવું જોઇયે. અને જુદા જુદા પ્રસંગોને લીધે એકાદ વાત બન્યાનું કહેવામાં આવે, ત્યારે તે વાત તથા તે પ્રસંગો ઇનકાર કર્યા એટલે બસ થશે નહીં.**

**આર. એસ. ઓ. ૧૯. રૂ. ૧૯.**

**ઉડાઉ રીતે**—એક બચાવમાં " કહેવામાં આવેલુ છે તે પ્રમાણે તે બંદોબસ્તની સરતો વીશે નકી કાંઇ કરાર કરેલો નથી, " એવુ કહેવામાં આવેલુ તે આવાજ ઈંગ્રેજી રૂલ પ્રમાણે ઊડાઉ ઠરાવેલુ છે ( થોર્પ વી. હોલ્ડશ વર્થ ૩ સી. ડી. ૬૪૧. એન. પ્રેકટીશ (૧૯૦૮) પા. ૨૬૩ ) તેમાં જેશલ. એમ. આર. કહેલુ છે કે પ્રતીવાદીએ " કાંઈ કરાર અથવા બંદોબસ્તની કોઇ શરતો કોઇ દીવશ થએલી નથી " એમ જો તેનો કહેવાનો હેતુ હોય તો તે ઇનકારીયત કરવા તે પ્રતીવાદી બંધાએલો છે. જો તેનો તે હેતુ ના હોય તો નીચેની શરતો શીવાય બંદોબસ્તના કાંઇ ઠરાવ કરેલા નથી એવું તેણે કહેવું જોઇએ અને પછી તે શરતો શી હતી તે બતાવવી જોઇએ.

**મુદ્દાની બાબત**:—એક દાવાની બીનામાં પ્રતીવાદીએ વાદીને ૫૦૦) પૌંડ રૂશવત આપવા માંડયા હતા એવું કહેવામાં આવેલુ હતુ. તે દાવાની બીનાના બરોબર શબ્દો પ્રમાણે પ્રતીવાદીએ, એવી તકરાર કરેલી છે કે મેં ૫૦૦) પૌંડ રૂશવતમાં વાદીને કોઇ દીવશ આપવા માંડેલા નથી. જો તેણે ૪૯૯) આપવા માંડેલા હોય તો પણ આ ખરૂ છે એમ થાય છે. માટે ઠરાવ્યું છે કે મુદ્દાનો સવાલ રૂશવત આપવા માંડેલી હતી, એવો હતો, તેથી પ્રતીવાદીએ, એવી તકરાર કરવી જોઇતી હતી કે મેં કોઇ દીવસ ૫૦૦) પૌંડ અથવા કોઇ બીજી રકમ આપવા માંડેલી નથી ( ટીંડલસલી વી. હારપર ૧૦ સી. ડી. ૩૯૩, એન પ્રેકટીશ ૧૯૦૮, પા. ૨૬૩ ).

**તથા તે પ્રસંગે**—ધી એન્યુઅલ પ્રેકટીસમાં નીચેનું દ્રષ્ટાંત આપેલું છે ( ૧૯૦૮, પા. ૨૬૩ ). **અ બ** ની રૂબરૂ તા. ૩ માર્ચ સને ૧૯૦૪ ના રોજ ૩૫, ફ્લીટ મહેલ્લામાં પ્રતીવાદીને ૫૦૦) પૌંડ મેં આપેલા છે એવું વાદી કહે છે. તેમાં પ્રતીવાદી એવી રીતે ઇનકારીયત કરે કે તા. ૩ માર્ચ સને ૧૯૦૪ ના રોજ વાદીએ ૫૦૦) પૌંડ પ્રતીવાદીને ૩૫ ફ્લીટ મહેલ્લામાં **અ બ** ની રૂબરૂ આપેલા નથી. વાદી એક બીજે દીવસે, બીજી જગાએ અથવા **અ બ** હાજર ના હોય તે વખતે તે પ્રમાણે કરી શકતો હતો. આ " પ્રસંગો " છે. માટે જોઇએ તેવી બરોબર તકરાર એવી રીતે થાય છે કે "વાદીએ પ્રતીવાદીને ૫૦૦) પૌંડ અથવા બીજી કોઇ રકમ કોઇ દીવસે આપેલી નથી."

**૫. ફરિયાદઅરજીમાં જે દરેક હકીકત લખી હોય તે, પ્રતિવાદીની પ્લીડિંગમાં ખાસ રીતે અથવા અવસ્ય ગર્ભિત રીતે ના કબુલ કરી ન હોય, અથવા કબુલ કરવામાં આવી નથી એમ જણાવવામાં આવ્યું ન હોય તો તે, નાલાયક શખસના સંબંધમાં હોય તે શિવાયને પ્રસંગે, અંગીકાર કરવામાં આવી છે એમ સમજવું;**

૨૫૯૮ ઇનકાર. કલમ નવી

**પરંતુ કોરટની નજરમાં યોગ્ય જણાય તો, કોરટ એવી રીતે અંગીકાર કરેલી કોઇપણ હકીકત, તે અંગીકાર શિવાય બીજી કોઈ રીતે, સાબીત કરી આપવાનું ફરમાવવાને મુખત્યાર છે.**

*ટીકા:*—આર. એસ. ઓ. ૧૯, રૂ. ૧૩ તથા તેની સાથેનો વીશેષ ઠરાવ પુરાવ એકટ સને ૧૮૭૨ ના ૧ લાની ક. ૫૮ મીમાં છે.

ઇંગ્લાંડમાં એવું ઠરાવેલું છે કે કબુલકારીયત અને કબુલ કરવામાં આવેલું ના હોય તે વચ્ચે કાંઇ ભેદ નથી (હોલ વી. એન અને એન. ડબલ્યુ રેલવે કંપની, ૩૫ એલ. ટી. ૮૪૮). પણ આ દેશમાં એવું જણાય છે કે ઓ. ૮ રૂ. ૧૫ જે આગળ સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૧, ૫૨ હતી તે પ્રમાણે લખેલી કફીયત ઉપર તકરાર કરનાર પક્ષકારોમાંના એક પક્ષકારે પ્રતાગ્ના કરવાની જરૂર છે તેથી મુદ્દાનો તફાવત થાય છે, ( ઓકીનીલી સી. પ્રો. કોડ પાનું ૫૨૦ ).

**કલમ ૧૧૧**

*સામા દાવાની વિગત લેખી કફીયતમાં લખવી.*

**૬. (૧) જ્યારે પૈસા વસુલ કરવાની ફરિયાદમાં, વાદી પાસેથી પ્રતિવાદી કાયદા પ્રમાણે લેઇ શકે તેવી નકી કરેલી પૈસાની કોઈ રકમનો, કોરટના અધિકારમાંની પૈસા સંબંધી હદની બાહાર નહીં હોય એવો, વાદીની માગણી સામે પ્રતિવાદી સામો દાવો કરવા માગતો હોય, અને વાદીએ કરેલી ફરિયાદમાં બન્ને પક્ષકારોનું જે સ્વરૂપ હોય તેજ વાદી ઉપરના પ્રતિવાદીના આ દાવામાં બન્ને પક્ષકારોનું સ્વરૂપ હોય ત્યારે, પ્રતિવાદી ફરિયાદની પહેલી સુનાવણી વખતે, સામા દાવામાં માંગવાના લેહણાના વિગત સુદ્ધાંતની લેખી કેફીયત આપવાને મુખત્યાર છે. પરંતુ તેવી કેફિયત પહેલી સુનાવણી પછી કોરટ પરવાનગી ન આપે તો આપવાનો પ્રતિવાદીને અધિકાર નથી.**

*સામા દાવાથી થવાનું કાર્ય.*

**(૨) સામી ફરિયાદમાંની ફરિયાદઅરજી પ્રમાણેજ સદરહુ લેખી કેફીયતથી કાર્ય થશે, એટલે, તેથી એકજ ફરિયાદમાં મૂળ દાવાનો અને સામા દાવાનો આખર ફેંસલો કોરટથી આપી શકાશે; પરંતુ તેથી, હુકમનામાથી કોઈ પ્લીડરને જે ખરચ મળવા જેવો થતો હોય તેના સંબંધમાં, હુકમનામામાં અપાવેલી રકમ ઉપરના તે પ્લીડરના હક (લીયન) ને હરકત થશે નહીં.**

**(૩) પ્રતિવાદીએ લેખી કેફિયત આપવા સંબંધી કાનુનો, સામાદાવાના જવાબ તરીકે આપેલી લેખી કેફીયતને લાગુ છે.**

દ્રષ્ટાંતો.

**[અ] અ ૨,૦૦૦ રૂપિઆનું મૃતલેખાર્પિતદાન બ ને કરે છે, અને ક ને બાકીનું મૃતલેખાર્પિતદાન લેનાર તથા મૃત્યુપત્ર ચલાવનાર નીમે છે. બ ગુજરી જાય છે અને બ ની માલમિલકતનો વહિવટ કર-**

વાનું ડ સરટિફિકેટ લે છે. જામીનદાર તરીકે ડ ને વાસ્તે ૧,૦૦૦ રૂપિયા ક આપે છે. પછી મૃતલેખાર્પિતદાનને વાસ્તે ક ઉપર ડ ફરિયાદ કરે છે. ત્યારે મૃતલેખાર્પિતદાનની ફરિયાદમાં ૧,૦૦૦ રૂપિયાના લેહેણાનો સામો દાવો ક કરી શકે નહીં; કારણ કે ૧,૦૦૦ રૂપિયા આપવાની બાબતમાં ક નુ તથા ડ નુ સ્વરૂપ છે તેજ સ્વરૂપ તેમનું મૃતલેખાર્પિતદાનની બાબતમાં નથી.

[બ] અ મૃત્યુપત્ર કર્યા વગર અને બ નો કરજદાર રહીને ગુજરી જાય છે. અ ની માલમિલકતનો વહિવટ કરવાનું સરટિફિકેટ ક લે છે, અને તે માલ મિલકતનો કંઈ ભાગ ક ની પાસેથી બ ખરીદ કરે છે. બ ના ઉપર ક ખરીદીના પૈસાની ફરિયાદ કરે, તેમાં બ પોતાના લેહેણાનો સામો દાવો ન કરી શકે; કારણ કે, ક નાં જુદાં જુદાં બે સ્વરૂપ છે; એક તો બ ને વેચાણ આપનાર તરીકે, જે સ્વરૂપથી તે બ ના ઉપર દાવો કરે છે, અને બીજું અ ના વારસ વકીલ તરીકે.

[ક] અ બિલ આફ એકસચેંજ ઉપરથી બ ના ઉપર ફરિયાદ કરે છે. બ એમ કહે છે કે મારા માલનો વિમો ઉતારવાને અ એ ગેરવ્યાજબી રીતે ગફલત કરી છે અને તે નુકસાનીના બદલાનો જવાબદાર છે. તે નુકસાનીના બદલાને વાસ્તે હું સામો દાવો કરૂં છું. આ રકમ નકી કરેલી નથી તેથી તેનો સામો દાવો ચાલી શકે નહીં.

[ડ] અ રૂ. ૫૦૦ ની બિલ આફ એકસચેંજ ઉપરથી બ ના ઉપર ફરિયાદ કરે છે. બ ની પાસે અ ના ઉપર મેળવેલો રૂ. ૧,૦૦૦નો ફેંસલો છે. બંને દાવા નકી કરેલી પૈસાની માગણીના છે, માટે તે સામસામા અપાવી શકાય.

[ઇ] હક અથવા સત્તા વગર બ એ પ્રવેશ કર્યા બદલ તેના ઉપર અ નુકસાનીના બદલાની ફરિયાદ કરે છે. અ એ લખી આપેલી રૂ. ૧,૦૦૦ ની પ્રામીસરી નોટ (વાયદાચીઠી) બ ની પાસે છે તે રકમ સદરહુ ફરિયાદમાં અ ને જે રકમ મળે તેમાં બ મજરે માગે છે. બ એ રકમ મજરે લઇ શકે. કારણ કે અ ને નુકસાનીનો બદલો મળે એટલે બંનેના પૈસા સંબંધી માગણીની રકમ નકી થાય છે.

[ફ] અ ને બ રૂ. ૧,૦૦૦ ની ફરિયાદ ફ ના ઉપર કરે છે ત્યારે ફકત અ ની પા[illegible] દાવો ન કરી શકે.

[ગ] અ રૂ. ૧,૦૦૦ ની ફરિયાદ ક ના ઉપર કરે છે. તેમાં અ પાસે બ એકલો માગતો હોય તે લેહેણાનો બ થી સામો દાવો ન થાય.

[ઙ] બ ને ક ની પંત્યાળાની પેઢીમાં અ ને રૂ. ૧,૦૦૦ દેવું છે. ક ને પાછળ મુકીને બ ગુજરી જાય છે. જુદા સ્વરૂપથી ક પાસે અ ના રૂ. ૧,૫૦૦ લેહેણા છે, તેને વાસ્તે ક ઉપર અ ફરિયાદ કરે છે, આંમાં ક થી રૂ. ૧,૦૦૦ ના લેહેણાનો સામો દાવો થઇ શકે.

સને ૧૮૮૨ ના એકટ ૧૫ ની ક. ૧૧૧.

**ટીકા:—**આ રૂલ હાયકોરટ અને પ્રો. સ્મોલકોઝ કોરટોને લાગુ છે. પેટા કલમ ૧ અને ૨ ના ઠરાવથી આગળના કાયદાની ક. ૧૧૧ ના ઠરાવમાં કાંઇ મતલબે ફેરફાર કરેલો નથી; અને સામાદાવા વીશે જે કાયદો આગળ હતો તેનો તેજ છે. પ્રતાવાદીએ સામો દાવો માગ્યા વીશે એક લખેલી કેફીયત આપેલી હોય તે । જવાબમાં વાદી જે વધારાની લખેલી કેફીયત આપવાને ઇચ્છા રાખતો હોય તેને આ ઓરડરના બીજા રૂલો પેટા રૂલ ૩ થી ફક્ત લાગુ થાય છે.

**મુદ્દો ઠરાવવાનો તે:—**બે પ્રતીવાદીઓએ એવો દાવો કરેલો હતો કે કપટથી તેમાંના એક શખસે પૈસા લીધેલા છે તે થોડી મુદત ઉપરના દાવામાં બીજા પ્રતીવાદીએ સામો દાવો (સેટોફ) માગેલો હતો. નીચેની કોરટે તે વીશે કાંઇ મુદ્દો કાઢાડેલો નહોતો તેમ કાંઇ તે બાબત ઠરાવ કરેલો નહોતો. તેમાં ઠરાવ્યું કે એક ઇસ્યુ કાહાડીને તે વીશે ફેસલો કરવો જોઇતો હતો અને તેને આ રૂલ લાગુ થાય છે (અહમદાબાદ અને સ્પીનીંગ કંપની વી. લદ્દ શંકર (૧૯૦૫) ૩ મુ. લા. રી. ૨૪૬; (૧૯૦૬) ૩૦ મુ. ૧૭૩).

**કાયદા પ્રમાણે સામો દાવો:—**કાયદાના આધારથી અને ...ના દાવો અટકાવવાને "સેટોફ" કરવામાં આવે છે. એકાદા દાવામાં જે હક ... અમલ કરવા લાયક હોય તેનો અમલ કરવાને સેહેલાઇ આપવામાં આવે તે શીવાય કાંઇ નવો હક આપવાનો ઇરાદો રાખેલો નથી. માટે હમેશાં એવું ઠરાવેલું છે કે જ્યારે તેના તેજ લેહેણા બાબત એક દાવો ચાલી શકતો હોય ત્યારે તે વીશે "સેટોફ" બાબત તકરાર ફકત ફતેહભરેલી રીતે કરી શકાય છે (રેલી વી. રોસી. ૧ કયુ. બી. ડી. ૪૬૯, અને જુઓ વૉટરફીલ્ડ વી. બ્રેડનામ ૩ કયુ. બી. ડી. ૩૨૪).

**સેટોફ વિષે જે પ્રતીવાદી દાવો રાખતો હોય તે પ્રતીવાદી તે બાબત વાદી છે—**જ્યારે તે ઇસ્યુ વીશે તપાસ કરવા ઉપરથી જ્યારે એકાદો પ્રતીવાદી સેટોફનો દાવો કરે તો તેને વાદી ગણવો જોઇએ. (જગદંબા વી. ગ્રોબ (૧૮૭૦) ૫ બં. લા. રી. ૬૩૯).

**સેટોફ માગવામાં આવે તો, લખેલી કેફીયત રજુ કરવી જોઇએ:—**પ્રતીવાદી સેટોફ કરવાને મરજી રાખતો હોય તો તે પોતાના લેહેણાની વીગતવાળી એક લખેલી કેફીયત આપવાને બંધાએલો છે. (પૂર્ણચંદ્ર વી બીહારી (૧૮૭૦) ૧૪ વી. રી. ૪૭૩).

**કાંઇ નવો કાયદો ઠરાવેલો નથી:—**સેટોફ ઓફના દાવાવાળી બાબત કેઈ છે અથવા કેઇ નથી તે વીશે નવો કાયદો ઠરાવવાનો આ કાયદાથી ઇરાદો રાખવામા આવેલા નથી. તેથી "સેટોફ" વાળી બાબત કેવી રીતે ઉપયોગી થઇ શકે છે તે વીશે માત્ર નીયમો ઠરાવવામાં આવ્યા છે (રૂકમીની વી. મલ્ક (૧૮૮૬) ૯ ક. ૯૧૪). તેથી બે બાબતો વીશે એટલે (૧) વાદી પાસેથી પ્રતીવાદીની નકી ઠરાવેલી રકમ કાયદેસર વસુલ કરવા લાયક હોય તે

બાબત "સેટાફ" હોવો જોઇએ અને (૨) જે રૂપમાં વાદીએ દાવો કરેલો હોય અને જે રૂ. પ્રતીવાદીએ વાદી પાસેથી લેવાને દાવો કરેલો હોય તે રૂપ તેનું તેજ જોઇએ, એવી બે બાબતો પ્રથમ હોવી જોઇએ, (ચેનાપા વી. રઘુનાથ (૧૮૯૩) ૧૫ મ. ૨૯, પા. ૩૩).

**વીરૂદ્ધનાં પણ અરસ પરસ લેહેણું ના હોય તો સેટોફ કરી શકાતો નથીઃ**--એકાદો સેટોફ બળવાન થવા સારૂ તે લેહેણાં અરસ પરસ પક્ષકારોનાં હોવાં જોઇયે, અને તેના તેજ હકનાં હોવાં જોઇયે, તે અવશ્યની બાબત છે, ( બઇરબ વી. હફીઝુનીસા (૧૮૭૮) ૨ ક. લા. રી. ૪૧૪). પક્ષકારો વચેના હકો માત્ર વીરૂધના હોય પણ અરસપરસના ના હોય તો સેટોફ તે બાબત થઇ શકતો નથી, (હરીકીસોર વી. હરકીસોર ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૧૩૪).

**તકરાર કરવાનો વખત.**—અસલ કોરટમાં જ્યારે પ્રતીવાદીએ "સેટોફ" સબંધીનો મુદ્દો કઢાવેલો ના હોય ત્યારે પ્રીવીકાઉંસીલના નામદાર સાહેબોએ તે સાંભળવાને ના કહેલી છે ( નાનકરે વી. કોહટા (૧૮૮૬) ૧૩ ઇ. અ ૪૮, પા. ૫૬; ૧૩ ક. ૧૨૪).

**બ્યાજબી સેટોફ**--સને ૧૮૫૯ ના એકટ ૮ ની આગલીજ કલમો હતી તે સંબંધી મદ્રાસ હાયકોરટે કહ્યું છે કેઃ—" ફકત કામ ચલાવાની રીતીના કાયદાના આ ઠરાવો છે અને અમારી નજરમાં આવે છે કે તેમાં જે ભાશા વાપરેલી છે તેનો હેતુ સેટોફ કરવાનો હક વધારવાનો નથી. તોપણ અમારે કહેવું જોઇએ કે અમારા હાલના અભીપ્રાય પ્રમાણે સેટોફનો જે કોઇ હક કાયદેસર અથવા બ્યાજબી રીતનો હોય અને તે કાયદાના ઠરાવો સીવાય પક્ષકારોનો હોય તો તે હક લઇ લેવાનો તે કામ ચલાવાની રીતીના કાયદાથી ઇરાદો રાખેલો નથી. ફકત સામસામી લેણદેણની બાબતમાંજ સેટોફ હોય છે એમ અમને જણાય છે પરંતુ જ્યારે તેનાતેજ વ્યવહાર ઉપરથી જ્યારે સામસામી લેણું થયેલુ હોય અથવા તે લેણાનો પ્રકાર અને હકીકત એવી સબંધવાળી હોય કે વાદી પોતાનું લેણું વસુલ કરે અને પ્રતીવાદીને સામો દાવો કરવાને ફરજ પાડવામાં આવે તે એક ગેરબ્યાજબી કરેલું થાય છે." ( ચારક વી, રથનાવાલુ ( ૧૮૮૬ ) ૨ મ. હા. કો. ૨૯૬; ભગવત વી વામદેવ ( ૧૮૮૫ ) ૧૧. ક. ૫૫૭; ચીશોલમ વી. ગોપાળ ( ૧૮૮૯ ) ૧૬ ક. ૭૧૧; કીશોરચંદ વી. માધવજી ( ૧૮૮૦ ) ૪ મું. ૪૦૭; પ્રણીલાલ વી. મેકસ ( ૧૮૮૫ ) ૭ અ. ૨૮૪; બ્રજેન્દ્ર વી. બજબજ કંપની ( ૧૮૯૩ ) ૨૦ ક. ૫૨૭ ); તો તે પક્ષકારોના ઇરાદા વીરૂદ્ધ થતું નથી ( કીસ્ન સામી વી. મદ્રાસના મ્યુ. કમીશનરો ( ૧૮૬૯ ) ૪ મ. હા. કો. ૧૨૦ )

**નુકશાન બાબતનો સેટોફ**—આપેલાં લાકડાંની કીંમત લેવાને એક કરારની રૂઇએ અ એ દાવો કરેલો તેમાં તે કરારો તોડયાથી થયેલા નુકસાનનો સેટોફ અપાવવામાં આવેલો હતો એવા કારણથી કે તે કરાર પ્રમાણે ચાલવાને કસૂર કરવામાં આવે તો તેથી જે નુકસાન થાય તો તે પ્રતીવાદીઓને ભરી આપવું એવો તે કરારમાં ઠરાવ છે ( પ્રાગી વી. મેકસવેલ ( ૧૮૮૫ ) ૭ અ. ૨૮૪; અને જુઓ કીશોરચંદ વી. માધવજી ( ૧૮૮૦ ) ૪ મુ. ૪૦૭). રાધારામ વી. જેમ્સ ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૪૧૦ અને વળી આ બાબત વીશે જુઓ નીચેના ઠરાવોઃ—મીડલટનવી, પોલોક લા. રી. એક્ર. ૨૦ ૫૧૫; વલાસી વી. નોબલ ૩ મર. ૫૯૩; એક તરફી સ્ટીવન્સનુ કામ ૧૧. વેસ ૨૪; એકતરફી બ્લેકડનનું કામ વેસ ૪૬૫; એકતરફી ટુગુડનુ કામ ૧૧ વેસ ૫૧૬, એટોસ વી. નાઇટ ૨ મર ૧૨૧; લોર્ડ લેન્સબરો વી. જોન્સ ૧૫૧ વીગ્સ ૩૨૬; એક તરફી ફ્લીન્ટનુ કામ એક સોન્ડન્સ આર. ૩૦; અને અરસપરસ લેણા

વીશે જુઓ યંગ વી. બં. બેંક (૧૮૩૬) ૧ મુર. ઇ. અ. ૮૭; એકતરફી મોરીયરનું કામ ૧૨ સી. ડી. ૪૫૪: વાઇટલાફીસના કામમાં ૯ સી. ડી. ૫૯૭; પીટ વી. જોન્સ ૮ ક્યુ બી. ડી. ૧૪૭; નારણદાસ વી. વસનદાસ (૧૮૮૨) ૬ મું. ૧૩૪; સૈયદ મહમદ વી. અશરફ ઉ-ન્નીસા (૧૮૮૦) ૫ ક. ૭૫૫; અરલ વી. બીર (૧૮૮૦) ૬ ક. લા. રી. ૨૫૪; લક્ષ્મા-ચા. વી. જગતનાથમાં (૧૮૮૭) ૧૦ મ. ૧૯૫; સીનાયા વી. રંગારેડી (૧૮૮૭) ૧૦ મ. ૨૫૫. વળી જુઓ સેક્રેટરી ઓફ સ્ટેટ વી. મદેરી (૧૮૮૧) ૧૩ અ, ૨૯૬)

**કબજાવાળા ગીરો રાખનાર ઉપર સાંથનો સામો દાવો**—એક ઝરીપેશગી પટાની રૂઇએ એક ગીરો આપનારે ગીરો રાખનાર ઉપર હિસાબ બાબત દાવો કર્યો હતો તે-માં ગીરો રાખનારે જે સાંથ આપેલી ન હોય તેને જો કે મુદતની હરકત થયેલી હતી તો પણુ તે ગીરો ઉપરના દેવા સામે તે એક સેટોફ છે.

**કબજાવાળા ગીરો રાખનાર ઉપર સાંથનો દાવો**—એક ઝરીપેશગીની રૂઇએ એક ગીરો આપનારે ગીરો રાખનાર ઉપર હિસાબ બાબત દાવો કર્યો હતો તેમાં ગીરો રાખ-નારે જે સાંથ આપેલી નહોતી તેને જોકે મુદતની હરકત થયેલી હતી તોપણુ તે ગીરો ઉ-પરના દેવા સામે તે સેટોફ છે (નરસીંગનારાયણુ વી. લખપતી (૧૮૮૦) ૫ ક. ૩૩૩) એક દાવાપર સાથેના ગીરો રાખનારનુ મુદત ગયેલું સાંથનુ લેણું ગીરોવાળી મીલકત પૈકીની મીલકત સબંધી ગીરો આપનાર પાસે હોય તો ગીરો રાખનારના કબજામાં જે વધારો એક-ઠો થયેલો હોય તેની સામે તે સાંથના લેણાનો સેટાફ કરી શકાય છે (શીવચરણુ વી. મહા-વીર. (૧૯૦૫) ૩૨ ક. ૫૭૬).

વાદીએ એક ગીરોનુ હુકમનામુ પ્રતીવાદીઓને વેચાણુ આપીને રોકડને બદલે એક ડી-પોઝીટની પહોચ લીધી તે વેચાણુ વખતે તે હુકમનામુ જપ્ત થએલું હતુ તે બાબતની રકમ પ્રતીવાદીઓએ આપવાની હતા પછી સદરહુ ડીપોઝીટની પહોચની રૂઇએ દાવો કર્યો તેમાં ઠરાવ્યું છે કે તે પ્રમાણે આપેલી રકમનો તે પ્રતીવાદીઓ સેટાફ કરી શકે છે (ખેટશીવાસ વી. શીવનારાયણુ (૧૯૦૫) ૯ ક. વી. નો ૧૭૮)

વાદીઓએ પોતે કરેલા એક વેચાણુના કમીશન બાબત દલાલ તરીકે પ્રતીવાદી ઉપર દાવો કરેલો હતો તેમાં ઠરાવ્યું છે તે વેચાણુ સબંધી પ્રતીવાદીઓએ જે કહેલુ હતુ તે કહ્યા પ્રમાણેનો વાદીઓએ કસુર કરીને અમલ કરેલો નથી તેથી તે વાદીઓએ કરેલા નુકશાન બાબત વ્યાજબી સેટોફ તરીકે પ્રતીવાદીઓ દાવો કરી શકે છે (નંદરામ વી. રામપ્રસાદ (૧૯૦૫) ૨૭ અ. ૧૪૫).

ગીરો છોડાવાથી સુધારા સામા સાંથની ચઢેલી બાકી વીશે સેટોફ કરવામાં આવે પછી તે સુધારો કરનારનો હક સાનમાં આપેલો હોય તોપણુ તે બાબત (જુઓ અચ્યુત વી. કાલી (૧૮૮૪) ૭ મ. ૫૪૫).

**તેના તેજ વ્યવહાર ઉપરથી સામસામી લેણું ઉત્પન્ન થવું જોઇએઃ**—જ્યારે જુદા જુદા વ્યવહાર સંબંધી સામસામી લેણું થયેલું હોય ત્યારે સેટાફ કરવાનો હક નથી (રામદેવ વી. તોખીરામ (૧૮૯૪) ૨૧ ક. ૪૧૯; ફકીરચંદ વી. ગીસબોર્ન (૧૯૦૪) ૮ ક. વી. નો. ૧૭૪). દીવાની કાયદા પ્રમાણે એક વાદી વીરૂદ્ધ પ્રતીવાદી સાધારણુ કામોમાં સેટાફનો દાવો રાખે તો તેના તેજ વ્યવહાર ઉપરથી ઉત્પન્ન થયેલો હોય અને તે સેટોફના પ્રકારનો હોય તે શીવાય તે બતાવી શકતો નથી પણુ ક. ૪૫૧ પ્રમાણે અને હાલ સને ૧૯૦૮

ના એકટ ૫ ની ક. ૯૫ પ્રમાણે ખાસ સામો દાવો હોય એટલે પકડવાને જોઇતા કારણો ના હોય તે બાબત કંપેન્સેશન લેવાનો દાવો કરેલો હોય તો આ કલમ પ્રમાણે હરકોઇ દાવામાં લક્ષમાં લઇ શકાય છે અને કંપેન્સેશન તરીકે હુકમનામામાં જે રકમ અપાવેલી હોય તે વાદીના દાવામાં બચાવ થાય છે ( રેલેટ વી. ફેટરલે ( ૧૮૯૪ ) ૧૮ મું. ૭૧૭ ). ચીન્ચુવાડ સંસ્થાન કરીને એક ધર્માદા બક્ષીસ કહેવામાં આવે છે તે બક્ષીસના ટ્રસ્ટીઓએ તે સંસ્થાનના વહીવટ વીશે હરીફાઇ કરનાર બે દાવેદારો વચ્ચે સમાધાન થયેલું તે રદ કરવાને તથા તે સમાધાનની રૂઇએ તેમાંના એક શખસને મીલકત સોંપેલી તે તેની પાસેથી લેવાને દાવો કરેલો હતો, તેમાં પ્રતીવાદીએ તકરાર કરી છે કે જો વાદીઓનો તે સમાધાન રદ કરાવાનો હક હોય તો તેઓના દત લેનાર બાપને જે મીલકત આપેલી છે તે તેની મીલકત મને પાછી આપવાને બંધાયલા છે; તેમાં ઠરાવ્યું છે કે પ્રતીવાદી તે સેટાફનો દાવો કરી શકતો નથી અથવા તે તકરારી ખાંનગી મીલકત વીશે વ્યાજબી બચાવ કરી શકતો નથી કારણ કે તે સમાધાનમાં ટ્રસ્ટવાળી મીલકતને બદલે ખાનગી મીલકત આપવી એવું તે સમાધાનમાં કાંઇ નથી ( ધુંઢીરાજ વી. ગણેશ ( ૧૮૯૪ ) ૧૮ મું. ૭૨૧ ) એક ટ્રસ્ટ ડીડ તૈયાર કરવાના ખર્ચ બાબતના દાવામાં પ્રતીવાદીઓએ સંચા નહિ સોંપવાથી થયેલા નુકશાન બાબત દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે પ્રતીવાદીઓનો સામો દાવો કરવાનો હક નથી કારણ કે તે કાંઇ નાણાની નક્કી ઠરાવેલી રકમ બાબતનો નથી અને સામો દાવો દાખલ કરવાને કાંઇ વ્યાજબી કારણ નથી કારણ કે તે વીશે તપાસ કરવાને ઘણીવાર લાગે તેવું છે અને જે નાણાં લેવાને વાદીઓનો કાયદેસર હક થયેલો છે તે નાણાં બાબત વાદીઓએ શા વાસ્તે થોભવું જોઇએ તેનું કાંઇ કારણ નથી ( ડોબસન વી. બં. સ્પી. કં. ( ૧૮૯૭ ) ૨૧ મું. ૧૨૬ ). એકન્નાપર સાથેનું ગીરો તા૦ ૧૫ જુન સને ૧૮૭૦ ના રોજ લખી આપવામાં આવેલું હતું અને તે ગીરોવાળુ લેણું તા. ૧૫ જુન સને ૧૮૭૮ ના રોજ પાછું વસુલ આપવાનો તેમાં કરાર હતો તેથી તે ગીરોની રૂઇએ મુદલ તથા વ્યાજ લેણું થયેલું તે લેવાને સને ૧૮૮૮ માં દાવો કરવામાં આવેલો હતો, તેમાં પ્રતીવાદીએ તકરાર કરી છે અને સાબેત કરેલું છે કે તે ગીરોવાળી મીલકત ઉપર અમુક ઇમારતો હતી તે ગીરો રાખનારે પાયમાલ સ્થીતીમાં થવા દીધી છે અને સને ૧૮૭૮ ના જુન માસ પછી ત ગીરો રાખનારનો કબજો હતો એવું માલુમ પડેલું છે; તેમાં ઠરાવ્યું છે કે વાદીઓએ તે દુરસ્ત કરાવાને કસુર કરવાથી નુકશાન કરેલુ છે તેથી થયેલ નુકશાનીના દાવાની રકમ ગીરોના હીસાબમાં લાવવાનો પ્રતીવાદીનો હક છે અને તે કારણથી તેનો જુદો દાવો કરવાની જરૂર નથી ( શીવ વી. જરૂ ( ૧૮૯૨ ) ૧૫ મ ૨૯૦ ) વાદીઓએ અમુક કાટનાં લાકડાં પ્રતીવાદી પાસેથી ખરીદ કરવાને કરાર કર્યો. તેઓએ તે કીંમતનો ભાગ અગાઉથી આપ્યો અને તે કાટ પૈકીના કેટલાક લાકડાં આપ્યાં તે લીધાં પણ બાકીના દેવાને લેવાને ના કહી તેથી પાછળથી આપેલી કીંમતનો ભાગ લેવાને પ્રતીવાદી ઉપર દાવો કર્યો એવું કહીને કે જે ભાગ અમે લીધેલો છે તે કરાર પ્રમાણેના વડનો નથી; તેમાં ઠરાવ્યું છે કે તે કાટનો જે ભાગ ફરી વેચવાથી જે નુકશાન થયેલુ છે તે બાબતના કંપેન્સેશન તરીકે પ્રતીવાદીનો સેટ.ફ આવા દાવામાં ચાલી શકે છે ( નીયાઝ વી. દુર્ગા ( ૧૮૯૩ ) ૧૫ અ. ૯ ).

સાંથ બાબતના એક દાવામાં તે જમીનદારના ઇનામીદારે પ્રથમની સાંથના દાવાનુ ખરચ કરેલું તે ખરચ બાબત સામો દાવો કરેલો તે અપાવેલો નથી ( તીલક વી. જસોદા ( ૧૯૦૭ ) ૧૧ ક. વી. નો. ૨૧૫ ).

એક કંપની પાસે પ્રતીવાદીએ બાર માસને માટે નાણાં ડીપોઝીટ મુકયાં અને તે પ્રતીવાદી તે પાછાં લઇ શકયો નહિ તેથી તેણે તે ડીપોઝીટની જામીની ઉપર તે કંપની પાસેથી અમુક કરજ લીધું ત્યાર પછી તે કંપનીના તમામ લેણદારોને તે કંપની ઉપર દાવો કરવો નહિ એવો તાકીદ હુકમ કરીને તેઓને અટકાવેલા હતા. તેથી તે કંપનીના લીકવીડેટરે તે કરજે લીધેલાં નાણાંની રકમ બાબત દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે તે પ્રતીવાદી તે ડીપોઝીટનો સામો દાવો કરી શકે છે ( પ્રેસીડેન્સી સ્મોલકોઝ કોરટના એકટ પ્રમાણે રેફરન્સ (૧૯૦૫) ૨૮ મ. ૨૪૦ )

**વસુલ નહિ**—એક સામા લેણાનો સેટાફનો દાવો તે વસુલની તકરારની સાથે એક ઠો કરી ન દેવો જોઇએ. **અ** એ ચઢેલી સાંથ બાબત **બ** ઉપર દાવો કર્યો. **બ** એ કહયું છે કે મહારી તે જમીનનો વહીવટ કેટલીક મુદતથી કલેકટર કરે છે તેથી કલેકટરે બીજા લેણાની સાથે તે સાંથ વસુલ કરેલી છે ( તેમાં ઠરાવ્યું છે કે તે એક વસુલની તકરાર છે અને સેટાફની નથી ( કુંજબીહારી વી. નીલમોની ( ૧૮૭૫ ) ૪ ક. લા. રી. ૨૯૬ ).

**પૈસા બાબત**—સને ૧૮૫૯ ના એકટ ૮ પ્રમાણે તે દાવો એકાદા લેણા બાબત હોવો જોઇએ ( શેટી વી. શ્રીજા ( ૧૮૬૬ ) ૫ વી. રી. ૧૯૦ ); હાલના કાયદા પ્રમાણે તે પ્રમાણે નથી જુઓ દ્રષ્ટાંત ( ७ ). તોપણ તે દાવાનો અને સેટાફનો પરીણામ નાણા સબંધી જવાબદારીનો હોવો જોઇએ ( જુઓ અબર્લેસ હોટલસ કં. વી. જોનામ ૧૮ કયુ. બી. ડી. ૪૫૯; ચીલર વી. નેશનલબેંક ( ૧૮૯૨ ) ૧૯ ક. ૧૪૬ ). પ્રશ્ન, હીસાબ બાબતના દાવામાં આ કલમમાં સમાસ થાય છે કે નહિ ( નોનકરે વી. કોટા ( ૧૮૮૬ ) ૧૩ ઈ. અ. ૪૮ પા. ૫૬; ૧૩ ક. ૧૨૪ ); પણ વહેંચણ બંધ કરવા બાબતનો દાવો કરવામાં આવેલો તેમાં બાકી લેણી રહેલી હોય તે લેવાને દાવો કરેલો હોય તો તે દાવો તે કલમના હેતુ પ્રમાણેનો છે ( રામજીવણ વી. ચંદમલ ( ૧૮૮૮ ) ૧૦ અ. ૫૮૭ ).

**તેનુ તેજ રૂપઃ**—એક લેણા બાબત એક હીંદુ વીધવાએ દાવો કરેલો તેથી પ્રતીવાદી તેણીના મરનાર ધણી પાસેનું લેણુ લેવાને સામો દાવો કરી શકે છે ( વોટમન વી. બ્રજ (૧૮૭૧) ૧૬ વી. રી. ૨૨૪; શ્રીશચંદ્ર વી. કુમારી ( ૧૮૬૪ ) ૧ વી. રી. પ્રા. ૨૩ ) પણ એક વીધવા પોતાના ધણીની મીલકતનો વહીવટ કરતી હતી અને તેણીએ પોતાના દીકરાએ અમુક જંગમ મીલકતનો ખોટો ઉપયોગ કરેલો તે લેવાને દાવો કર્યો તેમાં પ્રતીવાદીનો તેના બાપ ઉપર જે દાવો હતો તે વીશે સેટાફનો દાવો કરવાને પરવાનગી આપેલી નથી ( મેનલી વી. મેનલી ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૧૩૬ ) એક મરનાર હિંદુના દીકરાએ તેના વારસ તરીકે એક પ્રોમીસરી નોટની રૂઇએ દાવો કરેલો તેમાં તે મરનારને પ્રતીવાદીનું દેવું હતું તે વીશે સેટાફ અપાવેલો છે ( ચત્રાપા વી. રઘુનાથ (૧૮૯૨ ૧૫ મ. ૨૯ ). પણ એક મેનેજર તરીકે જે રકમ લેહેણી થયેલી તે જાતીકી જવાબદારી વીરૂદ્ધ સેટાફ કરી માગી શકાતું નથી, ( અબુલહસન વી. ઝોરા (૧૮૮૩) ૫ અ. ૨૯૯). એકામતે એકાજુતે જે લેણું હોય તેના સામી જુદા લેણાનો સેટાફ ચાલી શકતો નથી અને ડાયરેકટરોને જે રકમ લીકવીડેટરોને પાછી આપવાનો હુકમ કરવામાં આવે તે રકમો સામે તે કંપની પાસે તે ડાયરેકટરોનું જે લેણું હોય તે બાબતનો સેટાફ ચાલી શકતો નથી, (ન્યુકલેચીંગ કં. વી. કેશવજી (૧૮૯૫) ૯ મું. ૩૭૩). એક ખતની રૂઇએ **અ** એ **ક** પાસેથી કરજ લીધુ અને પોતાના તેના નાના ભાઇના તથા પીત્રાઇ ભાઇના હીસ્સા સાનમાં આપ્યા અને એવો કરાર કર્યો કે તે સાનમાં આપેલા હી·

રસાના ભાડામાં વ્યાજ જમે કરવું જોઇએ. પછી અ અને બીજા શખસોએ દાવો કરયો તેથી ક એ વ્યાજ બાબત સેટાફ કરયો, કોરટની નજરમાં આવ્યું કે તે ખત ફક્ત અ ના વીરૂદ્ધ સાબેત થયેલું છે અને તેથી તે અ સબંધી સામો દાવો અપાવ્યો નહીં ( ફતેહનારાયણ વી. દીનદયાળ (૧૮૭૮) ૧૫ વી. રી. ૩૭; જુઓ લલીત વી. શ્રીનીવાસ (૧૮૮૬) ૧૩ ક. ૩૩૧ ). પણ બ એ પોતાની અને અ ની વચમાં થયેલા જુદા વ્યવહાર સબંધી બ એ દાવો કરેલો ત દાવા સામે જે લેણું એક બાપ અને બે દીકરા જેમાંનો એક બ છે તેઓની પેઢી પાસે હતું માટે જો તે પેઢીની મીલકતનો બ એકલો ફાયદો લેનાર માલેક હોય અને પોતાના બાપને તથા ભાઇને પોતાના એકલાના નામ ઉપર તે ચઢાવી આપવાને ફરજ પાડી શકતો હોય તે શીવાય અ ના તે લેણા બાબત સામો દાવો ચાલી શકતો નથી ( એકતરફી મોરીયરના કામમાં ૧૨ સી. ડી. ૪૯૧ ); અને પૈસા બાબતના અ ઉપરના એક દાવામાં પોતાનું તથા બીજાઓનું લેણું હતું તેથી તે લેણાના પોતાના હિસ્સા બાબત તે સેટાફ કરી શકતા નથી. ( બોયર વી. પાકીસન ૬ કયુ. બી. ડી. ૫૪૦ ). કેટલાક સહહિસ્સેદારમાંના એક સહહિસ્સેદાર વાદીએ એક મીલકતના એક ભાગના એક પટો કરાવી લેનાર ઉપર સાંથના પોતાના હીસ્સા બાબત દાવો કરયો; તે દાવો કબુલ કરવામાં આવ્યો હતો, પ્રતીવાદીએ તકરાર કરી છે કે તેજ મુદતના સરકાર મેહેસુલની ચઢેલી બાકી વાદીના હિસ્સાની મેં આપેલી છે તેથી આપેલાં નાણાં બાબત તેણે સેટાફ માગ્યો; તેમાં ઠરાવ્યું છે કે સને ૧૮૫૯ ના એકટ ૮ ની ક. ૧૨૧ પ્રમાણે તે સામા દાવા તરીકે તે ચાલી શકતો નથી પણ તે એક જુદા દાવાની બાબત છે અને તેમાં બીજા હીસ્સેદારોને સામેલ કરવા જોઇએ. ક. ૧૨૧ નો ઇરાદો તદ્દન જુદા રૂપના દાવાની તપાસ એકઠી કરવાનો બીલકૂલ નથી, (હુસેન વી. સ્મીથ (૧૮૭૪) ૧૨ વી. રી. ૧૫, ૧૩ બં. લા. રી. ૪૧૦ ). સહહિસ્સેદારોને પુછયા વીના પાછળના વરસોના આવેલા વસુલમાંથી એક લંબરદારે સરકાર મેહેસુલની ચઢેલી બાકી આપેલી હતી તેથી તે પાછલા વરસના નફાના પોતાના હિસ્સા બાબત એક સહહિસ્સેદારે તેના ઉપર દાવો કરયો તેમાં તે આપેલી રકમનો સેટાફ કરી શકાય છે, (ઉદય વી. જગન્નાથ (૧૮૭૬) ૧ અ. ૧૩૫). ત્રણ અભીભકત ભાઇઓએ વેહેંચણ કરીને જુદા થયા પછી પોતપોતાના હિસ્સા છોડાવ્યા. અને પ્રતીવાદીએ અમુક આકાર ભરેલો છે એવું કહેવામાં આવેલું હતું તેથી તે આકાર રૂ તે ગીરોની રૂઇએ દેવા હતા તે આપ્યા. આ આકાર વસુલ આપવામાં આવેલો હતો એવું સાબેત થયેલું નથી. પછી તે ગીરોવાળી તમામ જમીન વાદીએ ખરીદ કરી તેથી રૂ હીસ્સો ગીરો રહેલો હતો તે છોડાવાને વાદીએ દાવો કરયો, તેમાં બીજા બે ગીરો આપનારાઓએ તે કેહેવાયલો આકાર વસુલ આપવાને જે રકમ બે ગીરો આપનારાઓએ આપેલી હતી તે રકમ તે ગીરોની રૂઇએ થયેલા લેણાની રકમથી બાદ કરવાને પરવાનગી આપવામાં આવેલી નથી, એવા કારણથી કે વાદીનો ગીરો છોડાવાનો હક તે બીજા બે ગીરો આપનારાઓના ગીરો છોડવાના હકથી સંપુર્ણ રીતે જુદો છે, અને કાંઇ મજીયારો હીસાબ રહેલો નથી કે જેમાં પ્રથમ આપેલી રકમ જમે કરી શકાય, ( લાલશંકર વી. માધવ ( ૧૮૯૧ ) ૧૫ મું. ૧૮૬ ). બેનામીદારોના કામમાં કાંઇ અરસપરસ હતું નથી માટે આ નીયમ લાગુ કરવા લાયક નથી ( [illegible] [illegible]બસોદા (૧૯[illegible] ) ૧૦ ક. વી. નો. ૨૫૭).

[illegible]અર સામેના ખરીદ કરનારાઓ અને અસાઇનીયો તે પોતાને વે-

ચાયું [illegible] [illegible] અસાઇન કરનારાઓ તરફથી છે. માટે એક "ઝરીપેશગી"ના દસ્તા-

વેજની રૂઇએ એક લેહેણાની જામીની તરીકે અમુક જમીન **અ** એ **બ** ને સાંથે આપી, અને અમુક રકમ દરવર્ષે આપવાને **બ** એ કરાર કર્યા **બ** એ તે આપવામાં કસુર કરવાથી લહેણી થએલી રકમ લેવાને **અ** એ દાવો કર્યા ત્યાર પછી એક હુકમનામાની બજાવણીમાં ધીરેલી રકમમાં **બ** નુ જે હીત હતું તે ખરીદ કર્યું અને તે વસુલ કરવાને **અ** ઉપર દાવો કર્યો; તેમાં ઠરાવ્યું છે કે ક ઉપર પોતાનુ હુકમનામું છે તેને સેટોફ્ કરવાનો **અ** નો હક છે. પણુ અ-રસ્પરસ લેહેણાના કારણુથી બ્યાજબી હકવાળા અસાઇનીના સામે કાંઇ " સેટોફ્ " નથી. ( જુઓ લી અને ચેપમેંનનુ કામ ૩૦ સી. ડી. ૨૧૬ ) તેમ જે શખસની પાસે તે ફંડ હોય તેને અસાઇનીએ જો નોટીસ આપેલી હોય તો, તે બીલકુલ નથી અને તે ફંડ રાખનારનો કાંઇ હક સબંધ નથી, પણુ તેનો હક ફકત તે રાખવાનો છે ( વેબ વી. સ્મીથ. ૩૦ સી. ડી. ૧૯૨ પા. ૧૯૯ )

**પ્રોમીસરી નોટઃ**—સ્માલકાઝ કોરટમાં એક પ્રોમીસરી નોટની રૂઈના દાવામાં એક સામાન્ય નીયમ તરીકે પ્રતીવાદી એવુ કહે કે તે દાવો એક હીસાબ બાબતનો છે તો તે કાંઇ જવાબ થતો નથી. પણુ પાછળથી જો પ્રતીવાદીએ દાવો દાખલ કરેલો હોય તેમાં પક્ષકારો વચેના તમામ વ્યવહારની વ્યવસ્થા થઇ શકતી હોય તો તે પ્રોમીશરી નોટની રૂઇનો દાવા સબંધી જુદુ કામ ચલાવવું ના જોઇએ, પછી પક્ષકારો વચેના ચાલતા હીસાબમાં તે રકમ ના હોય તેની ચીંતા નથી ( ઇશરસીંગ વી. બર્ગમેન ( ૧૯૦૩ ) ૩૦ ક. ૬૨૭) એક પ્રોમીશરી નોટ લેહેણી થયા પછી તે ઉપર શેરો કરવામાં આવેલો હોય અને તે શેરો કરાવી લેનારે તે કરી આપનાર ઉપર દાવો કરેલો હોય તે નોટના નાણુા લેનાર પાસે જો તે કરી આપનાર શખસનું લેહેણું હોય તો તે લેહેણુા બાબત તે કરી આપનાર સામો દાવો કરી શકતો નથી ( એક તરફી સ્વાનના કામમાં લા. રી. ૬ એક્. ૩૫૯ )

**સાંથ.**—એક પટનીદાર ખરીદ કરનારે એક દર પટનીદાર ઉપર સાંથ બાબત દાવો કરેલો તેમાં જો કે તે જમીનની મહેસુલ બાકી તે પટનીદારે લીધેલા વેચાણુની પહેલાંની મુદતની હોય તોપણુ જો તે પટની હકનુ વેચાણુ રોકવા સારૂ જે નાણાં તે સબંધી ભરેલાં તે નાણુા બાબતનો તે દર પટનીદાર સામો દાવો કરી શકે છે ( લલીતમોહન વી. શ્રીનીબાસ ( ૧૮૮૬ ) ૧૩ ક. ૩૩૧ ); પણુ તે દાવાઓ તેના તેજ બેઉ પક્ષકારો વચેના હોવા જોઇએ ( ભયરબ પી. હરી ઝુનીસા ( ૧૮૭૮ ) ૨ ક. લા. રી. ૪૧૪) અને ઉપરનું દ્રષ્ટાંત ગ ) સાંથની ચડેલી બાકીના દાવામાં વાદીને સાંથ વજે તરીકે અથવા રોકડી આપેલી હોય તેનો હીસાબ નકી લેતાં પ્રતીવાદીની જે રકમ લેહેણી નીકળે તે રકમનો "સેટોફ્" થવો જોઇએ ( રાયનંદીપત વી. સ્ટુઅર્ટ ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૨૦ ) તેવીજ રીતે પ્રતીવાદીએ વાદી ઉપર મેળવેલા હુકમનામાની રકમનો પ્રતીવાદી "સેટોફ્" કરી શકે છે ( ભારથપ્રસાદશાહી વી. રામેશ્વર ( ૧૯૦૩ ) ૩૦ ક. ૧૦૬૬; ૮ ક. વી. નો. ૧૧૮ )

**નાદારઃ**—નાદારી કર્યા પહેલાનુ એક નાદારને એક શખસનુ દેવું હતુ અને તે શખસને તે નાદારનુ એક દેવુ હતુ તો, તે લેહેણા બાબત ઓફીશીઅલ અસાઇનીએ કરેલા દાવામાં "સેટોફ્" કરી શકાય છે ( મીલર વી. બીર ( ૧૮૮૦ ) ૬ ક. લા. રી. ૨૯૪ )

**કાયદા પ્રમાણે વસુલ કરવા લાયકઃ**—તે રકમ કાયદા પ્રમાણે વસુલ કરવા લાયક હોવી જોઇએ ( રૂકમીની વી. :મુલ્કજમાનીયા ( ૧૮૮૩ ) ૧૨ ક. લા. રી. ૫૩૪; ૯ ક. ૯૧૪ ) અખત્યાર વીના એક મકાન મરામત કરાવવામાં એક રકમ ખરચેલી તે રકમ બાબત પ્રતીવાદી "સેટોફ્" કરી શકતો નથી ( અમીરનીસા વી. આયર ( ૧૮૬૬ ) ૬ વી.

રી. રેફરંસ ૨૬ ); અથવા જે માગણી કાહાડી નાખવામાં આવેલુ હોય તે સબંધી તે સેટૉફ કરી શકતો નથી ( અબદુલ્લા વી. શ્રીકુંતો ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૨૫૨; અથવા મુદ્દતની હરકત થએલી હોય તેવી રકમ સેટૉફ કરી શકતો નથી ( હીરાલાલ વી. બીશન ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૨૫૭; પણ જુઓ નરસીંગ વી. લલાપતી ( ૧૮૬૦ ) ૫ ક. ૩૩૩) અથવા સગીર પાસેના લેહેણા બાબત સેટૉફ કરી શકાતો નથી ( રોલી વી. રોલી ૧ ક્યુ. બી. ડી. ૪૦૦ ; અથવા એકાદુ હુકમનામું અમલ કરવા લાયક ના હોય તે હુકમની રૂઇએ લેહેણી રકમનો સેટૉફ કરી શકાતો નથી ( હરોપ્રસાદ વી. ફુલકીશોરી ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૩૦૮ )

એકાદી કંપની સમેટવામાં જે કોલ કરેલા તે સામા તે કંપની પાસે એક કોન્ટ્રીબ્યુટરીનુ જે લેહેણું હોય તે બાબત તે કોન્ટ્રીબ્યુટરી "સેટૉફ" કરી શકતો નથી ( વાહીટ હોસના કામમાં ૯ સી. ડી. ૫૯૫; જનરલ વર્કસ કંપનીના કામમાં ૧૨ સી. ડી. ૭૫૫ )

**નક્કી કરેલી રકમો:**—જે રકમનો સેટૉફ કરવાનો હોય તે રકમ આ રૂલ પ્રમાણે નકી કરેલી જોઇએ, અને નક્કી કર્યા વીનાની નુકશાનની ના જોઇએ ( પ્રાગી વી. મેકસવેલ ( ૧૮૮૫ ) ૭ અ. ૨૮૪ ) તે એક લહેવી જેવી કાંઇક જોઇએ; જેમકે એક ખતની રૂઇએ લેહેણી રકમ ઠરાવેલી હોય ( વોટસન વી. બ્રજ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૨૪) પણ તે ફાળા સબંધીનો દાવો ના જોઇએ, કારણ કે તે રકમ નક્કી ઠરાવવાની હોય છે ( હોસેન વી. સ્મીથ ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૧૫; ૧૩ બં. લા. રી. ૪૪૦ ) તેમ જે નાણાં ડીપોઝીટ મુકેલાં હોય અને દાવો દાખલ કરતી વખતે લેહેણા આપવા જોગ થએલાં ના હોય તે બાબત સેટૉફ કરી શકાતો નથી ( ગોકુળકુમાર વી. બીચુક ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૧; તેમ જે ખર્ચ અપાવેલુ ના હોય તે બાબત સામો દાવો કરી શકાતો નથી ( હરોપ્રસાદ વી. ફુલકીસોરી ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૩૦૮ ) બીલ્સ ઓફ એકસચેન્જની રૂઇએ કરેલા દાવામાં તે હુંડીયો સાથે સબંધ વીનાના માલનો વીમો વાદીએ ઉતરાવેલો નહી તેથી થએલા નુકશાન બાબતના દાવા ઉપરથી કરેલો "સેટૉફ" અપાવેલો નથી ( કલારક વી. રથનાવાલુ ( ૧૮૮૫ ) ૨ મ. હા. કો. ૨૯૬; તેમ પક્ષકારો વચે થએલા કરારનો ભંગ કરીને વેચેલાં બીલોની જામીની તરીકે જે માલ શાનમાં આપેલો હતો તેથી થએલા નુકશાન બાબતના દાવાનો પણ "સેટૉફ" ચાલી શકતો નથી ( રામદયાળ વી. રામધન ( ૧૮૬૮ ) ૩ આગ્રા ૪૩; તેમ એક વાપર સાથેના ગીરોની રૂઇએ ધીરેલાં નાણાં બાબતના દાવામાં ગીરોવાળી મીલકત બરબાદ કરવાથી થએલા નુકશાન બાબતનો દાવો અપાવવામાં આવનો નથી ( રઘુનાથ વી. અશરત ( ૧૮૭૮ ) ૨ અલ્હા. ૨૫૨; વીરૂધ શીવદેવી વી. જરૂ ( ૧૮૯૨ ) ૧૫ મ. ૨૯૦; માલ ખેંચી લેઇ જવા બાબત નાણાં સબંધી દાવો કરેલો હતો, તેમાં તે માલને થએલા નુકશાન બાબતનો સેટૉફ ચાલી શકતો નથી ( સ્કેનલેન વી. હેરલ્ડ ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૨૯૫; લવાદના કરેલા ઠરાવ ઉપરથી એક દાવો કરવામાં આવેલો હતો તેમાં અમુક દેવુ તે ઠરાવ પ્રમાણે મજીયારે આપવાનુ હતુ તે પ્રતાવાદીએ આપેલુ હતુ તે બાબત તે પ્રતીવાદીએ સેટૉફ તરીકે તકરાર કરી, તેમાં ઠરાવ્યું છે કે તે સેટૉફ ચાલવા લાયક છે, પણ કોરટે દરેક લેહેણી દરેક તકરારી રકમની તપાસ કરવી જોઇએ ( ગૌરીશાહી વી. રામશાહી ( ૧૮૧૫ ) ૭ અ. હા. કો. ૧૫૭ ) પણ જે લેહેણું નક્કી ઠરાવેલુ ના હોય પણ જુદા હીસાબની નકી કર્યા વીનાની બાકી બાબત દાવો હોય તો તે બાબત જુદી રીતે છે ( કાવીકુમાર વી. હરોચંદ ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૧૭૭;

આ છેલ્લા કામમાં એવી હકીકત ઉપર કેટલુક જોર મુકવામાં આવ્યું જણાય છે કે તે દાવા તદ્દન જુદા પ્રકારના છે, પણ દૃષ્ટાંત (ઇ) જોતાં આ કાયદા પ્રમાણે તે હકીકત ભાગેજ બળવાન થાય છે. તોપણ જુઓ અબુલહસન વી. મોહોરા ( ૧૮૮૩ ) ૫ આ. ૨૯૯ પા. ૩૧)

પણ આ મર્યાદા ( નક્કી ઠરાવેલી રકમ વીશેની ) છે તે વ્યાજની હકના સેટોફને અથવા જે વીશે કરાર કરવામાં આવેલો હોય તે બાબતને લાગુ થતી નથી ( કીટનાશામી વી. મદ્રાસના મ્યુનીસીપલ કમીશનરો ( ૧૮૬૯ ) ૪ મ. હા. કો. ૧૨૦; કીસોરચંદ વી. માધવજી ( ૧૮૮૦ ) ૪ મું. ૪૦૭).

**હકુમત**—સેટોફ તેના પ્રકાર અને રકમ બાબતમાં કોરટના અખત્યાર અંદરનો હોવો જોઇએ ( રામલાલ વી. એંકેસર ( ૧૮૭૧ ) ૩ અ. હા. કો. ૧૧૪; હીરાલાલ વી. બીશન ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૨૫૭; બેનીમાધો વી. ગયા ( ૧૮૯૩ ) ૧૫ અ. ૪૦૪; બ્રજેંદ્ર વી. બજબજકંપની ( ૧૮૯૩ ) ૨૦ ક. ૫૨૭). એક સબોર્ડીનેટ જડજની સ્મોલકોઝ કોરટની હકુમત પ્રમાણે એક દાવો કરેલો હતો તેમાં ઠરાવેલુ છે કે તે વખતના ચાલુ કાયદા પ્રમાણે તે "સેટોફ" ની તપાશ કરી શકે છે ( રામપ્રતાપ વી. ગણેશ (૧૮૮૮) ૧૨ મુ. ૩૧ ). પણ હાલનો કાયદો આ પ્રમાણે નથી (બારોટ ગગા વી. સીપાઈ પંજુ (૧૮૯૦) ૧૪ મુ, ૩૭૧ ).

સને ૧૮૭૩ ના જ્યુડીકેચરની ક. ૮૯, ૯૦ થી, મર્યાદાવાળી હકુમતની કોરટની સ્થાનીક હકુમત ઉપરાંત જે બાબતો ઉત્પન્ન થાય છે અને જે અસલ દાવામાં બતાવી શકાતી નથી તોપણ તે કોરટ સામા દાવા તરીકે સાંભળી શકે છે ( ડેવીશ વી. ફ્લાગસ્ટાફ શીલવર કંપની. ૩ સી. પી. ડી. ૨૨૮ ) આવો અખત્યાર આ કાયદા પ્રમાણે આપેલો નથી.

**વધારે ઓછી રકમનો સેટોફ**—સેટોફનો દાવો વાદીના દાવા જેટલો નથી એવો સેટોફના દાવામાં બચાવ આપવામાં આવે તે કાંઇ બચાવ નથી ( મોરટીન વી. વેસ્ટમોરટીન કંપની ૧ સી. પી. ડી. ૧૪૫ ).

દાવા અરજી ફાઇલ કરયા પછી ઊત્પન્ન થએલો "સેટોફ" એકાદા સેટોફના દાવામાં દાવા અરજીની તારીખ પછી તે ઊત્પન્ન થએલો છે તે કાંઇ બચાવ નથી ( એલીશ વી. મેનશાન ૩૫ એલ. ટી. ૫૮૫; પણ જુઓ હારટલ પુલ કોલીયરીઝ કંપની વી. ગીબ ૫. સી. ડી, ૭૧૩ ).

**સામા દાવામાં લખેલી કેફીયત દાવા અરજી પ્રમાણે ગણવાની છે**—તે દાવો એક સામા દાવામાં દાવાઅરજી પ્રમાણે ગણવાનો છે તે અને તેવા પ્રકારની દાવાઅરજી ઉપર જે કોરટ ફી આપવી પડે છે તે કોરટ ફીને દાવા ઉપર આપવાની છે ( બાઇશ્રી માજીરાજ બાઇ વી. નરોતમ, (૧૮૮૯) ૧૩ મુ. ૬૭૨, અમીરઝામા વી. નથુ ( ૧૮૮૬ ) ૮ અ. ૩૯૬; ચનાપા વી. રઘુનાથ ( ૧૮૯૨ ) ૧૫ મ. ૨૯; ગાઇસ વી. અનંતરામ ( ૧૯૦૬ ) ૧૦ ક. વી. ૧૯૯; પણ જુઓ વીરૂદ્ધતા ફકીરચાપદ્ર વી. ગીસબોર્ન ( ૧૯૦૪ ) ૮ ક. વી. નો ૧૭૪ ), માટે વાદીનો દાવો પ્રતીવાદી ઇનકાર કરીને સેટોફની તકરાર કરી શકે છે અને જો કે વાદીનુ કાંઇ દેવુ નીકળતુ ના હોય તોપણ તે પ્રતીવાદી હુકમનામુ મેળવી શકે છે (હયાતખાં વી. અબદુલખાં ( ૧૮૬૯ ) ૬ મુ. હા. કો. ૧૫૧; પણ જુઓ હરોસુંદ્રી વી. બંગશી ( ૧૮૬૬ ) ૫ વી. રી. પ્રચુર્ણ ૩૨ ). અને જાણે એક જુદા દાવામા તે રકમનો દાવો કરેલો હોય તે પ્રમાણે તેનીતેજ કોર માં અપીલ ચાલે છે ( ઓ. ૨૦, રૂ. ૧૮, રામલાલ વી. એકેસ્ટર ( ૧૮૭૧ ) ૩ અ. હા. કો. ૧૧૪; તેથી મસુમા વી. નાઝર ( ૧૮૬૯ ) ૧ અ. હા. કો. ૨૦૩ નો ઠરાવ નામંજુર કરેલો છે ) આખરના ફેંસલાથી અસલદાવા તથા સામાદાવા એ

એ ઉનો નીર્ણય થવો જોઇએ, પણ જે બાકી રહેલુ હોય તે વસુલ કરવાનુ ફક્ત હુકમનામુ થવુ જોઇએ, ઓ. ૨૦, રૂ. ૧૮. ( પોટર વી. ચેંબરસ ૪ સી. પી. ડી, ૭૨૭. એક દાવામાં વાદી એક મરનાર વકીલના દીકરા તરીકે પોતાના મરનાર બાપને એક પ્રોમીશરી નોટ અને ખત પ્રતીવાદીએ લખી આપેલાં તેનાં નાણાં લેવાને દાવો કર્યો તેમાં પ્રતીવાદીએ પોતાની લખેલી કેફીયતમાં કહ્યું છે કે વાદીના બાપે તે પ્રોમીશરી નોટ તથા ખતની રૂએ જે રકમ દેવી પડે તે કરતાં એક વકીલ તરીકે મારી તરફથી નાણાં વધારે વસુલ કરેલાં છે, તેથી વ ધારાના ગાળાનુ હુકમનામુ કરવાને માગેલુ હતુ. ઠરાવ્યું છે કે ( ૧ ) તે સેટોફની બાબતમાં તે લખેલી કેફીયત એક દાવાઅરજી તરીકે ગણવી જોઇએ, અને તે પ્રમાણે તે ઉપર સ્ટેંપ લગાવવો જોઇતો હતો, અને ( ૨ ) અને જો વાદીએ પોતાના બાપના વારસ વકીલ તરીકે દાવો કરેલો હોય તો, તે સેટાફ વીશે તકરાર કરવામાં આવેલી છે તે બરોબર છે ( ચેનાપા વી. રઘુનાથ ( ૧૮૯૨ ) ૧૫ મ. ૨૯ )

**અપીલ**--જો અપીલની યાદદાસ્ત ઉપર જોઇતો સ્ટેંપ લગાવેલો ના હોયતો, તે સ્ટેંપ હ્યુ કોરટ વસુલ કરી શકે છે ( ચેનાપા વી. રઘુનાથ ૧૫ મ. ૨૯ ).

**ખરચ**--સ્વતંત્ર દાવા ઉપર પક્ષકારોને જેમ ખરચ મળે છે તેમ તેઓને ખરચ મળવુ જોઇએ ( શ્રાપનલ વી. લ્નીયોગ ૨૦ ક્યુ. બી. ડી. ૩૩૪ )

**એટર્નીનો હક સબંધ**—જોકે દાવા સબંધીના ખરચ વીશે પ્રતીવાદીના એટર્નીનો પ્રતીવાદી ઉપર કાંઇ દાવો હોય તોપણ, એક ગીરો છોડાવવાના દાવામાં નકી ઠરાવેલા ખરચની રકમ બાબત ગીરોના નાણાં ઉપર સેટોફ બતાવવાને વાદીનો હક થાય છે ( બ્રીજનાથ વી. જગનાથ (૧૮૭૯) ૪ ક. ૭૪૨ ) અને સામાન્ય નીયમ તો એવો છે કે ખર્ચ બાબત એટર્નીનો સાધારણ હક સબંધ હોય તેથી સામો દાવો કરવાના હકને હરકત થતી નથી ( પ્રીંગલ વી. ૧૦ સી. ડી. ૬૭૬; પણ જુઓ એડવર્ડશ વી. હોપ ૪ ક્યુ. બી. ડી. ૯૨૨ ) તે રૂલના પેરા ૨ ની બીજી રકમનો ઇરાદો આ ઠરાવોનો અમલ કરવાનો જણાય છે, પણ તેથી બરોબર થતુ નથી જ્યારે એકાદા સોલીસીટરને પોતાના અસીલે મુકત કરેલો હોય ત્યારે તેમને સોપેલા કાગળો તેમના કબજામાં ખરચ બાબત પોતાના હક સબંધની જવાબદારી સાથે રહે છે અને જેવો બીજા દસ્તાવેજ ઉપર તેમનો હક સબંધ છે તેમજ તેમના ખરચથી કોરટના ઇન્ટર પ્રીટરે કરેલા તરજુમા ઉપર પણ તેમનો હક સબંધ છે, અને તે રજુ કરવાને તે તેઓને ફરજ પાડવામાં આવતી નથી ( કેશરબાઇ વી. નારણજી ( ૧૮૮૦ ) ૪ મુ. ૩૫૩ ).

**હુકમનામાની બજાવણી**—વેચાણની કીમતની સામે એક હુકમનામા વીશેના સેટોફ બાબત જુઓ (ગોપાળસીંગ વી. બનવારીલાલ ( ૧૮૮૦ ) ૫. એશ. સી. એલ. આર ૧૮૧) ગીરોના નાણાં સામે તે હોય તે બાબત જુઓ બ્રીજનાથ વી. જગરનાથ ( ૧૮૭૯ ) ૪ ક. ૭૪૨; અગ્ર ક્રીયાધીકારવાળાના લાભમાં–ઇશરી વી. ગોપાળ શર્ણ ( ૧૮૮૪ ) ૬ અ. ૩૫૧.

**કીમત આપીને ખરીદ કરનાર**--કીમત આપીને શુધબુધીનો ખરીદ કરનાર બાબત સવાલ ઊઠાવવાને શું બસ છે તે વીશે જુઓ કીશોરીમોહન વી. મહમદ (૧૮૯૧) ૧૮ ક. ૧૮૮).

જુદાં જુદાં કારણોને આધારે કરેલો બચાવ અથવા સામો દાવો.

**૭.** જ્યારે પ્રતીવાદી, જુદી જુદી અને ચોકસ હકીકતનો આધાર જેને હોય એવા બચાવ અથવા સામા દાવાનાં અનેક જુદાં જુદાં કારણો ઉપર આધાર રાખતો હોય ત્યારે, તે બનતાં સુધી જુદાં જુદાં તથા સ્પષ્ટ રીતે લખવાં જોઇયે.

કલમ નવી

**આર. એસ. ઓ. ૨૦. રૂ. ૭.**

**ટીકા**—દાવાની હકીકત વીશે ઇંગ્રેજી ઓ. ૨૦ માંથી આ રૂલ લીધેલું છે.

**૮. ફરિયાદ માંડયા પછી અથવા સામા દાવાની માગણી કરીને લેખી કેફિયત આપી હોય ત્યારપછી બચાવનું જે કાંઈ કારણ ઉભું થયું હોય તે, પ્રસંગ પ્રમાણે, વાદી અથવા પ્રતિવાદીને લેખી કેફીયતમાં દાખલ કરવાનો અધિકાર છે.**

બચાવનું નવું કારણ. — **કલમ નવી**

**ટીકા**—આ એક તદન નવો ઠરાવ છે અને તેના વીરૂધનો ભાગ ઇંગરેજી રૂલોમાં અથવા આગળના હિંદુસ્થાનના રૂલોમાં નથી. તેથી ફકત હાલ જે હક હોય તે ફકત ઠરાવવામાં આવેલા છે. ઇંગ્રેજી રૂલો પ્રમાણે એવુ ઠરાવેલુ છે કે સેટોફના દાવામાં તે દાવા અરજીની તારીખ પહેલાં ઊત્પન્ન થએલો નથી એ કાંઇ ડીફેન્સ નથી. ( એલીસ વી. મનશન ૩૫ એલા ટી. ૫૮૫; પણ જુઓ હાર્ટપુલ કોલીયરી કંપની વી. ગીબા. ૫ સી. ડી. ૭૧૩ ).

**૯. પ્રતિવાદીએ લેખી કેફીયત આપ્યા પછી સામાદાવાના બચાવ તરીકે ન હોય એવી બીજી કોઇપણ પ્લીડિંગ, કોરટની પરવાનગી વગર તથા કોરટને યોગ્ય લાગે તે શરતો શિવાય રજુ કરવી નહીં.**

પછીની પ્લીડિંગ. — **કલમ ૧૧૨**

**પરંતુ કોરટ, કોઈપણ વખતે, કોઇપણ પક્ષકાર પાસેથી લેખી કેફિયત માગવાને અથવા એક છતાં બીજી લેખી કેફિયત માગવાને, અને તે આપવાનો વખત ઠરાવવાને મુખત્યાર છે.**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ માની ક. ૧૧૨.**

**ટીકા**—આ રૂલ હાયકોરટને અને પ્રે. સ્મોલકોઝ કોરટોને લાગુ છે.

**વધારાની લખેલી કેફીયત**—ખોટી રીતે કાહાડી મુકયા બાબતના દાવામાં પ્રતીવાદીની લખેલી કેફીયતમાં જે વ્યવહારમાં બદચાલના દાખલાઓ રહેલા હોય તે વ્યવહાર બતાવેલો ના હોય તો, તે બાબતનો પુરાવ આપવાને પ્રતીવાદીને પરવાનગી આપવામાં આવતી નથી. તેણે એક પુરવણી લેખી કેફીયત ફાઇલ કરવી જોઇએ અને પહેલી સુનાવણી પહેલાં તે કરવું જોઇએ ( મંનચરશા વી. ન્યુ ધરમશી કંપની ( ૧૮૮૦ ) ૪ મુ. ૫૭૬ ). વધારાની લેખી કેફીયતનો હેતુ પહેલી કેફીયતમાં જે રહી ગએલુ હોય તે પુરૂ પાડવાનો છે અને તે વીરૂધ બતાવવાનો નથી ( ડૌગ્લાસ વી. બનારસના કલેકટર ( ૧૮૫૧ ) ૫ મુ. ઇ. અ. ૨૭૧, પા. ૨૯૦ ).

**ઠરાવેલી મુદતની અંદર**—કોરટે ઠરાવેલી મુદત પછી જો લેખી કેફીયત ફાઇલ કરવામાં આવેલી હોય અને બીજી બાજુ તરફથી જલદીથી અરજ કરવામાં ના આવે તો, કોરટ તે કાહાડી નાખતા નથી ( ન્યુફલેમીંગ કંપની વી. કેશવજી ( ૧૮૮૫ ) ૯ મુ. ૩૭૩, પા. ૩૮૧ ).

**કોરટ માગવાને મુખત્યાર છે**—કલકતા હાયકોરટનો એવો રીવાજ છે કે જ્યારે પક્ષકારોમાંનો એક પક્ષકાર લેખી કેફીયત ફાઇલ કરવાને કસુર કરે તો તેના ડીફેન્સના કારણો વીશે તેને તપાસલો અને લેખી કેફીયત લેવી દુરસ્ત જણાતી ના હોય તો તે કહેલી હકીકત

તેજ તે પક્ષકાર વળગી રહે તેમ તેને રાખવો. પણ જો લેખી કેફીયત લેવી દુરસ્ત છે એવુ જણાતુ હોય તો તે કારણસર તેના ખરચથી તે કામ મુલતવી રાખવું (રામરતન વી. ઓરીયન્ટલ સ્ટીમનેવીગેશન કંપની, ૨ હાઇડ ૮૯ ).

"માગવાને" એવો શબ્દ છે તેથી અરજ કરવા ઉપરથી વધારાની લેખી કેફીયત ફાઇલ કરવાની પરવાનગી આપવામાં કોર્ટને અટકાવ થતો નથી. દાસીમણીદાસી વી. શ્રીનાથ ગોસ (૧૮૯૫) ૩ બં. લા. રી. એપ. ૧૧) ના કામમાં પ્રતીવાદીએ વધારાની લેખી કેફીયત ફાઇલ કરવાને પરવાનગી મળવા સારૂ અરજી કરેલી હતી, તેમાં બે હરકતો લેવામાં આવેલી હતી (૧) કોરટે તે માગેલી નથી, અને (૨) તે અસલ લેખી કેફીયતના વીરૂધ છે. કોરટે તે અરજીનુ ખર્ચ આપવામાં આવેથી તે દાખલ કરેલી હતી તે સાથે એવી ખબર આપવામાં આવી હતી કે વાદી તરફથી વધારાની આવી લેખી કેફીયત કબુલ કરવામાં આવત નહી. દાવાઅરજી વીરૂધની લેખી કેફીયત કોરટે માગવી ના જોઇએ, પણ વાદીના દાવામાં વધારો કરવાના અથવા તેથી જુદા કરવાના હેતુથી પણ દાવાઅરજીમાં રહી ગએલી બાબત પુરી પાડવાને કેફીયત વ્યાજબી રાહે કોરટ માગે છે (જાહાગીર વી. ભીકારી (૧૮૬૯) ૧૧ વી. રી. ૭૧) જ્યારે વેચાણુ થયા પછી માંહોમાંહે થએલા બંદોબસ્ત પ્રમાણે વાદીએ જમીન બાબત દાવો કરેલો હોય અને પ્રતીવાદીએ તે વેચાણુ તથા તે બંદોબસ્ત ઇનકાર કરેલો હોય તો વેચાણુ દસ્તાવેજ સાથે વધારાની હકીકત લેવામાં આવેલી છે, કારણ કે વાદીએ કહ્યું છે કે પ્રતીવાદી મારો હક તદન ઇનકાર કરેશે એવુ મેં ધારેલુ નહોતુ (લાલમહમદ વી. ધુલીરામ (૧૮૭૪) ૨૨ વી. રી. ૩૭૩ ) કાંઈ પુકત કારણ વીના એકાદી લેખી કેફીયત માગવાથી કોરટે માત્ર ગેરશીરસ્તે કરવાથી સ્પેશીયલ અપીલ કરવાને સારૂ કારણ થતુ નથી; પણ તેથી અપીલવાળાને હરકત થએલી હોવી જોઇએ (લાલમહમદ વી. ધુલીરામ (૧૮૭૪) ૨૨ વી. રી. ૩૭૭).

**અપીલ કોરટ**--એકાદી અપીલ કોરટ લેખી કેફીયત માગી શકતી નથી (જગેશર વી. ગોપીકીશન (૧૮૬૬) ૫ વી. રી. ૫૦ ).

કોરટ લેખી કેફીયત માગે અને પક્ષકાર તે ન આપે, ત્યારે શું કરવું.

**૧૦.** જે પક્ષકાર પાસેથી સદરહુ પ્રમાણે લેખી કેફિયત માગી હોય તે પક્ષકાર કોરટે ઠરાવેલી મુદતમાં તે કેફિયત આપવાને કસૂર કરે, તો તેના વિરૂદ્ધ ફેંસલો કહેવાને અથવા ફરિયાદની બાબતમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. **કલમ ૧૧૩**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૧૩.**

**ટીકા**--આ રૂલ હાયકોરટને તથા પ્રો. સ્મોલકોઝ કોરટોને લાગુ છે.

પ્રતીવાદીને એક લેખી કેફીયત આપવાનો હુકમ કર્યા પછી પ્રતીવાદી એક માસ કલકતામાં રહેલો હતો અને પછી એક યાત્રાએ ગએલો હતો. તેના દીકરાએ એક લેખી કેફીયત ફાઇલ કરવાને રજા મળવા અરજ કરી પણ તેની અરજી ના મંજુર કરવામાં આવી કારણ કે તેનો બાપ કલકતા છોડી ગયો ત્યાર પહેલાં તેના બાપે શા વાસ્તે ફાઇલ કરેલી નથી તેનુ કારણુ બતાવવામાં આવેલું નથી (દીનોમોઇ વી. તારાચરણુ ૧ બર્ક ૧૩૫).

# ઑર્ડર ૯ મો.

## પક્ષકારોએ હાજર થવા વિશે તથા ન હાજર થવાના પરિણામ વિશે.

પ્રતિવાદીને હાજર થઇને જવાબ આપવા સારૂ સમનમાં ઠરાવેલે વખતે પક્ષકારોએ હાજર થવું.

૧. પ્રતિવાદીને હાજર થઇને જવાબ દેવાનો સમનમાં જે દિવસ ઠરાવ્યો હોય, તે દિવસે પક્ષકારોએ જાતે અથવા પોતપોતાના પ્લીડરોની મારફતે કોર્ટના મકાનમાં હાજર રહેવું; અને આગળનો એક દિવસ ઠરાવીને તે ફરિયાદની સુનાવણી કોર્ટ મુલતવી ન રાખે, તો ફરિયાદની સુનાવણી તેજ વખતે કરવી જોઇયે. કલમ ૯૬.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૯૬**

**ટીકા:**—આ રૂલ હાયકોરટને તથા પ્રો. સ્માલકાઝ કોરટોને લાગુ છે.

**બજાવણીનુ કામ:**—સને ૧૮૮૨ ના એકટ ૧૪ પ્રમાણે એવું ઠરાવેલુ છે કે તે એકટનો બાબ ૭ જે હાલ ખરી રીતે આ ઓરડર છે તે બજાવણીના કામને લાગુ નથી ( ઘોંકળ વી. ફકર ( ૧૮૯૩ ) ૧૫ અ. ૮૪; અફનનીસા વી. વલીઊલનીસા ( ૧૮૫૪ ) ૧૮ મું. ૪૨૯ પણ જુઓ બીશેસર વી. મુરલી ( ૧૮૮૩ ) ૯ ક. ૧૬૩; ૧૧ ક. લા. રી. ૪૦૫) પણ જુઓ રૂલ ૨.

**ઠરાવેલી તારીખ:**--દાવાની પહેલી સુનાવણી વીશે ઠરાવેલી તારીખ સબંધી આ છે ( ઝેનુનાલાબદીન વી. અહમદ ( ૧૮૭૮ ) ૨ અ. ૬૭; ૫ ઇ. અ ૨૩૩, ૨૩૬)

**હાજર થવું, તે નહી તે શું:**—ફકત વકીલની મારફતે હાજર થવામાં આવે ( મહમદહુસન વી. મંતોઝલ ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૪૦૦; ફકીરારામ વી. ગોબીંદ ( ૧૮૮૬ ) ૮ અલહા. ૨૦ ); અથવા હકીકત બતાવ્યા વીનાના વકીલની મારફતે હાજર થવામાં આવ્યું હોય ( રામતહાલ વી. રામેસર ( ૧૮૮૬ ) ૮ અ. ૧૪૦; શંકરદત ડયુબે વી. રાધા ( ૧૮૯૮ ) ૨૦ અ. ૧૯૫; શીબેંદ્ર વી. કીનુ ( ૧૮૮૬ ) ૧૨ ક. ૬૦૫; બળદેવ વી. અહમદ ( ૧૮૭૧ ) વી. રી. ૧૪૩; સુંદર વી ગુર ( ૧૮૯૫ ) ૨૩ મું. ૪૧૪; ભીમાચાર્ય વી. ફકીરાપા ( ૧૮૬૬ ) ૪ મું. હા. કો. ૨૦૬; બંગાળાના એડમીનીસ્ટ્રેટર જનરલ વી. દયારામ ( ૧૮૭૧ ) ૬ બં. લા. રી. ૬૮૮; લલતા વી. નંદકીશોર ( ૧૯૦૦ ) ૨૨ અ. ૬૬; અમ્રીત વી. રાય ધનપત ( ૧૮૭૨ ) ૮ બં. લા. રી. ૪૪; દયાલ વી. કપુર ( ૧૮૭૯ ) ૪ ક. ૩૧૮; કુક વી. ઇકવીટેબલ કોલ કંપની ( ૧૯૦૪ ) ૮ ક. વી. નો. ૬૨૧ ), અથવા એકાદા જે વકીલને પક્ષકારે નીમેલો નહી પણ એક ત્રીજા શખસે નીમેલો તે વકીલની મારફતે હાજર થાય ( રાજકુમાર વી. જુગલ ( ૧૮૯૬ ) ૧૮ અ. ૨૪૧; અથવા પ્રથમની સુનાવણીના દીવસે ફકત વકીલાતનામુ ફાઇલ કરેલું હોય ( હીરાદાઇ વી. હીરાલાલ ( ૧૮૮૫ ) ૭ અ. ૫૩૮; હાલુ વી. અટવારો ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૮૧ ); શીવચર્ણ વી. હીરાલાલ ( ૧૮૮૨ ) ૧૧ ક. લા. રી. ૫૩૭ ); અથવા પ્રથમની સુનાવણીને દીવસે માત્ર હાજર રહેવામાં આવેલુ હોય ( જનાર્દન વી. રામધન ( ૧૮૯૬ ) ૨૩ ક. ૭૬૮; ભગવાન વી. હીરા ( ૧૮૯૭ ) ૧૯ અ. ૩૫૫; શ્રી-

મંત સગાજીરાવ વી. સ્મીથ (૧૮૯૬) ૨૦ મું. ૭૩૬; મરીયાનનીસા વી. રામક ૯૫ (૧૯૦૭) ક. લા. જે. ૨૬૦; કાવી વી. માધુ (૧૮૬૬) ૬ વી. રી. ૮૬); અથવા લેખી કેફીયત રજુ કરવામાં આવેલી હોય (પરશરામ વી. જયંતી (૧૮૬૯) ૧ અ. હા. કો. ૧૫૪; અથવા જે વખતે કામનો ફેંસલો કરવામાં આવેલો તે વખતે વાદીનો વકીલ ગેરહાજર હોય (બીજય વી. રાધા (૧૮૬૮) ૧૦ વી. રી. ૩૪૮); અથવા કામ મુલતવી રાખવાને સારૂ માત્ર અરજ ક-રવાને કોનસલ મારફતે હાજર થાય તો, તે આ રૂલના હેતુ પ્રમાણે હાજર થવામાં આવ્યું હ-તુ એવુ થતુ નથી (હીંગ વી. મના (૧૯૦૪) ૩૧ ક. ૧૫૦)

કોન્સલ અથવા વકીલને કામ મુલતવી રાખવાને અરજ કરવા સારૂ કહેવાથી તે કોન્સલ અથવા વકીલ એકાદી અરજી કરે તેથી હાજર રહેવામાં આવેલું થતુ નથી (સાતીશ વી. ખા-હરા (૧૯૦૭) એફ. બી. ૫ ક. લા. જે. ૨૪૭; ૩૪ ક. ૪૦૩; તેથી વોટસન વી. અંબી-કા (૧૮૯૯) ૪ ક. વી. નો. ૨૩૭ નો ઠરાવ રદ કરેલો છે).

**હાજરી તે શું**:—બીજી બાજુ તરફ જો પ્રતીવાદી એક વખત હાજર થયેલો હોય અને ત્યાર પછી તે દીવસે તે હાજર થવાને કસુર કરે તો તે હાજર છે એમ થાય છે (જ-નીનુલાબ્દીન વી. અહમદ (૧૮૭૮) ૨ અ. ૬૭; લા. રી. ૫ ઇ. અ. ૨૩૬; ગોરાચંદ વી. રધુ (૧૮૬૯) ૩ બં. લા. રી. એપેન્ડીકસ ૧૨૧; પણ જુઓ જનારદન વી. રામધન (૧૮૯૬) ૨૩ ક. ૭૩૮) અથવા જ્યારે એકાદો વકીલ હાજર હોય પણ તેને હકીકત મ-ળેલી ના હોય (ધન વી. રામેશર (૧૮૭૩) ૨૦ વી. રી. ૫૩; જુઓ ગોપાળ વી. મેરીયા (૧૯૦૭) ૩૦ મ. ૨૭૪) અથવા કામ બંધ રાખવાની અરજ નામંજુર કર્યા પછી કોન્સલ કોર્ટ છોડી જાય (રામપ્રતાપ વી. જકીરામ (૧૮૯૯) ૨૩ ક. ૯૫૧; વોટસન વી. અંબીકા (૧૯૦૦) ૨૭; અથવા પ્રતીવાદી હાજર થાય પણ કહે કે મારો બચાવ તૈયાર કરવાને મને વખત મળેલી નથી (ઉપેદ્ર વી. લોબીન (૧૮૭૨) ૧૭ વી. રી. ૩૭૦) અથવા "સોલેના-મા" ઉપરથી એકાદુ હુકમનામું કરવામાં આવેલું હોય અને પાછળથી પ્રતીવાદી એમ કહે કે તે જુઠુ બનાવટનું છે (હેમોમોઇ વી. વોટસન (૧૮૭૦) ૧૪ વી. રી. ૨૯૯; અથવા લેખી કેફીયત નામંજુર કરેલી હોય પણ પ્રતીવાદીના વકીલની સમક્ષ કોરટે મુદ્દા કાઢેલા હોય (ર-ધાપા વી. પારાપા (૧૮૭૬) ૧ મું. ૨૧૭); અથવા એકાદો પક્ષકાર હાજર હોય પણ લેખી કેફીયત ફાઇલ કરેલી ના હોય (જાનકી વી. ચંદ્રાવળી (૧૮૯૭) ૭ વી. રી. ૨૯૫); અથ-વા એકાદો પક્ષકાર જાતે હાજર હોય અને કામ બંધ રાખવાને માગે પણ ના કહેવામાં આવે સુંદરલાલ વી. ગુરપ્રસાદ (૧૮૯૮) ૨૩ મું. ૪૧૪); અથવા એકાદો વકીલ હાજર હોય અને કહે કે તૈયાર થવાને વખત નહોતી તો તેથી હાજર રહેવું થાય છે (ચીરંજી વી. કુંદન (૧૮૯૮) ૨૦ અ. ૨૯૪; રામચંદ્ર વી. માધવ (૧૮૯૨) ૧૬ મું. ૧૨૩, પાટીનહેર વી. વેલર (૧૯૦૩) ૨૬ મ. ૨૬૭)

**૨. જ્યારે સદરહુ રીતે ઠરાવ્યો હોય તે દિવસે એમ માલમ પડે કે, સમન પોંચાડવાને જે કોર્ટ છે, તથા ટપાલ ખરચ (જો હોય તો) લાગવો જોઇએ તે ભરવાને વાદી ચુકયો તેથી સમન પ્રતિવાદીને પોંચાડયો નથી, તો તે ફરિયાદ કાઢી નાખવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.** **કલમ ૯૭.**

વાદીએ ખરચ ન આપવાથી સમન ન પોંચાડયો હોય, ત્યારે ફરિયાદ કાઢી નંખાય.

પરંતુ, એવું ઠરાવ્યું છે કે પ્રતિવાદીને સમન પોંચાડયો ન હોય તોપણ, તેણે હાજર થઇ જવાબ દેયા સારૂ જે દિવસ ઠરાવ્યો હોય તે દિવસે પ્રતિવાદી જાતે હાજર રહે તો, અથવા મુખત્યારની મારફત હાજર થવાની તેને પરવાનગી હોય ત્યારે, મુખત્યારની મારફતે હાજર રહે તો, સદરહુ પ્રકારનો હુકમ કરવો નહીં.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૯૭.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મોલકોઝ કોરટને લાગુ છે. જુના કાયદાની ક. ૯૭ ઉપરથી થોડાક શબ્દનો ફેરફાર કરેલો છે.

**બજાવણીનાં કામ**—આ રૂલ હુકમનામાની બજાવણીના કામોને લાગુ છે. (બીશેશર વી. મુર્લી (૧૮૮૩) ૯ ક. ૧૬૩; ૧૧ ક. લા. રી. ૪૦૫; પણ જુઓ રૂ. ૧ નીચેના નોટમાં બતાવેલા ઠરાવો ).

**કામ ચલાવવાની રીતો**—જ્યારે અસલ પ્રતીવાદી અથવા વધારેલા સહપ્રતીવાદી ઉપર સમન્સ બજેલો ના હોય અને તે હાજર થાય નહિં અને વાદીએ અકરમાત વીગેરે કારણથી ખરચ બરેલું ન હોય તો ફરી સમન્સ કહાડવાને અરજ કરે એવું વાદીને માટે રાખવાને અથવા રૂ. ૪ પ્રમાણે નવો દાવો ફાઇલ કરવાનું રાખીને આ કલમ પ્રમાણે દાવો કહાડી નાંખવાનો જડજને યોગ્ય ઇલાજ પસંદ કરવાનો છે (આબાસ વી. ઇબ્રાહીમજી (૧૮૬૫) ૫ મ. ૧૧૮ ) પરંતુ સુનાવણી સારૂ ઠરાવેલા દીવસ પહેલાં કોઇ કામની વ્યવસ્થા કરવી જોઇએ નહિં ગોલાબ વી. જીવણ (૧૮૭૮) ૨ અ. ૩૧૮ ).

**પકડવું**—જો એકાદા પ્રતીવાદીને પકડવામાં આવેલો હોય તો જો કે તેના ઉપર સમન્સ થયેલો ના હોય તોપણ તેને હાજર થવાનો હક છે (સૈયદઅલ્લી વી. આદીબ (૧૮૫૧) ૧૫ મું. ૧૫૦ ).

**અપીલ**—તે હુકમ અપીલ ચાલે તેવો નથી (લખીચરણ વી. બદરૂન્નીસા (૧૮૮૩) ૯ ક. ૬૨૭; ૧૨ ક. લા. રી. ૪૮૪; જુઓ ઓ. ૪૩ ).

જ્યારે બેમાંનો કોઇ પક્ષકાર હાજર ન થાય ત્યારે ફરિયાદ કાઢી નાંખવી.

**૩.** જ્યારે ફરિયાદ સુનાવણી સારૂ નીકળે ત્યારે બેમાંથી કોઇપણ પક્ષકાર હાજર ન થાય, ત્યારે ફરિયાદ કાઢી નાખવાનો હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે. કલમ ૯૮.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૯૮.

**ટીકા**—આ રૂલ. હા. કો. તથા પ્રો. સ્મો. કોરટને લાગુ છે.

**રૂલ લાગુ કરવો તે**—જે કામોમાં સુનાવણીને સારૂ ઠરાવેલે દીવસે બેઉ પક્ષકારો ગેર હાજર હોય તે કામો સબંધી માત્ર આ રૂલ છે. જ્યારે એકાદો પક્ષકાર હાજર હોય પણ કોરટે માગ્યા પ્રમાણે નોટીસ બજાવેલી ના હોય ત્યારે તેને તે લાગુ નથી (હરધન વી. પ્રતાપ ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૪૦૧; અલવાર વી, સેશામલ (૧૮૮૭) ૧૦ મ ૨૭૦ ) તે પરચુરણ કામોને લાગુ છે (રાજપાલ વી. ચુરામન (૧૮૭૨ ) ૪. અ. હા. કો. ૧૦ ); અને બજાવણીના કામોને લાગુ છે (ગોર મોહન વી. તારાચંદ (૧૮૬૯) ૩ બં. લા. રી. એપ.

૧૭; પણ જુઓ ધોંકલ વી. ફકર ( ૧૮૯૩ ) ૧૫ અ. ૮૪; અકરામનીસા વી. વલીઉન્નીસા ( ૧૮૯૪ ) ૧૮ મું. ૪૩૦. પાછાં મોકલેલાં કામો બાબત જુઓ રઘુનાથ વી. રામકુમાર ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૮૧ ).

**હુકમનુ રૂપ**—તે હુકમ કહાડી નાંખ્યાનો કરવો જોઇએ માટે ફાઇલ ઉપરથી કામ દુર કરવાનો જે હુકમ દુર કરેલો હોય તે અઘટીત છે ( અલવાર વી. સેશામલ ( ૧૮૮૭ ) ૧૦ મ. ૨૭૦ )

**અપીલ**—આ રૂલ પ્રમાણે આ હુકમ ઉપર અપીલ થતી નથી. ( અલવાર વી. સેશામલ ( ૧૮૮૭ ) ૧૦ મુ ૨૭૦; પણ અલવાર વી. શેશામલ ( ૧૮૮૭ ) ૧૦ મ. ૨૯ સાથે સરખામણી કરો ), જુઓ ઓ. ૪૩.

**કારણો**—સુનાવણી માટે જે દીવસ નકી કરેલો હોય તે દીવશે વાદી અને તેના સાક્ષીઓ હાજર થયા પણ પ્રતીવાદી ગેરહાજર હોય: જે દીવસ સુનાવણી સુધી મુલતવી રાખેલી હોય તે દીવસે વાદીના સાક્ષી તેમજ પ્રતીવાદી હાજર ન થયા હોય અને દાવો કહાડી નાંખ્યો હોય તો તેમાં ઠરાવ્યું છે કે કુલ અખત્યારનો બરોબર ઉપયોગ કર્યો નથી ( જામપરના કલેકટર વી. તાબરૂલી ૧૯૦૫ ) એ. વી નો ૯૨૦ ).

**૪.** જ્યારે કાનુન ૨ અથવા ૩ પ્રમાણે ફરિયાદ કાઢી નાંખવામાં આવે ત્યારે ( મુદ્દતના કાયદાને અનુસરીને ) વાદી નવી ફરીયાદ આણવાને અથવા ફરિયાદ કાઢી નાખવાનો હુકમ રદ કરવાનો હુકમ મળવા માટે અરજી કરવાને મુખત્યાર છે. અને સમન કાઢતાં પહેલાં ઠરાવેલી મુદ્દતમાં ભરવાની અથવા આપવાની કોર્ટ ફી તથા ટપાલખરચ ( હોય તો ) ન ભરવાનો કે પોતે ગેરહાજર રહ્યો હોય તો, હાજર ન થવાનો, જેમ હોય તેમ, પુરતો સબબ હતો,—એમ વાદી કોર્ટની ખાત્રી કરે તો, કોર્ટે તે ફરિયાદ કાઢી નાખ્યાનો હુકમ રદ કરવાનો હુકમ કરવો, અને ફરિયાદનું કામ આગળ ચલાવવાનો દીવસ નીમવો. **કલમ ૯૯.**

નવી ફરિયાદ માંડવાને વાદી મુખત્યાર છે અથવા તે પાછી ફાઇલ ઉપર લેવાનો કોર્ટને અધિકાર છે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૯૯.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કોર્ટને લાગુ છે.

જુના કાયદાની ક. ૯૬ માંથી કેટલાક શબ્દોમાં ફેરફાર કરેલો છે અને "ટપાલ ખરચ" માં વધારો કરેલો છે.

**રૂલ લાગુ કરવો તે**—આ રૂલ બજાવણીમાં પરચુરણ કામોને લાગુ છે ( રાજપાળ વી. ચુરામન ( ૧૮૭૨ ) ૪ અ. હા. કો. ૧૦ ગોર મોહન વી. તારાચંદ ( ૮૯૯ ) ૩ મ. લા. રી. એપ. ૧૭; પણ જુઓ ધોંકલ વી. ફકર ( ૧૮૯૩ ) ૧૫ અ. ૮૪; અને અકરામુન્નીસા વી. વાલુન્નીસા ( ૧૮૯૧ ; ૧૮ મું. ૪૩૦; ઓ ક ૧૩૯ ).

**પુરતુ કારણ**—વાદી ગુન્હા કારણથી હાજર થતાં અટકેલો તે વીશે કોર્ટની ખાત્રી કરાવે જ ત એવુ બતાવે કે શુધબુધાવી ભુલ થએલી હતી તો તે બસ છે, પણ તે ભુલ ગેરવ્યાજબી ના હોવી જોઇએ ( હરદતરાય વી. ખુલાયત એસોસીએશન ( ૧૮૯૫ ) ૩ મું. હા. કો. ૬૦ ).

**દાવો ગેરશીરસ્તે કાહાડી નાંખેલો તે**--તલબાના અનામત ભરવામાં નીષ્ફળ થવાથી ઠરાવેલા સુનાવણીના દીવસ પહેલા જો એકાદો દાવો કહાડી નાખવામાં આવેલો હોય તો તે જડ્જ તરફથી આ રીતે ગેરશીરસ્તે થવાથી આ રૂલ પ્રમાણે એક નવો દાવો લાવવાનો વાદીનો હક છે તેમાંથી તે બાતલ થતો નથી (ગુલાબ વી. ગીવન (૧૮૭૮) ૨ અ. ૩૧૮).

**ખરચ**--આ રૂલ પ્રમાણે એકાદું કામ જડ્જ ફરી ફાઇલ ઉપર લે ત્યારે દાવાના સામાન્ય ખરચ વીશે તે વખતે કાંઈ હુકમ કરવાની તેમની હકુમત નથી (ક્રીષ્ન વી. ગણેશ (૧૯૦૨) ૨૬ મું. ૨૦૧).

**અપીલ**--ફરી ફાઇલ ઉપર લેવાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી (અલવાર વી. સેશામલ (૧૮૮૭) ૧૦ મ. ૨૭૦; સદરહુ ૨૫૦). જુઓ ઓ. ૪૩.

**ફરીતપાસ**--જ્યારે આ રૂલ પ્રમાણે એકાદો દાવો કસુરના કારણથી કહાડી નાંખેલો હોય અને ૩૦ દીવસની અંદર ફરી ફાઇલ ઉપર લેવાની અરજી કરવાને વાદીએ કસુર કરેલી હોય તો ક. ૧૧૪ પ્રમાણે તે ફેંસલાની ફરી તપાસ કરી શકાતી નથી જુઓ. ઓ. ૪૭ રૂ. ૧ કૈલાસ વી. નવાદીપ (૧૮૫૮) ૨૬. વી. નોટ. ૩૧૮).

પોંચાડ્યા વગર સમન પાછો આવ્યા પછી વાદી નવો સમન કાઢવાની અરજી એક વર્ષ સુધી ન કરે, તો ફરિયાદ કહાડી નાંખવી.

કલમ ૯૮ અ.

**૫.** (૧) જ્યારે કોઇ સમન પ્રતિવાદી ઉપર અથવા ઘણા પ્રતિવાદીઓ પૈકી એક પ્રતિવાદી ઉપર કાઢયો હોય ને તે પોંચ્યા શિવાય પાછો આવે, અને પ્રમન પોંચાડનાર અમલદારે એ સમન પાછો મોકલ્યાની વાત, સાધારણ રીતે કોર્ટને જે અમલદાર લખી જણાવતો હોય તે અમલદારે તે કોરટને તેવી રીતે લખી મોકલ્યાની તારીખથી એક વર્ષ સુધી વાદી નવો સમન કાઢવા સારૂ અરજ ન કરે, તથા જે પ્રતિવાદીને સમન પોંચાડયો ન હોય તે પ્રતિવાદીનું રહેવાનું ઠેકાણું શોધી કાહાડવાની પોતાથી બની તેટલી કોસિસ કરી છે, અથવા સદરહુ પ્રતિવાદી પ્રોસેસની બજાવણી ચુકાવે છે એવી કોરટની ખાત્રી ન કરે, ત્યારે સદરહુ પ્રકારના પ્રતિવાદી ઉપરની ફરિયાદ કાહાડી નાખવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

(૨) એવે પ્રસંગે (મુદતના કાયદાને અનુસરીને) વાદી નવી ફરિયાદ આણવાને મુખત્યાર છે.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૯૮ અ.**

**ટીકા**--આ રૂલ હા. કો. તથા પ્રો સ્મોલ કો કોરટને લાગુ છે. વાસ્તવીક રીતે કાંઇ ફેરફાર કરેલો નથી.

તે રૂલના હેતુ વીશે નીચે બનેલા કામમાં એટલે જુગ પ્રસાદ વી. બાશેશ્વર ૧૯૦૫ ૭ મું. લા. રી ૫૨૮ ના કામમાં વીચાર કરેલો છે.

**બીજો સમન્સ કહાડવો**:--એકાદા દાવા બાબત દાવેની મુદત પ્રથમના સમન્સથી પુરી થાય ત્યાર પછી વાદીએ યોગ્ય હુશીયારીથી પોતાનો દાવો ચલાવી શકે તે પ્રમાણે તે દરમીયાનમાં કાંઇ કરેલું ના હોય તો બીજો સમન્સ કઢાડવાનો હુકમ કરવો ના જોઇએ (રા-

મહીશન વી. લખી નારાયણુ ( ૧૮૭૮ ) ૩ ક. ૩૧૨. જુઓ ગેરેન્દ્ર વી. જગદંબા (૧૮૮૦) ૫. ક. ૧૨૬ અને રમોલપેજ વી. ટાંગ ૧૭ કયુ બી ડી ૪૪).

**પાછો મોકલવામાં આવે ત્યાંથી**—નાજરે પાછો મોકલ્યો હોય તે તારીખથી મુદત શરૂ થાય ( પરસોતમ વી. અબદુલ ( ૧૮૮૯ ) ૧૩ મું. ૫૦૦ )

**દાવો કાહાડી નાંખ્યો તે**—આ ઉપરથી પ્રતીવાદી મુકત થતો નથી અને વાદી નવો દાવો લાવા શકે છે અલ્લી વી. મહમદ ( ૧૮૯૦ ) ૧૪ મું ૨૬૭ ).

ત્રણુ પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદી ઉપર સમન્સ બજેલો નહોતો તેથી ત્રણે પ્રતીવાદીઓ ઉપરનો દાવો કહાડી નાંખવામાં આવેલો હોય તેથી ત્રણે પ્રતીવાદીઓ ઉપર નવેસર દાવો કરવાને અટકાવ થતો નથી ( સીતારામ વી. પખપાલ ( ૧૯૦૬ ) ૨૮ અ. ૭૪૫; અ. વી. નો. ૨૩૦ )..

**૯. (૧) જ્યારે ફરિયાદ સુનાવણી સારૂ નીકળે ત્યારે વાદી હાજર થાય અને પ્રતિવાદી હાજર ન થાય ત્યારેઃ—** *કલમ ૧૦૦.

ફક્ત વાદીજ હાજર થાય તે પ્રસંગે કામ ચલાવવાની રીત.

**(અ) જો સમન યોગ્ય રીતે પોંચાડયો છે એમ સાબિત થાય, તો એક તરફી કામ ચલાવવાને કોર્ટ મુખત્યાર છે.**

સમન યોગ્યરીતે પોંચાડયો હોય ત્યારે.

**(બ) સમન યોગ્ય રીતે પોંચાડયો છે એમ સાબિત ન થાય, તો પ્રતિવાદી ઉપર બીજો સમન કાઢીને તે પોંચાડવાનું કોર્ટે ફરમાવવું;**

સમન યોગ્યરીતે પોંચાડયો ન હોય ત્યારે.

**(ક) પ્રતિવાદીને સમન પોંચ્યો, પણુ સમનમાં ઠરાવેલે દિવસે, તથા કલાકે હાજર થઇને જવાબ આપવાને જેટલી જોઇયે તેટલી મુદતની અંદર તે પોંચ્યો નથી, એમ સાબિત થાય તો, કોઇ આગળનો દિવસ નીમીને તે દિવસ ઉપર ફરિયાદની સુનાવણી કોર્ટે મુલતવી રાખવી, અને તે દિવસની નોટીસ પ્રતિવાદીને આપવી એમ ફરમાવવું.**

સમન પોંચ્યો હોય, પણુ યોગ્ય વખતની અંદર પોંચ્યો ન હોય ત્યારે.

**(૨) જ્યારે વાદીની કસુરને લીધે યોગ્ય રીતે અથવા પુરતા વખતમાં સમન પોંચાડવામાં ન આવ્યો હોય, ત્યારે સુનાવણી મુલતવી રાખવાથી થએલો ખરચ વાદીએ આપવો એમ કોર્ટે હુકમ કરવો.**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૦૦.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કોને લાગુ છે.

**પહેલી સુનાવણી પ્રશ્ન**—પહેલી સુનાવણીને માટે ઠરાવેલા દીવસને સારૂજ આ રૂલ છે કે નહિ ( દયાળ વી. કપુર ( ૧૮૭૯ ) ૪ ક. ૩૧૮; હીરાબાઇ વી. હીરાલાલ ( ૧૮૮૫ ) ૭ અ. ૫૩૮; શીવચરન વી. હીરાલાલ ( ૧૮૮૨ ) ૧૧ ક. લા. રી. ૫૩૭ સરખામણી કરો.

જનારદન વી. રામાધીન (૧૮૯૬) ૨૩ ક. ૭૩૮; અને ઓ. ૯. રૂ. ૧૩ નીચેની નોટ આગળ પા: ૫૯૨ ).

**રૂલ લાગુ કરવો તે**--જ્યારે વાદી હાજર થાય અને પ્રતીવાદી ગેરહાજર રહે તો આ રૂલ પ્રમાણે ચાલવું જોઇએ પછી પ્રતીવાદી ઉપર હાજર થઇને દાવાનો જવાબ આપવાને ફક્ત સમન્સ કાઢેલો હોય અથવા તે સાથે હાજર થઇને પુરાવ આપવાને કાઢેલો હોય તેની ચીંતા નહિં ( તારક વી. જીયામત ( ૧૮૮૦ ) ૫ ક. ૩૫૩ ).

**બજાવણીની સાબેતી**:--સમન્સની બજાવણી સંતોષકારક રીતે સાબેત થયેલી ના હોય તો તે કામની એકતરફી તપાસ ચલાવવી ન જોઇએ (૧૮૭૫) ૨૩ વી. રી. ૪; સુરેશચંદ્ર વી. જગત (૧૮૮૭) ૧૪ ક. ૨૯૪ ); પણ સાક્ષી તરીકે પ્રતીવાદીને હાજર કરાવા સારૂ તમામ ઇલાજ પુરેપુરા કરવા જોઇએ. સમન્સની બજાવણીની સાબેતી હોય તો તે બસ છે અને જે તે આપવામાં આવેલી હોય તો રકમ (બ) અને (ક) માં ઠરાવેલી રીતીઓમાંની એક અથવા બીજી રીતી પ્રમાણે જડજે ચાલવું જોઇએ (તારક વી. જીયામત (૧૮૮૦) ૫ ક. ૩૫૩) પણ કાગમાં સમન્સની બજાવણી વીશે ઠરાવ અથવા કાંઇ પુરાવ ન હોય તો એક તરફી હુકમનામાનો કાંઇ કાયદેસર અસર નથી (રામલોચન વી. નીતયાકાળી (૧૮૬૯) ૧૨ વી. રી. ૨૧૧ ) પ્રતીવાદી ફકત ગેરહાજર હોય તેથી તે દાવો સાચો છે એવું અનુમાન બ્યાજબી રાતે થતું નથી; માટે ઓછામાં ઓછો પ્રથમ દર્શનીક રીતે તે દાવો સાબેત થયેલો છે એવું જોવાને કોરટ બંધાયલી છે. ( અભ્રાતનાથ વી. ધનપતસીંગ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૫૦૩; ૮ બં. લા. રી. ૪૪ ). અપીલમાં જો એક પ્રતીવાદી ઉપર એક તરફી હુકમનામું કરેલું હોય તો જે કોરટે એક તરફી હુકમનામું કરેલું હોય તે કોરટમાં પ્રથમ પ્રતીવાદી ઉપર સમન્સની બજાવણીનો જરૂરીયાત પુરાવ આપેલો નથી એવું સાબીત કરવામાં આવે તો બસ છે. જ્યારે બ્રીટીશ હિંદુસ્તાનની બહાર એકાદો પ્રતીવાદી રહેતો હોય અને સમન્સ તે પ્રતીવાદી ઉપર ટપાલથી મોકલેલો હોય અને જે જગાએ તે મોકલેલો તે જગાએ જે શખસ ઉપર તે બજવવાનો હતો તે શખસ રહેતો હતો એવો પુરાવ ન હોય તો સમન્સ બીડેલો હતો એવું બતાવામાં આવે તે કાંઇ પુખ્ત સાબેતી નથી પણ પ્રતીવાદીને તે મળેલો છે એવો કાંઇ પુરાવ જોઇએ (ફકીરૂદી ગ. ફરૂદીન ( ૧૯૦૧ ) ૨૩ અ. ૯૪; અને જુઓ "હાજરી" પા. ૫૩૧ ).

**રકમ (બ)** વાદીએ પ્રતીવાદીને બતાવવાને કસુર કરેલી હોય તેથી નવી નોટીસ કાઢવાની અરજી રદ કરવી ના જોઇએ. આ રૂલથી મુલતવી રાખ્યાનું ખર્ચ આપવાને વાદીને કોરટ હુકમ કરી શકે છે ( લલુભાઇ વજેરામ વી. મગન ગ્યવરી ( ૧૮૯૪) ૧૮ મું. ૫૯)

**રકમ (ક)** પ્રતીવાદી હાજર થઇ શકે તેવી પુખ્ત વખતમાં જો તે સમન્સ બજેલો ના હોય તો હવે પછીની તારીખે સુનાવણી કરવા સારૂ **બે** સુનાવણી બંધ રાખવાને કોરટ બંધાયલી છે અને આ નીયમ ઉપરથી એક પ્રતીવાદી ઉપર સહવારમાં દસ વાગે તેજ દીવસે બાર વાગે હાજર થવાનો બજાવેલો તેથી ઠરાવેલું હતું કે તે કામ મુલતવી રાખવું જોઇતુ હતું ( અવલાદ વી. અબદુલ ( ૧૮૭૨) ૧૮ વી. રી. ૧૪૧ ) એક પ્રતીવાદી હાજર થયો નહી તેથી જડજે તે કામ કાઢી નાખ્યું તેમાં ઠરાવ્યું છે કે તે જડજે બરોબર કરેલું નથી અને તેમણે સને ૧૮૫૧ના એકટ ૭૫ ના હેતુ પ્રમાણે તજવીજ કરવી જોઇતી હતી ( મુરતકુંવર વી. ધર્મનારાયણ ( ૧૮૯૫) ૨ વી. રી. પરચુરણ ૭ ).

**ઠેલાઓઃ**—જો હકીકત એવી હોય કે તેનો આ ઓડરના રૂલ ૧૩ માં સમાવેશ થતો હોય તો મુદતની અંદર રૂલ ૧૩ પ્રમાણે પ્રતીવાદી અરજ કરી શકે છે અથવા સામાન્ય કાયદા પ્રમાણે ફરી તપાસ કરવા સારૂ અરજ કરી શકે છે ( મેવા વી. ભજન (૧૮૭૪) ૨૨ વી. રી. ૨૧૩; બીશનપરકુશ વી રતનગીર ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૩ ); જો હકીકત ઉપરથી સ્પષ્ટ રીતે તે પ્રમાણે જણાતું હોય તો "ફરી તપાસ" એ શબ્દથી કોરટોને આ રૂલ પ્રમાણે હુકમ કરેલો છે એવું સમજવાને અટકાવ થતો નથી (જુઓ ઓ. ૯ રૂ. ૮ પ્રમાણે અપીલ અને ક. ૯૬) ( ખુશાલ વી. કાદીર (૧૮૭૧ ) ૧૫ વી રી. ૪૩૧ ) અથવા એક તરફી હુકમનામા ઉપર તે અપીલ કરી શકે છે.

દક્ષણની રૈયતનો એકટ, (૧૮૭૯ નો ૧૭ મો)—સને ૧૮૭૯ ના એકટ ૧૭ માથી આ રૂલને હરકત થયેલી છે ( દલીચંદ વી. ઘોંડી (૧૮૮૧) ૫ મું. ૧૮૪.

*મુલતવી રાખેલી સુનાવણીને દિવસે પ્રતિવાદી હાજર થાય અને પ્રથમ હાજર ન થવાનું સબળ કારણ બતાવે, ત્યારે શી રીતે કરવું.*

**૭.** કોર્ટે ફરિયાદની એક તરફી સુનાવણી અમુક દિવસ ઉપર મુલતવી રાખી હોય અને તે સુનાવણીની વખતે અથવા તે પેહેલાં પ્રતિવાદી હાજર થાય અને પ્રથમ હાજર ન થવાનું સબળ કારણ બતાવે ત્યારે, ખરચની અથવા બીજી રીતની કોર્ટ ફરમાવે તે શરતે, હાજર થવાસારૂ ઠરાવેલે દિવસે તે હાજર થયો હોત તો તેનો જવાબ જે રીતે સાંભળ્યો હોત તે રીતે ફરિયાદનો જવાબ તેની પાસેથી સાંભળી શકાય. કલમ ૧૦૧.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૦૧.**

**ટીકા**—આ રૂલ હાયકોરટ તથા પ્રોવીન્સીયલ સ્મોલકોઝ કોરટને લાગુ છે.

**રૂલ ૧૩ પ્રમાણે કામ ચલાવાની અભાવે રીતી**—આ રૂલ ( જુના કાયદાની ક. ૧૦૧ ) પ્રમાણેનો એક હુકમ પ્રતીવાદી ઉપર કરેલો છે અને તે ઉપર અપીલ કરવામાં આવેલી નથી એટલી માત્ર હકીકતથી ઓ. ૯ રૂ. ૧૩ ( જુના કાયદાની ક ૧૦૮ ) પ્રમાણે તેને અરજી કરવાને કાંઇ હરકત નથી ( શંકરલીંગ વી. રત્નસભાપતી ( ૧૮૯૯ ) ૨૧ મ. ૩૨૪ ).

*ફક્ત પ્રતિવાદી હાજર થાય, ત્યારે કામ ચલાવવાની રીત.*

**૮.** જ્યારે ફરીઆદ સુનાવણી સારૂ નીકળે ત્યારે પ્રતિવાદી હાજર થાય અને વાદી હાજર ન થાય ત્યારે; કોર્ટે ફરિયાદ કાઢી નાખવાનો હુકમ કરવો જોઇયે. પરંતુ પ્રતિવાદી દાવો અથવા તેનો કંઇ ભાગ કબુલ કરે તો, તે કબુલત ઉપરથી પ્રતિવાદી વિરૂદ્ધ કોર્ટે હુકમનામું કરવું, અને દાવાનો માત્ર એક ભાગ કબુલ કર્યો હોય, ત્યારે બાકીના ભાગ પુરતી ફરિયાદ કાઢી નાખવી. કલમ ૧૦૨.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૦૨.**

**ટીકા**—આ રૂલ હાઇકોરટ તથા પ્રોવીન્સીયલ સ્મોલકોઝ કોરટને લાગુ છે.

**રૂલ લાગુ કરવો તે**—જુના કાયદા પ્રમાણે જે દીવસને સારૂ સુનાવણી મુલતવી રાખેલી હોય તે દીવસે વાદી અને તેનો વકીલ હાજર નહી થવાથી એકાદો દાવો કાઢી નાંખ્યાનો હુકમ તે ઓરડર ૧૭ રૂ. ૨ તથા આ રૂલ પ્રમાણેનો એક હુકમ છે અને ઓ. ૧૭ રૂ. ૩ પ્રમાણેનો નથી અને તે ઉપર અપીલ ચાલવા લાયક છે એવુ ઠરાવેલુ છે.

એકાદો હુકમ એક બાજુ તરફથી કહેવામાં આવેલો હોય અને બીજી બાજુથી ઇનકાર કરવામાં આવેલો હોય કે તે હુકમ આ રૂલ પ્રમાણેનો છે તો તેનો અર્થ કરવામાં જો કોરટનો ખરો હેતુ વાસ્તવીક રીતે વાદી હાજર છે અને પ્રતીવાદી હાજર નથી એ વીચાર ઉપરથી દાવો કાઢી નાંખ્યાનો હોય તો તે આ રૂલ પ્રમાણે ગણવામાં આવે છે ( લલતાપ્રસાદ વી. નંદકીશોર ( ૧૯૦૦ ) ૨૨ અ. ૬૬ ) એકાદો વાદીએ કમીશનની ફી આપવા કસુર કરેલી હોય તેથી મુદત નહી આપતાં દાવો કાઢી નાંખવામાં આવેલો હતો માટે તે હુકમ આ રૂલ પ્રમાણે કરેલો છે એમ ગણવામાં આવે છે ( સાહેબ વી. મહમદ ( ૧૮૯૦ ) ૧૩ મ. ૫૧૦).

જમીન મેળવવાના એકટ (સને ૧૮૯૪ ના ૧ ) ની ક ૧૩ પ્રમાણે અપાવેલા કમ્પેનસેશનના ભાગ પાડવાની એકાદી અરજી હાજર થવામાં કસુર કરવાથી કાઢી નાંખેલી હોય અને પાછળથી તેજ બાબત જે શખસે પ્રથમ અરજી કરેલી તે શખસ સબંધી કરેલો દાવો કાઢી નાંખવામાં આવે છે પણ જે બીજા શખસોનું તે શખસ સાથે મજીયારૂં હીત હોય અને જેઓએ તે અરજી કરેલી ના હોય તો તે શખસો સબંધી તે દાવો કાઢી નાંખવામાં આવતો નથી ( બંડી વી. રામધીન ( ૧૯૦૬ ) ૧૦ ક, વી. નો ૯૯૧ ) એકાદી અપીલમાં અપીલનો પ્રતીવાદી હાજર થાય અને અપીલવાળો હાજર ના થાય અને કોરટને અપીલ સાંભળવાનો અખત્યાર ના હોય તો તે અપીલને તે રૂલ લાગુ છે ( સખારામ વી. નારો ( ૧૯૦૫ ) ૭ મુ. લા. રી ૯૩૩ ) જ્યારે વાદીએ પોતાનો તમામ પુરાવ ગુજારેલો હોય અને ત્યાર પછીની સુનાવણી વખતે તે હાજર ન થાય ત્યારે તે રૂલ લાગુ થતો નથી ( મનાપા વી. ગોડાપા ( ૧૯૦૫ ) ૭ મુ. લા. રી. ૨૯૧ ).

**હાજર થાય નહી તે**—વાદીનો વકીલ કામ ચલાવાને ના કહે તેથી જોકે વાદી કોરટમાં પોતે હાજર હોય તોપણ તેનો આ શબ્દોમાં સમાસ થાય છે ( ગોપાળ વી. ગારીયા ( ૧૯૦૭ ) ૩૦ મ. ૨૭૪ ).

**સાક્ષીઓની ગેરહાજરી**—સાક્ષીઓની ગેરહાજરીથી આ રૂલ પ્રમાણે એકાદો દાવો કાઢી નાંખી સકાતો નથી ( મહમદ અઝીમુલ્લા વી. અલ્લીબક્ષ ( ૧૮૭૩ ) ૫ અ. હા. કો. ૭૪ ) અને પુરાવની ખામીના કારણથી જો એકાદો દાવો કાઢી નાંખેલો હોય તો તે ફેંસલો ગુણ દોસ ઉપરનો ફેંસલો છે અને આ રૂલ પ્રમાણેનો નથી ( કારતીકચંદ્ર વી. શ્રીધર ( ૧૮૮૬ ) ૧૨ ક. ૫૬૩ )

**ફેસલો**—દાવો કાઢી નાંખેલો અથવા હુકમનામુ કરી નાંખેલો જોઇએ; " દુર કરવામાં આવ્યો " તે કામનો નીકાલ કરવાની યોગ્ય રીતી નથી અને તેનો કાંઇ કાયદેસર અસર નથી માટે એક પ્રથમનો દાવો તેનાતેજ દાવાના કારણથી કરેલો હતો એવી પ્રતીવાદીએ તકરાર કરેલી હતી અને તેથી આ ઠરાવ પ્રમાણે તે કાઢી નાખવામાં આવેલો હતો અને તેમાં આખરી હુકમ " નંબર ખરીજ " એવું લખીને કર્યો હતો તેમાં ઠરાવ્યું છે કે કાંઇ ફેસલો કરવામાં આવેલો નહોતો માટે રેસજુડીકેટાની તકરાર નીષ્ફળ થવી જોઇએ ( ખુબલાલ વી. તુળસી ) ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૨૧૯ ; પણ બરોબર શબ્દો વાપરવાને બદલે " દુરસ્ત કરવામાં

આવ્યો ” છે એવા શબ્દો અપીલ કોરટે વાપરેલા હોય તો કોરટે ઠરાવેલું છે કે કામ ચલાવાની રીતી સબંધી ખરી રીતે તે કામનો એક તરફી ફેસલો કરેલો છે ( બીજયગોવીંદ વી. રાધા બીનોદ ( ૧૮૯૮ ) ૧૦ વી રી. ૬૪૮; અને જુઓ ગણેશરાય વી. કાળકા ( ૧૮૮૪ ) ૫. અ. ૫૯૫; કુદરત વી. હીનુ ( ૧૮૮૭) ૯. અ. ૧૫૫; અલવાર વી. સેસામલ ( ૧૮૮૭ ) ૧૦ મ. ૨૭૦ ).

**રેસજ્યુડીકેટા**—આ રૂલ પ્રમાણે એકાદો દાવો કહાડી નાખવામાં આવેલો હોય તેથી રેસજ્યુડીકેટા થતું નથી ( ચંદકુવર વી. પ્રતાપસીંગ ( ૧૮૮૮ ) લા. રી. ૧૫ ઇ. અ. ૧૫૬; ૧૬ ક. ૯૮; શંકર વી. દયા ( ૧૮૮૮ ) ૧૫ ઈ. અ. ૬૬; ૧૫ ક. ૪૨૨; સાહેબ વી. મહમદ ( ૧૮૯૦ ) ૧૩ મ. ૫૧૦ ).

**અપીલ**—હુકમનામા ઉપર એકાદો વાદી ફક્ત અપીલ કરી શકે છે એટલુંજ નહિ પણ ઓ. ૯ ના રૂ. ૧૩ પ્રમાણે કામ ચલાવાની જે રીતી છે તેનો ફાયદો લઇ શકે છે (અ શરફુન્નીસા વી. લહેરો ( ૧૮૮૨ ) ૮ ક. ૨૭૧; લક્ષ્મીદાસ વી. ઇબ્રાહીમ ( ૧૮૭૮ ) ૨ મું. ૬૪૪; કરૂપાન વી. આયાથેરાઇ ( ૧૮૮૬ ) ૯ મ. ૪૪૫; અમલક વી. ભાગીરથી ( ૧૮૮૭) ૯ અ. ૪૨૭; અને જુઓ ક. ૯૬ ( સને ૧૮૮૮ ના એકટ ૭ થી સને ૧૮૮૨ ના એ- કટ ૧૪ ની ક. ૫૪૦ દુરસ્ત કરેલી છે તે પ્રમાણે). કસુરના કારણથી એકાદો દાવો કહાડી નાં ખ્યાનો કોરટે ફેસલો કરેલો હોય તે એક હુકમ છે અને હુકમનામુ નથી અને તે ઉપર પ- હેલી અથવા બીજી અપીલ ચાલતી નથી ( ગીલફીન્સન વી. સુબ્રમાન્યાઆયર ( ૧૮૯૯ ) ૨૨ મ. ૨૨૧ ) વીરૂદ્ધ—ગોસ્તોબીહારી વી. હરીમોહન ( ૧૯૦૪ ) ૮ ક. વી. નોટ ૩૧૩). જુ- ઓ ક. ૯૬ અને ઓ. ૪૩; વળી ક. ૨. “ હુકમનામું ”

**ફરી તપાસ**—કસુરના કારણથી આ ઠરાવ પ્રમાણે એક દાવો કહાડી નાંખવામાં આ- વેલો અને તે કહાડી નાખ્યાનો હુકમ રદ કરાવાને પ્રથમ અરજી કર્યા વીના વાદીએ ફેંસલા- ની ફરી તપાસ કરાવાને અરજી કરેલી હતી; ઠરાવ્યું છે કે ફરી તપાસની તે અરજી સાંભળી શકાય છે ( રાજનારાયણ વી અનંગમોહન ( ૧૮૯૯ ) ૨૬ ક. ૫૯૮; અને જુઓ “ ફરી તપાસ ” ઓ. ૯ રૂ. ૧૩ આગળ છે તે નીચે ).

વાદીની કસુરના લીધે તેના વિરૂદ્ધ હુકમનામું થાય, તો પછી નવી ફરિયાદ ચાલશે નહિ.

**૯. (૧)** જ્યારે ૮ મી કાનુન પ્રમાણે તમામ ફરિયાદ અથવા તેનો કંઇ ભાગ કાઢી નાંખવામાં આવ્યો હોય, ત્યારે દાવાના તેજ કારણ સંબંધી વાદીની નવી ફરિયાદ ચાલશે નહીં; પરંતુ કાઢી નાંખ્યાનો હુકમ રદ કરાવવા સારૂ અરજ કરવાને વાદી મુખત્યાર છે; અને ફરિયાદ સુનાવણીને વાસ્તે નિકળી ત્યારે કોઇ પુરતા કારણને લીધે પોતાથી હાજર થવાનું બન્યું નહીં એમ વાદી કોર્ટની ખાત્રી કરે તો, ખરચ અથવા બીજી રીતનું પોતાને યોગ્ય લા- ગે તે શરતો કરીને કોર્ટે ફરિયાદ કાઢી નાખ્યાનો હુકમ રદ કરવો, અને ફ- રિયાદનું કામ આગળ ચલાવવા સારૂ દિવસ નીમવો. કલમ ૧૦૩

(૨) આ કાનુન પ્રમાણે કરવાનો હુકમ, વાદીએ પોતાની અરજી વિ- શેની નોટીસ વિરૂદ્ધપક્ષને પોંચાડી ન હોય તો, કરવો નહીં.

## સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૦૩.

**ટીકા**--આ રૂલ લા. કો. પ્રો. સ્મોલ. કોર્ટને લાગુ છે.

વાસ્તવીક રીતે કાંઇ ફેરફાર કરેલો નથી; માટે ગેરહાજરી બાબત વ્યાજબી કારણને બદલે પુખ્ત કારણ હવે બતાવવું જોઇએ.

**તેનું તેજ દાવાનુ કારણ**--પાછળી દાવાના કારણની નોટ જોવી. વાદીએ એવી અરજ કરેલી કે ગીરો વસુલ આપવામાં આવે એટલે પેટા માલેક તરીકે મને કબજો અપાવવો જોઇએ અને ત્યાર પછી ચઢતા દરજ્જાના માલીક તરીકે કબજો લેવાને દાવો કર્યો. તેમાં ઠરાવ્યું છે કે દાવાના કારણો તેના તેજ હતાં કારણ કે માલેક તરીકે અથવા પેટા માલેક તરીકે કબજો લેવાનો દાવો તે જે રીતે તે ગીરો છોડાવાનું હોય તે સબંધી છે ( શંકર વી. ડાબા ( ૧૮૮૮ ) લા. રી. ૧૫ ઇ. અ. ૬૬; ૧૫ ક. ૪૨૨ )

સાંથ લેવાને એક દાવો કરેલો તે કસુરના કારણથી કઢાડી નાંખ્યો હોય તેથી કબજા બાબતના દાવાને હરકત થતી નથી (ગોર્બાદચંદ્ર વી. અફઝુલ (૧૮૮૩) ૯ ક. ૪૨૬; ૧૨ ક. લા. રી. ૨૯ ) ગીરો છોડાવાનો હક ખરીદ કરનાર તરીકે અ એ કબજાવાળા ગીરો રાખનાર ઉપર તે ગીરો છોડાવાને દાવો કર્યો. તેનો દાવો રૂલ ૮ પ્રમાણે કહાડી નાંખવામાં આવ્યો હતો. ત્યાર પછી તે જમીનના કબજા બાબત અ એ ગીરો આપનાર અને રાખનારના ઉપર દાવો કર્યો એવા કારણથી ગીરો આપનારે ગીરો છોડાવાનો હક તથા ગીરો રાખનાર પાસેથી ગીરો છોડાવાને વેચાણ આપવાને કબુલ કર્યું છે અને તેની ગીરો રાખનારને ખબર છતાં પાછળથી તે ગીરો રાખનારે ગીરો આપનારનું હીત ખરીદ કરેલું છે; ઠરાવ્યું છે કે તે જુદા જુદા દાવાના કારણો છે ( રામચંદ્ર વી, ખાતલ ( ૧૮૮૬ ) ૧૦ મું. ૨૮).

**રૂલ લાગુ કરવો તેઃ**--જમીન મેળવવાના એકટ ( સને ૧૮૯૪ ના ૧ ) ની ક. ૩૦ પ્રમાણે એકાદા રેફરન્સને આ રૂલ લાગુ થાય છે ( બાહારી વી. નંદ (૧૯૦૭) ૧૧ ક. વી. નો. ૪૩૦ ) પરચુરણ કામોને લાગુ થાય છે. ( સીતલ વી. મહમદ કરીમ (૧૮૭૩) ૫ અ. હા. કો. ૧૬૪; કાળીકીસ્તો વી. મહમદ કાદર (૧૮૬૯) ૧૨ વી. રી. ૪૨૮ ) સને ૧૮૬૯ના એકટ ૮ પ્રમાણે સાંથના કામોને લાગુ છે ( ઉદવંત માહતુન વી. બાધીચંદ ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૨૦૭ ) વીશેશ રીતે અમલ કરવાના એકટની ક. ૯ પ્રમાણેના કામોને લાગુ છે ( એન્થોની વી. દુપોન્ટ (૧૮૮૨) ૪ મ. ૨૧૭; શીવપ્રસાદ વી. કસ્તુર (૧૮૮૮) ૧૦ અ. ૧૧૯. ) ઓ. ૪૦ રૂ. ૧૬ વીગરેમાં અપીલો સાંભળવામાં જે ખાસ કામ ચલાવાની રીતી ઠરાવી છે તે જુઓ. ઓ. ૧૭ રૂ. ૨ થી હાલની કામ ચલાવાની રીતી જે કોઇ દીવસને માટે સુનાવણી બંધ રાખેલી હોય તે દીવસને લાગુ થાય છે પણ એકાદો સખસ અમુક કામ કરવાને મુદત લે અને પછી કસુર કરે તો તે કામને લાગુ થતો નથી. તેનો ઓ. ૧૭ રૂ. ૩ માં સમાસ થાય છે ( રાનાયા વી. રંગાયા (૧૮૮૪) ૭ મ. ૪૧. ) આ રૂલ એકાદા દાવાના વાદીને નાદાર ઠરાવા ( અરજ કરેલી હોય ) અને વેસ્ટીંગ ઓર્ડર કરવામાં આવેલો હોય પણ પાછળથી તે ચાલેલું કામ રદ કરીને તે પક્ષકારને કાચો પડેલો અથવા નાદાર ઠરાવેલો ના હોય અને સુનાવણીની તારીખે વાદીની ગેરહાજરીથી અથવા ઓફીસીયલ એસાઇનીના ઠરાવેલી ગેરહાજરીથી દાવો કઢાડી નાંખેલો હોય તે. તે બાબતને આ રૂલ લાગુ છે ( અમ્રોતલાલ મુકરજી વી. રખાલદાસી ( ૧૯૦૦ ) ૨૭ ક. ૨૧૭; ૪ ક. વી. નો. ૨૯૪ ) આ રૂલના ઠરાવ ઉપરથી એવું ગર્ભીત રીતે થતું નથી કે જો પુખ્ત કારણ બતાવવામા ના

આવે તો ફરી ફાઈલ ઉપર લેવાની અરજી મંજુર રાખી શકાતી નથી (સોમાભાઈ વી. સુખાભાઈ (૧૯૦૩) ૨૮ મ. ૫૯૯.)

લાગુ થતો નથી:—બજાવણીના કામમાં હાજર થવાને કસુર કરવામાં આવી હોય તેને આ રૂલ લાગુ નથી (મદન વી. બૈકુંઠ (૧૯૦૬) ૧૦ ક. વી. નો. ૪૩૦); તેમ કસુરના કારણથી અપીલ કહાડી નાખેલી હોય તેને લાગુ નથી પણ ફક્ત અસલ ચાલેલા કામને લાગુ છે (રામલાલ વી. સરદારી વી. રી. ૧૮૬૪ પ્રા. ૨૧; ૧. ઈ. ન્યુ. ઓ. એસ. ૬૮ નો નનામા કામનો ઠરાવ; ઓમદા વી. એકાઉરી (૧૮૬૭) ૭ વી. રી ૪૨૫; કાળીકિશોર વી. ધનંજય (૧૮૭૮) ૩ ક. ૨૨૮) ગેરહાજરી શીવાય કાંઈ બીજા કારણથી દાવો કહાડી નાંખેલો હોય તેને તથા ઓ. ૧૭ રૂ. ૨ પ્રમાણે વ્યવસ્થા કરેલા દાવામાં સમાસ થતો હોય પણ ઓ. ૧૭ રૂ. ૩ પ્રમાણે તેનો નીકાલ કરેલો ન હોય તેને લાગુ થતો નથી. તા. ૧૬ નવેંબરના રોજ પેહેલી સુનાવણી થયેલી હતી અને તા. ૨૨મી જાનેવારી આખરની સુનાવણી માટે ઠરાવેલી હતી અને તા. ૨૩મી એ વાદીના વકીલે કહ્યું કે મારા સાક્ષીઓ હાજર થયેલા નથી માટે હું તે કામ ચલાવી શકતો નથી તેથી તે દાવો કહાડી નાંખવામાં આવ્યો: ઠર્યું છે કે તે કહાડી નાંખ્યાનો હુકમ સને ૧૮૫૯ના એક્ટ ૮ મી ક. ૧૧૯ પ્રમાણે નથી, પરંતુ ક. ૧૫૮ ને મળતી કલમ ૧૪૮ પ્રમાણે જે હાલ ઓ. ૧૭ નો રૂ. ૩ છે તે પ્રમાણે તે કહાડી નાંખવામાં આવેલો હતો. (કોમાલમલ વી. રંગસ્વામી (૧૮૬૯) ૪ મ. હા. કો. ૫૬; મહમદ અઝીમુલ્લાખાન (૧૮૭૩) ૫ અ. હા. કો. ૭૪; કાશીપ્રસાદ વી. દેવીદાસ (૧૮૭૫) ૭ અ. હા. કો. ૭૭) અને સામાન્ય રીતે એકાદ કામ કરવાને મુદત આપેલી હોય અને તે કરેલું ના હોય તો ઓ. ૧૭ રૂલ. ૩ લાગુ થાય છે. પણ જો બીજી રીતે હોય તો ઓ. ૧૭ રૂ. ૨ લાગુ થાય છે, જુઓ ઓ. ૧૭ રૂ. ૨, ૩ નીચેની નોટ. ફરીયાદ તરફનું કામ ચલાવાની કસુર કરવાથી એક કામ કહાડી નાખવામાં આવેલું હોય એવા સબબથી કે વાદીએ તલબાના ભરેલું નથી તો તે હુકમ આ રૂલ પ્રમાણે કરેલો ગણવામાં આવતો નથી (શામસુંદર વી. રામબંધન (૧૮૭૫) ૭ અ. હા. કો. ૧૨૬; અને જુઓ સાહેબા વી. મહમદ (૧૮૯૦) ૧૩ મ. ૫૧૭). વળી તેજ પ્રમાણે તકરાર સાંભળવાને ઠરાવેલે દીવસે વાદી હાજર થાય નહિ તેમ તેનો વકીલ પણ હાજર થાય નહિ તેથી તે દાવો કહાડી નાંખવામાં આવે તો તેને આ રૂલ લાગુ થતો નથી (રાયચંદ વી. મથુરાપ્રસાદ (૧૮૮૦) ૩ અ. ૨૯૨) કસુરના કારણથી વહેંચણનો દાવો કહાડી નાખેલો હોય તેને તે લાગુ નથી (વીરેશ્વર વી. રામપ્રસાદ (૧૯૦૬) ૨૮ અ. ૬૨૭; તે પ્રમાણે નજરહુસેન વી. નજીમુન્નીસા (૧૮૯૧) ૧૩ અ. ૩૦૯ ના ફકરામાં ચાલવામાં આવેલું છે).

ફરીતપાસ—આ રૂલ પ્રમાણે આવા કામોમાં ફરી તપાસ મંજુર રાખી શકાતી નથી પણ સામાન્ય કાયદા પ્રમાણે ફક્ત મસલાની ફરી તપાસ કરી શકાય છે (રામસુંદર વી. રામબંધન (૧૮૭૫) ૭ અ. હા. કો. ૧૨૬).

પુખ્ત કારણ:—પુખ્ત કારણ વીશે જુઓ (મણીલાલ વી. ધુલાભાઈ (૧૯૦૪) ૧૩ મું. ૧૨) એક વાદીનો દાવો સુનાવણી ઉપર આવ્યો ત્યારે તેના કોનસલે તે બંધ રાખવાને અરજ કરીને તે બંધ રખાવીને તે કોર્ટ છોડી ગયો પછી તે દાવો કાહાડી નાખવામાં આવ્યો ત્યારપછી જુના કાયદાની ક. ૧૦૩ એટલે આ રૂલ પ્રમાણે વાદીએ એક અરજ કરી, તેમાં ઠરાવ્યું છે કે વાદીને હાજર નહી થવાનું કાંઈ પુખ્ત કારણ નહોતું. પણ તેજ વાદીના એક બીજા દાવાની તેવીજ રીતે વ્યવસ્થા કરેલી હતી તેમાં વાદીએ બતાવ્યું કે પ્રતીવાદી મરણ

અપીલઃ—જ્યારે ફરીના કસુરના કારણથી દાવો આ ઠરાવ પ્રમાણે કાહાડી નાંખેલો હોય ત્યારે વાવ્ય પ્રાંતોમાં તે હુકમનામા ઉપર અપીલ ચાલતી નથી અને જુના કાયદાની ક. ૫૮૮, કલમ (૮) હાલ ઓર્ડર ૪૩ ના રૂ. ૧ (ક) પ્રમાણે તે કાહાડી નાંખ્યાનો હુકમ રદ કરવાની ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે ( કીશ્ન વી. ગોબીંદ (૧૮૮૬) ૮ અ. ૨૦ ).

## એકતરફી હુકમનામાં રદ કરવા વિશે.

પ્રતિવાદી વિરૂદ્ધ એકતરફી થએલું હુકમનામું રદ કરવા વિશે.

**૧૩.** કોઇ કામમાં પ્રતિવાદી વિરૂદ્ધ એકતરફી હુકમનામું થયું હોય ત્યારે તે રદ કરવાનો હુકમ કરાવવાસારૂ તે હુકમનામું કરનારી કોર્ટને તે પ્રતિવાદી અરજ કરવાને મુખત્યાર છે; અને જો તે કોર્ટની ખાત્રી કરે કે સમન યોગ્ય રીતે પોંચાડવામાં આવ્યો ન હતો, અથવા ફરિયાદ સુનાવણીને વાસ્તે નિકળી તે વખતે કોઇ પુરતા સબબને લીધે પોતે હાજર થઇ શકયો નહીં, તો ખરચ વિશે, કોર્ટમાં રકમ ભરવા વિશે અથવા બીજી રીત વિશે કોર્ટને યોગ્ય લાગે તે શરતો કરીને, હુકમનામું પ્રતિવાદીના સંબંધમાં હોય તેટલે સુધી રદ કરવાનો કોર્ટે હુકમ કરવો, અને ફરિયાદનું કામ આગળ ચલાવવા સારૂ દિવસ નીમવો; કલમ ૧૦૮

પણ એવું ઠરાવ્યું છે કે એવું હુકમનામું એવા પ્રતિવાદી પુરતું રદ ન કરી શકાય એવું હોય ત્યારે તે બીજા સઘળા અથવા કોઇપણ પ્રતિવાદી પુરતું રદ કરવાનો અધિકાર છે.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૦૮. "તેના ઉપર" એ શબ્દો તથા આખો વીશેષ ઠરાવ નવા છે. ( જુઓ આગળ ).

ટીકાઃ—આ રૂલ હાયકોર્ટને અને પ્રો. સ્મોલકોઝ કોર્ટને તથા પ્રેસીડેન્સી સ્મોલકોઝ કોર્ટના એક્ટના ભાગ ૭ માને લાગુ છે ( તૈયબ વી. અલીભાઇ ( ૧૯૦૭ ) ૩૧ મું. ૪૫ ).

રૂલ લાગુ કરવો તેઃ--સને ૧૮૭૭ ના એક્ટ ૧૦ માની ક. ૧૦૮ માં એવા શબ્દો હતા કે "ક. ૧૦૦ પ્રમાણે જે એક કામમાં એક પ્રતીવાદી ઉપર હુકમનામું કરેલુ હોય," તેથી તે શબ્દો જે દીવસને માટે કામ મુલત્વી રાખેલુ હોય તે તારીખે હુકમનામુ કરેલુ હોય તેને લાગુ છે કે તેનો હેતુ ફકત પહેલી સુનાવણી સબંધીજ છે તે વીશે સ્પષ્ટ નહોતુ તેવીજ મળતી સને ૧૮૫૯ ના એક્ટ ૮ ની કલમ હતી તે વીશે કમાલ વી. રંગસ્વામી (૧૮૬૫) ૪ મ. હા. કો. ૫૬) ઠરાવેલુ છે કે તે ફકત પહેલી સુનાવણી સબંધી છે; પણ તે સવાલ તે કામમાં ઉત્પન્ન થયો નહોતો, ગોરાચંદ વી. રઘુ ( ૧૮૬૫ ) ૩ બં. લા. રી. એપ. ૧૨૧; અને ઝેનલાબદીન વી. અહમદરેઝા ( ૧૮૭૮ ) લા. રી. ૫ ઇ. અ. ૨૩૩; ૨ અ. ૬૭; શીવચરણ વી. હીરા ( ૧૮૮૨ ) ૧૧ ક. લા. રી. ૫૩૭ ) ના કામમાં તેજ મતલબનો ઠરાવ કરેલો છે. બીજી બાજુ તરફ કાવીચરણ વી. મધુ ( ૧૮૬૬ ) ૬ વી. રી. ૨૯ ) ના કામમાં ઠરાવેલુ છે કે સને ૧૮૫૯ ના એક્ટ ૮ માની તેવીજ કલમ અમુક કારણોથી જે કામોમાં એક તરફી ફેસલા કરેલા હોય તે બધા કામોને લાગુ થાય છે, પણ તેની સાથે કામની સુનાવણી મુલત્વી રાખેલા હોય તે તારીખે ગેરહાજર રહેલામાં આવે તો તે કસુરના કારણથી તે કામ-

ના રપષ્ટ શબ્દો (જે હાલ સને ૧૮૭૭ ના એકટ ૧૦ માં જોડી દીધેલા છે) થી અપી-લ કરવાને પ્રતીવાદીને અટકાવ કરેલો નથી (સદરહુ) અને દીનોપરોધ વી. ચીંતામણી (૧૮૭૨) ૧૮ વી. રી. ૪૫૭) ના કામમાં એવુ ઠરવેલુ છે કે છેલ્લે દીવસે જે પ્રતીવાદી પોતાના સામા પક્ષકારના કપટને લીધે હાજર થતાં અટકેલો હતો તેથી જો કે પહેલી રજુવા-તે તે હાજર હતો તોપણ આ કલમના હેતુ પ્રમાણે તે એક તરફી ફેસલો છે. કલકત્તા હાય-કોરટના ફુલબેંચે હાલ ઠરાવેલુ છે કે ઓ. ૯, રૂ. ૬ અથવા ઓ. ૧૭ રૂ. ૨ પ્રમાણે દરેક જે કામમાં પ્રતીવાદી ઉપર એકતરફી હુકમનામુ કરેલુ હોય તેને આ રૂલ લાગુ થાય છે (જ-નારદન વી. રામધીન (૧૮૯૬) ૨૩ ક. ૭૩૮; વળી જુઓ જામીના વી. સેરીચંદ (૧૮૯૮) ૨ ક. વી. નો. ૬૯૩; હીલડ્રેથ વી. સયાજી પીરાજી (૧૮૯૬) ૨૦ મુ. ૩૮૦) ફકત એક પ્રતીવાદી હોય અને તે હાજર થએલો ના હોય અથવા એક કરતાં વધારે પ્રતીવાદીયો હોય અને તેમાંનો કોઇ પણ હાજર થએલો ના હોય તેનીજ બાબતમાં આ રૂલ લાગુ કરવાની મ-ર્યાદા રાખેલી છે, એવુ નથી (કુક વી. એકવીટેબલ કોલ કંપની (૧૯૦૪) ૮ ક. વી. નો. ૬૨૧) અને આ વીશે હાલ સ્પષ્ટ ઠરાવ કરેલો છે

**તે લાગુ થતો નથી**:—પણ જ્યારે કામ કાહાડી નાખેલુ હોય તે ગેરહાજરીના કસુ-રના કારણથી નહી પણ બીજા કોઇ કારણથી કાહાડી નાખેલુ હોય ત્યારે તે કામને આ રૂલ લાગુ થતો નથી. સબબ સુનાવણી સારૂ ઠરાવેલે દીવસે પ્રતીવાદીના વકીલે અમુક દસ્તાવેજો મેળવવાને તથા લેખી કેફીયત રજુ કરવાને તે કામ બંધ રખાવેલુ હતુ પણ તેમાંથી એક બા-બત કરવામાં તે નીષ્ફળ થયો તેથી મુકરર કરેલી તારીખે વાદીના લાભમાં હુકમનામુ કરવા-માં આવેલુ હતુ. તેમાં ઠરાવ્યું છે કે જે હાલ ઓ. ૧૭, રૂ. ૨ છે તે પ્રમાણેનુ તે હુકમનામુ છે, અને આ રૂલ તથા રૂ. ૧૨ પ્રમાણે તે હુકમનામું નથી (રંગસ્વામી વી. સીરંગન (૧૮૯૬) ૪ મ. હા. કો. ૨૫૪; અને જુઓ અનથરામ વી. માધવ (૧૮૭૮) ૩ મ ૨૬૪; અને જુઓ ઓ. ૧૭ રૂ. ૨ અને ૩ પ્રમાણેના ઠરાવો).

**એકતરફી**:—જુઓ રૂ. ૧ નીચેની નોટમાં "હાજરી" જો કે એક સમાધાનનો દસ્તા-વેજ જુઠો બનાવટનો છે એવો વાંધો લેવામાં આવેલો હતો તોપણ, તે દસ્તાવેજના આધારથી એક હુકમનામું કરેલુ જણાય છે માટે તે એકતરફી હુકમનામુ છે એવુ બતાવવાનો પ્રતીવાદીનો હક આમ છે (ભોલાશંકર વી. અલાય (૧૮૯૫) ૧ ક. વી. નો. ૧૨૭). એક કામમાં ઓ. ૧૧, રૂ ૧૩ (૧૮૮૨) ના એકટ ૧૪ ની ક. ૧૩૬) પ્રમાણે ડીફેંન્સ કાહાડી નાખેલો હતો, અને તેમાં હુકમનામુ કરેલુ હતુ તો તે એકતરફી હુકમનામુ નથી (ચુનીલાલ વી. ચ-મન (૧૮૮૫) ૭ અ. ૨૫૯; કોરીપા વી. પોટુમ. (૧૮૯૮) ૨ ક. વી. નો. ૪૭૨). "એકતરફી કરેલુ છે" એવા શબ્દો પ્રોવીનશીયલ સ્માલકાઝ કોરટ એકટની ક. ૭ માં છે તેનો હેતુ જે હુકમનામુ એકાદા પ્રતીવાદી ઉપર એકતરફી કરવામાં આવેલુ હોય તે છે, અને તેમાં કસુરના કારણથી જે કામો કાહાડી નાખેલા હોય તે કામોનો સમાવેશ થતો નથી (જામીના વી. સેરી (૧૮૯૮) ૨ ક. વી. નો. ૬૯૩.)

રૂલ ૧૭ પ્રમાણે એક હુકમ એક પ્રતીવાદી વીરૂધ કરેલો હોય અને તે ઉપર અપીલ કરેલી ના હોય (શંકરલીંગ વી. રત્નસભાપતી (૧૮૯૮) ૨૧ મ. ૩૨૪) અથવા, એકાદુ એક તરફી હુકમનામુ પુરૂ કરવામાં આવેલુ હોય (રેંડુ વી. કાશેરી (૧૮૯૯) ૨૩ મુ. ૭૧૬) તો તે હકીકતથી આ રૂલ પ્રમાણે એકાદી અરજી કરવામાં આવે તેમાં કાંઇ હરકત થતી ન-

એજન (૧૮૯૫) ૩ મું. ૯૦. કો. ૧૦; આનંદમોઇ વી. આનંદસુંદર (૧૮૭૦) ૧૩ વી. રી. ૨૩૭; અસલ જો તે રુલ પ્રમાણે અમલ કરેલો હોય તો અરજદારના ધરડાઓ જે અસલ કામ ઉપરથી તે કામ ઉત્પન્ન થએલુ છે તે અસલ કામમાં પક્ષકારો હતા તેવા બીજા કારણથી તે અરજી નામંજુર કરી શકાતી નથી (દુરગારાણી વી. ચંદ્રચંદ્ર (૧૮૯૧) ૫ વી. રી. પ્રી. ૧૧) એકાદા પ્રતીવાદી ઉપર એકતરફી હુકમનામુ કરવામાં આવેલુ હોય તે હાજર થાય તો, પ્રથમ એવુ સાબીત કરવામાં આવે કે જે કોર્ટમાં તે એકતરફી હુકમનામુ કરેલુ છે તે કોર્ટમાં પ્રતીવાદી ઉપર શમન્સની બજાવણી થએલી છે, એવો જરૂરીયાત પુરાવ વાદીએ આપેલો નથી તો તે બસ છે (ફકરૂદીન વી. ધંપુરદીન (૧૯૦૧) ૨૩ અ. ૯૯)

પુરાવનો બોજો અરજદારને શીર છે (તોરાબઅલી વી. ચુરામન (૧૮૭૫) ૨૪ વી. રી. ૨૯૨), પણ જો તે પ્રથમ દર્શનીક રીતે સાબેત કરે તો, બીજા પક્ષકારે તો રદ કરવું જોઇએ (જલતુકુંવર વી. લલીતા (૧૮૭૪) ૨૨ વી. રી. ૪૨૩)

**છેડાછુટકો**—કારણ પુછવાનો હુકમ એકતરફી કેવી રીતે કરવામાં આવેલો હતો તે વીશે હુમલો કરી શકાય છે જુઓ સ્ટીવન વી. સ્ટીવન (૧૭ ક. ૫૭૦).

**કપટભરેલું હુકમનામું**—જો કે એકાદુ કપટભરેલું હુકમનામુ રદ કરાવવાને તથા રૂ. ૭ પ્રમાણે તે દાવો ફરી તાજો કરાવવાને કાંઇ કોશીશ કરેલી ના હોય તોપણ, તે કપટભરેલું એકતરફી હુકમનામુ રદ કરાવવાનો દાવો ચાલે છે (અબદુલ મઝમુદાર વી. મહમદ ગાઝી (૧૮૯૪) ૨૧ ક. ૬૦૫; પ્રાણનાથરામ વી. મહેશ (૧૮૯૭) ૨૪ ક. ૫૪૬). અથવા આવો પ્રયત્ન કર્યા પછી તે અરજી મુદતની હરકતના કારણથી કાહાડી નાંખેલી હોય (દ્વારકાપ્રસાદ વી. લછમન (૧૮૯૯) ૨૧ અ ૨૮૯); અથવા અરજદારે પોતાની અરજી આ રૂલ પ્રમાણે કાહાડી નાંખ્યાના હુકમ ઉપર અપીલ કરેલી ના હોય (રાધારમણ વી. પ્રાણનાથરામ (૧૯૦૨) ૨૯ ઇ. અ. ૯૯; ૨૯ ક. ૩૯૫; ૬ ક. વી. નો. ૪૭૩) તોપણ તે દાવો ચાલે છે. એક પક્ષકારે એકતરફી હુકમનામુ રદ કરાવવા એવું કહીને અરજ કરેલી હતી કે મારો જુઠો વેશ ધારણ કરવાને કપટભરેલી રીતે રાખેલા એક શખસ પાસેથી ફેસલો કબુલ કરવાની અરજી રજુ કરાવીને હુકમનામુ મેળવેલુ છે તેથી તે અરજીના સાચાપણા બાબત તજવીજ કરવાને કોર્ટ બંધાએલી છે, માટે તે હુકમનામુ રદ કરી શકાય છે (કરનામોઇ વી. નુબોકીશોર (૧૮૯૬) ૧૬ વી. રી. પ્રા. ૩૬).

**પ્રોબેટ**:—સાધારણ રૂપમાં તે આપવું. રદ કરવા બાબત જુઓ નીસ્તારીની વી. બમોમોઇ (૧૮૯૧) ૧૮ ક. ૪૫).

**મુદત**:—હુકમનામાનો અમલ કરવાને એકાદો હુકમ બજાવવામાં આવે તે તારીખથી ૩૦ દીવસની અંદર તે અરજી કરવી જોઇએ. તે પહેલો ખરી સંપુર્ણ રીતે કોઇ હુકમ બજાવવામાં આવે ત્યારથી આ ત્રીસ દીવસ શરૂ થાય છે (ઘોલામઆપા વી. શામસુંદર (૧૮૬૭) ૭ વી. રી. ૩૭૫; ભુબનેશરી વી. જદોબેંદ્ર (૧૮૮૪) ૫ ક. ૮૯૫; સુનરાજ વી. અંબીકા (૧૮૬૪) ૬ અ. ૧૪૪); પછી તે પ્રતીવાદીની જાત અથવા મીલકત ઉપર બજાવવામાં આવેલો હોય (શીબચંદ્ર વી. લખી (૧૮૬૬) ૬ વી. રી. પ્રા. ૫૨), અને દેણદાર ઉપરનો તે હુકમ હોવાની જરૂર નથી (બાબાપ્રમ વી. દુમારી (૧૮૬૯) ૧ અ. હા. કો. ૨૩૪). માટે વેચાણ કરાવ્યા શીવાય જપ્તી કરાવેલી હોય તો તે બસ છે (ભુબનેશરી વી. જદોબેંદ્ર (૧૮૮૩) ૫ ક. ૮૯૫; રાધાગોબીંદ વી. ડીગંબરી (૧૮૬૩-૬૭) બં. લા. રી. સપ્લી. વો.

૫૪૭) તેમ ને પ્રોમેસની નોટીસ દેણદાર ઉપર હોવાની જરૂર નથી (શંભુચંદ્ર વી. રામલાલ (૧૮૭૦) ૧૦ વી રી. ૪૩૬) કારણ કે જો તે હુકમ યોગ્ય રીતે બનેલો હોય તો, હુકમનામાના દેણદારે જાણવુંજ જોઇએ, એવું કાયદા પ્રમાણે અનુમાન થાય છે ( ભોરાભોશીયા વી. જાતા (૧૮૭૧) ૧૫ વી. રી. ૩૧૫); પણ બજાવણી બાબતની ફક્ત નોટીસને કાંઇ હુકમ નથી, મા૦ તે બસ નથી (પુર્ણચંદ્ર વી. પ્રસનો (૧૮૭૭) ૨ ક. ૧૨૩); પણ જુઓ સનરાજ વી. અબીકા (૧૮૮૪) ૬ અ. ૧૪૪; અનોરાગી વી. અબદુલ્લા (૧૮૭૭) ૨૬ વી. રી. ૫૯). ફળ વગરની જમીની દરખાસ્ત તે એવો હુકમ નથી કે જેથી તે મુદત શરૂ થાય (પંચાનન વી. હરેલાલ (૧૮૯૮) ૨ ક. વી. ની ૨૫૦). જે વખતે દાવો શરૂ કરવામાં આવ્યો તે વખતે પ્રથમ અરજદાર ઉપર નોટીસ પજાવેલી હતી કે નહિ તે વીશે એકાદા જડજ તજવીજ કરી શકે તે પેહેલાં તેમણે યોગ્ય વખતમાં તે ફરી સુનાવણીની અરજી કરેલી છે કે નહિં એ વીશે પ્રથમ નીર્ણય કરવો જોઇએ. (પ્યારીમોહનદતના કામમાં (૧૮૬૯) ૧૧ વી. રી. ૩૧૦). જ્યારે એકતર્ફી હુકમનામું રદ કરવાની અરજી નામંજુર કરેલી હોય ત્યારે બજાવણીની અરજીની મુદત તે એકતર્ફી હુકમનામાની તારીખથી શરૂ થાય છે (જીવણજી વી. રામચંદ્ર (૧૮૮૯) ૧૬ મું. ૧ ૩). જપ્ત કરેલા મીલકતનું વેચાણ કરવીને બજાવણીનું કામ પુરૂં થાય ત્યાં સુધી આ રૂલના હેતુ પ્રમાણે ફેંસલાના અમલ કરવાના હુકમ બજેલા નથી (રતાનાબાદ વી. મધુ (૧૮૬૭) ૭ વી. રી. ૧૯૮). પણ રાધાબીનોદ વી. દીગમ્બરી (૧૮૬૮) ૯ વી. રી. ૨૩૬ ના કામમાં ઠરાવેલું છે કે મીલકતની જપ્તી કરવામાં આવે એટલે ફેંસલાનો અમલ કર્યાનો હુકમ બજેલો થાય છે માટે તે જપ્તીની તારીખથી ત્રીસ દીવસની અંદર તે એકતર્ફી હુકમનામું રદ કરાવાની અરજી કરવી જોઇએ. તેમજ વળી એક વેહેંચણ કરાવાના દાવામાં ઓ. ૨૬ ૩. ૧૩, ૧૪ પ્રમાણે પક્ષકારોને જે હીસ્સા આપેલા તે હીસ્સાનાં નીશાન કરવાને એક અમીન નીમેલો હતો, તેથી તે અમીનનું કામ તે ફેંસલાનો અમલ કરવાના હુકમનો અમલ કર્યો થતો નથી, (મહમદખાન વી. હનવંત (૧૮૯૦) ૨૦ અ. ૩૧).

**દેણદારની મીલકત નહિ તેઃ—**ફેંસલાના અમલ કરવાના હુકમથી ૩૦ દીવસની મુદત છે; આ બાબતનો હેતુ હુકમનામાના દેણદારની જાત અથવા મીલકત ઉપરના હુકમનો છે; અને જો તે હુકમ જાત સબંધી ન હોય તો જ્યાં સુધી તેની મીલકતને હરકત થાય નહિ ત્યાં સુધી મુદત શરૂ થતી નથી. માટે જપ્ત કરેલી મીલકત મારી નથી એવું હુકમનામાનો દેણદાર બતાવે તો તે જપ્તી કર્યા પછી ૩૦ દીવસ કરતાં વધારે મુદતે તે દેણદારને તે બાબત ઇલાજ કરવાને અટકાવ થતો નથી, (શીવચંદ્ર વી. લખી (૧૮૬૬) ૬ વી. રી. પ્રા. ૫૧; સુખમોઇ વી નર્મદા (૧૮૭૧) ૧૫ વી. રી. ૨૧૦). પણ આટલા પુરાવ કરતાં કાંઇ ઓછા પુરાવથી બસ થતું નથી. પ્રતીવાદીએ એવી અરજી કરેલી હોય કે મારે મારૂં ગામ છોડવું પડેલું હતું અને ૨૪ માઇલ દુર એક જગાએ હું વસેલો હતો અને જે જમીન બાબત હુકમ કહાડવામાં આવેલો છે તે મારા કબજામાં નથી પણ તે અરજી નામંજુર કરવામાં આવી હતી (કાળીપ્રસાદ વી. દીગંબર (૧૮૭૬) ૨૫ વી. રી. ૭૨)

**અપીલ—**જ્યારે આ રૂલ પ્રમાણે કરેલી એકાદી અરજી રદ કરવામાં આવેલી હોય તો ક. ૧૦૪ પ્રમાણે રદ કર્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે (લક્ષ્મીદાસ વી. ઇબ્રાહીમ (૧૮૭૮) ૨ મું. ૬૪૪ જુઓ ઓ. ૪૩) પણ બીજી અપીલ ચાલતી નથી (અવીનાશચં-

દ વી. માર્ટીન ( ૧૮૮૨ ) ૮ ક. ૮૩૨; ભગવાનદાસ વી. હીરા ( ૧૮૯૧ ) ૧૫ અ. ૩૫૫) હુકમનામુ રદ કરવાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી ( શાંમા વી. હરબંસ ( ૧૮૮૯ ) ૧૬ ક. ૪૨૬ ) આ રૂલ પ્રમાણે એકાદા હુકમથી જ્યારે એકતરફી હુકમનામુ રદ કરેલું હોય અને ગુણદોશ ઉપર દાવાની સુનાવણી કરીને દાવો કહાડી નાખ્યો હોય તો તે હુકમ ક. ૧૦૫ પ્રમાણે તે કામના ફેંસલા સબંધી હુકમ નથી (ચીંતામણી વી. રઘુનાથ ( ૧૮૯૫ ) ૨૨ ક. ૯૮૧; ગુલાબકુંવર વી. ઠાકરદાસ ( ૧૯૦૨ ) ૨૪ અ. ૪૬૪; તસાદક વી. હયાતુ નીસા ( ૧૯૦૩ ) ૨૫ અ. ૨૮૦ ) અને જ્યારે આ રૂલથી ઠરાવેલા ઇલાજ પ્રમાણે એક પ્રતીવાદી ચાલેલો ના હોય તો ક. ૯૬ ના સામાન્ય ઠરાવ પ્રમાણે એકતરફી હુકમનામા ઉપર તે અપીલ કરી શકતો નથી ( લાલસીંગ વી. કનજાન ( ૧૮૮૨ ) ૪ અ ૩૮૭ ) આ રૂલ પ્રમાણે એકાદી અરજી નામંજુર કર્યા પછી યોગ્ય ઇલાજ તે હુકમ ઉપર અપીલ કરવાનો છે અને અસલ હુકમનામા ઉપર અપીલ કરવાનો નથી ( કોસાનલ વી. સોરસ ( ૧૯૦૦ ) ૨૩ મ. ૨૫૦ )

આ રૂલ લાગુ થતો નથી એવા કારણથી આ રૂલ પ્રમાણે એક હુકમનામુ રદ કરવાને ના કહ્યાના હુકમ ઉપરની અપીલમાં અપીલ કોર્ટ ગુણદોશ ઉપર તપાસ કરવાને કામ પાછું મોકલી શકે છે તે આ રૂલ પ્રમાણેની અરજી છે અને અસલ જે કામમાં હુકમનામુ રદ કરવાને માગેલું હોય તે અસલ કામ મોકલવાનું નથી ( રાધાકીશન વી. જાનપુરના કલેકટર ( ૧૯૦૧ ) ૫ ક. વી. નો. ૧૫૩; ૨૩ અ. ૨૨૦) જ્યારે દાવાની સુનાવણી ગુણદોશ પર કરેલી હોય ત્યારે તે દાવો પાછો મોકલવાની કોર્ટને હકુમત નથી ( સોનક વી. એકલ ( ૧૯૦૮ ) ૭ ક. લા જે. ૩૭૯ ).

**ફરી તપાસ**—એકાદા એકતરફી હુકમનામાની ફરી તપાસ કરવા લાયક છે ( મતો વી. દીલાઇ ( ૧૮૮૪ ) ૬ અ. ૬૫; હરીહર વી. બદ્દુ ( ૧૮૮૩ ) ૧૩ ક. લા. રી. ૨૫૮; પરેશનાથ વી. ખેત્રો ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૨૮૪; વીરૂદ્ધ મોતીચંદ વી. રાધા માધવ (૧૮૬૫) ૨ વી. રી પ્રા. ૭૪; જુઓ "ઇંસાફ" ઓ. ૯ રૂ. ૨૬ તથા "અપીલ" અને "ફરી તપાસ" ઓ. ૯ રૂ. ૮ )

જુના કાયદાની ક. ૫૭, ઓ. ૧૭ રૂ. ૨ પ્રમાણે જ્યારે દાવાનો એકતરફી ફેંસલો કરેલો હોય ત્યારે પ્રતીવાદીને જે ઇલાજ કરવાનો હોય છે તે વીશે જુઓ ( રામતહાલ વી. રામેશર ( ૧૮૮૬ ૮ અ. ૧૪૦ )

**ફરી તપાસણી**—સને ૧૮૫૯ ના એક્ટ ૮ ની ક. ૧૧૯ પ્રમાણે એકાદો ફેંસલો રદ કર્યાનો હુકમ આ મરનો હતો અને હાલની કામ ચલાવાની રીતી પ્રમાણે અપીલ થતી નથી. આ ઉપરથી એવું ઠરાવેલું જણાય છે કે કાયદામાં બતાવેલી સરતો પ્રમાણે હકુમત મુજબ એક હુકમ કરવામાં આવેલો હતો; જો તે હુકમ ૩૦ દીવસ પછી કરેલી અરજી ઉપર કરેલો હોત તો જો તે જુદી રીતે થાત તો કોરટે જે હકુમત વાપરેલી હોય તે કોરટની હકુમત નહોતી અને જો કે અપીલ ચાલતી નથી તોપણ ચાર્ટર પ્રમાણે ( લખીમની વી. ભુવનમોહન ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૧૪૭ ) અથવા જે જડજે તે હુકમ કરેલો હોય તે જડજને ફરી તપાસ કરવાની અરજી જેવી અરજી કરવાથી તે હુકમ રદ કરી શકાય છે (શીવપ્રસન્નો વી. બળધારી ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૨૩૨)

**તકરારી કેવી રીતે થાય છે**—જો કે એકાદો યોગ્ય હુકમ આખરનો એટલે સુધી છે કે તે ઉપર અપીલ ચાલતી નથી પણ તે હુકમની યોગ્યતા બાબત આખરના હુકમનામા

ઉપરની અપીલમાં તકરાર કરી શકાય છે. માટે ૩૦ દીવસ પુરા થયા પછી ફરી સુનાવણીની એકાદી અરજી દાખલ કરવામાં આવેલી તેથી તે દાખલ કર્યાના હુકમ પછીનું તમામ ચાલેલું કામ આખરના હુકમનામા ઉપરની અપીલમાં રદ કરવામાં આવેલું હતુ ( રંગલાલ વી. ટાપ્પન (૧૮૭૬) ૨૫ વી. રી. ૩૦૪; બીમોલા વી. કાળીકીશન (૧૮૭૪) ૨૨ વી. રી. ૫) પણ એક બીજા કામમાં જડજોએ એકાદા આવા હુકમ વીશે તે હકુમત સબંધી નથી એવું ગણેલું જણાય છે પણ કારણ લખ્યા શીવાય અપીલમાં પુરાવ દાખલ કરવામાં આવેલો હોય તે પ્રમાણે ફકત ગેરશીરસ્તે થવાથી તે કામમાં તમામ પુરાવ ઉપરથી ફેંસલો કરવાને કોર્ટ બંધાયલી છે એવું તેમણે ઠરાવેલું જણાય છે ( ભોરાભોશીયા વી. જના ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૩૧૫; ૮ બં. લા. રી. ૭૮ ) માટે એવું ઠરાવ્યું કે જો પહેલી અપીલ કોરટમાં હરકત લેવામાં આવેલી ન હોય તો બાજી અપીલમાં તે લેવામાં આવે તો ઘણું મોડું છે ( ભોરા ભાશીયા વી. જટા (૧૮૭૧) ૧૫ વી રી. ૩૧૫; ૮ બં. લા. રી. ૭૮ જ્યારે કેટલાક પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદીએ કામની ફરીથી તપાસ કરાવેલી અને જે બીજે પ્રતીવાદી વખતસર હાજર થયેલો નહિ તેને તે કહાડી નાખ્યાનો ફાયદો આપવામાં આવેલા હતો. તેમાં ઠરાવ્યું છે કે તે બીજા પ્રતીવાદી સબંધી નીચેની કોર્ટનો ફેંસલો રદ કરવામાં અપીલ કોરટે બરોબર કરેલુ નથી કારણ કે તે મુદતની અંદર હાજર થયેલો નથી ( કરૂણામોઇ વી. ન્યુભો ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૧૮ ).

**ફરી તાજુ કરવાનો અસરઃ**—સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૦૮ ( જેમાં "તેના સબંધમાં" એ શબ્દો તથા વીશેષ ઠરાવ જે આ રૂલમાં છે તે ન્હોતાં ) પ્રમાણેના એક બીજા વીરૂધના આધાર છે. મુંબાઈની હાઇકોરટે ( માણકુ વી. સીતારામ ( ૧૮૯૪ ) ૧૮ મુ. ૧૪૨ ) મદ્રાસની હાઇકોરટે ( ગોપાળ વી. સુબીયર ( ૧૯૦૩ ) ૨૧ મ. ૬૦૪; અંબાસરી વી. વીરા ( ૧૯૦૫ ) ૨૮ મ. ૩૬૧ ), અને અલ્હાબાદ હાઇકોરટે ( સૈયદહુસન વી. હુબહુસન ( ૧૯૦૩ ) ૫૫ અ. ૪૨ ) ઠરાવ્યું છે કે એક પ્રતીવાદીએ અરજી કરવાથી તેના સહપ્રતીવાદી સબંધીનુ કામ ફરી શરૂ થઇ શકતુ નથી. કલકતા હાયકોરટે થોડી મુદત ઉપર એક કામમાં ઠરાવ્યું છે કે કેટલાક પ્રતીવાદીઓમાંના અમુક પ્રતીવાદીઓ ઉપરનુ એકતરફી હુકમનામુ રદ કરવાથી, જો કે તેમાંના કેટલાક પ્રતીવાદીઓ હાજર થએલા હોય તોપણ તમામ હુકમનામુ રદ થયાનો અસર થાય છે ( મહમદ હમીદુલ્લા વી. તોહરીનીસા ( ૧૮૯૭) ૨૫ ક. ૧૫૫; ૧ ક. વી. નો. ૬૫૨ ), અને ત્યારપછીના થોડી મુદત ઉપરના કામમાં ( જદુબંસ વી. મહંત ( ૧૯૦૭ ) ૬ ક. લા. જે. ૨૨૬ ) તે બાબત જે નીયમ પ્રમાણે ચાલવાનુ છે તે નીયમ વીશે તેજ હાઇકોરટે વીચાર કરેલો છે ( આ ઠરાવોનુ અરસપરસ વીરૂધપણુ તે રૂલમાં એવી મતલબના શબ્દો છે કે જે કામોમાં અરજ કરનાર ફક્ત પ્રતીવાદી ઉપરનુ હુકમનામુ રદ કરી શકાતુ ના હોય તે કામોમાં તે શીવાયના પ્રતીવાદી ઉપરનુ હુકમનામુ રદ કરવામાં આવશે, તેથી દુર કરેલુ છે.

**શરતો:**—શરતો કરવાનો કોરટને અધિકાર નથી ( બંગાળાના એડમીનીસ્ટ્રેટર જનરલ વી. દયારામદાસ (૧૮૭૧) ૬ બં. લા. રી. ૬૮૮ ) એકતરફી હુકમનામુ રદ કરવાનો કોરટનો અખત્યાર છે, એવી શરતથી કે પ્રતીવાદી ઉપર પાછળથી જે રકમનુ હુકમનામુ કરવામાં આવે તે રકમનો પ્રતીવાદીએ એક જામીન તે પ્રતીવાદીએ શોધી કાહાડવો ( સનાતન વી. દીનાનાથ ( ૧૮૯૯ ) ૨૬ ક. ૨૨૨; ૩ ક. વી. નો ૨૨૮ ).

**બજાવણીનાં કામઃ**—એક ફરી સુનાવણી કરવાને એકાદ એકતરફી હુકમનામુ રદ કરવામાં આવે તો તે હુકમનામા પ્રમાણે જે હુકમો કાહાડેલા હોય તે તમામ હુકમો રદ થાય છે. માટે અ એ બ ઉપર એકતરફી હુકમનામુ મેળવીને તેની મીલકત જપ્ત કરેલી પછી બ એ ક ને વેચાણ આપ્યું અને પછી અરજી કરીને આ કલમ પ્રમાણે ફરી "સુનાવણી કરાવવાનો હુકમ કરાવ્યો. તેમાં ઠરાવ્યું છે કે તે વેચાણ નીરર્થક નથી, કારણ કે તે તાજુ થવાથી તે જપ્તી છે તે નાબુદ થએલી છે, એવો અસર થાય છે (જગતનારાયણ વી. તુળશીરામ (૧૮૯૮) ૧ બં. લા. રી. ૭૧; અને જુઓ જુઅરાજસીંગ વી. બહુરીશ (૧૮૮૧) ૭ ક. લા. રી. ૪૨૪). પણ એક કામમાં અ એ ર વીગેરે ઉપર એકતરફી હુકમનામુ મેળવ્યું અને બજાવણીમાં ર નુ અમુક જમીનમાં જે હીત હતું તે વેચાવીને પોતે ખરીદ કર્યું અને તે ર એ તે દાવો પાછો તાજો કરાવ્યો તેમાં ઠરાવ્યું છે કે તે વેચાણ નીરર્થક ગણીને રદ થઇ શકતું નથી (ગૈબી બૈજનાથ વી જોદા (૧૮૯૭) ૧૯ વી રી. ૪૬) તે ઉપરથી તે હુકમનામુ અને જપ્તી નાબુદ થએલાં નથી એવુ જણાય છે, પરંતુ ત્રાહીત શખસે તે ખરીદ કરેલી હોય અને હુકમનામાવાળાએ ખરીદ કરેલી હોય તે બન્નેના ભેદ વીશે વીચાર કરેલો નથી (ઝેનુલાબદીન વી. અશગર (૧૮૮૮) લા. રી. ૧૫ ઇ. અ ૧૨; ૧૦ અ. ૧૬૬).

સને ૧૮૫૯ ના એક્ટ ૮ ની ક. ૧૧૯ પ્રમાણે પ્રતીવાદીએ અરજ કરેલી તે નામંજુર કરેલી હતી. તેથી તેણે અપીલ કરી: તે દાવો પાછો મોકલવામાં આવ્યો હતો અને અસલ કોરટે તે અરજી દાખલ કરી. પછી વાદીએ અપીલ કરી, તેમાં તે હુકમ ફેરવવામા આવ્યો અને બેઉ પક્ષકારો પાછા મુનસીફ પાસે પાછા ગયા તેથી તે મુનસીફે પોતાનો અસલ હુકમ કાયમ રહેવો જોઇએ, એવો તે કામમાં ઠરાવ લખ્યો. તે દરમીયાનમાં સ્પેશીયલ અપીલ કરવાથી અપીલકોરટનો બીજો હુકમ રદ કરવામાં આવ્યો. તેમાં ઠરાવ્યું છે કે આ ઠરાવનો હેતુ જે હુકમ ઉપર અપીલ કરેલી હતી તે હુકમ થયા પછીનું ચાલેલું તમામ કામ રદ કરવાનો છે અને પ્રતીવાદીને તે દાવામા તકરાર કરવાનો જે હુકમ કરેલો છે તે બાહાલ રાખવાનો છે. (નુબોક્રીસ્ટો વી. નંદલાર (૧૮૬૯) ૧૨ વી રી. ૩૭૪; વળી જુઓ રેવામાહાતન વી. રામકીશન (૧૮૮૭) ૧૪ ક. ૧૮; લા. રી. ૧૩ ઇ અ. ૧૦૬; મખોદા વી. ગોપાળ (૧૮૯૯) ૨૬ ક. ૭૩૪; મથુરામોહન વી. અખે (૧૮૮૮) ૧૫ ક. ૫૫૭; રામસીલા વી. ચંદ્રસેન (૧૯૦૦) ૨૨ અલ્હ. ૩૭૭; ચેલાપા વી. રામચંદ્ર (૧૮૯૭) ૨૧ મુ. ૪૬૩; અને ઓ. ૨૧, રૂ. ૯૨ ની નોટમાં "ત્રાહીત શખસે લીધેલું વેચાણ", "એક લેણદારે લીધેલુ વેચાણુ" જુઓ).

એક ગીરો બાબતનુ એક તરફી હુકમનામુ રદ કરવામાં આવેલું હોય અને તે હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી એક હુકમનામાવાળો પોતે ખરીદદાર થએલો હોય તો, જો કે તે વેચાણ મંજુર કરવામાં આવેલુ હોય તો પણ તે વેચાણ રદ થવુ જોઇએ. (ઉમેદમલ વી. શ્રીનાથ (૧૯૦૦) ૨૭ ક. ૮૧૦; ૪ ક. વી. નો. ૬૯૮)

**તાજો કર્યા પછીનો રીવાજઃ**—જયારે એક કામ ફરી ફાઇલ ઉપર લેવામાં આવેલુ હોય ત્યારે વાદીને પોતાના સાક્ષીયોને પાછા બોલાવવાની અથવા બીજા શાક્ષીયોને બોલાવવાની પરવાનગી આપવી જોઇએ, અને પ્રતીવાદીની ગેરહાજરીમાં જે પુરાવ લેવામાં આવેલો હોય તે બાબત પ્રતીવાદીને ઉલટ તપાસ કરવાની પરવાનગી આપવી જોઇએ (રામબક્ષ વી. કીશોરી (૧૮૬૯) ૧૨ વી. રી. ૧૩૦) તોપણ તે શાક્ષીયો ઉપરના નવા સમન્સ કઢાવીને

તે બજાવવાનું ખર્ચ વાદી ઉપર નાખવું જોઇએ કીંવા નહી તે શક ભરેલુ છે ( બીશનપરકાશ વી. રતન ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૩ ).

**એફીડેવીટો કરવાની પરવાનગી આપેલી નહી તેઃ**—સને ૧૮૫૯ ના એક્ટ ૮ ની ક. ૧૧૯ પ્રમાણે નામંજુર કર્યાના હુકમ ઉપરની અપીલમાં તે વખતે અપીલવાળાએ એક એફીડેવીટ રજુ કરેલા તેમાં સને ૧૮૫૯ ના એક્ટ ૮ ની ક. ૩૫૫ પ્રમાણે પુરાવ તરીકે નીચેની કોરટમાં ચાલ્યા બાબત ખુલાસો કરેલો હતો, પણ તે નામંજુર કરેલા હતા ( લેસલી વી. એલેંન્ડર ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૩૯૦ )

**રીવાજઃ**—એકાદી અપીલ ફાઇલ કર્યા પછી આ રૂલ પ્રમાણેની અરજી અપીલ કોરટને કરવી જોઇએ ( શંકર વી. સુબરાયા ( ૧૯૦૭ ) ૩૦ મ. ૫૩૫ ).

જ્યારે એક પક્ષકારે આ રૂલ પ્રમાણે કામ ચલાવવુ શરૂ કરેલુ હોય ત્યારે તેનો વારસ વકીલ તે ચલાવી શકે છે ( બેટી વી. શામ ( ૧૯૦૭ ) ૨૯ અ. ૫૭૪; અ. વી. નો. ૧૭૬)

**૧૪. સદરહુ પ્રકારની કોઇપણ અરજની નોટીસ વિરૂદ્ધ પક્ષકારને પોંચાડી ન હોય તો એવી અરજી ઉપરથી હુકમનામું રદ કરવું નહીં.** **કલમ ૧૦૯**

વિરૂદ્ધ પક્ષકારને નોટીસ પહોંચાડયા શિવાય હુકમનામું રદ કરવું નહિ.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૦૯**

**ટીકા**—આ રૂલ હાઇકોરટ તથા પ્રો. સ્માલકાઝ કોરટને લાગુ છે.

**સામો પક્ષકારઃ**—એકાદા એક તરફી હુકમનામાની બજાવણીમાં વેચાએલી મીલકત લીલામમાંથી એક ખરીદ કરનાર હોય તે, સદરહુ હુકમનામુ રદ કરવાને તે હુકમનામાનો દેણુદાર એક અરજી કરે તેમાં જરૂરીયાત પક્ષકાર નથી, કારણ કે આ રૂલમાં " સામો પક્ષકાર" એવા શબ્દો છે તેના વર્ણનમાં લીલામમાંથી ખરીદ કરનારનો સમાવેશ થતો નથી ( જતીંદ્રમોહન વી. શ્રીનાથ ( ૧૮૯૯ ) ૨૬ ક. ૨૬૭; ૩ ક. વી. નો. ૨૬૧ )

---

## ઑર્ડર ૧૦ મો.

---

### કોર્ટે પક્ષકારોની જબાની લેવા વિશે.

**૧. ફરિયાદની પહેલી સુનાવણી વખતે ફરિયાદઅરજીમાં અથવા વિરૂદ્ધ પક્ષકારે (જો કોઇ) લેખી કેફીયત આપી હોય તો તેમાં હકીકતની બાબતો જણાવેલી હોય, અને જે પક્ષકારની વિરૂદ્ધ તે બાબતો હોય તે પક્ષકારે સ્પષ્ટ રીતે અથવા અર્થ ઉપરથી અવશ્ય સમજાય એ રીતે તે કબુલ અથવા નાકબુલ કરી ન હોય, તો તે બાબતો કબુલ છે કે નાકબુલ છે એ વાત, દરેક** **કલમ ૧૧૭**

પ્લીડીંગમાં લખેલો મજકુર કબુલ છે કે નાકબુલ છે તે નક્કી કરી લેવું.

પક્ષકારથી અથવા તેના પ્લીડરથી કોર્ટે નકી કરી લેવી, આવી કબુલતો તથા નાકબુલતો કોર્ટે દફતરમાં લખવી.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૧૭.

**ટીકા—આ રૂલ** હાયકોરટ અને પ્રો. સ્મોલકોઝ કોરટને લાગુ છે.

કાયદાનો એવો નીયમ છે કે એક ફેંસલામાં બુદ્ધીપુર્વક એક વકીલની કબુલત લખેલી હોય તો તે વીરૂદ્ધ એફીડેવીટ કરવામાં આવે નહી અથવા જડજ પોતેજ એવુ કબુલ કરે નહી કે અમે જે લખેલુ છે તે બરોબર નથી તો, તે લખેલી વકીલની કબુલત ખરી છે, એવુ સમજવુ જોઇએ (હરદયાળ વી. હીરાલાલ (૧૮૭૧) ૧૬ વી. રી. ૧૦૭). વાદીઓએ જે કહેલી હકીકત ઉપર પોતાના દાવાનો આધાર રાખેલો છે તે વાદીઓ સાબેત દાવામાં નીષ્ફળ થયા તેથી પ્રતીવાદીએ તેઓનો ગીરો રાખનારા તરીકેનો દાવાવાળી મીલકતના ભાગનો કબજો છે, એવુ કબુલ કરેલુ તેથી તે ભાગ સબંધી કાંઇ દાદ મેળવવાનો વાદીયોનો હક થતો નથી (રતનકુંવર વી. જીવણસીંગ (૧૮૭૬) ૧ અ. ૧૯૪). અખત્યારવાળા એજંટોની કબુલતોના અસર વીશે જુઓ પાછળ ક. ૨ ની નોટ અને "વકીલ".—

**૨.** જે પક્ષકાર જાતે હાજર થયો હોય અથવા જે કોર્ટમાં હાજર હોય તેની, અથવા ફરિયાદની બાબતના કોઇ મુદ્દાના સવાલના જવાબ દેઇ શકે તેવો કોઇ જખસ તે પક્ષકારની સાથે કે તેના પ્લીડરની સાથે આવ્યો હોય તેની, ફરિયાદની પહેલી સુનાવણી વખતે અથવા ત્યાર પછીની કોઇ સુનાવણી વખતે, મોઢાના સવાલ કરીને જબાની લેવાને કોર્ટ મુખત્યાર છે; અને કોર્ટને યોગ્ય લાગે તો, તે જબાની લેતાં કોઇપણ પક્ષકાર સુચવે તેવા કોઇપણ સવાલ કરવાને કોર્ટ મુખત્યાર છે.

પક્ષકારની, અથવા તેની સાથે આવેલા માણસની, મુખજબાની. કલમ ૧૧૮

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૧૮.

ટીકા—આ રૂલ હાઇકોરટ અને પ્રો. સ્મોલકોઝ કોરટને લાગુ છે.

**હાજર થયો હોય**—આ રૂલનો હેતુ જે કામમાં એક પક્ષકાર યોગ્ય વખતે હાજર થયો હોય તે બાબતનો છે, માટે એક પ્રતીવાદીઓના ઉપર હાજર થવાના સમન્સ કરાવેલા હોય અને તેઓ હાજર થયા ના હોય, પણ ગેરહાજર રહેવાના એવા બાહાના બતાવે કે તે પુખ્ત ના હોય એમ માલુમ પડે અને ત્યારપછી એક દીવસે જો કે તેઓનો વકીલ હાજર છતાં તે દાવાનો એકતરફી ફેંસલો કરવામાં આવે તો ઠરાવ્યું છે કે તે ફેંસલો બરોબર છે (જયપ્રકાશ વી. મેઘરાજ (૧૮૮૯) ૧૨ વી. રી. ૨૭૦); બીજી બાજુ તરફ જો પક્ષકારો યોગ્ય રીતે હાજર થાય તો તેમને તપાસવાની તથા ઇસ્યુ કાહાડવાની કોરટની ફરજ છે; લેખી કેફીયત રજુ કરવામાં ના આવે તેથી વ્યાજબી રાહે એકતરફી તપાસ થતા નથી (શીવરાજાધની વી. કપાગનાતુલુ (૧૮૫૪) ૨ મ. હા. કો. ૩૧૧). પક્ષકારોનો એક બીજાને સવાલો પુછવાનો કાંઇ હક નથી.

**૩.** તે જબાનીની મતલબ જડજે પોતે લખી લેવી અને તે દફતરનો એક ભાગ ગણવો.

જબાનીના મતલબ લખવી. કલમ ૧૧૯

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૧૯.

ટીકા—આ રૂલ હાયકોરટને અથવા પંજાબની ચીફ કોરટને પોતાની અસલ દીવાની હકુમતનો અમલ કરવામાં આવવા પ્રે. સ્મોલકોઝ કોરટમાં લાગુ નથી જુઓ ઓ. ૪૩ અને ૪૯ આગળ, અને પંજાબ કોરટ એક્ટ ( સને ૧૮૯૪ ના ૧૮ મા ) ની ક. ૨૬ (૨) વાવ્ય પ્રાંતની સરહદના જુડીશીઅલ કમીશનરને પોતાની અસલ દીવાની હકુમતનો અમલ કરવામાં લાગુ નથી, જુઓ વાવ્ય સરહદ પ્રાંતના કાયદા અને ઇસાફના એક્ટ (૧૯૦૧ ના ૭ મા ) ની ક. ૪૬ (૩),

તે તપાસ સોગન અથવા પ્રતીજ્ઞા આપીને કરવી જોઇએ; જુઓ સને ૧૮૬૩ ના એક્ટ ૧૦ ની ક. ૪.

અર્થ:—એકાદા વકીલે કરેલી હકીકતનો અર્થ ઘણી સખતાઈથી કરવો ના જોઇએ અને તમામ હકીકતનો અર્થ કરવો જોઇએ, અને જે બાબત તકરાર કરેલી હોય તે બાબત ઇનકારીયત કરવાની રહી ગએલી હોય તો તેથી એક કબુલાત થતી નથી ( નાથાસીંગ વી. જોધા (૧૮૮૪) ૬ અ, ૪૦૬; પણ જુઓ ઓ. ૮, રૂ. ૫ )

૪. (૧) જે પક્ષકાર પ્લીડરની મારફતે હાજર થયો હોય તેનો પ્લીડર અથવા ૨ જી કાનુનમાં જણાવેલા પ્રકારનો પ્લીડરની સાથે આવેલો શખસ ફરિયાદ સંબંધી કોઈ મુદ્દાના સવાલનો જવાબ આપવાની ના કહે, અથવા તેનાથી જવાબ ન આપી શકાય અને કોર્ટના અભિપ્રાયમાં એમ આવે કે જે પક્ષકાર તરફથી તે પ્લીડર છે તે પક્ષકારે તે સવાલનો જવાબ આપવો જોઇયે, અને તે પક્ષકારને જાતે પુછવાથી તે જવાબ આપી શકશે એવું સંભવે છે, ત્યારે ફરિયાદની સુનાવણી આગળના એક દિવસ ઉપર મુલતવી રાખીને તે દિવસે તે પક્ષકારે જાતે હાજર થવું એમ ફરમાવવાને કોરટ મુખત્યાર છે. કલમ ૧૨૦

પ્લીડર જબાની દેવાની ના કહે અથવા દેઇ શકે નહીં ત્યારે શું કરવું.

(૨) આ પ્રમાણે ઠરાવેલે દિવસે તે પક્ષકાર કાયદેસર કારણ વિના જાતે હાજર ન થાય ત્યારે, તેના વિરૂદ્ધ ફેંસલો આપવાને અથવા ફરિયાદની બાબતમાં પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૨૦.

ટીકા—આ રૂલ હાઇકોરટને તથા પ્રે. સ્મોલકોઝ કોરટને લાગુ છે.

આ તપાસનો હેતુ કામમાં પુરાવ લેવાનો અથવા શો પુરાવ આપવાનો છે તે નક્કી કરવાનો નથી; પણ તકરારી બાબતો કેઇ છે તે જોવાનો અને જો જરૂર હોય તો દાવાઅરજી સુધારવાની પરવાનગી આપવાનો છે ( ગંગારામ વી. તીલકરામ (૧૮૮૭) લા. રી. ૧૫ ઈં. અ. ૧૧૯, ૧૫ ક. ૩૩૩ ).

મુદ્દાનો—આ રૂલ પ્રમાણે ચાલતા પહેલાં જડજની એવી ખાત્રી થવી જોઇએ કે તે સવાલ મુદ્દાનો છે ( ગોપાળચંદ્ર વી. મહેશચંદ્ર (૧૮૭૪) ૨૨ વી. રી. ૪૪; સદુ વી. કન-

મંતરાવ (૧૮૯૫) ૨૩ મુ. ૩૧૮) અને તેમણે પોતાની ખાત્રી થયાના કારણો તથા પુછેલા સવાલ કામમાં લખવા જોઇએ (મકુંદઆદીત વી. ચતુરધન આદી (૧૮૭૨) ૧૭ વી. રી. ૫૦૭).

**કાયદેસર કારણ:**—એકાદુ કારણ કાયદેસર છે કીંવા નહી તેનો આધાર અમુક કામના પ્રકાર ઉપર છે (દુગીદત વી. મીનગુર (૧૮૭૨) ૧૮ વી રી ૬૩; અને એક શખસ ગેરહાજર રહેવાના કારણથી તેના ઉપર હુકમનામુ કરતા પહેલાં તેને જે કહેવાનુ હોય તે જડજે સાંભળવું જોઇએ અને તે કારણ પુકત છે કીંવા નહી તે વીશે ઠરાવ કરવો જોઇએ (મહમદ હમીદુલ્લા વી. દુરમેશ (૧૮૭૫) ૨૪ વી. રી. ૩૧૪; ભાલીનદ [illegible] વી નોબીન ચંદ્ર (૧૮૭૧) ૧૫ વી. રી. ૨૬૯) એ. ૧૬ રૂ. ૧૯ માં બતાવેલી [illegible] રહે છે તે કારણથી હાજર થઇને શાક્ષી આપવાની જો પક્ષકાર લેતો હોય તો, [illegible] કારણ થઇ શકે છે (થોલામબક્ષી વી. પલટનસીંગ (૧૮૬૫) ૩ વી. રી. એક્ટ [illegible] ૬૨) અથવા તેને આ કાયદા પ્રમાણે માફી મળેલી છે (જગદઈદ્ર વી. સુરજકુવર [illegible]); અથવા હાજર થવાને પુક્ત કારણ નહોતુ (ખાદર વી. રહેમાન (૧૮૬૭) [illegible] મ. હા. કો. ૧૬૦), અથવા ઠરાવેલા દીવસે સરકાર નોકરી ઉપર જરૂરીને લીધે ગેરહાજર હતો (કેલેર વી. ઇશનચંદ્ર (૧૮૭૨) ૧૮ વી. રી. ૧૬), તો તે કાયદેસર કારણ થઇ શકે છે. પણ યોગ્ય મુદ્દા ઠરાવવાને અમુક સવાલો જરૂરના હોય તેના જવાબ [illegible] વાદીના મુખત્યાર [illegible] વકીલાતના હોય અને દીવાની કોરટમાં હાજર થવાને વાદીને માફી આપેલી હોય તેને હાજર [illegible] અથવા કોઇ એક શખસ જવાબ દેઇ શકે તેને બોલાવવાને હુકમ કરવામાં આવેલો હોય તેમ છતાં તેમાનુ કાંઇ તે કરે નહી (નીલમનીસીગદેવ વી રામહરી (૧૮૬૫) ૨ વી. રી. ૨૬૧) અથવા તેણે હાજર થવાને કબુલ કર્યા છતાં તે હાજર થાય નહી અને તે શા કારણથી હાજર થઇ શકયો નહી તેનુ કાંઇ કારણ બતાવવામાં આવે નહી (દુરગાદત વી. ઝીનગુર (૧૮૭૨) ૧૮ વી. રી. ૬૩; અથવા સંસારીક કારણોથી હાજર થવાને ના પાડે એટલે તેની સ્થીતીના માણસને કોરટમાં હાજર થવાની હરકત છે (કાળીચર્ણ વી. સુરતસુંદ્રી (૧૮૭૨) ૧૮ વી. રી. ૪૫; નરસીંગદેબ વી. રામમોહન, માર્શ ૧૭૬) તો તે કામનો ઠરાવ તેના વીરૂધ કરવામાં આવે તે બરોબર છે, એવું ઠરાવેલુ છે.

**અથવા તેવો હુકમ કરવાને:**—જે પક્ષકાર થએલો ના હોય તેના વીરૂધ હુકમનામુ કરવાને કોરટ બંધાએલી નથી અને તમામ કાયદેસર હુકમો કાહાડવામાં આવેલા ના હોય તો પોતાને યોગ્ય લાગે તેવો હરકોઇ હુકમ કરવાને કોરટ મુખત્યાર છે (આદર રહેમાન (૧૮૬૭) ૩ મ. હા. કો. ૧૬૭; રૂપનારાયણ વી કાશીરામ (૧૮૭૦) ૨ અ. હા. કો. ૬૭; બસ્તીનારાયણ વી શામસુંદર (૧૮૬૫) ૨ વી. રી. એકટ ૧૦, ૪૩) દાખલા તરીકે કોરટ કામની સુનાવણી કરી શકે છે (પક્ષકતર વી. જકરીરામ (૧૮૬૯) ૧૧ વી. રી. ૫) સને ૧૮૫૯ ના એકટ ૮ માની ક. ૧૭૦ પ્રમાણે સામા પક્ષકારે કાંઇ પુરાવ આપેલો ના હોય તો કસુરના કારણથી કોઇ કાહાડી નાખવાનુ અથવા તેમાં હુકમનામુ કરવામાં આવતુ નહોતું (ઇશાનચંદ્ર વી. હરીશચંદ્ર (૧૮૬૯) ૧૨ વી. રી. ૩૬૫; ૯ બં. લા. રી. ૨૧૮; નોટ—કાશીનાથ વી. દવારકાનાથ ૯ બં. લા. રી. ૨૧૫; ૧૭ વી. રી. ૫૫૦; દામોદર ભુશણ વી. રઘુનાથ (૧૮૬૯) ૧૨ વી. રી. ૨૪૨; ઠાકુરલાલ વી. બમોમોઇ (૧૮૭૧) ૧૫ વી. રી. ૨૫૩) અને તેજ નીયમના આધારથી જો વાદી પોતાના દાવાનુ વ્યાજબી કારણ અથવા પ્રતીવાદી પોતાનો બચાવ વ્યાજબી રીતે બતાવે નહી તો આ રૂલ પ્રમાણે તે દાવો કાહાડી નાખ-

વો ના જોઇએ, અથવા તેમાં હુકમનામુ કરવું ના જોઇએ, ખરો નીયમ એવો જણાય છે કે હાજર થવાને સ્પષ્ટ હુકમ કરેલો હતો, તે વાદીના ઉપર બજાવેલો હતો અથવા તેને જણાવવામાં આવેલો હતો તેમ છતાં જાણી જોઇને તેણે તે હુકમનુ અપમાન કરેલું છે અને જે શાક્ષી તેને આપવાની છે તે તેની જાત માહેતીની છે એવુ ના હોય તો હાજર નહી થવાના કારણથી તે દાવો કાહાડી નાખવો જોઇએ નહી (પ્યારીમોહન વી. હરીશ્ચંદ્ર (૧૮૭૨) ૧૭ વી. રી. ૧૪૧; રાજયુકણુ વી. બસજીત (૧૮૭૩) ૨૦ વી. રી. ૧૬૫; અભયચર્ણ વી. પીયારા ડોશીયા (૧૮૭૪) ૨૨ વી. રી. ૨૭૦), અથવા તકરારી બાબત પ્રતીવાદીની જાત માહેતી છે, એવો સંતોષકારક પુરાવ ના હોય તો તે પ્રમાણે કરવામાં આવતું નથી (શેઘનારાયણ વી. ભોલાકીચોધ્રી વી. રી. (૧૮૬૫) ૨૪). આ રૂલ પ્રમાણેની ગુન્હેગારીને પાત્ર ઠરાવવાને એવું બતાવવું જોઇએ કે યોગ્ય રીતે નોટીસ બજાવેલી છે, અને તે નોટીસમાં માગ્યા પ્રમાણે તે ચાલેલો નથી (ગુરૂદાસ વી. ગીરધર (૧૮૬૯) ૧૧ વી. રી. ૧૧૦) આ રૂલથી વાદી જ્યારે હાજર થવાને કસુર કરે અથવા ના કહે ત્યારે તેના વીરૂધ તે કામ કાહાડી નાખવાનો અખત્યાર આપેલો છે અને જે વાદીઓ હાજર થએલા હોય તેમના વીરૂધ કાહાડી નાખવાને અખત્યાર આપેલો નથી (પ્રસનકુમાર વી. ગુરૂપ્રસાદ (૧૮૬૪) ૧ વી. રી. ૨૫; બીનોદરામ વી. બ્રમોમોઇ (૧૮૬૪) ૧ વી. રી. ૧૯૮) તે કુલ અખત્યારનો અમલ વ્યાજબી રીતે અને ન્યાયની રૂઇએ કરવો જોઇએ (અલેઅહમદ વી. નસીબન (૧૮૭૨) ૧૭ વી. રી. ૫૬૩) હાજર નહી થનાર પક્ષકાર વીરૂધ હુકમનામુ કરવાની અવસ્ય નથી પણ તે બાબતનો મરજીમાં આવે તો કુલ અખત્યાર વાપરવાનો છે (રોજેન્દ્ર વી. કૈલાસ (૧૮૬૬) ૬ વી. રી. એકટ ૧૦૮૯; ગોપાળલાલ વી. કાવીનાથ (૧૮૬૬) ૫ વી. રી. ૮૫) દાવો જોતાંજ ખુલ્લી રીતે તેને મુદતની હરકત થએલી હોય તેમ છતાં પ્રતીવાદીના ઉપર સમન્સ કરવામાં આવેલો પણ તે હાજર થયો ના હોય તેટલા માત્ર કારણથી તે દાવાનુ હુકમનામુ કરવાને કોરટને અખત્યાર આપેલો નથી (ગોરધારી વી. કાળકાશુકલ (૧૮૬૭) ૭ વી. રી. ૪૬; અને તે રૂલનો સખત ઠરાવ ફકત કજીયાના જે પક્ષકાર હુકમનુ અપમાન કરનાર હોય તેને લાગુ કરવાનો છે (દતહરકમાન વી. ઓદયચંદ (૧૮૬૬) ૬ વી. રી. ૨૪૭; ઠાકુરલાલ વી. બ્રમોમોઇ (૧૮૭૧) ૧૫ વી. રી. ૨૫૩) પણ તે કુલ અખત્યાર યોગ્ય રીતે વાપરવામાં ના આવે તો ઉપરી કોરટને તેમાં હાથ ઘાલવાનુ કારણ થાય છે (ઇશનચંદ્ર વી. અનાથનાથ (૧૮૭૨) ૧૮ વી. રી. ૧૬) એકાદો વાદી ગેરહાજર હોય તે ઉપરથી કોરટે એવું અનુમાન કરવું ના જોઇએ કે પ્રતીવાદીને અવેજ આપ્યાની રકમ તેના હીસાબમાં નથી (સુબાજી વી. શીદાપા (૧૯૦૨) ૨૬ મું. ૩૯૨) પણ પ્રતીવાદીની ગેરહાજરીથી જે હકીકત બાબત તેની શાક્ષીની જરૂર છે તે હકીકત ખાસ રીતે તેના જાણવામાં છે એવુ કોરટ અનુમાન કરવાને મુખત્યાર છે. હેમાનગીની વી. રામનીધી (૧૮૬૮) ૧ બં. લા. રી. એસ. એન. એકસ ૧૦ વી. રી. ૧૫૮)

**બજાવણીનાં કામઃ**--આ રૂલ બજાવણીના કામોને લાગુ થાય છે (દેસન હોસેન વી. ખોદેજા (૧૮૬૭) ૮ વી. રી. ૬૪)

અગે સોલીસીટર ધંધાનુ કામ કરવાને રાખેલા તે કામ કરવાની દરમીયાનમાં યોગ્ય રીતે કહેલી હોય તે સબંધીજ ફક્ત તે હક લાગુ થાય છે, અને એકાદો ગુનહો કરવામાં કેવી રીતે ચાલવુ તે હેતુથી જે વ્યવહાર કરેલા હોય તે હકવાળા નથી (માહારાણી વી. કોકશ ૧૪ ક્યુ બી. ડી. ૧૫૩); અને આ બાબત વીશે તેની તથા તેના સોલીસીટર વચે ચાલેલા વ્યવહાર સબંધી જ્યારે એકાદા શખસ ઉપર કપટનો આરોપ રાખેલો હોય ત્યારે કાંઇ હક નથી (ગાર્ટ સાઇડ વી. આટરામ ૨૬ લા. જે. ચ. ૧૧૩; વેસલેયટ વી. રીકમેન ૩૫ સી. ડી. ૭૨૨; માહારાણી વી. કાકશ, ૧૪ ક્યુ. બી. ડી. ૧૫૩) તેવીજ રીતે એક વીશેષ રીતે અમલ કરવાના દાવામાં એવા કારણથી સામી તકરારી કરવામાં આવેલી હતી કે મીલકતની કીમત વીશે કપટ કરેલુ છે અને ખોટુ સમજાવેલુ છે તો તેમાં વાદીના હકના દસ્તાવેજોત થા હીસાબ જોવાની રજા આપવામાં આવેલી હતી (સધર લેન્ડ વી. સીંગી ચર્ચ (૧૮૮૪) ૧૦ ક. ૮૦૮ અને જુઓ મુખત્યારો સાથે ચાલેલા વ્યવહાર બાબત માહારાણી વી. ચદ્રકાંત (૧૮૬૮) ૧ બં. લા. રી ફે. ૮).

**એજંટ**--જ્યારે વ્યવહાર તમામ પક્ષકારો તરફથી કરેલો હોય ત્યારે એક પક્ષકારે બીજા પક્ષકાર વીરૂધ કહેલી હકીકતને તે હક લાગુ થતો નથી (રેનલ વી. સ્પ્રાઇ ૧૦ બી. ૫૧; ટગવેલ વી. હુપર ૧૦ બીવ. ૩૪૮), અને ધંધને લીધે આવા ધંધા જેવો વ્યવહાર પક્ષકારના સોલીસીટરોએ કરેલો ના હોય અથવા તેઓની સુચના ઉપરથી એકાદા એજંટે કરેલો ના હોય તો, તે હક બીલકુલ લાગુ થતો નથી. માટે તે બાબત વીશે એક એજંટે પરભારો એક પત્ર લખેલો તે હકવાળો નથી (બશટ્રેશ વી વાઈટ ૧ ક્યુ બી. ડી. ૪૨૩) પછી જો કે તે ખાનગી અને ભરૂસાવાળો છે એવુ નીશાન કરેલુ હોય તોપણ (હોપકીન્શ વી. લોર્ડ બર્ગલી લા. રી. ૨ ચ. એપ. ૪૮૭) અને કજીયો ચાલવાને ઘણુંજ સંભવીત થએલુ ત્યાર પછી લખેલો હોય તો પણ તે હકવાળો નથી (એંડરશન વી. બ્રીટી કોલંબીયા બેંક ૨ સી. ડી. ૬૪૪ વેલેશ વી. જે ફરશન (૧૮૮૭) ૨ મુ ૪૫૩) તેવીજ રીતે બે નોકરોની વચે પત્રો લખવામાં આવેલા પણ તે સેલીસીટરને ખબર આપવા સારૂ લખવામાં આવેલા નહોતા, માટે તે હકવાળા નથી (બીરેહશ વી. સેક્રેટરી એફ સ્ટેટ (૧૮૮૫) ૧૧ ક. ક. ૬૫૫, અને જુઓ રામજી વી. શીવશંકર (૧૮૯૧) ૧૫ મુ. ૭).

**ગીરો**--એક ગીરો રાખનાર ગીરોના દસ્તાવેજ ગીરો આપનારને જોવા સારૂ રજુ કરવાને બંધાએલો છે પણ હકના દસ્તાવેજ રજુ કરવાને બંધાએલો નથી (પેય વી. વોર્ડ લા રી. ૧ એક ૪૩૬), પણ જ્યારે મુદત છોડાવવાની મુદત થઇ ગએલી હોય અને ગીરો વીશે વાંધો લેવા આવેલો હોય અને ગીરો આપનારને દસ્તાવેજ જોવા માગતો હોય તો તેણે તે ગીરો છોડાવવાનો હક કબુલ કરીને રજુ કરતા પહેલા મુદલ બાજ અને ખરચ આપવુ જોઇએ (ચામેસ્ટર વી. ડેનગાવના માર્કવીશ લા. રી. ૫ ચ. એપ. કેશશ. ૫૮૨) પુરાવ એકટની ક. ૧૩૦ ફક્ત શક્ષયો સબંધી છે તેનો મુકાબલો કરવો; પણ ઘણું કરીને તેજ નીયમ આપણી કોરટોમાં ચાલશે. બીજા ગીરો રાખનારે પહેલા ગીરો રાખનાર ઉપર ગીરો છોડાવવાનો દાવો કરેલો તેમાં પ્રતીવાદી પોતાની જામીની ઉપરથી કેટલી રકમ દેવી છે તે સવાલો પુછવથી જવાબમાં કહેવાને બંધાએલો છે એટલુજ નહી પણ તેના દેવા સબંધી તેની પાસે કઇ સીક્યુર્ટીયો છે તે પણ તે કહેવાને બધાએલો છે (વેસ્ટ ઓફ ઇંગલાંન્ડ બેંક વી. નીનીકોલ્શ ૬ સી. ડી. ૬૧૩)

**કબજો છોડાવવો**—કબજો છોડાવવાના દાવામાં નોટીસ વીના શુધબુદ્ધીથી અવેજ આપીને ખરીદદાર થએલો છું એવા કારણથી શોધમાથી પ્રતીવાદી પોતાનો બચાવ કરી શકતો નથી ( એમરશન વી. ઈંડ ૩૩ ચી. ડી. ૩૨૦ ).

**હક છોડવામા આવે તે**--જ્યારે દસ્તાવેજો હવાલા હોય અને તે દસ્તાવેજોના ભાગ પ્રતીવાદીના સોલીસીટરે વાદીના સોલીસીટરને વંચાવેલા છે તે હકીકતથી જે ભાગ વંચાવેલા ના હોય તે ભાગ બાબત તે હક છોડી દીધેલો છે, એવું થતું નથી, પણ જે ભાગ વંચાવેલા હોય તે બાબત વાદીના સોલીસીટરને સાક્ષી તરીકે બોલાવી શકાય છે અને તેને શાહેદોમાં તે મીટીંગમાં તેણે જે ભાગ વાંચેલા તે સુધાંત શું બોલ્યું હતું તે કહેવાની ફરજ પાડી શકાય છે ( કે વી. કુંવરચંદ ( ૧૮૮૦ ) ૪ મુ. ૬૩૧ ).

એકાદો પક્ષકાર તે હકનો દાવો રાખનો હોય તો દાવાના આધારમાં બીજા એક એફીડેવીટ રજુ કરીને તેનો ઉપયોગ કરી શકે છે. જે એફીડેવીટમાં પ્રથમ તેણે દાવો બતાવેલો તેમાં બતાવેલા કારણોનેજ વળગી રહેવાને તે બંધાએલો નથી ( અંબીકા ચરણ વી. બંગાળા સ્પીનીંગ કંપની લીમીટેડ ( ૧૮૯૫ ) ૨૨ ક. ૧૦૫ )

**હાથ અથવા કબજા**—જે દસ્તાવેજો એકાદા પક્ષકારના હાથ અથવા કબજામાંના હોય તે રજુ કરવાની તે પક્ષકારને ફરજ પાડવાનો કંઈ અખત્યાર નથી એક વાહાણ અને તે ઉપરના માલનો માલેક અ હતો તથા તેણે તેનો વીમો ઉતરાવ્યો હતો, તેથી તે માલ અને નુર બ ને વેચાણ આપેલું હતું. એ વાહાણ ગુમ થએલું હતું, તેથી બ તરફથી ક. જે દલાલ હતો તેણે દાવો કરયો વળી અ. એ વીમાના નાણા બાબત દાવો કરેલો હતો. ઠરાવ્યું છે કે અ ના કબજામાંના દસ્તાવેજો વીશે તે એક એફીડેવીટ રજુ કરે ત્યાં સુધી ક. નો દાવો બંધ રાખી શકાતો નથી ( ફ્રેઝર વી. બરોઝ વી. ના. ( ૧૮૭૭ ) પા. ૭૬ ).

**મજીયારો કબજો**—કબજાનો હેતુ સામાન્ય રીતે સ્વતંત્ર કબજો છે; માટે પક્ષકારના તથા એકાદા જે ત્રાહીત શખસને તે દાવામાં સામેલ કરેલો ના હોય તે શખસના મજીયારા કબજામાં જે દસ્તાવેજો હોય અને તે મજીયારો કબજો કોરટની ખાત્રી પુરવક સાબેત થએલો હોય તો, બોલીલ વી. કોવન ૫. ચ. એ. ૫૮, ૫૧, કીવસ્ટલી વી. ફ્રટક્લીન્સ ૨૦ ક્યુ. બી. ડી. ૬૬. ૪૬૫ ) તે રજુ કરાવવાનો અમલ કરી શકાતો નથી ( હેડલી વી. મેકડૌગલ લા. રી. ૭ ચ. એપ. ૩૧૨ ).

**એજંટ**--એજંટનો કબજો તે મુખ્યનો કબજો છે, માટે એક પક્ષકારના સોલીસીટર અથવા એજંટના કબજામાં જે દસ્તાવેજ હોય તે તેના મુખ્ય તરફથી રજુ કરાવવાનો અમલ થઇ શકે છે. ( રીડ વી. લેંગસ્લોટ્શ ૧ મેક અને ગ. ૬૨૭; એડમંડશ વી. લોર્ડ ફોલી ૩૦ બીવ. ૨૮૨ ) જુઓ પુરાવા એક્ટની ક. ૧૩૧ ).

**ભાગીયો**—દસ્તાવેજો રજુ કરવાને સારૂ એકાદી પેઢીનો એક ભાગીયો બીજા ભાગીયાઓ તરફથી હાજર થાય છે ( જકરીયા વી. કાસમ (૧૮૭૭) ૧ મુ. ૪૫૬ )

**સોલીસીટરનો હક રાખ્યો.**—એક સોલીસીટર બાકીના દાવામાં અથવા એકાદી કંપની સમેટવામાં જે દસ્તાવેજોની જરૂર હોય તે દસ્તાવેજો રજુ કરવાની એક સોલીસીટર એવા કારણથી ના કહી શકતો નથી કે ખરચ બાબત મારો હક સબંધ છે ( કેપીટલ ફાયર ઈંશ્યુરંશ કંપનીના કામમાં ૨૪ ચી ડી ૪૦૮ ).

**દીનાનઃ**—પુરાવા એક્ટની ક. ૧૬૩ પ્રમાણે જ્યારે એકાદો પક્ષકાર એક દસ્તાવેજ

મંગાવે અને તે દસ્તાવેજ કોરટમાં રજુ કરેલો હોય અને જોએલો હોય તો તે રજુ કરનાર તે પક્ષકારને પુરાવમાં તે રજુ કરવાની ફરજ પાડી શકે છે, અને ક. ૧૬૪ મી પ્રમાણે જો એકાદો પક્ષકાર તે રજુ કરવાની જો ના કહે તો તે મંગાવનાર પક્ષકારની કબુલત વીના પાછળથી તે દસ્તાવેજનો ઉપયોગ પુરાવમાં કરી શકતો નથી.

**ફરી તપાસણીઃ**—જુના કાયદાની તેવીજ મળતી કલમ પ્રમાણેના એકાદા હુકમની ફરી તપાસણી કરી શકાતી નહોતી અને તે હુકમનામા ઉપરની અપીલમાં ફક્ત તે વાંધો લેઇ શકાતો હતો (હૈદ્રાબાદના નીઝામના કામમાં (સને ૧૮૮૯) ૯ મ. ૨૫૬)

**૧૫.** ફરિયાદના દરેક પક્ષકારને, કોઈ બીજા પક્ષકારની પ્લીડિંગમાં અથવા સોગનનામામાં જણાવેલા કોઇપણ દસ્તાવેજ પોતાને અથવા પોતાના પ્લીડરને જોવા સારૂ હાજર કરવા તથા પોતાને કે પોતાના પ્લીડરને તેની નકલો કરી લેવા દેવી એવી લેખી નોટીસ કોઈપણ વખતે ને બીજા પક્ષકારને આપવાનો અધિકાર છે એમ સમજવું; અને સદરહુ નોટીસ જે પક્ષકાર માન્ય ન કરે તેને તે ફરિયાદમાં પોતાના તરફથી તે દસ્તાવેજ પુરાવામાં આપવાની પાછીથી છુટ મળશે નહીં. પરંતુ પોતે ફરિયાદમાં પ્રતિવાદી છે અને તે દસ્તાવેજ માત્ર તેના પોતાનાજ હક વિશે છે એવી અથવા તે નોટીસ માન્ય ન કરવાનું કોર્ટને પુરતું જણાય એવું બીજું કાંઇ કારણ અથવા સબબ હતાં અને, કોર્ટની ખાત્રી કરે તો, તે દસ્તાવેજ તેને, ખરચના તથા બીજી બાબતના સંબંધમાં કોર્ટને વાજબી લાગે તે શરતથી, પુરાવામાં આપવા દેવાનો કોર્ટને અધિકાર છે.

પ્લીડિંગમાં અથવા સોગનનામામાં જણાવેલા દસ્તાવેજો જોવા બાબત.

કલમ ૧૩૧. ઓ. ૩૧, રૂલ ૫ (ઇ. આર.)

**૧૬.** કોઇપણ પક્ષકારની પ્લીડિંગમાં અથવા સોગનનામામાં જણાવેલા કોઇપણ દસ્તાવેજ હાજર કરવા સારૂ તે પક્ષકારને આપવાની નોટીસ ક પુરવણીના ૭ મા નમુનામાં પ્રસંગ પ્રમાણે જરૂર હોય તેટલો ફેરફાર કરીને તે નમુના પ્રમાણે હોવી જોઇએ.

હાજર કરવા બાબત નોટીસ

ઓ. ૩૧, રૂલ ૨૬ (ઇ. આર.)

આર. એસ. ઓ. ૩૧ રૂ. ૧૫ અને ૧૬

**ટીકાઃ**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મા. કો. લાગુ છે.

બધા બીજા દસ્તાવેજોથી જુદા જે દસ્તાવેજો "પ્લીડીંગ"માં બતાવેલા હોય તે દસ્તાવેજોની આ રૂલોથી વ્યવસ્થા કરવામાં આવે છે, અને જાણે તે દસ્તાવેજો પ્લીડીંગમાં ખરી રીતે સંપુર્ણ બતાવેલા હોય તે પ્રમાણે બીજી બાજુને તેજ સ્થીતીમાં મુકવાનો ઇરાદો રાખેલો છે (જુઓ કલીકટર વી. હોટી ૨૦ સી ડી, પા. ૪૮-૫૧ એન. પ્રેકટીસ (૧૯૦૮) ૧, ૪૧૭) એકાદો પ્રતીવાદી પોતાની લખેલી કફીયત ફાઇલ કરે તે પહેલાં દાવાઅરજીમાં જે દસ્તાવેજો બતાવેલા હોય તે જોવાનો તેના હક થાય છે (રાઘવાજી વી. નરહરી (૧૮૮૪) ૧૮ મું. ૩૯૮)

**જણાવેલો હોયઃ**—જણાવેલા દસ્તાવેજોનો સાધારણ રીતે આ રૂલમાં સમાવેશ થાય

છે (સ્મીથ વી. હેરીસ ) ૪૮ એલ. ટી. ૮૬૯ ) જ્યારે એકાદા ચોપડા અંદરની રકમો જણાવેલી હોય ત્યારે તે રકમો જોઇ શકાય છે ( કલીસ્ટર વી. હીટલી ૨૩ સી. ડી. ૪૨ )

**પોતાના હક:**—એક ઇંગ્રેજી કામમાં વીગત તરીકે લીધેલા વેચાણના અવેજની તારીખ બતાવીને પોતાને કરી આપેલુ વેચાણખત કબજે રાખવાને એક પ્રતીવાદીને રજા આપેલી છે ( મીલબેંક વી. મીલબેંક ( ૧૯૦૦ ) ૧ ચ. ૩૭૬; અને જુઓ સધરલેન્ડ વી. સીધીચર્લુ ( ૧૮૮૪ ) ૧૦ ક. ૮૦૮ )

નોટીસ આપી હોય ત્યારે જોવાની મુદત.

કલમ ૧૩૨ ઓ. ૩૧. રૂલ ૧૭ (ઇ.આર.)

**૧૭.** જે પક્ષકારને એવી નોટીસ આપી હોય તે પક્ષકારે, તે નોટીસ પહોંચે ત્યારથી ૧૦ દિવસમાં તે નોટીસ આપનાર પક્ષકારને સામી નોટીસ આપવી અને સદરહુ દસ્તાવેજો અથવા તે પૈકી જે દસ્તાવેજો હાજર કરવાની તેને હરકત ન હોય તેવા દસ્તાવેજો તેના પ્લીડરની ઓફીસમાં, અથવા પેઢીવાળાના ચોપડાના સંબંધમાં અથવા બીજા હિસાબના ચોપડાના સંબંધમાં અથવા કોઇપણ વેપાર અથવા ધંધાના કારણ સારૂ હમેશ ઉપયોગમાં આવતા હોય એવા ચોપડાના સંબંધમાં, તે ચોપડા જ્યાં હમેશ કબજામાં રાખવામાં આવતા હોય તે ઠેકાણે, નોટીસ પહોંચ્યા પછી ત્રણ દિવસમાં અમુક વખતે જોવા મળશે એમ તેમાં લખવું જોઇયે, અને તેમાંનો કોઇપણ દસ્તાવેજ હાજર કરવાને તેને હરકત હોય તો, કયો દસ્તાવેજ હાજર કરવાને હરકત છે તથા હરકતનાં કારણ શાં છે એ પણ તે નોટીસમાં જણાવવું. આ નોટીસ ક પુરવણીના ૫ મા નંબરના નમુનામાં પ્રસંગ પ્રમાણે જરૂર હોય તેટલો ફેરફાર કરીને તે નમુના પ્રમાણે હોવી જોઇયે.

જોવાનો હુકમ.

કલમ ૧૩૩. ઓ. ૩૧. રૂલ ૧૮ (ઇ આર.)

**૧૮.** (૧) જ્યારે ૧૫ મી કાનુન પ્રમાણે જે પક્ષકારને નોટીસ પહોંચાડી હોય તે પક્ષકાર દસ્તાવેજ કયે વખતે તપાસવા સારૂ મળશે તે બાબતની સદરહુ પ્રકારની નોટીસ નહીં આપે અથવા દસ્તાવેજ તપાસવા દેવામાં હરકત લે, અથવા તે જોવા સારૂ તેના પ્લીડરની ઓફિસ શિવાય બીજું ઠેકાણું નીમે, ત્યારે જે પક્ષકારને તે દસ્તાવેજ જોવાની મરજી હોય તે પક્ષકારની અરજી ઉપરથી તે દસ્તાવેજ પોતાને યોગ્ય લાગે તેવી જગાએ તથા તેવી રીતે જોવા દેવાનો હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે; પણ એવું ઠરાવ્યું છે કે ફરિયાદનો વાજબી નિકાલ થવા સારૂ જોવા દેવાનો હુકમ કરવાની જરૂર નથી એમ કોર્ટને લાગે તો અને તેટલે સુધી એવો હુકમ કરવો નહીં

(૨) દસ્તાવેજો જોવા દેવા બાબતની જે પક્ષકારની વિરૂદ્ધ અરજી કરવાની હોય તે પક્ષકારની પ્લીડિંગમાં, વિગતવાર હેવાલમાં, અથવા સોગન-

નામામાં જે દસ્તાવેજોનો હવાલો આપ્યો હોય તે શિવાયના દસ્તાવેજો અથવા તે પક્ષકારે કરેલા સોગનનામામાં જે દસ્તાવેજો બહાર પાડયા હોય તે શિવાયના દસ્તાવેજો જોવા દેવાની કોઇપણ અરજી સોગનનામાને આધારે કરવી જોઇયે, અને તે સોગનનામામાં, કયા દસ્તાવેજો જોઇયે છે, તે, દસ્તાવેજો જોવાનો અરજ કરનાર પક્ષકારને હક છે તે તથા તે દસ્તાવેજો વિરૂદ્ધ પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં છે તે વાત લખવી જોઇયે. ફરિયાદનો વાજબીરીતે નીકાલ થવા સારૂ અથવા ખરચનો બચાવ થવા સારૂ એવા દસ્તાવેજો જોવા દેવાનો હુકમ કરવાની જરૂર નથી એમ કોર્ટને લાગે તે પ્રસંગે અને તેટલે સુધી કોર્ટે એવો હુકમ કરવો નહીં.

**આર. એસ. ઓ. ૩૧, રૂ. ૧૭ અને ૧૮**

**ટીકા**—આ રૂલ હાઇકોર્ટ અને પ્રે. સ્મોલકોઝ કોરટને લાગુ છે.

જ્યારે અમુક જગાએ રજુ કરવાનો હુકમ કરેલો હોય ત્યારે આ રૂલ (૧૭) લાગુ થતું નથી.

**સુગમ જગો:**—જ્યારે એકાદો કરાર કરનારા પક્ષકારો એવો ઇરાદો રાખે કે જે પક્ષકારે તે કરારનો અમલ કરવાનો છે તે પક્ષકાર જે જગાએ પોતાનો મુખ્ય ધંધો રોજગાર કરે છે અને પોતાના ચોપડા રાખે છે તે જગાએ અથવા તે જગાની નજીક તે કરારનો અમલ કરવો જોઇએ. પછી તે પક્ષકાર ઉપરના એક દાવામાં આ ચોપડાઓ સામાન્ય રીતે જોવાને માગવામાં આવે અને જો પ્રતીવાદીને જરૂર હોય તો જે જગાએ તે પોતાના ચોપડા રાખતો હોય તે જગાએ સાધારણ રીતે જોવા દેવા જોઇએ (કેવળદાસ સાંકળચંદ વી. પેસ્તનજી (૧૮૮૧) ૫ મું. ૪૫૭)

**સરાફના ચોપડા:**—સરાફના ચોપડા વીશે પુરાવા એકટનો મુકાબલો કરો.

**દસ દીવસ:**—તે કયારથી શરૂ થાય છે તે વીશે જુઓ ધાપી વી. રામપ્રસાદ (૧૮૮૭) ૧૪ ક. ૭૬૮, ૭૭૭) અને જો આ કલમ પ્રમાણે નોટીસ આપેલી હોય તો, સામા પક્ષકારના ઇલાજ વીશે જુઓ તેનો તેજ ઠરાવ.

**એફીડેવીટનુ નીશ્ચયકારકપણું:**—લાંબી મુદતનો જે એવો રીવાજ છે કે જે પક્ષકાર વીરૂધ જોવાને માગેલુ હોય તે પક્ષકારના સોગનની પાછળ કોરટે જતી નથી તેમાં ફેરફાર કરવાનો અનુમાન પ્રમાણે રૂ. ૧૮ થી ઇરાદો રાખેલો નથી (જુઓ એન. પ્રેકટીશ. ઓ. ૨૧ રૂ. ૧૮ વાઇલમેન વી. વોલપોલ ૨૪ કયુ. બી. ડી. ૫૩૭)

**નોટીસ:**—નોટીસ બજાવેલી ના હોય તો કોઇ હુકમ કરવામાં આવતો નથી (મહેન્દ્રનાથ વી. ઇશનચંદ્ર (૧૮૮૪) ૧૦ ક. ૫૬).

**૧૯.** (૧) જ્યારે કોઇપણ ધંધાના ચોપડા જોવા દેવાની અરજી કરવામાં આવે ત્યારે કોર્ટ પોતાને ચોગ્ય લાગે તો, અસલ ચોપડા જોવાનો હુકમ કરવાને બદલે એવો હુકમ કરવાને મુખત્યાર છે કે તે-માંની અમુક નોંધની નકલ આપવી અને તેના ઉપર જે માણસે તે નકલ અસલ નોંધની સાથે સરખાવી હોય તે માણસે તેના ખરાપણા બદલ સોગન

ખરાપણાના દાખલાવાળી નકલ

ઓ. ૩૧, રૂલ ૧૯ અ. (ઇ. આર.)

ઉપર લેખ લખવો. અને એવા સોગનનામામાં, તે અસલ ચોપડામાં કાંઈ છેકછુક, કે લીટીઓ વચ્ચે લખેલો કાંઇ મજકુર, અથવા ફેરફાર છે કે નહીં અને હોય તો શું શું છે તે લખવું જોઇયે. પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની નકલ આપેલી હોય તોપણ, તે નકલ જે ચોપડામાંથી કરી હોય તે ચોપડો જોવા દેવાના હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

[૨] જ્યારે દસ્તાવેજ જોવા દેવાનો હુકમ મળવા સારૂ અરજી કરવામાં આવે ત્યારે તે દસ્તાવેજ ન દેખાડવાનો હક છે એમ કહેવામાં આવે ત્યારે, તે હક કાયદેસર છે કે નહીં તેનો નિર્ણય કરવા સારૂ તે દસ્તાવેજ જોવાનો કોર્ટને અધિકાર છે.

[૩] કોર્ટ, કોઇપણ વખતે, ફરીયાદના કોઇપણ પક્ષકારની અરજી ઉપરથી, અને દસ્તાવેજ બાબતનું સોગનનામું કરવાનો હુકમ થયો હોય અથવા ન હોય, અથવા તે સોગનનામું આપ્યું હોય અથવા ન હોય, તોપણ, બીજા કોઇપણ પક્ષકારને, તે અરજીમાં લખેલો કોઇપણ એક અથવા વધારે ચોકસ દસ્તાવેજ તેના કબજામાં અથવા અખત્યારમાં છે કે નહીં અથવા કોઇપણ વખતે હતો અથવા હતા કે નહીં અથવા તે તેના કબજામાં ન હોય તો તે તેની પાસેથી ક્યારે ગયો અથવા ગયા અને તેનું શું થયું તે બાબત સોગનનામું આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે. આવી અરજીની સાથે સોગનનામું હોવું જોઇયે, અને તેમાં એવું લખેલું હોવું જોઇયે કે તે કરનારની સમજ પ્રમાણે તે અરજી જે પક્ષકારની સામાં કરી હોય તે પક્ષકારના કબજામાં અથવા અધિકારમાં તે અરજીમાં લખેલો અથવા લખેલા દસ્તાવેજ છે, અથવા અમુક વખતે હતો અથવા હતા, અને તે દસ્તાવેજ ફરિયાદમાંની તકરારી બાબતો સંબંધી અથવા તેમાંની અમુક બાબત સંબંધી છે.

ઇ. આર. ઓ ૩૧. રૂ. ૧૯ અ.

**ટીકા**—આ રૂલ હાયકોર્ટ તથા પ્રો. સ્મોલકોઝ કોર્ટને લાગુ છે.

**હક**:—ઇંગ્લાન્ડમાં શોધ બાબતમાં તમામ બાગવાનો હરકતો તો જેમકે લગતી નહી તે, તેનો આ બાબતમાં સમાવેશ થાય છે, એવુ ઠરાવેલુ છે (એહરમેન વી. એહરમેન (૧૮૯૬) ૨ ક. ૮૨૬)

**શીક્કાબંધ દસ્તાવેજો**:—જે ભાગો શીક્કાબંધ હોય તે રકમ (૨) પ્રમાણે જોઇ શકાય છે. (એસવર્થ વાઇલડીંગ (૧૯૦૦) ૨. ચ. ૩૧૫)

યોગ્ય વખત પહેલાં શોધ લગાડવો.

કલમ ૧૩૫. ઓ. ૩૧, રૂલ ૨૦.

**૨૦.** જે પક્ષકાર પાસેથી કોઇ જાતના દસ્તાવેજોની શોધ કાઢવાનું અથવા તે જોવાનું હોય તે પક્ષકાર તેવી શોધ અથવા થોડી શોધ થવાને કે દસ્તાવેજો અથવા તેમાંના કોઇપણ દસ્તાવેજો જોવા દેવાની હરકત લે, અને કોર્ટની એવી ખાત્રી થાય કે, તે શોધ કાઢવાનો અથ-

વા જોવાનો હકક ફરિયાદમાંની કોઇ તકરારી બાબત અથવા મુદ્દા ઉપર આ. ધાર રાખે છે, અથવા એવી ખાત્રી થાય કે બીજા કોઇ કારણને લીધે શોધ કાઢવાના કે જોવાના હકક વીશે ઠરાવ કર્યા પહેલાં તે તકરારી બાબત કે મુ. દ્દાનો નિર્ણય પ્રથમ કરવો એવો હુકમ કરવાને અને શોધ કાઢવા અથવા જોવા વીશેની વાતનો નિકાલ બાકી રાખવાને, મુખત્યાર છે.

ઇ. આર. ઓ. ૩૧. રૂ. ૨૦. અ.

ટીકા—આ રૂલ હાયકોર્ટ અને પ્રો. સ્મોલકોઝ કોર્ટોને લાગુ છે જુઓ ઉપર રૂ.૭ ની નોટ. જુઓ "દાવાને મુદ્દાની"

કોઇ મુદ્દાનો નિર્ણયઃ—આ રૂલનો હેતુ (કામની સુનાવણી પહેલાં) તપાસ વખતે જે પુરાવ ઉપયોગ લેવાનો હોય તે પુરાવ શોધવાના હકનો ઠરાવ કરવાના ફકત કારણસર કોર્ટને એક દશ્યુ ફ્રાહાદીને તેનો નિર્ણય કરવાને કોર્ટને અખત્યાર આપવાનો છે. જે જજ આ દશ્યુનો ઠરાવ કરે તે જજે તે કામની સુનાવણી કરવી જોઇએ। અહમદભાઇ વી. વલીભાઇ (૧૮૮૨) ક. મુ. ૫૯૨. સમન્સ ઉપરથી હમેશાં કામ ચાલે છે. સદરહુ. ૭૦૩ પા. ૭૦૫ આલાજ નીયમ પ્રમાણે ઇંગ્લાંન્ડમાં તપાસ કરેલા કામોના દાખલા તર્ફે જુઓ રેકલીફ વી. લેકસી. ડી. ૨૫૫ રીવર્ડ વી. લોર્ડ લોન્સ ડેલપ. સી. બી. ડી. ૪૭. પાર્કરવી વેલ્સ. ૧૮ સી. ડી. ૪૭૭; લીચ વી. એબટ ૩૧ સી ડી. ૩૯૪).

**૨૧.** સવાલનામાનો જવાબ દેવા સારૂ અથવા દસ્તાવેજોની શોધ કાઢવા સારૂ અથવા તે જોવા દેવા સારૂ કોઇ પક્ષકારને હુકમ કરવામાં આવે છતાં તે માન્ય ન કરે ત્યારે, જો તે પક્ષકાર વાદી હોય તો, તે કામ ચલાવતો નથી એમ ગણીને તેની ફરિયાદ કાઢી નાંખવાને તે પાત્ર થશે; અને જો તે પ્રતિવાદી હોય તો, તેણે જે કંઇ જવાબ આપ્યો હોય તે કાઢી નાંખવાને, તથા તેણે જવાબ ન આપ્યો હોત તો તે જે સ્થિતિમાં હોત તે સ્થિતિમાં રહેવાને પાત્ર થશે; અને સવાલ કરનાર અથવા શોધ કાઢવાનો અથવા જોવાનો પ્રયત્ન કરનાર પક્ષકાર તેવી મતલબનો હુકમ થવા સારૂ કોરટને અરજ કરવાને મુખત્યાર છે, અને કોરટ તે પ્રમાણે હુકમ કરવાને મુખત્યાર છે.

શોધ કાઢવાનો હુકમ માન્ય નહીં કરે તો.

કલમ ૧૩૬. ઓ.૩૧. રૂલ ૨૧.(ઇ આર.)

ઇ. આર. ઓ. ૩૧. રૂ. ૨૧.

ટીકા—આ રૂલ હાયકોર્ટ અને પ્રો. સ્મોલ કોઝકોર્ટોને લાગુ છે.

ઇંગ્લાંન્ડમાં જો કોર્ટોની એવી ખાત્રી થાય નહી કે કસુર કરનાર પક્ષકાર બાજબી રાહે શોધ ન થવા દેવાને માગે છે તો આ રૂલ પ્રમાણે તે કોર્ટો હુકમ કરતી નથી (લીબરીયા વી. રોઝ ૧ એ. શી. પા. ૧૪૯. જુઓ નેલસન વી નેલશન (૧૯૦૬) ૨. કે. બી. ૨૧૭)

**૨૨.** કોઇપણ પક્ષકારને, ફરિયાદનો ઇનસાફ થતો હોય તે વખતે સવાલનામાના વિરૂદ્ધ પક્ષકારે આપેલા જવાબમાંના કાંઇ જવાબ, અથવા કોઇ આખો જવાબ દાખલ ન કરતાં તેમાંના કોઇ એક અથવા વધારે જવાબનો અથવા કોઇ જવાબના કોઇ પણ

ઇનસાફની વખતે સવાલનામાના જવાબનો ઉપયોગ કરવા બાબત.

ઓ. ૩૧. રૂલ ૨૪. (ઇ. આર.)

ભાગનો પુરાવામાં ઉપયોગ કરવાનો અધિકાર છે; પણ હમેશને માટે એવું ઠરાવ્યું છે કે કોર્ટને સઘળા જવાબ જોવાનો અધિકાર છે, અને જો કોર્ટને એમ જણાય કે તેમાંના દાખલ કરેલા જવાબ સાથે બીજા કોઇ પણ જવાબનો એવો સંબંધ છે કે તે જવાબોનો તે બીજા જવાબ શિવાય ઉપયોગ કરવો દુરસ્ત નથી, તો તે બીજા જવાબ દાખલ કરવાનો હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે.

ઇ. આર. ઓ. ૩૧. રૂ. ૨૨.

ટીકા—આ રૂલ હાઇકોર્ટને તથા પ્રા. સ્મોલકોઝ કોર્ટોને લાગુ છે.

જુઓ લાયેલ વી. કેનેડી અને ગોરતોર્બ હારીપાલ વી. જાહેરલાલપાલ. ( ૨૭ સી. ડી. પા. ૧૮ અને ૨૯, ( ૧૮૭૧ ) ૪ ક. ૮૯૬. ૪ ક લા. રી. ૧૬૪).

કોઇ હુકમ:—સદરહુ રૂલ. ૧૧ અથવા ૧૮ પ્રમાણે એકાદો હુકમ કરવામાં આવે નહી ત્યાં સુધી આ રૂલ પ્રમાણે કોઇ ઇલાજ લેવા શકાતો નથી ( પ્રેમસુખ વી. ઇંદ્રનાથ ( ૧૮૯૧ ) ૧૮ ક ૪૨૦. તેથી લાલદેવી વી. સંતો ૧૦ ક. ૫૦૫નો ઠરાવ રદ કરેલો છે. ) છેલ્લા ઇલાજ તરીકેના હોયતો એકાદો દાવો કાહાડી નાંખવો ના જોઇએ. અથવા બચાવ કામમાંથી દૂર કરવો ના જોઇએ । અસેતુલ્લા વી. અબદુલ આઝીઝ (૧૮૮૩) ૯. ક. ૯૨૩; જુઓ ચુનીલાલ વી. દેલી ( ૧૯ ૫ ) મ. વી. નો ૬૨ ) અથવા ઘણાજ છેવટના કામો શીવાયનાં કામોમાં ( રામ ઈશ્વર વી સોશીભુશણ ( ૧૮૮૦ ) ૫ ક. ૭૦૭ ) કોર્ટની એવી ખાત્રી થાય નહી કે જે પક્ષકારને ફરમાવેલુ છે તે પક્ષકાર વ્યાજબી શોધ કરવા દેવો નહી એવું કહે છે. ( વીલશન વી રેકલો વી ચ. ૭ કયું. બી. ડી. ૫૫૩ ) અને જો તે સબંધ રાખનાર પક્ષકારો પડદા નસીન સ્ત્રીઓ હોય તો આ બાબત લક્ષમાં લેવી જોઇએ અને તે પ્રમાણે કરવુ જોઇએ નહી. કલ્યાણ વી. સફદાર હુસેન ( ૧૮૮૬ ) ૮ મ. ૨૬૫ ) પણ પ્રતીવાદીએ સવાલનો જવાબ આપવાને કસુર કરેલી હોય અને તેને એક બીજી અઠવાડીયુ આપ્યા છતાં તે બાબત ફરીથી કસુર કરેલી હોયતોજ જસ્ટીસ કવેમ સાહેબે કહેલુ છે કે તે રૂલ આગળ અટકાવવાના હેતુથી દાખલ કરેલુ છે, માટે ચોવીસ કલાકની અંદર જવાબ દાખલ કરવામાં ના આવે તો બચાવ કહાડી નાંખવામાં હુકમ કરવાનો આવેલો છે. ( ટવીક્રોસ વી. ગ્રેંઢ વી. નો. ૧૮૭૫. પા. ૨૨૯ જુઓ બસસીંગ અ તથા તેની સ્ત્રી બેરો અને કંપની નામથી વહેપાર કરતાં હતાં તેથી તેઓએ ક ઉપર દાવો કરેલો હતો તેમાં ક એ તેઓ ઉપર રજુ કરવાનો એક હુકમ બજાવેલો હતો; બ એ એકલાએ દસ્તાવેજોના એફીડેવીટ કરયા. તે દરમીયાંનમાં અ નાસતો ફરતો હતો. તેથી તે દાવો કાહાડી નાખવાની અરજી કરવા ઉપરથી વાઇશ ચેનસેલરે ઠરાવ્યુ છે કે આ કલમથી ને દાવો કાહાડી નાંખવાને અવસ્યનુ ઠરાવેલું નથી, અને તેની સ્ત્રી બ ને તે દાવો ચલાવવાની રજા આપેલી હતી હાર્ટલી વી. ઓવન વી. નો. ( ૧૮૯૬ ) પા. ૧૯૩ ) જે પક્ષકારના વીરૂધ હુકમ કરેલો છે તે પક્ષકારને રદ કરાવવાને અરજ કરી શકે છે ( અશેતુલ્લા વી. અબદુલ આઝીઝ ( ૧૮૮૩ ) ૯ ક. ૯૨૩ ).

મજીયારો કબજો:—જુઓ કેરયુ વી. કેરયુ ( ૧ પી. ડી ( ૧૮૯૧ ) ૩૬૦ )

તીરસ્કાર:—હાયકોરટમાં એકાદો પક્ષકાર જેવા અને શોધ બાબતના હુકમનું અપ-

જાય તો, તે વળી તીરસ્કાર બાબત કમીટ થવાને પાત્ર છે (હસનભાઇ વી. કાવસજી (૧૮૮૩) ૭ મું. ૧; નવી વહુ વી. નરોતમદાસ (૧૮૮૩) ૭ મું. ૫)

**અપીલઃ**--આ રૂલ પ્રમાણે એ કાદો હુકમ તે ક. ૨ પ્રમાણે એક હુકમનામુ છે અને તે ઉપર અપીલ ચાલવા લાયક છે (આનર્સંગ વી. હરીહરમ (૧૮૯૫) ૧૯ મુ. ૩૦૭) તે એક તરફી હુકમનામુ નથી (ચુનીલાલ વી. ચમન (૧૮૮૫) ૭ અ. ૧૫૯; કેશરીયા વી. પટુઆ શેઠ (૧૮૯૮) ૨ ક. વી. નો. ૬૭૬)

**ફરી તપાસણી**:—આ રૂલ પ્રમાણેના હુકમની ફરી તપાસણી કરી શકાય છે (બાપી વી. રામપ્રસાદ (૧૮૮૭) ૧૪ ક. ૭૬૮)

**૨૩.** આ ઓર્ડર સગીર વાદી તથા પ્રતિવાદીને તથા નાલાયક મનુષ્યોના ઇષ્ટમિત્ર તથા ફરિયાદ પુરતા વાલીને લાગુ પડે છે એમ સમજવું. ઓ.૩૧.રૂલ ૨૯ (ઇ. આર)

આ ઓર્ડર સગીરને લાગુ પડશે.

ઇ આર. ઓ. ૩૧ રૂ ૨૯

**ટીકાઃ**—આ રૂલ હા. કો તથા પ્રો. સ્મા કો. લાગુ છે.

જુના કાયદા પ્રમાણે સગીર પાસેથી કાંઇ શોધ થઇ શકતો નહોતો. (કનીર વી. ભોલાપ્રસાદ (૧૮૯૫) ૨૨ ક. ૮૯૧) અને આ રૂલથી તે ઓરડરના ઠરાવો દીવાના શખસોને લાગુ કરેલા છે તેથી તેવા ઇંગ્રેજી રૂલ કરતાં એક વધારે ઠરાવ કરેલો છે.

## ઑર્ડર ૧૨ મો.

### કબુલત વિશે.

**૧.** ફરિયાદના કોઇપણ પક્ષકારને, બીજા કોઇ પક્ષકારનો સઘળો મુકદ્દમો અથવા તેનો કોઇ ભાગ ખરો હોવાનું પોતાને કબુલ છે એવી નોટીસ પોતાની પ્લીડિંગથી અથવા બીજા લેખથી આપવાનો અધિકાર છે. ઓ.૩૨,રૂલ ૧. (ઇ. આર.)

મુકદ્દમો કબુલ હોવા બાબતની નોટીસ.

ઇ. આર. ઓ. ૩૨ રૂ. ૧૦

**ટીકાઃ**—ઇંગ્રેજી રૂલોમાંથી આ ઓર્ડર તમામ લેવામાં આવ્યો છે; અને તે તપાસ વખતે કામ ટુંકાણ કરવાને સારૂ દાખલ કરેલો છે. કલકતાની હા. કો. ની અસલ બાજુમાં હકીકતો કબુલ કરવાને નોટીસો કેટલીક મુદત ઉપર દાખલ કરેલી હતી. પરંતુ તે નીયમોના આજ સુધી થોડોકજ ઉપયોગ કરેલો છે.

**કબુલતોઃ**—તે પ્લીડીંગોમાં અથવા સવાલોના જવાબો જેવા કોઇ એફીડેવીટમાં કરી શકાય છે (એટર્ની જનરલ વી. ગેસ્કીલ ૨૦ સી. ડી. ૫૧૯) ખરી રાતે એકાદા શખસે સોગન ઉપર કહેલી હકીકતનો એક કબુલત તરીકે તેના વીરૂદ્ધ ઉપયોગ થઇ શકે છે (એક તરફી હોલના કામમાં ૧૯ સી. ડી. પા. ૫૮૩)

**જ્યારે હકીકત કબુલ કરેલી ત્યારે પુરાવ**—ઇંગ્લાંડમાં ફર્યાદ અરજીમાં કહેલી ત-

મામ હકીકત જો પ્રતીવાદીએ કબુલ કરેલી હોય તો ખાસ કારણો ઉપરથી કોરટે રજા આપ્યા શીવાય વાદીને પુરાવ આપવાની પરવાનગી આપવામાં આવતી નથી (હાર્ડવીકના કામમાં ૯ પી. ડી. ૩૨)

દસ્તાવેજો દાખલ કરવાથી તે પુરાવ થતા નથી અને તે રીતીસર રજુ કરવા જોઇએ અને કામની સુનાવણી વખતે અદાલતમાં તે જોઇએ તો તેના ઉપર નીશાન કરવા જોઇએ (વોટસન વી. રોડવેલ ૧૧ સી ડી. પા. ૧૫૩)

ખર્ચઃ—કબુલ કરવાને ના કહેવામાં આવે અથવા કસુર કરવામાં આવે તેથી ઘટીત થાય છે જુઓ રૂ. ૯

૨. બેમાંના કોઇપણ પક્ષકારને, વાજબી હરકતો હોય તે સઘળી બાદ કરીને, કોઇપણ દસ્તાવેજ ખરો છે એમ કબુલ કરવાનું બીજા પક્ષકારને કહેવાનો અધિકાર છે, અને એવી નોટીસ આપ્યા પછી, તે દસ્તાવેજ કબુલ નહીં કરે અથવા ગફલત કરે તો, તેવો દસ્તાવેજ સાબિત કરવાનો ખરચ, ફરિયાદનો નિકાલ ગમે તે થાય તો પણ, કોર્ટ બીજી રીતનો હુકમ ન કરે તો, સદરહુ પ્રમાણે નાકબુલ કરનાર અથવા ગફલત કરનાર પક્ષકારે આપવો જોઇયે, અને સદરહુ પ્રમાણેની નોટીસ આપી ન હોય તો, કોઇ દસ્તાવેજ સાબિત કરવાનો ખરચ અપાવવો નહીં, પણ એવી નોટીસ ન આપ્યાથી કોર્ટના મત પ્રમાણે ખરચનો બચાવ થાય તેમ હોય તો તે ખરચ અપાવવાને હરકત નથી.

દસ્તાવેજો ખરા હોવાનું કબુલ કરવાનું કહેવાની નોટીસ.

કલમ ૧૨૯, ઓ. ૩૨, રૂલ ૨ (ઇ. આ.)

૩. દસ્તાવેજ કબુલ કરવાનું કહેવાની નોટીસ ક પુરવણીમાંના ૯ મા નંબરના નમુનામાં પ્રસંગ પ્રમાણે જરૂર હોય તે ફેરફાર કરીને તે નમુના મુજબ હોવી જોઇયે.

નોટીસનો નમુનો.

કલમ નવી

ઇ. આર. ઓ. ૩૨ રૂ. ૨ સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૨૮.

ટીકાઃ—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મા. કો. ને લાગુ છે.

આ ગ્રંથની છેલ્લી આવૃતી ઉપરની નીચેનો નમુનો જણાતો હતો અને તે ફરીથી એપેન્ડીકસ ક. માં બતાવેલો છે, તો પણ તે દસ્તાવેજો કેવી રીતે બતાવવા જોઇએ તે જાણવાને સારૂ તે ઉપયોગી થઇ શકે છે. (જુઓ પરિશીષ્ટ ૧ લું. પુરવણી ક. નમુનો નંબર ૯) જુઓ આગળ પાને ૪૭).

**તેમાં કયા દસ્તાવેજો આવવા જોઇએઃ**—આ નમુના ઉપરથી દેખાય છે કે પુરાવમાં જે દસ્તાવેજોનો ઉપયોગ કરવાનો ઇરાદો રાખેલ હોય તે તમામ દસ્તાવેજોની નોટીસ આપવી જોઇએ, પછી તે સામા પક્ષકારના કબજામાં હોય કીંવા નહિ અને તે સામા પક્ષકારે એમ કહેલું હોય કે તે દસ્તાવેજો હું કબુલ કરીશ નહિ તો પણ ચીંતા નથી (રસર વી. ચેપમેન ૮ એમ અને ડબલ્યુ ૩૮૮; સ્પેસર વી. બેરો ૯ એમ એ ડબલ્યુ. ૪૨૫; પછી જો કે તે દસ્તાવેજ જેનકે એકાદી જુબાનીની નકલ અથવા સામો ભાગ શક ભરેલો હોય

તો પણ કાયદેસર દાખલ રકવા લાયક છે ( કોમનવેલ્થના કામમાં લા. રી. ૩ એ-અને ઇ. ૩૧૬; દેવ વી. સ્મીથ એડ અને એસ. ૨૫૫ જો તેમ ના હોય તો આવો દસ્તાવેજ સાબીત કરવાનું ખર્ચ અપાવામાં આવતુ નથી.

**કબુલાતનો અસર:**—પુરાવનાં આવો દસ્તાવેજ દાખલ કરવાની બાબની હરકતો બાદ કરતાં સામા પક્ષકારને નોટીસ વીગરે આપીને બીજા દરજ્જાનો પુરાવનો આધાર ર્ક્યો થીવાય પુરાવ તરીકે નકરો વાપરવાને એકાદો પક્ષકાર શક્તીવાન થતો નથી શાર્પ વી. લેમ્પ ૧૧ એડ અને એલ. ૮૦૫ ) અથવા તે દસ્તાવેજ ઉપર જોઇતો સ્ટેમ્પ નથી તે કારણથી હરકત લેવાને કબુલ કરનાર પક્ષકારને અટકાવ થતો નથી ( વેઇન વી. વીડીન્ગટન ૨૬લ્ન એન. એસ. ૭૫૭; પણ એજંટ તરીકે એ એ એક હા દસ્તાવેજથી કબુલાત કરેલી હોય તો તે તેના મુખત્યારની કબુલાત છે ( વીલ્કીસ વી હોપકીન્સ ૧ સી. બી ૭૩૭ )

**આવા દસ્તાવેજો સાબીત કરવાનું ખર્ચ**—જે પક્ષકાર નોટીસ બજાવે તે પક્ષકાર દસ્તાવેજો સાબીત કરવાને જો કસુર કરે તો જે પક્ષકાર કબુલ કરવાને ના કહેતો હોય તે પક્ષકાર જે પ્રયત્ન કોઇ બારેલો થયેલો ના હોય તે પ્રયત્નના ખર્ચ બાબત જવાબદાર ઠરાવામાં આવતો નથી ( સ્ટ્રેપી વી. બ્લેક જી. સી. અને પી ૮૦૪; ડુ લી પટર્સ ૧ સી. અને કે ૨૭૯ ફ્રીમેન વી. રોશર ૬ ડી. અને એલ. ૫૧૭ )

**સહ પ્રતીવાદીઓ:**—સહ પ્રતીવાદીઓની વચમાં દસ્તાવેજોથી કબુલાતો કરેલી હોય અને તેમાં વાદી પક્ષકાર ન હોય તો વાદી વીરૂદ્ધ તે પુરાવ તરીક વાંચી શકાતો નથી ( ડોબ્ટસ વી. ટયુક. ૨૫ સી. ડી. ૬૧૭)

હકીકત કબુલ કરવાનું કહેવાની નોટીસ. — ઓ. ૩૨. રૂલ ૪ (ઇ. આર.)

**૪.** કોઇપણ પક્ષકાર, કોઇપણ સામા પક્ષકારને, સુનાવણી માટે નિમેલા દિવસ પહેલાં નવ દિવસથી ઓછી નહીં એટલી મુદ્દતમાં, લેખી નોટીસ આપીને, તેમાં લખેલી કોઇપણ ચોકસ હકીકત અથવા હકીકતો ફકત ફરિયાદનાં કારણ સારૂ કબુલ કરો એમ કહેવાને મુખત્યાર છે. અને એવી નોટીસ પોંચાડયા પછી છ દિવસની અંદર, અથવા કોર્ટ વધારે મુદ્દત આપે તો તે મુદ્દતની અંદર, તે હકીકત અથવા હકીકતો કબુલ કરવાની ના કહે અથવા ગફલત કરે તો, સદરહુ હકીકત અથવા હકીકતો સાબિત કરવાનો ખરચ, ફરિયાદનો ગમે તે નિકાલ થાય તોપણ, કોર્ટ બીજી રીતનો હુકમ નહીં કરે તો, સદરહુ પ્રમાણે નાકબુલ કરનાર અથવા ગફલત કરનાર પક્ષકારે આપવો જોઇયે. પણ એવું ઠરાવ્યું છે કે, એવી નોટીસને અનુસરીને જે કાંઇ કબુલત કરી હોય તે તે ચોકસ ફરિયાદનાં કારણ સારૂજ માત્ર કરી છે એમ સમજવું. અને તેનો ઉપયોગ સદરહુ પ્રકારની વિરૂધ્ધ બીજે કોઇ પ્રસંગે અથવા નોટીસ આપનાર પક્ષકાર શિવાય બીજા કોઇપણ શખસની તરફેણમાં કરવો નહીં; વળી એવું પણ ઠરાવ્યું છે કે, સદરહુ પ્રમાણે આપેલી કોઇપણ કબુલત, વાજબી હોય એવી શરતે મે, કોઇપણ પક્ષકારને કોઇપણ વખતે સુધારવા દેવાને અથવા ખેંચી લેવા દેવાને કોર્ટ મુખત્યાર છે.

**૫.** હકીકતો કબુલ કરવાનું કહેવાની નોટીસ તથા હકીકતની કબુલતોં, અનુક્રમે, ક પુરવણીના નમુના નંબર ૧૦ તથા ક પુરવણીના નમુના નંબર ૧૧ મા પ્રસંગ પ્રમાણે જરૂર હોય તે ફેરફાર કરીને તે તે નમુના મુજબ હોવી જોઈયે.

કબુલતનો નમુનો.

ઓ. ૩૨. રૂલ ૫ (ઇ. આર.)

ઇ. આર. ઓ. ૩૨ રૂ. ૪ અને ૫.

ટીકા—જુઓ કલકતા હાઇકોર્ટના રૂલો જ્યાં બની શકે ત્યાં હકીકત કબુલ કરવાની નોટીસ તે સવાલની જગાએ સમજવી જોઇએ ( કલાર્ક વી. કલાર્ક (૧૮૯૫ ) વી. નો ૧૩૦)

દાવા અરજી સાથે નોટીસ બજાવી શકાય છે અને તેનો જવાબ આપવાને જો પ્રતીવાદી ના કહે તો ખરચ વીશે પોતાના જોખમથી તે પ્રમાણે તે કરે છે ( ક્રોફર્ડ વી. ચોલી (૧૮૮૩ ) વી. નો. ૧૫૮; જુઓ એન. પ્રેક. ૧૯૦૮; ૧, ૪૨૮ )

**૬.** કોઇપણ પક્ષકાર, ફરિયાદની કોઇપણ પાયરીએ, જ્યારે પ્લીડિંગથી અથવા બીજી રીતે, હકીકત કબુલ કરી હોય ત્યારે, તેવી કબુલત ઉપરથી જે ફેંસલો અથવા હુકમ તેને મેળવવાનો હક હોય તે ફેંસલો અથવા હુકમ, ફરિયાદના પક્ષકારો વચ્ચે બીજી તકરારનો નિર્ણય થતાં સુધી નહી થોભતાં, કરવાસારૂ કોર્ટને અરજી કરવાને મુખત્યાર છે. અને એવી અરજી કરવામાં આવે એટલે, કોર્ટને વાજબી લાગે તેવો હુકમ કરવા અથવા તેવો ફેંસલો આપવાને કોર્ટ મુખત્યાર છે.

કબુલત ઉપરથી ફેસલો.

ઓ. ૩૨. રૂલ ૬ (ઇ. આર.)

ઈ. આર. ઓ. ૩૨ રૂ. ૬.

ટીકા—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

આ રૂલનો હેતુ દાવાના જેટલા ભાગ વીશે તકરાર ના હોય તેટલા બાગથી વાદી અથવા પ્રતીવાદી મોકળો થઇ શકે તે બાબતનો છે ( થોરપ વી. હાઉડસવર્થ ૩ સી. ડી. પા. ૬૪૦ ).

તેથી ફકત રજા આપવા જેવું થાય છે અને તપાસ વખતે પ્લીડીંગોમાં જે કબુલતો કરેલી હોય તે ઉપર આધાર રાખવાને વાદીને અટકાવ થતો નથી કારણ કે આ રૂલનો ઉપયોગ કરવાને તે પસંદ કરતો નથી ( ટીલ્ડસલી વી. હાર્પર ૭ સી. ડી. ૪૦૩ )

મુખ જુબાનીની કબુલત જો સ્પષ્ટ રીતે સાબેત થએલી હોય તો બસ છે ( બીરીના કામમાં ( ૧૮૯૪ ) ૧ ચ. ૪૯૪; અને કાગળ પત્રના બ્યવહારથી કરેલી કબુલતો વીશે જુઓ ટીલ્ડસલી વી. હાર્પર સદરહુ તે કબુલતો કેવી અને કેટલી છે કે જેના ઉપરથી કોરટ ચાલે છે, સીમન્ટસ વી. જેનકીન્સન ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૫૧૨ ).

બાળકો—ઈંગ્લંડમાં કોરટો આ રૂલ પ્રમાણે સગીર વીરૂદ્ધ હુકમો કરતી નથી ( સાયરસ વી. સાયરસ ૫ લા. રી. આયર ચ. ડી. ૧૩૪, એન પ્રેક. ઓ. ૩૨. રૂ. ૬ ની નોટ.

**કબુલતો અને હકીકત સ્પષ્ટ હોવી જોઇએ**—આ રૂલ પ્રમાણે કોરટે વરતે તે પહેલાં તે કબુલતો સ્પષ્ટ અને અંદેશા વીનાની હોવી જોઇએ અને વાદી જે હકનો દાવો

હોય તે સારો અને કીમતી પુરાવ બંધ કરી રાખવાનો તે પક્ષકારોનો હક થતો નથી (હુકમ હુંસન વી. રામલોચન (૧૮૭૫) ૨૩ વી. રી. ૨૯) માટે જે એક દસ્તાવેજ દાવા અરજી સાથે ફાઇલ કરેલોના હોય તેના ખરાપણા વીશે કોર્ટની ખાત્રી થાય એટલે, જો કે તે રજીસ્ટર વીનાનો હોય તો પણ, તે પૂરાવમાં લેઇ શકે છે (અલાઓલ્લા મંડલ સકીયુદ્દીન તરફદાર વી. રી. ૧૮૬૪. પા. ૨૭૧) શકવાળા દસ્તાવેજો મોડા રજુ કરવાથી થતુ કપટ અટકાવવાને આ એક નિયમ ઠરાવેલો છે. પણ દાખલા વાળી જે સરકારી દફતર જેવી હોય છે તેવો શક વીનાનો રીતીસર પુરાવ બંધ કરી મુકવાનો નથી (રણછોડ વી. ધી, સેક્રટરી ઓફ સ્ટેટ (૧૮૯૮) ૨૨ મુ. ૧૭૩. જુઓ રૂ. ૨)

**અપીલ:**—પહેલી સુનાવણી પછી વધારાનો પુરાવ ફક્ત દાખલ કરવાથી અપીલ બાબત સાફ કારણ નથી (તોટારામ વી. રીકમણી (૧૮૬૯). તેમ જે પુરાવ અસલ કોરટે દાખલ કરેલો હોય તે પુરાવ તે કારણથી અપીલ કોર્ટ રદ કરી શકતો નથી (મીનાક્ષી વી. વેલુ (૧૮૮૫) ૮ મ ૩૭૩: અને જુઓ ભુમનારાયણ કરમુન (૧૮૬૪) ૧ વી. રી. ૧૯૮; વળી જુઓ ઓ. ૭. રૂ. ૧૮ નીચેની નોટ)

**કલમ ૧૩૯**

*દસ્તાવેજો હાજર ન કરવાનું ફળ.*

**૨. કોઇપણ પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં હોય તેવો દસ્તાવેજી પુરાવો પેટા કાનુન (૧) ના ઠરાવ પ્રમાણે હાજર કરવો જોઇતો હતો એવું છે તાં તે હાજર કર્યો ન હોય તો, તે દસ્તાવેજી પુરાવો, તે હાજર ન કરવાનું કોરટની ખાત્રી લાયક સબળ કારણ બતાવ્યા વગર, તે કામની પછીની કોઇપણ સુનાવણી વખતે લેવો નહીં. અને એવો કોઇપણ પુરાવો કોરટ લે તો, કોરટે તે લેવાનાં કારણો લખી રાખવાં જોઇએ.**

### સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૩૯.

**ટીકા:**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

જો મુદ્દા ઠરાવવામાં આવેલા હોય તો ત્યાર પછી જે પૂરાવ પોતાના કબજા અથવા અખત્યારમાંનો હોય તો, તે નવો દસ્તાવેજ પુરાવ ગુજારવાનો પક્ષકારોનો હક થતો નથી, પણ પાછળથી તેથી વધારે વહેલી વખતે જે કારણોથી તે રજુ કરેલોના હોય તે કારણો બતાવીને તેઓ તે રજુ કરવાને મુખત્યાર છે અને તે અરજી કબુલ કરવી કીંવા નામંજુર કરવી તે જડજને માટે રહે છે. આ બેમાંથી જડજ જે કરે તેના કારણો તેમણે કામમાં લખવાં જોઇએ, અને જો પુરાવ લેવામાં આવે તો, તે પ્રમાણે કારણો બતાવવાં જોઇએ (વોટસન અને કંપની વી. કનાઈ (૧૮૬૮) ૯ વી. રી. ૨૫૪) આ રૂલ પ્રમાણેની અરજીયોની વ્યવસ્થા કરવામાં મનમાં એટલું યાદ રાખવું જોઇએ કે તે રૂલનો મુખ્ય હેતુ તપાસ ચાલતાની દરમીયાનમાં જે આશા રાખ્યા વીનાના સવાલો ઉત્પન્ન થાય છે તેનો ખુલાસો કરવાને ખોટો પુરાવ બનાવવાનો અટકાવ કરવાનો તે ફકત જે દસ્તાવેજો પક્ષકારોના પોતાના કબજામાં અથવા અખત્યારમાં હોય તેજ સબંધીનો છે, અને પહેલી સુનાવણી વખતે જે પુરાવ ફાઇલ કરેલો હોય તે શીવાયનો કાંઇ વધારાનો દસ્તાવેજ પુરાવ કોર્ટની રજા વગર રજુ કરવાની પરવાનગી આપવાનો ઇરાદો રાખેલો નથી (ગોરહરી વી પ્રાણહરી (૧૮૭૪) ૨૧ વી. રી. ૪૨) પણ કોરટે તે રજુ કરવાને પક્ષકારોને કહેવું જોઇએ અથવા નહી તો આ ઓર્ડરના

સખત ઠરાવોનો અમલ થાય નહી. કોર્ટ જે એકાદા પક્ષકારને જરૂર પાડેલી ના હોય તે પક્ષકારે મુદ્દા ઠરાવ્યા પછી બીજા દીવસે દસ્તાવેજી પુરાવ રજુ કરેલો હોય અને મુદ્દા ઠરાવતી વખતે કોઇ દસ્તાવેજ માગવામાં આવેલો હતો એવી હકીકત લખવામાં આવેલી હોય તો તે પુરાવ લેવો જોઇતો હતો, એવું ઠરાવેલુ છે ( ગાહાબબહુસેન વી. પતાસુ (૧૮૬૮) ૧ બં. લા. રી. ૧૨૭)

લાગુ ન પડે તેવા અથવા અગ્રાહ્ય દસ્તાવેજો નામંજુર કરવા.

**૩. કોરટની નજરમાં એમ આવે કે કોઈ દસ્તાવેજ લગતો નથી અથવા બીજી રીતે અગ્રાહ્ય છે તો તે દસ્તાવેજ ફરિયાદની કોઇપણ પાયરીએ નામંજુર કરવાને કોરટ મુખત્યાર છે, પણ તે નામંજુર કરવાનાં કારણ તેણે લખી રાખવાં.** **કલમ ૧૪૦**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૪૦.**

**ટીકા**—આ રૂલ. હા. કો. તથા પ્રે. સ્મો. કોરટને લાગુ છે.

**નામંજુર કરવો તેઃ**—જડજે પક્ષકારો પાસેથી પોતાનો જે દસ્તાવેજી પુરાવ માગેલો હોય તો પક્ષકારોએ રજુ કરેલો દરેક દસ્તાવેજ તેમણે લેવો જોઇએ; અને તે તપાસીને જે દસ્તાવેજ પોતાની નજરમાં લગતો ના હોય અથવા દાખલ કરવા લાયક ના હોય તે દસ્તાવેજ પાછો આપવો જોઇએ ( રોશનજાહાન વી. ઇનાયતહુસેન માર્શ ૧૨૭) અથવા વખત નહી મળવાને લીધે જો તેઉ તે તપાશી શકેલા ના હોય અથવા તે વીશે વીચાર કરી શકેલા ના હોય તો તે દસ્તાવેજો ફાઇલિ કરવાને પરવાનગી આપે છે અને તપાસીને પાછળથી નામંજુર કરે છે ( સુદુબીના વી. રાજમોહન (૧૮૬૯) ૧૧ વી. રી. ૩૫૦, જે દસ્તાવેજો લગતા ના હોય અથવા દાખલ કરવા લાયક ના હોય તે કામમાં રાખવા ના જોઇએ; ઇસરચંદ્ર વી. રસીકલાલ (૧૮૬૯) ૧૧ વી. રી. ૫૭૬; દસ્તાવેજો દાખલ કરવાની અથવા નામંજુર કરવાની કોરટની ફરજ વીશે જુઓ તબીમુદી વી. બસારત (૧૮૭૪) ૨૧ વી. રી. ૭૬) જે દસ્તાવેજો કોરટે રાખેલા હોય તે દસ્તાવેજો યોગ્ય રીતે શાબેત થએલા ના હોય અથવા કબુલ કરેલા ના હોય ત્યાં સુધી તેનો પુરાવમાં ઉપયોગ કરી શકાતો નથી અથવા કામમાં મુકી શકાતો નથી.

એક કમીશનરની રૂબરૂ લીધેલા પુરાવમાં જો એક દસ્તાવેજ રજુ કરવામાં આવેલો હોય અને કોઇ કારણથી તે વીશે હરકત લેવામાં આવેલી હોય તો તપાસ ચાલતી વખતે બીજા કોઇ કારણથી તે દસ્તાવેજ વીશે હરકત લેવાને સામા પક્ષકારને અટકાવ થતો નથી ( રાણી વી. ગોફીમ (૧૮૮૩) ૯ ક. ૯૩૯)

**મંજુરીની જરૂરીઃ**—એકાદો દસ્તાવેજ મેળવવાને કાંઇ કરવુ જોઇતુ હોય તો જે પક્ષકારને તે દસ્તાવેજ જોઇતો હોય તે પક્ષકારે તે કરવું જોઇએ માટે એક તારની નકલ ટેલીગ્રાફ ખાતામાંથી મંગાવવાને જે અમલદારની ઓફીસમાંથી તે ગએલો હોય તે અમલદાર રજુ કરે તે સારૂ સરકારની મંજુરી તે પક્ષકારે લેવી જોઇએ, અને કોરટે લેવાની નથી. ( લેખરાજ વી. પાલીરામ (૧૮૭૦) ૨ અ. હા. કો. ૨૧૦)

**અપીલઃ**—દસ્તાવેજો નામંજુર કર્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી, તેમ ચારટર એક્ટ પ્રમાણે તેમાં હાથ ઘાલી શકાતો નથી ( અર્સકીન અરજદારના કામમાં (૧૮૭૨)

રેલો હોય તો તે અપીલ કોરટે રદ કરવો ના જોઇએ. તેમને અપીલ કરવાને સારૂ કારણ થતુ નથી. જુઓ રૂ. ૧ ની નોટ. એક દાવો દાખલ કરયા પછી એક ખત ઉપર સ્ટેપ લગાવવામાં આવેલો હતો તો તે બળવાન છે. પણ તે પહેલી સુનાવણી વખતે, તે રજુ કરવામાં આવે અને કોરટને તે પૂરાવમાં લેવાને અરજ કરવામાં ત્યારે યોગ્ય સ્ટેપવાળુ જોઇએ ( આત્મારામ વી. અમીરચંદ ( ૧૮૯૫ ) ૩ મુ. હા. કો. એ. સી. ૯૨ ). જ્યારે સ્ટેંપ એકટ પ્રમાણે પેનલ્ટી આપવાથી પ્રથમનો સ્ટેંપ વીનાનો દસ્તાવેજ એક કોરટને પુરાવમાં દાખલ કરવાનો પ્રસંગ આવે ત્યારે તે અસલ દસ્તાવેજ કોરટની રૂબરૂ હોવાની જરૂર છે. કાલુ વી. હલકી ( ૧૮૯૬ ) ૧૮ અ. ૨૯૫ ) જ્યારે અસલે કોરટે યોગ્ય સ્ટેંપવાળો દસ્તાવેજ પુરાવમાં દાખલ કરેલો હોય અથવા ઠરાવેલી ડયુટી અને પેનલ્ટી આપવાથી દાખલ કરેલો હોય ત્યારે સ્ટેપ એક્ટની ક. ૩૦ના ઠરાવ શીવાય તે દાખલ કરયા વિશે અપીલ કોરટ વાંધો લેઇ શકતી નથી ( ગુરૂપદાપા વી. નારોત્તીઠલ ( ૧૮૬૯ ) ૧૩ મુ. ૪૯૩; પંચાનંદ વી. તારામણી ( ૧૮૮૬ ) ૧૨ ક. ૬૪; વળી જુઓ ( ૧૮૬૫ ) ૮ મ. ૫૬૪ રેફરંશ અને ( ૧૮૯૨ ) ૧૫ મ. ૨૫૯ ( રેફરંસ )

**રજીસ્ટર કરાવ્યા વીનાના દસ્તાવેજો:**—વાદીની કાંઇ કસુર વીના જો એક દસ્તાવેજ રજીસ્ટર કરાવ્યા વીના રહેલો હોય તો, વીશેષ રીતે અમલ કરવાને સારૂ તે દાખલ કરવા લાયક અને તે વીશેનો બીજા દરજાનો પુરાવ દાખલ કરવા લાયક છે ( નાગાપા વી. દેવુ ( ૧૮૯૧ ) ૧૪ મ. ૫૫; બંગાળા બેંકીંગ કોરપોરેશન વી. મેકરટીચ ( ૧૮૮૪ ) ૧૦ ક. ૩૧૫; બરજોરજી વી. મંચેરજી ( ૧૮૮૧ ) ૫ મું. ૧૪૩ ) વળી તેવાજ કારણ બાબત જેમ કે મુદતની હરકત દાવાને થાય નહી તે કારણથી તે લખી આપનારની જવાબદારીની કબુલત સાબેત કરવાને ( મગનીરામ વી. ગુરમુખ ( ૧૮૯૯ ) ૨૬ ક. ૩૩૪) અથવા એક ગીરોની બાબતમાં ફકત લહેણું અથવા જાતીકી જવાબદારી સાબેત કરવાને ( વની વી. બની ( ૧૮૯૬ ) ૨૦ મું. ૫૩૩; ગોમાજી વી. સુબરાયાપા ( ૧૮૯૨ ) ૧૫ મ. ૨૫૩; બટોકીસ્તો વી. ખેતરચંદ ( ૧૮૭૦ ) ૬ બં. લા. રી. એપ. ૬૯; અલતફુનીસા વી. હુસનખાંન ( ૧૮૯૩ ) ૯ ક. ૫૨૦ ) અથવા એક વેચાણની બાબતમાં આપેલાં નાણાની પહોચ અથવા કબુલત સાબેત કરવાને ( શીબપ્રસાદ વી. અપુર્ણા ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. ૪૫૧; ૧૨ વી. રી. ૪૩૫ ) પુરાવમાં દાખલ કરવા લાયક છે. એકાદા જે દસ્તાવેજથી ફકત એક બીજો દસ્તાવેજ કરાવી લેવાનો હક થતો હોય અને તે ફરજ તરીકે રજીસ્ટર કરાવવાનો હોય ( પરતાપચંદ્ર વી. મોહેંદ્રનાથ ( ૧૮૯૦ ) ૧૭ ક. ૨૯૧ ) હોરમસજી વી. કેશવ ( ૧૮૯૪ ) ૧૮ મું. ૧૩; શ્રીધરઅલાલ વી. ચીંતામણ ( ૧૮૯૪ ) ૧૮ મું. ૩૯૬; ચુનીલાલ વી. બમનજી ( ૧૮૮૩ ) અથવા ભાડુ બંધ કરવાનો પાછળથી કરેલો કરાર ( સતેશચંદ્ર વી. ધનપતસીંગ ( ૧૮૯૭ ) ૨૪ ક. ૨૦; અબેગોનદંન વી. રામલીંગ ( ૧૮૯૯ ) ૨૨ મ. ૨૧૭ ) અથવા હવા અને અજવાળાનો હક મેળવવાના લાગની મર્યાદા રાખવાને અથવા તે બંધ કરવાનો દસ્તાવેજ હોય ( સુલતાન નવાઝ વી. રસ્તમજી ( ૧૮૯૬ ) ૨૦ મું. ૭૦૪) અથવા એક ગીરોનો ભાગ બંધ કર્યા બાબતની પહોંચ હોય ( શ્રીરામ વી. કેશરીમલ ( ૧૮૯૬ ) ૧૮ અ ૩૩૮; ઉપલકાંદી વી. કનામ મીથલ ( ૧૮૯૬ ) ૧૯ મ. ૨૮૮ ) અથવા એક ગીરોના હીસાબનો ફડચો કર્યાની પહોચ હોય ( લક્ષ્મણ વી. દામોદર ( ૧૯૦૦ ) ૨૪ મું. ૬૦૯ ) તે રજીસ્ટર કરાવેલાં ના હોય તો પણ પુરાવમાં દાખલ કરવા લાયક છે.

**ફેરફાર કરેલા દસ્તાવેજો:—** જો એકાદા દસ્તાવેજમાં ફેરફાર કરેલો જણાતો હોય તો તે દસ્તાવેજની રૂઇએ જે શખસ દાવો રાખતો હોય તેને શીર તે દસ્તાવેજનું ખરાપણું શાબેત કરવાનો બોજો છે. જો તે દસ્તાવેજ અમુક કેવી સ્થીતીમાં હતો એવું તે બતાવી શકે તો અને તેમાં ફેરફાર કર્યા બાબતનો ખુલાસો આપી શકે તો તે દાખલ કરવા લાયક છે. માટે એક દસ્તાવેજ દફતરી કારકુનના કબજામાં હતો અને તેમાં ફેરફાર કરવામાં આવેલો હતો તો પણ પ્રીવીકૌંન્સીલના નામદાર સાહેબોએ તે દાખલ કર્યો છે એવું કહીને કે "એકાદા સાધારણ કામમાં જે પક્ષકાર એક દસ્તાવેજ રજુ કરતો હોય અને તે તેના કામમાં અવસ્યનો હોય અને તે દેખીતી રીતે ફેરફાર કરેલા રૂપમાં અદેશો ભરેલી સ્થીતીનો હોય અને તે દસ્તાવેજની હાલની સ્થીતી વીશે સંતોષકારક રીતે તે ખુલાસો આપી શકે નહી તો તેના પુરાવની નબળાઈ અથવા શક ભરેલા દેખાવને લીધે તે પક્ષકાર નીષ્ફળ થવો જોઇએ એવું માની શકાય છે પણ દેખીતા અને અનુમાન થાય તેવી રીતે પુરાવના જુદાપણા વીરૂધ જે અનુમાન થાય છે તે રદ થાય તે પ્રમાણે તે દસ્તાવેજ શીવાય પ્રત્યંતરી પુરાવ મજબુત રીતનો હોય તો તેથી આ ફાયદાકારક નીયમનો અપવાદ થાય છે. અને જો એવુ ધારવાનુ કારણ હોય કે તે શક ભરેલા દસ્તાવેજની અસલ સ્થીતી અને મતલબ સાબેત થાય તેવો સામા પક્ષકાર પાસે પુરાવ છતાં તેણે તે અટકાવી રાખેલો છે તો આવા પ્રત્યંતરી પુરાવને ઘણી મજબુતી મળે છે. વળી આ કામની ખાસ હકીકત એ છે કે મુદ્દામાંનો એક મુદ્દો નીર્ણય કરવાનો છે કે જે શખસો તે દસ્તાવેજની રૂઇએ દાવો રાખે છે તે શખસોએ જે વખતે પહેલો તે રજુ કરેલે હતો તે વખતે તે દસ્તાવેજની સ્થીતી કેવી હતી. માટે અપીલવાળો એવી તકરાર વ્યાજબી રાહે કરી શકે છે કે સદરહુ નીયમ જયાં સુધી તેઓના વીરૂધ તે સવાલનો નીર્ણય કરવામાં આવે નહી ત્યાં સુધી તેઓને લાગુ થતો નથી ( ખુબકુંવર વી. મુદનારાયણ (૧૮૬૧) ૯ મું. ઇ. અ. ૧ પા. ૧૭; વળી જુઓ ગેરાર્ડ વી લેવીસ ૧૦ કયુ. બી. ૩૦; સફેલ વી. ઇંગલાન્ડની બેંક ૭ કયુ. બી. ડી. ૨૭૦; ૯ કયુ. બી. ડી. ૫૫૫; લીડસબેંક વી. વોકર ૧૧ કયુ. બી. ડી ૮૪; અને જુઓ મહેશચંદ્ર વી. કામીનીકુમારી (૧૮૮૬) ૧૨ ક. ૩૧૩; વેંકટેશ વી. બાબા સુબરાયા (૧૮૯૧) ૧૫ મું. ૪૪; ગોવીંદશામી વી. કપુસામી (૧૮૮૯) ૧૨ મ. ૨૩૯; રામાયર વી. સાબામગમ (૧૮૯૨) ૧૫ મ. ૭૦; અને બતાવેલા ઠરાવો )

એકાદા દસ્તાવેજમાં મુદ્દાનો ફેરફાર કરેલો હોય તે જો કપટથી કરેલો હોય તો તે નીરર્થક છે. એકાદા પક્ષકારના ફાયદાને માટે એક દસ્તાવેજ કરવામાં આવલો હોય અને તે તેના કબજામાં હોય તો તે તેની અસલ સ્થીતીમાં તેણે સાચવી રાખવો જોઇએ અને તેમાં મુદ્દામાં કાંઇ ફેરફાર કરેલો હોય તેથી તે દસ્તાવેજ રદ થાય છે ( ગોગનચંદ્ર વી. ધર્ણીધર (૧૮૮૧) ૭ ક. ૬૧૬ ) પણ તે ફેરફાર એવો હોવો જોઇએ કે તે જોતાંજ અસલ દસ્તાવેજથી તેનો જુદો અમલ થાય ( દેવચંદ વી. ભાસ્કર (૧૮૮૨) ૬ મું. ૬૭૧; આણંદજી વી. નડીયાદ સ્પીનીંગ કંપની (૧૮૭૬) ૧ મું. ૩૨૦; વળી જુઓ હાસ્તચાલ્ડ વી. કરીબસાયા (૧૮૮૬) ૯ મ. ૨૯૯; (એફ બી.) સીતારામ વી. દાજી દેવાજી (૧૮૮૩) ૭ મું. ૪૧૮ ) જ્યારે એક ગીરોના દસ્તાવેજમાં બતાવેલી મીલકત ઉપરનુ હીત વાદીને એકદમ મળેલુ હોય અને પાછળથી કરેલા ફેરફારથી તેનું તે હીત જઇ શકતુ ના હોય તો તે દાવામાં હુકમનામુ કરવું જોઇએ, કારણ કે દાવાઅરજીમાં તે દસ્તાવેજ બતાવવાને કાંઇ અવસ્યનુ નથી અને તેનો આધાર ફેરફાર થએલા દસ્તાવેજ ઉપર અવસ્યે કરીને નથી ( સુબ્રમાન્ય આયન વી. કીશ્ન (૧૯૦૦) ૨૩ મ. ૧૩૭ )

**નકલોઃ—**એક અરજી અસલ એક જુદા કામના કાગળોમાં હોય અને તે મંગાવવાને દરખાસ્ત કરેલી હોય ત્યારે તે અરજીની સહીવાળી નકલ પુરાવામાં દાખલ કરવા લાયક છે (ઓપેંદ્રમોહન વી. પુર્ણચંદ્ર (૧૮૭૩) ૧૯ વી. રી. ૮૫) એકાદા દસ્તાવેજની દાખલાવાળી નકલની દાખલાવાળી નકલ બીજા દરજાના પુરાવ તરીકે દાખલ કરવા લાયક છે, પણ તે નકલ દાખલ કરી શકાય તે પહેલાં તે દસ્તાવેજ લખી આપ્યાની બાબત પુરાવ આપવો જોઇએ (તૈયબુનીસા વી. કુંવર શામકીશોર (૧૮૭૧) ૭ બ. લા. રી ૬૨૧; ૧૫ વી. રી. ૨૨૮) તે ઓર્ડરના ઠરાવ પ્રમાણે એક હીસાબનો ચોપડો દાખલ કરેલો હોય તેમાંની એક રકમનો ઈતેકાફ અથવા નકલ ઉપર સ્ટેંપની જરૂર નથી (કસ્તુર વી. ફકીરીયા (૧૯૦૨) ૨૬ મું. ૫૨૨)

**સ્ટેંપ—**દાવાઅરજી સાથે દાખલ કરેલા દસ્તાવેજની નકલ ઉપર સ્ટેંપની જરૂર નથી (ફીશાજી વી. કુલાબા (૧૮૯૧) ૧૫ મુ. ૬૮૭) એક હીસાબમાંની અસલ રકમો દેણદારના હાથથી લખેલી ના હોય તો તેની નકલો ઉપર કોરટ ફી આપવા લાયક નથી (હરીચંદ વી. જીવણચંદ સુબાણા (૧૮૮૭) ૧૧ મુ. ૫૨૬)

**૬.** જ્યારે બેમાંથી કોઇ પણ પક્ષકારે પુરાવા તરીકે જેના ઉપર આધાર રાખ્યો હોય એવો દસ્તાવેજ પુરાવામાં લેવા લાયક નથી એમ કેટીની ન૪૨માં આવે ત્યારે, કાનુન ૪ ની પેટાકાનુન (૧) ની રકમો (અ), (બ) તથા (ક) માં કહેલી વિગતનો તથા તે નામંજુર કર્યા વિશેનો મજકુર તેના ઉપર લખવો, અને તે શેરા ઉપર જડજે પોતાની આખી અથવા ટુંકી સહી કરવી. કલમ ૧૪૨

પુરાવામાં લેવા લાયક નથી એમ ગણીને નામંજુર કરેલા દસ્તાવેજો પાછા આપવા.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક ૧૪૨**

**ટીકાઃ—**આ રૂલ હા. કો. તથા પ્રો સ્મા. કો. ને લાગુ છે.

દસ્તાવેજ ઉપર સહી કરવા વીશેનો જેટલો ઠરાવ છે તેટલો ઠરાવ લોઅર બર્માની ચીફ કોર્ટને લાગુ નથી. હિંદુસ્થાન સરકારની જાહેર ખબર નંબર ૧૬૭૭ તા. ૧૨ સપટેંબર સને ૧૯૦૩ ના રોજની છે.

બેમાંના એક પક્ષકારના કામની હકીકતનો જે પુરાવ અવસ્યનો હોય તે દાખલ કરવાને બની શકે ત્યાં સુધી અપીલ ચાલવા લાયક કામમાં તે રદ કરવો ના જોઇએ અને ગમે તેમ હોય પણ તે બાબત કોરટને શક હોય અને કોરટનો ઠરાવ અપીલ ચાલે તેવો હોય તો તે શક ભરેલા દસ્તાવેજો બાતલ કરવા કરતાં તે દાખલ કરવામાં આવે તે વધારે સારૂ છે (કાળીકીશોર વી. ભુશણચંદ્ર (૧૮૯૦) ૧૮ ક. ૨૦૧ પા. ૨૦૩; લા. રી. ૧૭ ઇ. અ. ૧૫૯)

**૭.** પુરાવામાં લીધેલો દરેક દસ્તાવેજ, અથવા કાનુન ૫ મુજબ અસલને બદલે નકલ રજુ કરવામાં આવી હોય ત્યારે તે નકલ, ફીર્યાદના દફતરમાં દાખલ કરવી. કલમ ૧૪૧ અ.

લીધેલા દસ્તાવેજો દફતરમાં દાખલ કરવા તથા નામંજુર કરેલા દસ્તાવેજો પાછા આપવા.

(૨) પુરાવામાં નહીં લીધેલા દસ્તાવેજો સદરહુ દફતરમાં દાખલ કરવા નહીં, અને જે જે પક્ષકારે તે હાજર કર્યા હશે તેને તે પાછા આપવા.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૪૨ આ.

**ટીકા:**—આ રૂલ હાયકોરટ અને પ્રો. સ્માલકાઝ કોરટોને લાગુ છે.

જે દસ્તાવેજો સાબેત કરવામાં આવેલા ના હોય પણ ફકત ફાઇલ કરેલા હોય એવું જીલ્લાની અંદર વારંવાર બને છે, પણ કામના કાગળો સાથે તે રાખવા ના જોઇએ. જડજે તે સાબેત કરેલા નથી એમ જોવા જોઇએ, અને સામા પક્ષકારની એવી ફરજ છે કે તેમણે તે દસ્તાવેજો તે કામના કાગળો સાથે ના રહે એવો આગ્રહ કરવા (કાલીદાપ્રસાદ વી. રામહરી (૧૮૮૦) ૫ ક. ૩૧૭) જ્યારે અપીલ ઉપરથી તકરાર ચાલતાની દરમીયાનમાં જે કાગળો પુરાવમાં રજુ કરેલા હોય પણ ફેંસલામાં તે ઉપર નીશાન બતાવેલા ના હોય અથવા ટાંકેલા ના હોય તો ઠરાવલુ છે કે તે દાખલ કરવ લાયક નથી, કારણ કે કબુલ કરવાની નોટીસના જવાબમાં જો કે કોઇ દસ્તાવેજ કબુલ કરેલા ના હોય તો પણ તપાસ વખતે તે રજુ કરવામાં આવેલા ના હોય અને તેના ઉપર રજીસ્ટ્રારે રીતસર નીશાન કરેલાં ના હોય તો તે દાખલ કરવા લાયક નથી (વોટશન વી. રોડવેલ ૧૧ સી. ડી. ૧૫૩) અસલ કોર્ટમાં એક દસ્તાવેજ પુરાવમાં રજુ કરેલો હતો પણ તે દાખલ કરવા લાયક નથી તે કારણથી નામંજુર કરેલો હતો તો પણ તે કામના કાગળોમાં રહેવા દીધો હતો; ઠરયુ છે કે તે કામના કાગળોમાં તે દસ્તાવેજ રહેલો તે મા હકીકતથી અપીલ કોરટમાં તે પુરાવ ગણવામાં આવ્યો નથી પણ અપીલ કોરટમા પુરવ તરીકે તે રજુ કરવા જોઇએ, અને તેથી તે કબુલ કરેલો હોવો જોઇએ (હરગોવીંદ વી નોનીબાઇ (૧૮૯૨) ૧૪ અ. ૩૫૬)

કોઇ દસ્તાવેજ અટકાવી રાખવાનો કોર્ટ હુકમ કરે.

**૮.** આ ઓર્ડરની ૫ મી અથવા ૬ મી કાનુનમાં અથવા ૭ મા ઓર્ડરની ૧૭ મી કાનુનમાં ગમે તે ઠરાવ હોય તોપણ, જો કોર્ટને પુરતુ કારણ જણાય તો, કોર્ટની રૂબરૂ કોઇપણ ફરિયાદમાં હાજર કરેલો કોઇ દસ્તાવેજ અથવા ચોપડો, કોર્ટને યોગ્ય લાગે તેટલી મુદત સુધી અને તેવી શરતોથી અટકાવીને કોર્ટના કોઇ અમલદારના હવાલામાં રાખવો એમ ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે. કલમ ૧૪૩

લીધેલા દસ્તાવેજ પાછા આપવા.

**૯.** (૧) ફરિયાદમાં પક્ષકાર હોય અથવા ન હોય એવા જે કોઇપણ માણસની એવી મરજી હોય કે તેણે ફરિયાદમાં હાજર કરેલો અને દફતરે દાખલ થયેલો કોઇ દસ્તાવેજ પોતાને પાછો મળવો જોઇયે તેને, કાનુન ૮ પ્રમાણે તે દસ્તાવેજ અટકાવી રાખ્યો ન હોય તો, તે દસ્તાવેજ હેઠળ લખ્યા પ્રમાણે પાછો મળવાનો હક્ક છે:— કલમ ૧૪૪

[અ] જે ફરિયાદ ઉપર અપીલ થઇ શકતી ન હોય તેવી ફરિયાદ હોય ત્યારે, તેવી ફરિયાદનો નિકાલ થયા પછી, અને

[બ] જે ફરિયાદ ઉપર અપીલ થઇ શકે તેવી ફરિયાદ હોય તે પ્ર-

સંએ, અપીલ કરવાની મુદત વીતી ગઇ છે તોપણ અપીલ કરી નથી એવી કોર્ટની ખાતરી થાય ત્યારે, અથવા અપીલ થઇ હોય તો તે અપીલનો નિકાલ થઇ ગયો હોય ત્યારે;

પરંતુ જો દસ્તાવેજ પાછો લેવાની અરજ કરનાર શખસ તે દસ્તાવેજની સહી સુધાંતની નકલ અસલ દસ્તાવેજને ઠેકાણે મુકવાસારૂ યોગ્ય અમલદારને આપે અને અસલ દસ્તાવેજ હાજર કરવાનું તેને કહેવામાં આવે એટલે તેમ કરવાનું તે માથે લે, તો આ કાનુનમાં ઠરાવેલી મુદત પહેલાં કોઇપણ વખતે તે દસ્તાવેજ પાછો આપી શકાય;

વળી એવું ઠરાવ્યું છે કે હુકમનામું થવાથી જે દસ્તાવેજ આખો રદ અથવા નકામો થયો હોય તે પાછો આપવો નહીં.

(૨) જે દસ્તાવેજ પુરાવામાં દાખલ કર્યો હોય તે પાછો આપતી વખતે તે પાછો લેનાર શખસે પોંચ આપવી.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૪૦ અને ૧૪૪.

ટીકા—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

કોર્ટનો પોતાના દફ્તરમાંથી અથવા બીજી કોર્ટમાંથી કાગળ મંગાવવાનો અધિકાર.

૧૦. (૧) કોર્ટ પોતાની મેળે, અને ફરિયાદના કોઇ પક્ષકારની અરજ ઉપરથી, પોતાની મરજીમાં આવે તો, પોતાના દફતરમાંથી અગર બીજી કોઇ કોર્ટમાંથી બીજી કોઇ ફરિયાદના અથવા કામના કાગળ મંગાવીને જોવાને મુખત્યાર છે. કલમ ૧૩૭

(૨) આ કાનુન પ્રમાણે કરેલી પ્રત્યેક અરજની સાથે (કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો) સોગનનામું આપવું તે સોગનનામામાં જે ફરિયાદમાં તે અરજ કરી હોય તે ફરિયાદમાં તે કાગળો શી રીતે જરૂરના છે, તથા તે કાગળોની કે તે પૈકી અરજદારને જોઇયે તેટલા તેના ભાગની યોગ્યરીતે સહી સુધાંતની નકલો ઘણી ઢીલ અથવા ખરચ કર્યા વગર મળે તેમ નથી, અથવા ઇનસાફ થવાસારૂ અસલ હાજર કરવાની જરૂર છે,—એ લખવું.

(૩) પુરાવાના આકટ પ્રમાણે જે દસ્તાવેજ ફરિયાદમાં અગ્રાહ્ય હોય, તે દસ્તાવેજ કોર્ટ પુરાવામાં વાપરી શકે એમ આ કાનુનની કોઇપણ વાતથી સમજવું નહીં.

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૧૩૭.

ટીકા.—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

આ રૂલ અપીલ કોરટોને લાગુ છે (જગરનાથ વી. મહમદ (૧૮૭૧) ૧૫ વી.રી.૧૭૩)

**પોતાની મરજીમાં આવે તો;**—હવે કોરટ કામના કાગળો મંગાવવાને બંધાએલી નથી (હીરામનરાય વી. તાહુઅર. (૧૮૬૭) ૭ વી રી. ૧૦૯; કોરાહ વી. ગુરૂચર્ણ (૧૮૭૨) ૧૮ વી. રી. ૧૩; પણ જુઓ ગુલાબકુમારીના કામમાં (૧૮૭૯) ૪ બં. લા. રી. ૩૬). જડજને જે કુલ અખત્યાર આપેલો છે તેનો અમલ કરીને જડજે ખપેલો એવો નીર્ણય કરવો

જોઇએ કે જે દસ્તાવેજ જોઇએ છે તે એક બીજી કોરટમાં ફરીયાદનુ કામ અથવા પ્રોસીડીંગ છે કીંવા નહી; જુના કાયદા પ્રમાણે જેમ સરકારી ઓફીસમાંથી જેમ તે સરકારી કાગળો મંગાવી શકતા હતા તેમ તે મંગાવી શકતા નથી (જગન્નાથ વી. મહમદ (૧૮૭૧) ૧૫ વી. રી. ૧૭૩) અને આવા દસ્તાવજો રજુ કરાવવાનો ફકત ઇલાજ દેખીતી રીતે યોગ્ય અમલદાર ઉપર સમન્સ કરાવવાનો છે (સોબીજાહા વી. સોશીનાથ (૧૮૭૧) ૧૫ વી. રી. ૧૫૦). પછી તેમણે જોવુ જોઇએ કે અરજદાર જે બીજા ઇલાજો તેને જે દસ્તાવેજ જોઇએ છે તે મેળવવાને કરી શકતો હતો તે બધા તેણે કરેલા છે કીંવા નહી. પણ તેનુ માત્ર એવા કારણથી તે અરજી મંજુર કરી શકતા નથી કે ત દસ્તાવજ તે તપાસ પુરી થતા પહેલાં રજુ થઇ શકે તેવુ નથી (હીરાચરણ વી. પ્રતાપચંદ્ર (૧૮૮૧). ૭ ક. ૫૬૦)

એકાદા જડજ પોતાની કોરટમાં કોઇ કામમાં કોઇ દસ્તાવેજ દાખલ કરેલો હોય તે મંગાવીને જોવાને મુખત્યાર છે (બનવારીલાલ વી. કીસ્તોબીહારી (૧૮૬૪) વી. રી ૬૩).

**સવાલઃ**--આ કલમ પ્રમાણે કોરટ ઓફ વાર્ડસ એક કોરટ છે કે નહી. (સોબીજાહા વી. સોશીનાથ (૧૮૭૧) ૧૫ વી. રી ૧૫૦).

**હુકમનુ રૂપઃ**--તે અરજી ઉપર એકાદા જડજે સ્પષ્ટ હુકમ કરવો જોઇએ. (રોમનકીસન વી. કાદીર ૧૮૬૬) ૬ વી. રી. ૭૯) કારણ કે જો તે દસ્તાવેજો અગત્યના હોય અને કામના કાગળોમાં એવુ બતાવવાને કાંઇ ના હોય કે તે અરજી નામંજુર કરેલી છે અથવા તે દસ્તાવેજો મંગાવીને તેનો વીચાર કરેલો છે તો તે કામ પાછું મોકલી શકાય છે (રામરંજન વી. ગોપીબલભ (૧૮૭૨) ૧૮ વી. ર. ૧૨૭).

**અપીલ.**--પણ અ. એ કોરટને અમુક દસ્તાવજો મંગાવવાને અરજી કરેલી હતી અને તે ઉપર એવો હુકમ કરવામાં આવ્યો હતો કે સુનાવણી વખતે તે બાબત ઠરાવ કરવો અને બીજી અરજી કરેલી ન્હોતી; ઠરાવ્યુ છે કે તે કાગળો ના મંગાવ્યાના કારણથી તે અરજદારનો અપીલ કરવાનો હક થતો નથી (ચંદીચર્ણ વી દુર્ગાચર્ણ (૧૮૮૨) ૧૨ ક. લા રી. ૮૧; ૯ ક. ૨૬૦; પણ જુઓ મનમોહીની વી. શ્રીદાહામ ૧૪ વી. રી. ૩૦૨)

**દાખલ કરવા લાયક વીશે.**--જે જડજ કામના કાગળો મંગાવે તે જડજ જે દસ્તાવેજો પુરાવ એકટ પ્રમાણે દાખલ કરવા લાયક ના હોય તે દસ્તાવેજનો પુરાવમાં ઉપયોગ કરી શકતા નથી (નારાપા વી. ગપાયા (૧૮૬૪) ૨ મુ. હા. કો. ૩૪૧) તેમ તમામ કાગળો મંગાવવાને તેમને જરૂર નથી, પણ જે કાગળો અરજીમાં બતાવેલા હોય તેજ ફક્ત તેમણે મંગાવાના છે (જાનકી. વી. શાદા હબીબુલ વી. રી. (૧૮૬૪) પા. ૨૭૨) અને તમામ કામોમાં જે પક્ષકારના ફાયદાસારૂ દસ્તાવેજોનો ઉપયોગ કરેલો હાય તે પક્ષકાર પાસે તે કામમાં નકલો દાખલ કરાવવી જોઇએ (નારાયા વી. ગપાપા (૧૮૬૪) ૨ મુ. હા. કો. ૩૪૧).

**૧૧. દસ્તાવેજો સંબંધી આમાં જે ઠરાવો છે તે, પુરાવા તરીકે હાજર કરી શકાય એવા બીજા બધા સાકાર પદાર્થોને લાગુ પડે તેટલે સુધી લાગુ પડશે.** કલમ ૧૪૫

દસ્તાવેજો વિશેના ઠરાવ સાકાર પદાર્થોને લાગુ કરવા.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૪૫**

**ટીકા.**--આ રૂલ હા. કો. અને પ્રે. સ્મો. કો. ને લાગુ છે.

# ઑર્ડર ૧૪ મો.

મુદ્દા ઠરાવવા વિશે તથા કાયદાના મુદ્દા ઉપરથી અથવા કબુલ કરવામાં આવેલા મુદ્દા ઉપરથી ફરિયાદનો નિકાલ કરવા વિશે.

મુદ્દા કાઢવાનું. કલમ ૧૪૬

**૧.** (૧) હકીકતનો અથવા કાયદાનો કોઇ જરૂરનો વિચારમાં લેવાનો મજકુર એક પક્ષકાર ખરો છે એમ કહે અને બીજો તે નાકબુલ કરે ત્યારે મુદ્દા નિકળે.

(૨) ફરિયાદ કરવાનો હક બતાવવાને વાસ્તે કાયદાના અથવા હકીકતના જે વિચારમાં લેવાના મજકુરો વાદીએ સ્પષ્ટ રીતે કહેવા જોઇયે, અથવા પ્રતિવાદીએ પોતાના બચાવ સારૂ કહેવા જોઇયે, તે જરૂરના વિચારમાં લેવાના મજકુરો સમજવા.

(૩) કોઈ જરૂરનો વિચારમાં લેવાનો મજકુર એક પક્ષકાર ખરો છે એમ કહે અને બીજો તે નાકબુલ કરે ત્યારે તેવા પ્રત્યેક જરૂરના વિચારમાં લેવાના મજકુરને વાસ્તે જૂદો મુદ્દો ઠરાવવો.

(૪) મુદ્દા બે જાતના હોય છેઃ (અ) હકીકતના મુદ્દા (બ) કાયદાના મુદ્દા.

(૫) ફરિયાદની પહેલી સુનાવણી વખતે ફરિયાદઅરજી, તથા લેખી કેફિયત હોય તો તે, વાંચીને તથા જરૂર જણાય તે પ્રમાણે પક્ષકારોની જબાની લેઈને, કોર્ટે નક્કી કરવું કે હકીકતના, અથવા કાયદાના કયા જરૂરના વિચારમાં લેવાના મજકુર વિશે પક્ષકારોમાં તફાવત છે, અને પછી જે મુદ્દા ઉપર મુકદ્દમાના ખરા નિવેડાનો આધાર કોર્ટને જણાતો હોય તે મુદ્દા કાઢીને દફતરમાં નોંધવા.

(૬) ફરિયાદની પહેલી સુનાવણી વખતે પ્રતિવાદી કંઇ જવાબ ન આપે ત્યારે, કોર્ટે મુદ્દા કાઢીને નોંધવા જોઇએ એમ આ કાનુનમાં કહેલી કોઇ વાતથી સમજવું નહીં.

કાયદાના તથા હકીકતના મુદ્દા. કલમ ૧૪૯ ભાગ ૧

**૨.** જ્યારે એકજ ફરિયાદમાં કાયદા તથા હકીકત બંનેના મુદ્દા નિકળતા હોય અને કોર્ટની નજરમાં એમ આવે કે માત્ર કાયદાના મુદ્દા ઉપરથી મુકદ્દમાનો નિકાલ થાય તેમ છે, તો કોર્ટે પ્રથમ કાયદાના મુદ્દાની ચોકશી કરવી, અને તેમ કરવાને વાસ્તે જો યોગ્ય જણાય તો, કાયદાના મુદ્દાનો નિર્ણય થઇ રહે ત્યાં સુધી હકીકતના મુદ્દા ઠરાવવાનું મૂલતવી રાખવાને કોર્ટ મુખત્યાર છે.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૪૬.

**ટીકાઃ**—આ રૂલો હાયકોર્ટને લાગુ છે.

મુદ્દા ઠરાવતી વખતે શાક્ષી આપવા સારૂ સામા પક્ષકાર ઉપર સમન્સ કરવાને કાયદામાં કાંઇ અખત્યાર આપવામાં આવ્યો નથી ( આનંદચંદ્ર બેનરજી વી. વુમેશચંદ્ર રોય ૧ હાઇડ ૧૪૭; પણ કોર્ટ તેના વકીલને તપાસવાને મુખત્યાર છે ગંગાનારાયણ વી. તીલકરામ ( ૧૮૮૭) લા. રી. ૧૫ ઇ. અ ૧૧૯ પા. ૧૨૧; ૧૫ ક. ૫૩૩ )

મુદ્દા ઠરાવતી વખતે અસલ બાજુમાં એક જડજે આખર ફેસલો કરવાની મુદત ઠરાવ્યા-નો એક હુકમ કરેલો હોય તે ઓ. ૧૭ રૂ. ૧ પ્રમાણે એક હુકમ નથી ( આર. વી. આર. (૧૮૯૧ ) ૧૪ મ. ૮૮).

કાયદાના જે સવાલ વીશે જડજની નજરમાં સંપુર્ણ રીતે સ્પષ્ટ જણાતુ હોય તે સવાલ વીશે મુદ્દો કાહાડવા દેવાની જડજની ફરજ ઠરાવેલી હોય એવું દીવાની કામ ચલાવવાની રીતી-ના કાયદામાં કાંઇ નથી ( ઇંમપીરીયલ બેંકીંગ અને ટ્રેડીંગ કંપની વી. પ્રાણજીવનદાસ (૧૮૬૪) ૨ મું. હા. કો. ૨૭૨; ૨ જી આવૃતી ૨૫૮ )

**૩. નીચેનાં બધાં અથવા તેમાંનાં કોઇ એક સાધન ઉપરથી મુદ્દા કાઢવાને કોર્ટ મુખત્યાર છે, એટલે: —**

શા ઉપરથી મુદ્દા કાઢવા તે. — કલમ ૧૪૭

(અ) પક્ષકારોએ અથવા તેમના વતી હાજર હોય તે શખસોએ સોગન ઉપર કહેલી હકીકત, અથવા તે પક્ષકારોના પ્લીડરો-એ કહેલી હકીકત;

(બ) પ્લીડીંગમાં કહેલી હકીકત, અથવા ફરિયાદમાં સવાલનામાં આપેલાં હોય તેના જવાબમાં કહેલી હકીકત.

(ક) એમાંથી કોઇ પક્ષકારે હાજર કરેલા દસ્તાવેજમાંનો મજકુર.

સને ૮૨ ના એકટ ૧૪ ના ક. ૧૪૭.

**ટીકા:**—આ રૂલ હાયકોર્ટને લાગુ છે.

**મુદ્દા કાહાડવાનાં સાધનો:**—દાવાઅરજી સાથે કેટલાક સાધનો આ રૂલમાં બતવ-વામાં આવેલાં છે તે ઉપરથી મુદ્દા કાહાડી શકાય છે. પ્લીડીંગના સાંકીત નીયમો ઉપરથી ગે-રસ્મનસાફ નહી તે સારૂ ઠરાવ કરવાનો દેખીતો ઇરાદો છે, માટે તે ઇરાદાથી જે મુદ્દાઓ ઉપર કામના બરાબર ફેંસલાનો આધાર હોય છે તે મુદ્દાઓ કાહાડવાને કોરટને અવસ્યનું ઠરાવેલું છે અને દાવાઅરજી સાથે બીજા સાધનો વધારેલા છે તે ઉપરથી આ મુદ્દાઓ કાહાડી શકાય છે ( ગ્યાનસબંધ વી. કંદાસામી ( ૧૮૮૭) ૧૦ મ. ૩૭૫ (પા. ૫૦૨ )

**શા ઉપરથી** મુકરર કરવા: દાવાઅરજી અને લખેલી કેફીયતોમાં કહેલી બાબતોને સખત રીતે વળગી રહેવાને કોર્ટ બંધાએલી નથી (અપાયા વી. રામા ૧૮૭૯) ૩ મું. ૨૧૦) પણ પક્ષકારોએ મુખજુબાનીથી અથવા બાજી રીતે જે કહેલું હોય ( રોહનસીંગ વી. સુરત સીંગ (૧૮૮૪) લા. રી. ૧૨ ઇ. અ. ૧૫૧–૭ ) અથવા તેઓના વકીલોની કહેલી હકીકત ( મહમદ મહમુદ વી. સફરઅલી ( ૧૮૮૫ ) ૧૧ ક. ૪૦૭; ગંગાનારાયણ વી. તીલકરામ (૧૮૮૮ ) ૧૫ ક. ૫૩૩, લા રી. ૧૫ ઇ. અ. ૧૧૯; વળી જુઓ મેકીનટોશ વી. ટેમ્પલ ૨ ઇ. જ્યુ. એન. એસ. ૩૩૩; કોચરલા ડોસી વી. રામજગરનાથ ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૧૬૨)

અથવા જરૂરની હકીકત કઢાવવાને કોરટે પુછેલા સવાલોના જવાબો ( મોઢ વી. ડુંગર ( ૧૮૮૧ ) ૫ મુ પા. ૬૧૪ ) ઉપરથી કોરટો મુદ્દાઓ કાહાડવાને મુખત્યાર છે; પછી જો કે દાવા અરજી ઘણી ગેર રીતીની હોય ( પરતાબનારાયણુ વી. ત્રીલોકાનાથ ( ૧૮૮૫ ) ૧૧ ક. ૧૮૬. પા. ૧૯૩ ) અથવા તે ઉપરથીજ કાંઇ દાવાનુ કારણુ જણાતુ ના હોય ( માન ગોબીંદસરકાર વી. અંબીકામણી ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૨૧૮; અબદુલા વી. શાહામજીસુદીન ( ૧૮૯૧ ) ૧૫ વી. રી. ૨૮૬ ) અથવા દાવા અરજીમાં અથવા લખેલી કેફીયતોમાં કહેલી હકીકતથી ખરી હકીકત જુદી હોય અથવા તેમાં તે જણાતી ના હોય ( સુંદરનારાયણુ વી. નામદાર ( ૧૮૭૪ ) ૨૧ વી. રી ૪૦૭; કમીરૂદીન વી. ન્યાનબીબી ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૩૫૪ ) અથવા પ્લીડીંગો ખામી ભરેલાં હોય ( ગનામલઆયર વી. વીજીયારઘુનંદ ( ૧૮૭૪ ) ૮ મ. હા. ૧૧૪ ) અને ખાસ સવાલોના વકીલના જવાબો કરતાં વધારે મોઘમ તે હોય ( રાધાપ્રસાદ વી. લાલશાહાબ ( ૧૮૯૧ ) ૧૩ અ. ૫૩. પા. ૬૪; કામીનીદેબી વી. આસુતોશ ( ૧૮૮૭ ) લા. રી. ૧૫ ઇ. અ પા. ૧૬૩; અને જુઓ ગંગાપ્રસાદ વી. માહારાણી ( ૧૮૬૪ ) લા. રી. ૧૨ ઇ. અ. ૪૭. પા. ૫૦ ) તેની ચીંતા નથી, પણ તેમાં જે હકીકત અને વ્યાજબી હક જે તેમાં બતાવેલા હોય તે પ્લીડીંગોના વીરૂધ હોવા ના જોઇએ ( બીબી વી. મનોહરદાસ ૨. ઇ. જ્યુ. એન. એસ ૧૧૮; ઇશાનચંદ્ર વી. શામચર્ણ ( ૧૮૬૬ ) ૧૧ મુ. ઇ. અ. ૭. વળી જુઓ ઇશ્વર વી. કમળા ( ૧૮૫૫ ) ૩. વી. રી. પી. સી. ૩૩; ૮ મુ. ઇ. અ. ૧૭૦ ). માટે દાવા અરજીમાં એકાદો દસ્તાવેજ જુઠો બનાવટનો છે એવુ દાવાનુ કારણુ બતાવેલુ હોય તો તે દબાણથી લખી આપેલો હતો કે નહી એવો મુદ્દો કાહાડવો ને બરોબર નથી, એવું ઠરાવેલુ છે ( મહમદબક્ષ વી. હુસેની ( ૧૮૮૭ ) લા. રી. ૧૫ ઇ. અ. ૮૧; આયાપા વી. રામલક્ષમમ ( ૧૮૯૦ ) ૧૩ મ. ૫૪૯. વળી જુઓ જગદીપનારાયણુ વી. કોરટ ઓફ વોર્ડસ ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૪૬૯ ) પણુ જ્યારે કામમાં પક્ષકારોએ પોતે જે અગત્યનો અને ગંભીર મુદ્દો કડાવેલો ના હોય તેવો મુદ્દો કોરટોએ કાહાડવાનો નથી ( વલીઉલ્લાહ વી. મહમદઇસરૂલ્લા (૧૮૮૮) ૧૦ અ. ૬૨૭; અને જુઓ નીસ્તારીનીડોશી વી. મખનલાલ (૧૮૭૨) ૧૭ વી. રી. ૪૩૨. પણુ જુઓ પરસરામ વી. મીરાજી ( ૧૮૯૬ ) ૨૦ મુ. ૫૬૯ ).

**કબુલ કરેલા મુદ્દાઓ.**—પક્ષકારોની વચ્ચે યોગ્ય રીતે જે હકોની તકરાર હોય તે ઉપરાંત જો કોરટ જાય તો કોરટનુ હુકમનામુ બીલકુલ રદ બાતલ છે (રોબીનશન વી. દુલીપસીંગ ૧૧ સી. ડી. ૮૧૩) જો બેઉ પક્ષકારો અમુક મુદ્દો આ પ્રમાણે ચાલવાને કબુલ કરેલુ હોય તો, તેઓ તેથી બંધાએલા છે ( શીવસકોય વી. વાજદઅલી ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૨૦૫; મુદર વી. હનુમાન ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૨૭૭; બીરચંદ્ર વી. તારીનીચંદ્ર ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૨૦ ) માટે જ્યારે પ્રતીવાદીએ મુદતની તકરાર કરીને તેનો આધાર બાર વર્ષથી પોતાનો કબજો છે તે હકીકત ઉપર રાખેલો હતો. તેમાં સ્પેશીયલ અપીલમાં ઠરાવેલુ છે કે કોરટે મુદત સવાલ વીશે વ્યવસ્થા કરેલી નથી એવુ કહેવાને તેને અટકાવ થએલો છે ( કીસ્તો મોહન વી. નયનતારા ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૩૮૯ )

**સહપ્રતીવાદીયો:**— જો દાવો કાહાડી નાંખવામાં આવેતો સહ પ્રતીવાદીયો વચેના કાઇ મુદ્દાનો ફેંસલો કરી શકાતો નથી ( કેવન વી. કોફ ૬ સી. ડી. ૨૯; ભગવાનચંદ્ર વી. દુખીનાદેબીયા [ ૧૮૬૭ ) ૮ વી. રી. ૩૫૬; અને જુઓ ડીગંબરમીતર વી. ખેતરમોહનમીતર ( ૧૮૬૫ ) ૨ વી. રી. ૪૫ ). અને વાદી તથા બે પ્રતીવાદીઓ વીરૂધ હકોથી દાવા રાખતા

હતા અને તેઓની વચેના મુદ્દાઓનો ફેંસલો થવાથી તે પ્રતીવાદીઓ વચે તે નીર્ણયકારક નથી ( કાળીકીંકર વી. કીસ્તોમંગળ ( ૧૮૬૫ ) ૧૧ વી. રી. ૪૬૨ વીરૂધ-માહાધવી વી. કીલુ ( ૧૮૯૨ ) ૧૫ મ. ૨૬૪ ).–

**મુદ્દાઓ ઉપર ઠરાવ**—અપીલ ચાલવા લાયક કામોમાં બને ત્યાં સુધી નીચેની કોરટોએ તમામ અગત્યના સવાલો વીશે કોરટે પોતાના અભીપ્રાય કહી બતાવવા જોઇએ (તારાકાંત વી. પદમણી (૧૮૬૬) ૫ વી. રી. પી. સી. ૬૩; ૧૦ મુ. ઇ. અ. ૪૭૬ ) એક ભાડાચીઠીના મુખ્ય આધારથી કરેલા દાવામાં માલેકપણાના મુદ્દાનો ઠરાવ કરેલો નહોતો તેથી નીચેની કોરટનું હુકમનામુ ફેરાવવાનુ તે એક કારણ છે ( રામકોર વી. ગંગારામ ( ૧૮૫૨ ) ૧૬ મુ. ૫૪૫ ) પણ એક જમીનદારે પોતાની પાસેથી પટે રાખનારનો કબજો ઉઠાડવવાને દાવો કરેલો હતો, પણ પુખ્ત રીતની નોટીસની ખામીના કારણથી તે દાવો કાહાડી નાંખી શકાય છે, માટે તે દાવામાં બીજા કોઇ મુદ્દા કાહાડેલા હોય તેની તપાસ કરવી ના જોઇએ ધમદેવ નારાયણ વી. મેકેનઝી ( ૧૮૮૪ ) ૧૦ ક. ૧૦૯૧ )

જે બાબતનો મુદ્દો ના હોય તે બાબત ઉપર ફેંસલો જડજની રૂબરૂ રીતીસર અને યોગ્ય રીતે મુદ્દો નીકળેલો હોય અને તે વીશે ઠરાવ કરેલો હોય તે પ્રમાણે જે બાબત મુદ્દો ના હોય તે બાબતના કોરટના અભીપ્રાયથી કોરટો બંધાએલી નથી ( નવાબ નાઝીમ વી. અમરાવબેગમ ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૪૯. જુઓ રોબાનસીંગ વી. દુલીપસીંગ ૧૧ સી, ડી. ૮૧૩)

**પ્લીડીંગઃ એકાદો મુદ્દો નહી કાહાડવાથી અસર કબુલાતઃ**—દીવાની કામ ચલાવવાની રીતીના કાયદા પહેલાં એક કામની તપાસ ચાલેલી હતી તેમાં જુડીશીઅલ કમીટીએ કહેલુ છે કે ( આનંદમોહ વી. શીવચંદ્ર રાય ( ૧૮૬૫ ) ૨ વી. રી. પી. સી. ૧૯; ૯ મુ. ઇ અ. ૩૦૧. તે પ્રમાણે દેવનંદ વી. મેઘુ ( ૧૯૦૭ ) ૫ ક. લા. જે. ૧૮૧ ના ઠરાવમાં ચાલવામાં આવેલુ છે. અકમર્દાબેગમ વી દેવીપ્રસાદ ( ૧૮૯૨ ) ૧૮ વી. રી. ૨૮૭; અને જુઓ દ્વારકાદાસ વી. જાનકીદાસ ( ૧૮ ) ૬ મુ. ઇ. અ. ૮૮; મહીનાચંદ્ર વી. રામકીશોર ( ૧૮૭૫ ) ૧૫ બં. લા. રી. ૧ ૧૫; ... ---રાધેપ્રસાદ વી. નજુનગ ( ૧૮૮૫ ) ૧૧ ક. ૧૧ , પા. ૧૧૮; ( ૧૮૮૩ , લા. રી. ૧૧ ઇ. અ. ૧૮૬ ). જે હકીકત કહેવામાં આવેલી હોય તે ઇનકાર કરવામાં ના આવેલી હોય તો તે કબુલ કરેલી છે એમ માનવુ જોઇએ, તે સખત નીયમ અમે લાગુ કરી શકતા નથી, પણ તે કાયદા પ્રમાણે જ્યારે મુદ્દા ઠરાવવામાં આવેલા હોય તો જે કાડેલી હકીકત બાબત કાંઇ મુદ્દો કહાડેલો ના હોય તો તે કબુલ કરેલી છે, એમ માનવુ જોઇએ, કારણ કે ઇશ્યુ કાહાડતા પહેલાં કોરટને ફરમાવેલુ છે કે કાયદાના અથવા હકીકતના કયા સવાલો વીશે મુદ્દા છે તેની તપાસ કરીને નક્કી કરવુ અને સામાન્ય રીતે એવુ ઠરાવી શકાય છે કે આવી કહેલી જે હકીકતો દાવાના કારણને અવશ્યે કરીને ટેકો આપતી હોય અને પ્રતીવાદીએ તે ઇનકાર કરેલી હોય તો તે વીશે અથવા એક તકરારને ટેકો આપે તેવી અવસ્થાની હોય અને વાદીએ તે ઇનકાર કરેલી હોય તો તે વીશે મુદ્દા જોવા જોઇએ ( બની વી. ફરજંદઅલી ( ૧૮૭૧ ) ૩ અ. હા. કો ૭૦૩ ), પણ જુઓ જુગનચદ્રસોમ વી. રામદયાળ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૫૫ ) પરંતુ એવી હકીકત હમણા કહેવામાં આવી છે કે વાદી જે હકીકત સાબેત કરવાને બંધાયલો છે તે હકીકત વીશેના મુદ્દા કહાડવામાં આવેલા નથી અને પ્રતીવાદીને તે કબુલ કરવાનો ઇરાદો રાખતો હોય તો તેમાં હાથ ઘાલવો તે જરૂરનુ નથી. મુદ્દાઓ કહાડવાની ફર

જ કોરટને શીર છે ( ગંગુ વી. શ્રીદેવ સીધ્ધેશ્વર ( ૧૯૦૨ ) ૨૬ મું ૩ . . ) અમુક જમીન ના વાદીના કબજામાં પ્રતીવાદી હરકત કરે નહિ તેવો તાકીદ હુકમ કઢાડવાને દાવો કરેલો હ તો તેમાં વાદીએ દાવા અરજીમાં કહેલુ હતું કે પ્રતીવાદીએ હરકત કરેલી છે પ્રતીવાદીએ પોતાની લખેલી કેફીયતમાં ઇનકારીયત કરેલી નથી અથવા સુનાવણી વખતે તે બાબત મુદો કઢડાવેલો નથી. ઠરાવ્યું છે કે પ્રતીવાદીએ તે હરકતની બાબત ઇનકાર નથી એવુ અનુમાન કરી શકાય છે ( આપાજી વી. આપા ( ૧૯૦૨ ) ૨૬ મું. ૩૧૦ ).

**ખુલાસો**—ઓવમ મુદ્દામાં ફેંસલો તેનો ખુલાસો કરવામાં વાપરી શકાય ( કામીની- દેવી વી. અસુતોશમુકરજી (૧૮૮૪) લા. રી. ૧૫. ઇ. અ, ૧૫૯ પા. ૧૬૩; ૧૯. ક. ૧૦૩).

**પ્રતીબંધ, ગીરો, ગીરો છોડવવું**—તેના તેજ પક્ષકારો વચ્ચેના દાવામાં એકાદુ પ્લીડીંગ ના હોય તો તે કોઇ દીવસ પ્રતીબંધ થઇ શકતું નથી તેથી એક કબુલાત થઇ શકે છે ( મીરજાશ્રી આનંદ વી. પીતાપાર્થી ( ૧૮૯૫ ) લા. રી. ૧૩ ઇ અ ૩૨ પા ૪૨ ) અને એક પ્રતીવાદીની કબુલતથી બીજાઓ બંધનમાં આવતા નથી ( કાળીદત વી. અબદુલ ૧૬ ક. ૬૨૭; ( ૧૮૮૦ ) લા. રી. ૧૬ ઇ. અ. ૯૬ ) એક વેચાણ બંધ રાખવાને એકાદી અરજી કરવામાં આવેલી હોય તે કાંઇ પ્રતીબંધ નથી અને તેથી મુદતની તકરાર કરવાને દેણ- દારને અટકાવ થતો નથી ( ચીના વી. જગત ( ૧૮૮૪ ) ૧૦ ક. ૧૯૫ ) ( ૧૮૮૨ ) લા. રી. ૧૦ ઇ. અ. ૧૧૯ ) જો કે ગીરોનું વેચાણ કરવામાં આવેલું છે અને તે પ્રમાણે જુબા નીઓમાં અને પ્લીડીંગોમાં કબુલ કરેલું છે. તોપણ તેની કબુલતોથી ગીરો આપનારને પોતા- ની મીલકત ગીરોથી છોડાવાને પ્રતીબંધ અથવા અટકાવ થતો નથી ( અબદુલકરીમ વી. માધવરાવ ( ૧૮૯૦ ) ૧૪ મું ૭૮; અને જુઓ વ્યંકટરત્નમ વી. વેદીના ( ૧૮૯૦ ) ૧૩ મ. ૪૯૦; વળી જુઓ કાળી વી. કર્માલી ( ૧૮૯૦ ) ૧૪ મું. ૧૦૨ પા ૧૦૩ ) પણ કાયદા પ્રમાણે અમુક રીતે એકાદી કંપની જમીનનો ફક્ત કબજો રાખી શકાતી હોય તો તે એકટ- ના ઠરાવ શીવાય તે મીલકત માહારે કબજે થયેલી છે એવી તકરાર તેઓ કરી શકતા નથી ( પટણીના ઓવરસીયરો વી. લંડન તથા સાઉથવેસ્ટ રેલ્વે ૧ કયુ બી. ( ૧૮૯૦ ) ૪૪૦ ) અને એકાદો વાદી જે શખસો દેખાતી રીતે જવાબદાર હોય તેના ઉપર દાવો કરે અને તે પ્રતીવાદીઓ ડીફેન્સ રજુ કરે અને ત્યાર પછી જે વખતે યોગ્ય શખસો ઉપર દાવાને મુદતની હરકત થયેલી હોય તે બીજો ડીફેન્સ આપવાને પ્રયત્ન કરે તો તે કરવાને તેને પરવાનગી આ- પવામાં આવતી નથી ( સ્ટુઅર્ડ વી. નોર્થમેટદ્રામ કં. ૧૬ કયુ. બો. ડી. ૫૫૬ ).

**સાંથનો દાવો**—સાંથ બાબતના એકદાવામાં પ્રતીવાદીએ એક લાખીરાજ હકની તકરાર કરેલી હતી તેથી તેમાં એવો મુદો નથી કે પ્રતીવાદીનો હક બરોબર છે કે નહિ, પણ વાદીએ કોઈ દીવસ સાંથ લીધેલી છે કે નહિ તે મુદો છે (ખરબુદીનમલીક વી. મુલાયમ (૧૮૭૦) ૧૪વી. રી ૪૯). એક સાંથના દાવામાં વાદી તરફની કબજો લીધાની બાબત પ્રતીવાદીએ ઇનકાર કરી અને કહ્યુ છે કે તે " ઝેર " એ સખસોનો છે, અને એક કુ-બનાનની રૂએ થયેલા લીલામ- માંના તે [illegible] એક સખસનો હક ખરીદ કરેલો છે અને ત્યાર પછી બોન દીરસેંદાર પાસેથી પટાપટા કરાવી લીધેલા છે માટે તે સાંથ તેને આપવાને હું જવાબદાર છું અને વાદીને આપ- વાને જવાબદાર નથી. તેમાં ઠરાવ્યુ છે કે તેના મુદા એવા હતા કે: ( ) પ્રથમના પરે રાખ- નારની પરજા તરીકે વાદીએ તો જમીન કબજે ભોગવેલી છે કે નહિ અથવા તે 'ઝેર' ખરી રીતે એ સખસોનું છે કે નહિ; ( ૨ ) હોય છે તો તે બે સખસોમાંના એક સખસ ઉપર કોઇ હુકમ

નામુ મુગ્હેલુ અને તે એકલા પટે રાખનારનો હક વેચાવી શકાતો હતો કે નહિં અને તે વેચેલો છે કે નહિ; (૩) અને તે પ્રતીવાદીએ તેથી કરીને તે ઝોટ અથવા ફકત તેનો એક ભાગ મેળવેલો છે કે નહિ અને જો તે તેણે તમામ ઝોટનો કબજો કરેલો હોય તો તે જવાબદાર છે કે નહિ ( મીસ્ એક વી લક્ષમીનારાયણ ( ૧૮૭૨ ) ૧૭ વી. રી ૫૦૪ ) સાંથ બાબતના એક દાવામાં પ્રતીવાદીએ એક ત્રીજા પક્ષકારનો હક બતાવેલો હતો તેથી ફકત બે ઇસ્યુ ઉત્પન્ન થયેલા હતા એટલે કે (૧) વાદી અને પ્રતીવાદીની વચમાં જમીનદાર અને પટે રાખનારનો સમ્બંધ છે કે નહિ ( ૨ ) સાંથની ચઢેલી જે બાકી કેહવામાં આવેલી છે તે લેણી થએલી છે કે નહિ અને વસુલ આપેલી છે કે નહિ (લોહાઇમુલ્લા વી. કાલીદાસરોય (૧૮૮૨) ૮ ક. ૨૩૮ જુઓ વળી દયાળચંદ વી નોબીનચંદ્ર ( ૧૮૭૧ ૮ બં. લા. રી. ૧૮૦ ).

**લેટર્સ પેટન્ટ:**—લેટર્સ પેટન્ટની ક. ૧૨ થી દાવો કરવાને પરવાનગી આપવાના હુકમના કાયદેસરપણાથી દાખલ કરેલા દાવાની તપાસ માટે જુદો કહાડી શકાય છે ( નાગમની વી જાનકીરામ ( ૧૮૯૫ ) ૧૮ મ. ૧૪૨ ).

**દ્વેષબુદ્ધીવાળી ફરીયાદ:** એક બીજા સખસ સામે કામ ચલાવાથી દાવો કરવામાં આવેલો તેમાં મુદ્દાઓ એવા છે કે પેહલો ફરીયાદી દ્વેશબુદ્ધીથી અને સંભવીત કારણ શીવાય વર્તેલો છે કે નાહિં રામબુદનસીંગ વી. સરદારદયાલ ( ૧૮૯૨ ) ૧૭. વી. રી. ૧૦૧ અને દ્વેશ અને અયોગ્ય અને અસંભવીત કારણ સાબીત કરવાનો બોજો વાદીને શીર છે. ( રાઘવેંદ્ર વી. કાશીનાથ ભટ ( ૧૮૯૫ ) ૧૯ મું. ૭૧૭ ).

**કબજો:**—ગીરો રાખનાર અને સાંથના હુકમનામાની બજાવણીમાં લીલામમાંથી ખરીદ કરનાર જમીનદાર વચ્ચેના ગીરો છોડાવાના હક બંધ થયા પછીના જમીનના કબજા માટેના દાવામાં ખરો સવાલ એ છે કે હક રાખના બે પક્ષકારમાંથી કબજા માટે કોણ હકદાર છે અને મુદ્દો એ નકી કરવાનો છે કે જમીન પ્રથમના બોજા સાથે વેચવામાં આવી હતી કે નહિ. ( ચંદ્રમોની વી મોહેશચંદ્ર ( ૧૮૮૯ ) ૧૨ વી. રી ૪૯૦ ).

**પ્રતીનીધી ઉપર:**—મરી ગયેલા માણસના પ્રતીનીધી તરીકે પ્રતીવાદી ઉપર દાવો કરવામાં આવેલો હોય અને નીચેની કોરટની નજરમાં રકમ લેણી છે પણ પ્રતીવાદીએ મરનાર માણસની મીલકતનો કબજો લીધો નથી એવુ આવ્યુ હોય તો ઠરાવ્યુ છે કે પ્રતીવાદીઓ મરનારના કાયદેસર પ્રતીનીધીઓ છે કે નહી અને તેઓ મીલકતના હકદાર છે કે નહિ તે સવાલ કોરટે નકી કરવો જોઇતો હતો ( અવલચંદ વી. અંધુગોઠ ( ૧૮૬૪ ) ૨ મ. હા. કો. ૪૨૩ ).

**ઇઝમેંટ:**—ભોગવટાથી ઇઝમેંટ મુકરર કરવાના દાવામાં જ્યારે સને ૧૮૭૭ ના એકટ ૧૫ની ક. ૨૬ પ્રમાણે મુદતની તકરાર કરેલી હોય તો યોગ્ય મુદા વીશે જુઓ અચલમહેતા વી. રાજનમેહતા ( ૧૮૮૧ ) ૬ ક. ૮૧૨; અને એક ઇનામ ધારેલું તે બાબતના દાવામાં જુઓ રાજરૂપકુંવર વી. અબુલહુસેન (૧૮૮૧) ૬ ક. ૩૯૪; પુજાકુવરજી વી. કુવર (૧૮૮૨) ૬ મુ ૨૦ ) નમરભાઇ અહમદભાઇ વી. બદ્રુદ્દીન ( ૧૮૯૨ ) ૧૬ મું. ૫૩૩ ).

**મુદ્દા ઠરાવેલા નહિં તે.**—દાવાની તપાસમાં જો એવું જણાય કે જરૂરીયાત સવાલો ઉત્પન્ન થએલા છે અને તેનો વીચાર કરેલો છે તો જે મુદ્દાઓ ઠરાવવામાં આવેલા ના હોય તે ઉપરથી તે દાવાની તપાસ નાશકારક થતી નથી ( કચ્ચેકાલીયાન વી. કાચ્ચીવીજય (૧૮૬૭) ૧૨ મુર ઇ. અ. ૪૯૫; મટાયન વી. સાંગીલી ( ૧૮૮૭ ) ૧૨ ક. લા. રી. ૧૬૪ પા. ૧૭૪; પ્રહલાદસીંગ વી. બાઉટન ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૨૯૫ ). અને પ્લીડીંગો ઉપરથી ઉત્પન્ન

ચએલા એક સવાલ વીશે એઉ પક્ષકારોએ કોરટનો ફેંસલો માગેલો હોય અને તે સવાલ વીશે તકરાર કરવામાં આવેલી હોય તેથી ત વીશે ફેંસલો કરવામાં આવેતો તેમાં ઠરાવેલું છે કે તમામ સવાલનો ઇસ્યુ કહાડવામાં આવેલો નથી તેથી તે વીશે આપેલો ફેંસલો અખત્યાર ઉપરાંતનો થતો નથી ( સુરજોમોનીદાઝ વી. સદાનંદ મહાપાત્ર (૧૮૭૩) ૨૦ વી. રી. ૩૭૭). અને જો તે પ્રમાણે હોય તેથી તેઓની વચ્ચે ખરો સવાલ કયો છે તે સારી પેંઠે જાણીને તે પક્ષકારો તપાસ કરાવા જાય અને પુરાવ લેવામાં આવે તો તે ભુલ નાશકારક નથી ( મીતના વી. ફાજલરબ (૧૮૬૯) ૧૩ મુર ઈ. અ. ૫૭૩ ૧૫ વી રી. પી. સી. ૧૫) અને વીશેશે કરીને હરકત વીના આ કામ ચલાવાની રીતી પ્રમાણે જ્યારે ચાલવામાં આવેલુ હોય ત્યારે છે ( મહમદ બસીરૂલ્લા વી અહમદઅલ્લી (૧૮૯૪ ) ૨૨ વી. રી. ૪૪૮; સૈયદ મહમદ વી. ફતેહમહમદ (૧૮૯૫) ૨૨ ક. ૩૨૪; લા. રી. ૨૨ ઇ. અ. ૪; સેક્રેટરી ઓફ સ્ટેટ વી. દીપચંદ પોદાર (૧૮૯૭) ૨૪ ક ૩૦૯) પણ જો તે કામ ગુચવણુ ભરેલું હોય અને મુદા ઠરાવાની જરૂર છે એવું વીચારવામાં આવેલું હોય તો અપીલ કરવા ઉપરથી તકરારી સવાલો નક્કી કરીને કામમાં નોંધીને નવેસર તપાસ કરવાને તે કામ પાછું મોકલી શકાય છે ( રેવતપ્રસાદ વી. જાનકીપ્રસાદ (૧૮૮૬) ૧૧ મુર ઇ અ. ૨૫; જોગેશ્વરરાય વી. દુલન (૧૮૭૦) ૨ અ. હા. કો. ૧૮૩; નીલાતચી વી. વ્યંકટ ચેલા (૧૮૬૨) ૧ મ. હા. કો. ૧૩૧; પણ જુઓ આનંદલાલ વી. બૈકુંઠરામ (૧૮૭૯) ૪ ક. લા. રી. ૪૭૩)

**અપીલ કોરટો**—અપીલમાં દાવા અરજીના ફક્ત શબ્દો ઉપરથી કામની વ્યવસ્થા કરવી ન જોઇએ પણ તપાસ સારૂ જે મુદા ઠરાવેલા હોય અને જે રીતે અસલ કોરટે તે કામની તપાસ કરેલી હોય તે પ્રમાણે તેની વ્યવસ્થા કરવી જોઇએ (રૂપસીંગ વી. બાહસીની (૧૮૮૩) લા. રી. ૧૧ ઇ. અ. પા. ૧૫૫; ૭ અ. ૧; મોંગવી. માહ (૧૮૮૪) ૧૦ ક. ૭૭૭; લા. રી. ૧૧ ઇં. અ. ૧૦૮; પા. ૧૨૦) જે બાબત અસલ કોરટમાં વાંધો લેવામાં આવેલો ના હોય અને તે કોરટમાં કરેલા ડીફેન્સ પ્રમાણે તે ન હોય તો તે બાબત અપીલ કોરટે મુદાની ગણવી ન જોઇએ ( રામનારાયણ વી. નીલમોની (૧૮૭૪) ૨૩ વી. રી. ૧૬૫ વળી જુઓ બ્રજસુંદર વી. ફતીકચંદ્ર (૧૮૭૨) ૧૭ વી. રી. ૪૦૭) અને જ્યારે મુદા ઠરાવેલા ના હોય પણ ફેંસલામાં વીચાર કરવાના સવાલો બતાવામાં આવે તો જો કે લખેલી કેફીયતમાં તે સવાલો વીશે તકરાર કરેલી ના હોય તોપણ તે મુદા તરીકે ગણી શકાય છે (ગંગાપ્રસાદ વી. મહારાણી (૧૮૮૪) લા. રી. ૧૨ ઇ. અ. ૪૭ પા. ૫૦).

જો અસલ કોરટે જે મુદા બરોબર ના હોય તે મુદા ઠરાવીને તપાસ કરેલી હોય અને જો તપાસ કરેલા મુદા પક્ષકારોએ કબુલ કરેલા ના હોય તો યોગ્ય મુદા અપીલ કોરટે ઠરાવા જોઇએ ( વીરચંદ્ર વી. તારીણીચંદ્ર (૧૮૬૯) ૧૧ વી. રી. ૨૦) અથવા નીચેની કોરટમાં જે હકીકત બતાવામાં આવી હોય તેથી તે નવા મુદા સંપુર્ણ જુદા થાય છે ( પંચાનનરાય વી. તેલખો (૧૮૭૦) ૧૪ વી. રી. ૪૬૬ પણ જુઓ મહાપ્રસાદ વી. ગજાધર (૧૮૮૫) ૧૧ ક. ૧૧૧ પા. ૧૧૮) જ્યારે નીચેની અપીલ કોરટે કહાડેલો મુદો ખોટો હોય પણ તે કોરટના ફેંસલા ઉપરથી એવુ માલુમ પડેલુ હોય કે જો બરોબર મુદો કહાડવામાં આવેલો હોત તો તે બાબત જે ઠરાવ થાત તે થયેલો છે તો તે મુદા વીશે નવો ઠરાવ કરવાને કામ પાછું મોકલવાને હાઇકોરટે ના કહેલી છે ( રામચંદ્ર વી. ગણેશ (૧૮૯૭) ૨૧ મું. ૩૨૫).

**નવા મુદા**—જ્યારે એક નવો અને જુદો મુદો ઉત્પન્ન કરેલો હોય તો તે એવી રીતે

ઠરાવેલો જોઇએ કે તે વીશે પુરાવ રજુ કરવાને પક્ષકારોને ઘણોજ સંપુર્ણ લાગ આપવામાં આવે કારણકે અસલ કોરટમાં કહાડેલા મુદ્દાને લીધે પક્ષકારો પુરાવ નહિ આપવાને લલચાયલા હોય તેથી પુરાવની ખાંમીને લીધે તેમના વીરૂદ્ધ ફેસલો કરવામાં આવે તે બરોબર થતુ નથી (લાતુમંડળ વી. ભુબન (૧૮૭૨) ૧૭ વી. રી. ૩૬૧; રામપ્રસાદ વી. હીરદેમોહન (૧૮૯૨) ૧૮ વી. રી. ૨૯૭) અને યોગ્ય રીતે કહેતાં જડજે કેટલેક દરજજે રીતીસર ચાલીને મુદ્દા કહાડવા જોઇએ અને તે વીશે પક્ષકારોએ પુરાવ આપવાને મરજી બતાવેલી હતી કે નહિ એ વીશે કામમાં લખવું જોઇએ પણ આ પ્રમાણે કરેલું હોય કીવા નહિ તોપણ પુરાવ આપવાની વકીલોને રજા મળે તે પ્રમાણે વકીલોએ અપીલ કોરટને અરજ કરવાને સંભાળ રાખવી જોઇએ; જો તેમ કરવામાં ના આવે તો સ્પેશીઅલ અપીલમાં હારેલા પક્ષકારને અસલ કોરટે ઠરાવેલા મુદ્દાથી તે આડો દોરવાયલો છે એવું બતાવાને તેને હરકત થાય છે (પુર્ણચંદ્ર વી. ધોનાઇ (૧૮૫૯) ૧૧ વી. રી. ૬૧ તોપણ જુઓ લાતુમંડળ વી. ભુબન (૧૮૭૨) ૧૭ વી. રી. ૩૬૧) એકાદો જે સવાલ જો કે અવસ્યનો હોય પણ તે ઉઠાવેલો ના હોય તોપણ તે સવાલ વીશે એક મુદ્દો કહાડીને તે ઉપર યોગ્ય ઠરાવ કર્યા શીવાય કોઇ કામમાં નીચેની કોરટનો તે વીશેનો ઠરાવ અપીલ કોરટે રદ કરવો ન જોઇએ (મહમદરાસીદ વી. જદુ અરધા (૧૮૭૩) ૨૦ વી. રી. ૪૦૧; અને જુઓ ઓફીસીઅલ ટ્રસ્ટી વી. ક્રીષ્નચંદ્ર (૧૮૮૪) લા. રી. ૧૨. ઈં અ. ૧૬૬; ૧૨ ક. ૨૩૯) વાદીએ જે હકીકત કહેલી ના હોય તે હકીકત જો પુરાવમાં માલુમ પડેલી હોય તો કોરટ તે હકીકત રજુ કરવાને પરવાનગી આપી શકે છે પણ તે વીશે ખાસ મુદ્દો કહાડવો જોઇએ અને તેનો જવાબ આપવાને પ્રતીવાદીને લાગ આપવો જોઇએ (પરશરામ વી મીરાજી (૧૮૯૬) ૨૦ મું ૫૬૫ પણ જુઓ " શા ઉપરથી ઠરાવામાં આવે છે." પાછળ.)

મુદ્દા કાઢ્યા પહેલાં સાક્ષી અથવા દસ્તાવેજ તપાસવાનો કોર્ટનો અધિકાર.

**૪.** જ્યારે કોર્ટની રૂબરૂ હાજર ન હોય એવા કોઇ શખસની જબાની લીધા શિવાય, અથવા ફરિયાદમાં હાજર કર્યો ન હોય એવો કોઇ દસ્તાવેજ જોયા વગર મુદ્દા બરોબર રીતે કાઢી શકાશે નહીં એમ કોર્ટની નજરમાં આવે ત્યારે, કાંઇ આગળનો દિવસ ઠરાવીને તે ઉપર મુદ્દા કાઢવાનું બંધ રાખવાને તથા [ વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇપણ કાયદાને પાત્ર ] સમન અથવા બીજી પ્રોસેસ કાઢીને કોઇ શખસને હાજર રહેવાની જરૂર પાડવાને અથવા જેના કબજા અથવા અખત્યારમાં કોઈ દસ્તાવેજ હોય તેને તે હાજર કરવાની જરૂર પાડવાને કોર્ટ મુખત્યાર છે. કલમ ૧૪૮

મુદ્દા દુરસ્ત કરવાનો અને કમી કરવાનો અખત્યાર.

**૫.** (૧) હુકમનામું કરતાં પહેલાં કોઇપણ વખતે કોર્ટને યોગ્ય જણાય તે શરતો કરીને મુદ્દા દુરસ્ત કરવાને અથવા જાસ્તી મુદ્દા કાઢવાને કોર્ટ મુખત્યાર છે. અને પક્ષકાર વચેની તકરારનો નિર્ણય કરવાને મુદ્દામાં દુરસ્તી કરવાની અથવા જાસ્તી મુદ્દા કા- કલમ ૧૪૯

હવાની જરૂર હોય તો સહરહુ રીતે દુરસ્તી કરવી અથવા જાસ્તી મુદ્દા કાઢવા.

(૨) કોઈ મુદ્દા ખોટી રીતે કાઢયા છે અથવા દાખલ કર્યા છે એમ કોર્ટને જણાય તો, તે મુદ્દા હુકમનામું કરતાં પહેલાં કોઈપણ વખતે કમી કરવાને સદરહુ કોર્ટ મુખત્યાર છે.

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૧૪૮, ૧૪૯

ટીકા.—આ કલમ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો ને લાગુ છે.

સુધારવાનો અખત્યાર.—હુકમનામુ કરતાં પહેલાં હરકોઇ વખતે દવાઅરજીમાં જે બાબત આવી ગયેલી ના હોય તે બાબત આવી જાય તેવો વધારાનો એકાદો મુદ્દો કહાડવાને કોરટ મુખત્યાર છે પણ દાવાઅરજીથી અથવા તેમાં માગેલી દાદથી વીરૂધની બાબત તે હોવી ન જોઇએ (મેધ વી ડોંગર (૧૮૮૧) ૫ મુ. ૬૦૯; તારકનાથ વી. ગૌરીચરણ (૧૮૬૫) ૩ વી. રી. ૧૪૭) પણ તે કામ ચાલતાંની દરમીયાનમં જો કાંઇ નવી બાબત આવે તોજ આ કલમ અખત્યારનો અમલ કરવો જોઇએ સૈયદ સાદક વી. જકરીયા ૨ ઇ. જ્યુ એન, એસ. ૩૮).

કયા કામોમાં તે વાપરેલો છે—દાવા અરજીમાં કાંઇ ભુલ હોવાથી દાવો કાહાડી નાંખવાને બદલે જો જરૂર જણાય તો પક્ષકારો વચ્ચેના વાંધાના ખરા સવાલો ઉત્પન્ન થાય તે પ્રમાણે તે મુદ્દાઓ સુધારવા તે બરોબર રીતી છે (ઈસ્ટઈંડીયા રેલ્વે ક. વી જોર્ડન (૧૮૭૦) ૧૪ વી. રી. અ ઙ ૧૧; સુકુમાર વી. કાઇઝ (૧૮૬૬) ૬ વી. રી. એકટ ૧૦, ૧૦૫). અને જયારે બેઉ પક્ષકારોનો પુરાવ લીધા પછી મુખ્ય પ્રતીવાદીએ સુધારેલી લખેલી કેફીયત કે જેથી નવોડીફેન્સ આપવાનુ થતુ હોય તે ફાઇલ કરવાને અરજ કરેલી હોય તો ઠરાવ્યું છે કે જો તેથી પક્ષકારો વચ્ચેનો ખરો સવાલ તેમાં આવી જતો હોય અને તે મુદ્દાઓ સુધારાવાના હોય તો તે કેફીયત લેવાને કોરટ બંધાયલી છે (પોલાઈમીયાં વી. ખેતુગોરાઇ ૧૮૭૩) ૨૦ વી. રી. ૨૦૮; અને જુઓ ડાઉગ્લાસ વી બનારસના કલેકટર (૧૮૪૯) ૫ મુર ઈ. અ. ૨૭૧; નેહોરારાય વી. રાધાપ્રસાદસીંગ (૧૮૭૯) ૪ ક લા. રી ૩૫૩: ૫ ક. ૬૪) એવુ ઠરાવેલું છે કે પ્લીડીંગ્સ ઉપરથી જે બાબત માલુમ પડતી ન હોય તે પછી હકુમત વીશેની હોય તો પણ તે બાબત ઇસ્યુ ઉત્પન કરવાને કાયદા પ્રમાણે એકાદા જડજ બંધાયલા નથી; તેમ પ્લીડીંગ ઉપરથી જે સવાલ વીશે તકરાર કરેલી ન હોય તેમ એકાદા મુદ્દામાં તે આવેલી ન હોય તો તે બાબત વીશે એક દાવાનુ હુકમનામુ કરવાને જડજ બંધાયલા નથી; જયારે કાંઇ મુદ્દો કહાડેલો ના હોય અને કામ ગુચવણ ભરેલુ હોય (રેવનપ્રસાદ વી. જાનકીપ્રસાદ (૧૮૬૬) ૧૧ મુર. ઇ. અ. ૨૫) અથવા મુદ્દાના શબ્દો પ્રમાણે જો કે મુખ્ય સવાલ આવી જતો હોય તો પણ હકીકતના મુખ્ય સવાલ ઉપર પક્ષકારોનુ ધ્યાન પુખ્ત રીતે બતાવમાં આવતુ ના હોય અને પુરાવ આપતાં એકાદા પક્ષકારને અટકાવ થતો હોય તે. તે જડજ તે પ્રમાણે બંધાયલા નથી (ઉલાગાપાચેટી વી.આરથુથનોટ (૧૮૭૩) લા રી. ૧ ઇ. અ. ૨૬૮, ૧૪ બં લા. રી. ૧૧૫; પ્રીવીકાઉસીલના નામદાર સાહેબોએ નવા મુદ્દા કહાડીને તપાસ થવા સારૂ કામ પાછું મોકલ્યું છે વળી જુઓ કુંવરજી વી. બબલ (૧૮૯૫) ૧૯ મુ. ૩૮૬)

અમલ કરવાની મર્યાદા.—જે રીતે ફરીયાદ અરજી ઘડેલી હોય તે રીતે દાવાની તપાસ કરવાને કોરટ બંધાએલી નથી, કારણ તેનો હેતુ પક્ષકારો વચેની તકરારી બાબત ફક્ત કોરટની નજરે લાવવાનો છે પણ મુદ્દા ઠરવાને જડજે તે રૂબરૂ નક્કી કરવાનો છે (આરબ

થનટ અને કંપની વી. બેટસ (૧૮૭૭) ૧૪ વી. રી. ૧૮૧ ) તોપણ દાવા અરજી અને તેના પુરાવ ઉપરથી અમુક મુદ્દાઓ જણાતા હોય તો તે કાહાડીને ઠરાવ આપવાને કોરટ બંધાએલી છે, પણ તેથી પ્રતિવાદીને અચબો લાગે તેવું થવું ના જોઇએ. ( અભયચર્ણ વી. વુમેશચંદ્ર ૨ હાઇડ ૨૬૩, અથવા તે વીરૂધ તે હોવીના જોઇએ ઇશાનચંદ્ર વી. શામચર્ણ ( ૧૮૬૬ ) ૬ વી રી પી. સી. ) ૫૭, સરોદાકુમારી વી મોહીનીમોહન ( ૧૮૭૨ ) ૨૦ વી. રી. ૨૭૨; વીરસ્વામી વી અયાસ્વામી ( ૧૮૬૨ ) ૧ મ. હા. કો. ૪૭૧; નઝરઅલ્લી વી. અજુધ્યારામ ( ૧૮૬૩ ) ૧૦ મુ ઇ. અ. ૫૫૨; મોઢ વી. ડોંગર ( ૧૮૮૧ ) ૫ મું ૬૦૭, પા. ૬૧૪; દામોદર વી. પરમાનદદાસ ( ૧૮૮૩ ) ૭ મુ. ૧૫૫, પા. ૧૬૧; નારાયણ વી. હરી (૧૮૮૯) ૧૩ મુ. ૬૬૪ ) પણ વાદીને એક હકીકત કહેવાની અને બીજી સાબેત કરવાની અને પુરાવને બે સતા આવે તેવા મુદ્દા કાહાડવાની પરવાનગી આપવામાં આવતી નથી ( અભયચર્ણ વી. વુમેશચંદ્ર ૨ હાઇડ ૨૬૩ ). કેટલાંક કામે માં કોરટો આ ઉપરાંત ગએલી છે, અને પ્લીડીંગના હેતુ પ્રમાણે નહી તેવા મુદ્દા કાહાડવાની પરવાનગી આપેલી છે, પણ આ કલમના પહેલા ભાગ પ્રમાણે આ એક ફક્ત અખત્યારની બાબત છે ( નેહોરરાય વી રધાપ્રસાદ ( ૧૮૭૯ ) ૪ ક. લા. રી. ૬૫૩ ; ૫ ક. ૬૪ ). કોરટે વચારના મુદ્દા કાહાડવાના પોતાના ઇરાદા બાબત એકાદુ પ્રોસીડીંગ લખવાનું નથી અને ફેસલા વખતે તે ખરી રીતે કાહાડવાને તે બંધાવાના નથી ( કમળકાનીની વી. અભયચર્ણ ( ૧૮૭૨ ) ૧૫ વી. રી. ૧૫૧ ) પણ તે વીરૂધ તેમણે તો મુદ્દા ઠરાવીને પક્ષકારને પોતાના પુરાવ રજુ કરવાની સહેલાઇ મળે તે બાબત લક્ષમાં રાખીને તેની તપાસ કરવાનો મુકામ દીવસ ઠરાવવાનો છે ( શ્રીહરીમંડળ વી. જદુનાથ (૧૮૬૮) ૧૦ વી રી ૧૬૯ ). કોરટે એવી રીતે કાહાડેલા મુદ્દાઓના પક્ષકાર કબુલ કરે તો તેઓ તેથી બંધાએલા છે, એવું ઠરાવવું જોઇએ ( શીવસુંદર વી. વાજીદઅલ્લી ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૨૦૫, વળી જુઓ શંકરનતન વી. અનવરઅલ્લી ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૧૮૯ )

ઠરાવવામાં આવેલા હોય તે—મુદ્દા ઠરાવવાની વખતે એકાદા જડજે અમુક મુદ્દો કાહાડવાને ના કહેલી હોય તો તપાસ વખતે જે જડજ બીરાજે તે જડજે તે સવાલનો ફરી વીચાર કરવો ના જોઇએ ( ઓલીચદ વી. મૈલાર્ડ ( ૧૮૭૯ ) ૪ ક. ૫૭૨; વળી જુઓ નેહોરારાય વી. રાધાપ્રસાદ ( ૧૮૭૯ ) ૪ ક. લા. રી ૩૫૩નો ઠરાવ જુઓ ૫ ક. ૬૪; અને રેમાનસન વી. દુલીપસીંગ ૧૧ સી. ડી. ૮૧૩. અપીલ કરવા ઉપરથી સુધારો ક્યારે રદ કરી શકાય છે તે વીશે જુઓ નારાયણ વી. હરી (૧૮૮૯) ૧૩ મુ, ૬૬૪ ).

મુદ્દાઓની પરવાનગી આપવામાં આવેલી તે.—દાવા અરજીના હેતુ પ્રમાણે દરેક બાબત વ્યાજબી રાહે પક્ષકારો વચેના વાસ્તવીક વાંધાનો ફેસલો કરવાને જો અગત્યની હોય તો તેના મુદ્દા ઠરાવવા જોઇએ અને વાસ્તવીક રીતનો ન્યાય કરવાને સારૂ તે મુદ્દા કાહાડવાની અને દાવો કરનાર પક્ષકાર ને જવે. દાવો પક્ષો કરતાં અકરવાની ફરજ કોરટને શીર નાંખેલ છે અને તે વખતે કેવી શરતોના ને સુધારો કરવો ને વીશે હુકમ કરી કોરટ વચારના મુદ્દા કાહાડી ચાલતા દાવામાં તે પક્ષકારો વચે જે ખરી તકરારી સવાલ હોય તેનો નીકાલ કરી શકે છે.

હિશાબ નક્કી કરવામાં આવેલ તે રકમો વીશે દાવો—માટે અમે એ નક્કી કરેલા હિસાબની રૂએ દાવો કરેલો તેમાં જે હિસાબ નક્કી કરેલ, ફડેગમાં આવેલો હતો ને સાબીત કરવામાં તે નીષ્ફળ ગયો. તેથી ઠરાવ્યું કે ફક્ત દાવો કહાડી નાખવો જોઇતો નથી

પણ જડજે જે રકમને તે હીસાબ થાય છે તે રકમો સબંધી મૂદ્દા કહાડવા જોઇતા હતા કારણ કે તે રકમોને મુદતની હરકત નથી માટે તે મૂદ્દા કહાડીને ગુણદોશ ઉપર ફેંસલો આપવો જોઇતો હતો (કીશનપ્રસાદ વી. ભવાનીદીન (૧૮૯૬) ૧ આ. એફ. બી. ૪૭; દ્વારકાદાસ વી. જાનકીદાસ (૧૮૪૯) ૬ મુર. ઈ. અ. ૮૮; અભયચરણ વી. વોમેશચંદ્ર ૨ હાઇડ ૨૬૩)

**ભાગીયાઓ.**—ભાગીયાઓ તરીકે વાદીઓએ દાવો કરેલો અને પુરાવ ઉપરથી એવું માલુમ પડેલું હતુ કે દાવાનું કારણ ઉત્પન્ન થયું તે વખતે તેમાંના ફક્ત બે વાદીયો ભાગીયા હતા તેથી નીચેની કોરટે બીજા નામો કહાડી નાખ્યા. તેમાં ઠરાવ્યું છે કે આ બરોબર નથી અને યોગ્ય રસ્તો તે મૂદ્દાઓ સુધારવાનો હતો અને તે વાદીયો ભાગીયા છે કીંવા નહિ તે સવાલની તકરાર કરવાની હતી અને તે દુરસ્ત કરેલા મૂદ્દા ઉપરથી દાવાનું કારણ ઉત્પન્ન થયું તે વખતે તેમાંના ફક્ત બે ભાગીયા હતા એવું ઠરાવવામાં આવેતો તેઓના લાભમાં હુકમનામું કરવું જોઇતું હતું (ઈંડિઅન રેલ્વે કં. વી. ન્યોર્ડન (૧૮૭૦) ૧૪ વી. રી. ૧૧

**વાદીનુ ખોટુ વર્ણન**—જમીનમાં કબજો બાબતના દાવામાં વાદીએ પોતાનું વર્ણન બના દીકરા તરીકેનુ કરેલુ અને પ્રતીવાદીએ કહેલુ છે કે તે જમાન બની કોઇ દીવસ નહોતી પણ એક દેવના નામથી આપેલી છે અને તે સના કબજામાં હતી અને તેની તરફથી પ્રતીવાદીએ એક પટા તથા ગીરો ખતની રૂએ રાખેલી છે અને જે તારીખે તે દાવાનો આખરી નીકાલ કરવામાં આવ્યો તે તારીખે વાદીએ એવા અરજી કરેલી છે કે સ નો હું દીકરો છું તેથી તેને પોતાની દાવાઅરજી દુરસ્ત કરવાને પરવાનગી આપેલી છે,—તેમા ઠરાવ્યુ છે કે તે તારીખે કોરટે તે દાવાનો નીકાલ કરવો જોઇતો નહોતો અને મૂદ્દાઓ કહાડી પુરાવ રજુ કરવાને પ્રતીવાદીયોને દરેક લાગ આપવો જોઇતો હતો (દુર્ગાનારાયણ વા. બ્રજકીશોર (૧૮૭૫) ૨૩ વી. રી. ૧૭૨.)

**પ્રતીવાદીઓને ખોટી રીતે સામેલ કરવા**—અને તેજ પ્રમાણે જો એક દાવો બે સખસો ઉપર કરેલો હોય તો કોરટ એવો સવાલ ઉત્પન્ન કરી શકે છે કે તેમાંનો એક ફક્ત જવાબદાર છે કે નહિ. અને તે ફકત એક જવાબદાર ઠરાવવામાં આવે તો તેના ઉપર કોરટ હુકમનામું કરી શકે છે (બનામાધવ વી. વીપ્રોદાસ (૧૮૭૧) ૧૫ વી. રી. ૬૯).

**કબજો; ગીરો છોડાવાનો હક બંધ થાય તે**—કબજો છોડાવાના એક દાવામાં પ્રતીવાદીએ મુદતની તકરાર કરી પણ તેના એક સાક્ષીએ તે એક ગીરો રાખનાર છે એવી હકીકત અકસ્માત જાહેર કરી; તેમાં ઠરાવ્યું છે કે જે વખતે ગીરોની હકીકત જણાવામાં આવી તે વખતે કોરટના ફરજ તે વીશે મુદો કહાડવાની હતી (મઝબુતસીંગ વી. ચંદ્રમાશી (૧૮૭૧) ૧૬ વી. રી. ૪૪) અને જયારે એક સખસે એક ખરીદદાર તરીકે દાવો કરેલો હોય પણ પ્રતીવાદીએ તે ખરીદ કર્યાની હકીકત ઇનકાર કરી હોય અને મુખજુબાનીના પુરાવ ઉપરથી તે વ્યવહાર ગીરોનો છે એવુ સાબેત થયેલુ હોય તો ઠરાવામા આવ્યું છે કે તે ઇસ્યુ સુધારીને કોરટ તે વીશેની તજવીજ કરવાને બંધાયલી હતી (નંદલાલ વી. પ્રસન્નમોહ (૧૮૭૩) ૧૯ વી. રી. ૩૩૩) જયારે એકાદા હિંદુ વીલના એકઝીકયુટરો તથા એકઝીકયુટર તરીકે અમુક શખસોએ કરી આપેલુ ગીરો છે અને તે એકઝીકયુટર તરીકે તેઓએ બળવાના રીતે કરી આપેલુ છે એવું બતાવાને એકદો વાદી નીસ્ફળ થયેલો હોય તો જો હેખીતી રીતે બ્યાજબ્બા થતું ના હોય તો તે પક્ષકારોએ બળવાન રીતે એક બીજા રૂપમાં તે ગીરો કરી આપેલું છે એ વીશે મુદો કહાડવાની કોરટે તેને પરવાનગી આપવાની છે (વીલ-

કંદ. વી. પ્યારીમોહન ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. ઓ. જે. ૭; ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ઓ. જે. ૨૧ ).

**પરવાનગી આપેલી નહિ તે** –નુકસાન બાબતના એક દાવામાં ફરીયાદ અરજીમાં સાથ આપવાનો કરાર બતાવવામાં આવેલ હતો; તેમાં ઠરાવ્યું છે કે સાથ વસુલ કરવામાં આવે તેવો મુદ્દો કહાડી શકાતો નથી ( નારાયણ વી. હરી ( ૧૮૮૯ ) ૧૩ મું. ૬૬૪ ) જે રીતે મુદ્દા કહાડવામાં આવેલા હોય અને જે શબ્દોથી પ્લીડીંગો કરેલાં હોય તે ઉપરથી ખુલ્લું જણાતું હોય કે બચાવમાં કાંઇ અભાવે તકરાર કરેલી નથી તો એવી અભાવની તકરાર વીશે નવો મુદ્દો કહાડવાને પરવાનગી આપવી ન જોઇએ ( સહોચરી વી. સૌદામીની ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૩૦૬; વળી જુઓ જોવાહનીસા વી. ઝમનલાલ ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૧૫૮ ).

**પુરાવ**—જે મુદ્દા મુકરર કરેલા હોય તે પ્રમાણે પુરાવ રજુ કરવાને પક્ષકારોએ ચાલવું જોઇએ અને પ્લીડીંગો પ્રમાણે ચાલવાનું નથી ( હરેસુંદરી વી. અમીના ( ૧૮૬૬ ) ૫ વી. રી એક્ટ ૧૦, ૭૨ ).

**ફેંસલાનો હુકમ**—તે ફેંસલાનો નીકાલ જડજ કોઇ હુકમ કરીને કરવાને મુખત્યાર છે પણ જો બની શકે તો જુદો કરવો જોઇએ ( સીતાનાથદાસ વી. દયાદનાથદાસ ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૫૪; અંબાકાસુંદરી વી. વુદીન ( ૧૮૬૫ ) ૩ વી. રી. ૨૨૬ ).

હકીકતની અથવા કાયદાના બાબનો પક્ષકારો એકમત થઇને મુદ્દાના આકારમાં લખી આપે

**૬.** ફરિયાદના પક્ષકારો પોતાની વચે હકીકતની અથવા કાયદાની અમુક બાબતોનો ઠરાવ કરવાનો છે એમ એકમત થાય, તો તેઓ તે એક મુદ્દાના આકારમાં જણાવે, અને એવું લખેલું કરારનામું કરે કે:— કલમ ૧૫૦

(અ) તે મુદ્દાનો કોર્ટ હા કે નાનો ઠરાવ કરેથી કરારનામામાં બતાવેલી, અથવા કોર્ટ ઠરાવે તે અથવા કોર્ટ ફરમાવે તે રીતે ઠરે તે રકમ એક પક્ષકારે બીજા પક્ષકારને આપવી, અથવા તેમાંના એકને કરારનામામાં બતાવેલી કંઇ જવાબદારી અથવા હક છે એમ ઠરાવવું.

(બ) તે મુદ્દાનો કોર્ટ હા કે નાનો ઠરાવ કરેથી કરારનામામાં બતાવેલી તથા ફરિયાદમાંની તકરારી મિલકત પક્ષકારો પૈકી એક પક્ષકારે બીજા પક્ષકારને આપવી અથવા તે બીજો પક્ષકાર ફરમાવે તે રીતે આપવી; અથવા

(ક) તે મુદ્દાનો કોર્ટ હા કે નાનો ઠરાવ કરેથી કરારનામામાં બતાવેલું તથા તકરારી બાબતને લગતું કોઇ વિશેષ કામ એક અથવા વધારે પક્ષકારે કરવું કે કરવાથી દૂર રહેવું.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૫૦.

**ટીકા**—આ રૂલ હા. કો ને લગુ છે. જુઓ ૩૮ અને ૩૯ વીક બાબ ૭૧ પાયખીદારી હુકમ કોરટના દુરસ્ત થયેલા એક્ટના પરીશીષ્ટ ૧ મા ઓ. ૩૬ જુઓ.

જ્યારે પક્ષકારોએ મુદ્દાઓ પસંદ કરીને કબુલ કરેલા હોય ત્યારે અરસપરસ કબુલાત થી વાય તે સુધારી શકાતા નથી (હેમીલ્ટન વી. સ્ટેનો ૨૮ સોલ. જો ૪૭૮; જુઓ "કબુલ કરેલા મુદ્દાઓ" એ. ૧૪ રૂ. ૩ પાછળ). જમીનના કબજા બાબતના દાવામાં વાદી તથા પ્રતીવાદીઓએ કબુલ કરેલું હતું કે તકરારો "ખ ગ" ની એમાંની એક બાજુએ કોના કબજામાં જમીન છે તે નક્કી કરવાને એક કમીશનર તરીકે એક વકી ને નીમવો જોઇએ અને એવું કબુલ કરેલું હતું કે પ્રતીવાદીઓના કબજામાં તે જમીન છે એવું ઠરાવવામાં આવે તો તેઓનું હુકમનામું થવું જોઇએ પણ જો નં. ૧ ના પ્રતીવાદીના કબજામાં તે છે એવું ઠરાવવામાં આવે તે દાવો કહાડી નાંખવો જોઇએ. એક કમીશનર નીમવામાં આવ્યો હતો અને તેના રીપોર્ટ પ્રમાણે તે દાવાનું હુકમનામું કરવામાં આવેલુ હતું. ઠરાવ્યું છે કે તે કરાર બળવાન છે અને પ્રતીવાદીઓને તે કરારમાંથી પાછા હઠવાને પરવાનગી આપી શકાતી નથી (બાહીરદાસ વી. નોબીનચંદ (૧૯૦૨) ૨૯ ક. ૩૦૬; ૬ ક. વા. નો. ૧૨૧).

**૭. જયારે પોતાને યોગ્ય જણાય તેવી તપાસ કર્યા પછી કોર્ટની ખાત્રી થાય કે:—**

કરારનામું શુદ્ધબુદ્ધીથી કર્યું છે એમ કોરટની ખાત્રી થાય તો કોરટ ફેસલો આપે.

**કલમ ૧૫૧**

**(અ) પક્ષકારોએ કરારનામું યોગ્યરીતે કરેલું છે,**

**(બ) સદરહુ એકમત થયેલી બાબતના ઠરાવ થવામાં તેમનો ખરેખરો સંબંધ છે, અને**

**(ક) તે ચોકશી કરીને ઠરાવ થવા લાયક છે,—**

**ત્યારે કોર્ટે તે મુદ્દો દફતરમાં દાખલ કરીને તેની ચોકશી કરવી, તથા જાણે તે મુદ્દો પોતેજ કાઢયો. હોય તે રીતે તેના ઉપર પોતાનો ઠરાવ કે ચુકાદો લખવો;**

**અને તે મુદ્દાના ઠરાવ અથવા ચુકાદા ઉપરથી કરારનામાની શરતો પ્રમાણે કોરટે ફેંસલો કહી સંભળાવવો; અને આ રીતે આપેલા ફેંસલાને અનુસરીને હુકમનામું કરવું.**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૫૧.**

**ટીકા**—આ રૂલ હા. કો ને લાગુ છે.

**ફેંસલો કહી સંભળાવાને મુખત્યાર છે**—સુનાવણી થયા પછી ખાસ હકીકત સુધારી શકાતી નથી પણ એકાદા કૃત્યની ભુલથી તે વીશે કાયદાના સવાલ વીશે ફેંસલો આપેલો હોય અને તે પાછળના હુકમોમાં મંજુર રાખેલો હોય પણ નહિ જોતા ગયું અને તે દાવાની તપાસ કરવાને ફરમાવેલું અને ખરા હકીકત નક્કી કરવાને તજવીજ કરવાનો હુકમ કરે ત શાવાય તે ફેંસલાથી કોરટ બધાયલી નથી (રામ તીન વી. અંદર હે ૨૨ સો. કો. ૪૫૦)

જો કે એકાદા વાશેશ રીત અમલ કરવાને સાધારણ રીતે ના કહી શકાય છે તો પણ તે કરાર પ્રમાણે ફેંસલો આપવાને જરૂર બંધાયલા છે (ગોકળદાસ ક. વી. સ્કોટ (૧૮૯૨) ૧૬ મું. ૨૦૨ પા. ૨૧૬).

# ઑર્ડર ૧૫ મો.

## પેહેલી સુનાવણી વખતે ફરિયાદનો નિકાલ કરવા વિશે.

પક્ષકારોને તકરાર ન હોય તો.

૧. જ્યારે ફરિયાદની પેહેલી સુનાવણી વખતે એમ જણાય કે, કાયદાની અથવા હકીકતની કોઇ બાબતમાં પક્ષકારોને તકરાર નથી, તે પ્રસંગે એકદમ ફેંસલો કહી સંભળાવવાને કોર્ટ મુખત્યાર છે. કલમ ૧૫૨

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૫૨.

ટીકાઃ—આ રૂલ હાયકોરટને લાગુ છે.

બુદ્ધિપૂર્વક હાજર થવામાં આવે તેઃ—જો પ્રતીવાદીઓ બુદ્ધીપુર્વક કોર્ટમાં હાજર થાય અને ફેંસલો કબુલ કરે તો તેમને હાજર થવા સારૂ સમન્સની જરૂર નથી, અને કોરટે એકદમ વાદીઓના લાભમાં હુકમનામુ કરવુ જોઇએ ( બંગાળા બેંક વી. હરી ( ૧૮૬૫) ૩ બં. લા. રી. ૪૦૭; ૧૭ વી. રી. ૪૩૨ )

જે ખરો શખસ નહો તેઃ—જ્યારે વાદીએ ખરા શખસ ઉપર દાવો કરેલો હોય પણ તે તેવાજ નામના એક બીજા શખસ ઉપર સમન્સ બજાવે તેથી તે હાજર થઇ જવાબદારી ઈનકાર કરે તો તે દાવો ખર્ચ સાથે કાહાડી નાખવો જોઇએ ( લંડન, મુંબાઇ અને મેડીટરેનીયત બેંક વી. મહમદ ઇબ્રાહીમ ૪ મુ. ૬૧૯. )

ઘણા પ્રતિવાદીઓ પૈકી એકાદને તકરાર ન હોય તો.

૨. એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય અને તેમાંના કોઇને વાદી સાથે કાયદાની અથવા હકીકતની કોઈ બાબતમાં તકરાર ન હોય, તે પ્રસંગે તે પ્રતિવાદીની તરફેણમાં અથવા વિરૂદ્ધમાં એકદમ ફેંસલો કહી સંભળાવવાને કોરટ મુખત્યાર છે, અને પછી ફરિયાદ માત્ર બાકીના પ્રતિવાદીઓ વિરૂદ્ધજ ચાલશે. કલમ ૧૫૩

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૧૫૩.

ટીકાઃ—આ રૂલ હાયકોરટને લાગુ છે.

કેટલાક મજીઆરા દેણદારો ઉપર દાવો શરૂ કરેલો હતો તેમાં તેમાંના એક દેણદારે દાવો કબુલ કર્યો હોય તેથી બીજા દેણદારો ઉપર તે દાવાનું કામ આગળ ચલાવવાને અટકાવ થતો નથી ( ડીક વી ધનજી જેઠા ૧૯૦૧ ) ૨૫ મુ ૩૭૮ )

પક્ષકારોને તકરાર હોય તો.

૩ (૧) જ્યારે કાયદાની અથવા હકીકતની કોઇ બાબત વિશે પક્ષકારો વચે તકરાર હોય, અને આમાં પાછળ ઠરાવ કરયા છે તે રીતે કોરટે મુદા કાઢયા હોય ત્યારે, જો કોરટની ખાત્રી થાય કે ફરિયાદનો ફેંસલો કરવાને બસ થાય તેટલા મુદા ઉપર જે પુરાવો અથવા દલીલો પક્ષકારો એકદમ આપે તે કરતાં વધારે જોઇતી નથી, તથા તેજ વ- કલમ ૧૫૪

ખતે ફરિયાદ આગળ ચલાવવાથી ગેરઇનસાફ થાય તેમ નથી, તે પ્રસંગે તે મુદ્દાનો ઠરાવ કરવાને કોરટ મૂખત્યાર છે. અને તે મુદ્દા ઉપરનો ઠરાવ, નિકાલ કરવાને વાસ્તે બસ હોય, તો તે પ્રમાણે ફેંસલો કહી સંભળાવવાને કોરટ મુખત્યાર છે; પછી ગમે તો માત્ર મુદ્દા ઠરાવવાને વાસ્તે સમન કાઢયો હોય કે ફરિયાદના આખર નિકાલને વાસ્તે કાઢયો હોય તેની ચિંતા નહીં;

પણ માત્ર મુદ્દા ઠરાવવાને વાસ્તે સમન કાઢયો હોય ત્યારે, પક્ષકારો અથવા તેમના પ્લીડરો હાજર હોવા જોઇયે અને તેમાંના કોઇએ હરકત લેવી ન જોઇયે.

(૨) જો તે ઠરાવ નિકાલ કરવાને વાસ્તે બસ ન હોય, ત્યારે કોરટે ફરિયાદની આગળની સુનાવણી મુલતવી રાખવી, અને મુકદમામાં જોઇયે તેવો વધારે પુરાવો અથવા તેવી વધારે દલીલો હાજર કરવાને દિવસ મુકરર કરવો.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક ૧૫૪.

**ટીકા:**—આ રૂલ હાયકોરટને લાગુ છે, અને આ રૂલનો પહેલો પેરા. પ્રો. સ્મા. કો. ને લાગુ છે.

**પક્ષકારો વચ્ચે તકરાર:**—દાવાઅરજીમાં જે હકીકત કહેવામાં આવેલી હોય તે હકીકત ઉપરથી કોરટો કામ ચલાવવાને બંધાએલી છે અને તે કહેવામાં આવેલી હકીકત સાબેત થઇ શકે તેવી છે અને તે સાબેત થએલી છે એવી ધારણા શીવાય તે હકીકતના કાયદેસર અસર વીશે ગુણદોષ ઉપર તે હકીકતના મુદ્દાઓની તપાસ કરવાને તે ના કહી શકતી નથી. તો પણ હરકત તરીકે જે હકીકતની તકરાર કરેલી હોય તેના કાયદેસર અસરના વીચાર સુધીનીજ મર્યાદા રાખેલી છે ( નઝરઅલ્લા વી. અજુધ્યા રામખાન ( ૧૮૯૩ ) ૧૦ મુ. ઇ. અ. ૫૪૦ ) પહેલી સુનાવણી વખતે જો એક પક્ષકાર હાજર થાય અને તે કામ ચલાવવાની રીતી પ્રમાણે ચાલવાને હરકત લે તો જડજ એકાદા દાવાનો નીકાલ કરી શકતા નથી ( કીશ ભુપતી વી. રામમુર્તી ૧૮૯૩ ) ૧૬ મ. ૧૯૮ )

**મુદ્દા ઠરાવવા તે:**—મુદ્દા ઠરાવવાનો એકદો સમન્સ જ્યારે કાહાડેલો હોય ત્યારે આ કલમમાં ઠરાવેલી હકીકત શીવાય એકાદા જડજે તે કામ ચલાવીને તેની તપાસ કરવી ના જોઇએ, કારણ કે જો તેમ કરવામાં ના આવે તો તેથી એકાદા પક્ષકારને પોતાની હકીકતની પુષ્ટીમાં પુરાવ રજુ કરવામાં અટકાવ તેકે કરી શકે ( જીયાવન વી. ગુલાબખાન ( ૧૮૬૯ ) ૧ અ. હા. કો. ૧૪૭ ) પણ જે પુરાવ ગુજારવામાં આવેલો હોય તે તકરારી બાબત વીશે નીર્ણયકારક હોય અને એમાંથી એકે પક્ષકાર સ્પષ્ટ રીતે હરકત લેતો ના હોય, અને પોતાની હકીકતના પુષ્ટીમાં પુરાવ ગુજારવાને મુદત માગતા ના હોય તો જડજ તે કામનો નીકાલ કરવાને મુખત્યાર છે ( સુરેંદ્રપ્રસાદ વી. જગોબંધુ ( ૧૮૭૪ ) ૨૨ વી રી. ૪૨૬ )

૪. ફરિયાદનો આખર નિકાલને વાસ્તે સમન કાઢયો હોય, અને તેમાંથી એક પક્ષકાર પોતે જે પુરાવા ઉપર

પુરાવો હાજર ન કરે તો.　આધાર રાખતો હોય તે પુરાવો પુરતા કારણ　કલમ ૧૫૫

શિવાય, હાજર કરવાને ચુકે ત્યારે, કોરટે

એકઠ્ઠમ ફેંસલો કહી સંભળાવવાને અથવા પોતાને યોગ્ય લાગે તો, મુદ્દા કહીને દફતરમાં દાખલ કર્યા પછી, તે મુદ્દા ઉપર પોતાને ઠરાવ અથવા બીજો ચુકાદો આપવાને વાસ્તે જરૂર હોય તે પુરાવો હાજર કરવાસારૂ ફરિયાદ મુલતવી રાખવાને મુખત્યાર છે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૫૫

ટીકાઃ—આ કલમ હા. કો. ને લાગુ થાય છે અને (ફેંસલો કહી સંભળાવવાની બાબત શીવાય) પ્રો સ્મા. કો. ને લાગુ છે.

વાદીએ એક વખતની રૂકએ નાણાની એક રકમ લેવાને દાવો કર્યો તેણે કાંઇ લખેલી કેફીયત દાખલ કરેલી નથી અને તે કામ આખર નીકાલ સારૂ તા. ૨૩ એપ્રીલ ઉપર રાખેલુ હતું, પણ તે રોજ પ્રતીવાદીએ તે ખત લખી આપ્યાની બાબત કબુલ કરી પણ કહ્યુ કે અમુક ખાસ કારણમાં ઉપયોગમાં લેવાને નાણા કરજે લેવાની એક જામીની તરીકે તે ખત લખી આપવામા આવેલુ છે પણ તે મેં કરેલું નથી. આ ઉપરથી વાદીના વકીલે કહ્યુ કે મને આશ્ચય લાગેલું છે અને તે બચાવને જવાબ કેવી રીતે દેવો તે વીશે મારી પાસે કાંઇ બતાવેલી હકીકત નથી તેથી તે કામ મુલતવી રાખવાને અરજ કરી, પણ તે નામંજુર કરવામાં આવેલી છે: ઠરાવ્યુ છે કે તે મુલતવી રાખવું જોઇતુ હતુ. અમીરઅલી વી. રણબાહાદુર (૧૮૯૭) ૭ વી. રી. ૮૪)

## ઑર્ડર ૧૬ મો.

### સાક્ષીઓને સમન કરવા તથા તેમણે હાજર રહેવા વિશે.

શાહેદી પુરવા સારૂ અથવા દસ્તાવેજો હાજર કરવા ગરૂ હાજર રહેવાને સમન.

૧. ફરિયાદ માંડવામાં આવે પછી ગમે તે વખતે કોરટને અથવા આ બાબતને વાસ્તે કોરટ નિમે તે અમલદારને અરજ કરીને, શાહેદી આપવાને અથવા દસ્તાવેજ હાજર કરવાને જે શખસોની હાજરીની જરૂર હોય, તેમના ઉપર સમન કાઢવાને પક્ષકારો મુખત્યાર છે. કલમ ૧૫૯

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૧૫૯.

ટીકાઃ—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

**હાજર થવાને સમન્સઃ**—મુલતવી રાખવાની બાબત અને શાક્ષીયોના ઉપર સમન્સ કરવાની બાબત તે જુદી જુદી છે. સુનાવણી થતા પહેલાં કામ ચાલતાની દરમીયાનમાં હર કોઇ વખતે સાક્ષીયો ઉપર સમન્સ કાહાડવાના દરખાસ્ત કરી શકાય છે (બાઇ કાળી વી. અલારખ (૧૮૫૧) ૧૩ મું. ૮૬; પાંડુરંગ વી. કશાવજી (૧૮૮૨) ૬ મુ. ૭૪૨; કીશચણું વી. પ્રતાબચંદ્ર (૧૮૮૧) ૭ ક. ૫૬૦). જ્યારે કોરટને અરજ કરવામા આવે ત્યારે અલબત્ત સમન્સ કાહાડવાને તે બધાએલી છે. (ગોરાચદ વી. રાજકુમાર (૧૮૬૬) ૫ વી. રી.૧૨૧;

બ્રજનાથ વી. પ્રતાપચંદ્ર (૧૯૭૪) ૨૨ વી. રી. ૨૫૧; અહમદ વી. મહમદ (૧૮૮૫) ૯ મું. ૩૦૮; હરીદાસ વી. મોઆજી-હેસેન (૧૮૭૧) ૮ બં. લા. રી એપ ૧૬; ૧૫ વી. રી. ૪૪૭) તેમાં તે બાબત કેટલી દરખાસ્તો પ્રથમ કરેલી છે તે જોવાની જરૂર નથી. (અનુરૂપચંદ વી. હીરામણી દાસી (૧૮૬૯) ૩ બં. લા. રી એપ. ૩૮; ૧૧ વી. રી. ૪૧૮) પણ કવચીત વખતે તે એટલા બધા સાક્ષીયો ઉપર અથવા એવી રીતે સમન્સ તેઓના ઉપર કઢાવવામાં આવેછે કે જેથી ઇનસાફની રીતીને હરકત થાય તેવી ચીડાવવાની મરજી માલુમ પડેછે. માટે તેવુ થએલુ ના હોયતો તે શીવાય સમન્સ કહાડવાને કોરટ બંધ-એલી છે। રામફલ વી. વાહેદઅલ્લી (૧૮૭૦) ૧૧ વી. રી. ૨૬૬ અથવા તે દરખાસ્ત કર-વામાં આવે કે જેથી તે બોલાવનાર પક્ષકાર પોતાની તરફનું કામ બંધ કરી શકે તે પહેલાં તે સાક્ષીને વખતસર રજુ કરવાને અશક્ય હોય (રાજેંદ્રનારાયણ વી. કુમદનારાયણ (૧૮૭૮) ૩ ક. ૫૬૯; ઈંદ્રચંદ્ર વી. ડનલોપ (૧૮૬૮) ૯ વી. રી. ૫૩૦; અબદુલઅલ્લી વી. મલીક સદરૂદીન (૧૮૭૦) ૧૪ વી. રી. ૪૫૩) પણ જો કે સમન્સ કાહાડવામાં આવેલા હોય તો પણ જો સાક્ષીયો તપાસ વખતે હાજર થાય નહી અને કામ મુલતવી રાખવાને અરજ કરવામાં આવે નહીતો કોરટ તે કામ ચલાવે છે (નંદમોહન વી. ગોલકનાથ (૧૮૬૯) ૧૧ વી. રી. ૯૯); અને તે વખતે પણ જો સારૂ કારણ બતાવવામાં ન આવે તો, કોરટ તે મુલતવી રા-ખવાને બંધાએલી નથી (અબદુલ કાદર વી. અમીનમીરગા (૧૮૭૫) ૨૪ વી. ૨૯૦; બાઇ કાળી વી. અલારખ (૧૮૯૧) ૧૫ મું. ૮૬) જુઓ ઓ. ૧૭. રૂ. ૩ ની નોટ આગળ જ્યારે એકાદા સખશે સાક્ષીયો ઉપર સમન્સ કાહાડવાને દરખાસ્ત આપેલી હોય પણ કસુરથી અથવા સુનાવણીમાં વીલંબ લગાડવાના ઇરાદાથી એટલી બધી મોડી આપી હોય કે સુનાવણી વખતે તેઓને હાજર કરવાને અશક્ય થાય તો કોરટ યોગ્ય રીતે તે સુનાવણી બંધ રાખવાને ના કહી શકે છે તોપણ જો અરજ કરવામાં આવેલી હોય તો સમન્સ કાહાડવાને હુકમ કર-વાની કોરટની ફરજ છે. કારણ કે આ રૂલ પ્રમાણે તેવી અરજી ના મન્જુર કરી શકે તેવો કોર-ટને કુલ અખત્યાર આપેલો નથી. જ્યારે સાક્ષીયો ઉપર સમન્સ કાહાડવા બાબત દરખાસ્ત ના મંજુર કરવામાં આવેલી હોય અને તે નામંજુર કર્યાની બાબત અપીલના કારણોમાંનુ એક કારણ હોય તો ઠરાવેલુ છે કે જો તે ના મંજુર કરવામાં જે ગેરશીરસ્તે થએલુ હોય તેથી કામના ગુણ દોષને હરકત થએલી ના હોય તો ક. ૯૯ મી લાગુ થાય છે. જો તેથી હરકત થએલી હોય તો તે અપીલનુ કારણ બરાબર છે (ભગવતદાસ વી. દેબીદીન. (૧૮૯૪) ૧૬ અ. ૨૧૮).

ફો. કા. ચ. ની રીતીના કાયદાની કલમ ૨૫૭ મીથી જ્યારે એકાદા સાક્ષી ઉપર સમન્સ કાહાડવાની દરખાસ્ત ચીડાવવાને સારૂ અથવા વીલંબ લગાડવા માટે અથવા ઇનસાફનો હેતુ પાર પડે નહી તે કારણથી કરેલી હોય ત્યારે તે સાક્ષી ઉપર સમન્સ કાહાડવાની ના કહેવાને મેજીસ્ટ્રેટને આપેલો છે તેવો ઠરાવ આ કાયદામાં નથી.

ક. ૧૩૩ પ્રમાણે પદવીવાળા સખસોને હાજર થવામાંથી માફી આપવાને સ્થાનીક સ-રકાર મુખત્યાર છે.

**રીવાજ:**—જે પક્ષકારને કાયદાની સલાહ મળ્યાનો ફાયદો હોય તે પક્ષકારોને કોરટની દરમીયાનગીરી વીના પોતાના કામનો બંદોબસ્ત રાખવાને તેઓને માટે રાખવો જોઇએ. જ્યા-રે એકાદા સાક્ષીની સાહેદી અથવા એકાદો દસ્તાવેજ રજુ કરવાની બાબત વાદીના કામને અ-

ગત્યની હોય તો તે બાબત જરૂરીયાત ઇલાજ કરવાને કોરટને અરજ કરવી તે તેની ફરજ છે ( નોબીનચંદ્ર વી. અનંગોમંજરી ( ૧૮૭૫ ) ૨૩ વી. રી ૮૩ ) અને જે કામોમાં કોરટના હુકમનો તીરસ્કાર કરવામાં આવેલો હોય અને કોઇ શખસને હરકત થએલી હોય તો તે બાબત તે કોર્ટની રૂબરૂ રજુ કરી શકે છે, પણ એક શાક્ષી ઉપર સાહેદી આપવાનો સમન્સ થએલો હોય તે શાક્ષીનો તે હુકમ કાહાડી નાખવા સારૂ અરજ કરવાનો હક નથી ( ગેલ્ડ કંપનીના કામમાં ૧૨ સી. ડી. ૮૭ )

**સાક્ષીયો થવાને યોગ્ય શખસોઃ**—દૂષબુદ્ધીથી ફરીયાદ કર્યા બાબતના દાવામાં જે મેજીસ્ટ્રેટે તે ફોજદારી આરોપ તરીકે આરંભથી તજવીજ કરેલી હોય તે મેજીસ્ટ્રેટને એક સાક્ષી તરીકે તપાસી શકાય છે ( રામાસામી વી રામુમપાન ( ૧૮૮૬ ) ૩ મ. હા. કો. ૩૭૨ ) જે એકાદા એટરનીએ વાદીયો તરફથી એડવોકેટ તરીકે કામ કરેલું હોય અને તેમના કામની કોરટમાં તકરાર કરેલી હોય તેમની પણ શાક્ષી તરીકેની શાહેદી તે દાવામાં લેઇ શકાય છે ( રામકૃષ્ણ વી. બીશ્વનાથ ( ૧૮૭૦ ) ૫ બં. લા. રી. એપ. ૨૮

**જે શખસો સાક્ષીયો થવાને લાયક નથી તેઃ**—એકાદા મુનસીફે પોતાના હોદ્દાની રૂહેએ તપાસ ચલાવેલી તે વખતે શું બનેલું હતું તે બાબત જુબાની આપવાને તે મુનસફને બોલાવવાના જોઇએ ( નનામો ( ૧૮૭૦ ) ૬ મ. હા. કો. એપ. ૪૨ ) એક લવાદનો ઠરાવ રદ કર્યા પછીના દાવામાં તે લવાદને પોતાના ઠરાવના કારણો બાબત શાક્ષી તરીકે તપાસી શકાતો નથી, પણ તેની રૂબરૂ જો કોઇ કબુલાત કરેલી હોય તો તેજ બાબત ફક્ત તેને તપાસી શકાય છે ( નીતમોની વી. મહીમાચંદ્ર ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૫૧૬ )

**ફરી તપાસણીઃ**—જ્યારે એકાદી અસલ કોરટે સમન્સ કાહાડવાને ના કહેલી હોય અને બીજા પુરાવ ઉપરથી તે કામનો ફેંસલો કરેલો હોય અને આ ફેંસલો અપીલમાં બાહાલ રાખેલો હોય તો મુંબાઇમાં હાઇકોરટ ફરી તપાસણી કરીને તે હુકમ રદ કરે છે ( અહમદ વી. મહમદ ( ૧૮૮૫ ) ૯ મુ. ૩૦૮ )

સમન કાઢવાની અરજી કરવામાં આવે એટલે સક્ષીઓનો ખરચ કોરટમાં ભરવો.

**૨.** (૧) સમન કરેલા શખસને જે કોરટમાં બોલાવવો હોય તે કોરટ સૂધી તેને આવવાના તથા ત્યાંથી પાછા જવાના તથા એક દિવસ હાજર રહેવાના કલમ ૧૬૦ વાટ ખરચ તથા બીજા ખરચને સારૂ જેટલી રકમ કોરટની નજરમાં બસ જણાય તેટલી રકમ, સમનને વાસ્તે અરજ કરનાર પક્ષકારે સમન નિકળ્યા પહેલાં અને ઠરાવવામાં આવે તે મુદતની અંદર કોરટમાં ભરવી.

કાબેલ માણુસ.

(૨) આ કાનુનની રૂયે આપવાની રકમ ઠરાવતી વખતે કોરટ, કાબેલ માણસ તરીકે પુરાવો આપવાને સમન કરીને બોલાવેલા કોઇપણ માણસના બાબતમાં, પુરાવો આપવામાં તથા તે કજીઆને માટે જરૂરનું હોય એવું કાબેલ માણસનું કામ કરવામાં જે વખત જાય તે માટે વાસ્તવી મેહેનતાણું અપાવવાને મુખત્યાર છે.

(૩) તે કોરટ હાઇકોરટના તાબાની હોય ત્યારે, સદરહુ ખરચનું અં-

ખરચનું પ્રમાણ. માણુ ઠરાવતી વખતે, તેના સંબંધમાં કરેલી કોઇપણ કાનુનો ઉપર ધ્યાન રાખવું.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૬૦.**

**ટીકા**—આ રૂલ. પ્રો. સ્મો. કો કોરટને લાગુ છે, પણુ ચાર્ટરવાળી જે હાઇકોરટો પોતાની સાધારણ અથવા અસાધારણ અસલ દીવાની હકુમતનો અમલ કરે છે તે હાઇકોરટોને તે લાગુ નથી—જુઓ ઓ. ૪૯ રૂ. ૭.

કોર્ટ કેટલી રકમ વ્યાજબી છે તે ઠરાવે ત્યાં સુધી એકાદા પક્ષકારે કોરટનાં કાંઇ રકમ ભરવાની જરૂર નથી (મોહનમંદર વી. બીજમુખણુ ૧૮૧૮) ૯ વી. રી. ૧૨૮) અને જે રકમ મુકરર કરવામાં આવે તે મુસાફરી ખર્ચ અને તેવા પ્રકારનુ બીજુ ખર્ચ હોય તે સબંધી હોવી જોઇએ, અને જે શાક્ષીએ મુસાફરી કરવામાં કાંઇ ખર્ચ કરેલું ના હોય પણુ વખત ગયાથી તે બાબત કંપનસેશન મળવાને માગેલું હોય તો તે અરજી નામંજુર કરવામાં આવે છે (નવાબનાઝીમ વી. પ્રસનનરાયણુ ૨ હાઇક ૨૩૬) કોરટમાં જવાનું અને ત્યાંથી આવવાનુ તથા એક દીવસ હાજર રહેવાનું ખર્ચ આપવામાં આવે એટલે શાક્ષીનુ તે બાબતનું ખર્ચ બસ થવું જોઇએ (ડુબોઇશ ડી. શેરન વી. હરીશચંદ્ર (૧૮૬૬) ૫ વી. રી. રેફ. ૬) આવા ખર્ચ સારૂ કાંઇ જુદો દાવો ચાલતો નથી (સદરહુ)

પદવી અને ધનવાન લોકોનો પોતાની હાલતને યોગ્ય હોય તેવુ મુસાફરી અને બીજુ ખર્ચ લેવાનો હક થાય છે (ચંદ્રશેખર વી. જાદબચંદ્ર (૧૮૭૩) ૧૯ વી. રી. ૭૮)

**૩.** એ પ્રમાણે કોરટમાં ભરેલી રકમ જેના ઉપર સમન કાઢેલો હોય તેને સમન હાથોહાથ પોંચાડી શકાય ત્યારે, તે શખસને સમન બજાવતી વખતે આપવા માંડવી. **કલમ ૧૬૧**

ખરચ સાક્ષીને આપવા માંડવો.

**સને ૧૮૮૨ના એકટ ૧૪ની ક ૧૬૧.**

**ટીકા**—આ રૂલ હાઇ કોરટ અને પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

સાક્ષીયોની યાદ ફાઇલ કર્યા પછી અને બજાવણી વીગેરે નુ ખર્ચ ભર્યા પછી તે હુકમ બજાવીને પાછો મોકલવા વીશે કોરટના અમલદારો જવાબદાર છે અને તે બાબત પક્ષકાર જવાબદાર નથી (મખાનમ વી. હુકુમબીબી (૧૮૭૧) ૧૫ વી, રી. ૮૮), પણુ જ્યારે અરજદારે પોતેજ કસુર કરેલી હોય તો પોતાના શાક્ષીને રજુ નહી કરવાના કારણુ તરીકે ઓફીસમાં વીલંબ થએલો હતો એવું બતાવવાને તેને પરવાનગી આપી શકાતી નથી (બનોમાલી વી. વુમેશચંદ્ર (૧૮૮૧) ૭ ક. ૭૩૦

**૪.** (૧) કોરટની અથવા આ બાબતમાં કોરટ નિમે તે અમલદારની નજરમાં આવું આવે કે કોરટમાં ભરેલી રકમ સદરહુ ખરચ અથવા વાજબી મેહેનતાણું પુરૂ પાડવાને બસ નથી, ત્યારે કોરટ **કલમ ૧૬૨**

રકમ પુરતી આપી ન હોય ત્યારે શી રીતે કરવું.

એવા કારણુસર જરૂર જણાય તેટલી વધારે રકમ સમન કરેલા શખસને આપવી એવું ફરમાવવાને, અને તે આપવામાં કસુર થા-

થ તો, સમન કઢાવનાર પક્ષકારની જંગમ મિલકત જપ્ત કરી વેચીને તે રકમ વસુલ કરવાનું ફરમાવવાને કોરટ મુખત્યાર છે; અથવા સમન કરેલા શખસને શાહેદી લીધા વગર રજા આપવાને, અથવા સદરહુ પ્રમાણે વસુલ કરવું તથા સાક્ષીને સદરહુ પ્રમાણે રજા આપવી એ બન્ને વાનાં કરવાને, મુખત્યાર છે.

એક દિવસ કરતાં વધારે સાક્ષીને રાખ્યો હોય તેનો ખર્ચ.

(૨) જ્યારે સમન કરેલા શખસને એક દિવસ કરતાં વધારે મુદત રાખવાની જરૂર પડે ત્યારે કોર્ટ, વખતે વખતે જે પક્ષકારની અરજ ઉપરથી સમન કાઢયો હોય તેને તે વધારે મુદત સુધી રહેવાનો ખરચ પુરો પડે તેટલી રકમ કોરટમાં ભરવાનું ફરમાવવાને, અને તે રકમ ભરવામાં કસુર થાય, તો તે પક્ષકારની જંગમ મિલકત જપ્ત કરી વેચીને તે રકમ વસૂલ કરવાનું ફરમાવવાને, અથવા સમન કરેલા શખસની શાહેદી લીધા વગર તેને રજા આપવાને, અથવા સદરહુ પ્રમાણે વસુલ કરવું તથા સાક્ષીને રજા આપવી એ બન્ને વાનાં કરવાને, મુખત્યાર છે.

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૧૬૨

ટીકા.—આ રૂલ હાઇકોરટ અને પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

જો કામના કાગળો ઉપરથી એવુ જણાય કે ખર્ચ અનામત ભરેલુ છે અને શાક્ષી હાજર થતો નથી. કરણ કે તેના મુસાફરીનું ખર્ચ તેને આપેલુ નથી તો જે પક્ષકારને ઠપકો આપવાનો તેને તે સેમવુ પડે છે. (ઇશાચંદ્ર વી બનાથનાથ (૧૮૭૨) ૧૮ વી. રી. ૧૫).

જે એકાદા પક્ષકારની ખાયસથી સાક્ષીને બોલાવવામાં આવેલો હોય તે પક્ષકાર પાસેથી તે સાક્ષીનો ખર્ચ લેવાનો હક થાય છે. પછી તેણે પોતાની શાક્ષી આપતાં પહેલાં તે મળવાને અરજ કરેલી ના હોય તો પણ ચીતા નથી (લંડન, મુંબઇ અને મેટ્રોપોલીટન બેંક વી. મહમદ ઇબ્રાહીમ (૧૮૮૦) ૪ મું ૬૧૯) અથવા સામા પક્ષકાર તરફથી સાહીદી આપે તો પણ ચીંતા નથી (બુલોકના કામમાં (૧૯૦૪) ૨૮ મું. ૬૪૭)

હાજર રહેવાનો વખત, ઠેકાણું અને કારણ સમનમાં લખવાં.

કલમ ૧૬૩

**૫.** શાહેદી પુરવા સારૂ અથવા દસ્તાવેજ હાજર કરવા સારૂ હાજર રહેવાના પ્રત્યેક સમનમાં તેણે ક્યારે અને કયે ઠેકાણે હાજર રહેવું એ લખવું; વળી, શાહેદી પુરવા સારૂ તેણે હાજર રહેવાનું છે કે દસ્તાવેજ રજુ કરવા સારૂ છે, કે તે બન્ને કામને વાસ્તે તેણે હાજર રહેવાનું છે એ પણ લખવું, તથા સમન કરેલા સાક્ષીને કોઇ અમુક દસ્તાવેજ હાજર કરવા બોલાવવો હોય, તો તે દસ્તાવેજનું સમજાય એમ બરાબર વર્ણન સમનમાં લખવું.

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૧૬૩

ટીકા.—આ રૂલ હા. કો તથા પ્રો. સ્મોલ. કો. ને લાગુ છે.

એકાદા જે પક્ષકાર પાસેથી એક દસ્તાવેજ રજુ કરવાની જરૂર હોય તો તેના ઉપર તે

દસ્તાવેજ કેવા પ્રકારનો છે તેનુ સ્પષ્ટ વર્ણન કરીને એક લખેલો સમન્સ હોવો જોઇએ; તેના વકીલને મુખજુબાનીથી હુકમ કરેલો હોય તેથી કાયદાના હેતુ પ્રમાણે પાવો સમન્સ નથી માટે તે બસ નથી ( દુર્ગામણી ડોસી વી. બીનોદમણી ડોશી વી. [illegible] )

જ્યારે એકાદા સાક્ષીને સાક્ષી આપવા સારૂં એક કામમાં સમન્સ કરેલો હોય અને તે બજેલો ના હોય તો ફરી સમન્સ કહાડવાની જરૂર નથી. ક્યારે તેને હાજર રહેવુ જોઇએ તે વીશે ફક્ત તેને ચેતવણી આપવાની છે ( સુબરાદુ વી. ચેચુ રામાયા (૧૯૦૧) ૨૪ મ. ૨૦૦ ).

એક સરકારી અમલદારને સાક્ષી તરીકે હાજર થવાની મુદત ઠરાવવામાં અથવા તે કારણુ સર કામ મૂલ્તવી રાખવામાં જે અમલદાર ઉપર સમન્સ કરેલો હોય તે અમલદારનાં સરકારી કામની જરૂરીનો ઘણોજ સંપુર્ણુ વીચાર કરવો જોઇએ ( નતામો ૬ મ. હા. કો. એમ. ૬ ). અને પોતાના ખાતાના ઉપરીને ખબર આપવાનો તે સાક્ષીને લાગ મળે કે જેથી તેની ગેર-હાજરીમાં તેનુ કામ કરવાની ગોઠવણુ કરવામાં આવે તે સારૂં જોઇતી મુદત આપવી જોઇએ ( કલકતા હા. કો. અ. નં ૧ તા. ૧૭ જાનેવારી સને ૧૮૮૩, છાપેલાં સીવીલ રૂલો પા. ૧૨)

**સમન્સના ફોર્મ.**—જુઓ પરીશીષ્ઠ ૧, એપેન્ડીકસ બ નં. ૧૩.

દસ્તાવેજ હાજર કરવાનો સમન.

**૬. કોઇપણુ શખસને શાહેદી પુરવાનો સમન ન કરતાં દસ્તાવેજ હાજર કરવાનો સમન થઈ શકે; અને જે શખસને માત્ર દસ્તાવેજ હાજર કરવાનો સમન કર્યો હોય, તે જાતે આવીને દસ્તાવેજ હાજર ન કરતાં બીજા પાસે હાજર કરાવે, તો તેણે સમન માન્ય કર્યો એમ સમજવું.** કલમ ૧૬૪

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૧૬૪

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

એકાદા દલાલે એક વીમાની ટીપ કરી અપેલી હોય અને તેનો પોતાના પ્રીમીઅમ બાબત હક સબંધ હોય તો અંડર રાઇટર ઉપરના દાવાની તપાસ વખતે જેણે વીમો ઉતરાવેલો હોય તે સખસ તે ટીપ રજુ કરવાની ફરજ પાડી શકે ( હંટર વી. લીથલી. ૧૦ બી. અને સી. ૮૫૮ ),

કોરટમાં હાજર હોય એવા શખસોને શાહેદી પુરવાનું અથવા દસ્તાવેજ હાજર કરવાનું કહેવાનો અખત્યાર.

**૭. કોરટમાં હાજર હોય એવા કોઈ શખસને શાહેદી પુરવાનું કહેવાને અથવા તેજ વખતે અને તેજ ઠેકાણે તેના કબજામાં કે અખત્યારમાં હોય તેવા દસ્તાવેજ હાજર કરવાનું કહેવાને, કોરટ મુખત્યાર છે.** કલમ ૧૬૫

[illegible]

**[illegible] રેલો દરેક સમન બને ત્યાંસુધી પ્રતિવાદીને [illegible] ને [illegible] ત કરી છે તે રાતે [illegible] સામિ ની વિ [illegible] ૫ મા [illegible] કાનુને [illegible] તે આ કાનુન પ્રમાણે પોચાડેલા દરેક સમનને લાગુ પડશે.** કલમ ૧૬૬

અને ૧૮૮૨ના એકટ ૧૪ની ક. ૧૬૫, ૧૬૬

ટીકા— આ રૂલો હા. કો તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

જુઓ પ્રેમચંદ રૂ.પ વી. બચારામ મુકરજી ( ૧૮૬૬ ) ૬ વી. રી. ૧૨૫ અને ઓ. ૫ ની નોટ પાછળ.

સમન પોંચાડવાનો વખત.

કલમ ૧૬૭

**૯.** સમન કરેલા શખસને હાજર રહેવાને સમનમાં જે વખત લખ્યો હોય, તે વખતથી હમેશાં હરેક બાબતમાં એટલી મુદત પહેલાં સમન પોંચાડવો, કે તેથી તેને તૈયારી કરવાનો તથા જે જગાએ હાજર રહેવાનું હોય તે જગાએ જવાનો પુરતો વખત મળે.

સમન પ્રમાણે ચાલવાને શાહેદી ચુકે ત્યારે કામ ચલાવવાની રીત

કલમ ૧૬૮

**૧૦.** (૧) જયારે શાહેદી પુરવાને અથવા દસ્તાવેજ હાજર કરવાને હાજર રહેવા સારૂ જે કોઇ શખસને સમન કરયો હોય, તે શખસ તે સમન પ્રમાણે હાજર થવાને કે તે દસ્તાવેજ હાજર કરવાને ચુકે ત્યારે, કોરટે, સમન પોંચાડનાર અમલદારના સર્ટીફીકેટની નીચે સોગનનામું કરીને ખરાપણાનો એકરાર કરવામાં આવ્યો ન હોય તો, તે સમન પોંચાડયો છે કે નથી પોંચાડયો તે બાબત તે અમલદારની સોગન ઉપર જબાની લેવી અથવા બીજી કોરટ પાસે લેવડાવવી, અને જો એવી રીતે એકરાર કરવામાં આવ્યો હોય તો, સદરહુ કોરટને સદરહુ પ્રમાણે જબાની લેવાનો અથવા બીજી કોરટ પાસે લેવડાવવાનો અધિકાર છે.

(૨) સદરહુ શાહેદી લેવી અથવા દસ્તાવેજ હાજર થવા જરૂરના છે એમ, તથા એવા શખસે, કાયદાસર કારણ વગર, એવા સમન પ્રમાણે હાજર થવામાં અથવા તે દસ્તાવેજ હાજર કરવામાં કસૂર કરી છે અથવા તેણે જાણીજોઇને સમન પોતાના ઉપર બજાવા દીધો નથી એમ, માનવાનું કોરટને કારણ દેખાય ત્યારે, કોરટ, અમુક દિવસે અને અમુક જગાએ શાહેદી પુરવા અથવા દસ્તાવેજ હાજર કરવા તમારે હાજર રહેવું એમ જાહેરનામામાં લખીને એક જાહેરનામું કાઢવાને મુખત્યાર છે અને તે જાહેરનામાની નકલ તે શખસ હમેશ રહેતો હોય તે ઘરને બહારને બારણે અથવા કોઈ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોઢવી.

(૩) તે જાહેરનામું કાઢવાને બદલે અથવા તે કાઢતી વખતે અથવા ત્યાર પછી કોઇપણ વખતે કોરટ પોતાની નજરમાં આવે તો, એવા શખસને પકડવાનું જામીનવાળું અથવા જામીન વગરનું વારંટ કાઢવાને મુખત્યાર છે, અને પોતાની નજરમાં યોગ્ય આવે તેટલી તેની મિલકત જપ્ત કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે; પણ જપ્તીના ખરચ કરતાં તથા કાનુન

૧૨ પ્રમાણે દંડ કરવામાં આવે તેની રકમ કરતાં વધારે મિલકત જપ્ત કરવી નહીં.

પરંતુ કોઇ સ્માલકાજ કોરટે સ્થાવર મિલકતની જપ્તીનો હુકમ કરવો નહીં.

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૧૬૮.

**ટીકા.**--આ રૂલ હા. કો. તથા પ્રે સ્મો. કો ને લાગુ છે.

**નહિ બજયાનો પુરાવ**--જો બજાવનાર અમલદાર તે સમન્સ બજી શકતો નથી તેથી તે પાછો મોકલે અને તે ઉપર એફીડેવીટ કરીને પ્રતીજ્ઞા કરેલી ના હોય તો તે નહિં બન્યા બાબત સોગન ઉપર તે અમલદારને તપાસવાને કોરટ બંધાયલી છે. એકાદા સમન્સની બજાવણી વીશે નાજરનો રીપોર્ટ અથવા જાહેરનામું કઢાવવામાં આવેલું હોય તો તે કાયદેસર પુરાવ નથી ( અખાઇચંદ્ર વી. અરસ્કીન ( ૧૮૬૫ ) ૩ વી. રી. પ્રા ૧૧૩; શ્રીનાથ વી. વોટસન ( ૧૮૬૫ ) ૪ વી. રી. પ્રા. ૪; રામસુંદર વી. કાળીકોમળ ( ૧૮૬૬ ) ૬ વી. રી એકટ ૧૦, ૫૨; કુંદનલાલ વી. નુરઅલ્લી (૧૮૬૮) ૧૦ વી. રી. ૩; મીયાખાંન વી. નારણચંદ્ર (૧૮૭૨ ૧૮ વી. રી. ૧૯૭ મેઘલાલ વી. શીવપ્રસાદ ( ૧૮૮૧ ) ૭ ક. ૩૪ ).

**જાહેરનામુ, કયારે કાહાડવુ**--એકાદુ જાહેરનામું જે પક્ષકારને કહડાવાનુ હોય તે પક્ષકારની ફરજ છે કે કોરટને અરજ કરવી ( નંદમોહન વી. ગોલખનાથ ( ૧૮૬૯ ) ૧૧ વી. રી ૫૯ ) તે કહાડી શકાય તે પહેલાં જડજની ખાત્રી થવી જોઇએ અને પોતાની ખાત્રીના કારણો કામમાં નોંધવાં જોઇએ ( ઓઝીર મહમદ વી. બૈદનાથ ( ૧૮૬૬ ) ૫ વી રી એકટ. ૧૦, ૯ તોપણ તે તદન જરૂર છે એમ ન હોય--પ્રાદેશરી દેબીયા વી. દીનોબંધુ ( ૧૮૬૬ ) ૬ વી રી ૬૫ ના ઠરાવનો મુકાબલો કરો ) કે તે સાક્ષોની સાહીદી અગત્યની છે અને તે સમન્સ ન પહોચે તેથી તે ચુકવા ચુકવી કરે છે ( કાળીદાસ વી. ઇશાનચંદ્ર ( ૧૮૭૦ ) ૧૩ વી રી. ૪૧૬ ) અથવા નાસ્તો ફરે છે. ( અજુધ્યાદાસ વી. મીસરન ( ૧૮૭ ) ૧૫ વી. રી. ૧૦૬ ) આ બેઉ શરતો પુરી પાડેલી હોવી જોઇએ ( ભુખનમોઇ વી કીશોરી ( ૧૮૬૬ ) ૬ વી. રી. ૨૩૧ ) અને જયારે આ સરતો હોય ત્યારે તે શાક્ષીને નાસ્તા ફરવામાં અરજદારે મદદ કરેલી છે અથવા અખારા કરેલા છે એવું જણાતું ન હોયતો તે અરજી જડજે નામંજુર કરવી ના જોઇએ પણ તેવું જણાતું હોય તો કોરટની તે પ્રમાણે મદદ મળવાનો તેનો હક તો નથી ( રાજુસીંગ વી. બાળગોવીંદ ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૨૬. વળી જુઓ જાફર વી. ગુરૂપ્રસાદ ( ૧૮૬૫ ) ૩ વી. રી. ૫૭ ).

**જરૂરની:**—જ્યારે તપાસની તારીખે તે પાછો મોકલવામાં આવેલો હોય ત્યારે તે શાક્ષીની સાહીદી જરૂરની છે એવું સાબીત કરવાને કેટલીક મુદત મળવાને તે પક્ષકારનો હક છે એવું વીચારવામાં આવેલું છે ( પ્રેમચંદરાય વી. બચારામ ( ૧૮૬૬ ) વી. રી. ૧૨૬ )

**જાહેરનામા પછી કામ ચલાવવાની રીતી:**—જાહેરનામાની મુદત પુરી થયા પછી જો તે પક્ષકારની મરજી સાક્ષીને હાજર કરાવાના તમામ ઉપાયો પુરેપુરા કરવાની મરજી હોય તો જપ્તી કરવાને અરજ કરવાની તે પક્ષકારની ફરજ છે અને જે પુરાવ તેણે મેળવેલો હોય તે પુરાવ ઉપરથી જો તે તપાસ કરાવે તો તે પુરાવ ઉપરથી તે કામનો ફેંસલો થવો જોઇએ ( લછમણસીંગ વી. ચકોરી ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૧૫૪ ) તે અરજી ઉપરથી વર્તવાને જડજ બંધાયલા નથી; તેમને કુલ અખત્યાર છે પણ તે અખત્યાર વ્યાજબી રીતે વા-

પરવો જોઇએ ( પુરણચંદ્ર વી. ગોપીનાથસીંગ ( ૧૮૮૭ ) ૮ વી. રી. ૫૦૫; અને જો જપ્તીનો હુકમ કહાડવાને તે ના કહે તો તે ના કહેવા બાબતના પોતાનાં કારણો કામમાં નોધવાં જોઇએ ( એઝીરમહમદ વી બૈદનાથ ( ૧૮૯૬ ) ૫ વી. રી. એક્ટ ૧૦,૬; હરચંદ વી. હીરો-મોહન ( ૧૮૬૪ ) ૧ વી રી. ૨૯૮; વળી જુઓ માતનગજી વી. કાળીદેબીયા (૧૮૬૫) ૨ વી રી. ૪; જીમચંદ વી. અનંતકુમાર (૧૮૬૭) ૭ વી. રી. ૧૪૭; તો પણ દેખીતી રીતે તે પ્રમાણે કરવાને તે બંધાયલો નથી. સીધેશ્વરી દેબીયા વી. દીનોબંધુ ( ૧૮૬૬ ) ૬ વી. રી. ૬૫ ના કામના ઠરાવનો મુકાબલો કરો )

**જપ્ત કરેલી મીલકત સબંધો દાવાઃ**--જે શખસને હાજર રહેવાની જરૂર હોય તે શખસની કાંઇ મીલકત ન હોય તો તે જપ્ત કરવાનો હુકમ કરવાનો જડજનો અખત્યાર નથી અને એકાદા ત્રીજા પક્ષકારના કબજામાં હરકત કરવી નહિં એવી તેમણે ઘણીજ સંભાળ રાખવી જોઇએ. તેની સાથે જે મીલકત જપ્ત કરવામાં આવેલી હોય તે મીલકત ઉપરના ત્રીજા પક્ષકારના દાવાની એકાદા જડજ તપાસ કરે તે વીશે કાયદામાં કાંઇ ઠરાવ નથી માટે તે પ્રમાણે કરવાને તે ના કહે તેથી તે કાંઇ ભુલ કરતા નથી વેચાણ કરવાથી તે દાવેદારને હરકત નથી માટે દીવાની કોર્ટમાં એક દાવો લાવી શકે છે ( મહારાણી વી. ચમરૂરાય ૭ વી. રી. ક્રો. ૩૫ )

**અપીલઃ**—આ રૂલ પ્રમાણે મીલકતની જપ્તીનો હુકમ કરવામાં આવેલો હોય તો તે અપીલ કરવા લાયક છે—ઓ. ૪૩ રૂ. ૧ (ગ).

શાહેદ હાજર થાય, તો જપ્તી ખસેડી શકાય.

**૧૧.** જ્યારે, એવો શખસ, પોતાની મિલકત જપ્ત થયા પછી કોઇ પણ વખતે હાજર થઇને કોરટની ખાત્રી કરી આપે કે— કલમ ૧૬૯

(અ) સદરહુ સમન પ્રમાણે ચાલવાને, કાયદાસર કારણ વગર, જાણી જોઇને હું ચુકયો નહોતો અથવા તે સમન ન બજે એ હેતુથી જાણીબુજીને નાસી ગયો નહોતો, અને

(બ) ઉપરની છેલ્લી કાનુનની રૂએ કહાડેલા જાહેરનામામાં લખેલે વખતે તથા ઠેકાણે હાજર થવામાં તે ચુકયો હોય ત્યારે, એવા જાહેરનામાની મને વેળાસર ખબર પડી નહોતી,

ત્યારે કોરટે તેની મિલ્કત ઉપરથી જપ્તી ખસેડવાનો હુકમ કરવો તથા જપ્તીના ખરચ બાબત પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવો.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૬૯.**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

**જો આવો શખસ હાજર થાય તોઃ**—આ વીશેનો હેતુ તે પોતે ખુશીથી હાજર થાય તે બાબતનો છે. આ રૂલનો એવો હેતુ જણાય છે કે કોર્ટે એક તપાસ કરવાની છે અને ગર્ભીત રીતે તે નાસ્તો ફરે છે એવું સાબેત કરવાનો તેમજ પોતાની વર્તણુંકના ખુલાસા વાંસીનો પુરાવ તેનાં રૂબરૂમાં સાંભળવો જોઇએ અને તે વીશે તે નાસ્તો ફરેલો છે અથવા

બજાવણી ના થાય તેવી તેણે કોશીસ કરેલી છે એ સવાલનો નીર્ણય કરવો જોઇએ ( બીશોનાથ સરકાર અરજદારના કામમાં ( ૧૮૯૨ ) ૩ વી. રી. હો. ૯૩ ) જ્યારે એકાદા મેજીસ્ટ્રેટે આવાજ એક રૂલ પ્રમાણે મીલકત મોકળી કરવાને કારણ બતાવાની પક્ષકારને તક આપ્યા વીના ના કહેલી હોય અને એક દા કામનો નીકાલ કરવામાં આવે તો તેથી તેમણે કરેલો તેમનો ફેંસલો રદ કરવામાં આવેલો છે ( જદુસીંગ વીગરે અરજદારો (૧૮૯૬) ૫ વી રી. ફો. ૮ )

૧૨. એવો શખસ હાજર ન થાય, અથવા હાજર થયા છતાં ઉપર પ્રમાણે કોરટની ખાત્રી ન કરે, ત્યારે તેની સંસારી હાલત તથા મુકદ્દમાની બધી હકીકત ઉપર ધ્યાન રાખીને ૫૦૦ રૂપીયા કરતાં વધારે નહીં એવો કોરટને યોગ્ય લાગે એટલો તેનો દંડ કરવાને કોરટ મુખત્યાર છે તથા સદરહુ રીતે દંડ થયો હોય તો તે રકમ અને જપ્તીને લીધે થએલો બધો ખરચ વસુલ કરવા સારૂ તેની મિલકત અથવા તેનો કંઇ ભાગ જપ્ત કરવાનો તથા વેચવાનો હુકમ કરવાને, અથવા જો તે કાનુન ૧૦ ની રૂએ અગાઉ જપ્ત થઇ ગયાં હોય તો તે વેચવાનો હુકમ કરવાને, કોરટ મુખત્યાર છે; કલમ ૧૭૦

શાહેદ હાજર થવાને ચુકે, ત્યારે કામ ચલાવવાની રીત.

પરંતુ એવો શખસ સદરહુ દંડ તથા ખરચની રકમ કોરટમાં ભરે ત્યારે, તે મિલકત ઉપરથી જપ્તી ખસેડવાનો કોરટે હુકમ કરવો.

સને ૧૮૮૨ ના એકટ ૧૦ ની ક. ૧૭૦.

ટીકા.—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

દંડ કયારે કરવો:—આ રૂલ પ્રમાણે એકાદા જડજ એકાદા શખસનો દંડ કરે અને તેની મીલકત વેચવાનો હુકમ કરે તે પહેલાં તેમણે જોવું જોઇએ કે કાયદા પ્રમાણે તમામ રીતીસર કરવામાં આવેલું છે કારણ કે તે પ્રમાણે કરવામાં કાંઇ ગંભીર ચુક થાય તો તે વેચવાનો હુકમ નાબુદ ઠરાવવાને તે બસ થઇ શકે છે. ફો. કામ ચલાવાની રીતીના કાયદા વીશેના ઠરાવો જોતાં એવું સંભવીત જણાય છે કે શા કારણથી શાહીદીની જરૂર છે તે બાબત તથા તે પક્ષકાર નાસ્તો ફરતો હતો અથવા બજાવણી ના થાય તે સારૂ છુપાતો રેહતો હતો એ વીશેના કારણો નોધ્યા વીના જડજે જાહેરનામુ અને જપ્તીનો હુકમ કરેલો હોય તો તે દંડ અને વેચાણનો હુકમ રદ કરવામાં આવે છે ( બીશોનાથ સરકાર અરજદાર ( ૧૮૯૫ ) ૩ વી. રી. ફો. ૯૩ ). અથવા તે જાહેરનામુ યોગ્ય રીતે કહાડેલું છે કીંવા નહિ એ વીશે જો કાંઇ શક હોય અને જાહેરનામામાં ઠરાવેલી મુદતની અંદર તે પક્ષકાર હાજર થએલો નથી એવુ બતાવાને કાંઇ પુરાવ ન હોય તો તે દંડ અને વેચાણનો હુકમ રદ થાય છે. (શીવદયાળસીંગ વી. ગ્રીબાન ( ૧૮૯૬ ) ૬ વી. રી. ફો ૭૩ ) નાઝરના રીપોર્ટ ઉપરથી એકાદા ગુન્હાની સાબીતીનો ઠરાવ કરવામાં આવે તેવો તે કાયદેસર પુરાવ થતો નથી ( નીલકંઠ ભટ્ટાચારજી અરજદારના કામમાં વી. રી. ( ૧૮૯૮ ) પ્રા. ૯ ) અથવા અખાડા કરેલા છે એવુ જણાતુ ન હોય તો તે અરજી જડજે નામંજુર કરવી ના જોઇએ પણ તેવું જણાતું હોય તો કોરટની તે પ્રમાણે મદદ મળવાનો તેનો હક થતો નથી ( રાજુસીંગ વી. બાળગોવીંદ ( ૧૮૯૪ ) ૧ વી. રી. ૨૬ વળી જુઓ નેફર વી. ગુરૂપ્રસાદ ( ૧૮૯૫ ) ૩ વી. રી. ૭૭ ).

**જરૂરની**—જ્યારે તપાસની તારીખે તે પાછો મોકલવામાં આવેલો હોય ત્યારે તે સાક્ષીની શાહીદી જરૂરની છે એવું સાબીત કરવાને કેટલીક મુદત મળવાનો તે પક્ષકારનો હક છે એવું વીચારવામાં આવેલું છે ( પ્રેમચંદરાય વી. બચારામ ( ૧૮૬૬ ) ૬ વી. રી. ૧૨૬ ).

**જાહેરનામા પછી કામ ચલાવવાની રીતી**—જાહેરનામાની મુદત પુરી થયા પછી જો તે પક્ષકારની મરજી સાક્ષીને હાજર કરાવવાના તમામ ઉપાયો પુરેપુરા કરવાની હોય તો જપ્તી કરવાને અરજ કરનારી તે પક્ષકારની ફરજ છે અને જે પુરાવ તેણે મેળવેલો હોય તે પુરાવ ઉપરથી જો તે તપાસ કરાવે તો તે પુરાવ ઉપરથી તે કામનો ફેંસલો થવો જોઇએ ( લછમણસીંગ વી. ચકોરી ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૧૫૪ ). તે અરજી ઉપરથી વર્તવાને જડજ બંધાયલા નથી; તેમને કુલ અખત્યાર છે પણ તે અખત્યાર વ્યાજબી રીતે વાપરવો જોઇએ ( પુરણચંદ્ર વી. ગોપીનાથસીંગ (૧૮૬૭) ૮ વી. રી. ૫૦૫ ); અને જો જપ્તીનો હુકમ કહાડવાને તે ના કહે તો તે ના કહેવા બાબતના પોતાના કારણો કામમાં નોંધવાં જોઇએ ( ઓઝીરમહમદ વી બેદનાથ ( ૧૮૬૬ ) ૫ વી. રી. એક્ટ ૧૦, ૬; હરચંદ વા. કીસ્ટો મોહન ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૨૫૮; વળી જુઓ માતનમની વી. કાળીદેવીયા ૧૮૬૫ ) ૨ વી. રી. ૪; નીમચંદ વી. અનતકુમાર ( ૧૮૬૭ ) ૭ વી. રી ૧૪૭; તોપણ દેખીતી રીતે તે પ્રમાણે કરવાને તે બંધાયલો નથી સીવેશ્વરી દેબીયા વી. દીનોબંધુ ( ૧૮૬૬ ) ૬. વી. રી. ૬૫ ના કામના ઠરાવનો મુકાબલો કરો ).

**જપ્ત કરેલી મીલકત સબંધી દાવા**—જે સખસને હાજર રેહવાની જરૂર હોય તે સખસની કાંઇ મીલકત ન હોય તો તે જપ્ત કરવાને હુકમ કરવાને જડજનો અખત્યાર નથી અને એકાદા બીજા પક્ષકારના કબજાનાં હરકત કરવી નહિ એવી તેમણે ખચીત સંભાળ રાખવી જોઇએ. તેની સાથે જે મીલકત જપ્ત કરવામાં આવેલી હોય તે મીલકત ઉપરના ત્રીજા પક્ષકારના દાવાની એકાદા જડજ તપાસ કરે તે વીશે કાયદામાં કાંઇ ઠરાવ નથી માટે તે પ્રમાણે કરવાને તે ના કહે તેથી તે કાંઇ ભુલ કરતા નથી. વેચાણ કરવાથી તે દાવેદારને હરકત થતી નથી માટે દીવાની કોરટમાં એક દાવો લાવી શકે છે (મહારાણી વી. ચમરૂરાય) વી. રી. ફો ૩૫).

**અપીલ.**—આ રૂલ પ્રમાણે મીલકતની જપ્તીનો હુકમ કરવામાં આવેલો હોયતો તે અપીલ કરવા લાયક છે–ઓ. ૪૩ રૂ. ૧ (ગ)

જો તપાસ કરવાને રવીવારનો દીવસ ઠરાવેલો હોય તો એકાદો શાક્ષી હાજર થવાને બંધાયલો નથી ( મહારાણી વી. હરગોવીંદદત્ત સરકાર ( ૧૮૭૧ ) ૮ બં. લા. રી. એપ. ૧૨ )

આ નીયમ પ્રમાણે એકાદુ વેચાણ રદ કરવાનો દાવો ચાલતો નથી ( બખુરીસીંગ વી. સરકાર ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૨૦૭); પણ દાવેદારને તે વેચાણથી હરકત થતી નથી માટે તે મીલકત ઉપર પોતાનો હક ઠરાવવાને ખરીદદાર ઉપર એકાદો દાવો તે લાવી શકે છે ( મહારાણી વી. ચમરૂરાય ( ૧૮૬૭ ) ૭ વી. રી. ફો. ૩૫ )

## ૧૩. હુકમનામાની બજાવણીમાં મિલકત જપ્ત કરવા બાબતના તથા વેચવા બાબતના ઠરાવો લાગુ પડવા

જપ્તી કરવાની રીત — કલમ નવી

જેવા હોય તેટલે સૂધી તે જે માણસની મિલકત આ ઓરડરની રૂયે જપ્ત કરવામાં આવે તે માણસ હુકમનામાનો દેણદાર હોય તે પ્રમાણે, આ ઓરડર મુજબની કોઇપણ જપ્તી તથા વેચાણને લાગુ પડે છે એમ સમજવું.

ટીકા—આ નવો ઠરાવ છે અને હાલ જે રીવાજ છે તે ઘણું કરીને મંજુર રાખવામાં આવેલો છે.

ફરિયાદના પક્ષકાર શિવાયના શખસોને શાક્ષીઓ તરીકે કોરટ પોતાની મેળે સમન કાઢે.

**૧૪.** હાજર થવા તથા હાજર રહેવા વિશે આ કાયદાના ઠરાવને તથા વિદ્યમાનકાળે અમલમાં હોય તેવા કોઇ પણ કાયદાને અનુસરીને ફરિયાદના પક્ષકાર શિવાય બીજા કોઇ શખસની જબાની લેવાની કોઇપણ વખતે કોરટને જરૂર જણાય, અને ફરિયાદના કોઇ પક્ષકારે તેને શાક્ષી તરીકે બોલાવ્યો ન હોય ત્યારે કોરટ, પોતાની મેળે, તે શખસને શાક્ષી તરીકે શહેદી પુરવા સારૂ અથવા તેના કબજામાંનો દસ્તાવેજ હાજર કરવા સારૂ એક દિવસ ઠરાવી તે દિવસનો સમન કઢાવીને શાક્ષી તરીકે તેની જબાની લેવાને અથવા તે દસ્તાવેજ હાજર કરવાનું તેને કહેવાને મુખત્યાર છે. કલમ ૧૭૧

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૭૧.**

**ટીકા:**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

કોર્ટે બોલાવેલા શાક્ષીની દાવાનો હરકોઇ પક્ષકાર ઉલટ તપાસ કરી શકે છે ( તારીચુરણ વી. સરોડાસુંદરી ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. એ. સી. ૧૪૫; ૧૧ વી. રી. ૪૫૮; વળી જુઓ ગુરૂદાસ વી. શ્રીધર ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૧૧૦; ચરફરાજ વી. ધનુ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૫૭ )

સાક્ષી આપવા સારૂ અથવા દસ્તાવેજ હાજર કરવા સારૂ જે શખસો ઉપર સમન કાઢ્યા હોય તેમની ફરજ.

**૧૫.** ઉપર છેલ્લું કહ્યું છે તેને અનુસરીને, ફરિયાદમાં હાજર થઇને શાહદી પુરવાનો જેને સમન થયો હોય, તેણે તે કામને વાસ્તે સમનમાં લખેલે ઠેકાણે અને વખતે હાજર રહેવું, અને દસ્તાવેજ હાજર કરવાને જેના ઉપર સમન થયો હોય તેણે સદરહુ વખતે તથા ઠેકાણે તે હાજર કરવા સારૂ હાજર રહેવું અથવા બીજા પાસે તે હાજર કરાવવો. કલમ ૧૭૨

શાહેદોએ ક્યારેજવું

**૧૬.** (૧) જે શખસને સદરહુ પ્રમાણે સમન થએલો હોય તથા જે હાજર રહેલો રહેલા હોય તેણે કોરટ બીજી રીતે ફરમાવે નહીં તો ફરિયાદનો નિકાલ થાય ત્યાં સુધી દરેક સુનાવણી વખતે હાજર રહેવું જોઇએ. કલમ ૧૭૩

(૨) એમાંનો કોઇપણ પક્ષકાર અરજ કરે અને જરૂરનો સઘળો ખરચ ( જો કાંઇ હોય તો ) કોરટના આપવામાં આવતો હોય તે આપવામાં આવે ત્યારે, તેવી રીતે સમન કરેલા અને હાજર રહેલા કોઇપણ શખસને ત્યાર પછી તરતના અથવા બીજી કોઇપણ સુનાવણી વખતે અથવા તે ફરિયાદીનો નિકાલ થાય ત્યાં સુધી હાજર રહવા માટે વાયદો આપવાનું ફરમા-

વવાને કોર્ટ મુખત્યાર છે. અને એવી રીતનું તારણ આપે નહીં તો દિવાની તુરંગમાં કેદ કરવાનો હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૭૨, ૧૭૩.**

**ટીકાઃ**--આ રૂલો હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

આ રૂલથી એકાદા કામમાં પડેલી મુસ્કેલી દુર થાય છે (ત્ર્યંબક આપા વી. પપામા (૧૮૯૮) ૫ મ. હા. કો. ૧૩૨) તે કામમાં ઠરાવ્યું છે કે સાક્ષીઓને તપાસતાં પડેલા વધારે સુનાવણી કરવાને એકાદુ કામ બંધ રાખવામાં આવ્યું હોય તો ફરીથી હાજર થવાને કોર્ટ તેઓને બંધન કરી શકતા નથી.

**૧૭.** સમન પ્રમાણે જે કોઇ શખસ હાજર થયો હોય તે શખસ, ૧૬ મી કાનુનનું ઉલ્લંઘન કરીને કાયદેસર કારણ વગર, જતો રહે તેને કાનુનો ૧૦ થી ૧૩ ના ઠરાવો લાગુ પડે તેટલે સુધી લાગુ પડશે એમ સમજવું.

૧૦ થી ૧૩ સુધીની કાનુનો લાગૂ કરવી.

કલમ ૧૭૪ ૧૭૫ ભાગ ૧

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૭૪, ૧૭૫.**

**ટીકાઃ**--આ રૂલો હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

**૧૮.** જ્યારે વારંટની રૂએ પકડેલા કોઇ શખસને કોર્ટની રૂબરૂ પહેશમાં આણ્યો હોય ત્યારે, પક્ષકારોની અથવા તે પૈકી કોઇની ગેરહાજરીને લીધે, જે શાહેદી પુરવા સારૂ અથવા જે દસ્તાવેજ હાજર કરવા સારૂ તેના ઉપર સમન બજાવ્યો હોય તે શાહેદી ન પુરી શકે અથવા તે દસ્તાવેજ હાજર ન કરી શકે તો, કોર્ટને યોગ્ય લાગે તે જગાએ ને તે વખતે હાજર થવા સારૂ યોગ્ય જામીન અથવા બીજુ તારણ આપવાનું ફરમાવવાને તથા તે જામીન કે તારણ આપેથી તેને છુટો કરવાને કોર્ટ મુખત્યાર છે. અને એવો જામીન અથવા તારણ નહીં આપે તો તેને દીવાની તુરંગમાં કેદ કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

પકડાએલો સાક્ષી શાહેદી ન પુરી શકે અથવા દસ્તાવેજને હાજર ન કરી શકે, ત્યારે શું કરવું.

કલમ ૧૭૪

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૭૪.**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

**રૂલનો હેતુ**--એકાદા જે શખસના ઉપર બજાવણી થયેલી હોય અને તે હાજર થવાને કસુર કરે તેથી તેને પકડવામાં આવે અને કોરટની રૂબરૂ રજુ કરવામાં આવે તે શખસની બાબત આ રૂલનો હેતુ છે; એકાદો જે શખસ હાજર થયલો હોય અને એવું કહેતો હોય કે જે દસ્તાવેજ જોઇએ છે તે મારી પાસે નથી તો તેને આ રૂલ લાગુ થતો નથી (પ્રમચંદના કામમાં '૧૮૮૮) ૧૨ મું. ૬૩); તેમ એકાદા જે શખસ ઉપર બજાવણી થયેલા ના હોય તેને તે લાગુ થતો નથી.

**કામ ચલાવવાની રીતી**—જ્યારે શાક્ષીઓ હાજર થાય નહિ ત્યારે કોરટને અરજ કરવાની પક્ષકારોની ફરજ છે (બાચમન વી. લાલબેહારી (૧૮૭૦) ૧૩ વી. રી. ૩૨૪)

અને જો કે કોરટનો કુલ અખત્યાર છે તો પણ તેથી શાક્ષીઓને હાજર થવું પડે નહિ એવું કરવાને પરવાનગી આપવી ના જોઇએ ( સરોડાડોસી વી. બરોડા કાંતરાય ( ૧૮૯૬ ) ૫ વી. રી. એકટ ૧૦, ૪૯; ઓઝીર મહમદ વી. બૈદનાથ ( ૧૮૯૬ ) ૫ વી. રી. એકટ ૧૦, ૬૭; અને જો તે જરૂર ના હોય અથવા તેઓ નાસતા ફરે છે તેમાં અરજદારે મદદ કરી છે અથવા અખાડા કરેલા છે અથવા બીજી રીતે તેની અરજી મંજુર કરવામાં આવે તેથી ગેરવ્યાજબી થાય એવી રીતે પોતાની મેળે થયેલો છે એવું માનવાને કાંઇ કારણ ન હોય તો તે અરજી મંજુર કરવી જોઇએ ( રાજુસીંગ વી. બાળગોવીંદ ( ૧૮૯૪ ) ૧ વી. રી. ૨૬; અને પ્રથમથી રીતસર તપાસ કરવાને જરૂર નથી ( પેરીયાના ચેતી વી. ગોવીંદ ( ૧૮૯૫ ) ૫ મ. હા. કો. ૧૦૪ ) એકાદા પક્ષકારના કામને શાક્ષીઓથી ફાયદો થવાનો સંભવ નથી એવું જડજના અભીપ્રાયમાં માગેલુ હોય ( ઓઝીરમહમદ વી. બૈદનાથ ( ૧૮૯૬ ) ૫ વી. રી. એકટ ૧૦, ૬) અથવા ગેરહાજર રહેવાના કારણથી શાક્ષીઓને શીક્ષા કરવાને તેમને પસંદ ના હોય તો તેથી ના કહેવાને કાંઈ બળવાન કારણ થતું નથી ( નીલમોની બેનરજી વી. શરઓમંગળ ( ૧૮૯૬ ) ૬ વી. રી. ૧૪ ) તેજ કારણથી જો તે કામનો તે રૂલમાં ખુલ્લી રીતે સમાવેશ થતો હોય તો ફરીથી સમન્સ કહાડવા ના જોઇએ ( વીશંભર સરકાર વી. સુરેધની ( ૧૮૯૫ ) ૩ વી. રી. ૨૧ ) એકાદા શાક્ષીએ પોતાના સમન્સ ઉપરથી હાજર થવાને કસુર કરેલી હોય તો તેને પકડીને કોરટની રૂબરૂ રજુ કર્યા પછી ફકત તેનો દંડ કરી શકાય છે ( કાળીનારાયણરાય વી. બાજુ ( ૧૮૯૮ ) ૩ વી. નો. ૩૦૭ ) આ રૂલ પ્રમાણે એકાદી અરજી ઉપર કાંઇક હુકમ કરવાને કોરટ બંધાયલી છે ( નીલમોની ચોધરી ( ૧૮૯૬ ) ૫ વી. રી. ૨૨૨ વળી જુઓ માહદેવ વી. શીનસોહાઇ ( ૧૮૯૮ ) ૯ વી. રી ૩૫૯ )

**હિંદુસ્થાનના ફોજદારી કાયદા પ્રમાણે ફરીયાદનું કામ**—જ્યારે એકાદા સમન્સમાં કઇ જગાએ અથવા દીવસમાં કઇ વખતે સમન્સથી બોલાવેલા શખસને હાજર થવાનું છે એવું સમન્સમાં બતાવેલુ ના હોય તો તે સમન્સ પ્રમાણે ચાલવામાં ગેર હાજર રહેવા બાબત ફો. કાયદાની ક. ૧૭૪ પ્રમાણે તે શખસને કાયદા પ્રમાણે શીક્ષા કરી શકાતી નથી ( કૈસરેહીંદ વી. રામશરણ ( ૧૮૮૩ ) ૫. અ. ૭ ), તેમ કોરટના બોલાવનાર અમલદાર જ્યારે પોતે ગેરહાજર હોય ત્યારે પણ તે શીક્ષા થઇ શકતી નથી ( મહારાણી કૈસરે હીંદ વી. કીસ્નાપા ( ૧૮૯૭ ) ૨૦ મ. ૩૧ ). એકાદા શખસને ગુન્હેગાર ઠરાવી શકાય તે પેહેલા એવું બતાવેલું હોવું જોઇએ કે સમન્સ કરાવેલા શખસને તે સમન્સની ખબર હતી ( શીબપ્રસાદના કામમાં ( ૧૮૭૨ ) ૧૭ વી રી. ફો. ૩૮ ) અને તેણે જાણી બુજીને હુકમનું અપમાન કરેલું છે ( મહારાણી વી. અંગનલાલ ૧ વા. પ્રાં. આ. ૧૮૭૩, ૩૦૩ ) અથવા ઇરાદા પુર્વક હાજર થવામાં આવ્યું નથી ( શ્રીનાથ ઘોઝના કામમાં ( ૧૮૬૮ ) ૧૦ વી. રી ફો. ૩૩ ), અથવા જે વખતે તે જગાએથી કાયદા પ્રમાણે તેણે જવું જોઇતું હતું તે વખત પેહલાં તે જાણી જોઇને ગએલો છે ( મહારાણી વી. સધરલેંડ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ફો. ૨૦ )

**૧૯.** કોઇપણ શખસ—

**કલમ ૧૭૬**

કોઇપણ શાહેદ ચોકસ હદની અંદર રહેતો ન હોય. તો તેને જાતે હાજર રહેવાનો હુકમ કરવો નહિ.

(અ) કોર્ટની સાધારણ અવલ હકુમતની સ્થાનિક હદમાં, અથવા
(બ) તે હદની બહાર પણ કોર્ટના મકાનથી ૫૦ મૈલ કરતાં ઓછા અંતર ઉપર કોઇ ઠેકાણે, અથવા (તેનું રહેવાનું ઠેકાણું અને કોર્ટ બેસે છે તે ઠેકાણે એ બે વચે જે અંતર હોય તેના પાંચછષ્ટાંશ અંતરમાં આગગાડી અથવા આગબોટ અથવા બીજું મંજુર થયલું વાહન ચાલતું હોય તો) કોર્ટના મકાનથી ૨૦૦ મૈલ કરતાં ઓછે અંતરે—

રહેતો ન હોય, તેને શાહેદી પુરવા સારૂ જાતે હાજર રહેવાને ફરમાવવું નહિ.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૭૬.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

કોરટે કોઇ પક્ષકારને શાહેદી પુરવાનું કહ્યા છતાં તે ના પાડે તેનું પરિણામ.

**૨૦.** જ્યારે કોર્ટમાં હાજર હોય એવા ફરિયાદના કોઇ પક્ષકારને શાહેદી પુરવાનું અથવા ત્યાંને ત્યાં તેજ વખતે તેના ખરેખરા કબજામાં કે અખત્યારમાં હોય એવો કોઇ દસ્તાવેજ હાજર કરવાનું કોરટ ફરમાવે, અને કાયદાસર સબબ વિના, તે તેમ કરવાને ના પાડે ત્યારે, કોરટની નજરમાં આવે તો તેના વિરૂદ્ધ હુકમનામું કરવાને કે, ફરિયાદની બાબતમાં પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. કલમ ૧૭૭

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૭૭.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કોરટને લાગુ છે. જુઓ રૂ. ૨૧ નીચેની નોટ.

પક્ષકારે કોરટમાં હાજર રહેવું જોઇએ; તેણે કાયદેસર કારણ વીના ના કહેલી હોવી જોઇએ; અને ત્યાંને ત્યાં અને તે વખતે તે દસ્તાવેજ ખરી રીતે તેના કબજામાં અથવા અખત્યારમાં હોવો જોઇએ. તે વખતે પણ કોરટ પોતાનો કુલ અખત્યાર વાપરી શકે છે અને તેના વીરૂદ્ધ હુકમનામું કરવાને કોરટ બંધાયલી નથી; પણ એકાદો પક્ષકાર શુદ્ધ બુદ્ધીથી અને વાસ્તવીક કારણથી એક બીજા શખસની શાહીદી લેવરાવાને માગતો હોય તો જ્યાં સુધી તે પુરાવ આપવામાં આવે નહિ ત્યાં સુધી સાધારણ હકીકત પ્રમાણે તેના વીરૂદ્ધ તેને હુકમનામુ કરી આપવું નહિં જોઇએ (ધનપતસીંગ વી. પ્રેમ બીબી (૧૮૭૫) ૨૪ વી. રી. ૭૨) જ્યારે એકાદો સમન્સ કરેલા સાક્ષીએ લગતો અને પંત્યાળાના હીસાબને જરૂરનો હીસાબ હોય તે રજુ કરવાને (કટાકમ વી. ભુપાલમ (૧૮૬૮) ૪ મ. હા. કો. ૧૪૨). અથવા મુદ્દાના સવાલનો જવાબ આપવાને ના કહેલી હોય અને તેમનો તીરસ્કાર કર્યા બાબત સફાઇ કરવાને કોશીશ કરતો ના હોય તો (જેષ્ટારામજી વી. અવાકર (૧૮૬૬) ૩ મ. હા. કો ૨૯૯) તે દાવો કાહાડી નાંખી શકાય છે.

જ્યારે એક પ્રતીવાદી ઉપર સાક્ષી તરીકેનો સમન્સ કરવામાં આવેલો હોય અને તે હાજર થવાને ચુકે તો (બામામોઇદાસી વી. ક્રીસ્તોમોહન (૧૮૭૭) ૨ ક. ૨૨૨), અથ-

વા એકાદો દસ્તાવેજ રજુ કરવાને ચુકે તો, ( તારાચંદ વી. ઓમસ્તબચંદ્ (૧૮૭૧) ૧૬ વી. ૧૯૯ ) વાદીના લાભમાં કોરટ વ્યાજબી રાહે હુકમનામુ કરી આપે છે.

એકાદો પક્ષકાર કોરટનો એક કામમાં હાજર થઇને શાક્ષી આપવા અથવા દસ્તાવેજો રજુ કરવાના હુકમ પ્રમાણે ચાલે નહી તેથી તેના ઉપર હુકમનામુ કરવાનો કોરટનો કુલ અખત્યાર છે તે જયારે તે પક્ષકાર સમન્સ કઢાવનાર પક્ષકાર તે આવા બીજા પક્ષકારની માહેદી વીના બીજી રીતે સાબેત કરી શકતો નથી અથવા જે હકીકત શાબેત કરવાની હોય તે, સદરહુ પક્ષકાર એકલાના ફક્ત જાણવામાં હોય ત્યારે તે સબંધીજ છે એમ નથી ( કાશીનાથ વી. દવારકાનાથ ( ૧૮૭૧ ) ૯. બં. લા રી. ૭૧૫; ૧૭ વી. રી. ૫૫૦ ).

**કાયદેસર કારણ**—દરેક કામની હકીકત ઉપર કાયદેસર કારણનો આધાર છે, અને કામની હકીકત બતાવવામાં આવેલી હોય તેથી કોરટ બરોબર સમજી શકે કે કયા સાધનો ઉપરથી તે ફેંસલો કરવામાં આવેલો છે, તે શીવાય એક કામમાં કરેલો ફેંસલો તે બાબેજ બીજા કામના ફેંસલાનો આધાર થઇ શકે છે ( દુરગાદત વી. જુહીનગુરજાહા ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૬૩ ) આ રૂલ ઘણું કરીને, પુરાવ એકટ પ્રમાણે જેમ વ્યાજબી રાહે શાક્ષી આપવાને અથવા મંગાવેલો દસ્તાવેજ રજુ કરવાને ના કહેવામાં આવે છે તેવા કારણ સબંધી છે ( લેખરાજ વી. પાલીરામ ( ૧૮૬૯ ) ૧ અ. હા. કો. આવૃતી ૧૮૭૩, ૨૪૧ ), જુઓ ઓ. ૧૦ રૂ. ૪ નીચેની નોટ પાછળ.

**પ્રોબેટ**—આ કલમ પ્રોબેટના કામોને લાગુ છે, પણ એકાદા વીલ ઉપર સહી કર્યાના પુરાવ વ્યાજબી રાહે એકાદા જડજ છોડી દેતા નથી ( રાવજી રણછોડ વી. વીસ્તુ ( ૧૮૮૫ ) ૯ મું. ૨૪૧ ).

**અપીલ**—આ રૂલ પ્રમાણેનો એકાદો હુકમ, ઓ. ૪૩, રૂ. ૧ ( હ ) પ્રમાણે અપીલ ચાલવા લાયક છે.

શાક્ષીઓ બાબતના નિયમ સમન કરેલા પક્ષકારોને લાગુ છે.

**૨૧.** જયારે ફરિયાદના કોઇ પક્ષકારને શાહેદી પુરવા કે દસ્તાવેજ હાજર કરવા સારૂ કહેવામાં આવે ત્યારે, શાક્ષીઓ વિશેના નિયમો તેને જેટલા લાગુ પડી શકે તેટલા લાગુ પડશે એમ સમજવું. કલમ ૧૭૮

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

રૂ. ૨૦ અને ઓ. ૧૦, રૂ. ૪ માં જે દાખલાઓ બતાવેલા છે તે શીવાય હાજર થવાના એક હુકમનામુ અપમાન કર્યાના ફક્ત કારણથી એકાદા કામનો ફેંસલો એક પક્ષકાર વીરૂધ કરી શકાતો નથી.

---

## ઑર્ડર ૧૭ મો.

---

### મુલતવી રાખવા વિશે.

કોરટ મુદત આપે અને સુનાવણી મુલતવી રાખે.

**૧.** (૧) કોર્ટ પુરતું કારણ દેખાડવામાં આવે તો, ફરિયાદની કોઇ પણ સુનાવણી વખતે, પક્ષકારોને અથવા તેમાંના કોઇને મુદત આપવાને તથા ફરિયાદની સુનાવણી વખતે વખતે મુલતવી રાખવાને મુખત્યાર છે. કલમ ૧૫૬

(૨) આમ કામ કરવામાં આવે તે દરેક પ્રસંગે કોરટે ફરિયાદની આગળ સૂનાવણી કરવાનો દિવસ ઠરાવવો, અને મુલતવી રાખવાને લીધે જે ખરચ થાય તેની બાબતમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

મૂલતવી રાખવાનો ખરચ.

પરંતુ એક વખત પુરાવો સાંભળવાનું કામ શરૂ થાય એટલે, કોરટમાં હાજર હોય તે બધા શાક્ષીઓની જબાની લેવાઈ રહે ત્યાં સુધી, ફરિયાદની સુનાવણી પ્રત્યેક દિવસે ચાલુ રાખવી. પણ સૂનાવણી બીજા દિવસ પછી મૂલતવી રાખવાની જરૂર છે એમ કોરટને જણાય તો, તેમ કરવાનાં કારણ દફતરમાં લખીને, તે સુનાવણી મુલતવી રાખી શકે.

**સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૧૫૬**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા. પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

હવે પછીના એક દીવશે હાજર થવાના મુચરકાઓથી સાક્ષીયોને બંધનમાં રાખવાને એકાદી દીવાની કોરટ મુખત્યાર નથી તો પણ જુઓ. ઓ. ૧૬, રૂ. ૧૬ )

સને ૧૮૫૯ ના એકટ ૮ મા પ્રમાણે હવે પછીના એક દીવશે હાજર રહેવાનો સાક્ષીયોને મુખજુબાનીથી હુકમ કરેલો હોય અને તે મુખજુબાની પ્રમાણે તે સાક્ષીયો હાજર થાય નહી તો તે સાક્ષીયોને પકડવાનુ વારંટ વ્યાજબી રાહે કાહાડવામાં આવે નહી ( વેંકટઆપા વી. પાપામા ( ૧૮૬૯ ) ૫ મ. હા. કો. ૧૩૨ ); પણ હાલના કાયદા વીશે જુઓ. ઓ. ૧૪. રૂ. ૧૬ અને ૧૭.

સુરજામણી વી. કાળીકાંત ( ૧૯૦૧ ) ૨૮ ક ૩૭ ) ના કામમાં વધારાનો પુરાવ રજુ કરવાને પક્ષકારોને મુદત આપવાનો નીચેની કોરટોનો કુલ અખત્યારનો યોગ્ય રીતે અમલ કરવા બાબત વીચાર કરવામાં આવેલો છે.

**પુખ્ત કારણ.**—એક અગત્યના સાક્ષીની શાહેદી લેવાને ઇંગ્લાંડ કમીશન મોકલવાને ચેંબર્સમાં વાદીયોએ એક અરજી કરેલી હતી અને તે અરજીના ટેકામાં પ્રતીવાદીયોમાંના એક પ્રતીવાદીના એફીડેવીટનો ઉપયોગ કરેલો હતો. તે જડજે કોરટમાં અરજ કરવાને તેઓને બતાવ્યુ. અને કોરટમાં તે અરજી ફરીથી તાજી કરવાથી ચેંબર્સમાં જે હકીકત બનેલી તે ધ્યાંનમાં લેવાને તેમણે ના કહીને તે અરજી નામંજુર કરી, કારણ કે તે એફીડેવીટ કોરટમાં નથી અને તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો. ઠરાવ્યુ છે કે તે એફીડેવીટ રજુ કરવાને જડજે મુદત આપવી જોઇતી હતી અને તે કારણથી તે કામ મુલતવી રાખવાને ના કહેવી જોઇતી ન્હોતી ( દાદાભાઇ સોરાબજી ( ૧૮૬૫ ) ૩ મુ. હા. કો. ૫૫ ). માટે એક શખસે પૈસા બાબતના એક ખતની રૂઇએ દાવો કર્યો અને તપાસમાં પ્રતીવાદીએ તે ખત કબુલ કરી ને એવી તકરાર કરેલી છે કે તે ખત નાણાનો અમુક રીતે ઉપયોગ કરવાને તે કરજે લેવાને તેની જામીની તરીકે લખી આપેલુ છે. અને વાદીના વકીલે કહેલુ છે કે મને અચંબો લાગેલો છે, અને તે બાબ હકીકત મળ્યા શીવાયનો છું. તેમાં ઠરાવ્યુ છે કે એક બીજો દીવશ તેને આપવો જોઇતો હતો ( અમીરઅલ્લી વી. રણબાહાદુર ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૮૪ ); અને તેમજ વળી હરકતની અરજી તા. ૫ મીના રોજ ફાઇલ કરેલી હતી પણ સુનાવણી સારૂ ઠરાવેલા દીવશે તે કામ લેવામાં આવ્યુ નહી, કારણ કે તે જડજે તા. ૮મીના રોજ તે સ્ટેશન

અનીશ્રીતને માટે છોડેલુ હતુ (અને કોરટનો ચાર્જ સબોર્ડીનેટ જડજને સોંપેલો હતો) અને પાછા આવીને સુનાવણી સારૂ જે દીવસ ઠરવેલો નહી તે દીવશે તે દાવાનો ફેંસલો તેઉ સાહેબે જો કે તે હરકત લેનારે પોતાના દસ્તાવેજો ફાઇલ કરવાને મુદત મળવાને અરજ કરેલી હતી તોપણ કરેલો હતો. તેમાં એવો વીચાર કરવામાં આવેલો છે કે તે કામ મુલતવી રાખવાને તે હરકત લેનારે પુખ્ત કારણ બતાવેલુ છે, સીતારામ વી શીવધુલામ (૧૮૭૨) ૧૮ વી. રી. ૩૨૫).

**પુખ્ત કારણ નથી.**—તપાસ થતા પહેલાં કેટલીક મુદત અગાઉથી પ્રતીવાદીના જાણવામાં હતુ કે મારૂ કામ ચાલવાનુ છે. સુનાવણી પહેલાં દશ અથવા બાર દીવસ ઉપર તે ઘણો માંદો થઇ ગએલો હતો, પણ એક કમીશન બાબત અરજ કરવાને બદલે તપાસ વખતે એવુ દાકતરનુ સર્ટિફીકટ રજુ કરવામાં આવ્યુ હતુ કે તે કમરથી વાએ રહી ગએલો છે તેથી તે બીછાના વશ છે. તેમા ઠરાવ્યુ છે કે તે કામ મુલતવી રાખવાની અરજીને ટેકો આપવાને તે પુખ્ત કારણ નથી, તેથી તેના ઉપર દાવાનુ હુકમનામુ કરેલું હતુ (એલીશ વી. જોરાવરમલ (૧૮૭૫) ૨૪ વી. રી. ૨૦૨).

**ખર્ચ.**—એક, એકતરફી કામમા વાદીનો પોતાનુ હુકમનામુ કરાવવાનો હક થાય તે સારૂ પુખ્ત પુરાવ લાવવામાં તે નીષ્ફળ ગયો તથી બીજો વધારે આપવાને તે કામ મુલતવી રાખવાને તેણે માગ્યુ; કોરટે તે કામ એવી શરતથી મુલતવી રાખ્યુ કે તે સુનાવણીનું તમામ ખર્ચ વાદીએ આપવુ (શેંકસ વી શેવેજ (૧૮૮૧) ૭ ક. ૧૭૭),

**હુકમ.**—એક વખતે મુલતવી રાખવાનો એક હુકમ કરેલો હોયતો ફરી તપાસમાં સામા પક્ષકારની રૂબરૂમાં સારૂ અને પુખ્ત કારણ બતાવ્યા શીવાય તે રદ કરવો ના જોઇએ (બીશન પરકાશ વી. રતનગીર (૧૮૭૩) ૨૦ વી. રી. ૩).

**અપીલ**—આ રૂલ પ્રમાણેના હુકમો અપીલ ચાલે તેવા છે-જુઓ ઓ. ૪૩; પણ તે હુકમોની યોગ્યતા વીશે આખરના હુકમનામા ઉપરની એક અપીલમાં હરકત લેઇ શકાય છે (જુઓ ક. ૧૦૦) (બીશનપરકાસ વી. રતનગીર (૧૮૭૩) ૨૦ વી. રી. ૩) કામ મુલત્વી રાખવાં કીંવા નહી તે વીશે ઉતરતા દરજ્જાની કોરટોને કુલ અખત્યાર આપેલો છે, માટે તે અખત્યાર કરવામાં આવે તેમાં અપીલમાં જડજો હાથ ઘાલવાની મરજી રાખતા નથી (એલીઆસ વી. જોરાવરમલ (૧૮૭૫) ૨૪ વી. રી. ૨૦૨)

**તે ચાલે છે**—મુદ્દા ઠરાવવામાં આવ્યા તેથી આખરની સુનાવણી કરવાનો દીવસ ઠરાવવાનો એક હુકમ કરેલો હતો, માટે અસલ બાજુમાં એક જડજે જો તે કરેલો હોય તો તે ઉપર અપીલ કરવા લાયક છે (આર વી. આર. (૧૮૯૧) ૧૪ મ. ૮૮) આપેલા શાક્ષીઓને તપાસવાની ના કહ્યાનો હુકમ અપીલ કરવા લાયક છે (મણીલાલ બંધોપાધ્યા વી. ખીરોદાદાસી (૧૮૯૩) ૨૦ ક. ૭૪૦; વળી જુઓ ટેલર વી. શારતચંદ્ર (૧૮૯૩) ૨૦ ક. ૭૪૫, નોટ)

ઠરાવેલે દિવસે પક્ષકારો હાજર ન થાય, તો શી રીતે કરવું. | કલમ ૧૫૭

**૨.** જ્યારે જે દિવસ ઉપર ફરિયાદની સુનાવણી મુલતવી રાખી હોય તે દિવસે પક્ષકારો અથવા તેમાંના કોઇ હાજર થવાને ચુકે ત્યારે, ૯ મા ઓરડરમાં આ અર્થે જે રીતો ફરમાવેલી છે તેમાંની એક રીતે ફરિયાદનો નિકાલ કરવાને, અથવા પોતાને યોગ્ય જણાય તેવો બીજો કોઇ હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૫૭.**

**ટીકા:**—આ રૂલ. હા. કો. તથા પ્રે. સ્મો. કો. ને લાગુ છે.

**જુઓ ઓ** ૯, રૂ. ૧૩—ઓ. ૯, રૂ. ૬ પ્રમાણે પહેલી સુનાવણી વખતે ગેર હાજરીના કારણથી અથવા અ. રૂલ પ્રમાણે મુલતવી જે દીવશને માટે કામ રાખેલુ હોય તે દીવસે ગેરહાજરીના કારણથી એક પ્રતીવાદીના ઉપર એક તરફી હુકમનામુ કરેલુ હોય તેવા દરેક કામને ઓ ૯, રૂ. ૧૩ લાગુ થાય છે જનારદન દોબે વી. રામધનસીંગ (૧૮૯૬) ૨૩ ક. ૭૩૮. આ કામમાં સીતલ હરી વી હીરાલાલ (૧૮૯૪) ૨૧ ક. ૨૬૯ નો વીરૂધ ઠરાવ રદ કરેલો છે. વળી જુઓ સ્યાલ વી. શરમન (૧૮૭૬) ૧ મ. ૨૮૭; રામાપા વી. રંગાપા (૧૮૮૪) ૭ મ. ૪૧; અલવાર વી. સેસામલ (૧૮૮૭) ૧૦ મ. ૨૭૦; હીરાદાઇ. વી. હીરાલાલ (૧૮૮૫) ૭ અ. ૫૩૮; ભગવાનદાસ વી. હીરા (૧૮૫૭) ૧૯ અ. ૩૫૫; હીલડ્રેથ વી. સીયાજી પીરાજી (૧૮૯૬) ૨૦ મુ. ૩૮૦).

**લાગુ થતો નથી**—રૂ. ૧ પ્રમાણે સુનાવણી માટે એક દીવસ ઠરાવેલો ના હોય તો આ રૂલ લાગુ થતો નથી (સીતારામ વી. શીવધુલાંમ (૧૮૭૨) ૧૮ વી. રી. ૩૨૫) તે પક્ષકારોની ખાયશથી જે કામ મુલતવી રાખેલુ ના હોય પણ કોરટના જે ધારાથી પોતાના કામની વ્યવસ્થા કરવાને નીયમ કરેલા હોય તેથી જરૂર પડવાથી મુલતવી રાખેલા હોય તેને ઓ. ૧૭, રૂ ૧–૨ લાગુ થાય છે (તુળસીમણી વી. પ્રસાદમણી (૧૮૯૭) ૨ ક. વી. નો ૪૯૦, હાજરી સાથી થાય છે જુઓ પાછળ ઓ. ૯ તેમજ વળી સુંદરલાલ વી. ગુરૂપ્રસાદ (૧૮૯૯) ૨૩ મું ૨૧૪: અમૃતલાલ વી. રખાલીદાસી (૧૮૯૯) ૨૭ ક. ૨૧૭; ૪ ક. વી. નો. ૨૯૪ લલતાપ્રસાદ વી. નંદકીશોર (૧૯૦૦) ૨૨ અ. ૬૬).

**રૂલ ૩ થી જુદુ**—આ રૂલ અને નીચેના રૂલમાં તફાવત એવો છે કે જ્યારે પક્ષકારો અને તેઓના વકીલો એક દાવાની મુલતવી રાખેલી તપાસને સારૂ ઠરાવેલા દીવસે હાજર થવામાં કસુર કરેલી હોય તો આ કલમ પ્રમાણે હુકમનામુ કરી શકાય છે, અને પાછળથી તે કામ ઓ. ૯ રૂ. ૯ પ્રમાણે ફરીથી તાજુ કરી શકાય છે, પણ જ્યારે પક્ષકારોમાંના એક પક્ષકારને એક કામ કરવાને મુદત આપેલી હોય અને તે નીષ્ફળ થાય તેથી જે હુકમ કરવામાં આવે છે તે ઓ. ૧૭ રૂ. ૩ પ્રમાણેનો છે અને તે બાબત ફરીથી તાજી કરી શકાતી નથી, પણ તે વીશે ફરી તપાસ કરી શકાય છે અથવા તે ઉપર અપીલ ચાલે છે (સ્યાલ વી. શરમન (૧૮૭૬) ૧ મ. ૨૮૭; વેંકટ રામાયા વી. અનુમુકંદ (૧૮૮૪) ૭ મ. ૪૧; અંબાલાવના વી. શુબ્રમાનીયા (૧૮૭૦) ૬ મ. હા. કો. ૨૬૨; અલવાર વી. શેશામલ (૧૮૮૭) ૧૦ મ. ૨૭૦) મુલતવી જે તારીખને માટે એક કામ રાખેલુ હોય તે તારીખે વાદી અને તેનો વકીલ હાજર થાય નહી તેથી એક દાવો કાહાડી નાંખવાનો હુકમ કરેલો હોય તો, તે હુકમ ઓ. ૧૭ રૂ. ૨ અને તેને લીધે તેના પરીણામે ઓ. ૯ રૂ. ૮ પ્રમાણેનો છે, અને ઓ. ૧૭ રૂ. ૩ પ્રમાણેનો તે હુકમ નથી, અને તે ઉપર અપીલ ચાલવા લાયક છે (શ્રીમંત સગાજીરાવ વી. સ્મીથ (૧૮૯૬) ૨૦ મુ. ૭૩૬ જુઓ ઓ. ૯ રૂ. ૬ ઉપરની નોટ.)

**૩. ફરિયાદના જે પક્ષકારને મુદત આપી હોય તે, જેને વાસ્તે મુદ-**

એમાંથી એક પક્ષકાર પોતાને પુરાવો આણવા વગેરેને માટે કસુર કરે તો એ કોર્ટ ફરિયાદ ચલાવે.

કલમ ૧૫૮

ત આપી હોય તે કરવાને—એટલે પોતાનો પુરાવો હાજર કરવાને અથવા પોતાના શાક્ષીઓને હાજર રાખવાને અથવા ફરિયાદ આગળ ચલાવવાને જરૂરનું હોય એવું બીજું કાંઇ કૃત્ય કરવાને—કસુર કરે, ત્યારે તે કસુર છતાંએ લાગલોજ ફરિયાદનો ચુકાદો કરવાને કોરટ મુખત્યાર છે.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ના ક. ૧૫૮**

**ટીકા.**—આ રૂલ હાઇ કોરટને તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

**હાજર કરવા**—"એક શાક્ષી ઉપર સમન્સ કરવાની અથવા એકાદા સાક્ષીને તપાસવા સારૂ કમીશન કાહાડવાની અરજી લેવામાં આવે એટલે તે સમન્સ બજી શકે તેવું છે કે નહી અથવા કમીશન એવી રીતે બજાવવામાં આવશે કે જેથી સુનાવણી માટે ઠરાવેલા દીવસે કોરટની રૂબરૂ તપાસવાને તે સાક્ષીને રજુ કરવામાં આવે કે શીરીતે તેનો વીચાર કરવો તે કોર્ટનુ કામ છે. આ બાબતોમાં કોરટની મદદ માગવાનો એકાદા પક્ષકારનો હક છે, અને કોર્ટે અલબત તે આપવો જોઇએ. તે પક્ષકાર પોતાની અરજીથી કાંઇ ફાયદો કાહાડી શકશે કીંવા નહી તે બાબતનો વીચાર કરવો તે પક્ષકારનુ કામ છે અને કોર્ટનુ કામ નથી જો તેણે એટલો બધો લાંબો વીલંબ કરેલો હોય કે જોઇતી વખતમાં તે હુકમ બજાવવાની કસુર કરે તો અલબત પોતાની વીલંબથી થતો પરીણામ તેણે ભોગવવો જોઇએ, અને તેની કસુર દુરસ્ત કરવાને કોર્ટ તેને મુદત આપતી નથી. જો ખુલ્લી રીતે એવું જણાય નહી કે તે હુકમ ખરી રીતે બજવો અસંભવીત છે એટલુંજ નહી પણ અશક્ય છે તો તે અરજી પ્રમાણે ચાલવું જોઇએ. ખરી રીતે દરેક કામમાં તે પ્રમાણે ચાલવામાં આવે નહી કે શી રીતે તે વીશે અમને ઘણો શક છે, કારણ કે એવુ બની શકે છે કે અસલ ઠરાવેલા દીવસે સુનાવણી સારૂ તે કામ લેવામાં ના આવે અને તે શાક્ષી અથવા કમીશન ઉપરનુ રીટર્ન જે તારીખને માટે તે કામ મુલતવી રાખેલુ હોય તે તારીખે કોરટમાં આવેલુ હોય. એક દાવાનો પક્ષકાર એક હુકમથી ફાયદો મેળવવાનો વખતે લાગ મળે તે ઉપરથી તે હુકમ કઢાવવાને ખર્ચ કરવાને યોગ્ય ધારે તો તે પ્રમાણે કરતાં અમે તને અટકાવતા નથી. અમે ફક્ત એટલી સંભાળ રાખીએ છીએ કે કામની છેવટની સુનાવણીમાં વાર લગાડવામાં તે હુકમ મોડો કહાડેલો હતો એવા કારણ તરીકે તેનો તે ઉપયોગ કરે નહી" (હરીદાસ વી. મીરમોઆઝમ (૧૮૭૧) ૧૫ વી. રી. ૪૪૭) જુઓ ઓ. ૧૬, રૂ. ૧ નીચેની નોટ.

**તે કલમનો હેતુ**:—જુઓ રૂ. ૨ નીચેની નોટ પાછળ.

આ રૂલનો હેતુ એવો જણાય છે કે બેઉ પક્ષકારોએ નહી પણ હરકોઇ એક પક્ષકારે ખુલ્લી રીતે પોતાનો પુરાવ રજુ કરવાને અથવા પોતાના સાક્ષીયોને હાજર કરવા સારૂ મુદત લીધેલી હોય પણ તે કરવામાં તે નીષ્ફળ ગએલો હોય તે સબંધીનો છે. (અલવાર વી. શેશામલ (૧૮૮૭) ૧૦ મ. ૨૭૦). કોર્ટ પોતાની મેળે જે કામ મુલતવી રાખેલું હોય તે સબંધી તે નથી (પ્યારીમોહન વી. શામચર્ણ (૧૮૭૩) ૧૯ વી. રી. ૩૫); અને જ્યારે એકાદો દાવો કમીશનરની ફી ભરવામાં કસુર કરવાથી કાહાડી નાંખેલો હોય અને મુદત આપવામાં આવેલી ના હોય તો, તે હુકમ ઓ. ૯, રૂ. ૮ પ્રમાણે કરેલો છે, એવુ ગણવામાં આવે છે, અને આ રૂલ પ્રમાણે તે કરેલો નથી (સાહેબ વી. મહમદ (૧૮૯૦) ૧૩ મ. ૫૧૦; વેંકટરામાયા વી. અનુમુકંદ (૧૮૮૪) ૭ મ. ૪૧); તેવીજ રીતે પુરાવ લીધા પછી પણ કામના

ગુણુદોષનો વીચાર કર્યા વીના જોઇતો સ્ટેંપ નથી અને વાદી ખુટતો સ્ટેંપ આપતો નથી તે કારણથી દાવો કાહાડી નાંખેલો હતો; ઠરાવ્યુ છે કે તે હુકમ આ રૂલ પ્રમાણે કરવામાં આવેલો નથી; પણ જુઓ ઓ. ૭, રૂ. ૨ (મહમદ વી. મહમદ (૧૮૮૯) ૧૪ અ. ૯૧). પણ જ્યારે એક પ્રતીવાદીના વકીલે અમુક દસ્તાવેજો લાવવાને કામ મુલત્વી રખાવેલું હોય પણ તે લાવી શકયો નહી અને તે કામ લેવામાં આવ્યું તે વખતે પણ તે લાવેલો ના હોય તેથી વાદીને હુકમનામું કરી આપેલું હોય તો, તે ફેસલો આ રૂલ પ્રમાણેનો છે એવુ ગણવામાં આવેલુ છે (રંગાસામી મુદેલીયર વી. શીરેગામ (૧૮૬૮) ૪ મ. હા. કો. ૨૫૪); અને જયારે વાદીના વકીલે કામની બીજી સુનાવણીને દીવસે એક સાક્ષી ઉપર સમન્સ કાહાડવાની અરજ કરેલી હતી, અને તે કામ લેવામાં આવતાં તેના સાક્ષીની ગેરહાજરીને લીધે તે કામ ચલાવવાને તે તૈયાર નહોતો તેથી તે દાવો કાહાડી નાંખેલો હતો, માટે તે કામનો નીકાલ આ રૂલ પ્રમાણે કરેલો છે, એવુ ગણવામાં આવેલુ છે (કમાલમલ વી. રંગાસવામી (૧૮૬૮) ૪ મ. હા. કો ૨૬૪).

એક વિધવાએ પોતાના મરહુમ ધણીના વારસાનુ સર્ટીફીકેટ લેવા અરજ કરેલી હતી. તે અરજીમાં તે ધણીના ભાઇ સામી હરકત લીધી કે હું તથા મારો મરનાર ભાઇ અવિભક્ત છીએ. તે કામ સુનાવણી ઉપર આવ્યું, પણ તેની અરજ ઉપરથી તે કામ મુલતવી રાખેલુ હતુ, કારણ કે ખર્ચ આપવાનો તેને હુકમ કરેલો હતો, તે ખર્ચ તે ભરી શકયો નહી તેથી તે સર્ટીફીકટ તે વિધવાને આપવામાં આવ્યુ; ઠરાવ્યું છે કે કસુર કરનાર પક્ષકારનો પુરાવ સાંભળવાં પહેલાંની એક શરત તરીકે ખર્ચ આપવા બાબતનો ખાસ હુકમ નથી, માટે આ રૂલ લાગુ થતુ નથી (વીરમદ્રાપા વી. ચીનામા (૧૮૯૮) ૨૧ મ ૪૦૩) ફક્ત વાદીને એક નકશો તૈયાર કરાવવાના ખર્ચની અમુક રકમ ભરવાનો હુકમ કરેલો પણ તે પ્રમાણે તેણે ભરેલુ નહી તેટલા કારણથી એકાદી કોરટનો તે દાવો શાહી રીતે કાહાડી નાંખવાનો અખત્યાર નથી. માટે કોરટની રૂબરૂ જે સાધન હોય તે ઉપરથી કામ ચલાવીને તેનો ફેંસલો કરવાની તે કોરટની ફરજ છે (સીતાર વી. તુળશીસીંગ (૧૯૦૧) ૨૩ અ. ૪૬૨). જે તારીખ ઉપર કાંમ મુલતવી રાખેલુ હતુ તે તારીખે કામ લેવામાં આવ્યુ તે વાદી હાજર થવાને ચુકયો હતો. માટે તે કામ ચલાવવાને કસુર કરવાના કારણથી કોરટે કાહાડી નાંખેલુ હતું. ઠરાવ્યુ છે કે તે દાવાનો નીકાલ આ રૂલ પ્રમાણે કરવાને અપીલ કોરટે કામ પાછુ મોકલેલું છે તે બરોબર છે (બદામ વી. નથુસીંગ (૧૯૦૩) ૨૫ અ. ૧૫૪).

**નવો દાવો નહી તે.**—સને ૧૮૫૯ના એકટ ૮ માના આવાજ ઠરાવ પ્રમાણે એક ફેંસલાનો હેતુ કપટના કારણ શીવાય એક સગીરનો પણ બીજો દાવો ચાલે નહી તેવો હતો (વેંકટચેલમ વી. માહાલક્ષમલ (૧૮૮૭) ૧૦ મ. ૨૭૨. જુઓ સાહેબ વી. મહમદ (૧૮૯૦) ૧૩ મ. ૫૧૦). અને જુઓ રૂ. ૨ નીચેની નોટ પાછળ.

**બજાવણીનાં કામ.**—સને ૧૮૯૨ના એકટ ૬ ની ક. ૪ ને લીધે બજાવણીમાં ચાલેલા કામને આ રૂલ લાગુ થતુ નથી, માટે કસુરના કારણથી બજાવણીની દરખાસ્ત કાહાડી નાંખવામાં આવેલી હોય તેથી નવી દરખાસ્ત કરવાને કાંઇ હરકત નથી (તીર્થસામી વી. અનાપાયા (૧૮૯૫) ૧૮ મ. ૧૩૧; અકમનીસા વી. વલીઉલનીસા (૧૮૯૪) ૧૮ મુ. ૪૨૯, પણ જુઓ ફેકુ વી. પીર્થી (૧૮૯૩) ૧૫ અ. ૪૯. વળી જુઓ ઢોંકલસીંગ વી. ફકરસીંગ (૧૮૯૩) ૧૫ અ. ૮૪).

———

# ઑર્ડર ૧૮ મો.

## ફરિયાદની સુનાવણી તથા શાક્ષીઓની જબાની વિશે.

શરૂવાત કરવાનો હક. કલમ ૧૭૯.

**૧. શરૂવાત કરવાનો હક્ક વાદીનો છે. પરંતુ વાદીએ કહેલી હકીકતો કબુલ કરીને પ્રતિવાદી એવી તકરાર લે કે,—કાયદાની કંઈ બાબતને લીધે અથવા પોતે જણાવેલી વધારે હકીકતોને લીધે, વાદી માગે છે તેમાંની કંઇ દાદ તેને મળવાનો હક્ક નથી,—તો શરૂવાત કરવાનો હક્ક પ્રતિવાદીનો થાય છે.**

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૭૯.**

**ટીકા:**—આ રૂલ હા. કો. અને પ્રે. સ્મો. કો. ને લાગુ છે.

**શરૂ કરવાનો હક:**—અમુક મીલકત તથા ધીરવાના રોજગારની વહેંચણ કરાવવાના દાવામાં પ્રતીવાદીએ મજીયારી મીલકતનો મુળ આધાર કબુલ કરીને તે કામ શરૂ કરવાનો દાવો રાખેલો હતો. ઠરાવ્યુ છે કે દાવાઅરજીમાં કહેલી બધી મુદ્દાની હકીકત પ્રતીવાદી કબુલ કરે તે શીવાય વાદીનો તે શરૂ કરવાનો હક છે ( અઘોરનાથ વી. પ્રેમચંદ (૧૮૮૦) ૭ ક. લા. રી. ૨૭૪ ) તે નીયમ એવો છે કે જે પક્ષકાર હકીકત હાકારમાં જવાબ દેતો હોય તે પક્ષકારનો હાયકોર્ટની રૂબરૂ સુનાવણીમાં હક છે ( માલમોહન વી. પીયારીચંદ ૧ ૪. જ્યુ એન. એસ. ૮૮૩ ) જ્યારે દામની મુળ હકીકતને લગતો આરંભનો મુદ્દો પ્રતીવાદીએ કાહાડેલો હોય ત્યારે પ્રતીવાદીએ શરૂ કરવાનુ છે ( ફાતનાબાઇ વા. આશાબાઈ (૧૮૮૪) ૧૨ મુ. ૪૫૪ ); પણ આ રૂલ અપીલોને લાગુ થતો નથી અને અપીલમાં જો અપીલનો પ્રતીવાદી એવી હરકત લે કે તે અપીલ ચાલતી નથી તો પણ અપીલવાળો શરૂ કરે છે ( રુસ્તમજી વી. કેશવજી (૧૮૮૪) ૮ મું. ૨૮૭)

**હાયકોરટઃ**—શરૂ કરવાના હક વીશે "કોમલા" પ્રમાણે રીવાજ છે તે પ્રમાણે હાયકોરટ હમેશાં ચાલે છે ( રંગુનમગ્ગી ડેસા વી. બ્રીજલાલ દેકોરી ૨૫ ) અને જ્યારે એક પક્ષકારમાં પેસે નહી, પણ તે પ્રમાણે કરવાનો નથી એવા ઇરાદાની તેણે ખબર આપેલી નહી તેથી સામા પક્ષકારનો જવાબ આપવાનો હક થાય છે ( વીરાસ્વામી વી. આપાસ્વામી (૧૮૯૨) ૧ મ. હા. કો. ૩૭૫ )

**પુરાવનો બોજો.**—અજમાસ એવી છે કે જો પુરાવ ના આપવામાં આવે તો કયો પક્ષકાર જીતે તેવુ છે તેનો નીર્ણય કરવો અથવા કામ ચાલતાં અમુક વખતે જે પુરાવ આપેલો તે કરતાં કાંઇ વધારે પુરાવ આપવામાં ના આવે તો અને એકાદો શખસ પોતાની હકીકતમાં એવું હાકારમાં નક્કી કહેતો હોય કે અમુક હકીકતની અમુક સ્થીતી છે અથવા તે નથી અથવા અમુક કારણુસર અમુક બાબત પુકત નથી તો તે નક્કી રીતે તે શાબેત કરવાને બંધાએલો છે અને જ્યારે હકીકત ખાસ રીતે સામા પક્ષકારના જાણવામાં હોય તો પણ તે નીયમમાં કાંઇ કમી થતુ નથી (એમરાથ વી. નોર્થ. ઇસ્ટ. રેલવે કંપની ૧૧ ક્યુ. બી. ડી. ૪૪૦; સદરહુ, ૧૧ એપ. કેસ. ૨૪૭; હરીહર વી. મુખોપાધ્યા વી. નોમોકીસ્તો મુકરજી (૧૮૭૧) ૧૪ મું. ઇ. અ. ૧૫૨; સરતાજ વી. દેવરાજ (૧૮૮૭) લા. રી. ૧૫ ઇ. અ. ૫૧ પા.

૬૫ ) જે શખસનો હકીકત શોધવાનો હક થતો હોય તે શખસે જે પુરાવ હોય તે ઉપરથી નીશ્ચયકારક અનુમાન કરેલુ હોય તો પુરાવના બોજાનો કાંઇ સવાલ ઉત્પન્ન થતો નથી (સ્પેટ વી. ગાંટ ૨૨ સી. ડી. ૭૨૭ પા ૭૬૬; ગ્રીડોમોસના માલેકો વી. લેમ્બ એપ. કેસ. (૧૮૯૧) ૧ પા. ૭ એકાદી જાગીર બોજાને ચડાવી આપવા વીશે જુઓ સરતાજ વી. દેવરાજ (૧૮૮૭) લા. રી. ૧૫ ઇ. અ. ૫૧; દરમીયાન જમીનનો કબજો રાખવાના હક વીશે સેક્રટરી ઓફ સ્ટેટ વી. લછમેશ્વરસીંગ (૧૮૮૮) લા. રી. ૧૬ ઇ. અ. ૬; ૧૬ ક. ૨૨૩; રૈયતના હક વીશે મહીમાચંદ્ર વી. મહેશચંદ્ર (૧૮૮૮) લા. રી. ૧૬ ઇ. અ. ૨૩ ૧૬ ક. ૪૭૩; આપારાવ વી. સુબાના (૧૮૯૦) ૧૩ મ. ૬૦; ફકી અબદુલ્લા વી. બાબાજી (૧૮૯૦) ૧૪ મું. ૪૫૮ પા. ૪૬૧; અથવા લાખીરાજ જમીન પાછી લેવાની બાબત–કૈલાસબાશીની (૧૮૯૨) ૮ ક. ૨૩૦; બચારામ વી. પ્યારીમોહન (૧૮૮૩) ૯ ક. ૮૧૩; નારેંદ્ર વી. બીશ્નુચંદ્ર (૧૮૮૬) ૧૨ ક. ૧૮૨; અકબરઅલી વી. ભાઇલાલ (૧૮૮૧) ૬ ક. ૬૬૬; હરીહર વી. માધબચંદ્ર (૧૮૭૧) ૮ બં. લા. રી. ૫૬૬; ૨૦ વી. રી. ૪૫૯; માહાતબચંદ વી. બંગાળા સરકાર (૧૮૪૬) ૪ મુ. ઇ. અ. ૪૬૬; અથવા વહેંચણુ કર્યા પછી જમીનના કબજા બાબત હણમંત કોબાજી વી. માહાદેવ કોંડાજી (૧૮૯૪) ૧૮ મુ. ૫૧૩; દરમીયાન ઉપજ બાબતના દાવામાં પુરાવનો બોજો પ્રતીવાદી ઉપર છે એવો એક સરખો કાંઇ નીયમ નથી, ક્રીશ્નમોહન વા. કુંજબીહારી (૧૮૮૧) ૯ ક. લા. રી. ૫ )

પોતાનો મુકદમો કહીને પુરાવો હાજર કરવો

**૨.** (૧) ફરિયાદની સુનાવણીને વાસ્તે જે દિવસ ઠરાવ્યો હોય તે દિવસે, અથવા સુનાવણી જે દિવસ ઉપર મુલતવી રાખી હોય તે દિવસે, શરૂવાત કરવાનો જે પક્ષકારને હક્ક હોય તે પક્ષકારે પોતાનો મુકદ્દમો કહી બતાવવો; અને જે મુદ્દા શાબિત કરવાને તે બંધાએલો હોય તેની પુષ્ટીમાં તેણે પોતાનો પુરાવો હાજર કરવો. કલમ ૧૭૯

(૨) પછી સામા પક્ષકારે પોતાનો મુકદ્દમો કહી બતાવવો અને પોતાનો કંઇ પુરાવો હોય તો તે આણવો; અને પછી તેને સામાન્યરીતે આખા મુકદ્દમા વિષે કોરટ આગળ ભાષણ કરવાનો હક્ક છે. કલમ ૧૮૦

(૩) પછી શરૂઆત કરનાર પક્ષકારને સામાન્ય આખા મુકદ્દમા વિષે પ્રત્યુત્તર આપવાનો હક્ક છે.

ઘણા મુદ્દા હોય ત્યારે પુરાવો.

**૩.** ઘણા મુદ્દા હોય અને તેમાંના કેટલાક શાબિત કરવાનો બોજો સામા પક્ષકાર ઉપર હોય ત્યારે શરૂવાત કરનાર પક્ષકાર, પોતાની નજરમાં આવે તો, તે મુદ્દા ઉપર પોતાનો પુરાવો આણે, અથવા સામો પક્ષકાર જે પુરાવો આણે તેના જવાબ તરીકે તે રાખી મુકે. અને જો તે પુરાવો રાખી મુકે તો, સામા પક્ષકારે પોતાનો બધો પુરાવો આણ્યા પછી તે મુદ્દા ઉપર શરૂવાત કરનાર પક્ષકાર પુરાવો આણવાને મુખત્યાર છે; અને પછી શરૂવાત કરનાર પક્ષકારે આવી રીતે જે પુરાવો આણ્યો હોય તે કલમ ૧૮૦

**ઉપર સામો પક્ષકાર વિશેષ ઉત્તર આપે; પરંતુ શરૂવાત કરનાર પક્ષકારને પછીથી સામાન્યરીતે આખા મુકદ્દમા ઉપર પ્રત્યુત્તર આપવાનો હક્ક થશે.**

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૭૯, ૧૮૦.**

**ટીકાઃ**—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. કો. લાગુ છે.

**ફરી તપાસ**—ફેંસલાની ફરી તપાસની અરજી સુનાવણી કરવા ઉપરથી તે અરજી આ વાસ્તે મંજુર કરવી ના જોઇએ તેનું કારણ બતાવાને સામા પક્ષકાર ઉપર હુકમ કરેલો હતો તેમાં સામા પક્ષકારના કાઉંસલે કામ શરૂ કરવું જોઇએ ( ધનરામ વી. લાલસીંગ ( ૧૮૮૭ ) ૯ અ. ૬૧ ).

**કેટલા કોંન્સલોને સાંભળવામાં આવ્યા**—એકાદ્યા વાદી તરફથી એક વકીલ અથવા વકીલો હોવા જોઇએ અને જુદા જુદા વકીલો હાજર થઈ શકતા નથી ( જાનકીબાઇ વી. આત્મારામ ( ૧૮૭૧ ) ૮ મું. હા. કો. ૨૪૧ )

**અરજ કરવા ઉપરથી**—પ્રથમ જે અરજો અથવા અરજીઓ વીરૂદ્ધ કાંઇ કારણ બતાવેલું ના હોય તે અસલ અરજો અથવા અરજીઓના ટેકામાં એક કોન્સલ અથવા વકીલ કરતાં વધારેને સાંભળવાનો રીવાજ નથી ( બરોડાસુંદરીદાસી અરજદારના કામમાં બં. લા. રી. સુપ. વા. ૬૦૫. )

જ્યારે પ્રતીવાદીઓના બે જથ્થા હોય અને તેઓનું હીત તેનુ તેજ હોય તો કાંઇ પણ પુરાવ લેતાં પહેલાં તે બેઉએ કોરટને જાહેર કરવું જોઇએ ( દક્ષણા મોહનરાયના કામમાં ( ૧૯૦૨ ) ૨૯ ક. ૩૨ ).

ખુલ્લી કોરટમાં શાક્ષીઓની જબાની લેવી.

**૪.** જે શાક્ષીઓ હાજર હોય તેમની શાહેદી ખુલ્લી કોર્ટમાં જડજની રૂબરૂ જડજ પોતે ફરમાવે એ રીતે અને તેની નિઘેબાની નીચે મોઢાના સવાલ પૂછીને લેવી. **કલમ ૧૮૧**

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૮૧.**

**ટીકા**--આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**આઉધ વીશે**—જુઓ સને ૧૮૭૬ ના એક્ટ ૧૮ ની ક. ૧૫.

**પડદા સ્ત્રીઓ**— ક. ૧૩૨ પ્રમાણે જે પડદા સ્ત્રીઓ માફીનો દાવો રાખતી ના હોય તે પોતાની શાહેદી આપે ત્યારે કોરટમાં તેઓને પોતાની પાલખીમાં રહેવાની પરવાનગી આપવી જોઇએ (રૂખીયા બનુ વી. રોબર્ટસ બ. લા. રી. એસ. એન. પી;) અથવા તેઓને કમીશનથી તપાસવી જોઇએ ( હરસુંદરી ચોધરણના કામમાં ( ૧૮૩૯ ) ૪ ક. ૨૦; દીનતારીણી દેવીના કામમાં ( ૧૮૮૮ ) ૧૫ ક. ૯૭૫ ); અથવા ખાનગી તેઓને તપાસવાને ખાસ ગોઠવણો કરવી જોઇએ ( બસંત બીબીના કામમાં ( ૧૮૯૦ ) ૧૨ અ. ૬૯ ). જે પડદેનશીન સ્ત્રી એક ફરીયાદી હોય તેને આ લાગુ નથી ( ફરીદુન્નીસાના કામમાં ( ૧૮૮૩ ) ૫ અ. ૯૨ એક તહોમતવાળાની બાબત વીશે જુઓ બાસુમતી અધીકારીણી વી. બદ્રામ કલીતા ( ૧૮૯૪ ) ૨૧ ક. ૫૮૮ ) જો કે જે સ્ત્રીઓ પડદેનશીનના હોય પણ જાહેરાતમાં સાધારણ રીતે ફરવાનો રીવાજ ના હોય તેઓને તેજ હક આપવો જોઇએ ( ક્રીસ્તોમોહન મુકરજી વી. અદારમોની દેબા ૨ હાઇડ ૮૮. તીરસ્કારની બાબતમાં જુઓ પદ્માવેચેતીના એક તરફી કામમાં ( ૧૮૬૪ ) ૨ મ. હા. કો. ૩૧૯; લેખરાજ વી. પાલીરામ ( ૧૮૯૯ ) ૧ અ. હા. કો. (૧૮૭૩) ૨૪૧ )

**સાક્ષીઓની તપાસ**—કયા સાક્ષીઓ તપાસવા તે નીર્ણય કરવાનુ કામ કોરટનું નથી; પક્ષકારોએ તેઓને પસંદ કરવા જોઇએ તેમના ઉપર સમન્સ કરાવા જોઇએ અને જો તેઓ હાજર ના થાય તો તેઓને હાજર કરાવા સારૂ કોરટને તેઓએ અરજ કરવી જોઇએ ( નંદમોહન વી. ગોલખનાથ ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૭૯ ), અને જયારે તેઓ હાજર હોય ત્યારે જો કે તેઓ હાજર છે એવું નાજરે રીપોર્ટ કરેલો હોય ( દીનદયાળ વી. હાનીરાય ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૧૮૫). તોપણ જેઓની સાક્ષી આપવાને તેઓ બતાવે તેઓને કોરટે તપાસવાના છે ( મરનેમોઇ વી. ભીમકુમાર ( ૧૮૬૬ ) ૬ વી. રી. ૨૩૧; સુંદરનારાયણ વી. નામદ્વાર ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૪૦૭ ) બીજી બાજુ તરફ જો કે સાક્ષીના ઉપર સમન્સ કરાવેલો ના હોય અથવા યાદમાં તેનુ નામ આપેલુ ના હોય તો તે સાક્ષીને રજુ કરનાર શખશનો ઇરાદો ઇનસાફમાં વાર લગાડવાનો અથવા હરકત કરવાનો ખુલી રીતે ના હોય તો ( ખુરગોરાય વી. શીબતોહલ ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૧૭૨ ), દરેક રજુ કરેલા સાક્ષીને તપાસવાની જડજની ફરજ છે ( રખલદાસ વી. પ્રતાપચંદ્ર ( ૧૮૬૦ ) ૧૨ વી. રી. ૪૫૫ ). તપાસ કરવાને માટે તેમણે અમુક સખ્યા પસંદ કરવી ના જોઇએ ( રામધનમંડળ વી. રાજવલ્લભ ( ૧૮૭૦ ) ૬ બં. લા. રી. એમ. ૧૦ ); તેમ બીજી બાજુ તરફ જેટલા સાક્ષીઓ તપાસવામાં આવેલા છે તેટલા સાક્ષીઓ તેણે તપાસેલા છે તે કારણથી કેટલાકને તેણે મોકલી દેવા ના જોઇએ (ગોપીઓઝા વી. હરગોવીંદ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૨૨૯ ), અથવા તેઓની સાક્ષી ઘણું કરીને ઘણી કીંમતી થશે નહિ એવું તે ધારતો હોય ( લુલોસીંગ વી. રાજેન્દ્રલાહ ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૩૬૪; ઇબ્રાહિમ વી. સુલેમાન ( ૧૮૮૫ ) ૯ મું. ૧૪૬ ), અથવા કામમાં જે પુરાવ દાખલ કરવામાં આવેલો હોય તેથી તે સંતોષ થયેલો હોય ( બ્રીજસુંદરરાય વી. કૈયમુનીસા ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૬૩ ), અથવા જે બાબત જુબાની ઉપર કહેવામાં આવી ગએલી હોય તેજ ફક્ત તેઓથી સાબત થાય તેવું હોય ( જસવંતસીંગજી વી. જીતસીંગજી (૧૮૩૭) ૨ મુર. ઇ. અ. ૪૨૭), તો તેઓને મોકલી દેવા નહિં. દાવાનો જે શખસો બંદોબસ્ત રાખતા હોય તે શખસોની નાલાયકીને લીધે જો સાક્ષીઓને યોગ્ય રીતે તપાસવામાં આવેલા ના હોય તો તે સાક્ષીઓને તપાસવા સબંધી કોરટોની સામાન્ય ફરજો છે તે વીશે ( રામધુટી વી. મંતાજબીબી ( ૧૮૬૮ ) ૧ બં. લા. રી. એસ. એન ૨૦; ૧૦ વી. રી ૨૮૦ )

**અપીલ**—પરંતુ જરૂરી વીનાના છે એમ ગણીને તેઓને તપાસવાને જો જડજ ના કહે અથવા તે પ્રમાણે પક્ષકારને કહે અને તે પક્ષકાર તેઓને રજુ કરે નહિ અને તે બાબત અપીલ કોરટના જડજની નજરે લાવવામાં આવે નહિ તો તે અપીલ કોરટના જડજે તે સાક્ષીઓને સાંભળ્યા વીના તે કામનો ફેંસલો કરવો જોઇએ ( રામજીવણ વી. રાધાપ્રસાદ (૧૮૭૧) ૧૬ વી. રી. ૧૦૯; હરીશ્ચંદ્ર વી. ગોપાળચંદ્ર ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૨૦૩; ખુદાબક્ષ વી. ઇમામઅલી ( ૧૮૮૭ ) ૯ અ. ૩૩૯), પણ તે સાક્ષીઓ હાજર હતા અને તેઓને તપાસવાને શુદ્ધબુદ્ધીથી અરજી કરેલી હતી એવી તેઓની ખાત્રી થએલી હોવી જોઇએ ( કીનુસીંગરાય વી. ઇશનચંદ્રરાય ( ૧૮૬૬ ) ૬ વી રી. ૨૧૩; સરમ વી. અનમાન ( ૧૮૭૦ ) ૨ અ. હા. કો. ૨૦૯ ) અને સામાન્ય રીવાજ જોતાં તે અરજીની તથા તપાસ કરવાની ના કહ્યાની એક નકલ અને એફીડેવીટ કરીને આ બાબત સાબેત કરવી જોઇએ ( રામેસર ભટ્ટાચારજી વી. શીબનારાયણ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૪૧૯ ) ગુરૂદાસ વી. પુર્ણમંડળ ( ૧૮૬૯ )૧૨ વી. રી. ૭૬૩; પણ જુઓ પરમેશ્વરીપ્રસાદ વી. મહમદસૈયદ ( ૧૮૮૧ ) ૬. ક. ૬૦૮ )

પા. ૬૧૧ ) પણ પુરાવ ગુજારવાને તેને લાગ આપવામાં આવેલો હતો એવી એકાદી તકરારે સાબેત કરવાને સારૂ પક્ષકારને બતાવું જોઇએ કે મેં સાક્ષીઓ અથવા બીજો પુરાવ રજુ કરેલો હતો પણ જે કારણ કહેવામાં આવેલું છે તે કારણથી મારી અરજ નામંજુર કરેલી હતી ( બક્ષઅલ્લી વી જયનત ( ૧૮૧૯ ) ૧૧ વી. રી ૨૪૮; ચંદ્રનાથ વી. આનંદમોઇ (૧૮૬૯) ૧૧ વી. રી. ૨૮૫ ).

**વધારે પુરાવ ક્યારે આપવાને પરવાનગી આપવામાં આવે છે.**—એકાદા પક્ષકારે પોતાનું કામ બંધ કર્યા પછી તેને વધારે પુરાવ આપવાની પરવાનગી આપવી એ વીશે અસલ કોરટનો કુલ અખત્યાર છે ( રમલદાસમંડળ વી. પ્રતાપચંદ્ર ( ૧૮૬૮ ) ૧૨ વી. રી. ૪૫૫ ); પણ કાંઇ સારા સબબ શીવાય તે પરવાનગી આપવી નહિ જોઇએ ( હરેમોની દાસી વી. અનુકળચંદ્ર (૧૮૬૭) ૮ વી. રી. ૪૬૧). પ્રતીવાદી તરફથી જ્યારે મારા ઉપર સમન્સ કરવામાં આવેલો અને હું હાજર થયેલો નહિ ત્યારે રદ કરવાનો પુરાવ રજુ કરવાને મને લાગ નહોતો એવી ફરીયાદ કરવાનો વાદીનો હક નથી ( રાધાજીબન વી. શ્રીશચંદ્રરાય ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૪૬૧ ) અને જ્યારે આવો પુરાવ આપવાની પરવાનગી આપેલી હોય ત્યારે જે પક્ષકાર હકીકત વીરૂદ્ધ બતાવાને માગતો હોય અને તેને પુરાવમાં સાબેત કરવાને જેવી પરવાનગી આપવામાં આવત તેજ બાબત તે પુરાવ હોવો જોઇએ ( ગુલામઅલ્લી વી. આગાખાન ( ૧૮૬૯ ) ૬ મું. હા. કો. ૯૩ ).

**કોરટ છોડવી**—એકાદા સાક્ષીની શાહીદી લખી લેવામાં આવતી હોય ને દરમીયાંનમાં મુખ્ય સખસોને કોરટ છોડાવાનો હુકમ કરવાની કોરટને જરૂર પડે તેવા મજબુત કારણો હોવા જોઇએ. બીજા સાક્ષીઓએ કોરટ છોડવી જોઇએ ( બદ્રીનાથ વી. ઇસુરીપ્રસાદ ૨ હાઇડ ૨૪૯).

**હિસાબના ચોપડા.**—હાઇકોરટના નીયમો પ્રમાણે જે હીસાબના ચોપડાનો તરજુમો કરેલો ના હોય તે કોરટની ખાસ પરવાનગી શીવાય અપીલમાં બતાવી શકાતા નથી (માધબપ્રસાદ વી. ફુલકુમારી ( ૧૮૭૩ ) ૧૯ વી. રી. ૧૨૧ ).

અપીલ થઇ શકે એવા કામમાં શાહેદી શી રીતે લેવી.

**૫.** અપીલ થઇ શકે એવા મુકદ્દમાઓમાં પ્રત્યેક શાક્ષીની શાહેદી કોરટની ભાષામાં જડજે અથવા જડજની રૂબરૂ તેના પોતાના ફરમાવ્યા મુજબ અને કલમ ૧૮૨ તેની નિઘેબાની નીચે લખી લેવી. તે ઘણું કરીને સવાલ જવાબના રૂપમાં નહીં પણ એક હકીકતના રૂપમાં લખી લેવી. અને પુરી થઇ રહે એટલે જડજની તથા શાક્ષીની રૂબરૂ વાંચી સંભળાવવી, અને જરૂર પડે તો જડજે તે સુધારવી, તથા તેના ઉપર સહી કરવી.

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૧૮૨.**

**ટીકા.**—આ રૂલ. પ્રો. સ્મો. કો. કો. ને, ચાર્ટરવાળી હા. કો. ને, અથવા પંજાબની ચીફ કોરટને, અથવા વા. પ્રા. ના જ્યુ. કમીશનરને પોતાની સાદી હકૂમતનો અમલ કરવામાં લાગુ થતો નથી ક. ૧૨૦ ( ૧ ) ઓ. ૪૯ રૂ. ૩, ક. ૬૩૮, પંજાબ કોરટોના જુના કાયદા (સને ૧૮૮૪ના ૧૮ મા ) ની ક. ૧૬ ( ૨ ) અને વા. પ્રા. ની સરહદના પ્રાંતના કાયદા અને ઇનસાફ વીશે સને ૧૯૦૧ના રેજ્યુલેશન ( ૧૯૦૧ નો ૭ ) ની ક. ૪૬ ( ૨ ) ઓ. ૪૫ રૂ. ૩.

**આઉધ વીશે.**—જુઓ સને ૧૮૭૬ના એકટ ૧૮ ની ક. ૧૯; મધ્યપ્રાંત વીશે જુઓ ૧૮૭૯ના એકટ ૨ની ક. ૨; બર્મા વીશે—જુઓ લોઅર બર્મા કોરટના (સને ૧૮૮૫ ના એકટ ૧૧) ની ક. ૧૬.

સને ૧૮૭૦ના એકટ ૧૦ પ્રમાણેના કામોને આ રૂલ લાગુ છે (હેરામ વી. ભોળાનાથ મલીક (૧૮૭૨) ૧૭ વી. રી. ૨૨૧).

પુરાવ લેવાને હુકમ કરવામાં આવેલો હોય તે અવશ્યનો છે; અને જ્યારે આ રૂલના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવેલુ ના હોય જેમકે તે વાંચી બતાવામાં આવેલો ના હોય અને તે ઉપર સહી કરેલી ના હોય તો તમામ પ્રાસીડીંગ્સ ગેરશીરસ્તે છે અને અપીલમાં તે પુરાવ વાંચી શકાતો નથી (અજુધ્યાપ્રસાદના કામમાં (૧૮૭૧) ૭ બં. લા. રી ૭૫; લક્ષ્મીદાસ હંસરાજના કામમાં (૧૮૬૭) ૫ મું હા. કો. ૬૩), અથવા તેની રૂએ જુઠા સોગન બાબતની તપાસમાં તે દાખલ કરી શકાતો નથી (કૈસરેહિંદ વી મયાદેબગોસામી (૧૮૮૧) ૬ ક. ૭૬૨; ૮ ક. લા. રી ૨૯૨) માટે સામા પક્ષકારની ગેરહાજરીમાં પુરાવ લખી લેવામાં આવેલો હોય અને જો તે વીશે હરકત લેવામાં આવેલી હોય તો તે રદ કરવામાં આવે છે (ભોમરાજ વી. રંગાસ્વામી મુદાલી (૧૮૦૯) ૬ મુદ્. હૈ. અ. ૨૩૦, વળી જુઓ મહારાણી વી. છગર રાત (૧૮૬૭) વી રી. ફો. ૬૩), અને જો રેગ્યુલર અપીલમાં તે હરકત લેવામાં આવેલી હોયતો તે પુરાવ યોગ્ય રીતે કામમાં દાખલ કરવાને સ્પેશીઅલ અપીલમાં તે કામ પાછું મોકલવામાં આવે છે. (લાલમહમદ વી. પીરનઝર (૧૮૭૨) ૧૮ વી. રી. ૧૧૨).

જ્યારે એકાદા પક્ષકારને સાક્ષીઓ તપાસવાની અથવા તેઓની ઉલટ તપાસ કરવાની અથવા નવા પુરાવથી તેઓની શાહીદી રદ કરવાનો લાગ મળેલો ના હોય (ગોરાચંદ વી. રામ નારાયણ (૧૮૬૮) ૯ વી. રી. ૫૮૭; ગુરૂદાસ વી. શ્રીધર (૧૮૬૫) ૧૧ વી રી. ૧૧૦). અથવા તેને એકાદા સાક્ષીની ઉલટ તપાસ કરવાને પરવાનગી નાઆપેલી હોય (પીકાકતર:વી. જયકીશન (૧૮૬૮) ૨ બં. લા. રી. એપ. ૧૨), તો તેના ફાયદામાં અથવા તેના વીરૂદ્ધ તે પુરાવ કાયદેસર:રીતે દાખલ કરવા લાયક નથી અને પ્રતીવાદીની ઉલટ તપાસ થયેલી ના હોય તો જે હકીકત ખુશીથી તે કહે તેનો ઉપયોગ તેની પોતાની હકીકત તરીકે કાંઇક પુરાવ બતાવાનો ઉપયોગ કરી શકાતો નથી (શરફરાજ વી. ધનુ (૧૮૭૧) ૧૬ વી. રી. ૨૫૭).

જ્યારે એકાદા વીલ વીશે તકરાર પડેલી હોય ત્યારે એક રેગ્યુલર દાવા પ્રમાણે જેમ બને તેમ કામ ચલાવુ જોઇએ; અને જ્યારે એકાદા જડજે એક પ્રોબેટ આપેલુ હોય ત્યારે તેમણે ફક્ત પુરાવની નોંધ કરેલી હતી અને કોરટની રૂબરૂ કામ ચાલતાં જે ભાષાનો સાધારણ રીતે ઉપયોગ થતો હોય તે ભાષામાં સાક્ષીઓની સાહીદી લખી લેવામાં આવેલી ના હોયતો તે એક ભારે ખાંમી છે એવું ઠરાવેલુ છે (સરોડાસુંદરી વી. મદનમોહન (૧૮૭૫) ૨૪ વી. રી. ૧૬૨).

એક નાદારી બાબતના પ્રોસીડીંગમાં પુરાવ દાખલ કરવામાં આવેલો ના હોય તો પુરાવની કમીશનરે લીધેલી નોટ લેવાને કોરટ મુખત્યાર નથી (અબદુલ વી. મહમદ (૧૮૯૧) ૧૪ મ. ૪૦૪; વળી જુઓ અજુધ્યાપ્રસાદના કામમાં ૭ બં. લા. રી. ૭૪; ૧૫ વી. રી. અ. હ. ૧૬, સબોર્ડીનેટ કોર્ટોમાં સાધારણ રીતે અપ્રટીત રીતે જે પુરાવ લેવામાં આવે છે તે બાબત અવલોકન કરવામાં આવેલું છે તે વીશે જુઓ ફુલકુંવર વી. સુરજાકાંન (૧૮૮૮) ૪ અ. ૨૪૯)

૬. જે ભાષામાં શાક્ષીએ શાહેદી પુરી હોય તેનાથી જુદી ભાષામાં તે લખી લીધી હોય, અને જે ભાષામાં તે લખી લીધી હોય તે ભાષા સાક્ષી સમજતો ન હોય તો, લખી લીધેલી શાહેદી, જે ભાષામાં તે આપી હોય તે ભાષામાં તેને સમજાવવી.

જબાનીનું ભાષાંતર કયારે કહી બતાવવું. — કલમ ૧૮૩

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૧૮૩

પ્રો. સ્મો. કો. કો. ને અથવા હા. કો. ને અથવા પંજાબની ચીફ કોરટને અથવા સ ૨૭૯ પ્રાંતમાં વા. પ્રાં. ના જ્યુ. કમીશનરને પોતાની સાદી હકુમતનો અમલ કરવામાં આ રૂલ લાગુ થતો નથી. જુઓ ઓ. ૪૯ રૂ. ૩ ની નોટ. આડેધ વીશે—સને ૧૮૭૬ ના એકટ ૧૮ ની ક. ૧૯ અને ક. ૧૫૧–૧૫૫ અને રૂ. ૫.

૭. ૧૩૮ મી કલમ મુજબ લખી લીધેલી શાહેદી ૫ મી કાનુનમાં ઠરાવેલા નમુના પ્રમાણે હોવી જોઇયે અને તે કાનુન પ્રમાણે લખી લીધેલી શાહેદી પ્રમાણેજ તે વાંચી સંભળાવીને તે ઉપર સહી કરવી, અને પ્રસંગ પ્રમાણે જરૂર પડે તો તેનું ભાષાંતર કરી સમજાવવી અને સુધારવી.

૧૩૮ મી કલમ રૂએ શાહેદી. — કલમ ૧૮૫ (અ)

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૮૫ અ.

ટીકા.—આ રૂલ હા. કો. ને લાગુ છે. પણ પ્રો. સ્મોલ. કો. કો. ને લાગુ નથી—આડેધ વીશે સને ૧૮૭૬ ના એકટ ૧૮ ની ક. ૧૯ જુઓ; બર્મા વીશે આ રૂલ પ્રમાણેના ફરમાન બાબત જુઓ જાહેર ખબર નં. ૧૦૫, બર્માગેઝીટ તા. ૧ પા. ૧૨૭.

ક. ૧૩૮ સ્થાનીક સરકારોની જે જાહેર ખબરથી ઈંગ્રેજીમાં પુરાવ લખી લેવાની જરૂર છે તે જાહેર ખબર સબંધી છે. જુઓ પાછળ.

૮. જ્યારે જડજ પોતે શાહેદી લખી ન લે ત્યારે પ્રત્યેક શાક્ષીની શાહેદી લેવાતી જાય તેમ તે શાક્ષીની જબાનીની મતલબનું એક ટિપ્પણ જડજે કરવું જોઇએ, અને તે ટિપ્પણ જડજે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી તથા તેને દફતરનો એક ભાગ ગણવો.

જડજે શાહેદી ન લખી લીધી હોય તો ટિપ્પણ કરવું. — કલમ ૧૮૪

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૮૪.

ટીકાઃ—આ રૂલ પ્રો. સ્મો. કો. ને લાગુ નથી અથવા હા. કો. ને અથવા પંજાબની ચીફ કોરટને અથવા સરહદના પ્રાંતમાં વા. પ્રા. નાજ્યુ કમીશનરને પોતાની સાદી હકુમતનો અમલ કરવામાં લાગુ નથી. જુઓ રૂ. ૫ ની નોટ મ. પ્રાંતમાં તે ચાલુ નથી—સને ૧૮૭૯ ના એકટ ૨ અને ઓ. ૪૯ રૂ. ૩ આડેધ વીશે જુઓ સને ૧૮૭૬ ના એકટ ૧૮ ની ક. ૧૯

જુદી નોંધ.—તપાસની વખતે દરેક સાક્ષીની જુદી નોંધ જડજની દેશી ભાષામાં કાસમાં દાખલ કરવી જોઇએ અને મુખ્ય તપાસમાં, ઉલટ તપાસમાં અને કોર્ટે કરેલા સવાલના

જવાબમાં જે મુદ્દાની હકીકત કહેવામાં આવેલી હોય તે દરેક હકીકત કોરટે હકીકતના રૂપમાં લખી લેવી જોઇએ ( સોહીયુદ્દીન વી. લછમીપત ( ૧૮૬૬ ) ૬ વી. રી. ૧૧૨ )

કામના કાગળો—સાક્ષીની જુબાની તરીકે દેશી કામનો કાગળ જોવો એઇએ અને તે નોંધ જોવાની નથી અને જો કાંઇ તફાવત હોય તો દેશી ભાષામાં લખી લીધેલી જુબાની પ્રમાણે ચાલવું જોઇએ ( હીરાનાથ કુંવરી વી. બર્મનારાયણ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૩૭૫ ) એકાકી દી. કો. ની રૂબરૂ કહેલી હકીકત ઉપરથી જુઠા સોગન લીધાના કામમાં સેશન્સ કોરટે ઠરાવેલું હતું કે તે જડજે કાંઇ નોંધ કરેલી નથી તેથી તે કામ ચલાવવું ન જોઇએ એવો વીચાર કરવામાં આવેલો હતો; પણ હાઇકોર્ટે દેશી ભાષામાં લખી લીધેલી જુબાની ઉપરથી તે કેસની તપાસ કરવાને તેમને ફરમાવેલું હતું ( મહારાણી વી. બીહારીલાલ ( ૧૮૬૬ ) ૬ વી. રી. ક્રી. ૫૯ )

**૯.** જ્યારે કોરટની ભાષા અંગ્રેજી ન હોય પણ જો જાતે હાજર થએલા ફરિયાદના બધા પક્ષકાર તથા પ્લીડરની મારફતે હાજર થએલા પક્ષકારોના પ્લીડરો, અંગ્રેજી ભાષામાં પુરેલી શાહેદી અંગ્રેજીમાં લખી લેવાને હરકત ન લે તો, જડજ તે અંગ્રેજીમાં લખી લેવાને મુખત્યાર છે.

*અંગ્રેજીમાં શાહેદી ક્યારે લેઇ શકાય.* — કલમ ૧૮૫

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૧૮૫.

ટીકા.—આ રૂલ પ્રે. સ્મો. કો. કો. અથવા હા. કો. ને અથવા પાંચી. કો. ને અથવા સરહદ પ્રાંતના વા. પ્રાં. ના જ્યુ. કમીશનરને પોતાની અ. દી. હ. નો અમલ કરવામાં લાગુ થતો નથી જુઓ રૂ. ૫ ની નોટ, ઓ. ૪૯ રૂ. ૩ મ. પ્રાં. તે ચાલુ નથી–સને ૧૮૭૯ ના એકટ ૨ ની ક. ૨ આકૃષમાં દુરસ્ત કરવામાં આવેલું છે–સને ૧૮૭૧ ના એકટ ૧૮ ની ક. ૧૯.

**૧૦.** કોઇ મુકરર સવાલ જવાબ, અથવા કોઇ સવાલ ઉપરની કોઇ હરકત લખી લેવાનું કંઇ વિશેષ કારણ જણાય તો, પોતાની મેળે, અથવા કોઇ પક્ષકારની અથવા તેના પ્લીડરની અરજ ઉપરથી તે લેખ લેવાને કોરટ મુખત્યાર છે.

*કોઇ વિશેષ સવાલ જવાબ લખી શકાય.* — કલમ ૧૮૬

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૮૬.

ટીકા:—આ રૂલ હા. કો. ને લાગુ છે પણ પ્રે. સ્મો. કો. કો. ને લાગુ નથી આમ દુરસ્ત કરેલા રૂપમાં આકૃષમાં ચાલુ છે-સને ૧૮૭૯ ના એકટ ૧૮ ની ક. ૧૯ આ. ૪૯ રૂ. ૩

**૧૧.** જ્યારે સાક્ષીને કોઇ સવાલ પુછવાની કોઇ પક્ષકાર અથવા તેનો પ્લીડર હરકત લે, અને કોરટ તે સવાલ પુછવા દે તો, તે સવાલ, જવાબ, હરકત, હરકત કરનાર શખસનું નામ તથા તે ઉપરનો કોરટનો ઠરાવ એ બધું જડજે લખી લેવું.

*હરકત લીધા છતાં કોરટે પુછવા દીધેલા સવાલ.* — કલમ ૧૮૭

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૮૭.

**ટીકા.**—આ રૂલ પ્રે. સ્મો. કો. કો. ને અથવા હા. કો. અથવા પં. ચી. કો. ને અથવા સ. પ્રાં. મા. વા. પ્રાં. ના જ્યુ. કમીશનરને પોતાની અ. દી. હ. નો અમલ કરવામાં લાગુ થતો નથી. જુઓ ઓ. ૪૯ રૂ. ૫ ની નોટ. આઉધમાં દુરસ્ત કરેલો છે—સને ૧૮૭૬ ના એકટ ૧૮ ની ક. ૧૯.

**હરકત કયારે લેવામાં આવે છે**—અસલ જે કોર્ટમાં હરકત લેવાનું બની શકે તેવું હોય તે અસલ કોર્ટમાં પુરાવ દાખલ કરવા વીશે હરકતો લેવી જોઇએ, નહિ તો અપીલ કોરટમાં તે સાંભળવામાં આવતી નથી (કીશનકામીની વી. રામચંદ્ર (૧૮૬૯) ૧૨ વી. રી. ૧૩; ઓમરાજ વી. રત્નાથસ્વામી મુદાલી (૧૮૪૯) ૬ મુર ઇ. અ. ૨૩૨; ૧૨ વી. રી. ૨૪૪; ૧૦ વી. રી. ૫૦; ૧૦ વી. રી. ૯૨; ૨૪ વી. રી. ૨૯૬; ૧૦ વી. રી. ૧૩૯; ૨૨ વી.રી. ૨૧૬) અને નીચેની કોરટમાં હરકત વીના જે પુરાવ દાખલ કરેલો હોય તો અપીલ કોરટે તેની તુલના કરવી જોઇએ અને તે રદ કરવો ન જોઇએ (બોધનારાયણસીંગ વી. ઉમરાવ ૧૩ મુર ઇ. અ. ૫૨૯; પદ્દમાવતી વી. દુલારસીંગ (૧૮૪૬) ૪ મુર ઇ. અ. ૨૮૫; ચીમનાજી વી. દીનકર (૧૮૮૭) ૧૧ મુ. ૩૧૦)

**૧૨. કોઇ શાક્ષીની જબાની આપતી વખતની વર્તણુંક વિશે જરૂર જણાય તેવો શેરો દફતરમાં લખવાને કોરટ મુખત્યાર છે.** કલમ ૧૮૮

શાક્ષીની વર્તણુંક વિશેનો શેરો.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૮૮.**

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે પણ પ્રે. સ્મો. કો. કોરટને લાગુ નથી; આઉધમાં દુરસ્ત કરેલો છે—સને ૧૮૭૬ ના એકટ ૧૮ ની ક. ૧૯.

વાદીએ એક પ્રતીવાદીને સાક્ષી તરીકે બોલાવેલો હોય તેથી પ્રતીવાદીની સાક્ષી ઉપર જેવી રીતે અને જે નીયમથી કોઇ બીજા સાક્ષીની સાહીદી વીશે ભરોસો રાખવાને સમજવામાં આવે છે તે પ્રમાણે સમજવાનું છે અને પ્રતીવાદીની શાહીદી પ્રમાણે વાદીને જીતવા તથા હારવાનું છે કારણકે તેના ઉપર વાદીએ ભરૂંસો રાખેલો હોય છે તેથી તે માનવા લાયક હોય કીંવા ના હોય (મથુરાદાસ વી. જેઠા ભેરચંદ (૧૮૯૭) ૨ ક. વી. નો ૯૯).

**૧૩. જે મુકદ્દમાઓ ઉપર અપીલ થઇ શકે નહીં તે મુકદ્દમાઓમાં શાક્ષીઓની શાહેદી લંબાણથી લખી લેવાની જરૂર નથી; પણ પ્રત્યેક શાક્ષીની શાહેદી લેવાતી જાય તેમ તે શાક્ષીની જબાનીની મતલબનું ટિપ્પણ જડજે કરવું, અને તે ટિપ્પણ જડજે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી તથા તેને દફતરનો એક ભાગ ગણવું.** કલમ ૧૮૯

અપીલ ન થઇ શકે એવા કામમાં શાહેદીનું ટિપ્પણ કરવું.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૮૯.**

**ટીકા**—આ રૂલ હા. કો. અથવા પં. કો. ને અથવા સ. પ્રાં. માંથી વા. પ્રાં. ના જ્યુ. કમીશનરને પોતાની અ. દી. હ. નો અમલ કરવામાં લાગુ થતો નથી. જુઓ રૂલ ૫ ની નોટ; ઓ. ૪૯ રૂ. ૩. મ. પ્રાં. તે ચાલુ નથી—સને ૧૮૭૪ ના એકટની ક. ૨ આઉધ વીશે જુઓ સને ૧૮૭૬ ના એકટ ૧૮ ની ક. ૧૯. અને પાછળ ક. ૩ તે પ્રે. સ્મો. કો. કો. ને

લાગુ છે. વળી તે રૂલ બંગાળામાં સાંથ વસુલ કરવાના દાવાઓને લાગુ છે પછી તેમાં અપીલ ચાલતી હોય કીંવા નહિં-સને ૧૮૮૫ ના એક્ટ ૮ ની ક. ૧૪૮ (૬) જમીનદાર અને પટે રાખનાર અજમેર અને મારવાડમાં ખેતીના ગામોમાં હોય તેમની વચ્ચેના દાવામાં ક. ૧૮૯ પ્રમાણે પુરાવ લેવાનો હુકમ કરવાના અખત્યાર વીશે જુઓ અજમેર કોરટોને રેગ્યુલેશન (સને ૧૮૭૭) ના ૧ ) ક. ની ૨૯.

બંગાળામાં કોઇ મુકરર કરેલો રીવાજ નથી પણ એક નીયમ તરીકે જડજની દેશી ભાષામાં વંચાય તેવી રીતે નોંધ લખી લેવામાં આવે છે અથવા જો તેઉ ઇંગ્રેજી ભાષા પુખ્ત રીતે જાણુતા હોય તો ઇંગ્રેજીમાં લખી લેવામાં આવે છે અને તે ઉપર તારીખ નાંખીને જડજ સહી કરે છે. સ્મોલ કો કો. ના એકાદા જડજ સાક્ષીઓની ભાષામાં દરેક સાક્ષી જે જુબાની આપે તેનો મતલબ લખી લેવાને બંધાયલા છે (અમ્રીતશાહ. વી. પંચકોરીશાહ (૧૮૯૬) ૧ ક. વી. નો. ૨૨૯ ).

તમામ પુરાવનો ટુકાણમાં સારાંશ બતાવામાં આવે તેથી આ રૂલ પ્રમાણે ચાલવામાં આવ્યું થતું નથી ( અમ્રીતા વી. પંચકોરી ( ૧૯૦૫ ) ૯ ક. વી. નો. ૪૧૮; તે પ્રમાણે ચીન્તનું વી. શ્રીચરણ ( ૧૯૦૫ ) ૯ ક. વી. નો. ૪૨૦ ના કામમાં ચાલવામાં આવેલુ છે ).

**૧૪.** (૧) આ ઓડર પ્રમાણે સદરહુ મુજબ કરવાનું ટિપ્પણ જડજથી ન થઇ શકે તેમ હોય ત્યારે તે ન થઇ શકવાનું કારણ તેણે દફતરમાં લખાવવું, અને જડજ મોઢેથી બોલે તેમ બીજો લખે એવી રીતે બીજા પાસે તે ટિપ્પણ ખુલ્લી કોરટમાં લખાવવું. **કલમ ૧૯૦**

જડજથી એ ટિપ્પણ ન થઇ શકે તો તે ન થવાનું કારણ તેણે લખવું.

(૨) આ પ્રમાણે કરેલા પ્રત્યેક ટિપ્પણને દફતરનો ભાગ ગણવો.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૯૦.**

**ટીકા**—આ રૂલ પ્રો. સ્મો. કો. કો. ને બંગાળામાં તમામ સાંથના દાવાઓને લાગુ છે સને ૧૮૮૫ ના એક્ટ ૮ ની ક. ૧૪૩ ( ૨ ); ચારટરવાળી હા. કો. ને અથવા પં. ચી. કો. ને અથવા સ. પ્રાં. માં વા. પ્રાં. ના જ્યુ. કમીશનરને પોતાની અ. દી. હ. નો અમલ કરવામાં લાગુ થતો નથી—જુઓ રૂલ ૫ ની નોટ; ઓ. ૪૯ રૂ. ૩. આઉધમાં દુરસ્ત કરેલો છે—સને ૧૮૭૬ ના એક્ટ ૧૮ ની ક. ૧૯ અને મ. પ્રાં. માં-સને ૧૮૭૯ ના એક્ટ ૨ ની ક. ૨.

આ રૂલનો કેટલીક જાતીકી અશકતી બાબતનો હેતુ છે. ખાસ હકીકત શીવાય કામના દબાણુને લીધે કોઇ અમલદારની અશકતીના કારણુ તરીકે કબુલ કરવામાં આવતું નથી.

**૧૫.** (૧) જયારે કોઇ જડજ મૃત્યુના, બદલીના અથવા બીજા કારણને લીધે કોઇપણ ફરિયાદની ચોકસી પુરી કરી શકે નહીં ત્યારે, તેની પછી થનાર નવા જડજને, ઉપરની કાનુનોની રૂયે, જે શાહેદી લખી લીધેલી હોય અથવા ટિપ્પણ લખાવ્યું હોય તે શાહેદી અથવા ટિપ્પણ સદરહુ કાનુનો પ્રમાણે જાણે પોતે લખી લીધી હોય અથવા લખાવ્યું હોય એમ ગણીને ચાલવાનો અધિકાર છે અને જે પાય- **કલમ ૧૯૧**

બીજા જડજે લખી લીધેલી શાહેદી ઉપયોગમાં લેવાય.

ચાલી આમલી જડજે કામ અટકાવ્યું હોય તે પાયરીથી આગળ ચલાવવાનો અધિકાર તેનો છે.

(૨) ૨૪ મી કલમની રૂયે બીજી કોરટને મોકલેલી ફરિયાદમાં લીધેલી શાહેદીને પેટા કાનુન ૧ નો ઠરાવ જેટલે સુધી લાગુ થાય તેટલે સુધી લાગુ છે એમ સમજવું.

ટીકા—આ રૂલ પ્રો. સ્મો. કો. કોને લાગુ છે પણ ચા. હા. કો. ને અથવા પં. ચી. કો. ને અથવા સ. પ્રાં. મા. વા. પ્રાં. ના જ્યુ. કમીશનરને પોતાની અ. દી. હ. નો અમલ કરવામાં લાગુ નથી—જુઓ રૂ. ૫ ની નોટ; ઓ, ૪૯ રૂ. ૩. મા. પ્રાં. માં દુરસ્ત કરેલો છે—સને ૧૮૭૫ નો એક્ટ ૨ ની ક. ૨

ગેર શીરસ્તે કરેલુ હોય તે—સામાન્ય નીયમ એવો છે કે એકાદી બીજી કોરટમાં લીધેલા પુરાવ ઉપર જડજ ભરૂસો રાખી શકતા નથી પણ તે પોતાની શાહેદી લખવાને બંધાયેલા છે અને તે ઉપરથી તેમને ફેંસલો કરવાનો છે ( અલીબક્ષ વી. સમીરૂદીન (૧૮૬૯) ૧૨ વી. રી. ૪૭૭ ); ફોજદારી કામમાં સાક્ષીઓએ પ્રથથ આપેલી જુબાનીઓ વાંચી બતાવાની છે અને તેમને પુછવાનુ છે કે તે બરોબર છે કે નહિ અને પુછવામાં આવે કે તે બરોબર છે કે નહિ તે બરોબર નથી ( મહારાણી વી. કલંદરદાસ (૧૮૭૦) ૨. અ. હા. કો. ૧૦૦ ); પણ દીવાની દાવામાં જે સખસોએ પ્રથમના કામમા જુબાની આપેલી હોય તે સખસોને તપાસવાની જરૂરી પક્ષકારો કબુલ કરેતો છોડી દઇ શકાય છે ( સૈયદ મહમદ વી. ઉમદા (૧૮૬૯) ૧૩ વી રી. ૧૮૪ ) જુઓ સુરેન્દ્રપ્રસાદ વી. નંદનમીસર ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૧૯૬ ) અને તેજ પ્રમાણે પ્રથમના કામના કાગળો પાછળના કામમાં દાખલ કરવાને પક્ષકારો કબુલ કરે તો તે ગેરશીરસ્તે થયાની બાબત છોડી દેવામાં આવેલી હોય છે ( જગનેંદરબનવારી વી. દીનદયાળ (૧૮૬૪) ૧ વી. રી. ૩૧૦; જદુરાય વી. કંજીઝાક ( ૧૮૮૬ ) ૮ અ. ૫૭૬ ). અને આવો કરાર થયેલો હોય તો કાંઇક સારો સબબ બતાવ્યા વીના તે સાક્ષીઓને ફરીથી તપાસવા ના જોઇએ ( શ્રીનાથરાય વી. ગોલખચંદ્ર ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૩૪૮ ). જ્યારે ફેંસલો લખતા પેહલાં જડજ મરણ પામે પણ એક બુકમાં દાવાનુ હુકમનામુ કરેલું છે, એવી હકીકત લખીને સહી કરેલી હોય તેથી ઠરાવ્યું છે કે તેમની જગોએ આવેલા જડજ તે કામ ફરીથી ચલાવે તેથી તે હકુમત વીના વર્તેલા છે એમ થતું નથી (સુખરામ વી. કાલાકીહર (૧૮૬૯) ૩ બં. લા. રી. ૧૦૫; પણ જુઓ ગોરચંદ્ર વી. માણેકરામ ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૭૬ ). ( ૧ ) જ્યારે જડજ મરણ પામેલા હોય અથવા (૨) તેમને ખસેડવામાં આવેલા હોય તો આ નીયમથી સામાન્ય નીયમ નરમ પડે છે ( નારણસાઇ વી. નારોશંકર ( ૧૮૮૭ ) ૪ મુ. હા. કો. ૫૮ ), અથવા કામ ટ્રાન્સફર કરેલુ હોય અને જગરામ વી. નારણલાલ ( ૧૮૮૫ ) ૭ અ. ૮૫૭; અફઝુલનીસા વી. આલઅલ્લી ( ૧૮૮૬ ) ૮ અ. ૩૫ જુઓ રૂ. ૧૭ ) ના કામના ઠરાવનો અસર દુર કરવાને તે ઘડવામાં આવેલું છે.

સાક્ષીની શાહેદી લાગલીજ લેવાનો અખત્યાર.

૧૬. (૧) જ્યારે કોઈ શાક્ષી કોરટની હકુમતની બહાર જવાનો હોય, અથવા તેની શાહેદી લાગલીજ લેવાનું બીજું પુરતું કારણ કોરટની ખાત્રીલાયક બતાવવામાં આવે ત્યારે, ગમે તે પક્ષકારની કે શાક્ષીની અરજ ઉપરથી, ફરિયાદ થયા પછી કોઈપણ

કલમ ૧૯

વખત પાછળ ઠરાવેલી રીતે તે શાક્ષીની શાહેદી લેવાને કોરટ મુખત્યાર છે.

(૨) જ્યારે સદરહુ શાહેદી પક્ષકારોના દેખતાં લાગલીજ ન લેવાય ત્યારે, જબાની લેવા સારૂ દિવસ ઠરાવીને તે દિવસની કોરટને યોગ્ય લાગે તેવી નોટીસ પક્ષકારોને આપવી.

(૩) આ રીતે લીધેલી શાહેદી સાક્ષીને વાંચી સંભળાવવી, અને તે શાહેદી બરાબર છે એમ તે કબુલ કરે તો તે ઉપર તેણે સહી કરવી, અને જરૂર જણાય તો જડજે તે સુધારવી અને તે ઉપર પોતાની સહી કરવી અને પછી તે ફરિયાદની કોઇપણ સુનાવણી વખતે વાંચવાનો અધિકાર છે.

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૧૯૨

ટીકાઃ—આ રૂલ પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે પણ પુરાવ લેવાની રીતી સબંધીની બાબિત ચો. હા. કો. ને અથવા પં. ચી. કો. ને અથવા સ. પ્રાં. મ. વા. પ્રાંતના જ્યુ. કમીશનરને પોતાની અ. દી. હ. નો અમલ કરવામાં લાગુ થતો નથી-જુઓ રૂ. ૧ની નોટ પાછળ ઓ. ૪૯ રૂ. ૩

એકાદા કામમાં સાક્ષીની તપાસ કરવાની છે ( હોફમેન વી. ફુરામજી, કાર્પીઅન ૧૭ ) અને તે કોર્ટની રૂબરૂ કરવી જોઇએ; કમીશનરની રૂબરૂ કરવાની નથી ( એડવર્ડ વી. મુલર ( ૧૮૭૦ ) ૫ બં. લા. રી. ૨૫૨ )

**૧૭.** જેની જબાની લેવાઇ હોય તેવા કોઇ શાક્ષીને ફરિયાદ ચાલતાં કોઇપણ વખતે શાહેદી પુરવા પાછો બોલાવીને (વિદ્યમાનકાળે અમલમાં હોય એવા પુરાવાના આકટને પાત્ર) કોરટને યોગ્ય લાગે તેવા સવાલ તેને કરવાને કોરટ મુખત્યાર છે. કલમ ૧૯૩.

સાક્ષીને પાછો બોલાવીને સવાલ કરવાને કોરટ મુખત્યાર છે.

**૧૮.** જે કોઇપણ મિલકત અથવા વસ્તુના સંબંધમાં કંઇપણ સવાલ ઉત્પન્ન થાય તે મિલકત અથવા વસ્તુ ફરીયાદ ચાલતાં કોઇપણ વખતે જોવાનો કોરટને અધિકાર છે. કલમ નવી

જોવાનો કોરટનો અધિકાર.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૯૩.

ટીકા.—આ રૂલો હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે. રૂલ ૧૮ નવું છે; જુઓ આર. એસ. ઓ. ૫ રૂ. ૩ અને ૪

જડજે જોવાથી પુરાવની જરૂરી રહે નહિ એમ થતુ નથી, અને તાઈદ હુકમને ટેકો મળતો નથી ( લંડન જી, ઓ. કં. વી. લેવલ ( ૧૯૦૧ ) ૧ ચ. ૧૩૫ ( સી. એચ ).

## ઑર્ડર ૧૯ મો.

### સોગનનામા વિશે.

સોગનનામાથી કોઇ વાત સાબિત કરવાનો હુકમ થઇ શકે.

**૧.** કોઇપણ વખતે પુરતું કારણ હોય તો, કોરટને યોગ્ય જણાય તે શરતો કરીને, કોઇ વિશેષ હકીકત અથવા હકીકતો સોગનનામાથી શાબિત કરવી **કલમ ૧૯૪** અથવા કોઇ સાક્ષીનું સોગનનામું સુનાવણી વખતે વાંચવું, એવો હુકમ કરવાને કોઇપણ કોરટ મુખત્યાર છે:

**પરંતુ કોરટને એમ જણાય કે, એમાંથી એક પક્ષકાર શુદ્ધબુધીથી કોઇ સાક્ષીને ઉલટ તપાસણી કરવા સારૂ બોલાવવા માગે છે, અને તે સાક્ષી હાજર કરાય તેમ છે, તો તે સાક્ષીને સોગનનામાથી શાહેદી આપવાનો અખત્યાર મળે તેવો હુકમ ન કરવો.**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૧૯૪.**

સુપ્રીમ કોરટના રૂલો ૧૮૮૩, ઓ. ૩૭, રૂ. ૧.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રે. સ્મો. કે. કો. ને લાગુ છે.

**રીવાજ**—કોરટના હુકમ વીના એફીડેવીટોનો ઉપયોગ કરી શકાતો નથી, તેમ જો સામો પક્ષકાર તે શાક્ષીને તેની ઉલટ તપાસ કરવાને સારૂ રજુ કરાવવાની મરજી રાખતો હોય તો, તેનો બીલકુલ ઉપયોગ કરી શકાતો નથી (બ્લેક બર્ન યુનીયન વી. બુકરા; શી. ડી. ૬૮ જુઓ પનુસોરા વી. ક્રાંચ ૩૨ સી. ડી. ૧૪૧) કોરટના અમલદારનુ સર્ટીફીકેટ બરોબર નથી એવું બતાવીને સુધારવાને સુપ્રીમ કોરટ એકાદા એફીડેવીટ દાખલ કરતી નથી (ગુરૂચણ વી. ગોલકમોની, ફુલટન ૧૬૫)

**એફીડેવીટનો નમુનો**—કોરટ તથા પક્ષકારોનાં નામ જેવાં ચાલેલા કામમાં બતાવેલાં હોય તેવાં બતાવવાં અને તે કામમાં એફીડેવીટનુ વર્ણન કરવું તેમાં ડાબી બાજુએ ખુણામાં તે જુબાની આપનારનુ નામ અથવા નામો બતાવીને તેઓએ સોગન લીધેલા છે તે હકીકત બતાવીને મહીનાની જે તારીખે તે કરેલા હોય તે તારીખ લખવી અને તે ઉપરથી એવુ માલુમ પડેલુ હોવુ જોઇએ કે જે શખસની રૂબરૂ સોગન આપવામાં આવેલા હતા તે શખસની હકુમત હતી.

**સ્ટેંપ આકટ, સને ૧૮૯૯**—હરકોઇ કોરટમાં અથવા કોઇ કોરટના અમલદારની રૂબરૂ તરત ઉપયોગ કરવાને અથવા ફાઇલ કરવાને સને ૧૮૯૯ ના હિંદુસ્થાનના સ્ટેંપ એકટ ૨ પ્રમાણે તે સ્ટેંપ ડ્યુટીમાંથી માફી કરેલા છે. જુઓ પરીશીષ્ટ ૧, આરટીકલ ૪, માફી અને શેશામાના કામમાં (૧૮૮૮) ૧૨ મું. ૨૭૬ ).

**કોરટ ફી એકટ** (સને ૧૮૭૦)--પ્રોસેસો જે રીતે બજાવવામાં આવે તે સબંધી તે બજાવનારાઓ જે એફીડેવીટ કરે તે અને જે અમલદારો પોતાની નોકરીને લીધે જે કરે તે શીવાય તમામ તાબાની કોરટોમાં એફીડેવીટ કરવામાં આવે તે કોરટ ફી એકટ પ્રમાણે એક

રૂપીયાની ડયુટીને પાત્ર છે. વળી પ્રોસેસ બજાવ્યાના પુરાવ બાબત કાંઇ ફીની જરૂર નથી. તેમ પ્રોસેશની બજાવણીના જરૂરીયાત પુરાવ માટે કાંઇ પણ ફીની જરૂર નથી. જ્યારે એકાદા એફીડેવીટ ઉપર સોગન આપવાને એક ખાસ કમીશનર નીમેલો હોય તો પાંચ રૂપીયાની કોરટ ફી આપવાની છે ( જુઓ કલકતા હાઇકોરટના શીવીલ રૂલોમાંનુ રૂલ. ૧૦, બાબ. ૬ વા. ૧, પા. ૧૩૩ ).

**૨. (૧) કોઇપણ અરજ ઉપર સોગનનામું કરીને શાહેદી આપી શકાય; પરંતુ શાહેદી આપનારની ઉલટ-તપાસણી કરવા સારૂ તેને હાજર રાખવાની એમાંથી કોઇ પક્ષકાર અરજ કરે, તો તે પ્રમાણે હાજર રહેવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.** **કલમ ૧૯૫**

ઉલટ તપાસણી સારૂ શાહેદી આપનારે હાજર રહેવું એમ હુકમ કરવાનો અખત્યાર.

**(૨) કોરટમાં જાતે હાજર રહેવાની સાક્ષી આપનારને માફી ન મળી હોય, અથવા કોરટ બીજી રીતે ન ફરમાવે તો, તેણે સદરહુ પ્રમાણે કોર્ટમાં હાજર રહેવું.**

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ નો ક ૧૯૫ આર. એસ. ઓ. ૩૮ રૂ. ૧.**

**ટીકા**—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મોલ કો. કો. ને લાગુ છે.

**ઉલટ તપાસ**—દરમીયાન ચાલેલા કામોમાં એફીડેવીટ ઉપરથી ઉલટ તપાસ કરવાની પરવાનગી આપવામાં આવતી નથી, કારણ તેનો જે હેતુ તરત કામ કરવાનો છે તે તેથી બીલકુલ પાર પડે નહી. તેના જવાબમાં જે એફીડેવીટ કરવામાં આવે તેથી એકાદા પક્ષકારને નવી બાબત લાવવાની પરવાનગી આપવામાં આવે છે ( પીકોક વી. હારપર ૭ સી. ડી. ૬૪૮ ).

**"માફી આપેલી"** તે—જુઓ ક ૧૩૨, ૧૩૩.

**૩. (૧) શાહેદી આપનાર પોતાની જાતીકી માહીતીથી સાબિત કરી શકે તેટલીજ હકીકતો સોગનનામામાં લખવી. પરંતુ ફરિયાદ ચાલતાની દરમ્યાનની અરજોમાં, પોતે માનતો હોય તે મજકુરનાં** **કલમ ૧૯૬**

સોગનનામામાં લખવાની બાબતો.

**જો યોગ્ય કારણ બતાવવામાં આવે તો તેવો મજકુર દાખલ થઇ શકે.**

**(૨) જે સોગનનામામાં અમસ્તી સાંભળેલી બાબતો લખી હોય અથવા દલીલ ભરેલી બાબત લખી હોય, અથવા દસ્તાવેજની નકલો કે તેમાંના ઉતારા લખ્યા હોય તેવા પ્રત્યેક સોગનનામાનો ખરચ ( કોરટ બીજી રીતે ન ફરમાવે તો ) તે ફાઇલ હાજર કરનાર પક્ષકારે આપવો.**

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૧૯૬. આર. એસ ઓ. ૩૮, રૂ. ૩.**

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**ગેરશીરસ્તે**—રીતી વીરૂધના એફીડેવીટો ફાઇલ કરવાની પરવાનગી અપીલ કોરટમાંથી મળી શકતી નથી. ( ગ્ગોવર વી. ગ્રીન બેંક વી. નો. ૧૮૭૬, પા. ૧૫૭ ) હમેશના નમુના પ્રમાણે નહી કરતાં બીજા રૂપમાં કરેલા હોય તો, તે દાખલ કરવા લાયક નથી. ( એલન વી. ટેલર. લા. રી. ૧૦ એક ૫૨ ).

હરકતો—ગેરશીરસ્તે કરેલા એફીડેવીટ વીશે હરકત જેમ કમીશનથી લીધેલી જુબાની દાખલ કરતી વખતે લેવામાં આવે છે તેમ લેવાની છે અને તે કામમાંથી કાહાડી નાંખવાને એક દરમીયાન અરજી કરીને હરકત લેવાની નથી ( ડી. બ્રીટો વી. હીલેસ ૧૫ એક. ૨૧૩.) તેના લંબાણપણા વીશે તથા તે લાગુ નથી એવી હરકત સુનાવણી વખતે લઇ શકાય છે ( એવંન્શ વી. એમંન્શ વી. નો. ૧૮૭૫, પા. ૨૧૦, ૨૩૪).

---

## ઑર્ડર ૨૦ મો.

---

### ફેંસલા અને હુકમનામાં વિશે.

**૧.** મુકદમો સાંભળી લીધા પછી કોરટે તેજ વખતે અથવા કોઇ આગળને દિવસે, ખુલ્લી કોરટમાં ફેંસલો કહી સંભળાવવો. જો આગળને દિવસે ફેંસલો કહી સંભળાવવો હોય તો તે દિવસની યોગ્ય ખબર પક્ષકારોને અથવા તેમના પ્લીડરોને આપવી. (કલમ ૧૯૮)

ફેંસલો ક્યારે કહી સંભળાવવો.

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૧૯૮

**ટીકા:**—આ રૂલ પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે. પણ ચારટરવાળી હાઇકોરટોને અથવા પંજાબ ચીફકોર્ટ અથવા સરહદ્દ પ્રાંતમાં વાયવ્યખુણાના જ્યુડીશીયલ કમીશનરને પોતાની અસલ દીવાની હકુમતનો અમલ કરવામાં લાગુ નથી—ઓ. ૪૯. રૂ. ૩. સને ૧૮૮૪ ના એક્ટ ૧૮ ની ક. ૧૬ (૨) અને સરહદ્દ પ્રાંત કાયદા અને ઇનસાફના રેગ્યુલેશન સને ૧૯૦૧ ની ક. ૪૬ (૨)

આ રૂલનો હેતુ જે પુરાવ જડજની પોતાની રૂબરૂ આપવાના કામમાં યોગ્ય રીતે દાખલ કરેલો હોય તે ઉપરથી ફેંસલો આપવો જોઇએ અને ઓ. ૨૫ રૂ. ૧ (૨) ક. ૭૮ અને ઓ. ૧૮ રૂ. ૧૫ પ્રમાણે સુનાવણી વખતે જે પુરાવ દાખલ કરવા લાયક છે તે શીવાય એવા બીજા શખસની રૂબરૂ લીધેલા પુરાવ ઉપરથી તે ફેંસલો આપવો ના જોઇએ, તેવો છે ( નારણભાઇ વી. નારોશંકર ( ૧૮૯૭ ) ૪ મુ હા. કો. ૧૦૨ ) જુઓ " ગેરશીરસ્તે " ઓ. ૧૯ રૂ. ૧૫ છેડો છુટકો કરવા બાબતનુ હુકમનામુ ફકત કબુલત ઉપરથી અને પુરાવ કામમાં દાખલ કર્યા વીના કરી શકાતુ નથી ( બાઇ કંકુ વી. શીવતોયા ( ૧૮૯૩ ) ૧૭ મુ. ૬૨૪ )

તેથી વળી કેટલાક પુરાવના આધારથી એક જડજના મનમાં જે કામમાં નોંધેલી સમજ કામ પાછું મોકલવામાં થએલી હોય તે ફેંસલો નથી એવું ઠરાવેલુ છે ( અસોરામ વી. ઇશ્વરચંદ ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૭૭ )

મુંબાઇમાં આ ઠરાવ લક્ષમાં નહી રાખવાનો જીલ્લાની અંદર રીવાજ છે તે મજબુત રીતે નાપસંદ કરેલો છે ( ભાઇ દોલુ વી. હરગોવંનદાસ ( ૧૯૦૧ ) ૨૭ મુ. ૪૫૫; ૯ મુ. લા. રી. ૨૨૯ )

**૨. પોતાની પહેલાં થઇ ગએલા જડજે ફેંસલો લખ્યો હોય પણ તે કહી સંભળાવ્યો ન હોય તો, તે ફેંસલો કહી સંભળાવવાને જડજ મુખત્યાર છે.** કલમ ૧૯૯

માજી જડજે લખી રાખેલો ફેંસલો કહી સંભળાવવાનો અખત્યાર.

**ટીકાઃ**—આ રૂલ પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે પણ ચારટર વાળી હાયકોરટોને પોતાની અસલ દીવાની હકુમતનો અમલ કરવામાં લાગુ નથી. ક. ૧૨૦ તેથી પારખતી વી. હીગીન (૧૮૭૨) ૧૭ વી. રી. ૪૯૫) ના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવેલું છે. જુઓ ઓ. ૧૮ રૂ. ૧૫; ઓ. ૪૯ રૂ. ૩

એકાદા જડજે દાવાની તપાસ કરેલી હોય પણ તેમની બદલી થયા પછી ફેંસલો લખેલો હોય તેથી તે ફેંસલા વીશે વાંધો લેઇ શકાતો નથી (ગીરજાશંકર વી. ગોપાલજી (૧૯૦૬) ૩૦ મુ. ૪૫૫; ૮ મુ. લા. રી. ૨૨૯) એક જડજે રજા લીધી હતી અને ત્યાર પછી પોતાનો ફેંસલો લખ્યો તે તેમની જગાએ આવનારે આપેલો હતો, પણ આ ઠરાવ પ્રમાણે તે બળવાન છે, એવુ ઠરાવેલુ છે (રાણી સુંદરકુંવર વી. ચંદ્રેશ્વર (૧૯૦૭) ૧૧ ક. વી. નો. ૫૦૧; ૩૪ ક. ૨૯૩; તે સત્યંદ્રનાથ રોય વી. શ્રીમતી ઠાકર્ણી ધાટવાલીન (૧૯૦૮) ૧૨ ક. વા. નો. ૬૮૨ (એફ. બી.) ૭ ક. લા. જે. ૬૬૬ ના કામમાં મંજુર રાખેલો છે) જુઓ રૂ. ૮ આગળ.

**૩. ફેંસલો કહી સંભળાવતી વખતે ખુલ્લી કોરટમાં જડજે તે ઉપર તારીખ નાંખીને સહી કરવી; તે ઉપર એક વખત સહી કરી એટલે ૧૫૨ મી કલમમાં ઠરાવેલા પ્રસંગ અથવા ફેંસલાની ફરી તપાસ કરવાની હોય તે પ્રસંગ શિવાય તે ફેંસલામાં કંઈ ફેરફાર કરવો નહીં કે કંઇ વધારવું નહીં.** કલમ ૨૦૨

ફેંસલા ઉપર સહી કરવી.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૦૨.**

**ટીકાઃ**—આ રૂલ પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે, પણ ચારટર વાળી હાઇકોર્ટોને અથવા પંજાબ ચીફકોર્ટને અથવા સરહદ પ્રાંતમાં વાયવ્યપ્રાંતના જ્યુડીશીઅલ કમીશનરને પોતાની અસલ દીવાની હકુમતનો અમલ કરવામાં લાગુ થતો નથી—જુઓ રૂ. ૧ ની નોટ; ઓ. ૪૯ રૂ. ૩

**ફેંસલાની તારીખ.**—ફેંસલો જે તારીખે આપવામાં આવે તે ફેંસલાની તારીખ છે (મમતા ઝુલહક વી. નીર્ભય (૧૮૮૩) ૯ ક. ૭૧૧) જુઓ "ફેંસલાની તારીખ" રૂ. ૭

**ફેરફાર કરવામાં આવશે નહી.**—આ કલમથી પોતાના ફેંસલામાં વધારવાને જડજને મનાઇ કરેલી છે. એક્ટ ૮ પ્રમાણે કલકતા હાઇકોરટે ઠરાવ્યું છે કે જો કે તે કાયદામાં એકાદા ફેંસલાના કાંઇ વધારે કારણો લખવાને અથવા એક વખતે ફેંસલો આપેલો હોય એટલે તેમાં વધારવાને અખત્યાર આપેલો નથી તો પણ આવા ઇલાજ માટે સ્પષ્ટ રીતે મનાઇ કરેલી નથી, પણ જે ઠરાવ તેમણે કરેલો છે તે વધારે સંપુર્ણ રીતે બરોબર છે, એવુ જે વધારાના કારણોથી માલુમ પડે તેવું હોય તે કારણો જડજ પોતાના ફેંસલા સાથે કાયદા પ્રમાણે જોડી શકે છે, પણ તેથી જે કારણો ઉપરથી તે ફેંસલો આપેલો હોય તે કારણોમાં તે વધારાના કારણોથી ફેરફાર થએલો ના જોઇએ (સ્નેડન વી. ટોડ ફીંડલે અને કંપની (૧૮૬૭)

૭ બી. રી. ૨૮૬ ) પણ કામ ચલાવવાની આવી રીતીથી પ્રીવીકોંસીલ હાલ કબુલ કરશે કીંવા નહી એ વીશે શક ભરેલું જણાય છે. નામદાર સાહેબોએ તેવાજ કાંઇક મળતા રીવાજ બાબત કહ્યું છે કે "તે રૂલ પ્રમાણે જડજે બતાવેલાં કારણોની રજીસ્ટ્રારને ખબર આપવાની જરૂર છે," અને ગ્રાન વી. કયુગી ( ૨ મુ. પી. સી. કેસ. ૩૬૫ ) માં કમીટીનો ફેંસલો આપતાં લોર્ડ કીંગ્સડાઉને જે અવલોકન કરેલુ છે તે ઉપરથી માલુમ પડે છે કે નીચેની કોરટમાં સુનાવણીમાં આ કારણો જાહેરાત રીતે કહી બતાવેલાં હોવાં જોઇએ અને અપીલ કોરટના ફેંસલાને અસર કરવાને તે અદબદ રાખવાં ના જોઇએ (રીચર વી. વેયર ૫ લા. રી. પી. શે. કેસ. ૩૬૫ )

**ખોટા ફેંસલાઓ.**—એકાદા જડજ પોતાની કોર્ટના રીવાજ પ્રમાણે થતું હોય તો તે છેવટનો કાંઇ હુકમ કરેલો હોય અને તે નામુકદ હોય તે રદ કરે એવી દરેક જડજની ફરજ છે ( તફાઝુલહુસેન વી. રઘુનાથપ્રસાદ ( ૧૮૭૧ ) ૭ બં. લા. રી. ૧૮૬; ૧૪ મુ. ઇ. અ. ૪૦ પા. ૪૮ જુઓ આ બાબત વીશે લછમનસીંગ વી. મેહન ( ૧૮૭૫ ) ૨ અ. પા. ૫૦૫; અને મહમદ વી. અબદુલ ૧૯ ઇ. અ. ૧૦૪ ના ઠરાવનો મુકાબલો કરો; બ્લેક વી. હારવે ૨૯ સી. ડી. ૮૨૭ પા. ૮૩૩ ).

**ઇંગ્રેજી રીવાજ.**—ઇંગ્લાન્ડમાં હુકમ લખવામાં આવે ત્યાં સુધી જડજ પોતાના ફેંસલાનો ફરી વીચાર કરી શકે છે ( સેંન્ટનાઝેર કંપનીના કામમાં ૧૨ સી. ડી. પા. ૯૧ )

**દાવાનુ છેવટ**—સને ૧૮૭૭ ના એકટ ૧૫ ની અરટીકલ ૮૯માં દાવાનું છેવટ બતાવેલું છે તે જે કોરટમાં દાવો શરૂ થએલો હોય તે કોરટમાં ફેંસલો જ્યારે આપવામાં આવે ત્યારે થાય છે ( બાલકીશ વી. ગોવીંદ શીવાજી ( ૧૮૮૩ ) ૭ મુ. ૫૧૮; વોટકીન્સ વી. ફોકસ ( ૧૮૯૫ ) ૨૨ ક. ૯૫૦ ).

**એક બીજા વીરૂધ ઠરાવો.**—એકાદા જડજ જે હાઇકોરટને તાબે હોય તે હાઇકોરટના ઠરાવ પ્રમાણે તેમણે ચાલતું જોઇએ (સ્વામીરાવ વી. કાશીનાથ ( ૧૮૯૩) ૧૫ મુ. ૪૧૯; બાલાજી ગણેશ વી. સખારામ પરશરામ ( ૧૮૯૩ ) ૧૭ મું. ૫૫૫ ).

સ્માલકાજ કોરટના ફેંસલા.

**૪. (૧) સ્માલકાજ કોરટોના ફેંસલામાં, નિર્ણય કરવાની બાબતો તથા તે ઉપરનો ઠરાવ, એ કરતાં વધારે લખવાની જરૂર નથી.** કલમ ૨૫૩.

બીજી કોરટોના ફેંસલા

**(૨) બીજી કોરટોના ફેંસલામાં મુકદ્દમાની સંક્ષેપમાં હકીકત, નિર્ણય કરવાની બાબતો, તે ઉપરના ઠરાવ, અને તે ઠરાવનાં કારણ, એટલું આવવું જોઇયે.**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૫૩**

**ટીકા**—આ રૂલ પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે, પણ ચારટર વાળી હાઇકોરટને અથવા પંજાબ ચીફકોરટને અથવા સરહદના પ્રાંતમાં વાયવ્યપ્રાંતના જ્યુડીશીઅલ કમીશનરને પોતાની અસલ દીવાની હકુમતનો અમલ કરવામાં તે લાગુ નથી. જુઓ ક. ૩૩ ની નોટ અને રૂ. ૧ અથવા લોઅર બર્માની ચીફ કોરટને લાગુ નથી ઓ. ૪૯. રૂ. ૩.

**સ્મોલકોઝ કોરટો**—જો એકાદી સ્મોલ કોરટનો ફેંસલો ખામી ભરેલો હોય તો, હાઇકોરટ તે રદ કરી શકે છે, અને ગુણ દોષ ઉપર તપાસ કરવાને ફરમાવી શકે છે ( મલીક

રહેમત વી. શીવપ્રસાદ ( ૧૮૯૧ ) ૧૩ અ. ૫૩૩ ). એક ફેંસલો આ રૂલ પ્રમાણે ના હોય તેમ છતાં તે ફેંસલાના આધારથી કરેલુ હુકમનામુ કાયદા પ્રમાણે નથી, માટે પ્રોવીન સ્મોલકોઝ કોરટ એકટ ( સને ૧૮૮૭ ના ૯ ) ની ક. ૨૫ પ્રમાણે તે બાબત પોતાની નજરે ગ્યોગ્ય જણાય તેવો હુકમ કરવાને હાઇકોરટની હકુમત છે ( જશોદા વી. બમનશા ( ૧૮૯૯ ) ૨૩ મુ. ૩૩૪ ) આ પેરેગ્રાફ જે કોરટોને સ્મોલકોઝ કોરટનો અખત્યાર આપેલો હોય તે કોરટોને લાગુ છે. ( નારાયણ વી. ભગા ( ૧૯૦૭ ) ૩૧ મુ. ૩૧૪ ).

**ફેંસલો તે શુ છે.**— જે જડજોએ કામની સુનાવણી કરેલી હોય પણ ફેંસલો આપતા પહેલા તેઓ હાઇકોરટના જડજો તરીકે ના હોય તે જુના અભીપ્રાયો તે ફેંસલા તરીકે ગણી શકાતા નથી, પણ માત્ર તે મીનીટો અથવા નોંધો છે ( મહમ્મદ અકીલ વી. અસાદુનીશા ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૧; બ્રાંડ વી. હેમર સ્મીથ અને સીટી રેલવે કંપની. લા. રી. ૨ ક્યુ. બી. ૨૨૩. પણ જુઓ રૂ. ૨ પ્રમાણેના ઠરાવો.)

**ફેંસલો-તેનો હેતુ**—હિંદુસ્થાનમાં ( પ્રોબેટ બાબત તથા તેવીજ બાબતોમાં જે અમુક હકુમતનો અમલ કોરટો કરે છે-પુરાવ એકટ ૪૧; અને લડાઇની બાબતમાં ઇનામના કામોમાં જે હકુમત વાપરવામાં આવે છે તે શીવાય જે ફેંસલો બધી દુનીયા વીરૂધનો એટલે "જજમેંટ ઇનરેંમ" શાંકીત રીતે કહેવામાં આવે છે તેવો ફેંસલો આપવાને લાયક હોય તેવી કોઇ સાધારણ કોરટો છે કીંવા નહી તે અત્યંત શક ભરેલુ છે ( જોગેંદર દેબ વી. ફનીન્દબ ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૧૦૪; ૧૧ બં. લા. રી. ૨૪૪ ); જીલ્લા અંદરની કોરટો તે પ્રમાણે કરી શકતી નથી ( કનૈયાલાલ વી. રાધાચર્ણ ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૩૩૮; ગંગાધર રોય વી. ઉમાસુંદ્રી ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૩૧૭; થારકલામા વી. અનાકાલા ( ૧૮૫૪ ) ૨. મ. હા. કો. ૨૭૬; કરામાનામીયર વી. શીવગંગા ( ૧૮૬૫, ૨ વી. રી. પી. સી. ૩૧ )

**પક્ષકારો વચે**— તેઓના ફેંસલાઓ ફકત પક્ષકારો વચેના છે અને તેથી વાદીયો તથા પ્રતીવાદીઓ અથવા તેમના વારસ વગેરે શીવાય કોઇ શખસો તેની તે બાબત બંધ કરતા નથી ( બાલાજી વી. ધરમા ( ૧૮૬૪ ) મું. હા. કો ૩૬૩ ) અને એક કામમાં એક ફેંસલો જડજે આપેલો હોય તે બીજા એક કામમાં ( જેમાં બેમાંથી એક પક્ષકાર જુદો હોય) બેઉ પક્ષકારોની કબુલત વીના લાગુ થતો નથી, પછી તકરારી બાબત તેવીને તેવીજ હોય અને પુરાવ પણ એકજ રૂપનો હોય તો પણ ચીંતા નથી ( સુરેંદ્રનાથ વી. પરમાનંદ ( ૧૮૭૦ ) ૧૫ વી. રી. ૩૪૨ ).

**પુરાવ**—આવા ફેંસલાઓથી બીજા પક્ષકારો બંધ પડતા નથી અને તેઓના વીરૂધ પુરાવમાં દાખલ કરવા ના જોઇએ ( ગજુલાલ વી. ફતેલાલ ( ૧૮૮૧ ) ૬ ક. ૧૭૧ ) અથવા રીવાજ સાબેત કરવાની બાબત શીવાય ( જીઆનુતુલ્લા વી. રોમોની ( ૧૮૮૮ ) ૧૫ ક. ૨૩૩ ), અથવા કબજો કરનારના ભોગવટાનુ રૂપ બતાવવાને ( પીયારીમોહન વી. દ્રઓમોઇ ( ૧૮૮૫ ) ૧૧ ક. ૭૪૫; રામેશરપ્રસાદ વી. કુંજબીહારી ( ૧૮૭૯ ) ૪ ક. ૬૩૩; લા. રી. ૬ ઇં. અ. ૭૩ ) અથવા જમીનદારના ભોગવટા વીશે ( હીરાલાલ વી. હીજ્રા ( ૧૮૮૨ ) ૧૧ ક. લા. રી. ૫૨૮; અને જુઓ ગોરકપુરના કલેકટર વી. પાલકધારી ( ૧૮૯૦ ) ૧૨ અ. ૧; પાલકધારીસીંગ વી. ગોરકપુરના કલેકટર ( ૧૮૯૩ ) ૧૫ અ. ૨૬૧ ) અથવા કજીયા વખતે કબજો ( નીલ વી. ડેવનશાયરનાડ્યુક ૮ એપ. કેસ. ૧૫૩ પાનુ ૧૬૫ ) જુઓ બેજનાથબાબી વી. રઘુનાથ ( ૧૮૮૨ ) ૧૨ ક. લા. રી. ૧૯૭ પણ ગજુલાલ વી. ફતેલાલ

(૧૮૮૧) ૬ ક. ૧૭૧,માં ઠરાવેલો નીયમ, અને બીજા ઠરાવોની મુદ્દાની બાબતમાં રામરંજન વી. રામનારાયણુ (૧૮૯૫) ૨૨ ક. ૫૩૩ લા. રી. ૨૨ ઇ. અ. ૬૦; બીટાકુવર વી. કેશો. પ્રસાદ (૧૮૯૫) લા. રી. ૨૪ ઇ. અ. ૧૦ અને ટીપુખાંન વી. રાજનીમોહન (૧૮૯૮) ૨૫ ક. ૫૨૨ના ઠરાવોથી શરતો ઠરાવેલી છે. જુઓ "પુરાવ તરીકે હુકમનામુ" રૂ. ૬) સાબેત કરવાનુ ના હોય તો તેઓના વીરૂધ પુરાવમાં દાખલ કરવાના જોઇએ.

ફેંસલાનો મજકુર—સને ૧૮૫૯ના એકટ ૮ ની ક. ૩૫૯ મીથી એવું ઠરાવેલું હતુ કે એકાદા ફેંસલામાં નીર્ણય કરવાનો અથવા કરવાના સવાલ અથવા સવાલો, તે ઉપરનો ઠરાવ અને તે ઠરાવના કારણો હોવાં જોઇએ; અને એવું ઠરાવેલુ છે કે તે કલમ પ્રમાણે જડજોએ પોતાના ફેંસલાઓમાં જે સવાલોનો નીર્ણય કરવાનો હોય છે તે સવાલો, દરેક સવાલ ઉપર પોતાનો ઠરાવ અને તેના કારણો સ્પષ્ટ રીતે લખવાં જોઇએ (મહમદઅલી વી. ગોરઅલ્લી વી. અશફુનીસા (૧૮૯૧) ૯ મુ. ઇ. અ ૪૫૯; ચંદ્રકાંત વી. હકીશ (૧૮૬૪) ૧ વી. રી. ૨૧૪; શરએશરઘોશ વી. સાલુચર્ણુ (૧૮૭૧) ૧૫ વી. રી. ૧૩૦; કચેકાલીયન વી. કાચીવીજય (૧૮૬૭) ૧૨ મુ. ઇ. અ. ૪૯૫; પા. ૫૦૨, વળી જુઓ રામાસામી વી. ભાસકરસામી ૨ મ. ૭૦; મહમદ વી. મુએદા લા. રી. ૧૬ ઇ. અ. ૨૦૫, પા, ૨૧૦, ૧૧ અ. ૪૬૦) ના કામમાં હાઇકોરટના જડજોએ પોતાના ફેંસલાના કાંઇ કારણો બતાવેલાં ન્હોતાં તેથી પ્રીવીકોંન્શીલના નામદાર સાહેબોએ કહેલુ છે કે "આ કામનો નામદાર સાહેબોએ વીચાર કરેલો છે, અને પ્રથમ તેઓ પોતાની દીલગીરી બતાવે છે કે હાઇ કોરટના જે ફેંસલા ઉપર હાલની અપીલ છે તે ફેંસલાના કારણો તે કામના કાગળોમાં બતાવેલા નથી. ન્યાયાધીકારી હાઇકોરટના ચાર્ટરની ક. ૪૨ મી પ્રમાણે જડજોએ પોતાના ફેંસલાના કારણો લખવાં જોઇએ અને આ કોરટને ખબર થવા સારૂ તે મોકલવાં જોઇએ. એવી જરૂર છે, માટે ઘણી દીલગીરીની બાબત છે કે વીશેશે કરીને જે એક તરફી એક કામ નામદાર સાહેબોની રૂબરૂ આવેલુ છે તેમાં જે ફેંસલા ઉપર અપીલ કરેલી છે તે ફેંસલાના કારણો તે કામના કાગળોમા નથી. પણ આવી કાંઇ ખબર આપેલી નથી, માટે તે કામના કાગળો ઉપરથી તે કામની જે હકીકત જણાતી હોય તેની વ્યવસ્થા નામદાર સાહેબોએ કરવી જોઇએ." અને એક બીજા કામમાં નામદાર સાહેબોએ ઠરાવેલુ છે કે તે તમામ અપીલ ચાલવા લાયક કામોમાં તમામ મુકરર કરેલા મુદ્દાઓ ઉપર નીચેની કોરટોએ ઠરાવ કરવા જોઇએ કારણ કે તેમ નહી કરવાથી તેઉ સાહેબોને વારંવાર તેવા કામો પાછાં મોકલવાની ફરજ પડે છે, જો તેમ ના હોય તો તે કામોનો અપીલ ઉપરથી છેવટ નીકાલ કરવામાં આવે (તારાકાંત વી, પદમણી (૧૮૬૬) ૫ વી. રી. પી. સી. ૬૩; વળી જુઓ શર્ણુમોઇ વી. જયનારાયણ (૧૮૬૭) ૮ વી. રી. ૪૮૧. પણ જુઓ રૂ. ૫ ઉપરની નોટ અને ઓ. ૪૧, રૂ. ૩૨),

અધુરો ફેંસલો—જુઓ. ઓ. ૪૧, રૂ. ૩૨ ઉપરની નોટ અને આવીજ ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ છે તે વીશે નીચે બતાવેલા ઠરાવો જુઓ એટલે; રામદાસ (૧૮૮૬) ૧૩ ક. ૧૧૦; કમરૂદીન વી. સનાતન (૧૮૮૫) ૧૧ ક. ૪૪૯; શીવાપાના કામમાં (૧૮૯૧) ૧૩ મુ. ૧૧. રહીમુદાન વી. માહારાણીકેશરેહિંદ (૧૮૯૩) ૨૦ ક. ૩૫૩; ફરકાન વી. સમશેર મહમદ (૧૮૯૫) ૨૨ ક. ૨૪૧, કાશીમુદીન વી. માહારાણી કેશરેહિંદ (૧૮૯૬) ૧ ક. વી. નો ૧૬૯; માહારાણી કેશરેહિંદ વી. પાંડેભટ (૧૮૯૭) ૧૯ અ. ૫૦૬, (અહ બા..)

**રીવાજ.**- જ્યારે એક ફેંસલો ખામી વાળો હોય અને તેના તે જડજ કામ ઉપર હોય તો તે કામ પાછુ મોકલવું અને તેમણે પોતાનો ફેંસલો લખવો એવું તેમને ફરમાવવુ તે યોગ્ય ઇલાજ છે (તાતરખવાસ વી. લોકનાથ(૧૮૭૧)૧૫ વી.રી. ૧૩૧; કમાતવી કમાત(૧૮૮૪)૮ મુ ૩૬૮); પણ જો એકાદ: જડજ મરણ પામેલા હોય અને કામ પાછુ મોકલવાની જરૂર હોય તો નવી તપાસ કરવાને ફરમાવવુ જોઇએ પછી જોકે જે પુરાવ કામમાં દાખલ થઇ ગએલો હોય તે ઉપરથીજ તે કરવી જોઇએ, તેની ચીંતા નથી ( નોઓચંદ્ર વી. ઇશરચંદ્ર ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૨૫૪; પણ જુઓ કચેકાલીમન વી. કાચીવીજય ( ૧૮૬૭ ) ૧૨ મુ ઇ. અ. ૫૦૨ ), માટે જ્યારે હાઇકોરટે એક કામ એવુ ફરમાવીને પાછુ મોકલેલુ કે તે જડજે બરોબર ફેંસલો લખવો, પણ તે જડજની બદલી થએલી હતી તેથી તેમની જગાએ નીમાએલા જડજે તે કામનો ફરીથી વીચાર કરીને ફેંસલો લખેલો હતો. તેમાં ઠરાવેલુ છે કે જો કે પહેલો ફેંસલો ખામી વાળો છે તોપણ તે પહેલા ફેંસલાનો અમલ કરવો જોઇએ ( ક્રીસ્તન રેડી વી. શ્રીનીવાશ ( ૧૮૬૯ ) ૫ માહા. કો. ૧૭૪ ),

**પોતાના માહીતી**—એકાદા જડજ કાંઇ અમુક હકીકત પોતે જાણતા હોય તોપણુ તે બાબત પોતાની સાક્ષી વીના તેમણે પોતાના ફેંસલામાં તે હકીકત બતાવવી ના જોઇએ હરપ્રસાદ વી. શીવદયાળ ( ૧૮૭૫ ) લા. રી. ૩ ઇ. અ. ૨૮૬; મેહેરૂનીશા વી. ભાસય મેરીધા ( ૧૮૬૫ ) ૨વી. રી. એકટ ૧૦, ૨૯; અને જુઓ કૈસરેહિંદ વી. ડોનેલી ( ૧૮૯૭ ) ૨ ક. ૪૦૫ ) એકાદા જજ એક કામમાં પોતાના ફેંસલામાં એક હકીકત માત્ર બતાવીને સાક્ષી આપી શકતા નથી. જો તેમનો ઇરાદો તેમની કહેલી હકીકત પ્રમાણે કોરટોએ ચાલવુ જોઇએ એવો હોય તો હરકોઇ બીજો શાક્ષી જેવી રીતે હકીકત કહે તેવી રીતે તે હકીકત કહેવાને તે બંધાએલા છે ( રોશીયો વી. પીંટો ( ૧૮૬૭ ) ૭ વી. રી ૧૮૫ ) એક કામમાં મુખ્ય મુદ્દો વાદીના ઐારશપણા બાબતનો હતો અને વાદી જે શખસના ઉપર પોતાના બાપ તરીકે નો દાવો રાખતો હતો તે શખસ તે જડજ પોતે ઓળખતા હતા અને તે મળતો આવવાથી તેમને અસર થએલો હતો, તેમાં ઠરાવ્યું છે કે તે શખસના મળતાપણા ઉપરથી તે જડજે ફેંસલો કરેલો છે તે અપીલ કોરટ દાખલ કરી શકતા નથી અથવા તે પ્રમાણે ચાલી શકતા નથી ( જશવંતસીંગજી વી. જીતસીંગજી ( ૧૮૪૧ ) ૪ મુ. ઇ. અ ૨૯૦; વળી જુઓ મીથન વી. બશીરખાન ( ૧૮૬૬ ) ૧૧ મુ. ઇ. અ. ૨૧૩; પા. ૨૨૧; ૭ વી. રી પી. સી. ૨૭ ), પણ જ્યારે એક જડજે એવુ ઠરાવેલુ હોય કે અમુક શખસો ભરૂસો રાખવા લાયક નથી, કારણ કે તેમના જાણવામાં હતુ કે તેઓ ધંધાને લીધે સાક્ષીયો છે તેથી સદર દીવાની અદાલતના જડજોએ તે પ્રમાણે અવલોકન કરયા બાબત તેમને ઠબકો આપેલો હતો તેથી પ્રીવી કોસીલના નામદાર સાહેબોએ કહ્યું છે કે; " નામદાર સાહેબોની નજરમાં આવે છે કે તે ઠબકામાં અમે બીલકુલ મળતા આવતા નથી એવુ કહેવુ તે બરોબર છે. પક્ષકારોની ચાલ બાબત જડજો જાણતા હોય તો. તે ઘણુ અગત્યનુ છે અને એકાદા જડજ સાક્ષીયો તરીકે રજુ કરેલા પક્ષકારોની ચાલના વાકેફ હોય અને તે જડજે તે કામની સુનાવણી કરેલી હોય તો તે કામના ફેંસલાને ઘણો ફાયદો છે, કારણ કે તે ઓળખતા હોય તેથી તેમના ઉપર જેટલો ભરૂસો રાખવાનો હોય તેટલો રાખીને અભીપ્રાય બાંધવાને તે લાયક છે " ( બામનદાસ વી. તારીની ( ૧૮૫૭ ) ૭ મુ. ઇ. અ. ૨૦૩ અને જુઓ મહમદબક્ષ વી. હોસેની ( ૧૮૮૭ ) લા. રી. ૧૫ ઈ. અ ૮૧, પા. ૯૧ માં બતાવેલા વીચારો. )

અર્થ— એક ફેંસલાનો અરથ સમજવામાં જે છેવટ નીશ્ચય તેમાં કરેલો તે તેના પ્રથમના ભાગને અનુસરતો સમજવાને જો મુશકેલી માલુમ પડે તો તે ભાગ રદ કરવો જોઇએ (અંકુરચંદ્ર વી. ધનપતસીંગ (૧૮૯૩) ૧૯. વી. રી. ૧૦૪ જુઓ "સમજુત" રૂ. ૬).

**૫.** મુદ્દા કાઢવામાં આવ્યા હોય તેવી ફરિયાદોમાં પ્રત્યેક જુદા મુદ્દા ઉપર કોરટે પોતાનો ઠરાવ અથવા નિવેડો તથા તેનાં કારણો લખવાં. પરંતુ ફરિયાદના નિવેડાને વાસ્તે એક અથવા વધારે મુદ્દા ઉપર ઠરાવ તથા કારણ લખવાની જરૂર નથી.

કોરટે પ્રત્યેક મુદ્દા ઉપર પોતાનો ઠરાવ લખવો.

કલમ ૨૦૪

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૦૪.

ટીકા— આ રૂલ પ્રે. સ્મો. કો. કો. અથવા ચારટરવાળી હાઇકોરટોને અથવા પંજાબ ચીફ કોરટને પોતાની અસલ દીવાની હકુમતનો અમલ કરવામાં લાગુ નથી, ઓ. ૪૯, રૂ. ૩; અને સને ૧૮૮૪ ના એક્ટ ૧૮ ની ક. ૧૬ (૨), અથવા લોઅર બર્માની ચીફ કોરટને લાગુ નથી, જુઓ જાહેર ખબર નંબર ૧૭૩૭ અ. તા. ૧ નવેમ્બર સને ૧૯૦૦ ના રોજની સને ૧૯૦૦ ના હિંદુસ્થાન ગેઝીટના ભાગ ૧ પાનુ ૭૩૦

**દાવાના ફેંસલા માટે બસ હોય તો**— આ શબ્દોથી દાવામાં કાહાડેલા તમામ મુદ્દાઓનો નીર્ણય એક જડજ કરે તો, તે કરતાં તેમને અટકાવ થતો નથી, (દેવારકાંદા વી. દેવારકાંદા (૧૮૮૨) ૪ મ ૧૩૪).

અપીલ ચાલવા લાયક કામોમાં બની શકે ત્યાં સુધી નીચેની કોરટોએ તમામ અગત્યના મુદ્દાઓ વીશે પોતાનો અભીપ્રાય બતાવવો જોઇએ કારણ કે તે પ્રમાણે કરવામાં આવેલુ ના હોય તો પ્રીવીકૌન્સીલને તે કામ પાછુ મોકલવું પડે, પણ જો તેમ ના હોય તો અપીલ કરવા ઉપરથી તે કામનો આખરનો ઠરાવ થઇ શકે છે (તારાકાંત વી. પદમણી (૧૮૬૬) ૫ વી. રી. પી. સી. ૬૩; ધરમાએલખાંન મહમદ વી. હરીચર્ણપાલ (૧૯૦૪) ૯ ક. વી. નો. ૬૦; પણ જુઓ બ્રમદેવનારાયણ વી. મેકેનઝી (૧૮૮૪) ૧૦ ક. ૧૦૯૫; નંદલાલ વી. એનોમાલી (૧૮૮૫) ૧૧ ક. ૫૪૪; બળદેવસીંગ વી. ધરમકુંવર (૧૯૦૪) ૨૬ અ. ૨૩૪ જુઓ રૂ. ૪ ની નોટ)

એકાદા કામના ફેંસલાનો આધાર પ્લીડીંગ્સ ઉપરથી જે હકીકત માલુમ પડતી હોય તે હકીકત ઉપર અથવા તેથી જે હકીકત અનુસરતી હોય અથવા તેમાં આવેલી હોય તે ઉપર છે (કિશનચંદ્ર વી. શામચર્ણ (૧૮૮૬) ૧૧ મુ. ઇ. અ. ૭; ૬ વી. રી. પી. સી. ૫૭; માયલાપોર ઇયાશામી વી. ઇઓકે (૧૮૮૭) ૧૪ ક. ૮૦૨) પ્રતીવાદીએ જે મુદ્દો કડાવેલો ના હોય તે મુદ્દા ઉપરથી તે પ્રતીવાદીના લાભમાં એક કામનો ફેંસલો એક જડજ કરવાને મુખત્યાર નથી, કારણ કે પરીણામે જો તે ફેંસલો બાહાલ રાખવામાં આવે તો વાદીએ માગેલો હુકમ જો તેમણે કરેલો હોય અને તેથી તે પ્રતીવાદીની જે જવાબદારી થાય તે કરતાં ઘણી વધારે જવાબદારી તે પ્રતીવાદીને શીર પડે છે (રાયચંદ વી. નારણ (૧૯૦૪) ૨૮ મુ. ૩૧૦) જુઓ ઓ. ૧૪ રૂ. ૩.

**૬.** (૧) હુકમનામું ફેંસલાની સાથે મળતું આવવું જોઇયે; ફરિયાદ

હુકમનામામાં લખવાનો મજકુર.

નો નંબર, પક્ષકારોનાં નામ તથા વર્ણન, અને દાવાની વિગત તેમાં આવવી જોઇએ; તથા જે દાદ અપાવી હોય તે અથવા ફરિયાદનો જે બીજો ચુકાદો કરયો હોય તે તેમાં સ્પષ્ટ રીતે લખવો. કલમ ૨૦૬, ૨૧૧

(૨) ફરિયાદમાં થએલા ખરચની રકમ, તથા તે ખરચ કયા પક્ષકારે કઇ મિલકતમાંથી તથા શા પ્રમાણમાં આપવો, એ પણ હુકમનામામાં લખવું.

(૬) એક પક્ષકારે બીજા પક્ષકારને આપવાનો ખરચ, તે પક્ષકારને તે બીજા પક્ષકાર પાસેથી જે રકમ લેણી થયાનું કબુલ કરવામાં અથવા ઠરાવવામાં આવે, તે રકમમાં મજરે આપવો એમ ફરમાવવાનો કોરટને અધિકાર છે.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૦૬.**

**ટીકાઃ—**આ રૂલ પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે. પણ ચારટર વાળી હાયકોરટોને પોતાની અસલ દીવાની હકુમતનો અમલ કરવામાં લાગુ નથી—ઓ. ૪૯ રૂ. ૩

બંગાળામાં વધારાની સાથ બાબતના હુકમનામા અને કબજો છોડાવવાનાં હુકમનામા વીશે જુઓ સને ૧૮૮૫ ના એક્ટ ૮ માની ક. ૧૫૪, ૧૫૫

**હુકમનામુ.—**ફેસલા ઉપરથી હુકમનામુ થવુ જોઇએ અને તે તમામ દાવાઓમાં છેવટની કામ ચલાવવાની રીતીનો ભાગ છે અને તે અપીલ કરી શકાય તે પહેલાં લખવું જોઇએ (રનજીત વી. ઇલાહીબક્ષ (૧૮૮૩) ૫ અ. ૫૨૦; બોગા વી. રામદીન (૧૮૮૫) ૭ અ. ૮૫૪) ફેસલા પછી હુકમનામુ કરવુ જોઇએ, તેવો ઠરાવ કરેલો નથી તે એક ગફલત છે (રનજીતસીંગ વી. ઇલાહીબક્ષ (૧૮૮૩) ૫ અ. ૫૨૬)

**હુકમનામાનો નમુનો.—**ફેસલા સાથે મળતુ આવવુ જોઇએ અને છેલ્લી કલમ પ્રમાણે જડજ તે ઉપર સહી કરે તેમને પોતાની એવી ખાત્રી થવી જોઇએ કે તે ફેંસલા સાથે મળતુ છે. જે દાદ અરજીમાં માગવી હોય તે ફરીયાદમાં દાવાઅરજી તથા પ્લીડીંગોને અનુસરતી જોઇએ (પ્રશનચંદ્ર વી. રામાચરણ (૧૮૬૬) ૧૧ મુ. ઇ. અ. ૭; ૬ વી. રી. પી. સી. ૫૭) તે હુકમનામુ સ્પષ્ટ શબ્દોમાં (ચંદ્રમણી વી. ધરણીધર (૧૮૬૭) ૭ વી. રી. ૨) તેમજ વળી મર્યાદા વાળુ (નંદકીશોર વી. બરજનલાલ (૧૮૭૧) ૧૫ વી. રી. ૧૫૪) અને નક્કી થાય તેવુ (નથુસીંગ વી. રામબક્ષ (૧૮૭૨) ૧૮ વી. રી. ૩૪) હોવુ જોઇએ.

**અપીલ કોરટનુ હુકમનામુ.—**જ્યારે અપીલમાં થએલુ હુકમનામુ મજીયાર હોય અને આખા કામ સબંધીનુ હોય (રઘુનાથ વી. અબદુલહાય (૧૮૮૭) ૧૪ ક. ૨૬; ગોબરધન વી. ગોપાળરામ (૧૮૮૫) ૭ અ. ૩૬૬) તો તે આખરનુ હુકમનામુ છે, અને તે હુકમનામાથી નીચેની કોરટનુ હુકમનામુ ફેરાવવામાં આવેલુ હોય દુરસ્ત કરેલુ હોય અથવા બાહાલ રાખેલુ હોય તો પણ તે હુકમનામુ થયા પછી તેજ ફક્ત બજાવવા લાયક છે (અરૂનચેલા મુદાયન વી. વેલુદાયન (૧૮૬૯) ૫ હા. કો. ૨૧૫; રામચરણ વી. લખીકાંત (૧૮૭૧) ૭ બં. લા. રી. ૭૦૪; વાહીદઅલી વી. ઇનાયતઅલી (૧૮૭૦) ૧૪ વી. રી. ૨૮૮; મહ-

મહ સુલેમાન વી. મહમદયાર (૧૮૮૯) ૧૧ અ. ૨૬૭; અને નીચેની કોરટના હુકમનામાનો જેટલો ભાગ બાહાલ રાખવાનો ઇરાદો રાખેલો છે તેટલો ભાગ સ્પષ્ટ રીતે તે હુકમનામામાં આવે અને રદ કરેલુ હુકમનામુ જોવાની જરૂર રહે નહી તેવી તે લખવામાં સંભાળ રાખવી જોઇએ (ફોસ્તોર્કીકર ધેમ વી. બરોડાકાંત (૧૮૭૨) ૧૦ બં. લા. રી. ૧૦૧; પણ જો તે હુકમનામાથી કાંઇ વધારા શીવાય અસલ કોરટનુ હુકમનામુ માત્ર બાહાલ રાખેલુ હોય તો તે અસલ કોરટનુ હુકમનામુ ખુલાસા બાબત અને હકીકત જાણવા સારૂ જોઇ શકાય છે (રામચર્ણુ) વી. પરસીધર (૧૮૮૮) ૧૦ અ. ૫૧) પણ જે મુદતની અંદર અસલ કોરટમાં એકાદુ કૃત્ય કરવુ જોઇએ તે મુદતને તેથી હરકત થાય છે કીંવા નહી એ વીશે સ્પષ્ટ નથી (માનવીક્રમ વી. અનીયાપત (૧૮૯૨) ૧૫ મ. ૧૭૦ જુઓ મહમદ સુલેમાન વી. મહમદ યાર (૧૮૮૯) ૧૧ અ. ૨૯૭) જુઓ "કયુ હુકમનામુ બજાવી શકાય છે," ઓ. ૨૧ રૂ. ૫

**હીસાબ.**—એક ગુમાસ્તા ઉપર હીસાબ લેવાનો દાવો કરેલો હતો તેમાં વાદીને "નીક્ષ" કાગળો પ્રતીવાદીએ આપવા એવો પ્રતીવાદીને હુકમ કરવામાં આવે તે બસ નથી; માટે કોરટની રૂબરૂ જે કાગળો રજુ કરેલા હોય તે કાગળો તપાસવા અને તે બરોબર અને વ્યાજબી હીસાબ તે પક્ષકારો વચ્ચે છે કીંવા નહી (શશીશેખરે વી. સલીમ (૧૮૭૪) ૨૨ વી. રી. ૧૫૧) તે બાબત નીર્ણય કરવાનુ કામ તે કોરટનું છે. પછી તે પરભારો કરવામાં આવે અથવા ઓ. ૨૬ રૂ. ૧૧, ૧૨ માં ઠરાવેલી રીતે કરવામાં આવે તેની ચીંતા નથી (અનોદાપ્રસાદ વી. દવારકાનાથ (૧૮૮૧) ૬ ક. ૭૫૪; શશીભુશણ વી. ગરૂચર્ણ (૧૮૮૧) ૭ ક. ૮૯; અને હરીનાથ વી. ક્રીશ્નકુમાર (૧૮૮૭) ૧૪ ક. ૧૪૭ પા. ૧૫૩ ના કામમાં ઠરાવેલી રીત; લા. રી. ૧૩ ઇ. અ. ૧૨૩) અને જ્યારે નીક્ષ કાગળો આપવા બાબતનો દાવો હોય તો તે મતલબનો ખાસ હુકમ તે હુકમનામામાં હોવો જોઇએ (રામકુમાર વી. કાળીકુમાર (૧૮૬૮) ૧૦ વી. રી. ૨૭૯) હીસાબ બાબતનું હુકમનામુ તે ફક્ત તજવીજ કરીને રીપોર્ટ કરવાનુ હુકમનામુ નથી. ધારવા પ્રમાણે એવું થાય છે અને હમેશાં એવુ થવુ જોઇએ કે જે પક્ષકાર તે માગતો હોય તે પક્ષકારની જે રકમ લહેણી નીકળે તે રકમ લેવાનો હક થાય છે. તે હુકમનામાથી તેના હક કાયમ ઠરાવવામાં આવે છે, અને જે પક્ષકાર પાસેથી હીસાબ લેવાનો હોય તે પક્ષકાર પાસે કેટલું લેહેણું છે તેની તજવીજ કરવાનુ રાખવામાં આવે છે (જાનકી વી. બીંદાબન (૧૮૪૧) ૩ મુ. ઇ. અ. ૧૭૫; જુઓ પા. ૧૯૬–૧૯૭)

**એકાદો દસ્તાવેજ રદ કરવામાં આવે તે.**—જ્યારે કપટના કારણથી એક ગીરો ખત રદ કરવામાં આવે ત્યારે જે નાણા ધીરવામાં આવેલાં હોય તે નાણા તથા તે વસુલ આપવાની તારીખ સુધીના વ્યાજ બાબતનુ હુકમનામુ કરવુ જોઇએ (અજીતસીંગ વી. બીજાઈ (૧૮૮૫) ૧૧ ક. ૬૧; લા. રી. ૧૧ ઇ. અ. ૨૧૧) એક દાવામાં વાસ્તવીક રીતે એવી દાદ માગેલી હતી કે એક પડદાનશીન સ્ત્રીએ એક દસ્તાવેજ લખી આપેલો છે તે રદ કરવો જોઇએ તો તેમાં તે દસ્તાવેજ રદ થવો જોઇએ એવો ખાસ હુકમ કરવાને બદલે કોરટ તે મતલબનો ફક્ત હક ઠરાવે તે વ્યાજબી નથી (શકુરદીન વી. અલીહોસન (૧૮૭૪) ૨૧ વી. રી. ૩૪૦; લા. રી. ૧ ઇ. અ. ૧૯૨)

**ગીરો સાથે સબંધવાળા.**—એક સાન બાબતના કરારનો અમલ કરવાનુ હુકમનામુ મીલકત તબદીલ કરવાના એકટની ક. ૮૬ મી માં જે નમુનો બતાવેલો છે તે નમુના પ્રમાણે કરવુ જોઇએ, અને તે એકટ પહેલાં લખી આપેલા ગીરોના કામોમાં તે એકટ પ્રમાણે

કામ ચલાવવાની રીતી મુજબ ચાલવાને પરવાનગી આપવા લાયક છે ( દીનેન્દ્ર વી. ચંદ્ર (૧૮૮૬) ૧૨ ક. ૪૩૬; અમદા વી. ઉમરાવ (૧૮૮૯) ૧૧ અ. ૩૯૭; અને મીલકતનુ વેચાણુ તે એકટની ક. ૯૯ મીમાં બતાવેલી મર્યાદા સાથે છે ( કાવેરી વી. અનંતથાપા (૧૮૮૭) ૧૦ મું. ૧૨૯; દુરગાપા વી. અનનપા (૧૮૯૧) ૧૪ મ. ૭૪) બે મીલકતો ગીરો રાખનારે એક મીલકત ગીરોથી છોડાવવાનો હક ખરીદ કરીને બીજી મીલકત ઉપર પોતાના લેહેણાનો અમલ કરવાને માગે તો, તે મીલકતોની કીમત પ્રમાણે તે દાવાના ભાગ કરવાનું હુકમનામુ કરવુ જોઇએ, અને તેટલે તે હુકમનામાનો અમલ કરવો જોઇએ ( કીશનપ્રતાબશાહી વી. નંદકુમાર (૧૮૭૬) ૨૫ વી. રી. ૮૮; અને જુઓ નીલકંઠ બેનરજી વી. સુરેશચંદ્ર (૧૮૮૬) ૧૦ મુ. ૫૪૮) બીજા ગીરો રાખનારે ત્રીજા ગીરો રાખનાર તથા ગીરો આપનાર ઉપર હીસાબ બાબત તથા વેચાણુ કરાવવાને દાવો કર્યો તો તે હુકમનામાના હુકમમાં ત્રીજા ગીરો રાખનારનુ કેટલુ લેહેણું છે અને વાદીનુ કેટલુ લેહેણું છે તે બતાવવુ જોઇએ (અહિંદભુશન વી. છનોલાલ (૧૮૮૦) ૫ ક. ૧૦૧; કીશોરીમોહનરોય વી. કાલીચર્ણ ઘોસ (૧૮૯૫) ૨૨ ક. ૧૦૦) જામીનીવાળુ લહેણું વસુલ કરવાને એક સાંનખતની રૂઇએ એક હુકમનામુ કરવામાં આવેલુ હતું અને તેમાં નીચે પ્રમાણેના શબ્દો હતા એટલે-"તે ખતમાં સાનમાં જે મીલકત આપેલી છે તે પણુ વગી તમામ રકમ બાબત જવાબદાર છે." ઠરાવ્યું છે કે ખરી રીતે તે હુકમનામુ વેચાણુ બાબતનું છે અને તેવા હુકમનામા તરીકે તે બજાવી શકાય છે ( આનાપીલાઇ વી. યાનગાપામલ (૧૮૯૭) ૨૦ મ. ૭૮)

**કરાર.**—એકાદા કરારમાં વાદીયોનુ હીત હોવાથી તેથી તે કરારના ભાગનો અમલ કરાવવાનુ માગવાનો જ્યારે તે વાદીયોનો હક થતો હોય અને તે બધો કરારનો અમલ કરવા બાબત પ્રતીવાદી દાવો રાખતો હોય અને તે વીશે વાદીયો હરકત લેતા ના હોય તો, તે દાવો રદ કરવાને બદલે તમામ કરારનો અમલ કરવા ઠરાવ કર્યાનુ હુકમનામુ કોર્ટે કરવુ જોઇએ ( હરીરઘુનાથ વી. કીશ્નાજી અનંત (૧૮૯૫) ૧૯ મુ. ૫૪૬)

**ફાળો.**—ફાળા બાબતના દાવામાં જો બની શકે તો દરેક પ્રતીવાદીની જવાબદારી તે હુકમનામાથી ઠરાવવી જોઇએ. ( ભારતપાંડે વી. મથુરાકુંવર (૧૮૭૫) ૨૩ વી. રી. ૪૨૧). એકાદુ ભજીયારૂ હુકમનામુ કરવુ ના જોઇએ ( માહાદેવમીશર વી. લાહોરી (૧૮૭૫) ૨૪ વી. રી. ૨૫૦; બામાસુંદ્રી વી. આનંદમોહ્ય (૧૮૬૫) ૩ વી. રી. ૧૭૦, પીતાંબર વી. ભયરમનાથ (૧૮૭૧) ૧૫ વી. રી. ૫૨; ઓનીઉલ્લા વી. આસીરન (૧૮૬૭) ૭ વી. રી. ૧૯૪; કીસ્તોકુમાર વી. આનંદમોહ્ય ૭ વી. રી. ૩૦૧; નોબીનમોહન વી. ગોપાળચંદ્ર (૧૮૬૯) ૧૧ વી. રી. ૫૩૮; કીસ્તોમોની વી. બરોડાદાયા (૧૮૭૦) ૧૪ વી. રી. ૧૪૩. મરકાનઅલી વી. તફુઝુલહુસન (૧૮૭૧) ૧૬ વી. રી. ૭૮).

**ખર્ચ:**—સાંથ બાબતના એક હુકમનામાની બજાવણી કરવાના કામમાં થએલુ ખર્ચ સને ૧૮૬૯ના એકટ ૮ની ક. ૫૮ પ્રમાણે હુકમનામુ અપીલ ચાલે તેવુ કરવાને તે હુકમ નામામાં વધારવુ ના જોઇએ ( કાદમબાની કાર્ણીયા વી. કૈલાશ (૧૮૮૧) ૬ ક. ૫૫૪. એક અપીલના હુકમનામામાં ખર્ચ દાખલ કરવાની રીતી વીશે જુઓ મથુરામોહન વી. હરીકીશોર રોય (૧૮૭૨) ૧૮ વી. રી. ૨૮૬).

**સામી અપીલ.**—જ્યારે બેઉ પક્ષકારો અપીલ કરે ત્યારે એક અપીલ તે બીજી અપીલની સામી અપીલ થાય છે, માટે તે પક્ષકારો વચે ફક્ત એક આખરનુ હુકમનામુ થવું

જોઇએ ( રઘુબંસસાહોય વી. આશલુ ૨૦ વી. રી. ૨૯૪ ) નીચેની કોરટમાં વાદીનો દાવો કાહાડી નાંખવામાં આવેલો હતો તેથી તેણે અપીલ કરી અને દાવાના એક ભાગનુ ખર્ચ સાથેનુ હુકમનામુ કરાવ્યુ. દાવાનો જે ભાગ અપાવેલો ન્હોતો તેનુ ખર્ચ અપીલના પ્રતીવાદીને મળ્યુ. ઠરાવ્યુ છે કે અપીલનો પ્રતીવાદી પોતાના ખર્ચ બાબત બજાવણી કરી શકતો નથી, કારણ કે ફકત એક હુકમનામુ કરેલુ છે, માટે ખર્ચ તેને અપાવેલી રકમમાંથી બાદ કરતાં જે રકમ બાકી લહેણી રેહે તે રકમ બાબતજ ફકત તે બજાવી શકે છે ( ઇશરચંદ્ર વી. મનમોહન ૧૨ વી. રી. ૩૦૮ ).

**નુકશાન.**—જ્યારે વાદીઓ જુદા હીતથી નુકશાન બાબત દાવો કરી તે લે ત્યારે ઉચક રકમ બાબતનુ તે હુકમનામુ મજીયારૂ થવું ના જોઇએ પણ નુકશાનની વેહેંચણ કરવી જોઇએ ( ત્રીલોકનાથ વી. હરદત ( ૧૮૭૮ ) ૯ વી. રી. ૨૯૯ ) અને આવા હુકમનામામાં તે નક્કી કરવું જોઇએ અને તે હુકમનામાની બજાવણીમાં તે વીશે નક્કી કરવાનુ રાખવુ ના જોઇએ ( મણીરામ વી. મસીહન ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૧૩૯ ).

**દેણદાર અને લેણદાર.**—દેણદાર અને લેણદારની વચમાં એક કામમાં હીસાબ તપાશીને એક હુકમનામુ તૈયાર કરવાના ઠરાવો વીશે જુઓ (પરતાબબાહાદુર વી. ચીતપાળશીગ ( ૧૮૯૨ ) ૧૯ ક. ૧૭૪; લા. રી. ૧૯ ઇ. અ. ૩૩).

**એક મઠના વારસ થવાના હકનો ઠરાવ.**—તે મરતબાને લાયક થવાને મુદત આપી શકાય છે. ( રંગાચારીયર વી. યેંગના ( ૧૮૯૦ ) ૧૩ મ. ૫૨૪ ).

**હક ઠરાવ્યાનુ હુકમનામુ**—હક ઠરાવ્યાનુ હુકમનામુ કરી આપવાની બાબત કુલ અખત્યારની છે ( પીરથીપાલ વી. ગમાન ( ૧૮૯૦ ) ૧૭ ક. ૯૩૩; લા. રી. ૧૭ ઇ. અ. ૧૦૭ ); અને જો વાદી એક અથવા વધારે હકો માગતો હોય અને તેમાં ફક્ત એક હક બાબત તે જીતે તો, તે હુકમનામામાં એવો ઠરાવ દાખલ કરવો જોઇએ કે જે હક સાબેત કરવામાં તે નીશફળ થએલો છે તે હક બાબત તેને અટકાવ થાય ( ધનપતસીંગ વી. નારણ-પ્રસાદ ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૯૪; સપતસીંગ વી. ઇશ્રીત ( ૧૮૮૦ ) ૫ ક. ૭૨૦ ). ફક્ત એવો હક ઠરાવવામાં આવે કે વાદીએ વેચનારનો હક તથા હીત ખરીદ કરેલાં છે, પણ તેમા ચોકસ હક શો છે તે ઠરાવેલુ ન્હોતુ તેમાં ઠરાવ્યું છે કે તે ઠરાવ બરોબર નથી (રામફળ વી. ભગવાન ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૩૨૬ ).

**ઇઝમેંન્ટ.**—એક બીજા સખસની જમીન છાપરાની પાંખ કરીને તે જમીનમાં પાણી જવા દેવાનો હક ઠરાવવામા આવે તેમાં તે જમીનમાં પેશીને દુરસ્ત કરવાના હકનો સમાવેશ થાય છે ( હયોગ્રીવ વી. સાંમી ( ૧૮૯૨ ) ૧૫ મ. ૨૯૬ ).

**એક બીજા સખસની જમીન ઉપર ઇમારત કરીને દબાંણ.**—એક ત્રાહીત સખશે બીજાની જમીન ઉપર ઉમારત બાંધીને દબાણુ કરેલુ તેથી તે જમીનના કબજા બાબતના હુકમનામામાં એવુ કહેલુ જોઇએ કે વાદી તે જમીન લે અને તેની સાથે પ્રતીવાદીને ઇમલો ખશેડવાની છુટ છે, અને અમુક મુદતમાં તે મીલકતને અસલ સ્થીતીમાં હતી તે અસલ સ્થીતીમાં પાછી લાવવી, પણ જો તે કરવામાં પ્રતીવાદી કસુર કરેતો પ્રતીવાદીના ખર્ચથી વાદી તે ખશેડી શકે છે ( પ્રેમજી વી. કાશમજુમા ( ૧૮૯૬ ) ૨૦ મુ. ૨૯૮ ).

**ગીરો છોડાવવાનો હક બંધ કરવો અને વેચાણ.**—જુઓ એ. વી. હ. નંબર. ૬. ૧૦.

**હિંદુ વિધવા**.—એક હિંદુ વિધવા પાસેથી કૂટંબની મીલકત લેવાને દતકને અથવા બીજા કાયદેસર વારસને પરવાનગી આપી શકાય તે પહેલા તે હુકમનામામાં તે હિંદુ વિધવાને ખોરાકી પોશાકી બાબત યોગ્ય ઠરાવ કરેલો હોવો જોઇએ ( જમનાબાઇ વી. રાયચંદ (૧૮૮૩) ૭ મુ. ૨૨૫; ચેલાવા વી. ભીમનગાડી ( ૧૮૯૪ ) ૧૮ મુ. ૪૫૨ ) અથવા નોટીસ સાથેના ગીરો રાખનારને કબજો લેવાની પરવાનગી આપી શકાય તે પહેલા તે વિધવા બાબતનો ઠરાવ કરેલો જોઇએ ( રામાપા વી. શીવયોગાપા ( ૧૮૯૪ ) ૧૮ મુ. ૬૭૯ ).

**સુધારા**.--સ્થાવર મીલકતનો કબજો લેવાના દાવામાં હુકમનામુ કરતા પહેલા સુધારાની કીમત વીશે તજવીજ કરવી જોઇએ અને તેનો નીર્ણય બજાવણી ખાતામાં કરવાને રાખવો ના જોઇએ ( નેલાયા વી. વારકીપત (૧૮૭૮) ૩ મ ૩૮૨).

**કાયદેસર વારસ વકીલ**—એક કાયદેસર વારસ વકીલ ઉપરના દાવામાં તે હુકમનામામાં બતાવવામાં આવવુ જોઇએ કે પ્રતીવાદી ઉપર તે હુકમનામુ વારસ વકીલ તરીકે છે (ગીરધરલાલ વી. બાઇ શીવ ( ૧૮૮૪ ) ૮ મુ. ૩૦૯; વીરરાઘવચ વી. સમુદ્રાલામ ( ૧૮૮૫ ) ૮ મ. ૨૦૮; અને જુઓ ગુરૂવાપ વી. થીમા ( ૧૮૮૭ ) ૧૦ મ. ૩૧૬; સાથુવાયન વી. મથુસામી ( ૧૮૮૯ ) ૧૨ મ. ૬૨૫ )

**ખોરાકી પોશાકી**—ખોરાકી પોશાકી બાબતના હુકમનામામાં હવે પછી જે રકમ આપવાની તે ઠરાવવી જોઇએ, એટલુજ નહી પણ તે આપવાનો હુકમ કરવો જોઇએ ( વીશ્નુ વી. મંજામા ( ૧૮૮૫ ) ૯ મુ. ૧૦૮; આશુતોશ વી. લખીમની ( ૧૮૯૨ ) ૧૯ ક. ૧૩૯; અને જુઓ માનશા વી. જીવન ( ૧૮૮૭ ) ૯ અ. ૩૩ ), પણ જો તે ઠરાવ તેમાં કરવામાં ના આવે ( વીનાયક વી. આબાજી ( ૧૮૮૮ ) ૧૨ મુ ૪૧૬ ); અથવા જો તે કરવામાં આવે, અને હુકમનામાની મુદત ગએલી હોય તો ફકત હક ઠરાવ્યાના હુકમનામા તરીકે તેની રૂઇએ નવો દાવો ચાલે છે ( સભાનાથ વી. સુબા ( ૧૮૮૪ ) ૭ મ. ૮૦ )

એક હિંદુ વિધવાના લાભમાં હુકમનામુ કરેલુ ખોટી વર્તણુકને લીધે રદ કરી શકાય છે ( વીશ્નુ વી. મંજામા ( ૧૮૮૫ ) ૯ મુ. ૧૦૮ ) તેની પાછળની ખોટી વર્તણુક કરેલી જોઇએ અને તે વિધવા પોતાના હકનો અમલ કરવાનો દાવો કરે તેમાં જે જવાબ આપવામાં આવે તે પ્રમાણે તે સાબેત થએલુ હોવુ જોઇએ (દોલતકુંવરી. વી. મેઘુંવારી ( ૧૮૯૩ ) ૨૫ અ. ૩૮૨)

**હુકમનો ભાગ**—પરીશીષ્ટ ૧ એ. પી હ. મો. એક અથવા બીજા નમુના પ્રમાણે હુકમનામુ લખવુ જોઇએ એક ફેંસલાની નકલ તથા તેની સાથે ખર્ચની હકીકત હોય તે બસ નથી ( પરમેશ્વરીદત વી જયનાથ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી ૩૨૬ ). એકાદા હુકમનામાં જો કે એક શખસનુ નામ લખેલુ હોય તોપણુ જો હુકમનામાના ભાગમાં તે શખસને કાંઇ અપાવેલુ ના હોય તો તે હુકમનામાની રૂઇએ તે શખસ કાંઈ લેઇ શકતો નથી ( ઝયતુલ આબદીન વી. પુલાશ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૧૨૧; તેમ આપનારનુ નામ સ્પષ્ટ રીતે બતાવેલુ ના હોય તો, કાંઇ પણ વસ્તુ આપી શકાતી નથી ( જાનકીનાથ વી. જયકીશન ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૪ ) જે આપવા લેવાનુ હોય તે સ્પષ્ટ રીતે કહેલુ હોવું જોઇએ ( ક્રીશ્ટ કીશોર વી. રૂપલાલ ( ૧૮૮૨ ) ૮ ક. ૬૮૭. ); જો કે ખરચ આપવું જોઇએ એવુ ફેંસલામાં કહેવામાં આવ્યું હોય તોપણ, ખરચ આપવા લેવામાં આવતુ નથી ( નુઓફીસ્તો વી. પારબતીચર્ણ ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૨૩; ગોકલચંદ્ર વી. ગંગાનારણુ ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૧૧૧ ), અથવા વ્યાજ પણ અપાતુ લેવાતુ નથી ( મસુદનલાલ વી. ભીકારી

(૧૮૬૬) ૬ વી રી. પ્રા. ૧૦૯; પીલાઇ વી. પીલાઇ (૧૮૭૪) લા. રી. ૨ ઇ. અ. ૨૨૮); અથવા દરમીયાન ઉપજ બાબત પણ એમજ છે (નેનશીંગ વી. જવાહરસીંગ (૧૮૬૯) ૧ અ. હા. કો. ૧૯૭); અથવા દરમીયાન ઉપજના વ્યાજ વીશે પણ તેમ છે (મહમદ યાકુબ વી. મહમદ (૧૮૭૪) ૨૨ વી. રી. ૫૩૩); અને ખર્ચ વીશે જો સ્પષ્ટ ઠરાવ કરેલો ના હોય તો, પ્રીવીકૌન્સીલના કામમાં પણ તે અપાવવામાં આવતુ નથી તોપણ દરમીયાન અપાવવામાં આવે (લીલાનંદસીંગ વી. કોરટ ઓફ વોડ્સ (૧૮૭૦) ૧૪ વી. રી. ૩૮૭); તેમ ખરચ ઉપર વ્યાજ અપાવવામાં આવતુ નથી (મદન ઠાકુર વી. મોરીસન (૧૮૭૨) ૧૮ વી. રી. ૨૫૩; ફોરેસ્ટર વી. સેક્રેટરી ઓફસ્ટેટ (૧૮૭૭) લા. રી. ૪ ઇ. અ. ૧૩૭); પણ ખાસ રકમો ખરચની હોય તો અપીલના હુકમનામામાં બતાવવી જોઇએ, એવી જરૂર નથી (મથુરા મોહન વી. હરીકીશોર રોય (૧૮૭૨) ૧૮ વી. રી. ૨૮૬).

**વેહેચણ**—એક વેહેચણ બાબતના હુકમનામામાં વાદીનો અને પ્રતીવાદીઓમાંના કેટલાક પ્રતીવાદીઓનો હીસ્સો ફકત ઠરાવલો હતો, અને દાવામાંના બીજા બધા સવાલો અધબધ રાખેલા હતા તેથી તે હુકમનામુ ગેરશીરસ્તે રૂપનુ છે, એવુ ઠરાવેલુ છે (ક્રીશ્નાસામી વી. રાજગોપાળ (૧૮૯૫) ૧૮ મ. ૭૩; વળી જુઓ માનચંદ્ર વી. દુરગાચરણ (૧૮૮૧) ૭ ક. ૩૧૮; ભુબનમોઈ વી. સરતસુંદી (૧૮૮૬) ૧૨ ક. ૨૭૫).

**જવાબદાર શખસો**—જીલ્લાની અંદર જે શખસને જવાબદાર ઠરાવેલો હોય તે શખસ કામમાં પક્ષકાર હોવો જોઇએ તોપણ જો તે પક્ષકારો તીરસ્કાર કરે તો હાઇકોરટની અસલબાજુમાં વખતે જુદી રીતે હોઇ શકે છે (જયંતીચંદ્રસેન વી. આનંદલાલ (૧૮૭૦) ૧૪ વી. રી. એ. ઓ ૧) જો કે એક પ્રતીવાદી પાસેથી એક બીજા પ્રતીવાદીનું ખરચ સામાન્ય રીતે અપાવવુ ના જોઇએ (રામચંદ્ર વી. કીસ્તોકામીની (૧૮૬૮) ૧૦ વી. રી. ૧૯૪); તોપણ જો તે વાદીની સાથે સાજસથી મળી ગયો હોય અને પોતાના ફાયદા સારૂ તેની પાસે દાવો કરાવેલો હોય તો તેની પાસેથી તે પ્રમાણે અપાવી શકાય છે અને વળી તેને પોતાનુ ખરચ પણ આપવુ પડે છે (ભેરૂલાલ વી. દેવીનારાયણ, માર્શ ૬૦૮)

**કબજા બાબતનો દાવો**—જ્યારે વીશેષ રીતે અમલ કરવાના એકટ (સને ૧૮૭૭) ની ક. ૯ પ્રમાણેના એક હુકમનામામાં એવુ ઠરાવ્યું હોય કે ઝુંપડાં ખશેડવાનુ તથા પોલાણો પુરવાનુ ખરચ પ્રતીવાદીએ આપવુ, તો ઠરાવ્યું છે કે તે હુકમનામાનો આ ભાગ બરોબર નથી (તીલકચંદ્ર વી. ફાતીકચંદ્ર (૧૮૯૮) ૨૫ ક. ૮૦૩).

**પ્રોબેટ:**—કચ્છના વતનીના એક વીલના એકઝીકયુટરોએ બ્રીટીશ હિંદુસ્થાનમાં એક દાવો કરેલો હતો, પણ એવુ માલુમ પડ્યુ કે વાદીયોને ફકત દેશી કોરટમાંથી પ્રોબેટ મળેલુ છે તેથી તે દાવો કાહાડી નાખેલો છે. ઠરાવ્યુ છે કે બ્રીટીશ હિંદુસ્થાનમાં પ્રોબેટ અથવા વહીવટ પત્ર લીધા વીના અથવા સને ૧૮૮૯ ના એકટ ૭ પ્રમાણે સર્ટીફીકટ લીધા વીના વાદીયોનો હુકમનામુ કરાવવાનો હક થતો નથી (માનસીંગ વી. અમદ કનહી (૧૮૯૪) ૧૭ મ. ૧૪)

**દાદ.**—મીલકતમાંથી એક હીસ્સો લેવાને એક વાદીએ દાવો કરેલો છે, માટે તેણે જે માગેલુ છે તેના કરતાં તેને વધારે મળવુ ના જોઇએ (સામત વી. અમરા (૧૮૮૨) ૬ મુ. ૩૯૪; નરસીંહ વી. આપારાવ (૧૮૯૫) ૧૮ મ. ૧૨૪) તો પણ જે બાબત કબુલ કરવામાં આવેલી હોય અને તે પાછળથી બનેલુ હોય તો, અપીલ કોરટ તે પ્રમાણે હુકમનામામાં

ફેરફાર કરી શકે છે ( શખારામ વી. હરી ( ૧૮૮૨ ) ૬ મુ. ૧૧૩ ) એક વાદીએ પ્રતીવાદીનો અમુક મીલકતમાં કાંઇ હક નથી એવુ ઠરાવવાને દાવો કરેલો હતો, પણ તે દાવો ચાલતાની દરમીયાનમાં તેણે તે મીલકત ખરીદ કરી તેથી તે દાદ મળવાનો વાદીને જે હક છે તે જતો નથી ( વામનરાવ વી. રસ્તમજી ( ૧૮૯૭ ) ૨૧ મુ. ૭૦૧ ) કોર્ટે તજવીજ કરીને દરમીયાન ઉપજની રકમ નક્કી કરવાની હોય તો વાદીએ દાવાઅરજીમાં જેટલી માગેલી હોય તેટલીજ નક્કી થાય તેમ નથી ( જદુમતી દેવી વી. હફેઝ ( ૧૮૮૨ ) ૮ ક. ૨૯૫; ગૌરીપ્રસાદ વી. રેલી ( ૧૮૮૩ ) ૯ ક. ૧૧૨ ) એકાદો દાવો સાંભળવાને દીવાની કોરટ પોતાની હકુમત કરતાં વધારે રકમનુ હુકમનામુ કરી શકે છે ( માધોદાસ વી. રામજી પાટક ( ૧૮૯૪ ) ૧૬ અ. ૨૮૬ ) જે દાદ વાદીએ માગેલી ના હોય તે દાદ વાદીને મળવી ના જોઇએ, માટે જો તેણે મીલકત ઉપર હક ઠરાવવા તથા તાકીદ હુકમ બાબત દાવો કરેલો હોય તો તેને ઇઝમેંટનો હક ઠરાવ્યાનુ હુકમનામુ મળવુ ના જોઇએ ( સંનાયા વી. ગોપાળ ક્રીશ્નામા ( ૧૮૯૨ ) ૧૫ મ. ૪૮૯ ) જ્યારે એક વાદી એક દાવાના કારણ ઉપરથી દાવો કરે, અને જે પુરાવ આપે તેથી બીજુ દાવાનુ કારણ સાબેત થાય તો તેનો દાવો કાહાડી નાખવો જોઇએ ( મધુસુદન વી. હીલ્સ ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૨૪૨ ) એક "કાનમ"ના આધારથી દાવો કરેલો હતો, પણ વાદી તે "કાનમ" સાબેત કરી શક્યો નહી તેથી જે બાજા પ્રતીવાદીઓએ કબુલ કરેલાં હોય તેના ઉપર વાદી પાછો આધાર રાખી શકતો નથી ( ક્રીશ્ન પીલાઇ વી. રંગાસામી પીલાઇ ( ૧૮૯૫ ) ૧૮ મ. ૪૬૨ ) દાદ અભાવે માગી શકાય છે ( પીરૂમલ વી. કાવેરી ( ૧૮૯૩ ) ૧૬ મ. ૧૨૧ ) સ્વતંત્ર રીતે કબજો લેવાને દાવો કરેલો હોય પણ અમુક હકીકત હોય તો, મજીયારો કબજો અપાવી શકાય છે, પણ જો તે વાદીએ તે માગેલો ના હોય અને તે લેવાને તેનો હક છે એવુ બતાવેલુ ના હોય તો તે અપાવી શકાતો નથી ( અંતુસીંગ વી. મંડીલસીંગ ( ૧૮૯૩ ) ૧૫ અ. ૪૧૨; નાના વી. આપા ( ૧૮૯૬ ) ૨૦ વી. મુ. ૬૨૭; વાહીદઆલમ વી. સફ્તઆલમ ( ૧૮૯૦ ) ૧૨ અ. ૫૫૬ ) સ્વતંત્ર હકની સાબેતી હોય તોજ સ્વતંત્ર કબજો અપાવી શકાય છે ( પરશરામ વી. મીરાજી ( ૧૮૯૬ ) ૨૦ મુ. ૫૬૯; નાના વી. આપા ( ૧૮૯૬ ) ૨૦ મુ. ૬૨૭ ) પ્રતીવાદી મારી પાસેથી પટે રાખનાર છે એવા કારણથી કબજો લેવાને વાદીએ જ્યારે દાવો કરેલો હોય ત્યારે પ્રતીવાદીને પરવાનગી આપવાથી તેનો કબજો થએલો છે, અને તેનો કબજો રજાવાળો છે એવું વાદી તરફથી સાબેત કરવામાં આવે તો તેનુ હુકમનામુ કરી શકાય છે ( અબદુલગની વી. બાબતી ( ૧૯૦૩ ) ૨૫ અ. ૨૫૬ જુઓ રૂ. ૧૨ ની નોટ આગળ )

**સાંથથી કબજો.**—જો વાદીએ અમુક જમીનની સાંથ દર વીઘે રૂ. ૧–૮–૦ ઠરાવેલી હોય તો તેને હુકમનામાથી રૂ. ૨) અપાવવા ના જોઇએ ( ગાયરૂલ્લા વી. કીશોરનાથ ( ૧૮૬૬ ) ૫ વી. રી. એકટ ૧૦, ૬૦ ) અને જ્યારે એક શખસ એક પટાની રૂઇએ દાવો કરે, તેમાં પ્રતીવાદી વેચાણની તકરાર કરે અને તે પટો ખરા પ્રકારનો નથી એવુ ઠરાવવામાં ના આવે પણ જો વેચાંણુ થએલુ હોય તો પણ તે યોગ્ય પક્ષકારોએ કબુલ કરેલુ ના હોય અને તે નામુદ હોય તો ઠરાવેલું છે કે વેચાણ બાબત મુદ્દો કાહાડેલો નથી અને વાદીએ જે બીજા કારણો ઉપર આધાર રાખેલો છે તેમાં તે નીષ્ફળ થએલો છે તો તે દાવો કાહાડી નાખવો જોઇએ ( પલાનીયાંદી વી. મતુસામી ( ૧૮૬૪ ) ૨ મ. હા. ૪૪૧ ) મીલકતનો કબજો લેવાનો જે પટાનો આધાર હતો તે પટાની મુદત દાવો કર્યા પછી પુરી થએલી હતી, તે પ-

ટાની ફરકએ કબજો લેવાને દાવો કરવામાં આવેલો હતો. તેમાં કબજા બાબતનુ હુકમનામુ કર-વુ ના જોઇએ, પણ એવું ઠરાવવું જોઇએ કે તે પટાની મુદત પુરી થતા સુધી વાદીનો કબજાનો હક છે ( ઉમાનંદરોય વી. શ્રીકીશન ( ૧૮૯૭ ) ૭ વી.રી. ૨૪૮ ) અને ૧૮૫૯ ના એકટ ૧૧ પ્રમાણે એક જમીનના એક હીસ્સાનું વેચાણ કરવા પછી તે ખરીદ કરનારને તે હીસ્સો એક "મુકરરી" પટાના બોજા સાથે મળેલો છે એવુ ઠરાવવાને દાવો કરવામાં આવેલો હતો. તેમા સાબેત કરેલા હકમાં જેટલી જમીન આવી ગએલી છે તેટલીજ જમીન સંબંધી તે પટો સાબેત કરવામાં આવેલો હતો, માટે જો કે ભાગ પાડવા બાબત કાંઈ સવાલ ઉઠાવવામાં આવેલો નથી તોપણ નીચેની કોરટનુ હુકમનામુ એવું શરતી છે કે તમામ અદબદ રાખેલી સાંથ વસુલ આપવી જોઇએ. ઠરાવ્યુ છે કે આવી શરત કરવી જોઇતી ન્હોતી, માટે જો જરૂર હોયતો હવે પછી કામ ચલાવીને સાંથની રકમ નીર્ણય કરવા લાયક છે ( ઇમામબંદી વી. કમળેશ્વરી (૧૮૮૭) ૧૪ક. ૧૦૯; લા. રી. ૧૩ ઇ. અ. ૧૫૦ ).

**અધુરાં હુકમનામા.**--હુકમનામામાં જે બતાવેલુ હોય તેજ ફક્ત હુકમનામા વાળો લેઇ શકે છે, અને જો તે હુકમનામાના ઠરાવ એવા અનીશ્રીત હોય કે હુકમનામુ કેવુ કરેલું છે તે નક્કી કરવુ અશકય થાય તો તે હુકમનામાનુ અનીશ્રીતપણું સુધારવાને પાછળથી પુરાવ લેઇ શકાતો નથી. કાયદા પ્રમાણે બજાવણીમાં કેટલીક બાબતો નક્કી કરવાને ખુલ્લી રીતે પર-વાનગી આપેલી છે, અને તે ઉપરાંત જડજે તે હુકમનામુ કરવાને કેવો ઇરાદો રાખેલો હતો તે વીશે બજાવણીમાં નક્કી કરવાને કોરટને માટે રાખ્યા વીના તે હુકમનામુ બજાવવા લાયક છે એવુ તે ચોકસ છે એવી સંભાળ રાખવી તે જડજની ફરજ છે ( દવારકાનાથ હાલદાર વી. કમળાકાંત (૧૮૬૯ ) ૩ બં. લા. રી. એ૫. ૧૨૮; અને જુઓ જયતારાદાશી વી. મહમદ મોબારક ( ૧૮૮૨ ) ૮ ક. ૯૭૫ ). પણ જો કામના કાગળો જોતાં તેમાં જે ખામી હોય તે દુર કરી શકવાની હોય કે તે હુકમનામુ બજાવવા લાયક થાય તો, તે બજાવવુ જોઇએ (જવા-હીરમલ વી. કીશનરચંદ ( ૧૮૯૧ ) ૧૩ અ. ૩૪૩; અને જુઓ "સમજુત") અને બજા-વણીમાં તે હુકમનામામાં કાંઇ ફેરફાર અથવા જુદી રીતે કરી શકાતુ નથી (પીલાઇ વી. પીલાઇ ( ૧૮૭૪) લા. રી. ૨ ઇ. અ. ૨૧૯; ફોરેસ્ટર વી. સેક્રટરી ઓફ સ્ટેટ (૧૮૭૮) લા. રી. ૪ ઇ. અ. ૧૩૭; શેઠ વી. મુરલી ( ૧૮૭૭) લા. રી. ૫ ઇ. અ. ૭૮; ૩ ક. ૫૦૨ )

ભાડુ નક્કી કરયા વીના યોગ્ય ભાડુ આપે તો પ્રતીવાદીનો કબજાનો હક છે એવુ ઠરાવ્યાનુ એક હુકમનામુ હોય તો, તે ખામી ભરેલુ છે; કાવીનારણ વી. ચંદ્રનારાયણ ( ૧૮૭૬ ) ૨૩ વી. રી. ૨૨૮ ) અને તેજ પ્રમાણે એક હુકમનામાથી પ્રતીવાદીઓએ કબુલ કરેલા દરથી અને બજાવણીમાં વધારે દરથી સાબેત કરવામાં વધારે દરમીયાન ઉપજ આપે એવુ એકાદુ હુકમ નામુ કરવામાં આવેલું હોય ( લોતફુલ્લા વી. નસીબત ( ૧૮૯૮ ) ૧૦ વી. રી. ૨૪); અથવા જો ખુટ નક્કી કરવામાં આવેલા હોય તેનો અમલ થાય તેવુ ના હોય અને પક્ષકારોનાં કૃત્ય તે ઠરાવવામાં આવે તેવાં હોય તો પણ, ( સેક્રટરી ઓફ સ્ટેટ વી. દરબીજયસીંગ ( ૧૮૮૨ ) ૧૯ ક. ૩૧૨, લા. રી. ૧૯ ઇ, અ. ૬૯ ) ખુટ નક્કી ઠરાવ્યા વીના જમીનના ખાસ જથાના કબજા બાબતનુ હુકમનામુ હોય ( કંગાળચંદ્ર વી. કનેલાલ ( ૧૮૭૯ ) ૪ ક. ૬૯); અથવા હુકમનામાના દેણદારોના એકલાના કબજામાં ના હોય તેવી જમીનના કબજા બાબતનુ હોય અને જુદા જુદા ભાગીયાના હીસ્સા નક્કી કરેલા ના હોય ( પ્રસનકુમાર વી. આદેશરી (૧૮૭૨) ૧૮ વી. રી. ૪૩ ) અથવા દાવાવાળાં તમામ ગામો અપાવવા આવે પણ દાવા અરજીમાં કાંઇ

ગામ બતાવેલાં ના હોય પણ દાવા અરજી સાથે જુદા કાગળમાં ગામ બતાવેલા હોય (મહમદ સુલેમાન વી. મહમદયાર (૧૮૮૪) ૬ અ. ૩૦); તેમજ વળી તકરારના પક્ષકારોનો વખતે વખતે દેવના કબજા સબંધી હક ઠરાવવાનુ હુકમનામુ કરેલુ હોય પણ તેમાં દરેકે પુજા કેટલી મુદત કરવી તે વીશે ઠરાવ કરેલો ના હોય અને દેવને પાછા આપવા બાબત કરેલું હોય તે ખામીવાળુ છે (રામસુંદર વી. તારકચંદ્ર (૧૮૭૩) ૯ વી. રી. ૨૮)

વાદીઓએ અમુક રકમ તથા દાવાની તારીખ સુધીનુ તથા દાવો ચાલતા દરમીયાનનુ અને હુકમનામુ કરવામાં આવે તે પછીનુ વસુલ થતા સુધીનુ વ્યાજ લેવાને દાવો કરેલો હતો. કોરટે પોતાના ફેંસલામાં અમુક રકમ અપાવેલી હતી અને બાકીનો દાવો કાહાડી નાખેલો હતો ત્યાર પછી કોરટે પોતાનુ હુકમનામુ સુધારીને એક એવો હુકમનામા તરીકેનો ભાગ વધાર્યો કે પ્રતીવાદીયોએ દાવો ચાલતા દરમીયાનનુ તથા હુકમનામુ થયા પછી લહેણુ વસુલ થતા સુધીનુ વ્યાજ વાદીઓને આપવુ ઠરાવ્યું છે કે હુકમનામુ દુરસ્ત કરીને વ્યાજના દાવાનુ હુકમનામુ કરવુ તે કાયદેસર નથી અને જે હુકમથી તે હુકમનામુ દુરસ્ત કરેલા છે તે હુકમની ફરી તપાસણી કરવા લાયક છે (હસનશાહા વી. શીવપ્રસાદ (૧૮૯૩) ૧૫ અ. ૧૨૧).

**ઇલાજ.**—જ્યારે હુકમનામુ અપુર્ણુ હોય અને જે જડજે ફેંસલો આપેલો હોય તે જડજે જીલ્લો છોડેલો હોય અને ફેંસલા ઉપરથી હુકમનામુ લખવાને અશક્ય હોય ત્યારે નવી તપાસ કરવાનો હુકમ કર્યા શીવાય બીજો કાંઇ ઇલાજ નથી (કીશનદયાળ વી. અબદુલ લતીફ (૧૮૭૩) ૧૯ વી રી. ૨૬૭)

**ક્યારે નીરર્થક છે.**—હુકમનામાથી પક્ષકારો વચ્ચેના હકનો નીર્ણય કરવામાં આવે છે અને તેથી ખરી રીતે શું ઠરાવેલું છે તે નક્કી કરવાને સારૂં પક્ષકારો વચ્ચેના તકરારી હક તથા તેઓની વચ્ચે શું કહેવામાં આવેલું છે તે જોવાની વારંવાર આવશ્યકતા છે; કારણુ કે એકાદા હુકમનામાથી જે હક વીશે યોગ્ય રીતે મુદ્દો ન હોય તેવા હક આપવામાં આવે તો તે બીલકુલ રદ બાતલ છે (રોબીનસન વી. દુલીપસીંગ (૧૧ સી. ડી. ૮૨૩; અને જુઓ જયતારાદાસી વી. મહમદ (૧૮૮૨) ૮ ક. ૯૭૫; અમ્રીતોલાલ વી. રામધન (૧૮૭૨) ૧૮ વી. રી. ૫૦૩).

**દાવો ચાલતાની દરમીયાનમાં પક્ષકાર મરણ પામેલો હોય તેના ઉપર હુકમનામુ.**—જ્યારે એક મરનાર પક્ષકાર ઉપર તેના મરણુની અજાણુતામાં એક હુકમનામુ કરવામાં આવેલું હોય ત્યારે અલ્હાબાદ અને મુંબાઇની હાઇકોર્ટોએ ઠરાવ્યું છે કે તે હુકમનામુ બળવાન છે (ચેતનચારણુ વી. બળભદ્ર (૧૮૯૯) ૨૧ અ. ૩૧૪; રામાચાર્ય વી. અનંતચાર્ય (૧૮૯૭) ૨૧ મું. ૩૧૪; માબાપ વગરના છોકરાં બાબતના બોર્ડના પ્રેસીડેન્ટ અને સભાસદો વી. વેનરીનન. ૧ ને ૫. પી. સી. ૮૩ પા. ૯૬) પરંતુ કલકતા હાઇકોરટે ઠરાવેલું છે કે એકાદો દાવો દાખલ કરેલો હોય અને તે દાખલ કરતી વખતે એક સખસ મરણુ પામેલો હોય તેથી તે સખસ ઉપર કરેલું હુકમનામું તેના કાયદેસર વારસ વકીલો ઉપર બજાવી શકાતું નથી (ગીરેન્દ્રનાથ ટાગોર વી. હરોનાથરાય (૧૮૯૮) ૧૦ વી. રી. ૪૫૫; ૧૪ બં. લા. રી. ૩૪૪ નોટ). પણ પ્રીવીકાઉન્સીલની રૂબરૂ એકાદી અપીલ ચાલુ હોય તેમાં એક વીધવા જે પ્રતીવાદીઓમાંની એક પ્રતીવાદી હોય અને તે ગુજરી ગએલી હોય અને અપીલનો ફેંસલો કરીને હુકમનામુ કરવામાં આવેલુ હોય તો નીચેની કોરટમાં જરૂરીયાત પક્ષકારો વધારવાને વાદીને માટે રાખવામાં આવે છે (સુરેન્દ્રકેશવરાય વી. દુર્ગાસુંદરી (૧૮૯૨) ૧૯ ક. ૫૧૩; લા.

રી. ૧૯. ઈ. અ. ૧૦૮; અને જનાર્હનકૃષ્ણ વી. રામચંદ્ર વીઠ્ઠલ (૧૯૦૨) ૨૬ મું. ૩૧૭). બજાવણીના કામ સંબધી જુઓ ક. ૫૦.

**પ્રતીનીધી પક્ષકારો:**—અ એ સ્થાવર મીલકત સંબંધી દાવો કરેલો તે ચાલતાની દરમીયાનમાં અ મરણ પામ્યો તેથી તેના એકના એક દીકરાને તેની તરફથી હાજર થવાની પરવાનગી આપેલી હતી. તેમાં ઠરાવ્યુ છે કે તે હુકમનામામાં તે દીકરાનું વર્ણન પોતાના બાપના વારસ તરીકે કરીને તેને અપીલવાળા તરીકે દાખલ કરવો જોઇએ (રણુંજાય વી. જગતપાળ (૧૮૯૧) ૧૮ ક. ૧૧૧. જુઓ સને ૧૮૮૩ ના સુપ્રીમ કોરટના રૂલ,ઓ ૧૭ રૂ. ૧).

**સમજુત**—એકાદા જે હુકમનામાના શબ્દો શક ભરેલા હોય તે હુકમનામાનો અર્થ જો બની શકે તો કાયદા પ્રમાણે તે હુકમનામુ થાય તેવી રીતે કરવો જોઇએ અને તે હુકમનામુ કરનાર કોરટને તે કરવાનો અખત્યાર ના હોય તેવું કરવું ના જોઇએ (અમોલખરામ વી. લછમીરામ (૧૮૯૭) ૧૯ અ. ૧૭૪). પણ તે હુકમનામાના શબ્દોના ખરા હેતુ ઉપરાંત બજાવણીમાં એકાદુ હુકમનામુ વધારે બાબતમાં લાગુ કરી શકાતું નથી (બુદન વી. રામચંદ્ર (૧૮૮૭) ૧૧ મું. ૫૩૭). હુકમનામાના અર્થ પ્લીડીંગો તથા ફેંસલો હોય તે પ્રમાણે કરવો જોઇએ (રોબીનસન વી. દુલીપસીંગ ૧૧ સી. ડી પા. ૮૨૩; લછમનસીંગ વી. મોહન (૧૮૭૯) ૨ અ. ૪૯૭; જવાહીરમલ વી. કીસીરચંદ (૧૮૯૧) ૧૩ અ. ૩૪૩; શંકર વી. કેળુ ૧૪ મ. ૩૯; રાધાપ્રસાદ વી. તોરાબઅલી (૧૮૯૧) ૧૮ ક. ૧૦૮; કાળીકીષ્ન વી. સેક્રેટરી ઓફ સ્ટેટ (૧૮૮૯) ૧૬ ક. ૧૭૩ વા. ૧૮૩; લા. રી. ૧૫. ઇ. અ. ૧૮૬; શ્રીગણેશ વી. કેશવરાવ (૧૮૯૧) ૧૫ મું. ૬૨૫ પા. ૬૩૮; લીમાબાઇ વી. યમુનાબાઇ (૧૮૯૦) ૧૪ મ. ૩૧૩; જગતજીત વી. સોરાબજીત (૧૮૯૨) ૧૯ ક. ૧૫૯; લા. રી ૧૮ ઈ. અ. ૧૬૫), અને દાવા અરજી ઉપરથી કરવો ના જોઇએ (તોઓકીશોર વી. આનંદમોહન (૧૮૭૨) ૧૭ વી. રી, ૧૯; મહમદ સુલેમાન વી. મહમદયાર (૧૮૮૪) ૬ અ. ૩૦). પ્લીડીંગો જોઇ શકાય છે (લછમીનારાયણ વી. જવાળાનાથ (૧૮૯૬) ૧૮ અ. ૩૪૪), વળી ફેંસલો જોઇ જોઇ શકાય છે. (શીવલાલ કાળીદાસ વી. જુમકલાલ નાથજી (૧૮૯૪) ૧૮ મું. ૫૪૨; લક્ષ્મીકાત્યાળ વી. ઇનુગન્તી રાજા ગોપા (૧૮૯૭) લા. રી. ૨૫. ઇં. અ. ૧૦૨), પણ ફેંસલાની નોટ જોઇ શકાતી નથી (સુમારઅહમદ વી. હાજી ઇસ્માઇલ (૧૮૭૬) ૧ મું. ૧૫૮).

**ગીરો.**—મીલકત તબદીલ કરવાના એકટ પ્રમાણે તેના તેજ દાવામાં ક. ૯૦ પ્રમાણે પૈસા બાબતનું હુકમનામું મેળવી શકાય છે (રાજસીંગ વી. પરમાનંદ (૮૮૫૯) ૧૧. અ. ૪૮૬; સનાતનશાહ વી. નેવીઝ (૧૮૯૯) ૧૬ ક. ૪૨૩). વાદીએ એક ગીરો ખતની રૂએ દાવો કર્યો અને મીલકત સંબધી તકરાર કરી તેણે વાદીના દાવા તથા ખર્ચનું પ્રતીવાદી ઉપર હુકમનામુ મેળવ્યુ. તેમાં ઠરાવ્યું હતું કે તે ફક્ત પૈસા બાબતનુ હુકમનામુ છે. (થામનસીંગ વી. ગંગારામ (૧૮૭૯) ૨. અ. ૩૦૨) હરસુખ વી. મેઘરાજ (૧૮૭૯) ૨ અ. ૩૪૫; જાનકીપ્રસાદ વી. બળદેવનારાયણ (૧૮૮૦) ૩ અ. ૨૧૬). પણ વાદી ફક્ત પૈસા બાબતનું હુકમનામુ મેળવવાનું પસંદ કરે અને હુકમનામામાં એવું ઠરાવેલું હોય કે ગીરો છોડાવાનો હક જપ્ત કરવાના તથા વેચાણ કરાવાને લાયક નથી તો તેમાં ઠરાવેલુ છે કે વાદી પોતાનું લેણું વસુલ કરવાને અસર વીનાના ઇલાજો કરે તો તે વેચાણ કરવાની પરવાનગી આપવી કે નહિં તે કોરટના કુલ અખત્યારની બાબત છે (નીરંજન વી. ઉપેન્દ્ર (૧૮૭૨) ૧૦ બં. લા. રી. ૫૭). હુકમનામાના દેણદારની લખેલી કબુલાતના શબ્દો પ્રમાણેના એક હુકમનામામાં તે કબુલાતના શબ્દો દાખલ કરવામાં આવે છે (રામનંદન વી. લીલાધર (૧૮૬૮) ૨ અ. ૭૭૫).

" વાદીના દાવાનું ખર્ચ સાથે " એવું હુકમનામું કરવામાં આવેલું હોય તેનો હેતુ દાવા અરજીમાં દાવો કરેલો હોય તે પ્રમાણેનો છે ( સૌદેશ્રીનીવાસાપા વી. ક્રીષ્ણાપા ( ૧૮૮૭ ) ૧૧ મું. ૧૭૭; પણ જુઓ (થામનસીંગ વી. ગંગારામ (૧૮૭૯) ૨ અ. ૩૪૨ ), " ખતવાળા નાણાની તમામ રકમ " બાબત એ શબ્દોનો હેતુ બતાવેલી મુદ્દલ તથા વ્યાજની રકમ બાબતનું હુકમનામું થાય છે ( શાહઅલીઅહમદ વી. બનીસીંગ ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૨૭૭ ), "વસીલાત સાથે કબજો " બાબતનું એક હુકમનામું કરેલું હોય પણ દાવા અરજીમાં ખાસ ખુંટા બતાવેલા ના હોય તો તે હુકમનામાનો હેતુ એકાદી અવીભક્ત જાગીરના હીસ્સા બાબતનું હુકમનામું થાય છે અને ખાસ જમીન બાબતનું થતું નથી ( રામલોચન વી. મનસુર ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૯૧ ), " બરકાયદેસર દરથી વ્યાજ સાથે વાદીને પોતાનો નીમે ભાગ મળે તથા નીચેની કોર્ટમાં ચાલેલા કામનું ખર્ચ મળે એવા શબ્દો હોય તો તેનો હેતુ વાદીને દાવાવાળો નીચેનો ભાગ એટલે જે રકમ મુદ્દલ તથા વ્યાજની લેણી કહેવામાં આવેલી હોય તે છે, અને તે દાવાની તારીખથી વસુલ થતા સુધીનું વ્યાજ થાય છે ( ગોપીકીશન વી. વંદ્રાવન ( ૧૮૭૩ ) ૧૯ વી. રી. ૪૧). જ્યારે અમુક રકમ લેણી છે એવું ઠરાવીને જડ્જ ખર્ચ તથા તે ઉપરનું વ્યાજનું હુકમનામું કરે તો તેમાં ઠરાવ્યું છે કે હુકમનામાની રકમ ઉપર વ્યાજ અપાવવું તે વ્યાજબી નથી ( કાળીનાથ વી. તુગોદદોપ ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૧૭૫ ). અને ખર્ચ વીશે સેટાફ હોય તો સેટાફની રકમ બાદ કરીને જે રકમ રહે તે ઉપર વ્યાજ ચઢવું જોઇએ ( અમાનતઅલી વી. બન્ધુ ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૧૩૮).

**ગીરો છોડાવવું તે**—અસલ કોરટે બે માસ ગીરો છોડાવાને આપેલા હતા અને હાઇકોરટે તે બહાલ રાખેલું હતું. ઠરાવ્યું છે કે તે બે માસ હાઇકોરટના હુકમનામાની તારીખથી શરૂ થાય છે દોરેલત વી. ભુખણ ( ૧૮૮૭ ) ૧૧ મું. ૧૭૨ ), પણ જો અપીલ પાછી ખેંચી લેવામાં આવેલી હોય તો આ રૂલ લાગુ થતુ નથી ( પાતલોજી વી. મનુ ( ૧૮૯૧ ) ૧૫ મું. ૩૮૦, ચુડાસમા વી. ઇશ્વરગર ( ૧૮૯૨ ) ૧૬ મું. ૨૪૩ ), અને અમલદારીયાધીકાર બાબતના હુકમનામામાં તેજ નીયમ લાગુ થાય છે ( રૂપચંદ વી. સમસુરજહાન ( ૧૮૮૯ ) ૧૧ અ. ૩૪૬; પણ જુઓ કોદાઇસીંગ વી. જેપરી ( ૧૮૯૧ ) ૧૩ અ. ૩૭૬ ). કલકત્તા હાઇકોરટના ઠરાવ પ્રમાણે અપીલ કોરટના હુકમનામાથી ફક્ત અપીલ કહાડી નાખવામાં આવેલી હોય તો અસલ કોરટના હુકમનામાની તારીખથી ગીરો છોડાવાની મુદત શરૂ થાય છે ( ભોળાનાથ વી. કાંતીચંદ્ર ( ૧૮૯૮ ) ૨૫ ક. ૩૧૧ ) કલકત્તામાં હુકમનામામાં ઠરાવેલી મુદત ગયા પછી પણ ગીરો છોડાવાનું હુકમનામું બજી શકે છે ( પોરેસનાથ વી. રામજદુ (૧૮૮૯) ૧૬ ક. ૨૪૬ ). પણ મદ્રાસમાં તેમ નથી ( એન્નાથદત વી. કન્ની ( ૧૮૯૦ ) ૧૩ મ. ૨૬૭) તેમ વાય્ય પ્રાંતમાં નથી ( આઉધ્યાધીકારી વી. નાગેશ્વર ( ૧૮૯૧ ) ૧૩ અ. ૨૭૮ ). તેમ મુદત પુરી થયા પછી તે મુદત વધારી શકાતી નથી. ( રામલાલ વી. હરનારાયણ ( ૧૮૯૧ ) ૧૩ અ. ૪૦૦ ).

વાદીએ કબજો છોડાવાનો દાવો કરેલો હોય તે કામમાં કોરટ પોતાની મરજીમાં આવે તો ગીરો છોડાવાનું હુકમનામું કરી શકે છે ( પરસોતમ ભાઇશંકર વી. રમાબાઇ જંઝાર ( ૧૮૯૫ ) ૨૦ મું. ૧૯૬ ); પણ ગીરો છોડાવાના દાવામાં હુકમનામું કરવામાં આવેલું હોય તેમાં એક એવી શરત ઠરાવેલી હોય કે પ્રતીવાદીએ જે વાવેતર કરેલું છે તે પાક કાપી લેવામાં આવે

ત્યાં સુધી તેની પાસેથી કબજો છોડાવવો નહિં તો તે બરોબર નથી એવું ઠરાવેલું છે (દે-દત વી. રામઉતર (૧૮૮૬) ૮ અ. ૫૦૨)

**ખર્ચ તથા વ્યાજ**—પ્રીવીકાઉંસીલના કામોમાં નામદાર સાહેબો એવું ઠરાવે કે અમુક બતાવેલી ખરચની રકમ તથા ઈંગ્લંડમાં અપીલ બાબતનું ખરચ અથવા નીચેની કોરટોનું ખર્ચ તો તે પાછલા ઠરાવમાં અપીલના કાગળોના તરજુમા કરવાનુ અને ઇંગ્લંડ મોકલવાનું ખચ આવી જાય છે (મદન ઠાકુર વી. મોરીસન (૧૮૭૨) ૧૮ વી. રી. ૨૫૩; અશગરઅલી વી. નાગેન્દ્ર (૧૮૭૫) ૨૩ વી. રી. ૪૬૩; સરોડાપ્રસાદ વી. લછમીપતસીંગ; (૧૮૭૨ ૧૮ વી. રી. ૮૯; અને જુઓ રામપ્રકાર વી. પ્રસન્નો (૧૮૮૪) ૧૦ ક. ૧૦૬), અને એક કામમાં તે ઉપર દરવરસે દર સેકડે ૭ ટકા પ્રમાણે વ્યાજ અપાવેલું હતુ પણ તે ખાસ રીતે ઠરાવેલું નહોતું (નીલમાધબ વી. બીશંભર (૧૮૭૪) ૨૧ વી રી. ૪૧૧; પણ જુઓ મદનઠાકુર વી. મોરીસન (૧૮૭૨) ૧૮ વી. રી. ૫૫૩; અને ફોરેસ્ટર વી. સેક્રેટેરી ઓફ-સ્ટેટ (૧૮૭૭) લા. રી. ૪. ઇ. અ. ૧૩૭) માટે ફક્ત વ્યાજનું હુકમનામું કરેલું હોય તે વ્યાજબી રકમ અપાવી શકાય છે (રઘુનંદનસીંગ વી. આર્કટ (૧૮૭૩) ૧૯ વી. રી. ૪૭ માધબલાલ વી. મ્યાનગોઝ (૧૮૮૦) ૬ ક. લા. રી. ૨૩૧), પણ તે લેણી રકમ ગણુન એવું માલુમ પડેલું ના હોય કે કેટલા દરનો ઇરાદો રાખેલો હતો તો તે પ્રમાણે થતું નથી (શાહઅમદુલ્લા વી. રીયાસતહુસેન (૧૮૭૨) ૧૭ વી રી. ૪૧૪) જ્યારે એકાદા દરમી-યાન ચાલેલા કામના ખરચનો નીકાલ કરવામાં આવેલો હોય તો દાવાનું સામાન્ય ખરચ અપા-વાથી આ થોડા ખરચનો નીકાલ કરવાનો હુકમ કરવામાં આવેલો હોય તેમાં હરકત થતી નથી એવો વીચાર કરવો તેવો રીવાજ નથી (રાધાપ્રસાદ વી. રામપરમેશ્વર (૧૮૮૨) લા. રી. ૧૦ ઇં. અ. ૧૧૩).

**વેચાંણ**—એક ગીરોની નશીનીની રૂઇએ કરેલા દાવામાં ગીરોવાળી મીલકતના વેચાણ બાબત હુકમનામું કરેલું હતું અને ઉપજેલી રકમ જો એ તેટલી ના હોય તો હુકમનામાના દેણદારની બીજી મીલકત અને જાતથી બાકીની રકમ લેવી એવું તેમાં ઠરાવેલું હતું. તેમાં ઠરા-વેલું છે કે મીલકત તબદીલ કરવાના એકટની ક. ૯૦ પ્રમાણે ગીરો મુકયા વગરની મીલકત વે-ચતા પહેલાં કાંઇ જુદો હુકમ કરવાની જરૂર નથી (બટકનાથ વી. પીતાંબર (૧૮૯૧) ૧૩ અ. ૩૬૯; દુરગાદાઇ વી. ભગવત (૧૮૯૧) ૧૩ અ. ૩૫૬).

**વહેંચણ**—વહેંચણ બાબતના દાવામાં કરારનામાનો ઠરાવ ફાઇલ કરવામાં આવેલો હતો, તેમાં એવું કબુલ કરવામાં આવ્યું હતું કે અમુક નક્કી કરેલી મીલકતની અમુક પ્રમાણોમાં વહે ચણી કરવી જોઇએ અને જે બીજી મીલકત તે વખતે નક્કી કરેલી નહોતી તેની પણ તે પ્રમાણે વહેંચણ કરવી જોઇએ. કોરટે ઠરાવ્યું કે તે કરારનામા પ્રમાણે હુકમનામું કરવું જોઇએ. ઠરાવ્યું છે કે તે હુકમનામું ફક્ત નક્કી કરેલી મીલકત ઉપર બજી શકે છે અને નક્કી કર્યા વ-ગરની મીલકત સબંધી ફક્ત તે હક ઠરાવ્યાનું હુકમનામું છે (રામબાપીતરામ વી. યુવારામ (૧૮૭૯) ૪ ક. લા. રી. ૯૭)

**મુદત**—એક હુકમનામામાં તે અમલ કરવાની મુદત બતાવેલી હોય તો તે એક સરત નથી પણ કયારથી મુદત શરૂ થાય છે તે વખત બતાવવામાં આવે છે (નારાયણ વી. વીઠુલ (૧૮૮૮) ૧૨ મું. ૨૩)

અગ્રીયાધીકારના દાવામાં અસલ કોરટે વસુલ આપવાની એક મહિનાની મુદત ઠરાવેલી

રતી. તે મુદત પુરી થયા પછી દાખલ કરેલી અપીલમાં તે હુકમનામું બહાલ રાખવામાં આવ્યું પણ કાંઇ મુદત કહેવામાં આવેલી નહોતી. ઠરાવ્યું છે કે અપીલમાં થયેલા હુકમનામાની તારીખથી તે મહીનાની મુદત ગણવી જોઇએ ( રૂપચંદ વા. સમસુલ જાહન ( ૧૮૮૫ ) ૧૧ અ. ૩૪૬; પણ જુઓ કોદારસીંગ વી. જયશ્રી ( ૧૮૯૧ ) ૧૩ અ. ૧૮૯ ); પણ એક ગીરો છોડાવાના હુકમનામામાં મુદત ઠરાવેલી હોય અને અપીલ કરવામાં આવેલી હોય અને તે પરવાનગીથી પાછી ખેંચી લીધી હોય તો નીચેની કોરટના હુકમનામામાં જેમ ગણવામાં આવે છે તેમ મુદત શરૂ થાય છે ( પાતલોજી વી. ગનુ ( ૧૮૯૧ ) ૧૫ મું. ૩૭૦; ચુડાસમા વી ઈશ્વર ( ૧૮૯૨ ) ૧૬ મું ૨૪૩ ).

એકાદી અપીલ આપવામાં આવેલી હોય તેથી હુકમનામાવાળી રકમ આપવાની મુદત વધતી નથી અથવા તે હુકમનામું બજાવાને અટકાવ થતો નથી (અમીનાબી વી. સીદુ (૧૮૯૩) ૧૭ મુ. ૫૪૭ ).

**હુકમનામાનો હેતુ**—જો કે એકાદું હુકમનામું કાયદા પ્રમાણે ન હોય તોપણ તે ઉપર અપીલ કરવામાં આવેલી ના હોય તો તે બંધનકારક છે (પપામા વી. વીરપ્રતાપ (૧૮૯૫) લા. રી. ૨૩ ઇં. અ. ૩૫; ૧૯ મ. ૨૪૯ ).

એક વખત હુકમનામું કરવામાં આવે એટલે પક્ષકારોની વચ્ચે તે નીશ્ચયકારક છે ( બીનોદલાલ વી. બ્રજેન્દ્રકુમાર ( ૧૯૦૨ ) ૨૯ ક. ૮૧૦; ૬ ક. વી. નો. ૮૩૮ ); અને તે બજાવનારી કોરટ તેની પાછળ જઇ શકતી નથી. ( છોટીનારાયણસીંગ વી. રામેશ્વર કુંવર (૧૯૦૧) ૬ ક. વી. નો. ૭૯૬ )

એક નીયમ તરીકે પક્ષકારો જે મુખ્ય હોય અને રીતીસર કરેલા હોય તેઓની વચ્ચેજ ફક્ત હુકમનામું બંધનકારક છે.( ત્રીલોચન ચકરબતી વી. ગોબીંદચંદરરોય ૧ શોમ ૨૪૪ ), ઓ. ૨૧. રૂ. ૧૦૦ નીચેની નોટ જુઓ). અને તેઓના વારસ વકીલોની વચ્ચે બંધનકારક છે, હુકમનામું થયા પછી વારસ વકીલો અસલ કામ ફરીથી ચલાવી શકતા નથી ( રામભજન વી. મંદીરકુવર (૧૮૭૫) ૨૩ વી. રી. ૧૨૭); અને તે પેહલાં જે બંધન હોય તે રદ કરવાનું બંધન તેથી ઉત્પન્ન થાય છે ( નવલુ વી. રઘુ (૧૮૮૪) ૮ મું. ૩૦૩; તાત્યા વી. બાલાજી (૧૮૮૩ ) ૭ મું ૨૩૦). હુકમનામું રદ કરવાને સારૂં દાખલ કરેલા દાવામાં તે રદ કરવામાં આવે નહિ ત્યાં સુધી તેનો અમલ કરવા લાયક છે ( હરોચંદ્ર બીશ્વાસ વી. નોઓકીશન વી. રી. ( ૧૮૬૪ ) પા. ૧૫૯ ); પણ તેનો બજાવણીમાં અમલ કરવો જોઇએ અને તેથી એકાદા નવા દાવાને પુષ્ટી થતી નથી ( રાશમંજરી વી, રાધાસુંદરી ( ૧૮૯૫ ) ૨૩ વી. રી. ૨૮૩; નરસીંગદાસ વી. કયરૂદીન (૧૮૭૩) ૨૦ વી. રી. ૪૧૨).

**હક સબંધ**.—સ્થાવર મીલકતને બંધન કરવાને જો કોરટની હકૂમત ના હોય તો કાંઇ હક સંબંધ ઉત્પન થતો નથી અને જો તે કોરટ સ્માલકોઝ કોરટ હોય તો તે સ્થાવર મીલકતને અથવા કોરટની સ્થાનીક હકુમત બહાર જે મીલકત તદન હોય તેને હરકત કરી શકતી નથી તેમ બની શકે છે ( લછમીનાથસીંગ વી. માધોદાસ ( ૧૮૭૦ ) ૨ અ. હા કો. ૭૦ ) અથવા એવી રીતે કામ ચલાવવામાં આવેલું હોય કે જેથી હક સબંધ ઉત્પન્ન થઇ શકે તેવો વીચાર આવે નહિ. સને ૧૮૬૬ના એકટ૨૦ની ક. ૫૩ પ્રમાણે કામ ચલાવાની રીતી મુજબ કાંઇ જવાબદારી ઠરાવી શકાતી નથી ( અરમાબીબી વી. રામકાંત ( ૧૮૭૩ ) ૧૯ વી. રી. ૨૫૧; અખીરામ વી. નંદકીશોરી (૧૮૭૬ ) ૮ અ. ૨૩૬ ).

**ખોરાકી પોશાકી.**—મુસલમાન સ્ત્રીએ પોતાના ધણી ઉપર કરાવેલા હુકમનામા સબંધી જુઓ (અબદુલકુતે વી. ઝબુનીસા (૧૮૮૧) ૬ ક. ૧૩૧), અને જો ચડેલી ખોરાકી પોસાકી બાબત એક હિંદુ સ્ત્રીએ દાવો કરેલો હોય તો તે બાબત (પીરથીસીંગ વી. રાજકુંવર (૧૮૭૦) ૨ અ. હા. કો. ૧૭૦, તે બાબત ક્યારે જવાબદારી નથી; જુઓ મતીયા વી. વીરમલ (૧૮૮૭) ૧૦ મ. ૨૮૩).

**ખોટા સખસ.**—જો વાદીનુ હુકમનામું જે સખસ ઉપર કરાવવાનુ હોય તે સખસના ઉપરના થતાં ખોટા સખસ ઉપર થઈ લુ હોય તો તેથી ખરા માલેકના હકને હરકત થતી નથી. (બસવંતાપા વી. રાણુ (૧૮૮૫) ૯ મું. ૮૬; આકોબા વી. સખારામ (સદરહુ) ૪૨ ૯)

કોરટના હુકમ પ્રમાણે અમુક એકઝીક્યુટરેએ ચાલી તે ઉતરકીયાના ખરચ સારૂ નાણા કરજે લીધાં. લેણદારોનુ તે નાણાં સબંધી એકઝીક્યુટરો તથા દતક ઉપર હુકમનામુ થયું. તે દરમીયાનમાં અ. એ વીલ રદ કરાવ્યું અને તે દતવિધાન પણ રદ કરાવ્યું. ઠરાવ્યું છે કે તે લેણદારોના હુકમનામાથી અ. ને અથવા તે મીલકતને હરકત થતી નથી (ફુનીંનદ્ર વી. જગદીશ્વરી (૧૮૮૭) ૧૪ ક. ૩૧૬)

**એકમતે એકાજુથે જવાબદારી**—જ્યારે એક હુકમનામુ એકમતે એકાજુથે કરાવેલુ હોય ત્યારે એક દેણદાર એક હફતાનુ પોતાના હીસ્સાનુ દેવું આપે તેથી જો બીજો દેણદાર આપવાને કસુર કરે તો તે આપનાર દેણદારની જવાબદારીમાં કાંઈ દુરસ્ત થતું નથી (સાલીગરામ વી. રામસેવક (૧૮૬૭) ૨ અ. પ્રા. ૧૪).

**રજીસ્ટર કરવાથી જે પ્રબળ હક થાય તે**—એક રજીસ્ટર કરાવેલા ગીરાખતની રૂઇએ એક હુકમનામું કરાવેલુ હોય તો તેનો પ્રથમના રજીસ્ટર કરાવ્યા વીનાનાં ગીરોની રૂએ પ્રથમ કરાવેલા હુકમનામા કરતાં પ્રથમ હક છે (હિમાલય બેંક વી. સીમલા બેંક (૧૮૮૬) ૮ અ. ૨૩; અને જુઓ જગાપ વી. રાધે (૧૮૯૧) ૧૩ અ. ૨૮૮).

**હિંદુ પ્રતીનીધી**—અમુક કામોમાં કુટુંબના અંગભુતોનુ અરસ પરસ વિરૂધ હિત નહીં હોવાથી જ્યારે મજીયારા કુટુંબના હીત વીશેજ તકરાર હોય તો પછી તે હુકમનામાનુ રૂપ ગમેતો જાત ઉપર કરવામાં આવેલું હોય તેવું હોય તોપણ તે હુકમનામાના દેણદારને તે અવિભક્ત કુટુંબના અંગભુતોના પ્રતીનીધી તરીકે ગણવામાં આવે છે (જોગેંદ્ર દેવરાય વી. ફુનીંનદ્રદેવ (૧૮૭૧) ૧૪ મું. ઈ. ૩૬૭, પા. ૩૭૬) અને તે હુકમનામું જાત ઉપર છે અથવા કુટુંબના અંગભુતોની તરફથી પ્રતીનીધી તરીકે તે પક્ષકારને બંધનકારક છે તે તેમાં બતાવેલું જોઇએ (રામકીશોર વી. કાલીકાંતો (૧૮૮૧) ૬ ક. ૪૭૯); કારણ કે તેની ઉપર પ્રતીનીધી તરીકે દાવો કરવામાં આવેલો હતો એવું ખુલ્લુ ના હોય તો તે હુકમનામાનો પક્ષકાર બીજાના હીતને બંધન કરી શકતો નથી (લોટીમોહતો વી. અઘોરી (૧૮૮૦) ૫ ક. ૧૪૪; અમીલક વી. સ્મીરાય (૧૮૮૫) ૧૧ ક. ૨૯૩; જમુના વી. દીગનારાયણ (૧૮૮૪) ૧૬ ક. ૧; પછી જો કે તે બાપ હોય—બાબાજી વી. ધુરા (૧૮૮૫) ૯ મું. ૩૦૫; ગુરૂસામી સમુર્તી (૧૮૮૨) ૫ મ. ૩૯; ગોકલીગા વી. સુબરાયા (૧૮૮૨) ૫ મ. ૧૩૩; રામદયાળ વી. દુર્ગાસીંગ (૧૮૯૦) ૧૨ અ. ૨૦૯); પણ જો પ્લીડીંગમાં તેમજ હુકમનામામાં તે પ્રતીનીધી છે એવુ બતાવેલુ ના હોય તો જે લહેણું અથવા દાવો હોય તે કેવા પ્રકારનો હતો તે સબંધી તે સવાલનો ફેસલો કરવો જોઇએ (દોલતરામ વી. મેહેરચંદ (૧૮૮૮) ૧૫ ક. ૭૦; લા, રી. ૧૪ ઇ. અ. ૧૮૭, હરીવીઠલ વી. જેરામ (૧૮૯૦) ૧૪ મું. ૫૯૭; પણ જુઓ

સામુ વોયેન વી. મધુસામી (૧૮૮૫) ૧૨ મ. ૨૨૫; શંકરન વી. પાર્વતી (૧૮૮૯) ૧૨ મ. ૪૩૪); બીશેશર વી. લછમેશર (૧૮૭૮) લા. રી. ૬ ઇ. અ. ૨૩૩; ૨ ક. લા. રી. ૪૭૭; નાનોમી વી. મદન (૧૮૮૫) લા. રી ૧૩ ઇ. અ. ૧૩ ક. ૨૧), કેવી હકીકતથી તે દાવો કરવામાં આવેલો હતો અને ફેંસલો અને હુકમનામું કરવામાં આવેલાં છે તે વીશે ઠરાવ થવો જોઇએ (ગુરૂવાપા વી. ધીમા (૧૮૮૭) ૧૦ મ. ૩૧૬; મતીપા વી. વીરમમલ (૧૮૮૭) ૧૦ મ. ૨૮૩) અને જે મીલકત વેચવાની હોય તે બાબત ઠરાવ થવો જોઇએ (જયધરીલાલ વી. રઘુબર (૧૮૮૨) ૧૨ ક. લા. રી. ૨૫૫, બીશેશર વી. લછમેસરસીંગ (૧૮૭૮) લા. રી. ૬ ઇ. અ. ૨૩૩; વીરારાઘવમા વી. સમુદ્રાલા (૧૮૮૫) ૮ મ. ૨૦૯; ગુરૂસામી વી. સદાશીવ (૧૮૮૨) ૫ મ. ૩૭; પણ જુઓ અરૂણચેલા વી. શીવગીરી જમીનદાર (૧૮૮૪) ૭ મ. ૩૨૮). માટે જો એક લહેણાની જવાબદારી મીલકત ઉપર હોય અને તે મીલકતમાંથી હુકમનામું વસૂલ કરવાનુ હોય તો જો તે મીલકત વેચવામાં આવે અને તે વેચાણ મંજુર કરવામાં આવે તો તે દેણદારના માત્ર હક, હીત અને સબંધનું વેચાણ છે, એમ નથી (ભગત પ્રસાદ વી. ગીરજાકુંવર (૧૮૮૭) લા. રી. ૧૫. ઇ. અ. ૯૯; અને બળભીરસીંગ વી. અજુધ્યા (૧૮૮૭) ૯ અ. ૧૪૨).

**બાપનું દેવું**—એક હિંદુના કરજ બાબત તેના ઉપર હુકમનામું કરવામાં આવેલું હોય તો, તે હુકમનામાથી તેના દીકરા વીરૂધ મીલકત બંધનમાં છે (ભગબતપ્રસાદ વી. ગીરજાકુંવર ૧૫. ઇ. અ. ૯૯; ૧૭ ઇ. અ. ૧૧, ૪ મ. ૭૬; ૧૪ બં. લા. રી. ૧૮૭, ૧ ઇ. અ. ૩૨૧) અથવા તેના મરણ પછી જે કોઇ શખસના કબજામાં હોય પણ તે મીલકત બંધનમાં છે. (કનાકામા વી. વેંકટ રતનમ (૧૮૮૪) ૭ મ. ૫૮૬; પણ જુઓ ત્રીંબક વી. નારાયણ (૧૮૮૪) ૮ મું. ૪૮૧: બળભદ્ર વી. વીશેશર (૧૮૮૬) ૮ અ. ૪૯૫), અને બાપના કરજ બાબત દીકરા ઉપર હુકમનામું કરવામાં આવેલું હોય અને જો તે કરજ અનીતીનં ના હોય તો તે હુકમનામાનો તેવોજ અસર થાય છે (મદન ગોપાળલાલ વી. ગીરનબતી (૧૮૭૫) ૧૫ બં. લા. રી. ૩૬૪; સુરજબંસીકુંવર વી. શીવપ્રસાદશીંગ (૧૮૭૮) લા. રી. ૬ ઇ અ. ૮૮; મનાયનચેતીઆઇ વી. શાંગીલી (૧૮૮૧) લા. રી. ૯ ઇ. અ. ૧૨૮; શીવગીરી વી. તરવેંનગડ (૧૮૮૪) ૭ મ. ૩૩૯; નાનોમી વી. મદન (૧૮૮૫) લા. રી. ૧૩ ઇ. અ ૧ પા. ૮૭, ૧૩ ક. ૨૧), કારણ જરૂર વીનાનુ હોય તોપણ બાપનુ દેવુ આપવાને દીકરો જવાબદાર છે (મહાબીરપ્રસાદ વી. મારકુંડ (૧૮૮૯) લા. રી. ૧૭ ઇ. અ. ૧૧; માહાબીરપ્રસાદ વી. મહેશર (૧૮૯૦) ૧૭ ક. ૫૮૪; બાબીલાલ રહેમાન વી, ગોબીંદપ્રસાદ ૨૦ ક. ૩૨૮), બાપ હયાત હોય તોપણ જવાબદાર છે (ગોવીંદ વી. સખારામ (૧૯૦૪) ૨૮ મુ. ૩૮૩), પણ તે કરજ ગેરકાયદે અથવા અનીતીના કારણથી કરેલુ ના હોય તો તેજ જવાબદાર છે (ભગબતપ્રસાદ વી. ગીરજાકુંવર (૧૮૮૭) લા. રી. ૧૫ ઇ. અ. ૯૯; પીરીયાસામી વી. સીધારામ (૧૯૦૪) ૨૭ મ. ૨૪૩); પછી જો કે, તે સગીર હોય અને પક્ષકાર પણ ના હોય (જેરામ વી. જમાકોદીયા (૧૮૧૭) ૧૧ મુ. ૩૬૧); અથવા તે કરજ ગીરોની રૂઇએ હોય અને તે ગીરો કરી આપતાં પહેલાં તે પાકી વયનો થએલો હતો, પણ દાવામાં પક્ષકાર ન્હોતો તોપણ જવાબદાર છે (ફુલચંદ વી. મદનસીંગ (૧૮૮૨) ૪ અ. ૩૦૯; પણ જુઓ અરૂણચેલા વી. મણીશામી (૧૮૮૪) ૭ મ, ૩૯;

અને મુંબાઈમાં જો બાપ દાવાની તારીખે જુદો હોય તો તે દીકરાઓ તરફથી નથી-ત્રીંબક વી. નારાયણ (૧૮૮૪) ૮ મું. ૪૮૧; અને જુઓ પનાપા વી. પાપુવાયનગર (૧૮૮૨) ૪ મ. ૧). વહીલો મરહુમ મીલકત દીકરાના કબજામાં હોય તો પણ બાપનું જામીન તરીકેનું દેવું હોય તે બાબત તે મીલકત જવાબદાર છે (તુકારામભટ વી. ગંગારામ (૧૮૯૯) ૨૩ મું. ૪૫૪), પણ વાલીદવએ અમુક લેણને જામીન તરીકેની જવાબદારી કબુલ કરેલી ના હોય તો તે બાબત દીકરાનો દીકરો તે વાલીદવનું કરજ આપવાને જવાબદાર નથી (નારાયણ વી. વેંકટચારીયા (૧૯૦૪) ૨૮ મું. ૪૦૮), જો કરજ ગેરકાયદે કરેલું હોય અથવા અનીતીથી કરેલું હોય તો દીકરો એવી તકરાર કરી શકે છે કે તે હુકમનામું મને બંધનકારક નથી (ગોવીંદ વી. સખારામ (૧૯૦૪) ૨૮ મું. ૨૮૨).

નાચો બાબત કરેલું કરજ તે અનીતીનું અથવા કાયદા વીરૂધનું કરજ નથી (બદ્રીલાલ વી. કાંતીલાલ ૨૩ વી. રી. ૨૫૦; ચેતનારાયણસીંગ વી બનવારીસીંગ (૧૮૯૫) ૨૩ વી. રી. ૩૯૫; કુળદીપકુંવર વી. સુજતસીંગ (૧૮૭૫) ૨૪ વી. રી. ૨૩૧), જે નાણાં સબંધી બાપ વાદીના કુટુંબને જવાબદાર છતાં તેને અપ્રમાણીકપણાથી તે નાણા રાખેલાં હોય તે બાબત બાપ ઉપરના હુકમનામાની રૂહેએ દીકરા જવાબદાર છે (નાનાસાયન વી. પનુસામી (૧૮૯૩) ૧૬ મ. ૯૯) અને બાપે કુટબના ફાયદા સારૂ કરેલા કરજ બાબત દીકરા જવાબદાર છે (રામાસામી વી. ઉલગનાથ (૧૮૯૯) ૨૨ મ. ૪૯) પણ વેચાંણ અથવા ગીરો બાપ કરી આપે તે વ્યાજબી છે, એવુ ઠરાવવાને પાછલુ એટલે તે વેચાણ અથવા ગીરો કરી આપતા પહેલાંનુ દેવું હોવુ જોઈએ (સામીઆયનગર વી. પનામલ (૧૮૯૮) ૨૧ મ. ૨૮; વળી જુઓ બદ્રીપ્રસાદ વી. મદનલાલ (૧૮૯૩) ૧૫ અ. ૯૫); અથવા પ્રથમ દાવો થએલો હોવો જોઈએ (બાલીસલ રહેમાન વી. ગોબીંદપ્રસાદ (૧૮૯૩) ૨૦ ક. ૩૨૮). અલ્હાબાદ હાયકોરટે ઠરાવ્યુ છે કે ગીરોની રૂહેએ બાપના ઉપરના હુકમનામામાં જો દીકરાઓ પક્ષકારના હોયતો, તે દીકરાઓ તે હુકમનામાના જવાબદાર નથી (ભવાનીપ્રસાદ વી. કાલુ (૧૮૯૫) ૧૭ અ. ૫૩૭ પણ જુઓ ધરમસીંગ વી. અંગનલાલ (૧૮૭૫) ૨૧ અ. ૩૦૧) તેમાં એવો ઠરાવ કરેલો છે કે એકલેણદારનો દીકરા ઉપર જે પાછળથી ઇલાજ છે તેની બાબતમાં નીયમ તરીકે એક ગીરોવાળા કરજ અને ફકત નાણા સંબંધીના કરજની વચમાં કાંઇ તફાવત નથી, માટે બાપના ઉપરના દાવામાં દીકરાને લેણદાર દાખલ કરી શકે છે, પણ તે કરેલુ ના હોય તેથી દીકરા વીરૂધ જે પાછળથી તેનો ઈલાજ છે તેમાંથી તે બાતલ થતો નથી). અલ્હાબાદ હાયકોરટે ભવાનીપ્રસાદ વી. કાલુ (૧૮૯૫) ૧૭ અ. ૫૩૭) ના કામમાં જે નીયમ ઠરાવેલો છે તેના ખરાપણા વીશે મદ્રાસ હાયકોરટે વાંધો લીધેલો છે (રામસાયન વી. વીરાસાંમી (૧૮૯૮) ૨૧ મ. ૨૨૨; પલાનીગૌંદાન વી. રંગનીયાગોનદાન (૧૮૯૯) ૨૨ મ ૨૦૭), બાપના ઉપરના હુકમનામાથી દીકરા કેટલે દરજજે જવાબદાર છે તે સવાલનો નીર્ણય દરેક કામની વીશેશ હકીકત પ્રમાણે કરવો જોઈએ. જો બાપ વહીવટદાર હોય અને તકરારી મુદ્દો બાપને અને તે કુટુંબના બીજા અંગભુતો સંબંધી એકસરખો હોય અને તે દાવામાં યોગ્ય રીતે બચાવ કરેલો હોય તો તેમાં જે ફેંસલો થાય તે બાપની સાથે હીત રાખનારા બધા શખસોને બંધનકારક થાય છે જો દીકરાઓ પાકી વયના થએલા હોય અને કજીયા વીશે જાંણતા હોય અને બાપ તે ચલાવતો હોય તેમાં કાંઇ વાંધો લે નહી તો વળી ખુલ્લી રીતે તે દીકરાઓ તેથી બંધાએલા છે (કનજાન ચેતી વી. સીદાપીલાઇ (૧૮૯૯) ૨૨

મ. ૪૬૧). પાછલા દેવા બાબત ગીરો કરી આપવામાં આવે તેની અને કરજ લેઇને ગીરો કરી આપવામાં આવે તેની વચમાં નીયમ પ્રમાણે કાંઇ તફાવત નથી, તે એમાંથી ગમે તે એક બાબતમાં તે કરજ દીકરાને બંધનકારક છે અને તે જાતીનો અમલ કરવાથી બાપના દેવાના બોજામાંથી દીકરો છુટો થાય છે ( મી. હમ્મર વી. કુથા પેરૂમલ (૧૯૦૪) ૨૭ મ. ૩૨૬ ).

**કર્તા.**—એકાદો ડાહ્યો માલેક મીલકતને ફાયદો કરવા સારૂ જે જવાબદારી કરે ત્યારે એક કૂટુંબના કર્તા અથવા સગીરના વાલીના ઉપર થએલું હુકમનામું મીલકતને બંધનકારક છે (હનુમાનપ્રસાદ વી. બાબુ મુન્નરાજ કુંવરી (૧૮૫૯) ૬ મું. ઇ. અ. ૩૯૩; રતનામ વી. ગોવીંદ (૧૮૭૮) ૨ મ. ૩૩૯; હરી વી. જેરામ (૧૮૯૦) ૧૪ મું. ૫૯૭; હરી વી. ભુબનેશ્વરી (૧૮૮૯) ૧૬ ક. ૪૦; લા. રી. ૧૫ ઇ. અ. ૧૯૫ ); અને વાલીની બાબતમાં તે કાયદાના ઠરાવથી જે અખત્યાર તેને આપેલો છે તે કરતાં વધારે અખત્યાર વાપરેલો ના જોઇએ ( દેબીદત વી. સુબોદ (૧૮૭૬) ૨૫ વી. રી ૪૯૬; શીવરામ વી. સુબરાવ (૧૮૮૯) ૨ અ. ૬૦૨ ). માટે ઠરાવેલું છે કે એક કર્તાના ઉપર જમીનના કબજા બાબત હુકમનામું હોય તેની તેની સાથે પાછી વધારો તેનો ભત્રીજો રહેલો હોય તો બંધનકારક છે ( નારાયણ ગોપ હબુ વી. પાંડુરંગ (૧૮૮૧) ૫ મું. ૬૮૫; સખારામ વી. દેવજી (૧૮૯૮) ૨૩ મું. ૩૭૨), અને એક ભાઇના ઉપર તેણે તથા તેના બાપે મજીયારે કરેલા કરજ બાબત હુકમનામું થએલું હોય તો જો કે તે કૂટુંબના બીજા અંગભુતોને તે દાવામાં બાકાત જવાબદારીના કામનાં પક્ષકાર કરેલા ના હોય તોપણ તે કૂટુંબના બધા અંગભુતોના હીતને બંધનકારક છે (ભાણા વી. સીંધુ (૧૮૯૭) ૨૧ મું. ૬૧૬ ) પણ એક મીલકતના વહીવટદારે બંગાળામાં ખત લખી આપી સગીરો બંધન કરે તેવો વાલી નથી. ( દુરગાપ્રસાદ વી કેશો (૧૮૮૧) લા રી. ૯ ઈ. અ. ૨૭); અથવા મુંબાઇમાં પણ નથી ( હાજી વી. ધીરજરામ (૧૮૮૮) ૧૨ મું. ૧૮; કાળા રાઘુ વી. સેક્રેટરી ઑફ સ્ટેટ (૧૮૮૮) ૧૧ મ. ૩૭૯; સુબ્રમાનીયન વી સુબ્રમાનીયન (૧૮૮૨) ૫ મ. ૧૨૫), બંગાળામાં પણ એક વહેપારનો વહીવટદાર પોતાના કૂટુંબના અંગભુતો જે તેમાં હીત રાખતા હોય તેમને બંધન કરી શકે છે ( બીમેલા ડોસી વી. મોહન ડોસી (૧૮૮૦) ૫ ક. ૭૯૨; વળી જુઓ જોહરા બીબી વી. શ્રીગોપાલ મીસર (૧૮૭૬) ૧ ક. ૪૭૦; રામલાલ ઠાકરસીદાસ વી. લખમીચંદ (૧૮૬૨) ૧ મું. હા. કો. એ. ૫૧ પાનુ ૭૧; દોલતરામ વી. મેહેરચંદ (૧૮૮૬) લા. રી. ૧૪ ઇ. અ. ૧૮૭ ) ૧૫ ક. ૭૦; શીવપ્રસાદ વી. સાહેબલાલ (૧૮૯૩) ૨૦ ક. ૪૫૩ ); લછમન વી. શીવપ્રકાશ (૧૮૯૯) ૨૬ ક. ૩૪૯ ). પણ મદ્રાસમાં વહેપારના કરજ બાબતના કોઇ દાવામાં તેઓને પક્ષકાર કરવા જોઇએ, પછી તેઓ દીકરાઓ હોય અને તે કરજ તેમના બાપે કરેલું હોય તોપણ તેમને પક્ષકાર કરવા જોઇએ. ( ગુરૂસામી સમુર્તી ( ૧૮૮૨ ) ૫ મ. ૩૭; અરૂજીચેલા વી. શીવગીરી જમીનદાર (૧૮૮૪) ૭ મ ૩૨૮; અને જુઓ મધુવાયન વી. મધુસામી (૧૮૮૯) ૧૨ મ. ૩૨૫ ). પણ એક શખસ વહીવટદાર હતો તેથી તેણે દરમીયાન ઉપજ આપવી એવું એક હુકમનામામાં ઠરાવેલુ હતું પણ તેના ઉપર વહીવટદાર તરીકે દાવો કરેલો હતો, એવું તે હુકમનામા ઉપરથી માલુમ પડતું નહોતું અને તેની સાથે કૂટુંબના બે અંગભુતો સામેલ કરેલા હતા તેઓને છુટા કરેલા હતા તો તે હુકમનામું કૂટુંબને બંધન કરતું નથી ( વેંકટ વી. કાવેરી (૧૮૮૪) ૭ મ. ૨૦૧ ). એક મજીયારા હિંદુ કૂટુંબના

વહીવટ કરનાર અંગભુતોએ કુટંબના કારણસર નાણાં કરજે લીધાં હોય તો લેણદારનો તે કુટંબની મીલકત ઉપર હુકમનામું મેળવવાનો હક છે, પણ તે વહીવટ કરનાર અંગભુતોમાંનો જે હયાત હોય તેની જાત ઉપર હુકમનામું કરાવવાનો તેનો હક નથી (ચેલામાયા વી. વરદાયા (૧૮૯૯) ૨૨ મ. ૧૬૬). એક મજીયારા હિંદુ કુટંબના વહીવટદારે જે કરજ લીધેલું હોય તે કુટંબના કારણસર લીધેલું હતું એવું કાંઇ અનુમાન થતું નથી. (સોકજીરૂ પદમાનાભ વી. નારાયણરાવ (૧૮૯૪) ૧૮ મું. ૫૨૦). જે દેવાની મુદત ગએલી હોય તે દેવું એકાદો હિંદુ કુટંબનો વહીવટદાર પોતાના શીવાય તે દેવું કબુલ કરીને તાજું કરી શકતો નથી (દીનકર વી. આપાજી (૧૮૯૬) ૨૦ મુ. ૧૫૫).

**સગીરની મીલકતનો વહીવટદાર**—એક સગીરની મીલકતનો ખરો વહીવટદાર હોય તેને જરૂર હોવાથી અથવા સગીરના ફાયદા સારૂ તે સગીરની મીલકત વેચવાનો અખત્યાર છે (માહાનંદ મંડલ વી. નાફર મંડળ (૧૮૯૯) ૨૬ ક. ૮૨૦; ૩ ક, વી. નો ૭૭૦) મુંબાઇમાં ઠરાવેલું છે કે સગીરની મીલકતના વહીવટદારે કરેલા દાવામાં જે હુકમનામુ થએલુ હોય તેથી જો ન્યાયની રૂએ થએલા લીલામથી ત્રીજા નીરપરાધી પક્ષકારોને હક ઉત્પન્ન કરેલા હોય અને સગીરના વીરૂધ કાંઇ બતાવવામાં આવેલું ના હોય તો તે શીવાય સગીર બંધાએલો નથી (કાશીનાથ વી. ચીમનાજી (૧૯૦૬) ૩૦ મુ. ૪૭૭).

**"કરનાવાન"**--એકાદો કારનાવાન જો કપટ અથવા ફરજનો ભંગ કર્યાનો તકશીરવાન ના હોય તો, તારવાડ તરફથી હાજર થાય છે. (થેંજુ વી. ચીમુ (૧૮૮૪) ૭ મ. ૪૧૩, મોઇદીન વી. કીશનન (૧૮૮૭) ૧૦ મ. ૩૨૨; સુબ્રમાનીયન વી કાશી (૧૮૮૭) ૧૦ મ. ૩૫૫; સુબ્રમાંનીયન વી. ગોપાળ (૧૮૮૭) ૧૦ મ. ૨૨૩) પણ આ ઉપરથી તેના ઉપર હુકમનામું બજાવવામાં આવે નહી એવો તાકીદ હુકમ કઢાવવાના દાવાને અટકાવ થતો નથી (આપુ વી. રમન (૧૮૯૧) ૧૪ મ. ૪૨૫) કારનાવાનની જાત ઉપર કરાવેલુ હુકમનામું જો કે તે કરજ "ઇલમ" ની મીલકત સબંધી કરવામાં આવેલું હોય તો પણ "ઇલમ" ની મીલકતને બંધનકારક નથી (ગોવીંદ વી. કીશનાન (૧૮૯૨) ૧૫ મ. ૩૩૩). પણ જે દાવામા "નામબુદ્રી ઇલમ" ના કારનાવાન અથવા "ગારૂમકાનાયમ" ના તારવાડને પ્રતીનીધી તરીકે પ્રતીવાદીમાં સામેલ કરેલો હોય અને તેમાં પ્રમાણીક રીતે ડીફેંસ કરે અને તેમાં હુકમનામુ થએલુ હોય તો, તે કુટુંબના જે બીજા અંગભુતોને ખરી રીતે પક્ષકાર કરેલા ના હોય તે અંગભુતોને પણ તે બંધનકારક છે (વાસુદેવન વી. શંકરન (૧૮૯૭) ૨૦ મ. ૧૨૯; જુઓ માનકાત વેલમ વી. ઇબ્રાહીમ લેબી (૧૯૦૪) ૨૭ મ. ૬૭૫; અને આમુની વી. કીશ્ન (૧૮૯૩) ૧૬ મ. ૪૦૫).

**"ઉરાલરો"**—ઉરાલરો ઉપર એક હુકમનામુ થએલુ હોય તે જો કપટથી રદ કરવામાં આવેલુ ના હોય તો તે "દેવા સમ" ના હવે પછીના તમામ પ્રતીનીધીયોને બંધનકારક છે (દેલુ વી. પાઇદલ (૧૮૮૬) ૯ મ. ૪૭૩).

**વિધવા**--એકાદી હિંદુ વિધવા પોતાના ધણીની મીલકત તરફથી તેમજ પોતાની તરફથી તેમજ પાછળથી વારસ થનાર તરફથી હરકોઇ દાવામાં હાજર હોય છે કારણ કે તે દાવાનો હેતુ મીલકત લેવાનો અથવા તે ઉપર જવાબદારી ઠરાવવાનો હોય છે, માટે તેણીના ઉપર થએલુ હુકમનામું પાછળથી થનાર વારસોને બંધનકારક છે (નગેંદ્રચંદ્ર વી. શ્રીમતીડાસી (૧૮૬૭) ૮ વી. રી. (પી. સી.) ૧૭; નાથા હરી વી. જમની (૮ મું. હા. કો. ૩૭;

પરતાબનારાયણ વી. ત્રીલોકીનાથ ( ૧૮૮૩ ) લા. રી. ૧૧ ઇ. અ. ૧૯૭) માટે એક વિધવા ઉપર તેંણીના ધણી પાસેના લેહેણા બાબત દાવો કરવામાં આવેલો હતો તેમાં કરેલા હુકમનામામાં જો કે તેણીના ધણીની વારસ તરીકે અથવા પોતાના સગીર દીકરાની વાલી તરીકે કરવામાં આવેલું છે એવા શબ્દો નથી તોપણ તે મરનારની મીલકત ઉપર બજાવી શકાય છે ( ઇશ્વનચદ્ર મીતર વી. બક્ષઅલ્લી સોદાગર માર્સ ૬૧૪; સોતીશચંદ્ર વી. નીલકોમળ (૧૮૮૫) ૧૧ ક. ૪૫; જુગલકીશોર વી. જોતીંદ્રમોહન (૧૮૮૩) લા. રી. ૧૧ ઇ. અ. ૬૬ ) અને જો તેણીએ દતવિધાન કરતા પહેલાં શરૂ થએલા દાવામાં થએલો પરીણામ તેના લીધેલા દતકને બંધનકારક છે, પછી તે દતક તેમાં પક્ષકાર ના હોય અને તે દાવો તેણીના નામથી ચાલવામાં આવેલો હોય તેની ચીંતા નથી ( હરીશર્ણુ વી. ભુબનેશ્વરી (૧૮૮૯) ૧૬ ક. ૪૦, લા. રી. ૧૫ ઇ. અ. ૧૯૫, હરી વી. નારાયણ (૧૮૮૮] ૧૨ મું. ૪૨૭; ૧૬ ક. ૪૦; લા. રી. ૧૫ ઇ. અ. ૧૯૫; રાધાના વી. વેંકટકીશન (૧૮૮૮) ૧૧ મ ૪૦૮ ના ઠરાવનો મુકાબલ કરો ). અને જ્યારે સગીર દીકરો વાસ્તવીક રીતે કોરટની રૂબરૂ હોય અને ચાલેલા કામ ઉપરથી ખુલ્લું જણાતું હોય કે તમામ મીલકતનો બંધન કરવાનો ઇરાદો છે તો, કાંઇ શાંકીત રીતની હરકત લેવાની પરવાનગી આપવામાં આવતી નથી, ( હરીશરણુ વી. ભુબનેશ્વરી (૧૮૮૯) ૧૬ ક. ૪૦; લા. રી. ૧૫ ઇ. અ. ૧૯૫; હરી વી. નારાયણ (૧૮૮૮) ૧૨ મું. ૪૨૭; કુનહમદ વી. કુની (૧૮૮૯) ૧૨ મ. ૯૦). પણ સગીર દીકરો છે એ બાબત બીલકુલ દરકાર રાખેલી ના હોય અને પ્રોરીતીએ [illegible] તેણીના ઉપર તેણીના સગીર દીકરા તરફથી દાવો કરવામાં આવેલો હતો એવું માલુમ પડે તેવું કાંઇ ના હોય તો તે દીકરો તે હુકમનામાથી બંધાએલો નથી ( અકોબા વી. સખારામ ( ૧૮૮૫ ) ૯ મું. ૪૨૯ અને જુઓ દુરગાપ્રસાદ વી. કેશોપ્રસાદ ( ૧૮૮૧ ) લા. રી. ૯ ઇ. અ. ૨૭ ). ગૌરપ્રસાદના વારસ સગીર દીકરા હરપ્રસાદની વાલી તેની મા મસામત મુહારૂ કૂવરના ઉપર ગૌરપ્રસાદની હયાતીમાં લહેણુ જે ભાડા બાબતનુ થએલુ હતું તે બાબત એક હુકમનામું કરવામાં આવેલુ તે તેંની મીલકતને બંધન કાર્ક છે ( રાજદરભંગાના વહીવટદાર વી. રામપતસીંગ (૧૮૭૨ ) ૧૦ બં. લા. રી. ૨૯૫ ) અને એકાદુ હુકમનામુ તેંણીના ધણી ઉપર કરવામાં આવેલુ હોય પણ તેંણીના ઉપર બજાવેલું હોય તો તેનો તેજ અસર થાય છે (હરી વી. મીનાક્ષી ( ૧૮૮૨ ) ૫ મ. ૫ ) અને આ પ્રકારના દાવામા આ નીયમ એવી રીતે લાગુ કરેલો છે કે તે સ્ત્રી વારસ છે કે નહી તે શીવાય બધામાં એટલુજ જોવાની જરૂર છે કે કોના દેવા બાબત હુકમનામુ કરવામાં આવેલુ છે (હલખોરી વી. શીવચર્ણુ (૧૮૭૫) ૨૪ વી. રી. ૧૦૯); અને એક વિધવા એક દીકરો દત લીધેલો હતો, પણ મજીયારી મીલકત સાચવવાને સારૂ જે નાણા આપવામાં આવેલાં તે બાબતના ફાળા વીશે તે હિંદુ વિધવા ઉપર હુકમનામુ કરવામાં આવેલુ હતુ તો તે હુકમ તે મીલકતને બંધન કાર્ક છે, એવું ઠરાવેલુ છે ( રૂપમંજુરી વી. રામલાલ ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૧૪૫; પા. ૧૫૧; પણ જુઓ ફુલબાશકુંવર વી. જોગેસરસા હોય ( ૧૮૭૬ ) ૧ ક. ૨૨૬; બાઇજનદુબે વી. બ્રીજભુખણુ ( ૧૮૭૬ ) ૧ ક. ૧૩૩; લા. રી. ૨ ઇ. અ, ૨૭૫. જુઓ “ કાયદેસર વારસ વકીલ ” ક. ૫૦ ).

એક વિધવાના કબજાની મીલકત હતી તેમાં વિધવાની જે મીલકત હતી તે બીજાને આપવામાં આવેલી હતી, માટે તે બરોબર છે એવુ બતાવવાને કાયદેસર જરૂરી હતી અથવા તે આપનાર વ્યાજબી કારણોથી તેવી જરૂરી છે એવુ માનવાને તે દોરાએલી હતી એવુ

બતાવવુ જોઇએ ( અમરનાથશાહા વી. અચનકુંવર (૧૮૯૨) ૧૪ અ. ૪૨૦. જુઓ જીવ-ણસીંગ વી. મીસરીલાલ (૧૮૯૬) ૧૮ અ. ૧૬૬; લા. રી. ૨૩ ઇ. અ. ૧; મરૂદામથુ વી. શ્રીનીવાશ (૧૮૯૮) ૨૧ મ. ૧૨૮; મહેશરબક્ષ વી. રતનસીંગ (૧૮૯૫) લા. રી. ૨૩ ઇ. અ. ૫૭; ૨૩ ક. ૭૬૬; શામસુંદર વી. અમછનકુવર (૧૮૯૭) લા. રી. ૨૫ ઇ. અ. ૧૮૩; ટીકારામ વી. ડીપુટી કમીશનર, બરાબાંન્દી (૧૮૯૯) ૨૬ ક. ૭૦૭; લા. રી. ૨૬ ઇ. અ. ૯૭ ).

**પોતાનું કરજ:**—એક હિંદુ વિધવાએ પોતાના વિધવાપણામાં તે મીલકત ઉપર કરજ કરેલુ હતુ અથવા જવાબદારી ઠરાવેલી તે વીશે એટલુ યાદ રાખવુ જોઇએ કે તે મીલ-કત બીજાને આપવાનો તેંણીનો મર્યાદાવાળો અખત્યાર છે ( ભગબતીદાઇ વી, ભોળાનાથ ઠાકુર (૧૮૭૫) ૨૪ વી. રી ૧૬૮ ), તેંણીની જાત ઉપર એક હુકમનામું કરેલુ હોય અને મીલકત ઉપર કાંઇ જવાબદારી ઠરાવેલી ના હોય અને તેંણીએ વિધવાપણામાં તે કરજ લી-ધેલુ હતુ તેથી તે મીલકતને બંધનકાર્ક નથી પણ તેણીનુ જે હયાતી સુધીનુ હીત હોય તેને બંધન કાર્ક છે ( ક્રીસ્તોમોઇ વી, પ્રસનનારાયણ (૧૮૬૬) ૬ વી. રી ૩૦૪; અને જુઓ હરી-મોહન વી. ગણેશ (૧૮૮૪) ૧૦ ક. ૮૨૩ ); જો કે તે લહેણાની જવાબદારી તે મીલકત ઉપર ઠરાવી શકાતી હોય તોપણ તેને બંધનકાર્ક નથી ( બેંજનદુબે વી બ્રીજભુખણુ (૧૮૭૫) ૨૪ વી. રી. ૩૦૭; ૧ ક. ૧૩૩; ફુલબાસકુંવર વી. જોગેશાહોય (૧૮૭૬) ૧૧ ક. ૨૨૬; ક્રીસ્તોગોબીંદ વી. હેમચંદ્ર (૧૮૮૯) ૧૬ ક. ૫૧૧ ); કારણ કે આવા કામોમાં તે દાવો તે વિધવા ઉપર પોતાના દેવા બાબતનો છે તેથી તે મીલકત તરફથી તેમાં બચાવ કરે છે, એવુ કહી શકાતુ નથી( મહીમાચંદ્ર વી. રામકીશોર (૧૮૭૧) ૧૫ બં. લા રી. ૧૫૫ ) પણ થોડુક દેવું તેણીએ કરેલુ હોય અને થોડુંક તે મીલકતના સંપુર્ણ માલેકે કરેલુ હોય તે બાબતના હુકમનામાથી જો તે મીલકત વેચવામાં આવેલી હોય તો તે વેચાણ બરોબર છે ( દેબીદ્રનારાયણ વી. ચંદ્રનાથરોય (૧૮૭૩) ૨૦ વી. રી. ૩૦) અને જો તે મરણ પામેતો, તે મીલકતનો સારોબંદોબસ્ત રાખવાને જે કાંઇ કરજ કરવામાં આવેલુ હોય તે બાબત વારસો જવાબદાર છે ( હરીમોહન વી. ગણેશ (૧૮૮૪) ૧૦ ક. ૮૨૩ )

**કપટ.**—જે રીતે હિંદુ સ્ત્રી તે મીલકતનુ રક્ષણ કરવાને બંધાએલી છે તે પ્રમાણે તે તે રક્ષણ કરવાને બદલે મહેસુલની ચડેલી બાકી બાબત તે વેચાવવા દેઇને તે મીલકતનો નાશ કરવાને તે માગે અને આવી માહીતી સાથેનો ગીરો રાખનાર તે બચાવે તો પાછળથી થનારા વારસોને પક્ષકાર કરયા વીના કોઇરૂ પનું હુકમનામું કરાવીને તે મીલકતને બંધન કરી શકતો નથી ( નગેદ્રચંદ્ર વી. શ્રીમતીડોશી (૧૮૬૭) ૮ વી. રી. (પી. સી.) ૨૧ ) અને જો એવું માલમ પડે કે બ્યાજબી તપાસ કરાવ્યા વીના તેંણીએ એક હુકમનામુ કરવા દીધુ છે તો, તેવોજ પરીણામ થાય છે (અસોમોઇદાસી વી. ક્રીસ્તોમોહન મુકરજી (૧૮૭૭) ૨ ક. ૨૨૨ ); સચીત વી. બધુઆ (૧૮૮૬) ૮ અ. ૪૧૯) અથવા આવા હુકમનામાની બજાવણીમાં તે મીલકત આવી ખબર છતાં ખરીદ કરેલી હોય તો તેવોજ પરીણામ થાય છે ( પારેખ વી. વખત (૧૮૮૭) ૧૧ મુ. ૧૧૯ ). તે વિધવાએ કરેલુ કપટ ધણોજ નજીકનો પાછળથી થનાર વારસ જાણતો હોય તો તેથી તે વ્યવહાર બળવાન થતો નથી ( કોલનદાય વી. વેદામથુ (૧૮૯૬) ૧૯ મ. ૩૩૭).

**મીલકત ઉપર જવાબદારી ઠરાવવી.**—અને તેજ નીયમ પ્રમાણે જો એક વિ-

ધરા જેટલાં કાહાડવાં જોઇએ તે કરતાં વધારે નાણા કરજે ઉપાડે તો તે હુકમનામાની રૂએ એ તે મીલકતનો નાશ કરી શકાતો નથી ( રાજા જાહા વી. પારબતીએોઝેન વી. રી. ૧૮૯૪ પા. ૧૪૦ ) માટે જેટલાં નાણાં તે ઉપાડી શકતી હતી તેટલાં નાણાં પાછળથી થનાર વારસો આપે તો તેઓને કબજો મળવો જોઇએ ( ફુલચંદ વી. રઘુબંસ ( ૧૮૯૮ ) ૯ વી રી. ૧૦૮; શદાશીવ વી. ધાકુબાઇ ૫ મું. ૪૫૦ ) તો પણ આવા એકાદા કામમાં તે મીલકત બીજાને આપેલી હોય અથવા તે ઉપર જવાબદારી કરેલી હોય તો તે બરોબર છે ( મતીરામ કાવર વી. ગોપાળ શાહુ ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૧૮૭ ) અને જેમાં તેમાં થોડીક જવાબદારી બરોબર હોય તેમાં હુકમનામાના રૂપ વીશે જુઓ રાજારામ તેવારી વી. લછમનપ્રસાદ ( ૧૮૬૯ ) ૪ બં. લા. રી. ( એ. સી ) ૧૧૮ ) મછલીપટમના કલેકટર વી. કેવેલી વેંકટ નારાયણઆપા ( ૧૮૬૩ ) ૮ મું. ઇ. અ. ૫૨૯ ) ના કામનો ઠરાવો વીશેશે કરીને બતાવવા લાયક છે. તેમાં જે કરજ મીલકતને બંધન કારક હતુ તે બાબત એક વિધવા ઉપર એક હુકમનામું મેળવેલું હતુ, તે હુકમનામાથી મીલકત જવાબદાર ઠરાવેલી હતી, તેથી તે વેચવાનો હુકમ કરવામાં આવ્યો હતો. ત્યાર પછી તે વખતે તે વેચાંણુ અટકાવવાને તે મીલકત ગીરો રાખનારને મુદત તથા વ્યાજની રકમ આપવામાં આવે ત્યાં સુધી તેણીએ ગીરો મુકી; તે કરારનામું કામમાં દાખલ કરવામાં આવ્યું અને બજાવણી બંધ રાખવામાં આવી, પણ કોરટના એક હુકમને લીધે તે ગીરો રાખનારને કબજો મળ્યો નહી. તેમાં તે કરારનામાથી એક નવીન હકીકત કરવામાં આવેલી હતી એવા દેખીતા કારણથી ઠરાવવામાં આવેલુ હતુ કે તે ગીરોની રકમ બાબત તે લેંણદારનો તે મીલકત ઉપર ફકત હક સબંધ હતો. એક વહિવટદાર એક વિધવાને પોતાનો અખત્યાર વાપરવાની વ્યાજબી છુટ આપવીજ જોઇએ ( વેંકાજી શ્રીધર વી. વીશ્નુ બાબાજી ( ૧૮૯૪ ) ૧૮ મું. ૫૩૪ ) તે પોતાના ધણીનુ દેવું આપવાને પોતાના ધણીની મીલકત ગીરો આપવાનો તેણીનો હક થાય છે. આમદાનીમાંથી તે પતાવવાને તે બંધાએલી નથી ( રામાસામી વી. મંગાઇકિરશુ ( ૧૮૯૫ ) ૧૮ મ. ૧૧૩)

**કોરટ ઓફ વોરડસ,**—સવાલ, એક વિધવા બાળકે કોરટની મંજુરીથી જે કરજ કરેલુ તે કરજ બાબતના હુકમનામાથી થએલુ વેચાંણુ પાછળથી થનાર વારસને બંધનકારક છે કીંવા નહી ( દેવેંદ્રનારાયણ વી. કુમારચંદ્રનાથ ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૩૦; પણ જુઓ સરાબજીત વી. ચેપમેન ( ૧૮૮૫ ) લા. રી. ૧૩ ઇં. અ. ૪૪ પા. ૪૭; બાળકીશ્ન વી. માસુમા ( ૧૮૮૩ ) ૫ અ. ૧૪૨ )

**મુસલમીન.**—જુઓ ક. ૯૨ નીચેની નોટ. એક મરનાર ખતીજાના વારસ સગીર દીકરા તરફથી તેના વાલી ઉપર એક દાવો કરવામાં આવેલો હતો તેમાં ખતીઝાના દેવા બાબત હુકમનામું મેળવેલુ હતુ. તેમાં ઠરાવેલુ છે કે બજાવણીમાં થએલા લીલામથી તેણીની મીલકત વેચવામાં આવેલી છે તેથી તમામ મીલકત ઉપર ખરીદ કરનારને સારો હક મળેલો છે જો કે પછી બીજો વારસ હતો તો પણ સારો હક તેને મળેલો છે અને તે દેવુ હતુ નહો એ શીવાયના કારણથી તે બીજો વારસ તે વેચાંણુ વીશે વાંધો લેઇ શકતો નથી ( ખુરસેટ બીબી વી. કેસો ( ૧૮૮૮ ) ૧૨ મું. ૧૦૧; વળી જુઓ જાફ્રીબેગમ વી. અમીર મહમદ ( ૧૮૮૫ ) ૭ અ. ૮૨૨; બસંતરામ વી. કમાલુદીન ( ૧૮૮૫ ) ૧૧ ક. ૪૨૧; લછમીપત વી. લેન્ડમોર્ટ ગેજબેંન્ક ( ૧૮૮૭ ) ૧૪ ક. ૪૬૪ )

**કબુલતથી હુકમનામું,**—એક મુસલમાન દેંણદાર ગુજરી ગએલો હતો તેથી તેના

એક વારસે કબુલ કરવાથી એક હુકમનામું કરવામાં આવેલુ હતુ, પણ તેથી તે બીજા વારસાને બંધનકારક થઇ શકતુ નથી ( આસા માધમનીશા વી લછમીપતસીંગ (૧૮૭૯) ૪ ક ૧૪૨)

**પૈસા બાબતનુ હુકમનામુ.**—ગીરો રાખનાર અથવા સાનમાં નાખનાર હક છોડી દેઇને મીલકતથી નહી માગતાં ફકત પૈસા બાબતનો દાવો કરે એ કાંઇ અસાધારણ હકીકત નથી ( ફકીરબક્ષ વી. ચતરધારી ( ૧૮૭૦ ) ૧૪ વી રી. ૨૦૯ ) પણ અસલ કરારથી તે કરવાનો તેનો અખત્યાર ગએલો ના જોઇએ ( વેબ વી. રીન્ચીડન ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૨૧૪ ) આવા હુકમનામાનો હેતુ નક્કી ઠરાવેલો નથી, પણ હક સબંધ ખોવામાં આવે છે એવું જણાય છે; તેથી ફકત જાત વીશે ઇલાજ આપવામાં આવે છે ( ગૌરીસીંગ વી. ફજલહુશન ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૩૧૩; રાધાકુમાર વી. લછમીચંદ ( ૧૮૬૫ ) ૩ વી. રી. પ્રા. ૧૬ ) તેમ તે હુકમનામું ગીરોના હુકમનામા પ્રમાણે મીલકત ઉપર બજાવી શકાતુ નથી, પણ તે હક સબંધનો જુદો દાવો કરીને અમલ કરી શકાય છે ( ગુપીનાથસીંગ વી. શીવશાહી ( ૧૮૬૩ ) બં. લા. રી. ( એક્. બી. ) ૭૨; બીશચંદ્ર વી. મહમદ અફસરૂદીન ( ૧૮૮૮ ) ૧૦ ક. ૨૯૯; સુબંશસીંગ વી. ઇશરદત ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૧૫૦; માહાતમચંદ વી. હરદેવ નારાયણ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૧૧૯, જમેજયમલીક વી. ડોસમણી ડોસી (૧૮૮૧) ૭ ક. ૭૧૪ ફકત વેચાણ અથવા ગીરો છોડાવવાનો હક બધ કરવા બાબત ) તે કાયદા પ્રમાણે એક બીજો દાવો ચાલવા દેવામાં આવે કીંવા નહી એ બીશે કેવળ સ્પષ્ટ નથી. જુઓ ઓ. ૧૧ રૂ. ૨ ની નોટ અને સને ૧૮૮૨ ના મીલકત તબદીલ કરવાના એકટની ક. ૯૯.

પૈસા બાબતનુ હુકમનામાની અને હક સંબંધ ઠરાવ્યા બાબતના હુકમનામાની વચમાં તફાવત વીશે જુઓ હરસુખ વી. મેઘરાજ ( ૧૮૭૯ ) ૨ અ. ૩૪૫; દેબીચર્ણ વી. પરભુદીન રામ ( ૧૮૮૦ ) ૩ અ. ૩૮૮; અને જાનકીપ્રસાદ વી. બળદેવ ( ૧૮૮૦ ) ૩ અ. ૨૧૬ ). અમુક રકમ આપવામાં આવે એટલે વાદીનો કબજો લેવાનો હક થાય છે, એવો ઠરાવ કરવામાં આવ્યો હોય તો તે રકમ સંબંધી તે પૈસા બાબતનું હુકમનામું છે ( રામનગ્રસીંગ વી. રામયાદ ( ૧૮૭૯ ) ૫ ક. લા. રી. ૧૭૬ ).

**રજીષ્ટર**—પક્ષકારોના પ્લીડીંગો હોય અથવા કોરટના હુકમો હોય પણ ન્યાયની રૂઇએ ચાલેલા કામને રજીસ્ટર એકટની ક. ૧૭ લાગુ થતી નથી ( બીંદેશરી નાયક વી. ગંગાશર્ણ શાહુ (૧૮૯૮) ૨૦ અ. ૧૭૧, લા. રી. ૨૫ ઇ. અ. ૯ )

**હુકમનામુ પુરાવ તરીકે.**—તકરારી બાબત વીશે એકાદુ હુકમનામુ જો કે નીશ્ચયકારક ના હોય તો પણ તેના તેજ પક્ષકારો વચ્ચે તે પુરાવમાં દાખલ કરવા લાયક છે, ( રણબાહાદુર વી. લચોકુંવર ( ૧૮૮૪ ) લા. રી. ૧૨ ઇ. અ. ૨૩; ૧૧ ક. ૩૦૧ ); અને જ્યારે તેના તેજ પક્ષકારો વચ્ચે ના હોય ત્યારે પણ તકરારી મીલકત જે શખસના કબજામાં હોય તે શખસનો હક બતાવવાને તે દાખલ કરવા લાયક છે ( રામેશરપ્રસાદ વી. કુંજબીહારી ( ૧૮૭૮ ) લા. રી. ૬ ઇ. અ. ૩૩; ૪ ક. ૬૩૩, હીરાલાલ વી. હીલ્સ (૧૮૮૨) ૧૧ ક. લા. રી. ૫૨૮ )

હુકમનામાની તારીખ. **૭. જે તારીખે ફેંસલો કહી સંભળાવ્યો હોય તે તારીખ હુકમનામા ઉપર નાંખવી તથા ફેંસલા પ્રમાણે હુકમનામું લખેલું છે એવી પોતાની ખાત્રી કરીને જડજે તે હુકમનામા ઉપર સહી કરવી.** કલમ ૨૦૫

## સને ૧૮૮૨ ના ઍક્ટ ૧૪ ની ક. ૨૦૫.

**ટીકા.**—આ રૂલ પ્રો. સ્મો. કો. ને લાગુ છે; પણ ચાર્ટરવાળી હાઇકોરટોને પોતાની અસલ દીવાની હકુમતનો અમલ કરવામાં લાગુ નથી ઓ. ૪૯ રૂ. ૩

જુદારમાં નોટ "હુકમનામુ" અને "હુકમનામાઓ"—

**હુકમનામાની તારીખ.**—હુકમનામાની જે તારીખે ફેંસલો આપેલો હોય તે તારીખ હોવી જોઇએ અને જે તારીખે તે લખવામાં આવેલુ હોય તે તારીખ નથી / રામે વી. બ્રાઉટન (૧૮૮૪) ૧૦ ક. ૬૫૨; બનીમાધબ વી. માતગની (૧૮૮૬) ૧૩ ક. ૧૦૪). હુકમનામાની તારીખ એટલે જે તારીખે તે લખીને તે ઉપર કોરટે સહી કરેલી હોય તે તારીખ નથી પણ કોરટ જે દીવસે ફેંસલો આપે અને કેવું હુકમનામુ કરવામાં આવેલું છે તે બતાવે તે તારીખ છે, (બ્રેનહીલ્ટી વી. બ્રી. ઈ. સ્ટી. નેવીગેશન કં. (૧૮૮૧) ૭ ક. ૫૪૭ પા. ૫૫૧).

**ગીરો હક છોડાવવો તે.**—ગીરો છોડાવાના હુકમનામામાં ગીરો રાખનારે કરેલો સુધારો બજાવણીમાં જ્યારે નક્કી કરવામાં આવે ત્યારે તેમાંથી તે બાદ કરવો જોઇએ માંટે જે તારીખે આ કરવામાં આવેલું હોય તે તારીખ હુકમનામાની છે એવું ઠરાવેલું છે (ક્રીષ્નન વી. નીલકંઠન (૧૮૮૫) ૮ મ. ૧૩૭ જુઓ "ફેંસલાની તારીખ" ઓ. ૨૦ રૂ. ૩)

**મુદત**—હુકમનામાની તારીખથી એટલે ફેંસલાની તારીખથી મુદત શરૂ થાય છે, એક દાવેદાર જે મુદતની અંદર અપીલ કરી શકે છે તે દાવેદારનો ફેંસલો આપ્યાની તારીખ અને હુકમનામા ઉપર ખરી રીતે સહિ કર્યાની તારીખ વચેની મુદત તે મુદત ગણવામાં બાદ કરી શકે છે, (બનીમાધબ વી. માતગીની (૧૮૬૬) ૧૩ ક. ૧૦૪); તે પ્રમાણે અલ્હાબાદ અને મુબાઇમાં નહી (એપી વી. હસનુલ્લા (૧૮૯૦) ૧૨ અ. ૪૬૧; યામાજી વી. અતાજી (૧૮૯૯) ૨૩ મું. ૪૪૨)

જ્યારે જડજ હુકમનામા ઉપર સહી કર્યા પહેલાં પોતાનો હુદો ખાલી કરે ત્યારે શુ કરવું.

**૮.** જ્યારે કોઈ જડજ ફેંસલો આપ્યા પછી પણ હુકમનામા પર સહી કર્યા વગર પોતાનો હુદો ખાલી કરે, ત્યારે એવા ફેંસલા પ્રમાણે તૈયાર કરેલા હુકમનામા ઉપર સહી કરવાનો તેની પછીના જડજને, અથવા જો તે કોરટ કહાડી નાંખવામાં આવી હોય તો જે કોરટના તાબામાં તે કોરટ હોય તે કોરટના જડજને સહી કરવાનો અધિકાર છે. કલમ નવી.

**ટીકા.**—આ નવુ રૂલ છે અને તે પ્રો. સ્મો. કો. કોને લાગુ છે પણ ચા. હા. કો. પોતાની અસલ બાજુમાં લાગુ નથી, ઓ. ૪૯ જુના કાયદા પ્રમાણે કામ ચલાવાની રીતીના એક સવાલ વીશે જે પ્રસગોપાત તકરાર પડતી હતી તે સવાલ વીશે નકી ઠરાવવામાં આવેલું છે.

સ્થાવર મિલકત લેવાનું હુકમનામું.

**૯.** ફરિયાદનો વિષય સ્થાવર મિલકત હોય, ત્યારે એવી મિલકત ઓળખવાને બસ થાય તેટલું તેનું વર્ણન તે હુકમનામામાં હોવું જોઇયે અને તે મિલકત ચતુઃસીમાથી અથવા જમાબંદીના કે મોજણીના દફતરમાંના નંબરથી ઓળખાતી હોય, ત્યારે તે ચતુઃસીમા અથવ નંબર હુકમનામામાં લખવા. કલમ ૨૦૭

## સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૦૭.

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

હુકમનામુ જોતાંજ તે ઉપરથી સ્પષ્ટ અને ચોકસ રીતે જણાવું જોઇએ કે તે કયી મીલકત સંબંધી છે, ( શ્રીસ્તીધર ભટ્ટાચારજી વી. કાળીદાસ (૧૮૭૫) ૨૪ વી. રી ૪૭૫ ); તેમાં ખુંટ બતાવવા જોઇએ ( મહમદ ઇસ્માઇલ વી. લાલા ધોંદર (૧૮૭૬) ૨૫ વી. રી. ૩૫). માટે મોટા ભાગની જમીનમાંથી ૭ ખાડા ૧૪ પાકી અને ૧૨ કાણીઓ જમીન બાબતનું હુકમનામુ હોય અથવા ખુંટ શીવાય ૬ કાણીનું હુકમનામુ હોય તો તે બજી શકાતું નથી, ( દરબારી સાયા વી. ફતુધારી (૧૮૭૫) ૨૩ વી. રી. ૨૮૫; દ્વારકાનાથરાય વી. જાનોબા ચોધરણ (૧૮૯૩) ૧૯ વી. રી. ૮૧ ).

**સ્થાવર મીલકતના હુકમનામાનો હેતુ.**—એક પક્ષકારે કબજા બાબતનું એક હુકમનામુ મેળવેલું હોય તો બજાવણી કરયા પછી એકાદુ દાવાનું કારણ ઉત્પન્ન થયેલું હોય તેની રૂઇએ દાવો કરવામાં આવે તે શીવાય તેની તેજ મીલકત બાબત તે પ્રતીવાદી ઉપર તે બીજો દાવો લાવી શકતો નથી; તેણે પોતાનું હુકમનામુ બજાવવું જોઇએ. ( નરસીંગ વી. કમરૂદીન (૧૮૯૩) ૨૦ વી. રી. ૪૧૨ ); જુઓ "હુકમનામાના હેતુ" ઓ. ૨૦ રૂ. ૬ પાછળ પણ જો પહેલા હુકમનામાની રૂઇએ વાદીએ રીતસર કબજો મેળવેલો હોય તો તે પ્રતીવાદી ઉપર કબજા બાબત બીજો દાવો ચાલે છે ( શામચરણ વી, માધવચંદ્ર (૧૮૮૫) ૧૧ ક. ૯૩; જગો બંધુ વી. પુરણાનંદ (૧૮૮૯) ૧૬ ક. ૫૩૦ ).

જમીનના કબજા બાબતના હુકમનામા સાથે ગામના હીસાબનો ઓ તે જમીનના વહીવટ સબંધી બીજા કાગળોનો કબજો આવે છે ( શ્રી ભવાની વી. દેવરાવ (૧૮૮૭) ૧૧ મું. ૪૮૫ ) અને તે જમીન ઉપર ઇમારત બાંધેલી હોય ( રામધન વી. ઇશાની (૧૮૮૫) ૨ વી. રી. ૧૨૩ ) અને તે કબજાવાળા શખસે બાંધેલી ના હોય અને તે ફક્ત પ્રવેશ કરનાર ના હોય પણ શુદ્ધબુદ્ધી વાળા હક અથવા હકના દાવાના આધારથી તેનો કબજો હોય ત્યારે તે સામાન ખસેડવાને, સુધારો કરતાં પહેલાં જે સ્થાતીમાં તે જમીન હતી તે સ્થાતીમાં તે પાછી લાવવાને અથવા જો તે ઇમારત તે જમીનના ફાયદા સારૂ રાખવા દેવામાં આવે તો તે ઇમારતની કીમત બદલ કંપેન્સેશન લેવાને તેનો હક થાય છે અને તે ઇમારત લેતી અથવા કબજો જારી હતો તે દરમીયાનમાં તે ખોનાર પક્ષકારે તે ઇમારત જો લેઇ લીધેલી ના હોય તો તે ઇમલાનો સામાન ખશેડવા દેવાને હુકમનામાવાળાની મરજી ઉપર છે ( ઠાકુરચંદ્ર પ્રમાણીકના કામમાં (૧૮૬૩) બં. લા. રી. એ.ફ. બી. ૫૯૫ ), પણ આ રૂલ કલકતાને લાગુ નથી (જગત મોહીની વી. દ્વારકાનાથ (૧૮૮૨) ૮ ક. ૫૮૨ ) ખોટી દાનત ન હોય તે કરતાં શુદ્ધબુદ્ધી વધારે છે. યોગ્ય સંભાળ અને સાવધગીરી શીવાય જે કાંઇ કરેલું હોય અથવા માનેલું હોય તે શુદ્ધબુદ્ધીથી કરેલુ છે અથવા માનેલું છે એમ નથી. એક વીધવા પાસેથી ખરીદ કરનાર સખસ ઉપર તે વીધવાની પછી વારસ થનારે દાવો કરેલો હોય તો તેમાં ઠરાવ્યું છે કે પ્રતીવાદી ઇમારત ઉપર દાવો રાખી શકતો નથી કારણ કે એક હિંદુ વીધવા પાસેથી ખરીદ કરનાર અથવા તેવા ખરીદ કરનાર પાસેથી ખરીદ કરનારની પ્રથમ ફરજ જેમ સાધારણ ડાહ્યો માલેક તેણીના વેચવાના હક બાબત કરે તેમ ખાત્રી કરવાની છે ( રામધન વી. ઇશાની (૧૮૬૫) ૨ વી. રી. ૧૨૩ ) જમીન બતાવ્યા શીવાય અને દાવા અરજીમાં ખુંટ બતાવેલા ના હોય ત્યારે ફક્ત કબજાને વસીલાત બાબતનું હુકમનામું તે એક અવીભક્તના કબજાનું હુકમનામું

છે ( રામલોચન વી. મનસુર અલ્લી ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૯૬; અને જુઓ રાધાકીસ્ટો વી. બામાસુંદરી ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૯ ).

જંગમ મિલકત આપવાનું હુકમનામું.

**૧૦.** જ્યારે ફરિયાદ જંગમ મિલકત બાબત હોય, અને તે મિલકત અપાવવાનું હુકમનામું થાય ત્યારે, તે મિલકત ન આપી શકાય તો તેને બદલે આપવાની પૈસાની રકમ પણ તેમાં લખવી. કલમ ૨૦૮

**સને ૧૮૮૨ ના ઍકટ ૧૪ ની ક. ૨૦૮.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મૉ. કો, કો. ને લાગુ છે.

જંગમ મીલકતની વહેંચણ બાબતના દાવામાં વાદીએ જંગમ મીલકતની જે યાદ રજુ કરેલી તેના ચોકસપણા વીશે હરકત લીધી પણ જડજે તે યાદ ખરી છે કે નહિ તેનો નીર્ણય કર્યા વીના તે દાવાનું હુકમનામું કર્યું અને ઠરાવ્યું કે કોઇ ચીજો વીશે જે હરકતો હોય તેની હુકમનામાની બજાવણીમાં સુનાવણી કરવી. તેમાં ઠરાવ્યું છે કે હુકમનામું કરતા પહેલાં તે સવાલ વીશે તેમણે એક મુદ્દો કહાડીને તે વીશે ઠરાવ કરવો જોઇતો હતો ( શીવગોવીંદ વી. શામનારાયણ ( ૧૮૦૫ ) ૭ અ. હા. કો. ૮૫ ). નાણા આપવા બાબતની દાદ તે ફક્ત અભાવના રૂપની છે અને તે હુકમનામા પ્રમાણે મીલકત આપી શકાય નહિ એવું ના હોય તો તે ઠરાવનો અમલ કરવો ના જોઇએ (કાશીનાથ કુંવર વી. દેવકીસ્ટો રામાનુજ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૪૦ ) માલની કીમત બાબત કંપેન્સેશન બાબતની અભાવી દાદ માગવામાં આવેલી હોય તેથી દાવાનું રૂપ ફરતું નથી. જે રકમ આપવાની છે તે સામાન્ય રીતે વાદીને તે મીલકત વગર જેટલી મુદત રહેલા તે બાબતના નુકશાન સાથે મીલકતની કીંમત આપવાની છે ( બોમ્બે ટ્રેડીંગ કોરપોરેશન વી. મીરઝાં મહમદ ( ૧૮૭૩ ) ૧૯ વી. રી. ૧૨૬; કાશીનાથ વી. દેવકીસ્ટો રામાનુંજ સદરહુ ).

હપ્તાથી રૂપીયા આપવાનું હુકમનામામાં ફરમાવવાનો અધિકાર છે.

**૧૧.** (૧) હુકમનામું રૂપીયા આપવા સંબંધી હોય ત્યારે અને તેટલે સુધી કોરટ, પુરતું કારણ હોય તો, જે કરારની રૂયે તે પૈસા આપવાના હોય તે કરારમાં ગમે તે લખ્યું હોય તો પણ, હુકમનામામાં અપાવેલી રકમ આપવાનું મુલતવી રાખવાનો હુકમ કરવાને અથવા વ્યાજ સાથે અથવા વગર વ્યાજે હપ્તાથી રૂપીયા આપવાનો હુકમ, હુકમનામું કરતી વખતે કરવાને મુખત્યાર છે. કલમ ૨૧૦

પૈસાની રકમ હપ્તાથી આપવી એવો હુકમ, હુકમનામું કર્યા પછી, કરવો.

(૨) એવું કોઇ હુકમનામું થયા પછી, કોરટ હુકમનામાના દેણદારની અરજ ઉપરથી તથા જેના લાભમાં હુકમનામું થયું હોય તેની સમ્મતિથી, પોતાની નજરમાં આવે તો, હુકમનામામાં અપાવેલી રકમ આપવાનું મુલતવી રાખવાનો હુકમ કરવાને, અથવા વ્યાજ આપવા વિશે, પ્રતિવાદીની મિલકત જપ્ત કરવા વિશે, અથવા તેની પા-

સેથી જામીન લેવા વિશે, અથવા બીજી કોઇ બાબત વિશે પોતાને યોગ્ય લાગે તે શરતો કરીને, હુકમનામામાં અપાવેલી રકમ હપ્તાથી આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૧૦**

**ટીકાઃ**—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

**નાણાં આપવા બાબતના હુકમનામા**—સને ૧૮૫૯ ના એકટ ૮ ની ક. ૫૮ માં જે બાબતો બતાવેલી છે તેને આ કલમ લાગુ થાય છે ( ગરીબુલ્લા સરકાર વી. મોહનલાલ ( ૧૮૮૧ ) ૭ ક. ૧૨૭; ૮ ક. લા. રી. ૪૦૯ ) સાનવાળી સ્થાવર મીલકત વેચીને ખતનું દેવું વસુલ કરવા બાબતના દાવાને તે લાગુ થતી નથી (હરદેવદાસ વી. હુકમસીંગ (૧૮૭૯) ૨ અ. ૩૨૦; શંકર આપા વી. દાનાપા ૫ મું. ૬૦૪; માધાજી વી. હરી ( ૧૮૮૩ ) ૭ મું. ૩૩૨ ). અથવા નાનકર કરીને જે વર્ષાસન કહેવામાં આવે છે તે ઉપરના હક સબંધનો અમલ કરવાના દાવાને તે લાગુ નથી ( બચુ વી. મદાદઅલી ( ૧૮૭૯ ) ૨ અ. ૬૪૯ ) એક હફતાબંદી ખતમાં હફતા બરોબર આપવામાં ના આવે તો તેથી થતા પરીણામ વીશે સ્પષ્ટ કરાર હોય તો તેમાંથી કરાર કરનાર પક્ષકારને બચાવવાને આ રૂલથી કોરટોને કોઇ અધીકાર આપેલો નથી ( રમો ગોવીંદ વી. દીપચંદ ( ૧૮૮૦ ) ૪ મું. ૯૬ ).

**તે કોરટ**—એટલે હુકમનામું કરનારી કોરટ છે ( ગંધર્વ વી. શીવદરશન ( ૧૮૯૦ ) ૧૨ અ. ૫૭૧ ). દક્ષણના ખેડુતોના બચાવના એકટની ક. ૧૫ બ. પ્રમાણે એક એવો હુકમ ગીરો આપનારે જે રકમ આપવાની છે તે હુકમનામા પ્રમાણે એટલે તે હુકમનામાનો જે કોરટ અમલ કરતી હોય તે કોરટે અમલ કરવાની દરમીયાનમાં હફતેથી કરી શકે છે ( ભાગીરથી વી. હરીરાવજી ચીપલુનકર ( ૧૮૯૧ ) ૧૯ મું. ૩૧૮ ).

**હફતા**—એક હુકમનામામાં ઠરાવેલી મુદતની તારીખ તેની ઠરાવેલી તારીખથી પુરી થાય ત્યાં સુધી તે હુકમનામાની રકમ આપવી નહિં એવો કોરટ હુકમ કરી શકતી નથી (બચુ વી. મદાદઅલી ( ૧૮૭૯ ) ૨ અ. ૬૪૯; તોપણ જુઓ તાતાચાર્લુ વી. કાદલા ( ૧૮૮૪ ) ૭ મ. ૧૫૨ "હફતા"ના ખુલાસા વીશે જુઓ ચંદ્રકોમળદાસ વી. બારોલરી ( ૧૮૮૩ ) ૧૩ ક. લા. રી. ૨૪૩; અસ્મુતુલા વી. કાળીચરણ ( ૧૮૮૧ ) ૭ ક. ૫૬; મનમોહન વી. દુર્ગાચરણ ૧૫ ક. ૫૦૨; બુધુલાલ વી. રેખાબ ( ૧૮૮૯ ) ૧૧ અ. ૪૮૨. નાઠરાવો જુઓ હફતેથી નાણા આપવાના હુકમનામામાં અમુક તારીખે અમુક હફતા પડે તો તમામ રકમ આપવાનો જે ઠરાવ કરેલો હોય તે હુકમનામાના અર્થ વીશે જુઓ શામકીશન વી. રણબહાદુર (૧૮૮૮) ૧૫ ક. ૭૫૧).

**પુખ્ત કારણ.**—જ્યારે એકાદી કોરટે પ્રતીવાદી ઘણી ભીડમાં છે તે કારણથી હુકમનામાની રકમ ૧૦ વરસ સુધીના હફતાઓથી આપવાને ઠરાવ કરેલો હોય અને વ્યાજના હમેશના દરના નીમે ભાગનું ફક્ત વ્યાજ અપાવેલુ હોય ત્યારે ઠરાવ્યું છે કે આ ઠરાવના હેતુ પ્રમાણે પુખ્ત કારણ નથી ( બીન્દાપ્રસાદ વી. માધોપ્રસાદ ( ૧૮૭૯ ) ૨ અ. ૧૨૯ ).

**હુકમનામા પછી.**—હુકમનામું કર્યા પછી કબુલત ના હોય તો હક તેથી આપવાનો કાંઇ ઠરાવ કરી શકાતો નથી અને જ્યારે એક હુકમનામાના દેણદારે જમીન આપીને એક હુકમનામું દુરસ્ત કરાવીને હુકમનામા વાળાની કબુલત વીના તે હક તેથી આપી શકે એવો એકતરફી હુકમ કરાવેલો હતો તેમાં ઠરાવ્યુ છે કે તે હુકમનો આ કલમમાં સમાસ થતો નથી ( ચંદન વી. હીરખા ( ૧૮૮૦ ) ૩ અ. ૮૦૯ ).

**કબુલાત.**—હફતેથી વસુલ આપવા બાબતનો એકાદો કરાર કરવામાં આવેલો હોય અને તે પ્રમાણે ચાલવામાં આવેલું હોય તો જો કે રીતીસર હુકમ કરવામાં આવેલો ના હોય તો પણ તે કરાર બંધનકારક છે (કેદારનાથ વી. ફૂલીનર (૧૯૦૭) ૫ ક. લા. જે. ૨૫)

એક ખતની રૂએ મેળવેલા હુકમનામાની રકમ હફતેથી આપવાની કીસ્ત બંધી અથવા ગોઠવણ કરવામાં આવેલી હોય તેથી અસલ લેણું બંધ થતુ નથી અથવા તે ખતથી જે મીલકત ગીરો આપેલી હે ! તે મીલકત ઉપરનો ગોરો રાખનારનો હક સંબંધ બંધ પડતો નથી ( રામચરણ વી કુંદા (૧૮૭૬) ૧૪ બં. લા. રી. ૪૨૩ નોટ; ૧૧ વી. રી. ૪૮૧ ).

**કબુલાતનો પુરાવ.**—કેટલાક કામોમાં એક સમાધાનના પરીણામની અરજીઓ આપવામાં આવે છે તેથી તેમાં કરાર નથી એવું ગણવામાં આવે છે પણ પ્રથમના મુખ જુબાનીના કરારના ફક્ત પુરાવ તરીકે તે જોઇ શકાય છે. આ કામોની યાદ તરીકે જુઓ સરજુપસાદ વી. ભવાનીશાહી ( ૧૮૭૯ ) ૨ અ. ૪૮૧ ). જો કે હુકમનામામાં ફેરફાર કરેલો ના હોય તોપણ પક્ષકારો ખાનગી રાહે કીસ્તી બંધી કરે છે અને તે પ્રમાણે વસુલ આપે છે એવા બેશક કામો ઉત્પન્ન થાય છે. તેવા કામોમાં એવો નીયમ જણાય છે કે તે હુકમનામુ કીસ્તબંધીથી પુરૂ પાડવું જોઇએ એવો પક્ષકારોનો ઇરાદો હતો એવું ખુલ્લું ના હોય તો તે હુકમનામા પ્રમાણે આ પ્રમાણે વસુલ આપેલું થાય છે ( બીસ્તોચંદ્ર વી. વુમાનાથરાય ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૪૫૯ ) ભુબનેશ્વરી વી.દીનોનાથ ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૨૩૨ )

**કલમ પ્રમાણે વાસ્તવીક રીતે ચાલવામાં આવે તે.**—દેણદારે એવી અરજ કરેલી હતી કે હફતેથી આપવાને મેં ગોઠવણ કરેલી છે અને તે આપવાને બે માસની મુદત મળેલી છે. તે અરજી રજીસ્ટર કરવામાં આવેલી હતી અને બજાવણીનું કામ કહાડી નાખવામાં આવ્યુ હતુ ઠરાવ્યું છે કે આ રૂલની બીજી રકમ પ્રમાણેનો એક હુકમ છે, ( જ્યોતી વી. ભુબન ( ૧૮૮૫ ) ૧૧ ક. ૧૪૩; પણ જુઓ અબદુલ રેહમાન વી. દુલારામ ( ૧૮૮૭ ) ૧૪ ક. ૩૪૮ ) દેણદારે વસુલ આપવાની મુદત મળવાને અરજ કરેલી તેથી હુકમનામાવાળા ઉપર નોટીસ બજાવેલી હતી પણ તેણે હરકત લીધી નહિં તેથી તે બાબત છેવટ હુકમ કરવામાં આવ્યો; ઠરાવ્યું છે કે તે હુકમ બરોબર છે ( તાતાચાર્લુ વી. કોનાદલા ( ૧૮૮૪ ) ૭ મ.૧૫૨) પણ એક દેણદારે પોતાના લેણદારને નાણા આપવાની ૧૫ દીવસની મુદત માગેલી હતી અને “ તે અરજી ફાઇલ કરવી ” એવો હુકમ કરવામાં આવેલો હતો તેથી તે ૧૫ દીવસમાં આપવાનો હુકમ કરેલો હતો એવું ગણવામાં આવેલું નથી ( જગોબંધુ વી. હરીરામ ( ૧૮૮૯ ) ૧૬ ક. ૧૬ ).

**હક છોડવો તેઃ**—એકાદો હફતો આપવામાં કસુર કરવામાં આવે તો હુકમનામાની બધી રકમ વસુલ કરવાનો હક છોડી દીધા બાબત (નજુઓ રનારાયણ વી. દર્પાનારાયણ ૨૦ ક. ૭૪; નીલમાધબ વી. રામસોડે ( ૧૮૮૩ ) ૯ ક. ૮૫૭ ). હફતા થઇ ગયેલા તે બાબતની વાદીએ આપેલી પ્હોંચ હોય તેથી એકાદુ હુકમનામુ બજાવવાનો હક છોડી દીધો થતો નથી (બાલાજી ગણેશ વી. સખારામ ફરશરામ ( ૧૮૯૩ ) ૧૭ મું. ૫૫૫ ). જે હક છોડી દેવાનો હેતુ રાખેલો છે તે પક્ષકારો વચ્ચેનો એક કરાર હોવો જોઇએ અથવા કાયદેસર રીતે છોડી દીધા બાબત ખુલ્લો પુરાવ થાય તેવી વર્તણુક જોઇને કંકુચંદ વી. રુસ્તમજી ( ૧૮૯૬ ) ૨૦ મું. ૧૦૯ ), એ હફતાબંધી હુકમનામાની રૂઇએ એક હફતાની જે રકમ થતી હતી તે હુકમનામાના દેણદારે મનીઑર્ડર કરીને મોકલી. તે નાણાં હુકમનામાવાળાએ લીધાં નહિ પણ તેવીજ રીતે પ્રથમના

એ હફતા બીન હરકતે આપવામાં આવેલા હતા. ઠરાવ્યું છે કે તે હુકમનામાવાળાએ એકદમ તે મનીઓર્ડરની ના કહેલી નથી તેથી હુકમનામાના દેણદારને મુદતની અંદર હફતા આપવાને અટકાવ કરેલો છે માટે તમામ હુકમનામું બજાવાને તેને પરવાનગી આપી શકાતી નથી (કીશન પ્રસાદ વી. બેનીરામ (૧૯૦૨) ૨૪ અ. ૮૫).

**મુદત.**—સને ૧૮૭૭ ના એકટ ૧૫ ના પરીશીષ્ટ ૨ ની આરટીકલ ૧૭૫ જુઓ—જ્યારે હુકમનામાથી અમુક બતાવેલી તારીખોએ વસુલ આપવાના હફતા ઠરાવેલા હોય ત્યારેજ મુદતની અંદર હુકમનામુ બજાવવાનુ તે મુદત હફતાની તારીખથી ગણવાની છે અને તારીખ તે હુકમનામાની તારીખ સમજવાની છે ( ઉતમરામ વી. ગીરધરલાલ (૧૮૬૯) ૬ મું. હા. કો. એ. સી. ૪૫; રામસદોય વી. રાજબલભ (૧૮૭૧) ૧૫ વી. રી. ૫૪૭; તીનકોરી વી. અંબીકાચર્ણ (૧૮૭૫) ૨૩ વી. રી. ૪૧; પાનાચંદ વી. જીવરાજ (૧૮૬૯) ૬ મું. એ. સી. ૩૮), અને મુદત થએ રકમ આપવાનો ફરી ફરીને હક થતો હોય તો તે બાબત પણ આજ નીયમ લાગુ થાય છે એમ જણાય છે ( લક્ષ્મીબાઇ વી. માધવરાવ બાપુજી (૧૮૮૮) ૧૨ મુ. ૬૫; કપુનામલ વી. સામીનાથ (૧૮૯૫) ૧૮ મ. ૪૮૨ પણ જુઓ. વીરૂધ, યુસફખાન વી. સરદારખાન (૧૮૮૪) ૭ મ. ૮૩; શભાનાથ વી સભાલક્ષ્મી (૧૮૮૪) ૭ મ. ૮૦). એક હુકમનામામાં હફતથી વસુલ આપવાનુ ઠરવેલુ હોય તો જે હફતાની મુદત ગએલી ના હોય તેટલા હફતા બાબતનુ તે હુકમનામું બજાવી શકાય છે. જાદજુદા જે હુકમથી તે હુકમના જુદા જુદા ભાગોનો અમલ કરવાને મુદત ઠરાવેલી હોય ત્યારે હફતાની માફક મુદતના કારણસર તે એક ફેંસલો તે તારીખનો સમજવાનો છે ( સખા વી. ગણેશ (૧૮૭૯) ૩ મુ. ૧૯૩; કંચનસીંગ વી. શીવપ્રસાદ (૧૮૭૪) ૨ અ. ૨૯૧; લક્ષ્મીબાઇ વી. માધવરાવ (૧૮૮૮) ૧૨ મું. ૬૫ ); પણ જ્યારે અમુક તારીખોના હફતાથી વસુલ આપવાનો હુકમનામામાં ઠરાવ કરીને એવુ ઠરાવેલુ હોય કે તેમાંનો એક હફતો ભરવામાં કસુર કરવામાં આવે તો બધા નાણા લહેણા થાય; અને તે બજાવણીમાં વસુલ કરવા લાયક છે તો તેમાં હફતો ભરવામાં પહેલી કસુર કરવામાં આવે ત્યારથી મુદત શરૂ થાય છે ( હરીપ્રસાદ વી. નસીબસીંગ (૧૮૯૪) ૨૧ ક. ૫૪૨; સીતાબચંદ વી. હૈદરમલ, (૧૮૯૭) ૨૪ ક. ૨૮૧; ૧ ક. વી. નો ૨૨૯; શીબકત વી. કાળકા પ્રસાદ (૧૮૭૯) ૨ અ. ૪૪૩; જુધીષ્ટર વી. નોબીનચંદ્ર (૧૮૮૬) ૧૩ ક. ૭૩ ). પણ બધી રકમ વીશે અમલ કરવાનો હક ખોવામાં આવેલો હોય તો જાણે કસુર કરવામાં આવેલીના હોય તે પ્રમાણે પક્ષકારો અસલ સ્થીતીમાં પાછા આવે છે ( મનમોહન વી. દુરગાચારૂ (૧૮૮૮) ૧૫ ક. ૫૦૩; બુધુલાલ વી. રેબાબ (૧૮૮૯) ૧૧ અ. ૪૮૨; ઠાકેવલશા વી. કરનામ (૧૮૭૮) ૩ મ. ૨૫૬; વીરૂધ દલસુખ વી. છગન (૧૮૭૮) ૨ મું ૩૫૬). જ્યારે પૈસા બાબતના એકાદા હુકમનામામાં વસુલ હફતેથી આપવાને ઠરાવેલુ હોય અને તેમાં એવો વીશેશ ઠરાવ કરેલો હોય કે તે હફતા ભરવામાં કસુર કરવામાં આવે તો જે રકમ લહેણી થએલી હોય તે બધી રકમ લેવાને તે હુકમનામુ બજાવવાનો હુકમનામાવાળાનો હક થાય છે તો તેવા હુકમનામાનો અર્થ બની શકે તેટલો હુકમનામાવાળાના લાભમાં કરવાનો છે અને કસુર કરવામાં આવે તો હુકમનામાની મરજી ઉપર ખુલ્લી રીતે રાખેલું ના હોય, પણ તે હુકમનામાથી લહેણી થતી બધી રકમ બાબત હુકમનામું બજાવવાનુ હોય તો પહેલી, બીજી અથવા હરકોઇ કસુર કરવામાં આવે ત્યારે તે હુકમનામાવાળો હુકમનામુ બજાવવાને મુખત્યાર છે, માટે દરેક

હફ્તા સબંધી મુદત તેના વીરૂધ દરેક હફતો લહેણો થાય ત્યારથી જુદી જુદી શરૂ થાય છે (શંકરપ્રસાદ વી. જલપાપ્રસાદ (૧૮૯૪) ૧૬ અ. ૩૭૧; વળી જુઓ રામકલપો વી. રામચંદ્ર (૧૮૮૭) ૧૬ ક. ૩૫૨) હફતેથી આપવાની પ્રોમીસરીનોટની રૂઇએ દાવો લાવવાનો હક પહેલો હફ્તો ભરવામાં કસુર કરવામાં ત્યારથી ઉતપન્ન થાય છે, અને તે તારીખથી મુદત શરૂ થાય છે. (ગમા વી. ભીખુ (૧૮૭૬ મુ. ૧૨૫),

**મુદત કબુલાતથી સુધરી શકે છે કે?**—(કીસ્તો કમળસીંગ વી. હરીસરદાર (૧૮૭૦) ૧૩ વી રી એફ. બી. ૪૪, ૪ બં. લા. રી. :એફ. બી. ૧૦૧) જડજોના ઘણા મતથી અભીપ્રાય આપતાં ચીફજસ્ટીસ પીકોક સાહેબે કહ્યું છે કેઃ—અમને એવું જણાય છે કે કોરટે હુકમનામુ કરેલુ હોય તે કોરટના તે હુકમનામામાં ફેરફાર કરવાનો તે બજાવનારી કોરટનો કાંઇ અખત્યાર નથી, અને પક્ષકારોને કાયદામાં અથવા કોરટના હુકમનામામાં ફેરફાર કરી શકતા નથી...અમુક મુદતમાં હુકમનામું બજાવવુ નહી એવી રીતે જો એકાદો માણસ બંધાય ત્યારે, જો તે બજાવવાની મરજી રાખતો હોય તો કાયદામાં તે બજાવવાની મુદત આપવામાં આવેલી તે કરતાં વધારે મુદત બજાવવુ નહી એ પ્રમાણે પોતે બંધનમાં આવે નહિ એવી તેણે સંભાળ રાખવી જોઇએ" માટે આ ફેસલાથી એવુ ઠરાવેલુ છે કે પક્ષકારો કરાર કરીને મુદતના કાયદામાં ફેરફાર કરી શકતા નથી, અને હાલ ખુલ્લુ છે કે પક્ષકારો કરાર કરવાથી મુદતના કાયદાનો અમલ થતા તે દુર રાખી શકતા નથી (સ્ટોવેલી વી. બીલીંગસ (૧૮૭૬) ૧ અ. ૩૫૦; વળી જુઓ મહેરૂનીશા વી. રોશન (૧૮૭૨) ૧૭ વી. રી. ૩૯૬; કીસ્તો-કમળ વી. હરીસરદાર (૧૮૭૦) ૧૩ વી. રી. (એફ. બી.) ૪૪; હીરાલાલ વી. દનપતસીંગ (૧૮૭૫) ૨૪ વી. રી. ૨૮૨). પણ તે કાયદાનો ફાયદો લેવો નહી એવો કરાર તોડયા બાબતનુ નુકશાન બાબત દાવો ચાલે છે. (ઇસ્ટ ઈંડીયા કંપની વી. ઓદીતચર્ણપાલ (૧૮૪૯) ૫ મું. ઇ. અ. ૪૩).

**કબુલાતથી હફ્તેથી આપવાની અરજી બાબત મુદત.**—હુકમનામાની તારીખથી ૭ માસ છે (અબદુલ રહેમાન વી. દુલારામ (૧૮૮૭) ૧૪ ક. ૩૪૮).

**વ્યાજ.**—એક નીયમ તરીકે હફતા સાથે વ્યાજ ચડવુ જોઇએ, પણ જો તેવો ઈરાદો હોય તો તે સ્પષ્ટ રીતે કહી બતાવવો જોઇએ. જો તેમ કરવામાં ના આવે તો, બજાવણીમાં તે અપાવી શકાતુ નથી. તોપણ અમુક વીશેશ વખતે તે બાબત દાવો રાખવામાં આવે છે અને તે અપાવવામાં પણ આવે છે, પણ જો વ્યાજ અપાવેલુ હોય અને કસુર કરવામાં જો આવે તો પ્રતીવાદીની અથવા તેના જામીનની મીલકત કોરટે વેચવી જોઇએ; અને એક રીસીવર મારફતે વસુલ કરવાની કંટાળાભરેલી રીતી પસંદ કરવી ના જોઇએ (શરણોમોઇ વી. કીશનકુમારી (૧૮૭૦) ૧૪ વી. રી. ૩૨૪); બજાવણી ના થવા દેવાને માટે હુકમનામાથી જે દરનુ વ્યાજ અપાવેલુ હોય તે કરતાં વધારે દરનુ વ્યાજ આપવાને એક હુકમનામાનો દેણદાર કબુલ કરે તો ઠરાવ્યું છે કે પાછળથી બજાવણી કરવામાં આવે ત્યારે તેમાં હુકમનામા ઉપરાંત જઇને વધારે દરનું વ્યાજ કોરટ અપાવી શકતી નથી એવી હરકત લેવાને તેને પ્રતીબંધ થએલો છે. (શીવઘેલામલાલ વી. બેનીપ્રસાદ (૧૮૭૯) ૪ ક. લા. રી. ૨૯; પણ જુઓ કધરી વી. લીસ્ટર (૧૮૬૬) ૧૧ મું. ઇ. અ. ૧૨૯; ૬ વી. રી. પી. સી. ૫૯).

હુકમનામાથી હફ્તા અપાવવામાં કોરટ એવુ ફરમાવવાને બંધાએલા નથી કે તે ઉપર ઠરાવેલા દરનું વ્યાજ ચડશે (કેરવેલો વી. નુરબીબી (૧૮૭૯) ૩ મું. ૨૦૨).

**હમેશ અપાવવામાં આવે તેવુ વ્યાજ.**—જો વ્યાજની રકમ બતાવેલી ના હોય તો. હુકમનામાની તારીખે હમેશાં કોરટનો જે વ્યાજનો દર હોય તે દરનુ વ્યાજ અપાવવામાં આવે છે ( માધબલાલ વી. નોયત ( ૧૮૮૦ ) ૬ ક. લા. રી. ૨૩૧).

**૧૨.** (૧) જ્યારે સ્થાવર મિલકત પાછી કબજામાં લેવા વિશે તથા ભાડું કે દરમીઆનની ઉપજ સારૂ ફરિયાદ હોય ત્યારે, કોરટને— કલમ ૨૧૧ ૨૧૨

કબજો લેવાનું તથા યા ઉપજ આપવાનું હુકમનામું.

(અ) તે મિલકતનો કબજો આપવાનો,

(બ) સદરહુ મિલકતનું જે ભાડું અથવા દરમ્યાનની ઉપજ, ફરિયાદ માંડતા પહેલાંની મુદતમાં ચઢયાં હોય તે ભાડું અથવા દરમ્યાનની ઉપજ આપવાનો અથવા એવા ભાડા બાબત અથવા દરમ્યાનની ઉપજ બાબત ચોકસી કરવાના હુકમવાળું.

(ક) ફરિયાદ માંડયા પછી—

[૧] તે હુકમનામાવાળાને કબજો મળે,

[૨] હુકમનામાનો દેણદાર હુકમનામાવાળાને કોરટની મારફત નોટીસ આપીને કબજો છોડી દે, અથવા

[૩] હુકમનામાની તારીખથી ત્રણ વરસ પુરાં થાય,

એમાંનો જે કોઇ બનાવ પહેલો બને ત્યાં સુધીની મુદત માટેના ભાડાના અથવા

દરમ્યાનની ઉપજના સંબંધમાં ચોકસી કરવાના હુકમવાળું,

હુકમનામું કરવાનો અધિકાર છે.

(૨) જ્યારે રકમ (બ) અથવા રકમ (ક) ની રૂયે ચોકસી કરવાનો હુકમ કર્યો હોય ત્યારે, સદરહુ ભાડા તથા દરમ્યાનની ઉપજની રકમ બાબત આખરનું હુકમનામું, એવી ચોકસીના નિકાલને અનુસરીને કરવું.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૧૧, ૨૧૨.**

**ટીકા.**—આ રૂલ હાઇકોરટને લાગુ છે.

દરમીયાન ઉપજ લેવાનો હક બીજાને ચડાવી આપવા લાયક નથી ( દુરગાચંદ્ર વી. કૈલાસચંદ્ર ( ૧૮૯૭ ) ૨ ક. વી. નો. ૪૩ ).

**આ રૂલ લાગુ કરવા બાબત.**—જમીન અથવા બીજી મીલકત બાબતના જે પ્રકારના દાવાનુ વર્ણન કરેલુ છે અને જેમાં વાદીનુ અમુક હીત હોય છે તે દાવાનેજ ફક્ત આ રૂલ લાગુ છે, અને વહેચણ બાબતના દાવામાં હુકમનામુ થતા સુધી કાંઇ ખાસ હીત તેનું નથી માટે વહેંચણના દાવાને તે લાગુ થતો નથી ( પીરથીપાલ વી. જવાહીરસીંગ ( ૧૮૮૬ ) લા. રી. ૧૪ ઇ. એ. ... ૫૯); પણ એક હિંદુ કુટંબના અંગભુતો મજીયારે એકત્ર રહેતા હોય પણ તે અંગભુતાનુ અમુક ખાસ હીતનો હક છે એવા કરારથી રહેતા હોય અને

કોઇ અંગભુતને પોતાના હીરસાનો ભોગવટો કરતાં હરકત કરવામાં આવે તો તે વહેંચણ બાબત તેમજ ઉપજ બાબત તે દાવો કરી શકે છે ( શંકર વી. હરદેવ (૧૮૮૮) લા. રી. ૧૬ પ્રી. અ. ૭૧, પા. ૮૩).

દરમીયાંન ઉપજ બાબતનો દાવો તે જમીન બાબતનો અથવા બીજી જે મીલકતનુ ભાડુ આવે તેવી બીજી મીલકત સબંધીનો દાવો નથી, માટે તે દાવો આ રૂલ પ્રમાણે લાવી શકાતો નથી ( ચકૂમદન વી. છશના વી. દુલ્લભ દવારકા ( ૧૮૭૧ ) ૮ મું. હા કો. ૭ ) માટે એક ધંધામાં અમુક હીસ્સાનો વાદીનો હક ઠરાવ્યાનુ હુકમનામું હોય તેમાં હીસાબ લેવાનો ઠરાવ કરવો જોઇએ. જો તેમ કરવામાં ના આવે તો બજાવણી ખાતામાં કાંઇ કરી શકાતુ નથી ( રેમલા પીતરામ વી. ચુઆરામ ( ૧૮૭૬ ) ૪ ક. લા. રી. ૯૭ ) સ્થાવર મીલકતનો કબજો લેવાના એક દાવામાં પ્રતીવાદીએ પ્રીવીકૌંસીલને કરેલી અપીલ ફતેહભરેલી રીતે ચલાવી હતી અને તેમાં જે મીલકતના નીમે ભાગ બાબત આ દાવો છે તે મીલકતના ઘણા ભાગ બાબતના હકની તકરાર રહેલી હતી, તેથી વ્યાજબીપણાના કારણથી અથવા વાદીના ફાયદા સારૂ પણ વાદીના અખત્યાર વીના તે કામ ચલાવવામાં આવેલુ હતુ તેમાં કરેલા ખર્ચના નીમે ભાગની વાદીને શીર ઠરાવવાનો ગર્ભીત કરાર હતો એ કારણથી તેનો હક થતો નથી એવુ ઠરાવેલુ છે ( અબદુલ વાહીદ વી. સલુક ( ૧૮૯૪ ) ૨૧ ક. ૪૯૬; લા. રી. ૨૧ ઇ. અ. ૨૬ )

વહેંચણ.—કુટંબના એક અંગભુતને મીલકતના ભોગવટામાંથી જ્યારે તદન બાતલ કરેલો હોય અથવા જે એક અંગભુતના કબજામાં હોય અને તે મીલકત અવિભાજ્ય છે એવો દાવો રાખતો હોય અને તેથી મારી તે મીલકત સ્વતંત્ર રીતે છે ત્યારે વહેંચણ કરીને દરમીયાન ઉપજ અપાવી શકાય છે ( ભીવરાવ વી. સીતારામ ( ૧૮૯૫ ) ૧૯ મું. ૫૩૨; વળી જુઓ આપારાવ વી. કોરટ ઓફ વોરડસ ( ૧૮૮૨ ) ૫ મ. ૨૩૬; લા. રી. ૯ ઇ. અ. ૧૨૫)

કોરટ ફી.—દાવાઅરજીમાં દરમીયાન ઉપજની રકમનો દાવો કરી શકાય અને તે કરેલો છે અને તે સબંધી કેટલીક ફી ખરી રીતે આપવામાં આવેલી છે તેવી દરમીયાન ઉપજના દાવા વીશે કોરટ ફી એક્ટની ક. ૧૧ નો હેતુ છે. જ્યારે વાદીએ મીલકતનો કબજો લેવાને તથા દરમીયાન ઉપજ લેવાને દાવો કરેલો હોય અને દાવાની તારીખથી તે કબજો મળે ત્યાં સુધીની તે માગેલી હોય અને હુકમનામામાં ઠરાવ્યું હોય કે તે બાબત બજાવણીમાં નીર્ણય કરવો તો તેમાં ઠરાવ્યુ છે કે જે રકમ અપાવવામાં આવેલી છે તે ઉપર કોરટ ફીની જરૂર નથી ( રામકીશ્ન વી. ભીમાભાઇ ( ૧૮૯૧ ) ૧૫ મું. ૪૧૬; કબજા દરમીયાન ઉપજ બાબતના દાવામાં ફી બાબત–જુઓ મોહીનીમોહન વી. સાતીશચંદ્ર ( ૧૮૯૦ ) ૧૭ ક. ૭૦૪ ) હુકમનામાવાળાની દરખાસ્ત ઉપરથી હુકમનામું બજાવનારી કોરટે દરમીયાન ઉપજની રકમ નક્કી ઠરાવેલી હોય, પણ ઠરાવેલી મુદતની અંદર જરૂરીયાત કોરટ ફી આપેલી ના હોય ત્યારે તે દરમીયાન ઉપજ બાબતનો દાવો કાહાડી નાખવા જોઇએ; તે કાહાડી નાખ્યા પછી દરમીયાંન ઉપજ વીશે તે હુકમનામું બજાવવાની દરખાસ્ત સાંભળી શકાતી નથી, કારણ કે તે બાબતનું હુકમનામું રહેલુ નથી ( કેવળકીશન વી. સુખારી ( ૧૮૯૭ ) ૨૪ ક. ૧૭૩; ૧ ક. વી. નો. ૨૪૩ ) તેના તેજ દાવાના કારણથી સ્થાવર મીલકતના કબજા બાબત તથા ખોટી રીતે કબજો રાખવાથી [illegible] મુદતની દરમીયાન ઉપજ અથવા નુકશાન લેવા બાબતનો દાવો તે કોરટ ફી એક્ટની ક. ૧૭ ના હેતુ પ્રમાણે બે અથવા વધારે જુદી જુદી બાબતના દાવા હોય એવો દાવો નથી ( [illegible]ટ ફી એક્ટ પ્રમાણે રેફરંસ ( ૧૮૯૨ ) ૧૬ અ. ૪૦૧ )

**હુકમનામાનો નમુનો**.—જુઓ કાતીકીશ વી. સેક્રટરી ઓફ્ સ્ટેટ (૧૮૮૯) ૧૬ ક. ૧૭૩ પા. ૧૮૭; લા. રી. ૧૫ ઇ. અ. ૧૮૬)

**હુકમનામાનો ખુલાસો**—દાવો ફાઈલ કર્યા પછીની દરમીયાન ઉપજ વીશે જ્યારે હુકમનામામાં કાંઇ હોય નહી ત્યારે તે બજાવણીમાં અપાવી શકાતી નથી (સદાશીવ પીલાઇ વી. રામલીંગ (૧૮૭૫) ૨૪ વી. રી. ૧૫૩; લા. રી. ૨ ઇ. અ. ૨૧૯; ફકરૂદીન મહમદ વી. ઓફીશીયલ ટ્રસ્ટી (૧૮૮૦) લા. રી. ૮ ઈ. અ. ૧૯૭; ૮ ક. ૧૭૮; વાઇઝ વી. રાજેન્દ્રકુમાર (૧૮૬૫) ૧૧ વી. રી. ૨૦૦; એકોટી વી. બીજયનાથ (૧૮૭૦) ૧૩ વી. રી. ૧૧; ૪ બં. લા. રી. એ. સી. ૧૧૧; શમ્સુનીસા વી. શશેદાસુંદ્રી (૧૮૭૧) ૧૬ વી. રી. ૨૫; અમીર અહમદ વી. ઝામીર અહમદ (૧૮૭૨) ૧૮ વી. રી. ૧૨૨; બ્રેટન વી. પ્રલ્હાદ સેન (૧૮૭૩) ૧૯ વી. રી. ૧૫૪; ભુવનેશરી વી. મેનસન (૧૮૭૪) ૨૨ વી. રી. ૧૬૦; રામધુલાંમ વી. દવારકાશય (૧૮૮૫) ૭ અ. ૧૭૦; ગનુલાલ વી. રામશાહી (૧૮૮૫) ૭ અ. ૧૯૭; ચંદ્રકુમાર વી. ગણેશચંદ્ર (૧૮૮૬) ૧૩ ક. ૨૮૩; કાળકાસીંગ વી. પરશરામ (૧૮૯૪) લા. રી. ૨૨ ઈ. અ. ૬૮; ૨૨ ક. ૪૩૪; ઇશરીપ્રસાદ વી. રામનારાયણ (૧૯૦૧) ૧ વી. નો. ૬૭૨) અથવા જ્યારે દરમીયાન ઉપજ બાબત વાદીનો હક માત્ર હુકમનામામાં ઠરાવેલો હોય (વીનાયક વી. આબાજી (૧૮૮૮) ૧૨ મું. ૪૧૬; પણ જુઓ કાળીનાથદાસ વી. રાજામોયાં (૧૮૭૪) ૨૨ વી. રી. ૪૦૬) પણ દાવાઅરજીમાં તે માગવામાં આવેલી હોય તો પણ જુદો દાવો ચાલે છે (મનમોહન વી. સેક્રટરી ઓફ્ સ્ટેટ (૧૮૯૦) ૧૭ ક. ૯૬૮ બૈજનાથ વી. બધુ (૧૮૬૮) ૧૦ વી. રી. ૪૮૬; અબદુલઅલી વી. અસરૂફન (૧૮૭૬) ૨૫ વી. રી. ૨૫૧; રામરૂપ વી. શીવગુલામ (૧૮૭૬) ૨૫ વી. રી. ૩૨૭; વીનાયક વી. આબાજી (૧૮૮૮) ૧૨ મું. ૪૧૬. વળી જુઓ હરમોદીની વી. ધનમણી (૧૮૬૮) ૧ બં. લા. રી. એ સી. ૧૩૮; ૧૦ વી. રી. ૬૨; ઇસરદત વી. અલકમીશર (૧૮૬૭) ૭ વી. રી. ૪૨૯; શંભુમોહન વી. ત્રીપુરા (૧૮૬૯) ૧૨ વી. રી. ૧૨૬; ઇમદાદઅલી વી. બુનયાદઅલી (૧૮૭૦) ૧૪ વી. રી. ૯૨). જો હુકમનામાથી દાવો દાખલ કરયા તારીખ સુધીની દરમીયાન ઉપજ ફકત અપાવવામાં આવેલી હોય તો બજાવણીમાં ત્યાર પછીની મુદતની વાદીને મળી શકતી નથી, (જાનકીનાથ મુકરજી વી. રાજકીસ્તોસીંગ (૧૮૭૧) ૧૫ વી. રી. ૨૫૨). પણ એક બીજા દાવામાં હુકમનામામાં કાંઇ મુદત અથવા રકમ બતાવેલી ના હોય તો ઠરાવ્યું છે કે દરેક બાબત બજાવણીમાં નક્કી કરવાને રાખેલું છે અને મુદત અંદરની દરમીયાન ઉપજ મળવાનો વાદીનો હક થાય છે (હરીહર મુકરજી વી. અબદુલબર (૧૮૭૨) ૧૭ વી. રી. ૨૦૯). પણ પ્રીવીકૌન્સીલે વાદીના લાભમાં અમુક મીલકતનો કબજો દરમીયાન ઉપજ સાથે આપવાનું હુકમનામું કરેલું હતું, તેમાં ઠરાવેલું છે કે તે હુકમનામાથી કોરટ જેટલી સંપૂર્ણ રીતે દરમીયાન ઉપજ બાબતના સવાલનો વીચાર કરીને તેની વ્યવસ્થા કરવાને કોરટને અખત્યાર આપેલો છે, કારણ કે તે દાવાના પક્ષકારો વચેના આવા સવાલ વીશે ગુણદોષ ઉપર નીર્ણય કરવાની મુળ ફરજ તે કોરટને સોંપેલી છે, (બુધન વી. ફઝુલુર રહેમાન (૧૮૭૫) ૨૩ વી. રી. ૪૪૯). જે મુદતમાં દરમીયાન ઉપજ અપાવવાની છે તે વીશે હુકમનામાના શબ્દો પ્રમાણે ખરી રીતે ચાલવું જોઇએ, (રામલોચન વી. મનસુરઅલી (૧૮૬૯) ૧૧ વી. રી. ૩૩૯; રામમાણુકીયા વી. જગનનાથ (૧૮૮૦) ૫ ક. ૫૬૩).

**કબજો આપતા સુધી**—કબજા બાબત અને દાવાની તારીખથી "વશીલાત" બા-

ખતનું હુકમનામું કરવામાં આવેલું પણ તેમાં તે કેટલી મુદતની ગણવી તે બતાવેલું નહોતું, માટે તેનો હેતુ કબજો અપાવામાં આવે ત્યાં સુધીનો છે ( ફકરૂદીન મહમદ વી. ઓફીશીઅલ ટ્રસ્ટી (૧૮૮૦) લાં. રી. ૮ ઈ. અ. ૧૯૭), ૮ ક ૧૭૮; બંશીસીંગ વી. નજફઅલી (૧૮૭૪) ૨૨ વી. રી. ૩૨૮; બીજયબાહાદુર વી. ભુપઇદાર (૧૮૯૭) ૧૯ અ. ૨૯૬;

**દરમીયાન ઉપજનો નીરણય, દાવો જ્યારી.**—આ રૂલ પ્રમાણે દરમીયાન ઉપજ વીશે નીર્ણય કરવો તે હુકમનામાનો અવશ્યનો ભાગ છે, માટે તે કામની તપાસ કરનારી કેરટે તે નીર્ણય કરવો જોઇએ, તે એક બીજી કોરટને માટે જેમકે હુકમનામુ બજાવનારી કોરટને માટે રાખી શકાતો નથી, ( મેહેરજાહાન વી. ગહા (૧૮૭૬) ૨૫ વી. રી. ૨૭૦ ); તેમ તે ફરજ એકાદા અમીનને સોંપી શકાતી નથી, ( ઇંદરજીતસીંગ વી. રાધે (૧૮૭૪) ૨૧ વી. રી. ૨૬૯ ); સારાંશમાં પક્ષકારો વચે તે દાવો જ્યારી રહે છે, માટે તે પુરો થાય ત્યાં સુધી જે આખરના હુકમનામા ઉપર અપીલ ચાલે તેવું આખરનું હુકમનામું નથી, ( દીલદાર વી. મજીદુનીસા (૧૮૭૭) ૪ ક. ૧૨૯; કીશનન વી. નીલકંદન (૧૮૮૫) ૮ મ. ૧૩૭; આનંદો વી. આનંદો (૧૮૮૭) ૪ ક. ૫૦; રાધાપ્રસાદ વી. લાલસાહેબ (૧૮૯૧) ૧૩ અ. ૫૩; પા. ૬૫; લા. રી. ૧૭ ઇ. અ. ૧૫૦ ) જ્યારે એક હુકમનામામાં દરમીયાન ઉપજ અપાવેલી હોય પણ તે પાછળથી નક્કી કરવાની હોય તો તે નક્કી કરવાની અરજી તે, તે હુકમનામું બજાવવાની દરખાસ્ત નથી, કારણ કે નક્કી કરવામાં આવે ત્યાં સુધી તે હુકમનામું અમલ કરવા લાયક નથી, પણ જે દાવામાં તે હુકમનામુ કરેલું હોય તે દાવામાં તે એક અરજી છે, ( મહમદ ઉમર જાહાન વી. મીનાત (૧૯૦૩) ૨૫ અ. ૩૮૫ ). દરમીયાન ઉપજની રકમ જો કે મુનસીફની પૈસા બાબતની હકુમત કરતાં વધારે હોય તો પણ તે મુનસીફની કોરટ તે રકમ નકી કરીને અપાવી શકે છે ( રામેશ્વર માહાતન વી. દીલુમાહાતન (૧૮૯૪) ૨૧ ક. ૫૫૦ ).

**વ્યાજ.**—દરમીયાન ઉપજ નક્કી કરવામાં જે રકમ લેહેણી નીકળે તે રકમ ઉપર વરસો વરસનુ વ્યાજ લેવાનો હુકમનામાવાળાનો હક છે તે ફકત નક્કી કરેલી રકમ હુકમનામામાં દાખલ કરેલી હોય તે ઉપરનુ લેવાનો હક છે, એવું નથી ( રાધારમન વી. શરણુમોઇ દેબી (૧૯૦૨) ૭ ક. વી. નો. ૪૩૭ )

**હક ઠરાવ્યાનો અસર.**—એકાદા હુકમનામામાં દરમીયાન ઉપજ બાબતની જવાબદારી ઠરાવેલી હોય પણ તે રકમ નક્કી કરેલી ના હોય અને એક પ્રતીવાદીના ગુજર્યા પછી તે ગણવામાં આવેલી હોય તો, જે વારસો પક્ષકારો નથી તેમને બંધનકારક નથી, ( રાધાપ્રસાદ વી. સાહાબ (૧૮૯૧) ૧૩ અ. ૫૩, પા. ૬૫; લા. રી. ૧૭ ઇ. અ. ૧૫૦ )

**મુદત.**—તે તજવીજને મુદતની હરકત થતી નથી ( પુરણચંદ વી. રાધાકીશન (૧૮૯૨) ૯ ક. ૧૩૨; પ્રાગસીંગ વી. રાજીસીંગ (૧૮૯૮) ૨૫ ક ૨૦૩; વાલીયાબીબી વી. નઝરહસન (૧૯૦૪) ૨૬ અ. ૬૨૩ ), પણ એમાંથી એક પક્ષકાર ઉપર હાજર થઇને તે કામ ચલાવવાને યોગ્ય રીતે સમન થયા છતાં તે કરવાને તે કસુર કરે તો, કોરટે કસુરના કારણથી તે કામ કાહાડી નાંખવું જોઇએ અને ફરીથી ચલાવવું ના જોઇએ, ( ફગીલન વી. કીરામતહુસન (૧૮૭૪) ૨૧ વી. રી. ૨૧૨ ), અથવા તે બાબત એકતરફી હુકમનામું કરવું જોઇએ, ( પંચાનન બોઝ વી. ઉમાનાથરાય (૧૮૭૦) ૧૪ વી. રી. ૧૬૦ ), મુદતના એકટના ૨ જા પરિશીષ્ટની આરટીકલ ૧૦૯ પ્રમાણે ત્રણ વરસની મુદત ઠરાવેલી છે તે ભાડુ જે વખતે લેહેણું થાય તે સાથે કાંઇ સંબંધ નથી, ( આબાશ વી. ફશીઉદ્દીન (૧૮૯૭) ૨૪ ક. ૪૧૩ )

**રીવાજ**—વાદીએ દરમીયાન ઉપજ ખોવાથી જે પોતાને નુકશાન થએલું તેનો પ્રથમ દર્શનીક પુરાવ આપીને પોતાની જે હકીકત શરૂ કરે નહી ત્યાં સુધી પ્રતીવાદી પાસેથી જવાબ માગવો ના જોઇએ; તેણે પ્રતીવાદીની જવાબદારી ઠરાવવી જોઇએ અને જે રકમ બાબત તે જવાબદાર હોય તે મુકરર કરવી જોઇએ ( ઇંદ્રજીતસીંગ વી. રાધેસીંગ ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૨૬૯ ). અપીલ કોરટમાં એકાદા પક્ષકારની જવાબદારી ઠરાવવામાં આવે, એટલે નીચેની કોરટે નુકશાનની રકમ નક્કી કરવાનેજ ફક્ત તજવીજ કરવી જોઇએ ( દ્વારકાલાલ વી. નીરંદર નારાયણ ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૪૬૧ )

**નવા દાવાને હરકત છે**—દાવો કરતા પહેલાં દરમીયાંન ઉપજનો બધો દાવો બતાવવાને વાદી બંધાએલો છે. માટે જ્યારે એક વાદી એક કબજા બાબત તથા દાવો દાખલ કર્યાની તારીખથી પોતાને કબજો મળે ત્યાં સુધીની દરમીયાન ઉપજ બાબત દાવો કરેલો હોય અને હુકમનામુ મેળવે, ત્યાર પછી દાવો દાખલ કરતા પહેલાંની દરમીયાન ઉપજ બાબત દાવો કરે ત્યારે તે દાવો કહાડી નાંખવામાં આવે છે ( રામરતન વી. રામચંદ્ર ( ૧૮૯૬ ) ૨૫ વી. રી. ૧૧૬ ) અ. એ મીલકત લેવાનો દાવો કરીને હુકમનામુ મેળવ્યુ. તેણે દરમીયાન ઉપજનો દાવા કરેલો નહોતો. ઠરાવ્યું છે કે પહેલા દાવાની પહેલાંની દરમીયાન ઉપજ બાબત પાછળથી દાવો કરવામાં આવે તો, ચાલતો નથી ( વેંકાબા વી. સુબાના ( ૧૮૮૮ ) દાવો દાખલ કરતા પહેલાની દરમીયાન ઉપજ બાબત જ્યારે એક દાવો કરેલો હોય, પણ તે બાબત હુકમનામામાં કાઇના હોય ત્યારે તે બાબતનો જુદો દાવો ચાલવાને હરકત છે ( જીમનદાસ વી. દુરગાપ્રસાદ ( ૧૮૯૪ ) ૨૧ ક. ૨૫૨ ); પણ જ્યારે પ્રથમના દાવામાં હુકમનામુ થયા પછી વાદીનો દાવો ઉતપન્ન થએલો હોય ત્યારે કાંઇ "રેશ જ્યુડીકેટા" નથી અને તે દાવો ચાલવાને હરકત નથી રામભદ્ર વી. જગનનાથ ( ૧૮૯૦ ) ૧૪ મ. ૩૨૮ ) વાદીએ જમીનનો કબજો લેવાને તથા કબજો જે તારીખે લેઇ લેવામાં આવ્યો તે તારીખથી તે કબજો લેવામાં આવે તે તારીખ સુધીની દરમીયાંન ઉપજ બાબતનો દાવો કરેલો હતો અને તેમાં કબજા બાબત તથા દાવાની તારીખ સુધીની દરમીયાન ઉપજ બાબતનું એક હુકમનામુ મેળવ્યું; તેમાં ઠરાવ્યું છે કે ત્યાર પછીની દરમીયાન ઉપજ બાબતે દાવો ચાલે છે ( મનમોહન વી. સેક્રટરી ઓફ સ્ટેટ ( ૧૮૯૦ ) ૧૭. ક ૭૬૮ ) વહેનાણ બાબતના એક હુકમનામામાં દાવો દાખલ કરયા પછીની દરમીયાન ઉપજ વીશે કાંઇ હોય નહી તો, એક જુદો દાવો કરી દરમીયાન ઉપજ બાબત પોતાનો હક નક્કી બતાવવાને એકાદા પક્ષકારને છુટ છે ( ભીવરાવ વી. સીતારામ ( ૧૮૯૫ ) ૧૯ મુ ૫૩૨) દાવો દાખલ કર્યા પછી જે દરમીયાન ઉપજ થાય તે વીશેના દાવાનો ઇનસાફ કોરટને કરવો ફક્ત રહી ગએલો હોય તો, તે દરમીયાન ઉપજ બાબત પાછળથી દાવો ચાલવાને તેથી અટકાવ થતો નથી ( રામદયાળ વી. મદનમોહન ( ૧૮૮૯ ) ૨૧ અ. ૪૨૬; વળી જુઓ મેરીયન ૧ પી. ડી. ( ૧૮૯૧ ) ૧૮૦ માં કરેલો હુકમ; જગતજીત વી. શરાબજીત ( ૧૮૯૨ ) ૧૯ ક. ૧૫૯; લા. રી. ૧૮ ઇ. અ. ૧૬૫ ).

**તે રકમ વીશે તજવીજ**—આ રૂલ પ્રમાણે હુકમનામાના નમુના બાબત જુઓ જગતજીત વી. શરાબજીત ( ૧૮૯૨ ); ૧૯ ક. ૧૫૯ પા; ૧૭૩, લા. રી. ૧૮ ઇ. અ. ૧૬૫) દરમીયાન ઉપજની રકમની તજવીજ કરવા વીશેનો ઠરાવ તે હુકમનામાની જરૂરીથી હોવો જોઇએ એવુ નથી ( ફાતમા વી. અબદુલમજીદ ( ૧૮૯૨ ) ૧૪ અ. ૫૩૧; અબદુલ મજીદ વી. અબદુલ આમીઝ ( ૧૮૯૭ ) ૧૯ અ. ૧૫૫ ).

**જાણવામાં આવે તેનું નીશાન**—સ્થાવર મીલકતમાં એકાદા પ્રવેશ કરનારની ઉપજ મુકેલી હોય તે નીશાન તરીકે જાણવાને અને તે લેવાને ઇકવીટી કોરટ કરે છે કીંવા નહિ તે ઘણું શક ભરેલું છે ( રામબીજય વી. જગતપાળ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૧૧૧ પા. ૧૧૫).

**રકમ અપાવેલી તે**—સુમાર કઢાડવામાં આવેલો હોય અથવા દાવાઅરજીમાં આવેલી હોય તે કરતાં વસીલાતની વધારે રકમ બાબતનું હુકમનામું કેટલાક કામોમાં થઇ શકે છે; જે રકમ માગવામાં આવેલી હોય તે ફકત આશરાની છે ( હરોગોવીંદ વી. દીગંબરી ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૨૧૭; પ્યારીસુંદરી વી. ઇશાનચંદ્ર ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૩૦૨; જદુમણી દેબી વી. હાફીઝ મહમદ ( ૧૮૮૨ ) ૮ ક. ૨૯૫; ફકરૂદીન વી. ઑફીશીઅલ ટ્રસ્ટી ( ૧૮૮૦ ) લા. રી. ૮ ઇ. અ. ૧૯૭; ગૌરીપ્રસાદ વી. રેલી ( ૧૮૮૨ ) ૧૨ ક. લા. રી. ૪૧; ૯ ક. ૧૧૨; પરંતુ તે વધારાની રકમ ઉપર સ્ટેમ્પ ડયુટી આપવામાં આવે નહિ ત્યાં સુધી તે હુકમનામું બજાવી શકાતુ નથી—સને ૧૮૭૦ ના ઍક્ટ ૭ ની ક. ૧૧ ( લખીકાંત વી. દીનદયાળ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૮૨ ) પણ ગુરૂદાસરાય વી. બંસીધર સેનના કામમાં ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૬૧; બાબુજાહાન વી. બૈજનાથ (૧૮૮૧) ૬ ક. ૪૭૨; સુર્યરાવ વી. કોટાગીરી ( ૧૮૬૬ ) ૫ વી. રી. પી. સી. ૧૨૭; ( ૨ મુર ઈ. અ. ૧૧૩; કરૂલાલ વી. ફોરબસ ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૧૪૦ ) એવું ઠરાવેલુ છે કે જે કામોમાં દાવો કેટલો લાંબો ચાલશે અથવા દાવો ચાલતાની દરમીયાનમાં વાદી કેટલું વસુલ કરશે તે જાણવાને વાદીને કાંઇ સાધન ના હોય તે બાબત ઍક્ટ ૭ ની ક. ૧૧ માં ઠરાવ કરેલો છે. અને વાદીએ પોતાની દાવાઅરજીમાં નુકશાનનો જે દાવો કરેલો હોય તે કરતાં વધારે નુકશાન મળવાનો વાદીનો હક થતો નથી એવા સાધારણ નીયમો છે તેમાં તેથી હરકત થતી નથી.

**ખરી રીતે રકમો મળેલી તે.**—એકાદા શખસને દરમીયાન ઉપજ મળેલી ના હોય પણ સરકારના વહિવટમાંથી તે મીલકત છુટયા પછી તે મીલકત તે શખસના કબજામાં આવે તો ખરી રીતે જે રકમો ફકત લીધેલી હોય તે બાબત જવાબદાર છે ( કીશનાનંદ વી. પ્રતાપનારાયણ ( ૧૮૮૪ ) ૧૦ ક. ૭૭૫; લા. રી. ૧૧ ઇ. અ. ૮૮ ) પછી હુકમનામાવાળો સાધારણ રીતે વસુલ કરી શકે તે કરતાં આવી રીતે વસુલ થએલી રકમ વધારાની હોય તો પણ હરકત નથી ( ચંદ્રકુમાર વી. કાશીનાથ (૧૮૯૬) ૫ વી. રી. પ્રા. ૩૭ )

**દરમીઆન ઉપજ**—કેવી રીતે ગણવામાં આવે છે; તે ઉપર બ્યાજ. અપીલ વીગરે—જુઓ ક. ૨ (૧૨) નીચેની નોટ પાછળ.

વહિવટની ફરિયાદોમાં હુકમનામું. **કલમ ૨૧૩**

**૧૩.** **(૧) જયારે કોઇ મિલકતનો હિસાબ લેવાની તથા કોરટના હુકમનામા પ્રમાણે તે મિલકતનો યોગ્ય વહિવટ કરવાની ફરિયાદ હોય ત્યારે, આખરનું હુકમનામું કરતાં પહેલાં કોરટે પ્રારંભનું હુકમનામું કરીને તેમાં પોતાને યોગ્ય લાગે એવા હિસાબ લેવાનું તથા એવી ચોકસી કરવાનું ફરમાવવું તથા પોતાને યોગ્ય લાગે તેવા બીજા હુકમો કરવા.**

**(૨) મયત થએલા કોઇ શખસની મિલકતનો વહિવટ કોરટ મારફત થતો હોય તેમાં, તે શખસનાં શાબિત કરી શકાય તેવાં કરજ અને**

જવાબદારી પૂરેપુરાં અદા કરવાને માટે તે મિલકત અપૂર્તી જણાય તો, નાદાર ઠરાવેલા અથવા નાદાર તરીકે જાહેર કરેલા શખસોની ઇસ્ટેટની બાબતમાં સદરહુ વહિવટની ફરિયાદ જેમાં ચાલુ હોય તે કોરટની સ્થાનિક હદની અંદર, તે વખતે જે નિયમ ચાલુ હોય તેજ નિયમ, તારણવાળા અથવા તારણ વગરના લેણદારોના પોતપોતાના હકોના સંબંધમાં, તથા શાબિત કરી શકાય તેવાં દેવાં અને જવાબદારીના સંબંધમાં અને અનુક્રમે વર્ષાસન તથા ભાવી અને અવલંબી જવાબદારીઓની કિંમત કરવાના સંબંધમાં પાળવા જોઇયે; અને આવા કોઇપણ પ્રસંગે, તે મિલકતમાંથી પૈસા મળવાનો જે શખસોનો હક્ક હોય તે તમામ શખસોને સદરહુ પ્રારંભના હુકમનામાના કામમાં કોરટમાં આવીને આ કાયદાની રૂયે તે મિલકત ઉપર તેમને અનુક્રમે જે હક હોય તે માગવાનો અખત્યાર છે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૧૩.**

**ટીકા:—** ૩૮ અને ૩૯ વી ક. બાબ ૭૭ (ન્યાયાધીકારી સુપ્રીમ કોરટના સુધારાના એકટ ૧૮૯૫)ની ક. ૧૦. આ રૂલ હા. કો. ને લાગુ છે.

આ રૂલનો બીજો પેરેગ્રાફ નાદારની કોરટના રીવાજ પ્રમાણે ચેન્સરી કોરટમાં રીવાજ કરવાને ઇંગ્લંડમાં મંજુર થએલો છે. ચેન્સરીમાં જામીનીવાળો લેણદાર વહિવટ બાબતના દાવામાં પોતાના લેણાની તમામ બાબત સાબીત કરે છે, નાદારીમાં તેણે પોતાની સીકયુરીટી વસુલ કરવી જોઇએ અને બાકી રહે તે સાબીત કરવું જોઇએ. હાલ આ કાયદો છે ( કોલકન્સ્યુમર્સ એસોશીએશનના કામમાં ૪ સી. ડી. ૬૨૫; કીલોકના કામમાં લા. રી. ૩ ચ. એપ. કે. ૭૬૯) એક હુકમનામાના લેણદારે હક સબંધ બાબતનો હુકમ મેળવેલો હોય તો બેંકરપ્ટસી એકટના હેતુ પ્રમાણે જામીનીવાળો લેણદાર છે ( જોસલીનનું એક તરફી કામ ૮ ચ. ડ. ૩૨૭; પણ વાદીએ પ્રતીવાદી વીરૂદ્ધ એક જમીનો હુકમ માત્ર મેળવેલો હોય પણ તે હુકમ અસર કારક થવાને કાંઇ વધારે કરેલું ના હોય તો તે જામીનીવાળો લેણદાર નથી ( નેલ્સનના એક તરફી કામમાં ૧૪ ચ. ડ. ૪૧ ) એકાદો લેણદાર પોતાના મરનાર દેણદારની મીલકતનો વહીવટ કરવા બાબત દાવો કરી શકે છે, પણ તેણે તે દાવો પોતાની તથા બીજા લેણદારોની તરફથી કરવો જોઇએ (વેરેકર વી. પ્રાયર ૨ સી. ડી. ૧૦૯; તે બાબત વીશેના નીયમ વીશે જુઓ ધનરાજ વી. બ્રાઉટન ( ૧૮૭૫) ૧૫ બં. લા. રી. ૨૯૬; તે બાબતના નીયમ વીશે જુઓ ધનરાજ વી. બ્રાઉટન સદરહુ ) પક્ષકારો વીશે જુઓ ડાઉડેસવેલ વી. ડાઉડેસવેલ ૯ સી. ડી. ૨૯૪; ખર્ચ વીશે જોન્સના કામમાં ૧૦ સી. ડી. ૪૬૮; વહિવટનો ફેંસલો થયા પછીના દાવા વીશે—લેમીંગ વી. ગી. ૧૦ સી. ડી. ૭૧૫; સગાના હક વીશે—રીચમંડ વી. વાઈટ ૧૦ સી. ડી. ૭૨૭)

**ડીવીડંટ.**—એકાદા મરનારની મીલકતનો કોરટ વહિવટ કરે તેમાં તે મીલકત ઉપરના લેણા સબંધી ડીવીડંડ વસુલ આપવાના હુકમની તારીખે જે લેણાની રકમ હોય તે ઉપર સુમારથી ઠરાવાતુ છે અને સાબેતીની તારીખે હોય તે ઉપરથી આશરો કરવાનો નથી (આગ્રા અને માસ્ટર મેન્સબેંક વી. રોબીન્સન ( ૧૮૭૦ ) ૬ બં. લા. રી. એમ. ૧૪૦ )

**મુદત ગએલુ લહેણુ.**—ઇંગ્લાંડમાં ઇકવીટી કોરટોમાં જે નીયમ પ્રમાણે ચાલવામાં

આવે છે તે એવા છે કે મુદતના કાયદાના ઠરાવો છતાં વસીઅત કર્યા વીના મરણ પામેલા શખસની મીલકતમાં ઘણા નજીકના સગાનો હિસ્સો વહીવટદારના કબજામાં હોય તો તે મરનારના તે સગા પાસેના લેણા બાબત તે જવાબદાર છે, પછી તે મરનારના મરણની તારીખે તે મુદત ગયેલુ હોય તેની હરકત નથી તેથી તે નીયમ બ્રીટીશ હિંદુસ્થાનની કોરટોમાં લાગુ કરવાનો છે ( ધનજીભાઇ વી. નવાઝબાઈ (૧૮૭૮) ૨ મું. ૭૫; વળી જુઓ લોકનાથ વી. ઉદયચરણ (૧૮૮૧) ૭ ક. ૬૪૪)

**લેણા અને જવાબદારીઓ સાબેત કરવા લાયક હોય તે**—જુઓ નાદાર દેવાદારના એકટ ૧૧ અને ૧૨ વી. ક. બાબ ૨૧ ની ક. ૪૦

**નાદાર દેવાદાર**—જુઓ સુખલચંદ્ર વી. રસીક (૧૮૮૮) ૧૫ ક. ૨૦૨ પા. ૨૦૮)

**રીસીવર**—વહીવટનું હુકમનામું પુરૂ થયા પહેલા રીસીવરને તે મીલકત વાદીને આપવાનો હુકમ કરીને તેો છુટો કરવાને કાંઇ હુકમ કરી શકતો નથી ( ભગવાન વી. હિરાલાલ (૧૯૦૦) ૫ ક. વી. નો. ૪૧૭)

**ખરીદદાર**—એક વહિવટ બાબતનો દાવો જે પક્ષકારોનું હિત તેઓના બાપના વીલના એકઝીક્યુટર વીરૂદ્ધ વેચવામાં આવેલું હતું અને તેણે તે વેચાણ કરેલું હતું તેથી તે પક્ષકારોએ કરેલો હતો તેમાં જે હુકમનામું કરેલું હતું તેથી તે ખરીદદાર ઉપર તે વેચાણ રદ કરાવાનો એકાદો દાવો ચાલવાને કાંઇ અટકાવ થતો નથી એવું ઠરાવેલું છે (ધનેન્દ્રચંદ્ર વી. મતીલાલ (૧૮૭૪) ૧૪ બં. લા. રી. ૨૭૬; ૨૩ વી. રી. ૬; લા. રી. ૨ ઈ. અ. ૧૮).

**ગીરોનુ હુકમનામુ**—વહિવટ બાબતનો એકાદો દાવો ચાલતો હોય તેથી એક ગીરો બાબતના હુકમનામાની બજાવણી બંધ રાખવાને કારણ થતું નથી ( ક્રીસ્ટોમોહીની વી. બામાચરણ (૧૮૮૧) ૭ ક. ૭૩૩)

**સ્ટેમ્પ**--આવી એકાદી અરજી ઉપર સ્ટેમ્પ વીશે જુઓ લાડુભાઇ પ્રેમચંદ વી. રવીચંદ વેણીચંદ (૧૮૮૨) ૭ મું. ૧૪૩; ભોગીલાલ વી. પોપટભાઇ (૧૮૮૩) ૭ મું. ૧૨૫; અરકશાહ વી આદરજી (૧૮૮૩) ૬ મું. ૫૩૫; આબદલ્લી વી. જમીરૂદીન (૧૮૮૨) ૧૩ ક. લા. ૧૬૦; અને જુઓ કોરટફી એકટની ક. ૭ રકમ (એફ)

**અપીલ**--સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની આવી મળતી કલમ પ્રમાણે એકાદો હુકમ કરેલો હોય તે એક હુકમનામું છે અને તે અપીલ કરવા લાયક છે; જુઓ ક. ૨ પાછળ.

અગ્રક્રયાધિકારની ફરિયાદમાંનું હુકમનામું.

**૧૪.** મિલકતના કોઇ અમુક વેચાણમાં અગ્રક્રયાધિકારનો હક કોરટ હુકમનામામાં અપાવે અને ખરીદીની રકમ કોરટમાં ભરી ન હોય, ત્યારે હુકમ કલમ ૨૧૪ નામામાં—

(અ) એક દિવસ જણાવીને લખવું કે તે દિવસ પહેલાં અથવા તે દિવસે તે રકમ ભરવી, તથા

(બ) એવો ઠરાવ કરવો કે, એવી ખરીદીની રકમ તથા હુકમનામાં વાદીના ઉપર ખરચ નાંખ્યો હોય તો તે ખરચ (અ) રકમમાં કહેલે દિવસે અથવા તે પેહેલાં કોરટમાં ભરે તો,

પ્રતિવાદીએ તે મિલકતનો કબજો વાદીને આપવો અને તે ઉપર તેનો સત્તાધિકાર સદરહુ પ્રમાણે પૈસા ભર્યા તે તારીખથી ઉત્પન્ન થયો એમ સમજવું; પરંતુ આ ખરીદીના પૈસા તથા ખરચ (કાંઇ હોય તો) સદરહુ પ્રમાણે ન ભરે, તો ફરિયાદ ખરચ સુધ્ધાં કાઢી નાંખવી.

(૨) જ્યારે કોરટે અગ્રક્રિયાધિકાર સંબંધી સામસામા દાવાનો ઠરાવ કર્યો હોય, ત્યારે હુકમનામામાં એવો હુકમ કરવો કે—

(અ) જ્યારે તથા જેટલે સુધી, તે હુકમનામામાં અપાવેલા દાવા સમાન પ્રમાણમાં હોય ત્યારે તથા તેટલે સુધી, પેટા-કાનુન (૧) ના ઠરાવોને અનુસરીને ચાલનાર દરેક અગ્રક્રિયાધિકારવાળા શખસોનો દાવો, કોઇપણ અગ્રક્રિયાધિકારવાળા શખસે સદરહુ ઠરાવોને અનુસરીને ચાલવામાં કસૂર કરવાથી, તેણે તેવી કસૂર કરી નહોત તો તેનો જે કાંઇપણ ફાળે પડતા હિસ્સા સંબંધી દાવો અમલમાં આવી શકત તે હિસ્સા સુધ્ધાં, તે મિલકતના ફાળે પડતા હિસ્સાના સંબંધમાં અમલમાં આવશે; અને

(બ) જ્યારે તથા જેટલે સુધી તે હુકમનામામાં અપાવેલા દાવા સમાન પ્રમાણમાં ન હોય ત્યારે તથા તેટલે સુધી વરિષ્ટ અગ્રક્રિયાધિકારવાળો શખસ સદરહુ ઠરાવને અનુસરીને ચાલવામાં કસૂર ન કરે તો અને ત્યાંસુધી, કનિષ્ઠ અગ્રક્રિયાધિકારવાળા શખસનો દાવો અમલમાં આવશે નહિ.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૧૪.

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

અગ્રક્રીયાધીકારના હકનો અમલ કરવો જોઇએ અને તેનો અમલ કરવાને જે દાવા કરવાની જરૂર હોય તે દાવા ઘણીજ તત્પરતાથી કરવા જોઇએ; કાંઇ ગેરવ્યાજબી અને જરૂર વીનાની વાર લગાડવામાં આવેતો અગ્રક્રીયાધીકારનો હક રાખવાને પસંદ કરવામાં આવતું નથી એવો અર્થ થાય છે (બૈજનાથ વી. રામધારી (૧૯૦૮) ૭ ક. લા. જે. ૩૧૮. (પી. સી.) જુઓ ક. ૯ અને ૩૫ નીચેની નોટ.

**રૂલ લાગુ કરવાની બાબત.**—જે પક્ષકારો અગ્રક્રીયાધીકારનો હક રાખતા હોય અને તેઓનો કબજો હોય તો આ રૂલ લાગુ નથી (કીષ્ણમેનન વી. કેસવાનર (૧૮૯૭) ૨૦ મ. ૩૦૫). સંકલ્પ તરીકે ખ્યાંતેજ વીના જમીન આપવામાં આવેલી હોય (હરનારાયણ વી. રામપ્રસાદ (૧૮[illegible] ૧૪ અ. ૩૩૩) અથવા એકાદો પટો જો કે "મવરાશી" હોય અને તે સહમાલેકે [illegible]લો હોય (દીવાનુતુલ્લા વી. કાઝમોલ્લા (૧૮૮૮) ૧૫ ક. ૧૮૪). તો અગ્રક્રીયાધીકારના હક ઉત્પન્ન થતો નથી. ફતેહભરેલી રીતે અગ્રક્રિયાધિકાર બાબતનો દાવો ચાલી શકે તે સારૂ જે વેચાણની રૂઇએ તે દાવો કરેલો હોય

તે વેચાણ વખતે અગ્રક્રીયાધીકાર વાળાના લાભમાં દાવાનુ કારણ ઉત્પન થવું જોઇએ એટલુજ નહિં પણુ જે વખતે દાવો લાવવામાં આવે તે વખતે પણુ તે દાવાનુ કારણ હોવું જોઇએ ( જાનકીપ્રસાદ વી. દશરદાસ ( ૧૮૯૯ ) ૨૧ અ. ૩૭૪. વળી જુઓ રામગોપાળ વી. પ્યારીલાલ ( ૧૮૯૯ ) ૨૧ અ. ૪૪૧ ). એક બીજા દાવામાં અગ્રક્રીયાધીકાર બાબતનુ હુકમનામું થયેલું હોય તે આધારથી અગ્રક્રીયાધીકારનો કોઇ દાવો ચાલતો નથી ( અબદુરરાઝક વી. મમતાઝ હુસેન (૧૯૦૩) ૨૫ અ. ૩૩૪).

**અગ્ર ક્રીયા ધીકારનો હુક..**—એક શરતી વેચાણના દસ્તાવેજના પક્ષકારોના અગ્રક્રીયાધીકારના હકોને તે દસ્તાવેજ થયા પછી પણુ વેચાંણુ પુરૂ થયાં પહેલાં વાઝીબુલ અરજ તૈયાર કરવામાં આવેલુ હોય તેથી હરકત થતી નથી કારણ કે તે વાઝીબુલ અરજમાં તે પક્ષકારો નથી અને તે ગામમાં અગ્રક્રીયાધીકારનો રીવાજ પ્રથમથી છે એવું કાંઇ જણાતું નથી ખેચનરાય વી. નંદકીશોર ( ૧૮૯૨) ૧૪ અ. ૬૪૧ ). અસલ એક મીલકત હોય તેની વ્હેંચણુ કરીને બે મહાલ કરેલા હોય તો તે મહાલમાંના એકાદા મહાલ તરફથી બીજા મહાલ સબંધી ફકત નજીક હોવાના કારણથી અગ્રક્રીયાધીકારનો હક થતો નથી તેમ અસલ મહાલને લગતા કેટલાક હકો મજીયારે ભોગવવામાં આવતા હોય તેથી કાંઇ આવો હક ઉત્પન્ન થતો નથી, ( અબદુલરહિમ વી. ખરકસીંગ ( ૧૮૯૩ ) ૧૫ અ. ૧૦૪. જ્યારે એકાદો અગ્રક્રીયાધીકારનો હક રાખનાર પોતાનો તે હક બતાવે જાય અને દાવો કર્યા વીના તે કરવો ન પડે તે સારૂ વેચાણની કીંમત આપીને ખરીદ કરનાર પાસેથી મીલકત લેવાની તૈયારી બતાવે તેથી તે વેચાણ આડી રીતે તેણે કબુલ કરયું થતું નથી અથવા અગ્રક્રીયાધીકારનો હક છોડી દીધો થતો નથી, ( મહમદ વી. અબુલહુસેન ( ૧૮૯૪ ) ૧૬ અ. ૩૦૦; મહમદ વી. મહમદ યુસફ ( ૧૮૯૭) ૧૯ અ. ૩૩૪ ). સુની મુસલમાને રૂ ૧૦૦) કરતાં વધારે કીંમતની સ્થાવર મીલકત વેચી હકીકતથી આપેલી હોય કે કીંમત આપવામાં આવેલી હોય અને તે લેનારને મીલકતનો કબજો સોંપેલો હોય પણ વેચાણ ખત લખી આપેલું ના હોય તો ઠરાવ્યું છે કે તે વ્યવહાર સંપૂર્ણ છે તેથી અગ્રક્રીયાધીકારનો હક ઉત્પન્ન થયેલો છે, ( બેગમ વી. મહમદ ( ૧૮૯૪ ) ૧૬ અ. ૩૪૪ ). બે સખસો શફીખાલીતો અથવા એકાદા રસ્તાનો સરખો ભોગવટો હોવાથી અગ્રક્રીયાધીકારના હકવાળા હોય તો તે રસ્તો ખાનગી હોવો જોઇએ અને ધોરી હોવો ના જોઇએ. એક રસ્તા ઉપરથી જવા આવવાના હકમાં હિસ્સેદાર હોવાના કારણથી જે શખસ શફીખાલીતો હોય તે શખસોમાં જેઓનો હિસ્સો તે હકમાં હોય તો તેઓનો અગ્રક્રીયાધીકાર બાબત સરખો હક છે પછી એક લગતો પડોશી હોય તેની હરકત નથી, ( કરીમબક્ષ વી. ખુદાબક્ષ ( ૧૮૯૪ ) ૧૬ અ. ૨૪૭ ); જ્યારે વેચાણ આપનાર ગામનો સહિસ્સેદાર ના હોય તો અગ્રક્રીયાધીકારનો હક ઉત્પન્ન થતો નથી, ( કલ્યાણમલ વી. મદનમોહન ( ૧૮૯૫ ) ૧૭ અ. ૪૪૭; "સહિસ્સેદાર" એ શબ્દમાં કોણ આવી જાય છે તે વાશે જુઓ દખનીદીન વી. રહિમુન્નીસા (૧૮૯૪) ૧૬ અ. ૪૧૨; અને હુસેનબક્ષ વી. દામરસીંગ (૧૯૦૪) ૨૬ અ. ૫૪૭ ) વાજીબુલ અરજની રૂઇએ અગ્રક્રીયાધીકાર બાબત એકાદો દાવેદાર વાજીબુલ અરજનો ભંગ કરીને પોતાનો હિસ્સો ત્રાહિત શખસને ગીરો આપે તેથી પોતાનો હક ખોતો નથી ( અજગરલાલ વી. જીઆલાલ ( ૧૮૯૬ ) ૧૮ અ. ૩૮૨, જુઓ વીરૂધર રાજા વી. લાજીમજી (૧૮૮૩) ૩ અ. ૧૮૦ )

**ત્રાહીત સખ... ક... સાબેલ થાય છે**—જે સ્થાવર મીલકત સંબંધી અગ્રક્રી-

યાધીકારનો હક હોય તે સ્થાવર મીલકત ખરીદ કરવામાં એકાદા શખસનો હક હોય છે તે શખસ તે ખરીદ કરવામાં એકાદા ત્રાહિત શખસને સામેલ કરે અને અગ્રક્રીયાધીકારનો દાવો કરવામાં આવે તો જો તે ખરીદ કરનારના સહિસ્સેદારનું હિત તે ત્રાહિત ખરીદ કરનારના હિતથી જુદું પાડી શકાય તેવું હોય તો તે અગ્રક્રીયાધીકારવાળો વાદી ફકત ત્રાહિત શખસના વિરૂદ્ધ જીતી શકે છે તો પણ જો સહિસ્સેદાર ખરીદ કરનારનું હિત ત્રાહિત ખરીદ કરનારના હિતથી જુદુ પાડી શકાતું ના હોય તો તે અગ્રક્રીયાધીકારવાળો વાદી બેઉના વિરૂદ્ધ જીતી શકે છે ( રામનાથ વી. બદ્રીનારાયણ ( ૧૮૯૭ ) ૧૯ અ. ૧૪૮; વળી જુઓ અમદઅલ્લી વી. મસ્તક મહમદ ( ૧૮૯૫ ) ૧૭ અ. ૫૫૪; અપીલમાં ( ૧૮૯૭ ) ૧૮ અ. ૩૧૧ ). એક હિંદુ વીધવાના કબજામાં પોતાના ધણીની સ્થાવર મીલકત હતી પણ તેના વારસ તરીકે નહિ હતી, તેથી તેવા કબજાને લીધે એક સહહિસ્સેદાર તરીકે તેનો અગ્રક્રીયાધીકારનો હક નથી. જ્યારે અગ્રક્રીયાધીકારનો હક રાખનાર વાદી અગ્રક્રીયાધીકાર બાબતના દાવામાં જે શખસનો તે હક ન હોય તેવા ત્રાહિત શખસને સામેલ કરે તો પોતાનો તે હક ખુવે છે અને તે ત્રાહિતનું નામ કહાડી નાંખીને દાવાઅરજી સુધારવાથી આ અશક્તી દૂર થઇ શકતી નથી, ( ગોપાળસીંગ વી. મોહનસીંગ ( ૧૮૯૭ ) ૧૯ અ. ૩૨૪; ભવાનીપ્રસાદ વી. ડમરૂ (૧૮૮૩) ૫ અ. ૧૯૭; રાજો વી. લાલમન (૧૮૮૩) ૫ ક. ૧૮૦ ); પણ અગ્રક્રીયાધીકારનો જે સહહિસ્સેદારનો મીલકત ઉપર હક હોય તે સહહિસ્સેદાર પોતાના કુટુંબના જે અંગભુતો આવી મીલકતમાં સહહિસ્સેદારો ના હોય તેવા અંગભુતોને પોતાની સાથે સામેલ કરવાથી તેનો હક નીષ્ફળ કરતા નથી ( ભરીમલ વી. નવલસીંગ ( ૧૮૮૨) ૪ અ. ૨૫૯ ) વાજીબુલ અરજ ઉપરની રૂઇએ અગ્રક્રીયાધીકારના કામોમાં જો અગ્રક્રીયાધીકારવાળી જમીન એક ત્રાહિત શખસને વેચવામાં આવેલી હોય અને તે દાવો કરતાં પહેલાં ત્રાહિત શખસે જે શખસો અગ્રક્રીયાધીકારનો હક રાખતા હોય તેવા સરખા હકવાળા એક સહહિસ્સેદારને ફરીથી વેચાણ આપેલી હોય તો અગ્રક્રીયાધીકારનો હક પાછો તાજો થતો નથી ( શેરમલ વી. હુકમસીંગ ૧૮૯૮ ) ૨૦ અ. ૧૦૦ ) એક અવીભકત મહાલના એક ગામનું વાજીબુલ અરજ હતુ તેમાં સહહિસ્સેદારના લાભમાં જે રીવાજ ચાલુ હતો તે ઉપરથી અગ્રક્રીયાધીકારનો હક નોંધવામાં આવેલો હતો. એક સંપુર્ણ વહેંચણ થયા પછી તે ઉપરથી નવુ વાજીબુલ અરજ ઘડવામાં આવેલુ હતુ અને તે નવા મહાલોમાનો એક મહાલમાંની જમીન એક ત્રાહિત શખસને પાછળથી વેચવામાં આવેલી તે શખસ વહેંચણ કરતા પહેલાં અવીભક્ત મહાલમાં તે વેચનારનો સહહિસ્સેદાર હતો પણ વહેચણ થયા પછી તે નવા મહાલોમાંના ફકત એક બીજા મહાલમાં એક હિસ્સાનો તે માલેક હતો તો તેથી તેનો અગ્રક્રીયાધીકાર રાખવાનો હક થતો નથી ( દલગંજનસીંગ વી. કાળકાસીંગ ( ૧૯૦૦ ) ૨૨ અ. ૧ ) એક અગ્રક્રીયાધીકારના હકના દાવામાં એક જીતેલો વાદી તે મીલકત ત્રાહિત શખસને ગીરો આપે તેથી પોતાનો હક ખોતો નથી બેલાબાબી વી. અકબરઅલ્લી ( ૧૯૦૨ ) ૨૪ અ. ૧૧૯ )

**પરચુરણ ઠરાવો.**--એક વિધવાની હયાતી સુધીના હક તરીકે એક ગામનો હીસ્સો તેણીના કબજામાં હતો, અને તે તેણીએ છોડી દઇને તે હીસ્સો પોતાની દીકરીને આપેલો હતો, માટે તે હીસ્સો તેણીની માએ છોડી દેઇને તેણીને આપતા પહેલાં તે ગામમાં એક વેચાણ કરવામાં આવેલુ તે બાબત તે દીકરીનો અગ્રક્રીયાધીકારનો હક થાય છે ( મહમદયુસફ વી. દાલકુંવર ( ૧૮૯૮ ) એક મહાલના સહહીસ્સેદારો અને માફી જમીનના જુદા ભાગના માલેકો

એક માહાલમાં આવેલા હોય તેથી એક નીયમ તરીકે એક બીજા સાથે કાંઇ સબંધ નથી, માટે ખાલસામાં મજીયારા અંગભુતોનો જે રીવાજ છે તે માફી ભાગની જમીનના માલેકોને લાગુ થાય છે, એવું કોઇ રીતે થતુ નથી (નારણદાસ વી. રામશરણ (૧૮૯૮) ૨૦ અ. ૪૧૯; અને જુઓ અબદુલહાઇ વી. નેનશીંગ (૧૮૯૮) ૨૦ અ. ૯૨). સુનીજાતના મુસલમાનોને મુસલમાનની શરેહ લાગુ છે તે પ્રમાણે જો એક અગ્રક્રીયાધીકારના હકના દાવામાં એક વાદીએ પોતાની હયાતીમાં તે હકનુ હુકમનામું મેળવેલુ ના હોય તો, તે દાવો કરવાનો હક તેના વારસોનો રહેતો નથી (મહમદહુસન વી. નીયામતુનીસા (૧૮૯૮) ૨૦ અ. ૮૮; માજીમુલ્લા વી. ઉમેદ (૧૮૯૫) ૨૧ અ. ૧૧૯). જે તારવાડના "જનમ" હક રહેલા છે તે તારવાડના કારનાવાન અને સીનીયર આનનદ્રાવન ઉપરના હુકમનામાની બજાવણીમાં એક "ઓટીદાર" ની "ઓટી" માં જે જમીન હતી તે જમીનનુ લીલામ કરવામાં આવેલુ હતુ તેમાં મલબારમાં તે ઓટીદાર માગણી કરવાની ના કહે તે પોતાનો અગ્રક્રીયાધીકારનો હક ખુએ છે (આમોની વી. કૂનહાયત (૧૮૯૨) ૧૫ મ. ૪૮૦). એકાદા "વાજીબુલ અર્જ" માં સ્પષ્ટ શબ્દો ના હોય તો, એક ઉતરતા વર્ગના હીસ્સેદારને વેચાણ આપવામાં આવે તેથી ચડતા વર્ગના હીસ્સેદારનો અગ્રક્રીયાધીકારનો હક થાય છે, એવો તેનો અર્થ કરી શકાતો નથી (શીવબાળકશીંગ વી. લછમીધર (૧૯૦૧) ૨૩ અ. ૪૨૭). ત્રાહીત શખસો કરતાં જુદા જુદા વર્ગના શખસોનો અગ્રક્રીયાધીકારના હકની જે વાજીબુલઅર્જમાં વ્યવસ્થા કરવામાં આવેલી તેમાંના ઠરાવોમાં હીસ્સેદારણુ "બશીલી" એવા શબ્દો વાપરેલા છે તેથી અવશ્યે કરીને કાંઇ તેઓ તાબાના છે એવો ગર્ભીત રીતે વીચાર થતો નથી (અબદુલશકર વી. મંદાઇ (૧૯૦૧) ૨૩ અ. ૨૯૮; અને જુઓ બાહાલશીંગ વી. મુબારીક (૧૯૦૮) ૩૦ અ. ૭૯). જ્યારે વેચાણ આપનાર અને લેનાર બેઉ સુની જાતના મુસલમાનો હોય ત્યારે મુસલમાન શરેહે પ્રમાણે નજીકના કારણથી અગ્રક્રીયાધીકારના હકના દાવાનો આધાર રાખવામાં આવે તો શીયા જાતનો મુસલમાન તે દાવો ચલાવી શકતો નથી (કુરબાનહુશન વી. છોટે (૧૯૦૦) ૨૨ અ. ૧૦૨). વાજીબુલઅર્જમાં અગ્રક્રીયાધીકારના હક બાબતના ઠરાવમાં "એક જાદી" એવો શબ્દ વાપરેલો હોયતો પુરૂષ વંશમાં મુળ વડીલ તરફથી જે વંશજો હોય તે શખસો છે એવો અર્થ થાય છે (ચતરસીંગ વી. કલ્યાણસીંગ (૧૯૦૧) ૨૩ અ. ૩૨). એક કરારથી ગીરો વાળી મીલકત સબંધી ગીરો રાખનારને ગામમાં એક બીજા હીસ્સા પ્રમાણે મુકરર કરેલી કીમતથી અગ્રક્રીયાધીકારનો હક આપવામાં આવેલો તે કરાર પ્રથમ દર્શનીક બરોબર છે (બીમાલજાત વી. બીરંજાકુંવર (૧૯૦૦) ૨૧ અ. ૨૩૮). મુસલમાન શરેહ પ્રમાણે જે વેચાણ નાબુદ હોય તે વેચાણ થવાથી તે સબંધી અગ્રક્રીયાધીકારનો હક ઉત્પન્ન થતો નથી, પણ જો આવો એકાદો નીયમ સંપુર્ણ થાય તો, તો તે ખરીદદારનુ માલેકપણું સંપુર્ણ થાયછે. અને અગ્રક્રીયાધીકારનો હક ઉત્પન્ન થાય છે (નાજમુનનીશા વી. અજાયબઅલીખાંન (૧૯૦૦) ૨૨ અ. ૩૪૩). એક ગામમાં ૩૩ એકરનો એક "ચાક" હતો અને તે મહેસુલના કારણસર એક માહાલ બનાવેલો હતો, અને તે "ચાકનો" નો માલેક વાદી હતો અને જે સેટલમેન્ટ પ્રમાણે તેની પાસે તે માહાલ હતો તે સેટલમેંટ પ્રમાણે દરવરસે મહેસુલના રૂ ૪૦) તે આપતો હતો અને તે રકમ લંબરદાર મારફતે ભરવામાં આવતી હતી, પણ તે ગામમાં તે રહેતો નહોતો. ઠરાવ્યુ છે કે આખા માહાલનો તે એક સહહીસ્સેદાર હતો અને તેવા સહ હીસ્સેદાર તરીકે તેનો અગ્રક્રીયાધીકારનો હક હતો (માનનલાલ વી. મહમદ ઇસમાઇલ (૧૯૦૪)

૨૬ અ. ૫૭૪. બીજા જે કામો બાબત અગ્રક્રીયાધીકારના હકનો વીચાર કરેલો છે તે વિશે જુઓ રણબાહાદુર વી. પરમેશરભારથી (૧૯૦૨) ૨૪ અ. ૪૯૩; બાગમદ્રનાથ વા. શીવ-દયાળ (૧૯૦૨) ૨૪ અ. ૫૧૪; અને અલીનાસીરખાંન વી. માણકચંદ (૧૯૦૩) ૨૫ અ. ૮૦)

દાવો કરતા પહેલાં અગ્રક્રીયાધીકાર બાબત જે દાવાનુ કારણ કહેવામાં આવેલુ તે ઉત્પન્ન થએલુ હતુ, પણ તેમાંના બે વાદીયોએ જુદા દાવાના કારણથી ખરીદ કરનારા પ્રતીવાદીયો ઉ-પર એક બીજો દાવો કરેલો હતો તે કાહાડી નાખવાથી જે ગામમાં તે અગ્રક્રીયાધીકારના હક વાળી મીલકત હતી તે ગામમાં તે પ્રતીવાદીયોએ શહ હીસ્સેદાર તરીકેનો હક મેળવેલો હતો. ઠરાવ્યુ છે પાછળથી અગ્રક્રીયાધીકારના હકનો જે દાવો કરવામાં આવેલો છે તેમાં તે પ્રમાણે મેળવેલો સદરહુ હક તે સારો જવાબ થાય છે (રામહીતસીંગ વી. નારાયણ (૧૯૦૪) ૨૬ અ. ૩૮૯)

બંગાળામાં એક સહભાગીયાનો બીજા સહભાગીયા વીરૂધ્ધ કાંઈ અગ્રક્રીયાધીકારનો હક નથી (મહેસીલાલ વી. કૃશ્નમીયમ (૧૮૬૬) ૬ વી. રી. ૨૫૦; નોબતલાલ વી. જીવણલાલ (૧૮૭૯) ૪ ક. ૮૩૧; તો પણ જુઓ ફીરાસતઅલી વી. આશુતોશરાય (૧૮૭૨) ૧૫ વી. રી. ૪૫૫); બક્ષાઅલી વી. તોફરઅલી (૧૮૭૩) ૨૦ વી. રી. ૩૧૬; ડીગંબરમીસર વી. રામલાલ (૧૮૮૭) ૧૪ ક. ૭૬૧; સાલીગરામ વી. રઘુબરદયાળ (૧૮૮૮) ૧૫ ક. ૨૨૪; સુખદેવસીંગ વી. બાહાદુરસીંગ (૧૯૦૪) ૨૬ અ. ૫૪૪)

**સગીર.**—એકાદા સગીરનો વાલી સગીર તરફથી અગ્રક્રીયાધીકારના હકનો અમલ કર-વાને અથવા તે અમલ કરવાની ના કહેવાને મુખત્યાર છે (ઉમરાવસીંગ વી. દલીપસીંગ (૧૯૦૧) ૨૩ અ. ૧૨૯)

**અગ્રક્રીયાધીકારની રીતીયો.**—જ્યારે અગ્રક્રીયાધીકાર બાબતના દાવામાં દાવાઅર-જીમાં કોરટે જે ખરી રકમ કીમત તરીકે ઠરાવે તે આપવાને વાદી ખુશી અને તૈયાર છે, એવુ કહેવામાં આવેલુ ના હોય તો હુકમનામું કરવુ તે કોરટના કુલ અખતયારની બાબત છે (નો-બતસીંગ વી. કીશનસીંગ (૧૮૮૦) ૩ અ. ૭૫૩; વળી જુઓ દુરગાપ્રસાદ વી. નવાઝીશઅ-લી (૧૮૭૬) ૧ અ. ૫૯૧; જુઓ અકબરહુસન વી. અબદુલજાલીદ (૧૮૯૪) ૧૬ અ. ૩૮૩; અલીમહમદ વી. મહમદસૈયદ (૧૮૮૬) ૮ અ. ૩૦૯; મહમદયુનસ વી. મહમદયુસફ (૧૮૯૭) ૧૯ અ. ૩૩૪; અબાસી વી. અફજલહુસન (૧૮૯૮) ૨૦ અ. ૪૫૭; આમી-દહુસન વી. બાશીરઅહમદ (૧૮૯૮) ૨૦ અ. ૪૯૯; રજબઅલી વી. ચંદીચર્ણ (૧૮૯૦) ૧૭ ક. ૫૪૩; તે મકાન ઉપર માગણી કરેલી તે બાબત જુઓ કુલસમ વી. ફકીરમહમદ (૧૮૯૬) ૧૮ અ. ૨૯૮)

**રીવાજ.**—તેના તેજ દાવામાં કરાર અને રીવાજ એ બેઉ કારણો અગ્રક્રીયાધીકાર બા-બતના દાવા છે એવું નક્કી બતાવવાની પરવાનગી કોરટો આપે છે તેવો રીવાજ છે (નેહચલ વી. થાંનસીંગ (૧૮૭૦) ૨ અ. હા. કો. ૨૨૨) પણ જો બની શકે તો વેચાણમાં આવે-લી તમામ મીલકત સબંધી દાવો કરવો જોઇએ (દુરગાપ્રસાદ વી. મુનસી (૧૮૮૪) ૬ અ. ૪૨૩) પણ થોડીક મીલકત બાબત દાવો કરવાને દાવેદાર જો ના લાયક થએલો હોય તો બાકીની મીલકત બાબત તે દાવો કરી શકાતો નથી (મહમદ વીલાયતઅલી વી. અબદુલરાબ (૧૮૮૯) ૧૧ અ. ૧૦૮) જ્યારે બીજા શખસોના દાવાના કારણથી એક અગ્રક્રીયાધીકાર-ના હકનો દાવો રાખનારનો મીલકતના અમુક ભાગ ઉપર ફક્ત હક હોય તો વેચેલી બધી

મીલકત બાબત તે પોતાનો દાવો પડવાને બંધાએલો નથી (અબદુલ્લા વી. અમાનુલ્લા (૧૮૯૯) ૨૧ અ. ૨૯૨)

જો એક પક્ષકાર બજાવણીનુ કામ ચલાવીને જે જમીન અગ્રક્રીયાધીકારના હકથી બંધાએલી હોય તે જમીનનો કબજો મેળવે તો અગ્રક્રીયાધીકારવાળા શખ્સને વેચાણની જે કીમત આપવાની હોય તે કીમતનો ફાયદો પક્ષકારને મળવો જોઇએ (બક્ષા વી. તોફરઅલી (૧૮૭૩) ૨૦ વી. રી. ૨૧૬) પણ જો તે હકનો આધાર કરાર ઉપર હોય અને કરાર કરનાર પક્ષકારે વેચાણ લીધેલુ ના હોય પણ એક હુકમનામાથી ત્રીજા શખ્સે લીધેલુ હોય તો તે હક ઉત્પન્ન થતો નથી (ફીરાસતઅલી વી. આશુતોશરોય (૧૮૭૧) ૧૫ વી. રી. ૪૫૫) અગ્રક્રીયાધીકારના દાવામાં વેચનાર જરૂરીયાત પક્ષકાર નથી (રામસરૂપ વી. સીતળપ્રસાદ (૧૯૦૪) ૨૬ અ. ૫૪૯)

**વેચાણની કીમત.**—તેની રકમ વીશે જુઓ અજાએબનાથ વી. મથુરાપ્રસાદ (૧૮૮૯) ૧૧ અ. ૧૬૪ અને તેમાં બતાવેલા ઠરાવો) નો ઠરાવ જુઓ. વાદી પોતાનુ ખર્ચ કાપી લેઇ શકે છે (ઇશરી વી. ગોપાળ (૧૮૮૪) ૬ અ. ૩૫૧). જ્યારે વેચાણ આપનાર અને લેનાર બેઉ ખરી કીમત જણાવવાને ના કહે ત્યારે તે વેચાણ વખતે બજાર કીમત કેટલી હતી એ વીશે કોરટે વાદીથી નક્કી કરવી જોઇએ (અગરસીંગ વી. રઘુનાથ (૧૮૮૭) ૯ અ. ૪૭૧; થતા નફાના હક વીશે જુઓ દેવકીનંદન વી. શ્રીરામ (૧૮૯૦) ૧૨ અ. ૨૩૪; શ્રી કીશનલાલ વી. આત્મારામ (૧૮૯૭) ૧૯ અ. ૨૬૧).

**વસુલ.**—કીમત અનામત ભરવાને જે મુદત આપેલી હોય તે મુદત અપીલ કોરટ વધારી શકે છે (પ્રસાદીલાલ વી. રામદયાળ (૧૮૭૯) ૨ અ. ૭૪૪; કોદાઇસીંગ વી. જેસ્રીસીંગ (૧૮૯૧) ૧૩ અ. ૩૭૬) જે તારીખે તે વસુલ આપવાની મુદત પુરી થતી હોય તે તારીખે જો કોરટ બંધ હોય તો જે બીજે દીવશે કોરટ ઉઘડે તે બીજે દીવશે અગ્રક્રીયાધીકારવાળી કીમત વસુલ આપી શકાય છે (ગચલકુંવર વી. લાલજી (૧૮૬૭) ૨ વા. પ્રાં. ૧૧૨; દેબીદાન વી. મહમદઅલી (૧૮૮૦) ૩ અ. ૮૫૦).

વાદીએ મુદતની અંદર વેચાણની કીમત આપેલી છે કીંવા નહી એ સવાલ ક. ૪૭ પ્રમાણે એક હુકમનામાની બજાવણી સબંધીની બાબત નથી (મહમદઅલી વી. દેબીદીન (૧૮૮૨) ૪ અ. ૪૨૦). એક હુકમનામું આખરનુ થાય તે પછી બે માસની મુદત હુકમનામાથી આપેલી હતી, અને જે તારીખે અપીલની મુદત પુરી થતી તે તારીખે અપીલ કોરટ બંધ હતી. ઠરાવ્યુ છે કે જે પહેલે દીવસે તે કોરટ ફરીથી ઉઘડે તે દાવશે તે અપીલ દાખલ કરી શકાય છે, અને ત્યાં સુધી તે હુકમનામું આખરનુ થતુ નથી (રામશાહી વી. ગયા (૧૮૮૫) ૭ અ. ૧૦૭); અને જ્યારે અપીલની મુદત પુરી થયા પછી પણ અપીલ દાખલ કરવામાં આવેલી હોય અને તે કાહાડી નાંખેલી હોય અને તે વસુલ આપવાને નવી મુદત ખુલી રીતે આપવામાં આવેલી ના હોય તો, ઠરાવ્યું છે કે તે અપીલ કોરટના હુકમનામાની તારીખથી મુદત સરૂ થાય છે (રૂપચંદ વી. રામસુલજાહાન (૧૮૮૯) ૧૧ અ. ૩૪૬). જો અગ્રક્રીયાધીકારના હકવાળી કીમત અંદર આપેલી ના હોય તો, તે અગ્રક્રિયાધીકારના હકના હુકમનામાનો અમલ કરી શકાતો નથી (જેકીશન વી. ભોળાનાથ (૧૮૯૨) ૧૪ અ ૫૨૯; અને જુઓ જગરનાથ વી. જોખુ (૧૮૯૬) ૧૮ અ. ૨૨૩) અગ્રક્રીયાનુ

ધીકારના હકવાળાએ નીચેની કોરટે ઠરાવેલી કીમત બતાવેલી મુદત અંદર ભરેલી તેમાંથી બજાવણીમાં પોતાને અપાવેલુ ખર્ચ લીધુ. અપીલ કરવા ઉપરથી તે કીમત વધારવામાં આવી અને તેને ખર્ચ અપાવવામાં આવ્યુ નથી. તેથી તે અગ્રક્રીયાધીકારના હકવાળાએ નીચેની કોરટે ઠરાવેલી કીમત બતાવેલી મુદત અંદર ભરેલી તેમાંથી બજાવણીમાં પોતાને અપાવેલુ ખર્ચ લીધુ. અપીલ કરવા ઉપરથી તે કીમત વધારવામાં આવી અને તેને ખર્ચ અપાવવામાં આવ્યુ નહી. તેથી તે અગ્રક્રીયાધીકારના હકવાળાએ બેઉ કોરટોએ ઠરાવેલી કીમત વચેનો ગાળો બતાવેલી મુદતની અંદર ભરયો, પણ બજાવણીમાં જે ખર્ચ તેણે લીધેલુ હતુ તે ભરયુ નહી. ઠરાવ્યુ છે કે બજાવણીમાં જે ખર્ચ લેવામાં આવેલુ છે તે ખર્ચ વસુલ કરવાના હુકમ. નામાના દેણદારના હક સાથે કોરટે ઠરાવેલી મુદતની અંદર અપીલ કોરટના હુકમનામા પ્રમાણે જોઇતી રીતે ચાલવામાં આવેલુ છે ( બાલમુકંદ વા. પંચમ ( ૧૮૮૮ ) ૧૦ અ. ૪૦૦).

**આખરનુ હુકમનામુ.**—અગ્રક્રીયાધીકારના હકના દાવામાં એકાદુ હુકમનામું કયારે આખરનુ થાય છે તે બાબત જુઓ હીગનખાન વો. ગંગાપ્રસાદ ( ૧૮૭૬ ) ૧ અ. ૨૯૩; નારણદાસ વી. લછમન (૧૮૮૦) ૩ અ. ૧૩૫; રામશાહી વી. ગયા ( ૧૮૮૫ ) ૭ અ.૧૦૭; એવાઝ વી. મોકુના ( ૧૮૭૯ ) ૧ અ. ૧૩૨ ના ઠરાવો.)

**અપીલ.**—અપીલના કારણથી મુદત અંદર વસુલ આપવામાં ના આવે તેથી જે અસર થાય છે તે વીશે જુઓ કોદાઇસીંગ વા. જેસરીસીંગ ( ૧૮૯૧ ) ૧૩ અ. ૩૭૬ ). એક અગ્રક્રીયાધીકારના હકના દાવામાં અમુક મુદત અંદર અગ્રક્રીયાધીકારવાળી કીમત ભરવામાં આવે તે શરતથી વાદીયોએ એક હુકમનામું મેળવેલું હતુ, માટે તે મુદત પુરી થઇ ગયા પછી આવા હુકમનામા ઉપર વાદીયો અપીલ કરી શકે છે, એવા કારણથી કે જે કરાર ઉપરથી અગ્રક્રીયાધીકારનો હક ઉત્પન્ન થએલો છે તે કરારની શરત તે હુકમનામામાં બતાવેલી નથી ( વઝીરખાંન વી. કાલેખાંન ( ૧૮૯૪ ) ૧૬ અ. ૧૨૬).

**હુકમનામાનો નમુનો.**—જુના કાયદા પ્રમાણે એક મૂશકેલી પ્રસંગોપાત પડતી હતી અને તે તેની મેળેજ જણાઇ આવે છે તે મૂશકેલીની આ રૂલની બીજી રકમથી વ્યવસ્થા કરવામાં આવી છે.

એક બેનામી વેચાણથી જે શખસ સહ હીસ્સેદાર થવાનો દાવો રાખનો હોય તેના કરતાં દફતરમાં નોંધાએલા સહહીસ્સેદારનો પ્રથમ હક છે ( બેનીશંકર વી. મહાપાળબાહાદુર ( ૧૮૮૭ ) ૯ અ. ૪૮૦)

**બજાવણી.**—તે હક જાતીકો છે. માટે દાવાના હેતુ વીરૂધ એક અગ્રક્રીયાધીકારવાળાએ તે મીલકત બીજાને ચડાવી આપેલી હોય તો તેનો દાવો કાહાડી નાખવો જોઇએ ( રાજો વી. લછમન ( ૧૮૮૩ ) ૫ અ. ૧૮૦ ) પણ જુઓ અજગરલાલ વી. જીયાલાલ ( ૧૮૯૬ ) ૧૮ અ. ૩૮૨ ) અને અગ્રક્રીયાધીકારનુ હુકમનામું ચડાવી લેનાર તે હુકમનામું બજાવી શકતો નથી ( સરજુપ્રસાદ વી. જમનાપ્રસાદ ( ૧૮૮૫ ) ૭ અ. ૧૦૯) પણ હુકમનામું થયા પછી તે મીલકતના એક ખરીદ કરનારના ફાયદા સારૂ તે હુકમનામુ બજાવી શકે છે ( રામશાહી વી. ગયા ( ૧૮૮૫ ) ૭ અ. ૧૦૭)

**મુદત.**—એક અવિભક્ત મીલકતના હીસ્સાના ગીરો રાખનારે ગીરો છોડાવવાનો હક બંધ કરેલો હતો તેથી તે ગીરો રાખનારના વારસ ઉપર અગ્રક્રીયાધીકારનો હક ઠરાવવાને એક

દાવો કરવામાં આવેલો હતો. ઠરાવ્યું છે કે તે ગીરો છોડાવવાનો હક બંધ કર્યાના હુકમનામામાં એક વર્ષની મુદતની છુટ આપેલી હતી તેથી તે મુદત થઇ ત્યારથી છ વર્ષ પછી તે દાવાને મુદતની હરકત છે (બાતલએગમ વી. માનસરઅલ્લી (૧૯૦૦) લા. રી. ૨૮ ઇ. અ. ૨૪૮)

**૧૫.** જ્યારે પંત્યાળુ તોડવાની અથવા પંત્યાળાનો હિસાબ લેવાની ફરિયાદ હોય ત્યારે કોરટ આખરનું હુકમનામું કરતાં પહેલાં પક્ષકારના ભાગનું પ્રમાણ ઠરાવવાનું તથા જે દિવસે પંત્યાળુ તુટશે અથવા તુટયું એમ ગણાશે તે દિવસ ઠરાવવાનું અને પોતાને યોગ્ય લાગે તેવા હિસાબ લેવાનું તથા બીજાં કૃત્ય કરવાનું પ્રારંભનું હુકમનામું કરવાને મુખત્યાર છે.

પંત્યાળુ તોડવાની ફરિયાદમાં હુકમનામાં.

કલમ ૨૧૫

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૧૫.**

*ટીકાઃ*—આ રૂલ હા. કો. ને લાગુ છે.

**હુકમનામું.**—આવા દાવામાં હુકમનામાનો હમેશના નમુના પરીશીષ્ટ ૧ એપી. ડ. માં નંબર ૨૧ અને ૨૨ ના બતાવેલા છે. પંત્યાળુ બંધ થએલુ હોય તેના હીસાબ બાબતના દાવામાં નંબર ૨૧ ના નમુના પ્રમાણે આ રૂલના આધારથી હુકમનામું કરવુ જોઇએ, અને તેમાં પક્ષકારો વચેની લેણદેણ અને જમેનો અને માજી પંત્યાળાનો જે માલ મીલકત હોય તેનો હીસાબ લેવાને ઠરાવ કરવો જોઇએ અને જે લહેણાની તથા મીલકતની ઉઘરાણી હોય તેનો એક રીસીવર નીમવાને ઠરાવ કરવો જોઇએ (થરકુમારસેન વી. સાબરાયા (૧૮૯૭) ૨૦ મ. ૩૧૩; વળી જુઓ રામચંદ્ર વી. માણુકચંદ્ર (૧૮૮૧) ૭ ક. ૪૨૮) ફક્ત એક ભાગીયા ઉપર થએલા હુકમનામાની બજાવણીમાં કરેલી જપ્તી ખસેડવાને એક ભાગીયો માગતો હોય તો તે પંત્યાળુ બંધ કરવાનો દાવો કર્યા શીવાય તે પ્રમાણે માગી શકાતો નથી (કરીમભાઇ વી. કોનસરવેટર ઓફ ફોરેસ્ટ (૧૮૮૦) ૪ મું. ૨૨૨). તેવીજ રીતે એક ભાગીયો નફા બાબત દાવો કરે તેવી સ્થીતીમાં નથી, પણ હીસાબ લેવાનો દાવો કરવો જોઇએ (દયારામ વી. સુબાનમ (૧૮૭૧) ૧૬ વી. રી. ૧૪૧.)

**હકુમત.**—જુઓ આદરજી દોરાબજી વી. એરકશા (૧૮૮૪) ૮ મું ૨૭૨; કીશનદાસ હજારીમલ વી. ગુલાબચંદ (૧૮૮૪) ૮ મું. ૪૯૪ના ઠરાવો.

**૧૬.** મુખ્ય તથા મુખત્યારની વચે પૈસા સંબંધી લેણદેણનો હિસાબ લેવાની ફરિયાદમાં, તથા જે ફરિયાદો વિશે આ કાયદામાં પાછળ ઠરાવ કરવામાં આવ્યો ન હોય એવી બીજી કોઇપણ ફરિયાદમાં, કોઇ પક્ષકારને મળવાની કે કોઇ પક્ષકાર પાસેથી મળવાની રકમ નકી કરવા સારૂ હિસાબ લેવાની જરૂર હોય ત્યારે, કોરટને આખરનું હુકમનામું કરતાં પહેલાં પોતાને યોગ્ય લાગે તેવા હિસાબ લેવાનું પ્રારંભનું હુકમનામું કરવાને અખત્યારછે.

મુખ્ય તથા મુખત્યારની વચેના હિસાબ બાબતની ફરિયાદમાં હુકમનામાં.

કલમ ૨૧૫ અ

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૧૫ અ.**

**ટીકા.**—આ રૂલ હા. કો. ને અને પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.

હીસાબ તપાસવાને ન્યાયની રૂઇએ તજવીજ કરવાને જેકામ ચલાવવાની રીતી પ્રમાણે ચાલવાનુ છે તે વીશે જુઓ ક. ૯ નીચેની નોટ, જુઓ "હીસાબ" અને કપટના કારણથી જયારે હીસાબ વીશે વાંધો લેવામાં આવે ત્યારે શું કરવાનુ છે તે વીશે જુઓ (બુજીનતશુ વી. શાહાનાગર (૧૮૮૭) ૧૧ મુ. ૭૮).

**હીસાબ તપાસવો બંધ રાખવો તે.**—આ રૂલ પ્રમાણે પ્રાથમીક હુકમ ઉપર હાય કોરટમાં જયારે અપીલ ચાલુ હોય ત્યારે તે અપીલની સુનાવણી ચાલતામાં તે હુકમનો અમલ કરવો નહી એવો હુકમ હાય કોરટ કરી શકે છે (બાળકીશનશાહુ વી. બગન (૧૯૦૩) ૮ ક. વી. નો ૫૭૨; ૩૧ ક. ૭૨૨).

**૧૭.** કોરટ, હિસાબ લેવાનું ફરમાવવા બાબતનું હુકમનામું કરીને અથવા કોઇપણ પછીનો વિશેષ હુકમ કરીને, કઇ રીતે હિસાબ લેવો અથવા તે બાબતનાં ઓચરીયાં લેવા તે ફરમાવવાને અમે મુખ્ત્યાર તૈ કરીને, હિસાબ લેતી વખતે, સદરહુ હિસાબ જે ચોપડામાં હોય તે ચોપડામાં લખેલી બાબતોના ખરાપણા વિષે તે ચોપડા પ્રથમ દર્શનીય પુરાવો છે એમ સમજવું તથા હિતસંબંધ હોય એવા પક્ષકારોને સલાહ આપવામાં આવે તે પ્રમાણે તે બાબત હરકત લેવાની તે પક્ષકારોને છુટ છે એમ ફરમાવવાને મુખત્યાર છે.

હિસાબ બાબત વિશેષ હુકમ.

કલમ નવી

ટીકા.—આ નવી રૂલ અને તે ઑર. એસ. ઓ. ૩૩, રૂ. ૩ માંથી લીધેલુ છે.

**હીસાબના ચોપડા.**—પંજાબના દાવામાં હીસાબના ચોપડા સામાન્ય કાયદા પ્રમાણે હીસાબના ચોપડા પ્રથમ દર્શનીક પુરાવ તરીકે દાખલ કરવા લાયક છે (ગેથાંગ વી. કેધલી ૯. સી. ડી. ૫૪૭, ૫૫૧). પણ બીજા બધા કામોમાં ખાસ હુકમ મેળવવો જોઇએ (કુકશ વી. કુકશ. ૩ એન. આર. ૯૭, એન. પ્રે. ૧૯૦૮, ૧. ૪૧૬)

**હીસાબ નકી કરવામાં આવેલો તે.**—હીસાબ લેવાના હુકમ પ્રમાણે હીસાબ આપનાર પક્ષકાર હીસાબ નકી કરેલો બતાવવાને જો કે હુકમમાં બતાવેલુ ના હોય તો પણ તેવો હીસાબ બતાવી શકે છે (હોલગેટ વી. સથ ૨૭ સી. ડી. ૧૧૧).

**૧૮.** જયારે કોરટ મિલકતની વેહેંચણ બાબત અથવા તે માંહેના હિસ્સાનો જુદો કબજો આપવા બાબત હુકમનામું કરે, ત્યારે—

મિલકતની વેહેંચણ કરવા બાબતની અથવા તેમાંના હિસ્સાનો જુદો કબજો આપવા બાબતની ફરિયાદમાં હુકમનામું.

કલમ નવી

(૧) જો તથા જેટલે સુધી, તે હુકમનામું સરકારને મેહેસુલ આપવાને પાત્ર હોય તેવી ઇસ્ટેટ બાબત હોય, તો અને તેટલે સુધી તે હુકમનામામાં, તે મિલકતમાં હિતસંબંધ હોય એવા જુદા જુદા પક્ષકારોના હક ઠરાવવા, પણ તે હુકમનામામાં એમ ફરમાવવું કે કલેકટરે, અથવા, કલેકટ-

રના તાબામાંના જે કોઇ ગેઝીટેડ અમલદારને, આ સંબંધમાં કલેક્ટર નિમે તેણે, સદરહુ ઠરાવને તથા ૫૪ મી કલમના ઠરાવોને અનુસરીને, એવી વેહેંચણી કરી આપવી અથવા એવો કબજો જૂદો પાડી આપવો;

(૨) જો તથા જેટલે સુધી એવું હુકમનામું બીજી કોઇપણ સ્થાવર મિલકત સંબંધી અથવા જંગમ મિલકત સંબંધી હોય, તો અને તેટલે સુધી, તે કોરટ, જાસ્તી ચોકસી કર્યા શિવાય સદરહુ વેહેંચણી કરવાનું અથવા હિસ્સો જુદો પાડી આપવાનું કામ સગવડ ભરેલી રીતે થઇ શકે એમ ન હોય, તો પ્રારંભનું હુકમનામું કરીને તેમાં તે મિલકતમાં હકસંબંધ હોય એવા જુદા જુદા પક્ષકારોના હક ઠરાવવાને, અને જરૂર જણાય તેવા બીજા હુકમ કરવાને મુખત્યાર છે.

**ટીકા.**—આ નવી રૂલ છે. અને તે કાયદાની અંદર ક. ૫૪ ના પેટાની છે. જુઓ તે કલમની નોટ.

સામો દાવો અપાયો હોય ત્યારે હુકમનામું.

**૧૯.** (૧) વાદીના દાવાની સામે પ્રતિવાદીએ કરેલો સામો દાવો અપાયો હોય ત્યારે, વાદીની કેટલી રકમ લેહેણી થઇ તથા પ્રતિવાદીની કેટલી રકમ લેહેણી થઇ તે હુકમનામામાં લખવું, અને તે હુકમનામું બેમાંથી જે પક્ષકારનું જેટલું લેહેણું દેખાતું હોય તેટલું વસુલ કરવાનું કરવું. કલમ ૨૧૬

સામાદાવાના હુકમનામાપર અપીલ.

(૨) જે ફરિયાદમાં સામા દાવાની માંગણી કરી હોય તે ફરિયાદમાં કરેલા હુકમનામાને, સામા દાવાની માંગણી કરી નહીં હોત તો અપીલના જે ઠરાવો લાગુ પડત, તેજ ઠરાવો લાગુ પડશે એમ સમજવું.

(૩) આ કાનુનના ઠરાવ, સામો દાવો ૮ મા ઓરડરની ૬ ઠી કાનુન મુજબ કબુલ કરવા જોગ હોય અથવા બીજી રીતે કબુલ કરવા જોગ હોય તોપણ, લાગુ પડશે એમ સમજવું.

સને ૧૮૮૨ના ઍક્ટ ૧૪ ની ક. ૨૧૬.

ફેંસલાની તથા હુકમનામાની સહી સુદ્ધાંતની નકલો આપવી.

**૨૦.** ફેંસલાની તથા હુકમનામાની સહી સાથેની નકલો સારૂ કોરટને અરજ કરવામાં આવે તો પક્ષકારોને, તેમને ખરચે આપવી જોઇયે. કલમ ૨૧૭

સને ૧૮૮૨ના ઍક્ટ ૧૪ ની ક. ૨૧૭.

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો.ને લાગુ છે.

ફેંસલાની નકલો લેવાને પક્ષકારોનો હક છે અને તેના તરજુમા લેવાનો ફક્ત હક નથી (વરજીવન વી. અજીતજી (૧૮૯૨) ૧ મું. હા. કો. ૧૫૫).

યોગ્ય સ્ટેમ્પ આપવામાં આવે એટલે ખરચ વીના નકલો આપવાનો રીવાજ રદ કરેલો છે (જુઓ નીલમનીસીંગ વી. ચીનીબાસ (૧૮૭૩) ૨૦ વી. રી. ૪૦૫નો ઠરાવ).

દાવામાં પક્ષકાર ન હોય તેવો ત્રાહિત સખસ પણ હુકમનામા અથવા હુકમોની નકલો લઇ શકે છે પણ જે શખસે કાગળો રજુ કરેલા હોય તે સખસની કબુલત વીના પુરાવમાં રજુ કરેલા આંકની નકલો લઇ સકતો નથી. બંગાળામાં જે દસ્તાવેજની નકલોની જરૂર હોય તે દસ્તાવેજ શોધવાને ચાર આના ફી લેવામાં આવે છે, અને તે દફતરખાનામાં ભરવામાં આવે છે. પણ ચાલુ કામોના કાગળો વકીલો જુએ તેમાં અથવા સરકારી અમલદારોને સરકારી કારણુસર નકલો જોઇતી હોય તો તે બાબત કાંઇ ફી લેવાની નથી. નકલો વીશે વીગતવાર નીયમો છે તે બાબત જુઓ ક. હા. કો. સરક્યુ. પા. ૯૬—૧૦૬. (સીવીલ).



# ઑર્ડર ૨૧ મો.



## હુકમનામાં તથા હુકમની બજાવણી વિશે.

**૧. (૧) હુકમનામા ઉપરથી જે પૈસા ભરવાના તે સર્વ નીચે પ્રમાણે ભરવા, એટલે:—**

હુકમનામા ઉપરથી પૈસા ભરવાના પ્રકાર — કલમ ૨૫૭

**(અ) જે કોરટનું કામ હુકમનામુ બજાવવાનું હોય તે કોરટમાં; અથવા**

**(બ) કોરટની બહાર હુકમનામાવાળાને; અથવા**

**(ક) જે કોરટે હુકમનામુ કરયું હોય તે કોરટ ફરમાવે તેવી બીજી કોઇ રીતે.**

**(૨) પેટા કાનુન (૧) ની રકમ (અ) ની રૂયે કોઇપણ પૈસા ભર્યા હોય ત્યારે તે તે પ્રમાણે ભર્યાની નોટીસ હુકમનામાવાળાને આપવી જોઇયે.**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૫૭.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો, કો. ને લાગુ છે.

જ્યારે એકાદા દાવામાં અમુક તારીખે નાણા આપવાનો એક હુકમ કરેલો હોય અને તે તારીખે કોરટ બંધ હોય ત્યારે તે પછી બીજે દીવસે જો તે નાણા આપવામાં આવે તો તે હુકમના કારણુસર તે આપેલાં બરોબર છે (અરાવા મુદુ વી. સામીયાપા (૧૮૯૮) ૨૧ મ. ૩૮૫. વળી જુઓ દેબીરાવુન વી. હીરામન માહાતન (૧૮૬૭) ૮ વી. રી. ૨૨૩; શોશી ભુશણુ વી. ગોબીંદચંદ્ર (૧૮૯૧) ૧૮ ક. ૨૩૧).

**ખરચ**—ક. ૩૫ મી પ્રમાણે ખરચ આપવાનો હુકમ કરવામાં આવેલો હોય તો તે હુકમનામા પ્રમાણે આપવામાં આવતુ નથી અને તે કલમ પ્રમાણે આપવાનુ છે (સેંકશ વી. સેક્રેટરી ઓફ સ્ટેટ (૧૮૮૯) ૧૨ મ. ૧૨૦).

**નોટીસ—**આ રૂલની રકમ ( ૨ ) નવી છે. તે નોટીસ કોણે આપવાની છે તેમાં બતાવેલુ નથી, પણ જે શખસે તે વસુલ આપેલુ હોય તે શખસ તે નોટીશ કાહાડવા બાબત અનુમાની રીતે જવાબદાર છે.

હુકમનામાવાળાને કોરટની બહાર પૈસા આપવા.

કલમ ૨૫૮

**૨. (૧) જ્યારે કોઇપણ જાતના હુકમનામા ઉપરથી ભરવાના કાંઇ પણ પૈસા કોરટોની બહાર આપ્યા હોય, અથવા હુકમનામાવાળાંનું મન માને એવી બીજી રીતે હુકમનામાનો બધો અથવા થોડો ઘણો તોડ કર્યો હોય ત્યારે, જે કોરટનું કામ તે હુકમનામું બજાવવાનું હોય તે કોરટને તે ભર્યાની અથવા તોડ કર્યાની વાત હુકમનામાવાળાએ જાહેર કરવી જોઇયે, અને કોરટે તે ભરણું અથવા તોડ દાખલ કરવો જોઇયે.**

**(૨) હુકમનામાનો દેણદાર પણ, એવું ભરણું અથવા તોડ કર્યાની ખબર કોરટને આપીને એવી અરજ કરી શકે કે, તે ભરણું અથવા તોડ જાહેર કર્યો એવું કાં દાખલ ન કરવું તેનું કારણ કોરટ નીમે તે દિવસે બતાવવાસારૂ હુકમનામાવાળાને નોટીસ કાઢો; અને એવી નોટીસ પહોંચાડવા પછી હુકમનામાવાળો સદરહુ ભરણું અથવા તોડ જાહેર કરયો એવું કાં દાખલ ન કરવું તેનું કારણ બતાવવાને ચુકે, તો કોરટે સદરહુ ભરણું અથવા તોડ દાખલ કરવો જોઇયે;**

**(૩) જે કાંઇપણ ભરણું અથવા તોડ ઉપર કહ્યા પ્રમાણે જાહેર કરેલો અથવા દાખલ કરેલો નહીં હશે તે, હુકમનામું બજાવનારી કોઇપણ કોરટે કબુલ કરવો નહીં.**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૫૮.**

***ટીકા.***—આ રૂલ હા. કો. અને પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક ૨૫૭ અ. આ કાયદામાં બીલકુલ છોડી દીધેલી છે તેમાં ઠરાવ્યુ હતું કે હુકમનામાનુ દેવુ પુરેપુરૂ વસુલ આપવાને તે હુકમનામાની રૂઇએ જે રકમ લહેણી થાય તે કરતાં વધારે રકમ આપવાને મુદત મળવા સારૂ કરાર કરેલો હોય તો, તે કરાર કોરટે મંજુર કરેલો જોઇએ. ખરી રીતે આ ઠરાવ હુકમનામાના દેણદારોને થોડોક ઉપયોગી છે એવુ માલુમ પડેલું છે ( જુઓ હેતુ અને કારણો બનાવેલાં છે તે ), અને એક મુંબાઇના કામમાં એવુ ઠરાવેલુ છે કે હુકમનામા લેણદારની અને હુકમનામાના દેણદાર શીવાય ત્રીજા શખસની વચમાં એક કરારથી તે હુકમનામાની બજાવણી બંધ રાખવાના અવેજમાં નાણાંની અમુક રકમ આપવાને તે શખસે માથે રાખેલુ હોય અને તે જો કે કોરટની મંજુરી વીના તે કરાર કરેલો હોય તોપણ તે કરારનો અમલ કરવા લાયક છે ( કેસુ વી. ગનુ (૧૮૯૯) ૨૩ મું ૫૦૨, અને જુઓ હરીકીશન વી. નીબારનચંદ્ર ( ૧૯૦૧ ) ૬ ક. વી. નો. ૨૭ ), આ પ્રમાણે તે કલમનો ખુલાસો કરવાથી હુકમનામાના દેણદારોને તે કલમ થોડીકજ ઉપયોગી હતી, કારણ કે તેઓ હજુ હિંદુસ્થાનના કરાર એકટની ક. ૧૬ નો ઉપયોગ કરી શકે છે.

**હુકમનામા પ્રમાણે**—આ રૂલ ઉપરથી પ્રથમ એવુ ધારવામાં આવે છે કે એક હુકમનામુ છે. અ. એ બ ઉપર દાવો કરીને હુકમનામુ મેળવ્યું હતુ તે પહેલી અપીલ કોરટમાં ફેરવવામા આવેલું હતુ બ. સ્પેશીયલ અપીલ કરવાનો હતો તેવામાં અ. એ તે કામનુ સમાધાન કર્યું અને મીલકત આપી દીધી. તેમાં ઠરાવ્યું છે કે બ ના લાભનુ હુકમનામું ફેરવવામાં આવ્યું ત્યાર પછી તે સમાધાન કરેલુ છે, માટે તે નોંધાવવાની જરૂર નથી ( હરીસદાશીવ વી. બાપુ ( ૧૮૬૭ ) ૫ મું. હા. કો. એ. શી. જે. ૭૮ )

**શુદ્ધબુદ્ધીથી ખરીદ કરનાર.**—એક હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી જે એક શખસ ચાલેલા કામમાં ત્રાહીત શખસ હોય તે શુધબુદ્ધીથી મીલકત ખરીદ કરે તો તે લીલામ એવા કારણથી રદ કરી શકાતુ નથી કે જે વખતે તે લીલામ કરવામાં આવ્યું તે વખતે તે હુકમામું ભરપાયા થએલુ હતું ( યેલાપા વી. રામચંદ્ર ( ૧૮૯૭ ) ૨૧ મું. ૪૬૩)

**જામીન**—એક જામીને એક હુકમનામા પ્રમાણે રકમ વસુલ આપીને પછી મુખ્ય ઉપર દાવો કરે તેની બાબતમાં આ રૂલ લાગુ થતુ નથી ( બાલાજી વી. દાદા ( ૧૮૮૮ ) ૧૨ મું. ૨૩૫ ).

જયારે એક ગીરાસી જમીનના હક બાબત ભાડુ આપવા લાયક હોય અને તે એક હુકમનામા પ્રમાણે ના હોય ત્યારે આ રૂલનો ઠરાવ લાગુ થતો નથી ( કેદારી વી, ગજાઇ (૧૮૯૪) ૧૮ મું. ૫૯૦ ).

**કોઇ જાતના.**—આ શબ્દો નવા છે, અને દરેક જાતના હુકમનામાનો તેમાં સમાસ થાય છે, એ પ્રમાણે તે રૂલ લાગુ થાય છે, એવુ જણાય છે, માટે આગળના કાયદાના ઠરાવ પ્રમાણે આ ઠરાવ ફક્ત પૈસા બાબતના હુકમનામાને લાગુ છે કે શી રીતે, એવો જે શક પડતો હતો તે શક રહેતો નથી ( શંકરન વી. કૈનારા ( ૧૮૯૯ ) ૨૨ મ. ૧૮૨; કેશવલાલ વી. બાઇ પારવતી (૧૮૯૪) ૧૮ મુ. ૩૩૧ ). કલકતા હાયકોરટે એવો વીચાર કરેલો છે કે કોઇ પણ હુકમનામાનો ચુકાદો થએલો હોય તેનો તેમાં સમાસ થાયછે ( બાલામહમદ વી. વેબ ( ૧૮૮૧ ) ૬ ક. ૭૮૬ ).

**ગીરોનાં હુકમનામા.**—આ ઠરાવ લાગુ કરવા સબંધી હાયકોરટોના એક બીજા વીરૂધ અભીપાય છે તેની વ્યવસ્થા તે નવા રૂલમાં કરેલી જણાતી નથી.

કલકતા હાયકોરટે ઠરાવ્યુ છે કે ગીરોવાળી મીલકતનુ વેચાણ કરવાને નક્કી હુકમ કરવા સારૂ મીલકત તબદીલ કરવાના એકટની ક. ૮૯ પ્રમાણેની અરજીમાં ગીરો ઉપરનુ દેવુ વસુલ વસુલ આપ્યાની તકરારની તજવીજ કરવાને આ ઠરાવથી કાંઇ અટકાવ થતો નથી ( પ્રમાથચંદ્ર વી. ખેતરમોહન ( ૧૯૦૨ ) ૨૯ ક. ૬૫૧; હાતમઅલી વી. અબદુલગાફર ( ૧૯૦૩ ) ૮ ક. વી. નો. ૧૦૨; અકીકુનીસા વી. રૂપલાલદાસ ( ૧૮૯૭ ) ૨૫ ક. ૩૩ ).

મુંબાઇ, મદ્રાસ અને અલ્હાબાદ હાઇકોરટોએ ઠરાવ્યું છે કે મીલકત તબદીલ કરવા બાબતના એકટની ક. ૮૭, ૮૯, પ્રમાણેની અરજીયો તે હુકમનામા બજાવવાની દરખાસ્તો છે, માટે આ રૂલનો ઠરાવ તે દરખાસ્તોને લાગુ છે (ભગવાન વી. ગનુ (૧૮૯૯) ૨૩ મુ. ૬૪૪; મલીક અરજુ કદુ વી. લીંગમુરતી (૧૯૦૨) ૨૩ મ. ૨૪૪; અલીઅહમદ વી. નાઝીરન (૧૯૦૨) ૨૪ અ. ૫૪૨ ). અમુક મીલકત ગીરો રાખનારે દાવો કરીને વેચાણ બાબતનુ હુકમનામું મેળવ્યું તે મીલકત ગીરો આપનારે મીલકત ત્રીજા શખસને વેચાણ આપી તેથી તે ખરીદનાર પાસેથી આ હુકમનામાની પુરેપુરી રકમ લેવાને તે ગીરો રાખનારે કબુલ કર્યું, તે

ખરીદ કરનારે તે રકમ આપવા માંડી પણ તે લેવાને તે ગીરો રાખનારે ના કહી. ઠરાવ્યુ છે કે આગલા કાયદાની ક, ૨૫૮ લાગુ નથી, તેથી તે ખરીદ કરનાર તે નાણું કોરટમાં ભરે એટલે તે ગીરો રાખનારનુ પુરૂ હુકમનામુ થએલું છે એવો ઠરાવ કરાવવાનો તે ખરીદ કરનારનો હક થાય છે ( મલીકઅરજુન વી. નરસીંહરાવ ( ૧૯૦૧ ) ૨૪ મ. ૪૧૨ ).

વળી આ ઠરાવ વેચાણના હુકમનામાની રૂએ કબજા સાથેનો વાપરવાળો ગીરો રાખનાર જે રકમો વસુલ કરે તેને આ ઠરાવ લાગુ છે, એવુ ઠરાવેલુ છે ( રામાસામી વી. રામાસામી ( ૧૯૦૭ ) ૩૦ મ. ૨૫૫ ).

**એક હુકમનામાવાળો પુરૂ કરી લે તે.**—જ્યારે કેટલાક હુકમનામાવાળા હોય તો બધા હુકમનામાવાળાઓના ફાયદા સારૂ વસુલ આપેલુ છે . એવુ નોંધાવેલુ ના હોય તો, તેવુ કોઇ વસુલ કોરટે કબુલ કરવુ ના જોઇએ ( તારકચંદ્ર વી. દીવેંદ્રનાથ ( ૧૮૮૩ ) ૯ ક. ૮૩૧; બુધન વી. હફીઝા ( ૧૮૭૯ ) ૪ ક. લા. રી. ૭૦; તામાનસીંગ વી. લછમીનકંવારી (૧૯૦૪) ૨૬ અ. ૩૧૮; મોતીરામ વી. હનુપ્રસાદ ( ૧૯૦૪ ) ૨૬ અ. ૩૩૪ ). કેટલાક હુકમનામાવાળાઓમાંનો એક હુકમનામાવાળો તે બધા હુકમનામાવાળાઓ તરફથી તે વસુલ થયાની બાબત નોંધાવી શકે છે કીંવા નહી એ સવાલ કામ ચલાવવાની રીતી સબંધીનો છે. તે મજીયારા હુકમનામાવાળાએનુ કૃત્ય નથી, પણ હુકમનામું બજાવનારી કોરટનુ એવુ કૃત્ય છે કે બજાવાન રીતે મુક્ત કરવામાં આવે તે પ્રમાણે તેનો અમલ થાય તેનો ઇરાદો રાખેલો છે ( સેશન વી. રાજાગોપાળ ( ૧૮૯૦ ) ૧૩ મ. ૨૩૧. જુઓ પા. ૨૪૦). એક મજીયારા એ હુકમનામાવાળાઓમાંના એક હુકમનામાવાળાએ બધી રકમ બાબત તે હુકમનામું બજાવવાને દરખાસ્ત કરી. તેમાં એવુ માલુમ પડયુ કે તે હુકમનામા પેટે અમુક રકમ બીજા હુકમનામાવાળાએ કોરટની બાહાર લીધેલી છે, પણ આ વસુલ નોંધાવેલુ નથી; ઠરાવ્યુ છે કે તે વસુલ લેનાર શખસનો હીસ્સો જેટલો હોય તેટલે દરજજે તે વસુલ બળવાન છે અને આ હીસ્સો નક્કી કરવામાં આવેલો છે, અને તે રકમ જમે કરેલી છે તેથી બાકીની રકમ બાબત હાલના દરખાસ્ત કરનારના લાભમાં તે હુકમનામું બજાવવુ જોઇએ ( સુલતાન વી. મોઇદીન વી. સવાલ્યમલ ( ૧૮૯૨ ) ૧૫ મ. ૩૪૩ ) મજીયારો એક લેણદારને વસુલ આપવામાં આવે અથવા તે ફારકતી આપે તેના અસર વીશે જુઓ રૂ. ૨૦.

**હુકમનામાવાળાએ નોંધાવવું.**—થોડુ વસુલ આપેલું હોય તે નોંધાવાને માટે અરજી કરી શકાય છે ( રાજેંદ્રનાથ વી. ચતુમલ ( ૧૮૯૦ ) ૫ ક. ૪૭૮ ) આગળના કાયદાની ક. ૩૨૦ ( આ કાયદાની ક. ૬૮, ૭૦, ૭૧ ) પ્રમાણે એકાદુ હુકમનામું જ્યારે કલેકટર તરફ મોકલેલું હોય અને હુકમનામાવાળાએ તથા હુકમનામાના દેણદારે એકઠી અરજી આપીને તેમાં એવું કહેલુ હોય કે હુકમનામાની રકમ પેટે રૂ. ૨૫૦૦ ) હુકમનામાવાળાને મળેલા છે અને હુકમનામાના દેણદાર પાસે અમુક બાકી લેણું રહેલુ છે તો તેમાં ઠરાવેલુ છે કે તે અરજી કલેકટરને આપેલી છે તે બરોબર છે કારણ કે તે હુકમનામુ બજાવાની કલેકટરની ફરજ છે તેથી તે કોરટ છે ( મહમદસૈયદ વી. પાયગસાહુ ( ૧૮૯૪ ) ૧૯ અ. ૨૨૮ )

હુકમનામાવાળાને કાંઇ મુદત લાગુ થતી નથી અને કાંઇ પણ મુદત ગયા પછી તે નોંધાવી શકે છે ( ફકીરચંદ વી. મદનમોહન ( ૧૮૬૫ ) ૪ બં. લા. રી. ૧૩૦; ૧૩ વી. રી. ૪૦; જગતમોહીની વી. માધવચંદ્ર ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૬૬; ભુવનેશ્વરી દેવી વી. દીનાનાથ ( ૧૮૬૮ ) ૨ બં. લા. રી. ૩૨૦; ૧૧ વી. રી. ૨૪૨; તુકારામ વી. બાબાજી (૧૮૯૭)

૨૧ મું. ૧૨૨ ) વસુલ અથવા ફેંસલો નોંધવાની સાધારણ રીતી હુકમનામાવાળાએ કોરટને અરજ કરવાની છે ( સદુલ્લા વી. કાળીચરણ ( ૧૮૯૯ ) ૧૨ વી. રી. ૩૫૮; પણ તે હુકમનામું બજાવવાની દરખાસ્ત કરવા ઉપરથી પણ તે નોંધાવી શકાય છે જુઓ રૂ. ૧૧ )

જો એકાદો હુકમનામાવાળો વસુલ લે અને તે નોંધાવે નહિ તો હુકમનામાના દેણદાર તે નુકશાનીનો જવાબદાર થઇ શકે છે ( મેરાઇ કલ્યાણજીના કામમાં ( ૧૯૦૭ ) ૩૦ મ. ૫૮૫ )

**કબુલ કરવામાં આવે નહિ તો.**—જે મનાઇ છે તે ફક્ત હુકમનામાં બજાવનારી કોરટોને છે અને ગુણદોશો ઉપર પક્ષકારોએ જે કહેલુ હોય તેની તપાસ જે કોરટોને કરવાની હોય તે કોરટોને તે મનાઇ લાગુ થતી નથી ( કલ્યાણસીંગ વી. કાંતાપ્રસાદ ( ૧૮૯૧) ૧૯ અ. ૩૩૯; સ્વામીરાવ વી. કાશીનાથ ( ૧૮૯૧ ) ૧૫ મું. ૪૧૯; ઘનશામ લક્ષમણદાસ વી. કાશીરામ નસેબા ( ૧૮૯૨ ) ૧૬ મું. ૫૮૯ અને " જુદો દાવા"

રકમ (૩) ના શબ્દો એવી રીતે ફેરવેલા છે કે કોરટ નોધાયા વગરના વસુલ અથવા ફેંસલા કોઇ પણ કારણ માટે કબુલ કરી શકતા નથી ( હેતુ અને કારણો બતાવેલાં છે તે ) અને મુદતની તકરાર નીસ્ફળ કરવાને માટે નોંધાયા વગરના વસુલને માટે પુરાવ લેવામાં આવતો નથી ( ઝાહુરખાન વી. બખ્તવર ( ૧૮૮૫ ) ૭ અ. ૩૨૭; શામલાલ વી. કનૈયાલાલ ( ૧૮૮૨ ) ૪ અ. ૩૧૬; તે પ્રમાણે નહિ તે મીથુલાલ વી. ખેરાતીલાલ ( ૧૮૯૦ ) ૧૨ અ. ૫૬૯; હરીપ્રસાદ ચોધરી વી. નાસીબસીંગ ( ૧૮૯૪ ) ૨૧ ક. ૫૪૨; તુકારામ વી. બાબાજી ( ૧૮૯૭) ૨૧ મું. ૧૨૨; કીશનસીંગ વી. અમનસીંગ ( ૧૮૯૫ ) ૧૭ અ. ૪૨; રોદનસીંગ વી. મતાદીન ( ૧૯૦૪ ) ૨૬ અ. ૩૬; રાજેશ્વર વી. હરી ( ૧૮૯૬ ) ૧૯ મ. ૧૬૨ )

**દેણદાર ના ઇલાજ.—નોંધાવુ**—જો હુકમનામાવાળો નોંધાવે નહિ તો દેણદાર ફેંસલાની તારીખથી નેવુ દીવસની અંદર અરજ કરી શકે છે–સને ૧૮૭૭ ના એકટ ૧૫ નો આ. ૧૭૩ અ,–તે પ્રમાણે કરવાને તેને ફરજ પાડવાને અને પક્ષકારોને તથા કામની હકીકત જે શખસો વાકેફ હોય તેઓને સાંભળીને કોરટ પોતાને યોગ્ય જણાય તેવા હુકમ કરવાને મુખત્યાર છે ( પારીચત વી. રાધો ( ૧૮૭૦ ) ૨ અ. હા. કો. ૪૮; ચંગો વી. કલુરામ ( ૧૮૬૭ ) ૪ મું હા. કો. એ. સી. જે. ૧૨૦; તે અરજી હુકમનામું બજાવનારા કોરટને કરી શકાય છે ( રાજેન્દ્રનાથ વી. ચનુમલ ( ૧૮૮૦ ) ૫ ક. ૪૪૮ ) અને હુકમનામાના દેણદારના કાયદેસર વારસે એક હુકમનામું ખરીદ કરેલુ હોય પણ જો નોંધાવેલું ના હોય તો તેથી તે હુકમનામાનો ફેંસલો થયેલો છે એમ કબુલ કરવામાં આવેલુ ના હોય તો ઠરાવ્યું છે કે ચેમ્બર્સમાં એકાદા જડજ તે કરાર લક્ષમાં લઇ શકે છે અને તે ખરીદ કરનારના લાભમાં એક મુખત્યારનામુ લખી આપવાને તે વેચનારને ફરજ પાડી શકે છે કે જેથી કરીને તે ખરીદ કરનાર ક. ૭૩ પ્રમાણે હાજર થઇને દાવો કરી શકે ( મનમોહનદાસ વી. વીજબાઇ ( ૧૮૮૯ ) ૧૩ મું. ૧૭૧; પણ કાયદામાં ઠરાવેલી મુદતની અંદર (મુદતના એકટના ફરીશીષ ૨ ની આ. ૧૬૧ જુઓ) એક હુકમનામાનો ફેંસલો એમાંના એકે પક્ષકારે નોંધાવેલો હોય તો બજાવણી કરવાને સારૂં તેથી હરકત થાય તે પ્રમાણે તે કબુલ કરી શકાતો નથી ( ચેદમ્બરા વી. રત્ના અમાલ ( ૧૮૭૮ ) ૩ મ. ૧૧૩ ) હુકમનામાવાળાને જ્યારે તે નોંધાવાને કહેવામાં આવે અને તે જો અપ્રમાણીકપણાથી નોંધાવાને ના કહે તો એકાદા દાવામાં તે આપેલુ વસુલ આપવાને તેને જવાબદાર ઠરાવી શકાય છે ( મહમદ કાજમ વી. ખેતુબીબી ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૧૫૦ )

**જુદો દાવો.**—જો દેણદાર નીષ્ફળ થાય તો જે નાણાં અથવા બીજી મીલકત હુકમ-

નામાના દેણદારને આપેલી હોય તે બાબત કંપેન્સેશન લેવાને તે જુદો દાવો લાવી શકે છે સાદી વી. ગંગા (૧૮૮૦) ૩ અ. ૫૩૮; ગનીખાંન વી. કુજવીહારી (૧૮૭૮) ૩ સી. લા. રી. ૪૧૪; મલ્લામા વી. વ્યંકાપા (૧૮૯૫) ૮ મ. ૨૭૭; પ્રેમાનંદ વી. ખેપુ (૧૮૮૪) ૧૦ ક. ૩૫૪; પીરીયાતાંબી વી. વેલાયા (૧૮૯૮) ૨૧ મ. ૪૦૫). પણ વેચાણ રદ કરવાને તે દાવો લાવી શકાતો નથી ઇશનચંદ્ર વી. ઇંદ્રિનારાયણ (૧૮૮૨) ૧૨ ક. ૩૯૦; ૯ ક. ૭૮૮; રામાયર વી. રામાયર (૧૮૯૮) ૨૧ મ. ૩૫૬; પાટદાસી વી. શરૂપચંદ (૧૮૮૭) ૧૪ ક. ૩૭૬, તે પ્રમાણે ચાલવામાં આવેલું નહિ. મથુર મોહન વી. અખર (૧૮૮૮) ૧૫ ક. ૫૫૭; ચેલ્લાપા વી. રામચંદ્ર (૧૮૯૭) ૨૧ મું ૪૬૩ જયકરણ વી. રઘુનાથ (૧૮૯૮) ૨૦ અ. ૨૫૪ના કામમાં ઠરાવેલુ છે કે કોરટની બહાર હુકમનામાનો ફેંસલો કરેલો હતો પણ આ ઠરાવ પ્રમાણે તે નોંધાવેલો નહોતો માટે તે કારણથી એક હુકમનામાની બજાવણીમાં થયેલું લીલામ રદ કરવાને જુદો દાવો ચાલી શકતો નથી તેમાં બતાવામાં આવેલું છે કે ઇશનચંદ્ર વી. ઇંદ્રનારાયણ અને પાટદાસી વી. સરૂપચંદના ઠરાવો પ્રસન્નકુમાર વી. કાળીદાસ (૧૮૯૨) ૧૯ ક. ૬૮૩; લા. રી. ૧૯. ઇં. અ. ૧૬૬ ના કામમાં પ્રીવીકાઉંસીલના ફેંસલાથી રદ કરેલા છે). જો એકાદો દાવો કરવો નહિ એવો કરાર કરેલો હોય તો તે કરારનો અમલ કરતા લેણદારને અટકાવાને સારૂ હુકમનામાનો દેણદાર તાકીદ હુકમ કરાવાને દાવો કરી શકે છે (નોબોકીરામ વી. દેવનાથરાય (૧૮૭૪) ૨૨ વી. રી. ૧૫૪); અથવા તે કરારના ખાસ કારણસર હુકમનામા વાળાએ અમલ કરવો નહિ એવો કરાર કરેલો હોય (નજીમમલીક વી. ઇરકાનમુલ્લા (૧૮૭૪) ૨૨ વી. રી. ૨૯૮) અથવા હુકમનામું વસુલ આપેલુ છે એવું ઠરાવાને સારૂ દાવો કરેલો હોય તો તે પ્રમાણે થાય છે (પ્રેમાનંદ વી. ખેપુ (૧૮૮૪) ૧૦ ક. ૩૫૪; જુઓ વીરૂદ્ધ બારી. માગુલુ વી. બપાના (૧૮૯૨) ૧૫ મ. ૩૦૨; અને મદ્રાસમાં એવું ઠરાવેલું છે કે એક હુકમ નામું વસુલ આપવાને સારૂ એક ગીરો કરી આપેલું પણ તે ફેસલો નોંધાવામાં આવેલો નહિ તેથી તેનો અમલ કરી શકાતો નથી (થીરૂમલાઇ વી. સુંદર (૧૮૮૮) ૧૧ મ. ૪૬૯; પણ સેલામાયન વી. મથન (૧૮૮૯) ૧૨ મ. ૬૧ ના કામમાં એ વીશે શક રાખેલો જણાય છે) કોરટની બહાર કરાર કરીને હુકમનામું પુરૂ કરેલુ હોય પણ આ રૂલ પ્રમાણે તે ફેંસલો કોરટમાં નોંધેલો ના હોય તો હુકમનામાવાળાને પોતાનુ હુકમનામું બજાવાને અટકાવ થાય તેવો જુદો દાવો ચાલતો નથી (આઝીજન વી. મટકલ્લાલ શાહુ (૧૮૯૪) ૨૧ ક. ૪૩૭) કારણ કે એકાદા હુકમનામાનો વગર નોંધેલો ફેંસલો હોય તેથી બજાવાને હરકત થતી નથી (ગનાપાધી આયર વી. ચોંગારેડી (૧૯૦૬) ૨૯ મ. ૩૧૨) પણ એક એકરારનામા અને કબાલાથી હુકમનામું કોરટની બહાર ચુકાવેલુ છે તેવુ બતાવાને તથા હુકમનામાની બજાવણીમાં કોરટે એક "ઝોટ" વેચેલુ હોય તો તે ઉપર પોતાનો હક ઠરાવાને હુકમનામાનો દેણદાર જુદો દાવો લાવી શકે છે કારણ કે તે કોરટે તે ફેંસલો લક્ષમાં લીધેલો નથી; કલમ ૪૭ થી આવો દાવો કરવાને હરકત નથી (ઇશ્વરચંદ વી. હરીશ્ચંદ્રદત (૧૮૯૮) ૨૫ ક. ૭૧૮; ૨ ક. વી. નો. ૨૪૭). એકાદુ હુકમનામું પુરૂ થયેલું હોય તેમ છતાં તે હુકમનામાની રૂઇએ જપ્ત થએલી મીલકત ઉપર પોતાનો હક ઠરાવાને હુકમનામાના દેણદારનો એસાઇની પણ દાવો કરી શકે છે (તેગસીંગ વી. અમીનચંદ્ર (૧૮૮૩) ૫ અ. ૨૬૯). પક્ષકારોની વચ્ચે રેસજ્યુડીકેટાની તકરાર હોવાથી આ રૂલ પ્રમાણે કરેલા એક હુકમ સંબંધી જુદો દાવો ચાલતો નથી (ગુરૂવાયા વી. ભુદાયાપા (૧૮૯૫) ૧૮ મ. ૨૬; જમનાપ્રસાદ વી. મથુર (૧૮૯૪) ૬ અ. ૧૨૯).

**કલમ ૪૭**—કપટથી જો સમાધાન કરવાને લલચાવામાં આવેલું હોયતો કોરટ ક. ૪૭ પ્રમાણે તે કપટ રદ કરી શકે છે અને જાણે તે હોય નહિ તે પ્રમાણે હુકમનામાની વ્યવસ્થા કરી શકે છે (પ્રાંજપે વી. કનાડે (૧૮૮૨) ૬ મું. ૧૪૮). જે એકાદો ફેંસલો નોંધાવેલો ના હોય તે ક. ૪૭ પ્રમાણે કબુલ કરી શકાતો નથી (રામદયાળ વી. રામહરી (૧૮૯૩) ૨૦ ક. ૩૨. વળી જુઓ બાબામહમદ વી. વેબ (૧૮૯૧) ૬ ક. ૭૮૬). કોરટની બહાર કરેલા એક કરારથી એક હુકમનામુ વસુલ થઇ ગએલુ છે એમ કેહવામાં આવેલું હોય પણ તે વસુલની બાબત નોંધાવેલી ના હોય તો તે હુકમનામાની રકમ આપેલી છે. એવું ઠરાવાને તથા બજાવણી બંધ રાખવાનો તાકીદ હુકમ કહાડવાને તે કરારની રૂઇએ પાછળ થી દાવો ચાલવાને ક. ૪૭ પ્રમાણે હરકત છે (દીનોબંધુ વી. હરીમાતી (૧૯૦૪) ૩૧ ક. ૪૮૦; ૮ વી. નો. ૩૯૫; ગદાધરપાંડે વી. શામચરણ (૧૯૦૮) ૧૨ ક. વી. નો ૪૮૫).

**પાછુ આપવુ.**—અપીલમાં જો હુકમનામું રદ કરવામાં આવેતો અરજ કરવા ઉપરથી નોંધાવેલું ના હોય તેવું વસુલ પણ હુકમનામાવાળાએ પાછું આપવું જોઇએ (વાસુદે વી. વીશ્નુ (૧૮૮૭) ૧૧ મું. ૭૨૪).

**અપીલ ના હોય તે.**—આવા એકાદા હુકમ ઉપર અપીલ ચાલતી નથી અને હાઇ કોરટ ફરીતપાસણીમાં હાથ ઘાલી શકે છે (પરશુરામ વી. શેશીઅર (૧૯૦૪) ૨૭ મ. ૫૦૪).

**કરાર તોડયા બાબત કંપેન્સેશન.**—કુટંબની મીલકત વ્હેંચણ કરતા સરૂએ વાદીઓના લાભમાં એક હુકમનામું કરવામાં આવ્યું હતું; તેમાંનો એક બજાવણી કરતાં પહેલા ગુજરી ગયો, તો હયાત રહેલા વાદીયો અને પ્રતીવાદીની વચમાં મરનાર વાદીના હીસ્સા તરફથી અમુક જમીન પ્રતીવાદીને આપવી એવી ગોઠવણ કરવામાં આવેલી હતી. આ ગોઠવણ કોરટમાં નોંધવેલી નહોતી અને હયાત વાદીએ તેનો અમલ કરવાને પાછળથી ના કહી અને હુકમનામું બજાવ્યું તે ઉપરથી તે પ્રતીવાદીએ તે જમીન અથવા નુકશાન બાબત દાવો કર્યો ઠરાવ્યું છે કે આ વીશે તેનો દાવો ચાલે તેવો નથી. પણ નુકશાન લેવાનો તેનો હક થાય છે (કીષ્નસામી વી. રંગા (૧૮૯૭) ૨૦ મ. ૩૬૫).

**ફોજદારી પ્રોસીડીંગ**—જો લેણદાર કપટથી એક વસુલ થએલુ હુકમનામું બજાવે અને બજાવણીની દરખાસ્તમાં તે વસુલ બતાવે નહિ તો હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ક. ૧૯૩ અને ૨૧૦ પ્રમાણે તે જવાબદાર થાય છે (મહારાણી કૈસરેહિંદ વી. બાપુજી ૧૦ મું. ૨૮૮; માધબચંદ્ર વી. નવદીપ (૧૮૯૮) ૧૬ ક. ૧૨૬; મહારાણી કેસરેહિંદ વી. પીલાલા (૧૮૮૬) ૯ મ. ૧૦૧) પણ જો તે હુકમનામું બજાવવામાં આવેલું ના હોય તો હિંદુસ્થાનના ફો. કાયદાની ક. ૨૧૦ પ્રમાણે કાંઇ ગુન્હો કરેલો થતો નથી (શામાચરણ વી. કાશીનાથ (૧૮૯૬) ૨૩ ક. ૯૭૧).

**કારણ બતાવવું**—પુખ્ત કારણ કહીને સાબેત કરવું તે આ બાબતનો હેતુ છે. માટે આપેલો પુરાવ સાંભળવાને કોરટ બંધાયલી છે (રંગલાલ વી. હેમનારાયણ (૧૮૮૫) ૨૩ ક. ૯૭૧).

**અપીલ.**—આ ઠરાવ પ્રમાણેના હુકમ ઉપર ક. ૪૭ પ્રમાણે અપીલ ચાલે છે, જુઓ ક. ૨ "હુકમનામું" (રંગજી વી. ભાઇજી (૧૮૮૭) ૧૧ મું. ૫૭; લીંગાયા વી. નરસીંહ (૧૮૯૧) ૧૪ મ. ૯૯; ગુરૂવાયા વી. વુદાયાપા (૧૮૯૫) ૧૮ મ. ૨૬; ગાઝીદીન વી. ફકીરબક્ષ (૧૮૮૫) ૭ અ. ૭૩; જમનાપ્રસાદ વી. મથુરાપ્રસાદ (૧૮૯૪) ૧૬ અ. ૧૨૯)

### હુકમનામાં બજાવનારી કોરટો વિષે.

એક કરતાં વધારે હકૂમત માંહેની જમી નો બાબત.

૩. જ્યારે સ્થાવર મિલકત એક ઈસ્ટેટ અથવા સત્તાપ્રકાર હોય અને તે બે અથવા વધારે કોરટોની હકુમતની સ્થાનિક હદમાં હોય ત્યારે, તેવી કોરટોમાંની કોઇ એક કોરટને, તે સઘળી ઈસ્ટેટ અથવા સત્તાપ્રકાર જપ્ત કરીને વેચવાનો અધિકાર છે. કલમ નવી

ટીકા—જે સવાલ વીશે જુદી જુદી હાઇકોરટોના ઠરાવો એક બીજા સાથે મળતા નહોતા તે સવાલનો નક્કી ઠરાવ કરીને આ નવુ રૂલ ઠરાવેલુ છે.

સ્માલકાઝ કોરટમાં મોકલવા બાબત.

૪. જ્યારે ફરિયાદઅરજીમાં લખ્યા પ્રમાણેની જેની કિંમત બે હજાર રૂપિયા કરતાં વધારે ન હોય અને જે, તેનો વિષય જોતાં, વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કાયદાની રૂયે, પ્રેસિડેન્સી સ્માલકાઝ કોરટના અથવા પ્રોવિન્શિયલ સ્માલકાઝ કોરટના સાંભળવામાંથી બાતલ કરી ન હોય એવી ફરિયાદમાં હુકમનામુ થયું હોય, અને જે કોરટે તે હુકમનામુ કરયું હોય તે કોરટની એવી મરજી હોય કે તે કલકત્તા, મદ્રાસ, મુંબાઈ અથવા રંગુનમાં બજાવવું ત્યારે, ૬ ઠી કાનુનમાં કહેલી નકલો અનસર્ટીફીકેટ પ્રસંગ પ્રમાણે કલકત્તા, મદ્રાસ, મુંબાઈ, અથવા રંગુનની સ્માલકાઝ કોરટને મોકલવાને તે કોરટ મુખત્યાર છે; અને તે પ્રમાણે મોકલવામાં આવે એટલે તે સ્માલકાઝ કોરટે જાણે તે હુકમનામુ પોતેજ કરયું હોય તે રીતે બજાવવું. કલમ ૨૨૩, પેરા ૫

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૨૩. પેરા ૫.

ટીકા—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**હુકમનામુ કરનારી કોરટ.**—જો દાવાવાળી બાબત કોરટની હકુમતની અંદર હોય તો બજાવણીમાં તમામ બાબતો વીશે હુકમનામું જારી રહે છે ( શામરાવ વી. નીલોજી (૧૮૮૬) ૧૦ મુ. ૨૦૦)

એકાદુ હુકમનામું કરનારી કોરટની હકુમત બંધ પડેલી હોય તો તે કોરટને અથવા તે દરખાસ્ત કરતી વખતે તે કામની તપાસ કરવાને જે કોરટની હકુમત હોય તે કોરટને બજાવણી કરવા સારૂ દરખાસ્ત કરી શકાય છે ( લછમણ પંડે વી. મદનમોહન (૧૮૮૧) ૬ ક. ૫૧૩; પાલકધારી વી. રાધાપ્રસાદ (૧૮૭૫) ૪ ક. લા. રી. ૩૪૨ ) અથેહાવરામા પહેલા મુનસફની કોરટમાં બ ઉપર એક હુકમનામુ મેળવ્યું હતુ. તે હુકમનામું થયા પછી જે કોરટની સ્થાનીક હકુમતમાં દાવાનુ કારણુ ઉત્પન્ન થયેલું હતું તે હકુમત બીજા મુનસફને આપવામાં આવી. તેથી અ એ પોતાનું હુકમનામુ બજાવવાને બીજા મુનસફને અરજ કરી; ઠરાવ્યુ છે કે તે બીજા મુનસફની હકુમત નથી અને તે હુકમનામુ બજાવવાની હકુમત ફક્ત પેહલા મુનસફની હતી ( કાળીપદો વી. દીનોનાથ ( ૧૮૯૮) ૨૫ ક. ૩૧૫ ) જુઓ ક. ૩૭, તેથી આ બાબમાં " કોરટ " નો અર્થ વધારેલો છે,

જુઓ ક. ૪૧, ૪૮ ની નોટ પાછળ.

**૫.** જ્યારે, જે કોરટને હુકમનામુ બજાવવા મોકલવું હોય તે કોરટ, જે કોરટે હુકમનામુ કરયું હોય તે કોરટ જે જિલ્લામાં હોય તેજ જિલ્લામાં હોય ત્યારે, હુકમનામુ કરનારી કોરટે તે હુકમનામુ એવી બીજી કોરટને પરમારયું મોકલવું. પણ જ્યારે જે કોરટને હુકમનામુ બજાવવા મોકલવું હોય ત કોરટ બીજા જિલ્લામાં હોય ત્યારે, જે કોરટે હુકમનામુ કરયું હોય તે કોરટે જે જિલ્લામાં હુકમનામુ બજાવવાનું હોય તે જિલ્લાની ડિસ્ટ્રિક્ટ કોરટમાં તે મોકલવું જોઇયે.

મોકલવાની રીત. — કલમ ૨૨૩

**સને ૧૮૮૨ના એકટ ૧૪ની ક. ૨૨૩.**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે. જુઓ ક. ૪૧ની નોટ પાછળ.

**૬.** બજાવવાસારૂ હુકમનામુ મોકલનારી કોરટે, નીચે લખેલા કાગળો મોકલવા એટલે:—

પોતાનું હુકમનામું બીજી કોરટે બજાવવું એવી કોરટની ઇચ્છા હોય ત્યારે કામ ચલાવવાની રીત. — કલમ ૨૨૪

(અ) હુકમનામાની નકલ;

(બ) હુકમનામુ કરનારી કોરટની હકુમતમાં બજાવણી કરીને હુકમનામુ પુરૂ થયું નથી, અથવા, થોડુ હુકમનામુ બજ્યું હોય ત્યારે હુકમનામુ કેટલું પુરૂ થયું છે અને તેનો કેટલો ભાગ બજાવ્યા વગરનો છે, એ વિશેનું સરટિફિકેટ; અને

(ક) હુકમનામુ બજાવવાસારૂ કરેલા કોઇપણ હુકમની નકલ, અને, એવો હુકમ ન કરયો હોય તો, તેવી મતલબનું સરટિફિકેટ.

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૨૨૪.**

**ટીકા.**—આ રૂલ હા.કો. તથા પ્રે. સ્મો. કો. કો. ને ૧૮૮૭ એકટ ૯ ની ક. ૮૪ થી કરેલા સુધારા સાથે લાગુ છે.

**અનુમાન.**—એક બીજા જીલ્લામાં હુકમનામુ બજાવવાને સારૂ મોકલેલુ હોય અને તે હુકમનામાની રૂએ જપ્તી કરવામાં આવેલી હોય તેથી સરટીફીકેટની સાથેના હુકમનામાની નકલ" મોકલવામાં આવેલી છે કીવા નહિ એ વીશે વીશેશે કરીને પક્ષકારો વચ્ચે તે જપ્તીના બળવાનપણા બાબત તકરાર હોય તો પ્રીવીકાઉન્સીલે ઠરાવ્યું છે કે તે જપ્તી કરવામાં આવેલી છે માટે તે બરોબર કરેલી છે એવું અનુમાન કરવું જોઇએ ( જુઓ હિંદુસ્થાનના પુરાવ એકટની ક. ૧૧૪). અને તેથી તે હકીકત જે પક્ષકાર ઇનકાર કરતો હોય તે પક્ષકારને શાર પુરાવનો બોજો છે ( સરોડાપ્રસાદ મલીક વી. લછમીપત ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૨૮૯;

૧૦ બં. લા. રી. ૨૧૪). હુકમનામુ બજાવનારી કોરટને આ રૂલ પ્રમાણે સરટીફીકેટ મોકલવામાં આવેલું ના હોય તો તે ફક્ત ગેરશીરસ્તે છે માટે તેથી વેચાણ રદ થતુ નથી ( અમુલકર વી. મોહિદીન ( ૧૮૯૭ ) ૨૦ મ. ૧૦).

**પ્રોવીન્શીઅલ સ્મોલકોઝ કોરટો.**—સને ૧૮૮૭ ની ક. ૩૪ થી આ કલમ સુધારેલી છે અને ઠરાવ્યું છે કે,—

૩૪. ઉપરની છેલ્લી કલમમાં ગમે તે ઠરાવ હોય તોપણ,

(અ) જયારે, સ્માલ કાઝ કોર્ટની હકુમત બજાવતાં મજકુર હકુમત આપેલી કોર્ટ, સ્મોલ કાઝ કોર્ટથી નહીં સાંભળી શકાય એવી દિવાની ફરિયાદોમાં હકુમતવાળી કોર્ટ તરીકે પોતાની પાસે કોઇ હુકમનામું બજાવવા સારૂ મોકલે ત્યારે, અથવા

(બ) જયારે કોઇ કોર્ટ, સ્માલ કોઝ કોર્ટથી નહીં સાંભળી શકાય એવી દિવાની ફરિયાદોમાં પોતાની હકુમત બજાવતાં, સ્માલ કાઝ કોર્ટની હકુમત આપેલી કોર્ટ તરીકે પોતાની પાસે કાંઇ હુકમનામુ બજાવવા સારૂ મોકલે ત્યારે,—

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની ૨૨૪ મી કલમમાં કહેલા દસ્તાવેજો હુકમનામાની સાથે, હરકોઇ બાબતમાં તે કોર્ટ લીખીત હુકમ કરીને તે મોકલવા બાબત ફરમાવ્યું નહીં હોય તો, મોકલવા નહીં.

**કોઈ હુકમની નકલ.**—જે હુકમ થયેલો મોજુદ હોય તે હુકમ જોઇએ ( હઠીભાઇ વી. પટેલ એચર ( ૧૮૮૯ ) ૧૩ મું. ૩૭૧ ). જો ઓ. ૨૧, રૂ. ૨૨ પ્રમાણે કાંઇ હુકમ કરેલો હોય તો તેની નકલ મોકલવી જોઇએ. (શ્રીહરીમંડલ વી. મોરારી (૧૮૮૬) ૧૩ ક. ૨૫૭ ).

**૭. જે કોરટને સદરહુ પ્રમાણે હુકમનામુ મોકલ્યુ' હોય તે કોરટે હુકમનામાની કે બજાવવાના હુકમની, અથવા તેની નકલોની, વધારે શાબિતી કંઇ વિશેષ કારણસર માગી ન હોય તો એવી શાબિતી વગર તે કોરટે એવી નકલો ને સરટિફીકેટ દાખલ કરાવવાં; અને એવાં કાંઇ વિશેષ કારણો હોય તો તે જડજે લખી રાખીને તે ઉપર પોતાની સહી કરવી.**

(હુકમનામાની નકલ વગેરે જે કોરટમાં આવે તે કોરટ પુરાવા વગર દાખલ કરવા.) (કલમ ૨૨૪)

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૨૪.**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

નકલો તથા સરટીફીકેટ ફાઇલ કરવાનું છે તે હુકમનામુ બજાવવાથી તદન જુદુ છે માટે તે બજાવાની દરખાસ્ત રીતી પુર્વક કરવી જોઇએ. જુઓ. રૂ. ૧૭ આગળ.

**હકુમત**—આ રૂલથી હુકમનામું કરનારી કોરટની હકુમત વીશે તજવીજ કરવાને બજાવનારી કોરટનો હક કબુલ કરવામાં આવેલો છે. ( હાજીમુસ્સા વી. પરમાનંદ ( ૧૮૯૧ ) ૧૫ મું. ૨૧૬ પા. ૨૧૯; અને જુઓ મોહન ઇશ્વર વી. હકુ રૂપા. (૧૮૮૦) ૪ મું. ૬૩૮; મહમદ સુલેમાન વી. કીતમા ( ૧૮૮૯ ) ૧૧૩ અ. ૩૧૪ ).

**૮.** **સદરહુ નકલો એ પ્રમાણે દાખલ થાય એટલે, તે હુકમનામુ અથવા તે હુકમ જે કોરટને બજાવવા સારૂ મોકલ્યાં હોય તે કોરટ ડિસ્ત્રિકટ કોરટ હોય ત્યારે તે હુકમનામુ અથવા હુકમ તે ડિસ્ત્રિકટ કોરટ બજાવે, અથવા તે હુકમનામુ અથવા હુકમ યોગ્ય અધિકારવાળી કોઇ તાબાની કોરટને બજાવવા સારૂ મોકલી શકાય.** કલમ ૨૨૬

જે કોરટને હુકમનામુ અથવા હુકમ મોકલ્યો હોય તે કોરટે તે બજાવવાં.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૨૬,**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

પ્રીવીકાઉન્સીલનુ એક હુકમનામુ બજાવા સારૂ ગાઝીપુરના જડજને મોકલવામાં આવ્યું હતું અને તેમણે સબોર્ડીનેટ જડજ પાસે મોકલ્યું હતું. આ અમલદારના અભીપ્રાયમાં એવું આવ્યું કે તકરારી જમીન શહાબાદજીલ્લા જોડે જોડેલી છે તેથી તેમણે તે કામ તે જીલ્લાના જડજ તરફ પરભાર્યું મોકલ્યું તેથી તે જડજે પોતાના તાબાના સબોર્ડીનેટ જડજને મોકલ્યું; ઠરાવ્યું છે કે તે પ્રોસીડીંગ બરોબર છે ( પાલકધારી રાય વી. રાધાપ્રસાદ ( ૧૮૮૦ ) લા. રી. ૮ ઈં. અ. ૧૬૫ ) એક મુનસફ તરફ એક હુકમનામુ પરભાર્યું મોકલવામાં આવેલું તેથી આ રૂલ પ્રમાણે જીલ્લા જડજના હુકમ વીના તે હુકમનામુ બજાવાની તે મુનસફની હકુમત નથી ( દેબી દયાળ શાહુ વી. મહોરજસીંગ ( ૧૮૯૩ ) ૨૨ ક. ૭૬૪ ).

એકાદા જીલ્લાની અંદરની સ્મોલકોઝ કોરટ જીલ્લા જડજને તાબે છે જુઓ ક. ૨ “ડીસ્ટ્રીકટ કોરટ” આ રૂલ પ્રમાણે કરેલા હુકમ ઉપર જીલ્લા જડજે સહી કરવાની જરૂર નથી. જો તેમના અધીકારથી તે હુકમ કરવામાં આવેલો હોય તો તેમની સહી ના હોય તો પણ તે પ્રોસીડીંગ રદ થતું નથી ( જોગેન્દ્રચંદ્ર વી. મહેશ્ચંદ્ર ( ૧૮૯૬ ) ૨૩ ક. ૪૮૦ ).

**૯.** **જે કોરટને બજાવવાસારૂ હુકમનામુ મોકલ્યું હોય તે કોરટ હાઇકોરટ હોય ત્યારે, જાણે તે કોરટે પોતાની સાધારણ અસલ દિવાની હકુમત ચલાવતાં તે હુકમનામુ કર્યું હોય તે રીતે તે કોરટે તે હુકમનામુ બજાવવું.** કલમ ૨૨૭

બીજી કોરટ હુકમનામુ મોકલે ત્યારે હાઇકોરટે બજાવવું.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૨૭.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો કો. કો, ને લાગુ છે.

જ્યારે એકાદુ કામ સ્મોલકોઝ કોરટને તપાસવા લાયક ના હોય અને તેવા કામમાં કરેલું હુકમનામુ હોય ત્યારેજ ફક્ત તે હુકમનામુ બજાવવાને હાયકોરટને મોકલવામાં આવે છે, કારણકે તેવા કામમાં તો, સ્થાનીક સ્મોલકોઝ કોરટને મોકલવામાં આવે છે. જુઓ રૂલ ૪ પાછળ.

હિંદુસ્થાનના નાદાર દેવાદારના એકટની ક. ૮૫ મી પ્રમાણે એક ફેંસલો કરવામાં આવેલો હોય તેની બજાવણી સબંધી જુઓ કાનદાસ નારણદાસ ( ૧૮૮૬ ) ૧૧ મુ. ૧૬૮; ભગવાનદાસના કામમાં ( ૧૮૮૪ ) ૮ મું. ૫૧૧, કાનદાસના કામમાં (૧૮૮૯) ૧૩ મું પા. ૫૨૪)

જ્યારે ૧ અને ૨ વી ક. બાબ ૧૧૦, ક. ૨૨ પ્રમાણે ઉતરતા દરજ્જાની કોરટમાંથી

ચડતા દરજ્જાની કોરટ તરફ બજાવવા સારૂ એકાદુ હુકમનામુ ખસેડવામાં આવે ત્યારે ગુણદોષ ઉપર તપાસ કરવાની અથવા નીચેની કોરટમાં કામ રીતી પુર્વક ચાલેલુ છે તે વીશે તપાસ કરવાની ચડતા દરજ્જાની કોરટની હકુમત નથી. (વીલીયમ્સ વી. બોલેંન્ડ ૧ સી. પી. ડી. ૨૨૭) પણ હકુમત વીના જો હુકમનામુ કરેલુ હોય તો જુદી રીતે છે (બ્રીજ વી. બે-ન્ચ ૧ સી. પી. ડી. ૬૩૩; ઓરામ વી. બ્રીઅરી. લા. રી. ૨ એક્સ. ડી. ૩૪૬; અને જુ-ઓ રૂ. ૭ પાછળ),

## બજાવણીની દરખાસ્ત વિશે.

બજાવણી સાર દરખાસ્ત.

**૧૦. જયારે હુકમનામાવાળાની તે હુકમનામુ બજાવવાની ઇચ્છા હોય ત્યારે, તેણે હુકમનામુ કરનારી કોરટને, અથવા, તે કામને વાસ્તે જો કોઇ અમલદાર નીમ્યો હોય તો તે અમલદારને, અથવા પાછળ ગએલા ઠરાવો પ્રમાણે બીજી કોરટને હુકમનામુ મોકલ્યું હોય તો તે કોરટને કે તેના યોગ્ય અમલદારને, દરખાસ્ત કરવી જોઇયે.** કલમ ૨૦૩

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ નો ક. ૨૩૦.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

જો બધા હુકમનામાવાળાઓની મરજી પોતાના હુકમનામા બજાવવાની હોય તો તેઓએ આ રૂલ પ્રમાણે બજાવણી માટે દરખાસ્ત કરવાની જરૂર છે (પાલનજી શાપુરજી વી. જોરડન (૧૮૮૮) ૧૨ મુ. ૪૦૦).

**હુકમનામુ વીગેરે કરનારી કોરટ**—જે કોરટે હુકમનામુ કરનારી કોરટ શીવાય બીજી કોરટથી તે હુકમનામાનો અમલ જ્યારે રીતીસર તે બીજી કોરટ તરફ રૂ. ૫ અને ૬ માં ઠરાવેલી રીતે મોકલેલુ હોયજ ત્યારે ફક્ત કરાવી શકાય છે.

અને જમીન મેળવવાના (સને ૧૮૭૦ ના ૧૦) એકટ પ્રમાણે કંપેનશેસન આપવાના ઠરાવનો અમલ બજાવણીનુ કામ ચલાવીને કલેકટર ઉપર કરી શકાતો નથી-પ્રશ્ન, સને ૧૮૯૪ ના એકટ ૧ ના ઠરાવ પ્રમાણે કરેલા ઠરાવનો તેવી રીતે અમલ કરી શકાય છે કીંવા નહી (નીલકંઠ વી. થાણાના કલેકટર (૧૮૯૮) ૨૨ મું. ૮૦૨)

**હુકમનામાનો ભાગ**—અમુક કામોમાં હુકમનામાના એક ભાગ બાબત બજાવણી કરી શકાય છે. જેમકે એક હુકમનામાવાળો જમીનના કબજા બાબત તથા બજાવણીમાં દરમીયાન ઉપજ નક્કી કરવાનુ હુકમનામું મેળવી શકે છે. માટે તે રકમ નક્કી કરવામાં આવે ત્યાં સુધી તે હુકમનામું બજાવી શકાતુ નથી. તેથી જે ભાગ બાબત હુકમનામું સંપુર્ણ અને બજાવવા લાયક હોય તે ભાગ બાબત તે બજાવવાને અને તે જમીન કબજે લેવાને હુકમનામું કરેલુ હોય તે કબજે લેવાને અટકાવ થવો ના જોઇએ. પણ જ્યારે હુકમનામું બધુ બજાવી શકાય તેવુ હોય જેમકે હમણાજ બતાવ્યા પ્રમાણે દરમીયાન ઉપજનો આકાર ઠરાવીને મુકરર કરેલો હોય ત્યારે એક વખત દરમીયાન ઉપજ બાબત અને બીજી વખત ખર્ચ બાબત અને એક બીજી વખત ખર્ચ ઉપરના વ્યાજ બાબત હુકમનામાવાળો બજાવણી કરી શકતો નથી (હરીશંકર વી. તારકચંદ્ર (૧૮૬૯) ૧૧ વી. રી. ૪૪૮; ૩ બં. લા. રી. ૧૧૪; વળી જુઓ ફુલચંદ વી. બાધ ઇચ્છા (૧૮૮૮) ૧૨ મું. ૯૮; સાધોશરણ વી. હવાલપાંડે (૧૮૯૭) ૧૯

અ. ૯૮; જુઓ "તમામ હુકમનામુ" રૂ. ૧૫ આગળ, અને "કેટલાક દેણદારો" રૂ. ૧૧ આગળ ).

**કોણ દરખાસ્ત કરી શકે છે.**—એકાદો મુખત્યાર દરખાસ્ત કરી શકતો નથી ( ધ્રુશરફાન માદુરીના કામમાં ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૨૩૩ ) પણ જો તે દરખાસ્ત તે વખતેજ પાછી આપેલી ના હોય તો પાછળથી આ કારણને લીધે હરકત લેઇ શકાતી નથી ( આતુમીસરી વી. ઝીદુમુખી ( ૧૮૭૯ ) ૪ ક. ૬૦૫ ) એકાદો બેનામીદાર દરખાસ્ત કરી શકતો નથી ( દેવનાથ વી. લલીતકુમાર ( ૧૮૮૨ ) ૧૨ ક. લા. રી. ૧૪૬; ૯ ક. ૬૩૩, ગોરસુંદર વી. હેમચંદ્ર ( ૧૮૮૯ ) ૧૬ ક. ૩૫૫; તો પણ જુઓ રામશાહી વી. ગયા ( ૧૮૮૫ ) ૭ અ. ૧૦૭; અને મનીકમ વી. તાતાયા ( ૧૮૯૮ ) ૨૧ મ. ૩૮૮; સગીર વીશે જુઓ હરી વી. શંભોજી ( ૧૮૮૮ ) ૧૨ મુ. ૪૨૭ )

**મરનાર લેણદાર.**—જુઓ સને ૧૮૮૯ ના એકટ ૭ ( વારસાના સર્ટીફીકટ એકટ ૭ ની ક. ૪ અને કંચનમોદી વી. બૈજનાથ ( ૧૮૯૨ ) ૧૯ ક. ૩૩૬ ) ના કામનો ઠરાવ આ કલમ પ્રમાણે જરૂરીયાત સર્ટીફીકટ કામ ચાલતાની દરમીયાન પુરૂ પાડી શકાય છે ( બ્રજનાથ વી. ઇશ્વરચંદ્ર ( ૧૮૯૨ ) ૧૯ ક. ૪૮૨; કલ્યાણસીંગ વી. રામચર્ણ ( ૧૮૯૮ ) ૧૮ અ. ૩૪) સને ૧૮૮૯ ના એકટ ૭ ની ક. ૪ પ્રમાણે એક સર્ટીફીકટ લીધા વીના મરનાર હુકમનામા વાળાના વારસે બજાવણીની દરખાસ્ત કરેલી હોય તો પણ તે કાયદા પ્રમાણે છે અને તેથી મુદત બચે છે ( હાફીઝુદીન ચોધરી વી. અબદુલ આઝીઝ ( ૧૮૯૩ ) ૨૦ ક. ૭૫૫; મંગળખાન વી. સાલીમુલ્લા ( ૧૮૯૪ ) ૧૬ અ. ૨૬; બાળકીશન વી. વાધરસીંગ ( ૧૮૯૬ ) ૨૦ મું. ૭૬ ) મઠ તરફથી મરનાર મહંતે કામ ચલાવેલુ તેમાં થએલા ખર્ચ બાબત તે મરનાર મહંતનુ હુકમનામુ થએલુ તે તેની જગાએ થનાર મહંત અને વારસ પ્રોબેટ સર્ટીફીકટ અથવા વહીવટપત્ર વીના બજાવી શકે છે ( જોગેંદ્રનાથ ભારતી વી. રામચંદ્ર ભારતી ( ૧૮૯૩ ) ૨૦ ક. ૧૦૩ ) અમુક ગીરોવાળી મીલકત વેચવા બાબતનું એક હુકમનામુ કરવામાં આવેલુ હતું; તેમાં ઠરાવેલુ છે કે ક. ૪ ના હેતુ પ્રમાણે દેણદારના ઉપર પોતાનુ દેવુ આપવાનુ આ હુકમનામું નથી, અને એક વાદીએ એક સર્ટીફીકટ લીધેલુ હોય તેની જગાએ બીજા વાદીને દાખલ કરવામાં આવે તો તે બીજા વાદીની બાબતમાં તે એકટ લાગુ થાય છે કીંવા નહીએ શક ભરેલું છે ( બૈદનાથદાસ વી. શામાનંદદાસ ( ૧૮૯૫ ) ૨૨ ક. ૧૪૩ ) મરનારના મર્ણ પછી દાવાવાળુ બાકુ લેણુ થએલુ હોય તો તે, તેની મીલકત પૈકીનુ નથી, માટે વારસાના સર્ટીફીકટ એકટ પ્રમાણે કાંઇ સર્ટીફીકટની જરૂર નથી ( રણછોડદાસ વી. ભગુભાઇ ( ૧૮૯૪ ) ૧૮ મું. ૩૯૪ ) જો મરનાર હુકમનામાવાળાના વારસને પાછળ હયાતીપણાના હકથી તે હુકમનામુ બજાવવાનો હક મળેલો હોય તો, વારસાના સર્ટીફીકટની જરૂર નથી–જો તે મરનારની હલાયદી મીલકત પૈકીનુ તે લહેણું હોય તો તેમ નથી ( રાઘેવંદ્ર વી. ભીમા ( ૧૮૯૨ ) ૧૬ મુ. ૩૪૭; પાલમરાજુ વી. બપાના ( ૧૮૯૯ ) ૨૨ મ. ૩૮૦ ) ગીરોના હુકમનામાની રૂએ અસલ ગીરો રાખનારની દરખાસ્તથી બજાવણીનુ કામ ચલાવેલુ હોય તો તે કામ ચાલતાની દરમીયાનમાં તે ગીરો રાખનાર ગુજરી જાય અને તેના કાયદેસર વારસને તેની જગાએ દાખલ કરેલો હોય અને તેણે વારસાનુ સર્ટીફીકટ રજુ કરેલુ ના હોય તેથી તે બજાવણીના કામને સને ૧૮૮૯ ના એકટ ૭ ની ક. ૪ થી અટકાવ થતો નથી ( મહમદયુસફ વી. અબદુરહીમ ( ૧૮૯૮ ) ૨૬ ક. ૮૩૯ ).

**કોણ હરકત લેઇ શકે છે.**—એકાદો જે શખસ એક દાવાનો પક્ષકાર ના હોય તો એક હુકમનામાની બજાવણીમાં હરકત લેઇ શકતો નથી (નથુભાઇ વી. નાહાના (૧૮૯૫) ૧૯ મુ. ૫૪૪)

**રજુ કરેલી દરખાસ્ત.**—જ્યારે એક હુકમનામું બજાવવાની દરખાસ્ત દાખલ કરીને રજીસ્ટર કરેલી હોય અને તે ઉપરથી જપ્તીનો હુકમ કરેલો હોય તો તે ચાલેલા કામ બાબત ના બળવાનપણા વીશે બજાવણી કરવાને હરકત છે એવા કારણથી તે હુકમનામાનો દેણદાર હરકત લેઇ શકતો નથી (નોરેંદ્રનાથ વી. ભુપેંદ્રનારાયણ (૧૮૯૬) ૨૩ ક. ૩૭૪. વળી જુઓ મંગળપ્રસાદ વી. ગીરજાકાંત (૧૮૮૨) ૮ ક. ૫૧; લા. રી. ૮ ઇ. અ. ૧૨૩).

**દરખાસ્તનો નમુનો.**—એક હુકમનામાનો અમલ કરવાની દરખાસ્તમાં રૂલ ૧૧–૧૪ માં બતાવેલી વીગત હોવી જોઇએ, અને રૂલ ૧૧ (૧) માં બતાવેલી બાબત શીવાય એટલે પૈસાની એક રકમનું હુકમનામું રૂપૈઆ એક હજાર કરતાં વધારેનું ના હોય તો તે હુકમનામું કરતી વખતે હુકમનામાવાળાની મુખજુબાનીની અરજ ઉપરથી તરત બજાવણીનો હુકમ પોતાની સ્થાનીક હકૂમતની અંદર તે દેણદારની જાત અથવા મીલકત ઉપર કરી શકાય છે તે શીવાય તે લખેલી હોવી જોઇએ.

**ગેર શીરસ્તે દરખાસ્ત.**—એક અધુરી દરખાસ્ત તે રૂલ પ્રમાણે છે (અશગરઅલી વી ત્રૈયલોકય (૧૮૯૦) ૧૭ ક. ૬૩૧), પણ હુકમનામાવાળાને તે હુકમનામા પ્રમાણે જે મળી શકતું નથી તે તેમાં માગેલુ હોવુ ના જોઇએ (પંડરીનાથ વી. લીલાચંદ (૧૮૮૯) ૧૩ મું. ૨૩૭; વળી જુઓ હરી વી. નારાયણ (૧૮૮૮) ૧૨ મું ૪૨૭). મુદત વીતી ગયા પછી બજાવણીની દરખાસ્ત સુધારવાને પરવાનગી આપેલી હતી, તમાં ઠરાવ્યું છે કે તે સુધારો તે પહેલાની દરખાસ્ત સંબંધી છે અને તે હુકમનામાની બજાવણીને મુદતની હરકત થતી નથી (જીવતદુબે વી. કાલચર્ણ (૧૮૯૮) ૨૦ અ. ૪૭૮).

**હુકમનામુ બજાવવું જોઇએ.**—જે હુકમનામા ઉપર અપીલ કરેલી ના હોય અને અપીલ કરવાની મુદત પુરી થઇ ગએલી હોય તો, તે હુકમનામુ બજાવવાની ના કહેવાને કોર્ટ મુખત્યાર નથી (ઇશનચંદ્ર વી. અશનુલ્લા (૧૮૮૯) ૧૦ ક. ૮૧૭). ખોરાકી પોશાકીનું હુકમનામું બજાવવું જોઇએ. જો તે હુકમનામામાં કાંઇ તેવી શરત ના હોય તો, તે હુકમનામાવાળાએ પોતાની વર્તણુંકને લીધે ખોરાકી પોશાકી મળવાનો હક ખોએલો છે એવી હરકત સાંભળી શકાતી નથી (રણમલસંગજી વી. કુંદનકૂંવર (૧૯૦૨) ૨૬ મું. ૭૦૭).

**વાર્ષિક રકમ.**—આ રૂલ તથા રૂલ ૪૨ પ્રમાણે હવે પછીની ખોરાકી પોશાકી લેઇ શકાય છે (આશુતોશ વી. લખીમોની (૧૮૯૨) ૧૯ ક. ૧૩૯; લક્ષ્મીબાઇ વી. માધવરાવ (૧૮૮૮) ૧૨ મું. ૬૫).

**કસુરને લીધે કાહાડી નાંખવી.**—કસુરને લીધે જે બજાવણી બાબતની જે દરખાસ્ત કાહાડી નાંખેલી હોય તે દરખાસ્ત ઓ. ૯ રૂ. ૯ પ્રમાણે કોરટ પાછી ફાઇલ ઉપર લેઇ શકતી નથી (અકમનીસા વી. વલીઉલનીસા (૧૮૯૪) ૧૮ મું ૪૨૯). પણ કાયદાથી જો અખત્યાર આપેલો ના હોય તો, જ્યારે દરખાસ્ત કરનારની કસુરથી તેની દરખાસ્તનું કામ ચલાવે તે પ્રમાણે કોરટને રાખવામાં નીષ્ફળ થાય તો, તે દરખાસ્ત કાહાડી નાંખવાનો કોરટનો અખત્યાર રહેલો છે (ધોંકલસીંગ વી. પાકનસીંગ (૧૮૯૩) ૧૫ અ. ૮૪; તીર્થસામી વી. અનપયા (૧૮૯૨) ૧૮ મ. ૧૩૧).

**૧૧.** (૧) પૈસાની રકમ આપવા બાબતનું હુકમનામુ થયું હોય, ત્યારે હુકમનામુ કરતી વખતે હુકમનામાવાળાએ મોઢેથી દરખાસ્ત કરી હોય તો, કોરટ, હુકમનામાનો દેણદાર કોરટની હદમાં હોય તો, વારંટ તૈયાર કરતાં પહેલાં તેને પકડીને હુકમનામુ તાબડતોબ બજાવવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

મોઢાની દરખાસ્ત. કલમ ૨૫૬, ૨૬૫

(૨) પેટા કાનુન [૧] માં ઠરાવ્યું છે તે શિવાયને પ્રસંગે, હુકમનામુ બજાવવાની દરેક દરખાસ્ત લખેલી કરવી, અને અરજદારે અથવા જે શખસને કામની હકીકતની માહિતગારી છે એમ કોરટને ખાત્રીપૂર્વક શાબિત થયું હોય એવા કોઈ બીજા શખસે તે દરખાસ્ત ઉપર સહી કરીને તેના સાચાપણાનો એકરાર કરવો, તથા તેમાં નીચેની વીગતો આસન પાડીને લખવી:—

લેખી દરખાસ્ત.

(અ) ફરિયાદનો નંબર;

(બ) પક્ષકારોનાં નામ;

(ક) હુકમનામાની તારીખ;

(ડ) હુકમનામા ઉપર કંઇ અપીલ થઇ છે કે નહીં તે;

(ઇ) હુકમનામુ થયા પછી તકરારી બાબત વિષે પક્ષકારો વચ્ચે માંહોમાંહે કાંઇ રકમ આપવામાં આવી છે કે નહીં અથવા બીજી કંઇ ગોઠવણ થઇ છે કે નહીં, અને એવી રીતે થયું હોય તો તે કેટલે સુધી થયું છે તે;

(ફ) હુકમનામુ બજાવવાને વાસ્તે પહેલાં કંઇ દરખાસ્તો કરી છે કે નહીં, કરી હોય તો શી શી અને તે કઇ કઈ તારીખે કરી તથા તેમનું પરિણામ શું થયું તે;

(ગ) હુકમનામા ઉપર મુદલ તથા તે ઉપર [જો કાંઇ] વ્યાજ ચઢયું હોય તો તેમની કેટલી રકમ છે તે અથવા હુકમનામામાં બીજી જે દાદ આપવી હોય તે, તથા જે હુકમનામુ બજાવવાનું હોય તે હુકમનામાની તારીખ પેહેલાં અથવા પછી સામું હુકમનામુ થયું હોય તો તેની વિગત;

(હ) કંઇ ખરચ અપાવ્યો હોય તો તેની રકમ;

(ઐ) જેના ઉપર હુકમનામુ બજાવવાનું હોય તે શખસનું નામ; અને

(જ) કોરટની મદદ કઇ રીતે જોઇએ છીએ તે, એટલે,—

[૧] હુકમનામામાં લખેલી કોઇ પણ વિશેષ [મલકત સ્વાધાન કરવી,

[૨] કોઇ પણ માલ મિલકત જપ્ત કરીને વેચવી અથવા જપ્ત કર્યા વગર વેચવી,

[૩] કોઈ પણ શખસને પકડીને તુરંગમાં રાખવો,

[૪] વસુલદાર નીમવો;

[૫] જે દાદ અપાવી હોય તે દાદના સ્વરૂપને જરૂર હોય તેવો બીજો પ્રકાર.

(૩) જે કોરટને પેટા કાનુન [૨] ની રૂયે દરખાસ્ત કરી હોય તે કોરટને હુકમનામાની સહી સીકકાવાળી નકલ હાજર કરવા અરજદારને ફરમાવવાનો અધિકાર છે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૫૬ અને ૨૩૫.**

**ટીકા.**—આ રૂલ હાઇકોરટને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

જુના કાયદાની ક. ૨૫૬ ફરીથી ઠરાવવામાં પહેલી રકમમાં એક હજાર રૂપૈઆની જે હદ રાખેલી હતી તે, તેમજ વળી મુખત્યારની અરજ ઉપરથી હુકમનામાના દેણદારની મીલકત જપ્ત કરવાનો જે અખત્યાર હતો તે છોડી દીધો છે; આ ઠરાવ ફકત તેને જાતે પકડવાની બાબતમાં લાગુ થાય છે.

**હક.**—તપાસ સારૂ નામેસે જે દીવસે સમન્સ ઉપરથી એક દેંણદાર સાક્ષી તરીકે હાજર થએલો હોય તો ઠરાવેલું છે કે કોરટમાં જતાં, કોરટમાં હોય ત્યાંસુધી અને ત્યાંથી પાછા જતાં તેને પકડવો નહીં એવી તેને માફી આપેલી છે ( ઓશ્રીનલાલદેવીના કામમાં (૧૮૭૬) ૧ ક. ૭૮; આ સામાન્ય નીયમ છે. વળી જુઓ સુરેંદ્રનાથરોયના કામમાં (૧૮૮૦) ૫ ક. ૬૦૬; શીવબક્ષના કામમાં (૧૮૮૨) ૪ મ. ૩૭૧; જગેસરરોયના કામમાં (૧૮૭૯) ૫ ક. લા. રી. ૧૭૦ ). પણ જ્યારે આ કલમ પ્રમાણે તે શખસ ઉપર વારંટ કહાડવાનો હુકમ કરવામાં આવ્યો હોય તો હરકોઇ વખતે તેને પકડી શકાય છે અને તે દેંણદાર કાંઇ હક વીશે દાવો રાખી શકતો નથી ( ડીપેનીંગ વી. દેવીંદ્રનાથ ઓઇઝ ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૫૪૯. જુઓ ક. ૧૩૪ ).

**દરખાસ્ત.**—બીજા બધા કામોમાં તે દરખાસ્ત લખેલી હોવી જોઇએ. જે કોરટે હુકમનામુ કરેલું હોય તે કોરટને જ્યારે બજાવવાની દરખાસ્ત આપવામાં આવે ત્યારે હુકમનામાની નકલ આપવાની જરૂર નથી ( મધુડોશીયા વી. નોબીનચંદ્ર ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૫; ગંગાગોબીંદ વી. મખન ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૩૬૨; ખેતરમોહન વી. ઇશરચંદ્ર ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૨૭૧; રામધનરબીત વી. પંચાતનચકરબતી ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૧૪૪ ), અથવા અપીલ કોરટના ઠરાવની નકલની જરૂર નથી ( ધનપત વી. લીલાચંદ ( ૧૮૬૮ ) ૨ બં. લા. રી. એપ. ૧૮; ૧૧ વી. રી. ૨૮). એક હુકમનામાવાળાએ ફેંસલો કરતાં અવલ જપ્તી કરાવેલી હોય અને તે વેચાણમાંથી ઉપજેલી રકમની વહેંચણીમાંથી ક. ૭૩ પ્રમાણે હીસ્સો લેવાને મરજી રાખતો હોયતો તેણે આ રૂલ પ્રમાણે બજાવણીની દરખાસ્ત કરવી જોઇએ ( પાલનજી શાપુરજી વી. જોર્ડન (૧૮૮૮) ૧૨ મુ. ૪૦૦).

જો કે હુકમનામાનો લેંણદાર કોરટની હકુમતની અંદર રેહેતો હોય તોપણ તેના કુલ મુખત્યારે જો કોરટની એવી ખાત્રી કરેલી હોય કે હુકમની હકીકત વાકેફ થએલો હુતો તે

[ કુલ અખત્યારે પ્રતીજ્ઞા કરેલી દરખાસ્ત તે યોગ્ય રીતે પ્રતીજ્ઞા કરેલી છે. બકરસાજંદ વી. ઉદીતનારાયણ (૧૯૦૪) ૨૬ અ. ૧૫૪).

**અધિકાર.**—જ્યારે કેટલાક વારસ વકીલોમાંના એક વારસે તમામ હુકમનામુ બજાવવાની દરખાસ્ત કરેલી હોય તો, તેમાં ઠરાવેલુ છે કે તેને બીજા વારસો તરફથી મુખત્યારનામું મેળવવાની જરૂર નથી ( અંબારામ વી. હીમતસીંગ કલ્યાણજી ( ૧૮૬૪ ) ૨ મું હા. કો. ૧૦૩ ), પણ જ્યારે હુકમનામાવાળાઓ પોતે દરખાસ્ત કરતા ના હોય ત્યારેજ જે શખસ દરખાસ્ત કરે તે શખસે એવુ બતાવવુ જોઇએ કે તે તેમાંના કેટલાકની તરફથી પ્રતીનીધી છે. માટે એક સગીરના વાલી અને ઇષ્ટમીત્રે દાવો કરીને હુકમનામુ કરાવેલુ હોય અને તે મર્ણ પામેલો હોય તો, ઠરાવ્યું છે કે તેનો વારસ વકીલ બજાવણી કરી શકે છે અને ઇષ્ટમીત્ર કરી શકતો નથી ( હલોધરરોય વી. જદુનાથ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૧૬૨ ).

એક જમીનના હક સબંધી ચડેલી બાકી બાબત તે જમીન જપ્ત કરીને વેચાવવાની દરખાસ્ત વીશે જુઓ સને ૧૮૮૫ ના એકટ ૮ ની ક. ૧૬૨.

**ખામીવાળી દરખાસ્ત.**—જે મીલકત ઉપર બજાવણી કરેલી હોય તે મીલકતનુ વર્ણન દરખાસ્તમાં બતાવેલુ ના હોય પણ એક બીજા દસ્તાવેજમાં બતાવેલુ છે એવુ બતાવેલુ હોય તો તે બસ છે (વાજીદન વી. વીશ્વનાથ (૧૮૯૧) ૧૮ ક. ૪૬૩; હરીચર્ણ વી. સુભાયદર (૧૮૮૬) ૧૨ ક. ૧૬૧; મેકગ્રેગર વી. તારીનીચર્ણ ( ૧૮૮૭ ) ૧૪ ક. ૧૨૪; અને અશગરઅલી વી. ત્રઇલોકાનાથ ( ૧૮૯૦ ) ૧૭ ક. ૬૩૧ ). જ્યારે એક દરખાસ્તમાં દાવાનો ખરો નંબર અને હુકમનામાની તારીખ ના હોય તેથી તે ખામીયો અગત્યની નથી એવુ ઠરાવેલુ છે ( ગોપાળચંદ્ર મેતા વી. ગોસાઇદાસકાસે ( ૧૮૯૮ ) ૨ ક. વી. ને. ૫૫૬ ). પણ જ્યારે તેમાં કોરટની કેવી રીતની મદદ જોઇએ છે તે બતાવેલુ ના હોય ત્યારે તે રદ કરવામાં આવે છે ( શાહા કરમચંદ વી. ઘેલાભાઇ (૧૮૯૫) ૧૯ મુ. ૩૪)

**ગેરશીરસ્તે દરખાસ્ત.**—એકાદુ હુકમનામું બજાવવાની દરખાસ્ત થોડીક રીતીસર ના હોય તો પણ જો તે ઉપરથી ચાલેલા કામનો હેતુ બધુ હુકમનામુ બજાવવાનો હોય તો તે દરખાસ્ત બરોબર અને બળવાન છે ( જગજીબન ગુપ્તો વી. ગોલકમણી ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૩૫૪. તોપણ જુઓ શાહાજાનપુરના કલેકટર વી. સરજાન ( ૧૮૮૨ ) ૪ અ. ૭૨; અને કુથાય વી બાયોટી ( ૧૮૭૮ ) ૩ મ. ૭૯ના કામના ઠરાવનો મુકાબલો કરો).

એક મુખત્યારે બજાવણીની દરખાસ્ત કરવાથી જડજે હુકમનામાના દેણદાર ઉપર નોટીસ કાઢવાનો હુકમ કરેલો હતો; ઠરાવ્યું છે કે નોટીસ કાહાડયા પછી અને ત્યાર પછીની દરખાસ્ત વખતે તે ગેરશીરસ્તે ફાઇલ કર્યાના કારણથી રદ કરી શકાતી નથી ( ધનપતસીંગ વી. લીલાનંદ ( ૧૮૬૮ ) ૨ બં. લા. રી. એપ. ૧૮; આનુમીસ્ત્રી વી. બીધુમુખી ( ૧૮૭૫ ) ૪ ક. ૬૦૫ ), અને જ્યારે દરખાસ્ત ગેરશીરસ્તે હોય અને સુધારવાને પાછી આપેલી હોય અને પછી વધારે કાંઇ કરેલુ ના હોય તોપણ તેથી નવી મુદત મળે છે એવુ ઠરાવેલુ છે ( રામાનંદન વી. પીરીયાતાં બી ( ૧૮૮૩ ) ૬ મ. ૨૫૦; ફઝલુર રહેમાન વી. અલતાફહુસન ( ૧૮૮૪ ) ૧૦ ક. ૫૪૧; રાધા વી. રાધા ( ૧૮૯૧ ) ૧૮ ક. ૫૧૫; રામા વી. વરદા ( ૧૮૯૩ ) ૧૬ મ. ૧૪૨). પણ હુકમનામાથી જે આપાવી શકાતુ ના હોય તે, તે દરખાસ્તમાં વખતે માગેલુ ના જોઇએ ( પંડરીનાથ વી. લોલાચંદ ( ૧૮૮૯ ) ૧૩ મુ. ૨૩૭). એક પહેડીના લાભમાં પહેડીના તે એજંટના નામનું હુકમનામું કરેલુ હતુ. તે બજાવવાની અરજી દરખાસ્ત અને

ત્યારપછીની દરખાસ્તો તે હુકમનામામાં જે એજંટનું નામ હતું તે શીવાયના તે પહેડીના બીજા એજંટે કરેલી હતી. ઠરાવ્યું છે કે આ પ્રમાણે ચલાવેલું કામ ગેરશીરસ્તે છે તો પણ, તે નાબુદ નથી ( લછમન વી. પટનીરામ (૧૮૭૬).

**બેવડી બજાવણી.**—કેટલાક હુકમનામાવાળાઓમાંનો એક હુકમનામાવાળો બજાવણી કરવાની અરજી કરે તો તે સુધરાવવાની જરૂર હતી કારણ કે મીલકતની યાદ અધુરી હતી, માટે તે સુધારવાનુ પુરૂ થતા પહેલાં એક બીજા સહ હુકમનામાવાળાએ બજાવવાને દરખાસ્ત કરેલી હતી તેથી તે દરખાસ્ત રદ કરવાનુ કારણ થતુ નથી. બેઉ બજાવણીયો ચાલી શકે છે ( અહમદ ચોધરી વી. શાહાજાદા ખાતુન (૧૮૮૦) ૭ ક. લા. રી. ૫૩૭ )

**પક્ષકારો.**—જ્યારે એક સગીર એક હુકમનામાથી બંધાએલો હોય ત્યારે તેના વાલી મારફતે તેના ઉપર હકથી બજાવણી માગી શકાય છે, અને તેનુ નામ કામના કાગળોમાં નથી તે કાંઇ જવાબ નથી ( હરીશરણ વી. ભુબનેશ્વરી ( ૧૮૮૯ ) ૨૬ ક. ૪૦ ) બીજી બાજુ ત-રફ જો એવું બતાવવામાં ના આવે કે રૂ. ૧૬ પ્રમાણે તે હુકમનામાવાળાની જગાએ કોઇ બીજો શખ્સ આવેલો છે તો, તે હુકમનામાવાળાની અરજ ઉપરથી બજાવણી કરવાની પરવાનગી આપવાને કોરટ બંધાએલી છે ( જસોદા વી. કીરતીબાસ (૧૮૫૧) ૧૮ ક. ૬૩૯. જુઓ રૂ. ૧૬ આગળ ).

**વારસ વકીલ.**--એક ગરનાર હુકમનામાવાળાનો વારસ વકીલ સર્ટીફીકેટ લીધા વીના એકાદુ હુકમનામું બજાવી શકતો નથી, જુઓ "મરણ પામેલો લેણદાર" પાછળ. "સર્ટીફીકેટ", અને 'વારસાનો સર્ટીફીકેટ એકટ".

**સુધારવું તે.**—જુઓ રૂ. ૧૭ આગળ.

**મુદત.**—મુદતના એકટના ૨ જા પરીશીષ્ટની આરટીકલ ૧૭૯ માં જે દરખાસ્તોનું વર્ણન કરેલું છે તે દરખાસ્તો આ રૂલ પ્રમાણેની છે ( પારશરામ વી. કાળીપદો (૧૮૯૦) ૧૭ ક. ૫૩ ), અને એક અધુરી દરખાસ્ત પણ તે રૂલ પ્રમાણેની છે ( અશગરઅલી વી. ત્રૈલોક્યનાથ (૧૮૯૦) ૧૭ ક. ૬૩૧ ), મુદતના એકટના પરીસીષ્ટ ૨ જાની આરટીકલ ૧૭૯ (૪) ના ઠરાવના હેતુ પ્રમાણે એક અધુરી દરખાસ્ત કાયદા પ્રમાણે કરેલી થતી નથી ( ગોપાળશાહા વી. જાનકીકૂંવર (૧૮૯૬) ૨૩ ક. ૨૧૭), તેમજ વળી જે દરખાસ્ત અયોગ્ય હોય તે છે ( મહમદ ઉંમર વી. કમીલાબીબી (૧૮૮૨) ૪ અ. ૩૪ ), અથવા રીતીસર જે દરખાસ્ત ના હોય તે છે ( જીભાઇ મહીપત વી. પરભુ બાપા (૧૮૭૬) ૧ મું. ૫૯ ). પણ ફકત મૂદ્દાની ખામીયોથી એકાદી દરખાસ્ત રદ થાય છે, ( ગોપાળચંદ્ર મેના વી. ગોસાઇદાસ કાલે (૧૮૯૦) ૨૫ ક. ૫૯૧; કાળકા દુબે વી. બીસેશર પાટક (૧૯૦૧) ૨૩ અ. ૧૬૨ ), જોઇતી રીતે જે બજાવણીની દરખાસ્ત ઉપર સ્ટેંપ ના હોય તે હુકમનામું તાજુ રાખવાને બસ છે ( રામાસામી વી. સેશયાનગર (૧૮૮૩) ૬ મ. ૧૮૧ ). યોગ્ય રીતે કરેલી દરખાસ્ત કાહાડી નાંખવાથી નવી મુદત શરૂ થવાને કારણ થાય છે ( શંકર બાસ્તો વી. નરસીંગરાવ (૧૮૮૭) ૧૧ મું. ૪૬૭), પણ પ્રોસેસ ભરવામાં આવે નહીં તેથી બજાવણીનું કામ કાહાડી નાંખવામાં આવે તો, તેથી નવી મૂદત શરૂ થતી નથી ( ધુમીરામ વી. જોગેન્દ્ર (૧૯૦૦) ૫ ક. વી. નો. ૩૪૭ ).

**રેસ જુડીકેટા.**—ઠરાવેલું છે કે બજાવવાની ના કહેવાથી પાછળથી દરખાસ્ત કરવાને અટકાવ થતો નથી ( હરોસુંદરી દાસી વી. જગોબંધુ (૧૮૮૧) ૬ ક. ૨૦૩; પણ જુઓ મંગળપ્રસાદ દીક્ષીત વી. શ્રીજાકાંત લાહીરી (૧૮૮૦) લા. રી. ૮ ઇ. અ. ૧૨૩; ૮ ક. ૫૧; અને

જસ્ટીસ મેલવીલ સાહેબે બતાવેલા વીચાર ૬ મું. ગા. ૫૯; બાસુદેવ વી. શીવરોજી (૧૮૮૭) ૧૪ ક. ૬૪૦ ); થોડીક બજાવણી કરવાનો કોરટનો ઠરાવ જો ફેરવવામાં આવેલો ના હોય તો આખરનો છે ( દલીચંદ વી. શીવકોર (૧૮૯૧) ૧૫ મું. ૨૪૨ )

**મુદત વધારવામાં આવે તે.**—જુઓ સુથીભુશણ વી. ગોવીંદ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૨૩૧; પીયારીમોહન વી. આનંદ (૧૮૯૧) સદરહુ, ૬૩૧ ).

**ગીરો.**—હાઇકોરટની અસલ બાજુમાં ગીરોના હુકમનામા બાબત મુદલ તથા વ્યાજની રકમ આપવાની હમેશાં ૭ માસની મુદત આપવામાં આવે છે; પણ કોરટ હુકમનામું એકદમ પુરૂ કરવાને પરવાનગી આપી શકે છે ( છોટુલાલ વી. મીલર (૧૮૮૦) ૭ ક. લા. રી. ૨૬૭; જુઓ એડમીનીસ્ટ્રેટર જનરલ વી. મીરજા અહમદ (૧૮૮૩) ૯ ક. ૩૩ ).

**હુકમનામા ઉપર કોઇ અપીલ કરેલી હોય કીંવા નહી**—જો હાઇકોરટનું હુકમનામુ હોય અથવા નીચેની કોરટનું હોય પણ હાઇકોરટે તે બાહાલ રાખેલું હોય અને તે ઉપર પ્રીવીકાંઉસીલમાં અપીલ ચાલે તેવું હોય, અને તેવી અપીલ ચાલેલી હોય અથવા તે કારણસર કામ ચાલતુ હોય તો તે હુકમનામાવાળાએ તે હકીકત કહેવી જોઇએ; અને જો કે અપીલ કરેલી છે કીંવા નહી એટલુંજ ફકત કહેવાને તે બંધાએલો છે તોપણ તે કારણસર પ્રાથમીક કામ કયારે ચલાવેલુ છે અથવા કયારથી ચાલે છે તે પણ તે કહે તો તેની શુધબુદ્ધીમાં વધારો થાય છે ( તુઢંનસીંગના કામમાં ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૨૦૫. અને જુઓ કાશામલ વી. ગોપી ( ૧૮૮૮ ) ૧૦ અ. ૩૮૯ ).

**મુદત**--ઓ. ૪૧, રૂ. ૪ પ્રમાણે એક અપીલનો ફેસલો કરેલો હોય તે બાબત જુઓ બાબાજી વી. સોલ્ટ રેવન્યુના કલેકટર ( ૧૮૮૭ ) ૧૧ મું. ૫૯૬ )

**કાંઇ ફડચો કરેલો છે કે નહી અને કરેલો છે તે શો કરેલો છે વીગેરે**--એકાદા હુકમનામાનો ફડચો જે કોરટની ફરજ તે હુકમનામુ બજાવવાની હોય તે કોરટમાં નોંધાવવો જોઇએ, અને જે પક્ષકાર તે બજાવવાને માગતો હોય તે ઇરાદા પુર્વક ફડચા બાબત જુઠી હકીકત કહે કે હજુ બાકી લહેણી છે અને તે ફડચો નોંધાવેલો હોય કીંવા નહી તો તે હિ. ફો. કાયદાની ક. ૧૯૩ અને ૨૧૦ પ્રમાણે ગુન્હાનો ગુન્હેગાર છે ( માહારાણી કેશરેહિંદ વી. બાપુજી ( ૧૮૮૬ ) ૧૦ મું. ૨૮૮ ) આ રૂલ પ્રમાણેની દરખાસ્તમાં એકાદા ફડચા વીશે જાહેર કરવામાં આવેલુ હોય તો, તેથી ઓ. ૨૧ ના રૂ. ૨ પ્રમાણે ચાલવવામાં આવેલું છે એવુ ઠરાવેલુ છે. કોરટ બાહાર હુકમનામુ પુરૂ કર્યાની બાબત જો હુકમનામાવાળો નોંધાવવાની કસુર કરે તો, તે દેણદાર નુકસાન બાબતનો દાવો કરીને તે રકમ લેઇ શકે છે ( મુનામણીદાસ વી. પ્રાણકીશોરી (૧૮૭૦) ૫ બં. લા. રી. ૨૩૩; વળી જુઓ ભગવાન વી. ગોવીંદચંદ્ર (૧૮૬૮) ૯ વી. રી. ૨૧૦; વીરરઘાબા વી. સુબાકા (૧૮૮૨) ૫ મ. ૩૯૫; દવલત વી. ગણેશ; (૧૮૮૦) ૪ મું. ૨૯૫; મસુતી વી. સેખારન (૧૮૮૩) ૬ મ. ૪૧; ઇશનચંદ્ર વી. ઇંદનારાયણ (૧૮૮૩) ૯ ક. ૭૮૮ ), પણ દેવા નીકળે તે કરતાં વધારે વસુલ આપેલી રકમ બજાવણીમાં વસુલ કરી શકાય છે, એવું કહેવામાં આવેલું છે (કાશીકીશોરરોય વી. કીશનચંદ્ર (૧૮૭૧) ૧૫ વી. રી. ૧૬૦ ). જે પક્ષકાર બજાવણીની દરખાસ્ત કરે તે પક્ષકારે હુકમનામું થયા પછી પક્ષકારો વચ્ચે કાંઇ ફડચો થએલો હોય તો તે કહેવાનું છે ( પાપાયા વી. નરસાપા (૧૮૭૮) ૨ મ. ૨૧૬, જુઓ ઓ. ૨૧, રૂ. ૨ પાછળ ).

રકમ (ઇ) ના હેતુ પ્રમાણે એક ફડચો રૂ. ૧૧ પ્રમાણેની દરખાસ્તથી પરીણામે થએલો હોય અને તેથી પૈસા બાબતનુ હુકમનામું હક્કતેથી વસુલ આપવાનો હુકમ કરી શકાય છે.

**જે શખસ વીરૂદ્ધ અમલ કરવાને માગેલુ હોય તે શખસનું નામ.**--અસલ દેણદાર (જો તે ગુજરી ગએલો હોય તો) અને તેના કાયદેસર વારસ વકીલ કે જેના ઉપર અમલ કરવાને માગવામાં આવેલું હોય તેમનાં નામ અહિંયાં બતાવવાં જોઇએ. હુકમનામું જોયા વીના જે શખસોનાં નામ દરખાસ્તમાં બતાવેલાં હોય તેમના ઉપરજ ફકત બજાવણી કાહાડી શકાય છે, (અબદુલ કરીમ વી. જાનઅલ્લી (૧૮૭૨) ૧૮ વી. રી. ૫૬; પણ જુઓ આ બાબત વીશે નઝીરન વી. અમીરૂદીન (૧૮૭૫) ૨૪ વી. રી. ૩). આ બાબતના સંબંધમાં મુદતના એકટ (સને ૧૮૭૯ ના ૧૫) ના પરીશીષ્ટ ૨ ની આરટીકલ ૧૭૯, ખુલાસો ૧ નો ઠરાવ લક્ષમાં રાખવાની અગત્ય છે:—

**ખુલાસો ૧**--એકથી વધારે માણસોની તરફેણમાં હુકમ અથવા હુકમ પૃથક થયો હોય તથા દરએકને દાવાના વિષયનો ભાગ આપવાનો અથવા સ્વાધિન કરવાનો હોય તેની તેમાં તપશીલ લખી હોય ત્યારે આ કલમની ૪ થી રકમમાં કહેલી અરજી સદરહુ માણસો અથવા તેઓ પૈકીના વારસ વકીલો પઇકી જેઓએ તે કરી હોય તેઓ બાબત માત્ર અમલમાં આવશે. પણ હુકમનામું અથવા હુકમ એકના કરતાં વધારે માણસોની તરફેણમાં જ્યારે સમાઇ થયો હોય ત્યારે તેઓ પૈકી એકે અથવા અધિકે અથવા તેના અથવા તેઓના વારસ વકીલોએ સદરહુ પ્રકારની અરજી કરી હોય તો તે સઘળાઓની બાબત અમલમાં આવશે.

એકથી વધારે માણસોની વિરૂધ હુકમનામું અથવા હુકમ પૃથક થયો હોય તથા દરએક જણે દાવાના વિષયનો હિસ્સો આપવાનો અથવા સ્વાધિન કરવાનો હોય તેની તેમાં તપશીલ લખી હોય ત્યારે તે અરજી સદરહુ માણસો પઇકી અથવા તેઓના વારસ વકીલ પઇકી જેએની વીરૂધ હોય તેઓની વિરૂધ માત્ર અમલમાં આવશે પણ હુકમનામુ અથવા હુકમ એકથી વધારે માણસોની વિરૂધ સામાઇક થયો ત્યારે તેઓ પઇકીની એકની અથવા અધિકની અથવા તેના અથવા તેઓના વારસ વકીલોની વિરૂદ્ધ અરજી કરી હોય તો તે સઘળાઓની વિરૂધ અમલમાં આવશે.

બજાવણીના કામમાં જે પક્ષકારો હોય તેના તેજ પક્ષકારો અપીલમાં હોય અથવા જે વર્ગના કામોને ઓ. ૪૧ રૂ. ૪ લાગુ થાય છે તે કામોને તેજ એકટના ૨ જા પરીશીષ્ટની આરટીકલ ૧૭૯, રકમ (૨) લાગુ થાય છે, અને એવું ઠરાવેલું છે કે જ્યારે કેટલાક પ્રતીવાદીઓ ઉપર મજીયારૂ હુકમનામું કરવામાં આવેલું ના હોય પણ જુદુ જુદુ કરેલું હોય અને તેમાંના ફકત કેટલાક પ્રતીવાદીઓએ અપીલ કરેલી હોય તો બીજા પ્રતીવાદીઓ ઉપર બજાવવાની મુદત તે હુકમનામાની તારીખથી શરૂ થાય છે (મશીયાતુનીશા વી. રાણી (૧૮૯૧) ૧૩ અ. ૧) અને તેમાં બતાવેલા ઠરાવો; પણ વધારે સારો અભીપ્રાય એવો જણાય છે કે અપીલમાં હુકમનામાની તારીખથી તે શરૂ થાય છે (નંદનલાલ વી. રાજાજયકીશન (૧૮૮૯) ૧૬ ક. ૫૯૮; ગોપાળચંદ્ર માના વી. ગોસાઇદાસ કાલે (૧૮૯૮) ૨૫ ક. ૫૯૪; મહમદ મહેંદી વી. મોહીનીકાંત ચોધરી (૧૯૦૮) ૭ ક. લા. જે. ૨૦૫).

**કોરટની મદદ કેવી રીતે જોઇએ છે તે.**--હુકમનામાના દેણદારની જાત અને મીલકત હુકમનામું સાથે બજાવવાની પરવાનગી આપવાને રૂલ ૨૧ થી કોરટની મરજી ઉપર રાખેલું છે. ફકત એવી અરજ કરવામાં આવે કે તે હુકમનામું કેવી રીતે વસૂલ કરવું કે જેમાં

કોરટની મદદની મરજી રાખેલી હોય તે બતાવ્યા વીના તે વસુલ કરવું જોઇએ તો, તે દરખાસ્ત બરોબર નથી ( કસ વી. નનેમલ (૧૮૭૫) ૭ અ. હા. કો ૭૯ ).

એક મજીયારા હિંદુ કુટુંબના અમુક અગમુતોએ તે કુટુંબના એક અંગભુત ઉપરના હુકમનામાની બજાવણીમાં અમુક સ્થાવર મીલકત વેચવામાં આવેલી તેથી લીલામમાંથી ખરીદ કરનાર પાસેથી તે સ્થાવર મીલકત લેવાને દાવો કરેલો હતો. તેમાં જે કરજ બાબત અમલ હુકમનામું કરેલું હતુ તે વસુલ થતા સુધી દર સેંકડે ૬ ટકાના દર વ્યાજ સાથે તે વસુલ આપવાને તે પ્રતીવાદીના લાભમાં હક સબંધ રાખીને તે હક સબંધ સાથે કબજા બાબતનું હુકમનામું તેઓએ મેળવેલું હતું. ઠરાવ્યુ છે કે તે પ્રતીવાદીના લાભની શરતને હુકમનામું તેની બાબતથી બજાવવા લાયક તેવું નથી ( રામનગરસીંગ વી. રામયાદ (૧૮૭૯) ૫ ક. લા. રી. ૧૭૬ ).

**કેટલાક દેણદારો.**—જ્યારે બે અથવા વધારે શખસો ઉપર એક મજીયારૂ અથવા એ કામને એકાન્તુયે હુકમનામુ કરેલુ હોય તો તેમાંના દર કોઇ શખસને હુકમનામાવાળો પસંદ કરે તેના ઉપર તે પોતાનુ હુકમનામુ બજાવી શકે છે ( વાહેદઅલી મલીક ઇનાયત હુસન (૧૮૭૩) ૧૨ બં. લા. રી. ૫૦૦; દીસ્તોકીશોર વી. રામલોચન (૧૮૬૫) ૨ વી. રી. પરચુરણ ૪૯ ), અને જે શખસના ઉપર બજાવવામાં આવેલું હોય તે શખસ એવું બતાવે કે મેં મારો ભાગ આપેલો છે ( સાલીગરામ વી. રામસેવક (૧૮૬૯) ૧ આગ્રા પરચુરણ ૧૪), અથવા હુકમનામાવાળાએ મારા સહદેણદારોને ફારગતી આપેલી છે ( શીવચરણ વી રામશરણ (૧૮૭૧) ૧૬ વી. રી. ૪૯; કાયમઅલી વી. કાયમઆદી (૧૮૮૦) ૬ ક. લા રી. ૨૧૨) તોપણ, બજાવણી બંધ રાખી શકાતી નથી. પણ જ્યારે બ. અને ક. ના ઉપર થએલા હુકમનામાની બજાવણીમાં એવી તકરાર કરવામાં આવેલી હતી કે ક. ફક્ત બેનામીદાર છે અને બ ખરો દેણદાર છે તેમાં એવુ ઠરાવવામાં આવ્યું છે કે બ. ની મીલકતથી તે હુકમનામું પુરેપુરૂ વસુલ થયુ નથી, માટે ક. જવાબદાર થાય છે ( પારસમણી વી. કીશોરીમીસર (૧૮૬૪) ૧ વી. રી. પરચુરણ ૧૪. જુઓ " તમામ હુકમનામુ " રૂ. ૧૫ આગળ.

**જે દાદ અપાવી હોય તે દાદના સ્વરૂપને જરૂર હોય તેવો બીજો પ્રકાર.**—આ શબ્દોનો હેતુ હુકમનામા પ્રમાણે જે અમુક દદનો અમલ કરવાને માગેલું હોય તે દાદના પ્રકાર પ્રમાણે જરૂર હોય તેવા દરેક કામમાં બજાવણીની રીતો પસંદ કરવાની છે ( દીનોનાથ રકીન વી. મતીલાલખાલ (૧૮૬૨–૬૩) ૧ હાઇડ ૧૫૮ ) અને એકાદા જે હુકમનામાથી આવી દાદ સબંધી જુદા જુદા રૂપની દદો અપાવેલી હોય તે હુકમનામાની બજાવણી બાબતની દરખાસ્તો એકાદો સખસ જુદી જુદી અને ઉતરોતર કરી શકે છે ( રાધાકીશન વી. રાધાપ્રશાદ (૧૮૮૨) ૮ ક. ૫૧૫ ). કોરટના હુકમ પ્રમાણે એક સુબારકરના કબજામાં જે જમીન રહેલી હતી તે જમીનનો કબજો લેવાને હુકમનામાવાળાઓએ માગેલુ હતુ, માટે તે હુકમનામાવાળાઓએ જે કોરટને તેને નીમેલો હતો તે કોરટને અરજ કરવી જોઇએ ( હરીશચંદ્ર સ્તોદાસ વી. મોતીચંદ (૧૮૬૮) ૧૦ વી રી. ૪૪૪). પ્રતીવાદીએ એક દીવાલ તોડી નાખવી એક હુકમનામાથી ઠરાવેલું હતુ, માટે જે રીતીએ તે હુકમનામુ બજાવવું જોઇએ તે રીતી તે દેણદારને કેદ કરીને અથવા તેની મીલકત જપ્ત કરવાની છે, અને જે રીતીએ તે બજાવવાની કોરટની મદદ માગેલી હોય તે રીતી બરોબર ના હોય તો તે દરખાસ્ત સુધારવાને કોરટે પાછી આપવી જોઇએ ( પ્રતાપચંદ્ર વી. પ્યારીચોધરણ (૧૮૮૨) ૮ ક. ૧૭૪ ). એક

હુકમનામાથી એક પક્ષકારને અમુક રકમની દર વર્ષે કીમતથી માલ લેવાનો વખતે વખતે જાથુ હક છે, એવું ઠરાવેલું હતુ તો તે હુકમનામું બજાવી શકાતુ નથી ( તાતાચારીવર વી. સીંગરૂ ચાયર ( ૧૮૮૨ ) ૪ મ. ૨૧૯ )

**મીલકત તબદીલ કરવાનો એકટ.**—સને ૧૮૮૨ના એકટ ૪ ની ક. ૮૯ મી પ્રમાણે નક્કી હુકમ કરવાને એકાદી અરજી તે બજાવણીનુ કામ છે માટે તે કામના નીયમો પ્રમાણે તેમાં ચાલવાનુ છે. ( ઐાધબીહારી વી. નાગેસર ( ૧૮૯૧ ) ૧૩ અ. ૨૭૮ ). પણ તે બજાવણીની દરખાસ્ત નથી, માટે આ રૂલથી ઠરાવેલા નમુના પ્રમાણે હોવાની જરૂર નથી ( અજોધ્યાપ્રસાદ વી. બળદેવસીંગ (૧૮૯૪) ૨૧ ક. ૮૧૮; તીલકસીંગ વી. પરસોતીનપ્રસાદ ( ૧૮૯૫ ) ૧૨ ક. ૫૨૪; રણુગીરસીંગ વી. દ્રીગપાળ ( ૧૮૯૪ ) ૧૬ અ. ૨૩ ) માટે આ રૂલ પ્રમાણે વેચાણનો હુકમ નક્કી કરેલો ના હોય તો તે વેચાણનો હુકમ ક. ૮૮ મી પ્રમાણે બજાવવો ના જોઇએ ( રામલાલ વી. નારણુ ( ૧૮૯૦ ) ૧૨ અ. ૫૩૯; તારાપ્રસાદ વી. ભોજદેવ ( ૧૮૯૫ ) ૨૨ ક. ૫૩૧).

**કલમ ૯૦**—કલમ ૯૦ મીમાં બતાવેલા પ્રકારનુ હુકમનામું અસલ દાવામાં કરી શકાય છે, અને નવો દાવો કરવાની જરૂર નથી ( રાજસીંગ વી. [illegible] (૧૮૮૯) ૧૧ અ. ૪૮૬).

**ગીરો છોડાવવાનો હક બંધ કરવો તે**—ગીરો છોડાવવાનો હક બંધ કરવાના દાવામાં એકાદો હુકમ નક્કી કરવામાં આવે નહી ત્યાં સુધી ગીરો આપનાર છોડાવી શકે છે ( પરશનાથ વી. રામજાદુ (૧૮૮૯) ૧૬ ક. ૨૪૬; વીરૂધ—ઐાધબીહારી વી. નાગેશર (૧૮૯૧) ૧૩ અ. ૨૭૮; ઇલામદથ વી. ક્રીશ્ન ( ૧૮૯૦ ) ૧૩ મ. ૨૬૭; અજોધ્યાપ્રસાદ વી. બળદેવસીંગ ( ૧૮૯૪ ) ૨૧ ક. ૮૨૪).

**વારસાના સરટીફીકેટ એકટ.**—સને ૧૮૮૯ના એકટ ૭ ની ક. ૪ ની પેટા રકમની રકમ ( સી ) તે એકટ અમલમાં આવતા પહેલાની અથવા તે વખતે ચાલુ હોય તેવી હુકમનામાની બજાવણીની દરખાસ્તોને અથવા કામોને લાગુ નથી ( બાલુભાઇ વી. નશર ( ૧૮૯૧ ) ૧૫ મું; ૭૯; અને જુઓ ચીમનીરામ વી. હનમંત ( ૧૮૯૧ ) ૧૫ મું. ૨૬૫. જુઓ “ મરનાર લેણદાર ” ).

હુકમનામાના દેણુદારના કબજામાં ન હોય એવી જંગમ મિલકત જપ્ત કરવાની દરખાસ્ત.

**૧૨.** કોઇ હુકમનામાના દેણુદારની કંઇ જંગમ મિલકત જપ્ત કરવાની દરખાસ્ત કરી હોય, પરંતુ તે મિલકત તેના કબજામાં ન હોય ત્યારે, હુકમનામાવાળાએ જપ્ત કરવાની મિલકતની જોઇએ તેટલા બરોબર વર્ણનવાળી યાદ તે દરખાસ્ત સાથે આપવી. કલમ ૨૩૬

સન ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૩૬.

**ટીકા.**—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મોલ કો. કો. ને લાગુ છે.

એટલું નોંધી રાખવું જોઇએ કે આ રૂલ હુકમનામાના દેણુદારની જે જંગમ મીલકત તેના કબજામાં હોય નહી તેવી જંગમ મીલકત જપ્ત કરીને હુકમનામું બજાવવાની દરખાસ્ત સબધીજ ફક્ત છે. આવા કામોમાં જપ્ત કેવી રીતે કરવી તે વીશે રૂ. ૪૬ અને ૫૩ માં ઠરાવેલું છે તેમાં છેલી બતાવેલી રૂલ કોઇ કોરટમાં અથવા સરકારી અમલદારના હવાલામાં જે મીલકત અનામત મુકેલી હોય તે સબંધી છે.

તે મીલકત હુકમનામાના દેણદારની છે કીંવા નહી તે વીશે તે કોરટની ફઅરૂ તજવીજ કરવાનો આ રૂલનો હેતુ નથી ( સબજાનબીબી વી. શરીયાતુલ્લા (૧૮૬૯) ૩ બં.લા. રી. એ. સી. ૪૧૩; ૧૨ વી. રી. ૩૨૯ ).

**યાદ.**—જ્યારે જંગમ મીલકત હોય ત્યારે આ યાદ બજાવણી બાબતની દરખાસ્ત સાથે કોરટમાં આપવી જોઇએ. ( શ્રીનાથગુહો વી. યસુફખાન (૧૮૮૧) ૭ ક. ૫૫૯).

**જંગમ મીલકત.**—ક. ૬૦ નીચેની નોટ જુઓ.

**ખોટી રીતે જપ્તી.**—એક ત્રીજા પક્ષકારની જંગમ મીલકત હોય અને હુકમનામાના દેણદારની ના હોય તે જપ્તી કરવા બાબત હુકમનામાવાળાની શેરીફની અથવા નાઝીરની જવાબદારી સબંધી જુઓ કાળીકુમાર વી. સીધેશર (૧૮૭૨) ૧૧ બં. લા. રી. ૨૫૧; ગોમા માહાડ વી. ગોકળદાસ ખીમજી (૧૮૭૯) ૩ મું. ૭૪; ફરામજી વી. હોરમસજી (૧૮૭૮) ૨ મું. ૨૫૮; પા. ૨૭૧; રાજચંદ્ર વી. શામાસુંદ્રી (૧૮૭૯) ૪ ક. ૫૮૩ ).

**૧૩.** કોઇ હુકમનામાના દેણદારની કંઇ સ્થાવર મિલકત જપ્ત કરવાની દરખાસ્ત કરી હોય ત્યારે, તે દરખાસ્ત નિચે:— કલમ ૨૩૭

સ્થાવર મિલકત જપ્ત કરવાની દરખાસ્તમાં અમુક વિગત લખવી.

(અ) તે મિલકત ઓળખવાને બસ થાય એવું તેનું વર્ણન અને જમાબંદી અથવા મોજણીના કાગળ પત્રમાં આપેલી હદ ઉપરથી અથવા નંબર ઉપરથી તે મિલકત ઓળખી શકાય તે પ્રસંગે તે હદ અથવા નંબર લખવાં જોઇયે; અને

(બ) હુકમનામાના દેણદારનો તે મિલકતમાં હિસ્સો અથવા હક્ક સંબંધ હોય તેની તપસીલ, દરખાસ્ત કરનાર ખરેખરી રીતે ગાનતો હોય અને તપાસ કરતાં તેનાથી નક્કી થઇ શકી હોય તે પ્રમાણે, આપવી.

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૨૩૭.

**ટીકા.**—આ રૂલ હાઇકોરટને લાગુ છે.

**વર્ણન.**—જ્યારે એકાદી મીલકત સરકારી મેહેસુલ આપનારી હોય ત્યારે તે મીલકત ઓળખાવા સારૂ બસ થાય તેનુ વર્ણન હોવુ જોઇએ માટે મેહેસુલ બતાવવાની જરૂર છે (લાયકરામ વી. મહેશદાસ (૧૮૬૯) ૧૨ વી. રી. ૪૮૮); જ્યારે મીલકતનુ લાખીરાજ (જાગીર) ચાર કીનારા સહીત, એવું વર્ણન કરેલું હોય ત્યારે જો તેના ખુટ બતાવવામાં આવેલા હોય તો તે ઓળખાવાને સારૂ સંપુર્ણ બતાવેલું છે, એવું ઠરાવેલું છે ( મેહેતાબચંદ વી. બરોડાનાથ (૧૮૭૨) ૧૮ વી. રી. ૪૧૧ ). અને તેવીજ રીતે મીલકતનુ વર્ણન પ્રથમ બજાવણીમાં જપ્ત કરાવાને આપેલી હતી તે, તો જો કે તે વર્ણન ગેરશીરસ્તે રૂપનુ છે તોપણ, તે પુખ્ત છે, એવું ગણવામાં આવેલુ હતુ ( હરીચર્ણ વી. સુબેદાર (૧૮૮૬) ૧૨ ક. ૧૬૧; વાજીદજા વી. બીશ્વનાથ (૧૮૯૧) ૧૮ ક. ૪૬૨; અને મુકાબલ કરો મેકગ્રેગર વી. તારીનીચર્ણ (૧૮૮૭) ૧૪ ક. ૧૨૪ ). ગીરો આપનાર ઉપર ગીરો રાખનારે પૈસા બાબતનુ હુકમનામું મેળવેલુ હોય

તેની બજાવણીમાં થએલા વેચાણુમાંથી એક ત્રીજો શખસ શુધબુદ્ધીથી મીલકત ખરીદ કરે તો તે મીલકત ઉપર ગીરોના હક સબંધના બોજા સાથે જો તે વેચાણ કરેલુ ના હોય તો તે શખસ ગીરોના હક બોજા વીના સારો હક તે ખરીદ કરનાર મેળવે છે ( હુસન વી. શંકરગીરી ( ૧૮૯૯ ) ૨૩ મુ. ૧૧૯). જે મીલકત ઉપર ગીરો રાખનારનો હક સબંધ હોય તે મીલકતને ગીરો રાખનાર લીલામમાંથી ખરીદ કરે અને જો તે વેચાણ વખતે પોતાનો હક સબંધ જાહેર કરે નહી અથવા જણાવે નહી તેની પાસેથી તે ગીરોથી છોડાવવા લાયક તે મીલકત છે તે છોડાવવા બાબતની તેની જવાબદારીમાંથી તે છુટો થતો નથી ( મારતંડ વી. ધોંડો ( ૧૮૯૮ ) ૨૨ મું. ૬૨૪).

**આગલા કાયદા પ્રમાણે પ્રતીજ્ઞા**--યાદ ઉપર પ્રતીક્ષા કરવાની હતી અને જો તે પ્રતીજ્ઞા ના કરેલી હોય તો ક. ૫૯ ના હેતુ પ્રમાણે ગેર શીરસ્તે થાય છે ( નાઝીર ઉનનીશા વી. ધફરૂદીન ( ૧૯૦૬ ) ૨૮ અ ૨૪૪; બાસદેવ વી. સ્મીદત ( ૧૮૯૯ ) ૨૨ અ. ૫૫ ના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવ્યું છે ).

**હીસ્સો બતાવવો તે**--એક મજીયારા કુટુંબની બાબતમાં હુકમનામાના દેણદારનો હીસ્સો જપ્ત કરાવવાને અથવા મજીયારા કુટંબની મીલકત જપ્ત કરાવવાને માગવામાં આવેલુ છે, તે દરખાસ્તમાં બતાવવું જોઇએ. વળી તેમાં કુટુંબની મીલકત બતાવવી જોઇએ ( મહમદ વી. દીપચંદ ( ૧૮૯૨ ) ૧૪ અ. ૧૯૦ ) લેણદાર પોતાના માનવા પ્રમાણે અથવા તે વીશે તે નક્કી કરી શકયો હોય તે પ્રમાણે દેણદારનો હીસ્સો અથવા હીત બતાવવાને બધાએલો છે, અને એક "ભાગ" મારા દેણદારનો જુદો ભાગ છે તેથી આખા ભાગમાં તેનો હક સબંધ અને હીત છે એવું વર્ણન કરીને તે કાયદા પ્રમાણે ચાલે નહી એવુ લેણદાર કરી શકતો નથી ( અરદેસર નસરવાનજી વી. મુશેનાથા અમીજી ( ૧૮૭૬ ) ૧ મુ. ૬૦૧ ).

**પ્રતીબંધ**—હુકમનામાવળાને પોતાનુ હુકમનામુ બજાવતાં અટકાવી શકાય છે. માટે અ. એ, પોતાના દેણદારના હક, સબધ અને હીત ઉપર પોતાનો ગીરો હક છે તે બાબત જણાવ્યા વીના તે હક સબધ અને હીત વેચાવેલુ હોય તો, તે ખરીદ કરનારના વીરૂધ તે ગીરોનો અમલ કરી શકતો નથી ( દુલભસરકાર વી. ક્રીશ્નકુમાર ( ૧૮૬૯ ) જ્યારે તેણે પોતાના હફ્તાબંદી ગીરો ખતના કેટલાક હફ્તા લહેણા થએલા તે હફ્તાનુ પૈસા બાબતનુ તેણે એક હુકમનામુ મેળવેલુ હોય તે હુકમનામાની બજાવણીમાં ગીરો રાખનારે જે મીલકત પોતાને ગીરો આપેલી હતી તે મીલકત વેચાવી પણ જે હફ્તા હજુ લહેણા થવાના હતા તે બાબત તે મીલકત ઉપર પોતાનો હક સબંધ છે એવુ તેણે પોતાની બજાવણીની દરખાસ્તમાં બતાવેલું નહોતું. ઠરાવ્યું છે કે જો ખરીદ કરનારે એવુ ધારેલુ હોય કે તે સપુરણ માલકીનો હક ખરીદ કરે છે તો તે ગીરોના બોજા વીના તેણે તે મીલકત ખરીદ કરેલી હોય છે ( રામચંદ્ર વી ગંગારામ ( ૧૮૯૮ ) ૨૨ મુ. ૬૮૬ ); પણ જો એમ સાબેત કરી શકે કે તે ખરીદ કરનારને ખબર હતી ( નરસીંગ વી. રઘુબર ( ૧૮૮૪ ) ૧૦ ક. ૬૦૯; અગરચંદ વી. રખમા ( ૧૮૮૮ ) ૧૨ મુ. ૬૭૮ ), અને રજીસ્ટર કરાવવાથી પુખ્ત ખબર થાય છે ( ધોંડો વી. રાવજી ( ૧૮૯૬ ) ૨૦ મું. ૨૯૦ ) તો જુદી રીતે છે. અને જ્યારે હુકમનામાના લેણદારે તેનો તેજ જમીનનો કડકો ભુલથી બે જુદા જુદા નંબરો પાડી દાખલ કરેલો હતો અને તેણે એક કડકો ખરીદ કર્યો હતો. તેમાં ઠરાવ્યુ છે કે તે બીજા કડકા ખરીદ કરનાર વીરૂધ પોતાના દાવાનો અમલ કરી શકતો નથી ( તીનાપા વી. દુરૂગાપા ( ૧૮૮૪ ) ૭ મ. ૧૦૭. જુઓ ક. ૬૭ ની નોટ, રૂ. ૬૬ આગળ ).

કેટલીક બાબતોમાં કલેકટરના રજીસ્ટરમાંનો સહી સીક્કાવાળો ઉતારો માગવાનો અધિકાર.

**૧૪.** કલેકટરની આફિસમાં નોંધાએલી જમીન જપ્ત કરવા માટેની દરખાસ્ત કરી હોય ત્યારે, તે જમીનના કે તેના મેહેસુલના માલીક તરીકે, અથવા વેચી શકાય એવા તેમાં હક્કસંબંધ રાખનાર તરીકે, અથવા તે જમીનનું મેહેસુલ આપવાને જવાબદાર તરીકે કયા શખસોનાં નામ નોંધ્યાં છે તે, તથા નોંધેલા માલીકોના હિસ્સા શા છે એ બતાવનારો, તે આફિસના રજીસ્ટરમાંથી સહી સીક્કાવાળો ઉતારો હાજર કરવાનું દરખાસ્ત કરનારને ફરમાવવાનો કોરટને અધિકાર છે. કલમ ૨૩૮

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૨૩૮.

**ટીકા**—આ રૂલ હાઇકોરટને લાગુ છે.

કલેકટરની ઓફીસમાં હુકમનામાના દેણદારના નામ ઉપર જે જમીન રજીસ્ટર કરેલી હોય તેજ સબંધી આ રૂલ છે એમ નથી, કારણ કે ખરી રીતે જે માલેકો હોય છે તેઓને રજીસ્ટર કરેલા નથી હતા, એવુ વારંવાર બને છે માટે તે બાબત નોંધી રાખવી જોઇએ.

**વર્ણન**—કલેકટરની ઓફીસમાં રજીસ્ટર કરેલી મીલકત લગતી તમામ બાબનો એટલે "અસલી" અને "દાખીલી" મોઝાઓ અવશ્યે કરીને તે મીલકતમાં આવી ગયેલાં હોય છે માટે તે બાબતનાં નામ બતાવવાને હુકમનામાવાળો બંધાએલો નથી તેના સાધારણ નામથી અને સરકાર મહેસુલ જે ભરવાનુ હોય તે મહેસુલની રકમ બતાવીને વર્ણન કરેલુ હોય તો તે પુખ્ત રીતે વર્ણન કરેલુ છે (ઝરકાલી કુંવર વી. દુરગાપ્રસાદ (૧૮૭૧) ૧૬ વી. રી. ૧૪૫) વેચાણના જાહેરનામામાં, જે મીલકત વેચાવવાને માગેલી હોય તેમાં તે મોઝાઓ નામ આવી ગએલા હોય છે માટે તે નામ બતાવવાની જરૂર નથી. બધામાં જે બતાવવાની જરૂર છે તે મીલકત, અથવા તે મીલકતના હીસ્સા અને કલેકટરની ઓફીસમાં તેનો જે નંબર હોય તે બતાવવાની જરૂર છે (અમીરૂનીસા વી. સેક્રેટરી ઓફ સ્ટેટ (૧૮૮૪) ૧૦ ક. ૬૩).

એકઠા હુકમનામા વાળાની બજાવણી સારૂ દરખાસ્ત.

**૧૫.** (૧) એક કરતાં વધારે શખસોની તરફેણમાં એકઠું હુકમનામુ થયું હોય ત્યારે, તેમાંના કોઈએક શખસ અથવા વધારે શખસો, હુકમનામામાં કોઇ પણ ઉલટી શરત ન હોય તો, તે બધાના હિતને વાસ્તે, અથવા તેમાંનો કોઇ મરી ગયો હોય તો બાકીના જીવતા તથા મૈયતના કાયદાસર વારસવકીલના હિતને વાસ્તે, સઘળુ આખુ હુકમનામુ બજાવવાની દરખાસ્ત કરવાને મુખત્યાર છે. કલમ ૨૩૧

(૨) જ્યારે આ કાનુનની રૂએ કરેલી દરખાસ્ત ઉપરથી હુકમનામુ બજાવવા દેવાનું પુરતુ કારણ કોરટને જણાય ત્યારે, દરખાસ્તમાં જે શખસો સામિલ થયા ન હોય તેમના હક્ક જાળવવા સારૂ જરૂર જણાય તેવો હુકમ કોરટે કરવો.

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૨૩૧.

**ટીકા**—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. ને લાગુ છે,

**એકઠુ થએલુ**—જ્યારે એક વખતે એકઠું હુકમનામુ કરવામાં આવે એટલે ત્યાર પછી તે હુકમનામાવાળાનુ કાંઇ કૃત્ય અથવા વરતણુક હોય તોપણુ તે હમેશાં એકઠુ રહે છે ( જગરનાથ વી. અહમીદુલ્લા (૧૮૬૭) ૮ વી. રી. ૧૩૨; ઔઘબીહારીલાલ વી. બ્રજમોહન ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૧૨૮; વળી જુઓ નનદુલાલ વી. ધનેશકુંવર (૧૮૭૨) ૧૭ વી. રી. ૪૯૭ ) **અ** એ અમુક મીલકતની વહેંચણુ બાબતનુ હુકમનામું મેળવ્યું. ત્યાર પછી **બ** એ **અ** ઉપર એવુ હુકમનામું મેળવ્યું કે **અ** જે મીલકત લે તેમાંથી એકપંચમાંસ હીસ્સો લેવાનો તેનો હક છે, **અને બ** નુ હુકમનામું બજાવવાને દરખાસ્ત કરી; ઠરાવ્યું છે કે તેઓ એકઠા હુકમનામાવાળા નથી ( રામાસામી વી. આનદાપીલાઇ (૧૮૯૦ ) ૧૩ મ. ૩૪૭) પણ એક હીસ્સાના અસાઇની તરીકે **બ** આખુ હુકમનામું બજાવી શકે છે સદરહુ (૧૮૯૧ ) ૧૪ મ. ૨૫૨ જુઓ " મુદત " આગળ)

**વારસ વકીલો.**—"આવા શખસો અથવા તેઓના વારસો દરખાસ્ત કરવાને મુખત્યાર છે" એવા શબ્દો જુની કલમમાં હતા તે વાંચતાં તેમાં હુકમનામાવાળાનો અસાઇનીનો સમાવેશ થાય છે, એવુ ઠરાવેલું છે (હવારબક્ષ વી. ફાટીકજાલી ( ૧૮૯૮ ) ૩ ક. વી. નો. ૨૨૨ ) આ કામનો નીચેના રૂલમાં સમાવેશ થાય છે.

**હુકમનામામાં કોઇ પણ ઉલટી શરત ન હોય તો.**—આ વિશેષ ઠરાવ નવો છે અને તેથી ફરજંદ વી. અબદુલ્લા ( ૧૮૮૪ ) ૬ અ. ૬૯ ) ના કામના ઠરાવનો અમલ કરવામાં આવેલો છે.

**આખુ હુકમનામુ.**—સાધારણુ રીતે એક એકઠા હુકમનામાના બધા હુકમનામાવાળાઓ મીલકતનો કબજો લેવા બાબત હુકમનામું બજાવવાની દરખાસ્તમાં સામેલ થવા જોઇએ ( રાયગુહર વી. ફનેશન (૧૮૮૦ ) ૭ ક. લા. રી. ૧૧૭; અથવા પૈસા બાબતનુ હુકમનામું બજાવવાને દરખાસ્ત કરવામાં આવે તેમાં તેઓ સામેલ થવા જોઇએ ( શહજાનપુરના કલેકટર વી. સરજાન ( ૧૮૮૨ ) ૪ અ ૭૨; દલીચંદ વી. બાઇ શીવકોર (૧૮૯૧) ૧૫ મુ. ૨૪૨; બનારસી વી. કુંવર ( ૧૮૮૩ ) ૫ અ. ૨૭ ); પણુ કેટલાક એકઠા હુકમનામાવાળાઓ હોય તો તેમાંના કેટલાકની (અથવા તેઓના વારસ વકીલો) ની દરખાસ્ત ઉપરથી કોર્ટ બજાવણી કહાડી શકે છે ( તેજસીંગ વી. રાજનારણુ ( ૧૮૬૮ ) ૧ બં. લા. રી. ૬૨; અઝીઝુનીસા વી. શશીભુષણુ ) ૧૮૬૮ ) ૨ બં. લા. રી. એમ. ૪૭ )

તે દરખાસ્ત તમામ હુકમનામા બાબત હોવી જોઇએ અને દરખાસ્ત કરનાર જે અધુરા હિસ્સા ઉપર પોતાનો હક ગણુતો હોય તેવા કોઇ અધુરા હિસ્સા બાબત તે હોવી ના જોઇએ ( ઠાકુરદાસસીંગ વી. લછમીપુન (૧૮૬૭ ) ૭ વી. રી. ૧૦; જગજીવન વી. ગોલખમણી ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૩૫૪; હરેસુંદરી વી. તારકચંદ્ર ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. ૧૧૪; બનારસી વી. કુંવર (૧૮૮૩ ) ૫ અ. ૨૭; વીરૂદ્ધ–હરીશ્ચંદ્ર વી. કાળીસુંદરી ૯ ક. ૪૮૭; લા રી. ૧૦ ઈં. અ. ૪ તેમાં પ્રીવીકાંઉસીલે ઠરાવ્યું છે કે એકાદો સહવાદી હુકમનામામાં પોતાનુ હિત જેટલે દરજ્જે હોય તેટલે દરજ્જે બજાવણી કરવાને મુખત્યાર છે )

કેટલાક સહ હુકમનામાવાળાઓએ એક હુકમનામાના પોતાના હિસ્સા બાબત બજાવવાને જડજની કોરટમાં દરખાસ્ત કરી તેમાં ઠરાવ્યું છે કે તે દરખાસ્ત બજાવણીમાં કોરટ કામ ચલાવી શકે તેવી નથી અને અપીલમાં તે આખુ હુકમનામું બજાવવાની દરખાસ્ત થાય તે પ્રમા-

ણે તેમાં ફેરફાર કરી શકાતું નથી (પુર્ણચંદ્ર વી. સરોડાચરણ (૧૮૬૯) ૩ બં. લા. રી. એમ. ૨૧; વીરૂદ્ધ રાયશુંદર વી. ધનેશ્વર (૧૮૮૦) ૭ ક. લા. રી. ૧૧૭; વળી મુદતને અ-ટકાવાને તે બસ નથી અને મુદત વીતી ગયા પછી અરજી કરીને તે દુરસ્ત કરી શકાતી નથી (શહાજાનપુરના કલેકટર વી. સરજાન (૧૮૮૨) ૪ અ. ૭૨; વીરૂદ્ધ–કુઠા વી. બાવેટી (૧૮૭૮) ૩ મ. ૭૫; દલીચંદ વી. બાઇ શીવકોર (૧૮૯૧) ૧૫ મુ. ૨૪૨; અને ગફલતથી જુદા હિસ્સા બાબત બજાવણી કહાડેલી હોય તો ખર્ચ અપાવામાં આવતું નથી (પ્રાણનાથમીત્ર વી. મથુરાનાથ (૧૮૯૮) ૬ વી. રી. પ્રા. ૬૪; એક હુકમનામાવાળાએ જે હિસ્સા બાબત પોતાને માટે દાવો રાખેલો હોય તેમાં એકાદો પ્રતીવાદી હરકત લઇ શકતો નથી અને તેથી કરીને જો કોરટ આખુ હુકમનામુ બજાવાની પરવાનગી આપે તો તમામ રકમ કોરટમાં ભરવાને તે ના કહી શકતો નથી (સતીશ્ચંદ્ર વી. સરોડાપ્રસાદ (૧૮૯૬) ૫ વી. રી. પ્રા. ૫૮) એક હુકમનામામાં ઠરાવ્યું હતું કે ૧૮ પ્રતીવાદીઓ પૈકી ૧૩ પ્રતીવાદીઓના ખર્ચના રૂ. ૩૦૪) વાદીએ આપવા તે પ્રતીવાદીઓમાંના બે પ્રતીવાદીઓએ તે પ્રમાણે અપાવેલી રકમમાં પોતાના હિસ્સાની રકમ સબંધી તે હુકમનામુ બજાવાને માગ્યું તે વાદી શીવાય બીજા પ્રતીવાદીઓમાં-ના ફક્ત બે પ્રતીવાદીઓ તે કામમાં પક્ષકાર તરીકે સામેલ થયેલા હતા; ઠરાવ્યું છે કે તે દરખાસ્ત ચાલવા લાયક નથી માટે તે કહાડી નાખવામાં આવેલી છે (મધુસ્વામી વી. નટેસા (૧૮૯૫) ૧૮ મ. ૪૬૪)

**થોડી બજાવણી કરવાને પરવાનગી આપેલી.**—બે હુકમનામાવાળાઓમાંના એક હુકમનામાવાળાએ પોતાનો હિસ્સો દેણદારને વેચાણ આપેલો હતો અને બજાવણી સારૂ પ્રીવી-કાઉંસીલના હુકમનામાની દાખલાવાળી નકલ જોઇએ તે તેને આપેલી હતી અને બીજા હુક-મનામાવાળાએ બજાવણાની દરખાસ્ત કરી હતી, તેમાં ઠરાવ્યું છે કે બજાવણીમાં બાકીના હુક-મનામાવાળાનો હિસ્સો ક. ૪૭ પ્રમાણે ઠરાવાતું કોરટને માટે રાખીને તે બજાવણી થવી જોઇએ (કંળીસુંદરીના કામમાં (૧૮૮૧) ૬ ક. ૫૯૪; (૧૮૮૩) ૯ ક. ૪૮૨; લા. રી. ૧૦ ઈ. અ. ૪; અને જુઓ કુધાઇ વી. શીવદયાળ (૧૮૮૮) ૧૦ અ. ૫૭૦)

**રેગ્યુલર દાવો.**—દેણદારોએ બેનામી ખરીદ કરેલું હોય અને તેનો બેનામીદાર પોતાનું નામ રૂ. ૧૬ પ્રમાણે રજીસ્ટર કરાવી શકેલો ના હોય તો તે દેણદારોએ વસુલ કરેલા હુકમનામાના નાણાના ભાગ બાબત રેગ્યુલર દાવો કયારે ચાલે છે તે વીશે જુઓ હરગોવીંદ વી- ઇસરી (૧૮૮૫) ૧૫ ક. ૧૮૭).

**વસુલ**—પણ એક એકઠા હુકમનામાવાળો બીજા હુકમનામાવાળાએ સમાધાન કરી કો-રટની બહાર વસુલ લીધેલુ હોય તેથી બંધાયલો નથી (બાળગોવીંદ વી. ભવાનીદીન (૧૮૯૬) ૧ આ. પ્રા. ૧૯) એકઠા અથવા પોતાના કબુલ કરેલા હિસ્સા જેટલાના હોય તો દેણદાર તે ના આપવામાં ડાહ્યો છે (મહીમદચંદ્ર વી. પ્યારીમોહન (૧૮૯૮) ૨ બં. લા. રી. એમ. ૪૩); કારણ કે સાધારણ રીતે એકાદા એકઠા હુકમનામાવાળાને તે હુકમનામાના પોતાના હિ-સ્સા કરતાં વધારે બાબત હુકમનામાના દેણદારને કોરટની બહાર મુક્ત કરવાને અખત્યાર નથી (બુધન વી. અફીઝા (૧૮૭૯) ૪ ક. લા. રી. ૭૦; તામનસીંગ વી. લછમીન કુંવરી (૧૯૦૪) ૨૬ અ. ૩૧૮; મોતીરામ વી. હનુમાન પ્રસાદ (૧૯૦૪) ૨૬ અ. ૩૩૪) જો તેઓ સહ એકઝીકયુટરો હોય તોપણ તેમને અખત્યાર નથી (લછમનદાસ વી. ચતુરભુજદાસ (૧૯૦૬) અ વી. નો ૧૬; ૨૮ અ. ૨૫૨; અને જુઓ બનારશી વી. કુંવર (૧૮૮૩) ૫ અ. ૨૭)

અને જો કરારના આધારથી તે હુકમનામુ ના હોય પણ પ્રતીવાદીઓ ઉપર અપકૃત્ય કરનાર તરીકે જમીનના કબજા બાબત હોય તો નક્કી તે નથી. આનંદો વી. આનંદો (૧૮૮૭) ૧૪ ક. ૫૦; તારકચંદ્ર વી. દેવેન્દ્રનાથ (૧૮૮૩) ૯ ક. ૮૩૧; સુલતાન વી. સવાલાયામલ (૧૮૯૨) ૧૫ મ. ૩૪૩ ના કામના ઠરાવમાં તે મંજુર રાખવામાં આવેલો છે). કરારથી એક એકઠા લેણુદારે ફારગતી આપેલી હોય અને તે કપટ ભરેલી ના હોય અને જો દાખલાવાળી હોય તો તે બરોબર છે ( સુલતાન વી. સવાલાયામલ ( ૧૮૯૨ ) ૧૫ મ. ૩૪૩ ), પણ જો તે હુકમનામું એવા પ્રકારનું હોય કે જાણે એક દીવાલ તોડી પાડવાનું હોય તો તે હિસ્સાથી પુરૂં પાડી શકાતું નથી માટે બીજા હુકમનામાવાળાએ પ્રતીવાદીની સાથે જો કે સમાધાન કરેલું હોય તો પણ એક હુકમનામાવાળો તે બજાવી શકે છે ( ઈંદ્રજીત શીવરામ ( ૧૮૭૩ ) ૫ અ. હા. કો ૧૬; અને જુઓ હેમુદીન વી. શીવચંદ્ર ( ૧૮૭૯ ) ૪ ક. ૩૫૦. જુઓ " હુકમનામાના ભાગ " ૩. ૧૦, " કેટલાક દેણદારો " ૩. ૧૧ પાછળ, એકઠા જે હુકમનામાવાળાને કાંઈ પણ મળેલું ના હોય ને પોતાના હિસ્સા બાબત જે બીજા હુકમનામાવાળાએ બધા હુકમનામાની રકમ લીધેલી હોય તેના ઉપર દાવો કરી શકે છે ( સોમા સુંદરમ વી. ક્રીષ્ણુસામી ( ૧૯૦૬ ) ૨૯ મ. ૧૮૩).

મુદત.—જ્યારે હુકમનામાના દેણદાર ઉપર અપકૃત્ય કરનાર તરીકે દાવો કરેલો હોય અને એક કરારની રૂઇએ મજીઆરા દેણદારો તરીકે કરેલો ના હોય ત્યારે લેણદારોમાંનો એક લેણદાર જો સગીર હોય અને તે હુકમનામું તેના વીરૂદ્ધ મુદત બહાર થયેલુ ના હોય તો તેને હુકમનામું બજાવવાને પરવાનગી આપવી જોઇએ ( આણંદો વી. આણંદો ( ૧૮૮૭ ) ૧૪ ક. ૫૦ અને તેમાં બતાવેલા ઠરાવો; વીરૂદ્ધ—સેશન્સ વી. રાજગોપાળ ( ૧૮૯૦ ) ૧૩ મ. ૨૩૬ ).

સને ૧૮૭૭ એક્ટ ૧૫ ના પરીશીષ્ટ ૨ ની આ. ૧૭૭નો ખુલાસો ૧ નીચેની મતલબનો છે; જ્યારે એક કરતાં વધારે શખસોના લાભમાં હુકમનામું અથવા હુકમ પુરો કરેલો હોય તેથી દરેકને આપવા જોગ ભાગો ઓળખી શકાતા હોય તો આ આર્ટીકલની ૪ થી રકમમાં જે દરખાસ્ત બતાવેલી છે ( એટલે બજાવણીની દરખાસ્ત અથવા હુકમનામુ અથવા હુકમની બજાવણીમાં મદદ તરીકે કાંઇ ઇલાજ લેવાને અરજ ) હોય તે જે શખસોએ અથવા તેઓના વારસોએ કરેલી હોય તેના ફક્ત લાભમાં તેનો અમલ થાય છે. પણ જ્યારે તે હુકમનામું અથવા હુકમ એક કરતાં વધારે શખસોના લાભમાં થએલું હોય ત્યારે તેમાંના એક અથવા વધારે શખસોએ જો તે કરેલી હોય તો તે તમામ શખસોના લાભમાં તેનો અસર થાય છે ( સેશન વી. ગાગોપાળ ( ૧૮૯૦ ) ૧૩ મ. ૨૩૬; રામાસામી વી. આનંદાપીલાઇ ( ૧૮૯૧ ) ૧૪ મ. ૨૫૨ ). અને જ્યારે બે એકઠા હુકમનામાવાળાઓમાંના એક હુકમનામાવાળાએ પોતાના હિસ્સા બાબત બજાવણીની દરખાસ્ત કરેલી હોય તો તે હુકમનામું જારી રાખવાને તે દરખાસ્ત બસ નથી ( શહાજાનપુરના કલેકટર વી. સરજાન ( ૧૮૮૨ ) ૪ અ. ૭૨ ) રામઅવતાર વી. અજોધાસીંગ ( ૧૮૭૬ ) ૧ અ. ૨૩૧. જુઓ શીબચંદ્રદાસ વી. રામચંદ્રપોદ્દર ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૯ ). જ્યારે એક હુકમનામું બધા પ્રતીવાદી વીરૂધ મજીઆરૂં ના હોય પણ તે પ્રતીવાદીઓના દરેક જથ્થા વીરૂધ જુદુ જુદુ હોય તો એક જથા ઉપર ચલાવેલા કામથી બીજા જથ્થા ઉપરના જુદા હુકમનામાને તાજુ રાખી શકતું નથી ( ખેમાદેબીયા વી. કમળાકાંત ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૧૦; સ્ટીવનસન વી. અનોદા (૧૮૬૫)

૬ વી. રી. પ્રા. ૧૮; હરખુરીંગ વી. રામકીશન ( ૧૮૭૬ ) ૬ વી. રી. પ્રા. ૪૪; હરેન્દ્રલાલ વી. શામલાલ ( ૧૯૦૦ ) ૨૭ ક. ૨૧૦; પણ જુઓ મહેશ્ચંદ વી. મોહનલાલ ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૨૦) પણ મદ્રાસમાં બે સહવારસોમાંના એક સહવારસની અશકતી હોવાથી બીજા સહવારસના લાભમાં મુદતના કાયદાનો બચાવ થતો નથી, માટે જો તે હુકમનામું એકઠું હોય અને જેઓની પાકી ઉમર થએલી હોય તેઓ સબંધી તે હુકમનામાને મુદતની હરકત હોય તો એકાદા સગીરને બધુ હુકમનામુ અથવા તેના હિસ્સા બાબત તે બજાવાને પરવાનગી આપવી ન જોઇએ ( સેશન વી. રાજગોપાળ (૧૮૯૦) ૧૩ મ. ૨૩૬; અને જુઓ ગોવીંદરામ વી. તાત્યા ( ૧૮૯૬ ) ૨૦ મું. ૪૮૩ ) એક હુકમનામાની પ્રથમ બજાવણી થોડીક કરવાને પરવાનગી આપેલી હતી અને તે વખતે હુકમનામાના દેણદારે કાંઇ હરકત લીધેલી નહોતી તેથી તે હુકમનામું તાજુ રહે છે. ( નંદરાય વી. રઘુનંદન ( ૧૮૮૫ ) ૭ અ. ૨૮૨; દયામેઇ વી. નીરમોની ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૭૦; પોનામ પીલાત વી. પોનામ પીલાત ( ૧૮૭૮ ) ૩ મ. ૭૯ ).

તેમ કાયદો ખોટો સમજવાથી શુદ્ધબુદ્ધીથી દરખાસ્ત કરેલી હોય તો છે ( કૈલાસનાથ વી. નીત્યસામા ( ૧૮૭૧ ) ૧૫ વી રી. ૫૪૯; શીવચંદ્ર વી. રામચંદ્ર ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૯; પ્રાણકીશોર વી. કીશોરચંદ્ર (૧૮૭૧) ૧૬ વી. રી. ૨૬૭ ) સને ૧૮૭૭ ના મુદતના એકટની ક. ૮ ના હેતુ પ્રમાણે એકઠા બજાવણી કરનારા લેણદારો તે મજીઆરા લેણદારો નથી ( પીરીયાસામી વી. ક્રીષ્ણાયન ( ૧૯૦૨ ) ૨૫ મ. ૪૩૧ )

*રીવાજ.*—કેટલાક હુકમનામાવાળાઓમાંનો એક હુકમનામાવાળો કોરટની એવી ખાત્રી કરે નહિ કે મારે એકલાને બજાવણી કરવાને યુક્ત કારણ છે તો તે બજાવણીનો દાવો રાખવાને તે એક હુકમનામાવાળાનો હક નથી; અને બીજા હુકમનામાવાળાઓને સાંભળ્યા વીના યોગ્ય રીતે આ પ્રમાણે સાધારણ રીતે થઇ શકતું નથી માટે તેઓને નોટીસ આપવી જોઇએ અને તે દરખાસ્તનો નીકાલ તેઓની રૂબરૂ કરવો જોઇએ ( અમ્રીતનાથ ચોધરી વી. ચંદ્રકીશોર ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૩૧; જુઓ અહમદ ચોધરી વી. શહજાદા ખાતુન ( ૧૮૮૦ ) ૭ ક. લા. રી. ૫૩૭; હરીશ્ચંદ્ર વી. કાળીસુંદરી ( ૧૮૮૨ ) ૯ ક. ૫૯૪; ( ૧૮૮૩ ) ૯ ક. ૪૮૨; લા. રી. ૧૦ ઈ. અ. ૪ ) પણ થોડો મુદ્દા ઉપર ઠરાવેલું છે કે હુકમનામાના દેણદારને નોટીસ આપવાની જરૂર નથી દુરગાદાસ વી. દેવરાજ ( ૧૯૦૬ ) ૩૩ ક. ૩૦૬ અને જુઓ જસ્ટીસ મુકરજી ( ૧૯૦૬ ) ૧૦ ક. વી નો. ૨૯૧, રૂ. ૧૬ આગળ ) જો તે દરખાસ્ત મંજુર રાખવામાં આવેલી હાય તો જે શખસોએ દરખાસ્તો કરેલી ના હોય તેઓનું હિત સાચવવાને જરૂર હોય તેવો હુકમ કરવાને જડજ બંધાયલા છે. હમેશાની રીતી પ્રમાણે તે હુકમથી રહદ શબ્દોમાં બજાવણીમાં જે ઉપજે તેમાંથી હિસ્સો લેવાને તેઓના હક રાખવામાં આવે છે ( તારાસુંદરી બરમણી વી. બીકારીલાલ ( ૧૮૬૮ ) ૧ બં. લા. રી. એકસ. ૨૮ )

અપીલ.—કેટલાક એકઠા હુકમનામાવાળાઓમાંના એક હુકમનામાવાળાને બજાવવા દેવાને ના [illegible] જુના કાયદા પ્રમાણે તે હુકમ ઉપર અપીલ ચાલતી નથી ( અંબરપ્રસાદ વી. [illegible] ભંડારી ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૪૧૫; ગુરૂદાસ વી. રામરંગી ( ૧૮૭૨ ) ૧૭ વી [illegible] ૧૩૬; રતનલાલ વી. ગુલાબ ( ૧૮૯૯ ) ૧૨ મું. ૬૨૩ ) અને ઓ. ૪૩ પ્રમાણે [illegible] અપીલ ઠરાવેલી નથી. પણ જુના કાયદાની ક. ૨૩૧ ( આ ઠરાવ ) પ્રમાણેના હુકમ ઉ[illegible] ચાલે છે કારણ કે ક. ૪૭ ના હેતુ પ્રમાણે એક હુકમનામાની બજાવણી

સબંધી તે હુકમ છે ( લક્ષ્મીઅમા વી. પોનાસામેનન ( ૧૮૯૪ ) ૧૭ મ. ૩૯૪ )

હુકમનામુ જેને નામે તબદીલ કર્યું હોય તેણે બજાવવાસારૂ કરેલી દરખાસ્ત.

**૧૬.** પોતાનો હક્ક બીજાને આપી દેવાના લખત ( અસાઇન્મેન્ટ ) થી અથવા કાયદાના અમલથી, કોઈ હુકમનામાની માલકી, અથવા જો કોઈ હુકમનામુ બે અથવા વધારે શખસોની તરફેણમાં એકઠુ થયું હોય તો કોઇપણ હુકમનામાવાળાનો તે હુકમનામામાંનો હક્કસંબંધ હુકમનામાવાળા પાસેથી બીજા કોઈ શખસને મળે તો, જેને તે મળ્યો હોય તે શખસ તે હુકમનામુ કરનારી કોરટમે તે બજાવવાની દરખાસ્ત કરવાને મુખત્યાર છે; અને જાણે તે હુકમનામાવાળાએ તે દરખાસ્ત કરી હોય તે રીતે અને તેજ શરતોથી તે હુકમનામુ બજી શકે; કલમ ૨૩૨

પરંતુ પોતાનો હક્ક બીજાને આપી દેવાના લખત (અસાઈન્મેન્ટ) થી હુકમનામુ અથવા ઉપર કહ્યા પ્રમાણેનો હક્કસંબંધ બીજાને તબદીલ કરી આપ્યો હોય, ત્યારે તે આપનારને તથા હુકમનામાના દેણદારને તે દરખાસ્ત વીશેની લખેલી નોટીસ આપવી; અને તે હુકમનામાની બજાવણીને વાસ્તે તેમની હરકતો ( જો કંઇ હોય તો ) કોરટ સાંભળે ત્યાંસુધી તે હુકમનામુ બજાવવું નહીં;

વળી, બે અથવા વધારે શખસો ઉપરનું પૈસા બાબતનું હુકમનામુ હોય અને તે તેઓમાંના એકને તબદીલ કરી આપ્યું હોય તો તે બાકીનાઓ ઉપર બજાવવું નહીં.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૩૨.**

**ટીકાઃ**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**સાંથના દાવા.**—બંગાળામાં સાંથના હુકમનામા બીજાને ચડાવી આપવામાં આવે તેને તે લાગુ નથી ( સને ૧૮૮૫ ના એકટ ૮ ની ક. ૧૪૮ ની રકમ (એચ) જુઓ કૈલાશચંદ્ર વી. જદુનાથ ( ૧૮૮૭ ) ૧૪ ક. ૩૮૦; ઊમાસુંદ્રી વી. બ્રીજનાથ ( ૧૮૮૯ ) ૧૬ ક. ૩૪૭; કરૂણામોઇ વી. સુરેંદ્રનાથ ( ૧૮૯૯ ) ૨૬ ક. ૧૭૬; દીનોનાથ વી. ગોલાપમોસીની (૧૮૯૬) ૧ ક. વી. નો. ૧૮૩; દ્વારકાનાથ વી. પ્યારીમોહન ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો. ૬૯૪; સને ૧૮૧૬ ના રેગ્યુ. ૪ (મદ્રાસ) પ્રમાણેના હુકમનામાને લાગુ નથી; પણ મદ્રાસમાં ચડાવી લેનાર બજાવી શકે છે-કલનદાન વી. પેકરીચી ( ૧૮૮૬ ) ૯ મ. ૩૭૮ ).

**જો હુકમનામુ બીજાને ચડાવી આપેલુ હોય તો.**—હુકમનામું લેનારને તે આપનાર હક મળે છે, માટે જો આપનાર તે બજાવી શકતો હોય તો, તે લેનાર બજાવી શકે છે ( વીશ્નુ વી. કીશ્નરાવ ( ૧૮૮૭ ) ૧૧ મુ. ૧૫૩; વળી જુઓ કલ્યાણભાઇ વી. ધનશામલાલ ( ૧૮૮૧ ) ૫ મું. ૨૯ ) આ ઉપરથી હુકમનામાના પહેલાનુ જે હીત હોય તેમાંથી તે હીતનો માલેક બાતલ થાય છે ( અબદુનીસા વી. અમીરૂનનીસા ( ૧૮૭૭ ) લા. રી. ૪ ઇં. આ. ૬૬ પા. ૭૩; ૨ ક. ૩૨૭ ) મીલકત ઉપરનુ હુકમનામાવાળાનુ હીત " અસાઇન " કરેલુ

(બીજાને આપેલુ) હોય અને હુકમનામું આપેલુ ના હોય તો, તે અસાઇનીને કામમાં દાખલ કરવો ન જોઇએ તે બની શકે તેવુ છે, અને હુકમનામાવાળાએ તે હુકમનામું બજાવવું જોઇએ (રામશાહી વી. ગયા (૧૮૮૫) ૭ અ. ૧૦૭; જુઓ હંસરાજ વી. ૫ખરાજી (૧૯૦૮) ૩૦ અ. ૨૮) અગ્રકીયાધીકારનુ હુકમનામું ત્રાહીત શખસને "અસાઇન" કરી શકાતુ નથી (સદરહુ) હુકમનામાનો ભાગ બીજાને આપેલો હોય અને બધુ હુકમનામું બીજાને આપેલુ ના હોય તો આ રૂલ લાગુ થાય કીંવા નહી એ શક ભરેલુ છે (સીતાપતરાય વી. સૈયદઅલી (૧૮૭૫) ૨૪ વી. રી. ૧૧; વીરૂધ્ધ કીસોરચંદ વી. ગીસઓર્ન અને કંપની (૧૮૯૦) ૧૭ ક. ૩૪૧; ગયામણી વી. રાધારમણુ (૧૮૮૦) ૫ ક. ૫૯૨) હુકમનામાની રૂઇએ હુકમનામાવાળાઓમાંનો એક હુકમનામાવાળો પોતાનુ હીત બીજાને આપે તે બાબત કાયદા પ્રમાણે કાંઇ મનાઇ નથી અને તે અસાઇનીનો, જો તે હુકમનામાનો દેણદાર આવી રીતે કામ ચલાવવાથી મારા હીતને હરકતકારક છે, એવુ બતાવે નહી તો, તે હુકમનામું બજાવવાનો હક થાય છે (મહુનારાયણુ વી. બાળકીશ્ન (૧૮૯૬) ૧૯ મ. ૩૦૬) હુકમનામાનો કાયદો મજીયારા દેણદારોમાંનો એક દેણદાર ખરીદ કરે તેથી જો કે તે હુકમનામું પુરૂ કરવામાં આવેલુ હોય તેવો કાયદેસર અશર થાય છે તો પણુ તેથી તે હુકમનામાને હરકત થતી નથી. તે હુકમનામું નીરર્થક નથી, પણ નીરર્થક ઠરાવવા લાયક છે (અબદુલ મનસુર વી. અબદુલ હમીદ (૧૮૭૭) ૨ ક. ૯૮; જુઓ "બધુ હુકમનામું" પા. ૬૯૨)

**લખીત.**—મુખજુબાનીથી બીજાને આપવામાં આવે તો તે કબુલ કરેલુ નથી (ઝવેરમલ વી. ઉમાજી (૧૮૮૫) ૯ મું. ૧૭૯; પરશત વી ડીગંબર (૧૮૯૧) ૧૫ મું. ૩૦૭; એક હુકમનામાની બજાવણીમાં લીલામમાંથી ખરીદ કરનાર અને ખાનગી અસાઇનીની વચમાં જે તફાવત છે તે વીશે જુઓ–ગોરસુંદર વી. હેમચંદ્ર (૧૮૮૯) ૧૬ ક. ૩૫૫) આ દેશમાં અસાઇનમેંટ વીશે જે ત્રાહીત પક્ષકારો એવુ બતાવી શકે કે તે ખરા પ્રકારનો વ્યવહાર નથી તે ત્રાહીત પક્ષકારો વાંધો લેઇ શકે છે (મુળજી વી. નથુભાઇ (૧૮૯૧) ૧૫ મું. ૧)

**કાયદાના અમલથી.**—મરનાર હુકમનામાના લેણદાર સબંધી સને ૧૮૨૭ ના કાયદા ૮ પ્રમાણે જે શખસે સર્ટીફીકેટ લીધેલુ હોય તે હુકમનામું લેનાર છે (ખંડેરાવ વી. ગણેશ (૧૮૮૭) ૧૧ મું. ૩૬૮) એક હિંદુ વિધવાએ પોતાના ધણીનુ જે વીલ કહેવામાં આવેલુ છે તેનુ પ્રોબેટ લીધુ અને તે ધણી પાસેથી પટે રાખનારાઓમાંના એક પટે રાખનાર ઉપર ભાડા બાબત તેણીએ હુકમનામુ કરાવ્યું વારસે તે વીલ રદ કરાવ્યું; ઠરાવ્યુ છે કે કાયદાના અમલથી તે ભાડાનુ હુકમનામું ચડાવી લેનાર છે (ઉમાસુંદ્રી વી. બ્રજનાથ (૧૮૮૮) ૧૬ ક. ૩૪૭; વળી જુઓ શેષુરાયર વી. શાનમગમ પીલ્લાઇ (૧૮૯૮) ૨૧ મ. ૩૫૩) હુકમનામાના દેણુદારોમાંનો એક દેણદાર મરનાર હુકમનામાવાળાના વારસોમાંનો એક વારસ છે તે ફક્ત હકીકત તે મરનાર હુકમનામાવાળાના બીજા વારસોને પોતાના હક પ્રમાણે તે હુકમનામુ બજાવવાને અટકાવ થતો નથી (વાઇઝ વી. અબદુલઅલી (૧૮૬૭) ૭ વી. રી. ૧૩૬) અને જ્યારે હુકમનામુ બીજાઓના વારસો ઉપર હોય ત્યારે બીજા વીશેષ ઠરાવથી કાંઇ અટકાવ થતો નથી (પાનચરદર વી. સુંદરબાઇ (૧૯૦૭) ૩૧ મુ. ૩૯૮)

**દે રહદારી લેનાર.**—હુકમનામાવાળાએ કોઇ બીજા શખસને તે આપેલુ જોઇએ અ એ એક દાવો દાખલ કર્યો, પણ ફેસલો થતા પહેલાં તે ગુજરી ગયો. તેની સ્ત્રી ક એ તેના વારસ તરીકે તે દાવો ચલાવીને હુકમનામુ લીધુ ઠરાવ્યું છે કે અ નો વારસ થવાને હુ દાવો

રાખે છે, પણ જ્યાં સુધી ક હયાત છે ત્યાં સુધી ક તે હુકમનામું બજાવી શકતો નથી અને તેણીએ પોતાનો હક તેને આપેલો નથી ( અબેદુનીસા વી. અમીરૂનનીસા ( ૧૮૭૭ ) લા. રી. ૪ ઈ. અ. ૭૩; ૨ ક. ૩૨૭ ) એકાદુ હુકમનામુ ચઢાવી લેનાર તે હુકમનામું દેણદાર તેમજ જામીન ઉપર બજાવવા સારૂ બીજી કોરટમાં મોકલવુ જોઇએ, એવી અરજ કોરટને કરવાને મુખત્યાર છે ( ચેટહોટ વી. સેઇદીન ડેવીડ ( ૧૯૦૩ ) ૨૬ મ. ૨૫૮ ) હવે પછી જે હુકમનામું થાય તે આ રૂલના હેતુ પ્રમાણેનુ નથી ( ભંડારી વી. રામચંદ્ર ૧૭ એમ. એલ. જે. ૩૫૨ )

એક નાદાર દેવાદારની મીલકત એક જામીનને અસાઇન કરવામાં આવે તેથી નાદાર દેવાદાર ઠરાવ્યાનો ફેસલો રદ કર્યાના હુકમથી એકાદુ હુકમનામું રદ થતુ નથી, પણ તે હુકમનામાની રૂઇએ જે ફાયદો હોય તે, તે જામીનને મળે છે, માટે કાયદાના અમલથી આ રૂલ પ્રમાણે એક અસાઇની થાય છે ( મીલર વી. અબીનાશચંદ્ર ( ૧૮૯૯ ) ૪ ક. વી. નો. ૭૮૫ )

**સર્ટીફીકટ.**—સને ૧૮૫૯ ના એકટ ૮ પ્રમાણે દરેક કામમાં વારસ વકીલ એકાદુ હુકમનામું બજાવી શકે તે પહેલાં તેણે સને ૧૮૬૦ ના એકટ ૨૭ પ્રમાણે સર્ટીફીકટ લેવુ જોઇએ, એમ અવસ્યે કરીને નહોતુ ( ગોપાળસીંગ દેબ વી. ગોપાળચંદ્ર ચકરબતી ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૩૯૪; રઘુનાથશાહા વી. પરેશનાથ ભંડારી ( ૧૮૮૮ ) ૧૫ ક. ૫૪ પણ જુઓ સને ૧૮૮૯ ના એકટ ૭ ની ક. ૪ ) એક અરજદારે એક હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી એક મરનાર શખસનુ લહેણું ખરીદ કરેલુ હતુ, માટે તેનો સને ૧૮૮૯ નો એકટ ૭ વારસાના સટીફીકેટ બાબતનો છે તેની ક. ૪ ( અ ) પ્રમાણે સર્ટીફીકેટ લેવાનો હક છે ( મંછારામ પ્રાણજીવન વી. બાઇ મહાલી ( ૧૮૯૪ ) ૧૮ મું. ૩૧૫ ).

**હુકમનામાના દેણદારને નોટીસ**—તે બીજાને આપતા પહેલાં જો હુકમનામાનો દેણદાર મરણ પામેલો હોય અને તેથી તેને નોટીસ મળી શકે નહી તોપણ તે આપવાની બાબત મંજુર રાખી શકાય છે ( ખુશરોભાઇ વી. હોરમજશા ( ૧૮૮૭ ) ૧૧ મું. ૭૨૭ ) પણ કામમાં તેના વારસોને દાખલ કરીને તેમના ઉપર નોટીશ બજાવતા પહેલાં તે મંજુર રાખી શકાતુ નથી ( માહાલીંગ વી. કપનચારીયર ( ૧૯૦૭ ) ૩૦ મા ૫૪૧ )

**તે ચડાવી આપનારને નોટીસ આપવાની તે**—જે કોરટે હુકમનામુ કરેલુ હોય તે કોરટે તે નોટીસ કાહાડવી જોઇએ ( નંદલાલ વી. છત્રપતસીંગ ( ૧૯૦૨ ) ૨૯ ક. ૨૩૫; ધુલઝારીલાલ વી. દયારામ ( ૧૮૮૭ ) ૯ અ. ૪૬ ). તે ચડાવી આપનારને અને દેણદારને નોટીસ આપીને તે બીજાને આપેલુ હોય અને હુકમનામું થોડુંક બજેલુ હોય તો હુકમનામાના દેણદારનો વારસ વકીલ પાછળથી હરકત લેઇ શકતો નથી ( મુળચંદ વી. છગન ( ૧૮૮૭ ) ૧૦ મું. ૭૪ ).

સને ૧૮૮૨ ના મીલકત તબદીલ કરવા બાબતના એકટની ક. ૧૩૧ ના હેતુ પ્રમાણે હુકમનામુ તે એક લહેણુ નથી કે જેથી ખુલ્લી નોટીસ વીના તે આપ્યાની બાબત નીરર્થક થાય. આ રૂલ પ્રમાણેની નોટીસ બસ છે ( દગડુ વી. વનજી ( ૧૯૦૦ ) ૨૪ મું. ૫૦૨ )

આ રૂલ પ્રમાણે ફક્ત નોટીસ કાડવામાં આવેલી હોય તેથી મુદતના એકટની આરટીકલ ૧૮૦ મીના હેતુ પ્રમાણે તાજુ કર્યાની હકીકત થતી નથી ( મનોહરદાસ વી. ફતેચંદ ( ૧૯૦૩ ) ૭ ક. વી. નો. ૭૯૩; ૩૦ ક. ૫૭૯ )

**બંધ પડે તે**—બજાવણીમાં ચાલતુ કામ બંધ પાડવા બાબત કાયદામાં કાંઇ ખુલ્લો

ઠરાવ નથી. જ્યારે જડજની નજરે હુકમનામાના લેણુદારના મરણની બાબત લાવવામાં આવે ત્યારે કસુરના કારણથી તે કામ કાહાડી નાંખવુ જોઇએ, અને કાયદેસર વારસોને મુદતની અંદર અરજ કરવાનુ રાખવું જોઇએ ( દુલારી વી. મોહનસીંગ ( ૧૮૮૧ ) ૩ અ. ७૫૯ ), અને તે લેણુદારની હયાતીમાં જપ્ત કરેલી મીલકતનુ વેચાણ યોગ્ય રીતે પ્રસીધ્ધ કરેલુ હોય અને તે દેણુદારના મરણ પછી થએલુ હોય તોપણ તે ખોટું નથી ( શીવપ્રસાદ વી. હીરાલાલ (૧૮૯૦) ૧૨ અ. ૪૪૦ જુઓ ઓ. ૨૨ રૂ. ૫ અને ઓ. ૨૩ રૂ. ૪ નીચેની નોટ )

**બેનામીદાર**—આ રૂલ પ્રમાણે એકાદા બેનામીદારનો હાજર થવાનો હક નથી. જે શખસનુ ફાયદા ભરેલુ હીત હોય તે શખસ તે લેનાર છે ( અબદુલ કરીમ વી. મકન (૧૮७૯) ૫ ક. લા. રી. ૨૫૩ ) માટે તેણે કરેલી દરખાસ્તથી મુદતનો બચાવ થતો નથી ( દીનોનાથ વી. લલીતકુમાર ( ૧૮૮૩ ) ૯ ક. ૬૩૩; ૧૨ ક. લા. રી. ૧૪૬; ગોરસુંદર વી. હેમચંદ્ર (૧૮૮૯) ૧૬ ક. ૩૫૫ વળી જુઓ. મનીકમ વી. તાતાયા ( ૧૮૯૮ ) ૨૧ મ. ૨૮૮ ) પણ તે ચડાવી લેનાર એક બેનામીદાર હોય અને તેની નજરમાં જો એવુ આવે કે આ પ્રમાણે કામ ચલાવવાથી તે હુકમનામુ તાજુ રહેશે તો તે ચડાવી લેનારની ખાયસથી તે બજાવણીનુ કામ ચલાવવાની પરવાનગી એકાદી કોરટ આપી શકે છે ( બાલકીશન વી. બેદમતી કુંવર ( ૧૮૯૩ ) ૨૦ ક. ૩૮૮; વળી જુઓ પુરણચંદ્ર વી. અભયચંદ્ર ( ૧૮૬૯ ) ૪ બ. લા. રી. એપ. ૪૦ ).

**તે આપ્યાની બાબત નોંધેલી તે**--હુકમનામાવાળાની જગાએ અસાઇનીનુ નામ ખરી રીતે દાખલ કરવાની બજાવણીમાં ચાલતા કામના બળવાનપણા વીશે જરૂર નથી. કાયદા પ્રમાણે અસાઇન કરેલા હુકમનામાની બજાવણીની દરખાસ્ત ફક્ત તે અસાઇનીએ કરવાની જરૂર છે ( નાદીર હુસન વી. પીયારૂ વી. તુહોવીલદારીની ( ૧૮७૩ ) ૧૯ વી. રી. ૨૫૫ ); પણ તેનુ નામ કામમાં દાખલ કરવુ જોઇએ ( બાલકીશન વી. મહમદ તાઝમ ( ૧૮७૨ ) ૪ અ. હા. કો. ૯૬; જુઓ ધરણીધરસેંન વી. આગાબેંક ( ૧૮૮૦ ) ૫ ક. ૮૬, પા. ૯૧ ) પણ જો બજાવનારી કોરટની તે તકરારી બાબત હકુમત હોય અને એક દાવામાં તેવી દાદ અપાવી શકાતી હોય તો, ચાલેલુ કામ નીરર્થક નથી પણ ફક્ત ગેરશીરસ્તે છે ( વીશ્નુ વી. ક્રીશ્નરાવ ( ૧૮૮७ ) ૧૧ મું. ૧૫૩ ); પણ એટલુ યાદ રાખવું જોઇએ કે " હુકમનામાવાળો " એ શબ્દમાં કોઇ શખસને કોઇ હુકમનામુ અથવા હુકમ ચડાવી આપેલુ હોય તે શખસનો કાંઇ સમાવેશ થતો નથી-ક. ૨. જ્યાં સુધી પક્ષકારોમાંના કોઇ પક્ષકારે અસાઇનમેંટની બાબત કોરટને જાહેર કરેલી ના હોય અને યોગ્ય રીતે તે કબુલ કરવામાં આવેલુ ના હોય ત્યાં સુધી તે હુકમનામુ ત્રીજા પક્ષકારને પક્ષકારને ચડાવી આપેલુ છે એવી હરકત તે હુકમનામાનો દેણુદાર લેઇ શકતો નથી ( ખેતરમોહન વી. ઇશરચંદ્ર ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૨७૧ ).

**જે કોરટે તે કરેલુ હોય તે કોરટ.**--" હુકમનામુ કરનારી કોરટ " એ શબ્દોમાં આગળના કાયદાની ક. ૨૩૨ મી પ્રમાણે ઠરાવેલુ છે કે દાવાવાળી બાબત સબંધીની હકુમત આપવાથી જે કોરટની હકુમત હોય તે કોરટનો સમાવેશ થાય છે ( મથુરાપ્રસાદ વી. માહાતા ( ૧૯૦૮ ) ૧૨ ક. વી. નો. ૮૫૯). એકાદા હુકમનામાના અસાઇનીએ જે કોરટે તે હુકમનામુ કરેલુ હોય તે કોરટને તે બજાવવાની દરખાસ્ત કરવી જોઇએ, અને જે કોરટ તરફ તે બજાવવાની દરખાસ્ત કરવી જોઇએ, અને જે કોરટ તરફ તે બજાવવાને મોકલવામાં આવેલુ હોય તે કોરટને કરવાની નથી ( શીવનારણુ વી. હરબંસલાલ ( ૧૮७૦ ) ૧૪ વી. રી. ૬૫; ૫ બં.

લા. રી, ૪૯૭; નાકોદા ઈસ્માઈલ વી. કાસમ (૧૮૭૧) ૯ મું. હા. કો. ૪૬; ફરામજી રૂસ્તમજી વી. રતનશા ( ૧૮૭૧ ) ૯ મું. હા. કો. ૪૯; કાદીરબક્ષ વી. ઇલાહીબક્ષ ( ૧૮૭૯ ) ૨ અ. ૨૮૩). તેમજ વળી એક બીજા હુકમનામાની બજાવણીમાં જે ઉપજે તેમાં ફાળા પડતો હીસ્સો લેવાની અરજી બાબત છે ( તામેસ્વર પ્રસાદ વી. ઠાકરપ્રસાદ ( ૧૯૦૩ ) ૨૫ અ. ૪૪૩. વળી જુઓ અમરચંદ્ર વી. સુરૂપ્રસન ( ૧૯૦૦ ) ૨૭ ક. ૪૮૮, તેમાં જે કોરટ તરફ હુકમનામું બજાવવાને મોકલવામાં આવેલુ હોય તે કોરટે હુકમનામુ ચડાવી લેનારનુ નામ દાખલ કર્યા પછી તે બજાવણી ચલાવવી એવો હુકમ કરેલો હતો તે અપીલ કરવાથી રદ કરેલો હતો ).

**તે હુકમનામુ બજાવી શકાય.**—"જો તે કોરટની નજરમાં યોગ્ય લાગે" એવા શબ્દો આ રૂલમાં છોડી દીધેલા છે તો પણ એક ચડાવી લેનાર હુકમનામું બજાવવાની દરખાસ્ત કરે તે મંજુર કરવી કીંવા નહી તે કોરટની મરજી ઉપર છે એવુ જણાય છે. ( મેઘનારાયણ વી. રાધાપ્રસાદ ( ૧૮૬૦ ) ૪ બં. લા. રી. એ. સી. ૨૦૦; હીરારોય વી. ગજાધર પ્રસાદ ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૨૮૯; અને અસલ હુકમનામાવાળાની માફક તેના હક તરીકે તે કરવાનો હક નથી. શામાપદોદત વી. નોબીનચંદ્રબોઝ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૨૮૪; જવેરમલ વી. ઉમાજી ( ૧૮૮૫ ) ૯ મુ. ૧૭૯; પરવત વી. દીગંબર ( ૧૮૯૧ ) ૧૫ મું. ૩૦૭; તો પણ જુઓ વિશ્નુ વી. કીશ્નરાવ ( ૧૮૮૭ ) ૧૧ મુ. ૧૫૩). જો કાંઇ તકરાર ના હોય તો, કોરટ તેને એકદમ દાખલ કરવાને મુખત્યાર છે, અથવા પોતે તપાસ કરી શકે તેવી જો તકરાર હોય તો, તે બાબતનો તે ઠરાવ કરી શકે છે, અને તેમાં જે પરીણામ થાય તે પ્રમાણે તે દરખાસ્ત દાખલ કરે અથવાના મંજુર કરેછે (બીસ્તુચર્ણ વી. કીશનગોપાળ ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૨૦૭). આવા એક હુકમનામાની બજાવણીની દરખાસ્ત ઉપરથી કોરટે દેણદાર ઉપર નોટીસ કાહાડવી જોઇએ, અને વ્યાજબી હરકત હોય તો, આ રૂલથી જે મરજી ઉપર રાખેલુ છે તે પ્રમાણે બજાવણીની તે દરખાસ્ત મંજુર કરે નહી અથવા અને અસાઇનીને પોતાનો ઇલાજ અસાઇન કરનાર વીરૂધ લેવાને માટે તે રાખે છે ( રઘુનંદન વી. સોમેસર ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૨૩૫; ૧૩ બં. લા. રી. ૪૮૯ ). જે હુકમનામું ચડાવી લેનારની બજાવવાની દરખાસ્ત નામંજુર કરવામાં આવેલી હોય તે જો અપીલ ચાલતી ના હોય તો તે હુકમનામું બજાવવાનો તેનો હક છે, એવું ઠરાવવાને તે જુદો દાવો લાવી શકે છે (શાવરાજસીંગ વી. અમીનુદીન ( ૧૮૯૮ ) ૨૦ અ. ૫૩૯; પણ જો આ ઠરાવ પ્રમાણે તે કાહાડી નાખ્યાનો હુકમ આખરનો થવા દીધેલો હોય તો, કાંઈ દાવો ચાલતો નથી ( અમાનતુલ્લાખાંન વી. સારદાપ્રસાદ ( ૧૯૦૬ ) અ. વી. નો. ૧૩૩; ૨૮ અ. ૬૧૩, તેમાં બીધનસીંગ વી. સાલીગરામ (૧૯૦૪) ૧ અ. લા. જે. ૬૧ ના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવ્યુ છે ).

**સામસામી હુકમનામા.**—સામસામી હુકમનામા હોવાથી તેમાંના એક હુકમનામાનુ અસાઇનમેંટ કબુલ કરવાની ના કહેવાને સારૂ કારણુ થાય છે (જદુનાથરાય વી. રામબક્ષ (૧૮૬૭) ૮ વી. રી. ૨૦૨, પણ જુઓ કીશ્નમોહીની વી. કેદારનાથ ( ૧૮૮૮ ) ૧૫ ક. ૪૪૬ ). પણ તે હુકમનામા સામસામી ગણી શકાય તેવાં હોવાં જોઇએ; એક હુકમનામુ બીજાને અસાઇન કર્યા પછી મેળવેલુ હુકમનામું તે સામુ હુકમનામુ નથી ( કસીમુનીસા વી. હીલ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૧૨૭). તેમ હુકમનામાના અમુક દેણદાર ઉપર તે હુકમનામું બજાવવાનો સંભવ હોય તેથી તે ચડાવી આપ્યાની બાબત નામંજુર કરવાને પુખ્ત કારણ નથી ( આગ્રાબેંક વી.

ફીપ્શ ( ૧૮૮૫ ) ૮ મ. ૪૫૫ ), અને જો આવી હરકતના હોય અને હુકમનામું ચડાવીને આપેલુ હોય અને કોરટમાં હુકમનામાવાળો તે ચડાવી આપ્યાની બાબત કબુલ કરેલી હોય તો અને અસલ હુકમનામાવાળાને વસુલ આપ્યાની તકરાર ના હોય તો તે ચડાવી લેનારના હક વીશે તે દેણદાર તકરાર કરી શકતો નથી ( સનુબરનીસા વી. મેહેરચંદ વી. રી. ૧૮૬૪, પા. ૩૧૩; જુઓ રૂ. ૧૮ પાછળ ).

**પૈસા બાબતનુ હુકમનામું.**--છેલ્લો વીશેષ ઠરાવ ફક્ત પૈસા બાબતના હુકમનામા સબંધી છે. ( લાલાભાગન વી. હોલોવે ( ૧૮૮૫ ) ૧૧ ક, ૩૯૩ ), અને યાકુબઅલી વી. રામદુલાલ ( ૧૮૮૩ ) ૧૩ ક. લા. રી. ૨૭૨, ડીગંબરી વી. ઇશનચંદ્ર ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૨૩૦). એકાદો હુકમનામાનો દેણદાર પોતાના તથા બીજા શખસોના ઉપરનુ હુકમનામું ખરીદ કરેતો, તે તેઓના ઉપર બજાવી શકતો નથી, પણ તેણે ફાળો લેવાને દાવો કરવો જોઇએ ( ડીગંબરી વી. ઇશનચંદ્ર ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૨૩૦. અનંત વીનાયક વી. નાગાપા ૧૦ મુ. લા. રી. ૮૯ ).

**થોડુક બીજાને આપેલુ તે.**--જ્યારે બધુ હુકમનામું બીજાને આપેલુ ના હોય પણ એક ભાગનુજ ફક્ત આપેલુ હોય તો તેટલે દરજ્જે તે ફેંસલો બંધ થએલો થાય છે અને બાકીની બાબતજ ફક્ત બજાવણી કરી શકાય છે ( બનારસીદાસ વી. કુવર ( ૧૮૮૩ ) ૫ અ. ૨૭; પોગોસ વી. ફકરૂદીન મહમદ ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૩૪૩), અને તેજ નીયમ ગીરોના હુકમનામાઓને લાગુ થાય છે ( કુધાઇ વી. શીવદયાળ ( ૧૮૮૮ ) ૧૦ અ. ૫૭૦. એક હુકમનામુ જોઇતી રીતે અશાઇન કરેલુ ના હોય તે વીશે જુઓ ગણેશલાલ વી. નારાયણ (૧૮૮૦) ૬ ક. લા. રી. ૫૩૩ ).

જ્યારે હુકમનામુ ચડાવી લેનારને તે બજાવવાનીના કહેવામાં આવેલી હોય તો તેણે જે રકમ આપેલી હોય તે પાછી લેવાનો તેનો હક થાય છે ( રામાસામી વી. બશાલાપા ( ૧૮૯૩ ) ૧૬ મ. ૮૨૫). અ એ એક હુકમનામું બ ને ચડાવી આપેલુ હતુ તેથી બ. એ તે હુકમનામાના આધારથી જે રકમનુ લહેણુ નીકળતુ હતુ તે પેટે તેણે વસુલ કરેલુ હતુ અને બાકીની રકમ અ. ઉપરના હુકમનામાની બજાવણીમાં તે હુકમનામું જપ્ત કરાવીને વસુલ કરતાં તેને અટકાવેલો હતો. ઠરાવ્યું છે કે બ. ને કંપેનસેશન આપવાને અ. જવાબદાર છે ( પથીયાનદા વી. અવાલીલ ( ૧૮૯૭ ) ૨૦ મ. ૧૫૭ )

**ગીરોનુ હુકમનામું**--એક કબજાવાળા ગીરો રાખનારે મીલકત ઉપર પોતાનો હક હતો તેનો બેઆની હીસ્સો અ. ને વેચેલો હતો અને બાકીની ૧૪ આની હીસ્સો પટે તેને આપેલો હતો ત્યારપછી અ. એ એને ગીરો રાખનારનું હુકમનામુ ખરીદ કરયુ, ઠરાવ્યુ છે કે તે બજાવી શકે છે, ( કાલીદાસ વી. ગોલામઅલી ( ૧૮૭૮ ) ૩ ક. લા રી. ૨૩૭ ) અને ગીરોના લહેણાનુ ગીરોનુ હુકમનામુ ગીરો છોડાવવાનો થોડોક હક જેને અશાઇન કરેલો હોય તે અશાઇનીને આપી શકાય છે ( નફરચંદ વી. બૈકુઠનાથ ( ૧૮૭૯ ) ૪ ક. લા. રી. ૧૫૬. )

પણ ગીરો રાખનારને પોતાનું હુકમનામુ સ્વતંત્ર રીતે તમામ લહેણા બાબત ગીરે છોડાવવાના હકના જે માલેકો હોય તેમના ઉપર ખાસ કારણો શીવાય બજાવવાને પરવાનગી આપવામાં આવતી નથી, પછી તે ગીરો છોડાવવાના હકમાં તેનુ હીત હોય કીંવા નહી, અને જો નીશબત રાખનાર બધા શખસો કામમાં દાખલ થએલા હોય તો, તે ગીરો ઉપરના લહેણાની વહેચણી કરવામાં આવે છે ( મોરો રઘુનાથ વી બાલાજી ( ૧૮૮૯ ) ૧૩ મું. ૪૫; રામધન વી. મહેરાચંદ્ર ( ૧૮૮૩ ) ૯ ક. ૪૦૬ ).

**તકરારી ટ્રાંસફર**—લેણદાર અને દેણદારની વચમાં ચડાવી આપેલા હીસ્સા વીશે તકરાર હોય તો તેનો ફેંસલો ક. ૪૭ પ્રમાણે કરવો જોઇએ ( ફુલબાઇ વી, શીવદયાળ (૧૮૮૮) ૧૦ અ. ૫૭૦ ).

**રજીસ્ટર કરાવવું તે**—રજીસ્ટર કરાવ્યા વીનાના દસ્તાવેજની રૂઇએ ગીરોના હુકમનામાના અસાઇનીનો ફકત પૈસા બાબતના હુકમનામા તરીકે ગણવાનો હક થાય છે, કારણ કે તે અસાઇનમેંટ રજીસ્ટર કરાવવાની જરૂર છે ( હબલાલ વી. નીત્યાનંદ (૧૮૮૨) ૧૨ ક. લા. રી. ૩૫૩; ૯ ક. ૮૩૫ ) પણ એક સાન ખતની રૂઇએ થએલુ હુકમનામુ અસાઇન કરવા બાબતનું અસાઇનમેંટ હોય તો તે સને ૧૮૭૭ ના એકટ ૩ ની ક. ૪૯ ના હેતુ પ્રમાણે સ્થાવર મીલકતનો દસ્તાવેજ નથી ( અબદુલ મજીદ વી. મહમદ (૧૮૯૧) ૧૩ અ, ૮૯). રજીસ્ટર એકટની ક. ૧૭ ( બ ) એક હુકમનામાના એકાદા કબાલાને અથવા અસાઇનમેંટના દસ્તાવેજને લાગુ નથી, અને જે એક હુકમનામાથી રૂ. ૧૦૦ ) કરતાં વધારેની સ્થાવર મીલકતની વ્યવસ્થા કરેલી હોય તે હુકમનામાનો રજીસ્ટર કરાવ્યા વીનાનો કબાલો તે એકટની કલમ ૪૯ પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક નથી એવું નથી ( ગૌશમહમદ વી. ખવાસ અલીખાન ( ૧૮૯૬ ) ૨૩ ક. ૪૫૦ પણ જુઓ ગોપાળનારાયણ વી. ત્રંબકસદાશીવ (૧૮૭૬) ૧ મું. ૨૬૭; અને જીવણઅલી બેગ વી. બસામલ (૧૮૮૭) ૯ અ. ૧૦૮ )

**ખોટા શખસને વસુલ આપેલુ તે**—એક શખસ એક હુકમનામાના અશાઇની તરીકે દાવો રાખતો હોય અને તે હુકમનામુ વસુલ કરી લે અને ત્યાર પછી તેનો હક નાબુદ ઠરાવેલો હોય તો દેણદાર કાંઇક વ્યવહારથી ઠગાએલો હતો અથવા જે શખસે વસુલ લીધુ છે તે હુકમનામાવાળો નથી અને તેથી કરીને હુકમનામુ તેની અને હુકમનામાવાળાની વચ્ચે હજુ થયા વીનાનુ કહેલુ છે એવું તે બતાવી શકે નહી તો તે પ્રમાણે વસુલ આપેલાં નાણા લેવાનો દાવો તે કરી શકતો નથી તે અશાઇનમેંટ મંજુર રાખવામાં એક ડીપુટી કલેકટરની કોરટે પોતાના અખત્યાર ઉપરાંત કરેલુ છે એવી માત્ર હકીકતથી કાંઇ દાવાનુ કારણ થતુ નથી ( રામગોવીંદ વી ધાનુ ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૪૦૫ )

**નાબુદ અસાઈનમેન્ટ.**—બે શખસોએ એક હુકમનામું મેળવેલુ તેમાંનો એક શખસ સગીર હતો, તેથી તે હુકમનામાના અસાઇનીએ તે બજાવવાની દરખાસ્ત કરેલી તે રદ કરવામાં આવેલી હતી. માટે તેણે પોતાને અસાઇન કરતારને જે રકમ આપેલી તે રકમ લેવાને દાવો કર્યો; ઠરાવ્યું છે કે વાદીનો તે લેવાનો હક છે ( રામાસામી વી. બસાવાપા ( ૧૮૫૩ ) ૧૬ મ. ૩૨૫ જુઓ શેઠ જયદયાળ વી. રામશાહી ( ૧૮૯૦ ) ૧૭ ક. ૪૩૨ )

**મુદત**—મરનાર હુકમનામાવાળાના વારસ વકીલે પોતાનુ કામમાં નામ દાખલ કરવાને એક અરજી કરેલી હોય તો તે અરજી તે હુકમનામાનો અમલ કરવા બાબતની છે (ગોવીંદશા ભોગ વી. અપાયા ( ૧૮૮૧ ) ૫ મું. ૨૪૬; ૧૭ એમ. એલ. જે. ૪૮૫ ) તેવીજ રીતે હુકમનામું ચડાવી લેનાર હુકમનામાવાળાની અરજી છે ( અનમલાઇ વી. રેમીયર ૧૮ મ. લા. જે. ૨૪)

**અપીલ.**—કામમાં ચડાવી લેનારને દાખલ કરીને તે બજાવણી કરે તે બાબતમાં લીધેલી હરકતો નામંજુર કરવામાં આવેલી તે બાબત આ ઠરાવ પ્રમાણે કરેલો હુકમ તે એક હુકમનામું છે, એવુ ઠરાવેલુ છે, માટે દેણદારે તે ઉપર અપીલ કરવી હોય તો તે હુકમ કરવા લાયક છે. ( મુરલીધર વી. પરસોતમદાસ (૧૮૭૯) ૨ અ. ૫૧; ધુલઝારીલાલ વી. દયારામ ( ૧૮૮૭ ) ૯ અ. ૪૬; અફ્જલ વી. રામકુમાર ( ૧૮૮૬ ) ૧૨ ક. ૬૧૦ ) પણ એક શ-

ખસ તે ચડાવી લેનાર તરીકે દાવો રાખતો હોય તો તે અપીલ કરી શકતો નથી ( શોભાબી-બી વી. સખામત (૧૮૭૮) ૩ ક. ૩૭૧; વીરૂધ-પુર્ણાનંદદાસ વી. વલભદાસ (૧૮૮૭) ૧૧ મું.૫૦૬) પણ તેનું નામ કામમાં દાખલ કરેલુ ના હોય તો તે કરી શકતો નથી ( ભાગનપ્રસાદ વી. હોલોવે (૧૮૮૫) ૧૧ ક.૩૯૩; સંબાશીવ વી.શ્રીનીવાસ (૧૮૮૯) ૧૨ મ ૫૧૧) અને હુકમનામાવાળાની અને હુકમનામું ચડાવી લેનારની વચે કોઇ તકરારના ફેસલા ઉપર સામાન્ય રીતે અપીલ ચાલતી નથી (ગયામણી વી. રાધારમણ (૧૮૮૦) ૫ ક. ૫૯૨;મહાબીર વી. રામભગવાન (૧૮૮૫) ૧૧ ક. ૧૫૦; સમબાશીવ વી. શ્રીનીવાસ (૧૮૮૯) ૧૨ મ. ૫૧૧) હુકમનામું ચડાવી લેનારની દરખાસ્તનો નીકાલ કરવામાં ક. ૪૭ માં બતાવેલા પ્રકારના સવાલનો જો કોર-ટ નીર્ણય કરે તો અપીલ ચાલે છે (બદ્રીનારાયણ વી. જયકીશન (૧૮૯૪) ૧૬ અ. ૪૮૩; ગંગાદાસ વી. યાકુબઅલી (૧૯૦૦ ),૨૭ ક. ૬૭૬; તામેશરપ્રસાદ વી. ઠાકુરપ્રસાદ (૧૯૦૩) ૨૫ અ. ૪૪૩ જુઓ "વારસ વકીલો" ક. ૪૭ પાછળ) એક હુકમનામું ચડાવી લેનારને કબુલ કરવાની ના કહ્યા બાબતનો આ ઠરાવ પ્રમાણેનો હુકમ તે ક. ૪૭ પ્રમાણેનો હુકમ ગણી શકાય છે, માટે તે અપીલ કરવી હોય તો તે ઉપર અપીલ ચાલે તેવો છે (સુબાથાયમા વી. મીદાંમબરામ (૧૯૦૨) ૨૫ મ. ૩૮૩ ).

**ફેંસલાનો હેતુ**—આ ઠરાવ પ્રમાણેના ફેંસલાઓ કામ ચલાવવાની રીતી સબંધી ફક્ત સંક્ષેપ રીતના છે, અને બે અથવા વધારે પક્ષકારો જે દરેક હુકમનામુ ચડાવી લેનારનો દાવો રાખતો હોય તો તેઓના દીવાની હકો વીશે નીશ્ચયકારક નથી. આવા કામમાં રેગ્યુલર દાવો ચાલે છે ( અબીદુનીસા વી. અમીરૂનનીશા (૧૮૭૭) લા. રી. ૪ ઇ. અ. ૭૩; ૨ ક. ૩૨૭), અને તેવીજ રીતે બજાવણી કરતાં અડચણીને અટકાવવાને તાકીદ હુકમ બાબતનો દાવો ચાલે છે ( ધર્ણીધરસેન વી આગ્રાબેંક (૧૮૭૯) ૪ ક. ૩૮૦; ૪ ક. લા. રી. ૪૩૪; ૫ ક. ૮૬) અને તેને કામમાં દાખલ થવાનો પોતાનો હક ઠરાવવાનો દાવો ચાલે છે ( રામબક્ષ વી. પના-લાલ (૧૮૮૫) ૭ અ. ૪૫૭; હલોધર વી હરગોવીંદ (૧૮૮૬) ૧૨ ક. ૧૦૫; રમન વી. મપીલ (૧૮૯૧) ૧૪ મ. ૪૭૮; હાઇકોરટે (મદ્રાસ) ની અસલબાજુમાં હુકમ કરેલો હોય તે શીવાય—આગ્રાબેંક વી. ક્રીપ્સ (૧૮૮૫) ૮ મ. ૪૫૧; અને તે ખામી દુર કરવામાં આવે ત્યાં સુધી તે ચાલુ રહેવા દેવામાં આવેલો હોય ( અબદુલ મજીદ વી. મહમદ (૧૮૯૧) ૧૩ અ. ૮૯ )

હુકમનામું બજાવવાની દરખાસ્ત મળ્યા પછી શું કરવું.

**૧૭.** (૧) ૧૧ મી કાનુનની પેટા કાનુન [૨] માં ફરમાવ્યા પ્રમાણે હુકમનામુ બજાવવાની દરખાસ્ત મળ્યા પછી કોરટે, ૧૧ મીથી ૧૪ મી કાનુનોના ઠરાવ પ્રમાણે જે કરવું જોઇએ તે કરયું છે કે નહીં તેની ખાત્રી કરવી જોઇયે; અને તે પ્રમાણે કરયું ન હોય, તો દરખાસ્ત નામંજુર કરવાને અથવા તેમાં જે ખામી હોય તે તેજ વખતે ત્યાંજ, અથવા કોરટ નીમે તે વખતની અંદર દુરસ્ત કરવા દેવાને કોરટ મુખત્યાર છે. **કલમ ૨૪૫**

(૨) જ્યારે પેટા કાનુન [૧] ના ઠરાવોની રૂએ દરખાસ્ત દુરસ્ત કર-વામાં આવે, ત્યારે તે દરખાસ્ત કાયદા પ્રમાણેની દરખાસ્ત છે એમ અને તે

જે તારીખે પ્રથમ કરવામાં આવી હોય તે તારીખે કરવામાં આવી છે એમ સમજવું.

(૩) આ કાનુન પ્રમાણે કરેલી પ્રત્યેક દુરસ્તી ઉપર જડજે પોતાની આખી અથવા ટુંકી સહી કરવી.

(૪) દરખાસ્ત મંજુર થાય ત્યારે, કોરટે, તે દરખાસ્ત મળ્યાનો શેરા અને જે તારીખે દરખાસ્ત કરી હોય તે તારીખ યોગ્ય રજીસ્ટરમાં દાખલ કરવી, અને આમાં હવે પછી લખેલા ઠરાવોને પાત્ર, દરખાસ્તના સ્વરૂપ પ્રમાણે હુકમનામુ બજાવવાની તજવીજ કરવી;

પરંતુ પૈસા આપવાનું હુકમનામુ હોય ત્યારે, જપ્ત કરેલી મિલકતની કિંમત બને તેટલી હુકમનામાની રૂયે લેણી નીકળતી રકમ સાથે મળતી આવવી જોઇએ.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૨૭.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો, ને લાગુ છે.

જો તે દરખાસ્ત સુધારવામાં ના આવે તો તે દરખાસ્ત રદ કરવાનો હુકમ કરવો ( કામીની મોહન વી. ગોપાળ, ( ૧૮૮૨ ) ૮ ક. ૪૭૯ ) આ ઠરાવ પ્રમાણે હુકમ કરીને કોરટ જયારે એકાદી દરખાસ્ત સુધારવાને પાછી આપે ત્યારે મુદતના કાયદાથી જે મુદત આપેલી છે તે મુદત વધારવાને કોરટ મુખત્યાર નથી. સને ૧૮૦૯ ના એક હુકમનામાથી એક સખસનો એક જમીનદારીની આમદાનીમાંથી એક હીસ્સો લેવાનો હક થતો હતો તેથી સને ૧૮૮૭ ના દાવામાં તે જમીનદારી ખરીદ કરનારા અમુક શખસો ઉપર તેણે એવુ હુકમનામુ મેળવ્યું કે તે મીલકત તેનો બળવાન રીતનો હક છે, અને તેને પોતાના ખરચ શીવાય વળી એક વર્ષ સબંધી જે રકમ લહેણુ નીકળતી હતી તે અપાવવામાં આવેલી હતી. હાલ તે પાછળના હુકમનામાની બજાવણીમાં પાંચ વર્ષ બાબત જે રકમ લહેણી નીકળતી તે વસુલ મળવા તથા પોતાના ખરચ બાબત દરખાસ્ત કરેલી હતી. પ્રથમનુ હુકમનામુ બતાવીને તે બજાવણીની દરખાસ્ત સુધારવાની અરજી તકરારી કેટલાંક વર્ષો સબંધી તે અરજદારના હકને મુદતની હરકત થયા પછી કરવામાં આવેલી હતી. અસલ કોરટે આ અરજી નામંજુર કરેલી હતી; ઠરાવ્યુ છે કે તે હકીકત પ્રમાણે તે દુરસ્ત કરવાની પરવાનગી આપવી જોઇતી હતી. ( સતાપા વી. જોગી ( ૧૮૯૪ ) મ. ૬૭ )

**બને તેટલી**—જુઓ શોરાબજી વી. ગોવીંદ ( ૧૮૯૨ ) ૧૬ મું. ૯૧, પા. ૧૧૪ )

**અપીલ**—આગળના કાયદા પ્રમાણે આ ઠરાવ પ્રમાણે કરેલા એક હુકમ ઉપર એકાદી અપીલ ચાલે છે, જુઓ ક. ૫૮૮ રકમ ( ૨ ) ઓ. ૪૩ માં એક હુકમ ઉપર અપીલ બાબત ઠરાવ કરેલો નથી, પણ એવી તકરાર કરી શકાય છે કે જેમ એક “ હુકમનામા ” ઉપર અપીલ ચાલે છે. જુઓ ક. ૨ પાછળ.

સામસામાં હુકમનામાની બજાવણી.

**૧૮. (૧) તેના તેજ પક્ષકારો વચ્ચે કરેલા અને એકજ કોરટ બજાવી શકે એવાં પૈસાની બે રકમો આપવા બાબતનાં જુદી જુદી ફરિયાદમાં સામસામાં થએલાં હુકમનામાંની બજાવણી સારૂ તે કો-** કલમ ૨૪૬

૨૮ને દરખાસ્ત કરવામાં આવે, ત્યારે—

(અ) જો બંને રકમો સરખી હોય તો, બંને હુકમનામાં ઉપર ભરપાઇ થયાનું લખવું જોઇએ, અને

(બ) જો બન્ને રકમો સરખી ન હોય તો, જે હુકમનામાવાળાની પાસે વધારે રકમનું હુકમનામુ હોય તેજ હુકમનામુ બજાવી શકે અને તે ઓછી રકમ બાદ કરતાં બાકી રહે તેટલીજ રકમને સારૂ તે હુકમનામુ બજાવી શકે, અને ઓછી રકમના જેટલી ભરપાઇ થયાનું વધારે રકમના હુકમનામામાં લખવી તેમજ ઓછી રકમનું હુકમનામુ પણ ભરપાઇ થયાનું લખવું.

(૨) એવાં હુકમનામાં પૈકી એક હુકમનામાની માલકી બેમાંથી એક પક્ષકારને કોઇએ લખી આપી હોય ત્યારે, આ કાનુન લગુ પડશે એમ સમજવું, તથા માલકી લેનારે હુકમનામાની રૂયે આપવાના કરજની બાબતમાં તેમજ મુળ માલકી સોંપનારે હુકમનામાની રૂએ આપવાના કરજની બાબતમાં પણ આ કાનુન લાગુ પડે છે એમ સમજવું.

(૩) [અ] જે ફરિયાદોમાં હુકમનામાં થયાં હોય તે પૈકી એકનો હુકમનામાવાળો બીજીમાં હુકમનામાનો દેણદાર ન હોય, અને પ્રત્યેક પક્ષકારનું બંને ફરિયાદોમાં એકજ સ્વરૂપ ન હોય તો, અને

[બ] એવાં હુકમનામાને આધારે લેહેણી રકમો નક્કી ન હોય તો, આ કાનુન લાગુ પડતી નથી એમ સમજવું.

(૪) જે હુકમનામુ કેટલાએક શખસોપર જુદી જુદી તથા એકઠી રીતે થયું હોય તે હુકમનામુ, હુકમનામાનો માલીક એવા શખસોમાંના ફક્ત એક કે વધારેની તરફેણમાં પોતાની વિરૂદ્ધ થયેલા હુકમનામાના સંબંધમાં સામ સામું હુકમનામુ ગણવાને મુખત્યાર છે.

દ્રષ્ટાંતો.

[અ] અ ની પાસે બ ઉપરનું રૂ. ૧,૦૦૦ નું હુકમનામુ છે આગળ ઉપરના કોઇ દિવસે અમુક માલ અ સ્વાધીન ન કરે તો, રૂ. ૧૦૦૦ આપવા એવું અ ઉપરનું હુકમનામુ બ પાસે છે. આ કાનુન પ્રમાણે બ થી પોતાનું હુકમનામુ સામસામા હુકમનામા તરીકે ગણી શકાય નહીં.

[બ] અ ને બ એ સહ-વાદીઓ ક ઉપર રૂ. ૧,૦૦૦ નું હુકમનામુ મેળવે છે. અને બ ઉપર રૂ. ૧,૦૦૦ નું હુકમનામુ ક મેળવે છે. આ કાનુન પ્રમાણે ક થી પોતાનું હુકમનામુ સામ સામા હુકમનામા તરીકે ગણી શકાય નહીં.

[ક] બ ઉપર રૂ. ૧,૦૦૦ નું હુકમનામુ અ મેળવે છે. ક જે બ

ના એક ટ્રસ્ટી છે તે, બ ની વતી અ ઉપર રૂ. ૧,૦૦૦ નું હુકમનામુ મેળવે છે. આ કાનુન પ્રમાણે બ થી ક નું હુકમનામુ સામસામા હુકમનામા તરીકે ગણી શકાય નહીં.

[ક] ફ એ મેળવેલા હુકમનામાની રૂયે અ, બ, ક, ડ, અને ઇ એકઠા અને જુદા જુદા ૧,૦૦૦ રૂપીઆ આપવાને જવાબદાર છે. એકલા ફ પર અ ૧૦૦ રૂપીઆનું હુકમનામુ મેળવે છે, અને જે કોરટમાં સદરહુ સામાયિક હુકમનામુ બજાવવાનું કામ ચાલે છે તે કોરટને તે હુકમનામુ બજાવવાસારૂ દરખાસ્ત કરે છે. આ કાનુનની રૂયે પોતાના સામાયિક હુકમનામાને સામસામા હુકમનામાં તરીકે ગણવાને ફ મુખત્યાર છે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૪૬,

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગુ નથી.

**સામસામી હુકમનામા**—આ રૂલથી સામસામી હુકમનામાની વ્યવસ્થા કરેલી છે અને એક હુકમનામાની રૂએ સામસામી દાવા હોય તેની વ્યવસ્થા કરેલી નથી તે વીશે. રૂ. ૧૯ માં ઠરાવ કરેલો છે ( કાળકાપ્રસાદ વી. રામદીન ( ૧૮૮૩ ) ૫ અ. ૨૭૨ ).

અસલ હુકમનામાવાળા વીરૂધ જે વ્યાજબી હક બાબત તે હુકમનામાનો દેણદાર અમલ કરી શકતો હોય તે વ્યાજબી હકની સાથે દરેક હુકમનામુ ચડાવી લેનાર હુકમ લે છે (કાયમઅલી વી. લખીકાંત (૧૮૯૮) ૧૦ વી. રી. (એફ બી.) ૩૨; ૧ બં. લા. રી. ૨૩; નંદોકુમાર વી. કુંજકીશોર (૧૮૬૮) ૬ વી. રી. પરચુરણ ૭૩) (ક. ૪૯) બ. ના સામા દાવામાં હુકમ થતા સુધી અ ના બ ઉપરના હુકમનામાની બજાવણી બંધ રાખેલી હતી. ઠરાવ્યું છે કે બ ના સામા દાવામાં બ નો હક અને હીસ્સો પાછળથી ખરીદ કરવાથી તેનુ બ ઉપર જે હુકમનામું થએલુ તેની બજાવણીમાં તે તમામ હુકમનામું જપ્ત કરાવવાનો અ ના હકને હરકત થાય તેવી રીતે તે પાછળથી ખરીદ કરેલો હક તથા હીત બતાવી શકાતાં નથી ( પીલોચોધરેણુ વી. કોર્ટ ઓફ વોરડસ ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૨૧૯) અ એ ક અને પ ઉપર એક હુકમનામું મેળવીને તે ડ ને અસાઇન કર્યું, અને તે અસાઇન કરતા પહેલાં ક તથા પ એ અ તથા ડ ઉપર દાવો કર્યો હતો. ઠરાવ્યું છે કે તે અસાઇન કરેલા હુકમનામાનો જે ભાગ બજાવ્યા વીનાનો હતો તે સામા ક અને પ નો પોતાના હુકમનામાનો સેટોફ કરવાનો હક થએલો છે ( કીરતોરમણી વી. કેદારનાથ ( ૧૮૮૯ ) ૧૬ ક. ૬૧૯ ) કેટલાક હુકમનામાવાળામાંનો એક હુકમનામાવાળો પોતાના જુદા હક બાબત અથવા આખા હુકમનામા શીવાય બીજી રીતે એકાદુ હુકમનામું બજાવી શકતો નથી ( જદુનાથ વી. રામબક્ષ ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૫૩૫) જ્યારે સામસામી હુકમનામા હતા અને તેમાંના એક હુકમનામાવાળો એક પક્ષકારોની કબુલત સાથે કોરટના હુકમથી પોતાના ઉપરના હુકમનામાની રકમ સામે સેટોફ કરવા સારૂ પોતાનુ હુકમનામું બજાવવાને બંધાએલો હતો. ઠરાવ્યું છે કે તેના ઉપર થએલા હુકમનામાની રકમનો સેટોફ કર્યા શીવાય બીજા હુકમનામાવાળાને તમામ બજાવવાની પરવાનગી આપવામાં આવે તેથી ગેરવ્યાજબી થાય છે ( હરીશંકર વી. તારકચંદ્ર ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. ૧૧૪ ) તા. ૩ ફેબ્રુઆરી સને ૧૯૦૦ ના રોજ જુદા જુદા દાવામાં અ તથા બ વચે સામસામી હુકમનામા

થએલાં હતાં. બ નુ અ ઉપર હુકમનામું થએલુ હતું તે કરતાં અ નુ બ ઉપરનુ હુકમનામું વધારે રકમનુ હતું તા. ૨૫ જાન્યુઆરી સને ૧૯૦૦ ના રોજ બ એ પોતાનું હુકમનામું ક ને આપ્યું. પણ અ ને તે અસાઇનમેંટની નોટીસ અકટોબર સને ૧૯૦૦ ના માસમાં મળી હતી. ઠરાવ્યું છે કે ક નો તે હુકમનામું અ ઉપર બજાવવાનો હક થતો નથી. અ ને તે બાબત નોટીસ મળી ત્યાર પછીજ ફકત અ ના સામા હુકમનામા સબંધી બ એ ક ને હુકમનામું આપેલુ તેનો અમલ અ વીરૂધ થઇ શકે છે; તે પ્રમાણે છે તો તે પ્રમાણે આપેલુ હુકમનામું અ ના હુકમનામા કરતાં કમી રકમનુ છે તેથી ઉપર જે વ્યાજબી નીયમ બનાવેલો છે તે પ્રમાણે તે હુકમનામું બજાવવા લાયક નથી. નોટીસથી તે આપ્યાની બાબત જે તારીખે પુરી થઇ તે તારીખે બ નુ હુકમનામું તે હકની જવાબદારી સાથે હતું, માટે તે ચડાવી લેનાર તરીકે ક નો હક પણ તે કાયદાની ક. ૪૯ પ્રમાણે તે હકના બોજા સાથે હતો (સીનુ ૫ડારમ વી. સંધોજીરાવ (૧૯૦૩) ૨૬ મ. ૪૨૮)

**નક્કી રકમો.**—મીલકત વેચાવીને હુકમનામાવાળી રકમ લેવાને એકાદા જે હુકમનામાથી ઠરાવેલું હોય તે હુકમનામાને આ રૂલ લાગુ થાય છે. (ક્રીષ્ણુન વી. વ્યંકટાપયા (૧૯૦૬) ૨૯ મ. ૩૧૮; વૈધીનંદસામી વી. સામ્સુંદરમ (૧૯૦૫) ૨૮ મ. ૪૭૬ માં તે પ્રમાણે ચાલવામાં આવ્યું છે)

**બજાવણી કરાવવામાં આવે તે ગેરશીરસ્તે.**—જે ગાળો રહેલો હોય તે બાબત ફકત હુકમ કહાડવો જોઇએ. તો પણ જ્યારે ઓછી રકમને માટે હુકમ કહાડવા દીધેલો હોય તો ઠરાવેલુ છે કે તે ગેરશીરસ્તે થયાથી પાછળથી ચાલેલું કામ રદ બાતલ થતું નથી. તેમ તે હુકમનામાની બજાવણીમાં થએલું લીલામ વ્યાજબી રાહે રદ કરવાને તે બસ નથી (રેવા મહાતન વી. રામકીશન (૧૮૮૫) લા. રી. ૧૩ ઇં. અ ૧૦૬; ૧૪ ક ૧૮) એટલું નોંધી રાખવું જોઇએ કે બેઉ અથવા બધા હુકમનામાનો એક બીજા વીરૂદ્ધ સેટોફ કરવાનો ઇરાદો રાખેલો હોય તો તેની તેજ વખતે તે હુકમનામા બજાવેલાં જોઇએ. (જદુનાથ વી. રામબલ (૧૮૯૭) ૭ વી. રી. ૫૩૫) તે હુકમનામા તેની તે કોરટના તેના તેજ પક્ષકારો વચ્ચેના અથવા જો કે જુદી જુદી કોરટોના હોય તો પણ તેના તેજ પક્ષકારો વચ્ચે તેની ત કોરટમાં તે બજાવેલાં હોવાં જોઇએ (રામકુમાર વી. ગોવીંદનાથ (૧૮૯૭) ૭ વી. રી. ૪૮૦; હાદુસરદાર વી. જદુમણી (૧૮૯૨) ૧૭ વી. રી. ૪૬) અને તેમાંના કોઇની બજાવણી જે કોરટમાં ચાલતી હોય તે કોરટની રૂબરૂ તે રજુ કરવાં જોઇએ અથવા તે કોરટને તે વીશે હકુમત મળતી નથી (રેવામહાતન વી. રામકીશન (૧૮૮૫) લા. રી. ૧૩ ઇ. અ. ૧૦૬; તો પણ જુઓ માતાદીન વી. ચંદી (૧૮૮૮) ૧૦ અ. ૧૮૮) જો તેમાંનુ એક હુકમનામું એક બીજી કોરટથી થએલું હોય તો ક. ૩૯ પ્રમાણે તે ટ્રાન્સફર કરવાને અરજી કરવી જોઇએ. આ રૂલનો સ્પષ્ટ હેતુ એવો છે કે જ્યારે એક હુકમનામા વીશે બીજા હુકમનામા સામે સેટોફ કરવાનો હોય ત્યારે જે હુકમનામા સામે સેટોફ કરવાને માગેલું હોય તે હુકમનામું બજાવવાને સારૂં તે કોરટની રૂબરૂ હોવું જોઇએ (છાજમલદાસ વી. લાલધરમ (૧૯૦૨) ૨૪ અ. ૪૮૧) હુકમનામાનો લેણદાર તે હુકમનામાના દેણદારના હુકમનામા ઉપર અપીલ કરવાને ઇરાદો રાખતો હોય કીંવા નહિ તો પણ હુકમનામાના દેણદારનો એકાદા હુકમનામા વીશે સેટોફ કરવાનો હક થાય છે (હરીપ્રસાદરાય વી. શામપ્રસાદ (૧૮૯૬) ૫ વી. રી. પ્રા. ૫૨)

**તેના તેજ પક્ષકારો.**—ઠરાવેલું છે કે એક હુકમનામાના પક્ષકારોમાંનો એક પક્ષકાર

એક ત્રીજા પક્ષકારનો બેનામીદાર છે એવું જ્યારે કહેવામાં આવેલુ હોય ત્યારે તે હુકમનામું સામા હુકમનામા તરીકે ગણવા લાયક નથી ( તારાચંદ ગોસ વી. આનંદચંદ્ર ( ૧૮૯૮ ) ૧૦ વી રી. ૪૫૯; ૨ બં. લા. રી. ૧૧૦) જ્યારે હુકમનામાના પક્ષકારો તેના તે ના હોય તો તેમ છતાં સામસામી હુકમનામાનો સેટોફ કરેલો હોય પણ જે લેણાના આધારથી તે હુકમનામા હોય તે લેણાં તે પક્ષકારો વચ્ચેના હોવાં જોઇએ ( ભગવાનીકુંવર વી. લાલા બૈજનાથ ( ૧૮૯૮ ) ૧ બં. લા. રી ૮૪; અને એક હિંદુ વીધવા ઉપર તેના ધણી પાસેના લેણા બાબત એક હુકમનામું મેળવેલું હતું તેથી તે હુકમનામુ તેણીનુ જે ખર્ચ લેણું થયેલુ તે વીરૂદ્ધ સેટોફ કરેલું હતું ( શ્રીપચંદ્ર વી. કુમારીદેબી ( ૧૮૬૪ ) ૧ વી. રી. પ્રા. ૨૩ ) પણ સ તથા બીજા બે શખસોનું ખર્ચ બાબત એક મજીઆરૂ હુકમનામું અ ઉપર થયેલુ હતું તેમાં ઠરાવ્યું છે કે અ સ ની સામે પૈસા બાબતના એક હુકમનામાનો સેટોફ કરી શકતો નથી ( મોરલીધર વી. પરસોતમદાસ ( ૧૮૭૯ ) ૨ અ. ૯૧ )

અ એ બ ઉપર એક હુકમનામુ મેળવ્યું અને ક એ બ અને અ ઉપર એક હુકમનામું મેળવ્યું તેમા ઠરાવ્યું હતું કે ક પોતાના દાવાનો સેટોફ ફક્ત અ વીરૂદ્ધ કરી શકે છે (હરીદયાળ વી. દીનદયાળ ( ૧૮૮૩ ) ૯ ક. ૪૭૯; અને જુઓ રામસુખ વી. તોટા ( ૧૮૯૨ ) ૧૪ અ. ૩૩૯ )

**અપીલમાં એક હુકમનામુ રદ કરવામાં આવે તે.**—પક્ષકારોના કરારથી સામસામી હુકમનામાનો એક બીજા વીરૂદ્ધ સેટોફ કરવામાં આવેલ હતો અને ભરપાયાને કરવામાં આવેલાં હતાં પણ તેમાંનો એકાદો શખસ પોતાના ઉપર હુકમનામુ અપીલમાં કરાવે તેથી પોતાની પાસે જે હુકમનામુ હોય તેની બજાવણી કરવાને તે મુખત્યાર નથી કારણ કે ભરપાયા કરેલું તે હુકમનામું છે અને તે ફેસલો ભુલથી અને પક્ષકારોના ખરા ઇરાદા વીરૂદ્ધ કરાવેલો છે એવું કાંઇ કહેવામાં આવેલું નથી અને જે પક્ષકારે અપીલ કરેલી છે તે પક્ષકારની વર્તણુક શુધ્ધબુદ્ધિવાળી અને પ્રમાણીક હતી ( ગુપીનાથરાય વી. દીનબંધુનંદી ( ૧૮૯૯ ) ૩ બં. લા. રી. એપ. ૬૨; પણ એક બીજા કામમાં ઠરાવેલું છે કે તે હુકમનામાઓમાંના એક હુકમનામા ઉપર અપીલ થયેલી હોય તો પણ તમામ કામોમાં આ ઠરાવમાં જે કામ ચલાવાની રીતી છે તે પ્રમાણે ચાલવું જોઇએ પણ જો તે હુકમનામુ અપીલમાં ફેરવવામાં આવે તો તે અપીલનું હુકમનામુ બજાવવામાં આવે છે ( શીવપ્રસન્ન વી. શીવલાલ વી. રી. ૧૮૬૪ પ્રા. પા. ૧ )

**દરમીઆન ઉપજ.**—એકાદુ દરમીઆન ઉપજનુ હુકમનામું હોય પણ તે ઉપજની રકમ નક્કી કરેલી ન હોય તો તે હુકમનામા બાબત સામા હુકમનામા તરીકે સેટોફ કરી શકાતું નથી ( માતાદીન વી. ચંદી ( ૧૮૮૮ ) ૧૦ અ. ૧૮૮ વળી જુઓ હરીદયાળ વી. દીનદયાળ ( ૧૮૮૩ ) ૯ ક. ૪૭૯ )

**નવા દાવાને હરકત થાય છે તે.**—અ એ બ ઉપર એક હુકમનામુ મેળવ્યું અને ત્યાર પછી બ એ અ ઉપર એક હુકમનામુ મેળવ્યું. તે ઉપરથી અ એ બ ઉપરનુ પોતાનુ હુકમનામુ વસુલ કરવાને આ હુકમનામુ જપ્ત કરવાની દરખાસ્ત કરી. તે જપ્ત થતાં પહેલાં બ એ પોતાનુ હુકમનામુ ક ને એસાઇન કર્યું ક એ બ નુ અ ઉપરનુ હુકમનામુ બજાવવાને અજમાવતા તેણે તે બેઉ હુકમનામાનો સેટોફ કરવાનો પોતાનો હક છે એવું ઠરાવાને તેણે દાવો કર્યો ઠરાવ્યું છે કે આવો દાવો ચાલતો નથી ( રઘુનંદન વી. રામેશર ( ૧૮૭૩ ) ૧૩ બં. લા. રી. ૪૮૯; ૨૨ વી. રી. ૨૩૫)

**અપીલ.**—સને ૧૮૮૨ના એકટ ૧૪ની તેત્રીજ કલમ પ્રમાણે એકદા ફેંસલા ઉપર અપીલ ચાલતી હતી. જુઓ પાછળ રૂ. ૧૭ની નોટ (ક્રીસ્તોરમણી વી. દેદારનાથ (૧૮૮૯) ૧૬ ક. ૬૧૯).

એકજ હુકમનામામાં અપાવેલા સામસામા દાવાની બાબતમાં બજાવણી.

**૧૯.** જે એકજ હુકમનામામાં બંને પક્ષકારોને એક બીજા પાસેથી પૈસાની રકમો લેવાને હક્કદાર ઠરાવ્યા હોય, તે હુકમનામાની બજાવણી સારૂ કોરટને દરખાસ્ત કરી હોય ત્યારે, કલમ ૨૪૭

(અ) જો બંને રકમો સરખી હોય તો, બંને રકમની ભરપાઇ હુકમનામાં ઉપર લખવી ; અને

(બ) જો બન્ને રકમો સરખી ન હોય તો, જે પક્ષકારને વધારે રકમ લેવાનો હક્ક હોય તે પક્ષકાર ઓછી રકમ બાદ કરતાં બાકી રહે તેટલીજ રકમને સારૂ તે હુકમનામુ બજાવી શકે, અને ઓછી રકમ જેટલી ભરપાઇ હુકમનામાં ઉપર લખવી.

સને ૧૮૮૨ના એકટ ૧૪ની ક. ૨૪૭.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

રૂ. ૧૮ને અન્વયે જ્યારે ફક્ત એક હુકમનામું હોય અને સામસામી હુકમનામા ના હોય ત્યારે જે પક્ષકારનો ઓછી રકમ લેવાનો હક હોય તે પક્ષકાર, જે પક્ષકારનો વધારે રકમ લેવાનો હક હોય તેના ઉપર બજાવણી કરી શકતો નથી (જગમોહન વી. સુરેન્દ્રનાથરાય (૧૮૭૦) ૧૩ વી. રી ૧૦૬), ફક્ત ગાળાને વાસ્તે બજાવણી કરવી જોઇએ (અમજદઅલી વી. ફાજલહુસેન (૧૮૭૩) ૧૯ વી. રી. ૧૮૭; ગીરીબાલા વી. મીનાકુમારી (૧૯૦૦) ૫ ક. વી. નો. ૪૯૭).

તેના તે રૂપના તે પક્ષકાર હોવા જોઇએ અને બજાવણીના અમલ કરવાના હક તેના તેજ હોવા જોઇએ. માટે બની અમુક બતાવેલી મીલકત ઉપર બજાવણી કરવાનો અ નો હક હતો અને અની જાત અને અની જાત અને મીલકત વીરૂદ્ધ કામ ચલાવીને બ ને વસુલ કરવાનો હક હતો પણ તે સામસામી દાવાઓનો સેટોફ કરવાને પરવાનગી આપેલી નહોતી (કાલકાપ્રસાદ વી. રામદીન (૧૮૮૩) ૫ અ. ૨૭૨). જે કામોમાં એક પક્ષકારનો બીજા પક્ષકાર વીરૂધ બરોબર એકજ પ્રકારનો ઇલાજ હોય તે કામોનેજ આ ઠરાવ લાગુ કરવાનો નથી. માટે દાવાના એક પક્ષકારનો સાનવાળી મીલકત લેવાને અમુક ખર્ચ વસુલ કરવાનો હક થએલો હતો અને તેના તેજ હુકમનામાથી બીજા પક્ષકારનો તેથી ખર્ચની થોડી રકમ સામાવાળાની જાતથી લેવાનો હક થએલો હતો, તેમાં ઠરાવ્યું છે કે આ ઠરાવ લાગુ થાય છે માટે જાતથી વસુલ કરવા લાયક જે ખર્ચ છે તેનો સાનવાળી મીલકતથી વસુલ કરવા લાયક ખર્ચ વીરૂધ સેટોફ કરી શકાય છે (ભગવાનસીંગ વી. રતન (૧૮૯૪) ૧૬ અ. ૩૯૫). તે પ્રમાણે એક ગીરોના હુકમનામાની રૂએ જે રકમ લેણી થએલી અને તે ઉપર સુધારો કરેલો તેની કીંમત વાદીને આપવાની હતી તે લેણા વીરૂધ પ્રતીવાદીને ખર્ચ તરીકે જે રકમ આપવાની હતી તેનો તેઓ સેટોફ કરી શકે છે (શંકરમેનન વી. ગોપાળ પતર (૧૯૦૦) ૨૩ મ. ૧૨૧).

આ રૂલ અગ્રક્રીયાધીકારની બાબતને લાગુ થતી નથી પણ પૈસા બાબતના દાવાઓમાં જે સામસામી દાવાઓ હોય છે તેનેજ ફક્ત લાગુ થાય છે, તોપણ તેનો હેતુ લાગુ થાય છે માટે વેચાણની કીંમત અનામત મુકવાના હુકમ પ્રમાણે ખર્ચ બાદ કરી શકાય છે ( ઇશ્વરી વી. ગોપાળ શરણ ( ૧૮૮૪ ) ૬ અ. ૩૫૧ ).

**૨૦.** કાનુન ૧૮ તથા ૧૯ માના ઠરાવ ગીરો અથવા બોજો અમલમાં આણવા માટે વેચાણ કરવા બાબતના હુકમનામાને લાગુ છે એમ સમજવું. **કલમ નવી.**

ગીરોની ફરિયાદમાં એકમેકની વિરૂદ્ધ હોય એવાં હુકમનામાં તથા સામા દાવા.

ટીકા--આ નવો ઠરાવ છે તેથી ખુલ્લું ઠરાવ્યુ છે કે સામસામી હુકમનામાઓ અને સામસામી દાવાઓ સબંધી જે ઠરાવો છે તે ગીરોના હુકમનામાને લાગુ થાય છે. વળી તેથી કાયદા કરનારનો એવો ઇરાદો બતાવામાં આવે છે કે પૈસા આપવા બાબતનું હુકમનામું કરેલું હોય તેનો સમાસ થતો નથી જુઓ (બીજી શીલેક્ટ કમીટીનો રીપોર્ટ ).

**૨૧.** કોરટ પોતાની નજરમાં આવે તો હુકમનામાના દેણદારની જાત અને મિલકત એ બન્ને ઉપર એકજ વખતે બજાવણીનો હુકમ કરવાની ના પાડવાને મુખત્યાર છે. **કલમ ૨૩૦**

એકજ વખતે બજાવણી કરવા બાબત.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૩૦.**

**જાત અને મીલકત-નજર.**—એકજ વખતે હુકમનામાના દેણદારની જાત અને મીલકત ઉપર બજાવણી કરવાની ના કહેવાની નજર વાપરવામાં કોરટે જ્યાં સુધી હુકમનામાવાળો કોરટની એવી ખાત્રી કરે નહિ કે મારા હુકમનામાનો અમલ કરવાને બીજું કાંઇ સાધન નથી ત્યાં સુધી એકાદી પડદા સ્ત્રીની જાત ઉપર વારંટ કહાડવાને કોરટે ના કહેવી જોઇએ ( નારાયણ કુમારી વી. બરોડાસુંદરી ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. એફ. બી. ૨૧ ). હવે પૈસા બાબતના હુકમનામા ઉપરથી એકાદી સ્ત્રી પકડાવા લાયક નથી ક. ૫૬. ( ડેવીસ વી. મીડલટન ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૨૮૨; જુહારીમલ વી. સન્તલાલ ( ૧૮૮૭ ) ૯ અ. ૪૮૪).

" અથવા તેના અથવા તેણીના વારસ વકીલો " એ શબ્દો આ રૂલમાંથી છોડી દીધેલા છે પણ સામાન્ય ઠરાવમાં તે આવી જાય છે.

**૨૨.** (૧) જ્યારે— **કલમ ૨૪૮**

કેટલીક બાબતોમાં હુકમનામું શા માટે ન બજાવવું તેનું કારણ બતાવવાની નોટીસ.

(અ) હુકમનામાની તારીખથી એક કરતાં વધારે વરસ પછી, અથવા

(બ) હુકમનામાના પક્ષકારના કાયદેસર વારસ વકીલ ઉપર,

બજાવણીની દરખાસ્ત કરી હોય ત્યારે,

જે શખસની ઉપર બજાવણીની દરખાસ્ત કરી હોય તે પક્ષકારને હુકમનામું કરનારી કોરટે નોટીસ કહાડવી અને તેમાં તારીખ ઠરાવીને એમ લખવું કે તમારા ઉપર હુકમનામું શા માટે ન બજાવવું તેનું કારણ તે તારીખે તમારે બતાવવું;

પણ એવું ઠરાવ્યું છે કે જે પક્ષકાર ઉપર હુકમનામું બજાવવાની દરખાસ્ત કરી હોય તે પક્ષકાર વિરૂદ્ધ છેલ્લો હુકમ કોઇ પહેલાંની બજાવણીની દરખાસ્ત ઉપર કર્યો હોય તે તારીખથી, એક વરસમાં દરખાસ્ત કરી હોય તો, હુકમનામાની તારીખ અને તે બજાવવાની દરખાસ્તની તારીખ વચ્ચે એક વરસ કરતાં વધારે મુદત વિતી ગઈ છે તે સબબથી, અથવા વારસ વકીલ ઉપરની દરખાસ્તમાં, તેજ શખસના ઉપર બજાવણીની કોઇ પહેલાંની દરખાસ્ત ઉપરથી તેની ઉપર હુકમનામું બજાવવાનો કોરટે હુકમ કાઢયો હોય તો, હુકમનામાના દેણદારના કાયદાસર વારસ વકીલ ઉપરની દરખાસ્ત છે એ સબબથી તેવી નોટીસ આપવાની જરૂર નથી.

(૨) પણ એવી નોટીસ કહાડવાથી અયોગ્ય ઢીલ થશે અથવા ન્યાયનો હેતુ પાર પડશે નહિ એમ પોતાને કાંઇ કારણસર લાગે તો ( તે કારણો લખી મુકવાં ), સદરહુ કોરટને ઉપરની પેટા કાનુનોમાં ઠરાવેલી નોટીસ કહાડયા વગર હુકમનામાની બજાવણીમાં કોઈ પણ પ્રોસેસ કહાડવાની ઉપરની પેટા કાનુન ઉપરથી મના છે એમ સમજવું નહિ.

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૨૪૮.**

**ટીકા.**—આ રૂલ હાકો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

જ્યારે અસલ પ્રતીવાદી અને અપીલનો પ્રતીવાદી અપીલમાં ફેંસલો આપતા પહેલાં ગુજરી ગએલો હોય ત્યારે ઠરાવેલુ છે કે તે હુકમનામુ બરોબર છે અને મરનાર પ્રતીવાદીના વારસો તે કામમાં દાખલ કરયા વીના તે વારસો ઉપર તે હુકમનામુ બજાવી શકાય છે (રામાચાર્ય વી. અનંતચાર્ય ( ૧૮૯૭ ) ૨૧ મું. ૩૧૪).

**કોરટની ફરજ.**—જે પક્ષકારો ઉપર બજાવણીની દરખાસ્ત કરવામાં આવેલી હોય, તે પક્ષકારો ઉપર નોટીસ યોગ્ય રીતે બજેલી એવી કોરટની ખાત્રી થયા વીના એક વર્ષ કરતાં વધારે મુદતનુ જુનુ હુકમનામું હોય તો તે બજાવવાને કોરટ મુખત્યાર નથી ( રાજબલ્લભ વી. ગોસાઇદાસ ( ૧૮૭૦ ) ૧૩ વી રી. ૪૦૦).

**નમુનો.**—તે નોટીસ એપે. ઇ, નંબર ૭ નો નમુનો બતાવેલો છે તે નમુના પ્રમાણે થવી જોઇએ, અને સમન્સ જે રીતે બજાવવાને ઠરાવેલુ છે તે રીતે તે બજાવવી જોઇએ; જુઓ. ઓ. ૫. રૂ. ૨.

**મુદત.**—જે તારીખે નોટીસ કાહાડી તે બજાવેલી હોય તે તારીખથી મુદત શરૂ થાય છે ( સને ૧૮૭૭ ના એકટ ૧૫ ના પરીશીષ્ટ ૨ ની આરટીકલ ૧૭૯, રકમ ૫ કુંજબીહારી વી. ગીરધારી (૧૮૭૪) ૨૨ વી. રી. ૪૮૪; શીવસાહોય વી. બ્રોજબીહારી (૧૮૭૫) ૨૩ વી. રી. ૪૦૦) અને નોટીસ કાહાડવાનો જે તારીખે હુકમ કરવામાં આવે તે તારીખથી તે ગણવાની

નથી ( કેદારેશ્વર વી. મહીમચંદ્ર (૧૯૦૧) ક. વી. નો. ૧૫૬, તે પ્રમાણે રતન વી. દેવનાથ (૧૯૦૬) ૪ ક. લા. જે. ૫૩૦; ૧૦ ક. વી. નો. ૩૦૩ના કામના ઠરાવમાં ચાલવામાં આવેલુ છે. તે પ્રમાણે નથી, તે બાબત હુકમ કરવામાં આવ્યો હોય ત્યારથી શરૂ થાય છે, ખરી રીતે બજાવેલી હોવી જોઇએ, તેવી જરૂર નથી, (દામોદર વી. સોનાજી (૧૯૦૩) ૨૭ મું. ૬૨૨; ગોવીંદ વી દાદા (૧૯૦૪) ૨૮ મું. ૪૧૬ ). પછી તે બળવાન અરજી અથવા નાબુદ અરજી ઉપરથી તે કાહાડેલી હોય ( ધોંકલસીગ વી. ફકરસીંગ (૧૮૯૩) ૧૫ અ. ૮૪; બીહારીલાલ વી. શાલીકરામ (૧૮૭૬) ૧ અ. ૬૭૬ )- જો કે પાછળથી કામ ચલાવેલુ હોય તોપણુ તેમ થાય છે ( નીલમણી વી. નીલકમળ (૧૮૦૬) ૨૫ વી. રી. ૫૪૬ ). જ્યારે એક દરખાસ્ત દાખલ કરેલી હોય અને આ ઠરાવ પ્રમાણે નોટીસ કાહાડેલી હોય પણુ કાંઇ વધારે કરેલુ ના હોય ત્યારે ઠરાવેલું છે કે ક. ૪૮ ના હેતુ પ્રમાણે તે દરખાસ્ત મંજુર કરેલી નથી ( ચેંગાયા વી. આપાસામી (૧૮૮૩) ૬ મ. ૧૭૨). જ્યારે નોટીસ ખરી રીતે કાહાડેલી હોય ત્યારેજ ફક્ત મુદતના એક્ટની આ. ૧૭૫ (૫) લાગુ થાય છે, જો કાંઇ નોટીસ કાડેલી ના હોય તો કોરટના હુકમની તારીખથી મુદત ગણી શકાતી નથી, તોપણુ જો તે નોટીસ કાહાડવામાં આવેલી હોય તો જે તારીખે તે કાહાડેલી હોય તે તારીખે તે કાઢવાનો હુકમ કરેલો થાય છે ( હરીગણેશ વી યમુનાબાઇ (૧૮૯૯) ૨૩ મું. ૩૫ ). હુકમનામાના દેણુદારના મર્ણુ પછી અને તેના કોઇ વારસ વકીલને કામમાં દાખલ કરયા વીના એક હુકમનામુ બજાવવાની દરખાસ્તો કરવામાં આવેલી હોય અથવા જે મીલકત ઉપર તે બજાવવાને માગેલુ હોય તે મીલકત પાછળથી કાંઇ જપ્ત થએલી હોય તો તે દરખાસ્તો મુદત બચાવવાના કારણુસર બરોબર નથી ( માધોપ્રસાદ વી. કેશોપ્રસાદ (૧૮૯૭) ૧૯ અ. ૩૩૭ ) જ્યારે આ ઠરાવ પ્રમાણે નોટીસ કાહાડેલી હોય અને બજાવણીની મુદત પુરી થઇ ગયા પછી કાંઇ આગળ કામ ચલાવવુ પડતું રાખેલુ હોય ત્યારે ઠરાવેલું છે કે કોરટનો કાંઇ હુકમ થયો નથી, માટે આવી ફક્ત નોટીસથી મુદતના એક્ટની આ. ૧૮૦ પરીશીષ્ટ ૨ પ્રમાણે તે હુકમનામું તાજુ થતુ નથી (મનોહરદાસ વી. ફતેચંદ (૧૯૦૩) ૩૦ ક. ૯૭૯; ૭ ક. વી. નો. ૭૯૩ )

**દરખાસ્ત**.—હુકમનામાના લેણુદારે હુકમનામું બજાવવાને માગવુ જોઇએ, અને નોટીસ કાહાડવાને માગવાનુ નથી; નોટીસ કાહાડવાની કોરટની ફરજ છે ( ગુરૂદાસ વી. મધુ (૧૮૬૬) ૬ વી. રી. પ્ર. ૯૮ ) જે કોરટે હુકમનામું કરેલુ હોય તે કોરટને અથવા તે બજાવવા સારૂ જે કોરટને તે મોકલેલુ હોય તે કોરટને દરખાસ્ત કરી શકાય છે ( શામલાલપાલ વી. મધુસુદન સરકાર (૧૮૯૫) ૨૨ ક. ૫૫૮; પણુ જુઓ હીરાચંદદાસ વી. કસ્તુરચંદ (૧૮૯૪) ૧૯ મું. ૨૨૪; તેમાં એવું ઠરાવેલુ છે કે જો કે જે કોરટને હુકમનામુ બજાવવા મોકલેલુ હોય તે કોરટ નોટીસ કાહાડી શકે છે તો પણુ મરનાર હુકમનામાના દેણુદારના વારસ ઉપર તે બજાવવાની દરખાસ્ત જે કોરટે તે હુકમનામું કરેલુ હોય તે કોરટને કરવી જોઇએ. કલકતાના કામમાં એવુ કહેવામાં આવેલું હતું કે જો આ પ્રમાણે હોય તો તે કોરટને દરખાસ્ત કરવામાં આવેલી ના હોય તેથી તે માત્ર ગેરશીરસ્તે છે, માટે તેને ક. ૯૯ લાગુ થાય છે.)

**જો નોટીસ કાહાડેલી ના હોય તો**.—હુકમનામુ થયા પછી પણુ જપ્તી કરતા પહેલાં જો હુકમનામાનો દેણુદાર ગુજરી ગએલો હોય અને નોટીસ કાહાડવાને કસુર કરેલી હોય તો જ્યારે ઓછામાં ઓછા ત્રીજા પક્ષકારના હકને હરકત થએલી ના હોય ત્યારે પાછળથી ચલાવેલુ તમામ કામ રદ થાય છે ( રામેસરીદાસી વી. દુરગાદાસ (૧૮૮૦) ૭ ક. લા. રી.

૮૫; ૬ ક. ૧૬૩; ઇમામુનીસા વી. લીયાકતહુસન (૧૮૮૦) ૩ અ. ૪૨૪; રામજસ વી. શીવપ્રસાદ (૧૯૦૬) ૨૮ અ. ૧૯૩ જુદો બતાવેલો છે; અને ઐાધ્યબેહારીલાલ વી. નાગેશ્વર (૧૮૯૦) ૧૩ અ. ૨૭૮ નેનસાદક વી. અહમદહુસન (૧૮૯૩) ૨૧ ક. ૬૬ ના કામના ઠરાવમાં બતાવેલો છે; શીવપ્રસાદ વી હીરાલાલ (૧૮૯૦) ૧૨ અ. ૪૪૦) રકમ (બ) પ્રમાણે નોટીસ કાહાડવાની કસુરથી બજાવણીમાં થએલુ લીલામ રદ થાય છે (ગોપાળચંદ્ર વી. ગનામણી (૧૮૯૩) ૨૦ ક. ૩૭૦). તેવીજરીતે રકમ (અ) કસુરથી નોટીસ કાઢવાની કસુરથી લીલામ રદ થાય છે લીલામમાંથી ખરીદ કરનાર ત્રાહીત પક્ષકાર છે અને હુકમનામાવાળો નથી તેથી કાંઇ તફાવત થતો નથી (શુદેવ પાંડે વી. ધાસીરામ ગયાવાળ (૧૮૯૪) ૨૧ ક. ૧૯) આ રૂલ પ્રમાણેની નોટીસ પાછી આવવાની મુદત જે તારીખને માટે ઠરાવેલી હોય તે તારીખે એકે પક્ષકાર હાજર થાય નહી તો બજાવણીની દરખાસ્ત કાહાડી નાંખી શકાય છે (તુકારામ વી. ખંડુ (૧૮૯૬) ૨૦ મું. ૧૪૧). એક મરનાર શખસ ઉપરના પૈસા બાબતના એક હુકમનામાની બજાવણીમાં તે મરનાર કાયદેસર વારસ ઉપર નોટીસ કાહાડયા વીના એક લીલામ કરવામાં આવેલું હતું અને જે શખસનો તે મીલકત ઉપર ગીરો સબંધ હતો તે શખસે તે મીલકત ખરીદ કરેલી હતી. તેમાં તે વેચાણની તારીખથી બાર વર્ષની અંદર તેના કાયદેસર વારસે દાવો કરવાથી ઠરાવેલુ છે કે તેઓનો તે ગીરો છોડાવવાનો હક છે (એરાવા વી. સીદ્રામાપા (૧૮૯૭) ૨૧ મું. ૪૨૪).

જો નોટીસ બજાવેલી ના હોય તો ઓ. ૯. રૂ. ૧૩ પ્રમાણે એકાદી અરજી કરી શકાય છે (કીશ વી. પ્રતાપ (૧૯૦૬) ૩ ક. લા. જે. ૨૭૬).

હક છોડી દેવો—બજાવણીમાં ચાલતા કામમાં એક હુકમનામાનો દેણદાર હાજર થઇને મારા ઉપર નોટીસ બજાવેલી નથી એવી હરકત લેઇ શકતો નથી (ગીરીશચંદ્ર વી. ભાનુ મોતી (૧૮૬૯) ૧૧ વી. રી. ૩૨૯; વળી જુઓ મધુસુદન વી. કમલાશચંદ્ર (૧૮૯૭) ૨. ક. વી. નો ૨૫૪), પણ મુદત વીતી ગયા પછી જ્યારે આ રૂલ પ્રમાણે નોટીસ કાહાડવામાં આવેલી હોય અને હુકમનામાનો દેણદાર તે વીશે સામી તકરાર કરે નહી તોપણ તેથી મુદતનો બચાવ થઇ શકતો નથી (પ્રભાકરરાવ વી. પટાના (૧૮૭૮) ૨ મ. ૧; વળી જુઓ અનોદાપ્રસાદ વી. કુપરાનઅલી (૧૮૭૮) ૩ ક. ૫૧૮; ક્યારે તે હરકત લેઇ શકાય છે તે વીશે જુઓ શ્રીહરી મંડલ વી. મુરારી (૧૮૮૬) ૧૩ ક. ૨૫૭) બજાવણીની નોટીસના પુખ્તપણા વીશે હરકત વહેલામાં વહેલે ભાગે લેવી જોઇએ (રેવતકુંવર વી. ઓમરાવ બાહાદુર (૧૮૭૪) ૨૧ વી. રી. ૧૪૮) હુકમનામાની રકમ આપવાને હુકમનામાનો જે દેણદાર મુદતે લે અને લીલામના નવા જાહેરનામા કઢાવવાનો હક છોડી દે અને હુકમનામાના દેવા પેટે વસુલ આપે તો તે મીતાક્ષરા લાગુ થાય તેવા મઝીયારા કુટંબની જમ કરેલી મીલકત છે, અને પાછળ હયાત રહ્યાના હકથી અમારા કબજામાં છે અને અમારા મરનાર બાપના વારસો તરીકે અમારા કબજામાં તે નથી એવી હરકત તે હુકમનામાનો દેણદાર લેઇ શકતો નથી દેવીન્દ્રી વી. દુર્ગાપ્રસાદ (૧૯૦૩) ૮ ક. વી. નો. ૬૭૨)

**નોટીસ બજાવણીનો પુરાવ**—નોટીસ બજાવ્યા પછી હુકમનામાનો અમલ કરવાને કાંઇ કરવામાં આવેલુ નથી હતુ, એવુ વારંવાર બને છે. અને તે હુકમનામાનો અમલ કરવાને ત્યારપછી જે દરખાસ્ત કરવામાં આવે છે, તેથી હુકમનામાનો દેણદાર મુદત ગયાનો ફાયદો લેછે અને તે નોટીસ યોગ્ય રીતે બજ્યાની બાબત ઇનકાર કરીને તે બજાવનાર અમ-

લદારની યાદગીરીમાં રહેલું ના હોય તે હકીકત સાબેત કરવાની મુશકેલીમાં હુકમનામાવાળાને નાખવાનો પ્રયત્ન કરવામાં આવે છે. તો પણ કોરટોએ તે મુશકેલી કબુલ કરીને ઝીમોલાસુદ્રી ડોસી વી. કાલીકીશન (૧૮૭૪) ૨૨ વી. રી. ૫. અને મીર લુતફઅલ્લી વી. અબુબીબી (૧૮૭૧) ૧૫ વી. રી. ૨૦૩ ના કામમાં આવી નોટીસ યોગ્ય રીતે બજાવ્યાનો નાઝીરનો રીપોર્ટ હતો તે, તેમાં કહેલી હકીકતના સાચાપણા બાબત પ્રથમ દરશનીક પુરાવ છે, એવુ ઠરાવેલુ છે, વળી જુએ: મકુંદનાથ વી. શીબચંદ્ર (૧૮૭૩) ૧૯ વી. રી. ૧૦૨) ના કામમાં ઠરાવેલું છે કે સને ૧૮૫૯ ના એક્ટ ૮ ની ક. ૨૧૬ મી આ રૂલને મળતી હતી તે પ્રમાણેની નોટીસ કાહાડવાની ફરજ કોરટની હતી, માટે એક સમન્સ અથવા બીજી નોટીસ બજાવવાને એક પક્ષકાર બંધાએલો હોય છે તેથી જુદા આધારવાળી છે, અને એકાદા જડજને એવુ અનુમાન કરવાનો હક છે કે કોરટે નોટીસ કાહાડેલી હતી, માટે તે નોટીસ ખરી રીતે કાહાડવામાં આવી નથી એવુ કોરટની ખાત્રી પુરવક સાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે.

**હુકમનામાના દેણદારના કાયદેસર વારસ વકીલ ઉપર અમલ કરવામાં આવે તે.**—જુઓ ક. ૫૦ અને ૫૨. તે નોટીસ જે હિંદુના કબજામાં મજીયારી અવિભક્ત મીલકત હોય તે હિંદુના ભાઇયો સાથે તેની વીધવા ઉપર નોટીસ કાહાડવી જોઈએ; કારણ કે જુદા જેવી મીલકત હોય અને તેથી જપ્તી કરાવનાર લેંણદારનો હક તે ઉપર થતો હોય (નાનાભાઇ ગણુપતરાવ વી. જનારદન વાસુદેવજી (૧૮૯૨) ૧૬ મું. ૬૩૬; હુકમનામાના દેણદારનો જે શખસ વારસ ના હોય તેના ઉપર નોટીસ બજાવવામાં આવેલી હોય અને યોગ્ય વારસ ઉપર તે બજાવ્યા વગરની હોય તો તેના અસર વીશે જુઓ મલકાર્જુન વી. નરહરી (૧૯૦૦) ૫ ક. વી. નો. ૧૦ લા. રી. ૨૭ ઇ. અ. ૨૧૬; ૨૫ મું. ૩૩૭).

**પ્રથમની દરખાસ્ત.**—એક આગળની દરખાસ્ત ચાલુ હોય તો તેનો નીકાલ કરવામાં આવે ત્યાં સુધી ચાલુ કામ છે એમ ગણી શકાય છે. (શરતચંદ્ર વી. અબદુલ ખાયર (૧૮૭૫) ૨૩ વી. રી. ૩૨૭; વળી જુઓ ઇશનચંદ્ર વી. પ્રાણનાથ (૧૮૭૪) ૧૪ બં. લા રી. એફ. બી. ૧૪૩; ૨૨ વી. રી. ૫૧૨, રોહીનીનંદન વી. ભોગોબાન (૧૮૭૪) બં. લા. રી ૧૪૪, નોટ; ૨૨ વી. રી. ૧૫૪). સને ૧૮૫૯ ના એક્ટ ૮ ની ક. ૨૪૬ પ્રમાણે એક હુકમનામાના લેંણદારે હુકમનામાના દેંણદાર અને ત્રીજા પક્ષકાર ઉપર રેગ્યુલર દાવો કરેલો હતો તેમાં કરેલુ હુકમનામું તે સને ૧૮૫૯ ના એક્ટ ૮ ની ક. ૨૧૬ ના હેતુ પ્રમાણે પ્રથમની દરખાસ્ત ઉપર કરેલો હુકમ નથી, એવુ ઠરાવેલુ છે. (પીયારીસુંદ્રી વી. જુબોસુંદ્રી (૧૮૭૫) ૨૩ વી. રી. ૩૧).

**હાઇ કોરટ.**—આ રૂલ અથવા રૂલ ૧૭ પ્રમાણે બજાવણીનો હુકમ કારણ બતાવવાની નોટીસ પછી હાયકોરટની અસલ બાજુમાં કરેલો હોય તો તેનો ફેંસલો તાજો કરવાનો થાયછે (આશુતોશદત વી, દુરગાચર્ણ (૧૮૮૧) ૬ ક. ૫૦૪, તોપણ જુઓ તીનકોરી વી. દેબંદ્ર (૧૮૯૦) ૧૭ ક. ૪૫૧; ગણુપથી વી. બાળાસુંદરી (૧૮૮૪) ૭ મ. ૫૪૦).

નોટીસ કાઢ્યા પછી શું કરવું તે.

**૨૩.** (૧) જ્યારે ગઇ છેલી કાનુન પ્રમાણે જેને નોટીસ કાઢી હોય તે શખસ હાજર ન થાય, અથવા હુકમનામુ શા માટે ન બજાવવું તેનું કોરટની ખાત્રી લાયક કારણ ન બતાવે, ત્યારે કોરટે તે હુકમનામું બજાવવાનો હુકમ કરવો. કલમ ૨૪૮

(૨) જ્યારે એવો શખસ હુકમનામું બજાવવાને કંઇ હરકત બતાવે, ત્યારે કોરટે તે હરકત ધ્યાનમાં લેવી અને પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવો.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૪૯.**

**ટીકા.**—આ રૂલ હાઇકોરટને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**ગેરશીરસ્તે.**—જે સખસ ઉપર રૂ. ૨૨ પ્રમાણે નોટીસ કાહાડીને બજાવેલી હોય અને તેને પોતાના ઉપર બજાવણી કરવા બાબત કાંઇ બળવાન કારણ હોય તો તે હાજર થઇને તે બતાવવાને બંધાએલો છે. સને ૧૮૫૯ ના એકટ ૮ ની ક. ૨૧૬ મી રૂલ ૨૨ ને મળતી હતી તે પ્રમાણેના એક કામમાં ઠરાવ્યુ છે, કે નોટીસ પછી બજાવણીમાં જે કામ ચલાવેલુ હોય તે નીરર્થક ગણી શકાતુ નથી, માટે ચાર્ટર એકટની ક. ૧૫ પ્રમાણે હાઇકોરટે પોતાની અસાધારણ હકુમતનો અમલ કરીને તેમાં હાથ ઘાલવાને ના કહેલી છે ( કોચરેન વી. બ્રીજસુંદ્રી (૧૮૭૫) ૨૩ વી. રી. ૩૧૦, ૧૪ બં. લા. રી. ૩૩૭. વળી જુઓ શામલાલપાલ વી. મધુસુદન સરદાર (૧૮૯૫) ૨૨ ક. ૫૫૮ ).

**પ્રતીજ્ઞા.**—આ રૂલ પ્રમાણે લીધેલી હરકત બતાવવાની અરજી ઉપર પ્રતીજ્ઞા કરવાની જરૂર નથી ( સંત ગોપાળચંદ્ર વી. જગતઇંદ્ર ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૨૦૦ ).

**રીવાજ.**—જ્યારે આ રૂલ પ્રમાણે હરકતની અરજી આપવામાં આવે ત્યારે તે અરજીનો વીચાર કરવાને એક દીવસ ઠરાવવાને જડજ બંધાએલા છે, અને ( અરજદાર જાતે અથવા વકીલ મારફતે હાજર ના હોય ) તોપણ આ હરકતોનો વીચાર કરીને પોતાને વ્યાજબી અને યોગ્ય લાગે તેવા હુકમો કરવાને બંધાએલા છે, કારણ કે એવુ બની શકે છે કે હરકત લેવામાં આવેલી હોય તેનુ કારણ એવા પ્રકારનુ હોય કે જડજ પ્રથમ દર્શનીક રીતે તે કામમાં વધારે તપાસ કર્યા વીના બજાવણી ચલાવવી નહી એવુ જડજની નજરમાં આવી શકે છે ( રાજબલભશા વી. રામસદોય ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૧૫૫; ૫ બં. લા. રી. એપ. ૬૫ ).

**બજાવણી વાસ્તે પ્રોસેસ.**

બજાવણી વાસ્તે પ્રોસેસ.

**૨૪.** (૧) જ્યારે પાછળની કાનુનો પ્રમાણે પ્રથમની તજવીજો (કાંઇ હોય તો) તે સર્વ કર્યા પછી, પ્રોસેસ ન કાઢવાનું કાંઈ કારણ કોરટને નહીં જણાય તો હુકમનામું બજાવવાને કોરટે પ્રોસેસ કાઢવી. કલમ ૨૫૦, ૨૫૧

(૨) એવી દરેક પ્રોસેસ ઉપર જે તારીખે તે કાઢી હોય તે તારીખ લખવી, તથા જડજે અથવા તે કામને વાસ્તે કોરટ નીમે તે અમલદારે સહી કરવી તથા કોરટના શિક્કાથી શિક્કો કરવો અને તે બજાવવાને યોગ્ય અમલદારને સ્વાધીન કરવી.

(૩) એવી દરેક પ્રોસેસમાં એક દિવસ મુકરર કરી લખવું કે, તે દિવસ અથવા તે પેહેલાં તે પ્રોસેસ બજાવવામાં આવશે.

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૨૫૦, ૨૫૧**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**હુકમનામાવાળાની** કાંઇ કસુર વીના પ્રથમનુ વારંટ જ્યારે નીષ્ફળ થએલુ હોય ત્યારે

દેણુદારની જાત ઉપર વારંટ કાહાડવાની કોરટે ના કહેવી ન જોઇએ ( સેતન વી. બીજોહન ( ૧૮૭૧ ) ૮ બં. લા. રી. ૨૫૫: ૧૭ વી. રી. ૧૬૫, વળી જુઓ કાળીચંદ્ર વી. ઠાકુરદાસ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. અ. દી. ૭ ) જે હુકમનામા ઉપર અપીલ કરેલી ના હોય અને અપીલ કરવાની મુદત પુરી થઇ હોય તે હુકમનામું બજાવવાની ના કહેવાનો કોરટને અખ્ત્યાર આપ્યા બાબત તે કાયદામાં કાંઇ ઠરાવ નથી ( ઇશાનચંદ્ર વી. અશતુલ્લા ( ૧૮૮૪ ) ૧૦ ક. ૮૧૯ ),

એકાદા દીવાની કોરટના હુકમનામાની બજાવણીમાં હરકત થાય તેવી પ્રતક્ષ અસર થાય તેવો કોઇ હુકમ કરવાને જીલ્લા મેજીસ્ટ્રેટનો અખતયાર નથી ( રહેમતુલ્લાના કામમાં ( ૧૮૯૫ ) ૧૭ અ. ૪૮૫ )

**જડજે સહી કરેલુ.**—જો વારંટ ઉપર જડજે સહી કરેલી ન હોય તો તેથી થતા પરીણામ વીશે જુઓ (રામદયાળ વી મેહેતાબસીંગ (૧૮૮૫) ૭ અ. ૫૦૭) ના કામનો ઠરાવ.

**યોગ્ય અમલદાર.**—જે અમલદારના નામનુ વારંટ હોય તે અમલ તે વારંટ બજાવવાને એક બીજા શખસને સોંપી શકાય છે ( અબદુલ કરીમ વી. બુબન ( ૧૮૮૪ ) ૬ અ. ૩૮૫; ધરમચંદ વી. માહારાણી કેશરેહિંદ ( ૧૮૯૫ ) ૨૨ ક. ૫૯૬; શીવપ્રમાસ વી. ભુપનારાયણ ( ૧૮૯૫ ) ૨૨ ક. ૭૫૯ )

**પકડવામાં આવે તે.**—એકાદા અમલદારના કબજામાં વારંટ હયા વીના તે અમલદાર પકડી શકતો નથી ( કેશરેહિંદ વી. અમરનાથ ( ૧૮૮૩ ) ૫ અ. ૩૧૮; પણ તે ઉપર સહી કરેલી નથી, અને ફકત સહીનુ નીશાન કરેલુ હોય તે કારણથી તે બજાવવાને હરકત લેઇ શકતો નથી ( માહારાણી વી. કેશરેહિંદ વી. જાનકી ( ૧૮૮૬ ) ૮ અ. ૨૯૩ )

**બજાવણીનો પુરાવ.**—એકાદા ચોકીદારની પોહોચ અથવા એક હુકમનામાની બજાવણીમાં એક પ્રેસેસ બજાવ્યાનો નાઝીરનો રીપોર્ટ તે કાંઇ પુરાવ નથી, પણ બીજો દસ્તાવેજી પુરાવ સાબેત કરવામાં આવે છે તે પ્રમાણે તે સાબેત થએલુ જોઇએ ( અખયચંદ્ર વી. અ. સૈકાન અને કંપની ( ૧૮૬૫ ) ૩ વી. રી. પ્રા. ૧૧; શાહાકુંદનલાલ વી. નુરઅલી ( ૧૮૬૮) ૧૦ વી. રી. ૩; મેઘલાલ વી. શીબપ્રસાદ ( ૧૮૮૧ ) ૭ ક. ૩૪ )

**મુકરર કરેલા દીવશે.**—જુઓ આનંદલાલ વી. કેંશરેહિંદ ( ૧૮૮૪ ) ૧૦ ક. ૧૮; અબીનાશચદ્ર વી આનંદચંદ્ર ( ૧૯૦૪ ) ૩૧ ક. ૪૨૪ )

**૨૫. [૧] પ્રોસેસ બજાવવાને જે અમલદારને સોંપી હોય તેણે તે ઉપર શેરો કરવો. તેમાં કઇ તારીખે અને કઇ રીતે તે બજાવી તે લખવું; તથા પ્રોસેસ પાછી લાવવાને મોડામાં મોડો દિવસ તેમાં લખ્યો હોય તે વીતી ગયો હોય તો ઢીલ થવાનું કારણ લખવું; અથવા પ્રોસેસ ન બજાવી હોય તો તે કેમ બજાવવામાં ન આવી તેનું કારણ લખવું; અને તે શેરા સહિત કોરટમાં તે પાછી મોકલવી.**

પ્રોસેસ ઉપર શેરો. કલમ ૩૪૩

**મારાથી પ્રોસેસ બજાવી શકાય તેમ નથી એવી મતલબનો શેરો તે અમલદારે કરયો હોય ત્યારે, જે અશકતતા જણાવવામાં આવી હોય તે બાબત કોરટે તેની જબાની લેવી, અને યોગ્ય લાગે તો તે અશક[illegible]**

સાક્ષીઓને સમન કાઢી જવાની લેઈને કોરટે પરિણામ દફતરમાં લખવું.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૪૩.

**ટીકા.**—આ રૂલ હાઈકોરટને અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

વારંટ ઉપર પોતાના તાબાના એક અમલદારના નામનો શેરો કરીને તે અમલદારને બજાવવાને નાઝીર સોંપી શકે છે. જો તે શેરો ગેરશીરસ્તે કરેલો હોય તો તેથી પકડવામાં આવે તે નાબુદ થતુ નથી ( અબ્દુલ કરીમ વી. બુલન ( ૧૮૮૪ ) ૯ અ. ૩૮૫ )

બજાવણી બંધ રાખવા વિશે.

કોરટ બજાવણી ક્યારે બંધ રાખે.

**૨૬.** (૧) જે કોરટને હુકમનામું બજાવવા સારૂ મોકલ્યું હોય તે કોરટને પુરતું કારણ દેખાડવામાં આવે તો તે કોરટે યોગ્ય મુદત સુધી તે હુકમનામું બજાવવું બંધ રાખવું, એટલા માટે કે જે કોરટે તે હુકમનામું કર્યું હોય તે કોરટ પાસે, અથવા તે હુકમનામા બાબત કે તેની બજાવણી બાબત જે કોરટને અપીલ હકુમત હોય તે કોરટ પાસે, બજાવણી બંધ રાખવાને હુકમ કરાવવા સારૂ, અથવા તે અવલ કે અપીલ કોરટ પોતે બજાવણીનો હુકમ કાઢયો હોત ત્યારે કે તે કોરટોને બજાવણીની દરખાસ્ત કરવામાં આવી હોત ત્યારે કોરટે હુકમનામા બાબત કે બજાવણી બાબત બીજો જે હુકમ કરી શકત તે કરાવવા સારૂ હુકમનામાનો દેણુદાર તે અવલ કે અપીલ કોરટને અરજ કરી શકે. કલમ ૨૫૪

(૨) જ્યારે બજાવવાના કામમાં હુકમનામાના દેણુદારને પકડયો હોય અથવા તેની મિલકત જપ્ત કરી હોય ત્યારે, સદરહુ હુકમને વાસ્તે કરેલી અરજનો નિકાલ થતાં સુધી જે કોરટે બજાવવાનો હુકમ કઢયો હોય તે કોરટ પ્રતિવાદીને છોડવાનો અથવા મિલકત પાછી આપવાને હુકમ કરવાને મુખત્યાર છે.

હુકમનામાના દેણુદાર પાસે તારણ માગવાનો તથા તેની સાથે શરતો કરવાનો અખત્યાર.

(૩) બજાવણી બંધ રાખવાનો, અથવા મિલકત પાછી આપવાનો, અથવા હુકમનામાના દેણુદારને છોડી દેવાનો હુકમ કરતાં પહેલાં હુકમનામાના દેણુદાર પાસે પોતાને યોગ્ય લાગે તેવું તારણ માગવાને, અથવા પોતાને યોગ્ય લાગે તેવી તેની સાથે શરતો કરવાને કોરટ મુખત્યાર છે.

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૨૫૪.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**અપીલની હકુમત.**—આ રૂલ પ્રમાણે જે કોરટની અપીલની હકુમત તે જે કોરટની હુકમનામુ કરનારી કોરટ ઉપર તેવી હકુમત હોય તે કોરટ છે. જે કોરટ તરફ હુકમનામુ બજાવવા સારૂ મોકલેલુ હોય તે કોરટે કોઇ હુકમ કરેલો હોય તે હુકમનો આ કલમમાં સમા-

નેશ થતો નથી, કારણ કે જ્યારે તેવા હુકમો ઉપર અપીલ ચાલે તેવુ હોય તો તે કારટ ઉપર સાધારણ અપીલની હકુમત જે કોરટની હોય તે કોરટને તે ઉપર અપીલ કરવા લાયક છે ( મોબારકઅલી વી. રુમીરંગ (૧૮૭૧) ૩ અ. હા. કો. ૧૬૮ )

**રીવાજ.**--પ્રોશેસ કાહાડતા પહેલાં જે કોરટે હુકમનામુ બજાવવા માટે મોકલેલુ હોય તે કોરટ તે કાયદાના ઠરાવો પ્રમાણે સખત રીતે ચાલેલી છે કીંવા નહી તે જોવાને તે કોરટ બંધાએલી છે. જે દસ્તાવેજો હોવાની જરૂર છે તે-(૧) હુકમનામાની નકલ; (૨) જે રકમ લહેણી રહેલી હોય તેનુ સર્ટીફીકટ; અને (૩) બજાવણીના હુકમની નકલની જરૂર છે ( વેંકટ સુબ્બીયા વી. શીવરામાપા (૧૮૬૮) ૪ મ. હા. કો. ૩૩૧ ) અને કાંઇ વધારે મોકલવુ ન જોઇએ ( બુતકુલા વી. કીરતચંદ (૧૮૭૬) ૨૧ વી. રી. ૩૩૦ ) માટે એક રૂબાકેરાથી એ હુકમનામાની નકલની અને સર્ટીફીકેટ વીના અરજદારનો બજાવવાનો હક થાય છે એવું ઠરાવેલું છે તેથી બીજી કોરટને હકુમત આપવામાં આવતી નથી ( ધનેશકૂઅરી વી. ઉલફતહુસેન (૧૮૭૪) ૨૧ વી. રી. ૨૧૯ ) એકાદા જે સર્ટીફીકેટમાં બધી હકીકત હોય તો, જો કે તે રીતીસર નમુનાનુ ન હોય તો પણ, તે સર્ટીફીકેટ બરોબર છે (મુકતાકેશીદેબીયા વી. લછમીપતી તસીંગ (૧૮૬૮) ૧૦ વી. રી. ૧૩૭)

**બજાવણી બંધ રાખવી.**--હુકમનામાના દેણદારની દરખાસ્ત અથવા હરકત ઉપરથી બજાવણી બંધ રાખવાનો ફકત આ ઠરાવનો હેતુ જણાય છે. જ્યારે હુકમનામુ અથવા બજાવણીમાં કરેલા કાંઇ હુકમ ઉપર અપીલ કરેલી હોય ત્યારે અથવા જે કોરટને હુકમનામુ બજાવવા સારૂ મોકલેલું હોય તે કોરટને હુકમનામાવાળાને હુકમનામુ બજાવવાનો હક છે કે નહી અથવા તે હુકમનામુ મોકલવામાં આવેલું તે રીતીસર છે કે નહી તેની બાબતનો નીર્ણય કરવાની હકૂમત ના હોય ત્યારે તાબડતોબ બજાવણી કરતાં અટકાવવાને આ ઠરાવ કરેલો છે ( શીબનારાયણસીંગ વી. ગોબીંદદાસ (૧૮૭૫) ૨૩ વી. રી. ૧૫૪; બીરચંદ્ર વી. મેમન (૧૮૮૦) ૫ ક. ૭૩૬ ) અથવા જે કોરટે હુકમનામુ કરેલું હોય તે કોરટની હકૂમત વીશે શક હોય ( છોગાલાલ વી. ટ્રુમેન (૧૮૮૩) ૭ મુ. ૪૮૧; પણ જુઓ રૂલ ૭ નીચે નોટ પાછળ), અથવા તે કપટથી મેળવેલુ હોય (સુબ્રમનીયન વી. પંજોમા (૧૮૭૨) ૪ મ. ૩૨૪) અથવા જે રકમ બાબત તે બજાવવાને માગેલુ હોય તે રકમ વીશે શક હોય ( કેસબચંદ્ર વી. ખેલાતચંદ્ર (૧૮૬૮) ૯ વી. રી. ૩૬૧ ) તો તે તાબડતોબ બજાવતાં અટકાવવાનો આ ઠરાવનો હેતુ જણાય છે. જો આ રૂલ પ્રમાણે બજાવણી બંધ રાખેલી હોય તો, તે હુકમથી બજાવવાના હકને હરકત થતી નથી ( શ્રી હરીમંડલ વી. મુરારી (૧૮૮૬) ૧૩ ક. ૨૫૭). જે કોરટને હુકમનામું બજાવવા સારૂ મોકલેલુ હોય તે કોરટ બજાવણી ફક્ત થોડી મુદત બંધ રાખી શકે છે ( રામલાલ વી. રાધેલાલ (૧૮૮૫) ૭ અ. ૩૩૦ ); તોપણ તે પાછલી કોરટનો વધારે સારો ઇલાજ બજાવણી બંધ રાખીને તે બાબતનો નીર્ણય પોતે કરે તેને બદલે હુકમનામુ કરનારી કોરટ તરફ તે હરકત લેનારને મોકલવાનો છે ( જશોદાકુંવર વી. લેન્ડ મોર્ટગેજ બેંક (૧૮૮૨) ૧૧ ક. લા. રી. ૩૪૮; ૮ ક. ૯૧૬ ) જે દેણદારના ઉપર જે દાવામાં એક તરફ હુકમનામુ થએલું હોય તે દાવાની ફરી સુનાવણી કરવાની અરજ કરવાનો તે દેણદાર પોતાનો ઇરાદો બતાવે તો એકાદી કોરટે બજાવણી બંધ રાખવી જોઇએ ( મીરતુનજય વી. કોકરેન (૧૮૬૭) ૮ વી. રી. ૨૦૨ ) જ્યારે દેણદાર એવી હરકત લે કે તે હુકમનામાને મુદતની હરકત છે અને મને તેની ખબર ન્હોતી તો, હુકમનામું બજાવનારી કોરટ બજાવણી રાખી શકે છે કે જેથી તે અસલ કોરટને અરજ કરી શકે છે ( શ્રી હરીમંડળ વી,

મુરારી ( ૧૮૮૬ ) ૧૩ ક. ૨૫૭ ). એક હરકત લેનારે જે કોરટમાંથી તે હુકમનામું મોકલવામાં આવેલુ હોય તે કોરટની રૂબરૂ પોતાની હરકતો રજુ કરવાને મુદત લે તેને બદલે અપીલ કરેલી હોય તો ઠરાવ્યુ છે કે બધુ ખર્ચ તેણે આપવું જોઇએ (જશોદાકુંવર વી. લેન્ડમોર્ટગેજ-એક ( ૧૮૮૨ )૧૧ ક. લા. રી. ૩૪૮; ૮ ક. ૫૧૬ ).

**૨૭.** કાનુન ૨૬ પ્રમાણે હુકમનામાના દેણદારની મિલકત પાછી આપવાનો, અથવા તેને છોડી દીધાનો હુકમ કરયો હોય અને તેથી બજાવણીને વાસ્તે મોકલેલું હુકમનામુ બજાવવામાં તે મિલકત ફરી ધરવાને અથવા તે શખસને ફરી પકડવાને હરકત નથી. કલમ ૨૪૧

છોડી મુકયો હોય તે હુકમનામાના દેણદારને ફરી પકડાય.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૪૧.**

ટીકા.—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

જે હુકમનામાની બજાવણીમાં દેણદારને પકડવામાં આવ્યા પછી એકવાર છોડી દેવામાં આવે એટલે તેના તેજ હુકમનામાની બજાવણીમાં સાધારણ રીતે તેને ફરીથી પકડી શકાતો નથી ( સેક્રટરી ઓફ સ્ટેટ વી. જુડા ( ૧૮૮૬ ) ૧૨ ક. ૬૫૨; બોલીચંદ દતના કામમાં ( ૧૮૯૩ ) ૨૦ ક. ૮૭૪. જુઓ ક. ૫૮ ).

**૨૮.** હુકમનામું કરનારી કોરટનો અથવા ઉપર લખેલા પ્રકારની અપીલ કોરટનો તે હુકમનામું બજાવવાની બાબતમાં જે હુકમ થાય તે, જે કોરટને હુકમનામું બજાવવા મોકલ્યું હોય તે કોરટે માન્ય કરવો. કલમ ૨૪૨

હુકમનામુ કરનારી કોરટે અથવા અપીલ કોરટે કરેલો હુકમ જે કોરટને દરખાસ્ત કરી હોય તે કોરટે માન્ય કરવો.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૪૨.**

ટીકા—આ રૂલ હા.કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

હુકમનામું બજાવનારી કોરટની બાબતમાં અસલ કોરટની પરસપર સ્થીતી વીશે જુઓ: ગાઝીદીન વી. ફકીર ( ૧૮૮૫ ) ૭ અ. ૭૩. પા. ૭૬ ) ના કામનો ઠરાવ.

પણ જે કોટટને હુકમનામુ બજાવવા માટે મોકલેલુ હોય તે કોરટને કાંઇ હુકમ કરેલો હોય તોપણ તે સબંધી સાધારણ અપીલ કોરટે પોતાની હકુમતનો અમલ કરેછે; ક ૪૨.—

**૨૯.** કોઇ કોરટમાં હુકમનામું થયું હોય અને તેજ કોરટમાં તે હુકમનામાના માલીક ઉપર, જેની વિરૂદ્ધ તે હુકમનામું થયું હોય તેની ફરિયાદ ચાલતી હોય, ત્યારે ચાલુ ફરિયાદનો નિકાલ આવે ત્યાંસુધી તારણ સંબંધી અથવા બીજી બાબતો સંબંધી પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરી તે હુકમનામું બજાવવું બંધ રાખવાને કોરટ મુખત્યાર છે. કલમ ૨૪૩

હુકમનામાંવાળાની તથા હુકમનામાના દેણદારની દરમ્યાન ફરિયાદ ચાલુ હોય ત્યાંસુધી બજાવણી બંધ રાખવાનું.

## સને ૧૮૮૨ના એક્ટ ૧૪ની ક. ૨૪૩

**ટીકા.**—આ રૂલ હા. કો. ને અને પ્રો. સ્મો. કો. કોને લાગુ છે.

જે કામમાં બજાવણીનો અમલ કરવામાં આવેલો હોય તેને તે લાગુ નથી ( ગાઝીદીન વી ફકીર ( ૧૮૮૫ ) ૭ અ. ૭૩ ).

**કોઇ કોરટ**—જે કોઇ કોરટમાં હુકમનામું બજાવવાને મોકલેલુ હોય તે કોરટમાં જો તે હુકમનામાના દેણુદાર અને હુકમનામાવાળાની વચમાં એકાદો દાવો ચાલુ હોય અને તે હુકમનામું મોકલનારી કોરટમાં તે ચાલુ ના હોય તો જે કોરટને બજાવવા સારૂ તે હુકમનામુ મોકલેલું હોય તે કોરટે આ રૂલ પ્રમાણે ચાલવાનુ છે, ( કૂક વી; ડીથીબાઝીબી ( ૧૮૭૪ ) ૬. બ. હા. કો. ૧૮૧ ) જે કોરટ પોતાનુ કરેલુ હુકમનામું બજાવતી હોય તેનેજ તે લાગુ છે એમ નથી ( કશામલ વી. ગોપી ( ૧૮૮૮ ) ૧૦ અ. ૩૮૯ ). ગીરો આપનારના વારસ વકીલો ની વચમાં તકરાર ચાલતી હોય તો તે સાથે ગીરોના હુકમનામાવાળાને કાંઈ સબંધ નથી, માટે તે તકરાર બાબતના દાવાઓથી તે ગીરોનુ હુકમનામુ ગીરોવાળી મીલકત ઉપર બજાવતાં બંધ રાખવાને કાંઇ કારણ થતુ નથી (ફીશ્નમોહીનદાસી વી. સ્યામચરણનાગ ( ૧૮૮૧ ) ૫ ક. લા. રી. ૩૪૪; ૭ ક. ૭૩૩ ). પણ એક દાવામાં વાદીએ હુકમનામું કરાવેલુ હોય અને સામો દાવો ચાલુ હોય તો પહેલા દાવામાં બજાવણીમાં ચાલતુ કામ કોરટે બંધ રાખવાનુ નથી. અથવા તે હુકમનામાથી જે વસુલ થએલુ હોય તે બીજા દાવામાં જે પરીણામ થાય તે પ્રમાણે ચાલવાને કોરટમાં ભરવાનો હુકમ કરવાનો નથી. ( મુળચંદ વી. રાજનારણ ૧ ઇ. જ્યુ. એન. એસ. ૩૩૦ ), પણ તે હુકમનામુ કોરટે પોતે કરેલુ ના હોય તો તેમ કરવાનુ છે (મીતનબીબી વી. બઝલુરખાન ( ૧૮૯૭ ) ૮ વી. રી. ૩૫૨ ),

**કપટ**—એકાદો ત્રાહીત શખસ કપટના કારણથી એક હુકમનામા વીશે વાંધો લેતો હોય તે કારણથી બંધ રાખી શકાતી નથી. તેણે એક દાવો ફાઇલ કરવો જોઇએ. અથવા તે કાર ણુસર તાકીદ હુકમ મેળવવો જોઇએ ( પરસોતમ વી. પરસોતમ ( ૧૮૮૪ ) ૮ મું. ૫૩૨ ).

**અપીલ**—બજાવણી બંધ રાખવાના હુકમ ઉપર અપીલ ચાલે છે ( સ્ટીલ વી. ઇચ્છા મોઇ ( ૧૮૮૬ ) ૧૩ ક. ૧૭૧; કશામલ વી. ગોપી ( ૧૮૮૮ ) ૧૦ અ. ૩૮૯; લંગમકીઅભુપતી વી. કંદુલા ( ૧૮૯૭ ) ૨૦ મ. ૩૬૬ ).

## બજાવણી કેવી રીતે કરવી તે વિશે.

પૈસા આપવા બાબતનું હુકમનામું.

**૩૦.** પૈસા આપવાનું ફરમાવ્યું હોય તે પ્રત્યેક હુકમનામુ તથા બીજી કોઈ દાદને બદલે અપાવેલી પૈસાની રકમ આપવાનું હુકમનામું હુકમનામાના દેણદારને દિવાની તુરંગમાં કેદ કરીને, અથવા તેની મિલકત જપ્ત કરી તથા વેચીને, અથવા તે બંને વાનાં કરીને અમલમાં લાવી શકાય. કલમ ૨૫૪

## સને ૧૮૮૨ ન એક્ટ ૧૪ ની ક. ૨૫૪.

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે,

હુકમનામાવાળાએ દરખાસ્ત કરેલી હોય તે પ્રમાણે એક નીયમ તરીકે કોરટે હુકમનામુ બજાવવુ જોઇએ ( જુઓ ૬. ૪૭ અને નોટ ) પણ પોતાની મરજીમાં આવે તો, તેજ વખ

તે હુકમનામાના દેણદારની જાત અને મીલકત ઉપર બજાવણી કરવાની ના કહેવાને મુખત્યાર છે. રૂ. ૨૧ પાછળ અથવા પૈસા બાબતના દાવામાં દેણદાર ઉપર એવો હુકમ કાહાડવાને મુખત્યાર છે કે તે દેણદારને શા વાસ્તે કેદ રાખવો નહી તેનું કારણ બતાવવું. રૂ. ૩૭ અને પૈસા બાબતના હુકમનામા ઉપરથી એકાદી સ્ત્રીને તે પકડી શકાતી નથી. ક. ૫૬.

ખરચ બાબત જુઓ ક. ૩૫ અને તે નીચેની નોટ.

**એક પક્ષકારને પૈસા આપવાનો હુકમ કરવામાં આવે તે**--દરમાસે અમુક દરથી ખોરાકી પોશાકી આપવાનુ હુકમનામુ તે હફતાબંદી હુકમનામા જેવુ છે, માટે જેમ હફતો ચડે તેમ તે વખતે વખતે બજાવી શકાય છે ( પીયારીનાથ બ્રહ્મો વી. જગેશ્વરી (૧૮૭૧) ૧૫ વી. રી. ૧૨૮ )

**સાંથ**—એક પટનીદાર ઉપર ફક્ત સાંથનુ હુકમનામુ તે પૈસા આપવાના હુકમનામા પ્રમાણે બજાવી શકાય છે (તારીનીપ્રસાદ વી. નારાયણ (૧૮૯૦) ૧૭ ક. ૩૩૧).

**કાંઇક બીજી દાદના અભાવે**—એટલે જો હુકમનામું જંગમ મીલકત આપવાનુ હોય તો તેમાં એવુ ઠરાવવામાં આવે છે કે જો તે મીલકત આપી શકાય નહી તો તેને અભાવે નાણાની રકમ આપવી તે છે ઓ. ૨૦ રૂ. ૧૦

**જપ્તી**—વેચાણ બાબતનુ હુકમનામુ ના હોય ( દયાચંદ વી. હેમચંદ ( ૧૮૮૦ ) ૪ મું. ૫૧૫ ) અને મીલકત યોગ્ય રીતે જપ્ત કરેલી ના હોય તો એકાદુ કરેલુ વેચાણ નીરર્થક છે ( મહાદેવ વી. ભોળાનાથ ( ૧૮૮૧ ) ૫ અ. ૮૬; પણ જુઓ ઓલ ફર્ટસ વી. માહાબીર પ્રસાદ ( ૧૮૮૨ ) લા. રી. ૧૦ ઇ. અ. ૨૫. પા. ૨૯; અને શીબધ્યાંન વી. ભોળાનાથ ( ૧૮૫૯ ) ૨૧ અ. ૩૧૧ ).

**કેદ**--તીરસ્કાર કર્યા બાબત કમીટ કરવાના હાઇકોરટના અખત્યાર વીશે જુઓ માર્ટીન વી. લારેંન્સ ( ૧૮૭૯ ) ૪ ક. ૬૫૫; હસનભાઇ વી. કાવસજી ( ૧૮૮૩ ) ૭ મું. પા. ૧, ૯; બાઇ અમ્રીતના કામમાં ( ૧૮૮૪ ) ૮ મું. ૩૮૭; સુરેંદ્રનાથ વી. કલકતા હાઇકોરટના ચીફ જસ્ટીસ સાહેબ ( ૧૮૮૪ ) ૧૦ ક. ૧૦૯; લા. રી. ૧૦ ઇ. અ. ૧૭૧ ).

**નાદાર દેવાદાર**—જુઓ ટોટીબીબી વી. અબદુલખાંન ( ૧૮૮૦ ) ૫ ક. ૫૩૬; સમરાપુરી વી. પેરી ( ૧૮૫૦ ) ૧૩ મ. ૧૫૦ )

**ખોટી રીતે**—જ્યારે અસલ દાવાનો ફેંસલો આખરે વાદીના લાભમાં કરવામાં આવેલો હોય અને વ્યાજબી અથવા સંભવાત કારણ શીવાય પકડવામાં આવેલો હોય અને તેથી જે ઇજા તેને થએલી તેનો બદલો ખરચથી મળી શકતો ના હોય ત્યારે તે હુકમનામા પ્રમાણે પકડવાથી જે ઇજા થએલી હોય તે બાબતજ નુકશાનનો દાવો ચાલી શકે છે ( રાજચંદ્ર વી. સ્યામસુંદરી ( ૧૮૭૯ ) ૪ ક. ૫૮૩ )

ખાસ જંગમ મિલકતનું હુકમનામું.

**૩૧.** (૧) જ્યારે કંઇ ખાસ જંગમ મિલકત વિશે, અથવા ખાસ જંગમ મિલકતના હિસ્સા વિશે હુકમનામું હોય ત્યારે, તે હુકમનામું આ પ્રમાણે અમલમાં લાવી શકાયઃ—એટલે, અને તો, તે જંગમ મિલકત કે તેનો હિસ્સો જપ્ત કરીને જે પક્ષકારને તે આપવાનું ઠરાવ્યું હોય તેને સ્વાધીન કરવો, અથવા તે પક્ષકાર પોતાની વતી સ્વાધીન

**કલમ નવી.**

લેવાને જે શખસને નીમે તેને સ્વાધીન કરવો; અથવા હુકમનામાના દેણુદારને દિવાની તુરંગમાં રાખવો અથવા તેની મિલકત જપ્ત કરવી, અથવા બને વાનાં કરવાં.

(૨) જ્યારે પેટા કાનુન [૧] પ્રમાણે કરેલી કોઈ જપ્તી છ મહિના સુધી અમલમાં રહેલી હોય ને હુકમનામાનો દેણુદાર હુકમનામા પ્રમાણે ન વર્ત્યો હોય, અને હુકમનામાવાળાએ જપ્ત કરેલી મિલકત વેચવી એવી દરખાસ્ત કરી હોય ત્યારે સદરહુ પ્રકારની મિલકત વેચવાનો અધિકાર છે; અને વેચવાથી જે ઉપજે તેમાંથો જંગમ મિલકત સ્વાધીન કરવાને બદલે કંઇ રકમ આપવાનું હુકમનામામાં ઠરાવ્યું હોય તેવી બાબતોમાં, હુકમનામાવાળાને તે ઠરાવેલી રકમ અપાવવાને તથા બીજી બાબતમાં કોર્ટને યોગ્ય લાગે તેટલી બદલાની રકમ અપાવવાને કોર્ટ મુખત્યાર છે, અને જો કંઇ બાકી વધે તો તે બાકી હુકમનામાનો દેણુદાર અરજ કરે ત્યારે તેને કોર્ટે આપવી.

(૩) જ્યારે હુકમનામાનો દેણુદાર હુકમનામું માન્ય રાખીને સદરહુ હુકમનામાની બજાવણીનો જે ખરચ આપવાને તે બંધાયલો હોય તે સઘળો ખરચ આપે ત્યારે, અથવા જ્યારે જપ્તીની તારીખથી છ માસની આખરે સદરહુ મિલકત વેચવા બાબત દરખાસ્ત ન થઇ હોય ત્યારે અથવા દરખાસ્ત થઇ હોય પણ તે નામંજુર કરી હોય ત્યારે, જપ્તીનો અમલ બંધ થશે.

ટીકા—આ રૂલ હાઇકોરટને લાગુ છે, અને "અથવા એક વહુને તાબે લેવા બાબત" એ શબ્દો શીવાય પ્રો. સ્મો. કો. કો. ને તે લાગુ છે.

કેદની મુદત વીશે જુઓ ક. ૫૮. વીશેષ રીતે અમલ કરવાના એકટ (સને ૧૮૭૭ ના ૧) ની ક. ૧૧ માં બતાવેલુ છે કે કયા કામોમાં "ખાસ જંગમ મીલકત" આપવા બાબતનુ હુકમનામુ કરી શકાય છે.

દાવા અરજી સાથે જોડેલા એક પરીશીષ્ટમાં બતાવેલી અમુક સ્થાવર અને જંગમ મીલકત બાબત એક હુકમનામુ કરેલુ હતું અને એક એવો હુકમ કરેલો હતો કે સીવીલ કોરટના અમીને જંગમ મીલકત કેટલી છે તે નક્કી કરવી, તે હુકમનામામાં બતાવેલી જંગમ મીલકત જેટલી જડે તેટલી મીલકતનો કબજો આપવો અને જે મીલકત જડી શકે નહી તે મીલકત કેવા પ્રકારની, કેટલી, અને કેટલી કીમતની છે તે વીશે તજવીજ કરવી. આ હુકમ ઉપર અપીલમાં કલકતા હાયકોરટે એવુ કહેલુ છે કે જ્યારે હુકમનામું કરતા પહેલાં જગમ મીલકતી કેટલી અને કેટલી કીમતની છે તે બરોબર રીતે નક્કી કરેલુ ના હોય તો તે મીલકત નહી આપવાથી તે પક્ષકારને કેદ કરવાનો અથવા તેની મીલકત જપ્ત કરવાનો વધારે હુકમના કરતાં જરૂર હોયતો જોઇતો હુકમ કોરટ કરી શકે તે સારૂ વાદીને જે જંગમ મીલકત આપેલી ના હોયતો તે મીલકતની કીમત કેટલી છે તે નક્કી કરવાની દેખીતી રીતે જરૂર છે તે કોરટે વધારામાં એવું કહેલુ છે કે " નીચેની કોરટનો હુકમ કાયદેસર કારણથી કરેલો છે અને કોરટને પોતાના અમલદારથી ખબર મળ્યા પ્રમાણે પોતાને વ્યાજબી જણાય તેવો બીજો હુકમ કોરટ કરે છે; એવું અમારે ધારવુજ જોઇએ " ( ભુબનમોહીની વી. ગોબીંદચંદ્ર (૧૮૭૩) ૧૯ વી. રી. ૮૨ )

જે મીલકત જપ્ત કરાવવાને માગેલી હોય તે મીલકત જો હુકમનામાના દેણુદારના કબજામાં ના હોય તો, આ રૂલ લાગુ થતી નથી (પદમાનંદસીંગ વી. ચંદીદત (૧૮૯૬) ૧ વી. નો. ૧૭૦) પ્રતીવાદીની જાત ઉપર તેને નોટીસ આપ્યા વીના જપ્તીનો હુકમ કાહાડવાનો નથી (ત્રયલખોનાથદત વી. રાધાર્ણી (૧૮૯૩) ૩ ક. વી. નો. ૩૦૪).

કરાર વિશેષરીતે પુરો કરવાનું અથવા લગ્નના હક્ક પાછા મળવાનું અથવા તાકીદ આપવાનું હુકમનામું.

**૩૨.** (૧) કરાર વિશેષ રીતે પૂરો કરવા બાબત અથવા લગ્નના હક્ક પાછા મળવા બાબત અથવા તાકીદ આપવા બાબત જે પક્ષકાર ઉપર હુકમનામું થયું હોય, તે પક્ષકારને તે હુકમનામાં પ્રમાણે વર્તવાને તક મળ્યા છતાં, જાણી જોઇને તે પ્રમાણે ન વર્ત્યો હોય તો, તેને દિવાની તુરંગમાં રાખીને અથવા તેની મિલકત જપ્ત કરીને અથવા તે બન્ને વાનાં કરીને અમલમાં આણવાનો અધિકાર છે. કલમ ૨૬૦

(૨) વિશેષ રીતે કરાર પુરો કરવાનું અથવા તાકીદ આપવાનું જે પક્ષકારના ઉપર હુકમનામું થયું હોય તે પક્ષકાર કોઇ કોરપોરેશન હોય ત્યારે તે હુકમનામું તે કોરપોરેશનની મિલકત જપ્ત કરીને અથવા કોરટની પરવાનગીથી તેના ડાયરેકટરોને અથવા મુખ્ય અમલદારોને દિવાની તુરંગમાં રાખીને, અથવા કેદ અથવા જપ્તી એ બન્ને કરીને તે હુકમનામું અમલમાં લાવી શકાય.

(૩) જ્યારે પેટા કાનુન [૧] અથવા [૨] પ્રમાણે કરેલી કોઇ જપ્તી એક વરસ સુધી અમલમાં રહેલી હોય ને જો હુકમનામાનો દેણુદાર હુકમનામા પ્રમાણે ન વર્ત્યો હોય અને હુકમનામાવાળાએ જપ્ત કરેલી મિલકત વેચવી એવી દરખાસ્ત કરી હોય ત્યારે તે મિલકત વેચવાનો અધિકાર છે; અને વેચવાથી જે ઉપજે તેમાંથી કોરટને યોગ્ય લાગે તેટલી બદલાની રકમ હુકમનામાવાળાને આપવાને કોરટ મુખત્યાર છે, અને જો કાંઇ બાકી વધે તો તે બાકી હુકમનામાંનો દેણુદાર અરજ કરે ત્યારે તેને કોરટે આપવી જોઇયે.

(૪) જ્યારે હુકમનામાનો દેણુદાર હુકમનામા પ્રમાણે વર્તીને સદરહુ હુકમનામાની બજાવણીનો જે ખરચ આપવાને તે બંધાયલો હોય તે સઘળો ખરચ આપે ત્યારે, અથવા જ્યારે જપ્તીની તારીખથી એક વરસની આખરે સદરહુ મિલકત વેચવા બાબતની દરખાસ્ત ન થઈ હોય અથવા થઇ હોય તો તે નામંજુર કરી હોય ત્યારે, સદરહુ જપ્તીનો અમલ બંધ થશે.

(૫) જ્યારે વિશેષ રીતે કરાર પુરો કરવાના અથવા તાકીદ આપવાના હુકમનામા પ્રમાણે વર્તવામાં ન આવ્યું હોય ત્યારે તે કોરટને ઉપર કહેલી સઘળી અથવા કોઇ પણ રીતને બદલે અથવા તે ઉપરાંત જે કાંઇ પણ

કામ કરવાની જરૂર હોય તે કામ બની શકે ત્યાં સુધી, હુકમનામાવાળાને અથવા કોરટ નિમે તે બીજા શખસને હુકમનામાના દેણુદારને ખરચે, કરવાનું ફરમાવવાનો અધિકાર છે; અને એવું કામ કરવામાં આવે એટલે, જે ખરચ થયો હોય તે કોરટ ફરમાવે તે રીતે ઠરાવીને જાણે તેનો હુકમનામામાં સમાસ થયેલો હોય તેવી રીતે વસુલ કરી શકાશે.

દ્રષ્ટાંત.

અ. એક મુફલસ માણુસ એક ઘર બાંધે છે, જેથી બ. ની હવેલી ન રહેવા લાયક થાય છે. અ ને તુરંગમાં કેદ કર્યા છતાં અને તેની મિલકત જપ્ત કર્યા છતાં તે સદરહુ ઘર પાડી નાંખવા બાબત બ. એ તેની ઉપર મેળવેલું હુકમનામું પાળવાને ના પાડે છે. બ. ની હવેલીની કિંમતમાં જે ઘટાડો થયો છે તે ઘટાડો અ. ની મિલકત વેચવાથી જે રકમ વસુલ થશે તેથી પુરો થશે એમ કોરટને લાગતું નથી. બ. સદરહુ ઘર પાડી નાંખવા માટે કોરટને અરજી કરવાને અને એવી રીતે પાડી નાંખવાનો ખરચ અ. પાસેથી બજાવણી સંબંધી ચાલેલા કામમાં વસુલ કરવાને મુખત્યાર છે.

સને ૧૮૮૨ના એકટ ૧૪ની ક. ૨૬૦

ટીકા આ રૂલ હા. કો. ને લાગુ છે.

**હક ઠરાવવાનુ હુકમનામું**—એક હુકમનામામાં તે હુકમ નામાના દેણુદાર ઉપર એવો હુકમ કરવામાં આવેલો કે એક મંદીરમાં આચાર્યનુ કામ કરવાને અમુક જરૂરીયાત વસ્તુઓ છે તે હુકમનામાવાળાને આપવી અને અમુક ભેટ લેવાનો તેનો હક છે, એવુ ઠરાવેલુ હોય તો તે હુકમનામુ આ રૂલ પ્રમાણે ફક્ત હક ઠરાવવાનુ હુકમનામુ બજાવવા લાયક ના હોય તેવુ નથી, અને આવુ હુકમનામુ બજાવવાની વાદીની દરખાસ્ત એવા કારણથી કાઢી નાંખવામાં આવેલી કે તેઓએ પ્રતીવાદીને તે હુકમનામા પ્રમાણે ચાલવાને લાગ આપેલો નથી; તેમાં ઠરાવ્યુ છે કે આવો લાગ આપ્યા પછી બીજી દરખાસ્ત કરવામાં આવે તેને "રેસજ્યુડીકેટા" તરીકે હરકત થતી નથી ( કીશોરબન વી. દ્વારકાનાથ અધીકારી ( ૧૮૯૪ ) ૨૧ ક. ૭૮૪; બા. રી. ૨૧ ઈ. અ. ૮૫).

**એક કરારનો વીશેષ રીતે અમલ કરવો તે.**—ધોંડીબા વી. રામચંદ્ર ( ૧૮૮૧) ૫ મું. ૫૪૪ અને દેવકીનંદન વી. શ્રીરામ ( ૧૮૯૦ ) ૧૨ અ. ૨૩૪ પા. ૨૮૫ નો ઠરાવ વેચાણના એક કરારનો વીશેષ રીતે અમલ કરવાના તથા વેચાણની કીમત આપવાના હુકમનામાના હેતુ બાબતનો ઠરાવ જુઓ. એક પક્ષકારનો વખતે વખતે વસુલ તરીકે માલ લેવાનો હક અને તેની કીંમત દરવરસે અમુક રકમની છે એવું ઠરાવ્યાનુ હુકમનામું તે કાયદા પ્રમાણે બજાવી શકાતુ નથી ( તાતાચારીયર વી. સીંગરચારીયર ( ૧૮૮૨ ) ૪ મ. ૨૧૯. અને એક કલેકટરના વહીવટમાં જમીન હોય તેના અસર વીશે જુઓ શેઠ દયાળ વી. રામશાહી ( ૧૮૯૦ ) ૧૭ ક. ૪૩૨ ).

**કંપેનશેશન.**—કોરટો વાદીને પોતાના કાયદેસર હકો છોડી દેઇને તેની મરજી વીરૂધ કંપેનસેસન કબુલ કરવાની ફરજ પાડી શકતી નથી ( ગોવીંદવેંકાજી વી. સદાશીવ બરમા શેઠ ( ૧૮૯૩ ) ૧૭ મુ. ૭૭૧ ).

**વહુને પાછી કબજે લેવી.**—હાલનો રૂલ એક વહુ કબજે લેવાનો દાવા સબંધી નથી કારણ કે હિંદુસ્થાનના કાયદા પ્રમાણે તેવુ હુકમનામું કરી શકાતુ નથી કારણ કે વહુને એક તેંણીને મીલકત અપાવવામાં આવે તેવી ગણી શકાતી નથી. યોગ્ય કામોમાં તેણીને જે ત્રીજા પક્ષકારો અટકાવ કરતા હોય તે ત્રીજા પ્રક્ષકારો ઉપર તાકીદ હુકમ કાહાડી શકાય છે. (જુઓ રૂ. ૩૩ આગળ) એક સ્ત્રીને એક હુકમનામાથી એવો હુકમ કરેલો હતો કે તેણીએ પોતાની દીકરીને પોતાના ધણીને ત્યાં પાછા જતાં અટકાવવી નહિ તેમ છતાં તે ઉમ્મર લાયક દીકરીને પોતાની સાથે રહેવા દીધી. ઠરાવ્યું છે કે તેણીની દીકરીને પાછા જતાં આ હરકત એવી રીતે કરેલી નથી કે આ નીયમ પ્રમાણે વ્યાજબી રાહે કામ ચલાવી શકાય ( અજનાશી કુંવર વી. સુરજપ્રસાદ ( ૧૮૭૯ ) ૧ અ. ૫૦૧ ) એકાદી વહુ પોતાના ધણી સાથે રહેવાને વ્યાજબી રાહે જે કારણોથી ના કહે તે શીવાયના બીજાં કારણોથી લગ્નના હક પાછા મેળવવા બાબતના હુકમનામાની એકાદા જડજને ના કહેવાનો કુલ અખત્યાર નથી ( પરસોતમદાસ વી. મણી ( ૧૮૯૭ ) ૨૧ મું. ૬૧૦. પારસીઓમાં લગનના હક પાછા મેળવવા બાબત જુઓ સને ૧૮૬૫ ના [illegible] ૧૫ ની ક. ૩૬; ( અરદેસર વી. આવાંબાઇ ( ૧૮૭૧ ) ૯ મું. હા. કો. ૨૯૦; મુસલમાનોની બાબતમાં અબદુલ કાદીર વી સલીમા ( ૧૮૮૬ ) ૮ અ. ૧૪૯, કને વી. મોહિદીન ( ૧૮૮૮ ) ૧૧ મ. ૩૨૭; હમીદુન્નીસા વી. જોહિરૂદીન ( ૧૮૯૦ ) ૧૭ ક. ૬૭૦)

**હકુમત**—હિંદુઓની વચમાં લગ્નના હક પાછા મેળવવાનો દાવો સાંભળવાની દીવાની કારટોની હકુમત બાબત જુઓ ( સુરજમણી વી. કાળીકાંત ( ૧૯૦૧ ) ૨૮ ક. ૩૭ પા. ૪૧ થી ૪૪ ).

**દાવાનુ કારણ**—ધણીને દાવાનું કારણ થવાને સારૂં વહુએ પોતાના ધણીને ત્યાં પાછા જવાને નક્કી ના કહેલી હોવી જોઇએ એવુ અવશ્ય નથી ( ફકીરગાવડા વી. ગંગી ( ૧૮૯૩ ) ૨૩ મ. ૩૦૭; વળી જુઓ બીંદા વી. કૌશલ્યા ( ૧૮૯૧ ) ૧૩ અ. ૧૨૬ ) તે દાવાનું કારણ ધણીની કબુલત વીના ધણીને ત્યાંથી વહુ ગેરહાજર રહે તેથી થાય છે માટે તેના ઘર આગળ તે ઉત્પન્ન થએલું છે એવું ગણવું જોઇએ ( લક્ષીતગર વી. બાઇ સુરજ ( ૧૮૯૪ ) ૧૮ મું. ૩૧૬ ).

**હરકતો દુર કરવી તે**—એક હુકમનામામાં એવું ઠરાવેલું હતુ કે આ હુકમનામાની બજાવણી કર્યા પછી છ અઠવાડીઆની અંદર પ્રતીવાદીએ હરકત દુર કરીને જવા આવવાનો રસ્તો પાછો ખુલ્લો કરવો વીગેરે કેટલીક વખતે આ હુકમનામાનો અમલ કરવાને યત્નો કરવામાં આવ્યા. પણ તે પાર પડયા નહિ, તેથી તે પછી હુકમનામાવાળાએ અમીન ઉપર એવો હુકમ કરાવ્યો કે તે હરકત દુર કરાવીને તે હુકમનામું બજાવવુ. અપીલ કરવા ઉપરથી તે હુકમ કાયદા વીરૂદ્ધ છે એમ ગણીને તે રદ કરવામાં આવ્યો કારણ કે આ રૂલમાં ઠરાવેલી રીતી પ્રમાણેજ ફક્ત બજાવણીનો અમલ કરવા લાયક છે ( ભુવન મોહન વી. નોબીનચંદ્ર ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૨૮૨ ); અને એક ઇમારત ખસેડવાનો હુકમ એક હુકમનામાથી કરવામાં આવેલો હોય તો તે હુકમનામુ બજાવવામાં તેજ કામ ચલાવાની રીતી પ્રમાણે ચાલવુ જોઇએ ( પ્રતાપચંદ્ર વી. પ્યારી ચોધરણ ( ૧૮૮૧ ) ૯ ક. લા. રી. ૪૫૩; ૮ ક. ૧૭૪; મગનલાલ વી. છોટાલાલ ( ૧૯૦૨ ) ૨૬ મું, ૧૩૬ ) ના કામમાં ઠરાવ્યું છે કે એક બારણુ મુકતાં અટકાવવાનો દાવો ધડેલો હતો તેમાં જો પ્રતીવાદી તે બારણું મુકે તો તે ખસેડવાનું હુકમનામું કરી શકે છે. વળી સખારામચંદ વી, ધેલાભાઇ ( ૧૮૯૫ ) ૧૯ મું. ૩૪ ) ના કા-

મમાં બજાવણીની દરખાસ્તમાં કોરટની મદદ કેવી રીતે માગવામાં આવે છે તે બતાવેલુ નથી તેથી તે રદ કરવામાં આવી હતી. તે જુઓ અને સાકરલાલ વી. બાઇ પારવતી ( ૧૯૦૨ ) ૨૬ મું. ૨૮૩) ના કામમાં વાદીની બારીમાં અજવાળું તથા હવા આવતાં હરકત કરવામાં આવે નહિ તે બાબત પ્રતીવાદીને અટકાવાને એક હુકમાનામું મેળવવામાં આવ્યું હતું. બજાવણીમાં વાદીએ અરજ કરી કે તે બારી તોડી નાંખવી જોઇએ. આ અરજી ચાલુ હતી તે દરમીઆનમાં પ્રતીવાદી ગુજરી ગયો તેથી તેના વારસ વકીલને તે કામમાં દાખલ કરવામાં આવ્યો. નીચેની કોરટોએ ઠરાવ્યું હતું કે માગ્યા પ્રમાણે તે હુકમનામું બજાવવું જોઇએ. ઠરાવ્યું છે કે તે હુકમ બરોબર નથી અને તે આ ઠરાવ પ્રમાણે કરવો જોઇતો હતો.

વહિવટ કરવાનો હુકમ—એક હુકમનામાથી એવું ઠરાવેલુ હતું કે વાદી અને પ્રતીવાદીએ અમુક મીલકતનો મજીઆરો વહિવટ કરવો અને તે બેઉના નામ તે મીલકત સબંધીના બધા કાગળોમાં આવવાં જોઇએ. ઠરાવ્યું છે કે આ રૂલ પ્રમાણે તે હુકમનામાનું અપમાન કરવા બાબત પ્રતીવાદીની મીલકત જપ્ત કરવાનો હુકમ કરવાને કોરટની હકુમત છે ( ગૌરીપ્રસાદ વી. ભોળાનાથ ( ૧૮૯૧ ) ૮ ક. લા. રી. ૪૮૭ ). ક. ૫૨ પ્રમાણે એક દાવામાં હુકમનામું કરેલું હતું તેથી એક મંદીરના વહીવટની પદ્ધતી ઠરાવામાં આવી હતી માટે તે હુકમનામાનો ભંગ કરવામાં આવે તો પ્રતીવાદીઓને કેદ કરીને અથવા તેઓની મીલકત જપ્ત કરીને અથવા તે બેઉ વાના કરીને તે બજાવી શકાય છે ( દામોદર ભટ વી. ભોગીલાલ ( ૧૯૦૦ ) ૨૪ મું. ૪૫ ).

મુદત—જુઓ (બીંદા વી. કૌશલ્યા ( ૧૮૯૧ ) ૧૩ અ. ૧૨૬; અને ફકીર ગાવડા વી. ગંગી ( ૧૯૦૧ ) ૨૫ મું. ૩૦૭ ).

લગ્નના હક્ક પાછા મળવાનું હુકમનામું બજાવવાની બાબતમાં કોરટની નજરમાં આવે તેમ કરવું.

**૩૩.** **(૧) કાનુન ૩૨ માં ગમે તે ઠરાવ્યું હોય તોપણ, કોરટ, લગ્નના હક્ક પાછા મળવાનું હુકમનામું કરતી વખતે અથવા ત્યાર પછી કોઇ પણ વખતે, એવો હુકમ કરવાને મુખત્યાર છે કે તુરંગમાં કેદ કરીને હુકમનામું બજાવવું નહીં.** **કલમ નવી**

**(૨) જ્યારે કોરટે પેટા કાનુન [૧] ની રૂયે હુકમ કરયો હોય અને હુકમનામાવાળી વહુ હોય તો, કોરટ એવો હુકમ કરવાને મુખત્યાર છે કે તે અર્થે જે મુદત ઠરાવવામાં આવે તે મુદતની અંદર તે હુકમનામું માનવામાં ન આવે, તો હુકમનામાના દેણદારે હુકમનામાવાળીને વ્યાજબી હોય એવી રકમ મુદતે મુદતે આપવી, અને જો પોતાને યોગ્ય લાગે તો, તે એવો હુકમ કરવાને મુખત્યાર છે કે હુકમનામાંના દેણદારે હુકમનામાંવાળીને ફકરહુ મુદતે મુદતે આપવાની રકમના સંબંધમાં કોરટની ખાત્રી થાય એવું તારણ આપવું.**

**(૩) પૈસા મુદતે મુદતે આપવા બદલ પેટા કાનુન [૨] ની રૂએ કરેલા કોઇ પણ હુકમમાં પૈસા આપવાની મુદતમાં ફેરફાર કરીને અથવા રૂ**

કમમાં વધારો ઘટાડો કરીને તેમાં વખતે વખતે ફેરફાર કરવાને અથવા સુધારો કરવાને, અથવા ઉપર કહ્યા પ્રમાણે જે પૈસા આપવા બાબત હુકમ કરયો હોય તે સઘળા પૈસાના સંબંધમાં અથવા તેના કોઇ પણ ભાગના સંબંધમાં તે હુકમ થોડા વખત સુધી મોકુફ કરવાને અને પોતાને યોગ્ય લાગે તેમ તે સર્વાંશે અથવા થોડે અંશે પાછો તાજો કરવાને કોરટ મુખત્યાર છે.

(૪) આ કાનુનની રૂએ જે પૈસા આપવાનો હુકમ કરયો હોય તે પૈસા, પૈસા આપવાના હુકમનામાની રૂએ આપવાના પૈસા હોય તે પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

**ટીકા**—આ ઠરાવ નવો છે અને ૪૭, ૪૮ વીક. બાબ. ૬૮ ક. ૨ થી ૪ માં ઠરાવ્યા પ્રમાણે જે ઇંગ્રેજી લોકો તે સાથે તેનો મુકાબલો કરી શકાય છે.

લેખ કરી આપવાનું અથવા વેચાય એવા લેખ પાછળ શેરો કરી આપવાનું હુકમનામું.

**૩૪.** (૧) જ્યારે કોઈ લેખ કરી આપવા બાબત, અથવા વેચાય એવા દસ્તાવેજ પાછળ શેરો કરી આપવા બાબત હુકમનામું હોય, અને હુકમનામાનો દેણદાર હુકમનામામાં ફરમાવ્યા પ્રમાણે કરવાને ગફલત કરે અથવા ના પાડે તો, હુકમનામાવાળો હુકમનામાની શરતો પ્રમાણે લેખ અથવા શેરાનો મુસદ્દો તૈયાર કરીને તે કોરટને આપવાને મુખત્યાર છે. **કલમ ૨૬૧, ૨૬૨**

(૨) તે ઉપરથી તે મુસદ્દો તથા એક લેખી નોટીસ કોરટે હુકમનામાના દેણદારને પોંચડાવવી; તે નોટીસમાં મુદત ઠરાવીને એમ લખવું કે તમારે તે મુસદ્દા વિશે કંઇ હરકતો લેવી હોય તો સદરહુ મુદતની દરમ્યાન લેવી.

(૩) જ્યારે હુકમનામાનો દેણદાર તે મુસદ્દાના સંબધમાં હરકત લે, ત્યારે તેની હરકતો સદરહુ પ્રમાણે ઠરાવેલી મુદતની દરમ્યાન લખીને જણાવવી, અને કોરટે પોતાને યોગ્ય લાગે તેવો મુસદ્દો મંજુર કરવા બાબતનો અથવા તેમાં ફેરફાર કરવા બાબતનો હુકમ કરવો.

(૪) વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કાયદા પ્રમાણે સ્ટાંપ જોઈતો હોય તો યોગ્ય સ્ટાંપવાળા કાગળ ઉપર, તે મૂસદ્દામાં જે કાંઈ ફેરફાર કરવાનું કોરટે ફરમાવ્યું હોય તે ફેરફાર કરીને તે મુસદ્દાની એક નકલ કરીને તે હુકમનામાવાળાએ કોરટને આપવી જોઇયે. અને સદરહુ રીતે આપેલા દસ્તાવેજ ઉપર જડજે અથવા તે કામને વાસ્તે નીમવામાં આવે તે અમલદારે સહી કરવી.

(૫) આ કાનુનની રૂયે લેખ ઉપર સહી અથવા વેચાય એવા લેખ ઉપર શેરો નીચેના નમુના પ્રમાણે કરી શકાય, એટલેઃ—

"અ. બ ઉપર ઇ. ફ. એ કરેલી ફરિયાદમાં અ. બ. ની વતી ક. ડ. ની કોરટના જડજ (અથવા જે હોય તે પ્રમાણે)".

અને જે પક્ષકારને લેખ કરી આપવા અથવા વેચાય એવા લેખ ઉપરનો શેરો કરી આપવા હુકમ કરેલો હોય, તેજ પક્ષકારે તે લેખ અથવા શેરો કરી આપ્યો હોય તે પ્રમાણે તે લેખ અથવા શેરો ગણાશે.

(૬) સદરહુ દસ્તાવેજ વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કાયદા ઉપરથી નોંધવાની જરૂર હોય તો અથવા હુકમનામાવાળો તે નોંધાવવાને ઇચ્છતો હોય તો, તે મુસદ્દો અથવા નકલ કોરટે અથવા આ અર્થે કોરટ નિમે એવા અમલદારે નોંધાવવી, અને નોંધવાનો ખરચ આપવા બાબત પોતાને યોગ્ય લાગે એવો હુકમ કરવાને તે મુખત્યાર છે.

### સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૬૧. ૨૬૨.

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

જો હાઇકોરટના રજીસ્ટ્રારને કોરટે હુકમ કરેલો હોય તો, એક વેચાણ ખત ઉપર ત સહી કરે છે, પણ હુકમનામાના દેંણદાર તરફથી કરાર કરી શકતા નથી (રામચંદ્ર વી. દ્વારકાનાથ બૈશાખ (૧૮૮૯) ૬ ક. ૩૩૦).

વેચાણખતના અથવા કોરાના મુસદ્દા બાબતની હરકતો વીશે અપીલ ચાલી શકે છે. ઓ; ૪૩, રૂ. ૧.

રકમ ૪, રજીસ્ટર એકટ પ્રમાણે ચાલવા સારૂ વધારેલી છે. જ્યારે સ્થાવર મીલકતનાં વેચાણખત રજીસ્ટર એકટ પ્રમાણે રજીસ્ટર કરાવવાની ફરજ હોય ત્યારે રજીસ્ટર એકટ (સને ૧૮૭૭ના ૩) પ્રમાણે કોરટે આવું કોઇ વેચાણ ખત કરી આપેલું હોય તે ઘણું કરીને રજીસ્ટર કરાવવાની જરૂર છે (કનહીયાલાલ વી. કાળીદીન (૧૮૭૯) ૨ અ. ૩૯૨).

**મુદત.**—જુઓ ઓ. ૪૩; રૂ. ૧ (આઇ.)

એક કંપનીમાં અ. ના શેર હતા. તે તેના ઉપરના હુકમનામાની બજાવણીમાં યોગ્ય રીતે જપ્ત કરીને બ. ને વેચાણ આપેલા હતા. સને ૧૮૫૯ના એકટ ૮ ક. ની ૨૬૭ પ્રમાણે ચાલતાં જડજે ખરીદદારને ટ્રાન્સફરનો દસ્તાવેજ લખી આપ્યો અને તે ટ્રાન્સફર કંપનીના રજીસ્ટરમાં નોંધવાને તે કંપનીને હુકમ કરવામાં આવ્યો હતો, પણ તે હુકમ પ્રમાણે ચાલવાને તે કંપનીએ ના કહી. તેથી તે ખરીદ કરનાર તે અ. પાસેથી તે શેરનાં સરટીફીકટો મેળવી શકયો નહી. ઠરાવ્યું છે કે જો કે કંપનીના સેટલમેંટડીડ પ્રમાંણે પાર્લમેંટના એકટથી ઠરાવેલું છે કે તે કંપનીએ નીયમમાં રહેવું જોઇએ તોપણ તે ડીડથી જે શેરહોલ્ડરો થવાને ઇરાદા રાખતા હોય તેમને મંજુર રાખવા કીંવા નહી, તે બાબતનો અખત્યાર તે કંપનીના ડાયરેકટરોના બોર્ડને આપેલો છે તોપણ બજાવણીમાં એક શેરહોલ્ડરે એક શેર ખરીદ કરેલો હોય તેને રજીસ્ટર કરવાની બાબત તેઓની મરજી ઉપર નથી, અને જે હકીકત છે તે પ્રમાણે તેને નવા સર્ટીફીકટો આપવાને તેઓ બંધાએલા છે (તુળશીદાસનંદી વી. ઇસ્ટઇંડીયા કંપની (૧૮૬૬) ૧૪. જયુ. એન. એસ. ૨૫૮).

રૂ. ૧૦૦) કરતાં વધારે કીમતના ગીરો ખતની પીઠ ઉપર જડજે વેચાણ કરી આપેલું હોય તો, તે રજીસ્ટર કરાવવાની જરૂર છે (કનહીયાલાલ વી. કાળીદીન (૧૮૭૭)

૨ અલ્હા. ૩૫૨; આ રૂલના પહેલા ભાગથી જે હુકમનામાથી એક વેચાણ ખત લખી આપવાને ઠરાવેલુ હોય તે હુકમનામાનો અમલ કરવાનુ સાધન ઠરાવેલુ છે, પણ બીજા ભાગથી આવા વેચાણ ખતનો કેવો અસર થશે તે વીશે ઠરાવ કરવામાં આવ્યો છે ( આતુલકીસ્તો વી. મતીલાલ (૧૮૯૮) ૩ ક. વી. નો. ૩૦, પા, ૩૨ )

**૩૫. (૧)** કંઇ સ્થાવર મિલકત સ્વાધીન કરવાનું હુકમનામું હોય ત્યારે, તેનો કબજો જે પક્ષકારને આપવાનો ઠરાવ થયો હોય તે પક્ષકારને તે મિલકત સ્વાધીન કરવી, અથવા તે પક્ષકાર પોતાની વતી કબજો લેવાને જે શખસને નીમે તે શખસને સ્વાધીન કરવી, અને જરૂર પડે તો, જે શખસને તે મિલકત ખાલી કરવાને હુકમનામાં પ્રમાણે બંધાએલો છતાં તેમ કરવાને ના પાડે તેને કહાડીને કબજો આપવો.

સ્થાવર મિલકતનું હુકમનામું.

કલમ ૨૬૩.

(૨) સ્થાવર મિલકતનો સામાયિક કબજો આપવાનું હુકમનામું હોય ત્યારે તેવો કબજો તે મિલકતના કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર વારંટની એક નકલ ચોડીને અને હુકમનાબાની મતલબ કોઇ પણ યોગ્ય જગાએ ઢાંઢી પીટીને અથવા દસ્તુર પ્રમાણે બીજી રીતે જાહેર કરીને સ્વાધીન કરવો જોઇયે.

(૩) કોઇ પણ ઇમારતનો અથવા ઘેરી લીધેલી જગાનો કબજો સ્વાધીન કરવાનો હોય અને તે ઇમારત અથવા જગા જેના કબજામાં હોય તે શખસ હુકમનામાથી બંધાયલો હોય તે છતાં તે ઇમારતમાં અથવા જગામાં કોઇને બીન હરકતે જવા ન દે, ત્યારે કોરટ પોતાના અમલદારોની મારફત, દેશના રિવાજ પ્રમાણે લોકોમાં બહાર દેખાતી ન હોય એવી કોઇ પણ સ્ત્રીને ત્યાંથી જતાં રેહેવાની વ્યાજબી સુચના તથા સવડ કરી આપ્યા પછી, કોઇ પણ તાળુ ઉઘાડવાને અથવા આગળીયો કહાડવાને અથવા કોઇ પણ બારણું ઉઘાડવાને અથવા હુકમનામાવાળાને કબજો આપવા સારૂ જરૂરનું હોય એવું બીજું કોઈ પણ કૃત્ય કરવાને મુખત્યાર છે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૬૩.

*ટીકા.*--આ રૂલ હા. કો. ને લાગુ છે.

આ રૂલ કોરટના હુકમનામાની રૂએ સ્થાવર મીલકતનો કબજો ખાસ ( તરત અથવા પ્રત્યક્ષ ) રીતનો જાણવામાં છે તે પ્રમાણે આપવા સબંધીનુ છે, એવુ અવલોકન કરવું જોઇએ. જ્યારે એકાદી સ્થાવર મીલકત એક પટે આપનારના અથવા તે કબજો રાખવાને બીજા જે કોઇ શખસનો હક થએલો હોય તેના કબજામાં હોય ત્યારે નીચેના રૂલમાં ઠરાવ્યા પ્રમાણે કબજો આપવો જોઇએ રૂલ ૯૭-૯૮માં હુકમનામાવાળાએ કબજો આપવામાં જે સામી તકરાર અથવા હરકત વીશે ફરીથી રદ કરેલી તે વીશે ઠરાવેલું છે; અને રૂ. ૧૦૦ હુકમનામાની બજાવણીમાં ત્રીજા પક્ષકારનો કબજો ગએલો હોય તેની તરફની કોઇ ફરીયાદ સબંધી છે. રીતીસર કબજાથી ખાસ કબજો વીરૂધ રીતે કેવો જુદો છે તે વીશે (જુઓ સીતારામ વી. રામલાલ ( ૧૮૯૬ ) ૧૮ અ. ૪૪૦ પા. ૪૪૯, ૪૫૦). જ્યારે પ્રતીવાદીઓના કબજામાં સ્થા-

વર મીલકતના અમુક ભાગો હોય તે ભાગો કેટલા છે તે નક્કી કર્યા અથવા બતાવ્યા વિના તે લેવાને કોરટે વાદીનું હુકમનામું કરેલું હોય ત્યારે ઠરાવ્યુ છે કે તે હુકમનામાની બજાવણીમાં તે હિસ્સા કેટલા અથવા તેની રકમ વીશે કાંઇ તજવીજ કરી શકાતી નથી પણ બીજા સહહિસ્સેદારો વીરૂધ વાદીનો જે ઇલાજ લેવાનો હક થઇ શકતો હોય તે ઇલાજ કરવાને માટે તેને સારૂ રાખવો જોઇએ (અનાદપ્રસાદ વી. ત્રૈલોક્યનાથ (૧૮૭૦) ૧૩ વી. રી. ૧૨૩).

આ રૂલ પ્રમાણે કબજો આપવાનો હેતુ હુકમનામાથી સબંધવાળા નહી તેવો ત્રીજા શખસના કબજામાંથી લઇને ખરી રીતે કાયદા મુજબ હુકમનામાવાળાને કબજો આપવાનો છે. ખરી રીતે કબજામાંથી બાતલ થવામાં આવેલું ના હોયતો ફક્ત રીતીસર કબજો અપાવાથી કબજો ગયાનો અસર થતો નથી. જો તે હુકમનામુ એક વ્હેંચણના દાવામાં હોય તો તેથી કાંઇ તફાવત પડતો નથી (રામચંદ્ર સુબરાવ વી. રાવજી (૧૮૯૫) ૨૦ મું. ૩૫૧) યોગ્ય રેવન્યુ કોરટનું અમુક જમીનના કબજા બાબતનું હુકમનામું અ. નું બ. ઉપર હતું. અને તે જમીનનો રીતસર કબજો લીધો હતો. તોપણ તે જમીન ઉપર જે પાક હતો તે ખસેડી શકે તે સારૂ જેટલી જમીનનો કબજો જરૂરનો હતો તેટલો કબજો બ પાસે રહેવા દીધો હતો. બ એ પોતાનો પાક ખસેડયો અને ત્યાર પછી એક દીવાની કોરટમાં તેણે એવો દાવો કરયો કે તકરારી જમીનનો અ પાસેથી હુ પટે રાખનાર છું માટે તે કબજો રાખવાનો મારો હક છે તેવું કરાવી આપો. તે દાવાનો અ એ બચાવ કરયો નહીં તેથી તે દીવાની કોરટે વાદીના લાભમાં હક ઠરાવ્યાનું હુકમનામું કરયું અને બ ને કબજો આપીને તે હકનું હુકમનામું બજાવવાને કામ ચલાવ્યું, ત્યાર પછી બ એ અ ઉપર બીજો પાક જે તે જમીન ઉપર વાવેલો હતો તે અ એ ખસેડેલો છે એવું કહીને તે બાબ્તત નુકસાન લેવા દાવો કરયો. ઠરાવ્યું છે કે બ ને દાવાનું કારણ થએલું નથી અને જો તેણે તે પાક વાવેલો હોય તોપણ એક પ્રવેશ કરનાર તરીકે તેણે તે વાવેલો છે (ઉદીત નારાયણ વી. શાબરાય (૧૮૯૮) ૨૦ અ. ૧૯૮). આ રૂલ પ્રમાણે કબજો અપાવેલો હોય તેનો અમલ હુકમનામાના દેણદાર વીરૂદ્ધ તેમજ તેની તરફથી જે શખસોને હક મળેલો હોય તે શખસો વીરૂદ્ધ થાય છે (પંઢરીનાથ વી. મહાબલખાન (૧૮૯૭) ૨૧ મું. ૯૮). પણ ત્રીજા શખસો જે તે દાવામાં પક્ષકાર ન હોય તેઓના વીરૂદ્ધ તેનો અમલ થતો નથી (રણજીતસીંગ વી. બનવારીલાલ (૧૮૮૪) ૧૦ ક ૯૯૩).

**સહહિસ્સેદાર વિરૂદ્ધ ખાસ કબજો.**—સ્થાવર મીલકતના એક અવિભક્ત હિસ્સાના માલેકે પોતાના સહહિસ્સેદારો અને તેઓની પાસેથી પટે રાખનાર કે જે પટામાં તે પક્ષકાર નહોતો તે પટે રાખનારના વીરૂદ્ધ ખાસ કબજા બાબતનું મેળવેલું હુકમનામું બજાવવામાં આ દેશમાં ઘણી મુશ્કેલી પડેલી છે. હમેશાં એવું ઠરાવામાં આવેલું છે કે આવો કબજો આપવો જોઇએ અથવા (બહોલોમોઇ દેબીયા વી. રાજચંદ્ર (૧૮૬૬) ૫ વી. રી. પ્રા. ૧૫; અને આ રૂલ પ્રમાણે (શામ:સુંદરી વી. જાર્ડીન સ્કીનર અને કં. (૧૮૬૭) ૭ વી. રી. ૩૭૬ ના કામના ઠરાવમાં ચાલવામાં આવેલું છે,) ના કામમાં કલકત્તા હાઇકોરટે કહેલું છે તે પ્રમાણે "જ્યાંસુધી એક વહેંચણ થાય ત્યાં સુધી તે તાલુકામાં સહહિસ્સેદાર તરીકે તેણીના પોતાના હક ભોગવવા સબંધી તે તાલુકામાં જે હક છે તેથી સહિસ્સેદારો પાસે જે જમીનનો કબજો ખાસ રીતે છે તે તમામ જમીનના મજીઆરા કબજાનો ભાગ લેવાને હક થાય છે અથવા જો તેઓએ પટો કરેલો ના હોય તો તેમની પાસે તે પ્રમાણે હાલ હોય તે જમીનના મજીઆરા કબજામાં

ભાગ લેવાનો હક થાયછે." એક કુટુંબના રહેવાના ઘરનો એક હિસ્સાનો કબજો આપવા બાબત એક ત્રાહિત સખસનું હુકમનામું કરેલું હોય ત્યારે તેવી મુશ્કેલી પડેલી હોય છે, પણ કલકતા હાઇકોરટના ફુલબેંચના ઠરાવમાં (બીજયકેશવ વી. શામસુંદરી (૧૮૯૫) ૨ વી. રી. પ્રા. ૩૧; બં. લા. રી સુ. ૫ વા. ૧૭૨), બતાવેલું છે તે પ્રમાણે "જો અરજદાર (એ-ટલે તે કુટંબનો સામો અંગભુત) ને કાંઈ અગવડ પડેલી હોય તો તે બાબત તે પોતેજ ઠપકાને પાત્ર છે. તે બજાવણીમાં દેણદારો હતા તેઓનો હિસ્સો વેચાણ વખતે તે ખરીદ કરી શકતી હતી અથવા ખરીદદારના દાવાને ઘણીજ હરકત કરવાને અને કોરટના હુકમનામાનો તીરસ્કાર કરવાને તે વહેંચણ બાબત દાવો કરી શકતી હતી" તે કામમાં તે હુકમનામું બજા-વવાને જે અમીનને નીમેલા હતા તે અમીને દરેક પક્ષકારને ખાસ હિસ્સો મળે તે પ્રમાણે તે મીલકતની વહેંચણ કરવાને હુકમ કરવામાં આવેલો હતો, (રજનીકાંત વી. રામનાથ (૧૮૮૪) ૧૦ ક. ૨૪૪; વોટસન અને કં. વી. રામચંદ (૧૮૮૯) લા. રી. ૧૭ ઇ. અ. ૧૧૦; ૧૮ ક. ૧૦, અને લછમેશ્વરસીંગ વી. મનાવરહુસેન (૧૮૯૧) લા. રી. ૧૯ ઇ. અ. ૪૮; ૧૯ ક. ૨૦૦; ના કામમાં પ્રીવીકાઉન્સીલના નામદાર સાહેબોએ પાછળથી ઠરાવ કરેલો છે તે પ્રમાણે આ ઠરાવોનો ફરીથી વીચાર કરવાનો છે).

**મજીઆરો કબજો.**--આ રૂલની બીજી રકમ નવી છે. એક મજીઆરા હિંદુ કુટુંબના એકાદા સહહિસ્સેદારનો એક ભાગના મજીઆરા કબજા બાબત દાવો રાખવાનો હક છે, અને તેણે કબજા બાબત દાવો કરવાની જરૂર નથી (રામચંદ્ર વી. દામોદર (૧૮૯૬) ૨૦ મું. ૪૬૭). એક વાદીએ એક સહહિસ્સેદારના હક ખરીદ કરેલા હતા અને તેણે કબજા બાબત દાવો કર્યો હતો તો જો કે બીજા સહહિસ્સેદારો ઉપર તે દાવાને મુદતની હરકત થએલી હોય તોપણ તે બીજા સહહિસ્સેદારોની સાથે તકરારી જમીનનો મજીઆરો કબજો મળવાનો તેનો હક થાય છે. (ક્રીષ્ણાજી વી. વીઠુ (૧૮૯૪) ૧૮ મું. ૫૦૫). જ્યારે મજીઆરા માલેકોનો જમીનનો મજીઆરો કબજો હોય પણ એકસરખો કબજો ના હોય અથવા ઉપજ લેવાની હોય તો તે બાબતમાં હિસાબ બાબતનો દાવો કરવાનો અથવા વહેંચણ બાબતનો દાવો કરવાનો ઇલાજ છે (ભાઉ વી. ક્રીષ્ણાજી (૧૮૯૭) ૨૧ મું. ૭૭૭).

**ઉઘાડવું.**—આ રૂલની ત્રીજી રકમ નવી છે. અને જુના કાયદા પ્રમાણે જે ઠરાવો હતા તે બહાલ રાખવામાં આવેલા છે માટે હવે તે આધાર તરીકે બતાવાની જરૂર નથી.

**જમીન ઓળખવા બાબત.**—બેરીકરાઇથી જમીનના કબજા બાબતના હુકમના-મામાં જમીનનું ચોકસ રીતે વર્ણન કરવામાં આવતું નથી એવી હકીકત કોઇક વખત બને છે એમ નથી માટે હુકમનામામાં કઇ જમીન આવેલી છે તે સબંધી બજાવણીમાં હરકતો લેવા-માં આવે છે, જ્યારે વાદીએ પોતાની દાવાઅરજીમાં જમીનનું એવું વર્ણન કરેલું હોય કે અમુક રકબાની જમીન બતાવેલા ખુંટની અંદરની છે તે ઉપર હું દાવો રાખુંછું અને તે ખું-ટની અંદરની જમીન બાબત તે હુકમનામું મેળવે તો વાદીએ તે જમીનનો રકબો જે કહેલો હોય તે કરતાં તે વધારે હોય તોપણ તે કબજો લેવાનો તેનો હક થાય છે (ઝીનતઅલી વી. રામદયાળ (૧૮૭૨) ૧૮ વી. રી. ૨૫).

દાવાઅરજીમાં કબજા બાબત જમીનના ખુંટ તરીકે માટીનું કામ બનાવેલું હોય અને તે જમીનનું હુકમનામું મેળવેલું હોય અને તે માટીનું કામ રહેલું ના હોય તો તે હુકમનામું

બજાવનારી કોરટ તે ખુંટની પ્રથમની સ્થીતી નક્કી કરવાને પૂરાવ લેઈ શકે છે ( કાળીદેવી વી. મધુસુદન (૧૮૭૧) ૧૬ વી. રી. ૧૭૧ ).

કજીયાના પક્ષકારમાંનો એક્કે પક્ષકાર દાવાઅરજી ફાઇલ કરયાની ખબર મળ્યા પછી સામાવાળાને હરકત થાય તેવી રીતે તકરારી જમીન બીજાને આપી શકતો નથી. અભય વી. અનામલાઇ ( ૧૮૮૯ ) ૧૨ મ. ૧૮૦ ) જહારૂ વી. રાજચંદ્ર ( ૧૮૮૬ ) ૧૨ ક. ૨૫૫ ). કારણ કે તેમ ન હોયતો ફતેહ ભરેલી રીતે દાવો લાવી શકવાને અશક્ય થાય છે ( લક્ષ્મણદાસ વી. દશરથ ( ૧૮૮૨ ) ૬ મું. ૧૬૮; બઝાયતહુસેન વી. દલીચંદ ( ૧૩૭૭ ) લા. રી. પૂરૂં ઈ. અ. ૨૧૧ પા. ૨૧૮; બઝાયતહુસેન વી. મહમદ ( ૧૮૭૯ ) ૪ ક. ૪૦૨ ) ઈંગ્લંડમાં આ નીયમનો સંકોચ ભરેલો અમલ થાય છે કારણ કે ત્યાં જો ચાલુ મુકર્દમો યોગ્ય રીતે નોંધેલો ના હોય તો સ્પષ્ટ ખબર વીના એકાદા ખરીદદાર અથવા ગીરો રાખનારને તેથી હરકત થતી નથી. આ પ્રમાણે હિંદુસ્થાનમાં કાંઇ નથી. હિંદુસ્થાનમાં તે નીયમ ઇંગ્રેજી સ્ટેટ્યુટ ૨ વી. ક. બાબ. ૧ ના પેહલાં જે રીતે લાગુ થતો હતો તે રીતે સામાન્ય રીતે લાગુ થાય છે ( બાલાજી ગણેશ વી. ખુશાલજી ( ૧૮૭૪ ) ૧૧ મું. હા. કો. ૨૬; ગુલાબચંદ વી. કોંડી ( ૧૮૭૪ ) ૧૧ મુ. હા. કો. ૬૭ ). કામ ચાલતાની દરમીઆનમાં એકાદુ ઇનામ લેનાર અથવા ખરીદ કરનાર જે કામ દાવાના પ્રકાર અને માગેલી દાદ ઉપરથી હુકમનામું અથવા કાંઇ કામ ચાલશે એવી આશા રાખી શકતો હોય તો તે હુકમનામા અથવા કામ વીશે વાંધો લઇ શકતો નથી ( કાસમુન્નીસા વી. નીલરતન બોઝ ( ૧૮૮૨ ) ૮ ક. ૭૯; ૮ ક. લા. રી. ૧૭૩; ૧૦ ક. લા. રી. ૧૧૩; કીશોરીમોહન વી. મહમદ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૧૮૮ ) એક મરનારના કાયદેસર વારસે કીંમત લઇને શુદ્ધબુદ્ધીથી ખરીદ કરનારને મીલકત આપેલી હોય તો તે ખરીદ કરનાર પાસેથી તે મરનાર મુસલમાનનો લેણદાર લેઇ શકતો નથી, પણ જ્યારે દાવો ચાલતાની દરમીયાનમાં તે આપવામાં આવેલી હોય અને તે દાવામાં તે લેણદાર તે મીલકતમાંથી પોતાનુ વસુલ કરવાનુ હુકમનામું મેળવે અને જો તે ખરીદ કરનારે તે જાણ્યા છતાં અથવા તે મુકર્દમો ચાલતાં લેવામાં આવે તો હરકત થાય છે તે નીયમથી તેને હરકત થાય તેવી હકીકતથી જો તેણે ખરીદ કરેલી હોય તો તે મીલકતથી વસુલ કરી શકાય છે (બઝાયત હુસેન વી. મહમદ (૧૮૭૯) ૪ ક. ૪૦૨ ) લા. રી. ૫ ઇ. અ. ૨૧૧. આ ઠરાવ વીશે જુઓ વ્યંકટેશ વી. મારૂતી ( ૧૮૮૮ ) ૧૨ મું ૨૧૭; અને જ્યારે કેટલીક મીલકતમાંથી ફક્ત એક મીલકત વેચેલી હોય અને એક ભાગના માલેકનો બીજાઓ ઉપર ફાળો લેવાનો હક હોય તો ફાળા બાબતના દાવાથી તે ગીરો વાળી મીલકત બંધાયલી હોય છે, બળદેવસાહિ વી. બૈજનાથ ( ૧૮૯૧ ) ૧૩ અ. ૩૭૧ ) બજાવણીનું કામ ચાલતાની દરમીયાનમાં ત્રીજા શખસોને વેચાણ આપવામાં આવે તો તે હુકમનામાવાળા વીરૂધ રદ બાતલ છે ( શીવજીરામ વી. વામન ( ૧૮૯૮ ) ૨૨ મુ. ૬૩૯; શામળ વી. બાબાજી ( ૧૯૦૪) ૨૮ મું. ૩૬૧ ) તેજ પ્રમાણે એક પટાની બાબતમાં છે ( ઠાકરપ્રસાદ વી. ગયાશાહુ ( ૧૮૯૮ ) ૨૦ અ. ૩૪૯ ) વાદીએ એક અવિભકત મીલકતનો ત્રીજો હિસ્સો ખરીદ કર્યો અને તેણે વ્હેંચણ બાબત દાવો કર્યો તે વહેંચણનો દાવો ચાલતો હતો તે દરમીયાનમાં પ્રતીવાદીઓ કે જે બાકીના બે સહહિસ્સેદારો છે. તેમણે જમીનનો એક જથ્થો જે તે અવિભકત મીલકતમાં આવી જાય છે તે પ્રતીવાદીને પટે આપ્યો હતો. વ્હેંચણના દાવામાં થએલા હુકમનામામા જમીનનો તે જથો વાદીના ભાગમાં આવેલો હતો તેથી તેણે ખાસ કબજો

બાબત દાવો કર્યો. તેમાં ઠરાવ્યુ છે કે તે વ્હેચણના દાવામાં તે પટે રાખનાર પક્ષકાર થએલો નથી માટે તે હુકમનામાથી બંધાયલો નથી અને તે જમીનના જથાના ત્રીજા હિસ્સાનો ખાસ કબજો લેવાનો ફક્ત વાદીનો હક થએલો છે (ખાનઅલી વી. પેસ્તનજી એદલજી (૧૮૯૫) ૧ ક. વી. નો. ૫૨. પણ જુઓ જયશંકરી વી. બારતચંદ્ર (૧૮૯૮) ૩ ક. વી. નો. ૨૦૫) એક હિંદુ કુટંબના અંગભુતે ખોરાકી પોશાકી બબતનો જે દાવો ચાલતો હતો તે ખોરાકી પોશાકી બાબત દાવા અરજીવાળા મકાનની સાથે બીજી મીલકત જવાબદાર ઠરાવ્યાનું હુકમનામું થએલું હતુ પણ તે દાવો ચાલતાની દરમીયાનમાં દાવાવાળુ મકાન વાદીને ગીરો આપેલું હતુ ઠરાવ્યું છે કે તે પ્રમાણે કરવાનો તેનો હક થાય છે અને કામ ચાલવાની દરમીયાનમાં આપવાથી હરકત થાય છે તે નીયમથી તે ગીરોના બળવાનપણાને હરકત થયેલી નથી (માણેકા વી. એલાપા (૧૮૯૬) ૧૯ મ. ૨૭૧). કબજો છોડાવાના એક દાવામાં ગીરો રાખનારે ગીરો આપનાર ઉપર હુકમનામુ મેળવેલું તેની બજાવણીમાં થએલા લીલામમાંથી તકરારી ગામ પ્રતીવાદીએ ખરીદ કરેલું હતુ અને એવું જણાયલું છે કે તેના ખરીદ કરતાં પહેલાં તે વેચનાર વાદીએ તે હુકમનામાના પક્ષકારો ઉપર તે ગામ ઉપર પોતાનો હક ઠરાવાને દાવો કર્યો હતો અને ત્યાર પછી તેના લાભમાં તેણે હુકમનામુ મેળવેલું હતું; ઠરાવ્યું છે કે તે મુકરદમો ચાલતાની દરમીયાનમાં પ્રતીવાદીએ તે ખરીદ કરેલું છે માટે તે પ્રમાણે મેળવેલા હુકમનામાથી તે બંધાયલો છે. તે ગીરો રાખનાર હુકમનામાવાળાએ તે વેચાણ આપનાર વાદીના દાવા પહેલાં તે ગામ જપ્ત કરાવેલુ હતુ તેવુ બતાવ્યાથી તે પરીણામ થતો બંધ કરી શકતો નથી (મોતીલાલ વી. કરાબુલદીન (૧૮૯૬) લા. રી. ૨૪. ઈ, અ. ૧૭૦; ૨૫ ક. ૧૭૯. વળી હરશંકર વી. શીવગોવીંદ (૧૮૯૯) ૨૬ ક. ૫૬૬). ગીરોખતની રૂઇએ જે નાણા લેલેણા નીકળતાં હતાં તે ગીરોવાળી મીલકત વેચાવીને લેવાને દાવા કરવામાં આવેલા હતા તેમાં તે ઓની મીલકત સબંધીના હકનો કાંઇ સવાલ નહોતો અને પ્રતીવાદીઓ હાજર થએલા નહિ તેથી તેમના ઉપર એક તરફી હુકમનામા કરવામાં આવેલાં હતાં, ઠરાવ્યું છે કે સને ૧૮૮૨ના એકટ ૪ ની ક. ૫૨ પ્રમાણે તે દાવા તકરારી નહોતા માટે મુકર્દમો ચાલતાની દરમીયાંન તે કરેલું હતું તેથી હરકત થાય તેવો નીયમ લાગુ થતો નથી (ઉપેન્દ્રચંદ્રસીંગ વી. મોહરીલાલ મારવાડી (૧૯૦૪) ૩૧ ક. ૭૪૫).

**હુકમનામાની રૂઇએ ખરીદદાર**—ખરીદે કરેલા વેચાણથી ખરીદ કરનારને તે નીયમ લાગુ થતો નથી (ગોરમોનીદેબી વી. રી. ૨ ટે. ડરટે અને બેલ ૮) પા. ૧૨૧; આનંદમોઇ વી. ધુરધંરચંદ્ર (૧૮૬૪) ૧ વી. રી. ૧૦૩ ; ૧૪ મુર ઈ. અ. ૧૦૧; ૮ બં. લા. રી. ૧૨૨; ૧૬ વી. રી. (પી. ી.) ૧૯; નફરમર્ધા વી. રામલાલ (૧૮૭૧) ૧૩ વી. રી. ૩૦૮; વળી જુઓ લલુ મુળજી વી. કાશીબાઇ (૧૮૮૬) ૧૦ મું. ૪૦૦; ચંદ્રનાથ વી. નીલકંઠ (૧૮૮૨) ૮ ક. ૬૯૦; ક્રીસ્તોમોહિની વી. કાળી પ્રસન્ન (૧૮૮૨) ૮ ક. પા. ૪૧૨; આ શક ભરેલુ છે (નીલકંઠ વી. સુરેશ (૧૮૮૪) વી. રી. ૧૨ ઈ. અ. ૧૭૩ પા. ૪૭૯) તે લાગુ થાય છે. પ્રાણજીવન વી. બાજુ (૧૮૮૦) ૪ મું. ૩૪; રાધા માધબ વી, મનોહર (૧૮૮૭) લા. રી. ૧૫. ઇ. અ. ૯૭; ૧૫ ક. ૭૫૬, પાર્વતી વી. કીશનસીંગ (૧૮૮૨) ૬ મું. ૫૬૭; રેબીયાખાનમ વી. વાઇઝ (૧૮૭૫) ૨૩ વી. ૩૨૯; ગોવીંદચંદ્ર વી. ગુરૂચરણ (૧૮૮૮) ૧૫ ક. ૯૪; દીનોનાથ વી. સામાબીબી. (૧૯૦૧) ૨૮ ક. ૨૩, ૪ ક. વી. નો. ૭૪૦ સુખદેવપ્રસાદ વી. જમના (૧૯૦૧) ૨૩ અ. ૬૦; રાજકીશન વી. રાધામાધબ (૧૮૭૪)

૨૧ વી. રી. ૩૪૯; ( આ કબુલતથી હુકમનામું હતું ) અને તે પ્રમાણે કનૈરામા વી. અહમદ (૧૮૯૧) ૧૪ મ. ૪૫૧ના કામમાં ચાલવામાં આવેલું છે, અને જાહુ વી. રાજચંદ્ર (૧૮૮૬) ૧૨ ક. ૨૯૯ના કામમાં ચાલવામાં આવેલુ છે, કાળીપ્રસાદ વી. બુલ્લીસીંગ ( ૧૮૭૫ ) ૪ ક. ૭૮૯; પણુ કીશોરીમોહન વી. મહમદ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૧૮૮; ના કામમાં કબુલતન હુકમનામા વીશે શક રાખેલો છે; વીથીનાદયન વી. સુબ્રમન્ય (૧૮૯૫) ૧૨ મ. ૪૩૫).

**કામ ચલાવવાની રીતી**—ખરી રીતે દાવો ચાલુ હોય અને દાવાની ખબર હોય તે વચ્ચે કાંઇ તફાવત નથી ( કાસુમા નીસા વી. નીલરતન ( ૧૮૮૨ ) ૮ ક. ૭૯ ) પણુ તે નીયમનો ખબર ઉપર આધાર નથી ( લક્ષ્મણુદાસ વી. શરત ( ૧૮૮૨ ) ૬ મું. ૧૬૮ ) અને તે મીલકત લેનારને દાવામાં પક્ષકાર કરવાની જરૂર નથી, અને તે એક ઈનામ લે અથવા ખરીદ કરે તે વખતે તેને દાવાની ખરી રીતે ખબર હતી કીંવા નહી એ હકીકત બેદરકારીની બાબત છે ( ગુલાબચંદ વી. ધોંડી ( ૧૮૭૪ ) ૧૧ મું. હા. કો. ૬૪; ઉમામોઇ બરમોનીઆ વી. તારીનીપ્રસાદ ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૨૨૫ ); મેન્યુઅલ કુવલ વી. સાનગપાલી ( ૧૮૭૧ ) ૭ મ. હા. કો. ૧૦૫, મોતીલાલ વી. કરામુલદીન (૧૮૫૮) ૨૫ ક. ૧૭૯; લા. રી. ૨૪ ઇ. અ. ૧૭૦) કામ ચાલતાની દરમીયાનમાં જ્યારે વ્યાજબી હક બીજાને આપેલો હોય તે વચેના તફાવત વીશે જુઓ કાસીમશા વી. અનોદાપ્રસાદ ચાતરજી ( ૧૮૬૨–૬૩ ) ૧ હાઇડ ૧૬૦; ૨ શેવ. ૮૧૧; ગૌરમની દેબી વી. રીડ. ૨ ટે. અને બેલ ૧૦૦ )

**હોંશીયારી**—પણુ ખબર વીનાનો જે પક્ષકાર હોય તેના સામે જે પક્ષકાર દાદ માગતો હોય તેણે વ્યાજબી મુદતની અંદર તે માગવાને આવવું જોઇએ તેણે તે કામ મંડયા રહીને જારી ચલાવવું જોઇએ ( કાસીમશા વી. અનોદાપ્રસાદ ચાતરજી ( ૧૮૬૨–૬૩ ) ૧ હાઇ. ( ૧૬૦; વાર્ડન શેઠરામ વી. આપુંન્ડી ( ૧૮૭૦ ) ૬ મ. હા. કો. ૭૫; ગૌરમતી દેબી વી. રીડ ૨ ટે. અને બેલ ૧૦૦ વેંકટેશ વી. મારૂતી ( ૧૮૮૮ ) ૧૨ મું. ૨૧૭ ).

**રજીસ્ટર કરાવવા બાબત**—જ્યારે રજીસ્ટર કરયા વીનાના ગીરો રાખનારે ગીરો છોડાવવાનો હક બંધ કરીને વેચાવવા બાબત દાવો કરેલો હતો, અને તે દાવો ચાલતો હતો તેવામાં એક મકાનના માલેકે તે મકાન રજીસ્ટર કરાવેલા ખતથી એક બીજા શખસને ગીરો આપેલુ હતું તેમાં ઠરાવેલું છે કે વેચાણુના દાવામાં થએલા હુકમનામાથી જે ખરીદ કરનાર હતો તેના વીરૂધ તે બીજા ગીરો રાખનારનો કાંઇ હક નથી, પછી જો કે તે દાવામાં તે ખરીદ કરનાર વાદી હોય તોપણુ ચીંતા નથી ( ગુલાબચંદ વી. ધોંડી ( ૧૮૭૪ ) ૧૧ મું હા. કો. ૬૪ વળી જુઓ લછમીનારાયણુ વી. કોટેસર ( ૧૮૭૯ ) ૨ અ. ૮૨૬; અને પ્રાણુજીવન વી. બજુ ( ૧૮૮૦ ) ૪ મું. ૩૪; કૈલાશચંદ્ર ગોઝ વી. જોહરી ( ૧૮૭૧ ) ૮ બં, લા. રી. ૪૭૪; અને રામલોચન વી. રામનારાયણુ ( ૧૮૭૮ ) ૧ ક. લા. રી. ૨૯૬ ).

**ચાલુ અપીલ**—ચંદ્રકુમાર વી. ગોપી ક્રીસ્તો ગોસામી ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૨૦૪, પણુ જુઓ કીશોરીમોહન વી. મહમદ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૧૮૮ વળી જુએ રાધીકા વી. રાધામણી ( ૧૮૮૪ ) ૭ મ. ૯૬ ) ના કામમાં જસ્ટીસ ગ્લોવર સાહેબે ઠરાવ્યું છે કે દાવાવાળી મીલકત તે દાવો કાહાડી નાખ્યા પછી પણુ અપીલ કરતા પહેલાં બીજાને આપવામાં આવેલી છે તેથી તે ચાલુ કામ હોય તે આપવામાં આવે તે બાબતના નીયમ વીરૂધ નથી, કારણુ કે તે વખતે કોરટની રૂબરૂ કાઇ દાવો નહોતો; પણુ જસ્ટીસ દ્વારકાનાથ વીરૂધ ઠરાવેલું છે કે તે અપીલની મુદત પુરી થતા સુધી તે ખરીદ કરનાર રાહા જોવાને બંધાએલો

હતો. જ્યારે મીલકત ઉપરના હક સબંધીના દાવામાં એક અપીલ ચાલુ હતી તે વખતે તે મીલકત ખરીદ કરનાર તે મીલકત લે તો તે અપીલના પરીણામ સાથેની શરતથી લે છે ( સુખદેવપ્રસાદ વી. જમના (૧૯૦૧) ૨૩ અ. ૬૦ ).

**નમુનો.**—કબજો આપવાના વારંટના નમુના બાબત જુઓ એપ. ૪. નંબર ૧૧.

તે નીયમ ક્યારે બંધ પડે છે તે વીશે જુઓ વેંકટેશ વી. મારૂતી ( ૧૮૮૮ ) ૧૨ મું. ૨૧૭ ) નો ઠરાવ.

**જુદો દાવો.**—જુઓ શામાચર્ણુ વી. માધબચંદ્ર (૧૮૮૫) ૧૧ ક. ૯૩) નો ઠરાવ.

**કોરટની દરમીયાનગીરી વીનાનો કબજો.**—એકાદા જે શખસનો કબજો લેવાનો હક હોય અને તે શખસ ખરી રીતે કબજો લીધેલો હોય તો તે લેવામાં ગેરશીરસ્તે થયાના કારણથી તેનો હક સંપૂર્ણ થવામાં કાંઇ ઓછો અસરકારક નથી. ત્યાર પછી કબજો લેઇ લેવામાં આવેલો હોય તો નવું દાવાનું કારણ ઉત્પન્ન થાય છે ( લીલુ વી. આનાજી ( ૧૮૮૧ ) ૫ મું. ૩૮૭ ) અને હકવાળો માલેક બીજા પાસેથી કબજો છોડાવે તો તે પ્રવેશ કરનાર થઇ શકતો નથી અને પોતાનો જે હક થએલો હોય તે ઉપર પોતાના કબજાની પુષ્ટીમાં તે આધાર રાખી શકે છે ( બંદુ વી. નબા (૧૮૯૧) ૧૫ મ. ૨૩૮ ).

સ્થાવર મિલકત ભાડુતના કબજામાં હોય ત્યારે તે સ્વાધીન કરવાનું હુકમનામું.

**૩૬.** ભાડુતના ભોગવટામાંની અથવા જેને મિલકતનો ભોગવટો રાખવાનો હક્ક હોય અને તે ભોગવટો રાખવાનો હક્ક છોડી દેવાને હુકમનામા ઉપરથી બંધાએલો ન હોય તેવા બીજા શખસના કબજામાંની કોઈ સ્થાવર મિલકત સ્વાધીન કરવાનું હુકમનામું હોય ત્યારે, તે સ્વાધીન કરવાનો કોરટે હુકમ કરવો, તે એવી રીતે કે—તે મિલકત ઉપર કોઈ પ્રસિદ્ધ ઠેકાણે વારંટની એક નકલ ચોઢવી, અને કોઈ સોઇવાર ઠેકાણે ડાંડી પીટીને અથવા દસ્તુર પ્રમાણે બીજી રીતે, તે મિલકત સંબંધી હુકમનામાની મતલબ ભોગવટો કરનારને પ્રસિદ્ધ કરવી. કલમ ૨૬૪

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૬૪,**

**ટીકા.**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

છેલ્લા ઉપરના રૂલ ઉપરની નોટ ઘણી બાબતોમાં અહીંયાં લાગુ છે.

આ રૂલ પ્રમાણે એકાદુ હુકમનામું બજાવવામાં સખતાઇથી કાયદાના શબ્દો પ્રમાણે કોરટે ચાલવું જોઇએ, અને રઇયતે હુકમનામાવાળાને સાંથ આપવી એવો હુકમ તે હુકમનામામાં વધારવો ના જોઇએ ( ગીબન વી. શીવપરસન (૧૮૭૨) ૧૭ વી. રી. ૨૩૬ ). હુકમનામાનો મીલકત બાબતનો જે મતલબ કબજેદારોને જાહેર કરવો જોઇએ તે કબજેદારની જમીનનો હુકમનામાવાળો તરતજ માલેક છે એવું ઠરાવેલું હોય અને તેવા માલેક તરીકે તેની પાસેથી પરભારી સાંથ લેવાનો હક છે અથવા દરમીયાન કબજેદાર છે તેવું હોય કીંવા નહી. ઘણું કરીને દરમીયાન પટે રાખનાર તેમજ ખેતી કરનાર–પટે રાખનાર અથવા ખરી રીતે કબજેદાર હોય તે બેઉનો ઘણું કરીને આ રૂલના શબ્દોમાં સમાવેશ થાય છે.

આ રૂલ પ્રમાણે કાયદેસર કબજો ઠરાવવાને આ રૂલ પ્રમાણે જે બધુ કરવાની જરૂર છે

તે બધાનો અમલ કરવો જોઇએ, તેની જરૂર છે, માટે જ્યારે જો કે રાજના બીજા ગામોમાં હુકમનામાના વારંટની નકલ ચોટાડવામાં આવેલી હતી તોપણ તકરારી ગામમાં તે ચોહોડવામાં આવેલી છે એવું શાબેત કરવામાં આવેલું ના હોય ત્યારે ઠરાવેલું છે કે તે ગામનો કબજો તે કાયદેસર કબજો નથી ( કોરટ ઓફ્ વોરડસ વી. બરાલાલ (૧૮૭૧) ૧૫ વી. રી. ૯૯ ). પણ જ્યારે હુકમનામું બજાવવામાં આવે ત્યારે કબજાવાળો પક્ષકાર કોરટની રૂબરૂ એવું કબુલ કરે કે તે હુકમનામાવાળાએ રીતસર કબજો મેળવેલો છે તો પાછળથી તેને કબજો મળ્યોજ નથી એવી રીતે ઇનકાર કરીને વીરૂધ કબજાથી થએલા હક બાબત તે તકરાર કરી શકતો નથી ( બીંદુ બાશીની વી. રેની (૧૮૭૧) ૧૫ વી. રી. ૩૦૭; ૭ બં. લા. રી. એપ. ૨૦ ).

**મુદત.**--મુદતના કારણસર ખરી રીતનો કબજો દાવાના વીરૂધ જેમ બરોબર છે તેમ નીશાન તરીકેનો કબજો પણ તેવીજ રીતે બરોબર છે. ( જગોબંધુ મુકરજી વી. રામચંદ્ર (૧૮૮૦) ૫ ક. ૫૮૪; ૫ ક. લા. રી. ૫૪૮; સોતીનાથ વી. અભયનંદ (૧૮૮૦) ૫ ક. ૩૩૧ ના ઠરાવનો મુકાબલો કરો; મોજ્જુદ્દરવાહીદ વી. અબદુશ શામદ (૧૮૮૦) ૬ ક. લા. રી ૫૩૯; ધાપી વી. બ્રમદેવ (૧૮૭૯) ૪ ક. વી. નો. ૨૯૭; લોકેસરકુંવર વી. પરમન (૧૮૮૧) ૭ ક. ૪૧૮; મોહીનુદ્દીન વી. મંચરશા (૧૮૮૨) ૬ મું. ૬૫૦ ); પણ યથાર્થ કબજો જેમકે પટે રાખનારાઓ પાસેથી સાંથ મળેલી હોય તો તેવો યથાર્થ કબજો તે સને ૧૮૭૭ ના એકટ ૧૫ ના ૨ જા પરીશીષ્ટની આરટીકલ ૧૦ ના હેતુ પ્રમાણે "જાતે કબજો" નથી, માટે તારીખથી જો બાર વરસની અંદર દાવો કરવામાં આવે તો તે ખાસ કબજા બાબતનો દાવો ચાલે છે ( શામાચરણ વી. માહાધબ (૧૮૮૫) ૧૧ ક. ૯૩ ); અને એક બાજુ તરફ હુકમનામાવાળો અને તેના અસાઇનો અને બીજી બાજુ તરફ હુકમનામાનો દેણદાર અથવા તેના વારસોની વચમાં જેમ ખરી રીતનો કબજો બરોબર છે તેમજ નીશાન તરીકેનો કબજો પણ બરોબર છે, માટે તેવા નીશાન તરીકેના કબજાની તારીખથી બાર વરસની અંદર જો કબજા બાબત દાવો કરેલો હોય તો તે દાવો ચાલે છે ( માહાદેવ વી. પરસરામ ( ૧૯૦૧ ) ૨૫ મું. ૩૫૮ ); પણ તેવા નીશાન તરીકેના કબજાથી એકાદા પક્ષકાર પાસેથી પટે રાખનાર હોય તેના તથા જે બીજા શખસો કાયમ પટાવાળા હોય તેમના હકને હરકત થતી નથી ( ધલમર પુરી વી. બેપીનબેહારી (૧૮૯૧) ૧૮ ક. ૫૨૦ ); તેમ તેથી હુકમનામાવાળાનો તે કબજાની તારીખથી ત્રીજા પક્ષકાર વીરૂધ નવી મુદત ગણવાનો હક થતો નથી ( દયાનીધી વી. કેળાઇ ( ૧૮૮૨ ) ૧૧ ક. લા. રી. ૩૯૫ ). એકાદા વાદીએ નીશાન તરીકેનો કબજો મેળવેલો હોય અને જો પ્રતીવાદીનો બાર વરસ કરતાં વધારે મુદતનો વીરૂધ કબજો હોય તેમ છતાં વાદીએ જો કબજા બાબત દાવો કરેલો હોય તો તેને મુદતની હરકત થાય છે. ( લક્ષ્મણ વી. મોરૂ ( ૧૮૯૨ ) ૧ ક. મું. ૭૨૨ ). "બટવારા" કરવામાં આવે એટલે વાદીને જમીનનો કબજો મળે એવું એક હુકમનામાથી ઠરાવેલુ હોય, અને વાદીએ પોતાના હકની મુદત જવા દીધા પછી એક "બટવારા" કરાવ્યુ અને ફક્ત રીતીસર કબજો લીધો. ઠરાવ્યુ છે કે આવા કબજાથી તેને નવુ દાવાનુ કારણ થતુ નથી ( કીશોરસીંગ વી. ગોવીંદ ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૩૩ ). નીશાન તરીકેના કબજાથી એકાદા પ્રતીવાદીનો વીરૂધ કબજો જ્યારી હોય તે તુટતો નથી ( હરજીવન વી. શીવરામ ( ૧૮૯૫ ) ૧૯ મુ. ૬૨૦ ). એક આગળના હુકમનામાની બજાવણીમાં વાદીને ફક્ત નીશાન તરીકેનો કબજો મળેલો હોય તો ખરી રીતે કબજો લેવાને તેના તેજ પ્રતીવાદી ઉપર નવો દાવો ચલાવવાને તે વાદીનો હક થાય છે ( શંકર વી. નરુ

સીંગરાવ (૧૮૭૮) ૨૨ મુ. ૬૬૭); પણ રીતીસર કબજો લીધા પછી જો તે બાર વર્ષ પુરાં થવા દે તો તે હુકમનામાથી જે હક તેને આપવામાં આવેલો હોય તે હક તે ખુએ છે (પ્યારી મોહન વી. જગોબંધુ (૧૮૭૫) ૨૪ વી. રી. ૪૧૮).

**ખરીદ કરનાર.**—જ્યારે લીલામમાંથી એક ખરીદ કરનારને કબજો આપવામાં આવેલો હોય ત્યારે તેજ નીયમ લાગુ થાય છે. (જગોબંધુ મીતર વી. પુર્ણાનંદ (૧૮૮૯) ૧૬ ક. ૫૩૦).

આ રૂલ તથા ક. ૪૭ પ્રમાણે જે કોરટને હુકમનામું બજાવવાને મોકલેલુ હોય તે કોરટની આવા હુકમનામાને મુદતની હરકત છે કીંવા નહી તે વીશે નીર્ણય કરવાની હકુમત છે. છે (નરસીંગદયાળ વી. હરીહરશાહા (૧૮૮૦) ૬ ક. લા. રી. ૪૮૯; ૫ ક. ૮૯૭).

રૂલ. ૧૦ પ્રમાણેના હુકમને, દરખાસ્તને મુદતની હરકત નથી એ વીશે નીશ્ચયકારક પુરાવ છે (મંગળપ્રસાદ દીક્ષીત વી. ગ્રીજાકાંતલાહીરી (૧૮૮૨) ૮ ક. ૫૧, લા. રી. ૮ ઇ. અ. ૧૨૩; અનોદાપ્રસાદ વી. કરપનઅલી (૧૮૭૭) ૧ ક. લા રી. ૪૦૮).

**એક હુકમનામાથી જુદા જુદા હુકમનામા કરેલા તે**—જુદા જુદા દેણદારો ઉપર એક હુકમનામું કરેલુ હોય, પણ દરેક દેણદારને દરમીયાન ઉપજ તરીકે જુદી જુદી ખાસ રકમનો જવાબદાર ઠરાવેલો હોય ત્યારે દરેક દેણદાર વીરૂધ મુદત જુદી જુદી ગણવી જોઇએ કારણ કે એક દેણદાર પાસેથી વસુલ કરવાને બજાવણી કરવામાં આવે તેથી તે બીજા દેણદાર વીરૂધ તે બજાવણીનુ કામ થતુ નથી, પણ તે એક જુદુ હુકમનામું હોય છે, માટે મુદત બાબતની નીર્ણય કરવાને તેનો હલાયદો વીચાર કરવો જોઇએ (હરીહરસીંગ વી. હરીદયનારાયણ (૧૮૭૬) ૨૫ વી. રી. ૩૧૦) ના કામમાં ઠરાવેલુ છે કે એક મુદતની સાંથ બાબત એક શખસ ઉપર હુકમનામુ કરેલુ હોય અને બીજા શખસ ઉપર બીજી મુદત બાબત કરેલુ હોય તો, ખરી રીતે તે બે હુકમનામા છે, માટે મુદતની હરકત ના થાય તે સારૂ તે જુદા જુદા બજાવવાં જોઇએ).

**મજીયારૂ હુકમનામું.**—પણ જ્યારે કેટલાક શખસો ઉપર એક હુકમનામું મજીયારૂ કરવામાં આવેલુ હોય ત્યારે તે હુકમનામું બીજી રીતનુ ગણવાને કોરટ મુખત્યાર નથી અથવા તે બજાવવામાં દરેક દેણદારની જવાબદારી ઠરાવવાની અને તેથી હુકમનામાના ઠરાવ પ્રમાણે હુકમનામાવાળાના હક શા છે તેની મર્યાદા ઠરાવવાની કોશીશ કરવાને કોરટ મુખત્યાર નથી (કાલીમોહન વી. દીનોનાથ (૧૮૮૧) ૮ ક. લા. રી. ૩૪).

**બજાવણી.**—બજાવણી કાયદા પ્રમાણે થવી જોઇએ, અને પક્ષકારોની કબુલત સાથે કરવાની નથી. માટે રેલવેનો એક નોકર એક હુકમનામાનો દેણદાર હતો તેણે હુકમનામાવાળાની કબુલત સાથે તે રેલવેના પેમાસ્તર ઉપર પોતાના માસીક પગારમાંથી અમુક રકમો કોરટમાં ભરવાના ઓરડરો આપેલા હતા તો તેવી ગોઠવણ કોરટે કબુલ કરવી ન જોઇએ, અને તે પેમાસ્તરે તે કબુલ કરવાને ના કહેલી છે તેથી તે ગોઠવણનો અમલ કરી શકાતો નથી (મેકફરલેનના કામમાં (૧૮૬૯) ૧૧ વી. રી. ૬૯; પણ જુઓ પીલાઇ વી. પીલાઇ (૧૮૭૪) લા. રી. ૨. ઇ. અ. ૨૧૯, અને ઠાકુરદયાળસીંગ વી. સરજુપ્રસાદ (૧૮૯૩) ૨૦ ક. ૨૨). હુકમનામાના દેણદારની મીલકત છે કીંવા નહી એ વીશે કાંઇ તજવીજ કરવાનો આ રૂલનો હેતુ નથી (ગુલજાન વી. સારીયાતુલ્લા (૧૮૯૯) ૩ બં. લા. રી. ૪૧૩). હુકમનામું કરનારી કોરટને હુકમનામું બજાવવાની દરખાસ્ત કરેલી હોય અથવા જે કોરટને તે બજાવવાને મોકલેલુ હોય તે કોરટને કરેલી હોય પણ ઠરાવેલી કામ ચલાવવાની રીતી તમામ તેવી દરખાસ્તો

ને લાગુ થાય છે. હુકમનામા બજાવવાની જુદી રીતીઓ નીચેના રૂલોમાં ઠરાવેલી છે, પણુ એકજ વખતે હુકમનામાના દેણદારની જાત અને મીલકત ઉપર હુકમનામું બજાવવાની ના કહેવાને કોરટની મરજી ઉપર છે તે બાબત નોંધી રાખવી જોઇએ ( રૂ. ૨૧ ).

**નાઝરની જવાબદારી**—પકડવાનુ વારંટ નહી બજાવવાથી નાઝરની જવાબદારી વીશે જુઓ ( કસ્તુરચંદ વી. રાવજી ( ૧૮૮૦ ) ૪ મુ. ૬૫ )

**ગીરોવાળી મીલકત**—મીલકત તબદીલ કરવાના એકટની ક. ૬૭ શીવાય એક ગીરો રાખનાર ગીરોવાળી મીલકત જપ્ત કરાવે તો તે કોઇ દાવા બાબત તે વેચાવી શકતે નથી ( કાવેરી વી. અનંતથાયા ( ૧૮૮૭ ) ૧૦ મ. ૧૨૯; જાદવલાલ વી. માધબ ( ૧૮૯૪) ૨૧ ક. ૩૪; આઝીમુલ્લા વી. નજમુનનીશા ( ૧૮૯૪ ) ૧૬ અ. ૪૧૫ ).

**મજીયારા દેણદારો**—એક શખસનુ હુકમનામુ કેટલાક શખસોની મજીયારી જવાબદારી બાબત થએલુ હોય તો તે શખસ તે દેણદારોમાંના હરકોઇ શખસ ઉપર તે બજાવી શકે છે ( શ્રીનાથ ગોઇ વી. સાહેબરામ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૩૦૫ ). કેટલાક દેણદારોને તેણે ફારખતી આપેલી હોય તેથી તે શખસને બીજા દેણદારો ઉપર તે બજાવતાં અટકાવ થતો નથી, માટે ફારખતી આપેલી હોય કીંવા નહી તે બીજા દેણદારો ફાળા બાબત પોતાના સહદેણદારો ઉપર દાવો કરી શકે છે ( શીવચર્ણુ વી. રામશર્ણુ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૪૯; નનકુલાલ વી. ધનેશકુંવર ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૪૯૬ ) બીજી બાજુ તરફ જે શખસ પાસે ફાળો માગવામાં આવે તેનો તે દાવો કરનાર શખસ વીરૂધ જે બ્યાજબી બચાવ હોય તે કરવાને તેને તે મજીયારા હુકમનામાથી પ્રતીબંધ થતો નથી ( અશમાનસીંગ વી. અજનાશ કુંવર ( ૧૮૯૭ ) ૨ ક. લા. રી. ૪૦૬ ). પણુ જે દેણદારો એક પૈસા બાબતના હુકમનામાથી મજીયારે જવાબદાર હોય અને તેમાંનો એક તે હુકમનામુ ખરીદ કરે તો તે બધુ હુકમનામુ વસુલ આપેલુ થાય છે, માટે પછી તે હુકમનામુ બજાવી શકાતુ નથી ( ડીગંબરી દેબીયા વી. ઇશનચંદ્ર ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૨૭૨; વળી જુઓ તેજ પક્ષકારોની વચેના કામમાં ફુલબેંચનો ઠરાવ તથા શરૂપચંદ્ર હઝરા વી. ત્રૈલખોનાથરાય ( ૧૮૯૮ ) ૯ વી. રી. ૨૨૦ રૂ. ૧૬ પાછળ ) બજાવણીમાં કામ ચાલતાં એવી હરકત લેઇ શકાય છે કે સહદેણદારોમાંના એક દેણદારનો તેમાંનો એક દેણદાર બેનામીદાર છે અથવા તે હુકમનામાનો એક ભાગ ખરીદ કરવાથી એક દેણદાર તેમાં હીતવાળો છે અને તેવી હરકતો પ્રથમના કામમાં લીધેલી ના હોય તોપણુ તે હરકોઇ વખતે લેઇ શકાય છે ( અભયચરણુ રોય વી. નોબીનચંદ્ર ( ૧૮૭૫) ૨૩ વી. રી. ૯૫ )

### પકડવા વિશે તથા દિવાની તુરંગમાં કેદ કરવા વિશે.

**૩૭. (૧)** આ કાનુનોમાં ગમે તે મજકુર હોય તોપણુ, જ્યારે દરખાસ્ત, હુકમનામાંના દેણદારને પકડીને તથા દિવાની તુરંગમાં કેદ કરીને, પૈસા આપવાના હુકમનામાની બજાવણી બાબત હોય તથા તે મુજબ સદરહુ દેણદાર પકડાવાને પાત્ર હોય, ત્યારે સદરહુ માણસને પકડવાનુ વારંટ કાઢવાને બદલે, કોરટ તેના ઉપર એક નોટીસ કાઢીને એમ ફરમાવવાને મુખ

તુરંગમાં કેદ કરવાની સામે હુકમનામાના દેણદારને કારણુ બતાવવા દેવાની રજા આપવાનો અધિકાર.

કલમ ૨૪૫ બ

ત્યાર છે કે તે નોટીસમાં નિર્દિષ્ટ કરેલી તારીખે તેણે કોરટની રૂબરૂ હાજર થઈને હુકમનામાની બજાવણીમાં તેને દિવાની તુરંગમાં શા માટે મોકલવો નહીં તેનું કારણ બતાવવું.

(૨) સદરહુ નોટીસ પ્રમાણે હુકમનામાંનો દેણદાર હાજર નહિ થાય, તો કોરટે, હુકમનામાવાળો તેમ કહે તો, તેને પકડવાનું વારંટ કાઢવું.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૪૫ બ.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો, ને લાગુ છે.

**દરખાસ્ત**—બજાવણીની દરખાસ્ત સાથે હુકમનામાની નકલ ફાઇલ કરવાને કાયદા પ્રમાણે જરૂર નથી ( મધુકોશીયા વી. નોબીનચંદ્ર ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૫ ); કાયદા પ્રમાણે ફક્ત રૂ. ૧૧ માં ઠરાવેલા નમુના પ્રમાણે એક દરખાસ્તની જરૂર છે અને તે ઉપર જડજ બજાવણીનો હુકમ કરી શકે છે ( શફરઅલી વી. મહેશચંદ્ર ( ૧૮૬૫ ) ૪ વી. રી. પ્રા. ૧૬ ). જો તે હુકમનામાના ઠરાવ સાથે મળતી આવે તો, તે દાખલ કરવી જોઇએ ( બીશેશર રોય વી. બીશેશર ઓઝ ( ૧૮૬૭ ) ૮ વી, રી. ૨૭૭ ), અને જો તે નમુના પ્રમાણે રીતીસર ના હોય તોપણ તે રૂલ પ્રમાણેની એક દરખાસ્ત છે (અસગરઅલી વી. ત્રૈલોકય (૧૮૯૦) ૧૭ ક. ૬૩૧; હરી વી. નારાયણ ( ૧૮૮૮ ) ૧૨ મું. ૪૨૭ ) અને તે રદ કરવી ના જોઇએ, પણ તે દુરસ્ત કરાવવી જોઇએ, અથવા સુધારવાને પાછી આપવી જોઇએ ( પ્રલ્હાદ માહાપનર વી. જનાર્દન ( ૧૮૬૬ ) ૬ વી. રી. પ્રા. ૧૫ ), જ્યારે એક હુકમનામામાં એવુ ઠરાવેલુ હોય કે લહેણી રકમ જો બે માસની અંદર વસુલ આપવામાં નહી આવે તો, અમુક મીલકત વેચાવવામાં આવશે તો ઠરાવેલુ છે કે તે મુદત પુરી થતા પહેલાં કોઇ દરખાસ્ત મંજુર કરવી ન જોઇએ ( હરદયાળ વી. છદામી ( ૧૮૮૫ ) ૭ અ. ૧૯૪ ).

**મુખત્યારનામાની દરખાસ્ત**—જુઓ રૂ. ૧૧ ( ૧ ) પાછળ.

**સ્ટેંપ**—કોરટ ફી એક્ટ ( સને ૧૮૭૦ ના ૭ માના પરીશીષ્ટ ૨ ની આ. ૧ ) પ્રમાણે જોઇએ તેટલો તે દરખાસ્ત ઉપર સ્ટેંપ હોવો જોઇએ.

**જો દરખાસ્ત સુધારવામાં ના આવે તો તે રદ કરવી**—જ્યારે તે સાત દીવસની અંદર સુધારવા બબતના હુકમનો અમલ કરવામાં આવ્યો ન્હોતો, પણ તે રદ કર્યાનો હુકમ કરેલો નહોતો ત્યારે ઠરાવેલુ છે કે ત્યાર પછી તે સુધારવાને કોરટ પરવાનગી આપી શકે છે ( કામીનીમોહન વી. ગોપાળ ( ૧૮૮૨ ) ૮ ક. ૪૭૯ ) તેજ પ્રમાણે ચાર દીવસની અંદર તે સુધારવાના હુકમનો અમલ કરવામાં આવેલો નહી અને તે દરખાસ્ત તે કામમાં રહેલી હતી. તેમાં પાછળથી તે સુધારવાની પરવાનગી આપવામાં આવેલી હતી ( ફઝલુર રહેમાન વી. અલતફ ( ૧૮૮૪ ) ૧૦ ક. ૫૪૧ ) તોપણ જુઓ અશગરઅલી વી. ત્રૈલોકય ( ૧૮૯૦ ) ૧૭ ક. ૬૩૧; વેલડન વી. નીલ ૧૯ કયુ. બી. ડી. ૩૯૪ ).

**સુધારો**.—એક રીતીસર દરખાસ્ત ના હોય તે મુદતના કાયદાની અપાવેલી મુદત ગએલી હોય તો પણ પાછળથી તે સુધારવાની પરવાનગી આપી શકાય છે (મેકગ્રેગર વી. કેશબરાય ( ૧૮૮૭ ) ૧૪ ક. ૧૨૪; મહમદ વી. અબદુલ્લા ( ૧૮૮૨ ) ૧૨ ક. લા. રી. ૨૭૯) અને હુકમનામાવાળાએ હુકમનામાના દેણદારની જાત અને મીલકત ઉપર હુકમનામું સામાન્ય રીતે બજાવવાને મુદતની અંદર દરખાસ્ત કરેલી હતી તો મુદત વીતી ગયા પછી સ્પેશીયલ

અપીલમાં જે સ્થાવર મીલકત વેચાવવાને માગતો હતો તેની યાદ આપવાને પરવાનગી આપવામાં આવી હતી ( મેકગ્રેગર વી. કેશ્વરાય ( ૧૮૮૭ ) ૧૪ ક. ૧૨૪; રદ થએલો છે અશગરઅલી વી. ત્રૈલોક્ય ( ૧૮૯૦ ) ૧૭ ક. ૬૩૧ ) પણ હુકમનામાવાળાએ પોતાની દરખાસ્તમાં અમુક મીલકત બતાવેલી હતી પણ ત્યારપછી મુદત ગયા પછી બીજી મીલકત વેચાવવાની યાદ આપીને એવી અરજ કરી કે પહેલી બતાવેલી મીલકત છોડી દેવી જોઇએ તો તે અરજ નામંજુર કરવામાં આવેલી હતી, કારણ કે તેને મુદતની હરકત હતી ( શ્રીનાથગુહુ વી. યસુફખાંન ( ૧૮૮૧ ) ૭ ક. ૫૫૬; અને જ્યારે હુકમનામાવાળાએ મીલકતની યાદ આપવાને બદલે પ્રથમની દરખાસ્ત બતાવેલી હતી તો તે મીલકત ઉપર બજાવણી કરવાની પરવાનગી આપેલી હતી, પણ મુદત ગયા પછી જે મીલકત બાબત કોરટને જાહેર કરવામાં આવેલુ હતુ તે મીલકત ઉપર બજાવવાની પરવાનગી આપેલી નથી ( હરીચર્ણબોઝ વી. સુબેદાર ( ૧૮૮૬ ) ૧૨ ક. ૬૬૧; વળી જુઓ અશગરઅલી વી. ત્રૈલોક્ય ( ૧૮૯૦ ) ૧૭ ક. ૬૩૧; વેલ્ડન વી. નીલ ૧૯ ક્યુ. બી. ડી. ૩૯૧ )

**મુદત.**—એકાદી દરખાસ્ત દાખલ કરતા પહેલાં પ્રથમ દર્શનીકરીતે યોગ્ય મુદતની અંદર તે કરેલી છે, અને તેને મુદતની હરકત નથી કે કેમ તે જોવાની જરૂર છે. જુઓ સને ૧૮૭૭ ના એકટ ૧૫ ના પરીશીષ્ટ ૨ ના આરટીકલ ૧૭૯ તથા રૂ. ૧૦ નીચેની નોટ પાછળ. જ્યારે કોરટ બંધ હતી ત્યારે એક હુકમનામાની મુદત પુરી થએલી હતી. તેથી તે હુકમનામાવાળાએ જે દીવસે કોરટ ફરીથી ઉઘડી તે દીવસે બજાવણીની એક દરખાસ્ત આપી, પણ તે ખામીભરેલી માલુમ પડેલી હતી. તેથી કોરટે તે સુધારવાને પાછી આપી. ત્યારપછી મુદત વીતી ગયા પછી તે સુધારીને આપવામાં આવી. ઠરાવ્યું છે કે મુદત પુરી થતા પહેલાં બજાવણીની કાંઇ બળવાન દરખાસ્ત કરવામાં આવેલી નથી, માટે તેને મુદતની હરકત છે ( રઘુનાથ વી. વેંકટેશ ( ૧૯૦૩ ) ૨૬ મ. ૧૦૧ )

પકડવાના વારંટમાં હુકમનામાના દેણુદારને હાજર કરવાનું ફરમાવવું

**૩૮.** **હુકમનામાના દેણુદારને પકડવાના પ્રત્યેક વારંટમાં, તે વારંટ બજાવવાને જે અમલદારને સોપ્યું હોય તેને એવું ફરમાવવું કે,—જે રકમ આપવાનો હુકમનામાના દેણુદારને હુકમ થયો છે તે રકમ, તથા તેનું જે વ્યાજ ને ખરચ (હોય તો) આપવાને તે જવાબદાર હોય તે જલદી ભરવામાં ન આવે તો, જેટલી બને તેટલી ઉતાવળથી હુકમનામાના દેણુદારને કોરટની રૂબરૂ આણવો.** **કલમ ૩૩૭**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૩૭.**

ટીકા—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

વારંટનો નમુનો જુઓ એપી. ૪. નંબર ૧૩.

બજાવનાર અમલદારને પ્રતીવાદીને પકડીને તેને કોરટની રૂબરૂ રજુ કરવાને જોઇએ તેટલી વ્યાજબી મુદત તેને રોકવાને ફકત અખત્યાર આપેલો છે, અને તેને પોતાને છોડવાની અરજ કરવાનો લાગ આપ્યા પછી વ્યાજબી મુદત થઇ ગયા પછી એકાદા પ્રતીવાદીને કાયદાના બીજા અખ્તીકાર વીના રોકવામાં આવે તો તે કાયદેસર નથી ( શંભુચંદ્ર હાલદારના કામમાં

બર્ક ૫૯) માટે શેરીફના એક અમલદાર પ્રેસીડંસી જેલના સુપરીન્ટેન્ડેન્ટ ઉપર કાઢેલા વારંટ પ્રમાણે એક કેદીને અલીપુરના તુરંગમાં લેઇ ગયો અને તેણીને ત્યાં સોંપી. તેમાં ઠરાવ્યું છે કે તેણીનો છુટવાનો હક છે ( સામસોનીસા બગમ વી. એનીલત્ર (૧૮૮૫) ૧૧ ક. ૫૨૭)

૩૯. (૧) હુકમનામાંના દેણદારને કેદ કર્યો હોય ત્યારથી તેને કોરટની રૂબરૂ આણી શકાય ત્યાં સુધીની તેની ખોરાકી સારૂ, જડજને જે રકમ બસ લાગે તે રકમ હુકમનામાવાળો કોરટમાં ભરે નહીં

ખોરાકીના પૈસા. કલમ ૩૩૯

તો અને ભરે નહીં ત્યાં સુધી હુકમનામાની બજાવણીમાં કોઇ હુકમનામાના દેણદારને પકડવો નહીં.

(૨) હુકમનામું બજાવવામાં હુકમનામાના દેણદારને દિવાની તુરંગમાં મોકલવામાં આવે ત્યારે ૫૭ મી કલમની રૂયે ઠરાવેલા દર પ્રમાણે જેટલી માસિક રકમ મળવાને તે યોગ્ય હોય તેટલી માસિક રકમ અથવા તેવા દર ઠરાવવામાં ન આવ્યા હોય તો, જે વર્ગમાં તે હોય તે વર્ગને વાસ્તે કોરટને બસ લાગે તેટલી રકમ તેની ખોરાકી બદલ કોરટે ઠરાવવી.

(૩) જે પક્ષકારની અરજ ઉપરથી હુકમનામાના દેણદારને કેદ કર્યો હોય તે પક્ષકારે, દરેક મહિનાની પહેલી તારીખ પહેલાં કોરટે ઠરાવેલી માસિક રકમ માસિક ભરણું કરીને અગાઉથી આપવી.

(૪) પહેલું ભરણું, ચાલુ માસના જેટલા દીવસ બાકી રહ્યા હોય તેટલા દિવસને માટે, હુકમનામાંના દેણદારને તુરંગમાં મોકલ્યા પહેલાં કોરટના યોગ્ય અમલદારને કરવું. અને ત્યાર પછીનાં કોઇ ભરણાં [ જો હોય તો] જે અમલદારને સ્વાધીન તુરંગ હોય તેને કરવાં.

(૫) તુરંગમાં હોય તેવા હુકમનામાના દેણદારની ખોરાકી સારૂ હુકમનામાવાળાએ જે રકમો આપી હોય તે ફરિયાદનું ખરચ ગણાશે.

પરંતુ તે આપેલી કોઇ રકમને વાસ્તે હુકમનામાના દેણદારને તુરંગમાં રખાશે નહીં અથવા પકડાશે નહીં.

### સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૩૯.

ખોરાકીના પૈસા અગાઉથી આપવા જોઇએ ( કનઇલાલ દોસના કામમાં બર્ક ૫૧ ) જો તેમ કરેલુ ના હોય તો, પકડવામાં આવે, કેદમાં મોકલવામાં આવે તે ગેરકાયદે છે, અને તે પૈસા આપેલા છે તે કોરટના અમલદારે જોવાનુ છે, અને તે કેદીને જોવાનુ નથી ( થોમસનના કામમાં બર્ક ૪૨૧ )

તા. ૩૦ સપટંબરના રોજ લેણદારે ૩૦ દીવસની ખોરાકી ભરેલી હતી અને સપટંબરની ખોરાકીમાંથી જેલર પાસે ચાર આના બાકી રહેલા હતા ઠરાવ્યું છે કે જે રકમ ભરવામાં આવેલી હતી તે અકટોબર માસને માટે પુખ્ત હતી, માટે આ કલના ઠરાવ પ્રમાણે જોગતી રીતે ચાલવામાં આવલુ છે ( હાલાધરદે વી. અંબીકાચરણ (૧૮૯૦) ૫ બં. લા. રી. એપ. ૮૦) પણ એક કેદીને તા. ૪ અગસ્ટના રોજ પકડવામાં આવેલો હતો અને તેજ દીવસે સાંજે તેને કેદમાં

મોકલવામાં આવેલો હતો અને ફક્ત ૨૭ દીવસની ખોરાકીના પૈસા ભરેલા હતા તેમાં ઠરાવ્યું છે કે ૨૮ દીવસને માટે બસ થાય તેવી એક રકમ જો કે બીજેજ દીવશે ભરવામાં આવેલી છે તોપણ આ રૂલના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવેલુ નથી ( દત્ત વી. કોરોનીલીવશ્ર (૧૮૭૦) ૫ બં. લા. રી એપ. ૭૯).

જો મહીનાની છેલ્લી તારીખે તે માસીક અલાવંન્સ રકમનો ઠરાવેલો હફતો આપવામાં આવેલો ના હોય તો જે કોઇ ન્યાયાધીકારીના હુકમથી કોઇ દીવાની કેદીને તુરંગમાં રાખેલો હોય તે દરેક ન્યાયાધીકારીએ તે જેલના ઈનચાર્જ અમલદાર ઉપર તે કેદીને છોડવાનો હુકમ તરત મોકલવો ( ક. શીવીલ સરક્યુ. નંબર ૨ સને ૧૮૭૮ ).

નોટીસ મુજબ અથવા પકડાયા પછી હુકમનામાનો દેણદાર હાજર થાય ત્યારે શું કરવું તે બાબત.

કલમ ૩૩૭ અ

**૪૦.** (૧) જ્યારે હુકમનામાના દેણદાર કાનુન ૩૭ ની રૂયે કાઢેલી નોટીસ મુજબ કોરટની રૂબરૂ હાજર થાય, અથવા કોઇ હુકમનામાના દેણદારને પૈસા આપવાના હુકમનામાની બજાવણીમાં પકડયા પછી કોરટમાં આણ્યો હોય, અને હુકમનામાનો દેણદાર ગરીબાઇને લીધે અથવા બીજા પુરતા કારણોને લીધે હુકમનામાની રકમ આપવાને અથવા તે રકમ હપતે હપતે આપવાની હોય તે બાબતમાં, તે હુકમનામાના કોઈ પણ હપતાની રકમ આપવાને અશક્ત છે એમ કોરટને લાગે ત્યારે, સદરહુ કોરટ પોતાને યોગ્ય લાગે તેવી કોઇ પણ શરતોએ, તેને પકડવાની તથા કેદમાં રાખવાની દરખાસ્ત ના મંજુર કરવાને, અથવા તેને છોડી મુકવાને હુકમ કરવાને મુખત્યાર છે.

(૨) પેટા કાનુન [૧] મુજબ હુકમ કરવાની આગમજ નિચે લખેલી બાબતોમાંની કોઇ પણ બાબત સંબંધી હુકમનામાવાળાની કહેલી હકીકત ધ્યાનમાં લેવાનો કોરટને અધિકાર છે, એટલે:—

[અ] જે નાણું સારૂ હુકમનામાનો દેણદાર ભરોંસાના સંબંધને લીધે હિસાબ આપવાને બંધાએલો છે તે નાણું માટે તે હુકમનામું છે;

[બ] જે ફરિયાદમાં હુકમનામું થયું હોય તે ફરિયાદ માંડયાની તારીખ પચીથી હુકમનામાના દેણદારે, તે હુકમનામાની બજાવણીમાં હુકમનામાવાળાને હરકત કરવાના અથવા ઢીલ કરવાના હેતુથી અથવા હરકત અથવા ઢીલ થાય એવી રીતે, પોતાની મિલકતમાંનો કોઇ પણ ભાગ બીજાને નામે કરી આપેલો છે, અથવા છુપાવેલો છે, અથવા ખસેડેલો છે, અથવા સદરહુ તારીખ પછીથી પોતાની મિલકતના સંબંધમાં પોતે કુબુદ્ધિનું કાંઇ પણ બીજું કૃત્ય કરેલું છે;

[ક] હુકમનામાના દેણદારે પોતાના બીજા લેણદારોમાંના કોઈ એક લેણદારને કંઇ પણ અયોગ્ય લક્ષ્ય આપ્યું છે;

[ડ] હુકમનામાની રકમ અથવા તેનો કોઇ પણ ભાગ આપવાને તેની પાસે સાધન છતાં અથવા હુકમનામું થયું ત્યારથી તે આપવાને તેની પાસે સાધન મળી આવ્યાં છતાં તે આપવાને હુકમનામાંના દેણદારે ના પાડી છે અથવા તે આપવામાં તેણે ગફલત કરી છે;

[ઇ] હુકમનામાની બજાવણી કરવામાં હુકમનામાવાળાને હરકત કરવાના અથવા ઢીલ કરવાના હેતુથી અથવા હરકત અથવા ઢીલ થાય એવી રીતે હુકમનામાનો દેણદાર નાસી જશે અથવા તે કોરટની હકુમત છોડી દેશે એવો સંભવ છે.

(૩) પેટા કાનુન (૨) માં કહેલી બાબતોમાંની કોઇ પણ બાબત વિશે વિચાર ચાલતો હોય તે વખતે, કોરટ પોતાની નજરમાં આવે તો, હુકમનામાના દેણદારને દિવાની તુરંગમાં અટકાવી રાખવાનો હુકમ કરવાને, અથવા કોરટના અમલદારના પહેરામાં તેને રાખવાને, અથવા કોરટને જરૂર હોય ત્યારે હાજર થઇશ એવી રીતના કોરટના ખાત્રી લાયક જામીન તે આપે તો તે લઇને તેને છોડી મુકવાને મુખત્યાર છે.

(૪) આ કાનુન મુજબ છોડી મુકેલા હુકમનામાના દેણદારને ફરીથી પકડી શકાય.

(૫) પેટા કાનુન [૧] ની રૂએ કોરટ હુકમ ન કરે, ત્યારે હુકમનામાના દેણદારને પ્રથમથી પકડવામાં આવ્યો ન હોય તો તેને તે કોરટે પકડાવવો, અને આ કાયદાના બીજા ઠરાવોને પાત્ર રહીને, તેને દિવાની તુરંગમાં મોકલવો.

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૩૩૭ અ.

ટીકા.—આ રૂલ હા, કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

આ રૂલ પ્રમાણે હુકમનામાના દેણદારને એકદમ પકડાવવાને કોરટ બંધાએલી છે (ગએોય વા. રામતારા ચોએ ( ૧૮૯૭ ) ૨ મ. વી. નો. ૫૮૮ ). તેને પકડવાનો અખત્યાર મરજી ઉપર છે. તેને પકડવાની દરખાસ્ત ના મંજુર કરવાનુ દીવાનાપણાથી બરોબર કારણ થાય છે ( બાબુભાઇ વી. છોટાભાઇ ( ૧૮૯૮ ) ૨૨ મું. ૯૬૧ ).

પ્રેક્ટીસ.—એક ડીસ્ટ્રીક્ટ મુનસીફના હુકમનામાની બજાવણીમાં તે હુકમનામાના દેણદારને પકડવામાં આવેલો હતો તેથી તે દેણદારે આ રૂલ પ્રમાણે પોતાને છોડવાની એક અરજી કરી તે નામંજુર રાખવામાં આવી હતી. ઠરાવ્યું છે તે અરજી મંજુર કરયાના હુકમ ઉપર અપીલ થતી છે ( અબદુલ રેહેમાન વી. મહમદ કાસીમ ( ૧૮૯૮ ) ૨૧ મ. ૨૯).

## મિલકતની જપ્તી.

હુકમનામાના દેણદારની મિલકતના સંબંધમાં તેની તપાસ.

**૪૧.** જ્યારે હુકમનામું પૈસાની રકમ ભરવા સારૂ હોય ત્યારે, હુકમનામાવાળાનું કંઇ કરજ આપવાનું છે કે કેમ અથવા કેટલું કરજ આપવાનું છે તથા હુકમનામાના દેણદારની કંઇ બીજી મિલકત છે કે કેમ અથવા હુકમનામું ભરપાઇ કરવાનું બીજું કંઇ સાધન છે કે કેમ અને તે બીજી મિલકત તથા સાધન ક્યાં ક્યાં છે તે બાબત— કલમ ૨૬૭

(અ) હુકમનામાના દેણદારની, અથવા

(બ) કોરપોરેશનના સંબંધમાં તેના કોઇ અમલદારની, અથવા

(ક) બીજા કોઇ શખસની,

મોઢોડાની જબાની લેવાનો હુકમ કરવા સારૂ કોરટને અરજી કરવાનો અધિકાર હુકમનામાવાળાને છે; તથા એવા હુકમનામાના દેણદારને અથવા એવા અમલદારને અથવા બીજા શખસને હાજર રહેવાનો તથા તેની જબાની લેવાનો તથા કોઇ પણ ચોપડા અથવા દસ્તાવેજો હાજર કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

### સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૬૭

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

**હુકમનામાનો અર્થ.**—એકાદા હુકમનામાનો અર્થ નક્કી કરવા સારૂ આ તજવીજ નથી. અને તેનો અર્થ નક્કી કરવાને સારૂ કામના કાગળો બાહારનો પુરાવ દાખલ કરવા લાયક નથી તે હુકમનામું જોતાંજ માલુમ પડવો જોઇએ, અને જો તે માલુમ ના પડે તો તે હુકમનામું બજાવી શકાતુ નથી. જડજની એવી ફરજ છે કે બજાવનારી કોરટને માટે તે જડજનો કેવો ઇરાદો છે તે ઠરાવવાનુ રાખવામાં આવે નહી તે પ્રમાણે પોતાનુ હુકમનામું બજાવવા લાયક થાય તે પ્રમાણે બરોબર કરવુ તેની સંભાળ રાખવી. એક ગીરો ખતમાં અનીશ્ચીત હોવાથી, અથવા દાવા અરજીમાં અનીશ્ચીત હોવાથી, અથવા પુરાવમાં અનીશ્ચીત હોવાથી વાદીનો અમુક હક શો થાય છે તે જડજ નક્કી કરી શકતા ના હોય તો વાદીએ તેવુ અનીશ્ચીત હુકમનામું વાદીને કરી આપવું ના જોઇએ કે બજાવણી કરનારી કોરટે તેમણે શું અપાવવાનો ઇરાદો રાખેલો છે તે જાણી શકે નહી ( દવારકાનાથ હાલદાર વી. કમળાકાંત (૧૮૬૯) ૧૨ વી. રી. ૯૯).

**હુકમનામામાં આવી ગએલી મીલકત.**—પણ કઇ બાબતમાં હુકમનામાનો અમલ થાય છે તે નક્કી કરવા સારૂ પુરાવ હમેશાં લેઇ શકાય છે, જેમકે હુકમનામાનો દેણદાર પોતાને જે મીલકત હુકમનામાથી અપાવવાનો ઠરાવ કરેલો છે તે કોરટ પાસે કબજે અપાવવાને માગે. માટે હુકમનામાનો દેણદાર એવી હરકત લે કે જે જમીન કબજે લેવાને હુકમનામાવાળાએ દરખાસ્ત કરેલી છે તે જમીન હુકમનામાથી અપાવેલી જમીન નથી તો તજવીજ કરવી

જોઇએ, તેમાં તે દેણદાર પ્રમાણીક રીતે હુકમનામાવાળી મીલકત ખરી રીતે કઇ છે તે બતાવવાને બંધાએલો છે ( ભગબનસીંગ વી. રામઆધીન ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૩૩૦ ); જો હુકમનામાના લેણદારે લહેણું જપ્ત કરવાને દરખાસ્ત કરેલી હોય તો, તે દેણદારના હીસાબના ચોપડા માગી શકે છે ( અજોધાપ્રસાદ વી. મીડલટન ( ૧૮૭૧ ) ૩ અ. હા. કો. ૩૫૪. વળી જુઓ રાજેંદ્રકીશોર વી. હયાબળસીંગ ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૩૭૮ ) તો પણ જયારે એક મીલકતના બે સહ હીસ્સેદારો ઉપર હુકમનામું કરવામાં આવેલું હોય ત્યારે તેમના ઉપરજ તે ફકત બજાવી શકાય છે, અને તે શખસોના હીસ્સાની કેટલી મીલકત બીજાઓના સબંધી છે તે બાબત તે હુકમનામું કબજો અપાવવાની બાબત બજાવવામાં કાંઇ તજવીજ કરી શકાતી નથી જો જરૂર હોય તો એક જુદા દાવામાં તેનો નીર્ણય કરવો જોઇએ ( અજોદ્ધાપ્રસાદ વી. ત્રયલખોનાથ ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૧૨૩ ) " જપ્ત કરવા લાયક મીલકત " એટલે એક હુકમનામાથી કાંઇ મીલકત જપ્ત કરવા લાયક હોય તે છે. જપ્ત કરેલી મીલકત એક ગીરો રાખનારના કબજામાં હોય તો તેને આ રૂલ પ્રમાણે તપાસી શકાય છે ( પ્રેમજી ત્રીકમદાસના કામમાં ( ૧૮૯૩ ) ૧૭ મું. ૫૧૪ )

ભાડાની અથવા દરમ્યાનની ઉપજની અથવા બીજી બાબતની પૈસાની રકમ પાછળથી નક્કી કરવાની હોય તેવા હુકમનામાની બાબતમાં જપ્તી

**૪૨.** ભાડાની અથવા દરમ્યાનની ઉપજની અથવા બીજી કોઇ બાબતની ચોકસી કરવાનું હુકમનામામાં ફરમાવ્યું હોય, ત્યારે પૈસાની કેટલી રકમ તેણે આપવી એ નક્કી થયા પહેલાં, પૈસા બાબતના સાધારણ હુકમનામાની પેઠે, તેની મિલકત જપ્ત કરી શકાય. કલમ ૨૫૫

### સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૫૫.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

કેટલાક પ્રતીવાદીઓ ઉપર દરમીયાન ઉપજ બાબત નુકશાનના દાવામાં દરેક પ્રતીવાદીએ એક હીસ્સાના જુદા જુદા ભાગનો કબજો લીધેલો હતો તો નુકશાની તેમની વચમાં વહેચવાની છે; પણ જો પ્રતીવાદીઓએ ભજીયારો કબજો લીધો હોય તો, તેમ નથી ( કીશ્નમોહન વી. કુંજબીહારી ( ૧૮૮૧ ) ૯ ક. લા. રી. ૧ )

રીતીસર પ્રતીવાદી કરેલો હોય તેના ઉપર દરમીયાન ઉપજ બાબત બજાવણી કાહાડવી ના જોઇએ ( મનાજત વા. કાશીનાથ ( ૧૮૭૮ ) ૫ ક. લા. રી. ૩૦૫ )

ખરી રીતે જે કબજેદારો હોય તેમજ પટે આપનારા હોય તેઓ દરમીયાન ઉપજ બાબત જવા [illegible] છે ( મદનમોહન વી. રામદાસ ( ૧૮૮૦ ) ૬ ક. લા. રી. ૩૫૭ ).

હુ[illegible] બ[illegible]કારક.—જયારે એક હુકમનામામાં એવું ઠરાવેલું હોય કે એક શખસનો [illegible] દરમીયાન ઉપજ લેવાનો હક છે, પણ અ ની હયાતીમાં તે રકમ નક્કી કરેલી નહે[illegible] ના દાવો [illegible] કે તે જવાબદારી નક્કી કરવાના દાવામાં અ ના વારસ વકીલોને જો પક્ષકા[illegible] ! ના [illegible] તો તે વારસ વકીલ જવાબદાર નથી ( રાધાપ્રસાદ વી. લાલસાહેબ ( ૧૮[illegible] ) ૧૩ અ. ૫૩ પા. ૬૫ )

હુકમનામાના દેણદારના કબજામાંની ખેતીવાડીના ઉત્પન્ન શિવાયની જંગમ મિલકતની જપ્તી.

કલમ ૨૬૯

**૪૩.** જ્યારે જપ્ત કરવાની મિલકત કોઇ હુકમનામાના દેણદારના કબજામાંની ખેતીવાડીના ઉત્પન્ન શિવાયની જંગમ મિલકત હોય ત્યારે, ખરેખરો કબજો લેઇને તેની જપ્તી કરવી, અને જપ્તી કરનાર અમલદારે તે મિલકત પોતાનીજ સંભાળમાં અથવા પોતાના હાથ નીચેના કોઇ શખસની સંભાળમ રાખવી, અને તેની યોગ્ય સંભાળને માટે તે જવાબદાર થશે;

પરંતુ કબજો લીધેલી મિલકત જલદીથી અને સ્વભાવિક રીતે આપો આપ બગડી જાય એવી હોય અથવા તેને સંભાળવાનું ખરચ તેની કિંમત કરતાં કદાચ વધારે થાય તેમ હોય, ત્યારે તે એકદમ વેચી નાંખવાને તે જપ્તી કરનાર અમલદાર મુખત્યાર છે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૬૯.**

**ટીકા.**--આ રૂલ હાઇકોરટને અને પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.

આ એકટ પહેલા જમીનમાંથી જે પાક જુદો કરેલો ના હોય તે જંગમ મીલકત ગણવામાં આવતો હતો આ એકટની ક. ૨ (૧૩)થી ઉગતો પાક જંગમ મીલકતની વાખ્યામાં ગણેલો છે (સદુ વી. શંભુ (૧૮૮૨) ૬ મું. ૫૯૨; મહાયા વી. વ્યંકટ (૧૮૮૮) ૧૧ મ. ૧૯૩; ચંદુલલ વી. મુળચંદ (૧૮૯૨) ૧૪ અ. ૩૦; વળી જુઓ હોરમસજી ઇરાનીના કામમાં (૧૮૮૯) ૧૩ મું. ૮૭); તેમ પળીયાવાળાં ઝુંપડાં (રાજચંદ્ર વી. ધર્મચંદ્ર (૧૮૬૮) ૧૦ વી. રી. ૪૧૬; ૨ બં. લા. રી. એસી. ૭૭; દીનોનાથ વી આધાર (૧૮૯૯) ૪ ક. વી. નો. ૪૭૦; નાતુમીયાં વી. નંદરાણી (૧૮૭૧) ૮ બં. લા. રી. એફ. બી. ૫૦૮; ૧૭ વી. રી. ૩૦૯; તેમ ઝાડ (ઉમેદરામ વી. દોલતરામ (૧૮૮૩) ૫ અ. ૫૬૪; સખારામ મુલશેઠ વી. વીશરામ (૧૮૯૫) ૧૯ મું. ૨૦૭; તોહેલ અહમદ વી. બેણીમાધવ (૧૮૭૫) ૨૪ વી. રી. ૩૯૪; વળી જુઓ કૃષ્ણુરાવ વી. બાબાજી (૧૯૦૦) ૨૪ મું ૩૧); તેમ મદ્રાસમાં ઝાડના પટાવાળાનું હિત જંગમ મીલકત નથી (રેફરન્સ (૧૮૮૯) ૧૨ મ. ૨૦૩); પણ ફળ છે (નસીરખાન વી. કરામતખાંન (૧૮૮૦) ૩ અ. ૧૬૮); અને સાકરની મીલો જંગમ મીલકત છે (હરમંગળસીંગ વી. માધવસીંગ (૧૮૭૨) ૪ અ. હા. કો. ૧૫; પણ જુઓ મીહર વી. બ્રીન્દાબન (૧૮૭૯) ૪ ક. ૯૪૬) મકાનથી જ્યારે છાજ જુદુ પાડેલું હોય ત્યારે તે જંગમ મીલકત છે. (રાજકુમાર વી. પ્રાણનાથ (૧૮૭૧) ૭ બં. લા. રી. એમ. ૪૧; ૧૫ વી. રી. ૪૯૯) જમીનમાં નાખેલાં ઝુપડાં સ્થાવર મીલકત છે માટે જપ્તી કરાવનાર લેણદાર અને એક ત્રીજા શખસની વચમાં આવા ઝુંપડાં વીશેના હકના સવાલની તપાસ કરવાને સ્માલકાઝ કોરટની હકુમત નથી (અમૃતલાલ કાલે વી. નીબારનચંદ્ર (૧૯૦૪) ૩૧ ક. ૩૪૦; ૮ ક. વી. નો. ૨૪૬)

**વસુલના અસર.**—એક હુકમનામાવાળાએ કોરટમાં અનામત મુકેલાં નાણાં મારા દેણદારના લેણાં છે એવું ગણીને તે નાણાં જપ્ત કરાવેલાં હતાં અને બરપાયા કરેલું હતું. જે દાવામાં તે નાણાં અનામત મુકેલાં હતાં તે દાવામાં વાદીએ બીજા હુકમનામાના દેણદારના નથી એવું ઠરાવ્યાનું હુકમનામું મેળવ્યું હતું ઠરાવ્યું છે કે તે બરપાયા કરવાથી નવી બજાવણી કરવાને અટકાવ થએલો નથી (લક્ષ્મણ વી. આપાલા (૧૮૮૪) ૭ મ. ૧૬૭)

**જપ્ત કરેલી.**—જમીનનો હેતુ ખરી રીતે મીલકત કબજે કરેલી જોઇએ એમ નથી અને તેમાં રૂ. ૧૬ માં બતાવેલું છે તે પ્રમાણે યથાર્થ જપ્તીનો સમાસ થાય છે (તુળસા વી. ઓ. ટ્રા. કં. (૧૮૮૭) ૧૧ મું. ૪૪૮) હુકમનામાના દેણદારનો માલ જે વખારમાં ભરેલો હતો તે વખારનું આગલે બારણે જપ્તીનું વારંટ ચોહડીને તે વારંટનો અમલ કરેલો હતો તેથી તે ખરી રીતે જપ્તી થએલી છે એમ ઠરાવેલું છે (મુલતાનચંદ વી. મદ્રાસ બેંક (૧૯૦૪) ૨૭ મ. ૩૪૬)

**૪૪.** (૧) જપ્ત કરવાની મિલકત ખેતીનું ઉત્પન્ન હોય, ત્યારે જપ્તીના વારંટની એક નકલ,—

ખેતીના ઉત્પન્નની જપ્તી. — કલમ નવી.

(અ) એવું ઉત્પન્ન ઉગતો પાક હોય તે પ્રસંગે, જે જમીનમાં તે પાક હોય તે ઉપર, અથવા

(બ) એવું ઉત્પન્ન કાપીને એકઠું કર્યુ હોય તે પ્રસંગે, જે ખળામાં અથવા અનાજના પાર નાંખવાની અથવા તેના જેવી જે જગામાં અથવા ઘાસ ભરવાની જે જગામાં અથવા જગા ઉપર તે ઉત્પન્ન મુકયું હોય તે જગામાં અથવા તે જગા ઉપર,

ચોહોડીને, અને બીજી એક નકલ હુકમનામાનો દેણદાર જે ઘરમાં હરહમેશ રહેતો હોય તે ઘરના બહારના બારણા ઉપર અથવા કોઇ બીજા પ્રસિદ્ધ ભાગ ઉપર, અથવા, કોરટની પરવાનગી લઇને, જે ઘરમાં તે કામ ધંધો કરતો હોય અથવા કમાઇ સારૂ જાતે કામ કરતો હોય અથવા જ્યાં તે છેલ્લો રહ્યાનું અથવા કમાઇ સારૂ જાતે કામ કર્યાનું માલમ પડ્યું હોય તે ઘરના બહારના બારણા ઉપર અથવા બીજા કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોહોડીને જપ્તી કરવી, અને પછી તે ઉત્પન્ન કોરટના તાબામાં ગયું છે એમ સમજવું જોઇયે.

**૪૫.** (૧) જ્યારે ખેતીનું ઉત્પન્ન જપ્ત કર્યુ હોય ત્યારે, કોરટે તેની રખેવાળી સારૂ, પોતાને પુરતી લાગે તે તજવીજ કરવી જોઇયે, અને એવી તજવીજ કોરટ કરી શકે તેટલા સારૂ ઉભો પાક જપ્ત કરવા બાબતની દરેક અરજીમાં તે પાક કઇ વખતે લણવામાં અથવા એકઠો કરવામાં આવવાનો સંભવ છે તે લખવું જોઇએ.

જપ્ત કરેલી ખેતીની ઉત્પન્ન બાબત ઠરાવ. — કલમ નવી.

(૨) જપ્તીના હુકમમાં અથવા પછીના કોઇ પણ હુકમમાં આ અર્થે કોરટ જે શરતો ઠરાવે તે શરતોને પાત્ર રહીને, હુકમનામાનો દેણદાર, સદરહુ ઉત્પન્નની રખેવાળી કરવાને, તે લણવાને એકઠું કરવાને તથા ભરવાને અને તે પકવવા સારૂ અથવા તેનું જતન કરવા સારૂ જરૂરનું બીજું કોઇ પણ કામ કરવાને મુખત્યાર છે; અને જો હુકમનામાનો દેણદાર એવાં સઘ-

ળાં કામ અથવા તેમાંનું કોઇ પણ કામ કરવામાં કસુર કરશે તો, હુકમના-માવાળો કોરટની પરવાનગીથી તથા તેવાજ પ્રકારની શરતોને પાત્ર રહીને, તે સઘળાં કામ અથવા તેમાંનું કોઇ પણ કામ પોતે જાતે અથવા આ અર્થે જે કોઇ શખસને તે નીમે તે શખસની મારફત કરવાને મુખત્યાર છે; અને હુકમનામાવાળાએ કરેલો ખરચ જાણે તેનો હુકમનામામાં સમાસ થતો હોય અથવા તેનો ભાગ હોય તે રીતે હુકમનામાના દેણદાર પાસેથી વસુલ કરી શકાશે.

(૩) ઉભા પાક તરીકે જપ્ત કરેલું ખેતીનું ઉત્પન્ન ફક્ત કાપીને જમીનથી જુદુ પાડયું હોય તેટલાજ કારણ ઉપરથી તે જપ્તીમાં નથી અથવા તેને ફરીથી જપ્ત કરવાની જરૂર છે એમ સમજવું નહીં.

(૪) ઉભો પાક જપ્ત કરવાનો હુકમ, તે પાક જે વખતે લણવામાં અથવા એકઠો કરવામાં આવવાનો સંભવ હોય તે વખત પહેલાં ઘણી મુદત આગમચ કરવામાં આવ્યો હોય, ત્યારે કોરટ પોતાને યોગ્ય લાગે તે મુદત સુધી તે હુકમ બજાવવાનું કામ લહકુબ રાખવાને મુખત્યાર છે, અને પોતાની નજરમાં આવે તો જપ્તીના હુકમની બજાવણી થાય ત્યાં સુધી તે પાક ત્યાંથી લઈ જવાની મનાઇનો બીજો હુકમ કરવાને મુખત્યાર છે.

(૫) જે ઉભો પાક તેની જાતને લીધે, ભરવા જોગ ન હોય તે, જે વખતે તે લણવા અથવા એકઠો કરવા જોગ થવાનો સંભવ હોય તે વખત અગાઉ વીસ દીવસ કરતાં વધારે લાંબી કોઇ પણ મુદતે, આ કાનુનની રૂએ જપ્ત કરવો નહીં.

ટીકા—આ બે રૂલો નવી છે. અને તેમાં ઉગતો પાક તેમજ જે પાક ખરી રીતે કાપેલો હોય અથવા વીણેલો હોય તે પાકની જપ્તી બાબત ઠરાવ કરેલો છે.

૪૬. (૧) હેઠળ લખેલી બાબતોમાં, એટલે:—

કલમ ૨૬૮

લેહેણાની શેરની અને હુકમનામાના દેણદારના કબજામાં ન હોય તેવી બીજી મીલકતની જપ્તી.

(અ) વેચી શકાય એવા લેખ ઉપર ન હોય તેવું લેહેણું હોય,

(બ) કોઇ કોરપોરેશનના ભંડોળના શેર હોય.

(ક) કોઈ કોરટમાં અથવા કોરટની સંભાળ તળે રાખેલી મિલકત શિવાયની, હુકમનામાના દેણદારના કબજામાં ન હોય તેવી બીજી જંગમ મિલકત હોય—

ત્યારે લખેલા હુકમથી મનાઇ કરીને જપ્તી કરવી, અને તે મનાઈ હુકમમાં નીચે પ્રમાણે લખવું, એટલે—

[૧] લેહેણું હોય ત્યારે, કોરટનો બીજો હુકમ થતાં સુધી દેણદારે આપવું નહીં તથા લેહેણદારે તે લેવું નહીં;

[૨] શેર હોય ત્યારે, જે શખસના નામ ઉપર તે શેર ચાલતો હોય તે શખસે શેર બીજાના નામ ઉપર ચઢાવી આપવો નહીં, અથવા તે ઉપર નફાનો ફાળો (ડીવીડન્ટ) લેવો નહીં.

[૩] સદરહુ બાતલ કર્યા શિવાયની બીજી જંગમ મિલકત હોય ત્યારે, તે જેના કબજામાં હોય તે શખસે તે મિલકત હુકમનામાના દેણદારને આપવી નહીં.

(૨) તે મનાઇના હુકમની એક નકલ કોરટના મકાનમાં કોઇ પ્રસિદ્ધ ઠેકાણે ચોઢવી, અને તેની એક બીજી નકલ લેહેણાની બાબતમાં દેણદારને મોકલવી; શેરની બાબતમાં કંપની અથવા કોરપોરેશનના યોગ્ય અમલદારને મોકલવી; અને ( સદરહુ પ્રમાણે બાતલ કરી છે તે શિવાયની ) બીજી જંગમ મિલકતની બાબતમાં, જે શખસના કબજામાં તે હોય તે શખસને મોકલવી.

(૩) પેટા કાનુન [૧] ની રકમ [૧] પ્રમાણે જેને મનાઇ થઇ હોય તે દેણદાર પોતાનું દેવું કોરટમાં ભરી શકે; અને તે પ્રમાણે ભરયું એટલે, તે લેવાને હક્કદાર શખસને આપવાથી તેનો જેવી રીતે છુટકો થાત, તેવો છુટકો થશે.

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૨૬૮.**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**ઓફીસીઅલ એસાઈની**—આ રૂલ પ્રમાણે એકાદા જપ્તીના હુકમનો અમલ એવી રીતે થાય છે કે જેથી હુકમનામાના લેણદારને બજાવણીમાં અમુક હકો મળે છે. જ્યારે નાદારીમાં અરજી આપતા પહેલાં આ હકોનો અમલ એવી રીતે કરેલો ના હોય કે જેથી એકાદા જે હકને લીધે નાદારીમાં જપ્તીનો હુકમ કર્યા પછી વેસ્ટીંગ ઓરડરની રૂએ ઓફીસીઅલ એસાઇની વીરૂદ્ધ ચાલે તેવો હુકમનામાના લેણદારના લાભમાં હક ઉત્પન થાય માટે નાદારીમાં અરજી આપતા પહેલાં તેવા હકનો અમલ કરવામાં આવતો નથી ( ક્રીષ્ણનામી વી. મદ્રાસના ઓફીશીઅલ એસાઇની ( ૧૯૦૩ ) ૨૬ મ. ૬૭૩ ).

**સ્મોલકોઝ કોર્ટ**—એકાદી સ્મોલકોઝ કોરટ પોતાની હકુમતની બહાર એકાદુ લેણું પરભાર્યું જપ્તી કરી શકતી નથી ( પાર્બતીચરણ વી. પંચાનન ( ૧૮૮૪ ) ૬ અ. ૨૪૩; હુસેન અલ્લી વી. અસુતોશ ( ૧૮૭૮ ) ૩ ક. લા. રી. ૩૦ )

રેલ્વેના એકાદા નોકરનો પગાર લેણો થએલો ના હોય તો આ રૂલ પ્રમાણે એકાદા હુકમથી તે પગાર જપ્તી કરવાને સ્મોલકોઝ કોરટને અખત્યાર નથી, જે કોરટની સ્થાનીક હકુ-

મતની અંદર તે પગાર આપનારી ઓફીસ હોય તે કોરટને બજાવવા સારૂં તે હુકમનામુ મોકલવું જોઇએ. ( અબદુલગફુર વી. આલબીન ( ૧૯૦૩ ) ૩૦ ક. ૭૧૩; ૭ ક. વી. નો. ૮૨૧ ) સૈય્દખાન વી. ડેવીસ ( ૧૯૦૪ ) ૨૮ મું. ૧૯૮ ).

એકાદુ લેણું વેચવા લાયક દસ્તાવેજથી ના હોય અને તે આ ઠરાવ પ્રમાણે જપ્ત કરવામાં આવેલું ના હોય તો એક ત્રીજો પક્ષકાર એક દાવો કરી શકે છે અને રૂ. ૫૮ પ્રમાણે તે વીશે તપાસ કરી શકાય છે ( ચીદાંબર વી. રામાસામી ( ૧૯૦૪ ) ૨૭ મ. ૬૭ ).

**રેગ્યુલર દાવો.**—એક બજાવણીનો લેણદાર જે કોઇ સખસ પાસે પોતાના હુકમનામાના દેણદારની મીલકત હોય તે સખસ ઉપર દાવો કરી શકતો નથી. તેણે આ રૂલ પ્રમાણે કામ ચલાવું જોઇએ ( મીરજામહમદ વી. બાળમુકંદની વીધવા ( ૧૮૭૫ ) લા. રી. ઇ. ઈ. અ. ૨૪૧, ૨૪૫. પણ જુઓ પ્રધાનંદસીંગ વી. ચંદીદતજાહ ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો. ૧૭૦ના કામમાં એવું કેહવામાં આવ્યું છે કે જે કામમાં જંગમ મીલકત વાદીની છે એવું હુકમનામું કરવામાં આવ્યું હોય તો તેવી બાબતમાં રેગ્યુલર દાવો કરવાનો ફકત તેનો ઇલાજ છે).

**જંગમ વર્ણન.**—હુકમનામાના દેણદારની જંગમ મીલકત જે તેના કબજામાં ના હોય તે જપ્ત કરવાને દરખાસ્ત કરવામાં હુકમનામાવાળાએજ મીલકત જપ્ત કરવાની હોય તે મીલકતની યાદ તે દરખાસ્ત સાથે જોડવી જોઇએ અને તે યાદમાં તે મીલકતનું વ્યાજબી રાહે ચોકસ વર્ણન આવવું જોઇએ–રૂ. ૧૨ પાછળ.

**પગાર કેવી રીતે જપ્ત કરવામાં આવે છે.**—કોરટના લખેલા હુકમથી લેણદારને એટલે સરકારી અમલદારને અથવા રેલ્વે કંપનીના નોકરને તે રકમ વસુલ કરવી નહિ એવી મનાઇ કરવામાં આવે છે અને કોરટનો બીજો હુકમ થતા સુધી દેણદારે તે વસુલ આપવું નહિ એવો મનાઇ હુકમ કરવામાં આવે છે. ( વીલકોક વી. ટેરેલ ( ૧૮૭૮ ) લા. રી. ૩ એકસ. ડી. ૩૨૩; ભેરબચંદ્ર વી. માધબ ( ૧૮૮૦ ) ૬ ક. લા. રી. ૧૯ ).

આ રૂલ પ્રમાણે એક દેણદાર ઉપર નોટીસ બજાવેલી ના હોય ત્યાં સુધી તે દેણદાર લેણદારના જે નાણા લેણાં હોય તે આપવાને બંધાયલો છે અને તે એક બીજા શખસને આપવા કે નહિ તે નક્કી કરવાની તેની ફરજ નથી ( ઠાકુરદાસ વી. લછમીપત ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૧૦), જો તે રકમનો ચેક આપ્યા પછી તે જપ્તી કરવામાં આવેલો હોય તો તે ચેક બંધ કરી શકાતો નથી ( ભગવાનદાસ વી. અબદુલહુસેન ( ૧૮૭૫ ) ૩ મું. ૪૫ ), તે હુકમ બજાવામાં આવે ત્યાં સુધી તે લેણા ઉપર હુકમનામાના લેણદારને કાંઇ હક મળતો નથી. ( સ્ટેનહોપ સીલકસ્ટોન કોલીયરીઝ કં ( ૧૮૭૯ ) ૧૧ સા. ડી. ૧૬૦ ) પણ છેવટ હુકમ કરવામાં આવે તેની અને કારણ પુછવાનો હુકમ કરવામાં આવે તેની વચમાં કાંઇ તફાવત જણાતો નથી ( પેસ્ટલીનનું એક તરફી કામ ( ૧૮૭૮ ) ૮ સી. ડી, ૩૩૩). જુઓ " એકાદા સરકારી અમલદારનો પગાર " વીગરે ક. ૬૦ નીચે.

**જપ્તીનો અસર.**—એકાદો જે લેણદાર પોતાના હુકમનામાના દેણદારનું એકાદુ લેણુ જપ્ત કરાવે તો તે પ્રથમના એસાઇનમેંટની નોટીસ વીના કીંમતી અવેજ આપીને તે લેણાનો એસાઇની થએલો હોય તો તે એસાઇનીની સ્થીતીમાં નથી પણ પ્રથમના એસાઇનમેંટ વીશે તે પોતાના હુકમનામાના દેણદાર કરતાં વધારે સારી સ્થીતીમાં આવતો નથી. જપ્તી પેહલાં એકાદુ એસાઇનમેંટ કરવામાં આવેલું હોય તે હુકમનામાના દેણદારના વીરૂધ બરોબર છે. તે સામાન્ય નીયમ પ્રમાણે જપ્તી કરાવનાર લેણદારના વીરૂધ પણ બરોબર છે. જે શખસના

કબજામાં થાપણો હોય તે શખસને તે થાપણોની વ્યાજબી રાહે એસાઇનમેંટ કરવાને એસાઇન કરનાર વીરૂધ તે સંપુર્ણ કરવાને નોટીસની જરૂર નથી ( મેઘજી હંસરાજ વી. રામજી (૧૮૭૧) ૮ મું. હા. કો. ૧૫૯ ) સોરાબજી વી. ગોવીંદ ( ૧૮૯૨ ) ૧૬ મું. ૯૧ પા ૧૧૦); તેમ તે બાબત દાવો કરવાને હુકમનામાના લેણદારને એકાદી જપ્તીથી અટકાવ થતો નથી ( શીઅસીંગ વી. સીતારામ ( ૧૮૯૧ ) ૧૩ અ ૭૬ ); તોપણ તે વસુલ કરી શકતો નથી ( ઇટાવાના કલેકટર વી. એટી ( ૧૮૯૨ ) ૧૪ અ. ૧૫૨; ૧૭ અ. ૧૮૮; લા રી. ૨૨. ઇ અ. ૩૧ ). જ્યારે નાણાં અથવા બીજી કીંમતી સીક્યુરીટીમાં એક નોકર તરીકેનુ કામ કરવાને જામીની તરીકે અનામત મુકેલું હોય તેવી જંગમ મીલકત હોય ત્યારે આ હક સબંધ સાથે તે જપ્તી કરવામાં આવે છે અને હુકમનામાનો લેણદાર તે મીલકત વેચાવી શકતો નથી તો પણ જો તેના દેણદારનો હક વ્યાજ લેવાનો થએલો હોય તો તેને વ્યાજ મળી શકે છે (કારૂથાન વી. સુબ્રમન્ય ( ૧૮૮૬ ) ૯ મ. ૨૦૩ ). કાયદેસર વેચાણ જે તારીખે થઇ શકે તે તારીખ પહેલાં કોઇ ખતની મુદત ગએલી હોય તો હુકમનામાના લેણદારનું લેણું વસુલ કરવાને માટે તે ઉપયોગી નથી ( નરસીંગ વી. તુળશીરામ ( ૧૮૭૮ ) ૨ મું, ૫૫૮ ). એક વાદીએ હુકમનામું થતાં પેહલાં જપ્તી બાબતનો હુકમ મેળવ્યો હતો. એક હુકમનામું કરાવવામાં આવ્યું અને ત્યાર પછી તે હુકમનામાના દેણદારને નાદાર ઠરાવવામાં આવ્યો હતો. તે ઉપરથી ઓફીશીઅલ એસાઇનીએ એક દાવો કર્યો હતો, ઠરાવ્યું છે કે માગેલો હુકમ કરાવવાનો તેનો હક છે ( ક્રીષ્ણાસામી વી. ઓફીશીઅલ એસાઇની (૧૯૦૩) ૨૬ મ. ૬૭૩).

**ગીરો.**—જાગીરોની રૂઇએ લેણું વેચાવવાનો ઇરાદો હોય અથવા જાતથી લેવાનો ઇલાજ કરવાને સારૂ સ્થાવર મીલકતમાંના હિત સાથે જો તે વેચવામાં આવેલું હોય તો આ રૂલ પ્રમાણે જપ્તી થવી જોઇએ; પણ જો સ્થાવર મીલકતમાંનું હિત વેચવામાં આવેલું હોય તો જુદી રીતે છે ( સામી વી. ક્રીષ્ણસામી ( ૧૮૮૭ ) ૧૦ મ. ૧૬૯ ). જ્યારે એક હુકમનામાની બજાવણીમાં કબજા વીનાના એક ગીરો રાખનારના ગીરોની રૂઇએ તેના જે હક અને હિત હોય તે જપ્ત કરવામાં આવેલું હોય તો તેવી જપ્તી જે રીતે કરવાની છે તે રીત આ રૂલથી ઠરાવેલી છે માટે તે પ્રમાણે તે જપ્તી કરવી જોઇએ ); રૂ. ૫૮ લાગુ કરી શકાતી નથી ( કરીમુન્નીસા વી. ફુલચંદ ( ૧૮૯૩ ) ૧૫ અ. ૧૩૪).

**નોટીસ.**—રકમ ( ૨ ) પ્રમાણે જો નોટીસ ચોહડેલી ના હોય તો જપ્તી અસરકારક નથી ( સત્ય વી. માધબ ( ૧૯૦૫ ) ૯ ક. વી. નો. ૬૯૩ ).

**રેવન્યુ કોરટનુ હુકમનામુ.**—એક રેવન્યું કોરટનું હુકમનામું તે સાધારણ લેણાની સ્થીતીનું છે અને તેની વ્યવસ્થા આ રૂલ પ્રમાણે કરી શકાય છે ( ઓલીયા વી. અબુજાફર ( ૧૮૯૧ ) ૨૧ અ. ૪૦૫ ).

**જપ્તી પછી કામ ચલાવવાની રીતી.**—મીલકત કેવા પ્રકારની છે અને તેની કીંમત કેટલી છે તે નક્કી કરવાને રૂ. ૪૧ પ્રમાણે કોઇ સખસના ઉપર કોઇ સમન્સ કરી શકે છે ( હરીલાલ વી. અભેસંગ ( ૧૮૮૦ ) ૪ મું. ૩૨૩ ). અને જો કોરટની નજરમાં તે લેણું શકએલું આવે તો કોરટે તેનુ લીલામ કરવું જોઇએ. અને રૂ. ૭૯ પ્રમાણે તે આપવું જોઇએ ( ચારસી વી. નકનચેરી ( ૧૮૮૭) ૧૦ મ, ૧૯૦૪ ); જો તે લેણું દેણદાર ઇનકાર કરે તો તે આપવાને કોરટ તેને કાંઇ હુકમ કરી શકતી નથી; પણ એકાદો રીસીવર નીમવો જોઇએ કે જે તે લેણા બાબત દાવો કરી શકે છે અથવા તે વેચી શકે છે ( તુળશા વી. એટુંન

(૧૮૮૭) ૧૧ મું. ૪૧૦) દેણદાર તરીકે એકાદા સખસ ઉપર આ રૂલ પ્રમાણે એક હુકમ બજાવવામાં આવેલો હોય તો તે શખસ રૂ. ૫૮ પ્રમાણે તે જપ્તી ખશેડવાને અરજ કરી શકતો નથી (હરીલાલ વી. અભેશ (૧૮૮૦) ૪ મું. ૪૨૩) જ્યારે આ રૂલ (જુના કાયદાની ક. ૨૬૮) પ્રમાણે એકાદુ લેણું જપ્ત કરવામાં આવેલું હોય ને જો તે નાણા તે રૂલના ઠરાવ પ્રમાણે કોરટમાં ભરવામાં આવ્યા હત તો ફક્ત જે શખસનો કોરટમાંથી તે લેવાનો હક થાત તે સખસને કોરટની બહાર આપેલાં હોય અને કોરટમાં તે વસુલ નોધાવેલું હોય તો ઠરાવ્યું છે કે આવી રીતે વસુલ આપવાથી આ રૂલ પ્રમાણે પુખ્ત રીતે ચાલવામાં આવેલું થાય છે (ફીદાહુસેન વી. મૌલાબક્ષ (૧૮૯૯) ૨૧ અ. ૧૪૫).

**બજાવણીમાં વસુલ કરવામાં આવેલું.**—એકાદુ લેણુ આ રૂલ પ્રમાણે જપ્ત કરેલું હોય અને તે આપવામાં આવેલુ હોય તો તેનો રૂ. ૭૩ માં સમાસ થાય છે (સોરાબજી વી. ગોવીંદ (૧૮૯૨) ૧૬ મું. ૯૧ પા. ૯૮).

**૪૭.** જ્યારે જપ્ત કરવાની મિલકત, હુકમનામાના દેણદારની તથા બીજાની સહુમાલકીની જંગમ મિલકતમાં તે હુકમનામાના દેણદારનો હિસ્સો અથવા હિત સંબંધ હોય, ત્યારે તેની જપ્તી હુકમનામાના દેણદારને નોટીસ આપીને કરવી, અને તે નોટીસમાં તેને ફરમાવવું કે તમારે તે હિસ્સો અથવા હિતસંબંધ બીજાને નામે કરી આપવો નહિ અથવા તેના ઉપર કોઇ પણ રીતે બોજો નાંખવો નહિ.

જંગમ મિલકતમાંનો હિસ્સો જપ્ત કરવા બાબત.

કલમ નવો

ટીકા.—આ રૂલ નવી છે અને હા. કો. તથા સ્મો. કો. કો. ને લાગુ છે.

**૪૮.** (૧) જ્યારે જપ્ત કરવાની મિલકત સરકારી અમલદારનો અથવા રેલવે કંપનીના કે સ્થાનિક અધિકારીના નોકરનો પગાર અથવા નિમણુંક હોય ત્યારે, હુકમનામાનો દેણદાર અથવા પગાર આપનાર અમલદાર કોરટની સ્થાનિક હકુમતમાં હોય અથવા ન હોય તો પણ, કોરટ એવો હુકમ કરવાને મુખત્યાર છે કે કલમ ૬૦ ના ઠરાવોને પાત્ર, એવા પગારમાંથી અથવા નિમણુંકમાંથી કોરટ હુકમ કરે તે પ્રમાણે એકી વખતે અથવા માસિક હપ્તે તે રકમ કાપી લેવી; અને એવા હુકમની નોટીસ સરકાર આ સંબંધમાં, પ્રસંગ પ્રમાણે ઇંડિયા ગેઝીટમાં અથવા સ્થાનિક સરકારી ગેઝીટમાં જાહેરનામાંદ્વારા જે અમલદારને નીમે તેને મળ્યા પછી, સદરહુ પ્રકારના પગાર અથવા નિમણુંક આપવાનું જે અમલદારનું અથવા બીજા શખસનું કામ હોય તેણે, પ્રસંગ પ્રમાણે, તે હુકમ પ્રમાણે નીકળતી રકમ, અથવા માસિક હપ્તા કાપી લઇને કોરટને મોકલવા જોઇએ.

સરકારી અમલદારનો અથવા રેલવે કંપનીના કે સ્થાનિક અધિકારીના નોકરનો પગાર અથવા નિમણુંક જપ્ત કરવા બાબત.

કલમ નવી.

(૨) જ્યારે એવા પગારનો અથવા એવી નિમણુંકનો જપ્ત કરવા

જોગ ભાગ, એકાદા અગાડીના તથા ભરપાઇ ન થયેલા જપ્તીના હુકમની રૂએ અગાડીથીજ કાપી લઈને કોઇ કોરટને મોકલવામાં આવતો હોય ત્યારે, આ અર્થે સરકારે નિમેલા અમલદારે, તે પછીનો હુકમ, તે કરનારી કોરટને તાબડતોબ પાછો મોકલવો તથા તેની સાથે અમલમાં હોય એવી જપ્તીની સઘળી તપસીલ મોકલવી જોઇએ.

(૩) આ કાનુનની રૂએ કરેલો દરેક હુકમ, પેટા કાનુન [૨]ના ઠરાવોની રૂએ પાછો મોકલવામાં ન આવ્યો હોય તો તે બીજી નોટીસ અથવા પ્રોસેસ શિવાય, પ્રસંગ પ્રમાણે, સરકાર અથવા રેલવે કંપની અથવા સ્થાનિક અધિકારી ઉપર, તે હુકમનામાનો દેણદાર આ કાયદો જે સ્થાનિક હદમા તે તે વખતે લાગુ હોય તે હદની અંદર હોય ત્યાં સુધી, અને તે એવી હદની બહાર હોય પણ જો તેને મલિક મુઆઝમના હિંદુસ્તાનના મેહેસુલમાંથી અથવા બ્રિટિશ હિંદુસ્તાનના કોઈ પણ ભાગમાં કામ કરતી રેલવે કંપનીના ફંડમાંથી અથવા બ્રિટિશ હિંદુસ્તાનમાંના સ્થાનિક અધિકારીના ફંડમાંથી અપાતો પગાર અથવા નિમણુંક મળતી હોય તો, બંધનકર્તા થશે; અને આ કાનુનનું ઉલ્લંઘન કરીને જે કોઇ પણ રકમ આપવામાં આવશે તે બાબત, પ્રસંગ પ્રમાણે, સરકાર અથવા રેલવે કંપની અથવા સ્થાનિક અધિકારી જવાબદાર ગણાશે.

ટીકા.—આ રૂલ નવી છે અને હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

પંત્યાળાની મિલકતની જપ્તી.

કલમ નવી

**૪૯.** (૧) આ કાનુનમાં બીજી રીતે ઠરાવ્યું છે તે શિવાયને પ્રસંગે, પંત્યાળાની માલકીની મિલકત, તે પંત્યાળાની પેઢી ઉપર અથવા તે પેઢીના ભાગીદારો ઉપર એવા ભાગીદારો તરીકે કરેલા હુકમનામા શિવાય બીજા હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવી અથવા વેચવી નહીં.

(૨) એકાદા ભાગીદાર વિરૂદ્ધનાં હુકમનામાવાળાની દરખાસ્ત ઉપરથી, તે ભાગીદારના તે પંત્યાળાની મિલકતમાંના તથા નફામાંના હિતસંબંધ પર, તે હુકમનામાની રકમ આપવાનો બોજો રાખવાનો હુકમ કરવાને, અને તેજ અથવા તે પછીના હુકમમાં, ( અગાડીથીજ જાહેર કરેલા અથવા નિકળતા ) નફાના તે ભાગીદારના હિસ્સાના સંબંધમાં તથા તે પંત્યાળાના સંબંધમાં તેને જે કાંઇ પણ બીજા પૈસા મળતા હોય તેના સંબંધમાં વસુલદાર નિમવાને, અને, એવા ભાગીદારે તે હુકમનામાવાળાના લાભમાં બોજો રાખ્યો હોય તો જેવા હિસાબ આપવાનું તથા જેવી ચોકશી કરવાનું ફરમાવવામાં આવત તથા સદરહુ હક્કસંબંધ વેચવાનો હુકમ અથવા બીજા હુકમો કરવામાં આવત તેવા હિસાબ આપવા બાબત તથા તેવી ચોકશી કરવા બાબત ફર-

માવવાને, તથા તેવા બીજા હુકમ કરવાને અથવા તે પ્રકરણની હકીકત જોતાં જરૂર હોય તેવા હુકમ કરવાને મુખત્યાર છે.

(૩) બીજા ભાગીદાર અથવા ભાગીદારો, કોઇ પણ વખતે, સદરહુ પ્રમાણે બોજાવાળો હિતસંબંધ છોડવાને, અથવા તે હિતસંબંધ વેચવાનો હુકમ કરવામાં આવ્યો હોય તે પ્રસંગે તે વેચાતો લેવાનો મુખત્યાર છે.

(૪) પેટા કાનુન [૨] ની રૂએ હુકમ થવા સારૂ કરેલી દરેક અરજી હુકમનામાના દેણદાર ઉપર તથા તેના ભાગીદારો ઉપર અથવા તેઓ પૈકી જે ભાગીદાર બ્રિટિશ હિંદુસ્તાનમાં હોય તે ભાગીદાર ઉપર પહોંચાડવી જોઇયે.

(૫) હુકમનામાના દેણદારના કોઇ પણ ભાગીદારે પેટા કાનુન [૩] ની રૂએ કરેલી દરેક અરજી હુકમનામું ધારણ કરનાર ઉપર અને હુકમનામાના દેણદાર ઉપર અને જે બીજા ભાગીદારો તે અરજીમાં સામીલ થયા ન હોય અને બ્રિટિશ હિંદુસ્તાનમાં હોય તે ભાગીદારો ઉપર પહોંચાડવી જોઇએ.

(૬) પેટા કાનુન [૪] અથવા પેટા કાનુન [૫] ની રૂયે અરજી પહોંચાડયાથી તે સઘળા ભાગીદારોને પહોંચાડી એમ સમજવું જોઇયે, અને એવી અરજી ઉપર કરેલા સઘળા હુકમો એજ પ્રમાણે પહોંચાડવા જોઇયે.

**ટીકા**—આ નવી રૂલ છે અને તે હા. કો અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે. તેથી જે હુકમનામા ભાગીયાઓની જાત ઉપર થએલાં હોય તે હુકમનામાની બજાવણીમાંથી ભાગીદારીની મીલકતનુ રક્ષણ કરવામાં આવે છે, અને તેમા સને ૧૮૯૦ ના ઇંગ્રેજી ભાગીદારીના એકટની ક. ૨૩ પ્રમાણે ચાલતામાં આવ્યું છે.

**હિસાબ**--હિસાબ લેવાનો ઠરાવ કરવાના કુલ અખત્યારનો અમલ ભાગીદારી બંધ કરવાના હેતુથી તે લેવાનો હોય તે પ્રમાણે ખાસ હકીકત હોય તો કરવાનો છે (બ્રાઉન વી. હ્યુમીનસન (૧૮૯૫) ૨ કયુ. બી. ૧૨૬).

**૫૦. (૧) જ્યારે હુકમનામું એકાદી પેઠી વિરૂદ્ધ થયું હોય ત્યારે, બજાવણીનો હુકમઃ—**

પેઢી વિરૂદ્ધના હુકમનામાની બજાવણી

**કલમ નવી.**

(અ) પંત્યાળાની કોઇ પણ મિલકત ઉપર;

(બ) જે કોઇ પણ શખસ ૩૦ મા ઓરડરની ૬ ઠી અથવા ૭ મી કાનુન મુજબ પોતાને નામે હાજર થયો હોય અથવા જેણે પોતે ભાગીદાર હોવા બાબત પ્લીડીંગ ઉપરથી કબુલ કર્યુ હશે અથવા જેને ભાગીદાર ઠરાવ્યો હશે તે શખસ ઉપર;

(ક) જે કોઇ પણ શખસ ઉપર ભાગીદાર તરીકે જુદો સમન બજાવ્યો હોય અને જે હાજર થયો હોય તે શખસ ઉપર;

આપવાનો અધિકાર છે;

પણ એવું ઠરાવ્યું છે કે આ પેટા કલમ માંહેના કોઈ પણ મજકુર

ઉપરથી, સને ૧૮૭૨ ના હિંદુસ્તાનના કરાર બાબ ા ા આકટની ૨૪૭ મી કલમના ઠરાવ મર્યાદિત થાય છે અથવા તેને બાધ આવે છે એમ સમજવું નહિ.

(૨) જયારે હુકમનામાવાળો, પેટા કાનુન [૧], રૂકમો (બ) તથા (ક) માં કહેલાં પ્રકારના શખસ શિવાયનો બીજો કોઇ પણ શખસ સદરહુ પેઢીમાં ભાગીદાર હોવાને લીધે તેના ઉપર હુકમનામું બજાવવાનો મને હક છે એમ કહે ત્યારે તેને, હુકમનામું કરનારી કોરટને, પરવાનગી મળવા માટે અરજી કરવાનો અધિકાર છે, અને તે કોરટ જવાબદારી બાબત તકરાર કરી ન હોય ત્યારે તેવી પરવાનગી આપવાને મુખત્યાર છે અથવા એવી જવાબદારી બાબત તકરાર કરી હોય ત્યારે, દાવાના કોઇ પણ મુદ્દાનો જે રીતે ઈનસાફ કરીને નીકાલ કરી શકાય તેવી રીતે એવા શખસની જવાબદારી બાબત ઇનસાફ કરીને નીકાલ કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

(૩) જ્યારે કોઇ પણ શખસની જવાબદારીનો પેટા કાનુન (૨) મુજબ ઇનસાફ કરીને નીકાલ કર્યો હોય ત્યારે તેના ઉપર કરેલો હુકમનો હુકમનામાં પ્રમાણે અમલ થશે અને તે હુકમ હુકમનામાં પ્રમાણેજ અપીલ સંબંધી અથવા બીજી બાબતો સંબંધી શરતોને પાત્ર થશે.

(૪) પંત્યાળાની કોઇ પણ મિલકત વિરૂદ્ધ થએલું હુકમનામું બાદ કરતાં એકાદી પેઢી વિરૂદ્ધ થયલાં હુકમનામાં ઉપરથી તેમાંના કોઇ પણ ભાગીદાર ઉપર હાજર થઇને જવાબ દેવાનો સમન બજાવ્યો ન હોય તો, તે ભાગીદાર રૂણમુકત થાય છે કે જવાબદાર થાય છે એમ અથવા તે હુકમનામું તેને બીજી કોઈ રીતે લાગુ પડે છે એમ સમજવું નહિ.

**આર. એસ. ઓ. ૪૮ અ. રૂ. ૮.**

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે,

**સગીર**—સગીર ભાગીયાઓની જવાબદારી વીશે જુઓ હિંદુસ્થાની કરાર એકટની ક. ૨૪૭ અને વળી હેરીસ વી. બેચેમ્પ ( ૧૮૯૩ ) ૨ કયુ. બી. ૫૩૪ )

**મરણ પામેલો ભાગીદાર**—જો એકાદો ભાગીયો ભાગીયા તરીકે હાજર થએલો હોય અને તે ફેસલો થતાં પહેલાં મરણ પામે તો ભાગીદારીની તેની જે મીલકત હોય તેટલી મીલકત શીવાય તેની મીલકત જવાબદાર થતી નથી ( એલીસ વી. વેધડસન ( ૧૮૫૯ ) ૧ કયુ. બી. ૭૧૪ ).

**જવાબદારીની તપાસ કરવાનો મુદ્દો**—**અ** એક ભાગીયો હતો કે નહિ અથવા એક ભાગીયો છે એવું તેણે પોતાની મેળે બતાવ્યું છે કે નહિ એવો મુદ્દો બરોબર છે ( ડેવીસ વી. હેમન કં. ( ૧૯૦૩ ) ૧. કે. બી. ૮૫૪; જુઓ સામાન્ય રીતે એન. પ્રેકટીસ ઓ. ૪૮ અ. રૂ. ૮ ની નોટ.

**૫૨.** જયારે મિલકતમાં, કોરટમાં અનામત મુકેલો ન હોય અથવા

વેચાય એવા લેખની જપ્તી.

સરકારી અમલદારના કબજામાં ન હોય, એવો વેચાય એવો લેખ હોય ત્યારે, ખરેખર કબજો લેઇને તે જપ્ત કરવો, અને તે લેખ કોર્ટમાં આણવો તથા કોરટનો બીજો હુકમ થાય તે પ્રમાણે તજવીજ કરવા સારૂ તે રાખવો. કલમ ૨૭૦

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૭૦.**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

કોરટના અથવા સરકારી અમલદારના કબજામાં રાખેલી મિલકતની જપ્તી.

**૫૨.** જ્યારે જપ્ત કરવાની મિલકત કોઇ કોરટના અથવા સરકારી અમલદારના કબજામાં હોય ત્યારે તે કોરટ અથવા અમલદારને નોટીસ આપીને જપ્તી કરવી; તે નોટીસમાં નોટીસ કરનાર કોરટે એમ લખવું, કે અમારો બીજો હુકમ થાય તે પ્રમાણે તે મિલકતની અથવા તે ઉપર કંઈ વ્યાજ કે ડીવીડેન્ટ આપવાનું થાય તેની તજવીજ કરવાને તે આપની પાસે રાખશો; કલમ ૨૭૨

પરંતુ, જ્યારે એવી મિલકત કોઇ કોરટના કબજામાં હોય ત્યારે, અસાઈન કર્યાના સબબથી, જપ્ત કર્યાના સબબથી, અથવા બીજા કોઇ સબબથી હુકમનામાના દેણદાર શિવાય બીજો કોઇ શખસ તે મિલકતમાં પોતાનો હક્કસંબંધ છે એમ કહે, અને તે શખસ તથા હુકમનામાવાળો એ બેની વચ્ચે તે મિલકતની માલકીના હક્ક વિશે, અથવા પહેલો હક્ક કોનો છે એ વિશે તકરાર ઉઠે ત્યારે, તેનો નિવેડો કોરટે કરવો.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૭૨.**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**ટીકા ૪**—આ ઠરાવ પ્રમાણે જપ્તીની દરખાસ્ત નામંજુર કરવાનો કોરટનો અખત્યાર નથી ( નુરજહાન વી. માસીતી ૮ ક. લા. રી. ૧૭ ). એકાદી કોરટમાં અનામત મુકેલાં નાણાના ઉપયોગ સબંધીના બધા સવાલો જપ્તી કરવાને જે કોરટે હુકમ કરેલો હોય તે કોરટે સાંભળવાના છે ( ગોપીનાથ વી. અછાબીબી ( ૧૮૮૧ ) ૭ ક. ૫૫૩ ).

તે દાવાની વ્યવસ્થા રૂ. ૫૮–૬૩ માં ઠરાવેલી રીતી પ્રમાણે કરવી જોઇએ, અને આ રૂલના વીશેશ ઠરાવના હેતુ પ્રમાણે કોરટમાં જે નાણા અનામત હોય તે ઉપરના હક વીશે અથવા હુકમનામાવાળાની તથા કોઇ બીજા શખસની વચમાં તે નાણા બાબત પ્રથમ હક કોનો છે તે બાબત નીર્ણય કરવામાં જે હુકમ કરવામાં આવ્યો હોય તેવો હુકમ રદ કરવાનો દાવો ચાલે છે ( તીકમ વી. શીવરામ ( ૧૮૯૨ ) ૧૭ ક. ૨૮૬ ).

**આપવાના હુકમનો આશય**—જ્યારે એક જડજને એવો હુકમ કરવામાં આવ્યો હોય કે અમુક નાણા અ. ને આપવાં, પણ તે આપતા પહેલાં તે રકમ બ. એ જમ કરાવેલી હતી, તેમાં ઠરાવ્યું છે કે તે હુકમ કરવાથી અ ને આપવાના નાણા થાય છે અને અ તથા બ. વચ્ચે પ્રથમ હક કોનો છે તે કોઇ સવાલતી તે જડજ તજવીજ કરી શકતા નથી

( ગોપીનાથ વી. અછાબીબી (૧૮૮૧) ૭ ક. ૫૫૩; અને શેખુલ્લા વી. લછમીપત (૧૮૭૦) ૧૩ વી. રી. ૫૮ ).

**પુખ્ત જપ્તી**—જે કોરટમાં નાણુા અનામત હોય તે કોરટ ઉપર જપ્તીની નોટીસ બજાવેલી હોય તો તે જપ્તી સંપુર્ણુ થવાને તે નોટીસ બસ છે. આવી નોટીસ લેવાને તે જડજે ના કહેલી હોય તેથી જે જપ્તી બીજી રીતે બરોબર જપ્તી થાય છે તે નીરર્થક થતી નથી ( ટાએલ અને કંપની વી. અબદુલ હાય (૧૮૭૬) ૧૯ વી. રી. ૩૭ )

**એક કોરટ અથવા સરકારી અમલદારના કબજામાં**—"કબજો" એ શબ્દનો હેતુ "ખરી રીતનો કબજો છે" ( મતુ કરૂપાન વી. મતુ રામાલીંગ (૧૮૮૪) ૭ મ. ૪૮) જ્યારે જપ્ત કરેલાં નાણુા કલેકટરને ત્યાં અનામત હોય અને કોરટમાં ના હોય તો તે જપ્ત કરનાર જડજને તેમ તે અમલદારને અનામત ઉપરના દાવાનો નીર્ણય કરવાનો અધીકાર નથી તેનો નીર્ણય રેગ્યુલર દાવામાં કરવો જોઇએ ( બ્રજનાથ મીતરના કામમાં (૧૮૭૦) ૧૩ વી. રી. ૩૦૧ કીસ્તોદોશ વી. રામકાંત (૧૮૮૧) ૬ ક. ૧૪૨ ). જો તે જપ્તી કરાવેલી હોય તો, તે જપ્તી કરાવનાર હુકમનામાવાળાને કોરટના સ્પષ્ટ હુકમ વીના કલેકટર તે નાણુા આપવાને મુખત્યાર નથી ( શેખુલ્લા વી. લછમીપત (૧૮૯૨) ૧૩ વી. રી. ૫૮ ). એક રીસીવરના કબજામાં નાણું હોય તે કોરટની પ્રથમ મંજુરી લીધા વીના જપ્ત કરવામાં આવેલાં હોય તો તે જપ્તી કબુલ કરવામાં આવતી નથી ( કાહન વી. અલીમહમદ (૧૮૯૨) ૧૬ મું. ૫૭૭; મહમદઝોહુરૂદીન વી. મહમદ નુરૂદીન (૧૮૯૪) ૨૧ ક. ૮૫ ). જે નાણુા એક સરકારી અમલદારને પહોંચવાનાં છે એવી આશા રાખવામાં આવતી હોય તેની કલ્પીત જપ્તીને આ ઠરાવ લાગુ થતો નથી, પણુ જે નાણુા ખરી રીતે તે અમલદારના કબજામાં હોય તેને લાગુ થાય છે ( તુલાજી વી. બાલાભાઇ (૧૮૯૮) ૨૨ મુ. ૩૯) અ. તથા બ. એ ક્ષ. અને ય. ઉપર એક હુકમનામું મેળવ્યુ હતુ તેની રૂઇએ આશરે રૂ. ૯૦૦૦ ) લહેણુા હતા. ઝ. એ અ. તથા બ. ઉપર હુકમનામું મેળવેલુ હતા તેની રૂઇએ આશરે રૂ. ૬૪૦૦ ) લહેણુા હતા તેથી તેની બજાવણીમાં પહેલુ બતાવેલુ હુકમનામુ જપ્ત કરાવવામાં આવ્યુ. અ. તથા બ. એ પોતાના હુકમનામાની બજાવણીના કામમાં કહેલુ છે કે અમારા ઉપરનો દાવો ખરી રીતે ક્ષ. એ પોતાના દીકરા ઝ. ના નામથી કરેલો છે, માટે તે હુકમનામાની જે રકમ અમે કોરટમાં ભરેલી છે તે ક્ષ. ની મીલકત છે. માટે અમારો દાવો વસુલ આપવામાં તે રકમ જવાબદાર છે. સદરહુ કહેલી હકીકત સાબેત કરવામાં આવી તેથી ઠરાવ્યું છે કે જે કોઇ દાવાને. તેઓનુ હુકમનામું વસુલ કરવા માટે ક્ષ. અમલ કરી શકે છે તે દાવાનો અમલ કરવાનો અ. તથા બ. નો હક થાય છે, માટે તે કોરટમાં જે નાણાં છે તે બાબત ઝ. નો દાવો રદ કરવો જોઇએ ( આચાયા વી. બંગારાયા (૧૮૯૩) ૧૬ મ. ૧૧૭ )

**પોસ્ટ ઓફીસ**—જે બીલ હુકમનામાના દેણુદારના શીરનામાના હોય તેમાં ચલણી નોટો હોય તો તે બીલ જપ્ત કરી શકાય છે ( નરસીહુલુ વી. આદીઆપા (૧૮૯૦) ૧૩ મ. ૨૪૨).

**નોટીસ.**—પ્રતીવાદીને નોટીસ મળવી જોઇએ ( અબદુલ બનીફ વી. દૌત્રે (૧૮૮૯) ૧૨ મ. ૨૫૦ ).

**રેગ્યુલર દાવો.**—આ રૂલ પ્રમાણે એકાદી કોરટે કરેલો હુકમ આખરનો નથી ( તીકમ વી. શીવરામ (૧૮૯૨) ૧૯ ક. ૨૮૬ ) જ્યારે જંગમ મીલકત વાદીની છે એવું હુકમનામુ કરવામાં આવેલુ હોય ત્યારે તેનો તે બાબતમાં રેગ્યુલર દાવો કરવાનો ઇલાજ છે, માટે તેને આ રૂલ લાગુ થતી નથી ( પદમાનંદસીંગ વી. ચંદીદતજાહા (૧૮૯૬) ૧ ક. વી. નો. ૧૭૦),

**૫૩.** (૧) જપ્ત કરવાની મિલકત પૈસા આપવાનું અથવા ગીરો અથવા બોજો અમલમાં આણવા સારૂ વેચાણ કરવા બાબતનું હુકમનામું હોય, ત્યારે જપ્તી કરવી તે હેઠળ લખ્યા પ્રમાણે કરવી, એટલેઃ— કલમ ૨૭૩

હુકમનામાની જપ્તી

(અ) તે હુકમનામાં એકજ કોરટે કરયાં હોય તો, તે કોરટના હુકમ ઉપરથી કરવી, અને

(બ) જે હુકમનામું જપ્ત કરવાનો પ્રયત્ન હશે તે હુકમનામું બીજી કોરટે કરયું હોય તો, જે હુકમનામું બજાવવાનો પ્રયત્ન હોય તે હુકમનામું કરનારી કોરટે, તે બીજી કોરટને લેખી નોટીસ આપીને તે નોટીસમાં—

(૧) જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામું કરનારી કોરટ નોટીસ રદ્દ ન કરે તો અને તે રદ્દ કરે ત્યાં સુધી, અથવા

(૨) જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામાવાળો અથવા તેનો હુકમનામાનો દેણદાર, નોટીસ મળે તે કોરટે કરેલું હુકમનામું બજાવવાની દરખાસ્ત નોટીસ મળે તે કોરટને ન કરે તો અને તે કરે ત્યાં સુધી,

તે બીજી કોરટે પોતાનું હુકમનામું બજાવવાનું મહકુબ કરવું એવી વિનંતી કરવી જોઇયે.

(૨) જ્યારે એવાહી કોરટ પેટા કાનુન (૧) ની રકમ (અ) ની રૂયે હુકમ કરે અથવા તેને તે પેટા કાનુનની રકમ (બ) ની પેટા રકમ (૨) મુજબની દરખાસ્ત મળે, ત્યારે તેણે હુકમનામું જપ્ત કરનાર લેણદારની અથવા તેના હુકમનામાના દેણદારની દરખાસ્ત મળે ત્યારે જપ્ત કરેલું હુકમનામું બજાવવાનું કામ ચલાવવું, અને તેથી જે ઉપજે તે, જે હુકમનામું બજાવવાને યત્ન હોય તે હુકમનામું પુરૂ કરવામાં કામે લગાડવું.

(૩) પેટા કાનુન (૧) માં જણાવેલા પ્રકારનું બીજું કોઇ પણ હુકમનામું જપ્ત કરીને જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામાવાળો જપ્ત કરેલા હુકમનામાવાળાનો વારસ વકીલ છે અને એવું જપ્ત કરેલું હુકમનામું તેનો ધારણ કરનાર જે કોઈ પણ કાયદેસર રીતે બજાવી શકે તે રીતે તે બજાવવાનો તેને હક છે એમ સમજવું.

(૪) હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવાની મિલકત, પેટા કાનુન (૧) માં કહેલા પ્રકારના હુકમનામા શિવાય બીજું કંઇ હુકમનામું હોય ત્યારે,

જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામું કરનારી કોરટે જે હુકમનામું જપ્ત કરવાનો યત્ન હોય તે હુકમનામાવાળાને લેખી નોટીસ આપીને જપ્તી કરવી. તે નોટીસમાં તેને એવી મનાઇ કરવી કે સદરહુ હુકમનામું તમારે બીજાને નામે કરી આપવું નહીં અથવા તેના ઉપર કંઇ પ્રકારનો બોજો નાંખવો નહીં; અને તે હુકમનામું કોઇ બીજી કોરટે કરયું હોય ત્યારે, જે હુકમનામું જપ્ત કરવાનો યત્ન હોય તે હુકમનામું, તે નોટીસ મોકલનારી કોરટ તે રદ કરે ત્યાં સુધી તમારે બજાવવું નહીં એવી નોટીસ તે બીજી કોરટને પણ મોકલવી.

(૫) આ કાનુન પ્રમાણે જપ્ત થએલાં હુકમનામાંના ધારણ કરનારાએ, એવું હુકમનામું બજાવનારી કોરટને વાજબી રીતે જોઇએ તે માહિતી અને મદદ આપવી.

(૬) બીજું હુકમનામું જપ્ત કરીને જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામાવાળાની દરખાસ્ત ઉપરથી, આ કલમની રૂએ જપ્તીનો હુકમ કરનારી કોરટે એવા હુકમની નોટીસ જપ્ત થએલા હુકમનામાથી બંધાયલા હુકમનામાના દેણદારને આપવી; અને તે હુકમનામાનો દેણદાર સદરહુ હુકમની નોટીસ મળ્યા પછી તે હુકમની વિરૂદ્ધ કોરટ મારફત અથવા બીજી રીતે જપ્ત થએલાં હુકમનામાંના પૈસા ભરે અથવા તોડ કરે, તો જપ્તી અમલમાં હોય ત્યાં સુધી, કોઈ પણ કોરટે તે કબુલ કરવું નહીં.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૭૩.

ટીકા—આ રૂલ હા. કો. ને તથા વળી જંગમ મીલકત બાબતના હુકમનામા સબંધીમાં પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

એક ગીરોની રૂઇએ કરેલું હુકમનામુ તે પૈસા બાબતનુ હુકમનામું આ રૂલના હેતુ પ્રમાણે નથી (મેકનાટન વી. સુરજપ્રસાદ (૧૮૯૫) ૪ ક. વી. નો. ૩૫, તે પ્રમાણે જોગેંદ્ર વી. હરી કુમાર (૧૯૦૫) ૨ ક. લા. જે ૪૯૯ ના કામમાં ચાલવામાં આવેલુ છે, પણ આ રૂલના શબ્દો લક્ષમાં રાખતાં તે ભેદ ઘણો કીમતી નથી). એક ગીરો ઉપરનુ લહેણુ તે જંગમ મીલકત છે. બજાવણીમાં તે વેચવામાં આવે તેથી ગીરોવાળી મીલકત ઉપર કામ ચલાવવાનો હક તે સાથે મળે છે (તરવાડી ભોળાનાથ વી. બાઈ કાશી (૧૯૦૨) ૨૬ મું. ૩૦૫, વળી જુઓ બૈજનાથલોદી વી. બીનોચંદ્રનાથ (૧૯૦૧) ૬ ક. વી. નો. ૫) આ રૂલમાં ઠરાવ્યા પ્રમાણે જ્યારે એક પૈસા બાબતનુ હુકમનામું જ્યારે જપ્ત કરવામાં આવે ત્યારે તે જપ્તી પછી તેનો જે નીકાલ કરવામાં આવેલો હોય તે કોરટ કબુલ કરી શકતી નથી (ગોપાળનાના શેઠ વી. જોહારીમલ (૧૮૯૨) ૧૬ મુ. ૫૨૨). દરમીયાન ઉપજ લેવાનો હક તે રૂલના હેતુ પ્રમાણે નથી. જે હક જપ્ત કરવામાં આવેલો હોય તે હક સ્પષ્ટ રીતે હુકમનામાથી નક્કી કરેલો હોય તે ફક્ત હકને તે લાગુ થાય છે. (વાસુદેવ વી. નારાયણ) (૧૯૦૧) ૨૪ મ. ૩૪૧).

બીજાં હુકમનામા.—રકમ ૪ માં આ શબ્દો છે તે પૈસા બાબતના હુકમનામા શીવાયના બીજા હુકમનામાને લાગુ છે (સુલતાન કુંવર વી. ગુલઝારી (૧૮૭૯) ૨ અ. ૨૫૦). ગીરો છોડવવાના હુકમનામાની જપ્તીની તે લાગુ થાય છે અને રૂ. ૫૪ લાગુ થતી નથી.

( નાયગર વી. ભાસ્કર ( ૧૮૮૯ ) ૧૦ મું ૪૪૪; જુઓ "ગીરોના હુકમનામા" વીગરે રૂ. ૫૪ આગળ ).

**હુકમનામાનુ વેચાણ**--અલ્હાબાદ હાઇકોરટે ઠરાવેલું છે કે એક હુકમનામાની બજાવણીમાં બીજા હુકમનામાનું વેચાણ કરવાનો તે કાયદાનો હેતુ નથી ( સુલતાન કુંવર વી. ગુલઝરી ( ૧૮૭૯ ) ૨ અ. ૨૯૦ ) આ મદ્રાસમાં તેવોજ રીવાજ છે ( તીરૂવેનગાડ વી. વીધીલીંગા ( ૧૮૮૩ ) ૪ મ. ૪૧૮ ) બંગાળામાં આ રીવાજ નથી ( ગુલામમહમ વી. ઇંદ્રચંદ્ર જાવરી ( ૧૮૭૧ ) ૭ બં. લા રી. ૩૧૮; ૧૫ વી. રી. ૩૪; ગણેશલાલ વી. શામનારાયણ ( ૧૮૮૧ ) ૬ ક. ૨૧૩; શ્રીષચંદ્ર વી. જીઅનેશ્વરી ( ૧૮૮૨ ) ૬ ક. ૨૪૩; અથવા મુમ્બાઇમાં-નાયગર વી. ભાસ્કર ( ૧૮૮૬ ) ૧૦ મું. ૪૪૪ પણ જુઓ જ્યોતિંદ્રનાથ ચોધરી વી. દ્વારકાનાથદે ( ૧૮૯૩ ) ૨૦ ક. ૧૧૧ ના કામમાં અલ્હાબાદ અને મદ્રાસ હાઇકોરટોના રીવાજ પ્રમાણે ચાલવામાં આવેલું છે ) એક પૈસા બાબતનુ હુકમનામું જપ્ત કર્યા પછી વેચી શકાતું નથી. બીજા તમામ હુકમનામાઓ જપ્ત કરવા લાયક અને વેચવા લાયક છે (ગોપાળનાતા શેઠ વી. જોહારામલ (૧૮૮૨) ૧૬ મું. ૫૯૨) ભાગીદારી બંધ કરવા બાબતનું હુકમનામું એક પૈસા બાબતના હુકમનામા તરીકે ગણીને જપ્ત કરી શકાય છે પણ વેચી શકાતું નથી. માટે યોગ્ય ઇલાજ આ રૂલ પ્રમાણે કામ ચલાવાનો છે (સીદલીંગાપા વી. શંકરાપા (૧૯૦૩) ૨૭ મું. ૫૫૬).

**રેવન્યુ કોરટનું હુકમનામુ**—આ રૂલ પ્રમાણે એકાદી સીવીલ કોરટના હુકમનામાની બજાવણીમાં રેવન્યુ કોરટનું એકાદુ હુકમનામુ જપ્ત કરી વેચાવા લાયક નથી ( ઓલીયા વી. અબુજાફર ( ૧૮૯૯ ) ૨૧ અ. ૪૦૫ ).

**બજાવણીની મદદમાં ઇલાજ**—આ રૂલ પ્રમાણે એકાદી અરજી તે બજાવણીની મદદમાં એક ઇલાજ તરીકે છે (લછમણ વી. ઘેંડીરામ ( ૧૮૮૫ ) ૭ અ. ૩૮૨ ) એકાદુ જે હુકમનામું જપ્ત થયેલું હતું તે હુકમનામું બજાવવાને હુકમનામાના લેણદારે એક દરખાસ્ત કરેલી તે જોકે ના મંજુર કરવામાં આવેલી છે તોપણ તે કાયદા પ્રમાણે દરખાસ્ત છે ( અધરચંદ્રદાસ વી. લાલમોહનદાસ ( ૧૮૯૯ ) ૨૪ ક. ૭૭૮; ૧ વી. નો ૬૭૬ ).

**હુકમનામું કરનારી કોરટ**--જપ્તી કરાવનાર લેણદારની દરખાસ્ત ઉપરથી જપ્ત કરેલું હુકમનામું કોરટ બજાવી શકે છે ( પ્યારીમોહન વી. રોમેશ્ચંદ્ર ( ૧૮૮૮ ) ૧૫ ક. ૩૭૧ ) રંગસામી ચેતી વી. પીરીયાસામી મુદાલી ( ૧૮૯૪ ) ૧૭ મ. ૫૮ ). જે કોરટે હુકમનામું કરેલુ નહિ તે કોરટમાં દરખાસ્ત કરેલી હતી તેમાં હુકમનામાવાળાના લેણદારે ગીરો છોડાવાનો હક બંધ કરવા બાબતનું હુકમનામું જપ્ત કરાવેલું હતું તેથી ઠરાવ્યું છે કે હુકમનામાના દેણદારની જગાએ તે જપ્તી કરાવનાર લેણદારનું નામ દાખલ કરીને તે જપ્તીનું કામ ચલાવવાને તે હુકમનામું કરનારી કોરટ મુખત્યાર નથી (અમીદીન વી. વઝીલાલ (૧૯૦૪) ૨૪ અ. ૯૧).

**નોટીસ.**--આ રૂલ પ્રમાણે નોટીસ પહોચ્યા પછી કોરટે એક વેચાણ કરેલું હોય તો તે નોટીસમાં જે હુકમનામાની રૂઇએ જપ્તી કાહાડવામાં આવેલી હોય તે હુકમનામાની રકમ બતાવેલી ના હોય તેથી તે વેચાણ બળવાન ઠરાવેલું નથી ( માણેકલાલ વી. વનમાળી (૧૯૦૫) ૩૨ ક. ૧૧૦૪; ( ૧૯૦૬ ) ૩ ક. લા. જે. ૨૭; ૧૦ ક. વી. નો ૧૯૩ ).

**૫૪.** (૧) **મિલકત સ્થાવર હોય ત્યારે મનાઇ હુકમ કરીને તે જપ્ત કરવી. તે મનાઇ હુકમમાં એવી મનાઇ કરવી કે હુકમનામાના દેણદારે તે મિલકત બીજાને તબદીલ કરવી નહીં અથવા તેના ઉપર કંઇ**

સ્થાવર મિલકતની જપ્તી. કલમ ૨૭૪

પ્રકારનો બોજો નાંખવો નહીં, અને કોઇ પણ શખસે એવી રીતે બીજાને તબદીલ કરવાથી અથવા બોજો નાંખવાથી કાંઇ પણ લાભ લેવો નહીં.

(૨) તે મિલકત ઉપર અથવા તેની પાસે કોઇ ઠેકાણે, તે હુકમ દાંડી પીટીને અથવા દસ્તુર પ્રમાણે બીજી રીતે પ્રસિદ્ધ કરવો, અને તે હુકમની એક નકલ તે મિલકતના કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોઢવી અને ત્યાર પછી કોરટના મકાનના કોઈ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોઢવી અને મિલકત સરકારને મેહેસુલ ભરવું પડે એવી જમીન હોય ત્યારે, જે ડિસ્ટ્રિકટમાં તે જમીન હોય તે ડિસ્ટ્રિકટના કલેકટરની કચેરીમાં પણ તે હુકમની એક નકલ ચોઢવી.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૭૪**

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

આ રૂલ પ્રમાણે એક મનાઇ હુકમ કહાડવામાં આવે તેથી હુકમનામાના દેણદારનો કબજો ગયેલો છે એમ થતું નથી (નારાયણરાવ વી. બાળકીષ્ન (૧૮૮૦) ૪ મું. ૫૨૯; હુકમના નમુના વીશે જુઓ પરી. ૪ નં. ૧૪૧).

**હકુમત.**—એક ગીરોખતવાળી જમીન કોરટની હકુમતની બહાર તદન હોય તો પણ તે ગીરોખત કોરટ વેચાવી શકે છે. (બાળકીષ્ન વી. મસુમા (૧૮૮૩) ૫ અ. ૧૪૨ પા. ૧૫૭; લા. રી. ૯ ઇં. અ. ૧૮૨) પણ ક. ૧૭ પ્રમાણે ના હોય તો તે જમીન વેચાવી શકાતી નથી (પ્રેમચંદ વી. રખોદા (૧૮૯૦) ૧૭ ક. ૬૯૯. પણ જુઓ ગોપીમોહન વી. દેવકીનંદન (૧૮૯૨) ૧૯ ક. ૧૩; તીનકોરીદેસીયા વી. શીબચંદ્ર (૧૮૯૩) ૨૧ ક. ૬૩૯).

**મુનસફની સ્થાનીક હકુમત.**—ઓ. ૨૧ હા. ૧૩, ૧૪ માં સ્થાવર મીલકતની જપ્તી બાબતની દરખાસ્ત કેવી રીતે કરવી જોઇએ તે ઠરાવેલું છે. સને ૧૮૭૧ ના એકટ ૬ ની ક. ૧૮ પ્રમાણે જ્યારે મુનસફને જુદી સ્થાનીક હકુમત આપવામાં આવેલી હોય તો એક બીજી કોરટની હકુમતની અંદર તદન મીલકત હોય તો તે મીલકત એક મુનસફ પરભારી જપ્ત કરી શકતા નથી (અભયચરણ કુંદુ વી. ગોલામઅલી (૧૮૮૧) ૯ ક. લા. રી. ૩૬૧; ૭ ક. ૪૧૦) અને તેજ નીયમ એકાદા સબોર્ડીનેટ જડજને લાગુ છે (દમીનાચરણ વી. બાલાશ (૧૮૯૧) ૧૮ ક. ૫૨૬) જો તે મીલકત થોડીક હકુમતની અંદર હોય અને થોડીક હકુમત બહાર હોય તો તેમ નથી (રામલાલ વી. રમાસુંદરી (૧૮૮૬) ૧૨ ક. ૩૦૭; ગોપીમોહન વી દેવકીનંદન (૧૮૯૨) ૧૯ ક. ૧૩) એક હિંદુ વીધવાનું પોતાના ધણીની સ્થાવર મીલકતની (આમદાનીમાં હયાતી સુધીનુ હિત હોય તે આ રૂલ પ્રમાણે જપ્ત કરવા લાયક છે (નાથા વી ધનબાઇજી (૧૮૯૯) ૨૩ મું ૧)

**ગીરોનું લેણું.**—આ રૂલ પ્રમાણે ગીરો ઉપરનું લેણું જપ્ત કરવું જોઇએ (આપાસામા વી. સ્કોટ (૧૮૮૬) ૯ મ. ૫; સામીઆયર વી. ક્રીષ્ણાસામી (૧૮૮૭) ૧૦ મ. ૧૬૯ અને રૂ. ૪૬ પ્રમાણે શ્રીનાથ વી. ગોપાળચંદ્ર (૧૮૮૩) ૯ ક. ૫૧૧; તે પ્રમાણે નથી નાયગર વી. ભાસ્કર (૧૮૮૫) ૧૦ મું. ૪૪૪; દેવેન્દ્રકુમાર વી. રૂપલાલ (૧૮૮૬) ૧૨ ક. ૫૪૬; કાશીનાથદાસ વી. સદાશીવ પાટનીક (૧૮૯૩) ૨૦ ક. ૮૦૫; મનીયાપા નાયક વી. સુબ્રમન્યાયન (૧૮૮૫) ૧૮ મ. ૪૩૭; વળી જુઓ બાળકીષ્ન વી. મસુમા (૧૮૮૩) ૫

અ. ૧૪૨ પા. ૧૫૭; લા. રી. ૯ ઈ. અ. ૧૮૨ પા. ૧૯૬; અને અબદુલ મજીદ વી. મહમદ (૧૮૯૧) ૧૩ અ. ૮૯) પણ જ્યારે એકાદુ ગીરોખત આ ઠરાવ પ્રમાણે જપ્ત કરીને વેચવામાં આવેલું હોય અને એવી હરકત લેવામાં આવેલી હોય કે તે ખત રૂ. ૪૬ પ્રમાણે જપ્ત કરેલું નથી અને તે વેચાણ બરોબર નથી તો ઠરાવેલું છે કે જો કે ખરીદદાર તે લેણું જાતથી ઇલાજ કરીને લઇ શકે છે કે નહિ એ વીશે ઠરાવેલુ નથી તો પણ તે ખરીદદાર તે લેણું સાનવાળી મીલકતથી વસુલ કરી શકે છે (સામીઆયર વી. ક્રીષ્ણસામી (૧૮૮૭) ૧૦ મ. ૧૬૯; વળી જુઓ બાળક્રીષ્ણ વી. મસુમા (૧૮૮૩) ૫ અ. ૧૪૨ પા. ૧૫૪) લા. રી. ૯ ઇં. અ. ૧૮૨ પા. ૧૯૬) એક હુકમનામાની બજાવણીમાં એક ગીરોનુ લેણું છે એવું વર્ણન કરેલું અને તે વેચવામાં આવેલુ તેથી આ રૂલ પ્રમાણે ગીરોવાળી મીલકત જપ્ત કર્યા વીના તે જામીની તે સાથે વેચવામાં આવેલી થાય છે (બળદેવ ધનરૂપ વી રામચંદ્ર બળવંત (૧૮૯૫) ૧૯ મું. ૧૨૧) ગીરો છોડાવાનો હક હુકમનામાના દેણદારને તેની વ્યવસ્થા કરવી નહિ અને બધા શખસોએ તે લેવુ નહિ એવો મનાઇ હુકમ કરીને આ રૂલ પ્રમાણે જપ્ત કરી શકાય છે અને તે હુકમ તે રૂલથી ઠરાવામાં આવેલું છે તે પ્રમાણે જાહેર કરીને પ્રસીદ્ધ કરવામાં આવે છે (પરશરામ હરલાલ વી. ગોવીંદ ગણેશ (૧૮૯૭) ૨૧ મું ૨૨૬; )

**ગીરોની રૂઇએ વેચાણ.**—જ્યારે ગીરોના હુકમનામામાં વેચવાનો ઠરાવ હોય ત્યારે ગીરોના હુકમનામાની બાબતમાં જપ્તી કહાડવાની જરૂર નથી (દયાચંદ વી. હેમચંદ (૧૮૮૦) ૪ મુ. ૫૧૫) તેમ જે ગીરો ખતની રૂઇએ સ્થાવર મીલકત જામીન તરીકે આપેલી હોય તે ગીરોખતની બાબતમાં તે વેચાવી તે તે જામીનીનો અમલ કરવાને મરજી રાખવામાં આવેલી હોય તો તેમાં જપ્તી કહાડવાની જરૂર નથી (કાશીનાથ વી. સદાશીવ (૧૮૯૩) ૨૦ ક. ૮૦૫; વળી જુઓ વ્યંકટ વી. રામીયા (૧૮૭૮) ૨ મ. ૧૦૮; નાયગર વી. ભાસ્કર (૧૮૮૬) ૧૦ મું. ૪૪૪; મારકે વી. રદીસ અને કં. (૧૮૮૭) ૧૪ ક. ૬૬૧; પણ જુઓ ડોશીબાઇ વી. ઇશ્વરદાસ (૧૮૯૧) ૧૫ મું. ૨૨૨; લા. રી. ૧૮ ઇં. અ. ૨૨; અને ૧૫ ક. ૫૨૧; લા. રી. ૧૬ ઈ. અ. ૧૦૭; (૧૮૮૯) ૧૬ ક. ૬૮૨ ના કામોમાં તે પ્રમાણે ચાલવામાં આવેલુ છે.)

બંગાળામાં ગીરોના હુકમનામાની બજાવણી મીલકત તબદીલ કરવાના એકટ પ્રમાણે કરેલા નીયમ પ્રમાણે ચાલે છે.

**ગીરોનુ હુકમનામુ. સ્થાવર મીલકત.**—એક ગીરોનુ હુકમનામું તે આ રૂલના હેતુ પ્રમાણે સ્થાવર મીલકત થઇ શકે છે (હરી વી. રામચંદ્ર (૧૮૭૧) ૯ મું. હા. કો. ૬૪; ભવાની વી. ગુલાબરાય (૧૮૭૬) ૧ અ. ૩૪૮; પણ જુઓ બાળક્રીષ્ન વી. મસુમા (૧૮૮૩) ૫ અ. ૧૪૨)

**દાંડી પીટીને અથવા બીજી ચાલતી રીતી પ્રમાણે.**—બંગાળામાં એક વાંસ ઠોકીને તેમજ દાંડી પીટીને હમેશાં આ પ્રસીદ્ધ કરવામાં આવે છે. દાંડી પીટવામાં ના આવે તો તે મુદ્દામ ગેરશીરસ્તે છે (ત્રીંબક વી. નાના (૧૮૮૬) ૧૦ મું. ૫૦૪) જપ્ત કરેલી મીલકતના પ્રસીદ્ધ ભાગ ઉપર એક નકલ ચોહડવી જોઇએ (કાળીતારા વી. રામકુમાર (૧૮૮૨) ૯ ક. લા. રી. ૧૧૪) પણ જો તે મીલકતના વેચવાને લોટ કરેલા હોય તો દરેક લોટ ઉપર તે ચોહડવાની નથી (દીપેન વી. અરદેશર શેઠ (૧૮૮૮) ૧૨ મું. ૩૬૮; અને જુઓ મોલવી અબદુલ હાસમ વી. વીનોદલાલ ઘોષ (૧૯૦૮) ૧૨ ક. વી. નો. ૭૫૭) રૂ. ૬૮

પ્રમાણે નોટીસો ચોહડતાં પહેલાં આ રૂલ પ્રમાણે હુકમ કરેલો જોઇએ ( મેઘલાલ વી. શીવપ્રસાદ ( ૧૮૮૧ ) ૭ ક. ૩૪; પણ જુઓ રાહચંદ વી. કીંમટા ( ૧૮૮૨ ) ૪ અ. ૩૦૦ના કામનો ઠરાવ ) જુઓ રૂ. ૯૦ નીચેની નોટ રીતીસર કરવામાં આવેલુ ન હોય તે વીશેની હરકતો પહેલ વહેલી જ્યુડીશીઅલ કમીટીની રૂબરૂ લઇ શકાતી નથી ( રામકીષ્ન વી સરહુન્નીસા ( ૧૮૮૧ ) ૬ ક. ૧૨૯; લા. રી. ૭ ઇં. અ. ૧૫૭ )

**કબજાવાળો પહેલો ગીરો રાખનાર.**—પ્રથમના કબજાવાળા ગીરો રાખનારના દાવા સાથે સાનમાં લખી આપેલુ એક કારખાનું જપ્ત કરવાની યોગ્ય રીતી આ રૂલ પ્રમાણે એક લખેલી નોટીસ કહાડીને અર્થાત થવી જોઇએ. સીપાઇઓના કબજામાં મીલકત રાખીને પ્રથમના ગીરો રાખનારના કબજાને હરકત કરવાનો હુકમનામાવાળાનો અખત્યાર નથી. મદનમોહન વી. ગોકળદાસ ( ૧૮૯૩ ) ૧૦ મું. ૨ ઈં. અ. ૫૬૩ પા. ૫૭૧ ) જે ગીરો રાખનારનો કબજો ના હોય ત ગીરો રાખનારના ગીરોની રૂઇએ હક અને હિત એક હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવાનાં હોય તો તે જપ્તી રૂ. ૪૬ માં ઠરાવેલી રીતીએ કરવી જોઇએ; આ રૂલ તેને લાગું થઇ શકતી નથી ( કરીમુન્નીસા વી. ફુલચંદ (૧૮૯૩) ૧૫ અ. ૧૩૪ )

**ખુલાસો**—હિસ્સો બતાવ્યા વીના એકાદી જપ્તી કરવામાં આવેલી હોય તો તે દેણદારના તમામ હિતની જપ્તી છે ( સરૂપનારાયણ વી. રામતોબલ ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૧૦૬ )

**૫૫.** જ્યારેઃ—

હુકમનામું ભરપાઈ થયા પછી જપ્તી ઉઠાવવાનો હુકમ.

**કલમ ૨૭૫**

(અ) ખરચ સુધાંત હુકમનામામાં અપાવેલી રકમ તથા કંઇ મિલકત જપ્ત કરવાને લીધે થયેલું ખરચ ખરાજાત કોરટમાં ભરવામાં આવે, અથવા

(બ) હુકમનામાની ભરપાઇ કોરટની મારફતે બીજી રીતે થાય, અથવા તે થયાનો કોરટને દાખલો આપવામાં આવે, અથવા

(ક) હુકમનામું કાઢી નાંખવામાં કે રદ કરવામાં આવે,

ત્યારે જપ્તી ઉઠાવવામાં આવી છે એમ સમજવું, અને સ્થાવર મિલકતની બાબતમાં, જો હુકમનામાના દેણદારની તેવી ઈચ્છા હોય તો જપ્તી ઉઠાવ્યાની વાત તેને ખરચે જાહેર કરવી અને એવા જાહેરનામાની એક નકલ ઉપરની કાનુનમાં ઠરાવેલી રીતે ચોઢવી.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક૦ ૨૭૫.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

જો હુકમનામા અને ખર્ચ વીગરેની રકમ આપવામાં આવેલી હોય અને જપ્તી ખેંચી લેવામાં આવેલી હોય તો આ રૂલ પ્રમાણે જે શખસો દાવો રાખતા હોય તે શખસો વીરૂદ્ધ એસાઇનીનો સારો હક થાય છે ( દુર્ગાચરણ વી. મનમોહીની ( ૧૮૮૮ ) ૧૫ ક. ૭૭૧ ) અને

જો કે જપ્તી પાછી ખેંચી લીધેલી ના હોય તો પણ જો નાણાં આપી દીધેલાં હોય તો તે-વોજ પરીણામ થાય છે ( ગંગાદીન વી. ખુશાલી (૧૮૮૫) ૭ અ. ૭૦૨; સોરાબજી વી. ગોવીંદ (૧૮૯૨) ૧૬ મુ. ૯૧ પા. ૧૮૬; વળી જુઓ ઉમેશચંદ્ર વી. રાજવલ્લભ (૧૮૮૨) ૮ ક. ૨૭૯ અપર ઇંડીયાબેંક વી. શીવપ્રસાદ (૧૮૯૭) ૧૯ અ. ૪૮૨)

હુકમનામાની રૂયે નાણું અથવા ચલણી નોટ જે પક્ષકારને મળવાનો હક્ક હોય તેને આપવાનો હુકમ.

**૫૬.** જપ્ત કરેલી મિલકત નાણું અથવા ચલણી નોટો હોય ત્યારે, જપ્તી ચાલુ હોય તે દરમ્યાન કોઈ પણ વખતે, તે નાણું અથવા નોટો, અથવા હુકમનામાની ભરપાઇ થવાને બસ હોય તેટલા તેનો ભાગ, હુકમનામા પ્રમાણે તે લેવાને જે હક્કદાર હોય તે પક્ષકારને આપવો એમ ફરમાવવાને કોરટ મુખત્યાર છે. કલમ ૨૭૭

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૭૭.**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

હુકમના નમુના વીશે જુઓ એપેન્ડીકસ ૪. નં. ૨૫.

જપ્તીનું બંધ પડવું.

**૫૭.** જ્યારે કોઈ પણ મિલકત એકાદા હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવામાં આવી હોય, પણ તે હુકમનામું ધારણ કરનારની કસુરથી કોરટ બજાવણીની દરખાસ્તનું કામ અગાડી ચલાવવાને અશકત હોય ત્યારે, તેણે કાંતો તે દરખાસ્ત કાઢી નાંખવી અથવા કાંઈ પણ પુરતાં કારણસર તે કામ આગલી તારીખ પર મુલતવી રાખવું. એવી દરખાસ્ત કાઢી નાંખવામાં આવે ત્યારે તે જપ્તી બંધ પડશે. કલમ નવી

**ટીકા.**—આ નવો ઠરાવ છે અને તે હા. કો. તથા. પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે. " કામ કહાડી નાંખવામાં આવે છે " અથવા " ફાઇલ ઉપરથી કામ દુર કરવામાં આવે છે " એવો હુકમ કરવામાં આવે ત્યારે જપ્તી જારી રહે છે કે નહિ એ વીશે વખતે વખતે શક પડેલા છે તેથી તે શક રહે નહિ તેવો આ ઠરાવનો હેતુ છે. આવા હુકમો કરવાનો કાયદાનો હેતુ નથી અને તે પ્રમાણે કાંઇ વ્યાજબીપણું નથી.

**દાવા તથા હરકતની તજવીજ.**

જપ્ત થયેલી મિલકત ઉપર કોઇ દાવો કરે અથવા જપ્તીમાં હરકત કરે તેની તજવીજ

**૫૮.** (૧) હુકમનામું બજાવવામાં જપ્ત કરેલી કોઈ મિલકત એ જપ્તીને પાત્ર નથી એમ કહીને તે મિલકત ઉપર કોઇ દાવો કરે અથવા તેની જપ્તીમાં કંઇ હરકત લે, તો દાવેદાર અથવા હરકત કરનારની જબાની લેવાની બાબતમાં તથા બીજી બધી બાબતમાં જાણે તે દાવેદાર અથવા હરકત કરનાર ફરિયાદનો પક્ષકાર હોય એવા અખત્યારથી, તે દાવાની અથવા હરકતની કોરટે તજવીજ કરવી; કલમ ૨૭૮

પરંતુ કોરટના વિચારમાં એમ આવે કે તે દાવો અથવા હરકત કરવામાં ઇરાદા પૂર્વક વિનાકારણ ઢીલ કરવામાં આવી છે તો પછી તેવી તજવીજ કરવી નહીં.

વેચાણ મુલતવી રાખવાનું.

(૨) જે મિલકતને વાસ્તે દાવો અથવા હરકત કરી હોય તે વેચવાને જાહેરનામું પ્રગટ થયું હોય ત્યારે, વેચાણનો હુકમ કરનાર કોરટ, તે દાવાની અથવા હરકતની તજવીજ થઇ રહે ત્યાં સુધી, તે વેચાણ મુલતવી રાખવાને મુખત્યાર છે.

**સને ૧૮૮૨ના ઍકટ ૧૪ ની ક. ૨૭૯**

**ટીકા.**—આ રૂલ હાકો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

જપ્તી કરાવનાર લેણદારને નોટીસ આપવાના નમુના બાબત જુઓ એપેન્ડી. ઇ. નં. ૨૬.

પણ સ્મોલકોઝ કોરટે આ રૂલ પ્રમાણે ચાલેલા કામમાં એક હુકમ કરેલો હોયતો તે સને ૧૮૮૨ના ઍકટ ૧૪ ની ક. ૩૭ ના હેતુ પ્રમાણે એક દાવામાં કરેલો હુકમ છે અને તેવા હુકમ તરીકે તે આખરનો છે ( દેવનાથ વી. નફરચંદ્ર ( ૧૮૯૮ ) ૩ ક. વી. નો. ૫૯૦ ). આ રૂલથી પરવાનગી આપવામાં આવે છે. આ રૂલ પ્રમાણે અરજ કરવામાં ના આવે તેથી કાંઇ ગુન્હેગારી નથી ( ક્રીષ્ણભુવતીદેવુ વી. વીક્રમદેવું ( ૧૮૯૫ ) ૧૮ મ. ૧૭ ). આ રૂલ અને ત્યાર પછીની જે રૂલ છે તે દાવાના ઇલાજ વીનાનુ નથી (સુંદરસીંગ વી. ધાસી (૧૮૯૬) ૧૮ અ. ૪૧૦; રઘુનાથ વી. સરોશ. કે. આર, કામા ( ૧૮૯૫ ) ૨૩ મું ૨૬૬ ).

**મુલતવી.**—મુલ્તવી રાખવાની ના કહેવાથી રૂ ૬૩ પ્રમાણે કરેલા દાવામાં મુદ્દતને હરકત થતી નથી ( શાહમખનલાલ વી. શાહકુંદન લા. રી. ૨. ઈ. અ ૨૧૦ ).

**રૂલ લાગુ કરવી તે.**—આ રૂલ પ્રમાણે કોઇ દાવાની તપાસ કરી શકાય તે પેહલાં હુકમનામાવાળાએ જપ્તી કરી તે પેહલાં અથવા ત્યાર પછી ઉત્પન થએલા હકની રૂઇએ તે વચમાં હરકત કરનારનો દાવો છે કે નહિ એ નક્કી કરવાની જરૂર છે. ( સાહેબજાન વી. સૈયદસા ( ૧૮૯૬ ) ૫ વી. રી. પ્રા. ૨૮ ); અને પ્રથમના કામમાં જો હુકમનાગાવાળાએ એવું કરેલુ હોય કે હુકમનામાના દેણદાર તરફથી તે દાવેદાર બેનામીદાર છે તો કોરટ તજવીજ કરવાને બંધાયલી છે ( હરીહર વી. નોબીનચંદ્ર ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૨૦૨ ). યોગ્ય કામમાં આ રૂલ પ્રમાણે તપાસ કરવાને જડજે ના કહેવી જોઇએ નહિ, અને તેમને હાઇ કોરટ તેમ કરવાને ફરજ પાડે છે ગ્રીષચંદ્ર વી. કાશીસુરજી ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૨૬; જમીલા વી. લછમનપાંડે ( ૧૮૭૯ ) ૪ ક. લા. રી. ૭૪ ). કોઇ શખસનું દાવાના પક્ષકાર તરીકે એકાદા કામમાં નામ હોય તો તેણે લીધેલી હરકત અથવા રજુ કરેલા હક સબંધી રૂ. ૫૮-૬૩ નથી ( મુરીગેય વી. હાયતસાહેબ ( ૧૮૯૯ ) ૨૩ મું. ૨૩૭ ); પરંતુ ત્રીજા પક્ષકારના હક પોતાની મેળે બતાવેલા હોય અથવા દાવાના પક્ષકારે બતાવેલા હોય તો તેની વ્યવસ્થા આ રૂલો પ્રમાણે કરવી જોઇએ ( રામનાથન વી. લેવાઇ ( ૧૯૦૦ ) ૨૩ મ. ૧૯૫) હુકમનામાના લેણદારે હુકમનામાના દેણદારની મીલકત ના હોય તેમ છતાં જપ્ત કરાવેલી હોય તો તેથી તેણે પ્રવેશ કરેલો થાય છે અને જો કે તે ભુલથી અને વેર વગર તે વર્તેલો હોય તોપણ તેના નુકશાન માટે તે જવાબદાર છે ( દામોદર વી. લલુ ( ૧૮૭૧ ) ૮ મું. હા. કો. ૧૬૭; ગોયા વી. ગોકળદાસ ( ૧૮૭૯ ) ૩ મું. ૭૪ ).

**લાગુ થતુ નથી.**--એક અમુક પેટી એક મથુર ઉપરના હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવામાં આવી. તેના બાપે કહ્યું કે તે પેટી મથુરની નથી પણ મારી છે એલીફને તે પેટીને જપ્તીમાંથી છોડાવાને માટે હુકમનામાની રકમ એલીફને આપી. પછી તેણે પોતાની રકમ પાછી મેળવવાને માટે જડજને અરજ કરી. જડજે ઠરાવ્યુ કે તે પેટી તેની છે માટે તે પાછી વસુલ આપવાને હુકમ કર્યો. ઠરાવ્યુ છે કે વસુલ આપવાનો હુકમ કરવામાં જડજ હકુમત વીના વર્તેલા છે. આ રૂલથી મીલકત ઉપરની જપ્તી ખશેડવાનો યોગ્ય રસ્તો હતો. કોરટમાં હુકમનામાની રકમ આપવાથી એવી રીતે આપેલા પૈસા પાછા લેવાને માટે દાવો ફાઈલ કરવાની જરૂર છે (વરજલાલ વી. કચીયા (૧૮૯૮) ૨૨ મું. ૪૭૩); કારણ કે હુકમનામાની બજાવણીની જપ્તી ખશેડવાને આપેલા પૈસા તે દાવાનું કારણ થતું નથી (મહમદ બેગ વી. જગરનાથ (૧૮૬૬) ૧ ઇ. જ્યુ. એન. એસ. ૨૪૮). પેહલાં દાવાના પક્ષકારો કરવામાં આવ્યા હોય પણ હુકમનામાના અમલમાંથી સ્પષ્ટ રીતે મુક્ત કરવામાં આવ્યા હોય તે હુકમનામાવાળાએ કરેલી તેઓની મીલકતની જપ્તીને માટે તેમણે જે હરકતો લીધી તે માટે તેઓ ક. ૪૭ના હેતુ પ્રમાણે દાવાના પક્ષકાર નથી. આવી હરકતો તે આ રૂલ પ્રમાણે હરકતો છે એવુ ઠરાવવુ જોઇએ (મુકારબ વી. હરમતુન્નીસા (૧૮૯૬) ૧૮ અ ૫૨) રૂ. ૪૬ પ્રમાણે કરેલી જપ્તીને આ રૂલથી હરકત થતી નથી (હરીલાલ વી. અસેમંગ (૧૮૮૦) ૪ મું. ૩૨૮; રામબતીકુંવર વી. કામેશર (૧૮૭૪) ૨૨ વી. રી. ૩૬) જુઓ રૂ. ૪૬ નીચેની નોટ), તેમ મીલકત તબદીલ કરવાના એકટની ક. ૮૬–૮૮ પ્રમાણે એકાદા ગીરોના હુકમ નામાની રૂએ જે મીલકત વેચવાનો હુકમ કરેલો હોય તે મીલકત ઉપરના દાવાને તે લાગુ થતું નથી (ડીફીલ્ટસ વી. પીટર્સ (૧૮૮૭) ૧૪ ક. ૬૩૧; હીંમતરામ વી. ખુશાલ જેઠીરામ (૧૮૯૪) ૧૮ મું. ૯૮). ગીરોતું વેચાણુ બાબતનું હુકમનામું હોય તે કામમાં આ રૂલ પ્રમાણેની કામ ચલાવાની રીતી લાગુ થતી નથી અને જો તે લાગુ કરવામાં આવે તો બેમાંથી એક પક્ષકારને દાવો કરવાને રૂ. ૬૩ થી હરકત થતી નથી (જયપ્રકાશસીંગ વી અભયકુમાર ચંદ (૧૮૯૬) ૧ ક. વી. નો. ૭૦૧; અને જુઓ હકમ વી. રઘુવીર (૧૯૦૫) અ. વી. નો. ૧૫૭).

જો મીલકત જપ્ત કરવામાં આવેલી ના હોય તો આ રૂલ લાગુ થતી નથી (મહમદયકુ વી. લલતા (૧૯૦૬) અ. વી. નો ૬૨) તેમ હુકમનામાથી જે મીલકત વેચવાને હુકમ કરેલો હોય તેને આ રૂલ લાગુ થતી નથી (હુકમસીંગ વી. રઘુવીર શરણ (૧૯૦૫) ૨૭ અ. ૩૦૦).

**બંગાળાના પટા સબંધોના એકટ.**--જે કામોમાં એવું બતાવામાં આવેલું હોય કે હુકમનામું ચઢેલી સાંથ બાબતનુ છે તો તે તમામ કામોમાં ચડેલી સાંથના હુકમનામાની બજાવણીમાં એકાદી જમીનનો હક અથવા કબજાવાળી જમીન જપ્ત કરવામાં આવેલી હોય તો આ રૂલ પ્રમાણેના દાવાને બંગાળાના પટાના એકટની ક. ૧૭૦ પ્રમાણે અટકાવ થાય છે (અમ્રીતલાલ વી. નેમાઇચંદ (૧૯૦૧) ૨૮ ક. ૩૮૨; ચંદ્રશેખર વી. રાણીમંજી (૧૮૯૮) ૩ ક. વી. નો ૩૮૬; મખમલ અહમદ વી. રખલદાસ (૧૮૯૯) ૪ ક. વી. નો ૭૩૨. ખેત્ર વી. કથર્થમોહ (૧૯૦૫) ૩૨ ક. ૫૭૬; ૩ ક. લા. જે. ૪૭૦; ૧૦ ક. વી. નો. ૫૪૭)

**લાગુ થાય છે.**—એક **અ** ઉપરના હુકમનામાની બજાવણીમાં **અ** અને **બ** ની મજીઆરી મીલકતમાં **અ** ના હક અને હિત તે મીલકતમાં હોય તે કરતાં કાંઇ વધારે જપ્ત

કરવામાં આવેલું હોય તો તે જપ્તી ખશેડવી જોઇએ એવો દવો કરવાને બ નો હક છે (રાજકૂમાર વી. કૂદ્દાબીની (૧૮૬૭) ૪ બં. લા. રી. ૧૭૫; મીનાક્ષી વી. ઇમુદી (૧૮૮૮) લા. રી. ૧૬ ઈ. અ. ૧; ખુબલાલ વી. રામલોચન (૧૮૯૦) ૧૭ ક. ૨૬૦; રામદયાળ વી. દુર્ગાસીંગ (૧૮૯૦) ૧૨ અ. ૨૦૯; રામનંદન વી. રાજગોપાળ (૧૮૮૯) ૧૨ મ. ૩૦૯ ના કામના ઠરાવનો મુકાબલો કરો. (બરજોરજી વી. ધનબાઇ (૧૮૯૨) ૧૬ મું ૧). અને કોરટ બ ના દાવાની તજવીજ કરવી જોઇએ (ઇશરચંદ્ર વી. મોહન (૧૮૭૨) ૧૭ વી, રી. ૭૪), પછી બ એ કેવી રીતે પોતાનો હક મેળવેલો છે તે બાબત કંઇ હરકત નથી. (હરીશ્ચંદ્ર વી. બ્રજસુંદર (૧૮૮૬) ૬ વી. રી. ૧૬૪). અથવા તે મીલકત જંગમ હોય અથવા સ્થાવર હોય તેની હરકત નથી' (દીયાનતઅીવ્વાસ વી. ઇશરગાઇન (૧૮૭૦) ૧૪ વી. રી. ૫૨.).

**તારવાડ.**—એક કુટુંબના એક અંગભુતની મીલકત ઉપર એક હુકમનામું થએલું હોય તે હુકમનામું એક તારવાડના કબજામાં મીલકતને લગતી જે જમીન હોય તે જમીન તમામ અથવા તેમાંના તેના હિસ્સાની જમીન ઉપર તે બજાવી શકાતું નથી (કુનહાચા વી. કુટીમાંમી (૧૮૯૩) ૧૬ મ. ૨૦૧ જુઓ મારીવીટીલ વી. પયેરામ (૧૯૦૭) ૩૦ મ.૨૧૫)

**ઓફીશીઅલ એસાઇની.**—એક નાદાર દેવાદારની મીલકત છુટી કરવાની એક ઓફીશીઅલ એસાઇનીની અરજી આ રૂપ પ્રમાણે છે (કાશીપ્રસાદ વી. મીલર (૧૮૮૫) ૭ અ. ૭૫૨; પણ જુઓ શામકીસ્તો વી. મીલર (૧૮૮૪) ૧૦ ક. ૧૫૦ પા. ૧૬૨) પણ નાદાર ઠરાવવાની ફક્ત એક અરજીથી લેણદારના હકને હરકત થતી નથી (ઇશ્વર લક્ષ્મીદત વી. હરજીવન રામજી (૧૮૯૭) ૨૧ મું. ૬૮૧) વાદીએ સબોર્ડીનેટ કોરટમાં દાવો કર્યો અને ફેંસલા પહેલાં પ્રતીવાદીની કેટલીક જંગમ માલકતની જપ્તી કરી. તે દાવાની સુનાવણી પહેલાં પ્રતીવાદીએ મુંબાઇમાં નાદાર ઠરાવવાની અરજી કરી અને વેસ્ટીંગ ઓર્ડર કરવામાં આવ્યો હતો. ઠરાવ્યું છે કે પ્રતીવાદીને નાદાર ઠરાવવામાં આવે તે કોરટમાં જપ્તી ઉઠાવવાને માટે દાવો કરેલો હોય તે કોરટમાં અરજી કરવાથી ઓફીશીઅલ અસાઇની તેને નાદાર ઠરાવતા પહેલાં જપ્તી ઉઠાવવાને હકદાર હતો. જપ્તી પછી અને હુકમનામા પહેલાં વેસ્ટીંગ ઓર્ડર કરવામાં આવ્યો હોય તો ઓફીશીઅલ એસાઇનીના હકનો અમલ થાય છે અને જપ્તી કરનાર લેણદારને વેચાણ કરાવીને પોતાનું હુકમનામું વસુલ કરતાં અટકાવ થાય છે આવા કામમાં ઓફીશીઅલ એસાઇની રીત પ્રમાણે અરજી કરીને અરજ કરી શકે છે (ટર્નર વી. પેસતનજી ફરદુનજી (૧૮૯૬) ૨૦ મુ. ૪૦૩). એક હુકમનામાના લેણદારનો વેસ્ટીંગ ઓર્ડર થના પહેલાં તેણે કરેલી જપ્તી બાબત ઓફીશીઅલ એસાઇની કરતાં તેનો કાંઇ પ્રથમ હક નથી (પીકોક વી. મદન ગોપાળ (૧૯૦૧) ૬ ક. વી. નો. ૫૭૭; અને મીલર વી. લખીમોની (૧૯૦૦) ૫ ક. વી. નો. ૭૬૧; ૨૮ ક. લા. ૧૯ રદ કરે છે) પ્રતીવાદી એક પોતે અને તેના બે ભત્રીજા હતા તેનુ એક મજીઆર કુટંબ હતુ, તેનો તે પ્રતીવાદી વહિવટદાર હતો અને તેઓ મુંબાઇ અને મદ્રાસમાં ધંધો ચલાવતા હતા, ઉપર કહેલા મજીઆરા કુટંબના વહિવટદાર ઉપર મુંબાઇની હાઇકોરટમાં દાવો દાખલ કરવામાં આવ્યો, સને ૧૮૯૬ના એપ્રીલની તા. ૧૧ મીએ હુકમનામું કહાડવામાં આવ્યુ અને તેના ઠરાવ પ્રમાણે ફક્ત એકલા પ્રતીવાદી ઉપર હતુ તેજ દીવસે ભત્રીજા અને પ્રતીવાદીનો અમુક મીલકત ઉપર મજીયારો હક હતો તેથી મુંબાઇ અમુક મીલકત હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવામાં આવી પણ બે દીવસ પહેલાં પ્રતી-

વાદીને મદ્રાસની નાદાર દેવાદારની કોરટમાં નાદાર ઠરાવામાં આવ્યો હતો અને તા ૬ ઠી મેના રોજ ઓફીશીઅલ એસાઇનીએ જપ્તી ખશેડવાને સમન્સ કહડાવ્યો; ઠરાવ્યુ છે કે ઓફીશીઅલ એસાઈનીનો હક ચાલવો જોઇએ અને જપ્તીમાંથી તે મીલકત છુટી કરવી જોઇએ. (સરદારમલ વી. અસ્વથાલ સભાપતી (૧૮૯૭) ૨૧ મું. ૨૦૫).

**કાયદેસર પ્રતીનીધી.**—એક મરણ પામેલા સખસના લેણા બાબત હુકમનામાની બજાવણીમાં તેના વારસ વકીલના કબજામાંની મીલકત જપ્ત કરેલી હોય તે વારસ વકીલ જપ્તી ખશેડવાને એવા કારણથી દાવો કરે કે તે મીલકત તે મારી ખાનગી મીલકત છે તો તેનો આ રૂલમાં સમાવેશ થતો નથી પણ ક. ૪૭માં સમાસ થાય છે (વાહેદઅલી વી જુમાઇ (૧૮૭૨) ૧૮ વી રી. ૧૮૫; મીરમહમદ વી. અમીરૂન્નીસા (૧૮૮૩) ૧૨ બં. લા. રી. ૬૫; ૨૦ વી. રી. ૨૮૦; કરીમાલી વી. માયન (૧૮૮૪) ૭ મ. ૨૫૫; રાજરૂપસીંગ વી. રામગોલામ (૧૮૮૯) ૧૬ ક. ૧; સેઠચંદ વી. દુર્ગા (૧૮૯૯) ૧૨ અ. ૩૧૩; પચનન વી. રેમીયા (૧૮૯૦) ૧૭ ક. ૭૧૧; મંગેશ્વર કુંવર વી. જમુના (૧૮૮૯) ૧૬ વી. રી. ૬૦૩; પણ જુઓ વીરૂધ હરીશ્ચંદ્ર વી. શશીમાલા (૧૮૭૦) ૬ બં. લા. રી. ૭૨૧; ૧૫ વી રી. ૧૬૩; રાધીના કામમાં (૧૮૭૦) ૬ બં. લા. રી. ૭૨૫ નોટ; (૧૮૬૯) ૧૨ વી. રી. ૩૩૩; મહાતબચંદ વી. પ્યારીડોસી (૧૮૬૬) ૬ વી. રી. પ્રા. ૬૧), પણ જો તે કોરટ રૂબરૂ જ ત્રીજા પક્ષકાર ના હોય તેના ટ્રસ્ટી તરીકે હરકત લેતો તે ખશેડવામાં આવતી નથી (રૂપલાલ વી. બેકાની (૧૮૮૮) ૧૫ ક. ૪૩૭, જુઓ ક. ૪૭ અને રૂ. ૬૦ નીચેની નોટ). એકાદો કબજા સાથેનો મીલકત લેનાર જેમ તેને આપનાર હુકમનામાનો દેણદાર બચાવ કરી શકે છે તેવોજ બચાવ કરી શકે છે (દલુમલ વી. હરીદાસ (૧૯૦૧) ૨૩ અ. ૨૬૩; રામાનાથન વી. લેવાઇ (૧૯૦૦) ૨૩ મ. ૧૯૫. વળી જુઓ મરીગેયા વી. હયાતસાહેબ (૧૮૯૯) ૨૩૭ના કામમાં જસ્ટીસ રાનડે સાહેબે કરેલુ અવલોકન). જે મીલકત બજાવણીમાં વેચાવવાને માગવામાં આવેલી હોય તે મીલકતના કબજાવાળા હુકમનામાના દેણદારનો વારસ વકીલ આ રૂલ પ્રમાણે એકાદી હરકત ફાઇલ કરવાને બંધાએલો નથી, પણ ખરીદ કરનાર કબજા બાબત દાવો કરે ત્યાં સુધી તેમાં બચાવ કરવાને થોભી શકે છે (રાણીઇંદોમની વી. જોગેશર (૧૯૦૬) ૨૮ અ. ૬૪૪, શેઠચંદ વી. દુરગાદે (૧૮૮૯) ૧૨ અ. ૩૧૩).

**રીસીવર.**—જો દેણદારને નાદાર ઠરાવેલો હોય અને રીસીવર નીમેલો હોય તો આ ઉપરથી આ રૂલ પ્રમાણે જે શખસ દાવો રાખતો હોય તેને અટકાવ થતો નથી (પરશરામ વી. કરમસીંગ (૧૮૮૯) ૯ અ. ૨૪૨)

**હુકમનામુ કરતા અવલ જપ્તી.**—ઓ. ૩૮ રૂ. ૮ થી ફેસલાની અવલની જપ્તીને આ રૂલ લાગુ થાય છે (સવારામજી વી. જાદવજી નથુ (૧૮૬૪) ૨ મું. હા. કો. ૧૪૨; જીવા રામજી વી. જાદવજી નાથા (૧૮૬૨) ૧ મુ. હા. કો. ૨૨૪; અને કારતીકચંદ્ર વી. મુકનારામ (૧૮૬૮) ૧૦ વી. રી. ૨૧) આ છેલ્લા કામમાં એવુ ઠરાવેલુ છે કે જ્યારે જમીનદારે પોતાની રૈયત ઉપર સાંથ બાબત કરેલા દાવામાં સને ૧૮૬૨ ના એકટ ૬ ની ક. ૧૬ પ્રમાણે અમુક વાવેલો પાક ફેસલા અવલ જપ્ત કરાવેલો હોય તો જાણે હુકમનામાની બજાવણીમાં જપ્ત કરેલી મીલકત ઉપર રૂ. ૨૩ (સને ૧૮૫૯ ના એકટ ૮ ની ક. ૨૬૯) પ્રમાણે કરેલો દાવો હોય તેની રીતે એ હરકત લેનારના દાવાની તપાસ કરવી જોઇએ.

**ઇરાદા પુર્વક અથવા વીના કારણ ઢીલ કરવામાં આવેલી હોય.**—ઇરાદા

પુર્વક દાવો કરવામાં ઢીલ લગાડેલી હોય ત્યારે એક દાવો કરવાને અથવા હરકત લેવાને પરવાનગી આપવાની બાબત કોરટની મરજી ઉપર છે એ લક્ષમાં રાખવાનુ છે. જ્યારે એકાદા દાવાનો ફેસલો કરવાને કોરટે ના કહેલી હોય અથવા કસુર કરેલી હોય તો તે કોરટના હુકમનો અમલદાર દાવેદારને હરકતકારક રીતે અમલમાં ભાવી શકાતો નથી (રઘુનાથદાસ વી. બૈદોનાથ (૧૮૭૦) ૧૪ વી. રી. ૩૬૪; જગોબંધો બોઝ વી. સાચ્ય (૧૮૭૧) ૬ વી. રી. ૨૨; ૮ બં. લા. રી. એપ. ૩૫; શાહા મખનલાલ વી. શાહાકુંદન (૧૮૭૪) લા. રી. ૨ ઇ. અ. ૨૧૦; ૨૪ વી. રી. ૭૫; ૧૫ બં. લા. રી. ૨૨૮)

**રીવાજ.**—આ રૂલ પ્રમાણેના દાવે કામ શરૂ કરવુ જોઇએ. જપ્ત કરેલી મીલકત તેની છે અને તેના કબજામાં હતી એવો તેનો દાવો અને તેથી તે હુકમનામાના દેણદારના કબજામાં નહોતી એવુ સાબેત કરવાનો બોજો તેને પોતાને સીર છે. તેનો પુરાવ પોતાના દાવા સબંધીનોજ હોવો જોઇએ, અને ત્રીજા પક્ષકારનો દાવો સાબેત કરવાનો ના જોઇએ (નાથા વી. બર્ન (૧૮૬૯) ૧૧ વી. રી. (એફ. બી.) ૮; ૨ બં. લા. રી. ૯૧) જ્યારે કેટલાક શખસોએ એક બીજાથી જુદા દાવા ક. ૨૭૮ (આગળના કાયદાની) પ્રમાણે કરેલા હતા અને એવુ માલુમ પડ્યુ હતું કે જપ્ત કરેલી મીલકતના તેના તેજ ભાગનો મારો કબજો છે એવો તે દરેક શખસે દાવો રાખેલો છે તો દરેક દાવાની તે દાવેદાર અને હુકમનામાવાળાની વચે જુદી તપાસ કરવાને કોરટ બંધાએલી છે, અને કોરટે તમામ દાવા એક બીજા વીરૂધ છે તે કારણથી કાહાડી નાખવા ના જોઇએ (શરેહેમોઇ વી. નોબીનચંદ્ર (૧૮૬૯) ૧૧ વી. રી. ૨૫૫; ૨ બં. લા. રી. ૩૩૩) જ્યારે એક હરકત લેવામાં આવેલી હોય અને તે નામંજુર કરેલી હોય તો તેની તે જપ્તીમાં તેના તેજ શખસ તે ફરીથી તાજી કરી શકતો નથી (એલાતચંદ્ર વી. ભગોબતીચર્ણ (૧૮૭૦) ૧૪ વી. રી. ૧૪૪) જે વારસ વકીલ કહેવામાં આવેલો હોય તેના વીરૂધની પ્રથમની જપ્તીમાં તેની વારસ વકીલ તરીકેની જવાબદારી વીશે કાંઇ હરકત લેવામાં આવેલી ના હોય તો પાછળથી કરેલી જપ્તીમાં તે હરકત તે લેઇ શકતો નથી (મેહેતાબચંદ વી. પ્યારીડોસી (૧૮૬૬) ૬ વી. રી. પ્રા. ૬૧) આ રૂલ પ્રમાણેની હરકત ઉપરથી કેટલાક હુકમનામાવાળાઓમાંના એક હુકમનામાવાળાના લાભમાં કરેલા હુકમથી તે કામમાં જે બીજા જે હુકમનામાવાળાઓ પક્ષકાર નહોતા તેઓના ફાયદામાં ઉપયોગમાં આવતો નથી (જગનનાથ વી. ગણેશ (૧૮૯૬) ૧૮ અ. ૪૧૩)

**રેસ જ્યુડીકેટા**—તે તકરાર હુકમનામાવાળાની અને હરકત લેનારની વચેની છે. હુકમનામાવાળો દેણદાર તરફથી એવી રીતે નથી કે જેથી તે દેણદાર અને તે દાવેદારની વચમાં તે ઠરાવ બંધનકારક થાય (સીવાપા વી. દોડનાગાયા (૧૮૮૭) ૧૧ મું. ૧૧૪; કેદારનાથ વી. રખલ (૧૮૮૮) ૧૫ ક. ૬૭૪; અજીમલ નરસીંહ વી. શીરેદોલ તીમાપા (૧૮૯૩) ૧૭ મુ. ૬૨૯) મદ્રાસમાં તેમ નથી (નેતાઇતમ વી. પરમેશ્વરન (૧૮૫૮) ૪ મ. હા. કો. ૪૭૨; ગરૂવા વી. સુબારાયાદુલ (૧૮૯૦) ૧૩ મ. ૩૬૬; પણ જુઓ "બીજા દાવા મુકત" રૂ. ૬૩ જુઓ વળી ગોઇદીન કુતી વી. કુન્હી કુતીઅલી (૧૯૦૨) ૨૫ મ. ૭૨૧) તેમાં વાદી (હુકમનામાનો દેણદાર) તે દાવાના ચાલેલા કામમાં પક્ષકાર નહોતો પણ તેનાથી તેનો નાહાનો ભાઇ જે સહ પ્રતીવાદી હતો તેમાં તે હતો અને તે બેઉના સામે એક વીરૂધ હુકમ કરવામાં આવેલો હતો તે એવા કારણથી કરેલો હતો કે તે દાવાના ચાલેલા કામની વાદીને નો-

ટીસ મળેલી હતી એવુ સાબેત થએલુ નથી તેથી ઠરાવેલુ છે કે જે પક્ષકારના વીરૂધ તે હુકમ કરેલો છે તે પક્ષકાર તે નથી, માટે તેના વીરૂધ તે હુકમ નીશ્ચયકારક નથી.

**પ્રેસીડેન્સી સ્મોલકાઝ કોરટ.**—આ રૂલ પ્રમાણેના એક કામમાં કલકતાની સ્મોલકાઝ કોરટમાં જપ્ત કરેલી મીલકત બાબત એક દાવો ફાઇલ કરેલો હતો તે ઉપરથી એક હુકમ કરવામાં આવેલો હતો તે સને ૧૮૮૨ ના એકટ ૧૫ ની ક. ૩૭ ના હેતુ પ્રમાણે કરેલો એક હુકમ છે, અને નવેસર તપાસ કરાવવાની અરજ કરવાના ફકત હક સાથે તે આખરનો છે ( ઇસમાઇલ સેલોમન વી. મહમદખાન ( ૧૮૯૧ ) ૧૮ ક. ૨૯૬; દીનોનાથ વી. નફરચંદ્ર ( ૧૮૯૯ ) ૨૬ ક. ૭૭૮; ૩ ક. વી. નો. ૫૫૦ ) જપ્ત કરેલી મીલકતના ગીરોની રૂએ હકના સવાલનો નીર્ણય કરવાને સ્મોલકાઝ કોરટને સંપુર્ણ અખત્યાર છે, માટે તે સવાલ બાબત "રેસજ્યુડીકેટા" છે ( દીનોનાથ વી. નફરચંદ્ર (૧૮૯૯) ૨૬ ક. ૭૭૮ ) પ્રેસીડેન્સી સ્મોલકોઝ કોરટ એકટની ક. ૩૮ પ્રમાણે એક હુકમનામાની બજાવણીમાં ઉતપન્ન થતા તમામ સવાલોનો નીર્ણય એકાદી જે સ્મોલકોઝ કોરટને જેમ પોતાના હુકમનામા બજાવવામાં જે અખત્યાર છે તેવોજ અખત્યાર બજાવવા મોકલેલાં હુકમનામા બજાવવામાં હોય છે તે સ્મોલકોઝ કોરટ કરી શકે છે ( ગનાપતી વી. ઠાકુરદાઇ ( ૧૯૦૭ ) ૩૪ ક. ૮૨૩ )

**૫૯.** જપ્તીને દિવસે જપ્ત કરેલી મિલકતમાં પોતાનો કંઇ સંબંધ હતો, અથવા તે પોતાના કબજામાં હતી, એવું બતાવવાને દાવેદારે કે હરકતદારે પુરાવો આપવો જોઇએ.

દાવેદારે પુરાવો આપવો.

કલમ ૨૭૯

## સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૭૯.

*ટીકા*:—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**સબંધ.**—દાવેદાર કોરટમાં એવા કારણથી આવે છે કે જપ્તીની તારીખે હુકમનામાના દેણદારની મીલકત હોય તે પ્રમાણે તે જપ્તી કરવા લાયક નહોતી. માટે તે બાબત અરજ કરવાનો હક મળવાને તે મીલકત તે હુકમનામાના દેણદારની નથી એટલુજ નહી પણ તે મીલકતમાં તે દાવો કરનારનો સબંધ હતો અથવા તે તેના કબજામાં હતી એવુ તેણે બતાવવુ જોઇએ ( ત્રાથા વી. બર્ન ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ( એફ. બી. ) ૮. માટે જે દાવામાં હુકમનામાનો લેણદાર એક પ્રતીવાદી થાય તે દાવામાં વાદીની જેવી સ્થીતી છે તેવી દરેક બાબતમાં તેની સ્થીતી છે ( ત્રાથા વી. બર્ન ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ( એફ. બી ) ૮; સરધારીલાલ વી અંબીકાપ્રસાદ ( ૧૮૮૮ ) ૧૫ ક. ૫૨૧; લા. રી. ૧૫ ઇ. અ. ૧૨૩; શીવરાજ વી. ગોપાળ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૨૯૦. પણ જુઓ શીવાપા વી. દોડનાગાયા ( ૧૮૮૭ ) ૧૧ મું. ૧૧૪). આ બાબત નીચેના બીજા રૂલોની સાથે મળતી લાવવાને સારૂ " કાંઇક સબંધ " એ શબ્દોનો ગર્ભીત અર્થ, આવો સબધ કે જેથી હુકમનામાના દેણદારનો કબજો તે પોતાને હીસાબે નથી પણ તે દાવેદાર તરફથી અથવા તેની તરફથી ટ્રસ્ટ તરીકેનો થાય, એવો કરવો જોઇએ. જપ્ત કરેલી મીલકત ઉપરના દાવા સબંધીના ઠરાવોમાં કબજા બાબત સક્ષેપ રીતે તજવીજ કરવાને ઠરાવ કરેલો છે. હકના સવાલ વીશે ફક્ત જે શખસનો કબજો છે તે શખસ તે એક બીજા તરફથી એજંટ અથવા ટરસ્ટી તરીકે છે કે નહી તેનો નીર્ણય કરવાની જરૂર હોય તેટલે દરજજે જોવાની જરૂર છે ( ભગવાન રામાનુજદાસ વી. ખેતરમણીદાસી ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો

૬૧૭), જપ્ત કરેલી મીલકતમાં જેવો કાયદેસર સબંધ હોય છે તેવોજ આ રૂલના હેતુ પ્રમાણે એક ફાયદા ભરેલો સબંધ છે. ( સભાપાથી ચેતી વી. નારાયણસામી ચેતી (૧૯૦૨) ૨૫ મ. ૫૫૫ ),

**અથવા કબજામાં હતી.**—આ રૂલનો શબ્દે શબ્દનો અર્થ કરવાનો ઇરાદો રાખેલો નથી; પણ તે રૂ. ૬૦ સાથે વાંચવું જોઇએ માટે "અથવા કબજામાં હતી" એ શબ્દોનો હેતુ પોતાની તરફથી અથવા હુકમનામાના દેણદારના ટ્રસ્ટી તરીકેનો કબજો હતો, એવો છે, અને જ્યારે કબજાના સવાલનો નીકાલ હરકત લેનારના લાભમાં કરવામાં આવે ત્યારે જડજે હક સવાલની તપાસ કરવી જોઇએ ( હમીદબખત વી, બધતીથરચંદ ( ૧૮૮૮ ) ૧૪ ક. ૬૧૭ ). આ રૂલ પ્રમાણે જે યોગ્ય સવાલનો નીર્ણય કરવાનો છે તે એ છે કે જપ્ત કરેલી મીલકત હુકમનામાના દેણદારના કબજામાં છે કે તેની તરફથી કોઇક શખસના કબજામાં ટ્રસ્ટ તરીકે છે અથવા તેની ટ્રસ્ટમાં ના હોય તેવા એક ત્રીજા પક્ષકારના કબજામાં છે ( મહાતબચંદ વી. હરદેવ નારાયણ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૧૧૯).

રૂ. ૫૯ માં "કબજામાં હતી" એ શબ્દો અને રૂ. ૬૦ અને ૬૧ "કબજો" એ શબ્દ ફક્ત સ્પર્ષ થાય નહી તેવા અથવા જાતીકા કબજા સબંધી હોય તેવા મર્યાદાવાળા હેતુથી વાપરેલા નથી. તેમાં લેહેણાનો અને બીજી સ્પર્ષ થાય નહી તેવી મીલકતના અથાર્થ કબજાનો, અથવા કાયદા પ્રમાણેના કબજાનો સમાવેશ થાય છે ( ચીદાંબર વી. રામાસામી (૧૯૦૪) ૨૭ મ. ૬૭ ).

**રીવાજ**—તે અરજી કાહાડી નાંખવી જોઇએ, અથવા તે ઉપર નંબર પાડીને દાવા તરીકે તે રજીસ્ટર કરવી જોઇએ (શાહુગોકુલ વી, મીનબ ( ૧૮૬૯ ) ૧ અ. હા. કો. ૧૭૬ ). અરજદારને પોતાના દાવાને માટે બસ થાય. કોઇ પ્રકારના પુરાવથી ( બીજોદલાલ વી. ગીરીધર ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૩૯૨ ) તે દાવો સાબેત કરવાનો બોજો તે અરજદારને શીર છે ( ગુરૂદાસ વી. સોનામણી ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૩૪૫, હરીશ્ચંદ્ર વી. ભુબનમોહ (૧૮૬૫) ૪ વી રી. ૯૯ ) અને તે દાવાની પુષ્ટીમાં જે પુરાવ આપવામાં આવે તે લેવાને કોરટ બંધાએલી છે ( ભોઇહારીની દેબી વી. નીલમણીશીંગ (૧૮૭૫) ૨૪ વી. રી. ૪૨૨ ), પણ તેવો દાવો યોગ્ય વખતે એટલે વેચાણ કરતા પહેલાં કરેલો હોવો જોઇએ ( બર્દવાનના મહારાજા વી. હીરાલાલસીલ ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૫૪ )

મિલકત ઉપરથી જપ્તી દુર કરવાનું.

કલમ ૨૮૦

**૬૦. સદરહુ તજવીજ કરવાથી કોરટની ખાત્રી થાય કે દાવામાં અથવા હરકતમાં જણાવેલા કારણને લીધે, જપ્તી કરી તે વખતે તે મિલકત હુકમનામાના દેણદારના કબજામાં, અથવા તેની વતી ટ્રસ્ટી દાખલ કોઇ શખસના કબજામાં, અથવા તેને ભાડું આપનાર કુળ કે બીજા શખસના કબજામાં નહોતી, અથવા, જપ્તી કરી તે વખતે હુકમનામાના દેણદારના કબજામાં હતી ખરી પરંતુ તે કબજો તેને પોતાને સારૂ અથવા પોતાની મિલકત તરીકે નહોતો પણ કોઇ બીજા શખસને વાસ્તે અથવા તેના ટ્રસ્ટી દાખલ હતો, અથવા થોડોક પોતાને વાસ્તે અને થોડોક કોઇ બીજા શખસને વાસ્તે હતો, ત્યારે કોરટે બધી અથવા પોતાને યોગ્ય લાગે તેટલી મિલકત ઉપરથી જપ્તી દુર કરવાનો હુકમ કરવો.**

## સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૮૦

**ટીકા**—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**હુકુમત**—આ રૂલનો હેતુ મીલકત બીલકુલ છુટી કરવાનો છે એટલુજ નહી પણ વ. ળી કોરટની નજર યોગ્ય લાગે તેટલે દરજજે જપ્તી રાખવાનો પણ છે (યશવંત વી. વીઠોબા (૧૮૮૮) ૧૨ મું. ૨૩૧).

**હુકમનુ રૂપ**—જ્યારે કોરટના અભીપ્રાયમાં એવુ આવે કે જપ્ત કરેલી મીલકત વેચ. વી ન જોઇએ ત્યારે મીલકતને જપ્તીમાંથી મોકળી કરવાનો હુકમ કરવામાં આવે તે યોગ્ય હુ કમ છે તે મોકળી કરવાનો હુકમ તે દાવેદારની મીલકત છે એવુ સાબેત થએલુ છે, એમ કો રટની નજરમાં આવે તે હકીકતના આધારથી કરવામાં આવેલો હોય તેમ છતાં પણ તે હુક. મમાં હુકમનામાના દેંણદાર વીરૂધ દાવેદારનો હક છે એવો ઠરાવ કરી શકાતો નથી. અને તે. માં તેવો ઠરાવ હોવો ના જોઇએ (ભૈરબલાલ વી. મીર અબદુલ (૧૮૬૭) ૮ વી રી ૯૩; ખેલાતચંદ્ર વી. ભગબતી (૧૮૭૦) ૧૪ વી, રી. ૧૪૪) અને જ્યારે આ રૂલ પ્રમાણે જ. પ્ત કરેલી મીલકત જપ્તીમાંથી મોકળી કરવાનો હુકમ જે દાવેદારે કરાવ્યો હોય તેજ દાવેદાર ના સબંધમાં ફક્ત છે તે હુકમને એક સામાન્ય ફેસલા (જેનો તમામ દુનીયા ફાયદો લેઇ શ. કે.) તે તરીકે તે હુકમનામાના દેંણદારની મીલકત નથી એમ ગણવાનો નથી (ઇમામ બંદી બેગમ વી. મહમદટકી (૧૮૬૭) ૮ વી. રી. ૨૭). જુઓ "આ રૂલ લાગુ કરવાની" બા બત; રૂ. ૫૮ પાછળ આ રૂલ પ્રમાણે ફક્ત મોકળી ફગવી શકાય છે, અને આ રૂલમાં જે શરતો ઠરાવેલી તે છે, એવી કોરટની ખાત્રી થવી જોઇએ (ચીમનલાલ વી. મેકલૌડ (૧૯૦૬) ૮ મું. લા. રી. ૭૯૪) એક દાવાની જવાબદારી સાથે (એક વેચાંણનો હુકમ કરવાને કોરટ ને કાંઇ અખત્યાર નથી (ઊદીન વી. મુદઝાં (૧૯૦૫) અ. વી. નો. ૪૯).

**કોહોના વીરૂધ**—આ રૂલ પ્રમાણે જે શખસ વીરૂધ એક હુકમ કરી શકાય છે તે રૂ. ૬૩ પ્રમાણે બતાવેલો હુકમનામાવાળો છે (કેદારનાથ વી. રખલદાશ (૧૮૮૮) ૧૫ ક. ૬૭૪; બુલીરૂનીસા વી. કરીમુનીસા (૧૮૭૪) ૨૧ વી. રી; ૨૩૦) અને હુકમનામાનો દેણદાર ફક્ત નામનો પક્ષકાર હોય છે તે શીવાય તે હુકમનામાના દેણદાર જે પક્ષકાર નથી તે. ના વીરૂધ તે કરી શકાતો નથી (મતુરાલાલ વી. હરસુખદાસ (૧૮૮૦) ૩ અ. ૨૩૩, તો પણ જુઓ શીવાપા વી. દોડનાગાયા (૧૮૮૭) ૧૧ મું. ૧૧૪; ગુરૂવા વી. સુબારાયુદુ (૧૮૯૦) ૧૩ મ. ૩૬૬); જુઓ "બીજા દાવા મુદત" રૂ. ૬૩) જો દાવેદાર એવુ સાબેત કરે કે જપ્તીની તારીખે તે બધી અથવા થોડીક મીલકત તેની હતી તો તેટલે દરજે તે મીલકત મોકળી કરવાનો હુકમ કરવો જોઇએ (જમાલ વી. તરત્રીલાલ (૧૮૬૯) ૧૨ વી. રી. ૪૧; રાજકુમાર રોય વી. કાદંમબીની (૧૮૭૦) ૧૩ વી. રી. (એફ. બી.) ૬૩) અને તેજ ફક્ત હુકમ કરવો જોઇએ (ખેલાતચંદ્ર વી. ગૌરચર્ણ (૧૮૭૨) ૧૮ વી. રી. ૪૦૨; મીસ્રી બેગમ વી. પનો (૧૮૬૭) ૮ વી. રી. ૩૬૨)

**સહદ્દીસ્સેદારો**—જ્યારે મજીયારા મીતાક્ષરા પ્રમાણે ચાલનાર કુટંબના બાપ અને મો હોટામાં મોહોટા દીકરા ઉપરના એક હુકમનામાની બજાવણીમાં બીજા દીકરાઓ કામમાં દાખલ નહોતા અને તેઓએ પોતાના હીસ્સા બાબત દાવો કરેલો હતો તે, કામનો આ રૂલમાં સમા. વેશ થાય છે, એવુ ઠરાવેલુ છે (સીતાનાથ વી. લેન્ડમોર્ટ ગેજબેન્ક (૧૮૮૨) ૧૨ ક. લા. રી. ૫૭૪ ૯ ક. ૮૮૮; જુઓ વળી ગુરૂદાસ પાઇન વી. રામનારાયણ (૧૮૮૩) લા. રી.

૧૧ ઇ. અ. ૫૯; રામકીશ્ન વી. નામશીવ્ય (૧૮૮૪) ૭ મ. ૨૯૫), માટે જ્યારે બીજા અંગભુતોને પક્ષકાર કર્યા વીના કર્તા ઉપર વહેંચણ બાબતનુ એક હુકમનામુ અ એ મેળવ્યું હતુ તેથી તે બીજા અંગભુતોએ પોતાના હીસ્સા આ રૂલ પ્રમાણે મોકળા કરાવ્યા હતા (તી માપાયા વી. લક્ષ્મીનારાયણ (૧૮૮૩) ૬ મ. ૨૮૪); અને જ્યારે અમુક મીલકતનો હુકમનામાના દેણદારનો અરધો હીસ્સો એક હુકમનામાની બજાવણીમાં જપ્ત કરાવેલો હતો અને ત્રીજા પક્ષકારે હરકત એવા કારણથી લીધી હતી કે તે હીસ્સામાંથી એ અષ્ટમાંસ તેનો છે અને ફક્ત એક અષ્ટમાંસ હુકમનામાના દેણદારનો છે. તેમાં ઠરાવ્યુ છે કે આ દાવાની તપાસ કરવી જોઇએ, અને જો તે સાબેત થાય તો, તે હીસ્સો જપ્તીમાંથી મોકળો કરવો જોઇએ રાજકુમારરાય વી. કાદમબીની (૧૮૭૦) ૧૩ વી. રી. (એફ. બી.) ૬૩. વળી જુઓ ઇશરચંદ્ર વી. મોહીની મોહન (૧૮૭૨) ૧૭ વી. રી. ૭૪) અને જુઓ ક. ૪૪ અને રૂ. ૫૮ નીચેની નોટ.

**કોઇ બીજા શખસે તરફથી થોડીક ત્રસ્ટમાં**--આ રૂલની સાથે ક. ૬૦ વાંચવી જોઇએ, અને જેટલી મીલકતની વ્યવસ્થા કરવાનો ત્રસ્ટીને અખત્યાર હોય તે ફક્ત બાબત સબંધી તે છે. ખેરૂનીશાએ પોતાના છોકરાના છોકરા મહમદઅલીને ત્રસ્ટી તરીકે અમુક મીલકત વકફમાં વશીયત કરેલી હતી. તેથી તેણે ખેરૂનીસાને તે વકફ કરવાનો અખત્યાર હતો તે નક્કી બતાવીને તેમાં બતાવેલા કારણસર તેણીએ તે મીલકતની જેવી રીતે વ્યવસ્થા કરેલી તેવી રીતે તે મીલકતને રાખેલી હતી. મહમદઅલી ઉપરનુ એક હુકમનામુ ખરીદ કરનારે તે હુકમનામાની તે મહમદઅલીના વારસ ઉપર બજાવણી કરવામાં તે મીલકત વેચાવવાને માગેલી હતી, કારણ કે તેની પાસે તે મીલકત ત્રસ્ટમાં હતી, માટે એવી તકરાર કરવામાં આવેલી છે કે જો કાંઇ આમદાનીનો વધારો રહેલો હોય તો તે વેચી શકાય છે. તેમાં ઠરાવ્યુ છે કે દાવામાં તે મીલકતમાં સબંધ રાખનારા તમામ પક્ષકાર કરીને તેમા કેટલી આમદાની રહે છે તેનો તેમાં નીર્ણય કર્યા શીવાય તે આમદાની બાબત નક્કી થઇ શકતુ નથી, અને તે મીલકત તેમ તેનો કાંઇ ખાસ ભાગ ત્રસ્ટીની પાસેથી લેઇ શકાતો નથી, માટે તેનો દાવો અપાવવો જોઇતો હતો (બીશનચંદ વી. નાદીરહુસેન (૧૮૮૭) લા. રી. ૧૫ ઈં. અ. ૧; ૧૫ ક. ૩૨૯). અને એક દાવેદારનો વકફ તરીકેની મીલકતનો ત્રસ્ટી તરીકે કબજો હતો. તેથી ઠરાવેલુ છે કે હુકમનામું બજાવનારી કોરટ કબજો ઉપરાંત જોઇ શકતી નથી અને તે દસ્તાવેજ નામુક છે અને તે મીલકત હુકમનામાના દેણદારને વારસ તરીકે મળેલી છે એવુ ઠરાવી શકતી નથી (હમીદબખત વી. બકતીયાર (૧૮૮૭) ૧૧ ક. ૬૧૭; તે પ્રમાણે શીવરાજ નંદન વી. ગોપાળશર્ણ (૧૮૯૧) ૧૮ ક. ૨૯૦, અને જુઓ બરજોરજી વી. ધનબાઇ (૧૮૯૨) ૧૬ મું. ૧ પા. ૧૨). અ એ બ ને માટે કેટલી ફરસબંદી નાખવાનો કત્રાકટ લીધો હતો તેથી રૂ ૧૦૦)ની કીમત ફરશબંદીના પથર તે જગોએ લેઇ ગએલો હતો, તેથી તે રકમ અ પાસે થી એડવાંસ મળેલી હતી તેમાં ઠરાવ્યુ છે કે બ.ની હરકત ઉપરથી તે પથર ઉપરથી જપ્તી ખશેડવી જોઇએ (રેફરંશ (૧૮૭૦) ૨ અ. હા. કો. ૩૩૭). વીરમગામમાં એક ઉકરડા પુંજાએ અમુક માલના કોથળા મુબાઇના વેલજી હીરજી અને કંપની ઉપર કમીશનથી વેચવા સારૂ મોકલીને તે માલ ઉપર રૂ ૩૨૦૦) ની હુંડીયો લખેલી હતી તે, તેની વીનતી ઉપરથી વેલજી હીરજી અને કંપનીએ સ્વીકારીને ટપાલથી રેલવે રીસીટ મળી એટલે તે નાણા આપેલાં હતાં. તે માલ આવે એટલે ઉકરડા પુજાને હીસાબે તે વેચવાનો હતો અને તેનુ જે ઉપજે તે

હુંડીયોના આપેલા નાણાના ખાતામાં જમે કરવાનુ હતુ. પણ ભારમલ શ્રીપાલ અને કંપનીએ તે ઉકરડા પુંજા ઉપર એક હુકમનામુ મેળવેલુ હતુ તેથી તે ભારમલ શ્રીપાળ અને કંપનીએ તે માલ મુંબાઇમાં આવી પહોચ્યો એટલે જપ્ત કરાવ્યો. ઠરાવ્યુ છે કે તે માલ લેવાનો વેલજી હીરજી અને કંપનીનો હક થએલો છે, અને તે જપ્તીની તારીખે તે માલ વેલજી હીરજીની તરફથી અથવા તેની તરફથી ટ્રસ્ટમાં ઉકરડા પુંજાના કબજામાં રેલવે કંપની તરફથી હતો તે આ રૂલમાં તે બાબત જે શબ્દોનો ઉપયોગ કરેલો છે તે શબ્દોના હેતુ પ્રમાણે હતો (વેલજી હીરજી અને કંપની વી. ભારમલ (૧૮૯૭) ૨૧ મુ. ૨૮૭. જુઓ ભાઇજી વી. એડમીનીસ્ટ્રેટર જનરલ (૧૮૯૫) ૨૩ મું. ૪૨૮).

**જો, તજવીજ કરવા ઉપરથી.**—એટલે હરકત લેનારના દાવાની તજવીજ કરવા ઉપરથી છે (બીશનચંદ વી. નાદીર હુસન (૧૮૮૭) લા. રી, ૧૫ ઈ. અ. ૧, ૧૫ ક. ૩૨૯) રૂ. ૬૦ પ્રમાણે તજવીજ કરવામાં કોર્ટે ફકત કબજા બાબતના સવાલનો નીર્ણય કરવાનો છે અને હકના સવાલમાં તે પેશી શકતી નથી. જે શખસના કબજામાં મીલકત હોય તે શખસનો કબજો પોતાની તરફથી હોય તો, હુકમનામાના દેણદારનો તેમાં કાંઇ ફાયદા ભરેલો સબંધ અથવા કાંઇક હક હોય તો તે બાબત તજવીજ કરી શકાતી નથી (મનમોહીનીદાસી વી. રાધાકીસ્તોદાસ (૧૯૦૨) ૨૯ ક. ૫૪૩)

**તજવીજનો પ્રકાર.**—જે વખતે મીલકત જપ્ત કરવામાં આવેલી હોય તે વખતે દાવેદારના કબજામાં પોતાને હીસાબે તે મીલકત હતી કીંવા નહી તેનોજ ફકત નીર્ણય જડજે કરવો જોઇએ (કૈલાશચંદ્ર વી. કૈલાશચંદ્ર (૧૮૮૪) ૧૦ ક. ૧૦૫૭)

**અપીલ.**—અપીલ ચાલતી નથી (દયારામ વી. ગોવરધનદાસ (૧૯૦૪) ૨૮ મુ. ૪૫૮)

**દાવો કરવાનો ઇલાજ.**—જો કે રૂ. ૫૮ પ્રમાણે કાંઇ દાવો કરેલો ના હોય અને રૂ. ૬૧ પ્રમાણે કાંઇ હુકમ પણ કરેલો ના હોય તો પણ મીલકત ઉપર વાદીનો હક ઠરાવવાનો દાવો ચાલે છે. રૂ. ૫૮ નો હેતુ દાવેદારને જલદીથી સંક્ષેપ રીતનો ઇલાજ આપવાનો છે, પણ તેનો જે દાવો કરવાનો ઇલાજ છે તેમાંથી તેને બાતલ કરવાનો નથી (રઘુનાથ મકંદ વી. સારોશકામા (૧૮૯૮) ૨૩ મુ. ૨૬૬)

**મુદત.**—જ્યારે એકાદા "મુકરરી" ઉપરનો દાવો આ રૂલ પ્રમાણે અપાવેલો હોય ત્યારે તે મુકરરી કપટ ભરેલુ અને એનાંમી છે એવુ ઠરાવીને કબજા તથા દરમીયાન ઉપજ બાબતનો એકાદો દાવો તે હુકમની તારીખથી એક વર્ષની અંદર કરવામાં આવેલો નથી તે કારણથી મુદતના એકટના બીજા પરીશીષ્ટની આરટીકલ ૧૧ પ્રમાણે તે દાવાને મુદતની હરકત છે (રાજારામ પાંડે વી. રઘુબન્સમેન તેવારી (૧૮૯૭) ૨૪ ક. ૫૬૩)

જપ્ત થયેલી મિલકત ઉપરનો દાવો ના મંજુર કરવાનું.

**૬૧.** જપ્તી કરતી વખતે તે મિલકત હુકમનામાના દેણદારના કબજામાં બીજા કોઇ શખસની વતી નહીં પણ તેની પોતાની મિલકત તરીકે હતી, અથવા તેની વતી ટ્રસ્ટી દાખલ કોઇ બીજા શખસના કબજામાં હતી, અથવા તેને ભાડુ આપનારા કોઇ કુળ કે બીજા શખસના તાબામાં હતી એવી કોરટની ખાત્રી થાય ત્યારે, કોરટે દાવો નામંજુર કરવો. કલમ ૨૮૧

## સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૮૧,

**ટીકા**—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

આ રૂલ પ્રમાણે દાવો નામંજુર કરવામાં આવેલો છે એવો હુકમ આ રૂલ પ્રમાણે બરોબર છે ( માહાદેબ મંડળ વી. મધુ (૧૮૭૧) ૧૬ વી. રી. ૫૯)

**ક્યારે પુખ્ત છે.**—જે કામોમાં દાવેદાર પોતાના દાવાની પુષ્ટીમાં હાજર થાય નહી (ત્રીપુરાસુંદરી વી. ધજતુનીસા (૧૮૭૫) ૨૪ વી. રી. ૪૧૧; ધનપતસીંગ વી. ઇંદ્રચંદ્ર (૧૮૭૦) ૧૩ વી. રી. ૧૨૧) અથવા તે કાંઇ પુરાવ રજુ કરવામાં નીષ્ફળ થાય ( શ્રીમંતો હજરા વી. તાજુદીન (૧૮૭૮) ૨૧ વી. રી. ૪૦૯; ગુરૂદાસ વી. સોનામણી (૧૮૭૩) ૨૦ વી. રી. ૩૪૩) તેમજ જે કામોમાં દાવેદાર ભરૂસો રાખવા લાયક પુરાવ રજુ કરવામાં નીષ્ફળ જાય (સુંદર વી. હબીબુનીસા, (૧૮૭૧) ૧૫ વી. રી. ૩૧૧) તો તે કામોમાં તે હુકમ બરોબર છે. આ તમામ કામોમાં ફેસલો કરવામાં આવે છે તેથી દાવેદાર અગર હરકત લેનાર વીરૂધ્ધ કરેલા હુકમથી તે હુકમ રદ કરાવવાનો દાવો કરવાની તેને જરૂર પડી શકે છે ( કામીની વી. ઇશરચંદ્ર (૧૮૭૪) ૨૨ વી રી. ૩૯; બ્રીજકીશોરનાગ વી. રામદયાળ (૧૮૭૪) ૨૧ વી. રી. ૧૩૩; શરધારીલાલ વી. અંબીકાપ્રસાદ (૧૮૮૮) ૧૫ ક. ૫૨૧; લા. રી. ૧૫ ઇ. અ. ૧૨૩; તે પ્રમાણે રહીમબક્ષ વી. અબદુલ કાદર (૧૯૦૫) ૩૨ ક. ૫૩૭, ખુબલાલ વી. રામલોચન (૧૮૯૦) ૧૭ ક. ૨૬૦) અને જુઓ "મુદત" બાબતના ઠરાવો રૂ. ૯૩.

**કોહોને તે અસર કરે છે.**—જ્યારે આ રૂલ પ્રમાણે એક હુકમ કરેલો હોય ત્યારે જે શખસના લાભમાં એટલે જપ્તી કરાવનાર લેણદારના લાભમાં કરેલો હોય તો તે ફક્ત તે શખસનાજ ફાયદામાં ઉપયોગમાં આવે છે ( ખુબલાલ વી. રામલોચન (૧૮૯૦) ૧૭ ક. ૨૬૦) માટે હુકમનામાનો લેણદાર અગર તેની તરફથી દાવો રાખનાર એવી તકરાર કરી શકતા નથી કે તકરારી મીલકત ઉપરથી જપ્તી ખશેડવાને અમારા સામાવાળાએ દાવો કરેલો હતો તે એક હુકમનામાના લેણદારે પોતાના હુકમનામાની બજાવણીમાં તે મીલકત જપ્ત કરાવેલી હતી તેથી તે લેણદારના વીરૂધ કાહાડી નાખેલો છે તેથી હરકત થાય છે (બુલીરૂનીસા વી. કરીમુનીસા (૧૮૭૪) ૨૧ વી. રી. ૨૩૦; ગંગાનારાયણ વી. હરધન (૧૮૬૬) ૬ વી. રી. ૧૫૭) જ્યારે એક દાવેદારનો ખરી રીતે કબજો હોય અને તેનો દાવો નામંજુર કરવામાં આવેલો હોય તો તે હુકમથી તેનો કબજો કાંઇ હક વગરનો થાય છે ( બ્રીજકીશોર વી. રામદયાળ (૧૮૭૪) ૨૧ વી. રી. ૧૩૩) એક ધર્માદા બક્ષીસમાં અમુક જમીનનો ઉપયોગ કરવામાં આવે છે તે કારણથી મહેસુલ આપવાના ઠરાવમાંથી સરકારે તે જમીન છોડી દીધેલી હોય અને જો એવું સાબેત થાય કે જે શખસના કબજામાં તે જમીન છે તે તેના ઉપયોગ માટે છે તો તે શખસના ઉપરના હુકમનામાની બજાવણીમાં જપ્ત કરીને વેચાવવાને કાયમ માફી થતી નથી (નીમાયચરણ વી. જોગેંદ્રનાથ (૧૮૭૪) ૨૧ વી. રી. ૩૬૫) વળી જુઓ "મુદત" બાબતના ઠરાવો રૂ. ૬૩.

**તે રૂલ લાગુ કરવા બાબત.**—આ રૂલ જે મીલકત ફેસલાની અગાઉ જપ્તી કરેલી હોય તે મીલકત બાબતના દાવાને આ રૂલ લાગુ કરેલો નથી, કારણ કે ઓ. ૩૮ રૂ. ૯ થી તજવીજ કરવાની રીતી ઠરાવેલી છે તેમાં પરીણામ વીશે કાંઇ નથી ( જરબર પેસ્તનજીના કામમાં (૧૮૯૬) ૨૦ મુ. ૪૦૩ પા. ૪૦૭)

**મુદત.**—દાવાના નીકાલની તારીખથી બજાવણીમાં મુદત શરૂ થાય છે ( બચારામ નં.

અબદુલ (૧૮૮૫) ૧૧ ક. ૫૫) જ્યારે દાવેદારે કાંઇ પુરાવ નહિ આપવાના કારણથી જપ્ત કરેલી મીલકત ઉપરનો દાવો કોરટે રદ કરેલો હોય તો રૂ. ૫૮ પ્રમાણે કાંઇ તજવીજ કરવામાં આવેલી હતી એમ કહી શકાતું નથી, કારણ કે તે હુકમ રૂ. ૬૧ પ્રમાણે નથી તેથા મુદતના એકટની આ. ૧૧ લાગુ થતી નથી (કાલડર્સીંગ વી. તોરીલ મહાતન (૧૮૯૬) ૧ ક. વી. નો. ૨૪) સને ૧૮૭૮ માં વાદીએ કોરટથી કરેલા લીલામમાંથી અમુક જમીનમાં પડેલા પ્રતીવાદીનો સબંધ હતો તે ખરીદ કર્યો હતો પણ તેને કબજો મળ્યો નહોતો. સને ૧૮૮૮ માં તેના તેજ હુકમનામાના દેણદાર ઉપરના એક બીજા હુકમનામાની બજાવણીમાં તેની તે મીલકત ચોથા પ્રતીવાદીએ ખરીદ કરેલી હતી. આ છેલ્લા કહેલા હુકમનામાની બજાવણી ચાલતા અરજી કરીને વાદીએ એક હરકત લીધેલી જણાય છે પણ તેના વકીલે કહ્યું કે તેનો કબજો નથી તેથી તેની અરજી કહાડી નાખવામાં આવી હતી. તે ઉપરથી વાદીએ પોતે ખરીદ કરેલી મીલકત બાબત સને ૧૮૯૧ માં દાવો કર્યો; ઠરાવ્યું છે કે રૂ. ૬૧ પ્રમાણે કાંઇ હુકમ કરવામાં આવેલો નથી અને મુદતના એકટના પરી. ૨ આ. ૧૧ પ્રમાણે તે દાવાને મુદતની હરકત નથી (મગુીસામી રેડી વી. અરૂણુચેલ્લા રેડી (૧૮૯૫) ૧૮ મ. ૨૬૫)

**ત્રસ્ટમાં.**—જુઓ "ટ્રસ્ટમાં, વીગરે" રૂ. ૬૦ (બીશનચંદ વી. નાદીરહુસેન (૧૮૮૭) લા. રી. ૧૫ ઈ. અ. ૧ પા. ૧૧; ૧૫ ક. ૩૨૯)

**અપીલ નથી.**—આ રૂલ પ્રમાણેના એક હુકમ ઉપર અપીલ ચાલતી નથી (અબદુલ રહેમાન વી. મહમદયાર (૧૮૮૨) ૪ અ. ૧૯૦)

ઓજાવાળાના હક્ક સુદ્ધાંત જપ્તી ચાલુ રાખવાનું.

**૬૨. જેનો કબજો ન હોય એવા કોઇ શખસનો ઘરાણીયા હક્ક અથવા બીજું લીયન તે મિલકત ઉપર છે એવી કોરટની ખાત્રી થાય, અને જપ્તી ચાલુ રાખવી યોગ્ય લાગે ત્યારે, તે ઘરાણીયા હક્ક અથવા બીજું લીયન કાયમ રાખીને જપ્તી ચાલુ રાખવાને કોરટ મુખત્યાર છે.** **કલમ ૨૮૨**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૮૨**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**ગીરોના હક સાથે.**—એક ગીરોના હક સાથેનું વેચાણુ એટલે વેચાણના સરટીફીકેટથી સ્પષ્ટ રીતે તે હક સાથેનું વેચાણુ કરેલુ હોય તે છે (નગીનદાસ વી. હલાલકોર (૧૮૮૧) ૫ મું. ૪૭૦)

જો મીલકત ગીરોના હક સાથે વેચવામાં આવેલી હોય અને ગીરો રાખનારેજ તે ખરીદ કરેલી હોય તો તે મીલકતની કીંમત તે દેવું આપવાને જો બસ હોય તો તે દેવું પુરૂ થાય છે (દુલીચંદ વી. રામકીશનસીંગ (૧૮૮૧) ૭ ક. ૬૪૮; લા. રી. ૮ ઈ. અ. ૯૩)

એક ગીરો રાખનારના કબજામાં ગીરો મુકેલી મીલકત હોય અને તે ગીરો આપનાર ઉપરના હુકમનામાની બજાવણીમાં જપ્ત કરેલી હોય તો તે ગીરો રાખનાર જપ્તી પાછી ખેંચી લેવરાવાનો હક રાખી શકે છે (કાશીરાવ વી. વીઠુલદાસ (૧૮૭૩) ૧૦ મું. હા. કો. ૧૦૦; તો પણુ એકાદા હુકમનામાની બજાવણીમાં ગીરો છોડાવાનો હક વેચી શકાય છે (સરસ્વતી દેબી વી. નબાદ્વીપચંદ્ર (૧૮૭૦) ૫ બં. લા. રી. ૩૮૦ પણુ જુઓ બ્રજનાથ વી. ગોવીંદ-

મણી (૧૮૯૭) ૪ બં. લા. રી. એ. સી. ૮૩) વેચાણના જાહેરનામામાં જે ગીરો વેચેલી મીલકત ઉપરના દાવા તરીકે બતાવેલાં હોય તે ગીરો તે જો પક્ષકારોએ કબુલ કરેલાં હોય, હુકમનામાથી સાબેત થયેલા હોય અથવા રૂ. ૬૨ પ્રમાણે તે મીલકત ઉપર જવાબદારી છે એવું તે વીશે ઠરાવેલું હોય અને તે વેચાણ તે ગીરોના બોજા સાથે કરેલું હોય તો તે વેચાણના સરટીફીકેટમાં દાખલ કરવાં જોઇએ અને વેચાણની કીંમતના ભાગ તરીકે ગણવાં જોઇએ (શાંતાપા વી. સુબરાવ રામચંદ્ર (૧૮૯૪) ૧૮ મું. ૧૭૫)

**૬૩.** જ્યારે કાંઈ દાવો અથવા હરકત કરવામાં આવે ત્યારે, જે પક્ષકાર વિરૂદ્ધ હુકમ કર્યો હોય તે પક્ષકાર, ટંટાની મિલકતમાં પોતે દાવો રાખતો હોય તે હક્ક ઠરાવવાની ફરિયાદ કરવાને મુખત્યાર છે; પરંતુ આવી ફરિયાદ જો થાય તો તેનો નિકાલ થાય તેને પાત્ર, સદરહુ હુકમ નીરૂત્તર ગણાસે. **કલમ ૨૮૩**

જપ્ત મિલકત ઉપર હક્ક ઠરાવવાની ફરિયાદો ચાલે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૮૩.**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે પણ કલકતા સ્મો. કો. કો. ને લાગુ નથી (ઇસ્માઇલ સોલેમન વી. મહમદખાન (૧૮૯૧) ૮ ક. ૨૯૬)

આ રૂલ પ્રમાણે દાવો કરતાં પહેલાંની અવશ્યની શરત એ છે કે મીલકત જપ્ત કરેલી જોઇએ, તે જપ્તી બાબત કાંઇ હરકત લીધેલી જોઇએ, તેવી હરકત બાબત કાંઇ તજવીજ કરેલી જોઇએ અને છેવટે તે હરકત મંજુર અથવા નામંજુર કરેલી જોઇએ (અંગનલાલ વી. ગુદરમલ (૧૮૮૮) ૧૦ અ. ૪૭૯)

જપ્તીના કામમાં એકાદા હારેલા પક્ષકારને પોતાનો હક ઠરાવા બાબતજ દાવો કરવાનો જ છે એવું ઠરાવાને આ રૂલના શબ્દોમાં કાંઇ નથી. તેજ દાવામાં તે છેવટની દાદ માગી શકે છે (સાદુ વી. રામ (૧૮૯૨) ૧૬ મું. ૬૦૮; આ રૂલના હેતુ ઉપરની ટીકા માટે જુઓ રગોવીઠલ વી. રીખીવદાસ (૧૮૭૪) ૧૧ મુ. હા કો. ૧૭૪; અને હિંદુસ્તાનની બેંક વી. પ્રેમચંદ રાયચંદ (૧૮૬૭) ૫ મુ. હા. કો. ઓ. સી. જે. ૮૩, ૯૩; ઇડા વી. રામજગ (૧૮૯૩) ૧૯ વી. રી. ૨૮૯) રૂલમાં બતાવેલા દાવાના પુરાવનો બોજો વાદીને શીર છે (આદમ વી. જમનાદાસ (૧૮૯૩) ૧૭ મું ૯૪)

**આવા દાવાના પરીણામ સાથે**—આનો અર્થ એ નથી કે જે હુકમનામાવાળાએ પહેલી કોરટમાંથી હુકમનામું મેળવ્યું હોય તેને જ્યાં સુધી અપીલ કોરટ ફેંસલો આપે ત્યાં સુધી વેચતાં અટકાવી શકાય (સૈયદ ફ્રાતુલ્લા વી. મન્યાપા (૧૮૮૩) ૬ મ ૯૮)

**નિશ્ચયકારક**—આનો અર્થ એવો છે કે જ્યાં સુધી દાવો ના દાખલ કર્યો હોય ત્યાં સુધી હારેલો પક્ષકાર વાદી અથવા પ્રતીવાદીની સ્થીતીમાં પોતાનો હક નક્કી બતાવી શકતો નથી (નીલોપાંડુ રંગ વી. રામા (૧૮૮૫) ૯ મું. ૩૫; બદ્રીપ્રસાદ વી. મહમદયુસફ (૧૮૭૫) ૧ અ. ૩૮૧; (જયપ્રકાશ વી. અભયકુંમાર (૧૮૯૫) ૧ ક. વી નો ૭૦૧ માં જુદુ બતાવેલું છે) જુઓ વળી બેની માધબના કામમાં ૧૩ વી. રી. ૪૩૧; જીઓજા વી. ભગવાન (૧૮૭૬) ૧ અ. ૫૪૧; કોલાશેરી વી. કોલાશેરી (૧૮૮૨) ૪ મ. ૧૩૧; બાપુ વી. બાજી (૧૮૯૦) ૧૪ મું. ૩૭૨; બાઇલર ક્રીષ્ણ વી. લક્ષ્મણ (૧૮૮૨) ૪ મ. ૩૦૨; અને સુરનોમાઇદાસી વી. અસુતોશ ગોસ્વામી (૧૯૦૦) ૨૭ ક. ૭૧૪), અને હુકમની તારીખ-

થી સામા કબ્જાની તકરાર કરતાં અટકાવ થાય છે ( વેલાયુથાન વી. લક્ષ્મણ ૮ મ. ૫૦૬; અચ્યુત વી. મમાયા ( ૧૮૮૭ ) ૧૦ મ. ૩૫૭; જુઓ વળી ગંડલાલ વી. દીનોનાથ (૧૮૮૫) ૧૧ ક. ૬૩૭; શેવુ વી. મતુસાંમી ( ૧૮૮૭ ) ૧૦ મ. ૫૩; કરશન વી. ગણુપતરામ (૧૮૯૮) ૨૨ મું. ૮૭૫ ) અને જો તે દાવો ન કરે તોપણુ ગીરાનો અમલ કરવાને કરેલા દાવામાં જે વેચાણુ ગીરોના બોજા સાથે લેવામાં આવેલુ હોય તે ગીરો ખરી રીતનું છે એવી તે તકરાર એકાદો પક્ષકાર કરી શકે છે ( શડાજીઆ વી. ઉદીની કૈલાસી ( ૧૯૦૫ ) ૨ ક. લા. જે. ૫૯૯)

રેસજ્યુડીકેટા—તકરારી મીલકત વીશે તે ઠરાવ ફક્ત નીશ્ચયકારક છે (દીનકર હરી ( ૧૮૯૦ ) ૧૪ મું ૨૦૬ જુઓ આ બાબત વીશે રાધાપ્રસાદ વી. લાલસાહેબ ( ૧૮૯૧ ) ૧૩ અ ૩૩ પા. ૬૨ )

ઇલાજો—જો દાવેદાર નીસ્ફળ થાય તો તેને પોતાનો હક ઠરાવાને દાવો કરવાની ફરજ પાડી શકાતી નથી; તે હુકમનામાની રકમ આપીને બજાવણી અટકાવી શકે છે અને પછી ફરજ પડવાથી તે આપેલા નાણા બાબત દાવો કરી શકે છે ( દુલીચંદ વી. રામકીશન (૧૮૮૧) ૭ ક. ૬૪૮. લા. રી. ૮ ઇં. અ. ૯૩; જગદેવ નારાયણુ વી. રાજાસીંગ ( ૧૮૮૮ ) ૧૫ ક. ૬૫૬; જસવતસીંગજી વી. સેક્રેટરી ઑફ સ્ટેટ ( ૧૮૯૦ ) ૧૪ મું. ૨૯૯ )

એક રેગ્યુલર દાવો કરવામાં આવે તે શીવાય પણુ જે પક્ષકાર વીરૂધ હુકમ કરવામાં આવેલો હોય તે પક્ષકાર તે હુકમની ફરી તપાસ કરાવાને અરજ કરી શકે છે ( કોકરેલબ વી. હીરાલાલ ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૭૯ ) અને તે ફરીતપાસ કરવાને હુકમ કરેલો હોય તે આખરનો છે ( ભૈરબચંદ્ર વી. માધવરામ ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૮૪ ) અને જ્યારે એક દાવો કરવામાં આવેલો હોય અને તે કસુરથી કહાડી નાંખેલો હોય તો નવો દાવો કરી શકાય છે ( મહાદેવ મંગળ વી. મધુ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૫૯ ). અથવા એ ૯ રૂ. ૯ તે ક. ૧૩૫ સાથે વાંચવામાં આવે તે પ્રમાણે તે દરખાસ્ત ફરીથી તાજી થઇ શકે છે ( શીવપ્રસાદ વી કસ્તુરકુંવર ( ૧૮૮૮ ) ૧૦ અ. ૧૧૯ ) પણુ દાવેદારની ખાએસથી પ્રથમની દરખાસ્ત કહાડી નાખ્યા પછી નવી દરખાસ્ત કરવામાં આવેલી હોય તો તે યોગ્ય રીતે કહાડી નાંખેલી છે એવું ઠરાવામાં આવેલું છે ( ગુરૂદાસ વી. કમળાકાંત ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૪૫૬ ).

ફરી તપાસણી—મદ્રાસમાં ક. ૧૧૫ પ્રમાણે હરકત નામંજુર કર્યાના હુકમની ફરી તપાસણી કરવાને ના કહેવામાં આવેલી છે (પુદીયાચંદ વી. વેલાપન ( ૧૮૮૫ ) ૮ મ, ૪૮૪ પા. ૪૯૩ અલ્હાબાદમાં જુઓ—શીવપ્રસાદ વી. કસ્તુરકુંવર ( ૧૮૮૮ ) ૧૦ અ. ૧૧૯)

અપીલ—જપ્ત કરેલી મીલકત ઉપરનો દાવો કહાડી નાંખ્યાના હુકમ ઉપર અથવા દાવેદાર તે હુકમનામાવાળાનો સબંધવાળો વારસ વકીલ ના હોય અને ક. ૪૭ પ્રમાણે આવતો હોય તો જપ્તીમાંથી મીલકત મોકળી કરવાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી ( રાસબીહારી વી. સરનોમોઇ ( ૧૮૮૧ ) ૯ ક. લા. રી. ૭૯ ) જ્યારે એકાદા હુકમનામાનો દેણુદાર એવી હરકત લે કે તે મીલકત મારા કબ્જામાં મારા પોતાના હિસાબે નથી પણુ બે દેવની મુર્તીઓ તરફથી છે અને તે મીલકતમાં મારો પોતાનો હક નથી તો તેની તે હરકત તે રૂ. ૫૮ પ્રમાણેનો એક દાવો છે અને આવા કામમાં કરેલા એકાદા હુકમ ઉપર અપીલ ચાલતી નથી ( ભજહરીપાળ વી. રામલાલદાસ ( ૧૯૦૧) ૬ ક. વી. નો ૬૩ ). હાઇકોરટની અસલ બાજુમાં રૂ. ૫૮ અને ૬૨ પ્રમાણે જે સ્થાવર મીલકત એક હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવામાં આવેલી ને સ્થાવર મીલકતના ગીરો રાખનારે કરેલો દાવો એક જડજે કહાડી નાંખાવાનો હુકમ

કરેલો હોય તો તે હુકમ ઉપર અપીલ ચાલે છે. (સભાપાથી ગેતી વી નારાયણસામી ગૈતી (૧૯૦૨) ૨૫ મ. ૫૫૫).

**સાબેત**--ટ્રસ્ટીના દેવા બાબત ધર્માદા ટ્રસ્ટની મીલકત જપ્ત કરવાના અખત્યાર વીશે જુઓ બશનચંદ વી. નાદીરહુસેન (૧૮૬૮) ૧૫ ક. ૩૨૯; લા. રી. ૧૫. ઇ. અ. ૧.

હુકમનામાના દેણદાર એક શીએટ ઉપર દેવની મીલકત જપ્ત કરવામાં આવેલી હોય તો તે જપ્તી ખશેડવાને હુકમનામાના દેણદારે કરેલી અરજીના મંજુર કર્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી નેમાયચરણ વી. જગેન્દ્રનાથ (૧૮૭૪) ૨૧ વી. રી. ૩૬૫) અને તેજ પ્રમાણે હુકમનામાના દેણદારે એક ધર્માદા બક્ષીસ તરફથી મીલકત કબજે રાખવાને દાવો રાખેલો હોય અને મીલકત મોકળી કરેલી હોય તો હુકમનામાના દેણદારે હરકત લીધેલી તે અગત્યની નથી એમ ગણવામાં આવેલું છે માટે અપીલ કરવાને પરવાનગી આપેલી નથી (શંકરદયાળ વી. અમીર હૈદર (૧૮૭૯) ૧૨ અં. ૭૫૨.) પણ જુઓ ભગુભાઇ વી. નીજમુદીન (૧૮૬૯) ૬ મું. હા. કો. ૨૦૫) તે કામમાં હુકમનામાના દેણદારે મીલકત એક દેવની છે અને હું ફક્ત વહિવટદારછું એવું કહેલું હતું તેથી તેની ખાએસથી મીલકત જપ્તામાંથી મોકળી કર્યાના હુકમ ઉપર અપીલ કરવાને પરવાનગી આપેલી હતી.

**ખર્ચ**--હુકમનામાવાળાઓએ ખર્ચ આપવા સાથે એક દરખાસ્તમાં હુકમ કરવામાં આવેલો હતો અને પાછળના એક દાવામાં તે હુકમનામાવાળાઓનો તે મીલકત વેચાવાનો હક છે એવું ઠરાવેલું હતું પણ ખર્ચ સબંધી કાંઇ દાદ માગેલી નહોતી તેથી ઠરાવ્યું છે કે તે હુકમનામું બજાવનારી કોરટ પાછું અપાવી શકતી નથી (રઘુનાથ વી. બદ્રીપ્રસાદ (૧૮૮૪) ૬ અ. ૨૧).

**હક ઠરાવાનો દાવો. દાવાનો પ્રકાર.**—આ રૂલનો હેતુ રૂ. ૬૦, ૬૧ અથવા ૬૨ પ્રમાણેની તજવીજના એકાદા પક્ષકારને માટે આ રૂલથી ખુલ્લી રીતે જે ઇલાજ ઠરાવેલો છે તે શીવાયના કોઇ બીજા ઇલાજથી બાતલ કરવાનો છે. (રેતીયાપન વી. સારથસીંગ (૧૮૬૬) ૩ મ. હા. કો. ૨૨૦). જે પક્ષકારના ઉપર પ્રથમના રૂલો પ્રમાણે હુકમ કરેલો હોય તે પક્ષકાર જો દાવો કરે તો બજાવણીમાં તેણે જે હક બતાવેલો હોય તેજ હક વાસ્તવીક રીતે નક્કી બનાવે છે કોલવીન કો. વી. અને કં. વી. એલીયાસ (૧૮૬૮) ૨ બં. લા. રી. ૨૧; ૧૧ વી. રી ૪૦). માટે હુકમનામાવાળો તે મીલકત જમ કરીને વેચાવાનો મારો હક છે એવું ઠરાવાને દાવો કરી શકે છે (મીકેલી વી. મથુરાદાસ (૧૮૮૪) લા. રી. ૧૨. ઇ. અ. ૧૫૦); અને એકાદો દાવેદાર પોતાનો હક ઠરાવાને દાવો લાવી શકે છે (નારાયણરાવ વી. બાળકીષ્ણ (૧૮૮૦) ૪ મું. ૫૨૯; કોલાશેરી વી. કોલાશેરી (૧૮૮૨) ૪ મ. ૧૩૧). અને જે કોઇ બીજી દાદ તેને મળી શકતી હોય તે મેળવી શકે છે (સદુ વી. રામ (૧૮૯૨) ૧૬ મું. ૬૦૮); પછી જપ્તી પાછી ખેંચી લીધેલી હોય તો પણ મેળવી શકે છે. (શ્રીપતીમરધાર વી. કાર્તીક (૧૮૮૨) ૧૧ ક. લા. રી. ૧૮૧), અને તેના કબજામાં હરકત કરવામાં આવે ત્યાં સુધી થોભવાની જરૂર નથી (શીવરામ વી. જીવુ (૧૮૮૯) ૧૩ મું. ૩૪); પણ તે હુકમ રદ કરવાને તે દાવો કરી શકતો નથી (કોલાશેરી વી. કોલાશેરી (૧૮૮૨) ૪ મ. ૧૩૧). જ્યારે એકાદા હુકમનામાનો ફેસલો કરેલો ના હોય અથવા બીજી રીતે તે પુરૂ થએલું ના હોય અને હા અમલમાં લાવવા લાયક હોય તો બજાવણીનું કામ થોડી મુદત બંધ રાખવાથી બજાવણીના લેણદારના રૂ. ૬૩ પ્રમાણે મીલકતનો ભાગ જપ્તીમાંથી મોકળો કર્યા બાબતનો હુકમ રદ કરા-

બતાને તથા તે ભાગ અથવા તે ભાગનો કાંઇ વીભાગ જપ્ત કરવા લાયક છે એવું ઠરાવાનો તેનો હક છે તેમાંથી બાતલ થતો નથી (બાલાજી વી. મોરોબા (૧૮૯૭) ૨૧ મું. ૫૮). જ્યારે પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદી ઉપરથી દાવો કંહાડી નાખેલો હોય તો તે પ્રતીવાદીને તે દાવાનો પક્ષકાર ગણવો જોઇએ નહિ. કોઇ મીલકતની જપ્તી વીશે તેની હરકત હોય તો તે હરકતનો રૂ ૫૮ અને ૬૦ માં સમાસ થાય છે અને જો કાંઇ તેના વીરૂધ હુકમ કરેલો હોય તો તેનો ઇલાજ રૂ. ૬૩ પ્રમાણે રેગ્યુલર દાવો કરવાનો છે (રામપ્રસાદ વી. જગન્નાથરામ (૧૯૦૬) ૬ ક. વી. નો. ૧૦ ). રૂ. ૫૮ પ્રમાણે એકાદા દાવેદારના હિતના ખરીદદારો દાવો લાવી શકેછે (ગણેશપ્રસાદ વી. કાશીનાથ તેવારી (૧૯૦૪) ૬૬ અ. ૮૫).

**બચાવ.**—અમુક મીલકત ઉપરથી જપ્તી એક હરકત લેનારના દાવાથી ખશેડેલી હોય તો તે મીલકત ઉપર હુકમનામાના દેણદારનો હક ઠરાવાને બજાવણી કરનાર લેણદારે દાવો કરેલો હોય તો તે દાવામાં જવાબ તરીકે બજાવણીના કામમાં કાંઇ ગેરરીસ્તે થયેલું છે એવું બતાવાનો તે હરકત લેનારનો હક નથી (તોફેલ અહમદ વી. બેની માધબ (૧૮૭૫) ૨૪ વી. રી. ૩૯૪); તેમ તે હુકમનામું સાજસતું છે એવો વાંધો લેવાનો તેનો હક નથી (ગુલીબાઇ વી. જગન્નાથ (૧૮૮૬) ૧૦ મું. ૬૫૯; પણ જુઓ નારાયણ વી. નાગેશ્વરાયન (૧૮૯૪) ૧૭ મ. ૩૮૯ના કામમાં ઠરાવ્યું છે કે એક પ્રતીવાદીનો હુકમનામાના દેણદાર સાથે તેણીના ધણીના પાછળથી થનાર વારસ તરીકે અથવા તેના સહહિસ્સેદાર તરીકે સબંધ છે તેથી આ ઠરાવ પ્રમાણેના દાવામાં એવુ બતાવી શકે છે કે જે હુકમનામાની બજાવણીમાં તે તકરારી મીલકત જપ્ત કરવામાં આવેલી છે તે હુકમનામું સાજસથી મેળવેલું છે).

**પુરાવ દાખલ કરવા લાયક નહિ તે.**—કામમાં જે પુરાવ આપવામાં આવેલો અને લીધેલો હોય તે પુરાવ ઉપરથી જડજ હકીકત વીશે ઠરાવ કરવાને બંધાયલા છે અને સક્ષેપ કામોમાં લીધેલા કોઇ પુરાવ ઉપરથી તે ઠરાવ કરવાને બંધાયલા નથી (લેખરાજરોય વી. મનીમાધબ (૧૮૭૦) ૧૪ વી. રી. ૯૫); તેમ તે દાવામાં કરેલો ફેંસલો દાખલ કરવા લાયક નથી (કીશોરીમોહન વી. હરવીઅદાસ (૧૮૮૬) ૧૨ ક. ૬૯૬; (૧૮૯૦) ૧૭ ક. ૪૩૬ પા. ૪૩૯; લા. રી. ૧૭ ઇં. અ. ૧૭).

**પુરાવનો બોજો.**—જ્યારે હરકત લેનારે રેગ્યુલર દાવો કરેલો હોય ત્યારે તેનો હક સાબેત કરવાને પુરાવનો બોજો તેને પોતાને શીર છે (નથુલાશીવ વી. રામચંદ્ર બાનાજી(૧૮૬૭) ૫ મુ. હા. કો. એ. સી. જે. ૭૬) શ્રીનારાયણ વી. મીસર (૧૮૭૧) ૧૫ વી. રી. ઓ. સી. ૭૧ નોટ; ૧૦ વી. રી. ૩૨૧; મહિમાચંદ્ર વી. તુરવીન (૧૮૬૯) ૧૧ વી. રી. ૪૨૨; ૩ બંગા. રી. એ. સી. ૭૦; રામકીશોર વી. રામસરબો (૧૮૬૯) ૧૧ વી. રી. ૪૫૪; આદમ ઇસ્બુભાઇ વી. જમનાદાસ (૧૮૯૩) ૧૭ મું. ૯૪). પણ જપ્તીની તારીખે જપ્તી કરાવનાર લેણદારના કબજાની મીલકત હરકત લેનારની ખાએશથી જપ્તીમાંથી મોકળી કરેલી હતી પણ તે લેણદારના કબજામાં રહેવા દીધી હતી; તેમાં હરકત લેનારે પાછળથી એક દાવો કર્યો (આ રૂલ પ્રમાણેનો તે દાવો નથી) તેમાં ઠરાવ્યું છે કે વાદીએ પોતાનો હક સાબેત કરવો જોઇએ (માધોપ્રસાદ વી. દુર્ગા (૧૮૭૬) ૭ અ. હા. કો. ૮૫).

**જોઇતો પુરાવ.**—જે દાવો તેણે બનાવેલો હોય અને જે ઠરાવાને તે માગતો હોય તે બાબત તજવીજ કરેલી હતી અને તે નામંજુર કરેલો છે એવુ સાબેત કરવાને તે તૈયાર થવો જોઇએ અને તે હજુ છે; તેનો ભંગ થયેલો છે અને તે કંપેન્સેશન આવવા કબજો માગે છે

એવું સાબેત કરવાને તે તૈયાર થએલો જોઇએ ( અમજદઅલી વી. કંકુ ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૩૦૪; મહમદગાઝી વી. શંભુનાથ ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૩૮૫ ); અને એકાદા જે શખસની મીલકત ખોટી રીતે જપ્ત કરેલી હોય તે એવું ઠરાવરાવી શકે છે કે તે મીલકત મારી છે, અને તે ખોટી રીતે જપ્તી કરવાથી કીંમત ઓછી થયા જેવું જે નુકશાન થએલું હોય તે લઇ શકે છે ( કીશોરીમોહન વી. હરસુખદાસ ( ૧૮૮૬ ) ૧૨ ક. ૬૯૭; લા. રી. ૧૭ ઇં. અ. ૧૭; ( ૧૮૯૯ ) ૧૭ ક. ૪૩૬ ) જે દાવામાં લીધેલું વેચાણ અને પાછળથી કબજો લઇ લીધાની હકીકત દાવાનુ કારણુ હોય તો તેણે તે સાબેત કરવું જોઇએ ( તુળશી-મણી વી. પ્યારીમોહન ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૭૯ ) જ્યારે તે એવું બતાવે કે હુકમનામા-ના દેણદારે મને એક વેચાણખત લખી આપેલું છે અને અવેજ આપેલો છે અને કબજો આપેલો છે તો તે પોતાની તરફની હકીકત પુખ્ત રીતે બતાવી પોતાનુ કામ શરૂ કરે છે; જો પ્રતીવાદી એમ કહે કે વેચાણુ સાજસનું અને બનાવટનુ છે તો તે તેવું વેચાંણુ છે એવું બતાવવાનુ તેનુ કામ છે ( દીગંબરી ડોશી વી. બેનીમાધબ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી ૧૫૫ ) જો તે એવું સાબેત કરે કે દાવો દાખલ કરતાં પહેલાં બાર વરસ કરતાં વધારે મુદતથી સલાહશાંતી-વાળો કબજો મારો થયેલો છે તો તે બસ છે ( નફરદાસ વી નીલમાધબ ( ૧૮૭૬ ) ૧૧ વી. રી. ૪૬૭ ) અને દાવો દાખલ કરતી વખતે તેનો કબજો હતો એવું બતાવવાને તે નીસ્ફળ થ-એલો છે તેવા ફકત કારણુથી તેનો દાવો કહાડી નાખવો ના જોઇએ ( મથુરાપાંડે વી. રામર-ચીયા ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. ૧૦૮; ૧૧ વી. રી. ૪૮૨ ); તો પણુ તે કામમાં બેશક તે એક અગત્યનો સવાલ છે ( તુકાનીદાસ વી. મુનરાખન ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૨૦૨ ); અને જો તે સાબીત કરી શકે તો લેણદારે પોતાનો હક અગાઉ પોતાના હુકમનામાના દેણદા-રનો હક બતાવવો જોઇએ ( પ્રેમરાજ વી. નારાયણુ ( ૧૮૮૨ ) ૬ મું ૨૧૫; કીશારાવ વી. વાસુદેવ ( ૧૮૮૪ ) ૮ મું. ૨૭૧ ) તે હુકમની તારીખે પક્ષકારોના હક નક્કી કરીને જે હુકમથી જપ્તી ખશેડવાને ઠરાવેલું હોય તે હુકમ રદ કરવાનો દાવો રૂ. ૬૩ પ્રમાણે નીર્ણય કરવો જોઇએ ( હરીશંકર વી. નારણુ કરશન ( ૧૮૯૪ ) ૧૮ મું. ૨૬૦ )

**હિંદુ મજીઆરૂ કુટુંબ.**—જ્યારે વડીલોપાર્જીત મજીઆરી મીલકત જપ્ત કરેલી હોય અને મજીઆરા કુટંબના એક અંગભુતે એવું ઠરાવાને દાવો કરેલો હોય કે તે હુકમનામું જાતીકૃ છે અને તેના હક સબંધને હરકત કરી શકતું નથી તો તે લેણાની અનીતીનો સવાલ ઉત્પન થતો નથી ( રામદયાળ વી. દુર્ગાસીંગ ( ૧૮૯૦ ) ૧૨ અ. ૨૦૯. વળી જુઓ મીનાક્ષી વી. ઇમુદી ( ૧૮૮૮ ) લા. રી. ૧૬ ઇં. અ. ૧ ) મીતાક્ષરા પ્રમાણે ચાલનાર એક હિંદુ મજીઆરા કુટંબના એક અંગભુત ઉપર મેળવેલા હુકમનામાની એક બજાવણીમાં તે કુટંબની મીલકત ઉપરની જપ્તી રૂ. ૬૦ પ્રમાણે ખશેડવામાં આવેલી હતી તેથી તે મીલકત વેચાવાનો હક ઠરાવાનો દાવો ચાલે છે ( રાધાપ્રસાદ વી. રામખેલાવન ( ૧૮૯૬ ) ૧૩ ક. ૩૦૨) અમુક હુકમનામાના દેણદારના દીકરાઓએ પોતાના મરનાર બાપની મીલકતની જપ્તી વીશે હરકતો લીધી. તે હરકતો મંજુર કરવમાં આવી હતી તેથી હુકમનામાવાળાએ તે દીકરાઓ ઉપર એક રેગ્યુલર દાવો કર્યો; ઠરાવ્યું છે કે તે દાવો ચાલે છે ( મથુરાપ્રસાદ વી. રામચંદ્રરાવ ( ૧૯૦૩ ) ૨૫. અ. ૫૭ ).

**નુકશાંન**—જંગમ મીલકતની બાબતમાં નુકસાનીનુ માપ ( કીશોરીમોહન વી. હરસુખ (૧૮[illegible] ) ૧૭ [illegible] ૪૩૬; લા. રી. ૧૭. ઈ. અ. ૧૭ ).

**પક્ષકારો.**—જ્યારે બજાવણીમાં વેચેલી મીલકત સ્વતંત્ર રીતે મારી છે એવો હરકત લેનાર દાવો કરે તો તે દાવામાં હુકમનામાવાળાનો પક્ષકાર કરવો જોઇએ કારણ કે તે દાવાનો હેતુ તે જપ્તી અને વેચાણ કરતાં પહેલાં બધાં પક્ષકારો જે સ્થીતીમાં હતા તે સ્થીતીમાં પાછા લાવવાનો છે હિંદુસ્તાનબેંક વી. પ્રેમચંદ (૧૮૬૭) ૫ મું હા. કો. ૮૩). પણ લેણદાર એક દાવો કરે તેમાં દેણદાર પક્ષકાર નથી (કેદારનાથ વી. રખલ (૧૮૮૮) ૧૫ ક. ૬૭૪; શીવાપા વી. દોદનાગાયા (૧૮૮૭) ૧૧ મું. ૧૧૪; પણ જુઓ ગુરૂવ વી. સુબ્બાયાડુ (૧૮૯૦) ૧૩ મ. ૩૬૬; અને જુઓ ગારીરામ વી. મગલચંદ (૧૯૦૬) ૨૮ અ. ૪૧). વળી જો દાવેદાર વ્હેંચણ કરાવીને બીજી દાદ મળવાને મરજી રાખતો હોય તો તમામ માલેકો પક્ષકારો થવા જોઇએ (સદુ વી. રામ (૧૮૯૨) ૧૬ મું. ૬૦૮). રૂ. ૬૩ પ્રમાણેના દાવાનું કારણ જપ્તીથી થાય છે અને હુકમ કરવાથી થતું નથી અને જપ્ત કરેલી મીલકતના જુદા જુદા ખરીદ કરનારાઓને પ્રતીવાદીઓ તરીકે યોગ્ય રીતે સામેલ કરી શકાય છે. (દોરાસામી વી. મથાસામી (૧૯૦૪) ૨૭ મ. ૯૪).

**દાવો ચાલે નહિ તે.**—એવું ઠરાવેલું છે કે એકાદા જે સખસની મીલકત જપ્ત કરવામાં આવેલી હોય તે જો રૂ. ૫૮ પ્રમાણે હરકત લેતો ના હોય તો તે મીલકત મહારી છે અને હુકમનામાના દેણદારની નથી એવું ઠરાવાને રેગ્યુલર દાવો તે કરી શકતો નથી (માનકુવર વી. તારાસીંગ (૧૮૮૫) ૭ અ. ૫૮૩) જ્યારે વાદી બજાવણીના કામમાં હરકત લેવામા નીષ્ફળ થયેલો હોય અને તેને રેગ્યુલર દાવો કરવાને ફરમાવેલુ હોય ત્યારે છેવટની દાદ માગ્યા શીવાય ફક્ત હક ઠરાવાનો દાવો ચાલતો નથી (કનૈયામા વી. કનહુની (૧૮૯૩) ૧૬ મ. ૧૪૦; તથા ક્રીષ્ણામ વી. પથુરી (૧૯૦૬) ૨૯ મ. ૧૫૧ના કામના ઠરાવમાં રદ કરેલો છે).

હુકમનામાના દેણદારનો જે હક સબંધ વેચાવવામાં આવેલો હતો તે ફક્ત એક પટ રાખનાર તરીકેનો છે, અને વાપર સાથેના ગીરો રાખનાર તરીકે નો નથી એવુ ઠરાવવાનો હરકત લેનારનો દાવો આ રૂલ પ્રમાણે ચાલતો નથી (અમજાદઅલી વી. કંકુ (૧૮૯૧) ૯ બં. લા. રી. એપ. ૨૮; ૧૭ વી. રી. ૩૦૪). વેચવા બાબત ગીરોના હુકમનામાની બાબતમાં રૂ. ૫૮માં ઠરાવેલી કામ ચલાવવાની રીતી જ્યારે લાગુ કરવામાં આવેલી હોય ત્યારે એમાંથી એક પક્ષકારને દાવો કરવાને આ ઉપરથી અટકાવ થતો નથી (જયપ્રકાશ વી. અભયકુમાર (૧૮૯૬) ૧ વી. નો. ૭૭૧; જુઓ બસાવાયા વી. સૈયદ આબ્બાસ સાહેબ (૧૯૦૧) ૨૪ મ. ૨૦).

**જરૂર વીનાનો દાવો.**—જ્યારે રૂ. ૫૮ પ્રમાણે એક દાવો રદ કરવામાં આવેલો હોય પણ હુકમનામાવાળાએ પોતાની જપ્તી પાછી ખેંચી લીધી હતી તેમાં ઠરાવેલુ છે કે તે પક્ષકારો જે સ્થીતીમાં આગળ હતા તે સ્થીતીમાં પાછા આવેલા છે અને રૂ. ૫૮ પ્રમાણે તે દાવેદારને દાવો લાવવાની જરૂર નથી. (ગોપાળ પરસોતમ વી. બાઇ દીવાળી (૧૮૯૪) ૧૮ મું. ૨૪૧)

**દાવાનો હેતુ.**—જ્યારે જપ્તી કરાવનારે એક દાવો કરીને પોતાનો જપ્તી કરાવવાનો હક ઠરાવ્યાનુ હુકમનામુ મેળવેલુ હતુ. તેથી ઠરાવ્યુ છે કે તે હુકમનામાનો હેતુ જપ્તી ખશેડવાનો હુકમ રદ કરવાનો અને તેથી જે બાબતમાં હરકત થએલી હતી તે પાછી હતી તેવી કરવાનો છે (મહમદ વારીસ વી. પીતાંબર (૧૮૭૪) ૨૧ વી. રી. ૪૩૫; બનોમાલી વી. પ્રસન નારાયણ (૧૮૯૬) ૨૩ ક. ૮૨૯); અને તે હુકમનામુ મેળવ્યા પછી તેની તેજ મીલકત ઉપર બજાવણીની જે દરખાસ્ત કરેલી છે તે ગમે તે રૂપની હોય તો પણ મતલબે જો

ત દરખાસ્ત કરેલી હોય તો આગળનું ચાલેલું કામ જારી રાખ્યા બાબતની છે ( રાજરથનામ વી. શીવાલાયામલ ( ૧૮૮૮ ) ૧૧ મ. ૨૦૪), માટે સને ( ૧૮૭૧ ના એકટ ૯. ના પરીશીષ્ટ ૨ ની આ. ૧૬૭ના હેતુ પ્રમાણે એક હુકમનામાની બજાવણીની દરખાસ્ત નથી. પ્યારૂ વી. નાઝીર હોસેન ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૧૮૩; પરશરામ વી. ગાર્ડનર (૧૮૭૬) ૧ અ. ૩૫૫; કલ્યાણભાઇ વી. ઘનશામલાલ ( ૧૮૮૧ ) ૫ મુ. ૨૯, ઇશરીદાસી વી. અબદુલખલક (૧૮૭૯) ૪ ક. ૧૫, અને રઘુનંદન વી. જામુલાલ ( ૧૮૯૦ ) ૧૭ ક. ૨૬૮ના કામનો મુકાબલો કરો; અને સને ૧૮૭૭ ના એકટ ૧૫ ની આ. ૧૭૮ હવે લાગુ થાય છે. બસંતલાલ વી. બાતલબીબી ( ૧૮૯૪) ૬ અ. ૨૩; શ્રંદ્રપ્રધાન વી. ગોપી મોહનશાહા ( ૧૮૮૭ ) ૧૪ ક. ૩૮૫; એકંદનાથ મીતર અઘોરનાથબોઝ ( ૧૮૯૪ ) ૨૧ ક. ૩૮૭; રઘુનાથશાહી વી. લાલજીસીંગ ( ૧૮૯૬ ) ૨૩ ક. ૩૯૭; રૂદ્રનારાયણ વી. પાચુસેતી ( ૧૮૯૬ ) ૨૩ અ. ૪૩૭; મદ્રાસમાં તેમ નથી ક્રીશ્નચેતી વી. રામીચેતી ( ૧૮૭૪ ) ૮ મ. હા. કો. ૯૯; અને આ. ૧૭૯ મી લાગુ થાય છે. નારાયણનામ્બી વી. પેપી (૧૮૮૭) ૧૦ મ. ૨૨; આર્ટીકલ. ૧૬૯ મી જે કામોમેં બીજી મીલકત ઉપર બજાણી કરવાને બીજી વખતે માગેલુ હોય અથવા હુકમનામાના દેણદારને પકડવાનુ માગેલુ હોય તેવાં બધાં કામોને લાગુ થાય છે, સદરહુ; ક્રીશ્નાજી વી. આનંદરાવ ( ૧૮૮૩ ) ૭ મું. ૨૯૩; રામસુંદર વી. ગોપેશર ( ૧૮૭૮ ) ૩ ક. ૭૧૬ ) જ્યારે તેની તેજ મીલકત જુદા જુદા હુકમનામાની બજાવણીમાં જપ્ત કરેલી હોય અને તમામ જપ્તીગો ખશેડવામાં આવેલી હોય તો દરેક જપ્તી કરાવનાર લેણદારે જુદો દાવો કરવાની જરૂર નથી. એકે કરેલા દાવામાં એક હુકમનામુ મેળવેલુ હોયતો, તે તમામ લેણદારોના ફાયદામાં ઉપયોગમાં છે ( ચીતામણ વી. ઇશરચંદ્ર ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૨૨૧ ).

**કોરટ ફી અને દાવાનો આંક**—આ રૂલ પ્રમાણે જે પ્રકારનો દાવો કરવામાં આવે તે બબત કોરટ ફી ડયુટીની રકમ જોઇએ છે અને તેના આંકની હકુમતના કારણસર જરૂરછે, જુઓ દયાચંદ નેમચંદ વી. હેમચંદ ધરમચંદ ( ૧૮૮૦ ) ૪ મુ. ૫૧૫; નારાયણરાવ વી. બાળક્રીશ્ન ( ૧૮૮૦ ) ૪ મું. ૫૨૯; કોલાશેરી વી. કોલાશેરી ( ૧૮૮૨ ) ૪ મ. ૧૩૧; ધોંડો વી. ગોવીંદ ( ૧૮૮૫ ) ૯ મું. ૨૦; વીઠલ વી. બાલક્રીશ્ન ( ૧૮૮૬ ) ૧૦ મું. ૬૧૦; ગુલઝારીમલ વી. જાદવરાય ( ૧૮૭૯ ) ૨ અ. ૬૩, ૭૯૯, રામપ્રસાદ વી. સુખદે ( ૧૮૭૯ ) ૨ અ. ૭૨૦; સદાશીવ આત્યારામ ( ૧૮૮૦ ) ૪ મું. ૮૫; ફાતમા વી. સુખરામ ( ૧૮૮૪ ) ૬ અ. ૩૪૧; મનરાજકુંવરી વી રાધાપ્રસાદ ( ૧૮૮૪ ) ૬ અ, ૪૬૬; દીલદાર વી. નારણ (૧૮૮૯) ૧૧ અ. ૩૬૫; ક્રીશ્નામાચારીયર વી. શ્રીનીવાસ ( ૧૮૮૨ ) ૪ મ ૩૩૯; ફુલકુમારી વી. ઘનશામ મીસ્ત્રી ( ૧૯૦૮ ) ૩૫ ઇં. અ. ૨૨ ) ૭ ક. લા. જે. ૩૬; અને જલાલુદીન વી, શોહોરૂલા ( ૧૮૭૫ ) ૧૫ બં. લા. રી. એપ. ૧; ૨૨ વી. રી. ૪૨૨; અહમદ મીરજા વી. થોમસ ( ૧૮૮૬ ) ૧૩ ક. ૧૬૨; મધુસુદન વી. રખલ ( ૧૮૮૮ ) ૧૫ ક. ૧૦૪; દવારકાદાસ વી. કામેસરપ્રસાદ ( ૧૮૯૫ ) ૧૭ અ. ૬૯નો ઠરાવ ધાંનદેવી વી. ઝમુરાદબેગમ ( ૧૯૦૫ ) ૨૭અ. ૪૪ના ઠરાવમાં બતાવેલો છે. આ રૂલ પ્રમાણે હક ઠરાવવાનો દાવો એક હક ઠરાવવા બાબત કયારે છે અને એ હક ઠરાવવા બાબત કયારે છે તે વીશે જુઓ મોતીસીંગ વી. કૌસીલા ( ૧૮૯૪) ૧૬ અ. ૩૦૮ ).

જપ્ત કરેલી મીલકત ઉપર હક ઠરાવવાનો તથા કબજા બાબતનો તથા તે મીલકત વેચવી નહી એવો તાકીદ હુકમ કઢાવવા બાબતનો વાદીનો દાવો તે સને ૧૮૯૦ ના એકટ ૭

ના પરીશીસ્ટ ૨ ની આ. ૧૭ ની પેટા કલમ ૧ પ્રમાણે રૂ ૧૦)ની ફીને પાત્ર છે (ફુલકૂમારી વી. ધનસ્યામમીસ્ત્રી (૧૯૦૭) ૩૫ ક. ૨૦૨, ૭ ક. લા. જે. ૩૬).

**હકુમત.**—તકરારી મીલકતની કીમત ઉપરથી હકૂમત નકકી થાય છે અને હુકમનામાની રકમ ઉપરથી તે નક્કી થતી નથી (દૂર્ગાપ્રસાદ વી. રામલા (૧૮૮૭) ૯ અ. ૧૪૦ પણ જુઓ આનાજીરાવ વી. રામા (૧૮૮૭) ૧૦ મ. ૧૫૨; મધુસુદન વી. રખલાલ (૧૮૮૮) ૧૫ ક. ૧૦૪).

**સ્મોલ કોઝ કોરટ**—એકાદા પક્ષકારે સ્મોલકોઝ કોરટમાં દાવો કરવો કે સીવીલ કોરટમાં દાવો કરવો તેનો આધાર તેના દાવાના પ્રકાર અને જે હકનો અમલ કરાવવાને તે માગતો હોય તે ઉપર છે. એક શખસનો માલ બજાવણીમાં ગેરકાયદે વેચેલો હોય તે શખસતે માલ લેવાને સ્મોલકોઝ કોરટમાં દાવો કરી શકે છે (શીબનારાયણસીંગ વી મેહદનઅલી (૧૮૮૧) ૯ ક. લા. રી. ૮; ૭ ક. ૬૦૮; કલ્યાણુ વી. કલ્યાણ (૧૮૮૫) ૯ મુ. ૨૫૯). પણ જ્યારે એક હુકમનામાવાળો મારા હુકમનામાની બજાવણીમાં અમુક જપ્ત કરવા લાયક છે એવો ઠરાવ કરાવવાને માત્ર માગતો હોય તો તેણે દીવાની કોરટમાં જવુ જોઇએ (સીવનારાયણસીંગ વી. મેહદનઅલી (૧૮૮૧) ૭ ક. ૬૦૮; અકબરઅલી જેમુદીન (૧૮૮૨) ૮ ક. ૩૫૯; છગનલાલ નાગરદાસ વી. જેશનરાવ (૧૮૮૦) ૪ મું. ૫૦૩, તે પ્રમાણે બાલકીશ્ન વી. કીસનસીંગ (૧૮૮૦) ૪ મુ. ૫૦૫, નોટ, મહમદકોયા વી. કાસમી (૧૮૮૬) ૯ મ. ૨૦૬), અને વળી હુકમનામાના દેણદારની મીલકત ભોકાગી કરવામાં આવેલી હોય અને તે દેણદારનો ને મીલકત ઉપર હક ઠરાવવાને હુકમવાળો દાવો કરે ત્યારે તેવીજ રીતે છે (રામધન વી. કેફાલબીસ્વાસ (૧૮૬૮) ૧૦ વી. રી. ૧૪૧). અથવા હારેલો દાવેદાર જંગમ મીલકત ઉપર પોતાનો હક ઠરાવવાને અને તેની કીમત લેવાને દાવો કરે ત્યારે પણ તેવીજ રીતે છે (મુઝદીન વી. દીનબંધુ (૧૮૭૭) ૧૩ વી. રી ૯૯). અને જપ્ત કરેલી મીલકત લેવાને અથવા એકાદી જપ્તી રદ કરવાનો એક રેગ્યુલર દાવો વાવ્યપ્રાંતમાં એક સ્મોલકોઝ કોરટમાં ચાલતો નથી (ગોધા વી. નાયકરામ (૧૮૮૫) ૭ અ. ૧૫૨; ઇલાહીબક્ષ વી. સીના (૧૮૮૩) ૫ અ. ૪૬૨; મકુંદલાલ વી. નસરૂદીન (૧૮૮૨) ૪ અ. ૪૧૬; મુંબાઇમાં તેમ નથી પગીપરતાપ વી. વરજલાલ (૧૮૮૪) ૮ મું. ૨૫૯ અને મદ્રાસમાં દાવદબેગ વી. કલાપા (૧૮૮૮) ૧૧ મ. ૨૫૬).

**મુદત**—સને ૧૮૭૭ના એકટ ૧૫ના પરીશીષ્ટ ૨ ની આ. ૧૧ જુઓ. આ રૂલ પ્રમાણે કેટલે સુધી તજવીજ કરવી તે વીશે તે કાયદામાં ઠરાવેલુ નથી, અને યોગ્ય કોરટે એક હુકમ જો કરેલો હોયતો એક વર્ષની મુદત લાગુ થાય છે (સરધારીલાલ વી. અંબીકા (૧૮૮૭) લા. રી. ૧૫ ઇ. અ. ૧૨૩; ૧૫ ક. ૫૨૧; તે પ્રમાણે કાયાના વી. કુશી (૧૯૦૬) ૨૯ મ. ૨૨૫; યસવંત વી. વીઠોવા (૧૮૮૮) ૧૨ મું. ૨૩૧). પછી ગમે તે રૂપમાં દાવો કરેલો હોય તેની ચીંતા નથી (શીબનારાયણસીંગ વી. મેહદનઅલી (૧૮૮૧) ૭ ક. ૬૦૮, ખુબલાલ વી. રામલોચન (૧૮૯૦) ૧૭ ક. ૨૬૦; પણ જુઓ કલુમલ વી. બૌન (૧૮૮૦) ૩ અ. ૫૦૪). દાવામાં જે શખસ પ્રતીવાદી હોય તે શખસ આવા એકાદા હુકમથી બંધ પડી શકે છે (થરનામોઇદાસી વી. આસુતોસ ગોસ્વામી (૧૯૦૦) ૨૭ ક, ૭૧૪)

જો જડજે કાંઇ તજવીજ કરવાને ના કહેલી હોય તો આ મુદત લાગુ થતી નથી (ચંદ્ર ભુશણુ વી. રામકંથ (૧૮૮૬) ૧૨ ક, ૧૦૯; વેંકાપા વી. ચેનબશાપા (૧૮૮૦) ૪ મું. ૨૧; મહમદ અબ્દુલ વી. કનૈયાલાલ (૧૮૯૫) ૨ વી. રી. ૨૬૩); અથવા કાંઇ તજવીજ

કરયા વીના મીલકત જપ્તીમાંથી મોકળી કરેલી હોય ( જગોબંધુ વી. સચ્ચબીબી ( ૧૮૭૧ ) ૮ બ. લા. રી. એપ. ૩૯; ૧૬ વી. રી. ૨૨ ); અથવા દાવેદારના વકીલે કહેલુ હોય કે મારા અસીલનો કબજો નથી તેથી તે અરજી કાહાડી નાખેલી હોય ( મણીસામીરેડી વી. અરૂનચેલ્લા ( ૧૮૯૫ ) ૧૮ મ. ૨૬૫ ) અથવા કામ ચલાવવાની કસુરથી તે અરજી કાહાડી નાંખેલી હોય ( કાલુમલ વી. બ્રૌન ( ૧૮૮૦ ) ૩ અ. ૫૦૪; વીરૂધ-સાહતઅલ્લી વી રામધન ( ૧૮૮૨ ) ૧૨ ક. લા. રી. ૪૩); અથવા જ્યારે હુકમનામુ વસુલ આપી દીધેલુ હોય અને આ કારણથી અથવા બીજા કોઇ કારણથી જપ્તી ખશેડવામાં આવેલી હોય ( ઉમેશચંદ્ર વી. રાજબલભ ( ૧૮૮૨ ) ૮ ક. ૨૭૯; ઇબ્રાહીમ વી. કાબુલાભાઈ ( ૧૮૮૯ ) ૧૩ મું. ૭૨; જુઓ ઉદી‌ ‌ નારાયણસીંગ વી. મુરતઝાખાન ( ૧૯૦૫ ) ૨૭ અ. ૪૦૪, ગોપાળ પરશોતમ વી. બાઇ દીવાળી ( ૧૮૯૪ ) ૧૮ મું. ૨૪૧; ક્રીશ્નપ્રસાદ વી. બીપીનબીહારી ( ૧૯૦૪ ) ૩૧ ક. ૨૨૮ ); અથવા પાછળના દાવામાં વાદી વીરૂધ હુકમ કરવામાં આવેલો ના હોય (રાશબેહારી વી. ગોપીનાથ (૧૮૮૨) ૧૧ ક. લા. રી. ૩૫૨ ) અથવા હકુમત વીના હુકમ કરેલો હોય (ગંદરલાલ વી. હબીબનીસા ( ૧૮૭૧ ) ૭ બં. લા. રી. ૨૩૫ ) અને જ્યારે હુકમનામાના દેણદારનો મીલકત ઉપરનો સબંધ જપ્તીની તારીખે જે હોય તે એકાદો શખસ ખરીદ કરીને મેળવે તો તે હક સબંધને હુકમનામાના દેણદારના ત્યાર પછીના કૃત્યથી અથવા કૃત્ય નહી કરવાથી હરકત થતી નથી પપાયા વી. પદમાપા ( ૧૮૮૭) ૧૧ મું. ૪૫; જુઓ વળી સુર્યન વી. દુરગી ( ૧૮૮૪ ) ૭ મ. ૨૬૧ ) એક ગીરો રાખનારે પોતાના ગીરો ખતની રૂઇએ ગીરો આપનાર ઉપર દાવો કરીને હુકમનામુ મેળવ્યુ. પણ વેચાણ કરતા પહેલાં એક બીજા હુકમનામાની બજાવણીમાં મીલકત વેચવામાં આવી અને તે હુકમનામાવાળાએ ખરીદ કરી તેથી તેણે વચમાં હરકત લીધી અને તે મીલકત છુટી કરવામાં આવી. તેથી તે ગીરો રાખનારે પોતાનુ લહેણુ વસુલ કરવાને ગીરો વાળી મીલકત વેચાવવાને એઉ ઉપર દાવો કરયો, એવા કારણથી કે મારૂ ગીરો તે ખરીદ કરતા પહેલાનુ છે; ઠરાવ્યુ છે કે પહેલા હુકમનામાની રૂઇએ તે વેચાવવાનો દાવો ગીરો રાખનાર ઉપરના પહેલા હુકમનામાથી તે મીલકત વેચાવવા બાબતનો નથી, માટે તેને એક વર્ષની મુદત લાગુ છે. ( બક્ષીરામ વી. શીવપરગાસ ( ૧૮૮૬ ) ૧૨ ક. ૪૫૩ ), સને ૧૮૭૧ ના એકટ ૯ પ્રમાણેની મુદત જે હાલના એકટથી જુદી હતી તે વીશે જુઓ ક્રીશ્નાજી વીઠલ વી. ભાશકરરંગનાથ ( ૧૮૮૦ ) ૪ મું. ૬૧૧; જેંડલાલતેવારી વી. દીનોનાથ ( ૧૮૮૫) ૧૧ ક. ૬૭૩; કૈલાશચંદ્ર વી. પ્રીયનાથ (૧૮૭૯) ૪ ક. ૬૧૦; લછમી નારાયણ વી. અશરપકુંવર ( ૧૮૮૩ ) ૯ ક. ૪૩.-રૂલ ૬૩ પ્રમાણેનો દાવો તે સને ( ૧૮૭૭ના એકટની ક. ૧૫ ના પરીશીષ્ટ ૨ ની આ. ૧૧ ના હેતુ પ્રમાણે એકાદો હુકમ રદ કરવાનો દાવો નથી, માટે તે એક વર્ષની અંદર કરવો જોઇએ ( હરીશંકર વી. નારણ કરશન ( ૧૮૯૪ ) ૧૮ મું. ૨૬૦; મુદતનો સને ૧૮૭૭નો એકટ ૧૫ અમલમાં આવ્યા પછી સને ૧૮૫૯ના એકટ ૮ની ક. ૨૪૬ પ્રમાણે વીરૂધ હુકમ કરવામાં આવેલો તેથી કરેલા દાવામાં મુદત વીશે જુઓ ગોપાળચંદ્ર વી. મહેશચંદ્ર ( ૧૮૮૩ ) ૯ ક. ૨૩૦, અને બીશેશરભગત વી. મુરલીશાહુ ( ૧૮૮૩ ) ૯ ક. ૧૬૩ ) અને તે દાવો એક વર્ષની અંદર કરવો જોઇએ.

સગીર—એક વરસની મુદતથી સગીર બંધાએલો નથી ( ખોદાબક્ષ વી. બદ્રીનારાયણ ( ૧૮૮૧ ) ૮ ક. લા. રી. ૩૦૬ ), વીશેશે કરીને જ્યારે તેની મીલકતના વહીવટદારે કોરટ ઓફ વોર્ડસની મંજુરી સાથે જે કામમાં તે હુકમ કરવામાં આવેલો હોય તે કામ ચલાવેલુ ના

હોય ત્યારે તે સગીર પાકી વયનો થાય ત્યારથી એક વર્ષની અંદર આ રૂલ પ્રમાણે દાવો લાવી શકે છે ( જુઓ મુદતના સને ૧૮૭૭ના એકટ ૧૫ની ક. ૭ ( સને ૧૯૦૮ના એકટ ૯ ની ક. ૬ ) ફુલબાશકુંવર વી. જોગેશર ( ૧૮૭૬ ) ૧ ક. ૨૨૬; લા. રી. ૩ ઈ. અ. ૭; રામચંદ્ર વી. રણુજીતસીંગ (૧૯૦૦) ૨૭ ક. ૨૪૨; ૪ ક. વી. નો. ૪૦૫).

**બીજા દાવા. મુદત.**--હુકમનામાના દેણદારે હરકત લેનાર ઉપર કરેલા દાવાને એક વર્ષની મુદત લાગુ નથી એવુ ઠરાવેલુ છે ( નીતકોલીના વી. બીશ્નુરામ કોલીના (૧૮૯૮) ૨ બં. લા. રી. એપ. ૪૯; કેદારનાથ વી. રખલ ( ૧૮૮૮ ) ૧૫ ક. ૬૭૪; અને જુઓ શીવાપા વી. દોડનાગાયા ( ૧૮૮૭ ) ૧૧ મુ. ૧૧૪ ના કામનો ઠરાવ જુઓ; અને મદ્રાસ બાબત જુનેતાઇતમ વી. પરમેશ્વરન ( ૧૮૬૮ ) ૪ મ. હા. કો. ૪૭૨ ગુરૂવા વી. સુબારાયાદુ (૧૮૯૦) ૧૩ મ. ૩૬૬ ના ઠરાવમાં ખુલાસો કરેલો છે તે પ્રમાણે વળી જુઓ ઇમબીમીકોયા વી. કાકુનત (૧૮૭૬) ૧ મ. ૩૯૧ ) તેમાં વળી વીશેશે કરીને જીતેલા હરકત લેનાર મારી પાસેથી કબજા સાથેનો ગીરો રાખનાર છે એવુ હુકમનામાના દેણદારે કહેલુ હોય ત્યારે એક વર્ષની મુદત લાગુ થતી નથી ( ચેરીયાકછ વી. વાયાકા ( ૧૮૭૦ ) ૬ મ. હા. કો. ૪૧૬ ) તેમ એક બીજા શખસે જે મીલકત છુટી કરેલી છે તે હુકમનામાના દેણદારની છે એવુ ઠરાવ્યા બાબતનુ હુકમનામુ હરકત લેનાર ઉપર મેળવેલુ તેથી તેણે તે હુકમનામું બજાવીને તે મીલકત ખરીદ કરેલી છે તેથી તેના ઉપર જપ્તી કરાવનાર લેણદારે દાવો કર્યો હતો તો તે દાવાને તે મુદત લાગુ થતી નથી ( ચીંતામણી વી. ઇશ્વરચંદ્ર ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. એપ. ૧૨૨; તેમ જે શખસ બજાવણીના કામમાં પક્ષકાર ના હોય તે પક્ષકારે કરેલા દાવાને તે લાગુ થતી નથી ( વેંકટ વી. સુબામા (૧૮૮૨ ) ૪ મ. ૧૭૮; સુર્યન વી. દુરગી ( ૧૮૮૪ ) ૭ મ. ૨૫૮ ) અથવા રૂલ ૬૦, ૬૧, ૬૨ પ્રમાણેના કામમાં જે શખસ પક્ષકાર થવાને ઘણો મોડો આવેલો હોય તેના કરેલા દાવાને ( રઘુનાથ દોસ વી. બૈદનાથ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૩૬૪; તેમ હરીફાઇ કરનારા દાવેદારોની વચેના દાવાને ( દુરગારામ વી. નરોસીંગ ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૧૩૪ ) તેમ એકાદા જે શખસની મીલકત જપ્ત કરાવેલી નથી એવુ બજાવણીના કામમાં ઠરાવેલુ હોય તે શખસના દાવાને ( પુલામા વી. પ્રદોશખ ( ૧૮૯૫ ) ૧૮ મ. ૩૧૬ ) તેમ એક દાવો કરનાર સ્ત્રીનો દાવો રદ કર્યા પછી તેણીએ કબજો જ્યારી રાખેલો હતો અને બીજી જપ્તીથી તે મીલકત વેચવામાં આવેલી હતી તેથી તે દાવો કરનાર સ્ત્રીએ કરેલા દાવાને તે લાગુ નથી ( લખીપ્રોય વી. ખઇરૂલા ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૩૬૭ ) જ્યારે મીલકત લેવાને દાવો ના હોય પણુ તેની ઉપજેલી રકમ લેવાને દાવો કરેલો હોય ત્યારે એક વર્ષની મુદત લાગુ થતી નથી ( ગુરૂદાસ પેન વી. રામનારાયણુ સાહુ ( ૧૮૮૩ ) લા. રી. ૧૧ ઇ. અ. ૫૯ ) પાછળથી વારસ થનારનો દાવો કરવાનો હક વિધવા મર્ણુ પામે ત્યારથી ઉતપન્ન થાય છે. તે વિધવાના ઉપરની બજાવણીના કામમાં તેણે કબજા બાબત એક અરજી કરેલી હતી પણુ તેમાં તે હારેલો હતો અને આ રૂલ ( જુના કાયદાની ક. ૨૮૩ ) પ્રમાણે તેણે દાવો કરેલો ના હોય તે હકીકતથી તેને એક રેગ્યુલર દાવો કરવાને અટકાવ થતો નથી ( તાઇ વી. લાડુ ( ૧૮૯૬ ) ૨૦ મું. ૮૦૧ ) એક હુકમનામાની બજાવણીમાં દેખીતી રીતે મીલકત વેચવામાં આવેલી પણુ ખરી તે જે હુકમનામાથી તે મીલકત વેચાએલી હતી તે હુકમનામાથીજ તે મીલકત વેચવાને અખત્યાર આપેલો હતો તેથી તે મીલકત લેવાના દાવાને સને ૧૮૭૭ ના એકટ ૧૫ ના પરીશીષ્ટ ૨ ની આ. ૧૨ ની રકમ (બ) લાગુ થતી નથી ( નઝરઅલી

વી. કેદારનાથ ( ૧૮૯૭ ) ૧૯ અ. ૩૦૮ ) અને જ્યારે દાવેદારે પોતાને હુકમનામાનો દેણદાર એક વેચાંણુ ખત લખી આપે અને તે રજીસ્ટર કરાવીને રજુ કરવા સારૂ વેચાંણુ બંધ રાખવાને એક અરજી કરેલી હતી ત્યારે ઠરાવેલુ છે કે જેને એક વર્ષની મુદત લાગુ થતી નથી ( મખવલાલ વી. કુંદનલાલ ( ૧૮૭૫ ) ૧૫ બં. લા. રી. ૨૨૮; ૨૪ વી. રી. ૭૫; લા. રી. ૨ ઈ. અ. ૨૧૦ )

**બજાવણીમાં મદદ કરવાનો ઇલાજ.**--એકાદા દાવામાં કરેલો હુકમ રદ કરવાને કરેલો દાવો તે બજાવણીમાં મદદ તરીકેનો ઇલાજ નથી ( પાંમુનંદન વી. ભગુલાલ (૧૮૯૦) ૧૭ ક. ૨૫૮.

### સામાન્યતઃ વેચાણ વિશે.

જપ્ત થએલી મિલકત વેચવાનો અને જે ઉપજે તે હક્કદારને આપવાનો હુકમ કરવાનો અખત્યાર.

**૬૪.** પોતે જપ્ત કરેલી અને વેચાવાને પાત્ર હોય એવી કોઇ મિલકત, અથવા હુકમનામાની ભરપાઇ સારૂ જરૂર જણાય તેટલો તે મિલકતનો ભાગ વેચવાનો, અને વેચાણુથી જે ઉપજે તે અથવા તેનો પુરતો ભાગ, હુકમનામા પ્રમાણે લેવાને જે પક્ષકાર હક્કદાર હોય તે પક્ષકારને આપવાનો, હુકમ કરવાને હુકમનામું બજાવનારી કોઇ પણ કોર્ટ મુખત્યાર છે. કલમ ૨૮૪

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૮૪

**ટીકા:**—આ રૂલ હા. કો. ને તથા જંગમ મીલકત સબંધીમાં પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**મુખત્યાર છે.**—એટલે હુકમનામું બજાવનારી કોરટે તે હુકમ કરવાનો છે એવો અર્થ થાય છે; પણ જ્યારે એકાદા હુકમનામાની બજાવણીમાં મીલકત વેચવામાં આવેલી હોય ત્યારે તે હુકમનામાવાળાના હુકમનામાની રૂઇએ તે મીલકત વેચાવવામાં આવેલી હોય તે હુકમનામાવાળાએ તે મીલકત જપ્ત કરવતા પહેલાં જે હુકમનામાવાળાએ તે જપ્ત કરાવેલી હોય તેની ખાયસથી તે મીલકત ફરીથી વેચાવી શકાતી નથી ( કાશીનાથ વી. સુરબાનંદ ( ૧૮૮૬ ) ૧૨ ક. ૩૧૭ ઓ. ૪૧ રૂ. ૫ નો આ રૂલ અપવાદ નથી, ફાથુલપ વી. મનીયાપા ( ૧૮૮૩ ) ૬ મ. ૯૮ )

**પૈસા બાબતનુ હુકમનામું,**—એકાદુ પૈસા બાબતનુ હુકમનામું વેચી શકાતું નથી ( જોતીદ્રનાથ ચોધરી વી. દવારકાનાથદે ( ૧૮૯૩ ) ૨૦ ક. ૧૧૧ ) જુઓ રૂ. ૫૩ ની નોટ " હુકમનામાનું વેચાંણુ "

વેચાણનું કામ કોણે અને શી રીતે કરવું

**૬૫.** બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, હુકમનામાં બજાવવામાં વેચાણ કરવું પડે તે દરેક વેચાણ કોરટના કોઈ અમલદારે અથવા કોરટ આ અર્થે નીમે તેવા બીજા કોઇ શખસે કરવું; અને, તે વેચાણ ઠરાવેલી રીતે જાહેર લીલામથી કરવું. કલમ ૨૮૬

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૨૮૬

**ટીકા**—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**હકુમત.**—હકુમત વીના કરેલા હુકમનામાની રૂએ કરેલા વેચાણ તે કારણથી રદ કરેલાં છે, માટે તે રદ બાતલ છે (જદુનાથ વી. બ્રજનાથ (૧૮૭૦) ૬ બં. લા. રી. એપ. ૫૦) અને તેજ પ્રમાણે મુદતની જે હુકમનામાને હરકત હોય તે હુકમનામાથી જે વેચાંણુ કરેલાં હોય તે છે (ગોલામ અસગર વી. લખીમણી દેબી (૧૮૭૦) ૬ બં. લા. રી. એપ. ૯૦) પણ વેચાંણુ વખતે તે હુકમનામાની મુદત ગએલી હતી, એવુ શાબેત કરવાને જુદો દાવો ચાલતો નથી (નજાબતઅલી વી. મોહાબશીરૂલા (૧૮૭૩) ૧૧ બં. લા. રી. ૪૨)

**નોટીસ**--જ્યારે એક કોરટે એક વેચાંણુ મુલત્વી રાખેલુ પણુ વખતસર નાઝરને ખબર પોહોંચેલી નહી તેથી તેમણે મીલકત વેચી ઠરાવ્યુ છે કે તે વેચાંણુ નીરર્થક છે (સંતલાલ વી. ઉમરાવ નીસા (૧૮૯૦) ૧૨ અ. ૯૬; અને જુઓ ઝેનુલાબદીન વી. મહમદ (૧૮૮૮) ૧૦ અ. ૧૬૬)

**કોર્ટ નીમે**—"જેને કોરટ નીમે" એ શબ્દો "કોઇ બીજા શખસ" નેજ લાગુ છે એટલુજ નહી પણુ "કોરટના અમલદાર" ને પણુ લાગુ છે; જો તેમ ના હોય તો હરકોઇ અ-મલદાર કાંઇ અખત્યાર વીના બજાવણીમાં મીલકત વેચવાનુ પોતાને શીર રાખે માટે એક સ-બોર્ડીનેટ જડજની ગેરહાજરીમાં જો એક જીલ્લા જડજને વેચાંણુ ચલાવવાનુ હોય તો વાસ્ત-વીક નુકશાનની સાબેતી વીના તે રદ કરવામાં આવે છે (જદુનાથરોય વી. રામબક્ષ (૧૮૬૯) ૧૨ વી. રી. ૨૩૮) પણુ જ્યારે એક મુનશીફ ધણી મંદગીને લીધે ગેરહાજર હતા તેથી તેમણે પોતાના પેશકરને એક વેચાણુ ચલાવવાનો અખત્યાર આપેલો હતો તેથી તે વેચાંણુ બાહાલ રાખવામાં આવેલુ છે; કારણુ કે તેમાં વાસ્તવીક રીતના નુકશાનનો કાંઇ પુરાવ નથી (અમરચંદદાસ વી. સુરમનીસા વી. રી. (૧૮૬૪) પા. ૪૪)

એક લેણદારે અને તેના એટર્નીએ શેરીફને મીલકત જપ્ત કરવાને ફરમાવેલુ હોય તેથી તે મીલકત વેચવાને શેરીફ તે લેણદારના એજંટ થતા નથી (દોરાબઅલી વી. મોહાઉદીન (૧૮૭૮) ૩ ક. ૮૦૬; ૬ ક. ૩૫૬)

**૬૬.** (૧) હુકમનામાની બજાવણીમાં કોઇ મિલકત જાહેર લીલામ-થી વેચવાનો હુકમ કર્યો હોય ત્યારે, કોરટે, કરવા ધારેલા વેચાણનું જાહેરનામું તે કોર્ટ-ની ભાષામાં કઢાવવું. કલમ ૨૮૭

જાહેર લીલામની કરવાના વેચાણનું જા હેરનામું.

(૨) એવું જાહેરનામું હુકમનામાવાળાને તથા હુકમનામાના દેણદારને નોટીસ આપ્યા પછી તૈયાર કરવું અને તેમાં વેચવાનો વખત તથા ઠેકાણું જણાવવું, તથા નીચેનો મજકુર બની શકે તેટલી સ્પષ્ટરીતે અને ચોકસાઇ-થી તેમાં જણાવવો.—

(અ) વેચવાની મિલકત;

(બ) વેચવાની મિલકત, સરકારને મેહેસુલ ભરનારી ઇસ્ટેટમાંનો અથવા તેના કંઇ ભાગમાંનો હક્કસંબંધ હોય તો, તે ઇસ્ટેટ અથવા તેના ભાગ ઉપર ઠરાવેલો જમાબંદી આકાર;

(ક) મિલકત ઉપર કંઇ બોજો હોય તો તે;

(ઠ) જે રકમ લેવાને વાસ્તે વેચવાનો હુકમ કર્યો હોય તે; અને

(ઇ) મિલકતનિ કિંમત તથા સ્વરૂપનો વિચાર આવવાને ખરીદદારને જે બીજી બાબતો જાણવાની જરૂર છે એમ કોરટને જણાય તેવી દરેક બાબત.

(૩) આ કાનુન મુજબ વેચાણ કરવાના હુકમ માટેની દરેક અરજીની સાથે એક પત્રક જોડવું જોઇએ અને પ્લીડીંગ ઉપર સહી કરવાની તથા તે ખરૂં હોવાનો એકરાર કરવાની આમાં આગળ જે રીત ઠરાવી છે તે રીતે એવા પત્રક ઉપર સહી કરવી તથા તે ખરૂં હોવાનો એકરાર કરવો, અને જાહેરનામામાં પેટા કાનુન (૨) મુજબ જે જે બાબતો લખવાની છે તે તે બાબતો એવો એકરાર કરનાર શખસને માલમ હોય અથવા તે નક્કી કરી શકે એમ હોય તેટલે સુધી એવા પત્રકમાં લખવી જોઇએ.

(૪) સદરહુ જાહેરનામામાં જણાવવાની બાબતો નક્કી કરવા સારૂ, જરૂર લાગે તેવા કોઇ શખસને સમન કાઢવાને, તથા તેની કોઇ બાબતો વિશે તેની જબાની લેવાને તથા તે બાબતો વિશે તેના કબજામાં કે અખત્યારમાં હોય તેવા દસ્તાવેજો હાજર કરવાનો તેને હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૮૭.

**ટીકા:**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**નીરર્થક વેચાણ.**—જે વેચાણો બાબત આ રૂલનો હેતુ છે તે હુકમનામાની બજાવણીમાં જે વેચાણ કરવાનાં તે છે, માટે તે વીશે જે કામ ચલાવવાની રીતી અને નીયમો ઘડેલા છે તે તે એવી ધારણાથી ઘડેલા છે કે જે મીલકત વેચવાની છે તે જપ્ત કરેલી છે (દીનોનાથ રફીત વી. મતીલાલ (૧૮૬૨) ૧ હાઇડ ૧૫૮) અને જે મીલકત જપ્ત કરવામાં આવેલી ના હોય અને જાહેરનામા તે બાબત કરેલાં ના હોય તો તે વેચી શકાતી નથી (રામ અનુગ્રહ વી. મંતોરન (૧૮૬૬) ૬ વી. રી. ૨૨૩; ફીદાહુસન વી. કુતુબ (૧૮૮ ) ૭ અ. ૩૮; વીરૂધ-કીશોરીમોહન વી. મહમદ (૧૮૯૧) ૧૮ ક. ૧૮૮; (૧૮૯૫) ૨૨ ક ૯૦૯; લા. રી. ૨૨ ઈ. અ. ૧૨૯) અને જ્યારે વાદીએ ફેસલો થતા અવલ જપ્તી કરાવેલી હોય અને તેનો દાવો કાહાડી નાંખવામાં આવે, પણ અપીલ કરવાથી તેમાં હુકમનામું કરવામાં આવે તો, ઠરાવ્યુ છે કે બીજી જપ્તી કરયા વીના વેચાણ કરેલુ હોય તો તે નીરર્થક છે (રામચંદ વી. પીતમ (૧૮૮૮) ૧૦ અ. ૫૦૬) એક ગીરોના હુકમનામાની રૂઇએ જે કામમાં વેચાણ કરવામાં આવેલુ હોય અને એક દાવેદારે એવી હરકત લીધી હોય કે તે મીલકત પ્રથમ મને ખાનગી રાહે વેચાણ આપેલી છે તો તે કામને આ રૂલ લાગુ થતી નથી (હીમતરામ વી. ખુશાલ જેઠીરામ (૧૮૮૪) ૧૮ મુ. ૯૮).

**માલેક. પ્રતીબંધ**—જો ખરો માલેક જો એક પક્ષકાર ના હોયતો તે આગળ આવવાને બંધાએલો નથી અને જેથી તે બંધનમાં આવે તેવુ તે કાંઈ કરે નહી તો તે વેચાણથી તેને હરકત થતી નથી (બીશવંતઆપા વી. રાણુ (૧૮૮૫) ૯ મું. ૮૬. પા. ૯૧)

જાહેરનામુ—જાહેરનામુ કાહાડવાનો હેતુ જે શખસો ખરીદ કરવાને ઇરાદો રાખતા હોય તે શખસોને ખબર આપવાનો છે, અને હુકમનામાના દેણદારને ખબર આપવાનો નથી (લાયકરામ વી. મહેશ (૧૮૬૯) ૧૨ વી. રી ૪૮૮) તેઓને એવી ખબર આપવાની છે કે શું વેચવાનુ છે અને જે પક્ષકારોનો હક સબંધ અને હીત વેચવાનાં હોય તેઓનાં નામની ખબર આપવાની છે અને જે પક્ષકારો તે વેચાણ વખતે હાજર હોય તે પક્ષકારો તેની પાછળ જવાને બંધાએલા નથી અને હુકમનામાના મજકુરની માહીતીથી તે બંધાઇ શકતા નથી. (અબદુલ કરીમ વી. જાનઅલ્લી (૧૮૭૨) ૧૮ વી. રી. ૫૬) આ ઠરાવમાં ઇશાનચંદ્ર મીતર વી. બક્ષઅલ્લી (૧૮૬૩) માર્શ ૬૧૪) ના ઠરાવમાં નીચે પ્રમાણે બતાવેલું છે તેથી જુદા ચાલવામાં આવેલુ છે. જે પક્ષકારો તે હરરાજીમાં ગએલા હતા તે પક્ષકારોએ જો તે હુકમનામુ જોએલુ હોત તો, જે કરજ બાબત તે લીલામ કરવાનુ હતુ તે કરજ તે વિધવાનુ નહોતુ પણ જગમોહનનુ કરજ હતું કારણ કે ખરી રીતે જગમોહન દેણદાર હતો અને તે વિધવાના ઉપર ફક્ત વારસ તરીકે દાવો કરેલો હતો. પણ આ કામમાં ચીફજસ્ટીસ વી. કોક સાહેબે નીયમ બતાવેલો છે તે પ્રીવીકૌનસીલે સ્પષ્ટ રીતે મંજુર રાખીને બાહાલ રાખેલો છે (દરભંગાના વહીવટદાર વી. રામાપતસીંગ (૧૮૭૨) ૧૦ બં. લા. રી. ૨૯૪) ૧૭ [illegible] રી. ૪૫૯) અને એક પાછળના કામમાં ૧૮ વી. રી. માં જે ફેસલો છે તે પ્રમાણે ચાલવાને એક બીજા બેંચે ના કહેલી છે અને ઠરાવેલુ છે કે માર્શલ રીપોર્ટમાં જે ઠરાવ છે તે સારો કાયદાનો નીયમ છે (નઝીરત વી. અમીરૂદીન (૧૮૭૫) ૨૪ વી રી. ૩ વળી જુઓ હલખોરીલાલ વી. શીવચર્ણ (૧૮૭૫) ૨૪ વી. રી. ૧૦૯) અને એક બજાવણીમાં થએલા લીલામ જે વેચવાનુ હતું તે બાબત જાહેરનામાની શરત અને જે વેચવામાં આવેલુ તેના સર્ટીફીકટની વચમાં તફાવત હોવાથી કલકતા હાયકોરટે ઠરાવેલુ છે કે તે તફાવતથી જે નીરપરાધી ત્રીજા પક્ષકારોના હકને હરકત થએલી છે તે પક્ષકારોના દાવાની બ્યવસ્થા કરવાને તે જાહેરનામું ચડતા દરજ્જાનો આધાર સમજવાનો છે (ઉમાચર્ણસેન વી. ગોબીદચંદ્ર મોઝુમદાર (૧૮૭૭) ૧ ક. લા. રી. ૪૬૦) તોપણ જુઓ આગળના કાયદાની ક. ૩૧૬ (ક. ૬૫ અને ઓ. ૨૧ રૂ. ૯૪) પ્રમાણેના ઠરાવો જે દાવાઓ પક્ષકારોએ કબુલ કરેલા હોય અથવા હુકમનામાથી સ્થાપીત થએલા હોય તે દાવાઓ તે મીલકત ઉપરની જવાબદારી તરીકે જાહેરનામામાં દાખલ કરવા જોઇએ, પછી જો કે તે ફક્ત આ ઠરાવ પ્રમાણેની તજવીજમાં કોરટના જાણવામાં આવેલા હોય અને તે બાબત રૂ. ૬૬ પ્રમાણે એકાદો હુકમ કરેલો ના હોય તો પણ હરકત નથી (શતાપા ગેહ્દામબરાયા વી. સુબરાવરામચંદ્ર (૧૮૯૪) ૧૮ મું. ૧૭૫) લીલામના જાહેરનામામાં જે હક બતાવ્યાનો ભાગ હોય તેથી તે દસ્તાવેજની અંદર તે મીલકતનુ જે વર્ણન હોય તે રદ કરવાને બસ નથી (દવારકાનાથ વી. અલોકચંદ્ર (૧૯૮૩) ૯ ક. ૬૪૧) આ રૂલમાં બતાવેલી વીગત તે જાહેરનામામાં બતાવવી જોઇએ; કારણ કે તેમાંની એકાદી બાબત બતાવેલી ના હોય અને તેથી વાસ્તવીક રીતનુ નુકશાન થએલું હોય તો, તેથી તે વેચાણ રદ કરવાને એક કારણ થાય છે; જો તેમ ના હોય તેથી કારણ બનતું નથી (અરૂનાચેલમ વી. અરૂનાચેલમ (૧૮૮૯) ૧૨ મ. ૧૯) માટે તે જાહેરનામામાં "જમાં" અને હુકમનામાવાળાનુ નામ બતાવેલું ના હોય તો તેથી દેણદારને નુકશાન થયા શીવાય એકાદુ વેચાણ રદ થતુ નથી (ભુપસીંગ વી. ગૌરીમલ સ. દા. વા. પ્રાં. ૧૮૬૦ પા. ૫૩૩) જ્યારે બે હુકમનામા કરાવનારા શખસો તેમાંના એક હુકમનામાની બજાવણીમાં મીલકત જપ્ત કરાવે તો તેનો વળી

વેચાણના જાહેરનામામાં એવું બતારવાવાનો હક છે કે મારા બીજા હુકમનામાનું ભરપાયા કરવાને તેની તેજ મીલકત વેચાવવા લાયક છે એવો હું દાવો રાખુ છું ( ભોલાફીલાલ વી. ખરકધારી ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૭૯ ) જ્યારે તેના તેજ લેહેણા બાબતના હક્તાના ગીરોવાળાઓ જુદા જુદા હુકમનામા મેળવે ત્યારે તે બીજા હુકમનામાની જવાબદારી સાથે એક હુકમનામાની રૂઇએ તે ગીરોવાળી મીલકત વેચાવવી ના જોઇએ, પણ તેજ હુકમનામાથી વેચાવવી જોઇએ ( ડોસીબાઇ વી. ઇશ્વરદાસ ( ૧૮૯૧ ) ૧૫ મું. ૨૨૨ ); લા. રી. ૧૮ ઈ. અ. ૨૨, ૧૪૬ ) પણ એક પૈસા બાબતના હુકમનામાની રૂઇએ ગીરો રાખનારે ગીરોવાળી મીલકત વેચાવેલી પણ તે વેચાણ ગીરોનો હક્ક સબંધ લીલામ વખતે જાહેર કરવામાં આવેલો નહોતો; ઠરાવ્યું છે કે તે ગીરોની વાત પ્રસીધ નહી કરવાથી તે પ્રતીબંધ તરીકે ગણી શકાતુ નથી, અને તે ગીરો રજીસ્ટર હોવાથી નોટીસ આપેલી થાય છે. સબબ તે લીલામમાંથી ખરીદ કરનાર તે ગીરોથી બંધાએલો છે ( ઘોંડો વી. રાવજી ( ૧૮૯૬ ) ૨૦ મું ૨૦૯; પણ જુઓ માર્તંડ વી. ઘોંડો ( ૧૮૯૮ ) ૨૨ મું. ૬૨૪; અને રામચંદ્ર વી. જયરામ ( ૧૮૫૮ ) ૨૨ મું. ૬૮૬; અને રૂ ૧૩ ની નોટ પાછળ )

**સાંથના હુકમનામા.**—જમીનો હુકમ અને વેચાણના જાહેરનામા સાથેજ કાહાડવાં જોઇએ. તે જાહેરનામામાં કાંઇક વધારાની વીગત આપવી જોઇએ ( જુઓ સને ૧૮૮૫ ના એકટ ૮ ની ક. ૧૬૩ ).

**જે મીલકત વેચવાની હોય તેની કીંમત**—લીલામના જાહેરનામામાં આ બતાવવી જોઇએ. ( રામેશરપ્રસાદ વી. શામકીશન ( ૧૮૮૨ ) ૮ ક વી. નો. ૨૫૭; તે પ્રમાણે નથી—કાશીપ્રસાદસીંગ વી દુલીપનારાયણ શાહા (૧૯૦૩) ૮ ક વી. નો. ૨૬૪. પણ જુઓ સોરેંદ્રમોહનટાગોર વી. હરકચંદ ( ૧૯૦૮ ) ૧૨ ક. વી. નો. ૫૪૨ ) તે કીમત તે જાહેરનામામાં પ્રસીધ કરવાની જરૂર છે એવો કાયદાનો કાંઇ નીયમ નથી ( સોહતચંદ વી. ફુલકુંવર ( ૧૮૯૮ ) ૨૦ અ. ૪૧૨; લા. રી ૨૫ ઇ. અ. ૧૪૬, ૨ ક. વી નો. ૫૫૦ )

**હુકમઃ જવાબદારી**—એક પૈસા બાબતના હુકમનામા ઉપરથી જપ્તી કરીને વેચાણનો હુકમ કરવાથી તે મીલકત ઉપર બળવાન રીતની જવાબદારી ઉત્પન્ન થાય છે ( સુરજબંસી કુંવર વી. શીવપ્રસાદ ( ૧૮૮૦ ) ૫ ક, ૧૪૮; લા. રી. ૬ ઇ. અ. ૮૮; બાલકીશન વી. સીતારામ ( ૧૮૮૫ ) ૭ અ. ૭૩૧; માધોપ્રસાદ વી. મહેરબાન ( ૧૮૯૧ ) ૧૮ ક. ૧૫૭; લા. રી. ૧૭ ઇ. અ. ૧૯૪ ). ગીરોખતની રૂઇએ પૈશા બાબતનુ હુકમનામું હોયતો તેથી તે જવાબદારી ઉત્પન્ન થતી નથી ( રાધાકાંત વી. સદાકત મહમદ (૧૮૮૧) ૨૧ વી. રી. ૮૬ ).

**અર્થ.**—જમીનના કબજા બાબતના એક હુકમનામાના વેચાણથી દેણદારની જે દરમીયાન ઉપજ લહેણી થએલી હોય તે, તે હુકમનામા સાથે મળતી નથી ( ગણેશલાલ તેવારી ( ૧૮૮૧ ) ૬ ક. ૨૧૩ ). અને થોહુક હુકમનાસુ બજાવેલુ હોય તે વેચવા આવેલુ હોય તો, તે ખરીદદાર બાકીનુ જે બાબત અમલ કરવાને રહેલુ હોય તેજ બામત ફક્ત તે ખરીદ કરનાર બજાવી શકે છે (હીરાચંદ્ર વી. જીબનેસ્વરી ( ૧૮૮૧ ) ૬ ક. ૨૪૩).

**વેચાણમાં ભુલ.**—હુકમનામાથી જે મીલકત વેચાવવાની ના હોય તે મીલકત વેચવાને જો કોરટ ફરમાવે તો તેથી જે શખસ નારાજી થએલો હોય તે શખશ એક રેગ્યુલર દાવો કરી તે મીલકત લેઇ શકે છે ( આરામેથમ વી. લછમીપત ( ૧૮૭૯ ) ૪ ક. ૧૪૨); દારબઅલ્લી વી. મોહીઉદ્દીનનો એકઝીકયુટર ( ૧૮૭૮ ) ૩ ક. ૮૦૬ ). અને જે હીત હોય નહી તે

હીત હુકમનામાના દેણદારનું છે, એવુ જો લીલામના જાહેરનામામાં નક્કી બતાવવામાં આવે અને નાણાં શેરીફને આપેલાં હોય અથવા બજાવણીમાં લેણદારને આપેલાં હોય તો પણ તેની પાસેથી તે ખરીદદાર લેઇ શકે છે ( ફ્રામજી બેહનજી વી. હોરમસજી ( ૧૮૭૮ ) ૨ મું. ૨૫૮ ( જે મીલકત વેચાવવાને માગેલી હોય તે જો લહેણુ હોય અને જે દેણદાર કહેવામાં આવેલો હોય તે દેણદાર તરફથી કોરટને ખબર મળી હોય કે કાંઇ દેવુ છે નહી તો તે દેવુ છે કીંવા નહી તે વીશે કોરટે પોતાની ખાત્રી કરવી જોઇએ, અને જો કોરટનો એવો નીશ્ચય થાય કે કાંઇ લહેણું છે નહીતો તેમણે વેચાણુ કરવું છોડી દેવુ જોઇએ ( હરીલાલ વી. અભેસંગ ( ૧૮૮૦ ) ૪ મું. ૩૨૩ ), પણ દેણદારે તે દેવુ કોરટમાં શા વાસ્તે ભરવુના જોઇએ તેનુ કારણુ કોરટ દેણદારને પુછી શકતી નથી ( સીરાયા વી. મકનાચેરી ( ૧૮૮૭ ) ૧૦ મ. ૧૫૮ ).

જો કોરટના માનવામાં એવુ આવે કે જે મીલકત વેચવાની છે તે જમીનના કબજાનો હક છે તો ત હકીકત જાહેરનામામાં બતાવવાની ફરજ છે ( બાસદેવપ્રસાદ વી. જગતરામ ( ૧૯૦૫ ) ૨૭ અ. ૬૮૪ ).

**વારસ વકી .**—જે કામોમાં દેખીતુ હોય કે હુકમનામાના દેણદાર ઉપર વારસ વકીલ તરીકે દાવો કરેલો હોવો જોઇએ તેથી હુકમનામાના દેણદારનુ હીત કદી દેખીતી રીતે જે બીજા શખસો પક્ષકાર ના હોય તો બીજા શખસનુ હીત તે કામોમાં વેચવાને પરવાનગી આપેલી હોય છે, પણ તે વેચાણુ બાબત જે શખસે તકરાર કરેલી હોય તે શખસ જે લહેણા બાબત તે હુકમનામુ કરવામાં આવેલુ હોય તે દેવુ આપવાને બંધાએલો હોય તે શીવાય તે પરવાનગી આપવામાં આવેલી હોય છે ( લકીમાહાતન વી. અજાયબલાલ ( ૧૮૭૮ ) ૪ ક. લા.રી.૪૬૫).

**મહેસુલનો આકાર ઠરાવેલો હોય તે**--મેહેસુલ બતાવવામાં આવેલુ ના હોય તે એક ગીરશીરસ્તે છે, પણ જ્યારે લીલામ રદ કરવાને માગવામાં આવે ત્યારે આ હરકત અસલ કોરટમાં લેવી જોઇએ ( મેકનાટન વી માહાબીરપ્રસાદ ( ૧૮૮૩ ) ૯ ક. ૬૫૬ )

**કોઇ હકનો બોજો**--ગીરોની બાબતમાં જે ગીરો ઉપરનુ લહેણું વસુલ થયા વીનાનુ હોય તે બતાવવુ જોઇએ ( મેઘલાલપુરી વી શીવપ્રસાદ ( ૧૮૮૧ ) ૭ ક. ૪૧ ) જો હકનો બોજો છે એમ હુકમનામાવાળો જાણુતો હોય પણુ તે પ્રસીધ કરે નહી તો તે હક વીના જમીન આપવામાં આવે છે ( કસ્તુરા વી. વેંકટ ચેલાપથી ( ૧૮૯૨ ) ૧૫ મ. ૪૧૨; વળી જુઓ નરસીંગ નારાયણુ વી રઘુબરસીંગ ( ૧૮૮૪ ) ૧૦ ક. ૬૦૯) એક ગીરોની રૂઇએ લહેણી રકમ હોય તે કરતાં વધારે રકમ વેચાણુના જાહેરનામામાં બતાવેલી હોય તો તેના અસર વીશે જુઓ શેઠ ગોકળદાસ વી. મુરલી ( ૧૮૭૮ ) ૩ ક. ૬૦૨ ) એક ગીરો રાખનારે ગીરો આપનાર ઉપર પૈસા બાબત એક હુકમનામુ મેળવેલુ તેની બજાવણીમાં થએલા લીલામમાંથી એક ત્રીજા શખસે શુધબુદ્ધીથી ગીરોવાળી મીલકત ખરીદ કરેલી, માટે તે વેચાણુ ગીરોના હક સાથેનુ તે વેચાણુ ના હોય તો તે ગીરોના હક વીના તે ખરીદ કરનાર સારો હક મેળવે છે ( હુસન વી. શંકરગીરી ( ૧૮૯૯ ) ૨૩ મુ. ૧૧૯ ) લીલામના જાહેરનામામાં તે હકના બોજા બતાવેલા ના હોય તો તે રૂલ ૯૦ પ્રમાણે અગત્યનુ ગેરરીરસ્તે છે ( મોતીલાલરાય વી. ભવાનીકુમારી ( ૧૯૦૧ ) ૬ ક વી. નો. ૮૩૬ ) હકના બોજા પ્રસીધ કરવા જોઇએ તે હુકમનામાવાળાની ફરજ છે ( ગોરીબાલા દેબીયા વી. મીનાકુમારી ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો. ૪૮૭ ).

**ખરીદ કરનારને અગત્યની જાણવાની બાબત.**—પેટા રૂલ ધ. ના હેતુ પ્રમાણે મીલકતની કીંમત તે એક અગત્યની બાબત છે ( શીવસામી નાયકર વી. રત્નાસામી નાયકર ( ૧૯૦૦ ) ૨૩ મ. ૫૬૮; સદાદતનંદ વી. ફુલકુંવર ( ૧૮૯૮ ) ૨૦ અ. ૪૧૨; ૨ ક. વી. નો. ૫૫૦; લા. રી. ૨૫ ઈ. અ. ૧૪૮ ) તેવીજ રીતે જે મીલકત વેચાવાને માગેલી હોય તે મીલકત સબંધી લેણી થયેલી સાંથની બાકી અગત્યની બાબત છે ( ગીરીબાલા દેબીયા વી. મીનાકુંવારી ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો. ૪૯૭ ) મીલકતની કીંમત મુકરર કરવામાં અભવાબ વીચારમાં લેવો ન જોઇએ ( સશીભુશણ વી. અહમદહુસેન ( ૧૯૦૨ ) ૭ ક. વી. નો. ૪૩૯) રૂ. ૬૬ (ધ) પ્રમાણે હુકમનામાના દેણદારની અરજ ઉપરથી જે મીલકત વેચવાની હોય તે મીલકતની કીંમતની તજવીજ કરવામાં તે બાબત પુરાવ લઇને ફેસલો કરવાની હુકમનામું બજાવનારી કોરટને જરૂર નથી ( કાશીપ્રસાદ વી. જમનાપ્રસાદ ( ૧૯૦૪ ) ૩૧ ક. ૯૨૨; ૮ ક. વી. નો. ૨૬૪; પણ જુઓ રામેશ્વરપ્રસાદ વી. સામકીશન ( ૧૯૦૧ ) ૮ ક. વી. નો. ૨૫૭ )

**એકાદી મીલકતના ભાગ.**—" એક મીલકતનો ભાગ " એટલે નીઃશેષ બાજક ભાગ છે. ( કાનીપ્રસન્નઘોઝ વી. દીનોનાથ મલીક ( ૧૮૯૩ ) ૧૧ બં. લા. રી. ૫૬; ૧૯ વી. રી. ૪૩૪ )

**વેચાણનો વખત અને જગ્યા.**—વેચાણના જાહેરનામામાં જે દીવસે મુકરર કરેલો તેહવાર ન હોય અથવા હાઇકોરટના હુકમથી જે દીવસે કોરટો બંધ ન હોય તેવો એક દીવસ વેચાણના જાહેરનામામાં લીલામ કરવાને ઠરાવવો જોઇએ; કારણ કે આ દીવસોએ જો વેચાણ કરવામાં આવે તો તે ગેરકાયદે છે. ( હરો જમાદાર વી. જાદબચંદ્ર હોલદાર ( ૧૮૯૫ ) ૩ વી. રી. પ્રા. ૨૪ ) અને તે તારીખ પહેલાં કાંઇ લીલામ થઇ શકતું નથી ( જુમક ચોધરી વી. રાધાપ્રસાદ ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૩૨૮ ) અથવા મુકરર કરેલા કલાક પહેલાં થઇ શકતું નથી ( બાશરૂતુલ્લા વી. ઉમાચરણ ( ૧૮૮૯ ) ૧૬ ક. ૭૯૪ ) જાહેરનામું કર્યા પછી એક ત્રીજા પક્ષકારને તે મીલકતનો ભાગ છોડી દીધેલો હોય ( શીવપ્રકાસ વી. સરદારદયાળ ( ૧૮૭૮ ) ૩ ક. ૫૪૪ ) અથવા મુકરર કરેલી તારીખે જો તે લીલામ ના થાય અને તે બંધ રાખવાની જરૂર પડે તો સામાન્ય નીયમ એવો છે કે નવા જાહેરનામાં કહાડવાં જોઇએ કારણ કે પ્રથમ દર્શનીક રીતે યોગ્ય રીતે જાહેર કર્યા શીવાય એકાદું લીલામ કરવામાં આવે તો તે દેણદારને હરકતકારક છે ( સાનવલસીંગ વા. માંખનપાંડે ( ૧૮૭૨ ) ૨ અ. હા. કો. ૧૪૩ ) પણ જુઓ " વાસ્તવીક રીતનુ નુકશાન " રૂ. ૯૦ જો મુદત વીનાનુ તે બંધ રાખવામાં આવેલું હોય (અખયચંદ્ર વી. અર્સકીન અને કં. ( ૧૮૬૫ ) ૩ વી. રી. પ્રા. ૧૧ ) અથવા બંધ રાખવાનો હુકમ થયા પછી અસલ ઠરાવેલી તારીખે જો લીલામ કરવામાં આવેલું હોય ( ટીકેટરાય વી. મીરજામંદે ( ૧૮૫૬ ) સ. ડ. વા. પ્રાં. ૩૨૨ ); અથવા જે તારીખ સુધી બધ રાખેલું હોય તે તારીખ પહેલાં કોઇ દીવસે કરવામાં આવેલુ હોય ( ઝુમકચોધરી વી. રાધાપ્રસાદ (૧૮૭૬) ૨૫ વી. રી. ૩૨૮ ) અને દેણદારે પોતાની વર્તણુકથી અથવા કરાર કરીને ગેરશીરસ્તે થયા બાબત હરકત લેવાનો પ્રતીબંધ કરેલો ના હોય ( પુરૂલાહુસેન વી. અમાતલ ફાતમા ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૩૪ હરદેવ નારાયણ વી. ગીરધારી ( ૧૮૭૩ ) ૧૯ વી. રી. ૨૨૭ ) તો નવું જાહેરનામું કહાડવું જોઇએ; અને એક મહિનો બંધ રાખવાના કરારથી નવું જાહેરનામું કહાડયા વગર ત્યાર પછી કેટલાક અઠવાડીયાંએ લીલામ કરવામાં આવે તે વ્યાજબી નથી ( સશીમુખી વી. દારકાનાથ ( ૧૮૬૬ ) ૬ વી. રી. પ્રા. ૮૪ તો પણ જુઓ બીશન દયાળસીંગ વી. ખુદી-

મન વી. રી. ૧૮૬૪ પા. ૩૫૯ ) પણ જો તે ફકત એક દીવસને માટે બંધ રાખેલુ હોય અને ખુલ્લી કોરટમાં બંધ રાખેલું હોય ( રાસાવરીનાથ વી. ફકીરચંદ (૧૮૭૨) ૧૮ વી. રી. ૩૪૭) તો જો કે જાહેરનામું કહાડવામાં આવેલુ ના હોય તો પણ દેણુદાર પોતાને નુકશાન થયું છે એવું સાબીત ન કરે તો તે વેચાણ બહાલ રાખવામાં આવે છે ( અસ્કતુન્નીસા વી. ખુદેમુનીસા (૧૮૭૨ ) ૧૭ વી. રી. ૨૭૮; તો પણ જુઓ હરબનશાહી વી. ભૈરાપ્રસાદ ( ૧૮૮૬ ) ૫ ક. ૨૫૯ )

**તે પ્રમાણે બનાવેલી બાબત નક્કી કરવાની**—આ રૂલ પ્રમાણે તજવીજ ચાલતાની દરમીયાનમાં એકાદી હરકત લેવામાં આવી હોય તો તે રૂ. ૫૮ ના હેતુ પ્રમાણે નથી ભીખુબલ વી. બેમચંદ (૧૮૯૦) ૧૪ મું ૩૬૯; કાશીપ્રસાદસીંગ વી. દુલીપનારાયણ શાહુ ( ૧૯૦૩ ) ૮ ક. વી. નો. ૨૬૪ ) અમુક ગીરોના હક સાથે એક હુકમનામાની બજાવણીમાં વાદીએ મીલકત વેચાવેલી હતી અને તે હક સબંધી યોગ્ય રીતે તજવીજ કરીને તે મંજુર રાખવામાં આવેલો હતો. તોપણ તે લીલામ રદ કરવાને તથા ગીરોના હક વગર તે મીલકત ફરીથી વચવાને તેણે આ દાવો કરેલો હતો. ઠરાવ્યું છે કે માગેલી તે દાદ મળવાનો તેનો હક નથી. ( પરશોતમ વી. ગણેશ ( ૧૮૯૯ ) ૨૩ મું. ૭૫૯ )

**અપીલ**–આ રૂલ પ્રમાણે વેચાણના જાહેરનામામાં બતાવેલી મીલકતની કીંમતનો ક.૪૭ માં સમાસ થાય છે એવી હુકમનામાના દેણુદારની હરકત ના મંજુર કર્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે ( ગંગાપ્રસાદ વી. રાજકુમારસીંગ ( ૧૯૦૩ ) ૩૦ ક. ૬૧૭. વીરૂધ—જુઓ શીવ ગામી વી. સુબ્રમન્ય ( ૧૯૦૪ ) ૨૭ મ. ૨૫૯).

**બજાવણીની મદદમાં ઇલાજ**—વેચાણનુ જાહેરનામું કહાડવાને એકાદી અરજી તે બજાવણીમાં મદદ કર્યાના ઇલાજ તરીકે છે ( અંબીકાપ્રસાદ વી. સરધારીલાલ ( ૧૮૮૪ ) ૧૦ ક. ૮૫૧; પારશરામ વી. કાળીપદો ( ૧૮૯૦ ) ૧૭ ક. ૫૩; લાલરેડી વી. રાળાચંદ ( ૧૮૮૮ ) ૧૫ ક. ૩૬૩ ); જો તે અરજી સુખજીમાનીથી કરેલી હોય તો પણ તે બજાવણીમાં મદદ કર્યાના ઇલાજ તરીકે છે ( માણેકલાલ વી. નાથીયા ( ૧૮૯૧ ) ૧૫ મું ૪૦૫) તેમજ લીલામના જાહેરનામાની બજાવણી બાબત પ્રોસેસ ફી ભરવાની એકાદી અરજી છે ( નરેન્દ્રનાથ વી. ભુપેન્દ્ર ( ૧૮૯૬ ) ૨૩ ક. ૨૭૪ ).

**મુદત.**—આ રૂલ પ્રમાણે તજવીજ કરવા માટે નોટીસ કહાડવા સારૂ ફક્ત પ્રોસેસ ફી આપવામાં આવે અથવા જાહેરનામું કહાડવાને ખર્ચ આપવામાં આવે પણ તેની સાથે કાંઇ અરજી કરેલી ના હોય તો નવી મુદત શરૂ થતી નથી ( ઠાકરરામ વી. કટવારૂ ( ૧૯૦૦ ) ૨૨ અ ૩૫૮ ). ગીરોવાળી મીલકત વેચવાનુ એક હુકમનામું તા ૧૦ ઓગસ્ટ સને ૧૮૭૫ ને રોજ કરવામાં આવેલું હતું પણ સને ૧૮૮૨ના એકટ ૪ ની ક. ૮૯ પ્રમાણે તે વેચાણ બાબત કાંઇ છેવટનો હુકમ કરેલો નહોતો. તા. ૩૦ સપ્ટેબર સને ૧૮૮૬ ના રોજ કરેલો હુકમ તે વેચાણ બાબત છેવટનો સમજવો જોઇએ અને તેથી તે દરખાસ્તને મુદતની હરકત છે. ( વ્યંકટરાજુ વી. ચીનારામાયા ( ૧૯૦૧ ) ૨૪ મ. ૬૯૫ ).

**૬૭.** (૧) હરેક જાહેરનામું, બનતાં સુધી, ૫૪ મી કાનુનની પેટા કાનુન [૨] માં ઠરાવેલી રીતે કરવું તથા પ્રસિદ્ધ કરવું.

જાહેરનામું પ્રસિદ્ધ કરવાનો પ્રકાર.

કલમ ૨૮૭

(૨) સ્થાનિક સરકારી ગેઝીટમાં અથવા કોઇ સ્થાનિક વર્તમાનપત્રમાં અથવા તો બન્નેમાં તે જાહેરનામું પ્રસિદ્ધ કરવાને કોરટ ફરમાવે ત્યારે તેમ કરવું, અને તે રીતે પ્રસિદ્ધ કરવાનો ખરચ તે વેચાણનો ખરચ ગણવો.

(૩) જ્યારે મિલકત જુદી જુદી વેચવા સારૂ તેના લોટ કર્યા હોય ત્યારે, એવા દરેક લોટ સારૂ જુદું જુદું જાહેરનામું કાઢવાની જરૂર નથી, પણ જો કોરટના મત પ્રમાણે તે વેચાણની યોગ્ય નોટીસ બીજી રીતે આપી શકાય તેમ ન હોય, તો તેમ કરવું.

**સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૨૮૯**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કોને લાગુ છે.

બંગાળામાં સાંથની ચઢેલી બાકી બાબત વેચાણના જાહેરનામાની બજાવણી વીશે જુઓ બંગાળાના સને ૧૮૮૫ના સાંથના એક્ટની ક. ૧૬૩ ની રકમ ૩ ( ૩ )

**જુદા લોટો**—બધી મીલકતો ઉપર લીલામનુ જાહેરનામું યોગ્ય રીતે લગાવેલું નહોતું તે કારણથી એકાદુ લીલામ રદ કરવાની જરૂર નથી. આ ફક્ત ગેરશીરસ્તે છે ( જગરનાથ વી. દીપરાણીકૂંવર ( ૧૮૯૫ ) ૨૨ ક. ૮૭૧ ).

**ગેરશીરસ્તે.**—આ રૂલના ઠરાવોનો અમલ કરવામાં આવેલો ના હોય તેથી ફક્ત ગેરશીરસ્તે થાય છે ( નાનાકુમાર વી. ગોલાબચંદ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૪૨૨ )

**ગેઝીટમાં જાહેરખબર.**--જુઓ રાયમોરીન્દ્ર વી. લછમેશરસીંગ ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો. ૧૫૫.

**૬૮.** કાનુન ૪૩ ના વિશેષ ઠરાવમાં કહેલી જાતની મિલકત શિવાયની બીજી મિલકતની બાબતમાં આ કાયદા પ્રમાણેનું કોઇ પણ વેચાણ,—હુકમનામાનો દેણદાર લેખી સંમતી ન આપે તો,—સ્થાવર મિલકત હોય ત્યારે ઓછામાં ઓછા ત્રીસ દિવસ વીત્યા વગર ન કરવું, અને જંગમ મિલકત હોય ત્યારે ઓછામાં ઓછા પંદર દિવસ વીત્યા વગર ન કરવું; અને એ મૂદત વેચાણનો હુકમ કરનાર જડજની કોરટના મકાનમાં જાહેરનામું ચોઢયાની તારીખથી ગણવી.

વેચાણની મુદત.

**કલમ ૨૯૦**

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૨૯૦.**

**ટીકા.**--આ રૂલ હા. કો. તથા જંગમ મીલકત બાબત પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

બંગાળામાં ચડેલી સાંથ બાબતના વેચાણ વીશે ખાસ ઠરાવ છે તે વીશે જુઓ સને ૧૮૮૫ના બંગાળાના સાંથના એક્ટની ક. ૧૬૪ની રકમ (૪).

આ રૂલનો કાંઇ ભંગ કરવામાં આવે તેથી મુદ્દામ ગેરશીરસ્તે થાય તે કરતાં વધારે છે તેથી તે વેચાણ નીરર્થક થાય છે ( બક્ષીનંદ વી. મલકચંદ ( ૧૮૮૫ ) ૭ અ ૨૮૯; સાહુશરણ વી. પંચદેવ ( ૧૮૮૭ ) ૧૪ ક. ૧ (તોપણ જુઓ રેવામહાતન વી. રામકીશન ( ૧૮૮૫) લા, રી. ૧૩ ઈ. અ. ૧૦૬ ). ઓછામાં ઓછુ તેથી વાસ્તવીકરીતનુ નુકશાન થએલુ જોઇએ અને તે વેચાણ મંજુર રાખવુ ન જોઇએ ( જસોદા વી. મથુરા ( ૧૮૮૭ ) ૯ અ. ૫૧૧ )

વાસ્તવીક નુકસાન હાકારના પુરાવથી સાબેત થએલું જોઇએ ( તશાહકરસુલ વી. અહમદહુસન ( ૧૮૯૪ ) ૨૧ ક ૬૬; લા. રી. ૨૦ ઇ. અ. ૧૭૬. જુઓ રૂ. ૯૦ ની નોટ આગળ ).

**ત્રીસ દીવસ.**—વેચાણ થતાં પહેલાં ત્રીસ દીવસ કરતાં ઓછી મુદતનુ પ્રસીધ કરવામાં આવે તો, તે મુદામ ગેરશીરસ્તે છે ( અબદુલ તોશીયા વી. દુલાલ દોશ ( ૧૮૮૨ ) ૧૧ ક. લા રી. ૩૦૩; મેઘલાલપુરી વી. શીબપ્રસાદ ( ૧૮૮૧ ) ૭ ક. ૩૪ ); ફકત એક ગીરસ્તે છે ( વેંકટ વી. સામા ( ૧૮૯૧ ) ૧૪ મ. ૨૨૮; બાગલચંદ વી. રામેશર ( ૧૮૯૧ ) ૧૮ ક. ૪૯૬) રાચનદાર વી. કામટા ( ૧૮૯૧ ) ૪ અ. ૩૦૦ ) તેથી તે વેચાણ નીરર્થક છે ( ગંગાપ્રસાદ વી. જગલાલ ( ૧૮૮૯ ) ૧૧ અ. ૩૩૩; સંતલાલ વી. ઉમરાવનીસા ( ૧૮૯૦ ) ૧૨ અ. ૯૬ ) ફકત રૂ ૬૮ ના ઠરાવ પ્રમાણે નહી ચાલવાથી તે વેચાણ રદ થતુ નથી, માટે વેચાણની તારીખથી મુદત શરૂ થાય છે ( કોફીલસીંગ વી. એદલસીંગ ( ૧૯૦૪ ) ૩૧ ક. ૩૮૫)

**કબુલત.**—વેચાંણની તારીખે હુકમનામાના દેણદારે એક એવી અરજી કરેલી હતી કે મારી બધી મીલકતને બદલે તે પૈકીનો એક ભાગ વેચવો જોઇએ તેથી આ રૂલ પ્રમાણે કબુલત થતી નથી ( હરબંશશાહી ભૈરોપશાહ ( ૧૮૮૦ ) ૫ ક. ૨૫૯ )

**ફરી તપાસણી.**—આ રૂલ પ્રમાણે કરેલો હુકમ ક. ૧૧૫ પ્રમાણે રદ થઇ શકે છે ( જોકરાજ કુંવરી વી. ગેંધલાલ ( ૧૮૮૦ ) ૫ ક. ૮૭૮ )

વેચાણ મુલતવી રાખવા અથવા બંધ રાખવા બાબત.

**૬૯.** (૧) કોરટની નજરમાં આવે તો તે આ કાયદા પ્રમાણે કોઈ વેચાણ કોઈ નિર્દિષ્ટ કરેલા દિવસ તથા કલાક સુધી મુલતવી રાખે; અને સદરહુ પ્રકારના વેચાણનું કામ ચલાવનાર અમલદારની નજરમાં આવે તો, વેચાણ મુલતવી રાખવાનાં પોતાનાં કારણ લખીને તે વેચાણ મુલતવી રાખે; કલમ ૨૯૧

પરંતુ કોરટના મકાનમાં અથવા મકાનની હદમાં વેચાણ કરવામાં આવે તો, કોરટની રજા વગર સદરહુ પ્રમાણે મુલતવી રાખવું નહિ.

(૨) પેટા કાનુન (૧) પ્રમાણે જ્યારે સાત દિવસ કરતાં વધારે મુદત સુધી વેચાણ મુલતવી રાખ્યું હોય ત્યારે, ૬૭ મી કાનુન પ્રમાણે નવું જાહેરનામું કાઢવું જોઇયે, પણ હુકમનામાનો દેણદાર તે પ્રમાણે ન કરવાને કબુલ હોય તો તેમ કરવું નહીં.

(૩) લીલામમાં ભાગ [લોટ] ત્રણ વાર થયા પહેલાં લેહેણું તથા ખરચ ( વેચાણના ખરચ સુદ્ધાં ) વેચાણ કરનાર અમલદારને આપવા માંડે અથવા જે કોરટે વેચાણનો હુકમ કર્યો હોય તે કોરટમાં તે લેહેણાની અને ખરચની રકમ ભરી છે એમ તે અમલદારની ખાત્રી થાય એવી શાબિતી આપવામાં આવે, તો સદરહુ પ્રમાણેનું પ્રત્યેક વેચાણ બંધ રાખવું.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૯૧

**ટીકા:**—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

બંગાળામાં સાંથની ચડેલી બાકી બાબતનુ વેચાંણ મુલત્વી રાખવાના ખાસ ઠરાવ વીશે જુઓ બંગાળાના સને ૧૮૮૫ ના સાંથના એકટની ક. ૧૬૫

**બતાવેલો વખત.**—બતાવેલા કલાક સુધી એકાદુ વેચાંણુ બંધ રાખવામાં આવેલુ ન. હોય તો ઓ. ૨૧ રૂ. ૯૦ પ્રમાણે એક મુદ્દામ ગીરશીરસ્તે થાય છે ( શરણોમોઇ દેબી વી. દખીનારંજન સાંનદયાળ ( ૧૮૯૭ ) ૨૪ ક. ૨૯૧; ભીકારીમીસ્ત્ર વી. સુરજમણી ( ૧૯૦૧ ) ૬ વી. નો. ૪૮ ) જ્યારે એક વેચાંણુ બંધ રાખેલુ હોય તે જો કે હુકમનામાના દેણદારની અરજી ઉપરથી બંધ રાખેલુ હોય તો પણ કોરટે વેચાણની તારીખ અને વખત બતાવવો જોઇએ ( માહાબીરપ્રસાદ વી. ધનકધારીસીંગ ( ૧૯૦૪ ) ૮ ક. વી. નો. ૬૮૮ )

**નવુ જાહેરનામુ.**--જ્યારે એક વેચાંણુ બંધ રાખવામાં આવેલુ હોય ત્યારે નવું જાહેરનામું કાહાડવામાં ના આવેલુ હોય તો તે ફક્ત ગેરશીરસ્તે છે ( બાગલચંદ્ર વી. રામેશ્વર ( ૧૮૯૧ ) ૧૮ ક. ૪૯૬ ) તે બાબત તે મંજુર કરતી વખતે હરકત લેઇ શકાય છે, અને દાવો કરીને લેઇ શકાતી નથી ( ગજેરાજમતી તીવરેન વી. સૈયદ અકબરહુસન ( ૧૯૦૬ ) ૧૧ ક. વી. નો. ૩૯૩; ૫ ક. લા. જે. ૧૩૮ ( પી. સી. ) જ્યારે ટુંકી ટુંકી મુદત એટલી બધી વાર તે બંધ રાખેલુ હોય કે જેથી એકંદર સાત દીવસ કરતાં વધારે મુદત તે બંધ રાખેલુ હોય તો નવુ જાહેરનામુ કાહાડવાની જરૂર છે ( જેમીનીમોહન વી. ચંદ્રકુમાર ( ૧૯૦૧ ) ૬ ક. વી. નો. ૪૪ )

**બંધ રાખવુ તે.**—હુકમનામાના દેણદારને તે બંધ રાખવાથી ફાયદો થશે એવું માનવાને કારણ હોય અને કોરટની એવી ખાત્રી થએલી હોય કે તે બંધ રાખવાથી તે દેણદાર દેવુ વસુલ આપી શકસે અથવા તરત વેચાણુ કરવાથી તે હુકમનામાના દેણદાર પાયમાલી ભરેલો અથવા અઘટીત રીતે નુકશાનકારક પરીણામ થશે અને તે બંધ રાખવાથી હુકમનામાવાળાને ગંભીર રીતની હરકત થશે નહી તો તે શીવાય તે બંધ રાખવાની પરવાનગી આપવી ન જોઇએ ( જાનકીનાથ વી. રાધામોહન ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૧૩૦ ); અને સામાન્ય નીયમ એવો છે કે ન્યાયની રૂઇનુ કામ બંધ રાખવામાં ના આવે તો, જે પક્ષકાર અરજ કરતો હોય તે પક્ષકારને ભારે હરકત થાય અને તે પક્ષકાર કોરટને અરજ કરવાને તાબડતોપ આવેલો હોય તેવુ ના હોય તો ન્યાયની રૂઇનાં કામ બંધ રાખવાનો હુકમ કરીને કોરટ તેમાં હાથ ધાલતી નથી ( સીધી નજરઅલ્લી વી. અજોધ્યારામ ( ૧૮૬૩ ) ૧૦ મું. ઈં. અ. ૩૨૨, પા. ૩૨૭ ) જ્યારે એક દેણદારે એવી અરજ કરેલી હતી કે લીલામની જે તારીખ ઠરાવેલી છે તે તારીખ સરકાર મેહેસુલ ભરવાની છેલ્લી તારીખની નજીકની છે, માટે તે કારણ તે લીલામ બધ રાખવું જોઇએ ત્યારે તે અરજ મંજુર રાખેલી છે ( અહમદ રેઝાના કામમાં ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૨૮૧ ); પણ લીલામની તારીખે એક હુકમનામાવાળાએ એવી અરજી આપેલી હોય કે હુકમનામાના દેણદારે તે મીલકત ખાનગી રાહે વેચાણુ લખી આપવાને કબુલ કરેલુ હતું પણ તે લખી આપેલુ નથી, માટે તેનો કબજો કાયમ રાખવાને કોરટને અરજ કરેલી હતી. ઠરાવ્યું છે કે તે વેચાણુ બંધ રાખવાની જડજે ના કહેલી છે તે બરોબર નથી ( વેંકટ વી. વેંકટ કીક્ષીયા ( ૧૮૬૯ ) ૫ મ. હા. કો. ૧૧૦ ) એકાદુ બજાવણીમાં થએલુ લીલામ યોગ્ય રીતે પ્રસીધ્ધ કરેલુ હોય તો તે પક્ષકારોની કબુલતથી બંધ રાખી શકાય છે ( ગોબીંદચંદ્ર વી. બામનદાસ ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૪૮૧ ) એકાદુ નવુ જાહેરનામું કાહાડવું જોઇએ કીંવા નહી તે વીશે જુઓ રૂ. ૬૬ અને ૭૦ નીચેની નોટ. જ્યારે એક વેચાણુ રૂ. ૬૯ પ્રમાણે બંધ રાખેલુ હોય ત્યારે તે રૂલના ઠરાવો પ્રમાણે બરોબર ચાલવુ જોઇએ ( વેંકટ સુબરાયા વ. કારવેતી નગરના જમીનદાર ( ૧૮૯૭ ) ૨૦ મ. ૧૫૯ )

**બંધ રાખેલુ ના હોય તે.**—બંગાળામાં હાઇકોરટના નીયમો પ્રમાણે બધી મીલકત અ-થવા વેચાણની એક યાદ કરવાની છે અને તે વેચાણ ઠરાવેલે દીવશે શરૂ થાય છે અને તે યાદ પુરી થાય ત્યાંહાં સુધી તે દરરોજ ચલાવવાં જોઇએ. ઠરાવ્યુ છે કે જ્યારે એક વેચાણ તા૦ ૬ ના રોજ શરૂ થએલુ હતુ, પણ તા. ૧૭ મી સુધી મીલકત વેચવામાં આવેલી ન્હોતી તો તે વેચાણ બંધ રાખેલુ થતુ નથી (લાલમોહન વી. મનુમહમદ (૧૮૯૦) ૧૭ ક. ૧૫૨). વેચનાર અમલદારને પહેલે દીવશે લીલામ બંધ કરવાને ફરજ પાડવામાં આવે તેવો કાયદાનો કાંઇ નીયમ નથી. તેની પોતાની નજર જે ઘણુજ સારૂ લાગે તે કરવાને તેમની સમજ ઉપર રાખેલુ છે, અને ઘણો આધાર મીલકતના પ્રકાર ઉપર તથા વેચાણની હકીકત ઉપર છે. બીજી બાજુ તરફ એક શખસે એવી નોટીસ મોકલી હોય કે વધારે કીમતની માગણી કરવાને હુ તૈયાર છુ તે કારણથી તે વેચાણ બંધ રાખવાની ના કહેવાને તે બંધાએલા નથી ( ગોવીંદ-હરી વી. હિંદુસ્થાનબેંક (૧૮૯૭) ૪ મુ. હા. કો. એ. સી. જે. ૧૬૪ )

**હુકુમત.**—એક સબોર્ડીનેટ જડજની કોરટમાં એક કામ ચાલતુ હતુ તેમાં એક વેચાણ બંધ રાખવાને તે સબોર્ડીનેટ જડજને એક જીલ્લા જડજ હુકમ કરી શકતા નથી ( જેશીરામ વી. બીજયકુવર (૧૮૭૩) ૫ અ. હા. કો. ૧૭૭ ).

**આપી દેવુ.**—એક લોટ આપી દેવામાં આવે ત્યાં સુધી એકાદી માગણી પાછી ખેચી લેઇ શકાય છે ( આગ્રાબેંક વી. હેમલીન (૧૮૯૧) ૧૪ મ. ૨૩૫).

**વસુલ.**—બજાવણીમાં થતુ લીલામ અટકાવવાને સારૂ તે દેણદારે વસુલ આપેલુ હોય અથવા ત્રીજો જે પક્ષકાર તે મીલકત ઉપર દાવો રાખતો હોય તેણે આપેલુ હોય પણ તેવુ આપેલુ વસુલ બુદ્ધીપુર્વક આપેલું થતુ નથી ( અમ્રીતોલાલ વી. રામધન (૧૮૭૨) ૧૮ વી. રી. ૫૦૩, ફાતમાખાતુન વી. મહમદ જાહાન (૧૮૬૭) ૧૨ મું ઇ. અ. ૬૫; સને૧૮૭૨ના એકટ ૯ ની ક. ૬૯ ) એક ગીરોના દાવામાં હુકમનામુ થયા પછી એકાદા અસાઇનીનો અ-નામત મુકવાને હક થાય છે, અને જ્યારે તે બાબત ના કહેવામાં આવેલી હોય અને હુકમ-નામાના લેણદારે પોતે ખરીદ કરેલી હોય ત્યારે એક રેગ્યુલર દાવામાં તે વેચાણ રદ કરવામાં આવે છે ( બેહારીલાલ વી. ગણપતરાય (૧૮૮૮) ૧૦ અ. ૧) જો કે સને ૧૮૮૨ના એકટ ૪ની કલમ ૮૯ પ્રમાણે કરેલા હુકમનો અમલ બંધ રાખવાને તે એકટ પ્રમાણે અખ-ત્યાર આપેલો નથી તોપણ; તે ક. ૮૯ મી પ્રમાણે વેચાણ બાબત નક્કી હુકમ કરેલો હોય તેથી એલા વેચાણને રૂ. ૬૯ લાગુ થતી નથી. રાજારામ વી. ચુનીલાલ (૧૮૯૭) ૧૯ અ. ૨૦૫; તે પ્રમાણે હરજશરાય વી. રામેશર (૧૮૯૮) ૨૦ અ. ૩૫૪ ).

મીલકત તબદીલ કરવાના એકટની ક. ૮૯ પ્રમાણે વેચાણનો એક હુકમ કરવામાં આવે તે પછી ગીરો આપનારને તે હુકમનામુ આપવા સારૂ કરજ કાહાડવાની મુદત આપવાના હેતુ થી તે વેચાણ બંધ રાખવાનો કોરટનો અખત્યાર નથી (શ્યામકીશન વી. સુંદર કુંવર (૧૯૦૪) ૩૧ ક. ૩૭૩ ); પણ વેચાણ બાબત નક્કી હુકમ થયા પછી પણ ગીરો આપનાર ગીરો છોડા-વવાને મુખત્યાર છે ( બીબીજાહાન વી. સમીનબેલ (૧૯૦૪ ) ૮ ક. વી. નો. ૬૮૪ )

**અપીલ.**—રૂ. ૬૯ પ્રમાણે હુકમ બરોબર હોય તેમ છતાં હુકમનામાની બજવણીમાં જે મીલકત વેચવાને ઠરાવેલુ હોય તે મીલકતનુ વેચાણ બંધ રાખવાના હુકમ ઉપર અપીલ ચાલે છે (શ્યામકીશન વી. સુંદરકુંવર (૧૯૦૪) ૩૧ ક. ૩૭૩).

**૭૦.** જે મુકદમામાં હુકમનામું બજાવવાનું કામ કલેકટરને ત્યાં મો. કલ્યું હોય તે મુકદમાને કાનુનો ૬૬ થી ૬૯ સુધીના ઠરાવ લાગુ પડે છે એમ સમજવું નહીં.

કેટલાક વેચાણ બાબત અપવાદ.

કલમ ૨૯૭

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૯૭.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.

**૭૧.** ખરીદદાર કસુર કરે તે કારણને લીધે ફરી વેચાણ કરવું પડે તેથી જે કંઇ ઓછી કિંમત ઉપજે તે, તથા તે ફરી વેચાણને લીધે થએલો સઘળો ખરચ, વેચાણનું કામ ચલાવનાર અમલદારે અથવા બીજા શખસે, પ્રસંગ પ્રમાણે, કોરટને અથવા કલેકટરને અથવા કલેકટરના તાબાના અમલદારને લખી જણાવવો. અને હુકમનામાવાળાની અથવા હુકમનામાના દેણદારની અરજ ઉપરથી, પૈસા બાબતનું હુકમનામું બજાવવાને જે ઠરાવ છે તે પ્રમાણે, કસૂર કરનાર ખરીદદાર પાસેથી તે વસુલ કરી શકાશે.

કસુર કરનારો ખરીદદાર ફરી લીલામ કરવાથી ખોટ આવે તેનો જવાબદાર થશે.

કલમ ૨૯૩

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૯૩**

**ટીકા**—આ રૂલ હાયકોરટને તથા રૂ. ૭૭ પ્રમાણે ફરી કરેલાં વેચાણો સંબંધી પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.

**આ રૂલ લાગુ કરવાની બાબત**—આ રૂલ જંગમ અથવા સ્થાવર મીલકતના તમામ વેચાણોને તેમજ વળી રૂ. ૮૪ પ્રમાણે અનામત રકમ ભરવાને કસુર કરવાથી અથવા રૂ. ૮૫ અને ૮૬ પ્રમાણે વેચાણની કીમત વસુલ આપવાને કસુર કરવાથી તે કાયદા પ્રમાણે ફરી વેચાણો કરવામાં આવે તેને લાગુ થાય છે (જવેરભાઇ વી. હરીભાઇ (૧૮૮૧) ૫ મું. ૫૭૫; વાલાબાન વી. પંગુની (૧૮૮૯) ૧૨ મ. ૪૫૪; રામધનીસાહી વી. રાજરાણી કુંવર (૧૮૮૧) ૭ ક. ૩૩૭; રાજેંદ્રનાથરોય વી. રામચરણસીંગ (૧૮૯૭) ૨. ક વી. ૪૧૧). **બ.** એ એક હુકમનામું કરાવેલું તેની બજાવણીમાં થએલા લીલામમાંથી **અ** એ મીલકત ખરીદ કરી હતી. બીજે દીવસે **બ.** કરતાં. **ક.** નો પ્રથમ હક હતો. અને **ક.** એ કરાવેલા હુકમનામાની બજાવણીમાં તે મીલકત વેચવામાં આવેલી હતી. **અ.** એ તે વેચાણનો અમલ કરવાને ના કહી. ઠરાવ્યું છે કે આ રૂલ પ્રમાણે તે જવાબદાર છે (સુરજબક્ષ વી. શ્રીકીશનદાસ (૧૮૬૬) ૬ વી. રી. પ્ર. ૧૨૬, સુરજબક્ષ વી. શ્રીકીશન (૧૮૬૮) ૯ વી. રી. ૫૦૦) પણ **અ.** એ ખરીદ કરીને કસુર કરવાથી ફરી વેચાણ કરવાનો હુકમ કરવામાં આવ્યો હતો અને તે વેચાણ થતા પહેલાં એક બીજા હુકમનામાવાળાએ તે મીલકત કમી કીમતથી વેચાવી. તેમાં ઠરાવ્યું છે કે તે બીજુ વેચાણ તે એકટના હેતુ પ્રમાણે ફરી વેચાણ નથી તેથા પહેલો ખરીદ કરનારને ગાળો આપવાને જવાબદાર નથી (બીસોબમોઇ વી. સનાતન દોલ (૧૮૭૧) ૧૬ વી. રી. ૭૪) જ્યારે એક હુકમનામાવાળાએ પોતાના એજંટ મારફતે મીલકત ખરીદ કરેલી કહેવામાં આવેલો હોય પણ પાછળથી તેણે માગણી ના કબુલ કરી હોય

અને તેથી તે મીલકત ફરીથી વેચવામાં આવેલી હોય તેથી જે નુકશાન થએલુ હોય તે લેવા ને દેંણદાર અરજ કરે તો ઠરાવ્યું છે કે તે સવાલમાં દાવા પક્ષકાર વચે ઉતપન્ન થાય છે અને તેમાં અપીલ ચાલે છે ( વલભન વી. પંગુની ( ૧૮૮૯ : ૧૨ મ. ૪૫૪ )

**ફરી વેચાણ**—અહિયાં જે વેચાણનો હેતુ છે ને પહેલી વેચેલી તેજ પ્રકારની મીલકતનુ વેચાણ છે ( બૈજનાથશાહી વી. મોહદીપનારાયણ ( ૧૮૮૯ ) ૧૬ ક. ૫૩૫ )

**કીમતની ખોટ**--તે ખરીદ કરનાર મીલકતની ખોટ અને ફરી વેચાણના ખરચ બાબત જવાબદાર છે અને તેથી વધારે જવાબદાર નથી ( શ્રીનારાયણ વી. [illegible]ચંદ (૧૮૬૫) ૩ વી. રી. ૩ ), તે વ્યાજ આપવાને બંધાએલો નથી ( સુરજ[illegible] વી. [illegible]કીશન ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૫૦૭ ). જે શખશ જવાબદાર છે તે મુખ્ય જવાબદાર છે. અને તેનો એજંટ જવાબદાર નથી. માટે એક વેચાણની યાદ ઉપર મશામત દેવરાણી કુંવર તરફથી તે ખરીદ કરનારે ખરીદ કરીને સહી કરેલી હતી. તેમાં ઠરાવ્યું છે કે તે મશામત દેવરાણી કુંવર જવાબદાર છે. અને તે મુખત્યાર જવાબદાર નથી, અને જો તેણીએ મુખ્યની સ્થીતી નાકબુલ કરેલી હોય તો જો કે ખોટુ બતાવ્યા બાબત અથવા કરાર તોડયા બાબતના દીવાની દાવામાં તે મુખત્યાર જવાબદાર થઇ શકે તોપણ તે કાયદા પ્રમાણે સંક્ષેપ હુકમનો જવાબદાર નથી ( હરીરામ વી. હરપ્રસાદ ( ૧૮૭૩ ) ૨૦ વી રી. ૮૦, સરખાવુ ૩૯૭ ) અ. એ પોતાના સગીર દીકરાની મા અને વાલી તરીકે મીલકત ખરીદ કરેલી હતી તો તેમાં તે સગીર ખરો ખરીદ કરનાર છે ( હેમતગીની ડોશી. વી. જોગેંદ્ર નારાયણ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૨૩૬).

**કસુર કરનાર ઉપર કોણ કામ ચલાવી શકે છે**--હુકમનામાનો લેંણદાર અથવા દેણદાર તે કસુર કરનાર ઉપર કામ ચલાવી શકે છે પણ હુકમનામાનો લેણદાર તે ચલાવવાને બંધાએલો નથી, માટે તે દેંણદારને માટે તેનો ઇલાજ રાખી તેની બીજી મીલકત ઉપર તે બજાવવાનુ પસંદ કરી શકે છે ( ખીરોદમોહી વી. ગોલાપ ( ૧૮૭૩ ) ૨૧ વી. રી. ૧૪૯; ૧૩ બં. લા. રે. ૧૧૪; ગોરચંદ્ર વી. ચંદ્રકુમાર ( ૧૮૮૧ ) ૧૦ ક. લા. રી. ૨૩૬; ૮ ક. ૨૯૧ ); તેમ આવા કામમાં પહેલા વેચાણમાં જે રકમની માગણી કરેલી હોય તે લહેણામાંથી બાદ કરી શકાતી નથી ( આનંદરવ વી. બાબા ( ૧૮૭૮ ) ૨ મુ. ૫૦૨; ગોરચંદ્ર વી. ચંદ્રકુમાર ( ૧૮૮૨ ) ૮ ક ૨૯૧ ). પણ તે લેંણદાર કસુર કરનાર ખરીદ કરનાર ના હોય તો તે બાદ કરી શકાતી નથી જુબરાજસીંગ વી. ગોરખલ ( ૧૮૬૭ ) ૭. વી, રી. ૧૧૦ ) તેની તેજ મીલકતનુજ ફકત ફરી વેચાણ થએલુ જોઇએ ( જયચંદ્ર વી. કાળીકીશોર ( ૧૮૮૧ ) ૮ ક. લા. રી ૪૧ ) તે દેંણદાર માગણી કરનાર ઉપર કામ ચલાવવાને બધાએલો નથી તો પણ, ગેરશીસ્તે થયાના કારણથી બીજુ વેચાણ તે રદ કરાવી શકે છે (બીપીનચંદ્ર વી. મધુસુદન ( ૧૮૮૩ ) ૧૨ ક. લા. રી. ૩૧૬ ). રૂ. ૭૧ પ્રમાણે એકાદો હુકમ રદ કરવાનો દાવો ચાલી શકે છે. રૂ. ૭૧ માં ઠરાવ્યા પ્રમાણે સર્ટીફીકેટ આપવામાં આવેલુ ના હોય તેથી એક હુકમનામાની બજાવણીમાં વેચેલી મીલકત ફરી વેચવાથી જે ખોટ આવેલી હોય તે કસુર કરનાર પાસેથી હુકમનામાવાળો અથવા હુકમનામાનો દેણદાર વસુલ કરે તેમાં અટકાવ થતો નથી ( તપેશરીલાલ વી. દેવકીનંદન ( ૧૮૯૭ ) ૧૯ અ. ૨૨ ).

**અપીલ**.--જો હુકમનામાવાળો ખરીદ કરનાર ના કબુલ કરે તો આ રૂલ પ્રમાણે એકાદા હુકમ ઉપર અપીલ ચાલે છે. ( વલભન વી. પંગુની ( ૧૮૮૯ ) ૧૨ મ. ૪૫૪; અમીરમલ વી. વેંકટચેલા ( ૧૮૯૫ ) ૧૮ મ. ૪૩૯ ) અને ખરીદ કરનાર દાવામાં પક્ષકાર ના હોય તો

પણ તે ચાલે છે ( બૈજનાથસાહી વી. મહીપનારાયણ ( ૧૮૮૯ ) ૧૬ ક. ૫૩૫; વીરૂધ ઇલાહી બક્ષ વી. બૈજનાથ ( ૧૮૯૧ ) ૧૩ અ. ૫૬૯; દેવકીનંદન વી. તપેશરીલાલ ( ૧૮૯૨ ) ૧૪ અ. ૧૦૧ ) કસુર કરનાર ખરીદદારની કસુરથી ફરી વેચાણ કરવા ઉપરથી કીમતમાં ખોટ આવે તે ભરી આપવાને તે કસુર કરનાર ખરીદ કરનારને ઓ. ૨૧, રૂ. ૧૫ પ્રમાણે એક હુકમ કરેલો હોય તે ઉપર અપીલ અને બીજી અપીલ બેઉ ચાલે છે ( કાળીકીશોરદેબ વી. ગુરૂપ્રસાદશુકલ ( ૧૮૯૮ ) ૨૫ ક. ૯૫ ); ૨ ક. વી. નો. ૪૦૮; રાજેંદ્રનાથ વી. રામચંદ્ર ( ૧૮૯૭ ) ૨ ક. વી. નો. ૪૧૧ )

**૭૨. (૧)** જે હુકમનામાની બજાવણીમાં મિલકત વેચાતી હોય તે હુકમનામાવાળાએ, કોર્ટની સ્પષ્ટ પરવાનગી લીધા વગર, તે મિલકતની માગણી કરવી નહી, કે તે ખરીદવી નહીં, કલમ ૨૯૪

હુકમનામા વાળાએ પરવાનગી વગર મિલકતની માગણી કરવી નહીં અથવા તે ખરીદવી નહીં.

(૨) સદરહુ પરવાનગીથી હુકમનામાવાળો ખરીદ કરે ત્યારે હુકમનામા ઉપરનું લેહેણું અને ખરીદીની રકમ ૭૩ મી કલમના ઠરાવોને પાત્ર, એક બીજામાં મજરે લેવનો અધિકાર છે, અને હુકમનામું બજાવનારી કોરટે આખા હુકમનામાની અથવા તેના ભાગની તે પ્રમાણે ભરપાઇ લખવી.

હુકમનામાવાળો ખરીદે ત્યારે હુકમનામાની રકમ ખરીદીની રકમના ભરણા તરીકે ગણાય.

(૩) હુકમનામાવાળો સદરહુ પ્રકારની પરવાનગી, પોતે અથવા બીજા શખસની મારફત ખરીદ કરે ત્યારે, કોરટ હુકમનામાના દેણદારની અથવા વેચાણથી જેના હિત સંબંધને બાધ આવતો હોય તેવા કોઈ બીજા શખસની અરજી ઉપરથી; પોતાને યોગ્ય લાગે તો, હુકમ કરીને સદરહુ વેચાણ રદ કરવાને મુખત્યાર છે; અને એવી અરજી અને હુકમનો ખરચ તથા ફરીથી વેચાણ કરવાથી કિંમતમાં જે કાંઇ ઓછું ઉપજે તે રકમ અને તે વેચાણ સબંધી સઘળો ખરચ હુકમનામાવાળાએ આપવો પડશે.

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૨૯૪.**

**ટીકા.**—આ રૂલ હા, કો. અને પ્રો. સ્મો. કો કો. ને લાગુ છે.

બંગાળામાં આ રૂલના ઠરાવ છતાં હુકમનામાનો દેણદાર નહિ પણ હુકમનામાવાળો જમીન અથવા જે સરતે જમીન રાખવાની હોય તેના વેચાણમાં માગણી કરી શકે છે. જુઓ સને ૧૮૮૫ના બંગાળાના સાંથના એકટની ક. ૧૭૩.

**હક અને જવાબદારી.**—આ રૂલ પ્રમાણે ખરીદ કરનારે રૂ ૮૪ પ્રમાણેના ડીપોઝીટ રોકડી મુકવી જોઇએ પણ જો હીત ધરાવતા પક્ષકારો તેઓના ડીપોઝીટ મુકાવાના હક છોડી દે તો કસુરના કારણથી વેચાણ રદ થતું નથી ( ગોપાલસીંગ વી. રાયબનદારી (૧૮૭૯) ૫ ક. લા. રી. ૧૮૧ ). તેનું ક. ૭૩ માં જે નીયમ છે તે નીયમની સરત સાથે તે લે છે શ્રીનીવાસ વી. રાધાબાઈ ( ૧૮૮૨ ) ૬ મું. ૫૭૦; તપોનીધી વી. મથુર ( ૧૮૮૬ ) ૧૨ ક.

૪૯૯; વીરરાધવ વી. વરદ (૧૮૮૨) ૫ મ. ૧૨૩) અને બજાવણીમાં હુકમ કહાડાવીને પૈ-સા પાછા આપવાની ફરજ પાડી શકાય છે. (માદન વી છપાની (૧૮૮૮) ૧૧ મ. ૩૫૬) જીલ્લામાં જ્યારે હુકમનામાવાળો ખરીદ કરે ત્યારે વેચાણની કીંમતની પ્હોંચ આપે છે અને તે રકમ વસુલ તરીકે દાખલ કરવાને અરજી આપે છે (ખેલાતચંદ્ર વી. કેશવચંદ્ર (૧૮૭૧) ૧૬ વી. રી. ૪૬) વેચાણ સબંધી ઘણાજ વ્યાજબીપણાનો અમલ કરવાને તે બંધાયલો છે અને જો તે અથવા તેનો એજંટ ખરીદ કરવામાંથી આડુ સમજાવે (વુપેન્દ્રનાથ સરકાર વી. બ્રજેન્દ્રનાથ મંડળ (૧૮૮૧) ૭ ક ૩૪૬; પણ જુઓ મહમદમીરા રાવુથર વી. સવાસીવીજય (૧૯૦૦) ૨૩ મ. ૨૨૭; લા. રી. ૨૭ ઈ. અ. ૧૭; ૪ ક. વી. નો. ૨૨૮) અથવા મીલ-કતની કીંમત ખુલ્લી રીતે કમી કરે (રૂકીનીબલ્લભ વી. બ્રજનાથ (૧૮૮૦) ૫ ક. ૩૦૮) તો ઘણું કરીને વેચાણ રદ કરવામાં આવે છે; જો ખરીદદાર લેણદાર ન હોય તો તેમ નથી (લાલમહમદ વી. નજુમહમદ (૧૮૯૦) ૧૭ ક. ૧૫૨; ગંગાનારાયણ વી. આનંદા (૧૮૮૨) ૧૨ ક. લા. રી ૪૦૪) પરવાનગી વીના હુકમનામાવાળો ખરીદ કરે તો તે બીલકુલ નીરર્થક છે; પણ આ રૂલ પ્રમાણે તે રદ કરવામાં આવે ત્યાં સુધી તે બળવાન છે (ઝવેરભાઇ વી. હરીભાઇ (૧૮૮૧) ૫ મું ૫૭૫; વીરાપાચેતીના કામમાં (૧૮૭૦) ૬ બં. લા. રી. એવ ૩૭; ૧૪ વી. રી. ૪૦૫; ચીંતામણરાવ વી. વીઠુભાઇ (૧૮૮૭) ૧૧ મું. ૫૮૮; પરમેશીવ વી. ક્રીષ્ણ (૧૮૯૧) ૧૪ મ. ૪૯૮) જ્યારે હુકમનામાવાળો બેનામી ખરીદ કરે ત્યારે વેચાણ રદ કરવામાં આવે છે (મહમદ ઝાઝો વી. રામલાલ (૧૮૯૪) ૧૦ ક. ૭૫૭) તે રદ કરવું જોઇએ કે નહિ તેનો નીર્ણય કરવામાં યોગ્ય કીંમતથી તે મીલકત વેચેલી છે કે નહિ તેવો કોરટે વીચાર કરવો જોઇએ (મથુરા વી. નાથુની (૧૮૮૫) ૧૧ ક. ૭૩૧). હુકમનામાવાળાનો દીકરો તેના બાપ સથે મજીઆરે હતો અને જે પૈસા જુદા હતા એવું સાબેત થએલું નથી તે પૈસાથી મીલકત ખરીદ કરેલી હોય તો તે હુકમનામાવાળાએ પોતે ખરીદ કરેલી થાય છે (નારાયણ વી. આનાજી (૧૮૮૧) ૫ મુ. ૧૩૦) સને ૧૮૮૨ના એકટ ૪ ની. ક. ૮૮ પ્રમાણે વેચાણ બાબતના એક દાવામાં એક ગીરો રાખનાર હુકમનામાવાળાએ ગીરો વાળી મીલકતમાંનો ભાગ કોરટની પરવાનગીથી ખરીદ કર્યો. જે રકમ ઉપજેલી હતી તે ગીરેનુ દેવુ વસુલ આપવાને બસ નહોતી તેથી તે ગીરો વાળી મીલકતની જે બાકીની મીલકત હતી તે ઉપર બજાવણી કરવાને હુકમનામાવાળાએ દરખાસ્ત કરી; ઠરાવ્યું છે કે જે ગીરોવાળી મીલકત હુકમનામાવાળાએ ખરીદ કરેલી છે તેની બજાર કીંમત પ્રમાણેની રકમ ગીરો આપનારને મજરે આપવાને તે હુકમનામાવાળો બંધાયલો નથી પણ ખરી રીતે વેચાણની જે રકમ હોય તેજ ફક્ત મજરે આપવાને બધાયલો છે. (મહમદ હુસેન વી. ધર્મસીંગ (૧૮૯૬) ૧૮ અ. ૩૧; જુઓ ક્રીષ્ણસામીઆયર વી નનકીયામલ (૧૮૯૫) ૧૮ મ. ૧૫૩; અને માર્તંડ વી. ધોંડો (૧૮૯૮) ૨૨ મુ ૬૨૪) મુખત્યારનામાના એસાઇનમેંટની રૂઇએ એકદા એસાઇનીને વેચાણમાં માગણી કરવાને પરવાનગી લેવાની જરૂર નથી (દક્ષીણામોહન વી. બસુમતી દેબી (૧૮૯૫) ૪ ક. વી. નો. ૪૭૪).

**હુકમનામાની રૂઇએ લેણી રકમ.**—આ હુકમનામાવાળાને મીલકતનો જે ભાગ આવતો હોય તે છે કારણ કે ત્યારે એક [illegible] મનામાવાળા કરતાં વધારે હુકમનામાવાળાઓએ બજાવણીની દરખાસ્તો કરેલી હોયતો ક ૭ [illegible] તની સર [illegible] સાથે આ રૂલ સમજવી જોઇએ શ્રીનીવાસ વી. રાધાબાઇ (૧૮૮૨ [illegible] મુ [illegible] રાઘવ વી. વરાદ (૧૮૯૨) ૫ મ.

૧૨૩; માદન વી. ચપાની ( ૧૮૮૮ ) ૧૧ મ. ૩૫૬; તપોનીધી વી. મથુર ( ૧૮૮૬ ) ૧૨ ક. ૪૯૯; સોરાબજી એદલજી વી. ગોવીંદરામજી ( ૧૮૯૨ ) ૧૬ મું. ૧૯૧ ).

**ભરોંસાવાળો સંબંધ.**—એક ગીરો રાખનાર ખરીદ કરનારે માગણી કરવાને પરવાનગી મેળવેલી હોયતો તેનો ગીરો આપનાર સાથે ભરૂસાવાળો સબંધ નથી ( શામનાથદાસ વી. જાનકીપ્રસાદ (૧૮૮૯) ૧૬ ક. ૧૩૨ અને જુઓ મહાબીરપ્રસાદ વી. મેકનેટન ( ૧૮૮૮ ) લા. રી. ૧૬ ઇ. અ. ૧૦૭ પા. ૧૧૪; ૧૬ ક. ૬૮૨ ), અને ખરી રીતે જે માગણી કરેલી હોય તે બાબત ગીરો આપનારને તે મજરે આપવાને ફક્ત તે બંધાયલો છે ( ગંગાપ્રસાદ વી. ઝવેરસીગ ( ૧૮૯૨ ) ૧૯ ક. ૪ ); પણ જો હુકમનામુ ફેરવવામાં આવેલું હોય તો તે વેચાણ રેહતું નથી, તોપણ શુદ્ધ બુદ્ધીથી ખરીદ કરનાર દાવાનો પક્ષકાર ના હોયતો તેના વીરૂધ તેમ નથી ( ઝેનુલાબદીન વી. અશગરઅલી ( ૧૮૭૭ ) લા. રી. ૧૫ ઈ. અ. ૧૨; ૧૦ અ. ૧૬૬, વળી જુઓ શેઠ ઉમેદમલ વી. શ્રીનાથરાય ( ૧૯૦૦ ) ૨૭ ક. ૮૧૦, ૪ ક. વી નો. ૬૯૨ ); તેમ સગીરોનો સબંધ હોય તો તેમાં તેમ નથી ( શ્રીલાલ વી. શંભુપ્રસાદ ( ૧૯૦૮ ) ૭ મુ. લા. રી. ૫૮૫ ). એક ગીરોના હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાં માગણી કરવાને પરવાનગી લીધાથી એકાદા ગીરો રાખનારની અશકતી રેહતી નથી અને હરકોઇ બીજા ખરીદ કરનાર તરીકેની સ્થીતીમાં તે આવે છે ( દક્ષીણમોહન વી. બસુમતીદેબી ( ૧૯૦૦ ) ૪ ક વી. નો. ૬૭૪; મહમદ મીરા હાકીમ વી. સત્તવાસીવીજય (૧૮૯૯) ૪ ક. વી. નો. ૨૨૮; ૨૩ મ. ૨૨૭; લા. રી. ૨૭. ઇં. અ. ૬૭ ).

જો હુકમનામાવાળો મંજુરી વગર ખરીદ કરે તો તે તકરારનો ક. ૪૭માં સમાસ થાય છે ( વલભન વી. પંગુની ( ૧૮૮૯ ) ૧૨ મ. ૪૫૮); અને હુકમનામાવાળાએ ખરીદ કરેલી હોય તેથી એકાદુ લીલામ રદ કરવાને હુકમનામાનો દેણદાર એક રેગ્યુલર દાવો લાવી શકતો નથી ( વીરરાઘવ વી. વ્યંકટચાર્યર ( ૧૮૮૨ ) ૫ મ. ૨૧૭; વીરરાઘવ વી. વ્યંકટ ( ૧૮૯૩ ) ૧૬ મ. ૨૮૭; કપટના કારણથી પણ રાખારામ વી. દામોદર (૧૮૮૫) ૯ મું. ૪૬૮; મોહીન્દ્ર વી. ગોપાળ ( ૧૮૯૦ ) ૧૭ ક. ૭૬૯ ).

**જુદો દાવો નહિ તે.**—જ્યારે એક હુકમનામાનો લેણદાર કોરટે કરેલા લીલામમાંથી કોરટની પરવાનગી શીવાય હુકમનામાના દેણદારની મીલકત ખરીદ કરે ત્યારે હુકમનામાના દેણદારનો ઇલાજ રૂ. ૭૨ પ્રમાણે અરજી કરવાનો છે અને જુદો દાવો કરવાનો નથી ( ગેનુ વી. સખારામ ( ૧૮૯૮ ) ૨૨ મું. ૨૭૧ ). વેચાણનુ કામ છુપી રીતે ચલાવવામાં આવ્યું હતું અને ખરીદ કરનારાઓ જે હુકમનામાવાળાઓએ ખરીદ કરવાને પરવાનગી મેળવેલી નહોતી તેની તરફથી બેનામીદાર હતા તે કારણથી વાદીએ વેચાણ રદ કરવાને દાવો કર્યો. ઠરાવ્યુ છે કે આવી હકીકત પ્રમાણે દાવો કરવાનો ઇલાજ નથી પણ આ રૂલ અને ક. ૪૭ પ્રમાણે અરજી કરવાનો છે ( દુર્ગાકુંવર વી. બળવંતસીંગ ( ૧૯૦૧ ) ૨૩ અ. ૪૭૮ ).

**અપીલ.**—જુઓ ઓ. ૪૩ રૂ. ૩ હુકમનામાવાળાને ખરીદ કરવાની પરવાનગી આપવાને ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી પણ સ્થાવર મીલકતનું વેચાણ મંજુર કર્યાના રદ કર્યાના અથવા રદ કરવાની ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે ( જદુનાથ વી. બ્રજમોહન ( ૧૮૮૬ ) ૧૩ ક. ૧૭૪ ); અથવા લેણદારને કબજો સોંપવાને ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે ( [illegible] વી. [illegible] ( ૧૮૯૦ ) ૧૩ મ. ૫૦૪ ). અને જુઓ [illegible] વી. ગોવીંદ ( ૧૮૮૬ ) [illegible] ક. ૬૬૪ ).

**બીજી અપીલ નહિ તે.**—આવા કામમાં જો કે ક. ૪૭ પ્રમાણે જુદો દાવો કરવાને અટકાવ થાય છે તોપણ આ રૂલ પ્રમાણે અપીલ ઉપરથી વેચાણ રદ કરવાને એ ડીસ્ટ્રીક્ટ જડજના હુકમ ઉપર બીજી અપીલ ચાલતી નથી ( ભાગખતલાલ વી. નરકુરાય (૧૮૯૪) ૨૧ ક. ૭૮૯ ),

**બજાવણીની મદદનો ઇલાજ**—માગણી બાબત રજા માગવા માટેની અરજી બજાવણીની મદદનો ઇલાજ છે ( બનસી વી. સીકી ( ૧૮૯૧ ) ૧૩ અ. ૨૧૧; દેવલસીંગ વી. ઉમરાવસીંગ ( ૧૯૦૦ ) ૨૨ અ. ૩૯૯; તેમ નથી. (રઘુનંદનમીસર વી. કાલીદત્તમીસર (૧૮૯૬) ૨૩ ક. ૬૯૦ )

**૭૩.** કોઇપણ વેચાણને લગતું કંઇ કામ જેણે કરવાનું હોય તે અમલદારે અથવા બીજા શખસે વેચાએલી મીલકતનો કંઇપણ હક્કસબંધ, ઉઘાડી રીતે અથવા પરભાર્યો માગવો નહીં કે મેળવવો નહીં, કે મેળવવાનો યત્ન કરવો નહીં. કલમ ૨૯૨

અમલદારે લીલામમાં મિલકતની માગણી કરવી નહીં અથવા તે ખરીદવી નહીં.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૯૨.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.

વાબ્યપ્રાંતોમાં વકીલોને સરક્યુલર ઓરડરથી વેચાણ સબંધી કાંઇપણ ફરજ બજાવવાની હોય તો તેઓને હુકમનામાની બજાવણીમાં વેચાયલી મીલકત ખરીદ કરવી નહી એવી મનાઇ કરેલી છે તોપણ તેમના અસીલ પાસેથી હુકમનામું ખરીદ કરવાને મનાઇ કરેલી નથી ( જગરૂપ વી. ચીગન ( ૧૮૭૦ ) ૨ અ. હા કો. ૪૬; પણ વકીલ આ રૂલ પ્રમાણે એક અમલદાર નથી—અલગીરીસામી વી. રામનાથન ( ૧૮૮૭ ) ૧૦ મ. ૧૧૧. જુઓ વળી નંદીપત મહેતા વી. અર્કહર્ત ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૨૦૯; ૪ બં. લા. રી. એ. સી. ૧૮૧; વાજીદ હુસેન વી. અહમદ રીઝા ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૪૮૦. જડજો, વકીલો, મુખત્યારો, કલાર્કો ઓફીસરો અથવા બીજા કોરટના અમલદારોની ફરીયાદી ચાલી શકે તેવા હકના વેચાણમાં માગણી કરવાની અયોગ્યતા માટે જુઓ મીલકત તબદીલ કરવાના એકટની ક. ૧૩૬ અને રાથનસાઇ વી. સુબ્રમન્ય ( ૧૮૮૮ ) ૧૧ મ. ૫૬; સીયાચાર્લુ વી, શીવબાઇ ( ૧૮૮૮ ) ૧૧ મ. ૪૯૮; સુબ્બાયાડુ વી. કોટાયા ( ૧૮૯૨ ) ૧૫ મ. ૩૮૯ ).

**જંગમ મિલકતના વેચાણ વિશે.**

**૭૪.** (૧) જ્યારે વેચવાની મિલકત ખેતીવાડીનું ઉત્પન હોય ત્યારે વેચાણ નીચેની જગ્યાએ કરવુ એટલે:— કલમ નવી

ખેતીવાડીના ઉત્પનનું વેચાણ.

(અ) જો તે ઉત્પન્ન ઉગતું તુલ હોય તો એવું તુલ જ્યાં ઉગતું હોય તે જમીન ઉપર અથવા તેની પડોસમાં અથવા

(બ) જો એવું ઉત્પન્ન લણવામાં અથવા એકઠું કરવામાં આવ્યું હોય તો, ખળામાં અથવા તેની પાસે અથવા જે જગાએ અનાજ ઝુડવામાં આવતું હોય તે જગામાં અથવા તેની પાસે

અથવા તેના જેવા બીજે ઠેકાણે અથવા જે ગંજીમાં અથવા ગંજી ઉપર તે મુકયું હોય ત્યાં અથવા તેની પાસે,

પણ એવું ઠરાવ્યું છે કે જો તે ઉત્પન્ન સાથી નજીકની, લોકોની આવજાવાળી કોઇ જગાએ વેચવાથી વધારે ઉપજશે એમ કોરટનો અભિપ્રાય થાય તો, તે જગાએ વેચવાનો કોરટ હુકમ કરી શકે.

(૨) જ્યારે એવા ઉત્પન્નનું લીલામ કરતી વખતે—

(અ) લીલામ કરનાર શખસના મત પ્રમાણે તેની વાજબી કિંમત બોલવામાં આવી નથી, અને

(બ) તે ઉત્પન્નનો ધણી અથવા તેની વતી કામ કરવાનો જેને અધિકાર હોય તે શખસ બીજા દીવસ સુધી અથવા વેચાણની જગાએ બજાર ભરાતો હોય તો તે બજારના દિવસ સુધી તે લીલામ મુલતવી રાખવાની અરજ કરે,

ત્યારે તે લીલામ તે પ્રમાણે મુલતવી રાખવું અને ત્યાર પછી તે ઉત્પન્ન બદલ જે કિંમત બોલવામાં આવે તે કિંમતે પુરૂં કરવું.

ઉગતા તુલ સબંધી વિશેષ ઠરાવ.

**૭૫.** (૧) જ્યારે વેચવાની મિલકત ઉગતું તુલ હોય અને તે તુલ તેનું સ્વરૂપ જોતાં ભરી મુકવા જેવુ હોય પણ હજુ તે ભરી મુકયું ન હોય ત્યારે, વેચાણનો દિવસ એવી રીતે ઠરાવવો કે તે દિવસ પહેલાં તે ભરી મુકી રાખવા સારૂ તૈયાર થઇ શકે, અને એવું તુલ કાપીને અથવા એકઠું કરીને ભરી મુકવા સારૂ તૈયાર થાય તે પહેલાં તેનું વેચાણ કરવું નહિ. કલમ નવી

(૨) જ્યારે તે તુલ તેનું સ્વરૂપ જોતાં ભરી મુકવા જેવું ન હોય ત્યારે, તે કાપીને એકઠુ કરવામાં આવે તે પહેલાં તે વેચી શકાય, અને તેના ખરીદ કરનારને તે જમીન ઉપર જવાનો અને તેની સંભાળ રાખવા સારૂ તથા કાપવા અથવા એકઠું કરવા સારૂ તથા જરૂરનું હોય એવું સઘળું કામ કરવાનો હક્ક પ્રાપ્ત થશે.

ટીકા—આ નવા ઠરાવો છે અને ખેડુત દેણદારના રક્ષણ માટે દાખલ કરેલા છે. જુઓ ક. ૬૧ અને સને ૧૮૮૫ના એકટ ૮ ની ક. ૧૨૭ (૧) અને ૧૨૯ (૨) સાથે સરખામણી કરો.

વેચાય એવા લેખ તથા કારપોરેશનના શેર ાવશે.

**૭૬.** વેચવાની મિલકતમાં વેચાય એવો દસ્તાવેજ અથવા કોઈ કોરપોરેશનનો શેર હોય ત્યારે, જાહેર લીલામથી વેચાણ કરવાનું ફરમાવ્યાને બદલે, તેવો દસ્તાવેજ અથવા શેર દલાલની મારફતે વેચવાનો અખત્યાર આપવાને કોરટ મુખત્યાર છે. કલમ ૨૯૬

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૨૯૬.

**ટીકા.**--આ રૂલ હા. કો. તથા પ્રે. સ્મો. કો. કો.ને લાગુ છે.

દલાલને વેચાણ કરવાનો અખત્યાર આપવાને કોરટ બંધાએલી નથી; તે તેમ કરવાને અથવા ન કરવાને તે વીવેક બુદ્ધી વાપરી શકે છે. પ્રોમીસરી નોટોનુ લીલામથી વેચાણ થએલું હોય અને વેચાણના જાહેરનામામાં તે જુદી જુદી નોટોના નંબરો અને રકમો આપવી જોઇએ તેમ છતાં તેમાં તે બતાવેલી ન હોય, વેચાણ પહેલાં નોટો કોરટમાં ન આણેલી હોય પણ કલેકટરના કબજામાં રેહવા દીધેલી હોય તો તે વેચાણ જો કે ગેરશીરસ્તે પણ રદ કરવામાં આવ્યું નહોતું કારણ કે ગેરશીરસ્તે થવા કાંઇ પણ નુકશાન થયેલું બતાવવામાં આવેલું નહોતું (લક્ષ્મીપત વી. લેખરાજરાય (૧૮૯૭) ૮ વી. રી ૪૧૫).

**જંગમ મીલકત**—કાયદા પ્રમાણે એવો ઇરાદો રાખેલો છે કે જંગમ મીલકતનુ વેચાણ કરવાને જે કોરટે હુકમ કરેલો હોય તે કોરટની હકુમતની અંદર સાધારણ રીતે તે વેચવી જોઇએ (લક્ષ્મીબાઇ વી. સંતાપા (૧૮૮૯) ૧૩ મું. ૨૨).

જાહેર લીલામથી વેચાણ.

**૭૭. (૧) જંગમ મિલકત જાહેર લીલામથી વેચી હોય ત્યારે, પ્રત્યેક ભાગ (લૉટ) ની કિંમત વેચાણ વખતે અથવા ત્યાર પછી વેચાણ કરનાર અમલદાર અથવા બીજો શખસ ફરમાવે કે તરત આપવી, અને તે આપવામાં કસુર થાય તો તે મિલકત લાગલીજ ફરીને લીલામમાં મુકીને વેચવી.** કલમ ૨૯૭

**(૨) વેચાણની રકમ ભરે એટલે, વેચાણ કરનાર અમલદારે અથવા બીજા શખસે તેની પોંચ આપવી, અને તે વેચાણ પાકું થશે.**

**(૩) વેચવાની જંગમ મિલકત માલનો કાંઇ હિસ્સો હોય અને તે માલ હુકમનામાના દેણદારનો તથા તેના સહમાલિકનો હોય, અને બે અથવા વધારે શખસો જેમાંનો એક શખસ એવો સહમાલિક હોય તેઓ એવી મિલકત માટે અથવા લૉટ માટે એક સરખીજ રકમની માગણી કરે ત્યારે સહમાલિકની માગણીનેજ માગણી ગણવી.**

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૨૯૭.

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.

**જંગમ મીલકત**—જુઓ રૂ. ૧૧ નીચેની નોટ.

**પાકુ વેચાણ**—વેચાણની કીમત આપવામાં આવે એટલે જંગમ મીલકતનુ વેચાણ પાકુ થાય છે અને કાંઇ ગેરશીરસ્તે થવાથી તે રદ થતુ નથી, તોપણ હકનુ પ્રમાણપત્ર હોય તો રદ કરવાનો દાવો ચાલે છે. (ફરામજી વી. હારમસજી (૧૮૭૮) ૨ મું. ૨૫૮ પા. ૨૬૬). જો અ. ની જંગમ મીલકત બ. ઉપરના હુકમનામાની બજાવણીમાં વેચેલી હોય તો અ ખરીદદારના હાથમાંથી મીલકત પાછી મેળવવાને પ્રયત્ન કરી શકે છે અથવા મીલકતની કીંમતના જેટલું નુકશાન મેળવવાને દાવો કરી શકે છે; કારણ કે ખરીદ કરનારે ફક્ત બ નો હક, દાવો અને હિત ખરીદ કરેલું હતુ (મોહનદ હલદર વી. અકીયાલ (૧૮૫૮) ૫ વી. રી. ૧૧૮)

**રીવાજ.**—વેચાણુ કરનાર અમલદાર ખરીદ કરનારને વેચાણુની કીંમત આપવાને યોગ્ય વખત આપી શકે છે ( શાહફરીદ વી. શીવચરણુ ( ૧૮૭૨ ) ૪ બ. હા. કો. ૩૭ ).

કસુર કરનાર ખરીદદારને કોઇ ખોટ બાબત રૂ. ૭૧ના ઠરાવથી જવાબદાર ઠરાવેલો છે તેથી આ રૂલ પ્રમાણે ફરી કરેલાં વેચાણોને તે ઠરાવ લાગુ થાય છે ( રામધની શેહાઇ વી. રાજરાનીકુંવર ( ૧૮૮૧ ) ૭ ક. ૩૩૭ ).

**હથીયાર.**—નાજરે હથીયારોનુ વેચાણ કરવું તે બાબત હિંદુસ્તાનના હથીયાર એકટના અમલમાંથી બાતલ કરેલું છે ( વલ્લાહિરાજી વી. હિરા ( ૧૮૮૫ ) ૯ મુ. ૫૧૮ ).

**૭૮.** જંગમ મિલકતનું વેચાણુ પ્રસિદ્ધ કરવામાં અથવા તેવા વેચાણનું કામ ચલાવવામાં કંઈ ગેરશિરસ્તે કામ થયું હોય તેટલા પરથી તે વેચાણુ ખોટું થશે નહીં; પરંતુ તે ગેરશિરસ્તપણાને લીધે કોઈ શખસનું કોઇ બીજા શખસને હાથે નુકશાન થાય તો તેના ઉપર નુકસાનીનો બદલો લેવાની ફરીયાદ માંડવાને તે નુકસાન ખમનારો શખસ મુખત્યાર છે; અથવા ( તે બીજો શખસ વેચાણુ લેનારજ હોય તો ) તે ખાસ મિલકત આપવી અને તે ન આપે તો નુકસાનિનો બદલો આપવો એવી ફરિયાદ કરવાને, તે નુકસાન ખમનારો શખસ મુખત્યાર છે.

ગેર શિરસ્તપણાને લીધે વેચાણુ ખોટું થશે નહિ, પણ કોઇને નુકશાન થાય તો તે ફરિયાદ કરી શકે.

કલમ ૨૯૮

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૨૯૮**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા. પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**ગેરશીરસ્તે.**--જંગમ મીલકતના વેચાણમાં કોઇ પણ ગેરશીરસ્તે થવાથી વેચાણુ રદ થતું નથી પણ જો વેચાણનુ જાહેરનામામાં કાંઇ હકની ખામી હોય તો (ફરામજી વી. હોરમસજી ( ૧૮૭૮ ) ૨ મુ ૨૯૮. ૨૯૬ ) જે શખસને નુકશાન થએલું હોય તે વેચાણ રદ કરાવા અથવા બધા કામમાં કંપેન્સેશન મેળવવા માટે અને તે નુકશાન કરનારા શખસ જો ખરીદદાર હોય તો ખાસ મીલકત બાબત અથવા તે ના આપેતો કંપેન્સેશન લેવાનો દાવો ચાલી શકેછે.

**ગેરશીરસ્તે નહિ તે.** વેચાણના જાહેરનામામાં વેચેલી મીલકતની કીંમત બતાવેલી ન હોય અથવા વેચાણ વખતે હુકમનામાની રકમ કેહવામાં આવેલી ના હોય (કાશીનાથ વી. હલધર ( ૧૮૯૫ ) ૨ વી. રી. ૬૦ ) અથવા હુકમનામાના દેણદારની જાત ઉપર વેચાણની જાહેર ખબર બજાવાને અથવા તે જે ગામમાં રેહતો હોય તે ગામમાં બજાવાને (રોમેશચંદ્ર વી. જાદબચંદ્ર ( ૧૮૬૬ ) ૬ વી. રી. સી. રી. ૧૪ ). અથવા બાકી લેણી રકમ વધારે કેહવામાં આવેલી હોય તો તે આ રૂલ પ્રમાણે ગેરશીરસ્તે નથી ( ચતરસીંગ વી. ધર્મકુંવર ( ૧૮૬૯ ) ૧ બ. હા. કો. ૬૧; જુઓ રૂ. ૯૨ નીચેની નોટ ).

**૭૯.** [૧] વેચેલી મિલકત જંગમ મિલકત હોય, અને તે ખરેખર જપ્ત કરવા લાયક હોય, ત્યારે તે મિલકત ખરીદદારને સ્વાધીન કરવી.

જંગમ મિલકત, કરજ તથા શેર સ્વાધીન કરવાનું

કલમ ૨૯૯, ૩૦૦, ૩૦૧

(૨) વેચેલી મીલકત જંગમ મિલકત હોય અને તે હુકમનામાના દેણદાર શિવાય બીજા કોઈ શખસના કબજામાં હોય, ત્યારે તે મિલકત ખરીદદારને સ્વાધીન કરવી, તે એવી, રીતે કે, કબજાવાળા શખસને નોટીસ આપવી, ને તેમાં એવી મનાઇ કરવી કે ખરિદદાર શિવાય બીજા કોઈ શખસને તમારે એવી મિલકતનો કબજો આપવો નહીં.

(૩) વેચેલી મિલકતમાં, જેને માટે વેચાય એવો લેખ તારણ ન હોય એવું કરજ હોય, અથવા કોઇ કોરપોરેશનનો શેર હોય, ત્યારે તે મિલકત કોરટના લેખી હુકમથી કબજામાં આપવી અને તેમાં લેહેણદારને એવી મનાઇ કરવી કે તમારે તે કરજ અથવા તેનું વ્યાજ લેવું નહીં; તથા દેણદારને એવી મનાઇ કરવી કે ખરીદદાર શિવાય કોઇ પણ શખસને તમારે તે કરજ અથવા વ્યાજ આપવું નહીં, અથવા જેના નામ ઉપર શેર હોય તે શખસને એવી મનાઇ કરવી કે તમારે ખરીદદાર શિવાય કોઇપણ શખસને નામે કોઇ રીતે તે શેર ચઢાવી આપવો નહીં, અથવા તેના કઇ ડિવિડન્ડ કે વ્યાજના રૂપીઆ લેવા નહીં; અને એવી કોરપોરેશનના મેનેજર, સેક્રેટેરી અથવા બીજા યોગ્ય અમલદારને એવી મનાઈ કરવી કે, તમારે ખરીદદાર શિવાય કોઇપણ શખસને નામે તેવો શેર ચઢવા દેવો નહીં અથવા ખરીદદાર શીવાય કોઇપણ શખસને ઉપર કહેલા ડિવિડન્ડ કે વ્યાજના રૂપીયા આપવા નહીં.

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૨૯૯, ૩૦૦, ૩૦૧

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

**નોટીસનો નમુનો.**—જુઓ એપેન્ડી ઇ. નં. ૩૩. અથવા હુકમની બજાવણીના અનુમાન માટે જુઓ દેવેન્દ્ર વી. રૂપલાલ (૧૮૮૬) ૧૨ ક ૫૪૬.

વેચાય એવા લેખ અને શેર ચઢાવી આપવાનું

૮૦ [૧] વેચાય એવો લેખ અથવા કોઈ કોરપોરેશનનો શેર બીજાને નામે ચઢાવી આપવામાં, જે પક્ષકારના નામ ઉપર તે લેખ અથવા શેર ચાલતો હોય તેનો દસ્તાવેજ અથવા શેરો જોઇતો હોય ત્યારે જરૂરનો દસ્તાવેજ અથવા શેરો કરવાને તે જડજ અથવા તે આ અર્થે જે અમલદારને નીમે તે અમલદાર મુખત્યાર છે. અને આવી રીતે કરેલો દસ્તાવેજ અથવા શેરો જાણે તે પક્ષકારે કર્યો હોય તે પ્રમાણે અમલમાં આવશે. કલમ ૩૦૨

(૨) આવો લેખ અથવા શેરો નીચેના નમુના પ્રમાણે કરાય એટલે—

"અ. બ ઉપર ઇ. ફ. એ કરેલી ફરિયાદમાં અ. બ ની વતી ક. ડ ની કોરટના જડજ (અથવા હોય તે)"

(૩) એવા વેચાય એવા લેખ અથવા શેર બીજાને નામે ચડતા સુધી, તેનું ચઢેલું વ્યાજ કે ડિવિડન્ડ લેવા સારૂ તથા તે બદલની પાવતી ઉપર

સહી કરવા સારૂ કોઇ શખસને હુકમ કરીને નીમવાને કોરટ મુખત્યાર છે; અને સદરહુ પ્રમાણે સહી કરેલી કોઇ પણ પોહોચ જાણે તે પહોચ ઉપર પક્ષકારે પોતેજ સહી કરી હોય તે પ્રમાણે તે કાયદેસર ગણાશે તથા અમલમાં આવશે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૦૨**

ટીકા:—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

જુઓ રૂ. ૩૪ (૫) નીચેની નોટ પાછળ.

બીજી મિલકત હોય ત્યારે તેનો હક્ક પ્રાપ્ત થવાનો હુકમ.

**૮૧.** જેને વાસ્તે પાછળ ઠરાવ કરવામાં આવ્યો ન હોય એવી કોઇ જંગમ મિલકતની બાબતમાં ખરીદદારને અથવા તે કહે તેને તે મિલકતનો હક્ક પ્રાપ્ત થયો છે એવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે; અને તે પ્રમાણે તે મિલકતનો હક્ક પ્રાપ્ત થશે. કલમ ૩૦૩

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૦૩.**

ટીકા.--આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**સ્થાવર મિલકતના વેચાણ વિશે.**

કઇ કોરટો વેચાણનો હુકમ કરી શકે.

**૮૨.** હુકમનામામાં બજાવણીમાં સ્થાવર મિલકતનાં વેચાણનો હુકમ કરવાને સ્માલકાજ કોરટ શિવાયની બીજી કોઇ પણ કોરટ મુખત્યાર છે. કલમ ૩૦૪

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૦૪.**

ટીકા:—આ રૂલ હા. કો. ને લાગુ છે.

ક. ૧૭ શીવાય એકાદી સાધારણ દીવાની કોરટ પોતાની હકુમતની બહાર સ્થાવર મીલકત બીલકુલ હોય તો તે વેચી શકતી નથી ( નવાબઅલી વી અઝીર (૧૮૭૫) ૨૩ વી. રી. ૨૩૩ ); તે કોરટે ક. ૩૯ માં કામ ચલાવાની જે રીતી ઠરાવેલી છે તે પ્રમાણે ચાલવું જોઇએ. અમુક મીલકતના "ઝરીપેશગી" ઉપરથી ધીરેલી રકમ બાબતનો દાવો વેચી શકાતો નથી ( લછમીપત વી. મંડીલકુંવર (૧૮૫૮) ૩ ક. વી. નો. ૩૩૩ )

ગીરો.—સ્થાવર મીલકતના વેચાંણ બાબત તે કાયદાના જે ઠરાવો છે તે પ્રમાણે જમીન ઉપરની જવાબદારી એકાદા જે હુકમનામાથી ઠરાવેલી હોય તે હુકમનામાના વેચાણમાં ચાલવાનું છે ( ભવાની કૂંવર વી. ગોલાબરાય (૧૮૭૬) ૧ અ. ૩૪૮; સામીઆયર વી. ક્રીષ્ણાસામી (૧૮૮૭) ૧૦ મ. ૧૬૯; તે પ્રમાણે નહિ તે-નાયગર વી. ભાસ્કર (૧૮૮૬) ૧૦ મું. ૪૪૪; દેમેન્દ્રકુમાર વી. રૂપલાલ (૧૮૮૫) ૧૨ ક. ૫૪૬; અને બાળકીષ્ણ વી મસુમા (૧૮૮૧) લા. રી. ૯ ઇં. અ. ૧૮૨ પા. ૧૯૬ ના ઠરાવનો મુકાબલો કરો; ૫ અ. ૧૪૨ પા. ૧૫૭ ) એકાદા જે હુકમનામાથી ખાસ મીલકત ઉપર એક હક સબંધ ઠરાવેલો હોય તો જો કે તે હુકમનામામાં હુકમનામાવાળો વેચાવી શકે છે એવો ઠરાવ ના હોય તો પણ તે હમેશાની રીતે બજાવી શકાય છે ( નદીયાબાસી વી. રેઝાચોધરી (૧૮૭૧) ૧૫ વી. રી. ૩૩૭ )

સ્માલકોઝ કોરટ.—સને ૧૮૬૫ના એકટ ૧૧ ની ક ૬ નો ભંગ કર્યા વીના પ્રતીવાદીઓ ઉપર મેળવેલુ એક હુકમનામું વસુલ કરવાને મરનાર દેણદારનો સ્થાવર મીલકતમાં

જે અવીભકત હક અને હીત હોય અને જે પ્રતીવાદીને વારસામાં મળેલું હોય તે સ્મોલકોઝ કોરટ વેચી શકે છે (આહોબાલા સુચેતી વી. વ્યંકટ કીષ્ણુમા (૧૮૬૯) ૫ મ. હા. કો. ૨૭૫); પણ સ્થાવર મીલકતનુ ગીરોખત તે કોરટ વેચી શકતી નથી (બદુમલ વી. મહારૂપ (૧૮૭૪) ૬ અ. ૧૨૯) સ્મોલકોઝ કોરટના હુકમનામા પ્રમાણે સ્થાવર મીલકતના વેચાણમાંથી જે ખરીદ કરનાર હોય તે મીલકતમાંનો હક મેળવી શકતો નથી (નથુમીયાં વી. નંદરાણી (૧૮૭૨) ૧૭ વી. રી. ૩૦૫)

**૮૩.** (૧) સ્થાવર મિલકત વેચવાનો હુકમ થયો હોય ત્યારે, જો હુકમનામાનો દેણદાર કોરટની એવી ખાત્રી કરી આપે કે, તે મિલકત અથવા તેનો કંઇ ભાગ અથવા તેની બીજી કોઇ સ્થાવર મિલકત ગીરો મુકવાથી કે ભાડે આપવાથી કે ખાનગી રાહે વેચવાથી હુકમનામાની રકમ જેટલા રૂપીયા ઉભા થશે એમ માનવાનું કારણ છે ત્યારે, હુકમનામાનો દેણદાર તે રકમ મેળવી શકે એટલા સારૂ તેની અરજ ઉપરથી, કોરટને યોગ્ય જણાય તેવી શરતે તથા તેટલી મુદત સુધી, વેચવાનો હુકમ કરયો હોય તેની મિલકતનું વેચાણ મુલતવી રાખવાને કોરટ મુખત્યાર છે.

હુકમનામાની રકમ હુકમનામાનો દેણદાર ઉભી કરે એટલા માટે સ્થાવર મિલકતનું વેચાણ મુલતવી રાખવાનું

કલમ ૩૦૫

(૨) આવે પ્રસંગે કોરટે હુકમનામાના દેણદારને એક સરટીફીકેટ આપવું. તેમાં મુદત નાંખીને તેને એવો અખત્યાર આપવો કે, તેમાં લખેલી મુદતની અંદર અને ૬૪ મી કલમમાં ગમે તે ઠરાવ હોય તે છતાં પણ તેણે કરવા ધારેલું ગીરો, ભાડાચિઠી કે વેચાણ કરવું:

પરંતુ તે ગીરો, ભાડાચિઠી, અથવા વેચાણને લીધે જે રૂપીયા આપવાના તે હુકમનામાના દેણદારને ન આપતાં ૭૨ મી કાનુનના ઠરાવની રૂયે એવા પૈસા મજરે લેવાનો હુકમનામાવાળાને હક હોય તે શિવાયની બાબતમાં, કોરટમાં ભરવા:

વળી એવું ઠરાવ્યું છે કે, આ કાનુન પ્રમાણે કરેલું કોઇ પણ ગીરો, ભાડાચિઠી અથવા વેચાણ કોરટ કાયમ કરે ત્યાંસુધી તે પાકુ થશે નહીં.

(૩) એવી મિલકત ઉપરનો ગીરો હક અથવા બોજો અમલમાં લાવવા માટેના વેચાણના હુકમનામાની બજાવણીમાં વેચવાનો હુકમ કરયો હોય તેની મિલકતના વેચાણને આ કાનુનમાંનો કોઈ પણ મજકુર લાગુ પડે છે એમ સમજવું નહિ.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૦૫.**

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ થાય છે પણ બંગાળામાં સાંથ વસુલ કરવાના દાવાઓને લાગુ થતી નથી—સને ૧૮૮૮ના એક્ટ ૮ ની ક. ૧૪૮ (અ).

**મુલતવી રાખવું તે.**—મુલતવી રાખવાની બાબત તે કુલ અખત્યારની છે (બીશેશ્વ-

મનસીંગ વી. લેન્ડ મોર્ટગેજબેન્ક ( ૧૮૮૪ ) લા. રી. ૧૨ ઇ. અ ૭ પા. ૧૦, ૧૧ ક. ૨૪૪. શીવશીંગાપા વી. ચેનબસાપા (૧૯૦૬) ૮ મુ. લા. રી. ૧૬ ) હુકમનામાનો દેણદાર વ્યાજમી હકીકત ના બતાવી શકે ( કીશનકુમારી વી. ગુલાબકુમારી ( ૧૮૭૧ ) ૧૫ વી. ૪૭૭ ), અને લેણદારને હરકત થતી ના હોય ( રામરતન વી. લેન્ડમોર્ટગેજબેંક (૧૮૭૨) ૧૭ વી. રી. ૧૯૩) અને ગીરોથી અથવા એક રીસીવર નીમી જો યોગ્ય મુદતની અંદર તે લહેણુ આપી શકાય છે તેવું બતાવે નહીતો, કોરટો તે કુલ અખત્યારનો વ્યાજબી રાહે અમલ કરવો જોઇએ અને તે વેચાણ મુલતવી રાખવું ન જોઇએ ( મોહીનીમોહન વી. રામકાંતચોધરી ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૭૨૨ ) એક વર્ષ ગેરવ્યાજબી છે ( ફેજુદીન વી. ગીરાદસીંગ ( ૧૮૭૦ ) ૨ અ. હા કો. ૧ રામરતન વી. લેન્ડમોર્ટગેજબેંક ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૧૯૩ માટે તે મુલતવી ફક્ત વ્યાજબી મુદત સુધી રાખવું જોઇએ ( રેડેનમઅચ્યુત રામાયા વી. મહમદ અમીન ( ૧૮૬૯ ) ૫ મ. હા કો. ૨૭૨; સહજનારાયણ વી. રામપ્રસાદ ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૧૪૬ ). કોરટે તે મીલકત પટે આપી શકતી નથી અથવા ગીરો મુકી શકતી નથી ( લછમીપત ડુંગર વી. જગત ધ્દરતેવારી વી. રી. (૧૮૬૪) પ્રા. ૫); અને જ્યારે એક વખતે મીલકતનુ લીલામ કરવામાં આવે અને શુધ બુદ્ધીથી માગણીયો કરવામાં આવેલી હોય તો તે વેચાણ મુલતવી રાખવાનો અથવા તે પુરૂ કરવાની ના કહેવાનો અને ફકત હુકમનામાના દેણદાર એવુ બતાવે કે ખાનગી વેચાણ કરવાથી વધારે કીમત હુ મેળવી શકીશ તો તે ઉપરથી એક બીજા લીલામ બાબત હુકમ કરવાનો કોરટનો અખત્યાર નથી; ગમે તેમ હોય પણ તે દેવાની રકમ મેળવી શકાશે એવો પુરાવા વીના કોરટનો તે અખત્યાર નથી ( લછમીનારાયણ વી. ભેરવપ્રસાદ ( ૧૮૬૬ ) ૧ આગ્રા પ્રા. ૫), કરાર કરીને હુકમનામાના લેણદારને વસુલ આપવાથી ખાનગી વેચાણ કરવામાં આવે તો તે એક સરખી રીતે બળવાન છે ( આહીન વી. બાગર ( ૧૯૦૫ ) અ. વી. નો. ૧૨૪).

**તે રૂલનો હેતુ.**—જ્યારે હુકમનામાની રકમ વીશે આવી રીતે બંદોબસ્ત થઇ શકતો હોય ત્યારે ફકત એક ગીરો, અથવા પટો અથવા ખાનગી વેચાણ કરવાનો આ રૂલનો હેતુ છે. હુકમનામુ બજાવનારી કોરટને ગીરો આપવાથી અથવા મીલકત બીજી રીતે બીજાને આપવાથી હુકમનામુ ભરપાયા થશે એવુ જણાતુ ના હોય તો આ રૂલ પ્રમાણે કોરટ સરટીફીકટ આપી શકતા નથી તેમ એકાદુ ગીરો અથવા બીજી રીતે મીલકત બીજાને આપવામાં આવે તે મંજુર રાખી શકતી નથી ( ગુરૂસામી વી. વેંકટસામી (૧૮૯૧ ) ૧૮ મ. ૨૯૭ ).

**ગીરો ઉપરથી વેચાણ**—ગીરોના આધારથી કરેલા હુકમનામામાં જ્યારે એવું ઠરાવેલુ હોય કે તે ગીરો ઉપરનુ લહેણું અમુક મીલકત વેચીને વસુલ કરવાનુ છે ત્યારે તે હુકમનામાને આ રૂલ લાગુ થતી નથી ઉમદાખાનમ વી. રાજરૂપ ( ૧૮૭૭ ) ૧ ક. લા. રી. ૨૯૫; ૩ ક, ૩૩૫; પણ જુઓ દીક્ષાજી વી. માહદેવ વીનાયક ( ૧૯૦૧ ) ૨૫ મું. ૧૦૪ )

**ખાનગી વેચાણ**—આ રૂલ પ્રમાણે કોરટની પરવાનગીથી એકાદુ ખાનગી વેચાણ કરવામાં આવે તો તે ફક્ત હુકમનામાના દેણદારના હક સબંધી છે અને તે એક બીજા હુકમનામાના દેણદારને બેદ્ધન કાંઇ નથી તેમ તેના હીસ્સાથી તેથી હરકત થતી નથી ( કાનાપા વી. યમનાપા ( ૧૯૦૨ ) ૨૬ મું. ૩૭૯ )

**વેચાણની મંજુરી.**—જ્યારે આ રૂલ પ્રમાણે એક હુકમનામાના દેણદારે ખાનગી વેચાણ કરી આપીને હુકમનામાની રકમ મેળવવાને બે કોરટોની પરવાનગી લીધેલી છે, અને તેથી જે વેચાણ થએલુ છે તે એક કોરટે મંજુર કરેલુ છે તો, તેના તેજ વેચાણની મંજુરી વીશે

બીજી કોરટને અરજ કરવાની જરૂર નથી ( આનંદનાઆપા વી. ભમરાવ આનાજી (૧૮૯૫) ૧૯ મુ. ૫૩૯ ) જ્યારે ખોટુ સમજાવીને તે મંજુરી લીધી હોય ત્યારે તે વેચાણુ કોરટ રદ કરેછે (આત્મારામ વી. બાલક્રીશ્ન ( ૧૯૦૫ ) ૨૯ મુ. ૬૧૫ ).

**સગીરનો વાલી.**—વાલી અને પાલકના એકટ ( સને ૧૮૯૦ ના ૮ ) પ્રમાણે જ્યારે એક હુકમનામાનો દેણદાર એક સગીરનો સર્ટીફીકેટ સાથેનો વાલી હોય ત્યારે તે સગીરની મીલકત ગીરો આપે તો તે સર્ટીફીકેટથી તે ગીરો આપ્યાની બાબત કાયદેસર થતી નથી. જે કોરટે તેને વાલી નીમેલો હોય તે કોરટની મંજુરી લેવાને તેને જરૂર છે ( દતરામ વી. ગંગારામ ( ૧૮૯૯ ) ૨૩ મુ. ૨૮૭ ).

**અપીલ.**—જુઓ ક. ૪૭ અને ક. ૨ ની રકમ ૨.

**૮૪.** (૧) સ્થાવર મિલકતના પ્રત્યેક વેચાણ વખતે જે શખસ ખરીદદાર ઠરે તેણે તેમ કર્યા પછી તરતજ પોતાની ખરીદીની રકમમાંથી સેંકડે પચીસ ટકા વેચાણ ચલાવનાર અમલદારને અથવા બીજા શખસને અનામત ભરવા; અને તે રીતે રૂપીયા ન ભરે તો, તે મિલકત લાગલીજ ફરી લીલામ કરીને વેચવી.

ખરીદદારે અનામત મુકવાનું અને ન મુકે તો ફરી લીલામ કરવાનું.

કલમ ૩૦૬

(૨) જ્યારે હુકમનામાવાળો ખરીદદાર હોય અને તેને ૭૨ મી કાનુનની રૂયે એવી રકમ મજરે લેવાનો હક હોય ત્યારે, કોરટ આ કાનુનના ઠરાવ અમલમાં ન આણવાને મુખત્યાર છે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૦૬.**

**ટીકા:**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

**રીવાજ.**—કસુર કરનાર ખરીદ કરનારે જે વધારેમાં વધારે માગણી કરેલી હોય તે માગણીથી શરૂ કરવાને એકાદુ બીજુ વેચાણ કરનાર અમલદાર બંધાએલા નથી; જો ત્યાર પછીનો બીજો માગણી કરનાર તેની માગણી પ્રમાણે ચાલવાને જો ખુશી હોય તો, તે પ્રમાણે તે કરવાને મુખત્યાર છે. જો તેમ ના હોય તો તેમણે તે વેચાંણુ ફરીથી શરૂ કરવું જોઇએ ( ગૌરમુખ વી. લાલાગૌર ( ૧૮૬૪ ) ૧ વી. રી. પ્ર. ૧૧ )

એકાદી માગણી કબુલ કરતા પહેલાં તે વેચાંણુ કરનાર અમલદાર "ડીપોઝીટ" મુકાવવાને આગ્રહ કરી શકતા નથી, પણ જો એવું માલુમ પડે કે સાધન વીનાના શખસોને પોતાની માગણીયો કરવાને આગળ કરેલા છે અને કપટ ભરેલી રીતે તે વેચાણ નીશફળ કરે છે તો તેની માગણી કબુલ કરતા પહેલાં તે માગણી કરનાર ઉપરના ભરૂસા વીશે તજવીજ તે અમલદાર વ્યાજબી રાહે કરે છે ( મહેશનારાયણ વી. કીશાનંદ ( ૧૮૬૧ ) ૯ મું. ઇ. અ. ૩૨૮; ૫ વી. રી. ૭ ( પી. સી. ) અને તે ખોટી માગણી કરનાર તે વેચાંણને હરકત કર્યા બાબત ફોજદારી કાયદાની ક. ૨૨૮ પ્રમાણે જવાબદાર થાય છે ( મહેશચંદ અપીલવાળાના કામમાં વી. રી. ( ૧૮૬૪ ) પ્રા. ૩ )

**રૂલ ૬૧.**—એવુ ઠરાવેલુ છે કે આ ઠરાવ પ્રમાણે જે ફરી વેચાણ કરવામાં આવે તેને

રૂ. ૭૧ લાગુ થાય છે, માટે પહેલા ખરીદ કરનારને પહેલા વેચાંણ અને બીજા વેચાંણ વચે-નો ગાળો આપવાને ફરજ પાડી શકાય છે (રામધની વી. રાજરાણી (૧૮૮૧) ૭ ટ. ૩૩૭; વાલાભાણુ વી. પંગુની (૧૮૮૯) ૧૨ મ. ૪૫૪; તો પણ જુઓ ભીમ વી. શરવણુ (૧૮૮૯) ૧૬ ક. ૩૩)

**હુકમનામાવાળો.**—જો હુકમનામાવાળાને એક લાટ આપી દેવામાં આવેલ હોય તો હમેશની રીત પ્રમાણે ડીપાઝીટ મુકવાને બંધાએલો છે (ચલકુદત વી. લીલાનંદસીંગ વી. રી. ૧૮૬૪ પ્ર ૩૦) પણ તે ડીપોઝીટની રકમ રોકડી મુકવામાં જે પક્ષકારોનુ હીત હોય તે તમામ પક્ષકારો પોતાનો તે બાબતનો હક છોડી દે નહી તો તે બંધાએલો છે (ગોપાળસીંગ વી. રોયબનવારી (૧૮૭૯) ૫ ક. લા. રી. ૧૮૧) અને કાંઇ ડીપોઝીટ આપવામાં આવેલુ હતુ કે નહી તે વીશે જો કાંઇ તકરાર હોય તો બીજુ વેચાંણ શરૂ કરતા અવલ તે તકરાર-નો ફેસલો જલદી કરવો જોઇએ (કપાયન વી. રામાસામી (૧૮૮૩) ૬ મ. ૧૯૭)

**વેચાંણ નહી તે.**—એક વાર ઠરાવવામાં આવેલુ છે કે જો તરત ડીપોઝીટ મુકવામાં આવેલી ના હોય તો કાંઇ વેચાંણ નથી, પણ હવે તે કાયદો બરોબર નથી; જુઓ અહમદ-બક્ષ વી. લતુપ્રસાદ (૧૯૦૬) ૨૮ અ. ૨૩૮; અને ઇઝીઝામઅલી વી. નારાયણસીંગ (૧૮૮૩) ૫ અ. ૩૧૬ વેંકટ વી. સ્યાંમા (૧૮૯૧) ૧૪ મ. ૨૨૭ તો પણ જુઓ બી-પીનચંદ્ર વી. પરેશનાથ (૧૮૮૩) ૯ ક. ૯૮)

**આ રૂલનો અસર.**—આ રૂલના ઠરાવ પ્રમાણે ચાલવામાં ના આવે તો વેચાંણ ની-રર્થક થાય છે (ઇંતીઝામઅલી વી. નારાયણસીંગ (૧૮૮૩) ૫ અ. ૩૧૬; અમીરબેગમ વી. અપર ઇંડીયાની બેંક (૧૯૦૮) ૩૦ અ. ૨૭૩) અને તે એક મુદ્દામ ગેરશીરસ્તે છે (ભીમ વી. શરવણ (૧૮૮૯) ૧૬ ક. ૩૩); એક ફકત ગેરશીરસ્તે છે (વેકટ વી. સામા (૧૮૯૧) ૧૪ મ. ૨૨૭)

**જાહેર ખબર**—આ રૂલ પ્રમાણે ફરી વેચાંણ કરવાને નવું જાહેરનામું કરવાની જરૂર નથી (વાલાભાંગુ વી. પંગુની (૧૮૮૯) ૧૨ મ. ૪૫૪)

**"લાગલોજ"**—આ શબ્દ ઉપરથી એવુ જણાય છે કે આ રૂલ પ્રમાણે જે કામ ચલાવવાનુ છે. અસલ વેચાણ જ્યારી હોય તે પ્રમાણે ચલાવવાનુ છે અને મુલતવી રાખવા લાયક નથી (ભીમ વી. શરવણુ (૧૮૮૯) ૧૬ ક. ૩૩ પા. ૩૮; વીરૂધ-પાબામાંગુ વી. પંગુની (૧૮૮૯) ૧૨ મ. ૪૫૪)

**૮૫.** (૧) મિલકતના વેચાણ પછી પંદરમે દિવસે કોરટ બંધ થાય તે અગાઉ ખરીદદારે ખરીદીની પુરેપુરી રકમ કોરટમાં ભરવી.

ખરીદીની પુરેપુરી રકમ ભરવાની મુદત

કલમ ૩૦૭

પણ એવું ઠરાવ્યું છે કે એવી રીતે કોરટમાં ભરવાની રકમ ગણતી વખતે, ૭૨ મી કાનુનની રૂયે ખરીદદારને જે રકમ મજરે લેવાનો હક હોય તે રકમ રકમાંથી બાદ કરવાનો તેને લાભ મળશે:

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૩૦૭**

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

પંદરમો દીવસ ગણવામાં વેચાણની તારીખ બાતલ કરવી જોઇએ (અમાની વી. કુરઆન

અલી ( ૧૮૫૮ ) ૩ આગ્રા ૨૦૪ ). જે દીવશોએ "વેકેશન" ને લીધે કોરટ બંધ હોય પણ ઓફીસ ખુલી હોય તો તે આ રૂલના હેતુ પ્રમાણે તહેવારના દીવસો નથી ( મોતીરામ વી. ત્રીવરાજ ( ૧૮૯૬ ) ૨૦ મુ. ૭૪૫ ), બજાવણીમાં થએલા લીલામમાંથી એક ખરીદ કરનાર રૂલ ૮૫ પ્રમાણે તા. ૧૫ જુન અને ૧૮૯૬ ના રોજ વેચાણની બાકીની કીમત કોરટમાં ભરવાને બંધાએલો હતો. તા. ૧૭ જુનના રોજ મેલાપુરમાં તેણે પોસ્ટ ઓફીસમાં તે રકમ ભરી અને એક મનીઓરડર કરાવીને તે કોરટના નાઝર ઉપર મોકલ્યો. પણ તે નાઝરને તે રકમ તા. ૨૨ જુન સુધી મળી નહી. ઠરાવ્યું છે કે તે રકમ મુદતની અંદર ભરેલી નથી તે પોસ્ટ ઓફીસ તે કોરટની એજંટ નથી, અને આ ઠરાવ પ્રમાણે બરોબર ચાલવાને;તે નાણા કોરટમાં મુદતની અંદર પહોચેલાં છે તે જોવાને તે ખરીદ કરનાર બંધાએલો હતો ( રામચંદ્ર વી. એલ્વા ( ૧૮૯૮ ) ૨૨ મું. ૪૧૫ ).

રૂલ ૭૧—તે રૂલ કસુર કરનાર ખરીદ કરનારાઓને લાગુ છે. (જવેરભાઇ વી. હરીબાઇ ( ૧૮૮૧ ) ૫ મુ. ૫૭૫ ); રામધની વી. રાજરાણીકુવર ( ૧૮૮૧ ) ૭ ક. ૩૩૭; વળી જુઓ વાલાભાણુ વી. પનુની ( ૧૮૮૯ ) ૨ મ. ૪૫૪; વળી ( ૧૮૮૪ ) ૧૦ ક. ૭૫૮, ( ૧૮૯૧ ) ૧૪ મ. ૪૯૮ ).

રીવાજ—રજીસ્ટ્રારે કરેલા લીલામમાંથી એક ખરીદ કરનારને વેચાણની બાકીની કીમત ભરવામાં મુદત ગએલી હોય તો કલકત્તા હાઇ કોરટની અસલ બાજુમાં વ્યાજ આપવાનો રીવાજ ચાલે છે જ્યારે જે પક્ષકાર તરફથી કામ ચલાવવાનુ હોય તે પક્ષકાર તરફથી ઢીલ થએલી હોય તો તેને ખરીદ કરનારા પાસેથી ખર્ચ અપાવવામાં આવતુ નથી (કનાઇલાલદાસ વી. શામા ચર્ણ દાજી ( ૧૮૯૪ ) ૨૧ ક. ૫૬૬ ).

રવીવાર અને તેહવારો.—સને ૧૮૯૭ ના જનરલ કલાઝ એકટની ક. ૧૦ જુઓ.

જો રકમ ન ભરે તો શી રીતે કરવું

**૮૬.** તરત ઉપરની કાનુનમાં કહેલી મુદતની દરમ્યાન ભરણું નહીં થાય તો, તે અનામતમાંથી વેચાણનો ખરચ બાદ કરીને બાકી રકમ, કોરટની નજરમાં તેમ આવે તો, દંડ દાખલ સરકારમાં વસુલ થશે, અને તે મિલકત ફરી વેચવામાં આવશે; અને કસુર કરનારા ખરીદદારનો તે મિલકત ઉપર કે તે ફરી વેચવાથી ઉપજેલા રૂપીયાના કંઈ ભાગ ઉપર કંઇ દાવો રહેશે નહીં. કલમ ૩૦૮

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૦૮

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

આ રૂલથી કોરટની મરજી ઉપર રાખવામાં આવેલુ છે અને જુના કાયદાની ક. ૩૦૮ પ્રમાણે દરેક કામમાં તે ડીપાઝીટ દંડ દાખલ વસુલ કરવાની હવે કોરટને જરૂર રહેલી નથી ( સંભાશીવ આચર વી. શામચર્ણદાન ( ૧૮૯૪ ) ૨૧ ક, ૫૬૬ ).

કોરટ.—મદ્રાસની હાઇકોરટના ધારા પ્રમાણે સરકારી ટ્રેઝરીમાં ભરવામાં આવે તો આ રૂલના કારણસર બસ છે શ્રીનીવાસ વી. માલીયાચા ( ૧૮૮૪ ) ૭ મ. ૨૧૧ વળી બંગાળામાં જુઓ ગનાધરપોરે વી. નાયકપોરે ( ૧૮૮૨ ) ૮ ક. ૫૨૮ ).

એક શખસે એક હુકમનામું જપ્ત કરાવેલુ હતુ અને બજાવણીમાં જે જમીન વેચવાને

રકમ અનામત મૂકેથી વેચાણ રદ કરવા બાબત અરજી.

આવી હોય ત્યારે, જે કોઇ પણ શખસ તે મિલકતનો માલિક હોય અથવા એવાં વેચાણની પેહેલાં સંપાદન કરેલા સત્તાધિકારની રૂયે કાંઇ હિતસંબંધ ધારણ કરતો હોય તે શખસ કોર્ટમાં હેઠળ લખેલા કામ સારૂ નિચેની રકમ અનામત મુકેથી સદરહુ વેચાણ રદ કરવાની અરજી કરવાને મુખત્યાર છેઃ— કલમ ૩૧૦ અ

(અ) ખરીદીના પૈસાના સેંકડે પાંચ ટકા જેટલી રકમ ખરીદનારને આપવા સારૂ, તે રકમ અને

(બ) જે રકમ વસુલ કરવા માટે વેચાણ કરવાનો હુકમ થયો હોય તેવી રકમ વેચાણના જાહેરનામામાં નિર્દિષ્ટ કરેલી હોય તેમાંથી, સદરહુ હુકમનામાવાળાને એવા વેચાણના જાહેરનામાની તારીખ પછીથી જે કંઇ રકમ મળી હોય તે રકમ બાદ કરયા પછી બાકી રહે તે હુકમનામાવાળાને આપવા સારૂ, તેટલી રકમ.

(૨) જ્યારે કોઇ પણ શખસ પોતાની સ્થાવર મિલકતનું વેચાણ રદ્દ કરવા સારૂ ૯૦ મી કાનુન મુજબ દરખાસ્ત કરે ત્યારે, તેને તે પોતાની દરખાસ્ત પાછી ખેંચી ન લે તો, આ કાનુન મુજબ દરખાસ્ત કરવાનો અથવા દરખાસ્તનું કામ આગળ ચલાવવાનો હક્ક રહેશે નહિ.

(૩) વેચાણના જાહેરનામામાં જેનો સમાવેશ ન કર્યો હોય એવા ખરચ તથા વ્યાજના સંબંધમાં હુકમનામાના દેણદારની જે કંઇ પાત્રતા હોય તેમાંથી તે દેણદાર મુક્ત થાય છે એવો આ કાનુન માંહેના કોઇ પણ મજકુરનો અર્થ કરવો નહીં.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૧૦ અ.

ટીકા.—આ રૂલ હા.કો. ને લાગુ છે.

રૂલ લાગુ કરવું તે—એક દાવાનો ગીરો રાખનાર પક્ષકાર હોવાથી તેણે એવી હરકત લીધી કે તે હુકમનામાની બજાવણીમાં ગીરોવાળા મકાન જપ્ત થયેલાં છે અને વેચવામાં આવેલાં છે માટે આ રૂલ પ્રમાણે વસુલ આપીને તે વેચાણ રદ કરવાને અરજ કરેલી હતી. તે ખરીદ કરનાર હુકમનામાવાળો હતો, અસલ કોરટે તથા અપીલ કોરટે તે અરજી નામંજુર કરી તેથી અરજદારે હાઇકોરટને અપીલ કરેલી હતી; ઠરાવ્યું છે કે જે દાદ માગેલી છે તે દાદ મળવાનો અરજદારનો હક થયેલો છે (શ્રીનીવાસ વી. આયા થેરાઈ (૧૯૧૧) ૨૧ મ. ૪૧૬) એકદા જે સખસની સ્થાવર મીલકત આ રૂલના હેતુ પ્રમાણે વેચવામાં આવેલી હોય તે ગીરો રાખનાર શખસ છે (હમીદાલ હક વી. માતંગીની (૧૮૯૭) ૧૨ ક. વી. નો ૨૫૮) તેમજ રીવાજ પ્રમાણે અદાવી આપવા લાયક કબજાવાળી જમીનનો ખરીદદાર છે (બીનોદીની દાસી વી. પ્યારીમોહન (૧૯૦૩) ૮ ક. વી. નો ૩૫, કુંજબીહારી વી. શંભુ (૧૯૦૩)

૮ ક. વી નો ૨૭૨; અને દરમોકરારીદાર મોકરરી હકના વેચાણની બાબતમાં—નારાયણ મં ડળ વી. સુરેન્દ્ર મોહન ટાગોર (૧૯૦૫) ૨૨ ક. ૧૦૭).

એકાદા જે શખસની મીલકત વેચવામાં આવેલી હોય તે શખસના એક બે નાખીદારને આ રૂલ પ્રમાણે વેચાણ રદ કરાવાને અરજ કરવાનો હક છે. (બાસીપોદર વી. રામકીષ્ણ (૧૮૯૬) ૧ ક. વી. નો ૧૩૫) મીલકત તબદીલ કરવાના એકટની ક. ૮૮ પ્રમાણે ગીરોનું હુકમનામું કરવામાં આવેલું તેથી તે ગીરોના હુકમનામાનો દેણદાર આ રૂલના ઠરાવ પ્રમાણે થયેલું લીલામ રદ કરવાને અરજ કરી શકે છે (અશરફઅલી વી. નેતલાલ (૧૮૯૬) ૨૩ ક. ૬૮૨; ૨૫ ક. ૭૦૩ નો ઠરાવ રદ કરેલો છે) જો કે સને ૧૮૮૨ ના એકટ ૪ ની ક. ૮૯ પ્રમાણેના એક હુકમનો અમલ મુલ્તવી રાખવાને તે એકટ પ્રમાણે કાંઇ અખત્યાર આપેલો નથી તોપણ તે કલમ પ્રમાણે વેચાણ બાબત પાકો હુકમ કરેલો હોય તેથી કરેલા વેચાણને આ રૂલ લાગુ થાય છે (રામસીંગજી વી. ચુનીલાલ (૧૮૯૭) ૧૯ મ. ૨૦૫; તેમાં (૧૮૯૮) ૨૫ ક. ૭૦૩ ના ઠરાવથી જુદા ચાલવામાં આવેલું છે, જુઓ પા. ૭૦૯) જ્યારે સ્થાવર મીલકતનું એકાદુ લીલામ એક ગીરોના હુકમનામાની રૂઇએ એવી રીતે થયેલુ હોય કે જેથી તે મીલકતનો માલેક તે લીલામ રદ કરાવી શકે તેથી તે આ ઠરાવ પ્રમાણે યોગ્ય રીતે ચાલેલો થાય છે ત્યારે તેને આ રૂલ લાગુ થાય છે (હીરમલ વી. દસ્તાગીરી (૧૮૯૯) ૨૨ મ. ૨૮૬) જો કે ખાનગી વેચાણ કરવામાં આવ્યું હોય તો પણ હુકમનામાનો દેણદાર આ રૂલ પ્રમાણે બજાવણીમાં થએલુ લીલામ રદ કરવાને અરજ કરી શકે છે (મગનલાલ વી. ડોસી (૧૯૦૧) ૨૫ મું. ૬૩૧).

પ્રથમ હક—રકમ (૧) માં જે શબ્દો ઉમેરવામાં આવ્યા છે તેથી ખુલ્લુ થાય છે કે જે ખરીદદારે બજાવણીમાં વેચાણ પેહેલાં હક મેળવ્યો હોય તે આ રૂલનો લાભ લઈ શકે છે.

આ રૂલથી અરજદાર પ્રસીદ્ધ કરવા તથા ચલાવામાં ગીરશીસ્તે થયાના કારણથી વેચાણમાં વાંધો લેઇ શકતો નથી (ફુલચંદ વી. નરસીંગ (૧૯૦૧) ૨૮ ક. ૭૩).

કોઇ સ્થાવર મીલકતનો હીસ્સો સહહિસ્સેદારો ઉપર થયેલા હુકમનામાની બજાવણીમાં વેચવામાં આવેલો હોય અને તે હિસ્સા ઉપર મુસલમાન શરેહ પ્રમાણે એકાદો શખસ દાવો રાખતો હોય તો તે શખસ આ રૂલ પ્રમાણે ડીપોઝીટ મુકી શકતો નથી (અબદુલ રહેમાન વી. માતીયર રહેમાન (૧૯૦૩) ૩૦ ક. ૪૨૫).

જુના કાયદા પ્રમાણે તેવીજ કલમ હતી તે મીલકત તબદીલ કરવાના એકટ પ્રમાણે ગીરોવાળી મીલકતને લાગુ થતી નથી એવુ ઠરાવેલું છે (કેદારનાથ વી. કાળીચરણ (૧૮૯૮) ૨૫ ક. ૭૦૩; ૨ ક. વી. નો ૩૫૩) તો પણ મુંબાઇ અને મદ્રાસમાં તેથી વીરૂદ્ધ ઠરાવેલું છે (કાષ્ણાજી વી. મહાદેવ (૧૯૦૧) ૨૫ મું. ૧૦૪; મલીક વી. લીંગમુર્તી (૧૯૦૨) ૨૫ મ. ૨૪૪) મીલકત તબદીલ કરવાના એકટની ક. ૮૯ પ્રમાણે વેચાણ બાબત પાકો હુકમ કરવાથી જે લીલામ થયેલું હોય તેને આ રૂલ લાગુ છે (રાજારામ વી. ચુનીલાલ (૧૮૯૭) ૧૯ મ. ૨૦૫) મીલકત તબદીલ કરવાના એકટની ક. ૮૫ થી ૯૦ સુધીની ક. આ એકટથી રદ કરેલી છે અને તે કલમ ઉપરના ઠરાવો ફકત થોડીજ મુદતને માટે અગત્યના છે. એકાદા જે શખસે એક ગીરોના હક સાથે અમુક જમીન ખરીદ કરવાને કરાર કરેલો હતો તે જમીન ગીરોથી બજાવણીમાં વેચવામાં આવેલી હતી તેથી તે સખસ તે જમીનનો માલેક નથી માટે

**હુકમનામાવાળાને વસુલ આપવા બાબત.**—આ શબ્દોનો હેતુ કોર્ટમાં ભરેલાં નાણાં લેવાનો ફક્ત તેનો હક થાય છે તે છે ( રોશનલાલ વી, રામલાલ ( ૧૯૦૨ ) ૭ ક. વી. નો ૩૪૧; ૩૦ ક. ૨૬૨ ).

**વીશેશઠરાવ.**—"આ રૂલ પ્રમાણે એકાદી દરખાસ્ત કરવાનો તેનો હક થશે નહિ" એ શબ્દોનો હેતુ આ રૂલ પ્રમાણે એક દરખાસ્ત ફકત તે આપી શકે નહિ તેવો નથી પણ "કરવાને" એવો શબ્દ છે એટલે તે ચલાવાને એવો અર્થ થાય છે. એકાદા જે કામમાં આ રૂલ પ્રમાણે એક દરખાસ્ત કર્યા પછી રૂ. ૫૦ પ્રમાણે બીજી દરખાસ્ત કરવામાં આવે તો તે દરખાસ્ત કરનારનો આગલા રૂલ પ્રમાણે લાભ લેવાનો હક થતો નથી ( રાજેન્દ્રનાથ વી. નીલ રત્ન ( ૧૮૯૬ ) ૨૩ ક. ૫૫૮ ). રૂ. ૮૯ પ્રમાણે કરેલી અરજી નીચેની કોરટે રદ કર્યાં પછી તે અરજદાર શીવાયના હુકમનામાના દેણદારોએ રૂ. ૫૦ પ્રમાણે એક અરજી કરેલી હતી અપીલ કરવા ઉપરથી ઠરાવેલું છે કે રૂ. ૮૯ પ્રમાણેની અરજીને આ વીશેશ ઠરાવથી હરકત થતી નથી ( અશરફઅલી વી. નેટલાલ ( ૧૮૮૬ ) ૨૪ ક. ૬૮૨ ).

**મુદત**—૩૦ દીવસની મુદત ગણવામાં એકાદી બીજી અપીલ ચલાવતાં જે મુદત ગએલી હોય તે બાતલ કરી શકાતી નથી ( ચોધરી કેસરીશાહી વી. જાનીરાય ( ૧૯૦૨ ) ૨૯ ક. ૬૨૬; ૬ ક. વી. નો. ૭૭૬ ).

**અપીલ.**—જો તે ચાલેલા કામનો ક. ૪૭ના હેતુમાં સમાસ થતો હોયતો અપીલ ચાલે છે ( કીપાનાથ વી. રામલક્ષ્મી ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો ૭૦૩; શ્રીનીવાસ વી. આયાથેરાઇ ( ૧૮૯૮ ) ૨૧ મ. ૪૧૬; કેદારનાથસેન વી. ઉમાચરણ ( ૧૯૦૧ ) ૬ ક. વી. નો. ૫૭; મોરલીધર વી. આણંદરાવ ( ૧૯૦૧ ) ૨૫ મું. ૪૧૮ ) જો તેમના હોય તો ચાલતી નથી ( બગસીધર વી. કેદારનાથ ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો. ૧૧૪; મગનલાલ વી. ડોસી ( ૧૯૦૧ ) ૨૫ મું ૬૩૧; અને જુઓ કુબેર વી. સાહીબલાલ ( ૧૯૦૫ ) ૨૭ અ. ૨૬૩ ). આ રૂલ પ્રમાણે આપવા માંડેલું ડીપોઝીટ ઘણું મોટુ છે એવા કારણથી તે કબુલ કરવાને ના કહેલી હોય તે હુકમ ઉપર અપીલ ચાલતી નથી ( બાશીરૂદીન વી. તુરીસીંગ ( ૧૯ અ. ૧૪૦ ).

ગેરશિસ્તપણાને લીધે અથવા દગલબાજીને લીધે સ્થાવર મિલકતનું વેચાણ રદ કરવાની અરજી.

**૯૦.** (૧) હુકમનામાની બજાવણીમાં કોઈપણ સ્થાવર મિલકત વેચવામાં આવી હોય ત્યારે, હુકમનામાવાળો અથવા જે કોઇ શખસનો અવેજની ફાળે પડતી વેંહેંચણીમાં હિસ્સો મેળવવાનો હક હોય અથવા જેના હિતસંબંધને તે વેચાણથી બાધ આવતો હોય તે શખસ, વેચાણ કરવાની વાત પ્રસિદ્ધ કરવામાં અથવા વેચાણ ચલાવવામાં ભારે ગેરશિસ્ત કામ ચાલ્યું છે અથવા દગલબાજી થઇ છે એ સબબથી વેચાણ રદ કરવાની કોરટને અરજી કરી શકે : કલમ ૩૧૧

પણ તે ભારે ગેરશિસ્તે કામ ચાલ્યાથી અથવા દગલબાજી થયાથી અરજદારને ખરેખરૂં નુકસાન થયું છે એમ, હકીકત પુરવાર કર્યાથી, કોરટની ખાત્રી ન થાય તો, ગેરશિસ્તપણાના અથવા દગલબાજીના સબબથી કોઇપણ વેચાણ રદ કરવું નહીં.

## સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૩૧૧.

**ટીકા.**--આ રૂલ હા. કો ને લાગુ છે.

**અરજ કરવાની મુદત**—રૂલ. ૯૨ પ્રમાણે વેચાણ મંજુર કરયા પછી કપટના કારણથી પણ જે ખરીદ કરનાર પક્ષકાર ના હોય તે ખરીદ કરનાર આ રૂલ પ્રમાણે કોઇ અરજી કરી શકતો નથી. જ્યારે એક પક્ષકારજ ખરીદ કરનાર હોય ત્યારે તેના વીશે જુઓ: મોહેંદ્ર નારાયણ વી. ગોપાળ (૧૮૯૦) ૧૭ ક. ૭૬૯) અને ક. ૪૭ નીચેની નોટ. જ્યારે મુદત પુરી થઇ ગયા પછી હુકમનામાનો દેણદાર આ રૂલ પ્રમાણે અરજ કરે ત્યારે તેણે બતાવવુ જોઇએ કે તે વેચાણ રદ કરવાને મારો જે હક છે તે હુકમનામાવાળાના અથવા લીલામમાંથી ખરીદ કરનારના કપટથી મારા જાણવામાં આવે નહી તે પ્રમાણે તે હક છુપાવેલો છે (કૈલાશ ચંદ હાલદાર વી. બીશોનાથ પ્રમાણીક (૧૮૯૬) ૧ ક. વી. નો. ૬૭. જુઓ વળી નેમાઇચંદ વી દીનોનાથ (૧૮૯૭) ૨ ક. વી. નો. ૬૯૧); લછમીપત વી. મંડીલકુંવર (૧૮૯૮) ૩ ક. વી નો. ૩૫૩).

**ક્યાંહાં અરજી કરવી.**--કલમ. ૭૦-૭૧ પ્રમાણે જો કલેકટરે વેચાણ કરેલું હોય તો, તે અરજી તેમને કરવી જોઇએ (કેશવદેવ વી રાધે (૧૮૮૯) ૧૧ અ. ૯૪) મુંબાઇ ઇલાકાના સ્થાનીક સરકારે કરેલા ધારા પ્રમાણે આ રૂલ પ્રમાણે વેચાણ રદ કરવાનો કલેકટરને કોરટનો અખત્યાર નથી (નારાયણ વી રમુલખાન (૧૮૯૯) ૨૩ મું ૫૩૭; મથુરાદાસ વી. પનાહાલાલ (૧૮૯૫) ૧૯ મું ૨૧૬).

**કોણ અરજ કરી શકે છે**—અવેજની ફાળા પડની વહેંચણીમાંથી હીસ્સો લેવાનો જે કોઇ શખસનો હક થએલો હોય તે કોઇ શખસને આ રૂલ લાગુ કરેલુ છે. જુઓ ક. ૭૩ પાછળ અને જુના કાયદા પ્રમાણેના ઠરાવોનો સંગ્રહ કરેલો છે તે જુઓ; (લખીકરાની (૧૮૮૭) ૧૦ મ. ૫૭; સોરાબજી વી. ગોવીંદ (૧૮૯૨) ૧૬ મું. ૯૧ પા. ૧૦૧; અંબુભા વી નંદલાલ (૧૮૯૩) ૧૫ અહંમદાબાદ ૩૧૮; છત્રપતસીંગ વી. જદુકુમારસાહ (૧૮૯૩) ૨૦ ક. ૬૭૩; અવિભક્ત સ્થાવર મીલકતમાં ફકત સહહીસ્સેદાર ના હોય તે બોશેશરકુંવર વી. હરીસીંગ ૫ અ. ૪૧; જે સખસની સ્થાવર મીલકત વેચવામાં આવેલી હોય અને તે હુકમનામાનો દેણદાર હોય કીંવા નહી-માન કુવર વી. તારાસીંગ (૧૮૮૫) ૭ અ. હા. કો. ૫૮૩; અબદુલહક વી. મોહીની મોહન (૧૮૮૭) ૧૪ ક. ૨૪૦; અને આમાં જે શખસ ફાયદાવાળો માલેકનો દાવો રાખતો હોય તે શખસનો સમાસ થાય છે. અબદુલગની વી. ડયુન (૧૮૯૩) ૨૦ ક. ૪૧૮; સાંથના કાયદા પ્રમાણે જે સખસનો જમીન ઉપરનો હક લેવામાં આવેલો હોય તે સખસ પાનેચંદ્ર વી હરચંદ્ર (૧૮૮૪) ૧૦ ક. ૯૧૬; હુકમનામાના દેણદારનો જે કાઇદેશર વારસ વકીલ કામમાં પક્ષકાર ના હોય તે શીવપ્રસાદ વી. હીરાલાલ (૧૮૯૦) ૧૨ અ. ૪૪૦; અને ગીરો રાખનાર રાખલચંદ્ર વી. દવારકાનાથ (૧૮૮૬) ૧૩ ક. ૩૪૬; પણ જે સખસ હુકમનામાના દેણદાર કરતાં વધારે સ્વતંત્ર હક રાખતો હોય તે સખસ નહી. અસમુનીનીસા વી. અસરફ (૧૮૮૮), ૧૫ ક. ૪૮૮; તેથી અબદુલહક વી. મોહીનીમોહન (૧૮૮૭) ૧૪ ક. ૨૪૦નો ઠરાવ રદ કરેલો છે; સુંમારાયાડુ વી. પેદ્દાસુબ્બારાજુ (૧૮૯૩) ૧૬ મ ૪૭; તો પણ જુઓ શીવપ્રસાદ વી. હીરાલાલ (૧૮૯૦) ૧૨ અ. ૪૪૦; અને અભયદાસી વી. પદમલોચન મંડળ (૧૮૯૫) ૨૨ ક. ૮૦૨. એક હુકમનામાની રૂઇએ

થએલા લીલામથી ખરીદ કરનાર પોતાને આપેલુ વેચાણ મંજુર થતા પહેલાં અરજ કરી શકતો નથી ભગમતીચર્ણ વી. બીશેશ્વર ( ૧૮૮૨ ) ૮ ક. ૩૬૭; એક સખસ એવો દાવો રાખતો હોય કે જે જમીન વેચવામાં આવેલી છે તે તમારી તરફથી હુકમનામાના દેણદારના કબજામાં છે પણ તે હુકમનામાનો પક્ષકાર ના હોય તો પણ તે સખસ આ રૂલ પ્રમાણે અરજ કરી શકે છે તીમાનાબંટા વી. માહામલભટ ( ૧૮૯૬ ) ૧૯ મ. ૧૯૭. " હુકમનામાવાળો " એટલે જે કોઇ હુકમનામાવાળાનુ હુકમનામું અમલમાં લાવવાને અને તે વસુલ કરવાને તે વેચાણ કરવામાં આવેલુ હોય, માટે તેમાં જે હુકમનામાવાળાઓએ વેચાણ થતા પહેલાં ક. ૭૩ પ્રમાણે દરખાસ્તો કરેલી હોય તેનો તેમાં શમાવેશ થાય છે બીજયસીંગ વી. હુકમચંદ ( ૧૯૦૨ ) ૨૯ ક. ૫૪૮ એક જપ્તી કરાવનાર લેણદાર જે સખસની સ્થાવર મીલકત વેચવામાં આવેલી હોય તે ના હોય તે, તેમ તે હુકમનામાવાળો ના હોય માતંગીની દાસી વી. મનમથનાથબોસુ ( ૧૮૯૯ ) ૪ ક. વી. નો. ૫૪૨ ગીરોની રૂહનું હુકમનામું તે સ્થાવર મીલકતનુ ગીરો વેચેલુ હોય તો આ રૂલ પ્રમાણે વેચાણ રદ કરવાની અરજી ચાલતી નથી એજનાથ લોહીયા વી. લીનોપેંદ્રનાથપાલીત ( ૧૯૦૧ ) ૬ ક. વી. નો. ૫ ચડેલી સાંથની બાકીના જે હુકમનામાની બજાવણીમાં જમીન ઉપરનો હક વેચવામાં આવેલો હોય તે હુકમનામું થતા પહેલાં ખાનગી વેચાણથી દફતરમાં દાખલ થએલા પટે રાખનાર પાસેથી તે હક ખરીદ કરનાર આ રૂલ પ્રમાણે અરજ કરી શકે છે અઝગરઅલી વી. અસામુદીનકાઝી ( ૧૯૦૪ ) ૯ ક. વી. નો. ૧૭૪ ગીરોના પાકા હુકમની રૂએ એક ગીરો આપનારની મીલકત વેચવામાં આવેલી હોય અને જો કે તેનો ગીરો છોડાવવાનો હક લાંબી મુદતથી બંધ પડેલો હોય તો પણ તે ગીરો આપનાર આવીને વેચાણના બળવાનપણા વીશે વાંધો લેઈ શકે છે, અને તેવીજ રીતે જે સખસને તેણે પોતાનો હક સબંધ આપેલો હોય તે સખસ પણ કરી શકે છે. ગોલાબ આમદ વી. જુબીસ્ટરચંદ્ર ( ૧૯૦૨ ) ૭ ક. વી. નો. ૩૦૫ એક સાંથના હુકમનામાની બજાવણીમા વેચેલી મીલકતનો એક સાદો ગીરો રાખનાર હોય તે પણ આ રૂલ પ્રમાણે અરજ કરી શકે છે શફરઅલી વી. રાજમોહનગુહા ( ૧૯૦૫ ) ૧ ક. લા. જો. ૪૫૪ ).

નીરર્થક વેચાણ—વાવ્યપ્રાંતની નંબર ૬૭૧ અગસ્ટ સને ૧૮૮૦ની જાહેરખબરના હેતુ પ્રમાણે "વડીલોપારજીત" મીલકતનુ વેચાણ નીરર્થક છે, કારણ કે હુકમનામુ કલેકટર તરફ મોકલેલુ હોવુ જોઇએ અને તે વેચાણ મંજુર કરવુ ન જોઇએ ( સુખદેવરાય વી. શીવધુલામ ( ૧૮૮૨ ) ૪ અ. ૩૮૨ ) કોરટે લીલામ બંધ કર્યા પછી કોરટના એક અમલદારે તે લીલામ કરેલુ હોય તો તે નીરર્થક છે ( સંતલાલ વી. ઉમરાવનીસા ( ૧૮૯૦ ) ૧૨ અ. ૯૬; મહીજી વી. ઝો ( ૧૮૯૦ ) ૬ અ. હા. કો. ૩૫૪ ) અને હાયકોરટે લીલામ બંધ કર્યાનો હુકમ કરેલો હોય તો તેવોજ અસર થાય છે ( નોનીધ વી. સોહજાકુવર ( ૧૮૭૩ ) ૪ અ. હા. કો. ૧૩૫ ); અને એક કામમાં એક જડજે એક સબોર્ડીનેટ જડજ તરફથી બજાવણીનુ કામ પાછુ ખેંચી લીધેલુ અને પોતે મીલકત વેચેલી હતી તેથી તે વેચાણ નીરર્થક ઠરાવેલુ હતું ( અબદુલાહાય વી. ખેકરે ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૧ ) તેમજ ક. ૭૩ પ્રમાણે ઉતરતા દરજાની કોરટે જપ્ત કરેલી મીલકતનુ વેચાણ નીરર્થક છે, માટે ફરી તપાસણીમાં હાયકોરટ તે રદ કરે છે ( બદ્રીપ્રસાદ વી. શર્ણુલાલ ( ૧૮૮૨ ) ૪ અ. ૩૫૯; અઘોરનાથ વી. સામાસુંદ્રી ( ૧૮૮૩ ) ૫ અ. ૬૧૫ ) વળી મીલકત તબદીલ કરવાના એકટ ની ક. ૯૯ ના ઠરાવ વીરૂધ જયારે

મીલકત વેચવામાં આવેલી હોય ત્યારે તે પ્રમાણે છે ( સથુવાયન વી. મથુસાંમી ( ૧૮૮૯ ) ૧૨ મ. ૩૨૫ ) અથવા મીલકત જપ્ત કર્યા વીના વેચેલી હોય (ફીદાહુસન વી. કુતબ ( ૧૮૮૫) ૭ અ. ૩૮; રામચંદ વી. પીતમ ( ૧૮૮૧ ) ૧૦ અ. ૫૦૬; વીરૂધ-કીશોરીમોહન વી. મહમદમુજફર ( ૧૮૯૧ ) ૧૮ ક. ૧૮૮; તીનકોરી દેબીયા વી. શીબચંદ્રપાલ ( ૧૮૯૪ ) ૨૧ ક. ૬૩૯;અને જુઓ મેકનાટન વી. માહાબીરપ્રસાદ (૧૮૯૩) ૯ ક. ૬૬૦; ૧૦ લા. રી. ઈ. અ. ૨૫ ) અથવા રૂ. ૨૧ પ્રમાણે જો નોટીસ કાહડવામાં આવેલી ના હોય ( રામેશરીદાસી વી. દુરગાદાસ (૧૮૮૦) ૬ ક. ૧૦૩; ૭ ક. લા. રી. ૮૫; પણ જુઓ નથુશા વી. મહમદ અકબર (૧૮૯૫) ૨ વી. રી. ૭૪ ) તેમાં ઠરાવેલુ છે કે ફક્ત જપ્તીની નોટીસ કાડેલી ના હોય તેથી એકાદુ લીલામ રદ થતુ નથી. તેમ જે જગોએ અને જે વખતે તે કરવાને યોગ્ય રીતે ખબર આપેલી હોય તે શીવાયની જગાએ અને વખતે તે કરવામાં આવેલુ હોય ( ચેદામીલાલ વી. અમીર (૧૮૮૫) ૭ અ. ૬૭૬; પણ જુએ બાલકીશન વી. સીતારામ ( ૧૮૮૫ ) ૭ અ. ૭૩૧ ) અથવા રૂ. ૬૮માં ઠરાવેલો નીયમ તોડવામાં આવેલો હોય ( બક્ષીનંદ વી. માલકચંદ (૧૮૮૫ ) ૭ અ. ૨૮૯. ગગાપ્રસાદ વી. જગલાલ ( ૧૮૮૯ ) ૧૧ અ. ૩૩૩; ( અને જુઓ નાનાકુમાર વી. ગોલામ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૪૨૨ ) તે વેચાણુ નીરર્થક છે, વીરૂધ-શાંમા કીશન ( ૧૮૮૫ ) લા. રી. ૧૩ ઇ. અ. ૧૦૬; ( ૧૮૮૭ ) ૧૪ ક. ૧૮; અને બાલકીસ્ન વી. મસુયા ( ૧૮૮૩ ) ૫ અ. ૧૪૨; લા. રી. ૯ ઇ. અ. ૧૮૨ના ઠરાવો જોતાં આ ઠરાવોમાંના કેટલાક ઠરાવોનો ઘણુ કરીને ફરી વીચાર કરવામાં આવશે ) તો તે નીરર્થક છે. વાદીએ વાસ્તવીક નુકશાન સાબેત કરવુજ જોઇએ ( નારાયણ વી. કલ્યાંણસુંદ્રમ ( ૧૮૯૬ ) ૧૦ મ. ૨૧૯) એક હુકમનામાની બજાવણીમાં કરેલુ વેચાણુ રદ કરવાને જે કોરટને એક અરજી કરેલી હોય તે કોરટે તે રૂલમાં બતાવેલાં કારણો ફક્ત જોવાનાં છે. જો તે વેચાણુ પ્રસીધ્ધ કરવામાં અથવા ચલાવવામાં મુદદામ ગેરશીરસ્તે થએલુ અને તેથી અરજદારને નુકશાન થએલુ છે એ બેઉ બાબતો જો કોરટની નજરમાં આવી શકતી ના હોય તો, તે અરજી કાહાડી નાંખવાને અને તે વેચાણુ કાયમ રાખવાને કોરટ બંધાએલી છે. જે બીજા કારણો વીશે તે અરજદારે તકરાર કરેલી ના હોય તે બીજા કારણોથી તે વેચાણુ કોરટ કરી શકતી નથી ( હરબંશલાલ વી. કુદનલાલ ( ૧૮૯૯ ) ૨૧ અ. ૧૪૦ ), અને જે કોરટે વેચાણુ બજાવણીમાં કરેલુ હોય તે કોરટને તે વેચવાની જો હકુમત હોય તો તે બજાવણીમાં કરેલું વેચાણુ નીરર્થક ગણી શકાતુ નથી અને તે બજાવનારી કોરટે એકાદો જે શખસ મરનાર હુકમનામાના દેણદાર તરફથી હાજર થતો ના હોય અને તે શખસ ઉપર નોટીસ બજાવેલી હોય તો તે બજાવનારી કોરટની તે વેચવાની હકુમત જતી નથી ( મલકારજુન વી. નરહરી ( ૧૮૯૯ ) લા. રી. ૨૭ ઇ. અ. ૨૧૬ ).

**ગેરશીરસ્તે.**—આ રૂલ હવે ગેરશીરસ્તે થએલી બાબતનજ છે એમ નથી. " અથવા કપટ " એવા શબ્દો, જુના કાયદાની તેવીજ ક. ૩૧૧ મી હતી તે પ્રમાણે જે અરજીઓ ચાલવા લાયક નથી એવુ ઠરાવેલુ હતું તેવી અરજી હાલ દાખલ સ્પષ્ટ હેતુથી દાખલ કરેલા છે. તે ગેરશીરસ્તે વેચાણુ પ્રસીધ્ધ કરવામાં અથવા ચલાવવામાં થએલુ હોવુ જોઇએ તેથી તે વેચાણુ પુરૂ કરીને છેવટે વધારેમાં વધારે માગણી કરનારને મીલકત આપવામાં આવે ત્યાં સુધી તેનો સબંધ છે ( ડીગબરીદેબીના કામમાં ( ૧૮૯૩ ) બ. લા. રી. ( એફ. બી. ) ૯૪૫ ). અને તેવીજ રીતે વેચાણુની તારીખથી પંદરમા દીવશે જડજે વસુલ આપવામાં આવેલુ હોય તે લીધેલુ હોય તો તે ગેરશીરસ્તે થયાની બાબતનો તે રૂલમાં સમાવેશ થતો નથી ( લીલાદેબી

વી. ગોપીસુંદ્રી ( ૧૮૬૬ ) ૬ વી. રી. પા. ૮૨ ) એક સબોર્ડીનેટ જડજે એકાદો તાકીદ હુકમ કહાડેલો હોય તે માન્ય કરીને એક જીલ્લા જડજ એક વેચાણ બંધ રાખે તે કાંઇ ગેરશીરસ્તે નથી ( અમીરદુલહીન વી. એડમીનીસ્ટ્રેટર જનરલ ( ૧૮૯૬ ) ૨૩ ક. ૩૫૧ ). એક હુકમનામું એક હુકમનામાના દેણદાર ઉપર કરવામાં આવેલુ અને તેના મરણ પછી તે બજાવવાની દરખાસ્ત તે મરનારની મીલકત ઉપર તથા જે શખસ મરનારનો વારસ નહોતો તેવા એક શખસ ઉપર તે મરનાર વારસ તરીકે કરેલી હતી અને યોગ્ય વારસોને નોટીસ આપ્યા વીના તે મીલકત વેચવામાં આવેલી હતી, તેમાં ઠરાવેલુ છે કે આ રૂલ પ્રમાણે કામ ચલાવીને અથવા રેગ્યુલર દાવો કરીને આવુ વેચાણ ફક્ત રદ કરાવી શકાય છે ( માલકારજુન વી નરહરી ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો. ૨૫ મુ. ૩૩૭; લા. રી. ૨૭ ઇ. અ. ૨૧૬ ).

**પ્રસીધ કરવામાં અથવા ચલાવવામાં.**—જપ્તીની નોટીસ પ્રસીધ્ધ કરવામાં ગેરશીરસ્તે થએલુ હોય તો તેનો આ શબ્દોમાં સમાસ થાય છે કીંવા નહી તે, એ સવાલ છે ( મેકનાટન વી. માહાબીરપ્રસાદ ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો. ૧૦; ૨૫ મું ૩૩૭; લા. રી. ૨૭ ઇ. અ. ૨૧૬ ) "વેચાણ ચલાવવામાં" એ શબ્દ જે અમલદાર વેચાણ કરે તે અમલદાર સબંધી છે, અને વેચાણના હુકમ પહેલાં જે કાંઇ કરેલું હોય તે સબંધી નથી ( રામચાંદમર વી. બચુ (૧૮૮૫) ૭ અ. ૬૪૧ ) વધારે કીમત ઉપજાવવા સારૂ બીજા દીવસે વેચાણ રાખવામાં આવે અને તેની પહેલા દીવસજ કીમત હતી તેનીતેજ કીમતથી તે વેચવામાં આવી હોય ( નંદીકેશોર વી. બંગસીમોહન (૧૮૬૭) ૧૭ વી. રી. ૨૧૦ ) અથવા એ હુકમનામા બજાવનારી કોરટે તેની તેજ તારીખે જુદા જુદા હુકમો કરીને વેચાણ કરવાને ફરમાવવાથી મીલકત જુદી જુદી વેચવામાં આવી હોય ( કોરટ ઓફ વોર્ડસ વી. ગયાપ્રસાદ ( ૧૮૭૯ ) ૨ અ. ૧૦૭ ) અથવા ખરો તહેવારનો દીવસ હોય તે દીવસે તે વેચેલી હોય તો કાંઇ આવુ ગેરશીરસ્તે થયુ થતું નથી ( બીશરામ વી. શીબુનીસા ( ૧૮૮૦ ) ૩ અ. ૩૩૦; પણ જુઓ હરોજમાદાર વી. જાદબચંદ્ર ( ૧૮૬૫ ) ૩ વી. રી. પ્રા. ૨૪ ); તેમ જો કે એકાદી મીલકતનો વધારે ભાગ બીજી ડીસ્ટ્રીકટમાં હોય તો પણ તે મીલકતનો એક ભાગ વેચવામાં આવેલો હોય તો તે હકુમત પ્રમાણે નથી ( શીબનારાયણસીંગ વી. ગોબીંદદાસ ( ૧૮૭૧ ) ૨૩ વી. રી. ૧૫૪ ) પછી જે ડીસ્ત્રીકટમાં તે હુકમનામું થએલું હોય તે ડીસ્ત્રીકટમાં તે હુકમનામું વસુલ કરવાને પુખ્ત મીલકત હોય ( કાલીપ્રશનઘોઝ વી. દીનોનાથઘોઝ ( ૧૮૭૩ ) ૧૯ વી. રી. ૪૩૪ ). વેચાણ થયા પછી બજાવણીને મુદતની હરકત હતી તે કારણથી હુકમનામાનો દેણદાર હરકત લેઇ શકતો નથી ( ગંગાધર વી. રાધાબાઇ ( ૧૮૮૩ ) ૬ મ. ૨૩૭ ) માટે એવુ ઠરાવેલુ છે કે જ્યારે એક જામીનની મીલકત જપ્ત કરીને વેચવામાં આવેલી હોય ત્યારે ક. ૧૪૫ લાગુ થતી નથી એવી તકરાર તે કરી શકતો નથી (હબલાલ વી. કનૈયાલાલ ( ૧૮૮૫ ) ૭ અ. ૩૬૫ ). અને હુકમનામાના દેણદારની હયાતીમાં મીલકત જપ્ત કરેલી હોયતો તેના મરણ પછી તેના વારસને પક્ષકાર કરયા વીના તે વેચવામાં આવે તેથી કાંઇ ગેરશીરસ્તે થતુ નથી ( શીવપ્રસાદ વી. હીરાલાલ ( ૧૮૯૦ ) ૧૨ અ. ૪૪૩; દુલારી વી. મોહનસીંગ (૧૮૮૦) ૩ અ. ૭૫૯ )

**ભારે નહી—ગેરશીરસ્તે.**—અસલ હુકમનામાવાળાના મરણ પછી અને તેની જગાએ કોઇ શખસે દાખલ થવાને અરજ કરતા પહેલાં વેચાણની નોટીસ કાહાડવામાં આવે ( ગોવીંદ

ચદ્ર વી બામનદાસ (૧૮૭૪) ૨૨ વી. રી. ૪૮૧ ); જપ્તી તથા વેચાણની નોટીસો સાથે કાહાડવામાં આવી હોય ( હરેસુંદરી વી. બ્રજગોપાંદ (૧૮૬૫) ૪ વી. રી. પ્રા. ૧૨ ); વેચાણ વખત લહેણી બાકી વધારે બતાવેલી હોય ( છતરસીંગ વી. ધરમકુવર (૧૮૬૯) ૧ અ. હા. કો. ૬૧); જાહેરનામામાં પ્રગણું ખોટુ લખવામાં આવેલુ હોય પણ તે ખરા ગામમાં તે બજાવેલુ હોય ( નુરલહોસન વી. રામકુમાર (૧૮૭૫) ૨૫ વી. રી. ૩૨૬ ) વેચાણનુ જાહેરનામુ ઉતરતા દરજ્જાની કચેરીમાં પ્રસીધ્ધ કરેલુ હોય અને મુખ્ય કચેરી હકુમતની બાહાર હોય ( હબીબુલહોશન વી. આલેનદર (૧૮૭૦) ૧૪ વી. રી ૪૪ ); વેચાણ વખતે દાંડી પીટવામાં આવેલી ના હોય ( ત્રીંબક રાવજી વી. નના (૧૮૮૬) ૧૦ મુ. ૫૦૪ ) એક લહેણા બાબત મીલકત થોડીક જવાબદાર હોય અને તે વેચવામાં આવે ( રઘુબર દયાળ વી. ઇલાહીબક્ષ (૧૮૮૫) ૭ અ. ૪૫૦ ); નવુ જાહેરનામુ કાહાડયા વીના ૭ દીવસ કરતાં વધારે મુદ્દત એક વેચાણ મુલતવી રાખવામાં આવે ( હરમસશાહી વી. ભલકોપ્રસાદ (૧૮૭૯) ૪ ક. લા. રી. ૨૩; વેંકટ વી. શામા (૧૮૯૧) ૧૪ મ. ૨૨૭, જુઓ " નીરર્થક વેચાણ " પાછળ); અ. મધેની જમીન અ. માં અથવા બ. માં શરૂ કરવામાં આવશે અને બ. માં પુરૂ કરવામાં આવશે એવી ખબર આપવામાં આવી હોય ( ગોવીંદહરી વી. હિંદુસ્થાન બેંક (૧૮૬૭) ૪ મુ. હા. કો. એ. સી. જે. ૧૬૪ ), તમામ મીલકત જપ્ત કરીને તે બાબત જાહેરનામુ કરવામાં આવેલુ હોય તો પણ તે લોટથી વેચવામાં આવે ( અબદુલ હાઇ વી. મેકરે (૧૮૭૫) ૨૩ વી. રી. ૧; અથવા હલકી કીમત બાબત લક્ષ્મી વી. કીસ્નભટ (૧૮૮૪) ૮ મું. ૬૨૪; વળી જુઓ રીતભંજન વી. ગીતરજીતસીંગ (૧૮૬૬) ૬ વી. રી. પ્ર. ૩૧; હબીબુલ વી. અલેદર (૧૮૭૦) ૧૪ વી. રી. ૪૪; અલીમુદી વી. ચંદ્રનાથ (૧૮૭૫) ૨૪ વી. રી. ૨૨૭ ); વેચેલી પ્રોમીસરી નોટના નંબર અને કીમત બતાવેલી ના હોય ( લછમીપત વી. લેખરાજરાય (૧૮૬૭) ૮ વી. રી. ૪૧૫) અથવા હુકમનામાના લેણદારે વેચાણ બંધ રાખવાને તે અમલદારને કહ્યા પછી તે વેચવામાં આવી હોય (કામીનીડોસી વી. ગોરમતીડોસી (૧૮૬૬) ૧ ઈ. જયુ. એન. એસ ૩૫૯ ); અથવા તા. ૨૫મીના રોજ વેચાણ કરવાની મુદ્દત ઠરાવેલી હોય તે તા. ૨૩ મી ના રોજ તા ૨૬ મી સુધી તે બંધ રાખવામાં આવે ( અસમતુનીશા વી. ખુદેમુનીક્ષા (૧૮૭૨) ૧૭ વી. રી. ૨૭૮ ); અથવા જે લોટ વેચવાનુ જાહેરનામુ કરેલુ હોય તેના ભાગ પાડવામાં આવે ( સામ્પીલાઇ વી. કીસ્નસામી (૧૮૯૮) ૨૧ મ. ૪૧૭) તો તે ભારે ગેર શીરસ્તે નથી. મરનાર દેણદારના વારસને કામમાં દાખલ કરેલો ના હોય તેથી વેચાણ રદ થતુ નથી. તેમ એક સગીર હુકમનામાના દેણદારના મુકરદમા પુરતો વાલી ગેર હાજર હોય તેમ એક બીજાનુ સગીર તરીકેનુ વર્ણન બરોબર કરેલુ ના હોય તો તે કામના બળવાનપણાને હરકત થતી નથી ( નેતલાલશાહુ વી. કરીમબક્ષ (૧૮૯૦) ૨૩ ક, ૬૮૬ ). સ્થાવર મીલકતનુ વેચાણ કરતા પહેલાં તે જપ્તી કરાવેલી ના હોય તો તેથી તે ભારે ગેરશીરસ્તે થાય છે અને તેથી કાંઇ વધારે થતુ નથી. માટે વાસ્તવીક રીતનુ નુકશાન થએલું ના હોય તો તે વેચાણ રદ કરવાને તે બસ નથી ( શીવધાયન વી. ભોળાનાથ (૧૮૯૯) ૨૧ અ. ૩૧૧ ) બજાવણીનુ કામ કાહાડી નાંખ્યા પછી હુકમનામાવાળાની કબુલત ઉપરથી કાયદા પ્રમાણે ફરીથી જે પ્રોસેસો કાહાડવાં જોઇએ તે કાહાડેલાં ના હોય તો તે ભારે ગીરશીરસ્તે નથી ( બીશનદયાળ વી. ખુદીમન (૧૮૬૪) વી. રી. ૩૫૯ )

**ભારે-ગેરશીરસ્તે**—જાહેરનામામાં સરકાર મહેસુલ ખોટુ બતાવવામાં આવેલુ હોય તો

તેથી ભારે ગીરશીરસ્તે થાય છે (ગીરધારીસીંગ વી. હરદેવ નારાયણ ( ૧૮૭૫ ) લા. રી. ૩ ઇ. અ. ૨૩૦; ૨૬ વી. રી. ૪૪; મહાબીરપ્રશાદ વી. ઓલફર્ટસ ( ૧૮૮૧ ) ૯ ક. લા. રી. ૧૩૪; લા. રી. ૧૦ ઇ. અ. ૨૫; ૯ ક. ૬૫૬ ); તેમજ સરકારનો હક બતાવેલો ના હોય તો તે પણ ભારે ગેરશીરસ્તે છે ( મહારશાહામેશ્વરકેયર વી. પાલાનીયાપા ( ૧૯૦૦ ) ૨૩ મ. ૬૨૮ ) તેમજ વળી લીલામના જાહેરનામામાં મીલકતની કીમત એવી ખોટી બતાવેલી હોય કે જેથી જે શખસો તે ખરીદ કરવાને ઇરાદો રાખતા હોય તેઓ આડા દેરવાય ( સાદતમંદ વી. ફુલકુંવર ( ૧૮૯૮ ) ૨ ક. વી. નો. ૫૫૦; લા. રી. ૨૫ ઇ. અ. ૧૪૬; ૨૦ અ. ૧૪૨; કાજીમલ વી. સચલો ( ૧૮૮૬ ) ૮ અ. ૧૧૬ ) તોપણુ સાંથ બતાવેલી ના હોય તો, તે દેખીતી રીતે તેમ નથી ( મોહેદ્રકુમાર વી. હીરામોહન ( ૧૮૮૧ ) ૭ ક. ૯૨૩ ). અવિભક્ત હીસ્સો વેચવાને બદલે બજાવણીમાં વહેચણુ કરવામાં આવે ( મથુરાદાસ વી. ફાતમા ( ૧૮૬૭ ) ૫ મુ. હા. કો. એ. સી. જે. ૧૩ ) અથવા રૂ ૫૮ પ્રમાણે ત્રીસ દીવસ પુરા થતા પહેલાં વેચવામાં આવે ( અબદુલનોથીયા વી. દુલાલ (૧૮૮૨) ૧૧ ક. લા. રી. ૩૦૩; તસાદક રસુલ વી. અહમદહુસન ( ૧૮૯૪ ) ૨૧ ક. ૬૬; લા. રી. ૨૦ ઇ. અ ૧૦૬ ) અથવા તે બંધ રાખવામાં આવેલુ હોય પણુ નવા જાહેરનામા કરયા વીના વેચાણુ કરવામાં આવેલુ હોય ( ગુપીનાથ વી. લછમીપત ( ૧૮૯૮ ) ૩ ક. ૫૪૨ ) અથવા મીલકતનો એક ભાગ ત્રીજા પક્ષકારને છોડી દીધા પછી તે કરેલુ હોય ( શીબપ્રકાશ વી. સરદારદયાળ ( ૧૮૭૮) ૩ ક. ૬૪૪) અથવા હુકમનામાનો દેણુદાર દીવાનો છે એવુ ઠરાવેલુ હોય ( નારાયણકોધાન વી. કલ્યાણસુંદમ ( ૧૮૯૬) ૧૯ મ. ૨૧૯ ), અથવા તા. ૧૮ અગસ્ટ સને ૧૮૭૩ના રોજ સરક્યુલર હુકમ પ્રમાણે વેચાણુનુ જાહેરનામું અમુક દીવશે તે મીલકત વેચવામાં આવશે એવુ બતાવ્યા વીના કાહાડેલુ હોય અથવા તે પછી યાદમાં આવશે તેમ તરત કરવામાં આવશે એવુ બતાવ્યા વીના કાહાડવામાં આવેલુ હોય ( બૈકુંઠનાથ વી. જગતમોહન ( ૧૮૭૫ ) ૨૪ વી. રી ૨૪૦); અથવા એક ગીરોના હુકમનામાની રૂએ અ. તથા બ. ની મીલકત જપ્ત કરવામાં આવેલી હોય અથવા તે વેચવાને જાહેરનામુ કરેલુ હોય અને ત્યાર પછી વેચાણુ થતા પહેલાં ફકત અ નો હક સબંધ વેચવામાં આવશે એવુ જાહેર કરવામાં આવ્યુ હોય ( મોહીનીમોહન વી. ભુબનજય ( ૧૮૮૦ ) ૬ ક. લા. રી. ૨૩૭) અથવા વેચાણુના જાહેરનામાની નકલ ચહોડવામાં આવેલી ના હોય (કાલીતારા વી. રામકુમાર ( ૧૮૮૧ ) ૭ ક. ૪૬૬ ); અથવા ખરીદ કરનાર તરફથી રૂ. ૮૪ પ્રમાણે સેંકડે ૨૫ ટકા ડીપોઝીટ મુકવાની કસુર કરવામાં આવે અથવા વેચાણુ ચલાવનાર અમલદાર તરફથી તે લેવાની કસુર કરવામાં આવે ( ભીમસીંગ વી. સરવન ( ૧૮૮૯ ) ૬ ક; ૩૩ ) હુકમનામાવાળાની યુક્તીથી કાંઇ પણુ ગેરશીરસ્તે થએલુ હોય તો, તે બારીકાઇથી જોવાનું છે ( ભાઉનારાયણુ વી. કોર્ટ ઓફ વોર્ડસ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૫૮) અને જયારે તે પોતાના ગીરોના હક સાથે વેચાવે અને તેનું વર્ણુન ના કરે ( મેવાલાલપુરી વી. શીબપ્રસાદ ( ૧૮૮૧ ) ૭ ક. ૩૪, જગનનાથ વી, ગંગી ( ૧૮૯૨ ) ૧૫ મ. ૩૦૩ ) અથવા ત્રીજા સખસ સાથે કરાર કરીને માગણી નહી કરવાને માગણી કરનારાઓને લલચાવવામાં આવે ( જયતીલાલદીન વી. રઘુનાથ ( ૧૮૯૬ ) ૧૯ મ. ૩૧૫ ) તો જો બની શકે તો તે વેચાણુ રદ કરવામાં આવે છે. તથા સગીરીયોના અથવા ખરીદ કરનારાઓનું પાદા હઠવામાં આવે તેવું બોલવું થાય અને ખરીદ કરનારા હુકમનામાવાળા ના હોય તો તેથી ગેરશીરસ્તે થતુ નથી ( લાલમોહન વી. નનુમહમદ ( ૧૮૯૦ ) ૧૭ ક. ૬૫૨ ); અને એ-

કાયદા લીલામમાં એક બીજા વીરૂધ માગણી કરવી નહી એવો બે અથવા વધારે સખસોની વચમાં કરાર થાય તો જરૂરે કરીને તેથી કાયદા વીરૂધ કાંઇ નથી. ( હરીબાલકીશ્ન વી. નારોમેશ્વર ( ૧૮૯૪ ) ૧૮ મું. ૩૪૨ ) એક બતાવેલા વખત સુધી એક વેચાણુ બંધ રાખેલું ના હોય અને માગણી કરનારાઓની અછતથી જોઇતી કીમતથી મીલકત વેચવામાં આવેલી ના હોય અને જો કે જે પુરાવ હોય તે પ્રતક્ષ ના હોય પણ તે ઉપરથી એવુ માલુમ પડતુ હોય કે જે ગેરશીરસ્તે થયા બાબત ફરીયાદ કરેલી છે તેથી અવસ્યે કરીને પરીણામે નુકશાન થયેલું છે તો ભારે ગેરશીરસ્તે છે ( શરનેમોઇદેમી વી. દખીનારંજન સાનમાલ ( ૧૮૯૭ ) ૨૪ ક. ૨૯૧; અથાપા વી. રામકીશ્ન ( ૧૮૯૮ ) ૨૧ મ. ૫૧; સદાતમંદ વી. ફુલકુંવર ( ૧૮૯૮ ) ૨૦ અ. ૪૧૨; લા. રી. ૨૫ ઇ. અ. ૧૪૬ ) જે હક બોજા સાથે લીલામના જાહેરનામાવાળી મીલકત વેચવાની હોય અને તે જાહેરનામામાં તે હક બોજો બરોબર બતાવવામાં આવેલો ન હોય અને તે મીલકતની કીમત ઓછી બતાવેલી હોય તો તેથી એક ભારે ગેરશીરસ્તે થાય છે ( મોતીલાલરોય વી. ભવાનીકુમારી ( ૧૯૦૧ ) ક. વી. નો. ૮૩૬ ) હુકમનામાના દેણદારની મીલકતથી અર્ધા માઇલ દુર હુકમનામાવાળાની મીલકત ઉપર વેચાણનું એક જાહેરનામું કરેલુ હોય તો તે એક ભારે ગેરશીરસ્તે છે ( જોગીતીમોહન વી. ચંદ્રકુમારરોય ( ૧૯૦૧ ) ૬ ક. વી. નો. ૪૮ ) કેટલા વાગતા સુધી વેચાણુ બંધ રાખેલુ છે તે બતાવવામાં આવેલુ ના હોય તો તેથી એક ભારે ગેરશીરસ્તે થાય છે ( ત્રીકારીમીશ્ર વી. સુરજમની ( ૧૯૦૧ ) ૬ વી. નો. ૪૮ ).

**કેવી રીતે દુરસ્ત થાય છે**—બધુ ગેરસ્તે થએલુ હોય તે વેચાણના સર્ટીફીકટથી દુરસ્ત થાય છે ( બાલકીશ્ન વી. મસુમા ( ૧૮૮૩ ) ૫ અ. ૧૪૨; લા, રી. ૯ ઇ. અ. ૧૮૨; જુઓ. મહેશનારાયણ વી. કીશ્નાનંદ ( ૧૮૯૧ ) ૯ મું. ઇ. અ. ૩૨૮, પાનુ ૩૪૨; ૫ વી. રી. ૭ ( પી. સી. ); અને ત્યાર પછી તે વેચાણથી સારો હક મળતો નથી એવી હરકત કોઇ બાહારનો સખસ લેઇ શકતો નથી ( નાઇગર વી. ભાસ્કર ૧૮૮૬ ) ૧૦ મું. ૪૪૪ ).

**સાર્વજનીક લહેણાનો એકટ**—સને ૧૮૫૪ ના એક્ટ ૧૧ પ્રમાણે ૬૦ દીવસ પુરા થતા પહેલાં એક સર્ટીફીકટ આપવામાં આવેલુ હોય તેથી નોટીસની બજાવણીમાં અથવા વેચાણના જાહેરનામાની બજાવણીમાં જે ખામીયો હોય તે દુરસ્ત કરવાને યોગ્ય રીતે આપેલુ થતું નથી ( મોહીંદ્રનાથ વી. સરસ્વતી ( ૧૮૯૧ ) ૧૮ ક. ૧૨૫; વળી જુઓ બીશંભર હાલદર વી. બોનોમાલી હાલદર ( ૧૮૯૯ ) ૨૬ ક. ૪૧૪; ૩ ક. વી. નો. ૨૩૩ ).

**ખરેખર નુકશાન**.—અરજદારે બતાવવું જોઇએ કે ગેરસીરસ્તે થયાના કારણથી તેને ખરેખર નુકશાન સહન કરવુ પડેલુ છે અને તે ગેરસીરસ્તે થયાની બાબતનો તે નુકશાન સાથે સબંધ બતાવી શકતો ના હોય તો, તેણે નીષ્ફળ થવુ જોઇએ ( અસ્માતુનીસા વી. અશરફ ( ૧૮૮૮ ) ૧૫ ક. ૪૮૮; ઓલફ્ર્ટસ વી. માહાબીરપ્રસાદ લા. રી. ૧૦ ઇ અ. ૨૫ ૯ ક. ૬૫૬; ત્રીપુરાસુંદરી વી. દુર્ગાચર્ણ ( ૧૮૮૫ ) ૧૧ ક. ૭૪; અરૂનચેલમ વી. અરૂનચેલમ ( ૧૮૮૯ ) ૧૨ મ. ૧૯, લા. રી. ૧૫ ઈ. અ. ૧૭૧; બમાયાનાયદુ વી. ચીદાંમબરમચેતીયાર ( ૧૮૯૮ ) ૨૨ મ. ૪૪૦; જયતારા વી. મહમદ ( ૧૮૬૫ ) ૨ વી. રી. પ્ર. ૨; નીલમોની વી. રામચર્ણ ( ૧૮૬૬ ) ૬ વી. રી પ્ર. ૯૫; અબુલમહમદ વી. શીબદુલારા. ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૧૧૪, લાયકરામમહેશ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૪૮૮; નજમુદીન વી. અબદુલ આઝીમ ( ૧૮૮૧ ) ૧૫ વી. રી. ૯૫; ચંદ્રશીખર વી. જાદવચંદ્ર ( ૧૮૭૩ )

૧૫ વી. રી. ૭૮; સાનવલ વી. મખન (૧૮૬૭) ૨ વા. પ્રાં. ૧૪૩; શીવપ્રકાશ વી. હરદાઈ (૧૮૭૪) ૨૨ વી. રી. ૫૫૦) તે સબંધ પ્રતક્ષ પુરાવથી બતાવવો જોઇએ (તાસદક રસુલ વી. અહમદહોશન (૧૮૯૪) ૨૧ ક. ૬૬; લા. રી, ૨૦ ઇ. અ ૧૭૬; મહમદ વી. બાદુ બાસીનાદેવી ૨ ક, વી. નો ૨૭૯; મોબારકલાલ વી. સેક્રેટરી ઓફ સ્ટેટ, ૧૧ ક. ૨૦૦; શાની. શચંદ્ર વી. થોમસ (૧૮૮૫) ૧૧ ક. ૬૫૮; જગતનાથ વી. મકુંદપ્રસાદ (૧૮૯૬) ૧૮ અ. ૩૭; શીરીન વી. આગાઅલી (૧૮૯૬) ૧૮ અ. ૧૪૧; ઇસમાએલખાંન વી અબદુલ આઝીમખાન ૧ ક લા. જે. ૫૧; ૯ ક. વી. નો ૩૪૩, પા. ૩૪૮) એ આ તદન હકીકત નો સવાલ છે (ફકરૂદીન વી. ઓફીશીયલ ટ્રસ્ટી (૧૮૮૨) ૮ ક. ૧૭૮ પા. ૧૮૭). સાબેત થએલી ગેરશીરસ્તે બાબત અને અયોગ્ય કીમતની વચમાં કારણ અને અસરનો સબંધ પ્રતક્ષ પુરાવથી સાબેત કરી શકાય છે અથવા તે વીશે અનુમાન કરી શકાય છે (ઓનોમાલી વી. વુમેશચંદ્ર (૧૮૮૧) ૭ ક. ૭૩૦; ગુરબક્ષ વી. જવાહીરસીંગ (૧૮૯૩) ૨૦ ક. ૫૯૫. જુઓ ગોપીકુવરી વી. ગોપીલાલ (૧૮૯૪) ૨૧ ક. ૮૦૬; શરણોમોઇદેવી વી. દમીનારંજન સાનયાળ (૧૮૯૭) ૨૪ ક. ૨૯૧; જયમીનીમોહનનંદી વી. ચંદ્રકુમારરાય (૧૯૦૧) ૬ ક. વી. નો. ૪૮; શીવરતનસીંગ વી. નેતલાલશાહુ (૧૯૦૩) ૩૦ ક. ૧; ૬ ક. વી. નો ૬૮૮; હેમચંદ્રચોધરી વી. સારતકામીનીદાસીયા (૧૯૦૧) ૬ ક. વી. નો. ૫૨૬; ત્રીકારીનીસા વી. સુરજમણી (૧૯૦૧) ૬ ક. વી. નો. ૮૩૬) કોરટથી એક લીલામ ચલાવવામાં ભારે ગેર-શીરસ્ત થએલી બાબત સાબેત થએલી હોય અને ખરી કીમત કરતાં ઉપજેલી રકમ ઘણી ઓછી છે એવું બતાવવામાં આવ્યુ હોયતો સાધારણ રીતે એવું અનુમાન થઇ શકે છે કે જો કે કેવી રીતે તે ગેરશીરસ્તે થવાથી હલકી કીમત થએલી છે તે નક્કી રીત બતાવી શકાતુ નથી તોપણ તે ગેરશીરસ્તે થવાથી તે હલકી કીમત ઉપજેલી છે (બ્યંકટ વી. કરવેટી નગરા જમીનદાર (૧૮૯૭) ૨૦ મ. ૧૫૯) અને એકાદો શખસ ખોટી રીતે જે ફાયદો મેળવતો હોય તે ફાયદો તે ખુવેતો તેથી કોઇ જાતનું ખરેખરૂં નુકશાન થતું નથી (સશીભુશણ વી. અહમદહુસેન (૧૯૦૨) ૭ ક. વી.નો ૪૩૯). હકીકત વીશે પુરાવ હોવો જોઇએ કે જે ઉપરથી ઓછામાં ઓછુ બ્યાજબી રાહે એવું અનુમાન થાય કે જે ગેરશીરસ્તો થયેલી બાબત વીશે ફરીયાદ કરવામાં આવેલી છે તે બાબતથી ઓછી કીંમત પરીણામે ઉપજેલી છે (મહાવીરપ્રસાદ વી. ધનકુંવારી (૧૯૦૪] ૩૧ ક. ૮૧૫) કીમત ઠરાવામાં મનવાદો એટલે કાયદા વીરૂધના કરો ધ્યાનમાં લેવા ન જોઇએ (સશીભુશણ વી. અહમદ (૧૯૦૨) ૭ ક. વી. નો ૪૩૯)

મુલતવી રાખવાના હુકમમાં ઠરાવેલે દીવસે લીલામ કરવામાં આવેલુ હોય (જુનક વી. રાધાપ્રસાદ (૧૮૭૬) ૨૫ વી. ૩૨૮), અથવા તે પછી કરવામાં આવેલુ હોય (તોશીમુમ વી. દ્વારકાનાથ બીશ્વાસ ૬ વી. રી. પ્રા. ૮૪). અને વીશેશે કરીને તે લેણદાર ખરીદદાર હોય (કીશન વી. નુરદુમાડોસી (૧૮૭૨) ૧૭ વી. રી. ૩૩૯); અથવા જાહેરનામામાં બતાવેલો નહિ તે વખતે તે કરવામાં આવેલુ હોય (ખોદેજા વી. જોહકરહીમ (૧૮૯૦) ૧૪ વી. રી. ૩૨૦) અથવા મુદત વગર જાવું જાહેરનામું કર્યા વીના તે બંધ રાખેલુ હોય (આખરચંદ્ર વી. અર્સકીન (૧૮૬૫) ૩ વી. રી. પ્રા. ૧૧; તે પ્રમાણે મેધલાલ શીવપ્રસાદ (૧૮૮૧) ૭ ક. ૩૪ ના ઠરાવમાં ચાલવામાં આવેલુ છે); અથવા જાહેર કરેલા હુકમ પ્રમાણે તે થવું જોઇએ અને તે હુકમમાં એકાએક ફેરફાર કરેલો હોય (પોખરાજસીંગ વી રનરાજ (૧૮૬૯) ૧૨ વી. રી. ૨૮૧); અથવા જે મીલકત લોટથી વેચવાની હોય તે ઉચક વેચી નાંખેલી હોય (શ્રી

કંત વી. રામજીવણ (૧૮૭૨) ૧૮ વી. રી. ૩૪૨. તોપણ જુઓ અકેરાટે વી. નેજીદીપત (૧૮૬૯) ૧૨ વી. રી. ૪૫૨; (૧૮૭૦) ૧૩ વી. રી. ૨૦૫); અથવા હક સબંધની નોટીસ કારકુને વાંચી બતાવેલી હોય અને તે મીલકત ઉપર ગીરો હક છે એવું નક્કી કરેલું હોય (ગોવીંદ હરી વી. હિંદુસ્તાન બેંક (૧૮૬૭) ૪ મું. હા. કો. એ. સી. જે ૧૬૪); અને જોઇતી કીંમતથી તે મીલકત વેચેલી ના હોય તો તે લીલામ રદ કરવામાં આવે છે અને જ્યારે જીલ્લા જડજને એક સબોર્ડીનેટ જડજની ફાઇલ ઉપરથી એકાદું કામ મંગાવાને અખીકાર ન હોય તેમ છતાં તમામ મીલકત તેમણે વેચેલી હોય અને તે વખતે દેણદારની મરજી વીરૂદ્ધ તે મીલકતનો ભાગ વેચવાથી બસ થતું હોય તો તે વેચાણ ના મંજુર કરવામાં આવે છે (અબદુલ હાઇડ વી. મેકરે (૧૮૭૫) ૨૩ વી. રી. ૧).

**પ્રતિબંધ**—જો નુકશાન સાબેત થયેલું હોય અને અરજદાર પોતાની વર્તણુકથી ગેરશીરસ્તે થયાની તકરાર કરવાને તેને પ્રતીબંધ થયેલો હોય તો તે વેચાણ રદ કરવામાં આવે છે અને એની મુલ્તવી રાખવાની ફક્ત અરજી ઉપરથી તેને અટકાવ કરવાને બસ થતું નથી (મહાતબ દેબ વી. લીલાનંદસીંગ (૧૮૮૧) ૯ ક. લા. રી. ૩૯૮; ૭ ક. ૬૧૩; રામન વી. કુનહારન (૧૮૯૪) ૧૭ મ. ૩૦૪) જો એકાદો હુકમનામાનો દેણદાર પાસે રહિને ગેર શીરસ્તે થયાની બાબત જાણતો હોય અને હરકત લીધા વીના વેચાણ થવા દે તો તેજ બાબત પાછળથી હરકત લેવાને તેને પરવાનગી આપવી ન જોઇએ (અરૂણચેલમ વી. અરૂણચેલમ (૧૮૮૭) લા. રી. ૧૫ ઇં. અ. ૧૭૧; (૧૮૮૯) ૧૨ મ. ૧૯; જુઓ શીરીન વી આગા અલીખાંન (૧૮૯૫) ૧૮ અ. ૧૪૧) બીજી બાજુ તરફ જો હુકમનામાનો લેણદાર તે ગીરો રાખનાર હોય અને વેચાણ થતાં પહેલાં તેવું તે કહે નહિ તો તે પોતાના ગીરોનો અમલ કરી શકતો નથી (જગન્નાથ વી. ગંગી (૧૮૯૨) ૧૫ મ. ૩૦૩) જપ્તી કર્યા પછી વેચાણ કરતા પહેલાં એક હુકમનામાનો દેણદાર ગુજરી ગયેલો હોય અને તેના કાયદેસર વારસ વકીલને તે કામમાં પક્ષકાર કરેલો હોય ના હોય પણ તેથી ખરેખરૂં નુકસાન થયેલું છે એવું કહેવામાં આવેલું ના હોય તો ઠરાવેલું છે કે તે વેચાણ બરોબર છે અને ખરીદદારે એક બળવાન હક મેળવેલો છે (આબા વી. ધોડુ (૧૮૯૩) ૧૯ મું. ૨૭૬) જ્યારે એકાદા હુકમનામાના દેણદારે એવું ઠરાવ્યું કે અમુક તારીખ સુધીની મુદત મને આપવામાં આવે તો હુકમનામાની રકમ હું આપીશ અને જો હું નહિ આપું તો તે વેચાણ બરોબર છે એમ સમજવું અને પછી તેણે તે હુકમનામાની રકમ ઠરાવેલી તારીખે આપી નહિ પણ વધારે મુદત લીધી, ઠરાવ્યું છે કે તે વેચાણના કાયદેસરપણા વીશે તકરાર કરવાને તેને પ્રતીબંધ થયેલો છે (ઉતમચંદ્ર વી. ખેત્રનાથ (૧૯૦૨) ૨૯ ક. ૫૧૭)]

**હક છોડવામાં આવે તે.**—એક હુકમનામાના દેણદારે લીલામ મુલ્તવી રાખવાને નવું જાહેરનામુ કર્યા વગર તથા દાંડી પીટયા વગર અરજી કરેલી હોય તો તે મુલ્તવી રાખેલી તારીખે થએલુ લીલામ રદ કરવાને અરજ કરવાને અટકાવ થાય તે પ્રમાણે તેણે હક છોડી દીધો એમ થતું નથી કારણ કે દરેક મીલકત ઉપર લીલામનુ જાહેરનામું બજાવેલુ નથી પણ જે વખતે મુલ્તવી રાખવાને તેણે અરજ કરી તે વખતે તે હકીકત વીશે અજાણ્યો હતો એવું હોવુ જોઇએ (પ્રીયલાલ વી. રાધીકાપ્રસાદ (૧૯૦૧) ૬ ક. વી. નો. ૪૨). એકાદુ વેચાણ બંધ કર્યા પછી નવું જાહેરનામું કહાડવાને હુકમનામાવાળાએ હક છોડી દીધો હોય તો તે કારણથી એકાદા વેચાણ વીશે હરકત લેવાને એક હુકમનામાના લેણદારને અટકાવ થતો

નથી ( ચંદ્રમાણી વી. ધનજી ( ૧૯૦૧ ) ૨૪ મ. ૩૧૧ ).

**પુરાવનો બોજો.**--પુરાવનો બોજો તે હરકત લેનારને શીર છે ( મહેશનારાયણ વી. કીશનનંદ ( ૧૮૬૧ ) ૯ મુર. ઇ. અ. ૩૨૮ પા. ૩૪૨. ( ૧૮૯૬ ) ૫ વી. રી. (પીસી )

**વેચાણ રદ કરવાનો હેતુ**—જ્યારે એકાદુ વેચાણ રદ કરવામાં આવ્યું હોય ત્યારે બજાવણીમાં બીજું કાંઇ કામ ચાલેલું હોય અને તે કાયદેસર કરેલું હોય તો તેને હરકત થયા શીવાય વેચાણ પહેલાં તે પક્ષકારો જે સ્થીતીમાં હતા તે સ્થીતીમાં ફક્ત તેમને પાછા મોકલવામાં આવે છે ( નાનાસીંગ વી. મદન વી. રી. ૧૮૧૪ પા. ૨૬ ); તે પ્રમાણે જ્યારે મીલકત ચાર વખત વેચવામાં આવેલી હોય અને વધારેમાં વધારે માંગણી કરનારાઓ ફક્ત નામના ખરીદદારો માલુમ પડેલા હોય તે કારણથી તે વેચાણ નીસ્ફળ થએલાં હોય અને તે આખરના વેચાણ બાબત એવા કારણથી વાંધો લેવામાં આવ્યો હોય કે તે પહેલાં તરત સને ૧૭૯૩ ના કાયદા ૨૦ પ્રમાણે હુકમનામાની નકલ રેવન્યુ બોર્ડ તરફ મોકલેલો નથી તો તે હરકત નામંજુર કરવામાં આવે છે. કારણ કે પ્રથમનુ વેચાણ થતાં પહેલાં તે કાયદાના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવેલુ હતું ( મહેશનારાયણ વી. કીશાનંદ ( ૧૮૬૧ ) ૯ મુર. ઇ. અ. ૩૨૮; ( ૧૮૯૬ ) ૫ વી. રી. ૭ પી સી. )

**કપટ.**—કપટના કારણથી અરજીઓ આ રૂલ પ્રમાણે હવે ચાલવા લાયક છે. આગળના કાયદા પ્રમાણેના ઠરાવો વીશે જુઓ રીપોર્ટ થયેલા નીચે બતાવેલા ઠરાવો એટલે: —(અમુતકર વી. મોહિદીન ( ૧૮૯૭ ) ૨૦ મ. ૧૦; મહમદકસબખાશ વી. મહમદ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૪૮. ત્રીજા શખસની સાથે કપટ ભરેલી રીતે એવો કરાર કરેલો કે તે વેચાણમાં માગણી કરે નહિં તે માટે માગણી કરનારાઓને લલચાવા, જુઓ જયતીલાલ દીન વી. રઘુનાથ (૧૮૯૬) ૧૯ મ. ૩૧૫ ( પ્રીવીકાઉન્સીલે અપીલમાં ફેરવાયલો છે ( ૧૮૯૯ ) ૪ ક. વી. નો. ૫૪ ) જ્યારે એકાદો હુકમનામાનો દેણદાર એક લીલામ રદ કરવાને એવું કહીને અરજ કરે કે જે હકીકત છે તે સાબેત થાય તો તેથી કપટ થાય છે માટે તે કામ ક. ૪૭ પ્રમાણેનું છે (રજનીકાંત વી. હુસેન ( ૧૮૯૯) ૪ ક. વી. નો. ૫૩૮ ). હુકમનામા વાળાએ તે મીલકત બાબત જે કીમતથી માગણી કરવાને પરવાનગી લીધી હતી તે કીંમત કરતાં ઓછી કીંમતે હુકમનામા વાળાએ એક બીજા શખસના નામથી મીલકત ખરીદ કરેલી હોય તો તેથી કપટ થાય છે ( સરતકુમારી વી, નેમાઇચરણ ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો. ૨૬૫; અગેન્દ્રનાથ વી. પ્રાણનાથ ( ૧૯૦૨ ) ૨૯ ક. ૩૯૫; ( ૧૯૦૧ ) ૬ ક. વી. નો. ૪૭૩; લા. રી. ૨૯ ઇ. અ. ૯૯ ) એક માગણી કરનાર ઉપર એવો આરોપ રાખવામાં આવ્યો હતો કે તે અને તેની સાથે મળી ગએલા શખસો એવી રીતે વર્તેલા છે કે જેથી સરસમાં સરસ કીમત મેળવતાં અટકાવ થાય તો તેથી કપટ થતું નથી તેમ આ પ્રમાણે મળી જવાની સાબેતીથી તે વેચાણ નાબુદ થતું નથી ( [illegible]મીરાં રાવુથર વી. સવાસીવીજય ( ૧૯૦૦ ) ૨૩ મ. ૨૨૭; લા. રી. ૨૭; ઇ અ. ૧ [illegible] ક વી. નો. ૨૨૮. કપટ ભરેલાં વેચાણ અથવા ત્રીજા પક્ષકારના હકના હેતુ વીશે જુઓ [illegible] નજરઅલી વી. અજુધ્યારામખાંન ( ૧૮૬૩ ) ૧૦ મુર. ઇ. અ. ૫૪૦ ).

[illegible] **અરજીનો નીકાલ કરવાની રીતી.**—જો એકાદી અરજી મુદતની અંદર કરેલી હોયતો તેની વ્યવસ્થા [illegible] જોઇએ અને તે વેહલી કરવી જોઇતી હતી અથવા તેમાં બતાવેલી હકીકત ઘણું કરીને [illegible] સાચી નથી તો તે કારણથી તે અરજી સંક્ષેપ રીતે રદ કરી શકાતી ( નજરુદીન [illegible] અબદુલ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૯૧; કાળીશાહી વી. ચંદુલાલ ( ૧૮૭૫ )

૨૪ વી. રી. ૨૧૬. એકાદા નાજરનો રીપોર્ટ તે પુરાવ નથી સુખરાજ વી. તફાઝુલ (૧૮૭૦) ૨ અ. હા કો. ૧૪૨ ).

એકાદા દાવા અથવા હરકતનો નીકાલ કર્યા પછી કોરટે રૂ. ૯ પ્રમાણે હુકમ કરવાને કામ ચલાવુ જોઇએ ( તોટારામ વી. ખુમચંદ ( ૧૮૮૫ ) ૭ અ. ૨૫૩; બળદેવસીંગ વી. કીશન ( ૧૮૮૭ ) ૯ અ ૪૧૧ ).

**પક્ષકારો.**—આ રૂલ પ્રમાણે કરેલી અરજીમાં હુકમનામાવાળો જરૂરીયાત પક્ષકાર છે ( અલીગાઉહર વી. બંસીધર ( ૧૮૯૩ ) ૧૫ મ. ૪૦૭ ) બજાવણીમાં થએલું લીલામ રદ કરવા બાબત આસેલા કામમાં ફાયદા ભરેલો માલેક જરૂરીયાત પક્ષકાર નથી. જો કે તેનો બે નામીદાર ફક્ત એક પક્ષકાર હોય તો પણ તે વેચાણ રદ કરી શકાય છે ( બરોડાકાંત વી. ચંદ્રકાંત ( ૧૯૦૨ ) ૨૯ ક. ૬૮૨; (૧૯૦૧) ૬ ક. વી. નો. ૭૦૬ )

**રજીસ્ટારે કરેલુ વેચાણ.**—હાઇ કોરટની અસલ બાજુના રજીસ્ટારે એક વેચાણ કરેલુ તેમાં વેચેલી મીલકતનું વર્ણન બરોબર બતાવેલુ નહોતું તેથી તે કરારના મુખ્ય હેતુની બાબત થતી નથી માટે તે ખરીદદારનો ઇલાજ કંપનસેશન બાબતનો છે અને તે વેચાણ રદ કરાવાનો નથી ( એડમીનીસ્ટ્રેટર જનરલ વી. અઘોરનાથ (૧૯૦૨) ૨૯ ક. ૪૨૦; (૧૯૦૦) ૪ ક. વી. નો ૫૦૪ )

**અપીલ.**—ક. ૧૦૩ ( ઓ. ૯ રૂ. ૯) પ્રમાણે ખરીદદાર એક પક્ષકાર ઉપરની હુકમનામાના દેણદારની અરજી રદ કરવામાં આવેલી હોય તો તે હુકમ ઉપર તે દેણદારની અપીલ ચાલતી નથી ( નીગાપા વી. ગંગાપા ( ૧૮૮૬ ) ૧૦ મું. ૪૩૩); તેમ તે પાછી દાખલ કરવાને ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી ( રાજા વી. સ્રીનીવાસ ( ૧૮૮૮ ) ૧૧ મ. ૩૧૯; સુજા વી. રીઆ ( ૧૯૦૦ ) ૨૭ ક. ૩૧૪; જંગબહાદુર વી. મહાદેવ ( ૧૯૦૩ ) ૧૧ ક. વી. નો ૧૬૦; એકાદા જે કામમાં આ ઠરાવ પ્રમાણે અને ક. ૪૭ પ્રમાણે નહિ અપીલ ચાલે છે એવું ઠરાવેલુ હતું. જુઓ સામીપીલાઇ વી. કીષ્ટુ (૧૮૯૮ ) ૨૧ મ. ૪૬૭ )

**બીજી અપીલ**—આ પ્રમાણેના એકાદા હુકમ ઉપર બીજી અપીલ ચાલતી નથી ( નારાયણ વી. રસુલ ( ૧૮૯૯ ) ૨૩ મું. ૫૩૧; ઉમાકાંત વી. દીનોનાથ ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો. ૧૨૪, ( ૧૯૦૧ ) ૨૮ ક. ૪ )

**ફરી તપાસણી**—જો ખરેખરૂં નુકશાન થયેલુ નથી એવું ઠરાવામાં આવેલું હોય તો પણ જ્યારે એક વેચાણ રદ કરવામાં આવે તેથી જડજને જે હકુમત ન હોય તે હકુમતનો તેમણે અમલ કર્યો થાય છે માટે ક. ૧૧૫ પ્રમાણે તે હુકમ રદ કરી શકાય છે. ( લક્ષ્મણ વી. નજીમુદીન ( ૧૮૮૬ ) ૯ મ. ૧૪૫ ) એક સખસે હું મરનાર હુકમનામાના દેણદારનો અવીભક્ત ભાઇ છું અને તે ભાઇ તરીકે તેનો કાયદેસર વારસ છું એવું કહીને જે મીલકત મજીઆરા કુટુંબની કહેવામાં આવેલી હતી તે મીલકત તે હુકમનામાની બજાવણીમાં વેચવામાં આવેલી તેથી તે મીલકતનું વેચાણ રદ કરવાને તેણે અરજી કરેલી હતી. અસલ કોરટે તે અરજી કહાડી નાખી; આપીલ કરવા ઉપરથી અપીલ કોરટે ખરીદદારને પક્ષકાર કર્યો અને ઠરાવ્યું કે તે વેચાણ ચલાવામાં ગેર શીરસ્તે થયેલું છે તેથી અસલ કોરટનો હુકમ ફેરાવામાં આવેલો હતો. લેટર્સ [illegible]ની ક. ૧૫ પ્રમાણેની અપીલમાં એવું ઠરાવ્યુ છે કે ( ૧ ) [illegible] કામમાં ખરીદદાર જે [illegible] પક્ષકાર નહોતો તે વખતે અસલ કોરટે [illegible] અપીલ કોરટે

તે પ્રમાણે ઠરાવ કરેલો છે તે બરોબર નથી અને (૨) તે અરજદારનો યોગ્ય ઇલાજ એક રેગ્યુલર દાવો કરવાનો છે અને આ રૂલ પ્રમાણે એક અરજી કરવાનો નથી (રાઘ્યાયડુ વી. પેદ્દા સુબારાઝુ (૧૮૯૩, ૧૬ મ. ૪૭૬).

**બજાવણીના મદદમાં ઇલાજ**—બજાવણીમાં થયેલુ લીલામ રદ કરવાને હુકમનામાવાળાએ અરજી કરેલી હોય તેમાં હુકમનામાવાળો સામી તકરાર કરવાને એક વકીલની મારફતે હાજર થાય તો તેથી સને ૧૮૭૭ ના મુદતના એકટ ૧૫ ના પરીશીષ્ટ ૨ ની આ ૧૭૫ પ્રમાણેની (સને ૧૯૦૮ ના એકટ ૯ ના પરી. ૧ ની આ. ૧૮૨) તે અરજી નથી (રમેશ ચંદ્ર વી. સુંદર નારાયણ (૧૮૮૯) ૧૬. ક. ૭૪૭), પણ એક હુકમનામાવાળાએ એકાદી અરજી કરેલી હોય તો તે સદરહુ આર્ટીકલ પ્રમાણેની છે (ગોવીંદ વી. રંગલાલ (૧૮૯૪) ૨૧ ક. ૨૩).

**૯૧. હુકમનામાની બજાવણીમાં થયેલા વેચાણ વખતનો ખરીદદાર, વેચેલી મિલકતમાં હુકમનામાના દેણદારનો વેચાય એવો કંઇ હક્કસંબંધ ન હતો. એ સબબથી વેચાણ રદ કરવા સારૂ, કોરટને અરજ કરવાને મુખત્યાર છે.** કલમ ૩૧૬

હુકમનામાના દેણદારને વેચવા જોગ હક્ક સંબંધ નથી એ કારણથી વેચાણ રદ કરવાની ખરીદદારની અરજી.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૧૪.

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે, પણ બંગાળામાં ચડેલી સાંથ બાબત જમીનના હક અથવા કબજાના વેચાણોને લાગુ નથી, જુઓ સને ૧૮૮૫ ના એકટ ૮ ની ક. ૧૭૪(૩)

**ખરીદ કરનાર**—દીવાની કોરટનો એક વેચાણ સંક્ષેપ રીતે રદ કરવાનો અખત્યાર તે કામમાં અથવા તે વેચાણમાં ગેર શીરસ્તે થએલી બાબતો સબંધી છે, અને વેચેલી મીલકતમાં દેણદારનો વેચવા લાયક હક સબંધ ના હોય તે સબંધી છે; પણ એક રેગ્યુલર દાવામાં કોરટનો અખત્યાર ફક્ત ન્યાય તથા ઇકવીટીના નીયમો પ્રમાણે છે (અબદુલહાઇ વી. નવાબ રાજ (૧૮૫૪) (એફ. બી.) બં. લા. રી. ૫૧૧; દુરગાસુંદરી વી. ગોવીંદ (૧૮૮૪) ૧૦ ક. ૩૬૮, કુનહીમોઇદીન વી. તારાઇલ (૧૮૮૫) ૮ મ. ૧૦૧) અને જ્યારે એક રેગ્યુલર દાવામાં કપટના કારણથી વેચાણ રદ કરવામાં આવેલુ હોય અને ખરીદ કરનાર જો તે કપટમાં સામેલ ના હોયતો તે ખરીદ કરનારનો વેચાણની કીમતનાં પોતાના નાણા લેવાનો હક થાય છે. (મકુદીલાલ વી. કૌશીલા (૧૮૭૬) ૧ અ. ૫૬૧) હુકમનામાનો દેણદાર આ રૂલ પ્રમાણે કામ ચલાવી શકતો નથી (રામચંદ્ર વી. બચ્ચુ (૧૮૮૫) ૭ અ. ૬૪૧); તે રૂલથી ફક્ત કોરટ કપટ અથવા ખોટુ સમજાવવાના કારણથી નહી (દુરગાસુંદ્રી વી. ગોવીંદ (૧૮૮૪) ૧૦ ક. ૩૬૮; પણ બધો અવેજ નીષ્ફળ થએલો છે એવું જણાય તો તે કારણથી ખરીદ કરનારને બચાવી શકે છે તેથી તે વેચાણ રદ થઇ શકે છે. (દુરગાસુંદ્રી વી. ગોવીંદ (૧૮૮૪) ૧૦ ક. ૩૬૮; રામકુમારદે વી. શશીભુશણ (૧૮૮૩) ૯ ક. ૬૨૬; પ્રતાપચંદ્ર વી. પાંતીઓતી (૧૮૮૩) ૯ ક. ૫૦૬)વળી ખરીદ કરનાર દાવો કરી શકે છે, અને ક. ૭૩ પ્રમાણે જે શખસને તેના નાણા મળેલાં હોય તે શખસ પાસેથી તે લેઇ પણ શકે છે (કીશનલાલ વી. મહ.

મદ (૧૮૯૧) ૧૩ અ. ૩૮૩) અને જ્યારે એક ખરીદ કરનારે વેચાણ કીમત આપવા પહેલાં આ રૂલ પ્રમાણે અરજી કરેલી હોય અને તે નીશાફળ થએલી હોય અને જે દાવામાં હુકમનામાનો દેણુદાર પક્ષકાર હોય તે દાવામાં તે મીલકત ઉપર તેનો કાંઈ હક સમંધ નથી એવું પાછળથી ઠરાવેલું હોય તો તેને વેચાણની કીમત બાબત દાવો કરવાની પરવાનગી આપવામાં આવે છે. (પાચાયાપન વી. નારાયણ (૧૮૮૮) ૧૧ મ. ૨૬૯). આગળ તે પોતાની વેચાણ કીમત ખાતે અને તે મીલકત બાબત અથવા તેની કીમત બાબત ખરો માલેક હોવાની દાવો કરે તેમાં જવાબદાર થતો હતો (મહમદ હાલદાર વી. એકોયાલમહેલદાર (૧૮૯૮) ૯ વી. રી. ૧૧૮: સ્યા॰ સુંદરદાસ વી. રહીમબક્ષ (૧૮૭૪) ૬ અ. હા॰ કો. ૨૫૨; હીરાલાલ વી. કરીમુનીશા (૧૮૭૯) ૨ અ. ૭૮૦; તે કામનાં મતો (૧૮૭૯) ૨ અ. ૨૯૯ના કામના ઢગલથી જુદો ઠરાવ કરવામાં આવેલો છે.) ખોટી રીતે બજાવણી કરવાથી હુકમનામાવાળો નુકશાન બાબત જવાબદાર થાય છે (કલુ વી. દામોદર (૧૮૭૧) ૯ મું. હા. કો. એ. સી જે. ૨૧; કનાઈઓઝ વી. હરચંદ (૧૮૭૦) ૧૪ વી. ૨૦).

**વેચાય તેવો હક સમંધ નહી તે**—તેમાં એવા જે શખસનો હક સમંધ હોય અને તે વેચી શકાતો ના હોય અને તેને કાંઈ વેચવાનું ના હોય તેનો સમાવેશ થાય છે (મનાસીંગ વ. ગજાધર (૧૮૮૩) ૫ અ. ૫૭). "વેસ્ટીંગ ઓરડર" થવા પછી દેણુદારનો કાંઈ હકસમંધ નથી (રામસુંદર વી. મોહીમોહન (૧૮૮૨) ૧૧ ક. લા. રી. ૬૮૯; દીનોબંધુપાળ વી. સોરીમોહન (૧૮૮૩) ૯ ક. ૧૭). મીલકતના એક ભાગનાં વેચાય તેવો હક હોય તો બસ છે (રાજકોમાર વી. શશી (૧૮૮૩) ૯ ક. ૬૧૬); અથવા ગમે તો થેડોક કાંઇ હકસમંધ હોય તો પણ બસ છે (સોના રામદાસ વી. મોહીરામ દાસ (૧૯૦૧) ૨૮ ક. ૨૩૫), અથવા બે હુકમનામાના દેણુદારોમાંના એક દેણુદારનો વેચાય તેવો હકસમંધ હોય તો તે બસ છે (ફેજુદ્દીન વી. તીનકોરીશાહ (૧૮૯૫) ૨૨ ક. ૫૬૫). સાધારણ રીતે સને ૧૮૫૯ના એકટ ૮ પ્રમાણેની એક બીજી જપ્તીની રૂઇએ પહેલું વેચાણ કરવામાં આવેલું તેથી હુકમનામાના દેણુદારનો બધો હકસમંધ આપવામાં આવેલો છે (પટકાપડા વી. ગોબરધન (૧૮૮૦) ૬ ક. લા. રી. ૮૫; અભયચરણ વી. ગોલામઅલી (૧૮૮૧) ૭ ક. ૪૧૦); પણ એક ગીરો રાખનારે પોતાના હકસમંધનો અમલ કરવાના દાવામાં એક સાથના હુકમનામા પ્રમાણે જે મીલકત તે ગીરોમાં આવી ગએલી હતી તે જપ્ત કરતા પહેલાં તે વેચવાનું એક હુકમનામું મેળવેલું હતું, તેમાં ઠરાવ્યું છે તે સાંથના હુકમનામાની બજાવણીમાં તે દેણુદારનો વેચાય તેવો હક તે મીલકતમાં નથી, માટે વેચાણની કીમત પાછી આપવી જોઇએ (નાહારમલ મારવાડી વી. સાદતઅલી (૧૮૮૧) ૮ ક. લા. રી. ૪૬૮; આ વીશે જુઓ—દુરગાસુંદરી વી. ગોવીંદ (૧૮૮૪) ૧૦ ક. ૩૬૮; પા. ૩૭૩). અને જો કે ગીરો રાખનારે ગીરો આપનાર ઉપર હુકમનામું મેળવેલું હોય તોપણ, તે ગીરો આપનારનો હકસમંધ વેચાય તેવો છે (પ્રતાપચંદ્ર વી. પાનીમોતી (૧૮૮૨) ૧૨ ક. લા. રી. ૪૮૮; ૯ ક. ૫૦૬); અથવા ગીરો ઉપરનું લહેણું તે મીલકતની કીમત કરતાં વધારે હોય (સતલાલ વી. રામજી (૧૮૮૭) ૯ અ. ૧૨૭). જો ખરીદ કરનાર જાણતો હોય કે તે દેણુદારનો તે મીલકત ઉપર વેચવા લાયક હકસમંધ નથી તો તે વેચાણ રદ કરવું ન જોઇએ (મહાબીરપ્રસાદ વી. ધામત (૧૮૮૦) ૩ અ. ૫૨૭. વળી જુઓ દોરાબઅલી વી. અબદુલ આઝીઝ (૧૮૮૨) લા. રી. ૫ ઇ. અ. પા. ૧૨૯) એક જીલ્લાની અંદરની કા-

રટે પોતાની હકુમત અંદરની મીલકત એક હુકમનામાની બજાવણીમાં વેચેલી તેથી તે વેચાણ વખતે સને ૧૮૬૫ થી કાહાડેલા એક હુકમ મૂજબ તે મીલ્કત શરીફના કબજામાં હતી તો પણ ખરીદ કરનારને સારો હક મળે છે (ગ્રીશચંદ્રદાસ વી. બ્રજજીવન એઝ (૧૮૮૧) ૮ ક. લા. રી. ૪). શેરીફ કરેલા એકાદા વેચાણને આ રૂલ લાગૂ થતી નથી (રામનારાયણ વી. દવારકાનાથ (૧૯૦૦) ૨૭ ક. ૨૬૪; ૪ ક. વી. નો. ૧૩).

**રીવાજ.**—હુકમનામાને નોટીસ આપીને અથવા તે ગુજરી ગએલો હોય તો તેના વારસવકીલને નોટીસ આપીને તે અરજી કરવી જોઇએ (બાલાકાદાર વી. ગુલામમોહીદીન (૧૮૮૩) ૧૧ મ. ૨૬૯).

**સ્મોલકોઝકોરટ.**—મદ્રાસમાં ઠરાવવામાં આવેલુ છે કે વેચાણની કીંમત બાબતનો દાવો સ્મોલકોઝ કોરટમાં ચાલતો નથી (પાચયાપન વી. નારાયણ (૧૮૮૮) ૧૧ મ. ૨૬૯). આવો દાવો ત્યાંહાં ચાલે છે (પ્રસનકુમાર વી. ઉમાચરણ હજરા (૧૮૯૬) ૧ ક. વી. નો. ૧૪૦; અબદૂલા વી. નાથીયા (૧૯૦૬) ૮ મું. લા. રી. ૩૬૯ ના કામમાં તે પ્રમાણે ચાલવામાં આવેલું છે.

**વેચાણ ક્યારે પાકું અથવા રદ થાય.**

**૯૨.** (૧) જ્યારે ૮૯ મી, ૯૦ મી અથવા ૯૧ મી કાનુનમાં કહ્યા પ્રમાણે અરજ કરવામાં ન આવે, અથવા જ્યારે તેવી અરજ થયા છતાં નામંજુર કરવામાં આવે ત્યારે, કોરટે તે વેચાણ કાયમ કરવાનો હુકમ કરવો, અને ત્યારપછી તે વેચાણ પાકુ થશે. કલમ ૩૧૨, ૩૧૪

(૨) જ્યારે તેવી અરજ કરવામાં આવી હોય અને તે મંજુર થાય અને કાનુન ૮૯ ની રૂયે અરજી કરવામાં આવે તે પ્રસંગે તે કાનુનની રૂયે જે કોઇ અનામત રકમ મુકવાની હોય તે વેચાણની તારીખથી ત્રીસ દીવસની અંદર મુકવામાં આવે, ત્યારે કોરટે વેચાણ રદ કરવાનો હુકમ કરવો:

પરંતુ એવી અરજીની સાથે જેમને લાગતું વળગતું હોય તે સઘળા શખસોને નોટીસ આપ્યા વગર તેવો હુકમ કરવો નહીં.

(૩) આ કાનુન પ્રમાણે જે કોઇ પણ શખસની વિરૂદ્ધ એવો હુકમ થયો હોય તે શખસથી તે હુકમ રદ કરાવવાની ફરિયાદ થશે નહીં.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૧૨, ૩૧૪

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

નમુના બાબત જુઓ એ. પી. નંબર ૩૬, ૩૭.

બંગાળામાં જમીનના એકાદા કાયમ હટનુ વેચાણ મંજુર કરવાનો હુકમ કરતા પહેલાં ફી આપવા વીશે જુઓ સને ૧૮૮૫ના એકટ ૮ ની ક. ૧૩ (૧) જુઓ "તે પ્રસીધ કરવા અગાઉ ચલાવવા" બાબત. રૂ. ૯૧ પાછળ).

**બજાવણીની મદદમાં ઇલાજ.**—એક વેચાણ મંજુર કરવામાં આવે તેથી સને ૧૮૭૭ ના એકટ ૧૫ ની આ. ૧૭૯ (૪) (સને ૧૯૦૮ ના એકટ ૯ ની આ. ૧૮૨) ના હેતુ પ્રમાણે બજાવણીની મદદ તરીકેની એક અરજી નથી (મોનેદ્રચંદ્ર વી. મોહેન્દ્રનાથ ગોઝ

(૧૮૮૧) ૧૦ ક. લા. રી. ૩૩૦; વળી જુઓ મલીક ઇનાયતઅલી વી. વાહેદ (૧૮૭૦) ૧૩ વી. રી. ૩૧૫; માહાતબચંદ વી. રામબ્રમો (૧૮૭૦) ૧૩ વી. રી. ૩૮; બરદવાનના માહારાજા વી. લખીમણી (૧૮૬૭) ૮ વી. રી. ૬૫૯; જગતમોહીની વી. રામચંદ્ર (૧૮૬૮) ૯ વી. રી ૧૦૦; શીબરામ વી. એનીમાહાધબ (૧૮૬૯) ૧૧ વી. રી. ૧૧૭; પણ જુઓ ગોવીંદચંદ્ર વી. જોહુરૂલનીસા (૧૮૭૨) ૧૮ વી. રી. ૧૫૧; વાહેદઅલી વી. મલીક ઇનાયત હોસેન (૧૮૭૩) ૧૨ બં. લા. રી. ૫૦૯; ૨૦ વી. રી. ૩૧)

**હરકત મંજુર રાખવામાં આવે તે.**—જ્યારે એક હુકમનામાનો દેણદાર ગુજરી ગએલો હોય અને તેના વારસને તે કામમાં દાખલ કર્યા વીના તે મરનારની મીલકત વેચવામાં આવેલી હોય તો તે વેચાણ બરોબર નથી, માટે એડમીનીસ્ટેટર જનરલની અરજી ઉપરથી તે વેચાણ રદ કરવું જોઇએ, માટે તે બાબત જુદો દાવા કરવાની જરૂર નથી ગ્રવસ વી. એડમીનીસ્ટેટર જનરલ (૧૮૯૯) ૨૨ મ. ૧૧૯)

**હરકત નામંજુર કરવામાં આવે તે.**—જો તે અરજી નામંજુર કરવામાં આવે તો, જડજે તે વેચાણ મંજુર રાખ્યાનો હુકમ કરવો જોઇએ (મહમદહોસન વી. પુરંદર (૧૮૮૫) ૧૧ ક. ૨૮૭) અને જો તેઉ ના કહે તો, તેમનો હુકમ ફરી તપાસણી કરવા લાયક છે (બીરજમોહન વી. રાય ઉમાનાથ (૧૮૯૩) ૨૦ ક. ૮; લા. રી. ૧૯ ઈ. અ. ૨૫૪); પણ જો તે અરજી મંજુર રાખવામાં આવે તો તે વેચાણ રદ કરવું જોઇએ અને તે વેચાણનુ ખર્ચ કોણે આપવુ તે બાબતનો હુકમ કરવો જોઇએ (હરદે વી. સરજુપ્રસાદ (૧૮૭૪) ૬ અ. હા. કો. ૩૦૯) જ્યારે કોરટના અમલદારો તરફથી ગેરશીરસ્તે થએલુ હોય ત્યારે તે વેચાણનુ ખર્ચ હુકમનામાના દેણદારને સીર નાખવુ ન જોઇએ, એવુ ઠરાવેલુ છે (હુલસે વી. લછમનદાસ (૧૮૬૬) ૧ આગ્રા પ્ર ૧) તે હરકત અપીલમાં પહેલ વહેલી લેઇ શકાતી નથી (મેકનાટન વી. માહાબીરપ્રસાદ (૧૮૮૩) ૯ ક. ૬૫૬; લા. રી. ૧૦ ઈ. અ. ૨૫) એક પૈસા બાબતના હુકમનામાની બજાવણીમાં અમુક મીલકતનો એક હીસ્સો ખરીદ કરનાર હતો તેણે એક ગીરોના હુકમનામાની બજાવણીમાં તે બધી મીલકત પ્રથમ વેચવામાં આવેલી તેથી ગીરો ઉપરના નાણાં વ્યાજ તથા ખર્ચ સાથે વસુલ આપીને તે પ્રથમનુ વેચાણ રદ કરવાને અરજ કરેલી હતી. સબોર્ડીનેટ જડજે તે અરજી મંજુર કરીને આ શરતોથી તે વેચાણ રદ કર્યું. ઠરાવ્યું છે કે તે વેચાણ રૂ. ૯૧ અથવા ૯૨ પ્રમાણે રદ કરેલું નથી તેથી તે અરજદાર ગીરો નાણાં વ્યાજ તથા ખર્ચ સાથે આપે તેથી તે વેચાણ રદ કરવાને નીચેની કોરટની હકુમત નથી (ખેતરનાથ બીશવાસ વી. ફેજુદીનઅલી (૧૮૯૭) ૨૪ ક. ૬૮૨)

**બીજુ વેચાણ.**—હુકમનામાની બજાવણીમાં જ્યારે મીલકત વેચવામાં આવેલી હોય ત્યારે પ્રથમની બધી જામીનગીરી રહેતી નથી અને તે મીલકત ફરીથી વેચી શકાતી નથી (કાશીનાથ વી. સુરબાનંદ (૧૮૮૬) ૧૨ ક. ૩૧૭) એક દીવાના શખસની સ્ત્રી અને તે દીવાનાની મીલકતની વહીવટદારે તેની મીલકત ખરીદ કરી હતી અને વેચાણ મંજુર રાખવામાં આવેલુ હતું, પણ જ્યાં સુધી તે દીવાનાનું રક્ષણ કરવાને તેણી જામીન આપે ત્યાં સુધી તેણીને કબજો આપવાની જડજે ના કહેલી હતી, અને પાછળથી તે મીલકત ફરીથી વેચવામાં આવી હતી. તેમાં પ્રીવીકોંસીલે ઠરાવેલુ છે કે પહેલુ વેચાણ મંજુર કર્યા પછી બીજુ

વેચાણ કરવાની પરવાનગી આપવી જોઇતી નહોતી (સરોડાપ્રસાદ વી લછમીપતસીંગ (૧૮૭૨) ૧૭ વી. રી. ૨૮૯)

**મંજુર રાખવામાં આવે તે.**--અમુક વરસ હુકમનામાના દેણદારોએ અમુક મીલકતના વેચાણ બાબત હરકત લીધી અને તે મીલકત અમારી છે, એવો દાવો રાખ્યો હતો. તેઓની હરકત નામંજુર કરવામાં આવી તેથી તેઓએ હાઇકોરટને અપીલ કરી પણ તે અપીલ સુનાવણી ઉપર આવતા પહેલાં તે મીલકતના એક ભાગનુ વેચાણ મંજુર રાખવામાં આવેલુ હતુ તેથી ઠરાવેલુ છે કે તે વેચાણ લાંબી મુદતથી મંજુર રાખેલુ છે માટે તે રદ કરી શકાતુ નથી પણ જે ભાગ વેચવામાં આવેલો નથી તે ભાગ બાબત વીશે અરજદારના હકની તપાસ કરવી જોઇએ ( પુટીબેગમ વી. ઇંદરજીત કુવર ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૨૦૧; વળી જુઓ મહમદહોસન વી. કોકીલસીંગ (૧૮૮૧ ) ૭ ક. ૯૧ ) પણ જ્યારે વેચાણ બંધ રાખવાનો હુકમ થયા પછી અને વેચાણ કરનાર અમલદારને તે હુકમ પોહોચતા પહેલાં અમુક સ્થાવર મીલકત વેચવામાં આવેલી હતી અને તે વેચાણ મંજુર રાખવામાં આવેલુ હતુ તેમાં ઠરાવેલુ છે કે હુકમનામાવાળાના અરજી ઉપરથી કોરટે તે હુકમની ફરી તપાસ કરવી અને તે વેચાણ રદ કરવુ ( મીયાનજાન વી માનસીંગ ( ૧૮૮૧ ) ૭ ક. ૯૧ ) જ્યારે એક હુકમનામામાં એવુ ઠરાવેલુ હતુ કે પ્રથમ અ. ની મીલકત વેચાવવી અને પછી બ.ની વેચાવવી. પણ જો હુકમનામાવાળો અ ની મીલકત સામી હરકતને લીધે વેચાવીને પછી અ ની મીલકત વેચાવી શકે નહી અને પોતાનુ હુકમનામું તે મીલકતમાંથી વસુલ કરી શકે નહી તો અ ની મીલકત ફરીથી જપ્ત કરીને ફરીથી તે વેચાવવાનો તેણે પોતાનો હક ખોએલો નથી ( સ્ટીવનસન વી. અનોદાડોની ( ૧૮૬૬ ) ૬ વી. રી. પ્રા. ૧૮ ) હુકમનામાના દેણદાર એવી અરજી કરે કે તે હુકમનામાની બજાવણીમાં તે મીલકત વેચાવી શકાતી નથી, અને મારો તે મીલકતની વ્યવસ્થા કરવાનો કાંઇ અખત્યાર નથી અને તેથી તે વેચાણથી ખરીદ કરનારને કાંઇ હકસબંધ મળેલો નથી એવુ ઠરાવી આપો તો તે અરજીને વેચાણ મંજુર કરવાથી અટકાવ થતો નથી ( દુરગાચરણ વી. કાળીપ્રસન ( ૧૮૯૮ ) ૩ ક. વી નો ૫૮૬; ૨૬ ક ૯૨૭; તે પ્રમાણે ઉમેદ વી. જસ ( ૧૯૦૭ ) ૧૯ અ. ૬૧૩ ના કામમાં ચાલવામાં આવેલુ છે)

**અપીલ.**--ઓ. ૪૩; રૂ. ૧ પ્રમાણે આ રૂલના પહેલા ભાગ બાબત અપીલ ચાલે છે ( આનંદચંદ્ર વી. તેતાઇલુમીજ ( ૧૮૮૯ ) ૧૬ ક. ૪૨૯; દક્ષણા મોહન વી. બસુમતી ( ૧૮૯૯ ) ૪ ક. વી. નો. ૪૬૫; પા. ૪૭૯ )

તા. ૧૧ જાન્યુઆરીના રોજ એક સગીરે પોતાની માની મારફતે અરજ કરી અને તે અરજી રદ કરવામાં આવી, એવા કારણથી કે તેની મા તેની યોગ્ય વાલી નથી તેથી તે વેચાણ મંજુર થયા પછી તે સગીરે એક વાલીની મારફતે ફરીથી અરજ કરી તેમાં ઠરાવ્યુ છે કે તે હુકમ આ રૂલના પહેલા ભાગ પ્રમાણે છે ( બળદેવસીંગ વી. કીશન ( ૧૮૮૭ ) ૯ અ. ૪૧૧ ) અરજદારને રૂ. ૯૧ પ્રમાણે અરજ કરવાનો હક નથી એવા કારણથી એક વેચાણ રદ કરવાની ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે (બીજયસીંગ વી. હુકમચંદ (૧૯૦૨) ૨૯ ક. ૫૪૮ )

**પક્ષકારો**—જો લીલામમાંથી ખરીદ કરનારને તે કામમાં પક્ષકાર કરેલો હોય અને જો વેચાણ રદ કરવામાં આવે તો તે અપીલ કરી શકે છે ( ગોપાળસીંગ વી. દલાર ( ૧૮૭૯ ) ૨ અ. ૩૫૨; કંથીરામ વી. બાકેલાલ ( ૧૮૭૯ ) ૨ અ. ૩૫૬). જો તેને પક્ષકાર કરેલો ના

હોય તે વેચાણ રદ કરી શકાતુ નથી ( ગંગાધર વી. રાધાબાઇ ( ૧૮૮૩ ) ૬ મ. ૨૭૩ વળી જુઓ "કોણ અરજ કરી શકે" રૂ. ૯૦ )

**બીજી અપીલ.**—આ રૂલ પ્રમાણેના હુકમ ઉપર બીજી અપીલ ચાલતી નથી ( લછીપત વી. મંદીલકુંવર (૧૮૯૮) ૩ ક વી નો. ૩૩૩; નાનાકુમાર વી. ગોલામચંદ્ર (૧૮૯૧) ૧૮ ક. ૪૨૨; ગોપીકુઅરી વી. ગોપાળલાલ ( ૧૮૭૪) ૨૧ ક ૭૯૯; અભય વી. પદમલોચન ( ૧૮૯૫ ) ૨૨ ક. ૮૦૨; ઉમાકાંતરાય વી. દીનોનાથશાનયાળ ( ૧૯૦૧ ) ૨૮ ક. ૪; ૫ ક. વી. નો. ૧૨૪. વળી જુઓ બંશીધર વી. ગુલાબકુઅર ( ૧૮૯૪ ) ૧૬ અ. ૪૪૩ )

**મુદત.**—બજાવણીમાં થએલુ લીલામ રદ કરવાનો દાવો તે મંજુર થયાની તારીખથી એક વર્ષની અંદર કરવો જોઇએ (સને ૧૮૭૭ના એકટ ૧૫ના પરીશીષ્ટ ૨ ની આરટીકલ ૧૨; મહમદહોસેન વી. પુરંદર ( ૧૮૯૫ ) ૧૧ ક. ૨૮૭; મહમદસૈયદ વી. નવરોજી ( ૧૮૮૬ ) ૧૦ મુ. ૨૬૪) પણ જો બીજા દાવામાં વાદી જે રૂપમાં દાવો કરે છે તેથી જુદા રૂપમાં બજાવણીના કામમાં પક્ષકાર ના હોય તો તે તેવો દાવો કરી શકે છે (કાળીમોહન વી. આનંદ મણી ( ૧૮૮૧ ) ૯ ક. લા. રી. ૧૮ ) અથવા પ્રતીવાદીનો ફક્ત હક સબંધ વેચવામાં આવેલો હોય અને તે દાવો કરતો ના હોય અથવા બીજા ખરીદ કરનારને કરી આપેલા વેચાણથી કાંઇ મળતુ ના હોય અને પહેલા ખરીદદારના હકને હરકત થતી ના હોય (મોતીલાલ વી. કારાબલદીન ( ૧૮૯૮ ) ૨૫ ક. ૧૭૯; લા. રી. ૨૪ ઇ. અ. ૧૭૦ ) અથવા વેચાણ અખત્યાર ઉપરાંતનુ હોય અને તેથી કાંઇ મળતુ ના હોય ( સાહાગોપા વી. જમના ( ૧૮૮૨ ) ૫ મ. ૫૦ ) અથવા તે હુકમનામાનો પક્ષકાર ના હોય અને તેથી તથા જે પ્રોસીડીંગની રૂએ તે દાવો રાખે છે તેથી તે બંધાએલો ના હોય (વેંકટનરસીયા વી. સુબામા ( ૧૮૮૨ ) ૪ મ. ૧૭૮; નીલકંઠન વી. થાનદામા ( ૧૮૮૬ ) ૯ મ. ૪૬૦ ), પછી દેખીતી રીતે તે જમીનમાંનો અ. નો હક સબંધ વેચવાને બદલે તે જમીનનો હક વેચવામાં આવેલો હોયતો બારમાસની અંદર એક ત્રાહીત શખસે દાવો કરવો જોઇએ ( સુર્યન વી. દુરગી ( ૧૮૮૪ ) ૭ મ. ૨૫૮; હાજી વી. અથરામન ( ૧૮૮૪ ) ૭ મ. ૫ ૨ ).

**ખરીદ કરનાર**—આ રૂલ પ્રમાણે એક ખરીદ કરનારે અરજી કરવાની હોય છે તો, મુદતના એકટના પરીશીષ્ટ ૨ ના આરટીકલ ૧૭૨ પ્રમાણે તેની મુદત ૬૦ દીવસની છે.

**સગીર**—એકાદા સગીરને મુદતના એકટની ક. ૭ નો ફાયદો મળે છે ( બળદેવસીંગ વી. કીશન ( ૧૮૮૭ ) ૯ અ. ૪૧૧ )

**એક હુકમ રદ કરવાનો દાવો**—એકાદો જે શખસ કામમાં પક્ષકાર હોય તે શખસનો આ રૂલ પ્રમાણે એકાદો હુકમ રદ કરવાનો કાંઇ રેગ્યુલર દાવો ચાલતો નથી ( વીરરાઘવ વી. વેંકટ ચારીયર ( ૧૮૮૨ ) ૫ મ. ૨૧૭ ); જો એકાદી હકીકત ગેર શીરસ્તે બજાવણના કામમાં થએલી હોય તો તે વીશે બજાવણીમાં એકાદા પક્ષકારે હરકત લેવી જોઇએ, અને તે બાબત રેગ્યુલર દાવો કરવાનો નથી ( મદનમોહન વી. બરોદાસુંદી ( ૧૮૮૧ ) ૮ ક. લા. રી. ૧૬; મોહન નારાયણ વી. ગોપાળ ( ૧૮૯૦ ) ૧૭ ક. ૭૬૯ ) અને આ કાયદો લાગુ થાય છે ( પ્રાણગોર વી. હીમંત ( ૧૮૮૬ ) ૧૨ ક. ૫૯૭ ) પણ જુદા રૂપથી તે શખસ તે દાવાનો પક્ષકાર ના હોય તો તે લાગુ થાય છે ( કાળીમોહન વી. આનંદમણી (૧૮૮૧) ૮ ક. લા. રી. ૧૮; મેગાંરના કલેકટર વી. હરદેનારાયણ (૧૮૮૦) ૫ ક. ૪૩૫ એકાદુ

વેચાણુ મંજુર કરવાની ના કહેવામાં આવે તેવુ કોઇ કારણુ આ રૂલ પ્રમાણે ના હોય તેવા કારણથી જો એક હુકમ કરેલો હોય, કારણુ કે ફરીથી વેચાણુ કરવાથી બધા પક્ષકારોને લાભ કારક છે, માટે જે માગણી કરનારના હકને નુકસાનકારક અસર થએલો હોય તે માગણી કરનારના દાવામાં તે વીશે તકરાર કરી શકાય છે (અમ્રીત મીશર વી. ગરદુપરદાન (૧૮૭૬) ૭ અ. હા. કો. ૧૮૩) અને જો અધુરા કારણોથી જો વેચાણુ મંજુર કરવામાં આવેલુ ના હોય તો લીલામમાંથી ખરીદ કરનારનો દાવો ચાલે છે (શખાઇ વી. દરીયાઇ (૧૮૭૬) ૧ અ. ૩૭૪; બદી વી. કાળકા (૧૮૮૭) ૫ અ. ૬૦૨; અજીમુદ્દીન વી. બળદેવ (૧૮૮૦) ૩ અ. ૫૫૪; વળી જુઓ, દીવાનસીંગ વી. ભારતસીંગ (૧૮૮૦) ૩ અ. ૨૦૬) અથવા જ્યારે હુકમનામાવાળા શીવાય કોઇ બીજો શખસ અથવા જે શખસની મીલકત વેચવામાં આવેલી હોય તે શખસને હરકત લેવા દીધી હોય તો રેગ્યુલર દાવો ચાલે છે (માનકુંવર વી. તારાસીંગ (૧૮૮૫) ૭ અ. ૫૮૩: કલમ ૪૭ નીચેની નોટ જુઓ લીલામમાંથી ખરીદ કરનારનો લીલામ મંજુર કરાવવાને દાવો કરવાના હકને વ્યાજબી રાહે પ્રતીબધ થાય છે તે વીશે જુઓ રામદયાળ વી. માહાતબસીંગ (૧૮૮૦) ૩ અ. ૭૦૧).

**સાંથનો કાયદો**—બંગાળાના સાંથના એકટની ક. ૧૭૪ પ્રમાણે વેચાણુ રદ કરવાનો દાવો ચાલતો નથી (કબીલાશો કુંવર વી. રઘુનાથ (૧૮૯૧) ૧૮ ક. ૪૮૧).

**રેવન્યુ વેચાણુ**—એક વાદી દીવાની તથા રેવન્યુ કોરટમાં સાથે કામ ચલાવી શકે છે. જો વેચાણુ રેવન્યુ કોરટે બળવાન રીતે રદ કરેલુ હોય તો, તે દાવામાં હુકમનામુ થવુ જોઇએ એક રેવન્યુ કોરટના જે હુકમથી એક વેચાણુ રદ કરવામાં આવેલુ હોય તે હુકમ રદ કરવાનો એક દીવાની કોરટને અધીકાર નથી (ગનેસરસીંગ વી. ગણેસદાસ (૧૮૯૪) ૨૫ ક. ૭૮૫) જ્યારે કાંઇ ચઢેલી બાકી દેવી ના હોય અને એક મીલકતનુ રેવન્યુ વેચાણુ થએલુ હોય તો તે વેચાણુ નીરર્થક છે અને દીવાની કોરટ તે રદ કરી શકે છે (બાલકીશન દાસ વી. સીંપસન (૧૮૯૮) ૨૫ ક. ૮૩૩; લા. રી. ૨૫ ઇ. અ. ૧૫૧), પછી સને ૧૮૫૯ ના એકટ ૧૧ ની ક. ૩૩ પ્રમાણે કમીશનરને કરેલી અપીલમાં આ કારણુ કહીને બતાવેલુ ના હોય તોપણ ચીંતા નથી (હરખુસીંગ વી. બંસીધરસીંગ (૧૮૮૯) લા. રી. ૧૭ ઇ. અ. ૫૭; દેવાનંદનસીંગ વી. મનબોધસીંગ (૧૯૦૩) ૮ ક. વી. નો. ૭૫૭; ૩૨ ક. ૧૧૧) કમીશનરને કરેલી અપીલમાં વાદીએ પ્રથમ તે કારણુ બતાવેલુ ના હોય તો એકાદી દીવાની કોરટ સને ૧૮૫૯ના એકટ ૧૧ની ક. ૩૩ પ્રમાણે એકાદુ વેચાણુ રદ કરી શકતી નથી (ગૌરીશંકર વી. જાનકીપ્રસાદ (૧૮૮૯) લા. રી. ૧૭ ઇ, અ. ૫૮; દેવનંદનસીંગ વી. મનબોધસીંગ (૧૯૦૩) ૮ ક. વી. નો. ૭૫૭; ૩૨ ક. ૧૧૧) જે કામોમાં વેચાણુ ગેર શીરસ્તે ચલાવેલાં હોય તે કામોનેજ ફક્ત તે કલમ લાગુ થાય છે એટલુજ નહી પણુ જે કામો માફીના સ્પષ્ટ ઠરાવો હોય તે ઠરાવો પ્રતક્ષ રીતે તોડવામાં આવેલા હોય તેથી તે વેચાણુ કાયદા વીરૂધ થએલુ હોય તે કામોને પણુ લાગુ થાય છે (ગોબીદલાલ રોય વી. રામજાનમ મીશર (૧૮૯૨) લા. રી. ૨૦ ઇ. અ. ૧૬૫). રેવન્યુ વેચાણુ થવા પહેલાં એક શખસે બજાવણીમાં થએલા વેચાણમાંથી મીલકત ખરીદ કરેલી હતી અને તેણે તે મીલકત રેવન્યુ વેચાણમાંથી ખરીદ કરી પણુ રેવન્યુ ભરવાની કસુર કરવામાં આવી તે પછી તે ખરીદ કરેલી હતી, ઠરાવ્યું છે કે રેવન્યુ વેચાણના કાયદાની ક. ૫૩ ના હેતુ પ્રમાણે તે એક માલેકે ખરીદ કરેલી હતી, માટે તે ખરીદ કરનારે બીજા હક બોજા સાથે તે ખરીદ કરેલી છે (શામકુમારી વી. રામેશ્વરસીંગ (૧૯૦૩) ૮ ક. વી. નો. ૯૮૬).

**વેચાણ રદ કરવાનો દાવો.**--એક વેચાણ એટલે બધુ વેચાણ રદ કરવાને રેગ્યુલર દાવો ચલે છે, પછી જો કે કોરટે તે મન્જુર રાખેલું હોય તોપણ તે ગેરશીરસ્તે ચલાવેલું હતું તે શીવાયના હરકોઇ બીજા કારણથી તે રદ કરવાનો દાવો ચાલે છે ( જમાલઅલ્લી વી. તંભી ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૪૧; વળી જુઓ બાલક્રીશ્ન વી. મનસુમા ( ૧૮૮૩ ) ૫ અ. ૧૪૨; પા ૧૫૭; લા. રી. ૯ ઇ. અ. ૧૮૨; વળી જુઓ તારકહજરા વીમેસાહેબ વી. અલીખાન ( ૧૯૦૧ ) ૬ ક. વી. નો. ૨૪૬ ); જે મીલકત વેચવામાં આવેલી તે કોરટની હકુમત બાહાર હોય ( નવાબઅલી વી. અમીરમહમદ ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૨૩૩; કોકુમંડળ વી. શશીશીખર ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૨૭; પ્રેમચંદ વી. મખોદા ( ૧૮૯૦ ) ૧૭ ક. ૬૯૯; ( પણુ જુઓ ગોપીમોહનરાય વી. દયાબાકીનંદનસેન (૧૮૯૨) ૧૯ ક. ૧૩; તીનકોરી દેબીયા વી. શીબચંદ્રપાળ ( ૧૮૯૪ ) ૨૧ ક ૬૩૫ ); અથવા લીલામ કરવાનો હુકમ કરવાની કોરટની હકૂમત ના હોય ( બળવંતરાવ વી. મહમદ ( ૧૮૯૩ ) ૧૫ અ. ૩૨૪ ); અથવા હુકમનામાના દેણદારોમાંના એક દેણદાર તે હુકમનામું એનામી બજાવે છે, એવી ખરીદ કરનારને ખબર હોય ( ડીગંબરી દેબીયા વી. ઇશનચંદ્ર ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૩૭૨ ); અથવા ખરીદ કરનાર તે હુકમનામાવાળાનો વકીલ હોય અને તે પોતાના અસીલ તરફ આડી રીતે વરતેલો હોય ( સુબરાયાદુ વી. કોટાયા ( ૧૮૯૨ ) ૧૫ મ. ૩૮૯ ); અથવા હકુમત વીના કરેલા હુકમનામાની રૂઇએ તે વેચાણ થએલુ હોય ( ગુંડરલાલ વી. હબીબુનીસા (૧૮૭૧) ૧૫ વી. રી. ૩૧૧; જદુનાથ વી. બ્રજનાથ (૧૮૯૦) ૬ બં. લા. રી. એપ. ૫૦ ) અથવા રદ કરેલું હોય ( સુબાયા વી. યેલામા ( ૧૮૮૬ ) ૯ મ. ૧૩૦ ); અથવા તે વસુલ થએલું હોય ( ચુની વી. લાલારામ ( ૧૮૯૪ ) ૧૬ અ. ૫ ); અથવા કોરટના હુકમથી તે વેચાણ મુલતવી રાખેલુ હતું ( સંતલાલ વી. ઊમરાવનીશા ( ૧૮૯૦ ) ૧૨ અ ૯૬ ), અથવા જો કે તે હુકમનામું યોગ્યરીતે કરેલુ હોય તોપણ વેચાણ કરતી વખતે તે મીલકત કોરટની અહુકમત અંદર ના હોય ( નારાયણસ્વામી વી. શરત્તન ( ૧૮૭૦ ) ૬ મ. હા. કો. ૫૮ ); અથવા ચલાવેલા જે કામ ઉપરથી તેમાં કપટ છે એવું અનુમાન થતુ હોય તે કામની હુકમનામાના દેણદારને ખબર ના હોય ( શ્રીમંત વી. અભયચરણ ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૨૯૭ ) નો રેગ્યુલર દાવો ચાલે છે. પણ હુકમનામામાં બે બાબતો હોય તે પેટે મીલકત વેચવામાં આવેલી હોય અને તે ફક્ત એક બાબત વેચી શકાય તેવી હોય તો તે ફક્ત ગેરશીરસ્તે છે, અને તેથી હકૂમતને હરકત થતી નથી એવું ઠરાવેલું છે ( રઘુબર વી. ઇલાહીબક્ષ ( ૧૮૮૫) ૭ અ. ૪૫૦, પાનુ ૪૫૨ ,; અથવા જે વખતે વેચાણ થયું તે વખતે હુકમનામાને મુદત વીતી ગએલી હતી તે કાંઇ હરકત નથી ( શરોડાચરણ વી. મહમદ (૧૮૮૫) ૧૧ ક. ૩૭૬ ); અને વળી વીશેશે કરીને જ્યારે કોરટે ઠરાવેલું હોય તે મુદત ગએલી નથી ત્યારે તે કાંઇ હરકત નથી ( મહમદ હોસેન વી. પુરંદર ( ૧૮૮૫ ) ૧૧ ક. ૨૮૭; અને જુઓ કીશનગ્રાહી વી બખતેશ્વરસીંગ ( ૧૮૯૮ ) ૨૦ અ ૨૩૭ ). જો કપટ ના હોય તો જમીનનો હક તેની ચડેલી બાકી બાબતના હુકમનામાની બજાવણીમાં થએલું લીલામ એક ખાનગી વેચાણ ખતથી એક જમીનનો હક ખરીદ કરનાર રદ કરાવવાને એક દાવો કરે તો તે ચાલી શકતો નથી પાનેચંદ્ર વી. હરચંદ્ર ( ૧૮૮૪ ) ૧૦ ક. ૪૯૬ ); પણ હુકમનામાનાં લેહેણાં નાણાં વેચાણ કરતા પહેલાં અનામત મુકેલાં હોય તો એક જમીનના હકનો રજીસ્ટર થયા વીનાનો કબજેદાર તે વેચાણ રદ કરાવવાને દાવો લાવી શકે છે ( અબ્દુલઅલી વી. ગૌરનારાયણ ( ૧૮૬૬ )

બં. લા. રી. સુપ. વા. ૫૧૯; ૬ વી. રી. એકટ ૧૦, ૫૯). સને ૧૮૮૦ ના એક્ટ ૭ (સાર્વજનીક લેહેણું વસુલ કરવાના એકટ) ની ક. ૭ ના ખરા અર્થ પ્રમાણે તેમાં ઠરાવેલી ખરી રીતે કલેકટર એવું સરટીફીકેટ આપે કે તેમાં લેહેણી રકમ કટલી છે અને કોની લેહેણી છે એવું બતાવેલું હોય તેવું આપે ત્યાં સુધી તે પ્રમાણે એક વેચાણ બાબત કાંઇ આધાર ન થી. જ્યારે આવું સરટીફીકટ તૈયાર કરવામાં આવે ત્યારે તેનો અસર ક. ૧૦ પ્રમાણે તે બાબતની નોટીસ બજ્યા પછી તેનો અમલ કરવાના ઇલાજ સબંધી એક હુકમનામા તરીકેનો થાય છે (બૈજનાથ સાદી વી. રામગતસીંગ (૧૮૯૫) લા. રી. ૨૩ ઇ. અ. ૪૫; ૨૩ ક. ૭૭૫; દામોદર વી. વીનાયક (૧૯૦૨) ૨૬ મું. ૪૦). જ્યારે રૂ. ૯૨ પ્રમાણે એક વેચાણ મંજુર કરવાને હુકમ કરવામાં આવેલો હોય ત્યારે જો કે રૂ. ૯૧ પ્રમાણે અરજી કરેલી ના હોય અને તે વેચાણ રદ કરવાને ગેરશીરસ્તે થયાના કારણથી દાવો ચાલતો નથી તો પણ તે હુકમ હુકમનામાના દેણદાર વીરૂધના છે (દામોદર વી. વીનાયક (૧૯૦૨) ૨૬ મું. ૪૦).

ઇક્વીટી—નોટીસ વીનાના ખરીદ કરનાર વીરૂધ તે લીલામ જો ન્યાય ઇક્વીટી અને શુધ બુદ્ધીના નીયમ પ્રમાણે તે રદ કરવુ જોઇએ તો સામાન્ય રીતે એકલા વેચાણ પુરી થતી નથી (અબદુલહાઇ વી નવાબરાજ (૧૮૬૮) ૯ વી. રી. ૧૯૬; ગંગાપ્રસાદ વી. ગોપાલસીંગ (૧૮૮૩) લા. રી. ૧૧ ઇ અ. ૨૩૪; ૧૧ ક. ૧૩૬; પણ જો ખરીદદાર કપટથી મેળવેલા એક હુકમનામામાં ગુથાએલો ના હોય (મહેશચંદ્ર વી. હરકનાથ (૧૮૭૧) ૨૪ વી રી. ૨૬૦; ગોવીંદચંદ્ર વી રામકોમળ (૧૮૭૬) ૨૫ વી રી. ૩૬૪; પણ જુઓ બંસીધર વી. બીદેશરીદત (૧૮૬૩) ૧૦ મુ ઇ. અ ૪૫૪; પા. ૪૭૪; લેણદારના એજંટ અને ખરીદ કરનારની વચમાં સાજસ બાબત જુઓ નંદીપાતમાહાતા વી. અલ્ડરડાઇ (૧૮૬૯) ૪ બં લા. રી. ૧૮૧); કીશોરચંદ વી. કાશીકીંકર (૧૮૭૦) ૧૦ વી. રી. ૩૩૩) અથવા હુકમનામાવાળો તેમાં ગુથાએલો ના હોય (બીરેદાસુંદરી વી ચિત્રેન્દ્ર નાથપાલ (૧૯૦૧) ૬ ક. વી. નો. ૨૮૩) તો તે કપટથી મેળવેલુ હુકમ રદ કરવામાં આવતુ નથી (જુગલકીશોર વી અભયચર્ણ (૧૮૬૮) ૧ બં. લા રી ૮૪: અને જો દાવો અનાથમ વી. લછમીપત (૧૮૭૯) ૪ ક. ૧૭૬ના કામમાં બતાવેલા છે તે પણ જુઓ હરગઝામાજીલીયા વી. તીનકોરીદાસ (૧૯૦૩) ૮ ક. વી. નો ૮૩).

અપીલ કરવાથી હુકમનામુ પાછળથી રદ કરવામાં આવેલુ હોય તેથી એકલું વેચાણ રદ કરવાને બસ થતુ નથી (બીહારીલાલ વી. રાજારામ (૧૮૭૯) ૬ અ હા. કે. ૨૪૧; ચંદ્રકાંત પી. બોશેસર (૧૮૬૭) ૭ વી. રી. ૩૧૨; વળી જુઓ ખાનીમણી વી. બીરભુમના કલેકટર (૧૮૮૭) ૮ વી. રી. ૩૦૦) અથવા ફરીસ્તુનાવણી કરવાથી (જાનઅલી વ, જાન અલી (૧૮૬૮) ૧ બં. લા. રી. એ. સી. ૫૬; ૧૦ વી. રી. ૧૫૪; ફેજુદીન વી શમસુનીશા (૧૮૬૯) ૧૨ વી. રી. ૫૦૮; મીનાકુમારી વી. જગતસતાની (૧૮૮૩) ૧૦ ક ૨૨૦; અને ભુલુ વી. રામનારાયણ વી રી. (૧૮૬૪) ૧૨૯) અથવા એક તરફી કરવામાં આવેલુ હોય અને કાયદાના ઠરાવ પ્રમાણે સમન્સ બજ્યા વિના કરવામાં આવેલુ હોય (મકીનરોશ વી. કાળીદાસ (૧૮૭૩) ૧૯ વી. રી. ૨૩૪) અને તે વેચાણ મંજુર કરતાં પહેલાં તે રદ કરવામાં આવેલુ ના હોય તો તે વેચાણ રદ કરવાને બસ નથી (બસાપા વી. દંડાપા (૧૮૯૮) ૨ મું. ૫૪૦; સુળચંદ વી. મુકતા (૧૮૮૮) ૧૦ અ. ૮૩; મહમદ હુસેનના કામમાં (૧૮૮૧) ૯ ક. લા. રી. ૫૩; ૭ ક. ૯૧) પણ જો હુકમનામાનો લેણદાર તે ખરીદદાર હોય તો તે હકના પ-

રીણામ પ્રમાણે ચાલવાની શરતથી ખરીદ કરે છે ( સદાશીવાયર વી. મતુ સભાપથી (૧૮૮૨) ૫ મ. ૧૦૬; ઝાનુલાલદીન વી. મહમદ (૧૮૮૭) લા. રી. ૧૫. ઈ. અ. ૧૨; ૧૦ અ. ૧૨; ૧૦ અ. ૧૬૬ ) યોગ્ય રીતે એક ગીરોની રૂઇએ ગીરા રાખનારના હક્કનું વેચાણ કરેલું હોય અને તે મંજુર કરવામા આવેલું હોય તો જો કે જે જપ્તી પછી તે વેચાણ કરવામાં આવેલું હોય તે જપ્તી દીવાની કાયદાની જે કલમ પ્રમાણે કરેલી હોય તે કલમ બરોબર ના હોય તોપણુ લીલામમાંથી ખરીદ કરનારને તે હક મળવાને અસરકારક છે ( શીવચરણુ વી. શીવસેવક ( ૧૮૫૬ ) ૧૮ અ. ૪૬૫ ); તોપણુ એકાદા જે પક્ષકારના હુકમનામાની બજાવ-ણીમાં થયેલા વેચાણુ ઉપર અપીલ કરવામાં આવેલી હોય તે અપીલમાં તેને પક્ષકાર કરેલો ના હોય તો તે તેવું અસરકારક નથી (ગણેશપ્રસાદ વી. ફાઝલ ઇમામખાન (૧૮૯૬) ૨૩ ક. ૮૫૭). એકાદા એક તરફી હુકમનામાની બજાવણીમાં લીલામ થયેલું હોય અને તે હુકમનામું ચાલુ હોય અને તે લીલામ મંજુર રાખવામાં આવેલું હોય અને તે લીલામમાંથી એક ત્રીજા પક્ષકારે મીલકત ખરીદ કરેલી હોય તો તે મીલકત ગીરોથી છોડાવાનો એકાદા ખરીદદારનો હક થતો નથી પછી જો કે તે હુકમનામુ રદ કરવામાં આવેલુ હોય અને પાછળથી તપાસ કરીને ફરીથી બહાલ રાખેલુ હોય તોપણુ કાંઇ હરકત થતી નથી ( મખોદા વી. ગોપાળચંદ્ર (૧૮૯૯) ૨૬ ક. ૭૩૪; ૩ ક. વી. નો ૭૬૬ ). હુકમનામાના દેણુદારે એક વેચાણુ થતાં પહેલાં નાદાર થવાને અરજ કરેલી હોય પણુ તે વેચાણુ થયા પછી પાંચ મહિના સુધી તેને નાદાર ઠરાવેલો ના હોય તો તે કારણુથી એકાદુ વેચાણુ ગેરકાયદે થતું નથી ( ઇશ્વર લખમીદત વી. હરજીવન રાપજી (૧૮૯૭) ૨૧ મું. ૬૮૧ )

**કલમ ૪૭**—જો એક. ૪૭ પ્રમાણેના હુકમ મુજબ મીલકત વેચવામાં આવેલી હોય તો તે હુકમ એક હુકમનામા સરખો બળવાન છે (મુરારીસીંગ વી. પ્રેમસીંગ (૧૮૮૫) ૧૧ ક. ૩૬૨) અને જો કે હકુમતની ખામીને લીધે પાછળથી તે હુકમ વાશે વાંધો લઇ શકાતો હોય કીંવા નહિ પણુ તે હુકમ ઉપર અપીલ કરવામાં આવેલી ના હોય તો તે ઘણું શકભરેલું છે (બીશેર મન વી. લેંડમાર્ટગેજએેંક ( ૧૮૮૪ ) લા. રી. ૧૨. ઇ. અ. ૭૧૧ ક. ૨૪; બસ્તીરામ વી. ફતુ ( ૧૮૮૬ ) ૮ અ. ૧૪૬ ); અને જ્યારે દાવાના પક્ષકારો વચ્ચે તકરાર ઉત્પન થાય ત્યારે કપટના કારણુથી કાંઇ જુદો દાવો કરતાં ક. ૪૭ થી અટકાવ થાય છે ( સરોડા વી. મહમદ ( ૧૮૮૫ ) ૧૧ ક. ૩૭૬; ( શીવપ્રસાદ વી. નંદલાલ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૧૩૯; મોહેન્દ્ર વી. ગોલાલ ( ૧૮૯૦ ) ૧૭ ક. ૭૬૯; ગુલામ અહાદ વી. યુદીષ્ઠીર ( ૧૯૦૩ ) ૩૦ ક. ૧૪૨ ). એક સગીરની તરફથી કોર્ટ ઓફ વોડરસે એક વેચાણુ રદ કરવાને દાવો કરેલો હોય તો તેને ક. ૪૭ અને રૂ. ૯૨ પ્રમાણે હરકત છે ( સુબ્રમન્ય વી. શીવસુબ્રમન્ય ( ૧૮૯૪ ) ૧૭ મ. ૪૧૬ ).

**કબજા બાબત દાવો.**—સને ૧૮૮૭ ના મુદતના એકટ ૧૫ ની આ. ૧૩૮ પ્રમાણે કબજા બાબતના એક દાવામાં વેચાણુની તારીખે હુકમનામાના દેણુદારનો કબજો હોય તો ખરી રીતે જે તારીખે તે વેચાણુ કરેલું હોય તે તારીખથી મુદત શરૂ થાય છે અને જે તારીખે તે મંજુર કરવામાં આવે તે તારીખથી શરૂ થતું નથી ( કીશોરીમોહન વી. ચંદ્રનાથ (૧૮૮૭) ૧૪ ક. ૬૪૪; બ્યંકટાલીંગમ વી. વીરસામી ( ૧૮૯૪ ) ૧૭ મ. ૮૯ )

**ત્રાહીતે લીધેલું વેચાણુ.**—બાળકીષ્ણુ વી. મસુમા ( ૧૮૮૩ ) ૫ અ. ૧૪૨; લા. રી. ૯ ઈ. અ. ૧૮૨ ) ના કામમાં પ્રતીવાદીએ બીશેશરપ્રસાદને ત્યાં એક તાલુકો ગીરો મુકયો

હતો તેથી તેનુ હીત બાળકીષ્નના બાપ નારાયણદાસે બજાવણીમાં ખરીદ કરેલું હતું. જવાબ- માં એવી તકરાર કરવામાં આવેલી હતી કે સને ૧૮૫૯ ના એકટ ૮ ની ક. ૨૪૫ પ્રમાણે ચાલવામાં આવેલુ નથી; જે જીલ્લામાં ગીરોવાળી મીલકત છે તે શીવાયના બીજા જીલ્લામાં બ- જાવણી કહાડવામાં આવેલી છે અને ૩૦ દીવસની ખબર આપવામાં આવેલી નથી માટે તે વેચાણ નીરર્થક છે. આ વીચાર હાઇકોરટ તેમજ જીલ્લા કોરટમાં ચાલુ રહેલો હતો; પણ અપી- લમાં પ્રીવીકાઉંસીલના નામદાર સાહેબોએ કહેલુ છે કે "પહેલી બાબતમાં નામદાર સાહેબની નજરમાં આવે છે કે તે લીલામ ગેરશીરસ્તે થયેલુ છે અને તે હુકમનામું બજાવવાને કોરટની હકુમત નથી તે કારણથી બીશેશરના ગીરોનો વાદી ખરીદદાર નથી તે કારણથી જે ફેસલાથી તે દાવો કહાડી નાખવામાં આવેલો છે તે ફેંસલો બરોબર નથી. જે ગેરશીરસ્તે બતાવવામાં આ- વેલુ છે તે જો હોય તો વેચાણના સરટીફીકેટથી દુરસ્ત થએલુ છે અને જો કે કોરટને પોતા- ના જીલ્લા બહારની જમીન જપ્ત કરવાને હકુમત ના હોય તો પણ તે ખતનો અમલ કરવાનો હક બજાવણીમાં વેચવાને તે કોરટની હકુમત હતી."

રેવા મહાતન વી. રામકીશનસીંગ (૧૮૮૫) લા. રી. ૧૩ ઇ. અ. ૧૦૬; ૧૪ ક. ૧૮) ના કામનો ઠરાવ કાંઇક તેવોજ છે. તે કામમાં સામસામી હુકમનામા થયેલાં હતાં અને જે ઓછી રકમનુ હુકમનામુ હતું તેની બજાવણીમાં રૂ. ૧૮ના ૨૫૮ ઠરાવ વીરૂધ તે મીલકત વેચવામાં આવેલી હતી. હાઇકોરટે ઠરાવેલુ છે કે તે ચાલેલુ કામ રદ બાતલ છે માટે તે રદ કરવું જોઇએ. નામદાર સાહેબોએ કહ્યું છે કે—નીચેની કોરટે ઠરાવેલુ છે કે પ્રતીવાદી હાલનો અપીલવાળો બજાવણીમાં થએલા લીલામમાંથી શુધ બુદ્ધીથી ખરીદ કરનાર છે એવુ ઠરાવ્યા છતાં તે કોરટે ઠરાવ્યું છે કે મુનસફે કહાડેલી બજાવણી અને પાછળનું તમામ ચાલેલુ કામ રદ બાતલ છે માટે તે રદ થવું જોઇએ પ્રતીવાદી—અપીલવાળાએ શુદ્ધ બુદ્ધીથી યેગ્ય હકુ મતવાળી કોરટે એક બળવાન ફેંસલાની રૂઇએ કહાડેલી બજાવણી પ્રમાણે વેચવાને મુકેલી મીલકત શુદ્ધબુદ્ધીથી વ્યાજબી કીંમત આપીને ખરીદ કરેલી છે. નામદાર સાહેબોના અભીપ્રા- યમાં આવે છે કે રૂ. ૧૮ ના અર્થ વીશે હાઇકોરટે ભુલ ભરેલો ફેંસલો કરેલો છે અને આ બાબતમાં હાઇકોરટનો ફેંસલો રદ થવો જોઇએ. બજાવણીમાં થયેલા એકાદા લીલામમાંથી એક ખરીદ કરનાર જેમ એક સાધારણ કામમાં જે ફેંસલા ઉપરથી બજાવણી કરેલી હોય તે ફેંસ લો ભરપાયા થયેલો છે કે નહિ એ વીશે તપાસ કરવાને જેમ તે બંધાયલો હોય છે તે કરતાં કાંઇ વધારે રકમનું સામુ હુકમનામું તે હુકમનામાના દેણદારનું થયેલું છે કે નહિ એ વીશે તપાસ કરવાને વધારે બંધાયેલો નથી. બજાવણી કરનારી કોરટે તે સવાલોનો નિરણય કરવાનો છે બજાવણીમાં થયેલા લીલામમાંથી ખરીદ કરનાર આવી બાબતો વીશે તજવીજ કરવાને બં ધાયેલો છે એવું ઠરાવવામાં આવે તો બજાવણીની રૂઇએ ખરીદ કરવામાં ભારે હરકત નાખી થાય છે. જો કોરટની હકુમત હોય તો ખરીદદાર જે હુકમનામાની રૂઇએ બજાવણી કરવામાં આવે- લી હોય તે હુકમનામાના ખરાપણા વીશે તજવીજ કરવાને તે બંધાયેલો છે તેના કરતાં બ- જાવણી કરવાના હુકમના ખરાપણા વીશે તજવીજ કરવાને વધારે બંધાયેલો નથી" દેખીતી રીતે પ્રીવીકાઉન્સીલના નામદાર સાહેબના અભીપ્રાયમાં આવ્યું છે કે એકાદો ખરીદ કરનાર દા વાનો પક્ષકાર ના હોય તો તેને ફકત એટલું હુકમનામુ બળવાન છે કે નહિ અને વેચાણ બાબતનો હુકમ બળવાન છે કે નહિ તે જોવાને તથા કામ ચાલવાની રીતીમાં ગેરશીરસ્તે થ-

થાથી તેના હકને હરકત થતી નથી કારણ કે તે ગેરશીસ્તને થયેલી બાબત વેચાણના સરટી-ફીકેટથી દુરસ્ત થયેલી છે. ( જો આ પ્રમાણે હોય તો નીચે બતાવેલા ઠરાવોમાંના કેટલાકનો આધાર આ ફેંસલા ઉપરથી ઓછો થયેલો જણાય છે ( રામચંદ વી. પીતમમલ ( ૧૮૮૮ ) ૧૦ અ. ૫૦૬; રામેસરી વી. દુરગાદાસ ( ૧૮૮૧ ) ૬ ક. ૧૦૩; ચેદામીલાલ વી. અમીર ( ૧૮૮૫ ) ૭ અ. ૧૭૬; પલાજી વી. શીવલીંગ (૧૮૮૫) ૮ મ. ૬ ), કારણ કે તેમાં ઠરાવ્યું છે કે વેચાણો નીરર્થક થવા લાયક નથી પણ ગેરશીસ્તે કામ ચલાવાની રીતીને લીધે તે નીરર્થક છે. એક હુકમનામની બજાવણીમાં થયેલા લીલામમાંથી ચાલેલા કામમાં એકાદો જે ત્રાહિત શખસ હોય તે શુદ્ધબુદ્ધીથી મીલકત ખરીદ કરે તો જે વખતે તે લીલામ કરવામાં આવેલું હતું તે વખતે કોરટની બહાર તે હુકમનામું ભરપાયા કરવામાં આવેલું હતું તે કારણથી તેને આપેલું વેચાણ રદ થઈ શકતું નથી ( મેલાપા વી. રામચંદ્ર ( ૧૮૯૭ ) ૨૧ મું. ૪૬૩ ).

**લેણદાર ખરીદ કરે તે.**—પણ જો તે ખરીદ કરનાર લેણદાર હોય તો તેજ રૂલ લાગૂ થતી નથી. નીચે બતાવેલા ઠરાવમાં એટલે ઝૈનુલ આબદીન વી. મહમદ (૧૮૮૭) લા. રી. ૧૫ ઇં. અ. ૧૨; ૧૦ અ. ૧૬૬ ના કામમાં પ્રતીવાદીએ વાદી ઉપર પ્રથમ દાવો કરીને એક હુકમનામું મેળવેલું હતું અને અપીલ દાખલ કરયા પછી તેની મીલકત વેચાવેલી હતી. એક લીલામમાંથી તેણે ખરીદ કરી; એક બીજા લીલામમાંથી એક ત્રાહિત શખસે ખરીદ કરી. ત્યાર પછી તે હુકમનામું હાઇકોરટે દુરસ્ત કરેલું હતું તેથી વાદીએ તે હુકમનામું દુરસ્ત કરવામાં આવેલું છે તે કારણથી તે બેઉ વેચાણો રદ કરવાને દાવો કરયો. હિંદુસ્તાનમાં કોરટોએ જે હુકમનામાવાળાઓએ ખરીદ કરેલી હોય અને જે શખસો પક્ષકાર ન હોય પણ તેમણે શુદ્ધબુદ્ધીથી ખરીદ કરેલી હોય તેમની વચમાં કાંઇ ભેદ બતાવેલો નથી. નામદાર સાહેબોએ કહ્યું છે કેઃ—"નામદાર સાહેબોને એવું જણાય છે કે જે હુકમનામાવાળાઓએ આસીને પોતાના હુકમનામાની રૂઇએ મીલકત ખરીદ કરેલી હોય અને પાછળથી તે હુકમનામું અપીલ કરવાથી ફરેલું હોય તેઓની તથા જે હુકમનામામાં જે શખસો પક્ષકાર ન હોય તે શખસો તે હુકમનામાની બજાવણીમાં થયેલા લીલામમાંથી ખરીદદાર થયેલા હોય તેઓની વચે મોટો ભેદ છે અને જે વખતે તે હુકમનામું બળવાન હતું અને વેચાણ કરવાનો હુકમ બળવાન હતો તે વખતે તેઓ ખરીદદાર થયેલા છે." અને હુકમનામાના લેણદારે અપીલ ચાલતાની દરમીયાનમાં પોતાના હુકમનામાના દેણદારની મીલકત વેચાવીને ખરીદ કરેલી હોય અને તે હુકમનામું ફેરવામાં આવેલું હોય તો તે મીલકત પાછી આપવાને તેને ફરજ પાડવામાં આવે છે ( સદાશીવાયર વી મતુ સબાપાથી ( ૧૮૮૨ ) ૫ મ. ૧૦૬. વળી જુઓ દુલીચંદ ઉમેદમલ વી. શ્રીનાથરાય ( ૧૯૦૦ ) ૨૭ ક. ૮૧૦, ચંદનસીંગ વી. રામદેનીસીંગ ( ૧૯૦૪ ) ૩૧ ક. ૪૯૯; અને નાયાદુ સાહેબ વી. નલુમુદાલી (૧૯૦૪) ૨૭ મ. ૯૮ ).

**નોટીસ.**—એકાદો લેણદાર ખરીદ કરે તો તેની પોતાની અને દેણદારની વચમાં ચાલેલા કામમાં પ્રથમ શું થયેલું છે તે જાણીને તે ખરીદ કરે છે ( પેતાચી વી. ચીનાતાંબીયર (૧૮૮૭) ૧૦ મ. ૨૪૧ પા. ૨૫૦ ).

**હુકમનામાનું રૂપ.**—એક તારવાડના અમુક અંગભુતના દાવાથી જે વેચાણમાંથી વાદીએ મીલકત ખરીદ કરેલ હતી તે વેચાણ રદ કરવામાં આવેલું હતું તોપણ અસલ દાવામાં જે લેણાં છે તેમાંનું એક લેણું તે તારવાડને બંધનકારક હતું માટે તે લેણા બાબત તે

મીલકત ઉપર તે હુકમનામાથી જવાબદારી ઠરાવેલી છે ( કુનહીમનન વી. ચેલી (૧૮૯૧) ૧૪ મ. ૪૯૪ ).

**સગીર.**—એક સગીરના વાલીએ એક ગીરો કરી આપેલું હતું પણ તે ગીરો મુકવામાં તેનો જે અખત્યાર હતો તે ઉપરાંત તેણે કરેલું હતું અને દાવાનો તેણે બચાવ કરેલો નથી અને ખરીદદારને તે બાબત ખબર હતી તોપણ તે વાલીના કરી આપેલા ગીરોની રૂઇએ તે સગીર ઉપર થયેલા હુકમનામાથી જો એકાદું વેચાણ કરવામાં આવેલું હોય તો તે બંધનકારક નથી ( દેબીદત વી. સુભદ્રા (૧૮૭૬) ૨૫ વી. રી. ૪૪૯; જંગીલાલ વી. શામલાલ (૧૮૭૩) ૨૦ વી. રી. ૧૨૦); પણ જ્યારે વાલીએ કપટ ભરેલી રીતે વર્તીને ફેંસલો કબુલ કરેલો હોય ત્યારે ખરીદદારને ખબર નહિ હોવાથી આપેલાં નાણાં બાબત તેને એક હકસબંધ અપાવેલો હતો ( બંસીધર વી. બીંદેશરી (૧૮૬૩) ૧૦ મુર. ઇ. અ. ૪૫૪; પણ જુઓ રામજીત્રણુ વી. શામલાલ (૧૮૭૩) ૨૦ વી. રી. ૧૨૩ ).

**મુદત.**—જ્યારે એકાદો સગીર હુકમનામાથી બંધાયેલો હોય ત્યારે તે પાકી ઉમરનો થાય ત્યારથી ત્રણ વરસની અંદર તે વેચાણ રદ કરવાને તેણે દાવો કરવો જોઇએ ( રઘુનર દયાળ વી. ભીકીયા (૧૮૮૬) ૧૨ ક. ૬૯ ).

**ત્રાહિત શખ્સની મીલકતનું વેચાણ.**—એકાદા ત્રાહિત શખસની મીલકત કાંઇ પણ અખત્યાર વીના તેની પીઠ પાછળ વેચવામાં આવેલી હોય તો તે શખસને તે વેચાણ રદ કરાવાની જરૂર નથી નરસીંહાનેદુ વી. રામાસામી (૧૮૯૫) ૧૮ મ. ૪૭૮ ), અને જ્યારથી કબજો ગયેલો હોય ત્યારથી ૧૨ વરસની અંદર કબજો લેવાને તે દાવો કરી શકે છે ( જગ્રાળાસાહિ વી. મસાયતખાન (૧૯૦૪) ૨૬ અ. ૩૪૬ ).

**વેચાણ પાછું રાખવામાં આવે તે.**—એક હુકમનામું બજાવા માટે કલેકટર તરફ મોકલેલું હતું. તે હુકમનામાની રૂઇએ તે કલેકટરે એક વેચાણ કરેલું હતું ત્યાર પછી આ ઠરાવ પ્રમાણેના એક હુકમથી તે કલેકટરે તે વેચાણ રદ કરેલું હતું તે રદ કરેલા વેચાણમાં જે શખ્સ લીલામમાંથી ખરીદ કરનારો હતો તે શખસે તે વેચાણ પાછું કાયમ રાખીને મંજુર કરાવા સારૂ દીવાની કોરટમાં એક દાવો કરયો; ઠરાવ્યું છે કે આવો દાવો ચાલતો નથી ( શીબસીંગ વી. મખતસીંગ (૧૮૯૬) ૧૮ અ. ૪૩૭ ).

**રીવાજ.**—હકુમત વીના કરેલાં વેચાણો ફરી તપાસણી ઉપરથી પણ રદ કરી શકાય છે અને વેચાણના હુકમ ઉપર દાવાના પક્ષકારે કરેલી સંતલસમાં પણ તે રદ કરી શકાય છે ( બીશનમનસીંગ વી. એંડમોર્ટગેજ બેંક (૧૮૮૪) લા. રી. ૧૨ ઇ. અ. ૭ પા. ૧૦; ૧૧ ક. ૨૪૪ ); પણ જ્યારે જડજની હકુમત હોય અને ભાર ગેરશીરસ્તે થયેલું છે તથા ખરેખરૂં નુકસાન થયેલું છે એવું ઠરાવીને એકાદુ વેચાણ તે રદ કરે ત્યારે તે ચારટર પ્રમાણે હાથ ઘાલવાને કાંઇ અખત્યાર નથી ( રાજકુમારસીંગ વી. દાશી (૧૮૭૦) ૧૩ વી. રી. ૨૫૦).

**૯૩.** કાનુન ૯૨ પ્રમાણે સ્થાવર મિલકતનું વેચાણ રદ થાય ત્યારે, જે કોઇ શખસને ખરીદીની રકમ આપી હોય તેની પાસેથી, વ્યાજ સુધાં અથવા વગર વ્યાજે જેમ કોરટ ફરમાવે તેમ, પોતાની ખરીદીની રકમ પાછી લેવાનો હુકમ મળવાને ખરીદદાર હકદાર થશે.

કેટલીક બાબતોમાં ખરીદીની રકમ પાછી આપવી.

કલમ ૩૧૫

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૧૫.

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

હરકોઇ જે શખ્સને નાણાં આપેલાં હોય તે.—આ ઉપરથી એવું ધારવામાં આવે છે કે વેચાણ મંજુર થતા પહેલાં વેચાણની કીંમત આપી શકાય છે ( જગેંદ્રનાથ વી. ગોબીંદચંદ્ર (૧૮૮૫) ૧૨ ક. ૨૫૨ ). તેમાં રૂ. ૭૭ પ્રમાણે એકાદા શખસને નાણાં મળે તેની બાબત આવી જાય છે ( કીશનલાલ વી. મહમદ શફદર (૧૮૯) ૧૩ અ. ૩૮૩ ). ખરીદ કરનારનો કામની હકીકત પ્રમાણે જરૂર હોય તે પ્રમાણે વેચાણની કીંમત વ્યાજ સાથે અથવા વ્યાજ વગર પાછી લેવાનો હક થાય છે ( કુનહી મોઇદીન વી. તારાચીલ ( ૧૮૮૫ ) ૮ મ. ૧૦૧ ). જો તેનો જે વ્યાજ મળવાનો હક થતો હોય તે કરતાં તે વધારે વ્યાજ બાબત દાવો રખતો ના હોય તો ( કીશનલાલ વી. મહમદ સફદાર (૧૮૯૧) ૧૩ અ. ૩૮૩ ). સાધારણ રીતે દર સેંકડે ૬ ટકા પ્રમાણે વ્યાજ અપાવવામાં આવે છે ( અબદુલહાય વી. મેકરે ( ૧૮૭૫ ) ૨૩ વી. રી ૧ ). તેના ઉપર વેચાણના ખરચની જવાબદારી ઠરાવવી ન જોઇએ ( હરદે વી. સુરજુપ્રસાદ ( ૧૮૭૪ ) ૬ અ. હા. કો. ૩૦૯ ); જે નાણાં તે મીલકતના ફાયદા સારૂ તેણે મુકેલાં હોય તે તેને અપાવવાં જોઇએ, પણ તેણે ભાડાનો અને ઉપજનો હીસાબ આપવો જોઇએ ( મોરગન વી. અબદુલહાઇ ( ૧૮૯૫ ) ૨૩ વી. રી. ૩૫૩; મીતરજીત વી. જશવંતના વારસો ( ૧૮૪૧ ) ૩ મું. ઈ. અ. ૪૨ ). જે શખસ વેચાણ કરાવે તે શખસે હમેશાં કંપેનસેશન આપવું જોઇએ ( ઇશરીપ્રસાદ વી. લાલછત્રપત ( ૧૮૪૧ ) ૩ મું. ઇ. અ. ૧૦૦ ). જે હુકમનામાના દેણદારનો મીલકત ઉપરનો હકસબંધ વાદીએ ખરીદ કરેલો હોય તે દેણદારનો તે મીલકત કાંઈ હકસબંધ નથી એવું તે વાદી શાબેત કરી શકે નહીં તો, તેનો દાવો કાહાડી નાંખવામાં આવે છે ( નીલકંઠ વી. ઇમામસાહેબ ( ૧૮૯૩ ) ૧૬ મ. ૩૬૧ ). સૌદામીની વી. કીશ્નકીશોર ( ૧૮૬૯ ) ૪ બં. લા. રી. એફ. બી. ૧૧; ૧૨ વી. રી. એફ. બી. ૮ ) ના કામમાં ઠરાવેલું છે કે હુકમનામાના દેણદારનો તે મીલકતમાં કાંઇ હકસબંધ ના હોય તો, વેચાણની કીંમત બાબત કાઇ દાવો ચાલતો નથી. જ્યારે ગેરશીરસ્તે થયાના કારણથી લીલામ રદ કરવામાં આવેલું હોય તોજ ફકત ખરીદદાર પોતે લીધેલા વેચાણન કીમત વસુલ કરી શકે છે.

જે મીલકતમાં હુકમનામાના દેણદારનો કાંઇ હક નથી એવું ઠરાવવામાં આવે ત્યારેજ તે મીલકતના કોરટથી કરેલા વેચાણ વખતે વેચાણના જે નાણા આપેલા હોય તે લેવાને રૂ. ૯૩ પ્રમાણે દાવો ચાલે છે. ખરીદદારને જે મીલકત વેચાણ આપેલી હોય તે મીલકતમાંથી ખરીદદાર ખાતલ થાય ત્યાં સુધી આવા કામમાં દાવાનુ કારણ ઉત્પન્ન થતું નથી ( ગુરશીદાવા વી. ગગાયા ( ૧૮૯૮ ) ૨૨ મું ૭૮૩ ).

પક્ષકારો—ખરીદ કરનારે પોતાની અરજીમાં હુકમનામાના દેણદારને એક પક્ષકાર કરવો જોઇએ ( કપાયન વી. રામાસામી ( ૧૮૮૩ ) ૬ મ. ૧૯૭, ) અથવા તેના કાયદેસર વારસ વકીલને પક્ષકાર કરવો જોઇએ. (બાલાકાદર વી. ગુલામ મોહીદીન (૧૮૮૩) ૭ મું ૪૨૪).

રેગ્યુલર દાવો—વળી એકાદો ખરીદ કરનાર હક ઠરાવવાને દાવો કરી શકે છે ( વીરાસામી વી. અમથી ( ૧૮૮૪ ) ૭ મ. ૫૯૫ ) અને તે મેળવીને પોતાના વેચાણના નાણા બાબત યોગ્ય કોરટમાં અરજી કરી શકે છે ( કુનહી મોઇદીન વી. તારાચીલ ( ૧૮૮૫ ) ૮ મ. ૧૦૧; બીનોદ વી. મહેશ ( ૧૮૮૨ ) ૧૨ ક લા. રી; ૩૩૧ ) અથવા અવેજ બીલકુલ ની-

ફળ થવાના કારણથી તે નાણા લેવાને અરજ કરી શકે છે (મનાસીંગ વી, ગજાધરસીંગ (૧૮૮૩) ૫ અ. ૫૭૭. કીશનલાલ વી. મહમદ સફદાર (૧૮૯૧) ૧૩ અ. ૩૮૩; પાચ· પાપન વી. નારાયણ (૧૮૮૮) ૧૧ મ. ૨૬૯; હરીદયાળસીંગ વી. સમસુદીન (૧૯૦૦) ૫ ક. વી. નો. ૨૪૦; નીત્યાનંદરાય વી. જગતચંદ્ર ગુહા (૧૯૦૨) ૭ ક. વી. નો ૧૦૫; શાંતોચંદ વી. નેનસુખ (૧૯૦૧) ૨૩ અ. ૩૫૫; મહમદ રહેમત ઉલ્લા વી. રાચા (૧૯૦૫) ૨૭ અ. ૫૦૭); અથવા કપટના કારણથી તે વેચાણ એક રેગ્યુલર દાવામાં રદ કરવામાં આવેલું છે (મકુંદીલાલ વી. કોચીલા (૧૮૭૬) ૧ અ. ૫૬૮) અને જ્યારે વેચાણના નાણા વ્યાજ વના પાછા આપવામાં આવેલાં હોય ત્યારે વ્યાજ બાબત દાવો ચાલવાની પરવાનગી આપેલી હતી (રઘુબર વી. હિંદુસ્થાન બેંક (૧૮૮૩) ૫ અ. ૩૬૪). એક્ટ ૮ પ્રમાણે ઠરાવેલું છે કે જો કોરટે લીલામ ફેરવેલુ હોય પણ વેચાણની કીમત પાછી આપવાનો હુકમ કરેલો ના હોય તો પછી જો કે ખરીદદારે કપટ કરયા શીવાય તે મીલકતને મુકી હોય (બ્રજેંદ્રરાય વી. જગરનાથ (૧૮૬૬) ૬ વી. રી. ૧૪૭) તોપણ તે નાણા લેવાને એક રેગ્યુલર દાવો કરી શકે છે (શ્રીશચંદ્ર વી. લુખોદામોઇ (૧૮૬૪) ૧ વી. રી. ૫૫) જો અવેજ બીલકુલ નીશફળ ગએલો ના હોય અથવા જે અમલદારે તે વેચાણ ચલાવ્યું હોય તે અમલદારની હકુમતની ખાંમી જાણ્યા છતાં તે ખરીદદારે મીલકત ખરીદ કરેલી હોય તો તે પોતાના રેગ્યુલર દાવામાં પોતે વેચાણની જે કીમત આપેલી હોય તે લેવાને તે હકતે મેળવી શકે નહી એવુ બની શકે છે (દોરાબઅલી વી. અબદુલ આમીઝ (૧૮૭૭) લા. રી. ૫ ઇ. અ. ૧૧૬, ૫. ૧૨૮; જુઓ સુરેંદ્ર વી. બેની (૧૯૦૬) ૧૦ ક. વી. નો. ૨૭૪)

**કોરટથી થએલા વેચાણોથી હક બાબત કેટલે દરજ્જે ખાત્રી થાય છેઃ—** જ્યારે કોરટે કરેલુ એકાદુ વેચાણ કપટથી રદ કરવામાં આવેલુ ના હોય ત્યારે ખરીદ કરનાર ફક્ત રૂ. ૯૩ માં બતાવેલી દાદ બાબત દાવો રાખી શકે છે રૂ. ૯૧, ૯૩ અને ૯૪ નો હેતુ એવો છે કે કોરટે કરેલા વેચાણમાંથી હુકમનામાના દેણદારનો જે હક સબંધ હોય તે ખરીદ કરનારને મળે છે, પણ એટલી શરત સાથે કે તે હુકમનામાના દેણદારનો બીલકુલ હક સબંધ નથી એવુ જ્યારે તેને માલુમ પડે ત્યારે તે ખરીદદાર પોતે આપેલી વેચાણની કીમત પાછા લેઈ શકે છે. ખાનગી કરારોથી વેચાણ સંબંધી હકની ગર્ભીત ખાત્રી થાય છે તે રૂ. ૯૩ પ્રમાણે વ્યાજબી હોય તેટલી કોરટે કરેલાં વેચાણોને લાગુ કરી શકાતી નથી (સુંદર વી. વેંકટ વોરાઠા (૧૮૯૪) ૧૭ મ. ૨૨૮) જો કે તે મીલકતનો રકબો ખુટતો હોય પણ વેચાણના જાહેરનામામાં તે મીલકતનુ વર્ણન બરોબર નહી કરવાથી મને નુકશાન થએલુ છે એવુ તે લીલામમાંથી ખરીદ કરનાર સાબેત કરી શકે નહી તો તેને કંપેનસેશન લેવાનો હક થતો નથી, પણ જેટલો રકબો ઓછો હોય તેની સાંથ બંધ કરાવવાનો તેનો હક છે (દયાળકીશ્ન વી. અમરીતલાલ (૧૯૦૨) ૨૯ ક. ૩૭૦).

**મુદત**—આ રૂલ પ્રમાણે અરજી કરવાની મુદત સને ૧૮૭૭ ના મુદતના એક્ટ ૧૫ ના આ. ૧૭૮; સને ૧૯૦૮ ના એક્ટ ૯ ના પરીશીષ્ટ ૧ ની આ. ૧૮૧ માં ઠરાવેલી છે. (ગીરધારી વી. શીતળપ્રસાદ (૧૮૮૯) ૧૧ અ. ૩૭૨), પણ રેગ્યુલર દાવા બાબત સને ૧૮૭૭ ના એક્ટ ૧૫ ની આ. ૧૨૦, સને ૧૯૦૮ ના એક્ટ ૯ ના પરીશીષ્ટ ૧ ની આ. ૧૨૦ પ્રમાણે ચાલવાનુ છે (નીલકંઠ વી. ઇમામ સાહેબ (૧૮૯૩) ૧૬ મ. ૩૬૧).

ફરી તપાસણી—જો હુકમનામાના દેણુદારનો તે મીલકતમાં કાંઇ વેચવા લાયક હક સબંધ હોય તો તે કીંમત પાછી આપવાનો હુકમ કરવાની કોરટની હકુમત નથી માટે તે પાછી આપવાનો હુકમ જો કરવામાં આવેલો હોય તો ક. ૧૧૫ પ્રમાણે તે હુકમ રદ થઇ શકે છે (મુનહમદ વી. ચાથુ (૧૮૮૬) ૯ મ. ૪૩૭)

**૯૪.** સ્થાવર મિલકતનું વેચાણ પાકું થયા પછી, વેચેલી મિલકત તથા વેચાણ વખતે જે શખસ ખરીદદાર ઠર્યો હોય તેનું નામ નિર્દિષ્ટ કરીને કોરટે સરટિફીકેટ આપવું. તે સરટિફીકેટમાં વેચાણ પાકુ થયાના દિવસની તારીખ નાંખવી.

ખરીદદારને સરટિફીકેટ — કલમ ૩૧૬

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૧૬.

ટીકા—જુઓ ક. ૯૫ ની નોટ પાછળ

**૯૫.** વેચાએલી સ્થાવર મિલકત હુકમનામાના દેણુદારના કબજામાં અથવા તેની વતી બીજા કોઇ શખસના કબજામાં અથવા તે મિલકતની જપ્તી થયા પછી હુકમનામાના દેણુદારે ઉત્પન્ન કરેલા હકથી દાવો રાખનાર કોઇ શખસના કબજામાં હોય, અને તે વિશે સરટિફીકેટ કાનુન ૯૪ પ્રમાણે આપવામાં આવ્યું હોય ત્યારે, ખરીદદારની અરજ ઉપરથી, કોરટે તેનો કબજો અપાવવનો હુકમ કરવો, તે એવી રીતે કે, ખરીદદારને અથવા ખરીદદાર પોતાનં વતી કબજો લેવાને જે કોઇ શખસને નીમે તેને તે મિલકતનો કબજો આપવો, અને જરૂર પડે તો જે કોઇ શખસ તે મિલકત ખાલી કરવાની ના કહે તેને કાઢી મુકવો.

હુકમનામાના દેણુદારના તાબાની સ્થાવર મિલકત સ્વાધીન કરવાનું. — કલમ ૩૧૮

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૧૮. સને ૧૮૫૯ ના એકટ ૮ ની ક. ૩૧૮.

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

નમુના બાબત જુઓ એ. પી. ઇ. નંબર ૩૯.

એકાદા ખરીદદારને જો કે પ્રથમ રૂ. ૯૬ પ્રમાણે કબજો મળેલો હોય તોપણ આ રૂલ પ્રમાણે ખાસ કબજો મેળવી શકે છે. આવા હુકમમાં લેટર્શપેટંટ પ્રમાણે હાઇકોરટ હાથ ઘાલી શકતી નથી (હર કીશોર વી. સદેયચંદ્ર (૧૮૭૨) ૧૭ વી. રી. ૮૦) પણ જો તેને એકવાર મીલકતનો કબજો અપાવેલો હોય તો તે બીજી વખત બજાવણી કરી શકતો નથી (ખાતુ વી. દ્વારખચક્રી (૧૮૬૬) ૬ વી. રી. પા. ૧૦૮; લક્ષ્મણ વી. નરસીંહશાસ્ત્રી (૧૮૮૪) ૭ મ. ૧૬૭ ના કામમાં મંજુર રાખવામાં આવેલો છે), માટે પાછળથી તેથી પાસેથી કબજો લેઇ લેવામાં આવેલો હોય તો તેનો ફક્ત રેગ્યુલર દાવો કરવાનો ઇલાજ છે (ગોપાળદાસ વી. થાનસીંગ (૧૮૮૨) ૪ અ. ૧૮૪) જ્યારે એક પક્ષકારનો હક સબંધ વેચવામાં આવેલો હતો પણ ત્યાર પછી પંદર વર્ષ સુધી કબજો ખરીદદારને આપેલો નહોતો તેમાં ઠરાવ્યુ છે કે

તે પક્ષકાર બાર વર્ષનો વીરૂધ કબજો સાબેત કરે નહીંતો, તે મીલકત તે લેઇ શકતો નથી (એરોટ રામદાસ વી. બલંકટદસ (૧૮૭૦) ૧૪ વી. રી. ૩૫૭)

જ્યારે ખરીદ કરનારનો કબજો મળવાનો હક છતાં ખાસ કબજો મળતો ના હોય ત્યારે મુંબાઇમાં તે બાબત દાવો લાવી શકે છે, એવા કારણથી કે મને નીશાન તરીકેનો કબજો મળેલો છે (દેવીદાસ વી. પીરજાદા (૧૮૮૪) ૮ મું. ૩૭૭; શંકરબીસ્તો વી. નરસીંગરાવ (૧૮૯૮) ૨૨ મું. ૬૬૭); અને મદ્રાસમાં (નગીરેડી વી. રામાના (૧૮૮૪) ૭ મ. ૫૪૬; સેવુ વી. મતુંસામી (૧૮૬૭) ૧૦ મ. ૫૩), અને અલ્હાબાદમાં જગનનાથ વી. બળદેવ (૧૮૮૩) ૫ અ. ૩૫૫; તે પ્રમાણે તાતરધારી વી સુંદરલાલ (૧૯૦૮) ૭ ક. લા. જે. ૩૮૪) જ્યારે આ રૂલ પ્રમાણે એક ખરીદદારના અસામીને કબજા બાબત ના કહેવામાં આવેલી હતી તેથી રેગ્યુલર દાવો અપાવવામાં આવેલો હતો (શેરમોહન વી. ભગોબન (૧૮૮૩) ૯ ક. ૬૦૨) અને જ્યારે એવું બતાવવામાં આવેલું હોય કે આ રૂલ પ્રમાણે કબજો લેવાની મેહેનત નીશફળ થએલી છે ત્યારે દાવો ચાલે છે (ઇશ્વરપ્રસાદ વી. જયનારણ (૧૮૮૬) ૧૨ ક. ૧૯૯) અને બંગાળામાં જ્યારે ખરીદદારના કબજા વીશે જ્યારે ફકત જાહેરનામું કરવામાં આવેલું હોય અને તે શીવાય બીજું કાંઇ કબજા બાબત કરવામાં આવેલું ના હોય ત્યારે હુકમનામાના દેણદારના કબજાથી બાર વરસની અંદર કબજા બાબત દાવો કરવાની ખરીદદારને પરવાનગી આપવામાં આવે છે (જગોબંધુ વી. પૂર્ણાનંદ (૧૮૮૯) ૧૬ ક. ૫૩૦; હરીમોહન શાહા વી. બાબરઅલી (૧૮૯૭) ૨૪ ક. ૭૧૫); જે ઇલાજ આ રૂલથી આપેલો છે તે વધારાનો છે અને ફકત તેજ છે એમ નથી (કીશોરીમોહન વી. ચંદ્રનાથ (૧૮૮૭) ૧૪ ક. ૬૪૪; શારીરીક અને અથાર્થ કબજાની વચમાં જે ભેદ છે તે વીશે જુઓ બાતલ બેગમ વી. માતસરઅલી (૧૮૯૮) ૨૦ અ. ૩૧૫). એક ગીરોના હુકમનામાની બજાવણીમાં થએલા વેચાણમાંથી ખરીદદારને જો તે કામ ચાલતા દરમીયાનમાં ગીરો આપનારે તે મીલકત પટે આપવાથી રૂલ ૯૫ પ્રમાણે કબજો મળી શકતો નથી, પણ તે કારણસર તેણે રેગ્યુલર દાવો કરવો જોઇએ. એકાદા ખરીદદારને કજીયામાં ગુથાવવું પડે તેવો હક લેવાની ફરજ પાડી શકાતી નથી, માટે તે વેચાણ રદ કરીને વેચાણની કીંમત તેને પાછી અપાવેલી છે (શાંનાવલીદાસી વી. કેદારનાથ સાદખાન (૧૮૯૮) ૪ ક. વી નો. ૧૨). બંગાળાના પટાના એકટના ક. ૧૩ માં દર્શાવેલી રીતી પ્રમાણે જમીનદારની ફી પ્રથમ આપ્યા વીના એક જમીનના કાયમ હકનું વેચાણ જ્યારે મંજુર કરવામાં આવેલું હોય ત્યારે તે વેચાણ નાબુદ છે તે કારણથી આ રૂલ પ્રમાણે કબજો આપવાને હુકમનામાના દેણદાર હરકત લેઇ શકતો નથી (મોહીમચંદ્ર વી. રામલોચન (૧૯૦૨) ૭ વી. નો. ૫૯૧). પણ આ રૂલ પ્રમાણે હુકમનામાનો દેણદાર એવા કારણથી હરકત લેઇ શકે છે કે તે હુકમનામું જમીનદારના કેટલાક સહ હીસ્સેદારોએ મેળવેલું છે, માટે તેથી મારો કબજાવાળી જમીન જે બીજાને રીવાજ પ્રમાણે આપવા લાયક નથી તે હુકમનામાની બજાવણીમાં વેચાય તેવી ઠરાવવાનો તેથી અમલ કરી શકાતો નથી (દુરગાચરણ વી. કાળીપ્રસન (૧૮૯૯) ૨૬ ક. ૭૨૭; ૩ ક. વી. નો. ૫૮૬).

**દાવો.**—જો કે આ રૂલ પ્રમાણેની એકાદી અરજીની મુદત ગએલી હોય તેથી તે નામંજુર કરતા હોય તોપણ કબજા બાબત દાવો ચાલે છે (શીવનારાયણ વી. નુર (૧૯૦૭) ૨૯ અ. ૪૬૩).

એક નમ્બુયારી કુટંબની મીલકતમાંના એક અવિભકત હીસ્સાનો એક ખરીદદાર આ રૂલ

પ્રમાણે અરજ કરી શકતો નથી પણ તેણે દાવો કરવો જોઇએ (તેલુમણાપ વી. શ્રીનીવાસ (૧૫૦૬) ૨૯ મ. ૨૯૪).

મુદત.—પ્રતીવાદીએ એક કાયમ પટો તે કરાવી લેનારને કરી આપેલો હોય તે બાબત (દલમારપુરી વી. બીપીન બીહારી (૧૮૯૧) ૧૮ ક. ૫૨૦) ની અરજી વેચાણના સરટીફી-કેટની તારીખથી ત્રણ વર્ષ કરતાં વધારે મુદતે કરેલી હોય તો તેને મુદતની હરકત છે (હન-મંતરાવ વી. સુબાજી (૧૮૮૪) ૮ મું. ૨૫૭). જ્યારે બજાવણીમાંથી ખરીદદારને મુદતની હરકત હોય તો તેની તરફથી અશાઇનીને પણ એકસરખી રીતે મુદતની હરકત છે (આરૂ મુખ વી. નોકશીમમ (૧૮૯૨) ૧૫ મ. ૩૩૧; પુલાયા વી. રામાયા (૧૮૯૫) રૂલ ૯૫ પ્રમાણે કબજા બાબત અરજ કરવાનો એક ખરીદદારનો હક તેને જ્યારે સરટીફીકટ આપ-વામાં આવે ત્યારે ઉત્પન્ન થાય છે, તે તારીખથી મુદત શરૂ થાય છે (કાશીનાથ ત્રીંબક વી. હર્મીગઝરન (૧૮૯૩) ૧૭ મું. ૨૨૮. તેમાં રણજીતસીંગ વી. બાગદેવ (૧૯૦૮) ૩૦ અ. ૩૯૦ ના ઠરાવથી જુદા પડવામાં આવેલું છે. વળી જુઓ અસુદુલા વી. અકબરઅલી (૧૮૯૭) ૭ વી. રી. ૬૦. પણ જુઓ વેંકટ લીંગમ વી. વીરાસામી (૧૮૯૪) ૧૭ મ. ૮૯. તેમાં ઠરાવેલું છે કે ખરી રીતે વેચાણ કરવામાં આવેલું હોય ત્યારથી મુદત શરૂ થાય છે).

અપીલ—જો હુકમનામાવાળોજ ખરીદ કરનાર હોય તો, આ રૂલ પ્રમાણેની હરકોઇ તકરારમાં ક. ૪૭ પ્રમાણે ચાલવાનુ છે (મુતીયા વી. આપાસામી (૧૮૯૦) ૧૩ મ. ૫૦૪; પણ ઠરાવો એક બીજા વીરૂધ છે—અને અપીલ ચાલતી નથી—ગુલામશબીર વી. દ્વારકાપ્રસાદ (૧૮૯૬) ૧૮ અ. ૩૬; ભીમલદાસ વી. ગણેસકુંવર (૧૮૯૬) ૧ ક. વી. નો. ૬૫૮; મધુ-સુદન વી. ગોબીંદપ્રીય ૨૭ ક. ૩૪).

**૯૬. વેચેલી મિલકત ભાડુતના અથવા જેને તેનો કબજો રાખવાનો હક્ક હોય તેવા બીજા શખસના કબજામાં હોય, અને તે વિશે સર્ટિફીકેટ કાનુન ૯૪ પ્રમાણે આપવામાં આવ્યું હોય, ત્યારે ખરીદદારે કરેલી અરજી ઉપરથી, કોરટે તે અપાવવાનો હુકમ કરવો, તે એવી રીતે કે, તે મિલકત ઉપર કોઇ પ્રસિદ્ધ ઠેકાણે વેચાણના સરટિફીકેટની નકલ ચોહોડવી, અને કોઇ સોઇવાર ઠેકાણે દાંડી પીટીને અથવા દસ્તુર પ્રમાણે બીજી રીતે કબજેદારને જાહેર કરવું કે હુકમનામાના દેણદારનો હક્કસંબંધ ખરીદદારને તબદીલ કરેલો છે.**

ભાડુતના તાબામાં હોય તેવી સ્થાવર મિલકત સ્વાધીન કરવાનું — કલમ ૩૧૯

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૧૯**

આ રૂલ હા. કો. ને લાગુ છે.

જો એકાદા શખસને જો કબજો મળી શકતો હોય તો તે કોરટની મદદ વગર મેળવવાને આ રૂલથી તેને અટકાવ થતો નથી (અભયચરણ વી. રાજેંદ્રકુમાર (૧૮૭૪) ૨૨ વી. રી. ૪૦૬) સને ૧૮૫૯ ના એક્ટ ૮ ની ક. ૨૬૪ પ્રમાણે એકાદા ખરીદદારને વેચાણનું સરટીફીકટ મળે ત્યાં સુધી કબજો અપાવવાની કોરટને ફરજ નહોતી, પણ જો તેને કબજો આપવામાં આવેલો હોય તો કોરટે ઠરાવવાનું હતું કે તે કબજો રાખવાનો તેનો હક નથી (તુકારામ વી. સતવાજી (૧૮૮૧) ૫ મુ. ૨૦૬). ખરી રીતે કબજો જે શખસનો લેવાનો હક હોય તે શ-

ખસે લીધો હોય તો તે લેવામાં કાંઇ ગેરશીરસ્તે થવાથી તેનો હક સંપૂરણ થવામાં કાંઇ ઓછું અસરકારક થતું નથી (લીલુ વી. આનાજી (૧૮૮૫) ૫ મું. ૩૮૭) અને જબરાઇથી કબજો લેવાથી તે પ્રવેશ કરનાર થતો નથી (બંદુ વી. નબા (૧૮૯૧) ૧૫ મું. ૨૩૮). આ રૂલ પ્રમાણે એક ત્રીજા પક્ષકાર બજાવણીમાં થએલા લીલામમાં થએલા ખરીદદારને કબજો આપવામાં આવે તેથી રૂલ ૧૦૩ પ્રમાણે અરજ કરવાને અસલ કબજેદારનો હક થાય તે પ્રમાણે તે અસલ કબજેદારનો કબજો લેઇ લેવામાં આવેલો થતો નથી (કીશોરલાલ વી. શીબલાલ (૧૮૯૬) ૧ ક. વી. નો. ૩૪૩, ઇબ્રાહીમ મલીક વી. રામબાહદુરકશીન (૧૯૦૩) ૩૦ ક. ૭૧૦).

**કબજો, રેગ્યુલર દાવો.**—એકાદા શખસનો દેખીતો શુદ્ધબુદ્ધીના હકથી કબજો હોય તો તે શખસને ખસેડીને બજાવણીમાં થએલા વેચાણથી આ દેશની કોરટો રીવાજ પ્રમાણે કબજો અપાવતી નથી. જો દેણદાર પોતાનો હક દાવો કરીને નક્કી બતાવી શકે તો તે ખરીદદારનો કાંઇ તેથી વધારે હક થઇ શકતો નથી (તારાકાંત વી. પદ્મમણી (૧૮૯૩) ૧૦ મું. પ્ર. ૪૮૩) પણ હુકમનામું અને આ રૂલમાં બતાવેલી રીતે બજાવણી કરવાથી તે ચાલેલા કામના પક્ષકાર સબંધી (અંબીકાચરણ વી. ભોળાનાથ (૧૮૭૯) ૪ ક લા. રી ૫૫; લોકેશરકુંવર વી. પરગનરોય (૧૮૮૧) ૭ ક. ૪૧૮; વેકટરામાના વી. વીરામા (૧૮૮૭) ૧૦ મ. ૧૭; ધોંડીબા કીશાજી વી રામચંદ્ર (૧૮૯૧) ૫ મું. ૫૫૪) મુદત બીલકુલ રહેતી નથી (ગ ગાગોબીંદ વી. ભુપાળચંદ્ર (૧૮૭૩) ૧૯ વી. રી. ૧૦૧) પણ હુકમનામાના દેણદાર પાસેથી કાયમ પટો કરાવી લેનારના કબજામાં જમીન સોય તે શોવાયની બાબતમાં તેમ છે (દલમારપુરી વી. બીગીનબીહારી (૧૮૯૧) ૧૮ ક. ૫૨૦), કારણ કે 'મોકટરી' તે એક જમીન મીલકત છે (નીલમાધબ વી. નરોતમ (૧૮૯૦) ૧૭ ક. ૮૨૬). હુકમનામાના દેણદાર વારૂધ રૂ. ૯૬ પ્રમાણે રીતીસર કબજો અપાવવાથી ગમે તે અસર થાય તોપણ હુકમનામાના દેણદારનો હક ખરીદ કરનારે જો પ્રથમથી કબજો મેળવેલો હોય તો, તેના વીરૂધ ખરી રીતે કબજો આપવામાં આવેલો હોય તેવો અસર થતો નથી (નારાયણદાસ વી. લક્ષતાપ્રસાદ (૧૮૯૯) ૨૧ અ. ૨૬૯) તેમ જો એકાદો શખસ તે દાવાનો પક્ષકાર ના હોય તેના વીરૂધ તેવો અસર થતો નથી (રણજીતસીંગ વી. બનવારીલાલ (૧૮૮૪) ૧૦ ક. ૯૯૩) અમુક જમીન ઉપર વાદીનો હક ઠરાવવાના એક દાવામાં દાવાઅરજીમાં કબજા બાબત કાંઇ દાદ માગેલી નહોતી. તે તકરારી જમીન વાદીને તેના બાપે આપેલી હતી એવુ જણાએલુ હતુ, પણ પાછળથી વાદીના બાપ ઉપરના હુકમનામાની બજાવણીમાં તે જપ્ત કરાવીને બજાવણીમાં કરાવેલા લીલામમાં તે વેચવામાં આવેલી હતી અને તે પ્રતીવાદીઓએ ખરીદ કરેલી હતી તેથી તેઓને યથાર્થ કબજો રૂ. ૯૬ પ્રમાણે અપાવેલો હતો, પણ તે જમીન પટે રાખનારાઓના કબજામાં ખરી રીતે હતી; ઠરાવ્યુ છે કે વીશેષ રીતે અમલ કરવાના એકટની ક. ૪૨ પ્રમાણે ફકત હક ઠરાવવાનો દાવો ચાલવા લાયક નથી (કીશભુપતી વી. રામમુર્તી (૧૮૯૫) ૧૮ મ. ૪૦૫)

**ઇલાજો.**—વેચાણનુ સર્ટીફીકટ આપવામાં આવે તે વખતથી ત્રણ વર્ષની અંદર તે ખરીદદારે પોતાની અરજી કરવી જોઇએ (બસાપા વી. મારીયા (૧૮૭૯) ૩ મું. ૪૩૩)

**મુદત.**—હુકમનામાના દેણદારનો કબજો હોય તે તારીખથી બાર વર્ષની અંદર કબજા બાબત તે દાવો કરી શકે છે (જગોબંધુ વી. પુર્ણાનંદ (૧૮૮૯) ૧૬ ક. ૫૩૦; જગોબંધુ

વી. રામચંદ્ર ( ૧૮૮૦ ) ૫ ક. ૫૮૪; હરીમોહનશાહા વી. બાબરઅલી ( ૧૮૯૭ ) ૨૪ ક. ૭૧૫); અને જો તે એમ નક્કી બતાવે કે જે શખસનો કબજો છે તે શખસના હકના દસ્તાવેજો કપટ ભરેલા છે તો તેનો દાવો કાંઇ મીલકતનો દાવો છે ( ઉમાશંકર વી. કાળકાપ્રસાદ ( ૧૮૮૪ ) ૬ અ. ૭૫ ) અને તેથી તે રદ કરવાને માગવામાં આવે છે તેમાં કાંઇ ઓછુ થતુ નથી ( ઇકરમસીંગ વી. ઈતિઝામઅલી ( ૧૮૮૪ ) ૬ અ. ૨૬૦; જાનકીકુંવર વી. અજીતસીગ ( ૧૮૮૮ ) ૧૫ ક. ૫૮; અને અની વી. કુંચી ( ૧૮૯૧ ) ૧૪ મ. ૨૬ ) એક હુકમનામાની બજાવણીમાં ખરીદ કરેલી મીલકતનો કબજો રૂ. ૯૬ અથવા રૂ. ૯૧ પ્રમાણે રીતસર અપાવેલો હોય પણુ તે કબજો ખરી રીતે હુકમનામાના દેણુદારનો રહેલો હોય તો તે લીલામમાંથી ખરીદ કરનારને અથવા તેના વારસ વકીલને વેચેલી મીલકતનો કબજો લેવાના દાવાની મુદત તે હુકમનામાના દેણુદાર વીરૂદ્ધ નવી શરૂ થાય છે ( મંગવીપ્રસાદ વી. દેવીદીન ( ૧૮૯૭ ) ૧૯ અ. ૪૯૯; અંબીકાચરણુ વી. માધબઘોશાળ ( ૧૮૭૯ ) ૪ ક. ૮૭૦ ); ગોપાળ વી. કૃષ્ણરાવ ( ૧૯૦૧ ) ૨૫ મું. ૨૭૫; માહાદેવ વી. પરસરામ ( ૧૯૦૧ ) ૨૫ મું. ૩૫૮ )

અપીલ.—આ રૂલ પ્રમાણેના હુકમ ઉપર અપીલ ચાલતી નથી ( ગુલામશબીર વી. દ્વારકાપ્રસાદ ( ૧૮૯૬ ) ૧૮ અ. ૩૬ )

**હુકમનામાવાળાને અથવા ખરીદદારને કબજો લેવામાં અટકાવ થાય તે વિશે.**

**૯૭. (૧)** સ્થાવર મિલકતનો કબજો આપવા બાબતના હુકમનામાવાળાને, અથવા હુકમનામું બજાવવામાં એવી કોઇ પણ મિલકત વેચી હોય તેના ખરેદીદારને, તે મિલકતનો કબજો લેવામાં કોઇ શખસ અટકાવ અથવા હરકત કરે ત્યારે, તે હુકમનામાવાળાને અથવા ખરેદીદારને એવો અટકાવ અથવા હરકત બદલ કોરટને અરજ કરીને ફરિયાદ કરવાનો અધિકાર છે.

સ્થાવર મિલકત કબજામાં લેવાનો અટકાવ અથવા હરકત.

કલમ ૩૨૮, ૩૩૪

(૨) તે બાબતની તજવીજ કરવા સારૂ કોરટે એક દિવસ ઠરાવવો, અને જે શખસની સામે ફરિયાદ કરવામાં આવી હોય તેને તેનો જવાબ દેવા સારૂ સમન કરવો.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૨૮, ૩૩૪.**

ટીકા:—આ રૂલ હા. કો. ને તથા જંગમ મીલકત સબંધી પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

આ રૂલ હુકમનામાવાળાઓએ અરજી કરેલી હોય તેને લાગુ થાય છે ( માહાધબકુમારી અરજદારના કામમાં ( ૧૮૭૩ ) ૧૯ વી. રી. ૬૨ ) જે તારીખે સામી હરકત કરેલી હોય તે તારીખ બાતલ કરીને એક માસની અંદર તે અરજી કરેલી જોઇએ ( દાદુ વી. બાલગૌડા ( ૧૮૬૭ ) ૫ મું. હા. કો. ૩૯ ) તે અવશ્યે કરીને કરવાની નથી અને તે પ્રમાણે ઇલાજ કરેલો ના હોય તેથી જો હુકમનામાવાળાએ રીતીસર કબજો અપાવ્યા પછી જો તેનો કબજો લેઇ લેવામાં આવેલો હોય તો, કબજો લેવાનો નવો દાવો કરવાને તે હુકમનામાવાળાને અટકાવ થતો નથી ( જગમોહન તેવારી વી. બળદેવ નાયક ( ૧૮૬૮ ) ૩ આગ્રા ૧૬૨ ) અથવા

કોઇ પક્ષકાર તેને હરકત કરતો હોય તેના ઉપર દાવો કરવાને તેને અટકાવ થતો નથી ( બળવંત વી. બાબાજી ( ૧૮૮૪ ) ૮ મું. ૧૦૨ ); ત્રીંબક વી. નારાયણ ( ૧૮૮૪ ) ૮ મું. ૪૮૧ ) અને પાછલી બાબતમાં તે કબજો આપવાને નવી અરજી કરી શકે છે ( મતીયા વી. આપાસામી ( ૧૮૯૦ ) ૧૩ મ. ૫૦૪ ) મામલતદારના એક્ટ ( સને ૧૮૭૧ ના મુંબાઇના એક્ટ ૩ ) પ્રમાણે ચાલેલા કામને આ રૂલ લાગુ નથી ( કાસમ સાહેબ વી. મારૂતી (૧૮૮૯) ૧૩ મું. ૫૫૨ ) રૂ. ૯૭ ના હેતુ પ્રમાણે વહેચણુ બાબતનુ હુકમનામું તે કબજા બાબતનુ હુકમનામું છે; તે હરકત કરનાર એક " મુલગેની " પટે રાખનારનો દાવો રાખતો હોય તેથી તે રૂલ લાગુ કરવા લાયક નથી, એવુ થતું નથી ( ગોપાળ વી. ફરનાંનડઝ ( ૧૮૯૩ ) ૧૬ મ. ૧૨૭ ).

**આવી હરકત બાબત મુદત.**—જે હરકત બાબત ફરીયાદ કરવામાં આવેલી હોય તે હરકતની તારીખથી ત્રીસ દીવસની મુદત છે. પણ જ્યારે વારંટ કાહાડેલુ હોય અને હરકતને લીધે તે બજયા વીના પાછુ આવેલુ હોય અને બીજુ વારંટ કાહાડવામાં આવે અને તે બજાવવામાં હરકત કરવામાં આવે તો બીજી વખત હરકત કર્યાની તારીખથી મુદત શરૂ થાય છે ( રામશંકર વી. પરમાત્મા ( ૧૮૮૨ ) ૫ મ. ૧૦૩ )

**મુદત.**—તે અરજી સામી તકરારની તારીખથી ૩૦ દીવસની અંદર કરવી જોઇએ સને ૧૮૭૭ ના એક્ટ ૧૫ ના પરી. ૨ આર્ટી. ૧૬૭; પણ જો ફરીયાદ તે યોગ્ય રીતે "હરકત" બાબતની હોય તો આ મુદત લાગુ થતી નથી ( મતીયા વી. આપાસામી ( ૧૮૯૦ ) ૧૩ મ. ૫૦૪ ).

આ રૂલ બજાવણીમાં થયેલા વેચાણમાં થએલા ખરીદદારના ફાયદા માટે છે. અને જે કામોમાં હુકમનામાના દેણદાર અથવા તેના તરફથી કોઇ શખસ તેનો કબજો લેતાં અટકાવે અથવા અડચણ કરે તો તેવા કામોને આ રૂલ લાગુ છે. ( અનુકુલચંદ્ર વી. બરોડાકાંત ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૪૬૭ ); પણ તે ફરીયાદ કરવાને બંધાયલો નથી અને કબજો સોંપવાને માટે નવી અરજી કરી શકે છે ( મતીયા વી. આપાસામી ( ૧૮૯૦ ) ૧૩ મ. ૫૦૪).

**કલમ૪૭**જો ખરીદદાર હુકમનામાનો લેણદાર હેય તો ક. ૪૭ લાગુ થાય છે ( મતીયા વી. આપાસામી સદરહુ )

**૯૮.** (૧) તે હરકત અથવા અટકાવ કાંઇ પણ વ્યાજબી કારણ શિવાય હુકમનામાના દેણદારે અથવા તેની ઉશ્કેરણીથી બીજા કોઇ શખસોએ કર્યો હતો એવી કોરટની ખાત્રી થાય ત્યારે, કોરટે અરજદારને મિલકતનો કબજો આપવા સારૂ હુકમ કરવો જોઇયે અને મિલકતનો કબજો લેવામાં અરજદારને ફરીએ હરકત અથવા અટકાવ થાય તો, કોરટ અરજદારની અરજ ઉપરથી, તે દેણદારને અથવા તે બીજા શખસને ત્રીસ દિવસ સુધી દિવાની તુરંગમાં રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

હુકમનામાનો દેણદાર હરકત અથવા અટકાવ કરે તે બાબત.

કલમ ૩૨૯, ૩૩૦

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ની ક. ૩૨૯, ૩૩૦**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા જંગમ મીલકતને લાગુ થતો હોય તેટલો પ્રે. સ્મો. કો.

કોને લાગુ છે. નમુના માટે જુઓ એપે. ઇ. નં. ૪૧.

**આ રૂલનો હેતુ**—હુકમનામાના દેણદારે અથવા જે સખસોનું તે મીલકતમાં કાંઇ ખરૂં હિત ન હોય તેમણે હુકમનામાના દેણદારની ઉશ્કેરણીથી અથવા ત્રીજા પક્ષકારે હરકત કરેલી હોવી જોઇએ. આ રૂલ પહેલીમાં બે બાબતની વ્યવસ્થા કરેલી છે; અને રૂ. ૯૯ થી ત્રીજી બાબતની વ્યવસ્થા કરેલી છે ( ગોવીંદનેર વી. કેશવ ( ૧૮૭૮ ) ૩ મ. ૧૮ જુઓ સાલમવા વી. મારત્યાવા ( ૧૮૯૨ ) ૧૬ મું. ૭૧૧ ) આ પ્રમાણે જો હુકમનામાવાળો અમુક જમીન હુકમનામા પ્રમાણે મળેલી છે. એવો દાવો રાખે અને દેણદાર નક્કી એવું બતાવે કે તે તેમાં આવી ગયેલી નથી ( અને આ બળવાન બચાવને માટે જરૂરનું છે ) તો તે કામનો આ રૂલમાં સમાસ થાય છે ( પ્રાણનાથરાય વી. પ્રયોનાથ ( ૧૮૬૭ ) ૩ વી. રી. ૨૫૮ ) હુકમનામાના દેણદારની ઉશ્કેરણીથી એકાદા જે શખશે હુકમનામાવાળાને હરકત કરેલી હોય તેથી તે શખસ વીરૂધ આ રૂલ પ્રમાણે એક હુકમ કરવામાં આવેલો હોયતો તેથી એકાદો દાવો કરવાને અટકાવ થતો નથી ( બીશનદયાળ વી. સાગર ( ૧૮૬૭ ) ૨ ક, વી. નો.૩૧૧).

**ફોજદારી કાયદો.**—એકાદી દીવાની કોરટના હુકમને સામી હરકત કરવામાં આવે તો તે ફોજદારી હકુમતવાળી કોરટે સીક્ષા કરવા લાયક છે ( મહારાણી વી. ભગાઇ દફેદાર(૧૮૬૮) ૨ બં. લા. રી. એફ. બી. ૨૧ ).

**રીવાજ**—જડજે એક દીવસ ઠરાવો જોઇએ, દરેક બાજુ તરફથી ગુજારેલો પુરાવ સાંભળવો જોઇએ અને તે કામનો ફેંસલો કરવો જોઇએ ( સાધુશરણ વી. ભગુ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૯૮); અને જો તેઓ એવું ઠરાવે; કે તે મીલકત બધી અથવા થોડીક સોંપવી તો તે કાયદામાં બતાવેલા એક અથવા બીજી રીતી પ્રમાણે કબજો આપવો એવો તેમણે હુકમ જોઇએ ( બ્રજમોહન વી. સુદામણી ( ૧૮૯૭ ) ૮ ક. રી. ૭૯ ).

**અપીલ.**—જો પક્ષકારોમાંનો એક પક્ષકાર ખરીદદાર હોય તો તે કામનો ક. ૪૭ માં સમાસ થાય છે પણ જો તેમાનો એકાદો પક્ષકાર ખરીદદાર ના હોય તો દેખીતી રીતે અપીલ નથી ( મતીયા વી. આપાસામી ( ૧૮૯૦ ) ૧૩ મ. ૫૦૪ ) આ રૂલ પ્રમાણે પક્ષકારોની વચ્ચે એકાદો હુકમ કરેલો હોય તો ક. ૪૭ પ્રમાણે તે ઉપર અપીલ ચાલે તેવું છે (ગોવીંદનેર વી. કેશવ ( ૧૮૭૮ ) ૩ મ. ૮૧ )

**મુદત.**—આ રૂલ પ્રમાણે એકાદી અરજી હરકત કરવામાં આવે ત્યારથી ૩૦ દીવસની અંદર કરવી જોઇએ પણ જ્યારે તે અરજી રૂ. ૧૦૩ પ્રમાણે એક દાવા તરીકે ગણવામાં આવે તો જાણે હુકમનામાવાળાએ પ્રતીવાદી ઉપર કબજો લેવાને એક સાધારણ દાવો કરેલો હોય તે પ્રમાણે તે પક્ષકારોના હકનો નીર્ણય કરવાનો છે ( નામદેવ વી. રામચંદ્ર ( ૧૮૯૪ ) ૧૮ મું. ૩૭ ).

શુદ્ધબુદ્ધિથી હક રાખનારે કરેલી હરકત અથવા અટકાવ.

કલમ ૩૩૨, ૩૩૫

**૯૯.** મારી પોતાની વતી અથવા હુકમનામાના દેણદાર શિવાયના બીજા કોઇની વતી તે મિલકત મારા કબજામાં છે, એમ શુદ્ધબુદ્ધિથી દાવો રાખીને (હુકમનામાના દેણદાર શિવાય) બીજા કોઇ શખસે અટકાવ અથવા હરકત કરી છે એવી કોરટની ખાત્રી થાય ત્યારે કોરટે સદરહુ અરજ કાઢી નાંખવાનો હુકમ કરવો

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૩૩૧, ૩૩૫.**

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા જંગમ મીલકત સંબધી લાગુ થાય તેટલો ભાગ પ્રો. સ્મો. કો. કો. ને લાગુ થાય છે.

**કબજો.**—કબજો એ શબ્દ ખરી રીતે શારીરીક કબજા બાબતજ છે તેમ નથી; માટે જ્યારે બજાવણીમાં જે મકાન લેવાને માગવામાં આવેલુ હોય તે મકાન ભાડુવાતોના કબજામાં હોય અને તે ભાડુવાતોને ભાડા આપનારા તે હુકમનામાની બજાવણીમાં હરકત કરતા હોય તો તે માલેકોના દાવાની આ રૂલ પ્રમાણે તપાસ થઇ શકે છે (મંછારામ વી. ફકીરચંદ ૨૫ મું. ૪૯૮ )

**સામી હરકત અથવા હરકત.**—જુઓ મહાવીર વી. પર્મા. (૧૮૯૨) ૧૪ અ. ૪૪૭)

**હુકમનામાના દેણદાર શીવાયના.**—જે કેઇ સખસ હુકમનામાના દેણદાર તરફથી દાવો રાખતો ના હોય તે શખસે જો હુકમનામાવાળાને હરકત કરેલી હોય તેથી તે કબજો મેળવી શકયો ના હોય તે આ રૂલ પ્રમાણે અરજ કરી શકે છે ( બહાલસીંગ વી. બીહારીલાલ ( ૧૮૧૮ ) ૧૦ વી. રી. ૩૧૮; ૧ બં. લા. રી. ૨૦૧; ગણેશપ્રસાદ વી જયકીશન ( ૧૮૬૫ ) ૧ અ. હા. કો. ૨૧૮ ) અને તેને રેગ્યુલર દાવો કરવાને બતાવવું નહિ જોઇએ મહાતબચંદ વી. નાદુરાનીસા ( ૧૮૬૫ ) ૪ વી. રી. ૮૨ ) અને હક બાબતના દાવામાં કામ ચલાવાની જે રીતી પસંદ કરેલી છે તે રીતી પ્રમાણે હુકમનામાવાળાના હક વીશે તપાસ કરવાની છે ( ચીનાસામીપીલાઇ વી. ક્રીષ્ણપીલાઇ ( ૧૮૭૮ ) ૩ મ. ૧૦૪ ) પણ અવી એકાદી અરજી તે હુકમનામાવાળાએ જે અરજીઓ કરેલી હોય તેજ સબંધી છે એવું ખુલ્લું છે ( બહાલસીંગ વી. બીહારીલાલ ( ૧૮૬૮ ) ૧ બં. લા. રી. ૨૮૬; ૧૦ વી. રી. ૩૧૮; ફણીંદ્ર વી. જગદીશ્વરી ( ૧૮૮૭ ) ૧૪ ક. ૨૩૪, અને જુઓ મહાવીર વી, પરમાર (૧૮૯૨) ૧૪ અ. ૪૧૭).

અ એ બ કે જેણે વેચાણ ખત રજીસ્ટર કરાવાને અથવા કબજો આપવાને ના કહેલી હતી તે બ પાસેથી અમુક "લાખીરાજ" જમીન ખરીદ કરીને કબજા બાબત દાવો કરયો અને એક હુકમનામું મેળવ્યું. તે દરમીયાનમાં બ એ "માલ" જમીન તરીકે તે જમીન જમીનદારને આપી દીધી અને તે જમીનદારે બજાવણીમાં અ ને હરકત કરી, તેમાં ઠરાવ્યું કે તે જમીન પાછી લેવાને જમીનદારે દાવો કરવો એવું જમીનદારને માટે રાખીને અ નો કબજો લેવાનો હક થાય છે ( તાલેબ વી. ગુરૂપ્રસાદ ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૫૭ ). એકાદા જે શખસના લાભમાં રૂ. ૧૦૧ પ્રમાણે એકાદો હુકમ કરેલો હોય તે શખસ આ રૂલનો ફાયદો લેવાને દાવો રાખી શકતો નથી ( શ્રીનાથ વી. અનોદા ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો. ૧૯૨ ). રૂ. ૯૮ પ્રમાણે હુકમનામાના દેણદારની ઉસ્કેરણીથી જે શખસે હુકમનામાવાળાને હરકત કરેલી હોય તેથી તે શખસ વીરૂધ્ધ કરેલા હુકમથી એકાદો દાવો કરવાને અટકાવ થતો નથી ( બાલકીશનદયાળસીંગ વી સાગરસીંગ ( ૧૮૯૭ ) ૨ ક. વી. નો. ૩૧૧ ).

**મુદત.**—જુઓ સને ૧૯૦૮ ના મુદતના એકટ ૯ ના પરી. ૧ ની આ. ૧૬૫, જ્યારે આ રૂલ પ્રમાણે એકાદી અરજી એક દાવા તરીકે ગણવામાં આવેલી હોય અને જો પ્રતીવાદી બાર વરસનો વીરૂદ્ધ કબજો સાબેત કરી શકે તો તે અરજીને મુદતની હરકત થાય છે ( નામદેવ વી. રામચંદ્ર (૧૮૯૪) ૧૮ મું. ૩૭ ). જ્યારે આ રૂલ પ્રમાણે ચલાવેલાં કામ ફતેહ ભરેલાં થયાં ના હોય તો જે મુદતની અંદર તે ચાલેલાં હોય તે મુદત હુકમનામાની બજાવણી

કરવાની મુદત ગણવાને બાતલ કરી શકાતી નથી (શીવરામ ચીંતામણુ વી. સરસ્વતી (૧૮૯૬) ૨૦ મું. ૧૭૫). જો તે ફતેહ ભરેલાં હોય તો તેમ નથી (નારાયણુ વી. સોને (૧૮૯૦) ૨૪ મું. ૩૪૫).

**૧૦૦.** (૧) સ્થાવર મિલકતનો કબજો મળવાના હુકમનામાના ધણી એ અથવા એવી મિલકત હુકમનામાની બજાવણીમાં વેચી હોય ત્યારે તે ખરીદનારે હુકમનામાના દેણુદાર શિવાય બીજા કોઇ પણ શખસના કબજામાંથી તેનો કબજો લીધો હોય, ત્યારે તે શખસ કોરટને અરજ કરીને ફરિયાદ કરવાને મુખત્યાર છે.

હુકમનામાવાળાએ અથવા ખરીદદારે કબજો લઇ લીધો હોય ત્યારે કેમ કરવું.

કલમ ૩૩૨

(૨) તે બાબતની તજવીજ કરવા સારૂ કોરટે એક દિવસ ઠરાવવો, અને જે શખસની સામે ફરિયાદ કરવામાં આવી હોય તેને તેનો જવાબ દેવા સારૂ સમન કરવો.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૩૨.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**તપાસ કરવી.**—એકાદી અરજી ઘણી મોટી કરવામાં આવેલી છે એમ ગણીને નામંજુર કર્યાનો હુકમ કરેલો હોય તો તેથી હરકત વેઠનાર પક્ષકારને રેગ્યુલર દાવો લાવવાને અટકાવ થતો નથી (બેનીપ્રસાદ વી. લછમન (૧૮૮૨) ૪ અ. ૧૩૧).

**તપાસ કેવી રીતે કરવી.**—આ રૂલ પ્રમાણે એકાદા કામની સુનાવણી કરવામાં કોરટોને કબજાના સવાલ તારીજ જોવાનું છે એમ નથી. તેઓ કબજાના હક સબંધી તકરાર કરનારા પક્ષકારો વચ્ચે હકનો કાંઇ સવાલ ઉત્પન્ન થતો હોય તેનો નીરણય કરી શકે છે (મૌલા વી. ગોરી (૧૮૯૦) ૧૪ મું. ૫૨૭) તે પ્રમાણે મહિપ વી. દ્વારકારાય (૧૯૦૫) ૨૭ અ. ૪૫૩ ના કામમાં ચાલવામાં આવેલું છે; વળી જુઓ મીર અબદુસ વી. બ્રહ્મદેવ (૧૮૭૦) ૧૪ વી. ૧૪૦; અને જુઓ રમલચરણુ વી. વોટસન અને કં. (૧૮૮૯) ૧૦ ક. ૫૦). રૂ. ૭૯ પ્રમાણે ચાલેલાં કામમાં વાદીનો કબજો છે એવું બતાવામાં આવેલું હોય તો પ્રતીવાદીએ પોતાનો હક છે એવું બતાવ્યા વીના વાદીઓના હક વીશે વાંધો લેઇ શકતા નથી (બાપુજીરાવ વી. ફતેહસીંગ (૧૮૯૮) ૨૨ મું. ૫૬૭).

**૧૦૧.** જ્યારે કોરટની ખાતરી થાય કે અરજદારની પોતાની વતી અથવા હુકમનામાના દેણુદાર શિવાય બીજા શખસની વતી તે મિલકત અરજદારના કબજામાં હતી ત્યારે તે મિલકતનો કબજો અરજદારને આપવાનો કોરટે હુકમ કરવો જોઇયે.

શુદ્ધબુદ્ધિથી હક કહેનારને કબજા પાછો આપવો.

કલમ ૩૩૨, ૩૩૪

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૩૨, ૩૩૫.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા જંગમ મીલકત સબંધી લાગુ થાય તેટલી પ્રો. સ્મો. કો. કો. ને લાગુ થાય છે.

**આ રૂલનો હેતુ**—આ રૂલનો હેતુ એવો જણાય છે કે જે કાંઇ કરવાથી સુલેહ વી-

રૂદ્ધ એકાદો ગુન્હો થનો હોય તે અટકાવાને કોરટનો અખત્યાર હોવો જોઇએ અને કબજો મેળવવાને કોશીશ કરવામાં આવે તે ઉપરથી હરકત અથવા સામી હરકત કરવામાં આવે તે બાબતનો છે ( સરોડા વી. ધનપત ( ૧૮૭૩ ) ૧૯ વી. રી. ૨૧૯ ), હવે પછી કજીયો થતાં અટકે તે સારૂ પક્ષકારોના પરસ્પર હક્ક વીશે કોરટે તજવીજ કરવી જોઇએ ( ફીદેશીકદાર વી. એઝીયુદ્દીન ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૮૭; હરોપ્રસાદ વી. રામેશર ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૪૬૧ ). સને ૧૯૦૮ ના એકટ ૯ ના પરી. ૧ આ. ૧૧૪ પ્રમાણેના હુકમની તારીખથી એક વરસની અંદર તે હારનાર પક્ષકાર પોતાનો હક ઠરાવાને અથવા તે મીલકતનો હાલ કબજો લેવાને દાવો કરી શકે છે ( ઝહુરન વી. મહમદ ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૮૭; સને ૧૯૦૮ ના એકટ ૯ ના પરી. ૧ ની આ. ૧૧, અ; પ્રતાપ વી. બ્રજલાલ ( ૧૮૯૩ ) બં. લા. રી. ( એક્ટ. બી. ૬૩૯ ); અને તેજ એકટની ક. ૫ નો ફાયદો લેવાને વાદીનો હક થાય છે; તેથી કદમેશ્વરીદાસી વી. ઇનામઅલી ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૧૬૭ ) ના કામમાં કોરટો બંધ હતી તેથી મુદ્દતમાંથી કાંઇ બાતલ કરવાને પરવાનગી આપવી નહિ જોઇએ એવું ઠરાવેલું હતું એવું ધારીને કે તે કાયદો બરોબર છે તે ઠરાવ હાલ ચાલુ છે એમ ગણી શકાતું નથી ( રંગો વીઠલ વી. રીખેદદાસ ( ૧૮૭૪ ) ૧૧ મું. હા. કો. ૧૭૪ ). એક અવભકત હિંદુ કુટુંબના એક અંગભૂતનું હીત કોરટથી થયેલા લીલામમાંથી ખરીદ કરનાર હોય તો તેને ફકત એક સહહિસ્સેદાર ઉપર હુકમનામુ હોવાને લીધે બધી અવીભકત જમીન સ્વતંત્ર રીતે કબજો આપવી ન જોઇએ ( કાલીપા વી. વ્યંકટેશ ( ૧૮૮૧ ) ૫ મું ૬૭૬ ) પણ તે સહહિસ્સેદારનો બીજાઓની સાથે મજીઆરો કબજો હતો તેથી તેને સ્વતંત્ર કબજો આપવો ના જોઇએ ( દુરગાપા વી. વ્યંકટ રામનાપા ( ૧૮૮૧ ) ૫ મું. ૪૯૩; પાટીલહરી વી. હકમચંદ ( ૧૮૮૬ ) ૧૦ મુ. ૩૬૩; પણ જુઓ બાલાજી વી. ગણેશ ( ૧૮૮૧ ) ૫ મું. ૪૯૯ ). મીલકતના ત્રણ વહિવટદારોમાંના એક વહિવટદારે એક ગીરો લખી આપેલું તેની રૂઇયે એક ગીરો રાખનારને દાવો કરીને તે મીલકત ઉપરનો કાંઇ હક મળતો નથી. તે બીજા વહિવટદારોમાંનો એકાદો વહિવટદાર રૂ. ૧૦૦ પ્રમાણે અરજ કરી શકે છે અને તેનો કબજો પાછો મેળવવાનો હક થાય છે ( ગોવીંદ બળવંત વી. લક્ષ્મણ ( ૧૮૯૪ ) ૨૮ મું. ૫૨૨ ).

**લાગુ થતો નથી.**—એકાદા જે શખસને કબજો મળેલો હોય પણ ત્યાર પછી પોતાની સાંથ તે વસુલ કરી શકતો ના હોય તો તે શખસની બાબતને તે લાગુ થતો નથી (સીવુ વી. મતાસામી ( ૧૮૮૭ ) ૧૦ મ. ૫૩; શ્રીનાથ ગોસ વી. અનોદાપ્રસાદ ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો. ૧૯૨ ) રૂ. ૯૬ પ્રમાણે ઠરાવેલા ઇલાજો લેવામાં આવે એટલે કબજો સોંપ્યાની બાબત સંપુરણ થાય છે; અને પાછળથી સામી હરકતનું કાંઈ કૃત્ય કરવામાં આવે તો તે આ રૂલમાં બતાવેલી સામી હરકત નથી ( વાજીદહુસેન વી. અબદુલ (૧૮૭૭) ૨૩ વી. રી. ૪૧૮). રૂ. ૯૬ પ્રમાણે નીશાન તરીકે કબજો આપવામાં આવે તેથી જે શખસનો ખરી રીતે કબજો હોય તે શખસને આ રૂલ પ્રમાણે અરજ કરવાનો હક આપવામાં આવતો નથી ( કોશોરીલાલ વી. શીવલાલ ( ૧૮૯૬ ) ૧ ક વી. નો. ૩૪૬ ). નીશાન તરીકેના કબજાથી કબજો ગયો થતો નથી ( ઇબ્રાહિમ વી. રામજાદુ (૧૮૭૮) ૪ ક. ૭૧૦; પણ જુઓ બ્રજલાલ વી. ગુરદાસ (૧૯૦૬) ૩૩ ક. ૪૮૭; ૩ ક. લા. જ. ૨૯૩ ).

**ફેર તપાસણી**—આ રૂલ પ્રમાણે કરેલા એક હુકમની ક. ૧૧૫ પ્રમાણે ફરી તપાસણી કરવા લાયક છે ( શીવરાજસીંગ વી. બનવારી ( ૧૮૯૪ ) ૬ અ. ૧૭૨ ); પણ તે

હુકમ જો ઘણી વાર લાગેલી હોય તો રદ કરવો ના જોઇએ (જહુરન વી. મહમદ વાજદ (૧૮૭૨) ૧૮ વી. રી. ૮૭) એક ગીરોની રૂઇએ વેચાણ બાબત કરેલા દાવામાં વાદીએ હુકમનામું મેળવીને એસાઇન કર્યું અને તે એસાઇનીએ હુકમનામાવાળી મીલકત વેચાવીને પોતે ખરીદ કરી અને કબજો લીધો. તે મીલકતનો એક વાપર સાથેનો ગીરો રાખનાર તે દાવાનો પક્ષકાર થયેલો હતો અને તેના લાભમાં કબજો રાખવાનો તેનો હક ઠરાવ્યાનુ હુકમનામું થએલુ હતું. તેથી તે ગીરો રાખનારે તે કબજો પાછો લેવાને અરજ કરી અને પોતાના લાભમાં એક હુકમ કરાવ્યો. તે ઉપરથી તે એસાઇની લીલામમાંથી ખરીદ કરનારે તે વાપર સાથેના ગીરો રાખનારને કબજો પાછો આપવા બાબત જે હુકમ કરેલો છે તે રદ કરવો જોઇએ એવી ફરી તપાસણીમાં અરજ કરી; ઠરાવ્યું છે કે તે તકરારી હુકમ રૂ. ૧૦૧ પ્રમાણે એકાદો જે હુકમ યોગ્ય રીતે થઇ શકે છે તેવો છે અને ને ઉપર અપીલ ચાલે તેવુ નથી. સબબ તેની ફરી તપાસણી કરવાને અરજી ચાલી શકે છે માટે તે અપીલ કરવા લાયક નથી (સભાજીત વી. સીવગોપાળ (૧૮૯૫) ૧૭ અ. ૨૨૨)

**પ્રતીવાદીનુ મરણ.**—જ્યારે પ્રતીવાદીના મરણ પહેલાં કબજા બાબતનો હુકમ કરાવેલો હોય અને તેના મરણ પછી કબજો લીધેલો હોય ત્યારે આ રૂલ પ્રમાણે એકાદી હરકતનો તે મુજબ નીર્ણય કરવો જોઇએ (બીયાકા વી. ફકીરા (૧૮૯૫) ૧૨ મ. ૨૧૧)

**હુકમનામાનો દેણદાર નહિ તે.**—જો હુકમનામાની બજાવણીમાં કબજાવાળા એક ત્રીજા પક્ષકારે કરેલો દાવો નામંજુર કરવામાં આવે તો આ રૂલ પ્રમાણે કબજો લઇ લેવામાં આવે ત્યાં સુધી તે રેગ્યુલર દાવો કરી શકે છે અથવા થોભી શકે છે (ફરગ્યુસન વી. નીલકમળ (૧૮૭૪) ૨૩ વી. રી. ૨૭૦); અને તે પ્રમાણે તે ઇલાજ કરી શકે છે અથવા સાધારણ મુદતની અંદર એકાદો રેગ્યુલર દાવો લાવી શકે છે (કીશનસુંદર વી. ફકીરૂદીન મહમદ વી. રી. સને ૧૮૬૪ પા. ૧૧; અથવા તે બેઉ બાબતો કરી શકે છે (મુંબાઇ વીશે જુઓ ગણાભાઇ વી. ઝીણાભાઇ (૧૮૮૯) ૧૩ મું. ૨૧૩ જુઓ રૂ. ૧૦૨ ના નોટ)

**શાથી કબજો ગયેલો થાય છે.**—એકાદો વાંસ ઠોકવામાં આવે અને એકાદી મીલકતના કબજેદારોને એવું જાહેર કરવામાં આવે કે તે મીલકત કોઇ બીજા શખસની ઠરાવેલી છે તો આ રૂલ પ્રમાણે જમીનદારનો અરજ કરવાનો હક થવાને તે કબજો જોઇતી રીતે ગયેલો થાય છે (બોગરાના કલેકટર વી. કીષ્ણાઇદર (૧૮૬૮) ૨ બં. લા. રી. એ. સી. ૩૦૧ ૧૧ વી. રી. ૧૫૧).

**રીવાજ**—જ્યારે આ રૂલ પ્રમાણે એકાદી અરજી ફાઇલ કરેલી હોય ત્યારે તે અરજી દાખલ કરવી જોઇએ કીંવા નહિ એ વીશે નીર્ણય કરવા માટે તે અરજદારને તપાસવો જોઇએ (અભયચરણ વી. રાજેન્દ્ર (૧૮૭૧) ૧૬ વી. રી. ૨૮૮) અને જો એમ જણાય કે અરજદાર એક પ્રતીવાદી છે પણ અસલ તે પ્રમાણે તે ના હોય અને તપાસ ચાલતાની દરમીયાનમાં તેને પક્ષકાર કરેલો હોય (રામગોપાળ વી. પુર્ણચંદ્ર (૧૮૬૯) ૧૨ વી. રી. ૪૭૫; હરીકીશોર વી. કાળીકીશોર (૧૮૬૭) ૮ વી. રી. ૧૧૪) અથવા તેનો હજુ કબજો છે (કાળી નારાયણ વી. પ્રતાપ (૧૮૬૯) ૧૨ વી. રી. ૨૩૧; રતન વી. તસુદક (૧૮૭૪) ૨૨ વી. રી. ૨૦૨) તો તે અરજી રદ કરવી જોઇએ પણ જો એવું જણાય કે તે અરજદારનો કબજો જમીનદાર તરીકે છે (ભૈરબસરકાર વી. શામમનજી (૧૮૭૧) ૧૫ વી. રી ૭૦; બેણીમાધવ વી. નંદલાલ (૧૮૭૪) ૨૧ વી. રી. ૧૨૩) અથવા ગીરો રાખનાર તરીકેનો છે

અથવા કબજા સાથેના ગીરો રાખનાર તરફથી ગીરો આપનારનો છે ( અસગરઅલી વી. અસગર ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૩૭૩ ). અથવા પ્રતીવાદીના ગીરો રાખનાર તરીકે તેનો ખરી રીતે કબજો છે ( શેફીયુદીન વી. લોચન ( ૧૮૭૯ ) ૨ અ. ૯૪; વળી જુઓ હાસન વી. અહમદ ( ૧૮૬૫ ) ૧૧ વી. રી. ૧૪૬ ), અને હુકમનામાની રૂએ અથવા તેના આધારે કબજો લેઇ લેવામાં આવેલો હોય તો આ બસ છે. જો પક્ષકારોએ બજાવણીમાં એવો કરાર કરેલો હોય કે પ્રતીવાદીયે અરજદારનો કબજો છોડાવેલો છે તેથી તે અરજી રદ કરવી ન જોઇએ કારણ કે તેનો કબજો નહોતો ( જદુકપાળી વી. ઇશરચંદ્ર ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૩૭૫ ) તેમ ખરેખરી કાયદેસર રીતે અરજદારે અસલ કબજો મેળવેલો નથી ( અભયચરણ વી. રાજેન્દ્ર ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૪૦૬ ) એકાદા હરકત લેનારનો કબજો ના હોય પણ તેને વચમાં આવવાનું ફક્ત કારણ એવું હોય કે પ્રતીવાદી તરફથી શુદ્ધ બુદ્ધીથી મેળવેલો દેનો હક છે તો આ રૂલ પ્રમાણે તેને સાંભળવાનો હક થતો નથી ( મુસદ્દ વી. શીવશંકર વી. રી. સને ૧૮૬૪. ૩૮૧ ) તેમ એકાદા હુકમનામાની બજાવણીમાં કબજે સોંપેલી જમીન ઉપર એકાદો શખસ જવા આવવાના રસ્તાનો હક રાખતો હોય તો તે શખસ આ રૂલ પ્રમાણે વચમાં આવી શકતો નથી પણ તેણે પોતાનો હક ઠરાવાને રેગ્યુલર દાવો લાવવો જોઇએ ( નોબીનચંદ્ર વી. જટાધારી ( ૧૮૬૫ ) ૨ વી. રી. ૨૮૯ ) આ રૂલ પ્રમાણે એકાદા પક્ષકારનો વચમાં આવવાનો હક થવાને તેણે એવું સાબેત કરવું જોઇએ કે દાવાવાળી જમીન મારા કબજામાં હતી અને એક બીજા પક્ષકારે મારા કબજામાંથી લઇ લીધી છે એવું કહિને કે મારા હુકમનામાવાળી જમીનનો તે જમીન ભાગ છે ( નીલમાધબ વી. રાધામોહન ( ૧૮૬૫ ) ૩ વી. રી. ૨૦૫ )

**કેટલીક અરજો.**--જો કેટલીક અરજીયો હોય તો કેટલાક દાવેદારોની વચમાંની તકરારોનો નીકાલ કરવાને આ રૂલ એક સાધન થતાં અટકે તે પ્રમાણે દરેક અરજીની જુદી જુદી તપાસ કરવી જોઇએ ( સરોડામોઇ વી. નોબીનચંદ્ર ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૨૫૫ )

**પુરાવનો બોજો**—પુરાવનો બોજો તે અરજદારને શીર છે ( મહમદ ઓસર વી. પ્રકાશચંદ્ર ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૮; વુદોયતારા વી. અબદૂલ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૧૬) હકના પુરાવ શીવાય તે પોતાનો કબજો સાબેત કરેતો તેને માટે બસ છે ( દીલબાસી વી. ગંગાપ્રસાદ ( ૧૮૮૧ ) ૫ ક. ૨૭૮ ) તેણે કબજોજ સાબેત કરવો જોઇએ અને હુકમનામાવાળાને કબજો લેવાને પોતાનો હક સાબેત કરવાને તેને માટે રાખવું જોઇએ ( જદુનાથસીંગ વી. કાળી ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૩૫૮; બ્રીંદ્રાબન વી. તારાચંદ ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૧૧૪ ) અને એકાદા જે હુકમનામાને મુદતની હરકત હોય તે હુકમનામાની રૂએ કબજો લેવાનો તે હુકમનામાવાળાનો કાંઇ ઘણું કરીને હક નથી, પણ આ પ્રમાણે ઠરાવેલું નથી ( મહેશ વી. ચંદ્રમણી ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૪૮૬ ).

**મજીઆરૂ હિંદુ કુટુંબ**—એકાદા મજીયારા હિંદુ કુટુંબનો અંગભુત મજીયારી મીલકતનો અમુક ભાગ મારા પોતાના હીસાબે મારા કબજામાં છે એવું કહી શકતો નથી. તેમો કબજો તે કુટુંબનો કબજો છે ( કુંવરજી વી. દેવસી (૧૮૯૩) ૧૭ મું. ૭૧૯ ).

**રેસજ્યુડીકેટા.**--તજવીજ કરતાં પહેલાં કસુરના કારણથી એકાદી ફરીયાદ કહાડી નાંખવામાં આવેલી હોય તો તે હુકમની તારીખથી એક વરસની અંદર એકાદો દાવો લાવવાને અરજદારને અટકાવ થતો નથી ( સરતચંદ્ર વી. તારીણીપ્રસાદ (૧૯૦૭) ૧૧ ક. વી. નો. ૪૮૭ ).

મુદત.—તે અરજી ૩૦ દીવસની અંદર દાખલ કરવી જોઇએ—સને ૧૯૦૮ ના એક્ટ ૯ પરી. ૨ આ. ૧૬૫.

હરકત દુર કરવાની એકાદી અરજીથી વીરૂધ કબજો શરૂ થવાની મુદત અટકે છે (દીઆનુજી વી. કાશીબાઇ (૧૯૦૬) ૩૦ મું. ૧૧૫).

હકુમત.—જો આ રૂલ પ્રમાણે એકાદું કામ ચાલતુ હોય અને દાવાવાળી જમીન એક બીજા જીલ્લામાં ટ્રાન્સફર કરવામાં આવે તેથી કોરટની હકુમત રહેતી ના હો તો તે કામ કહાડી નાંખવું ન જોઇએ પણ તે કામના કાગળો બીજા જીલ્લામાં મોકલવા જોઇએ (કાલીદાસ વી. હરીનાથ (૧૮૬૫ ૩ વી. રી. ૫).

**૧૦૨.** જે ફરિયાદમાં હુકમનામું થયું હોય તે ફરિયાદ માંડયા પછી હુકમનામાના દેણદારે જે શખસને સ્થાવર મિલકત તબદીલ કરી આપી હોય તેણે તે મિલકતનો કબજો સોંપવાના હુકમનામાની બજાવણીમાં કરેલી હરકતને અથવા અટકાવને અથવા એવા કોઇ પણ શખસનો કબજો લેઇ લીધાની વાતને કાનુન ૯૯ અથવા ૧૦૧ માંનો કોઇ પણ ઠરાવ લાગુ પડશે નહિ એમ સમજવું.

ઇનસાફ ચાલુ હોય તે દરમિયાન જે કોઇ તબદીલ કરી લે તેને કાનુનો લાગુ પડશે નહિ

કલમ ૩૩૩

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૩૩.

ટીકા—આ રૂલ હા. કો. ને અને જંગમ મીલકતને લાગુ થાય તેટલી પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

હુકમનામાના દેણદારનું મરણ.—હુકમનામાના દેણદારના મરણ પહેલાં કબજા બાબતનો હુકમ કરેલો હોય, તો તેના મરણ પછી આપેલો કબજો બરાબર છે (બીયાશા વી. ફકીરા (૧૮૮૯) ૧૨ મ. ૨૧૧).

**૧૦૩.** હુકમનામાનો દેણદાર ન હોય એવા જે કોઇ પક્ષકારની વિરૂદ્ધ કાનુન ૯૮, ૯૯ અથવા ૧૦૧ ની રૂએ હુકમ કરવામાં આવે તે પક્ષકાર મિલકતનો તુરત કબજો લેવાના જે હક્કનો તે દાવો રાખતો હોય તે હક્ક ઠરાવવાની ફરિયાદ માંડવાને મુખત્યાર છે. પરંતુ તેવી ફરિયાદ કરી હોય તો તેમાં જે નિકાલ થાય તેને અનુસરીને સદરહુ પ્રમાણે કરેલો હુકમ નિરૂત્તર ગણાશે.

પદ્ધતિ અનુસાર કરેલી ફરિયાદને પાત્ર હુકમ નિરૂત્તર ગણાશે.

કલમ ૩૩૨, ૩૩૫

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૩૩૨, ૩૩૫.

ટીકા.—આ રૂલ હા. કો. ને લાગુ છે.

ફરીયાદ માંડવાને મુખત્યાર છે.—સને ૧૯૦૮ ના મુદતના એક્ટના પરીશીષ્ટ ૧ ની આરટીકલ ૧૧, ૧૧ અ. અથવા આ. ૧૩ થી એકાદા રેગ્યુલર દાવાને મુદતની હરકત આવતી નથી (આયાસામી વી. સામીઆ (૧૮૮૫) ૮ મ. ૮૨; તે નરસીમા વી. અપાલા ચાલું (૧૮૮૯) ૧૨ મ. ૨૯૪) ના ઠરાવમાં મંજુર રાખેલો છે: ઠરાવ્યું છે કે મલકારજુન વી. નરહરી (૧૯૦૧) ૨૫ મું. ૩૪૭ ના કામમાં પ્રીવીકાઉન્સીલે ઠરાવ કર્યો ત્યારથી તેનો અમલ રહેલો નથી; ૫ વી. તો. ૧૦; રઘુનાથપ્રસાદ વી. કાઇઝ રસુલ (૧૯૦૨) ૨૪ અ.

૪૬૭ ). પણ મુંબાઇમાં આવો દાવો મામલતદારની કોરટમાં ચાલતો નથી ( ગુલાબભાઇ વી. જીણાભાઇ ( ૧૮૮૯ ) ૧૩ મું. ૨૧૩; આવા દાવામાં ખોટી રીતે સામેલ કરયા બાબત જુઓ રામનારાયણ વી. અનોદા ( ૧૮૮૭ ) ૧૪ ક. ૬૮૧ ). આ ઠરાવ પ્રમાણે કરેલા દાવામાં અસલ દાવામાં કરેલો ફેંસલો તથા હુકમનામું પુરાવમાં દાખલ કરવા લાયક નથી ( ધનીકાલબર વી. બીજભુખણરાય ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો. ૧૮૬ ).

ટ્રાન્સફર.—એકાદા જીલ્લા જડજ આ રૂલ પ્રમાણેનું એક દાવાનું કામ એક બીજી કોરટ તરફ તપાસ કરવાને મોકલી શકે છે, ( સીથાલક્ષમી વી. વીથીલીંગ (૧૮૮૫) ૮ મ. ૫૪૮).

રેગ્યુલર દાવો.—જે પક્ષકારનો કબજો લેઇ લેવામાં આવેલો હોય તે પક્ષકાર સાધારણ મુદતની અંદર એક રેગ્યુલર દાવો લાવી શકે છે ( પ્રતાપચંદ વી. બ્રજલાલ ( ૧૮૬૩ ) બં. લા. રી. ( એફ. બી. ) ૬૩૮; ૭ વી. રી. ૨૫૩; જુઓ વળી જદુનાથ વી. રાધામણી બં. લા. રી. સુપ. વા. ૬૪૩; ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૨૫૬, શીવુ વી. મનુસામી (૧૮૮૭) ૧૦ મ. ૫૩ ). જો કોરટ રૂ. ૧૦૧ પ્રમાણે હુકમ કરવાને ના કહે તો સને ૧૯૦૮ ના મુદતના એકટના પરીશીષ્ટ ૧ ની આ. ૧૧, ૧૧ અ. લાગુ થતી નથી ( મીરૂદીન વી. રાદીસા ( ૧૯૦૪ ) ૨૭ મ. ૨૫ ).

ઇલાજો.—એક ખરીદદારને હરકત કરેલી હોય તો તે આ રૂલ પ્રમાણે પોતાના હકનો દાવો રાખી શકે છે અને વળી એક રેગ્યુલર દાવો લાવી શકે છે ( મદારી વી. બલુકુંવરી ( ૧૮૭૨ ) ૨ અ. હા. કો. ૪૫૦; શીવુ વી. મનુસામી ( ૧૮૮૭ ) ૧૦ મ. ૫૩ ). માટે ઠરાવેલુ છે કે જ્યારે એક ખરીદદારે ફક્ત રીતસર કબજો મેળવેલો હોય તો, સને ૧૯૦૮ ના એકટ ૯ ના પરીશીષ્ટ ૧ ની આ. ૧૩૮ પ્રમાણે વેચનારના કબજાની તારીખથી બાર વરસની અંદર કબજા બાબત તે દાવો કરી શકે છે. ( જગોબંધુ વી. પૂરણાનંદ ( ૧૮૮૯ ) ૧૬ ક. ૫૩૦. અને જુઓ શામાચરણ વી. માધબ ( ૧૮૮૫ ) ૧૧ ક. ૯૩ ). આજ ફક્ત તેનો ઇલાજ છે; આ રૂલ પ્રમાણે તે નવી અરજી કરી શકતો નથી ( કેશરીનારાયણ વી. અબુલહસન ( ૧૯૦૪ ) ૨૬ અ. ૩૬૫ ).

જો કોઇ દાવો કરેલો ના હોય તો.—જો એક વરસની અંદર એકાદો દાવો કરેલો ના હોય તો તે હુકમ તે હુકમનામા સરખો બળવાન છે ( અચ્યુત વી. મમાવુ (૧૮૮૭) ૧૦ મ. ૩૫૭; ક્રીશ્નાજી વી. વીઠલ ( ૧૮૮૮ ) ૧૨ મું. ૬૨૫ ).

અરજ કરવાની મુદત.—સામી હરકતની તારીખથી ત્રીસ દીવસ છે ( સને ૧૮૭૭ ના એકટ ૧૫ નુ પરીશીષ્ટ ૨ ) સને ૧૯૦૮ નો એકટ ૯ ના પરીશીષ્ટ ૧ ની આ. ૧૬૭. એક સગીરની બાબતમાં જુઓ—વીનાયકરાવ અમરીત વી. દેવરાવ (૧૮૮૭) ૧૧ મું. ૪૭૩). જ્યારે વાદીનો દાવો એવા રૂપ અને મતલબનો હોય કે અમુક તકરારી જમીનનો હાલ કબજો રાખવાને મારો હક છે અને હાલ કબજો અપાવવાનો તે દાવાને સને ૧૮૫૯ ના મુદતના એકટના પરી. ૧ ની આ. ૧૧ થી મુદતની હરકત છે ( ભીમાપા વી. ઇરાપા ( ૧૯૦૨ ) ૨૬ મુ. ૧૪૬ ) કબજો લેઇ લેવામાં આવ્યા પછી એક મહિના કરતાં વધારે મુદતે એકાદો શખસ આવે તો તે રૂલ પ્રમાણે તેનો કાંઇ હક નથી ( હીરાલાલ વી. બરોડા ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૪૬૭ ). જો એકાદી હરકત રૂ. ૧૦૦ પ્રમાણે રદ કરેલી હોય તો તે હરકત લેનારને તે રદ કરેલા હુકમવાળી મીલકત ઉપર ગીરોના હકનો અમલ કરવાનો દાવો કરવાને સને ૧૯૦૮ ના મુદતના એકટ ૯ ની આ. ૧૧ અ. થી અટકાવ થતો નથી ( ભીખુ વી. સુજાત

અપ્રી ( ૧૯૦૨ ) ૨૯ ક. ૨૫). સને ૧૯૦૮ ના મુદતના એકટની ક. ૬ નો ઠરાવ મરણ થયા પછી સગીર અને તેના વારસ વકીલોને ફકત લાગુ થાય છે અને તે સગીર તરફના એકાદા ઍસાઇનીને લાગુ થતો નથી ( મહાદેવ વી. બાબી ( ૧૯૦૨ ) ૨૬ મું. ૭૩૦; સગીરોની તરફથી જોઇતી રીતે હાજરી વીશે જુઓ ચીદાપા વી. વ્યંકાજી ( ૧૯૦૮ ) ૩૨ મું. ૪૦૪ ).

**કોરટ ફીનો કર.**—છેલ્લા ઠરાવ પ્રમાણે કરેલા દાવા ઉપર જો કે તેમાં કબજો માગેલો હોય તોપણ ફકત રૂ. ૧૦) ની કોરટ ફી છે ( ધોંડો વી. ગોવીંદ ( ૧૮૮૫ ) ૯ મું. ૨૦). હક ઠરાવાના તથા કબજા બાબતના દાવામાં કોરટ ફી એકટની ક. ૭ ની રકમ ૪ (ક) પ્રમાણે કોરટ ફી આપવાની છે ( પીરીયાદાસ વી. વીલાયતખાન (૧૯૦૦) ૨૨ અ. ૩૪૮ ).

**કોના વીરૂધ હુકમ કરવામાં આવેલો તે.**--આ રૂલનો હેતુ એક પક્ષકાર અથવા બીજા પક્ષકાર વીરૂધ એકાદો હુકમ કરવાનો છે અને જો તે અરજી પાછી ખેંચી લેવામાં આવેલી હોય તો તે પાછી ખેંચી લેવાની પરવાનગી આપ્યાનો હુકમ તે આ રૂલ પ્રમાણેનો હુકમ નથી ( ભીખા વી. સાકરલાલ ( ૧૮૮૧ ) ૫ મું. ૪૪૦ ).

---

## ઑર્ડર ૨૨ મો.

---

### પક્ષકારોનાં મરણ, લગ્ન, અને તેમની નાદારી વિશે.

પક્ષકારના મરણ પછી જો ફરિયાદ કરવાનો હક પોંહોચતો હોય તો ફરિયાદ બંધ નહીં પડે.

**૧.** વાદીના અથવા પ્રતિવાદીના મરણ પછી જો ફરીયાદ કરવાનો હક પોંહોચતો હોય તો, તે મરણથી ફરિયાદ બંધ પડશે નહીં. કલમ ૩૬૧

### સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૬૧.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

આગળના કાયદામાં આવોજ ઠરાવ હતો તેમાં જે દ્રષ્ટાંતો આપેલાં છે તે નીચે પ્રમાણે છે ( સને ૧૮૮૨ ના આકટ ૧૪ ની ક. ૩૬૧ ના દ્રષ્ટાંત અ. બ. ક. ડ જુઓ. )

**હુકમનામુ થતા પહેલા દ્રષ્ટાંત.** ( અ ).—ફેંસલો થયા પછી તે કામ બંધ પડતું નથી, પણ જે શખસે ફેસલો કરાવેલો હોય તે શખસના કાયદેસર વારસ વકીલને તે ફેંસલાનો ફાયદો મળે છે ( મહમદહુસેન વી. ખુશાલો ( ૧૮૮૭ ) ૯ અ. ૧૩૧ ).

**દ્રષ્ટાંત** ( ક ) આબરૂને હાની કરયા બાબતના દાવામાં વાદીએ નુકશાન બાબત હુકમનામુ મેળવેલુ હતુ પ્રતીવાદીએ અપીલ કરી પણ સુનાવણી થતા પહેલાં તે ગુજરી ગયો તેમાં ઠરાવ્યુ છે કે તે દાવો બંધ પડતો નથી, અને પ્રતીવાદીના કાયદેસર વારસ વકીલનો તે કામ જારી રાખી ચલાવવાનો હક છે ( ગોપાળ વી. રામચંદ્ર ( ૧૯૦૨ ) ૨૬ મુ. ૫૯૭. વળી જુઓ બીજી અપીલમાં પેરામનચેતી વી સુંદરરાજા ( ૧૯૦૩ ) ૨૬ મ. ૪૯૯ ) પણ કલ-

કતા હાયકોરટે ઠરાવ્યુ છે કે જ્યારે દ્વેશબુધીથી ફરીયાદ ચલાવ્યા બાબત નુકશાન લેવાના દાવામાં વાદી મર્ણ પામે ત્યારે દાવાનુ કારણ તેના મર્ણ પછી તેના કાયદેસર વારસને પાછળથી રહેતુ નથી (ક્રીશનએડારી વી. કલકતાકોરપોરેશન (૧૯૦૪) ૩૧ ક. ૪૦૬). મીલકત બીજા ને આપેલી ને આપવુ રદ કરવાને પાછળથી થનાર એક વારસ તરીકે એક હિંદુ વિધવા તરીકે દાવો કરવાનો હક તે માત્ર જાતીકો છે, માટે વાદીના મર્ણ પછી તેણીના મર્ણ પછી તે હક રહેતો નથી (સંકાયાનીઈંગલરાવ વી. ભવાનીબોઝી (૧૯૦૪) ૨૭ મ. ૫૮૮)

**દ્રષ્ટાંત.**—(ડ.)—જુઓ પદારથસીંગ વી. રાજારામ (૧૮૮૨) ૪ અ. ૨૩૫)ના કામનો ઠરાવ. વેહેંચણ કરવાથી અમુક મકાનનો ત્રીજો હીસ્સો ડ. ને એક હિંદુ મા તરીકે આપેલો હતો. તેણીએ તે હીસ્સા ઉપર પ્રતીવાદી દબાણ કરે નહી માટે તે કરતાં તેને અટકાવવાને દાવો કરેલો હતો. પ્રતીવાદીએ તેણીનો હીસ્સો ખરીદ કરવાનો કરાર કરાને તે દાવાનુ સમાધાન કરેલુ હતુ. તેથી તેણીના હીસ્સાની કીમત બાબત લવાદી ઉપર સોંપલી હતી. પછી ડ. એ દીકરા મુકીને મર્ણ પામી, પણ લવાદના ઠરાવ ઉપરથી હુકમનામુ કરવામાં આવ્યુ તે પહેલાં તે મર્ણ પામેલી હતી. ઠરાવ્યું છે કે તે દાવો બંધ પડેલો નથી અને તે દાવો કરવાનો હક તેણીના પાછળ તેણીના દીકરાઓને મળેલો છે (દીનોમોઇદાસી વી. ચુનીમણીદાસી (૧૮૯૫) ૪ ક. વી. નો. ૨૮૦).

**દાવાનુ કારણ.**—દાવાનુ કારણ એટલે દાવો લાવવાનો હક છે (ચંદ્રમોહનદત વી. બીસ્વનાથલાલા (૧૮૯૮) ૧ બં. લા. રી. એ. સી. જે ૪૨) અસલ અને પાછળથી તાજા કરેલા દાવાનુ કારણ તેનુ તેજ હોવું જોઇએ. પાછળથી તાજા કરેલા દાવાનાં કાંઇ નવુ દાવાનુ કારણ દાખલ કરી શકાતુ નથી (શામચંદગીરા વી. ભયરામપાંડે (૧૮૯૫) ૨૨ ક. ૯૨) એક હિંદુ વિધવાએ પોતાના ધણીની મીલકત લેવાને દાવો કરેલો હતો, તેમાં જે દાવાનુ કારણ તે જે પ્રકારનુ હોય તે પ્રકારનુ તેણીના મર્ણ પછી પાછળ રહે છે તે તેનુ તેજ છે (પારબતી વી. હીગીન (૧૮૭૨) ૧૭ વી. રી. ૪૭૫; ૮ બં. લા. રી. એપ. ૯૮). જુઓ "દાવાનુ કારણ" પાછળ.

**ખાસ સ્ટેટયુટો.**—સને ૧૮૭૨ના એક્ટ ૯ ની ક ૩૭થી વચન આપનારાના વચનો કરાર ઉપરથી વીરૂધ ઇરાદો જણાતો ના હોયતો તે વચનોનો અમલ કરતા પહેલાં તે મર્ણ પામે તો તે તેના વારસ વકીલોને બંધનકાર્ક છે " અને આવાં બધા કામોમાં પાછળથી હયાત રહે છે. સને ૧૮૬૫ના એક્ટ ૧૦ની ક. ૨૬૮.

(જુઓ આ કાયદાની કલમ ૮).

**દક્ષણના ખેડુતોના બચાવનો એક્ટ.**—જ્યારે એક સબોર્ડીનેટ જડજની રૂબરૂ સમાધાનનો કરાર હોય એટલે તે એક્ટ પ્રમાણે તેમની રૂબરૂ એક "પ્રોસીડીંગ" છે. માટે તેમણે તે એક્ટની ક. ૭૪ પ્રમાણે મરનાર પક્ષકારોના વારસોને કામમાં દાખલ કરવા સબંધી દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાના ઠરાવો પ્રમાણે ચાલવું જોઇએ (નારાયણદાસ વી. કોંડી (૧૮૯૫) ૧૯ મું. ૨૦૨)

**વાદી.**—જ્યારે મરનારની હયાતીમાં કરારનો ભંગ કરેલો હોય અથવા અપકૃત્ય કરેલુ હોય અને ચાલેલા કામ ઉપરથી જોતાંજ એવુ માલુમ પડતુ હોય કે જાતીકી મીલકતને નુકશાન થએલુ છે તો તેના એકઝીક્યુટરનો એક દાવો ચલાવવાનો હક થાય છે (ટ્વીકોસ વી. ગ્રેન્ટ (૧૮૭૮) ૪ ક. પી. ડી. ૪૦; બીનોદમોહીની વી. સરત્ચંદ્ર (૧૮૮૨) ૮ ક. ૮૪૫)

કેટલાક ગેરકાયદે કૃત્યો એક વિધવાએ કરેલાં હતાં તેથી તે કૃત્યો રદ કરવાને એક પાછળથી વારસ થનાર તરીકે અ એ તે વિધવા ઉપર દાવો કર્યો. બ તેમાં વચમાં આવીને પાછળથી વારસ થનાર વારસ તરીકેનો દાવો રાખ્યો, તે દાવો ચાલતાની દરમીયાનમાં તે વિધવા ગુજરી ગઈ. ઠરાવ્યું છે કે તે દાવો બંધ પડેલો છે; અને અ અને બ વચેની તકરારનો ફેસલો એક નવા દાવામાં થવો જોઇએ ( રામજન વી. લછી ( ૧૮૯૬ ) ૧ આગ્રા ૪૯ )

જ્યારે અસલ વાદી ગુજરી જાય ત્યારે સને ૧૮૫૦ નો એકટ ૭ મો મંજુર કરવામાં આવ્યો ત્યારથી જો કે તેના વારસ વકીલે કાંઇ વહીવટ પત્ર લીધેલુ ના હોય તોપણ તે વારસ વકીલ તે દાવો ચલાવી શકે છે. પણ હુકમનામું કરતા પહેલાં તેઓએ સંપુર્ણ રીતે હાજર થવુ જોઇએ ( તોરેગ્રોસ વી. પ્રાગજી ( ૧૮૭૨ ) ૧૬ મું. ૫૧૯ )

**પ્રતીવાદી મરણ પામેલો.**—૨૫૪ અથવા ગર્ભિત કરાર તોડયાના સવાલો શીવાય જે મરનાર શખસે અપકૃત્ય કરેલુ તે એવુ જણાય કે એક બીજા શખસની મીલકત અથવા ઉપજેલી રકમ અથવા કીમત તે મરનારે ઉપયોગમાં લેઇને પોતાની મીલકતમાં અથવા નાણામાં વધારો કરેલો છે તો તે કામોમાં તે અપકૃત્ય બાબત તે મરનારની મીલકત સામે ઇલાજ લેઇ શકાય છે. આવા કામોમાં દાવાનુ અસલ રૂપ ગમે તે હોય પણ મતલબમાં મીલકત અથવા તેની ઉપજેલી રકમ અથવા કીમત લેવાને તે કરવામાં આવે છે અને તે સુધારીને આવા મતલબનો કરી શકાય છે. આવા કામોમાં જો કે દાવો અપકૃત્ય ઉપરથી ઉત્પન્ન થાય છે તો પણ તે શખસની સાથે તે જતો નથી. ને અપકૃત્ય કરનારની હયાતીમાં તે મીલકત તેની ઉપજેલી રકમ અથવા કીમત તેની પાસેથી વસુલ કરવામાં આવત તો તેના મરણ પછી તેની મીલકતથી વસુલ કરી શકાય છે, અને તેનો હકદાર માલેક તે પાછી લેઇ શકે છે. પણ જે ફાયદાથી મીલકત અથવા તેની ઉપજેલી રકમ અથવા કીમત મેળવવામાં આવેલી ના હોય તેવો ફાયદો આડી રીતે થયો હોય તેવા દરેક અપકૃત્યનો આ બાબતમાં સમાસ થતો નથી. જ્યારે મરનારની મીલકતમાં કાયદા અથવા ઇકવીટી પ્રમાણે જે મીલકત વાદીની હોય તેવી મીલકત હોય નહી અને વાદીને જે નુકશાન કરવામાં આવેલુ તે અનીશ્ચીત હોય તો તે અપકૃત્ય કરનારના એકઝીકયુટરો ઉપર દાવો કરી શકાતો નથી ( ફીલીપ્સ વી હંમફ્રે ( ૧૮૮૩ ) ૨૪ સી. ડી. ૪૩૯; પા. ૪૫૪; અને જુઓ હરીદાસ વી. રામદાસ ૧૨ મું. ૬૭૭ વળી જુઓ પીક વી. ગરને ( ૧૮૭૩ ) લા. રી. ૬ એચ. એલ. ૩૭૭ )

જ્યારે એકાદા પ્રતીવાદીના મર્યુ પહેલાં દાવામાં તેનુ કાંઇ હીત રહેલુ ના હોય ત્યારે ઠરાવેલુ છે કે તેના વારસ વકીલને દાખલ કર્યા વીના તે દાવો બીજા પ્રતીવાદીયો ઉપર ચાલી શકે છે ( મોંગબાઇન વી. બર્ને ( ૧૮૬૬ ) ૫ વી. રી. રેફરન્સ ૨ )

એકાદો શખસ ગુજરી ગએલો હોય અને ભુલથી તે શખસ ઉપર દાવો દાખલ કરવામાં આવેલો હોય તો તેમાં કાંઇ સુધારો કરી શકાતો નથી અને તે દાવો નીશફળ થવો જોઇએ ( વીરા પાચેતી વી. તીંડાલપોનન ( ૧૯૦૮ ) ૩૧ મ. ૮૬ )

**જમીનનો કબજો.**—જમીનના કબજા બાબતનો તથા દરમીયાન ઉપજ બાબતનો દાવો તે જમીન પોવાઇ જવાથી (૧) અથવા (૨) પ્રતીવાદીના મર્યુથી બંધ પડતો નથી (૧) અનપુર્ણા વી. રામલોચન ગોસ ( ૧૮૬૬ ) ૫ વી. રી. ૨૨૭ ); (૨) નોબોકુમાર ગોસ વી. ક્રુદેન વી. રી. ( ૧૮૬૪ ) પ્રા. ૧૦ )

મુદત—અપીલવાળાનો વારસ વકીલ કામમાં દાખલ નહી થવાથી અપીલ બંધ પડવા બાબતનો હુકમ તે સને ૧૮૭૭ના મુદતના એકટના પરીશીષ્ટ ૨ ની આ. ૧૭૫ની રકમ ૨ ( સને ૧૯૦૮ ના અકટ ૯ ના પરીશીષ્ટ ૧ ની આ. ૧૮૨ ) ના હેતુ પ્રમાણે અપીલકોર્ટનો આખરનો હુકમ અથવા હુકમનામુ નથી, માટે અસલ હુકમનામાની તારીખથી મુદત શરૂ થાય છે ( ફાઝલહુશન વી. રાજબાહાદુર ( ૧૮૫૮ ) ૨૦ અ. ૧૨૪ )

૨. જયાં એક કરતાં વધારે વાદીઓ અથવા પ્રતિવાદીઓ હોય, અને તેઓમાંનો કોઇ મરી જાય, અને એકલા બાકી રહેલા વાદી અથવા વાદીઓને વાસ્તે- જ અથવા એકલા બાકી રહેલા પ્રતિવાદી કે પ્રતિવાદીઓની ઉપરજ ફરિયાદ કરવાનો હક્ક પોંચતો હોય ત્યારે, દફતરમાં તેવા મતલબનું લખાણુ કોરટે કરાવવું, અને બાકી રહેલા વાદી અથવા વાદીઓની અરજ ઉપરથી, અથવા બાકી રહેલા પ્રતિવાદી કે પ્રતિવાદીઓની ઉપર, તે ફરિયાદનું કામ આગળ ચાલશે. કલમ ૩૬૨

ઘણા વાદીઓ અથવા પ્રતિવાદીઓ પૈકી એક મરણ પામે અને ફરિયાદ કરવાનો હક્ક પોંચતો હોય ત્યારે શી રીતે કરવું.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૬૨.

આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

દાવાનુ કારણુ એટલે " દાવો લાવવાનો હક " છે જયારે પ્રવેશના કારણુથી નુકશાન બાબત અ. તથા બ. એ મજીયારા માલેકો તરીકે દાવો કરેલો હોય અને બ. મર્ણુ પામેલો હોય ત્યારે તેની પાછળ અ. તથા બ. ના વારસોને માટે રહેતુ નથી પણુ ફકત અ. એકલાને માટે રહે છે. ( ચંદ્રમોહનદત વી. બીસ્વંભર ( ૧૮૬૮ ) ૧ બં. લા. રી. ઓ. સી. જે. ૪૨ )

કાટના લાકડાના કબજા બાબતના દાવામાં પ્રતીવાદીયોમાંના એક પ્રતીવાદીએ એક કરાર પ્રમાણે તે કાટના લાકડાં એક સહ પ્રતીવાદીને આપેલાં હતાં અને તે મર્ણુ પામ્યો તેમાં ઠરાવ્યુ છે તે પ્રતીવાદીના મર્ણુ પહેલાં તે લાકડામાં તેનુ કાંઇ હીત રહેલુ નહોતુ માટે તેના વારસ વકીલોને પક્ષકાર કરવા ન જોઇએ, અને તે દાવો ફક્ત બીજા પ્રતીવાદીયો ઉપરજ રહેલો છે ( મોંગબાઇન વી. બર્ન ( ૧૮૫૮ ) ૬ વી. રી. ૨ ફેરંશ. ૨૬ ).

એક અપીલમાં અપીલવાળાઓમાંનો એક અપીલના પ્રતીવાદીયોમાંનો એક અપીલનો પ્રતીવાદી ગુજરી ગએલા હતા. પણુ તેઓના વારસોએ કામમાં દાખલ થવાની અરજીયો કરેલી હતી તે મુદતની હરકતના કારણુથી કાહાડી નાંખવામાં આવી હતી. પછી પક્ષકારોની ખાંમીના કારણુથી અપીલ કોરટે અપીલ કાહાડી નાખી બીજી અપીલ કરવાથી એવુ ઠરાવવામાં આવેલુ છે કે અપીલ કોરટે મરનાર અપીલવાળા સબંધી તે અપીલ બંધ પડેલી છે એવો હુકમ કરવો જોઇતો હતો અને બાકીના અપીલવાળાઓની બાબત સુનાવણી કરવી જોઇતી હતી. અપીલનો પ્રતીવાદી ગુજરી ગએલો છે તેની બાબતમાં જુના કાયદાની ક. ૩૬૮ ( ૨. ૪ આગળ ) પ્રમાણે કામ ચલાવવુ જોઇતુ હતુ અને તેની બાબતમાં અપીલ બંધ પડવાનો હુકમ કરવો જોઇતો હતો અને ઓ. ૪૧, રૂ. ૪ પ્રમાણે અપીલના બાકીના પ્રતીવાદીયો સામે તે અપીલ ચલાવવી જોઇતી હતી અથવા મરનાર અપીલના પ્રતીવાદીના વારસ વકીલને તે કામમાં દાખ-

લ કરવાને ફરમાવવુ જોઇતુ હતુ ( ચંદ્રસંગ વી. ખીમાભાઇ ( ૧૮૯૮ ) ૨૨ મું. ૭૧૮ ) એકા દા જે હુકમનામાને ઓ. ૪૧. રૂ. ૪ લાગુ થય છે તે હુકમનામા ઉપર કેટલાક વાદીયો અથ વા પ્રતીવાદીયો એકઠી અપીલ કરે અને તે અપીલ વાળાઓમાંનો એક પ્રતીવાદી મરણ પામે અને જો મુદત અંદર તેનો કાયદેસર વારસ વકીલ તે કામમાં દાખલ કરવામાં આવેલો ના હોયતો, તે મરનાર અપીલ વાળા સબંધી તે અપીલ બંધ પડયાનો ફક્ત અસર થઇ શકે છે. તેથી તમામ અપીલ બંધ પડી શકતી નથી ( રામશેવક વી. લંબારપાંડે ( ૧૯૦૨ ) ૨૫ અ. ૨૭; કમલાપત વી. બળદેવ ( ૧૯૦૦ ) ૨૨ અ. ૨૨૨ ) નો ઠરાવ રદ કરવામાં આવ્યો છે ). પણ જ્યારે પ્રતીવાદીયોમાંના બે પ્રતીવાદીયોએ એકઠી અપીલ કરેલી હોય અને તે બેઉના એક સરખાં કારણોથી કરેલી હોય અને તેમાંનો એક ગુજરી જાય તેથી પાછળ જે હયાત અપીલવાળો હોય તેની ખાયસથી તે મરનારના કાયદેસર વારસ વકીલને તે કામમાં દાખલ કરયા વીના તે અપીલ ચાલી શકે છે ( ચીંતામણ નીલકંઠ વી. ગંગાબાઈ ( ૧૯૦૩ ) ૨૭ મુ. ૨૮૪ ).

જે કામોમાં પાછળથી હયાત રહેલા પ્રતીવાદીયો ઉપર કાયદેસર વકીલ તરીકે નહી પણ દાવો કરતા પહેલાં જે હક તેમાં થએલા હોય તે હકને લીધે તે પ્રતીવાદીયો ઉપર દાવો અથ વા અપીલ કરવાના હક બાબતજ આ રૂલ છે એમ નથી ( ચોધરી વી. રાજનારાયણદાસ ( ૧૯૦૭ ) ૧૧ ક. વી. નો. ૧૮૬. જુઓ શ્યામચંદ વી. રાજનારણ ( ૧૯૦૬ ) ૪ ક. લા. જે. ૫૬૮. )

ઘણા વાદીઓ પૈકી એક અથવા એકજ વાદી હોય તો તે મરણ પામે તો શી રીતે કરવું

કલમ ૩૬૩, ૩૬૫, ૩૬૬

**૩. (૧) જ્યારે બે અથવા વધારે વાદીઓ હોય અને તેમાંનો કોઇ પણ મરી જાય, અને એકલા બાકી રહેલા વાદી અથવા વાદીઓને વાસ્તેજ ફરિયાદ કરવાનો હક્ક પોંચતો ન હોય, અથવા વાદી એકજ હોય તો તે અથવા એકજ જીવતો રહેલો વાદી મરણ પામે અને ફરિયાદ કરવાનો હક્ક ચાલુ રહે ત્યારે, કોરટે અરજી કરવામાં આવેથી મરનાર વાદીનો કોઇ કાયદેસર વારસ વકીલને પક્ષકાર કરાવવો, અને ફરિયાદનું કામ આગળ ચલાવવું.**

**(૨) કાયદામાં જે મુદત ઠરાવી હોય તે મુદતમાં પેટા કાનુન (૧) ની રૂયે અરજ નહીં કરી હોય ત્યારે, ફરિયાદ મૈયત વાદીના સંબંધમાં હોય તેટલે સુધી બંધ પડવી જોઇયે તથા પ્રતિવાદી અરજ કરે તો, તે ફરિયાદનો જવાબ કરવામાં પ્રતિવાદીને જે ખરચ થયો હોય તે, અપાવવાને કોરટ મુ ખત્યાર છે અને આ ખરચ મૈયત વાદીની માલ મિલકતમાંથી વસુલ કરવો જોઇયે.**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક.** ૩૬૩, ૩૬૫, ૩૬૬.

**ટીકા.**—આ રૂલ હા. કો. ને તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગુ થાય છે.

ઠરાવ્યું છે કે સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૬૩ હુકમનામાની બજાવણીના કામને લાગૂ થતી નથી ( ગુલાબદાસ વી. લક્ષ્મણ ( ૧૮૭૯ ) ૩ મું. ૨૨૧; કુમારી વી. મોહનસીંગ ( ૧૮૮૦ ) ૩ અ. ૭૫૫ ). તેમ હુકમનામું થયા પછી વાદી ગુજરી ગયેલો હોય તો

તે કામને લાગુ થતી નથી ( રામાનંદ વી. ચીનાતગ્રી ( ૧૮૭૮ ) ૩ મ. ૨૩૬. વળી જુઓ ભગવાનદાસ વી. નીલકંઠ ( ૧૯૦૪ ) ૯ ક. વી. નો. ૧૭૧ ) પાછળ એક ભાગીદાર મુકેલો હતો અને તે પેઢીનું કામ ચલાવતો હતો, તેને મુકીને એક ભાગીદાર મરણ પામેલો તેથી તે મરનારનો વારસ વકીલ જો કે તે પેઢીની માલકત તે હયાત ભાગીયાના કબજામાં હોય અને તમામ દાવાનો જવાબ દઇ શકે તેટલી પુખ્ત હોય તોપણ તે પેઢીનું લહેણું લેવાને દાવો કરી શકે છે અને તે પાછળ હયાત રહેલો ભાગીયો તેવા દાવા પતાવાને ખુશી હોય અને તે મરનાર ભાગીયાના વારસ વકીલે કરેલા દાવામાં સામેલ થવાને નાપસંદ કરીને ના કહેલી હોય તોપણ હરકત નથી ( આગા ગુલામહુસેન વી. સાસુન ( ૧૮૯૭ ) ૨૧ મું ૪૧૨ ).

જો એકાદા દાવામાં હુકમનામું કરેલું હોય તે દાવાને આ રૂલ લાગુ નથી ( કાલીચરણ વી. ભગવતી ( ૧૮૭૯ ) ૫ ક. લા. ૧૦૮ ); તેમ હુકમનામાની બજાવણીના કામને તે લાગુ નથી ( દુલારી વી. રેહન ( ૧૮૮૦ ) ૩ અ. ૭૧૯; રેટોવલ વી. અજુધ્યા ( ૧૮૮૪ ) ૬ અ. ૨૫૫; અમીદુન્નીસા વી. અમીરૂન્નીસા ( ૧૮૭૭ ) ૨ ક. ૩૨૭; લા. રી. ૪ ઇં. અ ૬૬૪. વળી જુઓ ચીનાતગ્રી વી અનંત ( ૧૯૦૨ ) ૨૬ મ. ૨૨૪; બાલાભાઇ વી ગણેશ (૧૯૦૩) ૨૭ મું. ૧૬૨ ).

જ્યારે એકાદું કામ સને ૧૮૫૯ ના એક્ટ ૮ ની ક. ૩૪૮ પ્રમાણે અપીલના પ્રતીવાદીએ લીધેલી હરકત ઉપરથી કહાડેલા ઇશ્યુ વીશે નીચેની કોરટ તરફ તપાસ કરવા સારૂ હાઇકોરટે મોકલેલું હોય ત્યાર પછી સ્પેશીયલ અપીલવાળો ગુજરી ગયેલો હોય તો ઠરાવ્યું છે કે તે અપીલ ચલાવવી જોઇએ એવો આગ્રહ અપીલનો પ્રતીવાદી કરી શકતો નથી ( જેતા વી. બાલુ ( ૧૮૬૫ ) ૩ મું. હા. કો. ૮૧ ); જાતીકા ટ્રસ્ટના આધારથી એકાદો દાવો એકાદા વારસ વકીલને ચલાવાનો પાછળથી હક રહી શકતો નથી ( ગંગા વી. ખશાબાઇ ( ૧૮૯૯ ) ૨૩ મું. ૭૧૯ ).

**વારસાના સરટીફીકેટ એક્ટ.**—સને ૧૮૮૯ ના એક્ટ ૭ ની ક. ૪ થી એકાદા મરનાર શખસના દેણદાર ઉપર પ્રોબેટ અથવા વહિવટ પત્ર રજુ કરયા વીના લેણું વસુલ કરવાને હુકમનામું કરવાને કોઇ પણ કોરટને મનાઇ કરેલી છે ( આ રૂલ કબુલતથી કરાવેલા હુકમનામાને લાગુ થાય છે. ( સંતાજી વી. રાવજી ( ૧૮૯૧ ) ૧૫ મું. ૧૦૫ ), અને તે કામ ચલાવાને ફક્ત તે મરીયાદા રાખેલી છે ( તોરેગ્રોસા વી. પ્રાગજી ( ૧૮૯૨ ) ૧૬ મું. ૫૧૯. વળી જુઓ નારાયણ વી. નાત્યા ( ૧૮૯૧ ) ૧૫ મું. ૫૮૦. એકાદા સરટીફીકેટના હેતુ વીશે જુઓ તે એક્ટની ક. ૧૫ ).

**મજીઆરૂ કુટુંબ.**—મુંબાઇમાં બે અવિભકત ભાઇઓમાંના એક ભાઇએ એક હુકમનામું મેળવ્યું હતું તે ગુજરી ગયો અને તે લેણું મજીયારૂં હતું તેથી ઠરાવેલું છે કે તે હયાત ભાઇને સરટીફીકેટ લેવાની જરૂર નથી ( રાઘવેન્દ્ર વી. ભીમા (૧૮૯૨) ૧૬ મું. ૩૪૯). તે વાદીના મરણ પછી તેના દીકરાઓ મીતાક્ષરા પ્રમાણે ચાલનાર મજીયારા કુટુંબના અંગભુતો હતા તેથી તેમણે તે દાવો તાજો કરવાને અરજ કરી. ઠરાવ્યું છે કે વહિવટપત્ર અથવા સરટીફીકેટની સને ૧૮૮૯ ના એક્ટ ૭ પ્રમાણે જરૂર નથી ( બીજરાજ વી. ભૈરવપ્રસાદ (૧૮૯૬) ૨૩ ક. ૫૧૨ ).

**વાદી.**—તેમાં અપીલવાળાનો સમાસ થાય છે ( રાજમનીદેબી વી. ચંદ્રકાન્ત (૧૮૮૨) ૯ ક. ૪૪૦ જુઓ રૂ. ૧૧ ).

વારસ વકીલ તરીકે હાજર થવાનો કેટલાક શખસનો હક થતો હોય તોપણ તેમાંના એકે અરજી કરેલી હોય તો બસ છે અને તે અરજ કરનારનો તે બીજા શખસોને હુકમનામાથી બંધાય તે પ્રમાણે કામ દાખલ કરાવવાનો હક થાય છે ( ભીખાજી વી. પરસોતમ (૧૮૮૬) ૧૦ મું. ૨૨૦ ).

**રીવાજ. હુકમનામુ.**—જો એક ગૂજરી ગયેલા હિંદૂના દેવા બાબત તેના કાયદેસર વકીલ ઉપર દાવો કરેલો હોય તો તેને તેની પાસેથી વારસામાં મીલકત મળી હોય કીંવા નહિ પણ કોરટે હુકમનામું કરવું જોઇએ ( લાલુ ભગવાન વી. ત્રીભુવન (૧૮૮૯) ૧૩ મું. ૬૫૩)

**કાયદેસર વારસ વકીલ.**—આ શબ્દોની ક. ૨ માં નવી વ્યાખ્યા કરેલી છે સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની આવી કલમ છે તે ઉપર થયેલા ઠરાવો જુઓઃ—મોસા વી. ઇસા (૧૮૮૪) ૮ મું. ૨૪૧. જુઓ જાનકી વી. કૂનુ (૧૮૯૧) ૧૪ મ. ૪૫૪. એક હિંદૂ વિધવાએ પોતાના ધણીની મીલકત લેવાને દાવો કરેલો અને તે ગૂજરી ગઇ તેથી તેણીના ધણીની પાછળ થતા વારસો તે જુના કાયદાની ક. ૩૬૫ પ્રમાણે કાયદેસર વારસ વકીલો છે—પ્રેમમોઈ વી. પ્રયોનાથ (૧૮૯૬) ૨૩ ક. ૬૩૬. એક હિંદુ સ્ત્રીએ પોતાના ધણી ઉપર ખોરાકી પોશાકી બાબત હુકમનામું મેળવેલા અને તે મરણ પામેતો તેણીના તરફથી તેણીની દીકરીઓ અપીલમાં હાજર થઇ શકે છે (મણીલાલ વી. બાઇરેવા (૧૮૯૩) ૧૭ મું. ૭૫૮; ગહામંદી વી. અમીર બેગમ (૧૮૯૪) ૧૬ અ. ૨૧૧) એક મરનાર શખસની વીધવાના મરણ પછી તે મરનાર શખસની મીલકતનો પાછળથી થનાર વારસ જો તે વીધવા ઉપરનું હુકમનામુ જે દાવામાં થએલું હોય તે દાવામાં બરોબર તપાસ કરવામાં આવેલી હોય તો તે હુકમનામાથી બંધાયલો છે. સબબ તેણીના ધણીની મીલકત લેવાને જે વારસનો હક થતો હોય તે વારસને તેણીનો દાવો કરવાનો હક મળે છે અને તેવા વારસ તરીકે તે હક મળે છે અને તેણીના જાતીકા વારસ તરીકે મળતો નથી માટે જુના કાયદાની ક. ૩૬૫ ના કારણસર તેણીનો તે કાયદેસર વારસ છે એમ ઠરાવું જોઇએ. ત્રીભુવન વી. શ્રી નારાયણ (૧૮૯૮) ૨૦ અ. ૩૪૧, સુબ્બાય વી. માણીકામુદાલી (૧૮૯૬) ૧૯ મ. ૩૯૫) જ્યારે એક વાદીએ તારવાડ મીલકતનો કબજો લેવાને તથા મરનાર કારનાવાને કરેલાં અમુક દાવીધાન નાબુદ ઠરાવાને દાવો કરેલો હોય અને ફક્ત કબજા બાબતનું હુકમનામું મેળવી તેણે અપીલ કરેલી હોય પણ તે એક વીલ મુકીને ગુજરી જાય તો ઠરાવેલુ છે કે અપીલ ચલાવાને તેનો એકઝીક્યુટર તેનો કાયદેસર વારસ વકીલ છે પાયાત વી. થીર્થુપાલી (૧૮૯૭) ૨૦ મ. ૫૧; ઐાલા વી. બીપાથી (૧૮૯૪) ૧૭ મ. ૨૦૯; મસાલ્લારેડી વી. રામાયા (૧૯૦૦) ૨૩ મ. ૧૨૫) અપીલની સુનાવણીની તારીખે અપીલવાળો ગુજરી ગયેલો હતો પણ તે હકીકત તેનો વકીલ જાણુતો નહોતો તેમ કોરટ પણ જાણુતી નહોતી. કોરટ અપીલની સુનાવણી કરીને તે ફેંસલ કરી. ત્યાર પછી મરનારના કાયદેસર વારસ વકીલે તે કામમાં પોતાનુ નામ દાખલ કરાવાને તથા તે અપીલની ફરી સુનાવણી કરાવાને અરજ કરી. નીચેની અપીલ કોરટે તેની અરજી ના મંજુર કરી. ઠરાવ્યુ છે કે તે હકીકત પ્રમાણે તે હુકમનામુ નીરર્થક છે અને તે અરજી મંજુર કરવાને કોરટ બંધાયલી છે. જનાર્દન વી. રામચંદ્ર (૧૯૦૨) ૨૬ મું. ૩૧૭ ).

**ફરી તપાસણી.**—આ રૂલ પ્રમાણે કાયદા મુજબ કોરટને મળેલી હકુમતનો અમલ કરવામાં કોરટ ચુકે તો હાઈ કોરટ ક. ૧૧૫ પ્રમાણે તેમાં હાથ ઘાલે છે ( જનાર્દન વી. રામચંદ્ર (૧૯૦૨) ૨૬ મું. ૩૧૭ ).

**મુદત.**—મરનાર વાદી, મરનાર વાદી અપીલવાળો તથા પ્રતીવાદી અપીલવાળો હોય તો જો તેનો કાયદેસર વારસ વકીલ છ માસની અંદર કાંઇ અરજી કરે નહિ તો તે દાવો બંધ પડે છે એમ ગણવામાં આવે છે (સને ૧૮૭૭ના એકટ ૧૫ ના પરી. ૧ ની આ. ૧૭૫ અ; સને ૧૯૦૮ના એકટ ૯ ના પરી. ૧ ની આ. ૧૭૬) પણ ઓ. ૨૨ રૂ. ૯ પ્રમાણે તે કોરટ તે દાવો પાછો તાજો કરી શકે છે (ભૈરબદાસ વી. દોમન (૧૮૮૦) ૫ ક. ૧૩૯; ફુલવહુ વી. ગોકળદાસ (૧૮૮૫) ૯ મું ૨૭૫).

આ રૂલ પ્રમાણે કોરટ ઇલાજ કરી શકે તે સારૂ કાંઇ મુદતની ખાસ આરટિકલથી મુદત ઠરાવેલી નથી (લાલજી વી. વેકર (૧૯૦૧) ૬ ક. વી. નો. ૬૦)

નોટીસ શીવાય મુદત ગયા પછી દાવો તાજો કરવાને અરજી કરેલી હોય તો તે અપીલની સુનાવણી વખતે પણ અપીલના પ્રતીવાદીઓ એવી તકરાર કરી શકે છેકે તે દાવો બંધ પડેલો છે (ત્રીપુરા વી. દક્ષીણા (૧૯૦૭) ૧૧ ક. વી. નો. ૬૩૮)

**અપીલ.**—સને ૧૮૮૨ના એકટ ૧૪ની તેવીજ કલમો પ્રમાણે થયેલા ઠરાવો જુઓ. પ્રથમના કાયદાની તેવીજ કલમના પહેલા પેરેગ્રાફ પ્રમાણે દાવો બંધ પાડવાને કરેલા હુકમ ઉપર અપીલ ચાલતી નથી—અહમદ વી. ગાતાબાદલલાલ (૧૮૮૦) ૩ અ. ૮૪૪, આવો હુકમ તે હુકમનામુ નથી. હમીદા વી. અલીહુસેન (૧૮૯૫) ૧૭ અ. ૧૭૨. એકાદી અપીલ ચાલેલી અને તે હુકમ તે એક હુકમનામું છે. ભીખાજી વી. પરશોતમ (૧૮૮૬) ૧૦ મુ. ૨૨૦ એકાદો દાવો બંધ પાડવાને કરેલા હુકમ ઉપર તેમજ મરનારના કેહવાયલા દત તરફથી તેનુ નામ કામમાં દાખલ કરવાને કરેલી અરજી નામંજુર કર્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે. સુબાયા વી. સામીનાદીયર (૧૮૯૫) ૧૮ મ. ૪૯૬).

ઘણા પ્રતિવાદીઓ પૈકી એક મરણ પામે અથવા એકનો એક પ્રતિવાદી મરણ પામે તો શી રીતે કરવું.

કલમ ૩૬૮

**૪.** (૧) બે અથવા વધારે પ્રતિવાદીઓ પૈકી એક જણ ગુજરી જાય, અને એકલા બાકી રહેલા પ્રતિવાદી અથવા પ્રતિવાદીઓ ઉપરજ ફરિયાદ કરવાનો હક્ક પેંચતો ન હોય ત્યારે, અથવા એકનો એક પ્રતિવાદી અથવા બીજા મરતાં બાકી રહેલો એકનો એક પ્રતિવાદી ગુજરી જાય અને ફરિયાદ કરવાનો હક્ક ચાલુ રહેતો હોય ત્યારે, કોરટે તે બાબત અરજી કરવામાં આવે એટલે મૈયત પ્રતિવાદીના કાયદેસર વારસ વકીલને પક્ષકાર કરીને ફરિયાદનું કામ આગળ ચલાવવું.

(૨) જે કોઇ પણ શખસને સદરહુ પ્રમાણે પક્ષકાર કર્યો હોય તે મૈયત પ્રતિવાદીના કાયદેસર વારસ વકીલ તરીકે તેના સ્વરૂપને યોગ્ય હોય એવો કોઇ પણ જવાબ આપવાને મુખત્યાર છે.

(૩) જ્યારે કાયદા ઉપરથી ઠરાવેલી મુદતમાં પેટા કાનુન ૧ પ્રમાણે અરજી કરવામાં ન આવે ત્યારે મૈયત પ્રતિવાદી સામેની ફરિયાદ બંધ પડવી જોઇયે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૬૮.

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

આ રૂલ પ્રમાણેની અરજીઓ વાદી તથા અપીલવાળા સબંધીજ છે એમ નથી. જો બે દાવેદાર હોય તો તેઓની વચમાં કોનો દાવો છે એ વીશે કોરટે ઠરાવ કરવો જોઇએ અને તે બેઉને કામમાં દાખલ કરવાના જોઇએ ( મહમદ વી. ખુશાલો ( ૧૮૮૮ ) ૧૦ અ. ૨૨૩)

**દાવો બંધ પડે છે.**—આ રૂલ પ્રમાણે બંધ પાડવાનો હુકમ તે પાકો હુકમ છે. ( જુઓ યારૂ વી. વીરીયાંગટીલ ( ૧૯૦૫ ) ૨૮ મ. ૩૫૫ ના કામમાં જસ્ટીસ ડેવીસનો ઠરાવ) પણ આગળ રૂલ ૯ પ્રમાણે તે બંધ પાડ્યાનો હુકમ રદ કરવાને એકાદી અરજી કરી શકાયછે. ૪ અપીલના પ્રતીવાદીમાંનો એક મરણ પામેલો હતો અને ૬ માસની અંદર તેના કાયદેસર વારસ વકીલોને દાખલ કરવાને કાંઇ અરજી કરેલી નહોતી, ઠરાવ્યું છે કે તે અપીલ એવી છે કે તેમાં અપીલ કરવાનો હક પાછળથી હયાત રહેલા પ્રતીવાદીયોનો રહેલો નથી પણ તેમના ઉપર તથા અપીલમાં જે પ્રતીવાદી ગુજરી ગયેલો છે તે પ્રતીવાદીના વારસ વકીલો ઉપર અપીલ કરવાનો હક રહેલો છે માટે તે દાવો બંધ પાડવાને હુકમ કરવામાં આવે તે બરોબર છે (હેમકુંવર વી. અંબાપ્રસાદ (૧૯૦૦) ૨૨ અ ૪૩૦). વાદીએ એક અપીલ ફાઇલ કરી તે બે વરસ પછી સાંભળવામાં આવી ત્યારે એવું માલુમ પડ્યુ કે અપીલના પ્રતીવાદીઓમાંના બે પ્રતીવાદીયો મરણ પામેલા છે અને તેઓના કાયદેસર વારસો તે કામમાં દાખલ કરેલા નથી.તેથી તમામ પ્રતીવાદીયો ઉપરની અપીલ બંધ પાડવાનો કોરટે હુકમ કર્યો; ઠરાવ્યું છે કે જે પ્રતાવાદીયો ગુજરીગયેલા છે તેજ પ્રતીવાદીયો ઉપરની અપીલ બંધ પડવી જોઇએ (બાઇ ફુલ વી. અદેશંગ ( ૧૯૦૨ ) ૨૬ મું. ૨૦૩) એક બીજી અપીલમાં બે અપીલના પ્રતીવાદીયો ગુજરી ગયેલા હતા અને કોઇ વારસાને કામમાં દાખલ કરેલા નહોતા. ઠરાવેલુ છે કે તે અપીલ બંધ પડતા નથી ( અલ્લાબક્ષ વી. માધોરામ (૧૯૦૧) ૨૩ અ. ૨૨; અને જુઓ પદગાયા વી. બાજી ( ૧૮૯૬ ) ૨૦ મું. ૫૪૫; મેદીહુસેન વી. સગ્રાબેગમ ( ૧૯૦૩ ) ૨૫ અ. ૨૦૬; રામપ્રતાપ વી. લાલચંદ ( ૧૯૦૫ ) ૯ ક. વી. નો. ૩૬૯; જયગોવીંદ વી. મન્મથ ( ૧૯૦૬ ) ૩૩ ક. ૫૮૦; ચંદ્રેશ્વર વી. ધરણજીત ( ૧૯૦૭ ) ૫ ક. લા. જે. ૩૫૩ ) જ્યારે એક અરજદારે મરનારના વીલનુ પ્રોબેટ આપવામાં આવેલુ છે એવી જોઇતી ખબરની ખામીને લીધે મરનાર પ્રતીવાદીના વારસોનાં નામ દાખલ કરાવેલાં હોય અને પાછળથી તેના મરણ પછી છ મહિના થયા પછી તે વારસોનાં નામ કહાડી નાખી જો તેમની જગાએ તે એકઝીક્યુટરોનાં નામ દાખલ કરવાને અરજ કરેલી હતી. તેમાં ઠરાવ્યું છે કે તે અરજીને મુદતની હરકત નથી કારણ-કે તેઓનાં નામ દાખલ કરવાની અરજ કરવાને ઢીલ થયેલી છે તેનું પુખ્ત કારણ છે ( હુસેનઅલી વી. અબદુલ રહિમ ૭ ક. વી. નો. ૫૨૯ ) એક દાવાનો એક પ્રતીવાદી જ્યારે ગુજરી ગયેલો હોય અને વાદી તે મરનાર પ્રતીવાદીના વારસ વકીલ તરીકે એક શખસને કહીને તેનુ નાગ આ રૂલ પ્રમાણે દાખલ કરાવે તો તે દાવાના કારણસર તે મરનારની મીલકત તરફથી પુખ્ત રીતે હાજર થાય છે અને તેમાં જે હુકમનામું કરવામાં આવે તે મીલકતને બંધનકારક થાય છે ( કાદીરમોહીદીન વી. મથુ ક્રીષ્ણાયર ( ૧૯૦૩ ) ૨૬ મ. ૨૩૦ ) એક મરનાર પક્ષકારના વારસ વકીલ શીવાય કજીયો ચાલી શકતો હોય તો તે બંધ પડતો નથી ( શ્રીનવાસ વી. જ્ઞાનપ્રકાશ (૧૯૦૭) ૩૦ મ. ૬૭ )

અપીલમાં આ રૂલના ઠરાવ લાગૂ કરવા લાયક છે ( રાજચંદ્ર વી. ગંગાદાસ (૧૯૦૪) ૩૧ ક. ૪૮૭; ૮ ક. વી. નો. ૪૪૨; લા. રી. ૩૧ ઇ. અ. ૭૧ ).

એ પ્રતીવાદીયોના ઉપર એક હુકમનામું થયેલું અને તેઓએ અપીલ કરી પછી તેમાંનો એક ગૂજરી ગયો તેથી તે મરનાર પ્રતીવાદીના વારસ વકીલને તે કામમાં દાખલ કરેલો નહોતો પણ પાછળ હયાત રહેલા પ્રતીવાદીએ પોતાની તરફથી તે અપીલ ચલાવી અને તે હુકમનામું ફેરવવામાં આવ્યું, તેમાં ઠરાવ્યું છે કે તે મરનાર પ્રતીવાદીની મીલકત ઉપર તે હુકમનામું રહેલું છે તે બરોબર છે ( નતિસા આયર વી. આનાસામી આયર (૧૯૦૨) ૨૫ મ. ૪૨૬ ).

**પ્રતીવાદી.**—અહિઆ પ્રતીવાદી એ શબ્દમાં અપીલના પ્રતીવાદીનો સમાસ થાય છે ( રામેશર વી. બીશેશર ૭ અ. ૭૩૮; સશીભુષણ વી. ગ્રીશચંદ્ર ( ૧૮૮૫ ) ૧૧ ક. ૬૫૪; જુઓ રૂ. ૧૧ આગળ ).

એકાદા અપીલના પ્રતીવાદીના મરણની બાબતમાં આ રૂલમાં ઠરાવેલા નીયમ પ્રમાણે કામ ચલાવાની રીતી છે તેથી તેવી રીતી પ્રમાણે ચાલવું જોઇએ ( લક્ષ્મીબાઇ વી. બાળકીષ્ણ ૪ મું. ૬૫૪; રાજમણી વી. ચંદ્રકાન્ત ૧૦ ક. લા. રી. ૪૩૭; ૮ ક. ૪૪૦; બળદેવ વી. બીસમીલ્લા (૧૮૮૭) ૯ અ. ૧૧૮; તેબીદીન વી. છનાલાલ (૧૮૮૮) ૧૦ અ. ૨૬૪ ના કામમાં નામંજુર કરેલો છે; પણ જુઓ મેદીહુસેન વી. સગ્રાબેગમ (૧૯૦૩) ૨૫ અ. ૨૦૬).

**બજાવણી.**—બજાવણીમાં હુકમનામાના દેણદારના મરણની બાબતમાં આ રૂલ લાગુ થતી નથી ( સ્ટોયલ વી. અજુધ્યા (૧૮૯૪) ૬ અ. ૨૫૫; તે શીવપ્રસાદ વી. હિરા (૧૮૯૦) ૧૨ અ. ૪૪૦ ના કામમાં મંજુર રાખેલો છે; પણ જુવો બીયાકા વી. ફકીરા (૧૮૮૯) ૧૨ મ. ૨૧૧; ક્રીષ્ણાયા વી. અનીસા (૧૮૯૨) ૧૫ મ. ૩૯૯ ).

**નાદારી.**—ઓ. ૩૩ રૂ. ૬ પ્રમાણેની તજવીજને આ રૂલ લાગૂ થતો નથી, જનારદન વી. અનંત (૧૮૮૩) ૭ મું. ૩૭૩ ).

**મુદત.**—એક વાદી, પ્રતીવાદી અપીલના પ્રતીવાદી અથવા પ્રતીવાદી અપીલના પ્રતીવાદીના કાયદેસર વારસ વકીલને કામમાં દાખલ કરાવાની અરજી તે મરનારના મરણથી છ માસની અંદર કરવી જોઇએ ( સને ૧૮૮૧ ના એકટ ૭ ની ક. ૬૬.)

મૈયત વાદીના કાયદેસર વારસવકીલ કોણ તે સવાલનો નિર્ણય.

**૫. જ્યારે અમુક માણસ મૈયત વાદીનો અથવા મૈયત પ્રતિવાદીનો કાયદેસર વારસવકીલ છે કે નહિ એવો સવાલ ઉઠે ત્યારે એવા સવાલનો નિકાલ કોરટે કરવો. કલમ ૩૬૭**

## સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૬૭.

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

કોરટે આવા સવાલોનો નીરણય પરભારયો કરવો જોઇએ તે અવસ્યનું છે તેવું આ રૂલથી ઠરાવેલું છે અને એક બીજા દાવામાં તે સવાલનો નીરણય થવાને સારૂ થોભવાનું નથી.

તે મરનારની તરફથી હાજર થવાને જે શખસો દાવો રાખતા હોય તે શખસોની વચ્ચે તે તકરાર હોવાની જરૂર નથી ( સુબાયા વી. સામીનીયરાપર (૧૮૯૫) ૧૮ મ. ૪૯૬; હનમંત વી. રામગોપાળ ( ૧૯૦૮ ) ૩૦ અ. ૮૪૮ માં તે પ્રમાણે ચાલવામાં આવેલું છે).

**૬.** ઉપરની કાનુનોમાં ગમે તે ઠરાવ હોય તે છતાં, દાવાનું કારણ ચાલુ રહે કે ન રહે તોપણ, સુનાવણી પુરી થયા પછી અને ફેંસલો કહી સંભળાવતાં પહેલાં કોઈ પણ પક્ષકારનું મરણ થયાને લીધે ફરિયાદ બંધ પડશે નહીં. પણ એવું મરણ થયું હોય તે છતાં તે દાવામાં ફેંસલો આપી શકાશે અને તે ફેંસલો તે પક્ષકારના મરણ અગાઉ આપ્યો હોય તે પ્રમાણેજ તેનો અમલ થશે તથા પરિણામ થશે એમ સમજવું.

સુનાવણી પછી મરણ થયાને લીધે ફરિયાદ બંધ પડશે નહીં — કલમ નવી

આર. એસ. ઓ. ૧૭ રૂ. ૧.

**ટીકાઃ—**આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**૭.** (૧) સ્ત્રી વાદી અથવા પ્રતિવાદી હોય તેનું લગ્ન થવાથી ફરિયાદ બંધ પડશે નહીં, પરંતુ લગ્ન થયા છતાં એ ફરિયાદનું કામ ચાલીને ફેંસલો થાય; અને સ્ત્રી પ્રતિવાદી ઉપર હુકમનામું થાય ત્યારે તે, તે એકલીના ઉપર હુકમનામું બજી શકે.

સ્ત્રી પક્ષકારના લગ્નથી ફરિયાદ બંધ પડશે નહીં. — કલમ ૩૬૯

(૨) પોતાની સ્ત્રીએ કરેલા દેણાનો કાયદા પ્રમાણે ધણી જવાબદાર હોય ત્યારે, કોરટની રજાથી ધણીના ઉપર પણ હુકમનામું બજી શકે; અને સ્ત્રીની તરફનો ફેંસલો થાય તો, તે હુકમનામાના વિષયમાં ધણીને કાયદા પ્રમાણે હક્ક પોંચતો હોય તો, તેવી રજાથી ધણીની દરખાસ્ત ઉપરથી પણ હુકમનામું બજાવવાનો હુકમ થઇ શકે.

**સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૩૬૯. સને ૧૮૫૨ ના સી. એલ. પી. એક્ટની ક. ૧૪૧ સુપ્રીમ કોરટના સને ૧૮૮૩ ના નીયમો.**

**ઓ. ૧૭ રૂ. ૨.**

**ટીકા.—**આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગૂ છે.

એક શખસ દાવો ચાલતાની દરમીયાનમાં ગુજરી ગયો, તેની સ્ત્રીને કામમાં દાખલ કરી અને તેના વીરૂદ્ધ ફેંસલો આપવામાં આવ્યો, અને તે અપીલમાં બહાલ રાખવામાં આવ્યો હતો. અસલ અને આખરના ફેંસલાની વચમાં તેણી ફરીથી પરણી. ઠરાવ્યું છે કે બીજા ધણી ઉપર તે હુકમનામું બજાવી શકાતું નથી (બ્રીંદાબનચંદ્ર વી. એફ્રીન્ટોશ (૧૮૬૮) ૯ વી. રી. ૪૪૨).

આ રૂલ અપીલને સરખીજ રીતે લાગે છે મધુબન વી. નારાયણ (૧૯૦૭) ૨૯ અ. ૫૩૫.

**૮.** (૧) વાદીના લેહેણદારના લાભને માટે જે ફરિયાદ, તેનો અસાઈની અથવા વસુલદાર ચલાવી શકે તેવી ફરિયાદમાં, વાદી નાદાર ઠરે તેથી તે ફરિયાદ બંધ પડશે નહીં; પરંતુ તે ફરિયાદ ચલાવવાને અથવા [બીજા કોઇ પણ વિશેષ કારણને લીધે] કોઇ

વાદીની નાદારીને લીધે ફરિયાદને ક્યારે હરકત થાય. — કલમ ૩૭૦

૨૮ બીજી રીતે ફરમાવે તે શિવાયને પ્રસંગે, કોરટ હુકમ કરે તે મુદતમાં તેના ખરચનો જામીન આપવાને તે અસાઇની અથવા વસુલદાર ના પાડે તો હરકત થશે.

(૨) તે અસાઇની અથવા વસુલદાર ફરિયાદ ચલાવવાને તથા સદરહુ પ્રમાણે હુકમમાં કહી હોય તેટલી મુદતમાં જામીન આપવાને ગફલત કરે અથવા ના પાડે ત્યારે, વાદી નાદાર થયો છે એ સબબથી ફરિયાદ કાઢી નાંખવાની અરજ કરવાને પ્રતિવાદી મુખત્યાર છે; અને કોરટ ફરિયાદ કાઢી નાંખવાનો તથા તેનો જવાબ કરવામાં પ્રતિવાદીને થએલો ખરચ તેને અપાવવાનો હુકમ કરવાને મુખત્યાર છે. તે ખરચ વાદીની માલમિલકત ઉપર લેહેણા તરીકે શાબીત કરવો.

અસાઇની ફરિયાદ ચલાવવાને અથવા જામીન આપવાને ચૂકે ત્યારે શું કરવું.

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૩૭૦. સને ૧૮૫૨ ના સી. એલ. પો. એકટની ક. ૧૪૨. સને ૧૮૮૩ ના સુપ્રીમ કોરટના નીયમો, ઓ. ૧૭ રૂ. ૨.

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

જેમ એકાદા મરનાર પક્ષકારની તરફથી જે શખસો હાજર હોય તે બાબતને એકટમાં ઠરાવેલુ છે તેમ આ રૂલમાં એવુ ઠરાવેલુ નથી કે અશાઇનીને દાવાનો પક્ષકાર કરવામાં આવશે. હિંદુસ્થાનમાં અસાઈનુ નામ વધારવાનો અથવા બીજાની જગાએ દાખલ કરવાનો રીવાજ પડેલો છે. માટે અપીલનુ ખર્ચ અનામત મુકવાને તેને ફરજ પાડી શકાય છે (હીરાલાલ શીમ વી. કેરાપીએટ ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૪૩૧; ઇબ્રાહીમ વી. અબદુર રહેમાન (૧૮૭૫) ૧૨ મું. હા. કો. ૨૫૭ ). તે દાવો ચલાવવાને ઓફીશીયલ અસાઇનીને એક લાગ આપ્યા વીના તે બંધ પડવાની બાબત પ્રતીવાદી તકરાર કરી શકતો નથી ( ઇબ્રાહીમ વી. અબદુર રહેમાન ( ૧૮૭૫ ) ૧૨ મું. હા. કો. ૨૫૭ જે કામમાં વાદીને નાદાર ઠરાવવાને ફકત અરજી કરવામાં આવેલી હોય અને વેસ્ટીંગ ઓરડર કરેલો હોય પણ તે કામ પાછળથી રદ કરીને તે પક્ષકારને દેવાળુ કઢાડેલો અથવા નાદાર ઠરાવેલો ના હોય તે કામને આ રૂલ લાગુ થતી નથી ( અમ્રીતલાલ વી. રખાલીદાશી ( ૧૯૦૦ ) ૨૭ ક. ૨૧૭; ૪ ક. વી. નો. ૨૯૪ )

**હુકમનો નમુનો**—લેખરાજ વી. શામલાલ ( ૧૮૯૨ ) ૧૬ મુ. ૪૦૪ ).

**૯.** (૧) આ ઓરડર પ્રમાણે ફરિયાદ બંધ પડે અથવા કાઢી નાંખવામાં આવે ત્યારે તેના તેજ દાવાના કારણ ઉપરથી નવી ફરિયાદ ચાલશે નહીં. કલમ ૩૭૧, ૩૭૨ અ

બંધ પડવાથી અથવા કાઢી નાંખવાથી થવાનું ફળ.

(૨) વાદી અથવા મૈયત વાદીના કાયદેસર વારસવકીલપણાનો દાવો રાખનાર શખસ અથવા નાદાર વાદીનો અસાઇની અથવા વસુલદાર બંધ થયાનો અથવા કાઢી નાંખ્યાનો હુકમ રદ કરાવવા સારૂ અરજ કરવાને મુખ-

ત્યાર છે; અને કોઇ પુરતાં કારણને લીધે તેનાથી ફરિયાદ ચલાવાઈ ન હોતી એમ શાબિત થાય તો, ખરચ અને બીજી રીતની પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરીને બંધ પાડયાનો અથવા કાઢી નાંખ્યાનો હુકમ કોરટે રદ કરવો.

મૂદ્દત વધારવા બાબત. (૩) સને ૧૮૭૭ ના હિંદુસ્તાનના મુદ્દત બાબતના આકટની ૫ મી કલમના પેટા કાનુન ૨ મુજબ કરેલી અરજીઓને લાગુ પડે છે એમ સમજવું.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક ૩૭૧ અને ૩૭૨ અ.**

**ટીકા**—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ થાય છે.

**તે રૂલનો હેતુ**—રૂ. ૪ અને ૮ પ્રમાણે કરેલા હુકમો સબંધીજ ફક્ત આ રૂલ છે ( બીશેશર ભગત વી. મુર્લી ( ૧૮૮૩ ) ૯ ક. ૧૬૩ ) અશલ અને તાજા કરેલા દાવામાં દાવાનુ કારણ તેનુ તેજ હોવુ જોઇએ; કારણુ કે તે ફરીથી તાજા કરેલા દાવામાં નવુ દાવાનુ કારણુ દાખલ કરી શકાતુ નથી ( શામમંદગીરી વી. ભાયારામ પાંડે ( ૧૮૯૫ ) ૨૨ ક. ૯૨ ).

**રીવાજ**—આ રૂલ પ્રમાણેના હુકમ સાથે રૂ. ૩ પ્રમાણે એક હુકમ એકાદા જડજ કરી શકે છે ( ફુલવહુ વી. ગોકળદાસ ( ૧૮૮૫ ) ૯ મું. ૨૭૫ )

જયારે વાદી વશીયત કરીને ગુજરી જાય અને તેના વીલનુ પ્રોબેટ મળવાને મુશકેલી પડે તો ફક્ત મર્યાદા સાથેનુ વહીવટપત્ર લેવાની અરજ કરવાને ફક્ત કસુર કરવામાં આવે તો આ રૂલ પ્રમાણે એક હુકમ મેળવવાને અટકાવ થતો નથી ( ભૈરબદાસ વી. દોમન (૧૮૭૯) ૪ ક. લા. રી. ૩૭૪; ૫ ક. ૧૩૯; વળી જુઓ ફુલવહુ વી. ગોકળદાસ ( ૧૮૮૫ ) ૯ મું. ૨૭૫ ) જયારે બંધ પાડવા બાબતની અરજી તથા એક દાવો ફરીથી તાજો કરવાની અરજીની એકઠી સુનાવણી કરવાને ઠરાવેલી હોય તો, ઠરાવેલુ છે કે તે દાવો બંધ પડવાનો હુકમ કરવો અને પછી એકદમ આ રૂલ પ્રમાણે હુકમ કરવામાં આવે તો યોગ્ય હુકમ છે (રામપ્રતાપ વી. લાલચંદ ( ૧૯૦૪ ) ૯ ક. વી. નો ૩૬૯ ).

**મુદત**—આ રૂલ પમાણેની એક અરજી અથવા આ રૂલ અને રૂ. ૧૧ પ્રમાણેની ફરીથી દાવો તાજો કરવાની અરજી દાવો બંધ પડવાના અથવા કાઢી નાખ્યાના હુકમથી સાઠ દીવસની અંદર કરવી જોઇએ ( સને ૧૮૮૮ ના એકટ ૭ ની આ. ૧૭૧, સને ૧૮૭૧ ના એકટ ૧૫ ના પરીશીષ્ટ ૨).

**અપીલ**—એકાદો દાવો બંધ પાડવાનો હુકમ રદ કરવાને ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે જુઓ ઓ. ૪૩. રૂ. ૧ ( કે )

ફરિયાદમાં આખરનો હુકમ થયાની અગાઉ હક્કસંબંધ બીજાને લખી આપવામાં આવે તો શી રીતે કરવું.

**૧૦.** (૧) ફરિયાદ ચાલુ હોય તેવામાં તેમાંનો કંઇ હક્કસંબંધ બીજાને અસાઇન કરી આપવામાં આવ્યો હોય, ઉત્પન્ન કરવામાં આવ્યો હોય કે મળ્યો હોય તેવે બીજે પ્રસંગે, તે હક્ક સંબંધ જે શખ્સની પાસે [illegible] હોય અથવા જે મળ્યો હોય [illegible] ખસથી [illegible] તે શખ્[illegible] ઉપર, કોરટની રજાથી, ફરિયાદ ચાલી શકે. કલમ ૩૭૨

(૨) કોઇ હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે દરમિયાન તે હુકમનામાની જપ્તી પરથી, એવી જપ્તી મેળવનાર શખસને પેટા કાનુન (૧) ના લાભ મળવાનો હક્ક પ્રાપ્ત થાય એવો હિતસંબંધ છે એમ સમજવું.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૭૨ સને ૧૮૮૩ ના સુપ્રીમ કોરટના રૂલના ઓ. ૧૭ રૂ. ૩.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે

**"બીજા ઠરાવો."**—એટલે ઉપરના રૂલોમાં જે ઠરાવો બતાવેલા છે તે શીવાયના ઠરાવો (બીનોદ મોહીની વી. સરતચંદ્ર (૧૮૮૨) ૮ ક. ૨૩૭; ભગવાનદાસ વી. નીલકંઠ (૧૯૦૪) ૯ ક. વી. નો. ૧૭૧; (જગનાદાસ વી. સોરાબજી (૧૮૯૨) ૧૬ મું. ૨૭ ના ઠરાવનો મુકાબલો કરો). જેમકે અપીલનો એકાદો પ્રતીવાદી પાછળથી મરણ પામેલો અને તેણે એસાઇનમેંટ કરી આપેલું હોય (રાજારામ વી. જીબાઇ (૧૮૮૫) ૯ મું. ૧૫૧; પણ જુઓ મોરેશ્વર બાપુજી વી. ખુશાલા (૧૮૭૮) ૨ મું. ૨૪૮) તે બાબત સને ૧૮૫૯ ના એકટ ૮ પ્રમાણે ફેંસલો કરેલો હતો તેમાં ઠરાવ્યું છે કે જ્યારે એસાઇની તે એસાઇન કરનાર દાવાની જે બાજુએ હોય તેની તેજ બાજુએ હોય ત્યારે એસાઇન કરનારના મરણ પછી સ્પેશીયલ અપીલ તે અપીલવાળાનો એસાઇની ચલાવી શકતો નથી (રાધાપ્રસાદ વી. રાજેંદ્ર (૧૮૮૩) ૫ અ. ૨૦૯). એક કામમાં વાદીને ચેમ્પર્ટી કરી આપનાર શખસને એક પક્ષકાર તરીકે પોતાની અરજ ઉપરથી પ્રતીવાદી કરેલો હતો તે બાબત જુઓ (રાજરાણીદાસી વી. દેવેન્દ્રનાથ (૧૮૯૯) ૩ ક. વી. નો. ૭૫૪).

**ઓફીશીયલ એસાઇની**—નાદાર દેવાદાર ઉપર દાવો લાવતાં પહેલાં નાદારીના ચલાવેલા કામમાં ઓફીશીઅલ એસાઇનીને આ રૂલ પ્રમાણે એક પક્ષકાર કરી શકાતો નથી (મીલર વી. બુધસીંગ (૧૮૯૧) ૧૮ ક. ૪૩). એક નાદાર દેવાદારને આખરનો છુટકારો મળતાં પહેલાં ગુજરી ગયો તેથી તેની આ મીલકતમાં તેના વારસોએ પોતાના હિસ્સા બાબત દાવો કરયો. ઠરાવ્યું છે કે જો કે વાદી એક હુકમનામું મેળવે તો તેણે કોરટને નોટીસ આપવી જોઇએ તોપણ તે ઓફીશીઅલ એસાઇની જરૂરીયાત પક્ષકાર નથી (ફાતમા વી. ફાતમા (૧૮૯૨) ૧૬ મું. ૪૫૨). મુકરદમો ચાલતાની દરમીયાનમાં કાંઇ કરવામાં આવે તો હરકત થાય છે એ નીયમથી એકાદા ઓફીશીયલ એસાઇનીની સ્થીતીને હરકત થતી નથી. જે પક્ષકાર એક દાવાના પરીણામથી તેને બંધનમાં લાવવાને માગતો હોય તો તેણે તે દાવામાં તેને પક્ષકાર કરવાને અરજ કરવી જોઇએ (પૂનીનથાવેલુ વી. ભાશીયા આયંગર (૧૯૦૨) ૨૫ મ. ૪૦૬).

**દાવો ચાલુ ના હોય તે.**—આ શબ્દો એકાદા જે દાવામાં આખરનો હુકમ કરેલો ના હોય તે સબંધી છે અને જે દાવામાં હિસાબ આપવાને હુકમ કરવામાં આવેલા હોય તેને લાગુ છે (સુરેન્દ્ર વી. પેતર ક્રીસ્ટો (૧૯૦૩) ૩૦ ક. ૬૦૯; ૭ ક. વી. નો. ૫૧૭). એક વીલ સબંધીના દાવામાં એવું હુકમનામું કરવામાં આવેલું હોય કે એક રીતી ઠરાવવી જોઇએ પણ તે હુકમનામા પ્રમાણે ચાલવામાં આવેલું નહિં, કાંઇ રીતી ઠરાવેલી નહીં અને કાંઇ આખરનો હુકમ કરેલો નહિં તેથી તે દાવો ચાલુ છે એમ ગણવામાં આવેલું છે (ગોકુળચંદ્ર વી એડમીનીસ્ટ્રેટ (૧૮૭૯) ૫ ક. લા. રી. ૫૬૯; ૫ ક. ૭૨૬; ગોવીંદચંદ્ર વી. રંગુનમણી (૧૮૮૧) ૬ ક. ૬૦). જ્યારે પક્ષકારોએ કબુલાત આપવી જોઇએ અથવા તેઓને નોટીસ

મળવી જોઇએ ત્યારે તે મરણ પામેલા હોય તો કબુલત અથવા નોટીસ શીવાય કોરટ ફરીથી કામ તાજુ કરી શકવાને મુખત્યાર છે ( ગોકુળચંદ્ર વી એડમીનીસ્ટ્રેટર ( ૧૮૬૯ ) ૫ ક લા. રી. ૫૬૯; ૫ ક. ૭૨૬ ). હુકમનામું કરયા પછી કાંઇ હકસબંધના કોઇ એસાઇનમેંટ કરેલું હોય, તે ઉત્પન્ન કરેલો હોય અથવા તે મળેલો હોય તેને આ રૂલ લાગુ નથી. બજાવણીના કામને તે લાગુ નથી બ ની મીલકત તરીકે ૨૪ બેંકના શેરો અ એ જપ્ત કરાવેલા હતા. ક એ તે મારી મીલકત છે તે બાબત અ ઉપર દાવો કરયો અને તે શેરોનો કબજો મેળ- વીને તે ડ ને વેચાણુ આપ્યાં અપીલ કરવા ઉપરથી અ જીત્યો; ઠરાવ્યું છે કે બજાવણીના કામમાં ડ ને દાખલ કરીને તે પાછા લેવાનો અમલ તેના ઉપર કરવાને અ નો હક નથી ( રેનર વી. મસુરીબેંક ( ૧૮૮૫ ) ૭ અ. ૬૮૧; ગુરોલ વી. મસુરીબેંક ( ૧૮૮૮ ) ૧૦ અ. ૯૭ ). એક હુકમનામું કરવામાં આવે તેની અને તે હુકમનામા ઉપર અપીલ દાખલ કરવામાં આવે તે વખતની વચમાં હકસબંધ જ્યારે મળેલો હોય ત્યારે આ રૂલ લાગુ થતી નથી (મુ- જફ્ફરનગરના કલેકટર વી. હુસેનીબેગમ ( ૧૮૯૬ ) ૧૮ અ. ૮૬. પણ જુઓ નરેન્દ્રનાથ પા- હરી વી. ભુપેન્દ્ર ( ૧૮૯૬ ) ૨૩ ક. ૩૫૧; ત્રૈલોકયનાથ વી. બીદાબનચંદ્ર ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૪૩૮; વળી જુઓ હરીશ્ચંદ્ર તેવારી વી. ચાંદપુર કં. લી. ( ૧૯૦૩ ) ૩૦ ક. ૬૦). એકાદા હુકમનામાના એસાઇનીને તે હુકમનામું બજાવવામાં કબુલ કરવામાં એકાદી કોરટ બંધા- યલી નથી ( બીરતુચરણ વી. કીશનગોપાળ ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૨૦૭ ). પણ જ્યારે એક હુકમનામું વેચવામાં આવેલું હોય અને તે વેચાણ કબુલ કરેલું હોય ત્યારે તે બજાવનાનો ખ- રીદ કરનારનો હક છે તે વીશે હુકમનામાનો દેણદાર તકરાર કરી શકતો નથી ( સનુઅરજીસા વી. મહેરચંદ વી. રી. સને ૧૮૬૪ પા. ૩૧૩ ). એકાદા હુકમનામાનો એસાઇની અથવા ખ- રીદ કરનાર તે હુકમનામાના દેણદારના સામા હુકમનામાનો સેટાફ કરવાના હક સાથે તે હુક- મનામું લે છે ( ઉપેન્દ્ર વી. પુર્ણચંદ્ર ( ૧૮૭૩ ) ૧૯ વી. રી. ૮૫; કાયમઅલ્લી વી. લખીકાંત ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. એફ. બી. ૩૨ ); તેમજ વળી એસાઇન કરનારનું અથવા તેના એ- ટર્નીનું જે ખરચનું લેણું હોય તે બાબતના હકસબંધ સાથે તે લે છે ( ખેતરનાથ વી. માણેક- લાલ ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો. ૧૯૩ ). કોઇ પાકો હુકમ કરતાં પહેલાં મીલકત તબદીલ કરવાના એકટની ક. ૮૮ પ્રમાણે એકાદુ હુકમનામું એસાઇન કરેલું હોય તો મુકરદમો ચાલ- તાની દરમીયાનમાં તે આપ્યા બાબતનો જે નીયમ છે તે લાગુ કરવાથી પરીણામે જે જવા- બદારીયો થતી હોય તે બધી જવાબદારીયોની સાથે તે તે એસાઇની લે છે ( ચુનીલાલ વી. અબદુલઅલ્લી ( ૧૯૦૧ ) ૨૩ અ. ૩૩૧, તેરામજપ વી. શંભુ ( ૧૯૦૫ ) ૯ ક. વી. નો. ૮૮૩ ના કામમાં બતાવેલો છે ).

એક હિંદુ વિધવાએ એક દાવામાંના પોતાના હક સબંધનો એક ભાગ અ ને વેચાણ આપ્યો અને હુકમનામુ થયા પછી તે ગુજરી ગઇ; ઠરાવ્યું છે કે અ એ ફકત તેણીનો હયા- તી સુધીનો હક સબંધ ખરીદ કરેલો છે માટે તે હુકમનામું તે બજાવી શકતો નથી ( ગોવીંદ નારાયણ વી. ગોરમોની ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૨૦ ) પણ દાવો ચાલતાની દરમીયાંનમાં એક પટનીદારનો હક સબંધ ખરીદ કરનાર હોય તે દાવો ચલાવવાનો પોતાનો હક મેળવે છે ( વીલસન વી. સરકાર ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૧૨૨ ) તેમજ વળી સાંથ બાબતના એક તરફથી એક હુકમનામાનો એસાઇની પ્રતીવાદીની અરજી ઉપરથી તે હુકમનામુ રદ કર્યા પછી તે દાવો ચલાવી શકતો નથી ( બીનોદ બીહારી વી. બીરનારાયણ (૧૮૬૬) ૫ વી. રી. એકટ

૧૦, ૫૨ ). હિત મળેલુ હોય એવા શબ્દો છે તેનો હેતુ મરણથી ફક્ત મળેલુ હોય એવો નથી પણ જે કામમાં હક્ક બોજાવાળી મીલકતના એક વહિવટદારે કરેલો દાવો ચાલુ હોય અને તે મીલકત છુટી કરીને માલેકોને પાછી આપેલી હોય તેને લાગુ છે ( સુરેન્દ્રમોહનટાગોર વી. શ્રીમણીદેબી ( ૧૯૦૧ ) ૨૮ ક. ૧૭૧; ૫ ક. વી. નો. ૩૦૭)

**મુદત.**—એકાદો દાવો ચાલુ હોય અને તેમાં આખરો હુકમ કરેલો ના હોય તો તેમાં અરજ કરવાનો હક દરરોજ થાય છે માટે સને ૧૮૭૯ના એક્ટ ૧૫ના પરી.૨ ની આ. ૧૭૧ અ અને ૧૭૮માં ઠરાવેલી મુદત એકાદો દાવો તાજો કરવાની અરજી કરવાને લાગુ થતી નથી (કેદારનાથ વી. હરચંદ (૧૮૮૨) ૮ ક. ૪૨૦; તે પ્રમાણે ચલાવડી વી. પોલોરી (૧૯૦૮) ૩૧ મ. ૭૧; રામનાથ વી. ઉમાચરણ (૧૮૯૯) ૩ ક. વી. નો. ૭૧૬; સુરેન્દ્ર વી. ફીરોઝ (૧૯૦૩) ૩૦ ક. ૬૦૯; ૭ ક. વી. નો. ૫૧૭ )

**અપીલો.**—આ રૂલ અપીલો ને લાગુ નથી ( રાજારામ વી. જીબાઇ (૧૮૮૫) ૯ મું. ૧૫૧, અને રૂ. ૧૧). એક અપીલવાળાએ અસલ જે શખસનું નામ અપીલના પ્રતીવાદી તરીકે અપીલમાં દાખલ કરેલું હતું તે શખસની જગ્યાએ તે અપીલ ફાઇલ કરતાં પહેલાં જે શખસને હુકમનામુ એસાઇન કરેલું હતું તે શખસનું નામ દાખલ કરવાને એક અરજી કરેલી હતી પણ તે અરજી એસાઇનમેંટની નોટીસ અપીલવાળાને પહોચી ત્યાર પછી બે વરસ કરતાં વધારે મુદત થયેલી અને તે કરેલી હતી. જે શખસનુ અપીલના પ્રતીવાદી તરીકે નામ દાખલ કરવાને માટે માગેલું હતું તે શખસે તે અપીલના કામમાં દાખલ થવાને હરકત લીધી. ઠરાવ્યું છે કે અપીલના પ્રતીવાદી તરીકે જે શખસનુ નામ બતાવામાં આવ્યું છે તે કામમાં દાખલ કરવું ના જોઇએ. આ રૂલ જ્યારે હુકમનામું કર્યા પછી અને અપીલ ફાઇલ કરવામાં આવે તે સુધીમાં હિત મળેલું હોય તે કામને લાગુ થતું નથી ( મુજફરનગરના કલેક્ટર વી. હુસેનીબેગમ ( ૧૮૯૬ ) ૧૮ અ. ૮૬ ) એકાદો દાવો ચાલુ હોય અને હક સબંધ મળેલો હોય તે બાબત જેમ જુના કાયદાની ક. ૩૭૨ મી લાગુ થાય છે તેમ એક અપીલ ચાલુ હોય અને હક સબંધ મળે તો તેને લાગુ થાય છે (જુના કાયદાની ક. ૩૭૨) ઓ. ૨૨, રૂ. ૧૦ પ્રમાણે એકાદા શખસને પોતાની અરજ ઉપરથી અથવા દાવાના પક્ષકારો પૈકી એકાદા પક્ષકાર ની જગાએ દાખલ કરી શકાય છે. એક અપીલના પ્રતીવાદીના હક સબંધ તરફથી એક વખતે એક ઓફીશીયલ રીસીવર હતો અને તે અપીલના પ્રતીવાદીએ તે અપીલના કામમાં તે ઓફીશીઅલ રીસીવરનુ નામ દાખલ કરવાને અરજી કરવાથી તે ઓફીશીઅલ રીસીવરનું નામ કહાડીનાંખવાના હુકમની ફરી તપાસ કરવાની તે અરજી થાય છે એમ ગણવું જોઇએ ( સરતચંદ્રસીંગના કામમાં ( ૧૯૦૦ ) ૧૮ અ. ૨૮૫; દુર્ગાપ્રસાદના ગામમાં ( ૧૯૦૦ ) ૨૨ અ. ૨૩૧ ) એક હુકમનામા ઉપર અપીલ ચાલુ હતી અને તે હુકમનામાવાળાના લેણદારે તે હુકમનામું જપ્ત કરાવ્યું તેથી તે લેણદારને તે અપીલમાં અપીલના પ્રતીવાદી તરીકે પક્ષકાર થવાનો હક નથી ( છેલબીહારી વી. રહેમાલદાસ ( ૧૮૯૮ ) ૨૦ અ. ૩૮ ) આ રૂલ એસાઇનમેંટ જે હીતના કરવામાં આવે અથવા તે ઉત્પન્ન કરવામાં આવે અને તે મળે તે મરણ, લગ્ન અથવા નાદારીથી થાય નહિ તો તે અપીલ ચાલુ હોય ને તે પ્રમાણે એસાઇનમેંટ કરવામાં આવેલું હોય અથવા ઉત્પન કરવામાં આવેલુ હોય, અથવા તે મળેલુ હોય તે બાબતની અપીલોને આ રૂલ લાગુ થાય છે ( દુર્ગાપ્રસાદના કામમાં ( ૧૯૦૦ ) ૨૨ અ, ૨૩૧ ) જ્યારે અમુક એસાઇનીઓને કામમાં દાખલ કરેલા ના હોય અને તેમણે અપીલ ફાઇલ કરેલી હોય

પણ કોરટે આ રૂલ પ્રમાણે એક અરજી ગણીને તે કહાડી નાખેલી હોય તો ઠરાવેલું છે કે જેમ હુકમનામા ઉપર અપીલ ચાલે છે તેમ તે બાબત પણ અપીલ ચાલે છે ( મોતીરામ વી. કુંદનલાલ ( ૧૯૦૦ ) ૨૨ અ. ૨૮૦ )

**અપીલ**--ઓ. ૪૩ રૂ. ૧ ( ક ) પ્રમાણે જે હુકમોથી હરકતો ના મંજુર કરેલી હોય તે હુકમો ઉપર અપીલ ચાલે છે.

એકાદા પક્ષકાર થવાને કરેલી અરજી ના મંજુર કર્યાના હુકમ ઉપર આ રૂલ પ્રમાણે કાંઇ અપીલ નથી ( લલીતમોહન વી. સેબકચંદ ( ૧૮૯૯ ) ૪ ક. વી. નો. ૪૦૩ ) પણ સને ૧૮૮૨ના એકટ ૪ ની ક. ૮૬ પ્રમાણે હુકમનામું કરેલું હોય તો તેમાં મરનારના વારસ વકીલ તરીકે દાખલ થવાની અરજી આ રૂલ પ્રમાણે કહાડી નાંખેલી હોય તો તે કહાડી નાંખ્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે કારણ કે તે હુકમ ક. ૪૭ પ્રમાણે છે માટે ક. ૨ ના હેતુ પ્રમાણે તે એક હુકમનામું છે ( ઇંદુમતી વી. ગયાપ્રસાદ ( ૧૮૯૭) ૧૯ અ. ૧૪૨ ). આ રૂલ પ્રમાણે એકાદા પ્રતીવાદીની હરકત મંજુર રાખ્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી તેમ તે હુકમ એક હુકમનામુ નથી ( લલીત મોહનરાય વી. સેબકચંદ ચોધરી ( ૧૮૯૯) ૪ ક. વી. નો. ૪૦૩; તેજસીંગ વી. છબીલરામ ( ૧૯૦૨ ) ૨૪ અ. ૩૪૨ ) મરનાર એકલા અપીલવાળાના એસાઇની તરીકે કામમાં દાખલ થવાને દાવો રાખનાર શખસની અરજી નામંજુર કર્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી (જમનાબીબી વી. જાહુ (૧૯૦૨) ૨૪ અ. ૫૧૨).

આ ઓરડર અપીલોને લાગુ પડશે.

**૧૧.** આ ઓરડર અપીલોને લાગુ કરતી વખતે, બનતાં સુધી, "વાદી" એ શબ્દમાં અપેલેન્ટનો અને 'પ્રતિવાદી એ શબ્દમાં' 'રીસ્પોન્ડેન્ટનો અને' 'ફરિયાદ' એ શબ્દમાં "અપીલ" નો સમાવેશ થાય છે એમ સમજવું. **કલમ નવી**

આ ઓરડર ચાલતાં કામને લાગુપડવાબાબત.

**૧૨.** કાનુનો ૩, ૪ તથા ૮ માંનો કોઈ પણ ઠરાવ હુકમનામાની અથવા હુકમની બજાવણીમાં ચાલતા કામને લાગુ પડશે નહીં. **કલમ નવી**

**ટીકાઃ**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

જુના કાયદા પ્રમાણેના ઠરાવો તેથી મંજુર રાખવામાં આવેલા છે.

## ઑર્ડર ૨૩ મો.

### ફરિયાદો કાઢી લેવા તથા માંડીવાળવા વિશે.

ફરિયાદ કાઢી લેવા અથવા દાવાનો કાંઇ ભાગ મુકી દેવા બાબત.

**૧.** (૧) ફરિયાદ કર્યા પછી કોઇ પણ વખતે વાદી સઘળા અથવા કોઈ પણ પ્રતિવાદી ઉપરની ફરિયાદ કાઢી લેવાને અથવા પોતાના દાવાનો કાંઈ ભાગ છોડી દેવાને મુખત્યાર છે. **કલમ ૩૭૩**

(૨) જ્યારે કોરટની ખાતરી થાય કે—

(અ) રીતીસર કરવામાં કંઇ ખામી હોવાને લીધે ફરિયાદ નિષ્ફળ થવી જોઇએ, અથવા

(બ) વાદીને ફરિયાદના વિષય સારૂ અથવા દાવાના ભાગ સારૂ નવી ફરિયાદ આણવાની છુટ આપવાનાં પુરતાં કારણ છે, ત્યારે

કોરટ પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરીને એવી ફરિયાદના વિષયના અથવા દાવાના એવા ભાગના સંબંધમાં નવી ફરિયાદ આણવાની છુટ આપીને વાદીને તે ફરિયાદ કાઢી લેવાની અથવા એવો ભાગ છોડી દેવાની રજા આપવાને મુખત્યાર છે.

(૩) પેટા કાનુન (૨) માં કહેલી રજા શિવાય વાદી ફરિયાદ કાઢી લે અથવા પોતાના દાવાનો કંઇ ભાગ છોડી દે ત્યારે, કોરટ ઠરાવે તે ખરચનો તે જવાબદાર થશે, અને તેજ વિષય સંબંધી અથવા તેજ ભાગ સંબંધી નવી ફરિયાદ આણવાનો તેને પ્રતિબંધ થશે.

(૪) ઘણા વાદીઓમાંના એકને બીજા વાદીઓની સંમતિ શિવાય તે ફરિયાદમાંથી નિકળી જવા દેવાનો આ કાનુનની કોઇ વાતથી કોરટને અખત્યાર મળે છે એમ સમજવું નહીં.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૭૩.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો કો. ને લાગુ છે.

**"ફરીયાદ કર્યા પછી કોઇ પણ વખતે."**—આ શબ્દો ઉપરથી ગર્ભીત રીતે એવું સમજાય છે કે ફરીયાદ પાછી ખેંચી લેવાની પરવાનગી હરકોઇ અસલ કોરટ અથવા અપીલ કોરટ આપી શકે છે. જયારે વાદીએ મીલકતનો કબજો લેવાને દાવો કરેલો હતો તેમાં જો કે તે મીલકતના એક ત્રતીયાંસ ભાગ ઉપર તે પોતાનો હક શાબેત કરી શકયો હતો, પણ બધી મીલકત ઉપર તે પોતાનો હક શાબેત કરી શકયો નહી તેથી તે દાવો કહાડી નાંખવામાં આવ્યો અને તે હુકમનામામાં ઠરાવ્યું હતું કે તે બીજો દાવો લાવી શકે છે તોપણ, તે ત્રીજા હીસ્સા બાબત તે હુકમનામાથી "રેસજયુડીકેટા" થાય છે ( સુખલાલ વી. ભીખી (૧૮૮૯) ૧૧ અ. ૧૮૭). પરીશીષ્ટ ૨ ની કલમ ૨૦ પ્રમાણે કોરટની દરમીયાનગીરી વીના લવાદે કરેલો ફેંસલો કોરટમાં ફાઇલ કરવાની અરજી ફેંસલો આપવામાં આવે અને હુકમનામું તૈયાર કરવામાં આવે તે પહેલાં કોઇ પણ વખતે પાછી ખેંચી લેઇ શકાય છે ( ગોરીશંકર વી. મેહાકુંવર ( ૧૯૦૪ ) ૩૧ ક. ૫૧૬ ). જો પહેલા દાવાનું ખરચ આપવાની મુદત ઠરાવેલી ના હોય તો, તે ખરચ આપ્યા વીના બીજો દાવો કરવામાં આવે તો અવશ્યે કરીને બરોબર નથી એવું નથી. પાછળથી તે ખરચ આપવામાં આવે તો તેથી ગેરશીરસ્તે થએલી હકીકત દુરસ્ત થાય છે ( અબદુલ આઝીઝ વી. ઈબ્રાહીમ મોલા ( ૧૯૦૪ ) ૩૧ ક. ૯૬૫ ).

દક્ષણના ખેડુતના બચાવના એકટ પ્રમાણે કામના કાગળો મંગાવીને તે તપાસવાનો સ્પેશીયલ જડજને મર્યાદા સાથેનો અખત્યાર છે. ઠરાવ્યું છે કે ફરી તપાસણી કરવાની અરજી ઉપરથી જો હકુમત માલુમ પડતી ના હોય તો, તે કામ પાછું ખેંચી લેવાને તે પરવાનગી આપી શકતા નથી.

**પાછો ખેંચી લેવાની પરવાનગી આપતા પહેલાંની શરત.**—એકાદો વાદી દાવો પાછો ખેંચી લેવાને માગતો હોય અને ફરીથી તેજ બાબત દાવો કરવાની પરવાનગીનો હોય તો તેજ કામમાં ફક્ત કોરટ વાદીને માટે કાંઇ શરત ઠરાવી શકે છે ( હાલદારશાહા વી. જમનાદાસ (૧૮૯૫) ૧૭ અ. ૧૫૬, પા. ૧૬૧ ).

જ્યારે અમુક મુદતમાં ખર્ચ આપવાની શરતથી પરવાનગી આપેલી હોય ત્યારે કોર્ટ તે મુદત વધારી શકે છે ( પીરીયા વી. હરાપાન ( ૧૯૦૬ ) ૨૯ મ. ૩૭૦ ) પણ જો તે હુકમ પ્રમાણે ચાલવામાં આવેલું ના હોય તો, બીજો દાવો કાહાડી નાંખવો જોઇએ ( હરીનાથ વી. સૈયદ ( ૧૯૦૬ ) ૧૦ ક. વી. નો. ૮; ૨ ક. લા. જે. ૪૮૦ ).

**પરવાનગી આપેલી તે**--જે દસ્તાવેજના આધારથી દાવો કરવામાં આવેલો તે દસ્તાવેજ રજીસ્ટર કરાવવાને વાદીઓ મરજી રાખતા હતા તો તે માટે પરવાનગી આપેલી હતી ( ગીશરદેવીપ્રસાદ વી. બાગદેન ( ૧૮૭૩ ) ૫ અ. હા. કો. ૧૧૬ ); અથવા સુનાવણી સારૂ ઠરાવેલી મુદતની અંદર તેઓ પૂરાવ આપી શકયા ના હોય ( પરેશનારાયણ વી. શરત સુંદ્રી ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૧૦૦ ) જ્યારે અસલ કોરટે અગત્યનો પુરાવ ખોટી રીતે દાખેલ કરેલો હોય ( ગ્રેગરી વી. દુલીચંદ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ઓ. જે. એપ. ૧૭ ); જ્યારે વાદીનો ફાળા બાબતનો દાવો સારો હોય અને તે રકમ શાબેત કરવાને સરસમાં સરસ પુરાવ આપવામાં આવેલો ના હોય ( ખાતુમકુંવર વી. હરદુનનારાયણ (૧૮૭૩) ૨૦ વી. રી. ૧૬૩ ); અથવા જ્યારે દાવાનું રૂપ બરોબર ના હોય ( જગતનાથ વી. બોહીમુલ્લા ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૧૬૪ ); અથવા ખોટી રીતે સામેલ કરવાના કારણથી દાવો બરોબર ના હોય ( ગણુશી વી. ખેરાતી ( ૧૮૯૪ ) ૧૬ અ. ૨૭૯ ) તો પરવાનગી આપવામાં આવે છે, પણ જો ગુણદોશ ઉપરથી દાવો નીશફળ થવો જોઇએ, તેવી હકીકત હોય તે વખતે જુદો નીયમ છે ( ઝાહુરૂનીશા વી. ખુદાયાર ( ૧૮૮૦ ) ૩ અ. ૫૨૮ ).

દાવો પાછો ખેંચી લેવાની અરજી આખરનો હુકમ કરતા પહેલાં હરકોઇ વખતે વાદી પાછી ખેંચી લેઇ શકે છે ( રામભરસલાલ વી. ગોપીબીબી ( ૧૮૭૪ ) ૬ અ. હા. કો. ૬૬; પણ જુઓ સમશેર બાહાદુર વી. મહમદઅલ્લી ( ૧૮૬૭ ) ૨ આગ્રા. ૧૫૮ ).

એવું ઠરાવેલું છે કે કેટલાક વાદીઓમાંના એક વાદીને બીજો દાવો કરવાના અખત્યાર વીના જો કે બીજા સહવાદીઓ કબુલ કરતા ના હોય તોપણ, દાવો ખેંચી લેવાની પરવાનગી કોરટ આપવાને મુખત્યાર છે ( મહમાયા ચોધરણ વી. દુરગાચરણ શાહા (૧૮૮૧) ૯ ક. લા. રી. ૩૩૨ ).

**સ્મોલકોઝ કોરટ.**—નવી તપાસ કરવાની અરજી મંજુર કરીને સ્મોલ કોઝ કોરટ આ રૂલ પ્રમાણે એકાદો હુકમ કરી શકે છે ( જદુમણી વી. રામકુમાર ચક્રવર્તી ( ૧૯૦૨ ) ૨૯ ક. ૨૩૯ ).

**પરવાનગી આપવામાં આવેલી નહી તે.**—સને ૧૮૯૩ માં વાદીએ પ્રતીવાદીઓ પાસેથી કબજો છોડાવવાનો દાવો કર્યો, એવું કહીને કે કાલીકટના માજી ઝેમોરીન પાસેથી સને ૧૮૮૦ માં પટે લેવાથી તે તકરારી જમીન મારા કબજામાં હતી. સને ૧૮૯૨ માં એક દસ્તાવેજ લખી આપવામાં આવેલો તેના આધારથી વાદી પોતાનો હક રાખે છે. તે આપનારના મરણ પછી તે દસ્તાવેજ બંધનકારક નથી એવી હકીકત લેવામાં આવેલી હતી, તેથી વાદી ફરીથી દાવો કરવાની પરવાનગી વીના વાદીએ પોતાનો દાવો પાછો ખેંચી લીધો. ત્યાર

પછી તેણે હાલના ઝેમોરીન પાસેથી તેનો દસ્તાવેજ લખાવી લીધો અને તે પ્રતીવાદીઓ પાસેથી કબજો છોડાવવાને તેણે ફરીથી દાવો કરયો. ઠરાવ્યું છે કે આ રૂલ પ્રમાણે બીજો દાવો ચાલવા લાયક નથી ( અચ્યુત મેનન વી. અચ્યુત નાયર (૧૮૯૮) ૨૧ મ. ૩૫). જે રૂપમાં પહેલો દાવો કરેલો હતો તે કાહાડી નાંખવાથી તેથી ફરીથી દાવો કરવાની પરવાનગી આપેલી થતી નથી ( ગણેશ વી. કાળકા (૧૮૮૩) ૫ અ. ૫૯૫) અને જ્યારે પરવાનગી આપેલી ના હોય ત્યારે કોરટ તે દાવો ખરચ સાથે કાહાડી નાંખી શકે છે ( હુસેનીબીબી વી. પેરીઅનમ (૧૮૬૮) ૧ બં. લુ. રી. ઓ. સી. ૪૫). કાંઇક સાંકીત ખામીથી પ્રથમનો દાવો નીશફળ થાય તેવું હોય તેથી પ્રથમ પોતાના હકના ગુણદોશ ઉપર નીરણય કરવામાં આવેલો ના હોય તેથી તે બાબત ઇનસાફ કરાવવાને બીજી વખત વાદી કોરટમાં આવે તે સારૂ તે આ ઓરડરમાં જે રીતી ઠરાવેલી છે તેજ માત્ર છે, એમ નથી ( મહમદ સાલામ વી. નાબીયન બીબી ( ૧૮૮૬ ) ૮ અ. ૨૮૨ ). જ્યારે પક્ષકારોએ એકઠી એક એવી અરજી આપેલી હોય તો દાવો કાહાડી નાંખવો જોઇએ તેથી તે કાહાડી નાંખવામાં આવેલો હતો, ત્યારે ઠરાવેલું છે કે ફરી દાવો કરવાની પરવાનગી વીના તે વાદીએ પોતાનો દાવો પાછો ખેંચી લીધો છે, એમ સમજવું જોઇએ. ( ગુલકંદાલાશ વી. મણીલાલ ( ૧૯૦૧ ) ૨૩ અ. ૨૧૯ ). વહેંચણ બાબતના એક દાવામાં પ્રતીવાદીના જે હકો બીજી રીતે થઇ શકે નહીં તે હકો વાદીના આપવાથી પ્રતીવાદીઓએ મેળવેલા હતા તો પાછળથી અપીલ કોરટમાં દાવો પાછો ખેંચી લેઇને વાદીએ તે આપેલા હકો રદ કરી શકતો નથી ( સત્યભામા બાઇ વી. ગણેશ (૧૯૦૫) ૨૯ મું. ૧૩ ).

**બાબત.**—આ શબ્દનો હેતુ મીલકત બાબતનો નથી, પણ મીલકત સબંધી જે હકનો અમલ કરવાને માગેલું હોય તે છે. જ્યારે એક વાદીએ મજીઆરી મીલકતની વહેંચણ કરાવવાને દાવો કરેલો, પણ કોરટની પરવાનગી લીધા વીના તેણે તે પાછો ખેંચી લીધેલો, પણ પાછળથી તેનો કબજો લેઇ લેવામાં આવ્યો તેથી તે કબજો લેવાને દાવો કરી શકે છે ( ગોપાળચંદ્ર બેનરજી વી. પુર્ણચંદ બેનરજી (૧૮૯૭) ૨ ક. વી. નો. ૨૮૭ ).

**લવાદી.**—એક કામ લવાદી ઉપર મોકલેલું હોય અને લવાદ પાસેથી તે પાછું ખેંચી લીધું ના હોય તો એકતરફી તે પાછું ખેંચી લેવાની પરવાનગી વાદીને આપવાની કોરટની હકુમત નથી ( ટેખીચર્ણ વી. બીપ્રપ્રસાદ ( ૧૯૦૨ ) ૭ ક. વી. નો. ૧૮૬ ).

**આ રૂલ લાગુ થાય છે**—વાવ્ય પ્રાંતમાં સાથના દાવાને આ રૂલ લાગુ થાય છે ( માધો પ્રકાશ વી. મુર્લી ( ૧૮૮૩ ) ૫ અ. ૪૦૬ ); અને બજાવણીના કામને પણ લાગુ થાય છે ( સરજુ વી. સીતારામ ( ૧૮૮૮ ) ૧૦ અ. ૭૧. તે પ્રમાણે નથી—રાધાકીશન વી. રાધાપ્રસાદ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૫૧૫; ઠકર પ્રસાદ વી. ફકીરૂલ્લા ( ૧૮૯૫ ) ૧૭ અ. ૧૦૬ લા. રી. ૨૨ ઇ. અ. ૪૪; બંદો બીહારી વી. નીલમાધબ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૬૩૫; લક્ષ્મી નરસીંહ વી. અયાના ( ૧૮૯૨ ) ૧૫ મા. ૨૪૦ ).

આ રૂલ ક. ૧૪૧ સાથે વાંચતાં નાદારીના કામોને લાગુ થાય છે ( હેદરશા વી. જમનાદાસ ( ૧૮૯૫ ) ૧૭ અ. ૧૫૬; પા. ૧૬૧ ).

**આ રૂલ લાગુ થતુ નથી**—જો દાવો તેનાતેજ પક્ષકારો ઉપરના હોય તો તે લાગુ થતુ નથી ( લખોદાસુંદરી વી. રામચર્ણ ( ૧૮૮૨ ) ૧૧ ક. લા. રી. ૧૫૪; ૮ ક. ૮૭૧ ), અને દાવાના કારણો જુદાં જુદા હોય તો તે લાગુ થતુ નથી ( ગોપાળચંદ્ર વી. પુર્ણચંદ્ર (૧૮૯૫)

પછી તેણે હાલના ઝેબોરીન પાસેથી તેનો દસ્તાવેજ લખાવી લીધો અને તે પ્રતીવાદીઓ પાસેથી કબજો છોડાવવાને તેણે ફરીથી દાવો કરયો. ઠરાવ્યું છે કે આ રૂલ પ્રમાણે બીજો દાવો ચાલવા લાયક નથી ( અચ્યુત મેનન વી. અચ્યુત નાયર (૧૮૯૮) ૨૧ મ. ૩૫). જે રૂપમાં પહેલો દાવો કરેલો હતો તે કાહાડી નાંખવાથી તેથી ફરીથી દાવો કરવાની પરવાનગી આપેલી થતી નથી ( ગણેશ વી. કાળકા (૧૮૮૩) ૫ અ. ૫૯૫) અને જ્યારે પરવાનગી આપેલી ના હોય ત્યારે કોરટ તે દાવો ખરચ સાથે કાહાડી નાંખી શકે છે ( હુસેનીબીબી વી. પેરીઅનમ (૧૮૬૮) ૧ બં. લુ. રી. ઓ. સી. ૪૫). કાંઇક સાંકીત ખામીથી પ્રથમનો દાવો નીશફળ થાય તેવું હોય તેથી પ્રથમ પોતાના હકના ગુણદોશ ઉપર નીરણય કરવામાં આવેલો ના હોય તેથી તે બાબત ઇનસાફ કરાવવાને બીજી વખત વાદી કોરટમાં આવે તે સારૂ તે આ ઓરડરમાં જે રીતી ઠરાવેલી છે તેજ માત્ર છે, એમ નથી ( મહમદ સાલામ વી. નાબીયન બીબી ( ૧૮૮૬ ) ૮ અ. ૨૮૨ ). જ્યારે પક્ષકારોએ એકઠી એક એવી અરજી આપેલી હોય તો દાવો કાહાડી નાંખવો જોઇએ તેથી તે કાહાડી નાંખવામાં આવેલો હતો, ત્યારે ઠરાવેલું છે કે ફરી દાવો કરવાની પરવાનગી વીના તે વાદીએ પોતાનો દાવો પાછો ખેંચી લીધો છે, એમ સમજવું જોઇએ. ( ગુલકંદાલાશ વી. મણીલાલ ( ૧૯૦૧ ) ૨૩ અ. ૨૧૯ ). વહેંચણ બાબતના એક દાવામાં પ્રતીવાદીના જે હકો બીજી રીતે થઇ શકે નહીં તે હકો વાદીના આપવાથી પ્રતીવાદીઓએ મેળવેલા હતા તો પાછળથી અપીલ કોરટમાં દાવો પાછો ખેંચી લેઇને વાદીએ તે આપેલા હકો રદ કરી શકતો નથી ( સત્યભામા બાઇ વી. ગણેશ (૧૯૦૫) ૨૯ મું. ૧૩ ).

**બાબત.**—આ શબ્દનો હેતુ મીલકત બાબતનો નથી, પણ મીલકત સબંધી જે હકનો અમલ કરવાને માગેલું હોય તે છે. જ્યારે એક વાદીએ ભગીઆરી મીલકતની વહેંચણ કરાવવાને દાવો કરેલો, પણ કોરટની પરવાનગી લીધા વીના તેણે તે પાછો ખેંચી લીધેલો, પણ પાછળથી તેનો કબજો લેઇ લેવામાં આવ્યો તેથી તે કબજો લેવાને દાવો કરી શકે છે ( ગોપાળચંદ્ર બેનરજી વી. પુર્ણચંદ્ર બેનરજી (૧૮૯૭) ૨ ક. વી. નો. ૨૮૭ ).

**લવાદી.**—એક કામ લવાદી ઉપર મોકલેલું હોય અને લવાદ પાસેથી તે પાછું ખેંચી લીધું ના હોય તો એકતરફી તે પાછું ખેંચી લેવાની પરવાનગી વાદીને આપવાની કોરટની હકુમત નથી ( ટેખીચર્ણ વી. બીપ્રપ્રસાદ ( ૧૯૦૨ ) ૭ ક. વી. નો. ૧૮૬ ).

**આ રૂલ લાગુ થાય છે**—વાવ્ય પ્રાંતમાં સાથના દાવાને આ રૂલ લાગુ થાય છે ( માધો પ્રકાશ વી. મુર્લી ( ૧૮૮૩ ) ૫ અ. ૪૦૬ ); અને બજાવણીના કામને પણ લાગુ થાય છે ( સરજુ વી. સીતારામ ( ૧૮૮૮ ) ૧૦ અ. ૭૧. તે પ્રમાણે નથી—રાધાકીશન વી. રાધાપ્રસાદ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૫૧૫; ઠકર પ્રસાદ વી. ફકીરઉલ્લા ( ૧૮૯૫ ) ૧૭ અ. ૧૦૬ લા. રી. ૨૨ ઇ. અ. ૪૪; બંદો બીહારી વી. નીલમાધબ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૬૩૫; લક્ષ્મી નરસીંહ વી. અયાના ( ૧૮૯૨ ) ૧૫ મા. ૨૪૦ ).

આ રૂલ ક. ૧૪૧ સાથે વાંચતાં નાદારીના કામોને લાગુ થાય છે ( હેંદરશા વી. જમના દાસ ( ૧૮૯૫ ) ૧૭ અ. ૧૫૬; પા. ૧૬૧ ).

**આ રૂલ લાગુ થતુ નથી**—જો દાવો તેનાતેજ પક્ષકારો ઉપરના હોય તો તે લાગુ થતુ નથી ( લખોદાસુંદરી વી. રામચર્ણ ( ૧૮૮૨ ) ૧૧ ક. લા. રી. ૧૫૪; ૮ ક. ૮૭૧ ), અને દાવાના કારણો જુદાં જુદા હોય તો તે લાગુ થતુ નથી ( ગોપાળચંદ્ર વી. પુર્ણચંદ્ર (૧૮૯૫)

૪ ક. વી. નો. ૧૧૦ ); સને ૧૮૫૯ ના એકટ ૧૦ પ્રમાણે સાંથના દાવાને તે લાગુ થતુ નથી (રાધામાધબ સંત્રા વી. લખીનારાયણરાય (૧૮૯૪) ૨૧ ક. ૪૨૮; મોકંદ બલવકર વી. ભગવાનચંદ્રદાશ ( ૧૮૯૪ ) ૨૧ ક. ૫૧૪ ); તેમ બંગાળાના પટાના એકટની ક. ૧૦૪ પ્રમાણે ચાલેલા કામોને તે લાગુ થતુ નથી (જનારદન વી. બારકલી (૧૯૦૦) ૫ ક. વી. નો. ૧૪૦; મધુસુદન વી. પાંચકારી (૧૮૬૭) ૭ વી. રી. ૩૦૨; બીરચંદ્ર વી. તારીણીચંદ્ર ૧૧ વી. રી. ૪૬; રામનાથ વી. જયકીશન (૧૮૬૯) ૧૧ વી. રી. ૩; પણ જુઓ, વુમાનાથરાય વી. શ્રીનાથ (૧૮૭૧) ૧૫ વી. રી. ૨૫૦ ).

**હાઇકોરટને રેફરંશ**—હાઇકોરટનો અભીપ્રાય થાય તે પ્રમાણે ચાલવાની શરતે સ્મોલ કોઝ કોરટે વાદીનુ હુકમનામુ કરેલુ હતુ હાઇકોરટે ઠરાવ્યું કે કોરટની રૂબરૂ જે દાવા અરજી છે તે ઉપરથી વાદી લેઇ શકતો નથી. ત્યાર પછી તે સ્મોલકાઝ કોરટના જડજે ફરીથી દાવો કરવાની છુટ સાથે તે દાવો પાછો ખેંચી લેવાને પરવાનગી આપી. ઠરાવ્યું છે કે તે જડજ પ્રતીવાદીના લાભમાં ફેંસલો કરવાને બંધાએલા હતા ( યુલ અને કંપની વી. મહમદહોસેન (૧૮૯૭) ૨૪ ક. ૧૨૯ ).

**હુકમનુ રૂપ**—કાહાડી નાખવાનો હુકમ કરવામાં આવે તે યોગ્ય હુકમ નથી, પણ ખરચ અથવા કોરટની નજરમાં યોગ્ય આવે તે પ્રમાણે બીજી રીતે તેની તેજ બાબત નવો દાવો કરવાની છુટ સાથે અરજદારને દાવો પાછો ખેંચી લેવાની પરવાનગી આપવાનો છે ( ડોસેટ વી. વીઇઝ (૧૮૬૪) ૧ વી. રી. ૩૨૨; અને જુઓ ગ્રેગરી વી. દુલેચંદ (૧૮૭૦) ૧૪ વી. રી. ઓ. જે. એપ. ૧૭ ના ઠરાવમાં તે રૂપ); અને જ્યારે નવો દાવો કરવાની છુટ સાથે દાવો કાહાડી નાખેલો હોય ત્યારે અપીલ કરવાથી તે ફેસલો રદ કરવામાં આવે છે ( જનવારીદાસ વી. મહમદ (૧૮૮૭) ૯ અ. ૫૯૦ ).

જ્યારે એક અપીલ કોર્ટે અપીલ ઉપરથી ફેસલો કરવાને બદલે અપીલવાળાને એક નવો દાવો કરવાને બતાવેલુ હોય અને તે હુકમ બરોબર હોય કીંવા નહી પણ જો પક્ષકારોએ તે કબુલ કરેલો હોય તો, તેમને તે બંધનકારક છે ( રજીબ સારખેલ વી. નીલમોનીસીંગદેવ (૧૮૭૩) ૨૦ વી. રી. ૪૪૦ )

**હુકમનો હેતુ.**—એક દાવામાં દાવાના કારણથી ઉત્પન્ન થતા દાવાનો એક ભાગ માગેલો નથી તેથી તે ભાગ સુધાંતનો નવો દાવો કરવાને તે દાવો પાછો ખેંચી લેવામાં આવેલો હતો. ઠરાવ્યું છે કે તે વધારાના દાવાના ભાગને સને ૧૮૫૯ ના એકટ ૮ ની ક. ૭ થી હરકત થએલી નથી (ઇલાહીબક્ષ વી. ઇમામબક્ષ (૧૮૭૬) ૧ અ. ૩૨૪ વળી જુઓ લંડન, મુંબાઇ અને મેડીટરેનીયનબેન્ક વી. બરજોરજી (૧૮૮૫) ૯ મું. ૩૪૬ ) એક હુકમનામાની બજાવણીમાં અમુક મીલકત વેચાવવાનો હક ઠરાવવાને એક દાવો કરેલો હતો, પણ તે દાવો ફરીથી દાવો કરવાની પરવાનગી વીના પાછો ખેંચી લીધો હતો તેમાં ઠરાવ્યું છે કે એક બીજા હુકમનામાની બજાવણીમાં તેની તેજ મીલકત વેચવા બાબતનો બીજો દાવો ચાલવાને હરકત નથી, કારણ કે તેની તેજ બાબત તે બીજો દાવો નથી ( કામીનીકાંતરાય વી. રામનાથ ચકરબતી (૧૮૯૪) ૨૧ ક. ૨૬૫; ગોપાળચંદ્ર વી. પુર્ણચંદ્ર (૧૮૯૯) ૪ ક. વી. નો. ૧૧૦ ) જ્યારે પરવાનગી સાથે દાવો પાછો ખેંચી લીધેલો હોય તો જાણે તે દાવો કરેલો ના હોય અને જે સ્થીતીમાં પક્ષકારો હોય તે સ્થીતીમાં તે પક્ષકારો પાછા આવે છે એક વાદીએ આ રૂલ પ્રમાણે હુકમ ઠરાવેલો હતો તેથી જે દાવે પાછા ખેંચી લીધેલા દાવામાં માગેલી ન

૨થી આ રૂલ પ્રમાણેની અરજી મંજુર કરવાના હુકમ બાબત કાંઇ કારણો બતાવ્યા વીના તે મંજુર કરેલી હોય ત્યારે ઠરાવ્યું છે કે કલમ ૧૧૫ પ્રમાણે તે કોરટે ભારે ગેરશીરસ્તે કરેલું છે ( તીરૂપતી વી. મતુ (૧૮૮૮) ૧૧ મ. ૩૨૨ ).

મુદત —અપીલના પ્રતીવાદીએ હરકત ફાઇલ કરયા પછી એક અપીલ પાછી ખેંચી લેવાને પરવાનગી આપેલી હોય તો, તેથીજ અપીલના પ્રતીવાદી અપીલ કરવાની મરજી રાખતો હોય તો તેના લાભમાં અપીલની મુદત વધારવાનું પુખ્ત કારણ થતું નથી ( ગૌરહરી વી. પ્રાણનાથ (૧૮૮૨) ૧૨ ક. લા. રી. ૩૯૫ ).

૨. તરત ઉપરની કાનુન પ્રમાણે રજા મળ્યાથી કોઇ નવી ફરિયાદ કરવામાં આવે તેમાં જાણે પ્રથમની ફરિયાદ આણીજ ન હોતી તે રીતે, મુદતનો કાયદો વાદીને લાગુ પડશે. કલમ ૩૭૪

પહેલી ફરિયાદથી મુદતના કાયદાને અસર થતી નથી.

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૩૭૪.**

ટીકા—આ રૂલ બજાવણીના કામને લાગુ છે ( મરજુપ્રસાદ વી. સીતારામ (૧૮૮૮) ૧૦ અ. ૭૧ ); તેમ નથી ( તારાચંદ મેગરાજ વી. કાશીનાથ (૧૮૮૯) ૧૦ મુ. ૬૨ ).

એક દાવાના પક્ષકારો એક લખેલો કરાર યોગ્ય રીતે રજીસ્ટર કરાવીને કરેલો હતો. તેથી તે દાવો વાદીએ પાછો ખેંચી લેવાનો અને તે કરારમાં બતાવેલી મીલકત તે દાવાનુ સમાધાન કરી ખરીદ કરવાને વાદીએ કબુલ કરેલુ હતુ. તે કસર તે કામમાં દાખલ કરેલો નહોતો. વાદીએ પોતાનો દાવો ચલાવીને એક હુકમનામું કરવ્યુ અને તે મીલકત વેચાવી અને વધારાની બજાવણીમાં વેચાવી. પ્રતીવાદીએ અપીલ કરી પણ તે કાહાડી નાંખવામાં આવી એવા કારણથી કે તે દાવાનો આખર નીકાલ કરીને એવો તે કરાર કરેલો નથી કે જેથી તે દાવો ચલાવવાને અટકાવ થાય તેથી પ્રતીવાદીએ એ વીશેશ રીતે અમલ કરાવવાનો દાવો કર્યો પણ તેનો દાવો એકટ ૮ ની ક. ૨ પ્રમાણે કાહડી નાંખવામાં આવ્યો પછી આખરે તેણે જે મીલકતને કરારમાં બતાવેલી નહી તે મીલકના વેચાણ થએલા નુકશાન બાબત દાવો કર્યો તેમાં ઠરાવ્યુ છે કે તે નુકશાન લેવાનો તેનો હક છે ( મોટાવેંકટ ચેલાસામી વી. ક્રીશ્નસ્વામી (૧૮૭૪) ૮ મ. હા. કો. ૧ )

તે રૂલનો પરીણામ એવો છે કે તે બીજો દાવો જાણે પહેલો દાવો હોય તે પ્રમાણે મુદત લાગુ થાય છે ( વરજલાલ વી. શામેશ્વર (૧૯૦૫) ૨૯ મું. ૨૧૯; ૭ મુ. લા.રી ૫૦)

૩. જ્યારે કોરટની ખાતરી થાય એવી રીતે શાબિત થાય કે કોઇ પણ કાયદેસર કરારનામું અથવા સમજુત કરીને કોઇ ફરિયાદનો તમામ અથવા થોડા ઘણો તોડજોડ થયો છે અથવા પ્રતવાદી ફરિયાદના તમામ કે થોડા ઘણા વિષય સંબંધી વાદીનું મન મનાવે, ત્યારે તે કરારનામું, સમજુત અથવા મન મનાવવું હકીકત-માં દાખલ કરવાનો કોરટે હુકમ કરવે. અને ફરિયાદને લાગુ પડે તેટલું તેમાં જે હોય તે પ્રમાણે હુકમનામું કરવું. કલમ ૩૭૫

ફરિયાદો માંડીવાળવાનું.

### સને ૧૮૮૨ના એકટ ૧૪ની કલમ ૩૭૫

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ થાય છે

**એવી રીતે સાબેત થાય.**—આ શબ્દો નવા છે અને તેથી એકાદા તકરારી તોડ જોડની તજવીજ કરવાનો અને કામમાં દાખલ કરવાનો કોરટનો અખત્યાર કબુલ કરવામાં આવેલો છે ( સાભીબાઇ વી. પ્રેમજીપ્રાગજી ( ૧૮૯૬ ) ૨૦ મું. ૩૦૪ ).

**ગીરો**—સને ૧૮૮૨ના એકટ ૪ ની ક. ૮૩ પ્રમાણે ચાલેલા કામને આ રૂલ લાગુ કરી શકાતુ નથી ( તાત્યા વી. પીચાયા ( ૧૮૯૦ ) ૧૩ મ. ૩૧૬ ) જે કામોમાં પક્ષકારોએ સમાધાન કરવાને કબુલ કરેલુ હોય પણ પાછળથી તે તુટી પડેલુ હોય તે બાબત ખુલાશો કરવાને આ રૂલથી ઇરાદો રાખેલો છે. તે દાવો દાખલ કર્યા પછી પક્ષકારોની વચમાં એક કાયદેસર સમાધાન થએલુ છે કીંવા નહી તેનો નીર્ણય કરવાનો વધારાનો ઇસ્યુ કાહાડવાને અસલ કોરટને અખત્યાર છે ( આપાસામી નાયકણુ વી. વરદાચારી ( ૧૮૯૧ ) ૧૫ મ. ૪૧૫ )

**બંગાળાના પટાના એકટ.**—આ એકટની ક. ૯૩.પ્રમાણેની અરજીને આ રૂલ લાગુ થતુ નથી અને કોરટની નજરમાં જરૂરતું છે એવું આવે નહિ તો કબુલતથી એકાદો વહીવટદાર નીમી શકાતો નથી ( કાલી વી. પાર્બતી ( ૧૯૦૬ ) ૪ ક. લા. જે. ૫૬૪ )

**હિંદુસ્તાનના છેઠા છુટકા કરવાનો એકટ**—હિંદુસ્તાનના છેડા છુટકાના સને ૧૮૬૯ના એકટ ૪ પ્રમાણે છેડો છુટકો કરવા બાબતના એક દાવામાં સમાધાન કરવા વીશે જુઓ ( કલી. વી. કલી ( ૧૮૮૮ ) ૧૦ અ. ૫૫૫ ).

**પ્રોબેટ.**—પક્ષકારોની ફક્ત કબુલત ઉપરથી કોઇ પ્રોબેટ આપી શકાતું નથી ( મન મોહીનીગુહા વી. બગચંદ્ર ( ૧૯૦૩ ) ૮ ક. વી. નો. ૧૯૭;

**કયારે સંપુર્ણ થાય છે.** સદર દીવાની અદાલતે ઠરાવેલુ છે કે તોડ જોડ દાવો ખેંચી લેવા બાબત અથવા તેવીજ બાબતના દસ્તાવેજો એકાદી દરખાસ્તથી કોઇમાં દાખલ કરેલા હોય તે કોરટની રૂબરૂ તે ઉપર હુકમ થવા અને તે કામમાં હુકમનામું કરવામાં આવે તે પહેલાં ગાડીને પોતાની જવાબદારીથી આવી હોય દરખાસ્ત પાછી ખેંચી લઇને ગુણ દોશ ઉપર ફેંસલો આપવાનુ કોરટ પાસે માગવાની સંપુર્ણ છુટ છે; અને કોરટમાં કબુલતથી જે કૃત્ય કરવામાં આવેલું હોય અને કોરટની મંજુરી પસંદગી શીવાય તે તેનો હક કોઇ બાબતથી જતો નથી ( મહેનદી અલીખાંન એસ. ડી. સંક્ષેપ ફેંસલો, તા.૨૨ મે સને ૧૮૫૧ પા. ૩૮૧) અને આ નીયમ પ્રમાણે કલકતામાં ચાલવામાં આવેલુ છે (હરસુંદરી વી.કુમારદુખીનેશ્વર (૧૮૮૫) ૧૧ ક. ૨૫૦) અને જુઓ બંધુભગત વી. શાહામહમદ (૧૮૯૨) ૧૪ અ. ૩૫૦) પણ આ નીયમ મુંબાઇ અથવા મદ્રાસમાં નથી ( રતનસી લાલજી વી. પુરીબાઇ ( ૧૮૮૩ ) ૭ મું. ૩૦૪; ગોકળદાસ મેન્યુફેક. કં. વી. સ્કોટ (૧૮૯૨) ૧૬ મું. ૨૦૨; કરૂપન વી. રામાસામી (૧૮૮૫) ૮ મ. ૪૮૨; આપાસામી વી. મનીકાય (૧૮૮૬) ૯ મ. ૧૦૩ ) અને આ નીયમ હાલ કલકતામાં નથી ( બ્રજદુર્લભ વી. રામનાથ (૧૮૯૭) ૨૪ ક. ૯૦૮; ૧ ક. વી. નો. ૫૯૭ ); પણ તે સવાલનો અરજ કરવા ઉપરથી અથવા એક દાવામાં નીરણય થયેલો હોય પણ તેમાંનો ગમે તે વીચાર ખરો હોય તોપણ તે હુકમ નીરર્થક નથી ( ગીલ્બર્ટ વી. એન્ડીન (૧૮૭૮) ૯ સી. ડી. ૨૫૯ ). જયારે પક્ષકારોએ અમુક મીલકતના ભાગ કરવાને લવાદોને સોંપેલું હોય અને તેઓએ ઠરાવ કરેલો હોય પણ તે લવાદોએ કોરટ તરફથી તે કામ મોકલ્યા વીના તે કરેલું હોય તો ઠરાવ્યું છે કે આ રૂલ પ્રમાણે જો તે કાયદેસર હોય તો દા-

વામાં ફેંસલો કરવાનો એક કરાર તરીકે તે ઠરાવ દાખલ કરી શકાય છે (લક્ષ્મણ વી. ચીં-નાથાબી (૧૯૦૧) ૨૪ મ. ૩૨૬; પ્રાગદાસ વી. ગીરધર (૧૯૦૨) ૨૬ મું. ૭૬ ).

**રૂલના ઠરાવો અવશ્યના છે.**—તે રૂલના ઠરાવો અવશ્યના છે માટે સમાધાનનો એકાદો કાયદેસર કરાર દાખલ કરવાને અને તે પ્રમાણે હુકમનામું કરવાને ફક્ત કોરટના વિચારમાં પક્ષકારોમાંના એક પક્ષકારના લાભમાં તે ઘણો છે એવું આવવાના કારણથી કોરટ ના કહી શકતી નથી ( મોતીરામ વી. એસુ (૧૮૯૮) ૨૨ મું. ૨૩૮ ).

**કેવી રીતે અમલ કરેલો તે.**—જ્યારે એકાદા દાવાનું સમાધાન કરવામાં આવેલું હોય ત્યારે વખતસર કોરટની કબુલત થાય તે પ્રમાણે યોગ્ય દસ્તાવેજ કરીને કોરટમાં દાખલ કરવા અને તે પ્રમાણે તેનો અમલ કરવો જોઇએ (અબદુલ વી. મુજદા (૧૮૭૧) ૧૬ વી. રી. પી. સી. ૨૨ ). પછી તે દાવા સબંધી જેટલો તે હોય તેટલું કોરટે હુકમનામું કરવાનું છે અને તેવું હુકમનામું આખરનું થાય છે માટે અસલ દાવાના કારણની રૂઇએ કોઇ દાવો લાવી શકાય તે પહેલાં તે રદ થવું જોઇએ. કોરટની બહાર એકાદુ સમાધાન કરેલું હોય તેથી પણ દાવાના તમામ આગળના હકો રદ કરવામાં આવેલા છે એમ ગણવું જોઇએ અને હવે પછીના હક બાબત ફક્ત આધાર તરીકે સમાધાનનો તે દસ્તાવેજ છે એમ ઠરાવવાનું છે ( અમીર બેગમ વા. તુરબેગમ (૧૮૬૬) ૧ આ. એક. બી ૧; વીશ્નુકુમાર વી. ન્યહરી ( ૧૮૬૫ ) ૨ વી. રી. ૨૦૯ ). અને એકાદા સમાધાનનો ખાસ રીતે અમલ કરી શકાય છે કારણ કે વીશેશ રીતે અમલ કરવાના એકટની ક. ૨૨ માં તેમાં હરકત થાય તેવું કાંઇ નથી ( શીબલાલ વી. બરેલીના કલેકટર (૧૮૯૪) ૧૬ અ. ૪૨૩ ). હુકમનામામાં એક વખત દાખલ કરવામાં આવે એટલે બજાવણી કરવાનો ઇલાજ છે અને એક નવો દાવો કરવાનો નથી ( લખીનારાયણ વી. રામમોહનદાસ ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૧૫૧; ૪ બં. લા. રી. એસી. ૨૦૭) અને તે રૂલના ઠરાવો પ્રમાણેનો અમલ નહિ કરવાથી પક્ષકારોને પોતાના અસલ હકો પાછા મળી શકતા નથી ( રામશાહિ વી. ધનુકવારી ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૨૬૬ ) પણ તે હુકમનામું તે સમાધાન પ્રમાણેનું હોવું જોઇએ ( મલીકા વી. જમીલા લા. રી. ઇ. અ. સુપ. વ. ૧૪૪; ( ૧૮૭૩ ) ૧૧ બં. લા. રી. ૩૭૫ ) ફક્ત તકરારી મીલકત બાબત દાવાના પક્ષકારોએ સમાધાન કરેલું એટલુંજ નહિ પણ એક બીજી મીલકત સબંધી પણ કરેલું તેથી ઠરાવામાં આવેલુ છે કે એક નવા દાવામાં તે સમાધાનનો અમલ કરવાને અટકાવ થાય તેવુ કાંઇ નથી ( ગુપ્ત નારાયણદાસ વી. બીજયસુંદરીદેબીયા (૧૮૮૮) ૨ ક. વી. નો. ૬૬૩; પરસાની વી. નારાયણી ( ૧૯૦૫) અ. વી. નો. ૧૨૮ના ઠરાવમાં તે પ્રમાણે આવવામાં આવેલુ છે) કોરટની મુકર્દમાની યાદમાં દાવો દાખલ કરેલો ના હોય તો સમાધાનની રૂઇએ કબુલતથી હુકમનામું કરી શકાતું નથી ( ટેલ વી. વાલેટા ( ૧૮૭૯ ) ૫ ક. લા. રી. ૪૬૪ ).

પક્ષકારોની કબુલતથી અને કોરટની રજાથી એકાદો વધારાનો દાવો આવી જાય તે પ્રમાણે એકાદો દાવો સુધારી શકાય છે, અને કબુલતથી અથવા સમાધાનથી અસલ માગ્યા કરતાં અસલ દાવો વધારવામાં આવે અને વધારે નાંણાની રકમનુ અથવા જમીનનું હુકમનામું મેળવવામાં આવે અથવા કરવા દેવામાં આવે તો તેથી તેમ કરવાને પક્ષકારોને અટકાવ થાય તેવું કાયદામાં કંઇ નથી ( મોહીબુલ્લા વી. ઇમામી ( ૧૮૮૭ ) ૯ અ. ૨૨૯).

**તમામ અથવા કોઇ ભાગ.**—જ્યારે સમાધાન ફક્ત હોય અને તેમાં ફરીયાદવાળા દાવાના તોડ જોડ કરતાં વધારે બહોળા હેતુવાળો એકાદો નવો કરાર તેમાં દાખલ કરેલો હોય

તો આ રૂલ પ્રમાણે તેનો અમલ કરવાને જડજ બંધાયલા નથી (ફજલેઅલી વી. કમરૂદીન (૧૮૮૬) ૧૩ ક. ૧૭૧; તો પણ જુઓ આપાસામી વી માનીકમ (૧૮૮૬) ૯ મ. ૧૦૩; અને "દાવા બહારની બાબતોની વ્યવસ્થા તે સમાધાનમાં કરવી ન જોઇએ).

**જે પક્ષકારો સામેલ થાય નહિ તે પક્ષકારોની વીરૂદ્ધ.**—એકાદુ કબુલાતથી કરેલુ હુકમનામું કામમાં જે સખસો હોય પણ સમાધાનના પક્ષકારો ના હોય અને તેમના વીરૂધ તે હુકમનામાનો અમલ કરવાને માગવામાં આવેલુ હોય તો તે તકરારનો ક. ૪૭ ના હેતુમાં સમાસ થાય છે (શંકર વી. કુમારસામી (૧૮૮૫) ૮ મ. ૪૭૩). એકાદા દાવાના પક્ષકારોએ દાવાવાળી બાબતનો એક કરાર કરીને ફડચો કરેલો હોય તો આ રૂલ પ્રમાણે કોરટ જો કરારનો એકાદો પક્ષકાર હરકત લેતો હોય તો પણ તે પ્રમાણે હુકમનામું કરવાને ફરમાવી શકે છે. બ્રજદુર્લભ વી. રામનાથ (૧૮૯૭) ૨૪ ક. ૫૦૮; ૧ ક. વી. નો. ૫૯૭).

**કાયદેસર કરાર.**—એકાદુ સમાધાન કાયદેસરના હોય તો તેની રૂએ હુકમનામું કરવાની કોરટની હકુમત નથી સુનીતી વીરૂધ કાંઇ ઠરાવ હોય જેમકે એકાદા મંદીર સાથે જોડાએલી એક નોકરી બજાવવાની હોય અને તે નોકરીનુ કામ વેચવામાં આવે તો તે નાબુદ છે માટે તેનો અમલ થતો નથી (લક્ષ્મગસ્વામી વી. રંગામા (૧૯૦૩) ૨૬ મ. ૩૧).

લવાદ તરફ મોકલવાનો કરાર તે આ રૂલ પ્રમાણે દાવાનો તોડ જોડ નથી. (ફકીરચંદ વી. તીનકોરી (૧૯૦૨) ૭ ક. વી. નો. ૧૮૦; ૩૦ ક. ૨૧૮)

**કોણ સમાધાન કરી શકે છે.**—એકાદા જે દાવામાં એક કોન્સલ તરીકે કોન્સલને ખરી રીતે રખેલો હોય તો તે દાવાનો નીકાલ કરીને સમાધાન કરવાને તે કોન્સલને કુલ અખત્યાર છે પણ સમાંતર બાબતોને આ લાગુ થતો નથી (નંદલાલબોઝ વી. નીસ્તારીનીદાસી (૧૮૯૯) ૪ ક. વી. નો. ૧૦૯; ૨૭ ક. ૪૨૮) જ્યારે એકાદા જે શખસને પક્ષકારને બંધનમાં લાવવાનો કાંઇ અખત્યાર ના હોય તેવા શખસની બતાવેલી હકીકત ઉપરથી કોનસલે અથવા એક વકીલે એકાદા કામનું સમાધાન કરેલું હોય અને તે સમાધાન તે પક્ષકાર મંજુર રાખે તો તે સમાધાનથી તે પક્ષકાર બંધાયલો છે (ભટનાથ વી. રામલાલ (૧૯૦૧) ૬ ક. વી. નો. ૮૨) જ્યાર એકાદો કોન્સલ અથવા વકીલ એકાદા દાવાનું સમાધાન કરે તો તેમણે પોતાના અસીલની કબુલતથી તે કરેલું છે એવુ અનુમાન ઉત્પન થાય છે (ભટનાથ વી. રામલાલ (૧૯૦૧) ૬ ક. વી. નો ૮૨) વીશેશ કરીને વકીલોને સમાધાન કરવાનો અખત્યાર આપેલો ના હોય તો તેઓ પોતે ચલાવેલા કામોનુ સમાધાન કરી શકતા નથી (સરદાર બેગમ વી. ઇજુતુલનીસા (૧૮૭૦) ૨ અ. હા. કો ૧૪૯) અને જ્યારે એટરની તરફથી હકીકત મેળવ્યા પછી કોન્સલે પોતાના અસીલની સ્પષ્ટ મનાઇ છતા અને વળી પોતાની કબુલાત નથી એવી સામી બાજુને ખબર આપ્યા છતાં તે કામનુ સમાધાન કરેલું હોય તો હુકમનામુ રદ કરવામાં આવે છે (હેરીસન વી રોડરીકસ (૧૮૮૬) ૧૩ ક. ૧૧૫) તેમ સગીરના કાયદા સારૂ સમાધાન કરેલું છે એવું માલુમ પડે નહિ તો એકાદા સગીર તરફથી એકાદો વાલી સમાધાન કરી શકતો નથી (રોશન નંદન વો. ઇનાયત હુસેન વી. રી. ૧૮૬૪ પા. ૮૩; વળી જુઓ સોલોમન વી. અબદુલ અઝીઝ (૧૮૮૧) ૬ ક. ૬૮૭; અને કોરટે મંજુર કરેલાં છે—ઠગમણી રહિમભાઇ વી. રહિમનભાઇ (૧૮૮૯) ૧૩ મું ૧૩૭; પોતાના અસીલની કબુલાત વીના એકાદો એટર્ની એકાદા દાવાનું સમાધાન કયારે કરી શકે છે તે વીશે જુઓ જગન્નાથ વી. રામદાસ (૧૮૭૦) ૭ મું. હા. કો. ઓ. સી. જે. ૭૯) સમાધાન કબુલ કરવાના હુકમ

કરતાં પહેલા કોઇ પક્ષકારની માહીતી અને કબુલત વીના એકાદા દાવાનું સમાધાન એક એજંટે કરેલું હોય તો તે પક્ષકાર તે ના કબુલ કરી શકે છે ( મનમોહીની વી. બગચંદદાસ (૧૯૦૪) ૩૧ ક. ૩૫૭; વળી જુઓ " અસીલને બંધનમાં લાવવાના અખત્યાર " પાછળ અને " અસીલને બંધનકારક છે " પાછળ ).

એકાદી હિંદુ વિધવાએ કરેલુ સમાધાન પાછળથી થનાર વારસને કેટલે દરજ્જે બંધનકારક છે તે વીશે જુઓ ઇમરીત કુંવર વી રૂપનારાયણ ( ૧૮૮૦ ) ૬ ક. લા. રી. ૮૧; શીવનારાયણ વી ખર્ગો કુવરી ( ૧૮૮૧ ) ૧૦ ક. લા. રી. ૩૩૭).

એકાદું કોરપોરેશન એકાદા દાવાનું સમાધાન કરી શકે ( પ્રોવીડંટ ઇન્સ્યુરંસ સોસાઇટીના કામમાં ( ૧૮૭૮ ) ૮ સી. ડી. ૩૩૪ ).

એકાદા દાવાના પક્ષકારોએ સોગન ખાવાનો એક કરાર કરેલો હોય તો તે આ રૂલના હેતુ પ્રમાણે ફેંસલો નથી એવું ઠરાવેલું છે ( કનાપાલન વી. પીરોટા ( ૧૮૬૮ ) ૪ મ. હા. કો. ૪૨૨ વાસુદેવ વી. નારાયણ ( ૧૯૭૮ ) ૨ મ. ૩૫૬ જુઓ હાલના સને ૧૮૭૩ ના એકટ ૧૦ ની ક. ૮, ૯, ૧૦; મહમદ વી. દેહા ( ૧૮૯૨ ) ૧૪ અ. ૧૪૧; અને થેઇ અમાલ વી. સુબ્રાયા ( ૧૮૯૯ ) ૨૨ મ. ૨૩૪ ના ઠરાવનો મુકાબલો કરો )

**મુદત**—મુદતના એકટની ક. ૧૪ નો કાયદો એકાદો પાછો ખેચી લેનાર શખસ કયારે મેળવી શકે છે તે વીશે જુઓ નરસીંહ વી મતાયન (૧૮૯૦) ૧૩ મ. ૪૫૨.

**હુકમનામુ કેવી રીતે રદ કરવામાં આવે છે**—કપટના કારણથી ( ગીલબર્ટ વી. એનદીન ( ૧૮૭૮ ) ૯ સી. ડી ૨૫૯; ૨૬૧; શીવગુલામ વી. એનીપ્રસાદ ( ૧૮૯૧ ) ૫ ક. ૨૭ ફુલ કુમારી વી. વુદોરચંદ બીશ્વાસ ( ૧૮૯૮ ) ૫ ક. ૬ ૪૦), અથવા ફેંસલાની ફરી તપાસ કરીને એકાદા રેગ્યુલર દાવામાં એકાદુ સમાધાન ફક્ત રદ કરી શકાય છે ( અસુતોશ ચંદ્ર વી. તારાપ્રસન્ન ( ૧૮૮૫ ) ૧૦ ક. ૬૧૨; પણ જુઓ પરમેશરી નારાયણ વી. રમીઝુદીન ( ૧૮૯૬ ) ૫ વી. રી. ૨૨૬; અને બ્રમદેવ વી. બાનારસી ( ૧૯૦૬ ) ૩ ક. લા. જે. ૧૧૯ ) જ્યારે કપટ અને રાજસના કારણથી એક કબુલાતથી કરેલું હુકમનામુ રદ કરવામાં આવેલું હોય તો તે પક્ષકારો પોતાની અસલ સ્થીતીમાં પાછા જતા નથી ( બીમાજી વી. રૂખગાબાઇ ( ૧૮૮૬ ) ૧૦ મું. ૩૩૮ ) પણ એકાદુ સમાધાન રદ કર્યાનો અસર બંઉ પક્ષકારોને પોતાની અસલ સ્થીતીમા મોકલવાનો થાય છે ( ખજુરનીસા વી. રોશન ( ૧૮૭૭ ) ૨ ક. ૧૮૪; ૨૬ વી. રી. ૩૬; લા. રી. ૩ ઇ. અ ૨૯૧ ).

**નીયમઃ**—એકાદુ સમાધાન રદ કરવામાં જે નીયમોથી કોરટો વરતે છે તે નીયમો બાબત જુઓ ( રામનીરંજન વી. પ્રયાગસીંગ ( ૧૮૮૨ ) ૮ ક. ૧૩૮ ).

**સમાધાનનો ખુલાસો** ( ચોધરી ચીંતામણ વી. નવલખો ( ૧૮૭૪ ) લા. રી. ૨. ઇ. અ. ૨૭૩ )—તે કરારની રૂઇએ કોરટ હુકમનામું કરી શકે તો તેવા જોઇએ અને કાંઇ વધારે કરવાનું નથી ( મહમદ વી. દેહા ( ૧૮૯૧ ) ૧૪ અ. ૧૪૧ ) એક હતવીધાનના બળવાનપણા સબંધીના દાવામાં જ્યારે એવું સમાધાન કરેલું હોય કે બે ભાઇઓમાંના મોટા ભાઇની દતક તરીકે વાદીએ દાવાવાળી મજીયારી મીલકત લેવી અને નાનાભાઇએ તેની ખોરાકી પોશાકી સારૂ પ્રથમથી આપેલાં જે બે ગામો બતાવેલા છે તે ભોગવે જવું તો ઠરાવ્યું છે કે વારસાનો અનુક્રમ ફરે તે પ્રમાણે તે સમાધાનથી એકાદી વહેંચણ કરવામાં આવેલી નથી ( વી-

રાદર્દે વી. સુરજનારાયણ ( ૧૮૯૪ ) લા. રી. ૨૪ ઈ. અ. ૧૧૮ ) જમીનનો જે જથો બતાવેલો છે તે બરોબર છે કે નહિ એ વીગેના કોઇ સવાલ શીવાય હુકમનામાના દેણદારે કરી આપેલા મુચેલકનામાના ઠરાવ પ્રમાણે નાણું આપવાને એકાદા કબજાવાળી જમીનના લીલામમાંથી ખરીદ કરનાર જવાબદાર છે એવું ઠરાવેલું છે ( સત્યેન્દ્રનાથ વી. નીલકંઠ ( ૧૮૯૦ ) ૨૧ ક. ૩૮૩ ) એક ગીરોના દાવામાં એક કબુલાતથી હુકમનામુ કરવામાં આવેલું તેમાં એવુ ઠરાવેલુ છે કે અમુક તારીખે નાણાંની અમુક રકમ પ્રતીવાદીયો આપવાને કસુર કરે તો દાવાવાળી તમામ રકમ લેવાનો વાદીનો હક થાય છે અને વાદીએ કબુલ કરેલી મુકરર રકમ ઉત્પન્ન કરવાને ગીરોવાળી જે મીલકત પ્રતીવાદીને વેચવાની જરૂર પડે તો તે મીલકતના કોઇ ભાગની વાદીએ કીંમત કરવી. તેમાં ઠરાવેલું છે કે પ્રતીવાદીયોને જ્યારે કીંમત કરવાની હતી ત્યારે વાદીએ કરેલી નથી માટે મુકરર કરેલી તારીખની અંદર પ્રતીવાદીએ જે રકમ આપવાને કબુલ કરેલુ છે તે કરતાં વધારે રકમનો દાવો કરવાને તેને અટકાવ થાય છે ( હરેન્દ્રલાલ વી. મહારાણીદાસી ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો. ૫૩૬ ) જ્યારે પક્ષકારોની કબુલાતથી એકાદુ હુકમનામું કરવામાં આવેલુ હોય તો તે સમાધાન પ્રમાણેનુ હુકમનામું બળવાન છે કીંવા નહિ તે સવાલ વીશે તે હુકમનામા ઉપરની અપીલમાં તપાસ કરી શકાતી નથી ( બ્રીજમોહીની વી. ચીંતામણી ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો. ૮૭૭ )

**રજીસ્ટર.**—એકાદો મઝીયારા બાબતનો કરાર રજીસ્ટર કરાવેલો નહોતો તેથી તકરારી જમીનનો કાંઇ હકસબંધ અપીલવાળાના લાભમાં ઉત્પન્ન કરવાને તે અસરકારક નથી એવુ ઠરાવેલુ છે, પણ એકાદુ રાજીનામુ આપવામાં આવેલુ છે અને તે પ્રમાણે કોરટ ન્યાયની રૂએ ચાલેલી છે તો તેથીજ તે ન્યાયની રૂએ કામ ચલાવવાનો એક ઇજાજ થાય છે અને તેને રજીષ્ટર કરાવવાની જરૂર નથી, માટે તેના ઠરાવ પ્રમાણે કોઇ હુકમ આપવામાં આવેલો હોય તો તેથી અપીલના બેઉ પક્ષકારોને બંધનકારક થાય તે પ્રમાણે તે એક “ રેસજ્યુડીકેટા ” થાય છે ( પ્રાનલઅનો વી. લખમીઅની ( ૧૮૯૮ ) ૩ ક. વી. નો. ૪૮૫; ૨૨ મ. ૫૦૮; લા. રી. ૨૬ ઇ. અ. ૧૦૧ )

**દાવાની બાહારની બાબતની તે સમાધાનથી વ્યવસ્થા કરવી ન જોઇએ.**—એક જમીનદારીની વહેંચણ કરવાના દાવામાં પક્ષકારોએ એક લખેલુ સમાધાન કર્યું તેમાં પ્રથમ એક જુદા દાવાના કારણસર કરેલા દાવામાંજ ફક્ત જે દાદ કોરટ અપાવે તેવી અમુક દાદો બાબત ઠરાવ કરેલો હતો. તે સમાધાનનો કરાર કોરટમાં રજુ કરવામાં આવ્યો અને તેના બધા ઠરાવો લખીને એક હુકમનામું કરવામાં આવ્યું; ઠરાવ્યું છે કે (૧) તે હુકમનામા ઉપર અપીલ ચાલે છે; (૨) તે દાવામાં કોરટે જે દાદ અપાવેલી છે તે દાદ સબંધી જે ઠરાવો કબુલ કરવામાં આવેલા હોય તે પ્રમાણે હુકમનામુ કરવું જોઇતુ હતું. જ્યારે તે સમાધાનમાં જે દાદો દાવામાં માગેલી હોય તેમાંની કોઇ દાદ સબંધી કાંઇ દાદ વાદીને અપાવેલી ના હોય અને દાવા બાહારની બાબત ઠરાવો હોય ત્યારે તે સમાધાનના ઠરાવો પ્રમાણે હુકમનામું કરવું ન જોઇએ. આવુ સમાધાન રજુ કરવામાં આવે કે કોરટે પક્ષકારોને ખબર આપવી જોઇએ કે તે સમાધાનો એક હુકમનામામાં દાખલ કરી શકાતા નથી, અને જો એવુ માલુમ પડે કે તે ઠરાવ હુકમનામામાં દાખલ કરવાની શરતથી તે સમાધાન કરવામાં આવેલું છે તો તે દાવાનું કામ ચલાવવું જોઇએ ( રઘુનાથ ઉપાધ્યાય વી. થાનદાવરય ( ૧૮૯૯ ) ૨૨ મ. ૨૧૪ ); પણ એકાદા સમાધાન પ્રમાણે હુકમનામામાં દાવાવાળી બાબત શીવાયની બાબત અને બીજી

શરતો હોય તે કારણથી ને હુકમનામુ અખત્યાર ઉપરાંતનુ ગણી રદ બાતલ થતું નથી. જો તે બીજી શરતો દાવાવાળી બાબત સમાધાન કરવાના અવેજ તરીકેની હોય તો તે હુકમનામામાં દાખલ કરવી જોઇએ, પણ જો તે શીવાયની હોય તો તે વધારાની છે, એમ ગણી શકાય છે (પુર્ણચંદ્ર વી. નીલમાધવ (૧૯૦૦) ૫ ક. વી. નો ૪૮૫) વહેંચણ બાબતના હુકમનામાનુ પક્ષકારોએ એક કરાર કરીને સમાધાન કરેલુ હતું અને તે બાબતના હુકમનામાની કોરટને ખબર આપેલી હતી. ઠરવ્યું છે કે તે હુકમનામનો અમલ તે કરારથી બંધ પડેલો છે, તેથી તે કરારનો અમલ એક નવો દાવો કરીને કરી શકાય છે, અને પ્રથમનું હુકમનમું બજાવવાની દરખાસ્ત કરીને કરી શકાતો નથી (હરીરઘુનાથ વી. ક્રીષ્ણાજી (૧૮૯૫) ૧૯ મું. ૫૪૬ જુઓ "કેવી રીતે અમલ કરેલો તે" પાછળ)

**અપીલ**—એકાદુ સમાધાન ખરી રીતે કરવામાં આવેલું છે કીંવા નહી એ વીશેની તકરાર બાબત એક જીલ્લા જડજે હુકમ કરેલો હતો. તેથી તે હુકમ ઉપર અપીલ ચાલે છે (સીતધર્મ સૌત્રીજીપદ વી. પરમથન સૌરયાજીપદ (૧૫૦૦) ૨૩ મ. ૧૦૧)

હુકમનામાની બજાવણીમાં ચાલેલા કામને બાધ આવતો નથી.

**૪.** હુકમનામાની અથવા હુકમની બજાવણીમાં ચલાવેલાં કોઇ પણ કામને આ ઓરડર માંહેનો કોઇ પણ મજકુર લાગુ પડશે નહિ એમ સમજવું. કલમ ૩૫૭ અ

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૭૫. અ.**

**ટીકા.**—આ રૂલ હા. કો. ને તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.

---

## ઑર્ડર ૨૪ મો.

### કોરટમાં ભરણું કરવા વિશે.

દાવો પતવા સારૂ પ્રતિવાદીએ રકમ અનામત મુકવાનું.

**૧.** લેહેણું અથવા નુકસાન લેવાની કોઇ ફરિયાદમાં ફરિયાદ ચાલતાં કોઇ પણ વખતે, જે રકમથી દાવો પુરેપુરો પતી રહેશે એમ પ્રતિવાદીને લાગતું હોય, તે રકમ કોરટમાં અનામત મુકવાને પ્રતિવાદી મુખત્યાર છે. **કલમ ૩૭૬**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૭૬.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે

વાદીના દાવાનું કારણ ઇનકાર કરવા બાબત અને કોરટમાં વસુલ આપ્યાની તકરાર બાબત જુઓ બરદાન વી. ગ્રીનવુડ (૧૮૭૮) ૩ એક્સ ડી. ૨૫૧).

હિસાબ બાબતના દાવાના કારટમાં નાખુ ભરવાનં એકાકી કોરટ ક્યારે ફરમાવે છે તે વીશે જુઓ લંડન સીંડીકેટ વી લોર્ડ (૧૮૭૮) ૮ સી ડી. ૮૪).

**કોરટમાં વસુલ આપવું તે.**—આવું વસુલ શાથી થાય છે તે વીશે જુઓ મજ-

ધરપોરી વી. નાયકપોરી (૧૮૮૨) ૮ ક. ૫૨૮; શ્રીનીવાસ વી. મલાયાચા (૧૮૮૪) ૭ મ. ૨૧૧).

**૨.** એવી અનામત મુકયાની લેખી નોટીસ કોરટની મારફત પ્રતિવાદીએ વાદીને આપવી, અને તે અનામત મુકેલી રકમ (કોરટ બીજી રીતે ન ફરમાવે તો) વાદીને તેની અરજ ઉપરથી આપવી.

અનામત મુકયાની નોટીસ.

કલમ ૩૩૭

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૩૭**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

નમુના બાબત જુઓ એમેન્ડી. (હ) નં. ૩.

વાદીને જાતે હાજર થવાને જો કોરટને જરૂર ના હોય તો, તે નાણું વાદીના એજંટ અથવા વકીલને આપવાં જોઇએ.

જ્યારે એક બીજા વીરૂધ દાવો હોય ત્યારે આ રૂલ પ્રમાણે હુકમ કરવાની જરૂર છે. (અબદુલ વી નુરમહમદ (૧૮૯૨) ૧૬ મું ૧૪૧) તે અનામત મુકેલી રકમ વાદીને લેવાનો હક છે, અને બાકીની રકમ બાબત તે પોતાનો દાવો ચલાવી શકે છે (દવારકાદાસ વી. શ્રીચંદ્ર (૧૮૯૮) ૩ ક. વી. નો. ૨૬૨; ૨૬ ક ૭૬૬; જુઓ રૂ. ૪ આગળ.

**અનામત નાણાં ત્રીજા શખસને આપ્યાથી અસર**—પ્રતીવાદીના ઉપર એક હુકમનામાની બજાવણીમાં અમુક નાણું કોરટમાં ભરવાને પ્રતીવાદીને હુકમ કરવામાં આવેલો હતો. બેઉ પક્ષકારોએ આ હુકમ ઉપર અપાલ કરી, પણ તે અપીલો ચાલતાની દરમીયાનમાં પ્રતીવાદીએ તે રકમ કોરટમાં ભરી. વાદીએ તે રકમ લેવાને ના કહી તેથી પાછળથી તે નાણું પ્રતીવાદીને પાછાં આપવાને હુકમ કરયો. પણ તે આપી શકાય તે પહેલાં પ્રતીવાદીના ઉપર એક ત્રીજા શખસનું હુકમનામું બજાવવામાં તે નાણું જપ્ત કરવામાં આવ્યાં અને તે તેને આપવામાં આવ્યાં. વાદીની અપીલ કાહાડી નાખવામાં આવી તેથી પ્રથમનો હુકમ તેણે બજાવ્યો તેથી કોરટે તે રકમ આપવાને પ્રતીવાદીને હુકમ કરયો. ઠરાવ્યું છે કે તે હુકમ બરોબર નથી. કોરટમાથી તે રકમ લેવાને વાદીએ ના કહેવી તેથી તે નાણું પ્રતીવાદીનાં છે એમ ગણવાને વાદીએ કબુલ કરયા વીના પ્રતીવાદીનાં તે ગણી એક બીજા હુકમનામાના લેણદારને આપવાનો હુકમ કરવામાં આવે તે વ્યાજબી નથી. (લક્ષ્મણ દાદાજી વી. દામોદર અંબાદાશ (૧૮૯૧) ૧૫ મું. ૬૮૧).

**ખત.**—એક ખતની રૂઇએ જે વસુલ આપવામાં આવે તે પ્રથમ વ્યાજમાં મજરે આપવું અને પછી મુદ્દલમાં ગણવું એવો કોરટનો રીવાજ છે (બનારસના માહારાજા વી. હરનારાયણ (૧૯૦૫) અ. વી. નો. ૧૬૭).

**૩.** પ્રતિવાદીએ અનામત મુકેલી કોઈ રકમથી દાવો પુરેપુરો પતતો હોય કે કંઇ ઓછું પડતું હોય તોપણ, તે અનામત મુકયાની નોટીસ વાદીને મળે તે તારીખથી તે મુકેલી રકમ ઉપર વાદીને કંઇ વ્યાજ અપાવવામાં નહીં આવે.

અનામત મુકેલી રકમ ઉપર વાદીને નોટીસ આપ્યા છ વ્યાજ અપાવવામાં આવશે નહીં

કલમ ૩૩૮

## સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક ૩૭૯.

**ટીકાઃ—**આ કલમ હા. કો ને તથા પ્રો સ્મો કો. કો. ને લાગુ છે.

આ કલમ શીવાય સામાન્ય નીયમ એવો છે કે એક લહેણદારની જે રકમ લહેણી નીકળતી હોય તે કરતાં કોઈ ઓછી રકમ કબુલ કરવાને તે લેહેણદાર બંધાએલો નથી. મુદ્દલ તથા વ્યાજની પુરેપુરી રકમ વસુલ માગવાનો તેનો હક છે. અને જે રકમ તેની લેણી નીકળતી હોય તેમાંનો એક ભાગ લેવાને તે ના કહે તેથી તેનો વ્યાજ લેવાનો હક જતો નથી (કનહીયાસીંગ વી જુમહનસીંગ (૧૮૬૭) ૭ વી રી. ૨૦; વોટશન અને કંપની વી ઘોંડેદચંદ્ર (૧૮૭૮) ૩ ક. ૬, પા. ૧૧). વળી તે અનામત શરત વીનાની હોવી જોઇએ (નાનુ વી મછુ (૧૮૯૧) ૧૪ મ ૪૫; કોરા નાયર વી. રામાપા (૧૮૯૪) ૧૭ મ. ૨૬૭ ના ઠરાવનો મુકાબલો કરો) અને તે એવી જોઇએ કે જે શખમનો તે લેવાનો જે શખસનો હક હોય તે શખસ મુશકેલી વીના લેઇ શકે (માધવી વી કુનહીપથુના (૧૯૦૦) ૨૩ મ. ૫૧૦); અને જ્યારે તે નાણા સામી તકરાર સાથે આપવામાં આવેલા હોય ત્યારે લેણદાર તે લેવાને બંધાએલો નથી (રાજેંદ્રકીશોર વી. પરસાદસેન (૧૮૭૭) ૨ ક લા. રી. ૧૮૩ વળી જુઓ મુખનકુંવર વી. જસોદાકુંવર (૧૮૮૪) ૬ અ ૩૫૯) આપણી કોરટોમાં આ કલમ પ્રમાણે સંપુર્ણ રીતે ચાલવામાં આવતુ નથી, માટે જે રકમ અનામત મુકેલી હોય તે રકમ ઉપરના વ્યાજના બચાવનો ફાયદો હુકમનામાના દેણદારને આપવામાં આવે છે (પરેશનાથ મુકરજી વી. કીસ્તોમોહન (૧૮૯૯) ૧૨ વી. રી. ૫૦; ૩ બં. લા રી એપ. ૧૦૫); નોટીસની તારીખથી તે ફાયદો આપવામાં આવે છે (કળીદાસગોરૂ વી પુર્ણકુમારી (૧૮૭ ) ૧૬ વી. રી. ૩૦૪). પણ તે અનામત ભરેલી રકમ અથવા તેનો કાંઇ ભાગ સામી તકરાર સાથે આવેલો ના હોય તો તે ફાયદો આપી શકાય છે (રાજેંદ્રકીશોર વી. પરસાદસેન (૧૮૭૭) ૨ ક. લા. રી. ૧૮૩. વળી જુઓ મુખનકુંવર વી જશોદાકુંવર (૧૮૮૪) ૬ અ. ૩૫૯); પણ લેણદારને તે પરભારી આપવા માંડેલો હોય તો, તે બાબતને આ કલમ લાગુ છે કીંવા નહી એ શક ભરેલુ છે (ચંદ્રકાંત વી જદુનાથ (૧૮૭૭) ૧ ક. લા. રી ૪૭, ૩ ક. ૬૬૮)

**૪.** (૧) એવી અનામત મુકેલી રકમથી પોતાના દાવાનો માત્ર કંઇ ભાગ પત્યા દાખલ તે રકમ વદી સ્વીકારે ત્યારે બાકીને વાસ્તે પોતાની ફરિયાદ ચલાવવાને તે મુખત્યાર છે. અને પ્રતિવાદીએ અનામત મુકેલી રકમથી વાદીનો દાવો પૂરેપુરો પત્યો છે, એમ કોરટ ઠરાવ કરે ત્યારે, અનામત મુકયા પછી થએલો ફરિયાદનો ખરચ તથા તે પહેલાનો વાદીના દાવાની વધારાની રકમથી થએલા ખરચ હોય તે વાદીએ આપવો.

*અનામત મુકેલી રકમ વાદી પોતાના દાવાનો કંઇ ભાગ પત્યા તરીકે સ્વીકારે ત્યારે શી રીતે કરવું.*

**કલમ ૩૭૯**

(૨) એવી અનામત મુકેલી રકમમાંથી પોતાનો દાવો પુરેપુરો પત્યા દાખલ તે રકમ વાદી સ્વીકારે ત્યારે, તે મતલબનું તેણે કોરટને લખીને આપવું; અને તે લખેલું દાખલ કરીને તે પ્રમાણે કોરટે ફેંસલો કહી સંભળાવવો; અને દરેક પક્ષકારનો ખરચ કાણે આપવો એ ફરમાવવામાં તે કજીઆમાં કયો પક્ષકાર વધારે ઠપકો આપવા જેવો છે એ વાત કોરટે વિચારમાં લેવી.

*અનામત મુકેલી રકમ વાદી પોતાનો દાવો પુરેપુરો પત્યા તરીકે સ્વીકારે ત્યારે શી રીતે કરવું.*

**દ્રષ્ટાંતો.**

(અ) અ. ને બ. ના રૂ. ૧૦૦ દેવા છે. રૂપિયાની ઉઘરાણી ન કરતાં તથા ઉઘરાણી કરવાથી જે ઢીલ થશે તેથી પોતાને કંઇ ગેર ફાયદો થશે એમ માનવાનું કારણ ન છતાં તે રકમને વાસ્તે અ. ના ઉપર બ. ફરિયાદ કરે છે. ફરિયાદ દાખલ થયા પછી અ. તે રૂપિયા કોરટમાં ભરે છે. બ. તે રકમ પોતાનો દાવો પુરેપુરો પત્યા તરીકે સ્વીકારે છે, તો એ કોરટે તેને કંઈ ખરચ અપાવવો ન જોઇએ. કેમકે તેની તરફનો વાદ વિના કારણ હતો એમ અનુમાન થાય છે.

(બ) દ્રષ્ટાંત [અ] માં કહેલી હકીકતો છતાં અ. ના ઉપર બ. ફરિયાદ કરે છે ફરિયાદ દાખલ થયા પછી અ. દાવામાં વાંધો લે છે. ત્યાર પછી અ. કોરટમાં તે રકમ ભરે છે. બ. તે રકમ પોતાનો દાવો પુરેપુરો પત્યા તરીકે સ્વીકારે છે આમાં કોરટે બ. નો ખરચ પણ અપાવવો જોઇએ. કેમકે વાદ ચલાવવો જરૂર હતો એમ અ. ની વર્તાણુંક બતાવે છે.

(ક) અ. ને બ. ના રૂ. ૧૦૦ દેવા છે, અને તે રકમ ફરિયાદ થયા શિવાય આપવાને તે ખુશી છે. બ. રૂ. ૧૫૦ માગે છે, અને તેટલી રકમની અ. ઉપર ફરિયાદ કરે છે ફરિયાદ દાખલ થયા પછી અ. રૂ. ૧૦૦ કોરટમાં ભરે છે, અને બાકીના રૂ. ૫૦ આપવાની તેની જવાબદારી બદલ માત્ર તે વાંધો લે છે. બ. તે સો રૂપિયાની રકમ પોતાનો દાવો પુરેપુરો પત્યા તરીકે સ્વીકારે છે કોરટે તેને અ. નો ખરચ આપવાનો હુકમ કરવો.

સને ૧૮૮૨ના એક્ટ ૧૪નો ક. ૩૭૯

**ટીકા**—આ રૂલ હા. કો. ને અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

રૂ ૨૫. ૩૯૮ લેવાને એક દાવો કરવામાં આવેલો હતો. તેમાં પ્રતીવાદીએ રૂ ૧૪, ૬૧૯ આપવાને તૈયારી બતાવેલી હતી અને ઇસ્યું ઠરાવ્યા પછી કોરટની પરવાનગીથી તેણે રૂ. ૧૭, ૬૪૫ ભરયા તે વાદીએ કબુલ કર્યા. ઠરાવ્યુ છે કે ઇસ્યુ ઠરાવવામાં આવ્યા ત્યાં સુધી વાદીનો પોતાનુ ખર્ચ મળવાનો હક છે (અ દેશર લીમજી વી. સોરાબજી (૧૮૯૦) ૧ મુ હા. કો. ૭૦)

વાદીએ પોતાની અસલની બારીયોને પ્રતીવાદી હરકત કરેલી એવો તેના ઉપર હુકમ કરવાને તથા નુકશાન બાબત દાવો કરયો હતો પ્રતીવાદીએ નુકશાનના રૂ ૨૦૦ ) કોરટમાં ભર્યા. કોરટે ઠરાવ્યુ કે વાદીની બારીયો અસલની છે, અને જે નુકશાન ભરેલુ છે તે બસ છે. તેથી તે વસુલની તારીખ સુધીનુ વાદીનુ તમામ ખર્ચ આપવાને તથા ત્યાર પછીનુ વાદીનુ ત્રણચતુરથાંસ ખર્ચ આપવાને પ્રતીવાદીને કોરટે હુકમ કર્યો અને પ્રતીવાદીનુ ત્યાર પછીનુ એક એક ચતુરથાંસ ખર્ચ આપવાને વાદીને હુકમ કરયો હતો. પ્રતીવાદીએ અપીલ કરી. ઠરાવ્યુ છે

કે આ દાવો લહેણું અથવા નુકશાન લેવાનો નથી, માટે આ રૂલ લાગુ નથી અને તે ખર્ચે પ્રમાણમાં અપાવવાનો તે કોરટનો કુલ અખત્યાર છે, માટે અપીલ કોરટ તેમાં હાથ ઘાલતી નથી ( લક્ષ્મણનાના પાટીલ વી. મોરોબારામકીશ્ન ( ૧૮૯૭ ) ૨૧ મું. ૫૦૨, વળી જુઓ રૂ. ૨ ની નોટ પાછળ ).

## ઑાર્ડર ૨૫ મો.

### ખરચને વાસ્તે જામીન વિશે.

ખરચને મરૂ વાદી પાસેથી જામીન કયારે મંગાય.

કલમ ૩૮૦, ૩૮૨

**૧.** (૧) એકનો એક વાદી અથવા ( બે અથવા બેથી વધારે વાદીઓ હોય ત્યારે ) બધા વાદીઓ બ્રિટીશ ઈંડિયાની બહાર રેહેનારા છે, અને તે વાદી પાસે અથવા તે બે અથવા વધારે વાદીઓ પૈકી કેઈની પાસે ફરિયાદની મિલકત શિવાય પુરતી સ્થાવર મિલકત બ્રિટીશ ઈંડિયામાં નથી એમ, ફરિયાદનું કામ ચાલતાં કોઈ વખતે કોરટને જણાય ત્યારે, પોતાને મનથી અથવા કોઈ પ્રતિવાદીની અરજ ઉપરથી, કોઇ પ્રતિવાદીને થએલો તથા વે પછી થવાનો સંભવ હોય તે બધો ખરચ આપવાના જામીન, મુદત ઠરાવીને તે ઠરાવેલી મુદતની અંદર આપવા વાદી અથવા વાદીઓને હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

બ્રિટીશ ઈંડિયાની બહાર રહેવાનું.

(૨) કોઇ શખસ એવે પ્રસગે બ્રિટીશ ઈંડિયા છોડીને જાય કે તે ઉપરથી ખરચ આપવા તેને કેહેવામાં આવે ત્યારે તે મળવાનો નહીં એવો વાજબી સંભવ જણાય ત્યારે તે પેટા કાનુન [૧] ના કારણ સારૂ બ્રિટીશ ઈંડિયાની બહાર રહેનારો ગણાશે.

(૩) પૈસા આપવા માટેની જે ફરિયાદમાં સ્ત્રી વાદી હોય તે ફરિયાદમાં કોઇ પણ પ્રતિવાદીની અરજ ઉપરથી જો કોરટની એમ ખાત્રી થાય કે રુદરહુ વાદી પાસે ફરિયાદની મિલકત શિવાય પુરતી સ્થાવર મિલકત બ્રિટીશ ઈંડિયામાં નથી, તો કોરટ ફરિયાદનું કામ ચાલતાં કોઇ પણ વખતે તેવોજ હુકમ કરવાં મુખત્યાર છે.

**સને ૧૮૮૯ ના એક્ટ ૧૪ ની ક. ૩૮૦, ૩૮૨.**

**ટીકા.—**આ રૂલ હા. કો તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગૂ છે.

આ રૂલ પ્રમાણે કોરટને જે અખત્યાર આપેલો છે તેનો અમલ કરવાની બાબત તે કોરટની મરજી ઉપર છે ( ડીગંબરી દેબા વી. એશુતોશ બેનરજી ( ૧૮૯૦ ) ૧૭ ક. ૬૧૩; પ્રેમચંદની મીલકતના કામમાં ( ૧૮૯૪ ) ૨૧ ક. ૮૩૨; સામાસુંદ્રી વી. રાશબેહારી (૧૮૯૮)

૩ ક. વી. નો. ૭૫૪. જુઓ બીબી ફાતમા વી. આગામહમદ (૧૯૦૫) ૭ મું ઈં. લૉ. રી. ૪૫૫).

**સ્થાવર મીલકત.**—પટાની રૂઈએ કબજો તે આ રૂલના હેતુ પ્રમાણે સ્થાવર મીલકત છે (અલમાન વી. જસ્ટીસ ઓફ પીસ (૧૮૭૨) ૭ બં. લા. રી. એપ. ૬૦).

**પૈસા બાબ્ત નો દાવો.**—દાગીના અથવા બીજી વસ્તુઓનો કબજો લેવાનો અથવા તે ના આપે તો, તેની કીંમત લેવાનો દાવો જો, તે રૂલના હેતુ પ્રમાણેનો છે (ડીગંબરી દેબી વી. અસુતોસ બેનરજી (૧૮૯૦) ૧૭ ક. ૬૧૦).

**નાદાર.**—ઓરડર ૩૩ ના હેતુ પ્રમાણે એકાદા નાદાર પાસેથી કાંઇ જામીન લેવા ન જોઇએ (મમામન હાફીઝાન વી. અબદુલકરીમ (૧૯૦૮) ૭ ક. લા. જે. ૩૧૨).

ફક્ત દાવો કરતી વખતેજ બ્રીટીશ સરકારના રાજ્યની અંદર હાજર હોવાથી જામીન આપવાની જવાબદારી બંધ પડતી નથી, અને એક કામમાં ચાર મહીના રહેવામાં આવેલું અને તેની સાથે એવું કહેવામાં આવેલું કે કાયમ રહેવાનો ઇરાદો રાખેલો છે પણ તે બસ છે એવું ગણવામાં આવેલું નથી (મહમદ સફી વી. લાલદીન (૧૮૭૯) ૩ મું. ૨૨૭; ગોસ્વામી વી. ગોવરધન લાલજી (૧૮૯૦) ૧૪ મું. ૫૪૧).

**પરરાજ્યનો મુલક.**—પ્રતીવાદી પણ પરરાજ્યના મુલકનો હોય તો પણ ટીલ્હીપરા જેવા પરરાજ્યના એકાદા રહેવાસીએ જામીન આપવા જોઇએ (કરૂણામોઇ વી. ઉમાચરણ (૧૮૬૯) ૧૨ વી. રી. ૪૬૫).

નાદારીના કામમાં અપીલવાળાએ ખરચ આપવાને કસુર કરી અને અપીલના પ્રતીવાદીએ અપીલવાળાના સોલીસીટરને લખ્યા વીના તે અપીલ કાહાડી નાંખવાની અરજ કરવાની નોટીસ આપી અને ત્યાર પછી જામીન આપવામાં આવેલા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે તે અરજીનું ખરચ આપવાને અપીલવાળો જવાબદાર છે (એકતરફી ઇઝાકના કામમાં ૧૦ સી. ડી. ૧; અને જુઓ કાસ્તાપર માઇનીંગ કંપનીના કામમાં (૧૮૮૧) ૧૯ સી. ડી. ૪૫૭; નાદારીમાં એક ટ્રસ્ટીની બાબત જુઓ પુલીના ટ્રસ્ટી વી. વેથામ (૧૮૮૪) ૨૮ સી. ડી. ૪૨).

જો વાદીએ એક બીજા શખસ તરફથી દાવો કરેલો હોય અને તે ખરો તે કજીઆનો પક્ષકાર ના હોય તો પણ ખરચ બાબત જામીન આપવાને તેને જરૂર પાડી શકાય છે (અસેનુલ્લા વી. સોલોમન (૧૮૮૧) ૧૪ ક. ૫૩૩). વશિયત કરનારે ઉત્પન્ન કરેલા ધર્માદા ટ્રસ્ટના ટ્રસ્ટીઓ ઉપર તે હિંદુ વશિયત કરનારના વારસે દાવો કરેલો પણ તે વારસોનું તેમાં કાંઇ નહોતું તેમ છતાં તેમણે ખરચ બાબત જામીન આપવા જોઇએ (બ્રજમોહનદાસ વી હરેલાલ દાસ (૧૮૮૦) ૬ ક. લા. રી. ૫૮). વાદી છુટકારો થયા વીનાનો નાદાર દેવાદાર છે, એમ કહેવામાં આવેલું હોય તો પ્રતીવાદીના ખરચ બાબત જામીન આપવાને તે વાદીને કોરટ હુકમ કરે છે (બમનજી વી. નસરવાનજી (૧૯૦૩) ૨૭ મું. ૧૦૦).

એક જામીન ખતની રૂઇએ કામ ચલાવવાની રીતી બાબત જુઓ પોયનોર બીબી વી. નજુ (૧૮૮૦) ૫ ક. ૪૩૭). ખાસ કામો શીવાય ઓરતી બાબત સ્ત્રી વાદીને તેમજ તેણીના ઇષ્ટમીત્રને ખરચ બાબત જામીન આપવાની જરૂર પાડવી જોઇએ (પોરબાઇ વી. દેવજી મેઘજી (૧૮૯૯) ૨૩ મું. ૧૦૦).

**લેટર્સ પેટંટ પ્રમાણે અપીલ.**—દાવાનુ ખરચ આપવાના જામીન આપવાને આ રૂલ પ્રમાણેના હુકમથી એક વાદી પાસે માગેલુ હોય તો તે હુકમ લેટર્સપેટંટની ક. ૧૫ ના

હેતુ પ્રમાણે એક ફેંસલો છે તેથી તે ઉપર અપીલ ચાલે છે (સેસગેરીરાવ વી. અશકરજમ (૧૯૦૩) ૨૬ મ. ૫૦૨)

**બ્રીટીશ હિંદુસ્થાન.**—જુઓ સને ૧૮૯૭ ના એકટ ૧૦ ની ક. ૧ ની નોટ અને ક. ૩ (૭).

કામનો ફેંસલો થતા પહેલાં જ્યારે બ્રીટીશ હિંદુસ્થાન છોડી જાય ત્યારે આ રૂલ પ્રમાણે ખર્ચ બાબત જામીન લેવાને પ્રતીવાદીએ અરજ કરવી જોઇએ (ક. અને એસ. ઇ. રે. કં. નાકામમાં (૧૮૬૭) ૮ વી રી. ૨૧૭) અને પછી જ્યારે તેની પાસે ખર્ચ માગવામાં આવશે તે વખતે તે હાજર થશે એવુ વ્યાજબી રાહે સંભવીત હોય અથવા બ્રીટીશ હિંદુસ્થાનની અંદર તેની પાસે પુખ્ત સ્થાવર મીલકત હોય તે શીવાય તેણે જામીન આપવા જોઇએ.

અપીલોમાં જામીન બાબત જુઓ ઓ. ૪૧, રૂ. ૧૦.

કસૂર થાય તો તેનુ ફળ — જામીન આપવામાં કસૂર થાય તો તેનુ ફળ

**૨. (૧) ઠરાવેલી મુદતમાં એવા જામીન આપવામાં ન આવે ત્યારે, કોરટે તે ફરિયાદ કાઢી નાંખવાનો હુકમ કરવો. પણ તેવી ફરિયાદમાંથી નીકળી જવાની વાદીને અથવા વાદીઓને રજા આપવામાં આવે તો તેમ કરવું નહીં.** કલમ ૩૮૧

**(૨) જ્યારે આ કાનુન પ્રમાણે ફરિયાદ કહાડી નાંખવામાં આવે ત્યારે, વાદી તે કહાડી નાંખવાનો હુકમ રદ કરવાનો હુકમ મેળવવા અરજી કરવા મૂખત્યાર છે, અને જો કોરટની ખાત્રીપૂર્વક સાબિતી થાય કે ઠરાવેલી મુદતની અંદર જામીન આપવામા કાંઈ પુરતા કારણથી તેને અટકાવ થયો હતો તો સદરહુ કોરટે સદરહુ હુકમ જામીન, ખરચ અથવા બીજી રીતની પોતાને યોગ્ય લાગે તે શરતો કરીને રદ કરવો, અને ફરિયાદનું કામ આગળ ચલાવવાનો દિવસ નિમવો.**

**(૩) પણ એવી અરજીની નોટીસ પ્રતિવાદીને પોચાડી ન હોય તો સદરહુ હુકમ રદ કરવો નહિં.**

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૩૮૧**

**ટીકા.**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

આ રૂલ પ્રમાણે એકાદો દાવો કાહાડી નાંખવામાં આવે તે પહેલાં કોરટે જોવુ જોઇએ કે જામીન આપવાના હુકમની નોટીસ અપીલવાળાની ઉપર અથવા તેના વકીલની ઉપર બજેલી છે કીંવા નહી (તીમુ વી. દેવરાય (૧૮૮૨) ૫ મ. ૨૬૫)

**તેવા ઠરાવેલી મુદત.**—તે મુદત હવે વધારી શકાય છે (સુરજમુખીના કામમાં (૧૮[illegible]) ૨ ક. ૨૭ ; બરજોર વી. ભગાના (૧૮૮૫) ૧૦ ક. ૫૫૭; લા. રી. [illegible] ઇ. અ. [illegible]).

એકાદા જે શખસનો દાવો કાહાડી નાંખેલો હોય તે જો ત્યાર પછી એક દાવામાં પ્રતિવાદી હોય તો તે [illegible] દાવામાં [illegible] કીકત ઉ[illegible] [illegible] શકે છે. સવાલ. જો તે પાછળના દાવામાં [illegible] પ્રમાણે કરી શકે છે કે નહી ? (રંગરાવ

વી. સીધીમહમદ (૧૮૮૨) ૬ મુ. ૪૮૨) એકાદો દાવો આ રૂલ પ્રમાણે કાહાડી નાંખેલો હોય તો તેજ દાવાના કારણ માટે નવો દાવો કરવાને અટકાવ થતો નથી (હરીરામ વી. લાલભાઇ (૧૯૦૨) ૨૬ મુ. ૬૩૦, જુઓ ઓ. ૯; રૂ. ૯)

અપીલ.—આ રૂલ પ્રમાણે એકાદો દાવો કાહાડી નાંખ્યા બાબતનો હુકમ તે એક હુકમનામુ છે અને તે ઉપર અપીલ ચાલી શકે છે (વીલીયમ્સ વી. બ્રૌન (૧૮૬૬) ૮ અ. ૧૦૮)

## ઑર્ડર ૨૬ મો.

### કમિશન વિશે.

### સાક્ષીઓની જબાની લેવાનું કમિશન.

સાક્ષીઓની જબાની લેવા સારૂ કોર્ટ કયે પ્રસંગે કમિશન કાઢી શકે તે.

કલમ ૩૮૩

૧. કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં રહેનારા જે શખસોને કોર્ટમાં હાજર રહેવાની આ કાયદા પ્રમાણે માફી મળી હોય, અથવા મંદવાડ કે નબળાઇને લીધે જે કોર્ટમાં હાજર રહી શકે એવા ન હોય, તેની સવાલનામાથી અથવા બીજી રીતે જબાની લેવા સારૂ કોઇપણ કોર્ટ કોઇપણ ફરિયાદમાં કમિશન કાઢવાને મુખત્યાર છે.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૮૩.

**ટીકાઃ**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

નમુના માટે જુઓ એપેન્ડી (હ) નં. ૭

**કુલ અખત્યાર.**—કમીશન કાહડાવાને હુકમ કરવો અથવા ના કરવો તે કોરટના કુલ અખત્યાર ઉપર છે અને ઉક્ત હકીકત સાબેત કરેલી છે કે નહિ એ સવાલ (બર્ની વી. આયર (૧૮૬૨-૩) ૧ હાઇડ ૬૮; વળી જુઓ એકુનીસા વી. રૂપલાલ (૧૮૯૮) ૨૫ ક. ૮૦૭; ૨ ક. વી. નો. ૫૬૬); પણ સાક્ષીઓને તપાસવાથી ઉપયોગી મતલબ પાર પડી શકે તેવું છે તે જડજના જોવામાં બરાબર ના આવે તેયો તે વીશે ના કહેવાને તે કુલ અખત્યારનો અમલ કરવામાં આવે તો તે વ્યાજબી રાહે અમલ કરેલો છે તેમ થતું નથી (હરીદાસ વી. મીરમોઆઝમ (૧૮૭૧) ૧૫ વી. રી. ૪૪૭; ૮ બં. લા. રી. એફ. ૧૬; વળી જુઓ માવજી વી. નેમચંદ (૧૮૯૯) ૨૩ મું. ૬૨૬) જો કે એક પડદાનશીન સ્ત્રીના વીરૂદ્ધ અનિતીની હકીકત કહેવામાં આવેલી હોય (બાનાદીની વી. કાળાચંદ (૧૯૦૧) ૫ ક. વી. નો. ૨૩૨); અથવા આગળ તે જાહેરાંત હાજર થયેલો હોય (મહેશચંદ્ર વી. માણેકલાલ (૧૮૯૯) ૨૬ ક. ૬૫૦; ૩ ક. વી. નો. ૭૫૧) તો પણ કમીશનથી તેણીને તપાસવી જોઇએ

**ક્યારે અને ક્યાં ત કહાડવામાં આવતુ નથી.**—જ્યારે એક મુદ્દાનો શાક્ષી કોઇ રીતે ઘણો માંદો અથવા અશક્ત હોય ત્યા અલબત એક કમીશન તેને તપાસવાને કહાડવામાં આવે છે (હરીદાસ વી. મારમોઆઝમ (૧૮૭૧) ૫ વી. રી. ૪૪૭) પછી તે હેવાલના તા-

બડતોબ કામ ચલાવાના બોર્ડ ઉપર તે કામ હોય અને તે કમીશન કહાડવાથી પ્રતીવાદીયોને હરકત થાય છે એવુ ગણવામાં આવતું ના હોય અથવા તેઓને નુકશાન અથવા અગવડ પડે તેવું ના હોય તો તે કહાડવામાં આવે છે ( જેન્સન વી. ડંડાસ ( ૧૮૬૨-૩ ) ૧ હાઇડ ૨૬૯) અને તેમાં જે ખર્ચ થાય તે સામાન્ય રીતે તે કામનું ખર્ચ છે ( ગહાન વી. ઓવન કો. રી. ૧૧ ); પણ એકાદો પક્ષકાર જો એમ બતાવે કે તે ઘણો ગભીર રીતે માંદો છે તો તેના પોતાના ખરચથી પોતાના લાભમાં શાહિદી આપી શકે તે સારૂ તેને તપાસવાને કમીશન કહાડવામાં આવતું નથી ( ડાઉસેટ વી. વાઇઝ (૧૮૬૪) ૧ વી. રી. ૩૨૨ ); તેમ તે કાયદા પ્રમાણે જે સ્ત્રીને માફી આપેલી ના હોય તો તેણીને તપાસવાને કમીશન કહાડવામાં આવતું નથી કારણ કે તેણીને પાલખીમાં તપાસી શકાય છે ( નસરતબન્નુ વી. મહમદ ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૨૩૦; ( જુઓ પડદા સ્ત્રીઓ ) તેમ નાની વયના બાળકને તપાસવાને તે કહાડવામાં આવતું નથી ( બીનોદીનીના કામમાં ૨ હાઇડ ૧૫૨ ); તેમ તે રૂલમાં જે કાંઇ કારણ બતાવેલું નથી તેવા કોઇ કારણથી તે કહાડવામાં આવતું નથી ( માર્શલ વી. ચીનરટે અને બેલ ૧૫૪ ) જ્યારે એકાદા પક્ષકારની બ્રીટીશ મુલકની બહાર રહેનાર શાહેદીઓની શાક્ષી કમીશનથી લેવરાવવાને એકાદા પક્ષકારની અરજી પોતાના અખત્યાર ઉપરાંતની હકીકતથી નીશફળ થયેલી હોય ત્યારે બીજા જે શાક્ષીઓ બ્રીટીશ મુલકની અંદર રહેતા હોય તેઓને તપાસવાની પાછળની એક દરખાસ્ત કબુલ કરવી જોઇએ ( મતકઅલી વી. મહેરબનાવ ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૧૪૮; શાક્ષી લેવાને કમીશન કહાડવા વીશે હિંદુસ્તાનમાં ઇકવીટી કોરટોની જે હકુમત રહેલી છે તે વીશે જુઓ એડવરડસન મુલર, નોટ, (૧૮૭૦) ૫ બં. લા. રી ૨૫૩ ).

તે રૂલમાં બધી બાબત આવી ગયેલી છે એમ માનવામાં આવેલું છે માટે તે રૂલમાં બતાવેલી હકીકત શીવાય એકાદુ કમીશન કહાડી શકાતું નથી (વીરભદ્રન વી. નાત્રાજી (૧૯૦૫) ૨૮ મ. ૨૮; અને જુઓ સોમસુંદરમ વી. માણુકયા ( ૧૯૦૮ ) ૩૧ મ. ૭ ). એકદો કેદી હાજર થઇ શકતો ના હોય તે ફકત કારણથી તેની શાક્ષી લેવાને એકાદા મેજીસ્ટ્રેટ ઉપર તે કહાડી શકાતું નથી ( ગોપાળચંદ્ર વી. કરનોશ્વર (૧૮૬૭) ૭ વી. રી. ૬૪૮ ).

**લવાદ.**—બીજા પરીશીષ્ટ પ્રમાણે જ્યારે એકાદી ફરીયાદ મોકલેલી હોય ત્યારે આ રૂલ લાગુ થાય છે. ( રબીયાબાઇ વી. રહિમબાઇ (૧૯૦૫) ૭ મું. લા. રી. ૫૬૦ ).

**કેદીઓ.**—કેદીયોની બાબતમાં કેવી રીતે કામ ચલાવવું તે વીશે જુઓ સને ૧૮૬૯ ના એકટ ૧૫ ના ભા. ૩ ની ક. ૧૨—૧૪.

કમીશન કાઢવાનો હુકમ.

**૨.** પોતાની મેળે, કે ફરિયાદનો કોઇ પક્ષકાર, અથવા જેની શાહેદી લેવી હોય તે સાક્ષી સોગનનામાને આધારે અથવા બીજી રીતે અરજ કરે ત્યારે સાક્ષીની જબાની લેવા સારૂ કમિશન કાઢવાનો હુકમ કરવાને કોર્ટ મુખ્ત્યાર છે. કલમ નવી

કોર્ટની હકુમતમાં સાક્ષી રહેતો હોય ત્યારે

**૩.** કમિશન કાઢનારી કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં રહેનારા કોઇ શખસની જબાની લેવાનું કમિશન, તે બજાવવાને માટે કોર્ટને જે કોઇ શખસ લાયક લાગે તેના ઉપર, મોકલી શકાય. કલમ ૩૮૪, ૩૮૫.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક્. ૩૮૪, ૩૮૫.**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

સામા પક્ષકારને નોટીસ આપ્યા વીના કમીશન કહાડવું ના જોઇએ (તારકનાથ વી. ગૌરીચરણ (૧૮૬૫) ૩ વી. રી. ૧૪૭).

**૪. (૧) કોઈપણ કોર્ટ કોઇપણ ફરિયાદમાં નીચેના ખખસોની જબાની લેવાનું કમિશન કાઢી શકેઃ—** **કલમ ૩૮૬.**

કયા શખસોની જબાની માટે કમિશન નિજે તે.

(અ) પોતાની હકુમતની સ્થાનિક હદની બહાર રહેનારા કોઈ શખસની;

(બ) જે તારીખે તેની જબાની કોર્ટમાં લેવાની હોય તે પહેલાં તે હદ છોડી જવાનો હોય તે શખસની; અને

(ક) સરકારનો જે સિવાની અથવા લશ્કરી અમલદાર કોર્ટના અભિપ્રાય પ્રમાણે સરકારી કામમાં ખલેલ પોચ્યા શિવાય હાજર થઇ શકે નહીં તેની.

(૨) હાયકોર્ટ શિવાયની બીજી જે કોઇ કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તે શખસ રહેતો હોય તે કોર્ટ ઉપર અથવા કમિશન કાઢનારી કોર્ટને જે પ્લીડરને અથવા બીજા શખસને નીમવાનું યોગ્ય લાગે તેના ઉપર તે કમિશન મોકલવાનો અખત્યાર છે.

(૩) આ કાનુન પ્રમાણે કોઇ કમિશન કાઢતી વખતે કોરટે ફરમાવવું કે, તે કમિશન પોતાને ત્યાંજ પાછું મોકલવાનું છે કે કોઇ તાબાની કોરટમાં પાછું મોકલવાનું છે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૮૬.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો સ્મો. કો. કો. ને લાગુ છે.

કમીશનના નમુના માટે જુઓ એપેન્ડી. (હ) નં. ૭.

સ્થાનીક હદ ઉપરાંતના એકાદા શખસને તપાસવાને એકાદું કમીશન કહાડવું કીંવા નહિ તે કોરટના કુલ અખત્યારની બાબત હતી (બર્નો વી. આયર (૧૮૯૨–૯૩) ૧ હાઇડ ૬૮); પણ તે કુલ અખત્યારનો અમલ ન્યાયના રૂઇએ કરવો જોઇએ (હરીદાસ વી. અરમોઆઝમ (૧૮૯૧) ૧૫ બો. ર. ૪૪૭); અને તે સાક્ષીના રહેવાના જગા ફકત દુર હોય તે કરતાં કાંઇક આપ્યા બીજા કારણથી તે બાબતની અરજીને પુષ્ટી થયેલી જોઇએ. જો તે શાક્ષી એક ત્રાહિત શખસ હોય તો કમીશન કહાડવામાં આવે તે બરોબર અને વ્યાજબી છે પણ જો તે અરજદારનો નોકર હોય તો તેમ નથી (અમ્રત વી. ધનપત (૧૮૭૩) ૨૦ વી. રી. ૨૫૨).

એકાદા મુદ્દાના સાક્ષીને તપાસવાને તે અક્ષબત કહાડવામાં આવે છે પણ એકાદો પક્ષકાર ઘણું મજબુત કારણ બતાવી શકે નહિ તો તેને પોતાની અરજ ઉપરથી પોતાને તપા-

સવાને તે કઢાવવામાં આવતું નથી ( ડાઉસેટ વી. વાઇઝ ( ૧૮૬૬ ) ૧ ઈં. જ્યુ એન. એસ, ૩૫૭ ) સામા પક્ષકારને નોટીસ આપવી જોઇએ ( તારકનાથ વી. ગૌરીચરણ ( ૧૮૯૫ ) ૩ વી. રી. ૧૩૭ ).

**રહેવાશી**--એક સ્મોલકોઝ કોરટની સ્થાનીક હકુમતની બહારના એક તુરંગમાં એક ફોજદારી ગુન્હા માટે અ. ને કેદમાં રાખેલો હતો તેથી જડજે તેને તપાસવાને મેજીસ્ટ્રેટ ઉપર એક કમીશન કઢાડ્યું; ઠરાવ્યું છે કે તે હકુમતની અંદર અ. નુ કુટંબ રહેતુ હતું માટે અ નો પાછો આવવાનો ઇરાદો હતો એવું બ્યાજબી અનુમાન થતું હતું માટે કાંઇ કમીશન કઢાડ્યું ન જોઇએ ( ગોપાળચંદ્ર વી. કરણેધર ( ૧૮૯૭ ) ૭ વી. રી ૩૪૫ )

**ઈંગ્લાંડમાં સાક્ષીઓને તપાસવા બાબત**--જ્યારે હિંદુસ્તાનની એક કોરટે ઈંગ્લાંડમાં સાક્ષીઓને તપાસવા સારૂ એનાદ કમીશન અથવા બીજો હુકમ કઢાડેલો હોય તો ઈંગ્લાંડમાં હાઇ કોરટને તે કારણસર જો અરજી કરવામાં આવે તો તે સાક્ષી લેવાને એક તપાસનાર નીમી શકે છે. પણ યોગ્ય અરજી કરીને તે કોરટ પાસે તે મગાવેલુ ના હોય તો કોઈ રીતે ઈંગ્લાંડમાં હાઇકોરટ વર્તી શકતી નથી માટે હરેક જે કેસમાં ઈંગ્લાંડમાં હાઇ કોરટની પાસે એક તપાસનાર નીમાવાને અરજી રાખવામાં આવે તો જરૂરીયાત હુકમો કરવા સારૂ ઈંગ્લાંડમાં હાઇ કોરટે તે અરજ કરવાને એક સોલીસીટરને પક્ષકારોએ નીમવો જોઇએ. કલકત્તા હાઇ કોરટ જનરલ લેટર નં. ૨ તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૦૧.

**૫.** બ્રિટીશ ઈંડિયાની બહાર કોઇ ઠેકાણે રહેનારા કોઈ શખસની જબાની લેવા સારૂ કમિશન કાઢવાની જે કોરટને અરજ કરવામાં આવી હોય તે કોરટની ખાતરી થાય કે તે શખસની શાહેદી જરૂરની છે ત્યારે તે કમિશન અથવા વિનતીપત્ર કાઢવાને કોરટ મુખત્યાર છે.

બ્રિટિશ ઇંડિયામાં ન હોય તેવા સાક્ષીની જબાની લેવાનું કમિશન અથવા વિનંતીપત્ર.

કલમ ૩૮૭

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૮૭ આર. એસ. ઓ. ૩૭ રૂ. ૬ અ.**

**ટીકા**—આ રૂલ હા કો.તથા પ્રે. સ્મોલ કો, કો. ને લાગુ છે ( કાદંબીનીદાસી વી. કમુદીનીદાસી ( ૧૯૦૩ ) ૩૦ ક. ૫૩૪; ૭ ક. વી. નો. ૮૦૬ ).

તે કમીશન પ્રમાણે જો સાક્ષીઓને સોગન અથવા પ્રતીજ્ઞા આપીને તપાસેલા હોયતો તે સાક્ષીની જુબાનીઓ પુરાવમાં વાંચવા લાયક થાય તે સારૂ રૂ. ૮ પ્રમાણે જે હકીકત સાબેત કરવાની છે તે હકીકતનો પુરાવ આપીને પક્ષકારોની કબુલત વીના તે પુરાવ દાખલ કરવા લાયક છે ( આગામહમદ વી. નઝીરૂલ્લા ( ૧૮૯૮ ) ૨ બં. લા. રી. ૭૩; ૧૦ વી. રી. ૩૮૫) હાઇ કોરટની હકુમતની બહાર પરરાજ્યના મુલકમાં પરરાજ્યના સાક્ષીની શાહીદી લીધેલી હોય અને તે રૂલ. ૧૭ (૧) ના ઠરાવ પ્રમાણે તેનો અમલ કરવામાં આવેલો હોય તો તે શાહેદીની શાક્ષી દાખલ કરવા લાયક છે અને સોગના એકટની. ક. ૧૩ લાગુ થતી નથી ( કાદંબીની વી. કમુદીની ( ૧૯૦૩ ) ૭ ક. વી. નો. ૮૦૬ ).

**ફરી તપાસણી.**--સાક્ષીની જરૂર નથી તે કારણથી એકાદુ કમીશન કઢાડવાને ના કહ્યાનો હુકમ તે ક. ૧૧૫ પ્રમાણે ફરી તપાસણી કરવા લાયક નથી ( હૈદ્રાબાદના નીઝામ ના કામમાં ( ૧૮૮૬ ) ૯ મ. ૨૫૬ ).

**વિનંતી**.—વિનંતી પત્રના નમુના વીશે જુઓ. એપેન્ડી હ નં. ૮ આ રીવાજ ઇંગ્રેજી કામ ચલાવાની રીતીમાંથી લીધેલો છે અને ઇગ્લંડમાં ઠરાવેલુ છે કે પરદેશમાં ફક્ત દસ્તાવેજો તપસવા સારૂ વિનંતી પત્ર કહાડવું ના જોઇએ ( કેપકોપર કં વી. કમ્પટોયર એસ. કોમાપટી ડી. પેરીસ ૩૮ વી. રી. ૭૬૩. અને જુઓ હેરમન વી. હેરમન ( ૧૮૯૬ ) ૨ ચ. ૬૧૧; એન. પ્રેક. ૧૯૦૮, ૫૦૬માં બતાવેલા છે ).

કમિશનને અનુસરીને કોરટે સાક્ષીની જબાની લેવી.

**૬. કોઈ શખસની જબાની લેવાનું કમિશન જે કોરટને મળ્યું હોય તે પ્રત્યેક કોરટે કમિશનને અનુસરીને તે શખસની જબાની લેવી અથવા લેવડાવવી.** કલમ નવી.

સાક્ષીઓની જબાની સુધાંત કમિશન પાછું મોકલવું.

**૭. કમિશન બરાબર રીતે બજાવ્યા પછી તે કમિશન મુજબ લીધેલા પુરાવા સુધાંત તે, જે કોરટમાંથી નિકળ્યું હોય તે કોરટમાં પાછુ મોકલવું. પરંતુ કમિશન કાઢવાના હુકમમાં બીજી રીતે ફરમાવ્યું હોય ત્યારે તે ફરમાવ્યા મુજબ તે પાછુ મોકલવું. અને તે કમિશન તથા તે ઉપર કરેલો રિપોર્ટ, તથા કમિશન પ્રમાણે લીધેલો પુરાવો [ તરત નીચેની કાનુનના ઠરાવને બાધ ન આવે એ રીતે ] તે ફરિયાદના દફતરનો ભાગ ગણવો.** કલમ ૩૮૮, ૩૮૯

**સને ૧૮૮૨ના એકટ ૧૪ની ક. ૩૮૮, ૩૮૯.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

સાક્ષીઓને તપાસવાને જે પક્ષકાર કમીશન કહાડાવે તે પક્ષકારની ફરજ છે કે તે કમીશનરની રૂબરૂ તે સાક્ષીઓ હાજર થવાને જે ઇલાજો જરૂરના હોય તે તમામ ઇલાજો તેણે લેવા ( લેખરાજ વી. પાલીરામ ( ૧૮૭૦ ) ૨ અ. હા કો. ૨૧૦ ) તેઓને કોન્સલે તપાસવા જોઇએ અને એટર્નીએ તપાસવાના નથી (હોફમેન વી. ફરામજી કોરીટન ૭) એકાદો જે પક્ષકાર એક કમીશનમાં સામેલ થએલો ના હોય તો તે કમીશનથી તપાસેલા સાક્ષીની ઉલટ તપાસ કરવાને તે પક્ષકારનો હક થાય છે ( ગ્રેગરી વી. દુલીચંદ ( ૧૮૯૦ ) ૧૪ વી. રી. ઓ. જે. ૧૭ ) કમીશનથી લીધેલી શાહિદી ઉલટ તપાસ કરવાને સપુર્ણ લાગ આપ્યા વીના અથવા સંપુર્ણ અસરકારક ઉલટ તપાસ કર્યા શીવાય દાખલ કરવી નહિ જોઇએ ( બોયસાગોમોફ વી. નેપીયતજ્યુટ કં. ( ૧૯૦૧ ) ૫ ક. વી. નો. ૨૩૦ ) પણ જયારે કોરટની એવી ખાત્રી થાય કે કોઇ સાક્ષીની ઉલટ તપાસ જરૂર વીના લાંબી કરવામાં આવેલી છે તો અમુક મુદતની અંદર તે ઉલટ તપાસ પુરી કરવાને કોરટ હુકમ કરે છે ( સુરજપ્રસાદ વી. સ્ટેન્ડર્ડ ફાઇલ ઇન્સ્યુ. કં. ( ૧૯૦૩ ) ૩૦ ક. ૬૨૫ ) રીટર્ન જોતાંજ તે ઉપરથી માલુમ પડવુ જોઇએ કે કમીશનરે પોતે સોગન લીધા હતા અને જો કોઇ ઇન્ટરપ્રેટર હોય તો તે ઇન્ટરપ્રેટરને સોગન આપેલા હતા ( પ્રાણકીષ્નચંદ્ર વી. બીશ્વનાથ ( ૧૮૭૧ ) ૮ બં. લા. રી. એમ. ૧૦૧); અને કાયદા પ્રમાણે તે સાક્ષી લખી લેવામાં આવેલી છે ( બાલા વી. મેથ્યર્ન ( ૧૮૭૦ ) ૧૪ વી.રી. ૨૬૫) અને આપેલી મુદતની અંદર તે લીધેલી છે. અમુક તારીખના રોજ અથવા તે પેહલાં

તે કમીશનનો અમલ કરી શકાય છે. જ્યારે એકાદા કમીશનરે તે પાછુ મોકલવાને છેલ્લો દીવસ પુરો થયા પછી સાહેદી લીધેલ હોય તો ઠરાવ્યું છે કે તે જુબાનીઓ દાખલ કરવા લાયક નથી ( ગ્રેગરી વી દુલીચંદ (૧૮૭૦) ૧૪ વી. રી. ઓ જે. ૧૭) એકાદા કમીશન સાથે જોડેલા દસ્તાવેજો અને પુરાવમાં બતાવેલા દસ્તાવેજોની સાથે મળતા હોય તો જે કામમાં તે કમીશન કહાડવામા આવેલુ હોય તે કામમાં કમીશનરની રૂબરૂ તે પુરાવમાં આપતી વખતે હરકત લેવામાં આવેલી ના હોય તો સુનાવણી વખતે તે વાંચી શકાય છે ( સ્ટુધર્સ વી. વીલર (૧૮૮૦) અને એકાદો પક્ષકાર એક દસ્તાવેજ વીશે એક કારણથી હરકત લેતો હોય તો તે બીજા કોઇ કારણથી હરકત લેવાને અટકતો નથી ( રાલી વી. ગોડીન (૧૮૮૩) ૯ ક. ૫૩૫ ). એક પક્ષકારની ખાએશથી એક કમીશનથી પુરાવ લેવામાં આવેલો હોય તો જે પક્ષકાર તરફથી તે લેવામાં આવેલો હોય તે પક્ષકાર તરફથી પુરાવ તરીકે તે વાંચવામાં આવે ત્યાં સુધી તે પુરાવ થતો નથી ( હેમંત વી. બંકૂ ( ૧૯૦૫ ) ૯ ક. વી. નો. ૭૮૪; તેમાં નીસ્તારીણી વી. નંદલાલ ( ૧૮૯૯ ) ૨૬ ક. ૫૯૧ ના ઠરાવથી જુદા ચાલવામાં આવેલું છે. ૩ ક. વી. નો. ૨૩૯ પણ જુઓ માનગોવીંદ વી સ્શીંદ્ર સી. ચેધરી (૧૯૦૮) ૩૫ ક.૨૮)

જે અમુક કામમાં રીપોર્ટ કરવામાં આવેલો હોય તે કામમાંજ ફકત તે સાબેત થાય છે ( દીનોબંધુ વી. નીસ્તારીણી ૧૮૮૨) ૧૨ ક. લા. રી. ૫૦ ).

કમીશન કહાડનારી કોર્ટની હકૂમતની બહારની કોઈ જગાએ શાક્ષી લેવાને એકાદું કમીશન કહાડેલું હોય ત્યારે એકાદા દસ્તાવેજનો બીજા દરજ્જાનો પૂરાવ દાખલ કરવાની જરૂર નથી ( રાલી વી. ગૌડીન (૧૮૮૩) ૯ ક. ૫૩૫ ).

૮. કમિશન ઉપરથી લીધેલો પુરાવો જે પક્ષકારની વિરૂદ્ધ તે આણ્યો હોય તેની સંમતિ શિવાય ફરિયાદમાં પુરાવા દાખલ વાંચવો નહીં, પરંતુઃ— કલમ ૩૫૦

જબાનીઓ પુરાવામાં ક્યારે વંચાય.

(અ) શાહેદી આપનાર શખસ કોરટની હકુમત બહાર હોય, અથવા મરી ગયો હોય, અથવા મંદવાડ કે નબળાઇને લીધે જાતે શાહેદી આપવાને હાજર રહી શકતો ન હોય અથવા કોરટમાં જાતે હાજર થવાની માફી મળી હોય તો અથવા કોરટના અભિપ્રાય પ્રમાણે સરકારી કામમાં ખલેલ પોંચ્યા શિવાય હાજર થઇ શકે નહીં તેવો સરકારનો કોઇ દિવાની અથવા લશ્કરી અમલદાર હોય તો, અથવા

(બ) ક્લમ (અ) માં કહેલી બાબતો પૈકી કોઇની શાબિતી ન લેવી એમ કોરટની નજરમાં આવે, અને જે કારણને લીધે કમિશનથી શાહેદી લેવામાં આવી હોય તે કારણ બંધ થયું છે એવી શાબિતી છતાંએ કોઇ શખસની શાહેદી ફરિયાદમાં પુરાવા દાખલ વાંચવાને કોરટ અખત્યાર આપે તો,

તેવી સંમતિની જરૂર નથી.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૯૦; ૧ વીમ. ૪ આબ. ૨૨ ક. ૧૦.**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

જે પક્ષકાર કમીશન કઢાવે તે પક્ષકારને પુરાવમાં રીટર્ન રજુ કરવાની ફરજ છે.

પ્રતીવાદીયણને પોતાની અરજ ઉપરથી તપાસવામાં આવેલી હતી અને વાદીએ તેણીની શાક્ષીનો ભાગ વાંચવાને દરખાસ્ત કરેલી, એવી તકરાર કરીને કે જો કે તે પ્રતીવાદીયણે તે કમીશનનું રીટર્ન રીતસર રજુ કરેલુ નથી તોપણ તે કામના કાગળોનો એક ભાગ થાય છે (જુઓ રૂ ૧) અને તેથી જવાબ આપવાનો મને હક મળે છે તેથી તેની તકરાર ચાલેલી હતી (હરકાંનાથ વી. ગંગાદાઇ (૧૮૭૦) ૮ બં. લા. રી. એમ ૧૦૨) પણ ત્યાર પછી એવું ઠરાવવામાં આવેલું છે કે કમીશનથી લીધેલો પુરાવ રજુ કરીને પુરાવ તરીકે દાખલ કરવામાં આવે ત્યાં સુધી એકે પક્ષકાર તેનો ઉપયોગ કરી શકતો નથી (કામમકુમારીરાય વી. સત્યરંજન (૧૯૦૪) ૩૦ ક. ૯૯૯, જુઓ રૂ. ૭ ની નોટ).

કમીશનથી લીધેલો પુરાવ જો તે સાક્ષી હકુમતની બહાર છે એવુ સાબીત થયેલું ના હોય અથવા તે મરણ પામેલો છે અથવા તપાસ વખતે હાજર થવાને અશક્ત છે એવું સાબીત થએલું ના હોય તો તે પુરાવ માંમળવાને કોર્ટ ના કહી શકે છે (પ્રીગીબલ્લભલાલ વી. હરધન (૧૮૭૯) ૨૨ વી. રી. ૩૩૧) પણ તે જુબાની ઉપરથીજ એમ જણાતું હોય કે જે સખસને તપાસવામાં આવેલા છે તે હકુમતની બહાર તપાસેલો છે તો તે બસ છે (ગીરધર વી, ગણપત (૧૮૯૪) ૧૧ મું હા કો. ૧૨૮)

ખર્ચ ઠરાવવુ તે.—જુઓ ગોકળદાસ મેન્યુ. કં. વી. સ્કોટ (૧૮૯૨) ૧૬ મું. ૨૦૨ અને (૧૮૯૧) ૧૫ મું ૨૦૯).

## સ્થાનિક તજવીજ કરવા સારૂ કમિશન.

**૯.** જે કોઇ ફરિયાદમાં ટંટાની કોઇ બાબત સ્પષ્ટ કરવા સારૂ અથવા કોઇ મિલકતની બજાર કિંમત કે કોઇ દરગ્યાનની ઉપજ કે નુકસાન કે વાર્ષિક ચોખો નફો નક્કી કરવા સારૂ સ્થાનિક તજવીજ કરવી કોરટને જરૂરની અથવા યોગ્ય લાગતી હોય, તે ફરિયાદમાં કોરટ પોતાને યોગ્ય લાગે તેવા શખસ ઉપર કમિશન મોકલવાને મુખત્યાર છે, અને તેમાં એવુ ફરમાવવું, કે તમારે તે તજવીજ કરીને તેનો કોરટને રીપોર્ટ કરવો :

સ્થાનિક તજવીજ કરવાનું કમિશન.

કલમ ૩૯૨

પરંતુ, આવું કમિશન કયા શખસોને આપવું એ વિશે સ્થાનિક સરકારે કંઇ નિયમ કર્યા હોય ત્યારે, તે નિયમો પ્રમાણે કોરટે ચાલવું પડશે.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૯૨**

**ટીકા.**— આ રૂલ હા. કો તથા પ્રો. સ્મો. કો. કો.ને લાગુ છે.

નમુના વીશે જુઓ જોધે. ૯. નં. ૯.

બંગાળાના પટાના એક્ટની ક. ૧૫૮ પ્રમાણે ચાલેલા કામને આ રૂલ લાગુ છે ( દેવરીસીંગ વી. શીવગોવીંદ (૧૮૯૦) ૧૭ ક. ૨૭૭. વળી જુઓ ક. ૩૧ (બ) સને ૧૮૮૫ ના એક્ટ ૮ )

**જડજ જાતે**—જ્યારે જડજ એક સ્થાનીક તજવીજ કરે ત્યારે જે પરીણામ થએલો હોય તે તેમણે તે કામમાં લખવો જોઇએ, કે જેથી પક્ષકારો જોઇ શકે તેમની નજરમાં શું શાબેત થએલુ છે ( જયકુમાર વી. બંધુલાલ ( ૧૮૮૩ ) ૧૨ ક. લા. રી. ૪૯૦; ૯ ક. ૩૬૩ ) એકાદા જડજ જો સુગમતાથી જાતે સ્થાનીક તપાસ કરી શકે તેવુ હોયતો, તેમણે તે જાતે કરવા જોઇએ. તે પ્રમાણે જે હકીકત તેમના જાણવામાં આવે તે હકીકત તેઉ વીચારમાં લેઈ શકે છે ( દવારકાનાથ સરદાર વી. પ્રસનકુમાર હજરા ( ૧૮૯૭ ) ૧ ક. વી. નો. ૬૮૨ )

**કમીશન કહાડવુ તે.**—સ્થાનીક તપાસ કરવી કીંવા તે બાબત ના કહેવી તે વીશે એકાદા જડજને ઘણોજ બહોળો કૂલ અખત્યાર આપેલો છે (નીરોદફીશ્ન વી. વુમાનાથ (૧૮૭૯) ૪ ક. ૭૧૮; ૩ ક. લા. રી. ૨૩૪ ) તેઉ પોતાની મેળે કમીશન કાહાડવાને બંધાએલા નથી ( મેકડોનલ્ડ વી. મનારહોય ( ૧૮૬૫ ) ૩ વી રી. એકટ. ૧૦, ૧૫૩); વીશેશે કરીને જ્યારે બેમાંનો એક પક્ષકાર મરજી રાખતો ના હોય ત્યારે તે બંધાએલા નથી ( જેટીંગાવેલીટી કંપની વી. ચેરાગ્રા કંપની (૧૮૮૬) ૧૨ ક. ૪૫ ) એક સાક્ષી તપાસોને જ્યારે તે બાબતનો સગવડથી તે પોતે વ્યવસ્થા કરી શકતા હોય ત્યારે તેમણે તે બાબત ના કહેવી જોઇએ. (સાધુ સીંગ વી. રામાનુગ્રા (૧૮૬૮) ૯ વી. રી. ૮૩; શસ્તીરામ વી. નોબોકાંત (૧૮૭૦) ૧૪ વી.રી. ૧૯૦; પણ જુઓ કીસ્તોચંદ્ર વી. બ્રજમોહન ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૧૮૩); અને જો તે કાહાડવાને મંજુર કરેતો, તે કામમાં જે વધારે અગત્યનો હસ્યુ હોય તેની તપાસ જેમ કરવામાં આવે તેમ પોતાનુ અગત્યનુ કામ આમીનને સોંપવામાં આવે નહિ, એવી તેમણે સંભાળ રાખવી જોઇએ ( બરોડાચર્ણ વી. અજુધ્યા ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૨૮૬ ) પણ તેને તે જગાએ જેવા હકીકત મળવી જોઇએ તેવી હકીકત મેળવવાનેજ તેમને રાખવા જોઇએ ( બંદ્રાબન વી. નોબીનચંદ્ર ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૨૮૨, ઇસ્વરદાસ વી. જુગલકીશોર (૧૮૬૯) ૪ બં. લા. રી. એપ. ૩૩; ૧૭ વી. રી. ૪૭૩, નોટ; રામધન વી. રામમણી (૧૮૭૪) ૨૧ વી રી. ૨૮૦ ) અને જ્યારે દાવો કર્યાની તારીખ પહેલાંના કબજા ઉપર મુખ્યત્વે કરીને તે સવાલનો આધાર હોય ત્યારે તકરારની હકીકત મળવાની બાબતના એકાદા આમીનને નીમવા ના જોઇએ ( કાળીદાસ વી. ખેતરપાળ ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૪૭૨ ) જ્યારે અમુક જંગમ મીલકતની કીમત બાબત તજવીજ કરવાની જરૂર છે, એવુ જો કોરટની નજરમાં આવતું હોય તો, તેવી તજવીજ કરવાનુ કામ હુકમનામું થયા પછાને માટે રાખવુ ના જોઇએ ( જગદંબાદેબીયા વી. રોહીની દેબીયા ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૪૨૨ ) જ્યારે એક જડજે નવી સ્થાનીક તજવીજ કરવાનો હુકમ કરેલો હોય તો, તે હુકમમાં તેમની જગાએ થનાર જડજે હાથ ઘાલવો ના જોઇએ, પણ તે કામનો નીકાલ કરતા પહેલાં તેનો અમલ કરવો જોઇએ ( શરીઉલ્લા વી. બાવલમંડલ ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૧૦૨ ) તેમ, જ્યારે એક તજવીજ કરી હોય તો તે પહેલી તજવીજ રદ કર્યા વીના બીજી વખત તે કરવી ના જોઇએ ( આઝામઅલીખાંન વી. સરસતી ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૯૩. એકાદી સ્થાનીક તપાસ ઉપરથી કામમાં જે સ્વતંત્ર પુરાવનો ખુલાસો કરવાનો હોય તે તેવો સ્વતંત્ર પૂરાવ છે એવુ પ્રથમથી ધારવામાં આવે છે. અને આ રૂલથી જે મુદ્દાના હસ્યુની તપાસ કરવાને તે બધાએલા હોય તેવો મુદ્દાનો હસ્યુ તપાસવાને એક કમીશનરને સોંપવાનો કોરટને અખત્યાર નથી (સાંગીલી વી. મુકન ( ૧૮૯૩ ) ૧૬ મ. ૩૫૦) એક રસ્તાના હકના કામમાં

તે સ્થાનીક જગાનો નકશો તૈયાર કરવાને નીમેલા કમીશનરને ગામના અમલદારોએ જે હકીકત કહેલી હોય તે હકીકત પૂરાવમાં દાખલ કરવા લાયક નથી (શીવાવા વી. ભીમાપા (૧૯૦૦) ૨૪ મું ૪૩).

**સને ૧૮૫૯ના એકટ ૧૦.**—કામ ચાલતા હરકોઇ વખતે સને ૧૮૫૯ના એકટ ૧૦ પ્રમાણે એકાદા કલેકટર કમીશન કહાડી શકે છે (રઘુનાથ પંજા વી. શ્રીજીબધો શાળ (૧૮૬૬) ૬ વી. રી. એકટ ૧૦, ૧૧) અને શાક્ષીયો તપાસવાને કોરટને ફરમાવી શકે છે (ગોરચંદ્ર વી. રાશમેહારી (૧૮૬૮) ૧૦ વી. રી. ૪૩) પણ સને ૧૮૬૯ના એકટ ૮ ની ક. ૩૮ પ્રમાણેનો પોતાનો અખત્યાર એકાદા અમીનને તેઉ આપી શકતા નથી (શીતળ વી. હીલ્સ (૧૮૭૫) ૨૪ વી. રી. ૧૮૪) એકાદા અમીનને માપણી કરવાને નીમેલા હોય તો જેવી ખરી રીતે હકીકત હોય તેવી હકીકત તે લખી લેવાને તે બંધાએલા છે, અને જે હદ તેમની નજરમાં હોવો જોઇએ, એવું આવતું હોય તે હદ લખવાનું તેમનુ કામ નથી (બાલાઠાકુર વી. મેઘબર્નસીંગ (૧૮૭૦) ૧૪ વી. રી. ૨૬૯).

**નોટીસ.**—કેઇ વખતે સ્થાનીક તપાસ કરવામાં આવશે તેની નોટીસ પક્ષકારોને આપવી જોઇએ (કીસ્તોમોનદેમીયા વી. ઈંગ્લીનટન (૧૮૬૯) ૧૨ વી. રી. ૧૩૯; જણુશાહુ વી. જસોદાકુંવર (૧૮૭૨) ૧૭ વી. રી. ૧૩૦)

**તેવા શખસ.**—હવે જો બના શકે તો, તે કમીશનર કોર્ટનો અમલદાર હોવો જોઇએ, તેવી જરૂર નથી (દુરગાદાસ વી. સુરૂચર્ણુ (૧૮૬૬) ૬ વી. રી. એકટ ૧૦, ૮૧; રામદોસ વી. નીલકંઠ (૧૮૬૭) ૮ વી. રી. ૬)

અપીલ કોરટને જે એક સ્થાનીક તપાસ કરવાની હોય તે તપાસ કરવાને અસલ કોરટના જડજને નીમવા ના જોઇએ (રોયસુલતાન વી. લાલુકુંવર (૧૮૭૨) ૧૭ વી. રી. ૩૦૦) જીલ્લા જડજ એક મુનસીફને કમીશનર નીમી શકે છે (ચુરામનસીંગ વી. અનુપ (૧૮૮૨) ૧૧ ક. લા. રી. ૫૫૩)

**પાછું મોકલવામાં આવે તે.**—અપીલમાં જીલ્લા જડજે સબોર્ડીનેટ જડજનો ફેસલો ફેરવીને તે કામ મુનસીફે એક વીસ્થાનીક તજવીજ કરવાને પાછુ મોકલ્યું; પણ તે જવાને શકતીવાન નહી હોવાથી તે જડજે પોતાના શીરસ્તેદારને નીમેલો હતો. તેના લખેલા કાગળ પ્રમાણે તે સબોર્ડીનેટ જડજ વર્ત્યા. જડજને અપીલ કરવા ઉપરથી પક્ષપાતપણાના કારણથી તે રીપોર્ટ વીશે વાદીએ હરકત લીધી. તેમાં ઠરાવેલું છે કે પાછળથી તે રીપોર્ટ વીશે એવી હરકત તે લેઇ શકતો નથી કે તે કામ પાછું મોકલવાને તે જડજને અખત્યાર નથી (મહમદ અનજોબ વી. ગૌરીપ્રસાદ (૧૮૬૬) ૬ વી. રી. ૬૨)

**અમીનો.**—સને ૧૮૫૬ નો શીવીલ કોરટોના અમીનોનો એકટ ૧૨ સને ૧૮૯૯ ના એકટ ૨ થી રદ કરેલો છે.—

**૧૦.** (૧) પોતાને જરૂર જણાય તેવી સ્થાનિક તપાસ કર્યા પછી તથા પોતે લીધેલો પુરાવો લખી લીધા પછી કમિશનરે તે પુરાવો તથા તેની સાથે પોતાનો લખેલો રિપોર્ટ પોતાની સહી કરીને કોરટમાં મોકલવો. **કલમ ૩૯૨**

કમિશનરે કામ કરવાની રીત.

(૨) કમિશનરનો રિપોર્ટ તથા તેણે લીધેલો પુરાવો (પણ રિપોર્ટ શિવાયનો પુરાવો નહીં ) એ ફરિયાદમાં પુરાવો ગણાશે, તથા તે દફતરનો ભાગ ગણાશે. પરંતુ કમિશનરને સોંપેલી અથવા તેના રિપોર્ટમાં કહેલી કોઇ બાબત વિશે, અથવા તેના રિપોર્ટ વિશે અથવા તેની તજવીજ કરવાની રીત વિશે કોરટ અથવા કોરટની રજાથી ફરિયાદનો કોઇ પક્ષકાર ખુલી કોરટમાં ખુદ કમિશનરની જબાની લેવાને મુખત્યાર છે.

રિપોર્ટ અને જબાનીઓએ ફરિયાદમાં પુરાવો ગણાશે.

ખુદ કમિશનરની જબાની લેઇ શકાય.

(૩) જ્યારે કમિશનરનાં કામકાજથી કોરટને સંતોષ ન થાય ત્યારે પોતાને યોગ્ય લાગે એવી જાસ્તી તપાસ કરવાનું ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૯૩.**

**ટીકા:**—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

અમીનનો રીપોર્ટ પાછો મોકલવાનો અને તે પછી તે બાબત હરકતો સાંભળવાનો એક દીવસ ઠરાવવો જોઇએ ( રામનારાયણ વી. ગોવરધનલાલ ( ૧૮૭૪) ૨૧ ક. વી. રી. ૨ )

**પુરાવ.**—જો તજવીજ પુરી થએલી હોય તો કાલીદાસ વી. દેબનારાયણ (૧૮૭૦) ૧૩ વી. રી. ૪૧૨) જો કાંઇ સાધનથી એક અમીનનો રીપોર્ટ કરેલો હોય (ચંદ્રકુમારદત વી. જયચંદ્રદત (૧૮૭૩) ૧૯ વી. રી. ૨૧૩); જાનોબીચોધ્રણ વી. મેમાંનસીંગના કલેકટર ( ૧૮૬૭) ૮ વી. રી. ૨૮૭; શીવનારાયણ વી. ખુંતર્સીંગ (૧૮૬૯) ૧૧ વી. રી. ૪૨૪ ) તો તે તેમના ઠરાવના દસ્તાવેજી પ્રત્યંતરી પુરાવ વીના જે કામમાં તે ઠરાવ કરેલો હોય તે કામમાં તે એક પુરાવ છે (ઇશાનચંદ્ર વી. હરીચરણ (૧૮૬૫) ૨ વી. રી. ૨૭૮; સરતચંદ્ર વી. ચીતાગોંગના કલેકટર (૧૮૧૮) ૨ બં. લા. રી. એપ. ૩ ); પણ ફક્ત તે તેમાંજ પુરાવ છે ( દીનોબંધુ વી. નીસ્તારીણી (૧૮૮૨ ) ૧૨ ક. લા. રી. ૫૦); પછી તે જુબાનીયો જોડેલી ના હોય ( ચંદ્રમણી વી. નીલાંબર (૧૮૬૭) ૭ વી. રી. ૪૩ ); અથવા જો તે જોડેલી હોય તેમાંની કેટલીક સોગન લીધેલી નથી તે કારણથી રદ કરેલી હોય ( દેરગોવીંદ વી. ચામુ (૧૮૬૮) ૧૦ વી. રી. ૩૧૨; નહિ તો તે દાખલ કરવા લાયક છે અબદુલગની વી. બદુ (૧૮૭૪) ૨૨ વી. રી. ૩૫૦) અથવા પુખ્ત કારણ શીવાય કમીશન કાઢેલું હોય (શાહ નથુ વી. ધનશામ (૧૮૬૭) ૮ વી. રી. ૨૬૭); અથવા ગેરશીરસ્તે થયેલું હોય (અંબીકાચરણ વી. ગોલખચંદ્ર (૧૮૬૮) ૯ વી. રી. ૫૮૬; ૨૨ જનાથ વી. દુગા (૧૮૬૯) ૧૨ વી. રી. ૧૩૬); અથવા અઘટીત થયેલું હોય ( રામચરણ વી સુરાબજીત (૧૮૬૮) ૯ વી. રી. ૪૯૪; પણ જુઓ રામધન વી. રામમણી (૧૮૭૪) ૨૧ વી. રી. ૨૮૦ ); તેની ચીંતા નથી પણ હુકમ કરનારી કોરટની સ્થાનીક હકુમતની બહાર જો અમીને તજવીજ કરેલી હોય (નંધુ સરકાર વી. પ્રીલીપ (૧૮૬૮) ૧૦ વી. રી. ૧૫૩ ); અથવા તેમને નહિ સોંપેલી બાબત વીશે તેમણે રાપોર્ટ કરેલો હોય (અબદુલઅલી વી. મલીક સદરૂદીન (૧૮૭૦) ૧૪ વી. રી. ૪૫૩; દુર્ગાચરણ વી. નીમચંદ (૧૮૭૫) ૨૪ વી. રી. ૨૦૯); તે જુદી રીતે છે. રસ્તાના હક વીશેની જગાનો નકશો તૈયાર કરવાને એહદા કામમાં નીમેલા કમીશનરની રૂબરૂ સામના અમલદારોએ જે હકીકત કરેલી હોય તે પુરાવમાં દાખલ કરવા

લાયક નથી ( સીતાવા વી. ભીમાપા ( ૧૯૦૦ ) ૨૪ મું. ૪૩ )

**કામના કાગળોનો ભાગ થાય છે**—તે રીપોર્ટ અને જુબાની તે કામના પુરાવ તરીકે સમજવાનાં છે પણ નીરંતર પુરાવ તરીકે નથી અને તે કામના કાગળો પૈકી છે ( અ-ઝીમ વી. અલીમુદીન ( ૧૮૯૨ ) ૧૭ વી. રી. ૨૭૦; જુઓ વળી રામરૂખ વી. ગોવીંદ (૧૮૭૧) ૧૫ વી. રી. ૨૯૧; પણ રીપોર્ટ વગરની જુબાનીયો દાખલ કરવા લાયક નથી (દેબનારાયણ વી. કાલીદાસ ( ૧૮૭૦ ) ૬ બં. લા. રી. એમ. ૭૦; ૧૪ વી. રી. ૩૯૭); અને અપીલ કોરટે વીચારમાં લેવું જોઇએ ( રાજનાથ વી. દુર્ગા (૧૮૬૯ ) ૧૨ વી. રી. ૧૩૬ ); અને અ-સલ કોરટમાં અથવા અપીલોના કારણોમાં તે રીપોર્ટ વીશે કાંઇ હરકત લીધેલી ના હોય તો તે સાંભળવી ના જોઇએ ( શેઠ ગજમલ વી. ચાંદબી ( ૧૮૭૪ ) લા. રી. ૨ ઇં. અ. ૩૪; પણ જુઓ ટલીડી વી. પુર્ણચંદ્ર ( ૧૮૭૯ ) ૧૨ વી. રી. ૧૩૮ )

જે પુરાવના આધારે તે રીપોર્ટ કરેલો હોય તે રીપોર્ટની ખુજ તે પુરાવ ઉપરથી થાય છે ( દશરચંદ વી. જુગલકીશોર ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૨૮૧ ) કોરટ થોડે'ક રદ કરી શકે છે અને થોડોક કબુલ કરી શકે છે (પરેશનાથ મુકરજી વી. માર્ટીન ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૯૩ ) જો માનવામાં આવે તો તે ઉપરથી હુકમનામુ કરવાને તે બસ છે ( સીતારામ વી. રામનારાયણ ( ૧૮૬૬ ) ૬ વી. રી. ૫૧; પણ દાવાની તારીખથી બાર વરસની અંદર કબજો સાબીત કર-વાનો બોજો વાદીના ઉપર હોય તો તેનો કબજો સાબેત કરવાને તે બસ થાય છે ગમે તે-વી ન હોય તો તે ઉપરથી હુકમનામુ કરવાને તે બસ થાય છે ( અમીનુદીન વી. અશગરઅ-લી ( ૧૮૬૭ ) ૪ વી. રી. ૪૬૪ ) એકાદી સ્થાનીક તજવીજ વીશે એક મુનસફનો રીપોર્ટ હોય અને તે બરોબર નથી એવુ બતાવામાં આવેલું ના હોય તો તે ઉપર ઘણુંજ વજન રા-ખવું જોઇએ ( વાઇઝ વી. અમીરૂનીસા ( ૧૮૬૫ ) ૩ વી. રી. ૨૧૯ )

**કરાર.**—જો બધા પક્ષકારોના નોકરો તેની તેજ હદ બતાવતા હોય અથવા કયાંથી શરૂ થાય છે તે બતાવતા હોય તો તે બરોબર છે એમ સમજવું જોઇએ ( હેમુનીસીંગ વી. કોટી ( ૧૮૯૦ ) ૧૭ ક. ૩૦૪ )

**અપીલ: અપીલ કોરટનો અખત્યાર**—ખુલી રીતે નક્કી બતાવેલાં પુખ્ત કારણો જે ફેસલામાં કોરટે બતાવાં જોઇએ તે શાવાયની સ્થાનીક તજવીજના પરીણામમાં અપીલ કો-રટે હાથ ઘાલવો ના જોઇએ ( સુરતસુંદરી વી. પ્રસન્નકુમાર ( ૧૮૯૧ ) ૧૫ વી. રી. પી. સી. ૨૮; ૬ બં. લા. રી. ૬૭૭; ૧૩ મું. ૨ ઇં અ. ૬૦૭; પણ જુઓ પ્રતાપચંદ્ર વી. શરણો-મોઇ (૧૮૭૩) ૧૯ વી. રી. ૩૬૧; પણ વીશેશે કરીને અસલ કોરટે તે કબુલ કરેલો હોય તો તેમાં અપીલ કોરટે હાથ ઘાલવો ના જોઇએ. તેમ એક રીપોર્ટ સાથે જોડેલા એક નકશા બાબત એકે પક્ષકારે વધો લીધેલો ના હોય તો તે નકશાના ખરાપણા વીશે અસલ કોરટે વાંધો લેવો ન જોઇએ ( બીજનાથ વી. લાલમોયા ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૩૯૧); અને એ-કાદો નકશો સમજાવાને તે અમીનનો રીપોર્ટ જોઇ શકાય છે ( મહમદ અનવાર વી. રાજચંદ્ર ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૫૨૨ ) જો કોઇ બાબતમાં તે રીપોર્ટ જોઇતો નથી એવું કોરટને માલુમ પડે તો કોરટ કમીશનરને બોલાવી તપાસી શકે છે ( શીવદયાળ વી. હેન્કીન્સન (૧૮૭૫) ૨૪ વી. રી. ૩૪૨ ) બીજી બાજુ તરફ કામમા જે બીજો પુરાવ હોય તે બીલકુલ નહિ ગ-ણતાં એકાદા ફેસલાનો આધાર તે રીપોર્ટ ઘનો ના જોઇએ ( બરતીશાહુ વી. જીવનારાયણ (૧૮૭૫) ૨૪ વી. રી. ૩૩૮ )

રૂ. ૧૧ પ્રમાણે નીમેલા કમીશનરનો રીપોર્ટ મન્જુર કર્યાના હુકમ બાબત એકાદા ફેસ‑લા ઉપરની અપીલમાં અપીલ કોરટ તે હકીકત વીશે તે રીપોર્ટની વ્યવસ્થા કરી શકે છે અને તે કોરટના અખત્યાર નીયમના સવાલો સબંધીજ છે એમ નથી (ચેતી વી. મહમદ (૧૯૦૧) ૫ ક. વી. નો. ૬૯૨)

**રીવાજ**—કમીશનરનો રીપોર્ટ પાછો આવે એટલે હરકતો સાંભળવાનો એક દીવસ ઠરાવવો જોઇએ અને પક્ષકારોને નોટીસ આપવી જોઇએ (રામનારાયણ વી. ગોવર્ધન (૧૮૭૪) ૨૧ વી. રી. ૨) અને જ્યારે તે કામ ફાઇલ ઉપરથી દુર કરેલું હોય ત્યારે પણ જો તે હરકતો યોગ્ય મુદતની અંદર લીધેલી હોય તો તે વીશે તજવીજ કરવી જોઇએ (ઇશરચંદ્ર વી. શામખાન (૧૮૬૯) ૧૧ વી. રી. ૯૫) અમીનનું મેહનતાણું આપેલું ના હોય તે કારણથી તે રીપોર્ટ રદ કરી શકાતો નથી (જગતકીશોર વી. દીનાનાથ (૧૮૯૯) ૧૭ ક. ૨૮૧)

**મુદત વધારવી તે.**—જુઓ હોરમસજી વી. બમનજી (૧૮૮૫) ૯ મું. ૨૫૦)

**રીપોર્ટ પછી પુરાવ ગુજારવાનો હક.**—કમીશનરનો રીપોર્ટ આવ્યા પછી કોર‑ટની રૂબરૂ પુરાવ આપવાને સારૂં એકાદી સ્થાનીક તજવીજ કરાવાનો કોઇ પક્ષકારનો પાકો હક નથી અને વધારે પુરાવ આપવાના સવાલ વીશે દરેક કામની હકીકત પ્રમાણે સામાન્ય નીયમો ઉપરથી નીર્ણય કરવો જોઇએ (ચીનચંદ્ર વી. સશીસીખરેશ્વર (૧૯૦૦) ૨૭ ક. ૯૫૧, પા. ૯૬૬, ૪ ક. વી. નો ૬૩૧)

### હિસાબ તપાસવાનાં કમિશન.

**૧૧.** જે કોઇ ફરિયાદમાં હિસાબ તપાસવાની કે નક્કી કરવાની જરૂર હોય તે ફરિયાદમાં પોતાને યોગ્ય લાગે તેવા શખ્સને તે તપાસ અથવા નક્કી કરવાનું ફરમાવીને તેના ઉપર કમિશન મોકલવાને કોરટ મુખત્યાર છે.

હિસાબ નક્કી કરવા અથવા તપાસવાનું કમિશન.

કલમ ૩૯૪

### સને ૧૮૮૨ના એકટ ૧૪ની કલમ ૩૯૪.

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કોર્ટને લાગુ થાય છે

નમુના વીશે જુઓ. એપે. હ. ન, ૯.

પક્ષકારોની કબુલત વીના આ રૂલ પ્રમાણે એકાદી કોરટ કમીશન કહાડી શકે છે (વોટસન વી. આગામેહદી (૧૮૭૩) લા. રી. ૧. ઇ. અ, ૩૬૨).

**અપીલ.**—એકાદા હુકમનામાથી પ્રતીવાદીને હિસાબ આપવાને ફરમાવેલુ હોયતો તે એક ખાખરનું હુકમનામું છે અને તેવા હુકમનામા તરીકે પ્રીવીકાઉસીલમાં અપીલ ચાલવા લાયક છે (રહિમભાઇ વી. ટર્નર (૧૮૯૧) ૧૫ મું. ૧૫૫; લા. રી. ૧૮. ઇ. અ. ૬) કમીશનરનો રીપોર્ટ મંજુર રાખ્યાનો એકાદા જડજે હુકમ કરેલો હોય તો તે સને ૧૮૫૯ના એકટ ૮ પ્રમાણે અપીલ કરવા લાયક નથી (રૂસ્તમજી વી. કેશવજી (૧૮૮૪) ૮ મું. ૨૮૭ તેમ સને ૧૮૮૨ ના એકટ ૧૪ પ્રમાણે નથી જુઓ ઓફીનીલીસી. પ્રો. રો. આ. ૬ પા. ૬૭૯).

હિસાબ લઇને મીલકત વેચવાને સારૂં કમીશનરને તે કામ સોંપવાને એક હુકમનામું કરેલું હોય તો પણ તે દાવામાં એકાદો પક્ષકાર વધારવાને તે કોરટનો અખત્યાર છે (વખત.

ચંદ્ર વી. ધી એડવોકેટ જનરલ (૧૮૭૧) ૮ મું હા કો. ઓસી. જે ૫૧)

આ રૂલ પ્રમાણે નીમેલા કમીશનરનુ મહેનતાણું આપેલુ ના હોય તે માટે એકાદો દાવો કહાડી નાંખી શકાતો નથી (રાઘવ વી. વેદાંત (૧૮૭૮) ૩ મ. ૨૫૫)

હિસાબ લેવામાં કેવી રીતે કામ ચલાવવું જુઓ દીગંબર દીમોઝમદાર વી. કાળીનાથ (૧૯૮૧) ૯ ક. ૬૫૪; અનોદા વી. દ્વારકાનાથ (૧૮૮૧) ૬ ક. ૭૫૪; અલ્લાઇઅહમદ વી. નસીબન (૧૮૭૫) ૨૪ વી. રી. ૭૦).

**૧૨.** (૧) જરૂર જણાય તેવા કામના કાગળ તથા જરૂર જણાય તેવા તપશીલવાર હુકમો કોરટે કમિશનરને આપવા, અને તપાસ કરવામાં કમિશનર જે કામ ચલાવે તેજ માત્ર તેણે મોકલવું, કે તપાસવાને વાસ્તે તેને સોંપેલી બાબત ઉપર તેણે પોતાનો અભિપ્રાય પણ લખી મોકલવો, એ વિશે તે હુકમોમાં સ્પષ્ટ રીતે જણાવવું.

કોરટે કમિશનરને જરૂરના હુકમો આપવા

કલમ ૩૯૫

(૨) કમિશનર આગળ ચાલેલું કામ તથા તેનો રિપોર્ટ (હોય તો) તે ફરિયાદમાં પુરાવામાં લેવાશે. પરંતુ તે કામથી કોરટને નારાજી થવાનું કારણ હોય તો જરૂર હોય તેવી જાસ્તી તપાસ કરવાનું કોરટે ફરમાવવું.

ચાલેલું કામ પુરાવામાં લેવું અથવા જાસ્તી તપાસ કરવાનું કોરટે ફરમાવવું.

**સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૩૯૫.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

કમીશનરે આપેલા સર્ટીફીકેટ અથવા કરેલા રીપોર્ટના વીશે તેમાં શું હોવું જોઇએ અને તે કમીશનરની રૂબરૂ જે હકીકત હતી તે હકીકત સબંધી અરજી કોરટ કેટલે દરજ્જે વ્યવસ્થા કરી શકે છે તે બાબત જુઓ રુસ્તમજી વી. કેશવજી (૧૮૭૯) ૩ મું. ૧૬૧)

આ રૂલ પ્રમાણે કમીશનરોને સોગન અથવા પ્રતીજ્ઞા આપવાની જરૂર નથી (નરશીંગ વી. નારાયણ (૧૮૭૧) ૩ અ. હા. કો. ૨૧૭).

**રીવાજ.**—જો અમુક રકમો વીશે વીશેશે કરીને હરકત લેવામાં આવેલી ના હોય તો એક કમીશનરે જે હીસાબ તપાસેલો હોય અને જે બાબત અસલ કોરટમાં વીચાર થએલો હોય તે હિસાબની વીગતમાં મદ્રાસમાં અપીલ કોરટો પેસતી નથી; તેઓ કેવા નીયમથી તે હીસાબ લેવો જોઇએ તે ફકત ઠરાવે છે (વ્યંકટ વી. વ્યંકટ (૧૮૮૬) ૨ મ. ૪૧૮; સરાપુ વી. મલાઇ (૧૮૬૨) ૧ મ. હા. કો. ૧) અને પક્ષકારો વચ્ચેના હિસાબની સ્થીતી તપાસવાને એકાદો કમીશનર નીમેલો હોય અને તેમના રીપોર્ટના આધારે ફેંસલો કરવામાં આવેલો હોય તો રેગ્યુલર અપીલ કરવાથી હાઇકોરટે ફરી હિસાબ લેવાને ના કહેલી છે (સરાપુ વી. મલાઇ (૧૮૬૨) ૧ મ. હા. કો. ૧) જો કે એકાદા કમીશનરના રીપોર્ટનું ઘણુ વજન પડવું જોઇએ તોપણ તે તદન બંધનકારક નથી (કંકાગાલા વી. પોલશેઠી (૧૮૮૩) ૬ મ. ૩૬) મુંબાઇમાં વિરૂદ્ધ અભીપ્રાય ચાલે છે અને જો અપીલ કોરટોને કોઇ કારણથી સંતોષ થયેલો ના હોય તો તે કોરટો વધારે તજવીજ કરવાને ફરમાવે છે (અહમદ વી. ખાસાજી (૧૮૫૯) ૬ મું. હા. કો. ૧૪૯; મુંબાઇમાં તે રીપોર્ટ કેવી રીતે કહાડી નાંખવો અથવા

તેમાં કેવી રીતે ફેરફાર કરવો તે વીશે જુઓ સુમાર અહમદ વી. ઇસ્માઇલ (૧૮૭૫) ૧ મું. ૧૫૮; અને કલકતામાં જુઓ (લક્ષ્મીનારાયણ વી. અંજનાથ (૧૮૫૭) ૨૪ ક. ૪૩૭; ૨ ક. વી. નો. ૫૭).

કોર્ટના હુકમથી એક હિસાબ નક્કી કરવાને એક અમીનને હુકમ કરેલો હોય અને જે વાદીની રૂબરૂ હિસાબ લેવામાં આવેલો હોય તે વાદીએ તેગણે ચલાવેલા કામમાં કાંઇ હરકત લીધેલી નહિ તેથી ઠરાવ્યું છે કે અપીલ કોર્ટે તે હિસાબમાં હાથ ઘાલવો જોઇતો નહોતો (કાલીચંદ વી ગોપીમાધવ (૧૮૬૯) ૧૧ વી. રી. ૩)

વાદીએ પોતાના મોહરીયર પ્રતીવાદી ઉપર જે રકમોનો તેણે ખોટો ઉપયોગ કરેલો માલુમ પડે (આશરે રૂ. ૨૫૦૦) ની છે) તે રકમોના હિસાબ બાબત દાવો કરેલો હતો તેથી વાદીએ પોતના હિસાબના ચોપડામાં ગરબડ કરેલી છે એવું કહ્યા વિના તે ચોપડા દાખલ કર્યા, ઠરાવ્યું છે કે તેમણે પોતે તે હિસાબ કરવો જોઇતો હતો અને અમીનને તે આપવો જોઇતો નહોતો (ચંદરામ વી. બ્રજગોવીંદ (૧૮૭૩ ૧૯ વી. રી ૧૪)

**કબુલાત**—હિસાબ બાબતના દાવામાં પક્ષકારોની કબુલાતથી એવો હુકમ કરવામાં આવેલો હતો કે તે કામ કમીશનર તરફ હિસાબ લેવાને મોકલવું અને તે કમીશનરે તે હિસાબ લેતાં હકીકત નાલમાં મસવાલોનો નીર્ણય કરવો અને કાયદાના સવાલો કોરટને માટે રાખવા ઠરાવ્યું છે કે સને ૧૮૫૯ ના એકટ ૮ ની ક. ૧૮૧ પ્રમાણે સાધારણ રેફરન્સ કરવામાં આવતું હતું તેથી તે જાદું રેફરન્સ છે અને કમીશનરે જે હિસાબ બાબત દગત કરેલો છે. તે હિસાબ સબંધી હકીકતના સવાલ વિશે કોરટ ફરીથી જોઇ શકે છે કે નહિ એ વીશે શક ભરેલું છે (વોટસન વી. આગામેદી (૧૮૭૩) લા. રી ૧ ઈ. અ ૩૪૬)

**મુદત વધારવી**—જુઓ હોરમસજી વી. બમનજી (૧૮૮૫) ૯ મું ૨૫૦)

**ખર્ચ રેગ્યુલર દાવો**—જ્યારે કમીશનરનું ખર્ચ પહેલેથી આપવામાં આવેલું ના હોય અને દાવાનું ખર્ચ આપવાને હુકમનામામાં પ્રતીવાદીને હુકમ કરેલો તેમ છતાં તે રકમ તેમાં દાખલ કરેલી ના હોય તો ઠરાવ્યું છે કે જે પક્ષકાર તેની તરફથી કામ કરીને મહેનત કરવાને તેને નીમવાને અરજ કરેલી તે પક્ષકાર ઉપર તે કમીશનર દાવો કરી શકે છે. પણ ખર્ચ બાબત જે પક્ષકારને જવાબદાર ઠરાવેલો તે પક્ષકારના ઉપર દાવો કરવાનો નથી (ગોપાળ વી. બુપાલા (૧૮૮૨) ૪ મ. ૩૫૯)

**મુદત**—સામસામી ચાલતા હિસાબ વીશે જુઓ લક્ષ્માપા વી જગન્નાથમ (૧૮૮૭) ૧૦ મ. ૧૯૯; સીતાયા વી. રંગરેડી સદરહુ ૨૫૯ । જ્યારે એજન્સી બંધ પડે છે ત્યારે તે દીવસથી મુદત શરૂ થાય છે (હરીનાથ વી કીષ્ણકુમાર (૧૮૮૭) ૧૪ ક. ૧૪૭)

### ભાગ પાડવાનાં કમિશન.

**૧૩.** ભાગ પાડવાનું પ્રથમિક હુકમનામું થયું હોય ત્યારે, ૫૪ મી કલમમાં જે બાબત વિશે ઠરાવ ન કર્યો હોય તે બાબતમાં, એવા હુકમનામામાં ઠરાવેલા હક પ્રમાણે ભાગ પાડવા સારૂ અથવા જુદુ કરવા સારૂ પોતાને યોગ્ય જણાય તે શખસ ઉપર કમિશન મોકલવાને કોરટ મુખત્યાર છે.

સ્થાવર મિલકતના ભાગ પાડવાનું કમિશન

કલમ નવી.

**૧૪.** (૧) કમિશનરે જરૂર હોય તેની તપાસ કર્યા પછી કમિશન કાઢવાના હુકમમાં ફરમાવ્યા હોય તેટલા તે મિલકતના હિસ્સા પાડવા, અને તે હિસ્સા પક્ષકારોને વેંચી આપવા, અને જો હિસ્સાની કિંમત બરોબર કરવા સારૂ એક બીજાને આપવાની રકમ ઠરાવવાનો સદરહુ હુકમમાં અખત્યાર આપ્યો હોય તો તેમ કરવાને તે મુખત્યાર છે.

કમિશનરે કામ શી રીતે કરવું તે.

કલમ ૩૯૬.

(૨) પછી કમિશનરે રિપોર્ટ તૈયાર કરીને તે ઉપર સહી કરવી, અથવા (કમિશન એક કરતાં વધારે શખસ ઉપર કાઢયું હોય અને તે એકમત ન થઇ શકે તો) જુદા જુદા રિપોર્ટ કરવા. તેમાં દરેક પક્ષકારનો હિસ્સો ઠરાવવો અને દરેક હિસ્સો (જો સદરહુ હુકમમાં તે રીતે ફરમાવ્યું હોય તો) માપણી તથા ચતુઃસીમાથી ઓળખાવવો. તે રિપોર્ટ અથવા રિપોર્ટો કમિશનની સાથે જોડીને કોરટને મોકલવા; અને તે રિપોર્ટ અથવા રિપોર્ટો વિશે પક્ષકારો જે કંઇ હરકત લે તે સાંભળ્યા પછી કોરટે તે કાયમ કરવો, ફેરવવો અથવા રદ કરવો.

(૩) જ્યારે કોરટ તે રિપોર્ટ અથવા રિપોર્ટો કાયમ કરે અથવા ફેરવે ત્યારે, તેણે તે પ્રમાણે હુકમનામું કરવું; પણ જ્યારે કોરટ તે રદ કરે ત્યારે, તેણે કાંતો નવું કમિશન કાઢવું અથવા પોતાને યોગ્ય લાગે તેવો બીજો હુકમ કરવો.

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૩૯૬.**

**ટીકાઃ**—જુઓ પાછળ ક. ૫૪—આ રૂલ હા. કો. ને લાગુ છે.

પાછળી કલમ ૨. નવી વાખ્યા કરેલી છે તે પ્રમાણે હાલ જે વહેંચણ કરવાને ફરમાવ્યાનો જે હુકમ કરવામાં આવે છે તે હાલ પ્રાથમીક હુકમનામું થાય છે કલમ ૫૪ માં જે જાગીરો ઉપર સરકારના મહેસુલનો આકાર ઠરાવેલો છે તેના વહેચણ બાબત ઠરાવ કરેલો છે, અને તે કલેકટરે અથવા તેમના તાબાના અમલદારોએ કરવાની છે. બીજા બધા કામોમાં આ રૂલ લાગુ થાય છે.

**દાવાનો આંક.**—જ્યારે સહહીસ્સેદારોનો સબંધ હોય ત્યારે મીલકતની કીંમત ઉપરથી હકુમત નક્કી થાય છે, અને દાવાવાળા હીસ્સા ઉપરથી તે નક્કી થતી નથી. જ્હે તેઓ મજીયારે માલેક હોય તો તેમ નથી (રામાયા વી. સુબરાયાડુ (૧૮૯૦) ૧૨ અ. ૫૦૬; લક્ષમણ વી. બાબાજી (૧૮૮૪) ૮ મું. ૩૧) પણ અલ્હાબાદ અને મુંબાઇમાં દેખીતી રીતે તે હીસ્સાની કીમત નીશ્ચયકારક છે (હીકમતઅલી વી. વલીઉલીશા (૧૮૯૦) ૧૨ અ. ૫૦૬; લક્ષમણ વી. બાબાજી (૧૮૮૪) ૮ મું. ૩૧; પણ કલકતામાં બધી મીલકતની કીમત આધાર તરીકે ગણવામાં આવે છે (બૈદનાથ વી. મખન (૧૮૯૦) ૧૭ ક. ૬૮૦; ભગવત વી. પશુપાતી (૧૯૦૬) ૩ ક. લા. જે. ૨૫૭)

**મેહસુલ ભરવાનુ ના હોય તેવી.**—જો કે વાદીનો હીસ્સો નક્કી કરીને અને તે ભાગ બાબત કલેકટરને સોપવામાં આવે તે હકુમતની અંદર છે તો પણ ખુંટ અને હદ નક્કી

કરીને મેહેસુલ ભરનારી જમીનની વહેચણુ કરવાનો દાવો દીવાની કોરટને તપાસવા લાયક નથી (રતનમણી વી. બ્રજમોહન ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૧૧; અજોધ્યાલાલ વી. ગુમાની (૧૮૭૭) ૨ ક. લા. રી. ૧૩૪; ચંદ્રનાથનંદી વી. હરનારાયણ ( ૧૮૮૧ ) ૭ ક. ૧૫૩; ઝાહરજી વી. ગૌરી ( ૧૮૮૮ ) ૧૫ ક. ૧૯૮; તે પ્રમાણે દેબીસીંગ વી. શીવલાલ ( ૧૮૮૯ ) ૧૬-૨૦૩) પણ જુઓ જગદીશરી દેબીયા વી. કૈલાશચંદ્ર લાહીરી ( ૧૮૯૭ ) ૨૪ ક. ૭૨૫ )

**કમીશનરો.**--એક કરતાં વધારે કમીશનરો નીમવાને કોરટ બંધાએલી નથી ( ગ્યાનચંદ્ર વી. દુરગાચરણ ( ૧૮૮૧ ) ૮ ક. લા. રી. ૪૧૫; ૭ ક. ૩૧૮ ) અને જો કે અલ્હાબાદમાં એવું ઠરાવેલુ છે કે એક કરતાં વધારે નીમવાં જોઇએ તો પણ તે ઠરાવને તે રૂલના શબ્દોથી ટેકો મળે છે ( મુળચંદ વી. મહમદ ( ૧૯૦૭ , ૨૯ અ. ૨૩૫; અ. વી. નો. ૩૨ )

જો કે કમીશનમાં ઠરાવવાને કાંઇ ઠરાવ નથી તે પણ તે કમીશનરો ઘણા મતથી કરે તેમને કોરટના અમલદારો તરીકે ગણેલી છે ( રાજેંદ્ર મોતીલાલ વી રામનારાયણ મોતીલાલ ( ૧૮૬૯ ) ૩ બં લા. રી. એ પ. ૩ . એકાદી વેહેચણ કરવાને નીમેલા કમીશનરો સબંધી હાલ જુદુ છે જે મીલકતની વેહેચણ કરવાનો ઠરાવ થઇ ગએલો હોય તે મીલકતના જુદા જુદા ભાગ પડે તેવી એક દીવાલ બંધાવવાને કોરટને પોતાના અમીનને નીમવાનો અખત્યાર નથી ( શોહાલલાલ વી. હરદેવશાહી ( ૧૮૯૭ ).

**રીવાજ.**—મુંબાઇમાં એક રીપાર્ટ ઉપર હુમલો કરવાની રીતી વીશે જુઓ નરોતમ વી. હરીચંદ ( ૧૮૮૯ ) ૧૩ મું. ૩૬૮ ) તે કારણસર નીમેલા અમલદારોએ જે લાટો તૈયાર કરેલા હોય તે કોરટે કબુલ કરવાથી જો કે તે ફેંસલો આખરનો થતો નથી તો પણ વહેચણુના દાવામાં જે વખતે વહેચણ કરવાનુ દરમીયાંન હુકમનામુ કરવામાં આવે છે તે વખતે તે દાવાને સને ૧૮૯૩ ના ઍકટ ૪ ની ક. ૧૦ લાગુ થાય છે ( અબદુલશામદ વી. અબદુર રઝાક ( ૧૮૯૯ ) ૨૧ અ. ૪૦૯), વહેચણુના દાવામાં સને ૧૮૯૩ના વહેચણુના એકટ ૪ ની ક. ૨ પ્રમાણે એકાદો હુકમ કોરટ કરી શકે છે, અને વહેચણુ બાબત પ્રાથમીક હુકમનામુ કરવાથી આવુ હુકમનામુ કરવાને અટકાવ થતો નથી ( હીરામણીદાસી વી. રાધાચર્ણકર ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો. ૧૨૮ )

**મુદત**—દાવાના પક્ષકારોના ઠરાવેલા હીસ્સાના નીશાન દરાવવાને વહેચણુના દાવામાં નીમેલા અમીને જે કરેલુ હોય તે મુદતના એકટના પરીશીષ્ટ ૧ ) ના હેતુ પ્રમાણે ફેસલાનો અમલ કરવાને એક કોશેશ બજાવવામાં આવ્યુ, એમ થતુ નથી ( શાહામહમદ વી. હનવંતસીંગ ૨૦ અલ્હા. ૩૧૧ ) આ રૂલ પ્રમાણે બધી મીલકતની અથવા હીસ્સાની ખરી કીમતનો નાશ કર્યા વીના આવી વહેચણ કરવી જોઇએ, તેવો આ રૂલ પ્રમાણે વહેચણ કરવાનો નીયમ છે. પણ જ્યારે ખરી કીમતનો નાશ થયા વીના વહેચણ કરી શકાતી ના હોય તો, નાણાનુ કંપેનશેશન અપાવવુ જોઇએ ( અશનુલા વી. કાળીકીંકર ( ૧૮૮૪ ) ૧૦ ક. ૬૭૫ )

સામાન્ય ઠરાવ.

કમિશનનો ખરચ કોરટમાં ભરવો.

**૧૫.** જે પક્ષકારની અરજ ઉપરથી અથવા જેના લાભને માટે કમિશન કાઢયું હોય તેણે કમિશનના ખરચને વાસ્તે કોરટને વાજબી લાગે તે ( જો કોઇ કલમ ૩૯૭ હોય તો ) રકમ કોરટ નીમે તે વખતની

અંદર કોરટમાં ભરવી, એવો આ ઓરડર પ્રમાણે કોઇ કમિશન કાઢયા પહેલાં હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૩૯૭**

**ટીકા.**—આ રૂલ હા. કો. ને તથા પ્રે. સ્મો કો કો. ને લાગુ છે.

વહેચણ બાબતના દાવામાં એક સ્ત્રીની પોતાની અરજ ઉપરથી પોતાને તપાસવાનું કમીશન કાઢવામાં આવેલું તેથી તે કમીશનનું ખર્ચ દાવામાં ખર્ચ ઠરાવેલું છે (મણીંદ્રમુશન ગીસવાસ વી. શોશીભુશણ (૧૮૮૦) ૫ ક. ૯૬) આ રૂલ પ્રમાણે અનામત રકમ ભરવાને હુકમ કરેલો હોય, પણ તે બાબત એક પક્ષકાર ના કહે અથવા તે ભરવામાં કસુર કરે તેથી એકાદો દાવો કાહાડી નાખવો ન જોઇએ ' સધવ વી. વેદાંત ( ૧૮૭૮ ) ૩ મ. ૨૫૯ ) પાછળથી જરૂર પડવાથી જે વધારાની રકમ ભરવાની હોય તો તેનો અમલ તે દાવામાં ખર્ચ ઠરાવીને હુકમનામામાં દાખલ કરવાથી કરી શકાય છે ( તાદહીન વી. સરકાર ( ૧૯૦૫ ) ૧૦ ક. વી. નો. ૨૬૪ )

**કોરટ ફી એકટ.**—એક અમીન ઉપર એક કમીશન કાહાડવામાં આવે તે કોરટ ફી એકટની ક ૨૦ ની રકમ ૧ ના હેતુ પ્રમાણે પ્રોશેશ નથી (જગતકીશોર વી. દીનાનાથ ( ૧૮૯૦ ) ૧૭ ક. ૨૮૧ )

કમિશનરોના અખત્યાર.

**૧૬.** કમિશનર નીમવાના હુકમમાં બીજી રીતે ફરમાવ્યું ન હોય તો, આ ઓરડર પ્રમાણે નીમેલો કોઇ કમિશનર નીચે પ્રમાણે કરવાને મુખત્યાર છે, એટલેઃ— કલમ ૩૯૮

(અ) પક્ષકારોની પોતાની, તથા તેઓ અથવા તેઓમાંનો કોઇ જે સાક્ષીને હાજર કરે તેની, તથા પોતાને સોંપેલી બાબતમાં જે કોઇ બીજા શખ્સને બોલાવીને તેની શાહેદી લેવી કમિશનરની નજરમા યોગ્ય જણાય તે શખસની શાહેદી લેવાને;

(બ) તજવીજ કરવાની બાબતને લાગુ પડે તેવા દસ્તાવેજો અને બીજી વસ્તુઓ મંગાવીને તપાસવાને;

(ક) હુકમમાં કહેલી કોઇ જમીન અથવા ઇમારતમાં કોઇપણ વાજબી વખતે દાખલ થવાને.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૯૮**

**ટીકા.**—આ રૂલ હા કો. ને તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.

રઘુનાથ વી. રાજબાઇ ( ૧૮૬૮ ) ૨ બ. લા. રી. અપ. એન. ૨ અને મોહનચંદ્ર વી. નોબીનચંદ્ર ( ૧૮૭૦ ) ૧૭ વી. રી. ૧૮૨ )

**અખત્યાર.**—પક્ષકારોની રૂબરૂ એકતરફી કમીશનરો હકીકત બનાવવી જોઇએ, અને જો તેઓ હરકત લેતા નથી ત્યારે તે બતાવેલા હકીકતના ત કમીશનર અમલ કરે ત બાબત તે ફરીયાદ કરી શકતા નથી ( બેરીસર વી. રનચા ( ૧૮૬૭ ) ૧૧ વી. રી. ૧૫૫ ) કમીશનના શબ્દો ઉપરથી મર્યાદા રાખેલા ના હોય ( લીમસુંતા વી. રામચંદ્ર ( ૧૮૭૨ ) ૧૭

વી. રી. ૪૬૫ ) તો જે બાબત તપાસ કરવાને તેમને સોપેલી હોય તે બાબતની તજવીજ કરવાને ઘણોજ બોહોળો અખત્યાર અને વિવેક બુદ્ધી તેમને વાપરવાની છે ( મોહનલાલ વી. અનપુર્ણા ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૫૬૬ ) પણ તે પોતાના હુકમ ઉપરાંત જઈ શકતા નથી ( રામધન વી. રામમણી ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૨૮૦; બસ્તીશાહુ વી. જીવનારાયણ (૧૮૭૫) ૨૪ વી. રી. ૩૩૮ ) માટે જો તેમને દરમીયાન ઉપજ વીશે તજવીજ કરવાને ફરમાવેલું હોય તો, તેમણે કબજો ગયાની તારીખની તજવીજ કરવી ન જોઈએ, કારણ કે તે તારીખ હુકમનામાથી ઠરાવેલી હોવી જોઈએ ( બીજયગોબીંદ વી. કાળીપ્રસન ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૯૪ ) માટે જો તકરારી જમીનનો એક મીઠા સાથે મુકાબલોજ કરવાનો સ્પષ્ટ રીતે હોય તો તેમણે પુરાવ લખી લેવો ન જોઈએ ( દુરગાચર્ણ વી. નીમચંદ ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૨૦૯ ) સબબ જ્યારે દસ્તાવેજો તપાસીને હક વીશે તજવીજ કરવાને એક અમીને રજા માગેલી હતી પણ તેમને તે બાબતના કહેવામાં આવેલી હતી, તેમાં ઠરાવ્યું છે કે હક અથવા કબજા બાબત તે બીલકુલ તજવીજ કરી શકતા નથી ( શીઓસુંદ્રી વી. રામચંદ્ર ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૪૬૯ )

મુંબાઈમાં અસલ બાજુની કોરટમાં કમીશનર એવું સર્ટીફીકટ આપે કે એક હુકમ કરેલો હતો પણ તે હુકમ તે કોરટનો નીયમ છે એવું ઠરાવ્યા વીના તે હુકમ પ્રમાણે ચાલવામાં આવેલું નથી તે ઉપરથી તે કમીશનરના હુકમ પ્રમાણે ચાલવાના એક પક્ષકારને ફરજ પાડવાને જપ્તી કાહાડવામાં આવે છે ( ધરનધરદાસ વી. ભાઊગોબીંદ ( ૧૮૭૩ ) ૧૦ મું. હા. કો. ૪ )

હીસાબના ચોપડાનો પરીણામ માલુમ પડે તેવો એક હીસાબ તૈયાર કરવાનું તેમનું કામ હોય ત્યારે તે હીસાબની રકમોનો ખુલાસો કરવાને તે પુરાવ લેઈ શકે છે ( તીનકોરી વી. સતીયા ( ૧૯૦૭ ) ૬ ક. લા. જે. ૧૦૫ )

કમિશનરની રૂબરૂ સાક્ષીઓએ હાજર રેહેવા વિશે, જબાની આપવા વિશે.

**૧૭. (૧)** સાક્ષીઓને સમન કાઢવા બાબત, તેમના હાજર રહેવા બાબત, તેમની જબાની બાબત તથા તેમના ભથા બાબત, અને તેમને શિક્ષા કરવા બાબત આ કાયદામાં જે ઠરાવો છે તે, આ ઓરડર પ્રમાણે શાહેદી આપવાનું અથવા દસ્તાવેજ હાજર કરવાનું જે શખસોને કહ્યું હોય તેમને લાગુ પડશે, પછી જે કમિશનની બજાવણીમાં તેમને એ રીતે કહ્યું હોય તે કમિશન બ્રિટીશ ઈંડિયાની હદની અંદરની કે તે હદની બહારની કોઈ કોરટે કાઢ્યું હોય તેની ચિંતા નહીં, અને આ કલમનાં કારણ સારૂ કમિશનર એ દિવાની કોરટ ગણવામાં આવશે. કલમ ૩૯૯

(૨) જેની હકુમતની સ્થાનિક હદમાં શાહેદ રહેતો હોય એવી ( હાઈ કોરટ શિવાયની ) કોઈ કોરટને કમિશનર પોતે એવા કોઈ શાહેદને અથવા તેની ઉપર પ્રોસેસ કાઢવાનું જરૂરનું જુવે તેની ઉપર તે કાહાડવા સારૂ અરજી કરવાને મુખત્યાર છે, અને એવી કોરટ, પોતાની નજરમાં આવે તો, પો-

તાને જરૂરનું અને યોગ્ય જણાય તેવું પ્રોસેસ કાઢવાને મુખત્યાર છે.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૯૯.**

**ટીકા:**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

એકાદો શખસ કોરટના હુકમથી નીમેલા લવાદની રૂબરૂ એક રેફરંસ લેવાને હાજર થાય તો, તેનું પકડવામાંથી રક્ષણ થાય છે (જગેશરરાયના કામમાં (૧૮૭૯) ૫ ક. લા. રી. ૧૭૦) એક કામમાં એક ખાનગી કમીશનરને પોતાની રૂબરૂ શાક્ષીયોને હાજર કરાવવાની મુશકેલી પડેલી હતી તેથી કલકતા હાયકોરટે તે કમીશન પાછું મંગાવીને જે દીવાની કોરટની હકુમતની અંદર તે શાક્ષીયો રેહેતા હતા તે કોરટ તરફ તે મોકલ્યું હતું (મહમદઅલી વી. વાઝદઅલી (૧૮૯૬) ૨૩ ક. ૪૦૪; કોરટે નીમેલા કમીશનરો અને લવાદો વચેના તફાવત બાબત જુઓ રાજેંદ્ર માતીલાલ વી. રામનારાયણ (૧૮૬૦) ૩ બં. લા રી. એપ. ૩)

કમિશનરની રૂબરૂ પક્ષકારોએ હાજર થવું.

**૧૮. (૧) આ ઓરડર પ્રમાણે કમિશન કાઢવામાં આવે ત્યારે, કોરટે ફરમાવવું કે ફરિયાદના પક્ષકારોએ પોતે અથવા પોતપોતાના મુખત્યારો કે પ્લીડરોની મારફતે કમિશનરની રૂબરૂ હાજરથવું.** કલમ ૪૦૦

**(૨) સઘળા અથવા કોઇ પણ પક્ષકારો એ પ્રમાણે હાજર ન થાય ત્યારે, કમિશનર તેમની ગેરહાજરીમાં કામ ચલાવે.**

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૦૦.**

**ટીકા:**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

એક અમીનની રૂબરૂ હાજર થવાને એક પક્ષકાર ના કહે તો તે અમીનના રીપોર્ટ વીશે પાછળથી તે પક્ષકારને હરકત લેવાની છુટ નથી (બામનદાસ વી. બ્રજકીશોર (૧૮૬૬) ૬ વી. રી. ૧૩૦ બીજી બાજુની ગેરહાજરીમાં પુરાવ આપવામાં આવેલો હોય તેથી એક શાક્ષીની કમીશનથી લાવેલી જુબાની દાખલ કરવા લાયક નથી એવું ઠરાવવાને બસ થતું નથી રામચંદ વી. કામીની (૧૮૬૮) ૧૦ વી. રી. ૨૩૬)

એક કમીશનરની રૂબરૂ એક વાદી હાજર થવાને કસુર કરે અને પ્રતીવાદી હાજર થાય તો વાદીનો દાવો ખર્ચ સાથે કાહાડી નાખવા લાયક છે (મહમદ ટક વી. જદોનાથ (૧૮૭૧) ૧૬ વી. રી. પી. સી. ૨૮)

અમીન ઉપરના આરોપો વીશે જલદીથી તજવીજ કરવી જોઇએ (અબદુલ કરીમ વી. કંપએસ (૧૮૬૭) ૮ વી. રી. (૧૭૨)

## ઑર્ડર ૨૭ મો.

### સરકાર કરે તે અથવા સરકાર ઉપર થાય તે અથવા સરકારી અમલદાર પોતાના હુદ્દાની રૂએ કરે અથવા તેમના ઉપર થાય તે ફરિયાદો વિશે.

**૧. હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઈન કૌન્સિલે કરવાની અથવા હિં-**

સરકારે અથવા સરકાર ઉપર કરવાની ફરિયાદ.

દુસ્તાનના સેક્રેટરી ઇન કૌન્સિલ ઉપર કરવાની ફરિયાદોમાં, ફરિયાદ અરજી અથવા લેખી કેફીયત ઉપર સહી કરવી તે, આ અર્થે સરકાર સામાન્ય અથવા વિશેષ હુકમથી નીમે તે શખસે કરવી, અને તેના ખરાપણાની સહી કરવા સારૂ જે શખસને સરકાર નીમે અને જે શખસ મુકદમાની હકીકત જાણતો હોય તે શખસે તેના ખરાપણાની સહી કરવી. કલમ નવી.

ટીકા—આ નવી રૂલ છે. જુઓ ક. ૭૫ ની નોટ પાછળ.

સરકારની વતી કામ કરવાનો અખત્યાર મળેલા શખસો.

૨. કોઇ ન્યાયના કામ બાબત સરકારની વતી કામ કરવાને જેમને નોકરીને લીધે અથવા બીજી રીતે અખત્યાર મળ્યો હોય તેવા શખસો, કબુલ કરેલા મુખત્યારો ગણાશે; અને સરકારની વતી આ કાયદા પ્રમાણે હાજર થવાનું, કામ કરવાનું અને અરજી કરવાની તે તેઓ કરશે. કલમ ૪૧૭

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૧૭.**

ટીકા—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

સરકારે અથવા સરકાર ઉપર કરવાની ફરિયાદમાં ફરિયાદઅરજી.

૩. હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલે કરવાની અથવા તેમના ઉપર કરવાની ફરિયાદમાં, વાદીનું અથવા પ્રતિવાદીનું નામ, વર્ણન અને રહેવાનું ઠેકાણું ફરિયાદ અરજીમાં ઘાલવાને બદલે "હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલ" એ શબ્દો લખ્યા એટલે બસ થશે. કલમ નવી.

પ્રોસેસ લેવા સારૂ સરકારનો મુખત્યાર.

૪. કોઇ કોરટનો સરકારી પ્લીડર અથવા સ્થાનિક સરકાર આ અર્થે કોઇ કોરટ માટે નીમે તેવો બીજો કોઇ શખસ તે કોરટમાંથી સદરહુ હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલ ઉપર નિકળેલી પ્રોસેસો લેવા સારૂ, સરકારનો મુખત્યાર ગણાશે. કલમ નવી.

સરકારની વતી હાજર થઇને જવાબ આપવાનો દિવસ ઠરાવવાનું

૫. સદરહુ હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલને ફરિયાદ અરજીનો જવાબ દેવા સારૂ કોરટે દિવસ ઠરાવવો તેમાં, યોગ્ય અમલદારોની મારફતે સરકારને જરૂરનું લખાણ કરવા સારૂ તથા તે સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલની અથવા સરકારની વતી હાજર થઇને જવાબ દેવા સારૂ સરકારી પ્લીડર ઉપર લખાઇ આવવાને જોઇએ કલમ ૪૧૮, ૪૧૯, ૪૨૦.

તેટલી વાજબી મુદત આપવી, અને કોરટની નજરમાં આવે તો તે મુદત વધારવાને તે મુખત્યાર છે.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૧૮, ૪૧૯, ૪૨૦.

ટીકા—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો ને લાગુ છે.

સરકાર ઉપરની ફરિયાદ સબંધી સવાલના જવાબ દેઇ શકે એવા શખ્સને હાજર રાખવાનું.

૬. ફરિયાદ બંધી જરૂરીઆત સવાલોના જવાબ દેઇ શકે એવો શખસ કોઈ કામમાં સદરહુ હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલ તરફથી સરકારી પ્લીડરની સાથે આવ્યો ન હોય તો, તે શખસને હાજર રહેવાનું ફરમાવવાને પણ કોરટ મુખત્યાર છે. કલમ ૪૨૧

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૨૧.

ટીકા—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

સરકારી અમલદાર સરકારમાં લખાણ કરી શકે એટલા માટે મુદત વધારવાનું.

૭. (૧) જ્યારે પ્રતિવાદી સરકારી અમલદાર હોય અને સમન મળ્યા પછી તેની નજરમાં એમ આવે કે, ફરિયાદઅરજીનો જવાબ આપવા અગાઉ મારે સરકારમાં લખાણ કરવું જોઇએ, ત્યારે તે પ્રમાણે સરકારને લખવાને તથા યોગ્ય અમલદારોની માફતે હુકમ થઇ આવવાને જેટલી મુદતની જરૂર હોય તેટલી સમનમાં ઠરાવેલી મુદતમાં વધારી આપવા સારૂ કોરટને અરજ કરવાને તે મુખત્યાર છે. કલમ ૪૨૩

(૨) એવી અરજ કરવામાં આવે ત્યારે કોરટની નજરમાં જરૂર જણાય તેટલી મુદત કોરટે વધારી આપવી જોઈએ.

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૪૨૩

ટીકા—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

આ અરજી તે અમલદારે પોતાની તરફથી કરવી જોઇએ તે સરકારના નામથી કરવી, ન જોઇએ (૬ ઠ્ઠી આવૃતી પાનુ ૬૮૯).

સરકારી અમલદાર ઉપરની ફરિયાદમાં કામ ચલાવવાની રીત.

૮. (૧) સરકારી અમલદાર ઉપરની ફરિઆદનો જવાબ કરવાનું કામ સરકાર માથે લે ત્યારે, સરકારી પ્લીડરે, ફરિયાદઅરજીનો હાજર થઇને જવાબ દેવા સારૂ પોતાને અખત્યાર મળ્યા પછી, કોરટને અરજ કરવી, અને તે અરજ થાય એટલે કોરટે તેના અખત્યાર વિશેની નોંધ દિવાની ફરિયાદોના રજિસ્ટરમાં કરાવવી. કલમ ૪૨૬, ૪૨૭.

(૨) પ્રતિવાદીને ફરિયાદઅરજીનો હાજર થઇને જવાબ આપવા સારૂ નોટીસમાં જે દિવસ ઠરાવ્યો હોય, તે દિવસે અથવા તે પહેલાં સરકારી પ્લી·

ડર પેટા કાનુન [૧] પ્રમાણે અરજ ન કરે તો, ખાનગી પક્ષકારો વચ્ચે ફરિયાદ હોય તે રીતે કામ ચલાવવું.

પરંતુ હુકમનામું બજાવવામાં પ્રતિવાદીને પકડવામાં આવે અથવા તેની મિલકત જપ્ત થાય તે શિવાય બીજી રીતે તેને પકડવો નહીં અથવા તેની મિલકત જપ્ત કરવી નહીં.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૨૬, ૪૨૭.

ટીકા—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

જયારે બચાવ તરફનુ કામ સરકારે માથે રાખેલુ હોય ત્યારે સરકારી વકીલ એક વકીલાતનામાને બદલે સાદા કાગળ ઉપર એક યાદ ફાઇલ કરે છે ( શીવીલ સર. ઑ. નંબર. ૨૩ સને ૧૮૭૧ ).

આ ઉપરથી દાવાના પ્રકારમાં કાંઇ ફેરફાર થતો નથી, પણ તે દાવો આગળ હતો તેવોને તેવોજ રહે છે. તે દાવો તે અમલદાર ઉપર હોય છે, માટે જો કાઇ હુકમનામુ કરવાનુ હોય તો તેમના ઉપર તે કરવુ જોઇએ.

## ઑર્ડર ૨૮ મો.

### લશ્કરી માણસોએ તથા તે માણસો ઉપર કરવાની ફરિયાદો.

જે અમલદાર અથવા સોલજરને રજા ન મળે તે પોતાની વતી ફરિયાદ અથવા જવાબ કરવા સારૂ કોઇ પણ શખસને અખત્યાર આપે.

૧. (૧) લશ્કરી હેદ્દાથી સરકારની ખરેખર નોકરી બજાવતો હોય તેવો કોઇ અમલદાર અથવા સોલજર ફરિયાદનો પક્ષકાર હોય, અને જાતે ફરિયાદ ચલાવવા સારૂ અથવા તેનો જવાબ કરવાસારૂ તેને ગેરહાજર રહેવાની રજા મળી શકતી ન હોય, ત્યારે પોતાની વતી ફરિયાદ કરવા અથવા તેનો જવાબ કરવા સારૂ કોઇ પણ શખસને અખત્યાર આપવાને તે મુખત્યાર છે. કલમ ૪૬૫

(૨) તે અખત્યાર આપવો તે લખીને આપવો, અને તે લેખ ઉપર તે અમલદારે અથવા સોલજરે—[અ] પોતાના કમાંડિંગ આફીસરની સમક્ષ સહી કરવી; અથવા તે પક્ષકાર પોતેજ કમાંડિંગ આફીસર હોય તો તેના હાથ નીચેના પહેલા અમલદારની સમક્ષ સહી કરવી; અથવા [બ] તે અમલદાર કે સોલજર લશ્કરી સ્ટાફની નોકરીમાં કામ કરતો હોય તો, જે આફીસમાં તે નોકર હોય તેના મુખ્યની અથવા બીજા ઉપરી અમલદારની સમક્ષ સહી કરવી. સદરહુ કમાંડિંગ આફીસરે અથવા બીજા અમલદારે તે અખત્યાર પત્ર ઉપર મખલસી કરવી, અને તે પછી તે અખત્યાર પત્ર કોર્ટમાં દાખલ કરવું.

(૩) તે લેખ કોરટમાં ઉપર પ્રમાણે દાખલ થયો એટલે, તે અખત્યારનામું બરોબર રીતે લખી આપ્યું છે તે વાતનો, તથા તે લખી આપનાર અમલદારને કે સોલજરને જાતે ફરિયાદ ચલાવવાને કે તેમાં જવાબ કરવાને ગેરહાજર રહેવાની રજા મળી નહીં, એ વાતનો તે કમાંડિંગ આફીસરની અથવા બીજા અમલદારની સહી એ પુરતો પુરાવો ગણવો.

**ખુલાસો.**—આ ઓરડરમાં "કમાંડિંગ ઓફીસર" એટલે, તે અમલદાર અથવા સોલજર જે કોઈ રેજીમેન્ટમાં, કોરમાં, ડીટાચમેન્ટમાં અથવા ડીપોમાં હોય, તે રેજીમેન્ટ, કોર, ડીટાચમેન્ટ અથવા ડીપો ઉપર તે તે વખતે ખરેખર હુકમ ચલાવનાર અમલદાર સમજવો.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૬૫

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

પ્રતીવાદી સીકંદ્રાબાદમાં હતો તેથી એક શમન્સની નકલ ટપાલ મારફતે સીકંદ્રાબાદ કમાન્ડીંગ ઓફીસર ઉપર મોકલેલી હતી અને તે ઉપર પ્રતિવાદીની પહોંચ તથા તે યોગ્ય રીતે બજાવેલો છે એવા સર્ટીફીકટ સાથે તે પાછો આવેલો છે પણ તે બજાવણીના એફીડેવીટ ન્હોતા ઠરાવ્યુ છે કે તે બજાવણી પુખ્ત રીતે થએલી છે (હેરીશન વી. હોપ (૧૮૭૧) ૯ બં. લા. રી. એપ. ૪૩).

ફોજના એકટ (૪૪ અને ૪૫ વી. બાબ ૫૮) ની ક. ૧૭૦ મીમાં ઠરાવ્યુ છે કે તે કાયદાનો અમલ કરવામાં, અમલ કરવાને ઇરાદો રાખવામાં અથવા તેનો અમલ કરવામાં જે કસુર કહેવામાં આવેલી હોય તે કસુર સબંધી કાંઇ કરેલા કૃત્ય બાબત કોઇ શખસ ઉપર દરેક દીવાની અથવા ફોજદારી કામ છ માસની અંદર ચલાવવુ જોઇએ. આવા દાવા ફક્ત હિંદુસ્થાનમાં પ્રાંતની ઉચામાં ઉચી અપીલ અને ફરી તપાસણીની કોરટમાં કરવા જોઇએ. "આરટીકલ્સ ઓફ વાર" (સને ૧૮૬૯ના એકટ ૫) ની આરટીકલ ૧૮૪ માં ઠરાવ્યુ છે કે એકાદો દાવો ચલાવવાને અથવા તેનો બચાવ કરવાને જ્યારે એક દેશી અમલદાર અથવા સોલજર ગેરહાજર રહેવાની રજા લે ત્યારે કોરટને મીલીટરી અધીકારીના સર્ટીફીકટ સાથેની અરજી કરવા ઉપરથી તે કોરટ તે રજાની મુદતની અંદર તે કામની સુનાવણી અને આખર નીકાલ સારૂ બની શકે તે પ્રમાણે ગોઠવણ કરવી જોઇએ સુનાવણી પહેલાં કરવાની કોઇ અરજી ઉપર કાંઇ ફી આપવાની નથી.

આ પ્રમાણે અખત્યાર મળેલો શખસ જાતે કામ ચલાવે અથવા પ્લીડર નીમે.

કલમ નવી.

૨. પોતાની તરફથી ફરિયાદ ચલાવવાને અથવા જવાબ કરવાને કોઇ અમલદારે અથવા સોલજરે જેને અખત્યાર આપ્યો હોય તે શખસ, અખત્યાર આપનાર અમલદાર અથવા સોલજર હાજર હોય અને કામ કરી શકે તે રીતે, જાતે તે ફરિયાદ ચલાવવાને કે જવાબ કરવાને મુખત્યાર છે; અથવા તે અમલદારની કે સોલજરની વતી ફરિયાદ ચલાવવા સારૂ કે જવાબ કરવા સારૂ પ્લીડર નીમવાને મુખત્યાર છે.

૩. કાનુન ૧ પ્રમાણે કોઇ અમલદારે અથવા સોલજરે અખત્યાર આપેલા કોઇ શખસને અથવા ઉપર કહ્યા પ્રમાણે તે શખસે તે અમલદારને કે સોલજરને બદલે અથવા તેમની વતી કામ કરવાને નીમેલા પ્લીડરને પોંચાડેલી પ્રોસેસો, જાણે તે પક્ષકારને હાથોહાથ પોંચાડી હોય એમ સમજવું.

આ પ્રમાણે અખત્યાર મળેલા શખસ ઉપર અથવા તેના પ્લીડર ઉપર પ્રોસેસ પોંચાડવામાં આવે તે બરોબર પોચેલી ગણવી

કલમ ૪૬૬, ૪૬૭.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૬૬-૪૬૭.

**ટીકા**--આ રૂલો હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

## ઑર્ડર ૨૯ મો.

### કારપોરેશન તરફની અને તેના ઉપરની ફરિયાદો.

૧. કારપોરેશને કરેલી અથવા તેનાં ઉપર કરેલી ફરિયાદોમાં, તે કોરપોરેશનની તરફથી તેના સેક્રેટરીને અથવા મુકદ્દમાની હકીકત બાબત જબાની આપવાને શકિતવાન હોય એવા તેના ડીરેક્ટરને અથવા બીજા મુખ્ય અમલદારને તે કોરપોરેશનની વતી કોઇ પણ પ્લીડીંગ ઉપર સહી તથા સાચાપણાના એકરાર કરવાનો અધિકાર છે.

પ્લીડીંગ ઉપર સહી અને સાચાપણાનો એકરાર

કલમ ૪૩૫

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૩૫.

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા પ્રો સ્મો. કો. કો. ને લાગુ છે.

**ફરિયાદ અરજીઓ.**—" દાવો કરવાને તથા ઉપર દાવો થવાને " એ શબ્દો આ રૂલમાં છોડી દાધેલા છે તેથી ઘણી મુશકલીની સફાઇ થાય છે. પણ દેખીતા વાદી અથવા પ્રતીવાદી તે કોરોપોરેશન પોતેજ હોવા જોઇએ. તેના ઉપર તેની તરફથી એજંટ ઉપર દાવો કરી શકાતો નથી ( નબીનચંદ્ર વી. સ્ટીવનશન ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૫૩૪; કેપબેલ વી. જેકસન ( ૧૮૬૬ ) ૧૨ ક. ૪૧ ) એક બેન્ક લીક્વીડેશનમાં હતી તેથી દાવા અરજીમાં વાદીનુ વર્ણન " હીમાલય બેન્ક લીમીટેડ લીક્વીડેશનમાં છે તેના લીકવીડેટર " એવુ કહેલુ હતુ અને તે શબ્દો પ્રમાણે તે ઉપર સહી અને પ્રતીજ્ઞા કરવામાં આવેલી હતી તેથી તે દાવા અરજી બળવાન નથી એવુ ઠરાવેલુ છે ( ધુલામમહમદ વી. હીમાલય બેન્ક ( ૧૮૯૫ ) ૧૭ અ. ૨૯૨ ).

**કોરપોરેશન.**--આ શબ્દ ઉપરથી કોઇ પ્રકારનો સમુદાય ચાર્ટરથી અથવા કાયદાથી એકઠો થએલો જોઇએ, એવુ ધારવામાં આવે છે. માટે તેવો એકઠો સમુદાય થએલો ના હોય અથવા રજીસ્ટર કરાવ્યા વીના કંપની હોય તો જો તે ઓ. ૩૦ લાગુ થઇ શકાતો ના હોય તો અનુમાન પ્રમાણે જે શખસો હોય તેઓના નામ બતાવવાં જોઇએ ( કૈલાસચંદ્ર વી. એલી

શ ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૪૫; અને જુઓ પાનચેતી અખારા વી. ગૌરીકુંવર ( ૧૮૯૮ ) ૨૦ અ. ૧૬૭; કેનટોનમેંટ કમીટી વી. બરજોરજી ( ૧૮૯૦ ) ૧૪ મુ. ૨૮૬; પાનુ ૨૮૯ ) આવી કંપની પોતાના નામથી પોતાના સેક્રટરી મારફતે દાવો કરી શકતી નથી ( મહદએસોસીએશન વી. બક્ષીરામ ( ૧૮૮૪ ) ૬ અ. ૨૮૪ )

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદામાં કોરપોરેશને એટલે ઇંગ્રેજી "લા" પ્રમાણેના કોરપોરેશનનો હેતુ છે અથવા જે કોરપોરેસન સરકારની સ્પષ્ટ કબુલતથી કરેલુ હોય અથવા એવુ જુનુ હોય કે સરકારની કબુલતનુ અનુમાન કરી શકાય ( પંચચેતી આખારા વી. ગૌરીકુંવર ( ૧૮૯૪ ) ૨૦ અ. ૧૬૭ જુઓ ગણેશસીંગ વી. મંડીફોરેસ્ટ કંપની ( ૧૮૫૯ ) ૨૧ અ. ૩૪૬ )

**ફરિયાદ અરજી**—એક કોરપોરેશને અથવા રજીસ્ટર થએલી કંપનીએ એક દાવો કરેલો હોય તો દાવા અરજી ઉપર જે કોઇ મુખ્ય અમલદાર હકીકતથી વાકેફ હોય તેમણે પ્રતીજ્ઞા કરવી જોઇએ. એક કોરપોરેશન ઉપરના દાવામાં સવાલ પત્રો કોરટની મંજુરીથી તે કોરટના કોઇ પણ અમલદારને આપી શકાય છે ( વીલશન વી. ચર્ચ ( ૧૮૭૮ ) ૯ સી. ડી. ૫૫૨ ) એક બેન્કના એકટીંગ મેનેજર તે બેન્ક કોરપોરેશનના મુખ્ય અમલદાર છે, માટે તે બેંકની દાવાની અરજી ઉપર સહી કરી શકે છે ( દીલ્હીબેંક વી. ઓલ્ડહેમ ( ૧૮૯૪ ) ૨૧ ક. ૬૦; લા. રી. ૨૦ ઇ. અ. ૧૩૫ )

**પ્રતિજ્ઞા**—બંગાળાની બેંકે કરેલી એક અરજી ઉપર બંગાળા બેંકના બ્રેંચોના ઇન્સપેકટરે પ્રતીજ્ઞા કરેલી હતી તો તે યોગ્ય રીતે કરેલી છે ( શામકમળશા વી. બગાળાબેંક ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો. ૯૧ ).

**લખેલી હકીકત.**—એક રેલવે કંપનીની લખેલી કેફીયત ઉપર એક શખશે "પ્રતિવાદી કંપનીના એજંટ" નુ વર્ણન કરીને પ્રતીજ્ઞા કરેલી હતી, પણ તે કંપનીનો મુખ્ય અમલદાર છે, એમ કહેવામાં આવેલુ ન્હોતુ અને કામની હકીકત બાબત જુબાની આપી શકે તેવુ કહેલુ ન્હોતુ તેમાં ઠરાવેલુ છે કે વાદી તે પ્રતીજ્ઞાના પુખ્તપણા વીશેની હરકત છોડી દે નહી તો તે લખેલી કેફીયત દાખલ કરી શકાય તે પહેલાં આવો પુરાવ આપવો જોઇએ ( શ્રીનાથ બેનરજી વી. ઇસ્ટ રેલવે કંપની (૧૮૯૫) ૨૨ ક. ૨૬૮ )

કારપોરેશન ઉપર બજાવણી કરવાનું　　　કલમ નવી.

**૨.** પ્રોસેસ પોંચાડવાનું નિયમન કરવા સબંધી કાયદાના કોઇ પણ ઠરાવ હોય તેને પાત્ર, કોરપોરેશન ઉપર ફરિયાદ હોય ત્યારે, નીચે પ્રમાણે સમન પહોંચાડી શકાય:—

(અ) તે કોરપોરેશનના સેક્રેટરીને, કોઈ પણ ડિરેકટરને અથવા બીજા મુખ્ય અમલદારને.

(બ) તે કોરપોરેશનની રજીસ્ટર કરાવેલી આફીસમાં સમન મુકી આવવો અથવા પોસ્ટ મારફત મોકલવો, અથવા, એવી રજીસ્ટર કરાવેલી આફીસ ન હોય તો, તે કારપોરેશન જે ઠેકાણે કામ ચલાવતી હોય તે ઠેકાણે મુકી આવવો અથવા મોકલવો.

૩. સદરહુ કોરટ, ફરીયાદ ચાલતી હોય તે વખતે, કોઇ પણ વખતે, તે કોરપોરેશનના કોઇ ડિરેકટરને, સેક્રેટરીને કે ફરીયાદ સબંધી જરૂરના સવાલોનો જ. વાબ દેઇ શકે એવા બીજા મુખ્ય અમલદારને જાતે હાજર થવાનું ફરમાવવાને મુખત્યાર છે. કલમ ૪૩૬.

કોરપોરેશનના અમલદારને જાતે હાજર થવાનું ફરમાવવાનો અધિકાર.

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૪૩૬

**ટીકા**—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

એક રેલવે કંપનીના એક એકઝીકયુટીવ ઇન્જીનીયર રૂ. ૨ ના પેરા ( અ ) પ્રમાણે એક અમલદાર નથી કે જેપી તેમના ઉપર બજાવણી કરી શકાય ( હેનસન વી. ઇંડીયાપ્રેચ રેલવે કંપની ( ૧૮૬૨-૬૩ ) ૧ હાઇડ ૧૯૭).

**ટપાલ મારફતે બજાવણી.**—રૂ. ૨ થી ઉપયોગી નવી બાબત ઠરાવેલી છે, કારણ કે હવે બધી કંપનીયો અને કારપોરેશનો જેની રજીસ્ટર કરાવેલી ઓફીસ હોય તેમના ઉપર ટપાલ મારફતે બજાવણી કરી શકાય છે.

---

## ઑર્ડર ૩૦ મો.

### પેઢીઓએ તથા જે શખસો પોતાનાં નામ શિવાય બીજાના નામથી ધંધો કરતા હોય તેમણે કરવાની અથવા તેમના ઉપર કરવાની ફરિયાદો વિશે.

૧. (૧) કોઇ પણ બે અથવા વધારે શખસો પોતે ભાગીયા છે એમ દાવો કરતા હોય અથવા ભાગીઆ તરીકે જવાબદાર હોય અને બ્રિટિશ ઇંડિયામાં ધંધો કરતા હોય તેઓ દાવાનું કારણ ઉત્પન્ન થયું તે વખતે જે પેઢી (હોય તો તે) ના ભાગીઆ હોય તે પેઢીના નામે ફરિયાદ કરે; અથવા તેમના ઉપર તે પેઢીના નામથી ફરિયાદ થાય; અને ફરિયાદનો કોઇ પણ પક્ષકાર, એવી કોઇ પણ બાબતમાં, દાવાનું કારણ ઉત્પન્ન થયું તે વખતે જે શખસો એવી પેઢીમાં ભાગીઆ હોય તેમનાં નામ તથા રહેવાનાં ઠેકાણાંની યાદી પોતાને મળવા માટે અને તે યાદીના ખરાપણા વિશે કોરટ ઠરાવે તે રીતે એકરાર થવા માટે કોરટને અરજ કરવાને મુખત્યાર છે. કલમ નથી.

ભાગીઆઓએ અથવા ભાગીયા ઉપર પેઢીના નામથી ફરિયાદ કરવી.

(૨) જ્યારે કોઇ શખસો પેટા કાનુન [૧] પ્રમાણે પોતાની પેઢીના નામથી ભાગીઆ તરીકે ફરિયાદ કરે અથવા તેમના ઉપર એવી રીતે ફરિયાદ થાય ત્યારે, આ કાયદા પ્રમાણે જે કોઇ પણ પ્લીડીંગ અથવા બીજા દસ્તાવેજ ઉપર વાદીએ અથવા પ્રતિવાદીએ સહી કરવાની હોય અથવા તેના

**ખરાપણા વિશે એકરાર કરવાનો હોય અથવા તે ખરા હોવા બાબતનો દાખલો આપવો હોય તે પ્લીડીંગ, અથવા દસ્તાવેજની બાબતમાં, તે ઉપર એવા દાખસોમાંનો કોઈ પણ શખસ સહી કરશે અથવા તેના ખરાપણાનો એકરાર કરશે અથવા તે ખરા હોવાનો દાખલો લખશે તે બસ થશે.**

**ટીકા**—આ ઓરડર સુપ્રીમ કોરટના રૂલોમાંથી શબ્દે શબ્દ લીધેલો છે આર. એસ. ઓ. ૪૮ અ. તેથી વહેપાર સબંધી અને બીજા જે દાવાઓમાં પંત્યાળાની પહેડીઓનું હીત હોય તેમાં કામ ચલાવવાની રીતી ઘણી જરૂરવાળો સુધારો કરવામાં આવેલો છે.

ભાગીયાઓના નામ જણાવવા માટે જુઓ. રૂલ ૨ આગળ.

**ભાગીયા ઉપર બજાવણી:**—રૂ. ૨ અને ૫. ભાગીયો મર્ણ પામે એટલે દાવો કરવાનો હક રૂ ૪; હાજર થવા બાબત રૂ ૬; ભાગીયા શીવાય હાજર થવામાં આવે નહીં:—રૂ. ૭; પ્રોટેસ્ટ સાથે હાજર થવામાં આવે તે, રૂ. ૮, સહ ભાગીયાઓની વચમાં દાવા—રૂ. ૯.

**ભાગીયા હિસ્સાથી જવાબદાર**—ભાગીયાઓની જવાબદારી સહીયારી હોય છે, અત્યાર સુધી તમામ પ્રતીવાદી ભાગીયાઓને કોરટની રૂબરૂ લાવવાની અવસ્યે કરીને જરૂર હતી; આ રૂલ પ્રમાણે બધા ભાગીયાઓ નામ નકી કરયા વીના એકાદો દાવો ફાઈલ કરી શકાય છે ( પોલોક ઓન પાર્ટનર શીપ પા. ૧૦૯; એન પ્રે. ૧૯૦૮, આઇ. ૬૪૯ ) તે હકીકત રકમ ( ૨ ) પ્રમાણે મેળવી શકાય છે.

**સગીર**—જ્યારે એક અથવા વધારે ભાગીયા સગીર હોય ત્યારે તેઓના સગીરપણાને લીધે પહેડીનુ દેવુ આપવુ બંધ રાખવાને ઉપયોગમાં લેઇ શકાતુ નથી ( હેરી વી. ચેંપ બ્રધર્સ ( ૧૮૯૩ ) ૨ કયુ. બી. ૫૩૪ ). ફેંસલો સગીર ભાગીયાને બાતલ કરવાને લખવો જોઇએ, અને તે પહેડીનુ દેવુ વસુલ આપવાને ભાગીદારીની મીલકતનો પ્રથમ ઉપયોગ કરવો જોઇએ એવો આગ્રહ પાકી વયના ભાગીયાઓ કરી શકે છે ( લોવલ વી. બોચેંપ (૧૮૯૪) એ સી. ૬૦૭. )

**બ્રીટીશ હિંદુસ્થાનમાં ધંધો કરવામાં આવે તે**—આ ઠરાવ પ્રમાણે ઇંગ્રેજી આધારોથી ઠરાવેલુ છે કે ધંધો ચલાવવો એટલે જે જગાએ કામ ધંધો કરવામાં આવે ત્યાંહાં કામ કરવાની પહેડીના નામની જગાનો કબજો જોઇએ ભાગીયાઓ બ્રીટીશ હિંદુસ્થાનમાં રહેતા હોય કીંવા નહી; જો તેઓની તરફથી તેઓની પાસેથી પગાર લેઇને કોઇ શખસ વહીવટ કરતો હોય તો બસ છે ( વોરસેસ્ટર સીટી બેકીંગ કંપની વી. ફરએંક કંપની ( ૧૮૯૪ ) ૧ કયુ. બી. ૭૮૪; શપહર્ડ વી. હીર્શ પ્રીચર્ડ કંપની ૪૫, સી. ડી. ૨૧; લીસેટ વી. કલાર્ક (૧૮૯૧) ૧ કયુ. બી. ૫૫૨, નો ઠરાવ એન પ્રેકટીશ ૧૯૦૮, ૧૦ ૬૫૦ માં બતાવેલો છે. )

બ્રીટીશ હિંદુસ્થાનમાં રોજગાર કરવાની જગા હોવી જોઇએ, અને ભાગીયાઓ રીતીસર આ દેશમાં આવીને અહિયાં માલ ખરીદ કરીને પરદેશની પહેડીયો ઉપર માલ વાહાણ ઉપર ચડાવવાને એક એજંટ નીમે તે બસ નથી ( સીંગલટન વી. રોબર્ટસ કંપની ૭૦ એલ. ટી. ૬૮૭ વળી જુઓ હીનીમન વી. હેલ કંપની ( ૧૮૯૧ ) ૨ કયુ. બી. ૮૩; એન. પ્રેક. ૧૯૦૮, ૧, ૬૫૦ )

આ શબ્દોના ખુલાસા વીશે હિંદુસ્થાનના ઠરાવો બાબત જુઓ ક. ૧૯ ની નોટ પાછળ.

૨. (૧) જ્યારે કોઇ ફરિયાદ ભાગીઆઓએ પોતાની પેઢીના નામ-થી કરી હોય ત્યારે વાદીઓએ અથવા તે-મના પ્લીડરે, કોઇ પણ પ્રતિવાદીની અથવા તેની વતીની લેખી માગણી થયેથી, જે પે-ઢીની વતી તે ફરિયાદ માંડી હોય તે પેઢીના સઘળા ભાગીઆઓનાં નામ તથા તેમનાં રહેવાનાં ઠેકાણાં તાબડતોબ લખી જણાવવાં જોઇયે.

ભાગીઆઓનાં નામ ખુલ્લાં પાડવા વિશે. કલમ નવી.

(૨) જ્યારે એવા વાદીઓ અથવા તેમનો પ્લીડર પેટા કાનુન [૧] પ્રમાણે કરવામાં આવેલી માગણી પ્રમાણે ચાલવાને ચુકે ત્યારે, તે ફરિયાદનું સઘળું કામ કોરટ ઠરાવે તેવી શરતોએ બંધ રાખવાની અરજી કરવામાં આવે એટલે તે સદરહુ પ્રમાણે બંધ કરવાનો કોરટને અધિકાર છે.

(૩) જ્યારે સદરહુ ભાગીઆઓનાં નામ પેટા કાનુન [૧] માં લખેલી રીતે જણાવવામાં આવે ત્યારે, જાણે એવાં નામ ખુદ ફરિયાદઅરજીમાં લખ્યાં હોય તે પ્રમાણે તે ફરિયાદનું કામ આગળ ચાલશે અને તેના સબંધમાં તે-વાંજ સઘળાં પરિણામ સઘળી બાબતોમાં આવશે :

પણ એવું ઠરાવ્યું છે કે ઉપર કહ્યું છે તે છતાં એવું સઘળું કામ સ-દરહુ પેઢીને નામે ચાલશે.

**ટીકા—આર. એસ. ઓ. ૪૮ આ. રૂ. ૨ )**

**પાછળના બધાં પ્રોસીડીંગો.**—સગીર ભાગીયા શીવાય પહેડીના ઉપર હુકમનામું થવું જોઇએ, જુઓ રૂ. ૧ નોટ પાછળ.

૩. જ્યારે કોઈ શખસો ઉપર તેમની પેઢીના નામથી ફરિયાદ માં-ડવામાં આવે ત્યારે, સમન, કોરટ ફરમાવે તે પ્રમાણે,—

બજાવણી. કલમ નવી

(અ) સદરહુ ભાગીઆઓમાંના એક અથવા વધારે ભાગીઆ ઉપર બજાવવો, અથવા

(બ) એવી ભાગીદારીનું કામ બ્રિટિશ ઇંડિયામાં જે મુખ્ય ઠેકાણે ચાલતું હોય તે ઠેકાણે એવી ભાગીદારીનું કામ એવી બજા-વણી વખતે જેના નિબંધ અથવા વહિવટ હેઠળ હોય તે શ-ખસ ઉપર બજાવવો.

અને આવી રીતે કરેલી બજાવણી, એવી રીતે ફરિયાદ માંડેલી પેઢી ઉપર યોગ્ય રીતે બજાવણી થઇ છે એમ ગણાશે. પછી એવા સઘળા અ-થવા કોઈ પણ ભાગીઆ બ્રિટિશ ઇંડિયામાં હોય કે તેની બહાર હોય તેની હરકત નથી.

પણ એવું ઠરાવ્યું છે કે જે ભાગીદારી વાદીની જાણ પ્રમાણે ફરિયાદ

માંડતાં પહેલાં છુટી થઇ ગઈ હોય તે ભાગીદારીની બાબતમાં, બ્રિટિશ ઈંડિયામાં રહેનારા જે જે ભાગીઆને પાત્ર કરવાનો પ્રયત્ન હોય તે દરેક ભાગીઆ ઉપર એવો સમન બજાવવો જોઇયે.

ટીકા—આર. એસ. ઓ. ૪૮૨ રૂ. ૩.

મુખ્ય જગ્યા.– જગાએ પેઢીના નામથી એકાદો ભાગીયો અથવા પેઢી પાસેથી પગાર લઇને કોઇ એક શખસ પેઢીનું કામ ચલાવતો હોય તે જગા હોવી જોઇએ, તે પેઢીના એજંટની ઓફીસનો તેમાં સમાસ થતો નથી; જુઓ રૂ. ૧ પાછળ "કામ ધંધો ચલાવામાં આવે તે"

કાબુ અથવા વહિવટ.—વળી આ એક ભાગીયો અથવા પગારવાળો નોકર હોવો જોઇએ. કોરટે નીમેલા રીસીવરે અને વહિવટદાર તે કોરટના એક નોકર છે માટે આ રૂલ પ્રમાણે તેમના ઉપર બજાવણી થઇ શકતી નથી (ફલાવર્સ કં. ની કામમાં ૬૫ લા. જે. ક્યુ. બી ૬૭૯ એન પ્રે. (૧૯૦૮) ૧, ૬૫૩)

વિશેષ ઠરાવ—દાવો કરતાં પહેલાં ભાગીદારી તુટેલી હોય અને તે વીશે કદી જાણતો હોય તો તેમાંથી બહાર નીકળી ગયેલા ભાગીદાર ઉપર જુદી બજાવણી કર્યા શીવાય તેને વાદી જવાબદાર ઠગવી શકતો નથી (ટ્રેઝરના કામમાં (૧૮૯૨) ૨ ક્યુ. બી. ૬૩૩ ના ઠરાવમાં ૮૨ નીકળી ગયેલા ભાગીયાની પાછળના દેવા બાબત જવાબદારીનો વીચાર કરવામાં આવેલો છે.

ભાગીયાના મરણ પછી ફરિયાદ માંડવાનો હક. — કલમ નવી

**૪.** (૧) સને ૧૮૭૨ ના હિંદુસ્તાનના કરાર બાબતના આકટની ૪૫ મી કલમમાં ગમે તે ઠરાવ હોય તો પણ, જ્યારે ઉપરના ઠરાવો પ્રમાણે બે અથવા વધારે શખસો પેઢીના નામથી ફરિયાદ માંડી શકે અથવા તેમના ઉપર એવી રીતે ફરિયાદ મંડાઇ શકે અને તેમાંનો કોઇ પણ એક જણ, તે ફરિયાદ માંડતા પહેલાં અથવા તે ચાલુ હોય તેવામાં મરણ પામે ત્યારે મૈયતના વારસ વકીલને તે ફરિયાદના પક્ષકાર તરીકે સામેલ કરવાની જરૂર નથી.

(૨) મૈયતના વારસ વકીલને—

(અ) એવી ફરિયાદમાં પક્ષકાર કરવાસારૂ અરજ કરવાનો, અથવા

(બ) બાકી રહેલા એક અથવા વધારે શખસો ઉપર કંઈ હક બજાવવાનો,

હક્ક હોય તેને પેટા કાનુન (૧) માંના કોઇ પણ મજકુર ઉપરથી બાધ આવે છે અથવા તે મર્યાદિત થાય છે એમ સમજવું નહિ.

ટીકા—સને ૧૮૭૨ ના હિંદુસ્તાનના કરાર એકટની ક. ૪૫ માં આ બાબત વિશે જે વાસ્તવીક કાયદો છે તેમાંની કાંઇ બાબત આ રૂલથી ફેરવી શકાતી નથી.

તેમાં માત્ર એવું કહેલુ છે કે એક મરનાર ભાગીયાના વારસને વધાર્યા વિના એકાદો દાવો જારી રહી શકે છે. તે રૂલ પ્રમાણે ફક્ત ચાલે તેવું છે અને અનુમાન પ્રમાણે મરનાર ભાગીયાની મીલકતની વધારાની જામીની બાબત વાદીની મરજી રાખતો હોય તેપ્રા તિવાદી તરીકે તેના કાયદેસર વારસ વકીલને સામેલ કરવાની અરજી કરવાને તેને છુટ છે.

જો તેઓને સામેલ કરેલા ના હોય તો મરનાર ભાગીયાની ખાનગી મીલકત બજાવણીમાં જવાબદાર થતી નથી અને તે હુકમનામું ફક્ત પાછળ હયાત રહેલા ભાગીયાઓ ઉપર અને ભાગીદારીની મીલકત્ત ઉપર અમલમાં લાવવા લાયક છે ( એલીસ વી. વેડસન (૧૮૫૫) ૧ ક્યુ. બી. ૭૪ )

મરનાર ભાગીયાના મરણ પેહલાં માલ મંગાવેલો હોય પણ તેના મરણ પછી તે આપવામાં આવેલો હોય તો તે મરનાર ભાગીયાની મીલકત તે માલ બાબત જવાબદાર નથી ( બેગલ વી. મીલર ( ૧૯૦૩ ) ૨ કે. બી. ૨૧૨; એન. પ્રેક. ૧૯૦૮, ૧. ૬૪૫માં બતાવેલો છે ).

ઉપર રકમ ( ૨ ) માં ખુલ્લી રીતે ઠરાવ્યુ છે કે કાયદેસર વારસ વકીલો પોતે પક્ષકારો થવાને અરજ કરી શકે છે અને ભાગીયોના પરસ્પર હક બાબત આ રૂલમાંની કાંઇ પણ બાબતથી હરકત થઇ શકતી નથી.

નોટીસ કેવા સબબથી બજાવવી.	કલમ નવી.

**૫.** જ્યારે સમન એકાદી પેઢી ઉપર કાઢયો હોય અને તે કાનુન ૩ માં ઠરાવ્યા પ્રમાણે બજાવવામાં આવ્યો હોય ત્યારે, તે જેના ઉપર બજાવ્યો હોય તે હરેક શખસને એવી બજાવણી વખતે નોટીસ આપીને ખબર આપવી કે તેના ઉપર તે સમન ભાગીઆ તરીકે બજાવ્યો છે કે ભાગીદારીના ધંધા ઉપર નિબંધ રાખનાર અથવા તેના વહિવટ કરનાર તરીકે બજાવ્યો છે કે તે બન્ને સબંધથી બજાવ્યો છે, અને જો એવી નોટીસ નહિ આપવામાં આવે તો, જેના ઉપર તે બજાવ્યો હોય તે શખસના ઉપર તે ભાગીઆ તરીકે બજાવ્યો છે એમ સમજવું.

આર. એસ. ઓ. ૪૮ અ. રૂ. ૪.

ટીકા--એક ભાગીદાર તરીકે બજાવવામાં આવેલો હોય તે —જે કામોમાં એકાદા ભાગીયાની જાત ઉપર તે બજાવેલો હોય તો આ રૂલનો હેતુ એકાદી નોટીસ નહિ આપવાનો છે પણ જ્યારે એકાદા વહિવટદાર અથવા સભાળમાં રાખનાર નોકર ઉપર તે બજાવેલો હોય ત્યારે તે નોટીસ અવશ્યની છે. જો આ પાછલી બાબતમાં નોટીસ બજાવેલી ના હોય તો જે સખસ ઉપર બજાવવામાં આવેલો હોય તે શખસ સામી તકરાર સાથે હાજર થઇ ( જુઓ રૂ. ૮ આગળ ) ભાગીદારી ઇનકાર કરીને જવાબદારીમાંથી બચી શકે છે. ( એન. પ્રે. (૧૯૦૮) ઓ. ૪૮ અ. રૂ. ૪ ની નોટ )

ભાગીઆએ હાજર થવા વિશે.	કલમ નવી

**૬.** જ્યારે કોઇ શખસોના ઉપર તેમની પેઢીના ભાગીઆ તરીકે ફરિયાદ માંડવામાં આવી હોય ત્યારે, તેમણે પોતપોતાના નામથી જાતે હાજર થવું. પણ તે છતાં ત્યાર પછીનું સઘળું કામ તે પેઢીના નામથી ચાલશે.

આર એસ. ઓ. ૪૮ અ. રૂ. ૫

ટીકા—ભાગીદાર તરીકે તેમના ઉપર કરેલો દાવો.—જુઓ રૂ. ૧ પાછળ.

**જાતે.**—પેઢીના નામથી હાજર થઇ શકાતું નથી, દરેક ભાગીયાએ જાતે આવીને હાજર થવું જોઇએ. અને પોતાનું વર્ણન ભાગીયા તરીકેનું કરવું જોઇએ. અને સામી તકરાર શીવાય આવી રીતે હાજર થવામાં આવે તો ભાગીદારીની એક કબુલત ગણવામાં આવે છે.

હાજર થવામાં તેણે હું એક ભાગીયો છું અથવા દાવાનું કારણ જે વખતે ઉત્પન્ન થયેલું કહેવામાં આવેલુ હોય તે વખતે હું એક ભાગીયો હતો અથવા એક ભાગીયા તરીકે મારા ઉપર બજાવણી કરેલી છે એવું તેણે કહેવુ જોઇએ અને જો તે ભાગીદારી ઇનકાર કરે અથવા દાવાનું કારણ જે વખતે ઉત્પન્ન થયું કહેવામાં આવેલુ હોય તે વખતે તે ભાગીદારી હતી એવું ઇનકાર કરેલુ હોય એવુ તેમાં બતાવવુ જોઇએ.

**અખત્યાર.**—એક પેઢીના વહિવટ કરનાર ભાગીયાએ એક દાવાનો બચાવ કરવાને અખત્યાર આપેલો હોય તો તે પેઢીના બધા ભાગીયાઓની તરફથી હાજર થવાને એકાદા એટર્નીને એક પાકો અખત્યાર છે ( ટોમલીનસન વી. બ્રોડસ્મીથ ( ૧૮૯૬ ) ૧ કયુ. બી. ૩૮૬ )

ભાગીઆ શિવાય બીજાથી હાજર થવાય નહીં. | કલમ નવી

**૭.** જ્યારે એકાદો સમન ૩ જી કાનુનમાં ઠરાવેલી રીતે, જે શખસ ભાગીદારીના ધંધા ઉપર નિર્બંધ રાખતો હોય અથવા તેનો વહિવટ કરતો હોય તેના ઉપર બજાવવામાં આવ્યો હોય ત્યારે, જે પેઢી ઉપર ફરિયાદ માંડી હોય તે પેઢીમાં તે ભાગીઓ ન હોય તો તેને હાજર થવાની જરૂર નથી.

**આર. એસ. ઓ. ૪૮ અ. રૂ. ૬**

**ટીકા—જુઓ નીચેની બીજી રૂલ**—આવા શખસે રૂ. ૮ પ્રમાણે હાજર થવુ જોઇએ.

વાંધો લઇને હાજર થવું. | કલમ નવી

**૮.** જે કોઇ પણ શખસ ઉપર ૩ જી કાનુન પ્રમાણે ભાગીઆ તરીકે પ્રોસેસ બજાવી હોય તે શખસ વાંધો લઇને હાજર થઈ શકે, અને તે એમ કહી શકે કે હું ભાગીઓ નથી. પણ આવી રીતે હાજર થવાથી વાદીને એવી પેઢી ઉપર બીજી રીતે સમન બજાવવામાં અને જ્યારે કોઇ પણ ભાગીઓ હાજર ન થાય ત્યારે હાજર થવામાં ચુકયાથી તે પેઢી ઉપર હુકમનામું મેળવવામાં બાધ આવે છે એમ સમજવું નહિ.

**આર. એસ. ઓ. ૪૮ અ. રૂ. ૭**

**સામી તકરાર સાથે.**—આ રૂલ પ્રમાણે હાજર થવાની નીચેની ઇંગ્રેજી રીતી છે ( જુઓ એન. પ્રે. ૧૯૦૮, ૧, ૬૫૭ )

"એક ભાગીયા તરીકે **અ બ** ઉપર બજાવણી કરવામાં આવેલી પણ પ્રતીવાદી ક અને કંપનીની પેઢીમાં તે ભાગીયો છે તે બાબત તેણે ઇનકાર કરેલી હોય અથવા ક અને કંપનીમાં દાવાનું કારણ ઉત્પન થયેલુ કહેવામાં આવ્યું છે તે વખતે તે ભાગીયો હતો એ હકીકત તેણે ઇનકાર કરેલી છે.

**સામી તકરાર વિશે તકરાર કરવી તે.**—ઈંગ્લંડમાં ભાગીદારીની ઇનકારીયત વીશે તકરાર કરવાને વાદી જ્યારે મરજી રાખતો હોય ત્યારે સમન્સ કરાવીને પક્ષકાર જે હાજર

થાય છે તે ભાગીયો છે અથવા હતો તે કારણથી તે હાજરી કાહાડી નાખવાની અરજ કરવાનો રીવાજ છે, અથવા તેને અભાવે તે હાજરીમાંથી ભાગીદારીની ઇનકારીયત કહાડી નાખવાનો છે.

આવા કામમાં વાદીને અભાવે એવી રીતે ચાલવાનું છે કે તે હાજરી વિશે બીલકુલ દરકાર રાખવી નહિ અને પાછળ રૂ. ૩ પ્રમાણે તે પેઢી ઉપર ફરીથી બજાવવાનો છે. તે પેઢી ઉપર ફેસલો થાય એટલે ઓ. ૨૧ રૂ. ૫૦ પ્રમાણે તે પેઢી ઉપર ફેસલો મેળવીને જે શખસ સામી તકરારની સાથે હાજર થયેલો હોય તે શખસ ઉપર તે હુકમનામું બજાવી શકે છે ( જુઓ એન. પે. આર. એસ. ઓ. ૪૮ અ. રૂ. ૮, ૭, ૮ ની નોટ )

ભાગીઆ વચ્ચે ફરિયાદ.

**૯.** આ ઓરડર એકાદી પેઢી તથા તેમાંના એક અથવા વધારે ભાગીઆ વચ્ચેની, કોઈ ફરિયાદને, તથા જેમાં એક અથવા વધારે શખસો સામાન્ય રીતે ભાગીઆ હોય તેવી પેઢીઓ વચ્ચેની ફરિયાદોને લાગુ પડશે. પણ આવી ફરિયાદોમાં કોરટની પરવાનગી વગર બજાવણીનું કામ કાઢવામાં આવશે નહિ, અને એવું કામ કાઢવા સારૂ કોરટને અરજી કરવામાં આવે એટલે, વાજબી લાગે તેવા હિસાબ લેવાનો તથા ચોકસી કરવાનો તથા હુકમ આપવાનો અધિકાર છે. **કલમ નવી**

**આર. એસ. ઓ. ૪૮ અ. રૂ. ૧૦**

**ટીકા—બજાવણી.**—જુઓ. ઓ. ૨૧ રૂ. ૫૦.

પોતાના નામ કરતાં જુદાં નામથી ધંધો કરનાર શખસ સામે ફરિયાદ.

**૧૦.** જે કોઇ પણ શખસ પોતાના નામ અથવા અટક કરતાં જુદાં નામ અથવા અટકથી ધંધો કરતો હોય તે શખસના ઉપર એવા નામ અથવા અટકથી, જાણે તે નામ અથવા અટક પેઢીનું નામ હોય તે રીતે ફરિયાદ થઇ શકે, અને મુકદ્દમાની હકીકત જોતાં બની શકે એમ હોય એટલે સુધી, આ ઓરડર મુજબની સઘળી કાનુનો લાગુ પડશે. **કલમ નવી**

**આર. એસ. ઓ. ૪૮ અ. રૂ. ૧૧**

**પેઢીનું નામ.**—તે એકાદી પેઢીનું નામ હોય અથવા એકાદા શખસનું હોય તે એક અગત્યની બાબત નથી પી. સી. દે. નામનો એક માણસ બી. બી. દે નામથી વેપાર કરતો હોય તો પણ તેના ઉપર આ રૂલ પ્રમાણે દાવો થઇ શકે છે, પણ આવા એકાદા કામમાં જ્યારે વાદી તે હકીકત જાણતો હોય ત્યારે ઇંગ્લંડમાં સમન્સમાં "વેપારનું નામ" એવા શબ્દો દાખલ કરવાનો રીવાજ ( એન. પ્રે. ૧૯૦૮ ૧, ૬૬૨ )

**ઉપર દાવો થઈ શકે.**—આવી પેઢીનાં નામથી એકાદો વાદી દાવો કરી શકે તેવો કાંઇ ઠરાવ નથી અને ઇંગ્લંડમાં એકાદો આવો દાવો બરોબર નથી એવું ઠરાવેલું છે ( મેસન વી. મોગનહાપ ૮ ટાઇમ્સ રીપોર્ટ ૮૭૫)

—(૧)—

# ઑર્ડર ૩૧ મો.

——:o:——

## ટ્રસ્ટી, મૃત્યુપત્ર ચલાવનાર અને મેયતની મિલકતનો વહિવટ કરનાર કરે તે તથા તેમના ઉપર થાય તે ફરિયાદો વિશે.

ટ્રસ્ટી વગેરેને જે મિલકતનો હક્ક પ્રાપ્ત થાય તે મિલકત વિશેની ફરિયાદોમાં હિતસબંધ હોય તેવા શખસોના વારસ વકીલ થવાનું.

૧. ટ્રસ્ટીને, મૃત્યુપત્ર ચલાવનારને અથવા મૈયતની મિલકતના વહિવટ કરનારને જે મિલકતનો હક્ક પ્રાપ્ત થયો હોય તે મિલકત સબંધી બધી ફરિયાદોમાં, તે મિલકતમાં હિતસબંધવાળા શખસોની તથા ત્રાહિતની વચ્ચે ટંટો હોય ત્યારે, તે હિતસબંધવાળા શખસોની વતી તે ટ્રસ્ટી, મૃત્યુપત્ર ચલાવનાર અથવા મૈયતની મિલકતનો વહિવટ કરનાર વારસ વકીલ તરીકે હાજર થયેલો ગણાશે, અને સાધારણ રીતે તેમને ફરિયાદના પક્ષકાર કરવાની જરૂર નથી, પરંતુ કોરટને યોગ્ય લાગે તો તેમને અથવા તેમાંના કોઇને તેવા પક્ષકાર થવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. કલમ ૪૩૭

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૩૭

સને ૧૮૮૩ ના સુપ્રીમ કોર્ટના નીયમો. ઓ. ૧૬ રૂ. ૮.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. લાગુ છે.

**પ્રોબેટ**—એક હકદાર એકઝીક્યુટરનો હક સંપુર્ણ કરનારો પ્રોબેટની જરૂર છે, અને ખરી રીતે તે લેવામાં આવે ત્યાં સુધી એકાદો જે શખસ તે મીલકતમાં ઘુસેલો હોય તો તે શખસ પોતે એક પ્રકારના એકઝીક્યુટર થાય છે (નવાઝબાઇ વી. પેસ્તનજી (૧૮૫૭) ૨૧ મું. ૪૦૦ પ્રોબેટ અને વહિવટના એકટ સને ૧૮૮૧ ના ૫ અમલમાં આવ્યા પછી મુસલમાનોની બાબતમાં પ્રોબેટ લેવાની જરૂરી વીશે જુઓ ફાતમા વી. ઇસા (૧૮૮૩) ૭ મું. ૨૬૬ મુસા વી. ઇસા (૧૮૮૪) ૮ મું. ૨૧)

**અને એક ત્રાહીત શખસ**—જો ફાયદો લેનારા શખસોને વધારવામાં આવે તો, તેમાંના થોડાક શખસોને બધા સમુદાય તરફથી હાજર કરી શકાય છે (ગ્રેસ લાઇટ અને કોક કંપની વી. ટૌસી ૩૫ સી. વી, ૫૧૯; પા. ૫૨૬), અને જ્યારે કબજો લેવાનો દાવો ચાલતો હોય તે દરમીયાનમાં જે ફાયદો લેનારાઓએ કબજો લીધો હોય તે શખસોને વાદી તરીકે એકઝીક્યુટરની જગાએ દાખલ કરેલા હોય તો ઠરાવ્યુ છે તેઓને દાખલ કરવાથી નવો દાવો થતો નથી (અબ્દુલહલીમ ચૌધરાણી વી. બ્રજોમોહીને (૧૯૦૨) ૭ ક વી. નો. ૮૧૭). એક બાજુ તરફ ફાયદા ભરેલા હિતવાળા શખસો અને બીજી બાજુ તરફ એક ત્રાહિત શખસની વચમાં જે કામોમાં તકરાર હોય તેને તે લાગુ થાય છે એમ જણાય છે અને ફાયદો લેનારા શખસો પોતાની વચમાં કાંઇ તકરાર હોય તેને લાગુ થતો નથી (હમંદ વી. વોકર જસ્ટ. ૬૯૬) જ્યારે ગીરો છોડાવાનો હક બંધ કરવાનું હુકમનામું શખસ ને પોતાના બાપની

મીલ્કતનો એક્ઝીક્યુટરોનો તેના ઉપર મેળવેલું અને પાછળથી સનો એક બાઇ અ તથા આ પાસેથી કેટલીક ગીરો વાળી મીલ્કત ખરીદ કરનાર મ એ પક્ષકારો થવાને તથા ગીરો છોડાવાને એક અરજી કરી તેમાં ઠરાવ્યું છે કે તેઓનો પક્ષકાર થવાનો હક નથી ( મહાનંદ માનાજી વી. અખય કુમાર બરારી ( ૧૯૦૧ ) ૬ ક. વી, નો. ૪૮૮ ).

ત્રસ્ટીઓ બસ છે—ઇગ્લંડમાં ફક્ત એકાદો ટ્રસ્ટી અશકતીવાળા શખસો તરફથી ના હોય તો દેણદારના વીરૂદ્ધ નાદારીનો ઠરાવ કરાવાને એકાદી અરજી કરી શકતો નથી (એકતરફી કુલી ( ૧૮૭૮ ) ૯ સી ડી. ૩૦૭ ); અને એકાદા ટ્રસ્ટી ઉપર ગીરો છોડવાના હક બંધ કરવાના દાવામાં પાકી વયનો ફાયદો લેનાર માલેકને એક પક્ષકાર કરવો જોઇએ ( મીલ્સ વી. જેનીંગ્સ ( ૧૮૮૦ ) ૧૩ સી. ડી. ૬૩૯; તોપણ જુઓ અરદેશર વી. હીરાબાઇ ( ૧૮૮૪ ) ૮ મું ૪૭૪), પણ એકાદો જે ટ્રસ્ટી ગીરો છોડાવાને માગતો હોય તે ફાયદા ભરેલા હિતવાળા શખસ તરફથી હાજર થાય છે ( મીલ્સ વી. જેનીગ્સ ( ૧૮૮૦ ) ૧૩ સી. ડી. ૬૩૯ ), તેવીજ રીતે વ્હેંચણીની બાબતમાં છે ) સીમસન વી. ડેની ( ૧૮૭૮ ) ૧૦ સી. ડી. ૨૮ ), અથવા વેચાણ અને વ્હેચણની બાબતમાં છે ( કટેસ વી. ગેજ ( ૧૮૭૮ ) ૮ સી. ડી. ૪૫૧ ટ્રસ્ટી બસ છે; વળી જુઓ બુલી વી. બુલી ( ૧૮૭૮ ) ૮ સી. ડી. ૪૭૯ પા. ૪૮૯ ) વડીલો પારજીત મીલકતનું ગીરો એક મીતાક્ષરી પ્રમાણે ચાલનાર બાપે એકલાએ લખી આપેલુ તે ગીરોની રૂઇએ તે બાપ ઉપર દાવો કરેલો હોય અને ગીરો રાખનારને દીકરાના હિતની ખબર હોય અને તેની તરફથી તેનો બાપ હાજર થઇ શકતો ના હોય તો તે દીકરો જરૂરીયાત પક્ષકાર ( સુરજપ્રસાદ વી. ગોલાબચંદ ( ૧૯૦૦ ) ૫ ક વી. નો ૬૪૦; ૨૮ ક. ૫૧૭ ).

સને ૧૮૭૦ ના હિંદુ વીલ એકટ ૨૧ ના પહેલા એક હિંદુ સાથે એકઝીકયુટરોની સ્થીતી વીશે જુઓ લલ્લુભાઇ વી. માનકોર ( ૧૮૭૮ ) ૨ મું ૩૮૮ )

જો એક અથવા વધારે ટ્રસ્ટીયો દાવો કરે નહિ અથવા દાવો કરી શકે નહિ તો તેઓને પ્રતીવાદીયો કરવા જોઇએ ( લ્યુક વી. સાઉથ કેન્સીંગટન હોટલ કં. ( ૧૮૭૯ ) ૧૧ સી. ડી. ૧૨૧ )

ફાયદો લેનારા શખસો—જ્યારે એકાદા કામમાં એકઝીકયુટરો અથવા ટ્રસ્ટીયો બીલકુલ હિતવાળા ના હોય અથવા કોઇ કારણથી ફાયદા ભરેલા માલેકના વીરૂદ્ધનું તેઓનું હિત હોય અથવા તેઓ દાવો કરવાને ના કેહતા હોય અને એક ત્રસ્ટીયે ગીરોવાળી જામીની લેવાને બીજા ઉપર દાવો કરેલો હોય તેથી ફાયદા ભરેલા માલેકોને પક્ષકાર કરેલા હોય તો જે પક્ષકારોનું ફાયદા ભરેલું હિત છે તે પક્ષકારોને તે કામમાં હમેશાં પક્ષકારો કરવા જોઇએ ( કલેગ રોલેન્ડ ( ૧૮૬૬ ) લા. રી. ૩. એક્. ૩૭૩; પેન વી. પાર્કર ( ૧૮૬૬ ) ૧ ચ. એમ. ૩૨૭ બીરસ કોર્ટે વી. રામસુબા ( ૧૮૮૯ ) ૧૩ મ. ૧૯૭; મેલકમ વી. સ્કોરર ૫૬ એલ. ટી. રીપોર્ટ ૪૭૨; પણ જુઓ મેરી વી. પુનાલ ( ૧૮૯૮ ) ૧ ચ. ૩૧૨; બટલર વી. બટલર ૭ સી. ડી. પા. ૧૨૦ ). ધર્માદા અથવા ધર્મ સંબંધીના ત્રસ્ટનો એકાદો ભંગ કરવા સબંધી એકાદા હિંદુના વારસોનો જો કે તે ત્રસ્ટમાં કાંઇ હિત ના હોય તોપણ તે ત્રસ્ટીઓ ઉપર દાવો કરી શકે છે ( બ્રજમોહન વી. હરોલાલ ( ૧૮૮૦ ) ૬ ક. લા. રી. ૫૮ ).

ફાયદા ભરેલા માલેકના ત્રસ્ટીયે એકાદું હુકમનામું મેળવેલું હોય તો તે હુકનમામાનો ફાયદો લેવાને તે માલેક દાવો કરી શકે છે ( જગોબંધુ કુંડુ વી. નીલકોમળ વી. રી. સને ૧૮૬૪ પા. ૧૯૦ ), પણ એક બજાવણીમાં થયેલું લીલામ રદ કરવાના કામમાં તે જરૂરીયાત પક્ષ-

કાર નથી (બરોડાકાંત વી. ચંદ્રકાત ( ૧૯૦૨ ) ૨૯ ક. ૬૮૨ ).

**મીલકત.**—એકાદો વાદી પોતાના મરનાર દેણુદારના કાયદેસર વારસ વકીલ ઉપર દાવો કરી તેઓની પાસે મીલકત આવેલી છે એવું સાબેત કર્યા વીના તેના ઉપર હુકમનામુ કરાવાનો હક થાય છે. જો મીલકત હોય અને તેનો તે કબજો લઈ શકતો હોય તો તે બસ છે ( ગીરધરલાલ વી. બાઇ શીવ (૧૮૮૪) ૮ મું. ૩૦૯ )

**જડજની મંજુરી વીના વેચાણ.**—એક મસ્જીદનું મુસલમાન ટ્રસ્ટીએ એ જડજની મંજુરી વીના વેચાણુ કરેલું હોય તો તે ફક્ત નીરઅર્થક થવા લાયક છે એટલુંજ નહિં પણ તે નીરઅર્થક છે ( શામાચરણ વી. અબદુલ કબીર (૧૮૯૮ ) ૩ ક. વી. નો. ૧૫૮)

**ટ્રસ્ટીએ આપેલુ દેવુ.**—કસુર અથવા વાંકને લીધે એકાદો ટ્રસ્ટી ભરી લેવાનો હક ખુવે નહિંતો ટ્રસ્ટ વાળી મીલકતમાંથી ભરી લેવાનો તેનો હક થાય છે અને આવાં કરજો આપવાને તે નીષ્ફળ જાય તો તેની જગાએ લેણુદારોને આવવાનો હક છે (મેડન વી. બીજ(૧૯૦૪) ૯ ક. વી. નો. ૯ ).

**૨.** ટ્રસ્ટી, મૃત્યુપત્ર ચલાવનાર અથવા મૈયતની મિલકતનો વહિવટ કરનારા ઘણા હોય ત્યારે, તેમાંના એક અથવા વધારે ઉપરની ફરિયાદમાં તે બધાને પક્ષકાર કરવા : કલમ ૪૩૮

ટ્રસ્ટી, મૃત્યુપત્ર ચલાવનાર તથા મૈયતની મિલકતના વહિવટ કરનારને સામીલ કરવાનું.

પરંતુ જે મૃત્યુપત્ર ચલાવનારાઓએ મૃત્યુલેખ કરનારનું મૃત્યુપત્ર શાબિત કરયું ન હોય તેમને, તથા બ્રિટિશ હિંદુસ્તાનની બહાર જે ટ્રસ્ટી, મૃત્યુપત્ર ચલાવનારા અને મૈયતની મિલકતના વહિવટ કરનારા હોય તેમને પક્ષકાર કરવાની જરૂર નથી.

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૪૩૮

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. તે લાગુ છે.

એક મુસલમાન વસીયત કરનારે પોતાના વીલથી ફક્ત ત્રણ એકઝીકયુટરો નીમેલા હતા તેથી તેમાંના એકે તે કામ કરીને તે મીલકતનો કબજો લીધો તેથી તે વસીયત કરનારની વિધવાએ તે મીલકતના વહિવટ બાબત દાવો કર્યો તેમાં ઠરાવ્યું છે કે જો કે જે સખસે એકઝીકયુટરનુ કામ કરેલુ છે તેને પ્રતીવાદી કરેલો છે તો પણુ એકાદા રીસીવર બાબત એક અરજ કરવાને સારૂ તે પુખ્ત રીતે બરોબર કરેલો છે ( અકીઝાબાઇ વી. અબદુલ કરીમ ( ૧૮૯૫ ) ૧૯ મું. ૮૩ )

જ્યારે એકાદા બીજા ટ્રસ્ટી વીગરેને સામેલ નહિ કરવાથી દાવો કહાડી નાંખવાને એક પ્રતીવાદી કોરટ પાસે માગે ત્યારે તે ટ્રસ્ટી વીગરે બ્રીટીશ હિંદુસ્તાનમાં રહેછે એવું તેણે સાબીત કરવું જોઇએ ( કુમાર વી, ધીરેન્દ્ર ( ૧૯૦૫ ) ૯ ક. લા. જે. ૪૮૪ )

**૩.** ટ્રસ્ટી, મૃત્યુપત્ર ચલાવનારી અથવા મૈયતની મિલકતનો વહિવટ કરનારી પરણેલી સ્રી ફરિયાદ કરે તેમાં અથવા તેના ઉપર ફરિયાદ થાય તેમાં, કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, તેના ધણીએ પક્ષકાર થવું નહીં. કલમ ૪૩૯

મૃત્યુપત્ર ચલાવનારી પરણેલી સ્ત્રીના ધણીને સામીલ કરવો નહીં.

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૪૩૫

ટીકા.—આ રૂલ હા. કો. તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.



# ઑર્ડર ૩૨ મો.



## સગીર તથા દીવાના એઓની તરફની અને તેમના ઉપરની ફરિયાદો વિશે.

સગીરની ફરિયાદ ઇષ્ટમિત્રે કરવી.

૧. સગીરે કરવાની પ્રત્યેક ફરિયાદ તેના નામથી કોઈ શખસે કરવી, અને તેને તે ફરિયાદમાં સગીરનો ઇષ્ટ મિત્ર કહેવો. કલમ ૪૪૮

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૪૮

ટીકા:—આ રૂલ હા. કો. તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.

**રેસજ્યુડીકેટા.**—એકાદો સગીર જાણે પાકી વયનો હોય અને પોતાના દાવામાં થએલા ફેસલાથી બંધાએલો હોય તે પ્રમાણે તે સગીર બંધાએલો છે ( મધુસુદન વી. પ્રીથીબલભ (૧૮૭૧) ૧૬ વી. રી. ૨૩૧; વળી જુઓ શ્રીશચંદ્ર વી. મીલર (૧૮૭૮) ૩ ક. લા. રી. ૧૭) અને તે તથા તેની મીલકત તે ફેસલાથી બંધાએલી છે (બનોમાલી કેશ વી. હંગેશ્વર (૧૮૭૨) ૧૭ વી. રી. ૪૫૨; અને તે પકડાવવા લાયક છે (શરેફુતુલ્લા વી. અમેદુનીસા (૧૮૭૨) ૧૭ વી. રી. ૩૭૪) અને તે હુકમનામું બજાવનારી કોરટ ગેરહાજરીના કારણથી તેને સાંભળી શકતી નથી; પણ બજાવણી અટકાવવા સારૂ તાકાદ હુકમ કાહાડવાને ફરી તપાસ કરાવવાની તેણે અરજી કરવી જોઇએ; અથવા એક રેગ્યુલર દાવો ફાઇલ કરવો જોઇએ ( મહમદ નુરૂલ્લાખાન વી. હરચર્ણરાય (૧૮૭૪) ૬ અ. હા. કો. ૫૮ ) પણ જ્યારે હુકમનામાવાળો પોતાના કામનો આધાર તે સગીર ઉપર કબુલતથી કરેલા હુકમનામા ઉપર રાખતો હોય તો તે સગીરને બંધનકારક થાય તેવા કોઇ એક અખત્યારવાળા શખસે તે કબુલત આપેલી છે, એવુ તેણે સાબેત કરવાની જરૂર છે. ( મહમદ મમતાઝઅલ્લી વી. શીવરતનગીર (૧૮૯૬) ૨૩ ક. ૯૩૪; જુઓ રૂ. ૭ આગળ )

**એક ફેસલો રદ કરવો તે.**—એકાદો ફેસલો તે સગીરના હીતને હરકતકારક હોય તે ફેસલાનો નાશ કરવાને તે સગીર પાકી વયનો થાય ત્યારે તેણે કેવી રીતે વર્તવુ તે બાબત જુઓ ( દેબીદતશાહુ વી. સુબોદ્રા (૧૮૭૬) ૨૫ વી. રી. ૪૪૯; રઘુબર વી. ભીકાયા (૧૮૮૫) ૧૨ ક. ૬૯; વેંકટચેલમ વી. માહાલક્ષમમ (૧૮૮૭) ૧૦ મ. ૨૭૨; હાજીહીમત વી. ધીરજરામ (૧૮૮૮) ૧૨ મું. ૧૮; મગનીરામ વી. ગુરશાહી (૧૮૯૦) ૧૭ ક. ૩૪૭; લા. રી. ૧૬ ઇં. અ. ૧૯૫ એકાદા સમાધાન વીશે જુઓ રૂલ ૭ આગળ. )

**પ્રતીબંધ.**—એક સગીરે પાકી વયનો છું એમ સમજાવીને અમુક મીલકત અને વેચાણ આપી હતી અને એક વેચાણ ખત લખી આપીને તે રજીસ્ટર કરાવેલું હતું. તે દસ્તાવેજમાં તે ૨૨ વર્ષ નો છે એવો મજકુર લખેલો હતો. પછી તેણે નાહાની વયના કારણથ

તેણે તે વેચાંણુ ખત રદ કરવાને દાવો કરયો તેમાં ઠરાવ્યુ છે કે તેને પ્રતીબંધ થએલો છે ( ગણેશલાલા વી. બાપુ ( ૧૮૯૭ ) ૨૧ મું. ૧૯૮; જુઓ રામાચારી વી. દરીયાસાંમી (૧૮૯૮) ૨૧ મ. ૧૬૭; અને સુબ્રમન્ય વી. શીવ શુબ્રમન્ય ( ૧૮૮૪ ) ૧૭ મ. ૩૧૬ ) એકાદો સગીર પાકી વયનો છુ એવુ સમજાવી તે ભાડુ વસુલ કરીને પોહોચો આપે તેમ છતાં તે ફરીથી તે લેવાને પોતાના વાલીની મારફતે લેવાને દાવો કરે તો, તેને પોતાની વર્તણુકને લીધે તે ફરીથા લેવાને પ્રતીબંધ થાય છે ( રામરતન વી. શીવનંદન ( ૧૯૦૨ ) ૨૯ ક. ૧૨૬; ૬ ક. વી. નો. ૧૩૨ ) જ્યારે કપટના સાચાપણાની બેઉ પક્ષકારોને ખબર હોય, અને જે શખસને સમજાવવામાં આવેલી હકીકત જુઠી છે એવુ તે શખસ જાણુતો હોય ત્યારે તે એવુ કપટ નથી કે જેથી બાલકપણાનો હક લેઈ લેવામાં આવ્યો થાય તેથી કાંઇ પ્રતીબંધ થઇ શકતો નથી ( મોહારા વી. ધર્મદાસ ( ૧૯૦૨ ) ૭ ક. વી. નો. ૪૪૧; લા. રી. ૩ ઇ. અ. ૧૧૪).

**પક્ષકારો**—મીતાક્ષરા પ્રમાણે ચાલનાર એક હિંદુએ એક ગીરો કરી આપેલુ તેની રૂઇએ કરેલા દાવામાં જે દીકરાઓ તે ગીરોની તારીખ પછી જન્મેલા હોય તે દીકરાઓ જરૂરીયાત પક્ષકારો નથી ( દોલીચંદ વી. વુમાશંકર ( ૧૮૮૦ ) ૭ ક. લા, રી. ૪૨૯, પણ જુઓ લછમનદાસ વી. ગીરધર ચોધરી ( ૧૮૮૦ ) ૬ ક. લા. રી. ૪૭૩; ૫ ક. ૮૫૫ ).

**વર્ણન**—દાવા અરજીમાં " અ. બ. એક સગીર વાદી ક્ષનો રહેવાસીને પોતાના ઇષ્ટમીત્ર ક, ડ. પ. નો રહેવાશી છે તેની મારફતે ઇ. ફ. ઉપર દાવો કરે છે વીગરે, એવું વર્ણન કરવુ જોઇએ, અને અ. બ. પ્રતીવાદી એક સગીર છે તેનો ય. હ. વાલી મુકરદમો પુરતો છે તે ય. નો રહેવાસીનો છે " એવુ વર્ણન કરવુ જોઇએ ( મંગલાડોસી વી. સરોદા ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૪૮, ૧૨ બં. લા. રી. એપ. ૨ ).

**ઇષ્ટ મીત્ર**—ઠરાવવામાં આવેલું છે કે જો દાવો શરૂ થએલો હોય અને પ્રતીવાદી હાજર થાય અને કાંઇ હરકત બતાવે નહી તો તે ગેર શીરસ્તે થવાથી ફેંસલો થયા પછી તે વીશે હરકત લેઇ શકાતી નથી ( બ્રોકલ બેંકના કામમાં ( ૧૮૭૭ ) ૬ સી. ડી. ૩૫૮; કુનહમદ વી. ( ૧૮૮૯ ) ૧૨ મ. ૯૦ ).

એકાદા વાદીના ઇષ્ટ મીત્ર તરીકે એકાદા શખસને તેની સ્પષ્ટ કબુલત વીના કરી શકાતો નથી ( જુઓ ઓ. ૧ રૂ. ૧૦ ( ૩ ) તે દાવાનો પક્ષકાર નથી. તેમ તે પોતાના નામથી અપીલ કરી શકતો નથી ( ભુબોતારીની વી. શ્રીરામ ( ૧૮૮૩ ) ૯ ક. ૬૨૯ ) અને તેની ફરજ આખરના ફેંસલાથી પુરી થાય છે તેને નીમવાનો હેતુ ખર્ચ વીશે જવાબદાર ઠરાવવાને કોઇ શખસ કોરટની રૂબરૂ હોવો જોઇએ, તે છે. તે કાંઇ વધારે જવાબદારી કરતો નથી ( ગીરીબાલા વી. ચંદ્રકાંત ( ૧૮૮૫ ) ૧૧ ક. ૨૧૩ ) અને તેની જાત ઉપર બીજુ કાંઇ હુકમનામુ કરી શકાતુ નથી ( બ્રજમોહન વી. રૂદ્રનાથ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૧૯૨); તેમ તે સગીરના મર્ણ પછી એકાદુ હુકમનામુ તે બજાવી શકતો નથી ( હલોધરરોય વી. જદુનાથ (૧૮૭૦) ૧૪ વી. રી. ૧૬૨ )

**મામલતદારની કોરટ.**—જો કે આવા દાવા બાબત મામલતદારના ( મુંબાઇના સને ૧૮૭૬ના ૩ જા ) એકટમા કાંઇ ઠરાવ નથી તો પણ એકાદો સગીર કબજા બાબત દાવો કરી શકે છે ( દતાત્રય વી. વામન ( ૧૮૯૭ ) ૨૧ મુ. ૮૮ ). જો તેની તરફથી યોગ્ય રીતે

નીમેલો વાલી હાજર થાય તો, તેના ઉપર દાવો કરી શકાય છે (શેખુલ્લા વી. હાજીમીયાં (૧૯૦૦) ૨૪ મું. ૨૩૮)

**પાકી વયનો સગીર તરીકે દાવો કરે તે.**—એક શખસે હું સગીર છું એમ કહીને પોતાના ઇષ્ટ મીત્રની મારફતે દાવો કરેલો હતો પણ જ્યારે એવુ માલુમ પડ્યુ કે દાવો જે તારીખે દાખલ કરેલો હતો તે તારીખે તે શખસ સગીર ન્હોતો તેથી કોરટે તે દાવો કાહાડી નાંખવો ના જોઇએ, કારણ કે પ્રતીવાદીને ખર્ચ મળવાથી તેને સંપુર્ણ રીતે બદલો મળે છે. આવા કામમાં દાવા અરજી ફાઇલ ઉપરથી દુર કરાવવાનો અથવા તે સુધારાવવાને અરજ કરવાનો પ્રતીવાદીનો ઇલાજ છે. અને જો તે સુધારવામાં આવેલુ ના હોય તો તે ઇષ્ટમીત્રનુ નામ ફક્ત વધારાનુ છે, એમ ગણવાનુ છે અને તે દાવો ચલાવવો જોઇએ (ટકીજાન વી. ઓબેદુલ્લા (૧૮૯૪) ૨૧ ક. ૮૬૬) એક શખસ સગીર છે. એમ કહેવામાં આવેલુ હતુ તેની તરફથી તેના ઇષ્ટ મીત્રે દાવો કરેલો હતો. વાદીએ એક હુકમનામુ કરાવ્યું. પ્રતીવાદીએ અપીલ કરી, અને આ અપીલ ઉપરથી તે કહેવામાં આવેલા સગીરે પોતાને અપીલનાં પ્રતીવાદી તરીકે દાખલ થવાનો દાવો રાખ્યો, એવુ કહીને કે તે દાવો દાખલ કર્યા પછી હું પાકી વયની થઇ છું. તોપણ આ અરજીના આધારમાં જે એફીડેવીટ કરેલા હતા તે ઉપરથી એવુ માલુમ પડેલુ છે કે જે વખતે તે દાવા અરજી ફાઇલ કરેલી હતી તે વખતે પણ તે પાકી વયની થએલી હતી, ઠરાવ્યુ છે કે તે દાવો કાહાડી નાંખવો જોઇએ (શીવરાણીપા વી. ભારતસીંગ (૧૮૯૮) ૨૦ અ. ૯૦)

**ખોટુ વર્ણન.**—જ્યારે એક માએ પોતાના સગીર દીકરાની મીલકત બાબત પોતાના નામથી દાવો કરેલો હતો, તેમાં એમ પણ કહેવામાં આવેલુ નથી કે તે વાલી છે અને તે દાવો અસલ કોરટે અપાવેલો હતો, પણ સ્પષ્ટ રીતે તે બાબત મંજુરી આપેલી ન્હોતી માટે અપીલ કોરટ તે ફેંસલો તે દાવો બરોબર કરેલો નથી તે કારણથી ફેરાવી શકતી નથી આવી હરકતનો વીચાર કરેલો છે કે તે કામના ગુણ દોષને કોઇ રીતે હરકત થએલી નથી (ગુણમણી વી. રામકમળ (૧૮૭૨) ૧૭ વી. રી. ૧૪૪) કારણ કે એક વાદી જો સગીર હોય, અને તેને દાવાનું કારણ થએલુ હોય તો તેના ઇષ્ટ મીત્રના અખત્યાર વીશે કાંઇ હરકત અપીલમાં કબુલ કરવામાં આવતી નથી (હરેન્દ્રનારાયણ વી. રૂદ્રપ્રકાશ (૧૮૮૩) લા. રી. ૧૧ ઇં. અ. ૨૬; ૧૦ ક. ૬૨૬) અને જ્યારે અ. એ પોતાની તરફથી અને બ. ના વાલી તરીકે દાવો કરેલો હતો અને તે ભુલથી તે કામના ગુણ દોષને હરકત થએલી ન્હોતી, ત્યારે તે દાવાના રૂપ બાબતની હરકત સ્પેશીયલ અપીલમાં સાંભળવામાં આવેલી નથી (અલીમ વી. ઝાલો (૧૮૮૪) ૧૨ ક. ૪૮; સુરજીકાંત વી. હેમંતકુમારી (૧૮૯૩) ૨૦ ક. ૪૫૮; લા. રી. ૨૦ ઇ. અ. ૨૫)

જો એકાદા સગીર ઉપર દાવો કરવામાં આવેલો હોય તો ફક્ત ખોટું વર્ણન કરવાના કારણથી તે રદ કરવામાં આવતો નથી (જોગીસીંગ વી. કુંજબીહારી (૧૮૮૫) ૧૧ ક. ૫૦૯; પરસાદ વી. સેક્રટરી ઓફ સ્ટેટ (૧૮૮૭) ૧૪ ક. ૧૫૯; સુરેશચંદ્ર વી. જગત (૧૮૮૭) ૧૪ ક. ૨૦૪; ગતેશાયન વી. નરસીમાયર (૧૮૯૦) ૧૩ મ. ૪૮૧; હરીશર્ણુ વી. ભુબનેશ્વરી (૧૮૮૯) ૧૬ ક. ૪૦; લા. રી. ૧૫ ઈં. અ. ૧૯૫; કેદારપ્રસન વી. પ્રતાપચંદ્ર (૧૮૯૩) ૨૧ ક. ૧૧), બીજા કામોમાં જો દાવો સગીર ઉપર બરોબર કરવામાં આવેલો ના હોય તો

સ્પેશીયલ અપીલમાં પણ કોરટોએ ફેંસલા રદ કરેલા છે (બાબાજી વી. મારૂતી (૧૮૭૪) ૧૧ મુ. હા. કો. ૧૮૨), અને ઠરાવેલુ છે કે બીજી હકીકતથી એકાદુ હુકમનામુ કરેલુ હોય તો તે તેને બંધનકારક થતુ નથી (શ્રીનાથોઇ દેબીયા વી. જગદાશરી (૧૮૮૦) ૫ ક. ૪૫૦; તે પ્રમાણે વીશ્નુ વી. રામચંદ્ર (૧૮૮૭) ૧૧ મુ. ૧૩૦ ના ઠરાવમાં ચાલવામાં આવેલુ છે; ઇશરચંદ્ર વી. નોઓકીસ્તો (૧૮૮૦) ૭ ક. લા. રી. ૪૦૭; હાજી હીમત વી. ધી રજીરામ (૧૮૮૮) ૧૨ મુ. ૧૮; ગંગાપ્રસાદ વી. અંબીકા (૧૮૮૭) ૧૪ ક. ૭૫૪), અને ખબર સાથેના ખરીદદારે કબજો આપવાને તેને ફરજ પાડવામાં આવે છે (જંગીલાલ વી. શામલાલ (૧૮૭૩) ૨૦ વી. રી. ૧૨૦) અને આ વીચાર કેટલેક દરજજે પ્રીવીકૌશીલની જ્યુડીશીયલ કમીટીના મેંબરોએ મંજુર રાખેલો છે. તેઉસાહેબોએ ઠરાવેલુ છે કે બાપ ઉપર તેના પોતાના હકથી તથા તેના સગીર દીકરાના વાલી તરીકે કરેલો દાવો તે સગીરનું ઉપર નો દાવો નથી (નારાયણમીત્ર વી. કીશનસુંદ્રી (૧૮૭૩) ૧૧ બં. લા. રી. (પી. સી.) ૧૭૧, ૧૯૧, શેનાથ વી. મનોરામ મંડળ (૧૮૮૨) ૧૧ ક. લા. રી. ૧૫; અને જુઓ ગુરૂઆર્ણ વી. કાળીકીશન (૧૮૮૫) ૧૧ ક. ૪૦૨; ગંગાપ્રસાદ વી. અંબીકા (૧૮૮૭) ૧૪ ક. ૭૫૪), અને એક મીલકતનો વહીવટદાર તે એક બાલક સહ માલેકનો વાલી નથી, માટે એક હુકમનામાથી તે સગીરને બંધનમાં લાવી શકતો નથી, (દુરગાપ્રસાદ વી. કેસો (૧૮૮૧) લા. રી. ૯ ઇ. અ. ૨૭; ૮ ક. ૬૫૬; વળી જુઓ દેબીદત વી. સુબોદ્રા (૧૮૭૭) ૨ ક. ૨૮૩), પણ એક કજીઓ ચાલતાની દરમીયાનમાં એક હિંદુ વિધવાએ એક દત્તક લીધો હતો, પણ તેને તે કામમાં દાખલ કરેલો નહોતો, તેમાં ઠરાવ્યું છે કે તેના ફાયદા સારૂ શુધબુદ્ધીથી તે કામ તેણીએ વ્યાજબી રીતે ચલાવેલુ છે, માટે તે હુકમનામાથી તે બંધાએલો છે (હરીશરણ વી. ભુવનેશ્વરી (૧૮૮૯) ૯ ક. ૪૦; લા. રી. ૧૫ ઇ. અ. ૧૯૫; અને ગર્ભીત રીતે મુકરદમા પુરતો વાલી નીમી શકાય છે, ક્રીસ્ત્ર વી. ગોસ્તા (૧૯૦૭) ૫ ક. લા. જે. ૪૩૪).

ખર્ચ—જ્યારે એક દોસ્તમીત્ર એક બાલક તરફથી કામ કરવાને એક એટરનીને રાખે તો તે એટરની તે બાલક ઉપર ખર્ચ બાબત દાવો કરે તેવા કાંઈ કરાર તે એટરની અને તે બાલકની વચમાં નથી (દેવકાબાઇ વી. જેફરસન (૧૮૮૬) ૧૦ મું. ૨૪૮) જે ખર્ચ જરૂરીના પ્રકારનુ છે તે બાબત તે દોસ્તમીત્ર તે સોલીસીટરને જવાબદાર છે (એનાસન વી. આપાસામી (૧૮૯૪) ૧૭ મ. ૨૧૭; તોપણ જુઓ વેંટકીસન વી. ધનુ (૧૮૮૬) ૭ ક. ૧૪૦).

તે ખર્ચ આપવાને તે દોસ્તમીત્રને હુકમ કરી શકાય છે (દેવકાબાઇ વી. જેફરસન (૧૮૮૪) ૧૦ મુ. ૨૪૮), જો કે હારવામાં આવેલુ હોય તોપણ તેણે શુધબુદ્ધીથી તે કામ કરેલુ છે એવુ જણાતું હોય અને તે બાલકના ફાયદાસારૂ કાંઇ કામ ચલાવેલું હોય તો જો બના શકે તો તે બાલકની મીલકતમાંથી કોરટ ખરચ અપાવે છે (સ્ટેન્સ વી. મેડોકસ. મોસન ૩૧૯; ક્રોસ વી. ક્રોસ (૧૮૪૫) ૮ બીવ. ૪૫૫) પણ બીજી રીતે તે અપાવવામાં આવતુ નથી (ગરીબાલા વી. ચંદ્રકાંત (૧૮૮૫) ૧૧ ક. ૨૧૩; દેવકાબાઇ વી. જેફરસન (૧૮૮૬) ૧૦ મું. ૨૪૮), અને જયારે ખર્ચ બાબત વાલીને જાતે જવાબદાર ઠરાવેલો હોય ત્યારે તે બાબત હુકમનામામાં અથવા હુકમમાં બતાવવી જોઇએ; કારણ કે સાધારણ રીતે તે પ્રતીનીધીની રીતીમાં ફક્ત તે જવાબદાર થાય છે (કોમળચંદ વી. શરબેશરદાસ (૧૮૭૯) ૨૦ વી. રી. ૨૯૮; અમરસીંગ વી. પ્રેમનારણસીંગ (૧૮૯૭) ૨૪ વી. રી. ૨૬૪).

એક પરણેલી સ્ત્રીના નામથી તેણીના ઇષ્ટ મીત્ર એક દાવો શરૂ કરેલો હતો, પણ જ્યારે તે બાબત સામી તકરાર કરવામાં આવી ત્યારે તે પોતાનો અખત્યાર રજુ કરી શકયો નહી; તેમાં ઠરાવ્યુ છે કે તે દાવો કાહાડી નાંખવો જોઇએ, અને ખરચ તે ઇષ્ટમીત્રના સોલીસીટરોએ આપવું જોઇએ (રકજેટ વી. રકજેટ (૧૮૮૧) ૧૫ સી. ડી. ૫૪; જુઓ "કોર્ટ ઓફ વોર્ડ્સ."

**ઇંગ્રેજી રૈયતનું સગીરપણું.**—જો હિંદુસ્થાનના રહેવાશી થએલા ના હોય તો, ૨૧ વર્ષની વય છે (રોહીલખંડ અને કુમાનબેંક વી. રો (૧૮૮૫) ૭ અ. ૪૫૦)

**વાલી નીમેલો હોય તો સગીરપણુ.**—૧૮ વર્ષની ઉમર પહેલાં વાલી નીમેલો હોય તો ૨૧ વર્ષની ઉમર સુધી સગીરપણું ચાલે છે (સને ૧૮૭૫ ના એકટ ૯ ની ક. ૩; સને ૧૮૫૦ ના આક્ટ ૮ ની ક ૫૨ રૂદ્ર વી. ભોળાનાથ (૧૮૮૬) ૧૨ ક. ૬૧૨. વળી જુઓ બીરજમોહનલાલ વી. રૂદ્રપ્રકાશ (૧૮૯૦) ૧૭ ક. ૯૪૪; ગીરીશચંદ્ર વી. અબદુલ સાલમ (૧૮૮૭) ૧૪ ક. ૫૫; રાજકુમાર વી. અલકુઝુદીન (૧૮૮૧) ૮ ક. લા. રી. ૪૧૯; ગોરધનદાસ વી. હરીવલભદાસ (૧૮૯૭) ૨૧ મુ. ૨૮૧; ખવાજીશઅલી વી. સરજુપ્રસાદ (૧૮૮૦) ૩ અ. ૫૯૮; સાધો વી. મુરલીધર (૧૯૦૭) અ. વી. નો. ૨૧૩).

**વશીયતથી નીમેલો વાલી.**—એક વીલથી એક વાલી નીમેલો હોય અને તે વીલનું પ્રોબેટ લીધેલુ હોય તો સને ૧૮૭૫ના એકટ ૯ ની ક. ૩ ની રકમ ૧ ના હેતુ પ્રમાણે તે વાલી ઇનસાફની કોરટે નીમેલો વાલી નથી; માટે સગીર ૧૮ વર્ષનો થાય એટલે તે પાકી વયનો થાય છે (જોગેશચંદ્ર વી. ઉમાતારા (૧૮૭૭) ૨ ક. લા. રી. ૫૭૭)

**સગીરપણાનો પુરાવ.**—જે સગીર કહેવામાં આવેલો હોય તેના સગીરપણાના સવાલ બાબત નીર્ણય કરવામાં તેનો દેખાવ વીચારમાં લેઇ શકાય છે (ખેતરમોહનઘોઝ વી. રામેશ્વર વી. રી. (૧૮૬૪) પા. ૩૦૪ પણ તે ઘણુંજ ઉંચા દરજ્જાનો પુરાવ નથી (કાવીહાલદાર વી. શ્રીરામગોઝ વી. રી. (૧૮૬૪) પા. ૩૬૬) જ્યારે સગીરપણાના સવાલનો મુદ્દો હોય ત્યારે વાલીપણાનુ સર્ટીફીકટ (ગંજરાકુઅર વી. અમરામ પંડે (૧૮૯૬) ૧૮ અ. ૪૭૮) અથવા જન્માક્ષર (શાંતીસચેંદ્ર વી. મોહેંદ્ર (૧૮૯૦) ૧૭ ક. ૮૪૯; પણ જુઓ ગૌનદન વી. ગૌનદન (૧૮૯૪) ૧૭ મ. ૧૩૪) તે કાંઇ સગીરપણાનો પુરાવ નથી.

પ્રતીવાદીએ તકરાર કરેલી કે વાદી સગીર છે તેથી એક વાલી વીના દાવો ચાલી શકતો નથી અને વાદી પોતાની પાકી વય સાબેત કરી શકયો નહી તેથી તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો; ઠરાવ્યું છે કે કોરટે એક ઇષ્ટ મીત્ર નીમવો જોઇતો હતો (મુરલીધર વી. નાથોની માહાતુન (૧૮૭૬) ૨૫ વી. રી. ૧૮૪) એક સબોર્ડીનેટ કોરટે લીધેલા સગીરપણાના પુરાવ ઉપરથી એક ફેંસલો કરેલો હોત તો, તે કાયદા વીરૂધ છે (ગણેશલીકલ વી. કૃષ્ણાબાઇ (૧૮૯૫) ૨૩ મુ. ૬૯૮) એક સગીર મુસલમાનના કાકા પાસે જો કે કાંઇ અખત્યાર નોહોતો, તોપણ તેના વાલી તરીકે તે કાકાએ તે સગીરની કેટલીક મીલકતનુ એક ગીરો કરી આપેલુ હતુ અને પછી તે સગીરના લાભમાં એક પટો કરાવી લીધો હતો. તે સગીરે સાંથ ભરી નહી તેથી સાંથ લેવાને તે ગીરો રાખનારે દાવો કર્યો. ઠરાવ્યુ છે કે તે સગીરે તે ગીરો રાખનાર ઉપર તે ગીરો રદ કરવાને દાવો કરેલો હોત તો, તે ગીરોની જામીની ઉપર ધીરેલા નાણાનો તેણે ફાયદો લીધેલો હોય અથવા તેની મીલકતને ફાયદો થએલો હોય તેટલુ કંપનસેશન આપ્યા વીના તે જીતી શકે નહી તો પણ, તે ગીરો રાખનારનો તે સાંથ લેવાનો હક થતો નથી (નીઝામુદીન વી. આનંદીપ્રસાદ (૧૮૯૬) ૧૮ અ. ૩૭૩)

મુદત.—એક સગીર તરફથી એક ઇષ્ટમીત્રના કરેલા દાવાને લાગુ થાય છે ( ખોદાબક્ષ વી. બદ્રીનારાયણ ( ૧૮૮૧ ) ૭ ક. ૧૩૭; સપુરૂનીશા વી. નુરલહોશન ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૪૧૫; જગજીવન અમીચંદ વી. હશન અબરામ ( ૧૮૮૩ ) ૭ મું. ૧૭૯; અને જુઓ એકનાથ વી. વામન ( ૧૮૮૬ ) ૧૦ મુ. ૨૪૧ ) તેથી તેની અશકતતા દુર થતી નથી ( અનાથરામ વી. કફ્પન ( ૧૮૮૨ ) ૪ મ. ૧૧૫ ) કારણ કે તે તેની જાતીકી છે(રૂદ્રકાંત વી. નોબોકીસોર ( ૧૮૮૨ ) ૧૨ ક. લા. રી. ૨૬૯; ૯ ક. ૭૬૩ ) માટે સગીરપણાની અંદર બજાવણીની બે દરખાસ્તો વચે ગમે તેટલી લાંબી મુદત થએલી હોય તો પણ તેનો વાલી બજાવણીની બે અથવા વધારે દરખાસ્તો કરી શકે છે ( મનમોહનબક્ષી વી. ગંગાસુંદ્રી ( ૧૮૮૨ ) ૧૧ ક. લા. રી. ૩૪; ૯ ક. ૧૮૧; લલીત મોહન મીશર વી. જાનકીનાથરોય ( ૧૮૯૩ ) ૨૦ ક. ૭૧૪. વળી જુઓ નોરેંદ્રનાથ વી. ભુપેંદ્રનારાયણ ( ૧૮૯૬ ) ૨૩ ક. ૩૭૪; ઝમીર વી. સુદ્ર ( ૧૯૦૦ ) ૨૨ અલ્હા. ૧૫૫) પણ સને ૧૮૬૪ ના મદ્રાસના એકટ પ્રમાણે એક વેચાણ રદ કરવાને જે વાદીયોએ દાવો કરેલો હતો, તેમાંનો એક વાદી સગીર હતો. તેમાં ઠરાવ્યુ છે કે બીજા વાદીયો પાકી વયના છે અને જે કપટ કહેવામાં આવેલુ છે તે તેમના જાણવામાં આવેલુ હતુ અને તે સગીર સાથે તેઓનુ મજીયારૂ હીત છે માટે દાવો કરતા પહેલાં ૭ માસ કરતાં વધારે મુદત ઉપર તે કપટ તેઓના જાણવામા આવેલુ છે તેથી તે એકટની ક. ૫૯ પ્રમાણે કાંઇ મુદતનો બચાવ થતો નથી (નારાયણ વી. દામોદરન (૧૮૮૪) ૧૧ મ. ૧૮૯. જયારે હુકમનામાના લેણદારોમાંનો એક લેણદાર જ્યારે સગીર હોય ત્યારે તે બાબત કાયદા વીશે જુઓ (સુર્યકુમાર વી. અરૂણચંદ્ર ( ૧૯૦૧ ) ૨૮ ક. ૪૬૫) સને ૧૮૭૭ નો રજીસ્ટર એકટ તે ખાસ કાયદો છે અને તે સંપુર્ણ છે માટે ક. ૭૭ પ્રમાણે એક દસ્તાવેજ નોંધાવવાનો ઠરાવ કરવાના હુકમનામા બાબત કરેલા દાવાને મુદતના એકટની ક. ૭(સને ૧૯૦૮ ના એકટ ૯ ની ક. ૬ ) લાગુ થતી નથી. ઠરાવ્યુ છે કે રજીસ્ટારે એકાદો વેચાણનો દસ્તાવેજ રજીસ્ટર કરવાને ના કહેલી હોય ત્યારથી ત્રીસ દીવસ કરતાં વધારે મુદતે એક દાવો તે બાબત કરેલો હોય તો તેને મુદતની હરકત છે ( વીરામા વી. અબીયા ( ૧૮૯૫ ) ૧૮ મ. ૯૯ ) સગીરપણામાં ચડેલી સાંથ લહેણી થએલી હતી તો વાદીનો નવી મુદત મળવાનો હક થતો નથી ( ગીરજાનાથ વી. પટનીબીબી ( ૧૮૯૦ ) ૧૭ ક. ૨૬૩ ) એકાદા સગીર વીરૂધ મુદત શરૂ થતી નથી, અને તે સગીર તરફથી એક વાલી હોય, તેથી તે સવાલને હરકત થતી નથી ( મોરોસદાશીવ વી. વીશાજી ( ૧૮૯૨ ) ૧૬ મું. ૫૩૬) એકાદો સગીર પાકી વયનો થાય ત્યાર પછી પણ અરજી કરેતો સને ૧૮૭૭ ના મુદતના એકટની ક. ૭ (સને ૧૯૦૮ ના એકટ ૯ ની ક. ૬ ) લાગુ થાય છે એટલુજ નહી પણ તેના સગીરપણામાં તેની તરફથી તે કરવામાં આવે તેને પણ લાગુ થાય છે ( ગુણેશ્વરસીંગ વી. જગદાધાત્રીપ્રસાદ ( ૧૮૯૮ ) ૩ ક. વી. નો. ૨૪) એકાદા શખસની જમીન તેની નાહાની વયમાં તેના વાલીએ કાયદેસર જરૂર વીના વેચેલી હતી તેથી તે જમીનનો કબજો લેવાને દાવો કરેલો હતો તેને સને ૧૯૦૮ ના મુદતના એકટના પરીશીષ્ટ ૨ની આરટીકલ ૪૪ લાગુ થાય છે, માટે તેની પાકી વય થાય ત્યારથી ત્રણ વર્ષની અંદર તે દાવો કરવો જોઇએ ( સાતીશચંદ્રગુહા વી. ચંદ્રકાંતપેન (૧૮૯૮) ૩ ક. વી. નો. ૨૭૮ ) જયારે કપટ કહેવામાં આવેલુ હોય ત્યારે મુદતના એકટ

ની ક. ૬ પ્રમાણે તે સગીર પાકી વયનો થાય ત્યારથી ત્રણ વરસની અંદર દાવો કરવો જોઇએ ( ચનવીરાપા વી. દાનાવા ( ૧૮૯૫ ) ૧૯ મુ. ૫૯૩ ).

કોરટ ઓફ વોર્ડસ.—જુઓ સને ૧૮૯૦ના એકટ ૮ કોરટની મંજુરી વીના એક સ્ત્રી વાલીપણા નીચે હોય તો તે પોતાની પછી જે વારસ થતો હોય તેના લાભમાં પોતાના હક આપી દેઇ શકતી નથી ( સરકાર વી. મનોહરદેવ ( ૧૮૬૪ ) વી. રી. સુપ. વા.૩૯) તેમને સ્ત્રી કરજ અથવા ગીરોથી પોતાની મીલકતને બંધન કરી શકતી નથી ( બાળકીશ્ન વી. માસુમા ( ૧૮૮૩ ) ૫ અ. ૧૪૨; લા. રી. ૯ ઇ. અ. ૧૮૨ )

એક સગીર રામચંદ્ર દેવ દુલભદેવની તરફથી કોટ ઓફ વોર્ડશ દાવો કરેલો હતો અને જે અમલદારે તે દાવો કરાવેલો હતો તે દેશ છોડીને ગએલા હતા, ઠરાવ્યુ છે કે તે દાવો ખોટી રીતે કરેલો છે અને કોરટ ઓફ વોર્ડસ અથવા સગીરની જાતથી ખર્ચ અપાવી શકાતુ નથી કારણુ કે ગેરશીરસ્તે તે ચલાવવા બાબત તેઓ પોતેજ ઠબકાને પાત્ર છે ( બીક્રમાજીત સુલો વી. કોરટ ઓફ વોર્ડસ ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૩૧૨. જુઓ ક્રીશ્ન વી. ગોસ્તા ( ૧૯૦૭ ) ૫ ક. લા. જે. ૪૩૪ ) ( સને ૧૮૯૦ ના ૮ ) વાલી અને પાલકનો છે તે શીવાય સામાન્ય હકુમત પ્રમાણે એક મજીયારા હિંદુ કૂટંબના એક અંગભુત સગીર હોય તેની મીલકત અવિભકત મીલકતના એક હીસ્સાની હોય તેનો વાલી નીમવાનો હાય કોરટનો અખત્યાર છે (મણીલાલ હરગોવંનના કામમાં ( ૧૯૦૧ ) ૨૫ મુ. ૩૫૩ ).

રીવાજ ખોટુ રૂપ—જ્યારે આ રૂલનો ભંગ કરીને એક દાવો કરેલો હોય તો તે દાવા અરજી પાછી આપવી જોઇએ ( રસીકદાસ વી. પ્રીયનાથ ( ૧૮૮૪ ) ૧૦ ક. ૧૦૨ ) જ્યારે કહેલા સગીરે પોતાના ઇષ્ટમીત્રની મારફતે દાવો કરેલો હોય અને તે સગીર નથી એવુ માલુમ પડે તો પ્રતીવાદીએ તે દાવા અરજી ફાઇલ ઉપરથી દુરસ્ત કરવાને અથવા તે સુધારવાને અરજ કરવી જોઇએ, અને જો આ પ્રમાણે કરેલુ ના હોય તો, તે ઇષ્ટમીત્રનુ નામ વધારાનુ છે એમ ગણવુ જોઇએ અને તે દાવો ચલાવવાની પરવાનગી આપવી જોઇએ ( ટકીજાન વી. ઓબેદુલ્લા ( ૧૮૯૪ ) ૨૧ ક. ૮૬૬ ) દાવો કરયાની તારીખે પ્રતીવાદી પાકી વયનો હતો એવું કબુલ થએલુ હોય અને તે હાજર થએલો ના હોય તો પાછળથી સને ૧૮૫૮ ના એકટ ૪૦ પ્રમાણે તેની મીલકત જે વાલી નીમવામાં આવેલો હોય તેને તે શખસ તરફથી તે દાવાનો બચાવ કરવાને એક પ્રતીવાદી કરવો નજોઇએ (ક્રીશ્નમંગળ વી. અકબર જુમા (૧૮૮૧) ૯ ક. લા. રી. ૨૧૩ ) એક સગીર હુકમનામાના દેણુદારનો એક વાલી ગેરહાજર હોય તેમ એક પાકી વયના હુકમનામાના દેણુદારનુ સગીર તરીકે ખોટુ વર્ણન કરેલુ હોય તેથી એકાદા વેચાણના બળવાનપણાને હરકત થતી નથી ( નેતલાલશાહુ વી. કરીમબક્ષ ( ૧૮૯૬ ) ૨૩ ક. ૬૮૬ ) જ્યારે એક સગીરે ઇષ્ટમીત્ર શીવાય દાવો કરેલો હતો, પણ પહેલી અપીલીની કોરટમાં તે કામ આવ્યું તે વખતે તે પાકી વયનો થએલો હતો અને ત્યાં સુધી પ્રતીવાદીએ કાંઇ હરકત લીધેલી ન્હોતી. ઠરાવ્યું છે કે ગેરશીરસ્તે થએલી હકીકત છોડી દેવામાં આવી છે ( કમાલબક્ષી વી. રામસામી ચેતી ( ૧૮૯૬ ) ૧૯ મ. ૧૨૭ ). એકાદા બાળકના ઇષ્ટમીત્રનો જેમ બીજા કોઇ કજીયાના પક્ષકારનો જે શરતોથી એટરની બદલવાનો હક થાય છે તેમ એટરની બદલવાનો તેની તેજ સરતોથી હક થાય છે ( દીનેનદ્રનાથદત્ત વી. વીલસન અને કંપની (૧૯૦૧) ૫ ક. વી. નો. ૪૩૪; ૨૮ ક. ૨૬૪ ).

૨. (૧) ઇષ્ટમિત્ર વગર સગીરે અથવા તેની વતી કોઇએ ફરિયાદ અરજી દાખલ કરી હોય ત્યારે, જે પ્લીડરે અથવા બીજા શખસે ફરિયાદઅરજી આપી હોય તેની પાસેથી ખરચ અપાવીને ફરિયાદ અરજી ફાઈલમાંથી કાઢી નાંખો એવી અરજ પ્રતિવાદી કરવાને મુખત્યાર છે. કલમ ૪૪૨.

ઇષ્ટમિત્ર શિવાય ફરિયાદઅરજી દાખલ કરી હોય તો તે ફાઇલ માંથી દૂર કરવી.

(૨) તે અરજની નોટીસ તે શખસને આપવી, અને તેની કંઈ હરકત હોય તો તે સાંભળ્યા પછી, તે કામમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૪૨.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**ફાઇલ ઉપરથી કાહાડી નાંખેવી**—જુઓ ચીનીયા વી. બોમન સાહેબ (૧૮૬૫) ૫ મ. હા. કો. ૪૩૫; શેલો વી. સ્મીથ (૧૮૬૮) ૧ બં. લા. રી. ઓ. જે. ૧૦; રાધા કીસ્નો વી. રામચંદ્ર (૧૮૬૯) ૧૧ વી. રી. ૩૦૭, એનીરામ વી. રામલાલ (૧૮૮૬) ૧૩ ક. ૧૮૯; રતનબાઇ વી. છબીલદાસ (૧૮૮૯) ૧૩ મું. ૭),

**ખર્ચ**—એક સગીરે એક ઇષ્ટમીત્ર વીના દાવા અરજી ફાઇલ કરેલી હોય તો જે શખસોને અરજી આપેલી હોય તે શખસ ખરચ બાબત જવાબદાર થાય છે (શેનાઇ વી. મનોરામ (૧૮૮૨) ૧૧ ક. લા. રી. ૧૫).

આ રૂલથી તેમ રૂ. ૫ થી ખર્ચ બાબત સગીરની મીલકત જવાબદાર ઠરાવવાનો કોરટને આપેલો નથી (અમીચંદ વી. શેલાપુરના કલેકટર (૧૮૮૯) ૧૩ મુ. ૨૩૪).

**તે રૂલનો હેતુ.**—જ્યારે દાવાઅરજી જોતાંજ એવુ માલુમ પડે તે અરજી એક સગીર શખસે ફાઇલ કરેલી છે ત્યારે તે બાબત સબંધી આ રૂલ છે. સગીરપણાના સવાલ વીશે કાંઇ તજવીજ કરવાનો આ રૂલનો હેતૂ નથી. (એનીરામ વી. રામલાલ (૧૮૬૬) ૧૩ ક. ૧૮૫)

**પાછું મોકલવામાં આવે તે.**—જો સગીરપણા વીશે અપીલ કોરટમાં હરકત લેવામાં આવેલી ના હોય તો, હાયકોરટ કામ પાછું મોકલે તે પછી વાદીના સગીરપણા વીશેની કાંઇ હરકત લેઇ શકાતી નથી (એનીરામ વી. રામલાલ (૧૮૮૬) ૧૩ ક. ૧૮૯)

**અપીલ.**—જુઓ એનીરામ વી. રામલાલ (૧૮૮૬) ૧૩ ક. ૧૮૯) ના કામનો ઠરાવ.—

૩. (૧) ફરિયાદનો પ્રતિવાદી સગીર હોય ત્યારે, તેના સગીરપણાનો ખાત્રી થયા પછી, તે સગીરને વાસ્તે જવાબ દાખલ કરવાને અને મુકદ્દમો ચલાવવામાં તેની વતી સામાન્ય રીતે કામ કરવાને કોરટે કોઇ લાયક શખસને તે સગીરનો તે ફરિયાદ પુરતો વાલી નીમવો. કલમ ૪૪૩, ૪૫૬.

સગીર પ્રતિવાદી માટે ફરિયાદ પૂરતો વાલી કોરટે નીમવો.

(૨) સગીરને નામે અને સગીરની વતી, અથવા વાદીએ, અરજ કરવાથી ફરિયાદ પુરતો તેનો વાલી નીમવાનો હુકમ મળી શકે.

(૩) ફરિયાદમાંની તકરારી બાબતોમાં સગીરથી ઉલટો લાભ સુચવેલા વાલીને નથી, તથા તે વાલી તરીકે નીમવાને લાયક છે એ વાત ખરી કરી બતાવનારા સોગનનામાથી તે અરજને પુષ્ટી આપવી.

(૪) આ કાનુન મુજબની અરજી ઉપરથી હુકમ કરવાનો હોય તે, સગીરને અથવા એવા સગીરનો વાલી નીમવાનો અથવા ઠરાવવાનો જેને અધિકાર હોય તે અધિકારીએ નીમેલા અથવા ઠરાવેલા વાલીને, અથવા એવો વાલી ન હોય તે પ્રસંગે, એવા સગીરના બાપને અથવા બીજા કુદરતી વાલીને અથવા જ્યારે બાપ અથવા બીજો વાલી ન હોય ત્યારે, એવો સગીર જેની સંભાળમાં હોય તેને, નોટીસ આપ્યા વગર તથા આ પેટા કાનુન મુજબ જેના ઉપર નોટીસ બજાવી હોય તેની વતી જે હરકત લેવામાં આવે તે સાંભળ્યા વગર કરવો નહીં.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૪૩ ૪૫૬

**ટીકા**--આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

વિશ્નુ ભીખાજીની મીલકત ઉપરનુ હુકમનામુ બજાવવામાં તેની મીલકત વેચવામાં આવી હતી અને છેવટે ખરીદદાર તરીકે વાદીના કબજામાં આવી હતી તેથી તેણે વહેંચણ બાબત દાવો કર્યો તેમાં છેવટે એવુ નક્કી થએલુ હતુ કે જે દાવામાં તે હુકમનામુ કરેલુ હતુ તે દાવાના પક્ષકારો, પ્રતીવાદીયોમાંના બે પ્રતીવાદીયો તે સગીર હતા તેમની તરફથી તેમની મા ગંગાબાઈ હાજર યોગ્ય રીતે થએલી નથી, વળી તે દાવામાં પક્ષકાર તરીકે એક પ્રતીવાદી હતી, કારણ કે તેણીએ સને ૧૮૬૪ ના એકટ ૨૦ પ્રમાણે વહીવટપત્ર લીધુ ન્હોતુ તેથી તે હુકમનામું તેને બંધનકારક નથી. ઠરાવ્યુ છે કે સને ૧૮૬૪ ના એકટ ૨૦ ની ક. ૨ લાગુ નથી તેથી તે મીલકત હવાલે રાખવાનો તે દાવો તેણીએ કરેલો નથી અને જે દાવામાં તે હુકમનામુ કરેલુ છે તે દાવામાં એક મુદ્દો કાહાડીને નિર્ણય કરેલો છે કે તે દાવાને માટે ગંગાબાઇ તે સગીરો તરફથી હાજર હતી અને તે હુકમનામામાં ગંગાબાઇ ઉપર તેઓના વાલી તરીકે દાવો કરેલો છે એવુ બતાવેલુ છે, માટે તે સગીરોને ખુલી રીતે પક્ષકારો કરેલા છે અને તેમની તરફથી યોગ્ય રીતે હાજર થએલી છે (વાસુદેવ વી. કીસ્નાજી (૧૮૯૬) ૨૦ મું. ૫૩૪) કુટુંબના એક સગીર અંગભુતને માટે કાંઇ હિસ્સો અલદાહ રાખ્યા વિના અને તેની તરફથી કામ કરવાને અખત્યાર વાળા કોઇ એક સખસની કબુલત વિના એકાદી વહેંચણ કરેલી હોય તો તે સગીર વીરૂધ નાબુદ છે (કીષ્ણભાઇ વી. ખાનગાવડા (૧૮૯૪) ૧૮ મું. ૧૯૭) તેણે પોતાના સગીરપણામાં એક ખત લખી આપેલું પણ પાકી વયનો થયા પછી તે તેણે મંજુર રાખેલું નહિ તે ખતની રૂહએ તે સગીર ઉપર દાવો ચાલી શકતો નથી. એકાદો જે કજીયો જરૂરનો હતો એમ માલુમ નહિ પડેલું તેમ છતાં તે કજીયાના કારણસર ઉછીના લીધેલા નાણાં બાબત એક સગીરે લખી આપેલા ખતનો જામીન તેની રૂહએ દાવો તેતાના ઉપર કરાવાને પાત્ર થાય છે પછી તે કરાર સગીરે કરેલો તે નીરર્થક અથવા ના-

રથૅક થવા લાયક ગણવામાં આવે તેની હરકત નથી ( કાશીબા વી. શ્રીપત નરશીવ ( ૧૮૯૫ ) ૧૯ મું. ૬૯૭) એક સ્થાવર મીલકતમાં અવિભક્ત હિસ્સો એક સગીરનો હતો તે જરૂરી વિના અથવા કાંઇ બતાવેલા કારણ વિના એક વહિવટદાર આપી દઇ શકતો નથી ( કાલુ વી. બારસુ ( ૧૮૯૫ ) ૧૯ મું. ૮૦૩ )

**કોર્ટથી કરેલી નીમણુક.**—કોરટે હમેશાં મુકરદમા પુરતો એક વાલી નીમવો જોઇએ ( ૧૮૬૯ ) ૫ મ. હા. કો. એમ. ૮ ); પણ કોરટની ખાત્રી લાયક એવુ સાબીત થાય કે જો એકાદો પ્રતીવાદી હોય તો તેના ઉપર સમન્સ બજેલો હોય અને તે સગીર છે અને તે નીમવાની અરજીની ખબર તેને મળેલી છે ત્યાં સુધી કોરટે તે કરવાનું નથી ( સુરેશચંદ્ર વી. જગત ( ૧૮૮૭ ) ૧૪ ક. ૨૦૪; પણ જો તેમ ના હોય તો તે સગીરનું નામ કામમાંથી દુર કરવું જોઇએ ( રાધાક્રીસ્ટો વી. રામચંદ્ર ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૩૦૦; પણ જુઓ બ્રોકલ-બેંકના કામમાં ૬ સી. ડી. ૩૫૮ ) સ્વભાવીક વાલીના કરતાં તે વાલી જુદો હોઇ શકે છે ( એટવારી વી. રામનારાયણ ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૨૩૧ ) આ રૂલમાં જે નીયમો છે તે પ્રમાણે ચાલવામાં એકાદી ખામી પડવાથી ચાલેલા કામને અવશ્યે કરીને નાશકારક થતું નથી અને જ્યારે એવું બતાવામાં આવેલું હોય કે સગીર પ્રતીવાદીયો તરફથી અસરકારક રીતે તેઓની મા હાજર હતી અને તે કોરટની કબુલતથી હાજર હતી તો જો તે સગીરોને હરકત ન થયેલી હોય તો તેણીને મુકરદમા પુરતી વાલી નીમવા રીતીસર હુકમ કરેલો ના હોય તો તેથી ઘણામાં ઘણું ગેરશીરસ્તે થાય છે ( વાલ્કીયન વી. બેંકબીહારી ( ૧૯૦૩ ) ૭ ક. વી. નો. ૭૭૪; ૩૦ ક. ૧૦૨૧; લા. રી. ૩૦ ઇં. અ. ૧૮૨; પણ જુઓ હનુમાનપ્રસાદ વી. મહમદ ઇસાક ( ૧૯૦૬ ) ૨૮ અ. ૧૩૭ અને બીરજમલ વી. દારીન ( ૧૯૦૪ ) ૩૨ ઇં. અ. ૨૩ )

જયારે એકાદી નજરચુકથી કોઇ બીજા શખસને નીમવામાં આવેલો હોય તો તે ફક્ત ગેરશીરસ્તે છે અને તેથી તે હુકમનામું રદ થતું નથી ( ડમાર વી. પરભુ ( ૧૯૦૭ ) અ. વી. નો. ૭૦; ૨૯ અ. ૨૯૦ ) એકાદો વાલી નીમતાં પહેલાં એક દાવો કરી શકાય છે અને મુદત તે દાવાઅરજીની તારીખથી ગણવામાં આવે છે. અને વાલી નીમ્યાની તારીખથી ગણવામાં આવતી નથી ( ખેમકરણ વી. હરદયાળ ( ૧૮૮૨ ) ૪ અ. ૩૭ ); પણ એક વાલી નીમવાને વાદીયે જલદીથી અરજી કરવી જોઇએ અને જડજે એક વાલી નીમવો જોઇએ ( મોતીરામ રૂપચંદના કામમાં ( ૧૮૭૪ ) ૧૧ મું. હા. કો. ૨૧; વળી જુઓ ચેનવીરપા વી. દાનાવા ( ૧૮૯૫ ) ૧૯ મું. ૫૯૩; પણ નીમેલા પક્ષકારની કબુલત વિના નીમવાનો હુકમ કરવો ના જોઇએ અને સગીરના એકટ પ્રમાણે તે સગીરનો કોઇ સગો અથવા મીત્ર સરટીફીકેટ લેવાને તથા વાદી તરીકે હાજર થવાને ખુશી છે એવું માલુમ પડી શકતું ના હોય તો જડજે કોર્ટના એક અમલદારને અથવા તે સગીર કોઇ આબરૂદાર શખસનું નામ આપે તેને નીમવો જોઇએ ( બાબાજી વી. મારૂતી ( ૧૮૮૭ ) ૧૧ મું. ૧૮૨; ધૌલીબા વી. કુસા ( ૧૮૬૯ ) ૬ મું. હા. કો. ૨૧૯; ઇશરચંદ્ર વી. નોબોક્રીસ્ટો ( ૧૮૮૦ ) ૭ ક. લા. રી. ૪૦૭; જાદવ મુળજી વી. છગન ( ૧૮૮૧ ) ૫ મું. ૩૦૬ અને કોરટનો એકાદો અમલદાર જો નીમવામાં આવે તો તેની મેહનત બદલ તેને કાંઇ આપવું ના જોઇએ ( કેરાકોસ વી. સરલ ( ૧૮૪૧ ) ૩ મુર ઈં. અ. ૩૨૯ એક મુકદમો પુરતા વાલી તરીકે એક નાઝરને નીમવા વીશે જુઓ મોહન ઇશ્વર

વી. હકુ રૂપા ( ૧૮૮૦ ) ૪ મું. ૬૩૮ અને જુઓ નારાયણદાસ વી. સાહેબહુસેન ( ૧૮૮૮ ) ૧૨ મું. ૫૫૩ ) સગીર તરફથી જોઇતી રીતે બચાવનું કામ ચલાવા સારૂ નાઝર પાસે કાંઇ ફંડ ના હોય ત્યારે વાલી તરીકેની તેની સ્થીતીમાંથી તે નાઝરને છુટો કરવાનો કોરટને અખત્યાર છે ( ગોપીલાલ વી. અગરસીંગજી ( ૧૯૦૪ ) ૨૮ મું. ૬૨૬ સને ૧૮૯૦ ના એક્ટ ૧૩ થી દીવાની કામ ચલાવાની રીતીનો કાયદો સુધારવામાં આવેલો છે તે પ્રમાણે સને ૧૮૯૦ ના એકટ ૮ મુજબ એકાદો વાલી નીમેલો હોય કીંવા નહિ પણ મુકરદમા પુરતો એક વાલી નીમવાની ખુલ્લી રીતે જરૂર છે. એક સગીર ઉપરના દાવામાં સને ૧૮૯૦ ના એકટ ૮ પ્રમાણે તે સગીરના નીમેલા વાલી ઉપર સમન્સ બજાવાને યત્ન કરવામાં આવેલો હતો પણ મુકરદમા પુરતો વાલી તે દાવામાં નીમેલો નહોતો. તે દાવામાં એક તરફી હુકમનામું કરવામાં આવ્યું પણ તેમાં સગીર તરફથી કોઇ હાજર થયેલું નહોતું. ઠરાવ્યું છે કે તે હુકમનામું રદ્દ કરવું જોઇએ અને તે સગીર હાજર થઇ શકે અને તે કામની ફરી તપાસ થઇ શકે તે સારૂ તે કામ પાછું મોકલવામાં આવેલું હતું ( દકેશરપ્રસાદ વી. રેવામાહતન ( ૧૮૯૭ ) ૨૪; ૨૫; ભુરામલ વી. હરકીશનદાસ ( ૧૯૦૨ ) ૨૪ અ ૩૮૩ ) સને ૧૮૯૦ ના એકટ ૮ પ્રમાણે એકાદી વિધવાને પોતાના ધણીના સગીર દત્તકના વાલી તરીકે નીમેલી તોપણ તે પોતાના ધણીનો સગીર દત્તક નથી એવું ઠરાવાને એકાદો દાવો ચલાવી શકે છે ( રખલમની વી. અદયાત પ્રસાદ ( ૧૯૦૩ ) ૩૦ ક. ૬૧૩; ૭ ક. વી. નો. ૪૧૯ )

**વિશેશ રીતે અમલ કરવો**—એકાદા હિંદુ સગીરની મા અને વાલીએ તેની જમીન વેચવાને કરાર કરેલો તેથી તે હિંદુ સગીર ઉપર તે કરારનો વિશેષ રીતે અમલ કરવાને અને કબજો લેવાને દાવો ચાલી શકે છે ( ક્રીશ્નસામી વી. સુંદરાપાયર ( ૧૮૯૫ ) ૧૮ મ. ૪૧૫; ખેરૂન્નીસા બીબી વી. લોકનાથ ( ૧૯૦૦ ) ૨૭ ક. ૨૭૬ ). પણ તે કરાર તે સગીરના ફાયદા સારૂ કરેલો છે એવું બતાવવામાં આવે નહિ તો કાંઇ હુકમનામું થઇ શકતું નથી ( જુગલકીશોરી વી. આનંદલાલ ( ૧૮૯૪ ) ૨૨ ક. ૫૪૫ ); પણ આ દેશમાં એક સગીરની તરફથી તેના વાલીયે કરાર કરેલા હોય તેનો વિશેશ રીતે અમલ કરવાને એકાદો સગીર દાવો ચલાવી શકતો નથી ( ફાતમા બીબી વી. દેબનાથ ( ૧૮૯૩ ) ૨૦ ક. ૫૦૮; તેથી ૧૮ મ. ૪૧૫ અને ૨૭ ક. ૨૭૬ ના ઠરાવોથી જુદું ઠરાવામાં આવેલું છે ) પ્રતીવાદી જે વખતે ૧૯ વરસની વયનો હતો તે વખતે તેણે એક પ્રોમીસરી નોટ લખી આપેલી તેની રૂઇએ તે પ્રતીવાદી ઉપર દાવો કરવામાં આવેલો હતો તે પહેલાં ૮ વરસ ઉપર હાઇકોરટના હુકમથી તેવી જાતનો એક વાલી નીમવામાં આવ્યો હતો પણ તે પ્રોમીસરી નોટ લખી આપતાં પહેલો તે વાલી છુટો કરેલો હતો અને તે લખી આપતા વખત તેની જાત અથવા તેની મીલકતનો કોઇ વાલી નહોતો; ઠરાવ્યું છે કે હિંદુસ્તાનના પાકી વયના એકટ ( સને ૧૮૭૫ ના ૯ ) ની ક. ૩ પ્રમાણે તે નોટના તારીખે તે પ્રતીવાદી સગીર હતો ( ગોવરધનદાસ વી. હરીવલ્લભદાસ ( ૧૮૯૭ ) ૨૧ મું. ૨૮૧ ) એક વાલીએ વાદીની એક વકીલની મહેનત બદલ નાણા આપવાને તેના લાભમાં એક પ્રોમીસરી નોટ લખી આપેલી હતી અને તે તેની સાથે મુખજુબાનીથી થયેલા કરાર પ્રમાણે જે કામ કરેલું તે બાબત લખી આપેલી હતી. ઠરાવ્યુ છે કે લીગલ પ્રેકટીશનરના એકટ ( સને ૧૮૭૯ ના ૧૮ ) ની ક. ૨૮ અને ૨૯ પ્રમાણે તે દાવો ચાલવાને હરકત છે અને તે તકરારી કામને સારૂ તે કરાર સગીરોને બંધનકારક કરવાને કાંઇ જરૂર નહોતી માટે તેમના ઉપર કાંઇ દાવો ચાલતો નથી સુંદર રાજા વી. પટનાયુસામી

(૧૮૯૪) ૧૭ મ. ૩૦૬) જ્યારે કોરટની નજરમાં એવું આવે કે તે કરારનો અમલ કરવો જોઇએ કારણ કે તે સગીરના ફાયદા સારૂં છે ત્યારે વિશેશ રીતે અમલ કરવાનું હુકમનામું કરી શકાય છે (અંરૂન્નીસા વી. લોકનાથપાળ (૧૯૦૦) ૨૭ ક. ૨૭૬).

આ રૂલ પ્રમાણે સગીર તરફથી કરેલી અરજી ઉપર કેવી રીતનો હુકમ કરવો તે બતાવવામાં આવેલું છે (પેમબરટન ૧૧૨).

સગીર પ્રતીવાદીઓના ઉપર સમન્સની બજાવણી પ્રથમ મુકરદમો પુરતા તેમના વાલી ઉપર રૂ. ૩ પ્રમાણે કરવી જોઇએ (જ્યોતીદ્રમોહન વી. શ્રીનાથરાય (૧૮૮૮) ૨૬ ક. ૨૬૭, ૩ ક. વી. નો. ૨૬૧)

**હુકમનામાનો અસર**—એક બાળક તરફથી યોગ્ય રીતે હાજર થવામાં આવેલું હોય અને તેના ઉપર એક હુકનામુ કરવામાં આવેલું હોય તો જેમ એક નાની વયના શખસ ઉપર થયેલા હુકમનામાથી તે તેને બંધનકારક થાય છે તેમ તે બાળકને બંધનકારક છે પણ જે કામોમાં તેના વાલીએ તેના ઉપર હુકમનામું થવા દેવામાં કપટ અથવા કસુર કરેલી હોય તે કામોમાં તેવા હુકમનામા વીશે તે બાળક વાંધો લઇ શકે છે (કરશનદાસ વી. લાડકાવહુ (૧૮૯૫) ૧૯ મું ૫૭૧).

તેના સગીરપણા વીશે ખાત્રી થયેલી હોય (જુઓ ગણેશ વી. જગત (૧૮૮૭) ૧૪ ક. ૨૦૪) જ્યારે એકાદા દાવામાં બચાવ તરીકે સગીરપણાની તકરાર કરવામાં આવેલી હોય ત્યારે તે પ્રતીવાદી તરફથી એક વાલી નીમવો જોઇએ અને તે પ્રતીવાદી સગીર છે કીંવા નહિ તે વિશે એક પ્રાથમીક મુદ્દો ઠહાડવો જોઇએ (કાશીદાસ વી. કાસમ. (૧૮૯૩) ૧૬ મ. ૩૪૪).

**પારસી લગ્નનો એકટ**—સને ૧૮૬૫ ના એકટ ૧૫ (પારસી લગ્ન એકટ) ની ક. ૩૦ પ્રમાણે એક ધણીએ છેડો છુટકો કરવાને દાવો કરેલો હોય તો તેમાં જે પ્રતીવાદી ૨૧ વરસની વયની અંદર હોય પણ ૧૮ વરસ કરતાં વધારે વયની હોય તો તેને સગીર ગણવી જોઇએ અને તે દાવા બાબત તે પ્રતીવાદીનો વાલી નીમવો જોઇએ (સોરાબજી કાવશજી વી. બચુબાઇ (૧૮૯૪) ૧૮ મું. ૬૬૬).

જો કે વાદી તે અરજીની સામે તકરાર કરતો ના હોય તો પણ એફીડેવીટની જરર છે.

જ્યારે સ્વભાવીક વાલી હોય અને તેનું કાંઇ વિરૂદ્ધ હિત ના હોય અને તે જાત વિશે તેના ઉપર કાંઇ આરોપ ના હોય તો તેને મુકી દેવો ન જોઇએ. અમુક એકઝીક્યુટરોએ એક શખસને નીમેલો તેણે બાળક છોકરાના ઇષ્ટમીત્ર તરીકે તેઓના ઉપર એક વહિવટનો દાવો શરૂ કર્યો તે બાળકનો બાપ હુકમનામુ થયું ત્યાં સુધી તે છોકરા વાદીયો હતા એમ જાણતો નહોતો અને પછી તેણે ઇષ્ટમીત્ર તરીકે પોતાનું નામ દાખલ કરવાને અરજ કરી; ઠરાવ્યું છે કે તે સગીર વીરૂદ્ધ તેનુ કાંઇ હિત નથી અને તે બીજી રીતે લાયક છે માટે તેનું નામ દાખલ કરવું જોઇએ (વુલ્ફ વી. ચેમ્બરટન (૧૮૭૦) ૬ સી. ડી. ૧૯).

એકાદા સખસને પોતાની મરજી વીરૂધ મુકર્દમા પુરતો વાલી નીમી શકાતો નથી. (જાદવ વી. છગન (૧૮૮૧) ૫ મું. ૬૦૬; જુઓ રૂ. ૪ આગળ પણ એક વખત નીમવામાં આવેલો હોય તો તેની નીમણુક તમામ કજીયામાં ચાલે છે. અથવા કોર્ટ રદ કરે ત્યાં સુધી ચાલે છે (જવાનો વી. પરભુ (૧૮૯૨) ૧૪ અ. ૩૫; બ્યાંકટ વી. અલકાર (૧૮૯૯) ૨૨ મ. ૧૯૭).

**નોટીસ.**—નોટીસના નમુના વીશે જુઓ એપે. અ. નં. ૧૧

**ફરી તપાસણી.**—સગીરની મીલકત સબંધી એક દાવામાં બચાવ કરવાને એકાદા જે શખસે સરટીફીકેટ મેળવેલું હોય તેને ના કેહવાને દીવાની કોરટને અખત્યાર નથી પણ તેના કર્યાનો હુકમ દેખીતી રીતે ક. ૧૧૫ પ્રમાણે ફરી તપાસણીને પાત્ર નથી (બળદેવ વી. ગોવીંદ (૧૮૮૫) ૭ અ. ૫૧૪. રૂ. ૯ આગળ છે તેનો મુકાબલો કરો.)

**૪. (૧) ઉમરે પોંચેલો અને પાકી સમજનો હોય એવો કોઇ શખસ સગીરના ઇષ્ટમિત્ર અથવા ફરિયાદ પુરતા વાલી તરીકે કામ કરી શકે** કલમ ૪૪૩

ઇષ્ટમિત્ર કોણ થઇ શકે અથવા ફરિયાદ પુરતો વાલી કોણ નીમી શકાય.

**પરંતુ તે સગીરના લાભથી તેનો લાભ ઉલટો ન હોવો જોઇએ, અને તે ઇષ્ટમિત્રની બાબતમાં પ્રતિવાદી, અને ફરિયાદ પુરતા વાલીની બાબતમાં વાદી ન હોવો જોઇએ.**

**(૨) જ્યારે કોઇ યોગ્ય અધિકારીએ સગીરનો વાલી નીમ્યો હોય અથવા ઠરાવ્યો હોય ત્યારે, જો કોરટને કાંઇ પુરતાં કારણસર [આ કારણ તેણે લખી રાખવાં] એમ જણાય કે બીજા કોઈ શખસને એવા સગીરના વાલી તરીકે–પ્રસંગ પ્રમાણે–કામ કરવાની રજા આપવાથી, અથવા નીમવાથી વાદીને લાભ થશે તો તે શિવાયને પ્રસંગે, એવા વાલી શિવાય બીજા કોઈ શખસે સગીરના ઇષ્ટમિત્ર તરીકે કામ કરવું નહીં અથવા તેને ફરિયાદ પુરતો વાલી નીમવો નહીં.**

**(૩) કોઇ પણ શખસને તેની સંમતિ વગર ફરિયાદ પુરતો વાલી નીમવો નહીં.**

(૪) ફરિયાદ પુરતા વાલી તરીકે કામ કરવાને યોગ્ય તથા ખુશી હોય એવો કોઈ શખસ ન હોય તો કોરટને પોતાના કામદારો પૈકી કોઇને એવા વાલી તરીકે નીમવાનો અધિકાર છે; અને તેને એવું ફરમાવવાનો અધિકાર છે કે એવો કામદાર પોતાની ફરજ બજાવતાં જે કાંઇ ખરચ કરે તે ખરચ કાંતો તે ફરિયાદના પક્ષકારોએ અથવા તેમાંના એક અથવા વધારે પક્ષકારોએ આપવો અથવા તે કોરટમાં હોય એવા જે ફંડમાં તે સગીરનો હિતસંબંધ હોય તેમાંથી આપવો, અને તે મુકદમાની હકીકત તથા ન્યાય જોતાં યોગ્ય દેખાય તે પ્રમાણે તે ખરચ અદા કરવા બાબત અથવા આપવા બાબત હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે.

**સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક.** ૪૪૫. ૪૪૦, ૪૪૩ **અને જુઓ** ક. ૪૫૬, **આર. એસ. ઓ. ૧૦ રૂ. ૧૩.**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો, ને લાગુ છે.

મુસલમાની શરેહનો એવો નીયમ છે કે એક સગીરની મીલકતના વાલી તરીકે એક કાકા ને નીમી શકાતો નથી તેથી તેના સગીર ભત્રીજાની તરફથી એક દાવામાં ઇષ્ટ મીત્ર તરીકે હાજર થવાને તેને અટકાવ થતો નથી (અબદુલ વી. રાજબીહારી (૧૮૮૦) ૬ ક. લા. રી. ૪૧૩)

યોગ્ય અધિકારી.– એક હિંદુ બાપના વિલમાં એક વાલી નીમેલો હોય અથવા ઠરાવેલો હોય તે આ શબ્દોમાં આવી જાય છે એવું ઠરવેલું છે (બીન્દ્રલાલ વી. મોરારજી ૧૯૦૬) ૮ મું. લા. રી. ૫૨૨)

જુની કામ ચલાવાની રીતી પ્રમાણે એકાદી સ્ત્રીને નીમી શકાય છે,દનાપાલીન વી. સોબ શવના કામમાં (૧૮૬૨) ૧ મું. હા. કો. ૧૩૪) એકાદી વીધવા હજુ લાયક છે એમ બની શકે છે. એકાદી પરણેલી સ્ત્રી નથી (ગુરૂપ્રસાદ વી. ગોસ્તેંઇ (૧૮૮૦) ૧૧ ક. ૭૩૩ પણ જુઓ અરીરન વી. શરીપ (૧૮૯૦) ૧૭ ક. ૪૮૮; સોરાબજી વી. બચુબાઇ (૧૮૯૪) ૧૮ મુ. ૩૬૬) જ્યારે અમૂક સગીરોની માને તેઓના ઉપર થએલુ હુકમનામુ રદ કરાવાનો તે સગીરોનો એવા કારણથી હક છે કે અમારી મા પરણેલી સ્ત્રી છે માટે યોગ્ય રીતે અમારી તરફથી હાજર થયેલી નથી (શામલાલ વી. કાસીટા (૧૯૦૧) ૨૩ અ. ૪૫૯).

સરટીફીકેટ.––સને ૧૮૫૮ના એકટ ૪૦ ની ક. ૩ પ્રમાણે બંગાળામાં એકાદા સગીરની મીલકત સંબંધીનો દાવો કરવાને અથવા કોઇ દાવાનો બચાવ કરવાને જો કોઇ શખસે તે એકટ પ્રમાણે સરટીફીકેટ લીધેલુ ના હોય અથવા જો કોર્ટમાં દાવો ચાલતો હોય તે કોરટની રજા લીધેલી ના હોય તો તે શખસનો હક થતો નથી પણ એકાદા સરટીફીકેટ વીના એક માને પોતાના સગીર દીકરાની વાલી તરીકે દાવો કરવાની પરવાનગી આપેલી છે (મના વી. લાલજી (૧૮૬૪) ૧ વી. રી. ૧૨૧; જયચંદ વી. ધનમણી (૧૮૬૫) ૩ વી. રી. ૧૮૩; રામધન વી. રામરતન (૧૮૬૮) ૧૦ વી. રી. ૪૨૫. વળી જુઓ ગૌરાકુવરી વી. ગજાધર (૧૮૮૦) ૫ ક. ૨૧૯) સને ૧૮૫૮ ના એકટ ૪૦ ની ક. ૩ પ્રમાણે એકાદા સરટીફીકેટ વીના એકાદા પક્ષકારને દાવો કરવાને કબુલ કરવાની કોરટની મરજી ઉપર છે (આનંદ વી. કમળનારાયણ (૧૮૬૫) ૨ વી. રી. ૨૧૯; લછ્મી વી. ભગવાન (૧૮૬૬) ૬ વી. રી પ્રા. ૧૧૬) શીવઅમૃત વી. લાલજી (૧૮૭૦) ૧૩ વી. રી. ૨૦૨; બનોમાલી વી. હંગશેશર (૧૮૭૨) ૧૬ વી. રી. ૪૯૨; શોભાકુંવરી વી. હરદે (૧૮૭૬) ૨૫ વી. રી. ૮૭; શ્રીમંત વી. સરોદ (૧૮૬૭) ૮ વી. રી. ૧૫૭) અને જ્યારે મીલકત હલકી કીંમતની હોય ત્યારે તે સરટીફીકેટની જરૂર રાખેલી નથી (નબાદ્રાપ વી. કાળીનાથ (૧૮૬૯) ૩ બં. લા. રી. એમ. ૧૩૦; હમેંન્દ્ર વી. રાજેન્દ્ર (૧૮૬૫) ૧ વી. રી. ૨૬૦) પણ જ્યારે મજીભાગ મીતાક્ષરા પ્રમાણે ચાલનારા એક કુટંબનો સગીર એક અંગભુત હોય અને સને ૧૮૫૮ ના એકટ ૪૦ લાગુ પડતો ના હોય ત્યારે તે સગીરના નામથી પરવાનગી વીના વ્હેંચણુ બાબત દાવો કરવાનો ઇષ્ટમીત્રનો હક થાય છે (ગૌરાકુંવરી વી. ગજાધર (૧૮૭૯) ૪ ક. લા. રી. ૩૯૮; ૫ ક. ૨૧૮; તોપણ જુઓ દુર્ગાપ્રસાદ વી. કેશો (૧૮૮૧) લા. રી. ૯. ઇ. અ. ૨૭; ૮ ક. ૬૫૬; અને નરસીંગ વી. વ્યંકાજી (૧૮૮૪) ૮ મું. ૩૯૫ ના કામના ઠરાવમાં તે વીશે બતાવેલા વિચારો બાલાજી વી. શેશગીરી (૧૮૮૨) ૬ મું, ૫૯૫; પદમાકર વી. મહાદેવ (૧૮૮૬) ૧૦ મું. ૨૧) મુંબાઇમાં તેવોજ એકટ સને ૧૮૬૪ નો ૨૦ ચાલુ હતો.

અને એવું ઠરાવેલુ છે કે જ્યારે રૂ. ૨૫૦) ની કીમત કરતાં વધારે રકમની પોતાના સગીર દીકરાઓની મીલકત ટ્રસ્ટમાં હોય તો તે મીલકતનો કબજો લેવાને એક વીધવાએ દાવો કરેલો હોય તો સને ૧૮૬૪ના એકટ ૨૦ ની ક. ૨ પ્રમાણે એક સરટીફીકેટ લીધા વીના ઇષ્ટ મીત્ર તરીકે તે દાવો કરી શકતી નથી ( મોરલીધર વી. સપદ (૧૮૯૯) ૩ મું. ૧૪૯; દાજી વી. ધીરજરામ (૧૮૮૮) ૧૨ મું ૧૮ )

વાલીપણાનું પ્રમાણપત્રનું સરટીફીકેટ બસ નથી. મગન વી. પીડોબા (૧૮૯૦) ૭ મું. હા. કો. એપ. જે. ૭ ) પણ સને ૧૮૫૮ના એકટ ૪૦ પ્રમાણે સરટીફીકેટ ખરી રીતે લીધેલું ના હોય ( સોહાગનંદ વી. મગનીરામ (૧૮૮૬) ૧૨ ક. ૫૪૨; ૧૭ ક. ૩૪૭; લા. રી. ૧૩ ઇ. અ. ૧૮૦; અને જુઓ સુરેન્દ્ર વી. મોરાન (૧૮૮૮) ૧૫ ક. ૪૦ ) પણ યોગ્ય સરટીફીકેટ વીના એકાદા સ્વભાવીક વાલીને પણ સાંભળવાને કોરટ ના કહી શકે છે ( લાલાબુદ્ધમલ વી. લાલાગૌરી (૧૮૯૫) ૪ વી. રી. ૭૧ )

**વારસાનું સરટીફીકેટ.**—વારસાનું એકાદુ સરટીફીકેટ સગીરના ઇષ્ટમીત્રની મારફતે સગીરને આપી શકાય છે ( રામકુંવર વી. સરદારસીંગ (૧૮૯૮) ૨૦ અ. ૩૫૨ )

**દાવો કરવાની પરવાનગી.**—એક સર્ટીફીકેટ વીના એક સગીર તરફથી એકાદો શખસ ઇષ્ટમીત્ર તરીકે દાવો ચલાવતો હોય તે શખસને તે ચલાવવાને સને ૧૮૬૪ ના એકટ ૨૦ પ્રમાણે અટકાવ થતો નથી ( નાગ ઠકર વી. મહનાજી (૧૮૬૪) ૮ મું. ૨૩૦ ) પણ તે એકટ પ્રમાણે વાલી નીમેલો ના હોય ( જાદવ મુળજી વી. છગન (૧૮૮૧) ૫ મુ. ૩૦૬ તે રૂલ પ્રમાણે સને ૧૮૫૮ ના એકટ ૪૦ મુજબ ચાલવામાં આવેલુ છે-લછમીપત વી. અમીર (૧૮૮૩) ૯ ક. ૧૭૬ ) જો તેણે કોરટની પરવાનગી લીધેલી હોય ( રસીકદાસ વી. પ્રીયનાથ (૧૮૮૪) ૧૦ ક. ૧૦૨) પણ તે પરવાનગી લખેલી હોવાની જરૂર નથી ( નેવાજ વી. મસઉદઅલી (૧૮૮૬) ૧૨ ક. ૧૩૧; જોગીસીંગ વી. કુંજબેહારી (૧૮૮૫) ૧૧ ક. ૫૦૯; દુરગા વી. નીલમણી (૧૮૮૪) ૧૦ ક ૬૩૫ ) પણ એક કુલ અખત્યારના કૃત્ય તરીકે યોગ્ય રીતે કહેતાં તે રીતીસર કામમાં લખેલી હોવી જોઇએ કે જેથી તે ઉપર અપીલ ચાલી શકે ( મરીનામોઇ દેબીયા વી. જગદીશરી (૧૮૮૬) ૫ ક. ૪૫૦; વળી જુઓ પીરથીસીંગ વી. લોબહાંનસીગ (૧૮૮૨) ૪ અ. ૧ ) તે ઓરડર સીટમાં લખેલી હોવી જોઇએ ( ભાબોપ્રસાદ વી. સેક્રટરી ઓફ સ્ટેટ (૧૮૮૭) ૧૪ ક. ૧૫૯; પરમેશર વી. બેલા (૧૮૮૭) ૯ અ. ૫૦૮ ) અને દાવો દાખલ કરતા પહેલાંની તે હોવી જોઇએ ( રસીકદાસ વી. પ્રીયનાથ (૧૮૮૪) ૧૦ ક. ૧૦૨). સને ૧૮૫૮ ના એકટ ૪૦ પ્રમાણે એક સગીરની માએ સર્ટીફીકટ લીધેલુ ના હોય અને દાવો કરવાની પરવાનગી પણ લીધેલી ના હોય પણ કામની હકીકત ઉપરથી એવુ અનુમાન કરી શકાતુ હોય કે કોરટની પરવાનગી સાથે તેણીએ તે દાવો દાખલ કરેલો છે તો તે દાવો ચલાવી શકે છે ( કેદારનાથ વી. દેબીદીન (૧૮૮૨) ૪ અ. ૧૬૫; વળી જુઓ જાનકી વી. ધરમચંદ (૧૮૮૨) ૪ અ. ૧૭૭; અને અખીલચંદ્ર વી. ત્રીપુરાસુંદ્રી (૧૮૭૪) ૨૨ વી. રી. ૫૨૫ ) બે સગીરોનો એક શખસ સર્ટીફીકટવાળો વાલી ન્હોતો અને તેણે તે બે સગીરો તરફથી એક દાવો ફાઇલ કરેલો હતો, પણ યોગ્ય કોરટે યોગ્ય રીતે એક વાલી નીમેલો હતો, તેમાં ઠરાવેલુ છે તે દાવો ખોટી રીતે કરેલો છે અને તે દાવા અરજી સુધારવાને પાછી આપવી જોઇતી હતી અને તે દાવાના રૂપમાં જે ખામી છે તે, તેમાં તે સગીરો તરફથી વાલી તરીકે જે શખસ હાજર થએલો છે તે જે મળીયારા કુટું-

બના તે વાલીયો છે તે, કુટંબનો એક કર્તા છે તે હકીકતથી દુરસ્ત થઇ શકતી નથી (શામ-ક્રશ્ન વી. રામદાસ (૧૮૯૮) ૨૦ અલ્હા. ૧૬૨).

સને ૧૮૫૮ ના એકટ ૪૦ પ્રમાણે જો ઇષ્ટ મીત્રે સર્ટીફીકટ લીધેલુ ના હોય તો જે પૈસા બાબત હુકમનામુ કરવામાં આવેલું હોય તે પૈસા કોઇ કામમાં તે ઇષ્ટ મીત્રને આપવા ન જોઇએ (જાનકી વી. હાકીજ (૧૮૮૬) ૧૩ ક. ૪૭) અને સને ૧૮૬૪ ના એકટ ૨૦ પ્રમાણે સગીરના લાભમાં હુકમનામુ કરેલુ હોય તો તે એકટ પ્રમાણે કોરટે એક વહીવટદાર નીમેલો છે (નાગદાકર વી. માદનાજી (૧૮૮૮) ૮ મું. ૨૩૯)

**હાલનો કાયદો**—સને ૧૮૫૮ ના એકટ ૪૦ અને સને ૧૮૬૪ નો એકટ ૨૦ મો સને ૧૮૯૦ ના એકટ ૮ થી રદ થએલા છે, અને હાલનો કાયદો તે કાયદાના નીયમો આ એકટથી દુરસ્ત કરેલા છે તે પ્રમાણે છે એટલે ઓ. ૩૨, રૂ. ૧, ૩, ૪, ૬, ૯ અને ૧૬ થી દુરસ્ત કરેલા છે તે છે, મીતાક્ષરા પ્રમાણે ચાલનાર મજીયારો એક હિંદુ કુટંબનો એક સગીર અંગભુતની જુદી મીલકત ના હોય તો તેની મીલકતનો કોઇને આ એકટ પ્રમાણે વાલી નીમી શકાતો નથી. શામકુંવર વી. માહાનંદ સાહોપ (૧૮૯૨) ૧૯ ક. ૩૦૧; જભુ-સીંગ વી. ગંગાબીશન (૧૮૯૫) ૧૭ અ. ૫૨૯; બંધુપ્રસાદ વી. ધીરજકુંવર (૧૮૯૮) ૨૦ અલ્હા. ૪૦૦)

આવા સગીરની જાતનો એકાદો વાલી નીમી શકાય છે (વીરૂપક્ષાપા વી. નીલગનગાવા (૧૮૯૫) ૧૯ મું. ૨૦૯) સને ૧૮૯૦ ના એકટ ૮ ના ઠરાવ શીવાય એક બાળકનો અ-થવા તેની મીલકતનો હાયકોરટને વાલી નીમવાનો અખત્યાર છે (જેરામ લક્ષ્મણ (૧૮૯૨) ૧૬ મુ. ૬૩૪) એક વીલની રૂઇએ એક સગીરનો વાલી નીમેલો છે એવુ એક શખસ કહેતો હોય તો જ્યાં સુધી તે વીલ બળવાન નથી એવું ઠરાવવામાં આવે ત્યાં સુધી સને ૧૮૯૦ ના એકટ ૮ પ્રમાણે બીજા કોઇ શખસને વાલી નીમી શકાતો નથી. સને ૧૮૯૦ ના એકટ ૮ પ્રમાણે કામ ચલાવવાની રીતી સંક્ષેપ રાખવાનો ઇરાદો રાખેલો નથી (સૈયદશાહુ વી. હપીજા બેગમ (૧૮૯૩) ૧૭ મું. ૫૬૦) જે વાલીયોના પાલકો પાકી વયના થએલા હોય, તે કાર-ણથી તે વાલીયોના અખત્યાર બંધ પડેલા હોય તે વાલીયોને તે એકટ લાગુ નથી. તે એકટ મંજુર થતા પહેલાંની હકીકત હોય તો જુદી રીતે છે (વલભદાસ હીરાચંદ વી. ક્રીશ્નભાઇ (૧૮૯૩) ૧૭ મું. ૫૬૬) બાળકોની મીલકત હોય કીંવા નહી પણ તે બાળકોના વાલી ની-મવાનો જે અખત્યાર એનશરી કોરટનો છે તેજ અખત્યાર હાયકોરટનો છે (જગનનાથ રામ-જી અરજદારના કામમાં (૧૮૯૫) ૧૯ મું. ૯૬) એક વીલની રૂઇએ એક સગીરનો એક શખસને વાલી નીમેલો હોય તો સને ૧૮૯૦ ના એકટ ૮ પ્રમાણે વાલીપણાનુ સર્ટીફીકટ લેતા અવલ શરત તરીકે તેને પ્રોબેટ લેવાને તે બંધાએલો નથી (પઠાણ અલીખાન વી. બદલુખાન વી. પનીબાઇ (૧૮૯૫) ૧૯ મું. ૮૩૨)

**કોરટનો અમલદાર**—આગળના કાયદા પ્રમાણે કોરટનો નાઝર એક વાલી નીમી શકાય છે પણ ઇંગ્રેજી નીયમો ઓ. ૬૫ રૂ. ૧૩ માંથી આ રૂલનો સ્પષ્ટ ઠરાવ લીધેલો છે.

**ખર્ચ**—જુઓ કાટલી વી. જોન્સ (૧૯૦૭) વી. નો. ૧૬૧; અને એન. પ્રેકટીસ ૧૯૦૮, ૧, ૯૫૦),

ઇષ્ટમિત્રે અથવા ફ્રિયાદ પુરતા વાલીએ સગીરની વતી કામ કરવું.

કલમ ૪૪૨, ૪૪૫

૫. (૧) સગીરના વતી (૧૦ મી કાનુનની પેટા કાનુન [૨] મુજબની અરજ શિવાયની) દરેક અરજી કોરટને કરવી તે તેના ઇષ્ટમિત્રે કરવી અથવા તેના ફ્રિયાદ પુરતા વાલીએ કરવી.

(૨) કોઇ સગીરની વતી કોઇ ઇષ્ટમિત્ર અથવા ફ્રિયાદ પુરતો વાલી (જે હોય તે) હાજર થયા વગર કોઇ ફ્રિયાદમાં અથવા કોરટને કરેલી કોઈ અરજ ઉપરથી કંઈ હુકમ થયો હોય, અને તે હુકમમાં અથવા તે હુકમ ઉપરથી તે સગીરનો કોઇ રીતે સંબંધ હોય અથવા તેને લાગતું વળગતું હોય તો, તે હુકમ રદ્દ થઇ શકે; અને જે પક્ષકારની અરજથી તેવો હુકમ કરવામાં આવ્યો હોય તેના પ્લીડરને તે સગીરપણાની વાત માલમ હોય અથવા વાજબી રીતે માલમ પડી હોત એમ હોય તો, તે પ્લીડર પાસેથી ખરચ અપાવીને તે હુકમ રદ્દ થઇ શકે.

સને ૧૮૮૨ના એકટ ૧૪ની ક. ૪૪૨, ૪૪૫.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. ને લાગુ છે.

**ઇષ્ટમીત્ર**--જો પ્રતીવાદીને માટે મુકરદમા પુરતો વાલી નીમેલો ના હોય તો, એકાદો ઇષ્ટમીત્ર કોરટને અરજ કરી શકે છે (જોગેંદ્રનાથ વી. રાજક્રીસ્તો (૧૮૯૯) ૧૬ ક. ૭૭૧) ખાસ કામો શીવાય બાળક સગીર વાદીને તેમ તેણોના ઇષ્ટમીત્રને ખર્ચ બાબત જામીન આપવાની ફરજ પાડવી ના જોઇએ (પોરબાઇ વી. દેવજી મેઘજી (૧૮૯૯) ૨૩ મું. ૧૦૦).

આ રૂલમાં એવું ઠરાવ્યું છે કે જે કોઇ હુકમ સાથે કોઇ રીતે સગીરને નીસબત હોય અથવા કોઇ રીતે લાગતું વળગતું હોય તો તેવો હુકમ તે સગીર પોતાના ઇષ્ટમીત્રની માર્ફતે અથવા મુકરદમા બાબત જે તેનો વાલી હોય તેના હાજર થયા વીના કાયદેસર રીતે કરી શકાતો નથી (અમીચંદ વી. સોલાપુરના કલેકટર (૧૮૮૯) ૧૩ મું. ૨૩૪).

ઇષ્ટમિત્રે અગર ફ્રિયાદ પુરતા વાલીએ સગીરના લાભમાં થએલા હુકમનામાની રૂએ મિલકત લેવા બાબત

કલમ ૪૬૨

૬. (૧) ઇષ્ટમિત્રે અગર ફ્રિયાદ પુરતા વાલીએ, કોરટની રજા વગર, સગીરની વતી કાંઇ પણ નાણું અથવા બીજી જંગમ મિલકત—

(અ) હુકમનામું અથવા હુકમ થતાં પહેલાં તોડજોડ કરીને લેવી નહીં, અથવા

(બ) સદરહુ સગીરના લાભમાં થયેલા હુકમનામા મુજબ અથવા હુકમ મુજબ લેવી નહીં.

(૨) જ્યારે સદરહુ ઈષ્ટમિત્રને અગર ફરિયાદ પુરતા વાલીને, યોગ્ય અખત્યાર હોય એવા અધિકારીએ સદરહુ સગીરની મિલકતનો વાલી નિમ્યો અગર ઠરાવ્યો ન હોય અથવા એ પ્રમાણે નિમ્યો અગર ઠરાવ્યો હોય તથાપિ કોરટને માહિત હોય એવા કોઇ પણ કારણને લીધે તે સદરહુ નાણાં અથવા બીજી જંગમ મિલકત લેવાને નાલાયક હોય તે પ્રસંગે, જો કોરટ તેને સદરહુ મિલકત લેવા વિશે રજા આપે તો, એવી મિલકતની ખરાબી ન થાય તે સારૂ તથા તેનો યોગ્ય મારગે ઉપયોગ થાય તે સારૂ કોરટે પોતાને જરૂર જણાય એવું તારણ માગવું અને એવા હુકમ કરવા.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૬૧**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.

દાવા બાબત વાલી તરીકે ઇષ્ટમીત્રની ફરજ રીસીવરને દાબમાં રાખવાની અને પૈસાનો ઉપયોગ બરોબર કરવામાં આવે છે તે જોવાની છે; અને તેનો તે સગીર સાથેનો સબંધ હોય તેને અનુસરતા ના હોય તેવી એકાદી નીમણુકનુ કામ લેવાને તેને રજા આપી શકાતી નથી (ગારલેન્ડ વી. ગારલેન્ડ ૨ વસ ૧૩૭). એક સગીર પ્રતીવાદીના વાલીએ કોરટની રજા વીના સમાધાન કરીને તે ઉપરથી એક હુકમનામુ મેળવવામાં આવેલું હોય તો તે હુકમનામું રદ કરાવવાની યોગ્ય રીતિ ફરી તપાસ કરાવીને અથવા જુદો દાવો કરીને છે, પણ તે કરારનામાની રૂઇએ થએલા હુકમનામા ઉપર અપીલ કરવાની નથી (રાખલમણીદાસી વી. અદ્વીતપ્રસાદ રોય (૧૯૦૩) ૩૦ ક. ૬૧૩; ૭ ક. વી. નો. ૪૧૯).

મીતાક્ષરા પ્રમાણે ચાલનાર કુટુંબનો વહીવટ કરનાર અંગજુતને પોતાના સગીર ભાઇનો વાલી નીમેલો હોય તો તેને આ રૂલથી જે મર્યાદાઓ દરાવેલી છે તેમાંથી છુટો કરી શકાય છે (હરીહર પી. સીંગ વી. મથુરાલાલ (૧૯૦૮) ૩૫ ક. ૫૮૧; ૮ ક. લા. જે. ૨૫૬)

ઇષ્ટમિત્રે અથવા ફરિયાદ પુરતા વાલીએ કબુલાત અથવા તોડજોડ કરવી તે.

**૭.** જે ફરિયાદમાં કોઈ ઇષ્ટમિત્ર તરીકે કે વાલી તરીકે કામ કરતો હોય તે ફરિયાદની બાબતમાં તે ઇષ્ટમિત્રે અથવા ફરિયાદ પુરતા વાલીએ તે કામમાં સ્પષ્ટરીતે લખેલી કોરટની રજા શિવાય તે સગીરની વતી કંઇ કબૂલાત અથવા તોડજોડ કરવી નહીં. કલમ ૪૬૨

(૨) એવી રીતે લખેલી કોરટની રજા શિવાય કરેલી કોઇ કબુલાત અથવા તોડજોડ, સગીર શિવાયના બીજા બધા પક્ષકારો વિરૂદ્ધ નિરર્થક કરવા યોગ્ય થશે એમ સમજવું.

**સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૪૬૨.**

**ટીકા**—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**લાગુ થતી નથી**—વાલીએ એવો કરાર કરેલો હતો કે વાદી સોગન લે તો તે પ્રમાણે એક મુદ્દાનો ઠરાવ કરવો જોઇએ તો તે કરાર બાબત મંજુરી લેવાની જરૂર નથી (ચેંગલ વી. વેંકટ (૧૮૮૯) ૧૨ મ. ૪૮૩) અને આ પ્રમાણે કલકત્તાના એક ઠરાવમાં રાખવામાં આવેલું

(૨) જ્યારે સદરહુ ઈષ્ટમિત્રને અગર ફરિયાદ પુરતા વાલીને, યોગ્ય અખત્યાર હોય એવા અધિકારીએ સદરહુ સગીરની મિલકતનો વાલી નિમ્યો અગર ઠરાવ્યો ન હોય અથવા એ પ્રમાણે નિમ્યો અગર ઠરાવ્યો હોય તથાપિ કોરટને માહિત હોય એવા કોઇ પણ કારણને લીધે તે સદરહુ નાણાં અથવા બીજી જંગમ મિલકત લેવાને નાલાયક હોય તે પ્રસંગે, જો કોરટ તેને સદરહુ મિલકત લેવા વિશે રજા આપે તો, એવી મિલકતની ખરાબી ન થાય તે સારૂ તથા તેનો યોગ્ય મારગે ઉપયોગ થાય તે સારૂ કોરટે પોતાને જરૂર જણાય એવું તારણ માગવું અને એવા હુકમ કરવા.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૬૧

ટીકા.—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

દાવા બાબત વાલી તરીકે ઇષ્ટમીત્રની ફરજ રીસીવરને દાબમાં રાખવાની અને પૈસાનો ઉપયોગ બરાબર કરવામાં આવે છે તે જોવાની છે; અને તેનો તે સગીર સાથેનો સબંધ હોય તેને અનુસરતા ના હોય તેવી એકાદી નીમણુકનુ કામ લેવાને તેને રજા આપી શકાતી નથી (ગારલેન્ડ વી. ગારલેન્ડ ૨ વસ ૧૩૭). એક સગીર પ્રતીવાદીના વાલીએ કોરટની રજા વીના સમાધાન કરીને તે ઉપરથી એક હુકમનામુ મેળવવામાં આવેલું હોય તો તે હુકમનામું રદ કરાવવાની યોગ્ય રીતિ ફરી તપાસ કરાવીને અથવા જુદો દાવો કરીને છે, પણુ તે કરારનામાની રૂઇએ થએલા હુકમનામા ઉપર અપીલ કરવાની નથી (રાખલમણીદાસી વી. અદ્વીતપ્રસાદ રોય (૧૯૦૩) ૩૦ ક. ૬૧૩; ૭ ક. વીં. નો. ૪૧૫).

મીતાક્ષરા પ્રમાણે ચાલનાર કુટુંબનો વહીવટ કરનાર અંગભુતને પોતાના સગીર ભાઇનો વાલી નીમેલો હોય તો તેને આ રૂલથી જે મર્યાદાઓ દરાવેલી છે તેમાંથી છુટો કરી શકાય છે (હરીહર પી. સીંગ વી. મથુરાલાલ (૧૯૦૮) ૩૫ ક. ૫૮૧; ૮ ક. લા. જે. ૨૫૬)

ઇષ્ટમિત્રે અથવા ફરિયાદ પુરતા વાલીએ કબુલાત અથવા તોડજોડ કરવી તે.

**૭.** જે ફરિયાદમાં કોઈ ઇષ્ટમિત્ર તરીકે કે વાલી તરીકે કામ કરતો હોય તે ફરિયાદની બાબતમાં તે ઇષ્ટમિત્રે અથવા ફરિયાદ પુરતા વાલીએ તે કામાં સ્પષ્ટરીતે [illegible] તે સગીરની [illegible] કોઇ કબૂલાત [illegible] તોડજોડ કરવી નહીં. કલમ ૪૬૨

(૨) એવી રીતે લખલી કોરટની રજા [illegible] કરેલી કોઇ કબુલાત અથવા તોડજોડ, [illegible] વિરૂદ્ધ નિરર્થક કરવા યોગ્ય થશે એમ સમજવું.

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૪૬૨.

ટીકા—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

લાગુ થતી નથી—વાલીએ એવો કરાર કરેલો હતો કે વાદી સોગન લે તો તે પ્રમાણે એક મુદ્દાનો ઠરાવ કરવો જોઇએ તો તે કરાર બાબત મંજુરી લેવાની જરૂર નથી (ચેંગલ વી. વેંકટ (૧૮૮૯) ૧૨ મ. ૪૮૩) અને આ પ્રમાણે કલકત્તાના એક ઠરાવમાં ગણવામાં આવેલું

છે. તેમાં ઠરાવ્યું છે કે અમુક રૂપની સોગન ઉપર હીંદુસ્થાનના સોગન સબંધીના એકટ પ્રમાણે જુબાની એક વાદી આપે તો તે પ્રમાણે ચાલવું એવી એક સગીર પ્રતીવાદીના વાલીએ તૈયારી બતાવેલી તો તે આ રૂલના હેતુ પ્રમાણે એકાદો કરાર અથવા સમાધાન હોય તેથી જુદી છે. આવા કામમાં તે સગીરના વાલીએ જો કે કોરટની રજા વીના કબુલત આપેલી હોય તોપણ તે કબુલતથી તે સગીર બંધાએલો છે, પણ તેમાં વાલી તરફનુ કાંઇ કપટ અથવા કસુર હોવી જોઇએ; તેમ કોનશલની સલાહથી એક વાલી હરકતો પાછી ખેંચી લેતો, તેને તે રૂલ લાગુ નથી ( મીરઅલી વી. રેહમુભાઇ ( ૧૮૯૧ ) ૧૫ મુ. ૫૯૪ ) પરંતુ વહેંચણ બાબતનો એક દાવો ચાલતો હોય તેમાં લવાદ નીમવાનો એક કરાર કરવામાં આવે અને તેમાં એક સગીર હીત સબંધવાળો હોય તો તેનો આ રૂલમાં સમાશ થાય છે ( લક્ષ્મણચેતી વી. ચીનાથેબી ( ૧૯૦૧ ) ૨૪ મ. ૩૨૬ ) જ્યારે એકાદા દાવા બાબત વાલી ના હોય તેમ દાવો ના હોય ત્યારે આ રૂલ લાગુ થતી નથી (વીઠલદાસ વી. દતરામ ( ૧૯૦૨ ) ૨૬ મુ. ૨૯૮ )

મંજુરી.—તે મંજુરી સ્પષ્ટ હોવી જોઇએ અને ગર્ભીત હોવી ન જોઇએ (રાજગોપાળ વી. મનુપાલમ ( ૧૮૭૮ ) ૩ મ. ૧૦૩; રામેશ્વર વી. રામબહાદુર ( ૧૯૦૭ ) ૫ ક. લા. જે. ૧૭૫. ૧૧ ક. વી. નો. ૧૭૮; શશીચંદ્ર વી. કારતીકચંદ્ર ( ૧૮૮૩ ) ૧૨ ક. લા. રી ૪૫૩, ૯ ક. ૮૧૦ ) સર્ટીફીકટવાળા વાલીની બાબતમાં કાંઇ અપવાદ ઠરાવેલો નથી ( માલજીસશાહી વી. નારાણબીબી ( ૧૯૦૮ ) ૭ વી. નો. ૫૦ ) એકાદી કોરટ કબુલતથી હુકમનામુ કરે તેથી એક સગીર તરફથી સમાધાન બીલકુલ મંજુર કરતી નથી (અરૂનચેલમ વી. મેયાપા (૧૮૯૮) ૨૧ મ. ૫૧ ) અને જો તે હુકમનામુ કપટને લીધે અથવા ગુન્હા ભરેલી અને જાણીબુજીને અજાણતાથી કરેલુ હોય તો તે બંધનકારક નથી ( સોલોમન વી. અમદુલઆઝીઝ ( ૧૮૮૧ ) ૬ ક. ૬૮૭ )

જો કે વાલી તે સગીરના ફાયદા માટે કાંઇ કરી શકે નહી તો તેણે તે બાબત કોરટ ને માટે રાખવી જોઇએ (કોરટ ઓફ વોર્ડશ વી. નંદનસીંગ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૧૪૩ ) માટે સને ૧૮૭૦ના એકટ ૧૦ પ્રમાણે લીધેલી જમીન બાબત કંપેનસેશન મળવાનો હક તે છોડી દેઇ શકતો નથી ( લછમેશ્વરસીંગ વી. દરભંગા મ્યુનીસીપાલીટી ( ૧૮૯૧ ) ૧૮ ક. ૯૯; લા. રી. ૧૭ ઈ. અ. ૯૦ ) તોપણ મંજુરી વીના જે હુકમનામુ કરવામાં આવેલુ હોય તેના બળવાનપણા વીશે બજાવણીના કામમાં તે વાંધો લેઇ શકે છે ( અરૂનાચેલમ વી. મરૂગાપા ( ૧૮૮૯ ) ૧૨ મ. ૫૦૩ ) જે પક્ષકારો છસ્ટમીત્ર સાથે સમાધાન કરે તે પક્ષકારોએ યોગ્ય દસ્તાવેજો કોરટમાં ફાઇલ કરીને તેનો અમલ કરવો જોઇએ, અને તે વ્યવહાર છુપાવવાને બદલે કોરટની કબુલત તેઓએ મેળવવી જોઇએ જો તેમ કરવામાં ના આવે તો જ્યારે તે સગીર પાકી વયનો થાય ત્યારે તેમણે પોતાની તરફથી ખુલ્લુ બતાવવાને તે નાણા સગીરને આપેલાં છે અથવા તેને પહોંચેલા છે એવુ બતાવવુ જોઇએ :( અબદુલઅલી વી. મોઝુફરહોસેન ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. સી. ૨૨ ) વાલીયો પોતાના પાલક તરફથી જે વ્યવહારો કરે તેથી કોરટોમાં કબુલ થવા સારૂ તે સગીરને માલુમ પડે તેવો કાંઇક ફાયદો કરવો જોઇએ, અથવા દેખીતો બીગાડ અટકાવવો જોઇએ ( ધરમજીવાંમન વી. ગુરરાવ શ્રીનીવાશ ( ૧૮૭૩ ) ૧૦ મુ. હા, કો. રૂ ૧૧ )

કબુલતથી હુકમનામુ સગીરના ફાયદા સારૂ કરવાનુ છે એ બાબત નક્કી કર્યા વીના એકાદી કોરટે કબુલતનુ હુકમનામુ કરવુ ન જોઇએ ( રામચંદ્રશાહા વી. મંગળસરકાર ( ૧૮૭૧ )

કરેલુ હોય તે કોરટને તે બાબત અરજ કરી શકે છે (દેબીદત્ત શાહુ વી. સુબોદ્રા (૧૮૭૬) ૨૫ વી. રી. ૪૪૫, ઇસનચંદ્ર વી. નંદમણી (૧૮૮૪) ૧૦ ક. ૪૫૭; તે પ્રમાણે બ્રમદેવ વી. બનારસી (૧૯૦૧) ૩ ક. લા. જે ૧૧૯ ના કામમાં ચાલવામાં આવેલુ છે; રખલમણી વી. અદ્દવીતપ્રસાદ (૧૯૦૩) ૩૦ ક. ૬૧૩; ૭ ક. વી. નો. ૪૧૯; કરમાલી વી. રહીમભાઇ (૧૮૮૯) ૧૩ મું. ૧૩૭; મીરઅલી વી. રહેમુભાઇ ૧૫ મું. ૫૯૪; અને રમન કીશન વી. હરીલાલ (૧૮૯૨) ૧૯ ક. ૩૩૪) પણ હુકમનામાની બજાવણીમાં એકાદા સમાધાનના બંધનકારક અસર વીશે તપાસ કરી શકાતી નથી (અરૂનચેલમ વી. મરૂગાપા (૧૮૮૯) ૧૨ મ. ૫૦૩) એક વાલીએ હક છોડી દીધો હોય અને તે સગીરના ફાયદા સારૂ ના હોય તો તે સગીરને બંધનકારક નથી (સ્વામીરાવ વી. ધારવાડના કલેકટર (૧૮૯૩) ૧૩ મું. ૨૯૯) સગીર તરફથી દાવાનુ સમાધાન કોરટની રજા વીના કરેલુ હોય તો તે નારર્થક ઠરાવવા લાયક છે, માટે તે સગીર પાકી વયનો થાય ત્યારે અથવા તે પહેલાં તે સગીર રદ કરાવી શકે છે (વીરૂપક્ષાપા વી. શીદામા (૧૯૦૨) ૨૬ મું. ૧૦૯) જ્યારે એક સગીર વાદીનો ઇષ્ટમીત્ર એકાદો દાવો પાછો ખેંચી લે તો તે સગીર એક બીજા ઇષ્ટમીત્રની મારફતે પોતાના પ્રથમ ઇષ્ટમીત્રની ભારે કસુરના કારણથી ફરી તપાસ કરાવીને તે દાવો ફરીથી ચલાવી શકે છે (રામ શરૂપલાલ વી. શાહાલતફતહોશન (૧૯૦૨) ૨૯ ક. ૩૩૫) વળી તે હુકમ ફરી તપાસણીમાં રદ કરી શકાય છે (દોરાસ્વામી વી. પંગાસ્વામી (૧૯૦૪) ૨૭ મ. ૨૭૭).

કપટ—એક ગીરોની રૂઇએ કરેલા દાવામાં પ્રતીવાદીએ સગીરપણાની તકરાર કરી હતી. તેથી પ્રતીવાદી તરફનુ કપટ કરીને એક લખેલી કેફીયત રજુ કરવાનો વાદીનો હક છે, એવુ ઠરાવેલું છે (ગોહોનબીબી વી. સારતચંદ મીતર (૧૮૯૭) ૨ ક વી. નો. ૧૮; ૨ ક. વી. નો. ૨૦૧; ૨૫ ક. ૩૭૧) પણ આવા કામમાં સગીર પોતે જાણે પાકી વયનો હોય તે પ્રમાણે તેની સાથે ગીરો રાખનારને વ્યવહાર કરવા દીધો છે એવુ બતાવવામાં આવે તો તે બસ નથી, પણ એવુ સ્થાપીત કરવુ જોઇએ કે કપટ ભરેલા રીતે ખોટું સમજાવવામાં આવેલુ હતું, કપટ ભરેલુ કહેવામાં આવેલુ હતું કે અમુક હકીકત છે, પણ તે કહેલી બાબતનુ સાચાપણું તે કહેનાર શખસ પ્રમાણીક રીતે માનતો નહોતો. (રાજકુમારી વી. પ્રીયમાધબ (૧૮૯૬) ૧ ક. વી. નો. ૪૫૩) એકાદા કપટ ભરેલા સગીરને સગીરપણાની તકરારના ફાયદામાંથી ઇકવીટી કોરટ બાતલ કરે છે, પણ જે શખસ કોરટની મદદ માગતો હોય તેણે એવુ સ્થાપીત કરવુ જોઇએ કે મારી સાથે તે સગીરે કપટ કરેલુ છે એટલુજ નહી પણ તે કપટથી ઇલાજ કરવામાં હું ઠગાએલો છું (ધરમદાસગોઝ વી. બ્રમદત (૧૮૯૮) ૨૫ ક. ૬૧૬; ૨ ક. વી. નો. ૩૩૦; અપીલ ઉપરથી (૧૮૯૯) ૨૬ ક. ૩૮૧; ૩ ક. વી. નો. ૪૬૮) એક હકીકત સમજાવીને એક કરજ લીધેલું હોય તે (જે જુદી છે એમ પોતે જાણતો હોય) એટલે હું પાકી વયનો છું એવું સમજાવીને કરજ લીધેલું હોય તે બાબત કાંઇ દાવો ચાલી શકતો નથી; પણ પ્રતીવાદીને એકે કોરટનુ ખર્ચ અપાવવું ન જોઇએ (ધનમલ વી. રામચંદ્ર ગોશ (૧૮૯૬) ૧ ક. વી. નો. ૨૭૦; ૨૪ ક. ૨૬૫) પણ એક કરારનામાથી કરાવેલું હુકમનામું રદ કરાવવાનો દાવો કપટના પુરાવ શીવાય કોઇ કોઇ વખત ફતે ભરેલો થઇ શકે છે (સુરેંદ્ર વી. હીમાનગીની (૧૯૦૭) ૩૪ ક. ૮૩)

**નીરર્થક થવા લાયક.**—જુઓ હેમંત વી બ્રજેંદ્ર (૧૮૯૦) ૧૭ ક ૮૭૫; લા. રી. ૧૭ ઇ. એ. ૬૫) જ્યારે એકાદા હુકમનામામાં એક સગીર પક્ષકાર હોય તે હુકમનામાનુ

આ રૂલ પ્રમાણે કોરટની રજા સાથે સમાધાન કરેલું હોય તો તે કરનાર કોરટ એવા કારણ-થી તે સમાધાન વીશે ફરીથી તપાસ પાછળથી કરી શકતી નથી કે તે હુકમનામાની રૂઇએ જેટલી મીલકત મળવાનો તેનો હક હતો તેથી ઓછી મીલકત આપવામાં આવેલી છે. આવા હુકમ વીશે વાંધો લેઇ શકાય છે તેની ઘણામાં ઘણી એ રીતીયો છે એટલે ફરી તપાસ કરાવવાની અથવા દાવો કરવાની છે (વીરૂપક્ષાપા વી. શીદાપા (૧૮૯૯) ૨૩ મું. ૬૨૦) પણ અપીલ કરવાની નથી (રૂખલમણી વી. અદીતપ્રસાદ (૧૯૦૩) ૩૦ ક. ૬૧૩; ૭ ક વી. નો. ૪૧૯) ગેરકાયદાવાળુ સમાધાન હોય તે વીશે સગીરોમાંના એક સગીર પાકી વયનો થયા પછી વાંધો નહી લેતાં તે બેશી રહેલો હોય તો, જો કે તે તેના વીરૂધ પુરાવ છે, પણ જ્યારે તે કાંઇ લાંબી મુદત બેશી રહેલો ના હોય ત્યારે તે નીરૂતર પ્રકારનો પુરાવ નથી (ધરમજી વી. વામન વી. ગુરરાવ શ્રીનીવાસ (૧૮૭૩) ૧૦ મું. હા. કો. ૩૧૧)

ઇષ્ટમિત્રે નિકળી જવાનું. — કલમ ૪૪૭

૮. (૧) કોરટ બીજી રીતે હુકમ ન કરે તો, પોતાની જગાએ દાખલ કરવા સારૂ કોઇ લાયક શખસ પ્રથમ મેળવ્યા વગર, અને થઇ ગએલા ખરચને વાસ્તે તારણ આપ્યા વગર કોઇ ઇષ્ટમિત્ર નિકળી શકશે નહીં.

(૨) નવો ઇષ્ટમિત્ર નીમવા સારૂ કરેલી અરજીને સોગનનામાથી પુષ્ટી આપવી: અને જે શખસનું નામ સુચવ્યું હોય તે લાયક છે તથા સગીરથી ઉલટો તેનો લાભ નથી એવું તે સોગનનામામાં બતાવવું.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૪૭.

ટીકા:—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે

એકની જગાએ બીજા ઇષ્ટમીત્રને દાખલ કરવાની એકાદી અરજી પ્રતીવાદીઓને નોટીસ આપીને કરવી જોઇએ; આવી ઇંગ્રેજી કામ ચલાવવાની રીતી છે.

જો કે તે અરજી સામે પ્રતીવાદીયોએ તકરાર કરેલી ના હોય તો પણ એફીડેવીટ કરવાની જરૂર છે.

ઇષ્ટમિત્રને દૂર કરવાનું. — કલમ ૪૪૬

૯. (૧) સગીરના ઇષ્ટમિત્રનું હિત તે સગીરના હિતથી વિરૂદ્ધ હોય ત્યારે, અથવા સગીરથી ઉલટો જેનો લાભ હોય તેવા પ્રતિવાદી સાથે તે ઇષ્ટમિત્રને એટલું લાગતું વળગતું હોય કે તે ઉપરથી સગીરનો લાભ તેનાથી બરોબર સચવાશે એવો સંભવ ન હોય ત્યારે, અથવા તે પોતાનું કામ બજાવે નહીં ત્યારે, અથવા ફરિયાદ ચાલતી હોય તેવામાં તે બ્રિટિશ ઇાંડયામાં રહેતો બંધ થાય ત્યારે, અથવા બીજા કોઇ પુરતા કારણને લીધે, તેને દુર કરવા સારૂ કોઇ પ્રતિવાદી અથવા સગીરની વતી કોઇ શખસ અરજ કરવાને મુખત્યાર છે. અને બતાવેલું કારણ બસ છે એ વિશે કોરટની ખાત્રી થાય તો ઇષ્ટમિત્રને તે પ્રમાણે દુર કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે, અને ખરચ બાબત પોતાને યોગ્ય લાગે એવો

હુકમ કરવાને મુખત્યાર છે.

(૨) સદરહુ ઇન્ટરમિત્ર, વાલી નિમવાને અગર ઠરાવવાને અખત્યાર હોય એવા અધિકારીએ નિમેલો અગર ઠરાવેલો વાલી ન હોય, અને સદરહુ પ્રમાણે નિમેલા અગર ઠરાવેલા કોઇ વાલીની તે ઇન્ટમિત્રની જગાએ નિમવાની ખુશી હોય અને તે સારૂ પોતે અરજી કરે ત્યારે, સદરહુ વાલીને સદરહુ સગીરના ઇન્ટરમિત્રની જગોએ નિમવો નહિ એમ કોરટને કાંઇ કારણુ સર [ તે કારણો લખી રાખવાં ] લાગતું હોય તે શિવાયને પ્રસંગે, તે કોરટે સદરહુ ઇન્ટમિત્રને કામ ઉપરથી દુર કરવો અને ત્યાર પછી તે ફરિયાદમાં થઈ ગયેલા ખરચને વાસ્તે પોતાને યોગ્ય લાગે તેવી શરતોએ સદરહુ અરજદારને તે કોરટે ઇન્ટમિત્ર તરીકે નીમવો.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૪૯.

**ટીકા:**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**અ** ની જાત ઉપર તથા **બ** ના વાલી તરીકે **અ** ઉપરના દાવામાં એઉના ઉપર હુકમનામું કરેલું હતું. ત્યાર પછી ક એ અરજી કરી કે હું વાલી છું અને **અ** વાલી નથી માટે **બ** સબંધી તે હુકમનામું રદ કરવુ જોઇએ. આ અરજી નામંજુર કરવામાં આવી અને ક એ અપીલ કરી તેથી જો કે અપીલના પ્રતીવાદીએ એવુ માગેલુ હતું કે ક ને ઇષ્ટમીત્ર નીમીને તે દાવો પાછો મોકલવો જોઇએ તો પણ **બ** ઉપરનુ હુકમનામું તે અપીલ કોરટે રદ કરયુ: ઠરાવ્યું છે કે તે જડજે અપીલના પ્રતીવાદીની અરજ કબુલ કરવી જોઇતી હતી ( શીવબક્ષનસીંગ વી. લાલજી (૧૮૭૦) ૧૩ વી. રી. ૨૦૨ ) સને ૧૮૫૮ ના એકટ ૪૦ પ્રમાણે નીમેલા એક વાદી પોતે કાંઇ પુખ્ત કારણુ અથવા વ્યાજબીપણા વીના અને કાયદેસર સલાહ વીના રહ્યો નહી તેથી તેને ખશેડવામાં આવ્યો હતો તેથી સગીરની મીલકતનુ વેચાણુ રદ કરવાને અપીલ કરીને તેની સાથે તેજ મીલકતના એક ભાગનો એક પટની પોતાની સ્ત્રીના નામથી લીધેલો હતો ( પીતાંબર વી. પ્રશનચંદ્ર (૧૮૭૨ ૧૮ વી. રી. ૧૬૯ )

આવા હુકમનામા ઉપર સગીરને, પોતે પાકી વયનો થયા પછી જ્યારે તેના વાલીનુ હીત હુકમનામુ કરતી વખતે તે સગીરના હીત વીરૂધ હોય ત્યારે અપીલ કરવાને પરવાનગી આપવામાં આવે છે ( કરસનદાસ વી લાડકા વહુ (૧૮૯૬) ૨૦ મું. ૧૦૪ ).

**તેવી શરતોએ**—જ્યારે ક વાલી પોતાના હકથી ઇષ્ટમીત્ર નીમાવવાને આગ્રહ કરે ત્યારે જે ખર્ચ કરવામાં આવેલુ હોય તે ખર્ચ બાબત તેના પાસેથી જામીન માગવાને કોરટ મુખત્યાર છે ( જુઓ સ્પેશીયલ કમીટીનો રીપોર્ટ. )

ઇષ્ટમિત્રને દુર કરવામાં આવે તે વીગેરે પ્રસંગે કામ ચલાવવું બંધ રાખવું.

**૧૦.** (૧) સગીરનો ઇન્ટમિત્ર પોતાનું કામ છોડે અથવા તેને દુર કરવામાં આવે અથવા તે ગુજરી જાય ત્યારે, તેની જગાએ ઈન્ટમિત્ર નીમવામાં આવે ત્યાં સુધી આગળ કામ ચલાવવું બંધ રાખવું. કલમ ૪૪૮, ૪૪૯

(૨) તે સગીરનો પ્લીડર યોગ્ય મુદતમાં નવો ઇન્ટમિત્ર નીમવાની

**તજવીજ ન કરે ત્યારે, સગીર સાથે અથવા તકરારી બાબત સાથે સબંધ હોય તેવો કોઈ શખસ નવો ઇષ્ટમિત્ર નીમવા માટે કોરટને અરજ કરવાને મુખત્યાર છે; અને પોતાને યોગ્ય લાગે તે શખસને ઇષ્ટમિત્ર નીમવાને કોરટ મુખત્યાર છે.**

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૪૮—૪૪૯.**

**ટીકા**— આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

એકાદા ઇષ્ટમીત્ર મરણ પામે અથવા તેને ખશેડવામાં આવે ત્યારે વાદીના સોલીસીટરની અથવા વાદીના વકીલની ફરજ છે કે તે ઇષ્ટમીત્રની જગાએ એક નવો ઇષ્ટમીત્ર નીમવાનો હુકમ કરવાને કોરટને અરજ કરવી ( વેસ્ટ વી. વેસ્ટમી ૨ કુ. ટેંપ કોટ ૨૧૧ ).

ઈંગ્લાંન્ડમાં જ્યારે એક ઇષ્ટ મરણ પામે ત્યારે તેની જગાએ કોને નીમવો તે બાબત બાપ તરફના સગાઓની પ્રથમ સલાહ લેવામાં આવે છે ( ટાલબટ વી. ટાલબટ ( ૧૮૭૪ ) લા. રી. ૧૭ એક. ૩૪૭ ); વુલ્ફ વી. પેમબરટન ( ૧૮૭૭ ) ૬ સી. ડી. ૧૯ ).

કોઇ શખસને તેની કબુલત વીના ઇષ્ટમીત્ર નીમી શકાતો નથી, અને આવી નીમણુક કરતા પહેલા તે કામ કરવાને ખુશી છે, એવી જાતની ખાત્રી થવી જોઇએ.

જો ઇષ્ટમીત્ર નીમવામાં ના આવે અને દાવો કાહાડી નાંખવામાં આવે તો પ્રતીવાદીને પોતાનુ ખરચ સગીર પાસેથી મળી શકાતું નથી ( ટરનર વી. ટરનર ૧ સ્ટ્રે, ૭૦૮ )

**સવાલ**—એક દાવામાં એક સગીર પક્ષકાર હોય અને તેના ઉપર સમન્સ બજાવેલો હોય ત્યાર પછી તે પાકી વયનો થાય તેથી પ્રથમ માલેક જે વિધવા હતી તેણીની પાસેથી મીલક્ત લેનાર તરીકે તે દાવો ચલાવ્યો તો તેથી એક પક્ષકાર તરીકે તે પક્ષકાર બંધાએલો છે કે નહી ? ( પરતાબ નારાયણ વી. ત્રીલોકીનાથ ( ૧૮૮૩ ) લા. રી. ૧૧ ઇ. અ. ૧૯૭; ૧૧ ક. ૧૮૬ ).

**૧૧.** (૧) ફરિયાદ પુરતો વાલી પોતાનું કામ છોડી દેવાની ઇચ્છા બતાવે અથવા તે પોતાનું કામ ન કરે, અથવા બીજું પુરતું કારણ જણાવવામાં આવે ત્યારે, કોરટ તેને છોડી દેવાની રજા આપવાને અથવા તેને દુર કરવાને તથા ખરચ બાબત પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને મુખત્યાર છે.

ફરિયાદ પુરતો વાલી કામ છોડી જાય અથવા તેને દુર કરવામાં આવે અથવા તે મરણ પામે ત્યારે શું કરવું.

કલમ ૪૫૬, ૪૫૭

(૨) ફરિયાદ પુરતો વાલી ફરિયાદ ચાલતાં પોતાનું કામ છોડી દે, ગુજરી જાય અથવા કોરટ તેને દૂર કરે ત્યારે, કોરટે તેની જગાએ નવો વાલી નીમવો.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૫૮—૪૫૯.**

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ થાય છે.

એકાદો જે શખ્સ વાલી તરીકે કામ કરેલુ હોય અને અઘટીત રીતે કરેલુ હોય તો તે શખસ પાસેથી ખરચ વસુલ કરી શકાય છે ( ગોલામ હોશન વી. ફાતમાબાઇ ( ૧૮૮૪ ) ૮ મું. ૩૯૧; નરસીંહરાવ વી. લક્ષ્મીપતી ( ૧૮૮૦ ) ૩ મ. ૨૬૩ ). પણ તેના કબુલત વીના તેને નીમેલો ના હોય તો તેની પાસેથી તે લેઇ શકાય છે ( જાદવ મુલજી વી. છગન ( ૧૮૮૧ ) ૫ મું. ૩૦૬ )

એક સગીરનો ઇષ્ટમીત્ર મરણ પામે તો સાધારણ રીતે તે સગીરના બાપ તરફના સગાનો નવો ઇષ્ટમીત્ર નીમવાનો હક છે ( ટાલબટ વી. ટાલબટ ( ૧૮૭૪ ) લા. રી. ૧૭ એક્ ૩૪૭; વુલ્ફ વી. પેંબરટન ( ૧૮૭૭ ) ૬ સી. ડી. ૧૯ ).

**છોડી દેવાને ઇચ્છા બતાવે**—અહિયાં વાદી ખુશીથી છોડી દે તે બાબત ઠરાવ કરેલો છે. આગળના કાયદાની સદરહુ કલમોમાં તે એક વધારો છે.

**૧૨.** (૧) સગીર વાદીએ અથવા જે સગીર ફરિયાદનો પક્ષકાર ન હોય તેની વતી કંઈ અરજ ચાલુ હોય તેણે, ઉંમરે પોંચે એટલે, ફરિયાદનું અથવા અરજનું કામ ચલાવવું કે નહીં એ વાત પસંદ કરવી.

સગીર વાદી અથવા અરજદાર ઉંમરે પોંચે ત્યારે તેણે શું કરવું.

કલમ ૪૫૦, ૪૫૧, ૪૫૨ ૪૫૩.

(૨) જ્યારે એવો સગીર અમુક ફરિયાદનું અથવા અરજનું કામ ચલાવવાનું પોતે પસંદ કરે ત્યારે, ઇષ્ટમિત્રને કાઢી નાંખીને પોતાના નામથી કામ ચલાવવાની પોતાને રજા મળવાને હુકમ કરવા સારૂ તેણે અરજ કરવી.

(૩) આવે પ્રસંગે ફરિયાદનું અથવા અરજનું મથાળું, ત્યારથી નીચે પ્રમાણે વંચાય એવી રીતે સુધારવું:—

" અ. બ. માજી સગીર તેનો ઇષ્ટમિત્ર ક. ડ. હતો પરંતુ હમણાં તે ઉંમરમાં આવેલો હોવાથી. "

(૪) ફરિયાદનું અથવા અરજનું કામ છોડી દેવાનું તે પસંદ કરે, અને તે એકલોજ વાદી અથવા એકલોજ અરજ કરનાર હોય ત્યારે, પ્રતિવાદીએ અથવા વિરૂદ્ધ પક્ષકારે કરેલો ખરચ અથવા તેના ઇષ્ટમિત્રે આપેલો હોય તે ખરચ પાછો આપીને તે ફરિયાદ અથવા અરજ કાઢી નાંખવાનો હુકમ કરાવવા સારૂ તેણે અરજ કરવી.

(૫) આ કલમની રૂયે કરવાની કોઇ અરજ એક તરફી થઇ શકે; પરંતુ ઇષ્ટમિત્રને છુટો કરવાનો અને સગીર વાદીને પોતાના નામથી કામ આગળ ચલાવવાની રજા આપવાનો હુકમ ઇષ્ટમિત્રને નોટીસ આપ્યા વગર કરવો નહીં.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૫૦, ૪૫૧, ૪૫૨, અને ૪૫૩.**

**ટીકા**—આ રૂલ. હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

નક્કી કાયદાના કોઇ ઠરાવથી કાંઇ પાકી હરકત ના હોય તો અલબત રજા આપવામાં છે આ રૂલ પ્રમાણે ચાલવામાં ના આવે તો તેથી ફક્ત ગેરશીરસ્તે થાય છે અને એકાદ હુકમનામુ બજાવવાને હરકત થતી નથી. આ રૂલ પ્રમાણે એકાદી અરજી એકતરફી કરી શકાય છે અને તેમાં કોરટ નોટીસની જરૂર નથી હક દુરસ્ત કરવા વિશેનો ઠરાવ એકાદો ચાલુ દાવા સબંધી છે અને આખરનુ હુકમનામુ કે જેમાં ફક્ત બજાવણી કરવાની રહે છે તે હુકમનામા પછીના દાવા સબંધી નથી ( દુર્ગા મોહનદાસ વી. તાહિર અલી ૧૮૯૫ ) ૨૨ ક. ૨૭૦)

**૧૩.** (૧) સગીર સહ્-વાદી ઉંમરે પોંચ્યા પછી ફરિયાદ નાકબુલ કરવાની ઇચ્છા રાખે ત્યારે, સહ્-વાદી તરીકે પોતાનું નામ કાઢી નાંખવાને તેણે અરજ કરવી. અને, તે જરૂરનો પક્ષકાર નથી એમ કોરટને જણાય તો, ખરચ અને બીજી બાબતને વાસ્તે પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરીને, ફરિયાદમાંથી તેનું નામ કોરટે કાઢી નાંખવું. કલમ ૪૫૪

સગીર સહ-વાદી ઉંમરે પોંચ્યા પછી ફરી યાદ ચલાવાની ના કહે ત્યારે.

(૨) આ કલમની રૂએ કરેલી અરજની નોટીસ ઇષ્ટમિત્ર ઉપર, કોઈ પણ સહ વાદી ઉપર તેમજ પ્રતિવાદી ઉપર બજાવવી;

(૩) આ અરજનો સઘળા પક્ષકારોનો ખરચ અને ત્યાં સુધીમાં ફરિયાદમાં ચાલેલા બધા અથવા કંઇ કામનો ખરચ કોરટ ફરમાવે તે શખસોએ આપવો.

(૪) અરજદાર ફરિયાદમાં જરૂરનો પક્ષકાર હોય ત્યારે, તેને પ્રતિવાદી કરવાને કોરટ ફરમાવવા મુખત્યાર છે.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૫૪.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

જો એકાદો સગીર એકલો વાદી હોય અને તે દાવો છોડી દેવાને પસંદ કરે તો તેની અરજી તે દાવો કહાડી નાંખવાની સમજવી જોઇએ; જો સહવાદી તરીકે તે નાકબુલ કરવાને ઇચ્છા રાખે તો તેની અરજીનું રૂપ તે દાવો કહાડી નાખવાનું હોવું ના જોઇએ પણ એક સહવાદી તરીકે પોતાનું નામ કહાડી નાખવાનું હોવું જોઇએ.

ઇંગ્લંડમાં જો ઇસ્ટમીત્રને જરૂર હોય તો જે આગળ સગીર હોય તેને સહપ્રતીવાદી કરવામાં આવે છે (બીકનેલ વી. બીકનેલ (૧૮૬૩) ૨ બી. ૧, ૩૮૧)

**૧૪.** (૧) કોઇ સગીર ઉંમરે પોંચ્યા પછી, જો તે એકલોજ વાદી હોય તો, પોતાને નામે ઇષ્ટમિત્રે કરેલી ફરિયાદ ગેરવાજબી અથવા અયોગ્ય છે એવા સબબથી તે ફરિયાદ કાઢી નાંખવાને તે અરજ કરવાને મુખત્યાર છે. કલમ નથી

ફરિયાદ ગેરવાજબી અથવા અયોગ્ય હોય તો.

(૨) સદરહુ અરજની નોટીસ લાગતા વળગતા બધા પક્ષકારો ઉપર બજાવવી. અને તેના ગેરવાજબીપણા અથવા અયોગ્યપણા વિશે કોરટની ખાત્રી થયા પછી, તે અરજ મંજુર કરવાને તથા ફરિયાદમાં કંઇ કામ ચાલ્યું હોય તેનો અને તે અરજ સબંધી બધા પક્ષકારનો ખરચ આપવાનો તે ઇષ્ટમિત્રને હુકમ કરવાને અથવા પોતાને યોગ્ય લાગે તેવો બીજો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

એકાદો સગીર પાકી વયનો થાય અને કોરટની ખાત્રી થાય તે પ્રમાણે તે દાવો ગેર-

વ્યાજબી અથવા અઘટીત છે એવુ તે સાબીત કરી શકે નહિં તો પોતાની તરફથી ફાઇલ કરેલો દાવો ઇસ્ટમીત્ર ખરચ આપે તે સરતની સાથે કહાડી નંખાવી શકતો નથી. જો તેમ ના હોય તો તેણે તમામ ખરચ આપવું જોઇએ ( એનન ૪ મેડોક ૪૬૧ ) બ. ના ઇસ્ટમીત્ર તરીકે અ એ એક દાવો ફાઇલ કરેલો હતો, એવું કહીને કે તે બ ચીતભ્રમ છે. બ. ડાહ્યા છે એવુ સાબેત થયેલુ હતું તેથી બ એ તે દાવો ફાઇલ ઉપરથી દૂર કરવાને અરજી કરતાં ઉપરથી ઠરાવ્યુ છે કે પોતાના નામથી તે દાવો દાખલ કરેલો હોય તેથી થતા તમામ પરીણામો વીરૂધ નુકશાનીમાંથી છુટા થવાનો તેનો હક છે. અને વાલાસીટર અને અસીલની વચમાં તે અરજીનું બનુ ખરચ અ એ. આપવું જોઇએ અને પક્ષકારોની વચ્ચે નીચામાં નીચા દરજ્જાની કોરટમાં તથા અપીલમાં જે ખરચ થયેલુ હોય તે તમામ ખરચ સુદ્ધાંત બનું ખરચ અ. એ આપવું જોઇએ ( પામર વી. વેલ્સ. બી. ( ૧૮૮૮ ) ૩ ચ. એમ. ૭૬૨)

કાનુનો દિવાના લોકોને લાગૂ પડે છે — કલમ ૪૬૩

**૧૫.** જે શખસો દિવાના ઠરેલા હોય તેનની બાબતમાં અને જે શખસો સદરહુ પ્રમાણે દિવાના ઠરેલા ન હોય તોપણ પોતાના મનની સ્થિતી બરાબર ન હોવાથી અથવા માનસિક દુર્બળતાથી પોતાની તરફથી અથવા પોતાની ઉપર થયેલો ફરિયાદમાં પોતાના લાભનું રક્ષણ કરવાને અસમર્થ છે એમ કોરટને તપાસની અંતે માલમ પડે તે શખસોની બાબતમાં ૧ થી ૧૪ સુધીની કાનુનોમાંના ઠરાવો જેટલે સુધી લાગુ પડી શકે તેટલે સુધી લાગુ પડશે એમ સમજવું.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ નીઃ ક. ૪૬૩.**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**ચીત ભ્રમ.**—તે શબ્દમાં મનની નબળાઇ જન્મથી હોય અથવા ઘરડી ઉમ્મરથી ઉત્પન થયેલી હોય તેમજ રોગથી પરીણામે દીવાનાપણુ અથવા મનનં અસ્થીરપણું થયેલું હોય તેનો સમાસ થાય છે ( કાવસજીના કામમાં ( ૧૮૮૩ ) ૭ મું. ૧૫; ચીતભ્રમ શબ્દજ જોતાં "દીવાનો" એ શબ્દના હેતુ પ્રમાણે એકાદા શખસને ઠરાવાને બસ નથી ( બેરમેન વી. સ્કોર્ન ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૧૨૪ ) આ રૂલ એકાદો શખસ મનની નબળાઇથી અથવા બ્હેરાપણાથી પોતાનુ હિત સાચવવાને ના લાયક થએલો હોય તેનો સમાસ થયેલ છે એ પ્રમાણે લાગુ કરવામાં આવેલુ છે ( જુઓ સ્પેશીયલ કમીટીનો રીપોર્ટ.

**દીવાનાપણું.**—એકાદો સખસ જો કે સને ૧૮૫૮ ના એક્ટ ૩૫ પ્રમાણે દીવાનો છે એવું ઠરાવેલુ ના હોય તો પણ તે દીવાનો છે એવું કહેવામાં આવેલું હોય તો તે જાતે અથવા વકીલની મારફતે હાજર થઇ શકે છે ( ઉમાસુંદરીદાસી વી. રામજી ( ૧૮૮૬ ) ૭ ક. ૨૪૨; વળી જુઓ બીદ્રાબન વી. કાળીદાસ વી. રી. ૧૮૬૪, ૨૬૮; જુનગડલ વી. ચારીપંથ ( ૧૮૯૩ ) ૬ ન. ૩૮૦ ) અને એકાદા જે સખસને દીવાનો ઠરાવેલા ના હોય તે સખસ તરફથી એક ઇસ્ટમીત્ર એ બ્હેરાપણુ બાબત એક દાવો કરેલો હતો પણ બાબાપ તેને દીવાનો ઠરાવેલો હતો તેથી તે ભુલ બચની નથી એવું ઠરાવેલું છે ( તુકારામ વી. નઠલ ( ૧૮૮૯ ) ૧૩ મું ૬૫૬ ) પણ આ ફેસલા પ્રમાણે ચાલવામાં આવેલું નથી અને સામાન્ય નિયમે કરીને એવું ઠરાવેલું છે કે ચીતભ્રમ એક પ્રતીવાદીનો મુકદ્દમા પુરતો વાલી કોરટ નીમે છે.

ઇએ (રસીક વી. બીધુમુખી (૧૯૦૬) ૩૩ ક. ૧૦૫૪; ૧૦ ક. વી. નો. ૭૧૯; ૪ ક. લા. જે. ૩૦૬; વ્યંકટરામાના વી. હીમાપા (૧૮૯૧) ૧૬ મું ૧૩૨; અને જુઓ કેહનઓ એક તરફી ઠરાવ (૧૮૭૯) ૧૦ સી. ડી. ૧૮૩ તોપણ જુઓ ભુપેન્દ્ર વી. શ્રીશનારાયણ (૧૮૮૧) ૬ ક. ૫૩૯) એકાદા શખસને એક દીવાની બાબતમાં વહિવટદાર નીમેલો હતો પણ જે વખતે તેણી સ્થીર મનની હતી તે વખતે જો કે તેને તે દીવાનીના પ્રતીનીધી તરીકે નીમેલો નહોતો તોપણ તે એક દાવામાં તેણીની તરફથી હાજર થવાને મુખત્યાર હતો એવું ઠરાવેલુ હતુ (કાલાચંદ વી. સુલોચના (૧૮૭૪) ૨૨ વી. રી. ૩૩) સને ૧૮૫૮ના એકટ ૩૫ પ્રમાણે એક દીવાનાની મીલકતનો વહિવટદાર નીમવામાં આવેલો હતો તેથી તે દીવાનાની ઉપરના એકાદા દાવામાં તેને એક પક્ષકાર કરવો જોઇએ (ચંદ્રમતી વી. મંજુલાલ (૧૮૯૬) ૨૩ ક. ૫૧૨) વખતે વખતે દીવાનાપણું થાય અને સ્થીર મનની સ્થીતી થાય તેની વચમાં જે ભેદ છે તેથી અકસ્માત અને યોગ વખતના કારણોથી તે ચીતભ્રમ પણ પ્રસંગોપાત ઉત્પન્ન થાય છે તે વીશે જુઓ નાગાપાચેતનાં કામમાં (૧૮૯૫) ૧૮ મ. ૪૭૨) જ્યારે દાવા અરજીમાંથી એક દીવાના વાદીનું નામ તેના વકીલે અથવા તેના વાલીએ અખત્યાર વીના કહાડી નાંખેલું હતું અને પાછળથી તેનુ નામ ફરીથી દાખલ કરેલુ હતુ તેમાં ઠરાવેલું છે કે તેનું નામ ફરીથી દાખલ કરવામાં આવ્યું તે દાવો ફાઇલ કર્યા તારીખથી દાખલ કર્યું છે એમ સમજવું જોઇએ કારણ કે તે દાવો મુદતની અંદર દાખલ કરેલો છે (કીરપારામ વી. મોદીના દયાળજી (૧૮૯૫) ૧૯ મું ૧૩૫) કલમ ૧૧૫ પ્રમાણે એક દીવાનાની મીલકત તરફથી કોરટ ઓફ વોર્ડસના ઉપર કરેલા દાવામાં એક હુકમનામું મેળવેલું તે રદ કરાવાને જ્યુ. કમીશનરને એક અરજી કરવામાં આવેલી તે ઉપરથી ઠરાવેલું છે કે તે દીવાના શખસના વાલી નીમવામાં આવેલો છે પણ તે વીશે કાંઇ પુરાવ નથી અને તે હુકમનામાની તારીખે તે વાલી જારી હતો તો પણ સને ૧૮૭૬ના એકટ ૧૭ની ક. ૧૭૫, ૧૭૬થી તે દાવો અખત્યાર વીનાનો થતો નથી (અશરફી વી. બરાંબંકીના ડેપ્યુટી કમીશનર (૧૮૯૪) લા. રી. ૨૨. ઇ. અ. ૯૦; ૨૨ ક. ૭૨૯)

ચારટરની ક. ૧૨ પ્રમાણે વા. પ્રાં. ની હાઇકોરટને જે દીવાનાઓ હિંદુસ્થાનના વતની છે તે દીવાનાઓ સબંધી કાંઇ અસલ હકુમત નથી (જોધાકુંવર વી. હોર્ટ ઓફ વોર્ડસ (૧૮૮૨) ૪ અ. ૧૫૯) સને ૧૮૫૮ ના એકટ ૩૫ માં મળીયારા કુટંબની વ્યવસ્થા કરવાને માટે અથવા તે કુટંબની બાબતમાં હાથ ઘાલવા સારૂ કોરટને માટે કાંઇ સાધન ઠરાવેલું નથી તેમ કોરટને કાંઇ અખત્યાર આપેલો નથી (ત્રીંબકલાલ વી. હીરાલાલ (૧૮૯૬) ૨૦ મું. ૬૫૯) એક સ્ત્રીનો ધણી દીવાનો છે એવું ઠરાવેલું નહોતું તેમ છતાં તે ચીતભ્રમ છે એવું કહીને તેણીએ ઇષ્ટમીત્ર તરીકે એક દાવો કર્યો તેથી મુંબાઇ હાઇકોરટે તે ધણી (૧) ચીતભ્રત છે કેવા નહિ (૨) તે દાવો તેના ફાયદા સારૂ કરેલો છે કે નહિ તે વીશે તજવીજ કરવાને હુકમ કરેલો છે (પ્રાણસુખ વી. બાઇ લાડકોર (૧૮૯૯) ૨૩ મું. ૬૫૩) આગળના કાયદાના બાબ ૩૧ ના ઠરાવો બધા જોઇએ તેટલા નહોતા અને જ્યારે એકાદા શખસને સને ૧૮૫૮ ના એકટ ૩૫ અથવા બીજા [illegible] તે વખતના [illegible] કાયદા પ્રમાણે જો કે ચીતભ્રમ ઠરાવેલો નહોતો તો પણ તે ચીતભ્રમ છે એવું કબુલ કરવામાં આવેલું હોય અથવા માલુમ પડેલું હોય તો [illegible] હોય તો તેને પોતાના ઇષ્ટમીત્રની મારફતે દાવો કરવાની પરવાનગી આપવી જોઇએ અને જ્યારે તે પ્રતીવાદી હોય ત્યારે કોરટે મુકદમા પુરતો એક વાલી

નીમવો જોઇએ (નથુ વી. સીતા (૧૮૫૮) ૨૦ અ. ૨) એક મઠના આગેવાન તરીકે એક દીવાનાને મીલકત મળેલી તેથી સને ૧૮૫૮ ના એકટ ૩૫ પ્રમાણે તે મીલકતનો એક વાલી નીમી શકાય છે (સીતારામ ચાઇ વી. કેશવચાઇ (૧૮૯૮) ૨૧ મ. ૪૦૨) સને ૧૮૫૮ ના એકટ ૩૫ ની ક. ૧૧ પ્રમાણે એકાદા દીવાનાની મીલકતનો કબજો લેવાને એકાદા કલેકટરને નીમેલા હોય તો તે દીવાના તરફથી દાવો કરી શકતા નથી પણ તે કારણસર તેમણે એક વહિવટદાર નીમવો જોઇએ (ગોરીનાથ વી. મોગીરના કલેકટર (૧૮૬૭) ૭ વી. રી. ૫)

દીવાનાની મીલકત સબધી તે દીવાનાની ફકત જાતનો વાલી હોય તેને દાવો લાવવાનો હક નથી. તે દીવાનાની મીલકતનો વહિવટદારજ ફક્ત આવો દાવો કરી શકે છે રૂ ૧ એકાદા દીવાનાને જ્યારે લાગુ કરવામાં આવે ત્યારે તે રૂલમાં વાલી શબ્દ છે તેનો હેતુ તેની મીલકતનો વહિવટદાર છે. આ રૂલ પ્રમાણે તે મીલકતના વાલી શીવાય એકાદો શખસ કોરટની પરવાનગી સાથે વળી દાવો કરી શકે છે (દીવાળી વી. હીરાલાલ (૧૮૯૯) ૨૩ મું. ૪૦૩)

**દીવાનાપણાનો પુરાવ.**—કારણોની કાંઇ વીગતથી પુરી થયા વીનાના સાક્ષીયોનું ફક્ત જે કેહવું હોય તો તે રોગની રીતી અને અરદાસ તે દીવાનપણાના સતોસ કારક પુરાવ તરીકે કબુલ કરવાના જોઇએ (કાલાચંદ વી. સુલોચના (૧૮૭૪) ૨૨ વી. રી. ૩૩) તે શખસ ચીતભ્રમ છે એવું ધારવાને કારણ છે એમ ખુલી રીતે બતાવવુ જોઇએ (ગંગાપ્રસાદ વી. વુમા (૧૮૭૨) ૧૮ વી. રી. ૩૨૬) તે એકટ પ્રમાણે જે સખસોને ચીતભ્રમ ઠરાવેલા ના હોય તે શખસોના ઉપર દાવા ચલાવાને દીવાની કામ ચલાવાની રીતીના કાયદામાં કાંઇ ઠરાવ નથી માટે પ્રતીવાદી ચીતભ્રમ છે એવુ સાબીત કરવામાં આવે તો કોરટ એક મુકર્દમા પુરતો વાલી નીમવો જોઇએ (કેદાલારેડી વી. નારીટી (૧૯૦૧) ૨૪ મું. ૫૦૪)

**૧૬.** કોઇ સત્તાધિકારી રાજાએ અથવા રાજ્ય ચલાવનાર સરદારે પોતાનાં સંસ્થાનના નામથી ફરિયાદ કરી હોય અથવા તેના ઉપર તેના સંસ્થાનના નામથી ફરિયાદ થઇ હોય, અથવા ગવરનર જનરલ ઇન્ કોન્સિલના અથવા કોઇ સ્થાનિક સરકારના હુકમથી કોઇ એજંટના નામથી અથવા બીજા કોઇ શખસના નામથી તેના ઉપર ફરિયાદ થઇ હોય તેને, આ ઓરડરમાં કહેલી કાંઇ વાત લાગુ પડે છે એમ સમજવું નહીં અથવા તે વાત ઉપરથી સગીરે અથવા ગાંડા માણસે અથવા બીજા ચિત્તભ્રમ થયેલા માણસોએ કરેલી અથવા તેની ઉપર કરવાની ફરિયાદમાં વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇ સ્થાનિક કાયદાના ઠરાવોને બાધ આવે છે અથવા તેમાં કાંઇ વત્તું ઓછું થાય છે એમ સમજવું નહીં.

રાજા તથા સરદારો ના સબંધમાં અપવાદ. — કલમ ૪૬૪

**સને ૧૮૮૨ ના એકટ. ૧૪ ની ક. ૪૬૪.**

**ટીકા.**—આ રૂલ હા કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**કોરટ ઓફ વોર્ડસ.**—કોરટ ઓફ વોર્ડસની નીચે એક પાલક તરફથી એક વહિવટદારે એક દાવો કરેલો હતો તેમાં તેને દાવો કરવાનો અખત્યાર નથી એવી હરકત લેવામાં

આવી હતી તેથી પ્રીવીકાઉન્સીલે તે હરકત ફક્ત રીતીસરની ગણીને તે સાંભળવાને ના કહેલી છે ( હરદેનારાયણ વી. રૂદ્રપ્રકાશ ( ૧૮૮૩ ) લા. રી. ૧૧. ઇં. અ. ૨૬; ૧૦ ક. ૬૨૬. વળી જુઓ બીરેસફોર્ડ વી. રામસુભા ( ૧૮૯૦ ) ૧૩ મ. ૧૯૭; શંકુ વી. પટામા ૧૪ મ. ૮૯; પણ જુઓ ભુપેન્દ્રનારાયણ વી. બરોડાપ્રસાદ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૫૦૦; બીસેવર વી. સોમશીખરેશ્વર ( ૧૮૯૦ ) ૧૭ ક. ૬૮૮; લા. રી. ૧૭. ઇં. અ. ૫; દીનેશચંદ્ર વી. ગુલામમુસ્તફા ( ૧૮૮૯ ) ૧૬ ક. ૫૭)

મંજુરી મેળવેલી નહેતી તોપણ એક પાલક તરફથી દાવો કરવામાં આવેલો તે યોગ્ય રીતે કરેલો છે તે વીશે જુઓ બીશેશ્વરરાય વી. શોશીશીખરેશ્વર ( ૧૮૮૯ ) ૧૭ ક. ૬૮૮; લા. રી. ૧૭. ઇ. અ. ૫ )

**સ્થાનીક કાયદો.**—રૂ. ૩ ( ૧ ) નીચે જુઓ નોટ. અને જુઓ ગુરૂ ચરણ વી. કાળીકીશન ( ૧૮૮૫ ) ૧૧ ક. ૪૦૨ )



## ઑર્ડર ૩૩ મો.



### નાદારોની ફરિયાદો.

**રૂ. નીચેના ઠરાવોને અનુસરીને કોઇ પણ ફરિયાદ નાદાર આણી શકે.**

નાદારીમાં ફરિયાદો આણી શકાય. **કલમ ૪૦૧**

**ઝુલાસો.**—આવી ફરિયાદ કરવામાં ફરિયાદ અરજીને વાસ્તે કાયદામાં ઠરાવેલી ફી ભરવા જેટલાં કોઇ શખસ પાસે પુરતાં સાધન ન હોય, અથવા જ્યાં તેવી ફી ન ઠરાવી હોય ત્યાં, ફરિયાદના વિષય તથા તેનાં જરૂરીયાત પેહેરવાનાં વસ્ત્ર શિવાય તેની માલકીની સો રૂપિયાની મિલકત ન હોય, ત્યારે તે શખસ 'નાદાર' કહેવાય.

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૪૦૫.**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા. પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

નાદારીમાં દાવો કરવાની અરજી ઉપરથી આ વાખ્યા સબંધી અરજદારની નાદારી વીશેના સવાલ બાબત વ્યવસ્થા કરવાને કોરટને જરૂર છે ( મહમદ હુસેન વી. અજોધ્યાપ્રસાદ ( ૧૮૮૮ ) ૧૦ અ. ૪૬૭ )

જો એકાદા શખ્સને રૂ. ૧૬૦૦ ) કરતાં વધારે રકમની કોરટ ફી એકાદો દાવો દાખલ કરવાને જોઇતી હોય અને તેની પાસે રૂ. ૧૬૦૦ ની મીલકત હોય તો આ રૂલના હેતુ પ્રમાણે તે એક નાદાર છે ( ગંગાબાઇ વી. શ્રીધર ( ૧૯૦૬ ) ૮ મું. લા. રી ૬૪૨ ).

" શિવાય " જુઓ કીરટબાઇ વી. માનેશર ( ૧૯૦૬ ) ૩૦ મું. ૫૯૩; ૮ મું. લા. રી. ૬૯૧ )

**દાવાવાળી બાબત.**—રૂ. ૬. ૭ પ્રમાણે કાંઇ દાવો હયાત હોય તે પહેલાં નાદારી

વીશે તજવીજ કરવામાં આવે છે. આવી એકાદી તજવીજ ઉપરથી બીજી બાજુ તરફથી એ કસો રૂપીયાની કીંમતની દાવાવાળી ચીજો અનામત મુકવામાં આવી તેમાં ઠરાવ્યુ છે કે આ ચીજો દાવાવાળી બાબતનો કાંઇ ભાગ થતો નથી અને તે અરજદાર નાદાર નથી ( દ્વારકાંનાથ વી. માધવરાવ ( ૧૮૮૬ ) ૧૦ મુ. ૨૦૭) એકાદો જે શખસ નાદાર તરીકે દાવો કરવાને પરવાનગી મળવાને અરજ કરતો હોય તો તે શખસ પોતાનો દાવો ગીરો મુકીને જોઇતું ફંડ ઉભુ કરવાને મહેનત કરવાને બંધાયલો નથી (વેદાંત વી. પીરીનંદેવામાં (૧૮૭૯) ૩ મ. ૨૪૯).

જુની ક. ( ૪૦૨ ) ન્યાત ખોવાથી થએલા નુકશાન બાબત, આબરૂની હાની બાબત અને બીભત્સ ભાષા વાપરવા બાબતના નુકશાન વીશે દાવો કરવાનો હક બંધ રાખેલો હતો તે ક. ફરીથી દાખલ કરેલી નથી

**વાદી.**—સાધારણ રીતે કરેલો દાવો નાદારીમાં ચલાવાને વાદીને પરવાનગી આપી શકાય છે ( નીરમળચંદ્ર વી. દયાળનાથ ( ૧૮૭૭ ) ૨ ક. ૧૩૦; રેવજી વી. સખારામ ( ૧૮૮૪) ૮ મું. ૬૧૫; થોમસન વી. કલકતા ટા. કં ( ૧૮૯૩ ) ૨૦ ક. ૩૧૯ ) એકાદા મંદીરના ટ્રસ્ટીઓ ખસેડવાને ધર્માદા અર્પણના એકટની ક. ૧૮ પ્રમાણે એકાદા શખસે દાવો કરવાને પરવાનગી લીધેલી હોય તો તે નાદારીમાં દાવો કરી શકે છે ([illegible] વી. ક્રીસ્ણુસામી (૧૯૦૧) ૨૪ મ. ૪૧૯ )

**સગીર.**—એક નાદાર સગીર તરફથી એકાદો ઇસ્ટમીત્ર નાદારીમાં દાવો લાવી શકે છે. ( ગુલાબમણી ડોસી વી. પ્રસન્નમોઇ ( ૧૮૭૩ ) ૧૧ બં. લા. રી. ૩૭૩; જે નાદાર નથી વ્યંકટનરસાય વી, અચેમા ( ૧૮૯૮ ) ૩ મ. ૩ ) પણ તે દાવો નીસ્ફળ થવાથી તે દાવાનું ખરચ તે ઇષ્ટમીત્ર ઉપર નાંખવાને કારણુ થતું નથી ( બ્રીજેશરી વી. કીશોર ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૩૧૬ )

**પ્રતીનીધી.**—નાદારનો પ્રતીનીધી પણ નાદાર છે કે નહિ એ વીશે તજવીજ કરવાની જરૂર નથી; જો કોરટની ખાત્રી થાય કે તે કાયદેસર પ્રતીનીધી છે તો તેને તે દાવો ચલાવાની પરવાનગી આપવી જોઇએ ( ભગવત વી. બલોરામ (૧૮૬૫) ૩ વી.રી. પ્રા. ૨૦).

**ભરૂસા ભરેલુ રૂપ.**—એકાદો એકઝીકયુટર અથવા એડમીનીસ્ટ્રેટર નાદારીમાં દાવો કરી શકે છે ( બીલના કામમાં ( ૧૮૮૪ ) ૭ મ. ૩૯૦, દાનબાઇના કામમાં ( ૧૮૯૪ ) ૧૮ મુ. ૨૩૭ )

**પ્રતીવાદી.**—એકાદા પ્રતીવાદીને એકાદા દાવામાં નાદારીમાં બચાવ કરવાને પરવાનગી આપી શકાય છે ( દુર્ગાચરણ વી. વીતોકાળા ( ૧૮૮૦ ) ૬ ક. લા. રી. ૧૨૦; ૫ ક. ૮૧૯ )

**નાદારની અપીલો.**—જુઓ. ઓ. ૪૪ આગળ.

**અપીલનો પ્રતીવાદી.**—ઓ. ૪૧ રૂ. ૨૨ પ્રમાણે સામી હરકતો નાદારીમાં સાંભળી શકાતી નથી (બ્રજેશ્વરી વી. ગુરૂચરણ ( ૧૮૫૫ ) ૧૧ ક. ૭૩૫ )

અરજમાં લખવાનો મજકૂર.

**૨.** નાદાર તરીકે ફરિયાદ કરવાની પરવાનગીની દરેક અરજમાં, ફરિયાદમાંની ફરિયાદ અરજીઓમાં જે વિગતો લખવાની કહી છે તે લખવી. અરજદારની સ્થાવર અથવા જંગમ જે કંઇ મિલકત હો- **કલમ ૪૦૩**

ય તેનું, તેની આશરે કીંમત સુધાંતનું એક પત્રક તેની સાથે જોડવું. અને પ્લીડીંગ ઉપર સહી કરવા વિશે તથા તેના સાચાપણાના એકરાર કરવા વિશે પાછળ જે રીત કહી છે તે રીતે તે ઉપર સહી તથા સાચાપણાના એકરાર કરવા.

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૪૦૩**

**ટીકા.**--આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

નાદારીમાં મેહેર બાબત દાવો કરવાની એકાદી વહુની અરજી ફતેહ વગરની હોય તેમાં સામી અરજીમાં તેણીના ધણીએ પોતાની જવાબદારી ઇનકાર કરેલી હોય તેથી તે માગણી અને એકાદી મેહેર બાબત ના કહેવામાં આવેલી તેથી દાવાનું કારણ થતુ નથી. તે અરજીમાં અમુક રીતે તે પ્રમાણે કરવાને પરવાનગી આપવામાં આવે તો ફક્ત માંગણી કરવાનો ઇરાદો બતાવામાં આવે છે (ખજૂરૂન્નીસા વી. રાયસુન્નીસા (૧૮૭૪) લા. રી. ૨ ઇ. અ. ૨૩૫, ૧૫ બં લા. રી. પી. સી. ૩૦૬; ૨૪ વી. રી. પી સી. ૧૬૩)

**કોરટ ફી.**--સને ૧૮૭૦ ના એકટ ૭ ના પરી. ૨ ની આ. ૨ જુઓ.

**૩.** આ કાનુનોમાં ગમે તેમ કહેલું હોય તે છતાંએ, અરજદારે પોતે જાતે કોરટને અરજ આપવી, પરંતુ કોરટમાં હાજર થવાની તેને માફી મળી હોય તો, તે અરજ બાબત બધા અગત્યના સવાલોના જવાબ દેઇ શકે તેવો યોગ્ય રીતે અખત્યાર મળેલો મુખત્યાર તે અરજ આપી શકે, અને જે ધણીનો તે મુખત્યાર હોય તે ધણી જાતે હાજર થયો હોત ત્યારે તે ધણીની જે રીતે જબાની લેઈ શકાય તે રીતે તે મુખત્યારની જબાની લેવાય.

અરજ આપવાનું. ફલમ ૪૦૪

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ની ક. ૪૦૪**

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

આ રૂલ અવશ્યની છે અને નાદારીમાં દાવો કરવાની અરજી જો નાદારને ક. ૧૩૨, ૧૩૩ પ્રમાણે હાજર થવાને માફી આપેલી ના હોય તો તે જાતે આપવી જોઇએ (દેવગીર ગુરૂના એક તરફી કામમાં (૧૮૬૯) ૪ મુ. હા. કો. ૯૧ બરજેસ વી. સીડન (૧૮૮૭) ૧૦ મ. ૧૯૩)

**અખત્યારવાળા એજંટ.**--યોગ્ય રીતે અખત્યારવાળો એજંટ નાદાર હોવો જોઇએ એવી જરૂર નથી (ભગબત વી. બલોરામ (૧૮૯૫) ૮ વી રી પ્રા. ૨૦) તે વકીલ હોઇ શકે છે (કીશોરમોહન વી. ગોરચરણ (૧૮૭૧) ૧૫ વી. રી. ૧૯૮) પણ તેને નાદારના એટરની તરીકે ખાસ અખત્યાર આપેલો જોઇએ, સાધારણ વહીવટનામુ બસ નથી (ભગવતીકુંવર વી. ગણેશ (૧૮૭૪) ૧ વી. રી. ૩૦૮)

જો અરજદાર જાતે હાજર થાય નહિ તો તેને કમીશનથી તપાસી શકાય છે જુઓ રૂ.૪

**અપીલ**--એકાદી પડદાનશીન પોતાના યોગ્ય રીતે અખત્યારવાળા એજંટની મારફતે નાદારીમાં એકાદી અપીલ આપી શકે છે (વઝીરૂન્નીસા વી. ઇલાઇબક્ષ (૧૯૦૨) ૨૪ અ. ૧૭૨) આ રૂલ ઓ. ૪૪ પ્રમાણે નાદાર તરીકે અપીલ કરવાની પરવાનગી મળવાને કરેલી

અરજીને લાગુ થતી નથી ( મેઇલથી વી. સોમાપાલંદા ( ૧૯૦૩ ) ૨૬ મ. ૩૬૯ )

**૪.** (૧) અરજ રીતસર લખીને બરાબર રીતે આપી હોય ત્યારે, પોતાને યોગ્ય લાગે તો, દાવાના ગુણદોષ વિશે તથા અરજદારની મિલકત વિશે અરજદારની અથવા, અરજદારને મુખત્યાર મારફતે હાજર થવાને રજા આપી હોય ત્યારે,-તેના મુખત્યારની જબાની લેવાને કોર્ટ મુખત્યાર છે.

અરજદારની જબાની — કલમ ૪૦૬

(૨) મુખત્યારે અરજ આપી હોય ત્યારે, પોતાને યોગ્ય લાગે તો, ગેરહાજર હોય તેવા સાક્ષીની જબાની જે રીતે લેવાય છે તે રીતે, કમિશન મારફત અરજદારની જબાની લેવી, એમ હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

જો મુખત્યારે અરજ આપી હોય તો, કમિશનથી અરજદારની જબાની લેવાનું કોર્ટ ફરમાવે.

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૪૦૬

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.

પહેલી રકમ પ્રમાણે જડજે દેખીતી રીતે તપાસ ચલાવવી જોઇએ. તે પોતાનો અખત્યાર બીજા કોઇ શખસને આપી શકતા નથી (મહારાણી વી, મીરસાહેબ (૧૮૯૨ )૧ મું. હા. કો. ૧૦૦ )

**૫.** કોરટને એવું માલમ પડે કેઃ—

અરજ નામંજુર કરવાનું. — કલમ ૪૦૫, ૪૦૭

(અ) નાદાર તરીકે ફરિયાદ કરવાની અરજી કાનુનો [૨] તથા [૩] માં ઠરાવ્યા પ્રમાણે તૈયાર કરીને રજુ કરી નથી, અથવા

(બ) અરજદાર નાદાર નથી, અથવા

(ક) અરજ આપ્યા પહેલાંના લાગલાજ બે માસની અંદર અરજદારે દગલબાજીથી અથવા નાદાર તરીકે ફરિયાદ કરવાની પરવાનગી મેળવવા માટે અરજ કરી શકે તે વિચારથી કંઇ મિલકત વેચી દીધી છે, અથવા

(ડ) અરજદારે લખેલી બાબતો ઉપરથી દાવાનું કારણ ઉત્પન્ન થાય છે એમ જણાતું નથી, અથવા

(ઇ) કરવા ધારેલી ફરિયાદના વિષયના સબંધમાં તેણે કોઇ એવો કરાર કર્યો છે કે તેથી તે વિષયમાં બીજા કોઇ શખસનો હિતસબંધ ઉત્પન્ન થયો છે,

ત્યારે કોરટે તેવી નાદાર તરીકે ફરિયાદ કરવાની અરજ નામંજુર કરવી.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ના ક, ૪૦૫ અને ૪૦૭

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.

**તપાસ.**—આ રૂલમાં જે તપાસ બતાવેલી છે તે અરજદાર અથવા તેના એજંટની છે અને આ વખતે સાક્ષીયો તપાસવાનો કોરટનો અખત્યાર નથી (પ્રકાશઓઝ; અરજદાર (૧૮૭૬) ૨૫ વી. રી. ૭૪ વળી જુઓ તારામણી વી. હરેમોહન (૧૮૭૨) ૧૧ બં લા. રી. એપ. ૨૩)

**દાવો કરવાનો હક.**—જો એવુ જણાય કે તે દાવો તેના ગુણ દોશ ઉપર બરોબર નથી (દુલારી વી. વલભદાશ (૧૮૮૯) ૧૩ મુ. ૧૨૬; જુઓ બીજી રીતે કાકા વી. કોકા (૧૮૮૨) ૪ મ. ૩૨૩; અથવા હરકત છે (વલ્લભદાસ પ્રકાશ ઓઝા અરજદાર (૧૮૭૬) ૨૫ વી. રી. ૭૪; ચતરપાલ વી. રાજારામ (૧૮૮૫) ૭ અ. ૬૬૧; વીજેંદ્રતીર્થ વી સુધીંદ્ર તીર્થ (૧૮૯૬) ૧૯ મ. ૧૯૭) અથવા કોરટની હકુમત નથી (ગંગાદાસના કામમાં (૧૮૭૦) ૧૪ વી. રી. ૨૮૧) અથવા આ રૂલમાં કહેલી હકીકત પૈકીની કોઇ બીજી હકીકત છે તો જડજે તે અરજી રદ કરવી જોઇએ. રકમ (બ) ફક્ત હકુમતના એકાદા સબંધી નથી, પણ તે અરજદારે એવુ સાબેત કરવુ જોઇએ કે તેને કોરટમાં અમલ કરવા લાયક સારૂ પ્રથમ દર્શનીક કારણુ છે અને તે બાબત એક જવાબ લેવાની જરૂર છે (કામરખનાથ વી. સુંદરનાથ (૧૮૯૮) ૨૦ અ. ૨૯૯, અમીરથમ વી. અલવારમનાખમ (૧૯૦૪) ૨૭ મ. ૩૭) જે કહેવામાં આવેલુ હોય તે જો સાચુ હોય તો તે ઉપરથી સારૂ દાવાનુ કારણ થાય છે તો, તે થી કોરટ પરવાનગી આપવાને બંધાએલી નથી (શંકરમ વી. શુબ્રમન્ય (૧૯૦૪) ૨૭ મ. ૧૨૦) તે કામ ચાલતા આ વખતે જડજે કામના ગુણ દોશ અને પક્ષકારોના હક વીશે બો લવુ ના જોઇએ (દેઓદાશ વી. રામચર્ણદાશ (૧૮૯૭) ૨ ક. વી. ૪૭૪); કારણુ કે તે આ રૂલ પ્રમાણે જે તજવીજ કરવાની જરૂર છે તેમાં બોલકુલ જુદી બાબત છે (ગોપાળચંદ્ર વી. બીગુ મીસ્ત્રી (૧૯૦૩) ૮ ક. વી. નો. ૭૦.)

**કોઇ કરાર**—વાદી એક ગામ ગીરોથી છોડાવવાનુ હતુ તેથી તેણે પોતાના વકીલને ઉચક રૂ ૧૫૦૦ આપવાને કરાર કરેલો હતો, અને તે આપવાને કસુર કરવામાં આવે તો, તે મીલકતની ઉપજમાંથી વસુલ કરવાના હતા. ઠરાવ્યું છે કે વાદી તે દાવો નાદાર તરીકે કરી શકતો નથી (મનોહર વી. લક્ષમણ (૧૮૮૫) ૯ મું. ૩૭૧)

**અપીલ**—આ રૂલ પ્રમાણેની અરજી રદ કરવાના હુકમ ઉપર અપીલ નથી, જુઓ ઓ. ૪૩ (સેક્રટરી ઓફ્સ્ટેટ વી. જીલો (૧૮૯૯) ૨૧ અ. ૧૩૩) પણ જ્યારે અરજદાર ના કહેલા દલીદ્રપણા વીશે કાંઇ તજવીજ કર્યા વીના એવા કારણથી તેની અરજી કાહાડી નાંખી હોય કે તેણે તે અરજી ફાઇલ કરયા પછી તે પાછી ખેચી લેવાને અરજ કરેલી હતી તો જેથી અપીલ મંજુર રાખેલી હતી (બલ્દેવ વી. ગુલાકુંવર (૧૮૮૭) ૯ અ. ૧૨૯, તોપણ દ્વારકાનાથ વી. માધવરાવ (૧૮૮૬) ૧૦ મુ. ૨૦૮; અને સ્કીનર વી. ઓરડ (૧૮૭૯) ૨ આ. ૨૪૧, પા. ૨૪૭ ના ઠરાવમાં સર મોટેગ સ્મીથના વીચારોનો મુકાબલો કરો; લા, રી. ૬ ઇ. અ. ૧૨૬)

**ફરી તપાસણી**—આ રૂલ પ્રમાણેનો એવો હુકમ ફરી તપાસણીને પાત્ર છે (મ-હુમદ વી. અજુધીયા (૧૮૮૮) ૧૦ અ. ૪૯૭; દેઓદાશ વી રામચર્ણદાસ (૧૮૯૭) ૨ સી. રી. ૪૮૬).

**મુદત**—તજવીજ ચાલતાની દરમીયાનમાં વાદીયોમાંના એક પ્રતાવાદો મરણ પામે તો ઓ. ૨૨, રૂ. ૪ પ્રમાણે ખાસ મુદત લાગુ થતીનથી (જનારદન જુથલ વી. અનંત (૧૮૮૩) ૭ મું. ૩૯૩)

૬. કાનુન ૫ માં કહેલા કોઇ સબબથી અરજ નામંજુર કરવાનું કંઇ કારણ કોર્ટને જણાય નહીં ત્યારે, પોતાની નાદારી શાબિત કરવામાં અરજદાર જે પુરાવો આપે તે લેવાને તથા તેની ગેરશાબિતિમાં જે પુરાવો આપવામાં આવે તે સાંભળવાને કોર્ટે એક દિવસ ઠરાવવો ( તે દિવસ બાબતની ચોખા દશ દિવસ પહેલા સામા પક્ષકારને તથા સરકારી પ્લીડરને નોટીસ આપવી )

અરજદારની નાદારીનો પુરાવો લેવાસારૂ ઠરાવેલા દિવસની નોટીસ.

કલમ ૪૦૮.

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૪૦૮.

ટીકા—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

૭. (૧) તે પ્રમાણે ઠરાવેલે દિવસે, અથવા ત્યાર પછી અનુકુળ પડે તેટલું જલદી, એમાંથી જમે તે પક્ષકારે હાજર કરેલા ( જો કોઇ હોયતો ) સાક્ષી કોર્ટે તપાસવા અને અરજદારની અથવા તેના મુખ્ત્યારની શાહેદી લેવાને કોર્ટ મુખ્ત્યાર છે. અને તેમની શાહેદીની મતલબનું એક ટિપ્પણ કોર્ટે કરવું.

સુનાવણી વખતે કામ ચલાવવાની રીત.

કલમ ૪૦૯.

(૨) સહરહુ અરજ તથા આમાં ઠરાવ્યા પ્રમાણે કોર્ટે લીધેલો ( કોઇ હોય તો ) પુરાવો વાંચવાથી કાનુન ૫ માં કહેલી કોઈ હરકતો અરજદારને લાગે છે કે નહીં એ વિશે પક્ષકારો જે દલીલો કહે તે પણ કોર્ટે સાંભળવી.

(૩) પછી અરજદારની નાદાર તરીકે ફરિયાદ કરવાની અરજ કોર્ટે મંજુર રાખવી અથવા મંજુર રાખવાને ના પાડવી.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૦૯

ટીકા.—આ રૂલ હા. કો. ને, પંજાબની ચીફ કોરટને તથા અમુક બાબત શીવાય વાય્વ પ્રાંતના સરહદના પ્રાંતના જુડીશીયલ કમીશનરને લાગુ છે.

તે તપાસ કોરટે જાતે કરવી જોઇએ ( એકનાથ બીન મારોબા ( ૧૮૬૨ ) મું. હા. કો. ૧૦૨ ) અને તે નાદારીના સવાલ બાબતજ કરવાની છે, એમ નથી, પણ જે બાબતો રૂ. ૫ માં બતાવેલી છે તે તમામ તેમાં આવી જાય છે ( ગંગાદાસ અરજદારના કામમાં ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૨૮૧; ૧૧ બં. લા. રી. એપ. ૨૩; એવું ઠરાવેલુ છે કે એક નાદાર તરીકે અરજદારને દાવો કરવાની ના કહેવામાં આવેલી નથી, માટે તે અરજ પોતાની અરજી ફરીથી તાજી કરી શકે છે ( ભોજસીંગ વી. માહાકુવર ( ૧૮૬૮ ) ૩ અ. પ્ર. ૧ ) ફરીયાદ ચલાવવાની ખામીને લીધે એકાદી અરજી કાહાડી નાખેલી હોય તો તે ફરીથી દાખલ કરી શકાય છે ( ઉમાસુંદીદેબના કામમાં ( સને ૧૮૭૦ ) ૫ બં. લા. રી. એમ. ૨૫ ) સબોર્ડીનેટ જડજની કોરટમાં એક નાદારીમાં દાવો કરવાની અરજીમાં દાવાનો આંક વધારે બાંધેલો છે એ કારણથી અ. એ સામી તકરાર કરેલી તેમાં તે જીત્યો હતો તેમાં ઠરાવ્યું છે કે પાછળથી ફરીને તે મુનસીફની હકૂમત બાબત તકરાર કરી શકતો નથી ( બમોમોઇ વી. આનંદચંદ્ર ( ૧૮૭૭ ) ૧૧ વી. રી. ૧૨૦ ) અ. તેને દાવો નાદારીમાં ચાલવાને દીવાની કોરટ પરવાન-

ગી આપેલી હતી ત્યાર પછી તેની અરજી મીરત કોરટમાં આપવાને પાછી આપેલી હતી. ઠરાવ્યુ છે કે મીરત કોરટ પ્રથમના હુકમથી બંધાએલી નથી પણ તે કામ તે કોરટે ફરીથી ચલાવવુ જોઇએ; વળી ઠરાવ્યુ છે કે દીલ્હી કોરટમાં તે દાવો ચલાવવામાં જે મુદત ગએલી છે તે બાદ કરવી જોઇએ સ્કીનર વી. ઓર્ડ (૧૮૭૪) ૬ અ. હા. કો. ૨૨૫, ૧ અ. ૨૩૦; સ્કીનર વી. ઓર્ડ (૧૮૭૯) ૨ અ. ૨૪૧ના ઠરાવનો મુકાબલો કરો; લા. રી. ૬ ઇ. અ. ૧૨૬ ) પણ જ્યારે નાદારીમાં અપીલ કરવાની રજા મળવાની અરજી રદ કરવામાં આવેલી હતી ત્યારે પાછળથી રેગ્યુલર અપીલ ફાઇલ કરેલી પણ મુદત વીત્યા પછી તે ફાઇલ કરેલી હતી તેથી તેને પાછળની મુદત આપવામાં આવેલી નથી ( બીશનાથ વી. જગરનાથ (૧૮૯૧) ૧૩ અ. ૩૦૮, વળી જુઓ લક્ષ્મી વી. અનંત ( ૧૮૯૯ ) ૨ મ. ૨૩૦ )

રકમ ૨ થી તે મોકલેલા સવાલ બાબત પક્ષકારો તકરાર કરી શકે છે, પણ જો કાંઇ તકરાર કરવામાં આવેલી ના હોય તો તેનો વીચાર કરવાને કોરટને અટકાવ થતો નથી (અમીરથમ વી. અલવારમણીખમ ( ૧૯૦૪ ) ૨૭ મ. ૩૭.

**ફરી તપાસણી**—જુઓ રામશાહીસીંગ વી. મણીરામ ( ૧૮૮૦ ) ૬ ક. લા. રી. ૨૨૩ ) તેમાં હાઇકોરટે ક. ૧૧૫ પ્રમાણે હાથ ઘાલવાની ના કહેલી હતી.

**ફરી તપાસ**.—આ રૂલ પ્રમાણે નાદાર તરીકે દાવો કરવાની પરવાનગી આપવાને ના કહેવાનો હુકમ કરેલો હોય તો તેની ફરી તપાસ કરવાને પાત્ર છે ( આદરજી વી. માણકજી ( ૧૮૮૦ ) ૪ મુ. ૪૧૪ વળી જુઓ ઉનાસુંદ્રીના કામમાં ( ૧૮૭૦ ) ૫ બં. લા. રી. એપ. ૨૯; મહમદગાઝી વી. દુલભબીબી ( ૧૮૭૦ ) ૫ બં. લા. રી. ૩૧૮ નોટ ૧૧ વી. રી. ૨૨) જ્યારે નાદારીમાં દાવો કરવાના કામમાં ફરી તપાસની અરજી આપેલી હોય ત્યારે તે અરજી ઉપર દાવા અરજી પ્રમાણે કાંઇ કોરટ ફી આપવાની નથી ( ઉમદા વી. નેમા ( ૧૮૯૮ ) ૨૦ અ. ૪૧૦ )

જો અરજ દાખલ કરવામાં આવે તો શી રીતે કરવું.

**૮.** અરજ મંજુર રાખવામાં આવે ત્યારે, તેના ઉપર નંબર પાડીને તે નોંધવી, અને ફરિયાદમાં તે ફરિયાદ અરજી તરીકે ગણવી. અને સાધારણ રીત પ્રમાણે માંડેલી ફરિયાદ તરીકે બધી રીતે તે ફરિયાદનું કામ આગળ ચાલશે. પરંતુ કોઇ અરજી બાબત, કે વકીલની નેમણુક બાબત કે ફરિયાદને લગતા બીજા કામ બાબત [ પ્રોસેસ બજાવવાને જે ફી આપવી પડે તે શિવાય ] કંઇ કોર્ટ ફી વાદીને આપવી પડશે નહીં. કલમ ૪૧૦.

## સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૧૦

**ટીકા**.—આ રૂલ હાં. કો. તથા પ્રે. સ્મો. કો. કો, ને લાગુ છે.

**ફરિયાદ અરજી તરીકે ગણવી**.—તે અરજી મંજુર કરવામાં આવે નહી ત્યાં સુધી કાંઇ દાવો હેંજર નહી ( દવારકાનાથ વી. માધવરાવ ( ૧૮૮૬ ) ૧૦ મું. ૨૦૭ ) અને તે રજા આપતાં જો તે અરજદાર ગુજરી જાય તો તે વખતે વકીલને તે હક પાછળથી મળી શકતો નથી ( લલીત વી. શાતીશ ( ૧૯૦૬ ) ૩ ક. ૧૧૬૩; ૪ ક, લા જે ૨૩૪ )

**ફરી તપાસણી**—જ્યારે તે અરજી મંજુર કરવામાં આવે એટલે અપીલ આપવા

અરજ ઉપરથી કોરટ તે હુકમ રદ કરી શકતી નથી. જો તે પરવાનગી આપ્યા પછી એવું માલુમ પડે કે તે હુકમ અઘટીત રીતે કરાવવામાં આવેલો છે તો જે કોરટને હુકમ કરેલો હોય તે કોરટને એક અરજી કરવી જોઇએ ( ખોદેજાુનીશાના કામમાં (૧૮૯૭) ૭ વી, રી ૪૮૯)

જ્યારે અસલ કોરટે નાદારીમાં દાવો કર્યાની પરવાનગી આપેલી હોય ત્યારે અને વાદીનુ હુકમનામુ કરેલુ હોય, તો વાદીને નાદાર તરીકે દાવો કરવાને પરવાનગી આપ્યાના હુકમ વીશે અપીલમાં પ્રતીવાદી કાંઇ વાંધો લેઇ શકતો નથી (મમતાઝાન વી રસુલન (૧૯૦૧) ૨૩ અ. ૩૬૪

જ્યારે નાદારીમાં કરેલા દાવામાં કરેલા હુકમનામા ઉપર અપીલ પ્રતીવાદીએ કરેલી હોય અને કબુલતથી તે કામની ગુણદોશ ઉપર તપાસ કરવાને હુકમ કરવામાં આવેલો હોય ત્યારે ઠરાવેલુ છે કે જે અસલ વાદી તે વખતે મરણ પામેલો હતો તેના વારસ વકીલના નાદારીમાં તે દાવો ચલાવવાના હક વીશે કાંઇ તજવીજ કરવામાં આવેલી નથી એવી હરકત ત્યાર પછી પ્રતીવાદી લેઇ શકતો નથી ( અકબર હોસન વી. અલીજીના ( ૧૯૦૩ ) ૨૫ અ. ૧૩૭ ).

**મુદત**—તે અરજીની તારીખ ઉપર મુદતનો આધાર છે અને તે અરજી મંજુર કરીને રજીસ્ટર કરવામાં જે દીવસે આવે તે દીવસ ઉપર નથી ( ધાવલે વી. શામવત ( ૧૮૯૭ ) ૪ મું. હા. કો. એ. સી. જે. ૩૫; નારગુટી લક્ષ્મીદેવમ્મા વી. વેંગામા નાઇડુ ( ૧૮૬૧ ) ૯ મું. ઇ. અ. ૯૪. વળી જુઓ સ્કીનર વી. ઓર્ડ ( ૧૮૭૮ ) ૧ અ, ૨૩૦; ૨ અ. ૨૪૧; ખેમકરણ વી, હરકયાળ ( ૧૮૮૨ ) ૪ અ ૩૭ ) જ્યારે નાદારીમાં દાવો કરવાની પરવાનગી મળવાની અરજી નામંજુર કરવામાં આવેલી હોય તેથી તે અરજદાર સંપુર્ણ કોર્ટ ફી આપીને દાવા અરજી દાખલ કરે તો મુદત તે દાખલ કર્યાની તારીખથી ગણવામાં આવે છે, અને સદરહુ નાદારીમાં દાવો કરવાની પરવાનગી બાબતની અરજીની તારીખથી ગણવામાં આવતી નથી તે વખતે તે નાદાર રહેલો નથી ( નારાયણી કુંવર વી મખનલાલ ( ૧૮૯૫ ) ૧૭ અ. ૫૨૬; અબાશી વી. નાહાની ( ૧૮૯૬ ) ૧૮ અ. ૨૦૬; વળી જુઓ ચંદ્રમોહન વી. ભુબન મોહીની ( ૧૮૭૭ ) ૨ ક. ૩૮૯ ) નાદારીમાં દાવો કરવાની પરવાનગી બાબતની અરજી વીરૂધ તકરાર કરવામાં આવેલી તેથી તે અરજ યોગ્ય કોરટ હો રજુ કરી ઠરાવ્યું છે કે મુદતના કારણસર તે અરજી એક ફરીયાદ અરજી જે તારીખે તે દાખલ કરેલી હતી તે તારીખે આપેલી ગણવી જોઇએ ( જનકધારી શુકલ વી. જાનકીકુંવર ( ૧૯૦૧ ) ૨૮ ક ૪૨૭ ).

**સ્ટેંપ**—સ્ટેપ આપવાની જવાબદારીમાંથી માફી ફક્ત આ કલમમાં બતાવેલા કામોનેજ લાગુ છે. એકાદા જે દસ્તાવેજ ઉપર નાદાર આધાર રાખતો હોય તે ઉપર તેણે યોગ્ય સ્ટેંપ અને પેનલટી આપવી જોઇએ ( ગોલામ વી. એકમ ( ૧૮૯૮ ) ૧૦ વી. રી. ૩૫૭ ).

**વાદી નાદાર નથી એવું ક્યારે ઠરાવવું.** **કલમ ૪૧૪**

**૯.** પ્રતિવાદીની અથવા સરકારી પ્લીડરની અરજ ઉપરથી, તે બાબતની ચોખ્ખા સાત દિવસની લખેલી નોટીસ વાદીને આપીને, નીચે લખેલે પ્રસંગે, વાદી નાદાર નથી એવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે; તે પ્રસંગો એ કે—

(અ) ફરિયાદ ચાલતાં તેની વર્તણુક અઘટિત અથવા સતપકારક છે એવો તેના ઉપર દોશ આવે તો;

(બ) નાદાર તરીકે તેણે ફરિયાદ ચાલુ ન રાખવી જોઇએ

એવાં સાધન તેની પાસે છે એમ જણાય તો, અથવા

( ૬ ) ફરિયાદના વિષયના સંબંધમાં તેણે કોઈ એવો કરાર કર્યો હોય કે તેથી તે વિષયમાં બીજા કોઇ શખ્સનો હિત સંબંધ ઉત્પન્ન થયો હોય તો.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૧૪.

ટીકા.—આ કલમ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

નાદારીમાં દાવો ચલાવવાની રજા આપ્યા પછી માલુમ પડેલી હકીકત ઉપરથી જો એવુ જણાય કે તે અરજદારને એક નાદાર તરીકે દાવો ચલાવવાને ન્યારી રાખવો ન જોઇએ તો આ કલમ પ્રમાણે એક અરજી કરવાનો ઇલાજ છે અને ઉપરી કોરટમાં અપીલ અથવા અરજી કરવાનો નથી ( ખોહેજી નીસાના કામમાં ( ૧૮૯૭ ) ૭ વી. રી. ૪૮૬ ).

નાદાર જીતે ત્યારે ખરચ.

કોર્ટ ફી વસુલ કરવાનું

૧૦. ફરિયાદમાં વાદી જીતે ત્યારે, નાદાર તરીકે ફરીયાદ કરવા ન દીધી હોત તો તેને કેટલી કોર્ટ ફી ભરવી પડત તેનો કોર્ટ હિસાબ ગણવો. અને હુકમનામામાં જે પક્ષકારને તે રકમ આપવાનું ફરમાવ્યું હશે તેની પાસેથી તે રકમ સરકાર વસુલ કરશે. અને તે રકમ દાવાના વિષય ઉપરનો પહેલો બોજો ગણાશે. કલમ ૪૧૧.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૧૧

ટીકા.—આ કલમ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

સરકાર—સ્ટેંપ બાબત સરકારનો તે હુકમનામા ઉપર કાંઇ હક સબંધ નથી. તે રોકડ નાણા પ્રમાણે તેની કીમત વસુલ કરી શકે છે; પણ એક હુકમનામાના લેણદારની સ્થીતી કરતાં તે વધારે ઉંચી સ્થીતીમાં નથી. માટે તે નાદાર ઉપર એક હુકમનામાની બજાવણીમાં વાદીનુ હુકમનામુ જપ્ત કરીને તે વેચાવાને સરકારે કબુલ કરેલુ હોય અને તે વેચાણમાંથી જે વધારો બાકીનો રહે તે એક હુકમથી તેમને મળવાનો હતો તેમાં ઠરાવ્યું છે કે તે વેચાણથી કાંઇ વધારો ના હોય તો, તે ખરીદદાર પાસેથી લેઇ શકાતો નથી ( પ્રાંણકીસ્તો વી. મુરસીદાબાદના કલેકટર ( ૧૮૭૧ ) ૫ વી, રી. ૨૦૫ ), અને તે હુકમનામુ તે વેચી શકતા નથી ( જોતીંદ્રનાથ ચોધરી વી. દ્વારકાનાથ દે ( ૧૮૯૩ ) ૨૦ ક. ૨૧૧ ).

એક કબજા બાબતના દાવામાં દરમીયાન ઉપજ બજાવણીમાં નક્કી કરવી એવા ઠરાવવાનુ તે દરમીયાન ઉપજ સાથેનુ એક હુકમનામુ કરેલુ હતું અને વાદી તથા પ્રતીવાદીના હીસ્સાના પ્રમાણમાં જ્યારે વશીલાત નક્કી કરવામાં આવે ત્યારે સરકારને તેઓએ વસુલ આપવાનુ હતુ તે પક્ષકારોએ તે દરમીયાન ઉપજ તજવીજ કરાવી નહી અને સરકારની અરજ ઉપરથા ત પક્ષકારોને હાજર રહેવાને બોલાવલા હતા. અને કસુર કરવાથી કોરટ પોતાના હુકમમાં ફેરફાર કરીને એવુ ઠરાવ્યું કે તે બેઉ પક્ષકારો પાસેથી તે ફી વસુલ કરવી ઠરાવ્યુ છે પહેલો હુકમ શરતી હતો તેથી તે બરોબર નથી પણ તે હુકમનામુ થયા પછી તે હુકમમાં કોરટ ફેરફાર કરી શકતી નથી અને કાંઇ કરવાનુ રહેલુ નથી ( શોસ્તીચર્ણ વી. ચીતાગોંગના કલેકટર ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૧૫૫ ) સરકારને સ્ટેંપ ફીની જે રકમ વસુલ કરવાની હોય છે તેની જવાબદારી મીલકત ઉપર પ્રથમ છે, માટે આવી જવાબદારીની બજાવણીમાં થએલુ

વેચાણ પાછળથી થએલા વચાણ કરતાં વધારે ચાલવું જોઇએ (પથીવાવાબાપીલ વી. વેલોથ આસેનર (૧૯૦૨) ૨૫ મ. ૭૩૩)

**દાવા વાળી બાબત.**—અ. એ રૂ ૧૪૩૫ તથા ખરચના રૂ. ૨૨) નું બ. ઉપર એક હુકમનામું મેળવ્યું કોરટ ફીનો એક ભાગ આપવાને અ. ને ફરમાવેલું હતું તેથી બ. પાસે રૂ ૧૪૩૫) લહેણા થએલા તે રકમ અ. નો ભાગ વસુલ કરવાને જપ્ત કરી તે વેચવાને સરકારે દરખાસ્ત કરી બ. એ પોતાના રૂ ૮૭૫ નો તથા એક બીજા હુકમનામાની રૂઇએ અ. પાસે બીજી રકમ લહેણી હતી તેનો સેટોફનો દાવો રાખ્યો. આ રકમો બાબત બજાવણીમાં કાંઇ કામ ચાલેલું નથી. ઠરાવ્યું છે કે રૂ. ૧૪૩૫) ની રકમ તે દાવાવાળી બાબત પૈકીની છે, અને સરકારનો તે ઉપર પ્રથમ હક છે. માટે કાંઇ સેટોફ આપાવી શકાતો નથી (જાનકી વી. અલ્હાબાદના કલેકટર (૧૮૮૭) ૯ અ. ૬૪)

**કોઇ પક્ષકાર પાસેથી.**—પ્રતીવાદીના ઉપર જેટલી રકમનું હુકમનામું કરેલું હોય તે કરતાં વધારે રકમ ઉપર કોરટ ફી આપવાને એકલા પ્રતીવાદીને જવાબદાર ઠરાવવો ન જોઇએ (ચંદ્રરેકા વી. સેક્રટરી ઓફ સ્ટેટ (૧૮૯૧) ૧૪ મ. ૧૬૩)

**પહેલો બોજો.**—જુઓ ડોશીમહમદ વી. મણી (૧૯૦૭) ૨૯ અ. ૫૩૭; ગણપત પતાયા વી. કેનેરાના કલેકટર (૧૮૭૫) ૧ મુ. ૭; મોરાદાબાદના કલેકટર વી. મહમદ (૧૮૭૯) ૨ અ. ૧૯૬; તે પ્રમાણે ગયાનોદ વી. બટયા (૧૯૦૬) ૩૩ ક. ૧૦૪૦; ૧૦ ક. વી. નો. ૮૫૭; પણ જુઓ રામચંદ્ર વી. પીચેકની (૧૮૮૪) ૭ મ. ૪૩૪; અને જુડા વી. સેક્રટરી ઓફ સ્ટેટ (૧૮૮૬) ૧૨ ક. ૪૪૫માં જે તકરાર છે તેનો મુકાબલો કરો. નાદારીમાં એક દાવો કરવામાં આવ્યો તેમાં વાદી જીતેલો હતો અને તે હુકમનામામાં ઠરાવેલું હતું કે કોરટ ફીનો દાવાવાળી બાબત ઉપર પ્રથમ બોજો છે ઠરાવ્યું છે કે સરકારને જુદો દાવો કરવાની જરૂર નથી પણ બજાવણીનું કામ ચલાવીને તે કોરટ ફી મીલકતથી સરકાર વસુલ કરી શકે છે (રામદાસ વી. સેક્રટરી ઓફ સ્ટેટ (૧૮૯૬) ૧૮ અ. ૪૧૯)

**વેચાણ.**—જે કોરટ ફી સરકારની લહેણી છે એવું જુબાની ખાતામાં આવેલું હતું તે વસુલ કરવાને મીલકત વેચવાનો આ રૂલ પ્રમાણે એક હુકમ કરવામાં આવેલો હતો, પણ જ્યારે તે હુકમ કરવાને કોરટની હકુમત ન્હોતી ત્યારે તે અખત્યાર ઉપરાંતનો અને નીરર્થક છે. માટે તે હુકમ રદ કરવાને કાંઇ જરૂર નથી (બાળકૃષ્ણરાવ વી. મહમદ હુસન (૧૮૯૩) ૧૫ અ. ૩૨૪)

**મુદત.**—સને ૧૮૭૭ ના મુદતના એકટની આરટીકલ ૧૭૯ (અને ૧૯૦૮ ના એકટ ૯ ના પરીશીષ્ટ ૧ ની આરટીકલ. ૧૮૨) પ્રમાણે તે હુકમની બજાવણી સરકારને સાધારણ રીતે મુદત આપેલી છે (બીરભુમના કલેકટર વી. શ્રીહરી (૧૮૭૪) ૨૨ વી. રી. ૫૨૨, આપાયા વી. વીઝીગાપટમના કલેકટર (૧૮૮૨) ૪ મ. ૧૫૫, વેણુબાઇ વી. નાસીકના કલેકટર (૧૮૭૭) ૭ મુ. ૫૫૨, નોટ)

**અપીલ.**—સરકાર અને જે પક્ષકારને જવાબદાર ઠરાવેલો હોય તે પક્ષકાર વચેના હુકમો ઉપર ક. ૪૭ પ્રમાણે અપીલ ચાલી શકે છે (જાનકી વી. અલ્હાબાદના કલેકટર (૧૮૮૭) ૯ અ. ૬૪; સેક્રટરી ઓફ સ્ટેટ વા. ભગવંતી (૧૮૯૧) ૧૩ અ. ૩૨૬, નોટ)

**રૂ. ૧૨.** વાદી કુરિયાદમાં હારે અથવા તે નાદાર નથી એમ ઠરે અથવા

નાદાર હારે ત્યારે કેમ કરવું.

કલમ ૪૧૨.

(અ) પ્રતિવાદીને હાજર થઇને જવાબ આપવા સારૂ કાઢેલો સમન બજાવવા સારૂ જે કોઇ ફી અથવા બીજો ટપાલનો ખરચ [જો હોય તો તે] વાદીએ ન આપ્યાને લીધે તે સમન પ્રતિવાદી ઉપર બજ્યો નહોવાના કારણસર, અથવા

(બ) ફરિયાદની સુનાવણી પોકારવામાં આવે તે વખતે વાદી હાજર ન થવાના કારણસર,

ફરિયાદ કાઢી નાંખવામાં અથવા પાછી ખેંચી લેવામાં આવે ત્યારે, નાદાર તરીકે ફરિયાદ કરવાની રજા ન મળી હોત તો જે કોર્ટ ફી વાદીને ભરવી પડત તે ભરવાને સારૂ, વાદીને અથવા ફરિયાદમાં સહ વાદી કર્યો હોય તેને કોર્ટે હુકમ કરવો.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૧૨

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ થાય છે.

**દાવામાં હારવામાં આવે તે**—જયારે દાવા અરજી નાદારીમાં દાખલ કરેલી હોય પણ જડજે પોતાને હકુમત નથી, એવુ ઠરાવીને તે દાવા અરજી વાદીને પાછી આપવામાં આવે તો વાદી પાસેથી કોર્ટ ફી અપાવવાની તે જડજની હકુમત નથી (રત્નાગીરીના કલેકટર વી. જનાર્દન ૬ મું. ૫૯૦) અને આ રૂલ તપાસ કરીને નિષ્ફળ થવામાં આવેલુ હોય તે શીવાય બીજાં નિષ્ફળ થયેલાં કામોને લાગુ થતી નથી આ કામમાં કેનેરાના કલેક્ટર વી. ક્રીષ્ણા (૧૮૯૧) ૧૫ મું. ૭૭ ના કામના ઠરાવથી જુદો ઠરાવ કરેલો છે). એક વાદીએ નાદારીમાં દાવો કરેલો હોય અને તેનો દાવો જો તપાસ કર્યા વિના કહાડી નાંખેલો હોય તો તે સ્ટેમ્પ આપવાને જવાબદાર થાય છે અને ક. ૧૧૫ પ્રમાણે તે પ્રમાણે કરવાને તેને હુકમ કરી શકાય છે (વીઝાગાપટ્ટમના કલેક્ટર વી. અબદુલ (૧૮૯૮) ૨૧ મ. ૧૧૩; કેનેરાના કલેક્ટર વી. ક્રીષ્ણા (૧૮૯૧) ૧૫ મું ૭૭ ના કામના ઠરાવથી જુદો ઠરાવ કરેલો છે) પણ તે ઠરાવથી જુદા ચાલવામાં આવેલું છે. "જો દાવામાં વાદી હારે તો" એવા શબ્દો છે તે ઓ. ૨૩ રૂ. ૧ પ્રમાણેનો એકાદો દાવો પાછો ખેંચી લેવામાં આવેલો હોય તેને લાગુ થાય છે (સેક્રેટરી ઓફ સ્ટેટ વી. નારાયણ (૧૯૦૫) ૨૯ મું. ૧૦૨; અને જુઓ સેક્રેટરી વી. ભાગીરથી (૧૯૦૭) ૩૧ મું. ૧૦; ૮ મું. લા. રી. ૬૮૯).

**અપીલ પાછી ખેંચી લીધેલી તે**—જયારે નાદારીમાં એકાદી અપીલ કરેલી હોય અને તે પછી ખેંચી લેવામાં આવેલી હોય ત્યારે રૂ. ૧૧ અથવા રૂ. ૯ પ્રમાણે કાંઇ હુકમ થઇ શકતો નથી અને પક્ષકારોની વચ્ચે થયેલા કાંઇ કરારના આધારથી અપીલના પ્રતીવાદીએ કાંઇ ફી આપવી એવો હુકમ અપીલના પ્રતીવાદીને કોર્ટ કરી શકતી નથી (ચાંદજી વી. કુંવર (૧૮૯૪) ૧૮ મું ૪૬૪)

**ફરી તપાસણી, ફરી તપાસ**—જયારે દાવામાં સરકાર એકાદા પક્ષકાર ન હોય ત્યારે એક ખાંમી ભરેલા હુકમનામા વીશે તે સાંભળી શકાતો નથી (સેક્રેટરી ઓફ સ્ટેટ, અર.

જદારના કામમાં ( ૧૮૦૮ ) ૨. ક. લાહોરી. ૪૬૧ ) પણ મુંબાઇમાં રેવન્યુ કલેકટરને ક. ૧૧૫ પ્રમાણે અરજ કરવાને પરવાનગી આપવામાં આવે છે અને એકાદી તાબાની કોરટની ભુલ સુધરાવવામાં આવે છે ( કેનેરાના કલેકટર વી. ક્રીષ્ણાપા. ( ૧૮૯૧ ) ૧૫ મું. ૭૭; કેનેરાના કલેકટર વી. રામભટ ( ૧૮૯૪ ) ૧૮ ક. ૪૪૪. )

**પ્રતીવાદી**--એક નાદારીદાવામાં જીતેલા પ્રતીવાદીના ખરચને આ રૂલ લાગુ થતુ નથી ( જેઠા વી. ગુલરાજ ( ૧૮૮૪ ) ૮ મું. ૫૭૭ ).

**૧૨.** ૧૦ મી અથવા ૧૧ મી કાનુન પ્રમાણે જે કોરટ ફી લેવાની હોય તે ભરવા સારૂ હુકમ થવા માટે કોરટને કોઈપણ વખત અરજ કરવાનો સરકારને હક છે.

કોર્ટ ફી ભરવા માટે સરકાર અરજ કરે — કલમ નવી

**૧૩.** ૧૦ મી ૧૧ મી અથવા ૧૨ મી કાનુન મુજબ સરકાર અને કોઈપણું પક્ષકાર વચ્ચે ઉત્પન્ન થતી બાબતો ૪૭ મી કલમના અર્થ મુજબ તે ફરિયાદના પક્ષકારો વચ્ચે ઉત્પન્ન થતી બાબતો છે એમ ગણવું

સરકારને પક્ષકાર ગણવો. — કલમ નવી

**૧૪.** ૧૦ મી, ૧૧ મી અથવા ૧૨ મી કાનુન મુજબ હુકમ કરવામાં આવે ત્યારે, કોરટે હુકમનામાની નકલ કલેકટરને તાબડતોબ મોકલાવવી.

હુકમનામાની નકલ કલેકટરને મોકલવી. — કલમ નવી

*ટીકા*—આ રૂલો નવી છે અને તે હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**૧૫.** અરજદારને નાદાર તરીકે ફરિયાદ કરવાની રજા ન આપવાનો હુકમ કર્યા પછી ફરિયાદ કરવાના તેના તેજ હક્ક પરથી તેવી જાતની ફરી અરજી તેનાથી થશે નહીં. પરંતુ નાદારીમાં ફરિયાદ કરવાની રજા મળવાસારૂ તેણે જે અરજ કરી હોય તેની સામે થવામાં સરકારને અથવા સામા પક્ષકારને ખરચ થયો હોય ( તો ) તે, એ અરજદાર પ્રથમ આપે તો તેને તેજ હક્કથી હમેશની રીતે ફરિયાદ કરવાને છુટ મળશે.

અરજદારને નાદારીમાં ફરીયાદ કરવાની રજા આપવાની ના પાડી હોય તો પછી બીજી તેવી અરજ ચાલશે નહીં. — કલમ ૪૧૩

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૧૩.

*ટીકા*—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

જ્યારે કોરટે પરવાનગી નહિ આપવાનો હુકમ કરેલો ના હોય ત્યારે આ રૂલ લાગુ થતી નથી; જેમકે તે કોરટે એક સન્ખો હકુમતવાળી કોરટ તરફ નાદારોના સવાલ વિશે તપાસ થવા સારૂ તે અરજી મોકલેલી હોય ( સ્ટીનર વી. આર્ડ ( ૧૮૭૪ ) ક. અ. હા. કો. ૨૨૫ ૨ અ. ૨૪૧ ) અથવા " હાલતે મારે " તે અરજી કહાડી નાંખવામાં આવે એવા હાસ્યથી

કે ગેર હાજરીની કસુરથી તે કહાડી નાંખવામાં આવે ( ભોજસીંગલ મહાકુંવર ( ૧૯૬૮ ) ૮ આ. પ્રા. ૧ ) ત્યારે આ રૂલ લાગુ થતી નથી આવી હકીકતથી તે અરજી ફરીથી તાજી કરી શકાય છે. પથમનો જે દાવો કેહવામાં આવેલો હોય તે રેગ્યુલર દાવો ના હોય પણ નાદારીમાં દાવો કરવાને કરેલી અરજી રદ કરેલી હોય ત્યારે પાછળનો એકાદો દાવો ચાલવાને હરકત થાય તેવી રીતે ઓ. ૨ રૂ. ૨ લાગુ થઇ શકતી નથી ( નારાયણ વી. જસવતસીંગ ( ૧૮૯૯ ) ૨૧ અ. ૩૫૮ ) આ રૂલ પ્રમાણે હકુમતનો અટકાવ થાય છે અને દાવો ચાલતાં હરકોઇ વખતે તે લક્ષમાં રાખવાને કોર્ટ મુખત્યાર છે અને બંધાયલી છે ( રણછોડ મોરાર વી. બેજનજી એદલજી ( ૧૮૯૬ ) ૨૦ મું. ૮૬ ) સંપુર્ણ ફી આપ્યા પછી દાવા અરજી રજુ કર્યાની તારીખથી મુદત શરૂ થાય છે ( અભયચરણદે વી. બીશેશ્વરી ( ૧૮૯૭ ) ૨૪ ક. ૮૮૯ વળી જુઓ કેસુ વી. ક્રીષ્ણરાવ (૧૮૯૬) ૨૦ મું. ૫૦૮, નારાયણી કૂંવર વા. મખનલાલ (૧૮૯૫) ૧૭ અ. ૫૨૬ અને અબાસી વી. નાની ( ૧૮૯૬ ) ૧૮ અ. ૨૦૬; અને રૂ. ૮ ની નોટ પણ જુઓ જમનાબાઈ વી. વીશનદાસ ( ૧૮૯૭ ) ૨૧ મું. ૫૭૬. )

**૧૬. નાદારીમાં ફરિયાદ કરવાની રજાને વાસ્તે કરેલી અરજનો અને નાદારીની તપાસનો ખરચ તે ફરિયાદનો ખરચ ગણાશે.**

ખરચ. — કલમ ૪૧૫

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૧૫.**

ટીકા.--આ રૂલ હા. કો. તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.

## ઑર્ડર ૩૪ મો.

### સ્થાવર મિલકતના ગીરો બાબતની ફરિયાદો વિશે.

**૧.** આ કાયદાના ઠરાવોને પાત્ર, ગીરોના તારણમાં અથવા ગીરો છોડવવાના હકકમાં હિત સંબંધ હોય એવા સઘળા શખસોને એવા ગીરો સંબંધી હરકોઇ ફરિયાદમાં પક્ષકારો તરીકે સામેલ કરવા જોઇયે.

ગીરો છોડવવાનો હક્ક રદ કરાવવા બાબતની, વેચાણ કરાવવા બાબતની તથા ગીરો છોડવવા બાબતની ફરિયાદના પક્ષકાર. — કલમ નવી

ખુલાસોઃ—પછીનો ગીરો રાખનાર અગાઉના ગીરો રાખનારને ફરિયાદમાં પક્ષકાર કર્યા વગર, ગીરો છોડવવાનો હકક રદ કરાવવા બાબતની અથવા વેચાણ કરાવવા બાબતની ફરિયાદ કરી શકે; અને અગાઉના ગીરો રાખનારને પાછળનું ગીરો છોડવવા બાબતની ફરિયાદમાં સામેલ કરવાની જરૂર નથી.

ટીકા.—સને ૧૮૮૨ ના મીલકત તબદીલ કરવાના એકટ ૪ ની ક. ૮૫ સાથે સરખામણી કરો.

આ નવો ઓર્ડર છે તે મીલકત તબદીલ કરવાના એક્ટમાંથી એવા કારણથી દાખલ કરેલો છે કે ગીરોના દાવામાં કામ ચલાવાની રીતીના કરેલા તમામ ઠરાવોનો એક એક્ટમાં સંગ્રહ થાય તેવીજ મીલકત તબદીલ કરવાના એક્ટની કલમો છે તે રદ કરવાને દરખાસ્ત કરવામાં આવેલી છે.

**આ કાયદાના ઠરાવો.**—ઓ. ૩૧ રૂ. ૧ માં ઠરાવ્યુ છે કે એકાદા ટરસ્ટી અથવા એકઝીક્યુટર અથવા એડમીનીસ્ટ્રેટરના ઉપરના ત્રીજા પક્ષકારોએ કરેલા દાવામાં હિત સબંધ વાળાઓને સામેલ કરવાની જરૂર નથી.

**હિતવાળા તમામ શખસો.**—આ અપવાદની સાથે ગીરોની જામીનીમાં અથવા ગીરો છોડાવાના હકમાં હિત રાખનાર તમામ સખસોને એક ગીરોની રૂઇએ કરેલા કોઇ પણ દાવામાં સામેલ કરવા જોઇએ. આ શબ્દો નવા છે અને મીલકત તબદીલ કરવાના એક્ટની ક. ૮૫ની સમજુતથી ઉત્પન્ન થયેલો શક રહેતો નથી. આ રૂલ ખુલ્લી રીતે પાછી ઈંગ્રેજી રીવાજ પ્રમાણે છે ( સેટનોનડીક્રીસ ૬ આ. પા. ૧૯૩૨ અને જુઓ મનમોહિની વી. પાર્બતી (૧૯૦૫ ) ૩૨ ક. ૭૪૬ )

**પ્રથમના ગીરો રાખનારાઓ.**—તે ખુલાસામાં ખુલ્લુ કહેલુ છે કે એકાદા ગીરો રાખનારે ગીરો છોડાવાનો હક બંધ કરવાને અથવા વેચાણ કરવાને કરેલા દાવા ઉપરથી પાછળનું ગીરો છોડાવાના દાવામાં પ્રથમના ગીરો રાખનારાઓ જરૂરીયાત પક્ષકારો નથી.

મીલકત તબદીલ કરવાના એક્ટની ક. ૬૧, ૮૫ પ્રમાણે હા. કો. ના એક બીજા વીરૂધ ઠરાવોના આ ઉપરથી નક્કી ઠરાવ થાય છે ( જુઓ સ્વે. કમીટીનો રીપોર્ટ તથા શેપર્ડ એન્ડ બ્રાઉનના મીલકત તબદીલ કરવાના એક્ટ ૬ આ. પા, ૨૯૩ મે સંગ્રહ કરેલા ઠરાવો)

**ગીરો સબંધી દાવો.**—મીલકત તબદીલ કરવાના એક્ટની ક. ૮૫ પ્રમાણે આ શબ્દો ગીરો છોડાવાનો હક બંધ કરવા, ગીરો છોડાવવા અને વેચાણ કરવાના ફક્ત દાવા સબંધી મારજીનમાં બતાવેલી નોટ પ્રમાણે છે એવું સમજાવામાં આવેલું છે ( ગંગાપ્રસાદ વી. ચુનીલાલ ( ૧૮૯૬ ) ૧૮ અ. ૧૧૩, અને શેપર્ડ અને બ્રાઉનના મીલકત તબદીલ કરવાના એક્ટની ક. આ. નુ પા. ૩૮૭ )

**સામેલ ન કરવામાં આવે તે.**—મીલકત તબદીલ કરવાના એક્ટની ક. ૮૫ નો વિશેશ ઠરાવ છોડી દેવામાં આવેલો છે અને અનુમાન કરવા પ્રમાણે જરૂરીયાત પક્ષકાર સામેલ નહિ કરવાથી આજ સુધી જે અસર થાય છે તેજ અસર થાય છે આખરનું હુકમનામુ કરતાં સુધીમાં હરકોઇ વખતે આવા પક્ષકારોને ઓ. ૧ રૂ. ૧૦ પ્રમાણે યોગ્ય કામમાં વધારવાને કોરટ પરવાનગી આપી શકે છે ( તીકમસીંગ વી. ઠક્કર કીશોર (૧૮૯૮) ૨૦ અ. ૧૮૮; જમના વી. ગંગા (૧૮૯૨) ૧૯ ક. ૪૦૧; સોરાબજી વી. રતનજી (૧૮૯૮) ૨૨ મું. ૭૦૧ )

એકાદો જે શખસ જરૂરીયાત પક્ષકાર હોય તેને દાખલ નહિ કરવાથી હમેશાં આ પરીણામ થવો જોઇએ કે આવા સખસ વીરૂધ તેનો કાંઇ અમલ થઇ શકે નહિ ( રામનારાયણ વી. બદી (૧૯૦૪) ૩૧ ક. ૭૩૭, બ્રીજકીશોર વી. માધો (૧૯૦૬) ૨૮ અ. ૨૭૯) અને વાદીના હુકમનામામાં જે ગીરોવાળી મીલકત આવેલી ના હોય તે મીલકત સબંધી નવા હકો જતાવાથી વાદીને ભારે હરકત થયેલી છે એવું પોતાની મેળે લાગી શકે છે. જ્યારે પાછળના ગીરો રાખનારને ગીરો છોડાવવાના હક બંધ કરવાના અથવા વેચાણ કરવાના એકાદા દાવામાં પક્ષકાર કરેલો ના હોય ત્યારે તેની તરફથી ગીરો છોડાવવાનો હક નક્કી જતાવી શકા

૫ છે અને તેનો હક ફક્ત વેચાણુની ઉપજેલી રકમના વધારા ઉપર દાવો રાખે તેવો રહેતો નથી ( ગોર્વીદલાલ વી. રમઝાન ( ૧૮૯૪ ) ૨૧ ક. ૭૦ પ્રી. સી. )

**૨.** ગીરો છોડવવાનો હુક રદ કરાવવા બાબતની ફરિયાદમાં વાદીની તરફેણુમાં ફેંસલો થાય તો, કોરટે હુકમ નામું કરીનેઃ—　　　　કલમ ૮૬

ગીરો છોડવવાનો હક રદ કરાવવા બાબતની ફરિયાદમાં કરેલું પ્રાથમિક હુકમનામું.

( અ ) આમાં હવે પછી કહેલે દિવસે ગીરો સબંધી મુદ્દલ તથા વ્યાજ બાબત તથા ફરિયાદનો વાદીને કાંઇ ખરચ આપાવ્યો હોય તો તે બાબત તેને કેટલી રકમ દેવી થશે તેનો હિસાબ લેવાનું ફરમાવવું જોઇયે, અથવા

( બ ) એવા હુકમનામાની તારીખે આ પ્રમાણે કેટલી રકમ દેવી નીકળી છે તે ઠરાવીને જણાવવી જોઇયે;

( ક ) અને તે હુકમનામામાં એવું ફરમાવવું જોઇયે કે, સદરહુ પ્રમાણે દેવી નીકળેલી રકમ, કોરટમાં જણાવ્યાની તારીખથી છ મહિનાની અંદરની જે તારીખ કોરટ ઠરાવે તે તારીખે, પ્રતિવાદી કોરટમાં ભરે એટલે વાદીએ પોતાની પાસે અથવા પોતાના તાબામાં હોય તે ગીરો મિલકત સબંધી સઘળા દસ્તાવેજ પ્રતિવાદીને અથવા પ્રતિવાદી નિમે તે શખસને સ્વાધીન કરવા જોઇયે, અને તે મિલકત ગીરો રહિત તથા તેના ઉપર વાદીએ અથવા વાદીની વતી દાવો કરનારાઓએ અથવા બીજાની પાસેથી નીકળેલા હક ઉપરથી વાદી દાવો કરતો હોય ત્યારે જેની વતી તે દાવો કરતો હોય તે શખસે જે બોજા ઉત્પન્ન કર્યા હશે તે સઘળા બોજા વગર તે મિલકત વાદીએ પ્રતિવાદીને તબદીલ કરી આપવી જોઇયે, અને વળી તે મિલકત પ્રતિવાદીના કબજામાં આપવાની જરૂર હશે તો તેના કબજામાં આપવી જોઇયે, પણ

( ડ ) તેમાં એવું પણ ફરમાવવું જોઇયે કે એવી રકમ કોરટ નિમે તે દિવસે અથવા તેની અગાઉ પ્રતિવાદી ભરશે નહીં તો, તે મિલકત છોડવવાનો પ્રતિવાદીનો સર્વ પ્રકારનો હક બિલકુલ જતો રહેશે.

**સને ૧૮૮૨ ના એકટ ૪ ની ક. ૮૬.**

**ટીકા—વ્યાજ**—આ રૂલ પ્રમાણે જે તારીખ વસુલ આપવાની ઠરાવેલી હોય તે તારીખ સુધીનું વ્યાજ અપાવી શકાય છે, કારણ કે ગીરો છોડાવવાનો હક રદ કરવાના દાવામાં વેચાણના દાવા કરતાં જુદી રીતે છે અને વસુલ આપવાની તારીખે તે આપવાની કસુર કરવામાં આવે તો, તે દેવુ આપી દીધુ ગણવામાં આવે છે, કારણ કે તે ગીરોથી મીલકત તરત મળી શકે છે ( જુઓ રૂ. ૩ (૩) આગળ ).

એકાદા ગીરોની રૂહએ વ્યાજ જે દરથી આપવાનો કરાર કરેલો હોય તે દરની મર્યાદા રાખવાનો કાંઇ કાયદો નથી, માટે વ્યાજના વ્યાજ વીશે ઠરાવ હોય તો તે બળવાન છે ( ગંગાપ્રસાદ વી લેન્ડમાર્ટ ગેજ બેન્ક ( ૧૮૯૪ ) ૨૧ ક. ૩૬૬ ), ૨૧ ઇ. અ. ૧.

**હીસાબ**—હીસાબ લેવાની રીતી બાબત જુઓ શપર્ડ અને બ્રાઉનના મીલકત તબદીલ કરવાના એકટની ક. ૮૬ ની નોટ.

**રેસજયુડીકેટા**—એક ગીરો રાખનારને એક બીજા ગીરો રાખનારે કરેલા દાવામાં સામેલ કરેલો હોય અને તે દાવામાં તે પોતાનો દાવો નક્કી બતાવવામાં નીશફળ થાય તો પછી તે પોતાના દાવાનો અમલ કરવાને બીજો દાવો લાવી શકતો નથી, કારણ કે આવો દાવો ચાલવાને ક. ૧૧ પ્રમાણે હરકત છે ( ગોપીનારણ વી. બંસીધર ( ૧૯૦૪ ) ૩૨ ઇ. અ. ૧૨૩; ૨૭ અ. ૩૨૫; ( ૧૯૦૭ ) ૩૦ મ. ૩૫૩; ગોપાળલાલ વી. બનારસી ( ૧૯૦૪ ) ૩૧ ક. ૪૨૮)

**બે ગીરો.**—જયારે બીજા ગીરોમાં જે મીલકત પહેલા ગીરોમાં આવેલી ના હોય તે મીલકત આવેલી હોય ત્યારે પહેલા ગીરો રાખનારના દાવામાં વેચાણ બાબતના હુકમમાં જે બેઉ ગીરો રાખનારાની સરખી મીલકત હોય તેજ ફકત આવી શકે છે ( જમનાદાસ વી. મીરજી ( ૧૯૦૪ ) ૨૬ અ. ૫૦૫ )

**ઓરડરનો નમુનો.**—એપેનડીકસ ઇ. નંબર ૩.

દેવી થયેલી રકમ ભરવામાં આવે પછી શું કરવું. — કલમ ૮૭

**૩.** (૧) જયારે સદરહુ પ્રમાણે ઠરાવેલે દિવસે અથવા તેની અગાઉ, સદરહુ પ્રકારની દેવી નિકળતી ઠરાવેલી રકમ તથા ૧૦ મી કાનુનમાં કહેલા પ્રકારનો પાછળથી થયેલો ખરચ પ્રતિવાદી કોરટમાં ભરે એટલે કોરટે હુકમનામું કરીને તેમાં—

(અ) પ્રાથમિક હુકમનામાની શરતો પ્રમાણે જે દસ્તાવેજો આપી દેવાને વાદી બંધાયલો હોય તે દસ્તાવેજો આપી દેવાને વાદીને ફરમાવવું જોઇયે, અને

જરૂર હોય તો,—

(બ) સદર હુકમનામામાં ફરમાવ્યા પ્રમાણે ગીરો મિલકત પાછી તબદીલ કરી આપવાનું તેને ફરમાવવું જોઇયે, અને વળી, જરૂર હોય તો,

(ક) તે મિલકત પ્રતિવાદીના કબજામાં આપવાનો તેને હુકમ કરવો જોઇયે.

(૨) એવી રકમ એવી રીતે ભરવામાં ન આવે ત્યારે, કોરટે, વાદી તે

ગીરો છોડવવા બા બતનો હક રદ કરવા બાબતનું પાકું હુકમ નામું.

બાબત અરજ કરે તો ગીરો મિલકત છોડવવાનો પ્રતિવાદીનો તથા તેના સબંધથી અથવા તેની તરફથી દાવો કરનાર સઘળા શખસોનો સર્વ હક્ક પૂર્ણપણે જતો રહ્યો છે એવું હુકમનામું કરવું જોઇયે અને તેમાં જરૂર હોય તો તે મિલકત વાદીના કબજામાં આપવાનો હુકમ કરવો જોઇયે,

પરંતુ એવું ઠરાવ્યું છે કે યોગ્ય કારણ બતાવવામાં આવે તો કોરટને, કાંઈ શરત કરવાનું પોતાને યોગ્ય લાગે તો તેવી શરતે, તે રકમ ભરવા સારૂ નિમેલો દિવસ વખતે વખતે તહકુબ કરવાનો અધિકાર છે.

મુદત વધારવાનો અધિકાર.

(૩) પેટા કાનુન [૨] ની રૂયે હુકમનામું કરવામાં આવે એટલે તારણવાળું કરજ વળી ગયું એમ સમજવું.

કરજ વાળવા બાબત.

સને ૧૮૮૨ ના એકટ ૪ ની ક. ૮૭.

**ટીકા—કોરટમાં ભરવામાં આવે તે.**—પછી તે વસુલ વાદીને પરભારૂ આપી શકાતું નથી, પણ ફકત કોરટમાં ભરવાનું છે.

**વસુલ આપેલું.**—રકમ ૧ માં જયારે પ્રાથમીક હુકમનામા પ્રમાણેની શરતો મુજબ જયારે વસુલ આપેલું હોય ત્યારે આખરનુ હુકમનામું કરવાને ઠરાવ કરેલો છે, અને આ એક ટાંકી રાખવા લાયક વધારો છે ( બીજી સ્પેશીયલ કમીટીનો રીપોર્ટ ) વળી જુઓ રૂ. ૫ (૧) અને ૮ (૧) આગળ.

**વસુલ આપેલું ના હોય તે.**—અપીલ ઉપરથી હુકમનામું દુરસ્ત કરેલુ હોય તો પણ અસલ કોરટમાં રકમ (૨) પ્રમાણેની વાદીએ અરજી કરવી જોઇએ ( વેંકટ વી. થીયાગરાયા ( ૧૯૦૦ ) ૨૩ મ. ૫૨૧; શીવનારાયણ વી. ચુની ( ૧૯૦૧ ) ૨૩ અ. ૨૮ )

**હુકમનામાનો નમુનો.**—એપેનડીકસ ઇ. નંબર ૧૦

**૪.** (૧) વેચાણ કરવા બાબતની ફરિયાદમાં વાદીની તરફેણમાં ફેંસલો થાય તો, કોરટે ૨ જી કાનુનની [અ], [બ] તથા [ક] રકમોમાં કહેલી મતલબનું હુકમનામું કરીને તેમાં એવો પણ હુકમ કરવો કે, પ્રતિવાદી સદરહુ હુકમનામામાં લખ્યા પ્રમાણે રકમ ભરવાને ચુકે તો, ગીરો મિલકત અથવા તેનો જોઇયે તેટલો ભાગ વેચવો; અને વેચાણના પૈસા ( તેમાંથી વેચાણનો ખરચ બાદ કરીને ) કોરટમાં ભરવા, અને વાદીનાં લેહેણાં તરીકે જે રકમ સદરહુ પ્રમાણે ઠરાવેલી હશે તે તથા ત્યાર પછીનું વ્યાજ તથા ખરચ પતાવીને જે કાંઇ બાકી વધે તે પ્રતિવાદીને અથવા તે લેવાનો હક હોય એવા કોઇ પણ બીજા આસામીને આપવી જોઇયે.

વેચાણ કરાવવા બાબતની ફરિયાદમાં પ્રાથમિક હુકમનામું.

કલમ ૮૮

(૨) ગીરો છોડવવાનો હક રદ કરાવવા બાબતની ફરિયાદમાં વાદીની

ગીરો છોડવવાનો હક રદ કરાવવા બાબતની ફરિયાદમાં વેચાણ કરવા બાબતનું હુકમનામું કરવાનો અધિકાર.

તરફેણમાં ફેસલો થાય, અને ગીરો વેચાણની શરતે કરેલું ગીરો ન હોય તો, વાદીના, અથવા ગીરોની રકમમાં અથવા ગીરો છોડવવાના હકમાં હિતસબંધ હોય એવા કોઈ પણ શખસના કહેવા ઉપરથી કોરટને (ગીરો છોડવવાનો હક રદ કરવા બાબતનું હુકમનામું કરવાને બદલે), ઉપર કહેલા હુકમનામાં જેવુંજ હુકમનામું પોતાને યોગ્ય લાગે તે શરતોએ અને તેમાં, વેચાણનો ખરચ અદા કરવા સારૂ તથા તે શરતો પુરી કરવાનું સુરક્ષિત કરવા સારૂ કોરટ ઠરાવે તેવી યોગ્ય રકમ કોરટમાં અનામત મુકવી એવી શરત દાખલ કરીને કરવાનો અધિકાર છે.

સને ૧૮૮૨ ના એકટ ૪ ની ક. ૮૮.

**ટીકા:**—આ રૂલ હા.. કો. ને લાગુ છે.

**વ્યાજ.**—જુઓ ઉપર રૂ. ૨ ની નોટ. તે રૂલની શરતો પહેલી રકમમાં દાખલ કરેલી છે. વસુલ બાબત રૂલ ૨ (ક) પ્રમાણે ઠરાવેલી તારીખ પછીના વ્યાજ બાબત કાંઇ ઠરાવ નથી; પણ મીલકત તબદીલ કરવાના એકટ પ્રમાણે વેચાણના હુકમનામા ઉપર દર સેકડે છ ટકાના દરથી તેવું વ્યાજ અપાવવાનો રીવાજ પડેલો છે. આ રીવાજ પ્રીવીકોન્સીલે મંજુર રાખેલો છે, અને ઠરાવ્યું છે કે આ રૂલને બરોબર મળતી ક. ૮૮ મી છે તેનો ખરો અર્થ કરતાં "હવે પછીનું વ્યાજ" આપવાને ઠરાવેલુ છે એટલે વસુલની તારીખ સુધીનુ વ્યાજ અપાવવાનુ છે અને ફક્ત ગીરો છોડાવવાની જે તારીખ ઠરાવેલી હોય તે તારીખ સુધીનું અપાવવાનું નથી (રાજા ગોકળદાસ વી. શેઠ ઘાસીરામ (૧૯૦૭) લા. રી. ૩૫ ઇં. અ. ૨૮ (પી. સી.)

એવી સુચના કરવામાં આવેલી છે કે જો ત્યારપછીનુ વ્યાજ અપાવવામાં આવે તો તે કરારવાળા દરનું વ્યાજ અપાવવું જોઇએ (રામેશર વી. મહમદ (૧૮૯૮) ૨૬ ક. ૩૯; ૨૫ ઇં. અ. ૧૭૯) પણ પ્રીવીકોન્સીલના જે ઠરાવ ઉપર આ નીયમનો આધાર રાખેલો છે તે ઠરાવ આટલો બધો લાંબો લાગુ થતો નથી એવું ન્યાયની રૂઇએ વીચારવામાં આવેલું છે (સ્વામીનાથન વી. સ્વામીઆપા (૧૯૦૬) ૨૯ મ. ૧૭૦); અને કેટલાંક કામોમાં હુકમનામું કર્યા પછી તે દર કમી કરવો જોઇએ, એવુ વ્યાજબી જણાય છે (શેપર્ડ અને બ્રાન ૪૨૨, ૪૨૩)

**નાણા બાબત વસુલ.**—જુઓ ઓ. ૨૧ રૂ. ૩૦ જ્યારે વેચાણમાંથી ઉપજેલી રકમ ગીરો વસુલ આપવાને બસ ના હોય તે કામોમાં બાકી રહેલી રકમ વસુલ આપવાનો હુકમ કરવામાં આવે તે સબંધી બજાવણીના કારણસર વેચાણ બાબતનુ એકાદુ હુકમનામું પૈસા બાબતનું હુકમનામું ગણી શકાય છે (ચંદી વી. અંબીકા (૧૯૦૪) ૩૧ ક. ૭૯૨) પણ આ વીચાર વીશે અલ્હાબાદમાં શક રાખવામાં આવેલો છે (જદોનાથ વી. જગમોહન (૧૯૦૩) ૨૫ અ. ૫૪૧)

**કેટલાંક ગીરો**—જ્યારે એક કરતાં વધારે ગીરો રાખનારાઓ હોય અને સદરહુ રૂલ ૧ પ્રમાણે તે ગીરો રાખનારાઓને યોગ્ય રીતે સામેલ કરેલા હોય ત્યારે વાદીના ગીરો ઉપરથી હીસાબ લેઇને વેચાણ કરવાનું હુકમનામું કરવાનો રીવાજ તે અને તે ઉપરથી જે પ્રતીવાદીઓ હાજર થએલા હોય અને પોતાના ગીરો સાબેત કરેલાં હોય તેઓના દરેક ગીરોના હીસાબ બાબતનું હુકમનામું કરાવવાનો હક થાય છે, અને પ્રથમ મળવાના અનુક્રમમાં ઉપજેલી જે રકમ વધારાની રહેલી હોય તે વહેંચી લેવાનો તેઓનો હક ઠરાવવાનો છે માટે દરેક ગીરો

રાખનારની રકમો લહેણી નીકળે છે તે એક રીપોર્ટમાં બતાવવામાં આવે છે, અને તે રીપોર્ટ થી તેઓના દાવાના પ્રથમ હક પ્રમાણે વાદી અને પેટા ગીરો રાખનારાઓની વચમાં વેચાણ માંથી ઉપજેલી રકમ વહેંચવામાં આવે છે ( બ્રમદેવ વી. તારાચંદ (૧૯૦૫) ૩૩ ક. પા. ૧૧૧ ના કામમાં જસ્ટીસ સેલ સાહેબનો ઠરાવ ).

**વેચાણ**—ગીરો છોડાવવાનો હક રદ કરવાના દાવામાં વેચાણ બાબતનું હુકમનામું કયારે કરવું જોઇએ તે વીશે જુઓ બુઅર વી. રકોર (૧૮૯૨) ૨ ચ ૧૧૧.શપહડે અને ઑાત ૪૨૫).

**હુકમનામાનો નમુનો**—જુઓ એપેનડીકશ ડ નંબર ૪.

**ખર્ચ**—હુકમનામામાં ખર્ચ આપવાનો ગીરો આપનારને હુકમ કરવો જોઇએ ( કમાલાલા વી. કોમાનડર ( ૧૯૦૭ ) ૩૦ મ. ૪૫૪ અને તેમાં બતાવેલા ઠરાવો ).

વેચાણ કરવા બાબતની ક્રિયાદમાં પાકું હુકમનામું.

**૫.** (૧) જ્યારે ઠરાવેલે દિવસે અથવા તેની અગાઉ પ્રતિવાદી, ઉપર પ્રમાણે ઠરાવેલી દેવી નીકળનારી રકમ, તથા ૧૦ મી કાનુનમાં કહેલા પ્રકારનો પાછળથી થયેલો ખરચ, કોરટમાં ભરે ત્યારે, કોરટે હુકમનામું કરીને તેમાં;— કલમ ૮૯.

(અ) પ્રાથમિક હુકમનામાની શરતો પ્રમાણે જે દસ્તાવેજો આપી દેવાને વાદી બંધાયલો હોય તે દસ્તાવેજો આપી દેવાને વાદીને ફરમાવવું જોઈયે, અને

જરૂર હોય તે,—

(બ) સદરહુ હુકમનામામાં ફરમાવ્યા પ્રમાણે ગીરો મિલકત પાછી તબદીલ કરી આપવાનું તેને ફરમાવવું જોઈયે, અને

વળી જરૂર હોય તો;—

(ક) તે મિલકત પ્રતિવાદીના કબજામાં આપવાનો તેને હુકમ કરવો જોઈયે.

(૨) એવી રકમ એ પ્રમાણે ભરવામાં ન આવે ત્યારે કોરટે, વાદી અરજ કરે તો ગીરો મિલકત અથવા તેનો જરૂર હોય એટલો ભાગ વેચવાનો અને તે વેચાણના ઉત્પન્નની વ્યવસ્થા ૪ થી કાનુનમાં કહ્યા પ્રમાણે કરવા બાબત હુકમનામું કરવું.

**સને ૧૮૮૨ ના એક્ટ ૪ નો ક. ૮૯**

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

સદરહુ રૂલ ૩ ના શબ્દો પ્રમાણે આ રૂલમાં ચાલવામાં આવેલુ છે અને ગીરો આપનાર વસુલ આપે અથવા ના આપે તે બાબત ઠરાવ કરેલો છે.

**કોરટમાં ભરવામાં આવે તે**—હવે વાદીને પરભાર્યું વસુલ આપવા દેવામાં આવતુ નથી અને રકમ ( ૨ ) ના પરીણામમાંથી પોતે બચવા સારૂ ઠરાવેલી રકમ ગીરો આપનારે કોરટમાં ભરવી જોઇએ.

**ફરીથી ચડાવી આપવામાં આવે તે**—જો જરૂર હોય તો, રકમ ( બ ) પ્રમાણે નો એક હુકમ ફક્ત તે હુકમનામાથી કરવામાં આવે છે.

**ગીરો છોડાવવાનો હક અને જામીની બંધ પડે તે**—મીલકત તબદીલ કરવાના એકટની ક. ૮૯ મીનો આ ઠરાવ આ રૂલમાં છોડી દીધેલો છે તે અવલોકન કરવાની અગત્ય છે.

તે કલમ પ્રમાણે પણ ગીરોવાળી મીલકતનુ વેચાણ સંપુર્ણ કરવામાં આવે ત્યાં સુધીમાં હરકોઇ વખતે ગીરો આપનારને ગીરો છોડવાનો હક આપવામાં આવેલો છે ( બીબી જાનબીબી વી. શેખી એવા (૧૯૦૪) ૩૧ ક. ૮૬૩; ૮ ક. વી. નો ૬૮૪ ) અને આ રૂલ લાગુ કરતાં એક થોડી મુદત ઉપરના કલકતાના એક કામમાં ( હરીચંદ્રમંડલ વી. જગબંધુ (૧૯૦૭) ૧૨ ક. વી. નો. ૨૮૨. વળી જુઓ રામ કમલેશરી વી. રાખનસીંગ ( ૧૯૦૨ ) ૭ ક. વી. નો. ૧૭૨ ) ઠરાવ્યું છે કે પાકો હુકમ થયા પછી પણ વેચાણ પુરૂ થતા પહેલાં મીલકત તબદીલ કરવાના એકટની ક. ૮૯ મી અને પાછળ ક. ૪૭ પ્રમાણે તે હુકમનામાના ફેંસલાની કોરટ તજવીજ કરી શકે છે.

ગીરો ઉપર લહેણી રહેલી બાકીનું વસુલ. કલમ ૯૦

**૬. એવા કોઇપણ વેચાણનુ નકી ઉત્પન્ન વાદીની લહેણી નીકળતી રકમ વાળી દેવા જેટલું ન હોય ત્યારે, બાકીની રકમ વેચેલી મિલકતમાંથી વસુલ કરવાના કરતાં બીજી રીતે પ્રતિવાદી પાસેથી કાયદેસર રીતે વસુલ થઇ શકે એમ હોય તો, કોરટને તે રકમ બદલ હુકમનામું કરવાનો અધિકાર છે.**

**સને ૧૮૮૨ ના એકટ ૪ ની ક. ૯૦.**

જ્યારે વેચાણમાંથી ઉપજેલી રકમ પુષ્ત નથી એવુ જણાય ત્યારે હુકમનામાવાળાએ આ રૂલ પ્રમાણે કામ ચલાવવુ જોઇએ. આ રૂલ પ્રમાણે પરવાનગી વીના જે બાકી લહેણી રહેલી હોય તે બાબત તે જુદો દાવો લાવી શકતો નથી ( લાલબીહારીસીંગ વી. હબીબર રહેમાન (૧૮૯૮) ૨૬ ક. ૧૬૬ ) વેચાણ કરયા પછી ઉપજેલી રકમ જ્યારે જોઇએ તે ટલી નથી એવુ જણાય ત્યારેજ ફકત આ રૂલ. લાગુ કરવા લાયક છે ( રામરતનજાન વી. ઇંદ્ર નારાયણ ( ૧૯૦૬ ) ૩૩ ક. ૮૯૦; તેમાં શીવપ્રસાદ વી. બેહારીલાલ (૧૯૦૨) ૨૫ અ. ૭૯).

**પેટા ગીરો રાખનાર.**—પ્રથમના બોજા ઉપરથી તેમજ પોતાના ગીરો ઉપરથી જે ખુટતી રકમ બાબત એકાદો પેટા ગીરો રાખનાર જે હુકમનામુ મેળવી શકે તેને તે લાગુ થાય છે ( અલીજાન વી. મરીયનબીબી ( ૧૯૦૩ ) ૨૬ અ. ૯૩)

**મુદત.**—સને ૧૮૭૭ ના એકટ ૧૫ ના પરીશીષ્ટ ૨ ની આરટીકલ ૧૭૮ (અને આરટીકલ ૧૭૯ નહી) (સને ૧૯૦૮ ના એકટ ૯ ના પરીશીષ્ટ ૧નો આરટીકલ ૧૮૧) લાગુ કરી શકાય છે (પુર્ણચંદ વી. રાધાનાથ (૧૯૦૬) ૩૩ ક. ૮૬૭; મનાવર વી. જાનીબીજય (૧૯૦૫) ૨૭ અ. ૬૧૯)

**ખર્ચ.**—જુઓ મીલકત તબદીલ કરવાના એકટની ક. ૮૬, ૯૦ અને ૯૪, અને તે તે ઉપરની નોટ, શેપર્ડ અને બ્રાઉનના મીલકત તબદીલ કરવાના એકટની ૬ ઠી આવૃતીમાં.

**હુકમનામાનો નમુનો.**—જુઓ એપેનડીક્ષ ડ નંબર ૧૧.

**૭. ગીરો છોડવવા બાબતની ફરીયાદમાં વાદીની તરફેણમાં ફેંસલો થાય તો કોરટે હુકમનામું કરીનેઃ—**

ગીરો છોડવવાની ફરિયાદમાં પ્રાથમિક હુકમનામું. કલમ ૯૨

(અ) આમાં હવે પછી કહેલે દિવસે ગીરોની મુદ્દલ રકમ તથા વ્યાજ બાબત અને ફરિયાદનો કાંઈ ખરચ અપાવ્યો હોય તો તે ખરચ બાબત પ્રતિવાદીને કેટલી રકમ દેવી નીકળશે તેનો હિસાબ લેવાનું ફરમાવવું જોઈયે, અથવા

(બ) એવા હુકમનામાની તારીખે આ પ્રમાણે કેટલી રકમ દેવી નીકળી છે તે ઠરાવીને જણાવવી જોઇયે;

અને તે હુકમનામામાં એવું ફરમાવવું જોઇયે કે:—

(ક) સદરહુ પ્રમાણે દેવી નીકળેલી રકમ કોરટમાં જણાવ્યાની તારીખથી છ મહિના અંદરની જે તારીખ કોરટ ઠરાવે તે તારીખે વાદી કોરટમાં ભરે એટલે, પ્રતિવાદીએ ગીરો મિલકત બાબત પોતાની પાસે અથવા પોતાના તાબામાં જે દસ્તાવેજ હોય તે સઘળા દસ્તાવેજ વાદીને અથવા વાદી નીમે તે શખસને સ્વાધીન કરવા જોઇયે, અને તે મિલકત, ગીરો રહિત, તથા તેની ઉપર પ્રતિવાદીએ, અથવા તેના સંબંધથી દાવો કરનારા કોઈ શખસે, અથવા પ્રતિવાદી બીજાની તરફથી મળેલા હક ઉપરથી દાવો કરતો હોય તો તે જેના સંબંધથી દાવો કરતો હોય તેમણે, જે બોજા ઉત્પન્ન કર્યા હશે તે સર્વ બોજા રહિત, પ્રતિવાદીએ વાદીને પાછી તબદીલ કરી આપવી જોઇયે, અને ગીરો મિલકત વાદીના કબજામાં આપવાની જરૂર હોય તો તેણે તે તેના કબજામાં આપવી જોઇયે, પણ તેમાં એવું પણ ફરમાવવું જોઇયે કે;

(ડ) કોરટ નીમે તે દીવસે અથવા તેની અગાઉ એવી રકમ ભરવામાં ન આવે તો, [ તે ગીરો સાદું અથવા ભોગવટા ગીરો ન હોય તો ] વાદીના તે મિલકત છોડાવી લેવાના સર્વ પ્રકારના હક બિલકુલ જતા રહેશે અથવા [ તે ગીરો વેચાણની શરતથી કરેલું ગીરો ન હોય તો,] તે મિલકત વંચવી.

સને૧૮૮૨ના એક્ટ ૪ ની ક. ૯૨

ટીકા—આ રૂલ. દા. કો. ને લાગુ થાય છે.

**ગીરો છોડાવવાનો હક.**—આ બાબતનો કાયદો મીલકત તબદીલ કરવાના એક્ટની

ક. ૬૦ મીમાં છે તે એક્ટ પ્રમાણે કરેલા દાવામાં કેવી રીતે કામ ચલાવવાની રીતી પ્રમાણે ચાલવાનું છે તે હકીકત આ રૂલમાં ઠરાવેલુ છે

કબજાવાળો ગીરો રાખનાર.—ગીરો આપનાર અને ગીરો રાખનાર વચ્ચે હીસાબ સંપુર્ણ અને આખરનો નક્કી કરવો જોઇએ; અને જ્યારે એક ગીરો રાખનારનો કબજો થએલો હોય અને નફો વસુલ કરેલો હોય તો ગીરો છોડાવવાના હુકમનામામાં આ બાબત લક્ષમાં લેવી જોઇએ, જો તેમ ના હોય તો તે નફો લેવાને તે ગીરો આપનાર પાછળથી દાવો કરી શકતો નથી (કાશી વી. બજરંગપ્રસાદ (૧૯૦૭) ૩૦ અ. ૩૬; અને વીનાયક શીવરાવ વી. દત્તાત્રય (૧૯૦૨) ૨૬ મું. ૬૬૧)

૮. (૧) જ્યારે સદરહુ પ્રમાણે ઠરાવેલે દિવસે અથવા તેની અગાઉ, સદરહુ પ્રકારની દેવી નિકળતી ઠરાવેલી રકમ તથા ૧૦ મી કાનુનમાં કહેલા પ્રકારનો પાછળથી થયેલો ખરચ પ્રતિવાદી કોરટમાં ભરે એટલે કોરટે હુકમનામું કરીને તેમાં—

ગીરો છોડવવાની ફરિયાદમાં પાકું હુકમનામું.

કલમ ૯૩

(અ) પ્રાથમિક હુકમનામાની શરતો પ્રમાણે જે દસ્તાવેજો આપી દેવાને પ્રતિવાદી બંધાયલો હોય તે દસ્તાવેજો આપી દેવાને પ્રતિવાદીને ફરમાવવું જોઇયે અને

જરૂર હોય તો;—

(બ) સદરહુ હુકમનામામાં ફરમાવ્યા પ્રમાણે ગીરો મિલકત પાછી વબદીલ કરી આપવાનું તેને ફરમાવવું જોઇયે, અને

જરૂર હોય તો,—

(ક) તે મિલકત પ્રતિવાદીના કબજામાં આપવાનો તે તેનો હુકમ કરવો જોઇયે.

(૨) એવી રકમ એવી રીતે ભરવામાં ન આવે તથા ગીરો સાદું અથવા ભોગવટા ગીરો ન હોય ત્યારે કોરટે, પ્રતિવાદી તે બાબત અરજી લાવે તો વાદીનો તથા તેની તરફથી અથવા તેના સબંધથી દાવો કરતા હોય એવા સઘળા શખસોને ગીરો છોડવવાનો સર્વ હક બિલકુલ જતો રહ્યો છે એવું હુકમનામું કરવું જોઇયે, અને તેમાં જરૂર હોય તો તે મિલકત પ્રતિવાદીના કબજામાં આપવાનો હુકમ કરવો જોઇયે.

રકમ ભરવામાં ન આવે તો, ગીરો છોડવવાનો હક રદ કરવો અથવા મિલકત વેચવી

(૩) પેટા કાનુન (૨) ની રૂયે હુકમનામું કરવામાં આવે એટલે તારણવાળું કરજ વળી ગયું એમ સમજવું.

કરજ વાળવા બાબત.

(૪) એવી રકમ સદરહુ પ્રમાણે ભરવામાં આવી ન હોય તથા ગીરો સાદાની સુરતને પાત્ર ન હોય ત્યારે, પ્રતિવાદી તે બાબત અરજી કરે તો,

કોરટે હુકમનામું કરવું કે ગીરો મિલકત અથવા તેનો જરૂર હોય તેટલો ભાગ વેચવો જોઇયે તથા વેચાણના પૈસામાંથી વેચાણ સબંધી થયેલો સર્વ ખરચ બાદ કરીને બાકી રહે તે પૈસા કોરટમાં ભરીને તે પ્રતિવાદીને દેવી નીકળેલી રકમ ભરવામાં વાપરવા અને તેમાંથી સીલક બાકી રહે તો તે, વાદીને અથવા તે લેવાનો હક હોય એવા બીજા શખસને આપવી;

પરંતુ એવું ઠરાવ્યું છે કે સબળ કારણ બતાવવામાં આવે એટલે કોરટને, કાંઇ શરત કરવાનું યોગ્ય લાગે તો તે શરતે, પ્રતિવાદીએ એવી રકમ ભરવા સારૂ નીમેલો દિવસ વખતે વખતે તહકુબ રાખવાનો અધિકાર છે.

મુદત વધારવાનો અધિકાર.

સને ૧૮૮૨ ના એકટ ૪ ની ક. ૯૩

ટીકા.—આ રૂલ હા. કો. ને લાગુ થાય છે.

સદરહુ રૂલ ૩ અને ૫ ના શબ્દો પ્રમાણે આ રૂલમાં ચાલવામાં આવેલુ છે. જુઓ તે રૂલોની નોટ.

**૯.** આમાં ગમે તે ઠરાવ હોય તો પણ, ૭ મી કાનુનમાં હવાલો આપેલો હિસાબ લીધા પછી એમ માલમ પડે કે પ્રતિવાદીનું કાંઇપણ લહેણુ નીકળતું નથી અથવા તેને વધારે રકમ પહોંચી છે તો કોર્ટે હુકમનામું કરીને તેમાં ફરમાવવું કે જરૂર હોય તો પ્રતિવાદીએ તે મિલકત પાછી તબદીલ કરી આપી તે વાદીનુ જે લહેણું નીકળતું દેખાતું હોય તે તેને આપવું; અને ગીરો મિલકત જરૂર હોય તો વાદીના કબજામાં આપવી.

કાંઇપણ લેહેણું ન નીકળે અથવા ગીરો રાખનારને વધારે રકમ પોહોંચી હોય ત્યારે હુકમનામું.

કલમ નવી.

ટીકા.—આ નવો ઠરાવ છે; તે હા. કો. ને લાગુ છે.

મીલકત તબદીલ કરવાનાં એકટમાં આવો કાંઇ સ્પષ્ટ ઠરાવ નથી, પણ જે ઠરાવો બતાવેલા છે તેમાં કોરટોનો જે રીવાજ છે તે ફક્ત આ રૂલથી બહાલ રાખેલો છે ( જુઓ સ્પેશીયલ કમીટીનો રીપોર્ટ )

**૧૦.** ગીરો છોડવાનો હક રદ કરવાની બાબતમાં અથવા વેચાણની બાબતમાં અથવા ગીરો છોડવવાની બાબતમાં ગીરો રાખનારને આપવાની રકમ કોરટ આખર ઠરાવે તે વખતે, ગીરો છોડવવાનો હક રદ કરવા બાબતનું, અથવા વેચાણ કરવા બાબતનું અથવા ગીરો છોડવવા બાબતનું, હુકમનામું થયાની તારીખથી તે રકમ ખરેખર આપવામાં આવે ત્યાં સુધી, ગીરો રાખનારને દસ્તાવેજ સંબંધી યોગ્ય રીતે થયેલો ખરચ ગીરોની રકમમાં ઉમેરવો જોઇયે; માત્ર

હુકમનામું થયા પછીનો ગીરો રાખનારનો ખરચ.

કલમ ૯૪.

એવું ખરચ મળવાનો પોતાનો હક જતો રહે એવી રીતે ગીરો રાખનાર ચાલ્યો હોય તો તેને તે ખરચ અપાવવો નહિ.

સને ૧૮૮૨ ના એક્ટ ૪ ની ક. ૯૪

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

આ ઠરાવ હાલ ગીરો છોડાવવાના હક રદ કરવાના હુકમનામાને લાગુ કરેલો છે તે મીલકત તબદીલ કરવાના એક્ટની ક. ૯૪માં છોડી દેવામાં આવેલો છે.

અર્થ.—ફક્ત હુકમનામુ જે અહિયાં બતાવેલુ છે તે થયા પછી પ્રથમનુ તથા બીજુ ખરચ હીસાબ લેવામાં અપાવી શકાય છે અથવા અપાવી શકાતુ નથી ( જુઓ સેપહર્ડ અને બ્રાન. ૬ ઠ્ઠી આવૃતી પા. ૪૧૨ )

**૧૧.** જ્યારે કોઇ મિલકત જુદી જુદી રકમ માટે જુદા જુદા શખસોને ત્યાં ગીરો મુકી હોય ત્યારે, કોઇપણ વચમાંનો ગીરો રાખનાર પોતાની અગાઉના કોઇપણ ગીરો રાખનારના હક છોડવવાસારૂ તથા પોતાની પછીના જે ગીરો રાખનાર હોય તેમનો તથા ગીરો મુકનારનો ગીરો છોડવવાનો હક્ક બંધ કરવા સારૂ ફરિયાદ માંડી શકે.

વચલા ગીરો રાખનારનો ગીરો છોડવવાનો, તથા તથા ગીરો છોડવવાનો હક બંધ કરવાનો હક.

કલમ નવી.

ટીકા.—આ નવો ઠરાવ છે; તે હા. કો. ને લાગુ છે.

એક પ્રીવીકોન્શીલના કામમાં ( ગોપીનારાયણ વી. બાબુબંસીધર (૧૯૦૫) ૩૨ ક, આ. ૧૨૩ ) જે સુચના કરવામાં આવેલી તેનો અમલ કરીને આ રૂલ દાખલ કરેલી છે.

હુકમનામાનો નમુનો.—જુઓ એપેનડીક્શ ડ. નંબર ૬, ૭, ૮ અને ૯.

**૧૨.** જે કોઇપણ મિલકતનું વેચાણ કરવાનો આ ઑર્ડરની રૂયે હુકમ થયો હશે તે મિલકત ઉપર અગાઉના ગીરોનો બોજો હોય ત્યારે, કોર્ટને, અગાઉના ગીરો રાખનારની સંમતિથી, તે મિલકત સદરહુ ગીરોના બોજા વગર વેચવાનો હુકમ કરવાનો અખત્યાર છે; માત્ર એવા અગાઉના ગીરો રાખનારનો તે વેચેલી મીલકતમાં જે હિત સંબંધ હોય તેટલોજ હિતસંબંધ તે વેચાણના ઉત્પન્નમાં તેને આપવો જોઇયે.

અગાઉના ગીરોનો બોજો હોય એવી મિલકતનું વેચાણ.

કલમ ૯૬.

સને ૧૮૮૨ ના એક્ટ ૪ ની ક. ૯૬.

ટીકા:—આ રૂલ હા. કો. ને લાગુ છે.

આ રૂલની ભાષા ખરી રીતે પાછળ ક. ૭૩ (બ) માં વાપરેલી છે તેની તેજ છે અને તે અહિયાં સુગમતાના કારણથી ફરીથી બતાવેલી છે.

જ્યારે વેચાણના હુકમનામામાં પહેલા ગીરો રાખનાર દાવાના પ્રતીવાદીના કબુલ થએલા હક રાખવામાં આવેલા ના હોય ત્યારે અપીલ કોરટે એવો હુકમ કરેલો છે કે તેમ જ્યાં પણ

તેની કબુલત લેઇને આ ઠરાવ પ્રમાણે હુકમનામું કરી શકાય છે (શ્રીનીવાસરાવ વી. સમુનાબાઇ (૧૯૦૫) ૨૯ મ. ૮૪)

વેચાણના ઉત્પન્નની વ્યવસ્થા કેમ કરવી.

**૧૩.** (૧) એવા પ્રકારના વેચાણનું ઉત્પન્ન કોર્ટમાં આણીને તેની વ્યવસ્થા હેઠળ લખ્યા પ્રમાણે કરવી જોઇયે, એટલે— કલમ ૯૭.

પ્રથમતઃ, વેચાણ ખાતે અથવા જે કાંઇ વેચાણ કરવાની કોશીશ કરી હોય તે ખાતે જે વાજબી ખર્ચ થયો હોય તે તમામ ખર્ચ આપવો જોઇયે;

પછી, અગાઉના કોઇપણ ગીરેવાળાનું અગાઉના ગીરો ખાતે જે કાંઇપણ દેવું હોય તે તથા તેના સંબંધમાં જે વાજબી ખરચ થયો હોય તે આપવાં જોઇયે;

પછી, જે ગીરોને લીધે વેચાણનો હુકમ થયો હશે તે ગીરો ઉપર લેહેણું થયેલું સઘળું વ્યાજ ચુકાવી આપીને જે ફરિયાદમાં તે વેચાણ કરવા બાબતનું હુકમનામું થયું હશે તે ફરિયાદનો ખરચ આંપવો જોઇયે;

પછી, તે ગીરો સબંધી દેવી હોય તે મુદ્દલ રકમ આપવી જોઇયે; અને

છેવટે, કાંઇ પણ બાકી રહે તો તે, વેચેલી મિલકતમાં પોતાનો હિતસબંધ હોવાની સાબિતી કરનારા આસામીને આપવી જોઇયે, અથવા એવા આસામી એક કરતાં વધારે હોય તો, તેઓના પોતપોતાના તેમાં જે હિતસબંધ હોય તે પ્રમાણે અથવા તેઓ સઘળાની એક એકઠી પોહોંચ લઇને તેઓને તે આપવી જોઇયે.

(૨) આ કાનુનના અથવા ૧૨ મી કાનુનના કોઇ પણ ઠરાવ ઉપરથી સને ૧૮૮૨ ના મિલકત તબદીલ કરવા બાબતના આકટની ૫૭ મી કલમથી આપેલા અધિકારને બાધ આવે છે એવું સમજવું નહિ.

સને ૧૮૮૨ ના એકટ ૪ ની ક. ૯૭.

**ટીકા**.—આ રૂલ હા. કો. ને લાગુ છે.

કોરટથી જે વેચાણો કરવામાં આવે તેમાં બોજાઓ બાબત તથા બોજાઓથી મોકળાં થએલાં વેચાણો બાબત જે ઠરાવ છે તે ઠરાવની વ્યવસ્થા મીલકત તબદીલ કરવાના એકટની ક. ૫૭ મીથી વ્યવસ્થા કરવામાં આવેલી છે.

**૧૪.** (૧) જયારે ગીરો રાખનારે ગીરોની રૂએ નીકળતો દાવો બ-

ગીરો મિલકત વેચવા સારૂ વેચાણ કરવાની ફરિયાદની જરૂર.

કલમ નવી

રપાઇ થવા સારૂ પૈસા મળવા માટેનું હુકમનામું મેળવ્યું હોય ત્યારે તેને ગીરો અમલમાં આણવા માટે વેચાણ કરવાની ફરિયાદ માંડયા શિવાય બીજી રીતે ગીરો મિલકત વેચાવવાનો હક નથી એમ સમજવું અને ઓરડર ૨૧ કાનુન ૨ માં ગમે તે ઠરાવ હોય તોપણ તેને એવી ફરિયાદ માંડવાનો અધિકાર છે.

(૨) પેટા કાનુન (૧) માં ઠરાવેલું કાંઈ પણ સને ૧૮૮૨ નો મિલકત તબદીલ કરવા બાબતનો આકટ જે કોઇ પણ મુલકને લાગુ કર્યો નહિ હશે તે મુલકને લાગુ નથી એમ સમજવું.

**ટીકા:—**આ રૂલ હા. કો. ને લાગુ છે.

બોજા.

કલમ ૧૦૦

**૧૫.** ગીરો મિલકતના વેચાણ સબંધી અથવા તે ઉપરનો ગીરો હક છોડવવા સબંધી આ ઓરડરમાં કહેલા સઘળા ઠરાવ બને ત્યાં સુધી, જે મિલકત સને ૧૮૮૨ ના મિલકત તબદીલ કરવા બાબતના આકટની ૧૦૦ મી કલમના અર્થ પ્રમાણે બોજાને પાત્ર હશે તે મિલકતને લાગુ પડશે એમ સમજવું.

સને ૧૮૮૨ ના એકટ ૪ ની ક. ૧૦૦.

**ટીકા:—**આ રૂલ હા. કો. ને લાગુ છે.

વેચાણ અને ગીરો છોડાવવા સબંધી આ ઓરડરના જે ઠરાવો છે તે ક. ૧૦૦ ના હેતુ પ્રમાણેની તમામ જવાબદારીઓને ફકત આ રૂલથી લાગુ કરેલા છે. જુઓ મીલકત તબદીલ કરવાના એકટ ની ક. ૫૮ અને ૧૦૦, અને ઘૌન અને શેપહર્ડના મીલકત તબદીલ કરવાના એકટની ૬ ઠ્ઠી આવૃતી પાનુ ૪૫૯ વીગરે.

---

## ઑર્ડર ૩૫ મો.

---

### ઇન્ટરપ્લીડર [ વિરૂદ્ધ હક્કોનો નિર્ણય કરવાની તિરાહિત કરે તે ફરિયાદ ] વિશે.

ઇન્ટરપ્લીડર ફરિયાદમાં ફરિયાદઅરજી.

કલમ ૪૬૧

**૧.** ઇન્ટરપ્લીડરની પ્રત્યેક ફરિયાદમાં, જે જે બીના ફરિયાદઅરજીઓમાં લખવાની જરૂર છે તે શિવાય નિચે પ્રમાણે બીજી વધારે બીનાઓ લખવી:—

(અ) તકરારી વિષયમાં વાદી ફકત ખરાજત અથવા ખરચ શિવાય બીજી રીતનો કંઈ સબંધ માગતો નથી.

(બ) જે પ્રતિવાદીઓએ જુદા જુદા માગેલા હક; અને

(ક) વાદી અને કોઈ પ્રતિવાદી વચ્ચે મિલાપીપણું નથી.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૭૧. જુઓ ક. ૮૮ પાછળ.

ટીકા:—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

ફરિયાદ અરજીના નમુના વીશે જુઓ એપેનડીક્સ અ નંબર ૪૦.

જો વાદી મીલકતમાં હીત રાખતો હોય તો કોઇ દાવો ચાલતો નથી (મીકેલ વી. હેઇન ૨ એસ. અને એશ. ક. ૬૩) અથવા રકમ વીશે તકરાર કરતો હોય (ડીપલોક વી. હેમડ રસ્મી અને ગ (૧૪૧) અથવા નુકશાન ભરી આપવાને કબુલ કરવાથી મીલકત એક દાવેદારને આપેલી હોય (બરનેટ વી. એંડરસન ૧ મર. ૪૦૫) તો કાંઇ દાવો ચાલતો નથી. કાંઇ પણ હુકમ કરી શકાય તે પહેલાં તકરાર વાળી બાબત જો બની શકે તેવું હોય તો વાદીએ કોરટમાં રજુ કરવી જોઇએ. જુઓ નીચેનો બીજો રૂલ.

દાવો કરેલી વસ્તુ કોરટમાં મુકવાનું.

૨. દાવો કરેલી વસ્તુ કોરટમાં ભરાય એવી અથવા કોરટની સંભાળમાં રખાય એવી હોય ત્યારે, વાદીને તે ફરિયાદમાં કોઇ પણ હુકમ મેળવવાનો હક્ક પ્રાપ્ત થાય તે પહેલાં તેણે તે ભરવાનું અથવા કોરટની સંભાળમાં રાખવાનું તેને કહેવાય; કલમ ૪૭૨

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૪૭૨.

ટીકા.—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

પ્રતિવાદી વાદી ઉપર ફરિયાદ કરે ત્યારે કામ ચલાવવાની રીત.

૩. ઇન્ટરપ્લીડરની ફરિયાદમાંના પ્રતિવાદીઓ પૈકી કોઇ પ્રતિવાદી તે ફરિયાદના વિષયની બાબતમાં વાદી ઉપર ખરેખર ફરિયાદ કરે ત્યારે, જે કોરટમાં વાદી ઉપરની ફરિયાદ ચાલતી હોય તે કોરટે, ઇન્ટરપ્લીડરની ફરિયાદ જે કોરટમાં માંડી હોય તે કોરટ તરફથી ખબર મળે એટલે, તે વાદી ઉપરનું કામ બંધ રાખવું, અને બંધ કરેલી ફરિયાદમાં થએલા તેના ખરચનો તેજ ફરિયાદમાં ઠરાવ કરવાને કોરટ મુખત્યાર છે. કલમ ૪૭૬

ખરચ.

પરંતુ તે ફરિયાદમાં ખરચનો ઠરાવ ન કર્યો હોય તો અને તેટલે સુધી ખરચ, ઇન્ટરપ્લીડરની ફરિયાદમાં થએલા તેના ખરચમાં ઉમેરી શકાય.

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૪૭૬.

ટીકા—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

ઇન્ટરપ્લીડરનો દાવાની સુનાવણી થતાં સુધી ચાલતા કામો બંધ રાખી શકાય તે સારૂ આ રૂલની ભાષા દુરસ્ત કરેલી છે. જે મીલકત બજાવણીમાં જપ્ત કરવાથી ખાસ નુકશાન લેવાનો તે મીલકત ઉપર દાવો રાખનારનો હક થએલો હોય તે નુકશાન બાબત એકાદા ઈંટરપ્લીડરના દાવામાં જડજને ઇનસાફ કરવાનો ૩૦ અને ૩૧ વીક. બાબ,૧૪૨, ક. ૩૧ પ્રમાણે અખત્યાર છે, માટે કાંઇ જુદો દાવો ચાલતો નથી (ડેથ વી. હેરીશન (૧૮૭૦) લા. રી. ૬

એક્શ ૧૫ ) આવો કાયદો હિંદુસ્થાનમાં નથી ( વાન્શલી વી. કાર્ટનર ૧ ગેશ પર. ૧૭૦ )

અપીલ—આ રૂલ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલે છે જુઓ. ઓ. ૪૩ રૂ. ૧ ( પી ).

**૪. (૧) પહેલી સુનાવણી વખતે કોરટ નીચે પ્રમાણે કરી શકે: એટલે—**

પહેલી સુનાવણી વખતે કામ ચલાવવાની રીત.

(અ) દાવો કરેલી વસ્તુની બાબતમાં પ્રતિવાદીઓ પ્રત્યે વાદીની બધી જવાબદારીમાંથી તેને દુર કરીને તેનો ખરચ અપાવવાનો, તથા તે ફરિયાદમાંથી તેનું નામ કાઢી નાંખવાનો ઠરાવ કરે; અથવા

(બ) ઇનસાફ કે સુગમતાને સારૂ નીચે પ્રમાણે કરવાની જરૂર છે એમ કોરટને લાગે તો, ફરિયાદનો આખર નિકાલ થતાં સુધી બધા પક્ષકારોને રહેવા દે.

(૨) દાવો રાખેલી વસ્તુના હક્કનો નિર્ણય કરી શકાય તેવી રીતની પક્ષકારોની કબુલતો અથવા બીજો પુરાવો છે એમ કોરટને જણાય ત્યારે, દાવો રાખેલી વસ્તુ ઉપરના હક્કનો તે નિર્ણય કરે;

(૩) જ્યારે પક્ષકારોની કબુલતો ઉપરથી દાવો રાખેલી વસ્તુના હક્કનો નિર્ણય કોરટ કરી શકે એમ ન હોય ત્યારે, તે નીચે પ્રમાણે ફરમાવી શકે—

(અ) પક્ષકારો વચ્ચે એક અથવા વધારે મુદ્દા ઘડવા અને તેમનો ઇનસાફ કરવો, અને

(બ) અસલ વાદીને બદલે અથવા તે ઉપરાંત કોઇ પણ હક્કદારને વાદી કરવો,

અને ત્યાર પછી તેણે તે ફરિયાદનો ઇનસાફ સાધારણ રીતે કરવા માંડવો.

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૪૭૩

**ટીકા,**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**અપીલ.**—આ રૂલ પ્રમાણે એકાદા હુકમ ઉપર અપીલ ચાલે છે, જુઓ ઓ. ૪૩ રૂ ૧ ( પી )

**૫.** મુખત્યાર અને ભાડુતને ઇન્ટરપ્લીડર ફરિયાદ માંડવાનો અધિકાર નથી.

મુખ્યની અથવા જમીનના માલેકની મારફત દાવો રાખતા ન હોય એવા બીજા શખસોની સામે, તે મુખ્યને અથવા જમીનના માલેકને વાદી કરવા- કલમ ૪૭૪ ની જરૂર પાડવા સારૂ, મુખત્યાર પોતાના મુખ્ય ઉપર અથવા ભાડુત માલેક ઉપર ફરિયાદ કરી શકે એમ આ ઓરડરની કોઇ વાતથી સમજવું નહીં.

દ્રષ્ટાંતો.

(અ) અ. એક ઝવેરાતની પેટી પોતાના મુખત્યાર તરીકે બ. પાસે અનામત મુકે છે. અ. એ મારી પાસેથી એ ઝવેરાત ગેરવાજબી રીતે લીધું છે એમ કહીને ક. તે બ. પાસેથી માગે છે. અ. તથા ક. ના ઉપર બ. ઇન્ટરપ્લીડરની ફરિયાદ માંડી શકે નહીં.

(બ) અ. એક ઝવેરાતની પેટી પોતાના મુખત્યાર તરીકે બ. પાસે અનામત મુકે છે. પછી ક. ને અ. લખે છે કે મારી પાસે તમારૂં લેહેણું છે તેમાં તે ઝવેરાત તારણ કરી આપું છું. ત્યાર પછી અ. કહે છે કે ક. નું કરજ અદા કરેલું છે. અને ક. તે વાત ના પાડે છે. તે બન્ને બ. ની પાસેથી ઝવેરાત માગે છે. આમાં અ. તથા ક. ની ઉપર ઇન્ટરપ્લીડરની ફરિયાદ કરવાને બ. મુખત્યાર છે.

સને ૧૮૮૨ના એકટ ૧૪ની ક. ૪૭૪.

**ટીકા.**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

એકાદો એજંટ પોતાના મુખ્યના હક વીશે તકરાર કરી શકતો નથી અને તેથી કરીને તેને ઇંટર પ્લીડરનો દાવો કરવાને પરવાનગી આપી શકાતી નથી. પણ જો એક જમીનદારે પાછળથી દરમીયાંન જમીન ઉપરનો હક કરી આપેલો હોય, અથવા પોતાનો મુખ્ય કોણ છે એ વીશે એજંટને ખાત્રી ના હોય તો દાવો ચાલે છે ( કલાર્ક વી. બાઇન ( ૧૮૦૭ ) ૧૩ વેશ ૩૮૩; સ્ટુઅર્ટ વી. વેલ્મ ૪ ગ. મઅને ૩૦૫ ) જ્યારે બે પ્રતીવાદીઓ સાંથ લેવાને દાવો રાખતા હોય તો બે પ્રતીવાદી કયો પ્રતીવાદી તેનો જમીનદાર છે તે ઠરાવવાનો દાવો કરવાનો એકાદા પટે રાખનારનો હક નથી ( કૈલાશચંદ્ર વી. ગોલકચંદ્ર ( ૧૮૯૭ ) ૨ ક. વી. નો. ૬૧ )

વાદીના ખરચનો બોજો.

**૬.** બરાબર રીતે ફરિયાદ માંડી હોય ત્યારે, દાવો રાખેલી વસ્તુ ઉપર બોજો રાખીને અથવા બીજી કોઇ અમલમાં આવે એવી રીતે, વાદીને તેનો ખરચ આપવાનો ઠરાવ કરવાને કોરટ મુખત્યાર છે. **કલમ ૪૭૫**

સને ૧૮૮૨ના એક્ટ ૧૪ ની ક. ૪૭૫

**ટીકા.**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે

એક નીયમ તરીકે કોર્ટમાં ફંડ હોય (કૈલાશચંદ્ર વી. ગોલકચંદ્ર ( ૧૮૯૭ ) ૨. ક. વી. નો ૬૧ ) તેમાંથી એકદમ પોતાનુ ખર્ચ લેવાનો અથવા તે ઉપર તે ખરચ નાંખવાનો વાદી નો હક છે અને હારનાર પ્રતીવાદીએ તે રકમ ભરી આપવી જોઇએ ( લેંગ વી. મેડન ( ૧૮૭૪ ) ૯ મ. એપ. પા. ૭૩૮ )

**અપીલ.**—આ રૂલ પ્રમાણેના ફેંસલા હુકમ ઉપર અપીલ ચાલે છે જુઓ. ઓ. ૪૩, રૂ. ૧ ( ી )

## ઑર્ડર ૩૬ મો.

### વિશેષ હકીકત ( કેસ ) વિશે.

કોરટના અભિપ્રાય સારૂ હકીકત (કેસ) લખી આપવાનો અખત્યાર.

**૧.** હકીકતની અથવા કાયદાની કોઇ તકરારનો ચુકાદો થવામાં પોતાનું લાગતું વળગતું છે એમ જે પક્ષકારો દાવો રાખતા હોય તે એક લેખી કરારનામું કરે તે કરારનામા તેમણે તે તકરાર હકીકત [કેસ] તરીકે કોરટના અભિપ્રાય સારૂ લખવી, તથા તેમાં એવો ઠરાવ કરવો કે તે તકરાર વિશે કોરટનો નિર્ણય થએથી :— કલમ પ૨૭

[અ] પક્ષકારોએ ઠરાવેલા અથવા કોરટ ઠરાવે તેટલા રૂપિઆ તેઓમાંના એક જણે બીજાને આપવા; અથવા

(બ) કરારનામામાં લખેલી કંઇ સ્થાવર કે જંગમ મિલકત તેઓમાંના એક જણે બીજાને આપવી; અથવા

(ક) કરારનામામાં દર્શાવેલું બીજું કંઇ વિશેષ કામ તેઓમાંથી એક અથવા વધારે જણે કરવું અથવા ન કરવું.

[૨] આ કાનુન પ્રમાણે કોરટને લખી આપેલી પ્રત્યેક હકીકતના [કેસના] અનુક્રમે નંબર પાડીને પારેગ્રાફ કરવા, અને તેમાં કાઢેલી તકરારનો નિર્ણય કરવા સારૂ કોરટને જે હકીકતોની તથા દસ્તાવેજોની જરૂર પડે તે હકીકતો અને દસ્તાવેજો તેમાં સંક્ષેપમાં જણાવવા.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. પ૨૭.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

આ રૂલ પ્રમાણે હકીકત બતાવેલા કામો વીશે જુઓ (ફાતમાબીબી વી. મુંબાઇના એડવોકેટ જનરલ (૧૮૮૨) ૬ મું. ૪૨, બી. બી. ટ્રેડીંગ કંપની લીમીટેડ વી. દોરાબજી (૧૮૮૬) ૧૦ મુ. ૪૧૫)

વિષયની કીંમત કયારે લખવી.

**૨.** કંઇ મિલકત આપવા બાબત અથવા કંઇ વિશેષ કામ કરવા કે ન કરવા બાબત કરારનામું હોય ત્યારે, જે મિલકત આપવાની હોય તેની અથવા જે મિલકત સાથે કરારનામામાં દર્શાવેલું કામ નિસબત રાખતું હોય તેની કીંમતનો આંકડો કરારનામામાં અટકળે લખવો. કલમ પ૨૮

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. પ૨૮.

**ટીકા**—આ રૂલ હા. કો. અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**૩.** [૧] ઉપર કહેલા નિયમો પ્રમાણે કરારનામું તૈયાર કર્યું હોય

કરારનામું ફરિયાદ તરીકે ફાઇલ કરીને રજિસ્ટરમાં દાખલ કરવું

તો, તે કરારનામાના વિષયની જે રકમ અથવા કિંમતવાળા વિષયની ફરિયાદ સાંભળવાની જે કોરટને હુકુમત હોય તે કોરટમાં તે કરારનામું દાખલ થઈ શકે. કલમ ૫૨૯

[૨] એ પ્રમાણે કરારનામું ફાઇલ થાય એટલે જે પક્ષકારો લાગતા વળગતાપણાનો દાવો રાખતા હોય તે પૈકી એક અથવા વધારેને વાદી અથવા વાદીઓ ગણીને તથા બીજા કે બીજાઓને પ્રતિવાદી કે પ્રતિવાદીઓ ગણીને, તેમની વચ્ચે ફરિયાદ હોય તે પ્રમાણે, તે કરારનામા ઉપર નંબર પાડીને તે નોંધવું, અને જે શખસે અથવા શખસોએ તે કોરટમાં આપ્યું હોય તે શિવાયના તે કરારનામું કરનારા બીજા સઘળા શખસોને નોટીસ આપવી.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક ૫૨૯

ટીકા.—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો, ને લાગુ છે.

**૪.** કરારનામું ફાઇલ થાય ત્યારે, તે કરારનામું કરનારા સઘળા શખસો ઉપર કોરટની હુકમત ચાલશે, અને તે કરારનામામાં લખી આપેલી વાત તેમને બંધનકારક થશે. કલમ નવી.

કરારનામું કરનારા શખસો ઉપર કોરટની હકૂમત ચાલશે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૩૦.

ટીકા—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

કબુલત વીના નવી તકરારો ઉઠાવવાને અથવા હકીકતમાં વધારો કરવાને અથવા તેમાં ફેરફાર કરવાને કાંઇ સુધારી શકાતુ નથી ( મરશીડોકત્રસ્ટીયો વી. જોન્સ ( ૧૮૪૯ ) ૮ સી. બી. એન. એસ. ૧૨૪; ૨૯ લા. જે. સી. પી. ૨૩૫ )

**૫.** [૧] સાધારણ રીતે કરેલી ફરિયાદ માફક તે કેસ સુનાવણીને વાસ્તે રાખવો, અને આ કાયદાના ઠરાવો આ ફરિયાદને લાગુ પડે તેટલા લાગુ પાડવા. કલમ ૫૩૧

કેસ સાંભળીને નિકાલ કરવાનું.

[૨] પક્ષકારોની જબાની લીધા પછી અથવા પોતાને યોગ્ય લાગે તેવા બીજા પુરાવા લીધા પછી, કોરટની ખાત્રી થાય કેઃ—

(અ) તે પક્ષકારોએ બરોબર રીતે કરારનામું કરેલું છે.

(બ) તે કરારનામામાં લખેલી તકરારમાં તેઓ શુદ્ધબુદ્ધિથી હક્ક સબંધ ધરાવનારા છે, અને

(ક) તે નિર્ણય કરવાલાયક છે,

ત્યારે સાધારણ ફરિયાદ માફક તે ઉપર કોરટે ફેંસલો કહી સંભળાવવો અને તે પ્રમાણે કહેલા ફેંસલાને અનુસરતું હુકમનામું કરવું.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૩૨.

**ટીકા.**--આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો ને લાગુ છે.

આ રૂલ પ્રમાણે જે હકીકત સાબેત કરવાની જરૂર છે તે એફીડેવીટથી સાબેત કરી શકાય છે ( ક્રોલ વી. વ્હીમ્પર (૧૮૯૦) ૧૭ ક. ૭૮૬; બરજેશ વી. મોર્ટન એપ. કેશ ૧૮૫૬, પા; ૧૪૪ )

પક્ષકારોની વચમાં ખરી રીતે જ્યારે તકરારની બાબત નથી એવું જણાય તો કોરટ તે કામ ચલાવતી નથી ( હુડંટઝે વી. ડંટઝે (૧૮૪૮) ૬ સી. બી. ૧૦૦ )

**અપીલ.**--સને ૧૮૮૨ના એકટ ૧૪ પ્રમાણે ઠરાવેલુ છે કે દાવાના બેઉ પક્ષકારોએ પોતાની વચેની તકરારી બાબત કોરટને સોંપીને કોરટના ઠરાવ પ્રમાણે ચાલવાને કબુલ કરેલુ હોય અને કોરટે તે પ્રમાણે એક હુકમનામુ કરેલુ હોય તો તે ઉપર અપીલ ચાલતી નથી, કારણ કે કોરટનો તે ઠરાવ એક લવાદના ઠરાવ જેવો છે ( ઝેન વી. કાલાભાઇ (૧૮૯૫) ૨૩ મું. ૭૫૨ )



# ઑર્ડર ૩૭ મો.



## વેચાય એવા લેખ ઉપરથી સંક્ષિપ્ત કામ ચલાવવાની રીત વિશે.

**૧. આ ઓરડર ફકત નીચે કહેલી કોરટોને લાગુ પડે છે, એટલે:--**

આ ઓરડર લાગુ કરવાનું. **કલમ ૫૩૮**

(અ) ફોર્ટ વિલ્યમ, મદ્રાસ અને મુંબઇની ન્યાયિકારી હાઇકોરટોને;

(બ) દક્ષિણ બ્રહ્મદેશની ચીફ કોરટને;

(ક) સિંધના જ્યુડિશિયલ કમિશનરની કોરટને; તથા

(ડ) જે બીજી કોરટોને સને ૧૮૮૨ ના દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૫૩૨ થી ૫૩૭ સુધીની કલમોના ઠરાવો અખત્યાર આગમજ લાગુ કર્યા હોય તે કોરટોને.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૩૮

**જાહેર ખબરો.**—ક. ૫૩૨ થી ક. ૫૩૭ સુધી ( બેઉ કલમો સુધાંત ) ની નીચેની કોરટોમાં લાગુ કરેલી છે.-

(૧) બર્મામાં.

( અ ) મોલમીનની જડજની કોરટ; અને

( બ ) આકયાબના ડીપુટી કમીશનરની કોરટ

જુઓ બરમા રૂલોનુ મેન્યુઅલ આવૃતી સને ૧૮૯૭, પા. ૧૧૬.

(૨) મદ્રાસ પ્રેસીડેન્સી.

( અ ) જીલ્લા અને સબોર્ડીનેટ જડજની કોરટોમાં

( બ ) ડીસ્ટ્રીકટ મુનસીફની કોરટોમાં

જુઓ મદ્રાસની સ્થાનીક નીયમો અને હુકમોની યાદ, આવૃતી ૧૮૯૮, પા. ૧૯૬-નોટ, લેજીસ્લેટીવ ડીપાર્ટમેન્ટ.

વળી બીજી દાદો.--જુઓ રઘુબર દયાળ વી. કેશો (૧૮૮૫) ૧૧ અ. ૧૮; વળી જુઓ, નરસીંહ વી. આયન (૧૮૮૯) ૧૨ મ. ૧૫૭.

૨. [૧] આ ઓરડર પ્રમાણે કામ ચલાવવાની વાદીની ખુશી હોય તો, બીલ્સ ઓફ એકસચેન્જની, હુંડીઓની, અથવા વાયદાચીઠીઓ [ પ્રામીસરી નોટ ] ની બધી ફરિયાદો, ઠરાવેલા નમુના પ્રમાણે ફરિયાદઅરજી આપીને માંડી શકાય. પરંતુ સમન કાઢવો તે પુરવણી બ. માં કહેલા નમુના નંબર ૪ પ્રમાણે, અથવા વખતે વખતે ઠરાવવામાં આવે તેવા બીજા નમુના પ્રમાણે કાઢવો.

બીલ્સ ઓફ એકસચેન્જ વગેરે ઉપરથી સંક્ષિપ્ત ફરિયાદો કરવાની તે.

કલમ ૫૩૨

[૨] જે મુકદમામાં ફરિયાદઅરજી અને સમન અનુક્રમે ઉપર કહેલા નમુના પ્રમાણે કરેલા હોય તેમાં, હાજર થઈને જવાબ કરવા સારૂ આમાં હવે પછી કહ્યું છે તે રીતે પ્રતિવાદીએ જડજની રજા લીધા વગર, તેણે હાજર થવું નહીં અથવા ફરિયાદનો જવાબ કરવો નહીં. અને તે પ્રમાણે રજા લેવામાં તે કસૂર કરે, અથવા રજા પ્રમાણે હાજર થઈને જવાબ કરવામાં કસૂર કરે તો, ફરિયાદઅરજીમાં લખેલી વિગતો તેણે કબુલ કરી છે એમ સમજાશે, અને સમનમાં લખેલી રકમથી વધારે ન હોય એવી કોઇ રકમનું તથા ( કંઈ દર લખ્યો હોય તો તે ) લખેલા દર પ્રમાણે હુકમનામાની તારીખ સુધીના વ્યાજનું તથા ખરચને બદલે જે રકમ અગાઉથી ઠરાવવામાં આવે તે સુધાંતનું હુકમનામું મેળવવાને વાદી હક્કદાર થશે. પરંતુ ખરચને વાસ્તે તે ઠરાવેલી રકમ કરતાં વાદી વધારે માગે તો બીજાં કામમાં થાય છે તે રીતે ખરચનો આંકડો નક્કી કરીને તે સુધાંતનું હુકમનામું મેળવવાને વાદી હક્કદાર થશે, અને તે હુકમનામું લાગલુંજ બજાવી શકાશે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૩૨

**ટીકા.**--આ રૂલ સદરહુ રૂ. ૧ માં બતાવેલી કોરટોને લાગુ છે.

**વેચાય તેવો લેખ.**--એક દસ્તાવેજ એક આનાના સ્ટેંપ સાથેનો સહી કરેલો નીચે પ્રમાણે હતો એટલે- નીચે બતાવેલા હકના દસ્તાવેજો "અનામત મુકીને અમે અવેજ લીધેલો છે તેથી અ બ ને અથવા તેમના હુકમવાળા શખસને રૂ. ૧૬૦ ) આપવાને હું વચન આપું છું;" તે પછી તે દસ્તાવેજોની વીગત છે. ઠરાવ્યું છે કે તે દસ્તાવેજ એક વેચવા લાયક દસ્તાવેજ નથી ( રામચંદ્ર વી. શેશા (૧૮૯૪) ૧૭ મ. ૮૫ )

"ધણી" એ શબ્દ મુંબાઇ ઇલાકામાં સાધારણ અથવા વહેપારી ભાષા પ્રમાણે ચલણી કાગળો અને વેચવા લાયક દસ્તાવેજોના એકટમાં જે હેતુથી "લાવનાર" એ શબ્દનો ઉપયોગ કરેલો છે તે હેતુનો નથી અને તેથી કરીને માગે ત્યારે ધણીને આપવાની એકાદી નોટ હોય તો તે વેચાય તેવો લેખ નથી ( જેઠાપરખા વી. રામચંદ્ર (૧૮૯૨) ૧૬ મું. ૬૮૯ )

**તે રૂલ લાગુ કરવામાં આવે તે.**--આ ઓરડર પ્રમાણે એક વેચાય તેવા લેખની રૂએ સંક્ષેપ દાવા કરવો અથવા એક સાધારણ રીતે દાવો કરવો તે વાદીની મરજી ઉપર છે.

તે દસ્તાવેજથી જે મુદતે નાણા લહેણાં અને આપવા જોગ થતાં હોય તે મુદતથી છ

માસની અંદર આ ઓારડર પ્રમાણે દાવા કરવા જોઇએ, સને ૧૮૭૭ ના એકટ ૧૫ ના પરીશીષ્ટ ૨ આરટીકલ ૫ (સને ૧૯૦૮ ના એકટ ૯ ના પરીશીષ્ટ ૧ નુ; પણ વેચાય તેવા લેખની રૂઇએ સાધારણ દાવામાં ત્રણ વર્ષની મુદત છે, અને આવા એકાદા દાવામાં હાજર થઇને બચાવ કરવાની પરવાનગી મળવાની અરજી સમન્સ બજાવવામાં જે તારીખે આવે તે તારીખથી દસ દીવસની અંદર કરવી જોઇએ, સને ૧૯૦૮ ના એકટ ૯ ના પરીશીષ્ટ ૧ આ. ૧૫૯ સ્વીકારનાર, લખનાર અને શેરો કરી આપનાર ઉપરની ઉપર એક ફરિયાદમાં દાવો કરી શકાય છે ( બંગાળાબેન્ક વી. કારતીકચંદ્ર ( ૧૮૮૯ ) ૧૬ ક. ૮૦૪ )

જે પ્રતીવાદીઓ હકુમતની અંદર રેહેતા ના હોય તે પ્રતીવાદીયોને તે લાગુ થાય છે ( ચંદ્રકાતરાય વી. પોગોસ ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. ( ઓ. સી ) ૮૩ કલકતામાં તે રકમો સ્મોલકોઝ કોરટની હકુમત ઉપરાંતની જોઇએ (હફ વી. ફીશર (૧૮૭૧) ૮ બં.લા.રી. એપ. ૧૦)

નંબર ૪ ના નમુના પ્રમાણેનો તે સમન્સ છે અથવા હાઇકોરટ ઠરાવે તેવા નમુનાનો તે હોવો જોઇએ. નંબર ૪ ના નમુના પ્રમાણે દશ દીવસની અંદર કારણ બતાવવાને પ્રતીવાદીયોને ફરજ પાડવામાં આવે છે. એવું ઠરાવેલુ છે કે હાયકોરટ આ મુદત વધારી શકે છે અને પેશાવરમાં બજાવણી બાબત કાહાડેલા સમન્સમાં ૨૮ દીવસ આપવામાં આવેલા છે ( ગુમ વી. વીલસન ( ૧૮૯૮ ) ૩ ક. ૫૩૫ ) પણ હાજર થઇને બચાવ કરવાની પરવાનગી લેવાની તે સમન્સમાં ઠરાવેલી મુદત પુરી થયા પછી તે મુદત વધારવાનો કોરટનો અખત્યાર નથી, પણ તે સમન્સમાં મુદત ઠરાવેલી હોય તે પુરી થતા પહેલાં જો એકાદી અરજી કરેલી હોય તો તે મુદત વધારવાનો કોરટનો અખત્યાર છે કીંવા નહી તે શક ભરેલુ છે ( મેહેમુદાર રહમાંન વી. સારતચંદ્રદત ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો. ૨૫૯ ) જો પ્રતીવાદી એટલો દુર હોય કે તેને દસ દીવસની અંદર હાજર થઇ શકાય તેવું ના હોય તો રૂ. ૪ પ્રમાણે તે હાજર થઇ શકે તે સારૂ જોઇતી લાંબી મુદત બજાવણી કોરટે બંધ રાખવાની છે ( ચંદ્રકાંતરાય વી. પોગોસ ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. (ઓ. સી. ) ૮૩; પણ જુઓ ગ્રોબ વી. પામર ( ૧૮૬૬ ) ૧ ઇ. જયુ. એન. એસ. ૩૯૫ )

વાદીનો પોતાના સમન્સથી તે લેખથી કાયદેસર માગણી કરવા લાયક જે કાંઈ મુદલ તથા વ્યાજની રકમ થતી હોય તેનો દાવો કરીને તથા હુકમ મેળવીને તે લેવાનો હક થાય છે ( ડીસૌઝા વી. રગાયન ( ૧૮૭૦ ) ૬ મ. હા. કો. ૨૫૭ )

જોઇતો અવેજ લઇને એકાદી હુંડી જેના ઉપર લખેલી હોય તેણે સ્વીકારેલી હોય તો તે એકટના હેતુ પ્રમાણેની છે ( ઇસ્ટઇંડીયા બેન્ક વી. વલી ગુલવાંની ( ૧૮૬૬ ) ૧ ઇ. જયુ એન. એશ. ૨૪૭ ) એક હુંડી લખી આપતી વખતે જો તે ઉપર સ્ટેંપ ચોહોડીને તે રદ કરેલો હોય, અથવા પ્રથમ હરકોઇ વખતે તે ચોટેલો હોય તો તે લખી આપતી વખતે રદ કરેલો થાય છે ( ભવાનજી હરભમ વી. દેવજી પુંજા ( ૧૮૯૫ ) ૧૯ મુ. ૬૩૫ )

સને ૧૮૬૬ ના એકટ ૫ ની ક. ૧૩ એકાદા બીલ એકશમેંજદેશની અંદરનુ અથવા પરરાજ્યનુ હોય તેનુ પ્રોટેસ્ટ એક નોટો રીપબલી કરેલુ હોય તેવુ હોય તો તે બીલ સ્વીકારવામાં આવેલુ નથી, એવો પ્રથમ દર્શનીક પુરાવ થાય છે. સ્થાનીક રીવાજ વીરૂધનો ના હોય તો, વેચાય તેવા લેખનો એકટ ( સને ૧૮૮૧ નો ૨૬ ) હુંડીયોને લાગુ થાય છે. એક હિંદુ કુટંબના વહીવટદારે લખેલી હુંડીની રૂઇએ એક દાવો કરીને તે કુટંબના એક અંગજુતને જવાબદાર ઠરાવવાને માગેલુ હોય તો તેનો એવો આગ્રહ કરવાનો હક છે કે તે નહી સ્વીકારયા બાબત કાંઇ નોટીસને વહીવટદાર ( લખનાર ) ને આપેલી નથી કે જેથી તે એકટની ક. ૩૦

પ્રમાણે તેને જવાબદાર ઠરાવવામાં આવે ( હીઅશેઠ વી. હરી વાહાલજી ( ૧૮૯૬ ) ૨૦ મું. ૪૯૮ ) અમુક માલ પુરો પાડવા સારૂ વાદીયોએ પ્રતીવાદીને નાણાં ધીરેલાં હતાં. પ્રતીવાદીયો તે માલ આપવામાં નીષ્ફળ થયા તેથી વાદીઓએ તે નાણાં પાછાં વસુલ આપવાને દબાણુ કર્યું તેથી લહેણી થએલી રકમની માગે ત્યારે આપવાની એક પ્રોમીશરી નોટ લખી આપવામાં આવેલી હતી, તેની સાથે તે પ્રોમીશરી નોટની રકમ દર પખવાડીયાના હફ્તેથી આપવાનો એક કરાર કરી આપેલો હતો. તેમાં પહેલુ કનશાઇનમેંટ તે નોટની તારીખથી ચૌદ દીવશની અંદર કરવાનુ હતુ તે વચન પ્રમાણે તે કનશાઇનમેંટો મોકલવાને પ્રતીવાદીએ કસુર કરી તેથી આગળના કાયદાના બાબ ૩૯ પ્રમાણે એક દાવો કરવામાં આવ્યો હતો. ઠરાવ્યુ છે કે તે બાબ ૩૯ પ્રમાણે જે દાવો કરેલો છે તે બરોબર છે; દર પખવાડીએ તે કનશાઇનમેંટ મોકલીને તે પ્રોમીસરીનોટની રકમવાળવાનો તે કરાર તે નાંણા આપવાની નોટ છતાં તે સાથે થએલો છે, માટે તે પ્રોમીસરી નોટની રૂઇએ કરેલા દાવામાં આવો સમાંતર કરારને કાંઇ જવાબ નથી, માટે વાદીનો હુકમનામુ કગવવાનો હક થાય છે ( સીલન વી. હકીમમહમદ શરીફ ( ૧૮૯૬ ) ૧૯ મ. ૩૧૩) એક સગીરે પોતાના છપ્પમીત્રની મારફતે એક પ્રોમીશરી નોટ જે તેની મા અને વાલીએ તેની મીલકત સબંધીમાં લખાવેલી હતી અને તેંણીએ તે ઉપર શેરો કરી આપેલો ન્હોતો તે પ્રોમીશરીનોટની રૂઇએ બાકી લહેણી રકમ લેવાને દાવો કર્યો. ઠરાવ્યુ છે કે શેરો કરી આપવામાં આવેલો નથી, માટે તે દાવો ચાલવા લાયક છે ( ગુરૂમુરતી વી શીવાયા ( ૧૮૯૮ ) ૨૧ મ. ૩૯૧ )

**વ્યાજ**—આ ઓર્ડર પ્રમાણે એકાદા દાવામાં જો પ્રોમીશરી નોટમાં કાંઇ વ્યાજ બતાવેલુના હોય તો તે વ્યાજ લેવાનો અથવા વ્યાજ આપવાના કાંઇ કરાર બાબત પુરાવ આપવાનો વાદીનો હક થતો નથી (ભુપતીરામ વી. સુરેંદ્રમોહન (૧૯૦૩) ૩૦ ક ૪૪૬;૭ ક વી.નો ૪૧૨ )

ગુણદોષ ઉપર જવાબ કરવાનું પ્રતિવાદી બતાવે તો, તેને હાજર થવાની રજા આપવી.

**૩. (૧) પ્રતિવાદી અરજ કરે એટલે કોરટે સોગનનામું કરવામાં આવેથી હાજર થઇને ફરિયાદમાં બચાવ કરવાની રજા આપવી, સદરહુ સોગનનામામાં જે ઉપરથી માલેકને મોબદલો શાબિત કરવાની ફરજ પડે એવી કંઈ હકીકતો અથવા અરજીની પુઠીમાં કોરટને બસ લાગે એવી બીજી હકીકતો જણાઈ આવવી જોઇયે.** કલમ ૫૩૩

**(૨) બચાવ કરવાની રજા, બીન શરતે, અથવા કોરટમાં પૈસા ભરવાની બાબતમાં, જામીનની બાબતમાં, મૂદ્દા તૈયાર કરીને નોંધવાની બાબતમાં અથવા બીજી બાબતમાં કોરટને યોગ્ય લાગે તે શરતો કરીને આપવાનો અખત્યાર છે.**

**સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૫૩૩.**

**ટીકા.**—આ રૂલ. જે કોરટો રૂ. ૧ માં બતાવેલી છે તે કોરટોમાં લાગુ થાય છે.

બજાવણીનુ હમેશનુ રીટર્ન થયા પછી અને શમન્સમાં કહેલી મુદત પુરી થયા પછી એક હુકમનામા બાબતનો હુકમ મેળવવો જોઇએ ( સ્કીલર વી. મારકર ( ૧૮૮૬ ) ૧ ઇં. જયુ. એન. એસ. ૨૮૩ )

**એક બચાવ જણાય તે.**—જો પ્રતીવાદી હાજર થઇને કાંઇ બચાવ જણાવે તે પછી કાયદેસર હોય અથવા વ્યાજબીપણાનો હોય પણ તેને હાજર થઇને બચાવ કરવાની પરવાનગી

આપવામાં આવે છે (કેસેલા વી. હારટન ( ૧૮૭૩ ) લા. રી. ૮ સી. પી. ૧૦૦) પણ તેના ચોખાપણા બાબત શક રાખવાને કારણ હોય તો કોરટમાં નાણા ભરવાની અથવા જામીન આપવાની શરત ઠરાવવામાં આવે છે ( આગ્રા અને માસ્ટરમેનની બેંક વી. લેટન ( ૧૮૬૬ ) લા. રી. ૨ એકસ ૫૬; રામલાલ વી. હરનચંદ્ર ( ૧૮૬૦ ) ૩ બં. લા. રી. ઓ. સી. ૧૩૦; ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ઓ. સી. ૯ ) હાજર થવાની રજા એક તરફી આપી શકાય છે, પણ વાદી એફીડેવીટ કરીને બતાવી શકે છે કે રજા આપવી જોઇતી ન્હોતી અથવા જો આપ વામાં આવેલી હોય તો તે વધારે સખત શરતોથી આપવી જોઇએ ( વેલીંગટઝી વી. નારાયણ સીંગ (૧૮૭૦) ૬ બં. લા. રી. એપ. ૬૪) શેરીફના રીટર્નમાં બતાવેલુ છે તે પ્રમાણે બચાવ કરવાની રજા બાબતની અરજી તે બજાવણીથી સને ૧૮૭૭ ના મુદતના એકટના પરીશીષ્ટ ૨ ની આરટીકલ ૧૫૯ (સને ૧૯૦૮ના એકટ ૯ ના પરીશીષ્ટ ૧ પ્રમાણે દશ દીવસની અંદર કરવી જોઇએ ( ગાથબલાલ વી. ઉપેંદ્રનારાયણ ( ૧૮૯૬ ) ૨૩ ક. ૫૭૩ ) જ્યારે તા. ૧૧ જુનના રોજ સમન્સ પ્રતીવાદી ઉપર બજાવેલો હતો અને લખેલી કેફીયત ફાઇલ કરવાની રજા મળ-વાની અરજી તા. ૨૨ જુન રવીવારના રોજ કરેલી હતી; ઠરાવ્યુ છે કે પ્રથમ દર્શનીક તે અરજી મુદતની અંદર છે ( ગીરીમોહન વી. અમરેન્દ્રનાથ ( ૧૯૦૩ ) ૭ ક. વી. નો. ૨૫૨)

જ્યાંહાં બચાવ બાબતનો શક હોય એટલુજ નહી પણ જરૂર વીનાનો હોય પણ રજા આપવા લાયક હોય તો ખર્ચ બાબત જામીન આપવાનો હુકમ કરવાને કોરટનો કુલ અખત્યાર છે ( વેલીનગરઝી વી. નારાયણસીંગ ( ૧૮૭૦ ) ૬ બં. લા. રી. એપ. ૬૪ ) એકાદા સંક્ષેપ દાવામાં ફેસલો કરતા અવલ પ્રતીવાદીને પકડવામાં આવેલો હોય તેથી ક. ૯૫ પ્રમાણે કંપેન-સેશન મળવાનો તે દાવો રાખતો હોય તો તે દાવાનો બચાવ કરવાને રજા માગવાની અરજી કરવાનો તેનો હક થાય છે અને જો પ્રથમ દર્શનીક હકીકત સાબેત કરવામાં આવે તો, દીવા-ની કામ ચલાવવાની રીતીના કાયદા પ્રમાણે બચાવ કરવાની પરવાનગી આપવી જોઇએ. તેના તેજ વ્યવહાર ઉપરથી એક "સેટોફ" તરીકે સામો દાવો ઉત્પન્ન થતો હોય તે શીવાય સાધા-રણ કામોમાં વાદી વીરૂધ પ્રતીવાદી સામો દાવો કરી શકતો નથી પણ ક. ૯૫ માં ઠરાવ્યા પ્રમાણે ખાસ કામો દાવો એટલે જોઇતા કારણ શીવાય પકડવાથી કંપેનસેશનનો દાવો હરકોઇ દાવામાં લક્ષમાં લેઇ શકાય છે; માટે આગળના કાયદાના બાબ ૩૯ પ્રમાણે એક સંક્ષેપ દાવા-માં તે લક્ષમાં લેઇ શકાય છે. ( શેલેટ વી. રીટલ ( ૧૮૯૪ ) ૧૮ મું. ૭૧૭ )

એક સામાન્ય નીયમ પ્રમાણે પ્રોમીસરી નોટની રૂઇએ સ્મોલકોઝ કોરટમાં એક દાવો કરેલો હોય તેમાં પ્રતીવાદી એવું કહે કે તે દાવો હીસાબની બાબતનો છે તો તેથી તે દાવામાં જવાબ થતો નથી, પણ સ્મોલકોજ કોરટમાં જે પ્રતીવાદી હતો તેણે પાછળથી હાયકોરટમાં દાવો કર્યો હોય તો પક્ષકારો વચેના તમામ વ્યવહારોની વ્યવસ્થા થઇ શકે છે અને જો તે જામીન આપે તો તે પ્રોમીસરી નોટ સબંધી જુદુ કામ ચલાવવું ન જોઇએ ( ઇશરસીંગ વી. બર્ગમેન ( ૧૯૦૩ ) ૩૦ ક. ૬૨૭ )

મજીયારી પ્રોમીસરી નોટની રૂઇએ કરેલા દાવામાં ત્રણ પ્રતીવાદીયો પૈકી બે પ્રતીવાદી-યો ઉપર ખરશીરસ્તે બજાવણી થવાથી તેથી યોગ્ય રીતે જે પ્રતીવાદી ઉપર બજાવણી થએલી હોય તે પોતાના ઉપર થએલા હુકમનામા વીશે વાંધો લેવાનો હક મળતો નથી ( ઇવીંગ અને કંપની વી. ગોસાઇદાસ ( ૧૮૬૮ ) ૩ બં. લા. રી. એપ. ૭ ) હુકમનામું થયા પછી એકાદા દાવામાં હાજર થઇને બચાવ કરવાને પ્રતીવાદીને રજા આપવા વીશે જુઓ ( જોસેફ વી. સો-લેનો ( ૧૮૭૨ ) ૯ બં. લા. રી. ૪૪૧; ૧૮ વી. રી. ૪૨૪ )

**હુકમનામાનો નમુનો.**—જુઓ બંગાળાબેન્ક વી. કારતીકચંદ્ર (૧૮૮૫) ૧૧ ક. ૮૦૪)

**અપીલ.**—એકતરફી હુકમનામુ રદ કરવાને ના કહ્યાના એકાદા હુકમ ઉપર સને ૧૮૮૨ ના એકટ ૧૪ પ્રમાણે અપીલ ચાલે છે (લખમીદાસ વી. ઇબ્રાહીમ (૧૮૭૮) ૨ મુ. ૬૪૪ પણ જુઓ લાલસીંગ વી. કનજાન (૧૮૮૨) ૪ અ. ૩૮૭)

હુકમનામું રદ કરવાનો અખત્યાર.

**૪.** હુકમનામું થયા પછી વિશેષ પ્રસંગ હોય તો, હુકમનામું રદ કરવાને અને જરૂર પડે તો બજાવવાનું કામ બંધ રાખવાને અથવા રદ કરવાને કોરટ મુખત્યાર છે. અને સમન પ્રમાણે હાજર થઇને ફરિયાદનો જવાબ કરવાની પ્રતિવાદીને રજા આપવાનું કોરટને વાજબી લાગે તો, કોરટને યોગ્ય લાગે તે શરતોથી, તે રજા આપવાને કોરટ મુખત્યાર છે. કલમ નવી.

કોરટના અમલદાર પાસે બીલ વગેરે રાખવાનો હુકમ કરવાનો અખત્યાર.

**૫.** આ ઓરડર પ્રમાણે ચાલતા કોઇ કામમાં જે બીલ, હુંડી અથવા ચીઠી ઉપર ફરિયાદનો આધાર હોય તે લાગલીજ કોરટના કોઈ અમલદારની પાસે રાખવાનો હુકમ કરવાને, તથા વળી તે કામના ખરચને વાસ્તે વાદી જામીન આપે ત્યાં સુધી બધું કામ બંધ રાખવાનો હુકમ કરવાને, કોરટ મૂખત્યાર છે. કલમ ૫૩૫

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૩૫.

**ટીકા.**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

ન સ્વિકારેલા બીલ કે ચીઠીના નકરામણનો દાખલો મેળવવાનો ખરચ લેવાનું.

**૬.** બીલ ઓફ એકસચેન્જ અથવા વાયદાચીઠી નકારવાથી, તેના માલેકનો તે બીલ અથવા ચીઠીની રકમ લેવા સારૂ આ ઓરડર પ્રમાણે જે ઈલાજ ચાલે તેજ ઈલાજ, તે નકારવાને લીધે, તે નકાર્યા બદલ અથવા ભરણું ન કર્યા બદલ નોંધ કરાવવામાં અથવા બીજીરીતે તેને જે ખરચ લાગ્યો હોય તે ખરચ લેવાને, ચાલશે. કલમ ૫૩૬

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક, ૫૩૬.

**ટીકા:**—રૂલ ૧ માં બતાવેલી કોરટોને આ રૂલ લાગુ થાય છે.

નોંધ લેવા બાબત જુઓ વેચાય તેવા લેખના એકટની ક. ૯૯-૧૦૪.

ફરિયાદોમાં કામ ચલાવવાની રીત.

**૭.** આ ઓરડરમાં જે ઠરાવ કરેલા છે તે શિવાય, સાધારણ રીત પ્રમાણે કરેલી ફરિયાદોમાં કામ ચલાવવાની જે રીત છે તેજ આ ઓરડર પ્રમાણે કરેલી ફરિયાદોમાં કામ ચલાવવાની રીત સમજવી. કલમ ૫૩૭

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૩૭.

**ટીકા:**—આ રૂલ તે રૂલ ૨ માં બતાવેલી કોરટોને લાગુ થાય છે.

# ઑર્ડર ૩૮ મો.

—:o:—

## ફેંસલો થતાં પહેલાં પકડવા તથા જપ્તી કરવા વિશે.

### ફેંસલો થતાં પહેલાં પકડવાનું.

હાજર થવા માટે પ્રતિવાદી પાસેથી જામીન લેવાસારૂ ક્યારે હુકમ કરાય.

૧. ૧૬ મી કલમથી રકમો (અ) થી (ઙ) સુધીમાં લખેલા પ્રકારની ફરીયાદ શિવાયની બીજી કોઈ ફરિયાદમાં કામ ચાલતાં કોઈપણ વખતે સોગનનામાથી ક. ૪૭૭, ૪૭૮. અથવા બીજીરીતે કોર્ટની ખાત્રી કરીથાય કે,—

(અ) વાદીને ઢીલ થાય એ હેતુથી, અથવા કોર્ટની કોઈ પ્રોસેસ ટાળવાના હેતુથી, અથવા પોતાના ઉપર જે હુકમનામું થાય તે બજતાં હરકત પડે કે ઢીલ થાય તે હેતુથી:—

(૧) પ્રતીવાદી સંતાઇ પેઠો છે અથવા તેણે કોર્ટની હકુમતની સ્થાનીક હદ છોડી છે, અથવા

(૨) પ્રતીવાદી સંતાઈ પેસવાનો છે અથવા કોર્ટની હકુમતની સ્થાનીક હદ છોડવાને છે, અથવા

(૩) પ્રતીવાદીએ પોતાની બધી કે થોડી ઘણી મીલકત કોઈને વેચી કે આપી દીધી છે અથવા કોર્ટની સ્થાનીક હદમાંથી ખસેડી છે;અથવા

(બ) પ્રતીવાદી એવા પ્રસંગોમાં બ્રિટીશ ઈંડિયા છોડવાનો છે કે તે ઉપરથી ફરીયાદમાં પ્રતીવાદી ઉપર જે હુકમનામું થાય તે બજાવવામાં વાદીને હરકત કે ઢીલ પડશે અથવા પડે એવો વાજબી સંભવ રહેછે.

ત્યારે, હાજર થવા માટે જામીન પ્રતીવાદીએ શા માટે ન આપવા તેનું કારણ બતાવવા સારૂ પ્રતીવાદી પકડવાનું તથા તેને કોર્ટની રૂબરૂ આણવાનું વારંટ કાઢવાને કોર્ટ મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે વાદીનો દાવો પુરો કરવાને જે રકમ પુરતી છે એમ વારંટમાં લખ્યું હોય તે રકમ એવું વારંટ બજાવનારા અમલદારને પ્રતીવાદી આપે તો તેને પકડવો નહી; અને એવી રકમ એવી ફરિયાદનો નીકાલ થાય અથવા કોર્ટનો બીજા હુકમ થાય ત્યાં સુધી કોર્ટે અનામત રકમ તરીકે પોતાને પાસે રાખવી.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૭૭, ૪૭૮**

**ટીકા.**—આ રૂલ હા. કોર્ટને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

એકાદા લેણદારનું પોતાના દેણદારની પાસે ભારે રકમનું લહેણું હોય તે ફક્ત કારણથી તે લેણદારનો ફેંસલો થતા અગાઉ તે લેણદારને પકડાવવાનો હક થતો નથી. જ્યારે એવું માનવાને કારણ હોય કે દેણદાર પોતાની મીલકત ઉડાવી કે તેવી રીતે તે કોર્ટની હકુમત-

માંથી જવાનો છે ત્યારે તે લેણદારના પોતાના હક ફક્ત સાચવવાને સારૂ આ કામ ચલાવવાની રીતીથી ઈરાદો રાખેલો છે, અને જો લેણદાર કાંઇ વ્યાજબી અથવા સંભવીત કારણ વીના તે દેણદારને પકડાવે તો કંપેનશેશન બાબત રેગ્યુલર દાવામાં અથવા કલમ ૯૫ મીમાં બતાવેલી સંક્ષેપ રીતી પ્રમાણે તે લેણદાર જવાબદાર થાય છે. ( કોરટીયર વી. ચેરાયલ (૧૮૬૯) ૧ હા. કો. ૯૧. )

હુકમનામું બજાવવાને સહેલાઈ મળે તે સારૂ ફેંસલો થતા અગાઉ પકડવની અરજી કરવાને આ રૂલથી એકાદો લેણદાર શકતીવાન થતો નથી ( કેલારામ માજી વી. નારાયણ (૧૮૭૮) ૧૩ વી. રી. ૨૭૮ .

તેમાં બતાવેલા એક અથવા બીજા ઇરાદાથી પ્રતીવાદી હકુમત છોડવાનો વીગેરે જો જણાય નહી તો ( અ ). બ) અથવા (ક) પ્રમાણે એકાદો હુકમ કાહાડવો ન જોઇએ (તીનારામ વી. રામરતન'( ૧૮૬૪ ) ૨ હાઈક, ૧૮૧ ); પણ જ્યારે પ્રતીવાદી બ્રીટીશ હિંદુસ્થાન છોડી જવાનો હોય અને તેના ઉપર જે હુકમનામું થાય તો તેના જવાથી તે હુકમનામું બજવામાં હરકત અથવા વીલંબ થાય તેવું વ્યાજબીરીતે સભવીતપણું છે તો તે બસ છે (આગ્રા અને માસ્ટર મેન્સએંક વી. ગીંટો (૧૮૬૬) ૧ મં જયુ. એન. એસ. ૨૬૫; કોરટીયર વી, રોબર્ટ [૧૮૭૦] ૨ અ. હા. કો. ૩૫૩ ]. તોપણ જે સખસ હિંદુસ્થાનનો રહેવાશી થએલો હોય અને જે સખશ બ્રીટીશ હિંદુસ્થાન બહારને રહેવાશી હોય અને તે છોડી જાય તેમની વચમાં ભેદ છે ( હેરીશન વી. ટીકશન ૧ ઓલન. ૩૩ )

**એક વહાણનો માલક**—જુઓ ઓદયચંદ્ર વી. ડેવી (૧૮૮૭) ૧૪ ક. ૬૯૫)

**રીવાજ.**— આગલા કાયદાની બે કલમો આ રૂલથી એકઠી કરવામાં આવી છે. જે રીવાજ પહેલાં હતો તેજ રીવાજ ઘણું કરીને જારી રહે છે – એટલે કારણ બતાવવાનો હુકમ કરવાનો છે જુઓ રૂ. ૬ આગળ.

અરજદારને તપાસવામાં આવે અને જરૂર પડે તેવી બીજી તજવીજ કરવામાં આવે ત્યાં સુધી કાંઇ હુકમ કાહાડી શકાતો નથી.

**નમુનો**—જુઓ એપેનડીકસ. એફ. નંબર. ૧

---

**૨.** (૧) તે કારણ પ્રતીવાદી ન બતાવે ત્યારે કોર્ટે તેને એવો હુકમ કરવો કે, તમારા ઉપરનો દાવો અદા થવાને બસ થાય એટલા પૈસા અથવા બીજી મિલકત તમે કોર્ટમાં અનામત રાખો અથવા ફરીયાદ ચાલે છે ત્યાં સુધી, અને ફરીયાદમાં તમારા ઉપર જે હુકમનામું થાય તે બજી રહે અથવા પતી રહે ત્યાં સુધી, કોઇપણ વખતે તમને બોલાવવામાં આવે ત્યારે હાજર થવાના તમે જામીન આપો, અથવા તે કોર્ટે ઉપરની કાનુનના વિશેષ ઠરાવની રૂયે જે રકમ પ્રતીવાદીએ આપી હોય તે રકમના સંબંધમાં પોતાને યોગ્ય લાગે એવો હુકમ કરવો.

તારણ — ક. ૪૭૯.

(૨) પ્રતીવાદીને હાજર કરવાને થયેલા દરેક જામીને એવી રીતે લખી આપવું કે, જો પ્રતીવાદી તે રીતે હાજર નહી થાય તો, ફરીયાદમાં જે રકમ આપવાનો પ્રતીવાદીને હુકમ થશે તે રકમ હું આપીશ.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ૪૭૯.**

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા પ્રે. સ્મૉ. કો. કો. ને લાગુ છે.

**જામીન**—ફેંસલો થતા અવલ એકાદા પ્રતીવાદીને પકડવામાં આવેલો હોય તો તે પ્રતીવાદીને જે જામીન આપવાના છે તેમાં ખર્ચ સંબંધીના જામીનનો સમાવેશ થતો નથી.

**કારણ**—એકાદો શખ્સ હિંદુસ્થાન છોડી જવાનો છે, એવો તેના ઉપર આરોપ રાખવામાં આવતો હોય તો તેમાં સારૂ કારણ [૧] તે હિંદુસ્થાન છોડી જવાનો નથી અથવા વાદી જીતે તો વાદીને હરકત થાય અથવા હરકત થવાનો સંભવ થાય તેવી લાંબી મુદત સારૂ તે જવાનો નથી; અથવા (૨) તે દાવો શુધ બુદ્ધીથી કરેલો નથી; અથવા (૩) અથવા તે છોડી જવાનો હોય ત્યાં સુધી પ્રતીવાદીને મુશકેલીમાં નાંખવાને અથવા તેના ઉપર જબરાઈ વાપરવાને તે દાવો કરવામાં હેરાન થાય તેવી રીતે વીલંબ કરેલો છે. તેમાંનું એક કારણ હોય તો તે સારૂ કારણ થવું જોઇએ ( સ્પેન્સ હોટલ કંપની વી. એંડરશન (૧૮૬૬) ૧ ઇ. જ્યુ. એન. એસ. ૨૯૪ ].

જો એકાદો પ્રતીવાદી સારૂ કારણ બતાવી શકે નહી અથવા માગણી સારૂ જોઇતી રકમ અનામત મુકી શકે નહી અથવા માગણી બાબત નહી પણ હાજર જામીન આપી શકે નહી તે હીસાબે તેને કમીટ કરવો ન જોઇએ ( કેશારામ માજી વી. નારાયણ (૧૮૭૦) ૧૩. વી. રી. ૨૭૮; ૫ બ. લા. રી. ૨૧૫)

**અપીલ**—આ રૂલ પ્રમાણેના એકાદા હુકમ ઉપર અપીલ ચાલે છે. ઓ. ૪૩ (કયુ).

**નમુનો**—જુઓ એપેનડીકસ એફ. નંબર. ૨.

૩. (૧) પ્રતીવાદીને હાજર કરવાને થએલો જામીન, જે કોર્ટમાં પોતે જામીન થયો હોય તે કોર્ટને કોઇપણ વખતે પોતાની જવાબદારી રદ કરવાની અરજ કરી શકે. **કલમ. ૪૮૦**

જામીન પોતાની જવાબદારી કાઢી નાંખવાની અરજ કરે ત્યારે શી રીતે કરવું.

(૨) આવી અરજ થાય ત્યારે, કોર્ટે પ્રતીવાદીને હાજર થવાનો સમન કરવો, અથવા કોરટ પોતાને યોગ્ય લાગે તો, પહેલેથીજ તેને પકડવાનું વારંટ કાઢવાને મુખત્યાર છે.

(૩) એવા સમન અથવા વારંટ પ્રમાણે પ્રતીવાદી હાજર થાય એટલે, અથવા પોતે પોતાની ખુશીથી આવીને હાજર થાય ત્યારે, કોરટે જામીનને ફરમાવવું તમે જામીનીમાંથી છુટા થયા છો અને નવો જામીન લાવવાને પ્રતીવાદીને કેહેવું.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની કલમ. ૪૮૦.**

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા પ્રે. સ્મૉ. કો. કો. લાગુ છે.

જેલર ઉપરના વારંટથી પ્રતીવાદીને કોર્ટ હાજર કરાવી શકે છે. ( કેશારામ માજી વી. નારાયણ (૧૮૭૦) ૧૩ વી. રી. ૨૭૮; ૫ બં. લા. રી. ૨૧૫).

**અપીલ**—આ રૂલ પ્રમાણેના હુકમ ઉપર અપીલ ચાલે છે. ઓ. ૪૩, રૂ. ૧(કયુ)

**નમુનો**—જુઓ એપેનડીકસ એફ. નંબર. ૩.

૪. કાનુન ૨ અથવા કાનુન ૩ પ્રમાણેનો કોઈ હુકમ પ્રતીવાદી માન્ય ન કરે ત્યારે ફરીયાદનો નીકાલ થતાં સુધી અથવા પ્રતીવાદી વિરૂદ્ધ હુકમનામું કરવામાં આવ્યું હોય ત્યારે તે હુકમનામું ભરપાઇ થાય ત્યાં સુધી પ્રતીવાદીને દીવાની તુરંગમાં મોકલવાને કોર્ટ મુખત્યાર છે. કલમ. ૪૮૨.

પ્રતિવાદી જામીન ન આપે અથવા તેને નવો જામીન ન મળે તો કેમ કરવું.

પરંતુ આ કાનુન પ્રમાણે કોઇ સખસને ગમે તેમ હોય તો એ છ માસ કરતાં જાસ્તી મુદત તુરંગમાં અટકાવી રાખવો નહીં. અથવા ફરિયાદના વિષયની રકમ કે કિંમત પચાસ રૂપીઆ કરતાં વધારે ન હોય તો છ અઠવાડીઆં કરતાં વધારે મુદત અટકાવી રાખવો નહીં.

વળી એવું પણ ઠરાવ્યું છે કે કોઈ સખસે એવા હુકમ પ્રમાણે ચાલ્યા પછી તેને આ કાનુન પ્રમાણે તુરંગમાં અટકાવી રાખવો નહીં.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૮૧.

ટીકા—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. લાગુ છે.

જયારે પ્રતીવાદી જામીન આપે નહી તેમ જોઇતી ડીપઝીટ મુકે નહી ત્યારેજ ફક્ત તેને કેદખાનામાં મોકલી શકાય છે ( કેલારામ માજી વી. નારાયણ ( ૧૮૭૦ ) ૩. વી. રી. ૨૭૮; ૫ બં. લા. રી. ૨૧૫ ).

જયારે એકાદા સખસને આ રૂલ પ્રમાણે પકડવામાં આવેલો હોય અને ત્યાર પછી તેના ઉપર હુકમનામું મેળવવામાં આવે ત્યારે જો હુકમનામાવાળાની મરજી પ્રતીવાદીને કેદમાં મોકલવાની હોય તો તેણે કોર્ટની રૂબરૂ રજુ કરાવી જેમ હુકમનામાની બજાવણી ખોરાકી ઠરાવવામાં આવે છે તેમ ઠરાવરાવવી જોઇએ. અને જો તે કરવાને તે કસુર કરે તો,પ્રતીવાદીને છુટી જવાનો હક થાય છે (કાળાચંદ્રદાસના કામમાં (૧૮૬૬) ૧ ઇ. જયુ. ઓન. એસ. ૩૨૮; બર્ક ૪૨૫). અને ક. ૫૮ પ્રમાણે છ માસ ગણવામાં હુકમનામું થયા પછી કેદ જેટલી મુદત રહેવામાં આવેલી હોય તેટલી મુદત હીસાબમાં ગણવી જોઇએ. ( ઘનશામદાસ વી. જોહારીમલ (૧૮૮૩) ૭ મુ. ૪૩૧).

નમુનો—જુઓ એપેંડીકસ. એફ. નંબર. ૪.

---

## ફેંસલો થતાં પહેલાં જપ્તી કરવાનું.

૫. (૧) કોઈપણ ફરીયાદ ચાલતાં કોઈપણ વખતે સોગનનામાથી અથવા બીજી રીતે કોર્ટની ખાત્રી થાય કે પોતાના ઉપર જે હુકમનામું થાય તે બજાવવામાં હરકત અથવા ઢીલ થાય તે ઇરાદાથી. પ્રતિવાદી— ક. ૪૮૩, ૪૮૪

ગીરોકત હાજર કરવા સારૂ પ્રતીવાદી પાસેથી જામીન માગવાનો ક્યારે અધીકાર છે.

(अ) पोतानी बधी अथवा थोडी घणी मीलकतनी व्यवस्था करवानो छे, अथवा

(ब) कोर्टनी हकुमतनी स्थानीक हदनी बहार पोतानी सघळी अथवा थोडीघणी मीलकत खसेडवानोछे,

त्यारे, ते मीलकत अथवा तेनी कींमत अथवा हुकमनामुं पुरूं करवा जेटलो तेनो भाग मागवामां आवे त्यारे हाजर करीने कोर्टनी व्यवस्था तळे मुकवा सारू ते हुकममां लखेली रकमना जामीन कोर्ट फरमावे ते मुदतनी दरमीयान आपवानुं अथवा तेणे जामीन शा सारू न आपवा तेनुं हाजर थईने कारण बतावबानुं प्रतीवादीने फरमाववाने कोर्ट मुखत्यार छे.

(२) कोर्ट बीजी रीते न फरमावे तो, जप्त करवानी मीलकत अने तेनी अटकळे कींमत वादीए जणाववी जोईये.

(३) आ प्रमाणे लखेली मीलकत पैकी तमाम मीलकत अथवा तेनो कांई भाग शरतथी जप्त करवानुं हुकममां फरमाववाने पण कोर्ट मुखत्यार छे.

**सने १८८२ ना ऍकट १४ नी क. ४८३, ४८४.**

**टीका**—आ रूल हा. को. ने अने प्रो. स्मो. को. को. ने लागु छे.

**पोतानी मीलकतनी व्यवस्था करवी ते**—आ रूल प्रमाणे प्रोशेस काहाडता पहेलां जडजनी एवी खात्री थएली जोइए के प्रतीवादीना उपर वादी जे हुकमनामुं मेळवे एवुं प्रतीवादी धारे छे ते हुकमनामुं बजावाय नही अथवा ते बजवामां वीलंब थाय एवा हेतुथी ते मीलकत खशेडवानी छे अथवा तेनी व्यवस्था करवानी छे (रामनारायण वी. लेवी (१८६४) २ हाइड १८३. वळी जुओ सोशी शीखरेश्वर वी. हरगोवींद (१८८३) १३ क. ला. री. ३५६).

ज्यारे प्रतीवादीए पोतानी मीलकत खरी रीते आपी दीधेली होय त्यारे आ रूल लागु थतु नथी ( सुरजी कुमार वी० ईशरचंद्र, अर्क २४३ ). जे कोर्टमां दावो चालु होय ते कोर्टनी हकुमत बाहार मीलकत होय तो सने १८८२ ना ऍकट १४ प्रमाणे फेंसलाओ एक बीजा विरूध छे ( नुरमहमद वी० अबुबकर ( १८७१ ) ८ मुं. हा. को. ओ. शी. जे. २८; बालाराम मलीक वी० सोलोनो ( १८७१ ) ८ बं. ला. री. ३३५, क्रीश्नशांमी वी० ऍंगस ( १८८५ ) ८ म. २०; केदारनाथ दत्त वी० सीवा वेयाना ( १८७७ ) १ क० ला० री० ३३६; तेमां ऍबराहीमना काममां ( १८६५ ) ६ मुं. हा० को० ओ० शी० जे० १७० ना ठरावथी जुदो ठराव करेलो छे; पण जुओ राम प्रताब वी० माधोराय ( १९०२ ) ७ क० वी० नो० २१६, तेमां हायकोर्टनी हकुमत बाहारनी मीलकत फेंसलो थतां अवल जप्ती करेली हती ). पण हकुमतनी बाहार ए शब्दो आगळ रूल. ६ मां जणाता नथी अने ते मर्यादा पाछी खेंची लीधेली छे, एम जणाय छे ( जुओ स्पेशीयल कमीटीनो रीपोर्ट ) अथवा जे मीलकत होय ते दावावाळी मीलकत होय तो ते बाबत ओ. ३९ रू. १ आगळ छे ते प्रमाणे व्यवस्था करवानी छे ( जय नारायण गीरी वी. शीव प्रसाद ( १८६६ ) ६ वी. री. प्रा. १ ). आ रूल एकली जंगम मीलकत संबंधी नथी. ज्यारे एक शांन खतनी रूइए दावामां शां-

નવાળી મીલકત શીવાયની પ્રતીવાદીની સ્થાવર મીલકત જપ્ત કરાવવાને માગેલું હતું. તેમાં દરાવેલું છે કે સાંનવાળી મીલકત હુકમનામા બાબત બસ નથી એવી કોર્ટને ખાત્રી કરવા સારૂ તે મીલકત ખરી રીતે વેચવીજ જોઇએ, એવી જરૂર નથી. બીશંભર વી૦ સુખદેવી ( ૧૮૯૪ ) ૧૬ અ. ૧૮૬ ).

આ રૂલમાં " મીલકત " શબ્દ વાપરેલો છે તે પ્રમાણે દરેક પ્રકારની સ્થાવર જંગમ મીલકત આવી જાય છે પછી તે ખરી રીતે પ્રતીવાદીના ખરી રીતે કબજામાં હોય અથવા તેની તરફથી કોઇ બીજે શખસના કબજામાં હોય અને ' હાજર કરીને કોર્ટની વ્યવસ્થા નવે મૂકાવવાને ' કોર્ટ મૂખત્યર છે તે શબ્દો જે મીલકત કોર્ટમાં રજૂ થવા લાયક હોય તે મીલકત સબંધીજ ફક્ત છે. જ્યારે જપ્તી કરવાને કોર્ટે હુકમ કરેલો હોય તે કોર્ટમાં તે મીલકત અનામત મુકેલી હોય ત્યારે તે હુકમથીજ કોર્ટને પૂરતી ખબર થાય છે કે તે મીલકત બીજો હુકમ કરવામાં આવે તે પ્રમાણે ચાલવાની શરતથી રાખવાની છે. અને જુદી રીતીસર નોટીસ લખવાની જરૂર નથી [ ચેદીલાલ વી૦ કુઅરજી દીછીત ( ૧૮૯૫ ) ૭ અ. ૮૨ ).

**જપ્તીનો અસર**—જો કે જુના કાયદા પ્રમાણે એક હુકમનામાની બજાવણીમાં વેસ્ટીંગ ઓરડરની તારીખ પહેલાં જપ્તી કરવાથી હુકમનામાના લેણદારને ઓફીશીયલ અશાઇની કરતાં પ્રથમ હક આપવામાં આવે છે. ( આનંદચંદ્ર વી. પંચીયાલ ( ૧૮૭૦ ) ૫ બં. લા. રી. ૬૯૧; ૧૪ વી. રી. એફ. બી. ૩૩; આગા મહમદ વી૦ જુદાહા ( ૧૮૭૧ ) ૭ બં. લા. રી. ૫૦; ૧૭ વી. રી. ૨૩૪ ) તોપણ ફેંસલા થતાં અવલ જપ્તી બાબત કાયદો જુદી રીતનો છે પીતંબર મંડલ વી. ગોકુલદાસ ( ૧૮૬૬ ) ૧ ઇ. જ્યુ. એન. એસ. ૩૨૭, રામપ્રસાદ વી. કાલાચંદ ( ૧૮૫૬ ) ૧ ઇ. જ્યુ. એન. એસ. ૩૨૧ ૩૭૩; ગેબલ વી. ભોલાગીર ( ૧૮૬૪ ) ૨ મૂ. હા. કો. ૧૪૯; બંગાલા બેંન્ક વી. ન્યુટન ( ૧૮૭૩ ) ૧૨ બં. લા. રી. એ. ૫૦૧; સારકીશ વી. બંધુબાઇ [ ૧૮૬૯ ) ૧ અ. હા. કો. ૧૭૨ ), અને હાલના રૂલ પ્રમાણે જપ્તી કરાવનાર શખસને કાંઇ પ્રથમ હક આપેલો નથી. ( શીબકીસ્તો વી. મીલર ( ૧૮૮૪ ) ૧૦ ક. ૧૫૦; સદાવાપા વી. પનાગા ( ૧૮૮૫ ) ૮ મ. ૫૫૪; મીલર વી. મનમોહનરાય ( ૧૮૮૧ ) ૮ ક. લા. રી. ૨૧૩; ક્રીશ્નસ્વામી વી. મદ્રાસના ઓફીશીયલ અશાઇની ( ૧૯૩૦ ) ૨૬ મ. ૬૭૩ ). ફેંસલો થતાં અવલ જપ્ત કરેલી મીલકત તે જપ્તી જારી હોય તે દરમીયાનમાં ખાનગી રીતે બીજાને આપવામાં આવે તો, તે જપ્તીની રૂઇએ જે દાવા હોય તે બધા દાવા વીરૂધ્ધ તે આપવું રદ બાતલ છે. હુકમનામું થતા અવલ અથવા હુકમનામું થયા પછી જે જપ્તી કરેલી હોય તેનો અસર તેનો તેજ છે, પણ પહેલી બાબતમાં જે શખસની ખાયસથી જપ્તી કરવામાં આવે છે તે શખસના લાભનું હુકમનામૂ કરેલું હોવું જોઇએ ( ગનુસીંગ વી. જંગીલાલ ( ૧૮૯૯ ) ૧૬ ક. ૫૩૧ ). જ્યારે વાદીએ જપ્તી ફેંસલો થતાં અવલ કરાવેલી હોય અને પાછળથી હુકમનામું મેળવેલું હોય તો જે જપ્તી કરવામાં આવેલી હોય તે બળવાન થાય છે ( ભગવાનચંદ્ર વી. ચંદ્રમાલા ( ૧૯૦૫ ) ૧ ક. લા. જે. ૯૭ ].

**ઉપજ**—મીલકતની જપ્તીમાં મીલકતની ઉપજ આવી જાય છે ( રામકુમાર વી. ગોવીંદનાથ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૩૯૧ )

એક અવિભકત હિંદુ કુટુંબના અંગભુત ઉપર દાવો તે કુટુંબ તરફથી ન્હાનો પણ દાવામાં કુટુંબની મીલકત જપ્ત કરવામાં આવેલી હતી અને હુકમનામું કરતાં અવલ પ્રતીવાદી મર્ણ પામેલો હતો તો બજાવણીના કારણસર તે જપ્તી અસરકારક થાય તે પહેલાં પાછળ હયાત રહ્યાના હકનો અમલ થાય છે [ રામાનાયા વી. રંગાપાયા ( ૧૮૯૪ ) ૧૭ મ. ૧૪૪ ).

**ખોટી રીતે જપ્તી**-- એકાદો જે શખસ કજીયામાં પક્ષકાર ના હોય તેમ છતાં તેનો માલ જપ્ત કરવામાં આવેલો હોય તો, તે જપ્તીની તારીખે તે મીલકતની જે કીમત હોય તે પ્રમાણે નુકશાનનુ માપ કરવામાં આવે છે. ( કીશોરી મોહન વી. હરસુખ ( ૧૮૮૯ ) લા. રી. ૧૭ ઈ. અ. ૧૭; ૧૭ ક. ૪૩૬ ).

**જપ્તીનો અંત**--આ રૂલ પ્રમાણે એકાદી જપ્તી તે થોડી મુદત સારૂ તાકીદ હુકમ જેવી છે અને દાવાનો અંત આવે એટલે તેનો અંત આવે છે ( રામચંદ વી. પીતમલાલ ( ૧૮૮૮ ) ૨૦ અ. ૫૦૬ ).

**નમુનો**—જુઓ એપેનડીકસ ક. નંબર ૫ અને ૬.

**અપીલ**—આ રૂલ પ્રમાણેના હુકમ ઉપર અપીલ ચલતી નથી. ( ઓ. ૪૩ અને જુઓ અહમદઅલ્લી વી. ગ્લાડસ્ટન ( ૧૮૬૭ ), વી. રી. ૫૦૮ ).

---

જો કારણ ન બતાવે અથવા જામી ન આપે તો જપ્તી કરવી.

૬. (૧) કોર્ટે ઠરાવેલી મુદતમાં પ્રતીવાદી ફરમાવેલા જામીન ન આપે અથવા પોતે જામીન શા સારૂ ન આપવા તેનું તે કારણ ન બતાવે, ત્યારે લખેલી મીલકત અથવા ફરીયાદમાં જે હુકમનામું થાય તે પુરૂં કરવાને બસ જણાય તેટલો તે મીલકતનો ભાગ જપ્ત કરવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે. **કલમ. ૪૮૫.**

(૨) પ્રતિવાદી તેવું કારણ બતાવે અથવા ફરમાવેલા જામીન આપે, ત્યારે, જો લખેલી મીલકત અથવા તેનો કંઇ ભાગ જપ્ત થયો હોય તો કોર્ટે તે જપ્તી ઉઠાડવાનો હુકમ કરવો અથવા પોતાને યોગ્ય લાગે તેવો બીજો હુકમ કરવો.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૮૫.**

આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને સ્થાવર મીલકત શીવાયની મીલકત સંબંધી લાગૂ છે.

**હકુમતની અંદર**--આ શબ્દો રૂલ ૫ અથવા રૂલ ૬ માં ફરીથી જણાતા નથી. જુઓ ઉપર રૂ. ૫ ની નોટ. " પોતાની મીલકત વ્યવસ્થા કરવા બાબત. "

**અપીલ**--આ રૂલ પ્રમાણેના હુકમ ઉપર અપીલ ચાલે છે જુઓ ઓ. ૪૩ રૂ. ૧ ( કયુ ) એક કંપની લીકવી ડેશનમાં હતી અને તે કંપનીની મીલકત ફેંસલો કરતા અવલ જપ્ત કરવાનો હુકમ કરવામાં આવેલો હતો અને તે જપ્તી ખસેડવાને લીકવીડેટરે અરજ કરેલી તે નીચેની કોર્ટે નામંજુર કરેલી હતી તેમાં ઠરાવેલું છે કે (૧) આ રૂલ પ્રમાણેનો તે એક હુકમ છે તેથી અપીલ ચાલે છે અને (૨) અને જપ્તીનો હુકમ ફેરવવો જોઇએ. જો વાદીનો દાવો સાબેત કરવામાં આવે તો, તે કંપનીના બીજા દેવા સાથે તે પતાવવો જોઇએ. માટે બીજા લેહેણદારો કરતાં પોતાના દાવા બાબત જામીન આપવાનો

તેનો હક થતો નથી. (મોહનલાલ વી. બીહારીલાલ (૧૮૯૭) ૨૧ મુ. ૨૭૩). પણ જ્યારે આરૂલ પ્રમાણેના એકાદા અપીલમાં કાંમ પાછું મોકલવાનો હુકમ હોય ત્યારે તે હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ( અડેલાલ વી. શરમનલાલ ( ૧૮૯૯ ) ૨૧ અલ્હા. ૨૯૧).

**નમુનો.**—જુઓ એપેનડીકસ. એફ નંબર. ૭ ).

---

૭. બીજી રીતે સ્પષ્ટ ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, જપ્તી કરવી તે, હુકમનામું બજાવવામાં મીલકત જપ્ત કરવાની જે રીત કહેલી છે તે રીતે કરવી. કલમ. ૪૮૬.

જપ્તી કરવાની રીત.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૮૬.**

**ટીકા**—આ રૂલ હાઇ કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને સ્થાવર મીલકત શીવાની મીલકતને લાગુ છે.

૮. ફેંસલો થતાં પહેલાં જપ્ત થએલી મીલકત ઉપર કંઈ દાવો કરવામાં આવે ત્યારે, તેની તજવીજ, પૈસા બાબતનું હુકમનામું બજાવવામાં જપ્ત થએલી મીલકત ઉપરના દાવાની તજવીજને વાસ્તે આમાં પાછળ જે રીત ફરમાવી છે તે રીતે કરવી. કલમ. ૪૮૭

ફેંસલા પહેલાં જપ્ત કરેલી મીલકત ઉપરના દાવાની તજવીજ.

**સને ૧૮૮૨ ના એકટ. ૧૪ ની ક. ૪૮૭.**

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને સ્થાવર મીલકત શીવાય લાગુ છે.

જપ્ત કરેલી મીલકત ઉપરના બધા દાવાઓની વ્યવસ્થા આ રૂલ પ્રમાણે કરવી જોઇએ. ( રામરતન વી. ગોબીંદ ( ૧૮૬૭ ) ૨ આગ્રા ૧૪૧ )

વાદીઓ ફેંસલો થવા અવલ અમુક મીલકત જપ્ત કરવાને અરજ કરેલી હતી. પ્રતીવાદીની સ્ત્રી સાંમી તકરાર કરીને તે મીલકતમાં હીત છે એવો દાવો રાખ્યો અને કોર્ટે તેણીને તે દાવામાં પક્ષકાર કરીને વાદીના દાવાનું હુકમનામું કરયુ અને તે મીલકત મોકળી કરયાનો હુકમ જોકે ગેર શીરસ્તે છે તો પણ આવી સને ૧૮૫૯ ના એક. ૮ ની કલમ હતી તે પ્રમાણે કરેલો છે ( જોર્જ વી. રમરતન ( ૧૮૬૮ ) આકટ ૨૭૨ ) વાદીયોએ એક શબોર્ડીનેટ કોર્ટમાં એક દાવો ફાઇલ કરયો અને પ્રતીવાદીની કેટલીક મીલકત ફેંસલો કરતા અવલ જપ્ત કરાવી તે દાવાની સુનાવાણી પહેલાં પ્રતીવાદી અને મુંબાઇ નાદાર ઠરાવવાને અરજ કરી અને વેસ્ટીંગ ઓર્ડર કરવામા આવ્યો તેમાં ઠરાવ્યું છે કે તે પ્રતીવાદીને નાદાર ઠરાવતા પહેલાં જે કોર્ટમાં તે દાવો ફાઇલ કરેલો હતો તે કોર્ટમાં એક અરજી કરીને તે જપ્તી ઊઠાવરાવાનો ઓફીશીઅલ અશાઇનીનો હક થાય છે. જ્યારે જપ્તી કરયા પછી અને હુકમનામું કરતાં પહેલાં એવ વેસ્ટીંગ એકાર્ડ કરેલો હોય ત્યારે ઓફીશીયલ અશાઈનીના હકનો અમલ થાય છે. અને તે જપ્તી કરાવનાર લેણદારને પોતાનું હુકમનામું વેચાણ કરાવીને વસુલ કરતાં અટકાવ થાય છે. આવા એકાદા કામમાં ઓફીશીયલ અશાઇની શાધારણ અરજી કરીને અરજ કરી શકે છે ( ટરનર વી. પેસ્તનજી ખરદુનજી ( ૧૮૯૬ ) ૨૦ મુ. ૪૦૩ ),

---

૯. ફેંસલો થતાં પહેલાં જપ્તી કરવાનો હુકમ કર્યો હોય ત્યારે, ફરમાવેલા જામીન તથા જપ્તીના ખરચનો જામીન પ્રતીવાદી આપે ત્યારે, અથવા ફરિયાદ કાઢી નાંખવામાં આવે ત્યારે, કોર્ટે જપ્તી દુર કરવાનો હુકમ કરવો.

જામીન આપે અથવા ફરીયાદ કાઢી નાંખવામાં આવે એટલે જપ્તી દુર કરવી.

૧૦. ફેંસલો થતાં પહેલાંની જપ્તીથી, ફરીયાદમાં પક્ષકાર ન હોય તે શખસોના જપ્તી પહેલાંના જે હક્ક હોય તેને હરકત થશે નહીં તથા પ્રતીવાદી વિરૂદ્ધ હુકમનામું ધારણ કરનાર શખસને તે હુકમનામું બજાવવામાં તે જપ્તીમાંની મીલકત વેચવાની દરખાસ્ત કરવાને પણ પ્રતીબંધ થશે નહીં. ક. ૪૮૮, ૪૮૯.

ફેંસલો થતાં પહેલાંના જપ્તીથી પરાયાના હકને હરકત થશે નહીં અથવા હુકમનામાવાળાને વેચાણની દરખાસ્ત કરવાને પ્રતીબંધ થશે નહીં.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૪૮૮–૪૮૯.**

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને સ્થાવર મીલકત સંબંધી શોનાયને લાગુ છે.

જે શખસો દાવાના પક્ષકારો ના હોય તે શખસોના હકને તે જપ્તીથી હરકત થતી નથી શાર્કીશ વી. બધુભાઈ ( ૧૮૬૯ ) ૧ બ. હા. કો. ૧૭૨. પા. ૧૮૫). અને એક બીજુ હુકમનામું તે જપ્તી થતા પહેલાં અથવા તે થયા પછી મેળવેલું હોય તેની બજાવણીમાં તે મીલકત વેચાવતાં અટકાવ થતો નથી ( ૧૮૭૦) ૬ મ. હા. કો. ૧૩૫ ) તમે મુદતના એક્ટની ક. ૧૫ પ્રમાણે દસ્તાવેજ લખાવી લેનારને દાવો કરતાં અટકાવ થાય તેવો તે તાકીદ હુકમ થતો નથી ( ઈટાવાના કલેકટર વી. બેટી ( ૧૮૯૨) ૧૪ અ. ૧૬૨, ૧૭ અ. ૧૯૮. લા. રી. ૨૨ ઇ. અ. ૩૧ ).

હુકમનામુ થયા પછી નવી જમા કરવાની જરૂર નથી ( સાર્કીશ. વી. બધુભાઈ (૧૮૬૯) ૧ બ. હા. કો. ૧૭૨) અને હુકમનામુ થતા અવલ જપ્તી કર્યા પછી ખાનગી રીતે કાંઇ મીલકત બીજાને આપેલી હોય તો તે આપવું રદ બાતલ છે ( જુઓ આગળ રૂ. ૧૧ રામચંદ્રરાવ વી ઇશરચંદ્ર બર્ક ૧૩૯ સવા રાંમજી વી જાદવજી (૧૮૬૨) ૨ મુ, હા. કો. ૧૪૨ ).

૧૧. આ ઑર્ડરના ઠરાવોને આધારે મીલકત જપતીમાં હોય, અને વાદીની તરફમાં પાછળથી હુકમનામું બજાવવા દરખાસ્ત કરવામાં આવેથી તે મીલકત ફરી જપ્ત કરવાની અરજી કરવાની જરૂર નથી. કલમ ૪૯૦.

ફેંસલો થતાં પહેલાં જપ્ત થયેલી મીલકત હુકમનામું બજાવવામાં ફરી જપત કરવી નહીં.

સને ૧૮૮૨ ઍક્ટ ૧૪ ની ક. ૪૯૦

**ટીકા**—આ રૂલ હા. કો. ને અને પ્રો. સ્મો. કો. કો. ને સ્થાવર મીલકત સબંધી શીવાયના દાવાને લાગુ છે.

આ રૂલથી ક. ૭૩ પ્રમાણે હુકમનામાવાળા એ જે ઉપજ જપ્ત કરાવેલી હોય તે બાબત આવીને તે ઉપજની વહેંચણીમાંથી હીસ્સો લેવાનો હક તેને આપવામાં આવતો નથી. આ રૂલનો હેતુ ફક્ત ફરીથી જપ્તી કરાવવાની જરૂર નહી રાખવાનો છે. ફેંસલો કરતા અવલ જપ્તી તે બજાવણીનાં કરાવેલી જપ્તી થાય છે ( પાલનજી શાહાપુરજી વી. જોર્ડન (૧૮૮૮) ૧૨ મુ. ૪૦૦).



૧૨. ખેડુતના કબજામાં હોય એવી ખેતીવાડીને લગતી કોઇપણ ઉપજ જપ્ત કરવા સારૂ અરજ કરવાનો આ ઑર્ડર માંહેના કોઇપણ ઠરાવ ઉપરથી વાદીને અધીકાર પ્રાપ્ત થાય છે એમ અથવા એવી ઉપજ જપ્ત કરવાને અથવા હાજર કરવાને ફરમાવવાનો કોર્ટને અધીકાર મળે છે એમ સમજવું નહીં.

ફેંસલો થતાં પેહેલાં ખેતીવાડીને લગતી ઉપજ જપ્ત કરી શકાશે નહીં.

**ટીકા**—આ નવુ રૂલછે, અને કાયદાની કલમ ૬૦ (બ) અને ૬૧ ના જેવુ છે.



# ઑર્ડર ૩૯ મો.

## કામચલાઉ તાકીદ અને દરમ્યાનના હુકમો વિશે.

### કામચલાઉ તાકીદ.

૧. કોઇપણ ફરીયાદમાં સોગનનામાંથી અથવા બીજીરીતે એવું સાબીત થાય કેઃ—

જે પ્રસંગે કામચલાઉ તાકીદ આપી શકાય તે પ્રસંગ.

કલમ ૪૯૨.

(અ) ફરીયાદનો કોઈ પક્ષકાર ફરીયાદમાંની કોઇપણ તકરારી મીલકતનો નાશ કરશે, અથવા તેને કંઈ નુકશાન કરશે અથવા તે કોઈને આપી દેશે અથવા એકાદા હુકમનામાની બજાવણીમાં તે તે ગેરવાજબી રીતે વેચાશે એવી દેહશત છે, અથવા.

(બ) પોતાના લેહેણદારોને દગો દેવાને ઈરાદે પ્રતીવાદીએ પોતાની મીલકત ખસેડવાની અથવા વ્યવસ્થા કરી નાંખવાની બીક બતાવી છે, અથવા તેમ કરવાના વિચારમાં તે છે.

ત્યારે હુકમ કરીને કોર્ટ એવી કામચલાઉ તાકીદ આપે, કે તારે તે કૃત્ય કરવું નહીં અથવા તે ફરીયાદનો નીકાલ થતાં સુધી અથવા બીજો હુકમ થતાં સુધી તે મીલકતનો નાશ થતો હોય તે, તેને નુકશાન થતું હોય તે, તે બીજાને

આપી દેવાતી હોય તે, વેચાતી હોય તે, ખસેડાતી હોય તે, અથવા તેની વ્યવસ્થા થતી હોય તે બંધ રાખવાને તથા અટકાવવાને સારૂ પોતાને યોગ્ય લાગે તેવો બીજો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

સને ૧૮૮૨ ના એ કા ૧૪ ની ક. ૪૯૨

ટીકા—આરૂલ હા. કો. ને લાગુ થાય છે.

તે રૂલનો હેતુ—આ રૂલ ફકત કામ ચલાઉ તાકીદ હુકમો સંબંધી છે. અને કાયદાના તાકીદ હુકમો બાબત વિશેશ રીતે અમલ કરવાના એકટ પ્રમાણે નીયમ બાંધેલા છે (નશરવાનજી વી. ગોરડન (૧૮૮૨) ૬ મું. ૨૬૬, ૨૭૯). એકાદા જે કામમાં કામ ચલાઉ તાકીદ હુકમ આપવામાં આવે છે, અને જે કામમાં એકાદો રીશીવર નીમવામાં આવેછે તે વચે ભેદ એવો છે કે તાકીદી હુકમમાં દરેક બાબતમાં એવું બતાવવું જોઇએ કે મીલકત તફરફે કરવામાંથી અથવા બીજાને આપી દેવામાંથી સાચવી રાખવી જોઇએ. પણ જો એમ બતાવવામાં આવે કે જે હક કહેવામાં આવેલો છે તે વીશે વાદીને વ્યાજબી સવાલ ઉઠાવવાનો છે તો તે બસ છે. પણ પાછલી એટલે રીશીવરની બાબતમાં પ્રથમ દર્શનીક હક સાબેત કરવાનો છે (ચંદીદત્ત જાહા વી. પદમાનંદશીંગ (૧૮૯૫) ૨૨ ક. ૪૫૯). સ્મે. કો. કો. માં એકદાવો અટકાવવાની એકાદી અરજીનો આરૂલના ઠરાવમાં અથવા નીચેના બીજા રૂલમાં સમાશ થતો નથી. કાંમ ચલાઊ અથવા દરમીયાંન તાકીદ હુકમ વીશે દીવાની કાંમ ચલાવવાની રીતીના ઠરાવો સને ૧૮૭૩ ના જુડીકેચર એકટ ની કા.૨૫ પેટા કલમ ૮ ના ઠરાવ જેવા નથી (જેરામદાશ વી. પ્રેમનલાલ (૧૯૦૯) ૩૩ મું. ૩૫૭)

ઇકવીટી કોર્ટ જો કે કર વસુલ સબંધી મ્યુનીસીપલ અમલદારો ઊપર તાકીદ હુકમો કાહાડે છે તો પણ સરકારના જે અમલદારો કર લેવાનો એક હકનો અથવા કહેવાએલા હકનો અમલ કરે છે તે સરકારી અમલદારો ઉપર તે કોર્ટ તાકીદ હુકમ કાહાડતી નથી (હોરમસજી વી. પેડર (૧૮૭૫) ૧૨ મુ. હા. કો. ૧૯૯; ૧૦૩ જુઓ ૨ ૫ આગળ)

હકુમત—એક વેંચાણ મુલતવી રાખવાને એકાદા જડજ ઉપર કામ ચલાઊ તાકીદ હુકમ કાહાડવાનો આ રૂલ પ્રમાણે એક સબોર્ડીનેટ જડજને અખત્યાર છે (અમીરદુધ્દીન વી. બંગાળાના એડમીનીસ્ટ્રેટર જનરલ (૧૮૯૬) ૨૩ ક. ૩૫૧) તે કોર્ટની હકુમત દાવા અરજીમાં જે રકમની દાદ મંગેલી હોય તે રકમ ઉપરથી નક્કી થાય છે. અને તે દાદની કીમત વધારવાનો કોર્ટનો અખત્યાર નથી (ગુરૂવા ભીમા વી. કીશામા (૧૯૦૧) ૨૪ મ. ૩૪).—

પ્લીડીંગ—એકાદા દાવા અરજીમાં તાકીદ હુકમ બાબત એક દાવો કરવો જોઇએ, માટે જયારે તે મેળવવામાં આવે ત્યારે તે પોતાના દાવાનો તે વાસ્તવીક હેતુ છે (કેલબર્ન વી કોલગમર્ન (૧૮૭૬) ૧ સી. ડી. ૬૯૦).

પ્લીડીંગમાં જે શખશનું નાંમ બતાવેલુ હોય નહી તેને તે તાકીદ હુકમ તોડયા બાબત કમીટ કરી શકાતો નથી (શાડાગોપાચારી વી. કીશામાચારી (૧૮૮૯) ૧૨ મ. ૩૫૬).

પુરાવ.—તકરારી મીલકતનો નાશ થવાનો અથવા આ રૂલમાં બતાવેલી એક અથવા બીજી રીતે વ્યવસ્થા કરવાની ધાસ્તી છે એવું સાબેત કરવાનો પુરાવ ગુજારવો જોઈએ (પ્રભુનેમોહ વી. બુમાબાઇ (૧૮૭૦) ૧૪ વી. રી. ૧૪ વી. રી. ૪૦૯; ધુંડીરામ કરાંમ વી.

ચંદનબાઇ (૧૮૬૪) ૨ મુ. હા. કો. ૯૮) પૈશાની અમુક રકમ બાબતના દાવામાં જો તે રકમ વહેપારમાં કાંમે લગાડવાના ઇરાદો પ્રતીવાદી બતાવેતો, તાકીદ હુકમ કાહાડવો જોઇએ (ગોકલચંદ વી. મહીમચંદ્ર (૧૮૭૦) ૧૩ વી. ક. ૯૭) પણુ જ્યારે સ્થાવર મીલકત સબંધી દાવો હોય અને પ્રતીવાદીનો તેમાં નામે હીસ્શો છે એવુ કબુલ થએલું હોય (મનમોહીની વી. ઇચ્છા મોઇ (૧૮૭૦) ૧૩ વી. રી. ૬૦), અથવા તકીદ હુકમવાળી મીલકત તે તકરારી માલકત ના હોય (જયનારાયણુ ગીરી વી. શીબપ્રશાદ (૧૮૬૬) ૬ વી. રી. પ્રા. ૧) અથવા જે શખસ વીરૂધ તે માગવામાં આવ્યો હોય તે દાવાનો પક્ષકાર ના હોય તો તે કાહાડવો ન જોઇએ.—

**કરાર**—એક ચાર્ટરપાર્ટી આપવાનો એકાદો કરાર હોય તેથી એકાદા તાકીદ હુકમને પુષ્ટી થતી નથી (હાજી અબદુલ વી. હાજી અબદુલ (૧૮૮૨) ૬ મુ. ૫) કારીગરોની એશોશીએશન રજીસ્ટર કરાવ્યા વીનાની હતી તેથી તે એશોશી અને પોતાના કામના કીમત વધારવાનો કાયદા વીરૂધ કરાર કરેલો હતો તે કરાર તોડવામાં ના આવે તે બાબતનો (ત્રીકમજી વી. બાપુસાજુ (૧૮૭૬) ૧ મુ. ૫૫૦) અથવા એક હરીફાઈ કરનાર વહેપારી ઊપર ફોજદારી ગુન્હાનો આરોપ હતો તે વખતે તેણે કરેલા કરાર પ્રમાણે પોતાનો ધંધો ચલાવવો નહી તે બાબતનો (કલ્યાણજી હરજીવન વી. નરશી ત્રીકમ (૧૮૯૪) ૧૮ મુ. ૭૦૨) અથવા એક કરાર તોડીને એક દત્ત દીકરો લેતાં એક નિષેધાને અટકાવવા બાબતનો (બાશર પરશોતમ વી. રતનબાઇ (૧૮૮૯) ૧૩ મુ. ૫૬) તાકીદ હુકમ આપી શકતો નથી. પણ એક ભાગીદાર પોતાના સહ ભાગીદારને ભાગીદારીના કામમાંથી બતલ કરે નહી (વરદચેલા વી. રામા સ્વામી (૧૮૬૨) ૧ મ. હા. કો. ૩૪૧) અથવા એક વૈદ તરીકે એકાદો શખસ કમ કરે નહી એવો તાકીદ હુકમ કોર્ટ કાહાડે છે (ચાર્લેનવર્થ વી. મેકડોનલ્ડ (૧૮૯૯) ૨૩ મુ ૧૦૩)

**વિધવા મીલકત બીજાને આપે તે**—જે હકીકતથી એકાદો દરમીયાન તાકીદ હુકમ જારી રાખવામાં આવે છે તે વીશે જૂઓ ગોપીનાથ વી કાળીદાસ (આર્લેન્શ વર્થ વી. મેકડોનલ્ડ (૧૮૯૯) ૨૩ મુ. ૧૦૩)

**ખરી રીતે નુકસાન**—એકાદા શખસની જમીનને ધાસ્તી રહે તેવું એકાદુ કૃત્ય એવું હોય કે નુકશાન થયા વીના રેહે નહી તો જો કે દાવો કરતા પેહેલાં ખરી રીતે કાંઇ નુકશાન થએલું ના હોય તોપણુ, તે કૃત્ય જારી રાખવું નહી એવો તાકીદ હુકમ કોર્ટ કાહાડી શકે છે (બીંદુબાસીની વી. જાહાન બીબીઓધ્રાણી (૧૮૯૭) ૨૪ ક. ૨૬૦. વળી જૂઓ નાદીર ચોકી વી રામચંદ્ર વી. રી. (૧૮૬૪) ૩૬૨).

**સ્થાવર મીલકત**—દાવાનો ફેસલો કરવામાં આવે ત્યાં સુધી જો બની શકે તો જે સ્થીતીમાં સ્થાવર મીલકત હોય તેની તે સ્થીતીમાં તે રાખવી જોઇએ (ગોમ્સ વી. કર્ટર (૧૮૬૬) ૧ ઇ. જ્યુ. એન. એસ ૪૧૧). વાદીના કબજામાં એક ગોદી હતી તેથી તે વાહાણો મરામત કરવાને વાપરતો હતો તેથી તેમની પાસેથી કબજો છોડાવવાના હેતુથી પ્રતીવાદીની સાથે જે કરારની રૂઇએ તેઓ પોતાના એ વાંહાણુ દુરસ્ત થાય ત્યાં સુધી તે ગોદી કબજે રાખવાનો તેઓનો હક હતો તે કરારનો વીશેશ રીતે અમલ કરવાને તેમણે દાવો કર્યો. કબજે છોડાવવાના દાવામાં તે ફેંસલ થતા સુધી કામ ચા-

હતુ બંધ રાખવાને એક દરમીયાન તાકીદ હુકમ કાહાડવાની અરજીની પુષ્ટીમાં વાદીઓએ તે કરાર ઉપર આધાર રાખીને કહેલુ છે કે અમારા વાહાણોમાંનું એક વાહાણ ગોદીનાં નાંખેલું હતું તે કડકે કડક થઇ ગએલું છે, માટે લાંબી મુદત સુધી તે દુરસ્ત કરી શકાય તેવું નથી, અને ભારે નુકશાન અને દુરસ્ત થાય નહી તેવી ફત્ત વીના તે ગોદીમાંથી તે વાહાણ ખસેડી શકાય તેવું નથી. તે પ્રતીવાદીઓએ તે કરાર ઈનકાર કર્યા અને એક બીજો કરાર બતાવ્યો પણ તે પુરો થઇ ગએલો છે, માટે કબજો છોડાવવાનો અમારો હક છે. વાદીયોને નુકશાન થશે તે બાબત તેઓએ ઈનકાર કરી નથી, તેમ તે દુરસ્ત કરવામાં વીલંબ થએલી છે એવું તેઓ કહેતા નથી. ઠરવ્યુ છે તે દાવાનો ફેસલો થતાં સુધી કબજો છોડાવવાનું હુકમનામુ પ્રતીવાદીઓએ બજાવવું નહી એવો દરમીયાન હુકમ કઢાવવાનો વાદીઓનો હક છે ( મોરન વી. ધીસવરસ્ટીમ નેવીગેશન કંપની ( ૧૮૭૫ ) ૧૪ બં. લા. રી. ૩૫૨ ).

એક સહિસ્સેદાર તરીકે એક રહેવાના મકાનમાં ક નો હક સંબંધ છે એવું કબુલ થએલુ હતુ અને તે રહેવાના મકાનના કબજા બાબત અ એ બ ઉપર હુકમનામુ મેળવેલું હતું તેથી ક એ તે મીલકત ઉપર અ ને કાંઇ હક મળેલો નથી. એવું ઠરાવવાને ક એ દાવો કર્યો તેમાં તે હુકમનામું અ બજાવે નહિં તે બાબત તાકીદ હુકમ આપવામાં આવ્યો હતો ( અનાથનાથદે વી. મેકીનટોશ ( ૧૮૭૦ ) ૬ બં. લા. રી. ૫૭૧ ).

**ઓફીશીઅલ એશાઇની**––જ્યારે એકાદા નાદારના લેણાં નાંખી કોર્ટમાં અનામત મુકેલાં હોય અને તે ઓફીશીઅલ એસાઇનીને આપવાને બદલે તે લેણદારોને આપવાને કોર્ટ હુકમ કરે ત્યારે તે લેણદારોને અટકાવવાને તાકીદ હુકમ કઢાવવાનો તથા દરમીયાન તાકીદ હુકમ બાબત અરજ કરવાનો તે ઓફીશીઅલ એસાઇનીનો ઈલાજ છે ( મીલરના કામમાં ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૧૦૩ ).

**કોપી રાઇટ**––જે કામોમાં એકાદા પુસ્તકની ઉપરથી ઠીક દેખાય તેવી નકલ કર્યા બાબત તાકીદ હુકમ આપવામાં આવેલો હતો તે કામો વીશે જુઓ ગંગા વિષ્ણુ વી. મોરેશ્વર ( ૧૮૮૯ ) ૧૩ મુ. ૩૫૮ ) અને રજીસ્ટર કરાવતા પહેલાં એક વહાણ લુંટવાનો ધંધો પ્રસીધ્ધ કરીને કોપી રાઇટ તોડેલો હતો તે વીશે જુઓ એક બીસન વી. સુરેશચંદ્ર ( ૧૮૮૯ ) ૧૭ ક. ૯૫૧ ).

**સહાહેસ્સેદારો**––જુઓ બોટસન એન્ડ કો. વી. રામચંદ દત્ત ( ૧૮૯૧ ) ૧૮ ક. ૧૦; લા. રી. ૧૭. ઇ. અ. ૧૧૦; જય ચરણ વી. બીપ્રો ચરણ ( ૧૮૭૪ ) ૧૪ ક. ૨૩૬, શીવરામન વી. મુથ્યા ( ૧૮૮૯ ) ૧૨ મ. ૨૪૧, લા. રી. ૧૬ ઇં. અ. ૪૮ ).

**હિંદુ લગ્ન**–લગ્નના કરારનો વિશેશ રીતે અમલ કરવાના દાવાનો ફેસલો થતાં સુધી એક હિંદુ બાપે પોતાની સગીર દીકરીને એક ત્રીજા પક્ષકાર સાથે પરણાવવી નહિ એવો તાકીદ હુકમ આપવામાં આવતો નથી ( ગણપત વી. રાજન ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૨૦૭; ૧ ક. ૭૪, પણ જુઓ નાનાભાઇ વી. જનાર્દન ( ૧૮૮૮ ) ૧૨ મુ. ૧૧૦). વાલી અને પાલકના એક્ટ ( સને ૧૮૯૦ ના ૮ માં પ્રમાણે આવો એકાદો તાકીદ હુકમ આપી શકાય છે ( હરેન્દ્રનાથ વી. બીશ્વરાંણી ( ૧૮૯૮ ) ૨ ક. વી. નો ૫૨૧ ), અથવા બીજા કોઇની સાથે બીજી વખત એક કન્યાનું લગ્ન અટકાવવાને તાકીદ હુકમ આ-

પી શકાય છે ( વ્યંકટ ચાર્યુલુ વી. રંગાચાર્યુલુ ( ૧૮૯૧ ) ૧૪ મ. ૩૧૬ ).

**મજીયારી મીલકત**--એક મજીયારા હિંદુ કુટુંબના અંગભુતો વચ્ચે મજીઆરી મીલકત સબંધીની તકરારમાં તાકીદ હુકમથી દાદ આપવાની કોર્ટની હકુમત કુટુંબની મીલકતનો નાશ થતો હોય અથવા તે મીલકતનો અઘટીત ઉપયોગ કરવામાં આવતો હોય અથવા જે દસ્તોથી કબજો લેઇ લેવામાં આવતો હોય તે બાબતજ હોવી જોઇએ ( અનંતરામ રાવ વી. ગોપાળ બળવંત ( ૧૮૯૫ ) ૧૯ મું. ૨૬૯; સુરશી ભુશણુ વી. ગણેશચંદ્ર ( ૧૯૦૨ ) ૨૯ ક. ૫૦૦ ). જે કામોમાં કુટુંબના એક અંગભુતને તે કુટુંબના પેઢીના ધંધામાં ભાગ લેતાં અટકાવ કરેલે હોય તે કામોમાં તાકીદ હુકમ આપવાને અટકાવ કરવાને હિંદુ શાસ્ત્રનો કાંઇ નીયમ નથી ( ગણુપત વી. આનાજી ( ૧૮૯૯ ) ૨૩ મું. ૧૪૪ ).

**કાયદેસર વારસ વકીલ**--બ ના કાયદેસર વારસ વકીલ તરીકે અ એ ક ને અઘટીત રીતે કામમાં દાખલ કરેલો હતો તેથી અ ને તેના ઉપરનું હુકમનામું બજાવવું નહિ એવો અ ઉપર ક એ તાકીદ હુકમ મેળવેલો હતો ( ધરણીધર સેન વી. આગ્રા બેંક ( ૧૮૭૯ ( ૪ ક. લા. રી. ૪૩૪; ૫ ક. ૮૬ )

**લાયબલ**--એક બદનક્ષી પ્રસીધ્ધ કરવાથી વાદીના વેપારને હરકતકારક હોય તેથી તે પ્રસીધ્ધ કરવું નહિ એવો તાકીદ હુકમ આપવામાં આવે છે ( થોર્લીસ કેટલ ફુડ કંપની વી. મેસમ ( ૧૮૭૯ ) ૧૪ સી. ડી. ૭૬૩ ).

**અજવાળું**--અજવાળું તથા હવાને હરકત કરવા સંબંધીમાં હુકમ તરીકે તાકીદ હુકમની બાબત વીશે જુઓ પ્રાવબતી વી. મોહિન્દ્રલાલ ( ૧૮૮૧ ), ક. ૪૫૩ )

**જાહેરાંત પુજા**-એક મસજીદમાં મુસલમાનોના એક વર્ગને બદગી કરતાં અટકાવવાનો તાકીદ હુકમ આપવો જોઇએ કિંવા નહિં તે વીશે જુઓ કાઝલ કરીમ વી. મોલો બક્ષ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૪૪૮. લા. રી. ૧૮ ઇ. અ. ૫૯ વળી જુઓ આ બાબત વિશે જગનાદાસ વી. આતમારામ ( ૧૮૭૮ ) ૨ મું. ૧૩૩ ) નંદ કીશોર વી. ભગુભાઇ ( ૧૮૮૪ ) ૮ મું. ૫; એટકીસન વી. ડીન ( ૧૮૯૯) ૨૨ મ. ૨૫૧; બીનોદ કુમારી વી. સૈદાગીની ( ૧૮૮૯ ) ૧૬ ક. ૨૫૨; ધનજીભાઇ વી. હીરબો ( ૧૮૮૯ ) ૧૩ મુ ૨૫૨. કાદરભાઇ વી. રહિમભાઇ ( ૧૮૮૯ ) ૧૩ મું. ૬૭૪: નવાઝજંગ વી. રુસ્તમજી (૧૮૯૬) ૨૦ મુ. ૭૦૪; યારો વી. સનોલા ( ૧૮૯૭ ) ૧૯ અ. ૨૫૯; કલ્યાણદાસ વી. તુળસીદાસ ( ૧૮૯૯ ) ૨૩ મુ. ૭૮૬ ).

**સાંથ**--દર રૂપીયે પુરેપુરા સોળ આના કરતાં વધારે સાંથ લેવાના કાંઇ હક વીના સાંથ વસુલ કરતાં એકાદા સખસને અટકાવવાને એક તાકીદ હુકમ આપી શકાય છે ( નાદીર નુમા વી. રામચંદ વી. રી. ૧૮૬૪, ૩૬૨ ).

**કુવો**---એક પ્રતીવાદી તાલુકદાર એક કુવો ખોદે તેથી તાકીદ હુકમની જરૂર પડે તેવું મીલકત નાશ કરવાનું કૃત્ય થતું નથી ( ગમનીરામ વી. ગણેશદત્ત વી. રી. ( ૧૮૬૪ ) ૨૭૫ ).

**રસ્તો**--જી. આઇ. પી. રેલવે વી. નવરોજી ( ૧૮૮૬ ) ૧૦ મુ. ૩૯૦. એક ખાનગી રસ્તાને હરકત થયા બાબત એક તાકીદ હુકમ આપવા બાબત જુઓ મદન મો-

હન વી. ચંદ્ર કુમાર ( ૧૮૭૧ ) ૯ બં. લા. રી. ૩૭૯ ) ના કામમાં એક રેલવેમાં "બેરલ ક્રોસીંગ" ઉપર થઈને એક દરવાજાનો રસ્તો ફરીથી ઉઘાડવાને તાકીદ હુકમ આપવામાં આવેલો હતો કારણ કે લોકોનો તે ઉપર જવા આવવાના રસ્તાનો હક હતો. જે કારણથી રસ્તાનો હક આપેલો હતો તેથી જુદા કારણસર એક સખ્સ તેનો ઉપયોગ કરે તો તેને તકીદ હુકમ આપવામાં આવે છે ( દેસાઈ ભુરુરાય વી. દેસાઈ ચુનીલાલ ( ૧૯૦૦ ) ૨૪ મું. ૧૮૮ ).

**રીવાજ**—એક દરમીયાન તકીદ હુકમ આપનારી કોર્ટે એવું જોવાનું છે કે પશકારો વચ્ચે ખરી તકરાર છે અને પછી જીતવામાં આવે તો તાકીદ હુકમ નહિં કહાડવાથી વધારે અઘવડ કઈ બાજુએ પડશે તે જોવાનું છે (ટોહુરી વી. એલગન (૧૮૭૮) ૩ એમ. કે. ૭૦૯; નસરવાનજી વી. ગોર્ડન ( ૧૮૮૨ ) ૬ મું. ૨૬૬ પા. ૨૬૯; મ. રે. કં. વી. રસ્ટ ( ૧૮૯૧ ) ૧૪ મ. ૧૮; અને તેમાં બતાવેલા ઠરાવો વળી જુઓ બાદમ વી. ધનપતસીંગ ( ૧૮૯૭ ) ૧ ક. વી. નો. ૪૨૯ ).

**વેપારનું નીશાન**—વેપારના નીશાનોના ભંગ કરવા બાબતમાં તાકીદ હુકમ બાબત જુઓ ગ્રેહામ વી. કરડોટસ ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. એમ. ૪; બેડોક એપલાઈન ફેબ્રીક વી. માણેકજી ( ૧૮૯૩ ) ૧૭ મું. ૫૯૪; હિનીગર વી. હોઝ ( ૧૯૦૧ ) ૨૫ મું. ૪૩૩.

વેપારનું નીશાન તોડેલું કહેવામાં આવેલું હોય તે બાબતમાં દરમીયાન તાકીદ હુકમ લેવાને સારૂં શું જરૂરનું છે. તે વીશે જુઓ રેડાવે અને વી. સ્કોડસ રમીડી અને કં. ( ૧૯૦૩ ) ૮ ક, વી. નો ૧૫૧ ).

**કરાર તોડતાં અટકાવવો તે**—તે વીશે સામાન્ય નીયમો વીશેશ રીતે અમલ કરવાના એકટમાં સોધવાનાં છે ( નસરવાનજી વી. ગોડન ( ૧૮૮૨ ) ૬ મું. ૨૬૬ પા. ૨૭૯ ) વિશેષ રીતે અમલ કરવાના એકટની ક. ૨૧ ની રકમણથી જે કરારોનો વીશેશ રીતે અમલ કરવાને ના કહેવામાં આવેલી હોય તે બાબતમાં તાકીદ હુકમ આપવામાં આવે છે. કરારમાં અમલ કરવામાં નહિ આવવાથી પેનલ્ટી ઠરાવવામાં આવેલી હોય તે બાબતની અરજીના જવાબમાં તે બસ નથી. મદ્રાસ રેલ્વે કં. વી. રસ્ટ ( ૧૮૯૧ ) ૧૪ મ. ૧૮ ).

**સાર્વજનીક સમુદાયો**—જે ઠરાવાથી વાદીનો સરકાર સાથે વેપારનો સંબંધ છે તેમાં વાદીને નુકશાન થાય તેવો અસર થતો હોય તો તે તેઓના અખત્યાર કરતાં વધારે છે માટે તે પ્રસીધ્ધ કરતાં અટકાવવાને શેપર્ડ વી. મુંબાઇના પોર્ટ ટ્રસ્ટીઓ ( ૧૮૭૬ ) ૧ મું. ૧૩૨ ), અથવા વાદીયો સાથે પ્રથમ થયેલા કરારમાંનો ભંગ કરીને થયેલા ઠરાવ પ્રમાણે એક કંપનીએ પોતાનો સાલીસીટર નીમે નહિં તેવો (નસરવાનજી વી. ગોર્ડન ( ૧૮૮૬ ) ૬ મું ૨૬૬ અથવા કર વસુલ કરવાનો પોતાનો કુલ અખત્યાર વાપરવાને એક સાર્વજનીક સમુદાયને બાતલ કરવાનો તાકીદ હુકમ આપી શકાતો નથી મદ્રાસના મ્યુ. કમીશનરો વી. બેનસન ( ૧૭૩૮ ક. મ. ૨૦૧. જે નીયમેથી કોર્ટે સાર્વજનીક અમલદારોએ પોતાના કાયદા પ્રમાણેના અખત્યાર કરતા વધારે કામ કરવા નહિ એ વીશે તાકીદ હુકમ આપીને કોર્ટ હાથ ઘાલે છે તે વીશે જુઓ છબીલદાસ લલ્લુ-

બાઈ વી. મું. ના મ્યુ. કમીશનર (૧૮૭૧) ૮ મું. હા. કો. ઓ. સી. ૮૫ )

**ધર્મ સબંધી કામ.**— જ્યારે એકાદા તાકીદ હુકમના અસરથી સમુદાયના કોઇ ભાગ જે શખસની આચાર્ય તરીકેનુ કામ કબુલ કરવાને નાખુશ હોય તે શખશ આચાર્ય તરીકે કામ કરે તેવી તે વર્ગના લોકોને ફરજ પાડવામાં આવે અને જે શખસને માટે તેઓ ગરજ રાખતા હોય તે શખશ બાબત તેઓને મનાઈ કરવામાં આવતી હોય ત્યારે તેવો તાકીદ હુકમ કોર્ટ આપતી નથી (આવાપા વી. કીશ્ન ભટ (૧૮૭૯) ૩ મુ. ૨૩૨) પણ જ્યારે એકાદા શખસને પોતાના ધર્મ સંબંધી કામ કરતાં અટકાવ કરેલો હોય ત્યારે તાકીદ હુકમ કાહાડવામાં આવે છે (મોરોમાદાદેવ વી. અનંત બીમા૦ (૧૮૯૭) ૨૧ મું. ૮૨૧. વળી જુઓ શ્રીનીવાશ વી. તીરવેંગડ (૧૮૯૮) ૧૧ મ ૪૫૦ ). જ્યારે એક ધર્મ સબંધી કામ બાબત એક ખાસ નવો શીકો વાપરવાથી જે આચાર્યના હક જુના શીકા પ્રમાણે મર્યાદાવાળા હોય તે હક વધેલા હોય તેવો અશર થતો હોય તો તાકીદ હુકમ કઢાડવામાં આવે છે ( રામાનુજ વી. રામકીશોર (૧૮૯૯) ૨૨ મ. ૧૨૯ )

**એક હુકમનામાની બજાવણીમાં ખોટીરીતે વેચવામાં આવેલું હોય તે**— આગળના કાયદાની કલમ ૨૭૮. ઓ. ૨૧ રૂ. ૫૮ પ્રમાણે જો એકાદા દાવેદારનો દાવો નામંજુર કરવામાં આવેલો હોય અને તે જો હુકમનામાવાળા ઉપર રેગ્યુલર દાવો કરે તો તે દાવાનો ફેંસલો થતાં સુધી વેચાંણ બંધ રાખવાને તાકીદ હુકમ કાહાડવાનો કોર્ટનો અખત્યાર છે (બ્રીજેંદ્રકુમાર વી. રૂપલાલ (૧૮૮૬) ૧૨ ક ૫૧૫; કીરપાદયાળ વી. કીશોરી (૧૮૮૮) અ. ૮૦. પણ ચાંદબીબાના કામમાં (૧૯૦૪) ૨૬ અ. ૩૧૧ કરેલા ઠરાવથી પાછલો ફેંસલો રદ કરેલો છે એવા કારણથી કે જે મીલકત જપ્ત કરવામાં આવેલી નથી તે મીલકત હુકમનામાની બજાવણીમાં વેચાય તેવી ધારતી છે, એમ કહી શકાતુ નથી એક હુકમનામાના હીસ્સાના ખરીદદારે કાંમમાં દાખલ થવાને મહેનત કરયા છતાં તે નીશફળ થએલો હોય તો તે આખુ હુકમનામું બજાવતાં તે હુકમનામાવાળો અટકે તેવો તકીદ હુકમ કઢાવવાનો તેને હક નથી ( રોહીમુનીસા વી. લીયાકતઅલી (૧૮૭૪) ૨૨ વી. રી. ૫૦૬ ) પણ બજાવણીમાં થએલા ખરીદદારના કબજામાં મીલકત હોય અને તેજ મીલકતમાંનો એક હીસ્શો હુકમનામાવાળો વેચાવતા અટકવા બાબત કરેલા દાવામાં તે બજાવણીમાં થએલા ખરીદ કરનારનો દરમીયાન તાકીદ હુકમ મેળવવાનો હક થાય છે ( રૂપલાલ વી. મહીમચંદ્ર (૧૮૭૦ ૫ બં. લા. રી. ૨૫૪)એક હિંદુકુટુંબમાં બાપના ઉપર ગીરો બાબતનુ હુકમનાંમુ થએલુ હતુ તેની બજાવણીમાં વડીલોપારજીત મીલકતમાં તેનો જે હક સંબંધ હતો તે વેચવાનુ જાહેરનામું કરેલું હતુઃ તેમાં ઠરાવ્યું છે કે એક દીકરાએ પોતાનુ હીત સાચવવાને કરેલા દાવામાં કાંઈ તાકીદ હુકમ કાહાડવો ન જોઇએ ( અમોલરાંમ વી. સાહેબસીંગ (૧૮૮૫) ૭ અલ્હા ૫૫૦ ) હુકમનાંમુ એ શબ્દમાં રેવન્યુ કોર્ટના એકાદા હુકમનામાનો શમાસ થતો નથી. ( સને ૧૮૯૧ના એકટ ૧૨ ની ક. ૯૩ પ્રમાંણેના એક દાવામાં થએલા એક રેવન્યુ કોર્ટના હુકમનામાની બજાવણીમાં કરેલી બજાવણીમાં વેચાંણ બંધ રાખવાને આ રૂલ પ્રમાણે કરેલી અરજી દીવાંની કોર્ટમાં સાંભળી શકાતી નથી ( ઓંકારશીગ વી. ભુપશીંગ (૧૮૯૪) ૧૬ અ. ૪૯૬ ).

**તેની મીલકતની વ્યવસ્થા કરવામાં આવે તે**—ગાબળથી મીલકત બીજાને

આપવામાં આવેલી હોય તો તે આપવા બાબત નીરર્થક નથી (દીલ્હીબેંક વી. સમનાર.પણ (૧૮૮૭) ૯ અ. ૪૯૭ મનોહરદાસ વી. રામઅવતાર પાંડે (૧૯૦૩) ૨૫ અ. ૪૩૧)

ચાલુદાવો—જે કોર્ટમાં દાવાની તપાસ ચાલતી હોય તેજ ફક્ત કોર્ટમાંથી તાકીદ હુકમ કાહાડી શકાય છે (ધુંડીરામ સંતુકરામ વી. ચંદનબાઈ (૧૮૬૪) ૨ મું હા.કો.૯૮). જ્યારે દાવો ચુકે એટલે તે કાહાડવાનો અખત્યાર બંધ થાય છે, અને અપીલ ચાલતી હોય તેથી તે અખત્યાર રહેતો નથી (મોહીઉદ્દીન વી. અહમદ (૧૮૭૦) ૧૪ વી. રી. ૩૮૪; મણીપુરી વી. ગરૂપ્રશાદ (૧૮૮૫) ૧૧ ક. ૧૪૬).

કોર્ટ ફી—એકાદા તાકીદ હુકમ બાબતના દાવામાં અરજી ઉપર જેટલા આંકનો દાવો કરી દાદ માગેલી હોય તે આંક ઉપર કોર્ટફી આપવાની છે,—જુઓ કોર્ટફી એક્ટ ની ક. ૭ ની રકમ. ૪ (ડ). (મુરવાજમા વી. વેંકટ ક્રીશ્નામા (૧૯૦૧) ૨૪ મ, ૩૪).

નમુનો—જુઓ એપેનડીકશ ફ. નંબર. ૮.

અપીલ—અ રૂલ ઓ. ૪૩ રૂ. ૧ (૨) પ્રમાણેના હુકમ ઉપર અપીલ ચાલે છે. આ રૂલ પ્રમાણે એક હુકમ જો કે હકુમત વીના કરેલો હોય તો પણ તે ઉપર અપીલ ચાલે છે (અબદુલ રહેમાન વી. ગણપતીભટ (૧૯૦૦) ૨૩ મ. ૫૧૭).

---

કરાર ફરી તોડવો નહીં અથવા તોડેલો જારી રાખવો નહીં એ વીશે મનાઇની તાકીદ.

૨. (૧) કરાર તોડવાથી અથવા કોઇપણ જાતની બીજી નુકશાની કરવાથી પ્રતીવાદીને અટકાવવાની ફરીયાદ હોય તેમાં નુકશાનીનો બદલો માગ્યો હોય કે નહીં તોપણ કલમ ૪૯૩. ફરીયાદ કર્યા પછી કોઈપણ વખતે ફેંસલો થતાં પહેલાં કે ફેંસલો થયા પછી—પ્રતીવાદીએ જેને માટે ફરિયાદ કરી હોય તે કરાર તોડવો નહીં અથવા હોય તે નુકશાન કરવું નહીં, અથવા તેજ કરારમાંથી ઉત્પન્ન થતું અથવા તેજ મીલકત તે હક્ક સંબંધી તેવી જાતનું કંઈ નુકશાન કરવું નહીં કે કંઇ કરાર તોડવો નહીં,—એવી પ્રતીવાદીને અટકાવવાની કામચલાઉ તાકીદ કરવાસારૂ કોર્ટને અરજ કરવાને વાદી મુખત્યાર છે.

(૨) તે તાકીદ કેટલી મુદતસુધી અમલમાં રાખવી તે વિશે, હિસાબ રાખવા વિશે, જામીન આપવા વીશે, અને બીજી બાબત વિશે પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરીને તે તાકીદ હુકમ કરી આપવાને કોરટ મુખત્યાર છે.

(૩) એવી કોઈપણ શરત ન માનવામાં આવે અથવા તેનો ભંગ કરવામાં આવે તો, તાકીદનો હુકમ કરનારી કોરટ, એવીરીતે ન માનનાર અથવા ભંગ કરનાર શખશની મીલકત જપ્ત કરવાનો હુકમ કરવાને તેમજ એવા શખસને છ મહીનાથી વધારે નહીં એવી કોઈ મુદતસુધી દિવાની તુરંગમાં રાખવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. પણ જો દરમીયાન તે કોરટ તેને છોડી મુકવાનો હુકમ કરે તો તેમ કરવું.

(૪) આ કાનુન પ્રમાણે કરેલી કોઈ જપ્તી એક વરસ કરતાં વધારે મુદ્દત અમલમાં રહેશે નહીં. એક વરસની આખરે, એવું વર્તન અથવા કસુર ચાલુ હોય તો, જપ્ત કરેલી મિલકત વેચી શકાશે. અને જે ઉપજે તેમાંથી પોતાને યોગ્ય લાગે તેટલી બદલાની રકમ અપાવવાને કોર્ટ મુખત્યાર છે, અને જો કંઈ બાકી રહે તો તે મળવાનો જેને હક્ક હોય તેને કોર્ટે આપવી.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૯૩.

**ટીકા.** આરૂલ હા. કો ને લાગુ છે.

આ ઠરાવ પ્રમાણે એક તાકીદ હુકમ આપવામાં આવે તે એક ન્યાયની રૂઇએ કુલ અખત્યાર વાળી બાબત છે ( સાબાનાયક વી બ.દશા ( ૧૯૦૩ ) ૨૬ મ. ૧૬૮ )

**તે લાગુ થતુ નથી.**—તીરસ્કાર બાબત જે શખશો કેદમાં હોય તેમના સંબધી આ રૂલ નથી ( માર્ટીન વી. લોરેન્સ (૧૮૭૯) ૪ ક ૬૫૫ ).

આ રૂલ પ્રમાણે તીરસ્કાર બાબત એક અરજદારને તુરંગમાં મોકલેલો હતો અને ત્યાર પછી તેજ વ્યવહાર બાબતમાં સાપ્રાપ્ય વીશ્વાસઘાત કરવા સબંધી તેને ગુન્હેગાર ઠરાવેલો હતો તેથી તેને અરાઢ માશ શખત મજુરી સાથે કેદની શીક્ષા કરેલી હતી. તેમાં ઠરાવ્યું છે કે છમાશ કરતાં વધારે મુદત તેણે શીક્ષા ભોગવેલી છે, અને આ રૂલ પ્રમાણે તેટલી હદ રાખેલી છે તેથી આશીક્ષા પુરી થાય એટલે તેનો છુટવાનો હક થાય છે ( મુંબાઇના એડવોકેટ જનરલ વી. ગંગજી અખાઈ ( ૧૮૯૫ ) ૧૯ મુ. ૧૫૨ ) કામ ચલાઊ તાકીદ હુકમનો હેતુ પાછળથી મીલકતનું કરી આપેલુ ગીરો નીરર્થક ઠરાવવાનો નથી. આવી ગુન્હેગારી આ રૂલોમાં વાંચવી ન જોઇએ ( દીલ્હી બેન્ક વી. રામનારાયણ (૧૮૮૭) અલ્હા ૪૯૭ ).

**અથવા બીજી નુકશાની**—આ શબ્દોમાં મીલકત ઉપર પ્રવેશ કરવાનાં કૃત્યોનો સમાવેશ થતો નથી દરાબકુંવર વી. ગોમતીકુવર ( ૧૯૦૦ ) ૨૨ અ. ૪૪૯ ).

**હકુમત.**—જ્યારે એકાદો પક્ષકાર નારાજી થએલો છે એવું તેને પોતાને જણાતુ હોય તેથી તેણે કોર્ટને અરજ કરેલી હોય ત્યારેજ ફક્ત આરૂલથી આપેલો અખત્યાર અમલમાં લાવવા લાયક છે. એકાદી જે કોર્ટ રીપોર્ટ કોટના હોય તેને તીરસ્કાર બાબત કમીટ કરવાનો અખત્યાર રહેલો નથી ( કોચાપા વી. સાચી દેવી ( ૧૯૦૩ ) ૨૬ મ. ૪૯૪ ).

**અપીલ.**—આરૂલ પ્રમાણેના હુકમ ઉપર અપીલ ચાલેછે (જુઓ ઓ. ૪૩. રૂ. ૧ (૨)

**બીજી અપીલ.**—બીજી અપીલ ચાલતી નથી ( વેકટ પાથી વી. તોરૂમલાઇ (૧૯૦૧) ૨૪ મ. ૪૪૭ ).

**ન માનવામાં આવે.**—તાકીદ હુકમ નહી માનવા બાબત તીરસ્કાર કરવા વીશે કેદમાં મોકલવાનો ( ચંદ્રકાંત અરજદારના કામમાં ( ૧૮૮૧ ) ૬. ક. ૪૪૫ અથવા જપ્તી કરવાનો પ્રાણજીવનદાશ વી. મયારામ ( ૧૮૬૨ ) ૧ મુ. હા. કો. ૧૪૮. યોગ્ય ઈલાજ છે.

---

૩ તાકીદનો હુકમ આપ્યા પહેલાં હમેશાં તાકીદની અરજ વિશેની નોટીસ વિરૂદ્ધ પક્ષકારને આપવાનું કોર્ટ ફરમા

તકીદ આપ્યા પહેલાં વિરૂધ્ધ પક્ષકારને નોટી-સ આપવાનું કોર્ટ ફરમાવવું.

વવું. પરંતુ ઢીલ થવાથી તાકીદ આપવાનો હેતુ ધુળ મળશે એમ જણાય તો તેવી નોટીસ આપવાની જરૂર નથી. કલમ ૪૯૪.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૯૪.

**ટીકા.**—આ રૂલ. હા. કો. ને લાગુ છે

**એક તરફી.**—આવા એકાદા તાકીદ હુકમથી ઇનસાફની સાધારણ રીતીથી એક જુદ થાય છે, અને જો વીલંબ વચમાં નડતો હોય તો જે ઘણી ધાસ્તી અટકવા લાયક-ના હોય તે શીવાય તે નોટીશ કહાડવાને બીજી કાંઇ બાબતથી વ્યાજબી થઇ શકતું નથી (ફીમેન વી. મેક આરથર, ૨ હે અને એલ. ૨૫: બેડેલ વી. ધનપતશીંગ (૧૮૯૭) ૧ ક. વી. નો. ૪૨૯).

**રીવાજ**—જ્યારે નોટીશ વીના એકદો તાકીદ હુકમ આપવામાં આવે ત્યારે તેથી જે પક્ષકાર નારાજી થએલો હોય તે પક્ષકાર રૂ. ૪ પ્રમાણે તે હુકમ રદ કરવાને અરજ કરી સકે છે અથવા અપીલ કરી શકે છે.

(અમોલકરાંગ વી. શીબશીંગ (૧૮૮૫) ૭ અ. ૯૫૦)

**અપીલ**—સામાપક્ષકારના ઉપર નોટીશ કાડયા વીના એકાદો તાકીદ હુકમ કહાડવાની ના કહયાના હુકમ ઉપર કાંઇ અપીલ ચાલતી નથી (લુઇ વી. લુઇ (૧૮૮૯) ૧૨ મ. ૧૮૬; અને જુઓ ઓ. ૪૩)

---

**૪.** તાકીદના હુકમથી જે કોઈ પક્ષકાર નારાજી હોય તેની તે વિશેની અરજ ઉપરથી તાકીદનો કોઇ પણ હુકમ કાઢી લેવાને, તેમાં ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને કોર્ટ મુખત્યાર છે. કલમ ૪૯૬.

તાકીદનો હુકમ કોર્ટ કાઢી લે, ફેરફાર કરે અથવા રદ કરે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૯૬.

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

જે હકીકતમાંની એક હકીકત મુદાની જુદી હોય અને તે હકીકત ઉપરથી જો એક તાકીદ હુકમ એક તરફી કાહાડેલો હોય તો જો કે જે વખતે હુકમ કાહાડી નાંખવાને અરજ કરવામાં આવે તે વખતે ફાઇલ કરેલા એફીડેવીટ ઉપરથી તે હુકમ કાહાડવાને પુખ્ત કારણ જણાતું હોય તોપણ તે તાકીદ હુકમ કાહાડી નાંખવામાં આવે છે (સોદાગરી દાશી વી. રોયરમેલન, ૬૨, વળી જુઓ ફીમેન વી. મેક આર્થર ૨ હે. અને એલ. ૧૦).

**અપીલ**—આ રૂલ પ્રમાણેના એકાદા હુકમ ઉપર અપીલ ચાલે છે; જુઓ ઓ. ૪૩, રૂ. ૧ (-૨).

---

**૫.** કારપોરેશનને આપેલી તાકીદ તે કારપોરેશનને બંધનકારક છે એટલું જ નહીં પણ તે કારપોરેશનના કે કંપની

કારપોરેશનને આ પેલી તાકીદ તેના અમલદારોને બંધનકારક છે.

ના જે મેંબરોનાં અને અમલદારોનાં જાતી- કલમ ૪૯૫.
કાં કામ અટકાવવાનું તે તાકીદમાં માગ્યું
હોય તે બધા મેંબરોને તથા અમલદારોને
પણ તે બંધનકારક છે.

સને ૧૮૮૨ ના ઍક્ટ ૧૪ ની ક. ૪૯૫.

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

એક યોગ્ય રીતે પસંદ કરેલા કમીશનરના કામનો અમલ કરવામાં જે શખસ યોગ્ય રીતે પસંદ કરેલો ના હોય તેને અટકાવવાને એક રીતે કામ ચલાવીને હાયકોર્ટની હકૂમત છે ( કોર્ટ ફીલ્ડના કામમાં ( ૧૮૯૫ ) ૨૨ ક. ૭૧૭. વળી જુઓ પાછળ રૂ. ૧ નીચેની નોટ ).

---

## દરમ્યાનના હુકમ.

દરમ્યાન વેચવાનો હુકમ કરવાનો અખત્યાર.

૬. કોઈ ફરિયાદના વિષયની, અથવા એવી ફરિયાદમાં ફેસલો થતાં પહેલાં જપ્ત કરેલી, કોઈ પણ જંગમ મિલકત જલદી અને સ્વાભાવિક રીતે પોતાની મેળે બગડી જાય એવી હોય અથવા જે બીજા કોઈ પણ વાજબી અને પુરતાં કારણને લીધે તાબડતોબ વેચવાનું ઈષ્ટ દેખાતું હોય તો, ફરિયાદના કોઈ પક્ષકારની અરજ ઉપરથી તે વેચવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે. અને તે હુકમમાં જે શખસનું નામ લખ્યું હોય તે શખસે કોર્ટને યોગ્ય લાગે તે રીતે અને તેવી શરતોથી તે વેચવી. કલમ ૪૯૮.

સને ૧૮૮૨ ના ઍક્ટ ૧૪ ની ક. ૪૯૮.

ટીકા—આ રૂલ હા કો. ને લાગુ છે.

આ રૂલ પ્રમાણેની એકાદી અરજી નોટીસ ઉપરથી કરવી જોઇએ. ( સેગોથ વી. રાંમા સાંમી ( ૧૮૮૪ ) ૭ મ. ૨૪૧ ).

કાંઇ બીજુ કારણ—જ્યારે બજારની સ્થીતી ઉપરથી આવું વેચાણ કરવું સલહાકારક હોય ત્યારે સીક્યુરીટીયો વેચવાનો હુકમ કરવાને આ શબ્દો વધારવાથી કોર્ટને અખત્યાર આપેલો છે ( જુઓ સ્પેશીયલ કમીટીનો રીપોર્ટ ).

---

ફરિયાદનો વિષય અટકાવી રાખવો તેનું રક્ષણ કરવું તે જોવો વિગેરે.

૭. ( ૧ ) ફરીયાદના કોઇ પણ પક્ષકારની અરજ ઉપરથી અને પોતાને યોગ્ય લાગે તે શરતોથી નીચે પ્રમાણે કરવાને, એટલે— કલમ ૪૯૯.

. . . . . . . .

( અ ) તે ફરિયાદનો વિષય હોય એવી અથવા જે બાબત તેમાં કોઈ પણ તકરાર ઉઠે એમ હોય તેવી કોઈ મિલકત અટકાવી રાખવાનો, સાચવી રાખવાનો, અથવા નજરે જોવાનો હુકમ કરવાને,

( બ ) તે ફરિયાદના બીજા કોઈ પક્ષકારના કબજામાં કંઈ જમીન અથવા ઈમારત હોય તે જમીન ઉપર અથવા ઈમારતમાં સદરહુ તમામ કારણ સારૂ અથવા તે પૈકી કોઈ કારણ સારૂ કોઈ શખસને જવાનો અખ્ત્યાર આપવાને, અને

( ક ) સદરહુ તમામ કારણ સારૂ અથવા તે પૈકી કોઈ કારણ સારૂ પુર્ણ માહીતી અથવા પુરાવો મળે એટલા માટે જરૂર અથવા યોગ્ય જણાય તેવા કંઈ નમુના લેવાનો, અથવા કંઈ અવલોકન કરવાનો અથવા પ્રયોગ કરવાનો અખ્ત્યાર આપવાને,

કોર્ટ મુખ્ત્યાર છે.

( ૨ ) પ્રોસેસ બજાવવા વિશે કહેલા છે તે ઠરાવો, પ્રસંગ પ્રમાણે જરૂર હોય તે ફેરફાર કરીને, આ કાનુન પ્રમાણે જવાનો અખ્ત્યાર આપેલા શખસોને લાગુ પડશે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૪૯૯ સને ૧૮૮૩ ના સુપ્રિમ કોર્ટના રૂલો, ઓ. ૫૦, રૂ. ૩.**

ટીકા--આ રૂલ હા. કો. ને લાગુ છે.

સમન્સ બજાવ્યા પછી અને યોગ્ય નોટીસ આપીને ફક્ત આ રૂલ પ્રમાણે એકાદો હુકમ કરી શકાય છે ( સેંગોથા વી. રામાસાંમી ( ૧૮૮૪ ) ૭ મ. ૨૪૧ ) પ્રતીવાદી જોડેનું મકાન બાંધવાથી વાદીના ઘરને કહેવામાં આવેલા થએલા નુકશાન બાબતના એક દાવામાં ઠરાવ્યું છે કે વાદીના ઘર બાબતનો તે દાવો હોય તો તે વાદીનું મકાન તપાસવા બાબત એકાદો હુકમ કરી શકાય છે ( ધરણીધર ગોઝ વી. રાધા ગોબીંદ કુંવર ( ૧૮૯૬ ) ૨૪ ક. ૧૧૭; ૧ ક. વી. નો. નબર ૯૯ ).

---

૮. ( ૧ ) ફરિયાદ માંડયા પછી કોઈ પણ વખતે પ્રતિવાદીને નોટીસ આપીને કાનુન ૬ અથવા કાનુન ૭ પ્રમાણે હુકમ કરાવવાની અરજ કરવાને વાદી મુખ્ત્યાર છે. કલમ ૫૦૦

આવા હુકમ કરવાની અરજ નોટીસ આપ્યા પછી કરી શકાય.

( ૨ ) તેવો હુકમ મેળવવાને વાસ્તે પ્રતિવાદીએ અરજ કરવાની હો-

ય તો, ( અરજદાર ) હાજર થયા પછી કોઈ પણ વખતે વાદીને લેખી નોટીસ આપીને તે અરજ કરવાને પ્રતિવાદી મુખત્યારછે.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૦૦ સને ૧૮૮૩ ના સુપ્રીમ કોર્ટનાં રૂલો ઓ. ૫૦, રૂ. ૬.**

ટીકા--આ રૂલ હા. કો. ને લાગુ છે

નોટીસ આપીને બેમાંથી ગમે તે એક પક્ષકાર તે હુકમ બાબત અરજ કરી શકે છે; સમન્સ બજાવ્યા પછી વાદી કરી શકે છે, અને પ્રતીવાદી હાજર થયા પછી તે કરી શકે છે. જો બેઉ પક્ષકારો અરજ કરે તો તે બેઉ અરજીઓ ઉપર ફક્ત એક હુકમ કરી શકાય છે ( સારજંટ વી. રીડ ( ૧૮૭૬ ) ૧ સી. ડી. ૬૦૦ ).

જો વાદીના દાવાનો વાસ્તવીક હેતુ તાકીદ હુકમ કઢાવવાનો હોય તો વાદીએ પોતાની દાવા અરજીમાં તાકીદ હુકમ બાબતનો દાવો દાખલ કરવો જોઈએ ( કોલબર્ન વી. કોલબર્ન ( ૧૮૭૬ ) ૧ સી. ડી. ૬૯૦.

---

૯. સરકારમાં મેહેસુલ ભરનારી જમીન વિશે અથવા જમીન ઉપરના વેચાય એવા સત્તા પ્રકાર વિશે ફરિયાદ હોય, અને જેના કબજામાં તે જમીન અથવા સત્તા પ્રકાર હોય તે શખસ સરકારનું મેહેસુલ અથવા સત્તા પ્રકારના માલકની ચઢેલી સાંથ, જે હોય તે, આપવાને ચુકે, અને તેને લીધે તે જમીન અથવા સત્તા પ્રકાર વેચવાનો હુકમ થાય ત્યારે, તે જમીનમાંના અથવા સત્તા પ્રકારમાંના હક્ક સંબંધનો દાવો રાખતો હોય એવો ફરિયાદનો બીજો કોઈ પણ પક્ષકાર વેચાણ પહેલાનું ચઢેલું મેહેસુલ અથવા સાથ આપે એટલે ( કોર્ટની નજરમાં આવે તો જામીન લેઈને અથવા વગર જામીને ) તે જમીનનો અથવા સત્તા પ્રકારનો કબજો તેને લાગલોજ આપી શકાય; કલમ ૫૦૧.

જે જમીન વિશે ફરિયાદ હોય તે જમીન પક્ષકારના કબજામાં લાગલી જ ક્યારે અપાય.

અને આ પ્રમાણે ભરેલી રકમ કોર્ટને યોગ્ય લાગે તે દરના વ્યાજ સુધાંત કસુર કરનારે આપવી એમ પોતાના હુકમનામામાં ઠરાવવાને, અથવા ફરિયાદથી હુકમનામું થાય તેમાં કંઈ હિસાબ નક્કી કરવાનું ફરમાવવામાં આવે તો, હિસાબમાં આ પ્રમાણે ભરેલી રકમ કોર્ટ ફરમાવે તે દરથી વ્યાજ સુધાં મજરે ધરવાને કોર્ટ મુખત્યાર છે.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૦૧.**

ટિકા--આ રૂલ હા. કો. ને લાગુ છે.

જ્યારે વાદીને આ રૂલ પ્રમાણે કબજો આપેલો હોય અને દાવો કાહાડી નાંખવામાં આવે તો, બજવણી વાદીનો કબજો લેવામાં પ્રતીવાદી પોતાને થએલું નુકસાન વસુલ કરી શકે છે ( રાધેસીંગ વી. મગનીરામ ( ૧૯૦૨ ) ૬ ક. વી. નો. ૭૧૦ ).

જે શખસ મેહેસુલ આપતો હોય તે સખશનો પોતાના દરેક સહ હીસ્સેદારના હીસ્સા ઉપર જવાબદારી ઠરાવવાનો હક થાય છે ( વીઠ્ઠીયા નમમના રાજા વી. રાજસેગ્રુચરબા ( ૧૯૦૩ ૨૬ મ ૬૮૬ ).

---

૧૦. પૈસા વિશે અથવા સ્વાધીન કરી શકાય એવી બીજી કોઈ વસ્તુ વિશે ફરિયાદ હોય, અને ફરિયાદનો કોઇ પક્ષકાર કબુલ કરે કે,–કોઈ બીજા શખસની વતી ટ્રસ્ટી દાખલ મારી પાસે તે પૈસા અથવા વસ્તુ છે, અથવા તે કોઈ બીજા શખસની છે કે તે બીજા શખસની લેહેણી છે ત્યારે,–કોર્ટ ત્યાર પછી બીજો હુકમ કરે તેને પાત્ર તે કોર્ટમાં અનામત મુકવાનો અથવા જામીન લેઇને કે વગર જામીને છેવટ કહેલા શખસને આપવાનો હુકમ કરવાંને કોર્ટ મુખ્ત્યાર છે.

પૈસા કોર્ટમાં અનામત મુકવાનું વિગેરે

કલમ ૫૦૨.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૦૨.**

ટિકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

લહેણાં નાણા ડીપોઝીટ મુકવાને એક પ્રતીવાદીને હુકમ કરેલો હોય તેમ છતાં તે પ્રમાણે કરવાને તે ના કેહેતો તે હુકમની તારીખથી તે નાણાં ઉપર વ્યાજ આપવાને જવાબદાર છે એવું ઠરાવેલું છે ( રામદાસ વી. પ્રશનમોઈ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી ૨૯૭).

જે પક્ષકારના લાભમાં હુકમનામુ કરેલું હોય તે પક્ષકાર મીલકત અથવા બીજી વસ્તુ જે બીજો પક્ષકાર પોતાની પાસે છે એવુ કબુલ કરતો હોય તો આ રૂલ લાગુ થાય છે એવું જણાય છે. જે પક્ષકાર કબુલ કરતો હોય તે પક્ષકારના કબજામાં મીલકતના હોય તે બાબત જો તે રૂલ લાગુ કરવાનો ઈરાદો રાખેલો હોય તોપણ જો નાણાં એક બીજા દાવાને ખાતે એક બીજી કોર્ટમાં જમે હોય તો તેનો આ રૂલમાં સમાસ થતો નથી ( પાર્થ સારાદી વી. રંગીયા ( ૧૯૦૪ ) ૨૭ મ. ૧૬૮ ).

**અપીલ**—આ રૂલ પ્રમાણેના એકાદ હુકમ ઉપર અપીલ ચાલે છે; જુઓ ઑ. ૪૩, રૂ. ૧ ( ૨ ).

---

## ઑર્ડર ૪૦ મો.

### વસુલદારની નીમણુંક.

૧. ( ૧ ) જ્યારે કોર્ટને વાજબી તથા સગવડ ભરેલું જણાય ત્યારે, કોરટ હુકમ કરીને.—

વસુલદારની નીમણુંક.

કલમ ૫૦૪.

( અ ) કોઇ પણ મિલકતનો વસુલદાર, હુકમનામું થયા પહેલાં અથવા પછી નીમવાને;

( બ ) જે શખસના કબજામાં અથવા હવાલામાં તે મિલકત હોય

તેની પાસેથી તે કબજો અથવા હવાલો લેઈ લેવાને;

( ક ) તે વસુલદારના કબજામાં, હવાલામાં અથવા વહિવટમાં સોંપવાને, અને

( ડ ) ફરિયાદ આણવા વિશે, ફરિયાદનો જવાબ કરવા વિશે, તથા મિલકતના પૈસા કરવા વિશે, વહિવટ વિશે, રક્ષણ કરવા વિશે, સાચવી રાખવા વિશે અને સુધારવા વિશે, તથા તે મિલકતનું ભાડું અને ઉત્પન્ન વસુલ કરવા વિશે, તથા તે ભાડું અને ઉત્પન્ન કામે લગાડવા તથા ખરચવા વિશે, તથા લખેલા દસ્તાવેજો કરી આપવા વિશે, માલકને પોતાને જે અખત્યાર હોય તે અથવા તે પૈકી કોરટને યોગ્ય લાગે તે અખત્યાર તે વસુલદારને આપવાને,

મુખ્ત્યાર છે.

( ૨ ) મિલકત જેના કબજામાં અથવા હવાલામાં હોય તેનો કબજો અથવા હવાલો લેઇ લેવાનો ફરિયાદના કોઇ પણ પક્ષકારને હાલ હક્ક ન હોય તો તેની પાસેથી કબજો અથવા હવાલો લેઇ લેવાને આ કાનુનની કોઇ વાતથી કોરટને અખત્યાર મળતો નથી.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૦૪.**

**ટીકા**--આ રૂલ હા. કો. ને લાગુ છે.

**સબોર્ડીનેટ જડજો**--સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૦૫ છોડી દેવામાં આવેલી છે તે નોંધી રાખવા લાયક છે. તાબાની કોર્ટો જીલ્લા કોર્ટને પુછયા વીના રીસીવર નીમી શકે છે તેને હાલ આ ઓર્ડર લાગુ થાય છે.

**નીમવાનો અખત્યાર**--આ રૂલ પ્રમાણે વહીવટદાર નીમવાને કોર્ટની મરજી ઉપર છે ( બજેંદ્ર નારાયણ વી. કાસીસર ( ૧૮૬૪ ) ૧ વી. રી. પરચુરણ ૧૫; ઓતમ સાંગ વી રાંમશર્ણુ ( ૧૮૭૫ ) ૧૩ વી. રી. ૨૮૭ ( પણ તે કુલ અખત્યાર વ્યાજબી હોવો જોઇએ ) ઝહુરન વી. નજીમુદીન ( ૧૮૬૯ ) ૧૧ વી. રી ૫૦૫; અને તે ઘણીજ સંભાળ અને સાવધગીરીથી વાપરવો જોઇએ ) પ્રસતોમોઈ વી. બેની માધબ ( ૧૮૮૩ ) ૫ અ. ૫૫૬ ). રીશીવરો નીમવા સંબધો ઇંગલાંડમાં જે ચડતા દરજાની કોર્ટોના અખત્યાર છે તેજ અખત્યાર હાય કોર્ટને પોતાની અસલ બાજુમાં અખત્યાર છે ( જેકીશનદાસ વી. મીનાબાઈ ( ૧૮૯૦ ) ૧૪ મુ ૪૩૧ ). પણ તે કોર્ટની હકુમત બાહારની મીલકતનો રીશીવર તે નીમી શકે કીંવા નહીં તે શક ભરેલું છે ( ઇસમાયલ હાજી વી. મહમદ હાજી ( ૧૮૭૯ ) ૧૩ બં. લા. રી. ૯૧; ૨૧ વી. રી. ૩૦૧ ). એકાદી વહીવત બાબતના દાવામાં હાય કોર્ટ એક રીશીવર નીમી શકે છે ( યશવંત ભગવંત વી. શંકર રાંમચંદ્ર ( ૧૮૯૩ ) ૧૭ મુ. ૩૮૮ ). ફો. કા. મ. રી. ના કાયદાની ક. ૧૪૫ પ્રમાણે કોઈ સ્થાવર મીલકત સંબંધી એક મેજીસ્ત્રેટે હુકમ કરેલો હોય તો આ રૂલ પ્રમાણે તેજ મીલકત સંબંધી રીશીવર નીમવાને દીવાની કોર્ટને જે અખત્યાર આપેલો છે તે અખત્યા-

રનો અમલ કરવાને તેથી અટકાવ થતો નથી ( બરકતુનીશા વી. અબદુલ્લા આઝીઝ (૧૯૦૦) ૨૨ અ. ૨૧૪ ). જે કૃત્યો બાબત ફરીયાદ કરેલી હોય તે કૃત્યોથી મીલકતનો નાશ થાય તે કરતાં તેનો ખોટો ઉપયોગ થતો હોય તો તેથી આ રૂલના કારણસર કાંઇ તફાવત થતો નથી ( હનુમાના વી. વેંકટ સુબાયા ( ૧૮૯૫ ) ૧૮ મ. ૨૩). જો કે બીજી જે કોર્ટોમાં જે મીલકત બાબતનો દાવો હોય અથવા તે જપ્ત થએલી હોય તે કોર્ટો એકાદા જીલ્લા જડજના તાબાની હોય તોપણ તે મીલકતનો રીસીવર નીમવાને તે જીલ્લા જડજને અખત્યાર નથી ( લતફત હુસન વી. અનંત ચોધ્રી ૭ મુ. હા. કો. (૧૮૯૬) ૨૩ ક. ૫૧૭ ). એક હાયકોર્ટે રીસીવર નીમવાનો હુકમ કરેલો હોય તે હુકમ નહી માનવાથી એક તીરસ્કાર કર્યા બાબત જે શીક્ષા થાય તે પ્રમાણે શીક્ષા કરવા લાયક છે (હરીવલભ વી. ઉતમચંદ ( ૧૮૭૦ ) ૭ મુ. હા. કો. ઓ. શી. જે. ૧૭૨ ) એકાદા દાવામાં રીસીવર નીમનાર કોર્ટના કુલ અખત્યારમાં છે કે હુકમનામું થયા પછી તે કામ જારી રાખવાની જરૂર હોય તો કાયમ તે કરવાને અથવા જ્યાં સુધી જરૂર હોય ત્યાં સુધી તે કરવાને હુકમ કરવો. ( મથુરશી અમામબા વી. મથુરસી દીપાંમ્બા ( ૧૮૯૬ ) ૧૯ મ. ૧૨૦ ). દેવુ આપવાનો રીશીવરને હુકમ કરવાનો એકાદી કોર્ટને અખત્યાર છે તોપણ, આવો હુકમ ફકત ખાસ કામોમાં થવો જોઇએ. આવો હુકમ કરવામાં આવે ત્યાર તે આખરનો છે, પણ તે ફરી તપાસને અથવા અપીલને ફકત પાત્ર છે ( મોટી વહુ વી. પ્રેમ વહુ ( ૧૮૯૨ ) ૧૬ મુ. ૫૧૧ ). ધર્માદા બક્ષીસના એકટ પ્રમાણે એક દાવામાં કલમ ૫ શીવાય એટલે વારસાના હક બાબત તકરાર હોય તે સીવાય એકાદી દીવાની કોર્ટ રીશીવર અથવા વહીવટદાર નીમી શકતી નથી ( ગ્યાનંદ આશારામ વી. ફીસ્તોચંદ્ર ( ૧૯૦૩ ) ૮ ક. વી. નો ૪૦૪ ).

**કોણ નીમી** શકે છે —જે કોર્ટમાં દાવો કરેલો હોય અથવા જે કોર્ટથી મીલકત જપ્ત થએલી હોય તે કોર્ટ તેજ ફકત અખત્યાર આપવાનો આ રૂલથી ઇરાદો રાખેલો છે. એકાદી કોર્ટનો તે કોર્ટમાં દાવો ચાલુ હોય તેથી અથવા બજાવણીમાં કામ ચાલુ હોય અને મીલકત જપ્ત કરેલી હોય તેથી કબજે હોય તે શીવાય તે કોર્ટ રીસીવર નીમી શકતી નથી. વળી ફકત જે કોર્ટમાં કામ ચાલુ હોય અને તેથી મીલકત તે કોર્ટના દાબ નીચે હોય તો તેજ કોર્ટ એકાદો રીશીવર નીમી શકે છે ( લતફત હુસેન વી. અનંત ચોધ્રી ) ૧૮૯૬ ( ૨૩ ક. ૫૧૭ ).

જ્યારે એકાદા દાવામાં એક રીસીવર નીમેલો હોય અને તે દાવો કાહાડી નાંખવામાં આવેલો હોય ત્યારે તે કોર્ટને તેને કાંઇ નવો અખત્યાર આપવાનો અધીકાર નથી ( રેબહામ વી સ્મીથ ( ૧૯૦૭ ) ૩૪ ક. ૩૩૬ ).

એકાદા ત્રીજા પક્ષકારને એક હુકમનામાના દેણદારનુ દેવું હોય તેથી તે લેહેણાની જપ્તી—આવા કામોમાં રીશીવર ક્યારે નીમી શકાય છે તે વીશે જુઓ અંબીકાચર્ણ વી. મેક (૧૯૦૦) ૫ ક. વી. નો. ૨૨; અને તુલસા વી. એનટ્રુન (૧૮૮૭ ૧૧ મુ. ૪૪૮; અને પ્રતાપસીંગ વી. દાબી અને લંડન બેંક (૧૯૦૮) ૩૦ અ. ૩૬૩ ).

**વહિવટનું ખર્ચ**—એક રીસીવર તરફના એક વહીવટદારનો તે રોજગારનું કામ ચલાવવામાં જે ખર્ચ થએલું હોય તે બાબત જપ્તી કરાવનાર લેણદારો કરતાં પ્રથમ હક છે, માટે સંક્ષેપ રીતે કાડી નાંખવાથી એકાદી હકરાઇ લેવાનો તથા જે મુશારો રોજગાર

પાસે લેહેણું થએલો હોય તે લેવાનો હક થાય છે. પણ તે પેહેલાના મુશારા બાબત કાંઇક હક થતો નથી. ( શોર્ટ વી. પીકરીંગ ( ૧૮૮૩ ) ૬ મ. ૧૩૮ ).

**હુકમનામાં પછી**—હુકમનામું થયા પછી એકાદો રીસીવર નીમી શકાય છે. ( રાનમુંગલ વી. મોહીદીન ( ૧૮૮૫ ) ૮ મ. ૨૨૯ ).

**મીલકત**—" દાવાવાળી બાબત " એટલે મીલકત એ શબ્દ આ રૂલમાં છોડી દીધેલો છે, પણ ક. ૫૦૩ નો વીશેશ ઠરાવ રકમ ( ૨ ) માં ફરીથી ઠરાવેલો છે. જ્યારે એક મજીયારી મીલકતની વેહેચણ બાબતનો દાવો હોય એટલે બધી મજીયારી મીલકતની વહેંચણ બાબતનો દાવો છે ( પોરેશનાથ વી. અમરતોનાથ ( ૧૮૯૦ ) ૧૭ ક. ૬૧૬ ). જ્યારે સને ૧૮૬૯ ના એક્ટ ૮ મા પ્રમાણે સાંથની ચડેલી બાકી તથા કબજો પ્રતીવાદી પાસેથી છોડાવવાને એક દાવો કરવામાં આવેલો હતો. તેમાં ઠરાવ્યું છે કે તે જ મીનના હકની સાંથ અને ઉપજનો એક રીસીવર યોગ્ય રીતે નીમી શકાય છે. ( કારની કનાથ વી. પદમાનંદ ( ૧૮૮૫ ) ૧૧ ક. ૪૯૬ ).

એક સ્થાવર મીલકતના એક હીસ્સા ઉપર એક પક્ષકારનો હક થતો હોય અને તે પક્ષકારે બધી મજીયારી મીલકતનો રીસીવર નીમવાને અરજ કરેલી હોય અને કેટલાક જે સહ હીસ્સેદારોએ તે નેમણુક કરવા બાબતમાં સામી હરકત લીધેલી હોય અને તેઓ કોર્ટની હકુમતના તાબાના ના'હોય તો તે અરજદારના હીસ્સા બાબત યોગ્ય રીતે રીસીવર નીમવામાં આવે છે ( ચોધરી વી. ચોધરી ૨ અને એલ. ૧૯૨ ). ભારે ખોટી વર્તણુક બતાવેલી ના હોય તો એકાદા એકઝીક્યુટર વીરૂધ રીસીવર નીમવામાં આવતો નથી એવો ચેનશરી કોર્ટનો નીયમ છે તે એક મુસલમાનના વીલના એકાદા એકઝીક્યુટરને લાગુ થતો નથી. ( હરીઝા બાઇ વી. અબદુલ કરીમ. ( ૧૮૯૫ ) ૧૯ મુ. ૮૩ ).

**જેવો માલેકનો પોતાનો હોય છે**—વહેંચણના કામમાં આ શબ્દોનો હેતુ માલેકોનો તમામ સમુદાયનો છે ( પરેસનાથ વી. અમરતો નાથ ( ૧૮૯૦ ) ૧૭ ક. ૬૧૪).

**નીમેલો નહી**—જ્યારે વસુલ આપવું ના પડે તે સારૂ ફક્ત અરજી કરેલી હોય ત્યારે સને ૧૮૫૯ ના એકટ ૮ ની ક. ૨૪૩ પ્રમાણે એકાદી કોર્ટ રીસીવર નીમતી નથી ( ઉતમસીંગ વી. રામશરણ ( ૧૮૭૫ ] ૨૩ વી. રી. ૨૮૭ ); તેમ હુકમનામાના દેણદારના મરણ પછી તેની વીધવાના કબજામાં પોતાની વીધવા તરીકેનો મીલકત પ્રમાણે સ્થાવર મીલકત હોય તેની જે સાંથ લ્હેણી થયેલી હોય તે વસુલ કરવાને ( કાનોદાઇ વી. લેસી ( ૧૮૯૭ ) ૧૯ અ. ૨૩૫ ). તેમ હુકમનામાની બજાવણીનું કામ ચાલતું હોય તે વખતે હુકમનામાના દેણદારનો કામ ધંધો ચલાવવા સારૂ અને તે કારણસર નાંણા કહાડવાને તેને અખત્યાર આપવાને ( મોરન વી. મીટલ બીબી ( ૧૮૭૮ ) ૨ ક. ૫૮ ). તેમ જપ્ત કરેલી મીલકતની ઉપજ વસુલ કરીને દેણદારોને આપવાને ૨૦ વરસ થતાં હોય (મોહિની મોહન વી. રામકાંત ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૩૨૨ ); અથવા ૧૫ વરસ થતાં હોય ( રેડતન વી. મહમદ ( ૧૮૯૨ ) ૫ અ. હા. કો. ૨૭૨ ); અથવા એક વરસ પણ થતું હોય ( ફેઝુદીન વી. ગીરાદસીંગ ( ૧૮૭૦ ) ૨ અ. હા, કો. ૧ ); તોપણ છ મહિના ગેર બ્યાજબી ગણવામાં આવતા નથી મોહિની મોહન વી. રામકાંત ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૩૨૨ ); તો કોર્ટ રીસીવર નીમતા નથી; અને જ્યારે એક રીસીવરના મરણથી એકાદા જડજના અભીપ્રાયમાં એવું આવે કે વહિવટ પ્રમાણે લાંબી મુદત સુધી કુ

કમનામું વસુલ થશે નહિ ત્યારે એકાદો નવો રીસીવર નીમવાને તેમણે ના કહીને બજાવણી કરવાનો હુકમ કરેલો હતો તેથી તેમના તે હુકમ બહાલ રાખવામાં આવેલો છે [ દુર્ગાદત વી. બનવારીલાલ ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૩૩ ).

એક રેલ્વેના એક ભાગ બાબત એકાદો રીસીવર નીમવો ના જોઇએ; તેમ મજબુત હકીકત સાબેત કરવામાં આવેલી ના હોય તો એક કાયદેસર હકની રૂઇએ દાવો રાખીને પ્રતીવાદીના કબજાની મીલકત સંબંધી ( શીધેશ્વરી વી. અભયેશ્વરી ( ૧૮૮૮ ) ૧૫ ક. ૮૧૮ ). અથવા પ્રથમ દર્શનીક હક હોય તો રીસીવર નીમવો ના જોઇએ ( ચોંદીદત જાહા વી. પદમાનંદ સીંગ ( ૧૮૯૫ ) ૨૨ ક. ૪૫૯ ). એકાદો દાવો ચાલતાની દરમીયાનમાં ભારે રકમની મીલકત ખસેડવામાં આવેલી હોય તો એકાદો રીસીવર નીમવાને પુખ્ત રીતે મજબુત કારણ થાય છે [ સીયારામદાસ વી. મહાવીરદાસ ( ૧૯૦૦ ) ૨૭ ક. ૨૭૯; ૫ ક. વી. નો ૩૬૨ ). એકાદા રીસીવરની નીમણુક કરવાને કરેલી અરજીમાં જે મીલકત બાબત રીસીવર નીમવાને માગેલું તે મીલકત ઉપરનો પ્રથમ દર્શનીક હક સાબેત કરેલો હોય તો બસ છે [ શાંગચંદ વી. ભાયારામ [ ૧૯૦૦ ) ૫ ક. વી. નો ૩૬૫ ) એકાદો રીસીવર નીમવાની માત્ર હકીકતથી કોઇને કાંઇ હરકત કરવામાં આવતી ના હોય તો તેથી તેને નીમવાને કાંઇ કારણ થતું નથી ( પ્રસન્ન મોઇ વી. એની માથબ ( ૧૮૮૩ ) ૫ અ. ૫૫૬ ). જે મીલકતનો વહિવટ કરવાનો હોય તે મીલકત દાવાવાળી ના હોય તો જપ્તી કરતાં પહેલાં કોઇ વહિવટદાર નીમી શકાતો નથી (બનવારીલાલ વી. ગીરધારી] ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૭૩; ૮ બં. લા. રી. એમ. ૨૩; (અજુધ્યાદાસ વી. દુર્ગાદત્ત ) ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૧૦૧ ). બીજી બાજુ તરફ એકાદો વહિવટદાર નીમવાથી મીલકત જપ્તીમાંથી છુટી થતી નથી ( બનવારીલાલ વી. મહાવીર પ્રસાદ ( ૧૮૭૩ ) લા. રી. ૧ ઈ. અ. ૮૯ પા. ૯૫, ૧૨ બં. લા. રી. ૨૯૭. મહાવીર વી. નીરહુતના કલેકટર ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૪૨૩ ). એકાદા ગીરોના અમલ કરવાના દાવામાં એક રીસીવર નીમી શકાય છે ( ઘનશામ વી. ગોવીંદમણી ( ૧૯૦૨ ) ૧૭ ક. વી. નો ૪૫૨ ).

**નીમવામાં આવેલો હોય તે.**—જપ્ત કરેલી મીલકત શીવાય એક હુકમનામાના દેણુદાર પાસે એક બીજી મીલકત હોય તે હકીકતથી તેની એક રીસીવરની નીમવાની અરજી જો તેણે તમામ મીલકત કોર્ટના વહિવટ નીચે મુકવાને માગેલું હોય તે નામંજુર ક-કરવાને કાંઇ કારણ થતુ નથી. જડજે તે કાંમની તમામ હકીકીતનો વીચાર કરવો જોઇએ (દેબકુંવારી વી. રામલાલ ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. એમ ૧૦૭; ૧૨ વી. રી. ૬૬; જુઓ જીબઇ અંબા એક તરફી ( ૧૮૯૦ ) ૧૩ મ. ૩૯૦ ) હુકમનામાવાળાની કબુલત વીના એકાદો રીસીવર નીમી શકાય છે ( ઠાકુરચંદ્ર અરજદારના કામમાં. માર્ચ ૨૬૧ ). પછી જો કે તે હુકમનામવાળાનો સમાંતર જામીની તરીકે તે મીલકત ઉપર હક સંબંધ હોય અને તે મીલકત જવાબદાર છે એવું કહીને એક પૈસા બાબતનું હુકમનામું તેણે કરાવેલું હોય તો પણ ચીંતા નથી ( રામ રૂચા વી. દુર્ગાદત ( ૧૮૭૦) ૧૩ વી. રી. ૪૫૩ ). પણ એકાદો પક્ષકાર અથવા તેના એડર્નીને ઘણીજ છેવટની હકીકત શીવાય બીજા પક્ષકારની કબુલત વીના રીસીવર નીમવો ના જોઇએ (લોયડના કામમાં (૧૮૭૯) ૧૨ સી. ડી. ૪૪૭) એક રીસીવરની નીમણુંક તેની નીમણુંકના હુકમની તારીખથી નથી પરંતુ માગેલા

જામીન આપવામાં આવે તે તારીખથી છે ( એડવર્ડસ વી. એવર્ડસ (૧૮૭૬) સી. ડી. ૨૮૧. રૂ. ૩ આગળ)

**નીમણુક કર્યા પછી કામ ચલાવવાની રીતી.**—હાઈકોર્ટની અસલબાજુનો નીયમ રીસીવરને મીલકત કબજે આપવાનું પ્રથમથી કોર્ટ હુકમ કરેલો ના હોય તો તે રીસીવરને તે મીલકત કબજે આપવાને એકાદા પક્ષકારને ફરજ પાડવામાં આવતી નથી એવો છે. કોર્ટમાં કામ ચલાવીને કબજાની સાંથ તથા કબજાવાળા પક્ષકારને તે આપવાને હુકમ કરવામાં આવે તે યોગ્ય ઈલાજ છે ( રામલોચન વી. હોગ (૧૮૬૮) ૧૦ વી. રી. ૪૩૦ ).

**કહાડવામાં આવે તે.**—હુકમનામાવાળાની અરજ ઉપરથી એકાદા રીસીવરને એક તરફી કહાડી મુકવો ના જોઇએ (હરીશંકર વી. જોગેન્દ્ર (૧૮૭૩) ૧૯ વી. રી. ૬૬) જ્યારે એકાદા હુકમનામાથી એક મુકરર મુદત સારૂ એક રીસીવર નીમવામાં આવે ત્યારે કોર્ટની નજરમાં જરૂર જણાય ત્યારે તે રીસીવરને કહાડવાને કોર્ટનો કુલ અખત્યારછે (મથુર અમામબા વી. મથુરસીંહ દીપાંબા (૧૮૯૫) લા રી. ૩૩ ઈ. અ. ૨૮ ) વહિવટનું હુકનામું પુરૂ થતાં પહેલાં એકાદા વહિવટના દાવામા એક રીસીવરને કહાડવાનો કાઈ હુકમ કરી શકાતો નથી (ભગવાનદાસ સુરેકા વી. હીરાલાલ [૧૯૦૧] ૫ ક. વી. નો ૧૪૭).

**ખોરાકી પોશાકીનું હુકમનામું**—જે મીલકત ઉપર ખોરાકીની જવાબદારી ઠરાવેલી હોય તે મીલકતમાંથી તે આપવાને તે હુકમનામું બજાવવામાં મુશ્કેલી પડે નહિં તથા હફતા વસુલ આપવામાં કસુર કરવાથી નવો દાવો કરવાની જરૂર પડે નહિ તે માટે એકાદા જે હુકમનામામાં ખોરાકી પોશાકી આપવાને કસુર કરવામાં આવે તો તે મીલકતનો કબજો લેવાને અને તે વેચવાને અને તે વેચાણમાંથી ઉપજેલી રકમ તે ખોરાકી પોશાકી આપવાને ઠરાવ કરેલો હોય તો તે હુકમનામા પ્રમાણે એક રીસીવર નીમવો જોઇએ ( હેમનગીની વી. રમોત ચંદ્ર (૧૮૯૯) ૨૬ ક. ૪૪૧; ૩ ક. વી. નો. ૧૩૯ )

**અપીલ**—આ રૂલ પ્રમાણે કરેલા એક હુકમ ઉપર ( બીરાજન વી. રામચરણ (૧૮૮૧) ૭ ક. ૭૧૯ ઓ. ૪૩ રૂ. ૧ સગાપા વી. શીવસાપા (૧૯૦૦) ૨૪ મુ. ૩૮); અથવા જ્યારે તે અરજી ના મંજુર કરેલી હોય ( દુલમીરપુરી વી. હેત નારાયણ (૧૮૮૦) ૪ ક. લા. રી ૪૬૭; વ્યંકટ વી. શ્રી દેવામાં (૧૮૮૭) ૧૮ મ. ૧૭૯ ) તો અપીલ ચાલે છે પણ બીજી અપીલ ચાલતી નથી (બદેનાથ વી. મખનલાલ (૧૮૯૦) ૧૭ ક. ૬૮૦) જ્યારે પ્રતીવાદીયોમાંના એક દાવામાં એક રીસીવરને પોતાના કામ ઉપરથી ખશેડવાને એવા કારણથી અરજ કરેલી હોય કે વહિવટ બરોબર ચલાવવામાં આવતો નથી અને તેથી તે અરજી નામંજુર કરવામાં આવેલી હોય તો તે સવાલ હુકમનામાની બજાવણીમાં ઉત્પન થાય છે તે કારણથી એક અપીલ મંજુર રાખવામાં આવી હતી ( મીઠીબાઈ વી. લીમજી (૧૮૮૧) ૫ મુ ૪૫) એક રીસીવર નીમવાને ના કહ્યાના હુકમ ઉપર નામદાર પ્રીવી કાઉન્સીલમાં અપીલ ચાલતી નથી ( ચાંદીદત્ત જહા વી. પદ્માનંદસીંગ (૧૮૯૫) ૨૨ ક. ૯૨૮ ). હુકમનામાના લેણદારની ખાએશથી નીમેલા એક રીશીવરે વસુલ કરેલાં નાણાનો ખોટો ઉપયોગ કરેલો હોય તો તે હુકમનામું વસુલ થયેલું થતુ નથી તેથી થયેલું નુકશાન તે રીસીવરની જવાબદારી સાથે તે મીલકત ઉપર અથવા તેના માલેક ઉપર પડે છે ( ઓર વી. રથાયા શેટ્ટી (૧૮૯૪) ૧૭ મ. ૫૦૧; ૨૦ મ. ૨૨૪) જ્યારે એક સબોર્ડીનેટ

કોર્ટના રીપોર્ટ ઉપરથી જીલ્લા જડજે એક રીસીવર નીમવાને ના કહેલી હોય તો આ રૂલ તેમના હુકમ પ્રમાણેનો છે અને તે અપીલ કરવા લાયક છે ( ખાજેંદ્ર નારાયણ વી. શશાધર ( ૧૯૦૪ ) ૩૧ ક. ૪૯૫; ૮ ક. વી. નો. ૬૦૮ )

**રીસીવરે કરેલું કરજ**—રીસીવરે માલકતના કરેલા વહિવટની દરમીયાનમાં જે કરજ કરેલું હોય તે વસુલ કરેલા એકાદા લેણદારનો તે મીલકતની તરફથી જે પ્રતીનીધી હોય તેના વીરૂદ્ધ કામ ચલાવાનો હક થાય છે ( મોહારી વી. શાંમ (૧૯૦૩) ૩૦ ક. ૯૩૭)

**રીશીવરે કરેલું વેચાણ**—એક રીશીવરે કરેલા વેચાણમાંથી એકાદા ખરીદ કરનાર હોય તે કલકતા હા. કો. ની અસલ બાજુમાં અરજ કરીને કબજો મળવાનો હુકમ મેળવે છે ( મીનાતુન્નીસા વી. ખાતુન્નીસા (૧૮૯૪ ) ૨૧ ક. ૪૭૯).

**લેટર્સ પેટન્ટ પ્રમાણે અપીલ.**—એકાદા દાવામાં મુકર્દમા પુરતો વાલો એક પ્રતીવાદી તરફથી ડીફેન્સનું કામ ચલાવી શકે તે સારૂ તેને નાંણા ધીરવાને એક રીસીવરને હુકમ કરવામાં આવેલો તો તે હુકમ લેટર્સ પેટંટની આ. ૧૫ ના હેતુ પ્રમાણે એક ફેંસલો નથી અને તે ઉપર અપીલ ચાલતી નથી કપુસામી વી. રત્નાવેલુ (૧૯૦૧ ) ૨૪ મ. ૫૧૧).

**નમુનો.**—એપે. ૫. નં. ૯.

**૨. વસુલદારને મહેનતાણા બદલ આપવાની રકમ સામાન્ય અથવા વિશેષ હુકમ કરી નકી કરવાને કોર્ટ મુખત્યાર છે.**

મેહનતાણું. કલમ ૫૦૩.

**સને ૧૮૮૨ ના એક્ટ. ૧૪ મી. ક. ૫૦૩.**

**ટીકા—મેહનતાંણું.**—એક રીસીવર કોરટનો અમલદાર હોવાથી ફક્ત કોર્ટ તેની ફી અથવા મેહનતાંણું નક્કી કરે છે. અને પક્ષકારોને જે કામ કોરટનુ છે તેમાંથી તેની સતા શીવાય તેમના કોઇ કામ બાબત વધારો અથવા ઘટાડો કરી શકતા નથી ( પ્રકાશચંદ્ર વી. એડલેમ ( ૧૯૦૩ ) ૩૦ ક. ૬૯૬ ).

**રીસીવરનો હક સંબંધ**—જે દાવામાં રીસીવર નીમવામાં આવેલો હોય તે દાવો જો કે કહાડી નાંખવામાં આવેલો હોય અને તેથી તે છુટો થયેલો હોય તો પણ તેના તમામ દાવા બેલાન્સ બાબત તે મીલકત ઉપર હક સંબંધ રાખવાને તે રીસીવરનો હક થાય છે (પ્રેમલાલ વી. શંભુનાથ (૧૮૯૫ ) ૨૨ ક. ૯૭૩ ).

**૩. એ પ્રમાણે નીમેલા પ્રત્યેક વસુલદારે;—**

વસુલદારનાં કામ. કલમ ૫૦૩.

**( અ ) તે મિલકત બાબત તેના હાથમાં જે આવે તેનો બરોબર હિસાબ આપવા સારૂ.**

**( કોરટ જામીન લે તો ) કોરટને યોગ્ય લાગે તેવા જામીન આપવા,**

**( બ ) કોરટ ફરમાવે તે તે મુદતે અને તેવા નમુનામાં પોતાનો હિસાબ સાદર કરવો,**

**( ક ) પોતાની પાસે જે બાકી લેહેણી નિકળે તે કોરટ ફરમાવે તે રીતે આપવી, અને**

(૩) પોતાની જાણી જોઇને કરેલી કસુરથી અથવા મોટી ગફ્લતને લીધે મિલકતને જે નુકસાન થાય તેનો તે જવાબદાર થશે.

જ્યારે વસુલદાર—

### સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૦૩

**ટીકા—રીસીવરની ફરજો**-કોર્ટના અમલદાર તરીકે તેની ફરજો નાંણા વસુલ કરવાને તથા દેણદારની લેણી થયાની નાંણાની ઉપજ વસુલ કરવાને મીલકત લેવાને સાચવવાને અને તેનો વહિવટ કરવાને છે; આ ઉપરાંત જો તે કાંઇ કરે તો તેને કોર્ટના એક અમલદાર તરીકે ગણવો ના જોઈએ પણ હુકમનામાના દેણદારના એક એજંટ તરીકે ગણવો જોઇએ (રામલ અનેક વી. અમરલલાઈ (૧૮૭૩) ૧૫ વી. રી. ૩૭) તેની પોતાની કાંઇ મીલકત અથવા હિત નથી અને તે વહિવટ કરવાનો તેનો અખત્યાર તેને નીમનારી કોર્ટના હુકમથી ફકત ઉત્પન કરેલો હોય છે અને તે કોર્ટની રૂબરૂ જે સખસો હેય તે સખસોને ફકત બંધનકારક છે (નીલમાધબ મી. ગીલાંદર (૧૮૬૩), ૨ સેવ ૯૫૧);અને તેનો કબજો તે બધા પક્ષકારોનો કબજો છે ( રીકસન વી. વાઇઝ (૧૮૪૨) ૩. હ.. અને વોર ૧૦૪, પારકીનસન વી. હ્યુકસ (૧૮૬૦) ૨૮ લીવ. ૬૨૭) વીલકીશન વી. ગંગા ફરસરદાર (૧૮૭૦) ૬ બં. લા. રી. ૪૮૬). એકાદી જાગીરની સાંથ વસુલ કરવાને નીમેલો એક રીસીવર પોતાની ફરજો તોડવાથી થયેલું નુકશાન ભરી આપવાને બંધાયલો છે. તે વ્યાજબી રાહે પોતાની ફરજો બીજાને સોંપી શકતો નથી. તેને પોતાનું ખર્ચ મળવાનો હક છે (બાલાજી નારાયણ વી. રામચંદ્ર (૧૮૯૪) ૧૯ મું. ૬૬૦) કબજો.—તે ફકત કબજા બાબત દાવો કરી શકે છે અને એકાદા દાવામાં તેના વહિવટ નીચેની મીલકત સબંધી ત્રીજા પક્ષકારના હકવીશે તે વાંધો લેઈ શકતો નથી (દીનોનાથ વી. હોગ, હે ૩૯૫) એકાદા રીસીવરની નીમણુક કરવામાં આવે તો કોર્ટનું કામ છે અને તે ઈનસાફના ખાતર કરવામાં આવે છે તેથી તે કોર્ટનો અમલદાર અથવા પ્રતીનીધી છે અને કોર્ટના હુકમોને તાબે છે. અને તેનો કબજો તે કોર્ટ તરફથી રીશીવરનો કબજો છે અને જ્યારે તેને સ્થાવર મીલકતની સાંથ અને ઉપજ વસુલ કરવાને તેને નીમેલો હોય ત્યારે તે પટે રાખનારાઓ તરીકેનો કબજો છે અને તેથી અર્યાર્થ રીતે કોર્ટ તરફથી પટે રાખનાર થાય છે તેથી તે જમીનદાર છે. તેનો કબજો તે બધા પક્ષકારોનો પોતે પોતાના હક પ્રમાણેનો કબજો છે. તેની પાસે જે નાંણા હોય તે જે સખસ તે નાંણા ઉપર હક ઠરાવી શકે તે સખસ તરફથી છે ( ઓર વી. મથાયા ( ૧૮૯૪) ૧૭ ક. ૫૦૧ ) જ્યારે કામનો આખરનો ફેંસલો થાય ત્યારે દાવાના પક્ષકારોનો જે હક થતો હોય તે કરતાં તેનો અખત્યાર કાંઈ વધારે થતો નથી; પણ પોતાની નીમણુકના આધારથી મીલકતનો કબજો જો તે લેતો તેને કહાડવાની અરજ કરીને તેની વર્તણુક વીશે તકરાર કરી શકાતી નથી અથવા જપ્તી દુર કરી શકાતી નથી ( બીશેશ્વરી અરજદાર ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૩૪૭ ) એકાદો રીશીવર તે કોરટનો નોકર છે અને કોરટ જે અખત્યાર તેને આપવાને પસંદ કરે તેજ અખત્યાર તેનો છે. તેના અખત્યારની મર્યાદા રાખવાને તથા દાબમાં રાખવાને પક્ષકરોમાંના કોઇ પક્ષકારે તેની સાથે એકાદો કરાર કરેલો હોય તો તેથી કોરટનો તીરસ્કાર થાય છે. ( આ ચેકલાલ સોલ વી. સરતકુમારી ( ૧૮૯૫ ) ૨૨ ક, ૬૪૮ ) બજાવણીમાં નીમેલો એકાદો

રીસીવર જમ કરેલા કોઇ લેણા બાબત દાવો કરી શકે છે ( રામબતી કુંવર વી. કામેશર (૧૮૭૪) ૨૨ વી. રી. ૩૬; રીઆઝત હુસેન વી. જગન્નાથ (૧૮૭૪) ૨૧ વી. રી. ૪૧૯ ) અથવા કરાર ઉપરથી શાળો આપવાને અથવા હુકનામાના દેણદારની મીલકત બાબત દાવો કરી શકે છે ( સુંદરરામ વી. શંકર (૧૮૮૬) ૯ મ. ૩૩૪) મીરજામહમદ વી. બાળમુકમની વીધવા (૧૮૭૫) લા. રી. ૩ ૪ અ. પા. ૨૪૫). અને જપ્તી થયા પછી લેણદારો વીરૂદ્ધ દેણદારનું કાંઈ કૃત્ય હોય તેથી તેને બંધન કારક થતું નથી ગોપાળસામી વી. શંકર (૧૮૮૫) ૮ મ. ૪૧૮) એકાદા રીસીવરના કબજામાં એક ફંડ હોય તેથી બીજા લેણદારો કરતાં પ્રથમ હક મળે તે સારૂ બધા લેણદારોમાંથી એક લેણદાર તે ફંડ જમ કરાવી શકતો નથી ( ખાંન વી. અલીમહમદ (૧૮૯૨) ૧૬ મુ. ૫૭૭) જ્યારે જપ્ત કરેલી મીલકત વેચી શકાતી ના હોય અને પટે રાખનારાઓને પોતાની સાંથ હુકમનામાના લેણદારને આપવાને કોર્ટે હુકમ કરેલો હોય ત્યારે ઠરાવ્યું છે કે તે હુકમનામાના લેણદારને એક રીસીવર તરીકે ગણવો જોઇએ રાધાકીશોર વી, મહતાબચંદ્ર ( ૧૮૮૧ ) ૭ ક. ૬૧ ).

**હુકમનો હેતુ.**--અમુક હુકમનામાં વસુલ કરવાના હેતુથી ઉપજ વસુલ કરવાને નીમેલા એક રીસીવરથી એક બીજા લેણદારની અરજ ઉપરથી તે હુકમનામાની રકમ વસુલ આપવાને જો ઉપજેલી રકમ બસ ના હોય તો એકાદુ વેચાણ યોગ્ય મુદતમાં કરવાનો હુકમ કરવાને કોર્ટને અટકાવ થતો નથી ( દીનદયાળ વી. રામરત્ન ( ૧૮૭૧ ) ૧૬ વી, રી. ૪૬; વળી જુઓ દીનબંધુ સંગ વી. મેકનેટન ( ૧૮૬૭) ૨ ક. લા. રી. ૧૮૫ ) જોકે એક હુકમનામાંનો દેણદાર એક કોર્ટના રીસીવરના કબજામાં ગીરોના હુકમનામાની બજાવણીમાં મીલકત હોય તો તે મીલકત ઉપર જપ્તી અથવા લીલામ કરાવીને એકાદુ હુકમનામું બજાવી શકતા નથી જોગેન્દ્ર વી. દેએંદ્ર (૧૮૯૯ ) ૨૬ ક. ૧૨૭). એકાદા ગીરોના હુકમનામાની બજાવણીમાં એક રીસીવર માટે જે મીલકત હોય તે વેચી શકાય છે પણ એક પૈસા બાબતના હુકમનામાની બજાવણીમાં તે વેચી શકાતી નથી ( જોગેન્દ્ર વી. દેએન્દ્ર ( ૧૮૯૮ ) ૩ ક. વી. નો ૯૦. ૨૬ ક, ૧૨૭ ) હા. કો. ના રીસીવરના કબજામાં જે મીલકત હોય ને મીલકત ઊપર જીલ્લાની અંદર જપ્તી કરાવીને તે વીરૂદ્ધ કાંમ ચલાવીશકાતું નથી ( હેમચંદ્ર વી. પ્રાંણુ કીરટો ( ૧૮૭૬ ) ૧ ક. ૪૦૩ ) તેમ દી. કા. રી. ના કાયદાની ક. ૧૪૫ પ્રમાણે બે દાવા કામમાં તેને પક્ષકાર કરી શકાતો નથી (ડયુન વી. ચંદ્રકીશોર (૧૯૦૩) ૩૦ ક. ૫૯૩; ૭ ક. વી. નો ૩૯૦ ). એકાદી અપીલ ચાલતી હોય અને એક રીસીવર નીમેલો હોય તો તે અપીલનો નીકાલ થયા પછી આખરે છુટો કરવામાં આવે ત્યાં સુધી તે રીસીવર રહે છે ( વે વી. વુગ્રમોહન ( ૧૯૦૧ ) ૨૮ ક. ૭૯૦ ).

**રીવાજ કરવાનો અખત્યાર**--એકાદો રીસીવર પોતાના નામથી દાવો કરી શકે છે કે નહિં તે વીશે જુઓ શનમગમ વી. રોઉદીન (૧૮૮૫) ૮ મ. ૨૨૯; ખેતર મોહન વી. વેલ્સ ( ૧૮૮૨ ) ૮ ક. ૭૧૯; ઓરીએન્ટલ બેંક કારપોરેશન વી. ગોબીંદલાલ ૨૧ મ. ( ૧૮૮૪) ૧૦ ક. ૭૧૩; ગોપાળસામી વી. શંકર (૧૮૮૫) ૮ મ. ૪૧૮; ક્રોમોઇ વી. ડેવીસ ( ૧૮૮૭ ) ૧૪ ક. ૩૨૩; સુંદરમ વી. શંકર ( ૧૮૮૬ ) ૯ મ. ૩૩૪; હરીદાસ વી. મેકગ્રેગર ( ૧૮૯૭ ) ૧૮ ક. ૪૭૭. એકાદી કોર્ટને એકાદા રીસીવરને પોતાના નામથી દાવો કરવાનો અખત્યાર છે. તેને રીસીવર નીમ્યાના હુકમમાં જો છુટ આપેલી હોય

તે તે પ્રમાણે કરવાને તે મુખત્યાર છે ( ફીક વી. મહારાજ બહાદુરસીંગ (૧૮૯૮) ૨૫ ક. ૬૪૨; ૨ ક. વી. નો ૪૬૯ ) અને એવું ઠરાવેલું છે કે ૨૫૧૨ અધીકાર શીવાય એકાદો રીસીવર પોતાના નામથી દાવો કરી શકે છે. ( જગત વી. નેલો ગોપાળ ( ૧૯૦૭ ) ૨૪ ક. ૩૦૫: ૫ ક. લા જ ૨૭૦ ) જે કોર્ટે એકાદો રીસીવર નીમેલો હોય તે કોર્ટની પ્રથમ પરવાનગી લીધા વીના કોઈ દાવામાં અથવા પ્રોસીડીંગમાં તે રીશીવરને પક્ષકાર કરી શકાતો નથી ( ડયુન વી. ચંદ્ર કીશોર ( ૧૯૦૩ ) ૨૦ ક, ૫૯૩. ૭ ક. વી. નો ૩૯૦ ) ફીક વી. ક. મ્યુ. કોરપો. ( ૧૯૦૨ ) ૭ ક. વી. નો. ૭૦૬ ). જે મીલકતનો તે રીસીવર હોય.તે મીલકતના માલેક તરફથી તે નથી પણ ફક્ત તે કોર્ટનો એક અમલદાર છે અને તેવા અમલદાર તરીકે કોર્ટના પરવાનગીવીના તે દાવો કરી શકાતો નથી અને તેના ઉપર દાવો થઇ શકતો નથી ( મીલર વી. રામરંજન ( ૧૮૮૪ ) ૧૦ ક. ૧૦૧૪ ) જે રકમો ખરી રીતે એકાદા રીસીવરને મળેલા હોય તે રકમો બાબત ફક્ત તે જવાબદાર છે એટલુંજ નહિં પણ તેણે જાણી બુજીને કસુર કરેલી ના હોત તો જે રકમો તેને મળી શકત તે રકમો બાબત પણ તે જવાબદાર છે ( સત્યશંકર વી. ગુલાબમણી ( ૧૯૦૦ ) ૫ ક. વી નો. ૨૨૩ ) એકાદા પક્ષકાર વીરૂદ્ધ તીરસ્કાર બાબત કામ ચલાવીને તે અરજ કરી શકે છે (ગ્રે. વી. તુયમોહન ( ૧૯૦૧) ૨૮ ક. ૭૧૦). એકાદી મીલકતનો એક રીસીવર નીમેલો હોય તો તે મીલકત સબંધી એકાદો દાવો લાવવાને કોરટની પરવાનગી લેવી જોઇએ ( રોજર વી. અસુતોષ મુકરજી ( ૧૯૦૨ ) ૬ ક. વી. નો. ૮૨૯) એકાદા દવામાં એક કોર્ટે રીસીવર નીમેલો હોય અને તે દાવો જો કે ચાલુ ના હોય તો પણ તે કોર્ટને પોતાની હકુમતને લગતો એવો અધીકાર છે કે તેને હિસાબ આપવાને હુકમ કરે ( બંગાળાના એડમીનીસ્ટ્રેટ જનરલ વી. પ્રેમલાલા ( ૧૮૯૫ ) ૨૨ ક. ૭૨૮, ૧૦૧૧ ) લા. રી. ૨૨. ઇ અ. ૧૦૭, ૨૦૩.) સ્થાવર મીલકતન, કબજા બાબતના દાવામાં તે રીસીવર જરૂરીયાત પક્ષકાર નથી ( સત્યશંકર વી. ગુલાબમણી ( ૧૯૦૦ ૫ ક. વી. નો. ૨૭ ) રોજર વી. અસુતોશ ( ૧૯૦૨ ) ૬ ક. વી. ના. ૮૨૯ );

પહેલા રાશીવર ચલાવેલુ દીવાની કામ ચાલુ હોય અને એક નવો રીશીવર નીમવામાં આવે તો તેને પક્ષકાર કરવો જોઇએ (અકુલા વી. ઘેલી ( ૧૯૦૫ ) ૨૮ મ. ૧૫૭ ).

**અરજી**—આ રૂલ પ્રમાણે એફીડેવીટ કરીને એક અરજી કરવામાં આવે તો તે એફીડેવીટમાં નીમણુક કરવાનાં ખાસ કારણો બતાવવાં જોઇએ ( કુલમીર પુરી વી. હેત નારાયણ ૧૮૮૦ ) ૬ ક. લા. રી. ૪૬૭; પ્રશનોમોઇ વી. એની માહાધબ (૧૮૮૩) ૫ અ. ૫૫૬).

**રીશીવર વીરૂદ્ધ અરજી**—હાયકોરટની અસલ બાજુમાં એકાદા જે દાવામાં રીશીવર નીમેલો હોય તેમાં જે શખશો પક્ષકારો ના હોય તો તે અરજ કરીને પોતાનો હક શાબેત કરી શકે છે મહમદમેદી વી. મોહાર (૧૮૯૦ ) ૧૭ ક. ૨૮૫: જુઓ કાય ડોકસ કોરપોરેશનના કામમાં ( ૧૮૮૮ ) ૨૯ સી. ડી. ૩૦૬, પા. ૩૧૪ ) એક રીસીવર કામ છોડી જાય તેથી એક રીશીવર નીમવાની અરજી કોરટમાં કરવી જાઇએ અને ચેંબરમાં કરવી ન જોઇએ ( સ્ટોકર્ડ વી. સ્ટોકર્ડ ( ૧૯૦૧ ) ૨૮ ક. ૨૫૦ )

એક દાવામાં જે શખસ પક્ષકાર ના હોય તે શખસનો રીશીવર પાશેથી નાંણા લેવાને અરજ કરવાનો હક થતો નથી ( બ્રોકલબેંન્ક વી. ઈસ્ટ રેલવેકંપની (૧૮૭૯) ૧૨ સી, ડી. ૮૩૯ ) .

એકાદા રીસીવરની વર્તણુંકથી જ્યારે એકાદો પક્ષકાર નારાજી થએલો હોય ત્યારે જે કામમાં તે રીસીવર નીમેલો હોય તે કામમાં તેણે દાદ માગવી જોઈએ. તેના વીરૂધ જુદુ પ્રોસીડીંગ કોરટની રજાથી ફકત ચલી શકે છે ( કમામી અમાલ વી. શુંદ્રમ આયર (૧૯૦૩) ૨૬ મ. ૪૯૨ ) ને રજા દાવો કરતાં પહેલાં લેવી જોઇએ ( પ્રમોથાનાથ ગાંગુલી વી. ખેતરનાથ બેનરજી ( ૧૯૦૫ ) ૯ ક. વી. નો. ૨૪૭, ૩૨ ક. ૨૭૦ ].

નમુનો.--જુઓ એપેનડીકસ. ફ. નંબર. ૧૦

---

૪. (અ) કોર્ટ ફરમાવે તેવી મુદતે તથા તેવા નમુના પ્રમાણે પોતાનો હિસાબ આપવાને ચુકે, અથવા

વસુલદારની ફરજ અમલમાં આણવા વીશે.

(બ) પોતાની પાસે બાકી લેહેણી રકમ નીકળે તે કોર્ટ ફરમાવે તે રીતે, આપવાને ચુકે, અથવા.

(ક) જાણીજોઈને કરેલી કસુરથી અથવા ભારી ગફલતથી મીલકતને નુકશાન કરે.

ત્યારે કોર્ટે તેની મીલકત જપ્ત કરીને વેચવાનો હુકમ કરવાને મુખત્યાર છે, અને તેની ઉપજેલી રકમ, તેની પાસે નીકળતી રકમ અથવા તેણે એવી રીતે કરેલું નુકશાન ભરી લેવામાં વાપરવાને તે મુખત્યારછે, અને (કંઈ) બાકી વધે (તો) તે વસુલદારને આપવું જોઇએ.

ટીકા—આ નવો ઠરાવ છે તેથી રીશીવરને પોતાની જાણી જોઇને કરેલી કસુર અથવા ભારે ગફલતથી જે નુકશાન થએલુ હોય તે નુકશાન બાબત જવાબ દારાવેલો છે. રીશીવર ઉપર જુદો દાવો ક્યારે કરી શકાય છે તે વીશે જુઓ પાછળ રૂ. ૩ ની નોટ.

---

૫. તે મીલકત સરકારને મેહેસુલ ભરનારી જમીન હોય, અથવા જે જમીનનું મેહેસુલ આપી દીધેલું કે છોડી દીધેલું હોય એવી જમીન હોય, અને કોર્ટની નજરમાં એમ આવે કે કલેકટરે વહીવટ કરવાથી લાગતા વળગતા લોકોને ફાયદો થશે ત્યારે કલેકટરને તેની સંમતીથી તે મીલકતનો વસુલદાર નીમવાને કોર્ટ મુખત્યાર છે.

કલેકટરને વસુલદાર ક્યારે નીમી શકાય.

કલમ ૫૦૪.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૦૪

ટીકા—આ રૂલ હા. કો. ને અને પ્રો. સ્મો. કા. કો. ને લાગુ છે.

# ઓર્ડર ૪૧ મો.

## અવલ હુકમનામાં ઉપરની અપીલો વીશે.

**૧.** અપીલ કરવી તે યાદીના રૂપમાં કરવી અને તે ઉપર અપેલન્ટે અથવા તેના પ્લીડરે સહી કરવી, અને તે કોર્ટને અથવા કોર્ટ આ આર્થે નીમે તે અમલદારને આપવી; અને જે હુકમનામા ઉપર અપીલ કરી હોય તે હુકમનામાની નકલ તથા (અપીલ કોર્ટ ચલાવી ન લે તો) જે ફેંસલા ઉપર તે હુકમનામું આધાર રાખતું હોય તે ફેંસલાની નકલ તે યાદીની સાથે જોડવી, ક. ૫૪૧

અપીલનો નમુનો યાદીની સાથે શું સામીલ રાખવું.

તે યાદમાં, જે હુકમનામા ઉપર અપીલ કરવાની હોય તે હુકમનામા ઉપર હરકત લેવાનાં કારણો, સંક્ષેપમાં કલમવાર લખવાં; તેમાં કંઈ દલીલ અથવા હકીકત લખવી નહીં; અને તે કારણો ઉપર અનુક્રમે નંબર પાડવા.

યાદનો મજકુર.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૪૧**

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

નમુના બાબત જુઓ એપેનડીકસ ૬ નંબર. ૧.

**જ્યારે અપીલ થએલી હોય**—આ શબ્દો સને ૧૮૭૭ ના મુદતના એકટના પરીશીષ્ટ ૨ ની આરટીકલ ૧૭૯ ( સને ૧૯૦૮ ના એકટ ૯ ના પરીશીષ્ટ ૧ ની આ. ૧૮૨ ) માં છે તેનો હેતુ કોર્ટમાં અપીલની યાદી આપેલી હોય તે છે ( અક્ષયકુમાર વી. ચંદ્રમોહન ( ૧૮૮૯ ) ૧૬ ક. ૨૫૦ )

**આપવામાં આવે તે**—એકાદો જે શખસ કોર્ટનો એડવોકેટ, વકીલ અથવા એટર્ની ના હોય તેમ દાવો કરનાર પક્ષકાર ના હોય તે શખસ આપે તો કાયદા પ્રમાણે તે આપવું બળવાન નથી (શીયામકરણ વી. રઘુનંદન (૧૯૦૦) ૨૨ અ. ૩૩૧; પણ જુઓ, વઝીરૂનીસા વી. ઇલાહીબક્ષ (૧૯૦૨) ૨૪ અ. ૧૭૨ ).

જો એકાદા વકીલે તે આપેલી હોય તો કારણો તે વકીલે લખેલાં હોવાં જોઇએ તેથી તેમણે એવું સર્ટીફીકટ આપવાનું છે કે મેં કામના કાગળો તપાસેલા છે, અને જે કારણો બતાવેલાં છે તે બરોબર છે. કામના કાગળોની તપાસેલી હોય તો બસ છે ( નુર અહમદના કામમાં ( ૧૮૭૨) ૧૭ વી. રી. ૩૩૮ ).

જો તે એક પક્ષકારે અથવા તેના કબુલ કરેલા મુખત્યારે આપેલી હોય અને તેમાં બતાવેલાં કારણો બરોબર છે એવું સર્ટીફીકટ કોઇ વકીલે આપેલું ના હોય તો તેને તે અપીલની મદદમાં હાજર થવાની પરવાનગી આપવામાં આવશે નહી (કલકતા સી. સરક્યુ. ઓ. નંબર. ૧૭ સને ૧૮૭૧). જ્યારે એક અપીલવાળાએ બે વકીલોને વકીલાતનામું આપેલું હોય અને તેમાંના એક વકીલે તે કબુલ કરેલું હોય તો જે વકીલે તે કબુલ કરેલું હોય તે વકીલને અપીલ આપે તો બસ છે (આયાના વી. નાગભુશનમ ( ૧૮૭૩ ) ૧૬ મ. ૨૮૫). જુઓ રૂ. ૨ નીચેની નોટ તે પહેલી અપીલ એક હુકમ ઉપર કરેલી છે એવું

તે યાદમાં વર્ણન કરેલું હોય પણ ખરી રીતે તે એક હુકમનામા ઉપર અપીલ હોય તેથી નાશકારક હરકત થતી નથી (સાંતલાલ વી. શ્રીકીશન (૧૮૯૨) ૧૪ અ. ૨૨૧).—

**હુકમનામાની નકલ**—અપીલની યાદ જોડે જે હુકમનામા ઉપર તે અપીલ કરેલી હોય તે હુકમનામાની નકલ ના હોય તો તે અપીલની યાદ બરોબર નથી (ચમેલાકુવર વી. અમારખાંન (૧૮૯૪) ૧૬ અ. ૭૭; ભવાનીપ્રસાદ વી. કલું (૧૮૯૫) ૧૭ અ. ૫૫૩) ક. ૪૭ માં બતાવેલા માંઈ સવાલનો જે હુકમથી નીર્ણય કરેલો હોય તે હુકમ એક હુકમનામું છે. માટે તે હુકમની નકલ તે અપીલની યાદ સાથે જોડેલી હોય તો બસ છે.અને તે બાબત હુકમનામું લખેલું હોય તો પણ તે હુકમનામાની નકલજ જોડવી જોઇએ, એવી જરૂર નથી. તોપણ એક દાવામાં અથવા તેના પ્રકારના કામમાં (જેમકે તકરારી પ્રોબેટનું કામ હોય) તો હુકમનામાની નકલ ફાઇલ કરવાની જરૂર છે (બીરોદસુંદ્રી વી. જ્ઞાનેન્દ્રનાથ (૧૯૦૧) ૬ ક. વી. નો. ૨૮૩).

**ફેંસલાની નકલ**—જ્યારે તે કામમાં જે ફેંસલો થએલો હોય તે ફેંસલો બીજા કામોને લાગુ થતો હોય તો તે ફેંસલો ફાઇલ કરવાથી તે રૂલ પ્રમાણે સુપ્ત રીતે ચાલવામાં આવેલુ થાય છે (મથુરનાથ વી. કીશનમોહન વી. રી. (૧૮૬૪) પ્રા. ૯ બાઇરબનાથ વી. હરોસુંદ્રી વી. રી. (૧૮૬૪) પ્ર. ૨૮). અલ્હાબાદ હાયકોર્ટના રીવાજના જે નીયમો પ્રમાણે ચાલે છે તે નીયમો પ્રમાણે લેટર્સ પેટંટની ક. ૧૭ પ્રમાણે લેટર્સ પેટંટની ક. ૧૦ પ્રમાણેની અપીલોમાં ફેંસલાના નકલોની જરૂર નથી, અને તેની નકલો મળવાને જે મુદત ગએલી હોય તે અપીલ કરવાની ઠરાવેલી મુદતમાંથી કાંઈ બાદ કરવાની નથી (ફાજલમહમદ વી. ફુલકુંવર (૧૮૭૯) ૨ અ. ૧૯૨).

**બીજી અપીલ**—તે કાયદા પ્રમાણે અપીલની યાદદાસ્ત સાથે અસલ કોર્ટના હુકમનામાની નકલ અપીલવાળાએ ફાઇલ કરવાની જરૂર નથી (પીરમીસીંગ વી. વેંકટરામાનાયન (૧૮૮૨) ૪ મ. ૪૧૪).

**હરકતનાં કારણો**—અપીલમાં અપીલવાળાએ નવી હકીકત બતાવવી ન જોઇએ. (ઈંદ્રચંદ્ર વી. રાધાકીશોર (૧૮૯૨) ૧૯ ક. ૫૦૭; લા. રી. ૧૯ ઈ. અ. ૯૦), જેમકે કપટની બાબત લખેલી ફરીયાદમાં બતાવેલી ના હોય અને તે બાબત ઇશ્યુ કાઢાડેલો ના હોય તેમ છતાં અપીલમાં બતાવવામાં આવે (પંડીત પ્રાગરાજ વી. ગોકર્ણ (૧૯૦૨) ૬ ક. વી. નો. ૭૮૭) જો કે એકાદુ કારણ અભાવે નીચેની કોર્ટમાં બતાવી શકાય તેવું હોય પણ બતાવેલું ના હોય તેવું કારણ બતાવી શકાય છે તોપણ જે હકીકત અસલકોર્ટમાં આગ્રહ કરીને બતાવેલી હોય તે હકીકત સાથે અનુસરતુ ના આવે તેવું નવું કારણ હોય તો તે ઉપરથી એકાદી અપીલ ચાલી શકતી નથી (ગજવતી વી. વાસુદેવ (૧૮૯૨) ૧૫ મ. ૫૦૩: લા. રી. ૧૯ ઈ. અ. ૧૭૯; ઈલાહીખાંન વી. શેરઅલીખાંન (૧૯૦૪) ૨૬ અ. ૩૩૧), જુઓ ઓ. ૬ રૂ. ૧૭ ની નોટ. "દાવાનું રૂપ ફેરવવામાં આવે તે" પાછલા કામના પ્રોસીડીંગને નાશકારક હરકત હોય જેમકે એક ગીરોના દાવામાં પક્ષકારો સામેલ કરેલા ના હોય (ધુરનમવાદીર વી. મસતકામખાંન (૧૮૯૬) ૧૮ અ. ૧૦૯), અથવા સને ૧૮૧૯ ના કાયદા ૮ મા પ્રમાણે એક નોટીસ બાબત નીચેની કોરટમાં હરકત લીધેલો ના હોય તોપણ જો કામનું પ્રોસીડીંગ જોતાંજ માલુમ પડતુ હોય તો તે હરકત અપીલમાં બતાવી શકાય છે. (અસાનુલ્લા વી. હરીચર્ણ (૧૮૯૩) ૨૦ ક. ૮૬; લા. રી. ૧૯ ઈ. અ. ૧૯૧) વળી કોરટની હકુમત વીશેની હરકત અપીલમાંપહેલ વહે-

લી લેઇ શકાય છે તે બાબત જુઓ. રામાયા વી. સુબરાયાદુ ( ૧૮૯૦ ) ૧૩ મ. ૨૫ ). પહેલી અથવા બીજી અપીલ સુધીમાં હરકોઇ વખતે " રેસ જ્યુડીકેટા " ની તકરાર કરી શકાય છે, પણ કોરટના રૂબરૂ કામના કાગળો હોય તે ઉપરથી તેનો નીર્ણય થઇ શકે તેવુ ના હોય અને તેનો વીચાર કરવાને નીચેની કોરટ તરફ નીર્ણય કરવાને નવા મુદ્દા મોકલવાની જરૂર હોય તો તે સાંભળવાને અપીલ કોરટ બંધાએલી નથી ( કનૈયાલાલ વી. સુરજકુંવર ( ૧૮૯૯ ) ૨૧ અ. ૪૪૬, વળી જુઓ ક. ૧૦૫ ).

**કોર્ટ ફી**—જે વખતે જે કાયદો ચાલુ હોય તે પ્રમાણે તે યાદ ઉપર સ્ટાંપ હેવો જોઇએ ( ૧૮૮૨ ) ૫ મ. ૪૪ ). જો કે અરજી એક કાગળ ઉપર લખેલી હોય તોપણ તે સ્ટાંપની કીમત કેટલીક સ્ટાંપ લગાવીને પુરી કરવી જોઇએ (તારીનીચર્ણ વી. તારાનાથ ગુહો ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૪૪૯ ). જો વધારાનો સ્ટેપ આપેલો હોય તો તે પાછો આપવો જોઇએ ( ગ્રેન્ટના કામમાં ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૪૭ ) અને જો સ્ટેંપ જોઇએ તેટલો ના હોય તો તે અપીલ રદ કરતા પહેલા ખુટતો સ્ટેપ પુરો પાડવાને કોરટે અપીલ દાતાને લાગ આપવો જોઇએ ( નસરતઅલી વી. મહમદ કાનુ ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૫૪૧ ) પણ બાંધેલા આંકથી હકુમતને હરકત થતી ના હોય ( સુબરાય વી. બળદેવસીંગ ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૨૨૫ ) તો તેમ થતુ નથી; અને અપીલની તપાસ કરેલી હોય તો જે દાદ જેટલો સ્ટેપ હોય તેટલી ફકત દાદ અપાવી શકાય એવી મર્યાદા ઠરાવી શકાતી નથી ( બુલેરામ વી. રામાયણ ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૨૪૨. પણ યાકુતુ નીશા વી. કીસોરીમોહન ( ૧૮૯૨ ) ૧૮ ક ૭૪૭ ના ઠરાવમાં વીરૂધ ઠરાવ કરેલો છે. વળી જુઓ મોની શાહુ વી. છત્રીદાસ ( ૧૮૯૨ ) ૧૯ ક. ૭૮૦ ).

જ્યારે એક ટેક્સીંગ ઓફીસરનો રીપોર્ટ એવો હોય કે અપીલના યાદ ઉપર જોઇતો સ્ટેંપ નથી અને તે રીપોર્ટ ભુલ ભરેલો છે એવું સાબેત થએલુ હોય તો સને ૧૮૭૦ના એક્ટ ૭ ની ક. ૫ નો ઠરાવ છતા જે દાદ માગેલી હોય તે દાદ મળવાનો અપીલવાળાનો હક થાય છે ( બદ્રીપ્રસાદ વી. કુંદનલાલ ( ૧૮૯૩ ) ૧૫ અ. ૧૧૭ ). જ્યારે એકાદા ટેક્સીંગ ઓફીસરનો કાંઈ ઠરાવ ના હોય તો અપીલનો પ્રતીવાદી સુનાવણી વખતે એવી હરકત લેઈ શકે છે તે અપીલ ઉપર જોઇતો સ્ટેંપ નથી ( કસ્તુરીચેતી વી. બેલારીના ડીપુટી કલેકટર ( ૧૮૯૮ ) ૨૧ મ. ૨૬૯ ). વીઝીગાપટમમા ગવરનર જનરલના એજંટના ઠરાવ ઉપર ગવરનર ઇન કાંઉનસીલને અપીલ કરેલી તેથી સરકાર તરફથી તે અપીલ હાયકોરટમાં મોકલવામાં આવેલી હતી તો કોરટ ફી એક્ટ પ્રમાણે તે ઉપર કોરટફી લેવાની નથી ( કોરટ ફી એકટની ક. ૫ પ્રમાણે રેફરન્સ ( ૧૮૯૯ ) ૨૨ મ. ૧૬૨ ). સંપુર્ણ કોરટ ફી આપેલી ના હોય તોપણ પહેલી અપીલ કોરટ એકાદી અપીલ સાંભળી શકે છે પણ યોગ્ય કોરટ ફી આપવામાં આવે નહી ત્યાંસુધી તે હુકમનામું કરવું ન જોઇએ; જો તે આપવામાં ના આવે તો, તે અપીલ કાહાડી નાંખવી જોઇએ ( કીશ્નસામી વી. સુંદર આયાયર ( ૧૮૯૫ ) ૧૮ મ. ૪૧૫). જોઇતો સ્ટેંપ ન હોવાથી જ્યારે અપીલ કાહાડી નાખેલી હોય તે વીસ દીવશ પછી ભર સ્ટેંપ આપીને અપીલવાળાને અપીલ કરવાની પરવાનગી આપેલી છે ( વળી આલમ વી. નરશન ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. એપ. ૧૦૪; ૨૨ વી. રી. ૫૦ ). અપીલ ચાલુ હોય અને અપીલ ઉપર જોઇતો સ્ટેંપ હોના

ય તો, તે અપીલ કોરટે કાહાડી નાંખવી ન જોઇએ ( કમાથી વી. કુનહમદ ( ૧૮૯૨) ૧૫ મ. ૨૮૮ ), તેમણે ખુટતો સ્ટેંપ લેવો જોઇએ (ચેનાપા વી. રઘુનાથ (૧૮૯૨) ૧૫ મ. ૨૯ ) એક હુકમનામામાં કબજો છોડાવવાનો તથા દરમીયાન ઉપજ અપાવવાનો ઠરાવ કરેલો હતો તેથી તેમાં અપીલની યાદ ઉપર તે જમીન અને દરમીયાન ઉપજ એ એક ઉપર ગણીને કોરટ ફી લેવાની છે ( બ્રમાયા વી. લક્ષ્મી નરસીંહ ( ૧૮૯૩ ) ૧૬ મ ૩૧૦) પણ દાવો દાખલ કરવા પછી દરમીયાન ઉપજની રકમ બજાવણીમાં નકી કરવાની હોય તો, તે દરમીયાન ઉપજ અપીલ ઉપર કાંઇ કોરટ ફી લેવાના નથી (મેડન વી જાનકી રમાયા (૧૮૯૮) ૨૧ મ ૩૭૧). સને ૧૮૮૨ ના એક્ટ ૬ (હિંદુસ્થાનની કંપનીના એક્ટ)ની ક. ૨૧૪ પ્રમાણે ના હુકમ ઉપરની અપીલ ઉપર રૂ ૨ ) નો સ્ટેંપ લગાવેલો હોય તો તે બરોબર છે ( રેફરંશ ( ૧૮૮૫ ) ૧૭ અ. ૨૩૮ ) રૂ ૧૬૨૫ ) આપીને અમુક જમીન ગીરીથી છોડાવવાના દાવામાં તે માલકને જે રકમ કર્જે લેઇને ગીરો આપેલી હતી તેના ચોથા હીસ્સાની આ રકમ છે તેની તે જમીનનો એક ભાગ છોડાવવાનુ હુકમનામું કરવામાં આવેલુ છે, પણ કોરટ ઠરાવેલુ છે કે બાકી બાબત વાદીએ પોતાના હક શાબેત કરેલો નથી. તેથી જેટલી જમીન છોડી દેવામાં આવેલી હતી તેટલી જમીનની કીમત પ્રમાણે ગણીને કોરટ ફી આપીને વાદીએ હાઈ કોરટને અપીલ કરેલી છે. ઠરાવ્યુ છે કે (૧) તે ફી તે ગીરોના લહેણાના ચોથા હીસ્સા ઉપર ગણવી જોઇએ, અને (૨) તે અપીલ જીલ્લા કોરટમાં ચાલે છે, માટે તે કોરટને આપવા સારૂ અપીલની અરજી પાછી આપવી જોઇએ (વાસુદેવ વી. માધવ ( ૧૮૯૩ ) ૧૬ મ. ૩૨૬) રૂ ૩૫૦૦ ) નુ ગીરો છોડાવવાને તથા ભાડા બદલ અમુક રકમ લેવાને દાવો કરેલો હતો તેમાં ગીરો છોડાવવા બાબતનો દાવો કહાડી નાંખવામાં આવેલો હતો અને વળી ભાડા પૈકીનો દાવો પણ અપાવવામાં આવેલો નથી. ચડેલી સાથેનો દાવો ગીરોના લહેણામાં સેટઑફ તરીકે બતાવી શકાય તે ઇરાદો રાખેલો હતો એવુ જણાતુ હતુ વાદીએ અપીલ કરી. ઠરાવ્યુ છે કે ગીરોના લહેણાની મુદલ રકમ ઉપ-ર તથા ભાડા બદલના દાવાની જે રકમ અપાવેલી નથી તે રકમ ઉપર કોરટ ફી ગણાવી જોઇએ ( રામાવરમા વી. કાદર ( ૧૮૯૩ ) ૧૬ મ. ૪૧૫ ). નંબર. ૧ ની પ્રતીવાદીયણ એક મુસલમાન મા છે તેથી તેણીએ પોતાની તરફથી તથા નંબર ૨ અને ૩ ની પ્રતીવાદીયણે પોતાની શગીર દીકરીયો છે તેમની તરફથી વાદીને એક ગીરો ખત લખી આપેલુ હતુ નીચેની કોરટે ઠરાવ્યું છે કે નંબર ૧ નો પ્રતીવાદીયણ તેથી બંધાએલી છે, ને અવેજ પૈકીના જેટલા નાણાંનો નંબર. ૨ અને ૩ ની પ્રતીવાદીયણને ફાયદો થએલો હોય તેટલાં નાણાં તેઓએ પાછા આપવાં જોઇએ પ્રતીવાદીયોએ અપીલ કરી. તેમાં ઠરાવ્યું છે છે કે જે રકમ નંબર ૨ અને ૩ ના પ્રતીવાદીઓને પાછી આપવા નો હુકમ કરેલો છે અને જે રદ કરવાને તેઓએ માગેલું છે તે રકમ ઉપર કોરટ ફી આપવી જોઇએ ( મોયના વી. બંદુબેહારી ( ૧૯૦૨ ) ૬ ક. વી. નો. ૬૬૭ ). જમીન મેળવવાના કામમાં કંપેનશેશનના વ્યવસ્થા કરવા બાબત એક જીલ્લા જડજે હુકમ કરેલો તેથી તે હુકમ ઉપરની અપીલ ઉપર અશલ હુકમનામા ઉપર અપીલ હોય તે પ્રમાણે સ્ટેંપ લેવો જોઇએ ( શીવરતન વી. મોહરી (૧૮૯૯) ૨૧ અ. ૩૫૪ ). સને ૧૮૮૭ ના પ્રોવીન્શીયલ સ્મોલકોઝ કોરટના એકટની ક. ૨૩ પ્રમાણે હક ઠરાવવાનુ હુકમનામું કરવાને સ્મોલકોઝ કોરટને હકુમત નથી તેથી તે કોરટે મુનશીફની કોરટમાં જે દાવા

અરજી આપવા શારૂ પાછી આપેલી હતી માટે તે હક ઠરાવવાને શારૂ યોગ્ય ફી. આપવામા ના આવે તો તે હક ઠરાવવાનુ હુકમનામું કરવાને અપીલ કોરટની હકુમત નથી ( રાશબેહારી વી. શ્રીધર (૧૯૦૨) ૬ ક. વી. નો ૬૮૭) અને જમીન મેળવવાના અંદર (સને ૧૮૯૪) ના એકટ ૧૭ પ્રમાણેના કામોમાં અઅપીલનીયાદ ઉપર જેટલી કોરટ ફી આપેલી તે પ્રમાણેની રકમનુજ હુકમનામું અપીલમાં કરવુ જોઇએ ( મહમદઅલી વી. સેક્રટરીઓફ સ્ટેટ ( ૧૯૦૩ ) ૩૦. ક ૫૦૧ ).

**મુદત**--જુઓ "મુદત" ક. ૧૦૦. જે હુકમનામા ઉપર અપીલ કરવાની હોય તે હુકમનામાની તારીખથી ત્રીશ દીવસની અંદર જીલ્લાજડજની કોરટમાં અપીલ કરવી જોઇએ સને ૧૮૭૭ના એકટ ૧૫ના પરીશીષ્ટ ૨ ની આ. ૧૫૨ ( ૧૯૦૮ ના એકટ ૯ નુ પરીશીષ્ટ ૧) પણ જ્યારે અપીલવાળો કોરટની એવી ખાત્રી કરે કે ઠરાવેલી તે મુદતની એકર અપીલ નહી કરવાનુ કારણ હતુ તો તે મુદત પુરી થયા પછી તે દાખલ કરી શકાયછે સને ૧૮૭૭ ના એકટ ૧૫ ની ક. ૫) ૧૯૦૮ ના એકટ ૯ ની કલમ ૫ પણુ જો કોરટની નજરમાં તે કારણ પુષ્ત નથી એવું આવે તો તે દાખલ કરવાની ના કહવાનો હુકમ તે એક હુકમનામું છે અને તે અપીલને પાત્ર છે ( રણછોડજી વી. લાલુ ( ૧૮૮૨ ) ૭ મું. ૩૦૪; ગુલાબરાય વી. મંગળીલાલ ( ૧૮૮૫ ) ૭ અ. ૪૨; ગંગાદાશ વી. રેમજોય ( ૧૮૮૫) ૧૨ ક. ૩૦; અપાના વી. નાગભુશનમ ( ૧૮૯૩ ) ૧૬ મ. ૨૮૫); બીજી બાજુ તરફ જો કોરટ તે દાખલ કરે તો તે ઠરાવ વીશે હુકમના ઉપરની અપીલમાં વાંધો લેઈ શકાય છે (મોવરી બેવર વી. શુરેંદ્રનાથરાય ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૧૭૮; સુરભાઈ દયાળજી વી. રઘુનાથજી (૧૮૭૩) ૧૦ મુ. હા. કો. ૩૯૭. જુઓ ક. ૧૦૦ અને ૧૦૫) એક અપીલવાળાએ જીલ્લા જડજની કોરટમાં અપીલ કરી અને શુધબુદ્ધિથી તે ચલાવી, પણ તે અપીલ તે કોરટમાં ચાલે અથવા હાય કોરટમાં ચાલે તે વીશે શક ભરેલુ હતુ. તેથી જીલ્લા જડજની કોરટમાં તે જેટલી મુદત ચાલુ હતી તેટલા મુદત બાદ કરવાનો તે અપીલવાળાનો હક થાય છે ( બાલારામ વી. શાંમસુંદર ( ૧૮૮૬ ) ૨૩ ક. ૫૨૬ ) એક અપીલની સુનાવણી કરવા સારૂ એક શબોર્ડીનેટ જડજ તરફ તે અપીલ મોકલેલી હતી તેથી તે અપીલ મુદત ગયા પછી તે આપવામાં આવી હતી તે કારણથી તે કાહાડી નાંખવાનો તે શબોર્ડીનેટ જડજને અખત્યાર છે ( ક્રીશ્નભટ વી. શુબ્બરાયા ( ૧૮૯૮ ) ૨૧ મ. ૨૨૮; માંણક વી. નાઇબુલ્લા ( ૧૮૯૭ ) ૨ ક. વી. નો. ૪૬૧. પણ મોટીશાહુ વી. ઓમેશચન્દ્ર ( ૧૮૮૦ ) ૫ ક. ૧ ) મુદતની અંદર સ્ટેપ વીનાની અંદર સ્ટેંપ વીનાની અપીલની અરજી આપવામાં આવેલી હતી, પણ તે અપીલને મુદત ગએલી હતી તે વખતે છેવટે તે ઉપર સ્ટેંપ લગાવેલો હતો. તેમાં સ્ચીનર વી. ઓર્ડ ( ૧૮૭૮ ) લા. રી. ૬ ઇ. અ. ૧૨૬ ) ના કામના ઠરાવ પ્રમાણે ચાલીને ઠરાવ્યુ છે કે તે અપીલ મુદતની અંદર છે ( પચાશાહેબ વી. ઉતર આરકટના સબ કલેકટર (૧૮૯૨) ૧૫ મ. ૭૮ ) એકાદા દાવામાં દાવા અરજી ઉપર જોઇતો સ્ટેંપ લગાવ્યા વીના તે દાખલ કરેલી હતી. અને તે ભુલ હાયકોરટની રૂબરૂ તે કામ અપીલમાં આવ્યું ત્યાં સુધી માલુમ પડેલી ન્હોતી તેથી તેમાં અલ્હાબાદ હાયકોરટ તેવોજ નીયમ પસંદ કરેલો છે ( વીલાયતઅલી વી. અમરદાર્જ ( ૧૮૯૭) ૧૯ અ. ૧૬૫). સને ૧૮૮૨ ના એકટ ૬ હિંદુસ્થાનની કંપનીના એકટ ) ની ક. ૨૧૪ પ્રમાણે એકાદો સખસ અપીલ કરે તો સને ૧૯૦૮ ના એકટ ૯ ની ક. ૧૨ ના ઠરાવનો તે સખસ ઉ-

પયોગ કરી શકતા નથી ( વાલ વી. હોવર્ડ ( ૧૮૯૬ ) ૧૮ અ. ૨૧૫ ). તેમ મદ્રાશના શાંથ વસુલ કરવાના એકટ ( સને ૧૮૬૫ ના ૮ મા પ્રમાણેની અપીલોને તે કલમ લાગુ થતી નથી ( કુમાર અકાપા વી. શાથલા ( ૧૮૯૨ ) ૨૦ મ. ૪૭૬ ) સને ૧૯૦૮ ના એકટ ૯ ની ક. ૧૪ મી અપીલોને લાગુ નથી, અને ઓ. ૯ રૂ. ૧૩ પ્રમાણે જે મુદતની અંદર અપીલવાળાએ હુકમનામુ રદ કરાવવાને મેહેનત કરેલી તે મુદત બાદ કરવાનો તે અપીલવાળાનો હક થતો નથી ( અર્ધચંદ્રરાય વી. માતંગીની દાશી ( ૧૮૯૬ ) ૨૩ ક. ૩૨૫ ) એકાદી અપીલ આપવામાં થએલો વીલંબ માફ કરવાને ક. ૫ પ્રમાણે કોર્ટની મરજી ઉપરનો જે અખત્યાર છે તે સને ૧૮૭૭ ના મુદતના એકટની ક. ૫ અ થી બાતલ કરેલો નથી. ( શ્રીમંત સયાજીરાવ વી. સ્મીથ ( ૧૮૯૬ ) ૨૦ મુ. ૭૩૬ ) એક જીલ્લા કોર્ટને અપીલ આપવા બાબત જે મુદત કાયદા પ્રમાણે છે તે ગણવામાં છેલ્લે દીવશ ગેઝીટમાં દાખલ થએલો તહેવાર હતો અને તે દીવશે જીલ્લા જડજે પોતાની કોર્ટ ભરેલી હતી તોપણ તે છેલ્લો દીવશ બાદ કરવાનો અપીલવાળાનો હક થાય છે ( ઓયામા વી. બાલાજીરાવ ( ૧૮૯૭ ) ૨૦ મ. ૪૬૯ ).

**હુકમનામાની નકલ લેવાને જોઇતી મુદત**--સને ૧૮૭૭ ના એકટ ૧૫ ની ક. ૧૨ ( સને ૧૯૦૮ ના એકટ ૯ ) ( બનીમાધબ વી. માતંગીની ( ૧૮૯૬ ) ૧૩ ક. ૧૦૪: રામે વી. બ્રાકિટન ( ૧૮૮૪ ) ૧૦ ક. ૬૫૨; ગંગાદાસ વી. રાંમજય ( ૧૮૮૬ ) ૧૨ ક. ૩૦૩ કાળીશંકર વી. બૈકુંઠનાથ ( ૧૯૦૨ ) ૭ ક. વી. નો. ૧૦૯; બાલગોપાળ વી. પદ્મકુંવર ( ૧૮૬૬ ) ૫ વી. રી. પ્રા. ૪૪; ગોપીનાથ વી ગોપીનાથ ( ૧૮૬૬ ) ૬ વી. રી. પ્રા. ૧૦૬; બીરચંદ્ર વી. મહમદ અશગર વી. રી. ૧૮૬૪, ૧૪૫; ચોધરી મોહેન્દ્રના કામમાં ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૫૧૨; બચી વી. અશાતુલ્લા ( ૧૮૯૦ ) ૧૨ અ. ૪૬૧; યામાજી વી. અંતાજી ( ૧૮૯૯ ) ૨૩ મુ. ૪૨૨ ), અને જ્યારે નકલ આપવાને તૈયાર થાય ત્યારે જોઇતી મુદત પુરી થાય છે ( ગોપાળચંદ્ર વી. બ્રજબેહારી ( ૧૮૮૧ ) ૯ ક. લા. રી. ૨૯૩ ). ફેંસલાની નકલ મળવાની અરજીની તારીખ અને તે નકલ આપ્યાની તારીખ વચ્ચેની મુદત બાદ કરવી જોઇએ ( હાજી હાસમ વી. નુંરમહમદ ( ૧૯૦૪ ) ૨૮ મું. ૬૪૩ ). અપીલ આપવાને ઠરાવેલી મુદત જે દીવસે કોર્ટ બંધ હોય તે દીવસે પુરી થતી હોય અને તે કોરટ બંધ થતાં પેહેલાં હુકમનામા તથા ફેંસલાની નકલ અપીલવાળાને મળેલી ના હોય અને તે કોરટ ફરીથી ઉઘડે તે દીવસે અપીલ કરવાનો તેનો હક રહેલો હોય તો તે નકલો મળવાને તે અરજ કરે તો નકલો મળતાં જોઇતી મુદત થાય તેનો કાયદો મળવાને તેનો હક થાય છે અને જો તે મુદત પુરી થતાં પેહેલાં તેની અપીલ આપવામાં આવેલી હોય તો તેને મુદતની હરકત નથી ( સીયાદતુનીસા વી. મહમદ ( ૧૮૯૭ ) ૧૯ અ. ૩૪૨; તુકારાંમ વી. પાંડુરંગ ( ૧૯૦૧ ) ૨૫ મું. ૫૮૪; પંડરીનાથ વી. શંકર ( ૧૯૦૧ ) ૨૫ મું. ૫૮૬; અમીર હુસેન વી. તુલસીદાસ ( ૧૯૦૩ ) ૮ ક. વી. નો. ૧૪૧; સ્વામીનાથ વિ. વ્યંકટ (૧૯૦૪) ૨૭ મ. ૨૧ ).

**પુખ્ત કારણ નહિ તે**--તે મુદત ખોટી ગણવામાં આવેલી હોય તો તે પુખ્ત કારણ નથી ( ઝેબુલનીસા વી. કુલસમ ( ૧૮૭૬ ) ૧ અ. ૨૫૦ ) અને અપીલવાળાએ પોતાની અપીલ પાછી ખેંચી લીધી હોય તેથી અપીલના પ્રતીવાદીને સાંમી અપીલ

કરવાનો અટકાવ થએલો હોય તો મુદત ગયા પછી તે અપીલના પ્રતીવાદીની અપીલ દાખલ કરવાને પુખ્ત કારણ થતુ નથી એવું ઠરાવેલું છે ( સુરભાઇ વી. રઘનાથજી ( ૧૮૭૩ ) ૧૦ મું. હા. કો. ૩૯૭; વળી જુઓ ગેર હરી વી. ... મનાથ ( ૧૮૮૩ ) ૯ ક. ૭૩૮; દીગંબર વી. કાશીનાથ ૭ ક. ૬૫૪; ક. કોરપોરેશન વી. ...ડરસન ( ૧૮૮૪ ) ૧૦ક. ૪૪૧ પા. ૪૭૨; ચુડાસમા વી. ઇશ્વરગર ( ૧૮૯૨ ) ૧૬ મું. ૨૪૯ ) વળી તેજ પ્રમાણે એક સખસે ઘણી મંદગી વાશે ફકત તકરાર કરી હતી પણ તેની અરજી રદ કરવામાં આવી હતી. ( માઝરહલી વી. પંચુ ( ૧૮૬૪ ) ૧ વી. રી. પ્રો. ૨૩ ). દળીદ્રતાએ કાંઇ પુખ્ત કારણ નથી. ( હુસેની વિ. મુઝાફર નગરના કલેકટર ( ૧૮૮૭ ) ૯ અ. ૬૫૫ ) તેમ કાયદાની ભુલ એ પુખ્ત કારણ નથી ( બેચી વી. અશનુલ્લા ( ૧૮૯૦ ) ૧૨ અ. ૪૮૭; રામજીવણુ વી ચંદમલ ( ૧૮૮૮) ૧૦ અ. ૫૮૭; પણ જુઓ ક્રીષ્ણુ વી. ચેથાપન ( ૧૮૯૯ ) ૧૩ મ. ૨૬૯ ); તેમ કમી કોરટમાં અપીલ ચલાવવી તે વીશેની ભુલ એ પુખ્ત કારણ નથી ( દાઉદભાઈ વી. ઇમનાભાઇ ( ૧૯૦૪ ) ૨૮ મું. ૨૩૫ ); તેમ જો કારણો બરોબર ના હોય તો ફરી તપાસ ચાલુ હોય તે પુખ્ત કારણ નથી ( ગોવીંદ વી. ભંડારી ( ૧૮૯૧ ) ૧૪ મ. ૮૧). અને બે દાવાઓ એકઝીકયુટરોએ કરેલા હતા તેમાં એક વારસ ઉપર કરેલો હતો અને બીજો ગીરો રાખનારા ઉપર કરેલો હતો અને એક દાવામાં જે ફેંસલો થાય તેથી બીજા દાવાનો ફેંસલો થવો જોઇએ તેવો કાંઇ કરાર નહોતો તેથી ઠરાવ્યુ છે કે તે હુકમનામાઓમાંના એક હુકમનામા ઉપર મુદતની અંદર અપીલ કરેલી ના હોય તેથી એકઝીકયુટરો બંધાયલા છે ( ઠક્કર વસનજી વી. કાંનજી ( ૧૮૯૦ ) ૧૪ મું. ૩૬૫ ).

પુખ્ત કારણ—એજંટ મુખત્યારની ઘણી મંદગી .( આનંદમોઈ ડોસી. વી. પુર્ણુ ચંદ્રરાય ( ૧૮૬૧ ) ૯ સુર. ઈ. અ. ૨૬ ), અથવા એકાદી ફરી તપાસ ચાલુ છે (કુલરસીગ વી. જીવણસીંગ ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૭૯; નોઓકીશન ·વી. કાંમીનાં ( ૧૮૬૩ ) બં. લા. રો. એક. બી. ૩૪૯; બ્રજેન્દ્ર કુમારરાયના કામમાં ( ૧૮૬૩ ) બં. લા. રી. એફ. લી. ૭૨૮; ગુલામહુસેન વી. મુસામીયાં ( ૧૮૮૪ ) ૮ મું. ૨૬૦. પણ જો ફરી તપાસના કારણો વ્યાજબી હોય ( અશાનુલ્લા વી. ડાકામા કલેકટર ( ૧૮૮૮ ) ૧૫ ક. ૨૪૨; વી. હસન ( ૧૮૮૬ ) ૭ મ. ૨૪૭; પુંડરીક વી· અચ્યુત [ ૧૮૯૪ ] ૧૮ મું. ૮૪ ) તો તે બસ છે. જો તે અરજદાર ફેંસલાની નકલ લેવાને અશકત થયેલો હોય [ જગરનાથ વી. શીવરત્ન ( ૧૮૭૫ ) ૧૫ બં લા. રી. ૨૭૨; ૨૪ વી. રી ૧૦૫ ) અથવા હુકમનામાની નકલ લેવાને જોઇતી મુદત બાદ કરવામાં કોરટનાં રીવાજથી તે આડો દોરાયલો હોય [ નોબીનચંદ્ર વી. બ્રજેન્દ્ર [ ૧૮૮૨ ) ૧૨ ક. લા. રી. ૫૪૧; દુલાલી બેલા વી. સરોડા કીકર ( ૧૮૯૮ ) ૩ ક. વી. નો ૫૫ ); અથવા કઇ કોરટમાં તેણે અપીલ કરવી જોઇએ તે વીશે દેખીતી રીતે તેણે ભુલ કરેલી હોય ( હરીચંદ્ર વી. શરણુ સોઈ ( ૧૮૮૬ ) ૧૩ ક. ૨૬૬; ક્રીષ્ણુ વી. આથાપાન ( ૧૮૯૦ ) ૧૩ મ. ૨૬૯; દાદાભાઇ વી. માણેકશા ( ૧૮૯૭ ) ૨૧ મું. ૫૫૨; વીરૂધ્ધ બચી વી. અશનુલ્લા ( ૧૮૯૦) ૧૨ અ. ૪૬૧ ). પણ તેનું લક્ષ તે ઉપર ખેંચવામાં આવેલુ ના હોય અને તે ભૂલ દુરસ્ત કરવામાં તે ઘણીવાર લગાડે ( રામનારાયણ વી. પરમેશ્વર ( ૧૯૦૩ ) ૩૦ ક. ૩૦૯ ). અથવા વકીલે મુદત ગણવામાં શુદ્ધ બુધ્ધી ભરેલી ભુલ કરેલી હોય, (બીશેન્દત

વી. નંદનપ્રસાદ કુએ ( ૧૯૦૭ ) ૧૨ ક વી. નો ૨૫ ) અથવા સામાપક્ષકારે અપીલ ફાઇલ કરવાથી જો તે આડો દોરવાયલો હોય તેથી તેણે સાંમી હરકતો ફાઇલ કરેલી હોય તે ઉપરથી સામા પક્ષકારે પોતાની અપીલ પાછી ખેંચી લીધી હોય ( હરગોવીંદદાસ વી. જલવ વહુ ( ૧૮૯૯ ) ૨૩ મું. ૬૯૨. પ્રથમના રીવાજ બાબત જુઓ હરીલ પાઠક વી. ભવાનીરામ ( ૧૮૬૯ ) ૨૧ વી. રી. ૩૯૮; ૧૫. બં. લા. રી. ૨૭૩ નોટ; સીતારામ વી. નીબા ( ૧૮૮૮ ) ૧૨ મું. ૩૨૦; જોગલાલ વી. હરનારાયણ (૧૮૮૮) ૧૦ અ. ૫૨૪; રામ છરણ વી. ચંદમલ ( ૧૮૮૮ ) ૧૦ અ. ૫૯૫ ) અથવા જે ફેંસલા ઉપર અપીલ કરેલી હોય તે ફેંસલાની નકલ બાબત સ્ટેંપના કાગળ રજુ તે કરી શકયો ના હોય ( રામાનુંજ વી. નારાયણ ( ૧૮૯૫ ) ૧૮ મ. ૩૭૪ ) તો તે પુખ્તછે.

નાદાર કરજદાર—પુખ્ત કારણનો નીયમ નાદારીમાં કરેલી અપીલને લાગુ નથી. ( બચી વી. અશાનુલ્લા ( ૧૮૯૦ ) ૧૨ અ. ૪૬૧ પા. ૪૮૯ મુદત ગયા પછી અપીલ દાખલ કરવાને પુખ્ત કારણ શું છે તે વીશે જુઓ જરના બાઇ વી. કીશનદાસ (૧૮૯૭) ૨૧ મું. ૫૭૬ અને પાચા સાહેબ વી. ઉતર આરકટના કલેકટર (૧૮૯૨) ૧૫ મ. ૭૮).

**એક તરફી**—મુદત ગયા પછી એકાદી અપીલ દાખલ કરવાનો એક તરફી એક હુકમ કરવામાં આવેલો હોય તો પુખ્ત કારણથી પાછળથી રદ કરી શકાય છે ( વ્યંકટરયાડુ વી. નગાડુ ( ૧૮૮૬ ) ૯ મ. ૪૫૦ ) નોબીનચંદ્ર વી. બ્રજેન્દ્ર ( ૧૮૮૨ ) ૧૨ ક. લા. રી. ૫૪૧ ). અને એકાદી અપીલ સુનાવણી કરવા સારૂં એક સબોર્ડીનેટ જડજને મોકલેલી હોય તો તેઉ મુદતના સવાલનો નીર્ણય કરી શકે છે ( મુળના વી. કીષ્ણાજી ( ૧૮૯૦ ) ૧૪ મું. ૫૯૪ ).

અપીલમાં જે કારણ લઇ શકાય તે કારણ.

**૨.** અપીલની યાદીમાં લખ્યું ન હોય એવું હરકત લેવાનું બીજું કોઈ કારણ કોર્ટની રજા વગર અપીલ કરનારે કાઢવું નહીં, અથવા બીજા કોઇ હરકત લેવાના કારણની પુષ્ટીમાં તેનું કંઈ સાંભળવું નહીં; **કલમ ૫૪૨.**

પરંતુ અપીલનો નિકાલ કરવામાં અપીલની યાદીમાં લખ્યાં હોય અથવા આ કાનુન પ્રમાણે કોર્ટની રજાથી લીધા હોય તે શિવાયનાં બીજાં કારણનો વિચાર કરવાની અપીલ કોરટને મનાઈ નથી.

પણ એવું ઠરાવ્યું છે કે, અપીલ કરનારે જે કારણ લખ્યું ન હોય તે કારણ ઉપર મુકદ્દમો લઢાવાની નુકસાન પામેલા પક્ષકારને પુરતી તક ન મળી હોય તો, કોરટે તેવા કારણ ઉપર પોતાના ફેસલાનો આધાર રાખવો નહીં.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૪૨.**

***ટીકા***—આ રૂલ હા. કો. ને લાગુ છે.

એકાદા એડવોકેટ અથવા વકીલને સાંભળતાં પહેલાં કાંઇક યોગ્ય રીતે સરટીફીકેટવાળું અપીલનું કારણ અથવા કારણ દાખલ થયેલાં હોવાં જોઇએ એ એક શરત છે. જ્યારે અપીલવાળાએ અપીલનાં કારણો પોતાની મેળે ફાઇલ કરેલાં હોય અને જાતે હાજર થયેલો ના હોય પણ એક વકીલની મારફતે હાજર થયેલો પણ તે વકીલે અપીલના કારણો વીશે સરટીફીકેટ આપવાની ના કહી તેથી તે અપીલ કહાડી નાંખવામાં આવી હ;

તી ( કીશનચંદ્ર વી. હરીશ્ચંદ્ર ( ૧૮૬૫ ) ૩ વી. રી. ૨૧૬ ). જ્યારે એકાદી કોર્ટની નજરમાં એવું આવે કે એ નીઃઅપરાધી પક્ષકારોમાંના એક પક્ષકારના હક જવા જોઈએ ત્યારે જે પક્ષકાર દાદ માગતા હોય તે પક્ષકારને તે માગવામાં હરકત થાય તેવી કાંઈ બાબત તેની વર્તણુકમાં છે કે નહિ એ વીશે વિચાર કરવાનો કોરટનો હક થાય છે. પક્ષકારોમાંના એકે પક્ષકારે ખાસ રીતે એકાદા કારણ વીશે તકરાર કરેલી ના હોય તો તે કારણથી ફેંસલો કરવાને કોરટને અટકાવ થતો નથી ( ઠાકરી વી. કુંદન ( ૧૮૯૫ ) ૧૭ અ. ૨૮૦ ). પણ હક તરીકે અપીલવાળો આ બાબત દાવો રાખી શકતો નથી ( બંસીધર વી. સીતારામ ( ૧૮૯૧ ) ૧૩ અ. ૩૮૧. અપીલમાં પહેલ વહેલી હરકતો લીધેલી હોય તે વીશે જુઓ મુંબાઈ બરમા ટેડીંગ કં. વી. યોર્ક સ્મીથ ( ૧૮૯૩ ) ૧૭ મું. ૧૯૭; નોરેન્દ્ર વી. ભુપેન્દ્ર ( ૧૮૯૬ ) ૨૩ ક. ૩૭૪; અને અપીલનો ફેંસલો કરવામાં જે અખત્યાર રહેલો છે તે વીશે સુદેવી વી. સોવારામ ( ૧૯૦૬ ) ૧૦ ક. વી. નો ૩૧૦. જુઓ રાશ બીહારી વી. ભવાની ( ૧૯૦૭ ) ૩૪ ક. ૯૭; પંચાનન વી. દ્વારકાં ( ૧૯૦૬ ) ૩ ક. લા. જે. ૨૯; મંગળ વી. ગોપાળ ( ૧૯૦૭ ) ૩૪ ક. ૧૦૧; ગુરદેવ વી. ચંદ્રોકળા ( ૧૯૦૭ ) ૫ ક. લા જે. ૬૧૯; જોગેન્દ્ર વી. વાઝીદુન્નીસા (૧૯૦૭) ૩૪ ક. ૮૬૦ ) રતનસીના કામમાં ( ૧૯૦૫ ) ૭ મુ. લા. રી. ૯૬૧ ); પણ અપીલની યાદમાં આવી હરકત લીધેલી ના હોય તો સુનાવણી વખતે ઓ. ૪૧ રૂ. ૨૩ પ્રમાણે પાછું મોકલવાના હુકમના બળવાનપણા વીશે એકાદો અપીલવાળો વાંધો લઈ શકતો નથી ( તીલકરાજ વી. ચક્રધારી ( ૧૮૯૩ ) ૧૫ અ. ૧૧૯ ). એકાદા અપીલવાળાએ નીચેની કોરટમાં ખુલ્લી રીતે કાયદાની તકરાર છોડી દીધેલી હોય અને અપીલની યાદમાં તે બતાવેલી ના હોય તો તે અપીલવાળો રેગ્યુલર અપીલમાં તે તકરાર ઉઠાવી શકતો નથી ( પવીત્રદાસી વી. દામોદર ( ૧૮૭૧ ) ૭ બં. લા. રી. ૬૯૭ નોટ; ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૩૯૭ નોટ ). એક અપીલવાળાએ પોતાની અપીલની યાદમાં એવી તકરાર લીધેલી નહોતી કે નીચેની કોરટને અપીલના પ્રતીવાદીએ કરેલી અપીલને મુદતની હરકત હતી તો તે તકરાર સુનાવણી વખતે બીજી અપીલમાં મૂખ જુબાનીથી કરેલી હતી તેમાં ઠરાવ્યું છે કે કોરટના રજા વીના તે તકરારની પુષ્ટીમાં હક તરીકે અપીલવાળાની તકરાર સાંભળી શકાતી નથી ( અહમદઅલ્લી વી. વારીસ હુસેન ( ૧૮૯૦ ) ૧૫ અ. ૧૨૩ ) પણ એકાદી કોરટની રૂબરૂ જે હકીકત હોય તે હકીકત ઉપરથી જ્યારે મુદતનો સવાલ ઉત્પન્ન થતો હોય ત્યારે તે સવાલ પ્લીડીંગોમાં અથવા અપીલના કારણોમાં પ્રત્યક્ષ રીતે ઉઠાવેલો હોય કીંવા નહિં પણ તે વીશે સાંભળવું જોઇએ અને તેનો નિર્ણય કરવો જોઇએ ( બેચા વી. અશનુલ્લા ( ૧૮૯૦ ) ૧૨ અ. ૪૬૧. વળી જુઓ દેવ નારાયણ વી. લેખ ( ૧૯૦૧ ) ૨૮ ક. ૮૬; અને બાલેરામ વી. મોંગતા ( ૧૯૦૭ ) ૨૪ ક. ૯૪૧). એકાદા વકીલનો એકાદો દાવો ચલાવવામાં જે કુલ અખત્યાર છે તેમાં એકાદો જે ઇસ્યુ તેની નજરમાં આગ્રહ કરીને બતાવવાને સલાહકારક લાગતું ના હોય તે ઇસ્યુ છોડી દેવાનો અખત્યાર આવી જાય છે. જ્યારે પ્લીડીંગોથી અથવા પુરાવાથી મુદતનો ઇસ્યુ ઉત્પન્ન કરેલો ના હોય તો જડજને જો કે તે વીશે કુલ અખત્યાર છે પણ તે સવાલ ઉઠાવવાનું ફરમાવવાને તે જડજને બંધનકારક નથી ( વ્યંકટ વી. ભાસ્યકારલુ ( ૧૯૦૨ ) ૨૫ મ. ૩૬૭; લા. રી. ૨૯ ઇં. અ. ૭૬ ). હુકમનામું જોતાંજ તે ગેર કાયદે હોય તો

તકરાર વખતે તે વીશે વાંધો લઈ શકાય છે ( પુર્ણસુખ વી. પાર્વતી [ ૧૮૭૮ ) ૩ ક. ૬૧૨: લછમણ વી. બહાદુર ( ૧૮૮૦ ) ૫ અ. ૮૮૪ ) પણ તે કારણથી તે કામનો જવાબ આપવાને અપીલના પ્રતીવાદીને પુખ્ત લાગ આપેલો જોઈએ અને કોરટની રૂબરૂ અપીલવાળી બાબત રજુ કરેલી હોય તે બાબત ઊપરાંત કોરટ જતી નથી; પણ જુઓ અનસીશ્વર વી. સીતારામ ( ૧૮૯૧ ) ૧૩ અ. ૩૮૧ ); તપાસ વખતે એકાદું જે કારણ છોડી દીધેલુ હોય તે કારણથી એકાદી નીચેની અપીલ કોરટે એકાદો દાવો કહાડી નાંખવો ના જોઈએ ( ગોવીંદરાવ કીષ્ણ વી. બાબુબીન મોનાના ( ૧૮૯૨ ) ૧૬ મું. ૫૮૬).

**હકીકત**—" પલાયન " બીજાને આપી દેવામાં આવેલું હોય તો તે રદ કરવાના એકાદા દાવામાં ફરીઆદ અરજીમાં તેનું વર્ણન વડીલો પારજીત મીલકત તરીકેનું કરેલું હતુ. પ્રતીવાદીઓએ આ બાબત ઇનકાર કરી પણ વ્યાજબીપણા વીશે તકરાર કરી. અપીલ કરવા ઉપરથી તે પલાયન જાતે મેળવેલું છે કે નહિં તે વીશે તપાસ કરવાને કોરટને કહેવામાં આવેલુ હતુ; ઠરાવ્યું છે કે અપીલની અરજીમાં આવું એક કારણ નથી માટે તે અરજી મંજુર કરવી જોઈતી નહોતી ( નારાયણ વી. ચેંગલાંમા ( ૧૮૯૩ ) ૧૦ મ. ૧).

**નવી હકીકત**—તપાસની કોઈ પણ વખતે વાદીએ જે હકીકત બતાવેલી ના હોય તે હકીકત વાદી તરફથી એકાદી અપીલ કોરટ બીલકુલ નવી બતાવી શકતા નથી ( ઇરનગવાડા વી. દેરાપા ( ૧૮૯૩ ) ૧૭ મુ. ૭૧૩ ). અપીલમાં એકાદો નવો મુદ્દો કહાડી શકાતા નથી ( કનેકટીસ ફાયર ઈન્સુ કં. વી. કાલનાગ લા રી ( ૧૮૯૨ ) એમ. કે. ૪૭૩ ). અમુક મીલકત કબજે લેવાને વાદીએ દાવો કર્યો એવું કહીને કે તે મીલકતનો હું માલક છું અને મેં પ્રતીવાદીને ભાડે આપેલી છે તેમાં ઠરાવ્યું છે કે તે ભાડે આપવાની બાબત તે સાબેત કરી શકે નહિં તોપણ જો તે પ્રતીવાદી વધારે સારો હક સાબેત કરી શકે નહિં તો વાદીનો પોતાના હકના રૂઈએ હુકમનામું મેળવવાનો હક થાય છે ( બાળમુકુંદ વી. દલ્ડ ( ૧૯૦૩ ) ૨૫ અ. ૪૯૮. આ કામમાં નાયડુ વી. ગાવચાની કુવર ( ૧૮૯૩ ) ૧૫ અ. ૧૮૬ ના કામમાં કરેલો પહેલો ઠરાવ રદ થએલો છે. વળી જુઓ હાજીમાન વી બળદેવદાસ ( ૧૯૦૨ ) ૨૪ અ. ૯૦ )

**સ્ટેટ્યુટ લૉ**—એક દાવો લવાદીપર સોંપેલો હતો અને મુદતની અંદર દેખીતી રીતે ઠરાવ કરવામાં આવેલો નહોતો. અપીલમાં અથવા અસલ કોરટની રૂબરૂ આ કારણથી કાંઈ હરકત લેવામાં આવેલી નથી પણ પ્રીવીકાઉન્સીલે ઠરાવ્યું છે કે સ્ટેટ્યુટ લૉ ન્યાયના રૂઈએ લક્ષમાં રાખવાને અને તે ઠરાવ રદ કરવાને કોરટ બંધાયલી છે ( હરનારાયણ વી. ભગવંત ( ૧૮૯૧ ) ૧૩ અ. ૩૦૦; લા. રી. ૧૮ ઈ. અ. ૫૫ પણ જુઓ ગોર મણી વી. જગનચંદ્ર ( ૧૮૯૦ ) ૧૭ ક. ૫૭ ).

**મુદતના એકટ**—કલકતાના ફુલ બેંચમાં જસ્ટીસ વુડ ડરોફ્ટ અને જસ્ટીસ મુકરજીના અભીપ્રાય જુદા થયેલા હતા અને તે બેંચના ઘણા મતથી ઠરાવ્યું છે કે આ ઠરાવને સને ૧૮૭૭ ના મુદતના એકટની ક. ૩ ( સને ૧૯૦૮ ના એકટ ૯ ની ક. ૩ ) લાગુ થાય છે ( બાલારામ વી. મંગતા ( ૧૯૦૭ ) ૬ ક. લા. જે. ૨૩૭ ).

**૩. (૧) પાછળ બતાવી તે અપીલની યાદ લખી ન હોય ત્યારે તે નામંજુર થઈ શકે, અથવા કોરટ ઠરાવે તે મુદતમાં દુ-**

યાદ નામંજુર ક- રસ્ત કરવા સારૂ અપીલ કરનારને પાછી અ- **કલમ ૫૪૩**

રવાનું અથવા દુરસ્ત કરવાનું. પાય, અથવા ત્યાંને ત્યાં તેજ વખતે તે દુરસ્ત થઈ શકે.

(૨) કોઈ યાદ કોરટ નામંજુર કરે ત્યારે; તે નામંજુર કરવાના સંબંધ કોરટે લખવા.

(૩) અપીલની યાદ દુરસ્ત કરવામાં આવે ત્યારે, જડજે અથવા આ કામ-સારૂ જડજનીમે તે અમલદારે દુરસ્તી ઉપર પોતાની આખી અથવા ટુંકી સહી કરવી

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૪૩.

**ટીકા**—આ રૂલ હાઈકોરટને લાગુ છે.

**અપીલની યાદ**—જુઓ "અપીલનાં કારણો", ક ૧૦૦ હુકમનામામાં હાથ ઘાલવાને અપીલની યાદ ઉપરથી જડજને હકુમત મળે છે. એકાદા જે હુકમનામા ઉપર અ-થવા તેના એકાદા ભાગ ઉપર અપીલ કરેલી ના હોય તો તે હુકમનામાની અથવા તેના તે ભાગની પોતાની મેળે તે વ્યવસ્થા કરી શકતા નથી ( ચેદાલાલ વી. બાદુલા ( ૧૮૮૯ ) ૧૧ અ. ૩૫ પા. ૩૮ ).

અપીલના કારણો લખવામાં એવું યાદ રાખવું જોઇએ કે ફેંસલો આપતી વખતે એકાદો સવાલ જેવો હતો તેવા સવાલના ફેંસલાને પાછળની કાંઇ બીનાથી અથવા હિતમ બાવાથી અસર થઇ શકતો નથી. આ વીશેનો અમલ કરવાનો કાંઇક પુરવાગી કામ ચલાવ-વું જોઇએ અને અપીલ કરવાની જરૂર નથી ( આનંદમોઇ વી. શીબચંદ્ર ( ૧૮૬૫ ) ૨ વી રી. અ. સી. ૧૯૭. એકાદા પક્ષકારની ખાએશથી અથવા તેની કબુલત સાથે કાંઇ ગેરશીરસ્તે કરવામાં આવેલું હોય તો તે બાબત તે અપીલ કરી શકતો નથી ( નીનાસર-સીંગ વી. નંદલાલ ( ૧૮૫૯ ) ૮ મુ. ૧. ઈ. અ. ૧૯૯ ); અને પ્લીડીંગો અને પુરાવ ઉપરથી જે કારણો ઉત્પન થાય તે કારણો હોવાં જોઇએ અને તે કામના ફેંસલાને સારૂ જરૂરના જોઇએ (નઝરઅલ્લી વી. અજુધ્યા રામખાંન (૧૮૬૩) ૧૦ મુર ઇ. અ. ૫૪૦ પા. ૫૫૩ ). માટે એક હિંદુ વીધવાએ કબજા બાબત તથા હક ઠરાવાને એટ દાવો કરેલો તેમાં એકાદો પ્રતીવાદી અપીલમાં પહેલવેહેલી એવી તકરાર કરી શકતો નથી કે એકાદા કુટંબના રીવાજ પ્રમાણે આંચો વારશો લેઈ શકતી નથી દુર્ગાપ્રસાદ વી. દુર્ગાકુંવર (૧૮૭૦) ૧૩ વી. રી. ૧૦ ) પ્રીવી કાંઉનસીલના નામદાર સાહેબોને અપીલ કરવાની રજા મળવાને એક અરજી કરેલી એવું કહીને કે નીચેની કોરટનું પ્રોસીડીંગ ગેરશીરસ્તે અને કાયદા વીરૂધ છે તો તે ઘણું સામાન્ય અને મોઘમ છે. ( ગોરમની વી. જગતચંદ્ર ( ૧૮૬૬ ) ૧૧ મુર. ઈ. અ. ૧ ).

**પાછી આપેલી**—એક યાદ પાછી આપેલી હોય તો તે પાછી આપવાની કોરટે મુદત ઠરાવવી જોઈએ ( શીવપ્રતાપ વી. શીવગુલામ ( ૧૮૬૯ ) ૨ અ. ૮૭૫; જગંન્નાથ વી. લાલમેન ( ૧૮૭૭ ) ૧ અ ૨૬૦ ).

**રદ કરેલી**—જો તે યાદ નીંદા ભરેલી અથવા નહિ લગતી હોય ( ડયુરેંટના કામ-માં ( ૧૮૯૧ ) ૧૫ મું. ૪૮૮ ), અથવા તકરાર અને હકીકત કહીને લીધેલી હોય તો નવા સ્ટેપ ઉપર નવી અપીલ કરવાને અપીલવાળાને માટે રાખીને તે યાદ રદ કરવી જો-ઇએ ( બસતસીંગ વી. જાલમસીંગ વી. રી. ૧૮૬૪ પા. ૩૮૬ ), પણ જો તે ઉપર જો

ઇતો સ્ટેંપ નાહોય તો વધારાનો સ્ટેંપ પૂરો પાડવાને અપીલવાળા પાસે માગ્યા વીના તે રદ કરવી ના જોઇએ ( આનંદમોહન વી. દુર્ગાદાસ વી. રી. ૧૮૬૫ પા. ૪ ). જો અપીલની યાદમાં અસલ કોરટે ખરી રીતે પક્ષપાતપણું કરેલું છે એવું કહેવામાં આવેલું હોય તો તે અપીલ રદ કરી શકાય છે અથવા તે નીંદા ભરેલી બાબત કહાડી નાંખીને તે અપીલ દાખલ કરી શકાય છે ( ટયુનીના જમીનદાર વી. એનાય ( ૧૮૯૯ ) ૨૨ મ. ૧૫૫ ). જ્યારે એકાદી અપીલ રદ કરેલી હોય તો તે બાબત ન્યાયની રૂઇનો હુકમ અને તેના કારણો નોધવા જોઇએ ( જગસેબસાહે વી. કાશીનારણ ઇં. જ્યુ. ઓ. એસ. ૧૨૧; રૂદ્રપ્રસાદ વી. બૈજનાથ ( ૧૮૯૩ ) ૧૫ અ. ૩૬૭ ).

**અપીલ કરવામાં**—એકાદા દાવામાં જુદા જુદા બગાવો સાથે અને એક અપીલમાં જુદા જુદા કારણોથી અપીલ કરવાને સામેલ થવામાં આવે તો તે ગેરશીરસ્તે છે ( હોજીસ વી. દીલ્હી અને લંડન બેંક ( ૧૮૦૦ ) ૫ ક. વી નો. ૧ ).

**અપીલ**—એકાદી અપીલને મુદતની હરકત છે તે કારણથી તે રદ કરવાનો હુકમ કરેલો હોય તો તે ઉપર અપીલ ચાલે છે ( ગુલાબરાય વી. મગળીલાલા ( ૧૮૮૫) ૭ અ. ૪૨· રઘુનાથ વી. નીલુ ( ૧૮૮૫ ) ૯ મું. ૪૫૨ ) જીલ્લા કોરટને કરેલી અપીલ રદ કર્યાના હુકમ ઉપર હા. કો. માં અપીલ ચાલે છે ( ટયુનીના જમીનદાર વી. એનાયા (૧૮૯૯) ૨૨ મ. ૧૫૫ ).

**મુદત**—અપીલની યાદ કયારે રદ કરી શકાય અથવા કયારે દુરસ્ત કરી શકાય તે વીશે કાંઇ મુદત નથી ( દામોદરદાસ વી. ગોકળચંદ ( ૧૮૮૫ ) ૭ અ. ૮૫ ). સાધારણ રીતે જે વખતે અપીલ આપવામાં આવે તે વખતે અપીલ રદ કરવાની વખત છે અને તે દાખલ કરયાની પછીની નથી ( ગોપીવલ્લભ વી. ગોરાપ્રસાદ વી. રી. ૧૮૬૪, પા. ૧૩૫ ), પણ જો કે એકાદી અપીલ દાખલ કરવામાં આવેલી હોય તોપણ તે ઠરાવેલી મુદતની અંદર કરેલી નથી તે કારણથી તે રદ કરવી જોઇએ ( ૧૮૭૭ ના એકટ ૧૫ ની ક. ૪ ના દ્રષ્ટાંત બ: ભારતચંદ્ર સને ૧૯૦૮ ના એકટ ૯ ની ક. ૩ માંથી કહાડી નાંખેલો છે); પણ પુખ્ત કારણ બતાવાથી તે દાખલ કરેલી ના હોય અને અપીલવાળાએ કાંઇ ખોટું સમજાવીને અથવા હકીકત દબાવી કાઢીને તે દાખલ કરવાની પરવાનગી લીધેલી હોય અથવા અપીલનો પ્રતીવાદી એવું બતાવી શકે કે કોઈ પ્રકારનું કાંઈ પુખ્ત કારણ નથી અથવા જો તેણે એક બતાવેલુ હોય કે અપીલ કોરટને દાખલ કરવામાં કાંઇ ભૂલ કરેલી છે તો પણ અપીલવાળો કાંઇ કપટનો ગુનેગાર નથી તો ઘણું કરીને કોરટ પોતાનો હુકમ રદ કરવાને અને પોતાની ફાઈલ ઉપરથી તે કામ ખશેડવાને પોતાના મેળે છુટ લેછે ( સ્ક્રેટેરી ઓફ સ્ટેટ વી મતુસામી ( ૧૮૬૯ ) ૪ બં. લા. રી એપ. ( ૮૪; ૧૩ વી. રી. ૨૪૫; જાફર હુસેન વી. મહમદ અમીર ( ૧૮૬૯ ) ૪ બં. લા. રી. એપ. ૧૯૩) હરકોઈ કાંમમાં સ્પેશીઅલ અપીલમાં તે હુકમ ફરી તપાસણી કરવા લાયક છે મૌવરી બેવા વી. સુરેન્દ્રનાથ ( ૧૮૬૮ ) ૨ બં. લા. રી. ૧૮૪)

૪ કોઈ ફરિયાદમાં એક કરતાંવધારે વાદીઓ અથવા પ્રતિવાદીઓ હોય અને જે હુકમનામા ઉપર અપીલ કરવામાં

**ઘણાં વાદીઓને અથવા પ્રતિવાદીઓને બધાને લા-** આવી હોય તે હુકમનામું બધા વાદીઓને અથવા બધા પ્રતિવાદીઓને લાગુ પડે એવા કોઈ **કલમ. ૫૪૪**

ગુ પડે એવા કારણ ઉપરથી હુકમનામું કર્યું હોય તો તે વાદીઓ અથવા પ્રતિવાદીઓમાંથી એકજણ આખું હુકમનામું ફેરવાવી શકે.

કારણ ઉપરથી આપ્યું હોય ત્યારે વાદીઓમાંથી અથવા પ્રતિવાદીઓમાંથી ગમે તે એકજણ આખા હુકમનામા ઉપર અપીલ કરવાને મુખત્યાર છે. અને પછી બધા વાદીઓના કે પ્રતિવાદીઓના, જેના હોય તેના, લાભમાં તે હુકમનામું ફેરવવાને અથવા તેમાં ઓછું વતું કરવાને અપીલ કોર્ટ મુખત્યાર છે.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૪૪

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

જે કામોમાં એક બાજુએ એક અથવા વધારે પક્ષકારો હોય તે બધા પક્ષકારોને સરખુ કારણ હોય તે ઉપરથી કરેલા હુકમનામા ઉપર અપીલ કરે તે કામોને ફક્ત આ રૂલ લાગુ થાય છે અને જે કામોમાં એમાંનો એક સામો પક્ષકાર તે હુકમનામાના ભાગ વીશે તમામ હુકમનામાની અપીલ બાબત જોઇતી કોર્ટ ફી ઉપર અપીલ કરતો હોય તે કામોને તે લાગુ થતો નથી ( ચેદાલાલ વી. બાદુલા ( ૧૮૮૯ ) ૧૧ અ. ૩૫).

**બધાને લાગુ પડે તેવું કારણ**—જ્યારે અસલકોર્ટમાં જુદા ફેંસલા કરી શકતા હોય ત્યારે જે પક્ષકારો અપીલ કરતા નાહોય તે પક્ષકારોને હરકત થયા વીના અપીલવાળા સબંધીજ એકાદો ફેંસલો ફેરવવો જોઇએ, તેવો સામાન્ય નીયમ છે (કુલદાપ્રસાદ વી. ગોદાચંદ (૧૮૭૨) ૧૭ વી. રી. ૩૫૩; અને આ બાબત વીશે જુઓ દયામોઈ વી. ઈશરચંદ્ર (૧૮૬૪) ૧ વી. રી. ૨૦૩; અબ્દુલઅલ્લી વી. સૈયદ બનુ ( ૧૮૬૫ ) ૨ વી. રી. ૨૮૭; રામમોહીની વી. જાબદસરકાર ( ૧૮૭૬ ) ૬ વી. રી. એક્ટ ૧૦, ૮૨).

આ રૂલમાં ઠરાવ્યું છે કે જ્યારે અપીલવાળા બધા હુકમનામા ઉપર અપીલ કરતો હોય ( રામચંદ્ર વી. અમરાચર્ણ ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૨૬: ચંદ્રમણી વી. મધુચર્ણદે (૧૮૭૫) ૨૩ વી. રી. ૧૬૬ અને નીચેની કોર્ટનું હુકમનામું એક તરફી હોય કીંવા નહી ( શ્રીનાથ ચોધરી વી. ગ્રે (૧૮૭૦) ૧૩ વી. રી. ૧૧૪) તોપણ બધાને લાગુ પડે તેવાં કારણથી તે ચલાવેલી હોય અને તેવા ફક્ત કામોમાં (માશીઆતુનીશા વી. રાણી (૧૮૯૧) ૧૩ અ. ૧ પા. ૧૩; રંગાયા વી. કાદીયલા ( ૧૮૯૦ ) ૧૩ મ. ૨૪૯; દેવગોપાળ વી. વાસુદેવ (૧૮૮૮) ૧૨ મુ. ૩૭૧) ફક્ત એક પક્ષકારની અપીલ ઉપરથી તમામ હુકમનામું અપીલ કોર્ટ ફેરવવાને મુખત્યાર છે (બેરયુકરી ડોશી વી. નીલંબર ( ૧૮૬૫) ૨ વી. રી. ૨૨૭, બાબાજી વી. સાલ્ટ રેવન્યુના કલેક્ટર ૧૧ મુ. ૩૯૬). જ્યારે બધાને લાગુ પડે તેવા કારણથી બધા પ્રતીવાદીઓ ઉપર હુકમનામું કરેલું હોય એટલે જે ઠરાવ બધા પ્રતીવાદીઓને એક સરખી રીતે લાગુ થતો હોય તે ઠરાવ ઉપરથી કેટલાક પ્રતીવાદીયો ઉપર હુકમનામું કરેલું હોય ત્યારે તેમાંનો કોઇ પણ પ્રતીવાદી બધા પ્રતીવાદીયો તરફથી તમામ હુકમનામા ઉપર અપીલ કરી શકે છે ( પુર્ણમલ વી. ક્રાંતસીંગ ( ૧૮૯૮ ) ૨૦ અ. ૮; જુઓ અનામલી વી. પીચુ ( ૧૯૦૫ ) ૨૮ મ. ૧૨૨. ).

**એકની જગાએ બીજાએ દાખલ થવાનું તે**—એકની જગાએ બીજાને દાખલ કરવાની અરજી મુદત બાહારની હતી તેથી તે ના મંજૂર કરેલી હતી. ઠરાવ્યું છે

કે દાવાવાળી તમામ જમીન બાબત હુકમનામું કરાવવાનો બાકીના વાદીયોનો હક થતો નથી ( પ્રતાપ વી. દુરગા ( ૧૯૦૫ ) ૯ ક. વી. નો. ૧૦૬ ).

**તે રૂલ પ્રમાણેના કામો—બ.** તથા સગીર ક. ને મજીયારૂ ભાગીદાર તરીકે દેવું હતું તેથી અ. એ બ. તથા ક. ઉપર દાવો કરયો. તેથી બ. ના બાપની મીલકતમાંથી વસુલ કરવાનું તે દાવાનુ હુકમનામુ કરવામાં આવેલું હતું. ફકત ક. એ અપીલ કરી ઠરાવ્યું છે કે ભાગીદારીની મીલકતનો હીસાબ લેવાનું હુકમનામુ તમામ પક્ષકારોને બંધન કારક થાય તેવું કરી શકાય છે ( જયકાન્તો કુંવર વી. નીત્યાનંદ ( ૧૮૭૮ ) ૩ ક. ૭૩૮ ). સાંથ બાબતના દાવામાં બ વચમાં આવીને કહેલું છે કે તે સાંથ લેવાનો મારો હક છે તેથા તેને સહ પ્રતીવાદી કરેલો હતો અને તે દાવાનું હુકમનામું કરવામાં આવ્યું હતું. તે વચમાં આવનાર સખસે એકલાએ બધા હુકમનામા ઉપર અપીલ કરી અને તે બેઉના ઉપરથી રદ કરવામા આવ્યુ ( દયાલચંદ્ર વી. નોબીનચંદ્ર ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૩૫; ૮ બં. લા. રી. ૧૮૦; બનાદીરામ વી. હાઇદર ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૨૯ ). વહેંચણ બાબતના એક દાવામાં નીચેની કોરટે એક હુકમનામું વાદીના લાભમાં કરેલું હતું પ્રતીવાદીયોમાંના બે પ્રતીવાદીયોએ એકઠી અપીલ કરી. પછી તેમાંનો એક ગુજરી ગયો પણ તેના વારસ વકીલને તે કામમાં દાખલ કરેલો નથી. પાછળ હયાત રહેલા પ્રતીવાદીએ તે અપીલ ચલાવી અને તે જીતેલો હતો. તેથી વાદીઓએ બીજી અપીલ કરી; ઠરાવ્યું છે કે બેઉ પ્રતીવાદીઓને લાગુ પડે તેવા કારણથી તે અપીલ તે પ્રતીવાદીઓએ કરેલી છે, માટે તમામ દાવાની વ્યવસ્થા કરવાને અપીલ કોરટને અખત્યાર હતો ( ચીંતામણ વી. ગંગાબાઈ (૧૯૦૦) ૨૭ મુ. ૨૮૪ ). અ. એ બ. ક. ડ. વીગેરે ઉપર પોતાનો હક ઠરાવીને અમુક સ્થાવર મીલકતનો કબજો લેવાને દાવો કરવો, એવું કહીને તે બધા પ્રતીવાદીઓએ એકઠા મળીને મારી પાસેથી કબજો લેઇ લીધો છે. બ. ક. અને હ. એ હાજર થઇને તે દાવા વીશે તકરાર કરેલી છે, તેમાં મુખ્યત્વે કરીને એવા કારણથી કે તેમાં પક્ષકારોને ખોટી રીતે સાંમેલ કરેલા છે, માટે તે બરોબર નથી, અને તકરારી જમીન ઉપર વાદીનો કાંઈ હક નથી. અસલ કોરટે તે દાવાનું હુકમનામુ કર્યુ. બ. તથા ક. એ ફકત અપીલ કરી. નીચેની કોરટે તે મંજુર કરેલી છે, એવું ઠરાવીને કે વાદીએ જે હક બતાવેલો છે, તે તેણે સાબેત કરેલો નથી. ડ. એ અપીલ કરેલી નથી, માટે તે તેનો ફાયદો લેઇ શકતો નથી, એવી વાદીએ તકરાર કરવાથી ઠરાવ્યું છે કે તે અપીલ બધા પ્રતીવાદીયોને લાગુ થાય તેવા કારણથી ચલાવેલી છે, માટે ડ. ના લાભમાં પણ તે અપીલ મંજુર રાખેલી છે તે કોરટે બરોબર કરેલું છે ( રામકમલ શાહા વી. અહમદઅલ્લી ( ૧૯૦૩ ) ૩૦ ક. ૪૨૯ ). અને બ. તથા ક. એ એક ગીરોખત લખી આપેલું હતું તેના આધારથી અ. એ બ. ક. અને ક. ઉપર જમીનના કબજા બાબત દાવો કર્યો તેમાં બ. અને ક એ તે લખી આપ્યાની બાબત ઈનકાર કરી અને ક. એ તે ઓની પાસેથી તે જમીન મે ખરીદ કરેલી છે, એવો દાવો રાખ્યો તેથી ડ. ની અપીલ ઉપરથી તે બધા પ્રતીવાદીયો ઉપરનો તે દાવો કાહાડી નાંખવામાં આવ્યો એવા કારણથી કે તે ખત જુઠું છે ( જદુમણીદાસી વી. ફદુ ( ૧૮૭૧ ) ૭ બં. લા. રી. એપ. ૨૮) જ્યારે મુદતની હરકતના કારણથી અસલ કોરટે દાવો કાહાડી નાંખેલો હોય તો, તેને આ રૂલ લાગુ છે, એવું ઠરાવેલું છે ( રંગલાલ વી. ગોરી મંડલ ( ૧૮૬૮ ) ૧૦ વી. રી.

૨૮૬ ). અને સામાન્ય રીતે જો ફેંસલાનું મુખ્ય કારણ બધા પ્રતીવાદીઓને લાગુ પડતું હોય તો આ રૂલ લાગુ થાય છે. ન. એ સ. ઉપર પોતાની મલ્છયારી મીલકતની વહેંચણુ કરવાને તથા કાનમવાળા પટે રાખનારાઓ પસેથી દરમીયાન ઉપજ લેવાને દાવો કરયો અને હુકમનામુ મેળવ્યું, તે પટે રાખનારાઓએ અપીલ કરી અને દરમીયાન ઊપજ બાબતનું હુકમનામું કરયું. તે પટે રાખનારાઓએ અપીલ કરી, અને દરમીયાન ઉપજ બાબત નું હુકમનામુ રદ કરવામાં આવ્યું કારણ કે તે વહેંચણ કરવાની તે કોરટની હકુમત નથી ( નાગામા વી. સુબા ( ૧૮૮૮ ) ૧૧ મ. ૧૯૭ ). અને સને ૧૮૬૨ના એક્ટ ૬ ના ક. ૯ પ્રમાણે કેટલીક રૈયતની જમીનની માપણી કરવાને દાવો કરવામાં આવેલો હતો, તેમાં બધી રૈયતને વાદીનો હક ઇનકાર કર્યો હતો. તેમાં તે દાવાનું હુકમનામું કરવામાં આવેલું હતું. એવા કારણથી કે વાદીને વેચાણ આપનાર માલેક હતો અને વેચાણની તારીખ સુધી તેણે સાંથ લીધેલી છે. તેમાં કેટલાકના અપીલ ઉપરથી બધા પ્રતીવાદીયોના લાભમાં તે હુકમનામું રદ કરેલું છે ( દુર્ગાચંદ્ર વી. મહમદ આબાસ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૧૨૧. વળી જુઓ ચંદ્રકળા વી. જોનેદ્રમોહન ( ૧૮૬૬ ) ૬ વી. રી ૧૦૪; કૃતાર્થ મોહ વી. અંતરનાથ ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૪૭૨; બાદલસીંગ વી. ચતરધારી (૧૮૬૮) ૯ વી. રી. ૫૫૮).

જુદા જુદા સખશો ઉપર કરેલા દાવામાં એક "કાનમ" ગીરેથી છોડાવવાના દાવામાં વાદીના લાભમાં એક હુકમનામું કરવામાં આવેલું હતું, પણ તે સખસોમાંના ઘણાખરા સખશો બધુ હીત ના કબુલ કરયું હતું. ને પ્રતીવાદીયોમાંના એક પ્રતીવાદીએ અપીલ કરીને તે "કાનમ"માં જે મકાન છે તેનો "જેમી" છુ એવો દાવો રાખ્યો હતો, અને એક બીજાએ તેની પાસેથી એક કાનમ રાખેલું હતું. પહેલા બતાવેલા અપીલવાળાએ અપીલ પાછી ખેંચી લીધી હતી પણ બીજાએ તે ચલાવી હતી અને અપીલ કોર્ટે તે હુકમનામું ફેરાવ્યું ઠરાવ્યું છે કે અપીલવાળાઓજ વાસ્તવીક રીતે પ્રતીવાદીયો છે તેથી તે અપીલ ચાલવા દીધેલી છે તે અપીલ કોર્ટે બરોબર કરેલું છે (શ્રીમા વીક્રમન વી. રાયન (૧૮૯૩) ૧૬ મ. ૨૯ કેટલાક પ્રતીવાદીયો ઉપર એક દાવો કરેલો હતો તે ખરચ સાથે કાહાડી નાંખેલો હતો. વાદીએ અપીલ કરી. તેથી ઓ. ૪૦ ના રૂ. ૨૩ પ્રમાણે અસલ કોર્ટ તરફ તે કામ પાછુ મોકલવામાં આવ્યું હતું. તેથી તે પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદીએ તે પાછુ મોકલ્યાના હુકમ ઉપર હાયકોર્ટને અપીલ કરી તેથી તે કોર્ટે તે હુકમ રદ કરયો અને અસલકોર્ટનુ હુકમનામું પાછુ બાહાલ રાખ્યુ. ઠરાવ્યુ છે કે જે પ્રતીવાદીયોએ અપીલ કરેલી નથી તે પ્રતીવાદીયોને પોતાનું ખર્ચ અસલકોર્ટે અપાવેલુ છે માટે તે ખર્ચ બાબત તેઓને હુકમનામું બજાવી શકે છે ( મુળચંદ વી. રામરતન (૧૮૯૮) ૨૦ અ. ૪૯૩. વળી જુઓ લછમીપત વી. ખુસનનીસા (૧૮૭૦) ૧૪ વી. રી. ૨૦૮; અને કીશનસાકી વી. અહમદાબાદના કલેકટર ( ૧૮૮૨ ) ૪ અ. ૧૩૭ ). જ્યારે એક વાદીએ કેટલાક પ્રતીવાદીયો ઉપર દાવો કરીને હુકમનામુ કરાવેલુ હોય અને તેમાંના કેટલાક પ્રતીવાદીયોની અપીલ ઉપરથી તે હુકમનામુ ફેરાવેલું હોય તો તે હુકમનામુ ફેરાવવાથી દાવો કાહાડી નાંખેલો છે તેથી તમામ પ્રતીવાદીઓ છુટા થાય છે; માટે વાદીએ બીજી અપીલ કરવાથી તે હુકમનામુ ફેરાવવામાં આવેલું હોય તો, તે અપીલ ચાલતાની દરમીયાનમાં જે પ્રતીવાદીઓ ગુજરી ગએલા છે તેમના વા-

રસો ને વાદીએ નીચેની અપીલ કોરટમાં અથવા હાયકોરટમાં તે કામમાં દાખલ કરેલી ના હોય તો તે બીજી અપીલમાં કરેલો ફેંસલો તે ગુજરી ગએલા પ્રતીવાદીયોના વારસોને બંધનકારક નથી. આવી હકીકતથી બીજી અપીલમાં જે હુકમનામુ મેળવેલુ છે તે હુકમનામુ તે પ્રતીવાદીયો ઉપર બજાવી શકાતુ નથી ( અસીમુનીસા વી. વલીઅહમદ ( ૧૯૦૫ ) ૧ ક. લા. જે. ૧૪૪ ). ફાળો લેવાના દાવામાં જોકે વાદીએ અપીલ કરી નથી તોપણ પ્રતીવાદીયોમાંના એક પ્રતીવાદીની અપીલ ઉપરથી અપીલ કોરટ તે હુકમનામામાં એક બીજો પ્રતીવાદી જવાબ ઠરાવવામાં આવે તે પ્રમાણે ફેરફાર કરી શકે છે ( રૂપજાહાન વી. અબદુલકાદર ( ૧૯૧૪ ) ૩૧ ક. ૬૪૩; ૮ ક. વી. નો. ૪૯૬ ). વાદીયોએ એક ગીરોખતની રૂએ દાવો કરયો. બધા પ્રતીવાદીઓ તરફથી સરખો બચાવ હતો કે તે ખત જુઠુ છે. વાદીએ એક હુકમનામુ મેળવ્યું તેથી પાંચમા પ્રતીવાદી એકલાએ તે ઉપર અપીલ કરી અને અપીલ કોરટે તે હુકમનામુ ફેરવ્યુ અને દાવો કાહાડી નાંખ્યો. ઠરાવ્યું છે કે બધા પ્રતીવાદીયોને લાગુ પડે તેવા કારણથી અસલ કોરટનુ હુકમનામુ કરવામાં આવેલુ હતુ તેથી જે પ્રતીવાદીયોએ અપીલ કરેલી નથી તે પ્રતીવાદીયોને અપીલ કોરટના હુકમનામાનો ફાયદો મળે છે ( આનાખાસે ચેતાચાર વી. પીચુ આયર ( ૧૯૦૫ ) ૨૮ મ. ૧૨૨ ).

**જે કામો તે રૂલ પ્રમાણે નથી તે**—બેદનાથ શરમા વી. ઓજન ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૨૩૮ ) ના કામમાં અ. એ પાંચ સખશો જે સહહીસ્સેદારો નહોતા તે શખસો ઉપર કબજા બાબત દાવો કરયો હતો, એવું કહીને કે સ્પષ્ટ હક છે તેમ છતાં પ્રતીવાદીઓએ કબજો લેઈ લીધેલો છે. પ્રતીવાદીઓએ મુદતની તકરાર કરી અને વાદીનો હક ઇનકાર કરયો. અસલ કોરટે તે દાવાનુ હુકમનામુ કરયું, અને એક પ્રતીવાદીની અપીલ ઉપરથી પહેલી અપીલ કોરટે ઠરાવ્યુ કે વાદીનો હક નથી, તે દાવાને મુદતની હરકત છે તેથી બધા પ્રતીવાદીઓ ઉપરથી તે દાવો કાહાડી નાંખ્યો; પણ હાયકોરટે તે હુકમનામુ રદ કરેલુ હતુ. જસ્ટીસ હૃબલાકિસ સાહેબે કહ્યું છે કે :—"મુદતના સવાલ અને "દાખલી" હકના સવાલ બાબત અસલ કોરટે દરેક પ્રતીવાદીને લાગુ પડે તેવા કારણ ફેંસલો આપેલો છે તે વીશે કાંઇ શક નથી; પણ તે કામના ખરા ગુણ દોષ ઉપર એટલે હકના સવાલ વીશે જે કારણો આજસુધી બધા પ્રતીવાદીઓને એક રીતે લાગુ પડે તેવાં હતાં તોપણ આ દરેક પ્રતીવાદી માટે એકદમ જુદાં જુદાં કારણો થએલાં છે," પણ જુઓ નાગાલા વી. સુબા ( ૧૮૮૮, ૧૧ મ. ૧૯૭ ). આ ઠરાવથી મીલકત સબંધી ફેંસલો કરવાને એકસરખુ કારણ હોવું જોઇએ. એવું પ્રથમથી ધારવામાં આવેલું છે, કારણકે તે મીલકતમાં જેઓએ અપીલ કરેલી છે તેઓનું અને જેઓએ અપીલ કરેલી નથી તેઓનુ સીધી અથવા આડી રીતે હીત છે. એક જીલ્લા જડજનો જે પ્રતીવાદીએ અપીલ કરેલી નથી તે પ્રતીવાદીના લાભમાં અને જે મીલકત સબંધી અપીલ કરનારા પ્રતીવાદીઓ એ તમામ હીત ના કબુલ કરે છે તે મીલકત સબંધી હુકમનામુ ફેરવવાનો અખત્યાર નથી ( હુસન વી. મદનખાન ( ૧૮૯૪ ) ૧૭ મ. ૨૬૫ ). એકાદા અપીલ કોરટની નજરમાં જ્યારે એવું આવે કે જે કારણથી ફેંસલો કરવાનો છે તે બધા પ્રતીવાદીઓને લાગુ પડે તેવું છે, પણ જ્યારે તેમની નજરમાં એવું આવે કે નીચેની કોરટનો ફેંસલો આવી રીતે લાગૂ પડતા કારણથી કરેલો છે, ત્યારે અપીલ કોરટ આ રૂલ પ્રમાણે ચાલી શકતી નથી ( પ્રતાબચંદ્ર વી. કુરબાન નીશા

( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૧૩૦ ). જો હુકમનામુ બધા પ્રતીવાદીઓને લાગૂ પડે તેવા કારણથી કરેલુ ના હોય તો તે બધા પ્રતીવાદીઓને લાગુ પડે તેવા કારણથી ફેસલો અપીલ કોરટ કરી શકતી નથી ( છાજુ વી. ઉમરાવસીંગ ( ૧૯૦૦ ) ૨૨ અ ૩૮૬ ).

મુદત—જ્યારે અમુક મીલકતના કબજા બાબત એક હુકમનામુ ત્રણ સખસો ઉપર એકઠું કરેલું હોય અને તેમાંનો એક શખસ પોતાના સંબંધના તે હુકમનામા ઉપર અપીલ કરે અને બધા હુકમનામા ઉપર અપીલ ન કરે અને બધા પ્રતીવાદીઓને લાગુ પડે તેવા હકવાળી અને તેવા બચાવવાળી મીલકત સબંધી તે હુકમનામુ ન હોય ત્યારે એક પ્રતીવાદીએ અપીલ કરવાથી બીજા શખસોના લાભમાં તે બજાવવા વીરૂધ મુદત જતાં અટકાવ થતો નથી ( હરપ્રસાદ વી. ઈનાયત ( ૧૮૭૮ ) ૨ ક. લા. રી. ૪૭૧ ). પોતાના જાતીકા કારણથી મુદત ગયા પછી અપીલવાળાએ રજુ કરેલી અપીલ ઉપરથી અપીલ કોરટે એક હુકમનામામાં ફેરફાર કરેલો હોય તો ઠરાવ્યું છે કે તે કોરટે બરોબર કરેલું નથી અને આ રૂલ લાગુ થતુ નથી (વીશ્વનાથ વી. વાસુદેવ (૧૯૦૧) ૨૫ મુ. ૬૯૯).

કોર્ટ ફી—જ્યારે કેટલાક અપીલવાળાઓ એવા એક કારણથી અપીલ કરે કે જે અપીલના પ્રતીવાદીની મૂળ હકીકત સુધી પહોચતું હોય અને જો જીતવામાં આવે તો તે પ્રતીવાદી તમામ હુકમનામાથી બાતલ થાય તો આવા કારણથી જે બધી દાદ મેળવવા લાયક હોય તે બધી દાદને બસ થાય તેટલી કોરટ ફી આપવી જોઇએ ( ભુજાવન વી. મુકુંદલાલ ( ૧૮૯૩ ) ૧૫ અ. ૧૧૨ ).

ફરી તપાસણી—જ્યારે એક પક્ષકારે પહેલી કોરટને અપીલ કરેલી ન હોય અને બધાને લાગુ પડે તેવા કારણથી જડજે તે કામનો ફેસલો હોય પણ જે પક્ષકારે અપીલ કરેલી નથી તે પક્ષકારના ઉપરના હુકમનામામાં હાથ ઘાલવાને તેમણે ના કહેલી હતી, એવા કારણથી કે તેમ કરવાને અમને અખત્યાર નથી. ઠરાવ્યું છે કે તે હુકમનામુ ફરી તપાસણીને પાત્ર છે ( શેશાદ્રી વી. કીશનન ( ૧૮૮૫ ) ૮ મ. ૧૯૨. ઘટાબર વી. પેદાગનતલ ( ૧૯૦૭ ) ૩૦ મ. ૪૮૦ ).

**ચલાવેલું કામ અને બજાવણીનું કામ બંધ રાખવા બાબત.**

**૫.** (૧) અપીલ કરવામાં આવે એટલે તે ઉપરથી જે હુકમનામા ઉપર અથવા હુકમ ઉપર અપીલ કરવામાં આવી હોય તે હુકમનામા અથવા હુકમની રૂયે ચાલેલું કામ, અપીલ કોર્ટ ફરમાવે તેથી વધારે પ્રમાણમાં બંધ થશે નહિ, તેમજ હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય તેટલાજ કારણ ઉપરથી તે હુકમનામું બજાવવાનું કામ બંધ થશે નહીં; પરંતુ પુરતું કારણ હોય તો એવા હુકમનામાની બજાવણીનું કામ બંધ રાખવાનો હુકમ કરવાને અપીલ કોરટ મુખત્યાર છે. ક. ૫૪૫

અપીલકોર્ટ બંધ રાખવા વીશે.

(૨) જેના ઉપર અપીલ થઈ શકે તેવા હુકમનામાની તેના ઉપર અપીલ કરવાની ઠરાવેલી મુદત વીત્યા અગાઉ બજાવણી બંધ રાખવાની અરજ કરવામાં આવે, ત્યારે હુકમનામું કરનારી કોર્ટ પુરતા કારણ બતાવવામાં આવે તો બજાવવાનું કામ બંધ રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

હુકમનામું કરનારી કોર્ટે બંધ રાખવા વીશે.

(૩) હુકમ કરનારી કોર્ટની નીચે પ્રમાણે, એટલે:

(અ) હુકમ નહીં કરવામાં આવે તો બજવવાનું કામ બંધ રાખવાની અરજ કરનાર પક્ષકારને ખરેખરૂં નુકશાન થાય તેમ છે;

(બ) અરજ કરવામાં ગેરવાજબી ઢીલ કરેલી નથી; અને

(ક) જે હુકમનામું અથવા હુકમ અરજ કરનારને આખરે બંધનકારક થાય તે હુકમનામું અથવા હુકમ બરાબર રીતે પુરો કરી આપવાને તે અરજદારે તારણ આપેલું છે;

એવી ખાત્રી થયા વગર પેટા કાનુન ૧ અથવા પેટા કાનુન ૨ પ્રમાણે બજાવણીનું કામ બંધ કરવાનો હુકમ કરવો નહીં.

(૪) પેટા કાનુન (૩) માં ગમે તે ઠરાવ હોય તે છતાં, સદરહુ કોર્ટ અરજની સુનાવણી પુરી થાય, ત્યાંસુધી બજાવણીનું કામ બંધ કરવાનો એક તરફી હુકમ કરી શકે.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૪૫.**

**ટીકા**—આ રૂલ હાઈકોર્ટને લાગુ છે.

**એકાદા હુકમનામાની રૂએ ચાલેલું કામ**—એકાદા હુકમનામાં પ્રમાણે જે કામ ચલાવવામાં આવે તે બજાવણી સંબંધી હોય અથવા બીજી રીતે હોય પણ તે કામ બંધ રાખવાનો આ રૂલથી અપીલ કોર્ટને સ્પષ્ટ અખત્યાર આપવામાં આવે છે. જો કે આવો અખત્યાર ગર્ભીત રીતે હોય તેમ બની શકે તોપણ પ્રાથમીક હુકમનામું દાખલ કરવાનો આ સ્પષ્ટ અખત્યાર ઘણું કરીને ઘણો ઉપયોગી માલુમ પડશે ( બાલકીશનશાહુ વી. ખગના ( ૧૯૦૪ ) ૩૧ ક. ૭૨૨ ). જુના કાયદા પ્રમાણે એક તરફી હુકમનામું રદ કરવાની એક અરજી ( ઓ. ૯. રૂ. ૧૩ ) તે એકાદા દાવામાં એક પ્રોસીડીંગ નથી એવું ઠરાવેલું છે ( બાબુઇ વી. શીવ ( ૧૯૦૫ ) ૯ ક. વી. નો. ૧૨૩ ).

**બજાવણી**—એકાદુ હુકમનામું સારી પેઠે અસરકારક થાય તે પહેલાં તે હુકમનામા પ્રમાણે કાંઇ વાસ્તવીક બાબત કરવાની રહેલી હોય તો તે હુકમનામું આ રૂલના હેતુ પ્રમાણે બજાવવાનું છે. એક વીલનો અરથ કરાવનારને પ્રોબેટ આપવાનું એક હુકમનામુ કરેલું હોય તો તે બજાવવા લાયક છે અને તે બજાવણી આ રૂલ પ્રમાણે બંધ રાખી શકાય છે ( બ્રીજકુમારી વી રામઋીકદાશ ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો ૭૮૧ ) જ્યારે બજાવણીનું કામ અપીલ કોરટની રૂબરૂ બજાવણીમાં કરેલા હુકમ ઉપર અપીલ ચાલુ હોય ત્યારે તે કોરટને તે બજાવણીનું કામ બંધ રાખવાનો અખત્યાર છે ( પાર્બતી વી. નંદલાલ ( ૧૯૦૧ ) ૨૮ ક. ૭૩૪; હરોશ્રકરના કામમાં ( ૧૮૭૬ ) ૧ અ. ૧૭૮ ).

**બજાવણી બંધ રાખવી તે**—જ્યારે હુકમનામું બજાવેલું હોય ત્યારે આ રૂલ લાગુ થતુ નથી ( ધરરાંગસીંગ વી. કીશનસીંગ ( ૧૮૮૩ ) ૧૨ ક. લા. રી. ૫૩૨ ); અથવા અસલ દાવામાં કરેલા હુકમનામા ઉપર અપીલ થએલી ના હોય તો આ રૂલ લાગુ થતુ નથી ( ભગવતરાજ કુવર વી. શીવ ગુલાંમશાહુ ( ૧૯૦૪ ) ૩૧ ક. ૧૦૮૯; ૯ ક. વી. નો. ૧૨૩ ). એકાદા રીસીવર પાસે ફંડ હોય તે તેણે આપવું નહી એમ

હુકમ કરી શકાતો નથી ( ચાંમીનંદ દૌલા વી. અહમદઅલીખાંન ( ૧૮૯૪ ) ૨૧ ક. ૫૬૧ ): પણ યોગ્ય કામમાં અપીલની સુનાવણી સુધી પક્ષકારો પાસે જે મીલકત હોય તે પક્ષકારોએ આપવી નહી એવો તાકીદ હુકમ અપીલ કાહાડી શકે છે ( વીરશન વી. ગન્ધ ( ૧૮૭૯ ) ૧૧ સી. ડી. ૫૭૬; ૧૨ ચ. ડી. ૪૫૪ ) આ રૂલ સ્થાવર તથા જંગમ માલકતના હુકમનામાઓને લાગુ છે ( ઈસમેદ કુંવરના કામમાં ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૪૪૮; બં. લા. રી. સુપ વા. ૧૦૦૭ ). જે પ્રીતી કૌંશીલની રૂબરૂ અપીલ ચાલુ હોય તેવો ના હોય તો લાગુ છે ( મુતીયાલાલમલ વી. ચેલાયાનલ ( ૧૮૬૯ ) ૫ મ. હા. કો. ૯૮ ) અથવા આખરનાં ના હોય અને અપીલ ના ચાલે તેવાં ના હોય તો લાગુ છે ( અમીરહસન વી. અહમદ ( ૧૮૮૭ ) ૯ અ. ૩૬ ). આ રૂલ પ્રમાણે અરજી કરતા પહેલાં એક વકીલે એવી હકીકતની પ્રતીજ્ઞા કરેલી જોઇએ કે તેને જે હકીકત કહેલી છે તે યોગ્ય પક્ષકારોએ કહેલી છે ( શ્રીનાથરાય ચૌધરીના કામમાં ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૪૦૫ ).

**નોટીસ**—બજાવણી બંધ રાખવાનો આખરનો હુકમ નોટીસ આપ્યા વીના કરવો ન જોઇએ. તે અરજીના ટેકામાં એફી ડેવીટ કરવા જોઇએ ( મુલતાનચંદ વી. ખરશેદજી ( ૧૮૯૧ ) ૧૫ મું. ૫૩૬ ).

**અરજીનાં કારણો**—એકાદા જીતનાર પક્ષકારને અપીલની મુદત પુરી થએલી ના હોય તે કારણથી પોતાનુ હુકમનામુ બજાવવાને મનાઇ કરેલી નથી ( ડેપ્યુટી કલેકટર, સોનથળ પ્રગણા વી. બીનોદરામ ( ૧૮૬૬ ) ૫ વી. રી. આ. ૫૩ ), અને જો અપીલ કરવાની મુદત પુરી થએલી હોય તો કોરટ બજાવણી કરવા બાબત કોરટ ના કહી શકતી નથી ( ઇશાનચંદ્ર વી. અશનુલ્લા ( ૧૮૮૪ ) ૧૦ ક. ૮૧૭ ). પણ એકાદા અપીલ દાખલ કરયા પછી અપીલ કોરટ અથવા અપીલની મુદત પુરા થતા પહેલાં પણ અપીલ ચાલે તેવું હોય અને જો અરજી કરવામાં આવેલી હોય તો અશલ કોરટ પુખ્ત કારણ બતાવવાથી પોતાની મરજીમાં આવે તો બજાવણી બંધ રાખા શકે છે, પણ બીજી કોઇ કોરટ તે બંધ રાખી શકતી નથી ( બાલૌ વી. અબદુલહાથ ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૩૪૧. વાઈજ વી. રાજકીશ્નરાય ( ૧૮૬૪ ) બં. લા. રી. એફ. બી. ૫૫૦ ઇસમેદ કુંવરના કામમાં ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૪૪૮ ), પણ ફકત એટલી શરતથી કે તે અરજદાર તરફથી ઘણો વીલંબ થએલો ના જોઇએ ( લીસ્ટો અરજદારના કામમાં ( ૧૮૭૨ ) ૧૭ વી. ૧૬૦ ) અને જો તે અરજી મંજુર કરવામાં ના આવે તો, ભારે નુકશાન થાય તેવું જોઇએ ( ગાયકવાડ સરકાર વી. ગાંધી ( ૧૯૦૧ ) ૨૫ મુ. ૨૪૩ ). પણ પ્રતીવાદીનું કહેવું એવું હોય કે મેં કબજો લેવાનો મારો હક ઠસવવાને એક બીજો દાવો કરેલો છે તો કબજો છોડાવવાના હુકમનામાની બજાવણી બંધ રાખવાને તે પુખ્ત કારણ નથી ( મહમદ હુશન લુતફઅલી ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૩૯૩ ); તેમ મેંડસુલ આપેલ વેચાણનો મોડામાં મોડો દીવસ છે તેની નજીકમાં બજાવણીમાં વેચાણનો દીવસ ઠરાવેલો છે અને તેથી અરજદારને ભારે નુકશાન થાય તેવુ છે એ પુખ્ત કારણ નથી ( મહમદ રેઝા અરજદાર ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૨૮૧ ). ઓ. ૯ રૂ. ૧૩ પ્રમાણે હુકમનામુ રદ કરવાને નીચેની કોરટના કહ્યાના હુકમ ઉપર એક અપીલ કરેલી હોય તો બજાવણીમાં ચાલતું કામ બંધ રાખવાને એકાદી અપીલ કોરટ મુખત્યાર છે (ભગવતરાજ

વી. શીવ ગુલામ શાહ ( ૧૯૦૪ ) ૯ ક. વી. નો ૧૨૩; ૩૧ ક. ૧૦૮૧ ).

**જામીન બાબત તજવીજ.**—જામીન આપવા રૂપરથી જ્યારે તે કામ બંધ રાખવાને હુકમ કરેલો હોય તો તે આપેલા જામીનપુખ્ત છે એવું બતાવને તે હુકમનામાના દેણુ દારને વ્યાજથી લાભ આપવો જોઈએ ( મુરીયા ધુમા વી. જુમા હરલાલ ( ૧૮૭૩ ) ૨૦ વી. રી ૫૨ ). દરમીયાન ઉપજનો હીશાબ આપવાને, આ રૂલ પ્રમાણે એક પ્રતીવાદીએ જ્યારે એક જામીન ખત લખી આપેલું હોય અને બજાવણી બંધ રાખેલી હોય ત્યાંસુધી દરમીયાન ઉપજ બજાવણી કરી શકાતી નથી અથવા વાદીએ રેગ્યુલર દાવો કરીને પોતાનો ઈલાજ કરવો જોઈએ, એવું કહેવાને તેને પ્રતીબંધ થાય છે, એવું ઠરાવેલું છે ( સદા શીવપીલાઈ વી. રામ લીંગા ( ૧૮૭૪ ) લા. રી. ૨ ઇ, અ. ૨૧૯) : તે પ્રમાણે કામોમુદી વી. ફોજદાર ( ૧૯૦૬ ) ૪ ક. લા. જે. ૩૧૧ ના કામમાં ચાલવામાં આવેલું છે. )

**જામીન ખત.**—તે જવાબદારે કેવી અને કેટલી છે તેનો આધાર તે ખતના શબ્દો ઉપર છે. સને ૧૮૫૯ ના એકટ ૮ પ્રમાણે એક દાવામાં એવા જામીન આપવામાં આવેલા હોય કે જો અપીલ કાહાડી નાંખવામાં આવે તો જામીન આપશે, પણ ડીવીઝન બેંચે અપીલ ઉપરથી તે હુકમનામું ફેરવ્યું. તેમાં ઠરાવ્યું છે કે જો કે પ્રીવીકૌંસીલને અપીલ કરેલી હોય તોપણ તે જામીનની જવાબદારી બંધ થએલી છે ( અમીરઅલીના કામમાં ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૪૦૩ ) પણ જ્યારે જામીન ખત પ્રમાણે અપીલમાં જે હુકમો અને હુકમનામા થાય તે પ્રમાણે ચાલવાનું અને તે પ્રમાણે પુરૂ કરવાનું હોય તો, સ્પેશીયલ અપીલમાં હાયકોર્ટે કામ પાછું મોકલ્યા પછી આખરનું હુકમનામું કરવામાં આવેલું હોય તો તે બાબત તે બંધન લાગુ થાય છે ( લવલાલ વી. બાબાજી (૧૮૭૮) ૨ મુ. ૬૫૪: ૩ મું. ૨૦૪: સુલેમાન વી. શીવરામ (૧૮૮૮) ૧૨ મુ. ૭૧ ના ઠરાવનો મુકાબલો કરો ). જો તે હુકમનામું બાહાલ રાખેલું હોય તો બજાવણીમાં ચાલેલા કોઇ કામની તારીખથી ત્રણ વર્ષ કરતાં વધારે મુદત થયા પછી પણ લેણદાર જે રકમ લેહેણી થએલી હોય તે વશુલ કરી શકે છે ( શીવગોલામ શાહુ વી. કાદુતહોશેન ( ૧૮૭૯ ) ૪-ક. ૬ ). જ્યારે એક હુકમનામાની બજાવણી હુકમનામાના દેણદાર અને જામીન ઉપર કરેલી હોય ત્યારે એવો હુકમ કરવામાં આવે છે કે હુકમનામાના દેણદારે જે મીલકત કોરટમાં રજુકરેલી હોય ત્યારે તે હુકમનામું વશુલ કરવાને તે મીલકતનો ઉપયોગ કરવો જોઇએ, અને જો આ રીતે હુકમનામાવાળો સંપુર્ણ વશુલ કરી શકે નહી તો જામીને જે નાંણા ભરેલાં હોય તેનો ઉપયોગ તેમાં કરવો જોઇએ ( ગોપાળ નાનાશેઠ વી. જોહારમલ ( ૧૮૯૫ ) ૧૯ મું. ૫૭૮. આ રૂલ અને ઓ. ૩૮ રૂ. ૬ પ્રમાંણે જામીન આપવામાં આવે તે વચેના તફાવત બાબત જુઓ સુલેમાન વી. શીવરાંમ ( ૧૮૮૮ ) ૧૨ મુ. ૭૧ ). એક હુકમનામાવાળાની અને એક જે હુકમનામાના દેણદારે અમુક મીલકત ગીરો આપીને એક જામીન ખત લખી આપેલું હોય તો તેઓની વચેનો સબંધ એક ગીરો રાખનાર અને ગીરો આપનારનો નથી, માટે મીલકત બદીલ કરવાના એકટની ક. ૬૭ પ્રમાણે એક દાવો દાખલ કર્યા વીના હુકમનામાવાળો વેચાણ કરાવીને પોતાના હુકમનામાનો નાણું વશુલ કરી શકેછે (શ્યાંમસુંદર લાલ વી. બજપાઇ જયનારાયણ (૧૯૦૩ ) ૩૦ ક. ૧૦૬૦; ૭ ક. વી. નો. ૫૧૪ ). જ્યારે આ રૂલ પ્રમાણે એકાદો જામીન તે જામીની થએલો હોય તો, બજાવણીમાં તે

જામીનખતનો અમલ કરી શકાતો નથી. પણ તેણે એક જુદો દાવો લાવવો જોઇએ ( તોખનસીંગ વી. ઉદવતશીંગ ( ૧૮૯૫ ) ૨૨ ક. ૨૫; અરૂનચેલમ વી. અરૂનચેલમ ( ૧૮૯૨ ) ૧૫ મ. ૨૦૩; સમજુદાસ વી. બાલમુકંદ ( ૧૮૯૬ ) ૨૩ ક. ૨૧૨ તે પ્રમાણે નથી—બંસ બાહાદુરશીંગ વી. મધલાબેગમ. ( ૧૮૮૦ ) ૨ અ. ૬૦૪; જાનકી કુંવર વી. શરૂપરાણી ( ૧૮૯૫ ) ૧૭ અ ૯૯; જમસેદજી વી. બાવાબાઈ ( ૧૯૦૧ ) ૨૫ મું. ૪૦૯. વળી જુઓ તાખન વી. ગીંદાર ( ૧૯૦૫ ) ૧ ક. લા. જે. ૧૧૮ ).

**ફરી તપાસ.**—આ રૂલ પ્રમાણે જે કોર્ટે એક હુકમ કરેલો હોય તો તે કોર્ટ હરકોઈ વખતે તે હુકમ રદ કરી શકે છે, અથવા દુરસ્ત કરી શકાય છે ( અમીરઅલીના કામમાં ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૪૦૩; અમીરહસન વી. અહમદ (૧૮૬૮) ૯ અ. ૩૬.)

**બંધ રાખેલી નહીં તે**—હાયકોર્ટના હુકમનામા ઉપર પ્રીવીકૌંશીલને અપીલ કરેલી હોય તો તેમાં એકાદી દાવાની કોર્ટ બજાવણી બંધ રાખી શકતી નથી ( મુનીઆલાલ વી. ચેલારામલ ( ૧૮૬૯ ) ૫ મ હા. કો. ૯૮ ) તેમ એકાદા હુકમનામાવાળો પોતાનું હુકમનામું બજાવી શકે તે સારૂ હાયકોર્ટે એકાદા જામીન પાસેથી લીધેલી જામીનીબાબત તે જામીન છુટો થતો નથી ( અમેદુનીશા વી. અમોરૂનીશા (૧૮૭૨) ૧૭ વી. રી. ૪૬૪). વાદીએ એક હુકમનામું કરાવેલું તે અપીલ કરવાથી ફેરવવામાં આવેલું હતું તેથી જડજે સ્પેશીયલ અપીલ ચાલતા સુધી પોતાના કરેલા હુકમનામાની બજાવણી બંધ રાખવાનો હુકમ કરેલો હતો. ઠરાવ્યું છે કે આ હુકમ બરોબર નથી તેથી હાયકોર્ટે પોતાના અસાધારણ હકુમત વાપરીને તે હુકમ રદ કરેલો છે ( કાવશજી ભીમજી વી. ઘોંડીરજ (૧૮૭૩) ૧૦ મું. હા. કો. ૪૧૧).

**વેચાણ થયું તે**—આ રૂલ પ્રમાણેનો કરેલા હુકમની ખબર આપતા પહેલાં જો એકાદી મીલકત વેચવામાં આવેલી હોય તો તે વેચાણ નીરર્થક નથી ( બીરેશ્વરી વી. હરીસુંદર ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો ૨૨૬. જુઓ વીરૂધના, મીયાંનજાન વી. માંનસીંગ ( ૧૮૮૦ ) ૨ અ. ૬૮૬ ). પણ તે હુકમ કહી બતાવવામાં આવેલો હોય તે દીવસ તે હુકમની તારીખ છે અને તે બાબતની નાચેની કોરટને તે બાબત નોટીશ મલે તે તારીખ નથી ( હવલચંદ વી કમળાનંદ ( ૧૯૦૬ ) ૩૩ ક. ૯૨૭ ).

**એક તરફી**—હવે આ હુકમ એક તરફી કરાવી શકાય છે તે નોંધી રાખવા લાયક છે. ઓ. ૨૧ રૂ. ૬૩, જ્યારે ઓ. ૨૧, રૂ. ૬૩ પ્રમાણે કરેલા હુકમ બાબત તકરાર કરવાને એકાદો રેગ્યુલર દાવો કરેલો હોય અને દાવાવાળી બાબત વેચાવવા લાયક છે એવું ઠરાવ્યાનું હુકમનામુ મેળવેલું હોય તો, જો આ રૂલ પ્રમાણે બજાવણી બંધ રાખેલી ના હોય, અને તે હુકમનામા ઉપર અપીલ ચાલતી હોય તોપણ તે મીલકત વેચી શકાય છે ( સૈયદ ફાથુલા વી. મન્યાપા ( ૧૮૮૩ ) ૬ મ. ૯૮ ).

**સ્ટેંપ ડયુટી**—એક પક્ષકારે બીજા પક્ષકારના ખરચ બાબત જામીની ખત કોરટના હુકમથી લખી આપેલું હોય તો તે બે ડયુટીને પાત્ર છે ( અ ) સ્ટેંપ એકટના પરીશીષ્ટ ૧ ની આ. ૧૩ પ્રમાણેનો સ્ટેંપ અને ( બ ) કોરટ ફી એકટના પરીશીષ્ટ ૨ ની આ. ૬ પ્રમાણે આઠ આનાની કોરટ ફી આપવાને તે પાત્ર છે ( કુલવંત વી. માહાબીર ( ૧૮૮૯ ) ૧૧ અ. ૧૬ ).

**અપીલ**—બજાવણી બંધ રાખવાના અથવા તે બંધ રાખવાને ના કહ્યાના હુકમ

ઉપર આગળના કાયદાની ક ૨૪૪ ( ક. ૪૭ ) પ્રમાણે અપીલ ચાલવા લાયક છે, એવું ઠરાવેલું છે [ ગાઝીદીન વી. ફકીરબક્ષ ( ૧૮૮૫ ) ૭ અ. ૭૩ ઊરયાફ્‌ત દેબ વી. ગ્રેગશન ( ૧૮૮૬ ) ૧૨ ક. ૬૨૪; ક્રીસ્તો મોહીની વી. બામાચણ ( ૧૮૮૧ ) ૭ ક. ૭૩૩; મુસાજી વી દામોદર ( ૧૮૮૮ ) ૧૨ મું. ૨૭૯; ઇશ્વિરગર વી. ચુડાસમા ( ૧૮૮૮ ) ૧૨ મુ. ૩૦ ). પણ તે વીરૂધ, અપીલ ચાલતી નથી ( રાંમચંદ્ર વી. બાલમુકંદ ( ૧૯૦૫ ) ૨૯ મુ. ૭૬; અને જુઓ આં. ૪૩ ).

**ખર્ચ**--બજાવણી બંધ રાખવાને જે અરજદારે માગેલું હોય તેની પાસેથી જો તે મેળવે તોપણ ખરચ અપાવવું જોઇએ, કારણ કે તે એક મેહેરબાની છે ( ચુનીલાલ વી. અનતરાંમ ( ૧૮૮૮ ) ૨૫ ક. ૯૯૩ ).

જેના ઉપર અપીલ થઇ હોય તે હુકમનામું બજાવવાને હુકમ કરવામાં આવે તો જામીન લેવાનાતે.

**૬. (૧) જે હુકમનામા ઉપર અપીલ ચાલુ હોય તે હુકમનામું બજાવવાનો હુકમ કરવામાં આવે ત્યારે હુકમનામું કરનારી કોરટને અપેલેન્ટ પુરતું કારણ બતાવે તો, હુકમનામું બજાવવામાં જે મીલકત લેવામાં આવે અથવા લેવામાં આવી હોય તે પાછી આપવાને, અથવા તે મીલકતની કીંમત આપવાને, અને અપીલ કોરટથી હુકમનામું અથવા હુકમ થાય તે બરોબર રીતે પુરો કરવાને, તારણ આપવાનું હુકમનામું કરનારી કોર્ટે ફરમાવવું, અથવા તેવા કારણ ઉપરથી હુકમનામું કરનારી કોર્ટને તેવું તારણ લેવાનું ફરમાવવાને અપીલ કોર્ટ મુખત્યાર છે.** ક. ૫૪૬

**(૨) હુકમનામું બજાવવામાં સ્થાવર મીલકત વેચવાનો હુકમ કર્યો હોય, અને તે હુકમનામા ઉપર અપીલ ચાલુ હોય ત્યારે હુકમનામાના દેણદારે એવો હુકમ કરનારી કોર્ટને અરજ કરવાથી, તારણ આપવા વિષેની અથવા બીજી રીતની હુકમનામું કરનારી કોર્ટને યોગ્ય લાગે તેવી શરતો કરીને અપીલનો નીકાલ થતાં સુધી વેચાણ બંધ રાખવું.**

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ની ક. ૫૪૬.**

**ટીકા**--આ રૂલ હા. કો. ને લાગુ થાય છે.

**અપીલ ચાલુ હોય છે તે**--અપીલ ચાલતી ના હોય તો આ રૂલ પ્રમાણે કાંઈ ઇલાજ લેઇ શકાતો નથી ( ભગવાનચંદ્ર ગોઝ ( ૧૮૮૬ ) ૬ વી. રી. પ્ર. ૧૫; અમીર હસન વી અહમદ ( ૧૮૮૭ ) ૯ અ. ૩૬ જુઓ ઓટો વી. લીન ફોર્ડ ( ૧૮૮૧ ) ૧૮ સી. ડી. ૩૯૪; વીલશન વી. ચર્મ ( ૧૮૭૯ ) ૧૧ સી. ડી. ૫૭૬ ના ઠરાવો રૂ. ૫ નીચે બતાવેલા છે ). જો બજાવણી કાહાડતા પહેલાં તે અરજી કરેલી હોય તે અરજદારે પોતાની હકીકતમાં પ્રથમ એવું બતાવી શરૂ કરવું જોઇએ કે જો હુકમનામાવાળાને મીલકત મળે તો, તે મીલકત અથવા તેની કીમત તેની પાસેથી પાછી મને મળી શકશે નહી એવું સંભવીત છે ( સખીમણી વી. બ્રજરાજ ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૬૯ ). જો અપીલ થતા પહેલાં હુકમનામું બજાવેલું હોય તો મીલકત તકરકે કરવામાં આવે છે,

અથવા તેની અઘટીત રીતે વ્યવસ્થા કરવામાં આવે છે તેવી ખાસ હકીકત બતાવવી જોઇએ ( જે રતુલ બતુલ વી. હુસેની બેગમ ( ૧૮૬૩ ) ૧૦ મુ. ઇ. અ. ૧૫૬; મનસુખરામ પરસેતમ વી. જવેર વહુ ( ૧૮૭૦ ) ૭ મું. હા. કો. એ. શી. જે ૧૨૨; જગોલાલ વી. જાનકી ( ૧૮૭૨ ) ૧૭ વી રી. ૫૨૧ ). જો બજાવણીમાં મીલકત પ્રથમ થી લીધેલી ના હોય તોપણ જામીન માગી શકાય છે એવું ખુલ્લું ઠરાવવાને આ રૂલના શબ્દોમાં ફેરફાર કરેલો છે ( હુકમચંદ વી. કમલાનંદ ( ૧૯૦૬ ) ૩૩ ક. ૯૨૭; ૩ ક. લા. જે. ૬૭; બીરેશ્વરી વી. હરેસુંદર ( ૧૮૯૨ ) ૧ ક વી. નો ૨૨૬ ).

આ રૂલ પ્રમાણે લીધેલા જામીનનો અમલ પહેલી અપીલ કોરટમાંજ થાય છે. એમ નથી. પહેલી અપીલ ઉપરથી અથવા સ્પેશીયલ અપીલમાં હાયકોરટે જે કાંઇ હુકમ કરેલો હોય તેનો તેમાં સમાશ થાય છે ( નારાયણ દેવ વી. ગજાનન ( ૧૮૭૩ ) ૧૦ મુ. હા. કો. ૧; શીવલાલ વી. આપાજી ( ૧૮૭૮ ) ૨ મુ. ૬૫૫; ૩ મુ. ૨૦૪; અને "જામીનખત" નીચે પાછળ બતાવેલા ઠરાવોનો મુકાબલો કરો ).

પૈસા બાબતના એક હુકમનામા ઉપર એક અપીલ ફાઇલ કરેલી હતી અને તે હુકમનામાની બજાવણીમાં સ્થાવર મીલકતનું વેચાણ બંધ રાખવાને આ રૂલના ૨ જા પેરેગ્રાફ પ્રમાણે એકાદી અરજીને હુકનનામું કરનારી કોરટને કરવી જોઇએ, અને અપીલ કોરટને કરવાની નથી ( મુરાદુનીસાના કામમાં ( ૧૮૯૩ ) ૧૫ અ. ૧૯૬; કુંજલાલ વી. બાહીતરામ ( ૧૯૦૩ ) ૮ ક. વી. નો ૩૮૧; જુઓ " લાગુ થતુ નથી " આગળ).

**પૈસા બાબતનું હુકમનામું**--સામાન્ય રીતે જ્યારે એક હુકમનામાથી પૈસા આપવાને હુકમ કરેલો હોય અને હારનાર પક્ષકાર તે રકમ કોર્ટમાં ભરે તો બજાવણી બંધ રાખવી જોઇએ; પણ જીતનાર પક્ષકાર જો જામીન આપે તો, બજાવણી કાહાડવી જોઇએ ( ધનજીભાઈ વી; લીસબો (૧૮૮૯) ૧૩ મું. ૨૪૧). સાંથ બાબતનું હુકમનામુ તે આ રૂલના છેલ્લા પેરાના હેતુ પ્રમાણે પૈસા બાબતનું હુકમનામુ છે ( બંકુબેહારી શાંનયાલ વી. શ્યામબણું ભટાચારજી (૧૮૮૮) ૨૫ ક. ૩૨૨). એફીડેવીટ કરીને અરજદારે કોર્ટની એવી ખાત્રી કરવી જોઇએ કે જો બજાવણી બંધ રાખવામાં આવશે નહી તો પરીણામે વાસ્તવીક નુકશાન થાય તેવુ છે (ગાયકવાડ વી. ગાંધી ( ૧૯૦૧ ) ૨૫ મુ. ૨૪૩).

**લાગુ થતો નથી**--હાયકોર્ટના ઠરાવ ઉપર જે કામોમાં પ્રીવીકૌન્સીલને અપીલ કરવામાં આવેલી હોય તે કામોમાં આ રૂલ લાગુ થતુ નથી, પણ જ્યારે નીચેની કોર્ટને એવું જાહેર કરવામાં આવેલું હોય કે તે હુકમનામા ઉપર પ્રીવીકૌન્સીલને અપીલ કરેલી છે તો તે કોર્ટે કુલ અખત્યાર વાપરીને પક્ષકારોને તે બજાવણી બંધ રાખવાની અથવા બજાવણી કાહાડતા પહેલાં કબજાવાળા પક્ષકાર પાસેથી જામીન લેવાને હાયકોર્ટમાં અરજ કરવા સારૂ મુદ્દત આપવી જોઇએ, પણ તે દરમીયાનમાં તે મીલકત તફરકે કરવામાં આવે તેવી કાંઈ ધાસ્તી વીના તે કરવાનું નથી. (વાઈઝ વી. રાજક્રીશ્નરોય (૧૮૬૪) બં. લા. રી. ( એફ. બી. ) ૫૪૧ ). પણ જે કોર્ટે તે હુકમનામુ કરેલું હોય તે કોર્ટમાં તે કામ ચાલુ ના હોય તો તે હુકમનામાની બજાવણી વ્યાજબીરાહે કોર્ટ બંધ રાખતી નથી ( મણીપુરી વી. ગુરૂપ્રસાદ (૧૮૮૫) ૧૧ ક. ૧૪૬; પા. ૧૪૯. વળી જુઓ ગામીદાન વી. ફકીરબક્ષ (૧૮૮૫) ૭ અ. ૭૩ પાનુ. ૭૬).

**પાછી આપવામાં આવે તે**--જ્યારે એક હુકમનામું ફેરવેલું હોય તો જે મીલ-

કત બજાવણીમાં પ્રતીવાદીયો પાસેથી લીધેલી હોય તે મીલકત તેઓને પાછી આપવી જોઇએ, પછી અપીલના હુકમનામામાં તે વીશે સ્પષ્ટ રીતે ઠરાવેલું હોય કીંવા નહી (રાજકીશનસીંગના કામમાં (૧૮૬૪) બં. લા. રી. એફ. બી. ૬૦૫; ૬ વી. રી. પ્રા. ૧૧૧; બહીકુંવર વી. સહોદ્રાકુંવર (૧૮૭૭) ૨ ક. લા. રી. ૭૪): અને બજાવણીમાં આપેલી રકમ વસુલ કરવાને જડજે ના કહેલા હોય અને રેગ્યુલર દાવો લાવવાને પ્રતીવાદીને ફરમાવેલું હોય ત્યારે હાઇકોર્ટે ચાર્ટર એક્ટ પ્રમાણે તે પાછું આપવાનો તથા અપીલના હુકમ નામાથી ખર્ચ અપાવેલુ હોય તેનો અમલ કરવાને તેને ફરજ પાડેલી છે (ગોબીંદકુમાર ચોધરીના કામમાં ( ૧૮૬૫ ) બં. લા. રી. એમ. બી. ૭૧૪ ) નાણાં પાછાં આપવાનાં હોય ત્યારે તેની સાથે વ્યાજ આપવાનું હોય છે ( ઉમા સુંદરી વી. ગુરૂપ્રસાદ (૧૮૭૧) ૧૫ વી. રી. ૭૪ ); પરંતુ ખરચ ઉપર વ્યાજ અપાવવાનું નથી ( રોજર વી. કંપટોયર ડી. એસ. ડોમ્પટી ડી. પેરી રી. લા. રી. ૩ ની સી. ૪૬૫ ]. પણ આવું વ્યાજ આપવાને મીલકત કોરટને આપેલો ના હોય તો તે વ્યાજ આપવાનું છે ( ફોરેસ્ટર વી. સેક્રેટરી ઓફ સ્ટેટ [ ૧૮૭૭ ] લા. રી. ૪ ઇ. અ. ૧૩૭ ). જ્યારે એકાદી જીલ્લા કોરટનું હુકમનામુ ભુલ ભરેલું હોય તે હાઇ કોરટે ફેરાવેલું હોય અને અસલ કોરટનું હુકમનામું પાછું બહાલ રાખેલું હોય ત્યારે જીલ્લા કોરટનુ હુકમનામું ભુલ ભરેલું થયેલુંજ ના હોય તે પ્રમાણે જીતેલો પક્ષકાર જે સ્થીતીમાં હોય તે સ્થાતીમાં પાછો આવે તેવો તેનો હક છે. જો આ હક મેળવવામાં તેને વતનની જમીનનો કબજો પાછો સોંપેલો હોય તો સને ૧૮૭૪ ના મૂબાઇના એક્ટ ૩ ની ક. ૧૦ ના હેતુ પ્રમાણે તે પાછી આપવાની નથી ( વ્યંકટેશ વી. ગોવીંદરાવ ( ૧૮૯૭ ) ૨૧ મું. ૫૫ ).

**અપીલ કોર્ટ**--નીચેની કોરટના હુકમ ઉપર અપીલ તરીકે અપીલ કોરટને કરેલી અરજી નથી ( ક્રોનર વી. સ્મીથ ( ૧૮૮૩ ) ૨૪ સી. ડી. ૩૦૫ ).

આ રૂલ પ્રમાણે હુકમનામાનાં બજાવણાં સારૂ એકાદો હુકમ કરવામાં આવે ત્યાં સુધી એકાદી અપીલ કોરટ એકાદો હુકમ કરી શકતી નથી [ જનારદન વી. નીલકંઠ ( ૧૯૦૧ ) ૨૫ મું. ૫૮૩ ).

રૂ. ( ૨ ) થી આપેલા અખત્યારનો અમલ અપીલ કોરટ કરી શકે છે ( ત્રીએણી વી. ભગવત ( ૧૯૦૭ ) ૧૧ ક. વી. નો એફ. બી. ૧૦૩૦ ).

**અપીલ**--જામીન આપવાને કરેલા હુકમ ઉપર અપીલ ચાલે છે ( લછમીપત સીંગ વી સીતાનાથ ( ૧૯૦૪ ) ૮ ક. ૪૭૭; ગાઝીદીન વી. ફકીરબક્ષ ( ૧૮૮૫ ) ૭ અ. ૭૩ ); પણ જુઓ આં. ૪૩.

**ખતનો અમલ**--જૂઓ વ્યંકાપા વી. બાસ લીંગાપા ( ૧૮૮૮ ) ૧૨ મું. ૪૧૧; અને ક. ૧૪૫ ની નોટ પાછળ અને આવા હુકમનામા ઉપર અપીલો વીશે સુલેમાન વી. શીવરામ ( ૧૮૮૮ ) ૧૨ મું. ૭૧; થીરૂમલાંઇ વી. રામાયર [ ૧૮૯૦ ] ૧૩ મ. ૧; અસલ કોરટના કબ્જા પછી અપીલ કોરટને કરેલી અરજીમાં શું બતાવાની જરૂર છે તે વીશે જુઓ ચોંક વી. બરટ્રામ ૧ કયુ. બી. ( ૧૮૯૧ ) ૩૪૬ ). આ રૂલ પ્રમાણે અપીલ કોરટના હુકમનામાનો યોગ્ય રીતે અમલ કરવાને એક ત્રીજા પક્ષકારે જમાની ખત લખી આપ્યું હોય તો તે હુકમનામાની બજાવણીમાં તે ખતનો અમલ કરી શકાતો નથી [ સબજુદાસ વી. બાલમુકુંદ ( ૧૮૯૬ ) ૨૩ ક. ૨૧૨; પણ જુઓ જમસેદજી વી. બાવાભાઈ ( ૧૯૦૧ ) ૨૫ મું. ૪૦૯ ).

૭. કાનુનો ૫ તથા ૬ માં કહેલું છે તેવું તારણ હીંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઈનકૌંસીલ પાસેથી, અથવા કોઈ સરકારી અમલદારે કંઈ કામ પોતાના ઓહદાને લીધે કરયું છે એમ કહીને તે કામબદલ તેના ઉપર ફરીયાદ કરી હોય, ત્યારે ( ફરીયાદનો જવાબ કરવાનું સરકારે માથે લીધું હોય તો ) તે અમલદાર પાસેથી માગવું નહિ. ક. ૫૪૭.

સરકાર અથવા સરકારી અમલદાર પાસેથી તેવા જામીન કેટલીક બાબતોમાં માગવા નહીં.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક, ૫૪૭.

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

૮. જ્યારે એકાદી અપીલ હુકમનામા ઉપર નહીં પણ એવા હુકમનામાની બજાવણીમાં કરેલા હુકમ ઉપર કરવામાં આવે અથવા કરી હોય તે પ્રસંગે કાનુનો ૫ તથા ૬ ઉપરથી આપેલા અધીકાર ચલાવી શકાશે.

હુકમનામાની બજાવણીમાં કરેલા હુકમ ઉપરની અપીલમાં અધીકાર ચલાવવા બાબત.

**ટીકા**—હુકમનામા કરતાં બજાવણીમાં કરેલા હુકમ ઉપર અપીલ કરવાને અપીલવાળો જે કામમાં અપીલ કરવાને ઇચ્છા રાખતો હોય તે કામો બાબત આ રૂલ વધારેલું છે જુઓ સ્પેશીઅલ કમીટીનો રીપોર્ટ; પશુપતી વી. નંદલાલ બોઝ ( ૧૯૦૧ ) ૨૮ ક. ૭૩૪ ).

અપીલ મંજુર થયા પછી કામ ચલાવવાની રીત.

૯. (૧) અપીલની યાદ મંજુર કરવામાં આવે એટલે, અપીલ કોરટે અથવા તે કોર્ટના યોગ્ય અમલદારે તેના ઉપર અપીલ આપ્યાની તારીખનો શેરો કરવો, અને અપીલ નોંધવા સારૂ એક ચોપડી રાખીને તે ચોપડીમાં તે અપીલ નોંધવી. ક. ૫૪૮

અપીલની યાદ નોંધવાનું.

(૨) તે ચોપડીને અપીલનું રજીસ્ટર કહેવું.

અપીલનું રજીસ્ટર.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૪૮.

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

એકાદી અપીલ રજીસ્ટર કરવાની છે તે તદન પ્રાધાનીક રૂપનું કામ છે જાફર વી. મહમદ અમીર ( ૧૮૬૯ ) ૪ બં. લા. રી. એપ. ૧૦૩; ૧૩ વી. રી. ૩૫૧ ).

વાઇસ એડમીરલ્ટીની હકુમતનો અમલ એક જડજ કરતા હોય અને તે પ્રમાણે તે જડજના ફેંસલા ઉપરની અપીલોને આ કાયદો લાગુ છે. ( ચેમ્પીઅનના કામમાં (૧૮૯૦) ૧૭ ક. ૬૬ ).

કોરટની પરવાનગી વીના એકાદી અપીલ રીતીસર રજીસ્ટર થયેલી હોય તે પાછી

ખેચી લેવાનો અપીલવાળાનો કાંઈ અખત્યાર નથી ( કરમઅલી વી. બેગમબી ( ૧૮૯૭ ) ૩ મ. હા. કો. ૩૬૮ ).

નમુના—રજીસ્ટરના નમુના બાબત જુઓ એપે. હ. નં. ૧૫.

૧૦. (૧) રેસ્પોન્ડન્ટને હાજર થઈને જવાબ આપવાનું ફરમાવતાં પહેલાં, અથવા ત્યારપછી રેસ્પોન્ડન્ટની અરજ ઉપરથી, અપીલ કોરટની નજરમાં આવે તો અપીલના ખરચના અથવા અવલ ફરીયાદના ખરચના અપેલેન્ટ પાસેથી જામીન માગવાને અપીલ કોર્ટ મુખત્યાર છે; ક. ૫૪૯.

અપીલ કોર્ટ અપેલેન્ટ પાસેથી ખરચના જામીન માગે.

પરંતુ કોઇ કામમાં અપેલેન્ટ બ્રિટીશ ઈંડીયાની બહાર રહેતો હોય, અને જે મીલકત ( જો કંઇ હોય તો તે ) બાબત અપીલ હોય તે શીવાય તેની કંઈ પુરતી સ્થાવર મીલકત બ્રીટીશ ઈંડિયામાં ન હોય, તો તે કામમાં હમેશ કોરટે ખરચના જામીન માગવા.

અપેલેન્ટ બ્રીટીશ ઈંડીયાની બહાર રહેતો હોય તો.

(૨) કોર્ટ હુકમ કરે તેટલી મુદતમાં તે જામીન આપવામાં ન આવે ત્યારે કોર્ટે તે અપીલ નામંજુર કરવી.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૪૯.

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

આ રૂલ લાગું કરવું તે—નાદાર દેવાદારની કોરટના એક કમીશનર તરીકે એક જડજ બીરાજીને હુકમો કરે તે ઉપરની અપીલોને આ રૂલ લાગુ થતું નથી ( રાંમસેવક મીશ્રરના કામમાં ( ૧૮૭૦ ) ૫ બં. લા. રી. ૧૭૯; પણ દરમીયાંન હુકમો ઉપરની અપીલોને તે દેખીતી રીતે લાગુ થાય છે—અહમદ વી. ઇસા ( ૧૮૮૯ ) ૧૩ મું. ૪૫૮).

રીવાજ—અપીલના પ્રતીવાદીની એકાદી અરજી ઉપરથી ફકત કોરટ વર્તી શકે છે પણ એક વખતે તે અરજી ફાઇલ કરેલી હોય એટલે પહેલા પેરેગ્રાફ પ્રમાણે કોરટ જામીન માગી શકે છે અને અપીલની સુનાવણી થતાં પહેલાં હર કોઈ વખતે બીજા પેરેગ્રાફ પ્રમાણે તે પ્રમાણે કરવાને કોરટ બધાવલી છે ( જોગેન્દ્ર દેબના કામમાં ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૧૦૨ નો ઠરાવ રદ કર્યા છે; કલકતા અને એસ. ઇ. રેલ્વે કં. ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૨૧૭ નો ઠરાવ નામંજુર કરેલો છે ), તે જામીન લે કોરટમાંથી એક કોરટના ખરચ માટે અથવા બેઉ કોરટના ખરચ માટે માગવાના છે તેની સાથે જો જામીન આપવામાં આવેલા ના હોય અને અપીલમાં સામા પક્ષને અપીલનો પ્રતીવાદી હાજર થાય ત્યારે તેણે હરકત લેવાને સંભાળ રાખવી જોઇએ અથવા તેણે પોતાનો હક છોડી દીધેલો છે એવી તકરાર કરી શકાય છે ( વાઇઝ વી. જગબંધુ લોઝ ( ૧૮૫૭ ) ૭ મું. ૨ ઇ. અ. ૪૩૧; ઠાકરદાસ વી. કીશોરીલાલ ( ૧૮૮૭ ) ૯ અ. ૧૬૪ ). અને આવી એકાદી અરજી તાબડતોબ કરવી જોઇએ ( ભોળોનાથ વી. રાધાપ્રસાદ ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો ૧૧૯ ) અપીલવાળા પાસેથી જામીન માગવાને દળીદ્રતા એ ફક્ત બસ કારણ નથી ( જીવનઅલીબેગ વી. બસાયલ ( ૧૮૮૬ ) ૮ અ. ૨૦૩; અમનુલ્લા વી. [illegible]

( ૧૮૮૭ ) ૧૪ ક. ૫૩૩; જુઓ સેશાંયગર વી. જૈનુલાબદીન ( ૧૮૭૮ ) ૩ મ. ૬૬ ). તેમ નાદારીએ પુખ્ત કારણુ નથી ( હીવેરસન વી. ડીઝ ( ૧૮૯૪ ) ૨૧ ક. ૫૨૬ ). જ્યારે તે ખરો કજીયાનો પક્ષકાર ના હોય પણુ બીજાઓના હાથમાં ફક્ત દમકડા તરીકે હોય ત્યારે બીજી રીતે છે ( અશનુલ્લા વી. સોલોમન ( ૧૮૮૭ ) ૧૪ ક. ૫૩૩ ). મુંબાઈમાં અપીલના ખરચના શુમાર પ્રમાણે જામીન માગવાનો રીવાજ નથી. સામાન્ય રીતે કહેતાં તમામ કામોમાં રૂ. ૫૦૦ ) નો નીયમ છે ( અહમદ વી. ઇસા ( ૧૮૮૯ ૧૩ મું. ૪૫૮ ). એકાદા જે કામમાં અપીલવાળો બ્રીટીશ હિંદુસ્થાનની બહાર રેહે છે કીંવા નહિં તે વીશે શક ભરેલું હોય ત્યારે અપીલની નોટીસ કહાડયા પછી અપીલવાળા પાસેથી ખરચના જામીન માગવા બાબત હા. કો. નો અખત્યાર છે ( અફઝુલુલ્લા વી. અમીધર ( ૧૮૬૬ ) ૬ વી. રી. પ્રા. ૧૨૩ જ્યારે આ રૂલ પ્રમાણે ચાલીને એકાદી કોરટ ખરચના જામીન આપવાને એક અપીલવાળાને હુકમ કરે તો તે જામીન બાબતના હુકમમાં કાંઈ ખાસ રકમ જામીન બાબત બતાવવાની જરૂર નથી ( લેખા વી. ભોણુ ( ૧૮૯૬ ) ૧૮ અ. ૧૦૧ ). સુનાવણી બાબત ઠરાવેલા દીવસે એમાંથી એકે પક્ષકાર હાજર થાય નહિં અને તે કહાડી નાંખવામાં આવે અને તે અરજદારની ગૈર હાજરીનું પુખ્ત કારણુ બતાવવામાં આવે તો તે અરજી પાછી લઈ શકાય છે ( લક્ષ્મીચંદ વી. ગેટો ( ૧૮૮૫ ) ૭ અ. ૫૪૨ ).

હકીકત વીશે એફીડેવીટ કરીને અપીલના પ્રતીવાદીયે કારણુ પુછ્યાનો હુકમ કરાવવો તેવી હમેશની કામ ચલાવવાની રીતી છે; સુનાવણી સારૂં ઠરાવેલો દીવસે અપીલવાળો કારણુ બતાવે અને અપીલનો પ્રતીવાદી જવાબ દે છે ( રામસુંદરીદાસી વી. રામનારાયણુ ( ૧૮૭૧ ) ૭ બં. લા. રી. એમ. ૫૯; સીરાજઉલ હક વી. ખાદીમ ( ૧૮૮૩ ) ૫ અ. ૩૮૦ ).

**અપીલ**—આગળના કાયદા પ્રમાણે આ રૂલ મુજબ એકાદો દાવો કહાડી નાંખ્યાનો હુકમ તે એક હુકમનામું છે એવું ઠરાવેલું છે ( સીરાજઉલ હક વી. ખાદીમ ( ૧૮૮૩ ] અ. ૭૮૦ ). અને હમેશના રીવાજ પ્રમાણેના કારણોથી આવા એકાદા હુકમ ઉપર સ્પેશીઅલ અપીલ ચાલે ( ગોપાળ વી. દેવકીનંદન ( ૧૮૭૪ ) ૬ અ. હા. કો. ૧૭૨ ). પણુ સીરાજ ઉલહક વી. ખાદીમનો આ બાબત વીશેનો ઠરાવ લેખા વી. ભાંણાના કામમાં ના મંજુર કરેલો છે ( ૧૮૯૫ ) ૧૮ અ. એપ. વી. ૧૦૧; તે પ્રમાણે ફીરોઝી બેગમ વી. અબદુલ લતીફ ( ૧૯૦૮ ) ૩૦ અ. ૧૪૩ ના કામમાં ચાલવામાં આવેલું છે ). તે કામમાં એવું ઠરાવેલુ છે કે આ રૂલ પ્રમાણે એકાદી અપીલ રદ કર્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી જુઓ આં. ૪૩ આગળ.

એકાદા હુકમનામાની બજાવણીમાં ક. ૪૭ પ્રમાણે અપીલના તથા અસલ દાવાના ખરચના જામીન અપીલવાળા પાસેથી કોરટ એક હુકમ કરીને માગી શકે છે ( દગડુ વી. ચંદ્રભાણુ ( ૧૯૮૦ ) ૨૪ મું. ૩૧૪ ).

જો અપીલવાળાએ નાદારીમાં અપીલ કરેલી હોય તો આ રૂલ લાગુ થતુ નથી ( નસીરૂદીન બીશ્વાસ વી. ઉજલબીશ્વાસ ( ૧૮૭૧ ) ૧૭ વી. રી. ૬૮, તે પ્રમાણે રોશાયગર વી. જઈનુલાબદીન ( ૧૮૭૮ ) ૩ મ. ૬૬ ના કામમાં ચાલવામાં આવેલું નથી પણુ જ્યારે કામના ગુણુ દોશ ઉપરથી અપીલના પ્રતીવાદીના લાભમાં જણાતુ હોય ( મઝહુર હુ

સેન વી. દીનોબંધુ બર્ક ૧૧૯; બેહુલમ બ્લોકી ( ૧૮૭૮ ) ૧૦ સી ડી. ૪૧૬ ), અથવા અપીલવાળો એક નાદાર દેવાદારનો એસાઇની હોય ( હીરાલાલ સીલ કે. કેરા પીયેટ ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૪૩૧ ) અથવા અસલ કોરટમાં તેની પાસેથી જે ખરચ અપાયેલુ હોય તે નહિ આપવામાં તેની વરતણુંક ચીડાવે તેવી હોય ( અહમદ વી. ઈસા ( ૧૮૮૯ ) ૧૩ મું. ૪૫૮ ); અથવા પક્ષકારોએ તે પ્રમાણે કબુલ કરેલું હોય ( એલીયાસ વી. ચક્રબતી ( ૧૮૬૬ ) ઈ. જ્યુ મેન એસ. ૨૨૩) નો જામીન માગવા જોઇએ પણ અપીલનો પ્રતીવાદી કબુલ કરેલો વારસ હોય તો તેની પાસે આ જામીન માગવા ના જોઇએ ( બગબતીચરણ વી. ઈશરચંદ્ર ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૩૧૧ ).

**લેટર્સ પેટંટ પ્રમાણે અપીલો**—આ રુલ લેટર્સ પેટંટ પ્રમાણે જો અપીલોને લાગુ થતુ નથી ( સેશાયર વી. નગારતનાલાલા ( ૧૯૦૪ ) ૨૭ મ. ૧૨૪ ).

**ખત**—એક પક્ષકારે જામીન આપવાને બે મહિના આપેલા હતા તેથી તેણે છેલે દીવશે અરજી આપીને એક દસ્તાવેજ રજુ કરી અને બીજે દીવસે રજીસ્ટર કરાવ્યા વીનાનું જામીની ખત રજુ કરયું. જડજે તે ખત ના મંજુર કરયું પણ તેમનો હુકમ રદ કરવામાં આવેલો હતો પણ તે જામાની બસ છે કીંવા નહિ તે વીશે તજવીજ કરવાને તેમને ફરમાવેલું હતું કારણકે તે ખત જમીની કબુલ કરવામાં આવે ત્યાંસુધી રજીસ્ટર કરાવાની જરૂર નહોતી ( ડયુંની વી. અમીરઉન્નીસા ખાતુન ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૪૧ ).

અ એ બ ઉપર દાવો કરયો તેથાં ખરચ બાબત જામીની ડીપોઝીટ કરવાને તેને ફરજ પાડવામાં આવી હતી કારણકે તે ઇંગ્રેજી મુલકની બહાર રહેતો હતો. તેમણે એક હુકમનામું મેળવ્યું બ એ અપીલ કરી. ઠરાવ્યું છે કે તે અપીલનું ખરચ આપવાને કોરટમાં ડીપોઝીટ મુકવાને જો માગી શકતો નથી ( ફ્લેમીગ વી. સેરમેન ( ૧૮૬૯ ) ૪ બં. લા. રી. ઓ. સી. ૯૨; હફમેન વી. મધુસુધન ( ૧૮૭૯ ) ૧૨ વી. રી. એફ. બી. ૧૬); ૩ બં. લા. રી. એફ. બી. ૪૫ ).

**અમલ**—ખરચ બાબતની જમાની તરીકે એક ખત લખી આપવામાં આવેલું હોય તો બજાવણીના હુકમથી સક્ષેપ રીતે તેનો અમલ કરી શકાય છે ( અબદુલ વી. ફરીદુનીસા ( ૧૮૮૯ ) ૧૬ ક. ૩૨૩; ચતરધારી વી. રામબેલાસી ( ૧૮૭૮ ) ૩ ક. ૩૧૮ અને જુઓ ક. ૧૪૫ નીચેના ઠરાવો છે.

**આવી મુદત**—મુદત પુરી થતાં પહેલાં અથવા તે પછી કોરટ મુદત વધારી શકે છે ( બદ્રીનારાયણ વી. શીવકુવર ( ૧૮૮૯ ) લા. રી. ૧૭ ઇં. અ. ૧. ૧૭ ક. ૫૧૨; જમનાબાઇ વી. બીશનદાસ ( ૧૮૯૭ ) ૨૧ મું. ૫૭૬. મુદત વધારવાને સાફ પુખ્ત કારણ વીશે જુઓ મધુસુધન વી. અધીકારી પ્રપાના ( ૧૮૯૦ ) ૧૭ ક. ૫૧૬; લા. રી. ૧૭ ઇં. અ. ૯; રજબઅલ્લી વી. અમીરાહુસેન ( ૧૮૯૦ ) ૧૭ ક. ૧ ).

**રદ કરવી**—બીજી બાજુને નોટીસ આપ્યા વીના જામીન માગવાનો હુકમ કરવામાં આવેલો હોય તો અપીલ રદ કરી શકાતી નથી ( સીરાજઉલહક વી. ખાદીન ( ૧૮૮૩ ) ૫ અ. ૩૮૦ ): કારણ પુછવાની નોટીસ આપવામાં આવેલી હોય તો તે બસ નથી (ટીમુ વી. દેવારાય ( ૧૮૮૨ ) ૫ મ. ૨૬૫. વળી જુઓ સુરજમુખીના કામમાં (૧૮૭૭) ૨ ક. ૨૭૨ ).

દાવો કાહાડી નાંખવાની જુદી અરજી કરવાની જરૂર નથી ( મહમદભાઈ વી. બાણુ

જીટોપન ( ૧૮૬૫ ) ૩ મું. હા. કો. ૬૪; પણ જામીન આપવાનો એકાદો હુકમ કરેલો હોય અને તે કામ લઇને અપાલના પ્રતીવાદીએ કહેલુ હોય કે તે કહાડી નાખવી જોઇએ તો જમાનીની રકમ નકી કરેલી નથી અને જે કોરટે હુકમ કરેલો હતો તેની તે કોઈ નથી તે કારણોથી તેની અરજી નામંજુર કરવામાં આવેલી હતી ( ઠાકુરદાસ વી. કીશોરીલાલ ( ૧૮૮૭ ) ૯ અ. ૧૬૪ ).

**પાછી લેવી**—અપીલવાળો યોગ્ય જામીન આપે તો એકાદી અપીલ પાછી લઈ શકાય છે ( બલવંતસીંગ વી. દોલતસીંગ ( ૧૮૮૬ ) ૮ અ. ૩૧૫; લા. રી. ૧૩ ઇં. અ. ૫૭ ).

નીચલી કોર્ટને નોટીસ મોકલ્યા વગર અપીલ કાઢી નાંખવાનો અખત્યાર

**૧૧.** (૧) અપેલેટ કોર્ટ તે કામના કાગળપત્ર મંગાવવાનું દુરસ્ત ધારે તો તે મંગાવ્યા પછી અને અપેલેન્ટ અથવા તેનો પ્લીડર કહે તે સાંભળવાની મુદ્દત ઠરાવ્યા પછી **કલમ. ૫૫૧** અને તે મુદ્દતે હાજર થાય તો તે પ્રમાણે તેનું કહેવું સાંભળ્યા પછી, અપીલ કોર્ટને યોગ્ય લાગે તો, જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોર્ટને તે અપીલ વીશેની નોટીસ મોકલ્યા વગર, અને રેસ્પોન્ડન્ટને અથવા તેના પ્લીડરને નોટીસ પોચાડયા વગર, તે અપીલ કાઢી નાંખવાને મુખત્યાર છે.

(૨) ઠરાવેલે દીવસે અથવા સુનાવણી જે બીજા દીવસ ઉપર મુલતવી રહે તે દીવસે અપીલની સુનાવણી પોકારવામાં આવે ત્યારે અપેલન્ટ હાજર ન હોય તો કોર્ટને અપીલ કાઢી નાંખવાનો હુકમ કરવાનો અધીકાર છે.

(૩) આ કાનુન મુજબ અપીલ કાઢી નાંખ્યાનો ઠરાવ જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોરટને લખી જણાવવો જોઇયે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૫૧.**

**ટીકા**—આ રૂલ હા. કો. લાગુ છે.

જે બીજી અપીલ દાખલ કરેલી હોય તેને તે લાગુ છે ( રૂદ્રપ્રસાદ વી. બૈજનાથ ( ૧૮૯૩ ) ૧૫ અ. ૩૬૭ ).

આ રૂલ પ્રમાણે એકાદુ ચાલેલુ કામ તમામ ઇરાદા અને કારણોસર એક તપાસ છે ( માસુદાના ઠાકોર વી. નંદવાડાના ઠાકોરની વીધવાઓ ( ૧૮૭૯ ) ૨ અ. ૮૧૯ ). અને ફેંસલો તથા હુકમનામુ હમેશની રીત પ્રમાણે લખવુ જોઇએ ( રોયલ રેડ્ડી વી. લીંગા ( ૧૮૭૮ ) ૩ મ. ૧ ). એકાદી અપીલ કાહાડી નાંખ્યાનો હુકમ તે એક હુકમનામું છે. આ બાબતમાં આ રૂલ પ્રમાણે એકાદી અપીલ કહાડી નાંખેલી હોય તેની અને કોઈ બીજા રૂલ પ્રમાણે સંપુરણ સુનાવણી કરીને એકાદી અપીલ કહાડી નાંખેલી હોય તેની વચમાં કાંઈ તફાવત નથી ( ઉમાસુંદરી વી. બીન્દુબાસીની ( ૧૮૯૭ ) ૨૪ ક. ૭૫૯ ). આ રૂલ પ્રમાણે એકાદી અપીલ કહાડી નાંખેલી હોય તેથી એકાદો ફેંસલો લખવાની જરૂરીમાંથી નીચેની અપીલ કોરટ બચતી નથી ( રામીઠેકા વી. બ્રીજનાથ સેડીયા ( ૧૮૯૮ ) ૨૫ ક. ૯૭; ૧ ક. વી નો. ક. ૬૯૨ ). આ રૂલ પ્રમાણે એકાદી અપીલ કહાડી નાંખવામાં આવે

તેથી જે નીચેની કોરટનું હુકમનામુ બીલકુલ અસર થયા વીનાનું રહે છે માટે તે કોરટ ફેંસલા પ્રમાણે સુધારી શકે છે અથવા તેના પ્રમાણે બરોબર કહી શકે છે (બાપુ વી. વજીર (૧૮૭૭) ૧૧ મું. ૫૪૮).

પણ જ્યારે એકાદુ હુકમનામુ બહાલ રાખવામાં આવેલું હોય તે તેની ફરી તપાસ કરવાને નીચેની કોરટની હકુમત નથી (પ્યારી મોહન. વી. મોહેન્દ્ર (૧૯૦૬) ૪ ક. લા. જે. ૫૬૬. રામાપા વી. ભર્મા (૧૯૦૬) ૮ મું. લા. રી. ૮૪૨. જુઓ રમલ વી. સત્યેંદ્ર (૧૯૦૭ ૫ ક. લા. જે. ૩૪૮).

સ્ટેંપ—દાવા અરજી ઉપર યોગ્ય રીતે સ્ટેપ નથી તે કારણથી તે કાહાડી નાંખવા વીશે જુઓ કમાથી વી. કુનહમદ (૧૮૯૨) ૧૫ મ. ૨૮૮).

અપીલ સાંભળવાનો દીવસ.

**૧૨.** (૧) કાનુન ૧૧ પ્રમાણે અપેલેટ કોર્ટ અપીલ કાઢી ન નાંખે તો, તે અપેલેન્ટ કોરટે અપીલ સાંભળવાનો એક દીવસ મુકરર કરવો. કલમ ૫૩૨.

(૨) કોર્ટમાં ચાલુ કામ કેટલું છે, રેસ્પોન્ડેન્ટને રહેવાનું ઠેકાણું કેટલું દુર છે, અને અપીલની નોટીસ પોંચાડવાને કેટલી મુદત લાગશે તે ઉપર વીચાર કરીને તે દીવસ એવી રીતે ઠરાવવો કે જેથી તે દીવસે હાજર થઈને અપીલનો જવાબ આપવાને રેસ્પોન્ડેન્ટને પુરતો વખત મળે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૩૨.**

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોર્ટને અપીલ કોર્ટે નોટીસ આપવી.

**૧૩.** (૧) અપીલ કાનુન ૧૧ પ્રમાણે કાઢી નાખવામાં આવી ન હોય ત્યારે, જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોરટને, તે અપીલ વીશેની નોટીસ અપેલેટ કોરટે મોકલવી. કલમ ૫૫૦

અપેલેટ કોર્ટને કાગળ મોકલી દેવા.

(૨) જે કોરટનાં દફતર અપેલેટ કોરટમાં રખાતાં નથી તે કોરટના હુકમનામા ઉપર અપીલ હોય ત્યારે, જે કોરટને તે નોટીસ મળે તે કોરટે, બની શકે તેટલી ઝડપથી તે ફરીયાદમાંના બધા જરૂરી કાગળો અથવા અપેલેટ કોરટે નામ લેઈ તેમંગાવેલા કાગળો મોકલી દેવા.

જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થ-

(૩) જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોરટમાંના કોઈ કાગળોની નકલ કરી રાખવા બેમાંથી કોઈ પક્ષકાર માગતો હોય તો, તે કાગળોનાં નામ સુધાંત તે કોરટને લ-

ઈ હોય તે કોરટમાં દાખલ થએલા દસ્તાવેજોની નકલો રાખવાનું.

એલી અરજ કરવાને તે મુખત્યાર છે; અને તેવા કાગળોની નકલો તે અરજદાને ખરચે કરીને તેને આપવી.

## સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૫૦.

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

કામના જે કાગળો અપીલ કોરટની રૂબરૂ લાવવાને અપીલવાળો ઇચ્છા રાખતો હોય અને તેનો કાંઇ ભાગ મોકલવામાં આવેલો ના હોય તો તપાસની ઠરાવેલી તારીખ પહેલાં તે મંગાવવાને કોરટ પાસે માગવાની તેની ફરજ છે ( બક્ષલ્લી વી. જયનત ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૨૪૮ ).

નોટીસનો નમુનો એપે. ગ. નં. ૫.

અપીલ સાંભળવાના દીવસની નોટીસ પ્રસીદ્ધ કરવાનું તથા તે પોંચાડવાનું.

**૧૪.** (૧) ૧૨ મી કાનુન પ્રમાણે ઠરાવેલા દીવસની નોટીસ અપેલેટ કોરટના મકાનમાં ચોઢવી, અને તેની એક નોટીસ અપેલેટ કોરટે, જે કોરટના હુકમનામા ક. ૫૧૪ ઉપર અપીલ થઈ હોય તે કોરટને મોકલવી; અને હાજર થઈને જવાબ દેવાસારૂ પ્રતીવાદીને સમન પોંચાડવા વિશે જે રીત કહી છે તે રીતે તે નોટીસ રેસ્પોન્ડેન્ટને અથવા અપીલ કોરટમાંના તેના પ્લીડરને પોંચાડવી અને તે સમનને અને તે પોંચાડવા સંબંધી કામને લાગુ પડે તેવા બધા ઠરાવો આ નોટીશ પોંચાડવા સંબંધી કામને લાગુ પડશે.

અપીલ કોર્ટ પોતે નોટીસ પોંચડાવે.

(૨) જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોરટને નોટીસ મોકલ્યાને બદલે, ઉપર કહેલા નીયમ પ્રમાણે અપીલકોરટ પોતે રેસ્પોન્ડેન્ટને અથવા તેના પ્લીડરને તે નોટીસ પોચડાવવાને મુખત્યાર છે.

## સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૫૩.

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

ઇંગ્રેજ સરકારના મુલક બહાર ચંદ્રનગરમાં અપીલનો એક પ્રતીવાદી રહે છે માટે રજીસ્ટર કરાવેલા બીડામાં ટપાલ મારફતે અપીલની નોટીસ તેને મોકલવી જોઇએ અને જો તે હાજર ના થાય તો પ્રતીજ્ઞા કરીને એક એવી હકીકત રજૂ કરવી જોઇએ કે જે ઉપરથી હાલ તે ત્યાં છે અથવા થોડી મુદતથી રેહે છે એવું માલુમ પડે ( સનાતન બક્ષી વી. ગોપાળચંદ્ર ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ક. ૧; એકાદો સખસ એકાદો રજીસ્ટર કરાવેલો કાગળ ટપાલ મારફતે મોકલેલો હોય તે કબુલ કરે નહિ તો તેના મજકુરની અજાણુતા વીશે પાછળથી તે તકરાર કરી શકતો નથી. ( લુતફઅલ્લી વી. પ્યારી મોહન ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૨૩ ) જોગેન્દ્ર વી. દ્વારકાંનાથ ( ૧૮૮૮ ) ૧૫ ક. ૬૮૧).

જો એકાદા પ્રતીવાદી ઉપર યોગ્ય રીતે બજાવી શકાય નહિ તો તે નોટીસ કોરટને પાછી મોકલવી જોઇએ અને અપીલવાળાએ તેને બદલે બીજી રીતની બજાવણી કરવાને હુકમ કરવા સારૂ અરજ કરવી જોઇએ ( ગોપાળદાસ વી. ગીરધારી ( ૧૮૬૬ ) ૬ વી.

રી. ૧૩ એજ઼હુ કુમ્પાની વી. ઓતોમાલો (૧૮૬૯) ૧૧ વી. રી. ૪૫૬). અપીલની એકાદી નોટીસ બજાવનાર પક્ષકારને એવું માલુમ પડે કે અપીલનો પ્રતીવાદી પોતાને ઘેર છે નહિ અને તે કયાં છે તે તેને કહેવામાં આવેલું છે તેમ છતાં તેના મકાનના બારણા ઉપર તે નોટીસ ચોહડાવે તો તેવી બજાવણીની હક નીઅર્થકછે અને કાંઇ અસર વગરની છે (દુલીચંદ વી. નીરભાંનસીંગ (૧૮૭૩) ૨૦ વી. રી. ૬૨).

નોટીસનો નમુનો—જુઓ એપે. ગ. નં. ૬.

૧૫. રેસ્પોન્ડેન્ટની નોટીસમાં એવું જણાવવું કે જો તમે સદરહુ પ્રમાણે ઠરાવેલે દીવસે અપીલ કોરટમાં હાજર નહીં થાઓ તો અપીલ એક તરફી સાંભળવામાં આવશે.

નોટીસનો મજકુર. કલમ ૫૫૪.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૫૪.**

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

**સુનાવણી વખતે કામ ચલાવવાની રીત.**

૧૬. (૧) સદરહુ પ્રમાણે ઠરાવેલા દીવસે અથવા બીજા જે દીવસ ઉપર સુનાવણી મુલતવી રાખી હોય તે દીવસે અપીલની તરફેણમાં અપેલેન્ટ જે કહે તે સાંભળવું.

શરૂઆત કરવાનો હક. ક. ૫૫૫.

(૨) પછી કોરટ એકદમ અપીલ કાહાડી ન નાખે તો અપીલની વિરૂદ્ધ રેસ્પોન્ડેન્ટ જે કહે તે સાંભળવું જોઇયે, અને એવી બાબતમાં અપેલેન્ટને જવાબ આપવાનો હકક પ્રાપ્ત થશે.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૫૫.**

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

ઠરાવેલા દીવસ પહેલાં એકાદી અપીલનો ફેંસલો કરવામાં આવે તેથી થયેલી ગેર શીરસ્તે બાબતમાં જો તે ફેંસલો કરતી વખતે વકીલો હાજર હોય અને તે કામની તકરાર કરેલી હોય તો સ્પેશીઅલ અપીલમાં હાથ ઘાલવામાં આવતો નથી (હકીમુન્નીસા વી. મકદુનમ (૧૮૬૪) ૧ વી. રી. ૨૪૬).

જો એવું જણાતું હોય કે અપીલ સંબંધી કોરટના નીયમો પ્રમાણે ચાલવામાં આવેલું નથી અને કાંઇ યોગ્ય કારણ બતાવેલું ના હોય તો તે અપીલ કહાડી નાંખવી જોઇએ (ભીમજી ગીરધર વી મોરગન (૧૮૮૫) ૩ મું. હા. કો. ૬૩). એકાદા જે કામમાં અસલ કોરટના કાગળો ઘણુ કરીને બીલકુલ નાશ કરેલા હોય તે કામની સુનાવણીમાં કામ ચલાવાની જે રીતી પસંદ કરવાની છે તે બાબત—(હરકુમાર વી. અથીયાતુલ્લાં (૧૮૯૮) ૩ ક. વી. નો. ૨૩).

૧૭. (૧) સદરહુ પ્રમાણે ઠરાવેલે દીવસે અથવા બીજા જે દીવસ ઉપર સુનાવણી મુલતવી રાખી હોય તે દીવસે અપેલેન્ટ જાતે અથવા પોતાના પ્લીડરની મારફતે અપીલની સુનાવણી પોકારવામાં આવે ત્યારે હાજર ન થાય ત્યારે, અપીલ કાઢી નાંખવાનો હુકમ

અપેલેન્ટની કસુરને લીધે અપીલ કાડી નાંખવી. ક. ૫૫૬

કરવાનો કોરટને અધીકાર છે.

(૨) અપેલેન્ટ હાજર થાય અને રેસ્પોન્ડેન્ટ હાજર ન થાય ત્યારે તેની ગેરહાજરીમાં અપીલ સાંભળવી.

એક તરફી અપીલ સાંભળવી.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૫૬.

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

અપીલવાળાની ગેર હાજરીમાં તે કામ કાહાડી નાંખવું જોઇએ પણ જે તારીખને માટે સુનાવણી મુલતવી રાખેલી હોય તે તારીખે અથવા જે તારીખની અપીલવાળાને ખબર હોય તે તારીખે કામની તપાસ કરેલી હોવી જોઇએ ( શીબચંદ્ર વી. અલાદમણી (૧૮૬૬ ) ૫ વી. રી. પ્ર. ૨૨,) પણ વકીલોએ હાજર થઇને તકરાર કરેલી ના હોય તો તે કહાડી નાંખી શકાય છે (હફામુતુલ્લા વી. મકદુનમ (૧૮૬૪) ૧ વી. રી. ૨૪૬). અને આ બાબત હુકમ ઉપરથી માલુમ પડવી જોઈએ ( હરીચંદ્ર વી. રામકુમાર ( ૧૮૬૫) ૨ વી. રી. ૨૫૪ ) અને કસુરના કાહાડી નાંખવાને બદલે જો જડજ કામના ગુણદોશમાં પેશીને અપીલવાળા વીરૂધ ફેંસલો આપે તો પણ તે અપીલ કસુરના કારણથી તે અપીલ કાહાડી નાંખેલી સમજવી જોઇએ. અને તે ફરી દાખલ કરીને ફરીથી સુનાવણી કરવાની અરજી ફરી તપાશની અરજી તરીકે ગણી શકાતી નથી. પણ રૂ. ૧૯ પ્રમાણે તે સાંભળવી જોઇએ ( મહેશચંદ્ર વી. ઠાકુરદાસ ( ૧૮૭૩ ) ૨૦ વી. રી ૪૨૫, ઝેનાબ બેગમ વી. મનાવર (૧૮૮૬ ) ૮ અ. ૨૭૭, કનાહીલાલ વી. નાબતરામ ( ૧૮૮૦ ) ૩ અ. ૫૧૯ ).

કસુર—જે વકીલે અપીલની યાદ ઊપર સહી કરેલી હોય તે વકીલ હું અશક્તીવાંન છુ અને તૈયાર થએલો નથી એવા કારણથી ( બળદેવ મીશર વી. અહમદ હોશન (૧૮૭૧ ) ૧૫ વી. રી. ૫૪૩; શીબેંદ્ર નારાયણ વી. ફીતુરામ ( ૧૮૮૬ ) ૧૨ ક. ૬૦૫ રામચંદ્ર વી. મહાધબ ( ૧૮૯૨ ) ૧૬ મું. ૨૩ અને જુએ વીરૂધ મીરજીલાલ વી. કુદનલાલ ( ૧૮૯૮ ) ૨૦ અલ્હા. ૨૯૫), અથવા અપીલવાળો જાતે અપીલ ફાઇલ કરે અને પછી તે વકીલની મારફતે હાજર થાય અને તે વકીલ તે અપીલની યાદનુ સર્ટીફીકટ આપવાની ના કહે ( કીશનચંદ્ર વી. હરીચંદ્ર ( ૧૮૬૫) ૩ વી. રી. ૨૧૬) તો કસુરના કારણથી તે કામ કાહાડી નાંખવુ જોઇએ ( વોટશન અને કંપની વી. અંબીકાદાસી ( ૧૮૯૯ ) ૪ ક. વી. નો. ૨૩૭; ૨૭ ક. ૫૨૯ ) પણ થોડી મુદત ઉપર ઠરાવેલું છે કે એકાદો વકીલ મુલતવી રખાવવાની અરજી કરવાને રાખેલો હોય અને તે હાજર થાય તો આ રૂલના હેતુ પ્રમાણે તે હાજરી થતી નથી ( સાતીશ વી. અપારા ( ૧૯૦૭ ) ૨૪ ક. ૪૦૩; પ્ર. ક. લા. જે ૨૪૭; ૧૧ ક. વી. નો. ૩૨૯; તે પ્રમાણે કુક વી. એકઝીટ. કોલ કંપની (૧૯૦૪ ) ૮ ક. વી. નો. ૬૬૧ ના ઠરાવમાં ચાલવામાં આવેલું છે )—

કસુર નહિ તે—એક હુકમનામું થોડુક વાદીના લાભનુ અને થોડુક તેના વીરૂધનુ કરેલુ હોય અને પ્રતીવાદીયોમાંનો એક પ્રતીવાદી એકલો સહ પ્રતીવાદીને અપીલનો પ્રતીવાદી ઠરીને અપીલ કરે તો તે સહ પ્રતીવાદી હાજર રહેવાની અથવા પોતાને પરીણામમાં હીત રાખવાની જરૂર નથી ( ગુણોમણી ડોશી ) વી. પારબતી ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૩૨૬. )

માટે જ્યારે બે અપીલોની એકઠી તપાસ કરેલી હોય અને આ કાંમોમાંના એક કાંમમાં વાદીને હાજર થવાને બોલાવેલો હોય અને તે હાજર થવાને કસુર કરેતો બીજા કાંમમાં વીરૂધ ફેંસલો આપી શકાતો નથી (અરૂનચેલા વી. વેંકટચેલા (૧૮૮૨) ૫ મ. હા. કો. ૨૬૯ ).

જ્યારે એકાદી કોર્ટે અગીયાર મહીના વીલંબ કરીને અપીલનો નીકાલ કરવાની તારીખ ઠરાવ્યા વીના કસુરના કારણથી તે અપીલ કાહાડી નાંખે તો તે હુકમ ભુલ ભરેલો છે, એવુ ગણીને હાયકોરટ તે હુકમ રદ કરેલો છે એવા કારણથી કે કોરટના હુકમ પ્રમાણે બુઝી પુર્વક ચાલવામાં આવેલુ ના હોય તેને ફક્ત તે કાયદો લાગુ થાય છે ( શુધામણી ડેશી વી. ગુરૂમશાદદત વી. રી. (૧૮૬૪) પાં. ૧૭૧ ) માટે એક કાંમ સુનાવણી શારૂ દુર્ગા પુજાના તહેવારો પછેવાં રાખેલુ હતુ પણ તે તહેવારો પછી એક દીવસ સુનાવણી માટે નીમ્યા વીના તે કાંમનો ફેંસલો કરેલો હતો તેથી તે કામ ફરી શુનાવણી શારૂ પાછુ મોકલેલું હતું ( જીવનમણી વી. તારીનીચર્ણ (૧૮૬૫) વી. રી. એકટ ૧૦, ૧૬૪ )

**પાછા મોકલેલાં કામો.**—એક પાછા મોકલેલા કાંમમાં તે કાંમ ચલાવવાને અપીલવાળાએ કાંઇ ઇલાજ કરયો નહી. અને જડજ પોતાનો ફેંસલો લખતા હતા તે વખતે અપીલવાળાના વકીલે હાજર થઇને કહ્યું કે મને કાંઈ હકીકત બતાવેલી નથી. ઠરાવ્યું છે કે તે કામ કસુરથી કાહાડી નાંખેલુ છે તે બરોબર છે ( ત્રોલોદચંદ્ર વી. અખીલચંદ્ર (૧૮૬૯) ૨૧ વા. રી. ૬૫). એક કામ અપીલ કરવા ઉપરથી પાછુ મોકલવામાં આવેલુ હતુ પણ પક્ષકારોની ગેરહાજરીના કારણથી દાવો કાહાડી નાંખેલો હતો, પણ જો તે દાવાને મુદતની હરકત ના હોય તો તે ફરીથી દાખલ કરી શકાય છે (રઘુનાથસીંગ વી. રામકુમાર ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૮૧; ૫ બં. લા. રી. એપ. ૬૪ ).

**કાગળની ચોપડી.**—અશલ બાજુને માટે ઘડેલા રૂલોના પેરેગ્રાફ ૪૬૭ પ્રમાણે જો અપીલવાળો "પેપરબુક" ફાઇલ કરે નહી તો અપીલ કાહાડી નાંખવી જોઇએ ( કાબુલી વી. ભુલી (૧૮૯૦ ૧૭ ક. ૨૮૯ ).

**અપીલ.**--સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની આવી મળતી કલમ પ્રમાણે કરેલા હુકમનામા ઉપર અપીલ ચાલે છે કીંવા નહિ તે વીશે ઠરાવો એક બીજા વીરૂધના છે ( મહાલથના કામમાં ( ૧૮૭૮ ) ૨ મ. ૭૫; રામચંદ્ર વી. માધવ ( ૧૮૯૨ ) ૧૬ મુ. ૨૩; રાધાનાથ રડીંગ વી. ચંદીશીંગ ( ૧૯૦૩ ) ૩૦ ક. ૬૬૦ ; ૭ ક. વી. નો ૪૮૬; તેમ નથી—નંદરામ વી. મહમદ બક્ષ ( ૧૮૭૯ ) ૨ અ. ૬૧૬ કનાઇલાલ વી. જોબતરાય ( ૧૮૮૦ ) ૩ અ. ૫૧૯; જુઓ ઓ. ૪૩ ).

કસુરના કારણથી એકાદી અપીલ કાહાડી નાંખ્યાના હુકમ ઉપર લેટર્સ પેટંટ ની ક. ૧૦ પ્રમાણે અપીલ ચાલતી નથી ( પોખરસીંગ વી. ગોપાળ (૧૮૯૨) ૧૪ અ; ૩૬૧. મા ગ્યાઅલ્લી વી. નીહાલચંદ્ર ( ૧૮૯૩ ) ૧૫ અ. ૩૫૯ )

**અપેલેંન્ટ નોટીસનું ખરચ ભરવાને ચુકયો તેથી નોટીસ ન**

૧૮. સદરહુ પ્રમાણે ઠરાવેલે દીવસે અથવા બીજા જે દીવસ ઉપર સુનાવણી મુલતવી રાખી હોય તે દીવસે એવું માલમ પડે કે, કોરટે ઠરાવેલી મુદતમાં, કલમ ૧૪ પ્રમાણે નોટીસ પોંચાડવાને જોઈએ તે ખરચની રકમ

પોંચી હોય તો અપીલ કાઢી નાખવામાં આવે.

અપેલેન્ટે ભરી નહીં એટલા માટે રેસ્પોન્ડેન્ટને નોટીસ પોંચી નથી, ત્યારે અપીલ કાઢી નાંખવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

પરંતુ એવું ઠરાવ્યું છે કે રેસ્પોન્ડેન્ટને નોટીસ ન પોંચાડી હોય તોએ, સદરહુ પ્રમાણે અપીલની સુનાવણીને વાસ્તે ઠરાવેલે દીવસે સુનાવણી પોકારવામાં આવે ત્યારે જો રેસ્પોન્ડેન્ટ હાજર થાય તો, ઉપર પ્રમાણે હુકમ કરવો નહીં.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૫૭.**

**ટીકા.**—આરૂલ હા. કો. ને લાગુ છે.

**ઠરાવેલી મુદતની અંદર**—સને ૧૮૬૧ ના એકટ ૨૩ માં આવા શબ્દો હતા, અને ઠરાવ્યુ છે કે પ્રોશેશ ફી કોરટમાં ભરવાની મુદત ઠરાવેલી ન હોય તો તે ભરવાની કસુરના કારણથી દાવો કાહાડી નાંખી શકાતો નથી (પ્રશાદીલાલ વી. અંબીકા પ્રશાદ (૧૮૬૯) ૧૧ વી. રી. ૨૯૦, ૩ બં. લા. રી; એપ. ૨૫').

મુદતની અંદર " તલબાના " ભરવાને અપીલવાળાની કસુર બાબત અપીલવાળાએ ખુલાસો કરયો નથી. માટે ફક્ત તેટલાજ કારણથી આ પ્રમાણે ભરવાથી અપીલના પ્રતીવાદીઓ ઊપર નોટીસ બજાવવા ને પુખ્ત મુદત હતી કીંવા નહી તે વીશે નક્કી કરયા વીના સુનાવણી સારૂ ઠરાવેલા દીવશ પહેલાં કસુરના કારણથી એકાદી અપીલ કાહાડી નાંખવી ન જોઇએ (ચંદ્રનાથદાસ વી. કાળીપ્રસન (૧૯૩૮) ૫ ક. ૫૩૫).

**૧૯.** કાનુન ૧૧ ની પેટા કાનુન (૨) અથવા કાનુન (૧૭) અથવા કાનુન ૧૮ પ્રમાણે કોઇ અપીલ કાઢી નાંખવામાં આવે ત્યારે, તે અપીલ ફરી ફાઇલ ઉપર લેવા સારૂં અપેલેટ કોર્ટને અરજ કરવા ને અપેલેન્ટ મુખત્યાર છે, અને જો એવું સાબીત કરવામાં આવે કે,—અપીલ સુનાવણીને વાસ્તે નીકળી તે વખતે કોઈ પુરતા સબબને લીધે અપેલેન્ટથી હાજર રહેવાયું નહીં અથવા સદરહુ પ્રમાણે જોઈએ તે રકમ ભરાઈ નહીં ત્યારે ખરચની અથવા બીજી બાબતમાં જે સરતો તેના ઉપર નાખવી કોર્ટને યોગ્ય લાગે તે સરતોથી અપીલ ફરી ફાઇલ ઉપર લેવાને કોરટ મુખત્યાર છે.

કસુરને લીધે કાઢી નાંખેલી અપીલ ફરી ફાઇલ ઉપર લેવાય.

ક. ૫૫૮

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૫૮.**

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

**હકુમત**—જે કોરટે અપીલ કાહાડી નાંખેલી હોય તે કોરટને તે અરજી કરવી જોઇએ, માટે એક કામનો એક સબોર્ડીનેટ જડજે નીકાલ કરેલો હોય તો, તે કામ દાખલ કરવાને જીલ્લા જડજનો કાંઇ અખત્યાર નથી (કીશતોપ્રશાદ દત વી. ધોવી વી. રી. (૧૮૬૪) પા. ૩૧૫).

**મોકલેલુ કામ**—મુંબાઇમાં એક જડજ એક અપીલ એસીસ્ટન્ટ જડજ તરફ મોકલે તો, આ રૂલ પ્રમાણેની અરજી ફકત એસીસ્ટન્ટ જડજનેજ કરવી જોઇએ (સખારામ વી. ગોવીંદ જોતી (૧૮૯૧) ૧૫ મું. ૧૦૭).

**રૂલનો હેતુ**—આ રૂલમાં એકાદા કામનો સમાસ કરવા માટે આ રૂલમાં બતાવેલા રૂલ પ્રમાણે અપીલ કાહાડી નાંખેલી જોઈએ; જે કામોના ફેંસલા એકતરફી કરેલા હોય અને અપીલનો પ્રતીવાદી ફરીથી સુનાવણી કરાવવાને ઇચ્છા રાખતો હોય તે કામોને તે રૂલ લાગુ થતી નથી. આ બાબતમાં રૂલ ૨૧ પ્રમાણેનો ઇલાજ છે, અથવા સ્પેશીયલ અપીલ કરવાની છે ( તારાચંદ વી. આનંદચંદ્ર ગોઝ ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૪૫૦ ) રામહરી શાહુ વી. મદનમોહન મીત્ર ( ૧૮૯૬ ) ૨૩ ક. ૩૩૯) ના કામમાં ઠરાવ્યું છે કે હાયકોરટના રૂલોના બાબ ૮, ભાગ ૨ ના રૂલ ૧૭ પ્રમાણે પેપરબુક તઇયાર કરવાનું ખરચ નહીં ભરવાથી એક અપીલ કાહાડી નાંખેલી હોય તો તે ફરી દાખલ કરવાની અરજી તે આ રૂલ પ્રમાણેની અરજી અને તેને મુદતનો કાયદો લાગુ થતો નથી, પણ ફાતમા નીશા વી. દેવકી પ્રસાદ ( ૧૮૮૭ ) ૨૪ ક. ૩૫૦; ૧ ક. બી. નો. ૨૧ ) ના કામમાં ફુલબેંચે તે ઠરાવ નામંજુર કરેલો છે. તેમાં એવું કહેવામાં આવેલું છે કે તે કાયદામાં ફકત બે રીવીઝો છે તેથી હાયકોરટનો ફેંસલો તથા હુકમનામું રદ કરી શકાય છે. કલમ ૫૫૮ અને ૬૨૩ ( એટલે આ રૂલ અને ક. ૧૧૪ ) માં આ ઈલાજોનુ વર્ણન બતાવેલું છે.

**ફરી તપાસ**—સવાલ-આ રૂલ પ્રમાણેની એક અરજી તે ફરી તપાસની અરજી જેવીજ છે કે કેમ ? ( હીરધમન વી. જીંધુર ( ૧૮૮૦ ) ૫ ક. ૭૧૧. જુઓ "એકતરફી હુકમનામા" ક. ૧૧૪ ).

**કાંઇ પુખ્ત કારણ**—જેમ એક જડજની ફાઇલ ઉપરથી બીજા જડજની ફાઇલ ઉપર કામ મોકલેલુ છે તે જાણવામાં ના હોય ( નારણસીંગ વી. ભેરબચર્ણ ( ૧૮૮૧ ) ૮ ક. લા. રી. ૩૫૦ )

એક અપીલ કાહાડી નાંખવામાં આવી હતી પણ આ ઠરાવ પ્રમાણે જડજે અરજી નામંજુર કરેલી હતી, કારણકે કોરટનો જે એવો નીયમ છે કે દરેક અપીલમાં બે વકીલો રાખવા જોઇએ તે પ્રમાણે અપીલવાળા ચાલેલા નથી. ઠરાવ્યું છે કે તે અરજીમાં બતાવેલા કારણ વ્યાજબી હતાં કીંવા નહી તે જોવાને જડજ બંધાએલા હતા ( શોમેદઅલી વી. યુશફખાન ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૮૦ ). જો તે અરજી રદ કરવામાં આવેલી હોય તો તે રદ કરવાના કારણોને હુકમમાં બતાવવાં જોઇએ ( હરોચંદ્ર વી. રામકુમાર ( ૧૮૬૫ ) ૨ વી. રી. ૨૫૪ ). જો કે પુખ્ત કારણ બતાવેલુ ના હોય તોપણ, તે રૂલ પ્રમાણે તે કામ પાછુ લેવાનો કોરટનો કુલ અખત્યાર છે ( સોમાયા વી. સુબામા ( ૧૯૦૩ ) ૨૬ મ. ૫૯૯ ).

**મુદત.**—કાહાડી નાંખ્યાની તારીખથી એક માસ સને ૧૮૭૭ ના એકટ ૧૫ ના પરીશીષ્ટ ૨ ( સને ૧૯૦૮ ના એકટ ૯ ના પરીશીષ્ટ ૧ ) મુંબઇ તરફ એકટ ૮ પ્રમાણે ઠરાવ્યુ છે કે સને ૧૮૨૭ ના કાયદા, ૨ ની ક. ૫૪ ની રકમ ૨ પ્રમાણે અપીલવાળાને આવવાનો લાગ હોય ત્યાં સુધી મુદત શરૂ થતી નથી. અલ્લીખાંન વી. ઉમરખાંન ( ૧૮૬૭ ) ૪ મુ. હા. કો. એ. શી. જે ૯૨ )

**અપીલ.**—એકાદી અપીલ ફરીથી દાખલ કરવાની ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે–ઓ. ૪૩ રૂ. ૧ ( ૮ ) (ઈલાહીબક્ષ વી. મેરાયો ( ૧૮૭૯ ) ૪ ક. ૮૨૫ ), પણ ફરી દાખલ કરવાના હુકમ ઉપર દેખીતી રીતે તે ચાલતી નથી. આ પાછલા હુકમ

બાબત અપીલના હુકમનામા ઉપરની અપીલમાં ફક્ત સામી તકરાર કરી શકાય છે ( કીશની અહમુદુલ્લા વી. શુઓબટ (૧૮૮૪) ૮ મુ. ૨૮) અને જુઓ હરચંદ વી. રામકુમાર (૧૮૬૫) ૨ વી. રી. ૨૫૪; હીરાધમન વી. જંગુર (૧૮૮૦) ૫ ક. ૭૧૧). જ્યારે કસુરના કારણથી અપીલ કાહાડી નાંખ્યાનો હુકમ રૂ. ૧૭ પ્રમાણે યોગ્ય રીતે કરી શકાય નહી તેવુ હોય ત્યારે આ રૂલ પ્રમાણે એક અરજીના મંજુર કરવાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. આવા કામમાં ક. ૧૧૫ પ્રમાણે એક અરજી કરવાનો ઈલાજ છે ( જવાહીરશીંગ વી. દેબીશીંગ (૧૮૮૬) ૧૮ અ. ૧૧૯ ). જે કોરટને અરજી કરેલી હોય તે કોરટની રૂબરૂ આ રૂલ પ્રમાણે અરજદારે પોતાનો બધો પુરાવ રજુ કરવો જોઇએ. તેની અરજી જે હુકમથી કાહાડી નાંખેલી હોય તે હુકમ ઉપરની અપીલમાં આવી પુરાવની પુરવણી તે કરી શકતો નથી ( મોઝફરઅલ્લી વી. કેદારનાથ (૧૮૯૮) ૨૦ અ. ૨૫૬. વાટસન અને કંપની વી. અંબીકાદાશી ( ૧૮૯૯ ) ૪ ક. વી. નો. ૨૩૭,૨૭ ક. ૫૨૯ ); ગુલાબ કુંવર વી. ઠકરદાશ ( ૧૮૦૨ ) ૨૪ અ. ૪૬૪).

સુનાવણી મુલતવી રાખીને જે શખસોનું લાગતું વળગતું જણાય તેમને રેસ્પોન્ડેન્ટ કરવાનું ફરમાવવાનો અખત્યાર.

૨૦. સુનાવણી વખતે કોરટને એવું જણાય કે, જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઈ છે તે કોરટમાં કોઈ સખસ ફરીયાદનો પક્ષકાર હતો, પણ અપીલમાં તેને પક્ષકાર કર્યો નથી, અને અપીલના નીવેડામાં તેનો સંબંધ છે, ત્યારે આગળનો કોઈ દીવસ ઠરાવીને તે દીવસ ઉપર સુનાવણી મુલતવી રાખવાને અને તે સખસને રેસ્પોન્ડેન્ટ કરવાનું ફરમાવવાને કોરટ મુખત્યાર છે. કલમ ૫૫૯.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૫૯.

**ટીકા.**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

**અપીલનો પ્રતીવાદી**—આ રૂલથી અસલ કોરટમાં દાવામાં જે સખશો પક્ષકાર હોય તેઓને અપીલના પ્રતીવાદીઓ તરીકે વધારવાનો ફક્ત આ રૂલથી અખત્યાર આપેલો છે. પણ જ્યારે એકાદો પાકો હુકમ કરતા અવલ જ્યારે ગીરોનુ હુકમનામું અશાઇન કરેલુ હોય ત્યારે અશાઇન કરનારાઓ ઉપર કરેલી અપીલમાં તે અશાઇને યોગ્ય રીતે અપીલનો પ્રતીવાદી કરવામાં આવે છે ( ચુનીલાલ વી. અબ્દુલઅલી ( ૧૯૦૧ ) ૨૩ અ. ૩૩૧, પા. ૩૩૩ ) એકાદો શખશ કબુલ કરતો હોય તો પણ તેને અપીલવાળો કરવાને આ રૂલથી પરવાનગી આપવામાં આવેલી નથી ( માણી કીયામોઈ વી. બરોડા પ્રશાદ ( ૧૮૮૨ ) ૧૧ ક. લા. રી. ૪૩૦; ૯ ક. લા. રી. ૪૨૦, ૯ ક. ૩૫૫, શીના વી. ખલક ( ૧૮૯૧ ) ૧૩ અ. ૭૮, બીદેશરી નાયક વી. ગંગાધરણ શાહુ ( ૧૮૯૨ ૧૪ અ. ૧૫૪. કાનાગાપા વી. શાકશીંગા (૧૮૯૨) ૧૫ મ. ૩૬૨, પણ જુઓ આત્મારામ વી. બાલકીશન (૧૮૮૩) ૫ અ. ૨૬૬. આત્મારામ વી. બાલકીશનના કામમાં જે ઠરાવ છે તેથી ઉપેંદ્રલાલ મુકરજી વી. ગીરીંદ્રનાથ મુકરજી ( ૧૮૯૮ ) ૨૫ ક. ૫૬૫; ૨ ક. વી. નો. ૪૨૫ ના ઠરાવમાં એવું ઠરાવેલુ છે કે અસલ કોરટે જે પ્રતીવાદીયોને મોકળા કરેલા છે તે પ્રતીવાદીયોને આ ઠરાવ પ્રમાણે અપીલના પ્રતીવાદી કરેલા છે તે બરોબર છે. વળી જુઓ હડશન વી. બાસદેવ

બાજબાઈ ( ૧૮૯૭ ) ૨૬ ક. ૧૦૯; ૩ ક. વી. નો. ૭૬. અને બીશનચરણરાય વી. જોગેંદ્રનાથરૌય ( ૧૮૯૯ ) ૨૬ ક. ૧૧૪ ).

તો પણ, કલકતાના એક તાજા કાંમમાં ઠરાવેલુ છે કે એકાદા શખશ ઉપર અપીલ કરવાની મુદત પુરી થયા પછી તે શખસને અપીલના પ્રતીવાદી તરીકે કામમાં દાખલ કરવો ન જોઇએ ( રામરતન વી. પેગેશચંદ્ર ( ૧૯૦૮ ) ૧૨ ક. વી. નો. ૬૨૫) રૂપજાન વી. અબદુલ કાદર ( ૧૯૦૪ ) ૩૧ ક. ૬૪૩, ૮ ક. વી. નો. ૪૫૬ ) ના કાંમમાં પણ ફાળા બાબતનો દાવો હતો તેમાં કલકતા હાય કોરટના ફુલબેંચે ઠરાવ્યું છે કે આવા એકાદા કામમાં જ્યારે ફક્ત એક પ્રતીવાદી ઉપર હુકમનામું કરેલુ હોય ત્યારે અપીલ કોરટ જે એક બીજા પ્રતીવાદી વીરૂધ વાદીએ અપીલ કરેલી ના હોય તે પ્રતીવાદીને જવાબદાર ઠરાવવામાં આવે તે પ્રમાણે તે હુકમનામામાં ફેરફાર કરી શકે છે.

એકાદો જે શખશ અસલ દાવામાં જે બાજુએ અપીલવાળો હતો તેજ બાજુએ તે શખશ હતો તેથી તે શખસને કોરટ અપીલનો પ્રતીવાદી કરી શકે છે ( સોના વી. ખલક ( ૧૮૯૧ ) ૧૩ અ, ૭૮, કાંગાપા વી. શેકલીંગા ( ૧૮૯૨ ) ૧૫ મ. ૩૬૨. પણ જુઓ વીરૂધ, પાયા માતાંબીલ વી. કોવામલ અમીના (૧૮૯૬) ૧૯. મ. ૧૫૧ ).

**નહી સામેલ કરવાનો અસર**—બધા વાદીઓનું ચડેલી સાંથ બાબત એક હુકમનામુ એકઠુ થએલુ હતુ તેથી તે હુકમનામા ઉપર પ્રતીવાદીએ કરેલી અપીલમાં વાદીઓમાં જે એક વાદી ફેંસલો આપ્યાના તારીખ પછી મરણ પામેલો હતો તેના વારસોને દાખલ કરેલા નહોતા. તેમાં ઠરાવ્યું છે કે પક્ષકારોની ખાંમીના કારણથી તે અપીલ નીશફળ થવી જોઇએ ( બીજયગોપાલ વી. ઉમેશચંદ્ર ( ૧૯૦૧ ) ૬ ક. વી. નો. ૧૯૬; તે પ્રમાણે તારીપ વી. ખોટેજા નીશા ( ૧૯૦૬ ) ૧૦ ક. વી. નો. ૯૮૧ ).

**કબુલત સાથેનો હુકમ**—એક વાદી જેવા અપીલવાળાનું જે શખસના વીરૂધ કામ ચલાવવાનુ હોય તે શખસનુ નામ મેળવવાનું હીત છે ( લક્ષમીબાઇ વી. બાળક્રીશ્ન ( ૧૮૮૦ ) ૪ મું. ૬૫૪ ), પણ જો તે કબુલ કરે તો જો કે તે એકાદા મરનાર પક્ષકારનો કાયદેસર વારસ તે ના હોય તોપણ, એકાદા શખસને કામમાં દાખલ કરવાને કાંઇ હરકત નથી ( લક્ષમીબાઇ વી. શાંતાપા ( ૧૮૮૯ ) ૧૩ મું. ૨૨ ).

**મુદત**—સને ૧૮૭૭ નો એકટ ૧૫ મુદત બાબતનો (સને ૧૯૦૮ નો એક્ટ ૯ મો) છે તેમાં આ ઠરાવ ઉપર દાબ રાખવાને કાંઇ નથી ( ગીરીશ વી. સાસી ( ૧૯૦૬ ) ૩૩ ક. ૩૨૯ ).

જે રેસ્પોન્ડેન્ટના ઉપર એકતરફી હુકમનામું થયું હોય તેની અરજ ઉપરથી અપીલ ફરી સાંભળી શકાય.

૨૧. અપીલની એકતરફી સુનાવણી થઇને રેસ્પોન્ડન્ટ વીરૂદ્ધ ફેંસલો કહી સંભળાવ્યો હોય ત્યારે, તે અપીલ ફરી સાંભળવાસારૂ અપેલેટ કોરટને અરજ કરવાને ક. ૫૬૦. રેસ્પોન્ડેન્ટ મુખત્યાર છે. અને નોટીસ યોગ્ય રીતે પોંચાડી ન હતી અથવા અપીલ સુનાવણીને વાસ્તે નીકળી તે વખતે કોઈ ;પુરતા સબબને લીધે પોતાથી હાજર રહેવાયું નહીં,; એમ કોરટની ખાત્રી રેસ્પોન્ડેન્ટ

કરી આપે તો ખરચની અથવા બીજી બાબતમાં જે શરતો તેના ઉપર નાં-ખવી કોરટને યોગ્ય લાગે તે શરતોથી, અપીલ ફરી સાંભળવાને કોરટ મુખત્યાર છે.

સને ૧૮૮૨ ના ઍકટ ૧૪ ની ક. ૫૬૦.

**ટીકા**—આ રૂલ લા. કો. ને લાગુ છે.

**ઍકતરફી**—અપીલનો પ્રતીવાદી હાજર થએલો હોય કીંવા નહી તોપણ, આ રૂલ લાગુ થાય છે ( હસન વી. કીશાનારાયણ ( ૧૮૮૨ ) ૧૧ ક. લા. રી. ૫૩૭ )

આ રૂલ પ્રમાણે કરેલી અરજીના સાચાપણા બાબત તજવીજ કરવાને કોરટ બંધાએલી છે: અને જે કહેલી હકીકત ઉપર તે અરજીનો આધાર હોય તે હકીકતની પુષ્ટીમાં તેની સાથે પુરાવ હોવા જોઇએ મીશેલબચ અરજદાર ( ૧૮૬૬ ) ૬ વી. રી. પ્ર. ૪૩: મહમદ કાલુન વી. દીનોબોઈ દાશીયા ( ૧૮૮૧ ) ૮ ક. લા. રી. ૧૧૨: આનંદચાહા બોસવાસ વી. કેમા ( ૧૮૮૧ ) ૬ ક. ૫૪૮ ).

**પુખ્ત કારણ**—એક વકીલના કલાર્ક પાસે કામના કાગળો હતા, પણ તે ઘણો માંદો થએલો હતો તેથી પુખ્ત કારણ થાય છે ( કૈલાશચંદ્ર વી. રામનાથ ચોકી ( ૧૮૯૭ ) ૨ ક. વી. નો. ૪૧૪; મોહેંદ્રનાથ વી. રખીતચંદ્ર ( ૧૮૯૯ ) ૪ ક. વી. નો. ૩૫ ).

પક્ષકારના વકીલને નોટીશ આપવામાં આવે તો તે બાબત ના કહેવાનો તે વકીલનો હક થતો નથી, માટે તે વકીલને નોટીસ આપવામાં આવે તો તે બસ છે ( હરપ્રશાદ વી. અબદુલ ( ૧૯૦૫) અ. વી. નો ૪૪ ).

એક અપીલની ફરી સુનાવણી કરવાની એક અરજી અશલ મુદતની અંદર આપેલી હતી. પણ તે સુધારવા માટે પાછી આપેલી હતી, પણ તે સુધારીને મુદત ગયા પછી આપેલી હતી તેથી તે મુદત બાહારની છે, એમ ગણીને રદ કરી શકાતી નથી ( શામા પ્રશાદ ગોઝ વી. તાકીમલીક ( ૧૮૮૧ ) ૫. ક. વી. નો. ૮૧૬ ).

**અપીલ**—આરૂલ પ્રમાણે એક અપીલની ફરી સુનાવણી કરવાને ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે;—ઓ. ૪૩. રૂ. ૧ ( ટ ); અને વળી હુકમનામાં ઉપર અપીલ ચાલે છે ( અજુધીયા વી. બાલમુકંદ ( ૧૮૮૬ ) ૮ અ. ૩૫૪ )

એક પ્રતીવાદીનુ હીત વાદીયોના જેવુજ હોય તો પણ તે હાજર થએલો ના હોય તો, તેના સહપ્રતીવાદીઓના લાભમાં કરેલા હુકમનામા ઉપર સ્પેશીયલ અપીલ કરી શકતો નથી ( જગનનાથ ચાતરજી વી. ગોર્ડનસ્ટુઅર્ટ અને કંપની ( ૧૮૬૬ ) ૬ વી. રી. ૨૬ )

**ફરી તપાસ.**—વળી ફેંસલાની ફરી તપાશ શારૂ અપીલનો પ્રતીવાદી અરજ કરી શકે છે ( અમીર હસન વી. અહમદ ( ૧૮૮૭ ) ૯ અ. ૩૬ ).

રેસ્પોન્ડેન્ટે જાણે જુદી અપીલ કરી હોય તે પ્રમાણે તે સુનાવણી વખતે હુકમનામામાં હરકત લે.

**૨૨.** (૧) કોઈ રેસ્પોન્ડેન્ટે હુકમનામાના કોઈ ભાગ ઉપર અપીલ કરી ન હોય તોએ, સુનાવણી વખતે, નીચલી કોરટમાં તેના વીરૂદ્ધ ઠરાવ કર્યો હોય તેવા કોઇ પણ કારણ ઉપર હુકમનામાનું તે પ્રતીપાદન કરે એટલુંજ નહીં પણ, અપીલ કરીને હુકમનામામાં જે વીરૂદ્ધ હરકત તે લઈ શકયો હોત તે હરકત લેવાને તે મુખત્યાર છે. પરંતુ અપીલની સુનાવણીને વાસ્તે ઠરાવેલા દીવસની નોટીસ તેને

ક. ૫૬૧.

અથવા તેના પ્લીડરને જે દીવસે પોંચાડી હશે તે દીવસથી એક મહીનાની અંદર અથવા અપેલેન્ટ કોરટ જે વધારે મુદત આપવાનું યોગ્ય ધારે તે મુદતની અંદર તે હરકત તેણે એપેલેન્ટ કોરટમાં ફાઈલ કરી હોવી જોઈયે.

(૨) તે વીરૂદ્ધ હરકત લેવી તે યાદીના રૂપમાં લેવી, અને કાનુન ૧ માં અપીલની યાદીના નમુના તથા મજકુર વીશે જે ઠરાવો છે તે તેને લાગુ પડશે.

હરકતનો નમુનો તથા તેને જે ઠરાવ લાગુ પડે તે.

(૩) એવી તકરારથી જેને વાંધો હોય એવા પક્ષકારે અથવા તેના પ્લીડરે તેની નકલ મળ્યાની આપેલી લેખી પહોંચ સદરહુ હરકતની સાથે રીસ્પોંડન્ટ ફાઈલ ન કરે તો અપેલેન્ટ કોરટે, એવી હરકત ફાઈલ કરવામાં આવ્યા પછી બનતી તાકીદે તેની એક નકલ એવા પક્ષકારને અથવા તેના પ્લીડરને રીસ્પોન્ડન્ટને ખરચે પોંચાડવી.

(૪) જે મુકદમામાં કોઈ પણ રીસ્પોન્ડન્ટે આ કાનુન મુજબ હરકતની યાદ ફાઈલ કરી હોય તે મુકદમામાં અસલ અપીલ પાછી ખેંચી લેવામાં આવે અથવા કસુરને લીધે કાઢી નાંખવામાં આવે ત્યારે, આ પ્રમાણે બને તોપણ, એવીરીતે ફાઈલ કરેલી હરકત, સદરહુ કોરટ યોગ્ય ધારે એવી નોટીસ બીજા પક્ષકારોને આપ્યા પછી, તે સાંભળવાનો તથા તેનો નીકાલ કરવાનો અધીકાર છે.

(૫) નાદારની અપીલો સંબંધી ઠરાવો આ કાનુન મુજબની હરકતને લાગુ પાડી શકાય તેટલે સુધી તે તેને લાગુ પડશે.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૬૧.**

**ટીકા.**—આરૂલ હા. કો. ને લાગુ છે પણ લેટર્શ પેટંટની ક. ૧૦ પ્રમાણેની અપીલોને તે લાગુ નથી ( કંનશાલીયા વી. ગુલાબ કુંવર ( ૧૮૯૯ ૨૧ અ. ૨૯૭ );

અમુક કારણથી એકાદા હુકમનામાને ટેકો આપવાનો એક અપીલના પ્રતીવાદીનો હક થવા સારૂ તેના વીરૂધ તે કારણનો ખુલ્લા શબ્દોમાં નિર્ણય કરેલો જોઇએ; તેવી જરૂર નથી ( શ્રીશચંદરાય વી. મંમી એવા ( ૧૯૦૪ ) ૯ ક. વી. નો. ૧૪ ).

**સામી અપીલનો હેતુ**—સામા પક્ષકારની નજરમાં અપીલ કરવાની જરૂર છે. એવું આવતું ના હોય અને એક પક્ષકાર નીચેની કોરટના હુકમનામાંથી સંતોષ રહીને તે હુકમનામું વાંધા વીના રહેવા દેવાને ખુશી હોય પણ બધુ હુકમનામું રદ કરાવ્યા વીના તે હુકમનામું તેના સામાવાળાના લાભમાં સુધારીને અથવા તેમાં ફેર કરીને તે કરવામાં આવે તો તેથી તે ખુશી ના હોય. ધારો કે એક પ્રતીવાદીના ઉપર કરેલા દાવામાં તે બે પ્રકારના બચાવ આપે અને તેમાંના એક બાબત તેના લાભમાં નીચેની કોર્ટ ઠરાવ કરે અને બીજા બચાવ બાબત તેના વીરૂધ ઠરાવ કરે તો વાદીનો દાવો કાહાડી નાંખવામાં આવે છે. એક બચાવો બાબત નીચેની કોર્ટે બરોબર કરેલુ ના હોય અને જે બચાવ બાબત તેના વીરૂધ ઠરાવ કરેલો છે તે બાબત તેના લાભમાં ઠરાવ કરવો જોઇતો હતો અને તેજ પ્રમાણે ઉ-

લદુ થવુ જોઇતું હતું. જો વાદીઓ અપીલ કરે અને જે બચાવ બાબત પ્રતીવાદીના લાભમાં હુકમનામું કરેલું હોય તે બચાવ બાબત નીચેની કોરટનો ઠરાવ ફેરવવામાં આવે તો તેને વીરૂધ બીજા બચાવ વીશે નિર્ણય કરવામાં આવેલો છે તે બાબત નીચેની કોર્ટે કાયદાના સવાલ વીશે બરોબર કરેલું નથી એવું જો તે પ્રતીવાદી બતાવી શકતો હોય તો તે બતાવવાને તે પ્રતીવાદીને પરવાનગી આપવામાં આવે નહિ તેથી ગેરવ્યાજબી થાય છે કારણ કે તેથી તે એવું બતાવી શકે છે કે જો કે નીચેની કોર્ટે જે ડીફેન્સથી તે કોર્ટને હરકત થયેલી છે તે ડીફેન્સ વીશે નીચેની કોર્ટે બરોબર કરેલું નથી તોપણ વાદીનો દાવો કહાડી નાંખવામાં તે કોર્ટે વાસ્તવીક રીતે બરોબર કરેલું છે (હંશરગોડ વી. હીલ (૧૮૮૨) વી. રી. સુપ. નં. ૪૯; (૧૮૬૨) માર્શ ૧૫૧, ૧૫૩ ); બીજા શબ્દોમાં નીચેના કોર્ટમાં તેના વીરૂધ જે કારણોનો નિર્ણય કરેલો હોય તેમાંના કોઈ કારણ ઉપરથી તે હુકમનામાને તે પુષ્ટી કરી શકે છે. બીજી બાજુ તરફ અપીલનો જે પ્રતીવાદી આ રૂલ પ્રમાણે એકાદી અરજી ફાઇલ કરવાને કસુર કરે તો નીચેની કોર્ટે તેના વીરૂધ જે ઠરાવો કરેલા હોય તે ઠરાવોથી તે બંધાયલો નથી ( ભાગોજી વી. બાપુજી (૧૮૮૯) ૧૩ મું. ૭૫; ગવરીશંકર વી. જાનકી ( ૧૮૬૨ ) લા. રી. ૧૭ ઇ. અ. ૫૭; ૧૭ ક. ૮૦૯); અને અપીલ ચાલતી હોય કીંવા નહી તોપણ સુનાવણી વખતે જો તેણે જુદી અપીલ કરી હેત અને નીચેની કોર્ટના હુકમનામાં ઉપર જે કાંઇ હરકત લઇ શકત તે હરકત તે લઇ શકે છે મીરજા મહમદના કામમાં બં. લા. રી. એફ. બી. ૪૨૯); પણ ફકત આવી એકાદી હરકત લઇ શકે છે ( બલકતેવારી વી. કાઉસીમમીસ (૧૮૮૨) ૪ અ. ૪૯૧; જનેતુન્નીસા વી. લુતફુન્નીસા (૧૮૮૫) ૭ અ. ૬૦૬): અને એવું બતાવી શકે છે કે જે સવાલો બાબત મારા વીરૂધ ઠરાવ કરેલો છે તે સવાલો વીશે મારા લાભમાં ઠરાવ કરવો જોઈતો હતો (હીલ્સ વી. કીશોરદાસ (૧૮૬૨) માર્શ ૧૫૧), પણ અપીલવાળાને પોતાની અપીલથી વધારે ખોટી સ્થીતીમાં મુકવો ના જોઇએ અને તેના વીરૂધ ઘણોજ અણગમતો હુકમ જે કરવો જોઇએ તે અપીલ કહાડી નાંખવાનો છે (હેમચંદ્ર વી. અહમદ ( ૧૮૬૩ ) માર્શ ૩૭૨. પણ જુઓ બીક્રમાજીત વી. હુસેની બેગમ ( ૧૮૮૦ ) ૩ અ. ૬૪૩; તે અબ્દુલ વી. દીનેનાથ ( ૧૯૦૭ ) ૩૦ ક. ૯૯૬ ના કામના ઠરાવમાં બતાવેલો છે ).

હકુમતની ખામીને લીધે એકાદો દાવો કાહાડી નાંખવાના હુકમ ઉપરની એક અપીલમાં અપીલના પ્રતીવાદીનો ગુણદોશમાં પેસવાનો હક થતો નથી એવું ઠરાવેલું છે (કામીક પ્રસાદ વી. લારમર ( ૧૮૬૩ ) વી. રી. એફ. બી. ૮૬); પણ કામ પાછુ મોકલ્યાના હુકમ ઉપર અપીલ નહી કરવાથી અપીલમાં એકાદા અપીલના પ્રતીવાદીને તે પાછુ મોકલ્યાનો હુકમ ભુલ ભરેલો છે એવી હરકત લેવાને એક અપીલના પ્રતીવાદીને અટકાવ થતો નથી ( કીશનચંદ્ર વી. શીસ્તીધર ( ૧૮૬૭ ) ૧૮ વી રી. ૨૦૮ ).

**હરકત કોણ ફાઇલ કરી શકે છે**—નીચેની કોર્ટના હુકમનામા ઉપર એકાદો જે પક્ષકાર અપીલ કરી શકતો હોય તે ફક્ત પક્ષકાર હરકત લઇ શકે છે, પણ તેણે તે કરેલું નથી. જે પક્ષકારે અપીલ કરેલી હોય અને તેની અપીલ કહાડી નાંખેલી હોય તો તે પછી આ રૂલ પ્રમાણે હરકતો લેવાને તે પક્ષકારનો હક નથી (રામજીદાસ વી. અજુદયા પ્રસાદ (૧૯૦૩) ૨૫ અ. ૬૨૮).

**લાગુ નથી**—અપીલના સહ પ્રતીવાદીયોની વચમાં જે કોઇ સવાલોનો નીર્ણય કરે

લો હોય તે સવાલો આ નીયમમાં આવી જતા નથી અને તે નીયમની અપીલના પ્રતીવાદી અને અપીલવાળા કે જેણે તેને કોર્ટમાં આવવાની ફરજ પાડેલી છે તેના વચમાંની તકરાર તેજ ફક્ત તે લાગુ થાય છે (બાબુ છોટેલાલ વી. કીશનસોહાઇ સ. ડી. વા. પ્રો. ૧૮૬૩ પા. ૩૬૦). તેજ પ્રમાણે અ એ બ ઉપર જમીનના કબજા બાબત દાવો કરેલો હતો અને ક ને સહપ્રતીવાદી કરેલો હતો એવું કહીને કે બ સાથે સાજસથી મળી ગયેલો છે અને કોર્ટે બ ઉપર તે દાવાનું હુકમનામું કર્યું પણ ક ઉપરથી તે દાવો કાહાડી નાખ્યો એવું ઠરાવીને કે રૈયત તરીકે તેણીનો લાંબી મુદતથી કબજો છે અને કાંઈ સાજસ નથી. તેથી બ એ કરેલી અપીલ ઉપરથી ઠરાવ્યું છે કે ક ના વીરૂધ અ નો દાવો કાહાડી નાંખ્યા સબંધી સામી અપીલ કરવાને અ ને પરવાગી આપવી ના જોઇએ ( અનવારનંન વી. અસમતઅલ્લી (૧૮૭૧) ૧૫ વી. રી. ૨૬); કારણ કે અપીલના પ્રતીવાદીનો સામી હરકતો લેવાનો હક તે ફક્ત અપીલવાળા વીરૂધ લેવાનોજ છે ( શાબીયુદીન વી. દેવમુરત કુવર ( ૧૯૦૩ ) ૩૦ ક ૬૫૫; કાલુ વી. મની (૧૯૦૧) ૨૩ અ. ૯૩). અને અ એ બ અને ક ઉપર દાવો કરેલો હતો પણ ક સબંધી દાવો કહાડી નાંખેલો હતો, તેમાં ઠરાવ્યું છે કે બ ની અપીલ ઉપરથી તે કહાડી નાંખ્યાના સવાલ વીશે સામી અપીલ કરીને અ તકરાર કરી શકતો નથી [અનંતોદાસ સેન વી. રામજોર ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૪૩૫; શ્રીશચંદ્ર વી. ગોરમોહન ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૪૯; અને જુઓ હુસેનબક્ષ વી. બારૂ બેયારી ( ૧૮૬૬ ) ૫ વી. રી. ૫૦ ). અસલ કોરટના ફેંસલા ઉપર બેઉ પક્ષકારોએ અપીલ કરેલી હતી અને તે અપીલો કહાડી નાંખવામાં આવી હતી. તેથી વાદીએ હા. કો. ને અપીલ કરી ઠરાવ્યુ છે કે પ્રતીવાદી સામી હરકત લઇને નાચેની કોરટે તેની અપીલ કહાડી નાંખેલી છે તે બાબતના ઠરાવ વીશે તે વાંધો લઇ શકતો નથી ( ગંગાપ્રસાદ વી. ગનાધર ( ૧૮૦૯ ) ૨ અ. ૫૫૧. તોપણ જુઓ હયાત વી. કમાલ ( ૧૮૮૪ ) ૮ મું. ૩૬૮; હીમાયા વી. લક્ષમણ ( ૧૮૮૪ ) ૭ મ. ૨૧૫).

જે હરકત અપીલ કરનાર પક્ષકાર સબંધી હોય તે હરકતો ફક્ત એકાદો અપીલનો પ્રતીવાદી લઇ શકે છે ( જે પક્ષકારોએ અપીલ કરેલી ના હોય તે પક્ષકારો વીરૂધ હરકતો લેવાને જો તેની ઇચ્છા હોય તો તેણે સ્વતંત્ર અપીલ કરીને લેવી જોઇએ ( ગણેશ પાંડુરંગ વી. ગંગાધર ( ૧૮૮૯ ) ૬ મુ. હા. કો. ૨૪૪ ) એકાદા સહ પ્રતીવાદી અથવા અપીલના સહપ્રતીવાદી વીરૂધ સામી અપીલ તરીકે એકાદા પ્રતીવાદીને અથવા અપીલના સહપ્રતીવાદીને સાંભળી શકાતો નથી ( તારકનાથ વી. તહુરનીસા ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૩૯; મુનોગની વી. પાર્બટી ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૩૨૬; બરોડાસુંદરી વી. નોબોગોપાળ વી. રી. ૧૮૬૪, ૨૯૪; ખેરમુકરી વી. નીલબર ( ૧૮૬૫ ) ૨ વી. રી. ૨૨૭; મદાધર વી. મનમોહીના ( ૧૮૬૭ ) ૭ વી. રી ૩૬૬ ); કારણકે માંહેમાંહે તકરાર કરવાને તેઓને રજા આપી શકાતી નથી ( મેહબુબઅલ્લી વી. ઝુરબનુ ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૭૮; પણ જુઓ હીમાયા વી. લક્ષ્મણ ( ૧૮૮૪ ) ૭ મ. ૨૧૫). પાછળના એક કામમાં અ, બ તથા ક એ ડ વીગરે ઉપર જમીનના ત્રણ આનીનો કબજો લેવાને દાવો કરેલો હતો. નીમે ભાગ બાબત અ ને બ ઉપરથી તે દાવો કહાડી નાંખ્યો હતો અને નીમે ભાગ બાબત એક જુદા હકની રૂઇએ બ ને ક ના લાભમાં હુકમનામું કરેલું હતું; જે ભાગ અપાવેલો નહોતો તે સબંધી બ એ અપીલ કરી તેમાં ઠરાવ્યું છે કે બ અને ક નું જે

ભાગ બાબત હુકમનામું કરેલું છે ને ભાગ સંબંધી ક કાંઇ સવાલ ઉઠાવી શકાતો નથી કારણકે તે કોરટની રૂબરૂ ક નહોતો ( મોઇઝુ નીસા વી. મુરારીકર ( ૧૮૭૮ ) ૨૨ વી. રી. ૩૧૪. વળી જૂઓ લાલચંદ વી. કનુકુવર ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૫૩૨ ). આ ઉપરથી નકી જણાય છે કે તે ઠરાવને અઘટીત રીતે મર્યાદા રાખેલી છે. હરકોઇ કામમાં ગેરહાજર પક્ષકારને હાજર રહેવાની જરૂર ગણેલી હોય તો કોરટે તેને કરાવવાનો અપીલના પ્રતીવાદીને લાગ આપવો જોઇતો હતો ( મહમદ વી. પ્રાણકીશોર ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૩૩૮ ). માટે નુકશાન બાબત કેટલાક સખસો ઉપરના એક દાવાનાં જે ફક્ત પ્રતવાદી હારેલો હતો તેણે અપીલ કરી અને તે અપીલમાં વાદીએ એવી હરકત લીધી કે તે નુકશાન બસ નથી અને બીજા પ્રતીવાદીઓને તે સાથે જવાબદાર ઠરાવવા જોઇતા હતા. ઠરાવ્યું છે કે તે નુકશાન વધારવામાં બીજા પક્ષકારોને પોતાની રૂબરૂ રજુ કરાવવામાં અને અસલ અપીલવાળાને તથા મુક્ત કરેલા પ્રતીવાદીઓમાંના એક પ્રતીવાદીને એકઠા જવાબદાર ઠરાવવાને કોરટે વ્યાજબી કરેલું છે ( આણંદચંદ વી. મહેશચંદ્ર ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૨૨૯; પણ જુઓ સાએતુલ્લા મીયા વી. રહીમ દીવાન (૧૮૯૮) ૯ વી. રી. ૨૭૩ નાના કામનો ઠરાવ; સામાન્ય નીયમ તરીકે એકાદા અપીલના પ્રતીવાદીનો સામી હરકતો બતાવવાનો હક તે અપીલવાળા વીરૂધજ છે માટે આ સામાન્ય નીયમના ફક્ત અપવાદ તરીકે અપીલનો એક પ્રતીવાદી તે અપીલના બીજા પ્રતીવાદી વીરૂધ સામી હરકત લઈ શકે છે કારણકે જે કામોમાં કેટલાક પક્ષકારોની અપીલમાં સહપ્રતીવાદીઓની વચ્ચેના સવાલો સાંભળવાને પરવાનગી આપ્યા શીવાય જે સવાલોનો સંપુરણ રીતે નીકાલ થઇ શકતો ના હોય તે સવાલો ઉત્પન થતા હોય તે કામોમાં તે અપવાદ બરોબર છે ( બોશનચરણ વી. જગેન્દ્ર ( ૧૮૯૯ ) ૨૬ ક ૧૧૪; તે પ્રમાણે અબદુલ વી. મહમદ ( ૧૯૦૬ ) ૨૮ અ. ૯૫; (૧૯૦૫) અ. વી. નો. ૨૦૦. જુઓ વળી રામલાલ વી. તારા વી. રી. (૧૮૬૪, ૩).

અસલ કોરટે વાદીને જે રકમ અપાવેલી તે વીરૂધ પ્રતીવાદીએ અપીલ કરેલી ના હોય તેમ હરકત ફાઇલ કરેલી ના હોય તો તે કમી કરવાનો અપીલ કોરટનો અખત્યાર નથી ( ન્યાનચંદ્ર વી. નારાયણ ( ૧૮૮૦) ૪ મુ. ૨૯૩ ) અપીલના એક પ્રતીવાદીયે સામી અપીલ ફાઇલ કરેલી ના હોય તો હુકમનામાને ટેકો આપવા માટે ફક્ત તેને સાંભળી શકાય છે. સામી અપીલ કરીને ફક્ત તેમાં તે ફેરફાર કરી શકે છે કેસપર્ઝ વી. હીરાલાલ (૧૮૯૬) ૨૩ ક. ૯૨૨ પા. ૯૨૯; ૧ ક. વી. નો. ૧૨ ) જ્યારે અપીલનો પ્રતીવાદી નોટીસ આપવાને કસુર કરે ત્યારે અપીલવાળાને જે દાદ અપાવેલી હોય તે દાદને લગતી જે દાદ ના હોય તે અપાવાને અપીલ કોરટ મુખત્યાર નથી ( કલાકદા વી. વીશ્વનાથ (૧૯૦૪) ૨૮ મ. ૨૨૯ ) મલબારમાં કાંનમ ઉપર આપેલી જમીનનો કબજો લેવાને વાદીયે દાવો કર્યો. પ્રતીવાદીયો ગીરો રાખનારના વારસ વકીલો છે અને નં ૨૦ નો એક પ્રતીવાદી જે તે જમીનના ભાગ ઉપર હક રાખે છે તે છે. છેવટ બતાવેલી જમીનના ભાગ વીશે વાદીયોએ ફક્ત તે જમીનના એક ભાગનુ હુકમનામું મેળવ્યું વાદીયોએ નં. ૨૦ નો ફક્ત પ્રતીવાદીને કામમાં દાખલ કરીને એક અપીલ કરી અને તે પ્રતીવાદીયે હરકતોની યાદ રજુ કરી. તે અપીલ એવા કારણથી કાહાડી નાંખવામાં આવી કે તે ગીરો રાખનારના વારસ વકીલોને સામેલ કરેલા નથી; ઠરાવ્યું છે કે આ ઠરાવ પ્રમાણે તે અપીલ સાંભળવામાં આવેલી છે માટે હરકતોની યાદ તે પ્રમાણે સાંભળવી જોઇએ ( કોમ્બીએસન વી. કોમુની ( ૧૮૯૮ ) ૨૧ મ. ૩૫૨ ).

**રીવાજ.**—એક અપીલનો પ્રતવાદી અપીલની સુનાવણી થતાં પહેલાં જે હરકતો સુનાવણી વખતે લેવાને તે ઇરાદો રાખતો હોય તે હરકતોની લખેલી નોટીસ રજીસ્ટરને ત્યાં ફાઇલ કરી શકે છે ( માધોઓજીનાં કાંમમાં ( ૧૮૬૬ ) ૬ વી. રી. પા. ૧૦૨ ).

**તહેવાર.**—એક તહેવાર ને દીવસે હરકતો ફાઇલ કરવાની મુદત પુરી થતી હોય તો કોરટ જે દીવસે ફરીથી ઉઘડે તે દીવસે તે ફાઈલ કરી શકાય છે ( બંગ દીન વી. મથુરાં પ્રસાદ ( ૧૮૮૨ ) ૪ અ. ૪૩૦ )

**હરકતો નામંજુર કરવામાં આવેલી તે.**—જ્યારે કસુરના કારણથી અપીલ કહાડી નાંખેલી હોય ત્યારે અપીલનો એક પ્રતીવાદી પોતાની હરકતો સંભળાવવા સારૂ આગ્રહ કરી શકતો નથી ( બરોડાકાંત વી. પ્યારી મોહન ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૫૭ ) અથવા જો અપીલવાળો સુનાવણી શરૂ થતાં પહેલાં અપીલ પાછી ખેંચી લે ( બહાદુરસીંગ વી. ભગવાનદાસ ( ૧૮૬૬ ) ૧ આ. ૨૩. પરેશનારાયણ વી. વોટસન ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૨૨૯; રામાચરણગોઢ વી. રાધાક્રીસ્ટો ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૨૧૦, ઘોડી જગનાથ વી. સોલ્ટ રેવન્યુના કલેકટર ( ૧૮૮૫ ) ૯ મું. ૨૮; મખતાબ બેગ વી. હસનલ્લી ( ૧૮૮૬ ) ૮ અ. ૫૫૧; જાફરહુસેન વી. રણજીતસીંગ ( ૧૮૯૫ ) ૧૭ અ. ૫૧૮ ): અથવા જ્યારે ગુણ દોશ ઉપર ઠરાવ કર્યા શીવાય અપીલ કહાડી નાંખેલી હોય ત્યારે સામાન્ય રીતે ( રામજીવણ વી ચંદમલ ( ૧૮૮૮ ) ૧૦ અ. ૫૮૭ ): જો કે તે કામ લેવામાં આવેલું હોય તોપણ તેને તેનું ખરચ મળે છે ( રામપ્રસાદ વી. ભરૂસા ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૩૨૮; અને તે અપીલવાળાએ પોતાની અપીલ પાછી ખેંચી લઇને અપીલના પ્રતીવાદીનો પોતાની હરકતો વીશે સુનાવણી કરવાનો જે હક છે તે હકમાંથી બાતલ કરયો હોય તો મુદત ગયા પછી તે અપીલના પ્રતીવાદીને અપીલ કરવાને પરવાનગી આપવાનું કાંઇ કારણ થતુ નથી ( સુરભાઇ વી. રઘનાથજી ( ૧૮૯૩ ) ૧૦ મુ. હા. કો. ૩૯૭ ). અને જુઓ " પુખ્ત કારણ નહિં તે " અને " પુખ્ત કારણ " ઓ. ૪૧ રૂ. ૧.

જો એક વખત તે સુનાવણી શરૂ થયેલી હોય તો અપીલના પ્રતીવાદીની હરકતની સુનાવણી કરાવી તેનો નીર્ણય કરાવાને તે આગ્રહ કરી શકે છે ( વ્યંકટ રામાનાયા વી કંપી ( ૧૮૬૭ ) ૩ મ. હા. કો. ૩૦૨; પરેશનારાયણ વી. વોટસન ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૨૨૯; ઘોંડી જગનાથ વી. સોલ્ટ રેવન્યુના કલેકટર ( ૧૮૮૫ ) ૯ મું. ૨૮ ); જો અપીલના પ્રતીવાદીએ પોતાનું કામ પુરૂ કરતાં પહેલાં જો તે લેવામાં આવેલી હોય ( ઠાકુર દાસ વી. ગોવી ક્રીસ્ટો ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૧૮ ); જો કે છેવટે એવું ઠરાવવામાં આવે કે અપીલ ચાલતી નથી તોપણ તે તેવો આગ્રહ કરી શકે છે ( હમાત વી. હમાત ( ૧૮૮૪ ) ૮ મું. ૩૬૮ ). એક સામી અપીલ ફાઈલ કરવાની એક અરજી ફાઇલ કરવામાં આવી હતી તે પેહેલાં એવા કારણથી તેના કારણોની લખેલી યાદ પ્રથમથી ફાઇલ કરેલી નહોતી; બીજુ કે હરકત જે વખતે લેવામાં આવેલી હતી તે વખતે કાયદા પ્રમાણે સ્ટેંપ ઉપર ફાઇલ કરેલી નહોતી અને છેવટે એવા કારણથી પ્રથમ ફાઇલ કરેલી એક રેગ્યુલર અપીલમાં બતાવેલુ નહિ તેવુ કારણ બતાવવામાં આવતુ હોય તો તે અરજી રદ કરવામાં આવે છે ( ઉલ્લાસ વી. સાહીહુન ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૩૭૯. જ્યારે કાંઈ સામી હરકતો ફાઇલ કરેલી ન હોય ત્યારે અપીલવાળો ફેંસલો થતા પહેલાં હરકોઈ વખતે

પોતાની અપીલ પાછી ખેંચી લઈ શકે છે. જ્યારે સામી હરકતો ફાઇલ કરેલી હોય તો અ પીલના સુનાવણી શરૂ કરતા પહેલાં અપીલવાળાએ તે પાછી ખેંચી લેવી જોઇએ ( કલ્યા ણસીંગ વી. રહેમું ( ૧૯૦૧ ) ૨૩ અ. ૧૬૦ ).

**બીજી અપીલો**—બંગાળામાં આ રૂલ સ્પેશીઅલ અપીલોને લાગુ થાયછે (હીલ્સ વી. ઇશ્વર ઘોઝ ( ૧૮૬૨ ) માર્સ ૧૫૩; મીરઝાં હીમત બહાદુરના કામમાં (૧૮૬૪) બં. લા. રી. એક. બી. ૪૨૯. તે પ્રમાણે મદ્રાસમાં નથી— મકદુરાવુલન વી. મસ્તાન ( ૧૮૬૨ ) ૧ મ. હા. કો. ૧૦૨ ). નીચેની કોરટમાં જે એકાદ અપીલવાળાએ હરકત ફાઈલ કરેલી હોય તે અપીલવાળો તે વીશેના ઠરાવો ઉપર અપીલ કરી શકે છે ( ગણપતી વી. સીતારામ ( ૧૮૮૭ ) ૧૦ મ. ૨૯૨ ).

**કોર્ટ ફી**—એકાદી સામી અપીલથી એક હરકત લેવામાં આવી હોય તો તે નાદારીમાં કરી શકાતી નથી ( નારાયણ વી. ક્રીષ્ણ ( ૧૮૮૫ ) ૮ મ. ૨૧૪; બાબાજી વી. રાજારામ ( ૧૮૭૬ ) ૧ મું ૭૫ ); તે અપીલની યાદના રૂપમાં હોવી જોઇએ, તે ઉપર યોગ્ય સ્ટેમ્પ જોઇએ માટે સ્ટેંપ આપવામાં આવેલો ના હોય ત્યાં સુધી તે સાંભળી શકાતી નથી સરોડા વી. ગોવીંદગણી ( ૧૮૭૩ ) ૨૪ વી. રી. ૧૭૯), તેમ કોર્ટ સ્ટેંપ ડયુટી માફ કરી શકતી નથી ( બ્રોજેશ્વરી વી. ગુરૂચરણ ( ૧૮૮૫ ) ૧૧ ક. ૭૩૫. અને જુઓ કઃ. ૧૬, સને ૧૮૭૦ ના એકટ ૭ ). સુનાવણીની મુદત સુધી સ્ટેંપ આપવાની જરૂર નથી ( કોરટ ફી એકટ પ્રમાણે રેફરન્સ ૨૫ મ. ૨૪ ).

**સામી અપીલમાં હુકમનામાંનુ રૂપ.**—જુઓ રંગાચાર્યર વી. પેંગા ( ૧૮૯૦ ) ૧૩ મ. ૫૨૪; રઘુબંસ વી. એસ્લુ ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૨૯૪ ).

**બજાવણીની તારીખથી એક માસ.**—બજાવણીની તારીખથી એકમાસ કરતાં ઓછી મુદતે સુનાવણી સારૂ અપીલની મુદત રાખવી ના જોઇએ ( સુંદરમ વી. આનંદગર ( ૧૮૯૦ ) ૧૩ મ. ૪૯૨ ).

**મુદત વધારવી તે.**—જ્યારે અપીલના પ્રતીવાદીયે ખર્ચ બચાવવા સારૂ પેપર બુકો મળતા સુધી હુકમનામાં વીશે હરકતો લખવાને ઠરાવેલી મુદતની અંદર કાંઉસલને બતાવવાને વીલબ કરેલો હોય તો તે મુદત વધારવાને કોરટ ના કહે છે ( સુલેમાંન વી. જુસબ ( ૧૮૯૦ ) ૧૪ મુ. ૧૧૧ ).

અપીલ કોર્ટે મુકદમો પાછો મોકલવાનો

**૨૩.** જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોરટે કંઈ પ્રારંભની બાબત ઉપરથી ફરીયાદનો નીકાલ કર્યો હોય, અને તે હુકમનામું અપીલમાં રદ થાય ત્યારે અપીલ કોરટે પોતાને યોગ્ય જણાએથી હુકમ કરીને, તે કામ પાછું મોકલવાને મુખત્યાર છે, અને આ પ્રમાણે પાછા મોકલેલા કોઈ કામમાં, અમુક એક અથવા વધારે મુદ્દાની ચોકશી કરવી એમ ફરમાવવાને પણ મુખત્યાર છે. અને તેણે પોતે કરેલા ફેંસલા તથા હુકમની નકલ જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોરટને મોકલવી અને એવું ફરમાવવું કે દીવાની ફરીયાદોના રજીસ્ટરમાં તે ફરીયાદનો જે મુળ નંબર

ક. ૫૬૨.

પડયો હોય તે નંબર ઉપર તેને પાછી દાખલ કરીને તેનો નીકાલ કરવા સારૂ તજવીજ કરવી. અને મુળ ઈનસાફ વખતે કાંઈ પુરાવો દાખલ થયો હોય તો તે, સઘળા વાજબી અપવાદોને પાત્ર, તે પાછા મોકલેલા કામના ઈનસાફમાં પુરાવો ગણાશે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની કં. ૫૬૨.**

*ટીકા*—આ રૂલ હા. કો. ને લાગુ છે.

પુરાવ બાતલ કરેલો હોય કીવા નહિ પણ કોરટ કામ પાછું મોકલી શકે છે ( મહમદ વી. મહમદ ( ૧૮૮૮ ) ૧૦ અ. ૨૮૯ ): ફેસલામાં અથવા કામ ચલાવાની રીતીમાં કાંઈ ભુલ, ખાંમી અથવા ગેર શીરસ્તે થયેલું હોય તેથી કામના ગુણ દોશને હરકત થયેલી ના હોય અથવા કોરટની હકુમતને હરકત થયેલી ના હોય તો કાંઈ પણ હકીકતથી એકાદુ કામ તે કારણથી પાછું મોકલી શકાતું નથી એવા સામાન્ય નીયમની સરત સાથે તે પાછું મોકલી શકાય છે—ક. ૯૯. વ્યાજબી રાહે કામ પાછું મોકલવાને એવું બતાવવું જોઇએ કે નીચેની કોરટે કાયદાની કાંઈક ભુલ કરેલી છે અથવા કોઈક બીજી રીતે આ રૂલના શબ્દોમાં તે કામ આવે છે. ( હરીચંદ્ર વી. હરીચંદ્ર ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૩૨૫ ). એકાદું કામ પાછું મોકલવામાં જે ઇસ્યુઓ વીશે નીચેની કોરટને નીરણય કરવાનો છે તે ઈસ્યુઓ ખાસ રીતે બતાવવાં જોઇએ ( ગીરાચંદ્ર વી. સોશી શીખરેશ્વર ( ૧૯૦૦ ) ૪ ક. વી. નો ૬૩૧ )

**કામ પાછું મોકલવાને પરવાનગી આપેલી તે**—જ્યારે અસલ કોરટે તમામ મુદાઓ વીશે પુરાવ લીધેલો હોય અને છેવટની સુનાવણી વખતે દાવાનો ફેસલો બીજાઓ વીશે અભીપ્રાય બતાવ્યા વીના અમુક સવાલ ઉપર ભુલથી કરેલો હોય તો તે કામ પાછું મોકલવાને અપીલ કોરટ મુખત્યાર છે ( રામચંદ્ર વી. કારીમ ( ૧૮૯૩ ) ૧૬ મ. ૨૦ ). તે પ્રમાણે માતાદીન વી. જમનાદાસ ( ૧૯૦૫ ) ૨૭ અ. ૬૯૦ ના કામમાં ચાલવામાં આવ્યું છે: ( ૧૯૦૫ ) અ. વી. નો ૧૫૯; વળી જુઓ શીવંબર વી. લાલુ ( ૧૮૮૬ ) ૯ અ. ૩૦ ). જ્યારે એક ડીસ્ટીકટ મુનસફે એક કામના ગુણ દોશ ઉપર તપાસ કરયા વીના દાવો એવા કારણથી કહાડી નાંખ્યો હોય કે વાદીને દાવાનું કારણ થયેલું નથી અને અપીલ ઉપરથી અપીલ કોરટે તેમનું કરેલું હુકમનામું ફેરાવેલું હોય અને કામ પાછું મોકલ્યું હોય તો ઠરાવ્યું છે કે તે પાછું મોકલ્યાનો હુકમ બરોબર છે ( કનકમલ વી. રંગાચાર્યર ( ૧૮૯૭ ) ૨૦ મ. ૨૫ )

જ્યારે અસલ કોરટે એક પક્ષકારની સાક્ષીઓ ઉપર સમન્સ કરાવવાને તેનું સંબંધ કરતાં પહેલાં દરખાસ્ત આપેલી પણ તે વખતસર રજુ કરી શકતો હતો તેથી તે દરખાસ્ત અસલ કોરટે રદ કરેલી તેથી પાછું મોકલવાને પરવાનગી આપેલી હતી ( બ્રજનાથ વી. પ્રતાપચંદ્ર ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૨૯૬ ). અથવા મુખ જુબાનીનો પુરાવ લેવામાં આવેલો હતો પણ તે પુરાવ એકટની ક. ૬૩ પ્રમાણે બરોબર નહોતો કારણ કે સાક્ષીઓને યોગ્ય રીતે સવાલો કર્યા નહોતા તો તેમાં તે પાછું મોકલવાને પરવાનગી આપવામાં આવેલી હતી ( લોચનસીંગ વી. હેતનારાયણ ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૨૩૨). અથવા જ્યારે કાંઇ મુદા કહાડેલા ના હોય ( જોગેશર વી. દુલન ( ૧૮૭૦ ) ૨ અ. હા. કો. ૧૮૩ ) અથવા કોઈ મુદાના ઇસ્યુ કહાડેલા ના હોય ( સોવ સોહાઈ વી. એચન

સીંગ ( ૧૮૭૪ ) ૨૨ વો. રી. ૩૧ ). અથવા જો તે કહાડેલા હેય પણ પક્ષકારોએ તે વીશે પુરાવ નહિ આપવાથી તે વીશે ફેંસલો કરવામાં આવેલો ના હોય એ શાવાયની હકીકત વીના તે વાશે ફેંસલો કરેલો ના હોય ( રામપ્રસાદ વી. અબદુલ ( ૧૮૮૭ ) ૯ અ. ૫૧૩ ). અથવા એકાદો જે સવાલ યોગ્ય રીતે ઉત્પન્ન થતો ના હોય તે ઉપરથી નીચેના કોરટે દાવાનો ફેંસલો કરેલો હોય ( સમીરખાંન વી. રામલખી ( ૧૮૬૮ ) ૧૦ વી રી. ૪૩૮ ) પછી તે ધણો નહિ જેવો સવાલ હોય ( મલીક અનામત વી. અફલુ ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૬૪૦ ); અથવા પક્ષકારોએ કરાર કરીને એક સખસને નીમેલો હોય ને સખસની જુબાનીથી સોગના એકટ ( સને ૧૮૭૩ ના ૧૦ ) ની ક. ૧૦, ૧૧ પ્રમાણે દાવાવાળા સવાલો સંપુરણ રીતે આવી જતા હેય તેવી જુબાની ઉપરથી ( મહાવીર પ્રસાદ વી. માધબદત ( ૧૮૯૧ ) ૧૩ અ. ૩૮૬ ); અથવા પ્રાથમીક મુદ્દા ઉપર એકાદા દાવાવાળાનો ફેંસલો એવી રીતે કરવામાં આવેલો હેય કે જેથી મુદ્દા વાશેનો અગત્યનો પુરાવ આપવામાં આવે નહિં ( સુબ નારાયણ વી. નરસીંગ ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૧૪૮ ) જુગમાયા વી. રામચંદ્ર ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૩૭૮ ). તો કામ પાછું મોકલવાને પરવાનગી આપવામાં આવે છે એકાદી જે તારીખને માટે સુનાવણી મુલતવી રાખેલી હોય તે તારીખે વાદી હાજર થવાને કસુર કરે અને કસુરના કારણથી દાવો કહાડી નાંખવામાં આવે તો ઠરાવ્યું છે કે ઓ. ૧૭ રૂ. ૩ પ્રમાણે નીકાલ કરવા સારૂ અપીલ કોરટે તે કામ પાછું મોકલેલું છે તે બરોબર છે ( બાદમ વી. નથુસીંગ (૧૯૦૩) ૨૫ અ. ૧૯૪ ).

એક જીલ્લા કોરટમાં સુનાવણી સારૂં એક અપીલ લેવામાં આવે તે ઉપરથી અપીલ વાળાના વકીલે તે કામ મુલતવી રાખવાને માગ્યુ પણ તે વીશે ના કહેવામાં આવી અને તે અપીલ કહાડી નાંખવામાં આવી. હા. કો. તે કામ પાછું મોકલ્યું એવા કારણથી કે તે મુલતવી રાખવાની ના કહેવાને જીલ્લા જડજ મુખત્યાર હતા પણ ફેંસલો લખીને તે અપીલની વ્યવસ્થા કરવાને તે બંધાયલા હતા. કસુરના કારણથી કાહાડી નાંખી શકતા નથી ( પેઇટીન હેર વી. વેલર ફીજ્ઞુન ( ૧૯૦૩ ) ૨૬ મ. ૨૬૭ ).

ઓ. ૯ રૂ. ૧૩ પ્રમાણેનો એકાદો હુકમ રદ કરવાને ના કહ્યાના હુકમ ઉપરની અપીલમાં જે ફકત કામ પાછું મોકલી શકાય છે તે ઓ. ૯ રૂ. ૧૩ પ્રમાણેની અરજી છે અને અસલ કામ નથી. રાધા કીશન વી. જોનપુરના કલેકટર ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો ૧૫૩; ૨૩ અ. ૨૨૦; લા. રી. ૨૮ ઈ. અ. ૨૮ ) તેવીજ રીતે મદ્રાસની હા. કો. ઠરાવ્યું છે કે આ ઠરાવ છે તોપણ અપીલ કોરટને વાદીએ આપેલા ફકત પુરાવા ઉપરથી એકાદું હુકમનામું ફેરવવાનો અખત્યાર રહેલો છે એટલુંજ નહિ પણ પ્રતીવાદી એક તરફી છે માટે તે કામની ફરી તપાસ કરવા સારૂં ફરમાવવાને અખત્યાર છે ( પેરમ્બરાનાયર વી. સુબ્રમાન્યન ( ૧૯૦૦ ) ૨૩ મ. ૪૪૫; તે પ્રમાણે સાધુ વી. કંપાન ( ૧૯૦૭ ) ૩૦ મ. ૫૪ ના કામમાં ચાલેલું છે. પણ જુઓ સેશન વી. સેશન (૧૯૦૦) ૨૩ મ. ૪૪૭).

**કામ પાછું મોકલવાને પરવાંનગી આપેલી નહિં તે**—ઘણાં ભાગે અસલ કોરટનો ફેંસલો બહાલ રાખવામા આવેલો હોય તો કોઇ કાંમ પાછું મોકલવું ના જોઇએ ( માધવચંદ્ર વી. રામદયાળ (૧૮૬૭) ૮ વી. રી. ૩૦૩ ) અથવા નીચેની કોરટે જે ફેંસલો કરેલો હોય તેથી જુદો ફેંસલો યોગ્ય રીતે તે કોરટ કરી શકતી ના હોય તો તે

પાછું મોકલી શક્તી નથી ( ઓનોમાલી વી. સરૂપ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૬૦ ); પછી તે કોરટના ફેંસલામાં પ્રસંગોપાત ગુઅવણ હોય તેની હરકત નથી ( બ્રજનાથ વી. સુરજકુંત ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૨૭૬ ); કારણ કે અસલ ફેંસલો તેથી ફેરાવેલો ગર્ભીત રીતે થાય છે ( રેખ્લફીલશન વી. અંબાલા ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૩૨૬ ). અને જ્યારે નીચેની કોરટે તમામ કામનો ફેંસલો પ્રાથમીક સવાલ ઉપરથી કરેલો ના હેય ( બનવારી વી. સાંમન ( ૧૮૮૯ ) ૧૧ અ. ૪૮૮; તે પ્રમાણે માહેશપ્રસાદ વી. રનજોરસીંગ (૧૯૦૫) ૨૭ અ. ૧૬૩ ના ઠરાવમાં ચાલવામાં આવેલું છે; લીંગામલ વી. ચીનાં ( ૧૮૮૩ ૬ મ. ૨૩૯; કચનમોદી વી. બૈજનાથ ( ૧૮૯૨ ) ૧૯ ક. ૩૩૮; માજી રાજબા વી. મગનલાલ ( ૧૮૯૫ ) ૧૯ મું. ૩૦૩ ) એટલે તે કામમાં પેશતાં પહેલાં તે કામનો ફેંસલો કરેલો ના હોય ( હસનઅલી વી. મનુવર (૧૮૭૪) ૨૧ વી. રી. ૪૧૩; દુર્ગા વી. હેદર (૧૮૮૫) ૭ અ. ૧૬૭; મદન મોહન વી. ભાગોમંતો ( ૧૮૮૨) ૮ ક. ૯૨૩ ) પણ પુરાવ લીધેલો હોય ( ગોકળચંદ્રસેન વી. પરેશમહમદ ( ૧૮૭૬ ૨૫ વી. રી. ૨૮૪) તો અપીલ કોરટે તે કામ પોતાની ફાઇલ ઉપર રાખવું જોઇએ અને જરૂર પડે તો આગળ રૂ. ૨૫ પ્રમાણે ચાલીને તે કામનો ફેંસલો કરવો જોઇએ ( ઈબ્રાહીમ વી. ઇબ્રાહિમ ( ૧૮૯૦ ) ૧૭ ક. ૧૬૮; સાવીત્રી વી. રામજી ( ૧૮૯૦ ) ૧૪ મું. ૨૩૨; મુકનલાલ વી. હરવલ્લભ (૧૮૮૨) ૧૨ ક. લા. રી. ૧૩૬, અને જુઓ રખીન વી. પદો ( ૧૯૦૫) અ વી. નો. ૫૪ ) અને જો કે નીચેની કોરટ પોતાનો ફેંસલો ફક્ત મુદતની બાબતમાંજ આપેલો હોય તો પણ તે કામ પાછું મોકલી શકાતું નથી (રામકુંવર વી. ભગવનલાલ (૧૮૭૪) ૨૨ વી. રી; ૨૨૪; હસનઅલી વી. મનુવર ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૪૧૩; કીરતીનારાયણ વી. પરથીનારાયણ (૧૮૬૪)૧ વી. રી. ૩૨; પણ જુઓ રાયસીંગજી વી. બળવંતરાવ ( ૧૮૮૭ ) ૧૧ મું. ૬૬૩); અથવા એક અથવા બે મુદ્દા વીશેજ ફેંસલો આપેલો હોય અને બાકીના મુદ્દા વીસે ઠરાવ કરેલો ના હોય ( રાયસીંગજી વી. બળવંતરાવ ( ૧૮૮૭ ) ૧૧ મું. ૬૬૩; ઇબ્રાહિમ વી. ઇબ્રાહિમ ( ૧૮૯૦ ) ૧૭ ક. ૧૬૮; બનવારી વી. સરન ( ૧૮૮૯ ) ૧૧ અ. ૪૪૮; આંમા વી. કુનહની ( ૧૮૮૬ ) ૯ મ. ૩૫૫ ); અને આ કામ ચલાવવાની રીતી પ્રીવીકાઉંસીલે મંજુર રાખેલી છે માટે તે પાછું મોકલી શકાતું નથી ( તારાકાંત બેનરજી વી. પદમણી ડોશી ( ૧૮૬૬ ) ૫ વી. રી. પી. સી. ૬૩ ) વધારાનો પુરાવ લેવા સારું પણ એકદું કામ પાછું મોકલવું ના જોઇએ ( માહેશચંદ્ર વી. માકબચંદ્ર( ૧૮૭૦) ૧૩ વી. રી. ૮૫) કારણકે નીચેની કોરટના જુજ મુદ્દાઓમાંના એક મુદ્દાનો તપાસ કરવામાં નીશ્ફળ ગયેલો હોય ફઝીલમ વી. ઉમદા (૧૮૬૮] ૧૦ વી. રી. ૪૬૯ ); અથવા પુરાવ લેવામાં અને દસ્તાવેજો યોગ્ય રીતે નામંજુર કરવામાં નીશ્ફળ થયેલા હોય ( જદુનાથ વી. હરીપદ મુકરજી ૧ ક. વી. નો ૮૦ ) વળી નીચેના ફેંસલાઓમાં ઠરાવેલું છે કે કામ પાછું મોકલી શકાતું નથી. એટલે ૪નેહ ઉલ્લદ વી. ઉમદાનીસા [ ૧૮૭૦ ) ૧૪ વી. રી ૬૯; બીજી રીતે, મહમદ વી. મહમદ ( ૧૮૮૮ ) ૧૦ અ ૮૨૯; ફરજંદ અલ્લી વી. યુસફઅલી ( ૧૮૮૦ ) ૨ અ. ૬૬૯; તે પ્રમાણે લીંગમલ વી. ચીના ૬ મ. ૨૩૯. ના કામમાં ચાલવામાં આવેલું નથી પણ માજી રાજબા વી. મગનલાલ (૧૮૯૫) ૧૯ મું. ૩૦૨, મેરાલાલ શ્રી બીહારી ૧૪ વી. રી. ૧૯૫; ગણેશ વી. ભીખાજી ૧૦ મું. ૩૯૮ ભુબનંદાસ વી. વીલાસમણી [ ૧૮૭૮ ] ૧ ક. લા. રી. ૪૧૫; પણ જુઓ વીરધ મીહીનલાલ વી. ઇલીબાઝઅલી (૧૮૯૬) ૧૮ અ. ૩૩૨; ખોડકર વી. મહમદ [ ૧૮૬૮ ] ૯ વી. રી. ૩૪૫; રપેકન્ના

ડેક ફીન્ચે અને કં. ૧૮૬૭ ૭ વી. રી. ૩૧૩; અંગોપુરા ચોદરી વી. મીયાં બીબી (૧૮૬૮) ૧૦ વી. રી. ૨૦૭ ગોપાળચંદ વી. જગદંબા (૧૮૬૮) ૧૦ વી. રી. ૪૧૧: મહમદ અશાન વી. મહમદ યાસીન ૯ વી રી. ૧૦; જીવન કીશનરાય વે, દ્વારકાંનાથ (૧૮૬૪) ૩૬૩; ચુનીલાલ વી. મોહજીસીંગ (૧૮૯૬) ૧ ક. વી. નો ૩૪૦; પણ જુઓ નારાયણ વી. રાખા કાશોર ૧ ક. વી. નો ૨૯; રામ જોર વી. નંદમોહ્ન (૧૮૮૮) ૧૦ વી. રી. ૩૭૪; શીવપ્રસાદ વી. નોએોદીશન (૧૮૭૨) ૧૭ વી. રી. ૪૪૬; આરનાથ વી. બતરનારાયણ (૧૮૭૨) ૧૭ વી. રી. ૪૧૦; રામચંદ્ર વી. રામાની દેબી (૧૮૬૮) ૧૦ વી રી. ૨૩૬ પણ જુઓ અંબીકાચરણ વી. રામધન (૧૮૬૯) ૪૧ વી. રી. ૪૫; પાર્બતી શંકર વી. બાઇનવા (૧૮૮૩) ૧૭ મું. ૭૩૩; મલીકારજુને વી. પધાનેમી (૧૮૯૬) ૧૯ મ. ૪૭૯. કેલુ વી. ચેન્દુ (૧૮૯૬) ૧૯ મ. ૧૫૭; કોષ્ટચાયા વી. પંચુ (૧૮૯૪) ૧૭ મ. ૧૮૭; સુબા શાસ્ત્ર વી, બાલચંદ્ર (૧૮૮૫) ૧૮ મ. ૪૨૩;

પાછું મોકલવાના હુકમ પ્રમાણે ફરી સુનાવણી કરીને જ્યારે એક હુકમનામુ કરેલુ હોય ત્યારે તે પાછુ મોકલવાના હુકમ ઉપર અપીલ સાંભળી શકાતી નથી (શાલીગરામ બીજ બીલાશ (૧૯૦૭) અ. વી. નો ૨૩૪).

**બીજી અપીલો.**—કેટલે દરજ્જે બીજી અપીલોને આ રૂલ લાગુ છે તે વીશે જુઓ ક. ૧૦૮ પાછળ અને ઓ. ૪૩ રૂ ૧ (યુ) (મહમદ વી મહમદ (૧૮૮૮) ૧૦ અ. ૨૮૯; જાનકી વી. નંદરામ (૧૮૮૯) ૧૧ અ. ૨૨૩). આ રૂલ પ્રમાણે કામ પાછુ મોકલવાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી (મથુરાનાથ વી. નોબીનચંદ્ર (૧૮૯૭) ૨૪ ક. ૭૭૪; ૧ ક. વી. નો. ૬૭૪; જુઓ. ઓ. ૪૩. રૂ. ૧ (યુ)

**પાછુ મોકલવાની અસર.**—પાછુ મોકલવાનો હુકમ અપટીત રીતે કરેલો હોય તો તે નીરર્થક નથી, ફક્ત તે ગેરરસ્તે છે (સાબીત્રી. વી. રામજી (૧૮૯૦) ૧૪ મુ. ૨૩૨; જવામઅલી વી. હુશેન (૧૮૬૭) ૮ વી. રી. ૨૦૭, જુઓ કોરટ ઓફ વૉર્ડસ વી. રામસામી રેડી (૧૯૦૫) ૨૮ મ. ૪૩૭). તે નીરર્થક છે (ચેદાલાલ વી. બદુલા (૧૮૮૯) ૧૧ અ. ૩૫ રામેશર વી. શીવદીન (૧૮૯૦) ૧૨ અ. ૫૧૦) તે ઉપર અપીલ ચાલે છે (લોકી માહાતો વી. અઘોરી (૧૮૮૦) ૫ ક. ૧૪૪). પણ આ વીશે જરૂર નથી અને આખરના હુકમનામા ઉપરની અપીલ ઉપરથી પાછુ મોકલ્યા બાબત એકાદો પક્ષકાર વાંધો લેઇ શકે છે ચેદાલાલ વી. બાદુલા (૧૮૮૯) ૧૧ અ. ૩૫; શાવી ત્રી. રામજી (૧૮૯૦) ૧૪ મુ. ૨૩૨; મગારામ વી. નીલમણી (૧૮૭૩) ૧૩ બં. લા. રી. ૧૯૮; ૨૧ વી. રી. ૩૨૬; મહેચંદ્રદાશ વી. જમીરદાન મોલ્લા (૧૮૭૧) ૨૮ ક. ૩૨૫: ૫. ક. વી. નો. ૫૦૯), અને જો તેથી કામના ગુણ દોશને અથવા કોરટની હકુમતને હરકત થએલી હોય તો તે રદ કરવામાં આવે છે નવકોરી મંડળ વી. મુકતા (૧૮૬૫) ૨ વી. રી. ૧૮૧, નશરૂદીન હોશેન વી. લાલમહમદ (૧૮૭૦) ૧૩ વી. રી. ૨૩૮) પણ બીજી રીતે તે રદ કરવામાં આવતો નથી (ગંગામણી વી. ઇશરચંદ્ર (૧૮૭૨) ૧૭ વી. રી. ૪૬૫, અને ચંદનાથ વી. રામનાથ (૧૮૬૪) ૧ વી. રી. ૬૯ ના ઠરાવનો મુકાબલો કરો). પાછુ મોકલવાના હુકમ ઊપર અપીલ ઠરવાથી જે કોરટે પાછુ મોકલ્યુ હોય તે કોરટના હકીકતનો ઠરાવ કબુલ કરવાનો હાયકોરટ બંધાએલી છે, પણ તે ઠરાવને પુટો કરવાને પુરાવ હોવો જોઇએ પણ જ્યારે આ રૂલ પ્રમાણેના એક હુકમ ઉપરની એકાદી અપીલમાં કાયદાના શવાલ વીશે હાયકોરટે ઠરાવ કરેલો હોય તો તે ઠરાવ દાવામાં

અને ત્યાર પછીની અપીલમાં આખરનો છે ગૌરીશંકર વી. કરીમ (૧૮૯૩) ૧૫ અ. ૪૧૩); પાછુ મોકલવાનો એકાદો હુકમ આખરનો નથી પણ જ્યારે એકાદા હુકમનામાથી મુખ્ય સવાલનો જેમકે એક વીલના બળવાનપણા વીશે ઠરાવ કરેલો હોય તો તે ઠરાવ જો કે પેટા બાબતનો વીશે ઠરાવ કરવાને કામ પાછુ મોકલ્યું હોય તો પણ, આખરનો છે (મનજુર હુસન વી. બોધ્ધાબીબી (૧૮૯૫) ૧૭ અ. ૧૧૨, લા. રી ૨૨ ઇ. અ. ૧).

પાછુ મોકલ્યાના હુકમ ઉપરની એકાદી અપીલ તે હુકમનો અમલ કરવામાં આવ્યાથી બંધ પડતી નથી (બાબુલાલ વી. રામકાળી (૧૯૦૬) અ. વી. નો. ૨૮).

**નવો પુરાવ.**—જ્યારે એક કામ પાછુ મોકલ્યુ હોય ત્યારે પુરાવ લેવાને કાંઇ સ્પષ્ટ હુકમની જરૂર નથી (કીરતોચરણ વી. મગન (૧૮૬૮) ૧૦ વી. રી. ૪૫૧; રામશંકરસેન વી. નીલકંઠ બીસ્વાસ (૧૮૬૮) ૯ વી. રી. ૪૫૩. વળી જુઓ કમળાલક્ષમી વી. રામસાંમી (૧૮૯૬) ૧૯ મ. ૧૨૭). જ્યારે તે હુકમ સામાન્યરીતનો નવેસર તપાસ કરવાનો હોય ત્યારે તેથી બધુ પાછુ કામ પાછુ સરૂ થાય છે (તારીનીકાંત વી. કુંજબેહારી (૧૮૬૯) ૧૩ વી. રી. ૧૬૨; મથારદત્ત વી. શશીમણી (૧૮૭૪) ૨૧ વી. રી. ૭) અને પ્રથમની તે તપાસમાં જે પ્રતીવાદીયો હાજર થએલાં ના હોય તેમની તરફ પુરાવ લેઇ શકાય છે (કુંજબેહારી વી. તારીનીકાંત (૧૮૬૭) ૮ વી. રી. ૨૮૫) પણ અપીલ કોરટે જે ઠરાવ કરેલો હોય તે શીવાય (જદુબંશીકુંવર વી. અસ્માન (૧૮૭૦) ૧૪ વી. રી. ૩૭૦; અને તે ફેંસલો પાછુ મોકલ્યાના હુકમને ટેકો આપવાને જરૂરનો છે- દેવકીશન વી. બશી (૧૮૮૬) ૮ અ. ૧૭૨; પણ જુઓ ગીરધરલાલ વી. તારીનીકાંત (૧૮૬૭) ૮ વી. રી. ૨૮૫). વાદીઓએ અસલ કોર્ટમાં પોતાના દાવાના આધારમાં દસ્તાવેજી અને મુખજુબાનીનો એક પુરાવ રજુ કરેલો હતો કોરટે દસ્તાવેજી પુરાવ ઉપરથી સંતોષ થઇને વાદીએ રજૂ કરેલા સાક્ષીયોનો પુરાવ દાખલ કરવાને ના કહેલી હતી. પ્રતીવાદીયોએ અપીલ કરી અને નીચેની અપીલ કોરટે અસલ કોરટનું હુકમનામું ફેરવ્યુ પણ તેમણે પણ વાદી અપીલના પ્રતીવાદીયોને નવો સાક્ષીયોનો પુરાવ આપવા માંડેલો તે લેવાને ના કહેલી હતી. વાદીયોએ હાયકોરટને અપીલ કરી તે ઉપરથી બેઉ કોરટોનાં પ્રોસીડીંગો રદ કરેલા છે અને બધો દાખલ કરવા લાયક પુરાવ લેઇને તે કામની ફરી તપાસ કરવાને અસલ કોરટને તે કામ પાછુ મોકલેલું હતુ (દુરગાદીહાલ વી. અનોરાજી (૧૮૯૫) ૧૭ અ. ૨૯; ગંગાપ્રશાદ વી. બાલબાહાદુર (૧૮૯૫) ૧૭ અ. ૧૧૭) જ્યારે મુદ્દાસર ઉપર તપાસ કરવા સારૂ કામ પાછુ મોકલેલુ હોય ત્યારે ઠરાવેલુ છે કે નીચેની કોરટની મુદતના સવાલ વીશે ઠરાવ કરવાની હકુમત છે (તેજકીશન રોય વી. શીવચંદ્ર (૧૮૬૯) ૩ વી. રી. એકટ ૧૦ (૧૫૮) તો પણ, ગુણ દોષ ઉપર તપાસ કરવાને સાધારણ રીતે કામ પાછુ મોકલ્યું હોય ત્યારે મુદત અને "રેશજ્યુડીકેટા" ના અને હકુગતના તમામ સવાલો બાતલ થાય છે, (શીવ શાહોવ વી. રામપ્રશાદ (૧૮૭૫) ૨૪ વી. રી. ૩૩૩; શાહેબ નેવાજ વી. કીશોર શા હોય સદરહુ ૩૩૦; ચોર વી. ગોપાળ (૧૮૭૮) ૨ મુ. ૧૨૦; ઇનુ વી. કેશાઇ (૧૮૮૪) ૮ મુ. ૫૩૫ ટેમુલજી રસ્તમજી વી. ફરદુનજી (૧૮૬૭) ૫ મુ. હા. કો. ૧૩૮) અને ઠરાવેલા મુદ્દાથી તે પક્ષકારો બંધનમાં આવે છે (મંગલસભદત્ત વી. જુલાલજેય (૧૮૭૬) ૧ ક. લા. રી. ૧૪૪; મુંસી દીનવી. આહર (૧૯૮૧) ૩ અ. ૭૨૫) અને ફક્ત તપાસની અરજી કર્યા શીવાય સ્પેશ્યલ અપીલમાં પાછુ મોકલ્યાનો હુકમ કરવામાં આવેલો હોય તે તે કામમાં જે કાયદાની બાબત હોય તે વીશે નીરંતર ફેંસલો છે અને આ-

યદાના નીયમના ખરા પણા બાબત બીજી અપીલમાં વાંધો લેઈ શકાતો નથી ( રામકુંવર બાઇ વી. દામોદર ( ૧૮૬૯ ) ૬ મુ. હા. કો. ૧૪૬, તો પણ જુઓ મહમદ માહુર વી. ચંદાલાલ ૧૮૯૨ ) ૧૫ અ. ૧૪૧ )

કામ પાછુ મોકલ્યા પછી એકાદો પક્ષકાર પોતાની હકીકતનુ રૂપ ફેરાવી શકતો નથી ( રાધા કીશોર વી. માહાતાબચંદ ( ૧૮૬૫ ) ૩ વી. રી. ૫. ૫; નોરેંદ્ર કુમાર દત વી. ફ્રેંચ ( ૧૮૬૫ ) ૩ વી. રી. ૧૯૮ ).

એક જડજે કામ પાછુ મોકલેલું હોય અને ત્યાર પછી તે બીજા જડજ સરખી હકુમતવાળાં હોય તેમની રૂબરૂ તે કામ આવે (બ્રજસુંદર વી. જગતચંદ્ર (૧૮૭૪) ૨૧ વી. રી. ૧૯૯; બરગ પ્રસાદ વી. દરબારી ( ૧૮૯૨ ) ૧૪ અ. ૩૪૮ ) અથવા તે જડજની જગાએ થએલા જડજની રૂબરૂ આવે ( લલીતપાંડે વી. બૈજનાથસીંગ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૨૮૫ ) તો બીજા જડજ તે પાછુ મેકલ્યાનો હુકમ રદ કરી શકતા નથી. માટે અમુક મુદા વીશે તપાસ કરવાને એક જડજે કામ પાછુ મોકલેલું હોય અને મુનસીફને ફરમાવેલું હતું કે તે જે ફેંસલો કરે તે પ્રમાણે તેમણે વાદીને હુકમનામું કરી આપવું, પછી અપીલમાં તે એક બીજા જડજની રૂબરૂ ગયું. તેમાં ઠરાવ્યું છે કે અપીલ કોરટને ફકત એટલુજ જોવાનું હતું કે જે મુદો કાહાડેલો હોય તે બરોબર છે કીંવા નહી, પણ તે સદરહુ હુકમની પાછળ જઇ શકતા નથી (ઓડનબરૂઆ વી. અબ્દુલગની (૧૮૭૩) ૧૯ વી. રી. ૨૮૧, વળી જુઓ સુરજદીન વી. ચાતર ૩ અ. ૭૫૫ ).

**અપીલ**—પાછુ મોકલ્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે.—ઓ. ૪૩, રૂ. ૧ (યુ) ( રામપ્રસાદ વી. સામીદાસી ( ૧૯૦૨ ) ૬ ક. વી. નો. ૫૮૬ ) અને આ હકની મર્યાદા ક. ૧૦૨ થી બાંધેલી નથી ( માહાદેવ નરસીંગ વી. રાઘો કેશવ ( ૧૮૮૩ ) ૭ મુ. ૨૯૨, ગુલામ હુસન વી. મુસામીયાં ( ૧૮૮૪ ) ૮ મું. ૨૬૦, ફીરતે માહાલદાર વી. રમજાન ( ૧૮૮૪ ) ૧૦ ક. ૫૨૩ બીજનોરના કલેકટર વી. જાફરઅલી ( ૧૮૮૦ ) ૩ અ. ૧૮, નારાયણપાલ વી. કાળીકીશોર બીશ્વાસ ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો. ૨૯ ). આવી અપીલમાં હાય કોરટ ગુણદોશ ઉપર તપાસ કરી શકે છે, અને જો તેમના અભીપ્રાયમાં તે હુકમ ખાંમી ભરેલો આવે તોપણ જે પક્ષકાર અસલ કોરટમાં જીતેલો હોય તે પોતાના હુકમનામાનો થએલો ફાયદો રહેવા દે છે ( ખોડીલાહાતો વી. અઘોરી ( ૧૮૮૦ ) ૫ ક. ૧૪૪, એબરાહીમ વી. એબરાહીમ ( ૧૮૯૦ ) ૧૭ ક. ૧૬૮, બાદમ વી. ઈમરત (૧૮૮૧) ૩ અ. ૬૭૫, ભાઊબાલા વી. બાપાજી (૧૮૯૦) ૧ મું. ૧૪ જુઓ ઓ. ૪૩, તે પ્રમાણે તે કરી શકતા નથી (શેહનલાલ વી. આમીમુનનીસા ( ૧૮૮૫ ) ૭ અ. ૧૩૬, નોઇમોલ્લા વી. મીશનારાયણ ( ૧૮૮૨ ) ૮ ક. ૬૧૪, તે કરી શકે છે—દેવ કીસન વી. બંશી ( ૧૮૮૬ ) ૮ અ. ૧૭૨ ). એકાદા તે હુકમ ઉપર અપીલ ચાલતી નથી અથવા તે પાછુ મોકલ્યાનો હુકમ જાતેજ ક. ૧૦૪ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ છે ( મથુરાનાથ વી. નોબીનચંદ્ર ( ૧૮૯૭ ) ૧ ક. વી. નો ૬૭૪, ૨૪ ક ૭૭૪, કીશનારામ વી. નરસીંગ શેવક ( ૧૮૮૧ ) ૩ અ. ૮૫૫, મંડેલાલ વી. સુરગનલાલ ( ૧૮૯૯ ) ૨૧ અ. ૨૯૧, મીનાશાંમી વી. કરૂપા ( ૧૮૯૮ ) ૨૧ મ. ૨૩૪, પણ જુઓ બીંદેશરી વી. નંદુ ( ૧૮૮૦ ) ૩ અ. ૪૫૬ ). પાછુ મોકલ્યાના હુકમ ઊપરની એકાદી અપીલમાં દાવામાં હુકમનામું કરેલું હોય તે હુકમનામા ઊપરની અ-

પીલ નીચેની કોરટને કરેલી હોય તે અપીલ કાહાડી નાંખો હુકમનામું કરવાને હાય કોરટ મુખત્યાર છે ( હસનઅલી વી. સીરાજ હુસન ( ૧૮૯૪ ) ૧૬ અ. ૨૫૨). સને ૧૮૮૧ ના એકટ ૧૨ ની ક ૧૯૦ થી રેવન્યુ કોરટના હુકમનામા ઉપર જીલ્લા જડજને કરેલી અપીલને આ રૂલ લાગુ કરેલું છે, અને તેવા કામમાં જ્યારે જીલ્લા જડજે કામ પાછુ મોલવાનો હુકમ કરેલો હોય ત્યારે આં. ૪૩ પ્રમાણે તે ઉપર અપીલ ચાલે છે ) પ્રતાપશીંગ વી. નારણદાસ (' તે નાતાલના ડીપુટી કમીશનરે એક દાવાને મુદતની હરકત છે એવું ઠરાવેલું હતું, પણ તેની સાથે બીજા મુદાઓ વીશે નકો ઠરાવ કરેલો હતો. તેથી કમીશનરે મુદત બાબતના ઠરાવ રદ કરીને તે કામ આ રૂલ પ્રમાણે પાછુ મોકલ્યું હતું. ઠરાવ્યું છે કે સરકારની જાહેર ખબર નંબર $\frac{૬૨૮}{૭-૫૬૯૩}$ તા. ૨૭ જુન સને ૧૮૯૪ ના રોજની છે તે પ્રમાણે આવા પાછુ મોકલ્યાના હુકમ ઉપર અપીલ ચાલે છે. (હાફીઝ અબદુલ રહીમ વી. હરીરાજ ( ૧૯૦૦ ) ૨૨ અ. ૪૦૫ ). તેવોજ ઠરાવ મદ્રાસના સાંથ વસુલ કરવાના એક ૮ ) સને ૧૮૬૫ ના ૮ માં પ્રમાણેનો છે.

લવાદ હક સંબંધવાળો હતો તે કારણથી લવાદના ઠરાવના બળવાનપણા વીશે એક ડીસ્ત્રીકટ મુનસીફની રૂબરૂ હરકત લેવામાં આવી હતી પણ તે નીશફળ થએલી હતી. અપાલ કરવાથી સબોર્ડીનેટ જડજે તે ઠરાવ રદ કર્યો અને તપાસ કરવા સારૂ પાછુ મોકલ્યું હતું. વાદીએ બીજી અપીલ કરવાથી ઠરાવ્યું છે કે ( ૧ ) હાય કોરટને કરેલા અપીલ ચાલે તેવી છે; (૨) પણ સબોર્ડીનેટ જડજને કાંઇ અપીલ થઇ શકતી નથી [ ફોશ્ચાંન ચેતી વી. મથુ પાલંદી ( ૧૮૯૯ ) ૨૨ મ. ૧૭૨]. આ રૂલ પ્રમાણેના હુકમ ઉપર સાધારણ રીતે અપીલ થઇ શકતી નથી પણ જો દાવામાં મુખ્ય બાબતનો તેથી ફેંસલો થએલો હોય તો અપીલ ચાલી શકે છે ( હબીબુન નીશા વી. મનાવરૂન નીશા ( ૧૯૦૩ ) ૨૫ અ. ૬૯૨ ). જ્યારે આ રૂલ પ્રમાણે ફકત જે ઠરાવી શકાતુ હોય તે કરવાને એકાદા અપીલ કોરટે અસલ કોરટને ફરમાવેલું, પણ અસલ કોરટનું હુકમનામુ રદ કરેલું ના હોય તો તે હુકમ ઉપર અપીલ ચાલવા લાયક છે ( રામશરણલાલ વી. નેમ નારાયણશીંગ ( ૧૯૦૧ ) ૬ ક. વી. નો. ૩૨૬ ).

**હુકમ રદ કરવાનો અસર**—આ રૂલ પ્રમાણે થઇ શકે નહીં તે પ્રમાણે જ્યારે પાછું મોકલવાનો હુકમ રદ કરેલો હોય તો તે દાવામાં હકીકતના જે સવાલો હોય તેમાંના કોઇ સવાલનો ફેંસલો હાય કોરટ કરી શકતી નથી ( દેવકીશન વી. બંશી ( ૧૮૮૬) ૮ અ. ૧૭૨ ). જ્યારે પાછુ મોકલવાનો હુકમ રદ કરેલો હોય ત્યારે તે હુકમ પછીનું ચાલેલું કામ રેહેતું નથી ( જટીંગા વેલે કંપની વી. વેશ કંપની ( ૧૮૮૪ ) ૧૨ ક. ૪૫; ડીસ્ટ. માહાદુ વી. કાંમીની ( ૧૯૦૫ ) ૩૨ ક. ૧૦૨૩; ૯. ક. વી. નો ૮૯૫ ).

**પાછુ મોકલ્યા પછીનો રીવાજ**--જ્યારે એકાદુ કામ પાછુ મોકલવામાં આવે ત્યારે નીચેની કોરટે પક્ષકારોએ હાજર થઇને તે કામ ચલાવવાની એક વ્યાજબી તારીખ ઠરાવવી જોઇએ ( દરશન ચકરબતી વી. પ્રતાપનારાયણ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૪૦૧; વોટશન અને કંપની વી. કનાહી બાહાદુર ( ૧૮૬૮ ) ૯ વી. રી, ૨૯૪), અને જો તેઓ હાજર ના થાય તો તે કામ કાહાડી નાખવું જોઇએ ( કાળી મોહનદાસના કામમાં ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૭૦ ). નવા વકીલાતનામાની જરૂર નથી ( નોબીનમણી વી.

જન ગોપાલ ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૨૭૬ ). જ્યારે પાછું મોકલવાના હુકમમાં ખરચ વીગે ઠરાવ કરેલો હોય ત્યારેજ ફકત અપીલ કોરટનું ખરચ વસુલ કરી શકાય છે (કરીમં બર ચાતરજી વી. રામરૂદ ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૩૯ ).

જ્યારે એકાદુ કામ જીલ્લા જડજ તરફ પાછુ મોકલેલું હોય તો તેમણે એક બીજા અમલદાર તરફ તે કામ મોકલવું ન જોઇએ ( હમીદુલ્લા વી, મતીઉનીસા ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૫૭૪, સીતારામ વી. મણી કુલાપ્પા ( ૧૮૯૯ ) ૨૧ મ. ૨૩૦ ). એક બતાવેલી બાબત વીના બધા પુરાવનો ફરીથી વીચાર કરવા સારૂ એક કામ પાછું મોકલેલું હોય અને વીચાર કરીને જડજે એવો નીશ્ચય કરેલો કે તેમનો તે બાબત વાશેનો ઠરાવ ભૂલ ભરેલો છે. તેમાં ઠરાવ્યું છે કે ગેર ઇનસાફ થયા વીના તે ઠરાવ ફેરાવ્યા વીનાના રાખી શકતા નથી ( હરીનાથ વી. ઇશરચંદ ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૩૧૬ ). જ્યારે એકાદુ કામ અમુક જડજ તરફ ફકત તેમના ઠરાવના કારણો લખવા સારૂ પાછું મોકલેલું હોય તેમ છતાં તેમની જગોએ આવેલા જડજ ફરી તે અપીલની સુનાવણી કરે તો તે હુકમત વીના કરે છે ( ભૈરવ શેઠ વી. ખેતર મોહન ( ૧૮૬૬ ) ૫ વી. રી. ૧૨૪, બેસલાલ વી. મોખંદ ( ૧૮૬૫ ) ૨ વી. રી. ૨૭૫, માણુક શેઠ વી. ખેતર મોહન (૧૮૬૬) ૧ ઇ. જ્યુ. એન. એસ. ૧૦૨, પણ જુઓ બાબાજી વી. કાશીમભાઈ ( ૧૮૬૫ ) ૩ મુ. હા. કો. એ. શી. ૬૦ ).

કામ પાછુ મોકલવાની તઈયારી બતાવ્યા છતાં જો એકાદો પક્ષકાર કામ જેવું હોય તેવું ચલાવવાને પસંદ કરે તો, તે બાબત જે ઠરાવ કરવામાં તે વાશે વાંધો લેવાને તે પક્ષકારને પ્રતીબંધ થાય છે ( નોબેલાલખાંન વી. અમીરાણી નારાયણી (૧૮૯૫) ૩ વી. રી. ૫ ) જ્યારે કામ પાછુ મોકલવાથી એક કોરટની રૂબરૂ તે કામ આવે અને જડજે એવું અવલોકન કરેલું હોય કે સાક્ષીયોની શાહેદીની જરૂર નથી ત્યારે વાદી કોઈ સાક્ષીઓ પર સમન્સ કરાવવાને દરખાસ્ત આપે નહી તે વ્યાજબી છે એવું ઠરાવેલું છે ( રામજીવણ વી. રાધા પ્રસાદ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૧૦૯ ).

જો તે કામ પછુ આવવાથી એવું માલુમ પડે કે પાછુ મોકલવાના હુકમનો અમલ કરવામાં આવેલો નથી તો, બીજી વખતે તે કામ પાછુ મોકલવામાં પ્રથમના હુકમનો અમલ કરવામાં કેવી રીતે ખાંમી થએલી જણાય છે તે કોરટે બતાવવું જોઇએ (રાધા બાઇ વી. આનંદરાવ વી. રી. પ્ર. ૧૮૬૪, પા. ૩૯).

એક ચીઠો દાખલ કરવો જોઇએ કીંવા નહી તે જોવા સારૂ ફરી તપાસ કરવાને મંજુર કરવામાં આવેલું હતુ અને ફરી સુનાવણી કરવાને કામ પાછુ મોકલેલું હતું. ઠરાવ્યું છે બધા હુકમનામા ઉપરની સ્પેશીયલ અપીલમાં તે ચીઠો દાખલ કરવા બાબત હરકત લેવામાં આવે તે ઘણી મોડી છે ( લખન કુંવર વી. વીનકોરીદત (૧૮૭૦) ૧૪ વી. રી. ૨૨).

વાચ્ય પ્રાંતનો સાંથનો એકટ—જુઓ ગીરવરસીંગ વી. સીતારામ (૧૮૮૯) ૧૧ અ. ૩૧ ).

૨૪. અપીલ કોરટને ફેંસલો કહી સંભળાવવાને વાસ્તે દફતરમાં પડેલો પુરાવો બસ હોય ત્યારે, જરૂર હોય તો, મુદ્દા ફરી ઠરાવીને અપીલ કોરટે તે ફરીયાદનો આખરી નીર્ણય કરવો, પછી જે કોરટના હુક- ક. ૫૬૫

દફતર ઉપરનો પુરાવો બસ હોય ત્યારે, અપીલ કોરટે આખ

૨ નીકાલ કરશે.　　મનામા ઉપર અપીલ કરી હોય તે કોરટે, અપીલ કોરટ જે કારણ ઉપરથી ફેંસલો કરે તે કરતાં જુદાજ કારણ ઉપરથી પ્રથમ ફેંસલો આપ્યો હોય તેની ચાંતા નથી.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૬૫.

*ટીકા*—આ રુલ હા ક્રે. ને લાગુ છે.

જો કામમાં પુરાવ પુખ્ત થએલો હોય તો કોરટે તે કામનો ફેંસલો કરવો જોઇએ, જો પુખ્ત ના હોય તો નીચેના રુલ પ્રમાણે કોરટે કામ ચલાવવુ જોઇએ ( બંદીબુબાશા વી મહાભાપાશી ( ૧૮૭૮ ) ૩ મ. ૯૬ ).

**તે દાવાનો નીર્ણય કરવો**—અસલ કોરટમાં પુષ્ટી કરવાને જે હકીકત બતાવેલી હોય તે સાબેત થએલી ના હોય તો કામમાં જે પુરાવ દાખલ થએલો હોય તે ઉપરથી હકીકતના એકાદા સવાલની નીર્ણય કોરટ કરી શકતી નથી. માટે અ. એ જમીનદાર તરીકે હક ઠરાવવાને દાવો કરેલો હતો અને તેનો દાવો કાહાડી નાંખવામાં આવ્યો તેથી અપીલ કોરટમાં પટીદાર તરીકેનો હક ઠરાવેલો હતો, આ હુકમનામુ પ્રીવી કાઊનસીલે રદ કરેલું છે ( ઓશીશાઅલ અશાઉની વી. ક્રીમચંદ્ર (૧૮૮૪) લા. રી. ૧૨ ઇં. અ. (૧૬૬) ૧૨ ક. ૨૩૯ ) પણ જો તકરારી સવાલો મુદામા આવી ગએલા હોય અને તે વીશે નીર્ણય કરવાને પુરાવ હોય તો, તે કામ પાછુ મોકલી શકાતું નથી ( રાધાપ્રસાદ વી. લાલ સાહેબ ( ૧૮૮૯ ) લા. રી. ૧૭ ઇં. અ. ૧૫૦, ૧૫૬; ૧૩ અ ૫૩. જુઓ આગળ ક. ૨૫૬ નીચેની નોટ ).

**બીજી અપીલ**—આ ઉપરથી હકીકતના સવાલ વીશે બીજી અપીલમાં તપાસ કરવાને હાયકોરટને અખત્યાર આપવામાં આવતો નથી તોપણ અમુક મુદાની હકીકતનો નીચેની કોરટે વીચાર કરેલો નથી એવુ જો માલુમ પડે તો, હકીકત ઉપરના ફેંસલામાં હાયકોરટ હાથ ઘાલી શકે છે ( દીનાનાથ વી. હરીદાસી ( ૧૮૯૩ ) ૧૧ ક. ૪૯૯ ), અને પ્રાગલાલ વી. જયનારાયણ ( ૧૮૯૫ ) ૨૨ ક. ૪૧૯ ) કામમાં ઠરાવેલુ છે કે કામ પાછુ મોકલ્યાના હુકમ સુધાંત તમામ કામનો વીચાર કરી શકાય છે. હકીકત ઉપરના ઠરાવની ફરી તપાસણી કરીને ઠરાવ કરી મોકલવાને નીચેની કોરટ તરફ હાયકોરટ કામ પાછુ મોકલીને તે ઠરાવ કરવાનુ ફરમાવી શકતી નથી (વેંકટ વેંકાયા વી. અનંતા ચારીઅર (૧૮૯૩) ૧૬ મ. ૨૯૯).

**૨૫. જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોરટ કોઈ મુદ્દો કાઢવો અથવા તેનો તપાસ કરવો, અથવા હકીકતની કોઈ તકરારનો નીરણય કરવો છોડી દીધો હોય, અને ગુણદોષ ઉપરથી ફરીયાદનો ખરો નીકાલ કરવા સારૂ તે મુદ્દો કાઢવો અથવા તેનો તપાસ કરવો અથવા હકીકતની તકરારનો નીરણય કરવો અગત્યનો છે એમ અપીલ કોર્ટને લાગે, ત્યારે જરૂર જણાય તો, ચોકશીને વાસ્તે મુદ્દા કાઢવાને તથા જે કોરટના હુકમનામાઉપર અપીલ થઈ હોય તે કોરટ તરફ ચોકશી સારૂ મુદ્દા મોકલવાને અપીલ કોરટ મુખત્યાર છે. અને આવે પ્રસંગે**

ક. ૫૬૬.

મુદ્દા કાઢીને ચોકશી સારૂ જે કોરટના હુકમનામાઉપર અપીલ થઈ હોય તે કોર્ટ તરફ અપીલ કોર્ટ ક્યારે મોકલે.

જરૂર હોય તે જાસ્તી પુરાવો લેવાને તે કોર્ટને ફરમાવવું;

અને તે કોરટે તે મુદ્દાની ચોકશી કરવી, અને અપીલ કોરટને તે પુરાવો તથા તે મુદ્દા ઉપરનો પોતાનો ઠરાવ તથા તેનાં કારણો મોકલવાં.

## સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૬૬.

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

"હકીકતના કોઇ સવાલનો નીર્ણય કરવો" એટલે કાયદેસર રીતે નીર્ણય કરવાનો છે ( નીવાસ્થસીગ વી. ત્રીકીસીગ ( ૧૮૮૫ ) ૭ અ. ૬૫૫ ).

જો અવલ કોરટે કામના ગુણ દોષ વીશે તપાસ કરેલી હોય, બરાબર મુદ્દાઓ ઠરાવેલા હોય અને જોઇતો પુરાવ લીધેલો હોય ( રૂ. ૨૪ ) અથવા બરાબર મુદ્દાઓ ઠરાવેલા ન હોય, પણ જોઇતો પુરાવ લીધેલો હોય ( રૂ. ૨૪ ) કાંઇ વીલંબ નકી કરતાં અપીલ કોરટે તે અપીલનો ફેસલો કરવો જોઇએ ( પણ જુઓ રામચંદ્ર વી. કાસીમ ( ૧૮૯૩ ) ૧૬ મ. ૨૦૭ ). બે બીજી બાબતો હજુ રહે છે. અસલ કોરટમાં જે હકીકત બતાવેલી હોય તેનો બરાબર ફેંસલો કરવાને અવસ્યના અમુક મુદ્દાની તપાસ નીચેની કોરટે કરેલી ના હોય ( ઓરીરીઅલ ટ્રસ્ટી વી. કૃસ્નચંદ્ર ( ૧૮૮૪ ) લા. રી ૧૨ ઇં. અ. ૧૬૬; ૧૨ ક. ૨૩૯; મોરા જોશી વી. રામચંદ્ર ( ૧૮૯૧ ) ૧૫ મું. ૨૪; પણ જુઓ મદીહાન વી. નારાયણી ( ૧૮૯૨ ) ૧૪ અ. ૩૬૬ ) અથવા તે કોરટે તેવી કાંઈ કસુર કરેલી ના હોય પણ જોઇતો પુરાવ હોય નહી અને તે કામનો ફેંસલો કરેલો હોય તે પાછલા બાબતનો રૂ. ૨૭ મીમાં સમાસ થાય છે ( ગુરૂપ્રસાદ વી. શ્રીનાથ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૩૧૪); અને આગલી બાબતનો આ રૂલમાં સમાસ થાય છે (રણપાલસીંગ વી. જયમંગલ (૧૮૬૯) ૧૧ વી. રી. ૧૦૬; તીલકચંદ્ર વી. બ્રજસુંદર ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૧૨૧. વળી જુઓ કાળીશંકર વી કીસ્તોફુલાલ વી. રી. ( ૧૮૬૪ ) ૨૯૬ ). અને તે પ્રમાણે અપીલ કોરટ પોતાની મરજીમાં આવે અથવા પોતાની મેળે ( છોટેલાલ વી. છનોલાલ ( ૧૮૭૮ ) ૩ ક. લા. રી. પા. ૪૬૮ ) જે અવસ્યના મુદ્દા હોય તે કાહાડીને તે મુદ્દા તપાસ કરવા સારૂ નીચેની કોરટ તરફ મોકલે છે પણ તે મુદ્દા ઠરાવવાને ફરમાવીને તે કામ નીચેની કોરટ તરફ કામ પાછુ મોકલવુ જોઇએ ( ચંદ્રનાથ શરમા વી. રામનાથ ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૬૯ ). જો અસલ કોરટે રીતીસર મુદ્દા ઠરાવેલા ના હોય અને પોતની રૂબરૂ કાંઈ અગત્યનો સવાલ ઉત્પન્ન કરવામાં આવેલો હોય તે વીશે કાંઈ સતોષકારક ફેંસલો કરેલો ન હોય ( શ્રીશચંદ્ર વી. ભગોબતી દેબીયા ( ૧૮૬૯ ) ૧૩ મું. ઇં. અ. ૪૧૯; બ્રજસુંદર વી. ફુટીકચંદ્ર (૧૮૭૨) ૧૭ વી. રી. ૪૦); વળી જુઓ મીતના વી. ફજલરબ (૧૮૬૯) ૧૩ મુ. ઇં. અ. ૫૭૩ ), અને પુશકળ પુરાવ છતાં જો અપીલ કોરટની નજરમાં વધારે તજવીજ કરવાની જરૂર જણાય તો વળી આજ રીતી પ્રમાણે ચાલવુ જોઇએ ( રામચંદ્ર વી. ભાગેશર વી. રી. ( ૧૮૬૪ ) ૩૫૭; લછમન વી. હરશોહોય વી. રી. ( ૧૮૬૪ ) ૩૬૧, હરીનારાયણ વી. શંભુનાથ ( ૧૮૬૫ ) ૧ વી. રી. ૬. હરી કાશીમા વી. સ્ટીફનશન ( ૧૮૬૪ ૧ વી. રી. ૨૬૮ ), હીલ્સ વી. ઓશમાન ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૩૫, બગોચંદ્ર વી. ચેદ્રનાથ (૧૮૭૬) ૨૫ વી. રી. ૪૭, ગોકલચંદ્ર વી. પરેશમહમદ (૧૮૭૬) ૨૫ વી. રી. ૨૮૭ ) અને એકાદો નવો ઇશ્યુ કાહાડવાથી પક્ષકારોમાંનો એક પક્ષકાર વીશમીત પામેલા હોય ( અમદાબાદ મ્યુ. વી. મણીલાલ ઉદેનાથ ( ૧૮૯૫ ) ૧૯ મું.

૨૧૨ ); અથવા તપાસ તદન ગેરશીરસ્તે અને અધુરી કરેલી હોય ( ઉમેરઅહલી વી; રં-મજાનઅલી ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૩૪૭ ). તો વળી આ રીતી પ્રમાણે ચાલવાનું છે પણ જીલ્લાની અપીલ કોરટોમાં નવી હકીકત બતાવાને પક્ષકારોને પરવાનગી આપવામાં આવે તો તે હમેશાં ભયંકર છે ( હરપ્રશાદ વી. શીવદયાળ (૧૮૭૫) લા. રી. ૩. ઇ. અ.. ૨૭૯ ); અને માગ્યાવગર એકાદો મુદ્દો કાહાડવામાં કોરટે સાવધ રહેવું જોઇએ શ્રીમાન-ચંદ્ર વી. ગોપાળ (૧૮૬૬) ૧૧ મુર. ઇ. અ. ૪૮; શ્રીનાથી શ્વાસ વી. લખનારાયણ (૧૮૭૫) ૨૪ વી. રી. ૨૬૮ અને દાવા અરજીમાં અથવા પ્લીડીંગમાં એકાદી બાબત જણાતી ના હોય અથવા અસલ કોરટમાં કોઇ બીજી રીતે તે બાબત તકરાર કરેલી ના હોય તો તે બા-બત એકાદા મુદ્દા કહાડવાને કોઇ દીવસ પરવાનગી આપવી ના જોઇએ (રામનારાયણ વી. નીલમાંની ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૧૬૯. પ્રાણકીશોર વી. મહમદ ( ૧૮૭૪ ) ૨૧ વી રી. ૩૪૮; મસ્તુરન વી. મોહનલાલ ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૩૩૩. બ્રજસુંદર વી. ફણીકચંદ્ર ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૪૦૭ ઇલીફાપકરામર વી. કુટીકુનહમદ ( ૧૮૯૪ ) ૧૭ મ. ૬૯ પણ જુઓ કેટન વી. કેટન ( ૧૮૬૭ ) લા. રી. ૨ એચ. એલ. પા. ૧૪૪ મે. લાર્ડ વસ્ટબર્રી સાહેબના વીચાર જુઓ કામનો નીર્ણય કરવો " રૂ. ૨૪ પાછળ ).

કસુર બાબત નુકશાનના દાવામાં નુકશાનીના યોગ્ય માપ વીશે જ્યારે કોરટ બે અ-થવા વધારે જુદા જુદા વીચારો કરી શકતી હોય ત્યારે કોરટ જે વીચાર પસંદ કરે તે પ્ર-માણે નુકસાનીની યોગ્ય રકમ વીસે પુરાવ સાથે તૈયાર થઇને વાદીયે આવવું જોઇએ; અ-ને જો તે કરવામાં તે કસુર કરે તો વધારાનો પુરાવ પોતે લેવાને અથવા ફરી તપાસ માટે તે કામ પાછું મેકલવાને અપીલ કોરટ બંધાયલી નથી ( આનંદલાલ વી. વૈકુંઠરામ ( ૧૮૭૯ ) ૪ ક. લા. રી. ૪૭૦ ૫ ક. ૨૮૩ ).

જ્યારે આ રૂલ પ્રમાણે એકાદા જડજ કામ ચલાવતા હોય ત્યારે નીચેની કોરટનું હુ-કમનામું ફેરવીને તે દાવો તેમણે પાછો મોકલવો ના જોઇએ ( બંચારી ગોઝ વી. ઐનુદીન વીશ્વાસ ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૧૩૭; પણ જુઓ અંબીકાચરણ વી. રામધન ( ૧૮૬૯) ૧૧ વી. રી. ૩૫; તો પણ કામના ગુણદોશને અથવા કોરટની હકુમતને તેથી હરકત થતી ના હોય અને જો તે તેમ કરે તો બીજી અપીલ ચાલતી નથી ગંગામાઇ વી. ઈશ્વરચંદ્ર (૧૮૭૩) ૧૭ વી. રી. ૪૦૫, પણ જુઓ બંગોચંદ્ર વી. ચંદ્રનાથ ( ૧૮૭૬ ) ૧૫ વી. રી. ૪૭ ). પણ તેમણે જરૂરીયાત મુદ્દા કાહાડીને તપાસ કરવા સારૂં તે મોકલવા જોઇએ ( નરસીંહ-રાવ વી. અંતાજી ( ૧૮૬૦ ) ૨ હા. કો. ૬૧ ) અને તપાસના કાગળો સાથે તે મુદ્દા ઉ-પરના અસલ કોરટનો ઠરાવ પાછો આવે ત્યાં સુધી તે દાવો ચાલુ રાખવો જોઇએ ( વાઈ-ઝ વી. ઈશનચંદ્ર ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૩૮૦ ). એક ખતની રૂઇએ લેણા થયેલા ના-ણા બાબતના આ દાવામાં તે ખત લખી આપ્યાની બાબત સાબેત કરવાને વાદીયે અસલ કોરટમાં ત્રણ સાક્ષીઓ રજુ કરેલા હતા. તે સાક્ષીઓમાંથી એક ફક્ત એક સાક્ષી કોરટે તપાસીને વાદીને હુકમનામું કર્યું. અપીલ કરવા ઉપરથી નીચેની અપીલ કોરટે અસલ કોરટનું હુકમનામું ફેરાવ્યું. ઠરાવ્યું છે કે બીજી અપીલમાં તે ખત લખી આપ્યા વિશેનો એક મુદ્દો નીચેની અપીલ કોરટ તરફ મોકલવાને હા. કો. મુખ્ત્યાર છે ( ગંગાપ્રસાદ વી. લાલબહાદુર ( ૧૮૯૫ ) ૧૭ અ. ૧૧૭ ).

**હુકમનો હેતુ.**—આવા એકાદા હુકમનો હેતુ ફરી શુનાવણી કરવાનો નથી અને મોકલેલા મુદ્દા શીવાય તે કામની વ્યવસ્થા કરવાને અસલ કોરટને અખત્યાર નથી ( દૌલત

ગીર વી. બીશેશર (૧૮૭૪) ૨૨ વી. રી. ૨૦૭). એટલે લવાદ તરફ કામ મોકલવાને તે કોરટનો અખત્યાર નથી (નંદરામ વી. ફકીરચંદ (૧૮૮૫) ૭ અ. ૫૨૩). એકાદા જડજની જગોએ આવેલા જડજ એક મુદ્દો કાહાડીને તપાસ કરવા સારૂ મોકલેલો હોય તો તે હુકમની પાછળ જોઈ શકતા નથી (વાઈઝ વી. ઈશનચંદ્ર (૧૮૭૯) ૧૪ વી. રી. ૩૮૦; કાળી કીસ્ટોટાગોર વી. જદુલાલ (૧૮૭૫ ૨૪ વી. રી. ૨૦ તો પણ જુઓ લછમણ વી. જમનાં (૧૮૮૮) ૧૦ અ. ૧૬૨) આ રૂલ પ્રમાણે એકાદું કામ પાછું મોકલવાનો હેતુ લીધેલા પુરાવ ઉપરથી મુદ્દાઓ વીશે તપાસ જડજે કરવી જોઇએ તેવો નથી (અબદુલખેરાત વી. જરાણુદીન (૧૮૮૮) ૧૦ વી. રી. ૨૪૪). પણ પક્ષકારોને પોતાનો પુરાવ રજુ કરવાને ઘણોજ સંપુર્ણ લાગ મળેલો હોવો જોઇએ લટુમંડળ વી. ભુવન મોહન (૧૮૭૨) ૧૭ વી. રી. ૩;૧).

બીજા મુદ્દાઓની સાથે એકાદા અમુક મુદ્દાની ફરી તપાસ કરવાને એકાદી જે કોરટ તરફ કામ પાછું મોકલેલું હોય તો તે કોરટ તે મુદ્દા છોડી દેવાને અને બીજા ઉત્પન કરેલા મુદ્દા ઉપર તપાસ ચલાવવાને પરવાનગી આપી શકતી નથી (શીલચંદ વી. જયમાળા (૧૮૮૦) ૭ ક લા. રી. ૧૦૩) તેવીજ રીતે પ્રીવીકાઉન્સીલે પાછું મોકલવાનો હુકમ કરેલો તે ઉપરથી હા. કો. તે હુકમ પાછળ જઇ શકતી નથી અને જે બાબત પ્રથમ ઠરાવ કરવામાં આવેલો હોય તે બાબત ફરીથી જોઈ શકતી નથી (કોરટ ઓફ વોર્ડસ વી. લાંબાનંદ (૧૮૭૬) ૨૫ વી. રી. ૧૫૭). તેમ તે કોરટ તે કામ એકાદા લવાદને સોંપી શકતી નથી (નંદરામ વી. ફકીરચંદ (૧૮૮૬) ૭ અ. ૫૨૬). અને આ રૂલ પ્રમાણે જ્યારે હા. કો. કામ ચલાવતી હોય ત્યારે ફેસલો કરવાને સારૂ અસલ કોરટ તરફ મુદ્દા મોકલી શકાતા નથી (સબરી વી. ગણેશી (૧૮૯૨) ૧૪ અ. ૨૩).

તપાસ સારૂ જે મુદ્દા મોકલેલા હોય તે અસલ જે કોરટમાં કામ હોય તે કોરટે ફક્ત તપાસવા લાયક છે [ અહલીશેર વી. અહમદઉલ્લા (૧૯૦૭) અ. વી. નો ૨૦૯)

**પોતાનો ઠરાવ મોકલવો**—કેટલાક મુદ્દાઓ ઉપર એકાદા જડજે તકરાર સાંભળીને પોતાનો ફેંસલો બતાવેલો હોય તો આ રૂલ પ્રમાણે એક બીજો મુદ્દો કહાડવામાં આવે તે પાછો મોકલતાં તમામ કામની સુનાવણી કરવાને તે બંધાયલા નથી (લછમણ વી. જમના (૧૮૮૮) ૧૦ અ. ૧૬૨). જ્યારે આ રૂલ પ્રમાણે અપીલ કોરટે રેફરન્સ કરવાનો એકાદો હુકમ કરેલો હોય તો તે હુકમ તેજ કોરટ તરફ પાછો મોકલવો જોઈએ અને તે અપીલ નીકાલ કરવા સારૂ બીજી કોરટ તરફ મોકલવાને તે કોરટ મુખત્યાર નથી (ઉદીતનારાયણ વી. ઝંડા (૧૮૯૩) ૧૫ અ. ૩૧૫, કુમારસાંમી વી. સુબરાયા (૧૯૦૦) ૨૩ મ. ૩૧૪). બીજી અપીલનાં હા. કો. પાછા મોકલેલા મુદ્દા ઉપરના ઠરાવ વીશે પહેલી અપીલોની માફક પુરાવ ઉપરથી સામી તકરાર કરી શકાતી નથી (બાળકીશન વી. જસોદા કુંવર (૧૮૮૫) ૭ અ. ૭૬૫. પણ જુઓ અકબારી બેગમ વી. વીલાયતઅલ્લી (૧૮૮૦) ૨ અ. ૯૦૮).

**અપીલ**—એકાદા જે હુકમથી તપાસ કરવા સારૂ મુદ્દા કહાડીને મોકલવામાં આવેલા હોય તો તે હુકમ ઉપર અપીલ નથી (કાલી કીસ્ટો વી. રામચંદ્ર (૧૮૮૧) ૯ ક. લા. રી. ૪૬૧), પણ દેખીતી રીતે તે ફરી તપાસ કરવા લાયક છે (મતો વી. ફેલાઈ બેગમ (૧૮૮૪) ૬ અ. ૬૫) હરીહર વી. બદુ (૧૮૮૨) ૧૩ ક. લા. રી. ૨૫૪).

૨૬. (૧) તે ઠરાવ તથા પુરાવો તે ફરીયાદના દફતરનો ભાગ ગણાશે; અને બેમાંનો ગમે તે પક્ષકાર અપીલ કોરટ ઠરાવે તે મુદતમાં, તે ઠરાવ ઉપરની પોતાની ક. ૫૬૭. હરકતોની યાદ આપવાને મુખત્યાર છે.

ઠરાવ તથા પુરાવો દફતરમાં દાખલ કરવો. ઠરાવ ઉપર લવાની હરકતો.

(૨) તે યાદ આપવાને વાસ્તે એવી રીતે ઠરાવેલી મુદત વીત્યાપછી અપીલ કોરટે અપીલનો નીરણય કરવો.

અપીલનો નીર્ણય.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૬૭.**

*ટીકા*—આ રૂલ હા. કો. ને લાગુ છે.

તે ઠરાવ અને પુરાવ પાછો આવે એટલે અપીલ કોરટે ( શંભુચંદ્ર વી. રસીકચંદ્ર ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૩૪૬° ) પોતાની હરકતો ફાઇલ કરવાને પક્ષકારોને માટે યોગ્ય મુદત ઠરાવવી જોઇએ, એક દીવસ બસ નથી ( બયતોરી વી. ગીરીનલાલ ( ૧૮૬૮ ) ૩ આ. ૯૬ ). તે મુદત પુરી થયા પછી કોરટ પોતાની મરજીમાં આવે તો કાંઇ લખેલી હરકત લઇ શકે છે, અથવા તે લેવાને ના કહી શકે છે ( દામોદર વી. ગોકળ ( ૧૮૮૫ ) ૭ અ. ૭૯ ). પણ હરકોઇ કામમાં તે અપીલનો નીરણય કરવાને તે કોરટ કામ ચલાવે છે ( છોટેલાલ વી. છનુલાલ ( ૧૮૭૮ ) ૩ ક. લા. રી. ૪૬૮; ૪ ક. ૭૪૪, લછમણ વી. જમના ( ૧૮૮૮ ) ૧૦ અ. ૧૬૨ ). અને ગુણ દોશ ઉપર નીચેની કોરટનો ઠરાવ નો વીચાર કરવાને તે બંધાયલી છે, તે અપીલની સુનાવણી વખતે તે ઠરાવ તરફથી અને તે વીરૂદ્ધની તકરારો સાંભળવાને તે કોરટને અટકાવ કરેલો નથી ( ઉમેદઅલ્લી વી. સલીમા ( ૧૮૮૪ ) ૬ અ. ૩૮૩, ઉમેશચંદ્ર વી. જનાદન ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૨૩૫, અકબારી વી. વીલાયતઅલ્લી ( ૧૮૭૯ ) ૨ અ. ૯૦૮, પણ જુઓ અશરફુન્નીસા વી. સ્ટુઅર્ટ ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૪૩૮ ). પણ આપેલી મુદતના અંદર એક પક્ષકારે કાંઇ હરકત લીધેલી ના હોય તો એક પક્ષકારનો પોતાની તકરાર સંભળાવવાનો હક નથી, તોપણ પાછળથી તે હરકતો મંજુર કરવાનો કોઇનો ફુલ અખત્યાર છે અને જો કાંઇ હરકતો તે વખતે અથવા સુનાવણી વખતે લેવામાં ના આવે તો તે ઠરાવ દુરસ્ત કરવાને અપીલ કોરટ બંધાયલી નથી ( રતનસીંગ વી. બજીર ( ૧૮૭૬ ) ૧ અ. ૧૬૫, કાળીદાસ વી. ખીરોદી સુંદરી ( ૧૮૭૧ ) ૧૬ વી. રી ૩૦૦. પણ આખો મામ્રીને તે કબુલ કરવો ન જોઇએ મમતાઝ બેગમ વી. ફતેહ હુસેન ( ૧૮૮૪ ) ૬. અ. ૩૯૧; અકબારી વી. વીલાયતઅલ્લી ( ૧૮૭૯ ) ૨ અ. ૯૦૮. વળી જુઓ છોટેલાલ વી. છનુલાલ ( ૧૮૭૯ ) ૭ ક. ૭૪૪, લા. રી. ૬ ઇં. અ. ૧૫ ). રૂ. ૨૫ પ્રમાણે જરૂર વીના કામ પાછું મોકલેલું હોય તો પાછળથી જે જડજની રૂબરૂ અપીલ આવે તે જડજ ને પાછું મોકલવા ઉપરથી જે ઠરાવ કરેલો હોય તે ઠરાવ લક્ષમાં નહિં રાખવાને મુખત્યાર છે ( મુબારક વી. બોહારી ( ૧૮૯૪ ) ૧૬ અ. ૩૯૬ ).

**હરકતની અપીલ**—જ્યારે બીજી અપીલમાં એકાદા મુદાની તપાસ કરવાને ફેર મોકલેલું હોય અને તે ઠરાવ તથા પુરાવ પાછો મોકલવામાં આવેલો હોય ત્યારે ગુણ દોશ સંબંધી બીજી અપીલવાળો એકાદી હરકત લઇ શકતો નથી એટલે તે ઠરાવ પુરાવ વીરૂદ્ધ છે એવી હરકત લઇ શકતો નથી. તે હરકત બીજી અપીલનું કારણ થાય એવી હોવી

જોઇએ ( ગીરધારી વી. ક્રોફર્ડ ( ૧૮૮૭ ) ૯ અ. ૧૪૭. ગોપાળસીંગ વી. ઝાકરી ( ૧૮૮૬ ) ૧૨ ક. ૩૭ ), અને અસલ કોરટમાં નવા મુદ્દા વીશેના ઠરાવ ઉપર જો કાંઇ હરકત લીધેલી ના હોય તો સ્પેશીઅલ અપીલમાં તે હરકત લઇ શકાતી નથી ( હિદે વી. પોનનાથ ( ૧૮૮૪ ) ૭ મ. ૨૨, અને જુઓ ગોપાળસીંગ વી. ઝારરી ( ૧૮૮૬ ) ૧૨ ક. ૩૭; ગીરધારી વી. ક્રોફર્ડ ( ૧૮૮૭ ) ૯ અ. ૧૪૭ ). અસલ કોરટ તરફ પાછુ મોકલવાથી તે કોરટના ઠરાવ વીશે નીચેની અપીલ કોરટમાં આ ઠરાવ પ્રમાણે જે હરકતો લઈ શકાતી હોય તે લેવામાં આવેલી ના હોય તો નીચેની અપીલ કોરટના હુકમનામા ઉપરની બીજી અપીલના કારણો તરીકે પહેલ વહેલી તે હરકતો લઇ શકાતી નથી. ( મહમદ વી. શીવબીશાલ ( ૧૮૮૮ ) ૧૦ અ. ૨૮ ).

અપીલ કોર્ટમાં જાસ્તી પુરાવો હાજર કરવાનું.

૨૭. (૧) અપીલના પક્ષકારોને અપીલ કોરટમાં મોઢાનો કે દસ્તાવેજી જાસ્તી પુરાવો હાજર કરવાનો હક્ક નથી,

પરંતુ— ક. ૫૬૮.

(અ) જે પુરાવો લેવો જોઈએ તે લેવાને, જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોરટે ના કહી હોય તો, અથવા

(બ) ફેંસલો પોતાથી આપી શકાય તેટલા માટે કોઈ દસ્તાવેજ હાજર કરાવવાની અથવા કોઇ સાક્ષી તપાસવાની અપીલ કોરટને જરૂર લાગે અથવા બીજા કોઈ પાકા કારણને લીધે,

તે પુરાવો હાજર કરવા દેવાને અથવા તે દસ્તાવેજ લેવા દેવાને અથવા સાક્ષીની જબાની લેવા દેવાને અપીલ કોરટ મુખત્યાર છે.

(૨) અપીલ કોરટ જાસ્તી પુરાવો લેવા દે ત્યારે, તે લેવાનાં કારણ તે કોરટે પોતાના દફતરમાં લખવાં.

### સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૬૮.

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની આવી મલતી કલમ સને ૧૮૯૧ ના એકટ ૧૨ ના પરીશીષ્ટ ૨ થી દુરસ્ત કરેલી છે.

**વધારાનો પુરાવ**—જુઓ " હુકમનો હેતું " રૂ. ૨૮ આગળ.

**નવી હકીકત**—નવી હકીકત બતાવવાની પરવાનગી આપીને એકાદા જે મુદ્દા વીશે તેના આધારમાં અસલ ગુજારેલા પુરાવ ઉપરથી પક્ષકારો નીશફળ થએલા હોય તે મુદ્દા વીશે નવો પુરાવ માગવામાં આવે તો તે ઘણું બંધનકારક છે, અને તેમાં વીશેશે કરીને હિંદુસ્થાનમાં જીલ્લાની અંદરની કોરટોમાં તે વધારે ભયંકર છે ( હરપ્રસાદ વી. શીવદયાલ ( ૧૮૭૫ ) લા. રી. ૩ ઇં. અ. ૨૫૯, પાં. ૨૭૯, સંગ્રામસીંગ વી. રનજનબાઇ ( ૧૮૮૬ ) ૧૨ ક. ૨૧૯, લા. રી. ૧૨ ઇં. અ. ૧૮૩, રામદાસ વી. ઓફીશીયલ લીકવીડેટર ( ૧૮૮૭ ) ૯ અ. ૩૬૬ ), અને આ રૂલ પ્રમાણે જે અખત્યાર આપેલો છે તે પક્ષકારોની ખાયશ ઘણોજ કવચીતજ કોરટોએ વાપરવાનો છે, પણ પક્ષકારોને પોતાને જે સાક્ષીયોને આપવાનું યોગ્ય લાગેલું ના હોય તે સાક્ષીયોને કોરટની સૂચના ઉપરથી બોલાવી શકાય છે, અને નવીન તજવીજ અધુરી હોય અને ઇનસાફના કારણસર જોઇતી રીતે

બોહોળી ના હોય શ્રીમાનચંદ્ર દે વી. ગોપાલચંદ્ર ( ૧૮૬૬ ) ૧૧ મુ. ઇ. અ. ૨૮, પા-૪૧; ૭ વી. રી. ( પી. સી. ) ૧૦ ), અને ગોબીંદ સુંદરી વી. જગદંબા ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. ( પી. સી. ) ૨૫ ) ના કામમાં પ્રીવી કૌનસીલે કહ્યું છે કે છેવટની અપીલમાં નીચેની કોરટના વીચારમાં જે પુરાવ આવેલો ના હોય અને પક્ષકારોને તે અજમાવવાનું સાધન નાહોય તે પુરાવ સેહેજ દાખલ કરવામાં આવે તો તેમાં ઘણો ભય છે. પક્ષકારોની અરજ ઉપરથી પણ નવો પુરાવ દાખલ કરવામાં ઘણી સાવધગીરી રાખવી જોઇએ; ચીફ જસ્ટીશ પીકોક સાહેબે કહ્યું છે કેઃ—" અમારા અભીપ્રાયમાં આવે છે કે વાદી નવી હકીકત બતાવી શકે તે કારણથી તે કામ પાછું મોકલવું ન જોઇએ દરેક પક્ષકારે નીચેની કોરટમાં પોતાની હકીકત સાબેત કરવાની હતી અને તેમાંનો દરેક પક્ષકારે પોતાની હકીકતની પુષ્ટીમાં બધો પુરાવ આપવો જોઇતો હતો. જો વધારે પુરાવ મંગાવીને પક્ષકારોને પોતપોતાની હકીકત સુધારવા લેવાને જો આપણે કાંમો પાછાં મોકલીએ તો કજીયાનો કાંઇ અંત આવે નહિ. " ( રામપ્રસાદ વી. રાજેન્દ્ર સોહાઇ ( ૧૮૬૬ ) ૬ વી રી. ૨૬૫ ). ખરી રીતે કહેતાં કાંઇ પુરાવ ઉપરથી જ્યારે ફક્ત કોરટના જોવામાં એવું આવે કે કાંઇ ગફલત, ભુલ અથવા અચંબાથી જે પુરાવ એકાદો પક્ષકાર આપે તેવો તે પુરાવ તેણે રજુ કરેલો નથી અને તે રજુ નહિ કરવાથી તેને હરકત થવાનો સંભવ છે તો વધારે પુરાવ લેવાને કોરટે પરવાનગી આપવી જોઇએ ( ગોહરઅલ્લી વી. સખીના ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૫૦૭ ). પણ જેમ નીચેની કોરટમાં પુરાવ આપવાને એક અપીલવાળાને પુષ્કળ લાગ હતો. તેમ છતાં તે નહિ આપવાને તેણે પસંદ કરેલું છે. અને જે પુરાવ હતો તે ઉપર પોતાની હકીકતનો આધાર રાખેલો છે. માટે નીચેની કોરટમાં ( રામદાસ વી. ઓફીશીઅલ લીકવીડેટર ( ૧૮૮૭ ) ૯ અ. ૬૬ ), મુખ જુબાનીયો અથવા દસ્તાવેજી પુરાવ જે તે આપી શકતો હતો તે આપવાની પરવાનગી આપવી ના જોઇએ ( વીલાયતઅલ્લી વી. માતાદીન ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૪૦૨ ]. તે કામ સ્પેશીઅલ અપીલ ઉપરથી પાછું મોકલવામાં આવેલું હોય ત્યાર પછી પણ તે અખત્યાર વાપરી શકે છે ( કાળી કીસ્ટો વી. જદુલાલ ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૨૦ ). આ રૂલ પ્રમાણે અપીલ કોરટને અરજ કરતાં પહેલાં અસલ કોરટના ફેંસલાની ફરી તપાસ કરાવવાને અરજ કરીને પુરાવ લેવાને તે પક્ષકારે માગવું જોઇએ એવી જરૂર નથી ( રામલાલ વી. રંગલાલ ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૪૭; જુઓ રૂ. ૨૫ નીચેની નોટ વધારાનો પુરાવ આ રૂલ પ્રમાણે દાખલ કરવો જોઇએ કીંવા નહિં તે વીશે અજમાયશ એવી છે કે ફેંસલો આપી શકે તે કારણસર અથવા કોઇ બીજા વાસ્તવીક કારણથી અપીલ કોરટને પુરાવની જરૂર છે કે નહિં. આ વીશે ફકત અપીલ કોરટજ ન્યાયાધીશ છે ( પ્રેમચંદના કામમાં ( ૧૮૯૪ ) ૨૧ ક. ૪૮૪ ).

**દસ્તાવેજો**--નવા દસ્તાવેજો દાખલ કરવાની દરખાસ્ત કરવામાં આવી હોય અને તે દસ્તાવેજોના ખરાપણા વીશે કામનું ઘણું દબાણ સહન કર્યા પછી નવો મુખ જુબાનીનો પુરાવ દાખલ કરવાની દરખાસ્ત કરતાં વધારે માફકસર આધારથી નીશ્ચય ભરેલી રીતે અજમાયશ થઇ શકે છે ( વીટશાયહ આર્યન કં. ના કામમાં ૩ ચ. એપ ૪૪૯) પરંતુ જો અપીલવાળો પુખ્ત કારણ બતાવે નહિં તો તે દાખલ કરવી ના જોઇએ ( નાદીયરચંદ વી. ચંદ્રશેખર ( ૧૮૮૮ ) ૧૫ ક. ૭૬૫ ] અથવા નીચેની કોરટમાં તે આપવાનો લાગ હોય તેમ છતાં તેણે તે આપેલાં ના હોય ( ઈઝાકનુ એક તરફી કામ ૬ ચ. એપ ૫૮;

ઝારા વી. ભગવાન ( ૧૮૭૮ ) ૧૬ વી. રી. ૨૧૧. વળી જુઓ દ્વારકાનાથ વી. રામલોચન ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૯૨ ) અથવા તે રજુ કરવામાં સામી હરકત લેવામાં આવેલી હોય ( મનોહર વી. લક્ષ્મીરામ ( ૧૮૮૮ ) ૧૨ મું. ૨૪૭ ); અથવા અસલ કોરટે જે મુદ્દાઓની તપાસ કરેલી હોય તે મુદ્દાઓને તે લગતા ના હોય તો તે દાખલ કરવા લાયક નથી; અપીલવાળાની તે કામ ચલાવાની વરતણુક વીશે ખુલાસો મળે તેવા એફીડેવીટ દાખલ કરવા લાયક નથી ( લેસ્લી વી. એલ્ક્ઝેંડર ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૩૯૦ ). જ્યારે પ્રતીવાદીના વકીલે નીચેની કોરટમાં સોગન ઉપર જુબાનીમાં એવું કહેલું હોય કે મારા અસીલના તમામ દસ્તાવેજો આગળથી નાશ થએલા છે ત્યારે એકાદા પટાના ખરા પણા વીશે પુરાવા લીધા વીના તે પ્રતીવાદી અપીલ કોરટની રૂબરૂ તે પટો રજુ કરે તો તે અપીલ કોરટ વ્યાજબીરાહે દાખલ કરી શકતી નથી ( સીરાજુલ હક વી. કારામુતુલ્લા ( ૧૮૭૨ ) ૧૯ વી. રી. ૯૮ ).

**પુરાવ લીધેલો**—જ્યારે અસલ કોરટ પોતાના પાંચ સાક્ષીઓ ઉપર સમન્સ કરાવાને કામ મુલતવી રાખવાની વાદીની અરજ હોય તે અસલ કોરટે ના મંજુર કરેલી હોય પણ દસ દીવસ તે મુલતવી રાખેલુ હોય કારણ કે ૧૫ સાક્ષીઓ હાજર હતા તો નવા પુરાવની પરવાનગી આપવામાં આવેલી છે ( અમૈલખરાય વી. ગગનભગત ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૨૬૮ ) અને જ્યારે વાદીને અમુક બાબત તપાશેલો ના હોય અને પ્રતીવાદી તરફનુ કામ પુરૂ થતાં તેને નહી માનવા બાબત સાક્ષીઓમાંના એક શાક્ષીએ શાહેદી આપેલી હતી તે એવા પ્રકારની હતી કે તે શહેલાઇથી જુદી બનાવી શકાય તેવી ન્હોતી, અને વાદીના કાનસલનુ ભાષણ પુરા થતા સુધી નીચેની કોરટમાં જો કે કાંઈ અરજ કરેલી ન્હોતી તો પણ અપીલ કોરટે તે રદ કરવાનો પુરાવ આપવાની પરવાનગી આપેલી હતી (બીગશ બી વી. ડીશ્નાનશન ( ૧૮૭૬ ) ૪ સી. ડા. ૨૪; અને જુઓ કમરૂદ્દીન વી. મણી મંડલ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૨૦ ) અને જ્યારે એકાદા મુનસફે મુદ્દા ઠરાવ્યા વીના અથવા વાદીને તપાસ્યાવીના પ્રતીવાદીની આપેલી કબુલાત ઉપરથી તથા પ્રથમના દાવાના કામમાં એક દસ્તાવેજ હતો તે તપાસવા ઉપરથી વાદીના લાભમાં એક હુકમનામું કરેલુ હતુ અને અપીલમાં જડજે તે હુકમનામું પુરાવની ખાંમીથી ફેરાવેલુ હતુ. ઠરાવ્યું છે કે જો કે મુનસીફને અરજ કરયા છતાં વાદીની શાહેદી લીધેલી નથી તોપણ, તે જડજે આ રૂલ પ્રમાણે ચાલવુ જોઇતુ હતુ ( આપા વી. વાઠોબા ( ૧૮૬૯ ) ૬ મું. હા. કો. એ. સી. જે. ૮૮ ). જ્યારે અસલ કોરટ જે પૂરાવ ગુજારવામાં આવેલો તેથી સંતોષ થએલી હતી તેથી તે કોરટે પુરાવ બાતલ કરેલો હતો અને તે પૂરાવ અપીલ કોરટની નજર બસ ના હોય તો જે પૂરાવ બાતલ કરેલો છે તે પુરાવ લેવાને અપીલ કોરટ ના કહે તો તે બરોબર નથી ( બીજસુંદરી વી. કેમુનીસા ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૬૩; વળી જુઓ ખુદાબક્ષ વી. ઇમામઅલી ( ૧૮૬૭ ) ૯ અ. ૩૩૯ ). એક સાંનખતની રૂઇએ કરેલા દાવામાં તે ખત ઉપર વસુલ આપ્યાનો શેરો કરેલો હતો તે ઉપર વાદીએ મુદત બાબતનો આધાર રાખેલો હતો. અસલ કોરટે તે શેરો ખરા પ્રકારનો છે એવુ ઠરાવ્યું. પણ પહેલી અપીલ કોરટે તે શેરા સંબંધી વધારે પુરાવ લેવાને તે કામ પાછુ મોકલીને અને તે શેરાના હરકત વીશે અભીપ્રાય લખવાને તે કોરટને ફરમાવ્યું અને તે પૂરાવ પાછો આવવા ઉપરથી ઠરાવ્યું હતુ કે તે શેરા જુઠા બનાવટના છે તેથી તે દાવો કાહાડી નાંખ્યો. ઠરાવ્યુ છે કે તે કામ પાછુ મોકલવાથી જે પૂરાવ લીધો હતો તે કાયદેસર દાખલ કરેલો છે ( શ્રીનીવાસ

ચારીશર વી. રંગમલ ( ૧૮૯૫ ) ૧૮ મ. ૯૪ ). જે પુરાવ લેવાને અસલ કોરટે ના ક-હેલો હોય તે પુરાવ આપવાને પ્રતીવાદીને રજા આપ્યા વીના અસલ કોરટનું હુકમનામું અપીલ કોરટે ફેરાવવું ન જોઇએ ( અરજન વી. શંકર ( ૧૮૯૮ ) ૨૨ મુ. ૨૫૩ ). આ રૂલ પ્રમાણે સ્થાનીક તજવીજ કરવાનો હુકમ કરી શકાય છે ( રોય સુલતાન વી. બાબુકુંવર ( ૧૮૭૨ ) ૧૭ વી. રી ૩૦૦ ). આ રૂલ પ્રમાણે અયોગ્ય રીતે જે પુરાવ દાખલ કરેલ હોય તે પુરાવ શીવાય કામમાં પુખ્ત પુરાવ જો હોય તો એક ફેંસલો ફેરવવાને તે બસ નથી ( જગીંદ્ર બનવારી વી. બાબાતારીની ( ૧૮૭૦ ) ૫ બં. લા. રી. એપ. ૫૪; ૧૪ વી. રી. ૧૯ ). ફરીતપાસ મંજુર કરયા પછી આ રૂલ પ્રમાણે નવો પુરાવ લેઇ શકાય છે ( બેહારીલાલ વી. ત્રઇલોક મોઇ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૨૨૩; ગંગેશરામ શરમા વી. રોહીની ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૨૩૬ ).

**રીવાજ**—વધારે પુરાવ આપવાની બાબત મરજી ઉપર છે ( સુકરાલ વી. નંદકુમાર ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૨૪૬ ). અને આ રૂલ પ્રમાણે આપેલો અખત્યાર જયારે એકાદા વાપરે ત્યારે તે વાપરવાના કારણો લખવાં જોઇએ અથવા પ્રોસીડીંગમાં સારાંશમાં બતાવવાં જોઇએ ( શ્રીમાનચંદ્ર વી. ગોપાળચંદ્ર ( ૧૮૬૬ ) ૧૧ મુ. ઇ. અ. ૨૮ પા. ૪૮, ૭ વી. રી. ( પી. શી. ) ૧૦; શીબચંદ્ર વી. કાશીનાથ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૨૪૫); હરપ્રસાદ વી. શીવદયાલ ( ૧૮૭૫ ) લા. રી. ૩ ઇ. અ. ૨૫૯; લવઝાદા વી. બીશેશરસીંગ ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૬ ) તે પ્રમાણે પક્ષકારોની રૂબરૂમાં ખુલ્લી કોરટમાં તે લખવાં જોઇએ ( ગણપતરાવ વી. રામદેવર ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૪૧૬ ); પણ તે પુરાવ દાખલ કરતા પહેલાંની એક શરત નથી ( ગંગા ગોવીંદ મંડલ વી. ૨૪ પ્રગણાના કલેકટર ( ૧૮૬૬ ) ૧૧ મુ. ઈ. અ. ૩૬૮ ) ૭ વી. રી. પી. સી. ૨૧ ), માટે તે લખવામાં આવેલાં ના હોય તો તેથી પુરાવ અગ્રાહ્ય થતો નથી ( ભગવાનચંદ્ર વી. રાજકુમાર ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૩૦૩; ગોપાળસીંગ વી. ઝાકરી ( ૧૮૮૬ ) ૧૨ ક. ૩૭, પણ જુઓ હાફીઝઅબદુલ વી. શ્રી કીશનરાય ( ૧૮૮૫ ) ૧૧ ક. ૧૩૯; વળી જુઓ બેહારીલાલ વી. ત્રઇલબો મોઈ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૨૨૩. પુખ્ત રીતે કારણો લખવામાં આવેલાં શાથી થાય છે તે બાબત જુઓ રાધાનાથ વી. રામગોબીંદ ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. એ. સી. ૨૧૮; ૧૨ વી. રી. ૨૨૪ નોટ ). જો કોરટ કામમાં એવું લખે કે એક પક્ષકારને તપાસવાની જરૂર છે, એવુ તેમની નજરમાં આવે છે તો કાયદા પ્રમાણે પુખ્ત રીતે ચાલવામાં આવેલું થાય છે ( હાફીઝ વી. અઝહુરહોશન ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૩૨૮. પણ જુઓ જગતઇદર બનવારી વી. બાબુતારીની ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૧૯ ). કોરટની બાહાર નવો પુરાવ જડે તો ક. ૧૧૪ પ્રમાણે કોરટમાં તે રજુ કરવો જોઇએ અને આ રૂલ પ્રમાણે રજુ કરવાનો નથી ( કેશવજી વી. જી. આઈ. પી. રેલવે ( ૧૯૦૭ ) ૩૧ મુ. ૫૮૧; ૯ ક. લા. જે ૫; તે પ્રમાણે કોશ્રામા વી. નરસીંહ (૧૯૦૮) ૩૧ મ. ૧૪૪ ના ઠરાવમાં ચાલવામાં આવેલું છે ).

ઇંગલાન્ડમાં જો એક પક્ષકાર દસ્તાવેજ રજુ કરવાની ઇચ્છા રાખતો હોય તેણે સામી બાજુને એવી નોટીસ આપવી જોઇએ કે સુનાવણી વખતે તે રજુ કરવાની રજા મળવાની હું અરજ કરવાનો છું ( હેસ્ટી વી. હેસ્ટી ( ૧૮૭૬ ) ૧ સી. ડી. ૫૬૨; હાર્ડ વી. વોરડન (૧૮૭૭) ૩ એકસ ડી. ૭૪ ) પણ જો તે સાક્ષીઓ તપાસવાની મરજી રાખતો હો-

ય તો અપીલની સુનાવણી પહેલાં અરજ રજા મળવા તેણે અરજ કરવી જોઇએ ( ડીક્સ વી. બ્રુકસ ( ૧૮૮૦ ) ૧૩ સી. ડી. પા. ૬૫૩. વળી જુઓ જોન્સ વી. ખેનલ (૧૮૭૮) ૮ સી. ડી. પા. ૫૦૫ ).

**બીજી અપીલ**—વધારાનો પુરાવ દાખલ કરવાને ના કહ્યાના હુકમ ઉપર સ્પેસીયલ અપીલ ચાલતી નથી ( કલમોસીંગ વી. ઠાકુરસીંગ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૪૨૯, ગુલામમકદુમ વી. હાફીમુનીશા ( ૧૮૮૬ ) ૭ વી. રી. ૪૮૯. ફરી તપાસનો હુકમ છે. રામલાલ વી. રંગલાલ ( ૧૮૯૨ ) ૧૭ વી. રી. ૪૭; મહેશચંદ્ર શેઠ વી. શેશીમુખી ( ૧૮૬૬ ) ૬ વી. રી. ૧૯૬ ); અથવા તે દાખલ કરવાના હુકમ ઊપર ચાલતી નથી. પણ જો તે હુકમનો ફાયદો અપીલવાળાએ લીધેલો ના હોય તો આખરના હુકમનામાં ઉપરની અપીલમાં એઉનો ફરી વીચાર કરી શકાય છે, અને તેથી કરીને અપીલમાં પાછળથી તે વીશે વાંધો લેઇ શકાતો નથી ( દાંમોદરદાસ વી. રીતોસીંગ ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૩૨૫ ]. જો તે પુરાવ અયોગ્ય રીતે દાખલ કરેલો છે એવું ઠરાવવામાં આવે તો, અપીલ કોરટ દેખીતી રીતે તે રદ કરી શકે છે ( મોહેશચંદ્ર વી. માધબચંદ્ર ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૮૫. જુઓ જગત ઇંદ્ર બનવારી. ભાણુતારીની ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૧૯).

જ્યારે પહેલી અપીલ કોરટે પુરાવ લીધેલો હોય ત્યારે સ્પેશીયલ અપીલમાં એક રેગ્યુલર અપીલ તરીકે હા. કો. વ્યાજબી રાહે તે પુરાવ જોઇને કામની વ્યવસ્થા કરતી નથી ( મહમદ વી. અબ્દુલ ( ૧૮૭૪ ) ૨૩ વી. રી. ૫૧; ગોપાળસીંગ વી. ઝાકરી ( ૧૮૮૬ ) ૧૨ ક. ૩૭, બેની પ્રશાદ વી. નંદલાલ ( ૧૮૯૭ ) ૨૪ ક. ૯૮, જુઓ "હરકત" ફ. ૨૬ ).

આ રૂલ એકાદી અપીલ કોરટને કુલ અખત્યાર આપેલો છે તે વાપરવાને ના કહેવાથી કલમ ૧૦૦ ના હેતુ પ્રમાણે કામ ચલાવાની રીતીમાં એક ભુલ અથવા ખામી થાય છે. વધારાનો પુરાવ દાખલ કરવાને કુલ અખત્યાર વાપરવાને ના કહેવામાં આવે તેથી આવી ભુલ અથવા ખામી થતી નથી ( રામપ્યારી વી. કલુ ( ૧૯૦૧ ) ૨૩ વી. ૧૨૧).

**પ્રીવીકાંઉસીલને અપીલ.**—આ રૂલ પ્રમાણે એકાદી અરજી રદ કરવાથી પ્રીવીકાંસીલમાં અપીલ કરવાનો હક આપવામાં આવતો નથી (પ્રેમચંદના કામમાં (૧૮૯૪) ૨૧ ક. ૪૮૪).

જાસ્તી પુરાવો લેવાનો પ્રકાર.

**૨૮.** જ્યારે જાસ્તી પુરાવો લેવાની રજા આપવામાં આવે ત્યારે, અપીલ કોરટ પોતે તે પુરાવો લે, અથવા જે કોરટના હુકમનામાઉપર અપીલ થઇ હોય તે કોરટને કે બીજી કોઈ તાબાની કોરટને એવું ફરમાવે કે તમારે એવો પુરાવો લેવો અને તે લેવાય એટલે અપીલ કોરટને મોકલવો. **કલમ ૫૬૯.**

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૬૯.

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

આ રૂલ પ્રમાણે નીચેની કોર્ટ પુરાવ લે તો એક પ્રધાનીક હોદાથી તે લે છે. અને જ્યારે અપીલ કોરટના વીચારને સારૂ તે રજુ કરવામાં આવે ત્યારે હરકત વીના તે કોરટની રૂબરૂ લીધેલો પુરાવ દાખલ કરવાને પક્ષકારો હરકત લઈ શકે છે (રામજોય વી. પ્રાણકીશન સીંગ (૧૮૬૬) ૫ વી. રી. ૮૦).

**હુકમનો હેતુ**—જો તે હુકમ અમુક પુરાવ બાબત હોય તો નીચેની કોરટ તે ઉપરાંત જઈ શકતી નથી. જો તે હુકમમાં અ ની તપાસ કરવાને ફરમાવેલું હોયતો નીચેની કોરટ અ તથા બ ને તપાસી શકતી નથી ( બુલાખીલાલ વી. રાધાસીંગ ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૩૫૭ ). પણ જ્યારે એકાદા કામમાં અ ને તપાસવાને ફરમાવવામાં આવેલું હોય અને તે ઘણો માંદો હોય ત્યારે તેના એજંટને તેની જગાએ તપાસવાની પરવાનગી આપવામાં આવે છે ( અહમદ વી. ઇનાયત ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૩૩૦). કામ પાછું મોકલવાથી મોકલેલા મુદાઓ ઉપરના ઠરાવો વીશે હા. કો. માં સરટીફીકેટ મોકલવામાં નીચેની અપીલ કોરટ જે પક્ષકારના વીરૂધ તે મુદાઓ વીશે ઠરાવ કરેલો હોય તો તે પક્ષકારની કાંઈ કબુલત વીના પુરાવ ઉપરથી પોતાનો અભીપ્રાય બાંધવાને તથા તે બાબત પોતાના ઠરાવ કારણો સાથે લખવાને બંધાયલી છે ( રામચંદ્ર વી. સોનો સદાશીવ ૧૯ મું. ૫૫૧. જુઓ ભગવાન વી. કેસર કુંવરજી ( ૧૮૯૩ ) ૧૭ મું. ૪૨૮; ઉમેદઅલ્લી વી. સલીમા (૧૮૮૪) ૬ અ. ૩૮૩; મમુતાઝ વી. ફતેહહુસેન ( ૧૮૮૪ ) ૬ અ. ૩૯૧ ). એકાદી અપીલ કોરટના જડજો સ્થાનીક તપાસ કરે તે વીશે જુઓ કેસવજી વી. જી. આઈ. પી. રે. કં. ( ૧૯૦૭ ) ૩૧ મું. ૩૮૧ પા. ૩૯૨ ) ના કામમાં તે રીવાજ મજબુત રીતે નાપસંદ કરેલો છે તે વીશે લોર્ડ રોબર્ટસનના વીચાર

બાબતો જણાવીને નોંધવી.

**૨૯.** જાસ્તી પુરાવો લેવાને ફરમાવવામાં આવે અથવા રજા આપવામાં આવે ત્યારે જે બાબતો વીશે પુરાવો લેવાનો હોય તે બાબતો સ્પષ્ટરીતે અપીલ કોરટે જણાવવી, અને તે જણાવેલી બાબતો પોતાના દફતરમાં નોંધવી. ક. ૫૭૦

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૭૦.**

**ટીકા**—આ રૂલ હા કો. ને લાગુ છે.

**હુકમનો નમુનો**—જુઓ રામજોય શર્મા વી. પુર્ણકીશન (૧૮૬૨) વી. રી. સુપ. નંબર. ૧૨૫ ).

### અપીલના ફેંસલા વીશે.

ફેંસલો કયારે અને કયાં સંભળાવવો.

**૩૦.** અપીલ કોરટે, પક્ષકારોનું અથવા તેમના પ્લીડરોનું કહેવું સાંભળીને, તથા મુકદમામાં કોઈ પણ કાગળ, (પછી તે અપીલમાંનો હોય અથવા જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોરટમાંનો હોય તે) જોવાની જરૂર જણાય તો તે જોઈ ને, ખુલ્લી કોરટમાં તેજ વખતે અથવા કોઇ આગળને દીવસે ફેંસલો કહી સંભળાવે તો તે દીવસની નોટીસ પક્ષકારોને અથવા તેમના પ્લીડરોને આપવી. ક. ૫૭૧.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૭૧.**

**ટીકા.**—આરૂલ હા. કો. ને લાગુ છે.

**સુનાવણી.**—રેગ્યુલર અપીલમાં સુનાવણી માટે જ્યારે એકાદુ કાંમ લેવામાં આવે ત્યારે તે કોરટે પક્ષકારોને અથવા તેઓના વકીલોને તે કાંમમાં દાખલ થયેલો પુરાવ અ-

તાવવાની તથા તે ઉપર ટીકા કરવાની પરવાનગી આપવી જોઇએ ( જગેશર વી. ગોપાળલાલ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૫૪ ) જે સીનીયર વકીલ હાજર હોય તેનો તે અપીલ ઉપર તદન અખત્યાર છે ( શ્રીનીવાસરાય વી. અંબીકા ચરણ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૩૭૫ ) અપીલવાળાઓ સાધારણ રીતે અપીલનાં લખેલાં કારણોજ બતાવે છે. મેકીનટોશ વી. વોટસન ( ૧૮૬૫ ) ૩."વી. રી. એફ. ૧૦, ૧૨૩ ); અને જ્યારે લખેલું કારણ બતાવવામાં આવેલું ના હોય અને અપીલ લેવામાં આવેલી હોય ત્યારે તે કોરટે તે કારણ લક્ષમાં રાખતી નથી. ( યુસફ વી. રૈંઝુનીસા ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૨૯૬ ) અપીલ ચાલતી નથી એવી હરકત અપીલવાળાની તકરાર પુરી થયા પછી સાંભળી સકાતી નથી ( ચંદ્રનાથ વી. સરદારખાંન ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૨૧૮ ).

**દાવા અરજી પાછી આપવી.**—જ્યારે હકુમતની ખાંમી જણાતી હોય ત્યારે તમામ હકીકત પ્રમાણે દાવા અરજી પાછી આપવાને અપીલ કોરટ બંધાયલી નથી (યાકુબ વી. મોહનસીંગ ( ૧૮૮૮ ) ૧૧ મ. ૪૮૨ ).

**અપીલવાળાનુ મરણ.**—જ્યારે અપીલવાળાના મરણની ખબર થયા વીના કોરટે તે અપીલ સાંભળીને ફેંસલ કરેલી હોય ત્યારે તે હુકનામુ નીરઅર્થક છે એવું ઠરાવેલું છે. ( જનાર્દન વી. રામચંદ્ર ( ૧૯૦૨) ૨૬ મું. ૩૧૭).

**અપીલ કોરટની ફરજ.**—જુઓ " કાંમનો નીર્ણય કરવો " રૂ. ૨૩ પાછળ અને " સ્પેશીઅલ અપીલમાં પેહેલી કરેલી " " દાવાનો પ્રકાર બદલાવામાં આવે " ક. ૧૦૦

**અપીલમાં જે બાબત પ્રથમ તકરાર કરેલી ના હોય તે.**—એક નીયમ તરીકે યોગ્ય પક્ષકારો કોરટની રૂબરૂ નથી એવી એક હી હરકત જો પહેલી કોરટમાં લાવેલા હોય તો તે દુરસ્ત કરી શકાય છે પણ અપીલમાં તે સાંભળવી ન જોઇએ અમદાસ વી. શામ સુંદરી દેવીયા ( ૧૮૪૧ ) ૩ મુ. હૈં અ. ૫, ૨૪૨: નુંરૂલ હુશેન વી. શીવશાહી ( ૧૮૯૩) ૨૦ ક. ૧, તો પણ જુઓ અબદુલા વી. સુબારાયા ( ૧૮૭૮ ) ૨ મ. ૩૪૬; સુબા વી. નાગાપા ( ૧૮૮૯ ) ૧૨ મ. ૩૫૩; વીઠુ વી. ધેંડી ( ૧૮૯૧ ) ૧૫ મું. ૪૦) ધોંડુ વી. માધવરાવ ( ૧૮૯૪ ) ૧૮ મુ. ૧૧૩ ) અને આ રૂલની સરત સાથે અસલ કોરટમાં મુદ્દો કહડાવેલો ન હોય તે મુદ્દો અપીલમાં અપીલ કોરટ કઢાડી શકતી નથી ( બ્રજસુંદર વી. ફ્ટીકચંદ્ર [ ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૪૦૭; કાશીનાથ વી. દ્વારકાનાથ ( ૧૮૬૭ ) ૭ વી. રી ૬૧; મંગળમોહન વી. મહાપવા ( ૧૮૮૩) લા. રી. ૧૧ ઈ. અ. ૧૦૯ પા. ૧૨૦; માંનઅલ્લી વી. હુશેન ( ૧૮૭૯ ) ૪ ક લા. રી. ૫૨; પણ જુઓ આશાપ્રશાદ વી. ગજાધર ( ૧૮૮૩ ) લા. રી. ૧૧ ઇ અ. ૧૮૬ પા, ૧૯૫ ); અથવા નીચેની કોરટમાં જે કારણો બતાવેલાં ન હોય તે કારણો ઉપર તકરાર કરવાને કોરટ પરવાનગી આપી શકતી ( કેટન વી. રેટન ( ૧૮૬૭ ) લા. રી. ૩ એચ. એલ. પા. ૧૪૪; ઓરીએન્ટલ ટ્રીસ્ટી વી. કૃષ્નચંદર ( ૧૮૮૪ ) લા. રી. ૧૨ ઇ. અ. ૧૬૬, ૧૨ ક. ૨૩૯; કચુભાઇ વી. કીષ્ણુબાઇ ( ૧૮૭૮ ) ૨ મુ. ૬૩૫ પણ જુઓ હૉકસન વી. લોમ્બાર્ડ ૧. ષંગ અપી. ૩૨૪ ) પણ જ્યારે મુદ્દો કહાડેલો હોય ત્યારે તે વીશે પુરાવ રજુ કરવાને ઘણોજ સપુર્ણ લાગ મળેલો હોવો જોઇએ તે વીશે સંભાળ રાખવી જોઇએ (લાલમંડળ વી. ભુવન ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૩૬૧ ) દાવાના કારણો ખોટી રીતે સાંમેલ કર્યા વીશે ( મૌલા નોં. ગુલઝરા ( ૧૮૯૪ ) ૧૬ અ. ૧૩૦ ); અથવા પક્ષકારોને ખોટી

રીતે નહિં સામેલ કર્યા વીશે ( પરમાસીરા વી. કીશ્ચુ ( ૧૮૯૧ ) ૧૪ મ. ૪૫૮; પણ જુઓ ગુલામ કાદર વી. મુસ્તકીમ ( ૧૮૬૯ ) ૧૮ અ. ૧૦૯ ) ની હરકત અપીલ કોરટ સાંભળવા ન જોઇએ.

એકાદા જે ઠરાવ ઉપર અપીલ કરેલી ન હોય તે ઠરાવમાં એકાદી કોરટે હાથ ઘાલવો ન જોઇએ ( કાળીદાસ વી. ખીરોદા સુંદરી ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૩૦૦; શેતુરાજ વી. ઉજાગરસીંગ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૨૨૭; કાળીકુમર વી. કીરટોકીશોર ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૧૯૬; મુદત વીશે હોય તો પણ—અલીમુન્નીસા વી. સૈયદ હુસેન ( ૧૮૮૦ ) ૬ ક. લા. રી. ૨૬૭, રઘનાથ વી, પરશરામ ( ૧૮૮૩ ) ૯ ક. ૬૩૫ પણ જુઓ માજહૂરઅલ્લી વી. ગીરીશ ( ૧૮૬૮ ) ૧ બં લા. રી. એસ. સી. ૨૫ ) માટે ફક્ત ખરચ વીશે અપીલ કરવાથી ગુણદોશ ઉપર તપાસ કરવાને કોરટ કામ પાછું મોકલી શકતી નથી ( મથુરાપ્રસાદ વી. બંદીચાર ( ૧૮૭૩ ) ૫ અ. હા. કો. ૨૦ ).

નીચેની કોરટ જે પુરાવ દાખલ કરેલો હોય તે અપીલ કોરટે રદ કરવો ના જોઇએ ( મહાબીરદાસ વી, લાલારોય ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૧૨; ગોરચરણ વી. કનૈયાસીંગ ( ૧૮૬૫ ) ૨ વી. રી. ૨૩ ); હરચંદ્ર વી. વુમાસુંદરી ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૧૭૦; લછમીપત વી. મોશરફ ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૮૦; કાશીનાથ વી. મહેશ ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૧૬૮; અકબર વી. ભાઈલાલ ( ૧૮૯૧ ) ૬ ક. ૬૬૬ ) તેમ પુરાવ ઉપરથી નહિં પણ દાવા અરજીમાં કહેલી હકીકત ઉપરથી કામનો ફેસલો થતો નથી ( શત્રુઘર વી. માણેકરામ ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૧૭૯ ) તેમ એક સાથના દાવા તરીકે દાવો કરેલો હોય તેથી તે કાહાડી નાંખી શકતી નથી ( અહમદકબીર વી. મે. કે. ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૪૧૭ ): તેમ દાવો ઘણી અતીસયોક્તી રીતે કરેલો છે તે કારણથી કહાડી નાંખવામાં આવતો નથી ( રામચંદ્ર વી. મેરીયટ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૪૬૫: તેમ એક સ્થાનીક તજવીજના પરીણામમાં હાથ ઘાલવામા આવતો નથી ( મોંઘીદંબર વી. એહીમાલદર ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૪૨૩ ); જ્યારે વીશેશે કરીને જડજે પોતે તે જગાની તપાસ કરેલી હોય ત્યારે ( પ્રાદાબન વી. ધનનેચ ( ૧૮૭૨ ) ૧૮ વી રી. ૪૫૨ ); કાંઇ ગેર ઈનસાફ થયેલો છે અથવા ભૂલ થયેલી છે એવી ખાત્રી થયેલી ના હોય તો ખરચ વીશે નીચેની કોરટના કુલ અખત્યારમાં હાથ ઘાલવામાં આવતો નથી ( લછમણરામ વી. વોટસન વી રા. ( ૧૮૬૪ ) ૧૪૬ )

**અપીલમાં પહેલા વહેલા સવાલો ઉઠાવેલા તે**—પ્લીડીંગોનો ઘણી સખતાઇથી અરથે કરીને ગેર ઈનસાફ થવો ન જોઇએ એવી સંભાળ લેવી જોઇએ ( ગંગા પ્રસાદ શાહુ વી. મહારાણી બીબી ( ૧૮૮૪ ) લા. રી. ૧૨ ઇં. અ. ૪૭ પા. ૫૧ ), અને અપીલનાં કરણોમાં જે બચાવ વીશે તકરાર કરેલી હોય તોપણ અસલ કોરટમાં તકરાર કરેલી ન હોય તો તે વીશે તપાસ કરવાને પહેલી અપીલ કોરટના જડજની હકુમત છે ( આયોપ્રસાદ વી. મલ્લધર ( ૧૮૮૩ ) લા. રી. ૧૧ ઇં. અ. ૧૮૬ ), અથવા દાવાના આધારમાં હકની તકરાર સાંભળવાની તેમની હકુમત છે ( સુંદરી વી. મદુચંદ ( ૧૮૮૭ ) ૧૪ ક. ૫૯૨ ). જ્યારે પક્ષકારોએ હકીકતની અમુક બાબત વીશે કજીયો કરેલો હોય ત્યારે જે બાબત જોવી જોઇએ તેથી નવી બાબત વીશે અપીલ કોરટે ફેસલો નહિ કરવો જોઇએ ( ગ્રાડીપ્રસી વી. મહમદ ( ૧૮૬૫ ) ૨ વી. રી. ૨ ). એવેદ

નીયમ છે તે જે કામોમાં વાદી પોતાના દાવાનો આધાર જેમ કે કબજો છોડવાની નોટીસ સાબીત કરવાને નીશફળ થયેલો હોય તે કામો સંબંધી નથી પણ સ્પેશીઅલ અપીલમાં નબળાઈ બતાવી શકાય છે વળી આ બાબત વીશે નીચેના ઠરાવો છે ૨ મ. ૩૪૬; ૧૨ મ. ૩૫૩; ૧૫ મું. ૪૦૭; ૯ ક. વી. નો ૪૬૦; લા. રી. ૧૯ ઇં. અ. ૧૯૧; ૧ વી. રી. ૨૫૯; ૪ ક. લા. રી. ૪૯૧; ૯ મ. ૧૧૨; ૧૧ મ. ૧૪૭; અને જુઓ ૨૨ ક. ૪૮૩; ૨ વી. રી. ૪૫, ૮ અ. ૫૪૮; માર્શ ૨૭૬: ૩ વી. રી. એક્ટ ૧૦ ૧૪૬; ૪ અ. ૬૯. પણ જુઓ ૩ મ. ૧૧૬; ૬ બં. લા. રી. ૭૩; ૨ અ. ૮૮૪; પણ જુઓ વીરૂધ્ધ ૧ વી. રી. ૨૩; ૧૧ વી. રી. ૩૫૦ ) ૧૧ વી. રી. ૨૪૮. ૩ અ. હા. કો. ૨૫૮; ૯ સી. ડી. પા. ૨૬૬: ૧૪ ક. ૬૦૫; ૧૬ મું. ૧૨૦; ૧૮ મું. ૧૧૩, ૧૫ મું. ૬૯૭; ૧૭ ઇં. અ. ૧૮૭; ૨૮ ક. ૧૪૨.

**કોરટનો ફેંસલો**—દાવાના પક્ષકારોનો કાયદા વીશેના તેમજ હકીકત બાબતના સવાલો વીશે અપીલ કોરટનો ફેંસલો માગવાનો હક છે અને એક બીજા વીરૂધના પુરાવનું વજન કરવામાંથી તથા પોતાના અનુમાનો કરવામાં અને છેવટના નીશ્ચયો કરવામાંથી કોરટને માફી મળી શકતી નથી તોપણ તેમણે હમેશાં લક્ષમાં રાખવાનું છે તેમણે સાક્ષીયોને જોએલા નથી તેઓને સાંભળેલા પણ નથી માટે તે બાબત યોગ્ય વીચાર કરવો જોઇએ ( ધી ગ્લેની એંન્ટી ( ૧૮૭૬ ) ૧ પી. ડી. ૨૮૭, તાયામલ વી. શાશાચેલા, નાઈકર ( ૧૮૬૩ ) ૨૦ મું. ઇ. અ. ૪૩૬, મહમદ વી. ઝુબેદા ( ૧૮૮૮ ) લા. રી. ૧૬ ઈ. અ. ૨૦૫ પા. ૨૧૧; ૧૧ અ. ૪૫૦, સ્મીથ વી. ચેડવીક ૯ એપ. કેસ. ૧૮૭; પા. ૧૯૪. બીગ્સબી વી. ડીકીનસનના કામમાં ( ૧૮૭૬ ) ૪ શી. ડી. ૨૮ ). આ નીયમ ફરીથી બહાલ રાખેલો છે; જેમ્સ એલ. જે. એ કહ્યું છે કેઃ—અસલ કોરટના એકાદા જડજના ફેંસલાના વજન સંબધીમાં જ્યારે પુરાવ એક બીજા વીરૂધ હોય તેમાં જે સાક્ષીયોને તેમના જોવામાં અને સાંભળવામાં આવેલા હોય તે સાક્ષીયોની વરતણુક અને રીતી તેઓએ કહેલી હકીકત સાચાપણાનો વીચાર કરવામાં અગત્યના તત્વો છે તોપણ અમે ગ્લેનીએંન્ટાના કામમાં ( ૧ પી. ડી. ૨૮૭ ) ના કામમાં જે હમે કહેલું હતું તે ફરીથી કહીએ છીએ અને તે સજડ વળગી રહીએ છીએ. જ્યારે જે દરેક કામમાં પુરાવ એક બીજા વીરૂધ હોય તેમ છતાં અસલ કોરટનો ફેંસલો આખરના ફેંસલા તરીકે જો અમે કબુલ કરીએ તો અમારી મેહેનત ઘણી હલકી થઇ જાય છે. પણ તેથી દરેક અપ કૃત્યના કામમાં ખરી રીતે અપીલનો હક રેહેતો નથી, કારણ કે એકે કામમાં એક બીજા વીરૂધ પુરાવ હોય નહી એવું કોરટમાં કામ આવતું નથી અને બીજા કોઈ કામો કરતા આ કામોમાં સેંકડે વધારે ટકાની અપીલો થાય છે.” માટે ઠરાવ્યું છે કે અપીલ કોરટના જડજે તે કામમાં પોતાનો વીચાર કહેવો જોઇએ અને અસલ કોરટના વીચારો મંજુર રાખીને બેશી રહેવું ના જોઇએ ( રોહીમણી દેબી વી. ઝામીરૂદીન ( ૧૮૮૧ ) ૮ ક. લા. રી. ૫૯૭ ); કીરાની અહમદુલ્લા વી. સુબાભટ ( ૧૮૮૪ ) ૮ મુ. ૨૮ ) પછી તે કામ રૂ. ૨૩ પ્રમાણે પાછું મોકલેલું હોય અથવા રૂ. ૨૬ પ્રમાણે તેની વ્યવસ્થા કરેલી હોય ( ઊમેદઅલ્લી વી. સલીમા ( ૧૮૮૪ ) ૬ અ. ૩૮૩; મમમતાઝ બેગમ વી. ફતેહુસન ( ૧૮૮૪ ) ૬ અ. ૬૯૧ ). આ નીયમ સાથે મળતા આવે નહી તેવા ફેંસલાઓ છે જેમકે અસલ કોરટે જે સાક્ષીયોની સાહેદી માનેલી હોય તે સાક્ષીયોને નહી માનવાને

સારૂ કારણ હોય નહી તો તે સક્ષીયોને અપીલ કોરટ જો ગાને નહી તો તેથી અપીલ કોરટ કાયદાની એક ભુલ કરે છે ( નોબીનચંદ્ર વી. બંગોચંદ્ર ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૩૬૩, હોય મોબની ડોસી વી. શ્રી કીશન નંદી ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૫૮: આનંદ ચંદ્ર વી. રતનેશરદાસ ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૫૦ ), અથવા જે સાક્ષીની વરતણુક સંતોષકારક નથી એવું ઠરાવેલું હોય તો તે શાક્ષીને માંનવામાં આવે તે વ્યાજબી નથી ( ગોપીનાથ મુકરજી વી. બોદધમંત ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૨૬ ). જો તે નીચેની કોરટનો ફેંસલો ફેરાવે તો તે કોરટે તે બાબત સ્પષ્ટ અને સંપુરણ રીતે તે ફેરવવાના કારણે બતાવવાં જોઇએ ( રામરંગીનીચંદ વી. ચંદ્રા બીનોદપાલ ( ૧૮૯૭ ) ૧ ક. વી. નો. ૬૯૧ ).

**અસલ કોરટના લાભમાં અનુમાન**—નીચેની કોરટના ફેંસલાના લાભમાં અનુમાન થાય છે, માટે તે ફેંસલો બરોબર નથી ( તહબુનીસા વી. શામકીશોર ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૨૨૮; શેતાબદી બીશવાશ વી. મોલામદી મંડળ ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૩૦ ), દેખીતી રીતે બરોબર નથી ( વાઈઝ વી. શનદલુનીશા ચોધરાણી ( ૧૮૬૬ ) ૧૧ મું. ઈ. અ. ૧૮૧ ) એવું બતાવી આપવામાં ના આવે તો, અપીલ કોરટે હાથ ઘાલવો ન જોઈએ, અને અપીલ કોરટના જે કારણોથી વીરૂધ નીશ્ચય થતો હોય તે કારણો અપીલ કોરટે બતાવવાં જોઇએ ( મનસુખ બીબી વી. અલીમીયાં ( ૧૮૭૨ ). ૧૭ વી. રી. ૩૫૮ ).

**૩૧. અપીલ કોરટનો ફેંસલો લખેલો હોવો જોઈયે અને તેમાં નીચેની વીગતો લખવી:—**

ફેંસલાનો મજકુર, તારીખ અને સહી.　　　　ક. ૫૭૪.

(અ) નીર્ણય કરવાની બાબતો.
(બ) તે ઉપરનો ઠરાવ;
(ક) તે ઠરાવનાં કારણો; અને
(ડ) જે હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે હુકમનામું રદ કર્યું હોય અથવા તેમાં ફેરફાર કર્યો હોય ત્યારે, અપેલેન્ટને શી દાદ મળવાનો હકક છે તે;

અને ફેંસલો કહી સંભળાવતી વખતે જે તારીખે તે કહી સંભળાવ્યો હોય તે તારીખ નાંખીને તેના ઉપર જડજે અથવા તે સાથે મળતા આવતા હોય તે જડજોએ સહી કરવી.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૧૪**

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

ફેંસલા ઉપર તારીખ નાંખવાની તથા સહી કરવાની બાબત છે તે લોઅર બરમાને લાગુ નથી, એવું ઠરાવેલું છે. જુઓ હિંદુસ્થાન ગેઝીટ સને ૧૯૦૦ ભાગ ૧ પા. ૭૩૦.

**નીર્ણય કરવાની બાબતો**—નીચેની કોર્ટમાં જે મુદાઓની તપાસ કરેલી હોય તે મુદાઓ બાબતજ ફેંસલો હોવો જોઇએ ( ઓફીશીયલ ટ્રસ્ટી વી. કીશ્નચંદ્ર (૧૮૮૪) લા. રી. ૧૨ ઇ. અ. ૧૬૬; ૧૨ ક. ૨૩૯: લખો વી. હરશાહાંઇ (૧૮૯૦) ૧૨ અ.

૪૬), અને તેમાં આ રૂલમાં બતાવેલી વીગત આવવી જોઈએ ( નુરમહમદ વી. ઝહુરઅલી ( ૧૮૬૯ ) ૧૧ વી રી. ૩૪ જુઓ રૂ. ૨૬ નાચેની નોટ).

**કારણો**—હકીકત બાબત કાંઈ નીશ્ચય કરવામાં આવે તેનાં કારણો નહી, પણ હકી કતની અથવા કાયદાની કઇ બાબત ફેંસલો કરેલો છે તે બાબત બતાવી આપવાનાં કારણો છે ( રામેશર ભટ્ટાચારજી વી. ભાંણુ (૧૮૬૯) ૧૨ વી. રી. ૨૭૨).

**ફેંસલાનો મજકુર**—આ રૂલમાં જુદી જુદી બાબતો બતાવેલી છે તે ફેંસલામાં કોરટે અવસ્યે કરીને બતાવવાની છે (શરએશર ઘોઝ વી. સાધુચર્ણ ઘોઝ (૧૮૭૧) ૧૫ વી. રી. ૧૩૦; રાજચંદ્ર વી. રામકાંત ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૩૨૪, જુઓ પા. ૩૨૬ ), અને તેનાં કારણો બતાવવાં જોઈએ ( ગોપાળરાવ વી. કીશોર ૯ મું. ૫૨૭; સોહાવન વી. બાબુનંદ ( ૧૮૮૭ ) ૯ અ. ૨૬; હેમાબનીદાસી વી. ગોવીંદચંદ્ર (૧૮૯૮). ૨ ક. વી. નો. ૯૬૫; કરીમબક્ષ વી. લ્યુકસ ( ૧૮૯૮ ) ૨ ક. વી. નો. ૩૩૯. વળી જુઓ કારતીક વી. પ્રશનમાઇ ( ૧૮૬૫ ) ૨ વી. રી. ૭૭; દુલીચંદ વી. ઉમદાબેગમ ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૪૭૩; ખેતરમોહન વી. ભેરેબચંદ્ર (૧૮૬૫) ૩ વી. રી. ૧૨૬; ત્રીલોચન વી. ઇશન-ચંદ્ર ( ૧૮૬૫ ) ૩ વી. રી. ૧૭૬; રોશનબક્ષ વી. અમાખાતુન (૧૮૭૧) ૧૬ વી. રી. ૨૮૦). આ અવસ્યનું છે ( ભગવાન વી. કેસરકુંવરજી ( ૧૮૯૩ ) ૧૭ મુ. ૪૨૮; રામ-ચંદ્ર વી. સોનો સદાશીવ. ( ૧૮૯૫ ) ૧૯ મું. ૩૫૧); નીચેની કોર્ટનો ફેંસલો તે કોરટ સામાન્ય રીતે બાહાલ રાખતી હોય તોપણ તે અવસ્યનું છે (રાધાગોવીંદ વી. રામકીશોર ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૩૪૦; રાજુ વી. રાજકુમારસીંગ ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૧૩૭, ખેતરમોહન વી. ભેરબચંદ્ર ( ૧૮૬૫ ) ૩ વી. રી. ૧૨૬ ) અને દરેક મુદ્દા ઉપર સ્પ-ષ્ટ ઠરાવ હોવો જોઇએ ( ભગવતખાન વી. પંદાબેવા ( ૧૮૬૫ ) ૩ વી. રી. ૧૯૨ કોર-બાદઅલી વી. અશનઅલી ( ૧૮૬૫ ) ૪ વી. રી. ૪. વળી જુઓ ભાબન વી. જેનીંગલ ( ૧૯૦૬ ) ૪ અ. વી. નો. ૮૬; અને આહાશા વી. હેતુલા ( ૧૯૦૫ ) ૭ મુ લા. રી. ૧૭૪ ). અને હુકમનામું ફેરવવામાં આવે ત્યારે જે દાદ મગવાનો અપીલવાળાનો હક થતો હોય તે બેલ વી. ગુરૂદાસરોય (૧૮૬૮) ૧ બં. લા. રી. એ. સી. ૫૦ ) અને "હુકમો" સબધી પણ આ નીયમ છે ( રઘુનાથ વી. નીલુ ( ૧૮૮૫ ) ૯ મુ. ૪૫૨ ).

જ્યારે ફેંસલો " તે અપીલ ખરચ સાથે કાહાડી નાંખવામાં આવી છે " તેવો હોય ત્યારે તે રદ કરવામાં આવે છે ( શ્રીકાંતરાય વી. હરીદાસપાલ ( ૧૮૮૨ ) ૧૧ ક. લા. રી. ૧૩૧ ). તેમજ વળી "દી. કા. ચ. રી. ના ઓ. ૪૧ રૂ. ૧૧ પ્રમાણે અપીલ રદ ક-રવામાં આવી છે " એવો ફેંસલો હોય તો છે (રામી ડેકા વી. બ્રજનાથ સેહકીયા (૧૮૯૮) ૨૫ ક. ૯૭; તેમાં સામીન વી. પીરન ( ૧૯૦૮ ) ૩૦ અ. ૩૧૯ ના ઠરાવથી જુદો ઠ-રાવ કરેલો છે ). નીચેની કોરટના ફેંસલાની યોગ્યતા બાબત વાંધો લેવાને કાંઇ કારણ જ ણાતુ નથી એવો કોરટના ફેંસલાનો પરીણામ લખવામાં આવે તો તે બસ નથી, કારણ કે તે રૂલ પ્રમાણે નીર્ણય કરવાની બાબતો અને ફેંસલાના કારણો બતાવવાની જરૂર છે ( રઘુ બર શાહા વી. છત્રપત ( ૧૮૬૬ ) ૧ આગ્રા ૭૩ ). એક બીજા કામમાં એવું ઠરાવેલું છે કે વદીના પુરાવથી વાદીનો દાવો સાબેત થએલો છે એટલુંજ ફકત જડજે કહેવાનુ છે, એમ નથી, પણ શો પુરાવ છે અને કેવી રીતે અને કયા કારણોથી વાદીનો દાવો સાબેત થએલો છે તે તેમણે બતાવવું જોઈતુ હતુ ( ત્રીલોચન દત્ત વી. ઇશનચંદ્ર ( ૧૮૬૫ )

૩ વી. રી. ૧૭૬. વળી જુઓ કમાત વી. કમાત ( ૧૮૮૪ ) ૮ મુ. ૩૧૮; અને ઇશ્રોતસીંગ વી. કઇલાસકુવર ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૫૫૯ ). અને જ્યારે એ. ક.દા જડજે કારણો બતાવ્યા વીના શાક્ષીઓ ઉપર ભરૂસો રાખેલો ન હોય અથવા કારણો બતાવ્યા વીના બચાવ હસવા લાયક અથવા મુરખાઈ ભરેલો છે, એવું કહેલું હોય ( જગેશરી દેબીયા વી. ગદાધર ( ૧૮૬૬ ) ૬ વી. રી., એકટ ૧૦, ૨૧ ) અથવા બી લકુલ અભીપ્રાય બતાવેલો ના હોય પણ ફકત અશલ કોરટ સાથે મળતા આવેલા હોય ( ઓમુતુલ ફાતીમા વી. જાનીખાનમ ( ૧૮૬૪ ) ૧ વી. રી. ૨૯૫ મેલકરાં વી. નંદ રામ ( ૧૮૬૫ ) ૨ વી. રી. ૭ ) અથવા ફકત તેમણે એવું કહેલું હોય કે "મુનસીફનો ફેંસલો સારો અને વ્યાજબી" છે તો આ બધા કામોમાં તે ફેંસલાઓ અધુરા ગણવામા આવેલા છે ક્રીશ્ન રેડી વી. શ્રીનીવાસ ( ૧૮૬૯ ) ૫ મ. હા. કો. ૧૭૪ ). પણ જ્યારે એક કામના ફેંસલામાં ફકત હકીકતના મુદાઓમુખ્યત્વે કરીને હતા અને અસલ કોરટે પુરાવ સંભાળથી તપાસેલા છે, માટે જો તે કોરટ નીચેની કોરટ સાથે મળતી આવે તો પ્રથમ જે કારણો બતાવેલાં છે અને જે સાથે તે મળતી આવતી હોય તે વીગતવાર બતાવવાને તે બંધાએલી નથી ( જગેશર સાહોદ વી. ગોપાળલાલ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૫૪, શાહા એક બાલહોસન વી. બંશીશાહુ ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૧૨, ઈમરીતલાલ વી. નકરોદશાહી ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૧૦૦, કલુમતી વી. જવાહરલાલ ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૩૧૮, પણ જુઓ આધીન મીશર વી. જગરજ (૧૮૬૯) ૧૧ વી. રી.૩૧૨, અને શંભુનાથ વી. પ્રકાશ ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૨૭૨). તોપણ જ્યારે અસલ કોરટનો ફેંસલો ફેરાવવામાં આવે ત્યારે તે રૂલ પ્રમાણે સખત રીતે ચાલવું જોઇએ (કારનીક નેપીત વી. પ્રશનોમોઈને પતીની ( ૧૮૬૫ ) ૨ વી રી. ૭૭, મનસુખ બીબી વી. અલીમીયાં ( ૧૮૯૨ ) ૧૭ વી. રી. ૩૫૮, સાથકપાલ વી. ગદાધરરોય ( ૧૮૬૫ ) ૪ વી રી. ૧૦૦, માહાદેવ વી. પરમેશ્વર ( ૧૮૬૮ ) ૨ બં. લા. રી. ૨૦ મહમદ સાલે વી. નશીરૂદીન ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૨૮૪, અનીસલ ફતવા વી. ચંદુ ( ૧૮૭૧ ) ૮ બં. લા. રી. એ. ૫૦૭, માધવશાન ભોગ વી. વેંકટેશ મેજીયા ( ૧૮૯૨ ) ૧૬ મું. ૫૪૦). તોપણ દરેક તકરાર તેમણે બતાવેલી હોય તેનો રીતીસર ખુલાસો કરવાની જરૂર નથી. ક્રીશ્નેચંદ્રરોય વી. ડીગંબરી દેબીયા ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૧૫; શનશરદી વી. જાન મહમદ ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૨૬૦, વળી જુઓ મંદ્રબની વી માહાદેવ ( ૧૮૬૮ ) ૧ બં. લા રી. એશ. એન. ૨ ), અથવા ફરી તપાસ બતાવવાની અથવા બધા પુરાવ બતાવવાની જરૂર નથી ( નુરમહમદ વી, ઝહુરઅલી ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૩૪ ). જ્યારે સને ૧૮૫૯ ના એકટ ૮ માની ક. ૩૫૯ પ્રમાણે નીચેની અપીલ કોરટના જડજે પોતાનો ફેંસલો લખેલો નહોતો ત્યારે તે કામ તેમની તરફ નીર્ણય કરવાની બાબતો અને તે ઉપર પોતાના ઠરાવ બતાલવાને તે કામ પાછુ મોકલેલું હતું ( તાટર ખવાસ વી. જગનનાથ ( ૧૮૭૧ ) ૭ બં. લા. રી. એપ. ૧૪; ૧૫ વી. રી. ૧૩૧ ). ત્યારે એક ફેંસલામાં અમુક અગત્યના દસ્તાવેજો બતાવેલા નહોતા અને વાદીના દાવાને મુદતની હરકત છે એવો ઠરાવ જે હકીકત કહેવામાં આવેલી છે તે સાબેત કરવાને પુરાવ બતાવ્યા વીના તે હકીકતના આધારથી કરેલો હતો ત્યારે તેથી તે ફેંસલા પુખ્ત નથી, એવું ઠરાવેલું છે ( આપાકલ ગાનાયક વી. મલુ ( ૧૮૯૨ ) ૧૬ મું. ૪૭૭ ). પણ એક જે દસ્તાવેજ અસલ કોરટમાં રજુ કરેલો નથી તેમ રૂ. ૨૮ પ્રમાણે ચાલીને અપીલ કોરટે એક કામના કાગળ તરીકે તેના ઉપર આંકનું નીશાન પણ કરેલું નથી, તો તે દસ્તાવેજના આધારથી

ફેંસલો થવો ના જોઇએ ( જગરનથ વી. કનાઇદાસ ( ૧૯૦૧ ) ૬ ક. વી. નો ૩૧ ) અપીલ કોરટનો ફેંસલો જોતાંજ તે ઉપરથી એવું માલુમ પડવું જોઇએ કે તકરરી બાબત જડજના મનમાં ખુલ્લી રીતે હતી અને તેનો નીર્ણય કરવામાં પોતાનું ડાહાપણ વાપરેલું છે ( સીતારામ વી. સૂર્ય નારાયણ ( ૧૮૯૯ ) ૨૨ મ. ૧૨ ). એક જડજે હકીકતના સવાલ વીશે વધારે પુરાવ લેવાને તથા તે બાબત ઠરાવ લખવાને એક કામ પાછું મોકલેલું હતું તેથી તે ઠરાવ બરોબર છે તે તપાસવાને અને પોતાના ફેંસલામાં જે કારણ થા તે કબુલ કરતા હોય અથવા રદ કરતા હોય તે કારણ બતાવાને તે બંધાએલા છે ( કુનહીઆરાકર વી. કુતી ઉમા ( ૧૮૯૭ ) ૨૦ મ. ૪૯૬, સુબાયા વી. રામા રેડી ( ૧૮૯૯ ) ૨૨ મ. ૩૪૪ ).

**હાય કોરટ**—હાય કોરટે કરેલા ફેંસલાઓને તેજ નીયમ લાગુ છે ( કાચેલ કાલયેના વી. કામી વીજય ( ૧૮૬૭ ) ૧૨ મું. હ. અ. ૫૦૨ ). નીચેની કોરટે બતાવેલા કારણોથી જ્યારે કોરટ ફેંસલો બાહાલ રાખે ત્યારે તે નીયમ લાગુ થાય છે કે નહી એક શક ભરેલું છે ( સુંદર બીબી વી. બીશેશરનાથ (૧૮૮૭) ૯ અ. ૯૩. જુઓ ક. ૧૨૨).

**બીજી અપીલ**—એક ફેંસલો ફકત લખાગમાં આવેલો ના હોય તેથી બીજી અપીલ કરવાનું સારૂં કારણ થતું નથી ( ગોલાંમહોશન વી. રાંમદયાળ ( ૧૮૮૯ ) ૧૨ વી. રી. ૧૪૨, બીશ્વનાથ મેતા વી. બેદનાથ ( ૧૮૮૬ ) ૧૨ ક. ૧૯૯ ). તે પ્રમાણે અલ્હાબાદમાં નથી ( સોહાવન વી. બાબુનંદ ( ૧૮૮૭ ) ૯ અ. ૨૬ ) પણ જો તેના તે જડજ હોય અને હાયકોરટની નજરમાં જરૂર છે એવુ આવે તો ( શામશરૂદી વી. જાનમહમદ ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૨૬૦ ) તે કામ સ્પેશીયલ અપીલમાં રાખે છે, પણ તે કામમાં કાગળો નીચેની કોરટ તરફ પાછા મોકલીને તે જડજ પાસે તેમના કારણો બતાવવાને માગે છે ( કુલીચંદ વી. ઉમદાબેગમ ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૪૭૩ ) અથવા જો તેના તે જડજ ના હોય તો ફરી તપાસ કરવાનુ ફરમાવે છે ( ત્રીરતોચંદ્ર વી. રામબમો (૧૮૮૩) ૨૦ વી. રી. ૪૦૩; અશાનુલ્લા હાફીઝમહમદ ( ૧૮૮૩ ) ૧૦ ક. ૯૩૨ ). જે નીશ્ચય કરવામાં આવેલો હોય તે બાબત નીચેની અપીલ કોરટે જો કાંઇ કારણ બતાવેલાંના હોય તો બીજી અપીલમાં હકીકતના કાયદેશર ઠરાવો તરીકે આવા નીશ્ચયો કબુલ કરીશકાતા નથી ( નીંગાપા વી. શીવાપા (૧૮૯૫) ૧૯ મું. ૩૨૩ ).

ફેંસલામાં કેવો હુકમ થઈ શકે.

**૩૨.** જે કોરટના હુકમનામાઉપર અપીલ થઈ હોય તે કોરટનું હુકમનામું કાયમ રાખવાનો, તેમાં ફેરફાર કરવાનો અથવા તે રદ કરવાનો ફેંસલો થઈ શકે; અથવા અપીલમાં કેવા નમુનાનું હુકમનામું કરવું કે અપીલમાં કેવા પ્રકારનો હુકમ કરવો એ વીશે અપીલના પક્ષકારો એકમત થાય તો; તે પ્રમાણે હુકમનામું અથવા હુકમ કરવાને અપીલ કોરટ મુખત્યાર છે. ક. ૫૭૭.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૭૭.**

જુઓ ભારદુ ભગત વી. શાહામહમદ ( ૧૮૯૨ ) ૧૪ અ. ૩૫૦ ).

**૩૩.** અપીલ કોરટને જે કોઈપણ હુકમનામું અથવા હુકમ કરવો જોઇતો હતો તે હુકમનામું અથવા હુકમ કરવાનો હક છે તેમજ

અપીલ કોરટના અખીકાર. મુકદમાની હકીકત પ્રમાણે જે બીજું હુકમનામું અથવા હુકમ કરવો જોઇયે તે કરવાનો પણ અખીકાર છે, અને એવી અપીલ એવા હુકમનામાના કાંઈ ભાગના સંબંધમાં હોય તોપણ આ અખીકાર ચલાવવાનો અખત્યાર છે, અને તે અખીકાર, કોઇપણ રીસ્પોન્ડન્ટે અથવા પક્ષકારે કાંઈ પણ અપીલ અથવા હરકત દાખલ કરી ન હોય તો પણ તેના લાભમાં ચલાવવાનો. અખત્યાર છે. આર. એસ. ઓ. ૫૮, રૂલ. ૪

દૃષ્ટાંત.

ક્ષ. અથવા હ. પાસેથી લેણા નીકળતા પૈસાની રકમ માટે અ. દાવો કરે છે, અને તે બન્ને સામે માંડેલી ફરીયાદમાં ક્ષ. સામે હુકમનામું મેળવે છે. ક્ષ. અપીલ કરે છે, અને અ તથા હ રીસ્પોન્ડન્ટ છે. અપીલ કોરટ ક્ષ ના લાભમાં ઠરાવ કરે છે. તેને હ. ની સામા હુકમનામું કરવાનો અખીકાર છે.

આર. એસ. ઓ. ૫૮ રૂ. ૪.

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

દાવાના બધા પક્ષકારોને સંપુર્ણ ઇનસાફ આપવાના કારણસર અપીલ કોરટને પણો જ સંપુર્ણ અખત્યાર આપવાને ઇંગ્રેજી રૂલો તથા ઓરડરોમાંથી આ રૂલ પસંદ કરેલું છે.

૩૪. અપીલ એક કરતાં વધારે જડજોએ સાંભળી હોય ત્યારે, કોરટના ફેંસલાથી કોઈ જડજનો મત જુદો પડે તો, અપીલમાં શો હુકમ અથવા નીકાલ કરવાનો તેના મનમાં આવે છે, એ તેણે લખવું; અને તે બાબતનાં કારણ લખવાને તે મુખત્યાર છે. જુદો મત પડે તે લખવો. ક. ૫૭૬.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૭૬.

ટીકા—આ રૂલ હા. કો. લાગુ છે.

અપીલમાંના હુકમનામા વીષે.

૩૫. (૧) જે તારીખે ફેંસલો કહી સંભળાવ્યો હોય તે તારીખ અપીલના હુકમનામામાં લખવી.

હુકમનામાની તારીખ અને મજકૂર. ક. ૫૭૯.

(૨) અપીલનો નંબર, અને અપેલેન્ટ તથા રેસ્પોન્ડેન્ટનાં નામ ને વર્ણન હુકમનામામાં લખવાં, અને જે દાદ અપાવી હોય તે અથવા અપીલનો જે બીજો નીરણય કર્યો હોય તે તેમાં સ્પષ્ટ રીતે લખવો.

(૩) વળી અપીલમાં કેટલો ખરચ થએલો છે તે, તથા તે ખરચ અને ફરીયાદનો ખરચ કોણે અથવા કંઇ મીલકતમાંથી શા પ્રમાણમાં આપવો તે પણ હુકમનામામાં લખવું.

(૪) જે જડજ અથવા જડજોએ હુકમનામું કર્યું હોય તે જડજ અથવા

જડજોએ તેના ઉપર સહી કરીને તારીખ નાંખવી.

પરંતુ એક કરતાં વધારે જડજો હોય, અને તેમનામાં મતભેદ પડે; ત્યારે કોરટના ફેંસલાથી જે જડજનો અભીપ્રાય જુદો હોય તેણે હુકમનામા ઉપર સહી કરવાની કંઈ જરૂર નથી.

ફેંસલાથી જે જડજનો અભીપ્રાય જુદો પડે તેણે હુકમનામા ઉપર સહી કરવાની જરૂર નથી.

## સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૭૯.

ટીકા—આ રૂલ અપીલની હકુમત વાપરવામાં હાયકોરટને અથવા પંજાબની ચીફ કોરટને અથવા વાવ્ય પ્રાંતના સરહદ પ્રાંતના જુડીશીયલ કમીશનરને લાગુ નથી–આ. ૪૯ ક. ૩ જુઓ સને ૧૮૮૪ ના એકટ ૧૮ ની ક. ૬૩૮; સને ૧૮૯૦ ના સરહદના વાવ્ય પ્રાંતના કાયદા અને ઇનસાફના કાયદા ૭ ની ક. ૧૬ ( ૩ ) અને ક. ૪૬ ( ૩ ).

તારીખ—ફેંસલો જે તારીખે આપવામાં આવે તે તારીખ હુકમનામાની હોવી જોઇએ ( પારબતી વી. ભોળા ( ૧૮૯૦ ) ૧૨ અ. ૭૯ )

દાવો—હુકમનામામાં દાવો એવી રીતે બતાવવાની જરૂર નથી કે જેથી તે હુકમનામાનો એક ભાગ થાય ( સોદેશ્રીનીપા શાપા વી. કીશાપા ( ૧૮૮૭ ) ૧૧ મુ. ૧૭ ).

અપીલનું હુકમનામું—અપીલ કોરટના હુકમનામાથી અસલ કોરટનું હુકમનામું રદ થાય છે અને તે અપીલ કોરટનું હુકમનામું બજાવવાનું છે અને જે તારીખે તે કરવામાં આવેલુ હોય તે તારીખથી મુદત શરૂ થાય છે ( મહમદ સુલેમાન વી. મહમદ યાર ( ૧૮૮૯ ) ૧૧ અ. ૨૬૭; અને ક. ૧૪૦ ).

અપીલના હુકમનામાથી જે હુકમનામા ઉપર અપીલ કરેલી હોય તે હુકમનામામાં જે બાબત ભુલ ભરેલી હોય તે બાબત ફેરફાર કરવામાં આવે છે એટલુંજ નહી પણ પાછળથી બનેલી જે બાબત દાખલ કરેલી હોય તેમાં પણ ફેરફાર કરવામાં આવે છે ( સખારામ વી. હરી ( ૧૮૮૨ ) ૬ મું. ૧૧૩ ) પણ તે ભુલ ભરેલા ભાગ ઉપર અપીલ કરેલી હોવી જોઇએ ( રઘુનાથ વી. પરશરામ ( ૧૮૮૩ ) ૯ ક. ૬૩૫ ).

તે હુકમનામામાં જો જરૂર હોય તો, દાવાનું ખરચ કયા પક્ષકારે અને કેટલા પ્રમાણમાં આપવું તે બતાવવું જોઇએ ( કાશીચંદ્ર વી. બંગશીબદન ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૮૯ ) આ રકમ વીશે ધારણા કરવી જોઇએ અને તેની વીગત અથવા એક પરીશીષ્ટમાં અસલ કોરટના ખરચની રકમ થાય તે બતાવવાની જરૂર નથી ( મથુરામોહન રોય વી. હરીકીશોર ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૨૮૬; હરીકીશોર વી. મથુરા મોહનરાય ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૪૪૫ ના કામની ફરીતપાસ કરવાથી; રાજ કીશનસીંગ વી. પનોદા દેવી ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૭૪ ). બેઉ પક્ષકારોએ કરેલા ખરચની યાદ હુકમનામા સાથે જોડવી તે સુગમ રીવાજ છે ( જુઓ કીશ્નો વી. પારબતીચર્ણ ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૨૩ ) અને જો અપીલ કોરટ પોતાની કોરટનું ખરચ અપાવે તો તે હુકમનામામાં અસલ કોરટનું ખરચ લેવુ જોઇએ ( મહમદ બસીરૂલ્લા વી. રામકાંત ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૬૨ ). નીચેની કોરટે જે કારણો ઉપર આધાર રાખેલો હોય તેથી તદન જુદા કારણોથી જ્યારે એક અપીલ હોય ત્યારે તે અપીલ ખરચ વીના કાહાડી નાંખવી જોઇએ. ( શીવાર વી. કમળા નાયકર ( ૧૮૫૯ ) ૮ મુ. ઈ. અ. ૧૭૦, ૩ વી. રી. પી. સી. ૩૩ ).

અપીલ કોરટે પોતાના હુકમનામાનો અમલ કેવી રીતે કરવો તે ઠરાવવું જોઇએ ( કાળીદાસ શાન દયાળ વી. લક્ષ્મીપત ડુંગર ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૧૪૫ ).

જ્યારે અપીલ કોરટનું એકદુ હુકમનામું એવા મોઘમ શબ્દોમાં હોય કે " અપીલ નું ખરચ સાથે હુકમનામું કરવામાં આવ્યું છે " અને ફેંસલા ઉપરથી જુદો ઇરાદો જ ણાતો હોય તો ઠરાવ્યું છે કે તમામ દાવા બાબત બજાવણી કરવાની પરવાનગી આપવી ન જોઇએ, પણ કોરટનો જે દેખીતો ઇરાદો હોય તે પ્રમાણેજ બજાવણી કરવા દેવી જો ઇએ. બીજા શબ્દોમાં હુકમનામાનો અર્થ ફેંસલા ઉપરથી કરવો જોઇએ ( મેહેંદીબેગ વી. ઝીલાલ ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૫૩૦ ). આ શક ભરેલું જણાય છે.

હુકમનામાનો હેતુ—જુઓ તે બાબત ક. ૧૦૯.

૩૬. પક્ષકારો અપીલ કોરટને અરજ કરે તો, તેમને ખરચે અપીલમાં થએલા ફેંસલાની અને હુકમનામાની તેમના ખરાપણા વીશેની સહી સુધાંતની નકલો તેમને આપવી. કલમ. ૫૮૦

ફેંસલાની અને હુકમનામાની નકલો પક્ષકારોને આપવી.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૮૦.

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

૩૭. ફેંસલાની અને હુકમનામાની એક નકલ ઉપર અપીલ કોરટની અથવા તે કોરટ આ કામને વાસ્તે નીમે તે અમલદારની તેના ખરાપણા વીષે સહી લેઇને ક. ૫૮૧. તે નકલ, જે હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે હુકમનામું કરનારી કોરટને મોકલવી, અને તે ફરીયાદના અસલ કામ સાથે દાખલ કરવી, અને દિવાની ફરીયાદના રજીસ્ટરમાં અપીલ કોરટનો ફેંસલો નોંધવો.

જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોર્ટને હુકમનામાની સહી સુધાંતની નકલ મોકલવી.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૮૧.

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે.

અપીલનું હુકમનામું—ઑ. ૩૫-૩૭ રૂલોનો હેતુ જ્યારે અસલ કોરટનું હુકમ ફકત બાહાલ રાખેલું હોય ત્યારે પણ અપીલમાં થએલા હુકમનામાંથી બીલકુલ રદ થાય છે મહમદ સુલેમાન વી. મહમદયાર ( ૧૮૮૯ ) ૧૧ અ. ૨૬૭ અને " આખરનું હુકમનામું " ક. ૧૪૯ ).

---

## ઑર્ડર ૪૨ મો.

### અપીલનાં હુકમનામાં ઉપરની અપીલો વીશે.

૧. ૪૧ માં ઑર્ડરમાંની કાનુનો લાગુ પડે તેટલે સુધી, અપીલમાં થયેલાં હુકમનામા ઉપરની અપીલોને લાગુ પડશે એમ સમજવું.

કામ ચલાવવાનીરીત.

ટીકા—આ નવુ રૂલ છે.—

## ઑર્ડર ૪૩ મો.

### હુકમો ઉપરની અપીલો વીશે.

૧. ૧૦૪ થી કલમના ઠરાવપ્રમાણે, નીચેના હુકમો ઉપર અપીલ ચાલશે, એટલે:—

હુકમો ઉપરની અપીલો વીશે.

(અ) યોગ્ય કોર્ટમાં આપવાસારૂ ફરીયાદ અરજી પાછી આપવા વીશેનો ૭ મા ઑર્ડરની ૧૦ મી કાનુન પ્રમાણે કરેલો હુકમ:

(બ) પક્ષકાર વીરૂદ્ધ ફેંસલો કહી સંભળાવતાં ૮ મા આર્ડરની ૧૦ મી કાનુન પ્રમાણે કરેલો હુકમ;

(ક) ફરીયાદ કાઢી નાખ્યાનો હુકમ રદ કરવાનો હુકમ ફરમાવવા સારૂ ( અપીલ થાય એવા કામોમાં ) કરેલી અરજ નામંજુર કરવાનો આર્ડર ૯ ની કાનુન ૯ પ્રમાણે કરેલો હુકમ;

(ડ) એકતરફી કરેલું હુકમનામું રદ કરવાનો હુકમ ફરમાવવાસારૂ (અપીલ થાય એવા કામમાં) કરેલી અરજી નામંજુર કરવાનો ઑર્ડર ૯ ની કાનુન ૧૩ મુજબ કરેલો હુકમ.

(ઈ) પક્ષકાર વીરૂદ્ધ ફેંસલો કહી સંભળાવતાં ૧૦ મા ઑર્ડરની ૪ થી કાનુન પ્રમાણે કરેલો હુકમ;

(ફ) ૧૧ મા ઑર્ડરની ૨૧ મી કાનુન મુજબ કરેલો હુકમ.

(ગ) મીલકત જપ્ત કરવા બાબત ૧૬ મા ઑર્ડરની કાનુન ૧૦ પ્રમાણે કરેલો હુકમ;

(હ) પક્ષકાર વીરૂદ્ધ ફેંસલો કહી સંભળાવતાં ૧૬ મા ઑર્ડરની ૨૦ મી કાનુન મુજબ કરેલો હુકમ;

(આઈ) કોઈ ખતના અથવા શેરાના ખરડામાં લીધેલી હરકતો ઉપરથી ૨૧ મા ઑર્ડરની કાનુન ૩૪ પ્રમાણે કરેલો હુકમ;

(જે) વેચાણ રદ કરવા બાબત અથવા રદ કરવાની ના કેહેવા બાબત ૨૧ મા ઑર્ડરની ૭૨ મી અથવા ૯૨ મી કાનુનપ્રમાણે કરેલો હુકમ;

(કે) દાવો બંધ પડયાનો અથવા કાઢી નાંખ્યાનો હુકમ રદ કરવાની ના કહેવા બાબત ૨૨ મા ઑર્ડરની ૯ મી કાનુન પ્રમાણે કરેલો હુકમ;

(એલ) રજા આપવા બાબત અથવા રજા આપવાની ના પાડવા બાબત ૨૨ મા ઑર્ડરની ૧૦ મી કાનુન પ્રમાણે કરેલો હુકમ;

(એમ) કબુલત, તોડજોડ અથવા ભરપાઈની નોંધ કરવાનો અથવા નોંધ કરવાની ના કહેવાનો ૨૩ મા ઑર્ડરની ૩ જી કાનુન પ્રમાણે કરેલો હુકમ;

(એન) ફરીયાદ કાઢી નાંખ્યાનું રદ કરવાનો હુકમ મળવા સારૂ (અપીલ થાય તેવાં કામમાં) કરેલી અરજી નામંજુર કરવાનો ૨૫ મા ઑર્ડરની ૨ જી કાનુન પ્રમાણે કરેલો હુકમ;

(ઓ) ગીરોના પૈસા ભરવાની મુદત વધારવાની ના કહેવાનો (૩૪) મા ઑર્ડરની ૩ જી અથવા ૮ મી કાનુન પ્રમાણે કરેલો હુકમ;

(પી) ઈન્ટરપ્લીડરની ફરીયાદોમાં ૩૫ મા ઑર્ડરની કાનુનો ૩, ૪ અથવા ૬ પ્રમાણે કરેલો હુકમ.

(ક્યુ) ૩૮ મા ઑર્ડરની કાનુન ૨, ૩ અથવા ૬ પ્રમાણે કરેલો હુકમ;

(આર) ૩૯ મા ઑર્ડરની કાનુન ૧, ૨, ૪ અથવા ૧૦ પ્રમાણે કરેલો હુકમ;

(એસ) ૪૦ મા ઑર્ડરની કાનુન ૧ અથવા ૪ પ્રમાણે કરેલો હુકમ;

( ટી ) ૪૧ મા ઑર્ડરની ૧૯ મી કાનુન પ્રમાણે અપીલ ફરી ફાઇલ ઉપર લેવાની અથવા ૪૧ મા ઑર્ડરની કાનુન ૨૧ પ્રમાણે અપીલ ફરી સાંભળવાની ના કેહેવાનો હુકમ;

(યુ) અપીલ કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ શકે એમ હોય તે પ્રસંગે મુકદમો પાછો મોકલવા વીશે ૪૧ મા ઑર્ડરની ૨૩ મી કાનુન પ્રમાણે કરેલો હુકમ;

(વી) હૈ કોર્ટ શીવાય બીજી કોઈ કોરટે સરટીફીકેટ આપવાની ના કહેવાનો ૪૫ મા ઑર્ડરની ૬ ઠી કાનુન પ્રમાણે કરેલો હુકમ;

(ડબલ્યુ) ૪૭ મા ઑર્ડરની ૪ થી કાનુન પ્રમાણે ફરી તપાસ કરવાની અરજી મંજુર કરવાનો હુકમ.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૮૮.

૨. ૪૧ મા ઑર્ડરની કાનુનો, લાગુ પડે તેટલે સુધી, હુકમોઉપરની અપીલોને લાગુ પડશે એમ સમજવું.

કામ ચલાવવાનીરીત. કલમ. ૫૯૦

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૯૦.

—:o:—

## ઑર્ડર ૪૪ મો.

### નાદારીમાં અપીલ કરવા વીશે.

નાદાર તરીકે કોણ અપીલ કરી શકે.

૧. અપીલ કરવાનો જે કોઈ શખસને હક્ક હોય, અને અપીલની અરજીને વાસ્તે જે ફી જોઈએ તે આપવાની જેને તાકાત ના હોય તે સખસ અપીલની યાદી સાથે અરજી આપી શકે; અને એવી અરજી રજુ કરવાની બાબત સુદ્ધાં સઘળી બાબતોમાં, જે ઠરાવો નાદારે કરવાની ફરીયા- ક. ૫૯૨.

દમાં લાગુ પડે છે તે ઠરાવો લાગુ પડી શકે તેટલે સુધી તેને અનુસરીને, તેને નાદારીમાં અપીલ કરવાની રજા આપી શકાય;

અપીલ દાખલ કરવાની અરજ ઉપરથી કામ ચલાવવાની રીત.

પરંતુ તે અરજ અને જે હુકમનામા તથા ફેંસલા ઉપર અપીલ કરી હોય તે હુકમનામું અને ફેંસલો વાંચવાથી જો કોરટની નજરમાં એમ આવે કે,—જે હુકમનામા ઉપર અપીલ કરી છે તે હુકમનામું કાયદાથી ઉલટું કે કાયદા જેટલો બળવાન હોય એવા રીવાજથી ઉલટું અથવા બીજી રીતે ભુલ કરેલું કે ગેરવાજબી છે એમ ધારવાનું કંઈ કારણ જણાતું નથી—તો કોરટે તે અરજ નામંજુર કરવી.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૯૨.

ટીકા—આ રૂલ હા. કો. ને લાગુ છે: રીવાજ બાબત જુઓ સદુબાઇ વી. ગણુપત (૧૯૦૪) ૨૮ મું. ૪૫૧).

અપીલ—નાદારીમાં અપીલ કરવાની પરવાનગી બાબતની અરજી કરતા પહેલાં તે અરજદારની નદારી બાબત તજવીજ કરવાને જુદી રીતીસર અરજી કરવાની જરૂર નથી. (ફત્તેહપુરી વી. શીવપુરી (૧૮૬૯) ૧ અ. હા. કો. ૧૬૭). જે હુકમનામા ઉપર અપીલ કરવાની હોય તે હુકમની તારીખથી ૩૦ દીવસની અંદર તે આપવી જોઇએ, અને તેની સાથે અપીલની એક યાદ જે હુકમનામા અથવા હુકમ ઉપર અપીલ કરવાની હોય તે હુકમનામાની અથવા હુકમની નકલ અને જે ફેંસલાની રૂઇએ તે હુકમનામું અથવા હુકમ કરેલો હોય તે ફેંસલાની નકલ આપવી જોઇએ. સને ૧૮૭૭ ના એક્ટ ૧૫ ની ક. ૫ (સને ૧૯૦૮ ના એક્ટ ૯ ની ક. ૪ અને ૫) પ્રમાણે કાંઈ વધારે મુદત આપી શકાતી નથી (બેચી વી. અશાનુલ્લા (૧૮૯૦) ૧૨ અ. ૪૬૧, પારબતી વી. ભોળા (૧૮૯૦) ૧૨ અ. ૭૯ પા. ૯૩, માહાદેવ વી. લક્ષ્મણ (૧૮૯૫) ૧૯ મું. ૪૮). અને જ્યારે નાદારીમાં અપીલ કરવાની અરજી રદ કરેલી હોય અને ત્યાર પછી મુદત ગયા પછી યોગ્ય સ્ટેંપ ઉપર એક રેગ્યુલર અપીલ આપેલી હોય તો ઠરાવ્યુ છે તે નાદારીમાં અપીલ કરવાની અરજી જે વખતે કરેલી નથી તે વખતની પાછલી મુદત સબંધી નથી. (બીશનાથ વી. જગન્નાથ (૧૮૯૧) ૧૩ અ. ૩૦૫).

એક વાદીનો દાવો કહાડી નાંખેલો હતો તેથી તે વાદીએ અપીલની યાદ સ્ટેંપ વગરની તથા નાદાર તરીકે અપીલ કરવાને પરવાનગી મળવા સારૂ એક અરજી આપી. એક નાદાર તરીકે અપીલ કરવાને પરવાનગી આપવાને ના કહેવામાં આવેલી હતી પણ જડજે દાવાનો આંક ઓછો બાંધીને અપીલ દુરસ્ત કરવાને પરવાનગી આપી હતી અને તે ઓછી કરેલી ફી આપવાને તે અરજદારને એક અઠવાડીયાની મુદત આપેલી હતી. તે ફી આપવામાં આવી અને અપીલ કબુલ કરવામાં આવી પણ પાછળથી મુદતની હરકત ગણીને તે કહાડી નાંખવામાં આવી હતી. હાઇકોર્ટને બીજી અપીલ કરવા ઉપરથી ઠરાવેલું છે કે તે અપીલને મુદતની હરકત નથી (બાબફુલ વી. દેસાઈ મનોરભાઇ (૧૮૯૮) ૨૨ મું. ૮૪૯). જ્યારે એકદી અપીલ પ્રથમ નાદારીમાં આપેલી હોય અને તમામ કોર્ટ આપવાથી મુદત પછી તે દાખલ કરવામાં આવી હોય તો સને ૧૮૭૭ ના એક્ટ ૧૫ ની ક. ૫ સને ૧૯૦૮ ના એક્ટ ૯

ની ક. ૪). પ્રમાણે કોર્ટે પોતાનો કુલ અખત્યાર વાપરેલો છે એમ સમજવું જોઇએ. (ગીરધરલલ વી. લક્ષ્મીનારાયણ ( ૧૯૦૪ ) ૨૬ અ. ૩૨૯ ).

**જામીન**—જો અપીલવાળો નાદાર છે એવું ઠરાવીને અપીલ દાખલ કરવામાં આવેલી હોય તો ખર્ચ બાબત તેની પાસેથી જામીન માગી શકાતા નથી ( નસીરૂદીન વી. ઉજલબીશ્વાસ ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૬૮, તો પણ જુઓ જોગેન્દ્રના કામમાં ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૧૦૨), પણ જાતે એકદો અપીલવાળો ન હોય પણ એક અપીલનો પ્રતીવાદી હોય અને સામી અપીલ કરવાને ઇચ્છા રાખતો હોય તો તે સાંભળી શકાય તે પહેલાં તેણે તે ફી આપવી જોઇએ ( રાશમણી વી. જનમેજય (૧૮૬૮) ૯ વી. રી. ૩૫૬ ).

**રદ કર્યાનો હુકમ: અપીલ**—એક નાદાર તરીકે અપીલ કરવાને પરવાનગી નહિ આપ્યાના હુકમ ઉપર કાયદા પ્રમાણે કાંઇ અપીલ કરવાનો ઠરાવ નથી. એક દાવામાં આવા હુકમ ઉપરથી એક અરજ કરવાથી હા. કો. ફરી વીચાર કરવા સારૂ અપીલ કોર્ટ તરફ તે અપીલ પોતાનો અભીપ્રાય બતાવીને પછી મોકલી હતી ( મોશાફલ્લાખાંનના કામમાં ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૪૪૫, તોપણ જુઓ હરશ વી. મહમદ (૧૮૮૨) ૪ અ. ૯૧).

એક સાધારણ રીતે નીમેલા વકીલે એક નાદાર તરફથી એક અપીલ આપેલી હતી અને તે વકીલને એજન્ટ તરીકે સહી કરવાને અખત્યાર આપેલો નહોતો માટે તે અપીલ રદ કરવી જોઇએ ( ભગવતી વી. ગણેશદત ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૩૦૮). તે અપીલ પક્ષકારે જાતે કરવી જોઇએ. ( નારીસીના કામમાં ( ૧૮૮૫ ) ૮ મ. ૫૦૪).

**અસલ બાજુ**—હાઇકોર્ટની અસલ બાજુમાં બીરાજનાર એક જડજે એક અરજી નામંજુર કર્યાનો હુકમ કરેલો તેથી તે હુકમ ઉપર કોરટ અપીલ ચાલતી નથી (રાજગોપાળના કામમાં (૧૮૮૬) ૯ મ. ૪૪૭, આપાસામી વી. સોમાસુંદરમ ( ૧૯૦૩) ૨૬ મ. ૪૩૭, બાનુ વી. મેદીહુસેન ( ૧૮૮૯ ) ૧૧ અ. ૩૭૫ ).

એક સગીર તરફથી નાદારીમાં દાવો કરવાની એક વાલી પરવાનગી લે તો તે દાવો ફક્ત રદ કરવામાં આવે તેથી તે દાવાનું ખર્ચ તે વાલી ઉપર નાંખવાને કાંઈ કારણ થતું નથી. ( ક્રીજેશ્વરી વી. કીશોર ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૩૧૬ ).

**કોર્ટ ફી**—જુઓ સને ૧૮૭૦ ના એકટ ૭ ના પરી. ૨ ની આ. ૩

**મુદત**—એક નાદાર તરીકે અપીલ કરવાની પરવાનગી મળવાને મુદત ૩૦ દીવસની છે, જુઓ સને ૧૮૭૭ ના એકટ ૧૫ ના પરી. ૨ ની આ. ૧૭૦, જુઓ ( સને ૧૯૦૮ ના એકટ ૯ ).

નાદારી વીશેની તજવીજ.

**૨. અરજદારની નાદારી વીશેની તજવીજ અપીલ કોરટ કરે અથવા જે કોર્ટના ઠરાવ ઉપર અપીલ થઈ હોય તે કોરટ અપીલ કોરટના હુકમ ઉપરથી કરે.** ક. ૫૯૩

**પરંતુ જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોરટમાં અરજદારને નાદાર તરીકે ફરીયાદ અથવા અપીલ કરવા દીધી હોય તો, અપીલ કોરટને નાદારી વીશેની તજવીજ કરવાનું ફરમાવવા સારૂ વીશેષ કારણ જણાયા વીના, તેની નાદારી બાબતની ફરી તજવીજ કરવાની કંઈ જરૂર નથી.**

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૯૩.

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

———:૦:———

## ઑર્ડર ૪૫ મો.

### મલીક મુઆઝમ ઇન કૌન્સિલને કરવાની અપીલો વીશે.

હુકમનામું" એ શબ્દની વ્યાખ્યા.

૧. આ ઑર્ડરમાં, વીષયમાં અથવા પુર્વાપર સંબંધમાં કંઈ વીરૂદ્ધ ન હોયતો, 'હુકમનામુ' એ શબ્દમાં આખરના હુકમનો સમાવેશ થાય છે. ક. ૫૯૪.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૯૪.

**ટીકા**—એક કંપનીએ મેમોરેન્ડમ ઓફ્ એસોસીએશનમાં ફેરફાર કરવાને એક ખાસ ઠરાવ કરેલો તે મંજુર રાખવાને તે કંપનીએ એક અરજી કરેલી તે કહાડી નાંખવામાં આવેલી તેથી તે કહાડી નાંખ્યાનો હુકમ આ રૂલના હેતુ પ્રમાણે એક હુકમનામું છે (બોમ્બે બર્મા ટ્રેડીંગ કારપોરેશન વી. દોરાબજી (૧૯૦૩) ૨૭ મું. ૪૧૫).

જે કોર્ટના હુકમનામા ઉપર તકરાર હોય તે કોર્ટને અરજ

૨. મલીક મુઆઝમ ઇનકૌન્સિલને અપીલ કરવાની જેની ઇચ્છા હોય તેણે, જે કોર્ટના હુકમનામા ઉપર તે નાખુશી બતાવતો હોય તે કોરટને અરજી આપીને અરજ કરવી. ક. ૫૯૮

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૯૮.

પ્રીવી કાઉંસીલને અપીલ કરવામાં ત્રણ અરજે કરવાની જરૂર છે, (૧) અરજી લઇને ફાઈલ કરવી જોઇએ, (૨) મુકેલી ડીપોઝીટથી મુચરકા લેવા જોઇએ, (૩) તે અરજી મંજુર કરવી જોઇએ (હરેસુંદરી વી. ક્રોદરક્રીસ્ટો (૧૮૪૨) પુલ્ટન ૧૦).

યોગ્ય રીતે રજીસ્ટર કરાવેલા રૂલમાં ઠરાવ્યા પ્રમાણે જમાનીખત શીવાય કોરટ કોઈ અપીલ લઈ શકતા નથી (પરસાદસો વી. રાજેન્દ્ર (૧૮૬૭) ૭ વી. રી. ૩૩૮).

**અરજી**—પ્રીવીકાઉન્સીલને કરવાની અપીલની અરજીમાં પ્રીવીકાઉન્સીલ પાસે કાયદા નો જે વાસ્તવીક સવાલ મોકલવાનો હોય તે સ્પષ્ટરીતે બતાવવો જોઇએ (અલ્લી અકબર વી. અબદુલ (૧૫૭૫) ૧૨ મું. હા. કો. ૮.) વળી ગુણ દોશ ઉપર વાસ્તવીક હકીકત છે એવું બતાવવાને સારૂ હકીકત અને કાયદેસર કારણોની સંપુર્ણ હકીકત બતાવેલી જોઇએ (ગોરમણી વી. જગતીન્દ્ર (૧૧૬૬) ૧૧ મુર. ઇ. અ. ૧)

**નાદારી**—પ્રીવીકાઉંસીલમાં નાદારીમાં અપીલ કરવાની અરજી સ્ટેંપ વગરના કાગળ ઉપર હા. કો. ને કરી શકાય છે અને તેની સાથે અપીલ કરવાને વ્યાજબી કારણ છે એવું કાઉંસલનું સરટીફીકેટ આપવું જોઇએ; ખર્ચ સંબંધી તથા તરજુમાના ખર્ચ સંબંધી રીવાજ પ્રમાણે જામીન આપવા જોઇએ (જાફરઅલ્લી અપીલવાળો (૧૮૬૭) ૮ વી. રી. ૪૮; ગોર શરચુદાસના કામમાં (૧૮૭૩) ૧૯ વી. રી. ૩૦૫) એકાદી જુદી અરજી પણ પ્રીવીકાઉંસીલને કરવી જોઈએ (ગણીરામ વી. શીવચરણ (૧૮૪૬) ૪ મુર. ઈ. અ. ૧૧૪: ૭ વી. રી. પી. સી. ૨૯).

**હાજરી**—અપીલ ચાલુ હતી અને અપીલવાળો ગુજરી ગયો તેથી સદર દીવાની અદાલતને જીલ્લા કોર્ટને એવું ફરમાવ્યું કે પુરાવ લઇને વારસાના હક વીશે નીર્ણય કરવો. પુરાવ લેવામાં આવ્યો અને સદર કોરટે અ. નું નામ દાખલ કર્યું ઠરાવ્યું છે કે તે નામ દાખલ કરવાના હુકમના બળવાનપણા વીશે અપીલમાં વાંધો લઇ શકાતો નથી માટે ફરી તપાસ કરાવાનો ફક્ત ઇલાજ છે ( કાશીપ્રસાદ વી. હયાતબસી ( ૧૮૪૯ ) ૫ મુર. ઈં. અ. ૧૪૬ ).

**મુદત**—હુકમનામાંની તારીખથી ૭ માસની અંદર પ્રીવીકાઉંસીલને અપીલ કરવાની પરવાનગી મળવાને અરજી કરવી જોઇએ. આવી એકાદી અરજી તે અપીલ નથી માટે મુદત ગણવામાં હુકમનામાની નકલ મળતાં જે મુદત જોઇએ તે બાતલ કરી શકાતી નથી ( મોરાબા વી. કનશાંગ ( ૧૮૯૫ ) ૧૯ મું. ૩૦૧ તે પ્રમાણે સ્ટીબ વી ગંધક (૧૯૦૬) અ. વી. નો. ૩૫ ના કામમાં ચાલવામાં આવેલું છે. એન્ડરસની વી. પીરીયાસામી (૧૮૯૧) ૧૫ મ ૧૬ મુદતના એકટની ક. ૫ ( સને ૧૯૦૮ ના એક્ટ ૯ ની ક. ૪) મલીકયુઆઝમ ઇનકાઉંસીલને અપીલ કરવાની પરવાનગી મળવાની અરજીને લાગુ થતી નથી ( કુંદનલાલ વી. બેનીમાધવ ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો. ૬૧; સીતારામના કામમાં ( ૧૮૯૩ ) ૧૫ અ. ૧૪ ).

૩. (૧) પ્રત્યેક અરજીમાં અપીલનાં કારણો લખવાં, તથા કલમ ૧૧૦ માં કહ્યાં છે તે પ્રમાણે મુકદમાની રકમ, કીંમત કે પ્રકાર છે એવું, અથવા બીજીરીતે તે મુકદમો ક. ૬૦૦ મલીક મુઆઝમ ઇનકૌન્શીલને અપીલ કરવા લાયક છે એવું સરટીફીકેટ માગવું,

કીંમત બદલ અથવા લાયકી બદલનું સરટીફીકેટ.

(૨) આવી અરજી મળે એટલે, સદરહુ પ્રમાણે સરટીફીકેટ શા માટે ન આપવું તેનું કારણ બતાવવા સારૂ સામા પક્ષકાર ઉપર કોરટે નોટીસ બજાવવા સારૂ હુકમ કરવો જોઇયે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૦૧.

**ટીકા**—આ ઠરાવ પ્રમાણે અપીલનું એક સરટીફીકેટ એવું આપવામાં આવેલું હોય કે અપીલ કરવાને યોગ્ય હકીકત છે તો તે બળવાન છે ( વેલ વી. મેકફરસન ( ૧૯૦૨ ) લા. રી. ૩૦ ઇં. અ. ૨૩૮; અંબરચંદ્ર વી. સોશીભુશણ ( ૧૯૦૪ ) ૩૧ ક. ૩૦૫ ).

**ચલાવામાં આવે નહિં તે**—જો અરજદાર પોતાની અરજી ચલાવે નહિં તો નહિં ચલાવ્યાના કારણથી તે અરજ કહાડી નાંખી શકાય છે ( મુરારજી વી. વીશરનજી (૧૮૧૬) ૧૨ ક ૬૫૮); ખર્ચ સાથે કહાડી નાંખી શકાય છે ( સેક્રેટરી ઑફ સ્ટેટ વી. જનાર્દન ( ૧૯૦૩ ) ૨૭ મું. ૧૨૪), પણ તે ફરીથી દાખલ કરી શકાય છે ( શંકર વી. હરદેવ ( ૧૮૬૯ ) ૧૬ ક. ૩૯૭; લા. રી. ૧૬ ઈં. અ. ૭૧ ).

**એકતરફી સરટીફીકેટ**—જો અપીલ કરવાની પરવાનગી એકતરફી મેળવેલી હોય તો અલબત અપીલનો પ્રતીવાદી સામી અરજી આપી શકે છે ( શીબનારાયણ વી. હલોધર (૧૮૪૯) ૬ મુર. ઇં. અ. ૨૦૭); પણ તે હુકમ કહાડી નાંખવાને અરજ કરવાને

કસુર કરવામાં આવે તો કાંઈ ખર્ચ અપાવામાં આવતું નથી ( મોહનલાલ વી. ભીખીદાસ (૧૮૫૯) ૮ મુર. ઈ. અ. ૧૯૩).

**બીજી રીતે**—"બીજી રીતે" એ શબ્દ તકરારી બાબતોનું માપ નાણાંથી થઈ શકે તેવું ના હોય તો તેવા ખાસ કામો સબંધી છે, તોપણ તે ઘણી સાર્વજનીક અથવા ખાનગી અગત્યની બાબત હોઈ શકે છે. અપીલના પ્રતીવાદીની ફક્ત કબુલતથી અપીલ કરવાનો હક અપીલવાળાને આપવામાં આવતો નથી ( બનારસી વી. કાશીકૃષ્ણ (૧૯૦૦) ૨૩ અ. ૨૨૭; લા. રી. ૨૮ ઈ. અ. ૧૧). ફક્ત કારણો લખવામાં આવેલાં ના હોય તો તેથી પાછળથી કરેલા હુકમ અથવા હુકમનામા ઉપર પ્રીવીકાઉંસીલને અપીલ કરવાની ખાસ પરવાનગી આપવાને કારણ નથી ( શંકર વી. બળવંત (૧૮૯૯, ૨૮ ક. ૩૩૩; લા. રી. ૨૭ ઈ. અ. ૭૯; ૪ ક. વી. નો. ૨૦૩).

અપીલ કરવાને યોગ્ય કામ છે એક સરટીફીકેટ આપી શકાય તે પહેલાં દાવાવાળી બાબતની રકમ અને અપીલમાં તકરારી રકમ વીશેની શરતો બેઉ પુરી પાડી જોઈએ ( મોતીચંદ વી. ગંગાપ્રસાદ ( ૧૯૦૧ ) ૨૪ અ. ૧૭૪ ) લા. રી. ૨૦ ઈ. અ. ૪૦) ૬ ક. વી. નો. ૩૬૨ ).

**અપીલ**—**હા**. કો. ના એકાદા જડજ દાવાવાળી બાબત રૂ ૧૦૦૦૦) ની કીંમતની છે તે મતલબનું શરટીફીકેટ આપે અથવા આપવાની ના કહે તે ઉપર અપીલ ચાલતી નથી ( અમીરૂન્નીસા વી. બીહારીલાલ ( ૧૮૭૮ ) ૨૫ વી. રી. ૫૨૯; તારાચંદ વી. રાધાજીવન ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૧૪૮; મેનલી વી. પેટરસન ( ૧૮૮૧ ) ૯ ક લા. રી. ૧૬૬; ૭ ક. ૩૩૯; અને કીશનપ્રસાદ વી. તીલકધારી ( ૧૮૯૫ ) ૧૮ ક. ૧૮૨ ના કામમાં બતાવેલા ઠરાવો ). અપીલ કરવાની પરવાનગી આપવાને જે કોરટે ના કહી હોય તે કોરટે પોતાનાં કારણો બતાવવાં જોઈએ ( વેંગાનત વી. ચેરાકનાથ ( ૧૯૦૬ ) ૨૬ મ. ૧૯૪ ); પ્રીવીકાઉન્સીલમાં અપીલ કરવા માટે દાવાની રકમ અને આંક જોઈએ તેટલો છે એવું હા. કો. ફક્ત સરટીફીકેટ આપેલું હોય તેથી જે હુકમથી કાયદા પ્રમાણેની શરતો પુરી પાડવામાં આવેલી ના હોય તે હુકમ અપીલ કરવા લાયક થઈ શકતો નથી ( રાધાકીશન વી. જોનપુરના કલેકટર ( ૧૯૦૦ ) ૫ વી. નો. ૧૫૩, ૨૩ અ. ૨૨૦ ).

ફરીયાદો એકત્ર કરવા વીશે.

૪. કિંમત આપવાનાં કારણ સારૂ, જે ફરીયાદોમાં નક્કી કરવાની તકરારો વાસ્તવીકરીતે તેની તેજ હોય અને જેનો નીકાલ તેના તેજ ફેંસલામાં થયો હોય તે ફરીયાદો એકત્ર કરી શકાય; પણ જે ફરીયાદોનો નીકાલ જુદા જુદા ફેંસલાથી થયો હોય તે ફરીયાદોમાં નીકાલ કરવાની તકરારો વાસ્તવીક રીતે તેની તેજ હોય તોપણ તે એકત્ર કરી શકાય નહિ.

અવલ કોરટને તકરાર મોકલવા વીશે.

૫. અવલ કોર્ટમાંની ફરીયાદના વિષયની રકમ અથવા કીંમત બાબત અથવા મલીક મુઆઝમ ઈન કૌન્સીલને કરવાની અપીલના તકરારી વિષયની રકમ અથવા કીંમત બાબત પક્ષકારો વચ્ચે વાંધો ક. ૬૦૧

ઉઠે તો, ર ૭ કાનુનની રૂયે જે કોરટને સરફીકેટ માટે અરજી કરી હોય તે કોરટ, પોતાને યોગ્ય લાગે તો, એવો વાંધો અવલ કોરટને રીપોટ કરવા સારૂ લખી મોકલવાને મુખત્યાર છે, અને તે અવલ કોરટ એવી રકમ અથવા કિંમત ઠરાવવા સારૂ કામ ચલાવવું અને તેણે પોતાનો રીપોટ તથા પોતે લીધેલો પુરાવો લખી મોકલનાર કોરટને મોકલવો.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૦૧.

ટીકા—આ નવી રૂલ છે અને સને ૧૯૦૮ ના એકટ ૫ થી દાખલ કરેલી છે.

અપીલ—જુઓ ઓ. ૪૩ રૂ. ૧ ( ૫ ).

સરટીફીકેટ આપવાની ના કહેવામાં આવે તેનું ફળ.

૬. જ્યારે તેવું સરટીફીકેટ આપવાની ના કહેવામાં આવે, ત્યારે તે અરજી કાઢી નાંખવી.

ટીકા—ના કહ્યાના પોતાનાં કારણો કોરટે બતાવવાં જોઈએ ( વેંગાનલ વી. ચેશકનાથ ( ૧૯૦૬ ) ૧૦ ક. વી. નો. ૫૪૫; ૪ ક લા. જે. ૩૦૫; ૯ ક. લા રી. ૩૭૪ ).

સરટીફીકેટ આપ્યા પછી જામીન આપવાનું અને રકમ અનામત મુકવાનું ફરમાવવું.

૭. (૧) જ્યારે સરટીફીકેટ આપવામાં આવે ત્યારે, જે હુકમનામા બાબત તકરાર હોય તે હુકમનામાની તારીખથી છ માસ. અથવા સરટીફીકેટ આપવામાં આવે ત્યારથી છ અઠવાડીયા, એ બેમાંથી જે તારીખ છેલી આવે તેની અંદર, અરજદારે:— ક. ૬૦૨

(અ) રેસ્પોન્ડેન્ટના ખરચને વાસ્તે જામીન આપવા, તથા

(બ) નીચેના ચાર પ્રકારના કાગળો શિવાય, એટલે:—

(૧) મલીક મુઆઝમ ઈનકૌન્સિલના જે હુકમ તે તે વખતે અમલમાં હોય તે હુકમમાં જે પદ્ધતીના દસ્તાવેજો બાતલ કરવાનું ફરમાવ્યું હોય તે દસ્તાવેજો;

(૨) જે કાગળો બાતલ કરવાને પક્ષકારો એકમત થાય તે કાગળો;

(૩) કોરટે તે કામને સારૂ અખત્યાર આપેલા અમલદારને જે હિસાબ અને હિસાબના ભાગો જરૂર વગરના લાગે, અને પક્ષકારોએ જે મુદામ સામીલ કરવાને માગ્યા ન હોય તે હિસાબ તથા હિસાબના ભાગે અને.

(૪) કે કોર્ટ બાતલ કરવાનું ફરમાવે તેવા બીજા દસ્તાવેજો;

એ શીવાય ફરીયાદના [illegible] દફતરનો તરજુમો કરવાસારૂ, તેમની નકલ ઉતારી લેવાસારૂ અનુક્રમણીકા કરવાસારૂ, અને એક ખરી નકલ મલીક મુઆઝમ

ઈનકૌન્સિલને મોકલવાસારૂ ખરચવાને જે રકમ જોઈએ તે અનામત મુકવી.

(૨) ઉપર બાતલ કર્યા છે તે સીવાયના દફતરના કાગળોની નકલ હિંદુસ્તાનમાં છપાવવાનું અરજદાર પસંદ કરે ત્યારે, પહેલી પેટા કાનુનમાં કહેલી મુદતની દરમ્યાન, તે નકલ છાપવાના ખરચ આપવાસારૂ જે રકમ જોઈએ તેપણ તેણે અનામત મુકવી.

સને ૧૮૮૨ ના ઍક્ટ ૧૪ ની ક. ૬૦૨.

**જામીનીનો અમલ**—એક હુકમનામાની બજાવણીમાં થયેલા લીલામમાંથી હાલના વાદીએ જમીન ખરીદ કરેલી હતી તેથી તેને કબજો આપેલો હતો. તે વેચાણ હા. કો. રદ કરીને ખરીદદારનો કબજો છોડાવ્યો હતો. તેણે પ્રીવીકાઉન્સીલમાં અપીલ કરી અને હા. કો. ફરમાવ્યું કે દરમીયાન ઉપજના તથા જો અપીલમાં જીતવામાં આવેતો મીલકત બરબાદ કર્યા શીવાય યોગ્ય રીતે આપવામાં આવે તે બાબતના જામીન આપવા. વાદી પ્રીવીકાઉન્સીલમાં જીત્યો તેથી તે પોતના હકનો અમલ કરાવાને દાવો કરે છે. સદરહુ બતાવેલા દસ્તાવેજની તારીખ પછી તે હુકમનામું વસુલ આપવામાં તે મીલકતની ઉપજમાંથી વસુલ આપેલું હતું તેમાં ઠરાવ્યું છે ( ૧ ) કે હા. કો. જામીની આપવાનો હુકમ કરેલો છે તે અખત્યાર ઉપરાંતનો નથી અને તે દસ્તાવેજ અમલ કરવા લાયક છે; ( ૨ ) પ્રતીવાદીયોએ જાતે ભોળા ધરી આપી નથી માટે તે જામીન પૂરા કરવાને મુખત્યાર નથી; ( ૩ ) જે મુદતની ઊપજ બાબત પ્રતીવાદીયો જવાબદાર છે દસ્તાવેજની તારીખ અને પ્રીવીકાઉન્સીલના ફેંસલાની તારીખ વચ્ચેની મુદત છે. ( ૪ ) તે હુકમનામું વસુલ આપવાને જે રકમ આપેલી છે તે પ્રતીવાદીયોની જમે કરવી જોઇએ ( નારાયણ વી. અરૂણુ ચેલમ ( ૧૮૯૬ ) ૧૯ મ. ૧૪૦ ).

**૭ માસ**—ઍન્ડરસન વી. પીરીયા સામી ( ૧૮૯૨ ) ૧૫ મ. ૧૬૯ )ના કામમાં ઠરાવ્યું છે કે મુદત ગણવામાં જે હુકમનામા તથા ફેંસલા ઊપર અપીલ કરવાની હોય તે હુકમનામા અને ફેંસલાની નકલો લેવામાં જે મુદતો ગયેલી હોય તે બાતલ કરી શકાતી નથી. ફેંસલો જુન સને ૧૮૭૦ માં આપેલો હતો. જુલાઇ સને ૧૮૭૧ માં ફરી તપાસની અરજી કરેલી હતી અને સપટેંબરમાં તે રદ કરવામાં આવી હતી અને તે રદ કરતી વખતે જ્યુડીશીઅલ કમીશનરે પ્રીવીકાઉન્સીલમાં અપીલ કરવાને પરવાનગી આપેલી હતી. ઠરાવ્યુ છે કે તે પરવાનગી અખત્યાર ઉપરાંતની છે, કારણ કે જે ફેંસલા વીશે ફરીયાદ કરવાની છે તે ફેંસલાની તારીખથી ૭ માસની અંદર અપીલ કરવાની અરજી આપેલી નથી ( ગજાધર પ્રસાદ વી. ઈમામઅલ્લીની વીધવાઓ ૧૫ બં. લા. રી. ૨૨૧; વળી જુઓ સૌદાગાણી વી. મહાતમચંદ (૧૮૬૬) ૬ વી. રી. પ્રા. ૧૦૨ ). સને ૧૮૮૫ માં હા. કો. અપીલમાં એક હુકમનામું કર્યું અને તેમાં કોરટ ઑફ વોર્ડસના વહિવટમાં એક સગીર હતો તે પક્ષકાર હતો. તે સને ૧૮૯૪ માં પાકી વયનો થયો તેથી તેણે મજલીસ મુઆઝીમ ઇન કાઉંસીલમાં અપીલ કરવાને માગ્યુ અને તે પાકી વયનો થયો તે તારીખથી ૭ માસની અંદર તેણે એક અપીલ આપી. આગલના કાયદાની ક. ૫૯૮ ( ઓ. ૪૫ રૂ. ૨ ) પ્રમાણે એક અરજી ઊપરથી ઠરાવ્યું છેકે તે અરજી ને મુદતની હરકત છે ( યરૂાઇરાજ વી. જૈનીલલદીન ( ૧૮૯૫ ) ૧૮ મ. ૪૮૪ ).

૭ માસને છેલ્લે દીવસે અરજદારે અપીલ કરવાની પરવાનગી મંગાવાને અરજ કરી તેથી અપીલ કરવાને પરવાનગી આપવામાં આવી તેથી તરજુમા વગેરેનું આશરે ખરચ અનામત મુકવામાં આવ્યું પણ રૂ. ૪ પ્રમાણે છાપવાનું ખરચ અનામત મુકેલું નહોતું. ૭ માસ પુરા થવા તોપણ તે દુરસ્ત કરવામાં આવ્યું નહોતુ તેથી તેની અરજી કહાડી નાંખવામાં આવી ( ગોરશરણના કામમાં ( ૧૮૭૩ ) ૧૯ વી. રી. ૩૦૫ ).

**સવાલ**--જો કોરટ બંધ હોય અને મુદત પુરી થએલી હોય તો જે દીવસે કોરટ પહેલો ઉઘડે તે દીવસે એકાદી અરજી કરી શકાય છે કે નહિ. ( રાજકીશન વી. હરોસુંદરી ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૨૧૫ તથા તેમાં બતાવેલા ઠરાવો; વળી લક્ષ્મણચંદ્ર વી. કાળીચરણ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૨૯૩ ના કામમાં પક્ષકારોને વેકેશનની રજા ગયા પછી જે દીવસે કોરટ પહેલો ઉઘડે તે દીવસે અપીલની અરજીઓ આપવાને પરવાનગી આપવામાં આવેલી હતી પણ જુઓ વીરૂદ્ધતામવારો વી. રડીનર ( ૧૮૬૮ ) ૧ બ. લા. રી. ઓ. રી. ૩૯ ).

**કહાડી નાખી**—એકાદી અરજી મુદતમાં આપેલી હોય અને દાખલ કરેલી હોય પણ કસુરના કારણથી કહાડી નાંખેલી હોય તો ૭ માસ પછી ફરીથી તે દાખલ કરી શકાય છે ( રાધા વીનોદના કામમાં ( ૧૮૬૩ ) બં. લા. રી. એપ. બી. ૭૩૦ ) ૭ વી. રી. ૫૩૧, શંકર વી. હરદેવ ( ૧૮૬૯ ) ૧૬ ક. ૩૯૭; લા. રી. ૧૬ ઈ. અ. ૭૧ )

**ખર્ચ અને જામીન**--કોરટને મુદત વધારવાનો અખત્યાર નથી ( ફ઼ઝલ ઉન્ડીસા વી. મુન્નો ( ૧૮૮૪ ) ૬ અ. ૨૫૦; દામોદર વી. ગોકળ ( ૧૮૮૫ ) ૭ અ. ૯૩; બન્ઝોર વી. ભમાના ( ૧૮૮૩ ) લા. રી. ૧૧ ઇ. અ. ૭; ૧૦ ક ૫૫૭; કાયજ્યોતીંદ્ર વી. રાયપરસોન ( ૧૯૦૭ ) ૧૧ ક. વી. નો. ૧૧૦૪; રંગાસાઈ વી. મહાલક્ષ્મણ (૧૮૯૧) ૧૪ મ. ૩૯૧. પણ જુઓ ગોપીચંદ્રના કામમાં ( ૧૮૭૧ ) ૨ ક. ૧૨૮ અને ફણીંદ્રદેબ વી. જગેન્દ્ર ( ૧૮૭૪ ) ૨૩ વી. રી. ૨૨૦ ).

જમાંની ખત ઉપર સ્ટેપની જરૂર છે [ સુતઝારી વી. રામેશર ( ૧૮૬૬ ) ૫ વી. રી. પ્રા. ૪૭ ).

**અપીલ**--ફકત એક જડજ એક સરટીફીકેટ આપે તેથી તેમના હુકમ ઉપર કાંઈ અપીલ ચાલતી નથી ( મોતીલી વી. પેટરસન ( ૧૮૮૧ ) ૭ ક. ૩૩૯; તારાચંદ વિ. રાધા જીવન ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૧૪૮; મૌલાબક્ષ વી. કીશન પ્રતાપ ( ૧૮૭૬ ) ૧ ક. ૧૦૨; ૨૪ વી. રી. ૧૫૦; લુતફુનનીસ્સા વી. અશગર ( ૧૮૯૦ ) ૧૭ ક. ૪૫૫ ): તેમ જામીન આપવાની મુદત વધારવાને ના કહેવામાં આવે અને અરજી કહાડી નાંખવામાં આવે તે હુકમ ઉપર કાંઈ અપીલ ચાલતી નથી ( કીશનપ્રસાદ વી. તીલકધારી ( ૧૮૯૧ ) ૧૮ ક. ૧૮૨ વળી જૂઓ હરીશ્ચંદ્ર વી. કાળીસુંદરી ( ૧૮૮૨ ) ૯ ક. ૪૮૨; લા. રી. ૧૦ ઈ. અ. ૪ ).

**સુધારો**—એક સરટીફીકેટ ઉપર એક બેંચ કલારકે શેરો કરેલો તેનો અમુક મથાળા સાથે અર્થ કરવો જોઈએ એવી અરજી કરવાથી તે બાબત પ્રીવીકાઉંસીલના નામદાર સાહેબોને માટે વ્યવસ્થા કરવાને રાખેલી હતી ( રતન કુંવર વી. છોટેનારાયણ ( ૧૮૯૪ ) ૨૧ ક. ૪૭૬ ).

૯. કોર્ટને સંતોષ થાય તેવીરીતે એવા જામીન આપવાનું કામ પુરૂ થાય અને રકમ અનામત મુકાઈ રહે ત્યારે, કોર્ટે:-

અપીલની મંજુરી અને તે ઉપરથી કામ ચલાવવાની રીત. ક. ૬૦૩.

(અ) અપીલ મંજુર કરી છે એમ ઠરાવવું.
(બ) તે બાબતની નોટીસ રેસ્પોન્ડન્ટને આપવી,
(ક) ઉપર બાતલ કર્યા છે તે સિવાયના દફતરની ખરી નકલ, કોર્ટનો શીકકો કરીને મલીક મુઆઝમ ઈન કૌન્સિલને મોકલવી, અને
(ડ) ફરીયાદના કોઈ કાગળોની ખરાપણાની સહી સુધાંતની એક અથવા વધારે નકલોને વાસ્તે ગમે તે પક્ષકાર અરજ કરે અને તે તૈયાર કરવાનો વાજબી ખરચ આપે, તો તે નકલો તેને આપવી.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક૦ ૬૦૩

**ટીકા—અપીલ કરવાનો હક કયારે પુરો થયેલો હોયછે**-તે અરજી દાખલ કરીને મંજૂર રાખવામાં આવે ત્યાં સુધી પ્રીવીકૌંશીલમાં અપીલ કરવાનો કાંઇ હક નથી. જો યોગ્ય મુદતની અંદર તે અરજી પ્રમાણે કામ ચલાવવામાં આવે નહી તો તે અરજી ફાઇલ ઉપરથી દુર કરવાનો કોરટનો અખત્યાર છે ( કૈલાસનાથગ્રાહી વી. સરકાર (૧૮૭૮) ૧ ક ૧૪૨; મુરારજી વી. વીસરતજી ( ૧૮૮૬ ) ૧૨ ક. ૬૫૮, અઘોરનાથ ચાતરજી વી. દામોદરદાસ બરમાન ( ૧૮૯૭ ) ૨ ક. વી. નો ૪૬ ).

અપીલ કરવાની મુદત વીત્યા પછી અપીલ આપેલી હોય તેથી તે અપીલ દાખલ કરવાનો હુકમ નીરથક હોય તો પ્રીવીકૌંશીલની રૂબરૂ જેમ બની શકે તેમ આ હરકત જલદી લેવી જોઇએ, કારણ કે જો કામ લેવામાં આવેલું હોય અને તકરાર કરેલીહોય અને અપીલવાળાની હકીકત સારી હોય તો નામદાર સાહેબો અપીલ કરવાની પરવાનગી આપે છે ( ગજાધરપ્રસાદ વી. ઇનાંમઅલ્લીની વિધવાઓ ( ૧૮૭૫ ) ૧૫ બં. લા. રી. ૨૨૧; રામસેવક વી. કાંમીની કુમારી ( ૧૮૭૪ ) ૧૪ બં. લા. રી. ૩૯૪ ). પ્રીવીકૌંન્સીલમા એક અપીલમાં અપીલના પ્રતીવાદી તરફથી એક જામીન ખત લખી આપવામાં આવેલું હતું તેથી તે ખતમાં બતાવેલી મીલકત હાય કોરટના રજીસ્ટરને આપેલી હતી. માટે મીલકત તબદીલ કરવાના એકટની ક. ૫૮ ના હેતુ પ્રમાણે તે એક ગીરો ખત છે ( ગીરીંદ્રનાથ મુકરજી વી. બીજય ગોપાળ મુકરજી ( ૧૮૯૮ ) ૩ ક. વી. નો. ૮૪; ૨૦ ક. ૨૪૯; તે પ્રમાણે રાબન વી. ગોરવર ( ૧૯૦૫ ) ૧ ક. લા. જે ૧૧૮ ના કામમાં ચાલવામાં આવેલું છે ).

**ફરી તપાસ**—જો અપીલ દાખલ કરેલી હોય તો હાયકોરટ પોતના હુકમની ફરી તપાસ કરી શકતી નથી (ગોપીનાથ વી. ગોલકચંદ (૧૮૮૯) ૧૬ ક. ૨૯૨).

**જામીન**—એકાદી અપીલ દાખલ કરવામાં આવેલી હોય તેમ છતાં બજાવણીના

કામમાં જમાંની ખતના બળવાનપણા વીશે હરકત લેવાને એવાદા જામીનને અટકાવ થતો નથી, કારણ કે તે અપીલ દાખલ કરવાના હુકમમાં તે કાંઇ પક્ષકાર નથી ( ગોરીંદ્રનાથ મુકરજી વી. બીજયગોપાળ મુકરજી ( ૧૮૯૯ ) ૨૬ ક. ૨૪૬).

**કામના કાગળની નકલ**—કામનો નીર્ણય એક અથવા વધારે મુદ્દાઓના ઉપર ફેંસલો કરવાથીજ કરવાનોછે એવી હાયકેર્ટે મર્યાદા રાખેલી હોય તો નામદાર સહેબોએ ઠરાવેલું છે કે હાયકોરટે કાયદાના ફકત જે સવાલનો નીર્ણય કરેલો છે તેને યોગ્ય રીતે લગતા કામના અસલ કાગળો અગતના છે અને તે બાબત અપીલ છે, માટે તે છાપવા જોઇએ. ( વેંકટસુર્ય વી. કોર્ટ ઓફ વોર્ડસ ( ૧૮૯૬ ) લા. રી. ૨૪ ઈ. અ. ૧૬૪; ૨૦ મ.૩૮૫)

જુઓ રૂ. ૧૧ નીચેની નોટ આગળ.

જામીન કબુલ કર્યા હોય તે રદ કરવાનું

૯. ઉપર પ્રમાણે જે કોઈ જામીનને કબુલ કર્યા હોય તે અપીલ મંજુર કર્યા પહેલા કોઇપણ વખતે, કારણ દેખાડવામાં આવે તો, રદ કરવાને તથા તે વીશે વધારે હુકમ કરવાને કોર્ટ મુખ્ત્યારછે. ક. ૬૦૪

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૦૪.**

બીજા જામીન આપવાને અથવા રૂપીઆ ભરવાને હુકમ કરવાનો અખ્ત્યાર.

૧૦. અપીલ મંજુર કર્યા પછી, પરંતુ સદહુ બાતલ કર્યા શીવાયના દફતરની નકલ મલીક મુઆઝમ ઈન કૌન્સિલને મોકલ્યા પહેલાં કોઇ પણ વખતે, તે જામીન અપુર્ણ માલમ પડે, ક. ૬૦૫

અથવા સદહું બાતલ કર્યા શીવાયના દફતરનો તરજુમો કરવા સારૂ, તે ઉતારી લેવાસારૂ, છાપવા સારૂ, તેની અનુક્રમાણીકા કરવાસારૂ, અથવા નકલ મોકલવા સારૂ જાસ્તી રકમ ભરવી જોઈતી હોય,

ત્યારે કોર્ટ ઠરાવે તે મુદતમાં બીજો અને પુરતો જામીન આપવા અને તે મુદતમાં જોઈતી રકમ ભરવા અપેલેન્ટને હુકમ કરવાને કોર્ટ મુખ્ત્યાર છે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૦૫**

**ટીકા—દસ્તાવેજો**—અસલ કાગળની નકલમાં જરૂર વીનાના દસ્તાવેજો દાખલ કરવા ના જોઇએ, માટે તેવા દસ્તાવેજો દાખલ કરવાથી જે ખર્ચ કરવામાં આવેલું હોય તે અપાવવામાં આવશે નહી ( તારાકાંત બેનરજી વી. પદમણી ડોસી ( ૧૮૬૩ ) ૧૦ મું ઈ. અ. ૪૭૬); અને જ્યારે એક કામમાં અમુક ચોપડા અને હીસાબ અગતના અથવા લગતા છે કે નહી એ વીશે હાયકોરટ નક્કી કરી શકી ના હોય ત્યારે તે છાપવાનું ખર્ચ અપીલવાળાને કરાવવાને હાયકોરટે ના કહેલી છે પણ અપીલના પ્રતીવાદીને માટે પોતાના ખર્ચથી તે છાપવાને તથા તરજુમો કરાવવાને તેની મરજી ઉપર રાખેલું છે, એવા હેતુ કે તે કામના કાગળોના એપેનડીકસ તરીકે તે ઇંગ્લાંડ મોકલવામાં આવે ( દેવનંદન અરજદાર (૧૮૬૭) ૭ વી. રી. ૯૦).

જો અપીલ મોકલતા પહેલાં રાજીનામા, સરીનામા અને અપીલો સબંધી જમાની ખતો આપવામાં આવેલાં હોય તો તેનો ઇંગ્રેજીમાં તરજુમો કરવાની જરૂર નથી (મીરમ[illegible]

મદટકી વી. લછ્મીપતશીંગ (૧૮૬૭ ૭ વી. રી. ૯૦).

**ફરી તપાસ**–ફરી તપાસ કરવા ઉપરથી હાયકોરટે કરેલા હુકમ ઉપર જ્યારે એક અપીલ ફાઈલ કરેલી હોય અને જો તે ફરી તપાસની અરજી રદ કરેલી હોય તો તે અરજી સબંધીના કાગળો તે કામના કાગળો સાથે પ્રીવીકાઉન્સીલમાં મોકલવા ન જોઇએ ( ફકીરૂદીન મહમદ વી. નજમુનીશા ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૧૪૫).

**ફેંસલો**--જે લેટર્સ પેટંટથી મદ્રાસ હાયકેરટ કરવામાં આવેલા છે તેમાં ઠરાવ્યું છે કે અપીલ કરવાથી જડ્જોએ જે કારણો બતાવેલાં હોય તે કારણો પ્રીવીકૌન્સીલને સુનાવણી વખતે જાણવા સારૂ કામના કાગળો સાથે મોકલવાં જોઇએ ( કચેકટયણુ રંગાપા વી. કામીનીજય રંગાપા (૧૮૬૭) ૧૨ મું. ઈ. અ. ૪૯૫; ઇનાયત હોશેન વી. રોશનજહાન ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. (એફ. બી.) ૧; ૧ બં. લા. રી. એફ બી. ૧).

**૧૧.** તે હુકમ માન્ય કરવામાં અપેલેન્ટ કસુર કરશે, ત્યારે કામ ચાલતું બંધ થશે;

તે હુકમ પ્રમાણે ના ચાલે તેનું ફળ. ક. ૬૦૬

અને તે બાબતમાં મલીક મુઆઝમ ઈન કૌન્સિલનો હુકમ થયા વગર અપીલનું કામ આગળ ચાલશે નહીં.

અને તેની દરમ્યાન, જે હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હશે તેની બજાવણી બંધ રહેશે નહીં.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૦૬

**ટીકા**--એકાદા વિધવાનું પોતાના ધણીની મીલકતમાં જે હીત હોય તે જામીની તરીકે લેવું ન જોઇએ. ( ફુલકુવર વી. દેબી પરસાદ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૧૮૭).

રૂલ ૭ પ્રમાણે નીમેલી મુદતની અંદર જ્યારે જામીન આપવામાં આવેલા ના હોય ત્યારે તે કામ ચાલતું બંધ પડે છે અને અપીલ ફાઇલ ઊપરથી કાહાડી નાંખવામાં આવે છે ( દ્રપીલનાથશાહી વી. સરકાર (૧૮૭૬) ૧ ક. ૧૪૨) માટે જ્યારે એકાદા અરજદારે આશરે રકમ ૭ માસના છેલ્લા દીવસે અનામત મુકેલી હોય પણ તેમાં કાગળોની નકલો કરી લેવાનું ખર્ચ ઓછું પડતું હોય તો તેની અરજબંધ પાડવામાં આવે છે. ( ગોરશણદાસના કામમાં (૧૮૭૩) ૧૯ વી. રી ૩૦૫; અને જુઓ મુરાજી વી વીશરનજી (૧૮૮૭) ૧૨ ક. ૬૫૮).

**મુદત વધારવી**--કસુરના કારણથી એકદી અપીલ કાહાડી નાંખેલી હોય તો, અથવા કોઇ બીજા કારણથી તે ફાઇલ ઉપરથી દુર કરેલી હોય તો ૭ માસ પછી તે અપીલ પાછી લેવાનો હાય કોર્ટનો અખત્યાર છે ( રાધા બીનોદમીશરના કામમાં ( ૧૮૬૬ ) બં. લા. રી. ( એફ. બી. ૭૩૦; ૭ વી. રી. ૫૩૧; વીરૂદ્ધ, બોલાકનના કામમાં (૧૮૬૬) ૬ વી. રી. પ્ર. ૧૨૧).

**અપીલ**--જામીન આપવાની મુદત વધારવાની ના કહ્યાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી ( કીશનપ્રસાદ વી. તીલકધારી (૧૮૯૧) ૧૮ ક. ૧૮૨; જુઓ ઓ. ૪૩).

**૧૨.** ઉપર બાતલ કરેલી છે તે શીવાયની દફતરની નકલ મલીક મુઆઝમ ઇન કૌન્સિલને મોકલી ચુકયા પછી, અપે-

અનામત મુકેલી ર-

કમની બાકી પાછી આપવાની.

લેન્ટે કાનુન ૭ પ્રમાણે અનામત મુકેલી રકમમાંથી કંઈ બાકી રહી હોય તો તે અપેલેન્ટ પાછી લેવાને મુખત્યાર છે. ક. ૬૦૭

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૦૭

અપીલ ચાલુ હોય તે દરમીઆન કોર્ટના અખત્યાર.

૧૩. (૧) કોઈ અપીલ મંજુર કરવાની સરટીફીકેટ આપી હોય તે છતાં એ કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, જે હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે હુકમનામું બીનશરતે બજાવવું. ક. નવી.

(૨) ફરિયાદમાં જેનો હીતસંબંધ હોય તે પક્ષકાર કંઈ વીશેષ કારણ બતાવે અથવા બીજી રીતે કોરટને કંઈ કારણ જણાય ત્યારે, કોરટ પોતાને યોગ્ય લાગે તો, નીચે પ્રમાણે કરવાને, એટલે—

(અ) કોઈ તકરારી જંગમ મીલકત અથવા તેનો કંઈ ભાગ અટકાવી રાખવાને, અથવા

(બ) અપીલમાં મલીક મુઆઝમ ઈન કૌન્સિલ જે હુકમ કરે તે પ્રમાણે બરોબર રીતે વર્તવા સારૂ કોરટને યોગ્ય લાગે તેવા રેસ્પોન્ડેન્ટની પાસેથી જામીન લેઈને, જે હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે હુકમનામું બજાવવાની રજા આપવાને, અથવા

(ક) જેના ઉપર અપીલ થઈ હોય તે હુકમનામા પ્રમાણે અથવા અપીલમાં મલીક મુઆઝમ ઇન કૌન્સિલ જે હુકમ કરે તે પ્રમાણે, બરોબર રીતે વર્તવા સારૂ કોરટને યોગ્ય લાગે તેવા અપેલેન્ટ પાસેથી જામીન લેઈને, જેના ઉપર અપીલ થઈ હોય તે હુકમનામું બજાવવું બંધ રાખવાને, અથવા

(ડ) કોરટની મદદ માગનાર કોઈ પક્ષકાર ઉપર, વસુલદાર નીમીને અથવા બીજી રીતે, પોતાને યોગ્ય લાગે તેવી શરતો ઠરાવવાને અથવા અપીલના વિષય સંબંધી બીજા હુકમો ફરમાવવાને;

મુખત્યાર છે.

ટીકા—કોઇ અપીલ દાખલ કરવામાં આવે તો—અરજીનો વીચાર કરવામાં આવેલો હોય અને અપીલ દાખલ કરેલી હોય તે પેહેલાં જામીન માગી શકતા નથી (બ-રામાજીના કામમાં (૧૮૭૧) ૧૬ વી. રી. ૨૮૯); પણ બજાવણીમાં જો એક પક્ષકારને મીલકતનો કબજો અપીલ કરતા પહેલાં એક વખત અપાવેલો હોય તો તેની પાસેથી જામીન માગી શકાતા નથી (હરોસુંદરી વી. સ્ટીવનસન (૧૮૬૬) ૫ વી. રી. પ્ર. ૧૩). જોકે રૂલ ૮ પ્રમાણે અપીલ દાખલ કરેલી ના હોય તોપણ જ્યારે અપીલ કરવાની રજા બાબતની અરજી આપેલી હોય ત્યારે એકાદા હુકમનામાની બજાવણી બંધ પાડી શકાય છે. પણ જુઓ ડેલજાનબાઇ વી. શાલેમહમદ (૧૮૯૫) ૧૯ મું. ૧૦. તે કામમાં ઠરાવ્યું

છે કે પ્રીવી કાઉન્સીલમાં રૂલ ૮ પ્રમાણે આખરે અપીલ દાખલ કરવામાં આવે તે પહેલાં બજાવણી બંધ રાખવાની અરજી મંજુર કરી શકાતી નથી ( જસઓકુમારી વી. ગોપીચંદ ( ૧૯૦૦ ) ૫. ક. વી. નો. ૫૬૨ ).

**હાયકોરટનો અખત્યાર**—જીલ્લા કોરટે એક દાવામાં વાદીના લાભમાં હુકમનામું કરેલું હતું. અપીલ કરવા ઉપરથી હાયકોરટે તે ફેંસલો ફેરવીને કામ પાછું મોકલ્યું. આ પાછું મોકલ્યાના હુકમ ઉપર પ્રીવી કાંઉનસીલમાં એક અપીલ કરેલી હતી, તોપણ જીલ્લા કોરટે તે કામ ચલાવ્યું અને આખરે તમામ દાવો કાહાડી નાંખ્યો તેથી પ્રતીવાદીએ ખ-રચ બાબત તે હુકમનામું બજાવવાને દરખાસ્ત કરી. ઠરાવ્યું છે કે આવી હકીકત પ્રમાણે તે હુકમનામાની બજાવણી બંધ રાખવાને અથવા જામીન લેવાને ફરમાવવાને હાયકોરટ મુ-ખત્યાર નથી ( અનુરૂપચંદ્રના કામમાં ( ૧૮૬૬ ) ૬ વી. રી. પ્ર. ૪૫. વળી જુઓ નીલ કીશન વી. બીરચંદ્ર ( ૧૮૬૫ ) ૨ વી. રી. પ્ર ૨૩ ). જ્યારે પ્રીવી કાઉન્સીલને કરેલી અપીલ દાખલ કરવામાં આવેલી હોય ત્યારે પ્રીવી કાઉન્સીલના હુકમનામાનો યેગ્ય રીતે અમલ કરવાને અપીલવાળો જામીન આપે તો ફક્ત બજાવણીનું કામ બંધ રાખવાનું કરી શકે છે. પણ જીલ્લા કોરટમાં દાવો ચાલતાની દરમીયાનમાં કાંઈ નાણું જપ્ત કરેલાં હોય ત્યારે તે કોરટનું હુકમનામું ફેરવ્યા પછી તે કોરટ તે જપ્તી જારી રાખી શકતી નથી (રામ નાથના કામમાં ( ૧૮૬૬ ) ૬ વી. રી. પ્ર. ૧૭ ).

**બજાવણી બંધ રાખવી તે**—બજાવણી બંધ રાખવાની એકાદી અરજીને પુરી કરવાને જો વીલંબ કરવામાં નહી આવે તો ફરીથી દુરસ્ત થાય નહી તેવું નુકશાન પરી-ણામે થશે અને તે અરજદારે તે અરજી તાબડતોબ કરેલી છે એ હકીકત અગત્યની છે ( સોધી નજરઅલ્લી વી. અજુદ્ધારામ (૧૮૬૫ ) ૧૪. જ્યુ. એન. એસ. ૧૮૫; વળી જુઓ ઇંદ્રકુમારી વી. જયપાળ ( ૧૮૮૭ ) ૧૪ ક ૨૫૦, લા. રી. ૧૪ ઇ, અ. ૧ ). જે ખાસ હકીકત ઉપરથી એવું માલુમ પડતુ હોય કે જો તે અપીલમાં ફતે થશે તોપણ તે નીશફળ થશે તે હકીકત તે અરજદારે સાબેત કરવી જોઇએ ( વીલસન વી. ચર્ચ ( ૧૮૭૯ ) ૧૨ સી. ડી ૪૫૪; પોલીની વી. ગ્રે ( ૧૮૭૮ ) ૧૨ સી. ડી. ૪૧૧ ). નોટીસ આપીને તે અરજી કરવી જોઈએ ( પીરનુપ્રબાસતક વી. વેગ્યુલીન (૨૪ વી. રી. ૨૯૭ ). અને ખાસ હકીકત માલુમ પડે તેવા અરજદાર પાસે એફીડેવીટ ના હોય તો ઘણુંકરીને તેની અરજી કાહાડી નાખવામાં આવે છે અને બીજા એફીડેવીટ રજુ કરવાને તેને મુદત આપવી ન જોઇએ ( બારકર વી લેવરી (૧૮૮૫) ૧૪ ક્યુ. બી. ડી. ૭૬૯).

અના ઉપર એક હુકમનામું થએલુ નથી તે ઉપર અએ પ્રીવી કાઉન્સીલમાં અ-પીલ કરી હતી; એક બીજા દાવામાં તેણે હુકમનામું મેળવ્યું હતું તેથી "બીજો હુકમ થતા સુધી" બજાવણી બંધ રાખવાને તેને હુકમ કરવામાં આવ્યો હતો. ઠરાવ્યું છે કે એક પ-ક્ષકારે હુકમનામું મેળવેલુ અને તે ઉપર અ. એ પ્રીવી કાઉન્સીલને અપીલ કરેલી હતી, અને તે હુકમનામું બજાવવાને કોશીશ કરી તેથી અ. ને જે હુકમથી અટકાવ કરેલો હ-તો તે હુકમ સુધારી શકાય છે અને તે અટકાવ પાછો ખેંચી લેઇ શકાય છે (દવારકાનાથ રાય વી. વુમાસુંદ્રી ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૩૨૯ ).

પ્રીવી કાઉન્સીલને કરેલી અપીલ ચાલુ હોય તો જે એક હુકમથી બજાવણી બંધ થએલી હોય તે હુકમ જ્યારે ફેંસલો આપવામાં આવે અને મુદત શરૂ થાય ત્યારે બંધ પડે છે ( ગણેશદત્તસીંગ વી. મંગીરામ ( ૧૮૭૩ ) ૧૯ વી. રી. ૧૮૬ ).

જે એક પક્ષકારનો કબજે હોય તે પક્ષકાર મીલકત તદ્દરકે કરે છે અથવાં તે એવો કરજમાં છે કે લેણદારો પોતાનું લેહેણું વસુલ કરવાને તે મીલકત જપ્ત કરાવવાનો સંભવ છે અથવા તેવુ સાર કારણ બતાવવામાં આવે નહી તો, આવી હકુમત વાપરવાની છે તે હક તરીકેની નથી પણ કુલ અખત્યારની છે માટે જામીન માગવાના નથી ( સુરજમણી વી. સદાનંદ (૧૮૬૯) ૧૨ વી. રી. ૨૯૬; જબરૂતુલ બતુલ વી. હોશેની બેગમ (૧૮૬૩) ૧૦ મુ. ઇ. અ. ૧૯૬; નગલક્ષ્મી વી. ગોપુનાકરાજ ( ૧૮૪૯ ) ૬ મુ. ઇ. અ. ૩૦૯; પણ જુઓ બગલાલના કામમાં ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૮૯; જગોલાલ વી. જાનકીબીબી ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૫૨૧ ).

**થોડીક બજાવણી**—હુકમનામાની બધી રકમ જેટલા હમેશાં જામીન લેવાની જરૂર નથી, પણ જ્યારે હુકમનામાવાળી રકમ કરતાં જ્યારે ઓછી રકમના જામીન લીધેલા હોય ત્યારે જામીન જેટલી રકમના લેવામાં આવેલા હોય તેટલી રકમ કરતાં વધારાની રકમ વસુલ કરવાને બજાવણીનો હુકમ કઢાવતાં હુકમનામાવાળાને અટકાવવો જોઇએ ( ગલકા વી. સાંગપલ કુંવર ( ૧૮૬૬ ) ૬ વી. રી. પ્ર. ૬૨ ). હુકમના એક ભાગ બાબત બજાવણી કરયા પછી જામીન માગી શકાય છે ( ઇંદ્રકુમારી વી. જયપાલ (૧૮૮૭) ૧૪ ક. ૨૨૦, પા. ૨૯૫; લા. રી. ૧૪ ઇ. અ. ૧ ); અથવા તે પુરી થયા પછી માગી શકાય છે ( જબરૂતુલ્લ બતુલ વી. હુસેની બેગમ ( ૧૮૬૩ ) ૧૦ મું. ઇ. અ. ૧૯૬ સુરજમણી વી. સદાનંદ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૨૯૬ ); અને થોડીક બજાવણી પુરી થયા પછી તે બજાવણી બંધ રખી શકાય છે તોપણ મીલકત પાછી આપવાનો હુકમ કરી શકાય છે કીંવા નહી એ શક ભરેલું છે ( અશનુલ્લા વી. કરૂણામોઇ (૧૮૭૯) ૪ ક. લા. રી. ૧૨૪. વળી જુઓ જયનરાયણ પાતર વી. રસીકમોહન ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૧૪૪ નો ઠરાવ સને ૧૮૯૭ ના કા. ૧૬ પ્રમાણે કરેલો છે. વળી જુઓ રૂ. ૧૪ આગળ )

**પ્રીવીકૌન્સીલ**—પ્રીવીકૌન્સીલ બજાવણી બંધ રાખી શકતી નથી. પણ જ્યારે નામદાર સાહેબોએ એક દરમીયાન હુકમ ઉપર એક અપીલ દાખલ કરી હોય ત્યારે તેઓ સાહેબો અપીલવાળાને બજાવણી બધ રાખવાને હિંદુસ્થાનમાં કોરટને અરજ કરવાની સલાહ આપે છે ઇંદ્રકુમારી વી. જયપાલ (૧૮૮૭ ) ૧૪ ક. ૨૯૦; લા. રી. ૧૪ ઇ. અ. ૧ ચલીકાનીઆપા વી. વેંકટ રામાનાયાજમ ( ૧૮૯૭ ) ૨ ક. વી. નો ૫૯ ). પણ એક કામમાં જ્યારે હાઇ કોરટના જડજોના અભીપ્રાય આ રૂલની રકમ ( ક ) પ્રમાણે બજાવણી બંધ રાખવાની યેગ્યતા બાબત થએલા હતા ત્યારે તેઓ સાહેબોએ બજાવણી બંધ રાખેલી હતી. ( છત્રપતસીંગ વી. દવારકાનાથ ઘોઝ ( ૧૮૯૫ ) ૨૨ ક. ૧ લા. રી. ૨૧ ઈ. અ. ૧૭૦ ). તે અરજી હમેશાં પ્રથમ હિંદુસ્થાનમાં કોરટને કરવી જોઇએ પણ નીચેના ઠરાવોમાં બતાવ્યા પ્રમાણે પ્રીવીકૌન્શીલ તે મંજુર રાખી શકે છે એટલે વાસુદેવ વી. સાડામોપા ( ૧૯૦૬ ) ૨૯ મું. ૩૭૯ ૧૦ ક. વી. નો ૯૪૫; ૪ ક. લા. જે. ૧૦૧; ૮ મુ. લા. રી. ૪૯૭. હાયકોરટે હકુમતની ખાંમીને લીધે દાવાવાળી મીલકતના વહીવટદારે જે અપીલ બાબત તેઓએ સર્ટીફીકેટ આપેલું નહોતું પણ નામદાર મહારાણી સાહેબે ખાસ પરવાનગીથી આપેલું હતું તે અપીલ ચાલે ત્યાં સુધી કબજો રાખવો, એવો હુકમ કરવાને ના કહેલી હતી, તેમાં નામદાર સાહેબોએ હાથ ઘાલવાની ના કહેલી છે, પણ તે કામ ચલાવવું બંધ રાખવાનો હુકમ કરવાને સલાહ આપેલી હતી, કારણ કે તે અરજદાર

નુકશાન બાબત જવાબદાર છે અને તે હુકમ રદ કરવાને કોઇ નારાજી થએલો અપીલનો પ્રતીવાદી હોય તેને અરજ કરવાની રજા આપવામાં આવે છે ( મહેશચંદ્ર વી. શત્રુધનલાલ ( ૧૮૯૮ ) લા. રી. ૨૬ ઇ. અ. ૨૮૧; ૨૭ ક. ૧; ૪ ક. વી. નો ૩૪ ).

**પાછી આપવી**—જુઓ રાજકીશન વી. બરોડા ( ૧૮૬૬ ) ૬ વી. રી. પ્ર. ૧૧૧).

**ખતનો અર્થ**—એક હુકમનામાવાળાએ હુકમનામું બજાવવાની ઈચ્છા રાખીને જામીન આપ્યા તોપણ એક અથવા બીજા કારણથી તે હુકમનામું બજાવ્યું નહી અને પ્રીવીકૌન્સીલમાં તે હુકમનામું ખરચ સાથે રદ કરવામાં આવ્યું. તેમાં ઠરાવ્યું છે કે તે ખતના ઠરાવ પ્રમાણે તે જામીન ખરચ બાબત પ્રીવીકૌન્સીલે બીજુ કાંઈ અપાવેલુ હોય તે બાબત જવાબદાર થએલો નથી ( નફરચંદ્ર વી. સુરેંદ્રનાથ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૪૧૦: અને જુઓ બીજે બતી વી પરતાપસીંગ ( ૧૮૬૫ ) ૩ વી. રી. પી. સી. ૩૬). આ કામોમાં જમાની ખતોના ઠરાવો બતાવેલા નથી, અને ઘણું કરીને હુકમનામાવાળો બજાવણીમાં મીલકતનો કબજો લે તે, તેઓએ પાછી આપવાની હતી.

**જામીનીનો આંક**—જે જમીનનો કબજો હુકમનામાવાળો લે તે જમીનની ત્રણ વર્ષની ઉપજ પ્રમાણે તે જામીની ગણવામાં આવે છે ( અમીરૂનીસા વી. ડયુન ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૩૬૧ )

**જામીની પુખ્ત નહી તે**—એકાદી મીલકતમાં એક વિધવાનો હયાતી સુધીનો જે હક હોય તે યોગ્ય જામીની તરીકે કબુલ કરી શકાતો નથી ( ફુલકુંવર વી દેવીપ્રસાદ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૧૮૭ ).

**જામીન પુરા પાડવાને નીશફળ થવામાં આવે તે**—એક પક્ષકારે જામીન આપવાને કસુર કરે તો પ્રીવીકૌન્સીલને કરેલી અપીલના કામમાં હુકમનામાવાળી મીલકત કરતાં વધારાનીજ મીલકત હોય તે જપ્ત કરવાનો તે કોરટનો અખત્યાર નથી (ઓરૂલાલ વી. કાંતલાલ (૧૮૬૬) ૫ વી. રી. પ્ર. ૩૭).

**રજીસ્ટર**—જમાંની ખત ( જો રજીસ્ટર કરાવવાની જરૂર હોય તો ) જ્યાં સુધી જામીન કબુલ કરવામાં આવે નહી ત્યાં સુધી રજીસ્ટર કરાવવાની જરૂર નથી. માટે એક પક્ષકારને હાયકોરટે બે માસની અંદર જામીન આપવાને હુકમ કરેલો હતો અને તે હુકમથી આપેલી મુદતને છેલ્લે દીવસે તે પક્ષકારે દરપટની "મહેલ" આપ્યો અને બીજે દીવસે રજીસ્ટર કરાવ્યા વીનાનું જમાની ખત આપ્યું તે લેવાને જડજે ના કહી ઠરાવ્યું છે કે તે જામીનીના પુખ્તપણા વીશે તે જડજે તજવીજ કરવી જોઇતી હતી અને તે જામીની કબુલ કરવામાં આવે ત્યાં સુધી તે રજીસ્ટર કરાવવાની જરૂર ન્હોતી ( ડયુન વી. અમીરૂનીશા ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૪૧.

**જામીન વિશેનો રીપોર્ટ**—જામીની વીશે રીપોર્ટ કરવામાં જે પક્ષકારો જામીન આપતા હોય તે પક્ષકારોના હક શાબેત કરવાને જે દસ્તાવેજોનો ઉપયોગ કરેલો હોય તે બધા દસ્તાવેજો એકાદા જડજે હાયકોર્ટને મોકલવાના નથી, પણ તેમની જે દસ્તાવેજો રજુ કરવામાં આવેલા હોય અને પોતાની રૂબરૂ શાબેત કરેલા હોય અને જે ઉપરથી જામીન સાબેત થએલો જણાતો હોય તે દસ્તાવેજોની વીગત બતાવવી જોઇએ. ( અમીરૂનનીસા ખાતુનના કામમાં ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૯૪).

એક પ્રીવીકૌન્સીલના કામમાં હાયકોરટે લીધેલા જામીનને જામીનીમાંથી છુટા કરવાનો એકાદા જીલ્લા જડજનો અખત્યાર નથી અને આવા હુકમ ઉપર અપીલ ચાલતી નથી.

તે હુકમ નીર્થક છે (આબેદુનીસા વી. અમીરૂનીશા (૧૮૯૨) ૧૭ વી. રી. ૪૬૪).

**સવાલ**—પ્રીવીકૌન્સીલમા અપીલ ચાલતાની દરમીયાનમાં હુકમનામાની બજાવણીમાં લીધેલી માલકત પાછી આપવાને હુકમ કરવાનો હાઇકોર્ટને અખત્યાર છે કીંવા નહી. (અશનુલ્લા વી. કરૂનામોહ્મ (૧૮૭૯) ૪ ક. લા. રી. ૧૨૫).

**લેટર્સ પેટંટ અપીલ**—ખર્ચના જામીન લેવાની જના કહેવા બાબતનો આ રૂલ પ્રમાણેનો એક.દો હુકમ હોય તે લેટર્સ પેટંટની ક. ૧૫ પ્રમાણે અપીલને પાત્ર નથી. (માહાબીર પ્રસાદ વી. અધીકારીકુંવર (૧૮૯૪) ૨૧ વી. રી. ૪૭૩).

જામીન પુરતો નથી એમ જણાય તો તે વધારવાનું.

**૧૪.** (૧) અપીલ ચાલુ હોય તેવામાં કોઇપણ વખતે એમાંથી કોઇપણ પક્ષકારે ઉપર પ્રમાણે આપેલા જામીન પુરતા નથી એમ માલમ પડે, ત્યારે બીજા પક્ષકારની અરજ ઉપરથી, જાસ્તી જામીન માગવાને કોર્ટ મુખત્યાર છે. ક. ૬૦૯

(૨) કોર્ટ માગે તેવા જાસ્તી જામીન આપવામાં કસુર થાય ત્યારે,—

(અ) જો મુળ જામીન અપેલેન્ટે આપેલા હોય તો, અપેલેન્ટે જાણે તે જામીન આપ્યો ન હોય એ રીતે રેસ્પોન્ડેન્ટની અરજ ઉપરથી જેના ઉપર અપીલ થઈ હોય તે હુકમનામું બજાવવાનો હુકમ કાઢવાને કોર્ટ મુખત્યાર છે;

(બ) જો મુળ જામીન રેસ્પોન્ડેન્ટે આપેલા હોય તો, હુકમનામાની બધી આગળ ચાલતી બજાવણી બની શકે તેટલી અટકાવવી. અને જે જામીન પુરતા નથી એમ માલમ પડે તે આપતી વખતે પક્ષકારો પોત પોતે જે સ્થિતીમાં હતા તે સ્થીતીમાં તેમને લાવવા, અથવા અપીલના વીષય સંબંધી પોતાને યોગ્ય લાગે તેવીરીતે ફરમાવવું.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૦૯.**

મલીક મુઆઝમ ઇન કૌન્સિલનાં હુકમ અમલમાં આણુવાની રીત.

**૧૫.** (૧) મલીક મુઆઝમ ઇન કૌન્સિલનો કોઈ હુકમ બજાવવાની જેની ઇચ્છા હોય તેણે, જે કોરટની મારફત મલીક મુઆઝમને અપીલ કરી હોય તે કોરટને અરજી આપીને દરખાસ્ત કરવી, અને તે અરજીની સાથે અપીલમાં જે હુકમનામું અથવા હુકમ કરેલો હોય અને જે બજાવવાનો હોય તેની, ખરાપણા વિષે સહી સુધાંતની નકલ સામીલ કરવી. ક. ૬૧૦

(૨) તે કોરટે મલીક મુઆઝમનો હુકમ, જે પહેલાં હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે હુકમનામું કરનારી કોરટને મોકલવો, અથવા મલીક મુઆઝમ પોતાના તે હુકમમાં ફરમાવે તેવી બીજી કોરટને મોકલવો, અને (બેમાંથી ગમે તે પક્ષકારની અરજ ઉપરથી) તે હુકમ બજાવવાની જરૂર હોય તેવા હુકમો કરવા;

અને જે કોરટને સદરહુ હુકમ ઉપર કહ્યા પ્રમાણે મોકલ્યો હોય તેણે, પોતે કરેલાં અસલ હુકમનામાં બજાવવામાં જે રીત તથા ઠરાવો લાગુ પડે છે તે તે રીત તથા ઠરાવો પ્રમાણે તે હુકમ બજાવવો.

(૩) તે હુકમમાં બ્રિટીશ ચલણી નાણામાં આપવાને ઠરાવેલી કંઈ રકમ હીંદુસ્તાનમાં આપવાની હોય ત્યારે, વીલાયત સરકારની તથા હીંદુસ્તાન સરકારની નાણાસંબંધી લેણદેણ બરાબર કરવા સારૂ મલીક મુઆઝમની તીજોરીના લાર્ડસ કમીશનરોના અનુમતથી હીંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલે સદરહુ હુકમ થયાની તારીખે વટાવનો જે દર ઠરાવ્યો હોય તે પ્રમાણે તે આપવાની રકમની ગણત્રી કરવી.

## સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૧૦.

**ટીકા**—આ રૂલ પ્રમાણે એકાદી કોર્ટનું કામ બીલકુલ પ્રાધાનીક છે. આ રૂલ પ્રમાણે કરેલી એક અરજી ઉપરથી મલીકમુઆઝમે ઇનકૌસીલે કરેલા હુકમના હેતુ વીશે વીચાર કરી શકાતો નથી ( પ્રેમલાલ મલીક વી. શંભુનાથરાય (૧૮૯૫) ૨૨ ક. ૯૬૦).

**મુદત**—ફેંસલાનો અમલ કરવાનો હક ઉત્પન્ન થાય ત્યારથી બાર વર્ષ છે—સને ૧૮૭૭ ના એકટ ૧૫ ના પરીશીષ્ટ ૨ ની આ. ૧૮૦; ( સને ૧૯૦૮ ના એકટ ૯ ના પરીશીષ્ટ ૧ ની આ. ૧૮૩) ( લછમન પ્રસાદસીંગ વી. કીશન પ્રસાદસીંગ ( ૧૮૮૨ ) ૮ ક. ૨૧૮; ભુમુના આલમબાગી વી. જોમરાજસીંગ (૧૮૮૨) ૧૧ ક. લા. રી. ૨૭૭) અને આનંદમોહ વી. પુર્ણચંદ્ર (૧૮૬૬) ૬ વી. રી. પ્ર. ૬૯ ) ના કામમાં ઠરાવ્યું છે કે નામદાર મહારાણી ઈનકૌન્સીલના હુકમનામાઓનો અમલ કરવાના હકને મુદતના કોઈ કાયદાથી હરકત થએલી નથી.

**બજાવણી**—જે કોર્ટના ફેંસલા ઉપર અપીલ કરેલી હોય તે કોર્ટને બજાવણીની દરખાસ્ત કરવી જોઇએ એટલે હાયકોર્ટને કરવી જોઇએ અને કોઈ બીજી કોરટમાં કામ ચલાવ્યું હોય તો તે નાખુશ છે (જયનારાયણગીરી વી. ગોલકચંદ્ર માઇતી (૧૮૭૪) ૨૨ વી. રી. ૧૦૨; લેથબ્રીજ વી. પ્રલ્હાદસેન (૧૮૭૩) ૧૯ વી. રી. ૩૦૧). અસલ જે કોરટે દાવાની તપાસ કરેલી હોય તે કોરટને તે હુકમનામું બજાવવાનો હુકમ કરવો તે કોરટની ફરજ છે ( બાર્લો વી. ઓર્ડ (૧૮૭૨) ૧૮ વી. રી. ૧૭૫). જે હુકમનામા ઉપર પ્રીવીકૌન્સીલમાં અપીલ કરેલી હોય તે હુકમનામા બજાવવાની દરખાસ્ત કરવાને જીલ્લા કોરટોએ હાયકોરટ તરફ મોકલવાં જોઇએ. ( હબીબુલ્લા વી. ગોર અલ્લી ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૨૨૧).

પ્રીવીકૌનશીલનું અસલ હુકમનામું જીતેલા પક્ષકારને આપવામાં આવે છે અને બજાવવા સારૂ તે અસલ હુકમનામું હાય કોરટમાં ફાઇલ કરવાની તેની ફરજ છે, પણ આ રૂલથી ફકત દાખલાવાળી નકલનો બની શકે તેવો પુરાવ રાખેલો નથી, માટે દાખલા વીનાની નકલ કોઈક વખતે દાખલ કરવા લાયક છે ( કાળીસુંદ્રી વી. હરીશચંદ્ર ( ૧૮૮૧ ) ૬ ક. ૫૯૪; હરીશચંદ્ર વી. કાળીસુંદ્રી ( ૧૮૮૩ ) લા. રી. ૧૦ ઈ. અ. ૪; ૯ ક. ૪૮૨ ); પણ એક નીયમ તરીકે રીતીસર હુકમની દાખલાવાળી નકલ તે હુકમનામાવાળાએ રજુ કરવી જોઇએ ( જગરનાથ વી. જદુરામ ( ૧૮૭૯ ) ૫ ક ૩૨૯; ૪ ક. લા. રી. ૩૮૭ ) અને ફેંસલાની એક છાપેલી નકલ તે એક હુકમનામા તરીકે ગણીને બજા-

વી શકાતી નથી ( જય નારાયણગીરી વી. ગોલકચંદ્ર ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૪૪૪ ) પણ અમુક તજવીજ કરીને જીલ્લા કોરટે અમુક પરીણામ ઉપર આવવું એવું ઠરાવીને પ્રીવીકૌન્સીલ એકાદુ કામ પાછું મોકલે તો તે ફેંસલામાં બતાવ્યા પ્રમાણે તજવીજનો હેતુ અને કરણો તે કામના કાગળોનો એક ભાગ છે અને તે હુકમનામા સાથે જીલ્લા કોરટ તરફ તે મોકલવાં જોઇએ ( ગોલકચંદ્ર દત વીં. મોહનલાલ શુકલ ( ૧૮૬૬ ) ૨૫ વી. રી. ૨૭૧ ) જ્યારે હુકમનામુ ફાઇલ કરેલું હોય ત્યારે એક નીયમ તરીકે હાયકોરટે તે હુકમનામું અસલ કોરટને જાણે તે પોતાનું કરેલું હુકમનામું હોય તે પ્રમાણે બજાવવાને બંધાએલી છે તે અસલ કોરટ તરફ મોકલવાનું છે ( ગુરૂ શરણ વી. હનુમાનપ્રસાદ ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૪૧૯ ). જો ને કોરટની હકુમત બંધ પડેલી હોય તો જે કોરટની હકુમત હોય તે કોરટ તરફ તે હુકમનામું પોતાની મેળે અથવા અરજ કરવા ઉપરથી ટ્રાન્સફર કરવું જોઇએ ( ગીરીંદ્રચંદ્ર વી. જશલા કુમારી ( ૧૮૯૩ ) ૨૦ વી. રી. ૧૦૫ ). જો એકાદુ જામીન ખત નાબુદ હોય તો, તેનો અમલ જામીન વીરૂધ્ધ કરી શકાતો નથી ( ગીરીંદનાથ મુંકરજી વી. બીજય ગોપાળ મુકરજી ( ૧૮૯૭ ) ૨૬ ક. ૨૪૬ ). ૩ ક. વી. નો. ૮૪ ).

**એકાદો જે શખસ અપીલનો પ્રતીવાદી ના હોય તેના ઉપર—**એક બ. શીવાયના દાવાના પ્રતીવાદીયોએ હાય કોરટને અપીલ કરી તેથી તે કોરટે જીલ્લા જડજનુ હુકમનામું ફેરાવ્યું અને તે દાવો કાહાડી નાંખ્યો. વાદીએ પ્રીવી કઊન્સીલમાં અપીલ કરી તેમાં બ. ને અપીલનો પ્રતીવાદી કરેલો ન્હોતો પણ હાય કોરટનું તેમાં ફેરાવવામાં આવ્યું અને જીલ્લા જડજનું હુકમનામું પાછુ બાહાલ રાખવામાં આવ્યું. તેમાં ઠરાવ્યું છે કે તે અપીલોમાં બ. પક્ષકાર નથી તેમ છતાં તેના ઉપર તે હુકમનામું બજાવી શકાય છે ( કીશનશાહી વી. અલ્હાબાદના કલેક્ટર ( ૧૮૮૨ ) ૪ અ. ૧૩૭ ).

વ્યાજ—સ્પષ્ટ હુકમ વીના વ્યાજ અપાવવામાં આવતું નથી ( લેખરાજરાય વી. માહાતબચંદ ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૧૪૭; ફોરેસ્ટર વી. સેક્રટરી ઑફ સ્ટેટ (૧૮૭૭) લા. રી. ૪ ઈ. અ. ૧૩૮; ૩ ક. ૧૬૧; દખીના મોહનરાય વી. શરોદા મોહનરાય ( ૧૮૯૬ ) ૨૩ ક. ૩૫૭; ટોકનશીંગ વી ગીરવરસીંગ ( ૧૯૦૫ ) ૯ ક. વી. નો ૩૭૨; ૧ ક. લા. જે. ૧૧૮ ), અને જ્યારે એકાદા હુકમનામાંથી ફક્ત મુદ્દલ ઉપર વ્યાજ અને ખરચ અપાવેલું હોય ત્યારે ખરચ ઉપર વ્યાજ અપાવવામાં આવતુ નથી ( અમીરૂનીસા વી. મીર મહમદ ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૧૦૩, બ્રજસુંદ્રી વી. આનંદમોઇ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૩૦૨; ટોકનસીંગ વી. ગીરવરસીંગ ( ૧૯૦૫ ) ૯ ક. વી. નો. ૩૭૨; ૧ ક. લા. જે. ૧૧૮ ); પણ એક કામમાં પ્રીવીકઊન્સીલે ફક્ત ખરચ અપાવેલું હતું અને વ્યાજ વીશે કાંઇ કહેવામાં આવેલું નહોતું. તેમાં ઠરાવ્યું છે કે હિંદુસ્થાનના ખરચ ઉપર દર સેંકડે ૭ ટકા વ્યાજ ચડે છે, પણ ઇંગ્રેજી ખરચ ઉપર ચડતુ નથી ( નીલ માધબ વી. બીશંભર ( ૧૮૭૪ ) ૨૧ વી. રી. ૪૧૧ ). જો વ્યાજ અપાવેલું હોય, પણ દર ઠરાવેલો ના હોય તો જે દર નીચેની કોરટમાં અપાવેલો હોય તે બજાવણીમાં અપાવવો જોઇએ ( અમીરૂનીસા વી. મીર મહમદ ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૧૦૩)

ખર્ચ—પ્રીવી કાઊન્સીલના હુકમનામામાં "ખરચ" શબ્દ એટલે ફક્ત ઇંગ્લાંડમાં થએલું ખરચ છે ( ઉમાતુલ ફાતમા વી. અઝહરઅલી ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ૩૫૬ ). હિંદુસ્થાન માંહેનું ખરચ પ્રીવીકાઊન્સીલ નક્કી ઠરાવતી નથી. ( શરોદાપ્રસાદ મ

લીકના કામમાં ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૮૯ ) તેમાં તરજુમા અને છપામણી ખરચ તમામ અથવા થોડું નહી અપાવવાનો ખાસ ઠરાવ કરયા વીના તે ખરચ આવી જાય છે ( રામકુમાર વી પ્રશનો ( ૧૮૮૪ ) ૧૦ ક. ૧૦૬; વળી જુઓ મદન ઠાકુર વી. લેપેઝ ( ૧૮૭૧ ) ૯ બં. લા. રી. એપ. ૨૨ ૧૮ વી. રી. ૨૫૩ અશગરઅલી વી. નગેન્દ્ર ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૪૬૩. બીશનમન વી. લેન્ડલો ગેજબેક ( ૧૮૮૪ ) લા. રી. ૧૨ ઇ. અ. ૭ ) દર સેકડે છ ટકના વ્યાજ સાથે ખરચ અરજ ઉપરથી પાછુ અાપવામાં આવે છે ( દોરાબઅલી વી. અબદુલ અઝીઝ ( ૧૮૭૮ ) ૩ ક. લા. રી. ૩૫૮; ૪ ક. ૨૨૯ ).

**દરમીયાન ઉપજ**—પ્રીવીકાઉન્શીલે જ્યારે અપીલ કાહાડી નાંખેલી હોય અને દરમીયાન ઉપજ બાબત કાંઇ હુકમ કરેલો ના હોય તો ઠરાવ્યું છે કે હુકમનામાની તારીખથી દરમીયાન ઊપજ બાબત અપીલના પ્રતીવાદીનો હક થાય છે ( ગોગનચંદ્ર સરકાર વી. લેડલે ( ૧૮૭૯ ) ૫ ક. લા. રી. ૧૮૯ ).

**પાછી આપવી**—પાછી આપવામાં કાંઈ સ્પષ્ટ હુકમ વગર દરમીયાન ઉપજ આવી જાય છે ( ગુરૂદાસરોય વી. સ્ટીવંન્સ (૧૮૭૪) ૨૧ વી. રી. ૧૯૫ ); લીલાનંદ વી. લખમીસરસીંગ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. પી. સી. ૨૩; ૧૩ મું. ઈ. અ. ૪૯૦ ) અને જ્યારે એક હુકમનામા પ્રમાણે એક નક્કી રકમ આપવામાં આવેલી હોય ત્યારે તે ઊપર વ્યાજ ચડે છે ( રોજર વી. કોમટેયર ડી. એસ કોમટી ડી. પારીસ (૧૮૭૧) લા. રી. ૩ પી. સી. ૪૬૫). ગેરશીરસ્તે થયાના કારણથી એક વેચાણ હાયકોરટે રદ કરેલું હતુ તેથી તે વેચાણમાંથી ખરીદ કરનારે પ્રીવીકૌન્સીલમાં અપીલ કરી. તે અપીલ ચાલુ હતી તે અને તે જમીનનો કબજો આપી દેવાને તેને ફરજ પાડવામાં આવી હતી, પણ દરમીયાન ઉપજ સાથે તે પાછી તેને સોંપવા સારૂ જે સખસો દાવાના પક્ષકાર નથી તે સખસોએ જામીન આપેલા હતા. પછી હુકમનામાના દેણદાર ઉપર હુકમનામાં જે સખસોનાં થએલાં હતાં તે સખસોની અરજ ઊપરથી તે જમીન એક રીસીવરના હવાલામાં સોંપવામાં આવી હતી. અપીલ ઉપરથી પ્રીવીકૌનસીલે હાયકોર્ટનું હુકમનામું ફેરવ્યું. તે ખરીદ કરનારને તે જમીન પાછી આપવામાં આવી તેથી અપીલના પ્રતીવાદી તથા જામીનો ઉપરની બજાવણીમાં તેણે દરમીયાન ઉપજ બાબત દરખાસ્ત કરેલી હતી. તે જામીનો ઉપરનો દરખાસ્ત અસલકોરટે કાહાડી નાંખી અને વ્યાજ વીના વહીવટનું ખર્ચ કાપતાં તે જમીનની ખરી ઉપજનો તે અરજદારનો દાવો બીજાઓ પાસેથી અપાવ્યો. હાયકોરટમાં અપીલ કરવા ઉપરથી ઠરાવ્યું છે કે (૧) તે હુકમ આ ઠરાવ પ્રમાણેનો છે અને તે ઉપર અપીલ ચાલે છે. (૨) જો કે પ્રીવીકૌનસીલના હુકમથી દરમીયાન ઉપજ આપવાને ફરમાવેલું નથી તોપણ તે ઠરાવ હેતુ પ્રમાણે તે આપવાની છે, કારણ કે તે પાછી આપવામાં આવે ત્યારે પરીણામે તે પાછી આપવાનો એક ફાયદો છે; (૩) તે જામીનો ઉપરની દરખાસ્ત ખરી રીતે કાહાડી નાંખેલી છે; (૪) એક રીસીવર નીમવાથી જે જવાબદારી રહેલી છે તે અપાવવી જોઇતી નથી, કારણ કે ડાહાપણ ભરેલા વહીવટની યોગ્ય રીતે તે જરૂરની નથી; (૫) દરમીયાન ઉપજ ઉપર દરસેંકડે ૭ ટકા પ્રમાણે વ્યાજ અપાવવું જોઇતું હતું ( અરૂનચેલમ વી. અરૂનચેલમ (૧૮૯૨) ૧૫ મ. ૨૦૩).

લીલાંમમાંથી ખરીદ કરનાર જે દાવાનો પક્ષકાર હોય તેની ઉપરની અપીલ ચાલુ હોય હોય તોપણ વેચેલી મીલકત પાછી મેળવી શકાય છે ( ગરૂરધ્વજ પ્રસાદસીંગ વી. બૈજુમલ (૧૯૦૭) ૨૮ અ. ૩૩૭).

ખાસ ઠરાવો—પ્રીવીકૌન્સીલના એક ફેંસલાથી દરમીયાન ઉપજ બાબત અ. ઉપર બજાવણી કરવાનો હુકમ કરવામાં આવેલો હતો, અને તે વસુલ કરવામાં નીષ્ફળ થાય તો બ. ઉપર બજાવણી કરવાનો હુકમ કરેલો હતો તેથી ઠરાવ્યું છે કે અ. ની બધી મીલકત પુરી થાય ત્યાં સુધી બ. ની મીલકત ઉપર બજાવણીનો કોઈ પ્રકારનો હુકમ કાહાડી શકાતો નથી, અને ગમે તેમ હોય પણ અ. ની મીલકત પુરી થએલી છે તે કારણથી બ. ઉપર શા કારણથી બજાવણી કરવી ન જોઈએ તેનુ કારણ બતાવવાને બ. ને પ્રથમ બોલાવવો જોઇએ ( ધનપતસીંગ વી. ફોર્બસ (૧૮૭૪) ૨૨ વી. રી. ૧૦૪ ). ઈંગલાન્ડમાં જે અપીલના પ્રતીવાદીઓ હતા તેઓનો દાવાઅરજી જોતાં તમામ દાવાવાળી રકમ ઉપર હક છે કીંવા નહી એ શક ભરેલુ છે તેથી તે બાબત બજાવણીમાં હાયકોરટને માટે નીરણય કરવાને રાખેલી હતી. તેથી ત્યાં એવું માલુમ પડેલુ છે કે દાવાઅરજીમાં "સાહોદર" શબ્દ છે તેનો તરજુમો " દીકરા " કરેલો છે તે ખોટો છે. માટે બધી રકમ બાબત બજાવણી કરવા સારૂ અપીલના પ્રતીવાદીઓને હાયકોરટે પરવાનગી આપેલી છે ( મોજુદ્દરહોસન વી. અમીરૂનીશા ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૩૪૦ ). તા. ૨૦ એપ્રીલ સને ૧૮૭૦ ના રોજ એક ફેંસલો આપવામાં આવેલો હતો તેથી તા. ૧૪ મે ના રોજ પ્રીવી કાંઉન્સીલમાં અપીલ કરવાની પરવાનગી આપેલી હતી. ફરીતપાસ ઉપરથી એક ફેંસલો તા. ૨૯ ઓગસ્ટ ના રોજ કરવામાં આવેલો હતો અને તે કાગળો સાથે મોકલવામાં આવેલો હતો. પણ તે ઉપર અપીલ કરવામાં આવેલી નથી. તે અપીલ પછી બીજો ફેંસલો કરવામાં આવેલો હતો તેને હરકત કરયા વીના નામદાર સાહેબોએ પ્રથમનો ફેંસલો બાહાલ રાખેલો હતો ( તુનદનસીંગ વી. પોખનારણસીગ ( ૧૮૭૩ ) લા. રી. ૧ ઈ. અ. ૩૪૫ ). એક સગીર પાકી વયનો થયો એટલે એક અપીલ પાછી ખેંચી લીધી, તેથી તેની મા અને વાલીએ તે કામ ચલાવ્યુ હતુ તેનુ ખરચ તેની મીલકતમાંથી આપવાને ઠરાવેલું હતુ (બીસ્સુપ્રીય પટમા દાઈ વી. નંદલાલ ( ૧૮૭૦ ) ૧૩ મું. ઈ. અ. ૬૦૨ ).

વટાવનો દર—જે વખતે બજાવણી કરવામાં આવે તે વખતે જે દર હોય તે છે, અને હુકમનામું કરતી વખતે જે દર હોય તે નથી. ( પ્રેમસુખ વી. રામદયાલ ( ૧૮૮૬ ) ૮ અ. ૬૫૦ ). તે વખતે સેક્રટરી ઓફ સ્ટેટે વટાવનો દર ઠરાવેલો હોય તે છે; " જે વખતને માટે " એવા શબ્દો છે તે જે વખતે પ્રીવી કાઉન્સીલનો હુકમ કરવામાં આવ્યો તે વખત સબંધી છે અને જે વખતે બજાવણી કરવામાં આવે તે વખત સબંધી નથી ( દખીનામોહન રોય વી. સરોદામોહન રોય (૧૮૯૬) ૨૩ ક. ૩૫૭; મહમદ અબદુલ હાય વી. ગજરાજ શાહી ( ૧૮૯૮ ) ૨૫ ક. ૨૮૩; ૨ ક. વી. નો. ૮૯ ).

અપીલ—એકજ જડજે બજાવણી કરવાની ના કહ્યાના ઠરાવ ઉપર ફુલ કોરટને અપીલ કરવાની પરવાનગી આપેલી છે ( કાળીસુંદ્રી વી. હરીશચંદ્ર (૧૮૮૧) ૬ ક. ૫૯૪; લા. રી. ૧૦ ઈ. અ. ૪ ).

બજાવણી સંબંધી કરેલા હુકમો ઉપર અપીલો.

**૧૬. મલીક મુઆઝમ ઇન કૌન્સિલનો હુકમ જે કોરટનું બજાવે તે કોર્ટે તે બજાવણી સંબંધી કરેલા હુકમો ઉપર; તે કોરટ પોતાનાં હુકમનામાં બજાવવા બાબત જે હુકમો કરે તેના ઉપર જે રીતે અપીલ ચાલે અને જે નીયમો લાગુ પડે તેજ રીતે અને તેજ નીયમો પ્રમાણે અપીલ ચાલશે.** ક. ૬૧૧

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૬૧૧.**

## ઑર્ડર ૪૬ મો.

### હકીકત લખી મોકલવા વીશે.

શંકાની હકીકત હૈ કોર્ટને મોકલવાનું.

૧. જે ફરીયાદમાં અથવા અપીલમાં હુકમનામાં ઉપર અપીલ ન હોય તે ફરીયાદની અથવા અપીલની સુનાવણી વખતે અથવા તે પહેલાં, અથવા તેવું કોઈ હુકમનામું બજાવતી વખતે, કાયદા સંબંધી અથવા કાયદા પ્રમાણે અમલ થતા રીવાજ સંબંધી કંઇ તકરાર નીકળે, અને તે બાબત ફરીયાદની અથવા અપીલની ચોકશી કરનારી કોરટને અથવા હુકમનામું બજાવનારી કોરટને વાજબી શંકા ઉત્પન્ન થાય ત્યારે પોતાની મેળે અથવા કોઈ પક્ષકારની અરજ ઉપરથી તે મુકદમાની હકીકત તથા તેમાં જે બાબત શંકા ઉત્પન્ન થઈ હોય તે બાબત લખી કાઢીને, તે બાબત ઉપરના પોતાના અભીપ્રાય સુધાંત, હૈ કોરટનો ઠરાવ થવા સારૂ તે મોકલવાને કોરટ મુખત્યાર છે. ક. ૬૧૭.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૧૭.**

**ટીકા**--આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**હકીકત લખી મોકલવાનો નમુનો**--એકાદી પ્રેસીડન્સી સ્મોલ કોઝ કોરટે કેવા રૂપમાં હકીકત લખી મોકલવી તે વીશે જુઓ રાલી બ્રધર્સ વી. ગોકલભાઈ ( ૧૮૯૧ ) ૧૫ મું. ૩૭૬ ).

**સ્મોલ કોઝ કોરટ**—જુઓ સને ૧૮૮૨ ના એકટ ૧૫ ની ક. ૯ ઓક સોટ વી. બ્રીટીશ ઇંડીયા કંપની ( ૧૮૯૨ ) ૧૫ મ. ૧૭૯ ) ના કામમાં ઠરાવ્યું છે કે એક નવી તપાસ કરવાની અરજી ઉપર પ્રેસીડંસી સ્મોલ કોઝ કોરટનું ફુલબેંચ હાય કોરટના અભીપ્રાય માટે એકાદા કામની હકીકત લખી મોકલી શકતી નથી. એક દાવા અથવા પ્રોસીડીંગમાં દાવાવાળી બાબત રૂ. ૫૦૦) ઉપરની હોય અને એમાંથી એક પક્ષકાર આવી હકીકત લખી મોકલવાને માગતો હોય તો કાયદાના અથવા કાયદા સરખા બળવાન રીવાજ અથવા દસ્તાવેજના અરથ બાબત જો કાંઇ સવાલ ઉત્પન્ન થાય તે વીશે સને ૧૮૮૨ ના એકટ ૧૫ ની ક. ૬૯ પ્રમાણે ફકત એક હકીકત લખી મોકલી શકાય છે ( બીનોદલાલરોય વી. રીવર સ્ટીમ નેવીશેગન કંપની ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો ૧૪૩). જ્યારે નવી તપાસ કરવાને પ્રેસીડંસી સ્મોલ કોઝ કોરટને એક અરજી કરવાથી કાયદાના કોઇ સવાલ વીશે જડજોના અભીપ્રાય જુદા જુદા થાય અને જે જડજે તે દાવાની તપાસ કરેલી હોય તે જડજનું હુકમનામું નવી તપાસ કરયા વીના ઘણા મતથી ફેરાવવામાં આવે તો, પ્રેસીડંસી સ્મોલ કોઝ કોરટના એકટની ક. ૬૯ પ્રમાણે હાય કોરટના અભીપ્રાય સારૂ કામની હકીકત લખી મોકલવાને તે કોરટ બંધાએલી છે ( સેસામલ વી. મનુસાંમી મુદલી ( ૧૮૯૭ ) ૨૦ મ. ૩૫૮ ). ક. ૬૯ પ્રમાણે હકીકત લખી મોકલવાને માગતો હોય તે પક્ષકારે જડજે ફેંસલો આપતાં પહેલાં તે પ્રમાણે માગવું જોઇએ (બંગાળા બેંક વી. વ્યાભાઈ ગંગજી ( ૧૮૯૨ ) ૧૬ મું. ૬૧૮ ).

પ્રેસીડંસી સ્મોલ કોઝ કોરટ એકટ ( સને ૧૮૮૨ ના ૧૫ ) ની ક. ૬૯ પ્રમાણે તેમાં બતાવ્યા મુજબનો કાયદાનો અથવા રીવાજનો અથવા અરથ બાબતનો સવાલ હાય કોરટો હકીકત લખી મોકલતા પહેલાં એક શરત તરીકે હોવો જોઇએ, અને જો તેવો

કાંઈ સવાલ ઉત્પન્ન થતો ના હોય તો તે સ્મોલ કોઝ કોરટને તે લખી મોકલવાનો કાંઈ અખત્યાર નથી અને તેવી લખી મોકલેલી હકીકતની વ્યવસ્થા કરવાને હાય કોરટની હકુમત નથી ( ઈસ્વરદાસ ત્રીભોવનદાસ વી. કાળીદાસ ભાઇદાસ (૧૮૯૬) ૨૦ મું. ૭૭૯).

**હુકમનામું અપીલને પાત્ર નથી**--" આખર " એ શબ્દને બદલે આ શબ્દો દાખલ કરેલા છે. ( યશવંત વી. ડીસોઝા ( ૧૮૮૮ ) ૧૨ મું. ૭૮; રામફળ વી. દુરગા ( ૧૮૮૫ ) ૭ અ. ૮૧૫; કોસ્નનાથ વી. રામકુમાર ( ૧૮૮૦ ) ૭ ક. લા. રી. ૧૪૪; સેક્રેટરી ઓફ સ્ટેટ વી. ફજલઅલી ( ૧૮૯૧ ) ૧૮ ક. ૨૦૪. પંજાબમાં આખરના હુકમનામાં કયાં છે તે વીશે જુઓ સને ૧૮૮૪ ના એકટ ૧૮ ની ક. ૪૪. આગલા કાયદાની ક. ૬૧૭ અને ૬૪૭ જ્યારે એક દાવાનો પ્રોસીડીંગમાં અથવા અપીલમાં અથવા બજાવણી અથવા બીજા પ્રોસીડીંગમાં શક ઉત્પન્ન થાય ત્યારે લાગુ થાય છે ). કોરટની રૂબરૂ યોગ્ય રીતે ચાલેલા કામમાં જે કલ્પીત હકીકત સ્વભાવીક રીતે ઉત્પન્ન થતી ના હોય તે વીશે ઠરાવ કરવાનો આ રૂલથી ઈરાદો રાખેલો નથી ( મહમદ હાજી ઝકેરાઇ વી. અહમદખાં હબીબભાઇ ( ૧૯૦૧ ) ૨૫ મું. ૩૨૭ ).

**રૂલ લાગુ કરવા બાબત**--બજાવણી બંધ રાખવાને કેટલી રકમના જામીન ના લેવા જોઇએ તે બાબત હકીકત લખીને મોકલી શકાતી નથી, કારણ કે તે બાબત ક. ૪૭ પ્રમાણે નર્ણય કરવાનો છે ( ઇસ્વરગીર વી. ચુડાસમા ( ૧૮૮૮ ) ૧૨ મું. ૩૦; અને જુઓ રંગજી વી. ભાઇજી ( ૧૮૮૭ ) ૧૧ મું. ૫૭ ).

આ રૂલ ફરી તપાસની અરજીઓને લાગુ છે કે નહીં તે શક ભરેલું છે ( બેનોમાલી દેવ વી. રામસહાય ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૯૬; તાલીમ મંડલ વી. વોટસન અને કંપની ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૯૪ ) પણ નવી સુનાવણી સારૂ એકાદી અરજી કરવામાં આવે તેને તે લાગુ થાય છે ( ઈશનચંદ્ર વી. હરણ સરદાર ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૫૨૫ ).

એકાદી બાબત કોરટને શક ના હોય તો તે બાબત ફકત પક્ષકારો અરજ કરે તે ઉપરથી કોરટ હકીકત લખી મોકલી શકતી નથી ( હરીશ્ચંદ્ર તાલાપત્ર વી. ઓધાયન ( ૧૮૭૦ ) ૧૪ વી. રી ૨૪૮; તેમ એકાદી જે બાબત વીશે હાય કોરટના ડીવીઝન બેંચે અભીપ્રાય બતાવેલો હોય તે બાબત કોરટ હકીકત લખી મોકલી શકતી નથી (નારૂકોલી વી. ચીના ( ૧૮૮૯ ) ૧૩ મું. ૩૪, અને જુઓ બૈયરાજી વી. ડીબ્રીટો (૧૯૦૬) ૩૦ મું. ૨૨૬; ૭ મુ. લા. રી. ૯૩૫ ).

આ રૂલથી પ્રોબેટની બાબત હકીકત લખી મોકલવાનો અખત્યાર આપવામાં આવેલો નથી; તોપણ જ્યારે તે લખી મોકલી હોય ત્યારે હાઇ કોરટ વારસાના એકટની ક. ૨૪૬ પ્રમાણે તે બાબત વ્યવસ્થા કરી શકે છે ( મનોહર મુકરજીના કામમાં ( ૧૮૮૦ ) ૫ ક. ૭૫૬; ૬ ક. લા. રી. ૨૬૪ ).

અપીલની એકાદી દાદ ઉપર કોરટ ફી કેટલી લેવા લાયક છે તે વીશે હકીકત લખી મોકલી શકાતી નથી ( પીરબક્ષ વી. ફેજ ( ૧૯૦૬ ) અ. વી. નો ૧૮૦ ).

**૨. સદરહુ પ્રમાણે હે કોર્ટને લખી મોકલ્યું હોય તે છતાં એ મુકદમાનું કામ બંધ રાખવાને અગર આગળ ચલાવવાને કોરટ મુખત્યાર છે, અને જે બાબત હે કોરટને લખી મોકલી હોય તે બાબત હે કોરટનો** ક. ૬૧૮

હે કોરટનો ઠરાવ-આવે તે પ્રમાણે હુકમનામું કરે એવી શ-

રતથી કોરટ હુકમનામું કરી શકે.

અભીપ્રાય લખાઈ આવશે તે પ્રમાણે હુકમનામું અથવા હુકમ કરશે એવી શરતથી કોઈ હુકમનામું અથવા હુકમ કરવાને પણ કોરટ મુખત્યાર છે;

પરંતુ જે મુકદમામાં સદરહુ પ્રમાણે લખી મોકલ્યું હોય તેમાં લખી મોકલેલી બાબત વીશે હૈ કોરટના ફેંસલાની નકલ આવે નહીં ત્યાં સુધી હુકમનામું અથવા હુકમ બજાવવો નહીં.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૧૮.

ટીકા--આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

અજમેર અને મેરવાડામાં તે રદ કરેલી છે; સને ૧૮૭૭ ના કા. ૧ ની ક. ૨.

હૈ કોરટનો ફેંસલો મોકલવો અને તે પ્રમાણે મુકદમાનો નીકાલ કરવો.

૩. પક્ષકારો હાજર થઈને પોતાનું કહેવું સાંભળવાની ઈચ્છા બતાવે તો હૈ કોરટે તેમનું કહેવું સાંભળીને સદરહુ પ્રમાણે પુછેલી વાતનો ઠરાવ કરવો. અને લખી મોકલનાર કોરટને પોતાના ફેંસલાની એક નકલ રજીસ્ટ્રારની સહીથી મોકલવી. અને તે કોરટે તે નકલ મળે એટલે હૈ કોર્ટના ઠરાવને અનુસરીને તે કામનો નીકાલ કરવો. ક. ૬૧૯.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૧૯.

ટીકા--આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

અજમેર અને મેરવાડામાં તે રદ કરેલી છે; સને ૧૮૭૭ ના કા. ૧ ની ક. ૨.

એક સ્મો. કો. કો. વાદીના લાભમાં હુકમનામું હા. કો. ના અભીપ્રાય પ્રમાણે ચાલવાની સરત સાથે કરેલું હતું. હકીકત લખી મોકલવા ઉપરથી હા. કો. ઠરાવ્યું છે કે દાવા અરજી પ્રમાણે વાદી લઈ શકતો નથી. ઠરાવ્યું છે કે હા. કો. ના ફેંસલાની નકલ મળે એટલે સ્મો. કો. કો. પ્રતીવાદીઓ તરફનું હુકમનામું કરવાને બંધાયેલી હતી. ( એ. યુલ અને કં. વી. મહમદ ( ૧૮૯૭ ) ૨૪ ક. ૧૨૯ ).

ફેરી તપાસ--જ્યારે એકાદી હકીકત સ્મો. કો. કો. ના જડજે લખી મોકલેલી ના હોય પણ એક સબોર્ડીનેટ જડજે લખી મોકલી હોય ત્યારે હા. કો. પોતાના ફેંસલાથી ફેરી તપાસ કરી શકતી નથી. ( રામચંદ્ર વી. સીતારામ ( ૧૮૮૬ ) ૧૦ મું. ૬૮ ).

હૈ કોર્ટને હકીકત મોકલવામાં ખરચ થાય તે.

૪. હૈ કોરટના ઠરાવ સારૂ મુકદમો મોકલવાને લીધે જે કંઈ ખરચ થાય તો તે મુકદમાનો ખરચ ગણાશે. ક. ૬૨૦.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૨૦.

ટીકા--આ રૂલ પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

અજમેર અને મેરવાડામાં તે રદ કરેલી છે; સને ૧૮૭૭ ના કા. ૧ ની ક. ૨ જુઓ નીફલ વી. મથુરાદાસ ( ૧૮૮૮ ) ૧૫ ક. ૫૦૭ ).

૫. ૧ લી કાનુન પ્રમાણે હૈ કોર્ટને કોઇ મુકદમો લખી મોકલ્યો હોય ત્યારે તે મુકદમો દુરસ્ત કરવાસારૂ પાછો મોકલવાને હૈ કોરટને લખી મોકલવાની બાબત નીકળી તે મુકદમામાં લખી મોકલનારી કોરટે કંઇ હુકમનામું અથવા હુકમ કર્યો હોય તેમાં ફેરફાર કરવાને તે રદ કરવાને અથવા કાઢી નાંખવાને તથા પોતાને યોગ્ય લાગે તેવા હુકમ કરવાને હૈ કોરટ મુખત્યાર છે. ક. ૬૨૧

લખી મોકલનારી કોરટના હુકમનામામાં ફેરફાર વગેરે કરવાનો અખત્યાર.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૨૧.

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

સને ૧૮૮૨ ના એકટ ૧૫ ની ક. ૬૯ પ્રમાણે એક બાબત હકીકત બધી રોકેલી હોય તે વીશે હા. કો. અભીપ્રાય આપી શકે તે પહેલાં આ શરતો પ્રમાણે ચાલવું જોઇએ—(૧) લખી મોકલનાર કોરટને કાયદાના કોઇ સવાલ વીશે વ્યાજબી રાહે શક પડેલો જોઇએ, (૨) કયો સવાલ છે. તે તેમણે બતાવવું જોઇએ, અને (૩) જે સવાલ વીશે અભીપ્રાય પુછેલો હોય તે સવાલ વીશે અભીપ્રાય બતાવીને હકીકત તેમણે બતાવવી જોઇએ. જયારે આ પ્રમાણે કરવામાં આવેલું ના હોય ત્યારે આ રૂલ પ્રમાણે તે કામ હા. કો. દુરસ્ત કરવાને પાછું મોકલી શકે છે. ( ગારલીંગ વી. સેક્રેટરી ઓફ સ્ટેટ ( ૧૯૦૩ ) ૩૦ ક. ૪૫૮ ).

૬. (૧) જે કોરટમાં ફરીયાદ કરી હોય તે કોર્ટને, તે ફરીયાદ કોઈ સ્માલકાજ કોરટથી સાંભળી શકાય એવી છે કે નહીં એ વીશે ફેંસલો આપ્યાની અગાઉ કોઇપણ વખતે શંકા ઉત્પન્ન થાય ત્યારે તે કોરટ તે ફરીયાદના સ્વરૂપ સંબંધી શંકાનાં પોતાનાં કારણોની વિગતસાથે તે કામનું દફતર હૈ કોર્ટને મોકલવાને મુખત્યાર છે. ક. ૬૪૬ અ.

નાના દાવામાં હકુમત સંબંધી તકરારો હૈ કોરટને લખી મોકલવાની સતા.

(૨) એવું દફતર તથા કારણોની વીગત આવેથી હૈ કોરટ તે કોરટને હુકમ કરી એમ ફરમાવવા મુખત્યાર છે કે તેણે તે ફરીયાદનું કામ આગળ ચલાવવું અથવા બીજી ફલાણી કોરટ તે ફરીયાદ સાંભળવાને યોગ્ય છે એવું પોતાના હુકમમાં જાહેર કરે તે કોર્ટમાં સદરહુ ફરીયાદ અરજી રજુ કરવા સારૂ પાછી આપવી.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૪૬ અ.

૭. (૧) અમુક ફરીયાદ સ્માલકાજ કોરટથી સાંભળી શકાય એવી છે અથવા એવી રીતે સાંભળી શકાય એવી નથી એમ પોતાના તાબામાંની કોઈ કોરટે ભુલથી ઠરાવ્યાને લીધે તેને કાયદા પ્રમાણે સોંપવામાં આવેલી હકુમત ચલાવી નથી અથવા એવી રીતે સોંપવામાંન આવેલી હકુમત ચલાવી છે એવી ડીસ્ટ્રીકટ કોરટની ખાત્રી થાય થાય ત્યારે; તે ડીસ્ટ્રીકટ કોરટ તે ફરીયાદના સ્વરૂપ સંબંધી સદરહુ તાબાની કોરટનો વીચાર ભુલ ભરેલો ગણવાનાં પો- ક. ૬૪૬ બ.

નાના દાવામાં હકુમત સંબંધી ભુલ થયાનેલીધે ચલાવેલા કામો ફરી તપાસવા માટે લખી મોકલવાની ડીસ્ટ્રીકટ કોર્ટની સતા.

તાનાં કારણોની વીગત સાથે તે કામનું દફતર હે કોરટને મોકલવા મુખત્યાર છે, અને કોઈ પક્ષકાર માગે તો તેણે તેમ કરવુંજ જોઇયે.

(૨) એવું દફતર તથા કારણોની વીગત આવેથી હે કોરટ તે મુકદમા સંબંધી પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવા મુખત્યાર છે.

(૩) આ કલમ પ્રમાણે હૈ કોરટને લખી મોકલેલા હરકોઈ મુકદમામાં હુકમનામા પછી ચલાવેલા કોઈપણ કામના સંબંધમાં, હકીકત જોતા:પોતાને યોગ્ય અને વાજબી લાગે તેવો હુકમ કરવા હૈ કોરટ મુખત્યાર છે.

(૪) આ કાનુનનાં કારણો માટે ડીસ્ટ્રીકટ કોરટ પોતાના તાબાની કોરટ પાસે જે દફતર અથવા ખબર માગે તે તેણે આપવી જોઈયે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૪૬ બ.

કોઈ પક્ષકાર માગે તો—મદ્રાસમાં ઠરાવેલું છે કે પક્ષકારોમાંનો એક પક્ષકાર જો જડજ પાસે હકીકત લખી મોકલવાને માગે તો તે જડજ હકીકત લખી મોકલવાને બંધાયલા છે ( સીમસન વી. મેકમાસ્ટર ( ૧૮૯૦ ) ૧૩ મ. ૩૪૪ ) પણ અલ્હાબાદમાં એવું કહેવામાં આવેલું છે કે ઇંગ્રેજીમાં " શાલ " શબ્દો છે તે ફકત બતાવવા તરીકે છે માટે તાબાની કોરટનો ફેંસલો ભુલ ભરેલો છે એવું જડજના અભીપ્રાયમાં આવે નહિ તો જડજે એકાદી હકીકત લખી મોકલવી ન જોઇએ ( મદન ગોપાલ વી. ભગવાનદાસ ( ૧૮૮૯ ) ૧૧ અ. ૩૦૪ ).

આ રૂલ પ્રમાણે હકીકત લખી મોકલવાથી હા. કો. ને હકુમતના સવાલનો વીચાર કરવાને અથવા ગુણ દોશ ઉપર વ્યવસ્થા કરવાને વાસ્તવીક રીતે ઇનસાફ થાય તેવી રીતે અખત્યાર છે. જો પક્ષકારોએ હકુમત કબુલ કરેલી હોય તો તેમાંનો એકે પક્ષકાર બીજી અપીલ કરવાથી હકુમતની ખામી વીશે તકરાર કરી શકતો નથી ( સુરેશચંદ્ર વી. ક્રીસ્ટો રંગીની ( ૧૮૯૪ ) ૨૧ ક. ૨૪૯; પરમેશ્વર વી. વિસ્નુ ( ૧૯૦૪ ) ૨૭ મ. ૪૭૮ ). આ રૂલ ફકત થોડીજ સંખ્યાનાં કામોને લાગુ છે એટલે જે કામમાં સ્મો. કો. કો. ભુલથી કોરટને તપાસવા લાયક દાવો છે અથવા નથી એવું ઠરાવેલું હોય તે છે ( રામલાલ વી. કાબલસીંગ ( ૧૯૦૩ ) ૨૫ અ. ૧૩૫ ). એક દાવા અરજી સ્મો. કો. કો. ના જડજને આપવામાં આવેલી હતી. પણ તે જડજે પ્રો. સ્મો. કો. કો. એકટની ક. ૨૩ પ્રમાણે પાછી આપી મુનસફે તે દાવાનો તપાસ કરયો પણ જડજે અપીલ કરવા ઉપરથી હકુમતની ખાંમીના કારણથી તે દાવો કહાડી નાંખ્યો. ઠરાવ્યું છે કે સને ૧૮૮૭ ના એકટ ૯ ની ક. ૨૩ પ્રમાણે તે હુકમથી હકુમત આપવામાં આવેલી છે. અને એવું કહેવામાં આવેલું છે કે જો આ પ્રમાણે હકીકત ના હોય તોપણ રૂ. ૬૦૭ લક્ષમાં રાખતાં હકુમતની ખામીને લીધે તે દાવો કહાડી નાખે તો અપીલ કોરટે બરોબર કરેલું થાય છે ( મહામાયા વી. નીત્ય હરીદાસ ( ૧૮૯૬ ) ૨૩ ક. ૫૨૫ ). એક સબોર્ડીનેટ જડજને સ્મો. કો. કો. ની હકુમત આપેલી હતી તેથી તેમણે પોતાના સ્મો. કો. કો. ના અખત્યારથી એક દાવાની તપાસ કરીને વાદીના લાભમાં હુકમનામું કરયું. પ્રતીવાદીએ અપીલ કરી. અપીલ કોરટે તે હુકમનામું ફેરાવ્યું અને તે કોરટની સાધારણ હકુમત પ્રમાણે તપાસ કરવાને તે કામ પાછું મોકલ્યું; તે ઉપરથી સબોર્ડીનેટ જડજે રૂ. ૬ પ્રમાણે એક હકીકત લખી મોકલી ઠરાવ્યું છે કે તે હકીકત લખી મોકલવાને અખત્યાર

આપવામાં આવેલો નથી કારણ કે તે બાબત ફેંસલો પહેલાંની બાબતને લાગુ છે ( દીવાળી વી. સદાશીવ ( ૧૯૦૦ ) ૨૪ મું ૩૧૦ ).

**કારણુ—**જો જડજ પોતાના કારણો બતાવે નહિ તો કોરટ લખી મોકલેલી હકીકત પાછી મોકલી શકે છે ( દીવાળી વી. સદાશીવ ( ૧૯૦૦ ) ૨૪ મું ૩૧૦ ).

**ખર્ચ—**હકુમત વીના વાદીના લાભમાં કરેલા હુકમનામા ઉપર એક અપીલ કરવાથી તે હુકમનામું ખરચ સાથે ફેરાવવામાં આવેલું હતું તેથી ઠરાવ્યું છે કે જીલ્લા કોરટને ખરચ અપાવાનો અખત્યાર હતો ( શ્રીરાજ વી. ઘેલાસરી ( ૧૯૦૭ ) ૩૦ મ. ૪૧.

---

## ઑર્ડર ૪૭ મો.

## ( ફેંસલાની ) ફરી તપાસ વીશે.

ફેંસલાની ફરી તપાસની અરજ.

**૧.** (૧) કોઇ સખસની નજરમાં એમ આવે કે:— ક. ૬૨૩.

(અ) જે હુકમનામા અથવા હુકમઉપર અપીલ કરવાની છુટ હોય, પણ તેવી અપીલ ન કરી હોય તે હુકમ અથવા હુકમનામાથી;

(બ) જેના ઉપર અપીલ કરવાને છુટ ન હોય તેવા હુકમનામાં અથવા હુકમથી; અથવા

(ક) સ્માલકાજકોરટે અભિપ્રાયસારૂ મોકલ્યા ઉપરથીકરેલા ફેંસલાથી;

મને બરોબર ઈનસાફ મળ્યો નથી, તથા હુકમનામું કે હુકમ કરતી વખતે યોગ્ય મહેનત કર્યા છતાં એ મારા જાણવામાં નહોતો તે, અથવા મારાથી હાજર ન થઇ શકયો તે, નવો અને અગત્યનો પુરાવો મજકુર જડી આવ્યો છે તે કારણથી, અથવા કાગળો જોતાંજ કંઈ ભુલ કે ચુક ઉઘાડી મળી આવે છે એ કારણથી, અથવા બીજા કોઈ પુરતા કારણથી પોતાના ઉપર હુકમનામું કે હુકમ થએલો હોય તેની ફરી તપાસ કરાવવાની જેની ઈચ્છા હોય તે સખસ, હુકમનામું અથવા હુકમ કરનારી કોરટને ફેંસલાની ફરી તપાસને વાસ્તે અરજ કરવાને મુખત્યાર છે.

(૨) કોઈ એક પક્ષકારે હુકમનામાઉપર કરેલી અપીલ ચાલુ હોય તે છતાં એ, તે હુકમનામા અથવા હુકમ ઉપર પોતે અપીલ કરી ન હોય તેવો બીજો કોઈ પક્ષકાર ફેંસલાની ફરી તપાસસારૂ અરજ કરવાને મુખત્યાર છે. પરંતુ સદરહુ અપીલનાં કારણુ અપીલ કરનારને તથા આ અરજ કરનારને સામાન્ય હોય, અથવા ફરી તપાસની અરજ કરનાર રેસ્પોન્ડેન્ટ હોય અને તેથી જે મજકુરને લીધે ફરી તપાસની અરજ કરે છે તે, અપીલ કોરટને તે બતાવી શકે એમ હોય, તો તે પ્રમાણે ફરી તપાસની અરજ ન થઈ શકે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૨૩.**

ટીકા—આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**ફરીતપાસ કરવાનો અખત્યાર**—કાયદા વીના અને યોગ્ય રીતે હુકમ કર્યા વીના તે અખત્યાર નથી ( ડરયુ વી. વીલ્સ ૧ કયુ. બી. ( ૧૮૯૧ ) ૪૫૨ ).

હકીકત વીના અને દીવાની કામ ચલાવવાની રીતીના કાયદામાં જે મર્યાદાઓ ઠરાવેલી છે તે સાથે જીલ્લાની અંદર ઉતરતા દરજ્જાની કોરટોને પોતાના ફેસલાની ફરીતપાસ કરવાની હકુમત નથી ( બરાંઉફકીર વી. ફકીરદાસ ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૧૮૦ ).

નાદાર હુકમનામાના દેણદારની બચાવ બાબતની કોરટની ( ઠકર ભગવાનદાસના કામમાં ( ૧૮૮૦ ) ૪ મુ. ૪૮૯ ); તેમજ જીલ્લા અંદરની સ્મોલ કોઝ કોરટોની (ધ્રશનચંદ્ર વી. લુંચન ગોપ ( ૧૮૮૦ ) ૫ ક. ૬૯૯ ) પોતાના હુકમોની ફરીતપાસ કરવાની હકુમત છે. ક. ૧૫૨ અને ઓ. ૪૭ પ્રમાણેના હુકમનામા શીવાય હાયકોરટનો પોતાના હુકમનામામાં ફેરફાર કરવાનો કાંઈ અખત્યાર નથી ( કોટાગીરી વેંકટ સબુમા વી વેલંકી વેંકટરામ ( ૧૮૯૯ ) ૪ ક. વી. નો. ૭૨૫; ૨૪ મ. ૧; લા. રી. ૭૨૫; ૨૪ મ. ૧; લા. રી. ૨૭ ઈ. અ. ૧૯૭ ).

**તે લાગુ નથી**—દક્ષણના ખેડુતોના બચાવના એકટ પ્રમાણે સ્પેશીયલ કમીશનરની રૂબરૂ ચાલેલા કામને તે લાગુ થતું નથી ( બાબાજી વી. બાબાજી ( ૧૮૯૧ ) ૧૫ મું. ૬૫૦; પણ જુઓ રામચંદ્ર વી. દ્રુપદી ( ૧૮૯૬ ) ૨૦ મું. ૨૮૧ ). અથવા સને ૧૮૬૮ ના બંગાળાના એકટ ૭ તથા સને ૧૮૮૦ ના બંગાળાના એકટ ૭ પ્રમાણે ચાલેલા કામોને ( પ્રાગલાલ વી. જયનારાયણસીંગ ( ૧૮૯૫ ) ૨૨ ક. ૪૧૯ ); અથવા સને ૧૮૮૧ ના વા. પ્રાં. ના એકટ પ્રમાણે દાવા અને ચાલેલા કામને ( વજીરસીંગ વી. કીશોરીરાવનજી ( ૧૮૯૫ ) ૨૨ ક. ૪૧૯ ને લાગુ નથી.

**ફેંસલાની ફરીતપાસ**—એકાદી અપીલથી એક ફરી તપાસ કેવળ જુદી છે; ફરી તપાસ મંજુર કરવાનો પ્રથમ ઇરાદો તેના તે જડજે તેના તેજ સવાલનો ફરીથી વીચાર કરવાનો છે તે અપીલથી જુદુ છે, કારણકે અપીલની સુનાવણી એક બીજી કોરટની રૂબરૂ થાય છે. અમે કહેતા નથી કે ફરીતપાસ એક બીજા અને જુદા જડજની રૂબરૂ ફરીતપાસ થાય તેવાં કામ નથી, કારણકે જે જડજે ફેંસલો કરેલો હોય તે જડજ તે ફેંસલાની ફરીતપાસ કરતાં મરણ પામવાથી અથવા અકસ્માત અથવા દુર થવા લાયક ના હોય તેવા બીજા કારણથી અટકી શકે છે, પણ અમે કહીએ છીએ કે આવા અપવાદો જરૂર વીના રજા આપવા લાયક નથી. અમે કહીએ છીએ કે બની શકે ત્યાંસુધી તમામ કામોમાં તેના તેજ જડજે ફરી તપાસ કરવી જોઇએ ( મહેશરસીંગ વી. બંગાલા સરકાર ( ૧૮૫૭ ) ૭ મુ. ઈ. અ. ૨૮૩ પાનુ ૩૦૪; ૩ વી. રી. પી. સી. ૪૫; તે પ્રમાણે શરતસુંદ્રી વી. રાજેંદ્રકીશોર ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૧૨૫; વળી જુઓ આપારાવના કામમાં ( ૧૮૮૭) ૧૦ મ. ૭૩; લા. રી. ૧૩ ઈ. અ. ૧૫૫ ૭ મું. ઈ. અ. ના ઠરાવનો હેતુ આગલ રૂ. ૨ માં બતાવેલો છે. જુઓ કેશવજી વી જી. આઇ. પી. રેલવે ( ૧૯૦૭ ) ૩૧ મું ૩૮૧. ૧૧ ક. વી. નો. ૭૨૧ ). કોરટની બાહાર એક સમાધાન થએલું હોય તે રદ કરાવવાની યોગ્ય રીતી ફરી તપાસની અરજી ( રેગ્યુલર દાવા કરતાં પણ છે ( આસુતોસચંદ્ર વી. તારાપ્રસનો ( ૧૮૮૪ ) ૧૦ ક. ૬૧૨ ).

**ક. ૧૫૨**—ક. ૧૫૨ પ્રમાણે એકાદી લખતાં ભુલ થએલી હોય તો તે દુરસ્ત કરવાની અરજી યોગ્ય રીતે ફરી તપાસની અરજી નથી ( જયકીશન વી. અતાઉર રહેમાન ( ૧૮૮૧ ) ૬ ક. ૨૨ ), એકાદુ હુકમનામું સુધારવાની અરજી અં...

હુકમ મુદતના એકટના પરીશીષ્ટ ૨ ની આરટીકલ ૧૭૯ ના હેતુ પ્રમાણે ફેંસલાની ફરી તપાસ કરવાથી કરેલો હુકમ છે ( કાળીપ્રશન વી. લાલમોહન ( ૧૮૯૮ ) ૨૫ ક. ૨૫૮; ૨ ક. વી. નો ૨૧૯ ).

**બંગાળાના પટાના એકટની ક. ૧૦૩ પ્રમાણે ચાલેલાં કામ**—આ રૂલ આવા કામોને લાગુ છે, કારણ કે તે જમીનદાર અને પટે રાખનાર વચેના દાવા છે ( અમામીયાન વી. દુરગાચરણ ( ૧૮૮૮ ) ૨૫ ક. ૧૪૬, ૨ ક. વી. નો. ૧૩૭ ).

**ઑ. ૪૩ રૂ. ૩.**—એકાદા સમાધાન ઉપરથી કરેલા ફેંસલાની ફરી તપાસ સામાન્ય નીયમ પ્રમાણે કરવી ન જોઈએ ( પરમેશરી નારાયણ વી. રમીમુદીન ( ૧૮૬૬ ) ૫ વી. રી. ૨૨૦; જનરદન ડોબે વી. રામધનસીંગ ( ૧૯૦૬ ) ૩૩ ક. ૭૩૮ ના ઠરાવમાં જસ્ટીસ બેનરજીએ કરેલું આલોચન ફરી તપાસ અને કામ તાજુ કરવામાં આવે તે વચેના તફાવત બાબતનાં ).

જે કોઈ શખસ પોતે નારાજી થએલો છુ એમ વીચાર કરતો હોય—જે શખસ દાવાનો પક્ષકાર હોય અને તે તેથી નારાજી થયો હોય તેજ ફકત સખસને માટે ફરી તપાસ મંજુર કરી શકાય છે. જો બીજો કોઈ શખસ નારાજી થએલો હોય તો, તેણે રેગ્યુલર દાવો કરવો જોઈએ.

**હૂકમ અથવા હૂકમનામું**—જુનો કાયદો ફકત હુકમનામા સંબંધી છે. પણ એવું ઠરાવેલું છે કે એક હુકમનામાની બજાવણીમાં કરેલું લીલામ મંજુર કરવાના હુકમની ફરી તપાસ કરવાને તે પ્રમાણે એકાદા જડજનો અખત્યાર હતો. ( ગીરધારીસીંગ વી. હરદેવનારાયણ ( ૧૮૭૫ ) લા. રી. ૩ ઈ. અ. ૨૩૦; ૨૬ વી. રી. ૪૪ ), પણ જ્યારે સને ૧૮૭૧ ના રજીસ્ટર એકટની ક. ૭૬ પ્રમાણે એકાદી અરજી એક જડજે રદ કરેલી હોય ત્યારે પ્રીવી કૌન્સીલના નામદાર સાહેબોએ ઠરાવ્યું છે કે તે હુકમથી પક્ષકારો વચે આખરનો ઇનસાફ થએલો છે માટે સને ૧૮૫૯ ના એકટ ૮ ની ફરી તપાસ બાબતની કલમોમાં સમાશ થાય તેવું તે એક પ્રકારનું હુકમનામું છે ( રીયાસત વી. અબદુલા ( ૧૮૭૫ ) લા. રી. ૩ ઇ. અ. ૨૨૧; પા. ૨૨૭; ૨ ક. ૧૩૧. માટે સને ૧૮૬૦ ના એકટ ૨૭ પ્રમાણે ચાલેલા કામમાં ફરી તપાસ કરવા લાયક છે; બંગાળા અને અલહાબાદ--પુના કુંવર અરજદાર ( ૧૮૭૬ ) ૧ ક. ૧૦૧; ૨૪ વી. રી. ૩૭૬; ૨ કમીન અરજદાર ( ૧૮૭૬ ) ૧ અ. ૨૮૭; તોપણ મદ્રાસમાં નથી—સીધુ વી. ચીનામા ( ૧૮૬૯ ) ૫ હા. કો. ૪૧૭ ).

**એક તરફી હુકમનામુ**--જો કે ઑ. ૯ રૂ. ૧૩ અને ૧૪ પ્રમાણે એકાદા કામની સુનાવણી કરી શકાતી હોય તોપણ એક તરફી હુકમનામાની ફરી તપાસ કરી શકાય છે ( અમીરહસન વી. અહમદ ( ૧૮૮૭ ) ૯ અ. ૩૬; મતો વી. ઇલાહી બેગમ ( ૧૮૮૪ ) ૬ અ. ૬૫ ): હરીહર વી. બદુ ( ૧૮૮૨ ) ૧૩ ક. લા. રી. ૨૫૪. વળી જુઓ પરેશનાથ વી. બેતરમણી ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૨૮૪; અલીઆઝીમ વી. રામમાંણીક ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૧૯૫ ).

**હુકમ**—એક દાવામાં અથવા દાવાની પ્રકારના ચાલેલા કામમાં હુકમ કરેલો જોઇએ ( મીનાક્ષી વી. સુબ્રમન્ય ( ૧૮૮૬ ) લા. રી. ૧૪ ઇ. અ. ૧૬૦, ૧૧ મ. ૨૬; સ્મીથ વી. સેક્રટરી ઓફ સ્ટેટ ( ૧૮૭૮ ) ૩ ક. ૩૪૦, પા. ૪૪૬ ). કોરટ ફી એકટની ક. ૫ પ્રમાણેનો એક હુકમ આ રૂલ પ્રમાણેનો એક હુકમનામું અથવા હુકમ નથી

( બાલકરણ વી. ગોબીંદનાથ ( ૧૮૯૦ ) ૧૨ અ. ૧૨૯, પા. ૧૫૭ ) જપ્ત કરેલી મી લકત ઉપરનો દાવો નહી અપાવ્યાના હુકમ ક્રેક્રેન વી. હીરાલાલ ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૭૯ ); મુદત ગયા પછી અપીલ દાખલ કરવાના એક તરફી હુકમ ( વેંકટરાયાદુ વી. ન ગદુ ( ૧૮૮૬ ) ૯ મ. ૪૫૦; ઓશાઉલ્લા વી. અહમદુલ્લા ( ૧૮૮૬ ) ૧૩ ક. ૭૮) અને સને ૧૮૭૪ ના એક્ટ ૨ ની ક. ૬૨ પ્રમાણેના હુકમ ફરી તપાસ કરવા લાયક છે ( સ્મીથ વી. સેક્રટરી ઓફ સ્ટેટ ( ૧૮૭૮ ) ૩ ક. ૩૪૦ ).

**બજાવણીમાં ક્રમ**--આ રૂલનો હેતુ એવો બોહોળો છે કે એક બજાવણીનું કામ કાહાડી નાંખવામાં આવેલું હોય તો તે હુકમની ફરી તપાસ કરી શકાય છે ( અશોક કુમાર રોય વી. ખેતરમેણીદાસી ( ૧૮૯૭ ) ૨ ક. વી. નો. ૬૦૬ ) અથવા એકાદા હુકમનામાની બજાવણીમાં કરેલા હુકમની ફરી તપાસ કરી શકાય છે ( હરચંદ્ર વી. ચન્દ્રમોહન ( ૧૮૬૨ ) વી. રી. એફ. બી. ૬૬; લતફઅલ્લી વી. કોર્ટ ઓફ વોર્ડસ ( ૧૮૬૬ ) ૬ વી. રી. પ્ર. ૧૨૭; નારાયણભાઈ વી. ગંગાકીસન ( ૧૮૬૭ ) ૪ મું. હા. કો. એ સી. ૮૭; રામુરાય વી. દયાલસીંગ ( ૧૮૯૪ ) ૧૬ અ. ૩૯૦ જુઓ શાહા વાડીલાલ વી. શાહા ફુલચંદ ( ૧૯૦૬ ) ૩૦ મુ. ૫૬; ૭ મુ. લા. રી. ૬૬૪ ).

એક હુકમનામું વસુલ થયા પછી પક્ષકારોની અરજ ઉપરથી તે હુકમનામા પ્રમાણે લેહેણી રકમ નક્કી કરવામાં ગણત્રીમાં હુકમનામાવાળાની ભુલ થએલી હોય તે કારણથી આ કલમ અને ક. ૪૭ પ્રમાણે કોરટ બજાવણીનું કામ ફરીથી તપાસી શકે છે ( નીલરતન વી. રામરતન ( ૧૯૦૦ ) ૫ ક. વી. નો. ૬૨૭ ).

**અપીલ થતી હોય પણ કરેલી નહી**—એકાદી અપીલ કરયા પછી કાંઇ ફરી તપાસ દાખલ થઈ શકતી નથી ( નવી બહુ વી. ટરનર ( ૧૮૮૯ ) લા. રી. ૧૬ ઇ. અ. ૧૫૭; ૧૩ મુ. ૫૨૦; લ્યુકસ વી. સ્ટીવન ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૩૦૧; રામનાધન વી. નારાયનન ( ૧૯૦૪ ) ૨૭ મ. ૬૦૨; અને તેની તપાશ કરીને નીકાલ કરી શકાતો નથી ( રાજધારી વી. માહાદેવસીંગ ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૫૧૧; રામાપા વી. બર્મા ( ૧૯૦૬ ) ૩૦ મું. ૬૨૫; ૮ મુ. લા. રી. ૮૪૨, અને કરસશેન વી. બરમા ( ૧૯૦૬ ) ૩૦ મું. ૬૨૫, ૮ મું. લા. રી. ૮૪૨, અને કુંવરશેન વી. ગંગારામ ( ૧૮૯૦ ) અ. વી. નો. ૧૪૪; તે પ્રમાણે કનહીયાલાલ વી. બળદેવપ્રસાદ ( ૧૯૦૬ ) ૨૮ આર. ૨૪૦ ના કામમાં ચાલવામાં આવેલુ છે ). પણ યોગ્ય મુદતની અંદર અને અપીલ કરતા પહેલાં ફરીતપાસની અરજી કરેલી હોય તો પાછળથી અપીલ આપવાથી તે ફરીતપાસની અરજીનું કામ ચલાવવાને જડજને અટકાવ થતો નથી, પણ તે વીશે ફેંસલો કરવાને તે બંધાએલા છે ( ભારતચંદ્ર વી. રામગંગા ( ૧૮૬૩ ). બં. લા. રી. ( એફ. બી.) ૩૬૨; ૫ વી. રી. ૫૯; ઠાકુરપ્રસાદ વી. બાલકરામ (૧૮૮૨) ૧૨ ક. લા. રી. ૬૪).

કોઇ **બીજા પક્ષકારે કરેલી અપીલ**—જ્યારે ફરીતપાસના કારણો બધાઓને લાગુ પડે તેવાં હોય અને આ કારણથી એક શખસ અપીલ કરે તો બધા શખસોની બાબતમાં અપીલ કોરટ તે હુકમનામું દુરસ્ત કરી શકે છે, અને જો તેમ થએલુ ના હોય તો ફરી તપાસ કરીને તે હુકમનામું દુરસ્ત કરી શકાય છે ( પેગુ વી. વેઇમુદીન ( ૧૮૭૨ ) ૧૮ વી રી. ૪૬૪ ). એક પ્રતીવાદીએ અપીલ કરવાથી બીજા પ્રતીવાદીનો ફરીતપાસની અરજી કરવાનો હક જતો નથી (ગંદુલાલ વી. બાસુમુનીસા (૧૮૬૭) ૭ વી. રી. ૧૬૬).

**અપીલ પાછી ખેંચી લેવામાં આવે તે**—જો એકાદી અપીલ પાછી લેવામાં આવેલી હોય તો, એમાંનો ગમે તે પક્ષકાર નીચેની કોરટમાં ફરીતપાસની અરજી કરી શકે છે ( પાંડુ વી. દેવજી (૧૮૮૩) ૭ મું. ૨૮૭. વળી જુઓ પાતલોજી વી. ગનુ (૧૮૮૧) ૧૫ મુ. ૩૧૯, જસ્ટીસ બરડવુડ સાહેબ )

**સ્મોલ કોઝ કોર્ટ**—પ્રો. સ્મો. કો. કો. એકટની ક. ૧૭ નો ઠરાવ ફકત રીતી બતાવનારો છે ( રામાસામી વી. કુરીસુ ( ૧૮૯૦ ) ૧૩ મ. ૧૭૮ ), તે પ્રમાણે જોગીઆ હિર વી. બીશનદયાલ ( ૧૮૯૧ ) ૧૮ ક. ૮૩ ના કામમાં ચાલવામાં આવેલું નથી. જુઓ જેનું વી. મુંગીરામ (૧૯૦૫) ૧ ક. લા. જે. ૪૩ અને જગન વી. ચંદેરામ (૧૯૦૬) બ. વી. નો. ૯૪ ). સબોરડીનેટ જડજની કોરટને સ્મો. કો. કો. ના જડજનો અખત્યાર આપેલો હોય તો તે કોરટનો રકમ ( ક ) માં સમાસ થતો નથી ( રામચંદ્ર વી. સીતારામ ( ૧૮૮૬ ) ૧૦ મુ. ૬૮ ). જ્યારે મુંબાઇમાં સ્મોલ કોઝ કોરટના એક જડજે એક કામ કાઢી નાંખેલું તે કામની ફરી સુનાવણી કરવા સારૂ હાઇકોરટને એક અરજી કરેલી હતી એવા કારણથી કે હકીકતનો કાયદો લાગુ કરવામાં જડજે પોતાના વીચારમાં ભુલ કરેલી છે ત્યારે ઠરાવ્યુ છે કે જો તેમ હોય તોપણ કાંઇ ઇનસાફ આડો દોરવાયલો નથી અથવા નીરફળ થયો નથી માટે ફરી સુનાવણી કરવાનો વાદીનો હક થતો નથી ( વશનજી ત્રીકમજી અને કં. વી. સધર્નમરાઠા રેલવે કં. ( ૧૮૯૩ ) ૧૭ મું. ૧૪ ).

**નવી અને અગત્યની બાબત અથવા પુરાવ**—તેનાતેજ પુરાવ ઉપરથી કોરટ પોતાના ફેંસલાનો વીચાર કરી શકે તેટલા ફકત કારણ સારૂ તે ફેંસલાની કાંઇ ફરીતપાસ કરી શકતી નથી ( લછમણસીંગ વી. મોહન ( ૧૮૯૯ ) ૨ અ. ૫૦૫; અથવા જો હકીકત કોરટની રૂબરૂ વધારે સારી અથવા વધારે સંપુરણ રીતે કોરટની રૂબરૂ મુકેલી હોત તો ફેંસલો જુદો કરવામાં આવત ( જાદવરામ વી. રામલોચન ( ૧૮૭૩ ) ૧૯ વી. રી. ૧૫૯; સંદ્રચરણ વી. લુડનરામ ૨૫ વી. રી. ૩૨૪; છનીમંદર વી. ચદીલાલ ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૧૭૮ ); અથવા જે સવાલ વીશે ફેસલો કરવામાં આવેલો હોય તે સવાલ સ્પેશીઅલ અપીલમાં પહેલ વહેલો ઉત્પન કરેલો હોય (કોવેલ વી. માદેવ મંડળ (૧૮૭૨) ૧૭ વી. રી. ૧૮૨ (; અથવા અપીલ ચલાવામાં વકીલ તરફની ખામીયો ફકત પુરી પાડવાને ( પ્રસન્નો વી. જદુનાથ ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૫૮૯ ); અથવા રેગ્યુલર અપીલમાં જે વખતે કામની સુનાવણી કરવામાં આવી તે વખતે હરકત લીધેલી ના હોય તો એ કામ સાક્ષીને તપાસવાને અઘટીત રીતે કોરટે કસુર કરેલી થાય છે ( મથાદબીબી વી. લછમીપત ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૧૨૯ ).

સને ૧૮૭૪ માં જમીન બાબત નાણું લેવાને અ. એ બ. ઉપર દાવો કરયો અને એક હુકમનામું મેળવ્યું. બ. એ પ્રીવી કાઉન્સીલને અપીલ કરી. ત્યારપછી અ. એ બીજી વખતનાં નાણું વસુલ કરવાને ફરીથી દાવો કરયો અને પ્રથમના હુકમનામાના આકારથી તે વસુલ કરયો. પ્રીવી કાઉન્સીલના નામદાર સાહેબોએ તે પહેલુ હુકમનામું ફેરવ્યું અને ઠરાવ્યું છે કે નામદાર સાહેબનો ફેંસલો નથી અને અગત્યની બાબત છે તે ઉપરથી તે બીજા હુકમનામાની ફરીતપાસ કરવાને અરજી કરવાની છે ( વાઘેલા વી. મસલુદીન (૧૮૮૯) ૧૩ મું. ૩૩૦; પણ જુઓ અમરીતલાલ વી. માધો ( ૧૮૮૪ ) ૬ અ. ૯૨; અને પંચાનન વી. ગુરૂદાસ ( ૧૮૭૧ ) ૯ બં. લા. રી. ૧૮૭; ૧૮ વી. રી. ૩૧૭ ). નવો પુરાવ

લગતો ખુલ્લો અને નીરૂતર હોવો જોઇએ (હીરાલાલ વી. રામતરક ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૩૨૩ ). પ્રથમનો ઠરાવ બરોબર નથી એવું બતાવવાને બસ હોય તેવી જરૂર નથી અથવા અરજદારના લાભમાં પુરાવનું ઘણું વજન થાય તે પ્રમાણે તે હોવો જોઇએ એવું બતાવાને તે બસ નથી એવી જરૂર નથી ( સાહેબ જોન વી. સફદર ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૨૮૮ ); પણ તે એવો અગતયનો અને એવા રૂપનો હોવો જોઇએ કે જો તે દા વામાં રજુ કરવામાં આવ્યો હોત તો તેથી ફેંસલાનો ફેરફાર થઇ શકત ( હોસકીન વી. ટેરી ૧૫ મુર. ઇ. અ. પી. સી. ૪૯૩; આપારાવના કામમાં ( ૧૮૮૭ ) ૧૦ મ. ૭૩; ૧૩ ઈ. અ. ૧૫૫ ).

**સ્પેશીઅલ અપીલ**--સ્પેશીઅલ અપીલમાં ફરીતપાસ કરવાના કારણ તરીકે નવો પુરાવ નથી ( ભઇરબનાથ વી. કાળીચંદ્ર ( ૧૮૭૧ ) ૧૬ વી. ૧૧૨; પંચાનન વી. રાધા નાથ ( ૧૮૬૯ ) ૧૪ બં. લા. રી એ. સી. ૨૧૩; જકામલ વી. પાલનીપા (૧૮૬૯) ૫ મ. હા. ૪૬૫; શરફુટી વી. મહમદ ( ૧૮૯૫ ) ૧૮ મ. ૪૮૦ ). અને મુંબાઇમા અ- પીલવાળાને પોતાની અપીલ ખેંચી લેવાના પરવાનગી લેવાનો અને નીચે તે કોરટને ફરી તપાસ માટે અરજી કરવાનો રીવાજ ચાલે છે ( પાડું વી. દેવજી (૧૮૮૩) ૭ મુ. ૨૮૭; નાનાભાઈ વી. નાથાભાઈ (૧૮૭૧) ૯ મુ. હા. કો. ૮૯; પાંડુરંગ વી. મોરો ( ૧૮૬૯ ) ૬ મું. હા. કો. એ. સી. ૬૮ ).

**હુકમનામું જ્યારે થએલું હતુ**--એવું બતાવવું જોઇએ કે જે વખતે હુકમનામું કરવામાં આવ્યું તે વખતે તે નવી બાબત અથવા પુરાવ તે અરજદારના જાણવામાં નહોતા અથવા તેના જાણવામાં હતો તોપણ તેનાથી તે રજુ કરી શકાય તેવો નહોતો ( દ્વારકા નાથ વી. કીશનલાલ ( ૧૮૬૩ ) માર્શ ૫૫૩; ઉમરાવ વી. ગોકુલ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૭; નુબોકીશોર વી. નદબચંદ્ર ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૪૨૬ ). પણ ફરીતપાસના અરજી બીજા કારણોથી દાખલ કરેલી હોય તો જે નવો પુરાવ તપાસ વખતે રજુ નહિ કરવાને કારણ બતાવેલુ ના હોય તોપણ તે નહિ રજુ કરેલો નવો પુરાવ તે તપાસમાં લઇ શકાય છે ( બીહારીલાલ વી. લૈલખીયોમાઇ ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. એ. સી. ૩૪૬ ).

**કામના કાગળો જોતાંજ દેખીતી કાયદાની ભુલ**—કાયદાના સવાલ વીશે એકાદી ભુલ ( કોરપો વી. મોંગરે ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૧૪૩ ); ફેંસલો જોતાંજ દેખીતી હોય ( સરૂપચંદ વી. પાટદારી ( ૧૮૮૭ ) ૧૪ ક. ૬૨૭ ) અથવા કામના કાગળો જોતાં તેવી ભુલ હોય ( હુસેની બેગમ વી. મુજફર નગરના કલેકટર ( ૧૮૮૯ ) ૧૧ અ. ૧૭૬ ) તો ફરી તપાસ મંજુર કરવાને પુખ્ત કારણ છે. એકાદા જે સવાલ વીશે ( સુનાવણી વખતે વીચાર કરીને ઠરાવ કરેલો હોય તે સવાલ ફરી તપાસની અર જી વખતે ઉઠાવી શકાતો નથી અથવા જે નવો સવાલ સુનાવણી વખતે ઉઠાવેલો ના હોય તે સવાલ ફરી તપાસની અરજી કરીને ઉઠાવી શકાતો નથી ( ચીંતામણી વી. પ્યા રી મોહન ( ૧૮૭૦ ) ૬ બં. લા. રી. ૧૨૬; ૧૫ વી. રી. એફ. બી ૧ હરીપ્રસાદ વી. નંદકીશોર ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૪૭૯; કલુ વી. વીશ્રામ ( ૧૮૭૬ ) ૧ મું. ૫૪૩; પણ જુઓ શીવ રતન વી. લાપુ ( ૧૮૮૩ ) ૫ અ. ૧૪; અને બાવાબળસીંગ વી. રાજેંદ્ર પ્રતાપ ( ૧૮૭૦ ) ૫ બં. લા. રી. ૩૨૧ ). પણ ફરી તપાસના આધાર વીશે તકરાર કરેલી હોય પણ અપીલની સુનાવણી વખતે તે છોડી દીધેલી હોય તો તે

તકરાર ચાલવાને પરવાનગી આપવી જોઈએ સબાપથી વી. રામગામ ( ૧૮૭૮ ) ૨ મ. ૫૮ ). તેમ હાઈ કોરટના એક ડીવીઝન બેંચનો ઠરાવ તેની તેજ બાબતમાં એક બીજી બેંચના ઠરાવ વીરૂદ્ધ હોય તો તે એકદી હરકત નથી ( નોબીન કીશન વી. શીબપ્રસાદ ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૧૬૧ ), અથવા એકાદા નવા ફેંસલાથી ભુલ નજરે લાવવામાં આવેલી હોય તો તે કાંઇ હરકત નથી ( વીલાયા વી. જગન્નાથ ( ૧૮૮૪ ) ૭ મ. ૩૦૭; જમેનજય વી. દાસમણી ( ૧૮૮૨ ) ૮ ક. ૭૦૦; શાંમાચરણ વી. બીયાબન ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૧૬૧; માધબચંદ્ર વી. રાધીકા ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૪૦૫, દવારકાનાથ વી. માણેકચંદ્ર ( ૧૮૬૮ ) ૯ વી. રી. ૧૦૨; બરાસુધો વી. કૈલાસ ( ૧૮૬૬ ) ૬ વી. રી. ૧૦૦, પણ જુઓ વીરૂદ્ધ—ફોરબસ વી. જ્ઞાનતુલ્લા ( ૧૮૬૮ ) ૧૦ વી. રી. ૪૧૫, અચ્યુત વી. મામાઉ ( ૧૮૮૭ ) ૧૦ મ. ૩૫૭, જાત્રા મોહન વી. અખીલચંદ્ર ( ૧૮૯૭ ) ૨૪ ક. ૩૩૪ પા. ૩૩૬ ). પણ તે અરજી જો મુદતની અંદર કરેલી હોય તો તે સામાન્ય નીયમ નથી. ( હરીહર વી. માધબ ( ૧૮૭૧ ) ૮ બં. લા. રી. પી. સી ૫૬૬ પા. ૫૮૦. વળી જુઓ મહમદ વી. અબદુલ ( ૧૮૮૮ ) ૧૬ ઈ. અ. ૧૦૪, એલમ વી. બાશીર ( ૧૮૭૬ ) ૧ ક. ૧૮૫, ૨૪ વી. રી. ૩૮૨, તે કામમાં ઠરાવ્યું છે કે પેહેલી સુનાવણી વખતે જે આધાર રજુ કરવામાં આવેલો ના હોય અને જેમાં એવું ઠરાવેલું હોય કે જડજે જે વીચાર કરેલો છે તે કાયદાના હેતુથી વીરૂધ છે તો તેથી ફરી તપાસ કરવાને પુખત કારણ થતું નથી ). જ્યારે એકાદા જડજ અગત્યનો પુરાવ રદ કરવાને જે કારણો બતાવેલાં હોય તે બરોબર ના હોય ( રીઆસત વી. અબદુલા ( ૧૮૭૭ ) ૨ ક. ૧૩૦ પા. ૧૪૦, લા. રી. ૩ ઇ. અ. ૨૨૧ ), અથવા અપીલ કરવાથી વધારાનો પુરાવ લેવાને ના રહે ( રમલાલ વી. રગલાલ ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૪૭ ). અથવા મીલકત તબદીલ કરવાના એકટની ક. ૮૫ પ્રમાણે પક્ષકારોને નહિં સામેલ કરવાથી દાવો કહાડી નાંખવામાં આવેલો હોય ( ગીરીશચંદ્ર વી. જગમેની (૧૯૦૦) ૫ ક. વી. નો. ૮૩ ); અથવા એકાદું બીજું હુકમનામું પાછળથી રદ કરેલું હોય તે ઉપર તેમના ફેંસલાનો આધાર હોય ( મુરારી વી. મહમદ અકમાલ ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૧૬૧ ), અથવા અગત્યના પૂરાવના હેતુ વીશે વીચાર કરેલો ના હોય ( મહાદેવ વી. સપાની ( ૧૮૭૬ ) ૧ મ. ૩૯૬ ), અથવા એકાદા દસ્તાવેજના મજકુર વીશે આડા દોરવામાં આવેલા હોય ( ગોપાળ વી. સોલોમન ( ૧૮૮૬ ) ૧૩ ક. ૬૨ ): અથવા અર્થ કરવા બાંધવામાં ખોટો નીયમ લાગુ કરેલો હોય ( કનુ વી. વીશ્રામ ( ૧૮૭૬ ) ૧ મું. ૫૪૩ ), અથવા એક અગત્યના મુદાની તપાસ કરેલી ના હોય ( રસનલ્લી વી. નસીરૂદીન ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૧૩૪, બીહારીલાલ વી. મૌલો કયમાઇ ( ૧૮૬૯ ) ૩ બં. લા. રી. એ. ૨૪ ૩૪૬: ૧૨ વી. રી. ૨૨૩, વાહજ વી. હરેલાલ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૧૫૦ ), અથવા ગણત્રીમાં ભુલ કરેલી હોય ( અકબરઅલ્લી વી. મગદુમબક્ષ ( ૧૮૭૬ ) ૨૫ વી. રી. ૬૩ ), તો ફરી તપાસ કરવાનો યોગ્ય ઇલાજ છે અને રૂપે શીઅલ અપીલ નથી.

વા. પ્રાં. માં જે કારણોથી અપીલનો ટેકો મળતો હોય તે કારણોથી ફરી તપાસ કરાવવાની પરવાનગી આપવામાં આવતી નથી ( શીવરત્ન વી. લાપુ ( ૧૮૮૩ ) ૫ અ. ૧૪ ), તોપણ એક પાછળના કામમાં હકુમત વીના એક તરફી હુકમ કરવામાં આવેલો

તે કારણથી ફરી તપાસ કરવાને પરવાનગી આપેલી હતી ( અમીર હસન વી. અહમદ ( ૧૮૮૭ ) ૯ અ. ૩૬ ).

**સગીર**—એકાદા દાવામાં સગીર તરફથી યોગ્ય રીતે હાજર થવામાં આવેલું હોય અને તે દાવામાં તેના વીરૂધ ફેંસલો થયેલો હોય તો તે ફેંસલાની ફરી તપાસ કરવાની અરજી તે સગીર પાકી વયનો થાય ત્યારે કરી શકતો નથી, જ્યારે તેનો વાલી કપટ અથવા કસુરનો તકસીરવાન થયેલો હોય ત્યારે એક જુદો દાવો કરીને આવા હુકમનામા વીશે ફક્ત વાંધો લેઈ શકે છે. ( કરશનદાસ નાથા વી. લાડકા વહુ ( ૧૮૯૫ ) ૧૯ મું. ૫૭૧ ). સને ૧૯૦૮ ના નૂવા મુદતના એકટ ૯ ની ક. ૬ ( ૧ ) નો મુકાબલો કરો.

**બીજું પુખ્ત કારણ**—રીઆસત વી. અબદુલા ( ૧૮૭૭ ) ૨ ક. ૧૪૦, લા. રી. ૩ ઇ. અ. ૨૨૧ ), ના કામમાં પ્રીવી કાઉંશીલના નામદાર સાહેબોએ કહ્યું છે કે જ્યારે કાયદાની નકી ભુલ થયેલી છે અથવા પહેલી સુનાવણી વખતે જે પુરાવ રજુ કરી શકાતો નહોતો તે પુરાવ રજુ કરવાનો છે એવું બતાવવાને પક્ષકારો નીશફળ થયેલા હોય ત્યારે હકુમતની તદન ખામી છે એમ કહેવાને અમે તઇયાર થયેલા નથી ( નસીરૂદીન વી. ઇંદ્રનારાયણ ( ૧૮૬૩ ) બં. લા. રી. એફ બી. ૩૬૭; ૫ વી. રી. ૯૩ ), અને બીજા ઠરાવો બતાવવામાં આવેલા છે તેથી કોરટ જે એવું કહે કે કયું કારણ સારૂ અને પુખ્ત છે અથવા ફરી તપાસની અરજીને ટેકો મળે તેવું ઇનસાફનો હેતુ પાર પાડવાને જ રૂરનું હોય તે કયું હોઇ શકે છે તે કહેવાનો કુલ અખત્યાર છે તેની મર્યાદા રાખેલી છે. જે કામમાં અપીલ ચાલતી હોય તે કામમાં અપીલ કરવા ઉપરથી અપીલ કોરટ એવું કહી શકતી હોય કે એકાદા જડજે ફરી તપાસ કરવી જોઈતી નહોતી, તો હકુમત વીના તે બીલકુલ વરતેલા હોય તેથી એક જુદી બાબત છે. પહેલા કામમાં અપીલ કોરટે તે હુકમ ફેરાવેલો છે કારણ કે ન્યાયની રૂઇએ કુલ અખત્યાર જે રીતે તે જડજે વાપરેલો છે તેમાં તેમણે ભુલ કરેલી છે, પાછળના કામમાં તે કોરટે તે હુકમ રદ કરેલો છે કારણ કે કુલ અખત્યાર વાપરે તેવો તેમને અખત્યાર બીલકુલ નથી. " એકાદા દસ્તાવેજનો મતલબ યોગ્ય હુંશીયારી વાપરીને જાણી શકાય તેવો ન હોય તો તે દસ્તાવેજ કોઇ મજકુર વીશે બધા પક્ષકારોની તપાસ વખતે ખોટી સમજ થયેલો હોય ( ગોપાળચંદ્ર વી. સોલોમન ( ૧૮૮૬ ) ૧૩ ક. ૬૨ પા. ૬૪ ), અથવા જો તે અગત્યની હોવા છતાં તેનો વીચાર કરેલો ન હોય ( મહાદેવ વી. સપાની ( ૧૮૭૬ ) ૧ મ. ૩૯૬ ), એકાદો દસ્તાવેજ તપાસ્યા વીના તેના ઉપર ભરૂસો રાખવામાં ના આવેલો હોય અથવા એકાદા કમીશનર ભરૂસો રાખવા લાયક નથી કારણ કે તે કોરટના એક મોહરીયર છે એવું ઠરાવેલું હોય ( અબદુલ વી. રાચા [ ૧૮૭૬ ] ૧ અ. ૩૬૩ ), ફેંસલો આપવામાં પહેલ વહેલી વખતે એકાદો સવાલ ઉઠાવામાં આવેલો હોય તો તે પણ કારણ છે ( ગંગાપ્રસાદ વી. મહારાણી ( ૧૮૮૪ ) લા. રી. ૧૨ ઇ. અ. ૪૭ પા. ૫૧, સુલેમાન વી. ઓરીએન્ટલ બેંક ( ૧૮૯૧ ) ૧૫ મું. ૨૬૭ પા. ૨૭૬, ૨૪ સી. ડી. પા. ૪૯૭, મીરઅલ્લી વી. રહેમુભાઇ ( ૧૫ બં. લા. રી. ૫૯૪ ). જ્યારે એકાદા સખસે પોતાની કસુરથી ઓ. ૯ રૂ. ૪ પ્રમાણે પોતાના હકને હરકત થવા દીધી હોય તો આ રૂલ પ્રમાણે કોરટની એકાદી હકીકત ફરીથી બતાવવાની હકુમત નથી ( કૈલાસ વી. નબા દ્વીપ ( ૧૮૯૭ ) ૧૨ ક. વી. નો. ૩૫૮ ). પણ એક પાછળના કામમાં એવું ઠરાવેલું

છે કે જ્યારે ઓ. ૯ રૂ. ૭ પ્રમાણે કસુરના કારણથી એક દાવો કહાડી નાંખેલો હોય અને ઓ. ૯ રૂ. ૮ પ્રમાણે તે કહાડી નાંખ્યાનો હુકમ રદ કરવાને પ્રથમ અરજી કર્યા શીવાય વાદીએ તે ફેંસલાની ફરી તપાસની અરજી કરેલી હોય તો તે અરજી સાંભળવાને કોરટની હકુમત છે (રાજનારણ વી. અનંગામોહન (૧૮૯૯) ૨૬ ક. ૫૯૮). અપીલની સુનાવણીની નોટીસ અપીલના પ્રતીવાદી (ઉપર બજાવવામાં આવેલી ન હોય તેથી તે સુનાવણીની તારીખે હાજર થઈ શકેલો ના હોય તો આ રૂલના હેતુ પ્રમાણે પુખ્ત કારણ છે એવું ઠરાવેલું છે (ધનશાંમ વી. લાલસીંગ (૧૮૮૭) ૯ અ. ૬૧). હુકમનામાની તારીખે જે કાંઇ બાબત હોય તે બાબતનુ એકાદું હુકમનામું સુધારવાને કારણ થવું જોઇએ. જે વખતે હુકમનામું કરવામાં આવેલું તે વખતે તે બરોબર હોય તો પાછળથી બનેલી હકીકતના કારણથી તે હુકમનામાની ફરી તપાસ કરવાને આ રૂલથી અખત્યાર આપેલો નથી (કોટાગીરી વી. વેલાંકી (૧૯૦૦) ૪ ક. વી. નો. ૭૨૫; ૨૪ મ. ૧; લા. રી. ૨૭ ઇં. અ. ૧૯૭).

**વેચાણનું સરટીફીકેટ**—આ રૂલ પ્રમાણે એકાદું વેચાણનું સરટીફીકેટ સુધારી શકાય છે. આવા એક હુકમ ઉપર અપીલ નથી (મુનરાય વી. રામકુંમાર (૧૮૯૮) ૩ ક. વી. નો. ૩૭૪; ૨૬ ક. ૫૨૯. વળી જુઓ સદ્દુકુંવર વી. બનરસીધર ૨૩ અ. ૪૦૬).

**કોર્ટ ફી**—સને ૧૮૭૦ ના કોર્ટ ફી એકટના પરી. ૧ આ. ૪, ૫. ફરી તપાસની એકાદી અરજીમાં દાવાના તમામ આંક ઉપર કોરટ ફી આપવી જોઇએ (ગેબાનચંદ વી. મહમદ અઝીર (૧૮૯૮) ૩ ક. વી. નો. ૨૯૩. પણ જુઓ મનોહરના કામમાં ૪ મું ૨૬).

**મુદત**—જુઓ સને ૧૮૭૭ ના એકટ ૧૫ ના પરી. ૨ આ. ૧૬૦ અ. ૧૬૨ અને ૧૭૩ (સને ૧૯૦૮ ના એકટ ૯ ના પરી. ૧ ની આ. ૧૬૧, ૧૬૨, ૧૭૩).

**રીવાજ**—જે હુકમનામા, હુકમ અથવા ફેંસલાની ફરી તપાસ કરવાને માગવામાં આવેલું હોય તે હુકમનામા, હુકમ અથવા ફેંસલાની નકલ ફરી તપાસની અરજી સાથે રજુ કરવી જોઇએ એવી જરૂર નથી (વાજીદઅલ્લી વી. નવલ (૧૮૯૫) ૧૭ અ. ૨૧૩. પણ જુઓ આદરજી વી. માણેક (૧૮૮૦) ૪ મું. અ. ૪૧૪).

ફરી તપાસની અરજ કોને કરી શકાય. — ક. ૬૨૪

**૨.** ૧ લી કાનુનમાં કહયા પ્રમાણે નવો તથા અગત્યનો મજકુર કે પુરાવો જડયાના સબબ શીવાય, અથવા હુકમનામું જોતાંજ કંઈ હસ્તદોષની અથવા ગણીતની દેખાઈતી ભુલ જણાયાના સબબ શીવાય બીજા કોઈ સબબથી, હૈ કોર્ટ શીવાયની બીજી કોઈ કોર્ટના હુકમનામા અથવા હુકમની ફેર તપાસણીની અરજ, જે જડજે એવું હુકમનામું કર્યું હોય અગર હુકમ કર્યો હોય તે જડજનેજ કરી શકાય; પણ જે જડજે એવું હુકમનામું અથવા હુકમ કર્યો હોય તેણે ૪ થી કાનુનની પેટા કાનુન (૨) ના વીશેશ ઠરાવ (અ) મુજબ નોટીસ કાઢવાનો હુકમ કર્યો હોય તો, એવી અરજનો નીકાલ તેના જગ્યાએ આવનાર બીજાને કરવાનો અધીકાર છે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૨૪**

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

**જીલ્લા અંદરની સ્મોલકોઝ કોર્ટ**—જીલ્લા અંદરની સ્મોલકોઝ કોરટની પોતાના

પુરવાધીકારીએ તપાસ કરેલા કામની નવેસર તપાસ કરવાને ફરમાવવાની હકુમત છે (સમશેરઅલી વી. કરકત શાહ. ( ૧૮૮૧ ) ૬ ક. ૨૩૬, ૨૬ ક. ૫૨૯. વળી જુઓ સદાકુંવર વી. બંસીધર ( ૧૯૦૧ ) ૨૩ અ. ૪૭૬)

**આ રૂલનો હેતુ**—મહેશરસીંગ વી. બંગાળા સરકાર ( ૧૮૫૮ ) મું. ઈ. અ. ૩૦૪, ૩ વી. રી. પી. સી. ૪૫) ના કામનાં નામદાર સાહેબોએ ફરી તપાસ અને અપીલ વચ્ચેનો તફાવત બતાવેલો છે. આ રૂલમાં તે ફેંસલાનો હેતુ છે અને ઠરાવ્યું છે કે (૧) નવી અથવા અગત્યની બાબત અથવા પુરાવાના કારણ શીવાય અથવા (૨) હસ્તદોષની ભુલ શીવાય હાયકોરટ બહારના કોઇ જડજ એક બીજા જડજના ફેંસલાની ફરી તપાસ કરી શકતા નથી, પછી કોરટે તે ફેસલો કરેલો હોય તે કોરટના જડજ હોય અથવા તે કોરટને ઠેકાણે બીજી કોરટ હોય તેના જડજ હોય તેની ચીંતા નથી ( સારંગપાણી વી. નારાયણસામી (૧૮૮૫) ૮ મ. ૫૫૭ ). માટે પ્રથમના ફેંસલામાં ધારેલી ભુલોના કારણથી તે ફરી તપાસ કરી શકતા નથી. ( બીહારીલાલ વી. મંગળાનાથ (૧૮૮૦) ૫ ક. ૧૧૧). તેમ અરજદારની ગેરહાજરીમાં અને સુનાવણીની નોટીસ આપ્યા વીના તે હુકમ કરેલો હોય તે કારણથી પણ તે ફરી તપાસ કરી શકતા નથી. ( ખેમા વી. ધનજી (૧૮૯૦) ૧૪ મું. ૧૦૧ ).

**અગત્યની બાબત**—તેના તેજ મુદ્દા વીશે તેના તેજ પક્ષકારોની વચ્ચે હુકમનામું થયા પછી પ્રીવીકૌંસીલે એ ફેસલો કરેલો હોય તો તે નવી અગત્યની બાબત છે (વાઘેલા વી. મશલુદીન (૧૮૮૯) ૧૩ મું ૩૩૦; બેનીપ્રસાદ વી. રાધાપ્રસાદ (૧૮૭૧) ૧૫ વી. રી. ૧૪૩; પણ જુઓ અમ્રીતલાલ વી. માહાધો (૧૮૮૪) ૬ અ. ૨૯૨; પંચાનનબોઝ વી. ગુરૂદાસરોય (૧૮૭૧) ૯ બં. લા. રી. ૧૮૭; ૧૮ વી. રી. ૩૧૭).

**કરવામાં આવશે**—જો અરજી આપ્યા પછી સામા પક્ષકાર ઉપર નોટીસ કાઢાડવામા આવી હોય તો તે બસ છે ( રામાસામી વી. કુરીસુ ( ૧૮૯૦ ) ૧૩ મ. ૧૭૮; કરૂસીંગ વી. દેવનારાયણ (૧૮૮૪) ૧૦ ક. ૮૦; ૧૩ ક. લા. રી. ૨૬૧; અથવા નોટીસ બજાવવાની ફી ભરવી જોઇએ, એવો હુકમ કરેલો હોય તો તે બસ છે ( ફાઝલ બીશવાસ વી. જમાદાર (૧૮૮૬) ૧૩ ક. ૨૩૧); આ કામમાં આ રૂલમાં જે કારણો બતાવેલાં છે તે શીવાયના બીજા કારણો હોય અને તેનો નીકાલ જડજની જગોએ આવેલા જડજ કરી શકે છે ( ગણુપત વી. જીવણ ( ૧૮૯૨ ; ૧૬ મું. ૬૦૩), પણ જુઓ ચેરૂ વી. ચેરૂ (૧૮૮૯) ૧૨ મ. ૫૦૯). વાયવ્યપ્રાંતમાં એવું ઠરાવેલું છે કે તેના તેજ જડજને અરજી આપેલી હોય તેથી બસ નથી; તેની સુનાવણી કરીને તેનો નીર્ણય તેમણેજ કરવો જોઇએ (પંચમ વી. ભીંગુરી (૧૮૮૨) ૪ અ. ૨૭૮).

**૩. અપીલ તૈયાર કરવાના નમુના વીશેના ઠરાવો, પ્રસંગ પ્રમાણે જરૂર જરૂર હોય તે ફેરફાર સહીત ફરી તપાસની અરજોને લાગુ પડશે.** ક. ૬૨૫

ફરી તપાસની અરજનો નમુનો.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૨૫.**

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

**રીવાજ**—ફરી તપાશની એકાદી અરજી તે અપીલની યાદના નમુનાની હોવી જોઇએ ( માહાદાજી રામચંદ્ર વી. વીઠલ વીશ્વનાથ ( ૧૮૬૨ ) ૧ મું. હા. કો. ૧૯૫ ) અને તે સાથે હુકમની નકલ હોવી જોઇએ ( આદરજી એદલજી વી. માણીકજી ( ૧૮૮૦ ) ૪

મું. ૪૧૪.) અને જો તે બાબત સરટીફીકટની જરૂર હોય તો જે વકીલોએ તે કામમાં તકરાર કરેલી હોય તે વકીલો તે સરટીફીકટ આપવાને યોગ્ય શખસો છે (તુગ ઓંગ વી. ચાઈના સ્ટીમ નેવાગેશન કંપની (૧૮૭૪) ૨૪ વી. રી. ૪૩૦. વળી જુઓ ફોશો વી. પીટો (૧૮૬૮) ૧૦ વી. રી. ૫૪. જુઓ ઓ. ૪૧ રૂ. ૧)

જો નવી બાબત અથવા પુરાવાનુ કારણ હોય તો તે અરજી અને એફીડેવીટમાં જે પુરાવ ઉપર આધાર રાખેલો હોય ન પુરાવ હોવો જોઇએ અને તેમાં બતાવવું જોઇએ કે ક્યારે તે મલુમ પડેલો છે. ફરી તપાસના અરજીમાં જે કારણો બતાવેલાં હોય ને કારણો ઉપરાત કોરટે જવું ન જોઇએ (પુર્ણચંદ્ર વી નીલનાથબ (૧૯૦૦) ૫ ક. વી. નો ૪૮૫) જુઓ "સખત પુરાવ" રૂ. ૪ આગળ.

૪. (૧) ફરી તપાસ કરવાનું પુરતું કારણ નથી એમ કોર્ટની નજરમાં આવે; ત્યારે કોરટે તે અરજ નામંજુર કરવી. ક. ૬૨૬.

અરજ ક્યારે નામંજુર કરવી.

(૨) કોરટનો અભીપ્રાય એમ થાય કે ફરી તપાસની અરજ મંજુર કરવી જોઈએ, ત્યારે તેણે તે મંજુર કરવી.

અરજ ક્યારે મંજુર કરવી.

પરંતુ:—

(અ) જે હુકમનામાની અથવા હુકમની ફરી તપાસ સારૂ અરજ થઈ હોય તે હુકમનામાની પુષ્ટિમાં સામા પક્ષકારને જે કહેવાનું હોય તે હાજર થઈને કહેવા સારૂ તેને પ્રથમ નોટીસ આપ્યા વગર તે અરજ મંજુર કરવી નહીં; તથા

(બ) હુકમનામું અથવા હુકમ કરતી વખતે મારા જાણવામાં નહોતો અથવા હું આપી શકું તેમ નહોતો તેવો નવો પુરાવો અથવા મજકુર જડી આવ્યો છે એવો સબબ લગાડીને ફરી તપાસની અરજ કરી હોય તો, તે સબબની ખરેખરી શાબીતી વગર તે અરજ મંજુર કરવી નહીં.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૨૬.

ટીકા—નોટીસનો નમુનો—જુઓ એપેનડીક્સ. ગ. નંબર ૧૪.

ફરી તપાસ ઉપરથી થએલા ફેંસલાઓને આ રૂલ લગુ થતુ નથી પણ ફકત ફરી તપાસ કરવાના અથવા ના મંજુર કરવાના હુકમોને લાગુ છે (અપકાર વી. હેસાબાઇ (૧૮૮૬) ૧ ઈ. જ્યુ. એન. એસ. ૨૩૭; રઘુનાથ વી. આનંદીપોરે (૧૮૬૮) ૧૦ વી. રી. ૩૮૭) હાઈકોરટ રૂલ, ભાગ ૨ બાબ ૮ ના રૂલ ૮ પ્રમાણે પેપર બુક તય્યાર કરવાનુ અશરે ખર્ચ અનામત મુકવાને કસુર કરવામાં આવે તે બાબતની અપીલ કાહાડી નાંખવાનુ હાઇકોરટના એક ડીવીઝન બેંચે હુકમનામું કરેલું હોય તે ફકત આ રૂલ પ્રમાણે એક હુકમથી રદ કરી શકાય છે (ફાતીમુનીસા વી. દેવકીપ્રસાદ (૧૮૯૭) ૨૪ ક. ૩૫૦; ૧ ક. વી. નો. ૨૧)

ફેંસલો—ફરી તપાસ દાખલ કરવાના જડજે પોતાના કારણો લખવા જોઇએ, પણ જો તેમણે લખેલાં ના હોય તો તેમણે હકુમત વીના કરેલુ છે એમને કૃત્ય નીરર્થક થતુ નથી (અશરફુનીસા વી. મનાવત હુસન (૧૮૭૦) ૧૩ વી. રી. ૪૩૯; ૫ બ. લા. રી. ૩૧૬; ગણેશરામ વી. રોહીની (૧૮૭૦) ૧૪ વી. રી. ૨૩૬; માણીક મુદલીયર વી.

ગરૂસામી મુદાલીયર ( ૧૯૦૯ ) ૨૩ મ. ૪૯૬ ) માટે કામ ચલાવવાની યોગ્ય રીતી જે નીયમો પ્રમાણે કામમાં દાખલ કરયા વીનાના ફેંસલાઓની વ્યવસ્થા કરવામાં આવે છે તે નીયમો પ્રમાણે વ્યવસ્થા કરવાની છે, અને તે કામ એવા હુકમની સાથે પાછુ મોકલવાનુ છે કે જડજે પોતાનાં કારણો લખવા આવો હુકમ બરોબર નથી તેથી તે કામ પાછુ મોકલવુ જોઇએ ( ગયાનંદ આશરામ વી. બેપીન મોહનસેન ( ૧૮૯૫ ) ૨૨ ક. ૭૩૪ ) દક્ષણના ખેડુતોના બચાવના એકટ ( મુંબાઇના સને ૧૮૭૯ ના એકટ ૧૭ ) પ્રમાણેના કામોમાં ફરી તપાસણી કરવામાં એક જીલ્લા જડજ અથવા આસીસ્ટંટ જડજની રૂબરૂ કામ પોતાના કુલ અખત્યાર પ્રમાણે ચલાવવાનુ છે માટે પ્રતીવાદીની પેદાસ કેવા પ્રકારની છે તે વીશેની ભુલના કારણથી ફરી તપાસ મંજુર તે તેવો કુલ અખત્યાર બાજણી રાકે વાપરીને કરવાની છે ( બદ્રીચાર્ય વી. રામચંદ્ર ગોપાળ ( ૧૮૯૫ ) ૧૯ મું. ૧૧૩; રામસીંગ વી. કીશનસીંગ ( ૧૮૯૫ ) ૧૯ મું. ૧૧૬ ) તેઓ એક તરફી હુકમની ફરી તપાસ કરી શકે છે. ( રામચંદ્ર નારાયણ વી. દ્રુપદી ( ૧૮૯૬ ) ૨૦ મુ ૨૮૧ ).

**નોટીસ**—એકાદા દાવાની ફરી તપાસ કરી શકાય તે પહેલાં તે હુકમના આધારમાં શામા પક્ષકારને હાજર થવાનો દીવશ ઠરાવી તે બાબતની નોટીસને સામા પક્ષકાર ઉપર બજાવવી જોઈએ ( હરીમોહન ) વી. મોહેન્દ્રનાથ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૧૩૫; વળી જુઓ: રૂપચંદ વી. બળવંત ( ૧૮૮૭ ) ૧૧ મુ. ૫૯૧ ) અને કારણ બતાવવામાં આવે તે ફરી તપાસ મંજુર કરવામાં આવે ત્યાં સુધી તે કામની ફરી સુનાવણી કરવી ન જોઈએ ( રાજેંદ્ર પ્રતાપ વી. ભાઉબળ ( ૧૮૭૧ ) ૧૪ વી. રી. ૧૦૫ ).

પણ એક સ્પેશીયલ અપીલ રદ કરવાના હુકમની ફરી તપાસ કરવાને અરજી કરેલી હોય, તેમાં નોટીસ આપેલી નથી તે કારણથી સામી તકરાર કરવામાં આવેલી હોય તો કોરટે ઠરાવેલુ છે કે તે અપીલની અરજી એક તરફી હતી, માટે નોટીસની જરૂર નથી ( જયકુમાર વી. ઇશરીનંદ (૧૮૭૪) ૧૮ વી. રી. ૪૭૫; ૧૦ બં. લા. રી. ૧૫૫).

**નવી બાબત**—આ રૂલનો પ્રથમ હેતુ રકમ (બ) માં બતાવેલા ફેંસલાનો છે; બીજો હેતુ તે અપીલ દાખલ કરવાના હુકમ બાબતનો છે. તેના તેજ પ્રોસીડીંગમાં તે એક લખી શકાય છે ( અનજુનીસા વી. સુરજકાંત ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૫૬ )

**ખરેખરી સાબેતી**—જો બીજી બાજુ તરફથી હરકત કરવામાં ના આવે તો ખરેખરી સાબેતીથી તે અરજદારે કોરટની ખાત્રી કરવી જોઇએ ( રામજોય વી. જગદેશરી ( ૧૮૭૪) ૨૨ વી રી. ૩૯૯), નવો પુરાવ અરજદારના તથા તેના એજંટના જાણવામાં તેનો દાવામાં ઉપયોગ થઇ શકતો હતો તે પછી પહેલ વહેલો આવેલો છે અને યોગ્ય હુશીયારી રાખ્યા છતાં તેથી જલદી તે જાણી શકયો નહોતો અથવા તે પુરાવ તે આપી શકતો નહોતો ( લેન્ડ કેડીટ કંપની વી. લોર્ડ ફરમોઈ ( ૧૮૭૦ ) લા. રી. ૫ ચ. ૬૭૩; નીસાબીબી વી. અબદોર રહેમાન ( ૧૮૭૪ ) ૧૮ વી. રી. ૪૧૩; ગુરૂ દયાળ વી. ડેકાનુંજે ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૪૪૬; નપરચંદ્ર વી. સેંડસ ( ૧૮૭૧ ) ૮ બં. લા. રી. એપ. ૩૫, ૧૦ વી. રી. ૪૩૨; નાદરચંદ્ર વી. રીદોયમંડળ (૧૮૭૩) ૧૧ બં. લા. રી. ૪૨૪, નોટ ૧૭ વી. રી. ૪૧૮ રામશેર અલી વી. રામચંદ્ર (૧૮૬૫) ૨ વી. રી. ૧૭૪), અને જો નવો પુરાવ માલુમ પડેલો તે આધારથી જો તે અરજી કરેલી હોય અને સાબેતી વીના જડજે તે દાખલ કરેલી હોય તો તે પુખ્ત કારણથી દાખલ કરેલી છે એવા સબબથી તે હુકમને પુછી કરી શકાતી નથી ( ખેલાતચંદ્ર વી. પ્રાણુકીસ્તો ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૪૬૧: ૧૧ બં. લા. રી. ૪૨૮ નોટ, ઓમરાવ ઠાકોર વી. ગોકુલ ( ૧૮૭૧ ) ૧૬ વી. રી ૭; ૮ બં. લા. રી. એપ. ૩૪; વળી જુઓ ઝણુશાહુ વી. જશદો કુંવર ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૨૩૦, બજંદ્ર કુમાર વી. વાઈઝ ( ૧૮૭૩ ) ૧૯ વી. રી.

૧૩૦ ). અરજદારના જાણવામાં તે નવો પુરાવ ન્હોતો એવા એફીડેવીટ કરેલા પણ તેં છે યેગ્ય હુશીઆરી વાપરેલી હતી અને તજવીજ કરી હતી એવું તેમાં કહેલું નથી, માટે તે બસ નથી ( સીતાનાથ ગોઝ વી. સામાસુંદ્રી ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૨૬; ૮ બં. લા. રી. એપ. ૩૭,—નોટ )

એક દસ્તાવેજનો અરથ કરવામાં ભુલ થએલી છે તે કારણથી એક અરજદારે ફરી તપાસની અરજી કરેલી હતી તો તેમાં કોર્ટને એવું બતાવવાનો તેનો હક છે કે એક જુઠ કરેલી છે અને તે દસ્તાવેજ પ્રથમ રજુ કરેલો નહોતો એવી હરકત ચાલતી નથી ( ગણેશરામ વી. રોહીની ( ૧૮૭૦ ) ૧૪ વી. રી. ૨૩૬ ).

અપીલ—ફરી તપાસની અરજી મંજુર કરવાને આ રૂલ પ્રમાણે હુકમ કરેલો હોય તો તે ઉપર અપીલ ચાલે છે જુએ ઓ. ૪૩. રૂ. ૧ ( પાછળ ).

જે કોર્ટમાં બે અથવા વધરે જડજો હોય તે કોર્ટમાં ફરી તપાસની અરજ.

૫. જે હુકમનામાની અથવા હુકમની ફરી તપાસ કરવાની અરજ કરી હોય, તે હુકમનામું અથવા હુકમ કરનાર જડજ અથવા જડજો, અથવા તેમાંનો કોઇ જડજ ક. ૬૨૭ ફરી તપાસની અરજ કોર્ટમાં આપતી વખતે તેજ કોર્ટમાં હોય, અને—તે અરજ આપ્યા પછીના લાગલાજ ૭ માસની મુદત સુધીમા, ગેરહાજરી અથવા બીજા કારણથી, અરજીમાં બતાવેલા હુકમનામા અથવા હુકમ ઉપર વિચાર કરવાને તેને અથવા તેમને અડચણ ન હોય તો,—તે જડજે અથવા જડજોએ અથવા તેમાંના કોઇએ તે અરજ સાંભળવી, અને કોર્ટના બીજા કોઇ જડજે અથવા જડજોએ તે સાંભળવી નહીં.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૨૭.

ટીકા—આ રૂલ હાય કોર્ટને લાગુ છે.

રામહરીશાહુ વી. મદન મોહન મીતર ( ૧૮૯૬ ) ૨૩ ક. ૩૩૯ ) ના કામમાં ઠરાવેલું છે કે પેપર બુક તઇયાર કરવાનું ખરચ નહી ભરવાના કારણથી અપીલ કાહાડી નાંખી હોય તો હાય કોર્ટના રૂલોના ભાગ ૨, બાબ ૭ ના રૂલ ૧૭ પ્રમાણે તે અપીલ ફરીથી દાખલ કરવાની અરજી તે ફેંસલાની ફરી તપાસની અરજી નથી માટે આ રૂલ પ્રમાણે હાય કોર્ટના એક જડજ તેનો નીકાલ કરી શકતા નથી પણ આ ઠરાવ ફાતીમુનીસા વી. દેવકી પ્રસાદ ( ૧૮૯૭ ) ૨૪ ક. ૩૫૦; ૧ ક. વી. નો ૨૧ ) ના કામના ઠરાવથી રદ કરેલો છે, અને તેમાં ઠરાવ્યું છે કે સદરહુ હુકમ આ રૂલ પ્રમાણે રદ કરી શકાય છે.

કોર્ટના—જ્યારે હાય કોર્ટના જડજ રજા ઉપર ગેર હાજર હોય અને તેમની જગાએ કામ કરવાને બીજા એક જડજને નીમેલા હોય તો ઠરાવ્યું છે કે આ રૂલના હેતુ પ્રમાણે તે કોર્ટના જડજ નથી ( અભયચરણ વી. શામોંટ ( ૧૮૮૯ ) ૧૬ ક. ૭૮૮ ).

કોઇ બીજા જડજે સાંભળવી નહી—જે બેંચે ફેંસલો કરેલો હોય તે બેંચના જડજોને અથવા જે જડજ રહેલા હોય તે જડજને ફરી તપાસની અરજી કરવી જોઇએ અને જો તે બે જડજોએ દાખલ કરેલી હોય તો ફકત એક જે જડજ રહ્યા હોય તેમણે તે અરજીનો નીકાલ કરવો જોઇએ. ચીફ જસ્ટીસ સાહેબ તેની સુનાવણી કરવા એક બેંચ નીમી શકતા નથી ( જોર્જીન સ્કીનર વી. ધનકીશન ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૮૬, અભયચરણ વી. શામંત ( ૧૮૮૯ ) ૧૬ ક. ૭૮૮ ). અને જ્યારે સ-

ઓર્ડીનેટ જડજની રૂબરૂ ફરી તપાસની એક અરજી ચાલુ હતી તે જીલ્લા જડજે પોતની કોરટમાં તપાસ કરવા સારૂ મંગાવેલી હોય તો તેમનો તે હુકમ હકુમત વીના કરેલો છે એમ ઠરાવીને રદ કરવામાં આવે છે ( રામનાથ વી. ગૌહર ( ૧૮૯૦ ) ૨ અ. હા. કો. ૨૩૦. વળી જુઓ ગોલામ ઘશા વી. હીરાચંદ વી. રી ( ૧૮૬૪ ) પ્રા. ૨૯ ).

૬. (૧) એક કરતાં વધારે જડજો ફરી તપાસની અરજ સાંભળે અને કોર્ટના મત સરખા વહેંચાઈ જાય તો તે અરજ નામંજુર કરવી. ક. ૬૨૮

અરજ ક્યારે નામંજુર કરવી.

(૨) એક તરફ વધારે મત પડે ત્યારે વધારે મત પ્રમાણે ઠરાવ કરવો.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૨૮.

**ટીકા**—આ રૂલ હા કો. ને લાગુ છે.

૭. (૧) અરજ નામંજુર કરવાના કોરટના હુકમઉપર અપીલ ચાલશે નહીં; પરંતુ તે અરજ મંજુર કરવાના હુકમ સામે નીચેના કારણોથી હરકત લેઈ શકાશે તે એ કેઃ— ક. ૬૨૯.

નામંજુરીના હુકમ ઉપર અપીલ ચાલશે નહીં. મંજુર કરવા બાબતના હુકમસામે હરકતો.

(અ) તે અરજ ૨ જી કાનુનના ઠરાવથી ઉલટી છે,

(બ) તે અરજ ૪ થી કાનુનના ઠરાવથી ઉલટી છે, અથવા

(ક) ફરી તપાસની અરજ કરવાને વાસ્તે ઠરાવેલી મુદત વીતી ગયા પછી અને પુરતા કારણવગર તે કરી છેઃ

એવી હરકત અરજ મંજુર કરવાના હુકમ ઉપર એકદમ અપીલ કરીને અથવા ફરીયાદમાં જે છેવટનું હુકમનામું અથવા હુકમ થાય તેના ઉપરની અપીલ દરમ્યાન લઈ શકાય.

(૨) અરજદારે હાજર થવામાં કસુર કરવાને લીધે અરજ નામંજુર કરી હોય ત્યારે, નામંજુર કરેલી અરજ પાછી ફાઈલ ઉપર લેવાનો હુકમ કરવાસારૂ અરજ કરવાને તે અરજદાર મુખત્યાર છે, અને તે અરજ સુનાવણીને વાસ્તે નીકળી તે વખતે કાંઇ પુરતા કારણને લીધે હાજર થઇ શકાયું નહીં એમ કોરટના સંતોષ પુર્વક સાબીત થાય ત્યારે,—ખરચ અને બીજી બાબતને વાસ્તે પોતાને યોગ્ય લાગે તેવી સરતો કરીને તે અરજી પાછી ફાઈલ ઉપર લેવાનો હુકમ કરવાને કોરટ મુખ્ત્યારછે, અને તે અરજની સુનાવણીનો એક દીવસ તેણે નીમવો.

(૩) સદરહુ અરજની લેખી નોટીસ સામા પક્ષકારને પોંચાડયા વગર (૨) જી પેટા કાનુન પ્રમાણે હુકમ કરવો નહીં.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૨૯.

**ટીકા**—આ રૂલ હા. કો. ને લાગુ છે.

**એક જુદા અભીપ્રાય બાબત કારણ**—એક કોરટે પ્રથમ જે છેવટ નીશ્ચય કરેલો હોય તેથી ફેંસલાની ફરી તપાસ કરીને જુદો નીશ્ચય કરવામાં આવે તો તે બાબત કોરટે

કારણો બતાવવાં જોઈએ ( આનંદ મોઈ વી કાળી કુમર (૧૮૬૬) ૬ વી.રી. ૧૮).

**ના મંજુર કરવાનો હુકમ આખરનો છે**--ફરી તપાસ ના મંજુર કરવાનો હુકમ આખરનો છે ( નોબીન વી. ગીરોધારી ( ૧૮૬૯ ) ૧૧ વી રી. ૨૬૪: બનીરામ વી. હોસેનઅલી ( ૧૮૬૯ ) ૧૧ વી. રી. ૧૮૪ ), હાય કોરટની અસલ બાજૂમાં ફક્ત એક જડજે તે હુકમ કરેલો હોય તોપણ તે આખરનો છે ( અચાયા વી. રતન વલુ ( ૧૮૮૬ ) ૯ મ. ૨૫૩, અભયચરણ વી. શામત ( ૧૮૮૯ ) ૧૬ ક. ૭૮૮ ) પાછળનું કાંઈ હુકમનામું એવું નથી કે જેના ઉપર અપીલ ચાલી શકે. માટે એક વકીલને એક કામ પડતું ખેંચી લેવાની પરવાનગી આપેલી હતી અને ત્યાર પછી તે પાછું દાખલ કરવાને એક અરજી કરેલી એવા કારણથી કે તે વકીલને તે પાછું ખેંચી લેવાનો અખત્યાર આપેલો નહોતો તો તે અરજી ના મંજુર કરવામાં આવેલી હતી. ઠરાવ્યું છે કે તે હુકમ ઉપર અપીલ ચાલતી નથી ( મધુમતી વી. ધર્મપતસીંગ ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૧૬૭ ) પ્રોસેસ ફી નહી આપવાથી એક બજાવણીનું કામ કાહાડી નાંખવામાં આવેલું હતું તેથી તે હુકમની ફરી તપાસ કરવાની અરજી ના મંજુર કરવામાં આવેલી હતી તો તે ના મંજુર કરવાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી. ( પરમાનંદસીંગ વી દુરગા પ્રસાદ ( ૧૮૯૯ ) ૪ ક. વી. નો. ૩૯ ), ફેંસલાની ફરી તપાસ મંજુર કરવાનો હુકમ રદ કરવાના હુકમ ઉપર બીજી અપીલ ચાલતી નથી ( કાંતીચંદ્ર મુકરજી વી. શાલીગરામ ( ૧૮૯૭ ) ૨૮ ક. ૩૧૯; તેમાં જમાલ વી. અબદુલ ( ૧૯૦૭ ) ૬ ક વી. નો ૨૨૫ ના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવ્યું છે ).

**ફરી તપાસ ના મંજુર કરેલું તે**--જડજે મુદ્દો ઠરાવેલો અને તે તપાસ કરવા સારૂ હરકત વીના મોકલેલા હતે. તેમાં ફરી તપાસ કરવાને ના કહેવામાં આવી હતી ( બેઝ વી. વાઈઝ ૧૨ વી. રી. ૪૦૯ ). જ્યારે એક અરજદારે નવા પુરાવાના કારણથી અરજ કરેલી હતી, પણ ક્યાંથી તે શોધી કાહાડવો તે પ્રથમ જાણતો હતો ( બ્રજેંદ્ર કુમાર વી. વાઈઝ ( ૧૮૬૯ ) ૧૯ વી. રી. ૧૩૦ ) અને જ્યારે તે અરજીના આધારમાં કરેલા એફીડેવીટ ઉપરથી તે પુરાવ લગતો છે અને અરજદારના જાણવામાં નહોતો અને તે પ્રથમ રજુ કરી શકે તેવું હતું નહી, એવું બતાવવામાં આવેલું નહી તેથી તે અરજી ના મંજુર કરેલી હતી ( રામધન વી. જયનારાયણ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૫૩૬ ), ૮ બં. લા. રી. એપ ૩૬ ) નોટ ).

**હુકમનો અસર**—તે અરજી ના મંજુર કરવાના ફેંસલાથી પ્રથમના હુકમનામાને કાંઈ અસર થઈ શકતો નથી ( રામહરી વી મથુર મોહન ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૪૫૦).

**બીજી અરજી**--જો કે ના મંજુર કરવાનો હુકમ આખરનો છે તોપણ, જુદા કારણથી ફરી તપાસની અરજી પાછળથી દાખલ કરવાને કાંઈ મનાઈ કરેલી નથી ( નસીરૂદીનખાંન વી. ઈંદ્ર નારાયણ ( ૧૮૬૩ ) બ. લા. રી ( એફ, બી. ) પા. ૩૭૦, ૫ વી. રી. ૯૩; કાશીનાથ વી. લછી નારાયણ વી. રી ૨૮૭; નીદુગણી વી. શરોદામણી (૧૮૬૫) ૨ વી. રી. ૬૧; ગોબીંદરામ વી. ભોલાનાથ ( ૧૮૮૮ ) ૧૫ ક. ૪૩૨; પણ જુઓ તારાનાથ વી. રાજબલબ ( ૧૮૬૭ ) વી. રી. ૪૬૪ ); અથવા નવી તપાસ કરવાની અરજી દાખલ કરવાને મનાઈ કરેલી નથી ( શરત કુમારીદાસી વી. રાધામોહન રોય (૧૮૯૫) ૨૨ ક. ૭૮૪ જુઓ બીશેશર વી. શમીદત ( ૧૯૦૬ ) ૪ ક. લા. જે ૪૬ ) મદ્રાસમાં બીજી અરજીની પરવાનગી આપવામાં આવતી નથી. ( વેંકામા વી. પમુ. ( ૧૮૬૯ ) ૫ મ. હા. કો. ૩૨૩ )

**દાખલ કરવામાં આવે તે—હુકમ ઉપર અપીલ**—એક ફરી તપાસ દાખલ કરવાનો હુકમ તે લેટર્સ પેટંટના હેતુ પ્રમાણે ફેંસલા નથી ( અભયચર્ણ વી. શામંત ( ૧૮૮૯ ) ૧૬ ક. ૭૮૮ ). આવા એકાદા હુકમ ઉપર પહેલી અપીલ ચાલે છે, પણ ફકત આ રૂલમાં બતાવેલા કારણથી ચાલે છે. ( મુંબાઈ સ્ટીમ નેવીગેશન કંપની વી. મુઆરી ( ૧૮૮૮ ) ૧૨ મું. ૧૭૧; દરમાઓ વી. બદ્રીપ્રસાદ ( ૧૮૯૬ ) ૧૮ અ. ૪૪ કરનદન સાહી વી. બેહારીસીંગ ( ૧૮૯૫ ) ૨૨ ક. ૩; બરોડાચર્ણ ગેઝ વી. ગોબીંદપ્રસાદ તેવારી ( ૧૮૯૫ ) ૨૨ ક ૯૮૪; પુણ્યચંદ્ર વી. નીલમાધબ ( ૧૯૦૧ ) ૫ ક. વી. નો. ૪૮૫ ) આ રૂલમાં બતાવેલી બાબતો શીવાય ફેસલાની ફરી તપાસ મંજુર કરવાના હુકમ ઉપર અપીલ ચાલતી નથી ( માહાબીરપ્રસાદ વી. નાચીન ઠકર ( ૧૮૯૭ ) ૧ ક. વી. નો ૩૩૮; લલીત મોહન રોય વી. પુર્ણચંદરાય ( ૧૮૯૯ ) ૩ ક. વી. નો. ૧૩૫; ચુનીલાલ વી. સોભીબલ ( ૧૮૯૭) ૨૧ મું. ૩૩૦ ) જે કોરટે ફરી તપાસ મંજુર કરેલી હોય તે કોરટે પુખ્ત કારણ વીના મંજુર કરેલી છે. તેથી આ રૂલ પ્રમાણે અપીલ કરવાનું બળવાન કારણ થતું નથી ( મણીરામ વી. બીશનપ્રદાસ (૧૮૯૭ ) ૨૪ ક. ૮૭૮ ), બીજી અપીલ તે ઉપર થતી નથી ( ગોપાલદાસ વી. અલફખાંન ( ૧૮૮૯ ) ૧૧ અ. ૩૮૩; ચાંનસીંગ વી ચંદનસીંગ ( ૧૮૮૫ ) ૧૧ ક ૨૯૬; પાપાયા વી. ચેલ્લામાયા ( ૧૮૮૯ ) ૧૨ મ. ૧૨ ૫. ૧૨૫; પણ જુઓ બાલાનાથા વી. ભીવાનાથા ( ૧૮૮૯ ) ૧૩ મું. ૪૯૬ ના કામાના ઠરાવમાં બતાવેલો ભેદ ).

**ફરી તપાસણી**--એક સ્મોલકૉઝ કોર્ટના જડજ ફરી તપાસની એકાદી અરજી દાખલ કરે તો તે સને ૧૮૮૭ ના એકટ ૯ ની ક. ૨૫ પ્રમાણે ફરી તપાસણીને પાત્ર છે. ( રામાસામી વી. હુરીસુ ( ૧૮૯૦ ) ૧૩ મ. ૧૭૮ ).

**આખરના હુકમનામા ઉપરથી**—જયારે એકાદી અરજી મુદતની અંદર દાખલ કરેલી હોય ત્યારે તે હુકમ તદન હકુમત વીનાનો છે એમ ઠરાવીને રદ કરી શકાતો નથી; પણ જો આખરના હુકમનામા ઉપર અપીલ ચાલતી હોય તો અપીલ કોર્ટ એવા કારણથી તે હુકમ ફેરાવી શકે છે કે જે જડજે ફરી તપાસ દાખલ કરેલી છે તે જડજે પોતાનો કુલ અખત્યાર વાપરવાની રીતીમાં ભુલ કરેલી છે રીયાસત વી. અબદુલા (૧૮૭૫) બા. રી. ૩ ઇં. અ. ૨૨૧; ૨ ક. ૧૩૧; માધોદાસ વી. રૂકમાન ( ૧૮૭૯ ) ૨ અ. ૨૮૭ ) જો તે જડજ પાસે એવાં સાધન હોય કે જે ઉપરથી તે વરતી શકે અને જો તેઓ રીતીસર વરતેલા હોય તો તે હુકમ વીશે બીજી અપીલમાં લઈ શકાતો નથી ( સાહેબજાંન વી. સફરાઅલ્લી ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૨૮૮ ) માટે એકાદા જડજ એવા કારણથી ફરી તપાસ કબુલ કરે કે પુરાવ તપાસનાથી જુદા નીશ્ચય ઉપર આવી શકાય ચંદ્રચરણ વી. બુદુરામ ( ૧૮૯૬ ) ૨૫ વી. રી. ૩૨૪ ) અથવા તે કામનો ફેરીથી વીચાર કરવો જોઈએ. કાલીમુદીન વી. હીરન ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૧૮૬ ) નો સ્પેશીઅલ અપીલમા તે હુકમ રદ કરી શકાય છે ફરી તપાસ મંજુર કર્યાનો અથવા ના મંજુર કરવાના આખરના હુકમ ઉપર અપીલ ચાલે છે. અરજી સાંભળવાને અને પુરાવ લેવાને દરમીયાન હુકમ કરેલો હોય તે ઉપર અપીલ ચાલતી નથી દવારકાનાથ વી. બાલતારીણી ( ૧૮૯૬ ) ૧ ક. વી. નો ૭ ).

**મુદત પુરી થયા પછી**—નેવું દીવસ થઇ ગયા પછી ફેંસલાની ફરી તપાસની એકાદી અરજી આપવામાં આવેલી હોય તો તે અરજી આપનાર પક્ષકારે પ્રથમ શા કારણસ વીલંબ થયેલો તે વીશે ખુલાસો બતાવવો જોઈએ કાશીનાથ વી. લક્ષ્મીનારાયણ વી. રી. ૧૯૬૪, ૯૧; જખુશાહુ વી. જસોદા ( ૧૮૭૨ ) ૧૭ વી. રી. ૨૩૦ ) તે કોર્ટની

ખાત્રી પુર્વક કરવો જોઇએ ( અશરઅલ્લી વી વુલરતુનીસા ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૩૩; જુમાલકીશોર વી. ઉમર નારાયણ ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૪૮૩ ) જો તેમ ના હોય તો ફરી તપાસ મંજુર કરયાનો હુકમ અઘટીત થાય છે માટે તે રદ કરવામાં આવે છે. ( લક્ષમણસીંગ વી. તીરઅનીલક્ષ ( ૧૮૭૫ ) ૧૪ બં. લા. રી. ૩૭૩; ગોદરપ્રસાદ વી. અજઅઅલ્લી ( ૧૮૭૫ ) ૨૪ વી. રી. ૨૯૪; ગંગા નારાયણ વી ગનમણી ( ૧૮૬૭ ) ૮ વી. રી. ૧૮૪; ક્રીસ્તો ગોવીદ વી. જગબંધુ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૯૪; શ્રીનાથ વી. પ્રીતેમોઇ ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૨૮૬ ) જો વ્યાજબી અને યોગ્ય કારણ હોય તો ઠરાવેલી મુદત પછી એકાદી ફરી તપાસ દાખલ કરી શકાય છે અને તેવા કામમાં હાઇ કોર્ટ હાથ ઘાલતા નથી ( અજોઅન વી. સુરજકાંત ( ૧૮૬૮ ) ૨ બં લા. રી. એ. સી ૧૮૧; ૧૧ વી. રી. ૫૬; વળી જુઓ અસરફુનીસા વી. ઇનાયત હુસેન (૧૮૭૦) ૫ બં. લા. રી. ૩૧૬; ૧૩ વી. રી. ૪૩૯ ) પણ મુદત વીતી ગયા પહેલાં અને મુદત પુરી થતાં પછી જે ફરી તપાસની અરજીઓ ઉપરથી ફરી તપાસ મંજુર કરવામાં આવી હોય તેની વચમાં ઘણો તફાવત છે. પ્રથમની બાબતમાં જડજ તેના તે હોય કીવા નહિં પણ આગળના કાયદાની ક. ૬૨૪ ( સદરહુ રૂ. ૨ ) ના વીરૂદ્ધ ચાલવામાં આવેલું ના હોય તો કોર્ટની હકુમત છે અને તેમનો હુકમ ફક્ત અપીલમાં રદ કરી શકાય છે રીઆસત અબદુલા ( ૧૮૭૫ ) લા. રી. ૩ ઇ. અ. ૨૨૧; ૨ ક. ૧૩૧; પણ જુઓ રમણ વી. કરનાથ ( ૧૮૭૮ ) ૨ મ. ૧૧ ) અને પ્રીવી કાઉંસીલના નામદાર સાહેબોના અભીપ્રાયમાં એવું આવેલું કે હાઇ કોર્ટના જડજોએ એક ફરી તપાસ અઘટીત રીતે દાખલ કરેલી છે તે પોતાના વીચારમાંથી નવો પુરાવ બાતલ કરવો તે બરોબર નથી એવો તે સાહેબોએ વીચાર કરેલો છે ( રાજલથી વી. ગોકુલચંદ્ર ( ૧૮૫૯ ) ૧૩ મુર. ઇ. અ. ૨૨૬ ૧૨ વી. રી. પી. સી. ૪૭; પણ જુઓ પ્રાણનાથ વી. શ્રીકાંત (૧૮૭૮) ૨ ક. લા. રી. ૨૫૭ ). પણ મુદત ગયા પછી ફેંસલાની ફરી તપાસ દાખલ કરવામાં આવેલી હોય અને તે દાખલ કર્યાના હુકમમાં મુદતની અંદર દાખલ નહી કરવાને પુખ્ત કારણ હતું એવું બતાવેલું ન હોય અથવા તે જડજની ખાત્રી થાય તે પ્રમાણે તે બતાવેલું ન હોય તો તે ફરી તપાસ અને તેના આધારથી ચાલેલું તમામ કામ નાબુદ છે માટે તે રદ કરવું જોઇએ (લછમણસીંગ વી. સમશેર (૧૮૭૪) લા. રી. ૨ ઈ. અ. ૫૮ પા. ૬૯) અને રેગ્યુલર અથવા સ્પેશીઅલ અપીલમાં આ પ્રમાણે થઇ શકે છે ( ગોરપ્રસાદ વી. અંજબઅલ્લી (૧૮૭૫) ૨૪ વી. રી. ૨૯૪. સાંમાચરણ વી. બીદાબન (૧૮૬૮) ૯ વી. રી. ૧૮૧) અથવા હુકમની ખામીને લીધે ફરી તપાસણીમાં તે રદ કરી શકાય છે ( શ્રીનાથ ચોધરીના કામમાં (૧૮૭૨) ૧૮ વી. રી. ૨૮૬ ).

મુદત--જ્યારે એક ફેંસલા બાબત અપીલમાં વાંધો લેવામાં ના આવેલો હોય તો ઇનસાફના ખાતર અવશ્યે કરીને જરૂર હોય તે કરતાં વધારે વાર તેના આખરપણા વીશે શક રાખવાનો નથી ( મહેશ્વરસીંગ વી. બંગાળા સરકાર (૧૮૫૮) ૭ મુ. ઇ. અ. ૩૦૪ ૩ વી. રી. પી. સી. ૪૫ ) પણ સને ૧૮૭૭ ના એકટ ૧૫ ની ક. ૫ (સને ૧૯૦૮ના એકટની ક. ૪ અને ૫) પ્રમાણે ઠરાવેલી મુદત પછી પુખ્ત કારણ હોય તો ફરી તપાસની અરજી દાખલ કરી શકાય છે. કાયદાનો નવો ખુલાસો કરવામાં આવેલો હોય તે પુખ્ત કારણ નથી (શાંમચરણ વી. બીંદાબન (૧૮૬૮) ૯ વી. રી. ૧૭૧; અમ્રીતલાલ વી. માધો (૧૮૮૪) ૬ અ. ૨૯૨; અનોપચંદ વી. એકોરી (૧૮૬૬) ૬ વી. રી. ૧૬૬: પ્રાણકીશન વી. બક્ષી કાઝી (૧૮૬૮) ૧૦ વી. રી. ૨૬ ); રામકુંવર બાઇ વી. દામોદર (૧૮૬૯ ૬ મું. હા. કો. એ. સી. ૧૪૬). તેમ એક સ્પેશીયલ અપીલ ચાલતી હોય તો તેથી

પુખ્ત કારણ થતું નથી (બ્યુકસ વી. સ્ટીવન (૧૮૬૮) ૪ બી. રી. ૩૦૧; ફકીરા વી. બ-સાપા (૧૮૭૧) ૮ મું. હ. કો. એ. સો. ૨૩૪). પણ પક્ષકરોની વચ્ચે પ્રથમ થયેલા ફેંસલામાં ફરી તપાસથી હરકત થતી ના હોય અને તે ફરી તપાસ ઈનસાફના ખાતર કરવાની જરૂર હોય તો આ રૂલ લાગુ થતુ નથી (જનમેનજય વી. દાસમણી (૧૮૮૨) ૮ ક. ૭૦૦). જો કે હકુમતના કારણથી એકદી બીજી અપીલ કહાડી નાંખેલી ચાલુ હોય (ગુલામહુસેન વી. મુસાગાંયાં (૧૮૮૪) ૮ મું. ૨૬૦); તે અરજદાર સામી હરકતો લેવાના ફાયદામાંથી બાતલ થાય તે પ્રમાણે એકાદી અપીલ પાછી ખેંચી લેવામાં આવે (મુ-ડાસમા વી. ઇશ્વરગર (૧૮૯૨) ૧૬ મું. ૨૪૯;) ફેંસલાના હેતુ વીશે અજાણતા હોય (સદરહુ) અથવા જે યોગ્ય સ્ટેંપ ભરવાનો હોય તે બાબત અજાણતા હોય (મ-નરો વી. કાનપોર મ્યુ. બોર્ડ (૧૮૯૦) ૧૨ અ. ૫૭). કામમાંના એકાદા કાગળના મજકુર વીશે અજાણતા હોય (ગોપાળચંદ્ર વી. સોલોમન (૧૮૮૬) ૧૩ ક. ૬૨). અથવા યોગ્ય વખતે જે પુરાવ ગુજારી શકાય તે પુરાવ છે એ વીશે અજાણતા હોય (માધોદાસ વી. હુકમેન (૧૮૭૯) ૨ અ. ૨૮૭), તો તે પુખ્ત નથી. પછી તે તમામ કજીઓ ચાલતાની દરમીયાનમાં અથવા ઘણે ખરો ચાલતાની દરમીયાનમાં તે અરજદાર દેખીતીરીતે સગીર હોય પણ તે પુખ્ત નથી (ગોપાળ વી. હનુમંત (૧૮૮૨) ૬ મું. ૧૦૭; આપારાવના કામમાં (૧૮૮૭) ૧૦ મ. ૭૩, પણ જુઓ હાઉટન વી. ફીર્ડ લા. રી. ૧૮ એક ૫૭૩). સને ૧૯૦૮ ના એકટ ૯ ના પરી ૧ ની આ. ૧૭૩ પ્રમાણે ફરી તપાસની અરજીની મુદત નેવું દીવસની છે પણ હાઈકોરટની અસલ બાજુમાં તે મુદત વીસ દીવસની છે. એકાદી અપીલ ચલાવામા થએલી મુદત બાદ કરવી ન જોઇએ (ગુલામહુસેન વી. મુસાગાંયાં (૧૮૮૪) ૮ મુ. ૨૬૦).

**કોરટ ફી.**—હાવા અરજી અથવા અપીલની યાદ ઉપર જે કોરટ ફી આપવાની હોય તેની નીમ ફી આપવામાં આવે એટલે ફરી તપસની અરજી કેટલી મુદતમાં આપવાની તે મુદત ગણવામાં—કોરટ ફી એકટના પરી. ૧ ની આ. ૫—જે મુદતની અંદર વેકેશનના કારણથી કોરટ બંધ હોય તે મુદત બાતલ કરી શકાતી નથી (કોટાના કામમાં (૧૮૮૬) ૯ મ. ૧૩૪). તેમ પ્રથમની ફરી તપાસની અરજી ચલાવવામાં થયેલી મુદત બાદ કરી શકાતી નથી (વામન વી. મલ હરી (૧૯૦૨) ૨૬ મું. ૪૮૫).

૮. ફરી તપાસની અરજ મંજુર કરવામાં આવે એટલે, તે બાબતની નોંધ રજીસ્ટરમાં લખવી. અને પછી મુકદમાની લાગલીજ ફરી ચોકશી કરવાને અથવા ફરી ચોકશી કરવા વીશે પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. ક. ૬૩૦

મંજુર થએલી અરજનોંધવી અને ફરી સાંભળવાનો હુકમ કરવો.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૩૦**

**ટીકા**—આ રૂલ હા. કો. તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

**ફરી તપાસ કેટલે દરજજે કરવી સુનાવણી.**—મુંબાઇમાં જ્યારે ફરી તપાસ કરવાને મંજુર કરવામાં આવેલું હોય છે ત્યારે તમામ કામની તપાસ ફરીથી ચાલે છે (સેનાલ વી. દુલભ (૧૮૭૩) ૧૦ મું. હા કો. ૩૬૦); બંગાળામાં જેટલે દરજજે તે રૂલ પ્રમાણે કરવાને મંજુર કરેલું હોય તેટલે દરજજે તપાસ કરવામાં આવે છે (ધરણીધર વી. આગ્રા બેંન્ક (૧૮૮૦) ૫ ક. પા. ૮૯); વળી જુઓ હરીચંદ્ર વી. રામકીશોર વી. રી. (૧૮૬૪) ૧૨ બૈજનાથ વી. વઝીર નારાયણ (૧૮૭૫) ૨૪ વી. રી. ૪૨૭); પણ જો મુખ જુબાનીની અરજી ઉપરથી કોરટની ખાત્રી થાય કે અરજદારને પોતાના કા-

રણો વધારે બતાવવાની યોગ્ય હકીકત છે તો, તે કારણો વધારે બતાવવાને સુનાવણી વખતે કોરટ તેને પરવાનગી આપી શકે છે ( હરબંસ શાહી વી. ઠાકુર પ્રસાદ ( ૧૮૮૩ ) ૯ ક. ૨૦૯, ૧૩ ક. લા. રી. ૨૮૫; ઠાકુર પ્રસાદ વી. બાલકરામ ( ૧૮૮૨ ) ૧૨ ક. લા. રી. ૬૪ ). સારાંશમાં કેટલે દરજ્જે ફરી તપાસ કરવી તે વીસે કોરટને કુલ અખત્યાર છે. દરેક કામમાં કોરટે વીચાર કરવો જોઇએ કે કાંઇ ભુલ અથવા નહી ઠરેલી બાબત તે દુરસ્ત કરવાને જરૂર છે કીંવા નહી અથવા ઈનસાફના હેતુથી બીજી રીતે તેની જરૂર છે કે નહી અને જે બાબતનો અસલ સુનાવણી વખતે વીચાર કરવામા આવી ગએલો હોય અને નીરણય કરેલો હોય તે બાબત ફરી તપાસમાં તકરાર કરી શકાય નહી એવો કાંઈ નીયમ નથી અથવા જે નવી બાબત સુનાવણી વખત તકરાર કરવામાં આવેલી ના હોય તો તે બાબત ફરી સુનાવણી વખતે તકરાર કરી શકાતી નથી ( ચીંતામણી વી. પીયારી મોહન ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. ( એફ. બી. ) ૧; ૬ બં. લા. રી. ૧૨૬ ).

**ફરી સુનાવણી કરવી**--એકાદી ફરી તપાશથી કામ ફરીથી સરૂ થાયછે, અપીલ ચાલે છે, અને ફરી તપાસ કરીને જે છેવટ હુકમ એટલે હુકમનામું થાય ત્યારથી મુદત શરૂ થાય છે, પછી પરીણામ ગમે તે થયો હોય; પણ જો તે અરજી રદ કરવામાં આવેલી હોય છે તો અસલ હુકમનામાથી મુદત શરૂ થાય છે તોપણ ફરી તપાસની અરજીના કારણથી અપીલ જલદી કરવામાં આવેલી ના હોય તો, તે બાબત પૂખ્ત કારણ ગણી શકાય છે ( સૌદામીની ડોસી વી. માહાતબચદ ( ૧૮૬૪ ) બં. લા. રી. (એફ. બી.) ૫૮૫). અને તેથી કરીને ક. ૧૪૯ પ્રમાણે અરજ કરવાની પરવાનગી સાથે હસ્ત દોષના કારણથી ફરી તપાસ કાહાડી નાંખવી જોઇએ. ( જયકીશન વી. અતાઉર રહેમાન (૧૮૮૧) ૬ ક.૨૨).

**અર્થ**--તે કાયદામાં જે કામ ચલાવવાની રીતી ઠરાવેલી છે તે પ્રમાણે ખરી રીતે ચાલવામાં આવેલું હોય તો ત્રણ જુદી અરજ્યો થાય છે, અને ફરી તપાસ ઉપરથી કામ ચલાવવાની ત્રણ જુદી જુદી વખતો આવે છે; પહેલી એક તરફી અરજી કરવામા આવે છે, પછી જો કોરટની નજરમાં યોગ્ય લાગે તો તે ફરી તપાસ શા વાસ્તે મંજુર કરવી ન જોઇએ તેનું કારણ બતાવવાની નોટીશ કરવામાં આવે છે; અને છેવટે ફરી સુનાવણી કરવામાં આવે છે રીવાજ પ્રમાણે આ જુદા જુદા પ્રસંગો હમેશાં જૂદા રાખવામાં આવતા નથી પણ વારંવાર એકઠા કરી દેવામાં આવે છે, તેથી છેવટનો હુકમ ફરી સુનાવણી કરીને કરેલો છે કીંવા નહી એ વીશે નીરણય કરવાની કોઈ કાઇ વખતે મુશ્કેલી પડે એવું થઈ શકે છે ( લેખજરાય વી. નકહીયાસીંગ ( ૧૮૭૨ ) ૧૮ વી. રી. ૪૯૪ ). ફેંસલાની ફરી તપાસ મંજુર કરી શકાય તે પહેલાં ફરી તપાસની અરજી મંજુર કરવાનો હુકમ અને તે બાબતનાં કારણો કામમાં લખવા જોઇએ ( ભેરનદીન વી. રામશાહી ( ૧૮૮૦ ) ૩ અ. ૩૧૬ ).

**હૂકમનો હેતુ**--જ્યારે એક પક્ષકારે કામના કાગળો ઉપરથી તેણે માગેલી તમામ દાદ મલવાનો તેનો હક થાય છે તેવા કારણથી એક ફરી તપાસ કરાવેલી હોય ત્યારે નવો પુરાવ ગુજારવાને બીજી બાજુ પરવાનગી આપવામાં આવતી નથી ( બેની માધબ વી. શાહાઝાદા પકાકતાર ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૨૨૫ ).

૯. ફરી તપાસની અરજ ઉપરથી કરેલા હુકમની અથવા ફરી તપાસ ઉપરથી કરેલાં હુકમનામાં અથવા હુકમની ફરી તપાસ કરવાની અરજ ચાલશે નહિ.

કેટલીક અરજીઓ ચાલશે નહીં.

**આ રૂલ હા. કો. ને તથા પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.**

મહમદ યુસફ વી. અબદુલ્લ ( ૧૮૮૮ ) ૧૬ ઇ. અ. ૧૦૪ ) ના કામમાં પ્રીવી કઉનસીલે ઠરાવ કરેલો છે તે પ્રમાણે આ નવો ઠરાવ કાયદામાં કરેલો છે.

# ઑર્ડર ૪૮ મો.

## પરચુરણ.

જે પક્ષકાર પ્રોસેસ કઢાવે તેને ખરચે તે પોંચાડવી.

૧. (૧) આ કાયદા પ્રમાણે કાઢેલી પ્રત્યેક પ્રોસેસ, કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, જે પક્ષકારની વતી તે કાઢી હોય તે પક્ષકારને ખરચે પોંચાડવામાં આવશે. ક. ૯૩

પોંચાડવાનું ખરચ.

(૨) પોંચાડવાને વાસ્તે જે કોરટ ફી લાગવી જોઇયે તે પ્રોસેસ નીકળ્યા પહેલાં કોરટ નીમે તે વખતની અંદર આપવી જોઇયે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૯૩.**

**ટીકા**—આ રૂલ હા. કો. ને તથા પ્રે. સ્મો. કો. કો. ને લાગુ છે.

**સને ૧૮૬૧ ના એકટ ૨૩ પ્રમાણે**—એકાદી દાવા અરજી અથવા અપીલની યાદ આવે એટલે તે રજીસ્ટર કરીને તે કામની સુનાવણીની મુદત ઠરાવવામાં આવે તે વખતે પ્રતીવાદી ઉપરના સમન્સ અથવા અપીલના પ્રતીવાદી ઉપરની નોટીસની બજાવણીનું ખરચ આપવાની મુદત ઠરાવવી વ્યાજબી મુદત ઠરાવવી જોઇએ અને તે ખરચ ભરવાને કસુર કરવામાં આવે, અને જરૂર હોય તો ક. ૫ મીમાં ઠરાવેલી ગુન્હેગારીની શીક્ષા કરવી, ૧૦ મી લા. વા. પ્રાંત સને ૧૮૬૮. જ્યારે કાંઇ મુદત ઠરાવેલી ના હોય અને ચાર માસ સુધી પ્રોસેસ બજાવેલું ના હોય અને વાદીએ પોતાના આ દાવાની પુષ્ટીમાં કાંઇ પુરાવ રજુ કરયો ના હોય તેથી દાવો કાહાડી નાંખવામાં આવેલો હોય તો તે કામ પાછુ મોકલવામાં આવે છે ( પ્રસાદીલાલ વી. અંબીકાપ્રસાદ (૧૮૬૯) ૩ બં. લા. રી. એપ. ૨૫. ૧૧ વી. રી. ૨૯૦; અને જુઓ મોહનચંદર વી. બ્રીજભુખણ (૧૮૬૮) ૯ વી. રી. ૧૨૮ ).

**બજાવણીની સાબેતી**——પ્રોસેસોની બજાવણી જે શખસે તે ખરી રીતે બજાવેલાં હોય તેણે એફીડેવીટ કરીને અથવા ઇશ્વર સ્મર્ણ પ્રતીજ્ઞા કરીને સાબેત કરવી જોઇએ, તે ગજ શખસ જે પક્ષકારના ઉપર તે બજાવણી કરેલી હોય તે પક્ષકારને જાતે ઓળખતો હોય અને બજાવણી વખતે હાજર હોય તેનાથી તે સાબેત થવી જોઇએ જે કામોમાં જાતે બજાવણી થાય તેવું હોય તેવાં બધાં કામોમાં જાત ઉપર તે બજાવવાં જોઇએ ( જુઓ રૂ ૧૦ કલકતા હા. કો. ના સાંચોલ રૂલ તથા હુકમો ).

**નોટીસો લેવાને ના કહેવામાં આવે તે**——નોટીસ લેવાને ના કહેવામાં તો તેથી અસર વીશે જુઓ લુતફલીબીયાં વી. પ્યારી મોહનરાય ( ૧૮૭૧ ) ૧૬ વી. રી. ૨૨૩; જોગેંદ્રચંદ્ર વી. દવારકાનાથ ( ૧૮૮૮ ) ૧૫ ક. ૬૮૧. રજની વી. હારીનીસા ( ૧૮૭૯ ) ૪ ક. વી. નો. ૫૭૨, સુબાદીની વી. દુરગાચર્ણ ( ૧૯૦૦ ) ૨૮ ક. ૧૧૮; ૪ ક. વી. નો. ૭૯૦ ).

**પ્રોસેસ ફી**—જુઓ ( આ વીશે ખબર કાહાડીને મુંબાઈ હા. કો. ના સરકયુલરનો નંબર તારીખ અહીંયાં કોપોજ કરવાં જોઇએ ) તે રૂલોમાં ઠરાવેલી ફી વસુલ કરવી જોઇએ ( રટડના કામમાં ( ૧૯૦૮ ૨૬ ક. ૧૨૪, ૩ ક વી. નો. ૮૨ )

હુકમ તથા નોટીસો શીરીતે પોંચાડવા તે

૨. જે હુકમો નોટીસો અને બીજા દસ્તાવેજો કોઈ પણ સખસને આ કાયદાપ્રમાણે આપવાના અથવા પોંચાડવાના હોય તે હુકમો, નોટીસો અને બીજા દસ્તાવેજો સમન પોંચાડવાને માટે કહેલી છે તેરીતે પોંચાડવા. ક. ૯૪

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૯૪.**

ટીકા—આ રૂલ હા. કો. ને અને પ્રો. સ્મો. કો. કો. ને લાગુ છે.

૩. પુરવણીમાં આપેલા નમુના, પ્રત્યેક મુકદમાની હકીકત પ્રમાણે જોઈયે તેવો ફેરફાર કરીને, જે કામમાં ઉપયોગમાં લેવાનું તેમાં કહેલું છે તે કામમાંવાપરવા. ક. ૬૪૪.

પુરવણીમાં આપેલા નમુનાનો ઉપયોગ.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૪૪.

આ રૂલ હા. કો ને અને પ્રો. સ્મો. કો. કે. ને લાગુ છે, અને તેમાં ભાગ ૧૦ પ્રમાણે હવે પછી જે ફેરો કરવામાં આવે તેનો સમાવેશ થાય છે.

## ઑર્ડર ૪૯ મો.

## સનંદી હાઈ કોરટો વીશે.

૧. પોતાની અવલ દીવાની હકુમત ચલાવતાં, અને લગ્નસંબંધી, મૃત્યુપત્ર સંબંધી અને મૃત્યુપત્ર ન કરનારા મૈયત સંબંધી હકુમત ચલાવતાં, પ્રતીવાદીઓ ઉપરના સમન, બજાવણીનાં વારંટ (રિટ) અને રેસ્પોન્ડન્ટને નોટીસો શીવાય બીજી હૈ કોર્ટે કાઢેલી, દસ્તાવેજ હાજર કરવાની નોટીસો, સાક્ષી સમન અને બીજી હરેક ન્યાયના કામની પ્રોસેસ, ફરીયાદના અટરની અથવા તેણે રાખેલા સખસો અથવા હૈ કોર્ટ કંઈ નીયમ કે હુકમ કરીને ફરમાવે તેવા બીજા શખસો પહોંચાડી શકે. ક. ૬૩૬

હૈ કોર્ટોની પ્રોસેસ કોણ પોંચાડી શકે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૬૩૬.

૨. સનદી હૈ કોરટોએ પુરાવો લેવા બાબત અથવા ફેંસલા તથા દફ્તરમાં લખવા બાબત આ કાયદો અમલમાં આવતી વખતે જે કાનુનો અમલમાં હોય તેમને આ પરીશીષ્ટમાંના કોઈપણ મજકુર ઉપરથી બાધ આવે છે અથવા બીજી રીતે તેમને હરકત આવે છે એમ સમજવું નહી.

સનંદી હૈ કોરટો બાબત અપવાદ.

૩. કોઈપણ સનદી હૈ કોરટને પોતાની સાધારણ અથવા અસાધારણ અવલ દીવાની હકુમત ચલાવતાં નીચેની કાનુનો લાગુ પડશે નહીઃ— ક. ૬૩૮

કાનુનો લાગુ પડવા વાશે.

(૧) ૭ મા આર્ડરની કાનુન ૧૦, તથા કાનુન ૧૧, ની રકમો (ગ) તથા (ક);

(૨) ૧૦ મા આર્ડરની કાનુન ૩;

(૩) ૧૬ મા આર્ડરની કાનુન ૨;

(૪) ૧૮ મા આર્ડરની કાનુનો ૫, ૬, ૮, ૯, ૧૦, ૧૧, ૧૩, ૧૪, ૧૫ અને ૧૬;

( પુરાવો લેવાની રીત બાબત હોય તેટલે સુધી );

(૫) ૨૦ મા આરડરની કાનુનો ૧ થી ૮; અને

(૬) ૩૩ મા આર્ડરની કાનુન ૭ (યાદી કરવાબાબત હોય તેટલેસુધી), અને આર્ડર ૪૧ ની કાનુન ૩૫, એવી કોઈપણ હઈકોરટ પોતાની અપીલ

સંબંધી હકુમત ચલાવતી હોય ત્યારે તેને લાગુ પડશે નહીં.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૬૩૮.

## ઑર્ડર ૫૦ મો.

### પ્રોવીન્શીયલ સ્માલકાઝ કોરટો વીશે.

પ્રોવીન્શીયલ સ્માલકાઝ કોરટો વીશે.

૧. નીચે લખેલા ઠરાવો સને ૧૮૮૭ ના પ્રોવીન્શીયલ સ્માલકાઝ કોરટો બાબતના આકટની રૂયે સ્થાપેલી કોરટોને અથવા સદરહુ આકટની રૂયે સ્માલકાઝ કોરટની હકુમત ચલાવનારી કોરટોને લાગુ પડશે નહી એટલે:— ૧૮૮૭નો૧૦મો

(અ) આ પરીશીષ્ટમાંના જેટલો ભાગ—

(૧) સ્માલકાઝ કોરટની હકુમતમાંથી બાતલ કરેલી ફરીયાદોને અથવા એવી ફરીયાદોમાંના હુકમનામાની બજાવણીને;

(૨) સ્થાવર મીલકત સામેનાં હુકમનામાની બજાવણીને અથવા પંચાયાળાની મીલકતમાંના ભાગીદારના હિત સંબંધને;

(૩) મુદ્દા ઠરાવવાની બાબતને;

લાગુ હોય તેટલો ભાગ; અને

(બ) નીચે લખેલી કાનુનો તથા હુકમો, એટલે:—

આર્ડર ૨, કાનુન ૧ (ફરીયાદ તૈયાર કરવા વિશે);

આર્ડર ૧૦ કાનુન ૩ (પક્ષકારોની જબાનીનું દફતર).

આર્ડર ૧૫ (ફેંસલો તાબડતોબ કહી સંભલાવવા બાબત ૪ થી કાનુનમાં ઠરાવ છે તે બાદ કરીને ).

આર્ડર ૧૮ કાનુનો ૫ થી ૧૨ (પુરાવા વીશે);

આર્ડરો ૪૧ થી ૪૫ ( અપીલ વીશે );

આર્ડર ૪૭, કાનુનો ૨, ૩; ૫, ૬, ૭ (ફરી તપાસ વીશે);

આર્ડર ૫૧.

ટીકા—આ રૂલ નવી છે.

## ઑર્ડર ૫૧ મો.

### પ્રેસીડેન્સી સ્માલકાઝ કોરટો વીશે.

પ્રેસીડેન્સી સ્માલકાઝ કોરટ વીશે.

૧. ૫ મા આર્ડરની ૨૨ મી તથા ૨૩ મી કાનુનોમાં, ૨૧ માં આર્ડરની કાનુનો ૪ તથા ૭ માં, અને ૨૬ મા આરડરની ૪ થી કાનુનમાં, અને સને ૧૮૮૨ ના પ્રેસીન્સી સ્માલકાઝ કોરટો બાબતના આકટમાં ઠરાવ્યું છે તે શીવાયને પ્રસંગે, આ પરીશિષ્ટ, કલકતા, મદ્રાસ તથા મુંબાઈ શહેરોમાં સ્થાપેલા કોઇ પણ સ્માલકાઝ કોરટમાંની કોઇ પણ ફરીયાદ અથવા કામને લાગુ પડશે નહીં. ૧૮૮૨નો ૧૫મો

ટીકા—આ રૂલ નવી છે.

સમાપ્ત.

## પરિશિષ્ટ ૧ લું.

### પુરવણી અ.

### પ્લીડીંગ્સ.

(૧) ફરિઆદનાં મથાળાં.

ની ની કોર્ટમાં.

અ. બ. ( વર્ણન તથા રેહેવાનું ઠેકાણું દાખલ કરવું ) ...વાદી.

વિરૂદ્ધ.

ક. ડ. (વર્ણન તથા રેહેવાનું ઠેકાણું દાખલ કરવું) ...પ્રતિવાદી.

---

(૨) વિશેષ બાબતોમાં પક્ષકારોનું વર્ણન.

---

સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇંડિયા ઇન કૌન્સિલ

---

ના એડવોકેટ જનરલ

---

ના કલેક્ટર

---

નું સંસ્થાન

---

અ. બ., કંપની લિમિટેડ, રજિસ્ટર્ડ ઑફીસ મુકામે છે.

---

અ. બ , તે ક. ડ. કંપનીનો પબ્લિક ઓફિસર.

---

અ. બ (વર્ણન તથા રેહેવાનું ઠેકાણું દાખલ કરવું) પોતાની વતી તથા મેયત ક. ડ. રેહેવાસી ( વર્ણન તથા રેહેવાનું ઠેકાણું દાખલ કરવું ) ના બીજા સઘળા લેહેણદારોની વતી

---

અ બ. ( વર્ણન તથા રેહેવાનું ઠેકાણું દાખલ કરવું ) પોતાની વતી તથા કંપની, લિમિટેડ એણે કાહાડેલા ડિબેંચરો ધારણ કરનાર બીજા સઘળાઓની વતી.

---

ઑફિશિયલ રિસીવર.

---

અ. બ સગીર ( વર્ણન તથા રેહેવાનું ઠેકાણું દાખલ કરવું) તેની તરફથી ક. ડ. [અથવા કોર્ટ ઓફ વાર્ડસ] તેનો ઇષ્ટમિત્ર.

---

અ. બ. ( વર્ણન તથા રેહેવાનું ઠેકાણું દાખલ કરવું ) ગાંડો ( અથવા નબળા મનનો ) તેની તરફથી ક. ડ તેનો ઇષ્ટમિત્ર.

---

અ. બ. મુકામે ભાગમાં ધંધો કરનારી પેઢી.

---

અ. બ. (વર્ણન તથા રેહેવાનું ઠેકાણું દાખલ કરવું) તેની વતી તેણે અધિકાર આપેલો એટર્ની ક. ડ. (વર્ણન તથા રેહેવાનું ઠેકાણું દાખલ કરવું)

---

અ. બ. (વર્ણન તથા રેહેવાનું ઠેકાણું દાખલ કરવું) થાકુરનો સેબેટ.

---

અ. બ. (વર્ણન તથા રેહેવાનું ઠેકાણું દાખલ કરવું) મેયત ક. ડ. નો મૃત્યુપત્ર ચલાવનારો.

---

અ. બ. (વર્ણન તથા રેહેવાનું ઠેકાણું દાખલ કરવું) મેયત ક. ડ. નો વારસ.

---

## (૩) ફરિયાદ અરજીઓ.

### નંબર ૧.

### ધીરેલા પૈસા વિશે.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ મેં રૂ. પ્રતિવાદીને ધીર્યા તે તારીખ માહે સને રોજ પાછા આપવાના હતા.

૨. પ્રતિવાદીએ તારીખ માહે સને ૧૯ રોજ રૂ. આપ્યા છે, તે શિવાય તેણે કંઇ આપ્યું નથી.

[મુદતનો કોઇ કાયદો લાગુ કરવાની માફી વાદી માગતો હોય તો લખવું કે:—]

૩. તારીખ માહે સને થી તારીખ માહે સને સુધી હું વાદી નાની ઉમરનો (અથવા દિવાનો) હતો.

૪. [દાવાનું કારણ કયારે ઉત્પન્ન થયું તે અને કોર્ટની હકુમત છે તે વાત લખવી.]

૫. ફરિયાદના વિષયની કિંમત હકુમતના કારણ સારૂ રૂપિઆ અને કોર્ટ ફીના કારણ સારૂ રૂપિઆ છે.

૬. તારીખ માહે સને ૧૯ થી દર સેંકડે ટકા પ્રમાણે વ્યાજ સહિત રૂ. મળવાનો વાદી દાવો કરે છે.

---

### નંબર ૨.

### વધારે આપેલા પૈસા વિશે.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ આને તોલા પ્રમાણે શુદ્ધ રૂપાના પાસલા મેં ખરીદ કરવાનો અને પ્રતિવાદીએ વેચવાનો કરાર કર્યો.

૨. મેં એક ઇ. ફ. પાસે તે પાસલાની પરિક્ષા કરાવી, તે પરિક્ષાબદલ પ્રતિવાદીએ તેને પૈસા આપ્યા; અને સદરહુ ઇ. ફ. એ એવું કહ્યું કે તે પાસલામાંનો દરેક પાસલો ૧,૫૦૦ તોલા શુદ્ધ રૂપાનો છે, અને તેથી કરીને મેં પ્રતિવાદીને તે પાસલાના રૂપિઆ આપ્યા.

૩. તે પાસલામાંના દરેક પાસલામાં માત્ર ૧,૨૦૦ તોલા શુદ્ધ રૂપું હતું અને આ બાબતની મને પૈસા આપતી વખતે ખબર ન હોતી.

૪. આ રીતે વધારે અપાએલી કિંમતની રકમ પ્રતિવાદીએ પાછી આપી નથી.

[ અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી.]

---

## નંબર ૩.

### મુકર્રર કિંમતે માલ વેચીને સ્વાધીન કર્યો હોય તે બદલ.

( મથાળું. )

હું. અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ ઈ. ફ. એ પ્રતિવાદીને [સો પીપ લોટનાં, અથવા આ સાથે જોડેલી યાદમાં કહેલો સામાન અથવા પરચુરણ સામાન] વેચીને સ્વાધીન કર્યો.

૨. તે માલબદલ સ્વાધીન કરવામાં આવે એટલે ( અથવા તારીખ માહે સને રોજ, ફરિયાદ દાખલ કર્યા પેહેલાંનો કોઇ દિવસ-) રૂ. આપવાનું પ્રતીવાદીએ વચન આપ્યું.

૩. તેણે તે રકમ આપી નથી.

૪. તારીખ માહે સન ૧૯ રોજ ઈ. ફ. મરણ પામ્યો. તેણે પોતાના છેવટના મૃત્યુપત્ર ઉપરથી પોતાના ભાઇને એટલે મને મૃત્યુપત્ર ચલાવનાર નીમ્યો છે.

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો. )

૭. ઇ. ફ. નો મૃત્યુપત્ર ચલાવનાર તરીકે હું વાદી દાદ માગું છું ( દાદ માગવી હોય તે લખવી,

---

## નંબર ૪.

### વાજબી કિંમતે માલ વેચીને સ્વાધીન કર્યો હોય તે બદલ.

( મથાળું. )

હું અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ [ઘર વપરાશનો પરચુરણ સામાન ] મેં પ્રતિવાદીને વેચ્યો અને સ્વાધીન કર્યો પણ કિંમત વિષે કંઇ સ્પષ્ટ કરાર કરવામાં આવેલો નથી.

૨. તે સામાનની વાજબી કિંમત રૂ. હતી.

૩. પ્રતિવાદીએ તે આપી નથી.

[ અહીંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી. ]

---

## નંબર ૫.

## પ્રતીવાદીના કહેવાથી સામાન બનાવ્યો હોય અને કબુલ ન કરે તે વિષે.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૯ રોજ ઇ. ફ. એ મારી સાથે એવો કરાર કર્યો કે, મારે તેને સારૂ [ ૭ ટેબલ અને પચાસ ખુરસીઓ ] બનાવવી, અને તે સ્વાધીન કરૂં એટલે તેની કિંમતના રૂ. સદરહુ ઇ.ફ. એ આપવા.

૨. સદરહુ સામાન મેં બનાવ્યો અને તારીખ માહે સને ૧૯ રોજ સદરહુ ઇ. ફ. ને કહ્યું કે તુ તે સ્વાધીન લે અને ત્યારથી તે સામાન સ્વાધીન કરવાને હું તૈયાર અને ખુશી છું.

૩. ઇ. ફ. એ તે સામાન કબુલ કર્યો નથી અથવા તેની કિંમત આપી નથી.

( નમુના નંબર ૧ ના ૪ થા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી. )

---

## નંબર ૬.

## ( લીલામમાં વેચેલો માલ ) ફરી વેચવાથી જે કમી ઉપજ્યું તે બદલ

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૯ મે પરચુરણ (માલનું) લીલામ કર્યું; એવી શરતથી કે જે સઘળો માલ ખરીદવામાં આવે તેનો ખરીદદાર વેચાણ પછી ( દશ દિવસમાં ) તેની કિંમત આપીને લઇ નહિ જાય તો, તે ખરીદદારની વતી તે માલ લીલામથી ફરી વેચવામાં આવશે. આ શરતની પ્રતિવાદીને ખબર આપી હતી.

૨. સદરહુ લીલાલમાં પ્રતિવાદીએ ( એક ટોપલો માટીનાં વાસણ ) રૂ. માટે ખરીદ કર્યાં.

૩. વેચાણને દિવસે અને ત્યારપછી ( દશ દિવસ સુધી ) તે સ્વાધીન કરવાને હું તૈયાર અને ખુશી હતો.

૪. પોતે ખરીદ કરેલો સદરહુ માલ પ્રતિવાદી લેઈ ગયો નહિ અને વેચાણ પછી ( દશ દિવસમાં ) અથવા ત્યારપછી તેની કિંમત આપી નથી.

૫. તારીખ સને ૧૯ રોજ સદરહુ ( ટોપલો માટીનાં વાસણ ) પ્રતિવાદીની વતી જાહેર લીલામથી રૂ. માટે મેં ફરી વેચ્યાં.

૬. તે ફરી વેચવાને લીધે થએલા ખરચનો આંકડો રૂ. થાય છે.

૭. આ રીતે રૂ. કમી આવ્યા તે પ્રતિવાદીએ આપ્યા નથી.

( અહીંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી ).

---

## નંબર ૭.

### વાજબી કિંમતે કામ કર્યા બદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૯ અને તારીખ માહે સને ૧૯ ની દરમ્યાન, મેં પ્રતિવાદીના કહેવાથી પ્રતિવાદીને સારૂ ( નાના પ્રકારનાં ચિત્ર ( ડ્રૉઇંગ્સ ), નકશા ( ડીઝાઇન ) અને આકૃતીઓ તૈયાર કર્યા છે ) પરંતુ તે કામને વાસ્તે આપવાની રકમ વિશેનો કંઈ સ્પષ્ટ કરાર થયો નથી.

૨. તે કરવાની વાજબી કિંમત રૂ. હતી.

૩. પ્રતિવાદીએ તે આપેલી નથી.

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માંગી હોય તે લખવી.

---

## નંબર ૮.

### વાજબી કિંમતે કામ કર્યું હોય અને સામાન આપ્યો હોય તે વિશે.

( મથાળું.

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૯ રોજ મે પ્રતિવાદીને સારૂ પ્રતિવાદીના કહેવાથી ( માં, નંબર થી ઓળખાય છે તે ) ઘર બાંધ્યું અને તેને વાસ્તે સામાન પુરો પાડયો, પણ તે સામાન અને કામને વાસ્તે આપવાની રકમવિશેનો કંઇ સ્પષ્ટ કરાર થયો નથી.

૨. પુરો પાડેલા સામાન અને કામની વાજબી કિંમત રૂ. હતી.

૩. પ્રતિવાદીએ તે આપી નથી.

( અહીંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો અને જે દાદ માગી હોય તે લખવી. )

---

## નંબર ૯.

### ઉપભોગ તથા કબજા વિશે.

( મથાળું. )

મૈયત ક્ષ. ય. નું મૃત્યુપત્ર ચલાવનાર હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. પ્રતિવાદીએ સદરહુ ક્ષ. ય. ની રજાથી તારીખ માહે સને ૧૯ થી તારીખ માહે સને ૧૯ પર્યંત ( મેહેલ્લામાંનું ઘર નંબર ) ઉપભોગમાં લીધુ અને સદરહુ મકાનના ઉપભોગને બદલે શું આપવું તેનો કાંઇ કરાર થયો નથી.

૨. સદરહુ મકાનની સદરહુ મુદત પર્યંત ઉપભોગ કરવાની વાજબી કિંત રૂ. થાય છે.

૩. પ્રતિવાદીએ તે આપ્યા નથી.

[ નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો. ]

૬. સદરહુ ક્ષ. ય. ના મૃત્યુપત્ર ચલાવનાર તરીકે હું વાદી દાદ માગું છું ( જે દાદ માગી હોય તે લખવી ).

---

## નંબર ૧૦.

### લવાદના ફેસલા ઉપરથી.

( મથાળું. )

હું. અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. મારી અને પ્રતિવાદી વચ્ચે ( તેલનાં ૧૦ પીપની કિંમત બદલ મારી માગણી હતી તે પ્રતિવાદી આપવાને ના કહેતો હતો ) તે વિશે તકરાર પડવાથી, તારીખ માહે સને ૧૯ રોજ મેં અને પ્રતિવાદીએ તે તકરાર ઇ. ફ. અને ગ. હ. ની લવાદી ઉપર સોંપવાનો લેખી કરાર કર્યો તેની અસલ પ્રત આ સાથે જોડી છે ).

૨. સદરહુ લવાદોએ તારીખ માહે સને ૧૯ રોજ એવો નિવેડો કર્યો છે કે પ્રતિવાદીએ ( મને રૂ. આપવા. )

૩. પ્રતિવાદીએ તે આપ્યા નથી.

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી. )

---

## નંબર ૧૧.

### પરરાજ્યના ફેસલા ઉપરથી.

( મથાળું.. )

હું. અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. ના સંસ્થાનમાં ( અથવા રાજ્યમાં ); મા તારીખ માહે સને ૧૯ રોજ તે સંસ્થાનની (અથવા રાજ્યની), કોર્ટમાં મારી અને પ્રતિવાદી વચ્ચે ફરિયાદ ચાલતી હતી, તેમાં તે કોર્ટે યોગ્ય રીતે એવો ઠરાવ કર્યો છે કે પ્રતિવાદીએ મને રૂ. તથા સદરહુ તારિખથી વ્યાજ આપવું.

૨. પ્રતિવાદીએ તે આપ્યું નથી.

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી. )

---

## નંબર ૧૨.

## ભાડું લેવા વિશે જામીન ઉપરની.

( મથાળું )

હું. અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ દર વરસે રૂ. ભાડું ઠરાવીને અને તે ભાડું (દર મહીને) આપવું એવો કરાર કરીને વરસની બોલીએ ( મેહેલ્લામાં નંબરનું ઘર ) મારી પાસેથી એક ઇ. ફ. એ ભાડે રાખ્યું.

૨. સદરહુ ઘર તેની હદસુધાંત સદરહુ ઈ. ફ. ને ભાડે આપ્યું, તેના બદલામાં પ્રતિવાદીએ એવો કરાર કર્યો કે, સદરહુ ભાડું બરોબર વખતે વખત મળશે એ બાબતનો હું જામીન થાઊં છું.

૩. સન ૧૯ ના, માસનું ભાડું રૂ. થયું તે આપ્યું નથી.

( કરારનામાની શરત પ્રમાણે જામીનને નોટીસ આપવાની હોય તો, વધારવું કે:— )

૪. સદરહું ભાડું મને પોચ્યું નથી એ બાબતની તારીખ માહે સને ૧૯ રોજ મેં પ્રતિવાદીને નોટીસ આપી અને ભાડું માગ્યું.

૫. તે પ્રતિવાદીએ આપ્યું નથી.

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા અથવા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી.)

---

## નંબર ૧૩.

## જમીન ખરીદ કરવાનો કરાર તોડયા બદલ.

( મથાળું. )

હું. અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કે :—

૧. તારીખ માહે સને ૧૯ રોજ મેં અને પ્રતિવાદીએ એક કરારનામું કર્યું તથા અસલ દસ્તાવેજ આ સાથે જોડયો છે.

( અથવા, તારીખ માહે સને ૧૯ રોજ, મેં અને પ્રતિવાદીએ અરસપરસ એવી કબુલાયત કરી કે ગામમાં ચાલીસ વીઘા જમીન રૂ. માટે મારે પ્રતિવાદીને વેચવી અને પ્રતિવાદીએ તે મારી પાસેથી ખરીદ કરવી )

૨. તારીખ માહે સને ૧૯ રોજ સદરહુ મિલકતનો હું કુલ માલેક હોવાથી (અને તે મિલકત ઉપર કંઇ બોજો નથી એમ પ્રતિવાદીને જણાવ્યું હતું તે પ્રમાણે તે ઉપર કંઇ બોજો ન હોવાથી) પ્રતિવાદી નક્કી કરેલી રકમ આપે એટલે જોઇએ તેવું તે મિલકતનું તબદીલી પત્ર કરી આપું છુ એમ તે વખતે તેણે કહ્યું (અથવા પુરતો દસ્તાવેજ કરી આપીને તે મિલકત પ્રતિવાદીને તબદીલ કરી આપવાને હું તેયાર તથા ખુશી હતો, હજી તેમ કરવા તેયાર તથા ખુશી છું અને ખરીદી લે એમ મેં તેને કહ્યું.)

૩. પ્રતિવાદીએ તે રકમ આપી નથી.

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી )

---

## નંબર ૧૪.

### વેચેલો સામાન સ્વાધીન ન કર્યા બદલ.

(મથાળું.)

હું. અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ મેં અને પ્રતિવાદીએ અરસપરસ એવો ઠરાવ કર્યો કે પ્રતિવાદીએ (આટાનાં ૧૦૦ પીપ તારીખ માહે સને ૧૯ રોજ) મારે સ્વાધીન કરવાં, અને તે સ્વાધીન થાય એટલે તેની કિંમતના મારે રૂ. પ્રતિવાદીને આપવા.

૨. (સદરહુ) તારીખે સદરહુ સામાન તે સ્વાધીન કરે તો સદરહુ રકમ આપવાને હું તૈયાર અને ખુશી હતો તથા તે લે એમ મેં પ્રતિવાદીને કહ્યું.

૩. પ્રતિવાદીએ તે માલ સ્વાધીન કર્યો નથી તેથી કરીને તે સ્વાધીન થવાથી મને જે નફો મળત તે મારો ગયો.

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી.)

---

## નંબર ૧૫.

### ગેરવાજબી રીતે નોકરીમાંથી કાહાડી મુકયા બદલ.

(મથાળું.)

હું. અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ મારી અને પ્રતિવાદી વચ્ચે અરસપરસ એવો કરાર થયો કે, મારે ( હિસાબ રાખનાર તરીકે અથવા મુકાદમ તરીકે અથવા જે હોય તે) તરીકે પ્રતિવાદીની નોકરી કરવી અને પ્રતિવાદીએ મને તે તરીકે (એક વરસ) ની મુદત સુધી નોકર રાખવો અને મારી નોકરી બદલ મને (મહિને) રૂ. આપવા.

૨. તારીખ માહે સને ૧૯ રોજ હું સદરહુ પ્રમાણે પ્રતિવાદીની નોકરીમાં દાખલ થયો અને સદરહુ વરસની બાકીની મુદતમાં તે નોકરી જારી રાખવાને હું ત્યારથીજ અને હાલ પણ તૈયાર તથા રાજી છું. અને તેની પ્રતિવાદીને હમેશાં ખબર છે.

૩. તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીએ ગેરવાજબી રીતે મને નોકરીમાંથી રજા આપી, અને સદરહુ તરીકે મને નોકરી કરવા દીધી નહીં અથવા મારી નોકરી બદલ પગાર આપવાની ના કહી.

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી. )

---

## નંબર ૧૬
### નોકરી કરવાનો કરાર તોડયા બદલ.
( મથાળું )

હું. અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ મારી અને પ્રતિવાદી વચ્ચે અરસપરસ એવો કરાર થયો કે મારે પ્રતિવાદીને ( વરસે ) રૂ. મેહેનતાણું આપીને નોકરીમા રાખવો. અને પ્રતિવાદીએ મારી ( કારીગર ) તરીકે ( એક વરસ )ની મુદતસુધી નોકરી કરવી.

૨. સદરહુ કરારનો પોતાનો ભાગ પુરો કરવાને હું હમેશ તૈયાર અને રાજી છું ( અને તારીખ માહે સને ૧૯ રોજ તે પ્રમાણે કરવાને મેં કહ્યું. )

૩. પ્રતિવાદી ઉપર કહેલી તારીખે ( મારી ) નોકરીમાં ( દાખલ થયો ) પણ પછીથી તારીખ માહે સને ૧૯ રોજ તેણે સદરહુ પ્રમાણે ( મારી ) નોકરી કરવાને ના કહ્યું .

( અહિંયાં નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી. )

---

## નંબર ૧૭.
### ખામી ભરેલા કામને માટે ઘર બાંધનાર ઉપર.
( મથાળું. )

હું. અ. બ, ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ મારી અને પ્રતિવાદી વચ્ચે એક કરાર થયો તે અસલ કરાર આ સાથે જોડયો છે ( અથવા કરારનો ભાવાર્થ લખવો )

૨. (સદર્હુ કરારની મારા ભાગની બધી શરતો મેં યોગ્યરીતે પુરી કરી છે ).

૩. પ્રતિવાદીએ (સદરહુ કરારમાં બતાવેલું ઘર ખરાબઅને કારીગર ન બાંધે તે રીતેબાંધ્યુંછે).

(અહિંયાં નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી).

---

## નંબર ૧૮.
### કારકુનના પ્રમાણિકપણા બાબતના દસ્તાવેજ ઉપરથી.
( મથાળું ).

હું. અ. બ, ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ મેં એક ઇ. ફ. ને કારકુન તરીકે નીમ્યો.

૨. તેના અવેજમાં, તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીએ મારી સાથે એવી કબુલાયત કરી કે, જો સદરહુ ઇ. ફ. મારા કારકુન તરીકે પ્રમાણિકપણાથી પોતાનું કામ ન કરે અથવા મારેવાસ્તે તેને મળેલા બધાપૈસા, કરજબદલ પુરાવાના લેખ, અથવા બીજી મિલકતનો મને હિસાબ ન આપે તો તેથી રૂ. સુધી મને જે નુકસાન આવે તે પ્રતિવાદીએ ભરી આપવું.

( અથવા ૨ તેના અવેજમાં તેજ તારીખનો પોતાની સહીથી લેખ કરી આપીને રૂ. ની રકમ ગુન્હેગારી તરીકે મને આપવાને પ્રતિવાદી પોતે મારીસાથે બંધાયો છે, એવી શરતથી કે, જો મારા કારકુન અને કિલ્લીદાર તરીકે સદરહુ ઇ. ફ. પોતાનું કામ પ્રમાણિકપણે બજાવે અને જે જે પૈસા, કરજબદલ પુરવાના લેખ, અને બીજી મિલકત કોઈપણ વખતે મારીવતી તેનીપાસે હોય તે બધાનો ખરેખરો હિસાબ તે મને આપે તો તે કરાર રદ્દ થાય).

( અથવા ૨ તેના અવેજમાં તેજ તારીખે પ્રતિવાદીએ મને દસ્તાવેજ લખી આપ્યો તેની અસલ આ સાથે જોડી છે ).

૩. તારીખ માહે સને ૧૯ અને તારીખ માહે સને ૧૯ ની દરમ્યાન સદરહુ ઇ. ફ. એ પૈસા અને બીજી મિલકત મળીને રૂ. ની કિંમતની રકમ મારે માટે લીધી, તેનો એણે મને હિસાબ આપ્યો નથી. અને તે હજી લેહેણી તથા આપ્યા વગરની છે.

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો, અને જે દાદ માગી હોય તે લખવી ).

---

## નંબર ૧૯.

### ભાડુતે માલિકઉપર કરવાની, વિશેષ નુકસાન થયું હોય તે મુદ્દાંત

( મથાળું. )

હું. અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સન ૧૯ રોજ પ્રતિવાદીએ રજીસ્ટર દસ્તાવેજથીમત ( મહેલ્લામાં નંબર નું ઘર ) વરસની મુદતસુધી ભાડે આપ્યું. તેમાં મારીસાથે એવો કરાર હતો કે, મારે અને મારા કાયદેસર વારસવકીલોએ તે ઘરનો સદરહુ મુદતસુધી સ્વસ્થપણે કબજો ભોગવવો.

૨. આ ફરિયાદ ચલાવવાનો મારો હક્ક થવામાટે જે જે શરતો પુરી પાડવાની અને જે જે વાતો બનવાની જરૂર છે તે બધી પુરી પડી છે તથા બની છે.

૩. સદરહુ મુદતમાં તારીખ માહે રોજ એક ઇ. ફ. જે સદરહુ ઘરનો કાયદેસર માલીક હતો તેણે મને તે ઘરમાંથી કાયદેસર રીતે કાઢયો, અને હજીએ તે મને તે ઘરનો કબજો આપતો નથી.

૪. તેથી કરીને મને ( સદરહુ જગાએ દરજીનો ધંધો જારી રાખવામાં હરકત પડી, ત્યાંથી નિકળવામાં રૂ. ખરચ લાગ્યો અને તે નિકળવાથી ગ. હ. તથા ઐ. જે. ની મારી ઘરાકી ગઇ. )

[ અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ માં પારેગ્રાફમાંનો મજકુર લખવો, અને જે દાદ માગી હોય તે લખવી.]

---

## નંબર ૨૦.

### હામીબાબતના કરારઉપરથી.

( મથાળું. )

હું. અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૯ રોજ અ. બ. ને ક. ડ. ની પેઢીના નામથી થતા વેપારમાં હું અને પ્રતિવાદી પાંતીદાર હોવાથી સદરહુ પંત્યાળું તોડ્યું, અને અરસપરસ એવો કરાર કર્યો કે પ્રતિવાદીએ પંત્યાળાની બધી મિલકત લેવી અને રાખવી, પેઢીનું બધું કરજ આપવું, અને સદરહુ પેઢીને કંઇ કરજ હોવાને લીધે મારાઉપર જે જે દાવા કરવામાં આવે તે બધાનું નુકસાન ભરી આપવું.

૨. સદરહુ કરારની મારા ભાગની બધી શરતો મેં બરોબર રીતે પુરી કરી છે.

૩. તારીખ માહે સને ૧૯ રોજ ( એક ઇ. ફ. નું સદરહુ પેઢીપાસે લેહેણું હતું તે બદલ તે સદરહુ ઇ. ફ. એ ની ન્યાયાધિકારી હૈ કોર્ટમાં મારા અને પ્રતિવાદીના ઉપર એક ફેસલો મેળવ્યો, અને તારીખ માહે સન ૧૯ રોજ) મેં રૂ. [ તે ભરપાઇ કરવા સારૂ ] આપ્યા.

૪. તે પ્રતિવાદીએ મને આપ્યા નથી.

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગવામાં આવી હોય તે લખવી.)

---

## નંબર ૨૧.

### દગાથી મિલકત મેળવ્યા બદલ.

( મથાળું. )

હું અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીને અમુક સામાન વેચવાનું મને મન થાય એટલા માટે તેણે મને એમ સમજાવ્યું કે ( હું—એટલે પ્રતિવાદી-દાર છું અને મારી બધી જવાબદારી જતાં રૂ. નો આસામી છું.)

૨. તે ઉપરથી રૂ. ની કિંમતનો ( સુકો માલ ) પ્રતિવાદીને વેચવાનું (તથા સ્વાધીન કરવાનું) મને મન થયું.

૩. સદરહુ સમજાવેલી વાતો ખોટી હતી ( અથવા ખોટાપણાની વિશેષ વાતો હોય તે લખવી ) અને તે ખોટી છે એમ પ્રતિવાદીને તે વખતે માલમ હતું.

૪. સદરહુ માલની કિંમત પ્રતિવાદીએ આપી નથી. ( અથવા જો માલ સ્વાધીન ન કર્યો હોય તો ) સદરહુ માલ તૈયાર કરીને વહાણમાં ચઢાવતાં અને તે પાછો આણતાં (મને રૂ. ખરચ લાગ્યો છે.)

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો, તથા જે દાદ માગી હોય તે પણ લખવી. )

---

## નંબર ૨૨.

### દગાબાજીથી બીજા સખશને ઉધાર અપાવ્યા બદલ.

(મથાળું. )

હું. અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧ તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીએ મને એ-

મ સમજાવ્યું કે, એક ઇ. ફ. દાર છે, અને તેની સાખ સારી છે, તથા તેની બધી જવાબદારી જતાં તે રૂ. નો આસામી છે, ( અથવા ઇ. ફ. તે વખતે જવાબદારી વાળી નોકરીમાં છે તથા તે સારી હાલતમાં છે, અને નિર્ભયપણે તેની સાખ ઉપર તેને માલ ધીરી શકાય તેવો છે. )

૨. તે ઉપરથી ઇ. ફ. ને રૂ. કિંમતના ( ચોખા ) ( મહિના ઉધારે ) વેચવાને મારૂં મન થયું.

૩. સદરહુ સમજાવેલી વાતો ખોટી હતી અને તે ખોટી છે, એમ પ્રતિવાદી તે વખતે જાણતો હતો, અને મને ઠગવાના તથા દગો કરવાના હેતુથી ( અથવા મને ઠગવાને અને નુકશાન કરવાને ) તેણે એ વાતો સમજાવી હતી.

૪. ઇ. ફ. એ ( સદરહુ માલની કિંમત સદરહુ ઉધારની મુદત વીતી તોએ આપી નહીં, અથવા સદરહુ ચોખાની કિંમત આપી નથી, અને મને તેનું પુરેપુરૂં નુકશાન થયું.

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો, તથા જે દદ માગી હોય તે પણ લખવી. )

---

## નંબર ૨૩.

### વાદીની જમીનનું પાણી ગંદુ કર્યા બદલ.

( મથાળું. )

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કે :—

૧. માં, નામની અમુક જમીનનો તથા તે જમીનમાંના કુવાનો તથા તે કુવામાંના પાણીનો કબજો ભોગવટો હાલ મારો છે તથા હેઠળ કહેલી બધી વખતે હતો, તથા સદરહુ કુવાનો અને કુવામાંના સદરહુ પાણીનો ઉપયોગ અને લાભ લેવાનો હક્ક મારો હતો, તથા તે કુવામાં પાણીની આવક થવાને જે કંઇ પાણીના ઝરા અને વેહેળા વહીને કુવામાં આવતા હતા તે ઝરા તથા વેહેળાનું પાણી ગંદુ ન કરતાં અથવા ન બગાડતાં વહેતું રખાવવાનો હક્ક મારો હતો

૨. તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીએ સદરહુ કુવો તથા તેમાંનું સદરહુ પાણી તથા કુવામાં વહી આવતા સદરહુ પાણીના ઝરા અને વેહેળા ગેરવાજબી રીતે ગંદા કર્યા તથા બગાડયા.

૩. આ કારણને લીધે સદરહુ કુવાનું તે પાણી મેલું થયું તથા ઘરના અને બીજા જરૂરી કામને સારૂ બીનુપયોગી થયું તથા સદરહુ કુવાનો અને પાણીનો ઉપયોગ અને લાભ હું અને મારૂં કુટુંબ લેતાં બંધ પડયાં.

( અહિંયાં નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે પણ લખવી. )

---

## નંબર ૨૪.

### અપકારક કારખાનું ચલાવ્યા બદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે :—

૧ માંની નામની અમુક જમીન મારા કબજામાં છે અને હેઠળ કહેલી બધી વખતે મારા કબજામાં હતી.

૨. તારીખ માહે સને ૧૯ થી આજસુધી ધાતુનો કચરો ગાળવાનું કંઇ કારખાનું પ્રતિવાદીએ ચલાવ્યું છે, તેમાંથી ખરાબ અને રોગકારક ધુમાડો અને બીજી વરાળો તથા અપકારક પદાર્થ મોટા જથ્થામાં પ્રતિવાદીએ ગેરવ્યાજબી રીતે કાઢયાં. તે ધુમાડો, વરાળ અને પદાર્થ સદરહુ જમીન ઉપર અને તે જમીનપર પ્રસર્યાં અને હવા બગાડી તથા સદરહુ જમીનની સપાટી ઉપર ઠર્યાં.

૩. તેથી કરીને સદરહુ જમીન ઉપર મારાં ઝાડ, વાડ, ચાર::અને પાક ઉગતો, તેને નુકશાન થયું, અને કિંમતમાં તે ઉતરી ગયાં, તથા તે જમીનમાં મારાં જે ઢોર અને જીવધન હતું તે રોગી થઇને તેમાંથી કેટલાંક તો ઝેર લાગીને મરી ગયાં.

૪. તે કારણને લીધે, સદરહુ જમીનમાં એમ ન હોત તો હું જે રીતે મારાં ઢોર અને ઘેંઢા ચરાવત તે રીતે, મારાથી ચરાવી શકાયું નહીં. તથા ત્યાંથી મારાં ઢોર, ઘેંઢા અને ખેતીનાં જનાવર મારે લઇ જવાં પડયાં, તથા તેવી જમીન ન હોત ત્યારે તેનો જેવો લાભકારક અને આરોગ્યકારક ઉપયોગ ને ઉપભોગ હું લેત તેવો લેઇ શકયો નહીં.

( અહિંયાં નમુના નંબર ૧ ના ૪ થા અથવા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે પણ લખવી. )

---

## નંબર ૨૫.

### રસ્તાનો હક્ક અટકાવ્યા બદલ

( મથાળું )

હું. અ બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. ( ગામમાંનું એક ઘર ) મારા કબજામાં છે, અને હેઠળ કહેલે વખતે તે મારા કબજામાં હતું.

૨. મારે પોતાને તથા મારા નોકરોને ( વાહન સહીત અથવા પગે ) વરસના કોઇ પણ વખતે સદરહુ ( ઘરમાં ) થી અમુક ખેતરમાં થઇને સાર્વજનિક રાજમાર્ગ ઉપર જવાના, તથા તે રાજમાર્ગમાંથી સદરહુ ખેતરમાં થઇ સદરહુ ઘરમાં પાછા આવવાના રસ્તાનો મારો હકક હતો.

૩. તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીએ સદરહુ રસ્તો ગેરવાજબી રીતે અટકાવ્યો તેથી કરીને તે રસ્તે ( વાહન સુધાંત અથવા પગે અથવા કોઇ પણ રીતે ) હું જઇ શકયો નહીં ( અને ત્યારથી આજ સુધી તે રસ્તો ગેરવાજબી રીતે અટકાવ્યો છે. )

૪ ( કંઇ વિશેષ નુકશાન થયું હોય તો તે લખવું. )

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી. )

---

## નંબર ૨૬.

### રાજમાર્ગ અટકાવ્યા બદલ.

( મથાળું. )

૧. થી સુધી જતા સાર્વજનિક રાજમાર્ગમાં અટકાવ થાય એવી રીતે તે રસ્તામાં પ્રતિવાદીએ ગેરવાજબી રીતે ખાઈ ખોદીને માટી તથા પથરાનો ઢગલો કર્યો.

૨. તેથી કરીને સદરહુ ધોરી રસ્તે કાયદેસર રીતે જતાં હું સદરહુ માટી ને પથરા ઉપર ( અથવા સદરહુ ખાઇમાં ) પડ્યો અને મારો હાથ ભાગ્યો અને ઘણું દુખ ભોગવ્યું તથા લાંબી મુદત સુધી મારો ધંધો ચલાવાયો નહીં ;અને વૈદને બોલાવીને ઔષધોપચાર કરવામાં ખરચ થયો.

[ અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે પણ લખવી. ]

---

## નંબર ૨૭.

### પાણીનો પ્રવાહ બીજી તરફ વાળ્યાબદલ

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. ડિસ્ટ્રિક્ટમાં ગામમાં નામથી ઓળખાતા ( વેહેળા ) ઉપર ચક્કી ( મીલ ) છે તે મારા કબજામાં છે અને હેઠળ કહેલે વખતે તે મારા કબજામાં હતી.

૨. તે કબજો હોવાને લીધે સદરહુ ચક્કી ચલાવવાસારૂ સદરહુ વેહેળાના પ્રવાહઉપર મારો હક્ક છે.

૩ તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીએ ગેરવાજબી રીતે સદરહુ વેહેળાનો કાંઠો તોડીને તેનું પાણી બીજી તરફ વાળ્યું તેને લીધે મારી ચક્કીમાં થોડું પાણી આવ્યું.

૪. તેથી કરીને પાણી તે રીતે વાળ્યા પહેલાં દરરોજ ગુણો દળી શકતો, તેને ઠેકાણે હવે દરરોજ ગુણોથી વધારે દળી શકતો નથી.

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે પણ લખવી. )

---

## નંબર ૨૮.

### નીકથી જમીનને પાણી પાવા સારૂ પાણી લેવાના હક્કનો અટકાવ કર્યા બદલ.

( મથાળું. )

હું. અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે :—

૧. ઠેકાણાની વગેરે અમુક જમીન મારા કબજામાં છે અને હેઠળ નિર્દિષ્ટ કરેલે વખતે તે મારા કબજામાં હતી. અને તે જમીનને નીકથી પાણી પાવાસારૂ અમુક વેહેળામાંથી કંઇ પાણી લેઇને તે ઉપયોગમાં લેવાનો મારો હક્ક છે.

૨. તારીખ માહે રોજ પ્રતિવાદીએ સદરહુ વેહેળાનું પાણી ગેરવાજબી રીતે અટકાવીને તથા તે બીજી તરફ વાળીને, સદરહુ લખ્યા પ્રમાણે સદરહુ વેહેળામાંથી પાણી લેઇને તેનો મને ઉપયોગ કરવા દીધો નથી.

( અહિયાં નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે પણ લખવી. )

---

## નંબર ૨૯.

## આગગાડીના રસ્તા ઉપર ગફલતથી થએલી ઇજાબદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સન ૧૯ રોજ પ્રતિવાદીઓ, જે ભાડું આપે તે બધા મુસાફરોને તથા એ બે ઠેકાણા વચ્ચે રેલવેથી લેઇ જનાર હતા.

૨ તે દિવસે સદરહુ આગગાડીના રસ્તા ઉપરની પ્રતિવાદીઓની ગાડીઓમાંની એક ગાડીમાં હું ઉતારૂ હતો.

૩. હું તે પ્રમાણે ઉતારૂ હતો તેવામાં સદરહુ રસ્તાઉપર આગળ ( અથવા સ્ટેશન પાસે, અથવા અને એ બે સ્ટેશનની વચ્ચે ) પ્રતિવાદીઓના નોકરોની ગફલત અને અપ્રવીણતાનેલીધે ગાડીઓ સામસામી અથડાઈ તેથી કરીને મને ઘણી ઇજા થઇ (મારો પગ ભાંગી ગયો, માથું ફુટયું વગેરે, અને કંઈ વિશેષ નુકસાન થયું હોય તો તે લખવું, જેમકે,—) અને વૈદ્યને બોલાવીને ઔષધોપચાર કરવામાં ખરચ થયો તથા ( વેચનાર ) તરીકે મારો પહેલાંનો ધંધો ચલાવવાને હું નિરંતરનો અશક્ત થયો.

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે પણ લખવી. )

(અથવા આ રીતેઃ—૨. તે દિવસે પ્રતિવાદીઓના આગગાડીના રસ્તાઉપર કાયદેસર રીતે ચાલીને હું બાજી તરફ જતો હતો તે વખતે તે રસ્તાઉપર અને તે રસ્તે તેમણે પોતાના નોકરોને હાથે એક એન્જીન ( વરાળયંત્ર ) અને તેને જોડેલી ગાડીઓની હાર એવી ગફલતથી અને અપ્રવીણતાથી ચલાવી અને હાથમાં રાખી કે તે એન્જીન અને હાર મારાઉપર આવી પડીને અથડાઈ, તેથી કરીને, વિગેરે, પારેગ્રાફ ૩ માં લખ્યાપ્રમાણે. )

## નંબર ૩૦

## ગફલતથી હાંકવાને લીધે થએલી ઇજાબદલ.

( મથાળું ).

હું, અ. બ, ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. હું વાદી મોચી છું અને ઠેકાણે ધંધો કરૂં છું. પ્રતિવાદી નો વેપારી છે.

૨. તા. સન ૧૯ ને રોજ સાંજના ત્રણ વાગ્યાને સુમારે કલકત્તા શેહેરમાં

ચોરંગીને રસ્તે દક્ષિણતરફ હું ચાલતો હતો. મીડલટન નામની ગલી વટાવીને પેલી તરફ જવાની મને જરૂર પડી. તે ગલી ચોરંગીને કાટખુણો કરીને મળે છે આ ગલી હું વટાવતો હતો તેવામાં અને તેની પેલી તરફ ફરેસબંધી પગ રસ્તાઉપર જઇ પોંચુ તેટલામાં પ્રતિવાદીની બે ઘોડા જોડેલી ગાડી જે નોકરોના હાથમાં અને હવાલામાં હતી તે મીડલટન ગલીમાંથી ચોરંગીઉપર ગફલતથી, એકાએક, ચેતાવ્યા વગર, ઉતાવળા અને ભયંકર વેગથી ફરી. તે ગાડીનો દાંડો (પોલ) મને લાગ્યો અને તેથી હું નીચે પડયો અને ઘોડાઓના પગતળે હું ઘણો ખુંદાયો.

૩ ધકકો લાગવાથી, પડવાથી અને ચગદાવાથી મારો ડાબો હાથ ભાંગ્યો. અને મારે પડખે, બરડે, તેમજ અંદર હું જખર થયો અને મને ઇજા થઇ અને તેથી કરીને હું ચાર માસ માંદો ને વેદનામાં રહ્યો, તથા મારો ધંધો ચલાવી શકયો નહીં, અને ઔષધોપચારનો તથા બીજો ખરચ થયો અને મારો ધંધો તથા નફો ખુડયો.

(અહિયાં નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ માં પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે પણ લખવી).

---

## નંબર ૩૧.

### અદાવતથી ફોજદારી કામ ચલાવ્યા બદલ.

( મથાળું. )

હું, અ. બ ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ ( સદરહુ શેહેરના માજિસ્ટ્રેટ, અથવા, જે હોય તે, ) પાસેથી ના આરોપ માટે પકડવાનું વારંટ પ્રતિવાદીએ કઢાવ્યું, અને તે ઉપરથી મને પકડયો, અને ( દિવસ અથવા કલાક ) કેદમાં રાખ્યો, (અને છુટો થવા સારૂ રૂ. ના મેં જામીન આપ્યા. )

૨. પ્રતિવાદીએ તે કામ અદાવતથી અને વાજબી અથવા સંભવિત કારણ વગર કર્યું છે.

૩. તારીખ માહે સને ૧૯ રોજ સદરહુ માજિસ્ટ્રેટે પ્રતિવાદીની ફરિયાદ કાઢી નાંખી અને મને નિર્દોષ ઠરાવ્યો.

૪. જેમનાં નામ મને માહિત નથી એવા ઘણા શખસો, સદરહુ પકડયાની વાત સાંભળીને તથા હું ગુન્હેગાર છું એમ ધારીને, મારી સાથે ધંધો કરતા બંધ થયા છે; અથવા, સદરહુ પકડવાને લીધે, એક ઇ. ફ. ના કારકુન તરીકેની મારી જગા ગઇ અથવા તે કારણને લીધે મેં શારીરિક અને માનસિક વેદના ભોગવી, અને મારો કામ ધંધો થઇ શકયો નહીં તથા મારી સાખને ધકકો પોંચ્યો, તથા સદરહુ કેદખાનામાંથી છુટા થવામાં અગે સદરહુ આરોપની ફરિયાદ સામે મારો બચાવ કરવામાં મને ખરચ લાગ્યો.

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો તથા જે દાદ માગેલી હોય તે પણ લખવી.

---

## નંબર ૩૨.

## જંગમ માલ ગેરવાજબી રીતે અટકાવી રાખ્યા બદલ.

( મથાળું. )

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ આ સાથે જોડેલી યાદીમાં કહેલો માલ ( અથવા માલનું વર્ણન લખવું ) મારી માલકીનો હતો ( અથવા કબજો લેવાનો હક્ક બતાવનારી હકીકતો જણાવવી. ) તેની અડસટે કિમત રૂ હતી.

૨. તે દિવસથી આ ફરીયાદ શરૂ થઇ ત્યાંસુધી પ્રતિવાદીએ તે માલ મને ન આપતાં અટકાવી રાખ્યો છે.

૩. આ ફરિયાદ શરૂ થયા પેહલાં એટલે તારીખ માહે સને ૧૯ રોજ મેં પ્રતિવાદી પાસેથી તે માલ માગ્યો પણ તેણે તે સ્વાધીન કરવાની ના કહી.

[ નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો. ]

૬. મારી માગણી નીચે પ્રમાણે છેઃ—

(૧) સદરહુ માલનો કબજો આપવો અથવા તે કબજો ન મળે તો રૂ. અપાવો.

(૨) તે માલ અટકાવી રાખ્યો માટે નુકસાનીના રૂ. અપાવો.

યાદી.

---

## નંબર ૩૩.

## કપટથી ખરાદ લેનારની ઉપર તથા માહિત છતાં તેની પાસેથી લેનારની ઉપર કરવાની.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૯ રોજ, પ્રતિવાદી ( ક. ડ. ) ને અમુક માલ વેચવાનું મને મન થાય એટલા માટે તે પ્રતિવાદી ક. ડ. એ મને એમ સમજાવ્યું કે ( તે દાર છે અને તેની બધી જવાબદારી જતાં તે રૂ. નો આસામી છે.)

૨. તેથી કરીને અડસટે રૂ. ની ( ચાની ૧૦૦ પેટીઓ ) ક. ડ. ને વેચવાનું તથા સ્વાધીન કરવાનું મને મન થયું.

૩. સદરહુ સમજાવેલી વાતો ખોટી હતી અને તે ખોટી છે એમ તે વખતે ક. ડ. ને માહિત હતું ( અથવા સદરહુ વાતો સમજાવતી વખતે સદરહુ ક. ડ. નાદાર હતો અને પોતે નાદાર છે એમ તેને માહિત હતું. )

૪. ક. ડ. એ પછીથી તે માલ પ્રતિવાદી ઇ. ૫. ને કંઇ મોબદલા શિવાય ( અથવા કે જેને તે સમજાવેલો મજકુર ખોટા છે એ વાતની તેને ખબર હતી તેને. ) તબ દીલ કરી આપ્યો.

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫મા પારેગ્રાફનો મજકુર લખવો. )

૭. હું નીચે પ્રમાણે માગણી કરૂં છું:—

(૧) સદરહુ માલનો કબજો અપાવો, અથવા તે કબજો ન મળી શકે તો રૂ. અપાવો.

(૨) તે માલ અટકાવી રાખ્યો માટે નુકસાનીના રૂ. અપાવો.

---

## નંબર ૩૪.

### ચુકના સબબથી કરાર રદ્દ કરવા બાબત.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીએ મને એમ જણાવ્યું કે, માં મારી ( પ્રતિવાદીની ) માલકીનો એક જમીનનો ટુકડો છે તે ( દશ વિઘા ) છે.

૨. તે ઉપરથી સદરહુ કહેલું ખરૂં માનીને સદરહુ ટુકડો રૂ. માટે ખરીદ કરવાનું મને મન થયું, અને કરારનામા ઉપર સહી કરી, તેની અસલ આ સાથે જોડી છે. પરંતુ તે જમીન મને તબદીલ કરી આપી નથી.

૩. તારીખ માહે સને ૧૯ રોજ તે ખરીદીની રકમને પેટે રૂ. મેં પ્રતિવાદીને આપ્યા.

૪. સદરહુ જમીનનો ટુકડો ખરેખર ફક્ત ( પાંચ વીઘા ) છે.

(નમુના નંબર ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો ).

હું નીચે પ્રમાણે માગણી કરૂં છું:—

(૧) રૂ. તથા તારીખ માહે સને ૧૯ થી વ્યાજ અપાવો.

(૨) સદરહુ ખરીદીનો કરાર પાછો સ્વાધીન કરાવીને તે રદ કરો.

---

## નંબર ૩૫.

### ખરાબી કરતાં અટકાવવાની તાકીદ બદલ.

( મથાળું )

હું. અ. બ, કહેલો વાદી જણાવું છું કે:—

૧. ( મીલકતનું વર્ણન કરવું ) નો હું સંપૂર્ણ માલક છું.

૨. મારી પાસેથી લીધેલા પટાને આધારે તેનો કબજો પ્રતિવાદી પાસે છે.

૩. મારી સંમતિ વગર પ્રતિવાદીએ ( વેચવાસારૂ ઘણાં કિંમતી ઝાડ કાપી નાંખ્યા છે અને બીજાં વધારે કાપવાની દહેશત આપે છે ).

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો).

૫. પ્રતિવાદીને તાકીદ આપીને સદરહુ મીલકતઉપર કંઇ વધારે ખરાબી કરતાં અથવા કરવા દેતાં તેને અટકાવવાની મારી માગણી છે.

(પૈસાસંબંધી બદલો પણ માગી શકાય ).

---

## નંબર ૩૬.

### અપકારક કૃત્ય કરતાં અટકાવવાની તાકીદ બદલ.

(મથાળું).

હું. અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. ( કલકત્તામાં મેહેલ્લામાં નંબર ના ઘરનો) હું સંપૂર્ણ માલક છું અને નીચે લખેલે બધે વખતે હતો.

૨. ( તેજ મેહેલ્લામાંની જમીનના એક તુકડા ) નો સંપૂર્ણ માલક પ્રતિવાદી છે અને નીચે લખેલે બધે વખતે હતો.

૩. તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીએ પોતાના સદરહુ ટુકડાઉપર કસાઇ ખાનું બાંધ્યું અને હજી તે ચાલુ રાખે છે. અને તે દિવસથી હાલસુધી ત્યાં હમેશાં ઢોર અણાવીને મરાવ્યાં છે ( એને લોહી તથા નાખી દેવાનું અને કોહેલું માંસ તે મેહેલ્લામાં મારા સદરહુ ઘરની સામે નંખાવેલું છે).

૪. ( સદરહુ કારણને લીધે સદરહુ ઘર છોડવાની મને જરૂર પડી છે અને તે ભાડે અપાતું નથી).

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો).

૭. પ્રતિવાદી જાસ્તી અપકારક કૃત્ય ન કરે અથવા કરવા દે નહિ માટે પ્રતિવાદીને તાકીદ આપીને અટકાવવાની મારી માગણી છે.

---

## નંબર ૩૭.

### લોકાપકારક કૃત્ય બદલ.

( મથાળું. )

૧. પ્રતિવાદીએ નામના જાહેર રસ્તા ઉપર ઠેકાણે ગેરવાજબી રીતે માટી તથા પથરના ઢગલા કર્યા છે અને તેથી કરીને તે રસ્તે આવતા જતા લોકોને હરકત થાય છે. અને જો અટકાવવામાં નહીં આવે તો તે સદરહુ ગેરવાજબી કૃત્ય ચાલુ રાખશે અથવા ફરી કરશે એવી દેહેશત આપે છે તથા તેમ કરવાનો ઇરાદો રાખે છે.

૨. વાદીએ એડવોકેટ જનરલની ( અથવા કલેકટરની અથવા આ બાબતમાં નીમેલા બીજા અમલદારની ) આ ફિરિયાદ માંડવા વિશે લેખી મંજુરી મેળવી છે.

[ નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો. ]

૫. વાદી નીચે પ્રમાણે માગણી કરે છે :—

(૧) પ્રતિવાદીને સરદહુ સાર્વજનક રસ્તે જનારા લોકોના માર્ગમાં હરકત કરવાનો હક નથી એમ જાહેર કરો.

૨. સદરહુ સાર્વજનિક રસ્તે જનારા લોકોના માર્ગમાં પ્રતિવાદીએ હરકત કરવી નહિ એવી તેને તાકીદ આપો અને સદરહુ લખ્યા પ્રમાણે પ્રતિવાદીએ માટી તથા પથ્થરાના ગેરવાંજબી રીતે કરેલા ઢગલા કહાડી નાંખવા માટે તેને હુકમ કરો.

---

## નંબર ૩૮.

### પાણીનો પ્રવાહ વાળીને બીજી તરફ ન લઈ જવાની તાકીદ બદલ.

( મથાળું. )

હું, અ બ. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

નમુના નંબર ૨૭ પ્રમાણે.

સદરહુ પ્રમાણે પાણી વાળીને બીજી તરફ લેઇ જતાં પ્રતિવાદીને તાકીદ આપી અટકાવવાની મારી માગણી છે.

---

## નંબર ૩૯.

### જંગમ માલ નાશ કરવાની દહેશત આપી હોય તે પાછો લેવા બદલ તથા તાકીદ આપવા બદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. (એક નામાંકિત ચિતારાએ કાઢેલી મારા વડવાની તસવીર) મારી માલકીની છે અને નીચે કહેલે બધે વખતે હતી. અને તેવી બીજી તસવીર હસ્તીમાં નથી. (અથવા પૈસામાં કિંમત આંકી શકાય એવી જાતની તે મિલકત નથી એમ બતાવનારી જે હકીકતો હોય તે લખવી.)

૨. તારીખ માહે સને ૧૯ રોજ તે સુરક્ષિત રાખવા સારૂ મેં પ્રતિવાદીને આપી.

૩. તારીખ માહે સને ૧૯ રોજ મેં તે પ્રતિવાદી પાસેથી માગી, અને તે રાખી મુકવા સારૂ જે વાજબી ખરચ થયો હોય તે લે એમ કહ્યું.

૪. પ્રતિવાદી તે મારે સ્વાધીન કરવાને ના પાડે છે. અને મને એવી દહેશત આપે છે કે, જો સ્વાધીન કરવાનું કહીશ તો તે હું છુપાવીશ, કોઇને આપી દેઈશ, કડકા કરી નાખીશ અથવા તેને નુકશાન કરીશ.

૫. (સદરહુ તસવીર) જાય તો પૈસાની રકમ આપવાથી મને પુરો બદલો મળનો નહીં.

[ નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો. ]

૮. મારી માગણી નીચે પ્રમાણે છે:—

૧. પ્રતિવાદીને તાકીદ આપીને તેને સદરહુ (તસવીર) કોઇને આપી દેતાં, નુકશાન કરતાં, અથવા છુપાવતાં અટકાવવો.

૨. તેની પાસેથી મને તે પાછી અપાવવી.

---

## નંબર ૪૦.

### ઇન્ટર પ્લીડર.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. નીચે કહેલા હક્ક જે તારીખે જણાવવામાં આવ્યા તે પહેલાં ગ. હ. એ (મિ-

લકતનું વર્ણન કરવું ) મારી પાસે ( સુરક્ષિત રાખવા સારૂ ) મુકી.

૨. ( ગ. હ. એ તે મને લખી આપી તે એમ કહીને, તે આધારે ) પ્રતિવાદી ક. ડ તેના ઉપર હક્ક જણાવે છે.

૩. ( પ્રતિવાદી ઇ. ફ. ને તે આપવી એવો સદરહુ ગ. હ. નો હુકમ છે તે ઉપ- થી ) પ્રતિવાદી ઇ. ફ. પણ તે ઉપર હક્ક જણાવે છે.

૪. પ્રતિવાદીઓના પોતપોતાના હકકો વિશે મને કંઈ માલમ નથી.

૫. ખરચ અને બોજા શિવાય સદરહુ મિલકત ઉપર મારો કંઈ હક્ક નથી, અને કોર્ટ ફરમાવશે તે શખસને તે આપવાને હું તૈયાર અને રાજી છું.

૬. એમાંથી કોઇ પ્રતિવાદી સાથે મિલાપી થઇને આ ફરિયાદ આણી નથી.

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો. )

૭. મારી માગણી નીચે પ્રમાણે છે :—

(૧) પ્રતિવાદીઓને તાકીદ આપીને તે મિલકત વિશે મારા ઉપર કંઇ કામ ચલા- વતાં અટકાવવા.

(૨) સદરહુ મિલકત ઉપરના તેમના દાવા વિશે માંહોમાંહે વાદ ચલાવવાનું તેમને કહેવું.

(૩) તે વાદ ચાલે ત્યાં સુધી સદરહુ મિલકત લેવાનો કોઇ શખસને અખત્યાર આપવો.

(૪) તે ( શખસને ) તે મિલકત સ્વાધીન કર્યા પછી તે સંબંધી બન્ને પ્રતિવાદી- ઓની બધી જવાબદારીમાંથી મને મુક્ત કરવો.

---

## નંબર ૪૧.

### ( મૈયતની મિલકતનો ) વહિવટ થવા સારૂ લેણદારે પોતાની તથા બી- જા લેણદારોની વતી કરવાની.

( મથાળું. )

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. મૈયત ઇ. ક. રહેનાર નો મરી ગયો તે વખતે તેની પાસે મારી ( અહીં લેહેણાનું સ્વરૂપ લખવું તથા કંઇ જામીનગીરી હોય તો તે લખવી )—રક- મ લેહેણી હતી, અને હજી તેની ઇસ્ટેટ ઉપર લેહેણી છે.

૧. સદરહુ ઈ ફ. તારીખ માહે સને ૧૯ રોજ અથ- વા તે અરસામાં મરી ગયો. તેણે તારીખ માહે સને ૧૯ રોજ પોતાનું છેલ્લું મૃત્યુપત્ર કરીને ક. ડ. ને તે મૃત્યુપત્ર ચલાવનાર નિમ્યો ( અથવા પોતાની ઇસ્ટેટ જુમ્મા ( ટ્રસ્ટમાં ) માં મુકીને તેની મૃત્યુપત્રથી વ્યવસ્થા કરી વગેરે, અથવા મૃત્યુ- પત્ર કર્યા વગર મુઓ, જે પ્રમાણે હોય તે પ્રમાણે લખવું. )

૩. સદરહુ ક. ડ. એ તે મૃત્યુપત્ર સાબીત કર્યું (અથવા વહિવટપત્ર તેને મળ્યું, વગેરે.)

૪. સદરહુ ઇ. ક. ની જંગમ મિલકત ( સ્થાવર મિલકત અથવા સ્થાવર મિલકત- ની ઉપજ ) પ્રતિવાદીએ પોતે કબજે કરી છે. અને મારૂ સદરહુ લેહેણું મને આપ્યું નથી.

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો. )

૭. મારી એવી માગણી છે કે મૈયત ઇ. ફ. ની જંગમ (અને સ્થાવર) મિલકત

નો હિસાબ લેવો, અને કોર્ટના હુકનામા પ્રમાણે તેનો વહીવટ કરવો.

---

## નંબર ૪૨.

### વિશેષ મૃત્યુલેખાર્પિતદાન લેનારે મયતની મિલકતના વહિવટબદલ કરવાના.

( મથાળું ).

( નમુના ૪૧ માં આ પ્રમાણે ફેરફાર કરવો ):—

( પહેલો પારેગ્રાફ છોડી દેવો અને બીજો પારેગ્રાફ શરૂ કરવો ) નો રહેનાર મૈયત ઇ. ફ. તારીખ માહે સને ૧૮ રોજ અ-થવા તે અરસામાં મરી ગયો. તેણે પોતાનું છેલ્લું મૃત્યુપત્ર તારીખ માહે સને ૧૮ ને રોજ કરીને ક. ડ. ને મૃત્યુપત્ર ચલાવનાર નીમ્યો. અને તે મૃત્યુપત્રથી મને ( આ ઠેકાણે વિશેષ મૃત્યુલેખાર્પિતદાન હોય તે લખવું ) આપ્યું.

પારેગ્રાફ ૪ ને ઠેકાણે લખવું કે:—

ઇ. ૫. ની જંગમ મિલકત પ્રતિવાદાના કબજામાં છે, અને બીજી વસ્તુઓની સાથે સદરહુ ( આ ઠેકાણે મૃત્યુપત્રથી જે વિશેષ વસ્તુ આપી હોય તેનું નામ લખવું ) પણ તેના કબજામાં છે.

પારેગ્રાફ ૭ ના શરૂઆતમાં જે લખ્યું છે તેને ઠેકાણે લખવું કે:—

મારી એવી માગણી છે કે, સદરહુ ( આ ઠેકાણે મૃત્યુપત્રથી જે વિશેષ વસ્તુ આપી હોય તેનું નામ લખવું ) મને આપવાનો પ્રતિવાદીને હુકમ કરો, અથવા વિગેરે.

---

## નંબર ૪૩.

### મૃત્યુપત્રમાં જેને પૈસાની દેણગી આપવાનું લખ્યું હોય તેણે મૈયતની મિલકતના વહિવટબદલ કરવાની.

( મથાળું ).

( નમુના ૪૧ મા આ પ્રમાણે ફેરફાર કરવો ):—

( પારેગ્રાફ ૧ છોડીદેવો અને પારેગ્રાફ ૨ ને બદલે લખવું કે. ) નો રહેનાર મૈયત ઇ. ફ. તારીખ માહે સને ૧૮ રોજ અગર તે અરસામાં મરી ગયો. તેણે પોતાનું છેલ્લું મૃત્યુપત્ર તારીખ માહે સને ૧૮ ને રોજ કરીને ક. ડ. ને તે મૃત્યુપત્ર ચલાવનાર નીમ્યો, અને તે મૃત્યુપત્રમાં મને રૂ. આપવા ઠરાવ્યા છે

પારેગ્રાફ ૪ માં " લેહેણું " ને બદલે " મૃત્યુલેખાપદાન " એમ લખવું.

#### બીજો નમુનો.

( મથાળું ).

હું ઇ. ફ. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧ અ બ. રહેનાર ક. નો તારીખ ને રોજ મૈયત થયો તેણે તારીખ માહે સને ૧૮ રોજ પોતાનું છેલ્લું મૃત્યુપત્ર કરીને પ્રતિવાદીને તથા મ. ન. ( જે મૃત્યુપત્ર કરનારની હયાતીમાંજ મરણ પામ્યો તે ) ને

મૃત્યુંપત્ર ચલાવનાર નીમ્યા, અને પોતાની સ્થાવર અથવા જંગમ જે હોય તે મિલકત પોતાના મૃત્યુપત્ર ચલાવનારાઓ પાસે ટ્રસ્ટી દાખલ રાખવાનું મૃત્યુપત્રમાં લખ્યું, એવી રાતે કે તેનું ભાડું અને ઉત્પન્ન મારી હયાતીસુધી મને આપવું; અને મારા ગુજર્યા પછી મારો કોઇ છોકરો ૨૧ વરસની ઉમરે ન પોંચે, અથવા છોકરી તેટલી ઉમરે ન પોંચે કે તેનું લગ્ન ન થાય એમ બને તો,—ઉપર કહ્યું તે પ્રમાણે સંતતી વગર હું મરણ પામું તે વખતે, તે મૃત્યુપત્ર કરનાર મૃત્યુપત્ર કર્યાવગર ગુજરી ગયો હોત તો મૃત્યુપત્ર કરનારનો કાયદેસર વારસ જે કોઇ થાત તેને પોતાની સ્થાવર મિલકત આપવાસારૂ, અને મૃત્યુપત્ર કરનારના છેક નજીકનો સગો જે કોઇ થાત તેને પોતાની જંગમ મિલકત આપવાસારૂ તે ટ્રસ્ટીઓના જુમ્મામાં છે એમ સમજવું.

૨. અને તે મૃત્યુપત્ર પ્રતિવાદીએ તારીખ માહે સને ૧૯ રોજ સાબિત કર્યું. મારૂં લગ્ન થયું નથી.

૩ મૃત્યુપત્ર કરનાર પોતાના મરણ વખતે સ્થાવર જંગમ મિલકતનો માલક હતો; પ્રતિવાદીએ સ્થાવર મિલકતનું ભાડું લેવા માંડ્યું, અને જંગમ પોતાના કબજામાં લીધી. તેણે સ્થાવર મિલકતનો કંઇ ભાગ વેચ્યો છે,

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો).

વાદી નીચે પ્રમાણે માગણી કરે છેઃ—

( ૧ ) અ. બ. ની સ્થાવર જંગમ મિલકતનો વહિવટ આ કોર્ટ મારફતે કરવો, અને તેમ કરવાસારૂ બધા યોગ્ય હુકમો કરવા અને હિસાબ લેવોઃ

( ૨ ) મુકદમાના સ્વરૂપ પ્રમાણે જે બીજી અથવા વધારે દાદ જોઇએ તે આપવી.

---

## નંબર ૪૪.

### જુમ્મા (ટ્રસ્ટ) નું કામ કરવા બદલ.

( મથાળું ).

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧, પ્રતિવાદીનાં બાપ અને મા. ઇ. ફ. તથા ગ. હ. એમનું લગ્ન થયું તે વખતે તારીખ માહે સને ૧૯ રોજ અથવા તે સુમારમાં ઠરાવપત્ર ( સેટલમેન્ટ ) કર્યું તેમાં ( અથવા પ્રતિવાદી ક. ડ. ના, અને ઇ. ફ. ના બીજા લેહેણદારોના હિત સારૂ ઈ. ફ. ની ઇસ્ટેટ અને માલમતા તબદીલ કરી આપવાનો દસ્તાવેજ કર્યો તેમાં ) નીમેલા ટ્રસ્ટીઓ પૈકી હું એક ટ્રસ્ટી છું.

૨. સદરહુ ટ્રસ્ટીના કામનો બોજો મેં અ. બ. એ પોતાના ઉપર લીધો છે, અને ઉપર કહેલા દસ્તાવેજથી જે સ્થાવર જંગમ મીલકત આપી તેનો ( અથવા તેના ઉત્પન્નનો ) કબજો મારી પાસે છે;

૩. ઉપર કહેલા દસ્તાવેજને આધારે મારો હિતસંબંધ છે એમ ક. ડ. કહે છે;

( નમુના નંબર ૧ ના ૪ થા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો ).

૬. સદરહુ સ્થાવર મિલકતના તમામ ભાડાનો તથા ઉપજનો,( અને સદરહુ સ્થાવર મિલકતના કે તે પૈકી કંઇ ભાગના વેચાણના ઉત્પન્નનો, અથવા જંગમ માલનો અથવા તે જંગમ

માલના કે તેના ભાગના વેચાણના ઉત્પન્નનો, અથવા સદરહુ ટ્રસ્ટનું કામ કરવામાં ટ્રસ્ટી તરીકે મને જે ઉત્પન્ન મળ્યું તેનો ) હિસાબ આપવાની મારી ઇચ્છા છે; અને મારી અરજ એ છે કે ક. ડ. ની સમક્ષ એને સદરહુ ટ્રસ્ટના સંબંધમાં સોંપેલી ઇસ્ટેટના વહિવટમાં જેમનું હિત છે એમ કોર્ટ ફરમાવે તે બધા શખસોની સમક્ષ સદરહુ કામનો કોર્ટે હિસાબ લેવો, અને સદરહુ પ્રતિવાદી ક. ડ. નાં હિતસારૂ અને સદરહુ પ્રમાણે જેમનું હિત હોય તે બીજા શખસોના હિતસારૂ સદરહુ ઇસ્ટેટનો વહિવટ કોર્ટ મારફતે થવો જોઇએ; અથવા, ક. ડ. એ તે વિરૂદ્ધ સારૂ કારણ બતાવવું.

**તાજા કલમ.**—હિતાધિકારીની ફરિયાદ હોય ત્યારે, મૃત્યુલેખાર્પિતદાન લેનારે કરવાની ફરિયાદમાં પ્રસંગપ્રમાણે જરૂરનો ફેરફાર કરીને તે નમુના પ્રમાણે ફરિયાદ અરજી તૈયાર કરવી

---

## નંબર ૪૫.

## ગીરો છોડાવવાનો હકક બંધ કરવાની અથવા વેચવાની.

( મથાળું ).

હું અ. બ, ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧, પ્રતિવાદીની જમીનનો વાદી ગીરો રાખનાર છે.

૨. ગીરોની વિગત નિચે પ્રમાણે છેઃ—

(અ) ( તારીખ );

(બ) ગીરો મુકનાર તથા રાખનારનાં નામ );

(ક) ( કેટલી રકમમાં ગીરો );

(ડ) ( વ્યાજનો દર );

(ઈ) ગીરોની ( મિલકત );

(ફ) ( હમણા લેહેણી થયેલી રકમ );

(ગ) ( જો વાદીનો સત્તાધિકાર બીજા પાસેથી પ્રાપ્ત થયેલો સત્તાધિકાર હોય તો જે તબદીલીથી અથવા પ્રાપ્તિથી તે દાવો કરતો હોય તે ટુંકમાં લખવું ).

( જો વાદી પાસે કબજાગીરો હોય તો લખવું કે ).

૩. વાદીએ તારીખ    માહે    સન ૧૯    રોજ ગીરો મિલકતનો કબજો લીધો અને તે વખતથી તે કબજાગીરો રાખનાર તરીકે હિસાબ આપવાને તૈયાર છે.

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો. )

૬. વાદીની માગણી નીચે પ્રમાણે છે :—

(૧) પૈસા અપાવો અથવા તેમ ન થાય તો ( વેચાણ કરો અથવા ) ગીરો છોડાવવાનો હક બંધ કરો ( અને કબજો અપાવો ).

( આર્ડર ૩૪, કાનુન ૬ લાગુ હોય તે પ્રસંગે ).

(૨) વેચાણની ઉપજ વાદીને આપવાની રકમની ભરપાઇ થવા જેટલી નથી એમ માલમ પડે તો, વાદીને બાકીની રકમ બદલ હુકમનામું થવા માટે અરજ કરવાની છુટ આપવી.

---

## નંબર ૪૬.

### ગીરો છોડાવવાની.

( મથાળું. )

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. વાદી જમીન ગીરો આપનાર છે તથા પ્રતિવાદી તે જમીન ગીરો લેનાર છે.

૨. ગીરોની વિગત નીચે પ્રમાણે છે:—

( અ ) ( તારીખ );
( બ ) ( ગીરો આપનાર તથા ગીરો લેનારનાં નામ );
( ક ) ( કેટલી રકમમાં ગીરો );
( ડ ) ( વ્યાજનો દર );
( ધ ) ( ગીરોની મીલકત );
( ફ ) ( જો વાદીનો સત્તાધિકાર બીજા પાસેથી પ્રાપ્ત થયેલો સત્તાધિકાર હોય તો જે તબદીલીથી અથવા પ્રાપ્તિથી તે દાવો કરતો હોય તે ટુંકમાં લખવું કે ),
( જો પ્રતિવાદી પાસે કબજા ગીરો હોય તો લખવું ).

૩. પ્રતિવાદીએ ગીરો મિલકતનો કબજો લીધો છે ( અથવા તેને ભાડું મળ્યું છે ).

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો. )

૬. વાદી સદરહુ મિલકત છોડવવાની અને તે તેને નામે પાછી ચઢાવવાની ( અને તેનો કબજો અપાવવાની ) માગણી કરે છે.

---

## નંબર ૪૭.

### કરાર વિશેષ રીતે પુરો કરવા વિશે ( નંબર ૧ ).

( મથાળું. )

હું. અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે :—

૧. તારીખ માહે સન ૧૯ રોજના અને સદરહુ પ્રતિવાદી ક. ડ. એ સહી કરેલા કરારનામામાં તેણે એવો કરાર કર્યો છે કે, તે કરારનામામાં વર્ણન કરેલી અને હવાલો આપેલી અમુક સ્થાવર મિલકત તેણે રૂ. માટે મારી પાસેથી ખરીદ કરવી ( અથવા મને વેચવી ).

૨. સદરહુ પ્રતિવાદીને, સદરહુ કરારમાં તેના ભાગનું જે વિશેષ રીતે કરવાનું છે તે પુરૂં કરી આપવા મે કહ્યું, પણ તે પ્રમાણે તેણે કર્યું નથી.

૩. હું, વાદી તે કરારનામાનો મારો ભાગ વિશેષ રીતે પુરો કરવાને પ્રથમથી અને હજીએ તૈયાર તથા રાજી છું, અને તે વાતની પ્રતિવાદીને ખબર થયેલી છે.

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો )

૬. મારી એવી માગણી છે કે, સદરહુ પ્રતિવાદીને સદરહુ કરાર વિશેષ રીતે પુરો કરવાનો, અને સદરહુ મિલકતનો મને પૂર્ણ કબજો આપવાને જરૂર હોય તે બધાં કૃત્ય કરવાનો [ અથવા સદરહુ મિલકતની તબદીલી તથા કબજો લેવાનો ] અને ફિર્યાદનો ખરચ આપવાનો હુકમ કરો.

---

## નંબર ૪૮.

## કરાર વિશેષ રીતે પુરો કરવા વિશે ( નંબર ૨ ).

( મથાળું. )

હું. અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કે :—

૧. તારીખ માહે સને ૧૯ રોજ મેં અને પ્રતિવાદીએ લેખી કબુલાત કરેલી જેની અસલ નકલ આ સાથે જોડી છે.

તેમાં વર્ણન કરેલી સ્થાવર મિલકતની ઉપર પ્રતિવાદીનો પૂર્ણ રીતે હકક હતો.

૨. તારીખ માહે સન ૧૯ રોજ મેં પ્રતિવાદીને રૂ. આપવા માંડયા અને સદરહુ મિલકત યોગ્ય દસ્તાવેજ કરીને મારી નામે ચઢાવવાનું કહ્યું.

૩. તારીખ માહે સન ૧૯ રોજ મેં માગણી ફરીથી કરી ( અથવા તે મિલકત મારે નામે ચઢાવવાની પ્રતિવાદીએ ના કહી ),

૪. પ્રતિવાદીએ તબદીલ કર્યાનો કાંઇપણ દસ્તાવેજ કરી આપ્યું નથી.

૫. પ્રતિવાદીને સદરહુ મિલકતની ખરીદીની રકમ આપવાને હજીએ હું તૈયાર અને રાજીછું.

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો ).

૮. મારી નીચે પ્રમાણે માગણી છે:—

(૧) સદરહુ મિલકત યોગ્ય દસ્તાવેજ ( કરારનામાની શરતો પ્રમાણે ) કરીને પ્રતિવાદીએ વાદીને આપવી.

(૨) તે ન કરી આપ્યા બદલ નુકસાનીના રૂ. મને અપાવો.

---

## નંબર ૪૯.

## પંત્યાળું.

( મથાળું. )

હું, અ. બ, ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. હું અને સદરહુ પ્રતિવાદી ક. ડ. ગયા વરસથી ( અથવા મહિનાથી) પંત્યાળાની અમુક કલમો લખેલી છે તે પ્રમાણે ( અથવા દસ્તાવેજ પ્રમાણે અથવા મોઢાની કબુલાયત પ્રમાણે ) એકઠો ધંધો ચલાવીએ છીએ.

૨. આ પ્રમાણે ભાગીદાર તરીકે મારી અને પ્રતિવાદીની વચ્ચે ઘણી તરેહના ટંટા અને વાંધા ઉત્પન્ન થયા છે, તેથી કરી ભાગીદારોને ફાયદો થાય એવી રીતે પંત્યાળામાં સદરહુ ધંધો ચલાવવાનું અશકય થયું છે.

( અથવા પ્રતિવાદીએ પંત્યાળાની કલમો નીચે લખ્યા પ્રમાણે તોડી છે.—

(૧)

(૨)

(૩)

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ માં પારેગ્રાફનો મજકુર લખવો ).

૫. મારી નીચે પ્રમાણે માગણી છે:—

(૧) પંત્યાળું તોડી નાંખવું;
(૨) હિસાબ લેવો;
(૩) વસુલદાર નિમવો;

( તાજા કલમ.— કોઇ પંત્યાળું સંકેલીને બંધ કરાવવાની ફરિયાદમાં પંત્યાળું તોડી નાંખવાની માગણી ન લખવી, પણ તે બદલે એક પારેગ્રાફ મુકીને તેમાં તે પંત્યાળું તુટયાની હકીકત જણાવવી ).

---

## ૪ લેખી કેફીયત.

### સામાન્ય જવાબ.

પ્રતિવાદી નાકબુલ કરે છે કે ( હકીકત લખવી ). નાકબુલ કરવા બદલ.

પ્રતિવાદી કબુલ કરતો નથી કે ( હકીકત લખવી ).

પ્રતિવાદી કબુલ કરે છે કે પણ કહે છે કે

પ્રતિવાદી . પેઢીમાં પ્રતિવાદી પોતે ભાગીદાર હોવાનું નાકબુલ કરે છે. વાંધો ઉઠાવ્યા બદલ.

જે કરાર થયો એમ કેહેવું હોય તે કરાર કર્યાનું અથવા વાદી સાથે કાંઇપણ કરાર કર્યાનું પ્રતિવાદી નાકબુલ કરે છે.

વાદી કહે છે તે પ્રમાણે વાદી સાથે કરાર કર્યાનું અથવા તેની સાથે બીલકુલ કરાર કર્યાનું પ્રતિવાદી નાકબુલ કરે છે.

પ્રતિવાદી માલમતા છે એમ કબુલ કરે છે પણ વાદીનો દાવો કબુલ કરતો નથી.

ફરિયાદ અરજીમાં લખેલો માલ અથવા તેમાંનો કાંઇ માલ વાદીએ પ્રતિવાદીને વેચ્યાનું પ્રતિવાદી નાકબુલ કરે છે.

સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના મુદત બાબતના આંકટના ૨ જા પરિશિષ્ટની આર્ટિકલ અથવા આર્ટિકલો ની રૂયે ફરિયાદને મુદતની હરકત છે. મુદત.

કોર્ટને ફરિયાદની ચોકસી કરવાનો અધિકાર નથી કારણ કે કારણો લખવાં ). હકુમત.

જે દાવાનું કારણ છે એમ કેહેવું છે તે પતાવવા સારૂ તારીખ માહે સને રોજ પ્રતિવાદીએ વાદીને એક હીરાની વીંટી આપીઅને તે વાદીએ સ્વીકારી.

પ્રતિવાદી કાયદાથી નાદાર ઠર્યો છે. નાદારી.

ફરિયાદ માંડયાની પેહેલાં વાદી કાયદાથી નાદાર ઠર્યો અને ફરિયાદ માંડવાનો હક વસુલદારને પ્રાપ્ત થયો.

જે કરાર થયો છે એમ કેહેવું છે તે કરાર કરતી વખતે પ્રતિવાદી સગીર હતો. સગીરપણું.

પ્રતિવાદીએ, સઘળા દાવા માટે ( અથવા માટે માંગેલા પૈસાનો ભાગ રૂપિયા અથવા જેમ હોય તેમ ) કોર્ટમાં રૂપિયા ભર્યા છે અને તેનું એમ કેહેવું છે કે આ રકમ વાદીનો દાવો ( અથવા ઉપર લખેલો ભાગ ) અદા કરવાને બસ છે. કોર્ટમાં પૈસા ભર્યા બાબત

| | |
|---|---|
| જે વચન આપ્યું છે એમ કહેવું તે વચન તારીખ માહે રોજે વર્જીત કરવામાં આવ્યું હતું. | વચન પુરૂં કરવાનું વર્જ કરવું. |
| વાદી અને પ્રતિવાદીની વચ્ચે રૂબરૂમુલાકાતથી કરાર થયો હતો. | કરાર રદ્દ કરવા બાબત. |
| (કઇ ફરિયાદ તે લખવી) ફરયાદમાંના હુકમનામાને લીધે વાદીના દાવાને હરકત આવે છે. | નિર્ણિત વાત. |
| (જે કેહેવાના સંબંધમાં પ્રતિબંધ માંગવામાં આવ્યો હોય તે લખવું) નું ખરાપણું ના કબુલ કરવાને વાદીને પ્રતિબંધ છે કારણ (જે હકીકત ઉપર પ્રતિબંધ ઉત્પન્ન થયાનો આધાર રાખવામાં આવતો હોય તે હકીકત લખવી). | પ્રતિબંધ. |
| ફરિયાદ કર્યા પછી એટલે તારીખ માહે રોજ (હકીકત લખવી). | ફરિયાદ માંડયા પછીના જવાબ કરવાના મુદ્દા. |

---

## નંબર ૧

### માલ વેચ્યા તથા સ્વાધીન કર્યા બદ્દલની ફરિયાદનો જવાબ.

૧. પ્રતિવાદીએ મજકુર માલ મંગાવ્યો નહોતો.

૨. પ્રતિવાદીને મજકુર માલ સ્વાધીન કરવામાં આવ્યો ન હોતો.

૩. તેની કિંમત રૂ. ન હોતી.

( અથવા )

| | | | | |
|---|---|---|---|---|
| ૪. ૫. ૬. | રૂ. | શિવાયને માટે | ૧ ૨ ૩ | પ્રમાણે. |

૭. પ્રતિવાદીએ (અથવા પ્રતિવાદીના મુખત્યાર અ. બ. એ) વાદીને (અથવા તેના મુખત્યાર ક. ડ. ને) ફરિયાદ માંડયા પહેલાં તારીખ માહે સને ૧૯ રોજ દાવાની રકમ આપી દઇને દાવો અદા કર્યો છે.

૮. પ્રતિવાદીએ વાદીને ફરિયાદ માંડયા પછી તારીખ માહે સને ૧૯ ને રોજ દાવાની રકમ આપી દઇને દાવો અદા કર્યો છે.

---

## નંબર ૨.

### ખત ઉપરની ફરયાદનો જવાબ.

૧. મજકુર ખત પ્રતિવાદીનું નથી.

૨. પ્રતિવાદીએ વાદીને ખતની શરત પ્રમાણેના દિવસે નાણાં આપ્યાં છે.

૩. પ્રતિવાદીએ વાદીને ખતમાં લખેલ દિવસ પછી અને ફરિયાદ માંડયા પહેલાં ખતમાં લખેલી મુદ્દલ રકમ વ્યાજ સહિત આપી દીધી છે.

---

## નંબર ૩.

### હામીદાર ઉપરની ફરિયાદનો જવાબ.

૧. ફરિયાદ માંડયા પહેલાં મુખ્ય નાણાં આપી દઇ દાવો અદા કર્યો છે.

૨. વાદીએ એક બંધનકારક કબુલાતની રૂએ મુખ્યને મુદત આપવાથી પ્રતિવાદી જવાબદારીથી મુક્ત થયો છે.

---

## નંબર ૪.

### કરજ બાબતની કોઈપણ ફરિયાદનો જવાબ.

૧. દાવાની રકમમાંથી રૂા. ૨૦૦, વાદીને પ્રતિવાદીએ વેચેલા તથા સ્વાધીન કરેલા માલ બદલ વાળી લેવાનો પ્રતિવાદીનો હકક છે.

વિગત નીચે પ્રમાણેઃ—

તા. ૨૫ મી જાનેવારી ૧૯૦૭..................................રૂા. ૧૫૦

તા. ૧ લી ફેબ્રુવારી ૧૯૦૭..................................રૂા. ૫૦

કુલે રૂ. ૨૦૦.

૨ સદરહુ સઘળી રકમ ( અથવા દાવાની રકમનો ભાગ, રૂા. ) ફરિયાદ પહેલાં પ્રતિવાદીએ આપવા માંડી હતી અને તે રકમ કોરટમાં આપી છે.

---

## નંબર ૫.

### બેદરકારીથી દુષ્કાર્યોથી થએલી ઇજા માટેની ફરીઆદનો જવાબ.

૧. ફરિઆદ અરજીમાં જણાવેલી ગાડી પ્રતિવાદીની હોવાનું તથા તે ગાડી પ્રતિવાદીના નોકરોના હવાલામાં અથવા નિર્બંધ હેઠળ હોવાનું પ્રતિવાદી નાકબુલ કરે છે. સદરહુ ગાડી કલકત્તાની સ્ટ્રીટમાં રહેનાર,ભાડુતી ઘોડાનો તબેલો રાખનારા જેઓને પ્રતિવાદીએ પોતાને ગાડી ઘોડા પુરા પાડવાનું સોંપ્યું છે તેઓની છે અને જે માણસના હવાલા તથા નિર્બંધ હેઠળ સદરહુ ગાડી હતી તે માણસ સદરહુ નો નોકર હતો.

૨. સદરહુ ગાડી મીડલટન સ્ટ્રીટ ઉપરથી બે દરકારીથી એકદમ અથવા ચેતવણી આપ્યા વગર અથવા ઝડપ વાળી અથવા ભયંકાર ગતિથી વાળેલી હોવાનું પ્રતિવાદી કબુલ કરતો નથી.

૩. પ્રતિવાદી કહે છે કે જો વાદીએ વાજબી સંભાળ તથા બાહોશી રાખી હોય તે ગાડીને પોતા તરફ આવતી જોઇ શકત અને જોઇ શકયો હોત અને તેની સાથે અથડાત નહીં અને અથડાઇ શકત નહીં.

૪. ફરિઆદ અરજીના ત્રીજા પારેગ્રાફમાં લખેલી બાબતો પ્રતિવાદી કબુલ કરતો નથી.

---

## નંબર ૬.

### નુકસાન કરવા માટેની સઘળી ફરિયાદોનો જવાબ.

૧. જે જે કાર્યો ( અથવા બાબતો ) ની ફરિયાદ કરવામાં આવી હોય તેનો ઇનકાર.

---

## નંબર ૭.

### માલની અટકાવી રાખવા માટેની ફરિયાદનો જવાબ.

૧. સદરહુ માલ વાદીની માલીકીનો ન હતો.

૨. સદરહુ માલ પ્રતિવાદી જે લીયન માટે હકદાર હતો તે લીયન બાબત અટકાવી રાખવામાં આવ્યો હતો.

વિગત નીચે પ્રમાણેઃ—

તા. ૩ જી મે ૧૯૦૭. દાવો કરેલો માલ દિલ્હીથી કલકત્તા લઇ જવામાટેઃ—

૪૫ મણ દર મણે રૂા. ૨ લેખે રૂા.

## નંબર ૮.

### ગ્રંથસ્વામિત્વનો હક તોડવા બદલ ફરિયાદનો જવાબ.

૧. વાદી ગ્રંથકર્તા ( એસાઇની વિગેરે ) નથી.

૨. સદરહુ પુસ્તક રજિસ્ટર થયલું નથી.

૩. પ્રતિવાદીએ હક તોડયો નથી.

## નંબર ૯.

### માલપરની નિશાનીનો હક તોડવા બદલ ફરિયાદનો જવાબ.

૧. સદરહુ ટ્રેડમાર્ક વાદીની નથી.

૨. સદરહુ નિશાની ટ્રેડ માર્ક નથી.

૩. પ્રતિવાદીએ હક તોડયો નથી.

## નંબર ૧૦.

### અપકારક કૃત્યો સંબંધી ફરિયાદોનો જવાબ.

૧. વાદીનો પ્રકાશનો ઉપભોગ અસલના વખતનોનથી ( અથવા તેના બીજા કહેવાતા લાંબા ભોગવટાથી મળેલા હક નાકબુલ કરવા ).

૨. પ્રતિવાદી ઇમારતોથી વાદીના પ્રકાશને વાસ્તવિક રીતે અટકાવ થશે નહિ.

૩. પ્રતિવાદી અથવા તેના નોકરો પાણી બગાડતા હોવાનું ( અથવા જે માટે ફરીયાદ કરી હોય તે કરવાનું ) પ્રતિવાદી નાકબુલ કરે છે.

( જે માટે ફરિયાદ કરવામાં આવી છે તે કરવાનો પ્રતિવાદીનો હકક લાંબા ભોગવટાથી મળેલો હોય અથવા બીજી કોઇ રીતે મળેલો હોય તો તેણે તેમ લખવું અને તે હકકના આધારો એટલે કે લાંબો ભોગવટા અથવા બક્ષીસ અથવા બીજું શું તે લખવું ).

૪. વાદી અઘટિત વિલંબને માટે ગુન્હેગાર છે તેની વિગત નીચે પ્રમાણેઃ—

સને ૧૮૭૦ માં વાદીની મીલ ચાલુ થઇ.
સને ૧૮૭૧ માં વાદીએ કબજો લીધો.
સને ૧૮૮૩ માં પહેલી વખત ફરિયાદ કરી.

૫. વાદીના નુકશાની માટેના દાવાનો સંબંધમાં પ્રતિવાદી ઉપલા બચાવના મુદ્દા ઉપર

આધાર રાખશે અને તે કહેછે કે જે કાર્યોની ફરિયાદ કરવામાં આવી છે તે કાર્યોથી વાદીને કાંઇ નુકશાન થયું નથી. ( જો બીજા મુદ્દા ઉપર આધાર રાખવાનો હોય તો તે લખવા જોઇએ જેવા કે થઇ ગએલા નુકશાન માટે મુદતની હરકત ).

---

## નંબર ૧૧

### ગીરો છોડવવાનો હક બંધ કરવાની ફરિયાદનો જવાબ.

૧. પ્રતિવાદીએ ગીરોખત કરી આપ્યું નથી.

૨. વાદીને ગીરો તબદીલ કરી આપ્યું નથી ( જો એક કરતાં વધારે તબદીલી થયાનું કહેવું હોય તો જે નાકબુલ કરી હોય તે લખવું ).

૩. સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના મુદત બાબતના આકટના બીજા પરિશિષ્ટના આર્ટિકલની રૂયે ફરિયાદને મુદતની હરકત છે.

૪. હેઠળ પ્રમાણે પૈસા ભરવામાં આવ્યા છે, એટલે;—

| | | | | રૂપિયા. |
|---|---|---|---|---|
| ( તારીખ લખવી ) ________________ | , | ... | ... | ...૧,૦૦૦ |
| ( તારીખ લખવી ) ________________ | , | .. | ... | ... ૫૦૦ |

૫. વાદીએ તારીખ રોજ કબજો લીધો છે અને ત્યારથી તે ભાડું લે છે.

૬. વાદીએ તારીખ માહે ને રોજ કરજ આપી દીધું.

૭. તારીખ માહે ના દસ્તાવેજથી પ્રતિવાદીએ અ. બ. ને પોતાનો સઘળો હિતસંબંધ તબદીલ કરી આપ્યો છે.

---

## નંબર ૧૨.

### ગીરો છોડાવવાની ફરીયાદનો જવાબ.

૧. સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના મુદતબાબતના આકટના બીજા પરિશિષ્ટની આર્ટિકલ ની રૂયે વાદીના ગીરો છોડાવવાના હકને મુદતની હરકત છે.

૨. વાદીએ મિલકતમાંનો સઘળો હિતસંબંધ અ. બ. ને તબદીલ કરી આપ્યો છે.

૩. પ્રતિવાદીએ, તારીખ માહે ને રોજ કરેલા દસ્તાવેજથી ગીરોથી લીધેલા કરજ ઉપરનો તથા ગીરોની મિલકત ઉપરનો પોતાનો સઘળો હિતસંબંધ અ. બ. ને તબદીલ કરી આપ્યો છે.

૪. પ્રતિવાદીએ ગીરો મિલકતનો કબજો લીધો નથી અથવા તેનું ભાડું પણ લીધું નથી. ( જો થોડી મુદત સુધી પોતાનો કબજો હતો એમ પ્રતિવાદી કબુલ કરતો હોય તો તે મુદત તેણે લખવી, અને તે કબુલ કરતો હોય તે પછીની મુદતનો કબજો તેણે નાકબુલ કરવો.

---

## નંબર ૧૩.

### વિશેષ રીતે કરાર પુરો કરવાની ફરીયાદનો જવાબ.

૧. પ્રતિવાદીએ કબુલાત કરી નથી.

૨. અ. બ. પ્રતિવાદીનો આડતીઓ ન હતો (જો વાદીનું કેહેવું એવું હોય તો).

૩. વાદીએ હેઠળની શરતો પુરી કરી નથી— (શરતો).

૪. પ્રતિવાદીએ (અશતઃ પુરી કરવાની જે વાત વિશે કેહેવું હોય તે વાત) કરી નથી.

૫. હેઠળ લખેલી બાબતના કારણને લીધે, વેચાણ કરવાની મિલકત ઉપર વાદીનો હક એવી તરેહનો નથી કે પ્રતિવાદી તે સ્વીકારવાને બંધાયલો હોય (શા વાસ્તે તે લખવું).

૬. હેઠળની બાબતના સંબંધમાં કબુલાયત અનિશ્ચિત છે (બાબત લખવી).

૭. (અથવા) વાદી ઢીલ કર્યા બદલ ગુન્હેગાર છે.

૮. (અથવા) વાદી કપટ અથવા ગેરસમજ કર્યા બદલ ગુન્હેગાર છે.

૯. (અથવા) વાદી કબુલત ગેરવાજબી છે.

૧૦. (અથવા) કબુલત ભુલથી કરવામાં આવી હતી.

૧૧ (૭), (૮), (૯), (૧૦) (અથવા જે હોય તે) સંબંધી હેઠળ લખેલી હકીકત છે,

૧૨. વેચાણની ૧૧ મી શરતની રૂયે (અથવા એક બીજાની સંમત્તિથી) કબુલાયત રદ્દ કરી હતી.

(જે બાબતમાં નુકસાની માગી હોય અને પોતે નુકસાની ભરી આપવાને જવાબદાર નથી એમ પ્રતિવાદી કહે તે બાબતમાં તેણે કબુલાયત અથવા જે કરારનું ઉલ્લંઘન કર્યાનું કેહેવું હોય તે નાકબુલ કરવું જોઇયે, અથવા જવાબ ઉત્તરપક્ષાના જે મુદ્દા ઉપર તેનો આધાર હોયતે બતાવવો જોઇયે, એટલે, હિંદુસ્તાનનો મુદતનો કાયદો, અંગિકાર તથા ભરપાઇ. ફારગતી, કપટ, ઇત્યાદિ) બતાવવા જોઇયે.

---

## નંબર ૧૪.

### મૃત્યુલેખાર્પીત નાણાંનું દાન લેનારે મૈયતની મિલકતના વહિવટ બાબત કરેલી ફરિઆદનો જવાબ.

૧. અ. બ. ના મૃત્યુપત્રમાં કરજનો બોજો હતો; તે મરણ પામ્યો ત્યારે નાદાર હતો; તેના મરણ વખતે કેટલીક સ્થાવર મિલકત ઉપર તેનો હક હતો; તે મિલકત પ્રતિવાદીએ વેચી અને તેના રૂ. નક્કી ઉપજ્યા; મૈયત પાસે કેટલીક જંગમમિલકત હતી જે પ્રતિવાદીએ વસુલ કીધી અને જેના રૂ. નક્કી ઉપજ્યા.

૨. તે સઘળી રકમો તથા સ્થાવર મિલકતના ભાડાની રકમ રૂ. ઉપજી તે પ્રતિવાદીએ ઉત્તરક્રિયા તથા મૃત્યુપત્ર સંબંધી ખર્ચ તથા મૈયતના કેટલાંએક કરજ આપવામાં વાપરી

૩. પ્રતિવાદીએ હિસાબ તૈયાર કર્યો અને તેની એક નકલ તારીખ માહે સને ૧૯ રોજ વાદીને મોકલી. અને વાદીને કહાવ્યું કે જો ઓચરીયાં જોઇને હિસાબ મેળવવો હોય તો તે જોવાની તને છુટ છે પણ વાદીએ પ્રતિવાદીની માગણીનો લાભ લેવા ના પાડી.

૪. પ્રતિવાદી અરજ કરે છે કે વાદીએ આ ફરિયાદનું ખરચ આપવું જોઇએ.

---

## નંબર ૧૫

### કાયદા પ્રમાણે રીતસર મૃત્યુપત્રનો પ્રોબેટ.

૧. મૈયતનું સદરહુ મૃત્યુપત્ર અને કોડીસીલ સને ૧૮૬૫ ના હિંદુસ્તાનના વારસા બાબતના આકટ ( અથવા સને ૧૮૭૦ નાં હિંદુ મૃત્યુપત્રના આકટ ) પ્રમાણે બરાબર કરવામાં આવ્યું હતું નહીં.

૨. જે વખતે સદરહુ મૃત્યુપત્ર અને કોડીસીલ અનુક્રમે કરવામાં આવેલાં જણાય છે તે વખતે મૈયતનાં મનની, યાદદાસ્તની તથા સમજની શક્તિ બરાબર ન હોતી.

૩. વાદી (અને તેની સાથે કાંમ કરનારા બીજાઓ જેમનાં નામ હાલ પ્રતિવાદીને જણાયાં નથી તેઓ) ની અયોગ્ય લાગવગથી સદરહુ મૃત્યુપત્ર અને કોડીસીલ કરાવી લેવામાં આવ્યાં હતાં.

૪. સદરહુ મૃત્યુપત્ર અને કોડીસીલ વાદીના દગાથી કરાવી લેવામાં આવ્યું હતું; અને તે દગો, પ્રતિવાદીની હાલની માહિતી પ્રમાણે, ( દગાનું રૂપ લખવું ) હતી.

૫. સદરહુ મૃત્યુપત્ર અને કોડીસીલ કરવામાં આવ્યાં તે વખતે તેમાં લખેલી બાબતોથી ( અથવા પ્રસંગ પ્રમાણે સદરહુ મૃત્યુપત્રના શેષ ભાગનાં મૃત્યુ લેખાર્પિતદાન બાબતની કલમના મજકુરથી ) મૈયત અજાણુ હતો અને તેણે તે પ્રસંદ કરી ન હોતી.

૬. મૈયતે પોતાનું તારીખ ૧ લી જાનેવારી ૧૮૭૩ નું ખરૂં મૃત્યુપત્ર કરેલું છે અને તે વડે પ્રતિવાદીને તેનો કુલ મૃત્યુપત્ર ચલાવનાર નિમ્યો છે.

પ્રતિવાદીની માગણી નીચે પ્રમાણે છેઃ—

(૧) વાદીએ રજુ કરેલાં સદરહુ મૃત્યુપત્ર તથા કોડીસીલ કોરટે ખોટાં ઠરાવવાં.

(૨) મૈયતનાં તારીખ ૧ લી જાનેવારી સન ૧૮૭૩ ના મૃત્યુપત્રની કોરટે કાયદા પ્રમાણે રીતસર પ્રોબેટ આપવી.

---

## નંબર ૧૬.

### વિશેષ બાબતો. ( ઓ. ૬ કા. ૫ ).

( ફરિયાદનું મથાળું ).

જે બાબતો વિશે વિગતો માગવાનો હુકમ થયો હોય તે બાબતો લખવી) ના સંબંધમાં હેઠળ લખેલી વિગતો છે અને તારીખ માહે સને ૧૯ ના હુકમની રૂયે આપી છે.

( અંહીયા માગેલી વિગતો જરૂર હોય તો પારેગ્રાફમાં લખવી ).

## પુરવણી બ.

પ્રોસેસ.

## નંબર ૧.

### ફરિયાદના નિકાલનો સમન ( ઓ. ૫, કા. ૧. ૫ ).

( મથાળું ).

(નામ તથા વર્ણન લખવું) રહેનાર ( પત્તો લખવો ) ના ને માલમ થાય જે: એણે તમારા ઉપર બદલ ફરિયાદ કરી છે, માટે

તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે, તારીખ માહે સને ૧૯ ને રોજ ક્લાકે સદરહુ ફરિયાદનો જવાબ આપવા સારૂ આ કોર્ટમાં તમારે જાતે, અથવા કોર્ટના જે પ્લીડરને તમારી હકીકત બરોબર સમજાવી હોય તથા જે એ ફરીયાદના સઘળા જરૂરી સવાલના જવાબ દેઈ શકે તેવા પ્લીડરની મારફતે, અથવા તેવા બધા સવાલના જવાબ દેઇ શકે એવા કોઇ બીજા શખસને તે પ્લીડરની સાથે રાખીને, તે પ્લીડરની મારફતે હાજર થવું; અને તમારે હાજર થવાનો જે દિવસ મુકરર કર્યો છે તે એ મુકદ્દમાનો આખરનો નિકાલ કરવા સારૂ ઠરાવેલો છે, માટે તે દિવસે તમારે તમારા સઘળા સાક્ષીઓ તથા લેખી પુરાવા જેના ઉપર તમે તમારા બચાવનો આધાર રાખતા હો તે હાજર કરવાને તૈયાર થઇ રહેવું.

અને તમને આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે જો ઉપર લખેલે દિવસે તમે હાજર નહીં થાઓ તો તમારી ગેરહાજરીમાં એ ફરિયાદ સાંભળીને તેનો નિકાલ કરવામાં આવશે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો શિક્કો કરીને આપ્યો.

જડજ.

સુચના—૧. તમારા સાક્ષીઓ પોતાની મેળે હાજર નહીં રહે એમ તમને દેહેશત હોય તો, કોર્ટને અરજ કરશો અને ખર્ચની જરૂરી રકમ અનામત મુકશો એટલે, કોઇ પણ સાક્ષીને હાજર રહેવાની ફરજ પાડવા સારૂ અથવા જે દસ્તાવેજ સાક્ષી પાસે હાજર કરાવવાનો તમને હક્ક છે તે દસ્તાવેજ હાજર કરવાની ફરજ પાડવા સારૂ આ કોર્ટમાંથી તમને સમન મળશે.

૨. વાદીની માગણી તમારે કબુલ હોય તો, હુકમનામાની બજાવણી તમારી જાત ઉપર અથવા મિલકત ઉપર અથવા બંને ઉપર થવાનો સંભવ છે તે ટાળવાને ફરિયાદના ખરચ સુધાંત તે પૈસા તમારે કોર્ટમાં ભરવા.

---

## નંબર ૨.

### મુદ્દા ઠરાવવાનો સમન. ( આર્ડર ૫, કાનુન ૧, ૫. )

( મથાળું ).

( નામ તથા વર્ણન લખવું ) રહેનાર ( પત્તો લખવો ) નાને માલમ થાય જે: એણે તમારા ઉપર બદલ ફરિયાદ કરી છે, માટે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે, તારીખ માહે સને ૧૯ વાર ને રોજ, વાગતે ઉપર કહેલી ફરિયાદનો જવાબ આપવા સારૂ આ કોર્ટમાં તમારે જાતે અથવા કોર્ટના જે પ્લીડરને તમારી હકીકત બરાબર સમજાવી હોય તથા જે ફરિયાદના સઘળા જરૂરી સવાલના જવાબ દેઇ શકે તેવા પ્લીડરની મારફતે, અથવા તેવા સઘળા સવાલના જવાબ દેઇ શકે એવા કોઇ બીજા શખસને તે પ્લીડરની સાથે રાખીને, તે પ્લીડર મારફતે હાજર થવું. અને સદરહુ દિવસે, તમે જે દસ્તાવેજ ઉપર તમારા જવાબને માટે આધાર રાખતા હો તે હાજર કરવા.

તમને નોટીસ આપવામાં આવે છે કે જો ઉપર લખેલે દિવસે તમે હાજર નહીં થાઓ તો તમારી ગેરહાજરીમાં એ ફરીયાદ સાંભળીને તેનો નિકાલ કરવામાં આવશે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યો.

જડજ.

સુચના—૧. તમારા સાક્ષીઓ પોતાની મેળે હાજર નહીં રહે એમ તમને દહેશત હોય તો, કોર્ટને અરજ કરશો અને ખર્ચની જરૂરી રકમ ભરશો એટલે, કોઇ પણ સાક્ષીને હાજર રહેવાની ફરજ પાડવા સારૂ અથવા જે દસ્તાવેજ સાક્ષી પાસે હાજર કરાવવાનો તમને હક છે તે દસ્તાવેજ હાજર કરવાની ફરજ પાડવા સારૂ આ કોર્ટમાંથી તમને સમન મળશે.

૨. વાદીની માગણી તમારે કબુલ હોય તો, હુકમનામાની બજાવણી તમારી જાત ઉપર અથવા મિલકત ઉપર અથવા બંને ઉપર થવાનો સંભવ છે તે ટાળવાને ફરિયાદના ખરચ સુધાંત તે પૈસા તમારે કોર્ટમાં ભરવા.

---

## નંબર. ૩

### જાતે હાજર થવા માટે સમન. ( ઓ. ૫, કા. ૩ )

( મથાળુ )

( નામ તથા વર્ણન લખવું ) રહેનાર ( પત્તો લખવો ) ને માલુમ થાય જે એણે તમારા ઉપર બદલ ફરિયાદ કરી છે, માટે આ ઉપરથી તમને ફરમાવવામાં આવે છે કે તારીખ માહે સને ૧૯ રોજ બપોર વાગે સદરહુ ફરિઆદનો જવાબ આપવા સારૂ આ કોરટમાં તમારે જાતે હાજર થવું; અને સદરહુ દિવસે, તમે તમારા જવાબને માટે જે દસ્તાવેજ ઉપર આધાર રાખતા હો તે હાજર કરવા.

તમને નોટીસ આપવામાં આવે છે કે જો ઉપર લખેલે દિવસે તમે હાજર નહીં થાઓ તો તમારી ગેર હાજરીમાં એ ફરિયાદ સાંભળીને તેનો નિકાલ કરવામાં આવશે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોરટનો સિક્કો કરી આપ્યો

જડજ.

---

## નંબર ૪.

### વેચાય એવા દસ્તાવેજના આધારે કરેલી સંક્ષિપ્ત ફરિયાદમાં કરવાનો સમન. ઓ. ૩૭ કા. ૩ ).

( મથાળું ).

( આ ઠેકાણે નામ વર્ણન ને પત્તો લખવો )

ને માલમ થાય જે એણે દિવાની કામ ચલાવવાની રીતના કાયદાના ઓરડર ૩૭ પ્રમાણે ના તરીકે વ્યાજ મુદ્દલના બાકી રહેલા રૂ. તેના લેણા છે. તેને માટે તમારા ઉપર આ કોર્ટમાં ફરિયાદ કરી છે; અને તેની એક નકલ આ સાથે જોડી છે; માટે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે હાજર થઇને ફરિયાદનો જવાબ દેવાની

આ સમન પોચ્યાની તારીખથી દશ દિવસમાં તમારે કોર્ટની પાસેથી રજા મેળવવી. અને તે મુદતમાં તમે હાજર થયાનો દાખલો માંડી રખાવવો. જો તેમ નહીં કરોતો તે દશ દિવસ વીતી ગયા પછી કોઇ પણ વખતે રૂ. કરતાં વધારે નહીં એવી કોઇ રકમનું તથા ખરચની રકમ રૂ. નું હુકમનામું મેળવવાનો વાદીને હકક થશે.

ફરિયાદનો જવાબ ગુણદોષ વિશે છે અથવા આ ફરિયાદમાં હાજર થવાની તમને રજા આપવી યોગ્ય છે એવું બતાવનાર ઇકરારને અથવા સોગનનામાને આધારે કોર્ટને અરજ કરવાથી હાજર થવાની રજા મળી શકશે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોરટનો શિકકો કરી આપ્યો.

જડ

---

## નંબર ૫.

## કોઇ માણસને વાદી તરીકે ઉમેરવો જોઇએ એવું કોરટ ધારે તો માણસને આપવાની નોટીસ

( ઓ. ૧, કા. ૧૦. )

( મથાળું ).

( નામ વર્ણન તથા પત્તો લખવો ) ને માલુમ થાય જે એ ઉપર બદલ ઉપરની ફરિયાદ માંડી છે તેથી, અને તેમાં સમાવેશ થતા સવાલોનો વસ્તુતઃ અને પૂર્ણરીતે નિકાલ તથા ફડચો કરવાને માટે સદરહુ ફરીયાદમાં તમને વાદી તરીકે ઉમેરવા જોઇએ એવું જરૂરનું જણાય છે તેથી:

તમને નોટીસ આપવામાં આવે છે કે તારીખ માહે સને ૧૯ ને રોજ અથવા તે પહેલાં તમારે આ કોરટને જણાવવું કે તમને એવીરીતે ઉમેરવામા આવે તેમાં તમારી સંમતિ છે કે કેમ.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોરટનો સિકકો કરી આપ્યો.

જડજ.

---

## નંબર ૬.

## મૈયત પ્રતિવાદી ના કાયદેસર પ્રતિનિધીને કરવાનો સમન ( ઓ. ૨૨ કા. ૪. )

(મથાળું ).

( નામ વર્ણન તથા પત્તો લખવો ) ને માલુમ થાય જે તારીખ માહે સને ૧૯ રોજ વાદી એ પ્રતિવાદી ઉપર ફરિયાદ માંડી છે, અને તે પ્રતિવાદી ત્યાર પછી મરણ પામ્યો છે; અને સદરહુ મૈયત ના તમે કાયદેસર પ્રતિનિધિ છો એવું કહી વાદીએ તેના બદલામાં તમને પ્રતિવાદી કરવા જોઇએ એવી અરજ કરી છે, માટેઃ

તમને આથી ફરમાવવામાં આવે છે કે સદરહુ ફરિયાદનો જવાબ આપવાને તારીખ માહે સને ૧૯ રોજ બપોર વાગે તમારે આ કોરટમાં હાજર થવું; અને સદરહુ દિવસે હાજર નહીં થશો તો સદરહુ ફરિયાદ તમારી ગેરહાજરીમાં સાંભળી તેનો નિકાલ કરવામા આવશે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોરટનો સિક્કો કરીને આપ્યો

જડજ.

---

## નંબર ૭.

### બીજી કોર્ટની હકુમતમાં બજાવવાસારૂ સમન મોકલવાનો હુકમ.

( ઓ ૫ કા. ૧૩ ).

( મથાળું ).

ઉપર કહેલી ફરિયાદનો પ્રતિવાદી / સાક્ષી હાલ માં રહે છે, એવું જણાવવામાં આવ્યું છે માટે એવો હુકમ કરવામાં આવે છે કે, તારીખ માહે સન ૧૯ રોજ પાછો આવે એવો સમન સદરહુ પ્રતિવાદીને / શાહેદને પોચાડવા સારૂ આ હુકમની પ્રત સુધાંત મા ની કોર્ટને મોકલવો.

સદરહુ સમનના સંબંધમાં લેવાની ની કોર્ટ ફી આ કોર્ટમાં સ્ટાંપના રૂપમાં વસુલ કરવામાં આવી છે. તારીખ માહે સન ૧૯

જડજ.

---

## નંબર ૮.

### કેદી ઉપર બજાવવાસારૂ સમન મોકલાવવાનો હુકમ ( આર્ડર ૫, કાનુન ૨૪.)

( મથાળું ).

ની જેલના સુપરિંટેડેંટ જોગ.

સને ૧૯૦૮ ના દિવાની કામ ચલાવવાની રીતના કાયદાના ૫ મા આર્ડરની ૨૪ મી કાનુનમાં કહ્યા પ્રમાણે એક સમન તથા તેની ડુપલીકેટ પ્રતિવાદી ઉપર બજાવવાસારૂ આ સાથે મોકલી છે. પ્રતિવાદી તુરંગમાં કેદી છે; વાસ્તે તમને અરજ કરવામાં આવે છે કે સદરહુ પ્રતિવાદી ઉપર સદરહુ સમનની નકલ બજાવશો તથા અસલ ઉપર સદરહુ પ્રતિવાદીની સહી લઇને અને તેને સમન પોહોંચાડયા બદલ તમે શેરો લખીને અસલ નકલ આ કોર્ટ તરફ રવાના કરશો.

જડજ.

---

## નંબર ૯.

### સરકારી નોકર અથવા લશ્કરી શિપાઇ ઉપર બજાવવાસારૂ સમન મોકલવાનો હુકમ.

ઓર્ડર ૫, કાનુનો ૨૭ તથા ૨૮.)

(મથાળું).

જોગ.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાના આર્ડર ૫, કાનુન ૨૭ (અથવા ૨૮, જેમ હોય તેમ),ની રૂયે એક સમન તેની ડુપલીકેટ સહિત પ્રતિવાદી ઉપર બજાવવા માટે આ સાથે તમને મોકલ્યો છે. સદરહુ પ્રતિવાદી તમારા હાથ હેઠળ નોકરી કરે છે, એમ કહેવામાં આવે છે વાસ્તે તમને અરજ કરવામાં આવે છે કે સદરહુ પ્રતિવાદી ઉપર સદરહુ સમનની નકલ બજાવશો; તથા અસલ ઉપર પ્રતિવાદીની સહી લઇને તથા તેના ઉપર સમન પહોંચાડયા બદલ તમે શેરો લખીને અસલ નકલ આ કોર્ટ તરફ રવાના કરશો.

જડજ.

---

## નંબર ૧૦.

### બીજી કોર્ટના સમન પાછળના શેરા સાથે જવાનો હુકમ (ઓ ૫, કા. ૨૩.)

(મથાળું).

ની કોર્ટની સને ૧૯ ની ફરિયાદ નંબર માં ના ઉપર બજાવવાસારૂ મોકલવા બાબત નો હુકમ વાંચી જોયો.

પ્રોસેસ પાછળ, પોંચાડનાર અમલદારે એવો શેરો કર્યો છે તે વાંચી જોયો; અને સદરહુ બાબતનો ને તથા ને સોગન આપીને મેં યોગ્યરીતે પુરાવો લીધોઃ તે ઉપરથી એવો હુકમ કરવામાં આવે છે કે, તે આ કામની નકલ સુદ્ધાંત ને પાછો મોકલવો.

જડજ.

**ટીપ.**—સમન શિવાયની જે બીજી પ્રોસેસો તેવીજ રીતે બજાવવી પડે તે પ્રોસેસોને આ નમુનો લાગુ પડશે.

---

## નંબર ૧૧.

### સમન અથવા નોટીસ પાછી મોકલ્યાના શેરા સાથે જવાની પ્રોસેસ બજાવનારની આફીડેવીટ.

(મથાળું).

ના પુત્ર ની આફીડેવીટ.

હું સોગન ઉપર / પ્રતિજ્ઞાપૂર્વક કહું છે કેઃ—

(૧) હું આ કોર્ટનો પ્રોસેસ બજાવનારો છું.

(૨) તારીખ માહે સન ૧૯ રોજે, ની કોર્ટે ઉપર બજાવવા માટે તારીખ માહે સન ૧૯ રોજનો / રોજની સદરહુ કોર્ટની ફરિયાદ નંબર માં કાઢેલો સમન / કાઢેલી નોટીસ મને મળ્યો. / મળી.

(૩) સદરહુ ને તે વખતે હુ જાતે ઓળખતો હતો, અને મેં સદરહુ $\frac{\text{સમન}}{\text{નોટીસ}}$ તારીખ માહે સન ૧૯ રોજ દિવસના આશરે વાગતે માં તેની નકલ $\frac{\text{તેને}}{\text{તેણીને}}$ લો એમ કહીને $\frac{\text{તેને પોહોંચાડયો}}{\text{તેણીને પોહોચાડી}}$ અને $\frac{\text{તેની}}{\text{તેણીની}}$ સહી અસલ $\frac{\text{સમન}}{\text{નોટીસ}}$ ઉપર કરવા કહ્યું.

(અ)

(બ)

(અ) આ ઠેકાણે જે શખસ ઉપર પ્રોસેસ બજાવી તેણે તે ઉપર સહી કરી અથવા સહી કરવાની ના કહી તથા કોના દેખતાં તેમ કર્યું તે લખવું.

(બ) પ્રોસેસ બજાવનારની સહી.

અથવા,

(૩) સદરહુ ને હુ જાતે ઓળખતો ન હોતો તેથી મારી સાથે આવ્યો અને મને એકજણને બતાવીને તે સદરહુ છે એમ કહ્યું અને મેં સદરહુ $\frac{\text{સમન}}{\text{નોટીસ}}$ તારીખ માહે સન ૧૯ ને રોજ દિવસના સુમારે વાગતે માં તેની નકલ લો એમ કહીને $\frac{\text{તેને પોચાડયો}}{\text{તેણીને પોચાડી}}$ અને તેની સહી અસલ $\frac{\text{સમન}}{\text{નોટીસ}}$ ઉપર કરવાને કહ્યું.

(અ)

(બ)

(અ) આ ઠેકાણે જે શખસ ઉપર પ્રોસેસ બજાવી તેણે તે ઉપર સહી કરી અથવા સહી કરવાની ના કહી તથા કોના દેખતાં તેમ કર્યું તે લખવું.

(બ) પ્રોસેસ બજાવનારની સહી.

અથવા,

(૩) સદરહુ ને અને જે ઘરમાં તે સાધારણ રીતે રહે છે તે ઘર હુ ઓળખું છું તેથી હુ માં સદરહુ ઘેર ગયો અને ત્યાં તારીખ માહે સન ૧૯ ને રોજ દિવસના સુમારે વાગે સદરહુ મને મળ્યો નહિ.

(અ)

(બ)

(અ) ઓ. ૫ માની, કા. ૧૫ તથા ૧૭ ને ખાસ ઉદ્દેશીને, જે રીતે પ્રોસેસ બજાવી હોય તે રીત પુરેપુરી તથા બરાબર લખવી.

(બ) પ્રોસેસ બજાવનારની સહી.

અથવા,

(૩) એક શખસ મારી સાથે ઠેકાણે આવ્યો અને ત્યાં તેણે

મને ઘર બતાવ્યું અને કહ્યું કે તેમા હરહમેશ રહે છે. મને સદરહુ ત્યાં મળ્યો નહી.

(અ)

(બ)

(અ) ઓ. ૫ માની, કા. ૧૫ તથા ૧૭ ને ખાસ ઉદ્દેશીને, જે રીતે પ્રોસેસ બજાવી હોય તે રીત પુરેપુરી તથા બરાબર લખવી.

(બ) પ્રોસેસ બજાવનારની સહી.

અથવા,

જો સમન બજાવવાને બદલે બીજી રીતે કરવાનો હુકમ થયો હશે તો એવી રીતે કરવાના હુકમની શરતોને ખાસ ઉદ્દેશીને જે રીતે સમન લાગુ કર્યો હોય તે રીત પુરેપુરી તથા બરાબર લખવી.

આજ તારીખ માહે સન ૧૯ રોજ મારી રૂબરૂ

એણે $\frac{\text{સોગન લીધા}}{\text{પ્રતિજ્ઞાપુર્વક કહ્યું}}$ આફીડેવીટ કરનારને

સોગન આપવા માટે દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની ૧૩૯ મી કલમની રૂયે નિમેલો

---

## નંબર ૧૨

### પ્રતિવાદીને આપવાની નોટીસ (ઓ. ૯, કા. ૬).

(મથાળું).

નામ, વર્ણન તથા પત્તો લખવો) જોગ

ઉપર કહેલી ફરિયાદની સુનાવણી માટે આજનો દિવસ મુકરર કરવામાં આવ્યો હતો તથા તમાણ ઉપર સમન કાઢવામાં આવ્યો હતો અને વાદી આ કોર્ટમાં હાજર થયો છે અને તમે તે પ્રમાણે હાજર થયા નથી, પણ નાજરના પાછળા શેરા ઉપરથી કોરટ આગળ સંતોષકારક રીતે પુરવાર થયું છે કે, સદરહુ સમન તમને પોહોચાડવામાં આવ્યો હતો, પણ સદરહુ સમનમા મુકરર કરેલા દિવસે હાજર થઇને જવાબ આપવાનું તમારાથી બની શકે એટલો વખતસર તે પહોંચાડવામાં આવ્યો નહોતો, માટે ;

તમને આ ઉપરથી નોટીસ આપવામાં આવે છે કે આજ રોજ મુકદ્દમાંની સુનાવણી મુલતવી રાખવામાં આવી છે અને તેની સુનાવણી માટે તારીખ માહે સને ૧૯ નો દિવસ મુકરર કરવામાં આવ્યો છે; છેલ્લા જણાવેલા દિવસે તમે હાજર નહીં થશો તો ફરિયાદ તમારી ગેરહાજરીમાં સાંભળી તેનો નિકાલ કરવામાં આવશે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિકકો કરીને આપ્યો.

જડજ.

---

## નંબર ૧૩.

## હાજર રહીને શાહેદી પુરવાનો સમન. ( ઓ ૧૬, કા. ૬ ).

( મથાળુ ):

ને

સદરહુ ફરિયાદમાં                    ની તરફે
સારૂ તમારી હાજરીની જરૂર છે, માટે તમને આ લેખ ઉપરથી ફરમાવવામાં આવે છે કે, તારીખ      માહે                    સને ૧૯      ને રોજ સવારના      વાગતે તમારે આ કોર્ટની રૂબરૂ ( જાતે ) હાજર થવું અને                    તમારી સાથે આણવા ( અથવા આ કોર્ટને મોકલવા ).

તમારે વાસ્તે વાટ ખરચ તથા બીજા ખરચ બદલ અને એક દિવસની ખોરાકી બદલ રૂ.      ની રકમ      આ સાથે મોકલી છે, જો આ હુકમ તમે કાયદાસર કારણ શિવાય માન્ય નહીં કરો તો દિવાની કામ ચલાવવાની રીતના કાયદાના ઓર્ડર ૧૬ કાનુન ૧૨ માં ગેરહાજર રહેવાનું જે પરિણામ લખ્યું છે તેને પાત્ર થશો.

આજ તારીખ      માહે                    સને ૧૯      રોજ મારી સહી અને કોર્ટનો સિક્કો કરીને આપ્યો.

જડજ.

**સુચના.**—(૧) માત્ર દસ્તાવેજ હાજર કરવાસારૂ તમને બોલાવ્યા હોય અને શાહેદી પુરવા સારૂ તમને બોલાવ્યા ન હોય તો, સદરહુ તારીખે અને વખતે આ કોર્ટમાં તે દસ્તાવેજ તમે હાજર કરાવશો એટલે તમે સમન માન્ય કર્યો છે એમ ગણાશે.

( ૨ ) સદરહુ દિવસ ઉપરાંત તમને ખોટી કરવાના હશે તો, તે દિવસ ઉપરાંત પ્રત્યેક દિવસ હાજર રહેવા બદલ રૂ.
ની રકમ તમને આપવામાં આવશે.

---

## નંબર ૧૪.

## શાહેદને હાજર રહેવા ફરમાવનારૂં જાહેરનામું ( ઓ. ૧૬ કા. ૧૦ ).

( મથાળું ).

સમન / પ્રોસેસ બજાવનાર અમલદારની સોગન ઉપર જબાની લીધા ઉપરથી એમ જણાય છે કે કાયદામાં કહેલી રીતે સાહેદીને સમન પોહોંચાડી શકાયો નથી; અને એમ જણાય છે કે તે સાહેબની સાક્ષી અગત્યની છે, અને તે પોતાને સમન પોહોંચે નહિ માટે નાસતો ફરે છે; વાસ્તે સન ૧૯૦૮ ના દિવાની કામ ચલાવવાની રીતના કાયદાના ઓર્ડર ૧૬ કાનુન ૧૦ ની રૂયે. આ જાહેરનામું સદરહુ સાહેદને તારીખ      માહે                    સને ૧૯
રોજ સવારના      વાગે આ કોર્ટમાં હાજર થવા અને તેને પાછા જવાની રજા મળે ત્યાંસુધી દરરોજ હાજર રહેવાનું ફરમાવવા માટે કાઢવામાં આવ્યું છે; અને જો તે સાહેદ ઉપર લખેલે દિવસે તથા વખતે હાજર રહેવાને ચુકશે તો, તેની ઉપર કાયદા પ્રમાણે કામ ચલાવવામા આવશે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી અને કોર્ટ નો શિક્કો કરી આપ્યું.

જડજ.

---

## નંબર ૧૫.

### શાહેદને હાજર રહેવા ફરમાવનારૂં જાહેરનામું (ઓ. ૧૬ કા. ૧૦).

( મથાળું ).

ને સમન/પ્રોસેસ બજાવનાર અમલદારની સોગન ઉપર જબાની લીધા ઉપરથી એણુ જણાય છે કે સાઉદ ઉપર સમન બરાબર બજાવવામાં આવ્યોછે; અને એમ જણાય છે કે સાહેદની સાક્ષી અગત્યની છે અને તે સદરહુ સમનને માન્ય કરી હાજર થયો નથીઃ વાસ્તે સને ૧૯૦૮ મા દિવાની કામ ચલાવવાના કાયદાના ઓરડર ૧૬ કાનુન ૧૦ ની રૂએ, આ જાહેરનામું સદરહુ સાહેદને તારીખ માહે સને ૧૯ રોજ સવારના વાગે આ કોરટમાં હાજર થવા માટે અને તેને પાછા જવાની રજા મળે ત્યાંસુધી દરરોજ હાજર રહેવાનું ફરમાવવા માટે કાહાડવામાં આવ્યું છે; અને જો તે સાહેદ ઉપર લખેલે દિવસે તથા વખતે હાજર રહેવાને ચુકશે તો તેની ઉપર કાયદા પ્રમાણે કામ ચલાવવામાં આવશે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી અને કોર્ટનો શિક્કો કરીને આપ્યું.

જડજ.

---

## નંબર ૧૬.

### શાહેદની મિલકત જપ્ત કરવા બાબત વારંટ.

( મથાળું ).

કોર્ટના બેલીફ જોગ.

એણે બોલાવેલા સાહેદ તેની હાજરી માટે કાહાડેલા જાહેરનામામાં લખેલી મુદત પુરી થઇ ગઇ તોપણ કાર્ટમાં હાજર થયો નથી, વાસ્તે આ ઉપરથી તમને હુકમ કરવામાં આવે છે કે સદરહુ ની કિંમતની મિલકત છે તે તમારે જપ્ત કરવી અને દિવસની અંદર તે મિલકતની યાદી સાથે એક રિટર્ન અમારી તરફ મોકલવું.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યું.

જડજ.

---

### નંબર ૧૭.

### સાહેબને પકડવાનું વારંટ.

( મથાળું ).

કોર્ટના બેલીફ જોગ.

ની ઉપર યોગ્યરીતે સમન પહોચ્યા છતાં તે હાજર થતો નથી ( પોતાને સમન પહોંચે નહીં માટે નાશતો ફરેછે ) વાસ્તે તમને આ ઉપરથી હુકમ કરવામાં આવે છે કે સદરહુ ને પકડવો તથા કોર્ટની આગળ હાજર કરવો.

તમને વળી હુકમ આપવામાં આવે છે કે આ વારંટ કયે દિવસે અને કેવીરીતે બજાવ્યો તેના શેરા સહિત અથવા શા માટે ન બજાવ્યો તે કારણ સહિત તારીખ માહે સને ૧૮ ને રોજ અથવા તે અગાઉ પાછો મોકલી આપવો.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો સિક્કો કરીને આપ્યું.

જડજ.

---

### નંબર ૧૮.

### કેદમાં મોકલવાનું વારંટ.

( મથાળું ).

માં તુરંગ ઉપરના અમલદાર જોગ.

ઉપરની ફરિયાદના વાદી ( અથવા પ્રતિવાદી ) એ કોર્ટને એવી અરજ કરી છે કે તારીખ માહે સને ૧૮ ને રોજ સાહેદી આપવાસારૂ ( અથવા દસ્તવેજ હાજર કરવાસારૂ ) ના હાજર થવાના જામીન લેવા; અને સદરહુ એ તેવા જામીન આપવા એમ, કોર્ટે તેને કહ્યું છે પણ તેણે તેમ કર્યું નથી; માટે તમને હુકમ કરવામાં આવે છે કે સદરહુ ને દિવાની માં આ કોર્ટની આ- તુરંગમાં તમારા કબજામાં રાખવો અને ગળ સદરહુ દિવસે તથા હવે પછી હુકમ થાય તે પ્રમાણે બીજી કોઇ તારીખે અથવા તારી- ખોએ હાજર કરવો.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યું.

જડજ.

### નંબર ૧૯.

### કમિટ કરવાનું વારંટ.

( મથાળું ).

માં, તુરંગ ઉપરના અમલદાર જોગ.

કે જેને સદરહુ મુકદમામાં સાહેદી આપવા માટે ( અથવા દસ્તાવેજ હાજર કરવા માટે ) આ કોર્ટમાં હાજર રાખવાની જરૂર છે તેને કેદ કરીને આ કોર્ટમાં આણ્યો છે, અને વાદી ( અથવા પ્રતિવાદી હાજર ન હોવાને લીધે સદરહુ

એવી શાહેદી આપી શકશે નહિ, ( અથવા એવો દસ્તાવેજ હાજર કરી શકશે નહિ ); અને કોર્ટે સદરહુ ને માં તારીખ માહે સને ૧૯ રોજ હાજર રેહેવા બદલ જામીન આપવાને કહ્યું છે પણ તેણે તેમ કર્યું નથી; માટે તમને આ ઉપરથી એવો હુકમ કરવામાં આવે કે સદરહુ ને દિવાની તુરંગમાં તમારા કબજામાં રાખવો અને માં આ કોર્ટની આગળ તારીખ માહે સન ૧૯ રોજ હાજર કરવો.

આજ તારીખ માહે સન ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યો.

જડજ.

---

## પુરવણી—ક.

### દસ્તાવેજની શોધ લાવવાવિશે તે કબુલ કરવાવિશે તથા હાજર કરવાવિશે.

---

#### નંબર ૧.

#### સવાલનામું આપવાનો હુકમ. ( ઓ. ૧૧ કા. ૧ ).

ની કોર્ટમાં

દિવાની ફરિયાદ નંબર , ૧૯ સાલની

અ. બ. ... ... ... ... ... વાદી

વિરૂદ્ધ

ક, ડ, ઇ. ફ. અને ગ. હ. ... ... ... ... પ્રતિવાદી

ને સાંભળવા ઉપરથી તથા તારીખ માહે સને ૧૯૦ ને રોજ દાખલ કરેલું નું સોગનનામું વાંચવા ઉપરથી એવો હુકમ ફરમાવવામાં આવે છે કે
ને ઉપર લેખી સવાલનામું મોકલવાની છુટ છે;
અને એ ઓરડર ૧૧ કાનુન ૮ મા દર્શાવ્યા પ્રમાણે સદરહુ સવાલનામાનો જવાબ આપવો; અને આ અરજીનું ખરચ આપવું.

---

#### નંબર ૨.

#### સવાલનામું ( ઓ. ૧૧ કા. ૪. )

( ઉપર નંબર ૧ પ્રમાણે મથાળું. )

ઉપર કહેલા ( પ્રતિવાદીઓ ઇ. ફ. ને ગ. હ. અથવા વાદી ) ને પુછવા સારૂં ઉપર કહેલા ( વાદી અથવા પ્રતિવાદી ક. ડ. ) ની તરફના સવાલો.

૧. ( સવાલ લખવો ).
૨. ( સવાલ લખવો ).

વિગેરે, વિગેરે, વિગેરે,

( નંબર ના સવાલોના જવાબ પ્રતિવાદી ઇ. ફ. એ આપવાના છે ).
( નંબર ના સવાલોના જવાબ પ્રતિવાદી ગ. હ. એ આપવાના છે ).

---

## નંબર ૩.

### સવાલમાંનો જવાબ ( ઓ ૧૧ કા ૯. )

( ઉપર નંબર ૧ પ્રમાણે મથાળું ).

ઉપર કહેલા પ્રતિવાદી ઇ. ફ. નો, પોતાની તપાસ માટે ઉપર કહેલા વાદી તરફથી કરવામાં આવેલા સવાલમાંનો જવાબ •

સદરહુ સવાલમાંના જવાબમાં, હું ઉપર કહેલો ઈ. ફ. સોગનપૂર્વક જણાવું છું કેઃ—

૧.
૨. } અનુક્રમે નંબર આપીને પારાગ્રાફમાં સવાલનામાંના જવાબ લખો.

૩. સવાલો નંબર ના જવાબ આપવાને ( વાંધાના કારણો લખવાં ) કારણસર, હું વાંધો લેઉં છું.

---

## નંબર ૪.

### દસ્તાવેજ બાબત સોગનનામાં માટે હુકમ. ( ઓ. ૧૧. કા. ૧૨ ).

નું કહેવું સાંભળ્યા ઉપરથી એવો હુકમ કરવામાં આવે છે કે એ આ હુકમની તારીખથી દિવસની અંદર, આ ફરિયાદને લગતી બાબતના સંબંધમાં જે દસ્તાવેજો પોતાના કબજામાં અથવા સત્તા હેઠળ હોય અગર આવ્યાં હોય તે જણાવનારૂં સોગનનામું કરીને જવાબ આપવો.

---

## નંબર ૫.

### દસ્તાવેજ બાબત સોગનનામું ( ઓ. ૧૧. કા. ૧૩. )

( ઉપર નંબર ૧. પ્રમાણે મથાળું ).

હું ઉપર કહેલો પ્રતિવાદી ક. ડ. સોગનપૂર્વક કહું છું કેઃ—

૧. આ ફરિયાદને લગતી બાબતોના સંબંધના મારા કબજામાં અથવા સત્તામાં આનાં પરિશિષ્ટ પહેલાના ભાગ પહેલા તથા બીજામાં જણાવેલા દસ્તાવેજો છે.

૨. પરિશિષ્ટ પહેલાના ભાગ બીજામાં જણાવેલા સદરહુ દસ્તાવેજો હાજર કરવાને હું, ( વાંધાના કારણો લખો ) કારણોને લીધે હું વાંધો લઉં છું.

૩. આ ફરિયાદને લગતી બાબતોના સંબંધના, પરિશિષ્ટ બીજામાં જણાવેલા દસ્તાવેજો મારા કબજા અથવ સત્તામાં હતા; પણ હાલ નથી.

૪. છેલ્લા જણાવેલા દસ્તાવેજો મારા કબજા અથવા સત્તામાં છેલામાં છેલા ( ક્યારે તે લખવું ) હતા; ( તેનું શું થયું તથા હાલ કોના કબજામાં છે તે લખવું ).

૫. મારા જાણવા પ્રમાણે, મને મળેલી ખબર પ્રમાણે અને મારી માન્યતા પ્રમાણે, આના પહેલાં તથા બીજાં પરિશિષ્ટમાં જણાવેલા દસ્તાવેજો શિવાય મારા કબજા, હવાલા અગર સત્તામાં અથવા મારા વકીલ અગર મુખત્યારના કબજા, હવાલા અગર સત્તામાં અથવા મારી વતી બીજા કોઈ માણસના કબજા હવાલા અથવા સત્તામાં, એવા કાંઇપણ હિસાબ, ચોપડા, ઓચરીયાં, રસીદ, પત્ર, યાદી, કાગળ અથવા લેખ અથવા એવા દસ્તાવેજ

ઉપરથી નકલ અથવા ઉતારા, અથવા એવો બીજો કોઇપણ દસ્તાવેજ નથી જે આ ફરીયાદને લગતી બાબતો અથવા એકાદ બાબતના સંબંધમાં હોય, અથવા જેમાં એવી બાબતો અથવા એવી એકાદ બાબત સંબંધી નોંધ કરેલી હોય.

---

## નંબર ૬.

### દસ્તાવેજ જોવા માટે હાજર કરવાનો હુકમ ( ઓ. ૧૧. કા. ૧૪ ).

( ઉપર નંબર ૧ પ્રમાણે મથાળું ).

નું કહેવું સાંભળવા ઉપરથી તારીખ માહે

સને ૧૯ રોજે ફૈલ કરેલું

નું સોગંનનામું વાંચવા ઉપરથી એવો હુકમ કરવામાં આવે છે કે એ દરેક યોગ્ય વખતે, વાજબી નોટીસ મળ્યા પછી માં આવેલા સ્થળે એ દસ્તાવેજો હાજર કરવા; અને સદરહુ એવી રીતે હાજર કરેલા દસ્તાવેજો જોવાને તથા વાંચવાને ને છુટ છે. તે દરમીયાન, એવો હુકમ કરવામાં આવે છે કે સઘળું કામકાજ મોકુફ રાખવું અને આ અરજીનો ખરચ.

---

## નંબર ૭.

### દસ્તાવેજો હાજર કરવાની નોટીસનો નમુનો.

( ઉપર નંબર ૧ લા પ્રમાણે મથાળું ).

તમને ખબર આપવામાં આવે છે કે, તારીખ માહે સને ૧૯ ના રોજની તમારી ફરિયાદ અરજી ( અથવા લેખી કેફીયત અથવા સોગનનામા ) માં હવાલો આપેલા નીચે લખેલા દસ્તાવેજો પોતાને જોવા સારૂ વાદી અથવા પ્રતિવાદી ) તમારી પાસે હાજર કરાવવા માગે છે. જે દસ્તા વેજો જોઇતા હોય તેમનું વર્ણન લખવું.

ક્ષ. ય.

વાદીનો ( અથવા પ્રતિવાદીનો ) પ્લીડર.

ગ.

પ્રતિવાદીના ( અથવા વાદીના ) પ્લીડર જોગ.

---

## નંબર ૮.

### દસ્તાવેજની તપાસ માટે નોટીસ ( ઓ. ૧૧ કા. ૧૭ ).

(ઉપર નંબર ૧ પ્રમાણે મથાળું ).

તમને નોટીસ આપવામાં આવે છે કે આવતા ગુરૂવાર તા. ને રોજ ૧૨ થી ૪ વાગ્યાની અંદર ( જોવાનું સ્થળ લખવું ) માં તમારી તા. માહે સને ૧૯ ના રોજની નોટીસમાં જણાવેલા ( તે નોટીસમાં નંબર વાળા શિવાય ) દસ્તાવેજો જોવાને છુટ છે.

અથવા, તમારી તા. માહે સને ૧૯ ના રોજની નોટીસમાં જણાવેલા દસ્તાવેજો તમને તપાસવા દેવાને ( કારણ લખવાં ) કારણ માટે ( વાદી અથવા પ્રતિવાદી ) વાંધો લે છે.

---

## નંબર ૯.

### દસ્તાવેજ કબુલ કરવાની નોટીસ ( ઓ. ૧૨ કા. ૩ )

(ઉપર નંબર ૧ પ્રમાણે મથાળું).

તમને નોટીસ આપવામાં આવે છે કે આ ફરિયાદમાં વાદી (અથવા પ્રતીવાદી) નીચે નિર્દિષ્ટ કરેલા દસ્તાવેજો પુરાવામાં રજુ કરવા માગે છે, અને પ્રતિવાદી (અથવા વાદી) તેનો વકીલ અથવા મુખત્યાર માં
દિવસે થી વાગ્યાની અંદર સદરહુ દસ્તાવેજો જોઇ જાય; અને પ્રતિવાદીને (અથવા વાદીને) તાકીદ કરવામાં આવે છે કે છેલ્લા જણાવેલા કલાકથી અડતાળીસ કલાકની અંદર તેણે કબુલ કરવું કે જે દસ્તાવેજો અસલ હોવાનું નિર્દિષ્ટ કરવામાં આવ્યું છે તે દસ્તાવેજો અનુક્રમે તેમાં જણાવ્યા પ્રમાણે લખાયા હતા તથા તે ઉપર સહી સીક્કો કરવામાં આવ્યો હતો; તથા જે દસ્તાવેજો નકલો તરીકે નિર્દિષ્ટ કરવામાં આવ્યા છે તે ખરી નકલો છે; તથા જે દસ્તાવેજો પહોંચાડયા હોવાનું, મોકલ્યા હોવાનું અથવા જેનો કબજો આપ્યો હોવાનું જણાવ્યું છે તે દસ્તાવેજો તેવી રીતે પહોંચાડયા હતા, મોકલ્યા હતા અથવા તેનો કબજો આપ્યો હતો. પરંતુ આવા સઘળા દસ્તાવેજોને આ ફરિયાદમાં પુરાવા તરીકે દાખલ કરવામાં જે સઘળા યોગ્ય આપવાદ હોય તે બાદ કરી શકાય.

ગ. હ. વાદીના (અથવા પ્રતીવાદીના) વકીલ (અથવા મુખત્યાર) ઇ. ફ. પ્રતિવાદીના (અથવા વાદીના) વકીલ (અથવા મુખત્યાર) જોગ.

[અહીંયાં દસ્તાવેજોનું વર્ણન લખવું અને દરેક દસ્તાવેજ અસલછે અગર નકલછે તે લખવું].

---

## નંબર ૧૦.

### હકીકત કબુલ કરવાને નોટીસ. (ઓ. ૧૨ કા. ૫)

(ઉપર નંબર ૧ પ્રમાણે મથાળું).

તમને નોટીસ આપવામાં આવે છે કે આ ફરિયાદમાં વાદી (અથવા પ્રતિવાદી) માત્ર આ ફરિયાદના કામને સારૂ પ્રતિવાદીને (અથવા વાદી) પાસે નીચે નિર્દિષ્ટ કરેલી જુદી જુદી હકીકતો કબુલ કરાવવા માગે છે; અને પ્રતિવાદીને (અથવા વાદીને) આ ઉપરથી તાકીદ કરવામાં આવે છે કે આ નોટીસ પહોંચાડયાથી છ દિવસની અંદર સદરહુ જુદી જુદી હકીકતો કબુલ કરવી. પરંતુ એવી હકીકતો આ ફરિયાદમાં પુરાવા તરીકે દાખલ કરવામાં જે સઘળા યોગ્ય અપવાદ હોય તે બાદ કરી શકાય.

ગ. હ. વાદી (અથવા પ્રતિવાદી)નો વકીલ (અથવા મુખત્યાર).

ઇ. ફ. પ્રતિવાદી (અથવા વાદી)ના વકીલ (અથવા મુખત્યાર) જોગ.

જે હકીકતો કબુલ કરાવવાની છે તે નીચે પ્રમાણે.—

૧. મ તા. ૧ લી જાનેવારી ૧૮૯૦ ને રોજ મરણ પામ્યો.
૨. તે મૃત્યુપત્ર કર્યાવગર મરણ પામ્યો.
૩. ન. તેનો એકલો કાયદેસર પુત્ર હતો.

૪. એ. તા. ૧ લી એપ્રીલ ૧૮૯૬ ને રોજ મરણ પામ્યો.
૫. એ. કદી પરણ્યો નહોતો.

## નંબર ૧૧.

### નોટીસ પ્રમાણે હકીકતો કબુલ કરવા વિષે (ઓ. ૧૨. કા. ૫).

(ઉપર નંબર ૧ પ્રમાણે મથાળું).

આ ફરિયાદમાં પ્રતિવાદી (અથવા વાદી) માત્ર આ ફરિયાદના કામને સારૂ નીચે, અનુક્રમે નિર્દિષ્ટ કરેલી બાબતો, જો નીચે કાંઇ ફેરફાર દર્શાવ્યો હોય તો તે ફેરફાર સહિત, તથા આ ફરિયાદમાં એવી કોઇ બાબતોને અથવા કોઇ એક બાબતને પુરાવા તરીકે દાખલ કરવામાં સર્વ યોગ્ય અપવાદ હોય તે શિવાય, આ ઉપરથી કબુલ રાખે છે.

એવો હેતુ છે કે આ કબુલાત માત્ર આ ફરિયાદના કામને સારૂ કરવામાં આવી છે અને પ્રતિવાદી (અથવા વાદી) ના સામે, બીજે કોઇ વખતે અથવા વાદી (અથવા પ્રતિવાદી અથવા કબુલાત માગનાર પક્ષકાર) શિવાય બીજા કોઇ માણસે વાપરવાની તે કબુલાત નથી.

ઇ. ૫. પ્રતિવાદી (અથવા વાદી)ના વકીલ (અથવા મુખત્યાર).

ગ. હ. વાદી (અથવા પ્રતિવાદી)ના વકીલ (અથવા મુખત્યાર) જોગ—

| કબુલ કરેલી હકીકતો. | જે કાંઇ ફેરફાર સહિત કબુલ કરી હોય તે ફેરફાર. |
|---|---|
| ૧. મ. તા. ૧ જાનેવારી ૧૮૯૦ ના રોજ મરણ પામ્યો. | ૧. |
| ૨. તે મૃત્યુપત્ર કર્યા વગર મરણ પામ્યો. | ૨. |
| ૩. ન તેનો કાયદેસર પુત્ર હતો. | ૩. પણ તે તેનો એકલો કાયદેસર પુત્ર હતો એમ નહિ. |
| ૪. એ. મરણ પામ્યો છે. | ૪. પણ તે તા. ૧ એપ્રીલ ૧૮૯૬ ને રોજ મરણ પામ્યો એમ નહિ. |
| ૫. એ. કદી પરણ્યો નહોતો. | ૫. |

## નંબર ૧૨.

### હાજર કરવાની નોટીસ (સામાન્ય નમુનો) ઓ. ૧૨ કા. ૮.

નોટીસ આપવામાં આવે છે કે આ ફરિયાદમાં પહેલી સુનાવણી વખતે આ ફરિયાદમાં વાંધા વાળી બાબતો સંબંધે કાંઇ નોંધ વગેરે અથવા ટુંકસાર તેમાં હોય તેવા જે સઘળા ચોપડાઓ, કાગળો, પત્રો પત્રોની નકલો અને બીજા લખાણો અને દસ્તાવેજો તમારા હવાલા કબજા અથવા અધિકારમાં હોય તે અને ખાસ કરીને

હાજર કરવાને અને કોર્ટને બતાવવાને તમને આ ઉપરથી તાકીદ કરવામાં આવે છે.

ગ. હ. વાદીના (અથવા પ્રતિવાદીના) વકીલ (અથવા મુખત્યાર)

ઇ ફ. પ્રતિવાદીના (અથવા વાદીના) વકીલ (અથવા મુખત્યાર) જોગ.

# પુરવણી--ડ.

## હુકમનામાંના નમુના.

### નંબર ૧.

### અસલ ફરિયાદમાંનું હુકમનામું ( ઓ. ૨૬. કા. ૬-૭).

( મથાળું ).

દાવો બદલ

આ ફરિયાદ આજ રોજ ની રૂબરૂ, વાદી તરફથી તથા પ્રતિવાદી તરફથી ની હાજરીમાં આખર નિકાલ માટે નીકળવાથી એવું ફરમાવવામાં આવે છે તથા એવું હુકમનામું કરી આપવામાં આવે છે કે

અને

આ ફરિયાદનાં ખરચ માટે રૂ. ની રકમ આજની તારીખથી તે વસુલ થયાની તારીખ સુધી દર વરસે દર સેંકડે ટકા વ્યાજ સુદ્ધાં એ ને આપવી.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યું.

જડજ.

#### ફરિયાદનો ખરચ

| વાદી. | રૂ. | આ | પૈ | પ્રતિવાદી. | રૂ. | આ | પૈ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧. ફરિયાદ અરજીનો સ્ટાંપ ... | | | | મુખત્યારનામાનો સ્ટાંપ ... ... | | | |
| ૨. મુખત્યારનામાનો ,, ... | | | | અરજીનો ,, ... ... | | | |
| ૩. રજુ કરેલા કાગળોનો ,, ... | | | | પ્લીડરની ફી ... ... | | | |
| ૪. પ્લીડરની ફી રૂ. ઉપર ... | | | | સાક્ષીઓની ખોરાકી ... ... | | | |
| ૫. સાક્ષીઓને ખોરાકી ... ... | | | | પ્રોસેસ બજાવણી ... ... ... | | | |
| ૬. કમીશનરની ફી ... ... | | | | કમિશનરની ફી ... ... ... | | | |
| ૭. પ્રોસેસ બજાવણી ... ... | | | | | | | |
| કુલ... | | | | કુલ... | | | |

## નંબર ૨.

## સાદુ પૈસા બાબતનું હુકમનામું.

( મથાળું ).

દાવો બદલ

આ ફરિયાદ આજ રોજ ની રૂબરૂ, વાદી તરફથી ના અને પ્રતિવાદી તરફે ની હાજરી માં આખર નિકાલ સારૂ નિકળી, તેથી એવો હુકમ કરવામાં આવે છે કે, રૂ. તથા તે રકમનું તારીખ થી તે રકમ વસુલ થયાની તારીખ સુધીનું દર વરસે દર સેંકડે ટકા પ્રમાણે વ્યાજ, એ ને આપવું, તથા તે ઉપરાંત આ ફરિયાદનો ખરચ રૂ. આજની તારીખથી તે રકમ વસુલ થાય ત્યાં લગણના દર વરસે દર સેંકડે ટકા પ્રમાણે વ્યાજ સુધાંત આપવો.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યું.

જડજ

### ફરિયાદનો ખરચ.

| વાદી. | રૂ. | આ | પૈ. | પ્રતિવાદી. | રૂ. | આ | પૈ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ ફરિયાદ અરજીનો સ્ટાંપ ... | | | | મુખ્ત્યારનામાનો સ્ટાંપ ... ... | | | |
| ૨ મુખ્ત્યારનામાનો ,, ... | | | | અરજીનો ,, ... ... | | | |
| ૩ રજુ કરેલા કાગળોના ,, ... | | | | પ્લીડરની ફી... ... ... ... | | | |
| ૪ પ્લીડરની ફી રૂ. ઉપર... | | | | સાક્ષીઓની ખોરાકી ... ... | | | |
| ૫ સાક્ષીઓની ખોરાકી ... ... | | | | પ્રોસેસ બજાવણી ... ... ... | | | |
| ૬ કમિશનરની ફી ... ... | | | | કમિશનરની ફી ... ... ... | | | |
| ૭ પ્રોસેસ બજાવણી ... ... | | | | | | | |
| કુલ... | | | | કુલ... | | | |

જડજ.

## નંબર ૩.

### ગીરો છોડાવવાના હક બંધ કરવાનું પ્રાથમિક હુકમનામું ( ઓ. ૩૪, કા. ૨).

( મથાળું ).

આ ફરિયાદ આજ રોજ ની રૂબરૂ વિગેરે ; આ ઉપરથી એવું જાહેર કરવામાં આવે છે કે વાદીનું લહેણું, મુદ્દલ રકમ તથા તારીખ માહે સને ૧૯ સુધી ગણવામાં આવેલા વ્યાજ તથા ખરચ મળીને રૂ. છે; અને નીચે પ્રમાણે હુકમનામું કરી આપવામાં આવે છેઃ—

(૧) એવી રીતે લહેણી તરીકે જાહેર કરેલી રકમ જો પ્રતિવાદી તા. માહે સને ૧૯ ને રોજ અથવા તે પહેલાં કોર્ટમાં ભરે તો વાદીએ પ્રતિવાદીને અથવા તેણે નીમેલા કોઇ માણસને, ગીરો મુકેલી મિલકતના સંબંધના જે દસ્તાવેજો તેના કબજામાં અથવા અધિકારમાં હોય તે સઘળા આપી દેવા, અને જો તેને કહેવામાં આવે તો તેણે તે મિલકત, તે ગીરોથી અથવા વાદીએ અથવા વાદીની તરફથી હક પ્રાપ્ત કર્યો હોય એવા કોઇ માણસે ( જ્યાં વાદીનો હક બીજા તરફથી પ્રાપ્ત થયો હોય ત્યાં લખવું કે—અથવા જેના તરફથી તેને હક પ્રાપ્ત થયો હોય તેણે ) કરેલા સર્વ બોજાથી મુકત કરીને, ફરિથી પ્રતિવાદીને નામે ચઢાવી આપવી ( જ્યાં વાદીનો કબજો હોય ત્યાં લખવું કે—અને પ્રતિવાદીને મિલકતનો કબજો સોંપવો ).

(૨) જો સદરહુ તા. મી માહે સને ૧૯ ને રોજ અથવા તે પહેલાં આવી રીતે રકમ આપવામાં નહિ આવે તો પ્રતિવાદીનો તે મિલકત છોડાવવાનો સઘળો હક બંધ થશે.

પરિશિષ્ટ.

ગીરો મુકેલી મિલકતનું વર્ણન.

---

## નંબર ૪.

### વેચાણનું પ્રાથમિક હુકમનામું ( ઓ. ૩૪, કા. ૪ ).

( મથાળું ).

આ ફરિયાદ આજ રોજે ની રૂબરૂ વિગેરે; આ ઉપરથી એવું જાહેર કરવામાં આવે છે કે વાદીનું લહેણું, મુદ્દલ રકમ તથા તા. માહે સને ૧૯ ના રોજ સુધી ગણવામાં આવેલા વ્યાજ તથા ખરચ મળીને રૂ. થાય છે. અને તે લેહણી રકમ ઉપર, તે વસુલ થયાની તારીખ સુધી દર વરસે દર સેંકડે ટકા પ્રમાણે વ્યાજ ચઢશે; તથા નીચે પ્રમાણે હુકમનામું કરી આપવામાં આવે છે.

(૧) એવી રીતે લેહણી જાહેર કરેલી રકમ જો પ્રતિવાદી તા. માહે સને ૧૯ રોજ અથવા તે પહેલાં કોર્ટમાં ભરે તો વાદીએ પ્રતિવાદીને અથવા તેણે નીમેલા કોઇ માણસને, ગીરો મુકેલી મિલકતના સંબંધના જે દસ્તાવેજો તેના કબજામાં અથવા અધિકારમાં હોય તે સઘળા આપી દેવા. અને જો કહેવામાં આવે તો તેણે તે મિલકત, તે ગીરોથી અથવા વાદીએ અથવા તેની તરફથી હક પ્રાપ્ત થયો હોય એવા

કોઇ માણસે (જ્યાં વાદીનો હક બીજા તરફથી પ્રાપ્ત થયો હોય ત્યાં લખવું કે—અથવા જેના તરફથી તેને હક પ્રાપ્ત થયો હોય તેણે) કરેલા સર્વ બોજાથી મુકત કરીને, ફરિથી પ્રતિવાદીને નામે ચડાવી આપવી (જ્યાં વાદીનો કબજો હોય ત્યાં લખવું કે-અને પ્રતિવાદીને મિલકતનો કબજો સોંપવો).

(૨) જો સદરહુ તા. ૦ માહે સને ૧૯ ને રોજ અથવા તે પહેલાં આવી રીતે રકમ ભરવામાં નહીં આવે તો ગીરો મુકેલી મિલકત અથવા તેમાંથી પુરતો ભાગ વેચી નાંખવો અને વેચાણની રકમ (તેમાંથી વેચાણનું ખર્ચ થાય તે બાદ કરીને) કોર્ટમાં ભરવી અને વાદીનું જે લેહેણું આગળ કહ્યા પ્રમાણે જાહેર કરવામાં આવ્યું છે તે આપવામાં તથા ત્યારપછીનું વ્યાજ અને ત્યારપછીનું ખરચ આપવામાં વાપરવી અને જો કાંઇ બાકી વધે તો તે પ્રતિવાદીને આપવું.

(૩) જો વેચાણની નક્કી ઉપજ એવી રકમ અને ત્યારપછીના વ્યાજ અને ખરચ પુરેપુરાં આપવા માટે પુરતી ન હોય તો, બાકી રહેલી રકમ માટે અંગત હુકમનામું મેળવવાની અરજ કરવાની વાદીને છુટ રહેશે.

### પરિશિષ્ટ.

ગીરો મુકેલી મિલકતનું વર્ણન.

---

## નંબર ૫.

### ગીરો છોડાવવાનું પ્રાથમિક હુકમનામું (ઓ. ૩૪, કા. ૭).

આ ફરિયાદ આજ રોજ રૂબરૂ વિગેરે ; આ ઉપરથી એવું જાહેર કરવામાં આવે છે કે મુદ્દલ રકમ તથા તા. માહે સને ૧૯ ના રોજ સુધી ગણવામાં આવેલાં વ્યાજ તથા ખરચ મળીને પ્રતાવાદીનું લહેણું રૂ. છે. અને નીચે પ્રમાણે હુકમનામું કરી આપવામાં આવે છે:—

(૧) એવીરીતે લહેણી જાહેર કરેલી રકમ જો વાદી તા. માહે સને ૧૯ રોજ અથવા તે પહેલાં કોર્ટમાં ભરે તો પ્રતિવાદીએ વાદીને અથવા તેણે નીમેલા કોઇ માણસને, ગીરો મુકેલી મિલકતના સંબંધના જે સર્વ દસ્તાવેજો તેના કબજામાં અથવા અધિકારમાં હોય તે આપી દેવા. અને જો તેને કહેવામાં આવે તો તેણે તે મિલકત તે ગીરોથી અથવા પ્રતીવાદીએ અથવા તેની તરફથી હક પ્રાપ્ત કર્યો હોય તેવા કોઇ માણસે (જ્યાં પ્રતિવાદીનો હક બીજા તરફથી પ્રાપ્ત થયો હોય ત્યાં લખવું કે—અથવા જેના તરફથી તેને હક પ્રાપ્ત થયો હોય તેણે) કરેલા સર્વ બોજાથી મુકત કરીને, ફરીથી વાદીને નામે ચડાવી આપવી. (જ્યાં પ્રતિવાદીનો કબજો હોય ત્યાં લખવું કે—અને વાદીને મિલકતનો કબજો સોંપવો).

(૨) જો સદરહુ તા. માહે સને ૧૯ રોજ અથવા તે પહેલાં એવી રકમ આપવામાં આવે નહિ તો વાદીનો તે મિલકત છોડાવવાનો સઘળો હક બંધ થશે. (જો ગીરો સાદું અથવા ઉપભોગ સહિત હોય તો આને બદલે એમ લખવું કે—મિલકત વેચી નાંખવામાં આવશે).

---

## નંબર ૬.

## ગીરો છોડવવાનો હક બંધ કરવાનું હુકમનામું—પહેલો ગીરો રાખનાર વીરૂદ્ધ બીજો ગીરો રાખનાર તથા ગીરો મુકનાર—ક્રમ પ્રમાણે ગીરો છોડાવવાના વખતો.

( મથાળું ).

આ ઉપરથી એવું જાહેર કરવામાં આવે છે કે મુદલ રકમ તથા તા. માહે સને ૧૯ ના રોજ (અ) સુધી ગણવામાં આવેલાં વ્યાજ અને ખરચ મળીને વાદીનું લહેણું રૂ. ક્ષ છે; અને તા. માહે સને ૧૯ ને રોજ (બ) વ્યાજને માટે વાદીની રૂ. વધારે રકમ લહેણી થશે તથા કુલે રૂ. ય થશે; અને વધારે એવું જાહેર કરવામાં આવે છે કે તા. માહે સને ૧૯ ને રોજ (બ) મુદલ રકમ, ખરચ તથા વ્યાજ મળીને પહેલા પ્રતિવાદીનું લહેણું રૂા. ઝ થશે; અને નીચે પ્રમાણે હુકમનામું કરી આપવામાં આવે છે.—

(૧) જો સદરહુ તા° માહે સને ૧૯ ને રોજ (અ) અથવા તે પહેલાં પહેલો પ્રતિવાદી કોર્ટમાં સદરહુ રૂા. ક્ષ ભરે તો વાદીએ પોતાના કબજામાં અથવા અધિકારમાં, વિગેરે (નમુના નંબર ૩ પ્રમાણે).

(૨) જો પહેલો પ્રતિવાદી સદરહુ રકમ, સદરહુ દિવસે અથવા તે પહેલાં આપવામાં ગફલત કરે તો તેનો તે મિલકત છોડાવવાનો સઘળો હક બંધ થશે.

(૩) જ્યારે એવી રીતે હક બંધ થાય ત્યારે જો બીજો પ્રતિવાદી સદરહુ રૂ ય ની રકમ સદરહુ તા. માહે સને ૧૯ રોજ (બ) અથવા તે પહેલાં કોર્ટમાં ભરે તો વાદીએ પોતાના કબજામાં અથવા અધિકારમાં, વિગેરે (નમુના નંબર ૩ પ્રમાણે)

(૪) જો બીજો પ્રતિવાદી સદરહુ રકમ સદરહુ દિવસે અથવા તે પહેલાં ભરવામાં ગફલત કરશે તો તેનો મિલકત છોડાવવાનો સઘળો હક બંધ થશે.

(૫) જ્યારે પહેલો પ્રતિવાદી ગીરો મુકેલી મિલકત છોડાવે ત્યારે જો બીજો પ્રતિવાદી સદરહુ રૂ. ય અને રૂ. ઝ ની રકમો તા. માહે સને ૧૯ રોજ (બ) અથવા તે પહેલા કોર્ટમાં આપે તો પહેલા પ્રતિવાદીએ પોતાના કબજા અથવા અધિકારમાં, વિગેરે ( નમુના નંબર ૩ પ્રમાણે ).

(૬) જો બીજો પ્રતિવાદી સદરહુ રકમો સદરહુ દિવસે અથવા તે પહેલાં ભરવામાં ગફલત કરશે તો તેનો તે મિલકત છોડવવાનો સઘળો હક બંધ થશે. ( જ્યાં બીજા પ્રતિવાદીનો કબજો હોય ત્યાં લખવું કે—અને તેણે પહેલા પ્રતિવાદીને મિલકતનો કબજો સોંપવો ).

## નંબર ૭.

## વેચાણનું હુકમનામું—પહેલો ગીરો રાખનાર વિરૂદ્ધ બીજો ગીરો રાખનાર અને ગીરો મુકનાર—ગીરો છોડવવાનો એકજ વખત.

( મથાળું ).

એવું જાહેર કરવામાં આવે છે કે મુદલ રકમ, અને તારીખ માહે

---

(અ) અહિંઆ હુકમનામાંની તારીખથી ૭ મહિનાની અંદરનો દિવસ નાંખવો.

(બ) (અ) અહિંયાં જણાવેલી તારીખથી ત્રણ મહિનાની અંદરનો દિવસ નાંખવો.

સને ૧૯ સુધી ગણવામાં આવેલું વ્યાજ તથા ખરચ મળીને વાદીનુ લહેણું રૂ. ક્ષ છે. અને સદરહુ દિવસે પહેલા પ્રતિવાદીનું લહેણું મુદ્દલ, વ્યાજ તથા ખરચ મળીને રૂ. ય થશે;

અને નીચે પ્રમાણે હુકમનામું કરી આપવામાં આવે છે:—

(૧) જો પ્રતિવાદીઓ અથવા તેમનો કોઇ સદરહુ રૂ. ક્ષ ની રકમ સદરહુ તારીખ માહે સને ૧૯ ના રોજ અથવા તે પહેલાં કોર્ટમાં આપે તો વાદીએ પોતાના કબજા અથવા અધિકારમાં, વિગેરે ( નમુના નંબર ૪ પ્રમાણે ).

(૨) જો સદરહુ રકમ સદરહુ તા. માહે સને ૧૯ ના રોજ અથવા તે પહેલાં આપવામાં ન આવે, તો ગીરો મુકેલી મિલકત અથવા તેમાંથી પુરતો ભાગ વેચી નાંખવો, અને વેચાણનાં, નાણાં ( વેચાણનું જે ખર્ચ થયું હોય તે બાદ કરીને ) કોર્ટમાં આ ફરિયાદમાં જમે આપવાં અને પ્રથમ વાદીને સદરહુ રૂ. ક્ષ ની રકમ અને ત્યાર પછીનુ જે વ્યાજ અને ખરચ કોર્ટ મંજુર કરે તે આપવામાં, અને ત્યાર પછી પહેલા પ્રતિવાદીને સદરહુ રૂ. ય ની રકમ અને આગળ કહ્યા પ્રમાણેનાં ત્યાર પછીના વ્યાજ અને ખરચ આપવામાં વાપરવા; અને જો કાંઇ બાકી વધે તો તે બીજા પ્રતિવાદીને આપવું.

(૩) જો પ્રતિવાદીઓ અથવા તેમાંનો કોઇ સદરહુ રૂ. ક્ષ ની રકમ આગળ કહ્યા પ્રમાણે આપે તો, સદરહુ રકમ આપનાર માણસના લાભ સારૂ વાદીનું ગીરો ચાલુ રાખવા માટે અથવા તેને અગર તેઓને સલાહ મળે તેવી બીજી રીતે તજવીજ કરવા માટે કોર્ટને અરજ કરવાની તેને અથવા તેઓને છુટ રહેશે.

(૪) જો વેચાણની નક્કી ઉપજ સદરહુ રૂ. ક્ષ અને ત્યાર પછીનુ વ્યાજ તથા ખરચ પુરેપુરાં આપવાને પુરતી ન થાય તો બાકી રહેલી રકમ માટે અંગત હુકમનામુ કરી આપવા માટે કોર્ટને અરજ કરવાને વાદીને છુટ રહેશે.

---

## નંબર ૮.

### વેચાણનું હુકમનામુ—બીજો ગીરો રાખનાર વિરૂદ્ધ પહેલો ગીરો રાખનાર અને ગીરો આપનાર—ગીરો છોડાવવા માટેનો એકજ વખત.

( મથાળું ).

( નમુના નંબર ૭ પ્રમાણે વાદીનુ લેણું રૂ. ય અને પહેલા પ્રતિવાદીનું લેણું રૂ. ક્ષ હોવાનું જાહેર કરવામાં આવે છે એમ લખવું ).

અને નીચે પ્રમાણે હુકમનામું કરી આપવામાં આવે છે:—

(૧) જો વાદી અથવા બીજો પ્રતિવાદી સદરહુ રૂ. ક્ષ ની રકમ સદરહુ તારીખ માહે સને ૧૯ ને રોજ અથવા તે પહેલાં કોર્ટમાં ભરે તો પહેલા પ્રતિવાદીએ પોતાના કબજા અથવા અધિકારમાં, ( વિગેરે નમુના નંબર ૪ પ્રમાણે ).

(૨) જો સદરહુ રકમ સદરહુ તા. માહે સને ૧૯ ને રોજ અથવા તે પહેલાં ભરવામાં ન આવે તો, ફરિયાદ કાઢી નાંખવા માટે અથવા ગીરો મુકેલી મિલકત વેચી નાંખવા માટે અરજ કરવાની પહેલા પ્રતિવાદીને છુટ રહેશે; અને જો તે વેચાણ કરવાની અરજ કરશે તો, ગીરો મુકેલી મિલકત અથવા તેમાંથી પુરતો ભાગ, વાદીના અને બીજા પ્રતિવાદીના બોજાથી રહિત, વેચી નાંખવામાં આવશે અને (વેચાણનું ખરચ થાય

---

(બ) પાનું ૪૨, ટીપ (બ) જુઓ.

તે બાદ કરતાં) વેચાણના જે નાણાં ઉપજશે તે કોર્ટમાં ભરવામાં આવશે, અને પહેલાં પ્રતિવાદીને સદરહુ રૂ. ક્ષ ની રકમ અને ત્યાર પછીનું જે વ્યાજ અને ખરચ કોર્ટ મંજુર કરે તે આપવામાં, અને ત્યાર પછી વાદીને સદરહુ રૂ. ય ની રકમ અને અગાઉ કહ્યા પ્રમાણેનું ત્યાર પછીનું વ્યાજ અને ખરચ આપવામાં વાપરવાં; અને જો કાંઇ બાકી રહે તો તે બીજા પ્રતિવાદીને આપવું.

(૩) જો વાદી સદરહુ રૂ. ક્ષ ની રકમ સદરહુ તા. માહે સને ૧૯ ને રોજ અથવા તે પહેલાં કોર્ટમાં ભરે તો સદરહુ રકમ તથા રૂ. ય ની રકમ, તારીખ માહે સને ૧૯ ને રોજ અથવા તે પહેલાં કોર્ટમાં આપવાની બીજા પ્રતિવાદીને છુટ રહેશે, અને તે ઉપરથી વાદીએ પોતાના કબજા અથવા અધિકારમાં વિગેરે (નમુના નંબર ૪ પ્રમાણે).

(૪) જો વાદી આગળ કહ્યા પ્રમાણે સદરહુ રકમ ભરે પણ બીજો પ્રતિવાદી આગળ કહ્યા પ્રમાણે સદરહુ રકમો ભરવામાં ગફલત કરશે તો ગીરો મુકેલી મિલકત અથવા તેનો પુરતો ભાગ વેચી નાંખવામાં આવશે અને (વેચાણનું ખરચ થાય તે બાદ કરતાં) જે વેચાણના નાણાં ઉપજે તે વાદીને સદરહુ રૂ. ક્ષ અને રૂ. ય ની રકમો અને ત્યાર પછીનું જે કોર્ટ મંજુર કરે તે વ્યાજ તથા ખરચ આપવામાં વાપરવાં, અને જો કાંઇ બાકી વધે તો તે બીજા પ્રતિવાદીને આપવું.

(૫) જો સદરહુ રકમો તથા વ્યાજ તથા ખરચ પુરેપુરાં આપવા માટે, વેચાણની નક્કી ઉપજ પુરતી ન થાય તો બાકી રહેલી રકમ માટે અંગત હુકમનામું કરી આપવાની અરજ કરવાની વાદીને છુટ રહેશે.

---

## નંબર ૯.

### વેચાણનું હુકમનામું—પેટા ગીરો રાખનાર વિરૂદ્ધ ગીરો રાખનાર અને ગીરો મુકનાર; મુળ ગિરોની રકમ પેટા ગીરોની રકમ કરતાં વધતી હોય ત્યારે.

(મથાળું.)

(નમુના નંબર ૭ પ્રમાણે વાદીનું લહેણું રૂ. ક્ષ અને પહેલા પ્રતિવાદીનું લહેણું રૂ. ય હોવાનું જાહેર કરવામાં આવે છે એમ લખવું).

અને નીચે પ્રમાણે હુકમનામું કરી આપવામાં આવે છે:—

(૧) પહેલા પ્રતિવાદી અને બીજા પ્રતિવાદીને અનુક્રમે સદરહુ રૂ. ક્ષ અને રૂ. ય ની રકમો તા. માહે સને ૧૯ ને રોજ અથવા તે પહેલાં કોર્ટમાં ભરવાની છુટ છે, અને તેમાંથી ગમે: તે રકમ ભરવામાં આવે ત્યારે વાદીએ પોતાના કબજા અથવા અધિકારમાં, વિગેરે (નમુના નંબર ૪ પ્રમાણે) અને તે ઉપરથી રૂ. ક્ષ ની રકમ વાદીને આપવી.

(૨) જો આગળ કહ્યા પ્રમાણે બીજો પ્રતિવાદી ભરે તો, પહેલા પ્રતિવાદીએ પણ પોતાના કબજા અથવા અધિકારમાં વિગેરે (નમુના નંબર ૪ પ્રમાણે) અને તે ઉપરથી (આગળ કહ્યા પ્રમાણે વાદીને આપ્યા પછી) બાકી વધે તે પહેલા પ્રતિવાદીને આપવું.

(૩) જો પહેલો અને બીજો પ્રતિવાદી આગળ કહ્યા પ્રમાણે ભરવામાં ગફલત કરે તો, ગીરો મુકેલી મિલકત અથવા તેનો પુરતો ભાગ વેચી નાંખવો અને (વેચાણનું ખરચ થાય તે બાદ કરતાં) વેચાણનાં જે નાણાં ઉપજે તે કોર્ટમાં ભરવાં અને પહેલાં વાદીને સદ-

રહ્ રૂ. ક્ષ ની રકમ અને ત્યાર પછીનું જે વ્યાજ અને ખરચ કોર્ટ મંજુર કરે તે આપવામાં (પણ તે વ્યાજ અને મુદ્દલ મળીને પહેલા પ્રતિવાદીની લહેણી વ્યાજ તથા મુદ્દલની રકમ કરતાં વધારે થવું ન જોઇએ) અને ત્યાર પછી પહેલા પ્રતિવાદીને રૂ. ય તથા ક્ષ ના તફાવત અને ત્યાર પછીનુ આગળ કહ્યા પ્રમાણેનુ વ્યાજ અને ખરચ આપવામાં વાપરવાં; અને જે કાંઈ બાકી વધે તો તે બીજા પ્રતિવાદીને આપવું.

(૪) જે આગળ કહ્યા પ્રમાણે પેહેલો પ્રતિવાદી ભરે અને બીજો પ્રતિવાદી ભરવામાં કસુર કરે તો પહેલા પ્રતિવાદીને ગીરોની મિલકતનુ વેચાણુ કરવા માટે અરજ કરવાની છુટ રહેશે, અને તે ઉપરથી તે અથવા તેનો પુરતો ભાગ વેચી નાંખવો અને વેચાણુની નક્કી ઉપજ પહેલા પ્રતિવાદીને સદરહુ રૂ. ય ની રકમ અને કોર્ટ મંજુર કરે તેટલું વધારે વ્યાજ અને ખરચ આપવામાં વાપરવી અને જે કાંઇ બાકી વધે તો તે બીજા પ્રતિવાદીને આપવું.

(૫) જો વેચાણુની નક્કી ઉપજ આગળ કહેલી રકમો તથા વધારાનું વ્યાજ તથા ખરચ આપવા માટે પુરતી ન થાય તો બાકી રહેલી રકમનું અંગત હુકમનામું કરી આપવા માટે અરજ કરવાની પ્રસંગ પ્રમાણે વાદીને અથવા પહેલા પ્રતિવાદીને, છુટ રહેશે,

## નંબર ૧૦.

### ગીરો છોડાવવાનો હક બંધ કરવાનું આખરનું હુકમનામું (ઓ ૩૪, કા. ૩).

(મથાળું).

ઉપલી ફરિયાદમાં તારીખ માહે સને ૧૯ ને રોજ કરી આપેલું હુકમનામું, તથા તારીખ માહે સને ૧૯ ની વાદીની અરજી વાંચીને અને તે વાદીના વકીલ, અને તે પ્રતિવાદીના વકીલ તેમનું કહેવું સાંભળીને અને સદરહુ હુકમનામામાં ફરમાવવામાં આવેલી ભરપાઇ કરવામાં આવી નથી એમ જણાયાથી;

આ ઉપરથી નીચે પ્રમાણે હુકમનામું કરી આપવામાં આવે છે:—

પ્રતિવાદીઓ અને તેની મારફત અથવા તેની તરફથી હક ધરાવનારા સર્વ માણુસોનો આની સાથે જોડેલા પરિશિષ્ટમાં વર્ણવેલી ગીરોની મિલકત છોડાવવાનો તમામ હક બંધ છે. (જ્યારે પ્રતિવાદીનો કબજો હોય ત્યાં ઉમેરવું કે—અને સદરહુ મિલકતનો કબજો તેણે વાદીને આપવો).

## પરિશિષ્ટ.

### ગીરોની મિલકતનું વર્ણન.

---

## નંબર ૧૧.

### ગીરો મુકનાર સામે અંગત હુકમનામું.—(ઓ. ૩૪, કા. ૬).

(મથાળું).

આ ફરિયાદમાં તા. માહે સને ૧૯ ને રોજ કરી આપવામાં આવેલા વેચાણુના આખરના હુકમનામાં પ્રમાણે કરવામાં આવેલા વેચાણુના ચોખ્ખે ચોખ્ખાં ઉપજેલાં નાણાં જે હાલ કોર્ટમાં આ ફરિયાદ ખાતે જમે છે તેની રકમ રૂા. ય છે, અને હાલ વાદીનું લેણું, સદરહુ હુકમનામામાં જણાવેલા રૂા. ક્ષ ની રકમ તથા તા. માહે સને ૧૯ થી આજ દીનસુધી દરવરસે દરસેંકડે છ ટકા પ્રમાણે વ્યાજના રૂા.

ની બીજી રકમ તથા તે ઉપરાંત આ ફરિયાદમાં પછીના ખરચ માટે રૂા.
ની રકમ છે અને તેથી વાદીનું બાકી લેણું રૂા. ૪ છે તેટલા માટે, અને તે સદર બાકી લેણા માટે પ્રતિવાદી પોતે અંગત જવાબદાર છે એમ આ કોર્ટને જણાય છે તેટલા માટે
આ ઉપરથી નીચે પ્રમાણે હુકમનામું કરી આપવામાં આવે છે:—

(૧) સદરહુ રૂા. ૫ ની રકમ કોર્ટમાંથી વાદીને આપવી,

(૨) પ્રતિવાદીએ વાદીની સદરહુ રૂા. ૪ ની રકમ, તે ઉપર આજની તારીખથી તે રકમ વસુલ થાય તે તારીખ સુધી દરવરસે દરસેંકડે ૭ ટકા પ્રમાણે વ્યાજ સહિત, આપવી.

---

## નંબર ૧૨

### ખત સુધારવા માટેનું હુકમનામું.

(મથાળું).

આ ઉપરથી એવું જાહેર કરવામાં આવે છે કે તારીખ માહે સને ૧૯ ને રોજ કરવામાં આવેલા • માં તેમાંના પક્ષકારોનો ઇરાદો ખરી રીતે જણાવવામાં આવ્યો નથી. અને હુકમનામું કરી આપવામાં આવે છે કે સદરહુ સુધારવું.

---

## નંબર ૧૩

### લેણદારોને છેતરવા માટે કરેલું તબદીલ રદ્દ કરવા માટે હુકમનામું.

(મથાળું).

આ ઉપરથી એવું જાહેર કરવામાં આવે છે કે તારીખ માહે સને ૧૯ નું તથા વચ્ચે કરેલું વાદી સામે અને પ્રતિવાદી ના બાજા કોઈ લેણદારો હોય તો તેઓ સામે રદ્દ બાતલ છે.

---

## નંબર ૧૪.

### ખાનગી અપકારક કૃત્ય સામે તાકીદ.

(મથાળું).

પ્રતિવાદી , તેના મુખત્યારો, નોકરો તથા કામ કરનારાઓને, સાથેના પ્લેનમાં બ નિશાનીવાળા પ્રતિવાદીના જમીનના ટુકડા ઉપર, ફરિયાદ અરજીમાં જણાવેલા વાદીની માલકી અને ભોગવટાના રહેવાનાં ઘર અને બગીચાના માલીક અને ભોગવનાર તરિકે વાદીને અપકાર થાય તેવી રીતે ઇંટો પકાવતાં અથવા પકવાવતાં જાણુને માટે અટકાવવામાં આવે છે.

---

## નંબર ૧૫.

### અગાઉની ઉંચાઇ કરતાં વધારે ઉંચા બાંધકામ સામે તાકીદ.

(મથાળું).

પ્રતિવાદી , તેના કંત્રાટીઓ, મુખત્યારો અને કામ કરનારાઓને માં તેની મિલકત ઉપર કોઈ ઘર અથવા મકાન, અગાઉ સ-

દરહુ મિલકત ઉપર જે ઘર અથવા મકાન હતું અને જે હાલ તોડી પાડવામાં આવ્યું છે તેના કરતાં વધારે ઉંચાઇએ, વાદીની જે બારીઓ તેની સદરહુ મિલકત ઉપર પુરાણા વખત ની છે તેમાં અંધારૂં થાય, નુકશાન થાય અથવા તે બંધ થાય તેમ અથવા તેવી રીતે, બાંધવાનું ચાલુ રાખતાં જાથુને માટે અટકાવવામાં આવે છે.

---

## નંબર ૧૬.

## ખાનગી રસ્તો વાપરતાં અટકાવવા માટે તાકીદ.

( મથાળું ).

પ્રતિવાદી                    તેના મુખ્ત્યારો, નોકરો અને કામ કરનારાઓને                    માં આવેલી ગલી જેની જમીન વાદીની માલિકીની છે તેનો કોઇપણ ભાગ, સાથે જોડેલા પ્લેનમાં બ નિશાનીવાળી જમીન તરફ જતાં અથવા ત્યાંથી આવતા ગાડાં, ગ ડીઓ અથવા બીજાં વાહનોને ચલાવવાના રસ્તા તરીકે વાપરતાં અથવા વાપરવા દેતાં જાથુને માટે અટકાવવામાં આવે છે.

---

## નંબર ૧૭.

## વહિવટની ફરિયાદમાં પ્રાથમિક હુકમનામું.

( મથાળું ).

એવો હુકમ કરવામાં આવે છે કે નીચેના હિસાબ લેવા અને તજવીજો કરવીઃ—

લેહેણુદારની ફરિયાદમાં.—

૧. વાદીનું અને મૈયતના બીજા બધા લેહેણુદારોનું જે લેહેણું હોય તેના હિસાબ લેવો.

મૃત્યુલેખાર્પિતદાન લેનારની ફરિયાદમાં.

૨. મૃત્યુપત્ર કરનારના મૃત્યુપત્રમાં આપેલાં મૃત્યુલેખાર્પિતદાનનો હિસાબ લેવો.

નજીકના સગાની ફરિયાદમાં—

૩. મૃત્યુપત્ર કર્યા વગર મૈયત થએલાના નજીકના સગા તરીકે ( અથવા નજીકના સગાઓ પૈકી એકજણ તરીકે ), વાદીનો હક્ક ( કંઇ હોય તો ) શો છે અથવા તેનો હિસ્સો કેટલો છે એ બાબત તજવીજ કરવી અને હિસાબ લેવો.

પેહેલા પારેગ્રાફ પછી લેહેણુદારની ફરિયાદમાં, જરૂર હોય ત્યારે, હુકમનામામાં એમ ફરમાવવું કે, મૃત્યુલેખાર્પિતદાન લેનાર, કાયદેસર વારસ, અને નજીકના સગામાટે તજવીજ કરવી અને હિસાબ લેવો. લેણદાર શિવાયના બીજા દાવાદારોની ફરિયાદમાં, પહેલા પારેગ્રાફ પછી, સઘળી બાબતોમાં લેહેણુદારનો હિસાબ લેવાનો અને તજવીજ કરવાનો હુકમ લખવો, અને જરૂર હોય તેવા બીજા હુકમ નમુના પ્રમાણેના શરૂઆતના શબ્દો ગાળીને તે પછી લખવા, લેહેણુદારની ફરિયાદ હોય તે પ્રમાણે નમુનો આગળ ચલાવવો ).

૪. પ્રેત સંસ્કાર અને મૃત્યુપત્ર સંબંધી ખરચનો હિસાબ.

૫. પ્રતિવાદીને હાથ અથવા તેના હુકમથી કે તેને માટે કોઇ શખસને હાથ મૈયતની જે જંગમ મિલકત આવી હોય તેનો હિસાબ.

૬. મૈયતની જંગમ મિલકતનો ( કંઇ ભાગ વસુલ કર્યા વગરનો અને વ્યવસ્થા કર્યા વગરનો હોય તો ) કેટલો ભાગ વસુલ કર્યા વગરનો અને વ્યવસ્થા કર્યા વગરનો છે તેની તજવીજ.

૭. અને વળી હુકમ કરવામાં આવે છે કે, પૈસાની જે જે રકમો પ્રતિવાદીને હાથ, અથવા તેના હુકમથી અથવા તેને માટે બીજા કોઇ શખસને હાથ, આવેલી માલમ પડે તે બધી પ્રતિવાદીએ આવતી તારીખ માહે . સને ૧૯ રોજ અથવા તે પહેલાં કોર્ટમાં ભરવી

૮. અને ફરિયાદનો હેતુ પાર પડવા સારૂ મૈયતની જંગમ મિલકતનો કંઇ ભાગ વેચવાની ને * જરૂર જણાય તો તે પ્રમાણે તે વેચવી અને જે ઉપજે તે કોર્ટમાં ભરવું.

૯. અને મિસ્તર ઘ. ૫. એ આ ફરિયાદમાં ( અથવા કામમાં ) વસુલદારનું કામ કરવું, અને મૈયતનું જે લેહેણું અને જંગમ મિલકત આવ્યા વગરનાં હોય તે બધાં ઉઘરાવી વસુલ કરવા, અને તે * ના હાથમાં આપવા, ( અને પોતાનું કામ બરોબર રીતે બજાવવાના ખત લખી આપીને રૂ. ની રકમના જામીન આપવા ).

૧૦. અને વળી હુકમ કરવામાં આવે છે કે, ફરિયાદનો હેતુ પાર પાડવામાં મૈયતની જંગમ મિલકત પુરતી ન જણાય તે નીચેની જાસ્તી તજવીજ કરવી અને હિસાબ લેવા, એટલેઃ—

(અ) મરતી વખતે મૈયતના કબજામાં અથવા તેની માલકીની શી સ્થાવર મિલકત હતી તેની તજવીજ કરવી.

(બ) મૈયતની સ્થાવર મિલકતને અથવા તેના ભાગને લાગુ પડે એવા બોજા ( હોય તો ) શા છે તેની તજવીજ કરવી.

(ક) જુદા જુદા બોજાવાળાનું શું દેવું છે તેનો હિસાબ બને તેટલો લેવો, તથા બોજાવાળા પૈકી નીચે ફરમાવેલા વેચાણમાં સંમતિ આપે તેવા બોજાવાળામાં અનુક્રમે પહેલો હક્ક કોનો છે એવું એક પત્રક સામેલ કરવું

૧૧. અને મૈયતની સ્થાવર મિલકત, અથવા ફરિયાદનો હેતુ પાર પાડવાને બસ થાય તેટલી રકમ કોર્ટમાં એકઠી થવા સારૂ જરૂર હોય તેટલો તે મિલકતનો ભાગ—જે બોજાવાળાઓ વેચવાની સંમતિ આપે તેમના બોજા વગર અને જે બોજાવાળા સંમતિ ન આપે તેમના બોજા કાયમ રાખીને—જડજના અનુમોદનથી વેચવો.

૧૨. અને એવો હુકમ કરવામાં આવે છે કે, ગ. હ. એ સ્થાવર મિલકત વેચવાનું કામ કરવું, અને * મંજુર કરે તેવી વેચાણની શરતો તથા કરાર તૈયાર કરવા, અને કંઇ સંશય અથવા અડચણ ઉત્પન્ન થાય તો તે મટાડવા સારૂ જડજને કાગળ મોકલવા.

૧૩. અને વળી હુકમ કરવામાં આવે છે કે, આગળ ફરમાવેલી તજવીજના કામ સારૂ, કોર્ટના વહિવટ પ્રમાણે વર્તમાનપત્રોમાં જાહેરખબર આપવી, અથવા તે તજવીજોને ઘણી ઉપયોગી પ્રસિદ્ધી જે રીતથી મળશે એમ * ને જણાય તેવી બીજી કોઇ રીતે તે તજવીજો તેણે કરવી.

૧૪. અને એવો હુકમ કરવામાં આવે છે કે, તારીખ માહે સને

---

* અહીંયા કોર્ટના યોગ્ય અમલદારનું નામ લખવું.

૧૯ પેહેલાં સદરહુ હિસાબ લેવા અને તજવીજો કરવી, તથા જે કૃત્ય કરવાનો હુકમ થયો હોય તે બધાં પુરાં કરવાં, તથા તે તજવીજોનું પરિણામ તથા હિસાબ અને બીજા બધાં હુકમ પ્રમાણેનાં કૃત્ય પુરાં થયાં છે એ * સરટીફિકેટથી લખી જણાવવું, અને તે બાબતનું તેવું સરટીફિકેટ પક્ષકારોને જોવા સારૂ તારીખ માહે સન ૧૯ રોજ તૈયાર રાખવું.

૧૫. અને છેવટે એવો હુકમ કરવામાં આવે છે કે, આખરનું હુકમનામું કરવાસારૂ તારીખ માહે સને ૧૯ સુધી આ ફરિયાદ ( અથવા કામ ) મુલતવી રાખવી.

( કોઇ વિશેષ કામમાં આ હુકમનામાંનો જેટલો ભાગ લાગુ પડે તેટલોજ માત્ર ઉપયોગમાં લેવાનો છે ).

---

## નંબર ૧૮.

## મૃતલેખાર્પિતદાન લેનારે કરેલી વહિવટ બાબતની ફરિયાદમાં આખરનું હુકમનામું.

( મથાળું. )

૧. એવો હુકમ કરવામાં આવે છે કે, મૃત્યુપત્ર કરનાર ની ઇસ્ટેટ બદલ સદરહુ પ્રતિવાદી પાસે સદરહુ સરટીફિકેટમાં કાઢેલી છે તે બાકી રકમ રૂ. , તથા તારીખ માહે સન ૧૯ થી તારીખ માહે સન ૧૯ સુધી દર વરસે દર સેંકડે ટકા પ્રમાણે વ્યાજ બદલ રકમ રૂ. , મળીને કુલ રૂ. ની રકમ પ્રતિવાદી એ તારીખ માહે સન ૧૯ રોજ અથવા તે પહેલાં કોર્ટમાં ભરવી.

૨. સદરહુ કોર્ટના* વાદી પ્રતિવાદીના ખરચની આકારણી કરવી, અને તે પ્રમાણે આકારણી થાય એટલે સદરહુ ખરચની રકમ. ઉપર કહ્યા પ્રમાણે કોર્ટમાં ભરવાનો હુકમ કરેલા રૂ. ની રકમમાંથી નીચે પ્રમાણે આપવી.

(અ) વાદીનો ખરચ તેના આટર્ની ( અથવા પ્લીડર ) મી. ને અથવા પ્રતીવાદીનો ખરચ તેના આટર્ની ( અથવા પ્લીડર મી. ને.

(બ) અને ( જો કંઈ દેવું વાળવાનું હોય તો ) ઉપર પ્રમાણે વાદીના અને પ્રતિવાદીના ખરચની રકમ આપ્યા પછી સદરહુ રૂ. ની રકમમાંથી જે બાકી રહે તેમાંથી ના સરટીફિકેટના પરિશિષ્ટમાં કહેલા જુદા જુદા લેહેણદારોનું જે લેહેણું નીકળે તે તથા જે લેહેણા ઉપર વ્યાજ ચઢતું હોય તેનું ત્યારપછીનું વ્યાજ આપવું અને તે રકમો આપ્યા પછી, પરિશિષ્ટમાં કહેલા જુદા જુદા મૃત્યુલેખાર્પિતદાન લેનારાઓને જે રકમ મળવાની હોય તે તથા ત્યારપછીનું વ્યાજ ( આગળ પ્રમાણે જોઇને ) તેમને આપવું.

૩. અને ત્યારપછી જો કંઇ બાકી વધે તો તે મૃત્યુલેખાર્પિત શેષગ્રાહીને આપવી.

---

* અંહિયાં કોર્ટના યોગ્ય અમલદારનું નામ લખવું.

## નંબેર ૧૯.

## મૃત્યુલેખાર્પિતદાન લેનારે વહિવટની ફરિયાદ કરી હોય તેમાં, મૃત્યુલેખાર્પિત દેણગીઓ આપવાને વાસ્તે મૃત્યુપત્ર ચલાવનારને જાતે જવાબદાર ઠરાવ્યો હોય ત્યારે, કરવાનું પ્રાથમિક હુકમનામું.

( મથાળું ).

૧. એવું ઠરાવવામાં આવે છે કે, મૃત્યુપત્રમાં વાદીને રૂ. ની દેણગી આપેલી છે તે આપવાને પ્રતિવાદી જાતે જવાબદાર છે.

૨. અને એવો હુકમ કરવામાં આવે છે કે સદરહુ મૃત્યુપત્રમાં આપેલી દેણગીના મુદ્દલ અને વ્યાજ બદલ શું દેવું છે તેનો હિસાબ લેવો.

૩. અને વળી એવો હુકમ કરવામાં આવે છે કે, મુદ્દલ અને વ્યાજની જે રકમ વાદીને લેહેણી ઠરાવીને સર્ટિફિકેટ મોકલે, તે રકમ પ્રતિવાદીએ સદરહુ * ના સર્ટિફિકેટની તારીખથી અઠવાડીયામાં વાદીને આપવી.

૪. અને એવો હુકમ કરવામાં આવે છે કે, ફરિયાદમાંનો વાદીનો ખરચ પ્રતિવાદીએ આપવો. અને જો પક્ષકારોમાં વાંધો પડે તો તે ખરચની આકારણી કરવી.

## નંબર ૨૦.

---

## નજીકના સગાએ કરેલી વહિવટની ફરિયાદમાં આખરનું હુકમનામું.

( મથાળું ).

૧. આ ફરિયાદમાં વાદી પ્રતિવાદીના ખરચની સદરહુ કોર્ટના * આકારણી કરવી અને આ રીતે આકારણી થાય એટલે સદરહુ વાદીના ખરચની રકમ, મૃત્યુપત્ર કર્યા વગર મૈયત થએલા ઇ. ફ. ની જંગમ ઇસ્ટેટ બદલ સદરહુ પ્રતિવાદી પાસે સદરહુ સર્ટીફિકેટમાં લેહણી કાઢી છે તે રકમ રૂા. માંથી, સદરહુ * સદરહુ ખરચની આકારણી કરે ત્યારથી એક અઠવાડીયામાં, પ્રતિવાદીએ વાદીને આપવી, અને તે રકમમાંથી પ્રતિવાદીએ પોતાના ખરચની રકમ આકારણી થાય એટલે પોતાના ઉપયોગને વાસ્તે રાખવી.

૨. અને એવો હુકમ કરવામાં આવે છે કે, સદરહુ રૂ ની રકમમાંથી વાદી પ્રતિવાદીનો ખરચ ઉપર પ્રમાણે આપ્યા પછી બાકી રહે તે પ્રતિવાદીએ નીચે પ્રમાણે આપવી ને કામે લગાડવી:—

( અ ) *, સદરહુ ખરચની ઉપર પ્રમાણે આકારણી કરે ત્યારપછી એક અઠવાડીઆમાં, સદરહુ બાકીની રકમનો એક તૃતીયાંશ, ક. ડ. જે મૃત્યુપત્ર કર્યાવગર મૈયત થયેલા સદરહુ ઇ. ૫. ની બેહેન અને નજીકના સગામાંની એકજણ છે તે તરીકના તેના હકથી વાદીઓને એટલે અ. બ. તથા તેની સ્ત્રી ક. ડ. ને પ્રતિવાદીએ આપવો.

( બ ) મૃત્યુપત્ર કર્યાવગર મૈયત થએલા સદરહુ ઇ. ફ. ના નજીકના સગામાંની એકજણ અને મા તરીકે પ્રતિવાદીએ પોતાના ઉપયોગને વાસ્તે સદરહુ બાકીનો બીજો એક તૃતીયાંશ રાખવો.

( ક ) અને * સદરહુ ખરચની ઉપર પ્રમાણે આકારણી કરે ત્યારપછી એક અઠવાડીયામાં સદરહુ બાકીની રકમનો બાકી રહેલો ત્રીજો ભાગ, મૃત્યુપત્ર કર્યાવગર

મેયત થએલા સદરહુ ૪. ૫. ના બીજા એક નજીકના સગા અને બાઇ તરીકે ગ ઙ. ને પ્રતિવાદીએ આપવો.

---

## નંબર ૨૧.

## પંત્યાળું તોડવા વિષેની તથા પંત્યાળાનો હિસાબ લેવાની ફરિયાદમાં પ્રાથમિક હુકમનામુ.

( મથાળું ).

એવું ઠરાવવામાં આવે છે કે, પંત્યાળામાં ભાગીદારોના ભાગ નીચે પ્રમાણે છે :—

એવું ઠરાવવામાં આવે છે કે, આ પંત્યાળું તારીખ માહે સને ૧૯ ના રોજથી તોડી નાંખવું અથવા તુટેલું છે એમ ગણવું અને એવો હુકમ કરવામાં આવે છે કે તે દીવસથી પંત્યાળું તુટયું એવી ગેઝીટ વગેરેમાં જાહેર ખબર આપવી.

અને એવો હુકમ કરવામાં આવે છે કે, એ આ ફરિયાદમાં પંત્યાળાની ઇસ્ટેટ અને માલમતા વસુલદાર થવું. અને પંત્યાળાના ચોપડામાં લખેલાં તમામ લેહેણાં અને કરજ બાંકી આવવાના હોય તે ઉઘરાવવાં.

અને એવો હુકમ કરવામાં આવે છે કે નીચેના હિસાબ લેવા :—

૧. સદરહુ પંત્યાળાના હાલના લેહેણાનો, મિલકતનો અને માલમતાનો હિસાબ.

૨. સદરહુ પંત્યાળાના દેવાનો અને જવાબદારીનો હિસાબ.

૩. નક્કી થએલો હિસાબ આ ફરિયાદમાં દાખલ થઇને તેના ઉપર અ નિશાન પડેલું છે, તેને છેડેથી, તથા ત્યાર પછી નક્કી થએલા કંઇ હિસાબો હોય તેમાં હાથ ન ઘાલતાં, વાદી પ્રતિવાદી વચેની તમામ લેવડદેવડ તથા વ્યવહારનો હિસાબ.

અને એવો હુકમ કરવામાં આવે છે કે, ફરિયાદમા અરજી લખ્યા પ્રમાણે વાદી પ્રતિવાદી આજ સુધી જે ધંધો ચલાવે છે તે ધંધાની ઘરાકી વગેરે સઘળો ફાયદો ( ગુડવીલ ) તથા વેપારનું ભંડોળ, વેપારની જગાએ વેચવું. અને પક્ષકાર પૈકી કોઇની અરજ ઉપરથી તે વેચાણ વખતે બધા ભાગો અથવા તે પૈકી કંઇ ભાગો અમુક રકમથી ઓછી માગણીએ વેચવા નહીં તે ઠરાવવાને * મુખત્યાર છે. તથા તે વેચાણ વખતે લીલામમાં માગણી કરવાની બન્ને પક્ષકારોને છુટ છે.

અને એવો હુકમ કરવામાં આવે છે કે, તારીખ માહે સને ૧૯ પહેલાં સદરહુ હિસાબ લેવા તથા બીજા જે કૃત્ય કરવાં જોઇએ તે બધાં પુરાં કરવાં તથા હિસાબનું પરિણામ અને બીજા બધા કૃત્ય પુરાં થયાં છે એવું * એણે સર્ટીફીકેટથી લખી જણાવવું. અને તે વિસેનું તેનું સર્ટીફિકેટ પક્ષકારોને જોવા સારૂ તારીખ માહે સને ૧૯ રોજ તેણે તૈયાર રાખવું.

અને છેવટે એવો હુકમ કરવામાં આવે છે કે આખરનો હુકમનામું કરવા સારૂ તારીખ માહે સન ૧૯ સુધી આ ફરિયાદ મુલતવી રાખવી.

---

* અહીંયાં કોર્ટના યોગ્ય અમલદારનું નામ લખવું.

## નંબર ૨૨.

## પંત્યાળું તોડવાની તથા પંત્યાળાનો હિસાબ લેવાની ફરીયાદમાં આખરનું હુકમનામું

( મથાળું ).

એવો હુકમ કરવામાં આવે છે કે, રૂા. . ની રકમ હાલ કોર્ટમાં છે તે નીચે પ્રમાણે કામે લગાડવી :—

૧. પંત્યાળાએ આપવાનું દેવું કુલ રૂા. નું * ની સરટીફી-કેટમાં બતાવ્યું છે તે આપવામાં.

૨. આ ફરિયાદમાં બધાં પક્ષકારોના ખરચ મળીને રૂ. થાય છે તે આપવામાં.

( હુકમનામું લખ્યા પહેલાં આ ખરચ નક્કી કરવો જોઇએ )

૩. પંત્યાળાની પુંજીમાંના વાદીના હિસ્સાતરીકે રૂા. વાદીને આપવામાં, તથા હાલ કોર્ટમાં સદરહુ રૂા. ની રકમ છે તેમાંથી તે બાદજતાં બાકી રહેલી રકમ રૂા. • પ્રતિવાદીને પંત્યાળાની પુંજીમાંના તેના હિસ્સા તરીકે આપવામાં

( અથવા લખવું કે—અને પંત્યાળાના હિસાબસંબંધી સદરહુ વાદીનું ( અથવા, પ્રતિવાદીનું ) રૂા. લેહેણું સર્ટીફિકેટમાં નિકળે છે તેને પેટે વાદી ) ને સદરહુ રૂા. ની રકમમાંથી બાકી રહે તે રકમ આપવી. )

૪. અને વાદી ( અથવા પ્રતિવાદી ) ની લેહેણી સદરહુ રૂા. ની રકમ-માંથી, પછી રૂ. ની રકમ બાકી રેહેશે તે વાદીને ( અથવા પ્રતિવાદીને ) તારીખ માહે . સને ૧૮ • રોજ અથવા તે પહેલાં પ્રતિવાદીએ ( અથવા વાદીએ ) આપવી.

---

## નંબર ૨૩.

## જમીન અને દરમિયાનનું ઉત્પન્ન મેળવા માટે હુકમનામું.

( મથાળું ).

આ ઉપરથી નીચે પ્રમાણે હુકમનામું કરી આપવામાં આવે છેઃ—

( ૧ ) આ સાથે જોડેલા પરિશિષ્ટમાં નિર્દિષ્ટ કરેલી મિલકતનો કબજો પ્રતિવાદીએ વાદીને આપવો.

( ૨ ) પ્રતિવાદીએ વાદીને રૂા. ની રકમ તથા તે ઉપર દર વરસે સેકડે ટકા પ્રમાણેનું તે વસુલ થયાની તારીખ સુધીનું વ્યાજ ફરિયાદ માંડયા પહેલાં ઉપ-જેલા દરમિયાનના ઉત્પન્ન માટે આપવા-

અથવા

( ૨ ) ફરિયાદ માંડયા પહેલાં દરમીયાનનું ઉત્પન્ન કેટલું ઉપજ્યું છે તેની તજવીજ કરવી.

( ૩ ) ફરિયાદ માંડી ત્યારથી ( હુકમનામું ધરાવનારને કબજો મળે ) ( હુકમનામું ધ-રાવનારને કોર્ટ મારફતે નોટીસ આપીને હુકમનામાનો દેણદાર કબજો છોડી દે ) ( હુકમનામાની તારીખથી ત્રણ વરસ વીતે ) ત્યાંસુધીના દરમિયાનના ઉત્પન્નની તજવીજ કરવી.

---

## પરિશિષ્ટ.

---

* અહીંયાં કોર્ટના યોગ્ય અમલદારનું નામ લખવું.

# પુરવણી—ઈ.

## બજાવણી.

### નંબર ૧.

( મથાળું ).

---

ભરણું અથવા તોડ જાહેર કર્યા એવું શા માટે દાખલ ન કરવું તેનું કારણ બતાવવાને નોટીસ. ( ઓ. ૨૧, કા. ૨ ).

( મથાળું ).

જોગ.

ઉપર લખેલી ફરીયાદના હુકમનામાની બજાવણીમાં એણે આ કોર્ટને અરજ કરી છે કે હુકમનામા પ્રમાણે વસુલ કરવાની રૂા. ની રકમ ભરવામાં આવી / નો તોડ કરવામાં આવ્યો છે અને તે જાહેર કર્યા એમ દાખલ કરવું, માટે આ ઉપરથી તને નોટીસ આપવામાં આવે છે કે સદરહુ ભરણું / તોડ જાહેર કર્યા એમ શા માટે દાખલ ન કરવું તેનું કારણ બતાવવાને તા. માહે સને ૧૯૦ ને રોજ તમારે આ કોર્ટ સમક્ષ હાજર થવું.

આજ તા. માહે સને ૧૯૦ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યું.

જડજ.

---

### નંબર ૨.

પ્રિસેપ્ટ ( કલમ ૪૬ )

( મથાળું ).

હુકમનામાવાળાનું કહેવું સાંભળવા ઉપરથી એવો હુકમ કરવામાં આવે છે કે સને ૧૯૦૮ ના દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની ૪૬ મી કલમ પ્રમાણે આ પ્રિસેપ્ટ માં ની કોર્ટને મોકલવી અને સાથે એવી ફરમાયેશ કરવી કે સાથે જોડેલા પરિશિષ્ટમાં નિર્દિષ્ટ કરેલી મીલકત જપ્ત કરવી અને હુકમનામાવાળાની હુકમનામાની બજાવણી માટેની દરખાસ્ત કરવામાં આવે ત્યાં સુધી તે કબજે રાખવી.

પરિશિષ્ટ.

તારીખ માહે સને ૧૯૦

જડજ.

---

## નંબર ૩.

### બજાવણી થવા માટે હુકમનામું બીજી કોર્ટમાં મોકલવાનો હુકમ (ઓ. ૨૧, કા. ૬).

( મથાળું ).

માં ની કોર્ટની હકુમતની સરહદમાં પ્રતિવાદી રહે છે અથવા ત્યાં તેની મીલકત છે એવું જણાવીને ઉપલી ફરિયાદનું હુકમનામુ સદરહુ કોર્ટ બજાવવા માટે તે કોર્ટને મોકલવાના સર્ટિફીકેટ સારૂ આ કોર્ટને ઉપલી ફરિયાદમાં હુકમનામાવાળાએ અરજ કરી છે અને સને ૧૯૦૮ ના દિવાની કામ ચલાવવાની રીતના કાયદાના ઓરડર ૨૧, કાનુન ૬ મુજબનું સર્ટિફીકેટ સદરહુ કોર્ટને મોકલવાનું જરૂરનું અને વાજબી જણાય છે, માટે

**હુકમ કરવામાં આવે છે કેઃ—**

આ હુકમની એક નકલ, ને હુકમનાંમાની એક નકલ તથા તેની બજાવણી માટે જે કાંઇ હુકમ થયો હોય તેની નકલ તથા તેની ભરપાઈ ન થયાના સર્ટિફીકેટ સાથે મોકલી આપવી.

તારીખ માહે સને ૧૯૦

જડજ.

---

## નંબર ૪.

### હુકમનામું ભરપાઈ ન થયાનું સર્ટિફીકેટ ( ઓ. ૨૧, કા, ૬ )

( મથાળું ).

એવું સર્ટિફીકેટ આપવામાં આવે છે કે આ કોર્ટનુ સને ૧૯ ની ફરિયાદ નંબર નુ હુકમનામું જેની નકલ આ સાથે જોડી છે તેની, આ કોર્ટની હકુમતમાં બજાવણી કરીને કાંઇપણ ભરપાઇ (૧) કરવામાં આવી નથી.

તારીખ માહે સને ૧૯૦

(૧) જો થોડી ભરપાઇ કરવામાં આવી હોય તો " કરવામાં આવી નથી " એ શબ્દો કાઢી નાંખી તેને બદલે, કેટલી થઇ તે લખવું.

જડજ.

---

## નંબર ૫.

### બીજી કોર્ટમાં મોકલેલા હુકમનામાંની બજવણીનું સર્ટિફિકેટ (ઓ. ૨૧, કા, ૬)

(મથાળું.)

| ફરિયાદનો નંબર અને કઈ કોર્ટે હુકમનામું કર્યું તે | પક્ષકારોનાં નામ. | દરખાસ્તની તારીખ. | બજવણીના કેસનો નંબર. | કોર્ટની પ્રોસેસો અને તે પહોંચાડવાની તારીખ. | બજવણીનો ખરચ. | વસુલ થએલી રકમ. | કેસ કેવી રીતે નિકાલ કર્યો. | શેરો. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| | | | | | રૂા. આ. પા. | રૂા. આ. પા | | |

કારકુન-ઇનચાર્જની સહી.

જડજની સહી.

## નંબર ૬.

## દરખાસ્ત (ઓ. ૨૧ કા. ૧૧)

ની કોર્ટમાં

હું હુકમનામાવાળો નીચે વર્ણન કરેલા હુકમનામાંની બજાવણી માટે દરખાસ્ત કરૂંછું.

| ફરિયાદનો નંબર. | પક્ષકારોનાં નામ. | હુકમનામાની તારીખ. | હુકમનામા ઉપર અપીલ થઇ છે કે કેમ. | ભરણું અથવા તોડ કાંઇ થયેલો હોય તો | આગળ કોઇ દરખાસ્ત કરી હોય તે તે, તેની તારીખ અને પરિણામ સહિત. | હુકમનામા ઉપરની વ્યાજ સહિત લેણી રકમ અથવા તેમાં આપેલી બીજી દાદ, કોઈ સામા હુકમનામાની વિગતો સહિત. | ખરચ કાંઇ અપાવેલો હોય તો તેની રકમ. | કોની સામે બજાવવું. | કોર્ટની મદદ કેઇ રીતે લેવા માગે છે તે. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| સને ૧૮૯૭ નો ૭૮૯ | અ. બ. વાદી. ક. ડ. પ્રતિવાદી. | ૧૧ મી અકટોબર ૧૮૯૭. | નહિં. | કાંઇ નહિં. | તારીખ ૪ માર્ચ ૧૮૯૫ ની દરખાસ્ત ઉપરથી રૂ. ૭૨–૪–૦ દાખલ કર્યા. | મુદ્દલ રૂ. ૩૧૪–૮–૨ (હુકમનામાની તારીખથી વસુલ થયા સુધીનું દરવરસે દર સેંકડે ૭ ટકા પ્રમાણે વ્યાજ). | હુકમનામામાં અપાવેલો રૂ. ૪૭–૧૦–૪<br>ત્યારપછી થએલો રૂ. ૮–૨–૦<br>કુલ રૂ. ૫૫–૧૨–૪ | પ્રતિવાદી ક. ડ. સામે | (જ્યારે જંગમ મિલકતની જપ્તી અને વેચાણ કરાવવાનું હોય ત્યારે)<br>હું અરજ કરૂંછું કે કુલ રકમ રૂ. ( ભરવાની તારીખ સુધી મુદ્દલ રકમ ઉપર વ્યાજ સહિત ) અને આ બજાવણી લેવાનો ખરચ, સાથે જોડેલી યાદી પ્રમાણેની પ્રતિવાદીની જંગમ મિલકતની જપ્તી અને વેચાણ કરીને વસુલ કરવાં તથા મને આપવાં.<br>(જ્યારે સ્થાવર મિલકતની જપ્તી અને વેચાણ કરાવવાનું હોય ત્યારે).<br>હું અરજ કરૂં છું કે કુલ રકમ રૂ. ( ભરવાની તારીખસુધી મુદ્દલ રકમ ઉપર વ્યાજ સહિત ) અને આ બજાવણી લેવાનો ખરચ, આ અરજીની નીચે નિર્દિષ્ટ કરેલી પ્રતિવાદીની સ્થાવર મિલકતની જપ્તી કરી તથા તેનું વેચાણ કરી વસુલ કરવાં તથા મને આપવાં. |

હું જણાવુંછું કે આની અંદર જે લખ્યું છે તે મારા સંપૂર્ણ જાણ્યા તથા માન્યા પ્રમાણે ખરૂં છે.

સહી. હુકમનામું ધરાવનાર.

તારીખ માહે સને ૧૯૦

---

( જ્યારે સ્થાવર મિલકતની જપ્તી અને વેચાણ કરાવવાનું હોય ત્યારે ).

**મિલકતનું વર્ણન અને તપસીલ.**

મોજે ' માં આવેલાં એક ઘરમા હુકમનામાવાળાને અવિભક્ત ત્રીજો ભાગ કિંમત રૂ. ૪૦ છે; અને તેની ચતુસીમા નીચે પ્રમાણે છે.

પૂર્વે ગ નું ઘર; પશ્ચિમે હ. નું ઘર; દક્ષિણે ધોરી રસ્તો; ઉત્તરે ખાનગી માલકીની ગલી તથા જ. નું ઘર.

હું જણાવુંછું કે, ઉપરના વર્ણનમાં લખ્યું છે તે, મારા સંપૂર્ણ જાણ્યા અને માન્યા પ્રમાણે તથા તેમાં નિર્દિષ્ટ કરેલી મિલકતમાં પ્રતિવાદીનો હિતસબંધ નક્કી કરવાનું મારાથી બની શકયું ત્યાં સુધી ખરૂં છે.

સહી, હુકમનામાવાળો.

## નંબર ૭.

**બજાવવાનો હુકમ શા વાસ્તે ન કાઢવો તેનું કારણ બતાવવાની નોટીસ.**

( મથાળું. )

ને માલમ થાય જે

એણે ફરિયાદ નંબર સને ૧૯ નું હુકમનામું તેના નામપર તબદીલ થયું છે એમ જણાવી તે બજાવવા સારૂ આ કોર્ટને દરખાસ્ત કરી છે, માટે તમને આ લેખ ઉપરથી નોટીસ આપવામાં આવે છે કે, બજાવવાનો હુકમ શા માટે ન કરવો એનુ કારણ બતાવવાને તમારે જાતે તારીખ માહે સને ૧૯ રોજ આ કોર્ટમાં હાજર થવું.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપી.

જડજ.

---

## નંબર ૮.

**પૈસા બાબતના હુકમનામાંની બજાવણીમાં જંગમ મિલકત જપ્ત કરવાનુ વારંટ**

( ઑ. ૨૧. કા. ૩૦ ).

( મથાળું ).

**કોર્ટના બેલીફ જોગ.**

તારીખ માહે સને ૧૯ રોજ ફરિયાદ નંબર સને ૧૯ માં આ કોર્ટે હુકમનામું કર્યું છે તેમાં હાંસીયામાં બતાવ્યા પ્રમાણે રૂ.

| હુકમનામું. | | | |
|---|---|---|---|
| મુદ્દલ............ | | | |
| વ્યાજ ......... | | | |
| ખરચ............ | | | |
| બજાવણીનો ખરચ પછીનું વ્યાજ... | | | |
| કુલ...... | | | |

ની રકમ વાદીને આપવાનો ને હુકમ કરવામાં આવ્યો છે. અને સદરહુ રૂ. ની રકમ ભરવામાં આવેલી નથી

માટે આ ઉપરથી, તમને હુકમ કરવામાં આવે છે કે સદરહુ ની જંગમ મિલકત, જે આ સાથે જોડેલી યાદીમાં લખી છે તે, અથવા સદરહુ તમને બતાવે તે જપ્ત કરવી. અને સદરહુ રૂ. ની રકમ તથા આ જપ્તીનો ખરચ રૂ તમને સદરહુ ન આપે તો, આ કોર્ટમાંથી બીજો હુકમ થતાં સુધી તે તમારી પાસે રાખવી.

વળી તમને હુકમ કરવામાં આવે છે કે જે તારીખે અને જે રીતે વારંટ બજાવ્યું હોય તેનો, અથવા શા કારણથી તે બજાવવામાં આવ્યું નહીં તેનો, શેરો લખીને તે શેરા સુધાંત આ વારંટ તમારે તારીખ માહે સને ૧૯ રોજ અથવા તે પહેલા પાછું મોકલવું.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી અને કોર્ટનો શિક્કો કરીને આપ્યું.

યાદી.

જડજ.

---

## નંબર ૯.

### હુકમનામા ઉપરથી અપાવેલી વિશેષ જંગમ મિલકત કબજે લેવાનું વારંટ ( ઓ. ૨૧, કા. ૩૧ ).

( મથાળું ).

કોર્ટના બેલીફ જોગ.

સને ૧૯ ની ફરિયાદ નંબર માં તારીખ માહે રોજ થયેલાં હુકમનામાં ઉપરથી આની સાથે જોડેલી યાદીમાં દાખલ કરેલી જંગમ મિલકત (અથવા તે જંગમ મિલકતમાંનો હિસ્સો) વાદીને આપવાનો ને હુકમ કરવામાં આવ્યો હતો, અને સદરહુ મિલકત (અથવા હીસ્સો) આપવામાં આવ્યો નથી:

વાસ્તે આ ઉપરથી તમને હુકમ કરવામાં આવે છે કે તમારે સદરહુ જંગમ મિલકત (અથવા સદરહુ જંગમ મિલકતનો હિસ્સો કબજે લેવો અને વાદીને અથવા વાદી આ અર્થે નીમે તે શખસને સ્વાધીન કરવો.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યું.

યાદી.

જડજ.

## નંબર ૧૦.

### દસ્તાવેજના ખરડાસામે હરકતો રજુ કરવાની નોટીસ. (ઓ. ૨૧, કા. ૩૪).

( મથાળું ).

જોગ.

તમને નોટીસ આપવામાં આવે છે કે તા. માહે સને ૧૯ રોજ ઉપરની ફરિયાદમાં હુકમનામા વાળાએ આ કોર્ટને અરજ કરી કે, નીચે નિર્દિષ્ટ કરેલી સ્થાવર મિલકતનું ખત તમારી વતી કોર્ટ કરી આપવું ( જેનો ખરડો આ સાથે જોડયો છે); અને તે અરજ સાંભળવા માટે તારીખ માહે સને ૧૯ નો દિવસ નિમવામા આવ્યો છે; અને સદરહુ દિવસે તે ખરડા સામે તમારી લેખી હરકતો રજુ કરવામાટે હાજર રહેવાની તમને છુટ છે.

મિલકતનું વર્ણન

આજ તા. માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરી આપી.

જડજ.

---

## નંબર ૧૧.

### જમીન વગેરેનો કબજો આપવાસારૂ બેલીફને વારંટ. ( ઓ. ૨૧, કા. ૩૫).

( મથાળું ).

કોર્ટના બેલીફ જોગ.

ના ભોગવટાની નીચે લખેલી મિલકત આ ફરિયાદના વાદી ને હુકમનામામાં અપાવી છે. માટે આ ઉપરથી તમને ફરમાવવામાં આવે છે કે, તમારે સદરહુ ના કબજામાં તે અપાવી, અને હુકમનામાથી બંધાયલો જે શખસ તે ખાલી કરવાને ના પાડે તેને ખસેડવાનો આ ઉપરથી તમને અખ્ત્યાર આપવામાં આવે છે.

આજ તારીખ માહે સન ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિકકો કરીને આપ્યું.

યાદી.

જડજ.

---

## નંબર ૧૨.

### પકડવાનું વારંટ શા વાસ્તે ન કાઢવું તેનું કારણ બતાવવાની નોટીસ

(ઓ. ૨૧. કા. ૩૭.

( મથાળું ).

જોગ.

સન ૧૯ ની ફરિયાદ નંબર માંના હુકમનામાંની તમને પોતાને પકડી તથા કેદ કરીને બજાવણી કરવા માટે એ આ કોર્ટને દર-

ખાસ્ત કરી છે માટે તમને આ ઉપરથી હુકમ કરવામાં આવે છે કે સદરહુ હુકમનામાંની બજાવણીમાં શા માટે તમને દિવાની કેદમાં ન મોકલવા તેનું કારણ બતાવવાને તમારે, તારીખ માહે સને ૧૯ રોજ આ કોર્ટ સમક્ષ હાજર થવું.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યું.

જડજ.

---

## નંબર ૧૩

### બજાવણીમાં પકડવાનું વારંટ. (ઓ. ૨૧, કા. ૩૮).

( મથાળું ).

કોર્ટના બેલીફ જોગ.

સન ૧૯ ની ફરિયાદ નંબર માં તારીખ માહે સન ૧૯

| | | | |
|---|---|---|---|
| મુદ્દલ... ... ... | | | |
| વ્યાજ ... ... | | | |
| ખરચ... ... | | | |
| બજાવણી ... | | | |
| કુલ... | | | |

રોજે આ કોર્ટે કરેલા હુકમનામામાં હાંસીઆમાં બતાવ્યા પ્રમાણે રૂ. ની રકમ એણે હુકમનામાવાળાને આપવી એવો ઠરાવ થયો છે; અને સદરહુ હુકમનામું પુરૂં કરવા સદરહુ રૂ. ની રકમ સદરહુ હુકમનામાવાળાને આપવામાં આવેલી નથી, માટે આ ઉપરથી તમને હુકમ કરવામાં આવે છે કે, સદરહુ હુકમનામાના દેણદારને તમારે પકડવો, અને સદરહુ હુકમનામાનો દેણદાર તમને સદરહુ રૂ. તથા પ્રોસેસ બજાવવાના ખરચ બદલ રૂ. ન આપે તો સદરહુ હુકમનામાના દેણદારને બનતી યોગ્ય ઉતાવળથી કોર્ટ રૂબરૂ આણવો. વળી તમને હુકમ કરવામા આવે છે કે, જે તારીખે અને જે રીતે વારં બજાવ્યું હોય તેનો, અથવા શા કારણથી તે બજાવવામાં આવ્યું નહિ તેનો શેરો લખીને તે શેરા સુધાંત આ વારંટ તમારે તારીખ માહે સને ૧૯ રોજ અથવા તે પેહેલાં પાછું મોકલવું.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યું.

જડજ.

---

## નંબર ૧૪.

### હુકમનામાના દેણદારને કેદમાં મોકલવાનું વારંટ. (ઓ. ૨૧ કા. ૪૦).

( મથાળું ).

ની તુરૂંગ ઉપરના અમલદાર જોગ.

એ ને આપવું એવાં આ કોર્ટે તારીખ માહે સને ૧૯ ના રોજ કરી આપેલાં તથા જાહેર કરેલા હુકમનામાંની બજાવણીના વારંટની રૂએ

સદરહુ ને આજ તારીખ માહે સને ૧૯ રોજ આ કોર્ટની સમક્ષ આણવામાં આવ્યો છે અને સદરહુ તે હુકમનામા પ્રમાણે ચાલ્યો નથી તેમ પોતે હવાલામાંથી છુટા થવાનો હક ધરાવે છે તેવું કોર્ટને સંતોષકારક રીતે જણાવ્યું નથી; માટે આ ઉપરથી તમને હિંદુસ્તાનના શેહેનશાહના નામથી હુકમ કરવામાં અને ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ ને દિવાની તુરૂંગમાં કેદ કરવો અને તેને વધારેમાં વધારે મુદત સુધી, અથવા તે હુકમનામું પુરૂં કરવામાં આવે ત્યાં સુધી અથવા સને ૧૯૦૮ ના દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની ૫૮ મી કલમની સરતો અને ઠરાવ પ્રમાણે છુટા થવાનો સદરહુ નો કોઇ બીજો હક થાય ત્યાં સુધી તેને કેદમાં રાખવો; અને આ ઉપરથી સદરહુ આ વારંટની રૂએ કેદ રહે તે દરમીયાન તેના ખોરાક માટે માસિક ભથ્થુ હમેશના આના પ્રમાણે કોર્ટ આ ઉપરથી ઠરાવે છે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરી આપ્યું.

જડજ.

---

## નંબર ૧૫.

### હુકમનામાંની બજાવણીમાં કેદ કરેલા માણસને છોડી મુકવા હુકમ

( કલમ ૫૮, ૫૯ )

( મથાળું ).

ની તુરંગ ઉપરના અમલદાર જોગ.

આજે કરેલા હુકમની રૂએ તમને ફરમાવવામાં આવે છે કે હાલમાં તમારા હવાલામાં, હુકમનામાનો દેણદારમાંનો છે તેને છોડી મુકવો.

તારીખ

જડજ.

---

## નંબર ૧૬.

### બજાવણીમાં જપ્તી.

### જપ્ત કરવાના મિલકત જંગમ મિલકત હોય અને પ્રતિવાદીની માલકીની હોય. પરંતુ તેના ઉપર તરત કબજો રાખવાનો હક્ક અથવા લીયન બીજા કોઇ શખસનો હોય ત્યારે આપવાનો મનાઇ હુકમ.

( ઓ. ૨૧. કા. ૪૬ ).

( મથાળું ).

ને માલમ થાય જે સને ૧૯ ની દિવાની ફરિયાદ નંબર માં, ની તરફેણમાં રૂ. નું હુકમનામું તારીખ માહે સને ૧૯ રોજ ઉપર થયું છે, તે એણે પુરૂં કર્યું નથી, અને ના કબજામાં મિલકત છે તે પ્રતિવાદીની માલકીની છે, પરંતુ સદરહુ નું જે કંઇ

લેહેણું હોય તેનો તે મિલકત ઉપર બોજો છે. માટે એવો હુકમ કરવામાં આવે છે કે સદરહુ મિલકત પાસેથી આ કોર્ટનો બીજો હુકમ થતાં સુધી લેવી નહીં એવી પ્રતિવાદીને મનાઇ તથા પ્રતિબંધ કરવો, અને આ લેખ ઉપરથી તેને તેવી મનાઈ કરવામાં તથા તેવો પ્રતિબંધ કરવામાં આવે છે; અને સદરહુ ને આ લેખથી મનાઇ તથા પ્રતિબંધ કરવામાં આવે છે કે, આ કોર્ટનો બીજો હુકમ થતાં સુધી તમારે સદરહુ મિલકત કોઇપણ શખસને અથવા શખશોને સ્વાધીન કરવી નહીં.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યો.

જડજ.

---

## નંબર ૧૭.

### બજાવણીમાં જપ્તી.

### જે લેહેણાને વાસ્તે વેચાય એવા લેખ ન થયા હોય તેવું લેહેણું મિલકતમાં હોય, ત્યારે મનાઇ હુકમ.

( ઓ. ૨૧, કા. ૪૬ ).

( મથાળું ).

ને માલમ થાય જે સને ૧૮ ની ફરિયાદ નંબર માં તારીખ માહે સને ૧૮ રોજ ની તરફમા રૂ. નું હુકમનામું ઉપર થયું છે, તે હુકમનામું એણે પુરૂં કર્યું નથી, અને સદરહુ પ્રતિવાદીનું તમારી પાસે હાલ લેહેણું છે એમ કહે છે: માટે હુકમ કરવામાં આવે છે કે,—તે લેહેણું કોર્ટનો બીજો હુકમ થતાંસુધી તમારી પાસેથી લેવાની પ્રતિવાદી ને મનાઇ અને પ્રતિબંધ કરવો અને આ લેખથી તેને તે મનાઇ તથા પ્રતિબંધ કરવામાં આવે છે, અને તમો ને તે લેહેણું અથવા તેનો કંઇ ભાગ કોર્ટનો બીજો હુકમ થતાંસુધી કોઇપણ શખસને અથવા આ કોર્ટમાં ભરવા શિવાય બીજી કોઇ રીતે આપવાની મનાઈ અને પ્રતિબંધ કરવો, અને આ ઉપરથી તમને તે મનાઇ તથા પ્રતિબંધ કરવામાં આવે છે.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોર્ટનો શિક્કો કરીને આપ્યો.

જડજ.

---

## નંબર ૧૮.

### બજાવણીમાં જપ્તી.

### મિલકતમાં જાહેર કંપની વગેરેના શેર હોય ત્યારે મનાઇ હુકમ.

( ઓ. ૨૧, કા. ૪૬ )

( મથાળું ).

પ્રતિવાદી ને તથા કંપનીના સેક્રેટરી.

ને માલમ થાય જે સન ૧૮ ની ફરિયાદ નંબર

માં ની તરફમાં તારીખ માહે સને ૧૯ રોજ રૂ. નું હુકમનામું ઉપર થયું છે, તે હુકમનામું એણે પુરૂં કર્યું નથી. માટે એવો હુકમ કરવામાં આવે છે કે, સદરહુ કંપનીના શેર, એટલે છે તે, કોર્ટનો બાજો હુકમ થતાંસુધી કોઈ રીતે તદબીલ કરવાની અથવા તેનું કંઈ ડિવિડન્ડ લેવાની તમો પ્રતિવાદીને મનાઇ તથા પ્રતિબંધ કરવો અને આ ઉપરથી તમને તે મનાઇ તથા પ્રતિબંધ કરવામાં આવે છે; અને તમો સદરહુ કંપનીના સેક્રેટરીને આ લેખ ઉપરથી એવી મનાઇ અને પ્રતિબંધ કરવામાં આવે છે કે, તમારે તે શેર તદબીલ કરવા દેવા નહીં અથવા તે ડિવીડન્ડ આપવું નહીં.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યો.

જડજ.

---

## નંબર ૧૯.

## સરકારી અમલદાર અથવા રેલવે કંપનીના અથવા સ્થાનિક અધીકારીના નોકરનો પગાર જપ્ત કરવાનો હુકમ ( ઓ. ૨૧. કા. ૪૮).

( મથાળું ).

ને માલમ થાય કે ઉપરના મુકદ્દમામાંનો હુકમનામાનો દેણદાર ( અહિંયા હોદ્દો લખવો ) છે અને તેને તમારી તરફથી પગાર (અથવા અલાવન્સ ) મળે છે, અને સદરહુ મુકદ્દમામાંના હુકમનામાવાળા એણે સદરહુ હુકમનામાની રૂએ લહેણી થતી સુધીની રકમ ના પગારમાંથી (અથવા અલાવન્સમાંથી ) જપ્ત કરવા સારૂ આ કોર્ટને દરખાસ્ત કરી છે, વાસ્તે આ ઉપરથી તમને હુકમ કરવામાં આવે છે કે તમારે સદરહુ ના પગારમાંથી દર મહિને ના હપ્તાથી સદરહુ ની રકમ કાપી લેવી અને સદરહુ રકમ ( અથવા માસિક હપ્તા ) આ કોર્ટમાં મોકલવા.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યો.

જડજ.

---

## નંબર ૨૦.

## વેચાય એવા લેખની જપ્તી કરવાનો હુકમ. ( ઓ. ૨૧ કા. ૫૧ )

( મથાળું ).

કોર્ટના બેલીફ જોગ.

આ કોર્ટે, તારીખ માહે સને ૧૯ ને રોજ જપ્તી માટે હુકમ કાઢયો છે માટે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ હાથ કરવું અને તેને કોર્ટમાં આણવું.

આજ તારીખ માહે સને ૧૯ ને રોજ મારી સહી અને કોર્ટનો સિક્કો કરી આપ્યું.

જડજ.

## નંબર ૨૧.

### જપ્તી.

**મીલકતમાં કોઈ ન્યાયની કોરટ અથવા કોમ સરકારી અમલદારના હાથમા કંઇ પૈસા અથવા તે સંબંધી કંઇ દસ્તાવેજ હોય તો તે બાબતનો મનાઇ હુકમ. ઓ. ૨૧ કા. ૫૨).**

( મથાળું ).

મહેરબાન જોગ

( આ ઠેકાણે જેને લખવાનું હોય તેના તાબામાં પૈસા શી રીતે આવેલા ધરાય છે, તેવી બાબતના છે એ વગેરે લખવું ) કંઇ પૈસા હાલ આપના તાબામાં છે તે જપ્ત કરવાને દીવાની કામ ચલાવવાની રીતના કાયદાના ઓર્ડર ૨૧, કાનુન ૫૨ પ્રમાણે વાદીએ દરખાસ્ત કરી છે, માટે આપને લખવા હાંસલ કે આ કોર્ટનો બીજો હુકમ થતાં સુધી સદરહુ પૈસા આપના તાબામાં રાખશો.

તારીખ માહે સને ૧૯

લિ. આપનો સેવક

જડજ.

---

## નંબર ૨૨.

**હુકમનામુ કરનારી કોર્ટને તે હુકમનામુ જપ્ત કર્યાની નોટીસ.** (ઓ. ૨૧, કા. ૫૩)

( મથાળું ).

ની કોર્ટના જડજ જોગ.

મહેરબાન સાહેબ,

આપને જણાવવાની રજા લઉં છું કે આપની કોર્ટમાં સને ૧૯ ની ફરિયાદ નંબર કે જેમાં હતો અને , હતો તે ફરિયાદમાં સદરહુ એ તારીખ માહે સને ૧૯ રોજ મેળવેલું હુકમનામુ, ઉપર લખેલી આ કોર્ટમાં ચાલતી ફરિયાદમાંના ની દરખાસ્ત ઉપરથી આ કોર્ટે જપ્ત કર્યું છે, વાસ્તે આ ઉપરથી આપને અરજ કરવામાં આવે છે કે હાલની નોટીશ રદ કરવામાં આવ્યાની આ કોર્ટ તરફથી આપને ખબર મળે ત્યાં સુધી અથવા આ કોર્ટનો હુકમનામાવાળો અથવા તેનો હુકમનામાનો દેણદાર આપની કોર્ટનું હુકમનામુ બજાવવા સારૂ દરખાસ્ત કરે ત્યાં સુધી આપે સદરહુ હુકમનામાની બજાવણી તહકુબ રાખવી.

તારીખ માહે સને ૧૯

લી આપનો સેવક,

જડજ.

---

## નંબર ૨૩.

**હુકમનામું ધારણ કરનારને હુકમનામું જપ્ત કર્યાની નોટીસ** (ઓ. ૨૧, કા. ૫૩).

( મથાળું ).

ને માલમ થાય જે તમે ની કોર્ટમાં સને ૧૯ ની ફરિયાદ નંબર કે જેમાં હતા અને હતા તે ફરિયા-

દમાં તારીખ માહે સને ૧૯ ને રોજ મેળવેલું હુકમનામું જપ્ત કરવા સારૂ ઉપર લખેલી ફરિયાદમાંના હુકમનામાવાળાએ આ કોર્ટમાં દરખાસ્ત કરી છે, વાસ્તે એવો હુકમ કરવામાં આવે છે કે એવા હુકમનામાને બીજાને નામે ચઢાવી આપતાં અથવા તેના ઉપર કોઇપણ જાતનો બોજો નાંખતાં, આ કોર્ટનો બીજો હુકમ થતાં સુધી તમને એટલે સદરહુ ને અટકાવવા તથા પ્રતિબંધ કરવો, અને આ ઉપર તમને એવી રીતે અટકાવવામાં આવે છે તથા પ્રતિબંધ કરવામાં આવે છે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો શિક્કો કરીને આપી.

જડજ.

---

## નંબર ૨૪.

### બજાવણીમાંની જપ્તી.

### સ્થાવર મિલકત હોય ત્યારે કરવાનો મનાઇ હુકમ (ઓ ૨૧, કા. ૫૪).

( મથાળું ).

પ્રતિવાદીને માલમ થાય જે સને ૧૯ ના નંબર ની દિવાની ફરિયાદમાં ની તરફેણમાં રૂ. નું હુકમનામું તમારા ઉપર તારીખ માહે સને ૧૯ રોજ કરવામાં આવ્યું તે તમે પુરૂં કર્યું નથી: માટે એવો હુકમ કરવામાં આવે છે કે, આ કોર્ટ બીજો હુકમ કરે ત્યાં સુધી આ સાથે જોડેલી યાદમાં બતાવેલી મિલકત વેચાણથી, બક્ષીસથી, અથવા બીજી કોઇ રીતે બીજાને આપી દેવાની તમો સદરહુ ને મનાઇ તથા પ્રતિબંધ કરવો, અને આ લેખથી તમને તેવી મનાઇ તથા પ્રતિબંધ કરવામાં આવે છે અને તે મિલકત ખરીદીથી, બક્ષીસથી, કે બીજી રીતે લેવાની બધા માણુસોને મનાઇ કરવી તથા આ લેખથી તમને તેવી મનાઇ કરવામાં આવે છે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપી.

યાદી.

જડજ.

---

## નંબર ૨૫.

### ત્રીજા શખસના હાથમાં પૈસા વગેરે હોય તે વાદી વગેરેને આપવાનો હુકમ

( ઓ. ૨૧, કા. ૫૬ ).

( મથાળું ).

ને માલમ થાય જે સને ૧૯ ની દિવાની ફરિયાદ નંબર માં તારીખ માહે સને ૧૯ રોજ ની તરફેણમાં રૂ. નું હુકમનામુ થયું તે બજાવવામાં આગળ લખેલી મિલકત જપ્ત થઇ છે· માટે એવો હુકમ કરવામાં આવે છે કે, આ પ્રમાણે જપ્ત થયેલી મિલકતમાં રૂ. ની રોકડ, તથા રૂ. ની ચલણી નોટ છે તે, અથવા

સદરહુ હુકમનામું પુરૂં થવાને બસ થાય તેટલો તેનો ભાગ તમો સદરહુ
એ ને આપવો.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યો.

જડજ.

---

## નંબર ૨૬.

### જપ્તી કરાવનાર લેહેણદારને નોટીસ. ( ઓ. ૨૧. કા. ૫૮ ).

( મથાળું ).

ને માલમ થાય જે સને ૧૯
ની દિવાની ફરિયાદ નંબર નું હુકમનામું બજાવવામાં અરજ ઉપરથી
ઉપર બેસાડેલી જપ્તી દુર કરવા સારૂ
એ આ કોર્ટને અરજ કરી છે, માટે આ લેખ ઉપરથી તમને નોટીસ આપવામાં આવે છે કે, જપ્તી કરાવનાર લેહેણદાર તરીકેના તમારા દાવાને પુષ્ટી આપવા સારૂ આ કોર્ટમા તમારે જાતે અથવા તમારા દાવાને પુષ્ટિ આપવા સારૂ યોગ્ય રીતે કામની સમજણ પાડી હોય તેવા આ કોર્ટના વકીલની મારફતે તારીખ માહે સને ૧૯ વાર ને રોજ હાજર થવું.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપી.

જડજ.

---

## નંબર ૨૭.

### પૈસા બાબતનું હુકમનામું બજાવવામાં મિલકત વેચવાનું વારંટ ( ઓ. ૨૧, કા. ૬૬ ).

( મથાળું. )

**કોર્ટના બેલીફ જોગ.**

તમને આ લેખ ઉપરથી હુકમ કરવામાં આવે છે કે, સને ૧૯ ની ફરિયાદ નંબર માં ની તરફેણના હુકમનામાની બજાવણીમાં આ કોર્ટમાંથી કાઢેલા તારીખ માહે સન ૧૯ ના વારંટ ઉપરથી
મિલકતજપ્ત થઈ છે તે, અથવા, સદરહુ હુકમનામાની અને ખરચની હજી ભરપાઇ થયા વગરની રકમ રૂ. છે તે ઉપજે તેટલો તે મિલકત પૈકી ભાગ
દિવસની પ્રથમ નોટીસ આપ્યા પછી તથા તેની એક નકલ કોર્ટનાં મકાનમાં ચોઢીને તથા યોગ્ય રીતે જાહેર ખબર આપ્યા પછી લીલામથી તમારે વેચવી.

વળી તમને હુકમ કરવામાં આવે છે કે, જે તારીખે અને જે રીતે વારંટ બજાવ્યું હોય તેનો, અથવા શા કારણથી તે બજાવવામાં આવ્યું નહીં તેનો શેરો લખીને તે શેરા સુધાંત આ વારંટ તમારે તારીખ માહે સને ૧૯ રોજ અથવા તે પહેલાં પાછું મોકલવું.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યું.

જડજ.

---

## નંબર ૨૮.
## વેચાણના જાહેરનામાંની શરતો ઠરાવવા માટેના દીવસની નોટીસ
( ઓ. ૨૧, કા. ૬૬ ).
( મથાળું ).

હુકમનામાના દેણદાર ને માલુમ થાય જે ઉપલી ફરિયાદમાં હુકમનામું ધરાવનાર એ ના વેચાણ માટે અરજ કરી છે માટે તમને ખબર પહોંચાડવામાં આવે છે કે તારીખ માહે સને ૧૮ નો દિવસ જાહેરનામાની શરતો ઠરાવવા માટે નક્કી કરવામાં આવ્યો છે.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરી આપ્યું

જડજ.

---

## નંબર ૨૯.
## વેચાણનું જાહેરનામું ( ઓ. ૨૧, કા. ૬૬ )
( મથાળું. )

આ ઉપરથી નોટીસ આપવામાં આવે છે કે હાસીયામાં લખેલા ફરિયાદમાંના હુકમનામાવાળાનો દાવો જે વેચાણની તારીખ ફરિયાદ નંબર સને ૧૮ નો. સુધાના ખરચ તથા વ્યાજ સુધ્ધાં રૂા. થાય છે તેના એણે નિકાલ કર્યો જેમાં. ભરપાઈ થવા સારૂ આ સાથે જોડેલા પરિશિષ્ટમાં લખેલી જપ્ત

વાદી તથા. કરેલી મિલકત વેચવાનો આ કોરટે સને ૧૯૦૮ ના દિવાની કામ

પ્રતિવાદી હતા. ચલાવવાની રીત બાબતના કાયદાના ૨૧ મા ઓર્ડરની ૬૪ મી કાનુનની રૂએ હુકમ આપ્યો છે.

સદરહુ વેચાણ જાહેર લીલામથી કરવામાં આવશે અને નીચે યાદીમાં જણાવ્યા પ્રમાણે વિભાગો કરીને તે મિલકત વેચવામાં આવશે. નીચેની યાદીમાં જણાવ્યા પ્રમાણે ઉપર કહેલા હુકમનામાના દેણદારની મિલકતનું વેચાણ કરવામાં આવશે; અને સદરહુ મિલકત ઉપર જવાબદારીઓ અને હકો નકી કરવામાં આવ્યા છે ત્યાં સુધી યાદીમાં દરેક વિભાગની સામે જણાવ્યા પ્રમાણે છે.

વેચાણ તહકુબ રાખવાનો કોઈ હુકમ ન નીકળે તો તે વેચાણ

તરફથી જગ્યાએ તારીખ

ને રોજ વાગે શરૂ થતા માસિક વેચાણ વખતે કરવામાં આવશે. તો પણ, જો કોઈ પણ હફતાનું વેચાણ પુરૂં થયા પહેલાં ઉપર કહેલું દેહેણું તથા વેચાણનું ખરચ આપવામાં માંડવામાં આવે અથવા આપવામાં આવે તો વેચાણ બંધ રાખવામાં આવશે.

આ વેચાણમાં સાધારણ રીતે બધા લોકોને જાતે અથવા સત્તા આપેલા મુખત્યાર મારફતે માગણી કરવા દેવાના આવે છે. પણ કોર્ટે અગાઉથી સ્પષ્ટ પરવાનગી આપ્યા શિવાય ઉપર લખેલા હુકમનામાવાળાની અથવા તેમની વતી થએલી કાંઇ માગણી સ્વીકારવામાં આવશે નહિ તથા તેમને કરેલું વેચાણ રદ થશે.

વેચાણની બીજી સરતો નીચે પ્રમાણે છેઃ—

૧. નીચેની યાદીમાં જણાવેલી વિગતો સંપૂર્ણ માહિતી પ્રમાણે લખવામા આવી છે. પણ આ જાહેરનામામાં કોઇ ભૂલચૂક થઇ હોય અથવા ખોટી હકીકત લખાઇ હોય અથવા કાંઇ વર્જન થયું હોય તો તે માટે કોર્ટ જવાબદાર નથી.

૨. માગણીઓ કેટલી કેટલી રકમથી વધારી શકાય તે વેચાણ કરનાર અમલદાર નક્કી કરશે. માગણીની રકમ અથવા માગણી કરનાર બાબે કાંઇ તકરાર ઉઠે તો તે વિભાગનું એકદમ ફરીથી લીલામ કરવામાં આવશે.

૩. કોઇપણ વિભાગની સૌથી વધારે રકમ માટે માગણી કરનારને તેના ખરીદનાર તરીકે જાહેર કરવામાં આવશે. પણ હમેશને માટે એવું ઠરાવ્યું છે કે તે માગણી કરવાને કાયદા પ્રમાણે લાયક હોવો જોઇએ અને એવું ઠરાવવામાં આવે છે કે જ્યારે તે રકમ એટલી બધી ઓછી હોય કે તે સ્વીકારવી યોગ્ય ન લાગે ત્યારે તેનો સ્વીકાર ન કરવો તે કોર્ટની અથવા વેચાણ કરનાર અમલદારની મુનસફી ઉપર રહેશે.

૪. હમેશાં ઓર્ડર ૨૧ ના કાનુન ૬૯ ના ઠરાવોને અનુસરીને, વેચાણ તહકુબ રાખવાનાં કારણોની નોંધ કરી, તે તહકુબ રાખવાનું વેચાણ કરનાર અમલદારની મુનસફી ઉપર રહેશે.

૫. જંગમ મિલકતની બાબતમાં વેચાણ વખતે અથવા વેચાણ કરનાર અમલદાર ફરમાવે તેટલા વખતમાં દરેક વિભાગની કિમત આપવી અને જો આપવામાં કસુર થશે તો મિલકતનું એકદમ ફરીથી લીલામ કરી વેચી નાંખવામાં આવશે.

૬. જ્યારે મિલકત સ્થાવર હોય ત્યારે, જે માણુસ ખરીદનાર તરીકે જાહેર થયા તેણે જાહેર થયા પછી તુરતજ વેચાણ કિંમત ઉપર સેંકડે ૨૫ ટકા વેચાણ કરનાર અમલદાર પાસે અનામત રાખવા અને જો તેમ અનામત રાખવામાં કસુર થશે તો તે મિલકતનું એકદમ ફરિથી લીલમ કરી વેચી નાંખવામાં આવશે.

૭. મિલકતનું વેચાણ થાય તે દિવસ બાદ ગણતાં ત્યાર પછી પંદરમે દિવસે કોર્ટ બંધ થયાં પહેલાં વેચાણ ખરચની પુરેપુરી રકમ ખરીદનારે આપવી, અથવા જો પંદરમો દિવસ રવિવાર અથવા બીજો તહેવાર હોય તો તે પંદરમા દિવસ પછીના જે પહેલા દિવસે ઓફીસ ઉઘડે તે દિવસે આપવી.

૮. આપેલી મુદતની અંદર જો બાકી રહેલી વેચાણ કિમત આપવામાં કસુર થશે તો બીજું વેચાણનું જાહેરનામું કાઢી તે મિલકત ફરીથી વેચી નાંખવામાં આવશે. જો કોર્ટને યોગ્ય લાગે તો, અનામત રાખેલાં નાણાંમાંથી વેચાણનો ખરચ કાઢયા પછી તે, સરકાર દાખલ થશે અને તેવી કસુર કરનાર ખરીદનારનો તે મિલકત ઉપરનો અથવા પાછળથી તે વેચતાં ઉપજેલી રકમના કોઇ ભાગ ઉપરનો હક નાબુદ થશે.

આજ તારીખ માહે સને ૧૯ ના રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરી આપ્યું.

જડજ.

---

## મિલકતની યાદી.

| વિભાગનો નંબર. | વેચવાની મિલકતનું વર્ણન અને જ્યારે હુકમનામાના દેણદારો એક કરતાં વધારે હોય ત્યારે, સાથે દરેક માલિકનું નામ. | જો સરકારને મહેસુલ ભરતી કોઇ મિલકતમાંનો અથવા મિલકતના કોઇ ભાગમાંનો હિતસંબંધ વેચવાનો હોય તો તે મિલકત અથવા મિલકતના ભાગ ઉપર નકી થયેલી મહેસુલ. | તે મિલકત ઉપર કોઇ બોજાઓ હોય તેની વિગત. | મિલકત ઉપર જો કોઈ હક જણાવવામાં આવ્યા હોય તો તે અને મિલકતના સ્વરૂપ અને કિમત સંબંધી જણાએલી વિશેષ હકીકતો. |
|---|---|---|---|---|
| | | | | |

## નંબર ૩૮.

### વેચાણનું જાહેરનામું પહોંચાડવાનો નાઝર ઉપર હુકમ (ઓ. ૨૧. કા. ૬૬)

( મથાળું. )

કોર્ટના નાઝર જોગ.

આ નીચે જોડેલા પરિશિષ્ટમાં નિર્દિષ્ટ કરેલી, હુકમનામાના દેણદારની મિલકતનું વેચાણ કરવાનો હુકમ થયો છે અને તારીખ માહે સને ૧૯ નો દિવસ સદરહુ મિલકત વેચવા માટે ઠરાવેલો છે માટે વેચાણના જાહેરનામાની નકલો આ વારંટથી તમને સોંપવામાં આવે છે અને આ ઉપરથી તમને એવો હુકમ કરવામાં આવે છે કે સદરહુ પરિશિષ્ટમાં નિર્દિષ્ટ કરેલી દરેક મિલકતમાં દાંડી પીટાવીને તે જાહેરનામું પ્રગટ કરવું, અને સદરહુ દરેક મિલકતના સહેજ નજરે પડે તેવા ભાગ ઉપર અને પછી કોર્ટના મકાન ઉપર સદરહુ જાહેરનામાની એક એક નકલ ચોંટાડવી અને ત્યાર પછી કઇ તારીખે અને કેવી રીતે જાહેરનામું પ્રગટ કર્યું તેનો રિપોર્ટ આગળ રજુ કરવો.

આજ તારીખ માહે સને ૧૯

જડજ.

## નંબર ૩૧.

### ખરીદદારની કસુર ઉપરથી મિલકતનું ફરી વેચાણ થતાં ઓછી ઉપજેલી કિંમત બાબત વેચાણ કરનાર અમલદારનું સરટીફીકેટ

એ. ૨૧ કા. ૭૧)

(મથાળું).

સરટીફીકેટ આપવામાં આવે છે કે ખરીદનાર                                  ની કસુરને લીધે ઉપર કહેલી ફરિયાદનાં હુકમનામાની બજાવણીમાં મિલકતનું ફરી વેચાણ થયું, તેમાં સદરહુ મિલકતની કિંમતમાં રૂ.                    નો ઘટાડો થયો અને તે ફરીથી વેચાણ કરવાનું ખરચ રૂા.                    થયું એટલે કુલે રૂા.                    ની રકમ તે કસુર કરનાર ધણી પાસેથી વસુલ કરવાની છે.

તારીખ        માહે                    સને ૧૯

વેચાણ કરનાર અમલદાર.

---

## નંબર ૩૨.

### બજાવણીમાં વેચેલી જંગમ મિલકત જેના કબજામાં હોય તેને નોટીસ

(એ. ૨૧ કા. ૭૯)

( મથાળું ).

ને માલમ થાય જે ઉપરની ફરિયાદમાં થએલા હુકમનામાની બજાવણીમાં લીલામથી વેચાણ થયું તે વેચાણમાં                    એ                    મિલકત, કે જે હાલ તમારા કબજામાં છે, તેનો ખરીદદાર થયો છે; માટે તમને આ લેખ ઉપરથી એવી મનાઇ કરવામાં આવે છે કે તમારે સદરહુ                    નો કબજો સદરહુ                    શિવાય કોઇ સખશને આપવો નહીં.

આજ તારીખ        માહે                    સન ૧૯        રોજ મારી સહી તથા સિક્કો કરીને આપી.

જડજ.

---

## નંબર ૩૩.

### બજાવણીમાં વેચાએલું લેહેણું ખરીદદાર શિવાય બીજા કોઇને ન આપવા વિસે મનાઇ હુકમ (એ. ૨૧ કા. ૭૯)

( મથાળું ).

ને તથા                    ને માલમ થાય જે તમો                    ને તમો                    નું રૂ.                    નું દેવું છે તે સદરહુ ફરિયાદમાં થએલા હુકમનામાની બજાવણીમાં જાહેર વેચાણ થયું તે વખતે                    એ વેચાણ લીધું છે, માટે એવો હુકમ કરવામાં આવે છે કે, તમો                    ને સદરહુ કરજ લેવાની તથા તમો                    ને

સદરહુ કરજ સદરહુ શિવાય કોઈ સખશને અથવા સખસોને આપવાની મનાઈ કરવી અને આ લખ ઉપરથી તમોને તેવી મનાઇ કરવામાં આવે છે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યો.

જડજ.

---

## નંબર ૩૪.

## બજાવણીમાં વેચાએલા શેર બિજાને નામે તબદીલ કરી આપવા સામે મનાઇ હુકમ (ઓ. ૨૧, કા. ૭૯).

( મથાળું ).

ને તથા

કંપનીના સેક્રેટરી ને માલમ થાય જે:

ઉપરની ફરિયાદમાં થયેલા હુકમનામાની બજાવણીમાં જાહેર વેચાણ થયું તેમાં એ સદરહુ કંપનીના કંઇ શેર કે જે તમો ના નામ ઉપર ચાલે છે તે ખરીદ કર્યા છે; માટે એવો હુકમ કરવામાં આવે છે કે, તમો એ સદરહુ શેર ઉપર કહેલા ખરીદદાર શિવાય કોઇને કોઇ રીતે તબદીલ કરી આપવા નહીં અથવા તે ઉપરનું કંઇ ડિવિડન્ડ લેવું નહીં એવી તમને મનાઇ કરવી અને આ લેખથી તમને તેવી મનાઇ કરવામા આવે છે; અને તમો , સદરહુ કંપનીના સેક્રેટરીને, તે શેર ઉપર કહેલા ખરીદદાર શિવાય બીજા કોઇ શખસને નામે તબદીલ થવા દેવા નહીં અથવા બીજા કોઇને કંઇ ડિવિડન્ડ આપવું નહીં એવી મનાઇ કરવી અને આ લેખથી તમને તેવી મનાઇ કરવામાં આવે છે.

આજ તારીખ માહે સન ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યો.

જડજ.

---

## નંબર ૩૫.

## હુકમનામાના દેણદારને મિલકત ગીરો મુકવાનો, પટે આપવાનો અથવા વેચવાનો અધિકાર આપવા બાબતનું સર્ટિફિકેટ (ઓ. ૨૧. કા. ૮૩).

( મથાળું )

ઉપરની ફરિયાદમાં થયેલા હુકમનામાની બજાવણીમાં હુકમનામાના દેણદાર ની નીચે લખેલી મિલકત વેચવાનો હુકમ તા. માહે સને ૧૯ ને રોજ કરવામાં આવ્યો હતો; અને કોર્ટે, સદરહુ હુકમનામાના દેણદારની અરજ ઉપરથી સદરહુ વેચાણ મુલતવી રાખ્યું છે; એટલા માટે કે તે સદરહુ મિલકત અથવા તેનો થોડો ભાગ ગીરો મુકીને, પટે આપીને અથવા તેનું ખાનગી વેચાણ કરીને સદરહુ હુકમનામાની રકમ ઉભી કરી શકે;

વાસ્તે આ ઉપરથી સર્ટિફિકેટ આપવામાં આવે છે કે સદરહુ હુકમનામાના દેણદારને સદરહુ પ્રમાણે કરવા ધારેલું ગીરો, પટો અથવા વેચાણ આ સર્ટિફિકેટની તારીખથી
મુદતમાં કરવાની કોર્ટ સત્તા આપે છે; પણ એવું ઠરાવ્યું છે કે એવા ગીરોની રૂએ, પટાની રૂએ અથવા વેચાણની રૂએ, આપવાના સઘળા પૈસા સદરહુ હુકમનામાના દેણદારને ન આપતાં આ કોર્ટમાં ભરવા.

મિલકતનું વર્ણન.

આજ તા. માહે સને ૧૯ ને રોજ મારી સહી અને કોર્ટનો શિક્કો કરીને આપ્યું.

જડજ.

---

## નંબર ૩૬.

## વેચાણ શા વાસ્તે રદ ન કરવું તેનું કારણ બતાવવાની નોટીસ

( ઓ. ૨૧, કા. ૯૦, ૯૨ ).

( મથાળું ).

જોગ.

ઉપર લખેલી ફરિયાદમાં થયેલા હુકમનામાની બજાવણીમાં નીચે લખેલી મિલકત તા. માહે સને ૧૯ ને રોજ વેચવામાં આવી હતી અને હુકમનામાના દેણદાર ( અથવા હુકમનામાવાળા ) એણે આ કોર્ટને એવી અરજ કરી છે કે સદરહુ વેચાણ જાહેર કરવામાં ( અથવા ચલાવવામાં ) ભારે ગેરશિરતપણું ( અથવા દગો ) થયાના સબબે તે મિલકતનું વેચાણ રદ કરવું, તે સબબ નીચે પ્રમાણે છે એટલે:—

વાસ્તે આ ઉપરથી તમને નોટીસ આપવામાં આવે છે કે સદરહુ અરજી શા વાસ્તે મંજુર ન કરવી તે બાબત તમારે કાંઇપણ કારણ જણાવવું હોય તો, તમને પુરાવા સાહત તા. માહે સને ૧૯ ને રોજ આ કોર્ટમાં તમારે હાજર થવું, કે જે દિવસે સદરહુ અરજીની સુનાવણી થઇને તેનો ફેસલો કરવામાં આવશે.

આજ તા. માહે સને ૧૯ , ને રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપી.

મિલકતનું વર્ણન.

જડજ.

---

## નંબર ૩૭.

## વેચાણ શા વાસ્તે રદ ન કરવું તેનું કારણ બતાવવાની નોટીસ.

( ઓ. ૨૧, કાનુનો ૯૦, ૯૨. )

( મથાળું )

જોગ.

ઉપરની ફરિયાદમાં થયેલા હુકમનામાની બજાવણીમાં તા. માહે

સને ૧૯ ને રોજ વેચવામાં આવેલી નીચે લખેલી મિલકત ખરીદ કરનાર
એણે આ કોર્ટને એવી અરજી કરી છે કે સદરહુ હુક-
મનામાના દેણદાર ને સદરહુ મિલકત
વેચવાનો બિલકુલ હક્ક ન હતો એ સબબથી સદરહુ વેચાણ રદ્દ કરવું:
વાસ્તે આ ઉપરથી નોટીસ આપવામાં આવે છે કે સદરહુ અરજી શા વાસ્તે મંજુર ન કરવી તે બાબત તમારે કાંઇપણ કારણ જણાવવું હોય તો, તમારા પુરાવા સહિત તા. માહે સને ૧૯ ,ને રોજ આ કોર્ટમાં તમારે હાજર થવું, કે જે દિવસે સદરહુ અરજીની સુનાવણી થઇને તેનો નિકાલ કરવામાં આવશે.

આજ તા. માહે સને ૧૯ ,ને રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપી.

મિલકતનું વર્ણન.

જડજ.

## નંબર .

## જમીનના વેચાણનું સર્ટિફિકટ. ( ઓ. ૨૧, કા ૯૪ ).

( મથાળું )

આ લેખથી એવું સર્ટિફિકેટ આપવામાં આવે છે કે, આ ફરિયાદમાં થએલાં હુકમનામાની બજાવણીમાં તારીખ માહે સન ૧૯ રોજ જાહેર લીલામથી મિલકતનું વેચાણ થયું તેનો
ખરીદદાર ઠર્યો છે, અને સદરહુ વેચાણ આ કોર્ટથી કાયમ થયું છે.

આજ તારીખ માહે સન ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યું.

જડજ.

---

## નંબર ૩૯.

## બજાવણીના વેચાણમાં, સર્ટિફિકેટ વાળા જમીનના ખરીદદારને કબજો આપવાનો હુકમ ઓ. ૨૧, કા. ૯૫ ).

( મથાળું ).

કોર્ટના બેલીફ જોગ.

સન ૧૯ ની દિવાની ફરિયાદ નંબર ના હુકમનામાંની બજાવણીમાં વેચાણ થયું, તેમા ના ખરીદદાર તરીકેનું સર્ટિફિકેટ
ને મળયું છે, માટે તમને આ લેખ ઉપરથી હુકમ કરવામાં આવે છે કે, સદરહુ પ્રમાણે સર્ટિફિકેટ મળેલા ખરીદદાર
ના કબજામાં તમારે સદરહુ મિલકત આપવી.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યો.

જડજ.

---

## નંબર ૪૦.

### હુકમનામાની બજાવણીમાં હરકત કરવાના તોહોમત માટે હાજર થઇને જવાબ દેવા બાબતનો સમન ( ઓ. ૨૧, કા. ૯૭ ).

( મથાળું ).

જોગ.

ઉપરની ફરિયાદમાંના હુકમનામાવાળાએ આ કોર્ટને એવી ફરિયાદ કરી છે કે કબજો લેવાના વારંટની બજાવણી જે અમલદારને સોંપી હતી તે અમલદારને અટકાવ ( અથવા હરકત ) કરી છે:

વાસ્તે તમને આ ઉપરથી સમન કરવામાં આવે છે કે તમારે સદરહુ ફરિયાદનો જવાબ દેવા સારૂ આ કોર્ટમાં તા. માહે સને ૧૯ ને રોજ હાજર થવું.

આજ તા. માહે સને ૧૯ ને રોજ મારી સહી તથા કોર્ટનો શિક્કો કરીને આપ્યો.

જડજ.

---

## નંબર ૪૧.

### તુરંગમાં કેદ કરવાનું વારંટ ( ઓ. ૨૧, કા. ૯૮ ).

( મથાળું ).

તુરંગ ઉપરના અમલદાર જોગ.

નીચે લખેલી મિલકત આ ફરિયાદમાંના વાદી
ને હુકમનામું કરીને આપી છે અને કોર્ટની ખાત્રી થઇ છે કે એણે સદરહુ ને તે મિલકતનો કબજો લેવામાં વાજબી કારણ વગર અટકાવ કર્યો છે ( અથવા હરકત કરી છે ) અને હજુપણ અટકાવ ( અથવા હરકત ) કરે છે, અને સદરહુ ને દિવાની તુરંગમાં કેદ કરવા માટે સદરહુ એ આ કોર્ટને અરજી કરી છે;

વાસ્તે આ ઉપરથી તમને હુકમ કરવામાં તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ ને દિવાની તુરંગમાં લેઇને રાખવો અને તેને દિવસની મુદતસુધી ત્યાં કેદ રાખવો.

આજ તા. માહે સને ૧૯ ને રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યું.

જડજ.

---

## નંબર ૪૨.

### જમીનનું જાહેર વેચાણ બંધ રાખવાનો કલેકટરને અખ્ત્યાર ( કલમ ૭૨ ).

( મથાળું ).

મેહેરબાન

ના કલેકટર સાહેબ જોગ.

આપના ડિસ્ટ્રિકટમાંની

જમીન, આ ફરિયાદમાં થયેલાં હુકમનામાની બજાવણીમાં વેચવાને હરકત છે એવી મતલબનો આપનો કાગળ નંબર તારીખ નો આવ્યો તેના જવાબમાં આપને જણાવવાનું કે, આપે ભલામણ કર્યાપ્રમાણે સદરહુ હુકમનામું પુરૂં કરવા સારૂ બંદોબસ્ત કરવાને આપને અખત્યાર છે.

લિ. આપનો સેવક,

જડજ.

---

## પુરવણી ફ.
## પુરવણી તરીકે ચલાવેલા કામ વિશે.

---

### નંબર ૧.
### ફેસલા પહેલાં પકડવાનું વારંટ ( ઓ. ૩૮, કા. ૧ ).
( મથાળું )

**કોર્ટના બેલીફને જોગ.**

સદરહુ ફરિયાદમાંના વાદી હાંશિયામાં નિર્દિષ્ટ કર્યા પ્રમાણે રૂ. ની રકમ માગે છે તથા કોર્ટની ખાત્રી થાય એવી રીતે સાબિત કર્યું છે કે પ્રતિવાદી ની તૈયારીમાં છે એમ માનવાનું સંભવિત કારણ છે, માટે તમને આ ઉપરથી હુકમ કરવામાં આવે છે કે, તમે વાદીની માગણીની ભરપાઇ થવા જેટલી રૂ. ની રકમ સદરહુ પાસેથી માગી લેવી, અને સદરહુ રૂ. ની રકમ સદરહુ અથવા તેની વતી કોઇ, તાબડતોબ તમારે હવાલે ન કરે તો સદરહુ ફરિયાદનો પુરેપુરો અને આખર નિકાલ થતાં સુધી અને તે ફરિયાદમાં ઉપર હુકમનામુ થાય તે પુરૂં થાય અથવા બજે ત્યાં સુધી તેણે જાતે હાજર થવાના રૂ. ની રકમના જામીન શા માટે ન આપવા તેનું કારણ બતાવવા સારૂ સદરહુ ને પેરામાં રાખીને તમારે કોર્ટની રૂબરૂ આણવો.

| | |
|---|---|
| મુદ્દલ ... | |
| વ્યાજ ... | |
| ખરચ ... | |
| કુલ. | |

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યું.

જડજ.

---

### નંબર ૨.
### ફેસલા પહેલાં પકડવામાં આવેલા પ્રતિવાદીના હાજર જામીન. (ઓ. ૩૮, કા. ૨).
( મથાળું ),

ઉપરની ફરિયાદમાં વાદી ના કહેવાથી પ્રતિવાદી ને પકડીને કોર્ટમાં આણવામાં આવ્યો છે માટે;

અને તેણે હાજર થવા માટે જામીન થા માટે ન આપવા તેનું કારણ સદરહુ પ્રતિવાદી ન બતાવી શકવાથી એવા જામીન આપવાનો કોર્ટે તેને હુકમ કર્યો છે માટે;

હું

રાજીખુશીથી જામીન પડું છું અને મારી પોતાની તથા મારા વારસ વકીલોની વતી સદરહુ કોર્ટને કબુલાત આપું છું કે ફરિયાદ ચાલુ હોય ત્યારે અને સદરહુ ફરિયાદમાં પ્રતિવાદી સામે કોઇ હુકમનામું કરવામાં આવે:તેની ભરપાઇ થાય ત્યાંસુધીમાં કોઇપણ વખતે બોલાવવામાં આવે ત્યારે સદરહુ પ્રતિવાદી હાજર થશે; અને જો તેવી રીતે હાજર ન થાય તો, સદરહુ ફરિયાદમાં, સદરહુ પ્રતિવાદી સામે જેટલી રકમનું હુકમનામું કરવામાં આવે તેટલી રકમ સદરહુ કોર્ટને તેના હુકમથી આપવાને હું મારી પોતાની વતી તથા મારા વારસ વકીલો વતી કબુલાત આપું છું.

આજ તારીખ માહે સન ૧૯ રોજ માં મારી સહી કરી.

સાક્ષી.

૧. સહી.

૨.

---

## નંબર ૩.

## જામીન મુક્ત થવાની અરજ કરે ત્યારે હાજર થવાનો પ્રતિવાદીને સમન્સ (ઓ. ૩૮, કા. ૩).

( મથાળું ).

જોગ.

ઉપલી ફરિયાદમાં તમારી હાજરી માટે તારીખ માહે સને ૧૯ ને રોજ એ જામીન એ તેની જવાબદારીમાંથી મુક્ત કરવાને આ કોર્ટને અરજ કરી છે માટે;

તારીખ માહે સને ૧૯ ને રોજ સવારના વાગે આ અરજી સાંભળી તેનો નિકાલ કરવામાં આવશે તે વખતે આ કોર્ટમાં જાતે હાજર થવાનો તમને આ ઉપરથી સમન્સ આપવામાં આવે છે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી અને કોર્ટનો સિક્કો કરીને આપ્યો.

જડજ.

---

## નંબર ૪.

## કેદમાં મોકલવાનો હુકમ. ( ઓ. ૩૮, ના. ૨ ).

( મથાળું ).

ને માલમ થાય જે

આ ફરિયાદના વાદી એ કોર્ટને એવી અરજ કરી છે કે, ફરિયાદમાં પ્રતિવાદી ઉપર જે ફેસલો થાય તેનો જવાબ દેવા સારૂ હાજર થવાના તેના જામીન લેવા અને પ્રતિવાદી એ તે જામીન આપવા અથવા જામીનને બદલે

પુરતી રકમ અનામત મુકવી એમ કોર્ટે તેને કહ્યુ છે પણ તેણે તેમ કર્યું નથી: માટે હુકમ કરવામાં આવે છે કે, ફરિયાદનો ફેસલો થતાં સુધી અથવા જો વિરૂદ્ધ ફેસલો કરવામાં આવે તે હુકમનામુ બજે ત્યાં સુધી સદરહુ પ્રતિવાદી ને દિવાની ત્રુરંગમાં રાખવો.

આજ તારીખ માહે, સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યો.

જડજ.

---

## નંબર ૫.

### હુકમનામુ પુરૂં કરવાના જામીન આપવાનો હુકમ કરીને, ફેસલા પહેલાં જપ્તી.

( ઓ. ૩૮, કા. ૩ ).

( મથાળું ).

**કોર્ટના બેલીફને.**

એ કોર્ટની ખાત્રીપૂર્વક સાબીત કર્યું છે કે, સદરહુ ફરિયાદનો પ્રતિવાદી છે:માટે આ ઉપરથી તમને હુકમ કરવામાં આવે છે કે, કોર્ટ માગે તે વખતે કોર્ટ કહે તે પ્રમાણે વ્યવસ્થા થવા માટે હાજર કરવાસારૂ અથવા તેની કીંમત હાજર કરવાસારૂ અથવા ના ઉપર જે હુકમનામું થાય તે પુરૂં કરવા જેટલો કીંમતનો ભાગ હાજર કરવાસારૂ તારીખ માહે સન ૧૯ રોજ અથવા તે પહેલાં રૂ. ના જામીન આપવાને, અથવા એ જામીન શા માટે ન આપવા તેનું હાજર થઇને કારણ બતાવવાને સદરહુ પ્રતિવાદી ને તમારે કહેવું, અને વળી તમને હુકમ કરવામાં આવે છે કે તમારે સદરહુ જપ્ત કરવી અને કોર્ટનો બીજો હુકમ થતાં સુધી તે જાપતાથી તથા બંદોબસ્તથી સંભાળમાં રાખવી. અને તમને હુકમ કરવામાં આવે છે કે જે તારીખે અને જે રીતે વારંટ બજાવ્યું હોય તેનો, અથવા શા કારણથી તે બજાવવામાં આવ્યું નહીં તેનો શેરો લખીને આ વારંટ તમારે તારીખ માહે સને ૧૯ ને રોજ અથવા તે પહેલાં પાછું મોકલવું.

આજ તારીખ માહે સન ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યો

જડજ.

---

## નંબર ૬.

### (મિલકત હાજર કરવામાટે જામીન ઓ. ૩૮, ક. ૫).

( મથાળું ).

ઉપરની ફરિયાદમાં વાદી ના કહેવાથી પ્રતિવાદી ને આ સાથે જોડેલી યાદીમાં નિર્દિષ્ટ કરેલી મિલકત હાજર કરવા અને કોર્ટની વ્યવસ્થા તળે મુકવા માટે રૂા. ની રકમના જામીન આપવાનું ફરમાવ્યું છે;

માટે હું રાજી ખુશીથી જામીન પડું છું અને મારીવતી તથા મારા વારસ વકીલો વતી સદરહુ કોર્ટને કબુલાત આપું છું કે સદરહુ યાદીમાં નિર્દિષ્ટ કરેલી

મિલકત અથવા તેની કિંમત અથવા તેમાંથી હુકમનામું ભરપાઇ કરવાને પુરતો થાય તેટલો ભાગ જ્યારે માગવામાં આવે ત્યારે સદરહુ પ્રતિવાદી હાજર કરશે અને કોર્ટની વ્યવસ્થા તળે મુકશે; અને જો તે તેમ નહીં કરે તો સદરહુ રૂા.  ની રકમ અથવા વધારેમાં વધારે કોર્ટ હુકમનામામાં ઠરાવે તેટલી રકમ સદરહુ કોર્ટને તેના હુકમથી આપવાને હું મારી પોતાની વતી તથા મારા વારસ વકીલોની વતી કબુલાત આપુંછું.

યાદી.

આજ તારીખ  માહે  સને ૧૯  ને રોજ માં મારી સહી કરી.

સાક્ષી  સહી.

૧.

૨.

---

## નંબર ૭.

### જામીન ન આપવાનું સાબીત થાય એટલે ફેંસલા પહેલાં જપ્તી

(ઓ. ૩૮ કા. ૫)

(મથાળું.)

**કોર્ટના બેલીફ જોગ.**

આ ફરિયાદના વાદી  એ ફરિયાદમાં પ્રતિવાદી  ઉપર જે હુકમનામું થાય તે પુરૂં કરવાના જામીન તેની પાસે માગવાને કોર્ટને અરજ કરી છે. અને સદરહુ  પાસે કોર્ટે તે જામીન માગ્યા પણ તેણે એ આપ્યા નથી. માટે આ ઉપરથી તમને હુકમ કરવામાં આવે છે કે, સદરહુ  ની મિલકત  છે તે તમારે જપ્ત કરવી. અને કોર્ટનો બીજો હુકમ થતાં સુધી તે તમારે જાપતાથી અને બંદોબસ્તથી સંભાળમાં રાખવી. અને તમને હુકમ કરવામાં આવે છે કે જે તારીખે અને જે રીતે વારંટ બજાવ્યું હોય તેનો અથવા શા કારણથી તે બજાવવામાં આવ્યું નહી તેનો શેરો લખીને આ વારંટ તમારે તારીખ  માહે  સને ૧૯  ને રોજ અથવા તે પહેલા પાછું મોકલવું.

આજ તારીખ  માહે  સન ૧૯  રોજ મારી સહી તથા કોર્ટનો શિક્કો કરીને આપ્યું.

જડજ.

---

## નંબર ૮.

### કામ ચલાઉ તાકીદ (ઓ. ૩૯ કા. ૧)

(મથાળું).

વાદી અ. બ. ના પ્લીડર (અથવા તેની તરફના કોન્સલ)  એ આ કોર્ટને અરજ કરવા ઉપરથી, તથા (આજરોજ) આ કામમાં [આજ રોજ] સદરહુ વાદીની દાખલ થયેલી અરજી (અથવા તારીખ  માહે  સન ૧૯  રોજ આ

ફરિયાદમાં દાખલ કરેલી ફરિયાદ અરજી અથવા તારીખ માહે સન ૧૯ રોજ દાખલ કરેલી સદરહુ વાદીની લેખી કેફીયત) વાંચીને, તથા તેની પુષ્ટીમાં ની તથા ની શાહેદી સાંભળીને, (જો નોટીસ કર્યા છતાં પ્રતિવાદી હાજર ન થયો હોય તો ઉમેરવું કેઃ—અને વળી પ્રતિવાદી ક. ડ. ને આ અરજ વિશેની નોટીસ પોહોંચાડવા સંબંધી ની શાહેદી સાંભળીને) આ કોર્ટ એવો હુકમ કરે છે કે, આ ફરિયાદની સુનાવણી થઈ રહે ત્યાં સુધી અથવા કોર્ટનો બીજો હુકમ થતાં સુધી વાદીની સદરહુ ફરિયાદની ફરિયાદ અરજીમાં લખેલું (અથવા વાદીના લેખી કેફીયતમાં અથવા અરજીમાં અને આ અરજની ચોકશી વખતના પુરાવામાં કહેલું) તાલુકે માંના હીંદુપુરામાં ઘાંચી મહેલ્લામાં ઘર નંબર ૯ છે તે પાડવું નહીં, અથવા પાડવા દેવું નહીં, અથવા જે સામાનથી તે ઘર બાંધ્યું છે તે સામાન વેચવો નહીં એવી પ્રતિવાદી ક. ડ. તેના નોકરો, મુખ્ત્યારો અને કામગારોને તાકીદ આપવી.

આજ તારીખ માહે સન ૧૯

જડજ.

(તાકીદમાં ચીઠી અથવા બીલ વેચવાનો પ્રતિબંધ કરવાનું માગ્યું હોય, ત્યારે હુકમનો હુકમ કરવાનો ભાગ આ રીતે લખવોઃ—)

આ ફરિયાદની સુનાવણી થતાં સુધી અથવા આ કોર્ટનો બીજો હુકમ થતાં સુધી વાદીની ફરિયાદ અરજીમાં (અથવા અરજમાં) અને આ અરજ વખતે સાંભળેલા પુરાવામાં કહેલી છે તે તારીખ માહે સને ૧૯ રોજની અથવા તે સુમાર તારીખની વાયદાચીઠી (અથવા બિલ આફ એકસ્ચેંજ) પ્રતિવાદી તથા એ અથવા તે પૈકી કોઇ એકે પોતાના તાબામાં આપવી નહીં કે તે ઉપર શેરો મારી આપવો નહીં અથવા તે બીજાને ચઢાવી આપવી નહીં અથવા વેચવી નહીં એવી પ્રતિવાદી તથા ને તાકીદ આપવી.

( ગ્રંથસ્વામિત્વ ( કાપીરાઇટ ) ના મુકદમામાં ).

આ ફરિયાદની સુનાવણી થતાં સુધી વગેરે નામનું પુસ્તક અથવા તે પૈકી કંઇ ભાગ છાપવો નહીં, પ્રસિદ્ધ કરવો નહીં, અથવા વેચવો નહીં એવી પ્રતિવાદી ક. ડ., તેના નોકર, મુખ્ત્યાર અથવા કામ કરનારાઓને તાકીદ આપવી.

( જ્યારે કોઈ પુસ્તકના ફક્ત કંઇ ભાગનો પ્રતિબંધ કરવો હોય તો ).

થતાં સુધી વગેરે, ફરિયાદ અરજીમાં ( અથવા અરજમાં અને પુરાવામાં વગેરે ) પ્રતિવાદીએ પ્રસિદ્ધ કર્યો એમ લખ્યું છે તે તથા નીચે તપશીલ બતાવી છે તેટલો પુસ્તકનો ભાગ એટલે સદરહુ પુસ્તકમાંનો એ મથાળાનો ભાગ તેમજ એ મથાળાનો ભાગ ( અથવા પૃષ્ટ થી પૃષ્ટ સુધીનો બંને પૃષ્ઠ સુધીનો ભાગ ) છાપવો નહીં, પ્રસિદ્ધ કરવો નહીં, વેચવો નહીં, અથવા બીજી રીતે તેની વ્યવસ્થા કરવી નહીં, એમ પ્રતિવાદી ક. ડ., તેના નોકર, મુખ્ત્યાર અથવા કામ કરનારાઓને તાકીદ આપવી.

( કારીગરીના પટાની બાબતમાં ).

આ ફરિયાદની સુનાવણી થતાં સુધી વગેરે, વાદીના ફરિયાદ અરજીમાં ( અથવા અર-

જમાં વગેરે, અથવા લેખી ફેરીયતમાં વગેરે ) કહેલી વાદીઓની અથવા તે પૈકી કોઇની શોધના મૂળતત્વને આધારે માલીકીની ધારેલી છટા ( અથવા જે હોય તે ), વાદીની ફરિયાદ અરજીમાં ( અથવા જે હોય તે લખવું ) કહેલા પટાઓની અનુક્રમ જે જે મુદતો બાકી રહી છે ત્યાં સુધી, પાડવી નહીં, અથવા વેચવી નહીં એવી, તથા તે શોધી કાઢેલી વસ્તુઓની બનાવટ કરવી નહીં કે નકલ કરવી નહીં, કે સામ્યતા કરવી નહીં કે તેમાં કંઈ વધારવું નહીં એવી કે તેમાંથી કંઇ ઘટાડવું નહીં એવી પ્રતિવાદી ક. ડ. તેના મુખ્ત્યાર, નોકર અને કામ કરનારાઓને તાકીદ આપવી.

( વેપારની નિશાની બાબતના મુકદ્દમામાં ).

આ ફરિયાદની સુનાવણી થતાં સુધી વગેરે, વાદીની ફરિયાદ અરજીમાં ( અથવા અર જમાં વગેરે ) કહેલી છે તેવી ચીઠીઓ અથવા, વાદી અ. બ. જે મિશ્રણ કે–કાળોરંગ ( બ્લાકિંગ ) ( અથવા જે હોય તે લખવું ) તૈયાર કરે છે અને વેચે છે તે, અને જે મિશ્રણ કે કાળોરંગ પ્રતિવાદી વેચે છે તે, એકજ છે એમ બતાવે એવી બહારથી બરોબર દેખાતી નકલ કરીને અથવા બીજી રીતે હિકમતથી કરેલી કે લખેલી બીજી કોઇ ચીઠીઓ–બાટલી ઉપર ચોટાડીને વાદી જે કાળોરંગ તૈયાર કરે છે તેજ આ કાળોરંગ છે એમ જણાવીને અથવા એમ જણાઇ આવે એવી રીતે કોઇપણ મિશ્રણ કે કાળોરંગ વેચવો નહીં કે વેચવા સારૂ માંડવો નહીં કે વેચાય એમ કરવું નહીં એવી, અને જે મિશ્રણ કે કાળોરંગ વાદી અ. બ. તૈયાર કરે છે અને વેચે છે તે, અને જે મિશ્રણ કે કાળોરંગ પ્રતિવાદી વેચે છે અથવા પ્રતિવાદીએ વેચવાનું મનમાં આણ્યું છે તે એકજ છે એમ જણાઇ આવે એવી હિકમતથી કરેલી કે લખેલી વેપારની ચકતીઓનો ઉપયોગ કરવો નહીં એવી, પ્રતિવાદી ક. ડ, તેના નોકર, મુખ્ત્યાર અથવા કામ કરનારને તાકીદ આપવી.

( પંત્યાળાના ધંધામાં કોઇ રીતે હાથ ઘાલવો નહીં એવી પાંતીદારને મનાઇ કરવા બાબત ).

આ ફરિયાદની સુનાવણી થતાં સુધી વગેરે બ. અને ડ. ના પંત્યાળાની પેઢીને નામે કોઇપણ કરાર કરવો નહીં, તથા કોઇપણ બીલ ઓફ એક્સચેન્જ, ચીઠી, કે લેખી દસ્તાવેજ સિકારવો નહીં, લખવો નહીં, શેરો કરી આપવો નહીં, કે વેચવો નહીં, તથા બ. અને ડ. ની સદરહુ પંત્યાળાની પેઢીને નામે કે તે પેઢીની સાખ ઉપર, કે જેથી કરીને પૈસાની કોઇ પણ રકમ આપવાને કે કોઇપણ કરાર અથવા વચન કે પતકરેલું કામ પુરૂં કરવાને સદરહુ પંત્યાળાની પેઢી કોઇ રીતે જવાબદાર થઇ શકે અથવા જેની જવાબદારી પેઢી ઉપર નાખી શકાય એવી રીતે,—કંઇ કરજે કાઢવું નહીં કાંઇ માલ વેચાતો લેવો કે આપવો નહીં, તથા કોઇ મોઢાનું કે લેખી વચન આપવું નહીં, કબુલાયત કરવી નહીં કે કંઇ પતકરવું નહીં, તથા કંઈપણ કામ કરવું નહીં કે કરાવવું નહીં એવી પ્રતિવાદી ક. ડ. તેના મુખત્યાર, તથા નોકરોને તાકીદ આપવી.

જડજ.

---

## નંબર ૯.

## વસુલદારની નીમણુક. ( ઓ. ૪૦, કા. ૧ ).

( મથાળું ).

ને માલમ થાય જે

સદરહુ ફરિયાદમાં ની તરફે તારીખ માહે

સન ૧૯ ને રોજ થએલું હુકમનામું બજાવવામાં જપ્ત થઇ છે. માટે સન ૧૯૦૮ ના દિવાની કામ ચલાવવાની રીતના કાયદાના ઓર્ડર ૪૦ પ્રમાણે, તે ઓર્ડરમાં ઠરાવેલા તમામ અખ્ત્યાર આપીને, તમને સદરહુ મિલકતના ( કોર્ટની ખાતરી લાયક તમારે જામીન આપવા એ શરતથી ) વસુલદાર નીમ્યા છે.

સદરહુ મિલકત સબંધી તમે જમા ખરચ કરો તેનો યોગ્ય અને બરોબર હિસાબ તમારે આપવો. આ નીમણુકને આધારે તમે જે જમા કરો તેના ઉપર દર શેંકડે પ્રમાણે મેહેનતાણું મળવાનો તમને હકક છે.

આજ તારીખ માહે સન ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યું.

જડજ.

---

## નંબર ૧૦.

### વસુલદારે આપવાનું જામીનખત. ( ઓ. ૪૦, કા. ૩ ).

( મથાળું ).

આ લેખ ઉપરથી બધાને જાહેર કરવામાં આવે છે કે, અમો તથા તથા એ કોર્ટના અથવા તેની પછી તેની જગ્યાએ આવનાર અમલદારને રકમ રૂ. આપવાને સદરહુ સાથે એકમતે અને પૃથક પૃથક બંધાઇએ છીએ. તે રકમ આપવાને અમે બધા પોતાને તથા અમારા પૈકી દરેકને તથા અમારા અને અમારા દરેક વારસ, મૃત્યુપત્ર ચલાવનાર, અને મિલકતનો વહિવટ કરનારને આ લેખથી એકમતે અને પૃથક પૃથક તમામ રકમ આપવાને બંધન કરીએ છીએ.

આજ તારીખ માહે સન ૧૯

આ કોર્ટમાં એ ઉપર ( આ ઠેકાણે ફરિયાદનો વિષય લખવો ) ને વાસ્તે ફરિયાદ અરજી દાખલ કરી છે.

અન સદરહુ ફરિયાદ અરજીમાં લખેલા ની સ્થાવર મિલકતનું ભાડું તથા ઉત્પન્ન વસુલ કરવા તથા લોકો પાસે બાકી રહેલી જંગમ મિલકત વસુલ કરવાસારૂ સદરહુ કોર્ટના હુકમથી સદરહુ ને નીમ્યો છે.

માટે હવે આ જામીનની શરત એ છે કેઃ—સદરહુ પોતે બંધાયા છે તે પ્રમાણે સદરહુ ની સ્થાવર મિલકતના ભાડા અને ઉત્પન્ન બદલ તથા જંગમ મિલકતસબંધી, પૈસાની જે રકમ તથા રકમો તેના હાથમાં આવે તે બધાનો તથા દરેકનો યોગ્યરીતે કોર્ટ ઠરાવે તે તે વખતે હિસાબ આપે તથા સદરહુ કોર્ટના ફરમાવ્યા પ્રમાણે કે સદરહુ કોર્ટ હવે પછી ફરમાવે તે પ્રમાણે જે બાકીઓ તેની પાસે વખતે વખતે લેહેણી જણાવવામાં આવે તે યોગ્યરીતે આપેતો આ જામીની નિરર્થક છે નહીં તો તે પૂર્ણ અમલમાં છે.

સદરહુ બંધાએલા શખસો એ ની સમક્ષ સહી કરીને સ્વાધીન કર્યું.

ટીપ—પૈસા અનામત મુકયા હોય તો આ ખતની શરતો પછી તેની યાદ લખવી.

---

## પુરવણી ગ.

### અપીલ વિશે, લખા મોકલવા વિશે તથા ફરી તપાસ વિશે.

---

### નંબર ૧.

**અપીલની દાદ.**—( ઓ. ૪૧, કા. ૧ ).

( મથાળું ).

હું સદરહુ સને ૧૯ ની ફરિયાદ નંબર માં ના તારીખ માહે સન ૧૯ ના હુકમનામાના ઉપર ની કોર્ટને નીચેનાં કારણોથી અપીલ કરૂં છું. તે એ કે:—

---

### નંબર ૨.

**હુકમનામાની બજાવણી અટકાવવાનો હુકમ કરવામાં આવે ત્યારે આપવાનુ જામીનખત**—( ઓ. ૪૧, કા. ૫ ).

( મથાળું ).

જોગ.

હુકમનામાની બજાવણી અટકાવતી વખતે એ કરી આપેલુ જામીનખત નીચે પ્રમાણે છે:—

સન ૧૯૦ ની ફરિયાદ નંબર ના વાદી એ પ્રતિવાદી ઉપર આ કોર્ટમાં દાવો માંડયો અને તારીખ માહે સને ૧૯ રોજ વાદીના લાભમાં હુકમનામું થયું અને પ્રતિવાદીએ સદરહુ હુકમનામા ઉપર કોર્ટમાં અપીલ કરી અને તે અપીલ હજુ ચાલુ છે.

હવે હુકમનામું ધરાવનાર વાદીએ હુકમનામાની બજાવણી માટે દરખાસ્ત કરી હોવાથી પ્રતિવાદીએ બજાવણી અટકાવવા માટે અરજ કરી છે અને તેને જામીન આપવાનો હુકમ કરવામાં આવ્યો છે. માટે હુ મારી પોતાની રાજીખુશીથી આ સાથે જોડેલી યાદીમાં નિર્દિષ્ટ કરેલી મિલકતો ગીરો મુકીને રૂા. સુધીનો જામીન પડું છું અને એવો કરાર કરૂં છું કે જો અપીલ કોર્ટ તરફથી નીચલી કોર્ટનું હુકમનામું કબુલ રાખવામાં અથવા તેમાં ફેરફાર કરવામાં આવે તો સદરહુ પ્રતિવાદી અપીલ કોર્ટનાં હુકમનામા પ્રમાણે બરાબર ચાલશે અને તેમાં જે કાંઇ તેણે આપવાનું ફરમાવ્યું હશે તે આપશે.અને જો તેમ કરવામાં તે કસુર કરશે તો આ ઉપરથી ગીરો મુકેલી મિલકતોમાંથી તેવી આપવાની રકમ વસુલ કરવામાં આવશે. અને જો સદરહુ મિલકતોના વેચાણનાં નાણાં તે રકમ આપવા માટે પુરતાં ન થાય તો બાકીની રકમ આપવાને માટે હું અને મારા કાયદેસર વારસ વકીલો અગંત જવાબદાર રહીશું. આવા પ્રકારનું જામીનખત આજ તારીખ માહે સને ૧૯ રોજ હું કરી આપું છું.

યાદી.

સાક્ષી.

(સહી)

૧.
૨.

---

## નંબર ૩.

### અપીલ ચાલુ હોય ત્યારે આપવાનું જામીનખત.—( ઓ. ૪૧, કા. ૬ )

(મથાળું).

જોગ.

હુકમનામાની બજાવણી અટકાવતી વખતે એ કરી આપેલું જામીનખત નીચે પ્રમાણે છે:—

સન ૧૯૦ ની ફરિયાદ નંબર ના વાદી એ પ્રતિવાદી ઉપર આ કોર્ટમાં દાવો માંડયો અને તારીખ માહે સને ૧૯ રોજ વાદીના લાભમાં હુકમનામું થયું અને પ્રતિવાદીએ સદરહુ હુકમનામા ઉપર કોર્ટમાં અપીલ કરી અને તે અપીલ હજુ ચાલુ છે.

હવે હુકમનામું ધરવનાર વાદીએ સદરહુ હુકમનામાની બજાવણી માટે દરખાસ્ત કરી છે અને તેને જામીન આપવાનો હુકમ કરવામાં આવ્યો છે. માટે હું મારી પોતાની રાજી ખુશીથી આ સાથે જોડેલી યાદીમાં નિર્દિષ્ટ કરેલી મિલકતો ગીરો મુકીને રૂા. સુધીનો જામીન પડું છું. અને એવો કરાર કરૂં છું કે જો અપીલ કોર્ટ નીચલી કોર્ટનું હુકમનામું રદ કરે અથવા તેમાં કાંઇ ફેરફાર કરે તો સદરહુ હુકમનામાની બજાવણીમાં જે કાંઇ મિલકત લેવામાં આવે અથવા લીધી હોય તે વાદી પાછી આપી દેશે અને અપીલ કોર્ટના હુકમનામા પ્રમાણે બરાબર ચાલશે અને તેમાં જે કાંઇ તેણે આપવાનું ફરમાવ્યું હોય તે આપશે, અને જો તેમ કરવામાં તે કસુર કરે તો આ ઉપરથી ગીરો મુકેલી મિલકતોમાંથી તેવી આપવાની રકમ વસુલ કરવામાં આવે. અને જો સદરહુ મિલકતોના વેચાણનાં નાણાં તે રકમ આપવા માટે પુરતાં ન થાય તો બાકીની રકમ આપવા માટે હું અને મારા કાયદેસર વારસ વકીલો અંગત જવાબદાર રહીશું. આવા પ્રકારનું જામીનખત આજ તારીખ માહે સને ૧૯ રોજ હું કરી આપું છું

યાદી.

સાક્ષી.
૧.
૨.

(સહી).

---

## નંબર ૪.

### અપીલના ખરચ માટે જામીનગીરી.—( ઓ. ૪૧, કા. ૧૦ ).

(મથાળું).

જોગ.

અપીલના ખરચ માટે એ કરી આપેલ જામીનખત નીચેપ્રમાણે છે:-

આ અપેલેન્ટે સન ૧૯ ના ફરિયાદ નંબર ના હુકમનામા ઉપર રિસ્પોન્ડન્ટ સામે અપીલ કરી છે અને તેની પાસેથી જામીન માગવામાં આવ્યા છે માટે હું મારી પોતાની રાજીખુશીથી નીચે જોડેલી યાદીમાં નિર્દિષ્ટ કરેલી મિલકતો ગીરો મુકીને, આ અપીલના ખરચ માટે જામીન પડું છું. તે મિલકતો અથવા તેનો કેઇ ભાગ હું તબદીલ કરીશ નહિ; અને અપેલંટ તરફથી કાંઇપણ કસુર કરવામાં આવશે તો અપીલનું ખરચ આપવા બાબત મારી વિરૂદ્ધ જે કાંઇ હુકમ થશે તે પ્રમાણે બરાબર વરતીશ. એવી રીતે આપવાની કોઇપણ રકમ આ ઉપરથી ગીરો મુકેલી મિલકતોમાંથી વસુલ કરાશે અને જો સદરહુ મિલકતોના નાણાં વેચાણનાં લેહેણી રકમ આપવા માટે પુરતાં ન થાય તો હું અને મારો કાયદેસર વારસ વકીલો બાકીની રકમ આપવાને અંગત જવાબદાર થઇ શું. આવા પ્રકારનું આ જામીનખત આજ તારીખ માહે સને ૧૯ રોજ કરી આપું છું.

યાદી.

સાક્ષી.

૧.

૨.

(સહી).

---

## નંબર ૫.

### અપીલ દાખલ કર્યાની નીચલી કોર્ટને ખબર—(ઓ. ૪૧, કા. ૧૩).

(મથાળું).

આ ઉપરથી તમને માલુમ થાય કે ઉપલી ફરિયાદમાં તારીખ માહે સને ૧૯ રોજ તમે કરી આપેલા હુકમનામા ઉપર, તે ફરિયાદ ના એ આ કોર્ટમાં અપીલ કરી છે.

વિનંતિ કે તે ફરિયાદના સઘળા જરૂરી કાગળો બને તેટલી ઉતાવળે મોકલી આપશો.

તારીખ માહે સને ૧૯

જડજ.

---

## નંબર ૬.

(મથાળું.)

### અપીલની સુનાવણીને વાસ્તે ઠરાવેલા દિવસની રેસ્પોન્ડેન્ટને નોટીસ.

(મથાળું).

ની કોર્ટના તારીખ માહે સન ૧૯ ના ઉપર અપીલ.

રેસ્પોન્ડેન્ટ ને

નોટીસ આપવામાં આવે છે કે, આ કામમાં ના હુકમનામા ઉપર એ અપીલ કરી છે, અને તે આ કોર્ટમાં નોંધાઇ છે. અને આ કોર્ટે તે અપીલની સુનાવણી માટે તારીખ માહે સન ૧૯ નો દિવસ ઠરાવ્યો છે.

જો તમારી તરફથી જાતે, અથવા તમારા પ્લીડરની મારફતે, અથવા આ અપીલમાં તમારી વતી કામ કરવાને કાયદા પ્રમાણે અખત્યાર મળેલા કોઇ શખસની મારફતે હાજર થવામાં નહીં આવે, તો તમારી ગેરહાજરીમાં તેની સુનાવણી થઇને નિકાલ થશે.

આજ તારીખ માહે સન ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપી.

જડજ.

ટીપ:—બજાવવાનું કામ બંધ રાખવાનો હુકમ કર્યો હોય, તો તે વિશેની ખબર આ નોટીસમાં આપવી.

---

## નંબર ૭.

## અપીલમાં પક્ષકાર ન કર્યો હોય પણ કોર્ટે રિસ્પોન્ડન્ટ તરીકે દાખલ કર્યો હોય એવા ફરિયાદના પક્ષકારને નોટીસ.—( ઓ. ૪૧, કા ૨૦. )

( મથાળું ).

ની કોર્ટમાં ચાલતી

સને ૧૯ ની ફરિયાદ નંબર માં તમે એક પક્ષકાર હતા અને સદરહુ ફરિયાદમાં વિરૂદ્ધ થએલાં હુકમનામા ઉપર તેણે આ કોર્ટમાં અપીલ કરી છે અને આ કોર્ટને એમ જણાય છે કે સદરહુ અપીલના નિકાલમાં તમારો હિતસંબંધ છે, માટે:

આ ઉપરથી તમને નોટીસ આપવામાં આવે છે કે સદરહુ અપીલમાં તમને રિસ્પોન્ડન્ટ બનાવવાનો આ કોર્ટે હુકમ કર્યો છે અને તે અપીલની સુનાવણી તારીખ માહે સને ૧૯ ને રોજ સવારના વાગ્યા ઉપર મુલતવી રાખી છે. જો સદરહુ દિવસે અને સદરહુ કલાકે તમારા તરફથી કોઇ હાજર નહીં થાય તો તમારી ગેરહાજરીમાં તે અપીલ સાંભળી તેનો નિકાલ કરવામાં આવશે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યું.

---

જડજ.

## નંબર ૮.

## (વિરૂદ્ધ હરકતની યાદી.—ઓ. ૪૧, કા. ૨૨ ).

( મથાળું ).

સને ૧૯ ની ફરિયાદ નંબર માં ના, તારીખ માહે સને ૧૯ ના હુકમનામા ઉપર માં કોર્ટને એ અપીલ કરી છે અને અપીલની સુનાવણી માટે ઠરાવેલા દિવસની નોટીસ તારીખ માહે સને ૧૯ રોજ ને પહોંચાડવામાં આવી હતી, માટે, સને ૧૯૦૮ ના દિવાની કામ ચલાવવાની રીતના કાયદાના ઓર્ડર ૪૧ ની કાનુન ૨૨ મુજબ, વિરૂદ્ધ હરકતની આ યાદી ફાઇલ કરે છે અને જે હુકમનામાં સામે અપીલ થઈ છે તેમાં હરકત લેવાનાં નીચેનાં કારણો દર્શાવે છે:—

---

## નંબર ૯.

### અપીલમાં હુકમનામું—(ઓ. ૪૧, કા. ૩૫).

( મથાળું ).

કોર્ટના તારીખ માહે સને ૧૯ ના રોજના હુકમનામા ઉપરથી સને ૧૯ ની અપીલ નંબર.

**અપીલની યાદ.**

વાદી.

પ્રતિવાદી.

ઉપર લખેલો વાદી, ઉપરની ફરિયાદમાં ના તારીખ માહે સને ૧૯ ના હુકમનામા ઉપર નીચેના કારણોસર માં કોર્ટને અપીલ કરે છે:—

આ અપીલ તારીખ . માહે સને ૧૯ રોજ, અપેલેન્ટ તરફથી તથા રેસ્પોન્ડન્ટ તરફથી ની હાજરીમાં ની રૂબરૂમાં સુનાવણી માટે નીકળતાં એવો હુકમ કરવામાં આવે છે કે:—

નીચેની વિગત પ્રમાણે આ અપીલના ખરચની રકમ રૂા. , એ અપાવાના છે.

અવલ ફરિયાદનું ખરચ એ આપવાનું છે.

આજ તારીખ માહે સને ૧૯ ને રોજ મારી સહી કરી આપ્યું.

જડજ.

**અપીલનું ખરચ.**

| અપેલેન્ટ. | રકમ | | | રિસ્પોન્ડન્ટ. | રકમ. | | |
|---|---|---|---|---|---|---|---|
| | રૂ. | આ | પૈ. | | રૂ. | આ | પૈ. |
| ૧. અપીલની યાદી માટે સ્ટાંપ. | | | | મુખત્યાર નામાનો સ્ટાંપ. | | | |
| ૨. મુખત્યર નામાને માટે સ્ટાંપ | | | | અરજીનો સ્ટાંપ. | | | |
| ૩. પ્રોસેસો પહોંચાડવાના. | | | | પ્રોસેસો પહોંચાડવાના | | | |
| ૪. વકીલની ફી રૂા. ઉપર. | | | | વકીલની ફી. રૂા. ઉપર. | | | |
| એકંદર... | | | | એકંદર... | | | |

## નંબર ૧૦.

### નાદારીમા અપીલ કરવાની અરજી.—( ઓ. ૪૪, કા. ૧ ).

( મથાળું )

ઉપર કહેલો હું

આ સાથેના ઉપરની ફરિયાદમાં થએલાં હુકમનામા સામે અપીલની યાદી રજુ કરૂં છું કે મને નાદાર તરીકે અપીલ કરવાની રજા આપવામાં આવે.

મારી માલીકીની સઘળી જંગમ અને સ્થાવર મિલકતની તેની અટકળે કિંમત સહિત પુરેપુરી અને ખરી યાદ આ સાથે જોડવામાં આવી છે.

તારીખ માહે સને ૧૯

( સહી )

તા. ક. જ્યારે વાદીએ અરજી કરી હોય ત્યારે, અવલ કોર્ટમાં નાદાર તરીકે ફરિયાદ કરવાની તેણે અરજ કરી હતી કે કેમ અને તેને તેમ કરવાની રજા મળી હતી કે કેમ તે લખવું.

---

## નંબર ૧૧.

### નાદારીમાં અપીલની નોટીસ.—( ઓ. ૪૪, કા. ૧ ).

( મથાળું ).

ઉપર કહેલા એણે ઉપરની ફરિયાદમાં થએલા તારીખ માહે સને ૧૯ રોજના હુકમનામા સામે નાદાર તરીકે અપીલ કરવાની રજા મેળવવા અરજી કરી છે અને તારીખ માહે સને ૧૯ નો દિવસ તે અરજીની સુનાવણી માટે ઠરાવવામાં આવ્યો છે; માટે, તમને આ ઉપરથી નોટીસ આપવામાં આવે છે કે અરજદારને નાદાર તરીકે અપીલ કરવાની રજા શા માટે ન આપવામાં આવે તેનું કારણ બતાવવા તમારી મરજી હોય તો ઉપર કહેલી તારીખે તમને તેમ કરવાની તક આપવામાં આવશે.

આજ તારીખ માહે સને ૧૯ ને રોજ મારી સહી અને કોર્ટનો સિક્કો કરી આપી.

જડજ.

---

## નંબર ૧૨.

### મલીક મુઆઝમ ઇન કૌન્સિલને અપીલ કરવાનું સરટીફીકેટ શા માટે ન આપવું તે સામે કારણ બતાવવાને નોટીસ.—( ઓ. ૪૫, કા. ૩ ).

( મથાળું ).

ને

નોટીસ આપવામાં આવે છે કે, ઉપરના મુકદ્દમાની રકમ અથવા કિંમત અને પ્રકારના સંબંધમાં ત મુકદ્દમો સને ૧૯૦૮ ના દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની ૧૧૦ મી

કલમની જરૂરીયાતો પ્રમાણે છે, અથવા બીજીરીતે તે મલીક મુઆઝમને અપીલ કરવા યોગ્ય છે એવા સરટીફીકેટ માટે . એણે આ કોર્ટને અરજ કરી છે.

માગવામાં આવેલું સરટીફીકેટ કોર્ટ શા માટે ન આપે તેનું તમારે કારણ બતાવવા માટે તારીખ માહે સને ૧૯ નો. દિવસ ઠરાવવામાં આવ્યો છે.

આજ તારીખ માહે સને ૧૯ ને રોજ મારી સહી અને કોર્ટનો સિક્કો કરીને આપી.

રજીસ્ટ્રાર

---

## નંબર ૧૩.

## મલીક મુઆઝમ ઇન કોન્સિલને કરેલી અપીલ દાખલ થયાની રિસ્પોન્ડન્ટને નોટીસ—( ઓ. ૪૫, કા. ૮ ).

(મથાળું).

જોગ.

ઉપરના મુકદમામાં

એણે સને ૧૯૦૮ ના દિવાની કામ ચલાવવાની રીતના કાયદાના ઓર્ડર ૪૫ ની કાનુન ૭ પ્રમાણે તારણ આપ્યું છે અને ( રકમ ) અનામત મુકી છે માટેઃ

નોટીસ આપવામાં આવે છે કે મલીક મુઆઝમને કરેલી સદરહુ નીઃ:તારીખ માહે સને ૧૯ ને રોજ દાખલ કરવામાં આવી છે.

આજ તારીખ માહે સને ૧૯ ને રોજ મારી સહી અને કોર્ટનો સિક્કો કરી આપી.

રજીસ્ટ્રાર.

---

## નંબર ૧૪.

## ફરી તપાસની અરજ શા માટે મંજુર ન કરવી તેનું કારણ બતાવવાની નોટીસ. ( ઑ. ૪૭. કા. ૪. )

( મથાળું ).

ને નોટીસ આપવામાં આવે છે કે

સદરહુ મુકદમામાં કોર્ટે કરેલા તારીખ માહે સન ૧૯ ના હુકમનામાની ફરી તપાસ કરવાને એણે આ કોર્ટને અરજ કરી છે. આ કામમાં કોર્ટને અરજ કરી છે. આ કામમાં કોર્ટે પોતાના ફેસલાની ફરી તપાસ શા માટે ન કરવી તેનું તમારે કારણ બતાવવાસારૂ તારીખ માહે સન ૧૯ નો દિવસ ઠરાવ્યો છે.

તારીખ માહે સન ૧૯ રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપી

જડજ.

# પુરવણી હ.

## પરચુરણ.

---

### નંબર ૧.

### ઠરાવવાના મુદ્દાના સંબંધમાં એકમત થયાનું પક્ષકારોનું કરારનામું

( ઓ. ૧૪, કા. ૬ ).

( મથાળું ).

અમે ઉપલી ફરિયાદના પક્ષકારો અમારી વચ્ચે ઠરાવવાની હકીકતની ( અથવા કાયદાની ) બાબત વિષે એકમત થયા છીએ પણ સદરહુ ફરિયાદમાં એકઝીબીટ તરીકે ફૈલ કરેલા, તારીખ માહે સને ૧૯ ના ખત ઉપર કરેલા દાવાને મુદતના કાયદાની હરકત આવે છે કે નહીં એ બાબતમાં અમારી વચ્ચે મતભેદ છે ( અથવા જે બાબત ઉપર મતભેદ હોય તે લખવી ); માટે

અમે પોતપોતાને માટે કરાર કરીએ છિએ કે, જો કોર્ટ આ બાબતનો ચુકાદો નકારમાં ( અથવા હંકારમાં ) કરશે તો હું સદરહુ ને રૂપિયા ની રકમ ( અથવા તે ખત ઉપર કોર્ટ લેણી ઠરાશે તેટલી રકમ ) આપીશ અને હું સદરહુ , સદરહુ ખત ઉપરના મારા દાવાની સંપૂર્ણ ભરપાઇ તરીકે સદરહુ રૂપિયા ની રકમ ( અથવા કોર્ટ લેણી ઠરાવે તેટલી રકમ ) સ્વીકારીશ ( અથવા એવા ચુકાદા ઉપરથી હું સદરહુ વિગેરે વિગેરે કરીશ અથવા નહીં કરૂં ).

વાદી

પ્રતિવાદી

સાક્ષીઓ

૧.

૨.

તારીખ સને ૧૯

જડજ.

---

### નંબર ૨.

### તપાસ માટે બીજી કોર્ટમાં ફરિયાદ મોકલવાની અરજીની નોટીસ. ( કલમ ૨૪ )

ના જીલ્લા જડજની કોર્ટમાં

સને ૧૯ નો નંબર

ને માલુમ થાય જે

માં ની કોર્ટમાં હાલ ચાલતી સને ૧૯ ની ફરિયાદ નંબર જેમ વાદી છે અને

પ્રતિવાદી છે તેમાંના,

એણે માં

ની કોર્ટને તે ફરિયાદ, તપાસ થવા માટે મોકલવા આ કોર્ટને તારીખ　　માહે
　　　　સને ૧૯　　રોજની અરજી કરી છે માટે:—

તમને આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે તારીખ　　માહે
સને ૧૯　　નો દિવસ તે અરજી સાંભળવા માટે ઠરાવવામાં આવ્યો છે જે વખતે તે વિરૂદ્ધ કાંઇ હરકત લેવાની તમારી મરજી હશે તો તમારૂં કહેવું સાંભળવામાં આવશે.

આજ તારીખ　　માહે　　　　સને ૧૯　　ને રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરી આપી

જડજ.

---

## નંબર ૩.

### કોર્ટમાં ભરણું કર્યાની નોટીસ. ( ઓ. ૨૪, કા. ૨ ).

( મથાળું ).

નોટીસ આપવામાં આવે છે કે પ્રતિવાદીએ કોર્ટમાં રૂપિયા　　　ભર્યા છે અને કહે છે કે વાદીના દાવાની સંપૂર્ણ ભરપાઇ કરવાને તે રકમ પુરતી છે.

ક્ષ　ય, પ્રતિવાદીના વકીલ.

ઝ, વાદીના વકીલ જોગ.

જડજ.

---

## નંબર ૪.

### કારણ બતાવવાની નોટીસ ( સામાન્ય નમુનો ).

( મથાળું ).

જોગ.

ઉપર કહેલા　　　　　એણે આ કોર્ટને અરજ કરી છે કે
　　　　માટે તમને આ ઉપરથી તાકીદ કરવામાં આવે છે કે તારીખ
માહે　　　　સને ૧૯　　રોજ સવારના　　વાગે તે અરજી વિરૂદ્ધ કારણ દર્શાવવા માટે તમારે જાતે અથવા યોગ્ય રીતે માહિતગાર કરેલા વકીલ મારફત આ કોર્ટમાં હાજર રહેવું; જો તેમ કરવામાં કસુર કરશો તો સદરહુ અરજી સાંભળીને તેનો એક તરફી નિકાલ કરવામાં આવશે.

આજ તારીખ　　માહે　　　　સને ૧૯　　રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપી.

જડજ."

---

## નંબર ૫.

વાદીએ / પ્રતિવાદીએ હાજર કરેલા દસ્તાવેજોની તપસીલ ( ઓ. ૧૩, કા. ૧ ).

( મથાળું. )

| નંબર. | દસ્તાવેજનું વર્ણન. | દસ્તાવેજની તારીખ. કંઇ હોય તો. | પક્ષકાર અથવા વકીલની સહી |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| | | | |

## નંબર ૬.

હકુમતમાંથી બહાર જવાનો હોય તેવા સાક્ષીની જુબાની લેવા માટે ઠરાવેલા દિવસની પક્ષકારોને નોટીસ. ( ઓ. કા. ૧૬ )

( મથાળું ).

વાદી ( અથવા પ્રતિવાદી ) જોગ.

ઉપલી ફરિયાદમાં એ કોર્ટને અરજ કરી છે કે સદરહુ ના સાક્ષી ની જુબાની તુરત લેવામાં આવે; અને કોર્ટને સંતોષપૂર્વક બતાવવામાં આવ્યું છે કે સદરહુ સાક્ષી કોર્ટની હકુમતની બહાર જવાનો છે ( અથવા બીજું કાંઇ સારૂં અને પુરતું કારણુ લખવાનું હોય તે )

માટે નોટીસ આપવામાં આવે છે કે સદરહુ સાક્ષી ની જુબાની તારીખ માહે સને ૧૯ ના રોજ કોર્ટ લેશે,

તારીખ માહે સને ૧૯

જડજ.

## નંબર ૭.

### બેર હાજર સાક્ષીની શાહેદી લેવા બાબત કમિશન. ( ઓ. ૨૬, કા. ૧૮ ).

( મથાળું ).

ને માલમ થાય જે

સદરહુ ફરિયાદમાં ની શાહેદી લેવાની ને જરૂર છે; અને છે; માટે તમને એવું કહેવામાં આવે છે કે એ સાક્ષીને લેખી સવાલ આપીને ( અથવા મોઢાના સવાલથી ) તેની જબાની તમારે લેવી. અને તે કામને વાસ્તે તમને આ ઉપરથી કમિશન નીમવામાં આવે છે. જુબાની પક્ષકારો અથવા તેના મુખત્યારો હાજર હોય તો તેની રૂબરૂ લેવી, અને તેઓને જણાવેલા મુદ્દાઓ ઉપર સાક્ષીને સવાલ પુછવાની છુટ રહેશે; અને વળી તમને કહેવામાં આવે છે કે, તે જબાની લેવાય એટલે તમારે પાછી મોકલવી.

તમે કહેશો તો તે સાક્ષીને હાજર રહેવાની પ્રોસેસ હકુમતવાળી કોર્ટ કાઢશે.

સદરહુ બાબત તમારી ફીના રૂ. આ સાથે મોકલ્યા છે.

આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી તથા કોર્ટનો શિક્કો કરીને આપ્યું.

જડજ.

---

## નંબર ૮.

### કમિશન માટેની અરજીનો પત્ર. ( ઓ. ૨૬. કા. ૫ ).

( મથાળું ).

( મથાળું:—ની કોર્ટના પ્રેસિડંટ તથા જડજો વિગેરે, અગર જેમ હોય તેમ ).

ની કોર્ટમાં હાલ ફરિયાદ ચાલે છે અને તે કામમાં અ. બ. વાદી અને ક. ડ. પ્રતિવાદી છે; અને સદરહુ કામમાં વાદી એવો કરે છે કે

દાવાનો સાર લખવો )

અને સદરહુ કોર્ટનેએવું જણાવવામાં આવ્યું છે કે ન્યાયની ખાતર તથા પક્ષકારો વચ્ચે જે તકરારીબાબત છે તેમના યોગ્ય નિકાલની ખાતર એવી બાબતો વિશે નીચેના શખસોની સોગન ઉપર જબાની લેવાની જરૂર છે, એટલે

ઇ. ફ. રહેવાસી

ગ. હ. રહેવાસી

અને આઇ. જે. રહેવાસી

અને એવું દેખાય છે કે સદરહુ સાહેદો આપની નામદાર કોર્ટની અંદર રહે છે વાસ્તે હું ,સદરહુ કોર્ટનો આપને અરજ કરવાની રજા લઉં છું અને આ ઉપરથી અરજ કરૂં છું કે ઉપરના કારણ સારૂ અને સદરહુ કોર્ટને મદદ મળે તે સારૂ આપ સદરહુ

ના પ્રેસિડંટ તથા જડજો તરીકે અથવા આપમાંના એકે અથવા વધારે

જણાઓએ સદરહુ શાહદોને ( તથા સદરહુ વાદી તથા પ્રતિવાદીના મુખત્યારો આપને, નમ્ર લેખી વિનંતી કરીને જે બીજા શાહેદોને સમન કરીને બોલાવવાનું કહે તેમને ) આપ નીમો તે વખતે તથા જગાએ આપના એક અથવા વધારે જણાની રૂબરૂ અથવા શાહેદોની જબાની લેવાસારૂ આપની કોર્ટની કામ ચલાવવાની રીત પ્રમાણે જે બીજા શખસોને અધિકાર હોય તેમની રૂબરૂ હાજર રહેવાને સમન્સ કરશો અને આ વિનંતીપત્રની સાથે જે સવાલનામું છે તે પ્રમાણે ( અથવા મ્હોંથી ) સદરહુ બાબતો વિશે તેમની જબાની સદરહુ વાદી તથા પ્રતિવાદીના મુખત્યારોની સમક્ષ અથવા તેમનામાં જે આસામીઓ યોગ્ય નોટીસ પછી એવી જબાની વખતે હાજર હોય તેમની સમક્ષ લેવડાવશો.

અને હું આપને વળી એવી વિનંતી કરૂં છું કે આપ સદરહુ શાહેદોની જવાબ લેશો. અને એવી જબાની વખતે જે ચોપડાઓ, પત્રો, કાગળો તથા દસ્તાવેજો રજુ કરવામાં આવ્યા હોય તે ઓળખાવવા માટે તેમના ઉપર યોગ્ય નીશાની કરાવશો, અને વળી આપને એવી વિનંતી કરૂં છું કે એવી જબાનોના ખરાપણા વિશે તેના ઉપર આપની ન્યાયસભાના શિક્કાથી શિક્કો કરાવશો, અથવા આપની કામ ચલાવવાની રીતને અનુસરતી હોય તેવી બીજી રીતે તેના ઉપર નિશાની કરાવશો અને તે જબાની તથા બીજા શાહેદોની જબાની લેવાસારૂ કોઇ પણ લેખી અરજી કામમાં આવે તો તે સુદ્ધાં સદરહુ કોર્ટને પાછી મોકલજો.

( ટીપઃ—જો સદરહુ અરજી પરમુલકની કોર્ટને મોકલવામાં આવી હોય તો. ઉપરની છેલ્લી લીટીમાં " સદરહુ કોર્ટને " એ શબ્દોની પહેલાં " મલિક મુઆઝમના સેક્રેટરી ઑફ સ્ટેટ ફાર ફોરેન એફેરસની મારફત " એ શબ્દો ઉમેરવા " અને તે શબ્દોની પછી " રવાના થવા સારૂ " એ શબ્દો ઉમેરવા.

---

## નંબર ૯.

### સ્થાનિક ચોકશી બદલ. અથવા હિસાબ તપાસવા બદલ કમિશન.

( ઓ. ૨૬. કા. ૯, ૧૧ ).

( મથાળું ).

આ ફરિયાદના કામસાર                ને માલમ થાય જે
એમ જણાય છે; માટે                બદલ કમિશન કાઢવું જોઇએ
કમિશનર નીમવામાં આવે છે.                ને વાસ્તે તમને આ લેખ ઉપરથી

જે સાક્ષીઓની જબાની લેવાની અથવા જે દસ્તાવેજ જોવાની અથવા તપાસવાની તમારી ઇચ્છા હોય તે સાક્ષીને હાજર રહેવાની ;અથવા તે દસ્તાવેજ હાજર કરવાની જરૂર પાડવાની પ્રોસેસ તમે કહેશો તો હકુમતવાળી કોર્ટ કાઢશે.

સદરહુ બાબત તમારી ફીના રૂ.                આ સાથે મોકલ્યા છે.

" આજ તારીખ      માહે      સન ૧૯      રોજ મારી સહી તથા કોર્ટનો શિક્કો કરીને આપ્યું.

જડજ.

---

## નંબર ૧૦.

### ભાગ પાડવામાટે કમીશન ( ઓ. ૨૬, કા. ૧૩ ).

( મથાળું ).

જોગ.

આ ફરિયાદના કામને સારૂ, આ કોર્ટનાં તારીખ માહે સને ૧૯ ના હુકમનામામાં જાહેર કરેલા હકકો પ્રમાણે તેમાં લખેલી મિલકતની વહેંચણી કરવા અથવા ભાગ પાડવા માટે કમીશન નીમવાની જરૂર જણાય છે; માટે સદરહુ કામને માટે તમને કમીશનર નીમવામાં આવે છે અને હુકમ કરવામાં આવે છે કે જરૂર જોગી તજવીજ કરી તમારી સંપૂર્ણ હોશીયારી અને બુદ્ધિ વાપરીને સદરહુ હુકમનામામાં જણાવ્યા પ્રમાણે સદરહુ મિલકતના તમારે ભાગ પાડવા અને એવા ભાગ જુદા જુદા પક્ષકારોને તમારે વહેંચી આપવા. બધા ભાગની કિમત સરખી કરવા માટે એક પક્ષકારને બીજા પક્ષકારે પૈસાની રકમો આપવાનું ઠરાવવાની આ ઉપરથી તમને સત્તા આપવામાં આવે છે.

તમારી રૂબરૂ કોઇપણ સાક્ષીને હાજર થવાની ફરજ પાડવા માટે અથવા જે કોઇ દસ્તાવેજો તપાસવાની અથવા જોવાની તમારી ઇચ્છા થાય તે હાજર કરવા માટેની પ્રોસેસો તમારી અરજી ઉપરથી હકુમત ધરાવનારી કોઇપણ કોર્ટ કાઢી આપશે

ઉપલા કામમાં તમારી ફીના રૂ. આ સાથે મોકલવામાં આવ્યા છે.

આ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી અને કોર્ટનો શિક્કો કરી આપ્યું.

જડજ.

---

## નંબર ૧૧.

### સગીર પ્રતિવાદીને નોટીસ ( ઓ. ૩૨, કા. ૩. )

( મથાળું ).

સગીર પ્રતિવાદી

સગા વાલી

જોગ.

સદરહુ ફરિયાદમાં વાદીએ સગીર પ્રતિવાદીસારૂ ફરિયાદ પુરતો વાલી નીમવાને સારૂ અરજ કરી છે, માટે સદરહુ સગીર તમને તથા ( અંહીયાં વાલીનું નામ લખવું )

(૧) તમને આ ઉપરથી નોટીસ આપવામાં આવે છે કે આ નોટીસ પહોંચ્યા પછી દિવસની અંદર તમારી એટલે સદરહુ (૧)

ની, અથવા સદરહુ સગીરના કોઇ મિત્રની, ફરિયાદ પુરતા વાલી તરીકે નીમણુકને કરવા સારૂ અરજ નહીં કરવામાં આવે તો, સદરહુ સગીરના ફરિયાદ પુરતા વાલી તરીકે કોર્ટ કોઇ બીજા શખસને નીમશે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી તથા કોર્ટ. નો શિક્કા કરીને આપી.

જડજ.

---

## નંબર ૧૨.

### નાદારીનો પુરાવો લેવાસારૂ ઠરાવેલા દિવસની સામા પક્ષકારને નોટીસ.

( ઓ. ૩૩; કા. ૬ ).

( મથાળું ).

જોગ.

એ સામે સને ૧૯૦૮ ના દિવાની કામ ચલાવવાની રીતના કાયદાના ઓર્ડર ૩૩ પ્રમાણે નાદારીમાં ફરિયાદ માંડવાની પરવાનગી માટે આ કોર્ટને અરજી કરી છે; અને કોર્ટને તે અરજી કાઢી નાંખવાનું કાંઇ કારણ જણાતું નથી અને અરજદાર પોતાની નાદારી શાબિત કરવાને જે પુરાવો આપે તે લેવાને તથા તેની ગેર સાબિતિમાં જે પુરાવો આપવામાં આવે તે સાંભળવાને તારીખ માહે
સને ૧૯ નો દિવસ ઠરાવવામાં આવ્યો છે; માટે:

તમને આ ઉપરથી ઓર્ડર ૩૩, કાનુન ૬ મુજબ નોટીસ આપવામાં આવે છે કે અરજદાર નાદાર નથી એવું સાબિત કરવાને પુરાવો આપવાની મરજી હોય તો સદરહુ તારીખ માહે સને ૧૯ ને રોજ આ કોર્ટમાં હાજર થઇ તમારે તેમ કરવું.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી અને કોર્ટનો સિક્કો કરી આપ્યું.

જડજ.

---

## નંબર ૧૩.

### હુકમનામાની જવાબદારીની જામીનને નોટીસ. ( કલમ ૧૪૫ ).

( મથાળું ).

જોગ

તમે તા. રોજ,
ઉપલી ફરિયાદમાં પ્રતિવાદી સદરહુ વિરૂદ્ધ જે કંઇ હુકમનામું કરવામાં આવે તે અદા કરવા માટે જામીન તરીકે જવાબદાર થયા છો; અને તારીખ માહે સને ૧૯ રોજ સદરહુ પ્રતિવાદી વિરૂદ્ધ આપવા માટે હુકમનામું કરવામાં આવ્યું છે. અને સદરહુ હુકમનામું તમારી સામે બજાવવા માટે દરખાસ્ત કરવામાં આવી છે, માટે:

તમને નોટીસ આપી હુકમ કરવામાં આવે છે કે તારીખ માહે
સને ૧૯ રોજ અથવા તે, પહેલાં, તમારે, તે હુકમનામું તમારી સામે શા માટે ન બજાવવું તેનું કારણ બતાવવું અને જો નિર્દિષ્ટ કરેલા વખતમાં કોર્ટને ખાત્રી થાય તેવું પુરતું કારણ નહીં બતાવવામાં આવે તો તાબડતોબ સદરહુ અરજી પ્રમાણે બજાવણીનો હુકમ કાઢવામાં આવશે.

આજ તારીખ માહે સને ૧૯ રોજ મારી સહી અને કોર્ટનો સિક્કો કરી આપ્યું.

જડજ.

# નંબર ૧૪.

## દિવાની ફરિયાદોનું રજીસ્ટર. ( ઓ ૪, કા ૨ ).

### ની કોર્ટ મુકામ

સન ૧૯ ની સાલમાં થએલી ફરિયાદોનું રજીસ્ટર.

| ફરિયાદ આપ્યાની તારીખ. | ફરિયાદનો નંબર. | વાદી. | | | પ્રતિવાદી. | | | દાવો. | | | હાજરી. | | | ફેસલો. | | | અપીલ. | | બજાવણી. | | | | | બજાવણી કરીને પાછું મોકલ્યું તે. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | નામ. | વર્ણ. | રહેવાનું ઠેકાણું. | નામ. | વર્ણ. | રહેવાનું ઠેકાણું. | વિગત. | રકમ અથવા કિંમત. | દાવાનું કારણ ક્યારે ઉત્પન્ન થયું તે. | પક્ષકારોને હાજર થવાનો દિવસ. | વાદી. | પ્રતિવાદી. | તારીખ. | કોના લાભમાં કર્યો તે. | શી બાબત અથવા કેટલી રકમનો. | અપીલના ફેસલાની તારીખ. | અપીલનો ફેસલો. | દરખાસ્તની તારીખ. | હુકમની તારીખ. | કોની સામે. | શી બાબત અને પૈસા હોય તો રકમ. | ખરચની રકમ. | કોર્ટમાં ભરેલી રકમ. | પકડેલો. | પકડયાની અથવા પૈસા ભર્યાનો રિટર્ન શિવાયના રિટર્નનો મીતીટ, અને દરેક રીટર્નની તારીખ. |
| | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |

તા૦ ક.–જ્યારે સંખ્યાબંધ વાદીઓ અથવા સંખ્યાબંધ પ્રતિવાદીઓ હોય ત્યારે માત્ર પહેલાજ વાદી અથવા પહેલાજ પ્રતિવાદીનું નામ રજીસ્ટરમાં દાખલ કરવું.

## નંબર ૧૫.

### અપીલોનું રજીસ્ટર (ઓ ૪૧, કા. ૯),

### કોર્ટ (અથવા હૈ કોર્ટ) મુકામ

સન ૧૯    ની સાલમાં હુકમનામા ઉપર થએલી અપીલોનું રજીસ્ટર

| અપીલની યાદીની તારીખ. | અપીલનો નંબર. | અપેલેન્ટ. | | | રેસ્પોન્ડેન્ટ. | | | જેના ઉપર અપીલ કરવામાં આવી તે હુકમનામું. | | | | હાજરી. | | | ફેસલો. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | નામ. | વર્ણન. | રહેવાનું ઠેકાણું. | નામ. | વર્ણન. | રહેવાનું ઠેકાણું. | કઈ કોર્ટનું. | અસલ મુકદમાનો નંબર. | વિગત. | રકમ અથવા કિંમત. | પક્ષકારોને હાજર થવાનો દિવસ તથા વખત. | અપેલેન્ટ. | રેસ્પોન્ડન્ટ | તારીખ. | મજબુત રાખ્યો, રદ કર્યો, કે ફેરવ્યો. | શી બાબત અથવા કેટલી રકમનો. |
| | | | | | | | | | | | | | | | | | |

# બીજું પરિશિષ્ટ.

## લવાદી ઉપર સોંપવાનું.

### કુરિયાદોમાં લવાદી ઉપર સોંપવાનું.

લવાદને સોંપવાનો હુકમ કરવા સારૂ ફરિયાદના પક્ષકારો અરજ કરે.

૧ કોઇપણ ફરિયાદમાં વાંધાની બાબત લવાદીપર સોંપવાની હિતસંબંધવાળા પક્ષકારોની ખુશી હોય તો, ફેસલો કહી સંભળાવતાં પહેલા કોઇપિણ વખતે લવાદને સોંપવાનો હુકમ થવાસારૂ પક્ષકારો કોર્ટને અરજ કરવાને મુખત્યાર છે.

(૨) આવી પ્રત્યેક અરજ લખેલી જોઇએ, અને જે ખાસ બાબત લવાદને સોંપવાની હોય તે તેમાં જણાવવી જોઇયે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૦૬.**

**ટીકા.**—આ કલમ હાયકોર્ટ અને પ્રોવીનશીયલ સ્માલકોઝ કોર્ટોને લાગુ છે.

આ કલમ તથા આગળ કલમ ૧૯ મી શકતી આપનારી કલમો છે. અને તેનો ઇરાદો મર્યાદા ભરેલો અથવા સ્વતંત્ર રીતનો રાખેલો નથી. હુકમનામુ કરતા પેહેલાં દાવાનો નીકાલ કરવાને કાંઇ કરાર કરવાને પક્ષકારો મુખત્યાર છે. ( જોગેશ્વર બેનરજી વી. કલ્યાણી (૧૮૭૫) ૨૪ વી. રી ૪૧ ) આ કલમની બીજી રકમ ફકત માર્ગોપદેષક છે ( શાંમા સુંદ્રમ વી. અબદુલ લતીફ (૧૯૦૦) ૨૭ ક. ૬૧; ૪ ક. વી. નો. ૯૨, તે પ્રમાણે અબદુલ વી. રીયાઝુદીન (૧૯૦૭) અ. વી. નો. ૨૭૩ ના ઠરાવમાં ચાલવામાં આવ્યું છે.

**દાવામાં વાંધાવાળી બાબત:**—આ પરીશીષ્ટ પ્રમાણેના કામોમાં કોર્ટની રૂબરૂ જે બાબત ઈસ્યુ ના હોય તે બાબત યોગ્ય રીતે લવાદ અથવા લવાદનો ફેસલો થઇ શકતો નથી. ( તારાનાથ વી. માંણુકચંદ્ર (૧૮૭૦) ૧૪ વી રી. ૪૬૯ ).

**બધા પક્ષકારો:**—દાવાના બધા જે પક્ષકારો હીતવાળા હોય તે લવાદને સોંપવામાં એકમત થવા જોઇએ ( બૈકુંઠનાથ ચાતરજી વી. નમરૂદીન (૧૮૬૮) ૧૦ વી. રી. ૧૭ ; ૧ બં. લા. રી. એસ. એન. ૧૧ ) અને જે ઇસ્યુનો નીર્ણય કરવાનો હોય તેમાં તે તમામ પક્ષકારો એકમત થવા જોઇએ ( શીવનાથ વી. રામનાથ (૧૮૬૩) ૧૦ મુ. ઇ. અ. ૪૧૩, પા. ૪૨૭; ૫ વી. રી. પ્રી. કૌ. ૨૧; ઇંદ્રસુબરાં વી. રાજમનાર (૧૯૦૩) ૨૬ મ. ૪૭ ). 'ફરીયાદમાં તેઓની વચેના વાંધાવાળી કાંઇ બાબત" ના સબંધમાં "બધા પક્ષકારો" એવા શબ્દો છે તેમાં જે પક્ષકારો કોઇ દીવશ હાજર થએલા ના હોય તે પક્ષકારો અને લવાદને સોંપનાર કોઇ પક્ષકારો વચે કાંઇ વાંધાની બાબત ના હોયતો તે પક્ષકારોનો સમાવેશ થતો નથી. ( પીતમમલ વી. સાદીકઅલ્લી (૧૯૦૨) ૨૪ અ. ૨૨૯; તે ઠરાવ કધુ વી. બાલજી (૧૯૦૭) ૨૯ અ. ૪૨૩. અ. વી. નો ૧૪૭ ).

**બધા પક્ષકારો ના હોય.**—પણ એ કે એકાદો લવાદનો ઠરાવ બધા પક્ષકારોના સોંપવાથી કરેલા નાહોય અને વીરૂધ પડનાર પક્ષકારો જરૂરીયાત પક્ષકારો નાહોય એમ ના હોય તો આ પરીશીષ્ટમાં બતાવેલી રીતે, તે લવાદનો ઠરાવ તે ઉપર અપીલ કરતા અટકાવ થાય તે પ્રમાણે, આખરનુ હુકમનામુ થઇ શકતુ નથી ( જયપ્રકાશ વી. શીવગુલામ (૧૮૮૫) ૧૧ ક. ૩૭; બેપીન બેહારી વી. અનોદા (૧૮૯૧) ૧૮ ક. ૩૨૪ ના કામમાં પસંદ કરવા-

માં આવેલો છે. બીશોક વી. અનંતો (૧૮૭૯) ૪ ક. લા. રી. ૬૫ ). તે રદ બાતલ છે. પરંતુ નીશબત રાખનાર પક્ષકારો વીરૂધ તે પુરાવ છે ( બીજયચંદ્ર વી. જેરભચંદ્ર (૧૮૭૧) ૧૫ વી. રી. ૪૨૭ ).

**પક્ષકારે લવાદને સોંપવાને કબુલ કરેલું ના હોયતો તે.**—જે પક્ષકારે લવાદને સોંપવાને કબુલ કરેનુ ના હોય,તે પક્ષકાર લવાદના ઠરાવથી બંધાએલો નથી. ( હીરાસીંગ વી. ગંગાસાહી (૧૮૮૪) ૬. અ. ૩૨૨; લા. રી. ૧૧ ઇ. અ. ૨૦; શીવનાથ વી. રામનાથ (૧૮૬૬) ૫ વી. રી. ( પી. સી. ) ૨૧; ૧૦ મુ. ઇ. અ. ૪૧૩; રાશબેહારી વી. દુરગાબર (૧૮૭૦) ૧૪ વી રી. ૨૧૧; વળી જુઓ બેની માહાધબ વી. પ્રીયનાથ (૧૯૦૦) ૫ ક. વી. નો. ૨૬૮ ). જે પક્ષકારોએ લવાદને સોંપેલું હોય તેજ પક્ષકારોને ફકત, લવાદનો ઠરાવ બંધન કાર્ક છે. ( ગંગાશાહી વી. હીરાસીંગ (૧૮૭૯) ૨ અ. ૮૦૯, પા. ૮૧૬ ). ઈંગલાંન્ડમાં ઠરાવેલુ છે કે લવાદને સોંપવાના કરાર પ્રમાણે ચાલવામાં આવે તેથી, લવાદનો ઠરાવ કપટ ભરેલો છે એવુ ગણી તે રદ કરાવવાને વાદીને અટકાવ થાય છે ( ઓર્મસ વી. બીડલ ૬ જયુ. એન. એસ. ૧૧૦૩ ) લવાદને સોંપવાના હુકમમાં એકાદો સખસ પક્ષકાર ના હોય અને તેની તરફથી ફકત ચુપ રહેવાંમાં આવે અને તેંણે લવાદોને એવી ખબર આપેલી ના હોય કે હું તે સોંપવામાં પક્ષકાર નથી તો તેથી તે લવાદનો ઠરાવ તે પક્ષકારને બંધન કાર્ક થતો નથી ( બેની માહાધબ મીતર વી. પ્રીયનાથ મંડલ (૧૯૦૦) ૫ ક. વી નો. ૨૬૮; ૨૮ ક. ૩૦૩ ).

**અનુમાન.**—દાવાનો એકાદો પક્ષકાર લવાદને સોંપવાને ના કહે તેથી તેંના વીરૂધ કાંઇ અનુમાન થઇ શકતુ નથી ( માહાબીર વી. ધજીસીંગ (૧૮૭૩) ૨૦ વી. રી. ૧૭૨ ).—

**રદ કરવો.**—પાકુ કારણ ના હોય તો લવાદને સોંપવાનો કરાર રદ કરી શકાતો નથી; સ્વચ્છંદી રીતે તે રદ કરવાની પરવાનગી આપવામાં આવતી નથી (પેસ્તનજી મેહેરવાંનજી વી. માણકજી (૧૮૬૭) ૧૨ મુ. ઇ. અ. ૧૩૦) તે પ્રમાણે અબદુલ હમીદ વી. રીયાઝુદીન (૧૯૦૮) ૩૦ અ. ૩૨; અબલખીકુંવર વી. ઊદન (૧૮૭૧) ૧૩ વી. રી. ૩૩૧; નાગસ્વામી વી. રંગાસ્વામી (૧૮૭૪) ૮ મ. હા. કો. ૪૬; સુલતાન મહમદ વી. શીવપ્રસાદ (૧૮૯૮) ૨૦ અ. ૧૪૫; વળી જુઓ વીતમ વી. શાદીક (૧૯૦૭) ૨૯ અ. ૨૨૯) અને પાકુ કારણ એટલે આગળ કલમ ૫ મીમાં જે કારણો બતાવેલાં છે તેમાનુ એકાદુ કારણ છે (હલીમભાઇ વી. શંકર (૧૮૮૬) ૧૦ મુ. ૩૮૧; પણ જુઓ કાલી વી. ડેકોસ્ટા (૧૮૯૦) ૧૭ ક. ૨૦૦) પરંતુ જે કામમાં આ કલમ પ્રમાણે કોર્ટના હુકમથી લવાદને સોંપણી કરેલી હોય તે કામમાં એમાંથી એક પક્ષકાર તે રદ કરી શકતો નથી (નીલમોની બોસ વી. મહીમાચંદ્ર (૧૮૭૨) ૧૭ વી. રી. ૫૧૬) જો કે પક્ષકારોમાંના એક પક્ષકારે તે સોંપણી પાછી ખેંચી લે અને લવાદને નોટીશ આપીને પોતાનો આપેલો અખત્યાર રદ કરે તેમ છતાં જો લવાદે ચલાવેલું કામ તમામ બાબતોમાં બરાબર હોય તો તે લવાદે ચલાવેલું કામ તમામ બાબતોમાં બરાબર હોય તે લવાદે કરેલો ઠરાવ તે પક્ષકારોને બંધનકાર્ક છે (એટકેનસ્પેન્સ અને કંપની વી. ફરનાનડો (૧૯૦૨) ૭ ક. વી. નોટ ૨૫૧ )

**સોંપણીના હેતુ**—કબજાના દાવાના પક્ષકારો હકના સવાલ બાબત લવાદને સોંપવાને કબુલ કરે અને વાદી પોતાની કબજા બાબતની દાદ છોડી દે તો કરારથી ગર્ભીત રીતે એવું સાથે રાખવામાં આવેલું થાય છે કે જો ઠરાવ પ્રતીવાદીના વીરૂદ્ધ થાય તો, પ્રતીવાદીએ તે કબજો આપવાનો છે (રાજનારાયણ વી મધુસુદન (૧૮૭૩) ૨૦ વી. રી. ૧૯) અને

કપટ ભુલ અથવા ખોટી વર્તણુકના કારણથી લવાદનો ઠરાવ રદ કરેલો ના હોય તો તકરારી તમામ બાબતોમાં સામાન્ય સોંપણી બંધનકાર્ક છે (ભાગોતી વી. ચંદન (૧૮૮૫) ૧૧ક. ૩૮૦, લા. રી. ૧૨ ૪ અ. ૬૭)

**દાવો પાછો ખેચી લેવો**—સોંપણી કર્યા પછી ઓ. ૨૩ રૂલ ૧ પ્રમાણે એકાદી એકતરફી અરજી ઊપરથી વાદીને પોતાનો દાવો પાછો ખેંચી લેવાની પરવાનગી કોર્ટ આપી શકતી નથી (શીવંબર વી. દેવદત (૧૮૮૭) ૯ અ. ૧૬૮) જુના કાયદાની ક. ૩૭૩ (ઓ. ૨૩ રૂ. ૧) પ્રમાણે વાદીને પાછો ખેંચી લેવાની પરવાનગી આપવાને કોર્ટની હકુમત નથી (દેબીચર્ણ વી. બ્રીકાપ્રસાદ (૧૯૦૨) ૭ ક. વી. નોટ ૧૮૬)

**સોંપણીનો ખુલાસો**—જુઓ ભગોબતી વી. ચંદન (૧૮૮૪) લા. રી. ૧૨ ઈ. અ. ૬૭; ૧૧ ક. ૩૮૬)

**લવાદી એકટ**—આ પરીશિષ્ટ એકાદા દાવામાં જે લવાદ હોય તેને લાગુ છે, અને સને ૧૮૫૯ ના લવાદી એકટ પ્રમાણે ચાલેલા કામને લાગુ નથી (પ્રતાપચદ્રદે વી. તુલશીદાસદે (૧૯૦૨) ૨૯ ક. ૭૫૩)

**સાંથના દાવા**—આ પરીશિષ્ટ બંગાળામાં સને ૧૮૫૯ ના એકટ ૧૦ પ્રમાણેના સાથના દાવાને લાગુ થતુ નથી (ગાઝી વી. હમીદ (૧૮૭૧) ૧૬ વી. રી. ૧૬૦; પણ જુઓ ખેમાગોવલા વી. બહોલુખાન (૧૮૮૧) ૬ ક. ૨૫૧) પરતુ વાવ્ય પ્રાંતમાં ઠરાવેલુ છે કે સામાન્ય કાયદા પ્રમાણે દાવાના પક્ષકારો ઇસ્યુ કહાડતા પહેલાં પોતાની મેળે અને દાવામાં સામેલ થયા પછી કોર્ટની પરવાનગીથી સાંથના દાવામાં તકરારી બાબત લવાદને સોંપી શકે છે (ગીરધરજી વી. દુરગાદેવી (૧૮૭૯) ૨. અ. ૧૧૯) અને સાંથ બાબતના કાયદામાં ખાસ ઠરાવો કરેલા છે (ફાહીમુનનીશા વી. અજુધ્યા (૧૮૮૪) ૬ અ. ૧૭૦).

**પ્રોબેટ**—એકાદા એકઝીકયુટરે પ્રોબેટ બાબત અરજી કરેલી હોય અને તે વીરૂદ્ધ હરકત લેવામાં આવેલી હોય તો જે વીલ બાબત તે એકઝીકયુટરે અરજી કરેલી છે તે મરનાર સખસે યોગ્ય રીતે કરેલુ છે કીંવા નહી તે સવાલ તે એકઝીકયુટર લવાદને સોંપી શકતો નથી (પેલાભાઇ વી. નંદુભાઇ (૧૮૯૭) ૨૧ મુ. ૩૩૫

**મજીયારૂ હિંદુ કુટંબ**—એકાદા મજીયારા હિંદુ કુટંબમાં બાપ તે કુટંબના વહીવટદાર તરીકે તે કુટંબની મીલકતની વહેંચણુની બાબત લવાદને સોંપવાને મુખત્યાર છે અને લવાદનો ઠરાવ બીજી બાબતમાં બળવાન હોય તો, તે ઠરાવ દીકરાઓને બંધનકાર્ક છે (જગનનાથ વી. મનુલાલ (૧૮૯૪) ૧૬ અ. ૨૩૧) એક હિંદુ કુટંબમાં મજીયારી કુટંબની મીલકત બાબત તકરાર પડવાથી પક્ષકારોએ તે વહેંચણ કરવાને એક લવાદને સોપ્યું તેથી તે લવાદે ઠરાવ કરયો. બેઊ પક્ષકારોએ તે ઠરાવ વીશે હરકત લીધી હતી અને તેનો અમલ કદી કરવામાં આવેલો ન્હોતો વહેંચણ બાબત દાવો ફાઇલ કરવામાં આવ્યો તે ઉપરથી ઠરાવેલુંછે કે બેઉ પક્ષકારોએ પ્રથમની સ્થીતીમાં પાછા જવાને કબુલ કરેલુંછે, માટે વહેંચણુનો હાલનો દાવો ચાલી શકતો નથી એવો નક્કી પુરાવ ના હોય તો સદરહુ લવાદનો ઠરાવ આખરના ફેંસલા બરાબર છે અને તે પક્ષકારોને બંધનકાર્ક છે (ક્રીશ્નપંડા વી. બળરામપંડા (૧૮૯૬) ૧૯ મ. ૨૯૦)

**ધર્મ સબંધી બક્ષીશનો એકટ.**—ધર્મ સબંધી બક્ષીસ એકટની ક. ૧૬ પ્રમાણે દાવામાંની કોઇ વાધા લાવી બાબતનો ઠરાવ કરવાને એકાદા લવાદને સોંપવાને કોર્ટ મુખ

ત્યાર છે પરંતુ તમામ દાવો તે સોંપવાને મુખત્યાર નથી (ફરેડલા વી. વીમા વીરપુ (૧૯૦૩) ૨૬ મ. ૩૬૧ ).

**અપીલ કોર્ટ.**—એકાદી અપીલકોર્ટ આ કલમ પ્રમાણે વર્તી શકે છે, ( ચીરનજીલાલ વી. જમનાદાસ ( ૧૮૭૫ ) ૭ અ. હા. કો. ૨૪૩; શણુગાર બીબમ અરજદારના કામમાં ( ૧૮૭૮ ) ૩ મ. ૭૮; ભગવાનદાસ વી. નંદલાલ ( ૧૮૮૬ ) ૧૨ ક. ૧૭૩; સુરેશચંદ વી. અંબીકાચણું ( ૧૮૯૧ ) ૧૮ ક. ૫૦૭; રસુલ બીબી વી. જાન અલ્લી ( ૧૮૭૩ ) ૧૨ બં. લા. રી. ૨૬૭ નોટ; ૧૭ વી. રી. ૩૧ પણ જુઓ વીરૂધ જોગેશર વી. તરયોમોય ( ૧૮૭૩ ) ૧૨ બં. લા રી. એફ બી ૨૬૬, ૨૧ વી. રી. ૨૧૦) પરંતુ ઓ. ૫૧, રૂ. ૨૬ પ્રમાણે તપાસ કરવાને સારૂ જે કોડું તરફ અમુક ઇસ્યુ મોકલેલો હોય તે કોર્ટ તે પ્રમાણે વર્તી શકતી નથી. ( નંદરામ વી. ફકીરચંદ ( ૧૮૮૫ ) ૭ અ. ૫૨૩ ).

**હકુમત.**—એક કામ અપીલ સુધી ગએલુ તેમાં જડજે અસલ કોર્ટ તે કામ મોકલ્યુ એવા કારણથી કેટલાક ઇસ્યુ બાબત પક્ષકારો પાસે લવાદી તરફ સોંપાવવી પણ જો પક્ષકારો તે કરવાને નીશફળ જાયતો, કોર્ટે પોતે લવાદ નીમવા ઠરાવ્યુ છે કે તે હુકમ હકુમત વીના કરેલો નથી પણ તે કામ ગેરશીરસ્તે ચાલેલુ છે, માટે તે પક્ષકારોની કબુલતથી તે દુરસ્ત થઇ શકે છે (પના વી. ખોદાબક્ષ ( ૧૮૭૪ ) ૨૨ વી. રી. ૪૯૬ )

**૨.** પક્ષકાર વચ્ચે કબુલ થાય તે શર્તે લવાદની નિમણુક કરવી. લવાદની નીમણુક.

**ટીકા—સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૦૭**

**ટીકા**—આ કલમ હાયકોર્ટ તથા પ્રોવીનશીયલ સ્માલકોઝ કોર્ટને લાગુ છે.

પક્ષકારોએ લવાદોના નામ આપવાં જોઇએ, અથવા કોર્ટ આગળ ક. ૫ (અ) પ્રમાણે નીમે તે તેઓએ કબુલ કરવુ જોઇએ ( શીવનાથ વી. રામનાથ ( ૧૮૬૩ ) ૧૦ મુ. ઇ. અ ૪૧૩; પાનુ. ૪૨૫; ૪ વી. રી. પી. સી. ૨૧; અને જુઓ કોલે વી. ડેકોસ્ટા (૧૮૯૦) ૧૭ ક. ૨૦૦)

**સ્ટેંપ.**—પક્ષકારોની વચે લવાદીથી ફેંસલો કરવાને લવાદોને અખત્યાર આપવાના પત્રો પક્ષકારોએ લખેલા હોય તો તે ઉપર સ્ટેંપની જરૂર નથી ( ગંગારામ વી. નારણુ બાબાજી ( ૧૮૯૪) ૧૯ મુ. ૩૨).

**૩.** (૧) વાંધાની જે બાબતનો લવાદ પાસે નિર્ણય કરાવવો હોય તે બાબત કોર્ટે હુકમ કરીને લવાદને સોંપવી, અને નિવાડો કરી આપવાને પોતાને વ્યાજબી લાગે તેટલી મદત કોર્ટે ઠરાવવી, તથા તે મુદત હુકમમાં લખવી. લવાદને સોંપવાનો હુકમ.

(૨) કોઈ બાબત લવાદીપર સોંપ્યા પછી, આ પરિશિષ્ટમાં જે રીત અને જે હદ ઠરાવી છે તે શિવાય બીજી રીતે અને તે કરતાં વધારે હદ સુધી, તેજ ફરિયાદમાં કોર્ટે તે બાબતમાં કાંઇ હાથ ઘાલવો નહીં;

સને ૧૮૮૨ ના એકટ ૧૪ માની ક. ૫૦૮

**ટીકા**—આ પેરેગ્રાફ હાય કોર્ટ તથા પ્રોવીનશીયલ સ્મોલકોઝ કોર્ટને લાગુ છે.

**તેટલી મુદત ઠરાવવી.**—કોર્ટના હુકમમાં જો કાંઇ મુદત ઠરાવેલી ના હોય તો લવાદનો કરેલો નીવેડો કલકતામાં ચાલતો નથી ( ગંગા ગોબીંદ વી. કાળીપ્રશનો (૧૮૬૮)

૧૦ વી. રી. ૨૦૬; ૧ બં. લા. રી. એશ. એન, ૧૩; નસરવાનજી પેસ્તનજી વી. માઇનુદી ન (૧૮૪૯) ૬ મુ. ૪. અ. ૧૩૪), અને અલ્હાબાદમાં પણ તે હુકમને બીલકુલ હરકત કરતા છે (લછમનદાસ વી. અબપરકાશ (૧૮૯૦) ૩૦ અ. ૧૬૯; હરનારાયણ વી. ભગવંત (૧૮૯૦) લા. રી. ૧૮ ૪. અ. ૫૫; ૧૩ અ. ૩૦૦; વળી જુઓ સીતારામ વી. ભવાની ૨૬ અ. ૧૦૫; મથુકુટી વી. અચાનાયકણ (૧૮૯૫) ૧૯ મ. ૨૨.—

**મુદત થઇ ગએલી.**—આપેલી મુદત વીતી ગયા પછી લવાદે ઠરાવ કરેલો હોય તો હાલ દેખીતી રીતે નાબુદ છે (ભગવાનદાશ વી. નદલાલ (૧૮૮૬) ૧૨ ક. ૧૭૩). એક દાવો લવાદોને સોંપેલો હતો અને તે દાવાનો નીવેડો તેઓએ છ માસની અંદર કરવાનો હતો, પણ તે મુદતની અંદર કાંઇ કરેલું નહતુ. તેમાં વાદીએ તે દાવો પાછો કોર્ટમાં ફાઇલ ઊપર લેવાને અરજ કરી તે ઊપરથી ઠરાવેલું છે કે તે દાવો કોર્ટની રૂબરૂ ફરીથી રજુ કરવો જોઇએ, (અશાઉલ્લા વી. મહમદનુર. (૧૯૦૫) અ. વી. નો. ૪૭) જુઓ આગળ "વધારે મુદત" પેરા: ૮; "આપેલી મુદતની અદા" પેરા. ૧૫. પરંતુ જો ઠરાવેલી મુદતની અંદર તે ઠરાવ કરેલો હોય તો, તે દેખીતો બશ છે; તે ઠરાવ મુદતની અંદર કોર્ટને પોહોચવાની જરૂર નથી (ગોપીનાથ વી. સેબચંદ્ર (૧૮૭૦) ૬ બં. લા. રી. ૭૪)

**વાંધા વાળી બાબત.**—જે બાબતો વીશે દાવાના પક્ષકારો લવાદને સોંપવાને કબુલ કરે તે બાબતો અથવા તેમાંની કોઇપણ બાબત તેઓની વચે વાંધો હોય તે તેઓ લવાદને સોંપી શકે છે (તારાનાથ વી. માણુકચંદ્ર (૧૮૭૦) ૧૪ વી. રી. ૪૬૯) લવાદને સોંપવાના હુકમમાં લવાદને સોંપેલી તમામ બાબતો બતાવવી જોઇએ. આ સંભાળ રીતે કરવુ જોઇએ, તે અગત્યનું છે કારણ કે લવાદને એક વખત કામ સોંપ્યુ એટલે તેની વ્યવસ્થા આ પરીશિષ્ટના ઠરાવ પ્રમાણે કરવી જોઇએ, અને તે સોંપણી નીશફળ થાય નહી તો, તે કામની તપાસ કરી શકાતી નથી (હરધન વી. રાધાનાથ (૧૮૬૮) ૧૦ વી. રી. ૩૯૮). તે પેરેગ્રાફના શબ્દ જોતાં મોઘમ સોંપણી ચાલવા લાયક છે કે નહી તે શક ભરેલુ છે.

એક દેવસ્થાન કમીટીને દુર કરવાને તથા નુકશાન લેવાને દાવો કરેલો હતો, અને તે દાવો સને ૧૮૬૩ ના એકટ ૨૦ ની ક. ૧૬ પ્રમાણે લવાદોને સોંપેલો હતો તેથી લવાદોએ તે કમીટીને બર તરફ કરવાને અને દાવાવાળા નુકશાનનો એક ભાગ વ્યાજ સાથે અપાવે તેમાં ઠરાવ્યું છે કે કોર્ટને તે બાબત લવાદને સોંપવાનો અને નુકશાન વ્યાજ સાથે અપાવવાનો અખત્યાર નોહોતો (પેરૂમલનાયક વી. સામીનાથ પીલાઇ (૧૮૯૬) ૧૯ મ. ૪૯૮ તો પણ જુઓ પ્રતાપચંદ્ર વી. બ્રજનાથ (૧૮૯૨) ૧૯ ક. ૨૭૫ તેમાં ઠરાવેલુ છે કે તે એકટ લાગુ કરવામાં સાર્વજનીક બક્ષીસ હોવાની જરૂર છે).

**લવાદની કામ ચલાવવાની રીત.**—લવાદોને જે બાબત સોંપેલી હોય તે બાબતજ જોવી જોઇએ અને તેનો ફેંસલો કરવાને કાયદા પ્રમાણેનો જે પુરાવ હોય તેજ લેવો જોઇએ (કીશકાંત વી. બીધાસુંદ્રી (૧૮૬૮) ૨ બં. લા. રી. એપ. ૨૫). જો લવાદે પ્રથમ કરેલી તપાશ કહી તે તપાશ પોત.ના પ્રોસીડીંગમાં બતાવેલી હોય અને પ્રથમના કામમાં કરેલી કબુલત ઊપર આધાર રાખેલો હોય તો, તેમનો કરેલો ઠરાવ બરોબર નથી (કનાહીચંદ વી. રામચંદ્ર (૧૮૭૫) ૨૪ વી. રી. ૮૧).

પક્ષકારોની વચે જે બાબતનો વાંધો ના હોય અને લવાદોને તે સોંપેલી ના હોય તે બાબત લવાદોએ કરેલો ઠરાવ રદ બાતલ છે (મોસાહેબસીંગ વી. કાનોમતી (૧૮૭૧) ૧૫ વી. રી. ૧૭૨). અમુક બાબતો લવાદને જડજે સોંપેલી અને બાજી બાબતો પક્ષકારોએ સોંપેલી હોય તો, તે બાબતો ભેળસેળ થાય નહી તેની સંભાળ રાખવી રાખવી જોઇએ.

ને તે સ્પષ્ટ જુદી પાડવી જોઇએ. ( રઘુનંદન વી. બનવારી (૧૮૬૫) ૩ વી. રી. ૨૭. લવાદો પોતાનો અખત્યાર બીજાને આપી શકતા નથી. ( સુરબજીત વી. ગૌરીપ્રસાદ (૧૮૬૭) ૭ વી. રી. ૨૬૫ ).

**કોર્ટે હાથ ઘાલવો તેમાં નહીં.**—જ્યારે એકાદી તકરાર લવાદને સોંપેલી હોય ત્યારે આ પરીસીષ્ટમાં ઠરાવેલુ છે તે પ્રમાણે શીવાય પક્ષકારો વચેના વાંધાની બાબતની લવાદીથી વ્યવસ્થા કરી શકાતી નથી ( હરીનભાઇ વી. શંકર (૧૮૯૬) ૧૦ મુ. ૩૮૧ ) તે કાંમના ગુણદોષની તપાસ કરી શકાતી નથી ( સાલીગરામ વી. ઝના (૧૮૮૨) ૪ અ. ૫૪૬ ) અથવા આ પરીશીષ્ટમાં ઠરાવેલુ છે તે શીવાય બીજી રીતે તેની વ્યવસ્થા તે કરી શકતા નથી. (હરધન વી. રાધાનાથ (૧૮૬૮) ૧૦ વી. રી. ૩૯૮; ૨ બં. લા. રી. એસ. એન. ૧૪ ). સોંપેલી બાબતની સુનાવણી કરતા પહેલાં લવાદો પોતાની ફી આપવાનો હુકમ કરે તો તે હુકમ કોર્ટ બાહાલ રાખી શકતા નથી (સ્ટીલ વી. રોમ્બર્ટસ. (૧૮૮૧, ૬ ક. ૮૦૯ ).

તકરારી બાબતો લવાદને સોંપણીમાં અને એક શવાલ વીશે ઇસ્યુ હતો તે સવાલ સોંપણીમાં બતાવેલો ન્હોતો અને તે વીશે લવાદ ઠરાવનાં કાંઇ ફેશલો કરેલો ન્હોતો, માટે તે બાબત હીત રાખનાર પક્ષકારે કોર્ટની નજરે લાવવી જોઇએ; જો તે કોર્ટની નજરે ના લાવે તો તે બાબત કોર્ટ કાંઇ હુકમ કરે નહી તેથી કોર્ટ કાંઇ ખોટુ કરેલુ થતુ નથી રાજનારાયણ વી. જગેશ્વર મુકરજી (૧૮૭૦) ૧૪ વી. રી. ૭)

૪. (૧) બે અથવા વધારે લવાદોને સોંપણ હોય તો લવાદોમાં મત ભેદ થાય તેને માટે હુકમમાં બંદોબસ્ત કરવો, તે એવી રીતે કે :—

બે અથવા વધારે લવાદોને સોંપણ હોય ત્યારે, મતભેદ પડે તો શું કરવું તેનો હુકમ કરવો.

(અ) સરપંચ નીમવો, અથવા

(બ) લવાદો પૈકી વધારે જણ એક મત થાય તો, વધારે મત પ્રમાણે ચુકાદો કરવો એમ ઠરાવવું, અથવા

(ક) સરપંચ નીમવાનો લવાદોને અખત્યાર આપવો, અથવા

(ડ) પક્ષકારો એકમત થઇને કહે તે પ્રમાણે અથવા તેઓ એકમત ન થાય તો કોર્ટ ઠરાવે તે પ્રમાણે બીજી રીતે બંદોબસ્ત કરવો.

(૨) સરપંચ નીમવામાં આવે ત્યારે, જો તે સરપંચને કામ કરવાનો પ્રસંગ આવે તો તેણે નિવાડો કયારે કરી આપવો એને માટે કોર્ટને વાજબી જણાય તેટલી મુદત કોર્ટે ઠરાવવી.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૫૦૯.**

**ટિકા**—આ પેરા, હાયકોર્ટ તથા પ્રોવીનશીઅલ સ્માલકોઝ કોર્ટને લાગુ છે

**જુદા અભીપ્રાય થાય તો**—જ્યારે લવાદને એક દાવો સોંપેલો હોય તો તે સોંપણીના હુકમમાં લવાદોના અભીપ્રાય જુદા જુદા થાયતો એક સરપંચ નીમવાને અને ઘણા મતે ઠરાવ કરવો એવુ ઠરાવવુ જોઇએ (હરધન વી. રાધાનાથ (૧૮૬૮) ૧૦ વી. રી ૩૯૮; ૨ બ લા. રી. એસ. એન. ૧૪ ). જો જુદા અભીપ્રાય ના થાયતો તે તમામ લવાદોએ મળીને ઠરા

કરીને તે ઉપર બધા લવાદોએ પોતાની સહી કરવી જોઇએ (જંગલીરામ વી રામગ્હીત (૧૮૭૩) ૧૫ વી. રી. ૫૭; નેમનાથ વી. ભારત (૧૮૭૪) ૨૨ વી. રી. ૧૨૫). બે લવાદોની વચમાં થોડોક મત ભેદ થવાથી તેથી તેઓનો તમામ ઠરાવ રદ થતો નથી (પના ઊલ્લા વી. તમીઝુદ્દીન (૧૮૬૫) ૨ વી. રી. ૩૨) સોંપણીના હુકમમાં લવાદોના અભીપ્રાય જુદા જુદા થાય તે બાબતની ગોઠવણ વીશે તો માત્ર ના હોય પણ મતભેદ થયા ના હોયતો તેથી લવાદનો ઠરાવ રદ થતો નથી (ગોરચંદ્ર વી. સદોયચંદ (૧૮૭૨) ૧૭ વી. રી. ૧૫૦. તો પણ જુઓ હરધન વી રાધાનાથ (૧૮૬૮) ૨ બં. લા. રી. એસ. એન ૧૪). જે કામમાં લવાદોએ જુદા જુદા ઠરાવો કરેલા તેથી અસલ કોર્ટે તે કામની તપાસ કરીને અને ફેંસલો કરેલો ને અપીલમાં બાહાલ રાખવામાં આવેલો તેથી સ્પેશીયલ અપીલમાં તે સોંપણી પાછી લવાદો તરફ જુદા અભીપ્રાય બાબત બંદોબસ્ત કરીને પાછી મોકલવામાં આવતી નથી (ઠાકુરદાસ વી. રામજીવન (૧૮૭૦) ૧૪ વી રી. ૧૫૦; તો પણ જુઓ હરધન વી રાધાનાથ (૧૮૬૮) ૨ બં. લા. રી. એસ એન. ૧૪) સોંપણીના હુકમમાં લવાદોમાંના ઘણા લવાદોમાંના ઘણા લવાદોના ખતથી જે ઠરાવ કરવામાં આવશે તે બંધન કાકછે એવુ ઠરાવેલુ ન્હોતુ પણ પાંચ લવાદોમાંથી બે લવાદો પાછા નીકળી ગયા તેથી ઠરાવ્યું છે કે ઘણા મતથી કરેલો ઠરાવ નાબુદ છે (ગુરૂપથાપા વી. નરસીંગ આપા (૧૮૮૪) ૭ મ. ૧૭૪).

જો ઘણા મતથી ઠરાવ કરવાનો હોય અને થોડાક લવાદો ગેરહાજર હોય તો પણ તેઓએ ઘણા મતથી કરેલો ઠરાવ હોય અને થોડાક લવાદો આગળ પેરા ૫ માં બતાવેલા એક અથવા બીજા કારણોથી ગેરહાજર ના હોય તો તે ઘણા મતથી કરેલો તે ઠરાવ કાયદેશર છે (કેદારનાથ વી. ગંગાબાઈ સ. ડી એ૧. ૧૮૬૦ પા ૫૪૧) તે પ્રમાણે ત્રણ લવાદોમાંથી લવાદનો ઠરાવ ઉપર બે લવાદોએ સહીયો કરેલી હતી, કારણ કે ત્રીજો લવાદ હતો તેણે જો કે તે કામ ચલાવવામાં ભાગ લીધેલો પણ પાછળથી હાજર રહેલો ન્હોતો અને છેવટે કામ કરવાને ના કહેતી હતી તો પણ તે ઠરાવ બરોબર છે એવુ ઠરાવેલું છે (મીથન લાલ વી. રામચંદ સ ડી. એન. બલ્યુ ૧૮૭૧. ૮૯૫; પણ જુઓ આ વીરૂધ બસંતરામ વી. ગીરધારીસીંગ (૧૮૬૮) ૩ આગ્રા. ૯૩). અને જો ત્રીજો લવાદ તજવીજ કરતી વખતે બીજા લવાદો સાથે બેઠેલો હોય પણ છેલ્લે દીવશે અભીપ્રાય લખવાને ના કહેલી હતી તેમ છતાં તે લવાદોએ કરેલો ઠરાવ બરોબર છે એવુ ઠરાવેલુ છે (ગોકળબંસી તથા જાહાઊ ૩ આગ્રા (૧૮૫૨) પા. ૪૪૮). પણ જો કેટલાક લવાદો નીમેલા હોય અને ઘણા મતથી કરેલા કામથી બંધનમાં રહેવાને પક્ષકારો એકમત થતા ના હોય તો તેમણે કરેલો ઠરાવ બળવાંન થવા સારૂ તે લવાદોએ એકઠા થઇને તે ઉપર સહીયો કરેલી જોઇએ (સુરબજીત વી. ગોરીપ્રસાદ (૧૮૬૭) ૭ વી. રી. ૧૬૫). એકાદો સરપચ પોતાનો અખત્યાર બીજાને આપી શકતો નથી (સ્મીથ વી. લાધેલા દામોદર (૧૮૯૩) ૧૭ મુ. ૧૨૯).

**૫** (૧) નીચે લખેલી કોઇપણ બાબતમાં, એટલે:— | કેટલીક બાબતોમાં લવાદ નીમવાનો કોર્ટનો અધિકાર.

(અ) લવાદની નિમણુક બાબત પક્ષકારો યોગ્ય વખતમાં એકમત ન થઈ શકે, અથવા જે શખસને નિમવામાં આવ્યો હોય તે લવાદનો હુદ્દો લેવાની ના કહે,

(બ) લવાદ અથવા સરપંચ—

(૧) ગુજરી જાય, અથવા

(૨) કામ કરવાની ના કહે અથવા અકૂલત કરે, અથવા કામ કરવાને અશકત થાય, અથવા

[૩] એવા પ્રસંગોમાં બ્રિટિશ ઇંડિયા છોડે કે તે ઉપરથી ઘણું કરીને વહેલો પાછો નહીં આવે એમ જણાય, અથવા

(૪) સોંપણના હુકમમાં સરપંચ નીમવાનો અખત્યાર લવાદોને આપ્યો હોય અને તેમ કરવામાં તેઓ કસુર કરે,

ત્યારે કોઇપણ પક્ષકાર, પ્રસંગ પ્રમાણે, બીજા પક્ષકારને અથવા લવાદોને અવી લેખી નોટીસ આપવાને મુખત્યાર છે કે તમે લવાદ અથવા સરપંચ નીમો.

(૨) તે નોટીસ પોચ્યા પછી ચોખા ૭ દીવસમાં અથવા પ્રત્યેક કામમા કોર્ટ પરવાનગી આપે તેટલી જાસ્તી મુદતમાં, પ્રસંગ પ્રમાણે, કોઇપણ લવાદ અથવા સરપંચ નીમવામાં નહીં આવે તો, સદરહુ પ્રમાણે જે પક્ષકારે નોટીસ આપી હોય તે પક્ષકારની અરજ ઉપરથી અને બીજા પક્ષકારને શું કેહેવું છે તે કેહેવાની તે પક્ષકારને તક આપ્યા પછી. કોર્ટ લવાદ અથવા સરપંચ નીમવાને અથવા તે લવાદી રદ કરવાને મુખત્યાર છે, અને તેવી બાબતમાં તેણે તે ફરિયાદનું કામ આગળ ચલાવવું.

સને ૧૮૮૨ નાં એકટ ૧૪ ની કલમ ૫૧૦, ૫૧૧, ૫૦૭, પેરા ૨ જો.

**ટીકા:**—આ પેરેગ્રાફ હા. કો. તથા પ્રોવીન્શીઅલ સ્માલકોઝ કોર્ટોને લાગુ છે

કોઇ સખસે તે કામ કબુલ કરશે કે નહિં એવું કોર્ટ નક્કી કરે નહિં ત્યાં સુધી કોર્ટે તેને નીમવો જોઇએ નહિં ( ત્રૈલોકય નાથરાય વી. બીરભુમના કલેકટર, વી. રી. (૧૮૬૪) પા. ૩૩૮). એકાદો લવાદ નીમવાને બેઉ પક્ષકારો મળતા આવી સકતા ન હોય અને જડજે આ કલમ પ્રમાણે એક સખસને નીમેલો હોય તેમ છતાં છ અઠવાડીયાં પછી પ્રતીવાદી એવી હરકત લે કે મેં તેને નીમેલો નથી તો ઠરાવેલું છે કે પુરાવ જોતાં જડજે નીમવો જોઇએ એવી પ્રતીવાદીએ ઇચ્છા રાખેલી હતી એમ ગણવું જોઇએ તો તે નીમનોક બંધન કારક છે. ( સરૂપરામ વી. ગોબીંદરામ (૧૮૬૭) ૭ વી. રી. ૧૩; પણ જુઓ કોલે વી. ડે. કોસ્ટા (૧૮૯૦) ૧૭ ક. ૨૦૦ ).

**જો લવાદ ના કહેતો.**—આ શબ્દોનો હેતુ એવો છે કે જો લવાદ કબુલ કરે અને પછી ના કહે, અને પક્ષકારોમાંના એક પક્ષકાર વીરૂદ્ધ પેહલા નીમેલા લવાદોએ પ્રથમથી ના કહી હોયતો કોર્ટ વ્યાજબી રાહે નવા લવાદો નીમતી નથી. ( પગારદીન વી. મોઇદીનસા (૧૮૮૩) ૬ મ. ૪૧૪; બેપીન બીહારી વી અનોદા (૧૮૯૧) ૧૮ ક. ૩૨૪).

જ્યારે અસલ નીમેલા લવાદોમાં કેટલાકોએ કામ કરવાને ના કહેલી હોય અને બેઉ પક્ષકારો કબુલ કરતા ના હોય તો નવા લવાદો નીમવાને જડજને ફરજ નથી. પણ લવાદ ના કહે તે કબુલ કરવાને તે ના કહી શકતા નથી અને તેઓને ઠરાવ કરવાની ફરજ પાડી શકતા નથી ( સદાસુખ વી. શીવદયાળ (૧૮૬૬) ૧ આ. ૧૦૯ ) અને લવાદોમાંનો કોઇ લવાદ ના પાડેતો સામાન્ય રીતે બાકીના લવાદોએ કરેલો ઠરાવ નાબુદ છે માટે કોર્ટે નવા લવાદો નીમવા જોઇએ અથવા તે ફરીયાદની તપાસ કરવી જોઇએ ( નંદરામ વી ફકીરચંદ (૧૮૮૫) ૭ અ. ૫૨૩; થામ ચીરાજુ વી. બેપીરાજુ (૧૮૮૯) ૧૨ મ. ૧૧૩ ). તે નીમ-

વાનો કોર્ટનો અખત્યાર કરારથી દાબ નીચે હોય છે માટે તે મર્યાદાવાળો હોઇ શકે છે. ब અને क એ લવાદને સોંપણી કરી એવી સરતથી કે જે સાત સખસોના નામ આપેલા છે તેમાંથી સરપંચ પસંદ કરવો જોઇએ. ને પહેલા પસંદ કરેલા સરપંચે કામ કરવાને ના કહી તેથી તે ચોપડીમાં બનાવેલા સાત સખસોમાંનો જે એક સખસ નહેતો તેવા એક નવા સરપંચને કોર્ટે નીમ્યો; તેમાં ઠરાવ્યું છે કે તે સાત સખસોમાંનો તે સરપંચ નથી માટે તે લવાદનો ઠરાવ નાબુદ છે બારાચો વી. સાઉઝા ( ૧૮૭૧ ૭ મ. હા. કો. ૭૨. જુઓ કોલે વી. ટેકોસ્ટા (૧૮૧૫) ૧૭ ક. ૨૦૭) જે લવાદો કામ કરવાને ના કહે તે લવાદોની જગાએ નવા લવાદો નીમવાને જડજનો સ્વતંત્ર અખત્યાર છે. ( સમ્મેલકોનાથરાય વી. વીરભોમના કલેકટર વી. રી (૧૮૬૪) પા. ૩૩૮). અને કેટલાક જુના લવાદોની જગાએ તે એકાદા નવા લવાદને નીમી શકે છે ( રામ પ્રસાદ વી. જગરનાથ (૧૮૮૦) ૬. ક. લા. રી. ૧).

**રાજીનામુ પાછુ ખેંચી લઇ શકાય છે.**—રાજીનામુ કબુલ કરતાં પહેલાં એકાદા લવાદને તે પાછુ ખેંચી લેવાનો સંપુર્ણ અખત્યાર છે ( જયમંગળ સીંગ વી. મોહનરામ (૧૮૭૧) ૧૫ વી. રી. ૪૮; ૨૩ વી. રી. ૪૨૯).

**ગેરહાજરી**—જ્યારે એકાદો સખસ દેશ બહાર જાય અને રહે અને પાછા આવવાનો તેનો કાંઇ ઇરાદો ન હોય તો સરપંચ તરીકે કામ કરવાને તે લાયક નથી (ગદાધર વી. ગંગાપ્રસાદ (૧૮૫૯) ૪ બં. લા. રી અ. દી ૮૯).

**લવાદ રદ કરેલી**—જ્યારે એકાદા લવાદ નીસ્ફળ થયેલા હોય અને કામના કાગળો પાછા મોકલ્યા હોયતો કોર્ટ તે દાવો કહાડી નાંખી શકતાં નથી પણ સુનાવણી સારૂ કોર્ટે એક દીવસ ઠરાવીને પક્ષકારોને નોટીસ આપવી જોઇએ (મદન મોહન વી. કનાહિદાસ (૧૮૯૫) ૨૩ વી. રી. ૨૧) એકાદો દાવો લવાદ તરફ મોકલ્યા પછી પક્ષકારોએ એવો કરાર કર્યો કે તકરારી બાબતોનો નીકાલ એક ત્રીજા સખસે કરવો જોઇએ. ત્રીજા સખસે પોતાનો અભીપ્રાય વખતસર મોકલ્યો. પણ તે લવાદોએ મુદતની અંદર પોતાનો ઠરાવ મોકલ્યો નહિ. ઠરાવ્યું છે કે પક્ષકારોએ ત્રીજા સખસ પાસે તકરારી બાબતનો નીકાલ કરવાને કરાર કરેલો તેથી લવાદ તરફ કરેલી સોંપણી રદ થયેલી નથી માટે તે દાવાની કોર્ટ સુનાવણી કરી શકે તે લવાદ રદ કર્યાનો હુકમ થવાની જરૂર છે (જમનાકુંવર વી નાસીબીબી (૧૯૦૨) ૨૪ અ. ૩૧૨).

**કબુલાત**—આ પેરેગ્રાફ પ્રમાણે એકાદો હુકમ મેળવવાને બધા પક્ષકારોની કબુલતની જરૂર નથી (રામપ્રસાદ વી. જગરનાથ (૧૮૮૦) ૬ ક. લા. રી. ૧)

કોર્ટના સાંકીત નીયમોથી એકાદો લવાદ બંધાયલો નથી વ્યાજબી રાહે દાદ આપવાને તેને નીમવામાં આવેલો હોય છે (રીદોય વી. પદોલોચન (૧૮૬૪) ૧ વી. રી. ૧૨)

**લવાદ કે સરપંચના અખત્યાર.**

**૬.** સોંપણના હુકમમાં દાખલ કરેલા લવાદને અથવા સરપંચને જે અખત્યાર મળે છે તેજ. પારેગ્રાફ ૪ અથવા ૫ પ્રમાણે નીમેલા પ્રત્યેક લવાદને અથવા સરપંચને છે એમ સમજવું.

**સને ૧૮૮૦ ના એ ૮ ૧૪ ની કલમ ૫૧૨.**

**ટીકા**—આ પેરેગ્રાફ હાઇકોર્ટ તથા પ્રોવીન્સીઅલ સ્મોલકોઝ કોર્ટને લાગુ છે.

**સાક્ષીઓને સમન કરવાનું તથા હાજર ન**

**૭.** (૧) પોતાની રૂબરૂ ચોકશી થતી હોય તે કરિયાદોમાં પક્ષકારો તથા સાક્ષીઓના સંબંધમાં જે પ્રો

સેસો કાઢવાનો કોર્ટને અખત્યાર છે તેજ પ્રોસેસો, જે પક્ષ થવાનું. કારો અથવા શાક્ષઓની જબાની લેવાની લવાદોની અથવા સરપંચની મરજી ક્ષકારો તથા સાક્ષીઓના સંબંધમાં કોર્ટ કાઢવી.

(૨) તે પ્રોસેસ પ્રમાણે જે શખશો હાજર ન થાય, અથવા બીજી કંઇ કસુર કરે અથવા શાહેદી આપવાની ના કહે અથવા સોંપેલી બાબતની તજવી જ ચાલતાં લવાદનું કે સરપંચનું કંઈ અપમાન કરે તે શખશોને, કોર્ટની રૂબરૂ ચોકશી થતી હોય તેવી ફરયાદોમાં તેવીજ તકશીરોને માટે જે ગેરફાયદા, દંડ અથવા શિક્ષા થાય તેવાજ ગેરફાયદા, દંડ અથવા શિક્ષાને પાત્ર લવાદ કે સરપંચ કોર્ટને લખી મોકલે ત્યારે કોર્ટના હુકમથી કરવામાં આવશે.

**સને ૧૮૮૨ના એક્ટ ૧૪ની કલમ ૫૧૩.**

**ટીકા**—આ પેરેગ્રાફ હાઇકોર્ટ તથા પ્રોવીન્શીઅલ સ્મોલકોઝ કોર્ટને લાગુ છે.

જો પ્રતીવાદી હાજર ના થાય તો લવાદ એક તરફી કામ ચલાવી શકે છે. (ગોકળચંદ વી. ગીરધારીલાલ સ. દી વા. પ્રાં. (૧૮૬૬) પા. ૮૩

એકાદા જે પક્ષકારે સોપણીમાંથી પાછા નીકળી જવાને લવાદોને ખબર કરેલી હોય તેથા તે પક્ષકારને નોટીસ નહિં આપવાથી લવાદનો ઠરાવ નાબુદ થતો નથી (સુબ્રાયા પ્રભુ વી. મરજુનાથ (૧૯૦૬) ૨૯ મ ૪૪).

**૮.** હુકમમાં લખેલી મુદતમાં લવાદે અથવા સરપંચ નિવાડો પુરો ન કરી શકે તે, યોગ્ય જણાએથી, જાસ્તી મુદત આપવાને તથા નિવાડો કરી આપવા સારૂ વખતે વખતે નિવાડો કરવા સારૂ ઠરાવેલી મુદત પુરી થયા પહેલા અથવા પછી તે મુદત વધારવાને અથવા લવાદી રદ કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે અને લવાદી રદ કરવાનો હુકમ કરે તો કોર્ટે ફરિયાદનું કામ આગળ ચલાવવું

નિવાડો કરવા સારૂ મુદત વધારવી. લવાદી રદ કરવાનું.

**સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની કલમ ૫૧૪**

**ટીકા.**—આપેરેગ્રાફ હાઇકોર્ટ તથા પ્રોવીન્શીઅલ સ્મોલ કોઝ કોર્ટને લાગુ છે.

**લવાદનો ઠરાવ પુરો કરવો તે**—તેમાં તે ફાઇલ કરવાનો સમાવેશ થતો નથી. (અમસી વી. શાંમજી (૧૮૮૯) ૧૩ મું. ૧૯).

**વધારે મુદત**—આપેરેગ્રાફ પ્રમાણે લવાદનો ઠરાવ આપવામાં આવેલો ન હોય તો તે મુદત પુરી થયા પછી પણ કોર્ટ પક્ષકારોની કબુલત વીના અને તેઓએ સામી હરકત લીધી હોય તો પણ લવાદનો ઠરાવ આપવાને મુદત વધારવાને મુખત્યાર છે. (ગોવીંદચંદ્ર વી. રામકીશન (૧૮૯૫) ૨ વી. રી. ૨૯૭; હરનારાયણ વી. ભગવંત (૧૮૮૭) ૧૦ અ. ૧૩૭; સપુ વી. ગોવીંદા આર્ય ૧૮૮૮) ૧૧ મ. ૮૫; હરનારાયણ વી. ભગવંત (૧૮૯૧) ૧૩ અ. ૩૦૦; લા. રી ૧૮ ઈ. અ. ૫૫; લક્ષ્મીનરસીંહ વી. સોમાસુદરમ (૧૮૯૨) ૧૫ મ. ૩૮૪; રામમનોહર વી. લાલબેહારી (૧૮૯૨) ૧૪ અ. ૩૪૩). મુદત વધારવાની અરજી લખેલી કરવી જોઇએ અને તેજ પ્રમાણે તે ઉપર હુકમ થવો જોઇએ (મનજીપ્રેમજી વી. માલીયાકલ (૧૮૭૮) ૩ મ. ૫૯. જુઓ આગળ પેરા ૧૬, "આપેલી મુદતની અંદર").

૯. સરપંચ ઠરાવ્યો હોય ત્યારે— લવાદોને બદલે સરપંચ ક્યારે લવાદનું કામ કરે.

(અ) નિવાડો કર્યા વિના ઠરાવેલી મુદત લવાદોએ વીતી જવા દીધી હોય તો, અથવા

(બ) કોર્ટને કે સરપંચને લવાદોએ એવી લેખી નોટીસ આપી હોય કે, અમે એકમત થઇ શકતા નથી તો,

લવાદોને બદલે સરપંચ લવાદનુ કામ કરવાને મુખત્યાર છે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની કલમ ૫૧૫.

ટીકા.—આ પેરેગ્રાફ હાઇકોર્ટ તથા પ્રોવીન્સીઅલ સ્મોલ કોઝ કોર્ટને લાગુ છે.

૧૦. કોઇ ફરિયાદમાં લવાદો નિવાડો કરે ત્યારે નિવાડા ઉપર સહી કરનાર શખસોએ તેના ઉપર સહી કરવી, અથવા તેમ કરવી અને તે દાખલ નો રૂબરૂ જે જબાનીઓ લીધી હોય અને જે દસ્તાવેજો કરવો. સાબિત થયા હોય તે સુદ્ધાંત તે નિવાડો કોર્ટમાં દાખલ કરાવવો અને પક્ષકારોને દાખલ કર્યાની નોટીસ આપવી.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની કલમ ૫૧૬.

ટીકા.—આ પેરેગ્રાફ હાયકોર્ટ તથા પ્રોવીન્શીઅલ સ્માલકોઝ કોર્ટને લાગુ થાય છે.

લવાદનો ઠરાવ.—એકાદો ઠરાવ કરવો તે ન્યાયની રૂઇનુ કામ છે, અને તે લવાદોએ એક બીજાની રૂબરૂ તેની તેજ વખતે કરવો જોઇએ ( જયમંગળસીંગ વી. મોહેનરામ. (૧૮૬૯) ૧૨ વી. રી. ૩૫૭; ૮ બં. લા. રી. ૩૧૯, નોટ (૧૮૭૫) ૨૩ વી. રી. ૪૨૯). તમામ લવાદોએ ઠરાવ પુરો કરવો જોઇએ અને તમામની રૂબરૂ દરેકે તે ઉપર સહિ કરવી જોઇએ ( જયમંગળ અરજદાર (૧૮૬૯) ૩ બં. લા. રી. અ. દી. ૮૨; ૧૧ વી. રી ૪૩૩). પરંતુ લવાદોએ એકઠા બેસીને કાંમની સુનાવણી રીતીસર કરી હોય અને તેઓએ ઠરાવ લખીને તે ઉપર સહિઓ કરેલી હોય તો તેની તેજ વખતે દરેકની રૂબરૂ સહિ કરવામાં આવેલી ન હોય તેથી તે ઠરાવ નાબુદ થતો નથી ( ભાભાસુંદરીદાસી વી. મખનલાલ (૧૮૭૧) ૮ બં લા. રી. ૧૨૮; મથુકતી વી. અચાનાયકણુ (૧૮૯૫) ૧૮ મ. ૨૨). તેઓ આખરનો ઠરાવ કરે એટલે તેઓના કાંમના ન્યાયની રૂઇનો ભાગ સાધારણ રીતે પુરો થાય છે માટે જો તમામ લવાદો ઠરાવનો કાચો મુસદ્દો લખીને તે ઉપર સહીઓ કરે તો તે ઠરાવના મુસદ્દાના બળવાનપણા વીશે વાંધો લઇ શકતો નથી કારણ કે તેઓએ એક સાફ નકલ કરેલા હોય છે. તે મુસદ્દોજ તે ઠરાવ છે ( કલાનાગજ્ઞુશનમ વી. કલાશેશચરમ (૧૮૬૨) ૧ મ. હા. કો. ૧૭૮). લવાદો પોતાનો અધીકાર બીજાને આપી શકતા નથી ( સુરબજીત વી. ગોરી પ્રસાદ (૧૮૬૭) ૭ વી. રી. ૨૬૯). આ પેરા પ્રમાણે એકાદો ઠરાવ એક દસ્તાવેજ સંપુર્ણ થયેલો જોઇએ અને તે જુદી જુદી તારીખોના તેના બે કાગળોનો હોવો નહિં જોઇએ. ( જયમંગળસીંગ વી. મોહનરામ (૧૮૬૯) ૧૨ વી. રી. ૩૫૭; ૮ બં. લા રી. ૩૧૯. નોટ ). જો એકાદો લવાદ સાદા કાગળ ઉપર સહિ કરે અને થોડીક સુનાવણી વખત ગેરહાજર રેહતો તે ઠરાવ બરોબર નથી ( બીનોદલાલ પકરાસી વી. પ્રાણચંદ્ર પકરાસી (૧૮૯૭) ૨ ક. વી. નોટ ૨૯૪).

દસ્તાવેજો.—લવાદને કોર્ટે સોંપેલા દસ્તાવેજો કામના કાગળોમાંથી ખસેડવાને પરવા-

નગી આપવી ના જોઇએ ( જયમંગળસીંગ વી. મોહનરામ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૩૯૭, ૮ બ. લા. રી. ૩૧૯, નોટ ).

**પક્ષકારના સોગન**—એક દાવામાં વાદીએ લવાદને સોંપીને પ્રતીવાદી સોગન ખાય તે પ્રમાણે બંધાવાને કબુલ કરયુ, અને લવાદોએ તે પ્રમાણે ઠરાવ કરયો. ઠરાવ્યુ છે કે તે એક ઠરાવ છે ( ભગીરથ વી. રામગુલામ ( ૧૮૮૨ ) ૪ અ. ૨૮૩; પણ જુઓ વળી ઊલ્લા વી. ગુલામ અલ્લી, ૧ અ. ૫૩૫; લખરાજસીંગ વી. ફુલ હેમા ( ૧૮૮૨ ) ૪ અલ્હા. ૩૦૨)

**ફરી તપાસ**—એકાદો ઠરાવ કરી તે ફાઇલ કરયા પછી લવાદોનું કામ બંધ પડે છે ( દતોસીંગ વી. દોશાહ ( ૧૮૮૩ ) ૯ ક. ૫૭૫ ).

**કોર્ટમાં ફાઇલ કરયો તે.**—જેટલી મુદતમાં સરપંચે પોતાનો ઠરાવ આપવાનો હોય તેટલી મુદત કોર્ટ વધારી શક છે ( કપુરાવ વી. વેંકટ રામાયર ( ૧૮૮૨ ) ૪ મ. ૩૧૧ )

**ઠરાવ અને દસ્તાવજો આપવા તે**—એકાદો લવાદ એક ઠરાવ ફાઇલ કરવાને કોર્ટના અમલદારને આપે તે, લવાદનુ કૃત્ય મુદતના એકટના હેતુ પ્રમાણે એક અરજી નથી ( રોબર્ટસ વી. હેરીસન ( ૧૮૮૧ ) ૯ ક. લા. રી. ૨૦૯; ૭ ક. ૩૩૩ ).

લવાદો પોતાનો ઠરાવ ફાઇલ કરવાને ત્રીજા શખસને આપી શકે છે ( જગતસુંદ્રી વી. સનાતન ( ૧૮૭૦ ) ૫ બં. લા. રી. ૩૫૭ ), અને જો તેઓ એકાદા પક્ષકારને આપે તો, તે ઠરાવ સાથે તેઓએ પ્રોસીડીંગ, જુબાંનાયો, અને દાવાના આંકના કાગળો આપવાના જોઇએ. આ તેઓએ કોર્ટને આપવા જોઇએ. ખરી રીતે તો તેઓએ તે ઠરાવ અને કામના કાગળો પરબારા પાછા મોકલવાના છે ( જયમંગળ વી. મોહનરામ ( ૧૮૬૯ ) ૧૨ વી. રી. ૩૯૭, ૮ બં. લા. રી. ૩૧૯ નોટ ), જો તે દસ્તાવેજો આપવાને લવાદો હરકત લે તો, તે કરવાને કોર્ટ તેઓને ફરજ પાડી શકે છે ( નરસીંગ વી. નાફર ( ૧૮૯૦ ) ૧૭ ક. ૮૩૨ ).

**હુકમનામુ.**—જો તે ઠરાવ ફાઇલ કરેલો ના હોય તો, હુકમનામુ કરી શકાય કે નહી તે શક ભરેલુ છે ( હીમુતુલ્લા વી. હીરન ( ૧૮૭૦ ) ૧૩ વી. રી. ૬૨ ).

**નોટીસ: ફરી તપાસણી.**—નોટીસ કાહાડ્યા વીના જો કોર્ટ ફેંશલો આપે તો, તે એક મુદ્દામ ગેરશીરસ્તે છે અને ફરી તપાસણી કરી તે ફેંશલો રદ કરવામાં આવે છે ( રંગાસામી વી. મનુસામી ( ૧૮૮૮ ) ૧૧ મ. ૧૪૪; ચતુર ભુજદાસ વી. ગણેશરામ ( ૧૮૯૮ ) ૨૦ અ. ૪૭૪ ).

**મુદત.**—સને ૧૮૭૭ ના એકટ ૧૫ ના ૨ જા પરીશીષ્ટની આરટીકલ ૧૭૬ ( સને ૧૯૦૮ ના એકટ ૯ ના ૧ લા પરીશીષ્ટની આરટીકલ ૧૭૮ ) ફાઇલ કરવા સારૂ તે ઠરાવ રજીસ્ટ્રારની ઓફીસમાં પોહોચે તે વખતથી મુદત શરૂ થાય છે ( નોબીનકાળી દેબી વી. અંબીકા ચર્ણ બેનરજી ( ૧૯૦૧ ) ૫ ક. વી. નો. ૮૧૩ ).

**૧૧.** કોર્ટના હુકમથી કોઇ બાબત લવાદોને સોંપ લવાદો અથવા સરપંચ વામાં આવી હોય ત્યારે, લવાદો અથવા સરપંચ કોર્ટની ખાસ હકીકત લખી પરવાનગી લેઇને, કોર્ટનો અભિપ્રાય લેવા સારૂ સવાળો આપે.

નિવાડો અથવા તેના કંઈ ભાગ ખાસ હકીકત ( સ્પેશ્યલ કેસ ) તરીકે લખી આપે; અને કોર્ટે તે ઉપર પોતાનો અભિપ્રાય આપવો. અને તે અભિપ્રાય નિવાડામાં ઉમેરીને નિવાડાનો ભાગ ગણવો.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની કલમ ૫૧૭.**

ટીકા—આ પેરેગ્રાફ હાયકોર્ટ તથા પ્રોવીનશીયલ સ્માલ કોઝ કોર્ટોને લાગુ થાય છે.

સોંપણી વીશે લવાદો સુનાવણી કરે તે પહેલાં તેઓ પોતાની ફી વસુલ કરવાનો તેઓએ કરેલો નીયમ મંજુર કરવાને કોર્ટને કાંઈ અખત્યાર નથી ( રોબર્ટસ વી. સ્ટીલ (૧૮૮૧) ૮ ક. લા. રી. ૪૩૯ )

**૧૨.** (અ) નિવાડાનો કંઇ ભાગ લવાદોને ન સોંપેલી બાબત ઉપર છે, અને તે ભાગ બીજા ભાગથી જુદો પાડી શકાય છે તથા સોંપેલી બાબત ઉપર કરેલી ચુકાદાને તે કંઇ અસર કરતો નથી એમ જણાય ત્યારે, અથવા

નિવાડામાં ઓછું વત્તું અથવા સુધારો કરવાનો અધિકાર.

(બ) તે નિવાડો કંઇ પદ્ધતિમાં અપૂર્ણ હોય અથવા તેમાં એવી કઇ દેખાતી ભૂલ હોય કે તે ચુકાદામાં કંઈ ફેરફાર ન કરતાં દુરસ્ત થઇ શકે, અથવા

(ક) તે નિવાડામાં હસ્તદોષની ભૂલ રહી ગઈ હોય અથવા કાંઈ નજર ચુકથી અથવા વર્જનથી ભૂલ રહી ગઇ હોય તો,

હુકમ કરીને તે નિવાડામાં ઓછું વત્તુ કરવાને કે તે સુધારવાને કોર્ટ મુખત્યાર છે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૧૮.**

**ટીકા**—આ પેરેગ્રાફ હાયકોર્ટને તથા પ્રોવીનશીયલ સ્મોલકોઝ કોર્ટોને લાગુ છે.

સોંપેલી બાબતજ લવાદોએ તજવીજ કરવીજ જોઇએ અને પુરાવ પણ લેવો જોઇએ કીશ્નકાંત વી. બીધા સુંદ્રી (૧૮૫૮) ૨ બં. લા. રી. ૨૫) કારણ કે જે બાબત તેઓને સોંપેલી ના હોય તે બાબત તેઓ ઠરાવ કરેતો તે નીરર્થક છે (મોશલસીંગ વી. કોનામતી (૧૮૭૧) ૧૫ વી. રી. ૧૭૩; જાફરીબેગમ વી. સેયદ અલીરેઝા (૧૯૦૦) લા. રી. ૪. અ. ૧૧૧; ૫ ક. વી. નો. ૫૮૫; ૨૬ અ. ૩૮૩). અખત્યાર બાહારનો છે (મમતાઝ અલ્લી વી. શાફ્વત અલ્લી (૧૯૦૦) ૫ ક. વી. નો. ૮૮૧; ૨૩ અ. ૩૫૪). જે કાંમમાં અમુક બાબતો જડજે સોંપેલી હોય અને બીજી બાબતો પક્ષકારોએ સોંપેલી હોય તો તે તમામ એકઠી શેળભેળ કરીને એક શામાન્ય ઠરાવ કરવામાં આવે તેને બદલે તે બાબતો વીશે જુદા જુદા ઠરાવો આપવા જાઇએ ( રઘુનંદન વી. બનવારી (૧૮૬૫) ૩ વી. રી. પરચુરણ. ૨૭)

રકમ ( ક ) નવીન છે તે ઊપરથીજ જણાઇ આવે છે.

**૧૩** લવાદીના ખરચ બાબત કંઇ તકરાર નિકળે અને તે વિષે નિવાડામાં પુરતો બંદોબસ્ત કર્યો ન હોય તો, તે ખરચ બાબત પોતાને યોગ્ય જણાય એવો હુકમ કરવાને પણ કોર્ટ મુખત્યાર છે.

લવાદીના ખરચ વિશે હુકમ.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪મા ની ક. ૫૧૯.**

**ટીકા.**—આ પેરેગ્રાફ હાયકોર્ટ અને પ્રોવીંનશીયલ સ્મોલકોઝ કોર્ટોને લાગુ થાય છે,

જો સોંપણીમાં ખર્ચનો સવાલ લવાદોને માટે રાખેલો ના હોય તો તેઓ તે સવાલમાં પેશી શકતા નથી, અને જો તેઓ તેમાં પેસેતો જડજે તેઓનો કરેલો ઠરાવ ફાઇલ કરવાને ના કહેવી જોઇએ (દગડુસા વી. ભુખણ (૧૮૮૫) ૯ મુ. ૮૨). પરંતુ જ્યારે પક્ષકારો વચેની વાંધાની તમામ બાબતો એક લવાદને સોંપેલી હોય ત્યારે ખર્ચ વીશે વ્યવસ્થા કરવાનો તે લવાદનો અખત્યાર છે (મધુસુદન વી. કૈલાશચંદ્ર, ૨ ઇ. જ્યુ. એન. એસ. ૧૨)

જાણે ખર્ચ વીશેનો સવાલ તદન કોર્ટના કુલ અખત્યાર માટે રાખેલો છે એવુ જણાય છે. દાવાના પક્ષકારો વચ્ચેની વાંધા વાળી તમામ બાબતો કોર્ટના હુકમથી લવાદને સોંપેલી હતી તેમાં ઠરાવ્યુ છે કે તે બાબતો સોંપ્યાની તારીખ પછીનુ વ્યાજ અપાવવાનો અને તે સોંપણી અને ઠરાવના ખર્ચની વ્યવસ્થા કરવાનો લવાદોનો અખત્યાર છે (મોહનલાલ વી. નથુરામ (૧૮૬૮) ૧ બં. લા. રી: અ. દી. હ. ૧૪૪).

**૧૪.** પોતાને ચોગ્ય લાગે તેવી શરતોથી, તેજ લવાદોને અથવા સરપંચને ફરી વિચાર કરવા સારૂ તે નિવાડા અથવા લવાદીપર સોંપેલી કોઈ બાબત નીચે લખેલે પ્રસંગે પાછી મોકલવાને કોર્ટ મુખત્યાર છે:—

નિવાડો અથવા લવાદોને સોંપેલી બાબત પાછી ક્યારે મોકલાય.

( એ ) લવાદોને સોંપેલી કોઇ બાબત નિવાડામાં વગર નિકાલ કરે રહેવા દીધી હોય અથવા લવાદોને ન સોંપેલી કોઈ બાબતનો તેમાં ચુકાદો કર્યો હોય ત્યારે, ( એવી લખેલી બાબતોના ચુકાદાને બાધ ન આવે એવી રીતે તે બાબત છુટી પાડી શકાય તે શિવાયને પ્રસંગે ) ).

(બ) નિવાડો એટલો મોઘમ હોય કે તે બજી શકે નહીં ત્યારે;

(ક) નિવાડો કાયદાસર નથી એવી હરકત નિવાડો જોતાંજ જણાઈ આવતી હોય ત્યારે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ની ક. ૫૨૦**

**ટીકા.**—આ પેરેગ્રાફ હાયકોર્ટ અને પ્રોવીનશીયલ સ્મોલકોઝ કોર્ટોને લાગુ છે

**ઠરાવ: બંધન કાર્ક.**—કોર્ટનો સોંપવાનો અખત્યાર નથી એવુ ના હોયતો, કોર્ટ ઠરાવની પછવાડી જોઇ શકતી નથી (કલ્યાંણદાસ વી. ગંગા (૧૮૮૩) ૫ અ. ૫૦૦) અને ઠરાવથી જે અપાવેલુ ના હોય તે આપી શકતી નથી (ગોપાળચંદ્ર વી બ્રોજેન્દ્ર કુમાર (૧૮૭૯) ૫ ક. લા. રી. ૩૩૮). એકાદો ઠરાવ લવાદે કરેલો ગણવામાં આવે તેવા મત લખતો હતો અને પક્ષકારોની હકીકત અને શાહેદોની સાક્ષીનો વીચાર કરીને તે ઘડેલો હતો, પણ તે સોંપણીના પક્ષકારોએ એક કરાર કરીને તે ઊપર સહીયો કરેલી તે ખરી રીતે લવાદોએ માત્ર પસંદ રાખેલો હતો એવુ માલુમ પડતુ હતુ. તેમાં ઠરાવ્યુ છે કે આ ઊપરથી તે ઠરાવ બળવાન ગણવાને અટકાવ થતો નથી અને પક્ષકારોની વચમાં તે બંધનકાર્ક છે ( ગોબરધન વી. જેકીશન (૧૯૦૦) ૨૨ અ. ૨૨૪).

**અર્થ.**—ઠરાવનો અર્થ તે ઠરાવની ભાષા ઊપરથીજ કરવો જોઇએ, અને લવાદોની મુખજુબાની ઊપરથી કરવાનો નથી (ગણેશી વી. છોટેલાલ (૧૮૯૦) ૩ અ. હા. કો. ૧૧૭) હિંદુસ્થાનમાં એક ઠરાવ ધંધા વાળો શખશ નહી તેવા લવાદે લખેલો હતો, માટે જેમ ઈંગલાંન્ડમાં કોંનસલે અથવા એકાદા સોલીસીટરે તે ઠરાવ નક્કી કરેલો હોય તે પ્રમાણે તે ઠરાવનો અર્થ તેના તેજ નીયમો પ્રમાણે કરવાનો નથી, પણ લવાદનો વ્યાજબી રાહે જે ઇરાદો ધારવામાં આવે તે પ્રમાણે તેનો અર્થ કરવાનો છે (અબદુલમજીદ વી. કાદરી બેગમ (૧૮૯૮) ૨૦ ઐ. ૨૪૫).

**પાછો મોકલવો તે.**—તે ઠરાવ અને કામના કાગળો જોતાં કોર્ટની નજરમાં એવુ આવે કે લવાદોએ એવી ભુલો કરેલી છે અથવા એવી બાબતો જોએલી નથી કે જે આ પરીસીષ્ટના છેલ્લા પેરેગ્રાફ પ્રમાણે દુરસ્ત કરી શકાય તેવુ નથી તો કોર્ટ ફરી વીચારને સારૂ

તે ઠરાવ પાછો મોકલવોજ જોઇએ (મોહનકીશન વી. ભુખન (૧૮૬૭) વી. રી. ૪૦૬), કોર્ટ આવી બાબતોનો પોતાની મેળે નીર્ણય કરી શકતી નથી (લછમીનારાયણ વી. પાઇલ (૧૮૭૫) ૨ અ. હા. કો. ૧૫૦). બીજી બાજુ તરફ તે ઠરાવ જરૂર વીના મોકલવામાં આવે નહી તેવી કોર્ટે સંભાળ રાખવી જોઇએ (તારાનાથ ચોધ્રી વી. માણેકચંદ્ર ૧૪ વી. રી. ૪૬૫).

એક દાવો લવાદ તરફ મોકલેલો હતો તે કસુરના કારણથી લવાદોએ કાહાડી નાંખ્યો હતો. તે ઉપરથી તે ઠરાવ વીશે વાદીએ હરકત લીધી અને લવાદ ઉપર સાજશથી મળી ગયાનો આરોપ લવાદો ઉપર મુકયો હતો. જડજની નજરમાં આવ્યું કે તે આરોપ શાબેત થએલો નથી, પણ તે કામ યોગ્ય રીતે ઠરાવ કરવા સારૂ લવાદો તરફ પાછુ મોકલ્યુ :ઠરાવ્યુ છે કે તે કામ સોંપવા બાબત વાદીએ પોતાની કબુલત આપેલી તે વાદીએ રદ કરવાથી તે લવાદનો અખત્યાર બંધ પડતો નથી ( અબલાખી કુંવર વી. ઊદન. (૧૮૭૧) ૧૫ વી. રી. ૩૩૧),

**નીર્ણય કરયા વીના રહેલુ તે.**—જો સામાન્ય સોંપણી પ્રમાણે લવાદોએ ખર્ચ અપાવેલુ હોય પણુ, વ્યાજ અપાવેલુ ના હોય તો તે ઠરાવ પાછો મોકલવો જોઇએ ( ફીરન વી. બાહોરન ( ૧૮૮૫ ) ૭ અ. હા. કો ૩૬૭ ),

કામનો ફેંશલો કરવાને જે અવશ્યનો ઇસ્યુઓ વીશે નીર્ણય કરેલો ના હોય અને કામ પાછુ મોકલવામાં આવે ત્યારે તે પ્રમાણે કરવાને તેઓ ના કહેતો, કોર્ટ તે કામની તપાસ કરવીજ જોઇએ ( જનારદન વી. શંભુનાથ (૧૮૮૯) ૧૬ ક. ૮૦૬). પરંતુ જ્યારે પક્ષકારો વચેની ઇસ્યુવાળી તમામ બાબતનો ફેંસલો લવાદોએ કરેલો હોય ત્યારે દરેકે ઇસ્યુવીશે જુદો ઠરાવ હોવાની જરૂર નથી ( જોર્જ વી. વેસ્ટીયનસૌરી (૧૮૯૯) ૨૨ મ. ૨૦૨). લવાદને સોંપેલી તમામ બાબતોનો ઠરાવથી નીકાલ કરેલો જોઇએ, તે શરત લવાદોની રૂબરૂ પક્ષકારોની કબુલત સાથે કાડી લઈ શકાય છે ( મકંદરામ વી. સાલીકરામ (૧૮૯૪) ૨૧ ક. ૫૯૦; લા. રી, ૨૧ ઇ. અ ૪૭ ).

**દેખીતુ ગેરકાયદે.**—લવાદનો ઠરાવજોતાંજ દેખીતુ ગેર કાયદે ના હોયતો તે ઠરાવ આ પેરેગ્રાફ પ્રમાણે પાછો મોકલી શકાતો નથી ( નાનકચંદ વી. રામનારાયણ (૧૮૭૯) અ. ૧૮૧). પણ જો ગેરકાયદે અથવા ખાંમી ભરેલો તે જોતાંજ હોયતો તે એકદમ પાછો મોકલવો જોઇએ. ( લછમીનારાયણ વી. પાઇલ (૧૮૭૫) ૨ અ. હા. કો. ૧૫૦).

એક કાંમમાં વાદીએ તથા ત્રણ પ્રતીવાદીયોમાંના એક પ્રતીવાદીએ પોતાની વચેના વાંધાની બાબત લવાદને સોંપેલી હતી. તેમાં ઠરાવ્યુ છે કે તેઉની વચે તે લવાદનો ઠરાવ નીરર્થક નથી; કારણ કે બીજા પ્રતીવાદીઓ તેમાં શામેલ નથી તે કાંઇ સબબ નથી ( બીશોક વી. અનંતોલાલ (૧૮૭૯) ૪ ક. લા. રી. ૬૫ ).

**એકાદા પક્ષકારને સોગન**—સોંપેલા એક કાંમમાં વાદી એવુ કબુલ કરયુ કે એક દેવના શોગન પ્રતીવાદી લેઇને જે કહે તે પ્રમાણે મારે ચાલવુ તેથી તે પ્રમાણેની વેઠો કરવામાં આવ્યો હતો, ઠરાવ્યુ છે તે ઠરાવ બરોબર છે ( ભગીરથ વી. રાંમધુલાંમ (૧૮૮૨) ૪ અ. ૨૮૩, પણ જુઓ વલીન ઊલા વી. ધુલામ અલી (૧૮૭૬) ૧ અ. ૫૩૫), પણુ બધા પક્ષકારોએ તે કરારમાં શાંમેલ રહેવુંજ જોઇએ ( લેખરાજસીંગ વી. દુલમા (૧૮૮૨) ૪ અ. ૩૦૨ ).

**મુદત:**—જુઓ સને ૧૮૭૭ ના એકટ ૧૫ ના પરીશીષ્ટ રજાની આરટીકલ. ૧૫૮.

**૧૫.** (૧) પારેગ્રાફ ૧૪ પ્રમાણે ફરી વિચાર કરવા નિવાડો રદ કરવાના સારૂ પાછા મોકલેલા નિવાડાને ફરી વિચારમાં લેવાનું લ કારણ.

વાદી અથવા સરપંચ ચુકશે તો, તે નિવાડો રદ થશે. પરંતુ નીચેના કોઇ કારણ શિવાય કોઈ નિવાડો રદ કરવો નહીં, તે એ કે:—

(અ) લવાદે અથવા સરપંચે રૂશવત લીધી હોય અથવા બદચાલ ચલાવી હોય તો;

(બ) કોઇપણ પક્ષકારે પોતે જે વાત ખુલ્લી કરવી જોઇએ તે દગાથી છુપાવી હોય, અથવા જાણી જોઈને લવાદને કે સરપંચને ઊંધું સમજાવ્યું હોય કે ઠગ્યા હોય તો;

(ક) લવાદી રદ કરીને ફરિયાદ પાછી ચલાવવાનો કોર્ટે હુકમ કાઢયા પછી અથવા કોર્ટે આપેલી મુદત પુરી થયા પછી અથવા બીજી રીતે કાયદેસર ન હોવા છતાં નિવાડો કર્યો હોય તો,

(૨) જ્યારે નિવાડો પેટા કાનુન (૧) પ્રમાણે રદ થાય અથવા રદ કરવામાં આવે ત્યારે, કોર્ટે લવાદી રદ કરવાનો હુકમ કરવો અને એવે પ્રસંગે ફરિયાદનું કામ આગળ ચલાવવું.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ માની ક ૫૨૧.

ટીકાઃ—આ પેરેગ્રાફ હાયકોર્ટને તથા પ્રોવીનશીયલ સ્મોલકોઝ કોર્ટોને લાગુ છે.

રૂશવત અથવા ખોટી વર્તણુક વીના લવાદ અથવા શરપંચ તે ઠરાવનો ફરી વીચાર કરવાને ના કહેતો તે પાછો મોકલેલો ઠરાવ નીરર્થક થાય છે ( મોહન કીશન વી. ભુબન (૧૮૬૭) ૭ વી. રી. ૪૦૬; દેબનારાયણ વી. રાજમણી (૧૮૬૫) ૩ વી. રી. ૧૬૮ ).

એકાદો ઠરાવ રદ કરયા બાબતનો ન્યાયની રૂઇએ કરેલો હુકમ હોય ત્યાં સુધી તે ઠરાવનો કાંઇ અમલ થતો નથી ( ફીટઝ પેટ્રીક વી. મેકનાટન:(૧૮૭૪) ૨૧ વી રી. ૨૬૧ ).

**રૂશવત અથવા બદચાલઃ**—રૂશવત અથવા બદચાલ લવાદ અથવા શરપચની હોય તો તે જરૂરનુ છે, માટે જ્યારે કોઇ આવો આરોપ રાખવામાં આવે ત્યારે કોર્ટે કામના કાગળો સંભાળ ભરેલી રીતે જોવા જોઇએ અને સંપુર્ણ તજવીજ કરવી જોઇએ ( પરેશનાથ વી. નોખીનચંદ્ર (૧૮૬૯) ૧૨ વી. રી. ૯૩. જુઓ શામ વી. મીસરી (૧૯૦૭) ૨૯ અ. ૪૨૬; ૧૫ બં. લા. રી. એપ. ૭૭, નોટ ( બૈકુંઠનાથ વી. પ્રીયનાથ (૧૮૬૨) ૨૨ વી. રી. ૪૪૭ ના કામમાં શક રાખેલો છે, સેનક કામી વી. ઓરી (૧૮૭૦) ૨ અ. હા. કો. ૨૪૧ ) એક બાજુનો લવાદોમાંનો એક લવાદ સગો હોવાના કારણથી દેખીતી રીતે પક્ષપાત પણ કરેલુ હોય ( બૈકુંઠનાથ વી. પ્રીયનાથ (૧૮૭૪) ૨૨ વી. રી. ૪૪૭; નેતુસુખ વી. ઊમદાઇ (૧૮૮૫) ૭ અ. ૨૭૩)૫ જુઓ ૧૨ વી. રી. ૯૩ ) તેઓએ પોતાના રાજીનામા આપેલાં પણ તે કબુલ કરતા પહેલાં જો તેઓએ તે પાછાં ખેંચી લીધાં હોય ( જયમંગળસીંગ વી. મોહનરામ (૧૮૭૫) ૨૩ વી. રી. ૪૨૯; હરનારાયણ વી. ભગવંત (૧૮૮૮) ૧૦ અ. ૧૩૭; પણ જુઓ લા. રી. ૧૮ ઇ. અ. ૫૫; ૧૩ અ ૩૦૦ ) અથવા જો.કે તેઓએ વાદીને નુકશાન અપાવેલુ છે તો પણ તેની પાસેથી ખર્ચ અપાવેલુ છે ( મોહેંદ્રનાથ બોસ વી. નસી ૧ ઈ. જ્યુ એન એસ. ૨૨૪ ) અથવા તેઓનો ઠરાવ ભુલ ભરેલો છે ( નજરઅલી વી. તીનુ ડોશીયા (૧૮૬૬) ૬ વી. રી. ૯૫ ) અથવા તેઓએ પ્રતીવાદીની લખેલી હકીકત વીરૂધ ફેંસલો કરેલો છે ( ગુરૂચર્ણ વી. રામધન (૧૮૬૭) ૭ વી.

રી. ૨૮ ) અથવા જે પુરાવ કાયદેસર ન્હોતો તે પુરાવ તેઓએ લેઇને તે ઉપરથી તેઓએ ફેંસલો કરેલો છે ( હોવર્ડ વી. વીલશન (૧૮૭૯) ૪ ક. ૨૩૧: સપુ વી. ગોબીંદ ચારીયર (૧૮૮૮) ૧૧ મ. ૮૫ ), અથવા દાવાવાળી બાબતમાં લવાદનુ કાંઇક હીત છે એવી ફકત હકીકત હોય ( સેનક કાચી વી. ઓરી (૧૮૭૦) ૨ અ. હા. કો. ૨૪૧ ), અથવા પક્ષકારોમાંના એક પક્ષકારને તેંના એજંટની કસુરને લીધે તે કામ ચાલ્યાની ખબર નોહોતી ( મેકેનઝી વી. હયુમ ૧ ટે તથા એલ. ૪૧ '; અથવા પક્ષકારો એકમત થયા નોહોતા ( લાલ મોહન વી. સુર્ય (૧૯૦૭) ૧૧ ક. વી. નો. ૧૧૫૨ ) તો તે લવાદનો ઠરાવ રદ કરવાને જોઇતુ કારણુ છે.

ઈંગ્રેજી "લા" પ્રમાણેજ કાંઈ બાબત બદચાલ તરીકે જાણીતી છે તેવી બદચાલના કારણથી એકાદો ઠરાવ રદ કરવામાં આવે છે. ( ગંગાસાહી વી. લેખરાજસીંગ (૧૮૮૭) ૯ અ. ૨૫૩ ). લવાદના ઠરાવના બળવાનપણા વીશે અવશ્યની લવાદોને એકઠા મળવુ પડે તે લવાદોની મીટીંગમાં તમામ લવાદોએ હાજર રહેવાનુ છે એવુ કાયદા ઉપરથી ગર્ભીત રીતે થાય છે ( નંદરામ વી. ફકીરચંદ (૧૮૮૫) ૭ અ. ૫૨૩ ), પણ ત્રણ લવાદોમાંથી ત્રીજો ગેરહાજર હતો અને બે લવાદોએ સાક્ષીગો તપાસ્યા હોયતો તે લવાદનો ફેંસલો રદ કરવામાં આવે છે. ( થાંમી રાજુ વી. બાપી રાજુ (૧૮૮૯) ૧૨ મ. ૧૧૩ ). માટે લવાદોમાંનો એક લવાદ કોઇ દીવશ હાજર રહેલો નહી અથવા ચાલેલા કામમાં કાંઇ હીત રાખેલુ ના હોય તેમ છતાં તેંણે લવાદના ઠરાવ ઉપર સહી કરેલી હોયતો તેજ પ્રમાણે છે ( રામગવી વી. થાકુરદાસ (૧૮૭૪) ૨૨ વી. રી. ૪૧૮; શ્રીનાથ ગોઝ વી. રાજચંદ્ર (૧૮૬૭) ૮ વી. રી. ૧૭૧ ). જ્યારે પાંચ લવાદોમાંથી ત્રણ લવાદો હાજર ન્હોતા અને તેમણે ઠરાવ ઉપર સહીયો કરી ન્હોતી તોપણ બધાએ તે ઉપર સહીગો કરેલી હોય તે મતલબનો ઠરાવ હતો. તોપણ તે ઠરાવ રદ કરવામાં આવે છે ( રામનારાયણરાય વી. બૈજનાથમલ (૧૯૦૨) ૨૯ ક. ૩૬ ). જ્યારે લવાદોએ પોતાની સાથે એક બીજા સખસને અઘટીત રીતે વધારેલો હતો ( ફીરાજા વી. બામેરાન (૧૮૭૫) ૭ અ. હા. કો. ૩૬૭ ) અથવા બે પક્ષકારમાંથી એક પક્ષકારે રજુ કરેલા સાક્ષીગો તપાસવાને ના કહેલી હોય ( રઘુબર દયાળ વી. મેનાકુંવર (૧૮૮૨) ૧૨ ક. લા. રી. ૫૬૪ ) અથવા સામી બાજુને મળવાનો અથવા પુરાવનો જવાબ દેવાનો અથવા દસ્તાવેજો જોવાનો અને તે પુરાવ ઉપરથી થતાં અનુમાનોનો ખુલાશો કરવાનો લાગ આપ્યા વીના લવાદોએ પુરાવ લેઇને દસ્તાવેજો દાખલ કરેલા હોય ( કરસેટજી જહાંગીર વી. ક્રોડર (૧૮૯૪) ૧૮ મુ. ૨૯૯ ) અથવા એકાદા પક્ષકારની ગેરહાજરીમાં લવાદો એકઠા મળેલા હોય અને તેને સાંભળવાની સારી અને વ્યાજબી તક આપેલી ના હોય ( તુળશીમની દાસી વી. સુદેવી દાસી (૧૮૯૮) ૩ ક. વી. નો ૩૬૧ ) તો તે લવાદોના ઠરાવો રદ કરવામાં આવે છે.

**ગેરહાજરી:**— લવાદોની દરેક મીટીંગમાં તમામ લવાદોએ હાજર રહેવુ એવી તેઓની ફરજ છે, અને જે કામ ચાલે તેમાં દરેક વખતે તે તમામ લવાદોએ સાથે રહીને તે કામ કરવુ જોઇએ ( શ્રીનાથ વી. રાજચંદ્ર (૧૮૬૨) ૮ વી. રી ૧૭૧; પણ જુઓ નાદીયર વી. ગોબીંદ (૧૯૦૫) ૨ ક. લા. જ. ૬૧ ). માટે પાંચ લવાદોમાંથી ચાર લવાદોએ ઠરાવ કરેલો હોય અને ફરી સુનાવણીની અરજી મંજુર કરેલી હોય પણ તે બાબત ફરી સુનાવણી કરતા પહેલાં તે ચાર લવાદોમાંનો એક ગુજરી ગયો તેથી પાછળ હયાત રહેલા બે લવાદોએ તે અરજી કાહાડી નાંખવાનો હુકમ કરયો હોય તો તે ઠરાવ બળવાન નથી એવુ ઠરાવેલુ છે ( બુનજાદ મથુર વી. નથુ શાહુ (૧૮૭૮) ૩ ક. ૩૭૫; ૧ ક. લા. રી. ૪૫૫ ).

પરંતુ પાંચ લવાદો પૈકી બે લવાદો બેમાંની દરેક બાજુના વકીલો હતા તેથી તેઓ પક્ષકારોની કબુલતથી બંધ થઇને બીજા લવાદોની રૂબરૂ તે વકીલ લવાદોએ તકરાર કરી હતી. તેમાં તે ઠરાવ બળવાન ઠરાવેલો છે, કારણ કે તે સોંપણીના હુકમમાં ઠરાવેલું છે કે બે લવાદો ગેરહાજર રહેતો તે લવાદીનું કામ બીજા ત્રણ લવાદોએ ચલાવવું જોઇએ ( દેબેંદ્રનાથ વી. અભયચર્ણ (૧૮૮૩) ૯ ક. ૫૦૫; ૧૨ ક. લા. રી. ૫૨૫ ).

એક લવાદ ત્રીજા પક્ષકારને પ્રધાનીક કામ કરવાને પોતે સોંપેલી બાબત પોતાની સમજનો અમલ કરે ત્યાં સુધી સોંપી શકે છે ( ખુટા વી. લાહોરની મ્યુનીસીપલ કમીટી (૧૯૦૧) લા. રી. ૨૯ ઈ. અ. ૧૬૮; ૨૯ ક. ૮૫૪; (૧૯૦૨) ૭ ક. વી. નો. ૮૨ ).

ઠરાવ કરવામાં વાર લાગેલી તે બાબત લવાદો ખુલાશો આપી શકયા નહોતા તેથી કપટનુ અનુમાન બ્યાજબી રાહે થતુ નથી ( સાવલાપા વી. દેવચંદ (૧૯૦૨) ૨૬ મુ. ૧૩૨) "બદચાલ" એ શબ્દ ઊપરથી અવસ્યે કરીને "રૂશવત" ગર્ભીત રીતે થતી નથી ( કાળી ચર્ણ સરદાર વી. સારતચંદ્ર ચૌધ્રી (૧૯૦૨) ૭ ક. વી. નો. ૫૪૫; ૩૦ ક. ૩૫૭; જુઓ "બદચાલ" વીશે એડમ્સ વી. ગ્રેટનોર્થ સ્કાટલેંન્ડ રેલવે એપ. કેસસ (૧૮૯૧) પા. ૪૧).

**આપેલી મુદતની અંદર.**—આપેલી મુદત ગયા પછીનો લવાદનો ઠરાવ નાબુદ છે ( હરનારાયણ વી. ભગવન્ત (૧૮૯૦) લા. રી. ૧૮ ઈ. અ. ૫૫; ૧૩ અ. ૩૦૦; રામ મનોહર વી. લાલબેહારી (૧૮૯૨) ૧૪ અ. ૩૪૩; લક્ષ્મીનારાયાસીંહમ વી. સોમાસુંદરમ (૧૮૯૨) ૧૫ મ. ૩૮૪; ગૌરીશંકર વી. બબન (૧૮૯૨) ૧૪ અ. ૩૪૭; ભગવાનદાસ વી. નંદલાલ (૧૮૮૬) ૧૨ ક. ૧૭૩; સીમસન વી બ્યંકટા ગોપાલમ (૧૮૮૬) ૯ મ. ૪૭૫ ), તે સને ૧૮૭૩ ના એકટ ૧૯ પ્રમાણે ભાડાના કામમાં લવાદને લાગુ પડે છે ( ગૌરીશંકર વી. બબનલાલ (૧૮૯૨) ૧૪ અ. ૩૪૭ ); પરંતુ લવાદનો ઠરાવ પુરો થતા પહેલાં મુદત વધારવાને કોર્ટને ઘણોજ સંપુર્ણ અખત્યાર છે ( લક્ષ્મીનારાયનસીંહમ વી. સોમાસુંદરમ (૧૮૯૨) ૧૫ મ. ૩૮૪; બદ્રીનારાયન વી. શીવકુંવર (૧૮૯૦) ૧૭ ક. ૫૧૨; લા. રી. ૧૭ ઈ. અ. ૧; ભગવાનદાસ વી. અબુ અહમદ (૧૮૯૨) ૧૬ મું. ૨૬૩ ). તે બનાવેલી મુદતની અંદર કોર્ટમાં પહોચવોજ જોઇએ એવી જરૂર નથી. ( અસોદુલ્લા વી. મહમદનુર (૧૯૦૫) ૨૭ અ. ૪૫૯; અને જુઓ હરનારાયણ વી. ભગવંત (૧૮૮૮) ૧૦ અ. ૧૩૭; ઉમરસીંગ વી. શાંમજી (૧૮૮૯) ૧૩ મું ૧૧૯; હરનારાયણ વી. ભગવંત (૧૮૯૧) ૧૩ અ. ૩૦૦; લા. રી. ૧૮ ઈ. અ. ૫૫; અરૂમુગમ વી. અરૂણા ચેલમ (૧૮૯૯) ૨૨ મ. ૨૨; સીતારામ વી. ભવાની દીનરામ (૧૯૦૪) ૨૬ અ. ૧૦૫. જુઓ પાછળ "વધારાની મુદત".

**મુદત.**—લવાદનો ઠરાવ રદ કરવાની અરજીઓની મુદત બાબત જુઓ સને ૧૮૭૭ ના એકટ ૧૫ ના પ્રશીષ્ટ ૨ ની આરટીકલ ૧૫૮.

**અપીલ.**—લવાદનો ઠરાવ રદ કરવાને ના કહયાના હુકમ તે ફેસલો છે અને તે ઉપર અપીલ લેટર્સ પેટંટની કલમ ૧૫ પ્રમાણે થાય છે. ( સુદેવીદાસી વી. તુલસીમની દાસી. (૧૮૯૮) ૩ ક. વી. નોટ ૩૪૭; ૨૬ ક. ૩૬૧ ). લવાદોએ ચલાવેલી બદચાલના સવાલ વીશે અસલકોર્ટના ઠરાવ ઉપર અપીલ ચાલે છે.

**ફરી તપાસ.**—એક લવાદની ના કારણથી લવાદનો ઠરાવ રદ કરવાનો હુકમ ફરી તપાસણી કરવાને તે લાયક નથી ( ચતરસીંગ વી. ગંગા (૧૮૮૩) ૫ અ. ૨૯૩ ). કાયદાની ભુલથી લવાદના ઠરાવ રદ થતો નથી અને આ કારણથી હાઇકોર્ટ ફરી તપાસમાં હાથ ઘાલી શકતા નથી. ( ગુલામખાંન વી. મહમદ હુસેન (૧૯૦૨) ૨૯ ક. ૧૬૭; લા. રી. ૨૯ ઈ. અ. ૫૧; ૬ ક. વી. નોટ ૨૨૬ ). આ પેરેગ્રાફથી હકુમતનાં સવાલની બ્યવસ્થા થતી

નથી પણ જો એક સબોર્ડીનેટ કોર્ટે એક લવાદનો ઠરાવ રદ કરતાં ગેરવર્તણુંક શાથી થાય છે તે બાબત ભુલ ભરેલો વીચાર કરેતો તો ખાસ કારણોથી લવાદનો ઠરાવ રદ કરી શકાય છે તેને માટે હાઇકોર્ટ કલમ ૧૦૦ પ્રમાણે તેમાં હાથ ઘાલી શકતા નથી ( કાલીચરણ સરદાર વી. સરતચંદ્ર ચોધરી (૧૯૦૨) ૭ ક. વી. નો. ૫૪૫; ૩૦ ક. ૩૯૭ ).

**૧૬.** (૧) ઉપર કહ્યા પ્રમાણે નિવેડો અથવા લવાદી નિવેડા પ્રમાણે ફેંસલો આપવો. પર સોંપેલી બાબતો પૈકી કોઇ બાબત ફરીથી વિચાર કરવા સારૂ પાછી મોકલવાનું કારણ કોર્ટને ન જણાય, અને નિવેડો રદ કરવા સારૂ કંઇ અરજ કરવામાં આવી ન હોય, અથવા કોર્ટે તે અરજ નાકબુલ કરી હોય તો, તેવી અરજ કરવાની મુદત વીત્યા પછી નિવાડા પ્રમાણે કોર્ટે ફેંસલો આપવો.

(૨) આ પ્રમાણે ફેંસલો આપવામાં આવે એટલે તે ઉપરથી હુકમનામું કરવું, અને તે હુકમનામા ઉપર અપીલ ચાલશે નહીં, પરંતુ જેટલું હુકમનામું નિવાડા પ્રમાણે નહીં હોય અથવા નિવાડા કરતાં વધારે હશે તેટલાને વાસ્તે અપીલ ચાલવાને હરકત નથી.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની કલમ ૫૨૨.**

**ટીકા.**—આ પેરેગ્રાફ હાઇકોર્ટ તથા પ્રોવીન્શીઅલ સ્મોલ કોઝ કોર્ટને લાગુ છે.

**ન જણાય.**—જુઓ એટર્ની જનરલ વી. એમરસન (૧૦, કયું બી. ડી. ૧૯૧, પા. ૨૦૬; સરજોનમુરગોલ્ડકંપની ના કામમાં ૧૨ ચ. ડી. ૩૨૫).

**નીવેડો.** છેલ્લા વાક્યમા "નીવેડો" શબ્દ વાપરેલો છે તેનો હેતુ લવાદોએ કરેલો ઠરાવ છે. ( જવારસીંગ વી. મુળરાજ (૧૮૮૬) ૮ અ. ૪૪૯). પરંતુ કોર્ટે ફેંસલો આપતાં વાદીના દાવાનેજ વળગી રહેવું જોઇએ અને તે ઉપર ફેંસલો આપવો જોઇએ. ( તારા નાથ વી. માણેકચંદ્ર (૧૮૭૦) ૧૪ વી. રી. ૪૬૯). જેઓને કામ સોંપેલું હોય તે મતલબે લવાદો કરતાં કીંમત કરનારા હોયતો તેઓના ઠરાવની સરતો પ્રમાણે કાંઈ ફેંસલો આપી શકતો નથી ( ચુનીમની વી. રામ કીંકરદત્ત (૧૯૦૧) ૨૮ ક. ૧૫૫; ૫ ક. વી. નોટ ૨૪૨).

**મુદત.**—આ પેરેગ્રાફ પ્રમાણેની અરજીને માટે મુદત દસ દીવસની છે ( સને ૧૮૭૭ ના એકટ ૧૫ ના પ્રરીશીષ્ટ ૨ આર્ટીકલ ૧૫૮), અને તે દસ દીવસ પુરા થાય ત્યાં સુધી ફેંસલો આપવો ન જાઇએ. ગંગાનારાયણ વી. રામચંદ (૧૮૭૩) ૨૦ વી. રી. ૩૧૧). લવાદના એકાદા ઠરાવની રૂઇએ કરેલા દાવાને મુદતના એકટની આર્ટીકલ ૯૧ થી હરકત થતી નથી કારણકે તે ઠરાવનો ભાગ નામુદ અને અખત્યાર બહારનો એવી ફકત હરકત લેવામાં આવી છે. ( જાફરીબેગમ વી. સૈયદ અલીરેઝા (૧૯૦૦) લા. રી. ૨૮ ઈ. અ. ૧૧૧; ૫ ક. વી. નોટ ૫૮૫; ૨૩ અ. ૩૮૩).

**લવાદના ઠરાવ વીષે વાંધો લેવો તે**—એકાદા લવાદના ઠરાવ વીશે એક પક્ષકાર વાંધો લે અને તે રદ કરવાને માગે તો તે બાબત ચાલેલા કામ વખતે ચાલેલું હોય તે વીશે તકરાર કરવાને બંધાયલો નથી અને દરેક દરમીયાન હુકમ ઉપર તેને અપીલ કરવાની નથી. જ્યારે ફેંસલો આપવામાં આવે ત્યારે તે પોતાની તમામ હરકતો બતાવી શકે છે. ( શીવનાથ વી. રામનાથ (૧૮૬૩) ૧૦ મુર. ઈ. અ. ૪૧૩; ૫ વી. રી. પી. સી. ૨૧).

પરંતુ દસ દીવસની અંદર જે હરકતો તેને બતાવાની હોય અથવા તેને જે કાંઇ ખામી માલુમ પડે તે કોર્ટની નજરે લાવવાને તેણે સંભાળ રાખવી જોઇએ ( બેણીમાધબ વી. હરીમોહન, ૨. ઈ. જ્યુ. એન. એસ. ૧૬ ). નહિંતો કોર્ટ લવાદના ઠરાવ પ્રમાણે ફેંસલો આપવાને મુખ્ત્યાર છે અને જો તે આપવામાં આવે તો તે આખરનો છે. ( સારતીચરણ વી. તારકચદ (૧૮૭૧) ૮ બં લા. રી. ૩૧૬; ૧૫ વી. રી. એફ. બી. ૯): અને લવાદના ઠરાવના ખરાપણા સબંધી અથવા હરકત લેનાર પક્ષકારની કબુલત સબંધી શીવાયની બાબતમાં અપીલ ચાલતી નથી ( પ્રતાપચંદ્ર વી. હરેમોની (૧૮૭૫) ૨૪ વી. રી. ૧૮૮; અને જુઓ જયમંગળસીગ વી. મોહનરામ (૧૮૭૫) ૨૩ વી. રી. ૪૨૯); પછી જોકે લવાદો બદચાલના તકસીરવાન હોય ( રામોનુગ્રાચોબે વી. પુતમુર્ત (૧૮૬૭) ૭ વી. રી. ૨૦૫; શ્રીનાથ વી. રાજચંદ્ર (૧૮૬૭) ૮ વી. રી. ૧૭૧), અથવા લવાદનો ઠરાવ ખુલ્લીરીતે ખાંમી ભરેલો અને ગેરકાયદે હોય ( ઇલાઇ બક્ષના કાંમમાં (૧૮૭૦) ૩ બં. લા. રી. અપ. ૭૫). અથવા જોકે ઘણા મતથી લવાદોએ કરેલી સુચના જે ફકત વધારા તરીકેની હોય તે ફેંસલામાં બતાવેલી ના હોય તોપણ, ( સરમોરીકાંત વી. આનંદી કાંત (૧૮૭૩) ૨૦ વી. રી. ૨૨૬; ૧૨ બં. લા. રી. એપ ૧૦). ચીંતા નથી. અને તે કાંમ લવાદો તરફ પાછુ મોકલી સકાતું નથી ( પોકારપ્રસાદ વી. પંચમ (૧૮૭૦) ૨ અ. હા. કો. ૨૭૫). પરંતુ જે કાંમમાં પક્ષકારે અસલ કોર્ટમાં આપેલી મુદત પછી લવાદોનો ઠરાવ કરેલો છે તેથી તે નાબુદછે એવી હરકત લીધી ના હોયતો તેમાં ઠરાવ્યું છે કે અસલ કોર્ટમાં તે ખાંમી જાંણુતો હતો એવું જણાતું નથી માટે અપીલ કોર્ટમાં તે આગ્રહ કરી એવું બતાવી શકે છે કે લવાદનો ઠરાવ છેજ નહિં ( ગુહામલ વી. હરીરામ (૧૮૮૬) ૮ અ. ૫૪૮); બીજી બાજુ તરફ એવું ઠરાવેલું છે કે જે કાંમમાં પક્ષકારોને દસ દીવસને બદલે લવાદના જે ઠરાવની રૂઇએ હુકમનામુ કર્યું છે તે ઠરાવ વીશે હરકત લેવાને ફકત થોડા કલાકનોજ વખત આપેલો હતો. તો તે ઠરાવ ઉપર અપીલ ચાલતી નથી પણ ફરી તપાસ કરવાનો યોગ્ય ઇલાજ છે ( મનજી વી. માલીયાકલ (૧૮૭૮) ૩ મ. ૫૯).

દસ દીવસની અંદર લવાદના એકાદા ઠરાવ વીશે જે સખસ વાંધો લે નહિં તો તે સખસ આ પરીશીષ્ટના ૧૫મા પેરામાં બતાવેલી કોઇ હરકત ઉઠાવી શકે કે નહિં તે વીશે (મહમદ આલીદ વી. મહમદ (૧૮૮૬) ૮ અ. ૬૪) અને રામનારાયણરાય વી. બઇજીનાથ માલા (૧૯૦૨) ૨૯ ક. ૩૬). જો એકાદા એજંટને અરજ કરવાને અથવા રેફરન્સ કરવાને કબુલત આપવાને અખત્યાર આપેલો ના હોય તેમ છતાં તે એમાંથી એક બાબત કરે અને જો તે એજંટનો મુખ્ય તેનુ ચલાવેલું કામ જાણતો હોય અને તેથી તે પોતાના એજંટનુ કૃત્ય ગર્ભીત રીતે મંજુર રાખતો હોય તો તે લવાદની ઠરાવ કાયદેસર છે બીલકુલ રદ બાતલ નથી અને તે વીશે કાંઇ વાંધો લઇ શકાતો નથી (સતરજીત પ્રતાપ વી. દલહિન ગુલાબ કુંવર ( ૧૮૯૭) ૨૪ ક. ૪૬૯). તે ઉપરથી થતા ફાયદા કબુલ કરીને તે લવાદના ઠરાવ પ્રમાણે ચાલવામાં આવેલો હોયતો તે ઠરાવ વીશે વાંધો લઇ શકાતો નથી (બ્રીજમોહન વી. શાંમસીગ (૧૯૦૨) ૨૪ અ. ૧૬૪). લવાદનો ઠરાવ કરવામાં આવે અને તે ઉપરથી હુકમનાંમુ કરવામાં આવે એટલે તે ઠરાવ દુરસ્ત કરી શકાતો નથી તેમ તે હુકમનામું પણ દુરસ્ત કરી શકાતું નથી (અહમદ વી. ઈસા (૧૮૯૩) ૧૭ મું. ૪૯૫. વીશેશ ન્યાયના એકટ પ્રમાણે એકાદો લવાનો ઠરાવ રદ બાતલ ઠરાવાને તથા તે લવાદના ઠરાવી રૂઇએ વાદી ઉપર પ્રતીવાદીઓ દાવો કરે નહિ એવો તાકીદ હુકમ મેળવવાને કરેલા દાવામાં ઠરાવ્યું છે કે વાદીઓનો હુકમનામું મેળવવાનો હક નથી કારણ કે તે લવાદનો ઠરાવ જો અધ્ધર રાખેલો

હોત તો તેમને ભારે નુકશાન થાત એવું તેઓએ બતાવેલું નથી તેમ કલમ ૩૫ પ્રમાણે કોર્ટનો કુલ અખત્યાર વાપરવાને જરૂર પડે તેવી તેઓની વર્તણુક થયેલી નથી (વલ્લી મહમદ વી. દત્તુભાઇ (૧૯૦૧) ૩૫ મુ. ૧૦).

**અપીલ**—લવાદનો ઠરાવ કરવામાં આવે એટલે આ ખરી થાય છે (શાંમ સુંદરમ વી. અબદુલ લતીફ (૧૯૦૦) ૨૭ ક. ૬૪) ૪ ક વી. નોટ ૯૨) ગુલામખાંન વી. મહમદ હસન ( ૧૯૦૨ ) ૧૯ ક. ૧૬૭; ૬ ક. વી. નોટ ૨૨૬ ના કાંમનો ઠરાવ પ્રમાણે બીહારી વી. ચુની ( ૧૯૦૭ ) ૨૯. અ. ૪૫૭ નો જે જાનકીનાથરાય વી. બ્રજલાલ ગુહા ( ૧૯૦૬ ) ૩ ક. લા. જે. ૪૫૦ ના ઠરાવમાં બતાવેલો છે તેમાં ચાલવામાં આવેલુ છે; દેવેન્દ્રનાથ વી. સરબનગોલી (૧૯૦૩) ૮ ક વી. નોટ ૯૧૬) માટે લવાદનો ઠરાવ બળવાન હોવો જોઇએ (જયપ્રકાશ વી. શીવગોલામ (૧૮૮૫) ૧૧ ક. ૩૭) દેવેન્દ્રનાથ વી. અભય (૧૮૮૩) ૯ ક ૯૦૫) કોબીએચન વી. પંગીએચન (૧૮૯૮) ૨૧ મ. ૪૦૫) ઇંદિર સુબાચી વી. કંદાદાઇ રાજમાનર (૧૯૦૩) ૨૬ મ. ૪૭) રામેશ વી. કરૂણામાઇ (૧૯૦૬) ૩૩ ક. ૪૯૮). પછી જો કે મુદતની અંદર તે મોકલવામાં આવેલો ન હોય (દેવેન્દ્રનાથ વી. સરબા મંગલ (૧૮૮૨) ૮ ક. વી. નોટ ૯૧૬) તો પણ કોર્ટે આપેલી મુદતની અંદર તે કરેલો જોઇએ (ગુહામલ વી. હરીરામ (૧૮૮૬) ૮ અ. ૫૪૫) અને જો કે સેહેજ વધારવામાં આવવાથી હુકમનામાને અસર થતો ના હોય (હરો સુંદરી દેબી. વી. શ્રીધર ભટ્ટાચારજી (૧૮૭૨) ૧૭ વી. રી. ૩૫૨). તો પણ સામાન્ય નીયમ એવો છે કે લવાદનો ઠરાવ થયા પછી ખરી રીતે હુકમનામુ કરવામાં આવેલું ન હોય તો તે ઉપર અપીલ ચાલવા લાયક છે (જવાહરસીંગ વી. મુળરાજ (૧૮૮૬) ૮ અ. ૪૪૯) અને લવાદનો ઠરાવ કર્યા પછી એકાદુ હુકમનામું કરેલું હોય તો તે અપીલ કરવા લાયક નથી (ગોરચંદ્ર વી. સદંય (૧૮૭૨) ૧૭ વી. રી ૩૦) મધુ સુધન વી. અદ્વૈતચંદ્ર (૧૮૬૯) ૧૨ વી. રી. ૮૫) ૮ બં. લા. રી. ૩૧૬. નોટ રાંમીરેડી વી. મમારેડી (૧૮૬૯) ૫ મ.હા.કો.૪૦૪;કોબીએચન વી. પંગીએચન (૧૮૯૯) ૨૧ મ. ૪૦૫). જ્યારે પક્ષકારોએ એકાદી કોર્ટને લવાદ નીમેલો હોય અને તે કોર્ટે ઠરાવ કરેલો હોય તો તે ફેંસલા ઉપર અપીલ ચાલતી નથી (નીલામરથી વી. થામના (૧૯૦૩) ૨૬ મ. ૭૬) ફકત લવાદે કામ ચલાવેલી રીતમાં કેટલુંક ગેર શી રસ્તે થયેલુ હોય અને તે કહેવાયલી ગેર શી રસ્તે થયેલી હકીકતનો હુકમનામુ કરનારી કોર્ટે વીચાર કરેલો હોય અને તે કોર્ટની હોય કે તે લવાદનો ઠરાવ એવા પ્રકારનો નથી કે તે ઠરાવ કાયદા પ્રમાણે ઠરાવજ રહે નજરમાં એવું આવેલું નહિં તો માત્ર તે કારણથી ઠરાવ પ્રમાણે કરેલા ફેંસલા ઉપરથી થયેલા હુકમનામા ઉપર અપીલ ચાલતી નથી ( રામધન સીંગ વી. કરણસીંગ ( ૧૮૯૦ ) ૧૮ અ. ૪૧૪ ); તેમ તે લવાદના ઠરાવના બળવાન પણા વીશે વાંધો લેવાનો નથી ( ક્રીશ્નાન ચેતી. મથુપાલંદી (૧૮૯૯) ૨૨ મ. ૧૭૨ ). પણ લવાદના ઠરાવ કરતાં હુકમનામામાં વધારે કરેલું હોય અથવા તે ઠરાવ પ્રમાણે હુકમનામું કરેલુ ન હોય' અથવા તે ઠરાવ બળવાન ન હોય અથવા તે દાવો સાંભળવાને કોર્ટની હકુમત ન હોય તો અપીલ ચાલે છે (બીંદેશરી વી. જાંનકી ( ૧૮૮૯ ) ૧૬ ક. ૪૮૨, અને બીજી રીતે નહિં, જુઓ બહાદુરસીંગ વી. નેગીરામન (૧૯૦૮ ) ૩૦ અ. ૧૫૧ ) માટે જો તે પક્ષકારોમાંના કેટલાક પક્ષકારો સોંપણીમાં સાંમેલ થએલા ના હોય ( જય પ્રકાશ વી. શીવધુલાંમ ( ૧૮૮૫ ) ૧૧ ક. ૩૭ ) અથવા તે બાબત ઇચ્છ્યુ ના હોય ( રામભંજન વી. શ્રીકીશન ( ૧૮૬૯ ) ૧૧ વી રી. ૧૪૦ ) આખરનો લવાદનો ઠરાવના હોય ( સાશતી ચરણ વી. તારકચંદ્ર ( ૧૮૭૧ ) ૧૫ વી. રી. એફ. બી ૯; ૮ બં. લા. રી. ૩૧૫; બનજાદ મથુર વી. નથુ ( ૧૮૭૮ ) ૩ ક. ૩૭૫

લછમનદાસ વી. બીજપાલ ( ૧૮૮૪ ) ૬ અ. ૧૭૪; હકીકત અથવા કાયદા બાબત સપુ વી. ગોવીંદ ચારયર ( ૧૮૮૮ ); ૧૧ મ. ૮૫ ( વેંકાયા વી. વેકટાપાયા ( ૧૮૯૨ ) ૧૫ મ ૩૪૮) અથવા લવાદના ઠરાવ સાથે એક સુચના કરેલી હોય અને તે વધારાની સુચના શીવાય તે પછી હુકમનામું કરેલુ ના હોય ( સરબોરી કાંત વી. આનંદ કાંત ( ૧૮૯૩ ) ૨૦ વી. રી. ૨૨૬; ૧૨ બં. લા. રી. એપ.૧૦ ); અથવા લવાદોએ જે વ્યાજ અપાવેલુ ના હોય તે હુકમનામામાં અપાવેલુ હોય ( મોહનલાલ વી. જયનારાયણ ( ૧૮૭૫ ) ૨૩ વી. રી. ૧૭૫ ) તો, અપીલ ચાલે છે. અને જે કામમાં દસ દીવશ પુરા થતા પહેલાં મુનસીફે પુરાવનો વીચાર કરીને ગુણુ દોષ ઊપર ફેંશલો આપેલો હોય અને તે લવાદના ઠરાવને મળતો આવતો હોય તો ઠરાવેલુ છે કે તે ફેંશલો લવાદના ઠરાવ પ્રમાણે નથી માટે તે ઊપર અપીલ ચાલે છે.(ગંગાનારાણ વી.રામચંદ્ર ( ૧૮૭૩ ) ૨૦ વી. રી. ૩૧૧; ૧૨ બં. લા. રી. ૪૮, આ ઠરાવના ખુલાસા બાબત વઝીર માહાતન વી. લલીતસીંગ ૭ ક. ૧૬૬ નો ઠરાવ જુઓ ) જો લવાદનો ઠરાવ નીરર્થક છે અને બીલકુલ રદ બાતલ છે એવુ બતાવવામાં આવે તો અપીલ ચાલે છે ( સાતરજીત પરતાપ વી. દુલહીન ગુલાબકુવર ( ૧૮૯૭ ) ૨૪ ક. ૪૬૯; બીદ્યાધર પંડા વી. નથુબેહરા ( ૧૮૯૯ ) ૪ ક. વી. નો. ૪૭ ના ઠરાવ પ્રમાણે વાલજી વી. એબજી ( ૧૯૦૫ ) ૨૯ મું. ૨૮૫ ના ઠરાવમાં ચાલવામાં આવેલુ છે. નંદરામ દલુરામ વી. નેમચંદ જાદવચંદ (૧૮૯૩) ૧૭ મું. ૩૫૭ ), અથવા જ્યારે લવાદનો ઠરાવ બળવાન ના હોય અથવા કાયદેસર ના હોય જેમકે લવાદ તે વાદીનો રાખેલો વકીલ હોય અને આ હકીકત લવાદ નીમતા પહેલાં જણાવેલીના હોય ( કાળીપ્રસન્ન ઘોસ વી. રાજનીકાંત ચાતરજી ( ૧૮૯૮ ) ૨૫ ક. ૭૫૭ ) અથવા પક્ષકારોમાંના એક પક્ષકારનો તે દેંણુદાર હોય અને આ હકીકત જણાવેલી ના હોય ( મહમદ વાહીદુદીન વી. હકીમાન ( ૧૮૯૮ ) ૨૫ ક. ૭૫૭ ) તો અપીલ ચાલે છે. જ્યારે લવાદના એક ઠરાવ પ્રમાણે ફેસલો કરવાથી તે ઊપરથી એક હુકમનામું કરેલુ હોય અને તે ઠરાવ પ્રમાણે કરેલુ હોય અને તેથી વધારે કરેલુ ના હોય તો તેવા હુકમનામા ઊપર અપીલ એવા કારણથી ચાલે છે કે જે લવાદનો ઠરાવ કહેવામાં આવેલો છે તે ઊપરથી ફેંસલો અને હુકમનામુ કરેલુ છે પણ તે લવાદનો ઠરાવ એક અથવા બીજા કારણથી કાયદા પ્રમાણે લવાદનો ઠરાવ નથી. જે કામમાં પેરા. ૧૫ પ્રમાણે એકાદા લવાદની બદચાલના કારણથી લવાદનો ઠરાવ રદ કરવાને અરજી કરેલી હોય અને તે અરજી ન્યાયની રૂઇએ નીર્ણય કરીને ના મંજુર કરેલી હોય, અને પેરા ૧૬ પ્રમાણે હુકમનામુ કરેલુ હોય અને તે લવાદના ઠરાવ પ્રમાણે હોય અને તે કરતાં વધારે કરેલુ ના હોય તો તેવાજ કોઇ કારણથી કરેલી અપીલ ચાલતી નથી. પણ લવાદની બદચાલના કારણથી લવાદનો ઠરાવ રદ કરવાને અરજી કરેલી હોય અને તે અરજીનો વીચાર કરયા વીના અથવા લવાદના ઠરાવ વીશે હરકત બતાવવાને પક્ષકારોને જોઇતી મુદત આપેલી ના હોય તો, છેવટ બતાવેલી હકીકતની બાબતમાં અપીલ ચાલે છે ( ઇબ્રાહીમ અલ્લી વી. મોશીન અલ્લી ( ૧૮૯૦ ) ૧૮ અ. ૪૨૨ ના ઠરાવ પ્રમાણે ના જમુદીન પ્યુચ ( ૧૯૦૭ ) ૨૯ અ. ૫૮૪ ના ફેંશલામાં ચાલવામાં આવેલુ છે ) વાવ્ય પ્રાંતના સાથના એકટ ( સને ૧૮૮૧ ) પ્રમાણેના દાવામાં નીમેલા લવાદોમાંના ઘણા લવાદોના મત પ્રમાણે કરેલા ઠરાવ મુજબ કરેલા ફેંશલા ઉપર અપીલ ચાલતી નથી ( ખાઇમુનનીસા વી. અજુધીયા પ્રસાદ ( ૧૮૮૪ ) ૬ અ. ૧૭૦ ).

**અસલ કોર્ટ—**એવું ઠરાવેલું છે કે એકટ ૮ પ્રમાણે કરેલુ હુકમનામુ આખરનું થાય છે તે ફકત અસલ કોર્ટ સબંધી છે અને જે કામમાં બાહાલ રાખવાને ના કહ્યાના હુકમ ઉપર અથવા લવાદનો ઠરાવ બાહાલ રાખ્યાના હુકમનામા ઉપર એકાદા જડજ અયોગ્ય રીતે

અપીલ દાખલ કરે તો હાયકોર્ટમાં સ્પેશીઅલ ચાલે છે (પરેશનાથ અપીલ વી. નોબીનચંદ્ર (૧૮૯૯) ૧૨ વી. રી. ૯૩; ૫ બં. લા. રી. એપ ૭૭, નોટ; તે પ્રમાણે ગંગાપ્રસાદ વી. ફીરો- (૧૯૦૬) ૨૮ અ. ૪૦૮ ના ઠરાવમાં ચાલવામાં આવેલું છે, દેબીંદ્રનાથ વી. અભયચર્ણ (૧૮૯૯) ૧૨ ક. લા. રી ૫૨૫; ૯ ક. ૯૦૫; રઘુબર દયાળ વી. મેંનાકુંવર (૧૮૬૯) ૧૨ ક. લા. રી. ૫૬૪; (નૌરંગસીંગ શાહાપાળ (૧૮૮૮) ૧૦ અ. ૮ ના કામમાં તે પ્રમાણે ચા- લવામાં આવેલું નથી; કીશ્નાનચેતી વી. મથુપાલંદી (૧૮૯૯) ૨૨ મ. ૧૭૨) અને જો કે લવાદના ઠરાવ પ્રમાણે કરેલા ફેંસલા ઉપર અપીલ ચાલતી નથી તો પણ ક. ૪૭ પ્રમાણે બજાવણીમાં કરેલા હુકમો ઉપર અપીલ ચાલે છે (હીમતુલ્લાહ વી. હીરન (૧૮૭૦) ૧૩ વી. રી. ૬૨)

**બીજી અપીલ**—જે કામમાં અપીલ નથી તે કામમાં બીજી અપીલ ચાલતી નથી (ગંગાચર્ણરાય વી. શાસ્તીમંડળ (૧૯૦૧) ૬ ક. વી. નો. ૬૧૪) જે એક લવાદનો ઠરાવ અસલ કોર્ટે રદ કરેલો હતો તે ઠરાવ પ્રમાણે નીચેની અપીલ કોર્ટે કરેલા હુકમનામા ઉપર બીજી અપીલ ચાલે છે (સ્યામચર્ણ વી. પ્રલ્હાદ દરવાન (૧૯૦૩) ૮ ક. વી. નો ૩૯૦)

**ફરી તપાસણી**—જે કામમાં લવાદનો ઠરાવ કરેલો હોય તે કામની સુનાવણી કરવાને જો કોર્ટની હકુમત ના હોય અથવા હકુમત વીના લવાદ નીમેલા હોય તે લવાદના ઠરાવ પ્રમાણે કરેલુ હુકમનામુ ફરી તપાસણીને પાત્ર છે (વીધાનાથ વી. સુબ્રમન્ય (૧૮૮૫) ૮ મ. ૨૩૫; પગારદીન વી. મોઇદીનશા (૧૮૮૩) ૬. મ. ૪૧૪) લવાદની બદચાલના કારણથી લવાદનો ઠરાવ રદ કરવાનો હુકમ કરેલો હોય તો તે હુકમની ફરી તપાસણી થતી નથી. તે એક દરમીયાન હુકમ છે, માટે હુકમનામા ઉપરની અપીલમાં તે એક કારણ બતાવી શકાય છે (દાંમોદર વી. રઘુનાથ (૧૯૦૨) ૨૬ મુ. ૫૫૧)

**રેશજયુડીકેટા**—આ પેરેગ્રાફના ઠરાવ પ્રમાણે ફેંસલો અને હુકમનામુ કરેલું હોયતો તેથી રેશજયુડીકેટા થાય છે (વેંકટેશ ચીલાજી વી. શખારામદાજી (૧૮૯૦) ૨૧ મુ ૪૬૫; વઝીરમાહાતન વી. મુનીસીંગ (૧૮૮૧) ૭ ક. ૭૨૭)

**ખાનગી રીતે બીજાને આપવું તે**—આ પેરેગ્રાફ પ્રમાણે કરેલા હુકમનામાથી ખાનગી રાહે બીજાને આપવું થતુ નથી (કપુરબાનઅલ્લી વી. અશરફઅલ્લી (૧૮૭૨) ૪ અ. ૨૧૯) પા. ૨૨૫

## સોંપવાનું કરારનામું થયા પછી સોંપવાનો હુકમ.

લવાદી ઉપર સોંપવાનું કરારનામું કોર્ટમાં દાખલ કરવાની અરજી.

**૧૭.** (૧) જ્યારે કોઇ શખસો એવું લખેલું કરા- રનામું કરે કે, તેમની વચેનો કંઇ વાંધો લવાદને સોંપવો ત્યારે તે કરારનામાના પક્ષકારો અથવા તેમાંના કોઇપણ એવા કરારનામામાં લખેલી બાબત ઉપર જે કોર્ટની હ- કુમત હોય તે કોર્ટને, તે કરારનામું કોર્ટમાં નોંધવાને અરજ કરી શકે.

(૨) તે અરજ લખેલી હોવી જોઇએ. તે અરજ કરારનામું કરનારા બધા શખસોએ આપી હોય તો, જેમનો વાદી તરીકે હક હોય અથવા હકનો દાવો રાખતા હોય તે પૈકી અથવા અનેકને વાદી કે વાદીઓ ગણીને તથા બીજાઓ કે બીજાને પ્રતિવાદીઓ કે પ્રતિવાદી ગણીને—અને બધાએ અરજ

ન આપી હોય તો, અરજદારને વાદી ગણીને તથા બીજાઓને પ્રતિવાદી ગણીને તેઓની વચ્ચે ફરિયાદ હોય તે પ્રમાણે તે ઉપર નંબર પાડી તે નોંધવી.

(૩) આ પ્રમાણે અરજ થયા પછી અરજદાર શિવાયના કરારનામુ કરનારા સઘળા પક્ષકારોને તે બાબતની નોટીસ આપવાનું કોર્ટ ફરમાવવુ તે નોટીસમાં એમ લખવું કે કરારનામુ શા માટે નોંધવું નહીં તેનું કારણ તમારે નોટીસમાં લખેલી મુદતની દરમ્યાન બતાવવું.

(૪) પુરતું કારણ બતાવવામાં ન આવે તો કોર્ટે તે કરાર નામું દાખલ કરાવવાનો હુકમ કરવો. અને તે કારારનામાના ઠરાવો પ્રમાણે નિમાયલા લવાદને સોંપવાનો હુકમ કરવો, અથવા જો એવો ઠરાવ ન હોય અને પક્ષકાર એકમત ન થાય તો, કોર્ટ લવાદ નીમવાને મુખત્યાર છે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૨૩**

**ટીકા**—આ પેરેગ્રાફ હાયકોર્ટ અને પ્રોવીનશીયલ સ્માલકોઝ કોર્ટોને લાગુ છે.

**શાખસો કરાર કરે તે**—કોઇ બીજા કાયદેસર કરાર પક્ષકારોની વચ્ચે થાય અને તે કરાર જેમ તેઓ તેનો અમલ કરાવે અને જેમ તેઓને બંધનકાર્ક થાય તેમ તે પક્ષકારો વચ્ચે હાલ જે તકરાર હોય તે તકરાર લવાદને સોંપવાનો કરાર કરે તેનો તેઓ અમલ કરી શકે છે અને તેઓને બંધનકાર્ક છે (હીરાસીંગ વી. ગંગાશાહી (૧૮૮૪) ૬ અલ્હા ૩૨૨ )

એક રેફરંસમાં લવાદોને વહેંચણુ કરવાનો અખત્યાર આપવામાં આવેલો હતો પણ વેચાણુ કરવાનો આપવાને રહી ગએલો હતો તેમાં લવાદોના ઠરાવ ઉપરથી કોર્ટે એવો હુકમ કરેલો હતો કે જે અમુક મીલકતની લવાદો વહેંચણુ કરી શકતા નથી અને વેચવાની ભલામણુ કરે છે તે મીલકત વેચવાનો હુકમ કરવાનો કોર્ટને અખત્યાર નથી (ચમીમની ડોશી વી. નીસ્તારીની (૧૮૭૮) ૩ ક. લા. રી. ૩૫૭) જ્યારે એક ફરીયાદના બેઉ પક્ષકારોએ વાંધાની બાબત કોર્ટને સોંપેલી હતી અને કોર્ટના ઠરાવ પ્રમાણે ચાલવાને કરાર કરેલો હતો અને તે ઉપરથી કાંઇ હુકમનામું કરીને વાદીને અમુક રકમ અપાવેલી હતી તેમા ઠરાવ્યુ છે કે તે હુકમનામા ઉપર અપીલ ચાલતી નથી, કારણુકે કોર્ટનો તે ઠરાવ લવાદના ઠરાવ જેવો છે (ઝેન વી. કાલાબાઇ (૧૮૯૯) ૨૩ મુ ૭૫૨) જે કામમાં લવાદને સોંપવાનો કરાર લખેલોના હોય તો તે કામમાં આ ઠરાવ લાગુ થતો નથી તેમ ચાલતા દાવામાં લવાદને સોપવાનો કરાર કરેો હોય તેને પણ આ ઠરાવ લાગુ થતો નથી (તીનકોરીદે વી. ફકીરચંદદે (૧૯૦૩) ૩૦ ક. ૨૧૮)

**રદ કરવામાં આવે તેઃ**—ઘણુ કરીને એવો હમેશાં નીયમજ છે કે લવાદનો ઠરાવ કરતા પહેલાં લવાદને કરેલી સોંપણી રદ કરવી હોયતો તે કરવા લાયક છે ( સરબજીત વી. ગૌરીપ્રસાદ ( ૧૮૬૭ ) ૭ વી. રી. ૨૬૯ ). પણુ સોંપણી એક વખત કરવામાં આવી એટલે વ્યાજબી કારણુ વીના તે રદ કરવા લાયક નથી. ( નાગા સ્વામી વી. રંગા સ્વામી (૧૮૮૫) ૮ મ. હા. કો. ૪૬; પેસ્તનજી નસરવાનજી વી. માણેકજી (૧૮૬૬) ૩ મ. હા. કો. ૧૮૩; ૧૨ મુ. ઈ. અ. ૧૧૨; ૧૦ વી. રી. પી. સી. ૫૧; સંતાનીયા વી. રામરાય (૧૮૭૧) ૭ મ. હા. કો. ૨૫૭; રામકુમાર વી. કાળાચંદ (૧૮૭૪) ૨૧ વી. રી. ૩૯૫ ). બેઉ પક્ષકારોએ લવાદોને તાર મોકલી એવી અરજ કરી હતી કે કામ આગળ ચલાવવુ બંધ રાખવુ તેથી

તે લવાદોનો અખત્યાર રદ કરેલો થતો નથી ( કેલી વી. ફ્રેઝર (૧૮૭૭) ૨ ક. ૪૪૫. "પાકા કારણુ" વીશે જુઓ કોલે વી. ડેકોસ્ટા (૧૮૯૦) ૧૭ ક. ૨૦૦ ). જો એવુ બને કે તે લવાદ પક્ષકારોમાંના એક પક્ષકારનો અમલ મુખત્યાર તરીકે મેહનતાણુ લીધા વીના કામ કરતો હતો અથવા તે લવાદ શોંપણી કરતી વખતે અથવા તે કરયા પછી પક્ષકારોમાંના એક પક્ષકારનો દેવાદાર હતો અને તેણે તે હકીકત જણાવેલી નથી તો લવાદને કરેલી સોંપણી રદ કરી શકાય છે ( મહમદ વાહીદુદીન વી. હકીમાન (૧૯૦૨) ૨૯ ક. ૨૭૯; ૬ ક. વી. નો. ૨૭૫ ). જ્યારે વાંધાની બાબત લવાદને સોંપેલી હોય તો વ્યાજબી અને પુક્ત કારણુ શીવાય તે સોંપણી રદ કરવા લાયક નથી. જે કામમાં સોંપણી કોર્ટના એક હુકમ તરીકે કરેલી હોય અને તે દાવાવાળી બાબત હોય તો પાકુ કારણુ બતાવવાથી કોર્ટની પરવાનગી સાથે તે ફ્કત રદ કરી શકાય છે. ( પેરૂમલ વી પેરૂમલ (૧૯૦૪) ૨૭ મ. ૧૧૨ ).

**સોંપવાનો કરાર:**—સોંપવાનો કરાર કોર્ટમાં ફાઇલ કરેલો હોય કીંવા નહી તો પણુ તે એક સરખી રીતે બંધનકારક છે ( શીવદત વી. શીવશંકરસીંગ (૧૯૦૫) ૨૭ અ. ૧૫૩; પણુ જુઓ રેફરંશ અને સોંપવાના કરાર વચેનો ભેદ, જુઓ આબીબાઇ વી. ગુરસનદાસ (૧૮૮૭) ૧૧ મુ. ૧૯૯; પાં. ૨૧૦, ૨૧૨, ૨૧૪; તાહાલ વી. બીશેશ્વર (૧૮૮૬) ૮ અ. ૫૭ ). એક ટ્રેમવે કંપનીના મેનેજર અને તેના ચલાવનારા ઓમાંના એક ચલાવનારની વચમાં એવો કરાર કરેલો હતો કે સીકયુરીટી તરીકે જે રકમ તે કંપનીએ રાખવાની હતી તે સબંધી મેનેજરનુ સર્ટીફીકટ તે પક્ષકારો વચે નીશ્ચયકારક પુરાવ થશે તે કરાર તે લવાદને સોંપવાનો કરાર છે ( અઘોરનાથ વી. કલકત્તા ટ્રેમવે કંપની (૧૮૮૫) ૧૧ ક. ૨૩૨ ). એક દાવામાં વાંધાની બાબત લવાદને સોંપવાનો કરાર તે આ પેરેગ્રાફ્ પ્રમાણે ફાઇલ કરેલો હોય કીંવા નહી તો પણુ તેથી તે દાવો ચલાવવાની કોર્ટની હકુમત બાતલ થાય છે ( શીવદત વી. શીવશંકર (૧૯૦૫) ૨૭ અ. ૫૩ ).

**કરારો ફાઇલ કરવાનો હુકમ કોર્ટ કયારે કરતા નથી:**—ત્રણુ સખસોને લવાદ તરીકે તમામ વાંધાની બાબતો સોંપવાનો કરાર પક્ષકારોએ કરી એક દસ્તાવેજ કરેલો હતો અને તે ત્રણુ શખશોમાંના એક સખસે લવાદ તરીકે કામ કરવાને ના કહી તેથી તે સોંપણીનુ કામ ચલાવવાને બાકીના બે લવાદોએ ના કહી, માટે તે કરાર કોર્ટમાં ફાઇલ કરવાનો હુકમ કરવાને કોર્ટે ના પાડેલી હતી ( બ્રુક વી. સુરદયાળ (૧૮૭૩) ૧૨ બં. લા. રી. એપ. ૧૩ ). અને જ્યારે એક દાવાના પક્ષકારો તથા જે સખશો તે કજીયામાં રહેલા ન્હોતા તે સખશોએ પોતાની તમામ તકરારો લવાદને સોંપવાને કરાર કરે તો જો કે તે કજીયો ચાલતો હોય તો પણુ તે લવાદનો ઠરાવ ફાઇલ કરવો જોઇએ ( હરીવલભદાસ વી. ઊતમચંદ (૧૮૮૦) ૪ મુ. ૧ ).

ભવીષ્યની તકરારો એક લવાદને સોંપવાના કરાર વીશે જુઓ નીચે બતાવેલા ઠરાવ એટલે:—( વીલોકશ અને સ્ટોર્કી લા. રી ૧ સી. પી. ૬૭૧ ) ભવીષ્યના વાંધાઓ લવાદને સોંપવાનો એક મોઘમ કરાર કરેલો હોય તો તેનો આ પેરેગ્રાફ્માં સમાવેશ થાય છે અને તે કોર્ટમાં ફાઇલ કરી શકાય છે. તે કરારની તારીખેજ તકરાર ખરી રીતે હોવીજ જોઇએ, અને તે બાબતના કામો સબંધીજ તે પેરેગ્રાફ નથી. પણુ તે કરારમાં લવાદોનાં મોં બતાવવાંજ જોઇએ. જે કરારમાં હવે પછી લવાદ નીમવાનો ઠરાવ કરેલો હોય તે કરારનો તે પેરેગ્રાફ્માં સમાવેશ થતો નથી. તેની છેલ્લી રકમનો હેતુ જો કે પક્ષકારોએ કોર્ટથી લવાદ નીમાવાનો કરાર કરેલો હોય તો પણુ પક્ષકારોને તે નીમવાનો અખત્યાર આપવાનો છે. આવા કામોમાં પક્ષકારોએ નીમેલા લવાદોને કોર્ટ નીમવાજ જોઇએ ( ફાઝલભાઇ મેહરઅલ્લી વી. મુંબાઈ

અને પરઝીયન નેવીગેશન કંપની (૧૮૯૬) ૨૦ મુ. ૨૩૨ ), કારણકે જુના કાયદાના શબ્દો-થી ફેરફાર કરેલા શબ્દો છે.

પરરાજ્યની કોર્ટને સોંપવાના કરાર વીશે જુઓ નીચે બતાવેલો ઠરાવ એટલે:—લો વી. ગેરેટ ૮ સી. ડી. ૨૬ ).

**વળી નીમી શકે છે:**—જે કામમાં લવાદોના નામ આપેલાં હોય પણ, એકાદા શર પંચને નીમવાનો કાંઇ ઠરાવ કરેલો ના હોય તો કોર્ટ શરપંચ નીમી શકતી નથી ( મહમદ આબીદ વી. મહમદ (૧૮૮૬) ૮ અ. ૬૪ ).

**કામ કરવાને ના કહેવામાં આવે તે**—જો એકાદો લવાદ કામ કરવાને ના કહેતો તેની જગાએ કોર્ટથી નીમવા બાબત પક્ષકારોને સાંભળવા જોઇએ ( ફોલે વી. ડેકોસ્ટા (૧૮૯૮) ૧૭ ક. ૨૦૦ )

**મોકલવામાં આવે તે.**—ઓ. ૪૧, રૂ. ૫ પ્રમાણે તપાસ કરવા સારૂ એકાદુ કામ જે કોર્ટ તરફ મોકલેલું હોય તે કોર્ટ આ પેરેગ્રાફ પ્રમાણે કામ ચલાવી શકતી નથી (નંદરામ વી. ફકીરચંદ્ર ૭ અ. ૫૨૩ )—

**અપીલ.**—એક કરાર ફાઇલ કરવાને ના પાડયાના હુકમ અપીલ કરવા લાયક નથી (ભગવાન વી. પરમેશરી (૧૮૮૦) ૫ અ. હા. કો. ૧૭૯; ભોળા વી. ગોબીંદ દયાળ (૧૮૮૧) ૬ અ. ૧૮૬; પેસ્તનજી નશરવાંનજી વી. માણેકજી (૧૮૭૮) ૩ મ. હા. કો. ૧૮૩; દયાનંદ વી. બખતેવર (૧૮૮૩) ૫ અ. ૩૩૩ ), પણ જો કોર્ટની હકુમત નહીં છતાં લવાદનો ઠરાવ ફાઇલ કરે તો, તે કામ ચલાવવાની રીતીની ફરી તપાશણી કરવાને તે પાત્ર છે ( બીંદેશરી વી. જાનકી (૧૮૮૯) ૧૬ ક. ૪૮૨ ) આ પેરેગ્રાફ પ્રમાણે કરેલો ફેંશલો તે એક હુકમનામું છે અને તે ઉપર અપીલ ચાલે છે ( ગૌડુ મગતા વી. ગૌક ભગવાન (૧૮૯૯) ૨૧ મ. ૨૯૯; તે દયાનંદ વી. બખતાવર (૧૮૮૩) ૫ અ. ૩૨૩ નો ફુલબેંચનો ઠરાવ જુના કાયદાની કલમ ૫૨૩ પ્રમાણે ચાલેલુ કામ તે એક દાવો નથી તે આધારથી કરેલો છે તેનાથી જુદો કરેલો છે ). તે એવા કારણથી ઠરાવેલુ છે કે આ કલમ પ્રમાણે ચાલેલુ કામ તે એક દાવો નથી.

**લવાદનો એકટ.**—સને ૧૮૯૯ નો લવાદ સબંધીનો એકટ જે જગાઓએ ચાલુ છે તે જગાઓએ તે એકટથી પેરા ૧૭, ૧૯, ૨૦, ૨૧ હાલ રદ થએલા છે. ( પ્રતાબચંદ્રદે વી. તુળશીદાશદે (૧૯૦૨) ૨૯ ક. ૭૯૩ ).

**કાયદેશર વારસ વકીલ.**—સોંપણીના કરારનો અમલ કરવાનો કાયદેશર વારસ વકીલના હકનો આધાર સોંપણીમાં જે હકની વ્યવસ્થા કરેલી હોય તે અંગાળ પ્રકારનો છે કે તે તેના કાયદાશર વારસ વકીલને પાહોચે તેવો છે તે ઉપર છે. જો તે હક વારશ વકીલને પોહોચતો હોય તો એકાદા પક્ષકારના મર્ણની તારીખે લવાદની રૂબરૂનુ કામ બંધ પડતુ નથી ( પેરૂમલ વી. પેરૂમલ (૧૯૦૮) ૨૭ મ. ૧૧૨ ).

**૧૮.** લવાદી ઉપર સોંપવાના કરારનામાને કોઇપણ પક્ષકાર અથવા તેની મારફત દાવો કરનાર કોઇપણ શખસ, તે કરારનામાના બીજા કોઇપણ પક્ષકાર સામે અથવા તેની મારફતે દાવો કરનાર કોઇપણ શખસ સામે, જે બાબત વિ-

લવાદી ઉપર સોંપવાનું કરારનામું હોય ત્યારે ૫- રિયાદ બંધ રાખવી.

શે લવાદી ઉપર સોંપવાનું કરારનામુ થયું હોય તે બાબતના સંબંધમાં કોઇપણ ફરિયાદ માંડે ત્યારે, એવી ફરિયાદનો કોઇપણ પક્ષકાર બનતી તાકીદે અને સઘળે પ્રસંગે મુદ્દા ઠરાવવામાં આવે તે પહેલાં, તે ફરિયાદ બંધ રાખવા માટે તે કોર્ટને અરજી કરવાને મુખત્યાર છે. અને જો કોર્ટની એવી ખાતરી થાય કે લવાદી ઉપર સોંપવા બાબતના કરારનામા પ્રમાણે તે બાબત લવાદને ન સોંપવાનું પુરતુ કારણ નથી અને તે ફરિયાદ માંડી તે વખતે તથા હાલ પણ સદરહુ અરજદાર સદરહુ લવાદીનું કામ યોગ્યરીતે ચાલવા માટે જરૂરની હોય તે સઘળી બાબતો કરવાને તૈયાર તથા ખુશી હતો અને છે, તો તે ફરિયાદ બંધ કરવાનો હુકમ કરવાને તે મુખત્યાર છે.

**ટીકા.**—આ એક નવો ઠરાવ છે અને તે હાયકોર્ટ અને પ્રોવીનશીયલ સ્મોલકોઝ કોર્ટને લાગુ થાય છે. જુઓ આગળ ક. ૨૧.

**૧૯.** પારેગ્રાફ ૧૭ પ્રમાણે કોર્ટે લવાદીપર સોંપવાનો જે હુકમ કર્યો હોય તે ઉપરથી ચાલતા બધા કામમાં, તથા લવાદના નિવાડાને, તથા તે ઉપરથી થએલા હુકમના માને ઉપરના ઠરાવ, સદરહુ પારેગ્રાફ પ્રમાણે દાખલ કરેલા કરારનામાથી વિરૂદ્ધ ન હોય તેટલા લાગુ પડશે.

૧૭ મા પારેગ્રાફ મુજબ ચાલતા કામને લાગુ પડનારા ઠરાવો.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૨૪.**

**ટીકા.**—આ પેરેગ્રાફ હાયકોર્ટને તથા પ્રોવીનશીયલ સ્મોલકોઝ કોર્ટને લાગુ થાય છે.

**કોઇ કરાર સાથે જેટલા અનુસરતા હોય:**—જો કે સોપણીમાં એવો ઠરાવ હોય કે લવાદનો ઠરાવ આખરનો છે એમ કબુલ કરવુ જોઇએ તો પણ, લવાદોની બદચાલ બાબત એકાદી કોર્ટ લવાદનો ઠરાવ રદ કરે તેમાં આ શબ્દોથી અટકાવ થતો નથી ( બરલારંગા. વી. કાલાપાલી (૧૮૮૩) ૬ મ. ૩૫૮ ). તે શબ્દોનો હેતુ એવો નથી કે દરેક કામમાં જો કોઈ લવાદ કામ કરવાને ખુશી ના હોય તો શુ કરવુ જોઇએ તે વીશે કરારમાં સ્પષ્ટ રીતે ઠરાવવુ જોઇએ કે જે ઊપરથી તે પ્રમાણે એકાદા જડજ કામ કરી શકે અને તે પેરેગ્રાફ બીજી રીતે લાગુ નથી. વ્યાજબી અર્થ એવો છે કે પેરેગ્રાફ ૫. પ્રમાણે જો તે કરારમાં તે બાબત કાંઇ ખાસ ઠરાવ હોય તો તે જડજનુ કરેલુ કામ તે ખાસ ઠરાવથી વીરૂધ ના જોઇએ ( બાલાપટા શીરામ વી. સીયારામ (૧૮૮૪) ૧૭ મ. ૪૫૮ ).

### કોર્ટોની મારફત વગર સોંપેલી લવાદી.

**૨૦.** (૧) કોર્ટની મારફત વગર કાંઇ બાબત લવાદી પર સોંપવામાં આવી હોય, અને તે ઉપરથી નિવાડો કર્યો હોય ત્યાં નિવાડો જે બાબતનો હોય તે બાબત વિશે જે કોર્ટને હકુમત હોય તેને, નિવાડામાં જેનું હિત હોય તે શખસ તે નિવાડો કોર્ટમાં દાખલ કરવા સારૂ અરજ કરવાને મુખત્યાર છે.

કોર્ટની મારફત વગર જે બાબત લવાદીઉપર સોંપી હોય તેનો નિવાડો દાખલ કરવા વિશે.

(૨) તે અરજ લખેલી હોવી જોઇએ, અને અરજદારને વાદી ગણીને તથા બીજા પક્ષકારોને પ્રતિવાદીઓ ગણીને તેમની વચ્ચેની ફરિયાદ હોય તે

પ્રમાણે તે અરજ ઉપર નંબર પાડીને તે નોંધવી.

(૩) અરજદાર શિવાય લવાદીના બીજા જે પક્ષકારો હોય તેમને નોટીસ આપવાનું કોર્ટે ફરમાવવું. તે નોટીસમાં એમ લખવું કે;–નિવાડો શા માટે દાખલ ન કરવો તેનું કારણ નોટીસમાં કહેલી મુદતમાં તમારે બતાવવું.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૫૨૫.**

**ટીકા**—આ પેરેગ્રાફ હાય કોર્ટ અને પ્રોવીનશીયલ સ્મોલકોઝ કોર્ટોને લાગુ છે.

દક્ષણના ખેડુતોના બચાવના એકટની ક. ૪૭ થી તે રદ થએલી નથી ( ગંગાધર વી. મહાદુ ( ૧૮૮૪ ) ૮ મુ. ૨૦ ) "લવાદી ઉપર સોંપેલી બાબત" એટલે જે બાબત લવાદને સોંપેલી હોય તે છે અને લવાદે ઠરાવ કરી ખરી રીતે અપાવેલી હોય તે નથી ( નરસીંગદાશ વી. અજોધ્યા પ્રસાદ ( ૧૯૦૪ ) ૩૧ ક. ૨૦૩ )

**હાઇ કોર્ટ.**—આ શબ્દો નીચામંની નીચી કોર્ટની જગાએ વાપરેલા છે

જો કે એમાંથી એક પક્ષકારે એકાદા બળવાંન ઠરાવનો અમલ કરવાને દાવો કરીને અથવા અરજી કરીને માગેલુ ના હોયતો પણ તે આ પેરેગ્રાપ પ્રમાણે અમલ કરવા લાયક છે (બજહરી વી. બેહારી (૧૯૦૬) ૩૩ ક. ૮૮૧)

**સોંપવામાં આવેલી.**—એકાદા હિંદુ શગીરનો સ્વભાવીક વાલી સોંપી શકે છે કે ( રમન કીશન વી. હરોલાલ ( ૧૮૯૨ ) ૧૯ ક. ૩૩૪). પણ જે દાવો ચાલતો હોય તેમાં કોર્ટની પરવાનગી વીના તે સોંપી શકાતો નથી (લક્ષમણ ચેતી વી. ચીનાથંબી (૧૯૦૧) ૨૪ મ. ૩૩૬)

**અરજ કરવાને મુખત્યાર છે**—કોર્ટ પાસે કરાવવા સારૂ લવાદી ઉપર સોંપેલી અને લવાદનો ઠરાવ કરેલો હોવો જોઇએ (સારતીચર્ણ વી.તારકચંદ્ર (૧૮૭૧) ૧૫ વી. રી. (એપ. બી ૯ ), અને જયારે આ પ્રમાણે હોય ત્યારે તે ઠરાવનો ફક્ત એક પક્ષકારજ નહી પણ તેમાં હરકોઇ હીત રાખનાર સખસ તે ઠરાવની તારીખથી છ માસની અંદર અરજ કરી શકે છે. સને ૧૮૭૭ના એકટ ૧૫ના પરીશીષ્ટ ૨ જાની આરટીકલ ૧૭૬. ( ભૈરવજાહા વી. હનુમાનદત (૧૮૬૬) ૫ વી. રી. ૧૨૩)–તે તારીખ તેમાં લખેલી હોય તે નહી પણ પક્ષકારોને જે તારીખે તે ઠરાવ આપેલો હોય તે તારીખ છે (શ્રીનાથ ચાતરજી વી. કૈલાશચંદ્ર (૧૮૭૪) ૨૧ વી રી. ૨૪૮; દતોસીંગ વી. દોશાદ (૧૮૮૩) ૮ અ. ૩૪૦ ). તે અરજી યોગ્ય રીતે પ્રતીજ્ઞા કરેલી હોવી જોઇએ અને તે લવાદીના પક્ષકારો ઉપર તે ઠરાવ શા વાસ્તે ફાઈલ કરવો ના જોઇએ તેનુ કારણ બતાવાની નોટીસ કહાડવી જોઇએ ( જોન્સ વી લેગર્ડ ( ૧૮૮૬ ) ૮ અ. ૩૪૦ ).

લવાદનો ઠરાવ અરજીની સાથે ફાઇલ કરવો જોઇએ ( હિમુતુલા વી. હીરન (૧૮૭૦) ૧૩ વી. રી. ૬૨). જો તેમ કરેલું ના હેયતો કોર્ટ કાંમ કરી શકતી નથી ( ગોપી વી. મહાનંદી (૧૮૮૯) ૧૨ મ. ૩૩૧). પરંતુ લવાદના ઠરાવના મજકુરનો બીજા દરજજાનો પુરાવ ગુમ થયેલો હેયતો દાખલ કરવા લાયક છે ( ગોપીરેડી વી. મહાનંદી (૧૮૯૨) ૧૫ મ. ૯૯). લવાદને સોંપવાના કરારમાં જો એવું ઠરાવેલું હોય કે તે ઠરાવ કકડે કકડે કરી શકાય છે તો વીભાગ કરેલા દરેક વીભાગની વ્યવસ્થા આ પેરા પ્રમાણે જુદા ઠરાવ તરીકે કરી શકાય છે ( શોસ મુખી વી. નેબીનચંદ્ર (૧૮૭૯) ૪ ક. લા. રી. ૯૨). તે અરજી દાવાનો કાઇ આંક બાંધ્યા વીના કરી શકાય છે ( ખોદાબક્ષ વી. મૌલા (૧૮૭૦) ૧૪ વી. રી. ૨૫૫). દક્ષીણના ખેડુતોના બચાવના એકટ ( સને ૧૮૭૯ ના મુંબાઇના એકટ ૧૭ )

પ્રમાણે હિસાબ નક્કી કર્યા વીના જે ઠરાવમાં ખેડુત દેણદારો પક્ષકાર હોય તે ઠરાવ એકાદી દીવાની કોર્ટ દાખલ કરી શકે છે ( મોહન વી. તુકારામ (૧૮૯૭) ૨૧ મું. ૬૩).

**સોંપણી અને ઠરાવના ખરાપણા અથવા બળવાનપણાની બાબતમાં હરકતો.**—મુંબાઇ હાઇકોર્ટે ઠરાવેલું છે કે કોર્ટના અભીપ્રાય પ્રમાણે કે જ્યારે તે હરકતો ફક્ત નહિ જેવી અથવા દેખાવની માત્ર ન હોય પણ સોંપણી અને ઠરાવના ખરાપણા અથવા બળવાનપણા વીશે લીધેલી હોય તો તે હરકતોની વ્યવસ્થા કરવાને કોર્ટની હકુમત નથી અને કોર્ટે પક્ષકારોને રેગ્યુલર દાવો કરવાને બતાવવું જોઇએ (તેજપુર વી. મહમદ જમાલ (૧૮૮૫) ૨૦ મુ ૫૯૬; સાંમળ નથુ વી. જયશંકર (૧૮૮૫) ૯ મુ ૨૫૪). તોપણ આ અભીપ્રાય હિંદુસ્થાન માંહેની તમામ બીજી હાઇકોર્ટોના અભીપ્રાય વીરૂદ્ધ છે ( અમ્રીતરામ વી. દશરથરામ ૧૭ અ. ૨૧; તે ઠરાવ ગણેશસીંગ વી. કાસીસગ (૧૯૦૬) ૨૮ અ. ૬૨૧ ના કામમાં બતાવેલો છે; ચીંતા મલાયા વી. થાડી ગંગીરેડી (૧૮૯૭) ૨૦ મ. ૮૯ ). આ છેલ્લા કામમાં ઠરાવેલુ છે કે સોંપણીના બળવાનપણા વિશે હરકત લેવા ઉપરથી લવાદી ઉપર સોંપેલી બાબત ફકત ઇનકાર કરવાથી તે ઠરાવ ફાઇલ કરવાને તથા તે પ્રમાણે કામ ચલાવવાની પરવાનગી આપવાને કોર્ટની હકુમત લઈ લેવામાં આવેલી નથી ( મહમદ વાહીદુદીન વી. હકીમન (૧૮૯૮) ૨૫ ક. ૭૫૭; ૨ ક. વી. નોટ ૫૨૦ ).

**હકુમત**—જે કોર્ટમાં અરજી કરેલી હોય તે કોર્ટની તે ઠરાવની તમામ બાબત વીશે હકુમત હોવી જોઇએ અને કોર્ટની પૈસા બાબતની મર્યાદા કરતાં જો દાવાવાળી બાબતનો આંક વધારે હોય ( ગંગાપા વી. કપીનાપા (૧૮૮૨) ૫ મ. હા. કો. ૧૨૮; બાળકીષ્ણ ભાસ્કર એક તરફી ૨ મું. હા. કો. ૯૧ ). અથવા તે બાબતનો પ્રકાર એવો ના હોય કે તેની તપાસ કોર્ટ કરી શકે તો તે અરજી પાછી આપવી જોઇએ ( અલફત હુસેન વી. ઘોષચંદર (૧૮૭૧) ૧૫ વી. રી. ૫૫૬ ).

દાર્જીલીંગમાં ચાહના બગીચાનું કાંમ ચલાવવાને સારૂ **અ** તથા **બ** એ ભાગીદારી કરેલી હતી. તે ભાગીદારીનો દસ્તાવેજ કલકતામાં લખી આપવામાં આવેલો હતો; પરંતુ બેઉ પક્ષકારો હકુમતની બહાર રેહતા હતા. તે દસ્તાવેજમાં એવો ઠરાવ હતો કે તે ભાગીદારી સબંધીની બાબતમાં તકરાર પડેતો તે લવાદીપર સોંપવી. તકરાર પડી તેથી તે દસ્તાવજના ઠરાવ પ્રમાણે લવાદો નીમવામાં આવ્યા અને તેઓએ ત્યાર પછી કલકત્તામાં નીચેની મતલબનો ઠરાવ કર્યો. અમુક રકમ વાદી **અ** ની લેણી નીકળે છે માટે ભાગીદારીની મીલકતમાં **બ** નો જે હિસ્સો છે તે અમુક રકમ વસુલ આપવાને જવાબદાર થવો જોઇએ; તે વસુલ આપવાને જામીની તરીકે **બ** એ એક ગીરો ખત લખી આપવું જોઇએ અને ચાહનો બગીચો કલકત્તામાં વેચવો જોઇએ. સને ૧૮૫૯ ના એકટ ૮ ની કલમ ૩૨૭ પ્રમાણે તે ઠરાવ ફાઇલ કરવાની અરજીમાં ઠરાવ્યું છે કે કલકત્તામાં હાઇકોર્ટને હકુમત છે. અને તે ઠરાવ વાળી બાબત જે કોઇ કોર્ટમાં દાવો દાખલ થઇ શકે તે કોઇ કોર્ટમાં તે ઠરાવ દાખલ કરી શકાય છે અને તે ભાગીદારીનો દસ્તાવેજ લખી આપ્યાના કારણથી દાવાના કારણનો ભાગ કલકત્તામાં ઉત્પન થયેલો છે માટે કોર્ટની પરવાનગીથી આવો દાવો દાખલ કરી શકાય છે ( કેલી વી. ફ્રેઝર (૧૮૭૭) ૨ ક. ૪૪૫). હાઇકોર્ટની હકુમતની અંદર અમુક પક્ષકાર વચ્ચેની વાંધાની બાબતો લવાદી પર સોંપેલી હતી અને યોગ્યરીતે એક ઠરાવ કરવામાં આવેલો હતો. ભાગીદારની મીલકત સબંધી તે ઠરાવ હતો અને તે મીલકતનો ભાગ હાઇકોર્ટની હકુમત બહાર હતો. પછી તે ઠરાવ ફાઇલ કરવાને અરજી કરવામાં આવી અને તે ઠરાવની સરતો પ્રમાણે એક હુકમનામું કરવામાં આવ્યું તે વખતે એવી હરકત લેવામાં આવી હતી કે તે અરજી સાંભળવાને કોર્ટની હકુમત નહોતી. ઠરાવ્યું છેકે કોર્ટની હકુમત હતી કે-

રણુ કે તે ઠરાવ ફાઇલ કરવાનો હક તે હકુમતની અંદર ઉત્પન થયેલો છે ( શેશાય વી. ચેંગાય (૧૯૦૧) ૨૪ મ. ૩૧૧).

એક ચાલુ દાવામાં બીજી બાબતોની સાથે તે દાવાની બાબતો આપેરેગ્રાફ પ્રમાણે પક્ષકારો લવાદીપર નીકાલ કરવાને સોંપી શકે છે ( ઠાકુર દુસરાય વી. હરીદાસરોય વી. રી. (૧૮૬૪) પ્રા.રી; હરીવલ્લદાસ::વી. ઉતમચંદ (૧૮૮૦) ૪ મું. ૧). અને તે કરાર બંધનકારક થઇ શકે તે પેહલાં તે સોંપવાનો કરાર લખેલો હોવો જોઇએ. એવી જરૂર નથી ( મધુમાનજી વી. નીલમોની (૧૮૭૨) ૧૮ વી. રી. ૫૩૩. વળી જુઓ બહાલસીંગ વી. શબરામ વી. રી. (૧૮૬૪)૭૬).

**સ્મોલ કોઝ કોર્ટ.**—કોઈ કોર્ટની દરમીયાન ગીરી વીના એકાદી બાબત લવાદીપર સોંપેલી હોય તો જીલ્લાની અંદર લવાદનો ઠરાવ ફાઇલ કરવાને આ પેરેગ્રાફ પ્રમાણે એકાદી અરજી સાંભળવાને સ્મોલ કોઝ કોર્ટને હકુમત છે. પણ તે કોર્ટને જેટલી રકમ બાબત તપાસ કરવાની હકુમત છે તે કરતાં વધારાની રકમના દેવા સબંધી નાહોય અને પ્રતીવાદી તે કોર્ટની હકુમતની અંદર રેહેતો હોય એવું જોઇએ ( ઇબ્રામપરમાણીક વી. સોફે તુલા ૧. બં. લા. રી. અ. દી. ૪૩; ૧૦ વી. રી. ૮૫; શ્રીજ વી. એદલજી (૧૮૭૩) ૧૦ મું. હા. કો. ૫૪). એકાદા સબોર્ડીનેટ જડજને સ્મોલ કોઝ કોર્ટની હકુમત આપેલી હોય તો તે એકાદો ઠરાવ ફાઇલ કરી શકે છે ( બાળક્રીષ્ણ વી. લક્ષ્મણ (૧૮૭૦ ) ૩ મું. ૨૧૯. વળી જુઓ સીમસન વી. મેકમાસ્તર (૧૮૯૦) ૧૩ મ. ૩૪૪).

**પાછી ખેંચી લેવી.**—ફેંસલો આપતા પહેલાં અને હુકમનામું તૈયાર કરતાં પહેલાં જુના કાયદાની કલમ ૩૭૧ પ્રમાણે આ પેરા પ્રમાણેની અરજી પાછી ખેંચી લઇ શકાય છે ( ગૌરી શંકર વી. મેદા કુંવર (૧૯૦૪) ૩૧ ક. ૫૧૬).

**અપીલ:**—એકાદા જે હુકમથી લવાદીપર બળવાન રીતે સોંપણી કરવામાં આવેલી નથી એવું આ પેરેગ્રાફ પ્રમાણે ઠરાવીને તે અરજી રદ કરેલી હોય તો તે હુકમ ઉપર અપીલ ચાલે છે ( મહમદ વાહિદુદીન વી. હકીમન (૧૮૮૮) ૨૫ ક. ૭૫૭; ૨ ક વી. નોટ ૫૨૯; પરંતુ જુઓ હરનેદ વી. દયાળ (૧૯૦૫) ૨ ક. લા. જે ૧૪૨ અને બીહારી વી. ચુની (૧૯૦૭) અ. વી. નોટ ૧૧૮ ). કોર્ટમાં એકાદો ઠરાવ ફાઇલ કરવાની અરજી નામંજુર કર્યાના હુકમ ઉપર અપીલ કરવા લાયક છે ( જાનકી વી. ગ્રાન (૧૮૮૦) ૩ અ. ૪૨૭; પનુસામી વી. મંદીસુંદર (૧૯૦૪) ૨૭ મ. ૨૫૫; તે પ્રમાણે વ્કંટદત વી. વૈદનાથ (૧૯૦૬) ૨૯ મ. ૩૦૩. જુઓ ક. ૧૦૪ ).

**લવાદનો ઠરાવ**—એકાદા જે દસ્તાવેજથી ફક્ત તકરારી બાબતના ખુલાસાની ભલામણ કરેલી હોય તે એક ઠરાવ નથી ( નંદલાલ મુકરજી વી. ચંદ્રકાંન્ત (૧૮૮૫) ૧૧ ક. ૩૫૬ ). જો પક્ષકારોની વચ્ચે લવાદીપર સોંપી શકાય તેવી કાંઇ વાંધાની બાબત હોય નહિં તો વાદીએ નીમેલા ત્રણ સખસોએ આંક બાંધેલો હોય તેથી આ પેરેગ્રાફના હેતુ પ્રમાણે એકાદો ઠરાવ થતો નથી ( મેકનેટન વી. રામેશ્વરસીંગ (૧૯૦૩) ૩૦ ક. ૮૩૧ ).

**લવાદોના કામ.**—લવાદનો ઠરાવ કરવામાં આવે અને પક્ષકારોને તે આપવામાં આવે ત્યાર પછી લવાદોનાં કામ બંધ પડે છે ( ફતેસીંગ વી. દેસાઇ (૧૮૮૩) ૯ ક. ૫૭૫). બજાવણીનું કામ ચલાવીને એકાદા લવાદના ઠરાવનો અમલ કરી શકાય તે પહેલાં તે ઠરાવ પ્રમાણે એક ફેંસલો અને તે ઉપરથી કરેલું હુકમનામુ હોવુ જોઇએ. ( ઇશ્વરદાસ વી. ડોસીબાઈ ૭ મુ ૩૧૬; સાહેબરામ વી. કાશીનાથ (૧૮૭૪) ૨૧ વી રી. ૨૯૫ ).

**ફરીયાદ.**—એકાદો જે સખસ પોતાના ઠરાવનો અમલ કરવાને માગતો હોય તે સખસના ઉપર આ પેરેગ્રાફ આજ્ઞા તરીકેનો નથી. રેગ્યુલર દાવામાં તે પ્રમાણે તે કરી શકે છે. ( પલાનીયા પાચેતી વી રાયાપા (૧૮૯૮) ૪ મ. હા. કો. ૧૧૯ ).

એક હીંદુ કુટુંબના અંગભુતો વચ્ચેની તકરારો લવાદોને સોંપેલી હતી તેથી તે લ-વાદોએ તમામ મીલકત કેવી રીતે વ્હેંચી લેવી જોઇએ તે વીશે ઠરાવ કરેલો હતો. તે ઠરાવ પ્રમાણે જંગમ મીલકતનો ભાગ વ્હેંચવામાં આવ્યો હતો. ત્યાર પછી તે કુટુંબનો એક અંગભુત ગુજરી ગયો. તે કુટુંબનો એક બીજો અંગભુત વાદીએ તે ઠરાવનો અમલ કરવાને અથવા તે ન કરવામાં આવે તો વ્હેંચણુ કરવાને દાવો કર્યો:—ઠરાવ્યું છે કે (૧) વ્હેંચણુ બાબતનો અભાવે દાવો કરેલો છે તેને લવાદના ઠરાવથી હરકત થાય છે અને (૨) કાયદાની કલમ ૫૨૫ પ્રમાણે તે લવાદના ઠરાવનો અમલ કરવાનો દાવો કરવાને વાદીને અટકાવ થયેલો નથી ( સુબ્બાયા વી. સદાશીવ (૧૮૯૭) ૨૦ મ. ૪૫૦. પરંતુ જુઓ ક્રીષ્ણા પંડયા વી. બળરામ (૧૮૯૫) ૧૯ મ. ૨૯૦ ) જે કામમાં આ પેરેગ્રાફ પ્રમાણે એક લવાદનો ઠરાવ ફાઇલ કરી શકાતો ના હોય અને હુકમનામું મેળવી સકાતું ન હોય તો તે ઠરાવની રૂઇએ દાવો કરવાને એકાદા પક્ષકારને અટકાવ થતો નથી. લવાદનો ઠરાવ ગુમ થયેલો છે. એવી સાબીતી ઉપરથી તે ઠરાવના મજકુર વીશે બીજા દરજ્જાનો પુરાવ દાખલ કરવા લાયક છે ( ગોપીરેડી વી. મહાનંદી રેડી (૧૮૯૨) ૧૫ મ. ૯૯ ). ( નરસાયા વી. રામભદ્ર (૧૮૯૨) ૧૫ મ. ૪૭૪. વળી જુઓ જાફ્રી બેગમ વી. સૈયદઅલ્લી રેઝા (૧૯૦૦) ૫ ક. વી. નોટ ૫૮૫ ) ૨૩ અ. ૩૮૩ ). અથવા તેને અભાવે હકીકતની અસલ ખરી હકીકત ઉપરથી તે દાવો કરી શકે છે.

**કારણુ બતાવવુ.**—એફીડેવીટ કરવા ઉપરથી અથવા પ્રતીજ્ઞા કરેલી અરજી ઉપરથી કોર્ટે કામ ચલાવુ જોઇએ અને કલમ ૧૪ અને ૧૫ ની મર્યાદાની અંદર કોર્ટે પોતાની તજવીજ કરવી જોઇએ ( ઇચ્છામોઇ વી. પ્રસન્નો (૧૮૮૩) ૯ ક. ૫૫૭; બીજાધર વી. મનોહર (૧૮૮૪) ૧૦ ક. ૧૧; હરેનાથ વી. નીસ્તા રાણી (૧૮૮૪) ૧૦ ક. ૭૪ ).

શ્રીરામ ચોધરી વી. દીનોબંધુ (૧૮૮૧) ૯ ક. ૧૪૭; ૭ ક. ૪૧૯ અને જુઓ ઇચ્છામોઇ વી. પ્રસન્નો (૧૮૮૩) ૯ ક. ૫૫૭; હુસેની વી. મોશીનખાન (૧૮૭૬) ૧ અ. ૧૫૬ ) ના કામમાં જસ્ટીસ પોન્ટીફેકસ સાહેબે એવો અભીપ્રાય બતાવ્યો છે કે જુના કાયદાની ક. ૫૨૦ અને ૫૨૧ ( પેરા ૧૪ અથવા ૧૫ ) ના ઠરાવના હેતુ પ્રમાણે એફીડેવીટ કરીને અથવા પ્રતીજ્ઞા વાળી અરજી કરીને લવાદના ઠરાવ વીરૂદ્ધ કારણુ સોંપણીના પક્ષકારોમાંના એક પક્ષકારે જો બતાવેલુ હોય તો આ કલમ પ્રમાણે તે ઠરાવ ફાઇલ કરવો જોઇએ એવો ઇરાદો રાખેલો નથી. આવા કામોમાં અમારી નજરમાં આવે છે કે તે પ્રમાણે બતાવેલા કારણની તજવીજ કર્યા વીના તે ઠરાવ ફાઇલ કરવાની અરજી ના મંજુર કરવાની કોર્ટની ફરજ થાય છે. માટે કલમ ૧૨ પ્રમાણે તે લવાદના ઠરાવની વ્યવસ્થા કરવાને કોર્ટનો અખત્યાર નથી અથવા જુના કાયદાની કલમ ૫૨૦ પ્રમાણે લવાદનો ઠરાવ પાછો મોકલીને કામ ચલાવાને હુકમ કરવામાં આવે તે હકીકત ધ્યાનમાં રાખતા તે અરજદારને દાવો કરવાની પરવાનગી આપવાનો ઇલાજ બતાવાનો છે. મુંબાઇની હાઇકોર્ટે આ બતાવેલા અભીપ્રાય પ્રમાણે ચાલવાને ના કહેલી છે. ( દાંડેકર વી. દાંડેકર (૧૮૮૨) ૬ મું. ૬૬૩; ઇશ્વરદાસ વી. ડોસીબાઇ (૧૮૮૩) ૭ મું. ૩૧૬ ). મુંબાઇ હાઇકોર્ટના આ ઠરાવ પ્રમાણે ધનજીભાઇ વી. મથુરભાઇ (૧૯૦૪) ૨૮ મું. ૨૮૭ ) ના કામમાં ચાલવામાં આવેલુ છે, અને વળી કલકતા હાઇકોર્ટની ડીવીઝનલ બેંચોમાં પણુ તે પ્રમાણે ચાલવામાં આવેલુ છે દતોસીંગ વી. દોસાદ (૧૮૮૩) ૯ ક. ૫૭૫; રંગલાલ વી. સેસનારાયણુ (૧૮૮૫) ૧૧ ક. ૧૬૬; પણુ જુઓ બીદેસરી વી. જાંનકી (૧૮૮૯) ૧૬ ક. ૪૮૨ ), અને અલ્હાબાદ હાઇકોર્ટના કામમાં તે પ્રમાણે ચાલવામાં આવેલુ છે ( જોન્સ વી. લગર્ડ (૧૮૮૬) ૮ અ. ૩૪૦; જગન્નાથ વી.

મનુ (૧૮૯૪) ૧૬ અ. ૨૩૧ ). જે હરકતો ઉભી કરેલી હોય તેના ખરાપણા વીશે તપાસ કરીને તથા લવાદનો ઠરાવ દાખલ કરવો કે નહિં તે નક્કી કરવાની કોર્ટની ફરજ છે સુરજન રૂટ વી. બીકારી રાવત (૧૮૯૪) ૨૧ ક. ૨૧૩ ).

મુશ્કેલી અથવા અંદેશા ભરેલા સવાલો હોવાથી સંપુર્ણ કારણ થઇ શકે છે. ( મહમદ ઇસુફ વી. જ્યોર્જ (૧૮૮૨) ૪ મ. ૩૮૫; જુઓ વળી શેઠનું એક તરફી કામ ૧૬. સી. ડી. ૧૦૭ ). કારણ બતાવવાનો હેતુ હરકત લેવાનો નથી પરંતુ પુખ્ત કારણ બતાવીને સાબેત કરવાનું છે ( તાજમલ મોતીરામ વી. કીષ્ણાવલદ મહીપતી (૧૮૯૫) ૨૦ મું. ૨૦૮; દાંડેકર વી. દાંડેકર (૧૮૮૨) ૬ મું. ૬૬૩ ). એક લવાદનો ઠરાવ ફાઇલ કરવાની અરજી એક ફરીયાદ તરીકે રજીસ્ટર કરવામાં આવેલી હતી તેમાં પ્રતીવાદીએ હરકતો લેવાથી નીચેના ઇસ્યુ કહાડવામાં આવ્યા હતાઃ—(૧) અમુક લવાદ પ્રતીવાદીએ નીમેલો હતો. અથવા કબુલ કરેલો હતો કે નહિંઃ (૨) તે લવાદના ઠરાવમાં દેખીતુ કાંઇ ગેરકાયદે છે કે નહિં અને છેતો શું છે; અને (૩) તે ચલાવેલું કામ ગેરકાયદે છે કે નહિં. ઠરાવ્યું છે કે આ ઇસ્યુમાં પ્રતીવાદીની હરકતો આવી ગયેલી છે માટે તે ઠરાવ ફાઇલ કરવાને કોર્ટને અટકાવ થાય છે. ( વ્યંકટેશ ખાદો વી. ચેનાપગાવડા (૧૮૯૩) ૧૭ મું. ૬૭૪ ).

**દુરસ્ત કરવું**—આ પેરા પ્રમાણે એકાદો લવાદનો ઠરાવ દુરસ્ત કરવાને કોર્ટનો કાંઇ અખત્યાર નથી ( અલારખીયા વી. જહાગીર (૧૮૭૩) ૧૦ મું હા.કો. ૪૯૧. જુઓ ગોલમખાંન વી. મહમદ (૧૯૦૧) ૧૯ ક. ૧૬૭ ).

**રીવાજ.**—એકાદી અરજી વીરૂદ્ધ સામી હરકત અથવા કારણ બતાવાને હાઇકોર્ટની અસલ બાજુમાં એક એફીડેવીટનો ઉપયોગ કરવામાં આવે છે તે નીયમ પ્રમાણે જો જે તારીખે કારણ ખરી રીતે બતાવામાં આવે તે તારીખે કોર્ટ બેસતી વખતે અથવા તે પેહલાં ફાઇલ કરવામાં આવે તો તે વખતસર ફાઇલ કરેલો થાય છે. ( હરખચંદ ગોલીચાના કામમાં (૧૮૮૦) ૫ ક. ૬૭૫ ).

**કબુલાતઃ**—જો પાકુ કારણ બતાવેલુ હોય તો હારનાર પક્ષકારને રેગ્યુલર દાવો કરવાને બતાવી તે અરજી કહાડી નાંખવી જોઇએ ( પાલત ભગત વી. મનોહર (૧૮૮૨) ૧૩ ક.લા રી. ૧૭૧; મહમદ નેવાઝ વી. આલમખાન (૧૮૯૧) ૧૮ ક. લા. રી. ૪૧૪ લા. રી ૧૮ ઇ અ. ૭૩). પરંતુ તે અરજી ઉપરથી એક રેગ્યુલર દાવા તરીકે લવાદના ઠરાવનો અમલ કરવાની બાબતની તપાસ કરાવાને જો બેઉ પક્ષકારો કબુલ કરે તો કોર્ટની હકુમત વીષે પાછળથી તે પક્ષકારોમાંનો એકકે પક્ષકાર હરકત લઇ શકતો નથી ( હરોનાથ વી. નીસ્તારીણી (૧૮૮૪) ૧૦ ક. ૭૪ ).

**કોર્ટ ફી.**—જે કોર્ટ ફીની જરૂર છે તે દાવા ઉપરની નથી પણ એક અરજી ઉપરની છે ( પાલત ભગત વી. મનોહર (૧૮૮૨) ૧૩ ક. લા. રી. ૧૭૧; ખોદાબક્ષ વી. મૌલા (૧૮૭૦) ૧૪ વી. રી. ૨૫૫; બીજાધર વી. મનોહર (૧૮૮૪) ૧૦ ક. ૧૧ ).

**૨૧.** જ્યારે કોર્ટની ખાતરી થાય કે એકાદી બાબત લવાદી ઉપર સોંપી છે અને તે ઉપરથી નિવાડો થયો છે ત્યારે અને પારેગ્રાફ ૧૪ અથવા ૧૫ માં કહેલું અથવા હવાલો આપેલું કંઇ કારણ કોર્ટની ખાત્રી થાય તે રીતે શાબિત કરવામાં ન આવે ત્યારે, કોર્ટે તે દાખલ કરવાને હુકમ કરવો, અને ત્યારપછી તે નિવાડા પ્રમાણે ફેસલો કહી સંભળાવવાનું કામ ચલાવવું.

તે નિવાડો દાખલ કરીને અમલમાં લાવવાનું.

(૨) એવી રીતે કહી સંભળાવેલા ફેસલા પ્રમાણે હુકમનામું કરવું. તે

હુકમનામા ઉપર અપીલ ચાલશે નહિ, પરંતુ જેટલું હુકમનામું નિવાડા પ્રમાણે નહિ હોય અથવા નિવાડા કરતાં વધારે હશે તેટલાને વાસ્તે અપીલ ચાલવાને હરકત નથી.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની કલમ ૫૨૬.**

**ટીકા**—આ પેરેગ્રાફ હાઇકોર્ટ તથા પ્રોવીન્શીઅલ સ્મોલકોઝ કોર્ટને લાગુ છે.

**જ્યારે કોર્ટની ખાત્રી થાય.**—આ પેરેગ્રાફમાં પહેલું વાક્ય નવું છે પણ જુના કાયદા પ્રમાણે ફેંસલાઓ તેજ મતલબના છે ( જોન્સ વી. લેગર્ડ (૧૮૮૬) ૮ અ. ૩૪૦; હરોનાથ વી. નીસ્તારીણી (૧૮૮૪) ૧૦ ક. ૭૪ પરંતુ જુઓ બીદેશરી વી. જાનકી (૧૮૮૯) ૧૬ ક. ૪૮૨ ફેઝઅલ્લી વી. મહમદ (૧૯૦૫) ૭ મું. લા. રી. ૭૯૮ ).

ખાનગી લવાદોના પ્રોસીડીંગ ઉપર કોર્ટનો કાંઇ દાબ નથી માટે ખાનગી લવાદો તરફ ઠરાવ મોકલવાનો કોર્ટને અખત્યાર નથી; પરંતુ પેરા ૧૪ અને ૧૫ માં બતાવેલા કારણોમાંના એક અથવા બીજા કારણ પ્રમાણે કોર્ટ ચાલે નહિં તો સાધારણ રીતે તે ઠરાવ ફાઇલ કરવો જોઇએ ( દબડુસા વી. ભુખણ ૯ મું. ૮૨; અલારખીયા વી. જહાંગીર (૧૮૮૬) ૧૦ મું. હા. કો. ૩૫૧ );

વાદીએ એકાદો ઠરાવ ફાઇલ કરવાને તથા તે પ્રમાણે હુકમનામું કરવાને અરજ કરેલી તે પ્રતીવાદીએ કબુલ કરેલું હતું. તેને પ્રતીવાદીના એક દેણદાર क એ તે દાવામાં પક્ષકાર થવાને અરજ કરી અને તે ઠરાવ ફાઇલ કરવાને તથા હુકમનામું કરવામાં હરકત લીધી એવું કહીને કે તે ઠરાવ કપટ ભરેલો અને બનાવટનો છે અને પ્રતીવાદીની મીલકત તેના લેણદારો પાસે જતાં બચાવવાને સારૂ તે કરેલો છે. સબોર્ડીનેટ જડજે તે દાવામાં क ને પક્ષકાર કર્યો અને વાદીની અરજી ના મંજુર કરી હાઇકોર્ટમાં અરજી કરતાં ઠરાવ્યું છે કે क ને તે દાવામાં પક્ષકાર કરવો જોઇતો નહોતો તેનો ઇલાજ જુના કાયદાની કલમ ૪૮૪ પ્રમાણે પ્રતીવાદીની મીલકત ફેંસલો કરતાં પહેલાં જપ્ત કરાવાને અરજી કરવાનો હતો. અને જડજ તે ઠરાવ ફાઇલ કરવાને બંધાયલા હતા કારણ કે પ્રતીવાદીએ તે વીશે કાંઇ હરકત લીધી નથી અને તે ઠરાવ જોતાં કાંઇ ગેરકાયદે થયેલું જણાતું નથી ( ડુંગરસી વી. ઉજમસી (૧૮૯૮) ૨૨ મું. ૭૨૭ ).

વ્યાબી અને પુખ્ત કારણ શીવાય લવાદને કરેલી સોંપણી એકાદો સખસ રદ કરી શકતો નથી ( નાગસ્વામી વી. રંગસ્વામી (૧૮૭૪) ૮ મ. હા કો. ૪૬ ). ફકત રદ કરવાથી એકાદો ઠરાવ ફાઇલ કરવાને અટકાવ થતો નથી ( સેટાનીયાના કામમાં (૧૮૭૧) ૭ મ. હા કો. ૨૫૭ ). પણ તે સોંપવાના કરારમાં લવાદોના અખત્યારની વ્યાખ્યા કરેલી ન હોય (બીંદેશરી વી. જાનકી (૧૮૮૯) ૧૬ ક. ૪૮૨ ); અથવા તમામ ઠરાવ આપવામાં આવેલા ના હોય ( રાજચંદ્ર વી. બ્રજેન્દ્ર કમાર (૧૮૭૪) ૨૧ વી. રી. ૧૮૨; ગોપી વી. મહાનંદી ૧૨ મ. ૩૩૧ ); અથવા લવાદો બદચાલના તકસીરવાન હોય ( નાદીરઅલ્લી વી. માજુ (૧૮૭૪) ૨૧ વી. રી. ૩૭૭ ); અથવા સોંપણી પત્રની બહાર તેઓ ગયેલા હોય ( દગડુસા વી. ભુખણ (૧૮૮૫ ૯ મું. ૮૨; જવાળાસીંગ વી. નારણદાસ (૧૮૮૦) ૩ અ. ૫૪૧ ); અથવા તકરારી મુખ્ય બાબતોમાંની એક બાબત તે ઠરાવમાં નીર્ણય કર્યા વગરની રહેલી હોય ( દાંડકર વી. દાંડેકર (૧૮૮૨) ૬ મું. ૬૬૩ ); તો તે ઠરાવ ફાઇલ કરવો ના જોઇએ. જો તે ઠરાવ ફાઇલ કરેલો હોય તો કોર્ટ તે ઠરાવ પ્રમાણે ફેંસલો કરીને હુકમનામું લખવાનુ છે (હીમતુલ્લા વી. હીરન (૧૮૭૦) ૧૩ વી. રી. ૬૨ ); જો તે ઠરાવ રદ કરેલો હોય તો તે રદ બાતલ નથી અને તે અરજદાર એક રેગ્યુલર ફરીયાદમાં તેનો અમલ કરવાને અરજ કરી શકે છે ( કોટાસીતામા વી. કોલીપરલા (૧૮૮૫) ૮ મ. હા. કો. ૮૧; નરસીંગ ગરીવાન વી. પટુ (૧૮૭૩) ૨૦ વી. રી. ૪૨૦; બસવંતાપા વી. રાણુ (૧૮૮૫) ૯ મું. ૮૬ ).

**બતાવેલું હોય.**—"બતાવેલુ" એ શબ્દ "કહેલુ" એ શબ્દની બરોબર નથી પરંતુ પેરા ૧૪ અથવા ૧૫ માં બતાવેલા કારણોમાંનું એક કારણ તે ઠરાવ ફાઈલ કરવાને વ્યાજબી રાહે કોર્ટ ના કહે તે પહેલાં કોર્ટની ખાત્રી પુર્વક સાબેત થવાની જરૂર છે ( જગન્નાથ વી. મનુલાલ (૧૮૯૪) ૧૬ અ. ૨૩૧ ).

**હાજરી.**—આ પેરેગ્રાફ પ્રમાણે ચાલેલું કામ એક દાવા જેવું છે માટે એક સગીર તરફથી સંપુર્ણ રીતે હાજર થવું જોઇએ ( વાસુદેવ વી. નારાયણ (૧૮૭૧) ૬ મુ. હા. કો. ૨૮૯).

**વારસાના સરટીફીકેટનો એકટ.**—જુઓ રામચંદ્ર વી. બાપા(૧૮૯૨) ૧૬ મું. ૨૪૦.

**મુદત.**—લવાદના ઠરાવ પ્રમાણે ફેંસલો કરવાને એકાદી અરજી તે મુદતના એકટના હેતુ પ્રમાણેની અરજી તથા ( ઈશ્વરદાસ વી. ડોસીબાઈ (૧૮૮૩) ૭ મુ. ૩૧૬ ). પણ એક લવાદના ઠરાવનો અમલ કરવાનો દાવો તે મુદતના એકટની આર્ટીકલ ૧૪૪ લાગુ થાય તે પ્રમાણે એક કરારનો અમલ કરવાનો દાવો નથી ( સરનાવલી અમાલ વી. મુથાયા (૧૯૦૦) ૨૩ મ. ૫૯૮; વળી જુઓ શીવનારાયણ વી. બેણીમાધો (૧૯૦૧) ૨૩ અ. ૨૮૫ ).

**અપીલ.**—જુઓ પાછળ ક. ૧૦૪ કે જેમાં જે લવાદના ઠરાવો હાલ અપીલ કરવા લાયક છે તે સંબંધી નીશ્ચય પુર્વક હુકમ બતાવેલો છે.

**ફરી તપાસણી.**—જો એકાદી લીધેલી હરકત પેરા ૧૪ અને ૧૫ માં બતાવેલા પ્રકારની ન હોય તો લવાદનો ઠરાવ ફાઇલ કરવાની અરજી કોર્ટે ના મંજુર કરવી જોઇએ અને એક રેગ્યુલર દાવા સારૂ પક્ષકારોને રાખવા જોઇએ ( બીજાધર વી. મનોહર (૧૮૮૪) ૧૦ ક. ૧૧; સામળ વી જયશંકર ૯ મું. ૨૫૪ ). અને તેજ પ્રમાણે જો તે લવાદનો ઠરાવ ફાઇલ કરવાને ના કહેતો તેમનો હુકમ ફરી તપાસણીને પાત્ર છે ( મનાવીક્રમ વી. માલીચરી ( ૧૮૭૮ ) ૩ મ. ૬૮; દગડુસા વી. ભુખણ ૯ મું. ૮૨; બીંદેશરી વી. જાનકી (૧૮૮૯) ૧૬ ક. ૪૮૨ ).

**લવાદનો ઠરાવ ફાઇલ નહિ કરવાનો અસર.**—ખાનગી સોંપણી ઉપરથી કરેલા ઠરાવનો અમલ કરવાને આ પેરેગ્રાફ પ્રમાણે કાંઇ કામ ચલાવવામાં આવેલું ન હોય તો પણ તે ઠરાવ બળવાન અને બંધનકારક થઈ શકે છે ( સરોબજીત વી. ગૌરીપ્રસાદ (૧૮૬૭) વી. રી. ૨૬૯; વળી જુઓ રામયાદસાહુ વી. દુહરસાહુ વી. રી. ૪૪૧; મોહેશચંદ્ર વી. બળરામ ૬ વી. રી. ૯૪ ). જે બાબતની તે ઠરાવથી વ્યવસ્થા કરવામાં આવેલી હોય તે બાબત સબંધીના દાવામાં ડીફેન્સ એક કારણ તરીકે તે બતાવી શકાય છે અને તેથી દાવાને હરકત થાય છે ( મહમદ નેવાસખાન વી. આલમખાન ( ૧૮૯૧ ) ૧૮ ક. ૪૧૪; લા. રી. ૧૮ ઈ, અ ૭૩ ).

**૨૨** સને ૧૮૭૭ ના વિશેષ ન્યાય બાબતના આકટની ૨૧ મી કલમનું છેલ્લું વાકય આ પરિશિષ્ટનો ઠરાવો લાગુ હોય એવા લવાદી ઉપર સોંપવા બાબતના કોઇપણ કરારનામાને અથવા કોઈપણ નિવાડાને લાગુ પડશે નહિ.

સને ૧૮૭૭ ના વિશેષ ન્યાય બાબતના આકટમાંથી કેટલાક શબ્દો કાઢી નાખવા બાબત.

(હ) તું—ક તથા ડ ની હયાતી સુધી બ ને આન્યુઈટી આપવાનો અ કરાર કરે છે. ક જીવતો છે એવું જો કે અ તથા બ ને લાગતું હતું તોપણ કરારની તારીખે તે મરણ પામ્યો હતો એવું નિષ્પન્ન થાય છે કરાર વિશેષ રીતે પુરો કરી શકતો નથી.

**૨૩.** પુરવણીમાં લખેલા નમુના, દરેક પ્રસંગ પ્રમાણે જે ફેરફાર કરવાની જરૂર પડે તે ફેરફાર સહિત તેમાં લખેલાં જુદાં જુદાં કારણ સારૂ વાપરવા.

નમુના

# પુરવણી.

## નંબર ૧.

### લવાદી ઉપર સોંપવાના હુકમ માટે અરજી.

(ફરિયાદનું મથાળું).

૧. આ ફરિયાદ (દાવાનું સ્વરૂપ લખવું) માટે માંડી છે.

૨. પક્ષકારો વચ્ચે વાંધાની બાબત (તકરારી બાબત લખવી) છે.

૩. અરજદારો જે સઘળા હિતસંબંધવાળા શખસો છે તેઓ કબુલ કરે છે કે વાંધાની બાબત લવાદી ઉપર સોંપવી.

૪. વાસ્તે અરજદારો લવાદી ઉપર સોંપવાનો હુકમ થવા માટે અરજ કરે છે.

અ. બ.

ક. ડ.

મુકામ . તારીખ માહે સને ૧૯

**ટીપ**—જો લવાદો બાબત પક્ષકારો એકમત થયા હોય તો તે પ્રમાણે લખવું.

---

## નંબર ૨.

### લવાદી ઉપર સોંપવાનો હુકમ.

(ફરિયાદનું મથાળું).

તા. માહે સને ૧૯ ને રોજ રજુ કરેલી અરજી વાંચ્યા પછી એવો હુકમ કરવામાં આવે છે કે આ ફરિયાદમાં ઉત્પન્ન થતી નીચેની વાંધાની બાબત એટલે, ________________________________

________________________________________________

________________________________________________

ક્ષ. તથા ય. ના ચુકાદા માટે તેમને સોંપવી અથવા તેઓ એકમત ન થાય તો ઝ ના ચુકાદા માટે સોંપવી. અને ઝ ને આ ઉપરથી શરપંચ નીમવામાં આવે છે. સદરહુ પંચોએ પોતાનો નિવાડો તા. માહે સને ૧૯ ને રોજ અથવા તે પહેલાં આપવો. અને જો સદરહુ પંચો નિવાડો આપવામાં એકમત ન થાય તો, સદરહુ સરપંચે પોતાનો લેખી નિવાડો જે મુદત પંચોને નીવાડો કરવા સારૂ આપેલી છે તે પુરી થયા પછી મહિનાની અંદર કરવો,

અરજી કરવાની છુટ છે.

આજ તા. માહે સને ૧૯ ને રોજ મારી સહી તથા કોર્ટનો શિક્કો કરીને આપ્યો.

જડજ.

---

## નંબર ૩.

## નવો લવાદ નીમવાનો હુકમ.

(ફરિયાદનું મથાળું).

તા. માહે સને ૧૯ રોજ કરેલા હુકમ ઉપરથી (સોંપવાનો હુકમ તથા લવાદનું વિગેરે લખવું), માટે અરજદારોની સંમતિથી એવો હુકમ કરવામાં આવે છે કે સદરહુ હુકમની રૂએ નીમાયલા બાકી રહેલા લવાદ ય ની સાથે લવાદ તરીકે કામ કરવા સારૂ ઝને, (મૈયત અથવા જેમ હોય તેમ લખવું) ક્ષ ને બદલે નીમવામાં આવે છે. અને હુકમ કરવામાં આવે છે કે સદરહુ લવાદોએ પોતાનો નીવાડો તા. માહે સને ૧૯ ને રોજ અથવા તે પહેલાં કરવો.

આજ તા. મહે સને ૧૯ ને રોજ મારી સહી તથા કોર્ટનો સિક્કો કરીને આપ્યો.

જડજ.

---

## નંબર ૪.

## વિશેષ કેસ (હકીકત).

(ફરિયાદનું મથાળું).

અ. બ. રહેવાસી અને ક. ડ. રહેવાસી વચ્ચેની લવાદીની બાબતમાં નીચેની વિશેષ હકીકત કોર્ટના અભિપ્રાય સારૂ લખી મોકલીછે:—

(અહિંઆ હકીકત ટુંકમાં લખીને તેને પારેગ્રાફ આપવા)

કોર્ટના અભિપ્રાય સારૂ કાયદાના સવાલો નીચે પ્રમાણે છે:—

પહેલું ————————————————————

બીજું ————————————————————

ક્ષ.
ય.

મુકામ તા. માહે સને ૧૯

---

## નંબર ૫.

## નિવાડો.

(ફરિયાદનું મથાળું).

અ. બ. રહેવાસી અને ક. ડ. રહેવાસી વચ્ચેની લ-

વાદી બાબતમાં:— ની કોર્ટે કરેલા અને તા. માહે
સને ૧૯ ના રોજના લવાદી ઉપર સોંપવાના હુકમની રૂએ અ. બ. તથા ક. ડ. વ.
એની નીચેની વાંધાની બાબતો, એટલે

---

અમને ચુકાદા માટે સોંપી છે;

વાસ્તે હવે અમે અમને સોંપેલી બાબતોનો યોગ્ય રીતે વિચાર કર્યા પછી અમારો નીવાડો નીચે પ્રમાણે આપીએ છીએ.—

અમે નીવાડો આપીએ છીએ કે—

૧ ______________________________

૨ ______________________________

મુકામ તા. માહે સને ૧૯

ક્ષ.
ય.

---

## ત્રીજું પરિશિષ્ટ.

### કલેકટરોએ હુકમનામાં બજાવવા વિશે.

**૧.** (૧) હુકમનામાની બજાવણીનું કામ કલેકટરને ૬૮ મી કલમની રૂએ મોકલ્યું હોય ત્યારે, કલેકટર — કલેકટરના અધિકાર,

(અ) હુકમનામાની રકમ ઉભી કરવા સારૂ હુકમનામાના દેણદારને બની શકે તેટલા માટે સ્થાવર મિલકતનું વેચાણ તહકુબ રાખવામાં આવે ત્યારે કોર્ટ જે રીતે કામ ચલાવત તે રીતે કામ ચલાવવાને; અથવા

(બ) વેચવાનો હુકમ થયેલી તમામ મિલકત કે તેનો કાંઇ ભાગ હમેશને વાસ્તે કે કાંઇ મુદતને વાસ્તે પ્રીમિયમ લેઇને, ભાડે આપીને, અથવા ગીરો મુકીને, હુકમનામાની રકમ ઉભી કરવાને; અથવા

(ક) વેચવાને હુકમ થયેલી મિલકત અથવા જરૂર હોય તેટલો તેનો ભાગ વેચવાને, મુખત્યાર છે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ના ક. ૩૨૧.**

ટીકા—મુંબાઈમાં એવું ઠરાવેલું છે કે કલેકટર તરફ મોકલેલું કામ એકાદા જડજ પાછું મંગાવી શકે છે (માહાદાજી વી. હરી (૧૮૮૩) ૭ મુ. ૪૩૨); તે પ્રમાણે અલ્હાબાદમાં નથી (માધોપ્રસાદ વી. હંસ (૧૮૮૩) ૫ અલ્હા. ૩૧૪; શક ભરેલું હરગોવીંદ વી. હરી (૧૮૮૪) ૮ મુ. ૩૦૧ વળી જુઓ સુંદરદાસ વા. મનશારામ (૧૮૭૯) ૨ અ ૪૦૭). આ પેરેગ્રાફમાં ત્રણ ઈલાજો બતાવેલા છે તેમાંના એકજ ઈલાજ પ્રમાણે તેમણે ચાલવાનું છે; તેથી હપ્તે

ની વસુલ આપવાની પરવાનગી આપી શકતા નથી ( માલાદાજી વી. હરી (૧૮૮૩) ૭ મુ. ૩૩૨ ).

— **કામ ચલાવવાની રીતી.**—વાવ્ય પ્રાંતમાં જ્યારે હુકમનામું ટ્રાન્સફર કરવામાં આવેલુ હોય ત્યારે કલેકટરના પ્રોસીડીંગમાં તે કાયદા પ્રમાણે ચાલવાનું નથી પણ સરકારે ઠરાવેલા રૂલો પ્રમાણે ચાલવાનું છે અને તે પ્રમાણે ક. ૪) લાગુ થતી નથી ( માધોપ્રસાદ વી. હંસ (૧૮૮૩) ૫ અ. ૩૧૪; કેશબદેવ વી. રાધેપ્રસાદ (૧૮૮૯) ૧૧ અ. ૯૪ ).

**વેચાણ રદ કરવામાં આવે તે.**—મુદ્દામ ગેરશીરસ્તે થયાના કારણથી રદ કરવાની એક અરજી કલેકટરને કરવી જોઇએ ( માધોપ્રસાદ વી. હંસ (૧૮૮૩) ૫ અ. ૩૧૪ ). પરંતુ ઓ. ૨૧, રૂ. ૯૧ પ્રમાણે ખરીદ કરનાર એવા કારણથી એકાદી અરજી કરે કે તે વેચેલી મીલકતમાં હુકમનામાંના દેણદારનું કાંઈ વેચવા લાયક હીત નથી તો તે અરજી કોર્ટને કરવી જોઇએ ( નથુમલ વી. રાધેપ્રસાદ (૧૮૮૯) ૧૧ અ. ૯૪; અને જુઓ તાકોરદાસ વી. બળદેવદાસ (૧૮૯૦) ૧૨ અ. ૫૬૪ પા. ૫૬૪ ).

**૨.** સ્થાવર મિલકતને વિશેષ રીતે લાગુ હોય તે મને લાગે જે હુકમનામામાં તે મિલકત વેચવાનું ફરમાવ્યું હોય તેવું હુકમનામું નહીં પણ પૈસા બાબતનું હુકમનામું હોય, અને તે પુરૂ કરવામાં કોર્ટે સ્થાવર મિલકત વેચવાનો હુકમ કર્યો હોય, એવું હુકમનામું બજાવવાનું કામ સદરહુ પ્રમાણે મોકલ્યું હોય ત્યારે, કલેકટરને જરૂર જણાય તેવી ચોકશી કર્યા પછી, હુકમનામાના દેણદારની કામમાં આવે તેવી તમામ સ્થાવર મિલકત વેચ્યા વગર તેની સઘળી જવાબદારી પતી જશે એમ માનવાનું તેને ( કલેકટરને ) કારણ હોય તો, આ આકટમાં આગળ ઠરાવ્યા પ્રમાણે કામ ચલાવવાને કલેકટર મુખત્યાર છે.

વિશેષ બાબતમાં કલેકટરે કામ ચલાવવાની રીત.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૨૨

**૩.** (૧) પારેગ્રાફ (૨) માં કહેલા પ્રકારના કોઈ પણ પ્રસંગે કલેકટરે નોટીસ પ્રસિદ્ધ કરીને તે પ્રમાણે ચાલવાને તે નોટીસ પ્રસિદ્ધ થયાની તારીખથી ૬૦ દિવસની મુદત આપવી, અને તેમાં જણાવવું કે:—

હુકમનામાવાળાઓને અને મિલકતઉપર જેમનો દાવો હોયતેમને નોટીસઆપવી.

(અ) હુકમનામાના દેણદાર ઉપરના પૈસા આપવા બાબતનું જે હુકમનામું તેની સ્થાવર મિલકત વેચીને બજાવી શકાય એવું હોય અને તે પ્રમાણે બજાવવા ને જે હુકમનામાવાળાની મરજી હોય હોય તેવા પ્રત્યેક હુકમનામાવાળાએ, તથા પૈસા આપવા બાબતના જે હુકમનામાની બજાવણીમાં તે મિલકત વેચવાનું કામ ચાલુ હોય તેવા પ્રત્યેક હુકમનામાવાળાએ, હુકમનામાની નકલ તથા તે હુકામનામા ઉપરથી વસુલ કરવા જોગ રકમ કેટલી છે તે બતાવનારૂં તે કરનારી અથવા બજાવનારી કોર્ટનું સર્ટિફીકેટ પોતાની ( કલેકટરની ) રૂબરૂ હાજર કરવું;

(બ) સદરહુ મિલકત ઉપર કંઇ દાવો હોય એવા પ્રત્યેક શખસે તે દાવાની હકીકત કલેકટરને આપવી, તથા તેના પુરાવામાં કંઈ દસ્તાવેજ હોય તો તે હાજર કરવા.

(૨) જે કોર્ટે વેચવાનો અમલ હુકમ કર્યો હોય તે કોર્ટના મકાનના કોઈ પ્રસિદ્ધ ભાગમાં તથા કલેકટરને યોગ્ય લાગે તેવી બીજી જગાઓએ ( જો કોઈ હોય તો ) ચોઢીને સદરહુ નોટીસ પ્રસિદ્ધ કરવી; અને એવા કોઈ હુકમનામાવાળાનું અથવા દાવો કરનારનું ઠેકાણું જાણીતું હોય, ત્યારે સદરહુ નોટીસની નકલ તેને ટપાલ રસ્તે અથવા બીજી રીતે મોકલવી.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૨૨ અ.

પૈસા આપવા સંબંધી હુકમનામાની રકમ ઠરાવવી અને તે પુરૂં કરવા સારૂ કામમાં આવે એવી સ્થાવર મિલકત.

૪. (૧) સદરહુ મુદત પુરી થયે, હુકમનામાના દેણદારની અને હુકમનામાવાળા અથવા દાવો કરનારા ( હોય તો તે ) ની કાંઇ કહેવાની ઇચ્છા હોય તે સાંભળી લેવા સારૂ, અને સદરહુ હુકમનામાં તથા દાવાનું તથા હુકમનામાના દેણદારની સ્થાવર મિલકતનું સ્વરૂપ અને મર્યાદા બાબત પોતાની માહિતી કરી લેવા સારૂ જરૂર હોય તેવી ચોકશી ચલાવવાને કલેકટરે એક દિવસ નીમવો: અને તે સુનાવણી તથા ચોકશી વખતે વખતે મુલતવી રાખવાને તે મુખત્યાર છે.

(૨) કલેકટરને જાહેર કરેલા કોઇ હુકમનામા અથવા દાવા માટે હુકમનામાના દેણદારની જવાબદારીના ખરાપણા અથવા મર્યાદા બાબત, અથવા સદરહુ હુકમનામાંની કે દાવાની પરસ્પર અગતાબાબત, અથવા સદરહુ હુકમનામાં કે દાવા પુરા કરવામાં એવી કોઈ મિલકતની જવાબદારી બાબત તકરાર ન હોય ત્યારે, કલેકટરે એક યાદ તૈયાર કરવી; તે યાદીમાં સદરહુ પ્રકારનાં હુકમનામાં પુરાં કરવા સારૂ વસુલ કરવાની રકમ,કયાં અનુક્રમમાં તે હુકમનામાં તથા દાવા પુરા કરવાના છે તે, અને તે કારણસારૂ કામમાં આવે તેવી સ્થાવર મિલકત જણાવવા જોઇયે.

( ૩ ) સદરહુ પ્રકારની કાંઇ તકરાર ઉત્પન્ન થાય ત્યારે, તે વિશેની યાદી તથા તે સંબંધી પોતાનો અભિપ્રાય લખીને, કલેકટરે તે તકરાર, વેચાણ કરવાનો અમલ હુકમ કરનારી કોર્ટને મોકલવી, અને લખી મોકલ્યું હોય તેનો જવાબ આવતાંસુધી તે તકરારના વિષય સંબંધી કામ મુલતવી રાખવું. અને તકરારનો વિષય પોતાની હકુમતમાંહેનો હોય તો કોર્ટે તેનો નિકાલ કરવો, અથવા તકરારનો નિકાલ કરવાસારૂ તે કામ અખ્ત્યારવાળી કોર્ટમાં મોકલવું, અને આખરનો ઠરાવ થાય તે કલેકટરને જણાવવો; પછી કલેકટરે તે ઠરાવ મુજબ ઉપર ઠરાવ્યા પ્રમાણે યાદી તૈયાર કરવી.

સને ૧૮૮૨ના એકટ ૧૪ ની ક. ૩૨૨ બ.

ટીકા—આ પેરેગ્રાફ હાઇકોર્ટને લાગુ છે.

કલેકટરના વહીવટ માં એક સખસની મીલકત હતી અને તે મીલકત્ત સને ૧૮૭૭ના એકટ ૧૦ ની ક. ૩૨૬ પ્રમાણે કલેકટરે તે મીલકત લીધી હતી અને તે સખસ ઊપર પૈસા બાબતના હુકમનામાનો અશાઇનીઓ આ પેરેગ્રાફ પ્રમાણે કલેકટરે તૈયાર કરેલાં લેણદારોની યાદમાં દાખલ થવાનો હક છે. તે લેણદારોની યાદમાં દાખલ થવાની અરજી કલેકટરને કરવી જોઇએ અને જીલ્લા જડજને તે કરવાની નથી (મુરારીદાસ વી. ગાઝીપુરના કલેકટર (૧૮૯૬) ૧૮ અ. ૩૧૩).

**રીવાજ.**—આ પેરેગ્રાફ પ્રમાણે જે ફેસલાથી મદ્રાસમાં એક તકરારી દાવાનો નીકાલ કરવામાં આવેલો તે ફેસલા ઊપરની એકાદી અપીલ પરચુરણ અપીલ તરીકે ગણેલી છે એટલે રેગ્યુલર દાવામાં જે હુકમનામુ કરેલુ ના હોય તે હુકમનામા ઊપરની અપીલ છે (શ્રીનીવાસ વી. પીરીટા (૧૮૮૨) ૪ મ. ૪૨૦) તે પ્રમાણે નારાયણ વી. ભગવંત (૧૮૮૬) ૧૦ મુ. ૨૩૮); વાવ્ય પ્રાંતમાં જુદી રીતે છે (અહમદખાંન વી. માહાધો (૧૮૮૫) ૭ અ. ૫૬૫).

ડિસ્ટ્રિકટ કોર્ટ કયારે નોટીસ કાઢીને ચોકસી કરે.

**૫.** પારેગ્રાફ ૩ તથા ૪ માં ફરમાવેલી નોટીસ પોતે કહાડવાને બદલે તથા તેમાં ફરમાવેલી ચોકસી પોતે કરવાને બદલે, પોતાને ખબર હોય અથવા પોતાની આફીસના કાગળ પત્રોમાંથી દેખાઇ આવે તેટલી હુકમનામાના દેણદારની તથા તેની સ્થાવર મિલકતની સ્થિતિ લખીને એક યાદી તૈયાર કરી તે યાદી ડિસ્ટ્રીકટ કોર્ટને મોકલવાનો કલેકટરને અધિકાર છે; અને પછી તે કોર્ટે પારેગ્રાફ ૩ તથા ૪ માં ફરમાવેલી નોટીસ કરવી, ચોકસી ચલાવવી અને યાદી તૈયાર કરવી, અને તે યાદી કલેકટરને મોકલવી.

**સને ૧૮૮૨ ના એકટની ૧૪ ક. ૩૨૨ ક.**

**ટીકા**—સને ૧૮૮૭ ના બંગાળા, વાવ્યપ્રાંત અને આસામની દીવાની કોર્ટના એકટ પ્રમાણે આ પેરેગ્રાફ મુજબ કલેકટરોએ કરેલા રેફરંશની તપાસ કરવાને સબોર્ડીનેટ જડજોને તથા મુનસીફોને અખત્યાર આપવાનો હાયકોર્ટને અખત્યાર છે; સને ૧૮૮૭ ના એકટ ૧૨ ની ક. ૨૩ (૨). (ક)

ઠરાવનું પરિણામ

**૬.** પારેગ્રાફ ૪ અથવા ૫ મુજબ ઉત્પન્ન થનારી તકરારમાં કોર્ટે કરેલા કાંઈ તકરારનો કોર્ટે કરેલો કાંઈ ઠરાવ, તે માંહેના પક્ષકારોની વચ્ચે, હુકમનામાં પ્રમાણે અમલમાં આવશે, અને હુકમનામા પ્રમાણેજ તેની ઉપર અપીલ કરી શકાશે.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૨૨ (ડ)**

આ પેરેગ્રાફ પ્રમાણેની એકાદી અપીલ તે પરચુરણ અપીલ છે અને રેગ્યુલર દાવામાં કરેલા હુકમનામા ઊપરની તે અપીલ નથી (શ્રીનીવાસ વી પીરીયા (૧૮૮૨) ૪. મ ૪૨૦. વળી જુઓ નારાયણ વી. ભગવંત (૧૮૮૬) ૧૦ મુ ૨૩૮. કોર્ટફીના કર બાબત જુઓ કોર્ટફી એકટના પરીશીષ્ટ ૨ અને અહમદખાંન વી. માધોદાસ (૧૮૮૫) ૭ અ. ૫૬૫).

પૈસા આપવા બાબતનાં હુકમનામાંનો ઝઘડો ફેરાની તજવીજ.

**૭.** (૧) પારેગ્રાફ ૪ તથા ૫ માં ઠરાવ્યા પ્રમાણે, વસુલ કરવાની રકમનો અને કામમાં આવવા જોગ મિલકતનો નિર્ણય કર્યા પછી કલેકટરને નીચે પ્રમાણે કરવાનો એટલે:—

(અ) કામમાં આવવા જોગ હોય તેવી તમામ મિલકત વેચ્યાશિવાય સદરહુ રકમ વસુલ થાય એમ નથી એવું જણાય, તો તે મિલકત વેચવાને કામે લાગવાનો, અથવા

(બ) હુકમનામામાં કંઇ વ્યાજ અપાવ્યું હોય તો હુકમનામા પ્રમાણે વ્યાજસુદ્ધાં, અને હુકમનામામાં વ્યાજ અપાવ્યું ન હોય ત્યારે તે બાબતમાં પોતાને વ્યાજબી જણાય તે દર પ્રમાણે વ્યાજ ( જો હોય તો તે ) સુદ્ધાં, સદરહુ રકમ સદરહુ પ્રમાણે વેચાણ કર્યાવગર વસુલ કરી શકાતો એવું જણાય તો, વેચાણ બાબત અસલ હુકમ થયો હોય તોપણ સદરહુ રકમ અને વ્યાજ હેઠળ લખેલી રીતે, એટલે—

(૧) સદરહુ તમામ મિલકત અથવા તેનો કાંઇ ભાગ પ્રીમિયમ લઈ, હમેશને વાસ્તે અથવા કંઈ મુદતને વાસ્તે ભાડે આપીને; અથવા

(૨) તે તમામ મિલકત અથવા તેનો કાંઈ ભાગ ગીરો મુકીને; અથવા

(૩) તે મિલકતમાંથી થોડી વેચીને; અથવા

(૪) વેચાંણના હુકમની તારીખથી વીસ વરસ કરતાં વધારે ન હોય એટલી મુદતસુધી તે તમામ મિલકત અથવા તેનો કંઇ ભાગ ઈજારે ખંડી આપીને કે પોતે તેનો વહિવટ કરીને અથવા બીજા પાસે તે કરાવીને; અથવા

(૫) સદરહુ પ્રકારોપૈકી એક પ્રકારે થોડી અને બીજા વધારે પ્રકારે થોડી તજવીજ કરીને,

ઉભું કરવાનો;

અખત્યાર છે.

(૨) તે તમામ મિલકતનો અથવા તેના કાંઇ ભાગનો આ કલમ પ્રમાણે વહિવટ કરવા સારૂ તે મિલકતના ધણીના બધા અધિકાર ચલાવવાને કલેકટર મુખત્યાર છે.

(૩) કામમાં આવવા જોગ મિલકત અથવા તેનો કાંઈ ભાગ વધારે કિંમતે વેચાય એવું કરવાસારૂ, અથવા ભાડે કે વહિવટમાં આપવાના કામને વધારે યોગ્ય કરવાસારૂ, અથવા તે ઉપરનો બોજો પતાવવામાટે જે વેચાણ કરવાનું હોય તે વેચાણમાંથી તેને બચાવવા સારૂ, કોઇપણ બોજાવાળાનો જે દાવો આપવાનો થયો હોય તેનો ફડચો કરવાનો અથવા રકમ દેણી થઈ હોય કે ન હોય તોપણ કોઇ બોજાવાળાના દાવાની તોડજોડ કરવાનો; અને એવો ફડચો અથવાતોડજોડ કરવામાટે નાણાની ત્રેવડ કરવાસારૂ પોતાને બસ લાગે તેટલો તે મિલકતનોભાગ ગીરો મુકવાનો,ભાડે આપવાનો અથવાવેચી નાખવાનો કલેકટરને અખત્યાર છે. અને આ રકમ પ્રમાણેજ બોજાની તજવીજ કલેકટર કરવા ઇચ્છતો

હોય એવા બોજા ઉપરની લેણી રકમવિશે કાંઈ તકરાર ઉત્પન્ન થાય તો, પોતાના નામથી અથવા હુકમનામા દેણદારના નામથી, હિસાબ લેવાની ફરિયાદ યોગ્ય કોર્ટમાં કરવાનો, અથવા સદરહુ તકરારનો નિકાલ થવાસારૂ તે દરએક પક્ષકારે નીમેલા એક એક લવાદ, એવા બે લવાદોને, અથવા એવા લવાદો નીમે તે સરપંચને સોંપવાનું કબુલ કરવાનો અખત્યાર છે.

(૪) આ પેરેગ્રાફ પ્રમાણે કામ ચલાવતી વખતે, સ્થાનિક સરકાર આ કાયદાને અનુસરીને આ બાબત વખતે વખતે જે કાનુનો પ્રમાણે કલેક્ટરે ચાલવું જોઇયે.

સને ૧૮૮૨ ના એક્ટ ૧૪ ની ક. ૩૨૩—

**બાડાનો વ્યવહાર અથવા વહિવટ પુરો થયા પછી બાકી રકમ કાંઇ (લેણી) રહી હોય તો તેનુ વસુલ.**

૮. ૭ મા પારેગ્રાફ પ્રમાણે બાડાનો વ્યવહાર અથવા વહિવટ પુરો થયા પછી વસુલ કરવાની રકમ ઉત્પન્ન થઇ ન હોય, ત્યારે કલેક્ટરે તે વાત હુકમનામાના દેણદારને અથવા જેને હક્કસંબંધ હોય તેવા તેના વારસ વકીલને લખી જણાવવી, અને તેમાં એવું પણ જણાવવું કે આ નોટીસની તારીખથી છ અઠવાડિયાંની અંદર સદરહુ રકમ પુરી થવાને જરૂર હોય તેટલી બાકીની રકમ કલેકટરને નહિ ભરે તો સદરહુ તમામ મિલકત અથવા તે રકમ પુરી થાય તેટલો તે મિલકતનો ભાગ વેચવાનું કામ કલેકટર ચલાવશે; અને સદરહુ છ અઠવાડિયાં પુરાં થઇ ગયા છતાં સદરહુ બાકીની રકમ આપી ન હોય તો તે મિલકત અથવા તેનો ભાગ કલેકટરે સદરહુ પ્રમાણે વેચવો.

સને ૧૮૮૧ ના એક્ટ ૧૪ ની ક. ૩૨૪.

**કલેકટરે કોર્ટને હિસાબ આપવો.**

૯. (૧) આ પરિશિષ્ટના ઠરાવ પ્રમાણે પોતાને આપેલો અખત્યાર ચલાવતાં તથા તેમાં કહેલાં કર્તવ્ય બજાવતાં કલેકટરના હાથમાં આવેલા સઘળા પૈસાનો તથા તેને થયેલા સઘળા ખરચનો હિસાબ તેણે, વેચાણનો અસલ હુકમ કરનારી કોર્ટને વખતે વખતે આપવો, અને બાકી રકમ કોર્ટ હુકમ કરે તે પ્રમાણે વ્યવસ્થા કરવા સારૂ તેણે પોતાની પાસે રાખવી.

(૨) આ ખરચમાં, સદરહુ મિલકત અથવા તેના કંઈ ભાગ બાબત વખતે વખતે સરકારને જે કરજ અને જવાબદારી દેણી હશે તે, સદરહુ મિલકત અથવા તેના ભાગ બાબત વરિષ્ટ ધારણ કરનારને જે ગણોત (જો હોય તો) રખતે દેવું શે તે, અને, કલેક્ટર તે પ્રમાણે ફરમાવે તો તેણે શાહેદોને બોલાવ્યા હશે તેઓનો ખરચ, આ સઘળું આવે છે એમ સમજવું.

(૩) સદરહુ બાકી રહેલા રકમ કોર્ટે હેઠળ લખ્યા પ્રમાણે એટલે:—

(અ) સદરહુ મિલકતની ઉપજમાંથી હુકમનામાના દેણદારના કુટુંબનાં જે માણસોને (જો હોય તો) પોતાના ગુજરાસારૂ કાંઇ મળવાનો હક્ક હોય તેઓમાંહેના દરએકની બાબતમાં કોર્ટને યોગ્ય લાગે તે રકમ આપીને તેઓના ગુજરાનની તજવીજ કરવામાં; અને

(બ) કલેકટરે પારેગ્રાફ (૧) પ્રમાણે કામ ચલાવ્યું હોય ત્યારે, જે અવલ હુકમનામાની બજાવણીમાં સ્થાવર મિલકત વેચવાનો હુકમ કર્યો હતો તે હુકમનામું પુરૂં કરવામાં અથવા ૭૩ મી કલમ પ્રમાણે કોર્ટ હુકમ કરે તે બ જા કામમાં; અથવા

(ક) પારેગ્રાફ ૨ પ્રમાણે કલેકટરે કામ ચલાવ્યું હોય ત્યારે—

(૧) સદરહુ મિલકત ઉપરના બોજાઓનું વ્યાજ કમી કરવામાં,

(૨) હુકમનામાના દેણદારના ગુજરાનનું બીજું પરંતુ સાધન ન હોય ત્યારે કોર્ટને યોગ્ય લાગે તે રકમ તેના ગુજરાન માટે આપવામાં; અને

(૩) મુળ હુકમનામાવાળાના, તથા સદરહુ નોટીસ પ્રમાણે જે ચાલ્યા હોય, અને જે રકમ વસુલ કરવાનો હુકમ કર્યો હોય તે રકમમાં જેઓના દાવા ગણ્યા હોય, એવા બીજા કોઈ હુકમનામાવાળાઓના દાવા ફાળા પ્રમાણે આપવામાં,

કામે લગાડવી.

(૪) સદરહુ હુકમ જે હુકમનામાવાળાઓએ મેળવ્યો હોય તેઓનું પત્યા પહેલાં બીજા કોઇ પૈસા આપવા બાબતના હુકમનામાવાળાને સદરહુ મિલકતમાંથી અથવા સિલક રકમમાંથી કાંઈપણ મળવાનો હકક નથી, અને કાંઇ બાકી રહી હોય તો તે હુકમનામાના દેણદારને, અથવા કોર્ટ ફરમાવે તે બીજા શખસને આપવી,

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૨૪ અ.

**૧૦.** આ પરિશિષ્ટના ઠરાવ પ્રમાણે કલેકટર કોઇ મિલકત વેચે ત્યારે, તેણે સદરહુ મિલકતના પોતાને યોગ્ય લાગે તેવા એક અથવા વધારે લાટ ( ભાગ ) કરીને તે જાહેર લિલામ કરીને વેચવી, તથા તેને— વેચાણ કેવી રીતે ચલાવવું.

(અ) દર એક લાટ જેથી ઓછી કિંમતે વેચવો નહિ તેવી વાજબી કિંમત ઠરાવવાનો;

(બ) મિલકતની વાજબી કિંમત મેળવવા સારૂ જ્યારે વેચાણ મુલતવી રાખવાની તેને જરૂર જણાય ત્યારે તે મુલતવી રાખવાનાં પોતાનાં કારણ દફતરમાં લખી મુકીને તે વેચાણ યોગ્ય મુદતસુધી મુલતવી રાખવાનો;

(ક) વેચવા કાઢેલી મિલકત ખરીદ કરી લઇ પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે તે જાહેર લીલામથી અથવા ખાનગી કરારથી ફરીને વેચવાનો,

અખત્યાર છે.

સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૨૫.

**૧૧** (૧) હુકમનામાના દેણુદારની સ્થાવર મિલકતના અથવા તેના કાંઈપણ ભાગના સંબંધમાં પારેગ્રાફ ૧ થી ૧૦ ઉપરથી કલેકટરને મળેલો અધિકાર તે ચલાવી શકે ત્યાંસુધી અથવા તેમાં કહેલાં કામ તે બજાવી શકે ત્યાં સુધી, કલેકટરની લખેલી પરવાનગી શિવાય, સદરહુ મિલકત અથવા તેનો કાંઈ ભાગ ગીરો મુકવાને અથવા તેની ઉપર બોજો નાખવાને અથવા તે પટે આપવાને અથવા બીજાને આપવાને હુકમનામાના દેણુદારને અથવા તેના હક સંબંધવાળા વારસ વકીલને અધિકાર નથી; તેમજ સદરહુ મિલકત ઉપર અથવા તેના કાંઈ ઉપર પૈસા આપવા બાબતના હુકમનામાની બજાવણીમાં કોર્ટે પ્રોસેસ કાઢવી નહિ.

હુકમનામાના દેણુદારે અથવા તેના વારસ વકીલે બીજાને આપવાની અને હુકમનામાવાળાએ ઈલાજ ચલાવવાની મનાઈ.

(૨) ઉપર કહેલી મુદતમાં, જે હુકમનામાની ભરપાઈ કરવાની તજવીજ પારેગ્રાફ ૭ પ્રમાણે કલેકટરે કરી હોય એવા કોઈ હુકમનામાની બાબતમાં હુકમનામા દેણુદાર ઉપર અથવા તેની મિલકત ઉપર કોઈપણ દિવાની કોર્ટે કાંઈપણ બજાવણીની પ્રોસેસ કાઢવી નહિ.

(૩) આ પારેગ્રાફના ઠરાવથી બાધ થતો હોય એવાં જે હુકમનામાંની બજાવણીને (કાયદાની) જે મુદત લાગુ હશે તે મુદત ગણતી વખતે સદરહુ ઠરાવને લીધે જે ઈલાજ થોડી મુદતસુધી હુકમનામાવાળાથી ચલાવી શકાશે નહીં તે ઈલાજના સંબંધમાં ઉપર કહેલી મુદત બાદ કરવી.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૨૫ અ.**

**ટીકા**—જુઓ કેશવલાલ બેચર વી. પીતાંબરદાસ ત્રીભોવનદાસ ૧૫ મું. ૨૬૧; અને ગંગાપ્રસાદ વી. ગંગાબક્ષસીંગ (૧૯૦૭) ૨૯ અ. ૪૧૫.

**૧૨**. જે મિલકતનું વેચાણ કરવા વિશે હુકમ થયો હોય તે મિલકત એક કરતાં વધારે ડિસ્ટ્રિકટમાં હોય ત્યારે, પારેગ્રાફ ૧ થી ૧૦ માં કલેકટરને આપેલા અધિકાર તથા સોંપેલાં કામ, સ્થાનિક સરકાર સામાન્ય નિયમ કરીને અથવા વિશેષ હુકમ કરીને વખતે વખતે ફરમાવે તે પ્રમાણે સદરહુ ડિસ્ટ્રિકટનાં કલેકટરોપૈકી એક કલેકટરે ચલાવવાં અને બજાવવાં.

મિલકત જુદાં જુદાં ડિસ્ટ્રિકટોમાં હોય ત્યારે તે બાબત ઠરાવ.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ના ક. ૩૨૫ બ.**

**૧૩** પક્ષકાર તથા શાહેદોને હાજર થવાની તથા દસ્તાવેજ રજુ કરવાની ફરજ પાડવાનો જે અધિકાર દિવાની કોર્ટને છે તે, પારેગ્રાફ ૧ થી ૧૦ માં આપેલો અધિકાર ચલાવતી વખતે કલેકટરને છે.

પક્ષકાર તથા શાહેદોને હાજર થવાની તથા દસ્તાવેજ હાજર કરવાની ફરજ પાડવાનો કલેકટરનો અધિકાર.

**સને ૧૮૮૨ ના એકટ ૧૪ ની ક. ૩૨૫ ક.**

# પરિશિષ્ટ ચોથું.

( કલમ ૧૫૫ જુઓ. )

## સુધારેલા કાયદા.

| ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|
| વરસ. | નંબર. | ટુંકુંનામ. | સુધારો. |
| ૧૮૭૦ | ૭ | સન ૧૮૭૦ નો કોર્ટની ફીનો આકટ. | પરિશિષ્ટ ૧, આર્ટિકલ ૧ માં, "ફરિયાદીની અરજી," આ શબ્દ પછી, "વાળી લેવાનો હક અથવા સામો દાવો જેમાં કર્યો હોય તેવી લેખી કેફીયત" આ શબ્દોને અને "આકટ" શબ્દ પછી "અથવા સામી હરકતનું" એ શબ્દો દાખલ કરવા.<br><br>પરિશિષ્ટ ૨ ના આર્ટિકલ ૧૧ માંથી "ફરિયાદીની અરજી નામંજુર કરવાના હુકમ ઉપરથી અથવા" એ શબ્દો કહાડી નાખવા.<br><br>પરિશિષ્ટ ૨ ના ૧ લા આસનમાં આર્ટિકલ ૧૯ બાબત જે નોંધ છે તેને બદલે હેઠળની નોંધ દાખલ કરવી, એટલે—<br><br>"સને ૧૯૦૮ ના દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની રૂયે કોર્ટના અભિપ્રાય સારૂ જેમાં તકરાર લખી હોય એવો લેખી કરાર." |

# પરિશિષ્ટ પાંચમું.

( કલમ ૧૫૬ જુઓ )

## રદ કરેલા કાયદા.

| ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|
| વરસ. | નંબર. | વિષય અથવા ટુંકું નામ. | કેટલો રદ કર્યો તે. |
| | | **ગવર્નર જનરલ ઈન કોંસિલના આકટ.** | |
| ૧૮૭૦ | ૭ | સન ૧૮૭૦ નો કોર્ટની ફીનો આકટ. | ૧૬ મી કલમ અને પરિશિષ્ટ ૨ જાનો આર્ટીકલ ૧૫ મો. |
| ૧૮૮૨ | ૪ | સન ૧૮૮૨ નો મિલકત તબદીલ કરી આપવા બાબતનો આકટ | કલમો ૮૫ થી ૯૦ (બન્નેસુદ્ધાં), ૯૨ થી ૯૪ (બન્નેસુદ્ધાં), ૯૬, ૯૭, ૯૯, અને ૧૦૦ મી કલમ માંહેના " તથા ગીરો રાખનારે મિલકતના વેચાણ સારૂ ફરિયાદ કરવા સંબંધી આ આકટમાં પાછળ કહેલા સઘળા ઠરાવ " આ શબ્દો. |
| ,, | ૧૪ | દિવાની કામ ચલાવવાની રીતબાબતનો કાયદો. | આખો આકટ. |
| ,, | ૧૫ | સન ૧૮૮૨ નો પ્રેસીડેન્સી સ્માલકાઝ કોર્ટનો આકટ. | ૩ જી કલમનો છેલ્લો પારેગ્રાફ. |
| ૧૮૮૮ | ૬ | સન ૧૮૮૮ નો દેણદારનો આકટ. | કલમો ૨ થી ૮. |
| ,, | ૭ | દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો સુધારવા બાબતનો સન ૧૮૮૮ નો આકટ. | કલમ ૧, કલમ ૬૫, તથા કલમ ૬૬, પેટા કલમ (૧) (૩) તથા (૪) શિવાય, રદ કરેલો ન હોય તેટલો |
| ,, | ૧૦ | પ્રેસીડેન્સી સ્મૉલકૉઝ કોર્ટ આકટ સુધારવા બાબતનો સન ૧૮૮૮ નો આકટ. | રદ કરેલો ન હોય તેટલો. |
| ૧૮૯૦ | ૮ | સન ૧૮૯૦ નો વાલી અને વાડ બાબતનો આકટ. | કલમ ૫૩. |
| ૧૮૯૧ | ૧૨ | સન ૧૮૯૧ નો કાયદા રદ કરવા બાબત તથા સુધારવા બાબતનો આકટ. | સન ૧૮૮૨ ના ૧૪ મા આકટ તથા સન ૧૮૮૮ ના ૭ મા આકટ સંબંધમાં છે તેટલો. |
| ૧૮૯૨ | ૬ | હિંદુસ્તાનનો મુદત બાબતનો આકટ તથા દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો સુધારવા બાબતનો સન ૧૮૯૨ નો આકટ | નામ તથા ઉદ્દેશમાંના " તથા સિવિલ પ્રોસિજર કોડ " આ શબ્દો અને કલમો ૨, ૩ અને ૪. |
| ૧૮૯૪ | ૫ | દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો સુધારવાનો સન ૧૮૯૪ નો આકટ. | આખો આકટ. |
| ૧૮૯૫ | ૭ | ( મુંબઇ ઇલાકાને લાગુ નથી ). | |
| ,, | ૧૩ | દિવાની કામ ચલાવવાની રીતબાબતનો કાયદો સુધારવા બાબતનો સન ૧૮૯૫ નો આકટ. | આખો આકટ. |
| ૧૯૦૦ | ૬ | ( મુંબઇ ઇલાકાને લાગુ નથી ). | |

(True translation.)

SYED SHAMSUDDIN KADRI,
Oriental Translator to Government.